

: સંપાદક :

ઈશ્વરલાલ મોહનલાલ દવે

વર્ષ છઠ્ઠું : અંક બીજો

ફેબ્રુઆરી ૧૯૩૭



* વર્ષ છઠ્ઠું * * ફેબ્રુઆરી ૧૯૩૭ * * અંક બીજો *




માહિતીઓનો ભંડાર હોવો કે તાર્કિક કુશળતા હોવી એ ભલેને 'બુદ્ધિ' ન કહેવાય પણ એ વિના ચાલે ખરૂં? એ વિના પાંગળા ન બની જવાય? એકલી કુશાગ્ર બુદ્ધિ શું કરી શકે? માહિતીઓનો ભંડાર એ તો બુદ્ધિએ વાપરવાનો ખજાનો છે અને તાર્કિક કુશળતા એ બુદ્ધિના શસ્ત્રાસ્ત્ર છે. એ બધું સાથે હોય તો જ શોભે ને જરૂર પડયે પ્રતિપક્ષીને વશ કરવાના કે મહાત કરવાના ઉપયોગમાં આવે.

બુદ્ધિ ભલેને શ્રદ્ધા કરતાં હીણી વસ્તુ હોય પણ એ આંખની કીકી જેવી નથી? એ વિના ડગલું પણ ભરી શકાય? અને શ્રદ્ધા ભલેને કોઇ ભેદભર્યું તત્ત્વ લાગતું હોય પણ એ વિના આપણા કાર્ય વિષે ને એના ભાવી વિષે અચલ વિશ્વાસ રાખી શકાય? મને તો થાય છે કે બુદ્ધિ વિના એક પગલું પણ ન ભરી શકાય અને શ્રદ્ધા વિના થોડુંક ચાલતાં જ થાક લાગે. એ બંનેમાંથી કોઇની અવગણના કર્યે ન ચાલે.

શ્રી.

# પ્રેરક અતીત

પૂજાલાલ

: વસંતતિલકા :

જે સ્વર્ણ ભાવિ ગમ પ્રેરત વર્તમાન
તે ભવ્ય ભૂતની શું ફોગટ કલ્પનાઓ?
રોમાંચકારી ગત ગૌરવનાં સુગાન
ગાવાં ગણાય કંઈ પાગલ-જલ્પનાઓ?

પૃથ્વી અને પરમ ધામ પરાક્રમોએ
જે પૂર્વના પુરુષ હાથ કરી ગયેલા
શું તે પ્રભાતસ્મરણીય સદૈવ ન્હોયે?
ના કોણ ધન્ય સ્મૃતિએ ગરવા થયેલા?

આશાળ અદ્યતન! ઉજ્જવળ ભાવિપંથે
તું વાધ વેગભર રૂઢ થઈ વિમાને;
લે કિંતુ મંત્ર અપનાવી અતીતગ્રંથે
અંકાયેલા અમર અક્ષર પાન પાને.

છે ભૂત, અદ્યતન, ભાવિ ભર્યા પ્રવાહે
જાતો મહાનદ વહી અમૃતાબ્ધિગાહે.



# નીંદર મોરી

ઇન્દુલાલ ગાંધી

કલ્પના, કયાં મને જાય છે દોરી?
ઊડી ગઇ હવે નીંદર મોરી!

ઇન્દ્રધનુતણા રંગ દેખી દેખી પાંપણો કરતી નૃત્ય,
સંધ્યાની કેસરવેલને હીંચકે એજ હીંચકતું સત્યઃ

નથી જોવા એવા રંગ બીલોરી
ઊડી ગઈ હવે નીંદર મોરી?

વિરાટ કેરી હથેળીએ ચાંદની આસન માંડતી રોજ,
રજનીઅંકમાં રમવા આવતી તારલિયા તણી ફોજ :

તારાઓને નથી લાવવા ચોરી
ઊડી ગઇ હવે નીંદર મોરી!

ડાળીએ ડાળીએ બાંધી રહી પેલી કોયલ ગીતના માળા,
કાનમાં આવી આવી અથડાતા આલાપ એજ રૂપાળા :

કંઠ-કિતાબને રાખજે કોરી
ઊડી ગઇ હવે નીંદર મોરી!

ફૂલમાં સુંદરતા નથી શોધવી સંઘરું કેમ સુગંધ?
ઝાડવે, ઝાડવે છો ભટકાતી ભાન વિનાની વસંત :

વસંતડી! નહિ આવજે ઓરી
ઊડી ગઇ હવે નીંદર મોરી!

# માશીબા[1]

મોહિનીચંદ્ર

: છન્દવેય :

શશીની જ્યોત્સ્નાની અધરમધ ધારા વરસતી,
હતી તેવી તારી રજતવરણી વાણી વહતી;

અમારી કુંજોમાં,
ગુલોની ખુશ્બોમાં, હ્રદયદલમાં, ચિત્તખીણમાં,
સિંચી તેજે સ્હેજે, ઝગમગઝગાવી સ્વસ્મિતમાં
મુકે, સન્ધાને એ, નવજીવન અંકૂર ફૂટતા,
અમોને હૈયે ત્યાં રસસભર રોમાંચ ઉઠતા;

અમારી સૃષ્ટિમાં,
અને સૌ દૃષ્ટિમાં, વદન તુજનું જ્યાં લસબસ્યું,
મહા ઉલ્લાસે ત્યાં અણુ અણુ બધુંયે હસી ઉઠયું;

અમારી આ નાની મધુતમ કલા મીટ ભરતી
તુંથી, ને મારાં સૌ સુખવિકિરતાં એહ પરથી;

કલા માશીબાના શબ્દ પ્રિયથી ગેલ કરતી
તને હંમેશાં, ને બની રહી તું એની સુપગથી;

આજે તારી રૂપેરી અવિરત સરતી વાક્ધારા શમી શું?
સોનેરી મૌન માંહી વદન કમળને અંગવેલી નમી શું!
મૃત્યુના મંડપે શું!

ભલે ને; કિંતુ તેં અમ હ્રદમમાંહી સ્વનયને
પ્રતિબીજો બોયાં, અફળ નહિ થૈ એ કથળશે,
કંઇ જન્માંતે એ તરૂ બની ફળો-છાંય ધરશે,
તપ્યાંને, ભૂખ્યાંને, જગતરણના કો પથિકને.

1 નાની પુત્રી કલાવતી (કલા) અને તેનાં માશીબા (પાડોશમાં રહેનાર સ્વ. શ્રી. નર્મદાબહેન) ના ગાઢ સ્નેહને અંગે, શ્રી, નર્મદા બહેનના થએલા અચાનક મૃત્યુ પ્રસંગે, તેમના તરફ ઠલવાયેલી કાવ્યમય અંજલિ.

# જીવનપ્રતિમા

"અનિલ"

રાત્રિનો વેગ ત્વરિત ગતિએ વધતો હતો. આકાશ નિરભ્ર હતું. ચંદ્રનો રૂપેરી પ્રકાશ ધરતી પર પથરાતો હતો. અને તારકો પણ તટસ્થપણે ગંભીરતા જાળવી પોતાનું શાંત તેજ ફેલાવી રહ્યા હતા. વાતાવરણમાં મૌન વ્યાપી ગયું હતું. માત્ર ક્વચિત્ શીતલ પવનથી ઝાડ પરના પાંદડાં સૃષ્ટિની જાગૃતિના પ્રતિનિધિ બની ફફડી ઉઠતાં હતાં.

આ સમયે એક જીર્ણ મકાનમાંથી એકધારો અવાજ આવ્યાં કરતો હતો. રાત્રિનું સામ્રાજ્ય ધસારાબંધ વધવા લાગ્યું. અને પેલો અવાજ તો નિયમિત આવતો હતો. –ટક–ટક–ટક. મકાનમાં કોઇ ઘેલો પુરૂષ રહેતો હતો કે શું? નહિ તો મધ્ય રાત્રિએ નિરર્થક અવાજ કરવાથી તેને શો ફાયદો? ત્યારે શું એ ધંધાદારી માણસ હતો? ના. તે શિલ્પી હતો. તે પત્થરમાંથી પ્રતિમા રચનાર હતો; અત્યારે પણ એ પોતાના કામમાં નિમગ્ન થઇ ગયો હતો કોઇનોય અવાજ સાંભળવાની જાણે તેને ફુરસદ ન હોય તેમ, જાણે દુનિયાની કોઇ પણ પાર્થિવ વસ્તુ પોતાના કામમાંથી તેને અટકાવી શકશે નહિ એવા આત્મ-વિશ્વાસ સાથે હાથમાં ટાંકણું લઇ તેના ઉપર પોતાની હથોડી ચલાવી રહ્યો હતો.–ટક–ટક–ટક.

અને વાતાવરણમાં તેનો પડઘો પડયો. શિલ્પીની સામે જ એક લાવણ્યવતી યુવતીની તસવીર હતી એ તસવીર પરથી પોતાના શિલ્પમાં ભાવશ્રેણી પૂરી રહ્યો હતો.

પરંતુ તસવીર પરથી આબેહુબ ભાવો પ્રતિમામાં મૂર્તિમંત કરવા માટે અપૂર્વ કલાવિધાનની આવશ્યકતા જોઇએ. એ પ્રકારનું કલાવિધાન યોજવા એ સમર્થ હતો કે નહિ એ ખબર નથી, પરંતુ એટલું તો ખરૂં કે તેણે કલાની સાધનામાં જગતની નજરે પડતા ભેખના કરતાંય અમૂલ્ય આહુતિ અર્પણ કરી હતી. જગતના કલાકારોમાં મુગુટમણી થવાની હોંસમાં તેણે શું શું કરી નાખ્યું હતું? ..

તેને પોતાની શકિતઓનો બરાબર ખ્યાલ ન હતો. તે વેળાએ એક અજાણી છોકરીએ તેના જીવનમાં સમભાવ કેળવ્યો હતો. એ

છોકરીનું નામ રોહિણી હતું. તે જો કે હતી શ્રીમંત પિતાની પુત્રી, પરંતુ તેનામાં ધનમદ જરા યે ન હતો. તે હતી લાવણ્યમયી, પણ તેને પોતાના રૂપનું જરા સરખું પણ ગુમાન ન હતું. દેવને કાજે મંદિરમાં પૂજાનાં ફૂલ લઇ જતી વેળાએ તે ઘણીવાર શિલ્પીની નાનકડી ઓરડીએ આવી ઉભી રહેતી. જાત જાતનાં કલાની છોળ ઉડાડતાં અનુપમ શિલ્પનું સંગ્રહ-સ્થાન એ એકીટસે નિહાળી રહેતી. પોતાની કલાનું સ્થિર દ્રષ્ટિએ આસ્વાદન કરતી બાલિકાને રોહિત ઓળખતો થયો હતો, પણ તેને વાત કરવાની ભાગ્યે જ ઇચ્છા થતી. પરંતુ એક દિવસ પોતાને લાગેલી પિપાસા સંતોષવા એ કામ પરથી ઉઠ્યો ત્યારે તેણે રોહિણીને પોતાની નજીકમાં ઉભેલી જોઇ. રોહિતને પહેલી જ વાર લાગ્યું કે રોહિણી અપૂર્વ વદન ધરાવતી સ્વરૂપવાન બાલિકા છે. તેણે ઉભી રહેલી છોકરીને નીચે બેસવાની સંજ્ઞા કરી, રોહિણી પ્રથમ તો સંકોચ પામી. પણ પેલી સંજ્ઞા જાણે તેને આદેશ કરી રહી હોય તેમ તેને એ અનુસરી.

'આવી સરસ કૃતિઓ તમે બનાવી શકો છો ?' રોહિણીએ પહેલી જ વાર ઉચ્ચારણ કર્યું.

'એમ ? તમને એ બધી ગમી ?'

'હાસ્તો, સુંદર વસ્તુ કોને પ્રિય ન લાગે ?'

શિલ્પીએ હાસ્ય કર્યું. તેના હાસ્યમાં અવિશ્વાસ અને નિરાશા જણાયાં.

'તમને કદાચ ખબર હશે કે આ પહેલી તારીખે શિલ્પકલાપ્રદર્શન ભરાવાનું છે.'

શિલ્પી બાલિકાના કથનમાં રહેલો આશય સમજ્યો. અને એણે જવાબ આપ્યો. 'હા. પણ મારાથી એ બની શકે એમ નથી. મારાથી એ કદાપી બનવાનું નથી.'

ત્યારે શું તમે પ્રદર્શનમાં તમારી પ્રતિમા નહિ મોકલો ?'

'ના.' કહી શિલ્પીએ દીર્ઘ નિશ્વાસ મૂકયો.

'શા માટે ? તમને તમારી પ્રસિદ્ધિનો મોહ જરાયે નથી ?'

'પ્રસિદ્ધિ ? પ્રસિદ્ધિનો આધાર તો કલા ઉપર છે.'

'એટલે તમારી પાસે કોઇ કલામંડિત કૃતિ છે જ નહિ ?'

'ખરી વાત કહું ? મને કોઇ યોગ્ય પ્રતીક મળી આવતું નથી.'

'પ્રતીક ! તમને પ્રતીક ન મળે એ તો નવાઇ ! કહે છે ને કે કલાકારો પ્રકૃતિમાંથી પોતાનું સર્જન ઘડે છે !'

'એ વાત ખરી. પણ આવી જાતના કલા-વિધાન માટે કોઇ ચોક્કસ પ્રતીક જરૂરી છે. એ વગર રેખાઓ અને ભાવ ધાર્યા પ્રમાણે ઉતારી શકાય નહિ'

'તમે એની કંઇ તપાસ કરી નથી ?'

'કરી તો છે...પણ...'

શિલ્પીએ જરા ગળું સાફ કરી આગળ ચલાવ્યું, '...પણ મળી આવતું નથી એ પિડા છે ને !'

'તમારે કેવી જાતનું પ્રતીક જોઇએ ?' રોહિણીએ પૂછ્યું.

રોહિત રોહિણીને અનિમિષ નેત્રે જોઇ રહ્યો. રોહિણીના હાથમાં વિકસિત ગુલાબનાં પુષ્પો હતાં. વાત કરતાં એ વારે વારે ઉછાળતી હતી અને અચાનક રોહિતની આંખ નવા તેજે ચમકી ઉઠી. જાણે તે ગાંડો બની ગયો હોય તેમ બબડયો, 'ફૂલબાળા ! ફૂલબાળા !' અને પછી ઉમેર્યું, 'મહેરબાની કરી થોડો વખત તમે આમ જ બેસી રહેજો !' અને રોહિણીએ સંમતિ દર્શાવી. રોહિણી કેટલીય વખત સુધી શિલ્પીને ત્યાં બેસી રહી. તે ઘેર જવા ઉઠી ત્યારે શિલ્પીએ પૂછ્યું.

'ત્યારે હવે કાલે આવશો ને ?'

'હા, હા, જરૂર. તમારી કૃતિ પ્રદર્શનમાં પ્રથમ જ આવવી જોઇએ. હો !'

અને શિલ્પીએ જીવનમાં પહેલી જ વાર સુખી હાસ્ય કર્યું.

* * *

બીજે દિવસે રોહિણી સમય થતાં બરોબર રોહિતની ઓરડીએ આવી પહોંચી ત્યારે તેના વદન પર હર્ષની છોળો ઉછળતી હતી. તેનું કલાવાન હૃદય કલાકારના ઉત્કર્ષ કાજે અધીરૂં બની ગયું હતું.

'કેમ આવી ગયાં.' રોહિત એટલું જ બોલ્યો.

'હા. આજે તો ઘેર કહીને જ આવી છું. જરા મોડું થશે તો માલતીબ્હેનને સમજાવી લઇશ.'

'તમારે બ્હેન પણ છે ?'

'હા. એ મારી જોડકી બ્હેન છે. પણ એને આવો શોખ નથી. માલતીબ્હેન સંગીત સારૂં જાણે છે. હું તેને આ કૃતિ સંપૂર્ણ થશે ત્યારે જોવા બોલાવી લાવીશ. હો !'

'સારૂં, સારૂં. મારાં એવડાં ભાગ્ય ક્યાંથી ?'

પછી તે શિલ્પીના સૂચન મુજબ બેઠી. અને શિલ્પી પોતાનું ટાંકણું અને હથોડી લઇ પત્થરમાંથી કલામૂર્તિ ઉપજાવવા લાગ્યો.

આમ કેટલાક દિવસ સુધી રોહિણી નિત્ય-ક્રમ મુજબ પ્રતીક તરીકે બેસવા આવી. પ્રતિમા પૂર્ણ થવાની તયારીમાં જ હતી. પહેલી તારીખ નજીક આવવા લાગી. અને હવે પ્રદર્શનમાં પોતાની કૃતિના મૂલ્યાંકનની ચિંતા રોહિતને થવા લાગી. શું પોતાના જેવા અપ્રસિદ્ધ શિલ્પીની યોગ્ય કદર નહિ થાય ?

ચિંતામાં બેઠેલા રોહિતને એક દિવસ રોહિણીએ પ્રશ્ન કરી જાગૃત કર્યો.

'તમને આવું એકલવાયું જીવન કેમ ગમે છે ?'

'હું એનાથી ટેવાઇ ગયો છું.' રોહિતે જવાબ દીધો.

'પણ એ અવાસ્તવિક નથી લાગતું '

'શા માટે લાગવું જોઇએ ?'

'તમારે પ્રેરણાની જરૂર પડે કે નહિ ?'

'હા. એ સિવાય મનને મુગ્ધ બનાવે એવી કૃતિ ઉદ્‌ભવે જ નહિ.'

'તો મારી એક માગણી કબૂલ રાખશો ?'

'શી ?'

'હું તમારી પ્રેરણાશકિત બનીશ; તમારી જીવનપ્રતિમા બનીશ; મને તમારી સહધર્મ-ચારિણી બનાવો !'

'અરે ! રોહિણી ! આપણો સંબંધ શું આટલી......'

'તમે ભલે તેમ ન માનો. પણ મારો નિશ્ચય અભંગ છે.'

'નહિ, નહિ, રોહિણી ! મારા જીવનમાં હું તને દાખલ કરી શકીશ નહિ.'

'એટલે ? મારી શ્રીમંતાઇ બાબતમાં તમને અવિશ્વાસ ઉપજે છે ! પણ એટલું યાદ રાખજો કે હું ધનની પરવા કરતી નથી. 'સાચા સ્નેહ વગરની સાયબી મારે નથી જોઇતી.'

'આ વાત શક્ય જણાતી નથી ?'

'તમને ડર લાગે છે ? મને સમાજનો જરાયે ડર નથી. આપણે ક્યાંક ચાલી જઇશું પછી શો વાંધો ?'

અને શિલ્પી જીવનમાં પહેલી જ વાર મૂંઝવણુ ભરી સ્થિતિમાં આવી ઉભો રહ્યો.

* * *

તે વરસે રોહિતને પ્રથમ પારિતોષિક મળ્યું. તેની કૃતિની સહુએ પ્રશંસા કરી પણ પોતાની

શ્રેષ્ટ કૃતિની સફળતાનો આનંદ તેને માટે નિર્માયો ન હતો. રોહિણીના સૂચન મુજબ બન્ને અન્ય ગામમાં ચાલી ગયાં હતાં. રોહિણીના પિતાએ પુત્રી ગૂમ થવાની વાત સાંભળી ખૂબ કલ્પાંત કર્યું. સર્વ સ્થળે તપાસ કરવામાં આવ્યા છતાંય રોહિણીનો પત્તો ન લાગ્યો. અનેક જગ્યાએ રોહિણીની ભાળ માટે પત્રો લખવામાં આવ્યા પણ રોહિણી જડી શકી નહિ. અસહ્ય માનસિક ચિંતાઓથી લદાયેલું પિતાનું મન માન-ભાન ખોઈ બેઠું. નવી આવી પડેલી આફતથી વૃદ્ધ શરીર એક દિવસ લથડયું, ને તે પણ સંસારની યાત્રા પૂરી કરી સુદૂરની મુસાફરીએ ચાલી નીકળ્યા.

રોહિણીની બેન માલતીને તેના પિતાએ સારૂં ઘર શોધી આપ્યું હતું. એકજ માતાની બન્ને સમવયસ્ક પુત્રીઓ હોવા છતા તેમના સ્વભાવમાં ભારે ફેર હતો; માલતીનો સ્વભાવ ગર્વિષ્ટ હતો અને એ સ્વભાવને ધનની અનુકુળતાએ પોષ્યો હતો. સમરા તરફથી પણ તેને કોઈ વાતનું દુઃખ ન હતું. જ્યારે જ્યારે એ પિયેરમાં આવતી ત્યારે ઘરની સ્વામિનીની જેમ નોકર ચાકરો પર હકુમત ચલાવતી, પોતાની બ્હેન રોહિણીને પણ ધમકાવતી, રોહિણીએ પોતાની સલાહ માનવી જ જોઈએ એવી તેની માન્યતા હતી પછી એ સલાહ ગમે તે પ્રકારની હોય! પોતે વયમાં મોટી તો નહતી પરંતુ ગૃહિણીપદની બાબતમાં એ રોહિણીથી પોતાને મનમાં મોટી સમજતી હતી. માલતી જ્યારે ધમકાવતી ત્યારે રોહિણી કૈં જ જવાબ આપતી નહિ. કયારેક સામનો કરવા જતી ત્યારે માલતી પોતાની સલાહ નહિ માન્યાથી ભવિષ્યમાં તેને જ ભોગવવું પડશે એવા ભાવના વાકયો સંભળાવી રોહિણીને ડારતી.

માલતીનો પતિ ચંદ્રમોહન પ્રખ્યાત વેપારી હતો. શહેરમાં તેની પેઢીનો વ્યાપાર ધીખતો રહેતો. અનેક નોકરચાકર, રસોઇયા, અને ખુશામતિયાઓથી તેનું ઘર મર્યાદા બહાર ભર્યું ભર્યું લાગતું. રોહિણીના પિતાએ પુત્રીની ભાળ માટે ચંદ્રમોહનને પણ પત્ર લખી જોયો હતો પરંતુ તેના તરફથી તેમને કંઈ વિશેષ માહિતી મળી શકી ન હતી. એટલે ઘણો સમય થઇ ગયેલો હોવાથી રોહિણીના જીવંતપણા માટે પણ સૌને શંકા હતી

આજે ચંદ્રમોહન સિનેમા જોઇ આવ્યો હતો. રાત્રિ વધતી હતી છતાંય તેને આજે નિદ્રા પ્રસન્ન થતી નહતી. સવારે વ્હેલા ઉઠી પોતાની પેઢી ઉપર જવાની તેને ખાસ જરૂર હતી, તેથી માલતીને વ્હેલા ઉઠાડવાનું કહીને તે સૂતો હતો પરંતુ તેનું અસ્વસ્થ મન તેને સુખેથી સૂવા દે તેમ ન હતું. તેને કૈં સમજ પડી નહિ. કેટલીય વખત સુધી એ શૂન્યદશામાં પડી રહ્યો. પણ પછી તો તેનાથી રહેવાયું નહિ.

રાત્રિની નિરવતામાં હથોડાનો એકધારો અવાજ તેને ત્રાસ આપી રહ્યો હતો.

'કયો મૂર્ખ આમ અવાજ કર્યા કરે છે!' ઓચિંતો પથારીમાં બેઠો થઇ ચંદ્રમોહન બોલી ઉઠયો. જાગતી રહેલી માલતીથી હસ્યા સિવાય રહેવાયું નહિ.

'તમને તે આજે થયું છે શું?' તે બોલી

'પણ જોને, આમ અવાજ કરે છે તે!'

'પણ એમાં મને શું પૂછો છો?'

'જોને ડેલામાથી આવે છે નહિ?'

'કોણ જાણે પણે ડેલાની પાસે પડી રહેલી ઓરડીમાં કો'ક રહેવા આવ્યું છે ખરૂં કદાચ એ ખિંટીઓ મારતો હોય તો- કૈં કહેવાય નહિ!'

'પણ આવે વખતે! સવારે ઠોકતાં એને શું થાય છે? કેવા લોક છે? સુખેથી ઉંઘવા પણ દેતા નથી!'

અવાજ નિયમિત ચાલુ હતો–ટક–ટક–ટક..

ચંદ્રમોહનથી આ સહન થઇ શકયું નહિ. તે પોતાના મકાન પરથી ઉતર્યો. અને જ્યાંથી

અવાજ ઉત્પન્ન થતો હતો ત્યાં આવ્યો. તેણે ઓરડીનું બારણું ધકેલ્યું. વાસ્યા સિવાયનું બારણું ઝડપથી ખુલ્લું થઇ ગયું.

તે કયાંય સુધી અંદરનું દશ્ય જોતો ઉભો રહ્યો. તેના કપાળ ઉપર રોષ સૂચવતી કરચલીઓ પડી. તેના નયન પરની કાળી ભમ્મરો સંકુચિત બની ગઇ. તેનું આખું મુખ તંગ બની ગયું. તેની આંખ જાણે અગ્નિ નીકળવાનો હોય તેમ સંધ્યાના રંગનો આવિર્ભાવ કરવા લાગી.

તેની સામે પીઠ ફેરવી કોઇ અર્ધચક્ર જેવો લાગતો યુવક પત્થરને નિરર્થક કોતરી રહેલો તે જોઈ શકયો. ઓરડીનું વિચિત્ર વાતાવરણ અત્યારે તેને અકળાવી રહ્યું હતું. ધારીને જોતાં તેને જણાયું કે તે યુવક છબી પરથી મૂર્તિ ઘડી રહ્યો હતો પણ ઓરડીમાં પથરાયેલી દરિદ્રતાના અવતાર સરખી સામગ્રી તરફ તેનું ધ્યાન ન હતું. એ માત્ર પેલા યુવકને જ જોઇ રહ્યો હતો. રાત્રિને સમયે આવો નિરૂપયોગી કંટાળો સ્હેવાં તેની લગીરે તૈયારી નહોતી. પોતે આટલા વખત સુધી ઉભેલો હોવા છતાંય યુવક તો કામમાં મશગુલ બની ગયો હતો ! આ વખતે ચંદ્રમોહન ચિડાઇ ગયો. ક્રોધની ભયાનક ઝણઝણાટી તેના શરીરમાં પ્રવેશી. તે અચાનક આગળ ધસ્યો અને પેલી છબી ઝડપથી હાથમાં લઇ પત્થર પર પટકી.

'અત્યારે પણ જંપવા દેતો નથી ! મૂર્ખ !'

ચંદ્રમોહન બબડયો; અને પેલા યુવકની મનોદશાનો ખ્યાલ રાખ્યા સિવાય ગુપચુપ પોતાના મકાનમાં જઈ નિરાંતે સૂતો. જડવત્–પ્રતિમાવત્––તે યુવક કેટલીય વાર સુધી બેસી રહ્યો. અને તસ્વીર તૂટયાંનું ભાન આવતાં એ ચમકયો.

'રોહિણી ! રોહિણી !' તે મોટે અવાજે બોલ્યો અને જમીન પર માથું દાળી દઇ . એક નિરાધાર બાલકની જેમ રડયો.

આજે તેનું હૃદય બીજી વખત તૂટયું હતું.

રોહિતનું અસ્વસ્થ મન ચકકર ચકકર ફરવા લાગ્યું. તેની પત્ની રોહિણી તેને મૂકી ચાલી ગઈ હતી. કયાં એ ગઇ હતી, એ તે જાણતો હતો. પણ તે પોતાને મૂકી કેમ ચાલી ગઇ હતી ? કલાની પૂજામાં તો એ દિવાનો હતો અને રોહિણી પણ તેની કલાની સર્વદા પ્રશંસક હતી.

રોહિણીએ કલાકારની સાથે જીવન વ્યતીત કરવાના મનસૂબા ઘડી રાખ્યા હતા. અને તેની અભિલાષા સંતોષે એવો નર તેને મળી ગયો હતો. પરંતુ તેના પરિણીત જીવનમાં તોડ કાઢી શકાય નહિ તેવી પરિસ્થિતિ રચાતી ચાલી. તેને જણાવા લાગ્યું કે કલાકાર રોહિત પોતાના કરતાં પત્થરની પ્રતિમામાં વધુ સૌંદર્ય નિહાળે છે, જીવંત હાસ્ય કરતાં કલાકારને નિર્જીવ મૂર્તિના અબોલપણામાં વધારે રસ મળતો હતો એમ તેની ખાતરી થવા માંડી. .

રોહિણીને ધીમે ધીમે જણાયું કે રોહિત પોતાને ચાહતો નથી. તેણે ખૂબ વિચાર કરવા માંડયો. શું તેણે એવા પુરૂષને સહાય આપવામાં અઘટિત કાર્ય નહોતું કર્યું ? શા માટે ક્ષણિક મોહમાં વિવશ બની જઇ તે રોહિતને પરણી ? તેને પોતાના સગાંસબંધી યાદ અવ્યાં અને પિતાનો વિચાર આવતાં જ તેની બુદ્ધિ બ્હેર મારી ગઇ. તેને કૈં પણ ઉપાય સૂઝયો નહિ, માલતીને ત્યાં જઇ પોતાની ભૂલનું પ્રાયશ્ચિત્ત કરવું એમ તેણે વિચાર્યું. એ વિચારની કલ્પના પણ તેને અસત્ય લાગી. માલતી પોતાની ભૂલ પર હસશે તો ! તે ચોકકસ વિચાર કરી શકી નહિ. તેનું હૃદય વ્યથિત બન્યું હતું. રાત દિવસ આવા વિચારો કરવાથી તેનું મગજ પણ નબળું પડયું હતું ને તેને જોતજોતામાં જ્વર લાગુ પડયો. રોહિતે મૃત્યુશય્યા પર પોતાની પત્ની જોઈ. અને આંખમાં આંસુ આવી ગયાં.

મરતાં મરતાં રોહિણીએ જાણ્યું કે રોહિતનો પ્યાર તો એવોને એવોજ હતો ! અને તેની આંખો સુખમય બેભાનપણામાં મિંચાઈ.

પણ રોહિતના દુઃખનો પાર રહ્યો નાહ. તેણે પોતાનું ટાંકણું અને હથોડી દૂર ફેંકયાં. તે લગભગ ગાંડા જેવો બની ગયો. અંતે એક દિવસ પોતાનો સરસમાન લઇ પેલા ડેલા જોડેની ઓરડીએ રહેવા આવ્યો.

રોહિતે નવું જીવન શરૂ કર્યું હતું. પોતાની મૃત પત્નીનો એક ફોટો જે તેણે પહેલાં પડાવ્યો હતો તેની સામે તે કલાકોના કલાક બેસી જોયા કરતો. જાણે કોઈ અવનવા ભાવની શોધ કરતો હોય તેમ અનિમિષ નયને તે તાકી રહેતો. ક્વચિત્ તેની આંખ પાણીથી છલોછલ ભરાઇ જતી.

પત્નીની તસવીર જોતાં તેને એક વિચાર આવ્યો. શું તે રોહિણીને પોતાના જીવનની પ્રતિમામાં મૂર્ત કરી શકે નહિ ? એ વિચારથી તે પત્નીની તસવીર સામે ગોઠવી પ્રતિમા ઘડવા બેઠો. જીવનની સમગ્ર શક્તિનો વ્યય કરી એ પ્રતિમા બનાવવી જ એવી દૃઢ માન્યતાસહ તે પોતાના ટાંકણા પર હથોડી ચલાવી રહ્યો હતો. પરંતુ તસવીર તે તસવીર ! જીવંતપણાની ભાવના કેવી રીતે સરજાવી શકાય ? છતાંય તેણે પ્રયત્ન શરૂ કર્યો. પરંતુ ચંદ્રમોહનના ઘાતકી કૃત્યે તેને બીજી વેળા હૃદયવ્યથાનો અનુભવ કરાવ્યો. ભાર હૈયે તેણે એ રાત વીતાવી.

સૂતેલી કલ્પનાશક્તિને જાગૃત કરે એવું પ્રભાત ઉઘડયું. એ ખુશનુમા પ્રભાતમાં, સમીરની મંદમંદ લહરીઓમાં અવર્ણનીય આલ્હાદ અનુભવતી કોઈ લાવણ્યવતી આ ઉદ્યાનમાં પુષ્પો ચુંટી રહી હતી.. એ ઉદ્યાન અને તેમાં ઉભેલી આ લલના જાણે બહારની સ્વામિની તે હોય તેમ અપૂર્વ સ્વાસ્થ્યથી એ પોતાના કામમાં ઓતપ્રોત થયેલી હતી.

સવારમાં દિલ બહલાવવા કાજે ફરવા નીકળેલો રોહિત બગીચામાં આને નિહાળી ચમકયો. તે વધુ પાસે આવ્યો, ને એકદમ ઊર્મિના આવેગમાં બોલી ઉઠયો. ' રોહિણી ! રોહિણી ! '

યુવતીએ એ ઘેલા માનવી તરફ જોયું અને પછી હસી. ' એ જ એ જ ! રોહિણી ! બરાબર એવું જ મધુર હાસ્ય ! ' બબડતો બબડતો રોહિત સુંદરીની નિકટમાં આવ્યો.

' કોને શોધે છે ? '

' તું રોહિણી...'

' ના, પણ એની બ્હેન છું. કેમ ? '

' તારૂં નામ રોહિણી જ છે. તું રોહિણી જ છું. કેમ ? '

' ગાંડો ! ' તે મનમાં બોલી, અને રોહિતને કહ્યું, ' હું તો એની બ્હેન માલતી છું. રોહિણી તો બિચારી કયારની ય આ દુનિયામાંથી ચાલી ગઇ.' આ શબ્દો બોલતાં યુવતીના અવાજમાં કંપ ઉત્પન્ન થયો. રોહિતે નિરાશામાં પોતાનું મસ્તક બે હાથમાં છૂપાવી દીધું.

' તું રોહિણીને કયાંથી ઓળખે ? ' માલતીએ પૂછયું.

' ગઇ ! સાચે જ એ ચાલી ગઇ ! '

' હા, ભાઇ હા ! તારૂં નામ શું ? '

' રોહિત ' અવાજમાં એટલી દયામયતા હતી કે તે સાંભળી માલતીનું હૃદય અનુકંપાથી આર્દ્ર બન્યું.

' કોણ ! તું પેલો શિલ્પી તો નહિ ? '

' હા. '

' તમને પ્રથમ પારિતોષિક મળ્યું હતું. નહિ ? '

' ના મને તેની ખબર નથી.' રોહિતે જવાબ આપ્યો.

'હા. હા, હું તે જાણું છું. તમે "ફૂલબાળા" ની કૃતિ પ્રદર્શનમાં મુકી હતી ને.?'

'હશે, પણ તેનું શું થયું ?'

'મેં કહ્યું નહિ ?—તમને પહેલું ઇનામ મળ્યું હતું.'

'એમ ?' શિલ્પી અજાયબ થયો.

'હા. મને પહેલેથી જ વહેમ હતો. મેં એ કૃતિ પ્રદર્શનમાં જોઇ અને મને રોહિણીના મુખસામ્યનો આભાસ થયો. તમે રોહિણીને ક્યાંથી ઓળખો ?'

'બ્હેન ! એ મારી પત્ની હતી. એનાં માત-પિતાની રજા સિવાય એ મારી સાથે ચાલી આવી હતી.'

'એમ !' માલતી ચમકી ગઇ. 'એ ક્યાં છે ? ક્યાં ગઇ ?' માલતીએ આતુરતાથી પૂછ્યું.

શિલ્પીએ ખિન્ન વદને આકાશ તરફ આંગળી ચીંધી. માલતી સમજી ગઇ. શિલ્પીના મુખ પર વ્યાપેલો વેદનાની છાયા રોહિણીના મૃત્યુ કરતાં યે એને વધુ કરુણ લાગી. એ વિચારતી હતી ત્યાં જ શિલ્પીએ પૂછ્યું:

'તમે....તમે બેન, કોણ છો ?'

'તમે મને ન ઓળખી ?' માલતી એ દયાર્દ્ર સ્વરે કહ્યું.

શિલ્પી આંખ ખેંચીને જોવા લાગ્યો. 'હું સમજ્યો.' એનું મન સ્વસ્થ થવા લાગ્યું.

'તમે આંહિં રહો છો ?' માલતીએ પૂછ્યું

'પેલી ઓરડીમાં' કહી તેણે પોતાની ઓરડી બતાવી.

'એના કરતાં આપણે ત્યાં રહેતા હો તો !'

શિલ્પીએ કૈં જવાબ આપ્યો નહિ.

અચાનક માલતીને યાદ આવ્યું કે પોતાનો પતિ તે રાત્રે આ નિરાધાર કલાકારની જ તસવીર તોડીને આવ્યો હશે ! તેને રોહિતની સ્થિતિ પર અનુકંપા ઉપજી. ગમે તેમ પણ એ રોહિણીનો પતિ હતો. પોતે શ્રીમંતાઇના વૈભવમાં ગરીબની દુનિયા ન નિહાળવા બદલ પશ્ચાતાપ કરવા લાગી. રોહિતને એ કઇ રીતે ઉપયોગી નિવડે એમ હતી ?

'તમારે કૈં આવક તો હશે જ.'

શિલ્પીએ ફિક્કું હાસ્ય કર્યું.

'મૂર્તિઓ વેચવામાં ગુજરાન ચાલી શકે છે ?' માલતીએ ફરીથી પૂછ્યું.

'એ વાત કરવામાં કૈં સાર જ નથી.'

'હાલમાં કોઇ મૂર્તિ બનાવો છો ?'

'હા. તમે કેવી રીતે જાણ્યું ?'

'હું કેમ નહિ જાણું ? પણ ભાઇ તમને ખબર નથી કે તે રાત્રે તમારી તસવીર કોણે તોડી નાખી હતી ?'

'ના. એ કોણ હતું ?'

'એ મારા પતિ હતા......!' જાણે બેહદ શરમ અનુભવતી હોય તેમ માલતી બોલી. અને પછી તરત ઉમેર્યું 'પણ હું તમને મદદ કરીશ હો ! તમારે જે કૈં જોઇતું હોય તે માગજો ?'

'તમારો ઉપકાર' રોહિતે જવાબ આપ્યો.

'અરે એ શું બોલ્યા ? એમાં ઉપકાર શાનો ? જરૂર માગજો ! હો !'

અને માથું હલાવી રોહિત ખિન્નહૃદયે ચાલ્યો ગયો.

* * *

રોહિણીનું અવસાન શિલ્પીના હૃદયમાં અકથ્ય વેદના ઉપજાવી રહ્યું હતું. પોતાની કલા ખાતર રોહિણીએ કેવો જ્વલંત ભોગ આપ્યો હતો ! અને પોતે રોહિણીના અંતરને સમજી શક્યો નહિ ! રોહિણી સિવાય જીવન-રથની ગતિ કેમ ચાલશે ? તે દિવસે રોહિણીએ પ્રેરણાની વાત કરી હતી રોહિતને એ વાત યાદ આવી. પ્રેરણામૂર્તિ વિના કલા સાધ્ય કરી શકાય

ખરી ? અને તેમ ન બને તો કલાકૃમાં ભાવનાના રંગો ક્યાંથી પુરી શકાય ? કેટલાક દિવસથી એ ' જીવનપ્રતિમા ' નામની મૂર્તિ બનાવવા માટે પ્રયત્ન કરી રહ્યો હતો. પરંતુ એ પ્રતિમા તૈયાર કરવામાં તેને કંઈક ન્યૂનતા જણાતી હતી. એ ઉણપ કેવી રીતે પૂર્ણ કરી શકે ? રોહિતને માલતીએ દીધેલું વચન અચાનક યાદ આવ્યું. તેથી રોહિત માલતીને ત્યાં ગયો.

એ વખતે માલતી હિંચકા ઉપર બેસી હળવે હળવે ઝોલા ખાતી હતી. તેનો દેહ ભરાવદાર જણાતો હતો. તથા તેના વદન પર સૌંદર્યની ઝલક રહેલી હોય એવો શિલ્પીને ભાસ થયો. માલતીએ સુઘડતાથી વસ્ત્ર પરિધાન કર્યાં હતાં, ને તેમાંય તેની આસમાની રંગની સાડી તેની ખૂબસૂરતીમાં ઓર વધારો કરી રહી હતી. રોહિત આવ્યો જાણી માલતીએ હિંચકો થોભાવ્યો.

' હું તમારી પાસે એક યાચના કરવા આવ્યો છું.'

' શી ? '

' હું " જીવનપ્રતિમા " નું શિલ્પ તૈયાર કરવાનો છું એ તો તમે જાણો છો ને ? '

' હા. '

' એ શિલ્પમાં તમે સહકાર ન આપો ? '

'ખુશીથી તમે કહો તેવી રીતે, કે પૈસા...'

' ના, ના, ના. મારે તેની જરૂર નથી. માત્ર શિલ્પ કેમ ઉતારવું તેનો વિચાર મેં કરી જોયો.'

' પછી શું નક્કી કર્યું ? '

'કહું ? પ્રતીક તરીકે તમે આબેહૂબ–એમ –આવી રહેશો. માટે તમે જો એ સ્થાન શોભા...'

' સારું. સારું. હું આવીશ હો. '

અને રોહિતના આનંદની સીમા ન રહી.

*  *  *

તે દિવસથી માલતી દરરોજ શિલ્પીને ત્યાં જવા લાગી કામ સમાપ્ત થવા છતાંય એ ત્યાંથી ઉઠે નહિ. તે વિવિધ પ્રકારની વાતો કરવા લાગે. રોહિણીના મૃત્યુ વિષે એણે ધીમે ધીમે જાણી લીધું. એ વાતે એના મનમાં શિલ્પી વિષે આદરયુક્ત અનુકંપા જગાવી.

માલતી કલાની શોખીન હતી. તેણે અહુ રસ લેવા માંડ્યો હતો. અને ખરેખર ! એ પ્રતિમા રોહિતની કલાને પરાકાષ્ઠાએ પહોંચાડી રહી હતી

' પ્રતિમા તૈયાર થવાની અણી પર હતી. બધું જ તૈયાર થઈ ગયું હતું. બે આંખો જ બાકી રહી હતી. અને...અને એ આંખોમાં તો રોહિતને રોહિણીની આંખની અદ્ભુત ચમક મૂકવાની હતી. માલતીએ રજા લેવા માંડી ત્યારે રોહિતે કહ્યું. '

' કાલનો દિવસ જ છે. પછી કે કામ નહિ રહે ? ' માલતી મુખ પર હાસ્ય પાથરી ચાલી ગઈ. તે ઘેર આવી ત્યારે તેનો પતિ ચંદ્રમોહન આરામખુરશીમાં સૂતો સૂતો સિગારેટ ફૂંકી રહ્યો હતો. માલતી પોતાના પતિની પાસે આવી ઉભી રહી.

' માલતી ! '

હંમેશથી જુદો અવાજ સાંભળી માલતી ચમકી.

'પેલા ભિખારી કરતાં બીજો કોઈ સારો...'

' અરે ! અરે ! તમે શું બોલો છો ? એ ભિખારી નથી...... ? '

' ચૂપ કર ! સ્ત્રીના ઢોંગથી હું છેતરાતો નથી. '

' પણ તમને આવો નિરર્થક વહેમ—'

'—વહેમ ! હું કે જાણતો જ નથી, એમ ? મોટી પતિવ્રતા ! દરરોજ બપોરે......' માલતીનું હૈયું જાણે પતિના એક એક બોલથી–કુઠારાઘાતેથી કુમળી લતા છૂંદાય તેમ–કચરાતું હતું.

તેની કાળી ચમકતી આંખમાં અશ્રુબિંદુ ઉભરાઈ આવ્યાં. વ્હેમનાં વમળમાં સપડાયેલા પતિને તે કેવી રીતે તેની ભૂલ સમજાવી શકે ?

'તમને ખબર નથી...? એ તો આપણો...'

'એક શબ્દ પણ મારે નથી સાંભળવો.'

'પણ તમે મારૂં કહેવું તો......'

'એક શબ્દે ય નહિ! આજે આ બંગલો ખાલી કરવાનો છે અને શહેરની બહાર આપણો બંગલો છે ત્યાં જવાનું છે.'

માલતી પોતાની નિર્દોષતા સાબીત ન કરી શકી તેનું એને પારાવાર દુઃખ થયું. દયામણી આંખે એ ચંદ્રમોહન સામે જોઇ રહી.

'હું સમજુ છું. તારી આજીજીથી હું ભોળવાઇ જાઉં એમ નથી. ચાલ તૈયારી કરવા માંડ.'

અને તે દિવસે જ એ બંગલો સૂનો થયો. શિલ્પીએ માલતીની રાહ જોઇ એ દિવસ સુધી 'જીવનપ્રતિમા' પાસે બેસી રહીને રાહ જોઇ પણ માલતી ન આવી. શિલ્પી ઉઠયો, માલતીના બંગલા તરફ એણે નજર ફેંકી પણ બંગલામાં કોઇ નજરે ન પડયું. ધીમે પગલે એ બંગલા તરફ ગયો, આખોએ બંગલો ફરી વળ્યો એને કોઇ ન જણાયું. 'માલતી પણ ગઇ?' એના ચિત્તપ્રદેશમાં એ પ્રશ્ન વ્યાપી ગયો. ગાત્રો શિથિલ થઈ ગયાં, એ માંડ માંડ પોતાની ઓરડીમાં આવ્યો અને ચક્ષુ વિનાની જીવનપ્રતિમાને બાથ લઇ બેઠો. એનું હૃદય ભાંગી ગયું હતું. અંતરનું અમી નીતરતું હોય એમ અસ્ખલિત અશ્રુપ્રવાહ વહેતો હતો. એની 'જીવનપ્રતિમા' એનાથી ભીંજાતી હતી. બરાબર એજ વખતે ચંદ્રમોહને પોલીસના અધીકારી સાથે એ ઓરડામાં પ્રવેશ કર્યો અને જડ જેવા થઇ ગયેલા શિલ્પીને જીવનપ્રતિમાથી છુટો પાડી ગીરફતાર કરાવ્યો. પાછળથી છાપામાં સમાચાર આવ્યા કે કેસ ચાલતો હતો એ દરમ્યાન જ કાચી જેલમાં શિલ્પી ગાંડો બની ગયો હતો. ચંદ્રમોહનને એટલું દુઃખ રહી ગયું કે એ શિલ્પીને બરાબર સજા ન કરાવી શકયો.

●

# નેતરને

શાર્દૂલ

શાળામાં પગ મૂકતાં નિત થતું તારૂં મને દર્શન,
આંખો સાવધ થઇ તને નિરખતી, વિહ્વળ થાતું મન
જોઈને તુજ સ્થાન શિક્ષક તણી સ્હામેજ સુસ્પર્શન
દીધે કંપ થશે દશો કલપતો હું નિત્ય હે નેતર!

અજ્ઞાત

# નવીન માનસશાસ્ત્ર અને સંયમ

મૂળશંકર મોહનલાલ ભટ્ટ

અત્યારે આખી દુનિયાના સમાજના એક ભાગમાંથી એક એવો સૂર ઉઠી રહ્યો છે કે 'હવેની પ્રજા અસંયમી થતી જાય છે, એટલું જ નહિ, પણ એ અસંયમી જીવન એજ ખરું જીવન છે, એવું તત્વજ્ઞાન પણ એની પાછળ ઉભું થયું છે' અને એ તત્વજ્ઞાન ઉભું કરવાનો 'યશ' નવીન માનસશાસ્ત્રના ભાગે વધારેમાં વધારે આવે છે. આપણે ત્યાંજ હમણાં એક આગેવાન નેતાએ એવી મતલબનું વાક્ય ઉચ્ચાર્યું હતું કે અત્યારના યુવાનો Sex અને Socialism સિવાય બીજું વાંચતાજ નથી; ઇંગ્લાંડના એક ધર્મગુરુએ થોડા વખત પહેલાં ક્યાંક એમ કહ્યાનું વાચવામા આવ્યું છે કે 'પહેલાં લોકો નરકની બીકથી પાપ કરતાં ડરતા. હવે લોકો Complex (ગ્રંથિ) બંધાઇ જવાની બીકે પાપ કરતા થયા છે.' સમાજના સામાન્ય વર્ગોમાં પણ વૃદ્ધો એમ કહે છે, "હવે કળિયુગ આવ્યો છે."

ઉપરના અભિપ્રાયોમાં કેટલું વજુદ છે, અથવા એમ કહો કે પહેલાં સતયુગ હતો, અને હવે કળિયુગ આવ્યો છે, એમ માનવામાં કેટલું સત્ય છે, એની ચર્ચામાં આપણે નહિ ઉતરીએ. આપણે તો દુનિયાના અત્યારે સૌથી મહાન ગણાતા ચિંતકોના આશાવાદ ઉપર જ નજર રાખીશું. અને દુનિયા પ્રગતિ જ કરી રહી છે, એમ બતાવતાં અત્યારનાં અનેક સુચિહ્નો તરફ જ ધ્યાન રાખીશું. કારણ કે નહીતો અત્યારની ઉગતી પ્રજા પણ પોતાના વૃદ્ધાવસ્થાના કાળમાં એમજ કહેવાની છે કે "અમારા વખતમાં ઘણું સારું હતું. હવે બધું બગડી ગયું છે" દુનિયામાં થતી પ્રગતિ, અને નવાં બળોના પ્રવાહોની અંદર ઉભા રહેવાની તાકાત જ્યારે શરીરથી અને મનથી ઘટી જાય છે, ત્યારે માણસ પોતાની નબળાઈ આવો વિચિત્ર વિરોધ કરીને ઢાંકવાનો પ્રયત્ન કરે છે. એ મનુષ્ય સ્વભાવ છે. બાકી જગત તો આગળજ વધી રહ્યું છે. કારણ કે જગતનો એ સ્વભાવ છે, ધર્મ છે.

પણ આપણે આ વખતે મને લાગે છે કે 'સંયમ એટલે શું?' તેની માનસશાસ્ત્રની દૃષ્ટિએ ચર્ચા કરીએ તો કંઇક અંશે ઉપયોગી થઇ પડશે.

'સંયમને જીવનમાં સ્થાનજ નથી' એમ કોઇ કહે તો તેને એમ કહી શકાય કે તેને જીવનશાસ્ત્રનું (Biology) નું સુદ્ધાં ભાન નથી. વિકાસક્રમમાં (Evolution) 'સંયમ' એ નિયમ છે.

થોડુંક નવું મેળવવા માટે થોડુંક જુનુ છોડવું-જ પડે છે. એટલુંજ નહિ, પણ થોડોક વધારે આનંદ મેળવવા થોડોક ઓછો આનંદ છોડવો પડે છે. વસંત એ પાનખરનું પરિણામ છે. મનુષ્યને સમાજમાં રહેવા માટે, તેના લાભો ઉઠાવવા માટે પોતાના અંગત સ્વાર્થોનો ભોગ આપવો પડે છે, અને માણસ ઘણીવાર તો પોતાને ખબર ન પડે એવી રીતે એ ભોગ આપ્યા જ કરે છે. સૃષ્ટિ આખીમાં 'સંયમ' એ ચેતનના ધર્મ તરીકે વ્યાપેલો છે. સંસ્કૃતિનું મંડાણ પણ સંયમ ઉપરજ થયેલું છે. સંયમ એ ઉત્ક્રાંતિનો નિયમ—અનિવાર્ય નિયમ છે.

પણ તકરારનો વિષય આ સંયમ નથી. તકરાર તો ત્યાં ઉભી થઇ છે કે ધર્મશાસ્ત્રો ને નીતિના ઉપદેશકો સમાજમાં અને વ્યક્તિગત જીવનમાં જે વિધિ–નિષેધો ઉભા કરે છે, તે કેટલે અંશે ઉપયોગી ને કેટલે અંશે બાધક છે. અને આ પ્રશ્ન ઉપર જુની અને નવી પેઢી વચ્ચે ચકમક ઝરી છે. અત્યાર સુધી આ વિધિ–નિષેધો ઉપર ધર્મ–સંપ્રદાયો તથા તેના પ્રવર્તકોનું બળ ચાલતું હતું. માનસશાસ્ત્રના પ્રદેશમાં જ્યારથી નવી ને નવી શોધો થવા લાગી, ત્યારે આ વિધિ-નિષેધો ઉપર હલ્લાઓ આવવા માંડયા. ધાર્મિક ભાવનાના કિલ્લાઓ પણ ઓછા મજબુત નથી. એટલે યુદ્ધ બરાબર જામેલું છે.

અને નવીન જ્ઞાનના પ્રવેશ વખતે આવાં યુદ્ધો એ અનિવાર્ય છે. ગેલીલીઓએ પૃથ્વીને સૂર્યની આસપાસ ફરતી જાહેર કરી ત્યારથી જ આ યુદ્ધનાં પગરણ મંડાઇ ગયાં છે. તે વખતે ગેલીલીઓ એકલો હતો. આજે પ્રજા જ્ઞાનમાં એટલી આગળ વધી છે કે બચાવ કરનાર ને હલ્લો કરનાર એવા બે પક્ષો કાયમ રહેવા છતાં બન્ને પક્ષે પોતાના સ્થાનમાં અદલાબદલી કરી છે. નવીન માનસશાસ્ત્રે સંયમના વિધિ–નિષેધો ઉપર ખુબજ સજ્જડ પ્રહારો કર્યા છે, એમાં શંકા નથી પણ તેના બચાવમાં એમ કહેવું કે નવીન માનસશાસ્ત્ર એ સ્વચ્છંદી જીવન ઉપદેશે છે, એ પ્રહાર કરવા ખાતરનોજ પ્રહાર છે, તેમાં સત્ય નથી.

આપણે અહીં તેનો વિચાર કરીશું ઇંગ્લાંડની ઇટનની મોટી શાળાના એક આચાર્યે એકવાર તેમના વિદ્યાર્થીઓને એમ કહેલું કે "તમે દિલના ચોકખા બનો. નહીં તો હું તમે દિલના ચોકખા નહિ થાવો ત્યાં સુધી ચાબખે ચાબખે ફટકાવીશ" (Be good at heart or I will flog you until you are).

ચારિત્ર્યશાળી બનાવવાની આવી ધગશ અલબત્ત અત્યારે બહુજ જુની વ્યકતિઓ ધરાવતી હશે, પણ 'બાળકને સ્વતંત્રપણે વિકસવા દેવાનો અવકાશ આપો,' એ સિદ્ધાંત વિષે એક મોટો પક્ષ પૂરેપૂરી શંકા ધરાવે છે, એટલુંજ નહિ, પણ વિરોધ પણ કરે છે. એ પક્ષ એમ માને છે કે—અને પ્રમાણિકપણે માને છે કે મનુષ્યને સ્વતંત્રતામાંથી ઉંચે ચડતાં વાર લાગે છે. રાજકીય સ્વાતંત્ર્યની ઝુંબેશ આટલી ચાલતાં છતાં તેમાં મનુષ્યની નૈતિક ધોરણે સ્વતંત્રતા કોઇ સ્વીકારતું જ નથી. મનુષ્યનો સ્વભાવ અધોગામી છે, એવી માન્યતા સિધ્ધાંતના રૂપમાં પણ રજુ થાય છે. ધર્મશાસ્ત્રો તથા અનેક ધર્મશાસ્ત્રીઓનો તેને ટેકો મળેલો છે.

એટલેજ તે જંગલી કહેવાતો. જ્યારે તે મુસ્કેલીઓ કુદરતના પરિચયથી ઓછી થવા લાગી, તેમ તેમ તેની જીવન–શકિત ફાજલ પડવા લાગી, અને તેમાંથી સાંસ્કૃતિક વિકાસનો પાયો નખાયો. કુદરતથી સમૃદ્ધ દેશમાં સંસ્કૃતિનો ઉદય વહેલો થયો છે, એ ઐતિહાસિક સત્ય પાછળ આ માનસશાસ્ત્રીય સત્ય રહેલું છે.

મનુષ્યજીવનમાં આપણે અનેક પ્રકારના ભિન્ન પ્રવાહો જોઇએ છીએ. કેટલાંય એકબીજાથી વિરોધી તત્વો એકજ જીવનમાં વહેતાં આપણે અનુભવી શકીએ છીએ. અને આ બાબતમાં આપણે બીજાં પ્રાણી–જીવનથી જુદાં પડીએ છીએ પણ આપણા પ્રાચીન ધર્મશાસ્ત્રોએ આ બધા ભિન્ન ભાસતા પ્રવાહના મૂળમાં બે મુખ્ય પ્રવાહો જોયા. એક **अहंभाव** અને બીજું **रागद्वेष.** આ બન્ને પ્રવાહોની પ્રબળતા માટે ધર્મશાસ્ત્રો જેટલું કહી શક્યા છે, તેટલું તેમણે કહ્યું છે. અને આશ્ચર્યની વાતતો એજ છે અત્યારનું નવીન માનસશાસ્ત્ર પણ આજ વસ્તુ રજુ કરે છે. નવીન માનસશાસ્ત્રી કહે છે કે મનુષ્યમાં ego (અહં) અને sex (જાતીયતા) આ બે પ્રધાન આવેગો છે. પણ વિરોધ તો ત્યાં જ ઉભો થાય છે કે ધર્મશાસ્ત્ર આ બંને આવેગોનો નકારાત્મક રીતે એટલે કે તિરસ્કારપૂર્વક વિચાર કરે છે. અને માનસશાસ્ત્ર એક વૈજ્ઞાનિક તટસ્થતાથી તેનો વિચાર કરે છે. અને આ દ્રષ્ટિભેદથી જ આટલું મોટું અંતર ઉભું થવા પામ્યું છે. આપણે તો અહીં માનસશાસ્ત્રની દષ્ટિએ જ આનો વિચાર કરીએ છીએ, એ ખ્યાલમાં રાખવું જરૂરી છે.

અહં અને જાતીયતા, એ પ્રાણી જીવનના પાયામાં જ છે. એ ન હોય તો જીવનશાસ્ત્રની દષ્ટિએ વિકાસક્રમ (evolution) અટકી જ પડે. પોતાની જાતનું રક્ષણ કરવાની વૃત્તિ અને પોતાના વંશની વૃદ્ધિ કરવાની વૃત્તિ વગર પ્રાણી જાત આટલે સુધી કેમ પહોંચી શકે.

અસ્તુ. પણ મનુષ્યને આટલી બે 'અધમ' વૃત્તિઓનો બનેલો કહીને માનસશાસ્ત્ર અટકી નથી પડતું. માનસશાસ્ત્ર તો મનુષ્યજીવનની અત્યારની ઉચ્ચમાં ઉચ્ચ સ્થિતિનું પણ પૃથક્કરણ કરે છે. અને આપણે જીવન–શકિતના પ્રવાહમાં રહેલી પ્રબળતા જોઈ શકીએ તો મનુષ્ય જીવન કેટલું ઉંચે ચડી શકે છે, અને કઇ સહેલામાં સહેલી રીતે તે બની શકે છે, તેનું કંઇક દર્શન કરી શકીએ છીએ.

જીવનશકિત આ ઉપર કહ્યા તે બે પ્રબળ આવેગોમાં વધારેમાં વધારે રોકાઇ રહે છે. પણ આ બે આવેગો કેવળ પોતાની જાતનું સ્થૂળ રક્ષણ કરવામાં, કે સ્થૂલ રીતે પ્રજોત્પત્તિ કરવામાં જ રોકાઈ રહે છે એમ નથી. આ આવેગોમાં પણ 'સૂક્ષ્મ' બનવાનો એક સ્વભાવ રહેલો છે. સ્થૂલ ભૂખ જ્યારે સહેલાઈથી સંતોષાઇ શકે, અથવા તો સૂક્ષ્મ ભૂખ તરફ આવેગ અભિમુખ થાય, તેવી પરિસ્થિતિ તેને મળે તો તે આવેગો જરૂર 'આધ્યાત્મિક' રૂપ ધારણ કરે છે– અને આપણાં જીવનમાં જેટલાં ઉમદા તત્વો આપણે જોઇએ છીએ, તે આ આવેગોનાં સંસ્કૃતિકૃત (Sublimated) સ્વરૂપોજ છે. તે સ્વરૂપો એવાં રૂપે આપણી આગળ દેખાય છે કે તેનું મૂળ સ્વરૂપ આ બે આવેગો છે, એ માનવું મુસ્કેલ થઇ પડે છે; પણ આમાંથી એક વસ્તુ તો આપણે સમજી જ લેવાની કે એ આવેગો જ આવાં 'Sublimated' સ્વરૂપો ધારણ કરે છે. આ આવેગોમાં વહેલી જીવનશકિત જ આ બધું કરાવે છે. એ જીવનશકિતને આપણે બાળી નહિ શકીએ. વાળી શકશું.

અને અહીં આપણે માનસશાસ્ત્રના સૌથી મહત્વના પ્રદેશમાં પ્રવેશ કરીએ છીએ. ધર્મશાસ્ત્રે અત્યાર સુધી માણસને નિષેધો જ આપ્યા કર્યા છે. માનસશાસ્ત્ર આ જીવન–શકિતને પારખ્યા પછી મનુષ્યને વિધેયાત્મક સદેશ આપે છે. ધર્મશાસ્ત્ર કહે છે કે આ અહં અને રાગદ્વેષને હણો.

માનસશાસ્ત્રની દૃષ્ટિએ મનુષ્યના વર્તનને અને તે વર્તનની પાછળ કામ કરતાં તત્વોનો વિચાર કરવાથી આપણને આનાથી જુદું અને નવું જાણવાનું મળી શકશે. નવીન માનસશાસ્ત્રે એમ જોયું છે કે મનુષ્યમાં જીવન-શક્તિ (Psychie energy, Libido) પડેલીજ છે. આ જીવન-શક્તિ સદા વહનશીલ છે. મનુષ્ય બાલ-અવસ્થાથી તે વૃદ્ધાવસ્થા સુધી પહોંચે છે, ત્યાં સુધી મનુષ્યની એક એક ક્રિયામાં, વર્તનમાં, વિચારમાં, લાગણીઓમાં આ જીવન-શક્તિ વહ્યા જ કરતી હોય છે. જે ક્રિયામાં ચેતન દેખાય છે, તે ક્રિયામાં આ જીવન-શક્તિ જ રહેલી છે.

બાળક જન્મે છે, ત્યારે તે જીવન-શક્તિ લઈનેજ જન્મે છે, બાળક જેમ જેમ સમાજના સંસર્ગમાં આવતું જાય છે, તેમ તેમ તેની દરેક ક્રિયા હેતુપૂર્વકની બનતી જાય છે. તે પહેલાંની તેની બધી ક્રિયાઓમાં હેતુ નથી હોતો. છતાં જીવન-શક્તિ તો વહેતીજ હોય છે. અને આથીજ આપણે બાળકને હાથપગ ઉછાળતું, એકલું હસતું, રમતું જોઈ શકીએ છીએ. બાળક જેમ જેમ પોતાની જાતનો અને સમાજનો સંબંધ બાંધતું જાય છે, તેમ તેમ તેના માનસમા નાની મોટી ગ્રંથિઓ બંધાવા લાગે છે. એટલે કે તેની દરેક ક્રિયા પાછળ હેતુ ઉભો થાય છે. અને એ વખતે આ જીવન-શક્તિ આ દરેક ગ્રંથિમાં વીજળીની જેમ Charge થવા માંડે છે. અને એ રીતે તે તે ગ્રંથિને ગતિ આપે છે. અને તેના પરિણામે મનુષ્ય વર્તન કરતો દેખાય છે.

આ જીવન-શક્તિ પોતે જળની જેમ રંગહીન ને આકારહીન છે. ગ્રંથિઓમાં દાખલ થયા પછીજ તે રંગ ધારણ કરે છે. જેવી ગ્રંથિ, તેવો તેનો રંગ બની જાય છે. આ ગ્રંથિઓનો એક એવો સ્વભાવ છે કે તે કદી છૂટતી જ નથી. હા, તે કોઈ વાર મજબૂત તો કોઈ વાર નબળી બને છે, કોઈ વાર અદૃશ્ય થઈ જાય છે. કેટલીક ગ્રંથિઓ આખર સુધી નબળી જ પડી રહે છે. પણ કોઈ ગ્રંથિ મરતી નથી. તે પડી જ રહે છે. મનુષ્યના અજ્ઞાત મનમાં આવી કેટલીય ગ્રંથિઓ સુપ્ત અવસ્થામાં પડીજ હોય છે. આ સુપ્ત ગ્રંથિને જાગ્રત કરે, એવો કોઈ પણ પ્રસંગ જ્ઞાત મન ઉપર બને છે, ત્યારે તે ગ્રંથિ અજ્ઞાત મનમાંથી જ્ઞાત મનમાં આવે છે, અને તેને આપણે સ્મૃતિ કહીએ છીએ. જે ગ્રંથિમાં જીવન-શક્તિ વધારે પ્રમાણમાં charge થઈ હોય, એટલે કે જેમાં મનુષ્યની વધારેમાં વધારે ઉત્કટ લાગણી હલી ઉઠતી હોય તો તે ગ્રંથિ મનુષ્યના વર્તન ઉપર વધારે અસર કરે છે, જો તે ગ્રંથિ સામાન્ય હોય તો અનુરૂપ ઉત્તેજનાથી જાગ્રત તથા જ્ઞાત થઈને પાછી સુઈ જાય છે. આપણે આપણા જ જીવનમાં આવા પ્રસંગોનો અનુભવ કરીએ છીએ. કોઈ વાર એકાદ બનાવ જોઈ વાંચી કે સાંભળીને તેને અનુરૂપ એવો બાળપણનો બનાવ આપણી સમક્ષ તાદૃશ થાય છે. અને આપણા મનને ઘેરી લે છે. કોઈ સ્મૃતિ વારંવાર મન ઉપર આવે છે. કેટલીક સ્મૃતિઓ કાયમને માટે મન ઉપર અંકાઈ રહે છે. કેવળ નજીવું કારણ મળતાંજ તે હલી ઉઠે છે અને આવી સ્મૃતિયો મોટે ભાગે મનુષ્યની કોમળમાં કોમળ છતાં ઉગ્ર લાગણીઓથી ભરેલી સ્મૃતિયોજ હોય છે. આ બધું એજ બતાવે છે કે બાળપણમાંથીજ બંધાયેલ ગ્રંથિઓમાં જીવન-શક્તિ પોતાનો ઓછોવત્તો પ્રવાહ રેડ્યા જ કરે છે.

અને બીજી રીતે આપણે આ જીવન-શક્તિનો વિચાર કરીએ. આ જીવન-શક્તિ મનુષ્યજીવનના ધારણ-પોષણ તથા સવૃદ્ધિના મહત્વના અંગોમાં સૌથી વધારેમાં વધારે અને પહેલી રોકાવી જોઈએ. નહીંતો મનુષ્યજીવન આગળ વધે જ નહિ. દા. ત. જંગલી મનુષ્યને જ્યારે પોતાની પેટ ભરવાની, તથા જંગલી પશુઓથી બચતા રહેવાની પ્રાથમિક જરૂરિયાતોમાં એટલી બધી મુશ્કેલી હતી કે ત્યારે તેનો જીવન-શક્તિનો બધો પ્રવાહ તેમાંજ વપરાતો. અને

એટલેજ તે જંગલી કહેવાતો. જ્યારે તે મુશ્કેલીઓ કુદરતના પરિચયથી ઓછી થવા લાગી, તેમ તેમ તેની જીવન-શક્તિ ફાજલ પડવા લાગી, અને તેમાંથી સાંસ્કૃતિક વિકાસનો પાયો નખાયો. કુદરતથી સમૃદ્ધ દેશમાં સંસ્કૃતિનો ઉદય વહેલો થયો છે, એ ઐતિહાસિક સત્ય પાછળ આ માનસશાસ્ત્રીય સત્ય રહેલું છે.

મનુષ્યજીવનમાં આપણે અનેક પ્રકારના ભિન્ન પ્રવાહો જોઇએ છીએ. કેટલાંય એકબીજાથી વિરોધી તત્ત્વો એકજ જીવનમાં વહેતાં આપણે અનુભવી શકીએ છીએ. અને આ બાબતમાં આપણે બીજા પ્રાણી-જીવનથી જુદાં પડીએ છીએ પણ આપણા પ્રાચીન ધર્મશાસ્ત્રોએ આ બધા ભિન્ન ભાસતા પ્રવાહના મૂળમાં બે મુખ્ય પ્રવાહો જોયા. એક **अहंभाव** અને બીજું **रागद्वेष.** આ બન્ને પ્રવાહોની પ્રબળતા માટે ધર્મશાસ્ત્રો જેટલું કહી શક્યા છે, તેટલું તેમણે કહ્યું છે. અને આશ્ચર્યની વાતતો એજ છે અત્યારનું નવીન માનસશાસ્ત્ર પણ આજ વસ્તુ રજુ કરે છે. નવીન માનસશાસ્ત્રી કહે છે કે મનુષ્યમાં ego (અહં) અને sex (જાતીયતા) આ બે પ્રધાન આવેગો છે. પણ વિરોધ તો ત્યાં જ ઉભો થાય છે કે ધર્મશાસ્ત્ર આ બંને આવેગોનો નકારાત્મક રીતે એટલે કે તિરસ્કારપૂર્વક વિચાર કરે છે. અને માનસશાસ્ત્ર એક વૈજ્ઞાનિક તટસ્થતાથી તેનો વિચાર કરે છે. અને આ દ્રષ્ટિભેદથી જ આટલું મોટું અંતર ઉભું થવા પામ્યું છે. આપણે તો અહીં માનસશાસ્ત્રની દષ્ટિએ જ આનો વિચાર કરીએ છીએ, એ ખ્યાલમાં રાખવું જરૂરી છે.

અહં અને જાતીયતા, એ પ્રાણી જીવનના પાયામાં જ છે. એ ન હોય તો જીવનશાસ્ત્રની દૃષ્ટિએ વિકાસક્રમ (evolution) અટકી જ પડે. પોતાની જાતનું રક્ષણ કરવાની વૃત્તિ અને પોતાના વંશની વૃદ્ધિ કરવાની વૃત્તિ વગર પ્રાણી જાત આટલે સુધી કેમ પહોંચી શકે.

અસ્તુ. પણ મનુષ્યને આટલી એ 'અધમ' વૃત્તિઓનો બનેલો કહીને માનસશાસ્ત્ર અટકી નથી પડતું. માનસશાસ્ત્ર તો મનુષ્યજીવનની અત્યારની ઉચ્ચમાં ઉચ્ચ સ્થિતિનું પણ પૃથક્કરણ કરે છે. અને આપણે જીવન-શક્તિના પ્રવાહમાં રહેલી પ્રબળતા જોઈ શકીએ તો મનુષ્ય જીવન કેટલું ઉંચે ચડી શકે છે, અને કઇ સહેલામાં સહેલી રીતે તે બની શકે છે, તેનું કંઇક દર્શન કરી શકીએ છીએ.

જીવનશક્તિ આ ઉપર કહ્યા તે બે પ્રબળ આવેગોમાં વધારેમાં વધારે રોકાઇ રહે છે. પણ આ બે આવેગો કેવળ પોતાની જાતનું સ્થૂળ રક્ષણ કરવામાં, કે સ્થૂલ રીતે પ્રજોત્પત્તિ કરવામાં જ રોકાઈ રહે છે એમ નથી. આ આવેગોમાં પણ 'સૂક્ષ્મ' બનવાનો એક સ્વભાવ રહેલો છે. સ્થૂલ ભૂખ જ્યારે સહેલાઈથી સંતોષાઇ શકે, અથવા તો સૂક્ષ્મ ભૂખ તરફ આવેગ અભિમુખ થાય, તેવી પરિસ્થિતિ તેને મળે તો તે આવેગો જરૂર 'આધ્યાત્મિક' રૂપ ધારણ કરે છે- અને આપણાં જીવનમાં જેટલાં ઉમદા તત્ત્વો આપણે જોઇએ છીએ, તે આ આવેગોનાં સંસ્કૃતિકૃત (Sublimated) સ્વરૂપોજ છે. તે સ્વરૂપો એવાં રૂપે આપણી આગળ દેખાય છે કે તેનું મૂળ સ્વરૂપ આ બે આવેગો છે, એ માનવું મુશ્કેલ થઇ પડે છે; પણ આમાંથી એક વસ્તુ તો આપણે સમજી જ લેવાની કે એ આવેગો જ આવાં 'Sublimated' સ્વરૂપો ધારણ કરે છે. આ આવેગોમાં વહેલી જીવનશક્તિ જ આ બધું કરાવે છે. એ જીવનશક્તિને આપણે બાળી નહિ શકીએ. વાળી શકશું.

અને અહીં આપણે માનસશાસ્ત્રના સૌથી મહત્વના પ્રદેશમાં પ્રવેશ કરીએ છીએ. ધર્મશાસ્ત્રે અત્યાર સુધી માણસને નિષેધો જ આપ્યા કર્યા છે. માનસશાસ્ત્ર આ જીવન-શક્તિને પારખ્યા પછી મનુષ્યને વિધેયાત્મક સંદેશ આપે છે. ધર્મશાસ્ત્ર કહે છે કે આ અહં અને રાગદ્વેષને હણો.

માનસશાસ્ત્ર કહે છે કે જીવનશક્તિને આવેગોની સૂક્ષ્મ ભૂમિકા પર લઈ જાઓ. સંયમ શબ્દ જ નિષેધાત્મક છે. મનુષ્યને ગતિ આપવા પહેલાં લગામ આપવાનું રૂઢિચુસ્ત નીતિશાસ્ત્ર કરે છે. આપણી પ્રાચીન શાસ્ત્રપ્રણાલીમાં 'બ્રહ્મચર્ય' એ શબ્દ મને અત્યારની માનસશાસ્ત્રની ભાષાને વધારે અનુરૂપ લાગે છે. બ્રહ્મચર્યનો જે મૂળ અર્થ છે, તેનો અહીં હું ઉલ્લેખ કરું છું. અત્યારનો સંકુચિત અર્થ હું નથી કહેતો. તેમાં મનુષ્યને ગતિનો આદેશ છે. અને એ ગતિના પૂરમાં સંયમ એ તેનું ગૌણ આનુષંગિક બની જાય છે. કહો કે તેઓને જ લગામ શોભે. ટારડું હોય તેને બુંડી લાગે. લગામ ઉપર આટલો બધો ભાર એ અત્યારે નિર્બળતાનું પોષક બની ગયું છે, અને એવે વખતે 'સંયમ' શબ્દ ઉપર અને તેની પ્રાચીન પરંપરાવાળી ભાવના ઉપર તિરસ્કાર ઊભો થાય તો તેમાં નવાઈ નથી. આપણી બાળકોની કેળવણી-ની શરૂઆત જ 'Don't' થી આપણા ઘરોમાં તથા નિશાળોમાં કરીએ છીએ. તેની પાછળ પણ એવી વિચિત્ર માન્યતા ભરાઈ ગયેલી દેખાય છે કે તે આગળ વધે ન વધે તેનું ઠીક પણ લગામ પહેલી બાંધી લો. 'Safety first'.

સાચી વાત તો માનશાસ્ત્ર કરે છે કે મનુષ્ય ગતિશીલ છે. તેને ગતિ આપવી જ જોઈએ. તેને માટેના ગતિના સીધા માર્ગો નહીં ઊભા હોય તો તે આડા ગણાતા માર્ગે જશે. જીવન-શક્તિને આડા કે સીધા માર્ગની ખબર નથી. તેને તો નદીની જેમ માર્ગ જોઈએ છે. જીવન-શક્તિ પાસે માર્ગ રજુ કરો. એવી રીતે રજુ કરો કે તેને વહેવામાં સરળતા પડે. બાળકેળવણીમાં સ્વાતંત્ર્ય અને સ્વયંસ્ફુર્તિના સિદ્ધાંતોની પાછળ આજ તરવરેલું છે, મનુષ્ય એ પ્રગતિશીલ છે, એવો વિશ્વાસ પાછળ પણ આજ તરવરેલું છે.

પણ સમાજ એવા વિધિ-નિષેધોને પરિણામે એટલો દંભી અને સડેલો બની ગયો છે કે અત્યારના વૃદ્ધો યુવાનોને ગતિશીલ થવાનું કહેતાં અચકાય છે, અથવા તો મોટેથી કહેવા ખાતર કહે છે, પણ અંદરથી તો ગભરાય છે. અને એટલે જ સંયમ ઉપર ઘણીવાર વધારે પડતો ભાર મૂકે છે. બાળકના હાથમાંથી રમકડું ઝુંટવી લઈને પણ તેનાથી વધારે રુચિકર વસ્તુ તેના હાથમાં ન મૂકો અને બાળક જ્યારે રોવા માંડે, ત્યારે તેને કજીયાખોર કે તોફાની કહો, તેના જેવું જ કંઈ વૃદ્ધો એટલે કે રૂઢિચુસ્તો કહે છે, અને એનું પરિણામ આખો સમાજ ભોગવી રહ્યો છે. એક બાજુ જીવનશક્તિનો મોટો ધોધ નિષ્ક્રિયતાના રણમાં રોળાઈ રહ્યો છે, કારણકે તેની આડી વિધિનિષેધોની દિવાલ છે. જ્યારે બીજી બાજુ વૃદ્ધો કળિયુગ આવ્યાની બળતરા કરી રહ્યા છે

સાચો માર્ગ એ છે કે એ ધોધને માટે નહેરો બનાવો. એ નહેરોને એવા પ્રદેશોમાં જ લઈ જાઓ કે જ્યાં સમાજ ફળદ્રુપ બને. 'સંયમ' એમાં સમાઈ જશે.

સંયમ પોતે કોઈ જીવનનું લક્ષ્ય નથી. સંયમ એ તો એક ચેતનશીલ પ્રાણીના વિકાસક્રમમાં ગુંથાઈ ગયેલો ધર્મ છે. સંયમને ખાતર સંયમ કરનાર એ તો સંયમના પ્રયોગો કરનાર એક નટ છે. અને મનુષ્યને કોઈ ઉચ્ચ ભાવનાથી પ્રેરાયેલો હશે તો 'સંયમ' ને નામે ઓળખાતી વસ્તુ તેના જીવનમાં પાણીની અંદર સાકરની જેમ ભળી ગઈ હશે. પુષ્પમાં જેમ સુગંધ મળેલી છે, તેમ ઉચ્ચ જીવનમાં સંયમ ભરેલો છે. સુગંધ ભર્યા પછી ફુલ નથી બનતું. સંયમ એ તો મનુષ્યજીવનનું એક 'લાવણ્ય' છે. આ રીતે જે સંયમને જુએ છે, તેને સંયમ દુઃસાધ્ય અથવા કષ્ટ આપનાર વસ્તુ નહિ બને, પણ તે એક આનંદજનક વસ્તુ બની જશે. કેટલાય મહાન ચિત્રકારો, [illegible], સંતો, કવિઓના જીવનમાં આપણે સંયમ વણાઈ ગયેલો જોઈએ છીએ. તેમણે સંયમ સાધ્યા પછી આ ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરી, એમ કહેવું એ મિથ્યા

છે. કોઇ મહાન ભાવનાથી પ્રેરિત થતાં તેમના જીવનના દરેક અંશો આ ભાવનાથી અભિમુખ થવા લાગે છે, અને એક પરિણામરૂપ સંયમ' આપણને દેખાય છે.

અને આ રીતે જોઇએ તો સંયમનીએક કસોટી એ પણ મૂકી શકીએ કે જો તે સંયમ, માણસના જીવનમાં આનંદ, પ્રફુલ્લતા, નવો ને નવો પ્રાણ આપ્યા કરતો હોય તો જ તે સંયમ કામનો. ને સાચો. બાકી એથી જુદુ કે ઊલટું હોય તો તે બનાવટી સંયમ સમજવો. સંયમ જો મનુષ્યની બધી જીવન–શક્તિ તેની સેવામાં રોકી રાખતો હોય તો તે સંયમ નથી, પણ તેનો આભાસ છે.

આવેગોનું સંસ્કૃતિકરણ થવાની (Sublimation of primary instincts) ક્રિયામાં આ સંયમનો સમાવેશ થઇ જાય છે. સંયમમાં એકાદ આનંદદાયક વસ્તુનો ત્યાગ કરવો પડે છે. પણ આ Sublimation ની ક્રિયામાંજ મન એટલો આનંદ ભોગવતું હોય છે કે આ ક્ષુદ્ર આનંદને તે પીછાંની જેમ ખેરવી નાખે છે. અને એ રીતે જ માણસ સમાજના કામમાં, બીજાને ખાતર પોતાનું સર્વસ્વ સમર્પી દેવામાં, લોકહિતાર્થે જ જીવવામાં આનંદ માણે છે. અને એ રીતે સંસ્કૃતિને વધારે ઉંચી કક્ષાએ લઇ જાય છે.

પણ આ આવેગોના સંસ્કૃતિ-કરણની ક્રિયા બધીવાર માણસ જાત રીતે નથી કરતો હતો. તેમ તે ક્રિયા માટેના કોઇ નિયમો બહારથી ઉભા કરી શકાતા જ નથી. તે આખી ક્રિયા અજ્ઞાત રીતે ચાલ્યા જ કરતી હોય છે. મનુષ્ય ધારે તો આ અજ્ઞાત ક્રિયાને પણ જોઇ શકે છે. અને તે ક્રમ જોવાય, તે નવીન માનસશાસ્ત્રે પોતાની પૃથક્કરણ પદ્ધતિથી આપણને હસ્તામલકવત બતાવ્યું છે. પણ આપણને એ પદ્ધતિની અંદર અહીં નહિ ઉતરીએ. આપણે તો અહીં એટલું જ કહેશું કે આ આવેગોને સંસ્કૃતિ–કરણની ક્રિયામાં બહારના કોઇ બળથી લઇ જઇ શકાશે નહિ, તેને જો બાળકની જેમ સ્વાતંત્ર્ય અને સ્વયંસ્ફુર્તિના ક્રમેજ આગળ લઇ જઇ શકાશે. આ ક્રિયા અત્યંત ખૂબ જ ધીમી અને કંટાળા ભરેલી છે, પણ તે જ સાચી છે, અને દઢ છે.[1]

એટલે આપણે જોયું કે માનસશાસ્ત્ર સંયમનું વિરોધી નથી. પણ સંયમ એ મનુષ્યની જીવન-શક્તિનું રોધક ન બને, તો જ તે સંયમનો અર્થ છે, એના ઉપર ભાર મૂકે છે. અને એથીજ એમ કહે છે કે સંયમ ઉપર આટલી પીંજણ કર્યા કરતાં માણસની જીવન-શક્તિ ઉપર વિશ્વાસ રાખીને તેને સ્વતંત્ર રીતે વિકસવા દેવાનો, અને મનુષ્ય જીવનના મહાન આદર્શો તરફ વળવા માટેનો માર્ગ ચોકખો કરો અને જુઓ કે મનુષ્યની અત્યારે વેડફાઇ જતી શક્તિ કેટલું ચમત્કારીક પરિણામ બતાવે છે.

---

1 The goal of development to which Psycho-analytic theory Points is that of sublimetion–a goal which signifies at once mental health for the individual and cultural progress for Society. Psycho–aualysis has made us realise, however, that the achievement of sublimation is not an easy task, but is on the contrary an end which can only be attained by slow and gradual steps. neurosis comes about largely through a sort of moral impatience on the part of the individual and society. To achieve a maximum of Sublimation we shall find it necessary to be more

tolerant to the demands of instinct than has hitherto been the case. Sublimation it self is an unconscious process which is outside the sphere of voluntary control. All we can do is to provide the means for its occurrence, remembering meanwhile the inevitable gradualness of the whole process this is one of the great lessons. of Psycho-analysis both to the educator and to the Social reformer.

(Outline of modern knowledge નામના પુસ્તકમાંથી J. C. flugel ના Theories of Psycho-analysis નામના લેખમાંથી ઉતારો.)

"વાસનાનો ઉચ્છેદ એવા શબ્દો હું નથી વાપરતો પણ વાસનાની ઉત્તરોત્તર શુદ્ધિ કરવી, એમ કહું છું. અશુભ વાસનાનો શુભ વાસનાવડે ત્યાગ કરવો, અને શુભ વાસનાને નિર્મૂળ કરતાં જવી. જેમ અત્યંત ઝીણું કરેલુ અંજન આંખમાં ખૂંચતું નથી, જેમ ફુલનો સુક્ષ્મ પરાગ વાતાવરણને બગાડતો નથી, તેમ વાસનાનું અત્યંત નિર્મળ સ્વરૂપ ચિત્તને કે જગતને અશાંતિકર થતું નથી. નિર્વાસનિકતા અને આની વચ્ચે ભેદ નથી."

(શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળાના 'તત્વજ્ઞાન એટલે શું' નામના 'સાબરમતીના' ત્રીજા વર્ષના છેલ્લા અંકમાં આવેલા લેખમાંથી ઉતારો.)

●

# કવિ

અમર્ત્ય આ માનવવેલ માંહી,
સહે પ્રહારો કંઇ પ્રાણુઘાતક
સુકોમળાં પુષ્પ; છતાં અભંગ
જો હોય કો' તો કવિ માત્ર એક !

जनक

●

# ગૃહપ્રવેશ: દ્વિઅંકી નાટિકા

રવીન્દ્રનાથ ટાગોર

અનુવાદક

નગીનદાસ પારેખ

## અંક પહેલો [ચાલુ]

[ ડાકટરનો પ્રવેશ ]

**ડાકટર :** ગીત ચાલે છે. સારું સારું બહુ સરસ દવા કરતાં સારું. યતીન, મન ખુશ રાખ, બધું સારું થઇ જશે. પંચાણુંથી ઓછું જીવવું એ ભારે અપરાધ છે. ફાંસી જ દેવી જોઇએ.

**યતીન :** મન તો મારું ખૂબ ખુશ છે. ખબર છે, ડાકટર સાહેબ, કે આટલે દિવસે મારું ઘર પૂરું થયું. બધોય મારો પોતાનો પ્લૅન

**ડાકટર :** એમજ જોઇએ. પોતે તૈયાર કરેલા ઘરમાં પોતે રહીએ ત્યારે તે શોભે. ખરી વાતે તો બાપીકું ઘર પણ ભાડાનું જ ઘર કહેવાય. પોતાનું નહિ. તારા બાપ મારા ક્લાસફ્રેન્ડ હતા; જીવ સિવાય વડવાનું કહી શકાય એવું કશું જ તેની પાસે હતું નહિ. પોતાનું બધું તેણે જાતે જ જોત-જોતામાં મેળવી લીધું. એ કાંઇ ઓછા આનંદની વાત છે? તેના સસરા તેના લગ્નથી નારાજ હતા એટલે તેણે રીસ કરીને સસરાની મિલ્કત લીધી જ નહિ. તેં પણ તારું ઘર જાતે બાંધી લીધું એ પણ ખુશીની વાત જ છે ને?

**યતીન :** હું ભારે આનંદમાં છું.

**ડાકટર :** સારું, સારું. હવે વાસ્તુ થવા દો. અમને જમાડજે. આમ સૂઇ રહ્યે કાંઇ ચાલવાનું છે?

**યતીન :** મને આજે એવું લાગે છે કે વાસ્તુ થશે. એકવાર પંચાંગ જોઇ લઉં. જે પહેલો સારો દહાડો હોય તે જ દિવસે —

**ડાકટર :** વાહ, વાહ. પંચાંગ નહિ, બાપુ, બધું મન ઉપર આધાર રાખે છે. મન જ્યારે સારો દિવસ નક્કી કરી આપે ત્યારે સારો દિવસ આવે.

**યતીન :** મન તો મારું કહે છે કે સારો દિવસ આવ્યો છે. તેમાં જ તો હિમિને બોલાવીને ગીત સાંભળું છું. વાસ્તાની શરણાઇઓ જાણે આજે શરદના આકાશમાં વાગવી શરૂ થઇ ગઇ છે.

tolerant to the demands of instinct than has hitherto been the case. Sublimation it self is an unconscious process which is outside the sphere of voluntary control. All we can do is to provide the means for its occurrence, remembering meanwhile the inevitable gradualness of the whole process this is one of the great lessons. of Psycho-analysis both to the educator and to the Social reformer.

(Outline of modern knowledge નામના પુસ્તકમાંથી J. C. flugel ના Theories of Psycho-analysis નામના લેખમાંથી ઉતારો.)

"વાસનાનો ઉચ્છેદ એવા શબ્દો હું નથી વાપરતો પણ વાસનાની ઉત્તરોત્તર શુદ્ધિ કરવી, એમ કહું છું. અશુભ વાસનાનો શુભ વાસનાવડે ત્યાગ કરવો અને શુભ વાસનાને નિર્મૂળ કરતાં જવી. જેમ અત્યંત ઝીણું કરેલું અંજન આંખમાં ખૂંચતું નથી, જેમ ફુલનો સૂક્ષ્મ પરાગ વાતાવરણને બગાડતો નથી, તેમ વાસનાનું અત્યંત નિર્મળ સ્વરૂપ ચિત્તને કે જગતને અશાંતિકર થતું નથી. નિર્વાસનિકતા અને આની વચ્ચે ભેદ નથી."

(શ્રી. કિશોરલાલ ધ. મશરૂવાળાના 'તત્ત્વજ્ઞાન એટલે શું' નામના 'સાબરમતીના' ત્રીજા વર્ષના ઉંહાળા અંકમાં આવેલા લેખમાંથી ઉતારો.)

## કવિ

અમર્ત્ય આ માનવવેલ માંહી,
સહે પ્રહારો કંઈ પ્રાણઘાતક
સુકોમળાં પુષ્પ; છતાં અભંગ
જો હોય કો' તો કવિ માત્ર એક!

जमक

# ગૃહપ્રવેશ: દ્વિઅંકી નાટિકા

રવીન્દ્રનાથ ટાગોર

અનુવાદક

નગીનદાસ પારેખ

## અંક પહેલો [ચાલુ]

[ ડાકટરનો પ્રવેશ ]

**ડાકટર :** ગીત ચાલે છે. સારું સારું બહુ સરસ દવા કરતાં સારું. યતીન, મન ખુશ રાખ, બધું સારું થઇ જશે. પંચાણુંથી ઓછું જીવવું એ ભારે અપરાધ છે. ફાંસી જ દેવી જોઇએ.

**યતીન :** મન તો મારું ખૂબ ખુશ છે. ખબર છે, ડાકટર સાહેબ, કે આટલે દિવસે મારું ઘર પૂરું થયું. બધોય મારો પોતાનો પ્લૅન

**ડાકટર :** એમજ જોઇએ. પોતે તૈયાર કરેલા ઘરમાં પોતે રહીએ ત્યારે તે શોભે. ખરી વાતે તો બાપીકું ઘર પણ ભાડાનું જ ઘર કહેવાય. પોતાનું નહિ. તારા બાપ મારા ક્લાસફ્રેન્ડ હતા; જીવ સિવાય વડવાનું કહી શકાય એવું કશું જ તેની પાસે હતું નહિ. પોતાનું બધું તેણે જાતે જ જોતજોતામાં મેળવી લીધું. એ કાંઇ ઓછા આનંદની વાત છે? તેના સસરા તેના લગ્નથી નારાજ હતા એટલે તેણે રીસ કરીને સસરાની મિલ્કત લીધી જ નહિ. તેં પણ તારું ઘર જાતે બાંધી લીધું એ પણ ખુશીની વાત જ છે ને?

**યતીન :** હું ભારે આનંદમાં છું.

**ડાકટર :** સારું, સારું. હવે વાસ્તુ થવા દો. અમને જમાડજો. આમ સૂઇ રહ્યે કાંઇ ચાલવાનું છે?

**યતીન :** મને આજે એવું લાગે છે કે વાસ્તુ થશે. એકવાર પંચાંગ જોઇ લઉં. જે પહેલો સારો દહાડો હોય તે જ દિવસે —

**ડાકટર :** વાહ, વાહ. પંચાંગ નહિ, બાપુ, બધું મન ઉપર આધાર રાખે છે. મન જ્યારે સારો દિવસ નક્કી કરી આપે ત્યારે સારો દિવસ આવે.

**યતીન :** મન તો મારું કહે છે કે સારો દિવસ આવ્યો છે. તેમાં જ તો હિમિને બોલાવીને ગીત સાંભળું છું. વાસ્તાની શરણાઇઓ જાણે આજે શરદના આકાશમાં વાગવી શરૂ થઇ ગઇ છે.

**ડાકટર :** વાગવા દો. તેટલામાં નાડી જોઉં, અને છાતી તપાસી લઉં. પેંડા–બરફીની ફરમાસ કરવા પહેલાં આ બધી નકામી પીડાઓ પતાવી નાખીએ. કેમ, ભાઇ?

**યતીન :** નાડી ગમે તેવી હોય તેમાં શું થયું?

**ડાકટર :** કશું જ નહિ. મનને ભોળવવાને એ બધું કરવું પડે છે. અમે તો ધન્વન્તરીનો વેશ લઇને રોગીને હૈયે, પીઠે, પેટે, પૉકેટે જોરસે હાથ ફેરવીએ છીએ અને યમ બેઠો બેઠો હસે છે. સ્વયં ડાકટર વિના યમની ગંભીરતા કોઇ તોડી શકે એમ નથી. હિમિ બહેન, તું પાસેના ઓરડામાં જા. ત્યાં જઇને ગીત ગાજે, પંખીની જેમ ગીત ગાજે. મેં એક પુસ્તક લખવા માંડયું છે. તેમાં હું લખવાનો છું કે ગીતની લહરીઓ આવતાં હવામાંથી રોગ કેવી રીતે તણાઇ જાય છે. રોગો બધા બેસુર ખરાને– એ બધા બેતાલ વેતાલનું ધાડું શરીરના તાલમાં ભંગ પાડે. જા, બેન, સરસ જરા ઊંચે સાદે ગીત ગાજે.

**હિમિ :** કયું ગાઉં, મોટાભાઇ?

**યતીન :** પેલું નવું લગ્નનું ગીત.

**ડાકટર :** હા, હા, એ બરાબર છે. આજે લગ્નનું મુહૂર્ત છે ખરું. રસ્તામાં ત્રણ વરઘોડા વટાવીને આવવું પડયું. તેમાં જ તો મોડું થઇ ગયું.

પાસેના ઓરડામાં આવીને હિમિ

ગીત ગાય છે.

બાજે રે બાંશરી બાજે!
સુદરી, ચંદન માલ્યે
મંગલ સંધ્યાય સાજો.
આજિ મધુ ફાલ્ગુન માસે
ચંચલ પાંથ કિ આસે?
મધુકર–પદભર–કંપતિ ચંપક
અંગને ફોટેનિ કિ આજો?
રક્તિમ અંસુક માથે
કિંશુક કંકણ હાતે,–
મંજિર–ઝંકૃત પાયે
સૌરભ–સિંચિત વાયે,
વંદન–સંગીત–ગુંજન–મુખરિત
નંદન કુંજે બિરાજો.

પાસેનો ઓરડો

(ડૉકટર, માસી)

**ડાકટર :** ખરી વાત તો જાણે એ એજ સારું. જે દુઃખ ભોગવવું જ પડવાનું છે તેનો સ્વીકાર જ કરી લેવો જોઇએ. ભોળવીને દુઃખ ટાળવા જતાં દુઃખ વધી જ જાય છે.

**માસી :** ડાકટર, આટલું બધું શાને કહો છો?

**ડાકટર :** હું કહું છું કે તમારે તૈયાર થવું પડશે.

**માસી :** ડાકટર, મોઢેના આ બે શબ્દોથી તમે મને તૈયાર કરવાના છો, એમ ધારો છો? મારી જ્યારે અઢાર વરસની ઉંમર હતી ત્યારથી ભગવાને પોતે મને તૈયાર કરી મૂકી છે—ભઠ્ઠી ધગાવી ઇંટ પકવે તેમ. મારા સત્યાનાશની શરૂઆત તો કેટલાય દિવસો-થી થઇ ગયેલી છે, હવે તો માત્ર છેવટનો થોડો ભાગ જ બાકી છે. વિધાતાને મને જે કાંઇ કહેવાનું હતું તે બહુ જ સ્પષ્ટ રીતે જ કહ્યું છે. તમે શાને ગોળ ગોળ બોલો છો?

**ડાકટર :** યતીનની હવે આશા નથી. થોડા દિવસ છે હવે.

**માસી :** જાણ્યું. એ છેલ્લા દિવસોનું સંસારનું કામ પૂરું કરી લઉં! ત્યાર પછી ઠાકોરજી દયા કરશે તો રજાના દિવસોમાં તેમની સેવામાં રાખી લેશે.

**ડાક્ટર :** દવા જરા બદલી આપી છે. હવે એના મનને હંમેશાં પ્રફુલ્લ રાખવું જોઇએ. મન કરતાં મોટો ડાક્ટર નથી.

**માસી :** મન! હાય રે! તોયે મારાથી જેટલું થશે તેટલું કરીશ.

**ડાક્ટર :** તમારી વહુને રોજ રોજ જરા રોગીની પાસે જવા દેજો મને લાગે છે કે તમે લોકો એને જરા બહુ અટકાવી રાખો છો.

**માસી :** ગમે તેમ તોયે બાળક ને, એટલે રોગીની ચાકરીનો ભાર કંઇ સહેવાય ?

**ડાક્ટર :** એમ કંઈ ન ચાલે. તમે પણ તેને જરા અન્યાય કરો છો. મેં તો જોયું છે કે વહુનું મન બહુ જ જબરૂં છે. આવી મોટી ચિંતા માથે ઝઝૂમે છે તોયે ભાંગી પડ્યાં નથી.

**માસો :** તોપણ મનમાં મનમાં તો જરા—

**ડૉક્ટર :** અમે તો ડૉક્ટર રહ્યા, રોગીના દુ:ખની વાત જ જાણીએ. નીરોગીના દુ:ખની ચિંતા નહિ. એના કરતાં વહુને જરા મારી પાસે બોલાવો હું જાતે તેમને કહી જાઉં.

**માસી :** ના, ના, જરૂર નથી—તે તો હું તેને—

**ડાક્ટર :** જુઓ, અમારા ધંધામાં માણસનો સ્વભાવ ઘણે ભાગે સમજી લેવાની બહુ જ સગવડ છે. એટલું તો મેં જાણ્યું છે કે વહુ ઉપર સાસુની જે સ્વાભાવિક રીસ હોય છે તે ભારે દુ:ખના દિવસમાં પણ શમતી નથી. વહુ છોકરાની ચાકરી કરીને તેનું મન મેળવી લે એ તેનાથી કેમે કર્યું—

**માસી :** વાત ખોટી નથી. રીસ હોય પણ ખરી. મનમાં કેટલાં પાપો છુપાઇ રહે છે તે અંતરજામી વિના કોણ જાણે છે?

**ડાક્ટર :** માત્ર ભાણેજ શા સારૂ? વહુ પ્રત્યે પણ ફરજ તો છે. તમે પોતે જ મનમાં વિચાર કરીને તેના મનને કેવું થતું હશે! જરૂર બીચારી ઓરડામાં આવવાને માટે તરફડિયાં મારી મારીને મરી ગઇ હશે!

**માસી :** વિવેકશક્તિ ઓછી એટલે એટલો બધો વિચાર નહોતો કરી જોયો તો.

**ડાક્ટર :** જુઓ હું તો બટકબોલો રહ્યો. ખરી વાત કહેતાં મને શરમ નહિ. કંઇ ખોટું લગાડશો નહિ.

**માસી :** ખોટું શા માટે લગાડું, ડાક્ટર. અન્યાય જો કોઇ જગ્યાયે પણ હોય તો તેની નિન્દા થયા વિના તે સુધરશે શી રીતે? તમારી વાત ધ્યાનમાં રાખીશ. કોઇ વાતની ઊણપ નહિ રહે.

[ ડાક્ટર જાય છે. ]

**માસો :** હિમિ, શું કરે છે?

**હિમિ :** મોટોભાઇને માટે દૂધ ગરમ કરું છું.

**માસી :** ઠીક, દૂધ હું ગરમ કરીશ તું જા યતીનને જરા ગીત સંભળાવ જઇને. જા, તારૂં ગીત સાંભળતાં સાંભળતાં વળી એની આંખમાં જરા ઊંઘ આવે છે.

[ પાડોશણનો પ્રવેશ ]

**પાડોશણ :** મોટીબેન, યતીનને કેમ છે આજ?

**માસી :** સારૂં નથી, બેન.

**પાડોશણ :** મારી વાત સાંભળો, મોટીબેન, એક વાર અમારા જશુ દાકતરને બતાવો જોઉં!

મારી દોહીતરનું નાક સૂજી ગયું હતું. પીડાઇ પીડાઇને મરતી જ હતી! આખરે જગુ ડાક્ટરે આવીને તેના જમણા નસ્કોરામાંથી આવડો મોટો કાચનો મણકો કાઢી આપ્યો. એના હાથને બહુ જશ છે. મારો છોકરો તેનું સરનામું જાણે છે.

**માસી :** વારૂ કહેજે સરનામું મોકલી આપે.

**પારાશણ :** પેલે દહાડે તમારી વહુને મેં અલિપુરના જ ચીડિયાખાનામાં જોઇ હતી.

**માસી :** એને જીવજંતુ ઉપર બહુ માયા છે. ઘણી વાર ત્યાં જાય છે.

**પારાશણ :** જનાવરો ઉપર માયા હોય એટલે કંઇ ધણી ઉપર માયા નહિ રાખવી એમ ?

**માસી :** કોણે કહ્યું કે માયા નથી! નાદાન બાળક, આખો દહાડો રોગી પાસે શી રીતે રહી શકે? અમે જ એને પરાણે પરાણે—

**પારાશણ :** તે ગમે તે કહો, પણ આખી પોળની સ્ત્રીઓ બધી એની વાત—

**માસી :** પોળની સ્ત્રીઓ તો એને પરણી નથી. બેન, મારો યતીન એને સમજે છે, તે તો કદી—

**પારાશણ :** તે મોટી બેન, તે કશું બોલતો નથી એટલે—

**માસી :** બોલતો નથી એટલું જ નહિ. એ કોઇ વાર સંગ્રહસ્થાન કોઇ વાર પ્રાણીઓ વગેરે જોવા જાય એથી જ એને આનંદ થાય છે.

**પારાશણ :** શું કહો છો મોટીબેન! ચાકરી શું એના કરતાં—

**માસી :** એ તો કહે છે કે મણિને માટે તો એ જ ચાકરી છે. યતીન બિછાનામાં પડી રહે છે અને મણિ ફરી આવે છે તેટલાથી જ તેને ભારે આરામ થાય છે. રોગીને એટલું ઓછું છે ?

**પારાશણ :** કોણ જાણે-બેન, અમે તો જૂનાં માણસો, આ બધું સમજી શકતાં નથી. ભલે, મારા છોકરાને મોકલી આપીશ. મોટીબેન, તેને જગુ ડાક્ટરનું સરનામું ખબર છે. એક વખત તેને બોલાવીને બતાવવામાં શું ગયું ?

[ જાય છે. ]

### રોગીનો ઓરડો

**યતીન :** કેમ, હિમિ! આવ, આહ! જીવમાં જીવ આવ્યો. પેલો ફોટો ક્યાંય શોધ્યો જડતો નથી. તું જરા જોને બેન.

**હિમિ :** કયો ફોટો, મોટાભાઇ ?

**યતીન :** પેલો, બોટેનિકલગાર્ડનમાં મણિની સાથે ઝાડ નીચે મારો ફોટો પડાવેલો તે.

**હિમિ :** તે તો તમારા આલ્બમમાં હતો?

**યતીન :** હમણાં, જરા પહેલાં જ મેં આલ્બમમાંથી કાઢી લીધો હતો. બિછાનામાં જ ક્યે છે—કે નીચે પડી ગયો છે.

**હિમિ :** આ રહ્યો. મોટાભાઇ, ઉશીકા નીચે.

**યતીન :** જાણે બીજા જનમની વાત હોય એમ લાગે છે. પેલા લીમડા તળે. મણિએ પહેરી હતી કસુંબી રંગની સાડી. અંબોડો નીચો ડોક પાસે વાળ્યો હતો, યાદ છે ને હિમિ, ક્યાંકથી એક પપૈયો શોર મચાવી રહ્યો હતો. નદીમાં ભરતી આવી હતી. શો તે પવન? અને કેવો તે સરૂના ઝાડનો ઝરઝર શબ્દ! મણિ સરૂનાં ફૂલ વીણીને તેની છાલ ઉખાડીને સૂંઘતી હતી—કહેતી હતી કે મને આ ગંધ બહુ ગમે છે. એને શું નથી ગમતું એ જ કોને ખબર? તેની રુચિ

મારફતે જ મેં આ પૃથ્વીને ઘણી ભોગવી છે. તે દિવસે ગાયું હતું, તે ગીત ગા તો, હિમિ. બહુ ડાહી છે. યાદ છે ને ?

**હિમિ :** હા, યાદ છે.

યૌવન સરસીનીરે
મિલન શતદલ,
કોન ચંચલ બન્યાય ટલમલ ટલમલ
શરમ–રક્તરાગે
તાર ગોપન સ્વપ્ન જાગે,
તારી ગંધ–કેશર–માઝે
એક બિંદુ નયન–જલ.
ધીરે બઓ ધીરે બઓ સમીરણ–
સવેદન પરશન.
શંકિત ચિત મોર
પાછે લાગે વૃન્તડોર,
તાઇ અકારણ કરૂણાય
મોર આંખિ કરે છલછલ.

**યતીન :** તે દિવસે ઝાડનું તળિયું સુધ્ધાં બોલી ઊઠયું હતું. આજે આ દિવાલોમાં ઘેરાયેલી પૃથ્વી બિલકુલ ચૂપ છે. આ દિવાલો તેના ફીકા હોઠ જેવી લાગે છે. હિમિ, દીવો જરા ધીમો કરી દે. આ કિનારે ઝાડને લીધે કેવા જાત જાતના લીલા રંગની આભા આકાશમાં વિસ્તરેલી હતી. અને અને પેલે કિનારે મીલોનાં ભૂંગળાંમાંથી ધુમાડો આકાશે ચડતો હતો તેનો પણ રંગ કેવો સુંદર હતો, અને કેવો સુંદર આકાર હતો ! બધુંય સારૂં લાગતું હતું. અને તમાશો પેલો કૂતરો–પાણીમાં ઘણી વારે વારે દડો નાખી દેતી હતી અને તે તરીને–

**હિમિ :** મોટાભાઇ, પણ તમે હવે બોલો નહિ

**યતીન :** વારૂ નહિ બોલું; હું આંખ મીંચીને સાંભળીશ, પેલાં સરૂના ઝરઝર શબ્દ. પણ હિમિ, તેં જે આજે ગાયું તે બરાબર તેવું જ હતું–કોણ જાણે? હજી જરા અંધારૂં થવા દે. પછી હુ આપોઆપ જ સાંભળી શકીશ–" ધીરે બઓ ધીરે બઓ, સમીરણ" વાળું–તું જા. છબી કયાં મૂકી ?

**હિમિ :** આ રહી !

[જાય છે]

### પાસેનો ઓરડો

[માસી, અખિલ]

**અખિલ :** કેમ બોલાવ્યો કાકી ?

**માસી :** ભાઇ, તું વકીલ રહ્યો. તારે કંઈ કરવું જ પડશે.

**અખિલ :** પેલા તો હવે સબૂર કરી શકે એમ નથી–ડીક્રી કરી છે, હવે બજાવવાને માટે–

**માસી :** બહુ દિવસ નહિ સબૂર કરવું પડે. તે લોકો તારા જ અસીલ છે ને. જરા સમજાવીને કહેજે. ડાકટરે કહ્યું છે–

**અખિલ :** ડાકટરે એક વાર પહેલાં પણ કહ્યું હતું ને એટલે આ વખતે તે લોકો વિશ્વાસ રાખવા માગતા નથી. ઘર મૂકીને ઘર બાંધવું, એ તે યતીનને કેવી બુધ્ધિ સૂઝી ?

**માસી :** એનો વાંક નથી, વાંક નથી. એની બુધ્ધિને ઠેકાણે મણિ બેઠી છે શનિ થઇને. એણે તો ધાર્યું હતું કે એની મણિને–એનાં એ ઝાંઝવાનાં જળને ઇંટના ચોકઠામાં પકડી રાખવું.

**અખિલ :** એની પાસે તો થોડા રોકડ રૂપિયા હતા.

**માસી :** બધા શણના વેપારમાં નાખ્યા છે.

**અખિલ :** યતીનને વળી શણનો વેપાર? નરેણીને વળી લાકડાં ફાડવાં! હસવું કે રડવું?

**માસી :** ભારે ખરચ કરવા બેઠો હતો એટલે એણે ધાર્યું કે શણની ઉથલપાથલ કરીશું એટલે તરત નફો મળશે. આકાશમાં ઊડતી શાખીને કેવી ધાની ખબર પડે છે—સત્યાનાશની જરા ગંધ આવતાં કોણ જાણે ક્યાંથી બધા કુમંત્રીઓ આવી મળે છે.

**અખિલ :** સત્યાનાશ! હમણાં શણનો બજાર એવો થઇ ગયો છે કે ખેતરમાંનો પાક કાપવાનું પણ ખેડૂતને ઓજતું નથી.

**માસી :** રહેવા દે, રહેવા દે. હવે બોલીશ નહિ ચિંતા કરવાની પણ હવે જરૂર નથી—દિવસ ભરાઇ ચૂક્યા છે.

**અખિલ :** કાકી, લેણદારોને એના શણના વેપારની ખબર પડી ગઇ હોય એમ લાગે છે. તે લોકો સમજી ગયા છે કે ઘણા ગીરડાં ભેગાં થશે, એટલે જલદી જલદી પોતાનું લેણું કઢાવી લેવાની તૈયારી કરે છે.

**માસી :** ઓ રે અખિલ, હમણા થોડાં દિવસ સબૂર કરવાને કહે—જમદૂતની સાથે અદાલતનો દૂત હેરાફામ કરવા નહિ આવે એવું કર. નહિ તો લઇ જા મને તારા અસીલની પાસે. હું બ્રાહ્મણની દીકરી તેને પગે માથું મૂકું.

**અખિલ :** વારું, તેમની સાથે એકવાર વાત કરી જોઉં. જો જરૂર પડે તો તમારે આવવું પડશે. એકવાર યતીનને મળતો જાઉં.

**માસી :** ના, તને જોતાં જ તેને વેપારની વાત યાદ આવશે.

**અખિલ :** વારું, એણે મણિને નામે પુષ્કળ રૂપિયાનો જિંદગીનો વીમો ઉતરાવેલો હતો, તેનું શું થયું?

**માસી :** તે મેં ગમે તેમ કરીને બચાવ્યો છે. મારું બધું એમાંજ ગયું—એમાં ને ડાક્ટર ખર્ચમાં યતીનને તો બચાવી શકવાની નથી, યતીનના આ દાનને બચાવી શકી એટલું તો સુખ મનને રહેશે. યાદ તો છે ને કોઇ કોઇ વાર વીમાનું પ્રીમિયમ જ્યારે તેને ભરવાનું આવતું ત્યારે કેટલી ધમાલ થતી હતી તે! માફ કર અખિલ, તારા અસીલને કહીને—

**અખિલ :** જુઓ માસી, હું સાચી વાત કહું છું. એના ઉપર મને સ્હેજ પણ દયા આવતી નથી. આવી મોટી બાદશાહી બેવકૂફી—

**માસી :** પણ એના ઉપર ભગવાનની દયા કેટલી છે તે જરા જો; પ્રાણ ખરચીને એ આ ઘર બંધાવવા બેઠો હતો: પૂરું તો ન થયું, પણ એનો રમતનો સાથી એનું ભાગેલું રમકડું ઉપાડી એને પણ સાથેજ લેતો જાય છે. હવે કઇ રમતનું નિમંત્રણ આવ્યું છે, કોને ખબર!

**અખિલ :** કાકી, અમારા કાયદાના પુસ્તકમાં સારે નસીબે આ તમારી રમતની વાત લખેલી નથી. તેથીજ કમાઇને એ મૂકી ખાવા પામું છું. નહિ તો આમજ રમતના પવનમાં બિલકુલ દેવાળાને ઘાટે જઇને મરત.

[ જાય છે ]

[ ચાલુ ]



શ્રી. ભાસ્કરરાવ વિદ્વાંસ

## અમેરિકાનો શાંતિ સ્થાપવાનો નવો પ્રયત્ન

ગયા ડિસેમ્બર માસમાં આર્જેન્ટાઇનાના બ્યુએનોસ આઇરીસ શહેરમાં ઇન્ટર અમેરિકન કોન્ફરંસ ભરવામાં આવી હતી. આ પરિષદનો ખાસ ઉદ્દેશ તો શાંતિસ્થાપનાનો હતો અને એને માટે જ ત્યાંના અમેરિકાનાં સંયુકત સંસ્થાનો તથા બીજા પ્રજાસત્તાક રાજ્યો વચ્ચે શાંતિસ્થાપના માટે સંધિ કરવામાં આવી છે. જેના ઉપર અમેરિકાના ૨૧ પ્રજાસત્તાક રાજ્યોએ સહીઓ કરી છે.

આ સંધિમાં સામાન્ય રીતે નીચેના મુદ્દાઓ તરી આવે છે:- અમેરિકામાં શાંતિભંગ થવાનાં ચિહ્નો જણાય કે તરત જ બધાં રાજ્યોએ એકત્ર થઇને એમ બનતું અટકાવવાના પ્રયત્નો કરવા; શાંતિભંગ થાય જ તો પછી બાકીનાં રાજ્યોએ એકત્ર થઇને શાંતિભંગના કારણો દૂર કરીને યુદ્ધ અટકાવવું; અમેરિકા ઉપર જો કોઇ પરદેશી સત્તા કોઇ પણ પ્રકારની ચડાઇ કરે તો બધાં અમેરિકાનાં સહી કરનારાં રાજ્યોએ એકત્ર થઇને તેનો સામનો કરવો; આર્થિક બાબતોમાં એકબીજાની વચ્ચે આવવું નહિ...વગેરે.

આજથી લગભગ ૫૦ વરસ પહેલાં પાન અમેરિક કોન્ફરંસ ભરીને અંદર અંદરની તકરારો શાંતિથી પતાવવાનો સિદ્ધાંત સ્વીકારવામાં આવ્યો હતો. હવે એવો જ આ ફરી પાછો શાંતિસ્થાપના માટેનો વધારાનો પ્રયત્ન છે. અને આજે જ્યારે યુરોપમાં યુદ્ધની નોબતો વાગ્યા જ કરે છે, તથા લીગ ઑફ નેશન્સનો પ્રભાવ કમી થતો જાય છે ત્યારે આવી જાતનો આ પ્રયત્ન દુનિયામાં શાંતિ સ્થાપવા માટે એક અગત્યનું પગલું ગણાશે.

આ સંધિ એક બે દૃષ્ટિથી મહત્વની બને છે. છેલ્લા મહાયુદ્ધ

પછી યુનાઇટેડ સ્ટેટસની જ પ્રેરણાથી યુરોપમાં આખી દુનિયાના રાજ્યોનો રાષ્ટ્રસંઘ નિર્માણ કરવામાં આવ્યો. પણ તેમાં અમેરિકા પોતે ન ભળ્યું. આજે આટલાં વર્ષો પછી એવાં બળો કામ કરી રહ્યાં છે કે આખી દુનિયામાં શાંતિ સ્થાપવા માટે આ રાષ્ટ્રસંઘ નિષ્ફળ નીવડયો છે. અને યુરોપમાં યુદ્ધનો દારૂગોળો ભરપૂર તૈયાર થવા લાગ્યો છે. એ વખતે યુનાઇટેડ સ્ટેટસના નેતૃત્વ નીચે આખું અમેરિકા જૂદું પડીને હવે શાંતિ સ્થાપવા માગે છે. યુદ્ધ પહેલાં તેની નીતિ યુરોપના ધમાલમાં ન પડવાની અને તટસ્થ રહેવાની હતી. પણ વધતાં જતાં આર્થિક હિતોને પરિણામે યુદ્ધમાં ઉતરવું પડયું. આજની પરિસ્થિતિમાં ફરી પાછું અમેરિકા યુરોપના રાજકારણમાંથી છુટું થઇને પોતાનો જૂદો જ, એક રાષ્ટ્રસંઘ સ્થાપવા પ્રયત્ન કરે છે. અને આખો અમેરિકા એ રીતે સ્વયંસંપૂર્ણ થવા માગે છે. ભૌગોલિક રીતે તે જૂદો છે જ, હવે રાજકીય ક્ષેત્રમાં પણ તે જૂદો રહેવા માગે છે એ આ સંધિથી સિદ્ધ થાય છે.

યુનાઇટેડ સ્ટેટસ પોતે જુદું થાય છે એમ જ અમેરીકાનાં બીજાં રાજ્યોને પણ જૂદા રાખવા માગે છે. દક્ષિણ અમેરિકા હજી ઘણું પછાત છે, તેના વિકાસ માટે હજી ત્યાં ઘણો અવકાશ છે. તે વખતે યુનાઇટેડ સ્ટેટસ પોતે જ ત્યાં એકલો પ્રભાવ જાળવવા માગે છે એ આ સંધિની પાછળનો ધ્વનિ છે. એટલે અમેરીકાના નેતૃત્વ નીચે એક આખો આર્થિક સમૂહ નવો તૈયાર થશે. જેમાં યુનાઇટેડ સ્ટેટસ આર્થિક પ્રભુત્વ ભોગવશે—અને સ્વાભાવિક રીતે જ તેને પરિણામે તેનો પ્રભાવ રાજકીય ક્ષેત્રમાં પણ વધવાનો જ. અલબત્ત આજે તેણે આ બાબતમાં ઘણું ઉદાર ધોરણ અખત્યાર કરેલું જણાય છે. નહિ તો ૨૧ રાજ્યોએ આ પ્રકારની સંધિ ઉપર સહેલાઇથી સહીઓ ન કરી હોત.

પરિષદની યોજના પાછળ આ અંતર્ગત કારણ ગણાવી શકાય, અને તે અમેરિકા વિભાગને સ્વયંસંપૂર્ણ બનાવવો જેમાં યુનાઇટેડ સ્ટેટસ આર્થિક પ્રભુત્વ ભોગવે. કારણ કે યુ. સ્ટેટનો મૂડીવાદ આજે એટલી હદે વિકસિત થયો છે કે તેને પોતાની મૂડીના નિકાસ માટે બીજા ક્ષેત્રોની જરૂર પડે. એમ થાય તો જ તેનું આર્થિક ઘડતર સ્થિર રહી શકે. બહારનાં દેખીતાં કારણો પણ છે જ : છેલ્લાં વરસોમાં દક્ષિણ અમેરીકાના કેટલાક ભાગોમાં યુદ્ધો ચાલ્યા જ કર્યાં છે; વળી યુરોપનો રાષ્ટ્રસંઘ ૧૯૩૧ ની સાલથી તો નિર્બળ થવા લાગ્યો છે અને હવે તો માત્ર તેનું અસ્તિત્વ જ છે—બાકી તો નિષ્પ્રાણ બની ગયો છે. ઉપરાંત યુરોપમાં યુદ્ધનાં વાદળો ઘેરાવાં લાગ્યાં છે. આ બધામાંથી બચી જવાનો અને અમેરિકા પૂરતી શાંતિ સ્થાપનાનો પણ ઉદ્દેશ ચોકખો છે.

બહારનાં આક્રમણો સામે એકત્ર થઇને સામનો કરવાનો મુદ્દો ધ્યાન ખેંચે છે. એકવાર યુનાઇટેડ સ્ટેટસે પોતાનો પ્રખ્યાત મનરો સિદ્ધાંત જાહેર કર્યો હતો. એટલે કે યુરોપના રાજ્યો જો અમેરિકાના કોઈ ભાગ ઉપર ચાલતાં પ્રજાતંત્રોમા દખલ કરવા માગશે તો આખા અમેરિકાની શાંતિ સ્થાપવાની જવાબદારી યુનાઇટેડ સ્ટેટસની છે એમ તેના તરફથી જાહેર કરવામાં આવ્યું હતું. આ જ સિદ્ધાંત આજે બીજા સ્વરૂપમાં દુનિયા સમક્ષ ખડો થાય છે. પહેલી વખતે એ અવાજ એકલા યુનાઇટેડ સ્ટેટસનો જ હતો, આજે એ અવાજ બધાં રાજ્યો એકત્ર થઇને ઉઠાવે છે. અને એટલા પૂરતું તે સામર્થ્યવાન ગણાય. આમ થવાથી યુનાઇટેડ સ્ટેટસનો તો સ્વાર્થ સરે છે, પણ નાનાં રાજ્યોને પ્રથમ જે અપમાન લાગેલું તેને બદલે હવે તેમને સંતોષ મળ્યો કારણ કે તેઓ બધાં હવે સમાન કક્ષાએ આવ્યાં ગણાય.

આ સંધિ કરીને યુનાઇટેડ સ્ટેટસે એક બીજી ચિંતામાંથી પણ મુક્ત થવાનો પ્રયાસ

કર્યો છે. યુ. સ્ટે. ના એક મહત્ત્વના અધિકારીને પૂછવામાં આવ્યું કે, 'રૂઝવેલ્ટ આટલું બધું નૌકાસૈન્ય કેમ વધારે છે? જાપાન સાથેનું યુદ્ધ તાત્કાલિક થવાનો ડર છે?' આ પ્રશ્નનો જવાબ આપવામાં આવ્યો કે, 'ના, જાપાન સાથે તાત્કાલિક યુદ્ધનો સંભવ નથી. પણ આખા અમેરિકાખંડની રક્ષાનો સવાલ તાત્કાલિક આવીને ઉભો રહે તેમ છે.' નાઝી લોકો દક્ષિણ અમેરિકામાં પોતાનું પ્રચારકાર્ય જોરશોરથી કરવા લાગ્યા છે એ બીના હવે લગભગ જાણીતી છે. અને બ્રાઝીલની અંદર તો જર્મનીના પ્રયત્નોની અસર પણ સારી રીતે થવા લાગી છે. જર્મની પોતાનો વિકાસ યુરોપમાં સાધે અને તેમાં કદાચ ન ફાવે તો પણ બને તો બ્રાઝીલમાં ફાવી શકે તેમ છે. તેનો વિસ્તાર ઘણો જ મોટો છે અને એ પ્રદેશ હજી આખો અણુવિકસિત છે એટલે તેના વિકાસને પણ પુષ્કળ અવકાશ છે. તેવા પ્રદેશમાં જો જર્મની પગપેસારો કરીને બળવત્તર થાય તો યુનાઇટેડ-સ્ટેટસનો મોટો હરીફ પોતાના જ પ્રભાવક્ષેત્રમાં ઉભો થાય આ વાત યુનાઇટેડ સ્ટેટસ સહન કરે નહિ. અને તેથી જ આ ફેસીસ્ટ આક્રમણની સામે બચાવ કરવા માટે આ સંધીનો ઉદ્દભવ થયો છે.

એટલે શાંતિસ્થાપનાના આ પ્રયત્નને ઉપર બતાવેલી વસ્તુસ્થિતિ લક્ષમાં રાખવાથી સારી રીતે સમજી શકાશે.

## સ્પેનનો વિગ્રહ

સ્પેનનો વિગ્રહ હજુ ચાલુ છે. આ વિગ્રહે આંતરવિગ્રહને બદલે આંતરરાષ્ટ્રિય વિગ્રહનું સ્વરૂપ લીધુ છે. સ્પેનનો ઘણો ભાગ જનરલ ફ્રાંકોના હાથમાં છે. પણ ફ્રાન્કોની મદદે સ્પેનની પ્રજા લગભગ નથી એમ કહીએ તો પણ ચાલે. મોરોક્કોના મૂર, ઇટાલીયનો અને જર્મનોની મદદથી ફ્રાંકો સ્પેનની સરકારને હરાવીને આખા સ્પેન ઉપર કબજો મેળવી લેવા ધારે છે. સ્પેનના જે લોકો ચાલુ સરકારને મદદ કરે છે તે લોકો એમ કહે છે કે અમારે વસ્તુતઃ તો જર્મનો અને ઇટાલીયનો સાથે જ લડવાનું છે પણ જ્યાં સુધી અમારામાં એક પણ માણસ જીવતો હશે ત્યાં સુધી અમે ફ્રાન્કોને તે જીતશે તો પણ સુખે રાજ્ય ભોગવવા દેશું નહિ.

આખા માસ દરમ્યાન પરિસ્થિતિમાં મહત્વનો ફેરફાર થયો નથી. પણ જનરલ ફ્રાન્કોને જો બહારની મદદ ન મળે તો તે ઝાંઝો વખત ટકી શકે એમ નથી.

ડીસેમ્બર માસની આખર સુધીમાં ફ્રાન્કોનો પક્ષ વિકટ સંયોગોમાં આવી પડયો હતો. તેના લશ્કરમાં સ્પેનીશ લોકોની સંખ્યા તો ઝાઝી છે નહિ, મૂર લોકોનું મોટું સૈન્ય તે પોતાની સાથે લાવ્યો હતો. આ સૈન્યમાંના ઘણા માણસો આજ સુધીમાં મરાયા છે, અપંગ થયા છે, કે માંદા પડયા છે. જે બાકી રહ્યા છે તેઓ સ્પેનમાં રહેવાથી થાકી ગયા હોય એવું સમાચારો ઉપરથી જાણી શકાય છે. એક તો સ્પેનની આબોહવા તેમને માફક આવતી નથી અને બીજું સ્પેનમાં જે જાતનું યુધ્ધ તેમને કરવું પડે છે તે યુદ્ધથી તેઓ ટેવાયેલા નથી.

સ્પેનનો જે પ્રદેશ તેણે હસ્તગત કર્યો છે તે પ્રદેશના ખેડુતો સંપૂર્ણપણે તાબે થયા નથી. તે લોકો ઉપર ત્રાસ ગુજારીને જ તેમને કબજે રાખવા પડે. અને બળવો ન કરી બેસે માટે લશ્કરનો અમુક ભાગ પણ રોકી રાખવો પડે. નહિ તો એક બાજુથી જ્યારે ફ્રાંકો માદ્રીડ ઉપર હલ્લો કરવામાં રોકાયો હોય ત્યારે પાછળના ભાગમા આ અસંતુષ્ટ ખેડુતો જો બળવો કરે તો ફ્રાન્કોનું લશ્કર વચ્ચે સપડાઇ જાય અને નવી મદદ પણ મળવી મુશ્કેલ થઈ જાય. રશિયામાં જ્યારે

સોવિયેટ તંત્ર સ્થપાયું ત્યારે મિત્ર રાજ્યોની મદદથી રશિયન પ્રતિક્રાન્તિવાળાઓએ મોસ્કો ઉપર હલ્લો કર્યો તે વખતે જ પાછળના ખેડુત લોકોએ બળવો કર્યો અને મદદના માર્ગો બધા કાપી નાખ્યા, પરિણામે આખા લશ્કરને ભાગતાં ભોંય ભારે થઈ. આ હકીકતની પુનરાવૃત્તિ સ્પેનમાં પણ થવાનો સંભવ છે અને ફ્રાન્કોના લક્ષ બહાર આ બાબત નથી માટે પોતાનું બાકી રહેલું બધું સૈન્ય લઇને માડ્રિડ પર હલ્લો કરી શકે એવું નહોતું.

માડ્રિડે ધાર્યા કરતાં વધારે લાંબો સમય ટકાવ કર્યો. સ્પેનની સરકારે પોતાની રાજધાની માડ્રિડથી ફેરવીને વેલેન્શિયામાં રાખી છે. શરુઆતમાં લશ્કર બરાબર કેળવાયેલું નહોતું પણ વખત જતાં લશ્કર કેળવાતું જાય છે–શિસ્ત દાખલ થતી જાય છે. પ્રજાનો દરેકે દરેક સશક્ત માણસ યુદ્ધમાં ભાગ લેવા તૈયાર થયો છે. બાર્સિલોના અને વેલેન્શિયા તરફના ભાગમાં યુદ્ધ સામગ્રી તૈયાર કરવાના કારખાનાં પણ ધમધોકાર ચાલુ છે. પૈસા સંબંધેની જોગવાઇ સારા પ્રમાણમાં છે. અને કહેવાય છે કે સોનાનો મોટો ભાગ ફ્રાંસમાં રાખ્યો છે. રશિયા તરફથી સલાહકારોની તેમજ ખાદ્યપદાર્થોની સારી એવી મદદ મળે છે. અલબત્ત ! માડ્રિડનો મોટો ભાગ નાશ પામ્યો છે. ત્યાં ખાધાખોરાકી પણ ખૂટવા આવી છે. છતાં જે દૃઢતાથી શહેરનો બચાવ ત્યાંના લોકો કરે છે તેણે વફાદાર પક્ષમાં પ્રાણ પૂર્યો છે.

શરુઆતમાં ઇટાલી અને જર્મનીએ ફ્રાન્કોને મદદ આપી ત્યારે સ્પેન જીતવાનું કામ ટુંક મુદતમાં પુરૂં થશે અને જનરલ ફ્રાન્કો વધારે કુનેહથી આખા યુદ્ધની દોરવણી કરશે એવું તેમણે ધાર્યું હતું, પણ એમની એ ધારણા ખોટી પડી છે. જે વખતે ફ્રાન્કો જોરમાં હતો ત્યારે અતિ ઉત્સાહમાં આવીને આ બંને રાજ્યોએ ફ્રાન્કોની સરકારને જ સ્પેનની કાયદેસર સરકાર તરીકે સ્વીકારી લીધી છે. હવે ફ્રાન્કોનો પક્ષ નબળો પડતાં હારતા પક્ષને મદદ આપવી કે કેમ એ મહાપ્રશ્ન જર્મની અને ઇટાલીની સામે ખડો થયો. ક્રિસ્ટમસ વખતે તો લગભગ એવી પરિસ્થિતિ જણાતી હતી કે ઇટાલી અને જર્મની કદાચ પોતપોતાની મદદ આસ્તે આસ્તે પાછી ખેંચી લે. આ મહિનાની ૧ લી તારીખે ઇટાલી અને બ્રિટનની વચ્ચે થયેલા ભૂમધ્ય સમુદ્રના કરારો જોતાં આ મંતવ્યને ટેકો મળતો હતો. અને પ્રથમ ઇટાલી મદદ પાછી ખેંચી લેશે એવી આશા હતી.

પણ આજનું રાજકારણ વિગતોમાં વધારે અટપટું છે. એક બાજુથી બ્રિટનની સાથે ઇટાલીએ સંધિ કરી જ્યારે બીજી બાજુથી તેજ દિવસે ૫૦૦૦ ઇટાલીઅન સ્વયંસેવક સૈન્ય કેડીઝ બંદરે ઉતર્યું. દસ પંદર દિવસો દરમ્યાન દશથી બાર હજારનું ઇટાલીઅન સ્વયંસેવક સૈન્ય ઉતર્યાના સમાચાર આવ્યા છે. ભૂમધ્ય સમુદ્રમાં ઇટાલીની પોતાની સત્તા જમાવવાની નેમ તેણે છોડી નથી. એ વસ્તુ બ્રિટનની સાથેના કરારો હોવા છતાં સિધ્ધ થતી જોઇ શકાય છે.

જર્મની ઇટાલી કરતાં વધારે સંડોવાયેલું છે. ફ્રાન્કોને તેણે મોટી લોન આપી છે. એ લોનના બદલામાં આજે સ્પેનના ઉતરના પ્રદેશમાંથી પુષ્કળ લોખંડ જર્મની જાય છે, મનુષ્યની મદદ પણ જર્મનીએ વધારે આપી છે. ફ્રાન્કોની સરકારનો ઉતાવળ કરીને સ્વીકાર કરી લીધો છે. હવે ફ્રાન્કોની સરકારને ટકાવી રાખવાનો સવાલ એ પ્રતિષ્ઠાનો સવાલ થઈ પડ્યો છે. પચાસથી સાઠ હજારનું જર્મન સૈન્ય સ્પેનમાં ન ઉતારવામાં આવે તો બળવાખોરો ટકી શકે તેવું નથી. આટલું બધું સૈન્ય સ્પેનમાં રોકી રાખવું કે કેમ તે પણ વિચારવાનું રહે છે. એટલું સૈન્ય દૂર દેશમાં હોય અને એ દરમ્યાન જો બીજી કોઇ આફત આવી પડે તો પોતાના દેશ માટે સૈન્યની તાણ પડે. આ કારણથી હિટલરના લશ્કરી સલાહકારો હારતા જતા ફ્રાન્કોની મદદ ખાતર

આટલા મોટા જોખમમાં ઉતરવા તત્પરતા દર્શાવતા નથી. આ પરિસ્થિતિ હોવા છતાં જર્મનીએ આગળ વધવાનો નિશ્ચય કર્યો હોય એવું જણાય છે. તેની લડાયક તૈયારીઓ લગભગ પૂરી થઇ છે. એવા પણ સમાચાર મળે છે કે આખા દેશમાં લશ્કરની જમાવટ કરવા માટેના અને હુકમ મળ્યે અમુક અમુક દિવસોએ અમુક સ્થળોએ લશ્કરમાં જોડાવાના હુકમો અપાઇ ચૂકયા છે. કોઇ પણ ઉપાયે જે પગલું ભર્યું છે તેમાંથી પાછા ન હટવાનો અને મહાયુદ્ધમાં ઉતરવું પડે તો તેમ કરવાનો ઇરાદો સ્પષ્ટ જણાય છે.

આમ કરવાના બે કારણો હોઈ શકે, ફ્રાન્સ કે બ્રિટન કોઇ દેશોમાં આજે લડાયક માનસ નથી. ઇંગ્લેન્ડ તો જરા દૂર છે. પણ ફ્રાન્સ તદન પડખે છે. ફ્રાન્સની અકર્મણ્યતાનો લાભ લેવાનું હિટલર જેમ આજ સુધી ચૂકયો નથી તેમ હવે પણ ચૂકે એવું લાગતું નથી. એક વાર સ્પેન ઉપર પોતાની સીધી કે આડકતરી સત્તા જામી જાય તો ફ્રાન્સની આસપાસ ફેસીસ્ટ વાડ સ્હેજે ઉભી થઇ જાય અને પછી ફ્રાન્સને કચડી નાખતાં વાર લાગે નહિ. ઉપરાંત સ્પેનની ખનીજ સંપત્તિનો ઉપયોગ જર્મની કરી શકે અને ઉદ્યોગ ધંધાઓને વધારી શકે.

એક બીજું કારણ પણ હોવાનું બહાર આવે છે. એમ માનવામાં આવે છે કે, જર્મનિની આંતરિક પરિસ્થિતિ વધારે વિકટ બની છે તેમાંથી જર્મન પ્રજાનું લક્ષ સ્પેનમાં મળનારા વિજય તરફ વાળવાની અગત્ય છે. અને એટલા માટે ફ્રાન્કોના પક્ષને મદદ આપ્યા કરે છે. આ હકીકત કેટલે અંશે સત્ય છે તે ચોક્કસ કહી શકાય એવું નથી પણ બીલકુલ ખોટી છે એમ પણ માનવાને કારણ નથી.

આમ કોઇને કોઇ કારણે સ્પેનનો વિગ્રહ ઇટાલીઅન અને જર્મન સ્વયંસેવક સૈન્યો ચલાવી રહ્યાં છે અને દેશના સ્થાપિત સરકારને હરાવવાના પ્રયત્નો ચાલુ છે. જ્યારે ફ્રાન્સ અને બ્રિટન દરમ્યાનગીરી ન કરવાના કરારો ઘડી રહ્યાં છે. આ કરારો ઉપર જર્મની, ઇટાલી, રશિયા અને પોર્ટુગાલ વગેરે દેશોએ પોતાની સંમતિ પણ આપી છે. અને છતાં સ્પેનની મદદ તેમણે ઓછી કરી નથી. તેઓ જવાબ આપે છે કે સ્પેનની ભૂમિ ઉપર અમારૂં સૈન્ય નથી પણ માત્ર સ્વયંસેવકો ત્યાં જાય છે. બ્રિટને ફરીવાર આ જાતના સ્વયંસેવકો પણ ન જાય એવી સંપૂર્ણ બીનદરમ્યાનગીરી રાખવા માટે બધાં લાગતાં વળગતાં રાજ્યોને જણાવ્યું છે. આનો જવાબ જર્મની અને ઇટાલી તરફથી બહુ મોડો વાળવામાં આવ્યો અને તે પણ એવા પ્રકારનો કે દરેકે દરેક પક્ષ કોઇ પણ પ્રકારની એટલે કે આર્થિક મદદની કે ચળવળ કરનારાઓની મદદની બંધી કરે તો જ અમે સ્વયંસેવકોની બંધી કરી શકીએ. મતલબ કે, બીનદરમ્યાનગીરીની વાતો કરવાની સામે આ લોકોને વાંધો નથી પણ તેનો અમલ દરેક રાજ્યે પોતાની ઇચ્છા પ્રમાણે કરવાનો છે. આજે બ્રિટન અને ફ્રાન્સનો યુરોપના રાજકારણમાં હજી એટલો પ્રભાવ છે કે જરા જોર દઇને આકરાં પગલાંની વાતો કરે તો પણ સ્પેનનો વિનાશ થતો અટકે. પણ એટલી હદે જઈને હિટલર કે મુસોલિની ને માઠું લગાડવાની તૈયારી બ્રિટનના રાજકર્તાઓમાં હોય એવું જણાતું નથી. પરિણામ એ આવે છે કે બ્રીટન અને ફ્રાન્સ સ્થાપિત સરકારને મદદ કરતાં નથી અને જર્મની, ઇટાલી, પોર્ટુગલ વગેરે દેશો ફ્રાન્કોને મદદ કર્યા કરે છે. આ રીતે થનારો સ્પેનનો વિધ્વંસ બ્રિટન અને ફ્રાન્સ નીરાંતે નિહાળી રહે છે.

આ યુદ્ધને અંગે ભૂમધ્ય સમુદ્રમાં આજે ચાંચીયાગીરી ચાલુ થઈ છે. બળવાખોરોનાં લડાયક જહાજો ભૂમધ્ય સમુદ્રોમાંથી નીકળતાં બીજાં પરદેશી જહાજોને મરજી મુજબ અટકાવે છે, તપાસ કરે છે, અને પછી જવા દે છે. રખેને કોઇ રાજ્ય સ્પેનની સરકારને મદદ કરે. પણ આ ચાંચીયાગીરીની નીતિથી ભૂમધ્ય સમુદ્રનો મામલો ચિંતાજનક બન્યો છે. રશિયાની સ્ટીમર પકડી તેનાથી રશિયામાં ખળભળાટ થયો છે બ્રિટનની સ્ટીમરોને અટકાવવામાં

આવી. તેની સામે ગ્રેટબ્રિટને સખત વિરોધ ઉઠાવ્યો છે. નાર્વેની એક સ્ટીમરને પણ આજ રીતે અટકાવવામાં આવી છે. સ્પેનીશ મોરોક્કોમાં જર્મનીના સૈન્ય માટે બરાકો બંધાય છે એવા સમાચાર પણ બહાર આવ્યા છે, જો કે જર્મન સરકારે આ હકીકતની ના પાડી છે. પણ ભૂમધ્ય સમુદ્રમાં બનતા આ બધા બનાવો ધ્યાન ખેંચે તેવા છે અને આ ચાંચીયાગીરી જો ચાલુ રહે તો ભૂમધ્ય સમુદ્રનો મામલો વિકટ બને એવો પુરો સંભવ છે. ભૂમધ્ય સમુદ્રમાં અનેક પ્રજાના હિતો પરસ્પર અથડાયા કરે એવું છે. પણ અહીં એ વિષય છણી શકાય એમ નથી.

## જાપાન–જર્મની સંધિ

ગયા નવેમ્બરની ૨૫ મી એ જાપાન અને જર્મની વચ્ચેની સંધિની જાહેરાત કરવામાં આવી છે. તે દિવસે બર્લીનમાં રહેના બધા દેશોના એલચીઓની સમક્ષ આ સંધિને જાહેર રીતે જણાવવામાં આવી ધ્યાન ખેંચે એવી બાબત સોવિયેટના વકીલની ગેરહાજરી હતી. માનવામાં આવે છે કે સોવિયેટના વકીલને આમંત્રણ આપવામાં આવ્યું નહોતું. સંધિની જાહેરાત કર્યા પછી ભાષણ પુરું કરતાં જર્મની તરફથી જણાવવામાં આવ્યું કે આ સંધિ અતિ અગત્યની છે. યુરોપીઅન સંસ્કૃતિનું રક્ષણ કરવાને માટે અમે બને રાજ્યોએ આ સંધિ કરી છે.

સામાન્ય રીતે આ સંધિ સોવીએટ રશિયાની સામે કરવામાં આવી છે એવું મનાય છે. જો કે સંધિમાં એવી સ્પષ્ટતા નથી. સંધિમાં તો યુરોપીઅન સંસ્કૃતિ ઉપર આજે કમ્યુનીઝમનું આક્રમણ થયું છે એનો વિરોધ કરવાનો ઉદ્દેશ જણાય છે. હિટલરે યુરોપમાંથી કમ્યુનીઝમને દેશનિકાલ કરવાનું બીડું ઝડપ્યું છે. કમ્યુનીઝમના સિદ્ધાન્તને તે જંગલી સિદ્ધાન્ત ગણે છે. અને યુરોપ આ સિદ્ધાન્તના પ્રચારથી ફરી જંગલી અવસ્થામાં ન આવે એ માટે હિટલરે કમર કસી છે. બધા દુશ્મનોમાં કમ્યુનીઝમને તે મોટામાં મોટો દુશ્મન ગણે છે. છેલ્લા મહાયુદ્ધ વખતે જર્મનીની હાર થવાનું મુખ્ય કારણ આ સામ્યવાદનો પ્રચાર જ હતો એમ તે કહે છે. જો એક વાર સામ્યવાદનો પ્રચાર યુરોપમાં થઈ જાય તો દુનિયા આખી રસાતાળ જાય. એવી એને બીક છે; અને માટે તેનો નાશ કરવા તે પ્રયત્ન કરે છે. અને પોતાની સાથે બીજાં રાજ્યોને આ કાર્ય માટે ભેળવવા માગે છે.

આ સંધિ જાહેર થયા પછી તેના ઉપર અનેક જાતની ટીકાઓ થઈ છે. જુદા જુદા દેશો ઉપર આ સંધિની જુદી જુદી અસર થઈ છે. લગભગ બધા દેશોનાં છાપાંઓએ આના ઉપર કાંઈ ને કાંઈ અભિપ્રાયો દર્શાવ્યા છે. આંતરરાષ્ટ્રિય રાજકારણમાં એ રીતે આ સંધિ અત્યંત મહત્વની માનવામાં આવે છે. જર્મની અને જાપાન શા માટે સંધિ કરે? ઈટાલી અને જર્મનીની સંધિ સાથે આનો કાંઈ સબંધ ખરો કે નહિ? બ્રિટીશ સામ્રાજ્ય અને ફ્રાન્સના રાજકારણ ઉપર આ સંધિની શું અસર છે? વગેરે પ્રશ્નોનો વિચાર આ સંધિની સમજણ માટે આવશ્યક છે.

જર્મની અને રશિયાની દુશ્મનાવટ તો જાણીતી છે. એકવાર જર્મનીમાં કમ્યુનીસ્ટ લોકોનું જોર બહુ ભારે હતું. તેને કયરીતે હિટલરે પોતાના હાથમાં સત્તા લીધી છે. સામ્યવાદના સિદ્ધાન્તનો પ્રચાર એટલે અત્યારસુધી માનવસમાજે જહેમત લઈને ઉત્પન્ન કરેલી સંસ્કૃતિનો નાશ એમ તે માને છે. રશિયા સામ્યવાદનો પ્રચાર કરે છે એટલા માટે જર્મની અને રશિયા વચ્ચે દુશ્મનાવટ હોય તે સ્વાભાવિક છે.

પણ આજ કારણ પૂરતું નથી. બીજો અંતર્ગત હેતુ પણ એમાં સમાયેલો છે. છેલ્લા મહાયુધ્ધ

પછી જર્મનીનો અંગભંગ કરવામાં આવ્યો છે, અને પરદેશની વસાહતો તેની પાસેથી આંચકી લેવામાં આવી છે. આજે જર્મન પ્રજા પોતાને વિકસવા માટે અવકાશ માગે છે. આજ દિવસ સુધી સામાન્ય રીતે તેણે પશ્ચિમમાં પોતાની સરહદ વધારવાનો પ્રયત્ન કર્યો હતો. પણ અત્યારના સંયોગોમાં પશ્ચિમ તરફ આગળ વધવું એટલું બધું સહેલું નથી. ફ્રાન્સ અને ઇંગ્લેન્ડ જેવાં પ્રબળ રાજ્યો પશ્ચિમમાં છે. ઉપરાંત બંને વચ્ચે મૈત્રી પણ છે. એ જોખમમાં ઉતરવા કરતાં જર્મની પ્રથમ પૂર્વ તરફ આગળ વધવા માગે છે. પૂર્વ તરફ રશિયા અને જર્મનીની સરહદ વચ્ચે પોલેન્ડ આવે છે. રશિયા મોટું રાજ્ય છે ખરૂં પણ હજુ ઉભું થતું રાષ્ટ્ર છે. અને સિધ્ધાંતની દૃષ્ટિએ રશિયાને આજનાં લગભગ બધાં રાજ્યો દુશ્મન ગણે છે. આથી જો કોઈની સાથે તેને પૂર્વમાં લડવું પડે તો રશિયા સાથે લડવું પડે. જો પોલાન્ડને સમજાવીને પોતાના પક્ષમાં લઈ શકાય તો કાળા સમુદ્ર ઉપરનો રશિયાના તાબાનો યુક્રેઇનનો પ્રદેશ હાથ આવે. એ પ્રદેશ ઉપર સીધો અધિકાર અથવા તો બીજા કોઇ દેશ મારફત આડકતરો અધિકાર જો મેળવી શકાય તો જર્મનીની અનાજની ભૂખ ભાંગે તેમ છે કારણ આ પ્રદેશ યુરોપમાં અનાજને માટે સૌથી સમૃદ્ધ પ્રદેશ છે, અને જર્મનિની વધતી જતી પ્રજા માટે જર્મનીમાં પૂરતું અનાજ છે નહિ. પૂર્વ તરફ આગળ વધવાની અને પોતાની અનાજની ખોટ પૂરવાની આ જરૂર તે રશિયાની દુશ્મનાવટનું બીજું અંતર્ગત કારણ ગણાવી શકાય.

પણ આજે રશિયાનું લશ્કરી સામર્થ્ય એટલું બધું છે કે, એકલે હાથે જર્મની રશિયાની સામે ઉભું રહી શકે નહિ. આથી રશિયાનો બીજો દુશ્મન જે જાપાન તેની સાથે જર્મનીને સંધિ કરવી પડી. વસ્તુતઃ હિટલર આર્યન સંસ્કૃતિની હિમાયત કરે છે, અને જાપાન મોંગોલિયન સંસ્કૃતિ-વાળો દેશ ગણાય. યુરોપની સંસ્કૃતિનું સંરક્ષણ કરવા માટે આર્યત્વનું અભિમાન ધરાવતા હિટલરને એશિયાના મોંગોલિયન લોકોનો સાથ લેવો પડે એ પણ એક નવાઇ તો ખરી જ. વ્હેપારની બાબતમાં જાપાન અને જર્મની એકબીજાના હરીફ છે. પેસિફિકમાં આવેલાં જર્મન સંસ્થાનો મહાયુધ્ધને અંતે જાપાને કબજે કરી લીધાં છે. આમ બન્ને રીતે જોતાં જાપાન અને જર્મની વચ્ચે મેળ નથી. પણ જાપાન રશિયાનું કટ્ટું દુશ્મન છે એ એક જ હકીકત જર્મની અને જાપાનને ભેગાં કરી શકી છે.

જાપાનને પણ રશિયા સાથે મેળ નથી. જાપાન ચીનમાં પોતાનું પ્રભુત્વ સ્થાપવા માગે છે. પણ આ કામમાં રશિયા અડચણ નાખે છે. ચીનના મધ્ય ભાગમાં આજે સોવિયેટતંત્ર સ્થપાયું છે. આઉટર મોંગોલિયા સોવિયેટ પદ્ધતિ પ્રમાણે જ પોતાનું રાજતંત્ર ચલાવે છે. જાપાનીઝ સામ્રાજ્યના જુલ્મ સામે ચીનની પ્રજા ગમે ત્યારે બળવો કરવા તત્પર છે. અને સોવિયેટ તેને મદદ કર્યા વિના રહે નહિ. એટલે ચીનમાં રશિયા અને જાપાનની જાણે કે હરિફાઇ ચાલે છે. ઉપરાંત સોવિયેટની સરહદ જાપાનના ટાપુઓની અડોઅડ આવી ગઇ છે. રશિયાએ પોતાનું લશ્કરી સામર્થ્ય પૂર્વભાગની અંદર એકત્રિત કર્યું છે. રશિયન હવાઇ વિમાનો બહુ જ ટુંક સમયમાં જાપાનના ટાપુનો અને ઔદ્યોગિક શહેરોનો નાશ કરી શકે તેમ છે. જાપાનને માથે રશિયાનાં આ હવાઇ વિમાનો એ લટકતી તરવાર છે. બૈકલ સરોવરથી પૂર્વ તરફનો સાઇબિરિયાનો ભાગ જ્યાંસુધી જાપાનના કબજામાં ન આવે ત્યાંસુધી જાપાન ભયમુક્ત થઇ શકે તેમ નથી.

પણ જાપાન એકલે હાથે રશિયાની સાથે લડવાની હામ ભીડી શકે તેમ નથી. જે વખતે જર્મની પશ્ચિમ તરફથી હુમલો કરે તે વખતે જાપાન જો પૂર્વ તરફથી હુમલો કરે તો જ રશિયાને હરાવી શકાય. અને તેથી જાપાન અને જર્મનીની મૈત્રી શક્ય બને છે. રશિયાનાં આ બે

કેન્દ્રો વચ્ચે એટલું બધું મોટું અંતર છે કે પાંચ હજાર માઇલ દૂર આવેલાં એ સ્થાનો ઉપર લડત ચલાવી શકાય કે કેમ એ પ્રશ્ન રશિયા માટે મુશ્કેલ છે.

રશિયા આ પરિસ્થિતિથી જ્ઞાત છે. હમણાં જ લીટ્વીનૉફે કોઈ પણ ભયની સામે પહોંચી વળવાની રશિયાની તૈયારી છે એવું જાહેર કર્યું છે. આજ દિવસ સુધી રશિયાએ જે શક્તિ નહોતી બતાવી તે શક્તિ આજે તેણે બતાવી છે. એટલે બન્ને બાજુથી એ પ્રજા હલ્લો કરે તો પણ બચાવ કરવા જેટલું સામર્થ્ય પોતાનામાં છે એમ રશિયા માને છે. જાપાન અને જર્મનીની સંધિનો જવાબ વાળવા રશિયા તત્પર છે.

ઇટાલી અને જર્મની વચ્ચે પણ સંધિ થઇ છે. જે સંધિનો ઉદ્દેશ સામ્યવાદના હલ્લામાંથી યુરોપીન સંસ્કૃતિને ઉગારી લેવાનો બતાવવામાં આવ્યો છે. માત્ર ઇટાલી અને જાપાન વચ્ચે હજી સંધિ થઇ નથી. પણ એ સંધિ નહિ થાય એવું માનવાને ખાસ કારણ નથી.

આટલા વિવેચન ઉપરથી આ વસ્તુ ખ્યાલમાં આવી શકશે કે ભવિષ્યમાં ઇટાલી, જર્મની અને જાપાન એ ત્રણ દેશો સાથે રહેવાનો સંભવ છે. આનો પડઘો ઇંગ્લેન્ડમાં પડયા વગર રહ્યો નથી. ઇંગ્લેન્ડ આજે જાપાનને પોતાનો *મિત્ર ગણી શકે એવી સ્થિતિમાં નથી.* અને એટલા જ ખાતર સિંગાપોરમાં તે લશ્કરી થાણું મજબુત કરે છે. પૂર્વમાં જાપાન જો પ્રબળ થાય તો વધારેમાં વધારે ભય આજે બ્રિટીશ સામ્રાજ્યને છે એ વસ્તુથી ઇંગ્લંડના રાજનીતિજ્ઞો અજ્ઞાત નથી. ઇટાલીએ તો ભૂમધ્ય સમુદ્ર ઉપર પોતાનો કબજો મેળવવા માંડયો જ છે. અને તેથી જર્મની-જાપાન સંધિ અને ઇટાલીની તેમાં જોડાવાની સંભવિતતા સબંધે ઇંગ્લેન્ડ ચિન્તાતુર બન્યું છે.

હિટલર આ સમજે છે. અને કોઇ પણ ઉપાયે ગ્રેટબ્રિટનની સાથે મૈત્રી જાળવી રાખવા માગે છે. જ્યાંસુધી પૂર્વમાં હિટલર પોતાની મજબુતી ન કરી લે અથવા તો પોતાના લશ્કરી સામર્થ્યની પૂરતી સગવડ ન કરી લે ત્યાંસુધી તે બ્રિટનને આશ્વાસન આપ્યા કરે છે કે, અમારી સંધિનો ઉદ્દેશ બ્રિટીશ સામ્રાજ્યના હિતને જોખમમાં નાખવાનો નથી.

આ સંધિનો ભય જેટલો રશિયાને છે એટલો જ ફ્રાન્સને પણ છે. ફ્રાન્સ અને જર્મનીની દુશ્મનાવટ તો ઐતિહાસિક બની ગઇ છે. કોઇ પણ વખતે જર્મની ફ્રાન્સમાં ઉતરશે એ લગભગ નક્કી છે. વળી સ્પેનમાં પણ જો બળવાખોરો બળવાન થાય અને પોતાનું સામ્રાજ્ય જમાવે તો ફ્રાન્સ ફેસીસ્ટ રાજ્યો વચ્ચે ઘેરાઇ જાય છે. ફ્રાન્સ અને રશિયા વચ્ચે સંધિ થયા પ્રમાણે રશિયાને મદદ આપવા ફ્રાન્સ બંધાયેલું છે. અને એ કારણથી સ્પેનમાં ફેસીસ્ટ રાજ્યની સ્થાપના કરવા માટે હિટલર આતુર બન્યો છે. જ્યારે જર્મની રશિયા ઉપર ચડાઇ કરે ત્યારે સ્પેન ફ્રાન્સ ઉપર ચડાઇ કરે. એમ કરવાથી ફ્રાન્સને સ્પેનની સરહદ ઉપર પોતાનું રક્ષણ કરવા માટે રોકાવું પડે અને જર્મની ઉપર તે ચડાઇ કરી શકે નહિ.

સંધિની જાહેરાત પછી જેમ રશિયાએ જવાબ વાળ્યો છે, તેવી જ રીતે ફ્રાન્સે પણ સામો જવાબ વાળ્યો છે. તેણે જાહેર કર્યું છે કે ફ્રાન્સનું લશ્કર અજીત્ય છે અને કોઇ પણ પ્રજાનો સામનો કરવા માટે તત્પર છે. વળી પોતાની આખી સરહદ ઉપર જે કિલ્લેબંધી કરેલી છે તેને વધારે મજબુત બનાવવાનું કાર્ય શરૂ કરી દીધું છે.

જાપાન-જર્મનીની સંધિ પાછળ કયા બળો કામ કરે છે તથા જુદાં જુદાં રાજ્યો ઉપર આ સંધિની શી અસર થઇ છે તેનું આ દિગ્દર્શન

છે. બીજાં નાનાં નાનાં રાજ્યો ઉપર પણ આ સંધિની અસર થઇ જ છે પણ તેની વિગતમાં ઉતરવાની જરૂર નથી. આંતરરાષ્ટ્રિય રાજકારણમાં આ સંધિએ ઘણો ઉહાપોહ મચાવ્યો છે, અને ભવિષ્યમાં યુદ્ધ કોની કોની વચ્ચે થશે અને તે વખતે કયા કયા દેશો કયા પક્ષમાં ભળશે એ લગભગ સ્પષ્ટ થતું જાય છે.

જાપાન–જર્મન સંધિ અને ફ્રાંસ અને રશિયાની સંધિ અરસપરસના જવાબરૂપે છે. સવાલ માત્ર બાકીના રાષ્ટ્રોનો રહે છે. પણ એ રાષ્ટ્રોનાં હિતાહિત અરસપરસ એટલાં ગુંચવાએલાં છે કે તેઓ કયો પક્ષ લેશે એ નિશ્ચિતતાથી કહી શકાય તેમ નથી.

## પોલાંડ

જાપાન–જર્મન સંધિની જાહેરાત હમણાં થઇ, પણ વસ્તુતઃ આ બીના નવીન નથી–પંદર માસ અગાઉથી જ આ વાત લગભગ ઘડાઈ ગઈ હતી. પોલાંડ પણ તેમાં ભળેલું હતું. પણ હવે પોલાંડ જાગૃત થયું છે. મોટાં રાજ્યો વચ્ચે પોલાંડ કચરાઈ જવા માગતું નથી. એટલે છેલ્લે છેલ્લે પોલાંડે જાપાનના એલચીને ચોક્ખો જવાબ આપી દીધો છે કે, પોલાંડ પોતાની તટસ્થતા જાળવી રાખવા માગે છે. અને કોઇ પણ જાતના ઉશ્કેરણી થાય એવા કારણ વગર જ જો ઝેકોસ્લોવેકિયા જેવા મધ્ય યુરોપના દેશો ઉપર આક્રમણ કરવામાં આવશે તો પોલાંડને પોતાની નીતિનો ફરીથી વિચાર કરવો પડશે.

પોલાંડના આ વલણથી જર્મનીની આક્રમણ નીતિને જરા આંચકો લાગ્યો છે. પણ તેથી તેના હેતુમાં કશો અંતરાય આવતો નથી, માત્ર તેણે ધાર્યા જેટલું રશિયા ઉપર ચડાઈ કરવાનું અને યુક્રેઇન જીતી લેવાનુ કાર્ય સરળ રહ્યું નથી, પણ ઉલટુ વધારે વિકટ બન્યુ છે.

## એંગ્લો–ઇટાલીઅન કરાર.

જાપાન–જર્મન સંધિની અગાઉ જ જર્મન ઇટાલિની સંધિ થએલી હોવાથી ઇંગ્લાંડની ચિંતા વધી જ હતી. અને તેમાં સ્પેનમાં ઇટાલિ તથા જર્મની સાથે રહીને પોતાની સત્તા બળવાન બનાવતાં હતાં, તથા અમુક ટાપુઓ ઉપર ઇટાલિએ કબજો મેળવી પણ લીધો હતો એ બધી બાબતોની ચોખવટ કરવા માટે ઇટાલિ અને બ્રિટન વચ્ચે વાટાઘાટ ચાલતી હતી. અને નવા વરસે બન્ને દેશો વચ્ચે ભૂમધ્ય સમુદ્ર સંબંધે કરાર પણ કરવામાં આવ્યો છે. જેમાં ભૂમધ્ય સમુદ્રમાં બ્રિટનના હિતોને નુકસાન પહોંચાડવાનો, રસ્તો અટકાવવાનો તથા બેલેરિક ટાપુઓમાંના કોઈ ટાપુ ઉપર કબજો મેળવવાનો ઇટાલિનો ઈરાદો નથી એવું ઇટાલિએ જાહેર કર્યું છે. તેમજ સ્પેનને અભંગ રાખવાની પણ ઇટાલિએ બાંહેધરી આપી છે. જો કે તેજ દિવસે સ્પેનમાં ઇટાલિના સ્વયંસેવકો ઉતર્યાના સમાચાર મળ્યા છે.

આ કરારથી જર્મની તથા ઇટાલિ વચ્ચેના કરારોને પણ આંચ નથી આવતી, એવું આશ્વાસન જર્મનીને ઇટાલિએ આપ્યું છે.



# કન્યાભારતી

શ્રી. સોપાન

## પ્રકરણ બીજું

### વર્ષા ભારતીનો અભ્યાસ કરે છે

વર્ષાથી જુદા પડ્યા પછી ભારતી ઊંડા વિચારમાં પડી ગઇ. હૃદયપ્રદેશમાં એક પ્રકારનું ગાંભિર્ય છવાઇ ગયું. વર્ષા સાથે વાતો કરતાં પોતે જે શબ્દો ઉચ્ચાર્યા તે જાણે કોઇની સમક્ષ પ્રતિજ્ઞા લીધી હોય એવા લાગવા માંડ્યા. સ્ત્રીજીવનના ઉત્કર્ષ માટે પોતે રાતદિવસ ઝખતી હતી અને એને અંગે પોતાના વિચારો પણ પ્રગટ કરતી હતી, પરંતુ આટલી શ્રદ્ધાપૂર્વક બોલવાનો પ્રસંગ એનાં જીવનમાં પહેલો જ આવ્યો હતો અને તે પણ વર્ષા પાસે કે જેનાથી ન સમજાય એવા કારણવશાત્ પોતે કંઇક ડરતી હતી, સંકોચ પામતી હતી. ભારતીએ ગાંભિર્યનો ભાર ખંખેરવા માટે મનને મનાવવા માંડ્યું. 'મેં નવું શું કહ્યું છે? એ તો હું ચાર વર્ષ થયાં માનું છું ને જાહેર કર્યા કરું છું. એમાં ગંભિર થવા જેવું શું બની ગયું છે?' પણ ભાર ઓછો ન થયો.

બીજે દિવસે કુમારિકા સંઘના કામમાં કશી ખલેલ ન પહોંચી પણ એની સાથે કામ કરનારી કુમારીકાઓને ભારતીમાં આજ કંઇક અસ્વાભાવિક લાગ્યું. બીજાને એવું લાગે છે તે ભારતી જોઇ શકતી હતી અને મનમાં મૂંઝાતી હતી. 'શા માટે એમ થવું જોઇએ?' એ પ્રશ્ન ઉઠતો અને અનુત્તર રહેતો. એ થાકી. કોઇ દિવસે નહિ અને તે દિવસે સમય પૂરો થતાં પહેલાં એ કુમારિકા સંઘમાંથી ઘેર ચાલી આવી.

રાત્રે વર્ષા આવવાની હતી તેનું ભારતીને બરાબર સ્મરણ હતું. જેમ સમય વિતવા લાગ્યો તેમ એના મનમાં ન કળાય એવો ભય વધવા લાગ્યો.

એણે બહાર ફરવા જઈ મન પ્રફુલ્લ કરવાનું યોગ્ય ધાર્યું. હજી દિવસ આથમ્યો નહોતો અને રસ્તા ઉપર માણસોની ભીડ હતી. ફરવા જવાનો સમય નહોતો થયો. છતાં એણે 'જવાહર બાગ' તરફ જવા માંડ્યું. રસ્તામાં કોઈના તરફ ધ્યાન આપ્યા વિના એ ચાલવા લાગી.

બાગમાં દાખલ થતાં જ સામેથી ત્રિલોક આવતો દેખાયો. ત્રિલોક ભારતીનો મિત્ર હતો છતાં અત્યારે તેના મોમાં સહેજ અણગમો આવી ગયો.

'કેમ આજ અત્યારમાં ?' નજીક આવી હસતાં હસતાં ત્રિલોકે પૂછ્યું.

'તમારા કરતાં તો મોડી છું ને ?' ભારતીએ સહેજ હસીને જવાબ આપ્યો.

'બહેનો હંમેશા આટલી મોડી તો હોય જ છે.'

ભારતીને આ કટાક્ષ ન ગમ્યો. એનું મોં બદલાઇ ગયું. સામાન્ય રીતે કોઇ પણ કટાક્ષને હાસ્યથી વધાવી સામું તીર ફેંકવાની એની મનોવૃત્તિ અત્યારે બહાર ન આવી. ત્રિલોક જરા શરમાઇ ગયો.

'આવ્જો.' ત્રિલોક દબાતા અવાજે બોલ્યો અને એણે છૂટા પડવાની તૈયારી બતાવી.

ભારતીએ ગંભીરપણે માથું હલાવી સંમતિ દર્શાવી અને બંને જૂદાં પડયાં. પાંચ ડગલાં આગળ ચાલતાં ભારતીથી પાછળ જોવાઇ ગયું. એને થયું કે પોતે નજીવી બાબતમાં ત્રિલોકનું અપમાન કરી નાખ્યું. ખુલાસો કરવાની ઇચ્છા થઇ પણ ઉતાવળે પગલે ચાલ્યા જતા ત્રિલોકને બોલાવવાની હિંમત ન ચાલી. મનના વધેલા ભારમાં ઉમેરો કરી એણે બાગમાં ફરવા માંડ્યું.

સાંજ પડતાં ધીમે ધીમે માણસો આવવા માંડયાં હતાં. ભારતી બાગના એક છેડાની એકાંત જગ્યા શોધી બાંકડા ઉપર બેઠી. એના મનમાં વિચારો ઉઠવા લાગ્યા. વર્ષાની સાથે થયેલી વાતોથી વર્ષા વિષે વિચારો આવવા લાગ્યા. છેલ્લા એક મહિનાથી જ એણે વર્ષાને જોઇ હતી અને જોતાં જ એના પ્રભાવથી અમુક અંશે અંજાઇ ગઇ હતી. વર્ષાના પતિ શ્રીમોહન ભારતીના પિતાના સંબંધી હતા અને એને અંગે જ પોતે વર્ષા સાથે પરિચયમાં આવી હતી. શ્રીમોહનને એક સજ્જન જુવાન તરીકે ભારતી ઓળખતી હતી. બંને વચ્ચે વાતનો પ્રસંગ આવ્યો ન હતો પણ એકમેકને આંખથી ઓળખતા હતા.

ભારતીએ પોતે જ વર્ષાને કુમારિકા સંઘમાં આવવાનું અને બની શકે તો દરરોજ આવવાનું આમંત્રણ આપ્યું હતું. આમંત્રણ મળ્યા પછી બે ત્રણ દિવસ સુધી તો વર્ષા ગઇ નહોતી, પણ ભારતીએ ફરીને આગ્રહ કર્યો ત્યારથી એણે જવા માંડ્યું હતું. પોતાના કામને વર્ષા કઇ રીતે જુએ છે તેનું નિરીક્ષણ ભારતી કર્યા કરતી હતી. વર્ષા હસમુખી હતી, સૌમ્ય હતી. કોઇ ચર્ચાત્મક વાતો નીકળે તો બનતાં સુધી પોતે હસીને જ વાતને વાળી લેતી હતી. વર્ષા જેમ જેમ ભારતી અને ભારતીના કામ તરફ મૌન રાખવા લાગી તેમ તેમ એનો અભિપ્રાય જાણવાની ભારતીની જીજ્ઞાસા વધવા લાગી. એક દિવસ એકાંત મળતાં ભારતીએ સીધો જ પ્રશ્ન કર્યો.

'તમે કેમ કોઇ દિવસ તમારો અભિપ્રાય ઉચ્ચારતા નથી ?'

વર્ષા હસી.

'ના, ના. હું ગંભીરપણે પૂછું છું. અમારી ત્રુટીઓ હોય તો તમારે કહેવું જોઇએ' આ શબ્દો બોલતાં ભારતીએ, પોતને ન ગમે એવી નાનપ અનુભવી.

'મારે અભિપ્રાય શો આપવાનો હોય ?'

'તમે વાતને ઉડાવો નહિ!'

'હું ઉડાવતી નથી. દરેક વખતે અભિપ્રાય વ્યક્ત કરવામાં શ્રેય જ હોય છે એવું નથી.'

'તમે એમ માનો છો કે તમારી ટીકાથી મને રોષ ઉપજશે ?'

'રોષ કદાચ ન ઉપજે, પણ એમ તો થાયને કે આનમાં ગુણદૃષ્ટિ નથી ?'

'હું એવું છીછરું હૃદય નથી ધરાવતી'

વર્ષાએ અર્થસૂચક દૃષ્ટિએ ભારતી સામું જોયું. ભારતીના મોં ઉપર વ્યાપેલી ઝલક વર્ષાએ જોઈ. સૌમ્ય અને સ્મિતભર્યું લાગતું વર્ષાનું મોં જરા ગંભીર થઈ ગયું.

'બીજે કોઈ સમયે મારો અભિપ્રાય કહું તો ?'

'અત્યારે શો વાંધો છે. ?'

'મારે થોડુંક વિચારવું તો જોઈએને !'

'આમાં વિચારવાનું શું છે ? જોતાં સાથે જ તમારા મન ઉપર કંઈ છાપ નહિ પડી હોય'

'પણ એ છાપ ખોટી હોય તો ?'

'જેવી હોય તેવી.' ભારતી જરા હસી. 'તમને અભિપ્રાય બદલવાની અને ફરીને જાહેર કરવાની છૂટ.'

'પણ એવું ન થાય તો સારું ને ?'

'તમારે કોઈપણ બહાને ચૂપ જ રહેવું છે એમ કહો ને ?'

'ના, એવું નથી.'

'તો બીજું શું છે ?'

'મને થાય છે કે ત્યાર પહેલાં આ પ્રવૃત્તિ વિષે અને પ્રવૃત્તિની સંચાલિકા વિષે પૂરેપૂરું જાણી લઉં.'

'એ જાણવામાં શી અડચણ આવે છે ?'

'કંઈ નહિ, પૂછ્યું નથી એટલું જ.'

'તો પૂછી લ્યો.'

'અત્યારે નહિ ફાવે, બીજી કોઈ વખત.'

'પણ એમ શા માટે ?'

'અત્યારે વાતાવરણમાં જરા ગાંભિર્ય આવી ગયું છે. મારે પૂછવું છે તે તો અમસ્તું, જરા ઉપરછલ્લું'

ભારતી પાસે જવાબ ન રહ્યો. વર્ષાનું વલણ એને ગમ્યું નહિ. વર્ષા એ જોઈ શકી એ ધીમું ધીમું હસતી બોલી.

'તમે પરણવાના છો કે નહિ !'

ભારતી ચમકી ગઈ: 'ના' એટલું એ તુરત બોલી ગઈ.

'આખું જીવન કૌમાર્ય જ સેવવું છે ?'

'હા'

'શા માટે ?'

'શા માટે !' એક પળવાર ભારતી થોભી. 'જીવનમાં કંઈક કરી શકાય એ માટે.'

'આ પ્રવૃત્તિ તમે કેટલાં વરસ થયાં ઉપાડી છે ?' વર્ષાએ પ્રશ્ન બદલ્યો. ભારતીને મનમાં થોડી નિરાંત થઈ.

'ત્રણ વર્ષ થયાં.'

'હેતુ ?'

ભારતીને આ સવાલ વિચિત્ર લાગ્યો. જરા તોછડો પણ લાગ્યો, છતાં એણે શાંતિથી જવાબ આપ્યો.

'સ્ત્રીજીવનનો ઉત્કર્ષ સાધવો.'

'ઉત્કર્ષ એટલે ?'

'એટલે એનાં સ્વતંત્રવ્યક્તિત્વની સ્થાપના કરવી.' ભારતી જરા દૃઢ સ્વરે બોલી.

'તમે કોઈ પણ પરિસ્થિતિમાં પરણવાના નથી ?' વળી પ્રશ્ન બદલાયો.

'ના.'

'માતાપિતા તમારા વિચાર સાથે સંમત છે ?'

'ન પરણવા સિવાયના વિચારો સાથે સમંત છે.'

'તમે અભ્યાસ કેમ છોડી દીધો ?'

'એમાં કંઈ અર્થ ન લાગ્યો.'

'એટલે અત્યારની કેળવણી યોગ્ય માર્ગે નથી એમ તમને લાગે છે ?'

'કંઇક એવું ખરૂં.'

'ખાસ કયો દોષ તમને એમાં લાગે છે ?'

'એમાં મેં કહ્યું તેમ સ્ત્રીનું સ્વતંત્ર-વ્યકિતત્વ નથી ખીલતું.'

'આ સંઘનો ઉદ્દેશ એ ખોટ પૂરી પાડવાનો જ હશે.'

'જરૂર.'

વર્ષા થોડીવાર વિચાર કરીને બોલી.

'હવે આ બધા ઉપર વિચાર કરીને હું મારો અભિપ્રાય આપું તો ?'

ભારતી ના ન પાડી શકી. મૂંગા રહી એણે સંમતિ દર્શાવી.

આ વાત થયા પછી ભારતી વર્ષાની આંખ તરફ વિશેષ નજર રાખવા લાગી. સંઘની કોઈ કુમારિકા સાથે વર્ષા વાતો કરે તે પણ ખૂબ ધ્યાનપૂર્વક સાંભળવા લાગી. પાંચ સાત દિવસ વિતી ગયા પણ વર્ષાએ પોતાનો અભિપ્રાય વ્યકત કર્યો નહિ. ભારતી જાણવા ઇચ્છતી હતી પણ ફરીને પૂછવાનું યોગ્ય ન લાગ્યું. વર્ષા અને ભારતી વચ્ચે પેલી પ્રશ્નોત્તરી થઈ ગયા પછી અવાર નવાર વાતો થતી પણ એમાં વર્ષાના વિચારો ભારતી કોઇ દિવસ જાણી શકતી નહોતી. ભારતી સમજતી હતી કે નાના મોટા પ્રસંગોમાં ને વાતોમાં વર્ષા પોતાનો અભ્યાસ કરી રહી છે. ભારતીના જીવનમાં કશું ગુપ્ત નહોતું છતાં વર્ષાનું નિરીક્ષણ અને અભ્યાસ એને ચિંતા કરાવવા લાગ્યા. વર્ષાથી એ દિવસે દિવસે સંકોચ પામવા લાગી.

એમાં 'કુમારિકા સંઘ'ની ત્રીજી જયંતિનો ઉત્સવ આવ્યો. ભારતીને થયું કે આ ઉત્સવ જોયા પછી વર્ષા પોતાની પ્રવૃતિ પ્રત્યે ખેંચાશે ને પ્રશંસાના ઉદ્‌ગાર કાઢયા વિના રહી શકશે નહીં. ભારતીએ હર્ષપૂર્વક ઉત્સવની તૈયારી કરવા માંડી અને પોતાના કામમાં વર્ષાને સાથે રાખવા લાગી. વર્ષાએ પણ સહર્ષ ભાગ લેવા માંડયો. ઉત્સવની તૈયારીના ચાર પાંચ દિવસોમાં ભારતી અને વર્ષા વચ્ચે હતી તે કરતાં યે વધુ નિકટતા આવી. વર્ષા એ નિકટતાનો ઉપયોગ ભારતીને વધુ ને વધુ સમજવામાં કરતી હતી તે ભારતી જાણતી હતી પણ એથી દૂર રહી શકતી નહોતી. ધીમે ધીમે વર્ષાએ ભારતીના જીવન વિષે ઘણું જાણી લીધું. આખરે ઉત્સવનો દિવસ આવી પહોંચ્યો.

## પ્રકરણ ત્રીજું
### કુમારિકા સંઘનો ઉત્સવ

**ઉત્સવને** દિવસે ભારતીના મુખ ઉપર હર્ષના ચિન્હો સ્પષ્ટ જણાતાં હતાં. એનાં હલનચલનમાં તરવરાટ અને વાણીમાં સંતોષનો આનંદ વ્યક્ત થતો હતો. સવારના ૭ વાગે એ કુમારિકા સંઘમાં આવી પહોંચી હતી. એના આવ્યા પછી શ્વેત વસ્ત્રોમાં સજ્જ થએલી એક પછી એક કુમારિકાઓ આવવા લાગી અને ઉત્સવને અંગેની છેલ્લી તૈયારીઓ કરવા લાગી. સાત વાગતાં ધ્વજવંદનનો કાર્યક્રમ હતો. એ પછી ગયા વર્ષનો અહેવાલ અને ભાવી યોજના સંઘ સમક્ષ રજુ થવાના હતાં. સાત થવા આવ્યા ત્યાં તો દોઢસો કુમારિકાઓ હાજર થઇ ગઈ હતી. એ લગભગ દોઢસોને જોઇ ભારતીના મુખ ઉપરનું તેજ વધવા લાગ્યું. સૌના ઉપર એની આંખ ફરતી હતી અને

એ આંખમાં આશાની જ્યોત ઝબકતી હોય એવું શિતલ તેજ વ્યાપેલું હતું. ભારતીના અવાજમાં પણ હર્ષનો ઉભરો હતો. વાતાવરણમાં આનંદ અને આશા ઉછળતાં હતાં.

સાત વાગવાની તૈયારી હતી ત્યાં વર્ષા આવી. સૌનું ધ્યાન તેના તરફ ખેંચાયું. વર્ષા ધીમું હસતી હસતી ભારતી તરફ ચાલી. ભારતીએ આનંદભર્યા મુખે એનાં સામું જોયું અને તુરત એની નજર, સામે બેઠેલી દોઢસો કુમારિકા તરફ વળી. ભારતીના મોં ઉપર ગૌરવની રેખાઓ ફરી વળી. તે વર્ષાએ જોઇ. એણે પણ શ્વેત વસ્ત્રધારી કન્યાઓને પોતાની દ્રષ્ટિમાં સમાવી.

સાત વાગ્યા. ભારતીએ ધ્વજ ફરકાવ્યો. સૌએ ગંભીર મુખે ધ્વજની સલામી લીધી અને દોઢસો કંઠમાંથી 'ઝંડા ઉંચા રહે હમારા' એ ગીત ગુંજવા લાગ્યું. હવામાં એક પ્રકારની ઉષ્મા વ્યાપી ગઇ. ભારતી ગંભીર અવાજે બોલી :

"ઈસકી સાન ન જાને પાવે
ચાહે જાન ભલે હી જાવે"

"એ એક જ વાક્ય રાતદિવસ આપણે સ્મરણમાં રાખીએ તો બસ છે. જે દિવસે આનું અપમાન સાંખી લીધું તે દિવસે 'આપણો જ રાષ્ટ્રિય આત્મા મૃત્યુ પામ્યો એમ સમજજો. એમ તો રોજને રોજ સૂક્ષ્મ રીતે આનું અપમાન થયા જ કરે છે, આપણા ઉપર રાજ કરતી પરદેશી સરકારનું એક એક કાર્ય આ ધ્વજનું અપમાન જ છે, પરંતુ એ મીટાવવાનો આપણે સંકલ્પ કર્યો છે. આ ઝંડાને ફરફરતો જોઈ એ સંકલ્પને આપણે દ્રઢ કરીએ અને આની સામે કોઇ સત્તા ભરી આંખે જોઈ જ ન શકે એવી સ્થિતિ ન આવે ત્યાં સુધી જંપીએ નહીં, પણ એ સ્થિતિ ક્યારે આવશે ? આવશે નહી પણ આપણે એને લાવવી પડશે. આપણે શી રીતે લાવશું ? સરકાર સામે સત્યાગ્રહ કરીને ? આખા દેશમાં ખુલ્લો બળવો કરીને ? છૂપા કાવતરાંઓ કરીને ? પેલી બંગાળી કુમારિકાઓની પેઠે ગોરા અમલદારોની છાતી વીંધીને ? શી રીતે એ સ્થિતિ લાવશું કે જે સ્થિતિમાં આ ઝંડો અણનમ રહે ? ભલભલા મુગટધારીઓને પણ અહીં ઝૂકવું પડે ? ઝંડામાં તો રેંટિયાનું નિશાન છે અને એના રંગો શાંતિનું સૂચન કરે છે, પરંતુ મારે અત્યારે શાંતિ અને અહિંસાની વાત નથી કરવી. હિંસા અને મારફાડની વાત પણ નથી કરવી. મારે તો એ કહેવું છે કે આપણે માત્ર દોઢસો કુમારિકાઓ એ સ્થિતિ લાવી શકશું ? આપણા દેશની સત્તર કરોડ સ્ત્રીઓ જ્યાં છે ત્યાં જ રહેશે તો આપણે કૂચ કરી શકશું ?"

"અને આપણે એ પણ યાદ કરીશું કે આપણી સ્વતંત્રતાના અવરોધકો કોણ કોણ છે ? શું પરદેશી સરકાર જ આપણી પ્રગતિને રૂંધી રહી છે ? શું આર્થિક ગરીબી જ આપણને પાયમાલ કરી રહી છે ? શું રાજકિય પરાધિનતા જ આપણા આત્માને ગુંગળાવી રહી છે ? આખો દેશ આ દુઃખોથી તો પીડાય છે પણ આપણા સ્ત્રીઓના દુઃખો અને બંધનો તો એથીયે વધુ છે. પહેલાં તો જેની સાથે ઉભા રહીને આપણે લડવાનું છે એ આખું ભારતવર્ષ એટલે આખી પુરુષજાત આપણી દુસ્મન હોય એમ વર્તે છે. જે માનવજાતને અમૃત પાવા અને આખી સૃષ્ટિમાં પ્રેમ અને કર્તવ્યનું સામ્રાજ્ય સ્થાપવાનો દાવો કરે છે તે આપણા શાસ્ત્રો અને શાસ્ત્રકારો પણ આપણી કૂચને રોકી રહ્યા છે. અને સૌથી કરૂણ અને વિચિત્ર વાત તો એ છે કે આપણે પોતે જ, આપણી જાતિની કરોડો વ્યક્તિઓ આપણા માર્ગની વચ્ચે જ પડી છે. આ સ્થિતિમાં આપણે શું કરીશું ? પુરુષે અપેલી બેડીઓ પહેરી આપણે રાજકિય પરાધિનતાની બેડીઓ તોડી શકીશું ? આપણા વ્યક્તિત્વને હણી નાખતું આ ધર્મજ્ઞાન સાથે રાખી આપણે જોશકદમ કરી શકીશું ? સત્તર કરોડ સ્ત્રીઓનો

સમુદાય આપણા માર્ગની વચ્ચે પડયો છે. તેને જાગૃત કરી સાથે લીધા વિના આપણે પગલું ભરી શકીશું ? ''

"મને તો થાય છે કે આ ઝંડામાંથી આપણે પ્રેરણા લઈએ કે આ ઝંડો સંપૂર્ણ સ્વતંત્રતાનો છે, નહિ કે રાજકિય સ્વતંત્રતાનો જ. આ ઝંડો સર્વ રોગનો હરનારો છે, નહિ કે ગરીબી અને ભૂખમરાના રોગનો જ. આ ઝંડો શાંતિ અને એકતાનો અવતાર છે પણ એ શાંતિ ગુલામીની નહિ અને એ એકતા પ્રગતિના રોધકો સાથેની નહિ. એટલે આપણે આજે કુમારિકા સંઘનો ધ્યાનમંત્ર– સમાનતા અને સ્વતંત્રતા– યાદ કરી એ ઝંડાને ફરીને વંદન કરીએ, એમાંથી પ્રેરણાનું પાન કરી આપણા હૃદયમાં બળ ભરીએ અને આપણી કૂચને આખર સુધી જારી રાખીએ ''

ભારતીના શબ્દોએ 'કુમારિકા સંઘ' માં એક ઝણઝણાટી ફેલાવી દીધી. ઝંડો ફરકતાંની સાથે જ મસ્તીભર્યું વાતાવરણ અદૃશ્ય થયું હતું અને ગાંભિર્ય પ્રસરી ગયું હતું પણ એ ગાંભિર્યમાં ભારતીએ દીવાસળી ચાંપી. અનેક કુમારિકાના મોં ઉપર અગ્નિરંગ છવાયો હતો તે ભારતીએ જોયું એના રક્તવર્ણા મુખ ઉપર એક આનંદ લહર આવી ગઈ. એણે વર્ષા ઉપર નજર ફેંકી પણ એની આંખ પાછી પડી. વર્ષાના મોં ઉપર કશો જ ફેરફાર થયો નહોતો. એ શાંત સૌમ્ય મુખમાં ભારતીને એક પળવાર પોતાની મશ્કરીનો ભાવ દેખાયો પણ તુરતજ એ ક્ષુદ્ર વિચારને એણે મનમાંથી હાંકી કાઢયો.

સૌ પોતપોતાની જગ્યાએ બેઠાં. ભારતીએ અહેવાલ વાંચવા માંડયો. વર્ષા કાન માંડીને સાંભળી રહી હતી. અહેવાલ પૂરો થતાં ભારતીની નજર ફરીને વર્ષા ઉપર પડી. વર્ષા એવી ને એવી જ હતી.

અહેવાલ વંચાઈ રહ્યા પછી પણ એક ગીત ગવાયું. ગીત પૂરું થતાં ભારતી ઉભી થઈ. ધીમા પણ ગંભીર અવાજે એ બોલી.

"આ અહેવાલમાં આપણી પ્રગતિનો ઇતિહાસ છે. હું એ વાંચીને જરાએ સંતોષ નથી લઈ શકતી. હું જાણું છું કે આખા પ્રાંતમાં આપણી સંસ્થાની પ્રશંસા થઈ રહી છે. દેશના મોટા મોટા નેતાઓ પોતાના આશીર્વચનો અને અભિનંદનો પાઠવે છે. કોઈ આ કામને અદભૂત તરીકે વર્ણવે છે. કોઈ આને સમગ્ર ભારતવર્ષમાં અજોડ ગણે છે પરંતુ જ્યારે હું આગળ નજર કરૂં છું ત્યારે આપણું નિશાન મને ઘણું ઘણું દૂર લાગે છે. હું પાછળ નજર કરૂં છું તો આપણે હજી બહુ ઓછો જ પંથ કાપ્યો છે એમ મને લાગે છે. આપણી ગતિ આ પ્રમાણે જ રહે તો કોણ જાણે કેટલાં વર્ષે આપણું નિશાન આપણે પ્રાપ્ત કરી શકીએ ! મને એમ થાય છે કે દોઢસોમાં બીજી કોઈ ભારતી નથી કે જે એક એક આવા સંઘો ઉભા કરે ? મારામાં તો એવી કોઈ ચમત્કારિક શકિત હું નથી જોતી કે જે તમારામાં યે ન હોય. હા, મારામાં સંકલ્પશકિત છે, પણ એ તો તમારામાં યે છે. આપણે બે વર્ષ પૂરાં કર્યાં. બે વર્ષ પછી આપણે બીજી સંસ્થા ઉભી ન કરી શકીએ ? બીજાં શહેર કે ગામડાંના સમૂહમાં જઈ આપણે નવા નવા સંઘો ન સ્થાપી શકીએ ? છેલ્લા ચાર દિવસ થયા આ વિચાર મારા મનમાં ઘૂમે છે અને મને થાય છે કે આવતા વર્ષ માટેનું આપણું કામ, આપણી નજીકના ભવીષ્યની યોજના જ્યાં શકય હોય ત્યાં સંઘની સ્થાપના કરવાની છે. આ એક યોજના ઝીલી લઈ આપણે આજના ઉત્સવને ઉજવીએ એવી મારી આંતરિક ઇચ્છા છે."

ભારતીનું બોલવાનું પૂરૂં થયું અને સંઘમાં ગણગણાટ શરૂ થયો. ભારતી કાન માંડી એ ગણગણાટમાંથી શબ્દો પકડતી હતી અને આંખથી અવલોકન કરતી હતી. એના મોં ઉપર સંતોષ તરવરવા લાગ્યો. એનાંથી વર્ષા સામે જોવાઈ ગયું, વર્ષાએ પણ હસતી આંખે ભારતી સામે જોયું.

ભારતી ઉઠીને એની પાસે ગઈ, વર્ષાએ ધીમેથી એક સવાલ પૂછ્યો.

'બીજાં સંઘો પણ કુમારિકાઓના જ થશે કે તમામ સ્ત્રીઓના?'

'કુમારિકાઓના જ.'

'તમે તો સત્તર કરોડ સ્ત્રીઓના ઉદ્ધારની વાત કરો છો.'

'એમને કુમારિકાઓ જ જાગ્રત કરી શકશે.'

'પણ કુમારિકા એ પૂર્ણ સ્ત્રી જ ન કહેવાય એ તમે જાણો છો?'

'કેમ?' ભારતી ચમકી.

'કુમારિકા સ્ત્રીઓના પ્રશ્નને પૂરી રીતે સમજી શકે જ નહિ.'

'હું એ નથી માની શકતી.

'તમે ભલે ને ન માનો.'

સમુદાયમાં ગણગણાટ વધવા લાગ્યો. બંનેનું ધ્યાન એ તરફ ગયું. ભારતીએ ઉત્સવના બીજા કાર્યક્રમોની તૈયારી કરવા માટે વર્ષાની રજા લીધી અને 'પછી વાત કરીશું' એમ કહીને ઉઠી. વર્ષાએ જોયું કે ભારતીના પગલાં પડવાં જોઈએ તે કરતાં ધીમાં પડતાં હતાં.

[ચાલુ]

●

## ગુણગ્રહણ

: શાર્દૂલવિક્રીડિત :

છોને સિંધુ કરાલ કોટિક ફણાધારી સમો ક્રોધથી  
ફુત્કારી, વિષવારિ નીલગિરિ શાં ગર્વે અફાળી ધસે;  
છો એને ઉર મૃત્યુદૂત સરખાં નિઃસંખ્ય સત્ત્વો વસેઃ  
છે મોતી મણિ ને પ્રવાલ ભરિયા ભંડાર એની કને  
તો ના કેમ બળે કળે જઈ તહીં એ રિદ્ધિની શોધથી  
થાઉં ધન્ય? વૃથા 'દુરાત્મ' કહીને શાને તજું એહને?

પૂજાલાલ



# માસે મહિને

શ્રી. રતિલાલ મહેતા

## ચૂંટણી-જંગ

નવા બંધારણ હેઠળની પ્રાંતિક ધારાસભાઓ માટેનો ચૂંટણીજંગ રોજને રોજ વધુને વધુ જોશભેર આગળ ધપે છે. બંગાળ, બિહાર, અને આસામ જેવાં કેટલાંક સ્થળોએ તો મતનોંધણીનું કામ પણ શરૂ થઇ ગયું છે. આ વખતે મહાસભાએ પોતાની તમામ શક્તિઓ સાથે આ જંગમાં ઝુકાવ્યું છે, એથી એમાં ઓર જોશ આવ્યું છે. મહાસભાની અને દેશની આ ચૂંટણીમાં કસોટી થવાની છે. મહાસભા આમાંથી વિજયવંત બનીને બહાર આવશે, એમાં હવે શંકા રહેતી નથી. જે પરિણામો અત્યાર સુધીમાં બહાર આવ્યા છે, એ મહાસભાની જવલંત ફત્તેહ બતાવે છે. રાષ્ટ્રપતિથી લઇને સામાન્ય સ્વયંસેવક સુધી તમામ, દેશની આઝાદી ઇચ્છતા માણસો, આ જંગમાં એક યા બીજી રીતે મહાસભાને વિજયવંત બનાવવા પાછળ પડયા છે.

પણ આ જંગ સરળ સીધા માર્ગે ચાલે એવો નથીઃ અનેક મુશ્કેલીઓ, મારામારી, ઝઘડા, વેરઝેર, પક્ષાપક્ષી આ ચૂંટણીના કાર્યમાં ઉપર તરી આવે છે. પશ્ચિમના દેશોમાં જે બનતું રહ્યું છે, એ અહીં પણ આ વખતે બનતું દેખાય છે. પણ એ અનિવાર્ય છે, કારણકે લડનારા પક્ષોનો એમાં કટ્ટર સ્વાર્થ રહેલો છે.

પણ મહાસભાને સંબંધ છે ત્યાં સુધી એની અંદર હમણા હમણા શિસ્તભંગ થયાના ઘણા દાખલા બહાર આવતા જાય છે, એ ખેદજનક બીના છે. કેટલીક જગ્યાએ મહાસભાવાદી કાર્યકરો મહાસભાના ઉમેદવારની વિરૂદ્ધ પ્રચાર કરતા દેખાયા, કેટલાક, મહાસભાને નામે, પોતેજ મહાસભાના ઉમેદવારની સામે ચૂંટણીમાં ઉભા રહેલા જણાયા. મહાસમિતિના સભ્ય શ્રી. ડાંગે મુંબઇમાં ટ્રેડ યુનિયન કોંગ્રેસ તરફથી ઉભા રહેલા

જોગલેકરના ટેકામાં બોલતા દેખાયા. પં. મદનમોહન માલવિયા જેવા પ્રૌઢ મહાસભાવાદી નેતાએ પણ, સંપૂર્ણ વિનય વાપરીને, આવો શિસ્તભંગ કર્યો.

આ બધા શિસ્ત ભંગ કરનારાઓ સામે તાકીદે પગલાં લેવાયાં છે, એ યોગ્યજ થયું છે. કારણ કે એક સંગઠિત અને લડાયક પક્ષમાં શિસ્ત એ સૌથી મહત્વની અને જરૂરી વાત છે. એ વિના કોઇ પણ પક્ષ પ્રગતિ સાધી શકે નહિ. મહાસભા જેવા વિશાળ આમવર્ગ પર ઉભા રહેલા વ્યાપક પક્ષમાં તો ચુસ્તપણે શિસ્તનું પાલન થવું જોઇએ.

અલબત્ત, પાર્લામેન્ટરીબોર્ડ તરફથી ચુંટાતા તમામ માણસો આપણે ઈચ્છીએ એવા લાયક ન પણ હોય, એ વિષે મતભેદ રહી શકે. એ ઉપર પહેલાંથી લડત ચાલે એ પણ જરૂરી છે. છતાં એકવાર નિર્ણય થઇ ગયા પછી એની સામે જેહાદ જગવવી પક્ષના કોઈ પણ જવાબદાર સભ્ય માટે છાજે નહિ. મુંબઇમાં નિંબકર પ્રકરણે આ વસ્તુમાં ટ્રેડ યુનિયન કાર્યકર્તાઓની ટુંકી દ્રષ્ટિ બતાવી છે, એ ખરેખર શોચનીય છે. આખરે તો, આ ચૂંટણી અંતિમ ધ્યેય છે નહિ. ધારાસભામાં જનારાઓ મહાસભાની દોરવણી હેઠળ જ રહેવાના છે એ વાત કેમ ભૂલાય છે? ખરેખરૂં કાર્ય તો બહાર પડ્યું છે, એ વસ્તુ તરફ કેમ ધ્યાન નથી રહેતું?

આ બધી મુસીબતોમાંથી પસાર થઇને પણ મહાસભા આ કસોટીમાંથી પાર ઉતરી દેશનો મક્કમ નિશ્ચય જાહેર કરી દેશે, એ વાત શંકાથી પર છે.

## ફ્રાન્કો-ટર્કીશ ઝગડો

યુદ્ધને જાણે પળે ને પળે નજીક લાવવા માગતા હોય એમ આંતરરાષ્ટ્રિય રાજકારણમાં એક પછી એક બનાવો ઉભરાતાજ રહે છે. એન્ટીઓક અને એલેક્ઝાંડ્રેટાનો પ્રશ્ન લાંબા વખતથી તુર્કી પ્રજાને મૂંઝવી રહ્યો છે. મહાયુદ્ધ પછીની સંધિની રૂએ, અમુક શરતોસર, તુર્કીએ આ બે બંદરો ફ્રાન્સને સુપ્રત કરેલાં હવે તુર્કી એ પાછાં લેવા માગે છે. એણે એ માટે રાષ્ટ્રસંઘને અપીલ પણ કરેલી. ગયા ડિસેંબરમાં રાષ્ટ્રસંઘે એવો નિર્ણય કરેલો કે ત્યાં રાષ્ટ્રસંઘ તરફથી તપાસ કરાવવી, તાજેતરમાં ફ્રાન્સે ત્યાં કરેલી સૈન્ય ભરતીને પાછી ખેંચી લેવી, અને ફ્રાંકો-સીરિયન કરારોને બહાલી આપવાનુ મુલતવી રાખવું

પણ ગઈ તા. ૬ઠી જાન્યુ. ને દિવસે કમાલઅતાતુર્ક એકદમ દક્ષિણ આનાતોલીઆ ઉપડી જવાથી અનેક આશંકાઓ જન્મી, ફરીથી તુર્કીની શરતો હજી કબુલી નથી, એ એક શોચનીય વાત છે. અલબત્ત કમાલ મુત્સદી માણસ છે. હિટલરની જેમ એ કંઇ એકદમ સાહસ કરી બેસે એવો નથી. ડાર્ડેનેલ્સ કરારોના સફળ ઉકેલમાં એનો હિસ્સો નોંધપાત્ર છે, એટલે ફ્રાન્સ સાથેની એની વાટાઘાટો સારૂં પરિણામ લાવશે એવી આશા રહે છે. એલેક્ઝાંડ્રેટાને સીરિયા અને લેબેનોનની જેમ સ્વતંત્ર કરી નાખવાની તુર્કીની સૂચના ફ્રાન્સને સ્વીકાર્ય થઈ પડી જોઇએ.

## ફ્રાન્સ-પોલાંડ-જર્મની

હિટલરને બીજી કેટલીક બાબતોમાં પોલાંડ પણ બહુ ખૂંચે છે. કારણ કે રશિયા પર ચડાઇ કરવા જતાં એ વચ્ચે આવે છે-એટલે એને જીતી લેવાની એ વર્ષોથી પેરવી કરી રહ્યો છે. પણ હજી સુધી તો એ ફાવ્યો નથી એથી ઉલટું, ફ્રાન્સની દોસ્તી વધારવામાં પોલાંડે ડાહપણ દાખવ્યું છે, એટલું જ નહિ, રશિયા સામેના જર્મન-જાપાની કરારમાં જોડાવાની પણ એણે સાફ ના સંભળાવી દીધી છે. અને જર્મનીનો રોષ ઉછળ્યો છે. એણે એકદમ પોલીશ-જર્મન સરહદની જર્મન બાજુ પર જર્મન લશ્કરી વિમાનો સિવાય બીજા કોઈ પણ દેશના વિમાનોને ઉડવાની મનાઇ કરી દીધી. ફ્રાન્સ સાથેની પોલાંડની દોસ્તીએ એની તમામ ગણત્રીઓ ઉથલાવી પાડી છે. હવે એને થંભીને વિચાર

કરવો પડશે, આ દોસ્તીથી નાનાં રાજ્યો Little Entente (રૂમાનીઆ, યુગોસ્લાવીઆ, ઝેકોસ્લોવેકીઆ) ને પણ બળ મળી રહેશે, ને એથી ઇટાલીની પ્રવૃત્તિઓને પણ રૂકાવટ મળી જશે. નાનાં રાજ્યો આમ સંગઠિત બને એટલે બાલ્કન રાજ્યો (ગ્રીસ, આલ્બેનિયા) એમની સાથે ઉભા રહેવા પ્રેરાશે. આમ જર્મની અને ઇટાલી અલગ પડી જાય, વચ્ચે એક જબરદસ્ત ચોકઠું–Block બની રહે, તો ફેસીઝમનો ધુઘવતો પ્રવાહ એકદમ થંભી જાય, ને દુનિયા મહાવિનાશમાંથી બચી જાય. પણ રાજદ્વારી શેત્રંજ આપણે ઇચ્છીએ એમ હંમેશાં રમાતી નથી.

## મોરોકકોનો પ્રશ્ન : અને સ્પેન

સ્પેનનો આંતરવિગ્રહ, વધતી જતી ક્રૂરતાથી, લંબાતો જાય છે. તેમાં મોરોક્કોના પ્રશ્ને વળી નવી ગંભીરતા ઉભી કરી છે. આ મોકો લઇને જર્મની પોતાની સંસ્થાન–ભૂખ શમાવવા માટે સ્પેનીશ મોરોક્કો પર આંખ ઠેરવે છે. ત્યાં પુષ્કળ જર્મન લશ્કર ઉતરતું આવે છે, એવી ફ્રાન્સની ફરિયાદ છે, બ્રિટન પણ ચોંકી ઉઠયું છે, કારણ કે સ્પેનીશ મોરોક્કોમાં જર્મનીનો પગપેસારો થાય તો હિંદ આવવાના શાહી માર્ગને કાયમી અનિષ્ટનો સામનો કરવો પડે. સ્પેનીશ મોરોક્કો પછી ફ્રેન્ચ મોરોક્કોનો વારો આવે, એટલે ફ્રાન્સની ચિંતા પણ વધી છે. અલબત્ત જર્મની તો એની હંમેશની રીત મુજબ મોરોક્કોમાં કોઇ જાતનું લશ્કર ઉતાર્યાનો ઇન્કાર કરે જ છે. સાથે સાથે બ્રિટન અને ફ્રાન્સમાં ય હજી એટલી આત્મશ્રદ્ધા ક્યાં આવી છે, કે આ તુંડમિજાજી હિટલરને સારો જેવો જવાબ આપી શકે, દરમ્યાનમાં સ્પેનના બળવાખોર સરદાર ફ્રાંકો હિટલર અને મુસોલીની સાથે સોદા કર્યે જાય છેઃ એક સાથે મોરોક્કોનો, અને બીજા સાથે બેલેરીક ટાપુઓનો.

ખુદ સ્પેનની ધરતી પર તો હવે બળવાખોરોને જર્મની અને ઇટાલીની સક્રિય મદદ છતાં, સખત ફટકો પડતો જાય છે. સ્પેન સરકારના વીર સૈનિકો, આંતરરાષ્ટ્રિય બિરાદરોની મદદથી ઉત્સાહિત બની માડ્રીડને ટકાવી રહ્યા છે, પણ આ બચાવ નીતિ (Defensive) ને સ્થાને હવે જોશદાર આક્રમણ (Offensive) થવું જોઇએ છે, એ થશે એવાં ચિન્હો પણ દેખાવા લાગ્યાં છે.

## ચીનનો ભેદી મામલો

યુરોપ આમ અનેક ગૂંચવણો વચ્ચે ખળભળે છે, ત્યારે દૂર પૂર્વમાં ય ભેદી રમતો રમાઇ રહી છે. ઉત્તર ચીનમાં સીઆન્ફુ ખાતે ચાંગ–સુ–લીઆંગનો બળવો હજી તો હમણાં જ ભેદી સંજોગોમાં શમી ગયો. પકડાયેલો સરમુખત્યાર ચાંગ–કાઇ–શેક છુટી ગયો, ને ચાંગ–સુ–લીઆંગને દશ વર્ષની સજા થઇ ને માફી પણ મળી ગઇ, છતાં એને કડક દેખરેખ હેઠળ રાખવામાં આવ્યો છે. એમ લાગતું હતું કે હવે શાંતિ સ્થપાઈ જશે. પણ અસંતોષ તીવ્ર છે. જાપાનના આક્રમણને હવે ચીન સાંખી શકે તેમ નથી. થોડા દિવસો થયાં, ત્યાં પાછું સીઆન્ફુ ઝબકયું. ત્યાં ઉદ્દામ તત્ત્વોએ અડ્ડો જમાવી દીધો. સાથે સામ્યવાદીઓ પણ હતા. એમના કાર્યક્રમમાં જાપાન વિરોધી લડત મોખરે છે. ખબર નથી પડતી કે આ ધુંધવાતો અગ્નિ ક્યારે ભભડી ઉઠશે ? ચાંગ–કાઇ–શેકની સરમુખત્યારીથી પ્રજા રાજી નથી. સુખી નથી, છતાં કોણ જાણે કેમ પણ રશિયન પત્રો કંઇ અજબ રીતે શેકની તરફદારી કરી રહ્યાં છે, અને ચાંગ–સુ–લીઆંગને જાપાની 'એજંટ' માની લેવા સુધી તેઓ દોરાયાં છે. રશિયાની આંતરરાષ્ટ્રિય ભુલભુલામણીનું દૃષ્ટાંત, એમ પણ હોય કે યુરોપમાં, તેમ એશિયામાં પણ ગમે-તેવી પણ 'રાષ્ટ્રિય' સરકાર સાથે સહકાર રાખવો અને 'યુનાઇટેડ ફ્રંટ'ની નીતિએ જાપાની–શાહીવાદનો સામનો કરવો એવી રશિયાની.–એટલે કોમીન્ટર્નની–નીતિનું આ પરિણામ હોય.

## વંટોળમાં ઘૂમતા જવાહર

કમલાથી હંમેશને માટે વિખુટા પડીને યુરોપથી પાછા ફર્યા ત્યારથી આજ સુધી જવાહરે એક દિવસનો પણ આરામ લીધો નથી. દેશની લડતના કાર્યે એના તમામ વિચારોને રોકી લીધા છે, એની તમામ પ્રવૃતિઓ એ તરફ જ મંડાતી રહી છે, દેશભરમાં પ્રચંડ શક્તિ અને વેગથી તેઓ ઘૂમ્યા કરે છે. ગામે ગામ અભણુ અને કંગાલ ખેડૂતો ને મજુરો વચ્ચે ભમે છે, ને જાણે એમની શક્તિ વધારે પ્રચંડ બને છે, એની એ. આઝાદી, ગરીબી, બેકારી અને કંગાલિયત, સમાજવાદની વાતો હજારો સભાઓમાં કરતાં એમને કંટાળો નહિ આવતો હોય? એવો પ્રશ્ન ઘણાને થતો હશે, પણ જીવન સમસ્તને એ કાર્યમાંજ અર્પણુ કરી દેનાર માણસને તો ઊલટું એ વાતો વિના ચેન પણ ન આવે. ને જવાહરના દિલમાં તો દેશને આઝાદ જોવાની, આ ગરીબી અને કગાલિયતને દૂર કરી નાખવાની, અજબ તમન્ના ભરી પડી છે. શરીર એનું શ્રમ કે થાક સમજતું નથી; મન એનું જરાય સંકુચિત બનતું નથી, દુનિયાના પ્રવાહોની ઝીણી ઝીણી વિગતથી એ પરિચિત રહે છે, આજે ચૂંટણીનો પ્રશ્ન તાત્કાલિક બન્યો છે, એટલે એના પ્રચારઅર્થે, ધસમસતા સમયને પહોંચી વળવા માટે, એ વિમાન દ્વારા દોટ લગાવતા ઘૂમી રહ્યા છે, રાષ્ટ્રનો આવો સિપાહસાલાર કોના દિલમાં ઉત્સાહ અને પ્રેરણા ન રેડે?

## બુઝર્ગ–યુવાન માલવિયાજી

પોણી સદીને આરે આવી ઉભેલા માલવિયાજી યુવાનોને પણ શરમાવે એવી દેશની આઝાદી માટે તમન્ના અને ધગશ ધરાવે છે. ૭૫ માં જન્મદિને મળેલા અનેક માનપત્રોના જવાબમાં એમણે કહ્યું: મરવાનો મને વખત નથી: સામે પડેલા સ્વપ્ન કાર્યક્રમને પુરો કરવા મારે હજી દસ વર્ષ જીવવું છે. પચાસ પચાસ વર્ષ સુધી દેશ અને મહાસભાની અનન્યભાવે સેવા કરી રહેલા આ બુઝર્ગ, સૌની વંદનાને પાત્ર છે. હિંદુત્વના કેટલાક રૂઢ ખ્યાલોએ એમને જકડી રાખ્યા ન હોત તો? આટ આટલા અનુભવો પછી પણ હજી તેઓ કોમી ભાષામાં બોલતા અટક્યા નથી એ વાત દુઃખદ છે. અને હમણાજ તા- ૧૯ મી જાન્યુઆરીએ–લાહોરની જાહેર સભામાં મહાસભાના ઉમેદવારની સામે રાષ્ટ્રવાદી ઉમેદવારની તરફેણમાં બોલવા ઉભા થતાં એમને જે જબ્બર વિરોધ અને રોષનો સામનો કરવો પડ્યો, એથી પંડિતજી નવદ્રષ્ટિ પામે તો સારૂં.

## મોશન પિકચર કન્વેન્શન:

હિંદનો ફિલ્મ ઉદ્યોગ હવે ઠીક ઠીક પ્રગતિ સાધી રહ્યો છે. ચિત્રપટોની સંખ્યા તેમજ ગુણની દ્રષ્ટિએ પણ સારો વિકાસ સધાયો છે, અને ફિલ્મ પ્રોડ્યુસરો પણ હવે માત્ર પૈસા કમાવા પર પોતાનું ધ્યાન કેન્દ્રિત કરવાને બદલે, અથવા આમ જનતાની શુદ્ર વૃત્તિઓને પંપાળવાને બદલે, ચિત્રપટોનું સામાજીક મૂલ્ય સમજવા લાગ્યા છે, અને પરિણામે તાજેતરમાં આપણને કેટલાક સરસ ચિત્રપટો મળ્યાં છે.

પણ બીજા ઉદ્યોગો અને પ્રવૃતિઓની જેમ આ ઉદ્યોગ પણ સ્વાતંત્ર વિકાસ સાધી શકતો નથી: એની આડે પણ સરકારી રૂકાવટો ઉભી છે, સેન્સરની કાતર ચિત્રપટોના કેટલાય સરસ, ઉપયોગી તત્વોને કાપી નાખે છે. કાચી ફિલ્મો પરની જકાત પણ એક ભારે હાડમારી છે. પૈસા ધીરવાની બાબતમાં બેંકોનું પણ વિચિત્ર વલણ રહે છે. આ બધી હકીકતો મદ્રાસમાં ડિસેંબરના અંતમાં મળેલા અખિલ હિંદ મોશન પિક્ચર કન્વેન્શનમાં પ્રમુખસ્થાનેથી સાગર ફિલ્મ કંપનીના માલિક શ્રી. ચીમનલાલ બી. દેસાઇએ સરસ રીતે ખુલ્લી પાડી હતી, અનેક મુદ્દાઓ ચર્ચાયા હતા, અને સીનેમા ઉદ્યોગને ખીલવવાના માર્ગો યોજાયા હતા, આવી પરિષદોની આજે ખાસ જરૂર છે.

## 'આજ-કાલ'

ગુજરાતી પત્રકારત્વમાં એક નવું આશાસ્પદ પગલું મંડાય છે. વર્ષોથી જેઓ પત્રકારત્વમાં પડયા છે, જેઓ પોતપોતાની શક્તિ અનુસાર નવયુગનાં આંદોલનો ઝીલીને ગુજરાતી પત્રકારત્વ અને સાહિત્યને નવા રાહ પર લઇ જવા મથ્યા છે, જેમની દૃષ્ટિ ઉદામ છે, જેમની કલમમાં જોશ અને તરવરાટ છે, એવા ત્રણ જુવાનો– રવિશંકર મહેતા, બકુલેશ, અને જીતુભાઇ મહેતા– એ એકસાથે મળીને નવું સાહસ ઉપાડયું છે. મુંબઇથી 'આજકાલ' નામનું સાપ્તાહિક એમણે શરૂ કર્યું છે. પહેલાં બે અંક જોતાં એ સાહસ સફળતા પામશે એટલું જ નહિ, પણ પ્રગતિ અને નવદૃષ્ટિનો રાહ આંકશે, એવી આશા રહે છે. એમને આપણે સફળતા ઇચ્છીએ.

## બ્યુમોંટ રીપોર્ટ

થોડા મહિનાઓ પહેલાં ઇંગ્લંડને પ્રવાસે જઇ આવેલી હિંદી ક્રિકેટ ટીમની કાર્યવાહીના સંબંધમાં ભારે ઉહાપોહ થતો રહ્યો છે. હિંદી ટીમની ઠેર ઠેર થતી રહેલી નિષ્ફળતાએ અહિં ભારે રોષ જગાવ્યો હતો. અને એ નિષ્ફળતાનાં કારણો તપાસી જોવાની પ્રજાની આતુરતા સ્વાભાવિક હતી. તેમાંય ખાસ કરીને કેપ્ટન 'વિઝી' નું બિન-અનુભવિપણું, પક્ષાપક્ષી અને સખ્તાઇ, મેજર નાયડુની ઉદાસીનતા, અમરનાથ પ્રકરણ વગેરે વાતોના સંબંધમાં ટીકાઓ અને નિવેદનોનો વંટોળ ચડયો, અને, જનતાના દબાણને વશ થઇને આખરે જસ્ટીસ બ્યુમોંટના પ્રમુખપણા હેઠળ એક ખાસ-સમિતિ નીમાઇ હતી, ને એ સમિતિનો રીપોર્ટ આખરે બહાર પડયો છે.

આ રીપોર્ટમાં ખાસ કંઇ નવું નથી, જે અનેક મંતવ્યો કેટલાક અખબારોમાં વારંવાર પ્રગટ થતાં રહ્યાં હતાં, એ અમુક અંશે સાચાં પડયાં છે. ભારે સાવચેતીપૂર્વક, શબ્દોને તોળી તોળીને એ રીપોર્ટ ઘડાયો છે. છતાં એમાંની વિગતોમાં મતભેદને સ્થાન છે જ, એ અહેવાલ કેટલીક વાતોને ટેકો આપે છે. એ એટલું તો કબૂલ કરે છે કે ટીમમાં રમતનું બળ પુરેપુરૂં હતું પણ અંદરઅંદરની પક્ષાપક્ષી, મારામારી અને સહકારના અભાવને લીધે એ બળ તૂટી ગયું. રીપોર્ટ કહે છે કે મેજર નાયડુ હંમેશાં ટીમથી અતડા રહ્યા હતા, સહકાર કરતા નહોતા. પણ એમનો સહકાર મેળવવાના સાફ દિલના પ્રયાસો કેપ્ટન તરફથી થયા હતા ખરા ?

મેનેજર મેજર બ્રિટન જોન્સના સંબંધમાં રીપોર્ટ કહે છે કે તેઓ સામાન્ય રીતે નિષ્પક્ષ રહ્યા હતા પણ જોઇએ એવા કડક નહોતા.

પરંતુ જેને કારણે ક્રિકેટ આલમમાં જબ્બર ખળભળાટ મચ્યો હતો એ અમરનાથ પ્રકરણના સંબંધમાં તો વળી આ રીપોર્ટ ભારે ચોંકાવનારી વાત કરે છે. અમરનાથ લંડનમાં તોછડાઇથી વર્ત્યો, એ ન છાજતા શબ્દો બોલ્યો હતો વગેરે આક્ષેપો બાજુએ મુકીએ, પણ એણે ટીમમાં જોડાવાને કબૂલ થતાં પહેલાં મહારાજકુમાર પાસેથી ૬ હજાર રૂપિયાની લોન માગી હતી, એ માટે તાર પર તાર કર્યો હતો એવો ગંભીર નિર્ણય બ્યુમોંટ સાહેબે કરી નાખ્યો છે. પણ અમરનાથેજ હમણા જાહેર નિવેદન દ્વારા આ આક્ષેપનો સજ્જડ ઇન્કાર કર્યો છે. એણે કયારેય લોન માગ્યાનો તાર કર્યો નથી. એ તારો કોણે કર્યા હતા એ શોધી કાઢવાની એણે વ્યાજબી માગણી પણ કરી છે. આ ખરેખર એ જુવાન ક્રિકેટરની કારકીર્દીને કલંક લગાડનારી વાત બની જવાનો ભય રહે છે. અને ન્યાયમૂર્તિએ માત્ર મહારાજકુમારની વાત માની લીધી, અમરનાથને એ સંબંધમાં જરાય પૂછપરછ કરવાની દરકાર ન કરી એ ભારે શોચનીય કહેવાય. ક્રિકેટ કંટ્રોલ બોર્ડના મંત્રી ડી મેલોએ પણ અમરનાથને આ સંબંધમાં ટેકો આપ્યો છે.

## ગઝનવી–બર્દવાન કરારનામું

કોમ અને ધર્મના હિતોનું રક્ષણ કરવાને નામે ફાટી નીકળેલી સંસ્થાઓ અને બહાર જડેલા આગેવાનો દેશની રાષ્ટ્રીય લડતને ભારે હાનિ પ્હોંચાડી રહ્યાં છે, એ વિષે હવે બહુ કહેવાપણું પણ રહેતું નથી. હમણાજ બંગાળમાં–જ્યાં ચૂકાદાના સંબંધમાં હિંદુ અને મુસ્લીમ આગેવાનો વચ્ચે ભારે રસાકસી થતી રહી છે, ત્યાં–હિંદુઓ તરફથી બર્દવાનના મહારાજા અને મુસ્લીમો તરફથી સર એ. એચ. ગઝનવીએ સાથે મળીને એક જે કરારનામું ઘડયું છે, એ તરફ સામાન્ય રીતે લક્ષ આપવા પણું ન રહે, પણ એવી પ્રવૃતિઓ રાજદ્વારી આંટીઘૂંટીઓથી અજ્ઞાત એવી જનતાને ઉંધે માર્ગે દોરી જનારી થઇ પડે છે, એટલે એમને બરાબર ઉઘાડી પાડી દેવી જોઇએ છે, ખુદ બંગલાના બહુ ઓછા આગેવાનો એને વધાવશે. કવિવર રવિન્દ્રનાથ ટાગોર, શ્રી. બી. એ રોય, આચાર્ય પ્રફુલ્લચંદ્ર રોય, શરતબોઝ તેમજ શ્રી. ઝીણા જેવા નેતાઓએ એ કરારને વખોડી કાઢયા છે, અને કરારની કલમો તો જુઓ: કોમી ચૂકાદો કાયમ રહે, દસ વર્ષને અંતે એમાં ફેરફાર થાય કે એને સ્થાને કોમો વચ્ચે પરસ્પર સમજુતી ભલે થાય. બંગાળની કેબિનેટમાં હિંદુ અને મુસ્લીમ પ્રધાનોની સરખી સંખ્યા રહે. પ્રાંતિક સરકારના તમામ ખાતાંઓમાં હિંદુ મુસ્લીમોનું સમાન પ્રમાણ રહે. આમ આ કરારમાં હિંદુ કે મુસ્લીમ જનતાના હિતની તો વાત જ નથી, પણ કેટલાક બની બેઠેલા નેતાઓની સરકારી હોદ્દાઓ મેળવવાની અને લુંટના ટુકડા પચાવી પાડવાની પડાપડી જ માત્ર છે. આ કરારની સૌથી વધારે સાફ સાફ ઝાટકણી તો જવાહરલાલે જ, અમૃતસરમાં તાજેતરના એક ભાષણ દરમ્યાન, આ પ્રમાણે કરી છે: "It was the height of hypocricy and shame. It was a vulgar attempt to divide safely and secure a few jobs and ministries among a few selfish people."

## બંગાળ–નાગપુર રેલ્વે હડતાળ

બંગાળ–નાગપુર રેલ્વેની હડતાળ ચાલુ છે. સાઠ હજાર જેટલા કામદારો એમાં જોડાયા છે, ને હજી વધુ જોડાતા રહે છે. હડતાળનો અવાજ એટલો બધો મક્કમ અને એકમત છે, કે કામદારોની ફરીઆદો ખુબ જ ગંભીર અને સાચી હોવા વિષે કોઇ પણ તટસ્થ પ્રેક્ષકને શંકા નહિ રહે. રેલ્વે તંત્ર આ મક્કમ મોરચાને, નવા કામદારોને વધારાના પગારની લાલચ આપીને તોડવા મથે છે, બીજી રેલ્વેઓમાંથી કામદારો બોલાવવા મથે છે. પણ કામદારોની મક્કમતા અને ધીરજ અડગ રહ્યાં છે. એમની સહનશક્તિ પણ અજબ જણાય છે. એક મહિનાથી વધુ દિવસો થઇ ગયા છતાં, અનેક હાડમારીઓની સામે, ભારે વિરોધી પ્રચારકાર્ય વચ્ચે રહીને પણ એમણે પોતાનું સ્વત્વ ટકાવી રાખ્યું છે, એ હકીકત ભાવિ કામદાર પ્રવૃત્તિનું, અને રાષ્ટ્રીય લડતમાં એની ઉચ્ચ શક્યતાનું આશાસ્પદ ચિહ્ન છે.

આ હડતાળનાં કારણો ખૂબ ઉંડાં છે, લાંબા વખતથી ચાલું રહેલા ઉકળાટે આ સ્વરૂપ ધારણ કર્યું છે. કામદારોને ઉંચેથી નીચી પાયરીઓ પર ઉતારી નાખવમાં આવ્યા હતા, છતાં કામ તો એનું એ અને એટલુંજ કરવું પડતું. ઉપરાંત પગાર પર સખત કાપ પડયો, અને કામના કલાકો પણ વધ્યા છેલ્લા મંદીના વર્ષોમાં પોતાના યુનિયનની સલાહ માન્ય રાખીને કામદારોએ ઓછા કલાકના કામની વાત સ્વીકારી હતી. પણ આજે જ્યારે રેલ્વેની આવક વધી છે. ઉચ્ચ હોદ્દેદારોના પગાર પરનો કાપ ઉઠાવી લેવાયો છે ત્યારે આ કામદારોની હાલત તો એની એ રહી છે. રેલ્વે એડમીનીસ્ટ્રેશને કામ-

દારોની આ ફરીઆદોના ઉકેલમાં એમના યુનિયન સાથે સહકાર કરવાની ના પાડી છે. એને તો યુનિયન તોડી પાડવું છે. પણ હડતાળિયાઓ મક્કમ છે, એમની વીરતા ભારે ઉત્સાહપ્રેરક છે. બીજી રેલ્વેઓના કામદારોની અને જાહેર પ્રજાની એમના પ્રત્યે હમદર્દી છે, બની શકે ત્યાં કોંગ્રેસ તરફથી પણ એમની રાહત માટે પ્રયાસો થાય છે. છતાં, આ બાજુ સરકારે તો વચ્ચે પડવાની ચોકખી ના પાડી છે. ટ્રેડ ડીસ્પ્યુટ્સ એક્ટને લાગુ પાડવાની એને જરૂર નથી જણાઈ. શ્રી. ગીરી જેવા વિનીત આગેવાનોના તમામ પ્રયાસો વ્યર્થ ગયા છે. અને જાણે કંઇ ન બન્યું હોય તેમ એજન્ટ હમણાંજ ધમકી આપે છે કે કામદારો તરતજ કામે નહિ ચડે તો એમને સ્થાને બીજા માણસોને રાખી લેવામાં આવશે. સરકાર અને રેલ્વેતંત્રની આ તુંડમીજાજીને તોડવાનો એકજ માર્ગ છે: ને તે સામાન્ય હડતાળનો. પણ આ પ્રચંડ પ્રવૃત્તિ માટે ભારે જવાબદારી ભરી પૂર્વ–તૈયારીઓ જોઇએ. જાહેર પ્રજાની ફરજ તો ચોકખી છે. આ લખાય છે ત્યાં સુધી આ મામલાની ગંભીરતા જરાય ઓછી થઇ નથી, છતાં શ્રી. ગીરી અને રેલ્વે એજન્ટ વચ્ચે મંત્રણાઓની દોડધામ ચાલી રહી છે, અને એસોસીએટેડ પ્રેસના જણાવ્યા પ્રમાણે હડતાળમાં સમાધાન થવાની આશા રહે છે.

## ટ્રોટસ્કી મેકસીકોમાં

દુનિયાના એ ધગધગતા અંગારથી સૌ દૂર નાસતા ફરે છે, અથવા એને દૂર ફેંકતા રહે છે. વિશ્વનો એ જબ્બર ક્રાન્તિકાર લીયો ટ્રોટસ્કી, ૧૯૨૭ માં સ્ટેલિને એને રશિયામાંથી હદપાર કર્યો ત્યારથી નિવાસ અને આશ્રયસ્થાન માટે દેશ દેશ ભટકતો ફરે છે. તુર્કી, ફ્રાન્સ, હોલાંડ, બેલ્જીયમ, નોર્વે અને હવે છેક મેકસીકો: એને આશ્રય આપતા પહેલાં દરેક સરકાર એની પાસેથી કડક કબૂલાત માગી લે છે કે, તમારે સામ્યવાદી કે ક્રાંતિકારી પ્રવૃતિઓમાં ભાગ લેવો નહિ, આ કબૂલાત આપતાં આ જલતા અંગારાને સખ્ત દાઝ થતી હશે, છતાં સ્વાસ્થ્ય અને જીજીવિષાને લઇ એ એટલું સાંખી લે છે, પણ એની કલમ તો સતત ચાલ્યા જ કરે છે– અનેક પ્રતિબંધો છતાં. નોર્વેથી એને જાકારો મળ્યો, ને મેકસીકોએ એને આશરો આપ્યો છે, પણ ત્યાં રૂઝવેલ્ટને ગભરામણ છુટી છે. એકલો, સત્તાહીન, અશકત–શરીરી એવો આ ક્રાંતિકાર આટલો બધો ભય કેમ ફેલાવે છે? કારણ કે વર્ગવિહીન સમાજરચના માટે વિશ્વભરમાં ક્રાંતિ જગવવાની એની તમન્ના કોઇ સાંખી શકતું નથી.

## સ્વાતંત્ર્યદિન

૧૯૩૦ માં જે રાષ્ટ્રપતિની રાહબરી નીચે આખા દેશે પહેલ વહેલો સ્વાતંત્ર્યદિન ઉજવ્યો હતો એ જ રાષ્ટ્રપતિની રાહબરી નીચે આ વર્ષ પણ એ દિવસ ઉજવાયો. આજ એ વાતને સાત વર્ષ વીતી ગયાં. સાત વર્ષમાં તો કંઈ કંઈ બની ગયું. ૧૯૩૦ નો રાષ્ટ્રવ્યાપી સત્યાગ્રહ સંગ્રામ, ગાંધી–અરવીન સંધિ, ગોળમેજી પરિષદ, ફરીને સત્યાગ્રહ, ગાંધીજીના ઉપવાસ, હરિજન ચળવળ, વ્યકિતગત સત્યાગ્રહ, સત્યાગ્રહ મોકુફ, ધારાસભાનો કાર્યક્રમ, સમાજવાદનો પ્રવાહ, ગાંધીજીની નિવૃતિ: જવાહરલાલનું નેતૃત્વ, પ્રાંતિક ચૂંટણીઓની તૈયારી, ગામડાંની મહાસભા, ચૂંટણીનો જંગ, આ બધું એક પછી એક આંખ સામે આવી હર્ષ-શોકના ભરતીઓટ ચડાવે છે. પણ આ બધામાંથી એક વસ્તુ તો દેખાઈ જ આવે છે કે હિંદની સ્વરાજકૂચ અટકી નથી. આજ સુધી તો એનો પૂરાવો આપવાની મુસ્કેલી હતી. પણ પ્રાંતે પ્રાંત ધારાસભાનો કબજો મહાસભાના સિપાહીઓ લેવા માંડયા છે તે સ્પષ્ટરીતે મહાસભાની અને દેશની તાકાતનો પરિચય આપે છે. મહાસભાની સામે માત્ર સરકારજ નહિ પણ પ્રગતિવિરોધી બધાંજ

બળો લડવાં ઉભાં છે અને અનેક પ્રકારની બૂંડી રમતો રમે છે છતાં મહાસભા એક પછી એક વિજય મેળવતી જ જાય છે. આમ પ્રજાના હૃદય ઉપર કોનું રાજ ચાલે છે તેની સાબિતી હંમેશાં મળ્યા કરે છે. આ બધા પુરાવા ઓછા હોય તેમ સરકારે એક મહાન પુરાવો આપી આપણને ખાત્રી કરાવી છે કે 'મહાસભા સરકારને પડકાર કરે છે.' મને લાગે છે કે આ વાતમાં તો એણે કશું ખોટું નથી કર્યું. પણ આ પડકાર એને આજે જ કેમ લાગ્યો? ૧૯૩૦ થી '૩૬ સુધી સરકાર નિદ્રાવશ હતી? ત્યાં સુધી પોતાના બળ ઉપર એને વિશ્વાસ હતો અને આજે નથી? ૧૯૩૦ની સાલમાં તો સ્વાતંત્ર્યદિનના ઠરાવમાં સવિનયભંગની પણ પ્રતિજ્ઞા હતી અને ઘોડાપૂરના વેગે લડાઇ ધસી આવતી હતી તે એણે નહોતી જોઇ? આવા ઘણા સવાલો ઉઠે છે. આખા દેશમાં સ્વાતંત્ર્યદિન ઉજવાયો ત્યારે દરેક સ્થળે સરકારના આ પ્રતિબંધ વિષે આશ્ચર્ય પ્રગટ થયું, પણ આપણા રાષ્ટ્રપતિએ કહ્યું એ સાચું છે કે 'સરકાર મહાસભાની શક્તિને સમજી શકી છે અને તેથી જ વિવશ થઇ છે.' ૧૯૩૦ માં થયેલી ભૂલ સરકાર ફરીને કરવા ઇચ્છતી નથી. ૧૯૩૨ કરતાં એ વધુ મજબૂત હાથે એ રાષ્ટ્રિય જુવાળને પાછો વાળવાનો નિરધાર કરી બેઠી છે. એપ્રિલની પહેલી તારીખે આવતા સુધારાઓનું સ્વરૂપ કેવું હશે તેની ઝાંખી કરાવવા માટે જ આ પ્રતિબંધ મૂક્યો હોય એવું લાગે છે.

પરંતુ આ તો જાણે કુદરતી કાનુન થઇ ગયો હોય એવું લાગે છે કે જેમ જેમ બંધનો મજબૂત થતાં જાય તેમ તેમ એની તાકાત પણ ઘટતી જાય. જેમ જેમ પાણીના પૂરને પાછું ઠેલવવાનો પ્રયાસ થતો જાય તેમ તેમ એ પૂરની શક્તિ વધતી જાય. સરકારનો પ્રતિબંધ આ વાતની સાક્ષી નથી પૂરતો? ચૂંટણીના જંગમાં પડેલો દેશ આ સ્વાતંત્ર્યદિનની ઉજવણીમાં કદાચ કચાશ રાખત. રાષ્ટ્રપતિના નિવેદનમાં તો એવો ડર દેખાતો હતો પરંતુ સરકારને એ નહિ રૂચ્યું હોય. એણે પ્રતિબંધ મૂક્યો અને આખા દેશમાં 'આપણે કોઇકની સામે લડી રહ્યા છીએ' એ ભાનને જાગૃત કર્યું. પરિણામ શું આવ્યું? જે શબ્દો ઉપર પ્રતિબંધ મૂકાયો હતો એ શબ્દો ન ઉચ્ચારાયા પરંતુ પ્રતિજ્ઞા તો લેવાઇ જ. સ્પષ્ટ રીતે અને નવીન ઉત્સાહપૂર્વક લેવાઇ. પ્રતિજ્ઞાનો મર્મ નહિ સમજનારાઓ પણ સમજ્યા. સ્વાતંત્ર્યદિનની ઉજવણી જોયા પછી સરકારને પણ કદાચ થયું હશે કે પ્રતિબંધ મૂકીને પોતે મહાસભાના બળમાં વધારો જ કર્યો છે.

---

## સ્વ. નરસિંહરાવ

ગુજરાતનો એક પ્રખર સાક્ષર અદૃશ્ય થયો છે, પોણી સદી ઉપરાંતનો અનેકરંગી ઇતિહાસ પાછળ મૂકીને નરસિંહરાવ દીવેટીઆ ચાલ્યા ગયા છે આજે તો એમનું સ્મરણ ઓગણીસમી સદીના, જુનાં અને નવાં તત્ત્વોની અથડામણમાં ખળભળતા ગુજરાતનું સ્મરણ કરાવે છે. જુનવાણીને ફેંકી દઇ નવાં તત્ત્વોનો નાદ ગજવનારા જે કેટલાક માનવીઓ એ વખતે ઘૂરકતા ફરતા હતા એમાંના નરસિંહરાવ એક હતા. સંસારસુધારકોમાં એમનું સ્થાન મોખરે હતું. છતાં મુખ્યપણે તો એમનું જીવન અભ્યાસીનું જ જીવન હતું. ગુજરાતી સાહિત્ય માટે એમણે કરેલી સેવાઓ વિરલ છે. કવિ, વિવેચક, સંગીતશાસ્ત્રી અને ભાષાશાસ્ત્રી તરીકેની એમની નામના ઘણા વર્ષો સુધી ટકી રહેશે. બાકી એમનું આતરિક જીવન તો કારૂણ્યથી જ છલકાતું હતું. જીવનભર તેઓ અકલપંથી રહ્યા. એમના જીવન-કારૂણ્યના નિતાર સમી 'સ્મરણસંહિતા' ચિરંજીવ બની રહેશે.

---

# ગૂમ થયેલી ગુલાબ

પતીલ

: સમાનિકા છંદ :

સમી કૃપાણ શોભતી
પ્રચંડ સેજ પાથરી
પ્રગાઢ રેવ, ત્યાં હતી
જણાતી એક ટેકરી. ૧

તમે નથી નિહાળ્યું એ
અમારૂં સ્થાન શોકનું ?
ન કોઇ વાર ભાળ્યું એ
સ્મશાન હિંદુ લોકનું ? ૨

અહીં કરાળ કોતરો,
મ્હણે મીઠી લીલોતરી :
વિનોદનો મીઠો ઝરો
જતો વિષાદમાં સરી ! ૩

મસાણની રસાળતા
તમે ઘણી અનુભવી ;
છતાંય કોઇ વારતા
ન ત્યાંયની કહી, કવિ, ૪

સુણી સ્વકર્ણ એહવું
મને ગુલાબ સાંભરી :
કથાં હું તેહની કવું
પ્રયત્ન પ્રાસના કરી. ૫

નજીક પેલી ટેકરી
મરાલ પેર મ્હાલતી
હતી ગુલાબ કુંવરી
પિતાની ગાય ચારતી. ૬

શું શોક તે ન જાણતી
હજી સમેણ ચારની[1]
ન બાપને પિછાનતી
દશાથી દૂર પ્યારની ! ૭

ઉછેરી તેહને હતી
વિનમ્ર ગોપ વાલદે
બધીય વત્સ સંપત્તિ
રહેલ ચાંપવા રુદે. ૮

અને હતી જ તેથી એ
બહુજ લાડલી બની ;
હતી પછાડી વેદીએ
ન જેહને વિવાહની. ૯

હતું કુટુંબ એ ભલું
રહેતું સ્વાશ્રયે પડી,
બધાંથી દૂર, એકલું,
વસાવી અલ્પ ઝૂંપડી, ૧૦

ગુલાબ માત એક દિં'
હતી ગઇ શહેરમાં
સુશાંત ઊતરી નદી,
કંઇક તેહ કામમાં. ૧૧

રબારી બેસી આંગણે
હતો મહોરી ભાગતો.
કંઇક ગૂઢ કારણે
વિમર્શ માંહીં એ હતો. ૧૨

હતી ઋતુ તુષારની
દિનો તણી ઉતાવળી :
ગયેલ ડૂબી ક્યારની
પ્રતાપરશ્મિની કળા. ૧૩

વદ્યો પિતા ગુલાબને,
"ન આવી તારી મા હજી;
હતી ન શ્હેરમાંહી એ
કદી ય આટલું ટકી. ૧૪

"હું જા'શ તેહ ભારમાં,
તું ભે કશો ન રાખતી
હશે જ ઘાટથી જુના
અવશ્ય એહ આવતી." ૧૫

ઉચારી એમ તેહનું
અધૂરૂં કામ નાખતો
મ્હોરી ભાગવા તણું
થયો રબારી ચાલતો. ૧૬

૧ (સમેણ એટલે બ) આઠ વરસની.

હવે પ્રવર્તી ત્યાં નિશા,
થઇ વિનષ્ટ લાલિમા ;
સમસ્ત ગૈ ગળી દિશા
મહા કઠોર કાલિમા. ૧૭

થયો કલાક એક, ને
ગયે બીજો ય ત્યાં વહી;
જ્યાં ગૃહે રબારી ને
ન કોઇ આવ્યું, કો નહીં ! ૧૮

થયું ઉરે ગુલાબને,
રચી હું રાખું તાપણી
નિમંત્રી માતતાતને
શકું હું જેહના ભણી. ૧૯

જણાયું દૂર તેહને
કંઇક ચેતનું વળી :
'લઇ હું આવું એહને'
કહી ગુલાબ નીકળી. ૨૦

ઉતાવળી ઉછાગમાં
અહીં તહીં ફરી ઘણું :
હતું ન કોઈ ભાગમાં
નિશાન દેવતા તણું. ૨૧

ઉંચે નીચે અહીં તહીં
ભ્રમંત કૃષ્ણસાર શી.
ન જાણતી જતી ક્યંહી
વિમાર્ગ વિભ્રમે વસી. ૨૨

ગયેલ રેલનો હતો
ઘણો જ કાંપ ત્યાં ઠર્યો
સહુય માર્ગ ગેકનો
શી રીતે વિચિત્ર વિસ્તર્યો. ૨૩

સ મી અરણ્યદેવના
રહી ત્યહાંય એ સરી
પ્રમાદ ને પવિત્રતા
તણો સુયોગ સંઘરી. ૨૪

૭ વાર ટેકરી તણી
નજીકમાંથી એ ખસી,
અને ૭ વાર તે ભણી
ફરીથી પાછી એ ધસી. ૨૫

હમેશ ગાય લેઇને
જતી જ્યહાંય ચારવા
સુધી રહી ન તેહને !
સહાયથી નિવર્તવા ? ૨૬

વધી ગુલાબ આગળે,
ન જોતી પૂંઠ ફેરવી.
ન ખેદ તેહને મળે,
ન કોઈ ભીતિ યા નવી. ૨૭

અદશ્ય એમ એ થતી
ગઇ ગુલાબ કુંવરી,
હવે હતી ન વાગતી
પગોની જેહ ઝાંઝરી ! ૨૮

પરંતુ ક્યાંય એ હતી—
ક્યા પ્રદેશમાં વસી ?
રહ્યો જણા ક્ષપાપતિ
વિશાળ વ્યોમમાં હસી ! ૨૯

* * *

અનેક શોધ આદરી
રબારી ને રબારણે
પરંતુ આવી ના ફરી
ગુલાબ તેહ બારણે. ૩૦

ઘણાક એમ પૂછશે
'ગુલાબ રેવમાં ગઇ ?
શું વા ગુલાબને હશે
ભુતાવળો ગયાં લઈ ?' ૩૧

ઘણાક બોલશે વળી
સરોષ ને સહવ્યથા
"અમે ન પૂરી સાંભળી
તમારી અશ્રુની કથા." ૩૨

[ Wordsworth ના 'Lucy grey' કાવ્યની અનુકૃતિ ]




## એક કરૂણ પ્રશસ્તિ

રા. નરસિંહરાવની સ્મરણસંહિતાના[1] પૃષ્ટો ઉથલાવતાં પ્રથમ રા. આનંદશંકર ધ્રુવની પ્રારંભની ઉપોદ્દ્ઘાત અને અંતમાં તેમણે આપેલ ટીકા– તેનાં રસિક અવતરણો સહિત– ખૂબ આકર્ષે છે. એમ લાગે છે કે તેઓ જાણે આખાય કાવ્યનું અવલોકન રસદષ્ટિથી કરીને અને અંગ્રેજી કાવ્યોમાંથી રસિક અવતરણો ટાંકીને, કાવ્ય ને અવલોકન એ બન્ને સર્જનોમાં વધારે ઉત્તમ કયું તે વિષય પર વાચકને રમણિય મૂંઝવણમાં નાખી દેતા ન હોય !

ગુજરાતી સાહિત્યમાં સ્મરણસંહિતા એ સુંદર કરૂણ પ્રશસ્તિ છે. પુત્રવિયોગનો શોક, તેમાંથી નિષ્પન્ન થતાં ચિન્તનો, ઘડી ઘડી જાગતાં મધુર સ્મરણો અને મૃતપુત્રના ગુણાનુવાદને કવિ કાવ્યમાં રસિકતાથી ગૂંથે છે. અન્ય કરૂણ પ્રશસ્તિઓમાં–' In Memoriam ' ' La Saisiaz ' વિગેરેમાં– જેમ હોય છે તેમ ' આ કાવ્યમાં કરૂણરસ, શાન્ત અને ભક્તિરસની બેવડમાં રહી, એ બે રસની અંદરથી– વસ્ત્રે લપેટેલા સંગમનીય મણિની માફક– બહુ સુંદર રીતે પોતાની છાંય પ્રકટાવ્યાં કરે છે. '

કરૂણ પ્રશસ્તિમાં મુખ્ય ત્રણ વસ્તુઓનો સમાવેશ થાય છે– સ્વજનના મૃત્યુભારે શોકોદ્દગાર, તેના ગુણની પ્રશસ્તિ અને તેમાંથી ઉપજતાં તત્ત્વચિન્તનો. આ ત્રણેય વસ્તુઓની સમતોલતા જળવાઇ રહે

---

૧. **સ્મરણસંહિતા** : લે. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ. પ્ર. સી. જમનાદાસની કું. મુંબઇ–૨. કિંમત રૂા. ૧]

અને યોગ્ય પ્રમાણમાં તેનું કલામય મિશ્રણ બને તો જ આખું કાવ્ય દીપી નીકળે. સ્મરણ-સંહિતામાં અમુક સ્થળે તત્ત્વચિન્તનોના ન્હાના ન્હાના વમળો, કાવ્યરસની સરિતામાં સ્વચ્છન્દ અને હર્ષભર તરતા વાચકને ગોળગોળ ફેરવી ઘડીભર મૂંઝવે છે અને આ રીતે કાવ્યની સ્વતંત્ર ગતિમાં અવરોધ કરે છે. કરુણરસ ધીમે ધીમે ઉચ્ચ કાવ્યશિખર પર પહોંચવા આવે ત્યાં તો ચિન્તનની પ્રચંડ લહરીઓ આવી તેને ઘડીભર ઉથલાવી પાડે એવું દર્શન અમુક સ્થળે થાય છે. આમ હોવા છતાં અમુક ચિન્તનોમાં ઉચ્ચ કાવ્યનું દર્શન પણ થાય છે.

યન્ત્ર આ બ્રહ્માણ્ડનો
ગૂઢ નિયમે ચાલતો,
એક લક્ષ્યસ્થળ ભણી
જાતો વિકાસે મ્હાલતો.

આ અને આ પછીની ચિન્તનયુક્ત પંક્તિઓ ઊર્મિના તરંગોથી ભરપૂર છે. સારા ય વિશ્વમાં ભવ્ય સંગીત રેલાઇ રહ્યું છે અને એ સંગીતમાં વિશ્વની ન્હાની કે મોટી સર્વ કૃતિ પોતાના ગંભીર, ઘેરા, આછા, મનોહર, કરુણ કે હર્ષભર્યા સૂરો પૂરે છે એ વિશાળ અને રમણીય કલ્પનાને આ મધુર પંક્તિઓમાં પૂરી અ તે.

ગૂઢ છે કંઇ યોજના,
ભવ્ય એ સંગીતની,
એક યોજક દિવ્ય તે
સંગીત નાયક રહે બની.

આ પંક્તિઓ દ્વારા કવિ ઇશ્વરને સંગીતનો નાયક અને યોજક કહી એ કલ્પનાને અત્યંત વિશાળ અને ઉચ્ચ બનાવે છે.

સ્મરણસંહિતાનો કલ્પનાવૈભવ કવિના અન્ય કાવ્યસંગ્રહોની આગળ કંઇક અંશે ઝાંખો લાગે છે. પ્રથમખંડને અંતે દીપ્તિથી દીપતા મૃતબાલની દિવ્યમન્દિરના બંધ દ્વાર આગળ ઉભા રહી કરાતી પ્રાર્થનામાં રહેલી મનોહર અને ભવ્ય કલ્પના, ખંડ ત્રીજામાં વિશ્વનું ભવ્ય સંગીત અને તે સંગીતના કર્તા, ભોક્તા, અને અનુમન્તા તરીકેની ઇશ્વરની વિશાલ કલ્પના, અને 'મૃત્યુ મરી ગયું રે લોલ' એ કાવ્યમાં રહેલ જીવનની અનંતતાની કલ્પના રમણીય, હૃદયસ્પર્શી અને ઉન્નત છે; પરંતુ સમગ્ર કાવ્યનો વિચાર કરતાં આ કાવ્યની કલ્પનાસમૃદ્ધિ કુસુમમાળાનાં કાવ્યો જેટલી વિપુલ, ઉચ્ચ અને હૃદયંગમ નથી લાગતી. 'અમૃતત્ત્વ સિન્ધુ'માં રહેલ અનંતતાના સાગરની કલ્પના, 'સરોવરમાં ઉભેલા બાગ'માં જીવનના ક્ષિતિજની પેલે પાર પડેલ ભાવિ જીવનના સિન્ધુની કલ્પના અને 'ગર્જના' 'દિવ્યકાવ્ય' 'ચન્દા' 'પ્રેમીજનનો મંડપ' 'જળધોધ' અને 'દિવ્ય ગાયકગણ' વગેરે કાવ્યોમાં દર્શન દેતાં ઉચ્ચ કલ્પનાઃ કુસુમોની સુગંધ કવિના આ સંગ્રહમાં ઉત્કટપણે મ્હેંકતી નથી. દિવ્યકાવ્યની આરંભની

ગગને અતિગૂઢ લખ્યું વિધિયે
કંઇ કાવ્ય ગંભીર કલાનિધિયે,
ચળકંત રૂડા કંઈ તારલિયા
જહિં શબ્દ અનુપમ રહે બનિયા.

આ કડીમાં કવિને આકાશ અને તારકોમાં ગૂઢ કાવ્યલિપિનાં દર્શન થાય છે. લગભગ આવા પ્રકારની મધુર કલ્પના રા. ન્હાનાલાલની નીચેની પંક્તિઓમાં પણ જણાય છે.

વડાં પાથર્યાં આભનાં પત્ર કાળાં
લખી તેજનાં શબ્દથી મંત્રમાળા
દિશા કાળદોરે ગૂંથ્યા સૌ અગોળે
મહાગ્રન્થ બ્રહ્માન્ડનો બ્રહ્મ ઓલે.

અહિંઆં કવિને આકાશ અને તારકોની ગૂઢ લિપિમાંથી બ્રહ્મનું અસ્તિત્વ જડે છે.

કુસુમમાળાનાં 'ગર્જના' કાવ્યની અંતની ચાર લીટીઓમાં કલ્પના કેટલી મનોહર લાગે છે!

આ જીવનનો શૈલ ચડે જ્યાં મનુષ્યજાતિ,
તે પાછળ ગંભીર ગર્જના કદી કદી થાતી,

તે સુણી આત્મમયૂર કરે કેકારવ મ્હારો,
રવ એ મળી ગંભીર નાદ ઉપની રહે ત્યારે!

પરજીવનના જ્ઞાનનો પડઘો કવિના આત્મામાં પડે છે અને આત્મમયૂર એ અલૌકિક અનુભવથી કેકારવ કરી ઉઠે છે. આવી મનોહર કલ્પનાઓનાં દષ્ટાન્ત ઘણાં ઉતારી શકાય.

સ્મરણસંહિતાનાં ચિત્રોમાં 'આશા' નું ચિત્ર ઘણુંજ સુંદર છે; પરંતુ તે ચિત્રનું વર્ણન આપતી પંક્તિઓમાં ઊર્મિનું પ્રાબલ્ય નથી. ચિત્ર કેટલું મનોહર છે, ત્યારે તેનાં ભાવો સ્પષ્ટ કરતી પંક્તિઓ શુષ્ક ભાષાદ્વારા ચિત્રના બાહ્ય-અંગને જ માત્ર સ્પર્શતી હોય તેવી લુખ્ખી લાગે છે. ખંડ–૩ શ્લોક ૨૦ માટે દોરાયલું ચિત્ર આકર્ષક લાગે છે. વિશ્વના સંગીતના કર્તા, ભોક્તા, નાયક અને અનુમન્તા તરીકે કવિ ઇશ્વરને ગણે છે અને મનુષ્ય એ સંગીતમાં પોતાના સૂર મીલાવી રહ્યો છે. સાગરની ઊર્મિ-માળામાં પણ વિશ્વસંગતિના પડઘા પડે છે. આ રીતે આખુંય ચિત્ર વિશ્વસંગતિની કલ્પનાને અનુરૂપ સુંદર ભાવો વ્યક્ત કરે છે.

સવિસ્તર વર્ણનો દ્વારા તાદૃશ્ય ચિત્રો ઉત્પન્ન કરવાની શક્તિ કુસુમમાળાનાં કાવ્યોમાં સવિશેષ જણાય છે. કુસુમમાળાના 'નદી કિનારે' 'વિધવાનો વિલાપ' 'સરોવરમાં ઉભેલો બગ' 'ચંદ્ર' વિ. કાવ્યોમાં અને હૃદયવીણાના 'અજ-શિશુ' અને અન્ય કાવ્યોમાં સુંદર ચિત્રકૌશલ્ય જણાય છે. 'વિધવાના વિલાપની પ્રારંભમાં.

ચણ્ડ પવનશું વડ જૂથડું
જૂદ્ધ કરંતુ જ્યહારે વડું,
ઘોર ધુઘાટ કરંતુ તેહ,
સુણી કમ્પે સરિતાની દેહ,

આ અને તે પછીની પંક્તિઓમાં ચિત્ર-રચનાની કારીગીરી અને તદુપરાન્ત જીવન્ત વાતા-વરણ ઘડવાની શક્તિ પણ દષ્ટિગોચર થાય છે. ચિત્રરચના અને પ્રકૃતિવર્ણનો અધિક રમણીયતાથી અને વિશેષ પ્રમાણમાં કુસુમમાળામાં આલેખાયાં છે તે વસ્તુ લક્ષમાં રાખવા જેવી છે.

અહિંઆં એક બાબતનો ઉલ્લેખ કરવો આવ-શ્યક છે. પ્રથમખંડને અંતે શ્લોક ૫૯ મે ખંડની સમાપ્તિ કરવામાં આવી હોત તો કાવ્યનું સૌંદર્ય અધિક જળવાઇ રહેત—જો કે પછીના શ્લોક કાવ્યદેહ સાથે બંધબેસતા આવે છે તેની ના ન કહી શકાય. રા. નરસિંહરાવે આ વસ્તુનું સ્પષ્ટીકરણ યોગ્ય રીતે સ્મરણસંહિતાની પાછળ આપેલ ટીકામાં કર્યું છે.

આ રીતે કવિનાં અન્ય કાવ્યો સાથે મૂકતાં સ્મરણસંહિતાના કલ્પનાવૈભવ, ચિત્રકૌશલ્ય અને ઊર્મિતરંગ ઝાંખા લાગે છે. વળી અંતઃક્ષોભથી જાગેલ ઊર્મિપ્રવાહ અસ્ખલિત ન વહી શકે એ વસ્તુને લક્ષ્યમાં રાખતાં લાંબાં કાવ્યોમાં કલાના ઓપની આવશ્યકતા ઓછી નથી. કલ્પનાના વિવિધ પ્રદેશમાં મ્હાલતા કવિને કાવ્યરસનું સાતત્ય જાળવવા માટે કલાનાં ભિન્ન ભિન્ન અંગોનો આશ્રય લેવો પડે છે. આ કાવ્યની વસ્તુસંકલના તપાસતાં અને કરૂણ પ્રશસ્તિનાં આવશ્યક લક્ષણોનો વિચાર કરતાં કવિએ કલાનાં સૂક્ષ્મતત્ત્વોનો ઝીણવટથી અભ્યાસ કર્યો હોય તેવું સ્હેજે જ લાગે છે. એ કલારસનાં મર્યાદાસ્થાનો આપણે નિહાળ્યાં. છતાંય સંધ્યાસમયે આછાં આછાં પછડાતાં સાગરનાં મોજાંઓમાંથી નીકળનાં ઘેરાં ગંભીર સૂરો જેવું ઘેરું કારૂણ્ય આખાય કાવ્યમાં આદિથી અંત સુધી ધીમું ધીમું સંભ-ળાયા જ કરે છે. અને કાવ્યના કરૂણરસમાં વાચકને તરબોળ કરી કાવ્યપ્રવાહમાં ખેંચે છે.

ધીટ વિચારક અને બહુશ્રુત મનુષ્યમાં મૃત-પુત્રનાં શોકને લીધે કેવાં ચિંતનો, વમળો અને સ્મરણો જાગે છે તેનો આખો ય ઇતિહાસ સ્મ-રણસંહિતામાંથી દોરવા જેવો છે; કારણ કે આ સનાતન અને ચિરંજીવ તત્ત્વો સામાન્યરીતે અન્ય કવિઓનાં કરૂણકાવ્યોમાં અને અન્ય વિદ્વાનોના

સ્વજનના મૃત્યુસમયનાં ચિંતનોમાં પણ દર્શન દે છે.

ગૂઢ દૈવીશક્તિ અને મનુષ્ય વચ્ચેના યુદ્ધમાં અસમાનતાને લીધે હમેશાં દૈવીશક્તિની જ જીત થાય છે. મનુષ્ય સ્વજનને બચાવવા વૃથા પ્રયત્નો કરે છે. ગૂઢ શક્તિ પાસે માનવી અસહાય છે એ કલ્પના કવિ સુંદર રીતે વ્યક્ત કરે છે.

દાવ રમિયે નવ નવા
સોગટાં જ બચાવવા,
ગૂઢ શક્તિ સમર્થ એ
ના દે કંઇ પણ ફાવવા.

સૃષ્ટિના વિકાસના નિયમમાં વૃદ્ધિ અને ક્ષય—જીર્ણનો નાશ અને નવિનનો વિકાસ—ની યોજના જગનિયંતાએ ઘડી છે એ યોજનાભંગ પુત્રને પિતા પહેલાં ઝડપી લઇ કેમ કરવામાં આવ્યો એ પ્રશ્ન કવિ ઇશને પૂછે છે, આ વિચાર વ્યક્ત કરતી રમ્ય પંક્તિઓ અહીં ઉતારવા જેવી છે.

જીર્ણ ઘટના જાય, ને
સ્થાન હેતું નવિન લે,
એહ વિશ્વવિકાસમાં
વ્યાપક નિયમ સઘળે પળે.

સત્યની અને કવિની વચ્ચે પાષાણની દિવાલ ઉભી થઇ છે અને અજ્ઞાન ને દુઃખ સત્ય વસ્તુનું દર્શન થવા દેતાં નથી; એટલે

ધર્મબળ ! મુજ બંધુઓ !
દિવ્ય શ્રદ્ધા માત ઓ !
કળણ કર્દમ ડૂબતો
કો રોકએ ધરી હાથ ઓ !

આ પંક્તિઓમાં કવિ પોતાને અજ્ઞાનના કૂપમાં પડતા બચાવવા ધર્મ અને શ્રદ્ધાને અંતરની ઉંડી લાગણીથી વ્હારે બોલાવે છે. આ પછી કવિ પ્રથમખંડમાં જ ઇશ્વરમાં ન માનનાર ચાર્વાકમત પર વિચારે છે. 'ભસ્મ થયું તે શું હવે ફરી રૂપ ધરશી માનવી?' એ વિચાર અને તે પછીની

ભીંત નહિં તો દ્વાર શું ?
દ્વાર નહિં, પછી કૂંચી શી ?
જીવવું, સુખ સેવવું,
એથી મધુર સ્થિતિ બીજી શી ?

આ પંક્તિઓમાં રહેલ ચાર્વાકમત ઘડીભર કવિને મૂંઝવણમાં નાખે છે; પરંતુ અન્ય પળે જ દિવ્યમન્દિર આગળ પોતાના પુત્રને ઈશની પ્રાર્થના કરતો નિહાળે છે; દિવ્યમન્દિર એ સહૃદય અને ભાવભરી પ્રાર્થનાના બળે ઉઘડે છે અને બાળને તાતચરણે ઢળતો નિહાળતાં કવિ સંતોષ અનુભવે છે. આ રીતે ઘડીભરની મથામણ પછી ચાર્વાકમતની પોકળતા કવિને જણાય છે.

દ્વિતીય ખંડના આરંભમાં કવિનાં અન્ય કાવ્યોમાં પણ દેખાતું એવું એક રમણીય ચિંતન જણાય છે. દૂર થયેલ અથવા મૃત્યુ પામેલ સ્વજનની પ્રિય છબી તેનાં મધુરાં સ્મરણો દ્વારા દૃષ્ટિ આગળ ખડી કરવાની કવિને ઉત્કટ અભિલાષા છે. 'દૃષ્ટિ પથથી દૂરને' ન વીસરાય એવી સ્થિતિ પ્રાપ્ત કરવા અને 'દીન વિસ્મૃતિ માર્ગથી બચાવવા' કવિ ઉંડી પ્રાર્થના કરે છે અને 'દેહભસ્મ બની જતાં તું બન્યો જ અસત્ય શું?' એ પ્રશ્ન કરુણમય રીતે પૂછી તેની સત્યતા વિષેનો શ્રદ્ધાપૂર્વક રમ્ય-પંક્તિઓમાં ઇન્કાર કરે છે.

તું નથી જો સત્ય, તો
આત્મમુજ, પરમાત્મ ને
સર્વ છે જ અસત્ય; એ
મુજ હૃદયમતિ કહે, ના બને.

ધાર્મિક હૃદયના મનુષ્યોમાં સંભવતો એક અન્ય વિચાર પણ અહીંઆં દેખાય છે. પુત્રના વિયોગમાં કવિને પોતાની ઇશ્વર પ્રત્યેની ભક્તિની કસોટી થતી હોય તેમ લાગે છે. આ ચિંતન શૃંગાલ-સન્ધ્યાવનીના રસિક દૃષ્ટાન્ત દ્વારા કવિ વ્યક્ત કરે છે.

કવિ મૃત્યુની ફિલસુફી જુદી જ દૃષ્ટિથી ચર્ચે છે. કવિ મૃત્યુને આવકારતાં ઉચ્ચારે છેઃ-

ઓ મૃત્યુ ! ઓ દુઃખ ! ભલે જ મ્હાલો !
આ વિશ્વમાં પૂર્ણ પ્રતાપ ધારો !
તમે ખરાં બન્ધુ ગણી વધાવું
દંષ્ટ્રા કરાલ નિરખી નહિં ખિન્ન થાઉં.

મૃત્યુની ભયંકરતા કવિ હૃદયને શોકમગ્ન નથી કરતી; કારણ કે

હજાર વાદો ન કરી શક્યા જે
તે એક તીક્ષ્ણ તમ શસ્ત્રસમર્થ સાધે

મૃત્યુનું પણ માનવજીવનના વિકાસમાં ઉચ્ચ સ્થાન છે એ ઉન્નત વિચાર કવિ પ્રગટ કરે છે, સ્વજનનું મૃત્યુ આત્મવિકાસમાં મદદ કરે છે.

રોગ શાન્તિ સધાવવા
આત્મબલને પોષવા
પાયું ઔષધ પીવું તે;
મુજ વૈદ્યને દઉં દોષ કાં?

આ રીતે પોતાના બાલના મૃત્યુને પરમ વૈદ્યે મોકલેલ ઔષધ સમાન કવિ આવકારે છે.

આવો સરલ અને શુદ્ધ ચરિત્રવાળો બાલક આ કપટમય જગતમાં કેમ કરીને વિજયી થશે એવા પ્રકારનું કવિના હૃદયમાં રહેલ દુઃખ હળવું કરવા માટે જ બાળકનું મૃત્યુ કેમ ન હોય? એ કલ્પના ઉદ્ભવતાં જ કવિથી ઇશ્વરને પ્રશ્ન કરી દેવાય છે; 'ભાર એ અમ ઉરતણો હરવા શું નિશ્ચય તુજ હશે?'

તૃતીયખંડમાં ચિન્તનપ્રવાહ જોસબંધ વહે છે. 'ઇશ્વરેચ્છા બલવતી, શરણ થાવું તે તણે' આ જાતના શાણા જનોએ ઉચ્ચારેલ બોધનાં મ્લાન વચનો કવિને અણગમનાં થઇ પડે છે; કારણ કે આવાં લાચારીભર્યાં વચનો ઉચ્ચારવામાં કવિને નિર્બળતા ગણાય છે અને અન્ય સાચો માર્ગ કવિને તરત જ મળી આવે છે.

ઇશ-ઇચ્છા સંગમાં
ભેળું ઇચ્છા માહરી,
બે પ્રવાહો એકઠા
થાતાં મધુરતા છે ખરી.

આ ખંડમાં એક સુંદર ચિંતન કવિ રજુ કરે છે. વિશ્વના મહા સંગીતમાં ઇશની ઇચ્છા વિરૂધ્ધ સ્વર કાઢી તે ગાનના સૂર બસુરા કરવાની તેમની ઇચ્છા નથી.

ઇશની ઇચ્છા તણા
સ્વરની સંગે મેળવું
મ્હારી ઇચ્છાના સ્વરો.—
સંગીત એ તો અવનવું.

પોતાના પુત્રે રચવા માંડેલ કાવ્ય અપૂર્ણ રહી ગયું હતું તે સાંભરતાં કવિ કહે છે કે તે ગાન ભલે થંભ્યું; પરંતુ વિશ્વના મહાસંગીતમાં તો તેનું ગાન મૃત્યુ પછી પણ સતત વૃધ્ધિ કરે છે; કારણ કે

મર્ત્યજીવન તો ખરે
માત્ર પૂર્વાલાપ છે;
પૂર્ણ ગીત સમૃદ્ધિ તો
પરકાલ સંગીતે વસે.

અને 'મૃત્યુ તે જીવનતણું છે અન્યરૂપ—' એ રહસ્ય કવિને પુત્રનું મૃત્યુ શિખવે છે અને આવા દુઃખ-અગ્નિમાં તપવાથી આત્મ-ઉર્જ્વળતા વધે છે; પરંતુ આવાં રહસ્યો શીખવા માટે જગતનાં દુઃખના અસંખ્ય દૃષ્ટાંતો હોવા છતાં પોતે દુઃખાનુભૂતિ માટે પ્રિયજન શા વાસ્તે ખોવાં ?

નિત્ય નિત્ય યમાલયે
જાય જગના જીવ,જો !
એથી શાસન નહિં મળે ?
શું પ્રિયજનો ખોવાં, પ્રભો ?

અને આ પ્રશ્નનો ઉત્તર

આપ દુઃખસમ અન્ય કો
નવ દિયે શાસન ખરૂં–

આ રીતે મળી જાય છે. અંતમાં દિવ્યસ્વરૂપ ધારણ કરેલ મૃતબાળ નિંદ્ય પાંચભૌતિક રૂપમાં ફેરવાઇ જાય એવી અધમસ્થિતિ કવિને અરૂચિકર લાગે છે અને મૃત્યુ એ નવજીવનનું દ્વાર છે એ સત્ય સમજાતાં મૃત્યુને રચનાર દયાળુ ઈશ્વરની મહત્તાનું દર્શન થાય છે. મૃત્યુની શ્યામ છાયાની પાછળ મ્હાલાના દેદીપ્યમાન ચિરજીવન સિન્ધુનું દર્શન થતાં કવિના ઉરમા 'જ્યોતિ ઝરતું સત્ય' પ્રગટે છે. 'મૃત્યુ મરી ગયું રે લોલ.'

કાવ્યના અંતમાં મૃત્યુની ફિલસુફી કવિને સમજાય છે. આ જીવન અને પરજીવનને જોડનાર મૃત્યુ તો માત્ર જીવનસાગરમાં ઉત્પન્ન થતા બુદ્બુદ સમાન છે એ રીતે કવિના મનનું સમાધાન થાય છે. એક વિદ્વાન ચિન્તકના ઉરમાં પુત્રવિયોગનો શોક જેવાં સ્મરણો અને ચિન્તનો જગાડે તેવાં અહિં આખાય કાવ્યમાં વેરાયેલાં પડયા છે. એક બે અન્ય ચિન્તનો–કવિનાં બીજા કાવ્યોમાં પણ સ્થળે સ્થળે જણાતા એવાં–અહિંઆ સુંદરરીતે મૂકાયાં છે.

આ જીવનના અંત સાથે જીવનનો નાશ નથી થયો, પરંતુ વિશાળ પરજીવનમાં મનુષ્ય પ્રવેશે છે. એ પરજીવનની કલ્પના

મૃત્યુ નવ પૂરૂં કરે
જીવનનું જીવન અહિં;
અધિક અધિક વિકાસની
છે ભૂમિ અન્ય, જવું તહિં.

ખંડ. ૩, શ્લો. ૨૭

જીવન પરજીવન બે એક
અખંડ પ્રવાહ છે રે લોલ;
રૂપ બદલતું જીવન તે પર–
જીવનમાં વસે રે લોલ.

(ખંડ. ૩, શ્લો. ૫૪)

આ બન્ને શ્લોકો દ્વારા બરાબર વ્યક્ત થાય છે.

આ બ્રહ્માણ્ડ એક લક્ષ્ય સ્થળ ભણી ચાલ્યું જાય છે અને ઉત્તરોત્તર તેનો વિકાસ થતો જાય છે ને વિશ્વવિકાસની કલ્પના મનોહર છે

યન્ત્ર આ બ્રહ્માંડનો
ગૂઢ નિયમે ચાલતો,
એક લક્ષ્ય સ્થળ ભણી
જાતો વિકાસે મ્હાલતો.

આપણે ઉપર જોઇ ગયા તેમ સ્મરણમંદિરમાં રમણિય ચિન્તનો છે, અહિંતહિં કલ્પનાના રમ્ય પ્રદેશો દેખાય છે, પ્રકૃતિનાં આછાં વર્ણનો રસતૃષાને તૃપ્ત કરે છે, પ્રબલ ઊર્મિભર્યા કાવ્યશકલો ઉરસાગરને ડોલાવે છે અને હૃદયભાવનાં સૂક્ષ્મ પૃથક્કરણો મનને બહલાવે છે. કાવ્યમાંથી નીરસતા દૂર કરવા માટે યોજવામાં આવેલ ગરબી, ભૈરવી, વસંતતિલકા વિગેરે છંદો વૈવિધ્યથી ઉરને આનંદ આપે છે. 'મંગલ મંદિર ખોલો'થી શરૂ થતું ભૈરવી રાગનું કાવ્ય, 'મૃત્યુ મરી ગયું રે લોલ' એ ગરબી, અને 'યન્ત્ર આ બ્રહ્માંડનો' એ પંક્તિથી શરૂ થતા સાત શ્લોકો સ્થિર વહતા ઝરણામાં ધોધમાર કાવ્યત્વ વહાવી કલ્પના ને ઊર્મિની ભવ્યતાનું દર્શન કરાવે છે.

તૃતિયખંડના ચિન્તન પ્રવાહની પાછળથી ઘેરો ઘેરો કારૂણ્યનો ઘુઘવાટ કર્ણે અથડાયા જ કરે છે. મૃતબાલનાં મધુર સ્મરણો પણ કારૂણ્યના રંગને અધિક ઘટ્ટ બનાવે છે; એ કારૂણ્ય સામાન્ય નથી. પુત્રશોકના પ્રબલ આઘાતને ભૂલવા વિદ્વતાભર્યાં ચિન્તનોમાંથી સમાધાન મેળવવા પ્રયાસ કરતાં પ્રેમાળ પિતાના હૃદયના ઉંડા

કારૂણ્યનો પ્રવાહ આખાય કાવ્યના દેહ નીચે ધીરે ધીરે હૃદય ચીરતો વહ્યા કરે છે.

રા. નરસિંહરાવની ભાષા પ્રભાતમાં તૃણપર્ણ પર પડી રહેલાં ચળકાટ મારતાં ઝાકળનાં બિંદુઓ જેવી પારદર્શક, મનોહર અને મધુર છે. દરેક સ્થળે યોગ્ય શબ્દો વાપરવામાં ચોકસાઇ, ચીવટ અને ઝીણવટથી કામ લીધું હોય તેમ સ્પષ્ટ જણાય છે. શબ્દચૂંટણી સાથે કર્ણકટુ શબ્દો કાવ્યપંક્તિઓને દૂષિત ન કરે એ બાબત પર પણ ખાસ ધ્યાન અપાયું છે. કાવ્યમાં યોગ્ય ભાષા, માધુર્ય અને કલ્પનાનો સુમેળ કલાદૃષ્ટિથી સધાયલો જોવામાં આવે છે. દૃષ્ટાન્ત માટે નીચેની પંક્તિઓ લઇએ.

નામ મધુર તમ રટ્યો નિરન્તર,
શિશુ સહ પ્રેમે બોલો;
દિવ્યતૃષાભર આવ્યો બાલક,
પ્રેમ–અમીરસ ઢોળો,
દયામય !
મંગલ મન્દિર ખોલો !

અને કુસુમમાળાના 'ચંદા' કાવ્યમાંથી પણ નીચેની પંક્તિઓ સુંદર કલ્પના, માધુર્ય અને યોગ્ય શબ્દ પસંદગીના દૃષ્ટાન્તરૂપે ઉતારવાનો લોભ રોકી શકાતો નથી.

સલૂણી સન્ધ્યા સખી પ્રિયમુજ, ભેટ લેવા તે તણી
મુજ હોડલામાં બેશીને જાઉં ક્હી હું બની ઠની;–
મૃદુ પવનથી આંગણું વાળી સમાર્યું સ્નેહથી,
વેર્યા કુસુમ નવરંગ હેમાં ઝીણઝીણા મેહથી.

આ દૃષ્ટાન્તો પરથી એટલું તો સ્પષ્ટ થશે કે રા. નરસિંહરાવના શબ્દમાધુર્ય, શબ્દપસંદગી અને અર્થ ને શબ્દની સમાન રમણીયતા વાચકને મુગ્ધ બનાવે છે. પ્રખર ભાષાશાસ્ત્રી અને નીડર વિદ્વાન વિવેચક રા. નરસીંહરાવના અન્ય કાવ્યગ્રન્થો સાથે સ્મરણસંહિતા પણ તેના કરૂણ પ્રશસ્તિ તરીકેના નાવિન્યથી અને અન્ય સદંશોને લીધે સર્વને વાંચવા અને વિચારવા યોગ્ય છે. લગભગ વીસ વર્ષ પછી તેની આ દ્વિતીયાવૃત્તિ બહાર પડે છે. તેમાં રહેલ સનાતન અને ચિરંજીવ તત્ત્વોને લીધે આટલા લાંબા ગાળા પછી પણ નવીન ગ્રન્થની જેટલો જ આ ગ્રન્થ આકર્ષક થઈ પડે છે.

અન્તમાં સ્મરણસંહિતાને સંપૂર્ણ વાંચ્યા પછી ઉદ્‌ભવેલ ભાવ કુસુમમાળાના 'અવસાન' કાવ્યની મધુર પંક્તિઓ દ્વારા વ્યક્ત કરી વિરમીએ છીએ.

મૃદુ એહવું ગાન વહી વિરમે
તદપિ શ્રવણે ધ્વનિ ત્હેની રમે,
રૂડું ઇંદ્રધનુ પ્રગટી જ શમે,
તદપિ મનમાં મૃદુ રંગ ભમે.

'શિરીષ'

**જૂની ગુજરાતી ભાષા** : શ્રી સયાજી સાહિત્ય-માળા–પુષ્પ ૨૩૯ મું (ભાષા–સાહિત્ય ગુચ્છ); લેખક ને પ્રકાશક, ચતુરભાઇ પુરુષોત્તમ પટેલ, બી. એ; ભાદરણ; પાનાં, ૩૯૦

નામ પ્રમાણે જૂની ગુજરાતી ભાષાનાં જુદાં જુદાં અંગોને વ્યક્ત કરતું આ સુંદર પુસ્તક છે. શરુમાં લોકભાષાનો થોડો ઇતિહાસ આપ્યો છે. ને પછી વ્યાકરણનાં જુદાં જુદાં અંગો કેવી રીતે જૂની ગુજરાતીમાંથી ઊતરી આવ્યા એ પુષ્કળ ઉદાહરણોથી દર્શાવ્યું છે. છેવાડેનાં પરિશિષ્ટમાં આપેલ વ્યુત્પત્તિઓ બહુ ઉપયોગી નીવડે એવી છે. લેખકે પ્રસ્તાવનામાં મૂળ વિષય ભાષણરૂપે શરુ થઇ પુસ્તકરૂપે કેવી રીતે પરિપાકને પામ્યો એનો ઇતિહાસ આપ્યો છે. એ ઉપરથી સમજી શકાય છે કે લેખકે પુસ્તક તૈયાર કરવામાં ઘણો પરિશ્રમ લીધો છે એટલું જ નહિ પણ જેમ જેમ એક પછી એક પ્રકરણ જોતા જઇએ છીએ તેમ તેમ લેખકના અભ્યાસની પૂર્ણતાનો ને સંશોધકવૃત્તિનો ખ્યાલ આવતો જાય છે. આ વિષયના અભ્યાસીઓને આ પુસ્તક વગર ચાલે એમ નથી એ તો ઠીક પણ દરેક લાયબ્રેરીને માટે એ અનિવાર્ય છે.

**કરીમ મહુમદનાં કાવ્યો અને લેખો:** લેખક. પ્ર. કરીમ મહમદ માસ્તર, જૂનાગઢ; પાનાં ૨૧૬.

મુસલમાન લેખકો પૈકી પણ શુદ્ધ ગુજરાતી લખનારાઓમાં શ્રી. કરીમ મહમદ માસ્તરનું સ્થાન આગળ પડતું છે. આ પુસ્તકમાં ૧૯૦૩ થી ૧૯૩૪ સુધીમાં લખાયેલા બાવીસ કાવ્યો તથા ૧૯૦૮ થી ૧૯૩૬ સુધીમાં લખાયેલા ઓગણીસ લેખોનો સમાવેશ થયો છે. કાવ્યો પ્રાસંગિક અથવા અનુવાદિત છે. કાવ્યોની શૈલી-માં પ્રાગ્બોધિક જમાનાની અસર પુરી છે. કાવ્યો વાંચવા ગમે એવા છે. લેખોમા કેટલાંક પ્રાસંગિક છે ને કેટલીક બાળસાહિત્યની વાર્તાઓ છે. પણ ઐતિહાસિક ભૂમિકાવાળા લેખો આનંદ-દાયક છે એટલું જ નહિ પણ સામાન્ય વાંચક-ગણને કેટલીક જાણવા જેવી હકીકતો પૂરી પાડે છે. જુનાગઢ રાજ્યમાં અગાઉ શિક્ષક ને હાલ ન્યાયાધીશ તરીકે હોઇ સોરઠની ઐતિહાસિક તવારીખ વિષે લેખકને સારી માહિતી છે. એનો લાભ એમના લેખોને મળ્યો છે તેથી સોમનાથ, વેરાવળ, ને જુનાગઢ- વિષેના લેખો વાંચવા લાયક બન્યા છે.

**પ્રિયા આગમન :** લેખક, કોલક પ્રકાશક, સી, જમનાદાસની કું, મુંબઇ; પાનાં ૧૯ ; કિમ્મત બે આના.

આ ખંડકાવ્યના બે વિભાગ પાડયા છે–પ્રિયા-આગમન ને પ્રિયા આતિથ્ય. શ્રી જ્યોતીન્દ્ર હ. દવે-એ પ્રસ્તાવના લખી સમીક્ષા કરી છે. પ્રિયતમાના આગમનથી કવિહૃદયનાં બીનને જે ઝણણાટ થયો એની પ્રસાદીરૂપે આ કાવ્ય આપણને પ્રાપ્ત થાય છે. કવિએ અનુભવેલ ઝંકાર આખાં કાવ્યમાં પ્રસરી રહેલ છે અને પ્રિયાનું આતિથ્ય કરતાં-કરતાં પોતે અવશ બની કહે છે કે 'તું ખલાસી ને હું નાવ. પ્રેમસાગરમાં ઝુકાવ. તોફાને પ્રિય ચઢાવ! મોક્ષ પન્થની સીમા લાવ!' શા કોલકની કવિતા હજી આરંભકાળે છે ત્યાં જ એમનો હાથ સારો બેસી ગયો છે. વિદ્વાન સમીક્ષાકારે કરેલી સૂચનાઓ લક્ષમાં રાખવાથી પોતે કહે છે એવો આસ્વાદ પામવાનો સંતોષ કવિને જરૂર મળી શકશે'

એકનો એક એ ચંદ્ર ભિન્ન ભિન્ન રૂપે રમે
નિર્મળ વ્યોમને ચોકે નિહારિકા તણે ઉરે.

હ.

# સમાચાર સાર

—ગાંધીજીની ત્રાવણકોર રાજ્યમાં મુસાફરી. ત્રાવણકોર નરેશને ગાંધીજીએ અભિનંદન આપ્યાં. અને કહ્યું કે "ત્રાવણકોરનાં મંદિરો હવે મારે માટે ખુલ્લાં થયાં."

—બિહાર ધારાસભાની કુલ ૧૫૨ બેઠકોમાંથી મહાસભાએ ૯૨ બેઠકો સર કરી.

—પતીઆળા કૉલેજમાં સમાજવાદ અને મૂડીવાદ વિષે ચર્ચા થતાં સમાજવાદની તરફેણનો ઠરાવ કરનારને રાજ્યે પકડયા, આખરે છોડી મૂકયા.

—'માતૃભૂમિ' 'મહારાષ્ટ્ર' ને 'ઇંડીપેન્ડન્ટ' પત્રોના પ્રેસની જામીનગીરી જપ્ત કરી. 'માતૃભૂમિ' પ્રેસ ઉપર પોલીસે દરોડો પાડયો.

—વડીધારાસભામાં પૂછાયેલા સવાલ જવાબમાં સરકારે જાહેર કર્યું કે 'શ્રી સુભાષ બોઝને હાલ મુક્ત કરી શકાય એમ નથી પણ જરૂર કરતાં વધુ સમય નહિ રાખવામાં આવે.'

—ગુજરાતી સાહિત્યસૃષ્ટિમાં ઉન્નત સ્થાને બિરાજનાર શ્રી. નરસિંહરાવ દિવેટીઆ ૭૮ વર્ષની વયે મુંબઈમાં અવસાન પામ્યા.

—શ્રી જમનાલાલજીએ જામિયા મિલિયા રાષ્ટ્રિય મુસ્લીમ વિદ્યાપીઠને રૂા. ૧૬૦૦૦ ની બાદશાહી સખાવત કરી.

—વડીધારાસભાની સ્ટેન્ડીંગ ફાઇનાન્સ કમિટિએ નવી ટેલીફોન લાઇન તથા આંદામાનના જંગલોમાં ટ્રામ નાખવા રૂા. ૭૦,૮૦,૦૦૦ મંજુર કર્યા.

—બી. એન રેલ્વેનાં એજન્ટે હડતાલીઆઓને અમુક શરતોએ ફરી કામે લગાડવાનું જણાવ્યા મુજબ એ લોકોને ૭ દિવસમાં કામે હાજર થવાનું નહિતર બીજા રાખી લેવાનું જાહેર કર્યું.

—શ્રી. રાજગોપાલાચાર્યે ગાંધીજી અને સત્યમૂર્તિના આગ્રહથી જાહેર જીવનમાં ફરી પ્રવેશ કર્યો અને મદ્રાસ ધારાસભા માટે ઉમેદવારી જાહેર કરી.

—અમદાવાદમાં શ્રીમતી હઠીસીંગ અને સૌમેન્દ્રનાથ ટાગોરનું સિવિલ ઍક્ટ મુજબ લગ્ન રજીસ્ટર થયું.

—સેવાસી ગામે વડોદરા તાલુકા પ્રજામંડળની પ્રથમ પરિષદ શ્રી પ્રાણલાલ મુનશીના પ્રમુખપણા નીચે મળી. જમીન મહેસુલના ઘટાડા સંબંધમાં ઠરાવ થયો.

—મુંબઇની વેપારી ચેંબરનાં પ્રમુખ તરીકે શ્રી. રાજા બહાદુર ગોવિંદલાલ શિવલાલ ચૂંટાયા.

—મેડ્રિડનાં સંરક્ષણમાં ભાગ ન લેતાં બધા સનંદી નોકરોને જેમ બને તેમ જલદી મેડ્રિડ છોડી જવાનો હુકમ કરવામાં આવ્યો.

—શ્રી. કમલાદેવી ચટ્ટોપાધ્યાય સામે બેંગ્લોરમાં ભાષણ કરવાની મનાઇ કરવામાં આવી.

—હિન્દભરમાં ઠેર ઠેર સ્વાતંત્ર્યદીન ઉજવાયો.

—લંડનમાં ઇન્ડીયન સ્વરાજ લીગે હિન્દ સ્વાતંત્ર્ય દીન ઉજવ્યો.

—અમદાવાદની મીલ મજુરની તકરારમાં જસ્ટીસ મડગાંવકરે લવાદ તરીકે ફેંસલો આપ્યો છે કે 'મજુરોના પગાર કાપવાનું કંઇ કારણ નથી.'

—મિલકતમાં હીન્દુ સ્ત્રીઓના હકકનું ડૉ. દેશમુખનું બીલ કોઇપણ જાતના સુધારા વગર ધારાસભામાં પાસ થઈ ગયું

—કવિવર ટાગોર શાંતિનીકેતનના ફાળા માટે 'ચિત્રાંગદા' નાટક ભજવવા તા. ૧૮ મી

એ અમદાવાદ આવશે.

—કાઠિયાવાડ રાજકીય પરિષદ ભરવાનાં આંદોલનો ફરીથી ગતીમાન થયા છે.

—જવાહરલાલજીએ ચૂંટણી જંગને સફળ બનાવવા પંજાબ, બિહાર, યુ. પી. વગેરે પ્રાંતોમા એરોપ્લેનમાં પ્રવાસ કર્યો.

—બિહાર, આસામ, ઓરિસા ને બંગાળમાં ધારાસભાની ચૂંટણીમાં મહાસભાએ બહુમતી મેળવી અને ઘણે સ્થળે હરિફ ઉમેદવારોની જામીનગીરી પણ જપ્ત થઇ.

—કોમરેડ ડાંગે અને બીજા કેટલાક મહાસભાવાદીઓ સામે શિસ્તભંગના પગલાં લેવાયાં.

—બર્લીનમાં મળેલી રીસ્ટેગની બેઠકમાં ભાષણ કરતાં હિટલરે જણાવ્યું કે 'નાઝી અમલના ચાર વર્ષમાં જર્મનીએ ભારે પ્રગતિ કરી છે, બેકારી ટાળી છે તથા જર્મનીને એક રાષ્ટ્ર તરીકે માનવંત સ્થાન અપાવ્યું છે.'

—મીસીસીપી નદીમાં ભયંકર રેલ આવી. નદીની સપાટી કરતા એંસી ફુટ પાણી ચડી ગયું. ત્રીસ અબજ ડોલરનું નુકશાન. ચારસો જાનની ખુવારી. દસ લાખ ઘરબાર વગરના થયા.

—ભાવી વિગ્રહમાં કેનેડા તટસ્થ રહેશે એ ઠરાવ કેનેડાની આમ સભાએ મત ગણત્રી કર્યા વીના ઉડાવી દીધો.

—જનરલ ફ્રાંન્કોના સૈન્યોએ અલોરા વિસ્તારમાંના સરકારી મથકો પર મજબુત હુમલો કર્યો હતો, પણ ભારે ખુવારી સાથે પાછા હઠવું પડયું.

—કાર્લ રાડેક તથા બીજા ૧૬ સોવીએટ અધિકારીઓએ મોસ્કોમા રાષ્ટ્રદ્રોહના અપરાધનો સ્વીકાર કર્યા પછી તેમાથી ૧૩ જણાને ફાંસીની સજા અને કાર્લ રોડેક તથા બીજા ત્રણેને દશ-દશ વર્ષની કેદની સજા થઇ છે.

—જર્મનીની સૈન્યભરતી અને ઇટાલી તથા જાપાન સાથે જર્મનીએ કરેલ દોસ્તીનાં કરારો ને લીધે ફ્રેંચ નૌકાબળમાં ૩૫ હજાર ટનની બે મનવારો અને બીજાં લડાયક બારકસો બાંધવાનું નક્કી કરવામાં આવ્યું છે.

—નોબેલ ઇનામ કોઇપણ જર્મન શહેરી હવે પછી કબુલ રાખી શકે નહિ એવો વટહુકમ હીટલરે બહાર પાડયો છે.

—જર્મનીની પાર્લામેન્ટે હીટલરને બીજા ચાર વર્ષ સુધી સરમુખત્યાર તરીકે કુલ સત્તા સુપ્રત કરી છે.



* વર્ષ છઠ્ઠું * * માર્ચ ૧૯૩૭ * * અંક ત્રીજો *

ઘણીવાર એવું બને છે કે આપણી પ્રવૃતિમાં આપણે જે સિદ્ધાંતોનું પાલન કરીએ છીએ તે સિદ્ધાંતો એટલા જ દઢસ્વરૂપમાં આપણા જીવનમાં નથી દેખાતા. હું બાલમંદિરનો શિક્ષક હોઉં એટલે બાલમંદિરની પ્રવૃતિમાં બાળકો ઉપર પ્રેમ કરૂં, એનો આદર કરૂં, એનું ચિંતન કરૂં, પણ એ સિવાયના જીવનમાં દરેક પ્રસંગે એમ નથી વર્તી શકતો. એ જ રીતે હું સેવક હોઉં તો મારા સેવાક્ષેત્રમાં ગમે તેવા બદમાસ, લુચ્ચા કે ઠગ માણસને પણ હું સહન કરી લઈશ અને એના હૃદયને જાગૃત કરવા માટે જે કરવું પડશે તે હું કરીશ, પરંતુ એ સેવાક્ષેત્રની બહાર કોઇ ટ્રેનમાં, કોઈ થીએટરમાં, કોઇ સભા-સરઘસ કે મેલાવડામાં કોઈને સાંખી શકીશ નહિ.

મને વિચાર આવે છે કે આમ થવાનું કારણ શું હશે? મિત્રો પાસે વફાદાર રહેનાર હું બીજે બેવફા કેમ થાઉં છું? પ્રિયજન પાસે જાગૃત થતી ત્યાગબુદ્ધિ બીજે કેમ સૂઇ જાય છે? ઘરમાં, ગામડામાં કે સેવાના ક્ષેત્રમાં દેખાતી સાદાઈ અને સેવાવૃતિ બીજે સ્થળે કેમ લોપ પામે છે?

વિચાર કરતાં મને લાગે છે કે મારા હૃદયમાં એ ગુણોનો વિકાસ નથી થયો, એ ગુણોને જન્મ આપવા માટે મેં પ્રસવવેદના સહન નથી કરી, એને ઉછેરવા માટે મેં મારા આહાર નિદ્રાને નથી હોમ્યા. કોઈની પાસેથી એ ગુણોને ઉછીના લઈ હું મારૂં કામ ચલાવું છું અને પારકો પોશાક પહેરી મારી જાતને શોભાવું છું. જો એમ ન હોય તો જીવનના એક ક્ષેત્રમાં દેખાતો ગુણ સમગ્ર જીવનમાં કેમ ન દેખાય?

શ્રી.

# તમે હોળી માતા !

મોહિનીચંદ્ર

: છન્દત્રય :

તમે હોળી માતા! વરસદિવસે હ્યા પ્રકટીને
ધરાપેં પેટાવો અનલભડકા આભ ઉડતા,
પ્રવેશી પેટાળે અણુઅણુ વસી જે, ભડભડે
રજનીદિન સારા વરસમાં.

ને તેના તણુખા દગો ધરતીનાં દીપ્તિભરેલાં બને,
જ્યાંથી કિરણ કોટી કૈંક ફૂટતાં, છેડાવતી સ્પર્શતાં
દ્યૌપેં તારકરુપ રમ્ય ચઢી જે, રાત્રિવિષે આથડે
પૃથ્વી નિદ્રિત રક્ષતા, વિયતમાં.

પૂછું તમોને —

'અકેક એ તારકની કણીથી
ઉઠે ન કાં એવી પ્રચંડ જ્વાળા,
અધીનતાના અમબંધ કાળા
કરી શકે ભસ્મ નવાં બળોથી ?'

પછી આ વેરાને —

ભાલપ્રદેશે અમ માતૃભૂમિને,
સમૃદ્ધિનાં સોનલ રશ્મિ રેલીને,
સહસ્રરશ્મિ ફરી ઊગતો હસે !
ચરાચરોનાં મુખપત્ર સૌ લસે !



# જતાં રહ્યાં ?

પ્રેમશંકર હ. ભટ્ટ

જતાં રહ્યાં હ્યાં ભડકા જગાવી,
લીલી મજાની રમણીય વાડીમાં
કો હાર્દની; ને પળવાર માહરાં
મટ્યાં ન'તાં તે થઇ અન્યનાં ગયાં?
ગયાં સ્વયં વા સખિ ! કહો જવું પડયું ?

સંધ્યા તણી પાલવકોર ભૂખરી
નિરાશ કો અંતર શી, ધીમેધીમે
છવાય; તોયે તહીં ગામ પાદરે
લાવણ્યની લોલ વીલોલ વેલશી
અનેક નારી, નિજ કંઠની વીણા
બજાવતી'તી; વપુ પેં વીંટ્યા તવ
પાનેતરે ગાંઠ અખંડ વાળી
ઝૂલી રહ્યું 'તું. ઉપવસ્ત્ર કોકનું !

વદાય વેળા હતી આપની તદા,
કૌમાર્યનાં મંગલ સંપુટે ઝીલી;
અતીવ આકર્ષક ઝાંઝવાં જલ,
પીવા અદીઠાં ભવનાં રણો મહીં

'વળાવવા ત્યાં જન કૈંક આવીયા
હતા, હતો હુંય ઉભેલ એકલો
ભગ્નાશ; પૂછે સહુ 'ક્દિ આવશો ?'
ને હું ? હું યે શું નજરેય ન્યાળવા ?
એ પ્રશ્નભાવે જરી જોઉં ત્યાં દીઠું
કારુણ્યની કો વિમળી કણી શું
અશ્રુતણું એકલ બુંદ નેનમાં !

અબોલ તોયે ઉરભાવ ઉચ્ચરી,
રહેલ અશ્રુ 'નવ હું, ગઇ પ્રિય !'
—અને નિહાળું નજરે જતાં, છતાં
હસી રહું હું નથી ક્યાંય યે ગયાં !

# હિમશિલા

હરિલાલ ગો. પંડ્યા

ત્હને હિમશિલા અરે ! મનુજ ભોમમાં રાચવું
ગમે ન, જગ આવડું : નવ કદીય તૃષ્ણા પ્રિયે !
પ્રચંડ ઉરવેગવા, ભ્રમણ સાધ્ય સ્હેજે બને,
વિરાટ પૃથ્વી પરે, પ્રતિક વિશ્વ સૌન્દર્યનું ?

ગણુંય રૂપગર્વિતા, પ્રણયગીત ગાને તદા
જગાડ જનસુપ્તને, સહજ જાડયને સંહરી,
અમીરસ વહાવજે, અધર લોલ-ઓષ્ઠે ભરી,
બની રહીશ શું અનુપ મુજ બાગની કોકિલા ?

અરે ! નવ કશુંય તે—જીવન કષ્ટધારા વહી,
ન મોહ શુભચીંતને પ્રણય ·છોળવા ઉછળી;
અશાન્ત ભવ સાગરે, ખડક શું સહી ઠોકરો,
ફૂટી જવું કદી અપક્વ મુજ કાયના કુમ્ભને !
વિરાજત વિલાસિની હિમશિલા ગિરૌ શૃંગ પે,
અહ:નિંશ ત્હું-સંગતે, જવું અનંતને આંગણે !

# જન્મગાંઠ

નટવરલાલ મો. ગાંધી

: મિશ્ર :

દિનો વિત્યાં, માસ વિત્યાં જ વર્ષો,
વિત્યાં હશે પાશવજન્મ; સૃષ્ટિ,
આકાશ, પાતાલ, જલાશયોને
સહસ્ર સૂર્યાંકિત તેજ વીંધ્યા,
વસુંધરાથી ત્રમણા પડેલા
કોટીક બ્હોળા જલસાગરોને
અદ્રિ તણા ઉચ્ચ પહાડી શિખરો,
કરાળને કોતરની ગૂફાઓ,
અસંખ્ય આભે નભઝૂંડતારકો;
શશિકલાઓ: જગ ખેડવાને—
આ મેઘના પોલણ ફેરવામાં
છૂપાઇ, આ ભૂમિ અચેતસ્થૂલ,
અગમ્ય એ ચેતનઅબ્ધિને તરી
અંતે અહીં માનવદેહ ધાર્યો :

કાપ્યાં ઘણાં કષ્ટક કંટકોને,
એ ખેતરો, જંગલ, પહાડપત્થરો
વીંધી કીધાં અંતરબાણ ભગ્ન,
ચઢાવી ચાપો નયને અનંત.—
ને બાણ એ અંતરનાં વીંધ્યાં હતાં
ઘણાય બીજાં ભટકલ અંતરો :
પછી ખૂટયાં બાણ, ખૂટીજ ચાપો,

ખૂટી પછી અંતરઆશજાળ,
વછૂટતાં ચાપ ઢીલાં, થયાં ઢગ
પડ્યાં ભૂમિપે ;—પણ બાથ છેલ્લી
લીધી વીતાવી વીસ વર્ષ યુગની

એ આખરી અંતરબાણ વીંધ્યું,
જ્યાંથી પ્રકાશ્યું 'કંઇ ગૌરવોનું
અમૂલ્ય ગાણું, હૃદયે બિરાજ્યું.

પ્રસારી, ઉલ્લંઘી, વટાવી આવ્યો !
હતો નભે બિન્દુ જ પાડી આવ્યો !
તો શું પછી બિન્દુ જ ઠાર કેરૂં
અનંતતાનું યહ ઢાંકણું શું
હતુંય એ અંતરમાં સમાયું ?

એ સૂક્ષ્મમાંથી સ્થૂલમાં વિરાજ્યો
ને સ્થૂલથી સૂક્ષ્મઅનંત આવતાં,
થયાં, વિત્યાં વર્ષજ વીસ માહરાં;—

જીવાયજો હજું—

ભાવિ તણાં વર્ષ અનેક બીજાં
શું સૂક્ષ્મમાંથી જડસ્થૂળ ખોળવા ?

—નો શીદને સૂક્ષ્મ મહીં ભળું ના ?
એ સૂક્ષ્મ મૃત્યુ મધુથી ભરેલું ! !

# જીવનનું કરૂણ પ્રકરણ

શ્રી કાંત

પ્રિય ભાઇ,

તમારો કાગળ મળ્યો. તમે બીજાની પેઠે નવનીતના મૃત્યુ માટે મારા ઉપર બધો દોષ નથી ઢોળ્યો એ માટે હું અંતઃકરણપૂર્વક તમારો આભાર માનું છું. તમે સાચી સ્થિતિ સમજવાની પરવા કરી છે એ મારે માટે સંતોષની વાત છે. આજસુધીમાં મારી આંતરસૃષ્ટિ સમજવાનો કોઇએ પ્રયત્ન નથી કર્યો. હું કોઇ પત્થરહૃદયી હોઇશ એમ જ સૌએ માની લીધું છે. હું ખરેખર કહું છું કે નવનીતના મૃત્યુનું નિમિત્ત ભલે હું બની હોઉં, પણ હું દોષિત નથી. ઈંદુ, ભારતી, સુનીલા ભલે મને દોષ આપે પણ મારા અંતરમાં સહેજ પણ ફફડાટ નથી. હા, એના મૃત્યુથી મને આઘાત પહોંચ્યો છે, એને હું બચાવી શકી હોત તો કેવું સારૂં હતું એમ પણ થાય છે પરંતુ એ બાબતમાં હું પરવશ હતી. મારૂં સ્વાર્પણ એને બચાવી શકત, પણ શાનું સ્વાર્પણ? પ્રેમનું સ્વાર્પણ કરી દઉં તો પછી મારા પાસે રહે શું? આ હાલતું ચાલતું શરીર? આ લુખ્ખી સુક્કી વાણી? આ ધમણ જેવા શ્વાસોશ્વાસ? પ્રેમનું સ્વાર્પણ કરૂં તો નવનીતની જીંદગી ઉગરી જાય પણ મારૂં મૃત્યુ થાય તેનું શું? અરે, મારા દેહના મૃત્યુથી જ નવનીતના દુઃખનો અંત આવતો હોત તો હું હસતે મોંએ એ સ્વાર્પણ કરી નાખત: પણ આતો મારા આત્માના મૃત્યુનો સવાલ હતો, જેને લઇ હું જીવું છું, જેને લઇ હું માનવપ્રાણી લાગું છું, જેને લઇ વિશ્વની અનંત લીલામાં હું રસ લઇ શકું છું એ આત્માના મૃત્યુ પછી દેહના ખોખાંને મારે શું કરવું? દીવેલ ઢોળાઇ ગયા પછી કોડીઆંને હું શું કરૂં? સુગંધ વિનાના ફુલને મારે ક્યાં સંઘરવું? એટલે જ કહું છું કે નવનીતના જીવનનો કરૂણ અંત મારૂં અંતર વલોવી નાખે છે, પણ મેં દોષ કર્યો હોય એવું મને નથી લાગતું.

નવનીત બહુ બહાદુર હતો. એની જુવાની તેજસ્વી હતી. એની તમામ શક્તિઓ વિકસતી જતી હતી. એનું મૃત્યુ તમને અને એના કુટુંબને જ નહિ; આખા સમાજને મોટી ખોટ રૂપ નીવડયું છે, છેલ્લા બે વરસથી—જ્યારથી મારા સાથેનો એનો સંસર્ગ વધ્યો ત્યારથી એ ધીમે ધીમે મૃત્યુ પામતો જતો હતો. હું જાણતી હતી કે એ કરમાતું જતું ફુલ મારા સ્પર્શે પ્રફુલ્લ થાય

એમ છે, પરંતુ હું એને સ્પર્શ ન કરી શકી, એ મારી શક્તિની બહાર હતું. હજાર વખત મેં ઇચ્છા કરેલી, રાતદિવસ મારા હૃદય ઉપર મેં એ ભાર વેઠેલો પણ હું એ ન જ કરી શકી. અંતરના એક પણ ખૂણામાંથી મને સહાનુભૂતિ ન મળી.

મને ફરી ફરીને એ વિચાર આવે છે કે પ્રેમમાં પોતાનું પ્રતિબિંબ પાડવાની કે પડઘો પાડવાની શક્તિ નહિ હોય ! પ્રેમ પરમ શક્તિ છે એમ તો મેં ઘણીવાર સાંભળ્યું છે, પણ મને આ પ્રસંગમાં એનો અનુભવ કેમ ન થયો ? નવનીતના પ્રેમમાં કોઇ દોષ હશે ? પ્રતિબિંબ ન ઝીલી શકનાર મારા હૃદયના આયનામાં કોઇ દોષ હશે ?

નવનીતને મૃત્યુ પામ્યે આજે એક મહિનો થયો. મારી આંખ આગળથી એ છેલ્લું દશ્ય ખસતું નથી. એનો સુકાઇ ગયેલો દુઃખી ચહેરો મારી આંખ સામે જ તરવરે છે. એની યાચનાભરી આંખો અને લાગણીઓને હલાવી મૂકનારી વાણી મારાથી ભૂલાતાં નથી. મરતાં પહેલાં એ સંતોષથી આંખ મીંચી શક્યો હોત તો કેવું સારૂં હતું ! એનાં બીડાયેલાં પોપચાં ઉપર મેં આંગળીઓ તો મૂકી હતી પણ એ આંગળીઓમાં પ્રેમનું ચેતનતત્ત્વ ક્યાં હતું કે એના ઠરી જતા હૃદયને જાગૃત કરી દે !

નવનીત ગયો. મારા માટે એક વિકટ પરિસ્થિતિ મૂકતો ગયો. અંતઃકરણમાં દોષનો ડંખ નહોતો છતાં 'હું હૃદયહીન તો નથી ?' 'હું મિત્રને છાજે એવું કર્તવ્ય બજાવવામાં તો નથી ચૂકી ?' 'ભ્રમના વાદળોએ મારા આંતરપ્રકાશને તો નથી રૂંધી લીધો ?' એવા પ્રશ્નો એના મૃત્યુ પછી રહી રહીને મને ઉઠતા હતા. નવનીત સાથેની છેલ્લાં સાત વરસની ઓળખાણ તાજી થતી હતી અને નાના મોટા એકેએક પ્રસંગ યાદ આવી મારૂં સ્વાસ્થ્ય હરી લેતા હતા. અમે પહેલે જ પ્રસંગે ચેતી ગયાં હોત તો કેવું સારૂં હતું ! હું તો ચેતી ગઇ હતી. મેં નવનીતને જણાવી પણ દીધું હતું પણ એ ન ચેત્યો. એને પોતાના પ્રેમની શક્તિ માટે શ્રદ્ધા હશે, કદાચ મારી સ્પષ્ટતાને એ સાચી નહિ માનતો હોય. કદાચ એ પણ લાચાર બની ગયો હશે. પ્રભુ જાણે શું હશે ! પણ એ મારે માટે ઝૂરતો જ રહ્યો અને હું એને શાંત કરવાનો નિષ્ફળ પ્રયત્ન કરતી જ રહી.

હું મિત્રોને શી રીતે સમજાવું કે મારાથી નવનીત પ્રત્યે એ ઇચ્છતો હતો એવો પ્રેમ થઇ શકતો જ નહોતો ? એ મારા માટે બધું જ કુરબાન કરવા તૈયાર હતો તે હું જાણું છું. મારા કરતાં વધુ વહાલું એને કોઇ નહોતું તે પણ હું જાણું છું, પણ એથી તો હું એના વિષે ચિંતાતુર રહેતી અને એની લાગણીઓ ઘણીવાર મને અકળાવતી છતાં હું એના સાથે મૈત્રી રાખતી અને એ પ્રસન્ન રહે એવા લુખ્ખા પ્રયત્નો કરતી.

તમને આટલા જ ઉપરથી મારી સ્થિતિ કદાચ નહિ સમજાય. અમારા બેયની લાગણીઓમાં મૂળભૂત ક્યા વિરોધી તત્ત્વો હતા તે સ્પષ્ટપણે નહિ જણાય. તમને પણ કદાચ લાગશે—જેમ ઘણાને લાગે છે તેમ—કે મેં નવનીતને વિશ્વાસ આપ્યો, પ્રેમ આપ્યો અને નવનીતે એનું સર્વસ્વ મારા કને મૂક્યું. એ પછી હું વિશ્વાસઘાતી બની. મેં પ્રેમ અને વિશ્વાસ ઉઠાવી લીધો. ઉદારચિત્ત અને સાચો પ્રેમી નવનીત એવું ન કરી શક્યો. પરિણામે નવનીત ઘસાતો ચાલ્યો. એનો પ્રેમદીવો બળતો જ રહ્યો અને છેવટે બૂઝાઇ ગયો—પણ આવું નથી તમને અને તમારા દ્વારા બીજા સ્નેહીઓને મારી વાત સમજાય એ માટે અમારી મૈત્રીની આખી કથા હું કહું છું. લોકો આ સાચી માને કે ખોટી માને તેની મને પરવા નથી, પણ નવનીતના અને મારા સ્નેહીઓના અંતરની શંકાઓ તો મારે નિર્મૂળ કરવી જોઇએ અને

એમના ઉનાં ઉનાં નિશ્વાસોથી મારી જાતને મારે બચાવી લેવી જોઈએ.

+ + +

**ન**વનીત અને હું આજથી સાત વર્ષ પહેલાં એટલે મને પંદરમું અને એને વીસમું વર્ષ ચાલતું હતું ત્યારે .........ને ત્યાં મળ્યાં. ત્યાર પહેલાં અમારે મુદ્દલ ઓળખાણ નહોતી. એનું સુગઠિત શરીર તેજસ્વી બુદ્ધિ અને આનંદી સ્વભાવ મને આકર્ષક લાગ્યાં. એને મારામાં કયું આકર્ષણ અનુભવ્યું હશે તે હું બરાબર ન કહી શકું, પણ એણે મને અનેકવાર કહ્યું છે કે, "તે દિવસે મારા સામે જોતાં જ એ ખેંચાયો હતો." એના જ શબ્દોમાં કહું તો મારી આંખમાં એણે ઉત્કૃષ્ટ સૌંદર્ય જોયું હતું.

તે દિવસે અમારે સાથે જ જમવાનું હતું. જમતાં જમતાં અમે વાતો કરતાં હતાં. અને હસતાં હતાં. એ મારા તરફ લાગણીપૂર્ણ નેત્રે જોતો હતો તે હું સમજતી હતી. મારું ધ્યાન ખેંચાય એ રીતે એ વાતો કરતો હતો તે પણ હું જાણતી હતી, પરંતુ મને એથી અણગમો નહોતો આવ્યો. ત્યાં એકઠી થયેલી મંડળીમાં એ બુદ્ધિમાં, શરીરમાં અને તેજસ્વીતામાં ચડીઆતો હતો એવું મેં એ ક્ષણે જ અનુભવ્યું હતું. આખી મંડળીમાં એનું વ્યક્તિત્વ પણ તરી આવતું હતું અને લગભગ બધાં એની જ આજુ-બાજુ રહેતા હતા અને એને જ સાંભળતા હતા.

એ પ્રસંગને ત્રણ મહિના વીત્યા પછી અમે એક વખત રસ્તામાં મળી ગયા હતા એકબીજાની નજર મળતાં અમે સ્મિત કર્યું. એ ઉભો રહ્યો એટલે હું પણ ઉભી રહી. એ પ્રસંગ મને બરાબર યાદ છે. એ મારા સામે જોઈને જે રીતે વાત કરતો હતો એ રીતમાં એની ઉછળતી લાગણી હું જોઈ શકી હતી. મારા અંતરમાં એવી ભરતી તો નહોતી ચડી પણ મારા પ્રત્યે નિર્વ્યાજભાવે એને લાગણી વર્ષાવતો જોઈ મારું હૃદય પણ ભીનું થઈ ગયું હતું. એણે મારા ખબર અંતર અને ઠામ ઠેકાણું પૂછ્યું. હું ક્યારે, ક્યાં મળી શકું એ જાણી લીધું. મારા કુટુંબમાં કોણ કોણ છે અને કેવું વાતાવરણ છે તે સમજી લીધું. મેં પણ વિવેક ખાતર એવું જ બધું પૂછ્યું અને અમે જૂદા પડ્યા.

ત્યારપછી વળી મહિનાઓ વીત્યા. મારા મનમાં એનું સ્મરણ પણ નહોતું રહ્યું. અચાનક એક દિવસે એનો કાગળ આવ્યો. કાગળ આફ્રીકાથી લખેલો હતો. એમાં પોતાની વિશેષ ઓળખાણ હતી અને કેટલીક હકીકત હતી. ત્યાંનું થોડુંક વર્ણન હતું અને છેલ્લે લાગણીભર્યા શબ્દો અને કાગળના પ્રત્યુત્તર માટે આગ્રહ હતો. કાગળ વાંચી હું જરા વિચારમાં પડી ગઈ પણ મને યાદ છે કે હું બહુ વિચાર કરી શકી નહોતી. અંદરથી કાંઈક એવું થતું હતું કે જે મને એ સંબંધ આગળ વધારવાની ના પાડતું હતું. બહારથી વળી એમ લાગતું હતું મારે સંકોચ–શરમ ન રાખવા જોઈએ અને પુરૂષ મિત્રો હોવા જોઈએ. નવનીતના ગુણોનું આકર્ષણ પણ થોડુંક થયું હતું.

મેં એને ટૂંકો જવાબ લખ્યો. વળતી ટપાલે જ એનો લાંબો કાગળ આવી પડયો. એમાં ત્યાંના પ્રદેશનું સુંદર વર્ણન, પોતે અનેકની વચ્ચે હોવા છતાં પોતાને લાગતી એકલતા, જીવનના અભિલાષો અને મારી મૈત્રીની કલ્પનાની મધુરતાનું સુંદર બયાન હતું. મારે કબૂલ કરવું જોઈએ કે એ કાગળ વાંચીને તુરત તો મને કંટાળો આવી ગયો હતો. 'કંઈક બફાય છે' એવો પણ મને શંકા ગઈ હતી, છતાં વિવેક ખાતર મેં એને ટૂંકો જવાબ લખ્યો. અને ઉમેર્યું કે 'હવે તો કોણ જાણે કેટલા વરસે તમને રૂબરૂ મળવાનો લાભ મળશે!' આ વાકયે એને ભ્રમમાં નાખ્યો એમ હું એના જવાબ ઉપરથી જાણી શકી. એ

પોતે અહોનિશ મારું ચિંતન કરી રહ્યો છે અને પોતાના સંયોગો અનુકૂળ થતાં જ એ દેશમાં આવશે ને મને મળશે, એટલું જ નહિ; પોતાના ભાવી જીવનનો ક્રમ ગોઠવતાં પહેલાં મારી સલાહ પણ લેશે એવું એવું એણે કાગળમાં લખી નાખ્યું.

હવે મારાથી ન રહેવાયું. મને થયું કે ગોટાળો વધતો જ જાય છે. હું એની પેઠે જ એનું ચિંતન કરતી હોઇશ એવો એ ખ્યાલ સેવતો હશે એમ મને સ્પષ્ટ જણાયું. ત્યાર પછી મેં એને એક લાંબો કાગળ આ પ્રમાણે લખ્યો.

મુ. નવનીતભાઇ,

તમે મારાથી જ્ઞાન, અનુભવ અને વયમાં મોટા છો એટલે મારે તમને મુરબ્બી લખવું જ જોઇએ. 'પ્રિય' લખવાનો શિષ્ટાચાર છોડવાનું મને ઠીક લાગ્યું છે. આપણે એકબીજાને 'પ્રિય' કહી શકીએ એટલી આપણી વચ્ચે નિકટતા જ ક્યાં છે? તમારા દરેક કાગળમાં મારા પ્રત્યેની તમારી લાગણી હું જોઇ રહી છું એ લાગણીને ઝીલવાનું મારું સામર્થ્ય નથી એટલે હું ઘણીવાર અકળાઇ છું. મારું વર્તમાન જીવન પણ મારા કાબૂમાં નથી ત્યાં મારા ભાવી જીવનની ક્યાં વાત? હું તો એક સામાન્ય છોકરી છું અને સામાન્ય રીતે જ જીવી શકીશ એમ મને લાગે છે. તમે મારા પ્રત્યે લાગણી ધરાવો છો એ માટે તમારો આભાર તો શું માનું, પણ એમ થાય છે કે મારી સ્થિતિ તમારા પાસે સ્પષ્ટ કરી દઉં. તમે કલ્પતા હો એટલું મારામાં બળ નથી. એટલી ઊંચી મારી ભાવના પણ નથી. તમારા જેટલી મારા હૃદયમાં ઉતરતા પણ નથી અને એટલે તમારા તરફ કે કોઇ તરફ હું લાગણી ધરાવી શકતી જ નથી. મને દરેક વખતે એમ થઇ આવે છે કે તમારા સાથે હું પત્રવ્યવહાર બંધ કરું, કારણ કે તમારી મૈત્રીને હું યોગ્ય નથી. માઠું ન લગાડશો. મારા મનમાં હતું તે અચકાતા અચકાતા મેં આમાં લખ્યું છે. કંઇ અસ્પષ્ટ રહેતું હોય તો પણ આ કાગળનો મર્મ સમજી લેજો.

તમારી બેન
પ્રભા.

મેં ડરતાં ડરતાં આ કાગળ પોસ્ટ કર્યો પણ અમારાં દુર્ભાગ્ય કે આ કાગળનો પણ પૂરો મર્મ ન સમજાયો. જવાબમાં એનો કાગળ આવ્યો તે આ રહ્યો

*પ્રિય બેન પ્રભા,*

તારો કાગળ મળ્યો. મને મુરબ્બી લખી શા માટે ગાળ દે છે? હું મુરબ્બી છું? મારા જેવડો ૨૦–૨૨ વર્ષનો જુવાન મુરબ્બી ગણાશે તો પછી મુરબ્બીવટનું પણ અપમાન જ થશે. કૃપા કરી કરીને મને મુરબ્બી લખીશ નહિ. મને 'પ્રિય' ન લખી શકાય તો કાંઇ નહિ. એમ ને એમ મારું નામ લખજે. શિષ્ટાચાર ખાતર જ 'પ્રિય' ન લખવું જોઇએ તે તારી વાત બરાબર છે, પણ ત્યારે આજ સુધી તું શિષ્ટાચાર ખાતર જ લખતી એમ મારે સમજવું? ના. મારે એવું નથી સમજવું. હું એ માની શકું જ નહિ મને તો આશ્ચર્ય થાય છે કે તારા જેવી શિક્ષિત કુમારિકા 'પ્રિય' શબ્દથી ડરે છે કેમ? એનો અનર્થ થશે એમ તને લાગે છે?

અને આ બીજું બધું ય શું લખી નાખ્યું છે? આટલી બધી નમ્રતા ક્યાંથી શીખી ગઇ? તું ગમે તે લખેને, તારામાં કેટલી શકિત છે તે હું જાણું છું, તું પણ જાણે છે છતાં ખોટો વિનય કરે છે. તું સામાન્ય છોકરી છે જ નહિ. તારા કાગળના મર્મને હું સમજ્યો છું કે નહિ તે તો પ્રભુ જાણે પણ મને માઠું નથી લાગ્યું એટલું તને જણાવી દઉં. તારાથી મને માઠું લાગે જ નહિ. તને ક્યાંથી કલ્પના આવી શકે

કે મારાં ઊંડા અંતઃકરણમાં તારૂં કેવું સ્થાન છે !

હવે તો થાય છે કે એક વખત ત્યાં આવીને મળું. મારા જીવન વિષે નિરાંતે વાત કરૂં અને તને પણ વિશેષ ઓળખું.

તારો ભાઇ

**નવનીત.**

આ કાગળ મેં ત્રણચાર વખત વાંચ્યો. મારા મન ઉપર બોજો લાગવા માંડયો. મારી અનિચ્છા છતાં હું કોઇ વમળમાં આવી પડી હોઉં એવું લાગવા માંડયું. મેં બે ત્રણ દિવસ આ વસ્તુ ઉપર વિચારો કર્યા, પણ મને કોઇ માર્ગ સૂઝયો નહિ. અંતે મેં જવાબ આપવાનું જ માંડી વાળ્યું, પરંતુ મારો જવાબ ન મળ્યો એ કાગળનો પણ જવાબ ન આપ્યો. આમ મારા પાસે એના પાંચેક કાગળો જવાબ આપ્યા વિનાના એકઠા થઇ ગયા. છેલ્લો કાગળ જરા દર્દભર્યો આવ્યો અને મને થયું કે મારે જવાબ આપવો જ જોઇએ. એનો કાગળ આ રહ્યો:

**બેન પ્રભા,**

મારા આટલા બધા કાગળોનો જવાબ ન મળવાથી મને કંઇ કંઇ વિચારો આવે છે. તું મારાથી દુભાઇ હશે ! મારાથી અજાણતા ન લખવા જેવું લખાઇ ગયું હશે. ! અથવા તો તારા જીવનમાં કોઇ અવનવા બનાવો બની ગયા હશે ! મારાથી કાંઇ સમજાતું નથી. છેલ્લા પંદર દિવસ થયા મારી તબિયત પણ સારી રહેતી નથી. રાતદિવસ આ જ વિચારો આવ્યા કરે છે. તારે આટલા બધા કઠોર ન થવું જોઇએ. બીજા કશા ખાતર નહિ તો મારા માનસિક સ્વાસ્થ્ય ખાતર તો એક કાગળ લખ. હું નથી માનતો કે તું મારી આ વિનતીને પણ ઠોકરે મારીશ.

તારા સ્મરણમાં

ઝૂરતો ભાઇ

આ કાગળનો મેં નીચે પ્રમાણે જવાબ આપ્યો.

**પ્રિય ભાઇ,**

તમારા બધા કાગળો મને મળ્યા છે. તમે અનુમાનો કર્યા એવું મને કશું નથી થયું. મે તમને એક કાગળમાં લખ્યું હતું કે હું તમારી મૈત્રીને યોગ્ય નથી, હજી પણ આ કાગળથી જણાવું છું કે મારૂં સ્મરણ કરી નાહક દુઃખી ન થશો. મને તમારા પ્રત્યે સદ્ભાવ છે. તમારૂં ભલું થાય એવી મારી હંમેશ ઇચ્છા રહે છે. એથી વધારે હું અનુભવી જ ન શકતી હોઉં ત્યાં શું કરૂં ?

તમે દુઃખી ન થશો, મારા માટે ઝૂરવાનું છોડી દેજો. તમારામાં જે બળ અને સંસ્કાર છે તેનો યોગ્ય માર્ગે ઉપયોગ કરજો. મને તો એ જ વસ્તુનું લાગી આવે છે કે તમારા જીવનપથમાં હું કયાં આવી પડી ! મારી મૈત્રી તમારી શકિતઓને રૂંધે, ગુંગળાવે, અસ્વસ્થ બનાવે એ મારે માટે અસહ્ય છે. હું પણ તમારા જેટલા જ દર્દથી તમને વિનંતિ કરૂં છું કે, તમે તમારા કર્તવ્યમાં મશગૂલ રહેજો.

આ વરસે મારે અહીં ભણવાનું પૂરૂં થશે. પછી મારે વડોદરા જવાનું થશે તે માત્ર જાણવા માટે લખું છું.

તમારૂં કલ્યાણ ઇચ્છતી

**બેન.**

આ કાગળનો મેં તુરત જવાબ ધારેલો પણ જવાબ ન આવ્યો. બે ત્રણ મેલ સુધી મેં રાહ જોઇ. પછી તો મને ચિંતા થવા લાગી. મને

થયું કે જરૂર કંઈક અનિષ્ટ થયું હશે. મને અનેક અશુભ શંકાઓ આવવા લાગી અને મારા પ્રત્યે રોષ ઉપજ્યો. મને થયું કે મારે એની લાગણીને આ રીતે ઠોકરે નહોતી મારવી જોઈતી. મારે નિષ્ઠુર નહોતું થવું જોઈતું. સારા, લાગણીભર્યા કાગળો લખવામાં મારું શું જતું રહેવાનું હતું ! આવા વિચાર કરી મેં એને એક કાગળ લખ્યો.

પ્રિય ભાઈ,

ઘણા વખત થયા તમારો કાગળ નથી. તમે મારાથી નારાજ થયા લાગો છો. તમારા જેવા ભાઈઓએ નારાજ ન થવું જોઈએ. મારા કાગળથી તો માઠું નથી લાગ્યું ને !

હું અહીં વડોદરા આવી ગઈ છું. હવે અહીંના સરનામે જવાબ લખજો.

તમારા કાગળ વિના વધુ શું લખું ?

**તમારી બેન.**

વળતી જ ટપાલે જવાબ આવ્યો. એ જવાબમાં આનંદની ભરતી હતી. મારી પાંચ લીટીએ જ એને જીવનરસ આપ્યો છે એમ લખ્યું હતું અને અંતે લખેલું કે એકાદ મહિનામાં હું દેશમાં આવું છું, પછી આપણે નિરાંતે મળી શકીશું.

મને તો આ કાગળ ચિંતારૂપ થયો. એક મહિના પછી નવનીત આવશે એ સમાચારે મને ગભરાવી મૂકી. એના સાથે હવે મારે કેવો સંબંધ રાખવો ? એની લાગણીને મારે ક્યાં સુધી પ્રત્યુત્તર આપવો ? મારી ને એની સ્થિતિની ક્યારે ચોખવટ કરવી ?

મહિનો વીતી ગયો. નવનીત મુંબઈ થોડા દિવસ રહીને વડોદરા આવી પહોંચ્યો. આવવા પહેલાં મને કાગળ લખ્યો હતો એટલે હું સ્ટેશને ગઈ. આજે મને એ દંભ માટે ઘણી શરમ થાય છે પણ તે દિવસે મેં એની પાસે ખૂબ હર્ષ બતાવ્યો અને હું એને યાદ કરતી હતી એવો ડોળ કર્યો.

બસ, એના જીવનનો હ્રાસ ત્યારથી જ શરૂ થયો અને મારા જીવનમાં ખરી મથામણ પણ ત્યારથી જ જાગી.

એ તો વડોદરામાં રહ્યો.. એક સંસ્થામાં એણે કામ શોધી લીધું. દરરોજ મને મળવા લાગ્યો, અમે સાથે ફરવા લાગ્યાં. આજુબાજુના મિત્રોમાં અમારા વિષે કલ્પનાઓ દોડવા લાગી; અને થોડાક દિવસોમાં તો અમે ગાઢ મિત્રો છીએ એમ જાહેરાત અમારી નાનકડી દુનિયામાં થઈ ગઈ.

પણ એ વાત કેવી જૂઠી હતી ! અમે મિત્રો હતા જ નહિ. એ મારા પ્રત્યે ખૂબ પ્રેમ ધરાવતો હતો અને મને મળતાં અને જુદા પડતાં પાણી પાણી થઈ જતો હતો; પણ મારી સ્થિતિ જુદી હતી, મને એના પ્રત્યે સદ્ભાવ હતો. હા, 'સદ્ભાવ' જ, પ્રેમ નહિ. એનું ભલું થાય એ હું ઇચ્છતી હતી. એના ઉત્કર્ષમાં હું રાજી હતી પણ એ તો મારા સામે જીવતો હોય એટલો બની મારી નજીક આવી ગયો હતો.

એક પછી એક દિવસો પસાર થવા લાગ્યા. એની લાગણીઓ વધુ ને વધુ તીવ્ર બનવા લાગી. મારા મન ઉપરનો બોજ પણ વધવા લાગ્યો. અંતે મને આ બધું અસહ્ય લાગવા માંડ્યું. એક વખત ખૂબ વિચાર કરીને મેં મારા મન સાથે નિર્ણય કર્યો કે એની ભ્રમણા દૂર કરું, એથી એનું પણ ભલું થશે અને મારું પણ ભલું થશે.

અમે બંને આ વિકટ પરિસ્થિતિમાંથી ઉગરી જશું.

એક દિવસ એ આવ્યો એટલે અમે બંને બહાર નીકળ્યા. સાંજ પડી ગઇ હતી. ધીમે ધીમે અંધારૂં થતું જતું હતું. અમે મૂંગે મોંએ ચાલવા લાગ્યા. મારા મનમાં એને કહી દેવાની વાત ઉછાળા મારતી હતી. મોં ઉપર ગંભીરતા હતી તે જોઇને નવનીતે પૂછ્યું.

'આજ કાંઇ ચિંતામાં છો ?'

'ખાસ તો કાંઇ નહિ, પણ મને થાય છે કે તમને મારી સ્થિતિ હું જણાવી દઉં.'

આ સાંભળતાં જ એનું મોં પડી ગયું. પગ ઢીલા પડી ગયા. હમણાં જ ઓગળી જશે એવી આંખે એ મારા સામે જોઇ રહ્યો.

'તમે મારા પ્રત્યે ખૂબ લાગણી રાખો છો' મેં હિંમત ધરીને કહેવા માંડયું. 'મને ઘણીવાર થાય છે કે ભાવી જીવનમાં તમને એ દુઃખરૂપ થશે.'

'હું એથી ઉલટું માનું છું.' એણે જવાબ આપ્યો.

'તમે ભલે એમ માનો, પણ મારી મૈત્રી તમને જીવનભર નહિ મળી શકે.' મેં બધું એકઠું કરીને કહી દીધું.

'કંઈ ફીકર નહિ.' એ બેદરકારી બતાવતો હોય એમ બોલ્યો, પણ એનું અંતર વલોવાઈ જતું હતું ને હું જોઇ શકી. 'હું તારી કલ્પના કરીને સુખ માનીશ' એણે પૂરૂં કર્યું.

'કલ્પના ઉપર આખી જીંદગી ન જીવાય, નવનીતભાઇ, તમે લાગણીવશ ન થાવ. હું સાચું કહું છું, હવે તમારે લગ્ન પણ કરવું જોઇએ.'

'હું લગ્ન નથી કરવાનો.'

'કેમ, શા માટે ?' હું ચમકી ગઈ.

'બસ, અમસ્થો.'

મને એ વખતે વધુ બોલવાનું કંઈ સૂઝયું નહિ. 'વાંચવું છે' એમ કરી મેં પાછા ફરવાનું સૂચવ્યું અને અમે મૂંગે મોંએ પાછા વળ્યા.

ત્યારપછી એક અઠવાડિયા સુધી નવનીત ન આવ્યો ફરી મને ચિંતા થવા લાગી. એ લાગણીપ્રધાન છે તે હું જાણતી હતી. આવેશમાં આવી કંઇનું કંઇ કરી નાખશે એવી મને ભીતી હતી. બીજી બાજુ આમાંથી કશાનો ઘાત કર્યા વિના નીકળી જવાનો બીજો કોઇ માર્ગ સૂઝતો નહોતો. હું થાકી. મને વિચાર આવ્યો કે 'મારે શા માટે એના પ્રત્યે એવી જ લાગણી ન રાખવી ? અને જીવનભરનો સંબંધ કેમ ન બાંધવો ? નવનીતમાં શું નથી ? એ મારા કરતા કંઇ ઉતરતો છે ? સમાજના હજારો જુવાનો કરતાં તો એ શકિતશાળી અને ઓજસ્વી છે, એ કરતાં યોગ્ય સાથી મને કયાંથી મળવાનો હતો ?' પણ આ દલીલો ન ટકી શકી 'મને એવો ઉમળકો જ ન આવે ત્યાં શું થાય ? હું એની પાસે અંતરના કમાડ જ કયાં ઉઘાડી શકું છું ? એની ગેરહાજરીમાં પણ એનું સાનિધ્ય અનુભવી શકું એવો પ્રેમ જ મારામાં કયાં છે ? આ રીતે જોડાવાથી તો અમે એકબીજાને ભાર રૂપ જ થઇએ.' મને બીજા, મારા ભાવી જીવન અંગેના વિચારો પણ આવી ગયા, પણ એ વિચારોને મેં દૂર ઠેલ્યા. અહીં તો આ પ્રશ્ન પૂરતું જ વિચારવું એમ મેં નક્કી કર્યું.

બસ, એ દિવસે જ, હું વિચારતી બેઠી હતી ત્યાં જ નવનીત આવ્યો. એનો ચહેરો ઉતરી ગયો હતો. આંખમાં થાક અને નિરાશા જણાતાં હતાં ફીકકું હસતો એ સામે આવીને ઉભો રહ્યો.

થયું કે જરૂર કંઇક અનિષ્ટ થયું હશે. મને અનેક અશુભ શંકાઓ આવવા લાગી અને મારા પ્રત્યે રોષ ઉપજ્યો. મને થયું કે મારે એની લાગણીને આ રીતે ઠોકરે નહોતી મારવી જોઇતી મારે નિષ્ઠુર નહોતું થવું જોઇતું. સારા, લાગણી-ભર્યા કાગળો લખવામાં મારું શું જતું રહેવાનું હતું ! આવા વિચાર કરી મેં એને એક કાગળ લખ્યો.

પ્રિય ભાઈ,

ઘણા વખત થયા તમારો કાગળ નથી. તમે મારાથી નારાજ થયા લાગો છો. તમારા જેવા ભાઈઓએ નારાજ ન થવું જોઇએ. મારા કાગળથી તો માઠું નથી લાગ્યું ને !

હું અહીં વડોદરા આવી ગઇ છું. હવે અહીંના સરનામે જવાબ લખજો.

તમારા કાગળ વિના વધુ શું લખું ?

તમારી બેન.

વળતી જ ટપાલે જવાબ આવ્યો. એ જવાબમાં આનંદની ભરતી હતી. મારી પાંચ લીટીએ જ એને જીવનરસ આપ્યો છે એમ લખ્યું હતું અને અંતે લખેલું કે એકાદ મહિનામાં હું દેશમાં આવું છું. પછી આપણે નિરાંતે મળી શકીશું.

મને તો આ કાગળ ચિંતારૂપ થયો. એક મહિના પછી નવનીન આવશે એ સમાચારે મને ગભરાવી મૂકી. એના સાથે હવે મારે કેવો સંબંધ રાખવો? એની લાગણીને મારે ક્યાં સુધી પ્રત્યુત્તર આપવો ? મારી ને એની સ્થિતિની ક્યારે ચોખવટ કરવી ?

મહિનો વીતી ગયો નવનીન મુંબઇ થોડા દિવસ રહીને વડોદરા આવી પહોંચ્યો. આવતા પહેલાં મને કાગળ લખ્યો હતો એટલે હું સ્ટેશને ગઇ. આજે મને એ દંભ માટે ઘણી શરમ થાય છે પણ તે દિવસે મેં એની પાસે ખૂબ હર્ષ બતાવ્યો અને હું એને યાદ કરતી હતી એવો ડોળ કર્યો.

બસ, એના જીવનનો હ્રાસ ત્યારથી જ શરૂ થયો અને મારા જીવનમાં ખરી મથામણ પણ ત્યારથી જ જાગી.

એ તો વડોદરામાં રહ્યો.. એક સંસ્થામાં એણે કામ શોધી લીધું. દરરોજ મને મળવા લાગ્યો. અમે સાથે ફરવા લાગ્યાં. આજુબાજુના મિત્રોમાં અમારા વિષે કલ્પનાઓ દોડવા લાગી; અને થોડાક દિવસોમાં તો અમે ગાઢ મિત્રો છીએ એમ જાહેરાત અમારી નાનકડી દુનિયામાં થઇ ગઇ.

પણ એ વાત કેવી જૂઠી હતી ! અમે મિત્રો હતા જ નહિ. એ મારા પ્રત્યે ખૂબ પ્રેમ ધરાવતો હતો અને મને મળતાં અને જુદા પડતાં પાણી પાણી થઇ જતો હતો; પણ મારી સ્થિતિ જૂદી હતી, મને એના પ્રત્યે સદ્‌ભાવ હતો. હા, 'સદ્‌ભાવ' જ, પ્રેમ નહિ. એનું ભલું થાય એ હું ઇચ્છતી હતી. એના ઉત્કર્ષમાં હું રાજી હતી પણ એ તો મારા સામે જીવતો હોય એટલો બધો મારી નજીક આવી ગયો હતો.

એક પછી એક દિવસો પસાર થવા લાગ્યા. એની લાગણીઓ વધુ ને વધુ તીવ્ર બનવા લાગી. મારા મન ઉપરનો બોજ પણ વધવા લાગ્યો. અંતે મને આ બધું અસહ્ય લાગવા માંડયું. એક વખત ખૂબ વિચાર કરીને મેં મારા મન સાથે નિર્ણય કર્યો કે એની ભ્રમણા દૂર કરું, એથી એનું પણ ભલું થશે અને મારું પણ ભલું થશે.

અમે બંને આ વિકટ પરિસ્થિતિમાંથી ઉગરી જશું.

એક દિવસ એ આવ્યો એટલે અમે બંને બહાર નીકળ્યા. સાંજ પડી ગઇ હતી. ધીમે ધીમે અંધારૂં થતું જતું હતું. અમે મૂંગે મોંએ ચાલવા લાગ્યા. મારા મનમાં એને કહી દેવાની વાત ઉછાળા મારતી હતી. મોં ઉપર ગંભીરતા હતી તે જોઇને નવનીતે પૂછ્યું.

'આજ કાંઇ ચિંતામાં છો ?'

'ખાસ તો કાંઇ નહિ, પણ મને થાય છે કે તમને મારી સ્થિતિ હું જણાવી દઉં.'

આ સાંભળતાં જ એનું મોં પડી ગયું. પગ ઢીલા પડી ગયા. હમણાં જ ઓગળી જશે એવી આંખે એ મારા સામે જોઇ રહ્યો.

'તમે મારા પ્રત્યે ખૂબ લાગણી રાખો છો' મેં હિંમત ધરીને કહેવા માંડયું. 'મને ઘણીવાર થાય છે કે ભાવી જીવનમાં તમને એ દુઃખરૂપ થશે.'

'હું એથી ઉલટું માનું છું.' એણે જવાબ આપ્યો.

'તમે ભલે એમ માનો, પણ મારી મૈત્રી તમને જીવનભર નહિ મળી શકે.' મેં બધું એકડું કરીને કહી દીધું.

'કંઈ ફીકર નહિ.' એ બેદરકારી બતાવતો હોય એમ બોલ્યો, પણ એનું અંતર વલોવાઈ જતું હતું તે હું જોઇ શકી. 'હું તારી કલ્પના કરીને સુખ માનીશ' એણે પૂરૂં કર્યું.

'કલ્પના ઉપર આખી જીંદગી ન જીવાય, નવનીતભાઇ, તમે લાગણીવશ ન થાવ. હું સાચું કહું છું, હવે તમારે લગ્ન પણ કરવું જોઇએ.'

'હું લગ્ન નથી કરવાનો.'

'કેમ, શા માટે ?' હું ચમકી ગઈ.

'બસ, અમસ્થો.'

મને એ વખતે વધુ બોલવાનું કંઈ સૂઝયું નહિ. 'વાંચવું છે' એમ કરી મેં પાછા ફરવાનું સૂચવ્યું અને અમે મૂંગે મોંએ પાછા વળ્યા.

ત્યારપછી એક અઠવાડિયા સુધી નવનીત ન આવ્યો ફરી મને ચિંતા થવા લાગી. એ લાગણીપ્રધાન છે તે હું જાણતી હતી. આવેશમાં આવી કંઇનું કંઇ કરી નાખશે એવી મને ભીતી હતી. બીજી બાજુ આમાંથી કશાનો ઘાત કર્યા વિના નીકળી જવાનો બીજો કોઇ માર્ગ સૂઝતો નહોતો. હું થાકી. મને વિચાર આવ્યો કે 'મારે શા માટે એના પ્રત્યે એવી જ લાગણી ન રાખવી ? અને જીવનભરનો સંબંધ કેમ ન બાંધવો ? નવનીતમાં શું નથી ? એ મારા કરતા કંઇ ઉતરતો છે ? સમાજના હજારો જુવાનો કરતાં તો એ શકિતશાળી અને ઓજસ્વી છે, એ કરતાં યોગ્ય સાથી મને કયાંથી મળવાનો હતો ?' પણ આ દલીલો ન ટકી શકી 'મને એવો ઉમળકો જ ન આવે ત્યાં શું થાય ? હું એની પાસે અંતરના કમાડ જ કયાં ઉઘાડી શકું છું ? એની ગેરહાજરીમાં પણ એનું સાનિધ્ય અનુભવી શકું એવો પ્રેમ જ મારામાં કયાં છે ? આ રીતે જોડાવાથી તો અમે એકબીજાને ભાર રૂપ જ થઇએ.' મને બીજા, મારા ભાવી જીવન અંગેના વિચારો પણ આવી ગયા, પણ એ વિચારોને મેં દૂર ઠેલ્યા. અહીં તો આ પ્રશ્ન પૂરતું જ વિચારવું એમ મેં નક્કી કર્યું.

બસ, એ દિવસે જ, હું વિચારતી બેઠી હતી ત્યાં જ નવનીત આવ્યો. એનો ચહેરો ઉતરી ગયો હતો. આંખમાં થાક અને નિરાશા જણાતાં હતાં ફીકકું હસતો એ સામે આવીને ઉભો રહ્યો.

એને જોતાં મને લાગી આવ્યું. એક ક્ષણ હું મને અપરાધી લાગી. એના ગમગીન વદન ઉપર લાગણીભર્યો હાથ ફેરવવાની ઇચ્છા થઇ આવી, પણ મેં એ ઇચ્છાને રોકી. હું આટલા અનુભવ ઉપરથી સમજતી હતી કે એ સ્પર્શથી નવનીત લગીરવાર તો પ્રફુલ્લ થશે પણ પોતાના જીવનમાં એનો અનર્થ કરશે. અને અવનવી કલ્પનાઓ કરી દુઃખી દુઃખી થઇ જશે.

'આવો, બેસો' કહી મેં તેને ખુરસી આપી. એ મારા સામે જોતો, મૂંગી ફરીઆદ નોંધાવતો બેઠો.

'કેમ, તબિયત તો સારી છે ને?' મેં હસીને પૂછ્યું,

'એવી ચિંતા રાખો છો?'

'તમારા જેવાની ચિંતા શું રાખવાની હોય? પણ જરા ઢીલા લાગો છો એટલે પૂછ્યું.'

'એ તો અમસ્થું.'

ફરી વાતને થંભવનારો અવાજ આવ્યો. હું મૂંગી રહી.

'બહાર જશું?' થોડીવાર રહી નવનીતે પૂછ્યું.

'કેમ, કંઇ કામ છે?' મારાથી પૂછી જવાયું.

'ના, ના. કામ શું હોય?' એ અસ્વસ્થ બની આજુબાજુ જોવા લાગ્યો અને ઉઠવાની ચેષ્ટા કરતો બોલ્યો. 'ઠીક ત્યારે.'

'કેમ, બેસોને' ઉતાવળ છે?' મેં પૂછ્યું.

'ઉતાવળ તો હોતી જ નથી, પણ તમારો સમય શા માટે બગાડવો?'

'મારો સમય નથી બગડતો, એવું બહાનું કાઢવું હોય તો તમારી ઇચ્છા.'

એ ઉભો થઇને વળી બેઠો. થોડીવાર શાંતિ છવાઇ ગઇ.

'પ્રભાબેન' મારે તમને એક વાત પૂછવી છે.'

'પૂછો' મેં જવાબ આપ્યો.

'મારી લાગણી તમને બોજારૂપ તો નથી થતી?'

'એવું કેમ પૂછવું પડ્યું?'

'મને કેટલીકવાર એવું લાગે છે.'

'હું સાચું કહું!' એની સામે જોઇને મેં કહ્યું 'મને પોતાને પણ આ વિચારો આવે છે. અત્યારે આપણો સંબંધ જે રીતે ચાલે છે તેમાં મને તો બહુ નુકશાન નથી પણ તમારી જીવન-શક્તિ વિખરાઇ જશે એમ મને લાગે છે. તમે મન ઉપર ન લાવશો. હું મારી સાચી સ્થિતિ કહી દઉં. હું તમારા જેટલો પ્રેમ અનુભવી શકતી જ નથી. શા માટે, એ તો હું પણ નથી જાણતી.'

'પણ હું ક્યાં એવી ઇચ્છા રાખું છું?'

'તમે એવી ઇચ્છા રાખો છો. તમારા અંતરાત્માને શાંતિપૂર્વક પૂછી જુઓ. મારા તરફથી આવકાર ન મળતાં તમારું મોં કરમાઇ નથી જતું? તમારું હૃદય આઘાત નથી અનુભવતું?'

'પણ એમાં હું શું કરું! એ વસ્તુ મારા હાથની નથી.'

'એ હું જાણું છું અને એટલે જ કહું છું કે તમે મારા માટે મનોરથો ન બાંધશો.'

'પણ હું ક્યાં......' નવનીતે વાક્ય પૂરું ન કર્યું. મેં તુરતજ કહ્યું. 'હા, હા બોલો.' પણ ન બોલ્યો અને વચ્ચે મારી એક મિત્ર આવવાથી વાત અટકી પડી. વાત પૂરી ન થઇ શકી તેનું મને ખૂબ લાગી આવ્યું. કેટલાય

મહિને આજે બધું જ કહી શકાય ને સમજી શકાય એવો પ્રસંગ પ્રાપ્ત થયો હતો.'

એ વખતે થોડીવાર બેસીને નવનીત ચાલ્યો ગયો. એ દિવસની વાતે એના ઉપર ગંભીર અસર કરી. એણે આવવાનું ઓછું કરી નાખ્યું અને આવે ત્યારે પણ સામાન્ય વાતો ઉપરાંત એ કશું બોલતો નહિ. મને જોતાં હર્ષની ભરતી ચડની તે પણ ઓછા પ્રમાણમાં દેખાવા લાગી.

આમ વડોદરાનું દોઢેક વર્ષ વીતી ગયું.

નવનીત ત્યારપછી પણ મળવા તો આવતો હતો, પણ કોઇ દિવસ ફરવા જવાની કે જેમાં ઉલ્લાસ આવે એવી વાત જ કરતો નહોતો. હું જોતી હતી કે દિવસે દિવસે એ સુકાતો જતો હતો. એના મુખ ઉપરની ગ્લાનિ મને મૂંઝવતી હતી, પણ હું શું કરું ? મારા પાસે કોઇ ઇલાજ જ નહોતો. એ દિવસોમાં નવનીત વધારે દુ:ખી હતો કે હું હતી તેનો જવાબ કોઇ નહિ આપી શકે. મારા હૃદય ઉપરનો ભાર વધતો જ ચાલ્યો. ક્યારેક તો હું પોતે જ મને ત્રાસરૂપ લાગવા માંડી નવનીત જડ થતો જતો હતો. તેને મારે કઇ રીતે બચાવવો એ પ્રશ્ન મારા માટે અત્યંત વિકટ બન્યો.

એમાં એ માંદો પડયો. દુ:ખથી ઘવાએલા એણે મને ખબર પણ ન આપ્યા. ચાર દિવસ સુધી એ ન આવ્યો એટલે મને ચિંતા થવા લાગી મેં તપાસ કરી ત્યારે જ મને સમાચાર મળ્યા. હું તુરત જ એની ઓરડીએ ગઇ. એની ઓરડીએ જવાનો આ મારો પહેલો જ પ્રસંગ હતો. હું ગઇ ત્યારે એ એક ખાટલા ઉપર સૂતો હતો. બાજુની ખુરસીઓમાં એના બે મિત્રો બેઠા હતા. ટીપોઇ ઉપર દવાની શીશી, થરમોમીટર અને પાણીનો પ્યાલો પડયાં હતાં. મને જોતાં જ એ બેઠો થઇ ગયો. એની આંખો હસી ઉઠી. જુગજૂની સાધના ફળતી હોય એમ એના મોં ઉપર આનંદની સુરખી ફરી વળી.

હું ખાટલા ઉપર જ જઇને બેઠી અને એને સૂઈ જવાનું કહ્યું. એ સૂતો તો ખરો, પણ શરીરમાં રોગનું નામનિશાન ન હોય એવો ચહેરો થઇ ગયો. અંગમાં તરવરાટ પણ દેખાવા લાગ્યો.

હું થોડીવાર બેઠી એટલે પેલા મિત્રો ઉઠયા. 'હમણાં તો તમે બેઠાં છો ને ?' એકે મને પૂછ્યું. મેં હા પાડી. 'અમે એકાદ કલાકમાં આવીએ છીએ' એમ કહીને એ બંને બહાર ગયા. એમના ગયા પછી મેં નવનીતને કહ્યું.

'મને ખબર પણ ન આપ્યા.'

'એમાં ખબર શું આપવા હતા !'

'વાહ !—કેટલા દિવસ થયા તાવ આવે છે ?' મેં એના હાથનો સ્પર્શ કરીને પૂછયું. એણે જવાબ આપવાને બદલે અમૃત પીતો હોય એમ આંખ મીંચી. હું સમજી ગઇ. મને એના પ્રત્યે અપાર લાગણી થઇ આવી. મારે કબૂલ કરવું જોઇએ કે એ લાગણીનું ઉદ્ભવ સ્થાન દયા હતું. મે એના કપાળ ઉપર હાથ મૂક્યો. એણે ધીમે રહી મારા હાથ ઉપર હાથ મૂક્યો અને થોડીક પળો એ આંખ મીંચીને સ્થિર પડયો રહ્યો.

'કાલે તો સાજા થઇ જશો, ખરું ?' મેં હાથ ઉપાડી હસતાં હસતાં પૂછ્યું.

'જરૂર.' એણે ઉત્સાહમાં જવાબ આપ્યો.

'ફરીને માંદા પડવાનું નહિ હો !'

'એક શરત.'

'શી ?'

'ક્યારેક ક્યારેક મારા કપાળ ઉપર હાથ મૂકવો.'

હું ચિંતામાં પડી. મારી ચિંતા છૂપાવવા મેં પ્રયાસ કર્યો પણ હું બોલી શકી નહિ, મારા મૌને ફરી એને ગંભીર બનાવી મૂકયો.

'જૂઓ, આમ તો તમે સાજા નહિ થાવ' મેં તુરતજ કહ્યું.

'સાજા થવામાં લાભ છે કે માંદા રહેવાથી એ જ મને તો સમજાતું નથી.' એણે જવાબ આપ્યો. હું એનો મર્મ સમજી ગઇ. મને કંઇ બોલવાનું સૂઝયું નહિ.

'પ્રભાબેન,' એ ધીર સ્વરે બોલ્યો. 'તમારા મનમાં શું હશે તે હું કલ્પી શકતો નથી, પણ હું તો તમારા વિના નહિ જીવી શકું એ સ્પષ્ટ છે. તમને ઠીક લાગે તેમ કરો, હું તમને નહિ ભૂલી શકું.'

મારે શો જવાબ આપવો? એટલો જ પ્રેમ હું અનુભવી શકિત હોત તો કેવું સારૂં હતું! મેં એ વાતને બદલાવવા એના માથા ઉપર હાથ મૂકીને કહ્યું.

'હવે તમે સૂઇ જાવ. જૂઓ, તાવ ઉતરી ગયો છે તે પાછો ચડશે.'

'તમે એવું ખોટું આશ્વાસન ન આપો.! એણે વાત સ્પષ્ટ કરી. 'હું આજ તમને પૂછી લઉં છું કે તમને મારા પ્રત્યે લાગણી છે કે નહિ?'

'લાગણી તો છે.' મેં અચકાતા અચકાતા જવાબ આપ્યો.

'તો પછી?'

'તમને મારા પ્રત્યે છે એટલા પ્રમાણમાં નથી.'

'પણ તમે મારા માટે કંઇ કરી શકો કે નહિ?'

'હું શું કરી શકું? તમારૂં ભલું થાય એવી ભાવના ઉપરાંત મારાથી શું થઇ શકે?'

'ઘણું થઇ શકે. તમે એક વખત કહો કે તમે મારા માટે ગમે તે કરી શકો. અને જૂઓ, મને ઓર પ્રેરણા મળશે. હું કોઇ દિવસ તમારો ઉપયોગ નહિ લઉં. હંમેશ તમારા માટે મારૂં સર્વસ્વ આપવા તત્પર રહીશ, પણ તમે મારાં છો એ ખ્યાલ મારા જીવનની પ્રેરણા બનશે. હું તમને શું કહું? જગતમાં એવું કશું નથી જે મને તમારાથી વધુ વહાલું હોય.'

નવનીતના શબ્દોએ મને અકળાવી મૂકી. જરીક વિચાર કરી હું ઉઠી 'ઠીક, હું વળી સાંજે આવીશ. અત્યારે તમે સૂઇ જાવ.' એમ કહી મેં જવાની તૈયારી બતાવી. એણે મારો હાથ પકડી રાખ્યો. એ હાથમાં શરીર અને મનની નબળાઇનો કંપ હતો: એ હું જોઇ શકી. મેં હાથ છોડાવવા પ્રયાસ કર્યો પણ એણે ન છોડયો. હું કચવાતે મને બેઠી. પણ મને બોલવાનું સારૂં ન લાગ્યું.

'તમને માઠું લાગ્યું?' એ દર્દભર્યા સ્વરે બોલ્યો.

'ના, ના.' મેં ડોળ કર્યો.

'ત્યારે કેમ મૂગા થઇ ગયા?'

'મારે હવે જવું જોઇએ એટલે.'

'હું તમને આજે તો નહિ જ જવા દઉં'

'કંઇ કારણ?'

'તો જ હું સાજો થઇશ.'

'એવું ન હોય.'

'તો ભલે જાવ' અત્યંત કરુણ સ્વરે એ બોલ્યો. મને જવાનું ઉચિત ન લાગ્યું. હું બેઠી. આખો દિવસ બેઠી. એણે મારા સાથે પુષ્કળ વાતો કરી. એણે અત્યંત ઇચ્છા રાખી

પણ મેં ઓછામાં ઓછી વાતો કરી. એની વાતોમાં શબ્દે શબ્દે મારા પ્રત્યેનો પ્રેમ નીતરતો હતો, પણ એટલું જ નહોતું, એમાં મારા પ્રેમની યાચના પણ હતી અને એ મને અકળાવતી હતી. મેં છેવટે એને કહ્યું, 'તમે બહુ જ લાગણીપ્રધાન છો. તમારે પુરુષોએ ખાસ કરીને આમાંથી બચવું જોઇએ. આ, કેવું વિચિત્ર લાગે છે?' એણે મને જવાબ આપ્યો: 'મને વિચિત્ર નથી લાગતું. તમારી પાસે નાના બાળક થવામાં પણ મને શરમ નથી લાગતી.'

સાચું, એને શરમ નહોતી લાગતી તે હું સમજતી હતી, પણ મને લાગતી હતી તેનું શું? પણ નવનીતને એ વિચારવું જ નહોતું, નવનીત આજે નથી. એ બિચારો તો મારા નામનું રટણ કરતો ચાલ્યો ગયો. એને મારે શું દોષ દેવો? પણ મારા સાથેના સંબંધમાં એની આંખ આગળ ધુમ્મસ જ હતું એમ તો મારે કહેવું પડશે.

એ વખતે તો એ સાજો થઇ ગયો અને અમે પૂર્વવત્ મળવા લાગ્યા. એ માંદગી પછી એક મહત્વનો ફેરફાર એનામાં થયો. આજ સુધી એ મારા પ્રત્યે ખૂબ સ્નેહ રાખતો પણ કોઇ દિવસ પોતાનાં કે મારા લગ્નની વાત કરતો નહોતો. અમારા વિષે આજુબાજુના મિત્ર મંડળમાં ને ઓળખીતાઓ-માં વાતો થતી હતી તે અમે બંને જાણતાં હતાં છતાં અમે ઇરાદાપૂર્વક એવી વાત નહોતાં કરતાં. હવે એણે વાતો કરવા માંડી. આરંભમાં તો એવી વાતો એ દુઃખપૂર્વક અને વાતો કરનાર પ્રત્યે તિરસ્કારપૂર્વક કરવા લાગ્યો. પણ ધીમે ધીમે એને એમાં રસ આવતો હોય એમ મને લાગ્યું. હું ડરવા લાગી. મારા મનની શંકાઓ સાચી પડશે કે શું એમ મને થવા લાગ્યું. આટલો આગળ વધેલો સંબંધ હવે કઈ રીતે અટકાવવો એ જ પ્રશ્ન મને ફરીફરીને મૂંઝવવા લાગ્યો.

'માણસો કેવાં વિચિત્ર છે?' એક દિવસે એણે મને કહ્યું 'આપણે લગ્ન કરવાના હોઇએ તો શું એટલા બધા ડરપોક છીએ કે વાતને છાની રાખીએ?'

'પણ આપણે લોકોને આવી વાત કરવાનો અવકાશ જ ન આપવો જોઇએ.' મેં કહ્યું.

'આપણે શું અવકાશ આપીએ છીએ? લોકો વાતો કરે એટલે આપણે મૈત્રી પણ ન રાખવી?'

'મૈત્રી તો રાખવી, પણ નવનીતભાઇ!' મારા અવાજથી જ એ ચમકયો ને મારા સામે જોઇ રહ્યો. 'મને તો લાગે છે કે તમારા મનમાં કોક દિવસ લગ્નની ઇચ્છા પણ જાગશે.'

મને બરાબર યાદ છે કે આ શબ્દો સાંભળી એ અસ્વસ્થ બન્યો હતો અને મારા સામે આતુર નયને જોઇ રહ્યો હતો

'ના, ના. મારા મનમાં એવું કશું નથી.' એણે મને જવાબ આપ્યો.

'તો તો સારું.'

તે દિવસે વધુ વાત ન થઈ. અમે બંને કંઇક ગંભીર બનીને જૂદા પડ્યા. હું મારે સ્થાને આવી. મને ઉપરા ઉપરી વિચારો આવવા લાગ્યા. હવે તો કંઇક ફેંસલો આવવો જ જોઇએ એમ મને થવા લાગ્યું. ફરીને મેં એના સાથેની લગ્નની શક્યતાઓનો વિચાર કરી જોયો, પણ અંતરના એકેય ખૂણામાંથી સહાનુભૂતિ ન મળી. શા માટે? તે હું સ્પષ્ટ નથી કહી શકતી. સંભવ છે કે એના અતિ પ્રેમથી હું અકળાતી હોઉં' સંભવ છે કે એમાં સ્વાભાવિકતા–નિરોગિતા ન લાગતી હોય. સંભવે છે કે એની આંખ આડે જેમ મને ધુમ્મસ લાગતું હતું તેમ એના હૃદય આડે પણ લાગતું હોય. ગમે તેમ હોય પણ તે રાત્રે મેં નિશ્ચય કરી નાખ્યો કે નવનીતના સંબંધનો મારે અંત આણવો. અમારાં બંનેના હિતની દ્રષ્ટિએ એ જ મને યોગ્ય લાગ્યું. અને મેં એને એક કાગળ લખ્યો.

પ્રિય નવનીતભાઈ,

ખૂબ વિચારમંથન ભોગવ્યા પછી આ કાગળ લખું છું. જે ક્ષણે આ અક્ષરો લખી રહી છું એ ક્ષણે મારા મનમાં મંથન નથી રહ્યું. જે સ્પષ્ટ સૂઝે છે તે જ લખું છું. મને લાગ્યું છે કે આપણો સંબંધ આજ સુધી અકુદરતી રીતે ચાલ્યા કર્યો છે. તમને આ શબ્દો આઘાત પહોંચાડશે પણ એ જોખમ ખેડીને પણ હું તમને લખી નાખું છું કે, જો હજી યે આ વસ્તુ અસ્પષ્ટ રહે તો આપણી જીવનનૌકા ખરાબે ચડી જાય અને પરિણામે આપણી વચ્ચે આજે જેટલો સ્નેહ છે તેટલો પણ સૂકાઈ જાય અથવા એથી ઉલટું જ બની જાય. પ્રથમથી જ મેં જોયું છે કે તમને મારા પ્રત્યે અત્યંત લાગણી રહી છે. હું એનો પડઘો પાડી શકી નથી. શા માટે નથી પાડી શકી તે પૂરેપૂરું મને સમજાતું પણ નથી, પણ તમે મારા ઉપર વિશ્વાસ મૂકો તો હું કહેવા ઇચ્છું છું કે પ્રયત્ન છતાં હું પડઘો પાડી શકી નથી. હું જાણું છું કે લાગણીના આ પ્રદેશમાં પ્રયત્નને અવકાશ નથી હોતો. ઉલટું પ્રયત્ન તો ઘણીવાર નાના સરખાં પ્રાણતત્વને પણ મારી નાખે છે; પણ તમારા જીવનસુખનો ખ્યાલ કરી મેં પ્રયત્નો પણ કર્યા છે ને હું નિષ્ફળ ગઈ છું. અંતે મને લાગ્યું છે કે મારી સ્થિતિ તમારા પાસે ચોકખી કરી દઉં અને તમે જે માર્ગે આગળ વધી રહ્યા છો ત્યાંથી તમને પાછા વાળું.

મિત્રોમાં આપણા વિષે કલ્પનાઓ થાય છે, કોઈ કોઈ સ્થળે તો ચોક્કસ પાયા ઉપર વાતો થતી હોય એવું પણ આપણે સાંભળીએ છીએ; પણ એ વાતો ને કલ્પનાઓ કેટલી ભ્રામક છે તે આપણે જાણીએ છીએ. આપણા લોકો—શિક્ષિતો પણ બેવકૂફ છે. કોઈ પણ યોગ્ય વયના કુમાર-કુમારિકાને સાથે જોઈ આવાં અનુમાન બાંધે છે. આપણે પોતે પણ એ જ સંઘના છીએ, તમે જ કેટલાક વિષે વાતો નથી કરતા! પણ એની સાથે આપણને નિસ્બત નથી. હું તમારા સાથેના સંબંધનો પહેલેથી વિચાર કરું છું તો મને લાગે છે કે આટલા લાંબા કાળ સુધી હું તો ઘસડાતી જ આવી છું. તમને માઠું ન લાગી જાય, તમને આઘાત ન લાગી જાય, મારાથી વિનય કે સૌજન્યનો ભંગ ન થાય એવી ચિંતા કરતી હું તમારી મૈત્રીમાં અહીં સુધી આવી પહોંચી છું. મારે, દુઃખ સાથે કહેવું જોઈએ કે મેં કોઈ દિવસ તમારા પ્રત્યે ઉમળકો અનુભવ્યો નથી. તમારા દુઃખથી મને લાગી આવ્યું છે, પણ તમારી છાતીનું દર્દ મારી છાતીમાં કોઈ દિવસ નથી પ્રગટ્યું. નવનીતભાઈ, તમે મારા તરફ આટલા બધા કેમ આકર્ષાયા છો એ પણ મારા મનમાં કોયડો જ રહ્યો છે. મેં સ્પષ્ટ અને અસ્પષ્ટ રીતે અનેક વખત મારી સ્થિતિની તમને જાણ કરી છે. તમારી લાગણીના પ્રવાહને ક્યારેક તો નિર્દય બની મેં પાછો વાળ્યો છે છતાં તમે મારા પ્રત્યે વધુ ને વધુ લાગણીવશ રહ્યા છો.

તમારી આંતરિક અવસ્થાનું તમેજ પૃથક્કરણ કરજો. એ માટે મારે કાંઈપણ લખવું તે વ્યાજબી ન ગણાય, પણ હું એટલું તો લખું છું કે તમે પૃથક્કરણ કર્યા વિના ન રહેશો. અને મને વિશ્વાસ છે કે, તમે પણ પૃથક્કરણ કરશો તો આપણે ક્યા કારણે ભિન્ન માર્ગના પ્રવાસી છીએ તે સમજાઈ આવશે.

તમે મારા પ્રત્યે ખૂબ પ્રેમ રાખો છો, પણ મને લાગે છે કે ઘણીવાર તમે પ્રેમનો અતિરેક કરો છો અને અતિરેક થતાં જ પ્રેમ 'પ્રેમ' મટી જાય એ તમે ભૂલી જાવ છો. તમારો પ્રેમ મને સાંત્વન નથી આપતો, મને પ્રફુલ્લ નથી બનાવતો, મારામાં કોઈ મંજુલ બંસી નથી જગાડતો પણ મને અકળાવે છે, ભારરૂપ લાગે છે. એટલે મને એ પ્રશ્ન ઉઠે છે કે તમારા પ્રેમમાં કંઈ દોષ છે? કે

પ્રેમની મારી સમજણમાં કંઇ દોષ છે?

ગમે તેમ હોય, આપણી આજની સ્થિતિ બંનેને અહિતકર છે. જીવનની સઘનતાને તોડી નાખનારી છે. આપણી શકિતઓને વેરણ છેરણ કરી નાખનારી છે. આપણે આમાંથી બચવું જ જોઇએ. અને બચવાનો મને એક જ માર્ગ લાગે છે; આપણે આજ પછી આ સંબંધને ભૂલી જવાનો યત્ન કરવો અને આપણી વૃતિને આપણી શકિતઓના સંશોધનમાં જ રોકી દેવી. મેં તો એ નિશ્ચય કરી નાખ્યો છે. હું તમારા પાસેથી આશા રાખું છું કે મારા આ નિશ્ચયને તમારા તરફથી કશો વિક્ષેપ નહિ આવે.

હું આ કાગળ ખૂબ દુ:ખપૂર્વક પણ એટલા જ લાગણીપૂર્વક તમને મોકલું છું. મારે આનો જવાબ નથી જોઇતો. જવાબ હવે ઉપયોગનો પણ નથી. તમારા સાથેનો સંબંધ, આપણા હિતની દૃષ્ટિએ હવે બંધ કરવો એ નિર્ણય મેં કરી નાખ્યો છે. હવે એમાં ફેરફારને લગીર પણ સ્થાન નથી.

તમારું કલ્યાણ ઇચ્છતી

પ્રભાના સ્મરણ

મારા આ કાગળના જવાબમાં નવનીતે માત્ર આટલું જ લખ્યું: 'તમે તમારા મનની સ્થિતિ અને આપણા હિતની તમારી કલ્પના જણાવી એ માટે તમારો ઉપકાર માનું છું. મારા મનની સ્થિતિ અને આપણા હિતની મારી કલ્પના આ કાગળમાં નથી લખતો. મને લાગે છે કે એ નિરૂપયોગી થશે. તમારી ઇચ્છાને માન આપવાનું, એટલે આ સંબંધનો અંત લાવવાનું મેં નકકી કરી લીધું છે. હું જાણું છું અને એ તમને કહી પણ દઉં કે, સંબંધનો અંત હું સ્થૂલ રીતે જ લાવી શકીશ. મારી કે કોઇની સૂક્ષ્મ સૃષ્ટિ ઉપર મારો કાબૂ નથી. સ્થૂલને બળાત્કારે રોકવાનું પરિણામ શું આવશે તે હું નથી જાણતો. મારું સૂક્ષ્મ, સ્થૂલ વિના કયાં સુધી જીવિત રહેશે તે પણ હું નથી જાણતો. તમારું કલ્યાણ ઇચ્છું છું.' કાગળ ઉપર સંબોધન નહોતું, તેમ નીચે પોતાનું નામ પણ નહોતું.

મેં એ કાગળ બે વખત વાંચ્યો ને રાખી મૂકયો. મારા મનનો નિશ્ચય ડગ્યો નહિ. મને લાગ્યું કે લાગણીવશ થવાથી અમારા બેયનું જીવનસત્ત્વ ઢોળાઇ જશે; પણ આનું પરિણામ મેં ધાર્યું હતું એનાં કરતાં અત્યંત બૂરું આવ્યું. મારી ધારણા હતી કે ધીમે ધીમે નવનીત આ પરિસ્થિતિ ઉભી થતાં પોતાના સૂક્ષ્મ મનોવ્યાપારને ઓળખશે અને એનું સંશોધન કરશે પણ એવું ન થયું. એની ચેતના કોઇએ હરી લીધી હોય એમ એ દિવસે દિવસે કરમાવા લાગ્યો અને બે મહિનામાં તો ગંભીર માંદગીમાં પટકાઇ પડયો.

એ ત્યાર પછી મારા પાસે કોઇ દિવસ આવ્યો નહોતો કે, એણે એક પણ કાગળ લખ્યો નહોતો, એટલે એના વિષે હું કશી કલ્પના કરી શકતી નહોતી. એક દિવસ મારી એક મિત્રે કહ્યું: 'તારા ઉપર ગંભીર આક્ષેપો આવી રહ્યા છે. તેં નવનીતનો વિશ્વાસઘાત કર્યો છે. હવે એ બિચારો એ આઘાતને કારણે પથારીમાં પડયો છે.' આ સમાચારે મને એક ક્ષણવાર ડોલાવી પણ તુરત જ મેં માનસિક શકિત મેળવી લીધી અને ત્યાં જવાની ઇચ્છા દબાવી દીધી. આઠેક દિવસ પછી નવનીતની ગંભીર સ્થિતિના ખબર મળ્યા. એ સાંભળ્યા પછી મારાથી રહેવાયું નહિ એમ હું નહિ કહું,' કારણકે એમ કહું તો ખોટું ગણાશે. મને થયું કે સૌજન્ય ખાતર પણ મારે જવું જોઇએ અને એને બચાવવા પ્રયત્નો કરવા જોઇએ.

હું ગઇ. સાચે જ એની સ્થિતિ ગંભીર હતી. એને જોતાં મેં કલ્પ્યો નહોતો એવો મને

આધાન થયો. હું જઈને એના ખાટલા ઉપર બેઠી. એ બેભાન જેવી સ્થિતિમાં આંખો મીંચી પડયો હતો. મેં ધીમે રહીને એનાં બીડાયેલાં પોપચાં ઉપર આંગળીઓ મૂકી. એ જાગ્યો. આંખ ઉઘાડી એ આશ્ચર્યવત્ મારા સામે જોઈ રહ્યો. હું ગુનેગારના જેવું હસી. એના મોં ઉપર સંતોષ ન પ્રગટયો. મને મથામણ થવા લાગી.

'નવનીતભાઈ,' હું માંડ માંડ બોલી. એણે મારા ઉપર આંખ ફેરવી અત્યંત ધીમા સ્વરે કહ્યું: 'પ્રભા...' હું ધારું છું કે એ 'બેન' ન બોલી શકયો. એના અંતરાત્માએ ના પાડી હશે. મેં એના કપાળ ઉપર હાથ મૂકી આરામથી સૂઈ જવાની સંજ્ઞા કરી. એણે આંખો મીંચી દીધી.

સાંજ પડી પણ એની પાસેથી જવાનું મને યોગ્ય ન લાગ્યું. એની ચેષ્ટા ઉપરથી લાગતું હતું કે એ પ્રયાણની તૈયારી કરી રહ્યો છે. 'મારે શું કરવું જોઈએ?' એ પ્રશ્ન અત્યંત કટોકટીની પળે ઉભો થયો. હું જવાબ ન મેળવી શકી, એ ખાટલા ઉપર જડવત્ બેસી રહી. રાત પડતાં 'અહીં રોકાઈશ' એવું મે મારે ત્યાં કહેવડાવી દીધું અને નવનીતના મિત્રોને પણ મેં એ જણાવ્યું. એમને સંતોષ થયો.

રાત પડી. ઉજાગરાથી ઘેરાયેલી આંખોવાળા પેલા મિત્રોને મેં સૂઈ જવાનું કહ્યું. તેઓ સૂઈ ગયા. બેભાન જેવી સ્થિતિમાં પડેલા નવનીત પાસે હું એકલી જ રહી. રાતની પળો એક પછી એક પસાર થતી જતી હતી અને જગતનો કોલાહલ શાંત થતો જતો હતો. નવનીત પાસે બેસવાનું આ મારે પહેલું જ હતું. રાત મને ભયંકર લાગી. નવનીતના જોરથી ચાલતા શ્વાસોચ્છ્વાસ એથી યે ભયંકર લાગ્યા. મારા આખા શરીરમાં ધ્રુજારી આવી ગઈ. નવનીત સામે જોતાં રોમેરોમ અનુકંપા પ્રગટી ઉઠી. મેં સજળ નેત્રે એના સામે જોયું. એ આંખ મીંચી પડયો હતો.

થોડીવારે એણે પાણી માગ્યું. મેં ચમચેથી આપ્યું. જરા શાંતિ થઈ હોય એવું એના મોં ઉપર લાગ્યું. એણે ધીમેથી મને કહ્યું, 'આ ઓશિકું...' એ વધુ બોલી ન શકયો. મેં ઓશિકું ઠીક કર્યું. એણે માથું ધુણાવ્યું. હું સમજી કે એ બીજું કંઈક કહેવા માગે છે. એણે ઓશિકા ઉપરથી માથું આધું ખસેડી લીધું. મેં ઓશિકું ઉપાડયું. નીચે એક કાગળ પડયો હતો. મેં ધડકતી છાતીએ એ કાગળ ઉપાડયો અને વાંચ્યો. આટલા જ શબ્દો હતા 'હું તો હવે જઈશ એ નક્કી છે. તમને હું મુદ્દલ દોષ નથી આપતો. મેં મારે હાથે જ મારો ઘાત કર્યો છે. મારા જીવનનું આ કરુણ પ્રકરણ આજકાલમાં પૂરું થશે. તમે શાંતિ રાખજો અને યોગ્ય માર્ગે વિહાર કરજો.'

કાગળ વાંચીને મેં આભારની નજરથી એના સામે જોયું. મારા મનમાં નવનીત પ્રત્યે પહેલ વહેલો આદરભાવ પ્રગટ થયો. એ પણ પણ એવી જ આકાંક્ષાપૂર્વક મારા પ્રત્યે જોઈ રહ્યો હતો.

રાતના બે વાગ્યા હશે. એને ગભરામણ થવા લાગી. મને ડર લાગ્યો. મેં પેલા મિત્રોને જગાડયા. એમાંથી એક દોડીને ડોકટરને બોલાવવા ગયો. પાછળથી નવનીતના શ્વાસ જોશભેર ચાલવા લાગ્યા. છાતીની ધમણ ઉછળવા લાગી. ગળામાંથી ઘરઘર અવાજ આવવા લાગ્યો. અમે બધા ય એને ઝળુંબીને ઉભાં હતાં. એની છેલ્લી દૃષ્ટિ ઝીલવા હું એની આંખ સામે જોઈ રહી હતી. પણ એ આંખ ન ઉઘડી. એ શ્વાસ શમી ગયો અને ગળાનો અવાજ બંધ થઈ ગયો. બરાબર એ જ ક્ષણે ડોકટર આવ્યા ને નાડ તપાસી ચાલ્યા ગયા.

આમ નવનીત ગયો. મારી એ ક્ષણો કેવી ગઇ હશે તેની તમે કલ્પના કરી લેજો. પછી શું બન્યું એ લખવામાં શો સાર છે? મારે તમને જે જણાવવું હતું તે જણાવી દીધું. મારી આંખ આગળ એનો ખાટલો પાડયો છે. છેલ્લા દિવસના નાનામાં નાના પ્રસંગો સજીવ બની મને મૂંઝવી રહ્યા છે. એ બધું હું કયારે ભૂલી શકીએ એ હું નથી જાણતી. આજે એ વાતને એક મહિનો વીતી ગયો છે પણ ગઇ રાતનો જ પ્રસંગ હોય એવું મને લાગ્યા કરે છે. આ પ્રકરણ ઉપર મારો અભ્યાસ અને મારો આરામ ગૂમાવી મેં વિચારો કર્યા છે. હું પરમાત્માની સાક્ષીએ કહું છું કે મને મારો દોષ નથી લાગ્યો. હોય તો હું નથી જાણતી. હું એના મૃત્યુનું નિમિત્ત બની છું તે કબૂલ કરૂં છું પણ મારો દોષ નથી. મને તો લાગે છે કે જેમ નવનીતના જીવનમાં તેમ મારા જીવનમાં પણ આ કરુણ પ્રકરણ બની ગયું.

વધુ શું લખું? અમારી આ કથા વિચારજો, નિર્દોષ લાગું તો તમારા અંતરની એ પ્રતીતિ મને જણાવજો.

તમારી બેન
**પ્રભા**

●

# વિચાર જડતા

ગાડીથી ઉતરી હું બ્હાર પળવા જેવો ઝપાટે જઉં
તેવો ત્યાંજ ઉભેલ સામન પરે દૃષ્ટિ હમેશાં દઇ
તાકી જોઇ રહેલ,–હાથ પર ના બિલ્લો–હીણો દીસતો
એવો કૂલી ધસી કહે "લઇ લઉં લાવો હું એ શેઠ." ને
વિચારૂં મુંજ હાથમાં ટીનુકડી આ ઝોળીનો ભાર શો?
તોયે દીન સહાતી ના મજુરની મુદ્રા અને આપતાં
પૂછે હૈયું મને, "વિચારજડતા આ, એનું છે મૂળ કયાં?"

**અજ્ઞાત**

●

# જોન રસ્કિન
## —:કલાકાર અને સુધારક:—

: અનુવાદક :
કાન્તિલાલ મ. શાહ

જોન રસ્કિનનું અવસાન સને ૧૯૦૦ માં થયું. હું એ વખતે લંડનમાં હતો. ઈંગ્લાંડના બધા જ વર્ગના લોકોએ રસ્કિનના મૃત્યુથી શોક અનુભવ્યો. તેઓએ રસ્કિન પ્રત્યે પ્રેમ અને માનની જે લાગણી વ્યક્ત કરી તેવી લાગણીનું દર્શન મેં જીવનમાં ભાગ્યે જ જોયું છે. પ્રેમની ભાવનાનું આ પ્રદર્શન માત્ર ઈંગ્લાંડના સીમાડામાં જ પુરાઈ ગયું ન હતું. અમેરિકા અને બીજા દેશોએ પણ એવો જ પ્રેમ દાખવ્યો હતો. *ત્યાંના વર્તમાન પત્રોની કટારોમાં રસ્કિનને અંજલિ આપવામાં આવી હતી.* કારણ કે રસ્કિન માત્ર ઈંગ્લાંડનો જ ન હતો પણ સમસ્ત સંસ્કારી જગત તેને પોતાનો ગણતું હતું.

વિક્ટોરિયા રાણીના રાજ્યને કીર્તિવન્ત બનાવનાર જગ-વિખ્યાત સાહિત્ય—સ્વામીઓના મંડળનો રસ્કિન છેલ્લો સિતારો હતો. એ વખતે કાર્લાઈલ, ટેનીસન, બ્રાઉનીંગ, થેકરે, ડીકન્સ, બુલ્વર,લીટન, જ્યોર્જ ઇલિયટ, મૅકાલે, મેથ્યુ આર્નોલ્ડ, જેમ્સ માર્ટીના વિગેરે લેખકો સાહિત્ય—જગતમાં ખુબ જાણીતા હતા. આ બધા જ સાહિત્યકારો ઉચ્ચ પ્રકારની બુદ્ધિપ્રભા અને સાહિત્યપ્રતિભા ધરાવતા હતા. આવું મંડળ ઇંગ્લાંડે પોતાના સમસ્ત ઈતિહાસમાં ભાગ્યે જ નિહાળ્યું હશે. ગેથે અને સ્કીલરના મંડળને બાદ કરીએ તો યુરોપભરમાં આવું એક પણ મંડળ નજરે પડતું નથી.

વિક્ટોરિયા યુગના સાહિત્ય—સમ્રાટોમાં રસ્કિનને સૌથી મહાન સાહિત્યકાર કદાચ ન કહી શકાય. પણ પ્રશ્ન એ થાય છે કે, તો પછી એ યુગમાં તેના કરતાં વધારે તેજસ્વી બીજો કોણ હતો? ઇંગ્લાંડના અનેક પ્રકારના વહેમો અને જુનવાણી રૂઢીના કોટકિલ્લા ઉપર આવું અસરકારક આક્રમણ કરવાની હિમ્મત (કાર્લાઈલને બાદ કરીએ તો) કોણ કરી કરી શક્યુ હતું? મને તો લાગે છે કે અંગ્રેજી વિચારસરણી ઉપર જે જબરદસ્ત અને કાયમી નૈતિક અસર રસ્કિન કરી શક્યો તે બીજો કોઈ ભાગ્યે જ કરી શક્યો હોત.

'મોર્ડનરીવ્યુ' ના જાન્યુઆરી અંકમાંના સન્ડરલેન્ડના લેખમાંથી.

રસ્કિનના સારા યે જીવનમાં બે મુખ્ય કામો હતાં. તેનાં લખાણો, તેની રસવૃત્તિ, તેની ઇચ્છાઓ અને અભિલાષાઓ જોતાં ઉપર ઉપરથી તો આપણને એમ જ લાગે કે તે એક જ જીવનમાં પરસ્પર વિરોધી અને અસંગત એવા બે વેશ ભજવી રહ્યો છે. પણ જ્યારે આપણે તેનો ઉંડાણથી અભ્યાસ કરીએ છીએ ત્યારે જ આપણને માલુમ થાય છે કે સપાટી ઉપર દેખાતા વિરોધી કાર્યોના ઉંડાણમાં તો એકતાનું તત્વ જ પડયું છે. પ્રથમના રસ્કિનમાંથી જ પછીનો રસ્કિન પ્રગટયો. તદ્દન બાહ્ય અને છીછરા જણાતા રસ્કિનના જીવનમાંથી જ વધારે ઉંડાણવાળા સંપૂર્ણ અને સાચા રસ્કિનનો જન્મ થયો.

એણે જાહેર જીવનની શરૂઆત 'કલા' વિષે લેખો લખીને કરી. પોતાની શિશુ અવસ્થાથી જ એ કલાને પીછાનવાની સાચી જીજ્ઞાસા અને ઉત્સાહ ધરાવતો હતો. કલાના અભ્યાસ માટે જેવો અસાધારણ ઉત્સાહ તે ધરાવતો એવી જ અસાધારણ તકો કલાનું અધ્યયન કરવાની તેને સાંપડી. જુવાનીના ઉંબરમાં પગ મૂકતાં જ તેણે ઇંગ્લાંડની લગભગ બધી જ અગત્યની કલાઓ અને યુરોપની કેટલીક વિશિષ્ટ કલાઓનો પરિચય કરી લીધો. હજી તો આયુષ્યની વીશીમાં જ હતો એટલામાં તો તેણે 'Modern Painters' નામનું પુસ્તક ત્રણ ભાગમાં લખીને બહાર પાડયું. આ પુસ્તકે કલામાં રસ લેતી સારી આલમનું ધ્યાન ખેંચ્યું. એ જ પુસ્તકે એ વખતના ઇંગ્લાંડના તમામ પ્રમાણભૂત અને શકિતશાળી કલા-લેખક અને કલા–વિવેચકોમાં તેને પ્રથમ સ્થાન અપાવ્યું.

જીવનની શરૂઆતમાં જ કલાના ક્ષેત્રમાં જે માણસે આવી જ્વલંત સફળતા મેળવી તે તો પોતાનું આખું જીવન કલાદેવીની આરાધનામાં જ વીતાવશે અને એ રીતે પોતાની શકિતને બીજે કોઇ ઠેકાણે રોકી વિભાજિત ન કરતાં એક જ વસ્તુ ઉપર કેન્દ્રિત કરીને જીવનમાં અસાધારણ સફળતા મેળવશે; એમ દરેક જણ માનવા લાગ્યા.

પણ લોકોની આ ધારણા ખોટી પડી. જો કે તેને કલા તરફ છેવટ સુધી એટલો જ પ્રેમ રહ્યો. જીવનના અંત સુધી તેનો કલાનો અભ્યાસ ચાલુ જ રહ્યો. કલા પ્રત્યેનો પ્રેમ અને ભકિત એવાં ને એવાં જ રહ્યાં. છેલ્લે સુધી તેનો ઉત્સાહ પણ જરા યે નરમ ન પડયો. સમગ્ર જીવનમાં પણ તેણે કલા-લેખક અને કલા-શિક્ષકનું જ મનપસંદ કામ કર્યાં કર્યું. આ બધું છતાં, જીવનની મુસાફરીના મધ્યમાર્ગે પહોંચતા તેને બીજાં એટલાં જ ઉત્સાહજનક કાર્યો પ્રત્યે આકર્ષણ થયું. જો કે એ આકર્ષણ પણ તેના કલાપ્રેમને જ આભારી હતું. સામાજિક અને ઔદ્યોગિક સુધારણાનું એ કાર્ય. આ કાર્ય પાર પાડવા તેણે જીવનનાં અંત સુધી પ્રયાસ કર્યો.

અત્યાર સુધીમાં જેટલું તેણે કલા વિષે લખેલું તેટલું, કે તેથી યે વધારે, હવે તેણે 'Social Economy' અને 'Political Economy' ઉપર લખ્યું. આ બધા લખાણથી જાહેર પ્રજા ખળભળી ઉઠી. ચારે બાજુએથી વિરોધના સૂરો ઉઠયાં. પણ આખરે તો આથી જાહેર પ્રજાને લાભ જ થયો.

કલાની આરાધનાનું લોકપ્રિય કામ છોડીને તેણે જ્યારે સામાજિક અને ઔદ્યોગિક સુધારણાનું કામ હાથ ધર્યું ત્યારે લોકોએ તેની નિંદા કરી. ટીકાઓ અને કડવા શબ્દોનો તેના ઉપર વરસાદ વરસ્યો. જો ફરી પોતે સામાજિક સુધારણાનું કામ છોડીને કલાના ક્ષેત્રમાં જ કામ કરતો થઈ જાય તો બધી જ ટીકાઓ, ગાળો અને તિરસ્કારના વચનો બંધ થઇ જાય. એમ પોતે જાણતો હતો, તો પણ તેણે સમાજ-સુધારાનું

મહદ્ કાર્ય છોડ્યું નહિ કારણ કે ખુદ કલાના જ વિકાસ માટે તેને આ સુધારાની જરૂર લાગતી હતી. તે કહેતો કે: ' જો કલાએ પોતાનું સ્થાન મેળવવું હોય તો એ કલા લોકોને માટે જ હોવી જોઇએ. જે મુઠ્ઠીભર શ્રીમંત અને અમીર ઉમરાવને સંતોષ આપી શકે એ કલા, કલા જ ન કહેવાય.' પણ એ વખતે અંગ્રેજ પ્રજાના મોટા ભાગની શી સ્થિતિ હતી અને આમવર્ગનું જીવન કેટલું દુઃખદ હતું તે રસ્કિન જાણતો હતો. અને પોતાની સમર્થ કલમદ્વારા તેણે એ બધું શબ્દોમાં ઉતાર્યું. તેના સીધા, સાચા અને સચોટ શબ્દો ખંજરની પેઠે હૃદયમાં પેસી જતા. તેના લખાણમાં એટલી સચ્ચાઇ હતી કે તેની વિરુદ્ધ લોકો એક હરફ પણ ઉચ્ચારી શકતા નહિ. આમપ્રજા કેવાં દુઃખોમાં સબડી રહી છે તેનું સ્પષ્ટ ભાન તો રસ્કિને જ્યારે તેમનું જીવન પોતાની નજરે નિહાળ્યું ત્યારે થયું. એ વખતની કલા પણ શ્રીમંતોના બંગલામાં બંદીવાન થઇને પડી હતી આમજનતાનો મોટો ભાગ તો આ વિષે કંઇ જાણતો પણ ન હતો. રસ્કિને આ કેદખાને પડેલી કલાને બહાર લાવવા માટે ઉત્તરથી દક્ષિણ સુધી પર્યટન કર્યું. શ્રીમંતોના બંગલાઓમાં પહોંચ્યો—અને ઠેર ઠેર આમપ્રજાના પરિચયમાં પણ આવ્યો. પ્રજાના સમગ્ર જીવનનું તેણે નિરીક્ષણ કર્યું, માત્ર કલા જ જોઇને સંતોષ ન માન્યો. કલાના નિરીક્ષણનું રસિક કાર્ય ઘડીભર બાજુએ મૂકીને તેણે જમીનના ખેડનાર ગરીબ કિસાનવર્ગને ચિંથરેહાલ જોયો. કામના અતિશય બોજા તળે કચડાતા અને ઓછી મજુરી પામતા અધભૂખ્યા ભીલકામદારો અને ફેક્ટરીમાં કામ કરનાર મજુરોને જોયા. કોલસાની ઊંડી ખાણોમાં પસીનો પાડતા ને પશુ કરતાં યે ખરાબ સ્થિતિ ભોગવતા ખાણોના મજુરોના જીવન તરફ દૃષ્ટિ કરી અને ખરી કલાના વિકાસ માટે આ લોકોના જીવનમાં જ મોટા ફેરફાર કરવાની આવશ્યકતા છે એમ તેને જણાયું.

રસ્કિનને યંત્રોમાં જરાયે શ્રદ્ધા ન હતી. કોઇપણ વખતે યંત્રનો ઉપયોગ કરવાની અનિવાર્ય જરૂર ઉભી થાય ત્યારે લોકોના હિતને ખાતર જ તેનો ઉપયોગ કરી શકાય અને તેમાંયે યંત્ર ઉપર મોટા ભાગનો કે સંપૂર્ણ કાબુ લોકોનો જ હોય એમ તેનું માનવું હતું. જેને પરિણામે લોકો વધારે કચડાય અને ગુલામ બને એટલી હદ સુધી યંત્રનો ઉપયોગ નહિ જ થવો જોઇએ એમ એ માનતો હતો. પ્રચલિત ઉદ્યોગિક પદ્ધતિમાં નફા માટે જ વસ્તુઓ ઉત્પન્ન કરવામાં આવે છે અને શ્રીમંતોના કે કોરપોરેશનના જે જંગી કારખાનાઓ ચાલે છે તે સંપત્તિ ઉત્પન્ન કરવા માટે પસીનો પાડનાર ગરીબ અને શ્રમજીવી વર્ગના હિત માટે નથી ચાલતાં પણ શ્રીમંત વધારે શ્રીમંત બને અને લાખપતિ કરોડપતિ બને એ હેતુને લક્ષમાં રાખીને ચલાવવામાં આવે છે. પરિણામે દરેક જગાએ મજુરોને માલિકોની દયા ઉપર છોડવામાં આવ્યા છે. આ પદ્ધતિમાં તેને ગુલામીના દર્શન થયાં. લોકોનો અધઃપાત જોયો. અન્યાય જોયો. એણે મધ્યયુગની ગુલામ પદ્ધતિને વધારે નિર્દય અને અધઃપતન કરનારા સ્વરૂપમાં ફરી પ્રવેશ કરતી જોઇ. પોતાની આસપાસ નજર કરી તેણે જે ઉજ્જડ જોયું તેનું વર્ણન થોડા વખત પછી એક વિખ્યાત અંગ્રેજ લેખકે આ પ્રમાણે કર્યું:

" Lo! my lords, we gave you England-
and you gave us back a waste—.
Hamlets breaking, homesteads drifting
peasants tramping, towns erased:
Yes, a desert, labelled England, where
you know (and well you know)
That the village hampdon wither and
the village idiots grow."

આ વિચાર તણખો રસ્કિનના હૃદયમાં જાગ્યો અને તેણે તેના આત્માને પણ દઝાડયો. તેને વિચારો આવવા લાગ્યા. જ્યારે પ્રજાનો મોટો ભાગ– ખરી પ્રજા– દુઃખી હોય ભૂખથી રીબાતી હોય ત્યારે મારે રીધ્ધિવંતો અને કરોડ-પતિને સંતોષ આપવા શા માટે ચિત્રો દોરવા ? દરેક સમજુ, વિચારક અને માનવપ્રેમી અંગ્રેજ જે કામ કરવા પ્રેરાય, તેના સ્વદેશાભિમાનને છાજે એવું કામ તો પોતાના દેશબંધુઓને અજ્ઞાનના અંધકારમાંથી ઉંચા લાવી જ્ઞાન પ્રકાશ આપવાનું નથી શું ? જે કાર્યને પરિણામે એકબીજાને ખાઇ જતી કાતીલ હરીફાઇને સ્થાને ન્યાયી હરિફાઇ આવે, સમાજમાં એવી સ્થિતિ ઉભી થાય કે સમાજનો દરેક મનુષ્ય કલાને માણી શકે, તેની કદર કરી શકે એવું કાર્ય જ દરેક દેશાભિમાની અંગ્રેજે કરવું જોઇએ. આમ-પ્રજા ઉપરના દમન ઓછા થાય, તેમના પશુ કરતાંયે હલકા જીવનમાં માનવતાનો સંચાર થાય એવું કાર્ય કરવા દરેક સાચા માનવપ્રેમી મનુષ્યે કદમ ઉઠાવવા જોઇએ. આ વિચારોને લીધેજ રસ્કિને લોકોની નિંદા, તિરસ્કાર વિગેરે બધું વેઠીને પણ પોતાનું કર્તવ્ય છોડયું નહિ. કલાકારની સસ્તી કીર્તિ રળવાનો ખ્યાલ પણ તેને આવ્યો નહિ. લોકોએ તેના સામાજીક અને રાજકીય સુધારના કાર્યની કદર ન કરી છતાંયે તે તો પોતાના કર્તવ્યપથમાં અડગ રહ્યો.

સમાજસુધારાના કામ તરફ બહુ કાળજી રાખ્યા વિના પોતાનો બધો જ સમય, શક્તિ અને બુદ્ધિ કલાદેવીને ચરણે જ ધરવી જોઇએ એવો આગ્રહ ધરાવનારાઓને રસ્કિન આવો જવાબ આપતોઃ 'તમે કલાની માગણી કરો છો ને? ઇગ્લાંડ માટે તમારે વધારે સારી કલા જોઇએ છે ને? એ તમને એક શરતે, માત્ર એક જ શરતે મળી શકે એમ છેઃ પહેલાં તો તમારી પ્રજામાં કલાની કદર કરવાની શકિત જોઇએ. એટલું જ નહિ પણ કલાનું સર્જન કરવાની પણ શકિત જોઇએ. એવી શકિત જ્યાં સુધી પ્રાપ્ત ન થાય ત્યાં સુધી સુંદર કલાનું સર્જન શકય જ નથી. એટલા માટે હું તમને વિનંતિ કરૂં છું. આજીજી કરીને કહું છું, કે પ્રજાને એવી કઇ પરિસ્થિતિ અને બળો ઉંચે ચડાવી શકે, સદ્‌ગુણી બનાવે, શાંત અને સંતોષી બનાવે, સ્વાયત્ત બનાવે; તે તમે શોધી કાઢો. અને હું કહું છું કે પછી ઇગ્લાંડમાં કલા સોળે કળાયે પ્રકાશી ઉઠશે.

રસ્કિનના જીવન અને કાર્ય સંબંધી આટલું સામાન્ય વિવેચન કર્યા પછી આપણે એનો વિસ્તારપૂર્વક વિચાર કરીએ. આપણે જોયું તેમ રસ્કિનનું કાર્ય બે દિશાઓ તરફ જતું હતું. કલા સંબંધી તેણે જે મૂખ્ય મૂખ્ય પુસ્તકો લખ્યા તેમાંના 'મોડર્ન પેઇન્ટર્સ', 'સ્ટોન ઓફ વેનીસ', 'સેવન લેમ્પ્સ ઓફ આર્કીટેકચર' અને 'વેરીઅસ લેકચર્સ ઓન આર્ટ' વિગેરે હતા. તથા સામાજિક અને આર્થિક સુધારણા માટે લખેલા અગત્યના પુસ્તકોમાં 'અનટુ ધીસ લાસ્ટ,' પોલીટીકલ ઇકોનોમીના પ્રથમ સિદ્ધાંતો ઉપરના ચાર નિબંધો. 'મુનેરા પલ્વેરીસ.' પોલીટીકલ ઇકોનોમી ઉપરના બીજા નિબંધો, 'ધી ક્રાઉન ઑફ વાઇલ્ડ ઓલીવ્સ, 'Work, Traffic War' વિષે તથા 'ફ્યુચર ઑફ ઈંગ્લાંડ' વિષે નિબંધો, 'ટાઇમ એન્ડ ટાઇડ' 'ટોર્સકલેવીઝેરા'. મજુરોને ઉદ્દેશી લખેલા પત્રો. આ બધા તો ખૂબ ખૂબ અગત્યના છે; આ ઉપરાંત 'સીસેઇમ અને લીલીઝ' અને 'એથીકસ ઓફ ડસ્ટ' રસ્કિન–પ્રેમી દરેકને ગમે છે અને તેનું જીવનચરિત્ર દર્શાવતાં પુસ્તકો 'પ્રેટેરીટા' જેમાં પોતાના બાલજીવનના સુંદર સ્મરણો આપ્યા છે. એ તો ખૂબ લોકપ્રિય થયું છે.

'પોલીટીકલ ઇકોનોમી'માં કંઇ પણ તેણે

નવો વિચાર આપ્યો હોય તો એ કે તેમાં નૈતિક તત્ત્વને દાખલ કરવું જોઈએ. તેને માત્ર ખરીદ અને વેચાણનું જ શાસ્ત્ર નહિ રાખવું કે જેમાં ફકત રૂપીઆ આના પાઈની જ ગણતરી હોય. આવા શાસ્ત્રને તો માત્ર વ્યવહારશાસ્ત્રનું જ નામ આપી શકાય. એને 'પોલીટીકલ ઈકોનોમી' નું ઉમદા નામ ન આપી શકાય. માત્ર પૈસા સિવાય માણસને જીવનમાં બીજા રસો હોય છે. માણસ માત્ર રોટીથી જ જીવતા નથી. તેમના જીવનમાં બીજી કેટલી યે વસ્તુઓને સ્થાન હોય છે. અને માત્ર નફો મેળવવાના હેતુ સિવાય બીજા ઉચ્ચ હેતુઓ પણ હોય છે. 'પોલીટીકલ ઇકોનોમી' આ વસ્તુનો સતત ખ્યાલ રાખ્યા જ કરશે. તેની અંદર નૈતિક ફરજો બજાવવાને સ્થાન રહેશે. આત્મસમર્પણ કરવાને પણ સ્થાન હશે. મનુષ્યમાં રહેલી મહાન શ્રદ્ધા અને આદર્શને સ્થાન હશે. સમાજની અંદર રહેલા આ બધા જ ખરા પ્રેરક હેતુઓ છે. ટુંકમાં રસ્કિન એ વાત પર ભાર મૂકે છે. પોલીટીકલ ઈકોનોમીને વધારે માનુષી (human) બનાવવી જોઈએ.

રસ્કિન જે સુધારાઓને સૌથી મહત્વના ગણતો અને જેનું એણે સમગ્ર બળથી પ્રતિપાદન કર્યું તેમાંના કેટલાક આ રહ્યા :

આમપ્રજાને વધારે સુંદર સામાજીકજીવન જીવવા મળવું જોઈએ.

બધાંને ખુલ્લી હવા મળવી જોઈએ.

બધાંને સૂર્યતેજ મળવું જોઈએ.

બધાંને હવા અજવાળાવાળાં મકાનોમાં રહેવાનું મળે એવી સગવડ થવી જોઈએ.

શેરીઓ સ્વચ્છ અને સુંદર હોવી જોઈએ.

યંત્રો એવી જાતના જોઈએ જેથી કરીને માણસ સ્વતંત્ર બને, નહિ કે યંત્રનો ગુલામ.

પગારનું એક ઓછામાં ઓછું ધોરણ એટલું હોવું જોઈએ જેથી કરીને કામ કરનાર માણસનું જીવન-ગુલામના જીવનની પેઠે દબાઈ જવાને બદલે સરળ અને સ્વમાનભર્યું બને, જીવનમાંથી કંઈક સુખ પ્રાપ્ત કરી શકે.

સ્ત્રીઓને સ્વાતંત્ર્ય અને વિશેષ સગવડો મળવી જોઈએ. જીવન વિકાસ માટે વિશાળ અધિકારો મળવા જોઈએ.

વિદ્યાર્થીઓને સાચા અર્થમાં કેળવણી આપે એવી શાળાઓ હોવી જોઈએ. તેણે જોયું કે પ્રચલિત શાળાઓ તો વિદ્યાર્થીના મગજમાં હકીકતોના ઢગલા ને ઢગલા ઠાંસી ઠાંસીને ભરતી હતી. તેમાં કેટલીયે અપૂર્ણતાઓ હતી. શાળામાં ચેતનને બદલે યંત્ર જેવી જડતા માલુમ પડતી ત્યાં નહોતી પૂરી રાષ્ટ્રીયતા કે નહોતી સાચી ધાર્મિકતા. અંધશ્રદ્ધા અને રૂઢીને ત્યાંથી પોષણ મળતું. આ બધી અપૂર્ણતાઓ હટાવીને તેની જગાએ સંપૂર્ણ અને સર્વદેશીય રાષ્ટ્રીય કેળવણીની સ્થાપના કરવી જોઈએ એ તેના દિલની ઉંડી અભિલાષા હતી.

કારખાના પરની માલિકી રાજ્યની જ હોય. તેનો વહીવટ રાજ્ય એવી રીતે કરે કે જેથી ખાનગી સાહસોને નુકસાન ન થાય અને સાથે સાથે કામ કરવા ઈચ્છનાર દરેકને પુરતું કામ મળી શકે. જેથી કરીને તેઓ પોતાનું અને પોતાની પર આધાર રાખનાર કુટુંબનું ભરણ-પોષણ સુખપૂર્વક કરી શકે.

વૃદ્ધત્વ માટે પેન્શન આપવાની પદ્ધતિ હોવી જોઈએ. મજુરવર્ગ માટે સ્વચ્છ અને સુઘડ નિવાસસ્થાન હોવાં જોઈએ જ્યાં તંદુરસ્તી, નીતિ અને સ્વમાનની રક્ષા શકય થઈ શકે.

આ અને આવી જાતના સામાજીક અને રાજકીય સુધારામાં તે રસ લેતો અને પ્રજાના મન ઉપર આ સુધારાની અગત્યતા ઠસાવી તેઓમાં જાગૃતિ લાવતો.

આ ઉપરાંત તેણે કેટલીક વધારે ખાનગી પ્રવૃત્તિઓ હાથ ધરી હતી. તેને પહોંચી વળવા અને આદર્શ મુજબ તેનો ઘાટ ઘડવા એ સતત પરિશ્રમ કરતો. એ પ્રવૃત્તિઓને સફળ બનાવવા એ છૂટે હાથે પૈસા પણ ખર્ચતો.

આમાંની મુખ્ય પ્રવૃત્તિ લંડનમાં ગણોતની પદ્ધતિમાં સુધારા કરવાની હતી. એ કામ મીસ ઓકટીવીયા હીલ્સે ઘણા વર્ષો સુધી સફળતા-પૂર્વક ચલાવ્યું.

ભેળસેળ વગરની ચોકખી અને ઉત્તમ ચા બધાને મળી શકે એ માટે તેણે દુકાનો સ્થાપી.

યંત્રના પ્રવેશને લીધે જે જે ગૃહઉદ્યોગ અને ગ્રામઉદ્યોગ પડી ભાંગ્યા હતા તેને સજીવન કરવાનો આરંભ તેણે જાતે જ કર્યો. તેણે 'સેન્ટ જ્યોર્જ ગીલ્ડ' નામની એક સંસ્થા સ્થાપી. તે દ્વારા બંધુત્વ અને સહકારની ભાવનાનો પ્રચાર કર્યો. એ ઉપરાંત શેફીલ્ડના મજુરો માટે સંગ્રહસ્થાનનું દાન કર્યું. ઓક્સફર્ડમાં ચિત્રકલાના અધ્યાપકનું કામ સ્વીકાર્યું.

આ ઉપરાંત પણ તેણે કેટલાંયે જાહેર દાન કર્યાં. લંડનના 'બ્રિટીશ સંગ્રહસ્થાન, તથા ઓક્સફર્ડ અને કેમ્બ્રીજના સંગ્રહસ્થાનોને કેટલાંયે ચિત્ર-સંગ્રહો અને Murals ભેટ કર્યાં. રસ્કિનને પિતા પાસેથી ૨૦૦,૦૦૦ પાઉન્ડની મોટી રકમ વારસામાં મળેલી. આમાંની લગભગ બધી જ રકમ તેણે જાહેર જનતાના હિતો માટે દાનમાં આપી દીધી. પુસ્તકોના લેખનકાર્યમાંથી તે દર વરસે ૪૦૦ પાઉન્ડ કમાતો. આમાંના પણ ઘણા તેણે જાહેર સંસ્થાઓને દાનમાં આપી દીધા. તેનો પરોપકાર ખાલી શબ્દોમાં જ સમાઇ ન જતાં આમ અમલી કાર્યમાં જ પરિણમતો. આ રીતે કલા-સર્જક તરીકેના તેના કાર્ય ઉપર સામાજીક અને ઔદ્યોગિક સુધારણાના કાર્યે કળશ ચડાવ્યો. 'સાચું સૌન્દર્ય અને ઉચ્ચ કલા માટેની અનિવાર્ય શરત વિવેકબુદ્ધિની સરાણ પર ચડેલું પવિત્ર અને સુખી જીવન છે.' આ વિચાર તેના હૃદયમાં સદૈવ જાગ્રત રહ્યો; જેને પરિણામે અંગ્રેજ પ્રજાના સામાજિક અને નૈતિક જીવનનો પુનરુદ્ધાર કરવા ભગીરથ પ્રયત્ન કરવાનો તે ઉત્સાહ ટકાવી શક્યો.

જ્યારે રસ્કિને એક સમાજ-સુધારક તરીકે સેવાના ક્ષેત્રમાં પ્રવેશ કર્યો ત્યારે કોઇ તેને સમજી શક્યું નહિ. આપણે જોયું તેમ તેણે તો કલા-લેખક તરીકે જ કીર્તિ સંપાદન કરી હતી. ઈંગ્લાંડ તેનાથી મગરૂબ હતું તો એટલા ખાતર કે તે એક મહાન કલાકાર હતો. એ કલાને પોતાનું જીવન અર્પણ કરી પોતાની અને ઈંગ્લાંડની કીર્તિ વધારવાના પ્રસંગો જતા કરીને લોકોને જે અળખામણું લાગતું એવું સમાજ-સુધારા અને રાજકીય સુધારાનું કામ હાથ ધરી સાચા કાર્યથી શા માટે તે પરાંઙ્મુખ થયો? તેની પ્રશંસા કરનારાઓમાંથી મોટો ભાગ આ પ્રકારની નિરાશાની લાગણી ધરાવતો હતો. અને કેટલાક તો તેની તરફ કડવાશનો ભાવ ધારણ કરી રહ્યાં હતાં. જે લોકો તેનાં કલા-કૌશલ્યને લઇને ખૂબ ખૂબ વખાણ કરતાં તેઓ હવે જુદું વલણ ધારણ કરવા લાગ્યા. જોકે તેના સાચા મિત્રો તો ન તેની ટીકા કરતા કે ન ગુસ્સો પ્રદર્શિત કરતા; પણ તેઓએ તો ભીષણ મૌન ધારણ કર્યું હતું. એ મૌનની પાછળ દુઃખનો અને દિલગીરીનો ભાવ હતો. માત્ર થોડાક, પણ થોડા જ માણસોને હજીયે તેનામાં વિશ્વાસ હતો. રસ્કિને જે જે લખ્યું તે બધું વાંચવાની

જહેમત ઉઠાવી. અને એ રીતે તેની વિચારસરણીને સમજવાનો પ્રામાણિક પ્રયાસ કર્યો. તેના આ નવા હેતુઓ તરફ તેઓએ સહાનુભૂતિ બતાવી - જેમ તેઓ જુના ક્ષેત્રમાં વળગી રહ્યાં હતાં તેમજ - નવા ક્ષેત્રમાં સાચા અનુયાયી બંનીને વફાદારીથી કામ કરવા લાગ્યાં.

એ દરમ્યાન તે એક નવા જ વર્ગ પાસે પહોંચી શક્યો. તેઓના અંતર ઉઘાડવામાં તેને સફળતા મળી. જે લોકો તેના કલા ઉપરના લખાણો નહોતા સમજી શક્યા તેઓ આધુનિક ઉદ્યોગવાદ અને સામાજિક અન્યાય ઉપરના તેના લેખો સહેલાઇથી સમજવા લાગ્યાં. આ રીતે અસંખ્ય માણસો જેઓના હૃદય પર નિરાશાનું હિમ પડયું હતું તેઓમાં આશાનું ચેતન રેલાવા લાગ્યું.

આ રીતે અપકીર્તિના ખાડામાંથી ફરી એક વાર તે લોકોનો લાડીલો બન્યો. પ્રસંશાને પ્રાપ્ત થયો. તેના નામની આસપાસ ફરી એક વાર માન અને પ્રેમની લાગણીઓ ઉભરાવા લાગી.

તેના ભૂતકાળ ઉપર નજર કરતાં આ બધું વિચિત્ર લાગે છે. ૧૮૭૦ અને ૧૮૮૦ ના વર્ષો દરમ્યાન લોકપ્રિયતા અને કીર્તિનો સુવર્ણમુગટ મેળવનાર માણસ ઉપર જ પછીથી અપકીર્તિ અને નિંદાના કાળા ઓછાયા ઉતરે છે. ને ત્યાર બાદ ફરી એક વાર કીર્તિદેવી તેને વિજયમાળ પહેરાવે છે. તેના અંધકારમય દિવસો દરમ્યાન તે પહાડ જેવી અડગતા ધારણ કરીને ઉભો રહ્યો. તેની ઉપર વરસતા ટીકાઓના વરસાદને પરિણામે તેણે કોઇવાર મનનું સમતોલપણું ગુમાવ્યું. લોકોનો વિરોધ, પૂર્વગ્રહ અને ગેરસમજુત જોઇ તેને ખૂબ લાગી આવ્યું. કોઇ વાર તેણે આ પરિસ્થિતિમાં માનસનું સમતોલપણું ગુમાવી ગુસ્સાગાંને ગુસ્સામાં અણછાજતા અને કડવા વેણ પણ કાઢયા છે. પણ એ બધું છતાં કોઇ દિવસ પોતાનું નિશાન પ્રાપ્ત કરવા આરંભેલી કૂચમાંથી એક પગલું પણ પાછો હઠયો નથી. કારણ કે એ ધ્યેયની સચ્ચાઇમાં તેને અડગ શ્રદ્ધા હતી. તેણે ના અટકયા સિવાય એક સરખા વેગથી પોતાનો સંદેશો જનતા સમક્ષ રજુ કર્યો અને તેઓને સાંભળવું જ પડે એવી પરિસ્થિતિ ઉભી કરી.

સમાજસુધારા વિષેના તેના બધા વિચારો, જેઓ અમલમાં મૂકી શકવા અસમર્થ હતા તેઓ પણ જોઇ શકયા કે તેના આદર્શો અને હેતુ કેટલા ઉંચા અને ઉમદા હતા. એ માટે તેના ઉપર તેઓ પ્રેમ રાખતા અને માનની લાગણી ધરાવતા.

રસ્કિનના આ અનુભવો ઘણા જ સૂચક અને શિક્ષાપ્રદ છે. કારણ કે એ બતાવે છે કે જે માણસો જગતમાં સુધારાનું કામ માથે લે છે તેને વિરોધીનો સામનો કેવી હિંમત અને શ્રદ્ધાથી કરવો પડે છે. એવો પ્રસંગ પણ આવે છે કે બધા સાથીઓનો સાથ ગુમાવીને એકલા કૂચ કરવાનો વખત આવે છે. જગતની નિંદા, ધિક્કાર અને બદનામી વેઠીને આગેકદમ કરવાના પ્રસંગો ઉભા થાય છે. આખરે તો અડગ શ્રદ્ધા અને અખૂટ હિમ્મતને લઇને જ સત્ય જીતે છે ને જગત વિકાસ પામતું આગળ વધે છે.

આ બધા ઉપરથી કોઇએ એમ માનવાનું નથી કે રસ્કિનની સામાજિક યોજનાઓ અને સામાજિક આદર્શો બધા જ વ્યવહારૂ હતાં. તેના સારામાં સારા પ્રસંશકો પણ એ દાવો ધરાવતા નથી. તેની બધી યોજનાઓ અને પ્રવૃતિઓ સફળ થઇ એમ હું કહેતો જ નથી. કેટલીક સફળ થઇ કેટલીક થોડે ઘણે અંશે

સફળ થઇ. બીજી કેટલીક જેના મૂળમાં જ નિષ્ફળતાના બીજ પડયાં હતાં તે કદી સફળ ન થઈ. બીજા મહાન આત્માઓ અને સુધારકોની જેમ એ પણ સુંદર સ્વપ્નોમાં રાચતો સ્વપ્નદ્રષ્ટા હતો. પણ સુંદર સ્વપ્નોની કલ્પના કરવી અને તેને પાર પાડવી એ બન્ને વસ્તુ વચ્ચે આસ્માન જમીનનું અંતર છે.

રસ્કિનની સૌથી જાણીતી થયેલી 'તરંગી-યોજના' 'સેંટ જ્યોર્જ ગીલ્ડ' હતી. તેના બંધારણમાં દર્શાવ્યા મુજબ તેનો હેતુ આ પ્રમાણે હતો.

'ઇંગ્લાંડમાં જમીન ખરીદવી. જેટલાં સ્ત્રી-પુરુષો અને બાળકો એ જમીન ઉપર સુખ સગવડથી રહી શકે એટલું પોષણ જમીન આપી શકે તેટલાંને ત્યાં રાખવાં. ત્યાં તેઓ ખૂબ તન્દુરસ્તી અને સંસ્કારપૂર્ણ જીવન જીવી શકે. એક રાષ્ટ્રીય ધનનો ભંડાર સ્થાપવો જે તેમને અને તેમના વંશજોને કામમાં આવે. આ બધા લોકોનું સુવ્યવસ્થિત રાજ્યતંત્ર ચલાવવું, તેમની મિલકતોની ન્યાયી વ્યવસ્થા કરવી. આ બધા માં કાયદાની જરૂર પડે પણ એ કાયદાનું મંડાણ ઇશ્વરી નિયમના તત્ત્વ ઉપર જ થાય. જેથી બધા કાયદા ન્યાયી હોય.'

આ મહાજન પ્રવૃતિએ વિશાળ પાયા પર લોકોનું ધ્યાન ખેંચ્યું. બધા યે એક વાત કબૂલ કરી કે આ યોજનામાં ઘણાં યે સારા તત્ત્વો છે. પણ ધીરજથી વિચાર કરનાર એ પણ જોઈ શકયા કે તેમાં કેટલીક અવ્યવહારૂ બાબતોનો પણ સમાવેશ થયો છે. એ પ્રવૃતિના સંચાલકના વ્યકિતત્વ અને લોકપ્રિયતાને પરિણામે શરૂઆતમાં તો ઘણા યે મદદગાર માણસો તેમાં સામેલ થયા પણ તેના મૃત્યુ પહેલાં ઘણા સમયે તેણે પોતે જ કબૂલ કરેલું જણાય છે કે એ સાહસમાં તેને નિષ્ફળતા મળી.

કેટલીક બાબતોમાં એ યુગના માણસો કરતાં તે ઘણો જ આગળ હતો તેમ ઇંગ્લાંડના બુદ્ધિ-શાળી માણસો અને જગતના બીજા વિદ્વાનો સ્વીકારે છે.

તેના અવ્યવહારૂમાં અવ્યવહારૂ સ્વપ્નો પણ કંઇક શુભતત્ત્વ દર્શાવતાં હતાં. એથી કરીને લોકો નવી નવી દિશાઓમાં વિચાર કરવાને પ્રેરાતાં હતાં. અને આમ તાત્કાલિક એને સીધી રીતે તો યોજના નિષ્ફળ જતી પણ આડકતરી રીતે આખરે તેનાં ઘણાં જ સુંદર પરિણામો આવતાં. એક વાતની કોઇથી ના નહિ કહી શકાય, કે અત્યારના ઇંગ્લાંડના રાજકીય અને આર્થિકશાસ્ત્રોની ભૂમિકામાં માનવતા, સહૃદયતા અને નીતિમત્તા પડયાં છે અને બધાં કરતાં લોકો અને તેના હિતોના વિચારને જે પ્રથમ સ્થાન મળે છે તે બધું રસ્કિનના લખાણો અને જીવનકાર્યને આભારી છે. તેણે આ લખાણો ન લખ્યાં હોત અને વિરોધીના પ્રબળ જુવાળ સામે બાથ ભીડી ન હોત, તો ઉપર કહ્યું તેનું પરિણામ ન જ આવી શકત.

આજના યુરોપ અમેરિકાના ઉંડા વિચારકો સમાજશાસ્ત્રીઓ, અર્થશાસ્ત્રીઓ, જે ઔદ્યોગિક, સામાજિક અને રાજકીય સુધારાઓનું પ્રતિપાદન કરે છે તે જ સુધારાઓનું પ્રતિપાદન આ મહાન અંગ્રેજ ફિરસ્તા અને શૂરવીર યોધ્ધાએ ૭૦ વર્ષ પહેલાં કરેલું. અને એ સુધારાઓને અમલમાં લાવવા માટે એ જીવનભર ઝૂઝયો. રસ્કિન સ્વભાવથી જ ધાર્મિક હતો. તેના દરેક લખાણમાં તે ધર્મ ઉપર ભાર મૂકે છે. તેના સારાયે જીવનમાં ધર્મને પ્રધાન પદ આપે છે. ધર્મની કિંમત તેને મન સૌથી ઉંચી છે. જેમ જેમ તેની ઉંમર વધતી ગઇ તેમ તેમ તેના વિચારો વધારે વિવેકશીલ, વિશાળ, ઉંડા અને નીતિમય થતા ગયા.

પચાસ વર્ષની ઉમરે તે પોતાને માટે લખે છે કે ધર્મ ઉપરના તેના પહેલાનાં લખાણ મોટે ભાગે ભૂલ ભરેલા હતા કારણ કે તેને સંકુચિત અર્થમાં ધર્મનું શિક્ષણ આપવામાં આવ્યું હતું અને પરિણામે તેણે ઇતિહાસનું અધ્યયન એક પંથવાદી જેટલી સંકુચિતતાથી અને સત્ય હકીકતોને મરડીને કરે તેમ કર્યું હતું. પણ પછીના જીવનમાં તેણે પંથ અને વાડાઓની મર્યાદા તોડી નાખી અને તેનો ધર્મ, વિશાળ, બુદ્ધિયુક્ત અને પ્રગતિકારક વિચારો સાથે મેળ ખાય તેવો થયો.

જ્યારે તેણે સેન્ટ જ્યોર્જ કમ્પનીની સ્થાપના કરી ત્યારે તેણે એક પદ્ધતિ નક્કી કરી અથવા કહો કે આદર્શો અને સિદ્ધાન્તોનું એક તારણ કર્યું. જે આદર્શો અને સિદ્ધાન્તોને પહોંચી વળવાનો મંડળમાં જોડાવા ઇચ્છનાર દરેક સભ્યને પ્રયાસ કરવાનો હતો. એ તારણમાં વ્યવહારધર્મનો સૌથી વધારે સચોટ, સાદો અને ઉંચો ખ્યાલ આપવામાં આવ્યો છે. જેવો ખ્યાલ ભાગ્યે જ બીજેથી આપણે મેળવી શકીએ.

એ પ્રતિજ્ઞાપત્ર હું અહિ મૂકું છું.

૧ જીવન્ત ઇશ્વરમાં મારી શ્રદ્ધા છે. તે જ સર્વ શક્તિમાન છે, તે જ પૃથ્વી અને સ્વર્ગનો કર્તા છે. તે દયામય છે અને હંમેશા સારું જ કરે છે એવો મારો વિશ્વાસ છે. હું તેની ભક્તિ કરીશ, તેના નિયમનું પાલન કરીશ અને જીવનનાં અંત સુધી તેની સૃષ્ટિના દર્શન કરીશ.

૨ મને માનવસ્વભાવના ઉમદાપણામાં વિશ્વાસ છે. જેટલો મારી જાત ઉપર પ્રેમ રાખું છું તેટલો જ પ્રેમ મારા પાડોશી ઉપર રાખીશ. જ્યારે એમ કરવા હું અશક્ત હોઉં ત્યારે પણ એવું વર્તન રાખીશ જેથી હું તેના પ્રત્યે પ્રેમ કેળવી શકું.

૩ મારા ઉદરપોષણને માટે હું હમેશા જાત-મહેનત કરીશ. અને મારાં હાથ વડે જે કામ કરવાનું હશે તે મારી શક્તિ વાપરીને પૂરું કરીશ.

૪ મારા લાભ અથવા આનંદને માટે હું કોઇને છેતરીશ નહિ, ઇજા કરીશ નહિ, કે લૂંટીશ નહિ.

૫ હું કોઇ જીવતાં પ્રાણીનો જરૂર વગર ઘાત કરીશ નહિ, કે એને ઇજા પહોંચાડીશ નહિ. કોઇ સુંદર વસ્તુનો નાશ કરીશ નહિ.

૬ મારા શરીર અને આત્માનો હમેશાં વિકાસ થાય કે જેથી હું મારી ફરજ વધારે ને વધારે બજાવી શકું અને સાચું સુખ મેળવી શકું એ માટે પ્રયાસ કરીશ.

૭ હું મારા દેશના બધાં જ કાયદાનું વફાદારીથી એક શરતે પાલન કરીશ. એ શરત એ છે કે જેને હું ઇશ્વરી નિયમ સમજું છું તેની સાથે એ કાયદા બંધબેસતા હોવા જોઇએ.

અહીં આપણે સમજવાનું છે કે આ જાતની જીવનનીતિ એ પોતે જે વિચારે છે અથવા માન્યતા ધરાવે છે તેનો માત્ર અહેવાલ જ નથી પણ તે શું કરવા માગે છે અને કઇ રીતે જીવન જીવવાનો એનો નિશ્ચય છે તે બતાવે છે.

રસ્કિનના બધાં જ ધાર્મિક અને બીજા લખાણોનો મંધ્યવર્તી વિચાર એ છે, કે આ જગતમાં મનુષ્યજીવ એ સૌથી કિંમતીમાં કિંમતી વસ્તુ છે. તેની તોલે બધી જ મિલ્કત, સોનુંરૂપું હીરામાણેક કે ઝવેરાત કશું જ ન આવી શકે. એ બધું માણસ પાસે આવે છે અને જાય છે. મનુષ્યત્વ એ જ માણસની સાચી મુડી છે.

તેના આ વિચારો તેના જ પ્રખ્યાત વચનો કરતાં સુંદર રીતે કોણ પ્રદર્શિત કરી શકે?

સંપતિ જેવું કંઇ છે જ નહિ, માત્ર જીવન જ છે. જીવન, અને તેની સાથે જકડાએલી બધી જ શક્તિઓ પ્રેમ, આનંદ અને પ્રશંસા એ જ માત્ર છે.

જે દેશ ઉમદા અને સુખી માણસોની સૌથી વધારે સંખ્યાને પોષે છે તે જ દેશ સંપત્તિવાન ગણાય.

'એ જ માણસ શ્રીમાન્ કહેવાય જે પોતાના જીવનના તમામ કર્તવ્યો પૂરાં કરીને બીજાના જીવન ઉપર પોતાના અંગત જીવનની અને સંપત્તિની સહાય આપીને સારી અસર કરે છે.' સંપત્તિ વિષેનો આ વિચાર, માણસની અને જીવનની કિંમત વિષેની તેની આ માન્યતા પ્રમાણે બધા ચાલે તો જગત કેટલું ઉચ્ચું આવે ?

પોતે સૌન્દર્યપ્રેમી હોવા છતાં માત્ર વસ્તુઓ-ની જ બાહ્ય સુંદરતામાં તેને નિરાંત મળતી નહિ. તેને સ્થૂળની સુંદરતા સાથે આત્માની સુંદરતા જોઇતી હતી. તેણે ઇંગ્લાંડને ચિત્રોથી ભરી કાઢવા અદ્વિતીય ધગશથી કામ કર્યું. પણ એ કરતાંયે વધારે ધગશથી તેણે ઇંગ્લાંડમાં આત્માની સુંદરતા જન્મ પામે એ માટે મહેનત કરી. પોતાના અવિરત શ્રમથી તેણે ઇંગ્લાંડને એક જ બોધપાઠ આપ્યો અને તે એ, કે સુંદર અને ઉચ્ચ કલાના વિકાસને માટે સુંદર અને ઉમદા આત્મા-ઓની જરૂર છે. આ કરતાં વધારે ઉચો હેતુ બીજા કયા માણસનાં જીવનમાં હોઇ શકે ! આ કરતાં વધારે ઉમદા કાર્ય કોઇ માણસે હજી સુધી કર્યું નથી.

પોતાના જીવનનો કુદરતી રીતે અંત આવે એટલા બધાં વર્ષો સુધી ઇશ્વરની ઇચ્છાનુસાર રસ્કિન જીવ્યો. જ્યારે ઇંગ્લાંડમાં એવા સમાચાર ફેલાયા કે રસ્કિનનું મૃત્યુ નજીક છે ત્યારે હજારો સરિતાઓના ધોધ જેવો, તેને ચાહનાર કરોડો માણસોનો અવાજ સંભળાયો કે તેની અંતીમ-ક્રિયા પવિત્ર વેસ્ટ મીનીસ્ટરમાં થાય. અને તેનો આત્મા ત્યાં આરામ લે; પણ એમ ન થતાં એથી યે વધારે યોગ્ય સ્થળમાં તેને સ્થાન મળ્યું. જે પર્વતો, જંગલ અને નદીઓના પાણીમાં તે ઘૂમી વળ્યો હતો એવા એક સરોવરની પાસેના વિભાગમાં તેને પોઢાડયો. એ સ્થાનમાં આવેલા ઘરમાં તે ઘણા વર્ષો સુધી રહ્યો હતો. લીલાં પાણીથી લહેરાતાં કોનેસ્ટન સરોવરની બાજુમાં તેની તરતજ બનાવેલી અને આરામવાળી શય્યા ઇંગ્લાંડના પવિત્ર સ્થાનોમાં ઉમેરો કરે છે. તેની કબર લાંબા વખત સુધી એ રીતે યાત્રાનું ધામ બની રહેશે. ઘણા દેશોમાંથી કલા અને સૌન્દર્યના પ્રેમીઓ આ સૌન્દર્યપ્રેમી અને મહાન કલાકારની આરામદાયક સમાધિ ઉપર ફુલ ચડાવશે. અને માનવતાના પ્રેમીઓ ત્યાં મંદિરમાં જતા હોય એ ભાવથી જશે. કારણ કે એ એવી જગા છે જ્યાં પોતાની જાતને જરાયે બચાવ્યા સિવાય બીજા માટે સતત જીવન જીવનાર એક મહાન આત્માનું નાશવંત શરીર પડયું છે !

# ગૃહપ્રવેશ: દ્વિઅંકી નાટિકા

રવીન્દ્રનાથ ટાગોર

: અનુવાદક :

નગીનદાસ પારેખ

## અંક પહેલો [ચાલુ]

(મણિનો પ્રવેશ)

માસી : વહુ, તારે પિયેરથી કાંઇ ખબર આવી છે કે શું ? તારો પિત્રાઇ ભાઇ અનાથ મને મળ્યો.

મણિ : હા. માએ કહેવડાવ્યું છે કે આવતે શુક્રવારે મારી નાની બેનને અન્નપ્રાશન કરાવવાનું છે. એટલે વિચાર કરૂં છું કે–

માસી : બહુ સારૂં–તો બચી–એક સોનાનો હાર મોકલી આપ, તારી મા રાજી થશે.

મણિ : હું તો જવાનો વિચાર કરૂં છું મારી નાની બેનને મેં જોઇ નથી ને એટલે જોવાનું મન થાય છે.

માસી : ઓ મા, આ શું કહેવાય ! યતીનને એકલો નાખીને જવાની !

મણિ : પાછાં આવતાં મને કઇ બહુ મોડું નહિ થાય

માસી : બહુ મોડું થશે કે નહિ તે કોણ કહી શકે, બેન ! સમય કાંઇ આપણા હાથમાં છે ! આંખના પલકારામાં મોડું થઇ જાય.

મણિ : ત્રણ ભાઇ પછી ભારે લાડની દીકરી–ધામધૂમથી અન્નપ્રાશન થશે. હું નહિ જાઉં તો મા બહુ–

માસી : તારી માનું હેત–બહેન, કંઇ સમજાતું નથી–રૂદનના સાત સમુદ્રે વીંટાયલું જેમનું જીવન છે એવી માતાઓની જ જાતની તારી મા પણ છે ને. તો પણ તેઓ માણસનું આવડું મોટું દુઃખ સમજતાં નથી અને વારેવારે તને બોલાવી લઇ જવા કરે છે–

મણિ : જુઓ, માસી, તમે મારી માને મહેણાં મારશો નહિ, કહી મૂકું છું. વળી સગી સાસુ હોત તો વખતે સહી લેત પણ–

માસી : વારૂ મણિ, ભૂલ થઇ, માફ કરજે. હું સાસુ થઇને તને કશું કહેતી નથી–એક સામાન્ય સ્ત્રી તરીકે જ હું તને વિનંતી કરૂં છું – યતીનને આવે વખતે તું છોડીને ના જઇશ. જો જશે તો તારા બાપ

ગુસ્સે થશે, એ હું બરાબર જાણું છું.

**મણિ :** મને ખબર છે. તમારે ચિઠ્ઠી લખી આપવી પડશે. માસી, લખજો કે મારા જવાથી ખાસ કાંઇ—

**માસી :** તારા જવાથી કંઇજ વહી જવાનું નથી એ શું હું જાણતી નથી? પણ જો તારા બાપ ઉપર લખવું પડે તો તો મારા મનમાં જ છે તે ખુલ્લે ખુલ્લું લખીશ.

**મણિ :** બહુ સારૂં. તમારે નહિ લખવું પડે. હું એમને જઇને કહીશ એટલે તરતજ—

**માસી :** જો વહુ, બહુ સાંખ્યું છે–પણ આ વાતને માટે જો તું યતીન પાસે ગઇ તો હું કેમે કર્યું સાંખી લેવાની નથી.

**મણિ :** સારૂં, રહી તમારી ચિઠ્ઠી. પિયેર જવું છે તેમાં આટ આટલી ધમાલ શી? એ જ્યારે જર્મની ભણવાને માટે જવા તૈયાર થયા હતા ત્યારે પાસપોર્ટની જરૂર પડી હતી. મારૂં પિયર જર્મની છે કે શું?

**માસી :** સારૂં, સારૂં. આટલે તાણીને બોલીશ નહિ. પેલો મને બોલાવતો લાગે છે! આવી યતીન! સાંભળ્યું કે શું–કોણ જાણે?

[ જાય છે ]

યતીનનો ઓરડો

**માસી :** મને બોલાવતો હતો યતીન?

**યતીન :** હા. માસી. સૂતાં સૂતાં વિચારતો હતો કે કોઈ ઉપાય નથી, હું તો કેદી થઈને પડયો છું; માંદગીની જાળથી બંધાયેલો, દિવાલ વડે ઘેરાયેલો-સાથે સાથે મણિને શા માટે બાંધી રાખું?

**માસી :** તું શું બોલે છે યતીન, તેનું યે ઠેકાણું નથી. તારી સાથે તો એનું જીવન બંધાયેલું છે. તું છોડી મૂકવા માગે એટલે જ શું તેનું બંધન છૂટી જશે?

**યતીન :** એક દિવસ એવો હતો કે જ્યારે સ્ત્રી સહગમન કરતી; તે અન્યાય તો હવે બંધ થઇ ગયો છે. પણ મણિને તો આજે આ પળે પળે સહમરણ, જીવતાં જીવત સહમરણ છે. વિચાર કરતાં પણ મારો પ્રાણ અકળાઇ ઊઠે છે–એમાંથી એને છુટ્ટી આપો!

**માસી :** આજ આવું એકાએક કેમ બોલે છે, યતીન? સ્વપ્નમાં તેં કાંઇ ભળતું જ સાંભળ્યું કે શું?

**યતીન :** ના, ના. બહુ વારથી વિચાર કરતો હતો–સરૂનાં ઝાડનો ઝર્ઝર શબ્દ, નદીનો જુવાળ, દૂર દૂર પપૈયાનો પોકાર,–મને યાદ આવતાં હતાં મણિની પેલી કુસુંબી રંગની સાડી, અને કુતરાની સાથેની રમત અને વિના કારણ હાસ્ય. એના મસ્તપ્રાણને આ મરેલી દિવાલોમાં શાને પૂરવો? આપો છુટ્ટી તેને. કેટલા ય દિવસથી આ ઘરમાં તેનું હાસ્ય જ સાંભળ્યું નથી, એના જીવન પ્રવાહમાં તો તાજો જુવાળ આવેલો છે, તેને વળી આ બધાં દવાના શીશા અને રોગીના પથ્યાપથ્યનાં બંધનો વડે બાંધી દેવો છે? મને લાગે છે કે એ અન્યાય છે. ભારે અન્યાય છે.

**માસી :** કંઇ અન્યાય નથી, જરા યે ખોટું નથી! જેને પ્રાણ હોય છે તે જ પ્રાણ દઇ શકે છે. વરસાદ તો ભર્યો મેઘ જ વરસાવી શકે. ઊઠીને બેસીશ નહિ યતીન સૂઇ જા–આમ છટફટ નહિ કરીએ. મણિને કયાં મોકલવી છે, બોલ. મને કાંઇ સમજાતું નથી.

**યતીન :** કંઇ નહિ તો મણિને એને પિયેર–ભૂલી જવાય છે. એના બાપ અત્યારે કયાં છે–

**માસી :** સીતારામપુર.

**યતીન :** હા, સીતારામપુર. તે ખુલ્લી જગ્યા

**માસી :** ના, બાપુ, ખોટું સમજ્યાં હતાં, વખત આવ્યે જ માણસ ઓળખાય છે.

**યતીન :** તું માનતી હતી કે મણિથી હું સુખ પામ્યો નહિ. અને એટલા માટે તેના ઉપર ક્રોધ કરતી હતી. પણ સુખ વસ્તુ તો પેલા તારાઓ જેવી છે. અંધકારની તડોમાં થઈને દેખા દે છે. જીવનની તડોમાં શું સ્વર્ગનો પ્રકાશ નથી ઝળકતો? મારે જે મેળવવાનું હતું તે મેં મેળવ્યું છે કાંઈ કહેવાપણું રહ્યું નથી. પણ માસી, એની તો ઉમ્મર નાની છે, એ કોને આધારે રહેશે?

**માસી :** ઉમ્મર નાની શેની? અમે પણ ભાઈ એટલીજ ઉંમરે દેવતાને સંસારમાંથી વિદાય આપી અંતરમાં ખેંચી લીધા છે. તેમાં કાંઈ નુકસાન થયું છે ખરું? વળી એ પણ કહું છું કે સુખનીય વળી એટલી બધી શી જરૂર છે?

**યતીન :** જ્યારથી મેં સાંભળ્યું છે કે મણિ રડી'તી ત્યારથી જ હું સમજી ગયો કે એનું મન જાગ્યું છે. એને જરા બોલાવો, માસી બપોરે એકવાર આવી હતી. તે વખતે સૂર્યનો તાપ આકરો હતો– જોતાં જ મનમાં થયું કે એનામાં ક્યાંયે સહેજ પણ છાયા નથી. એકવાર આ સંધ્યાના અંધકારમાં જોવા દે, કદાચ એના અંતરનાં પેલાં અશ્રુઓ જોઈ શકું.

**માસી :** તારી આગળ એનો પ્રેમ ઘૂમટો ખોલતાં હજી શરમાય છે એટલે એનું બધુંય રુદન છૂપું હોય છે.

**યતીન :** વારુ. ભલે થયું. કોને છૂપું રહેવું. પણ એ છૂપા રુદનની ખબર માસી, તું મને આપી જજે. કારણ કે જ્યારે તેનો પડદો ખસી જશે ત્યારે કદાચ–પણ આજે સાંજે મારે તેની સાથે ખાસ વાત કરવી છે.

**માસી :** તારે એવી તે વળી ખાસ વાત શી છે! કહે ની.

**યતીન :** મારો 'મણિસૌધ' પૂરો થઈ ગયો, એ ખબર પોતાને મોઢે તેને કહેવી છે. વાસ્તુ મારે નહિ પણ તેને જ કરવાનું છે–તેને જ માટે મેં આ સૃષ્ટિ રચી છે–મારું આ ઈંટલક્કડની વીણાનું ગીત છે.

**માસી :** તેને ખબર નહિ હોય?

**યતીન :** તો પણ સમર્પણ તો કરવું જ પડશે. હિમિને કહીશ તે બારણાં બહારથી પેલું ગીત ગાશે–

મોર જીવનેર દાન
કરો ગ્રહણ કરાર પરમ મૂલ્યે ચરમ મહીયાન.

જા, માસી, તુ બોલાવી લાવ. માસી, પેલો જુવો, નરહરિ મારી સાથે વાત કરવા માગે છે. –મારા શણના વેપારની પેઢીનો ગુમાસ્તો. એને આજ અહીં આવવા દેશો નહિ ના, ના, ના, મારે કશું જ સાંભળવું નથી. જે તે ખબર હોય હું તે પછીથી સમજી લઈશ.

[ માસી જાય છે ]

**યતીન :** હિમિ, સાંભળ સાંભળ.

[ હિમિનો પ્રવેશ ]

તને એક ગીત સંભળાવું. એ તારે શીખવું પડશે.

**હિમિ :** ના, મોટાભાઈ, તમે ગાશો નહિ. ડાકટર ના પાડે છે.

**યતીન :** હું ધીમે ધીમે ગાઈશ. બધો દિવસે આપણા કિનુ બાઉલનું પેલું ગીત મને યાદ આવે છે.

(ગીત)

આરે મન જખાત જાનિલિ નારે
તખન મનેર মানুষ એલો દ્વારે
તાર ચલેজাওার શব્દ શુને

ઁઁઝાગૂલોરે ઘુમ,
ઓ તોર ઁગૂલોરે ઘુમ અંધકારે.
તાર ફિરે જાવાર હાવાખાના
ખુકેર માઝે દિલોહાના,
ઓરે સી હાવા તોર પ્રાણેરભિતર
તુલબે તુફાન હાહાકારે

રે મન જ્યારે જાગ્યું તારે
ત્યારે અંતર જન આવ્યો દ્વારે
તેના વિદાય કેરા શબ્દો સુણી
નિદ્રા ભાગી

ઓ તારી નિદ્રા ભાગી અંધકારે, રે મન.
તેની વિદાય કેરા વાયુ આવે
હૈયાને આ હલમલાવે
ઓરે તે વાયુ તો હૈયું તારું
ભરશે આંખુ હાહાકારે, રે મન.

તારી પાસે વાત સાંભળી, હિમિ, હું સમજ્યો છું કે મણિનું મન જાગ્યું છે. તું કદાચ મારી વાત નહિ સમજી શકતી હોય. ભલે રહેવા દે. આ ઘર બધું તેં જોયું છે ?

**હિમિ :** બહુ જ સુંદર થયું છે.

**યતીન :** ઉપરના જે ઓરડામાં પથ્થર બેસાડવાને કહ્યું હતું—ક્યાં છે પ્લાન ક્યાં છે ? આ રહ્યા. આ ઓરડામાં—એની વળીઓ ઢાંકતો લાકડાનો એક ચંદરવો થયો છે ને ?

**હિમિ :** હા, થયો છે સ્તો.

**યતીન :** તેમાં નકશી કેવી છે, કહેતો ?

**હિમિ :** ચારે બાજુએ જાડી નીલરંગની કોર, વચમાં લાલ પદ્મ અને સફેદ હંસની બોં—બરાબર તમે કહ્યું હતું તે જ પ્રમાણે.

**યતીન :** અને દિવાલ ઉપર ?

**હિમિ :** દિવાલ ઉપર બગલાના હાર છીપો બેસાડીને આંકેલી છે.

**યતીન :** અને જમીન ઉપર ?

**હિમિ :** જમીન ઉપર શંખની કોર. તેની વચમાં મોટું એવું પદ્માસન.

**યતીન :** બારણાં બહાર બે બાજુએ સફેદ પથ્થરના બે કળશ બેસાડયા છે કે ?

**હિમિ :** હા, બેસાડયા છે. તેમાં બે ઈલેક્ટ્રિક લાઇટના ગ્લોબ બેસાડયા છે. કેવા સુંદર !

**યતીન :** ખબર છે—એ ઓરડાનું નામ શું છે તે ?

**હિમિ :** ખબર છે. મણિમંદિર.

**યતીન :** પેલે દહાડે અખિલ તારી માસી પાસે આવ્યો હતો. શું કહેતો હતો કાંઇ સાંભળ્યું છે ? આ ઘરની વાત ?

**હિમિ :** તેઓ કહેતા હતા કે કલકત્તામાં આવું સુન્દર ઘર બીજું એકે નથી.

**યતીન :** ના, ના, તે વાત નહિ. અખિલ શું આ ઘર—જવા દે, જરૂર નથી. માસી કહેતાં હતાં કે આજે બપોરે મૌરલા માછલીનું ઝોલ થયું હતું તે કહે છે કે મણિએ બનાવ્યું હતું—બહુજ સરસ સ્વાદ હતો ! તું શું—

**હિમિ :** હું એ નહિ કહી શકું.

**યતીન :** છટ્, છટ્, બેન, તારી ભાભીની સાથે તને બરાબર બન્યું જ નહિ, એ મને—

**હિમિ :** હું નણંદ ખરીને—તેથી જ કદાચ—

**યતીન :** તું શાસ્ત્રને અનુસરીને હેત અને રીસ કરતી હશે ?

**હિમિ :** હા, મોટાભાઇ, પેલા હિન્દી ગીતમાં છે ને "નનદિયા રહિ જાગી"—

**યતીન :** તેં મને લાગે છે તેને જરા બદલીને 'નનદિયા રહિ રાગી' કરી લીધું છે.

**હિમિ :** હા, મોટાભાઇ, રાગમાં ખરાબ લગતું નથી. (ગાય છે)

"નનદિયા રહિ રાગી"—

**યતીન :** પણ બેસુર કરતી નહિ, બેન.

**હિમિ :** તે કેમ બને ? તમારી પાસે જ તો સુર શીખી છું. [ચાલુ]

# આંતરરાષ્ટ્રિય આંદોલનો

શ્રી. ભાસ્કરરાવ વિદ્વાંસ

## દુર્ભાગી ચીન

ગયા વર્ષના અંતમાં ચીનના સરમુખત્યાર અને રાષ્ટ્રિય લશ્કરના સેનાધિપતિ ચ્યાંગ-કૈ-શેકને લશ્કરે પકડયો છે એવા સમાચારથી ભારે સનસનાટી ફેલાઇ હતી. આ બનાવમાંથી ચીનમાં આંતરવિગ્રહ જાગવાનો ભય લાગ્યો હતો. પણ ત્યાર પછી બહુ અજબ રીતે આ બનાવનો અંત આવી ગયો.

હકીકત આ પ્રમાણે હતી.

ચીનની રાષ્ટ્રિય સરકાર તરફથી ઉત્તરનાં પરગણાંઓમાં–સુયાન પ્રાંતમાં એક લશ્કર મોકલવામાં આવ્યું હતું. ઉત્તરના આ પ્રાંતમાં જપાન અને મંચુરીયાનું લશ્કર ઉતર્યું હતું. તેનો સામનો કરવાનું કાર્ય આ લશ્કરને સોંપવામાં આવ્યું હતું. લશ્કરના ઉપરી તરીકે ચાંગ–સુ–લ્યાંગને નીમવામાં આવ્યો હતો. પણ પછી પડખેના પ્રાન્તમાંના કોમ્યુનીસ્ટ લોકોને દાબી દેવા માટે આ લશ્કરને જવાનો હુકમ કરવામાં આવ્યો. પરિણામે લશ્કર વિફર્યું. ચ્યાંગ–કૈ–શેકને કેદ કર્યો અને ત્રણ શરતો તેની સામે મૂકવામાં આવીઃ જપાનનો સામનો કરવો, મંચુરીયાનો કબજો મેળવવો અને ચીનના સામ્યવાદીઓ સાથે સહકાર કરવો. નાનકીંગની સરકાર આ બનાવથી ગભરાઇ ગઈ. લશ્કરની તૈયારી થવા લાગી અને યાદવાસ્થળી જામે એવું વાતાવરણ ઉત્પન્ન થયું. પણ અચાનક રાજકારણે ફરી પલટો ખાધો. જે સરદારે બળવો કર્યો હતો તે સરદારે પોતાની ભૂલ કબૂલ કરી. ચ્યાંગ–કૈ–શેકને છોડી મૂકયો અને તેની સાથે તે નાનકીંગ પણ આવ્યો. નાનકીંગની અંદર વિદ્રોહી સરદાર ઉપર મુકદમો ચાલ્યો. સજા થઇ. ચ્યાંગ–કૈ–શેકે તેને માફી આપી અને આમ આ નાટક પુરૂં થયું.

આ આખો પ્રસંગ સમજવો મુશ્કેલ છે. વિદ્રોહી સરદાર વિદ્રોહ કરે છે અને તરત જ તેને માટે પોતે પશ્ચાત્તાપ પણ કરે છે. સામ્યવાદીઓ

સાથે સહકાર કરવાની માગણી કરે છે અને તરત જ તેને માટે કશાં પગલાં લેવાની ઉતાવળ કરતો નથી એટલે ખરેખરો હેતુ શું હોવો જોઇએ તે સમજી શકાય તેમ નથી. છતાં છેલ્લા વરસ બે વરસથી ચીનના રાજકારણનો પ્રવાહ કઇ દિશામાં વહી રહ્યો છે તે જોવાથી આ બનાવનો કાંઇક ઉકેલ આવે એમ છે.

ચીન અને જપાન વચ્ચેનો અણબનાવ બહુ જુનો છે. જપાનને ખંડસ્થ સામ્રાજ્ય જમાવવાની ભૂખ જાગી છે. પાસેમાં પાસેનું રાજ્ય અને છતાં નિર્બળ રાજ્ય ચીન છે. એટલે જ્યારે જ્યારે પ્રસંગ મળ્યો છે ત્યારે ચીનનો એક પછી એક કોળીઓ ભર્યા કર્યો છે. ચીનના ટાપુઓ અને કોરીઆ તો તેણે અગાઉ જીતી લીધાં હતાં. પણ ૧૯૩૧ની સાલમાં મંચુરીઆને સ્વતંત્ર બનાવીને પોતાનો નિમેલો રાજા ગાદીએ બેસાર્યા પછી ચીનના એક પછી એક ભાગોને ચીનથી છુટા પાડવાનો બહુ જબરો પ્રયત્ન તેણે આરંભ્યો છે. મંચુરીઆ પછી બીજે કે ત્રીજે વર્ષે જેહોલ કબજે કર્યું; અને છેલ્લા વર્ષમાં ચીનની મહાન દીવાલની અંદર ઘુસીને હોપે અને ચહારમાં સ્વતંત્ર પ્રાન્તો તરીકેની મચુરીઆની નવી આવૃત્તિ તેણે કાઢી. આખા ઇનર મોંગોલીઆના પાંચે પ્રાન્તોને સ્વતંત્ર પ્રાન્તો બનાવવાની અને તેમને પોતાના રક્ષણ નીચે લેવાની જાપાનની નેમ છે

એક બાજુથી આ રીતે ચીનના ભાગલા પાડવાનું અને એક પછી એક પ્રાંતોને સ્વતંત્ર કરવાનું કામ જેટલી ઝડપથી થયું તેટલી જ ઝડપથી ચીનમાં રાષ્ટ્રિય અસ્મિતાની જાગૃતિ વધતી ગઇ. આજે અંદર અંદરના વિગ્રહમાં નિર્બળ થએલા વિભક્ત થએલ ચીનમાં એકતા થવાનાં ચિહ્નો દૃષ્ટિગોચર થવા લાગ્યાં છે.

આ જપાનની સામે થવાની વૃત્તિ જો લક્ષમાં લઇએ તો ઉપરના બનાવની કુંચી જડે તેમ છે. ૧૯૧૧ પછી ચીનમાં કોઇ એક કેન્દ્ર સત્તા રહી નથી. જુદા જુદા પ્રાન્તોના સુબાઓ લગભગ સ્વતંત્ર જેવા થઇ ગયા છે અને એક એક સુબાની પાસે લાખોનું સૈન્ય છે. આખા ચીનનું રાષ્ટ્રિય-સૈન્ય કહી શકાય એવું એકેય લશ્કર નથી. અને આ સ્વતંત્ર થયેલા સુબાઓ રાષ્ટ્રિય સરકારને કોઇવાર ગણકારે છે અને કોઇવાર નથી પણ ગણકારતા. દક્ષિણ ચીનની કેન્ટોનની સરકાર અને મધ્યચીનની નાનકીંગની સરકાર એ બંને અંદર અંદર હરિફાઈ કરે છે. આવી રાજકીય અંધાધુંધીમાં ૧૯૨૭ની સાલમાં ચ્યાંગ–કૈ–શેકે નાનકીંગ જીત્યું અને પોતે લગભગ સરમુખત્યાર જેવો થઇ પડયો. ગાદીએ આવ્યા પછી સામ્યવાદી લોકોને દબાવી દેવા માટે તેણે પોતાનું બધું બળ ખર્ચ્યું. આ આંતરવિગ્રહનો લાભ લઇને તથા અમેરિકા ગ્રેટબ્રિટન કે ફ્રાન્સ પોતપોતાની તકલીફમાં પડયા હતા એ તકનો લાભ લઇને જપાને ઉત્તરમાં પોતાનો પગ પેસારો કરવા માંડયો આર્થિક દૃષ્ટિએ પણ જપાનનો પગ પેસારો વધતો જતો હતો, તેમાં આ ઉત્તર ચીનમાં નવા પ્રાન્તો સ્વતંત્ર બનાવવાની એટલી ઉતાવળ જપાને કરી કે એકે એક ચીનો જપાનની વિરૂધ્ધ થઇ ગયો છે.

ચ્યાંગ–કૈ–શેકની પાસે બે પ્રશ્નો પડેલા છે. એક જપાનનો ભય અને બીજો સામ્યવાદીઓનો ભય. શરૂઆતનાં વર્ષોમાં પરદેશી જપાન કરતાં દેશના સામ્યવાદીઓ તેને વધારે ભયંકર લાગ્યા અને તેથી તેનું જોર તોડવા માટે છ વાર મોટી ચડાઇ સામ્યવાદીઓ ઉપર લઇ જવામાં આવી. જ્યારે જપાન ચીનના ચટકા તોડતું જતું હતું છતાં તેની સામે તેણે આંગળી પણ ઉંચી ન કરી. પણ આ પરિસ્થિતિ લાંબો વખત ટકે એવું નહોતું. જપાને ચીનને વિભક્ત કરવાનો અને નિર્બળ કરવાનો નિશ્ચય કરી લીધો હતો

અને આની સિદ્ધિ માટે નાનકીંગની સરકાર ઉપરાઉપરી અનેક પ્રકારની માગણીઓ કર્યા કરી હતી. પરિણામે જપાન વિરોધી વાતાવરણ વધારે ને વધારે ઉગ્ર બનવા લાગ્યું. છેલ્લા વરસમાં જપાનીઝ લોકોનાં ઉપરાઉપરી ખૂન પણ થવા લાગ્યાં. જપાનીઝ અમલદારો ઉપર હુમલા કરવામાં આવ્યા. જપાનીઝ બાળકોને સુરક્ષિત શાળાઓમાં પહોંચતા કરવા માટે લશ્કરી પહેરો રાખવો પડે એ પરિસ્થિતિ પણ આવી. જપાન છંછેડાયું અને તેણે નીચેની માગણીઓ નાનકીંગ સરકાર ઉપર કરી.

હોપે, ચહાર, શાનટુંગ, શાનસી અને સુઇયાન પ્રાન્તોને સ્વતંત્ર બનાવવા.

ચીનના સરકારી ખાતાઓમાં જપાનીઝ લોકોને નીમવા.

નાનકીંગના રાષ્ટ્રિય સૈન્યમાં ચીનાઓ સાથે જપાનીઝ લોકોને રાખવા.

ચીનના સામ્યવાદીઓને તત્કાળ દાબી દેવામાં જપાનને મદદ કરવી વગેરે.

આ અને આવા જાતની શરતો રજુ કરવામાં આવી. જેને પરિણામે ચીનાઓનું સ્વમાન જાગ્રત થયું અને જપાન વિરોધી વાતાવરણ એટલું ઉગ્ર બન્યું કે ચાંગ-કૈ-શેક પણ આ વિરોધ ની અવગણના ન કરી શક્યો. મંચુરીઆના સૈન્ય સામે સૈન્ય તેને મોકલવું પડયું.

આજે જપાનનો વિરોધ કરવા માટે ચીનના બધા પક્ષો એકત્ર થવા માગે છે. દક્ષિણની કેન્ટોનની સરકારે અને નાનકીંગની સરકારે સમાધાન કરી લીધું છે. ચીનના સામ્યવાદી લોકો પણ જપાન વિરોધી કાર્યમાં સહકાર આપવા તૈયાર છે. એટલે સુધી કે પોતાના પ્રાન્તોનું નામ પણ બદલવા માગે છે અને જે કાયદાઓ રાષ્ટ્રિય સરકારી રાજ્યમાં ચાલુ હોય તે જ પોતાને ત્યાં ચાલુ કરવા તૈયાર છે. આમ આજે ચીન એકી અવાજે જપાનનું વિરોધી થવા લાગ્યું છે. વિદ્રોહી સરદાર ચાંગના હાથમાં મંચુરીઆ હતું, અને એ મંચુરીઆ જપાન ગળી ગયું છે એ વાત ચાંગ ભૂલી શકે એમ નથી. અને માટે જ જપાન લશ્કરને દાબી દેવાને બદલે પોતાના જ સામ્યવાદી ભાઇઓને જ કચરી નાખવાનો હુકમ જ્યારે કરવામાં આવ્યો ત્યારે ચાંગ વિદ્રોહ કરે તે સમજી શકાય તેવું છે

ચાંગ-કૈ-શેક પાસે બે માર્ગો ખુલ્લા છે. કાંતો એકત્ર ચીનની સરદારી લઇને જપાનનો વિરોધ કરવો અથવા તો જપાનને નમી જઇને તેનું રમકડું બનીને નાનકીંગની રાજધાનીમાં રાજ્ય કરવું. પહેલા રસ્તામાં ગૌરવ સમાયેલું છે જ્યારે બીજા રસ્તામાં નામોશી અને નિર્બળતા છે. સેનાધિપતિ તરીકે ચાંગ-કૈ-શેક ક્યાંઇથી ઉતરે તેમ નથી. પણ તેને મદદ કરનાર ધનપતિઓ સામ્યવાદીઓની સાથે સહકાર કરવા તૈયાર નથી, અને તેથી જ સામ્યવાદીઓની સાથે એક થવા કરતાં જપાનને નમી જવાનું આજ દિવસ સુધી ચાલુ રહ્યું. પણ હવે ચીનના જાહેર મતને તથા જપાન પ્રત્યેના પ્રજાના ઉગ્ર રોષને અવગણી શકાય તેમ નથી. અને ચીનનો સામ્યવાદી વર્ગ પણ પોતાના સિદ્ધાંતો જતા કરીને જપાનનો વિરોધ કરવા માટે એકતા કરવા તૈયાર છે. ત્યારે ચીનના બધા પક્ષો રાષ્ટ્રિયતાના ઝંડા નીચે અને જપાનના વિરોધ માટે એકત્રિત થાય તેવા સંયોગો છે. એથી ઉલટું જપાનને નમી જવાની પ્રવૃત્તિ ચાલુ રહે તો જપાનનો વિરોધ કરનારૂં મોટામાં મોટું સામ્યવાદી બળ ખોવું પડે છે. પોતાના ભાઇઓનો આ સાથ છોડવા ચાંગ-કૈ-શેક આજે તૈયાર હોય તેવું જણાતું નથી અને તેથી જ જપાનની માગણીઓનો ચાંગ-કૈ-શેકે અનાદર કર્યો છે

આ સંયોગોમાં ચીનમાં રાષ્ટ્રિયતાનું નવું મોજું ફરી વળે અને આખુંય ચીન પોતાની

નિર્બળતા ફગાવીને ફરી પાછું પોતાનું ગૌરવ એશિયામાં પ્રાપ્ત કરે તો નવાઇ નહિ. પણ આમ કરવા જતાં જપાનની સાથે તેને મરણાન્તિક યુદ્ધમાં ઉતરવું પડશે, એ યુદ્ધ માટે આવનાની તૈયારી પૂરેપૂરી હોવા છતાં સાધનોમાં ચીન નિર્બળ છે. અને એ નિર્બળતાને લીધે સ્હેલાઇથી જપાનની સામે ટક્કર લઇ શકે તેવી સ્થિતિ નથી. જો યુદ્ધ કરવાનું જ નક્કી થાય તો દરિયા કિનારે તો ચીન બચાવ કરી શકે તેમ નથી દરિયા કિનારો છોડીને પહાડી પ્રદેશમાં તેણે જવું પડશે અને લડતને લંબાવીને જપાનને થકવી નાખવાની નીતિનો તેમજ સોવિયેટની મદદનો આશરો લેવો પડશે. તો જ ચીન જપાનના સામ્રાજ્યપાશમાંથી મુક્ત થઇ શકે તેમ છે.

આમ ચીનના જપાન વિરોધી કાર્યમાં એકત્રિત સામનો કરવાના સંપૂર્ણ સંયોગો હોવા છતાં પણ ધનપતિઓ અને મૂડીવાદીઓ તથા સરદારોની બનેલી ત્યાંની મહાસભા જેને વોમીંગટાંગ કહેવામાં આવે છે તે ચીનને કોઇ જૂદે જ રસ્તે દોરવવા માગે છે. હાલમાં તેનું અધિવેશન ચાલે છે. અને તેના તરફથી જે જાહેરાત કરવામાં આવી છે તેમાં બે બાબતો મહત્વની છે.

એક તો જપાન સાથેના સંબંધોમાં તડફડ ન કરતાં સમાધાનીભર્યા માર્ગે આગળ ચલાવાની નાનકીંગની સરકારની નીતિને તેણે ટેકો આપ્યો છે. બીજી બાબત તે ચીનનો મોટો દુશ્મન સામ્યવાદ છે. માટે તેને જડમૂળથી ઉખેડી નાખવાની નીતિનું અનુસરણ કરવાની સલાહ આપવામાં આવી છે.

કવોમીંગટાંગની આ જાહેરાત એ સ્પષ્ટ રીતે જાપાનની જોહૂકમી સામે માથું નમાવવાની છે. તેમાં ચીનનું ગૌરવ નથી. ઉલટું આમ કરવા છતાં જપાનનો વિરોધ કરનારા એક મોટા વર્ગની મદદ ગુમાવશે. અને આંતરવિગ્રહની જવાળામાં ફરી પાછું ચીન સપડાશે. જપાનને આજ વસ્તુ જોઇએ છે. કમ્યુનીઝમને દાબી દેવાનાં કાર્યમાં મદદ કરવા માટે તેણે માગણી કરી જ છે કવોમીંગટાંગનો આ જાહેરાત પ્રમાણેનો માર્ગ આત્મઘાતનો માર્ગ છે. તેનાથી ચીનને લાભ થાય એવું જણાતું નથી.

કેટલાક લોકો એમ ધારે છે કે, આજે જપાનની સામે થવા જેટલી શક્તિ ચીનમાં નથી, એટલે ચ્યાંગ–કે–શેક હાલ તુરત જપાનની સાથે સમાધાનીથી વર્તીને પણ પોતાની સત્તા બળવાન કરતો જાય છે. અને ચીનના અંદર અંદર લડી મરતા તથા મધ્યસ્થ સરકારને ન ગણકારતા સેનાપતિઓને એક કરીને ચીનની એકતા કરતો જાય છે, તથા રાષ્ટ્રિય સૈન્ય ઉભું કરીને ચીનને વધારે શક્તિવાન બનાવવા માગે છે. આ એક દૃષ્ટિ છે, પણ એમ કરવા જતાં ચીનનો કટકે કટકે જે અંગભંગ થઇ રહ્યો છે એ દીવા જેવી વાત છે. અને જપાન વખત જતાં આજે છે તે કરતાં વધારે નબળું નહિ થાય, પણ વધારે બળવાન થશે. એટલે આ દૃષ્ટિ સ્વીકારી શકાય એમ નથી. ચીનનું ભાવિ આ રીતે બહુ ઉજળું દેખાતું નથી. એ દુર્ભાગી દેશના નસીબમાં હજી બીજાં ઘણાં વીતકો વેઠવાનાં લખાયાં હોય એવું જણાય છે.

## જાપાનનો લશ્કરવાદ

જાપાનમાં આજે Military fascisam ચાલે છે એમ કહી શકાય. ત્યાંના રાજકારણમાં લશ્કરનું પ્રભુત્વ વધારે છે. લશ્કર જે માગણી કરે તે પ્રજાએ પૂરી પાડવી જ જોઇએ, અને લશ્કરની ઇચ્છાની આડે કોઇએ અવાય જ નહિ એવી પરિસ્થિતિ ઉભી થવા લાગી છે. એટલે જાપાનમાં દેખાવે પ્રજાતંત્રની પ્રથા ચાલુ છે છતાં વસ્તુતઃ લશ્કરી અમલદારોના હાથમાં જ

રાજકારણ ચાલ્યું જતું જાય છે. એના પરિણામે ત્યાંના રાજકારણમાં પ્રસંગોપાત ખળભળાટ થઇ જાય છે. આવો ખળભળાટ ગયા વરસના ફેબ્રુઆરીમાં થયો હતો; જુવાન લશ્કરી અમલદારોએ બળવો કર્યો અને ત્રણ પ્રધાનોનાં ખૂન થયાં. ત્યાર પછી હીરોટાએ પ્રધાનમંડળ રચ્યું અને લશ્કરી અમલદારોએ તેને સાથ આપ્યો. પણ ગયા મહિને ફરી રાજકારણમાં ખળભળાટ થયો, અને પરિણામે હિરોટાના પ્રધાનમંડળે રાજીનામું આપ્યું.

લશ્કરી અમલદારો પ્રધાનમંડળ રચવામાં આડે આવી શકે છે, અને પોતાના હાથમાં વાસ્તવિક સત્તા રાખી શકે છે તેનું કારણ ત્યાંનું બંધારણ છે. પાર્લામેંટની બહુમતિ હોય એવો પક્ષ પ્રધાનમંડળ રચે ખરો, પણ એ પ્રધાનમંડળમાં લશ્કરમાં નોકરી કરતા હોય એવો લશ્કરી અમલદાર એક હોવો જોઇએ. આવો કોઇ અમલદાર જો તૈયાર ન થાય તો પ્રધાનમંડળ રચી શકાય નહિ અને તેથી જ બધા પ્રધાનો તૈયાર થાય છતાં પણ જો લશ્કર એ પ્રધાનમંડળને સ્વીકારવા તૈયાર ન હોય તો પ્રધાન થવાની ના પાડીને એને તોડી શકે છે અને તેથી જ લશ્કરી અમલદારોના વિચારોને ટેકો આપનારૂં પ્રધાનમંડળ જ રચાઇ શકે; એથી વિરુદ્ધ વલણ ધરાવનારું પ્રધાનમંડળ રચી શકાતું નથી. જાપાનના રાજકારણમાં લશ્કરી અમલદારોના પ્રભુત્વનું આ એક કારણ છે

પાર્લામેંટના બીજા સિવિલિયન સભાસદોની સાથે આને પરિણામે લશ્કરને ઝગડામાં ઉતરવું પડે છે. ગયા મહિનામાં આવો જ બનાવ બન્યો. જાપાનનું બજેટ રજુ કરતાં અમુક વરસો સુધી લશ્કરી ખર્ચના વધારાની માગણી રજુ કરવામાં આવી. એના ઉપર ગરમા ગરમ ચર્ચા થઇ. લશ્કરી અમલદારો જે ઝડપથી ખરચો કરી રહ્યા છે અને જાપાનને વધારે પડતા જોખમમાં ઉતારવાની નીતિ અખત્યાર કરી રહ્યા છે એ બાબતની પણ ચર્ચા થઇ. પણ લશ્કરી પ્રધાને ખર્ચ ઓછો કરવાની સ્પષ્ટ ના કહી. આ તકરાર બહુ વધી પડી અને અંતે હિરોટાના પ્રધાનમંડળે રાજીનામું આપ્યું.

થોડો વખત સુધી તો કોઇ પ્રધાનમંડળ રચવા તૈયાર ન થયું. આખરે જનરલ હયાશીએ પ્રધાનમંડળ રચ્યું છે. જાપાનના લડાયક માનસ ધરાવનાર જનરલ આરાકી પોતાની નીતિ માટે પ્રખ્યાત છે. આજના યુવાન લશ્કરી અમલદારો પોતાની નીતિમાં આરાકીને ગુરુ માને છે. અને હયાશી પોતે આરાકીનો વફાદાર શિષ્ય છે. એટલે ફરીવાર જાપાન યુદ્ધને માર્ગે વળશે અને પોતાની સાથે દુનિયાને પણ ઘસડશે એવાં ચિહ્નો જણાય છે.

પાર્લામેંટના સિવિલિયન સભ્યો અને લશ્કરી અમલદારોને મતભેદ ક્યાં છે! વાસ્તવિક રીતે બન્ને વર્ગો સામ્રાજ્ય વધારવાના પક્ષના જ છે. ધીમેધીમે આખા ચીન ઉપર અને એશિયાખંડ ઉપર જાપાનનું સામ્રાજ્ય જમાવવાની નીતિમાં મતભેદ છે જ નહિ. પણ જે ઝડપે લશ્કરી અમલદારો આગળ વધે છે એ ઝડપે અને એ રીતે મૂડીવાદી લોકો આગળ વધવા માગતા નથી મૂડીવાદીઓને સામ્રાજ્ય જમાવવું છે; પણ તે સામ્રાજ્યમાંથી લાભ મળવો જોઇએ.

જાપાનનો લશ્કરવાદ કંઇ પણ વિચાર કર્યા વગર આગળ ને આગળ ઝંપલાવ્યે જાય છે પણ એમ કરતાં યુદ્ધનો ખર્ચ એટલો બધો વધી ગયો છે કે કર ભરનારાને ભારે પડે છે. મૂડીવાદી લોકો શાહીવાદ ઇચ્છે છે. આખા એશિયાખંડ ઉપર જાપાની સામ્રાજ્ય ફેલાય એમ પણ ઇચ્છે છે. પણ એ સામ્રાજ્ય માટે નફાનો ભોગ આપવા માગતા નથી. લશ્કરનો ખર્ચાળ સામ્રાજ્યવાદ-શાહીવાદ તેઓને નથી જોઇતો. અને તેથી ખર્ચની

બાબતમાં મૂડીવાદી પાર્લામેન્ટ અને લશ્કર વચ્ચે અથડામણના પ્રસંગો ઉભા થાય છે.

યુધ્ધસામગ્રીની વૃધ્ધિ માટે સરકારી મહેસુલ ઉપર વધારે ને વધારે માગણી થતી જાય છે, પણ તેનું વળતર વળતું નથી. એ ત્રણ વર્ષોથી બજેટમાં ઉધાર પાસું વધી ગયું છે. અને આવતાં થોડાંએક વર્ષ સુધી જમા પાસું વધવાનાં ચિહ્નો જણાતાં નથી. પરિણામે મૂડીવાદી સભ્યો સ્હેજે લશ્કર ઉપર ટીકા કરે છે. પણ લશ્કરી માણસો આ ટીકા સહન કેમ કરે? તેઓ તો પોતાના વિરોધીઓનાં ખૂન કરવા સુધીની હદે જવા તૈયાર છે. તેમના રાજ્યની કલ્પના જમીનદાર-શાહીની કલ્પના છે. ઉદાર મૂડીવાદની કલ્પના નથી. આ જમીનદારશાહીને નભાવવા માટે મૂડીવાદી લોકો પૈસા આપવા તૈયાર થતાં નથી છતાં લશ્કરી સામર્થ્ય આગળ અને ઉપર બતાવેલ બંધારણની ગૂંચ આગળ તેઓનું કશું ચાલતું નથી.

મૂડીવાદી લોકો હિરોટાના પ્રધાનમંડળથી અને ચાલુ લશ્કરની જોહુકમીથી અસંતુષ્ટ થયા છે. તેમના મત પ્રમાણે જર્મન–જાપાન કરાર કરવામાં ઉતાવળ થઇ છે. તેઓ આવા કરારથી વિરૂધ નથી પણ રશિયાની સાથે મચ્છીમારીની જગ્યાઓ સંબંધે જે વાટાઘાટ ચાલી રહી હતી તે વાટાઘાટ પૂરી થયા પહેલાં આ સંધિ જાહેર કરવામાં ભૂલ થઈ છે. આ સંધિ જાહેર થતાં વેંત રશિયાએ મચ્છીમારીની જગ્યાની સમાધાની કરવાની ના પાડી. જાપાનની પ્રજાની ખોરાકીનો આધાર ચોખા અને માછલી છે. આ માછલીનો સંગ્રહ તેઓને મળે એ વાતના કરાર એકવાર જાપાનના ખિસ્સામાં પડી ગયા પછી જો જર્મન–જાપાન સંધિની જાહેરાત થઇ હોત તો તેમને વાંધો નહોતો. પણ લશ્કરે એટલી બધી ઉતાવળ કરી જેથી રશિયા છંછેડાયું અને કરાર કરી આપવાની ના પાડી. જો કે એક વર્ષને માટે અંતે કરારો થયા છે ખરા પણ આ નિકાલ કાયમી ન ગણાય.

ચીનમાં પણ જાપાનના મૂડીવાદીઓને લાભ મળતો બંધ થયો છે. ૧૯૩૫માં ઇંગ્લાંડનું એક મિશન ત્યાં ગયા પછી ઇંગ્લાંડની મૂડી ચીનમાં ઘૂસવા લાગી છે. હોંગકોંગને પડખે આવેલા હેનાન ટાપુની ખીલવણી બ્રિટીશ મૂડીથી કરવાનું નક્કી થયું છે. કેન્ટોનથી ક્યાંગસી સુધીની રેલ્વે બ્રિટીશ મૂડીથી બંધાવાની છે. બીજી પણ કેટલીક રેલ્વે લાઇનોમાં બ્રીટીશ મૂડી રોકાવા લાગી છે. ચીનના ડોલરને સ્ટર્લીંગ સાથે જોડવામાં આવ્યો છે. ચીનની બજાર ઉપર ઇંગ્લાંડની મૂડીનું આ આક્રમણ જાપાનના મૂડીવાદી લોકો કેમ સહન કરે? તેઓ તો ચીનની સાથે તો એવી જાતની સમાધાની કરવા માગતા હતા કે જેને પરિણામે ચીનની બધી ખીલવણી જાપાનની મૂડી મારફતે થાય. પરંતુ અધીરા અને ઉદ્દામ બનેલા લશ્કરી અમલદારોએ ચીનની સાથે સમાધાની કરવાને બદલે જાણી જોઇને પોતાનું વિરોધી બનાવી મૂક્યું તેથી જાપાન વિરોધી ઉગ્રતા ચીના લોકોમાં આવી અને આજે જાપાનનો સામનો કરવા સુધીની હદે આ વિરોધ પહોંચ્યો છે.

મંચુરીયાની ખીલવણી પણ જાપાની મૂડીવાદી લોકો પોતાની મૂડીના લાભ માટે કરવા માગતા હતા, પણ લશ્કરી અમલદારોએ તેની ખીલવણી લડાયક હેતુથી કરવા માંડી છે અને તેથી મંચુરીયામાં પણ જે નફો મૂડીવાળાઓને જોઇતો હતો તે નથી મળી શક્યો.

ઉત્તર ચીનમાં સ્વતંત્ર પ્રાન્તો બનાવવાનું કાર્ય પણ અધુરૂં રહી ગયું અને ત્યાં પણ પીછે હઠ કરવી પડી.

આમ બધી રીતે છેલ્લાં વર્ષોમાં ક્રનો

બોજો વધતો ગયો. લશ્કરની નવી ને નવી આશાઓને પૂરી કરવા માટે યુદ્ધખર્ચ વધતો ગયો. જ્યારે કોઇ પણ પ્રકારનો લાભ મળી શકયો નહિ. ઉલટું રશિયા, ચીન અને થોડે ઘણે અંશે ઈંગ્લાંડને દુશ્મન બનાવવાનું કાર્ય લશ્કરે કર્યું છે. આ બધાં કારણોને લીધે જાપાનનું રાજકારણ એવી સ્થિતિએ પહોંચ્યું છે કે જુવાન લશ્કરી અમલદારો તથા જાપાનના મૂડીવાદીઓ વચ્ચેની અથડામણ અનિવાર્ય બને. હવે પછી રચાનાર નવું પ્રધાનમંડળ આ બધી વસ્તુનો ખ્યાલ રાખશે કે કેમ અને તંગ થયેલા સંબંધો ઢીલા કરશે કે કેમ તે કહી શકાય નહિ. લશ્કરી અમલદારો તો એટલી ઝડપે આગળ ધસી રહ્યા છે અને જાપાનને પોતાની સાથે ઘસડી રહ્યા છે કે જેનું પરિણામ ભારે ભયંકર આવવાનો સંભવ છે. પણ જાપાને કદાચ આ જ કલ્પનાથી જર્મની સાથેના કરાર કર્યા છે. જતે દહાડે સોવિયેટની સાથે લડવું જ પડશે એમ તેને લાગે છે. અને તેણે સ્વીકારેલી નીતિનું પરિણામ પણ સોવિયેટ સાથેની અથડામણ સિવાય બીજું આવી શકે નહિ. વળી જાપાને આજ દિવસ સુધી ઈંગ્લાંડને પોતાનું ગુરુપદ આપ્યું હતું. આજે હિટલર અને મુસોલિનીને પોતાના ગુરુ બનાવવા માગે છે. રાષ્ટ્રસંઘની અને ઇંગ્લાંડની આંખમાં ધૂળ નાખીને ઇટાલી એબિસીનીયા જીતી શક્યું અને ફ્રાન્સ, ઈંગ્લાંડ વગેરેની નજર તળે જર્મનિ અને ઇટાલી સ્પેનના આંતરવિગ્રહના અગ્નિને વધારેને વધારે ચેતાવી શકે. અને ફ્રાન્કોને મદદ આપ્યા જ કરે તો જાપાન પણ એ જ નીતિનું અનુસરણ કરીને ચીનમાં કેમ ન પેસે ?

એટલું ખરું કે જેમ યુરોપમાં હિટલરે અને મુસોલિનીએ યુદ્ધની તૈયારી કરી રાખી છે. માત્ર ચિનગારીની જ વાર છે, તેમ જ એશિયામાં પણ જાપાને દારૂગોળો ભરી રાખ્યો છે. અને જ્યારે હિટલર યુરોપમાં યુદ્ધનો અગ્નિ સળગાવે ત્યારે જાપાન પણ એશિયામાં યુદ્ધ સળગાવીને તેમાં ચીન અને જરૂર પડયે સોવિયેટને પણ હોમવા તૈયાર થયું છે. અને જે નીતિનું અનુસરણું અત્યાર સુધી કરવામાં આવ્યું છે તેનું પરિણામ આ સિવાય કશું આવી શકે નહિ.

## પ્રેમગોષ્ટિ !

કાં કોટનું કાપડ આવું લીધું, ને રંગ આવો ક્યમ છે ખમીસનો ?
આ કોટ લાંબો બહુ છે તમારો, આ પોલકા શો ક્યમ છે ટુંકો ઘણો ?
નીચા બહુ વાળ શું ઓળતા હશો, એથ્યે ઉંચા શું બહુ શોભતા હશો ?
નીચે નિહાળી ક્યમ ચાલવુ ગમે ? ઉંચુ જુએ ઠેશથી ક્યૈ પડી જશો.
ઓછું વદો મૂઢ મને જણાવ છો, પહોંચી શકી છુ તમ જીભને કદિ ?
થોથા તમારા ક્યમ છે વધી પડયા, આ આપવા કાગળ પસ્તીમાં નથી ?
આ ને બીજા પ્રશ્ન પરંપરાથી મુંઝાવતી મારી 'અલી' સદા મને
ને હું વિમાસુ અમ પ્રેમગોષ્ટિ આ રખે બીજાં કોઇક સાંભળી જશે.

રસનિધિ.

# જવાહરલાલ અને એમની જીવનકથા

શ્રી. જૈનેન્દ્રકુમાર

[ જવાહરલાલ નહેરુની આત્મકથાનું એક સુંદર, અભ્યાસપૂર્ણ અને કાવ્યસ્વરૂપ અવલોકન હિંદી સાપ્તાહિક 'સૈનિક'માં જોવામાં આવ્યું તેનો અનુવાદ અહીં મૂકયો છે. આ અવલોકન અંગ્રેજી પુસ્તક ઉપરથી લખાયું છે. એનો સર્વાંશે સફળ અનુવાદ આપણને મહાદેવભાઇ દેસાઈ તરફથી મળ્યો છે તે ગુજરાતી વાંચકોના ધ્યાન બહાર નહિ હોય. સંપાદક ]

અનુવાદિત હિંદી પુસ્તકનું નામ છેઃ 'મેરી કહાની.' (ગુજરાતી નામ છેઃ 'મારી જીવનકથા') આપણું ગત જીવન આપણી પાસે વાર્તા-સ્વરૂપ બની જાય છે. વીતેલી ઘટનાઓ પ્રતિ આપણને વાસના નથી રહેતી, માત્ર ભાવના જ રહે છે. અને એ ભાવનામાં રસ હોય છે, વાસનાનું ઝેર એમાં નથી હોતું. એટલે જ આરંભની જીંદગીના શત્રુ, અંતમાં શત્રુ નથી રહેતા અને જીવનમાં આગળ વધતા તો શત્રુમિત્ર જેવું કાંઇ નથી રહેતું. ત્યાં તો આપણે જ આપણી જાતના નિરીક્ષક બની જઇએ છીએ. સામાન્ય રીતે આપણે જીવનમાં પ્રદર્શક જ રહીએ છીએ. જાતનું પ્રદર્શન કરી અહંકારમાંથી આપણા રસને પોષીએ છીએ પણ જ્યારે આપણી જાત ઉપર આપણે નજર નાખવી શરૂ કરીએ ત્યારે જીવનનું દર્શન જૂદી જ રીતે થાય છે. તે વખતે જીવનનો અર્થ આપણી જાત એમ નથી રહેતો, આપણે એક યાત્રી છીએ અને જીવનપથ ઉપર ચાલવાનો જ આપણો એક માત્ર હેતુ હતો એમ આપણને લાગે છે.

જવાહરલાલ રાજનૈતિક ક્ષેત્રમાં જેવા દેખાય છે તેવા જ એમના જીવનચરિત્રમાં વિશેષ ઘનિષ્ટતાથી વ્યકત થાય છે. રાજનૈતિક ક્ષેત્રમાં એમના વ્યકિતત્વની ઝાંખી જ થાય છે. ત્યાં આજ અને કાલના ભાગલા દેખાય છે જ્યારે જીવનચરિત્રમાં એમના જીવનનું સમગ્ર રૂપદર્શન આપે છે અને જીવનના આજ અને કાલ એક દોરામાં પરોવાઇ જાય છે. જે જવાહરલાલને આપણે જોઇએ છીએ તે જવાહરલાલની પાછળ કયું તત્ત્વ પડયું છે, એનો આત્મા કયાં છે એ જાણવાનો અને પ્રગટ કરવાનો પ્રયત્ન પુસ્તકમાં દેખાય છે. એમાં જીવનની ઘટનાઓનું વર્ણન નથી. જીવન-સિદ્ધાંતને પ્રાપ્ત કરવાનો સુંદર પ્રયત્ન છે.

એ રીતે જીવનની મોટામાં મોટી ઘટના એક વાર્તા બની જાય છે અને કોઇ પણ ઘટના પોતે જ મહત્વપુર્ણ કે સંપૂર્ણ નથી રહેતી પણ દરેક ઘટનાનો અર્થ માત્ર એટલો જ રહે છે કે આપણી જીવનયાત્રામાં એ સહાયક હોય કે બાધક હોય, એટલો જ એનો અર્થ છે ને ઉપયોગ છે.

જવાહરલાલનું આત્મચરિત્ર આરંભમાં એક કાવ્ય જેવું લાગે છે. પોતાનું બાળપણ અને જુવાની એમણે મધુર તટસ્થતાથી જોયાં છે ને લખ્યાં છે. જાણે એમ લાગે છે કે એ ગતજીવન સાથે એને સંબંધ છે પણ લગીરે ય આસક્તિ નથી! એ પોતાના જ અભિનયના દર્શક પણ બન્યા છે.

જ્યાં જૂની સ્મૃતિ જાગી ઉઠી છે અને જેનું વિવેચન પણ કર્યું છે ત્યાં તો જાણે પોતાનું જ કાવ્ય ન રચ્યું હોય! ત્યાં સાહિત્યની અદ્‌ભૂત છટા દેખાય છે. એવા પ્રસંગોનો પુસ્તકમાં તોટો નથી.

એટલે આ પુસ્તક શુદ્ધ સાહિત્ય પણ છે. સાહિત્યનું લક્ષણ છે, વેદનાની વાણી, જે માત્ર પોતાની ઇચ્છાની જ નહિ, પણ પ્રેમની હોય. એવી વેદના પુસ્તકમાં ભારોભાર ભરી છે. એ જ એને સાહિત્યનું રૂપ આપે છે.

એ વેદનાનો હૃદયસ્પર્શ કરવા આપણે જરીવાર જવાહરલાલની જીવનધારા તરફ વળીએ અને એ ઝરણાં ઉપર પહોંચીએ —

જુવાન નહેરૂએ જીવનમાં પ્રવેશ કર્યો છે. એના મનમાં ઉત્સાહ છે. પ્રેમ, પ્રશંસા અને સંપન્નતા એની ચારે બાજુ છે. એની સામે જીવનના અનેક પ્રશ્નો છે. અનેક આકાંક્ષાઓ છે અને ભાવીનો પડદો ધીમે ધીમે ખુલતો જાય છે. હજી એ અજ્ઞેય છે ને અધીર છે.

જુવાન નહેરૂ આશાથી ભરપુર છે. આશા છે એટલે અસંતોષ છે. ભવિષ્ય પ્રત્યે ઉત્કંઠા છે કારણ કે વર્તમાન પ્રત્યે અતૃપ્તિ છે. એ વિલાયતમાં રહ્યા છે ને ત્યાં જ ઉછર્યા છે. એ જાણે છે કે આઝાદી શું છે, જાણે છે કે જીવન શું છે. સાહિત્યનું અધ્યયન કર્યું છે અને સામે આદર્શો છે. પણ એ જુવાન હિંદુસ્તાનમાં શું જૂએ છે? જૂએ છે ભયાનક ગુલામી! જૂએ છે ગંદકી! જૂએ છે પારાવાર ગરીબી! એને મનમાં થાય છે કે આ શો અંધકાર છે? આ શો ગજબ છે! એને મનમાં ચટપટી ઉઠે છે. એવા બીજા પણ જુવાનો હતા જે પરેશાન હતા. જ્યાં ત્યાં આમાંથી છૂટવાના પ્રયત્નો ચાલતા હતા. જુવાન નહેરૂ અહીં તહીં ઘૂમે છે પણ ક્યાંય તૃપ્તિ મળતી નથી. આ લોકો કેમ સ્વરાજ લેશે? એના દિલમાં અશાંતિ પેદા થાય છે. જેનો એ પ્રશંસક હતો તેનો એ સમાલોચક બને છે. એ આદર્શોન્મુખ, અધીર, સંપન્ન અને વિદ્વાન યુવક એવું ઇચ્છવા લાગ્યો કે જે વાસ્તવિક નહિ પણ સ્વપ્ન જેવું લાગતું હતું. સ્વપ્ન તો રહ્યું નિરાકાર–અશરીર અને મનુષ્ય તો રહ્યો સાકાર -સશરીર, પણ જવાહરનું મન એ પ્રાપ્ત કરવા માટે તલસવા લાગ્યું. એના વ્યથિત મને કહ્યું કે આ ઉદાર લોકો બુઢ્ઢા છે અને આ ક્રાંતિકારી લોકો બચ્ચા છે. હોમરૂલમાં શું છે? સમાજ સુધારણાથી શું થશે? અરે, કંઇક બીજું જોઇએ, કંઇક બીજું. બેરીસ્ટર જવાહરની શક્તિએ અને અભ્યાસે એનામાં અદમ્ય ભૂખ પેદા કરી 'કંઇક બીજું,' 'કંઇક બીજું.'

અને જવાહરલાલને એ 'કંઇક બીજું' પણ મળી ગયું. સ્વપ્નની ઇચ્છા હતી એ સ્વપ્ન પણ મળ્યું. જવાહરલાલને ગાંધી મળ્યા.

જવાહરલાલે પોતાની તમામ શક્તિ સાથે ગાંધીનો સાથ પકડી લીધો. સાથ પકડી જ રાખ્યો, પકડી જ રાખ્યો. પણ ગાંધી તો યાત્રી હતા. જવાહરલાલને પોતાના જ માર્ગમાં ગાંધીનો

નો ભેટો થયો હોય એવું તો નહોતું એટલે થોડો પંથ કાપતાં જ એના મનમાં થવા લાગ્યું; 'અરે, આ શું છે? હું ક્યાં જઈ રહ્યો છું? શું આ જ માર્ગ છે? આ માણસ ક્યાં લઇ જાય છે? અરે, એ માનવી તો સાચો જાદુગર લાગે છે! પણ મારે સંભાળવું જોઇએ!'

ગાંધીનો સાથ તો ન છોડ્યો પણ શંકાઓ એના મનમાં ઘેરાવા લાગી. પકડેલો સાથ છોડે એવો તો જવાહરલાલ નહોતો. ગમે તે હોય, એણે તો પોતાની શંકાઓને ઘુંટીઘુંટીને પીવાનો યત્ન કરવા માંડયો.

એના મનમાં તોફાન ઉઠયું. શંકાઓ દબાવી દબાતી નહોતી. એણે આખરે લાચાર બની જાદુગર ગાંધીને કહ્યું: 'થોભો જરા મને બતાવો કે આ શું છે? પેલું શું છે? આવો આપણે, જરા થોભીએ અને આ પ્રવાસ વિષે સમજી લઇએ!'

**ગાંધી:** આ તો આ છે, અને તે તે જ છે હું જાણું છું. બધું બરાબર છે. થોભો નહિ, ચાલવા માંડો.

**જવાહરલાલ :** થોભો. થોભો. સમજ્યા વિના હું નહિ ચાલું.

**ગાંધી :** હા, એ બરાબર છે. બધું સમજી લ્યો, પણ હું તો જાઉં છું.

ગાંધી એ ક્ષણ રોકાયો હતો તે ચાલી નીકળ્યો. જવાહરલાલે કહ્યું: 'ચાલવામાં હું પાછો નહિ પડું, લ્યો હું પણ ચાલું છું, પણ સમજીશ તો ખરો જ!'

ગાંધીએ ચાલતાં ચાલતાં કહ્યું: હા, હા. જરૂર.

પણ મુશ્કેલી તો એ હતી કે ગાંધીનો ધર્મ એનો ધર્મ નહતો. ગાંધી બહુ ફરથી આવતો હતો. એ જાણતો હતો કે કયા માર્ગ ઉપર ચાલું છું અને કયાં જઇ રહ્યો છું. જવાહરલાલ તો પરેશાન અને અધીર બની કોઇ પંથ માટે કોઇ સ્વપ્નદૂતની રાહ જોઇ રહ્યો હતો. એને માર્ગ મળ્યો નહોતો ત્યાં આવ્યો ગાંધી અને જવાહરે એ માર્ગ પકડી લીધો, પણ એ માર્ગે એને તૃપ્તિ ક્યાંથી મળે? એટલે એ તો ચાલતાં ચાલતાં અટકયો અને એણે ગાંધીને કહ્યું: 'નહિ! નહિ!! નહિ!!! હું પહેલા સમજી લઇશ અને જાણી લઇશ. અરે, સાંભળો તો! ઇકોનોમિક્સ આમ કહે છે અને પોલિટીક્સ તેમ કહે છે. હવે કહો આપણે કેમ ન સમજી લઇએ?

**ગાંધી :** જરૂર સમજી લે અને જરૂર જાણી લે. ઇકોનોમીક્સની વાત પણ સાંભળ પણ થોભવાનું કેવું! મારો પંથ બહુ લાંબો છે.

**જવાહરલાલ:** હું બાળક નથી.

**ગાંધી :** તું વીર છો.

**જવાહરલાલ :** હું હાર્યો નથી, હું ચાલવાનું નહિં છોડું.

**ગાંધી :** તો ચાલ્યે રાખ.

એ યાત્રા તો ચાલુ જ છે પણ જવાહરલાલના મનનો સંતાપ વધતો જ જાય છે અંદરની અશાંતિ અંદર રહી શકતી નથી. ગાંધી કોઈ સ્વપ્નપુરુષની પેઠે એને મળ્યો. અત્યારે પણ એ જાદુગર જ લાગે છે......પણ અરે આ શું છે? જૂઓ. પોલિટીક્સ આમ કહે છે, ઇકોનોમિક્સ તેમ કહે છે અને ગાંધી કહે છે ધર્મ ધર્મ! ન સમજાય એવી વાત છે કે નહિ?...... ગાંધી છે મહાન, પણ અંતે તો માનવી છે. પૂરી રીતે ભણવા ભણાવવાનો એને સમય પણ નથી મળ્યો. ઇન્ટર નેશનલ પોલિટીક્સ એ ઓછું સમજે એમાં આશ્ચર્ય પણ શું?...અને હા, કદાચ આ રસ્તો ખોટો તો ન હોય?.. પોલિટીક્સ...ઇકોનોમીક્સ ...પણ ગાંધી મહાન છે, સાચો આગેવાન છે.

**જવાહરલાલ :** ગાંધી ! સાંભળો, તમારે જરૂર થોભવું પડશે. આપણી પાછળ મહાસભાની આ લાખ્ખોની ભીડ આવી રહી છે. તમે ને હું ભલે ખાડામાં પડીએ પણ મહાસભાને ખાડામાં નહિ નાખી શકાય. બતાવો, તમારું આ સ્વરાજ શું છે, જ્યાં તમે અમને સૌને લઈ ચાલ્યા છો?

**ગાંધી :** પણ થોભો નહિ, ચાલ્યે રાખો. હા, સ્વરાજ? એ રામરાજ્ય છે.

'રામરાજ્ય? પણ અમને તો સ્વરાજ જોઇએ આર્થિક, રાજનૈતિક, સાંસ્કૃતિક......'

'હા, હા. એ બરાબર છે. આર્થિક, રાજનૈતિક... પણ ધીરા ન પડો. ચાલવા માંડો'

'ધીરા? પણ તમારો રસ્તો જ ખોટો હોય તો?'

'સાચા હોવાની શ્રદ્ધા ન હોય તો અવશ્ય બીજો શોધી લ્યો. હું તો જાઉં છું.'

જવાહરલાલ સમજવા-જાણવા માટે થોભી ગયા. ગાંધી પોતાને માર્ગે આગળ નીકળી ગયો. જવાહરલાલે દુઃખપૂર્વક જરા ચીડાઇને કહ્યું : 'પણ સાંભળો તો ખરા, અરે, જરા સાંભળો તો ! તમારો રસ્તો ખોટો છે. મને સાચો માર્ગ થોડો થોડો દેખાય છે.'

**ગાંધી :** હા, હશે પણ જવાહર, મારે લાંબો પંથ કાપવાનો છે. તું મને ખૂબ યાદ રહીશ. હું તો જાઉં છું.

જવાહરલાલને એક ગુરૂ મળ્યો હતો. એક જ સાથી. એ એના હૃદયમાં કેવો વસી ગયો હતો ! પોતાના પ્રાણથી યે અધિક એનો પ્યાર જવાહરલાલના અંતરમાં જાગૃત છે. એનો સાથ છૂટી ગયો, પણ રસ્તો એ નથી, જૂદો જ છે એ વાત એના મનમાં ગૂંજ્યા જ કરે છે.

એટલામાં પાછળથી મહાસભાની ભીડ આવી પહોંચે છે.

પૂછે છે : જવાહર, શું થયું છે? હારી કેમ રહ્યા છો? રોકાઇ કેમ ગયા?

**જવાહરલાલ:** રસ્તો આ નથી.

ભીડના એક ભાગે કહ્યું : પણ ગાંધી તો એ ચાલ્યા જાય !

**જવાહરલાલ :** હા, જાય છે, ગાંધી મહાન છે પણ રસ્તો એ નથી. પોલિટીક્સ બીજું કહે છે.

ભીડમાંથી થોડાક લોકો કહે છેઃ—સાચું છે. રસ્તો આ નથી. અમે પહેલેથી જાણતા હતા. આવો, જરા વિસામો લઇએ, પછી પાછા વળીએ.

**જવાહરલાલ :** હા, રસ્તો આ નથી જ. આવો, જરા વિસામો લઇએ, પણ પાછા ફરવાનું કેવું ! જૂઓ, જમણા હાથ તરફ રસ્તો જાય છે. એ બાજુ જવાનું છે.

ભીડમાંથી થોડાક બોલી ઉઠયાઃ પણ ગાંધી...!

જવાહરલાલનો કંઠ ભરાઇ આવ્યો. મહા-મુશ્કેલીએ એ બોલ્યાઃ ગાંધી મહાન છે, પણ રસ્તો......

એનાથી વધુ ન બોલાયું. વાણી થંભી ગઇ. આંખમાં આંસુ ઉભરાઇ આવ્યાં.

આ બાજુ લોકોએ પોકાર કર્યો. જવાહર-લાલ કી જય' કોઇએ એ પુરાણો પોકાર કર્યો 'ગાંધી કી જય.'

અને ગાંધી એ જ માર્ગ ઉપર આગળ ધપી રહ્યા હતા, જ્યાં એ જયકારનો અવાજ અસ્પષ્ટ રૂપમાં પહોંચતો હતો.

આ કલ્પનાચિત્રથી જવાહરલાલની વ્યથાનો અનુભવ આપણને થઇ શકે છે. એ વ્યથાનું મૂલ્ય પ્રતિક્ષણ એને ચૂકાવવું પડે છે એથી જ

જવાહરલાલ મહાન છે. એ વ્યથાનો ધ્વની પુસ્તકમાં વ્યાપેલો છે એટલે પુસ્તક પણ સાહિત્ય છે. જેના પ્રત્યે રહી રહીને એનું મન ખેંચાયા કરે છે એના સામે બુદ્ધિની લડાઇ જાગી ઉઠે છે. કદાચ મનમાં થાય છે કે આ બુદ્ધિયુદ્ધ વ્યર્થ છે, પરંતુ વ્યથાનો ચઢાવો એકાએક પૂરો નથી થઇ જતો. આજ તો પોતાના વ્યુહમાં જ પેસી જઇ યોદ્ધાની પેઠે જવાહરલાલ લડી રહ્યા છે, પણ એમાંથી નીકળવાનું નથી જાણતા.

અહીં મને મારા જ એ શબ્દો યાદ આવે છે–સાંભરતું નથી કે મેં કયાં લખ્યા છે:

"While Gandhi is a consummation, Jawaharlal is a noble piece of tragedy. Describe Gandhi as inhuman if you please, but Gawaharlal is human to the core. May be, he is concertingly so."

જ્યાંથી જવાહરલાલ જૂદો માર્ગ લ્યે છે અને પોતાનો મતભેદ સ્પષ્ટ કરતા દેખાય છે ત્યાંથી પુસ્તકની 'કથા' ઓછી થઈ જાય છે, પ્રતિપાદન અધિક થઇ જાય છે. ત્યાં લેખકને પોતા પ્રત્યે તટસ્થતા નથી રહેતી, ત્યાં લેખક જાણે વાંચનાર પાસે પ્રત્યાશા રાખે કે જેને હું સાચું સમજું છું તેને તું પણ સાચું સમજી લે અને હું જેને ખોટું કહું છું તેને તું ખોટું માન. ત્યાં લેખક દર્શક જ નથી, પ્રદર્શક પણ છે, ત્યાં ભાવના સાથે વાસના પણ આવી જાય છે. એમ તો વાસના કોનામાં નથી હોતી? એ માનવીનો અધિકાર છે, પણ લેખકને પોતાની કૃતિમાં વાસનાહીન હોવું એ જ સંબંધ સાચો સંબંધ છે. એ જ કલાત્મક છે. જવાહરલાલજીની કૃતિમાં એ આવી ગયું છે તે અકલાત્મક છે, અસુંદર છે. આધુનિક રાજનીતિ–અથવા કહો કે મહાસભાની રાજનીતિમાં જે સમયથી જવાહરલાલ અધિકારપૂર્વક પ્રવેશ કરે છે તે સમયથી પોતાના જીવન વિષેના નિરીક્ષણમાં એટલા નિસ્સંગ નથી દેખાતા.

આત્મકથા લખવી એ એક પ્રકારના આત્મ-સમર્પણનું જ સ્વરૂપ છે. નહિ તો મારે કોઇની જીવનઘટનાઓને જાણવામાં કે મારી જીવન-ઘટનાઓને જણાવવામાં શો ફાયદો? પરિસ્થિતિ સૌની જૂદી જૂદી હોય છે. એટલે જીવનપ્રસંગો બધાના જીવનનાં એક સરખા નથી હોતા પરંતુ તો યે એ વ્યક્ત કરવામાં લાભ હોય છે, એ લાભ એ છે કે બીજાના જીવનમાં આપણે આપણા જીવનની ઝાંખી કરી શકીએ છીએ, જીવનતત્વ બધાં જીવનમાં એક જ હોય છે અને દરેક જીવનમાં એ તત્વ હોય જ છે એટલે એથી લાભ થાય છે. વસ્તુતઃ જીવન એક નાટક છે. બધાના પાઠ જૂદા જૂદા હોય છે, તો પણ એકને બીજા સાથે સંબંધ હોય છે, પરંતુ એક બીજાનું કંઇ પ્રાપ્ત કરી શકે તો એનો આત્માનુભવ, નહિ કે અહંતા.

એ રીતે આત્મકથા પોતાના અનુભવોનું સમર્પણ છે. જવાહરલાલની આત્મકથા સંપૂર્ણતઃ એ નથી. એમના સમર્પણની સાથે આરોપણ પણ છે અને આગ્રહ પણ છે. લેખકનો અનુભવ જ ત્યાં નથી મૂકયો, પોતાનો અભિમત, પોતાના વિધિનિષેધ, પોતાનો મતવિશ્વાસ પણ રજુ થયા છે. અને એ એટલું બધું આગળ આવી જાય છે કે લેખકનું વ્યક્તિત્વ કેટલીકવાર પાછળ રહી જાય છે.

અહીં હું એક વાત કહું? એવું લાગે છે કે વિધાતાએ જવાહરલાલને પ્રાણશક્તિની જેટલી શ્રેષ્ટ મૂડી આપી એટલી અનુકૂળ પરિસ્થિતિ દેવાની કૃપા ન કરી. પરિસ્થિતિની જે સગવડ સામાન્યજનને મળે છે એથી જવાહરલાલને વંચીત રાખ્યા. જવાહરલાલ એ યોગ્ય ફરિયાદ કરી શકે કે એમને આટલી બધી સુખ–સામગ્રી વચ્ચે શા માટે પેદા કર્યા? એ દુર્ભાગ્ય માટે

જવાહરલાલ જરૂર નારાજ થઈ શકે અને એ માટે કોઇ એને દોષ આપી શકે નહિ. એ સદ્‌અસદ્ ભાગ્યના પરિણામમાંથી આજે પણ એમનું વ્યક્તિત્વ મુક્ત નથી થઇ શક્યું.

એ કદર સમાજવાદી છે. એટલા રાજનૈતિક છે કે બીલકુલ ગ્રામ્ય નથી—એમ શા માટે? એ માટે તો નહિ કે પોતાની સંપન્નતા અને કુલિનતાની વિરુદ્ધ એના મનમાં ગાંઠ બંધાઇ રહી છે? એ વાત પોતાના વ્યક્તિત્વમાંથી એ હઠાવી નથી શકતા અને એથી એ બેચેન રહે છે એમ તો ન હોય?

વીસથી ચોવીસ વર્ષની અવસ્થાનો જુવાન પોતાને દુનિયાની સામે ઉભેલો લાગે છે. એને અથડાવું પડે છે અને ત્યારે જ એના માટે જીવન શક્ય બને છે. જગત એની ઉપેક્ષા કરે છે અને એની સામે ટક્કર ઝીલતાં જ જુવાન આત્મજાગૃતિ અનુભવે છે. કદાચ એ જુવાન એ યુદ્ધમાં પરાજિત થાય છે અથવા વિજયથી ઝળકી ઉઠે છે.

ઇતિહાસના મહાપુરુષોમાં એક પણ ઉદાહરણ એવું નથી કે જ્યાં વિધાતાએ એને આવો જીવનસંઘર્ષ આપવામાં પોતા તરફથી કંજુસાઇ કરી હોય!

પણ હું આજ વિધાતાને પૂછી શકું?—કે જવાહરલાલને પ્રાણ આપીને શા માટે એને લાડપ્યાર અને પ્રશંસાના વાતાવરણમાં ઉછરવાની લાચારી આપી? હું કહું છું કે વિધાતાએ એ દગો દીધો છે.

પરિણામ એ આવ્યું કે જવાહરલાલ પૂરી રીતે 'સ્વ' ન થઇ શક્યા. એ એટલું વ્યક્તિત્વ ન થઇ શક્યા કે વ્યક્તિ રહે જ નહિ. 'થીયરી' એમને શોધતા નથી. આવની એ 'થીયરી' શોધવા જાય છે. શાસ્ત્રીય જ્ઞાનનો ટેકો એ એમનો ટેકો છે, હા, શાસ્ત્ર આધુનિક છે—પુસ્તકમાં કેટલાં અને કેવાં અવતરણો અને ઉદાહરણો છે!—શાસ્ત્ર એમના મસ્તિકમાં છે, હૃદયમાં નહિ. હૃદયમાં શાસ્ત્રનો સાર જ પહોંચી શકે, બાકી બધું રહી જાય. એથી અજાણપણે એ શાસ્ત્રને આધિન છે. અને બીજા શાસ્ત્ર પ્રત્યે અવજ્ઞાશીલ છે. એટલા માટે કે એ સમસ્યાઓનો એમને સામનો નથી કરવો પડ્યો કે જે સમસ્યાઓ સામાન્ય માણસને નિત્યજીવનની છે. એટલે એમના જીવનમાં જીવનસમસ્યાઓથી વધુ અને ભિન્ન ભિન્ન પ્રકારની બૌદ્ધિક સમસ્યાઓ ઘેરાઇ ગઇ.

માણસનું મન અને બુદ્ધિ ખાલી નથી રહેતાં. સાચેસાચ એને કોઈ મંથન નથી જાગતું તો એ મંથન જગાવી મૂકે છે. જીવનસમસ્યા ન હોય તો બુદ્ધિસમસ્યાને બૌધિક રૂપ આપી દે છે. શું એથી જ એમની બૌધ્ધિક ચિંતા રોટી અને કપડાંના રાજનૈતિક કાર્યક્રમમાં ઉત્સાહિત દેખાય છે? કારણ કે રોટી અને કપડાની સમસ્યા સાથે એમનાં 'રોમાન્સ' નો સંબંધ છે!

સ્થૂળ અભાવનું જીવન એમના માટે 'રોમાન્સ' છે. શું એટલા માટે એમ છે કે એમનું વ્યવહારિક જીવન ગ્રામ્ય નથી એટલે બુધ્ધિ એ માટે તલસ્યા કરે છે!

લોકો ચાલે છે ધરતી ઉપર, કલ્પના આભ સુધીની કરે છે. જવાહરલાલને એ નિયમ નથી લાગુ પડતો. આપણે વિધાતાને પૂછી શકીએ કે આ વિષમતા શા માટે?

જવાહરલાલને જોઇને મન પ્રશંસાથી ભરાઇ જાય છે. પુસ્તક વાંચીને પણ સભર થયા વિના નથી રહેતું. જ્યારે એ મુખ ઉપર ચિંતા જોઉં છું ત્યારે તુરત જ લાગે છે કે એની પાછળ હાસ્ય ચાલ્યું આવે છે.

પણ એનો હસતો ચહેરો જોઇને એક ભય પણ લાગે છે કે એક ઘડી પછી એને પાછા ના નહિ પડવું પડે !

પુસ્તકમાં તાલેવંત અને કુલીન પણ મિલનસાર, વેદનાથી ભીની, પ્રગટ અને સાફ પ્રકૃતિની ઝલક દેખાયા કરે છે. મનની ઓછપ ક્યાંય નથી દેખાતી પણ મિજાજ સ્થળે સ્થળે દેખાયા કરે છે. આખા પુસ્તકમાં એક વિશેષ પ્રકારની સચ્ચાઇ અહીં તહીં વ્યાપ્ત થયેલી માલુમ પડે છે.

પુસ્તકના અંતમાં લાંબુ વિવેચન અને વિવાદ છે. આપણા અધિકતર વિવાદો શબ્દની મોઘમતાના જ હોય છે. જ્યાં સુધી મતિ ભિન્ન પ્રકારની હોય છે ત્યાં સુધી એક શબ્દનો એક અર્થ થઇ શકતો જ નથી. સજીવ શબ્દ અનેકાર્થ વામી રહ્યા વિના જીવી જ કેમ શકે ? એટલે વિદ્વતપૂર્વક થયેલા વિવાદોની ચર્ચા આપણે છોડી દઇએ. એ પોતપોતાની સમજનો પ્રશ્ન છે. કોઇ ન કહી શકે કે જવાહરલાલ ખોટા છે. ભલે એ એમ કહે કે એ અને એજ સાચું છે.

જવાહરલાલજી આજે હિંદની રાજનીતિમાં એક જીવિત શકિત છે. એમનો વિશ્વાસ ભલે રેખાબધ્ધ હોય પણ એ ધેરો છે. મારે કહેવાનું એ છે કે રેખાબધ્ધ હોવાથી એની શકિત વધતી નથી પણ ઘટે છે અને સ્વરૂપ સાફ નહિ પણ વિકૃત થાય છે. ઉપરાંત એ કર્મપરાયણ છે. વિભેદ એમની રાજનીતિની જડ છે. એ જન્મથી બ્રાહ્મણ છે, વર્ગથી ક્ષત્રિય છે પણ એમનું હૃદય અત્યન્ત માનવી છે. સૂર્યોદયવેળાના પ્રભાત સાથે એમને પ્રીતિ છે, પશુ–પક્ષીઓમાં, વન-વનસ્પતીઓમાં, પ્રકૃતિમાં, તારાથી ચમકતી અંધારી–અજવાળી રાત્રીઓમાં, ભવિષ્યમાં, આ અજ્ઞેય અને અજેય શકિતઓમાં, જે છે અને નથી પણ- એ બધામાં જવાહરલાલને પ્રેમ છે અને રસ છે. એ મનમાં કટ્ટર દેખાય છે પણ જીજ્ઞાસાથી ભરપુર છે. એ જીજ્ઞાસાના ભીના સ્નેહનો રસ જ્યારે અલૌકિક રીતે એમના હાસ્યમાં સ્ફુરે છે ત્યારે કટ્ટરતા પણ અમૃતમાં નહાતી હોય એવું લાગે છે. એ નેતા છે અને એમનો સંઘ રાજનૈતિક છે પણ એ તો ઉપરની અને બહારની વસ્તુ છે. જવાહરલાલનું સાચું મૂલ્ય તો એમાં છે કે એ એક તત્પર અને સજાગ વ્યકિત છે. એ નિર્મમ તત્પરતા અને જાગૃતિની છાપ પુસ્તકમાં છે અને મારી માન્યતા પ્રમાણે એથી જ એ પુસ્તક સુંદર અને ચીરંજીવ સાહિત્યની ગણનામાં રહી જશે.

●

## પ્રવેશે પ્રવેશે

કાવ્યો ? હા, હા તમારા મૃદુલ ઠમકતી ને વળી રંગભીની,
પાનીની સૂક્ષ્મ ચાલે, અભિનવ ઋજુતા શા શુચિ પ્હેરવેશે
લીટી લીટી લખીને કવિતડું કરૂં, માંડપૂરૂં મથીને,
શ્લોકે શ્લોકો રચ્યો છો ચપલર્ગુતિતમે તો પ્રવેશે પ્રવેશે.

મળેલું

# કવિતાની થેલીમાંથી

## પારસમણિ[૧]

"યાજ્ઞિક"

: ભક્તમાળ :

વૃંદાવને તીર સરિતનાં જ્યાં
જપે હરિનામ સદા સનાતન,
એવે સમે બ્રાહ્મણ દીન વેશે
પ્રણામ કરતો આવી પદે ત્યાં. ૧

પૂછે સનાતન "ક્યાંહીથી પધારો?
શું નામ છે ઠાકુર આપનું કહો?"
"શું વાત કહું? દૂર ભમ્યા પછી અહો
પામ્યો છું આજે દર્શન," વદે દ્વિજ. ૨

"છે નામ જીવન, ઘર માનકોરે
જીલ્લાતણું નામ જ વર્ધમાન
મારા સમો ભાગ્ય વીહિન પૂરો
રે દીન દુઃખી મળશે ન ક્યાંય." ૩

"જમીન થોડી કરી વેઠ પૂરી
નિર્વાહ મુસ્કેલીથી હું કરું છું,
ખ્યાતિ હતી યજ્ઞક્રિયા વિષે પુરી
કિન્તુ ન આજે કંઇ શેષ તેમાં." ૪

"આરાધના મેં શિવની કરી ને
વરદાન મેં ઉન્નતિ કાજ માગ્યું,
પરોઢીએ સ્વપ્ન વિષે કહ્યું શિવે
'તારી વિનંતી પુરશે જજે તું- ૫

કાલિન્દીને તીર જઇ સનાતન-
ગોસ્વામીના પાદસરોજને નમે
માની પિતા તુલ્ય-ખરે જ તેમના
છે હાથમાં માર્ગ જ લક્ષ્મી પ્રાપ્તિનો." ૬

વાણી સુણી વ્યાકુળ સંત થાયે
વિચારતા, "મારી કને શું છે?" વદે,
"જે કંઇ હતું તે સહુ ત્યાગી આવ્યો
ભિક્ષાતણું પાત્ર હવે જ હાથે." ૭

ઓચિંત ચિત્તે સ્મૃતિ કંઇક જાગે
હસી વદે સાધુ "ખરે! ખરે! છે!
નદી તીરે એક દીને ફરંતાં
મળ્યો હતો પારસનો મણિ ત્યાં. ૮

"કદાપિ તેનું કરવા સુદાન
ત્યાં રેતીની માંહી જ દાટી દીધો
લઇ જાવ ઠાકુર, ટળી જશે દુઃખ
રે સ્હેજમાં સ્પર્શ થતાં જ માત્ર." ૯

વિપ્રે જઇ વેગથી શોધી કાઢ્યો
રેતી તણા રાશી થકી મણિને
ને સ્પર્શ કરતાં તત્કાળ ત્યાંહિ
લોઢાની બે ખીંટી સુવર્ણ થાયે. ૧૦

રેતી પરે-વિસ્મયથી ડુબેલો-
બેસી, વિચારે દ્વિજ તે ઘડીએ
કલ્લોલ ગાને યમુના લવંતી
વિચારતાને શ્રવણે વદે કંઇ! ૧૧

નદી તીરે રક્ત છબી દિનાન્તે
અસ્તાચલે કલાન્ત રવીની નામે,
ત્યારે ઉઠી બ્રાહ્મણ સાધુ પાયે
આળોટતો, અશ્રુજળે વદે છે, ૧૨

"ધનિક જે લક્ષ્મી થકી થઇને-
માનો મણિના મણિને-કણીને
વિનમ્ર શિર્ષે લઉં માગી" બોલી
નદી નીરે ફેંકી દીધો પછી મણિ* ૧૩

* કથાઓ કાહિની

## સરિતાને તીરે[2]

**તનસુખ**

ધીમેધીમે વ્હેતી - જાતી સરિતા કેરે કાંઠલડે
ધીમેધીમે વાતો કરતાં, સખિ બેઠાં' તાં આપણ બે.
ઘેરાઘેરા રંગ ઉછળતા,
અજવાળે નભ ત્યાંઃ
સંધ્યા સુંદરીના ચમકારા
ચમકે દસ દિશમાં.

મીઠા, મીઠા કલરવથી સંધ્યામાં પંખી ગાન કરે,
આથમતા દિવસ માટે શું છેલ્લાં હર્ષોચ્ચારણ કે?
એ ચમકારાથી બે ઉજળા,
ચમકારા તુજમાં,
એ કલરવથી બે પણ મીઠાં
ગુંથન હૃદયોમાં.

છેલ્લા છેલ્લા મળીઆ તો ફરી આપણ કો' દિ' મળીઆના,
આવે આવે ગુંજનનાં સ્મૃતિ–સ્વપનાં વિરહ નિશાઓમાં.

●

## કોક દિન આવજે[3]

**નન્દકુમાર પાઠક**

જગતે જડે તો પંથ કોક દિન આવજે,
પથી અનેક ટેક પાળજે રે લોલઃ
જગતે જડે તો પંથ કોક દિન આવજે.

આત્માનાં પરમ હેત હૈયે તું પોષજે,
આતમના તાપને તું ટાળજે રે લોલઃ
જગતે જડે તો પંથ કોક દિન આવજે.

સ્મરણોને સંતાડી સંસારે લાવજે,
જીવનના ઉપવનમાં વેરજે રે લોલઃ
જગતે જડે તો પંથ કોક દિન આવજે.

તારલા અનેક તોય ચાંદલિયો એક છે,
એકને અનેક ભેદી આવજે રે લોલઃ
જગતે જડે તો પંથ કોક દિન આવજે.

●

# મહારાજના મહેલો[૪]

## સુધાંશુ

મહાકાલ તણી  મૂકી માનવતા
યુગને સળિયે  બીડી વજ્ર ભુજા
નિજ બંધુ ને માતપિતા ય સમા
સહુને  વિસરી  નિજ  આતમરાગને  છેદતો  માનવી  પૃથ્વી. વિષે,
ન્હારે જાવું ય ક્યાં બેલી !  બાંધવતા–રસ  ખૂંદીને વૈભવરાટ મસે ?

નીલ  સાગર–સ્ફાટક  રમ્ય લસે,
સ્હામે પ્રકૃતિના  પ્રૌઢ નેન હસે,
એને દૂર  ને દૂર  ઊંચે  ઉગશે
રસ  તારલીની  કૂંળી  રમ્ય  પ્રભા,  અને  શેરડા ચાંદનીના ભરશે
સુંગી સાન્ધ્ય ગુફા : સહુના દિલમાં એજ આગ અનંત શિખે ભભકે.

જરી નીરખને રાજ ! તાજ જળે,
મહા દોઝખની ચંડ  અગ્નિ ચડે,
મરકે  વરમંડ  પ્રચંડ  સગે,
બધે  રાસ  રમે  તવ  પાપની  જોગણી  ખંડેરતા  ભયકાર  બને
તયે મોતના શેષ  સમી  તવ  પાપની  પૂતળીના  પાયા કેમ ચણે ?

આજ ગોઝારા વર્ષોના વર્ષો પડે,
કૃશ કૃષિકારો  ય  બધા તરફડે,
ટીપું આભથી પાણી ય શેનું પડે ?
જહીં માનવતા દુઃખમાં કકળે,  નહિ  ઓથ બચાવની ક્યાંય  મળે,
ત્હારા પાતાળ પેટની  પોલ કહે,  ભાઈ!  પાર  કદીયે એનોય હશે ?

ત્હારી છાકેલ રાજમતા જો રડે,
એની નસે  નસો ફૂંપાઈ કથળે,
એની અંતમ મોત ઘડી બગડે;
હવે જાતાં જાતાં  એને ચુમ્બન લોકનિસાસા તણા  દેવા કેમ હરે ?
તને આવડાં  માનવી–ઓળિયા  પ્હેરીને  રુધિરછાકના  રાસ  ધરે ?

ગેબી આસમાને  ગોઝારા  ઝગે
તવ મ્હેલમિનાર;  દીવા  ભડકે
જળે : આકાશી  તારકને ય પીડે

ત્હારી કરપીણ કલા રંગબેરંગીઃ એ મેઘધનુ પાસે લાજી મરે,
એ તો આભનો માળજ એવો કે મેઘ ને વીજના દાન એ દીનને દે !

રોટી કાજ જો માનવી માળ ચ્હડે,
માથે બેલાં–ગદેલાંના ભાર સહે;
કદી પગ લસરતાં આવી પડે
સાત માળથી વજ્રમઢી વસુધાતલ, શ્વાસ ને પ્રાણ તો શેના રહે ?
એનાં કકળતાં નિરાધાર બાલુડાંને નોધારા ત્હારાં આ મ્હેલ કરે !

●

## એનું હાસ્ય[૫]

**ભાસ્કર વ્હોરા**

એ હાસ્ય ત્હારે નજરે છ જોવું ?

અગાધ અવકાશમાં તિમિર છાઇ જ્યારે રહે,
ધ્રૂજે દિગદિગન્તને જીવન મૃત્યુ વંટોળમાં
અહા ! કૂદતીઓ ફરી પ્રલયમેઘ વર્ષી રહે—

વિદ્યુતના નર્તન માંહી ત્યારે
હૈયે ધરી હિંમત શાંત ચિત્તે,
વિશ્વેશનું હાસ્ય ઉકેલવું છે ?

સહસ્ત્ર વરસો ગયા, શત સહસ્ત્ર જાશે હજી,
છતાં પ્રલયમાં પ્રભુ સ્મિત કેર, અહા ! ચિત્રએ,
નહિં જ મનુ–કલ્પના મહીં કદાપિ આવી શકે ?

અણુસમાં માનવ બુદ્ધિ ચક્ષુ,
સમાવશે કેમ વિરાટ વિભુ ?
એ હાસ્ય ત્હારે નજરે છ જોવું ?

●

## નિષ્ક્રિય કવિ[6]

### પ્રબોધ

"કવિ કરે તો કવિતા કરી શકે,
બની શકે બોધક એ બહુ તો;
ક્રિયા સમી સંચલના સમક્ષ તો–
પડી રહે એ નિજ પોપચાં બીડી."
કહે જનો "કોઇ કવિ દીઠો છે
જેણે ઉજી હોય અજેય બોમ્બ ?
વિજ્ઞાનિકો કે પ્રખર પ્રયોગીમાં–
કો એ કદિ યે કવિ ક્યાંય જોયો ?"
"ના, ના. અરે નિષ્ક્રિય સાવ છે કવિ,
બેઠો રહે એ નિજ તાનમાં ડુબી".

વિશ્વોનાં ઘર્ષણો જોયાં રહી નિષ્ક્રિયઃ સત્ય છે.
સર્યો માત્ર એમાંથી શકે અગ્નિકણો કવિ;

અને જ્યારે ફરી શક્તિ ઓલાયો ચેતનાનલ,
પ્રશાન્ત બોધથી એનાં, વિશ્વોત્ક્રાન્તિ ફરી ઝગી.



## સાગરને[7]

### ચંદનલાલ વખારીઆ

#### વસંતતિલકા

ઓ વારિધિ, પ્રમતપૂર નિરભ્રરંગા,
શ્રદ્ધાભર્યા પ્રગતિજીવનના વિજેતા :
તારી પીઠે સુસવતો વહે માતરિશ્વ
થંભી જતું ગરજને તુજ, રંક વિશ્વ.

તારો પ્રચંડ મદશોર ભર્યો જુવાળ,
પૃથ્વીપટે ધસમસે બની વિકરાળઃ
તું શૌર્ય–સાહસ તણો અણજીત યોદ્ધો
ને યુદ્ધ આ પરમ મંથન, પુણ્યશ્લોક !

તારે શિરે ગગનચંદરવો અફાટ,

ઝીલે છ નિત્ય તુજ અંતરયોપણાને:
સત્તા, દયા, સહજ વીરતણું ક્ષમત્વ
અર્પેલી તેં જગત સર્વ વિશાળ દૃષ્ટિ,
વિતર્કમગ્ન જગના અવિરામ મિત્ર:
દોરી શકું કયમ કરી તુજ ભવ્યચિત્ર?



ઉપર જે કવિતાઓ આપી છે-ને બીજી, ગણી ગણાય નહિ, એટલી થેલીમાં પડી છે-તે બધી નાપસંદગી વહોરીને તેમના કર્તાઓને પરત થવાની તૈયારીમાં હતી. અમુક અમુકમાં તો કાવ્યતત્ત્વો સારા પ્રમાણમાં હાજર હોવાં છતાં એમાં કઈ ભૂલો શોધી હતી એના પરીક્ષકે? કે બંને વચ્ચે રુચિભેદ આવી ઉભો હતો? સાચી વસ્તુ તો એ છે કે સુઘટિત રૂપમાં ન યોજાએલી કાવ્યમાંડણી કયારેક દૃષ્ટિને પણ કર્કશ લાગે છે. ને કર્ત્તાનું વિચારપ્રાબલ્ય પણ નિર્માલ્ય દેખાય છે. વળી ખીચોખીચ બોધકતત્ત્વો- જે આજની કવિતામાં ઓછાં છે- ને શબ્દચમકો, અર્થસાધક ન હોય તો મૂંઝવે છે.

અહી કૃતિઓના ગુણદોષને વ્યકત કરવાનો યત્ન કર્યો છે. એમાં ગુણદોષ શોધકના મંતવ્યને છેલ્લો શબ્દ માની ન લેવાની સૌ કવિમિત્રોને પ્રાર્થના છે. એ સૌ કાવ્યોનાં અંગોપાંગો પીંખવાની વેળા નથી અત્યારે. ને આવી કૃતિઓ તથા પરીક્ષકનો એવો અધિકાર પણ ઓછો અહીં તો સમભાવશીલતાથી અમે યે તમારી જેમ એ વિષયના વિદ્યાર્થી છીએ એમ માની આ રચનાઓની વચ્ચે ઉભા છીએ એટલું વિચારશો.

(૧) 'કથાઓ કાહીની'ની એક ભકિતકથા ઉપરથી આ કાવ્યની રચના થઇ છે. વસ્તુને જીવન આપવા માટે છંદને કેટલું ખમવું પડયું છે? એક બે ડગલાં મૂકયાં કે ધરતી ખડબચડી આવી જ છે. અતિસરલ બનતાં જતાં મિશ્રોપજાતિમાં આ ક્ષતિઓ અસહ્ય છે. થોડીઘણી લીંટીઓ બાદ કરતાં જે સામ્યતા આખી રચનામાં ઉપસેલી રહેવી જોઇએ તે રહેતી નથી, ને મૂળના વિશાળ અર્થને પહોંચવાની અશકિત છતી થઇ જાય છે. તેમાંયે ત્રીજી, ચોથી, સાતમી, દસમી, અને બારમી કડીની વિચારગૂંથણી પરિપકવ નથી.

(૨) વિચારમાં ભાવતત્વ છે પણ લય બાંધણીમાં શિથિલતા છે. આઠમી, નવમી અને દશમી લીંટીઓ સારી છે. ત્રીજી, ચોથી ખૂબ નબળી છે. ગેયકાવ્યોમાં જે એકધારૂં ચઢાણ-ઉતરાણ જોઈએ તે આમાં નથી ને ભૂલો પણ છે.

(૩) ગેય કવિતાનું આ બીજું સ્વરૂપ નિર્મળ છે ને નિર્ભેળ પણ છે. શબ્દનો મર્મ ઓળખવાની વિવેકદૃષ્ટિ લેખકને વરી છે. ચણતર ભવ્ય નથી પણ શ્રદ્ધાનું વ્યાપકસ્વરૂપ એને મળ્યું છે. ગતિની મર્યાદાને પણ એણે સંભાળી છે.

(૪) આપણે જોઈએ છીએ કે ધીમે ધીમે લલિત, સુશોભન કલ્પનાનો રંગ ઝાંખો પડયો છે. ને શબ્દરમણે ચડી છે નવી કવિતા, ને સાથે સાથે દરિદ્ર, દુઃખનિવારણનો પ્રચાર પણ ફૂલ્યો ફાલ્યો છે. જે આવશ્યક પણ છે ને અનાવશ્યક પણ. કારણકે વિષયમાંથી વૈવિધ્ય ઓછું થયું છે. વ્યથા અને વ્યગ્રતા 'પિલાસ્તર' જેવી શોભે છે. ને ભાવુકતા, લાગણીની જોડાજોડ બેઠેલી ભાવુકતાએ નવા કવિમિત્રોને ઘેરી લીધા છે. હરેકને એક જ વસ્તુ નિરૂપવી છે. એને માટે નવી નવી માંડણીઓની શોધ ચાલી છે. મેઘાણી કે સુન્દરમના અનુકરણકારો પાસે હવે તો મુદ્રાઓ પણ નવી નથી રહી, ને શબ્દો પણ ખૂટયા છે. સુરુચિની સંભાળ માટે તો પૂછવાનું જ શું ?

(૫) આમાં કવિ શ્રદ્ધાની વાણી ઉચ્ચારે છે કે અશ્રદ્ધાની ? સંસારભરની સુમંગળ વ્યવસ્થા જેને શિર છે. તેને મૃત્યુદંડનો પ્રેરક માનવાની જિજ્ઞાસા ના કહે છે. પણ માનવીની બુદ્ધિ, અણુતમ માનવીની બુદ્ધિ એ વિરાટ સત્વને સ્પર્શી શકે કઈ રીતે ? અમે પણ એમ જ કહીએ છીએ. કશીએ ' અર્થસાધક દક્ષતા' ના મોહમાં પડયા વિના સીધેસીધે ઉતરી આવેલી આ પંક્તિઓમાં સાચું કલ્પનાદર્શન છવાયું છે. તેમજ કલ્પના પાછળ જે ગાંસીય અને ભાવની સઘોટતા જોઈએ તે પણ એને મળ્યાં છે.

(૬) ભાષાવ્યક્તિ માન ઉત્પન્ન કરાવે છે. તેમાંયે દસ લીંટીનું પહેલું ચોસલું, વિચાર-સામર્થ્યમાં ય ચડી જાય તેવું. છેલ્લી ચાર લીંટીમાં આપેલું સમાધાન પણ આશાસ્પદ હયાતીની પ્રતીતિ કરાવે તેવું છે.

(૭) સંબોધાત્મક કાવ્યનું આ સ્વરૂપ જરા નિરાળું છે ને વિચિત્ર પણ છે. ઉપમા કે અલંકારલુપણની કુમાશ કવિતાને બાધ કર્તા નથી એમ અમે સાચી અથવા ખોટી રીતે માનીએ છીએ. ને છંદશૈથિલ્ય પણ ભાવસ્થિતિને હાનિ ન કરે તેવું હોય તો તેને પણ આજની મહેફીલનું નોતરું છે. માત્ર એક વસ્તુ હાડોહાડ ખૂંચે છે. ને તે દુર્બોધતા. કર્તા કુશળ કસબી છે છતાં આરોપણ પાછળની આખી ભોંને એમણે ટાકણે ટાકણે ત્રોફી નાખી છે. 'થંભી જતું ગરજને તુજ, રંક વિશ્વ ' એટલે શું ? સાગરગર્જનાથી સંસારની કઈ ક્રિયાપ્રક્રિયાઓ અટકી પડી ? વસ્તુની નિર્ભેળ સુંદરતાને જાદુઈ કલ્પનાથી ગલોફવાનો મોહ હવે કયા કારણે ? ને છેલ્લી લીટીઓમાં ફરી પાછો 'અવિરામમિત્ર' બને છે એ જગતનો ! આ વિરોધોક્તિ સહી લેવાય તેવી નથી. અને આવી અસંબંધતા તો લગભગ પ્રત્યેક ભાવને નાગણની જેમ વીંટાઇને બેઠી છે.

ઇન્દુલાલ ગાંધી



# ચારે બાજુ

શ્રી. રતિલાલ મહેતા

## ફ્રાન્સ અને તુર્કી :

ગયા વખતની નોંધમાં આશા રાખી હતી એ પ્રમાણે એલેકઝાંડ્રેટાના સંબંધમાં ફ્રાન્સ અને તુર્કી વચ્ચે સમજુતી થઇ ગઇ છે. અને રાષ્ટ્રસંઘ તરફથી પણ એને બહાલી મળી ચૂકી છે.

આ સમજુતીમાં એમ ઠરાવવામાં આવ્યું છે, કે સંજાકને એક સ્વતંત્ર એકમ તરીકે માનવામાં આવશે: એના આંતરિક કારોબારમાં એને સંપૂર્ણ સ્વતંત્રતા મળશે: અને એલેકઝાંડ્રેટાની પરદેશ નીતિ સંજાક પ્રજાસત્તાકના હાથમાં રહેશે. આ પ્રજાસત્તાક નવા સીરીયન પ્રજાસત્તાકનો અંતર્ગત ભાગ બનશે.

સતાવાર ભાષા તુર્કી રહેશે: બીજી ભાષા કઇ રહે, અને એના વપરાશની કેવી શરતો રહે તે રાષ્ટ્રસંઘ પાછળથી નક્કી કરશે.

એક કલમ એવી પણ છે, કે સંજાકમાંથી લશ્કર ઉઠાવી લેવામાં આવશે, અને સંજાકની પ્રાદેશિક એકતા અને અતૂટતાની બાંહેધરી આપતા કરાર ફ્રાન્સ અને તુર્કી વચ્ચે થશે.

## ડાન્ઝીગ અને પોલાંડ :

રાષ્ટ્રસંઘને હમણાં હમણાં મૂંઝવી રહેલા પ્રશ્નોમાં ડાન્ઝીગનો પ્રશ્ન પણ એક હતો. મહાયુદ્ધ પછી યુરોપમાં વર્સેલ્સ કરારોને પરીણામે પ્રદેશોની જે ભાંગફોડ થઇ, વેરણછેરણ થઇ, એમાં ઝડપાયલા ટુકડાઓમાં આ ડાન્ઝીગ પણ હતું. વર્સેલ્સના કરારોની રૂએ એને સ્વ...

હેઠળ મુકવામાં આવ્યું. જર્મની અને પોલાંડ વચ્ચે આવેલું આ બંદરી શહેર ભારે મહત્વનું સ્થાન ધરાવે છે. એટલે વર્ષોથી નાઝીઓ એમાં પગપેસારો કરતા રહ્યા છે, ને તોફાનો જગાવવામાં કારણભૂત બન્યા છે.

હમણાંજ પોલાંડની સરકાર અને ડાન્ઝીગના સત્તાવાળાઓ એવી સમજુતી પર આવ્યા છે, કે પોલાંડને ડાન્ઝીગ બંદરનો ઉપયોગ કરવા દેવાની સત્તા આપતો ૧૯૩૩ના સપ્ટેંબરનો પ્રોટોકોલ (કરાર) વધુ ત્રણ વર્ષની મુદત માટે લંબાય. બદલામાં પોલાંડની સરકારે ડાન્ઝીગ અને ત્યાંની-આને સમાન વર્તન આપવાની ખાત્રી આપી છે. એ રીતે ડાન્ઝીગના એ 'સ્વતંત્ર' શહેરની વ્યાપારિક સ્થિતિ કાયમ બની રહેશે.

રાષ્ટ્રસંઘમાં બ્રિટીશ પરદેશ મંત્રી મિ. એન્થની એડન, જેના પર ડાન્ઝીગના સવાલની વિચારણા છોડવામાં આવી હતી એ, પોલાંડના પરદેશ મંત્રી કર્નલ બેક અને ડાન્ઝીગના પ્રમુખ નાઝી વડા અમલદાર હેર ગ્રીઝર વચ્ચે ડાન્ઝીગના સવાલ પર આ સમજુતી થવા પામી છે ડૉ. ગ્રીઝરે તો ખૂબ ખૂબ સંતોષ વ્યકત કર્યો. આ સમજુતીમાં એમને યુરોપીયન સુલેહશાંતિને સારો ટેકો મળેલો દેખાય, એ તો કુદરતી છે. પણ ખરી રીતે તો ઇંગ્લાંડ તેમજ પોલાંડે ડાન્ઝીગની પ્રજાને દગો જ દીધો છે. ત્યાં નાઝીઓ માત્ર સમાજવાદીઓ સામેજ નહિ, વિનીતો અને કેથોલીકો સામે પણ ત્રાસ ચલાવી રહ્યા છે. મિ. એડનને એ અત્યાચારો રોકવાની કંઇ પડી નથી. એમણે તો સમજુતી કરી દીધી, ને ફેસીસ્ટોનું દમન હવે વધુ જોરથી ચાલશે.

પણ ડૉ. ગ્રીઝરના અપમાનભર્યા, ત્રાસવાદી વર્તન પ્રત્યે લોકો આંધળા નથી. નવા લીગ કમીસ્નર તરીકે ત્યાં રહેવા માટે હોલાંડના એડમીરલ દ આકને આમંત્રણ આપવામાં આવેલું. પણ એમણે એ આમંત્રણ સ્વીકારવાની ચોકખી ના સુણાવી દીધી છે. આખરે જીનીવા ખાતેના ઇન્સ્ટીટયુટ ઓફ ઇન્ટરનેશનલ સ્ટડીનાં અધ્યાપક પ્રો. કાર્લ બુર્કહેટે આ હોદો સ્વીકાર્યાના સમાચાર મળે છે.

## બેલ્જીયમમાં ભંગાણ!

બેલ્જીયમમાં મુડીવાદી અને લોકસત્તાવાદી એવું મિશ્રતંત્ર ચાલે છે. પ્રધાનમંડળમાં સમાજવાદીઓ પણ રહેતા આવ્યા છે, જો કે તેઓ કશું નોંધપાત્ર કરી શકયા નથી. થોડા વખત પહેલાં બેલ્જીયમના રાજાએ ભવિષ્યના કોઇ પણ યુદ્ધમાં બેલ્જીયમ તટસ્થ રહેશે એવી જાહેરાત કરી, અને એ રીતે ફ્રાંકો-બેલ્જીયમ મૈત્રીને ભયમાં મૂકી ત્યારે પ્રધાન મંડળમાં સારો ખળભળાટ મચ્યો હતો. વાન્ઝીલાંડ અને વેન્ડર વેલ્ડે- જેઓ જુના સમાજવાદી છે એમના પક્ષો વચ્ચે સખત ઝઘડો ચાલુ રહ્યો છે. સ્પેનમાંની બિનદરમ્યાનગીરીની વાત પર પણ બેલ્જીયમના સમાજવાદીઓ અસંતુષ્ટ રહેતા આવ્યા છે. કેથોલિક પક્ષમાં હમણાં ભંગાણ પડયું તેથી વાન્ઝીલાંડ વધારે જમણી બાજુએ (એટલે વિનીત વાદ તરફ) ઢળ્યા છે. આમ મતભેદ ઉગ્ર બન્યો છે. મો. વેન્ડરવેલ્ડેએ પ્રધાનમંડળમાંથી રાજીનામું આપ્યું છે, પણ એ આશાસ્પદ ચિહ્ન નથી કારણ કે આમ ભંગાણ પડશે તો દેશના ફેસીસ્ટો (રેકસીસ્ટ પાર્ટી) વધારે સબળ બની જશે.

## રૂમાનીઆ કઇ તરફ?

ફ્રાન્સ તરફી પરદેશ મંત્રી ટીટુલેસ્કુ દૂર થતાં થોડી વાર એમ લાગતું હતું કે રૂમાનીઆ નાઝીઓના હાથમાં પડી જશે. રૂમાનીયામાંના હિટલરના એજન્ટ ગોગાનું જોર વધતું દેખાતું હતું. પણ આ બાજુ કર્નલ બેકના જવાથી

અને જનરલ રીઝ–સ્મીગ્લીના આવવાથી પોલાંડની જર્મની તરફી વલણ ઠંડી પડતી ગઈ, વધુને વધુ ફ્રાન્સ–તરફી બનતી ગઇ, તેમ રૂમાનીયાના પરદેશ સંબંધો પણ જરા વધુ લોકસત્તાપક્ષી બનવા લાગ્યા છે, ઝેકોસ્લોવેકીઆ સાથેનો એનો સંબંધ સુધર્યો છે.

પણ તે છતાં અંદરની સ્થિતિ તો હજીયે ફેસીસ્ટ ભયથી ધ્રૂજી રહી છે. આયર્ન ગાર્ડઝનો ત્રાસવાદ શમ્યો નથી. રૂમાનીયાના સમાજવાદી નેતા ડો, ટોટાર રાડાસીઆનુએ હમણાંજ કહ્યું કે: આજે યુરોપમાં બીજા કોઇ પણ દેશ કરતાં રૂમાનીઆને વધારે ગંભીર અને વધારે સીધી રીતે ફેસીઝમનો સામનો કરવાનો છે;

હમણાંજ ત્યાં–રાજધાની બુખારેસ્ટમાં–એક બનાવથી ભારે ખળભળાટ મચી રહેલો. સ્પેનીશ બળવાખોર લશ્કર સાથે લડતાં લડતાં આયર્ન ગાર્ડસના બે માણસો માર્યા ગયા. એમની અંતિમક્રિયામાં ભાગ લેવા માટે જર્મની, ઇટાલી, ઓસ્ટ્રીઆ વગેરે ફેસીસ્ટ રાજ્યોના મુત્સદ્દીઓ અને રૂમાનીઆના ગેરકાયદે ફેસીસ્ટ મંડળના સભ્યોની – યુનીફોર્મમાં– જંગી જમાવટ થઇ હતી. રાજા કેરોલ પણ રોષે ભરાયલા, પણ કેવળ રોષથી કોઇ આજે ડરતું નથી.

## મધ્ય યુરોપનો કોયડો !

"એક યાદીમાં ઝેકોસ્લોવેકીયા સરકારે જર્મન લઘુમતિને જે છુટછાટો આપી છે, તેની કલમો પ્રગટ કરવામાં અ વી છે, જર્મન કામદારોને વધુ નોકરી મળશે, જર્મનોને વધુ પ્રમાણમાં સીવીલ સર્વીસમાં રાખવામાં આવશે, અને જર્મન ભાષાનો વધારે ઉપયોગ કરવામાં આવશે. લંડનના રાજદ્વારી મંડળોમાં મનાય છે કે આ છુટછાટથી મધ્ય યુરોપના એક ઘણા જ મુશ્કેલ પ્રશ્નનો નીવેડો લાવવાનો માર્ગ ખુલ્લો થશે."

૩૮૨

## બ્રિટનનો મજુર પક્ષ :

બ્રિટનની લેબર પાર્ટી હંમેશાં વિનીતમાં વિનીત અને મોળું રાજકારણ ધરાવે છે. એને મજુર પક્ષનું નામ આપવું એ પણ બરાબર નથી, કારણ કે મજુરો માટે એ પક્ષ કદિ લડવાને શકિતમાન દેખાયો નથી:

થોડાજ સમય પહેલાં આ સત્તાવાર પક્ષની અંદરના સમાજવાદી પક્ષે–સોશીયાલિસ્ટ લીગે- સ્વતંત્ર કામદાર પક્ષ–આઇ. એલ. પી.–અને સામ્યવાદી પક્ષ-સી. પી. સાથે મળીને ફેસીઝમ સામે એક સંયુકત મોરચો ઉભો કરવાનું ઠરાવ્યું. આ મોરચાનો હેતુ કામદાર ચળવળને વધારે લડાયક બનાવવાનો, રાષ્ટ્રીય સરકારને ઉથલાવી પાડવાનો, અને યુરોપના બીજા સંયુકત મોરચાઓ સાથે સહકાર સાધવાનો હતો. આ વાત લેબર પાર્ટીના તંત્રવાહકોને રૂચી નહિ, ને એમણે આ ઉદ્દામ સમાજવાદી પક્ષને અલગ કર્યો. એથી નુકશાન એનેજ થયું છે, કારણ કે હેરોલ્ડ લાસ્કી, બ્રેલ્સફર્ડ, સ્ટ્રેફર્ડ ક્રિપ્સ જેવા શકિતશાળી કાર્યકર્તાઓ એ ગુમાવી બેસશે. એથી સંયુકત મોરચાની જોરદાર લડત જરાયે અટકી નથી.

## ઓટો પાછો આવશે ?

નાઝી ચાન્સેલર ડો. શુસ્નીગની ઓસ્ટ્રીઆ પરની પકડ ઢીલી પડતી જાય છે. ત્યાં નાઝીઓ તેમજ સમાજવાદીઓનું લગભગ સરખું બળ છે, અને સમાજવાદીઓ અને સામ્યવાદીઓ વચ્ચેનો સંયુકત મોરચો છૂપી છૂપી રીતે પણ ત્યાંની કામદાર વર્ગની લડતને ખૂબજ મજબૂત કરી રહ્યો છે. અને તેમ તેમ નાઝીઓ જીત પર આવી

જતા દેખાય છે. દેશની આંતરિક, આર્થિક મુશ્કેલીઓ પણ વધતી જાય છે આવી હાલતમાં શુસ્નીગ કદાચ જાય ને ઓટો પાછો ગાદીએ આવે તો કહેવાય નહિ.

## હિટલર શું કરશે?

નાઝી અમલની ચોથી જયંતી ઉજવત હિટલરે જાહેર કર્યું કે: 'હવે ધડાકાઓનો યુગ ખતમ થયો છે, હવે સુલેહ શાંતિ જોઇએ છે' એજ વાત એણે પાછળથી માજી–લશ્કરી માણસોને કહી. આ એકરાર સાચો હશે? યુરોપના ઘણા મુત્સદ્દીઓ પણ એથી આશ્ચર્યમાં પડી ગયા હશે, કેટલાક–એન્થની એડન જેવા–રાહતનો નિશ્વાસ મુક્યો હશે.

પણ વાત એટલી સાદી નથી. ધૂમધડાકાનો, ધાકધમકીઓનો કાળ ભલે પુરો થયો હોય, પણ પરસ્પર આજે જે અવિશ્વાસ અને ભયની લાગણી પ્રવર્તે છે, એ જરાય કમ થઇ નથી. હિટલરે પોતાના એ ભાષણમાં યુરોપની શાંતિ માટે જે આઠ શરતો મૂકી છે, એથી કોઇ સંતોષ પામે તેમ નથી. બ્રિટીશ પત્રોએ સુદ્ધાં એ ભાષણને અસંતોષકારક ગણાવ્યું છે. ફ્રાન્સે પણ એનો સખત વિરોધ કર્યો છે.

હિટલર, ફ્રાન્સ અને બ્રિટન સાથે મિત્રાચારી સાધવા ચાહે છે, પણ કઇ રીતે? સંસ્થાનો પાછા મેળવવાના નિશ્ચયથી? સંસ્થાનો પરની જર્મનીની આ કડક આંખ બ્રિટનને હવે ખૂંચવા લાગી છે. અને ફ્રાન્સ હિટલરનાં આક્રમણને લગભગ ચોકક્સ માની લઈ એની સામે સાવચેત રહેવા લાગ્યુ છે. મો. દલાદીયરે ચૌદ કરોડ પૌંડનું વધારાનાં શસ્ત્રો માટેનું અંદાજપત્ર રજુ કરતાં કહ્યું: યુરોપનું આવતી કાલનું યુદ્ધ આંતરવિગ્રહ હશે: ને આ ઉદ્ગાર સાચો લાગે છે. આગામી વિગ્રહ દેશ દેશ વચ્ચે નહિ, પણ સ્પેન બતાવે છે તેમ, દુનિયાના પ્રગતિગામી અને પ્રત્યાઘાતી તત્ત્વો વચ્ચે હશે. હિટલરનો રશિયા અને 'બોલ્શેવિઝમ' પ્રત્યેનો બળાપો કદિ શમતોજ નથી. શાંતિની વાતો કરીને એ તૈયારીજ કરી રહ્યો છે.

## સોવિયેટ-મુકદ્દમાઓ:

દુનિયા આખી રશિયામાં હમણાં હમણાં એકાએક ફાટી નીકળેલા કાવત્રા-કેસો પ્રત્યે સ્તબ્ધ બનીને જોઇ રહી છે. એમ તો ચાલુ તંત્ર સામેના નજીવા વિરોધો અને કાવત્રાઓ, અને એમનો સામનો કરવા માટેના ઉપચારો થતા આવતા હતા. એ પ્રત્યે ખાસ ચિંતા કે ધ્યાન નહોતાં અપાતાં. પણ ગયા ઓગસ્ટમાં ઝીનોવીવ, કામેનેવ અને બીજા ચૌદ આરોપીઓ સામે ચાલેલા કેસે સૌને ચકિત કરી દીધા. રશિયન ક્રાંતિમાં જેમણે આગળ પડતો ભાગ લીધો હતો, પ્રાણની ય પરવા કર્યા વિના ક્રાંતિની સેવામાં જેમણે અનેક મુસીબતોનો સામનો કર્યો હતો એવા એ ક્રાન્તિકારીઓ હતા. એમની સામે આરોપો હતા: સ્ટેલિન વગેરે સોવિએટના અત્યારના આગેવાનોનાં ખૂન કરવાના. અજબ જેવી વાત હતી કે તમામે તમામ આરોપીઓએ એક બીજા પર ચડસાઈ કરતા હોય તેમ, પોતાની સામે મુકાયેલા તમામ આરોપોનો નીચી મુંડીએ એકરાર કર્યો. એમને ઠાર કરવામાં આવ્યાની વાત જગજાહેર થઈ

એ પછી ફરીને આ વર્ષની શરૂઆતમાં બીજો, ને પહેલાં કરતાં વધારે ભયંકર સ્વરૂપનો, કેસ ચાલ્યો. આ વખતે રાડેક, સેકોલનીકોવ વગેરે મશહુર માનવીઓ સામે જે રાડેકે સ્ટેલિનની કૃપા મેળવવા ચાહતો હોય તેમ ઝીનોવીવ વગેરેને "હડકટ કુતરા" ગણાવી એમને તાબડતોબ પુરા કરી નાખવાની ભલામણ કરી હતી એ જ રાડેક પોતે આ વખતે ઝડપાઇ ગયો. અને આ વખતે તો આરોપોની ગંભીરતાની કોઇ હદ નહોતી. એમણે સત્તા કબજે કરવા માટે,

દેશમાં રેલ્વે વગેરે વ્યવહાર સાધનો અને કારખાનાઓમાં નુકશાની કરી, વિનાશનાં કાવત્રાં રચ્યાં, જર્મની અને જાપાન સાથે ભળી એમને રશિયાના ટુકડા વેચી દેવાનું ગોઠવ્યું. રશિયામાં મુડીવાદ ફરીથી સ્થાપવાની એમની નેમ હતી વગેરે વગેરે. ક્યાં સુધી કહીએ ? આરોપીઓએ આ વખતે પણ, પોતાની મેળે જ જાણે, ' એકરારો ' કર્યા !

સ્તબ્ધ થઇ જવાય છે ! સરકારી ફરિયાદનામા સિવાય બીજા કોઇ પુરાવા ન મળે. ખુદ આરોપીઓ સિવાય બીજા કોઇ સાક્ષીઓ ન મળે. ફરિયાદી વકીલ વીશીન્સ્કી જે કહે તેમાં આરોપીઓ તરતજ 'હા' પુરી દે. "તમે આમ કર્યું હતું એ ખરી વાત ?" એવા પ્રશ્નમાં જવાબ આવતોઃ "હા.હા. એથીયે ખરાબ કર્યું."

ખબર નથી પડતી આ મુકદ્દમાઓ પાછળ શો ભેદ રહેલો હશે, શા માટે સ્ટેલિને આ વખતે-જ્યારે જર્મની અને જાપાનની આંખ રશિયા પર પડી છે ત્યારે-આમ પોતાની અશકિતઓની જાહેરાત કરવાનું યોગ્ય ધાર્યું ? દુનિયાભરના જાણકાર પત્રકારો અને મુત્સદ્દીઓ આ પાછળનો ખરો ભેદ ઉકેલી શકયા નથી. અમેરિકામાં મેકસ શાસ્ટમેને "Behind the Moscow Trials" નામની પુસ્તિકા લખીને આ કેસોની બારીક છણાવટ કરી છે, ને તમામે તમામ આરોપો સદંતર જુઠાણાં છે, એમ સાબીત કરવાનો પ્રયત્ન કર્યો છે. કોઇ પણ વિચારક, અને આ ક્રાંતિકારીઓની કારકીર્દીનો જાણકાર માણસ આ આરોપો તરફ હસ્યા વિના નહિ રહે. પણ એને દર્દ થયા વિના પણ નહિ રહે.

## ટ્રોટ્સ્કી ન્યાય માગે છેઃ

પણ સૌથી ચોંકાવનારી વાત તો એ છે કે આ તમામ કાવત્રાંઓનો મુખ્ય સંચાલક રશિયાથી હદપાર બની આજે આઠ આઠ વર્ષથી પરદેશોમાં આશરો શોધતો ભટકતો ટ્રોટ્સ્કી છે, એમ આ મુકદ્દમાઓમાં ઠોકી ઠોકીને કહેવાયું છે. ટ્રોટ્સ્કી સામેની જેહાદે આ વખતે તો હદ ઓળંગી છે. દુનિયાની અને રશિયાની આંખમાં એને સદંતર ઉતારી દેવાની આ ચાલબાજી માત્ર છે, પણ એ પણ નમે એવો નથી તો. પહેલા મુકદ્દમા વખતે નોર્વેમાંથી એણે કડક નિવેદનો કરેલાં. આ વખતે મેકસીકોથી એણે આ તમામ આરોપોને huge frame-ups તરીકે ગણાવ્યાં છે. એણે પહેલા વખતની જેમ આ વખતે પણ એક આંતરરાષ્ટ્રીય તટસ્થ તપાસ સમિતિ પાસે પોતાનો કેસ રજુ કરવાની તૈયારી બતાવી છે. ન્યુયોર્કમાં છ હજાર સામ્યવાદીઓની મળેલી સભા સમક્ષ વંચાયેલા એના ભાષણમાં પણ એણે એજ ન્યાયની માગણી કરી. જગતના અભિપ્રાયનું ધ્યાન દોરી એ કહે છે કેઃ મારા પર આંતરરાષ્ટ્રીય સમિતિ સમક્ષ કામ ચલાવાય. એમાં, જો હું કોઇ પણ આરોપો માટે ગુનેગાર સાબીત થાઉં, તો હું પોતાની મેળેજ રશિયાની 'ઓગપુ' ને આધીન થવા તૈયાર છું. સ્ટેલિન જો સાચો હોય તો એણે આગળ આવીને આ વ્યાજબી માગણીનો સ્વીકાર કરવો જોઇએ છે.

આ બધી વાતોમાં એક વાત આપણે ન ભૂલીએ, અને તે રશિયામાં આજે નજરે પડેલા સમાજવાદી ઘડતરમાંનો આપણો વિશ્વાસ. નેતાગીરી કે વ્યકિતગત કાર્યો ભલે ગમે તેટલાં અવળાં પુરવાર થાય પણ સમાજવાદ તરફ રશિયાએ કરેલી કૂચ કદિ ન અટકે. બ્રેલ્સફર્ડ કહે છે તેમ : "This should not shake our faith in Russia."

## ચોથી ટેસ્ટ મેચઃ

એડીલેઇડ ખાતે રમાયેલી ચોથી ક્રિકેટ ટેસ્ટ મેચમાં એમ. સી. સી. ને ૧૪૮ રન જેટલા

સરસ માર્જન વડે હરાવીને ઓસ્ટ્રેલીયન ખેલાડીઓએ પોતાની પ્રતિષ્ઠા પાછી મેળવી, એટલુંજ નહિ પણ ફરીવાર ક્રિકેટની રમતમાં પોતાની આગેવાની પૂરવાર કરી, પહેલી ત્રણ મેચોમાં હવામાન નિર્ણયાત્મક તત્વ હતું, અને ત્રીજી મેચમાં અંગ્રેજોની હારમાં 'ટૉસ' ઘણે અંશે જવાબદાર હતો એમ કહી શકાય. પણ એડીલેઇડમાં તો સરસ 'પીચ' હતી, અને ત્યાં અંગ્રેજોના બેટ્સમેનો પોતાની શક્તિ સંપૂર્ણપણે દાખવી શક્યા હોત એટલે અહિંનો 'ઓસીસ' નો વિજય એમને ગૌરવ આપે એવો છે આવતી તા. ૨૬મી માર્ચને દિવસે મેલ્બોર્ન ખાતે શરૂ થનારી પાંચમી અને છેલ્લી ટેસ્ટમાં ફરીને જ્વલંત વિજય મેળવવાની એમની ખાત્રી વ્યાજબી ગણાય. બ્રેડમેને ફરીને પોતાનો પરચો બતાવ્યો.

## રેલ્વે બજેટ:

ચુંટાયલા સભ્યોની મોટા ભાગની ગેરહાજરી વચ્ચે વડી ધારાસભામાં તા ૧૬ મી ફેબ્રુઆરીને દિવસે રેલ્વે ખાતાના સભ્ય સર ઝફરૂલ્લાખાને ૧૯૩૭–૩૮નું રેલ્વે બજેટ પેશ કર્યું જમા ઉધારનો હિસાબ કરતાં આગળ ધારવામાં આવેલી ખોટને બદલે ૧૫ લાખનો વધારો જણાશે એમ કહેવાયું છે. છેલ્લા વર્ષમાં યુદ્ધની અફવાઓથી આંતરરાષ્ટ્રિય વેપારમાં તેજી આવી હતી અને એ કારણે આવકમાં વધારો થયો. ઉપરાંત વેપાર પણ સુધરવા માંડ્યો છે ને જો અનુકૂળ પરિસ્થિતિ ચાલુ રહી તો આવતા વર્ષ દરમ્યાન ૧૫ લાખનો વધારો થશે એવી રેલ્વે સભ્ય આશા દર્શાવે છે.

પણ એ આશા પર વિશ્વાસ રખાય નહિ. રેલ્વે તંત્રમાં ચાલતો ગેરવહીવટ તેમજ બીજાં રાજકીય કારણે રેલ્વેઓને ચાલુ ખોટ આપ્યા કરે છે. રેલ્વે ખાતાના સભ્યનું આખું ભાષણ દેવાળીઆ વેપારીના મરશીયા જેવું લાગે છે. હિંદી રેલ્વેઓ ૬૨ કરોડ રૂપિયાનું દેવું ભરપાઇ કરી શકે તેવી હાલતમાં છે નહિ, ત્યાં સરકારની સામાન્ય આવકમાં પોતાનો હિસ્સો આપવાની વાત ક્યાં રહી? સાચી વાત તો એ છે કે રેલ્વેના સમગ્ર વહીવટમાં ભારે ફેરફાર કરવાની જરૂર છે. હિંદી સરકારની રેલ્વે–નીતિ જે રાજકીય અને લશ્કરી દ્રષ્ટિબિંદુનેજ આગળ રાખે છે તેમાં ફેરફાર થવો જરૂરી છે. મુસાફરોના કે વેપારીઓની સગવડ કદિ જોવાની નથી. એકંદરે રેલ્વે–સભ્યનાં વચનો બહુ આશાજનક લાગતાં નથી

## શિક્ષણ અને ભાષા:

કલકત્તા યુનિવર્સિટીએ ઇતિહાસ સર્જ્યો છે. આ વર્ષના પદવીદાન સમારંભમાં બંગાળી ભાષામાંજ વ્યાખ્યાન આપવાને એણે કવિવર ટાગોરને નોતર્યા. કવિવરે પોતાના એ વિચારપૂર્ણ ભાષણમાં યુનિવર્સિટી શિક્ષણનાં માધ્યમ-medium- તરીકે, અંગ્રેજી નહિ, પણ દેશી ભાષાનેજ રાખવાનો આગ્રહ કર્યો. આ પ્રશ્ન વિષે અત્યારસુધીમાં ઘણો ઉહાપોહ થઇ ગયો છે, અને કવિવરના આ આગ્રહ સામે કોઇજ વિચારશીલ માણસ વાંધો ઉઠાવી શકે નહિ, કવિવરે કહ્યું તેમ, જ્યાં સુધી શિક્ષણ પોતાનીજ, સ્વભાવ–ગત, માતૃભાષામાં નહિ અપાય ત્યાં સુધી શિક્ષિતો અને આમજનતા વચ્ચેનું કૃત્રિમ અંતર કદિ સંધાવાનું નથી. હર્ષની વાત છે કે કલકત્તા યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલરે યુનિવર્સિટીના તમામ શિક્ષણક્રમમાં માધ્યમ તરીકે બંગાળી ભાષાનોજ ઉપયોગ થશે એવી જાહેરાત કરી છે.

આમ છતાં કવિવરે અંગ્રેજી ભાષાની ઉપયોગિતા વિસારી નથી. પશ્ચિમના વૈજ્ઞાનિક અને વિચારક જ્ઞાન માટે અંગ્રેજીનું સાધન આજે જરૂરી જ નહિ અનિવાર્ય છે. એમ એમણે ભાર-

પૂર્વક જણાવ્યું. શિક્ષણમાં અંગ્રેજીને ફરજીયાત બીજી ભાષા તરીકેનું સ્થાન મળવું જોઇએ, એ વાત વિવાદાસ્પદ ન હોય.

## ઝાંઝીબારમાં હિંદી હિતો:

સૈકાઓથી અનેક સાહસો ખેડીને, અને મુસીબતો વેઠીને હિંદીઓ ઝાંઝીબારમાં, બીજા આફ્રિકન પ્રદેશોમાં કર્યું તેમ, પોતાની વસાહત કરી, ઝાંઝીબારને પોતાના વતનની માફક ગણીને ત્યાં તેઓ રહ્યા ને વેપાર સમૃદ્ધ કર્યો, પણ આજે એમના પર ત્યાંની સરકાર તરફથી અનેક અંકુશો પડ્યા કરે છે. હાલમાં જ ત્યાંના સરકારી કાયદાઓનો વિરોધ કરવા માટે મુંબઇમાં મળેલી જાહેર સભામાં ઝાંઝીબારથી આવેલા શ્રી. તૈયબઅલીએ ૧૯૩૪ માં ઘડી કાઢેલા હિંદી-હિત-વિરોધી ત્રણે કાયદાઓની યોગ્ય સમજુતી આપી હતી. લવંગના વેપારનો ઇજારો ગોરાઓ લઇ લેવા માગે છે. જમીન ધરાવવાનો હક્ક હિંદીઓ પાસેથી છીનવી લેવાશે. ત્યાંના આવા આવા પગલાંઓ વિષે તપાસ ચલાવનાર શ્રી. મેનનનો રિપોર્ટ સરકારે કેમ દાબી રાખ્યો છે? બ્રિટીશ સામ્રાજ્યમાં હિંદી ગમે ત્યાં જાય; તેને સરખી રીતે ગણવામાં આવશે એવા પ્રકારના સરકારના વચનની ઝાંખી અહિં થાય છે? આ બધા પ્રશ્નો આપણી સ્વતંત્રતાના પ્રશ્ન સાથે સંકળાયલા છે. જ્યાં જ્યાં બ્રિટીશ હકૂમત છે, ત્યાં ત્યાં હિંદી હિતોની આવી જ અવગણના સ્થાપિત હિતોને હાથે થવાની છે. આ અપમાનોનો એક માત્ર ઉકેલ આપણી આઝાદી છે.

## સ્કાઉટ-જાંબુરી:

ન્યુ દિલ્હી ખાતે, વડા સ્કાઉટ લોર્ડ બેડન પોવેલની હાજરી વચ્ચે મળેલી હિંદી બોય સ્કાઉટોની જાંબુરી એક અગત્યનો બનાવ હતો. લંડનથી આવેલો શહેનશાહનો સંદેશો સ્કાઉટોની તારીફ કરી ગયો. શહેનશાહે 'હિંદના ઉછરતા શહેરીઓના શરીર, મન અને આત્માના ગુણોની સરસ તાલીમ આપનાર' આ સ્કાઉટ ચળવળને ટેકો આપવાની હિંદની જનતાને ભલામણ કરી. સ્કાઉટીંગનો મૂળભૂત સિધ્ધાંત-જુવાનોમાં બહાદરી અને જાહેર સેવાકાર્યની ભાવના જગવાનો સિધ્ધાંત-બેશક સુંદર છે, સ્વીકાર્ય છે, પરંતુ આજે અહિ હિંદમાં તો કમનસીબે આ ચળવળ અર્ધ-સરકારી સ્વરૂપ ધારણ કરી બેઠી છે, શાહીવાદ અને નોકરશાહી તંત્ર સાથે એ જડાઇ ગઇ છે. સ્કાઉટોમાં વતનપ્રેમ અને આઝાદીની તમન્ના જાગે એ સ્કાઉટ અધિકારીઓને પાલવતું નથી. એટલે વતનપ્રેમી જુવાનો આ ચળવળ પ્રત્યે કદિ સહાનુભૂતિ ધરાવી નહિં શકે, એમને પોતાની બહાદુરી, સાહસશૌર્ય અને રાષ્ટ્રસેવાની તાલીમ માટે દેશની રાષ્ટ્રવાદી સંસ્થાઓમાં કામ કરવાનું વધારે ગમશે.

## નરેન્દ્રોની મૂંઝવણ:

ફેડરેશનમાં જોડાવા માટે નરેન્દ્રોએ પહેલેથી જ પોતાને માટે લાભકારક એવી શરતોનો સોદો રજુ કર્યો છે, ને સરકારે બની શકે એટલી ઉદારતાથી એમને એ શરતોમાંની ઘણીખરી મંજુર કરવાનું કબૂલ્યું છે. તેમ છતાં ય આખરી પડતીના ઓછાંયા હેઠળ વધુને વધુ પકડ રાખવા મથતા નરેન્દ્રોને એ છુટછાટો પુરતી નથી લાગતી. એમની સલામતી કેમે કરી સ્થિર દેખાતી નથી. એમના હક્કો અને અધિકારો, હિતો અને સ્વાર્થોમાં ક્યાંય કાપ પડે એ કેમ પાલવે? એટલે સરકારી દબાણ નીચે ફેડરેશનના બંધારણની, સરકારી કાયદાની, પ્રવેશનામાની કલમોની, બારીકમાં બારીક તપાસ ચલાવવા એમણે ધુરંધર ધારાશાસ્ત્રીઓને રોક્યા છે. નરેન્દ્રમંડળ અને એની અનેક સમિતિઓની અનેકવાર એ

મળતી રહે છે. મુંબઇની બેઠકમાં એમના પ્રધાનોએ દેશમાં રાજાઓ, મુડીવાદીઓ, જમીનદારો અને એવા બીજા સ્થાપિત હિતોનો 'સંયુક્ત મોરચો' ઉભો કરવાનું સ્વપ્ન પણ જોયું! સરકાર તરફથી એ માટે તો એમને પૂરતું ઉત્તેજન મળે છે. એમને પોતાની સાર્વભૌમ સત્તા કાયમ રાખવી છે. ફેડરેશન હેઠળ એમના સંધિ–હક્કો 'કાયમ, અતૂટ અને અભંગ' રહેવા જોઇએ આવકના પૂરતાં સાધનો રહેવા જોઇએ વગેરે. અને છેલ્લે છેલ્લે બાહોશ ધારાશાસ્ત્રી મિ. મોર્ગન એમને સલાહ આપે છે, કે બીજી શરતોમાં એક શરત એ પણ હોય કે, નરેન્દ્રોને ગમે ત્યારે તેઓ ફેડરેશનમાંથી અલગ થઇ શકે!...કોણ જાણે ફેડરેશન આવશે–એ આવવાનું જ હોય તો–ત્યારે પ્રવેશનામાનું કેવુંક સ્વરૂપ હશે!

## સરપંચનો ચુકાદોઃ

અમદાવાદના પગાર–કાપના ઝઘડામાં આખરે એક રીતનુ સમાધાન થયું છે. સરપંચ સર ગોવિંદ મડગાંવકરે પોતાનો ચુકાદો આપી દીધો છે. એમણે મિલમાલેકોના પગારકાપના દાવાનો સ્પષ્ટ અસ્વીકાર કરી, દિલ્હી કરારનું યોગ્ય પાલન ન કરવાનો આરોપ મિલમાલેકો પર મુક્યો છે. એમણે કહ્યું છે: 'દિલ્હી કરારનામા મુજબ મજુર-મહાજને સવા છ ટકા પગારકાપ એજ શરતે સ્વીકાર્યો હતો કે સમાન ધોરણ તથા પગારની વધ-ઘટ આપોઆપ નક્કી કરવાની યોજના તરતમાંજ અમલમાં આવે એ પગારકાપ તો એક વર્ષ માટે કામચલાઉ હતો અને તે મુદતમાં પગારનું સમાન ધોરણ અને તેજી મંદી પ્રમાણે પગારના વધારા ઘટાડાની યોજના અમલમાં આવે... પગારકાપ અને રેશનલાઇઝેશનનો લાભ લેવા છતાં અને ઉપરની વ્યવસ્થા તરત કરવા બંધાયા છતા મિલમાલેક મંડળે એ માટે કંઇજ ગંભીર પ્રયત્નો કર્યાં નથી... દિલ્હી કરારની કલમો ૨, ૩ અને ૯ નો અમલ થયો નથી અને તેની જવાબદારી મુખ્યત્વે મિલમાલેકોને શિરે છે.'

સર ગોવિંદે વધુ પગારકાપ માટેની મિલમાલેકોની દલીલ પણ રદ કરી છે: 'મિલમાલેકોના નિવેદન પ્રમાણે ૫૩ મિલોમાંથી ૩૧ મિલો નફો કરી શકી છે. અને એવી દલીલ નથી કરવામાં આવી કે જે મિલોને નુકશાન ન થયું કે નફો થયો, તે ઓછો પગાર આપતી હતી. હું એવા અનુમાન પર નથી આવી શકતો કે જે ૨૧ મિલોએ નુકશાન કર્યું તેમને માટે મુખ્ય કારણ પગારનું ઉચું ધોરણ હતું અને પગારકાપ એજ યોગ્ય ઉપાય હતો.'

આ ચુકાદો આમ તો ઠીક છે, પણ તેણે એ મતોષકારક નથી. અને મિલમાલેકો એથી બંધાયલા હોય એમ પણ ત્યાં હજીયે ચાલુ રહેલી અસ્થિર હાલત પરથી લાગતું નથી. પંચ–પ્રથા આખરે નિષ્ફળ જ જશે?

## હિંદુ સ્ત્રીઓના હક્કોઃ

વડી ધારાસભામાં ડૉ. દેશમુખનુ હિંદુ સ્ત્રીઓનાં મિલ્કત અંગેના હક્કોને લગતુ બીલ પસાર થયું, એ એક નોંધપાત્ર બનાવ છે. એથી કઇ બહુ સિદ્ધિ મેળવી શકાય છે, એમ નહિ, પણ વર્ષો સુધી કાયદામાં હિંદુ સ્ત્રીઓને વારસામાં મિલ્કત મેળવવાના અધિકારનો જે ઇન્કાર થતો આવ્યો છે, એ કાયદા પુરતો તો દુર થયો છે. તેમ છતાંય આ બીલ એના મૂળ સ્વરૂપથી તો ઘણુ જુદા ગયું છે. પ્રત્યાઘાતી તત્વોનો એ સામે ઓછો વિરોધ નહોતો ચર્ચા દરમ્યાન એમાની ઘણી મહત્વની કલમો દૂર થઇ, અથવા ઓછી ઉદાર બનાવાઇ ડૉ. દેશમુખનો, અને એમના દ્વારા સમાજ સુધારકોનો, આ માત્ર નૈતિક વિજય ગણી શકાય. સમાજમાં ઉંડે ઉંડે જડ ઘાલી

એકેલી પ્રથાઓને દુર કરવા માટે તો વધારે લડાયક કાર્યક્રમની જરૂર રહેશે.

## ચુટણી પછી શું ?

દેશભરમાં ચુંટણીનું કાર્ય હવે લગભગ સંપૂર્ણ થવા આવ્યું છે. અત્યાર સુધીમાં બિહાર, ઓરિસ્સા અને સંયુક્ત પ્રાંતમાં તો કોંગ્રેસની સારી જેવી બહુમતી મળી ગઇ છે. મધ્યપ્રાંતના આવતાં જતાં પરીણામો પણ કોંગ્રેસના વિજયની ખાત્રી આપે છે. બાકી રહ્યાં મુંબઈ અને મદ્રાસ. આમાં પણ, બન્ને પ્રાંતોમાં કોંગ્રેસ બહુમતી મેળવશે એવી આશા રહે છે, આમ અગીઆર પ્રાંતોમાંથી છ પ્રાંતો કોંગ્રેસની બહુમતીવાળા હશે પંજાબ, બંગાળ, સિંધ અને સરહદ પ્રાંતમાં મુસ્લીમ વસ્તીનો મોટો ભાગ છે અને ત્યાં કોમીવાદનું અનિષ્ટ વધારે પ્રમાણમાં છે, એટલે રાષ્ટ્રવાદને ત્યાં સ્હેજ ખમવું પડ્યું છે.

આમ ચુંટણીનું કાર્ય ખતમ થવા આવતાં હવે સૌનું ધ્યાન હોદ્દા સ્વીકારવાના પ્રશ્ન પર ગયું છે. આ પ્રશ્ન પર કેટલોય ઉહાપોહ અત્યાર સુધીમાં થઇ ગયો છે. શરૂઆતમાં લાગતું હતું કે ઘણા ખરા પ્રાંતોમાં કોંગ્રેસ હોદ્દા સ્વીકારવાનું કબૂલશે પણ મહાસમિતિના નિર્ણય પહેલા આ વિષે કોઈ જાતની ઉતાવળ કરવી અયોગ્ય છે, એવી રાષ્ટ્રપતિની ચેતવણી પછી ઉકળાટ જરા શમ્યો છે, એમાં અલ્હાબાદ જીલ્લા કોંગ્રેસ કમીટીએ તો હોદ્દા સ્વીકારવાની સામે ચોકખો નિર્ણય કરી લેતાં હોદ્દા સ્વીકારવાની તરફેણ કરનારાઓ જરા મૂંઝવણમાં પડી ગયા છે, ને સમાજવાદીઓ તેમજ બીજા ઉદ્દામ તત્વોના હાથ મજબૂત બન્યા છે. આખરી નીર્ણય તો મહાસમિતિ જ માર્ચમાં કરશે.

## ભાવનગરની 'પ્રગતિ':

લીલીયા મહાલમાં વર્ષોથી સેવાકાર્ય કરી રહેલા ત્રણ સેવકો પર રાજ્યની કરડી આંખ પડી. તાબડતોબ એમને ત્યાંથી ચાલ્યા જવાનું ફરમાન છુટયું. કોઈ કારણનું નામ નહિ, અપરાધનો ઉલ્લેખ નહિ. સેવકોને આ ફરમાન આપખુદ લાગ્યું. એમણે એ હદપારી ફરમાનનો ભંગ કર્યો. અદાલતે એમને છ માસની કેદની સજા કરી. આમ ભાવનગર, પ્રજાજનોના હક્કો પર કાપ મુકી મુકીને પોતાની 'પ્રગતિ' સાધી રહ્યું છે.

તા. ૨૮ : ૨ : ૩૭

●

## બાવળને

### ગજાનન વિ. જોશી

જીર્ણું પાન, અમિષ્ટ ક્ષૂદ્ર ફળને, છાયા નહીં પાધરી,
અંગે કંટક કોટિ કોટિક ધર્યા, મત્કૂણ મૂળો મહીં ;
તો યે છેવટ તાહરી વિષમતા, જે ક્યાંસુધી રે ! વસી-
મિઠાં કલ્પતરુ, સુમિષ્ટ ફળદા વૃક્ષોની વાડ્યે ગયો.

(સુચિત)

# કાવ્યોત્પત્તિ

રતુભાઈ ના. દેસાઈ.

: પૃથ્વી—અનુષ્ટુપ મંદાક્રાન્તા :

સુધન્ય પળ કોકમાં હૃદય હોજ હેલે ચઢે
અને વિપુલ વેળ ભાવ ભરતી વહી ત્યાં રહે,
સુધન્ય પળ• કોકમાં નયન સૂક્ષ્મ સામે તરે–
અનંત રસ, કલ્પના; સુભગ સ્વપ્ન મીઠાં સરે !

અહી કલમને કરે ચિતરવા મથું તે જરી
લખ્યું નવ લખાય હા, વિશદતા જતી ઓસરી
રહે કલમ સ્થિર. રે, હૃદયનીર ડોળાયલું,
સુકાય રૂશનાઇ ને કથળતું રહે સોણલું !

\+ \+ \+

ઘેરાઈને અતિ ઘોર, ગાજતો વ્યોમમાં ઘન ;
લક્ષધારે પછી વર્ષે, ઠારતો વસુધા વન.

આલેખીને નિજ કરવડે, રંગીલું ઇંદ્ર-ચાપ,
ધીરે ધીરે સ્થિર થઈ જઈ મેઘ આનંદ આપે.

ચિત્તના વ્યોમની તેમ, ઘટા શ્યામ ખસી જતી,
પ્રકાશો કાવ્યના વ્હેતા, લેખીની ઘસતી જતી.

ધીમે ધીમે વિકસિત ધનુ વ્યોમ શોભા વધારે,
ધારે શોભા અધિક અધિકી કાવ્ય મારાં વધારે ?






શ્રી. સોપાન

## પ્રકરણ ચોથું

### વિશેષ ઓળખાણ

ઉત્સવનો બીજો કાર્યક્રમ શરૂ થયો એટલે ભારતી વર્ષા પાસે આવી. વર્ષાએ હસીને એને આવકાર આપ્યો. ભારતીએ એની પાસે બેસતાં જ વાત શરૂ કરી:

'તમારૂં એમ માનવું છે કે હું સ્ત્રીઓના પ્રશ્નને સમજી જ નહ શકતી હોઉં!'

'જરૂર. પરણિત સ્ત્રી કરતાં તો તમે ઓછું જ સમજો.'

'મને એવું નથી લાગતું.'

'હું પરણેલી તમને કહું છું ને!' વર્ષાએ હસીને કહ્યું.

'એટલે સ્ત્રીસમાજના ઉદ્ધારના સ્વપ્નાં સેવનારે પરણવું જ જોઇએ એમ તમે કહો છો ને?'

'સાવ એમ તો નહિ, પણ સ્ત્રીના સમગ્ર જીવનમાં ક્રાંતિ કરવા ઇચ્છનારે તો પરણવું જ જોઇએ.'

ભારતી જરા વિચારમાં પડી. કાર્યક્રમમાં એની જરૂર જણાતાં વળી એ ત્યાંથી ઉઠી અને કામ કરવા લાગી. થોડીવારમાં કેટલીક કુમારિકાઓ એની પાસે આવી આવીને કંઇક પૂછી ગઈ.

કામ પૂરું થતાં જ એણે વર્ષા તરફ જોયું. વર્ષા કોઇ સાથે વાત કરતી હતી એટલે એ ત્યાં ન ગઈ. ઉત્સવ જોતી એ વિચાર કરવા લાગી. 'લગ્ન !' એના મનમાં પ્રશ્ન ખડો થયો અને એ જ ક્ષણે વર્ષાએ એના તરફ જોયું. સહસા ભારતીની આંખ પણ એ આંખ સાથે મળી. ભારતી વર્ષાની આંખ ન ઝીલી શકી. એણે આંખ ઢાળી દીધી. વર્ષાએ જોયું કે ભારતીનું મોં શરમથી લાલચોળ થઈ ગયું. એ પોતાની જગ્યાએથી ઉઠીને ધીમે પગલે ભારતી પાસે આવી. આજુબાજુ બેઠેલી કુમારિકાઓને જરા કુતૂહલ થયું. ભારતી તુરત જ એ સમજી ગઇ અને પ્રયત્નપૂર્વક એણે મોં ઉપરની ગંભીરતા હટાવી દીધી.

વર્ષા પાસે આવીને બેઠી. આજુબાજુની કુમારિકાઓ જરા બાજુમાં ખસી ગઈ. વર્ષા અને ભારતી વચ્ચે વાત શરૂ થવા લાગી:

'શું વિચાર કરો છો ?'

'ખાસ કંઇ નહિ.'

'એમ ન હોય. મેં તો તમને આજે જ આટલાં ગંભીર જોયાં.'

પોતે પરાજય પામતી હોય એવું ભારતીને લાગવા માંડયું. એણે જવાબ આપવાને બદલે સ્થિર આંખે વર્ષા સામે જોયું.

'ભારતી બેન.... 'પ્રેમાળ સ્વરે વર્ષા બોલી.

'તમે મને બેન કેમ કહો છો ? અને તમે તમે પણ શા માટે ?'

'અમસ્થી.' વર્ષાએ હસીને કહ્યું. 'ચાલો, હવે તું કહું. હં, આપણે એક વખત વાત થઇ હતી એ યાદ છે ?'

'શાની ?'

'તું લગ્ન કરવાની છે કે નહિ એ સંબંધીની'

'હા.'

'આજે પણ તારા એ જ વિચારો હશે.'

'ફેરફાર કરવાનું કંઇ કારણ નથી.'

'કૌમાર્ય સેવવાનો હેતુ તો સ્ત્રીજીવનનો ઉત્કર્ષ જ છે ને !'

'તો શું ?'

'કદાચ લગ્નમાં એ હેતુ વિશેષ સરલતાથી અને સંપૂર્ણ રીતે સાધી શકાય, એવું લાગે તો તું લગ્ન કરે કે નહિ ?'

'મને તો આ વિચાર જ નકામો લાગે છે. હું જોઇ વિચારીને જ કૌમાર્ય સેવવાના નિર્ણય ઉપર આવી છું.'

'મને લાગે છે કે તેં એ વિષે પૂરું નથી જોયું ને નથી વિચાર્યું.'

'હશે.' ભારતી સહેજ, કટાક્ષમાં બોલી. 'આ આંખેથી જોવાય એટલું જોયું છે ને આ બુદ્ધિથી વિચારી શકાય એટલું વિચાર્યું છે. એ છતાં અધૂરું રહેતું હોય તો ભલે રહે, કોઈની આંખ કે બુદ્ધિ શા ખપમાં આવે !'

'મારા બોલવાનો તારે આવો અર્થ ન કરવો જોઇએ !'

'બીજો અર્થ નીકળતો જ નથી. નીકળતો હોય તો હું જાણતી નથી.'

'તારા વિચારવામાં ભૂલ જ ન થાય એમ તું માને છે ?'

'એમ નથી માનતી, પણ હું કોઇ પ્રશ્ન મારા પૂરતો પણ ન વિચારી શકું એવું યે નથી માનતી. અને કોઇ ઉપર એવો વિશ્વાસ પણ નથી

ધરાવતી કે એની ભૂલ તો ન જ થાય.'

'બરાબર છે,' શાંત અવાજે વર્ષાએ કહ્યું.

બંનેના મોં ઉપર ગાંભીર્ય છવાઇ ગયું. બંનેને એ ગાંભીર્ય ભારે લાગ્યું. પણ કોઇ એ ખેસવી શક્યું નહિ. બંને મૂંગા મૂંગા ઉત્સવના કાર્યક્રમો જોવા લાગ્યાં. વર્ષાએ એક વખત આ વાતાવરણને હઠાવવા માટે વાત શરૂ કરવાનો વિચાર કર્યો પણ ભારતીનાં મોં સામે જોતાં એને ઉત્સાહ ન આવ્યો.

ભારતી વિચારમાં ડૂબી ગઇ. વર્ષાની સામાન્ય વાતને પોતે ગંભીર સ્વરૂપ આપી દીધું એમ એને લાગ્યું. એણે થોડીક ગ્લાની પણ અનુભવી પરંતુ તુરત જ એ પોતાની વચ્ચે ચર્ચાતા ગંભીર પ્રશ્ન ઉપર વિચારવા લાગી. એણે પોતાના મન સાથે તો લગ્ન વિષેનો નિર્ણય કરી નાખ્યો હતો, પણ વર્ષાએ એ પ્રશ્ન ઉખેળ્યો એટલે વિચારો આવવા લાગ્યા. 'વર્ષાની વાતમાં થોડુંક તો તથ્ય છે. કુમારિકા અને પરિણીતામાં ફેર તો ખરો જ. એક જીવન જૂએ છે ને બીજી અનુભવે છે...પણ એમ બધું જ ક્યાં અનુભવાય! અને અવલોકનથી અને બીજાના અનુભવોની વાતો ઉપરથી જરૂર પૂરતું સમજી લેવાય છે. પ્રત્યેક વસ્તુ માણસથી અનુભવી જ ન શકાય... અને આ પ્રશ્નનો નિકાલ ક્યાં એક વ્યકિતથી જ આવી શકે એમ છે? એ માટે તો પુરુષ... અને પુરુષને સ્ત્રી જોઇએ...નકામું છે. એ બધું બંધનરૂપ છે. શકિતઓને રૂંધનારૂં છે. કૌમાર્યની પ્રચંડ શકિત જ બધા અંતરાયોને ભેદી શકે.'

એ વિચારતી હતી ત્યાં એક કાર્યક્રમ પૂરો થયો અને રાસની શરૂઆત થઇ. એમાં ભારતીએ પણ જોડાવાનું હતું. થોડો સમય વીત્યો અને થોડા વિચારો આવી ગયા એટલે ગાંભીર્ય ઓછું થઇ ગયું હતું. ભારતીએ ઉભાં થતાં થતા વર્ષા સામે હસીને જોયું અને કહ્યું: 'તમે આવશો?' 'ભલે' કહી વર્ષા પણ ઉઠી. બંનેને શામેલ થતાં જોઇ આખા સંઘમાં આનંદનું વાતાવરણ ગાજી રહ્યું.

રાસ પૂરો થતાં સુધી વર્ષાની નજર તો ભારતી ઉપર જ હતી. એના મનમાં થવા લાગ્યું કે 'આ સામાન્ય કુમારિકા નથી' પણ સાથે જ એને થયું કે 'એની શકિતઓ એક પહાડને હઠાવવામાં નિરર્થક ખર્ચાઇ જશે.'

રાસ પૂરો થયો એટલે બંને એક બાજુ જઇને ઉભાં રહ્યાં. એકબીજાંની સામે જોતાં એમનાથી સહજ હસી જવાયું.

'આ ઉત્સવ પછી શું કરવાના છો?'

'કંઇ નહિ.' હસીને ભારતીએ જવાબ આપ્યો.

'આજ ભોજન તો અહીં જ લેવાનું છે. તો પછી એ બધું પૂરૂં થાય એટલે આપણે થોડુંક બેસીએ, વાતો કરીએ. તમારે ખાસ કંઇ કામ તો નથી ને?'

'તમે વળી મને તમે તમે કહેવા લાગ્યાં? હું તમારાથી નાની છું અને વળી કુમારિકા છું.'

'એટલે એ લાયકાત તમે બતાવી ખરૂં?'

'વળી પાછું તમે?'

'પણ ભારતી, આ ઉપરથી એમ સિદ્ધ નથી થતું કે કુમારિકા ગમે તેટલી બુદ્ધિ-શકિત ધરાવતી હોય તો યે પરિણીતા કરતાં નાની જ ગણાય?'

'તમે પરણેલાંનો બહુ પક્ષપાત કરો છો!'

'દરેક પરણેલાંનો નથી કરતી, એમ તો

કોઇનો કરી 'સકું' એમ નથી. 'પણ......'

'કેમ અટકી ગયાં ?'

'કંઇ નહિ. તમને બધું વિચિત્ર લાગશે.'

'ના, ના. તમારાં જેવાંએ વિચિત્રથી ગભરાવું જોઇએ નહિ.'

'હું ગભરાતી નથી. પણ કેટલાંક સત્યો એવાં છે કે એ કાં તો વિચિત્ર લાગે ને કાં તો આઘાત પહોંચાડનારાં લાગે.'

'એ એય હું સહન કરી શકીશ.'

વર્ષા ભારતીના મોં સામે જોઇ રહી.

'મારા શબ્દોની પરીક્ષા કરો છો ?' ભારતી-એ હસતાં હસતાં કહ્યું.

'પરીક્ષા તો નહિ, પણ આવા શબ્દો સાંભળી ઘણીવાર મને નવાઇ ઉપજી આવે છે.'

'શા માટે ! એ ઉચ્ચારનાર કમઅક્કલ લાગે છે ?'

'મારાથી કોઇને કમઅક્કલ કેમ કહેવાય ? પણ બીનઅનુભવી તો જરૂર લાગે છે.'

'તો તો તમારે એને તમારો અનુભવ જણાવવો જોઇએ.'

'મારો અનુભવ ?'

'કેમ, ચમકી ગયાં ?'

'હા. ચમકી તો ગઇ, પણ બીજા કોઇ કારણે નહિ પરંતુ જીવનના અનુભવો તાજા થઇ જવાથી '

વાત ચાલતી હતી ત્યાં ઉત્સવનો સમારંભ પૂરો થયો. ભારતી હસતી હસતી વર્ષાથી જુદી પડી અને ઉત્સવને સમેટવાના કામમાં લાગી ગઇ. વર્ષા દૂર ઉભી ઉભી ભારતીની એકેએક ક્રિયાને અકથ્ય ભાવપૂર્વક જોવા લાગી.

# પ્રકરણ પાંચમું

## વર્ષાની જીવનકથા

અંધારું થવા આવ્યું ત્યાં સુધી ભારતી બાગમાં બેઠી. વર્ષાના વિચારો કરતા એની ઓળખાણ પછીની પળેપળ તાજી થઇ. વર્ષાના જીવનમાં કંઇક અદ્‌ભૂત પડ્યું જ હશે એમ ભારતીને લાગવા માંડ્યું. થોડીવાર પછી જ વર્ષાની જીવન-કથા પોતે સાંભળવાની હતી અને એ જીવનની અદ્‌ભૂતતા જાણી લઇ તૃપ્તિ પામવાની હતી છતાં એના મનમાં સંતોષનું સુખ ન ઉપજ્યું. 'વર્ષા પોતાની જીવનકથા કહેતાં કહેતાં મારી આંતર-સૃષ્ટિના પડદા તો નહિ ઉપાડે ?' એમ એને થવા લાગ્યું. 'ફરી ફરી પેલા પ્રશ્નો લાવી મારા પાસે જવાબ તો નહિ માગે ?' એ વિચારે થોડી ગભરામણ થવા લાગી.

રાત પડતાં ભારતીએ ઘર તરફ ચાલવા માંડ્યું. રસ્તામાં પણ એજ વિચારો એના મનમાં રમી રહ્યા. ઘેર આવી, જમવાનું પતાવી એ વર્ષાની રાહ જોતી વરંડામાં બેઠી. બરાબર આઠ વાગે વર્ષા આવી પહોંચી એવું જ હસતું મોં અને અર્થશોધતી આંખો ! ભારતીએ સામે જઇને સ્વાગત કર્યું. બને ઘરની અગાસી ઉપર જઇને બેઠાં.

ખુલ્લું આકાશ અને અનંત તારાગણ જોઈ વર્ષાએ ભારતીને કહ્યું:

'બધું જ કહી દેવાનું મન થાય એવું વાતાવરણ છે ખરું ?'

ભારતીએ સ્મિત કર્યું.

'તું અહીં કોઈ દિવસ બેસવા આવે છે ?'

'ઘણીવાર.'

'આકાશની છત્રછાયા તને શાંતિ આપે છે?'

'શાંતિ જ નહિ, ગૂઢ સંદેશ પણ આપે છે.' ભારતીએ કહ્યું.

વર્ષા પ્રેમપૂર્વક ભારતી સામે જોઈ રહી.

'હં, ભારતી! ત્યારે તું મારી કથા સાંભળવા ઉત્સુક થઈ રહી હશે.'

ભારતીએ સહેજ હસીને હા પાડી.

'એક શિક્ષિત અને સંસ્કાર સંપન્ન' વર્ષાએ કથા કહેવાનું શરૂ કર્યું. આટલી સરળતાથી વર્ષા બોલશે એવું ભારતીએ નહોતું ધાર્યું. એ ચમકી અને તુરત જ લક્ષ કેંદ્રિત કરી વર્ષા સામે જોઇ રહી. 'માબાપને ત્યાં મારો જન્મ થયો છે. માતાપિતા ઘણા વર્ષો થયાં અમદાવાદમાં રહેતાં હતાં એટલે મારો ઉછેર શહેરમાં જ થયો. પિતા ગાંધીજીની અસર નીચે હતા એટલે સહેજે રાષ્ટ્રિય પ્રવૃતિ તરફ સહાનુભૂતિ ધરાવનાર અને પોતાના જીવનમાં અને પોતાનું જ્યાં ચાલે ત્યાં નવા વિચારોને અને સુધારાઓને આવકાર આપનારા હતા. આવા માતાપિતાને ત્યાં જન્મ મળવા બદલ હું મારા ભાગ્યને ધન્યવાદ આપું છું. ભલે, હું મારા જીવનમાં કરોકટીની પળે પરાજય પામી હોઉં, પણ એ માટે હું મારા માતાપિતાને લગીર પણ દોષ આપી શકું એમ નથી. એમના તરફથી મને સંસ્કાર ન મળ્યા હોત તો સમાજની અશુભ અને જુઠી માન્યતાઓ સામે લડવાનો મને વિચાર જ ન આવત. અને તો પરાજયનો સવાલ જ ન રહેત. હું માનું છું કે અધિનતા કરતાં તો લોહીલોહાણ થઇ જઇએ એવું યુદ્ધ ક્યાંયે સારૂં; અને યુદ્ધની ખુમારી જ ન ચડે એ કરતાં તો પરાજય લાખ દરજજે બહેતર. હું લડી અને હારી એને માટે અફસોસ નથી. અફસોસ એક જ વાતનો છે કે મેં પૂરતો શક્તિસંચય ન કર્યો. અને 'ન કર્યો' તેનું યે કાંઇ નહિ. એ વિષેનો મેં ખ્યાલ પણ ન રાખ્યો. મને મારી શક્તિમર્યાદાનું સ્પષ્ટ ભાન હોત તો હું આવી રીતે પરાજય ન પામત.' વર્ષા આટલું બોલતાં જરા વિચારમાં પડી. ભારતીએ જોયું કે સ્મિત નિતારતું મોં સહેજ ગ્લાનિમય થઇ ગયું.

'પણ એ વાત તો એનો પ્રસંગ આવ્યે.' વર્ષાએ એક દીર્ઘ શ્વાસ લઇ વાત શરૂ કરી. 'હું મારા માતાપિતાનું પહેલું જ બાળક હતી એટલે એમણે મારા ઉપર પ્રેમ દાખવવામાં કમીના ન રાખી. મારા પછી ચાર વરસે મારા ભાઇનો જન્મ થયો. આ ચાર વર્ષની વાતનો મને તો ક્યાંથી અનુભવ હોય, પણ જેમણે જોયું છે તેઓ કહે છે કે મને અપાર હેતથી ઉછેરવામાં આવી હતી, અને મારા ભાઇના જન્મ પછી પણ મારા પ્રત્યેના પ્રેમમાં કશી ઉણપ નહોતી આવી. હું સમજતી થઇ ત્યારપછીનો તો મને બરાબર અનુભવ છે કે મારા માતાપિતાએ મને કાઇ દિવસ હું 'બેન છું' અને દીપક 'ભાઇ છે' એવો ખ્યાલ નથી આવવા દીધો એટલું જ નહિ, પણ સમાજના રૂઢિબદ્ધ લોકો કે અમારાં સગાંવહાલાં મારા વ્યક્તિત્વનું અપમાન કરતા હોય ત્યારે મારા માતાપિતાએ મારી રક્ષા કરી છે અને હું ઉગતાં જ ચીમળાઇ ન જાઉં તેની પૂરતી કાળજી લીધી છે.

આ ગુણો મારા પિતામાં જ નહોતા, માતામાં પણ હતા. અલબત્ત, એમાં ફેર તો હતો જ. પિતા દરેક વિચારના સર્જક જેવા હતા અને માતા પ્રેમપૂર્વક એને અનુસરનારાં હતાં. મારે તટસ્થબુદ્ધિએ અહીં કહેવું જોઇએ કે એમનું ગૃહજીવન અત્યંત મધુર હતું. બંને પક્ષે પૂરતો પ્રેમ અને ત્યાગ દેખાયા કરતો હતો. બંનેની બુદ્ધિ અને શક્તિમાં ઘણું અંતર હતું, પણ કોઇ કોઇને આશ્રિત નહોતું બનાવતું. એક-

બીજાને આધિન થવાની મનોવૃત્તિ જ ત્યાં બળવાન હતી.

હું જ્યારે જ્યારે મારા જીવન ઉપર વિચાર કરું છું, ત્યારે ત્યારે મને લાગે છે કે કરોડોમાંથી એકાદને જ પ્રાપ્ત થાય એવા સંયોગો મને મળ્યા હતા.

હું ત્રણ વરસની થઈ ત્યારથી મને બાલમંદિરમાં મૂકવામાં આવી હતી. મારા કુમળાં મન ઉપર પડેલા એ સંસ્કારો અત્યારે પણ તાજાં થઈ આવે છે પરંતુ મારે તો એક સ્ત્રી તરીકે આ જગતમાં કેમ ઝૂઝવું પડયું એની જ વાત કરવાની છે એટલે, બીજાં અનેક મધુર સ્મરણોને હું જતાં કરીશ. –૭ વરસ પછી મારે પ્રાથમિક શાળામાં જવાનું થયું શહેરમાં કન્યાશાળા હતી, પણ મારામાં એવું ભાન જાગૃત ન થાય એ માટે મારા પિતાએ મને છોકરાઓની નિશાળમાં જ ભણવા મોકલી. મારા જેવી ચારેક છોકરીઓ ત્યાં ભણતી હતી એવું મને સ્મરણ છે.

હું દસ અગીઆર વર્ષની થઈ ત્યાંસુધીમાં મને આજુબાજુના વાતાવરણ ઉપરથી એક વસ્તુનું ભાન થયા કરતું હતું કે મારા માતાપિતા બીજા માબાપો કરતાં ભિન્ન પ્રકારના છે અને બીજા બાળકોના પ્રમાણમાં તો હું સ્વર્ગસુખ ભોગવું છું. જે બાળકોની વચ્ચે હું રમતી તે બાળકોમાં આ કારણે મારી ભારે પ્રતિષ્ઠા હતી. મને કોઈ મારે નહિ, મારા ઉપર કોઈ ગુસ્સે થાય નહિ, મને કોઈ નારાજ કરે નહિ, એ બધું બીજા બાળકોને આશ્ચર્ય પમાડતું અને મારા માતાપિતા પ્રત્યે આદર ઉત્પન્ન કરતું.

મારા માતાપિતામાં અનેક ગુણ હતા. પણ એમના એક ગુણનું તો ત્યારે પણ મને આકર્ષણ થયા કરતું હતું. મારા બાલમિત્રો તરફ અને રસ્તાના કોઈ પણ બાળક તરફ એ જે પ્રેમ અને મમતા બતાવતા તે મારા હૃદયમાં કોતરાઈ રહેતાં. અમારું ઘર બાળકોનું ક્રિડાંગણ બની ગયું હતું. અમારાં તોફાન મસ્તીથી એમને ખલેલ પહોંચતી હશે, પણ એ તો નારાજ થવાને બદલે એ તોફાનમાં ભળી જતા. મને બરાબર યાદ છે કે અમે એક સામટાં ક્યારેક બોલતાં હોઈએ, કુદતાં હોઈએ કે નાચતાં હોઈએ ત્યારે મારા પિતા એક બાજુ ઉભા ઉભા ધીમું હસી રહ્યા હોય. એમને જોયા પછી અમે બધાં જ બાળકો ત્યાં દોડી ગયા વિના રહી શકીએ જ નહિ.

આવા સ્વતંત, પ્રેમાળ અને સુરક્ષિત વાતાવરણમાં હું ઉછરવા લાગી. મારાથી ચાર વર્ષે નાનોભાઈ હવે આઠ વર્ષનો થઈ ગયો હતો એટલે એ રમતગમતમાં અને બીજા ઘણાં કામોમાં મારો સાથી બન્યો હતો. એના વિષે પણ મારે ઘણું કહેવાનું છે, પણ એ તો હું આગળ કહીશ. મારા માતાપિતાએ એને અને મને એક સરખું જ સ્થાન આપ્યું હતું એમ તો મેં જણાવી દીધું અને એ સ્થાન સામે મારા ભાઈએ અમે મોટાં થયાં ત્યાં સુધીમાં કોઈ દિવસ વાંધો નહોતો ઉઠાવ્યો. એટલું જ નહિ પણ 'મોટી બહેન' તરીકે એણે હંમેશ મારો વિનય કર્યો હતો. મને પણ એના પ્રત્યે ખૂબ વહાલ હતું: એ સાચે જ દીપક જેવો તેજસ્વી હતો. એની સહેજ માંજરી આંખો આકર્ષક લાગતી હતી. એનામાં સ્વભાવે જ મારા કરતાં વધુ તરવરાટ હતો, અમારા માતાપિતાને અમે બેય અત્યંત વહાલાં હતાં. [ચાલુ]




## જીવનનો આનંદ[૧]

કાકા સાહેબે આપણી ભાષામાં વિચારધન અને શૈલીની રોચકતામાં કોઇ અનેરૂં જ તત્ત્વ ઉમેરી દીધું છે, તે માટે ગૂજરાતી ભાષા અને ભાષાભાષીઓ એમનાં ખૂબ જ ઋણી છે.

'જીવનનો આનંદ' એમનાં આ પહેલાં પ્રગટ થઇ ચૂકેલાં લખાણોનો સંગ્રહ છે. પ્રગટ થઇ ચૂક્યાં છે માટે તેનો વિશેષ ઉપયોગ નથી, એમ કોઇ આ પુસ્તક વાંચ્યા પછી નહિ કહી શકે. માણસ સૃષ્ટિમાં ક્યાં ક્યાંથી, ક્યા-ક્યા વિષયોમાંથી કેટલી ઉચ્ચ કોટિનો આનંદ લઇ શકે છે, તેનું યથાર્થ ભાન આ સંચયદ્વારા મળી શકે છે. આમાં આનંદનાં વિશિષ્ટ સ્થાનોને પુસ્તકોના વિભાગો દ્વારા અંગુલીનિર્દિષ્ટ કરી બતાવ્યાં છે.

પહેલો ભાગ જેલની ખાવા ધાતી સ્મશાન ભૂમિમાં લખાયેલાં લખાણોના સંગ્રહનો છે. આ ભાગ ઘણા જેલ ન ગએલાને રસપ્રદ નથી જણાતો. પણ એવાઓ જો આ ભાગ ઉપર ઉડતી નજર નાખીને જ ન રહેતાં પૂરૂં વાંચે તો જરૂર આનંદ મેળવી શકે. એમાં વર્ણનો કેટલાં સજીવ છે! એમાં ભાષાનો દંભ નથી, શાંત વહેતી નદીનો એ પ્રવાહ છે; વચ્ચે ઉલ્લાસિત કલકલ નાદ છે, આછું આછું હાસ્ય છે, જડત્વ સામે કટાક્ષના મર્મ પ્રહાર છે અને સૌંદર્ય સાથે સુગેયતા છે.

આવાં પુસ્તકો 'ઉડતી નજર' માટે નથી હોતાં. એમાં તો વાક્યે વાક્યે આનંદનાં ઝરણાં છે. 'મધ્યાન્હનું કાવ્ય' વાંચ્યું? બપોરનો ધોમ ધખતો

---

૧. **જીવનનો આનંદ**: લે. દત્તાત્ર્ય બાલકૃષ્ણ કાલેલકર પ્ર. નવજીવન કાર્યાલય, ગાંધીરોડ. અમદાવાદ કિં. રૂ. દોઢ.

તડકો આપણને નથી ગમતો. પણ તમે આ વાંચ્યું હશે તો તમને પણ બપોર સાથે પ્રેમ બંધાશે. કાકા સાહેબ જેવા પાંથીઓ આમજ આપણને સંસ્કારોની છાપ બેસારતા જાય છે.

ઉપમાઓ મૂકવા આમાં પ્રયત્ન નથી કરવો પડયો. ઉપમાઓ શા માટે મૂકાય છે? આપણા નીરસ–જીવનને સ્પર્શે તે સફળ ઉપમા, 'બપોરનો ચાંદો એટલે ટાઢા રોટલાનો ટૂકડો.' 'સૂરજ સવારે તારાઓને ચાટી જાય છે તેથી તે તેજસ્વી બને છે.'

સરસ લેખોનાં નામો અહીં રજુ કરવાનો પ્રયત્ન કરતાં લગભગ બધા લેખોનાં નામો અહીં રજુ કરવાં પડે. છતાં યે 'અઘમર્ષણ'નો લેખ વાંચો. 'મહેલના ચિત્ર' જેવી આપણી દશા આપણને લાગશે. રાજાએ સુંદર મોટો મહેલ બાંધ્યો. ચિત્રકારે આખી સૃષ્ટિ ચીતરીને માંહી ટપકાં જેવો મહેલ ચીતરી બતાવ્યો.

વળી વચ્ચે વચ્ચે કેટલીક એવી બાબતો સરળતાથી મૂકી દે છે કે તે હસવામાં કાઢી નાખવા છતાં આપણને વિચાર કરાવે છે. પીંજણ જે આપણે હાલ ઉપયોગમાં લઇએ છીએ તેમાં કેવી જાતનો સુધારો કરી શકાય તેનો નિર્દેશ પ્રકૃતિના અવલોકનમાંથી કરી આપે છે. હાલની આપણી પીંજણ ગુન્હો કબૂલાવવા પોલીસો જે પ્રયત્નો અખત્યાર કરે છે તેવી જાતની છે જ્યારે એ પવન વાદળાને જેમ પીંજે છે તેમ રૂને પીંજનારી પીંજણ જોઇએ.

આકાશદર્શનનો બીજો ભાગ જો કોઇને પસંદ ન આવે તો એમને બાબોચિયાંનાં જીવનારાં સમજવાં. અલબત્ત, એ સાચું છે કે આ પહેલાં આકાશદર્શનનું સચિત્ર અને અનુક્રમ વારનું કાંઇ પુસ્તક વાંચ્યું હોય તો વધુ આનંદ આવે અનુ એક તદ્દન સાદું, ઉપયોગી છતાં સસ્તુ એવું પુસ્તક મોગીલાલ પટવાએ લખ્યું છે. એવું કંઇ વાચ્યા વિના આમાં રસ ન પડે એવું તો ન કહી શકાય.

'રખડવાનો આનંદ' એ ભાગ વાંચો. આપણને એમજ થાય કે બસ હજાર ચિંતાઓ છોડીને પણ એકવાર રખડવા ભાગવું જ, ચીંચવડના પત્થર વિષે વાંચી મને ત્યાં પહોંચી જવાનું મન થયું પણ ચીંચવડ ક્યાં આવ્યું તે તો અહીં બતાવ્યું નહોતું.

અને જ્યારે કાકા સાહેબ દેશપ્રેમની વાત ઉચ્ચારે છે ત્યારે આપણે પણ સાથે સાથે ગદ્ગદ્ થઇ જઇએ છીએ :

"સ્વદેશભક્તિ એટલે સ્વજન સેવા એ હું જાણું છું, છતાં હિંદુસ્તાનની ભૂમિ પ્રત્યે સ્વતંત્ર આકર્ષણ ઓછું નથી. મારા દેશનો મોટામાં મોટો ભાગ એક સામટો નજર તળે આવે છે ત્યારે હૈયું ફુલાય છે. રોટલીનું કે લાડુનું મોટું બટકું મોઢામાં નાખવાથી તને જે આનંદ આવતો એજ આનંદ મને આ નાની આંખોમાં સ્વદેશનો મોટો ભુકડો ભરી દેતાં થાય છે."

સ્વદેશ ઉપર વધુ વાંચતાં આપણને થશે કે કાકા કેવળ ભાવવશ જ નથી. એથી પાછળ બુદ્ધિ પણ રહેલી છે.

ગૂજરાતી સાહિત્યસંમેલનના ૧૨ મા અધિવેશનમાં કાકા કલા-વિભાગના પ્રમુખ હતા એટલે કલા વિષયક એમની સમજણ પાકી હોવા વિષે શંકા જ ન હોય, એમને એ સમજણ દર્શન, ચિંતન અને મનનને અંતે જ આવી છે. આપણને પણ એવાં દર્શનની દ્રષ્ટિ મળવાની ઇચ્છા જાગે.

થોડુંક નમ્રભાવે કહું: સંસ્કૃત શ્લોકો અને વાક્યો અર્થ સહિત આપ્યાં હોત તો મારા જેવાને વધું સારૂં લાગત. આપણી શાળાઓમાં ઇતર ભાષાઓમાં એકજ ભાષા શીખી શકતી હોવાથી કોઇ સંસ્કૃતથી વેગળા રહી જતો હોય છે તો કોઇ ફારસીથી.

બીજી વાત કેટલાક નવા શબ્દો વિષેની છે. 'ટાકી'ને માટે સામાન્ય જનસમૂહે 'બોલપટ' શબ્દ યોજી લીધો છે. આ શબ્દમાંથી પૂરો અર્થ ભલે ન નીકળતો હોય પણ એ સાદો તો છે જ. વિદ્વાનોના વાક્ચિત્ર કે વાક્પટ કરતાં બોલપટ વધુ સારો શબ્દ નથી? એવોજ બીજો શબ્દ 'સિલુએટ ચિત્ર' ( silhouette ) 'તિમિર ચિત્ર' માટે લોકોનો યોજેલ શબ્દ 'છાયા ચિત્ર' મને તો વધુ ગમી જાય છે.

"ઉદ્દાવરણની પ્રજા"માં જે એક પ્રાણીનું વર્ણન આવે છે તે 'જેલીફીશ' છે. ગૂજરાતીમાં એને વાળો કહેવામાં આવે છે. કરાચીના દરિયામાં તો એ પ્રાણી બહુજ સામાન્ય છે. દરિયામાં પડનારાં ઘણાં ખરાંને એનો એકાદ વાર તો અનુભવ અહીં થઇ જ જાય છે.

કાકા સાહેબની 'સંસ્કારિતાનો ચેપ' લગાડવાની આશા ફળીભૂત થતી જ જાય છે એમ મારું માનવું છે.

**લગ્ન-એક સમસ્યા:** લેખક: સોપાન. પ્રકાશક: નૂતન સાહિત્ય ભંડાર, રમકડાં મારકેટ, અમદાવાદ, પાના ૨૧૭, કિંમત રૂ. સવા.

અપરીણિત અને પરીણિત, જુવાન અને વૃદ્ધ, સ્ત્રી અને પુરુષ તમામને એક સરખું ઉપયોગી એવું લગ્ન વિષય પરત્વેનું આપણી ભાષામાં મને લાગે છે કે આ પ્રથમ પહેલુંજ હશે. પુસ્તકની વધુ અસર તો એમાં જણાય છે કે લેખક કોઇ ઉચ્ચ ભૂમિકા પરથી ન બોલતાં વાચકની સાથે જ બેસીને લખે છે. અને શ્રી. સોપાનનાં આગલાં પુસ્તકોમાં જે વેધક શૈલી છે તે આમાં વિશેષપણે ઝળકી ઉઠેલ છે. આ પુસ્તક વાંચ્યા પછી વાંચક જરૂર એમ કહેશે કે લેખકે નવલકથા કે વાર્તાનો પ્રદેશ છોડી આ પ્રદેશમાં જ ઘૂમવું ઘટે છે.

લગ્નને અંગે ઉઠતા એકેએક પ્રશ્ન (સમસ્યા) નું આમાં ઘણું જ યથાર્થ છતાં 'વ્યવહારિક' કહી શકાય એવું નિરાકરણ આપ્યું છે. પ્રચલિત સમાજની રૂઢી રિવાજ પ્રત્યે એમને ખૂબજ અણગમો છે છતાં એની સામે બળવો ઉઠાવનારાઓ તરફ પણ એ ભયની નજરથી જુએ છે. સંભવ છે કે 'બળવાખોરો' તરફ આવી નજરથી જોવા જતાં લેખકને ઘણા 'દૂધદહીમાં' જેવા ઇલ્કાબો મળે. અને જેઓ લેખકની જોડે પરિચય ધરાવતા હશે તેઓ તેમના પ્રત્યે જરા આડી નજરથી હસી પણ લેશે. પણ આ દોસ્તો સમભાવપૂર્વક પુસ્તકના હાર્દમાં ઉતરી જોશે તો લેખકના વિચારોની ઉપયોગિતા અવશ્ય જણાઇ આવશે. પરણવા ઇચ્છનાર કે ન ઇચ્છનાર દરેક આ પુસ્તક અવશ્યક એકવાર ધ્યાનપૂર્વક વાંચે. એમને એમાં ઘણું જ વિચારવાનું મળશે. મારા એક મહારાષ્ટ્રી મિત્રે તો આનો સુંદર મરાઠી અનુવાદ મહારાષ્ટ્રી વાચકગણને આ વિચારોનો લાભ મળે તે માટે તદ્દન સેવાભાવે કરી આપવાની આતુરતા પ્રગટ કરી છે. આ વિષે લેખકને પૂછવાનું બાકી રહે છે. આટલા ઉપરથી જ પુસ્તકની ઉપયોગિતા સિદ્ધ નથી થતી?

**ચા.**

**પ્રાચીન ભારતવર્ષ:** લેખક, ડૉ, ત્રિભુવનદાસ લહેરચંદ શાહ, એલ. એમ. એન્ડ એસ.; પ્રકાશક, શશીકાન્ત એન્ડ કુાં., વડોદરા; પાનાં ૩૮+૪૧૪+૧૬+૮; કિંમત રૂ. ૭ા.

ગુજરાતી પ્રકાશનના ઇતિહાસમાં આ પુસ્તકનું સાહસ અજોડ ગણાય એવું છે—ખાસકરીને વિદ્વતા, બહોળી સામગ્રી ને હોંસ પ્રશંસનીય છે. લેખકે બહુ પ્રમાણમાં શ્રમ લીધો છે અને પોતે માની લીધેલ મતાન્તરનું સમર્થન જારીવજારી જાણનારા વકીલની માફક બહુ જ ઉલટથી કર્યું છે.

ગ્રંથનો ઉદ્દેશ જૈન સંપ્રદાયના ઇતિહાસનો

ઉદ્ધાર કરવાનો છે. આ કાર્ય કરવા માટે લેખકને બહુ ઊંડા પાણીમાં ઊતરવું પડ્યું છે. પરિણામે અત્યાર લગી જે જે હકીકતો બૌદ્ધ-સંપ્રદાયને લગતી મનાતી આવી છે એ જૈન-શાસનને લગતી છે એમ નક્કી કરવા તરફ સારી પેઠે આગ્રહ રાખવામાં આવ્યો છે. એથી પુસ્તક ઘણું જ ચર્ચાસ્પદ થઇ પડયું છે. આ ભાગમાં આવી બાબતો ઉપર ભાર મૂકવામાં આવ્યો છેઃ— મૌર્યવંશના અશોક સિવાયના મોટા રાજાઓ બૌધ્ધ નહિ પણ જૈન હતા. ગ્રીકોના સૅન્ડ્રોકોટસ એ ચંદ્રગુપ્ત નહિ પણ અશોક (ચંડાશોક) છે. પ્રિયદર્શન એ અશોકનું ઉપનામ નથી પણ સંપ્રતિનું છે. તેથી અશોકના આજ્ઞા-લેખો સંપ્રતિના ઠરે છે અને એમાં બૌધ નહિ પણ જૈનોનાં મંતવ્યોનું જ સમર્થન કરવામાં આવ્યું છે. ચાણક્ય જૈન હતો. મોહેંજો ડેરોની મુદ્રાઓમાં જૈન સંજ્ઞાઓ કોતરેલી છે. સિધ્ધ-શિલા (સૂર્યચંદ્ર)ના નામથી ઓળખાતી જૈન સંજ્ઞા તો કદાચ મુસલમાનોના ચાંદતારાની પૂર્વ-પ્રતિ પણ હોય. સાંચીનો સ્તૂપ બૌધ્ધોનું નહિ જૈનોનું પવિત્રસ્થાન છે વગેરે, વગેરે.

આમાં સૌથી વિવાદાસ્પદ હકીકત અશોક ને પ્રિયદર્શનનાં ભિન્નત્વની છે. આ હકીકત પરત્વે વિદ્યાવલ્લભ ઇતિહાસતત્ત્વમહોદધિ આચાર્ય શ્રી વિજયેન્દ્રસૂરિજી જેવાએ ડૉ. શાહના કલ્પિત વિચારોનું નિરસન કર્યું છે તો પણ એનો નિર્ણય કરવાનું કાર્ય પ્રાચ્યવિદ્યાવિશારદો સમસ્તનું છે એમ માનવું ઉચિત છે. અમે આમાં સંમતિ કે અસંમતિ દર્શાવીએ એના કરતાં એમ કહેવું ઠીક પડશે કે રૂઢ થઇ ગયેલા મહત્વના ઇતિહાસને જુઠ્ઠો ઠરાવવા માટે એક જ શખ્સના મતે લખાયેલાં હજાર બેહજાર પાનાં પૂરતાં ન ગણાઇ શકે.

ગમે તેમ હોય, પણ ડૉ. શાહના પ્રયાસથી એક વાત દીવા જેવી તરી આવે છે કે જે બધું બૌધ્ધોના અવશેષ તરીકે મનાય છે એમાં જૈનોનાં અવશેષો સેળભેળ થઇ ગયાં હોય એવો સારો સંભવ છે. અમને તો એમ લાગે છે કે જૈનમતની પ્રાચીનતાના હિસાબે અત્યારે જે કાંઇ જૈનોનું માનવામાં આવે છે એ બહુ થોડું છે. બ્રાહ્મણો ને બૌદ્ધોની જેમ જૈનોનો પણ અખિલ ભારતીય કીર્તિકાળ હોવો જોઇએ એ વધારે સંભવિત છે. અમે એમ ઇચ્છીએ છીએ કે ડૉ. શાહના મનોરથ બર આવે. અને એમ થાય તો ભારત-વર્ષની કીર્તિ જરૂર વધારે પ્રજ્વલિત થાય એમ અમારું માનવું છે. એમ નહિ તોપણ પ્રસ્તુત ગ્રંથથી શરૂ થયેલી ચર્ચા ઝીલી લઇને નવી પ્રાપ્ત થયેલી દિશામાં વિદ્વાનો પોતાની શોધખોળનું લક્ષ્ય દોરવશે તો પણ ડૉ. શાહનો પ્રયાસ ધન્ય બનશે ને ભારતવર્ષના ઇતિહાસના તૂટેલા મંકો-ડાને એક નવી કડી પ્રાપ્ત થશે.

છાપની ને ભાષાની ઘણી અશુદ્ધિ હોવા છતાં આ પ્રકારનો ગ્રંથ સ્વભાષામાં લખીને ડૉ. શાહે ગુજરાતીને મોટી સેવા કરી બતાવી છે ને ગુજરાતની વિદ્વત્તાને જગતમાં ઉચ્ચસ્થાને સ્થાપી છે. એ માટે અમે એઓ મહાશયને ધન્યવાદ આપીએ છીએ. હ.

જ્ઞાન (માસિક) તંત્રી પ્રભાકર બેચરલાલ રાચ્છ
પ્રકાશકઃ ગુજરાતી વિદ્યાર્થી સાહિત્ય પ્રવૃત્તિ
લવાજમ રૂા. બે. કરાચી.

વિદ્યાર્થીઓએ આ અંક સારી મહેનત લઇને કાઢ્યો હોય એવું જણાય છે. લખાણો બધાં સરસ અને ઉપયોગી છે. વિવિધતા પણ સારી પેઠે જળવાઇ છે. બાળવિભાગ બાળકોને જરૂર સારો ખોરાક આપે એમ છે.

વિદ્યાર્થીઓની આ પ્રવૃત્તિને અમે અભિ-નંદીએ છીએ.




* વર્ષ છઠ્ઠું * * એપ્રિલ ૧૯૩૭ * * અંક ચોથો *

સમસ્ત વિશ્વનું સંચાલન કરનારા પ્રેમતત્વ ઉપર તમે કોઈ મર્યાદા મૂકો એટલે એ ગુંગળાવા લાગે અને તમારામાં મંથન, વેદના, વ્યથા અને હર્ષશોકની પછાટ વગેરે પેદા કરે. એ તત્વને રૂંધનારાં કારણો જેમ જેમ દૂર થતાં જાય તેમ તેમ આપણા જીવનમાં સક્રિય શાંતિ પેદા થાય.

મનુષ્યજીવનનું અંતિમ ધ્યેય જ એ હોઈ શકે કે, એ પ્રેમતત્વ ધીમે ધીમે સ્ત્રી, મિત્ર, કુટુંબ, સમાજ, દેશ, વર્ગ એ તમામની આરપાર નીકળી આખા વિશ્વને વ્યાપી લ્યે. એ ધ્યેયના માર્ગે ચાલતાં માનવીના જીવનની પ્રત્યેક ક્રિયામાં શાંતિ, આશા, સ્વાર્પણ અને કર્મયોગના સ્પષ્ટ દર્શન થયાં જ કરે. આપણે એ ધ્યેયને પંથે છીએ કે નહિ તે પારખવાનું આ સહેલામાં સહેલું સાધન છે.

શ્રી.

# નિરુદ્ધ નિર્ઝરો

પૂજાલાલ

: શાલિનિ :

ચિત્તે જાણે શૈલ જામી ગયા છે,
રુંધાયા છે નિર્ઝરો કાવ્યકેરા;
બંદી તેજી કલ્પનાના થયા છે
તારાસ્પંદી રંગ આનંદઘેરા.

કાવ્યો કાળા ગહ્વરે ગુંગળાતાં
મુક્તાકાશી દર્શનો કાજ ઝંખે;
જાડા પ્હાડી ભાર હેઠે દબાતાં
પોકારે પીડાયલાં કાળડંખે

ગેબીકેરાં ગાન કૈં કૈં ગુહામાં
મૂર્છાઘેને રે! પડ્યાં મૂકરાગ:
વાયુલ્હેરે વિશ્વની વાટિકામાં
વાંછે પંખીસૂરતા એ અથાગ.

ઝીલેલી એકાંતમાં પ્રેરણાઓ
ને પોષેલી પ્રાણમાં પૂર્ણ પ્રીતે,
તેની છૂટા છેદથી વેરણાઓ
વાંછું વિશ્વે સૂર્યની દીસ રીતે

જોયેલું જે જે ચમત્કારવાળું
માયા કેરી છાયા–ઓથે લપાયું:
શબ્દસ્વાંગે રૂપ એનું રસાળું
આલેખું આપી નવું અર્થ–આયુ.

ને જે જે સૂણેલ આકાશવાણી
આત્માકેરા મૌનમાં અન્ય કાને,
તે મંત્રોની માધુરીની ઉજાણી
આપું સૌને ગૂઢ આત્મીય ગાને.

દુઃખોમાં ને સૌખ્યમાં મુક્ત થાતો,
અશ્રુસ્રોતે ને સ્મિતે જે વહંત;
તે આનંદોનો ય આનંદ રાતો
ઝુલાવું કાવ્યોર્મિઓએ મહંત.

આવો, આવો, ઊતરો વજ્રપાતો!
દૈવી કારુણ્યે ભર્યા પ્હાડમાથે
ભાગો શૈલો; ભાર આના ખમાતો;
જાગો મારા નિર્ઝરો મુક્તગાથે.

વિશ્વાનંદી ગાનની ગુંજનાઓ,
કાવ્યસ્ત્રોતે ખીલતા પ્રાણપદ્મે
થાઓ નિત્યે: ભાવની ઊર્મિ ધાઓ
સ્નેહે નિઃસીમાત્મ સત્સિંધુ–સદ્મે.

## પુણ્યસ્મૃતિ

પ્રજારામ નરોત્તમ રાવળ

અંગેઅંગમહીંથી ઓસરી જતો ઉત્સાહ; બેસી જતું હૈયું; પૂર ફરી વળે ઉરમહીં નૈરાશ્યનાં; કાલિમા દેખાયે ઉતરંતી જીવનમંહી નિર્વીર્યતાની; ત્યહાં, ત્હારી પુણ્યસ્મૃતિ સખે! કણી વીણી ઉત્સાહ કેરી ઝીણી, ફૂંકી ફૂંકી કરી હુતાશ, રગમાં દોડાવતી રક્તને ઊન્હાં, ચેતન દીપ્તિપૂર્ણ કરતી ક્ષણમાંહી સર્વાંગને

અંધારી ઊંડી ખીણમાં લપસતો જાતો કદી શૂન્ય શો; મીંચી ચક્ષુ, બીડી દઇ શ્રવણને, ભૂલી બહિર્ભાનને વેગેથી, ત્યહીં મ્હારા લસરતા થંભાવીને પાદને, ખેંચી કાઢતી બ્હાર, શ્યામ રજને લાગેલ ખૂણે ખૂણા-માંથી વાળીઝૂડી ઉડાડતી ફુઆરા ભર્ગ કેરા ઉરે તારી પુણ્ય સ્મૃતિ સખે!

ગાઢાં, હિસ્રભર્યાં, ભયંકર મહાકાન્તારમાં એકલો જાતો હોઉં વીંટી વળેલ વરૂ ને વાંઘોતણી કારમી ત્રાડોની અવહેલના કરી, ત્યહીં, પાતી મ્હને પ્રેરણા દેતી હૂંફ વળી, જરી ધડકતાં હૈયે, ઢીલાંયે જરા અંગેઅંગમહીં અદમ્ય પૂરતી ઉત્સાહને વીંધવા બાકીનું વન, આવીને ક્યહીંકથી પુણ્યસ્મૃતિ તાહરી!

●

## ન. ભો. દી.

શિશુ

: વૈતાલીય :

જનમી, જીવવું અને જવું,
ભળવું ભૂત વિશે ફરીફરી:
ઉગતી નભરેખ, ચંદ્રિકા
બનતાં, લુપ્ત થતી તમિસ્રમાં.

જીવતા જીવ ક્રોડ વિશ્વમાં,
નિજના સ્વાર્થ સદા સમાલતા:
પરમાં થઇ લીન, અન્ધને
વિરલા કો ચખદાન દૈ શકે.

કંઇ અંતરમાં બીડાયલાં
ચખપદ્મો મુરઝાય દુ:તમે:
તમટાળક ને ઉધારક
ભુલીએ કેમ ન. ભો. દી. આપને!

# અપત્યદેવને

ઋતૂનાં કુસુમાકરઃ

: મ્હાદનીહીંચ:

ત્હમને શું કહું અપત્યદેવ ! ત્હમે સ્વર્ગનાં જાણે સરોજ,
હળુ હળુ ઉગો ને સ્વયમેવ, મ્હારે ઉરસરકરો ને મોજ.
મ્હારી ખ્વાબની ખલ્કમાં ખોજ,
મ્હારો એટલો શો દાવોજ. ત્હમને.

નાજુક ફૂલ સમાં સુકુમાર, શરીરનો નમણો ઘાટ,
ન્હાનકડા દેહમાંહી વસતો, આત્મા દિવ્ય વિરાટ.
લસતી લાવણ્યશ્રી લલાટ,
ગાત્રો ગોપુર ગંગાના ઘાટ. ત્હમને.

ખીલતી કુન્દ કલિકા શી શક્તિ રૂપભલે ન્હાનું જ,
ન્હાનામાં શું ન્યૂન છે આત્મા પુણ્યપ્રભા રસપુંજ.
ન્હાનાં નેત્રોમાં કાવ્યોની કુંજ,
ગુણિયલ ઉરમાં ગવરવીગુંજ. ત્હમને.

ગરવાં ગગન–ચુમ્બી શું સ્વપ્ન, અનંત કરોછો વિહાર,
વ્યોમ વીંઝતી પાંખો કયાં ? ઘુમીએ !–પામર અમ આચાર.
ઇન્દ્રધનુ ભૂમિતમ સંચાર,
લઘુ પણ કહીએ નવલાચાર ! ત્હમને

સ્વર્ગદ્વાર ઉઘાડે ત્હમારૂં ચારૂ ને ચકોર ચિત્ત,
દ્વારની બ્હાર અમે ઉભા રહીએ, બનીએ ધન્ય નિમિત્ત
ત્હમે વસુન્ધરાનાં છો વિત્ત,
ચૌદે બ્રહ્માંડ ત્હમારે ચિત્ત. ત્હમને

જોવા ત્હમારા સ્વર્ગ વિહારો, થનગનતા આભવ્ય,
અમ આચાર વિચારથી ભ્રષ્ટ ન થાય એલવ, કર્તવ્ય,
સર્વતો ભદ્રતમ દૃષ્ટિ નવ્ય,
શું કરીએ, શું સવ્યાપસવ્ય ? ત્હમને.

ન્હાનકડી મુઠીમાં શું સમાયે, સનાતનસર્જનના સત્ય,
માવાના મુખમાં જશોદાએ જોયું જે, સજોએ સર્વઅપત્ય,
દેવ ! તમથી સફળદામ્પત્ય,
કોની તમથી વધુ છે અગત્ય ?

●

# સુમિત્રાનું દર્દ

શ્રી કાં ત

"આ જગતમાં એવું શું છે કે જે હું તારા માટે ન ત્યાગી શકું ?" સુધીરે એનું એ અર્થવાળું વાકય ફરીને ઉચ્ચાર્યું.

"મને એમાં શંકા જ નથી, પણ માતાપિતાનો વિચાર જરા મૂંઝવે છે. અને સાચું કહું તો સમાજનો યે થોડોક ડર લાગે છે." સુમિત્રાએ પણ એ જ ભાવનો જવાબ ફરીને આપ્યો.

"સુમિ !" સુધીર જરા ગંભીર બનીને બોલ્યો. "તો મારે હવે શું સમજવું ? આ પ્રશ્ન ઉપર વિચાર કરતાં આપણને મહિનાઓ નહિ પણ વર્ષો વીતી ગયાં. છેલ્લાં બે વરસ થયાં તો આપણે દરરોજ આ પ્રશ્નની ચર્ચા કરીએ છીએ અને આવું આવું બોલીને જ જુદા પડી જઇએ છીએ."

"હું શું કરૂં, મારામાં તમારા જેટલી હિંમત નથી."

"હિંમત ન હોય તો લાવવી જોઇએ. સાચો પ્રેમ હોય તો હિંમત આવે જ."

"મને સાચો પ્રેમ નથી એમ તમે માનો છો ?"

"એવું હું નથી માનતો, મારે એવું માનવું પણ નથી પરંતુ પ્રેમ કોઇ ને કોઇ રૂપમાં પ્રગટ પણ થવો જોઇએ ને ? આપણે એકબીજાને માત્ર ઝંખ્યા કરીએ એ પ્રેમ કહેવાય ? એક બીજા માટે પ્રસંગ આવ્યે સર્વસ્વ ગૂમાવવા પણ તૈયાર રહેવું જોઇએ." સુધીર જરા અટકયો અને સુમિત્રા સામે આંખ માંડીને બોલ્યો. "હું સમજું છું કે તને ભવિષ્યનો ડર લાગે છે. માબાપને છોડયા પછી તારૂં શું થશે એવી તને ભીતિ રહ્યા કરે છે !"

"ના, ના. મને એવો ભય નથી."

"તો હું સમજી નથી શકતો કે હવે શી વાર છે ? તને ભલે ડર

ન હોય, પણ હું તો તને ખાત્રી આપું છું કે આખી જીંદગી હું તારો જ રહીશ. તારા માટે મારા જીવનનું અમૂલ્યમાં અમૂલ્ય તત્વ હું તુચ્છ સમજીશ. સુમિ ! તારા મનમાં ભયની આછી રેખા પણ પ્રગટતી હોય તો એ ભૂંસી નાખજે. તું જાણે છે કે આ ગીચોગીચ ભરેલી દુનિયામાં પૂરતી જગ્યા મેળવી લેવાની મારામાં તાકાત છે. દુનિયામાં ગમે તેવી અંધાધુંધી આવે પણ આપણને ઉની આંચ આવવાની નથી. તું કેમ બોલતી નથી ? શા વિચારમાં પડી ગઇ છો ? તને મારા બોલવા ઉપર વિશ્વાસ નથી આવતો ? ”

“ તમે કેવું ધારી લ્યો છો ? ”

“ ત્યારે ? ”

“ મને થાય છે કે હું હજી લગ્નને લાયક નથી.”

“ શું બાકી છે ? ”

સુમિત્રા જરા અચકાઇને બોલી : “ મારામાં તમારા જેટલી તાકાત નથી.”

“ એટલે ? ”

“ મારામાં એકલે હાથે આ દુનિયામાં ઝૂઝવાનું સામર્થ્ય નથી. ”

“ એકલે હાથે ! તું કેવું બોલે છે ? આપણે જોડાઇએ એટલે આપણે બને મળીને જ એક કહેવાઇએ મારી શક્તિ એ તારી જ શક્તિ છે.”

સુમિત્રા ન બોલી.

“ કેમ, મેં કહ્યું નહિ કે તને ભવિષ્યનો ડર છે. ”

“ ડર નથી. પણ તમારી પેઠે મારે પણ શક્તિઓ મેળવવી જોઇએ.”

“ તું વિચિત્ર બોલે છે. ”

“ કેમ ? ”

“ તો તો તારામાં જેટલી શક્તિઓ હોય તે મારે પણ મેળવવી જોઇએ અને એમ એક બીજાના બરોબરીઆ થતાં આ જીંદગી પૂરી કરવી જોઇએ ! ”

“ હું એમ નથી કહેતી. દુનિયામાં ઉભવા જેટલી શક્તિ તો મારે મેળવવી જોઈએ ને ! ”

“ વાહ ! મને તું કોઇ રસ્તે ચાલતો પ્રવાસી સમજે છે ? સુમિ ! મને તો કલ્પના પણ નહોતી કે તારા હૃદયમાં આવું આવું પડયું હશે. હું તો હંમેશ એ ભ્રમમાં જ હતો કે માતાપિતાનું દુઃખ અને કાંઇક સમાજની બીક એ બે જ તત્વો તને રોકનારાં છે. ”

“ એ તો છે જ.”

“ત્યારે આ બધું શું ? ”

“ કંઇ નહિ. ” સુમિત્રા થાકીને બોલી “તમે અત્યારે જાવ. આપણે ફરી વાત કરશું”

“ આજ તો હું નિશ્ચય કરીને જ આવ્યો છું કે આ પ્રશ્નનો અંત આણવો જ. તારે ના કહેવી હોય તો ના કહી દે ”

સુમિત્રા જવાબ આપવાને બદલે સુધીરના મોં સામે જોવા લાગી. સુધીર ઢીલું મો કરીને બોલ્યો:

“ મારો વિચાર ન કરીશ. મારૂં જે થવાનું હશે તે થશે. મારી એક જ ભાવના છે કે આ તપ્ત જગતમાં તને શાંતિ મળે, સુખ મળે, જીવનનો આનંદ મળે. સુમિત્રા ! પાંચ પાંચ વર્ષના પરિચય પછી-પણ તારા દિલમાં શંકાઓ ઉગી શક્તી હોય તો તું ભલે મારાથી દૂર થા અને જ્યાં વિશ્વાસ પેદા થઇ શકે ત્યાં જા. હું તને કહી દઉં કે મેં તો મારૂં હૃદય તને આપી જ દીધું છે. એ હું પાછું મેળવવા ઇચ્છું તો યે મેળવી શકું નહિ. એ પાછું લેવાનું મારામાં જોર જ નથી. સુમિ ! હું બહુ જોરાવર લાગું છું પણ આ બાબતમાં અત્યંત ઢીલો છું હો......મને તારા પર કેટલો પ્રેમ છે ? ” સુધીર લાગણી ભરપૂર નેત્રે સુમિત્રા

સામે ટાંપી રહ્યો. સુમિત્રાની આંખો ભીનાશથી ચમકવા લાગી.

"હું તને લાગણીથી ખેંચવા નથી માગતો. તારૂં હૃદય અને બુદ્ધિ સ્વીકારતાં હોય તો જ તું હા પાડજે"

"તમે કાલે આવજો, આજ મને ઠીક નથી, મારૂં મગજ જ ઠેકાણે નથી."

"ભલે." સુધીર ઉઠ્યો અને ઝપાટાબંધ પાંચ ડગલા ચાલ્યો પણ સુમિત્રા હજી એને જોતી ઉભી હતી ત્યાં જ એ પાછો વળ્યો.

"સુમિ! મને થાય છે કે હું થોડીક વાતો સ્પષ્ટ કરી લઉં."

"તમે કાલે આવજો ને!"

"નહિ, હું તને કહી દઉં. તું એ બધાં ઉપર વિચાર કરી છેલ્લો નિર્ણય મને જણાવજે."

"શાની વાત કરવી છે?"

"આપણે બેસીએ. વાત કરતાં થોડીક વાર લાગશે."

"તમે કાલે જ આવો, અત્યારે મને કંઇ યાદ જ નહિ રહે"

સુધીરના મોં ઉપર જરા રોષ આવી ગયો. સુમિત્રાએ એ જોયું, પણ એ વિદાય આપતી ત્યાં ઉભી જ રહી.

"ઠીક, તો કાલે. પણ તેં સાંભળી લીધું હોત તો લાભ હતો. બંનેના જીવન વિષેનો તું સ્પષ્ટ નિર્ણય કરી શકત."

સુમિત્રા કંઇ ન બોલી એટલે સુધીર પાછો વળ્યો અને વિચારમાં ડૂબી ગયો હોય એમ ધીમે પગલે માથું નીચું ઢાળીને છાત્રાલયના મકાનની બહાર નીકળ્યો. મકાનથી થોડે દૂર જતાં એણે માથું ઉંચું કર્યું અને ઉતાવળે ચાલવા માંડયું.

\+ \+ \+

**સુમિત્રા** પાંચ વર્ષ થયાં એ છાત્રાલયમાં રહીને અભ્યાસ કરતી હતી. ગુજરાતના ગામડામાં એ ઉછરી હતી પણ માતાપિતા કાંઇક સંસ્કારી અને સાધનસંપન્ન હોવાથી એ આટલી કેળવણી પામી શકી હતી. એ પંદરેક વર્ષની થઇ એ પછી એને ભણાવવા વિષેનો માતાપિતાનો ઉત્સાહ ઓછો થઈ ગયો હતો પરંતુ સુમિત્રામાં એ ઉત્સાહ આવી ગયો હતો એટલે ફીકર નહોતી. માતાપિતાને એના ઉપર પ્રેમ હતો એટલે એમણે સુમિત્રાને છેવટ સંમતિ આપી હતી.

સુમિત્રા સુંદર હતી જ. સૌંદર્યની ગમે તે વ્યાખ્યા કરો પણ એમાં સુમિત્રાને સ્થાન આપવું જ પડે એમ હતું. બહુ ગૌર નહિ પણ તેજસ્વી અને નમણું વદન, સૌજન્ય પ્રગટ કરતી આંખો, વિનય અને મર્યાદા ભરેલું હલનચલન એ બધું બીજી વિદ્યાર્થીનીઓ કરતાં સુમિત્રામાં વિશિષ્ટ પ્રકારનું હતું. પ્રથમ નજરે જોનારને એનામાં વધું પડતા ભોળપણનો ખ્યાલ આવે, પરંતુ એવું નહોતું. બીજા સાથે ઓછા સહવાસમાં આવતી સુમિત્રાની અવલોકન શકિત બળવાન હતી અને એ ઉપરથી છાત્રાલયમાં રહેતી શાણી, ભોળી, લુચ્ચી કે મસ્તીખોર કુમારિકાઓને એ સારી રીતે પિછાનતી હતી. પોતાના અવલોકન ઉપરથી જ એ એવા નિર્ણય ઉપર આવી હતી કે બહુ મૈત્રીઓ કરવામાં સાર નથી. એ જોઇ શકતી હતી કે એથી જીવનની સ્વાભાવિકતા મારી જાય છે. અને આખું જીવન નાટકના પાત્ર જેવું બની જાય છે. સુધીર સાથેની મૈત્રી તો અનિચ્છા છતાં એનાથી થઇ ગઇ અને થયા પછી એ એને વશ બની, જાણે સંઘરી રાખેલો પ્રેમરસ એક જ જગ્યાએ ઢળી જતો હોય!

સુધીર સુમિત્રાની જ્ઞાતિનો નહોતો, પણ એ બંનેમાંથી કોઇ જ્ઞાતિ વિષે બહુ વિચાર કરે એવું જ નહોતું. એક જાહેર ઉત્સવમાં સુધીરને

વ્યાખ્યાન આપતા જોયા પછી સુમિત્રા એના તરફ સહેજ ખેંચાઇ હતી અને એક દિવસ કૉલેજમાં જતાં 'બસ' માં એ સાથે થઇ ગયા ત્યારે થોડી વાત થઇ હતી. એ પછી તો એ સંબંધ આગળ જ વધતો ગયો. આરંભમાં સુમિત્રાને ક્યારેક નવીનતાની અકળામણ થઇ આવતી પણ ધીમે ધીમે એમાં મીઠાશ આવવા લાગી અને બંને એકબીજાની નજીક આવવાં લાગ્યાં.

'આપણે લગ્ન કરીએ તો ?' એ વિચાર પહેલ વહેલો કોના અંતરમાં ઉગ્યો હશે તે કહેવું મુશ્કેલ છે પણ લગભગ એક વરસ સુધી મનમાં ઘોળાયા પછી સામાન્ય વાતોમાં, બીજાની વાતોમાં, અંગત જીવનની અને ભવિષ્યની વાતોમાં પરસ્પરનું આકર્ષણ પ્રગટ થવા લાગ્યું. સુમિત્રાને સુધીરનો સહવાસ પ્રિય લાગવા માંડયો પણ સુધીરને તો સુમિત્રાને પોતાની કરવાની તાલાવેલી લાગી. એક દિવસ હિંમત કરી એણે સુમિત્રા પાસે સ્પષ્ટીકરણ પણ કરી નાખ્યું. સુમિત્રાએ જવાબ ન વાળ્યો પણ એના મોં ઉપર ગુલાબી છાયા આવી ગઇ અને આંખો નમી ગઇ તે ઉપરથી સુધીર સમજી ગયો. સુધીર એટલો સમજુ હતો જ અને બીજે દિવસે સુમિત્રાએ વાણીથી સંમતિ દર્શાવી ત્યારે તો શંકાને સ્થાન જ ન રહ્યું.

સુમિત્રાએ સંમતિ તો આપી પણ જેમ દિવસો જવા લાગ્યા તેમ એ સમજતી ગઇ કે અંતરમાંથી ઉગેલા આ વિચારને વ્યવહારમાં ઉતારવો સહેલો નથી. 'હું ચાહું છું, મને પ્રેમ છે.' એટલું બસ નથી થતું. જેને ત્યાં ઉછરીને મોટી થઇ એ માતાપિતાનો માગ પર હક્ક ખરો કે નહિ ? જે સમાજ નિયમોથી અમે જીવીએ છીએ તેના નિયમોનું બંધન ખરૂં કે નહિ ? સુમિત્રા વિચારવા લાગી. અને લગ્ન પછી શું કરીશું ? એ વિચાર પણ પેદા થયો.

સુધીર શું કરે છે, કેમ રહે છે તે બધું એણે ઝીણવટથી જાણી લીધું. મન મૂંઝાતું હતું પણ સુધીર તરફ ખેંચાવા લાગી.

સુધીરના આનંદને સીમા નહોતી. સુમિત્રા પ્રત્યેના પોતાનો પ્રેમ કેમ વ્યક્ત કરવો એ જ એના જીવનનો વ્યવસાય થઇ પડયો. એણે ભેટ સોગાદોથી સુમિત્રાને નવાજવા માંડી. બંને લગભગ દરરોજ ફરવા જવા લાગ્યાં. સુમિત્રા માટે કંઇ પણ છોડવામાં સુધીરને આનાકાની તો ન થતી પણ મોંઘામાં મોંઘી વસ્તુ છોડવામાં આનંદ આવતો. એના સ્વભાવ પ્રમાણે એને સહજભાવે એવી ઇચ્છા રહ્યા જ કરતી કે પોતાનો ત્યાગ સુમિત્રાની જાણ બહાર ન રહે. પ્રત્યેક ભેટ વખતે એ સુમિત્રાને કહેતોઃ "સુમિ! તું પોતે કેમ કંઇ માગતી નથી ? તું જાણે છે કે તને કંઇ પણ આપવામાં મને કેટલો આનંદ આવે છે ?" સુમિત્રા એના સામે જોઇ ધીમું હસતી અને સુધીરને એટલાથી પૂરો સંતોષ મળી જતો.

સુધીર ધનવાન હતો અને કમાતો હતો. બુધ્ધિશાળી હતો અને એની બુધ્ધિ પ્રમાણે સમાજમાં ને મિત્રોમાં એની પ્રતિષ્ઠા હતી એની જ્ઞાતિમાં સુધીર જેવો પચીસ વર્ષની વય સુધી અપરિણીત રહે એ અસાધારણ બનાવ હતો પણ સુધીર નવા વિચારોથી રંગાયેલો હતો. સુમિત્રાના સહવાસ પછી એને ખાત્રી થઇ ગઇ હતી કે પોતે પ્રેમલગ્ન કરી શકવાને ભાગ્યશાળી થઇ ગયો છે.

બંને વચ્ચે સ્પષ્ટતા થઇ ગયા પછી અનેક વખત એ પ્રશ્નની ચર્ચા થતી હતી. સુધીરના માતાપિતા આવા આંતરજાતિય લગ્નને સંમતિ આપે એવા નહોતા પણ સુધીરે એ તરફ લક્ષ જ આપ્યું નહોતું સુમિત્રાને એ પ્રશ્ન મૂંઝવ્યા જ કરતો હતો. એ રજાના દિવસોમાં ઘેર જતી ત્યારે પ્રેમાળ માતાપિતા આડકતરી રીતે એના લગ્નની વાત કરતાં પણ સુમિત્રા એ વાતને મન ન આપતી.

એક દિવસ એક મિત્ર દ્વારા સુમિત્રાના પિતાએ એનું હૃદય જાણવાનો પ્રયત્ન કર્યો પણ સુમિત્રા હૃદય બતાવી શકી નહિ. સુધીરની પ્રતિમા છૂપાવીને એણે એ વાતને હસવામાં કાઢી નાખી.

દિવસો ને મહિનાઓ વીતવા લાગ્યા. સુમિત્રાના અભ્યાસનું છેલ્લું વર્ષ આવી પહોંચ્યું. સુધીર જરા ચિંતાતુર થયો. એને થયું કે આ વરસે નિર્ણય નહિ થાય તો ભાવી સલામત નથી. એણે સુમિત્રા પાસે ઉતાવળ કરવા માંડી. સુમિત્રા પણ મનમાં તો આખી સ્થિતિ સમજતી હતી, પણ પોતાના મનની વાત દબાવી એણે સુધીરને મીઠાશથી થોભાવવાનો પ્રયત્ન કરવા માંડ્યો. એક બાજુ એ એને થોભાવતી હતી બીજી બાજુ એના અંતરનું ઘમસાણ વધતું જતું હતું. શું થશે ?' એ પ્રશ્નનો જવાબ વિચારસૃષ્ટિની ક્ષિતિજમાં પણ એને દેખાતો નહોતો.

એક દિવસે સુધીરે એના હાથમાં ચામડાની સુંદર કારીગરીનું પાકીટ મૂક્યું. સુમિત્રાએ આનંદપૂર્વક સ્વીકારતાં પૂછ્યું:

"આની કિંમત કેટલી ?"

"બાવન રૂપિયા."

"બાવન !" સુમિત્રાના આશ્ચર્યનો પાર ન રહ્યો. એ પાકીટ ઉપરનું ચિત્ર જોવા લાગી.

"કેમ, વધારે લાગે છે ?"

"વધારે નહિ ? આટલું બધું ખર્ચ શા માટે કર્યું ?"

સુધીર હસીને બોલ્યો: 'આ તે કોઇ સવાલ છે ?'

સુમિત્રા વધુ ન બોલતાં પાકીટ જોવા લાગી.

"સુમિ ! કમાનાર માણસને આ રકમ વધારે ન લાગે હો !"

"તમે શું કમાવ છો ?"

"આ વાતમાં તને ક્યાંથી રસ આવ્યો ? જો, આવા ઘણા પાકીટો હું તને ભેટ :આપી શકું એટલું કમાઉં છું."

"તમારા પિતા ધનવાન છે ખરું ?"

"હા, પણ આ એમનું ધન નથી. એ ધનની ભેટ આપવામાં શી મીઠાશ ! આ તો મારું–સુમિ ! મેં જાતે જ પેદા કરેલા ધનનું પરિણામ છે."

"મારે પણ અભ્યાસ પૂરો કરીને કમાવું છે." સુમિત્રા સહેજ હસીને બોલી.

"તારે શા માટે એમાં પડવું જોઇએ ? આપણી આનંદસામગ્રી માટે હું એક બસ થઇ પડીશ."

"પણ મારે ય સ્વતંત્ર થવું જોઇએને !"

"તે નહિ કમાય તો પરતંત્ર થઇ જઇશ ?"

"પણ સ્ત્રીઓએ આર્થિક રીતે હવે સ્વતંત્ર થવું જોઇએ."

"શા માટે ?"

"શા માટે કેમ ? થવું જોઇએ."

"કોઇ ગમાર સાથે લગ્ન થયા હોય અને ન બને તો કામમાં આવે અથવા વૈધવ્ય પ્રાપ્ત થાય તો કામમાં આવે, એટલા માટે ને ?"

"હા." કહી સુમિત્રા ચૂપ રહી.

"સુમિ !" સુધીર ધીમેથી બોલ્યો. "તારે એ તરફ લક્ષ જ આપવાનું નથી. તું તારો સંગીતનો શોખ ખીલવ. તારી કમાણી આપણા જીવનમાં રસ નહિ પૂરી શકે. એ તો મારા પાસે છે જ. તું સંગીતમય થઇ જા એટલે આપણા જીવનમાં સંગીત આવે."

"એ તો હું કરું જ છું"

"પણ આ કમાવાના વિચાર તને બીજું કરવા પ્રેરતા હશે."

"હા, ઘણા વિચાર આવી જાય છે"

"એ નકામા વિચારો છે. આ જીવનમાં તારે માટે તો એ તદ્દન નકામા વિચારો છે. નાહકનો બોજો જ માત્ર છે."

વાત વધુ આગળ ન ચાલી પણ સુમિત્રાના ગળે આ વાત ઉતરી ગઇ એટલું સુધીર સમજી ગયો. એ ચર્ચા પછી સુધીરે સુમિત્રા માટે વધુ ઘસાવા માંડયું અને પોતાની વાતના સમર્થનમાં એ ઘસારાનો સુમિત્રાને ખ્યાલ આપવા માંડયો. સુમિત્રાને એ ખ્યાલથી કોઇ કોઇ વખત અકળામણ થઇ આવતી પણ સુધીરના પ્રેમમાં શંકા લાવવાનું એક પણ ચિહ્ન નહોતું એટલે એ શાંત થઇ જતી અને અંતરથી સુધીરની નાની મોટી ભેટને પ્રેમભેટ તરીકે સ્વીકારતી, હૃદય સાથે ચાંપતી અને એ જોઇ જોઇને નેત્રોને ઠંડક આપતી.

+ + +

હવે સ્પષ્ટ નિર્ણય જણાવવાનો હતો એટલે સુમિત્રા પરાણે સ્વસ્થ થઇને વિચારવા લાગી. એ કેટલું વિચારી શકી એ તો એનો અંતરાત્મા જાણે પણ સુધિરના પ્રેમ અને ત્યાગ તરફ એ ખેંચાવા લાગી. સુધીર શકિતશાળી છે એમ એ જોઇ શકી હતી. એ શકિતમાં ભળી જઇ પોતે પણ શક્તિશાળી થઇ જશે એમ એણે માની લીધું. માતાપિતાના વિચારે મૂંઝવણ થઇ, સમાજના વિચારે થોડો ડર લાગ્યો, પણ લગ્નમાં સ્વતંત્રતા હોવી જોઇએ એ પ્રબળ વિચારે બીજા વિચારોને હઠાવી દીધા. બીજે દિવસે એણે સુધીરને જણાવી દીધું કે પોતે તૈયાર છે. સુધીરના આનંદને કોઇ સીમા ન રહી. એને લાગ્યું કે ધરતીના પટ ઉપર સૌથી સુખી માનવી પોતે જ છે.

સુધીર બીજે દિવસે જ આ મંગલકાર્ય પતાવવા ઇચ્છતો હતો પણ સુમિત્રાની ઇચ્છાથી એને જરા થોભવું પડયું. સુમિત્રાને થયું કે આમ ને આમ પરણી જવામાં માતાપિતા પ્રત્યે વિશ્વાસઘાત રહ્યો છે. એટલે સુધીરને કહ્યું કે "મારો અભ્યાસ પૂરો થયા પછી હું ઘેર જઇ માતાપિતાને સમજાવું ને બની શકે તો એમની સંમતિ અને આશિર્વાદ લઇને જ આ પગલું ભરૂં." સુધીર એટલું બધું થોભી શકે એમ નહોતો. એણે સુમિત્રાને કહ્યું: "માતાપિતાને જણાવવા જતાં તું હારી જશે, છતાં તને એમ રહેતું હોય કે જણાવવું જ જોઇએ તો હમણાં જ જા અભ્યાસને શું કરવો છે? એ તો પછી જોઇ લેવાશે. તારે કયાં કમાવું છે? અને જ્ઞાનપ્રાપ્તિ તો ઘેર બેઠાં પણ થઇ શકશે.' સુમિત્રાએ પ્રથમ તો અભ્યાસનો આગ્રહ રાખ્યો પણ અંતે સુધીરની લાગણીને એ ઠેલી શકી નહિ. આ વાતને બે મહિના થયા હતા ત્યાં એ અભ્યાસ છોડીને પાછી ગઇ.

સુમિત્રાને અચાનક પાછી આવેલી જોઈ માતાપિતાને આશ્ચર્ય થયું. પાછા આવવાનું કારણ જાણ્યું ત્યારે એ આશ્ચર્યમાં દુઃખ અને રોષનો વધારો થયો. મિલનસાર અને નમ્ર સ્વભાવની લાગતી સુમિત્રા આટલી હઠીલી થશે એવી માતપિતાને કલ્પના પણ નહોતી. સમજાવટનો કાળ પૂરો થયો એટલે સુમિત્રાને ભય બતાવવા માંડયો. 'એ તને દગો દેશે રઝળાવશે, પછી તને ઉભા રહેવાનું સ્થાન નહિ રહે.' એવું ભાવિ ભાખવા માંડયું પણ સુમિત્રાને અસર ન થઇ. 'શહેરના છોકરાઓ આવી જ રીતે છોકરીઓને ભોળવે છે મોટી મોટી વાતો કરી છેવટે ધકકો મારે છે.' વગેરે સમજાવ્યું પણ સુમિત્રા એવું કંઇ ન સમજવાનો નિર્ણય કરીને બેઠી હતી.

માતાપિતાએ સંમતિ ન જ આપી. જાહેર રીતે ત્યાંથી નીકળવાના સંયોગો ન રહ્યા એટલે સુમિત્રાએ સુધીરને કાગળ લખીને બધા ગોઠવણ નક્કી કરી લીધા અને એક રાતની ટ્રેનમાં પોતાને ગામથી નીકળી એ સુધીરને મળી. મળ્યા પછી સમય વીતાવવામાં જોખમ હતું એટલે તુરતજ લગ્નવિધિ પતાવી નાખી અને માતાપિતાને તારથી સમાચાર આપી આગળ પગલાં ભરવાની તકલીફમાંથી બચાવી લીધાં.

સગાંવહાલાંના ફીટકાર અને મિત્રોની ચર્ચા થોડા દિવસમાં શમી ગયા, છાપાંના 'પ્રેમલગ્ન'ના અહેવાલો પણ થોડા વખતમાં ભૂલાઇ ગયા. બંનેનું દાંપત્યજીવન રસનીતરતું ગુજરવા લાગ્યું. સુધીરના પ્રેમની આડે હવે કોઇ બંધન નહોતું એટલે એણે સુમિત્રાને આનંદ અને સુખ આપવા માટે પોતાની કમાણી અને ભાવના ખરચવા માંડી.

"સુમિ ! હું તને કેટલો ચાહું છું ?" બે વરસ પછી પણ એ એટલા જ રસપૂર્વક બોલતો હતો. "તારા માટે હું શું ન કરી શકું ? સુમિ ! તું કેમ કંઇ નથી માગતી ? તને આપવામાં મને કેટલો આનંદ આવે છે ? સુમિ ! તું મારી છો હો ! મારી જ ને ?" એ સુમિ સામે ટાંપી રહેતો. સુમિ કોઇ વાર મૂંગી રહેતી, કોઇ વાર સહેજ હસીને માથું હલાવતી.

"સુમિ ! હમણાં તું કેમ ગંભીર રહે છે ? તને કંઇ કમીના છે ?"

"ના,ના. ગમતું નથી. એકલું એકલું લાગ્યા કરે છે"

ત્રણ વર્ષના રસજીવન પછી બંને વચ્ચે વાત શરૂ થાય છે. ત્રણેય વર્ષો પ્રેમની મસ્તીમાં વીત્યા છે એમ સુધીર માને છે. ત્રણેય વર્ષ એણે સુમિત્રાના ચરણે 'સૃષ્ટિનું શુભ' આપ્યા કર્યું છે એમ એને લાગે છે. સુમિ એના ત્યાગને અને પ્રેમને સમજે છે એવી સુધીરને ખાત્રી છે. કોઈ કોઇ વખત સુમિત્રાને એ ગંભીર જૂએ છે ત્યારે એ આશ્ચર્ય પામે છે. રાત્રે પલંગમાં ઘસઘસાટ ઉંઘવાને બદલે સુમિત્રાને ક્યારેક આળોટતી જોઇ એને નવાઇ ઉપજે છે પણ એના દિલમાં પ્રેમ છે એટલે એ સુમિને વધુ આનંદ આપવાનો પ્રયાસ કરે છે. સુમિને સાથે આબુ–ગીરનારના પ્રદેશો જોવા ઉપડે છે. એકાદ વખત સીમલા સુધી જઈ આવે છે. વચ્ચે મુગલોના પ્રેમમંદિરો અને તાજ જૂએ છે. સુમિત્રા એ બધાથી આનંદ પામી સુધીરના હૃદયને પ્રફુલ્લ બનાવી દે છે. પરંતુ થોડા દિવસ વીતતાં જ એનું હૃદય ફરીને ઠરવા માંડે છે. યૌવન છે, નિરોગિતા છે, પ્રેમ છે, સંપન્નતા છે છતાં કંઇક ન હોય એવું એને લાગે છે.

"સુમિ ! હું છતાં તને કેમ એકલું લાગે છે ? આપણે શહેરમાં રહીએ છીએ. સવારથી સાંજ સુધીમાં હજારો માણસોને જોઇએ છીએ. અનેક મિત્રો આપણે ત્યાં આવે છે, આપણે અનેકને ત્યાં જઇએ છીએ છતાં તને કેમ એકલતા લાગે છે ?"

"કંઇ ખબર નથી પડતી. હું ક્યાંક પૂરાઈ રહી હોઉં એવું લાગે છે."

"તું શું બોલે છે સુમિ ! આ વિશાળ સૃષ્ટિમાં તને અંતરાય ક્યાં છે ?"

"હું જાણું છે કે મને ક્યાંય અંતરાય નથી. બહારનું એકેય બંધન નથી છતાં મને બંધન જ લાગ્યા કરે છે."

"અમસ્થું સુમિ ! તેં હમણાં સંગીતનો શોખ પણ ઓછો કર્યો છે ને, એટલે ગયે વર્ષે તું કેટલું ગાતી હતી ! રાત દિવસનો તારો આનંદ જ એ હતો. મને પણ એમાં કેટલો રસ આવતો !"

"મને એમાં આનંદ નહોતો. એકલતા ભૂલવા માટેનું એ સાધન હતું. એ સાધનેય હવે નિષ્પ્રાણ થયું લાગે છે."

"સુમિ !" સુધીર જરા ગંભીર થઇને બોલ્યો "તારા સુખ માટે તું કહે તે કરવા હું તૈયાર છું"

"એ તો હું જાણું જ છું. તમે કરી પણ રહ્યાં છો."

"તો શું થાય ? તું ઉપાય બતાવ."

"ઉપાય કે કારણ હું પોતે જ નથી જાણતી.

"ત્યારે ?"

"કંઇ નહિ, આમને આમ ચાલ્યું જશે."

"નહિ, એથી તો મારો જીવનરસ પણ સુકાઇ જાય."

"એનું જ મને દુઃખ છે. એથી જ તો હું તમને કોઇ દિવસ વાત કરતી નહોતી. તમે તમારું સર્વસ્વ મને આપી રહ્યા છો ત્યારે પણ મને શાંતિ ન થાય તો એ મારો જ દોષ."

"સુમિત્રા!" સુધીર વિચાર કરતો જરા અટકીને બોલ્યોઃ

"તને ક્યારથી આવું લાગે છે?"

"સમય તો હું નથી જાણતી પણ એવું લાગે છે કે પહેલું વર્ષ મારા આનંદનું ઉદ્‌ગમ તમે હતા. બીજે વર્ષે મારું સંગીત અને ત્રીજે વર્ષે કંઇ નહિ. હા, હું આનંદમાં રહેવાનો-દેખાવાનો ડોળ કરતી, પણ એ તો તમારા સુખ માટે."

"એટલે? તું અંદરથી દુઃખી થઇ રહી છે?"

"દુઃખ હોય તો સમજાતું નથી પણ જીવનની સ્વાભાવિકતા મરી ગઇ હોય એવું લાગ્યા કરે છે. શાથી એમ લાગે છે એ સમજાતું નથી. ક્યારેક એમ થાય છે કે તમારી પેઠે મારે ય પ્રવૃત્તિઓ હોત તો આવું ન થાત."

"પ્રવૃત્તિ? પ્રવૃત્તિ તો છે જ. તારો દિવસ ક્યાં આળસમાં જાય છે? તું એકલી પણ ક્યારે રહે છે?"

"એમ નહિ."

"ત્યારે?"

"ખબર નથી પડતી" સુમિત્રા બોલતાં બોલતાં થાકી ગઇ.

\+ \+ \+

ત્યાર પછીનો જીવનપ્રવાહ મુશ્કેલ બન્યો. સુધીર પણ મૂંઝાવા લાગ્યો, સુમિત્રાનું દુઃખ એ એનું જ દુઃખ હતું. સુમિત્રાની એકલતા કેમ ટળે અને સુમિત્રા ફરીને કેમ કલ્લોલતી થાય એના વિચારમાં એ પડ્યો. એક દિવસ શહેરમાં ભરાયેલું એક મોટું પ્રદર્શન જોવા એ ગયો. સુમિત્રાને સાથે આવવા કહેલું પણ એણે નામરજી બતાવી હતી. એ નામરજી અને નિત્યના પ્રશ્નો ઉપર વિચાર કરતો એ પ્રદર્શનમાં ગયો. પ્રદર્શનમાં પગ મૂકતાં જ સુમિત્રા માટે શું લઇ જાઉં? એ શાથી આનંદ પામશે? એ વિચાર એના મગજમાં અથડાયો. એ આખું પ્રદર્શન ફર્યો. થોડાંક ચિત્રો લીધાં, હાથ કારીગરીની થોડીક ચીજો લીધી. બે ત્રણ પુસ્તકો લીધાં પણ એટલાથી સંતોષ ન થયો. સુમિત્રા આનંદથી નાચી ઊઠે એવું કંઇક એને જોઇતું હતું. એ વળી પાછો આખું પ્રદર્શન ફરી વળ્યો. પોતાને સંતોષ થાય એવું કંઇ ન મળ્યુ. છેવટે થાકીને જે હતું તે લઇને ઘેર આવ્યો.

"સુમિ! અહીં આવ તો."

સુમિત્રા અંદરના ઓરડામાંથી ધીમે પગલે દિવાનખાનામાં આવી. સુધીરે વચ્ચે પડેલા ગોળ ટેબલ ઉપર બધી વસ્તુઓ મૂકી અને સુમિનું સ્મિત ઝીલવા એના તરફ જોઇ રહ્યો. સુમિ તુરત હસી નહિ પણ સુધીરને પોતા સામે જોઇ રહેલો જોતાં જ એણે સ્મિત કર્યું. સુધીરનું મોં પડી ગયુ.

"સુમિ! બીજું કંઇ ન મળ્યું. હું આખું પ્રદર્શન ફૂંદી વળ્યો પણ તને ગમે એવું બીજું કંઇ દેખાયું જ નહિ."

"આ સરસ છે." એક ચિત્ર ઉપાડતાં સુમિત્રાએ કહ્યું, સુધીર એના સામે તાકી રહ્યો હતો. સુમિના શબ્દોએ એને આનંદ ન આપ્યો.

\+ \+ \+

સુધીરના કિસ્મતે પલટો લીધો. એનો વેપાર ધીમે ધીમે તૂટવા લાગ્યો, અને થોડા જ વખતમાં એ સામાન્ય માણસ બની ગયો. જેમ એ ગરીબ થતો ગયો તેમ સુમિત્રા વિષે એને વધારેને વધારે લાગવા માંડ્યું. એક તો સુમિત્રા દુઃખી લાગતી જ હતી એમાં ધનવૈભવ જતાં આનંદના સાધનો

(અનુસંધાન પાન ૨૧૯)

# ભગવો ઝંડો

શ્રી. રામનારાયણ ના. પાઠક

સોળમા સૈકામાં બાદશાહ બાબરે દિલ્હી લીધું અને હિંદને સદાને માટે પોતાનું કરવાનો વિચાર કર્યો ત્યારે રહ્યા સહ્યા રજપૂતબળ સાથે રાણાસંગે એ પરદેશી સત્તાનો ધ્વંસ કરવા ફત્તેહપુરસિક્રિના મેદાનમાં મોરચા માંડયા. જીવ સટોસટનો જંગ ખેલવા છતાં અંદરની ફાટફૂટથી મહારાણાને હાર મળી. તે દિવસે મોગલાવની જડ ઉંડી પેઠી.

એ જ રીતે અઢીસો વર્ષથી એકધારા ચાલતા વિજયનગરના સામ્રાજ્યને તોડી પાડવા દક્ષિણની ત્રણ મુસલમાની સત્તા એકત્રિત રીતે તૈયાર થઇ. સામ્રાજ્યથી છૂટા પડી સ્વતંત્ર આપખુદી ચલાવવા ઇચ્છતા રજપૂત રાજાઓએ સામ્રાજ્યને તોડવામાં સહાય કરી. આદિલશાહી અને કુતુબશાહીએ દક્ષિણમાં પરદેશી સત્તાને કાયમ કરી.

આમ સોળમાં સૈકાની અધવચમાં સારાયે હિંદુસ્તાનમાં ધર્મ-ઝનૂની મુસ્લીમોની સત્તા પ્રસરી ગઇ અને એક પ્રાચીન, મહાનપ્રજાની સંસ્કૃતિ જોખમમાં આવી પડી.

આવે કટોકટીના વખતે નિઝામ સરકારના જાંબ ગામમાં એક સમર્થ પુરુષ પાકયો. જેણે ગૂંગળાઇ જતા હિંદુધર્મને અને નષ્ટપ્રાય થએલી સ્વતંત્રતાને પાછી પ્રાપ્ત કરવા પ્રજામાં નવપ્રાણનો સંચાર કર્યો. મોગલશાહી, નિઝામશાહી, વિજાપુરશાહી વગેરે શાહીઓથી રંગાઇ ગયેલા ભારતવર્ષને એકતાનો અમરમંત્ર આપીને ફરી એકવાર સ્વતંત્રતાનો સ્વાદ ચખાડયો.

શિવાજીના મૃત્યુ પછી શંભાજીને હાર કરી ઔરંગઝેબે મરાઠી-સત્તાને જેર કરવા પોતાની સર્વ શકિત વાપરવા છતાં નાના નાના સરદારોએ માત્ર સ્વરાજ અને સ્વધર્મની ઉન્નત ભાવનાથી મરાઠી સામ્રાજ્યને ટકાવી રાખ્યું એટલું જ નહિ પણ ભગવા ઝંડાને સિંધુને પેલેપાર છેક અટક સુધી પહોંચાડયો.

એ ભગવા ઝંડાના ઉન્નત ભાવનાના મંત્રદાતાની પ્રેરક જીવન-કથા ટૂંકાવીને અહીં આપવામાં આવી છે.

* * *

નિઝામ રાજ્યના ઔરંગાબાદ જીલ્લામાં, મનમાડ–હૈદરાબાદ રેલ્વે લાઇન ઉપર જાંબ નામનું ગામ આવે છે. એ ગામમાં આજથી લગભગ સવાત્રણસો વરસ પહેલાં (ઇ. સ. ૧૬૦૮) ચૈત્ર સુદ નોમને દિવસે બપોરે બાર વાગે મંદિરોમાં રામજયંતિના ઘંટાનાદ થતા હતા એ વેળાએ સૂર્યાજીપંત નામના બ્રાહ્મણને ત્યાં એક પુત્ર અવતર્યો. એનું નામ નારાયણ પાડ્યું.

સૂર્યાજીપંત સદાચારી હતા. ગ્રામાધિકારી હતા. પ્રતિષ્ઠા સારી હતી, તેમના પત્ની રાણુબાઇ સુશીલ અને શાંત સ્વભાવનાં હતાં. આવાં માતપિતાનો નારાયણ નાનપણથી તોફાની નીવડ્યો.

પાંચમે વરસે જનોઇ આપી નિશાળમાં ભણવા બેસાડયો. ધુળી નિશાળમાં લખતાં, વાંચતાં અને થોડું નામુંઠામુ શીખ્યો. નાગરી અક્ષર નારાયણ સુંદર કાઢતો. કુદવું, લખોટીએ રમવું, તરવું એ નારાયણની પ્રિય રમતો હતી. પણ નારાયણ રમતમાં હજી ખીલતો હતો ત્યાં જ ઉમરને સાતમે વરસે એના પિતાનું મૃત્યુ થયું.

આઠ નવ વરસનો નારાયણ સૂર્યાજીપંતના મૃત્યુથી દુઃખી થવાને બદલે ગમ્મતમાં લીન રહે છે એ જોઇ માતાએ એકવાર કહ્યું: 'પુરુષોએ સંસારની ચિંતા કરવી જોઇએ ' બસ એ શબ્દો સાંભળતાં જ ભાઇસાહેબ ઘરના એક ખૂણામાં જઇને બેઠા. મા અને મોટાભાઈ શોધાશોધ કરવા લાગ્યા. મોડેથી મા ઘરમાં આવીને જુએ તો અંધારા ખૂણામાં નારાયણ પલોંઠીવાળી ધ્યાનમાં બેઠા છે. માએ રીસમાં પૂછ્યું: 'શું કરે છે નારાયણ ?'

'વિશ્વની ચિંતા કરું છું ' મા હસી પડયાં અને બાવડે પકડી બહાર લાવ્યાં.

એકવાર રાણુબાઇએ કહ્યું: 'નારાયણ ! મારે છાશની જરૂર છે પણ તને કહેવાથી શો ફાયદો ? તું કાંઇ થોડો જ ચીંધ્યું કામ કરે છે ? '

નારાયણ કંઇ બોલ્યો નહિ, બીજે દિવસે વહેલો ઉઠી કુંભારને ઘેર જઇ અગીઆર પારીઓ લઇ આવ્યો અને પાડોશમાં અગીઆર ઘેરથી છાશ લઇ ઘરમાં ગોઠવી આવ્યો. માએ જોયું ત્યારે આશ્ચર્યથી અને આનંદથી નારાયણને ભેટી પડયાં.

દસ વર્ષનો નારાયણ પકા જુવાન જેવો લાગતો હતો. રિવાજ મુજબ હજી તે લંગોટી પહેરીને જ ફરતો હતો. એનું સુંદર, સુદૃઢ, સુડોળ શરીર અત્યંત દેખાવડું લાગતું અને સૌને એ પરાણે વહાલો લાગતો. નારાયણને માટે માગાં આવવા લાગ્યાં. સ્વરૂપવાન કન્યાઓ જોઈ રાણુબાઇ લોભાયાં. નારાયણને માટે વાતચીત શરૂ થઈ. નારાયણના ગોઠીઆઓએ નારાયણની મશ્કરી શરૂ કરી. 'તારાં લગ્ન થવાનાં. નારાયણ તારે વહુ આવશે'. નારાયણ આથી એકવાર ખૂબ ચીડાયો અને નદી કાંઠે ઉંચા ઝાડ પર ચડી ત્યાંથી નદીમાં કૂદી પડયો. પડતાં પથ્થર વાગ્યો, માથું ફૂટયું. મોટાભાઇને ખબર પડતાં નદીએ દોડયા ગયા અને નારાયણને ઘેર લાવ્યા.

વરસ બે વરસ બીજાં નીકળી ગયાં. એકવાર રાણુબાઇથી ન રહેવાયું તેણે નારાયણને પૂછ્યું 'નારોબા, લગ્નની વાત નીકળતાં તું ખીજાઇ જાય છે, એ ઠીક નથી. તું મારું એક વેણ રાખીશ ?''

'હા બોલો'.

'અંતરપટ થતાં સુધી લગ્નની બાબતમાં હા ના કરનો તને મારા સમ છે.'

નારાયણ બોલ્યો: 'આજ્ઞા માથે ચડાવું છું.'

માતાને આનંદ થયો. નારાણના મોટાભાઇને શંકા પડી કે નારાયણ આમ જલ્દી કેમ માન્યો. છતાં એણે તૈયારી શરૂ કરી. કન્યા શોધી કાઢી. સગાંસંબંધીઓને કંકોત્રી લખાઈ. જાન લઈ વાજતે ગાજતે નારાયણ રામાં પરણવા ચાલ્યા.

મંડપમાં બંને પક્ષનાં મહેમાનો ઠાઠમાઠથી બેઠા. વિવાહવિધિ શરૂ થઇ. કન્યાને માંડવામાં લાવવામાં આવી. અંતરપટ ખેંચાયો અને બ્રાહ્મણોએ મંગલાષ્ટક શરૂ કર્યાં. પહેલું મંગલાષ્ટક પૂરૂં થતાં ઉપાધ્યાય બુવાએ લહેકાદાર સ્વરે ઉચ્ચાર કર્યો: 'શુભ લગ્ન સાવધા......ન'

શાંત, ગંભીર મુદ્રાવાળો, માત્ર બાર વર્ષનો નારાયણ અંતરપટ સામે ઉભેલી કન્યા તરફ મીટ પણ ન માંડતાં નીચાં નેણ ઢાળી ઉભો હતો, એની આંખો જમીન પર નહિ પણ અંતરના ઉંડાણ તરફ વળી હતી, કોઇ ઉંડા વિચારમાં એ ગરકાવ થયો હતો એવામાં 'સાવધાન' શબ્દ સાંભળતાં જ એ ચોંકી ઉઠયો. માતાને આપેલ વચન યાદ આવ્યું. અંતરપટ રાખતાં સુધી કશું ન બોલવું એવી અક્ષરશઃ પ્રતિજ્ઞા પળાઇ ચૂકી. બસ આજુબાજુના કશા વિચાર ન કરતાં સદેહે રામદર્શન પામવાની પોતાની અભિલાષા સિધ્ધ કરવાના મહાન્ હેતુને પાર પાડવા એ મંડપમાંથી ભાગી છૂટયો.

એક વિપળ સૌ સ્તબ્ધ બન્યા. બીજી જ પળે નારાયણના ભાઈ વગેરે દોડયા. માતા તો આભી જ બની ગઇ. સસરા ઢીલા થઇ ગયા. આવનાર મહેમાનો બહેબાકળા બની જોઇ રહ્યા.

ઘણી શોધ કર્યા પછી નિરાશ થઇને મોટાભાઇ પાછા વળ્યા. સસરાએ 'નારાયણ પાછો આવશે તો બીજી કન્યા પરણાવીશ' એમ કહી એ કન્યાને એજ મંડપમાં બીજા મૂરતીયા સાથે પરણાવી દીધી.

માતા રાણુબાઇના શોકનો પાર ન રહ્યો.

નારાયણ તીરવેગે નાસી છૂટયો. શિકારી કૂતરાથી બીધેલું હરણ નાસે તેમ નાસ્યો. રાતોરાત ઘોર જંગલમાં થઇ ગોદાવરી તીરે નાશિક તરફ નીકળ્યો.

માત્ર એક પહેરેલું ધોતીયું અને ઓઢેલી ઉપરણી સિવાય બીજું વસ્ત્ર નારાયણ પાસે હતું નહિ. ગોદાવરી અને નંદિનીના સંગમતીરે ટાકળી નામનું ગામ છે. ત્યાં એક નાનકડી ગુફામાં નારાયણે તપશ્ચર્યા શરૂ કરી. તેર કરોડ ત્રયોદશ અક્ષરનું પુરશ્ચરણ કરવાનો નિર્ણય કર્યો. નિત્ય નિયમ ગોઠવી લીધો. સૂર્યોદય પહેલાં સ્નાનાદિ આટોપી લઇ બે પહોર સુધી ગોદાવરીના કેડ સમાણા પાણીમાં ઉભા રહી જપ કરવા લાગ્યા. માછલીઓ કરડે તો પણ બહાર નીકળે નહિ. બપોરે બ્રહ્મયજ્ઞ કરી મધુકરી માટે ગામમાં જાય. પંચવટીમાં રામને નૈવેદ્ય ધરી, ટાકળી ગુફામાં આવી ભોજન કરે. પાછલે પહોરે પંચવટીમાં કથા-શ્રવણ કે વાચન કરી સંધ્યાકાળનાં કર્મ કરી ગુફામાં વિશ્રાંતિ માટે આવે.

આ રીતે એક માસ બે માસ નહિ, વરસ બે વરસ નહિ પણ બાર વરસ સુધી તપ કર્યું. દરમિયાન વેદ, ઉપનિષદ, ભાગવત, ગીતા, રામાયણ આદી ગ્રંથોનું અધ્યયન કર્યું.

નારાયણે ત્યાં જ પોતાનું નામ રામદાસ રાખ્યું. એજ અરસામાં શાહજી રાજાનો મુકામ નાશિકમાં થયો. તેમને કાને રામદાસની ખ્યાતિ આવી. આ યુવાન તપસ્વીનાં દર્શને શાહજી રાજા આવ્યા.

રામદાસને પંચવટીમાં જ કાવ્ય સ્ફુર્તિ થઈ. પહેલું કરુણાષ્ટક બનાવ્યું. લગ્ન–મંડપમાંથી એકા-એક નાસી છૂટયા તેથી વહાલી વૃદ્ધ માતા, પ્રિય મોટાભાઇ, દોસ્તમિત્રો વગેરેનો વિયોગ તીવ્રપણે સાલવા લાગ્યો અને મનની મથામણ થતાં જે કાવ્યો નીકળ્યાં તે અતિશય કરુણ છે :—

चपळपण मनाचें मोडितां मोडवेना,
सकळ स्वजन माया तोडितां तोडवेना ।
घडघडि विघडे रा निश्चये अन्तरीचा,
म्हणगउनि करुणा हे बोलतो दीनवाचा ॥

રામદાસે ચોવીશમે વર્ષે પંચવટિથી તીર્થયાત્રા શરૂ કરી. રામદાસને જ સમર્થ કહેવામાં આવે છે. પણ રામદાસ પોતાની જાતને 'દાસ' અને શ્રીરામને 'સમર્થ' કહેતા હતા.

રામદાસ સીધા નાશિકથી કાશી ગયા. કાશામાં હનુમંત ઘાટ ઉપર મારુતિની સ્થાપના કરી. રામચંદ્રના એકનિષ્ઠ ભક્ત મારૂતિ એ રામદાસનો આદર્શ હતો. અને પોતાની તીર્થયાત્રા દરમિયાન તેમણે ઠેર ઠેર મારુતિની સ્થાપના કરી. કાશીથી અયોધ્યા ગયા. ત્યાં કેટલાક માસ રહ્યા, અયોધ્યાથી ફરતા ફરતા મથુરા, હરિદ્વાર, બદરી, કેદાર, ગંગોત્રી, કાશ્મીર, અવંતિકા, ઓંકારેશ્વર, દ્વારકા, પ્રભાસ, ત્યાંથી દક્ષિણમાં આવી જગન્નાથ પુરી, રામેશ્વર, શ્રીરંગમ્ સમસ્ત ભારતવર્ષમાં બાર વર્ષ સુધી પરિભ્રમણ કર્યું.

પણ આ પરિભ્રમણમાં તેમણે જે જોયું તેથી એમની આંતરડી કકળી ઊઠી. જનસમુદાયના હૃદયમાં બેઠેલા રામને હર્નિશ દુભાતો જોઇ એ સંત કકળી ઊઠ્યો :

फिरे दास उदास लोकांस पाहे ।
मनामाजि चिंतित रोउनि राहे ॥

પ્રવાસ દરમિયાન 'આસમાની સુલતાની' અને 'પરચક્રનિરૂપણ' નામનાં બે કાવ્યો લખ્યાં તેમાં એ વખતની સમાજસ્થિતિનું રોમાંચકારી તાદૃશ વર્ણન કર્યું.

દુકાળથી બેહાલ બનેલા લોકો, વિધર્મી અને પરદેશી રાજસત્તાએ દેવળો તોડ્યાં, મૂર્તિઓ ભાંગવી, બળાત્કારથી ધર્મભ્રષ્ટ કરવા, સ્ત્રીઓ ઉપર અત્યાચાર કરવો. સ્ત્રીઓ અને પુરુષોને પકડી જઇ પર પ્રદેશમાં વેચી આવવાં, ધનસંપત્તિનો નાશ વગેરે સમાજની સ્થિતિનું સૂક્ષ્મપણે અવલોકન કરીને હૃદયદ્રાવક વર્ણન રામદાસે ઉપરોક્ત બે કાવ્યોમાં કર્યું છે. એ કાવ્યો વિષે સદ્‌ગત ઇતિહાસાચાર્ય રાજવાડે લખે છે 'એ વર્ણન અપ્રતિમ છે. ભયાનક અને કરુણરસ એટલા ઉઠાવદાર છે કે અંગ્રેજી, સંસ્કૃત કે પ્રાકૃત કોઈપણ ભારતીય વાંઙમયમાં મેં જોયા નથી!' એ વર્ણનનું હુબહુ ભાષાંતર અશક્ય છે. મૂળ મરાઠી ગુજરાતી વાંચક સમજી શકે તેવું હોય થોડો નમુનો જોઇએ:

किति एक मृत्युस ते योग्य झाले,
किती एक ते देश त्यागुन गेले ।।
किति एक ग्रामेचि ते ओस झाली,
पिकें सर्व धार्न्येचि नाना बुडाली ।।
किति एक घाडिवरि घाडि येती,
दुया सैनिकांचोंच संहार होती ॥
माणसा खावया धान्य नाहीं,
आंथरुण पांघरुण तेहि नाहीं ॥
घर कराव्या सामग्री नहीं,
काय करिती ॥
किति एक अनाचारी पडिलीं,
किती एक यातिभ्रष्ट झाली ॥
किती एक ते आकंदली मुले बाळे,
कित्येकी विषे घेतलीं ॥
कित्येक जळीं बुडालीं,
जाळिली नापुली कितीएक ।।
प्राणिमात्र झाले दुःखी,
पाहता कोणी नाहीं सुखी ॥

સમાજની આવી દીનહીન પરિસ્થિતિ જોઇને રામદાસ ત્રાસી ઉઠ્યા. તેમણે આનો ઉપાય શોધવા મથામણ કરી આખરે એક જ ઉપાય સૂઝ્યો: પરધર્મી અને પરદેશી રાજ્યના ફાંસલામાંથી દેશને મુક્ત કરવા સ્વધર્મ અને સ્વરાજ્ય સ્થાપનાનો ઝંડો ઉઠાવવો. દુર્બળ અને ભયથી હતાશ થયેલા લોકોને એકત્ર રીતે નિર્ભય સામનો કરવા પ્રેરવા એજ એક ઉપાય તેમનેે જડ્યો, એને માટે જ્યાં જ્યાં ફર્યા ત્યાં મહિનો માસ રહી મારુતિની સ્થાપના કરી. મારુતિ એટલે શરીરબળ, બુદ્ધિબળ

મનોબળ અને આત્મબળવાળો આદર્શ સેવક: આદર્શ સૈનિક: આદર્શ સરદાર: આદર્શ સલાહકાર: પશુબળથી પ્રજાને પીડનારા રાક્ષસરાજનો સંહારક: મારુતિની ઉપાસના મારફત રામદાસે ભારતવાસીમાં સ્વમાન પેદા કર્યું. સંપ પેદા કર્યો: નિર્ભયતા પ્રગટ કરી.

બાર વર્ષના પ્રવાસમાં તેમણે જોયું કે સારાએ હિંદુસ્તાનમાં જો કોઇ પણ સ્થળ ઓછામાં ઓછા સમયમાં એકત્ર સામનો કરી સ્વધર્મ અને સ્વરાજ સ્થાપના કરી શકે તેવું હોય તો તે મહારાષ્ટ્ર :

કૃષ્ણાતીરે ચાફળમાં આવી રહ્યા. રામજયંતિ અને હનુમાનજયંતિના ઉત્સવો શરૂ કર્યા. ઉત્સવો મારફત પ્રજામાં સંગઠન અને શકિતનો સંચાર કર્યો. સેંકડો અને હજારો લોકો રામદાસના બોધવચનો સાંભળી, એના સચોટ મનોવેધક શબ્દો સાંભળી ખુમારીમાં આવી ગયા.

પહેલાં બાર વરસ જાંબ ગામમાં ખેલવા કુદવામાં, શરીરને મજબૂત બનાવવામાં ગાળ્યાં, બીજા બાર વરસ મનને મજબૂત કરવા પંચવટીમાં તપશ્ચર્યામાં ગાળ્યાં, ત્રીજા બાર વર્ષ દેશનું દર્શન કરવામાં ગાળ્યાં અને છત્રીશમે વરસે શરીરે, મને અને અનુભવે પીઠ થયેલા રામદાસ મહારાષ્ટ્ર મારફત ભારતવર્ષને સ્વધર્મ અને સ્વરાજ સ્થાપનાના અણમોલાં પાઠ શીખવવા લાગ્યા.

ગામેગામ મારુતિની સ્થાપના, રામજયંતિ અને હનુમાન જયંતિના ઉત્સવ, રામમંદિર, મારુતિમંદિર અને વ્યાયામ મંદિર; નિ:સત્ત્વ બનતા જતા રાષ્ટ્રને સ્વત્વરક્ષાના નવા પાઠ પઢાવવા લાગ્યા. વ્યાયામમંદિરમાં મેળવેલી નવશકિત નિર્ભયપણે મારુતિની માફક જનકલ્યાણ અર્થે વાપરવાની કળા મહારાષ્ટ્રના એ 'સમર્થ ગુરુ રામદાસે બતાવી.

પણ મહારાષ્ટ્રે મંત્રદાતાની સાથોસાથ મંત્રનો ઝીલનાર પેદા કર્યો. માર્કસના મંત્રને લેનીનના આગમન સુધી વાટ જોતાં બેસી રહેવું પડયું પણ રામદાસના મંત્રનો ઝીલનાર વિધિએ ઘડી રાખ્યો હતો.

રામદાસે પોતાનું કાર્ય શરૂ કર્યું એ સાલ ૧૬૪૪ની હતી. એ વખતે બાલશિવાજી કુમારાવસ્થામાં આવ્યો હતો. માતપિતાએ રાષ્ટ્રભકિતથી એના હૃદયને રંગી નાંખ્યું હતું. શાહજી રાજાનું સૈન્ય પચ્ચાસ હજારનું હતું. વિજાપુરના એક સરદાર એ ગણાતા હતા. છતાં એક વખત એવો હતો નિઝામશાહ અને વિજાપુરશાહ જ નહિ પણ ખુદ બાદશાહ શાહજહાં પણ એનાથી ચેતીને ચાલ્યો હતો. ઇ. સ. ૧૬૩૩માં જ્યારે શાહજહાંએ નિઝામશાહીને નબળી પાડી દીધી અને એના બે કિલ્લા જીતી લીધા ત્યારે એક સગીર બાળકને લઇ શાહજી રાજાએ નિઝામની ગાદીએ બેસાડયો અને પોતે જ રાજ ચલાવવા લાગ્યા.

કર્ણાટક જેવા દૂર પ્રદેશમાં કાયમ એને રહેવું પડતું તેનું કારણ પણ વિજાપુરનો આદિલશાહ એમનાથી ડરતો હતો. શાહજી રાજાએ એક બે વાર મુસલમાન સત્તા સામે માથું ઉંચકવાનો પ્રયત્ન કરેલો પણ એ નિષ્ફળ ગયો. વિજયનગરના રહ્યાસહ્યા ખંડિયા રાજાઓને જેર કરવા ગોવળકોંડાના કુતુબખાને અને વિજાપુરના આદિલશાહે મોટા લશ્કર સાથે ચઢાઇ કરી. વિજાપુરના શાહે મુસ્તફાખાન અને શાહજી રાજાને સેનાપતિ બનાવી મોકલ્યા હતા. પણ કર્ણાટકમાં પગ મૂકતાં જ મુસ્તફાખાને જોયું કે શાહજી હિંદુરાજ્ય તોડવામાં આડખીલીરૂપ થશે એટલું જ નહિ પણ કદાચ સામો થયો તો ભારે થઇ પડશે આથી એણે વિજાપુરથી તાબડતોબ હુકમ મંગાવી શાહજી રાજાને કેદ કર્યા !

જ્યારે બાજી ઘોરપડે શાહજીને કેદ કરવા આવ્યો ત્યારે નાનકડું યુધ્ધ થયું એ વખતે

ખંડોજી પાટીલ સિવાય કોઇ એમને પડખે ઉભું ન રહ્યું. સૈન્યમાં એકલોહીયા રાષ્ટ્રભકતો જોઇએ એ વાત શાહજી રાજાના આ દાખલાથી રામદાસને સૂઝી:

પિતાનું વર્ચસ્વ સાચવી રાખે એટલું જ નહિ પણ સવાયું કરે એવા મોતીજવાહર જેવા પિતા-પુત્ર વિરલ હોય છે. શિવાજી શાહજીનો એવો પુત્ર હતો. એણે સતરમે વરસે તોરણગઢ જીતી, સ્વરાજ્ય સ્થાપનાનાં તોરણ બાંધ્યાં.

વીશ વરસનો તરુણ શિવાજી રામદાસને મળવા ચાફળ આવ્યો ત્યારે સમર્થ શિંગણવાડીમાં હતા. દિવાકર ગોસ્વામી શિવાજીને સમર્થ પાસે લઇ ગયા. એ વખતે સમર્થ પોતાનો દાસબોધ નામનો પ્રસિદ્ધ ગ્રંથ લખતા હતા. રામદાસને ખબર મળી ચૂકયા હતા કે દક્ષિણની ત્રણ સુલતાનશાહી અને ઉત્તરની વડી મોગલશાહી, એ ચારે શાહીઓ સામે શિવાજીએ જંગ શરૂ કર્યો છે. શાહજી નાશિકમાં મળવા આવ્યા ત્યારે સાથે બાલશિવાજી હતો. તે દિવસથી જ રામદાસની નજર એના પર ઠરી હતી. જ્યારે રામદાસે સાંભળ્યું કે શિવાજીએ તોરણગઢ, કોંડાણાગઢ વગેરે બે ત્રણ કિલ્લાઓ જીતી વિજાપુર સામે પડકાર કર્યો છે ત્યારે એમની ખાત્રી થઇ કે શિવાજી સ્વરાજ્ય સ્થાપના કરી સ્વધર્મનું રક્ષણ કરશે, અને મારે શિવાજીના સ્વરાજ સ્થાપનાના કાર્યમાં પૂરતી મદદ કરવી.

પહેલો જ મંત્ર ઐક્ય અને સંગઠ્ઠનનો આપ્યો.

*मराठा तितुका मेळवावा ।
महाराष्ट्र धर्मवाढवावा ॥

દગાખોર અને વિશ્વાસઘાતીથી ચેતતા ચાલવાની ખાસ સલાહ આપી:–

अमर्याद फितवेखोर यांचा करावा संहार।
शोधिला पाहिजे विचार यथातथ्य।

સાચા સાથીનું જતન કરવા માટે એ શબ્દ કહ્યા.

आई तितके जतन करावे ।
पुढे आणोक मिळवावें ।
महाराष्ट्र राज्य करावें ।
जिकडे तिकडे ।

રામદાસની ભાષા સીધી અને આકરી હતી. લડાયકભાવ એમાં ભરપૂર હતો. શિવાજીના હૃદય સોંસરા એ શબ્દો ઉતરી જતા હતા.

बहुतां दिवसांचे हें बंड । म्लेच्छ झाले उदंड । यांचे करुन उखंड राज्य करावे ।

બાદશાહ સામે મરાઠાઓનું બંડ નહોતું પણ ભારતવર્ષમાં વરસો થયાં ઘુસી જઇ આર્ય પ્રજાને સંસ્કારભ્રષ્ટ કરનાર પરદેશી સત્તાધારીઓ સામે હતું. આ વાત સ્પષ્ટરીતે રામદાસે શિવાજીને અને મહારાષ્ટ્ર મારફત સારા હિંદુસ્તાનને સમજાવી.

મોટા અધિકારની આશાએ, પુષ્કળ ધનની આશાએ બ્રાહ્મણો તથા મરાઠાઓ પરદેશી રાજ્યની નોકરી કરતા હતા. આની સામે રામદાસે પ્રચંડ વિરોધ ઉઠાવ્યો.

એક બાજુ શિવાજી કિલ્લાઓ જીતી મરાઠા સરદારોના હાથમાં સોંપવા લાગ્યો; બીજી બાજુ રામદાસ મારુતિ સ્થાપી એક એક શિષ્યને બેસાડવા લાગ્યા. સ્વરાજ્ય અને સ્વધર્મ સ્થાપનનું કાર્ય બમણાં જોમથી શરૂ થયું. તીર્થયાત્રા દરમિયાન ઉત્તર હિંદમાં અને પછી દક્ષિણમાં, પોતાના જીવનકાળ દરમિયાન રામદાસ સમર્થે અગીઆરસો નાના મોટા મઠ સ્થાપ્યા. એ મઠ માત્ર પાઠપૂજા અને કર્મકાંડી ન હતા પણ એક પ્રકારની લડાયક છાવણી જેવા હતાં. એના મઠાધીશો

---

૧. મરાઠાનો મૂળ અર્થ વીર થાય છે.

પણ બુઝાઇ જતા સંસ્કારદીપને સતેજ કરવા પોતાના પ્રાણનું સિંચન કરતા હતા.

સમર્થ—શિવાજીની જોડીએ જોતજોતામાં મહારાષ્ટ્રને ઉંચે ઉપાડી લીધો. વિજાપુરશાહી કમજોર બની ગઇ. દિલ્હીનો બાદશાહ પણ શેહ ખાઇ ગયો. રજપુત રાજા જયસિંહ સામે ટક્કર ઝીલવાથી શિવાજીને આગ્રા જવું પડયું. યુક્તિથી નાસી છૂટયા. પાછા મહારાષ્ટ્ર સુધી સલામત પહોંચવામાં મારુતિમંદિરોનો આશરો સારી રીતે મળ્યો. શિષ્યને સહીસલામત પાછો આવેલો જોઇ ગુરુના હર્ષનો પાર ન રહ્યો.

શિવાજીએ રાયગઢમાં રાજ્યાભિષેકનો વિચાર કર્યો. પ્રથમ છત્ર અને રાજદંડ ગુરુચરણે ધર્યાં અને પછી જ પોતે ધારણ કર્યાં.

સતારા પાસે સજ્જનગઢ ઉપર સમર્થ મંદિર બાંધ્યું. શિવાજી વારંવાર ત્યાં આવી રહેતા હતા. સમર્થને ભિક્ષા માગીને જીવન નિર્વાહ ચલાવવો પડે છે તે શિવાજીને ન રુચ્યું. એમણે પૈસા, અનાજ વગેરે મોકલી આપ્યું અને સમર્થને આવવા જવા ખાસ પાલખી મોકલી.

જવાબમાં રામદાસે કહાવ્યું: 'હવેથી એક દોકડો કે મુડી પણ ન મોકલશો અમારે સાધુને પાલખી પણ ન જોઇએ' પાલખી પાછી મોકલી.

એકવાર ચાફળ પરગણાનાં અગીઆર ગામ સમર્થમંદિરને ભેટ ધર્યાં. સમર્થે અત્યંતનિસ્પૃહતાથી જવાબ લખ્યો: **फक्त ११ बीघा जमीन आवी व बाकी देवाचा प्रसाद म्हणुन जमा करावी।'**

એકવાર શિવાજીના આંગણામાં સમર્થ ભિક્ષાની ઝોળી લઇ આવી ઉભા. શિવાજીએ હાથ જોડીને એક ચિટ્ટી અંદર નાખી. એમાં માત્ર ત્રણ શબ્દ લખ્યા હતા. 'આખું રાજય અર્પણ.'

સમર્થે રાજ્યનો સ્વીકાર કર્યો અને પ્રજાના પ્રતિનિધિ તરીકે ઇશ્વરને નામે રાજ્ય કરવા કહ્યું. અને એની નિશાની રૂપે ભગવો ઝંડો આપ્યો.

એકવાર કર્ણાટકથી વળતાં સામાનગઢનું ચણતર કામ જોવા શિવાજી રોકાયા તે જ વખતે રામદાસ સ્વામી ત્યાં આવી ચડયા. સેંકડો માણસોને કામ કરી મજુરી મેળવતા જોઇ શિવાજીના મનમાં સહેજ ગર્વ આવ્યો. સમર્થ રામદાસે શિવાજી સામે નજરી કરી. સમર્થ ગયા: એક પથ્થર ઉપાડયો. દરીઆકાંઠાનો પોચો-પોલો પથ્થર પછાડતાં બે કકડા થયા. તેમાંથી એક દેડકી નીકળી અને કુદીને પાણીમાં જઇ પડી. સમર્થે શિવાજીને પૂછ્યું: **'शिवबा, हा बेडकीचा पालन तुम्हींच करता काय?'**

શિવાજીએ નેણ નીચે ઢાળ્યાં, દબાતે સ્વરે અત્યંત નમ્રભાવે ઉત્તર દીધો: **'अपराधी आहे क्षमा करावी'।**

સમર્થનું ઇમારતી જ્ઞાન પણ સારૂં હતું. શિવાજીએ પહાડી અને જંગલમાં મળીને કુલ ૩૬૦ કિલ્લા બાંધ્યા. તેમાં પણ રામદાસના અનુભવનો લાભ ઉઠાવ્યો હતો.

મહારાષ્ટ્રના ઘડતરનું કામ સુંદર રીતે, અસ્ખલિતપણે ચાલી રહ્યું હતું એમાં એકાએક ગુરુશિષ્યની જોડી ખંડિત થઇ. ઇ. સ. ૧૬૮૦ માં શિવાજીનું રાયગઢ ઉપર અવસાન થયું. સમાચાર મળતાં **'श्रीची ईच्छा'** એમ બોલી અંદર ઓરડામાં ચાલ્યા ગયા. અન્ન છોડયું, બહાર ફરવાનું છોડયું, સખત આઘાત લાગ્યો. હજી તો સ્વરાજ્યની ઇમારતનો પાયો માંડ નંખાયો ત્યાં કુશળ કારીગર ચાલ્યો ગયો!

અને પાછળથી શંભાજીએ શિવાજીના વિશ્વાસુ અને દેશ ખાતર ફકીર થયેલા માણસોને દગો દીધો. બાલાજી રાવજી, અણ્ણાજી દત્તો, વિઠોજી ફર્જાંદ વગેરેને ઘાતકી રીતે મરાવી

નાખ્યા અને ઔરંગઝેબે આ તકનો લાભ લઇ મરાઠાને જેર કર્યા. સમર્થને આથી ખૂબ લાગી આવ્યું. તેમણે નાના મોટા મરાઠાઓને એકત્ર થઈ સ્વરાજ કાર્ય ચાલુ રાખવાની હાકલ કરી. દાસબોધમાં ઉત્સાહ પ્રેરે તેવી ઓવીઓ લખી ફરી ઉઠવા આદેશ દીધો.

સમર્થે કરૂણાષ્ટક, અસ્માની સુલ્તાની, પરચક્રનિરૂપણ, મનોબોધ, રામાયણ અને દાસબોધ એટલાં પુસ્તકો લખ્યાં છે. મહારાષ્ટ્રી સંતોમાં જ્ઞાનદેવ, એકનાથ, તુકારામ અને રામદાસ પહેલી પંક્તિના કવિઓ ગણાય છે. રામદાસનું દાસબોધ સુપ્રસિધ્ધ છે તેમણે અધ્યાયને દશક અને વિભાગને સમાસ એવાં નામ આપ્યાં છે–કુલ વીસ દશક છે. બસો સમાસ છે. બધી મળીને ૭૭૫૦ ઓવીઓ છે. પહેલા આઠ દશક એક બેઠકે લખ્યા. પાછળથી બાકીના પ્રસંગાનુસાર.

રામદાસના શિષ્યોમાં પ્રથમ શિષ્ય ઉધ્ધવ; પટ્ટશિષ્ય કલ્યાણ સતંકોટિના જીવ હતા. બીજા અનેક રાજદ્વારી પુરુષો પણ રામદાસના શિષ્યો બન્યા. રામદાસના અનુયાયીઓએ 'રામદાસી' એવો સંપ્રદાય ચલાવ્યો. આજે પણ એ સંપ્રદાય જીવંત છે.

મહારાષ્ટ્રી વિદ્વાનોએ સમર્થના જીવન અને કાર્ય ઉપર અનેક વિદ્વતાપૂર્ણ ગ્રંથો લખ્યા છે.

રામદાસ સ્વામીના છેવટના દિવસો સજ્જનગઢ ઉપર જ ગયા. રોગ મટાડવા ચાફળ જવા શિષ્યોએ વિનવ્યા પણ ન ગયા, આખરે ઇ. સ. ૧૬૮૧ માં સજ્જનગઢ ઉપર દેહ મૂકયો.

સમર્થના ગયા પછી શંભાજીને ઔરંગઝેબે ઠાર માર્યો છતાં એ મહાન શિક્ષકના કુશળ વિદ્યાર્થીઓએ નિર્ભયતાથી સ્વરાજકાર્ય ચાલુ રાખ્યું. ઉતરોત્તર સ્વરાજની ઇમારત ઉંચી ને ઉંચી વધતી ચાલી. શિવાજીના ગયા પછી નષ્ટપ્રાય થઇ ગયેલા સ્વરાજકાર્યને મરાઠા સિપાહીઓએ એકતાના અમર છત્ર નીચે એકઠા થઇ ભગવા ઝંડાને છેક સિંધુને પેલેપાર અટક સુધી ફરકતો કર્યો.

રામદાસ સોળમા સૈકાનાં સમર્થ પુરુષ તરીકે અમર છે.

●

## જનનીઅંક

કવિતાને દાસી કહી પજવશો ના કવિ તમે.
વળી એની હુંફે નબળી પ્રભુતામાં ન સરશો,
કવિતા તો છે સંજીવન સ્વર સુના જગતના
યમુના શું એનું વહનઃ જનનીઅંક સફલા.

" મહેલું "

# ગૃહપ્રવેશ: દ્વિઅંકી નાટિકા

રવીન્દ્રનાથ ઠાકુર

: અનુવાદક :

નગીનદાસ પારેખ

## અંક પહેલો [ચાલુ]

**યતીન :** ઓરે, આજે જ આ બધા કામગરા લોકોની ગરદી જામી છે. નરેનખાંનો માણસ પણ આંટા મારી રહ્યો છે. હિમિ, એક કામ કરતો—ગમે તે રીતે જરા ખબર નહિ મેળવે આજના બજારમાં—ના, ના, રહેવા દે. પેલું બારણું બંધ કરી દે.

**પાસેના ઓરડામાં**

**માસી :** આ શું વહુ! ક્યે જાય છે કે શું?

**મણિ :** સીતારામપુર જવાની છું.

**માસી :** આ તે શું કહેવાય? કોની સાથે જવાની?

**મણિ :** અનાથ લઈ જાય છે.

**માસી :** બેન, માડી, જજે તું, જવું હોય તો. તને અટકાવતી નથી, પણ આજે નહિ.

**મણિ :** ટિકિટ ખરીદીને ડબ્બો રિઝર્વ કરાવી નાખ્યો છે. માએ ખરચના પૈસા મોકલ્યા છે.

**માસી :** ભલે; એ નુકસાન સહન થશે. નહિ તો તું કાલે મંળસ્કેની ગાડીમાં જ જજે. આજની રાત—

**મણિ :** માસી, હું તમારી તિથિ વાર માનતી નથી. આજ જવામાં ખોટું શું?

**માસી :** યતીને તને બોલાવી છે, તારી સાથે તેને કાંઈ ખાસ વાત કરવાની છે.

**મણિ :** તો સારું. હજી દશ મિનિટની વાર છે. હું તેમને કહી આવું છું.

**માસી :** ના, તેને કહેતી નહિ કે તું જાય છે.

**મણિ :** તો નહિ કહું; પણ મોડું કરાય એમ નથી. કાલે જ અન્નપ્રાશન છે. આજે ન જાઉં તો ચાલે જ નહિ.

**માસી :** હાથ જોડું છું, વહુ. એક દિવસ પૂરતું મારું કહ્યું માન. મન જરા શાંત કરીને યતીનની પાસે બેસ. ઉતાવળ કરીશ નહિ.

**મણિ :** ત્યારે શું કરું, કહો. ગાડી કંઇ બેસી થોડી જ રહેવાની છે. અનાથ તો બહાર ગયો છે, હમણાં જ તે આવીને મને તેડી જશે. એટલામાં એને મળી આવું.

**માસી :** ના, તો તો રહેવા દે. તું જા. આવી રીતે તેની પાસે જવા નહિ દઉં. અરે અભાગણી! જ્યાં સુધી જીવશે ત્યાં સુધી આજની વાત તને યાદ રહેશે.

**મણિ :** માસી, મને આમ શાપ દેશો નહિ, કહી મૂકું છું.

**માસી :** અરે,, બાપરે! હજીય શાને જીવે છે! દુઃખનો તો પાર નથી. હું નહિ અટકાવી શકી.

[મણિ જાય છે]

[શૈલનો પ્રવેશ]

**શૈલ :** માસી, તમારી વહુનાં આ તે કેવાં આચરણ, બોલો તો? છે શું? ધણીની આવી સ્થિતિમાં શો વિચાર કરીને એ પિયર ચાલી!

**માસી :** જરા જેટલી તો છોકરી, જાણે માખણની જ ન બનાવી હોય એવી લાગે છે. પણ શા પથ્થરના એના પ્રાણ છે!

**શૈલ :** એને તો હું ઘણા દિવસથી જોતો આવ્યો છું પણ, આટલે સુધી જશે એ ખબર ન હતી. એક બાજુ જુઓ. કૂતરાં, બિલાડાં, વાંદર, મોર જનજનાવર કેટલાં પાળ્યાં છે તેનો કંઇ હિસાબ નથી—તેમને કશું થતાં વેંત જ ધમાલ મચાવી મૂકે છે, આમ છતાં ધણી ઉપર—હું તો એને સમજી જ નથી શકતો.

**માસી :** યતીન એને અંતરથી ઓળખી ગયો છે. એક દિવસ જોઉં છું તો યતીન માથે હાથ દઇને બિછાનામાં પડયો હતો અને મણિ ટોળું લઇને નાટક જોવા ચાલી. નહિ રહેવાયું એટલે હું યતીનને પંખો લઇને પવન નાખવા ગઇ. તેણે મારા હાથમાંથી પંખો છીનવી લઇને ફેંકી દીધો. અરે, શી એ વેદના! તે બધા દિવસોની વાતો યાદ આવતાં છાતી ફાટી જાય છે.

**શૈલ :** એ પણ કહું છું માસી, કે એવી પથ્થર જેવી સ્ત્રી ન હોય તો પુરુષોનાં ઊડતાં મનને દબાવી નહિ રાખી શકે. જેમ નરમ હોય તેમ પુરુષો વધારે ફસકી જાય.

**માસી :** શી ખબર, શૈલ. કદાચ એ જ માણસનો ધર્મ હશે. બંધનમાં કંઇ એક સખત વસ્તુ ન હોય તો તે બંધન જ ન કહેવાય. પછી શું પુરુષને કે શું સ્ત્રીને. પ્રેમની માળામાં ફૂલ હોય છે પારિજાતનાં—પણ તેનો દોરો હોય છે વજ્રનો.

**શૈલ :** હજી પણ જો તે ગાડીમાં નહિ બેસી ગઇ હોય તો જરા સમજાવી જોઉં જઇને.

[જાય છે]

[પાડોશણનો પ્રવેશ]

**પાડોશણ :** મોટીબેન! ઓ મા! આતે શું કહેવાય! તમારી વહુ કહે છે કે પિયર ચાલી!

**માસી :** તે શું થયું છે? તેમાં તમને આટલી બધી ફિકર શાને?

**પાડોશણ :** તે ખરું. અમારે શું? આતો યતીનબાબુ ઉપર આખી પોળના માણસોને હેત છે એટલે—

**માસી :** હા, તેટલા માટે જ યતીન જેના ઉપર હેત રાખે છે તેને તમો બધાં મળીને.

**પાડોશણ :** તો બહુ સારું મોટીબેન. મણિએ બહુ સારું કામ કર્યું છે. આટલું સારું કામ બહુ ઓછી સ્ત્રીઓ કરી શકે.

**માસી :** સ્વામીની ઇચ્છા પ્રમાણે જે ચાલે તેને જ તમે સારી સ્ત્રી કહો છો ને. મારી મણિ પણ એમ જ કરે છે.

**પાડોશણ :** હા, તે તો જોઇએ જ છીએ.

**માસી :** મણિ હજી નાદાન છે એટલે તેને રોગી પાસે ગોંધાઇ રહેલી જોઇને યતીન અકળાતો હતો. આખરે ડાક્ટર સાહેબની રજા લીધી અને પછી—જવા દે. તમો થાય એટલી નિંદા પોળે પોળે ફરીને કરોને. પણ યતીનના કાન આગળ કોલાહલ કરશો નહિ.

**પાડોશણ :** વાહ રે ! મણિ શા દુઃખે વારે વારે પિયર જાય છે તે સમજી શકાય છે.

[જાય છે]

[ ડાક્ટરનો પ્રવેશ ]

**ડાક્ટર :** આ છે શું ? દરવાજા આગળ જોઉં છું તો ટ્રંક, પેટી ગાડીમાં ચડાવીને વહુ તેના ભાઇની સાથે ક્યાંક ઊપડતી હતી. મને જોઇને જરા થોભી સુદ્ધાં નહિ. રોગીની હાલત જરા પૂછીએ, પણ તે યે નહિ. તેની સાથે ઝઘડો કર્યો છે કે શું? (માસી નિરુત્તર) રોગીની આ અવસ્થામાં, કંઇ નહિ તો હમણાં થોડા દિવસ તો વહુની સાથે તમારે સાસુપણું બંધ રાખવું જોઇતું હતું.

**માસી :** બને ત્યારે ને, ડાક્ટર? સ્વભાવ તો મર્યે પણ નહિ જાય. ઘરમાં ભેગાં રહીએ એટલે જરા બોલાચાલી તો થવાની જ.

**ડાક્ટર :** આ વહુ ગાડી મંગાવીને ચાલી ગઇ, તે તમે જરા ના પાડી હોત તો યે બસ થાત. (માસી નિરુત્તર) કોણ જાણે. કદાચ એ ગઇ એથી જ તમને ટાઢક વળી હશે, પણ હું તો તમને ચોખ્ખે ચોખ્ખું જ કહું છું કે તમો આવી રીતે વહુને કાઢી મૂકીને ક્ષણે ક્ષણે યતીનની આશાનો ભંગ કરો છો, તેથી તેના જીવનને હાનિ જ થાય છે. રોગી પ્રત્યેની અમારી ફરજ સૌ પહેલી, તેટલા માટે જ મારે આવી સ્પષ્ટ વાત કહેવી પડી, નહિ તો તમારા સાસુવહુના ઝઘડામાં વચ્ચે પડવાનો મને અધિકાર નથી.

**માસી :** જો વાંક કર્યો હોય તો તે વિષે દલીલ કરવાથી કાંઇ વળવાનું નથી. હું પોતાને હલકી પાડીને વહુને પાછી આવવાને કાગળ લખું એ તો આ જનમમાં થવાનું નથી, પછી તમે ગાળ દો કે ગમે તે કરો. હજી તમે એક કામ કરી શકો, ડાક્ટર.

**ડાક્ટર :** શું, કહો.

**માસી :** સીતારામપુર વહુના બાપાને એક કાગળ લખી નાખો. તેમાં લખો કે યતીનની શી સ્થિતિ છે. વહુના બાપને હું જેટલા ઓળખું છું તેટલા ઉપરથી મને તો ખાત્રી છે કે તે કાગળ મળતાં જ વહુને લઇને અહીં આવશે.

**ડાક્ટર :** ઠીક, લખું છું, પણ વહુ પિયર ગઇ છે એ વાત કેમે કરી યતીન જાણવા ન પામે એ જો જો. હું તમને કહી મૂકું છું કે એ ખબર ઉપર મારી કોઇ પણ દવા ચાલશે નહિ. હિમિ, બેન, તું ત્યાં બેસી રહી છે તે એક કામ કર. તેને જે ગીત ગમતું હોય તે તેનાં બારણાં આગળ બેસીને ગા. તેને વહુની ખબર પૂછવાનો સ્હેજ પણ વખત જ મળવો ન જોઇએ ! સાંભળ્યું ને બેન ! હમણાં રોવાનો વખત નથી. રોવાનું પછી થઇ રહેશે. હમણાં તો ગીત ગા. તને કહ્યું તો છે મેં કે હું એક પુસ્તક લખું છું. તેમાં સિધ્ધ કરી આપીશ કે ગીતના તરંગો (વાઇબ્રેશન) અને રોગનાં બીજની ગતિ બિલકુલ ઊલટી છે. નોબેલ પ્રાઇઝની જ તૈયારી કરી રહ્યો છું એમ જ માનો ને ! સમજી?

[ જાય છે]

[ હિમિનુ ગીત ]

એ મરણેર સાગર પારે ચુપે ચુપે
એલે તુમિ ભુવનમોહન સ્વપન-રૂપે.

કાન્ના આમાર સારા પ્રહર તોમાય ડેકે
ધુરેછિલ ચારિદિકે બાધાય ઠેકે,
બન્ધ છિલેમ એઈ જીવનેર અંધકૂપે.
આજ એસેછો ભુવનમોહન સ્વપન-રૂપે.
આજ કિ દેખિ કાલોચુલેર આઁધાર ઢાલા
સ્તરે સ્તરે સંધ્યાતારાર માણિક જ્વાલા.

આકાશ આજિ ગાનેર વ્યથાય ભ'રે આછે,
ઝિલ્લિરવે કાઁપે તોમાર પાયેર કાછે.
બંદના તોર પુષ્પબનેર ગંધરૂપે.
આજ એશેછો ભુવનમોહન સ્વપન રૂપે

(નેપથ્યે જોઈને) આવું છું, મોટાભાઇ અંદર જ આવું છું.

[ અખિલનો પ્રવેશ ]

**અખિલ :** કેમ બોલાવ્યો, કાકી ?

**માસી :** તને બોલાવવાને માટે યતીન મને કાલથી કહી રહ્યો છે. આજે હવે હું નહિ વારી શકી.

**અખિલ :** એનાં પેલાં ઘર ગીરવીની વાતને માટે ?

**માસી :** એ વાત એના મનમાં ભારે જડાઇ ગઇ છે; પણ તે વિષે એ પૂછવા માગતો નથી. જેટલી વાર એ વિચાર ધક્કો મારતો આવે છે તેટલી વાર તે તેને ખસેડી મૂકે છે. તે વાત તું તેની આગળ કેમે કરી કાઢતો જ નહિ–તે પણ કાઢવાનો નથી.

**અખિલ :** તો મારી શી જરૂર પડી ?

**માસી :** વીલ કરવાને માટે.

**અખિલ :** વીલ ? હદ કરી !

**માસી :** હું જાણું છું, કે કશી જરૂર ન હતી. પણ મારા સોગન દઉં છું કે આટલું તો તારે કરવું જ પડશે. એ જેને જે કાંઇ આપવાનું કહે તે સંભવિત હોય કે અસંભવિત બધું જ તું બરાબર લખી લેજે. હસતો નહિ, વાંધો પણ ઉઠાવતો નહિ. પછી વીલની શી દશા થવાની છે તે હું જાણું છું.

**અખિલ .** જાણું છું રતો. જ્યોર્જ ધિ ફિફ્થનું આખું સામ્રાજ્ય હું યતીનને હાથે વીલ કરાવીને લઇ લઇ શકું. મને ખાત્રી છે કે સમ્રાટ બહાદુર અણઘટતા દબાણ (undue influence) નો આરોપ મૂકીને અદાલતમાં મુકદમો માંડવા નહિ જાય. પણ જુઓ, કાકી, હવે તમારી સાથે આ ઘરની વાત કરી લઉં. મારો અસીલ—

**માસી :** અખિલ, હવે એક બે સાચી વાત કહેવા દે. ઘરમાં ને બહાર જુદી વાત બોલી બોલીને મારો શ્વાસ રૂંધાઇ ગયો છે. હવે સાંભળ, તારો અસીલ તું પોતે જ છે, એ વાત હું પહેલેથી જ જાણું છું.

**અખિલ :** આ શું કહો છો, કાકી !

**માસી :** બસ, બોલવવાની કાંઇ જરૂર નથી. તેં સારૂ જ કર્યું છે. હું જાણું છું કે મારી મિલ્કતમાં તમારો જ હક્ક છે એટલા માટે તમો સદા તેના ઉપર નજર રાખતા આવ્યા છો—

**અખિલ :** છી, છી એવું—

**માસી :** તેમાં ખોટું શું છે, કહેને ? તમે મારા છોકરા જેવા જ તો છો. તમનેજ બધું આપી જાત. અમો બે બેનો હતી. પણ બાપુ મોટી બેન ઉપર ક્રોધે ભરાઇને મને જ બધી મિલ્કત આપી ગયા. તે ક્રોધ શમવા પહેલાં જ તેમનું મૃત્યુ થયું. આજે તેઓ સ્વર્ગમાં છે, તેમનો ક્રોધ આજે રહ્યો નથી. એટલા માટે જ બાપુની સંપત્તિ તેમના દૌહિત્રને માટે મેં ખરચી નાખી છે. લક્ષ્મીની કૃપાથી તમારે કોઇ વાતની ઊણપ નથી.

**અખિલ :** એ વિષે તમને મેં કાંઇ કહ્યું છે કોઇ દહાડો !

**માસી :** બુદ્ધિ હોય તો બોલવાની કાંઇ જરૂર પડતી નથી. ઘર બંધાવવાનો નિશો યતીનને વળગ્યો. એ નિશામાં કેટકેટલાં અસહ્ય દુઃખો રહેલાં છે તે તમો પાકી બુદ્ધિના કાયદાવાળાઓ નહિ સમજો. હું સ્ત્રી–એની માસી–એટલે મારી છાતી ફાટવા લાગી–ઉઘીના કાઢવા ક્યાંથી ? તારી પાસે જ આવવું પડ્યું. તેં એક ખોટો અસીલ ઉભો કરી—

[ હિમિનો પ્રવેશ ]

**હિમિ :** માસી, ગોરાણી આવ્યાં છે.

**માસી :** બેન, તું તેમને જરા બેસવા કહે. હું હમણાં આવું છું.

[ હિમિ જાય છે ]

**અખિલ :** કાકી, તમારી આ ભાણેજની ઉમ્મર કેટલી હશે ?

**માસી :** સત્તર હમણાં જ પૂરાં થયાં. આ વરસે જ આઇ. એ. ની પરીક્ષા આપશે.

**અખિલ :** અવાજ બહુ જ મીઠો છે. બહારથી એમનું ગીત મેં સાંભળ્યું છે.

**માસી :** એ બંને ભાઇબેન એક જ જાતનાં છે. મોટાભાઈ ઘર બાંધે છે, એ ગીત ગાય છે, બંનેમાં જ એક જ સુરની લીલા છે.

**અખિલ ;** વિવાહ સંબંધ–

**માસી :** ના, એના મોટાભાઇ માંદા પડ્યા ત્યારથી એ વાત કોઇને બોલવા પણ દેતી નથી. ભણવા કરવાનું બધું છોડીને અહીં જ પડી છે.

**અખિલ :** પણ સારો વર શોધી આપી શકું એમ છે–જો ફી—

**માસી :** જેવો અસીલ શોધી આપ્યો હતો તેવો જ ને ?

**અખિલ :** નહિ કાકી, મશ્કરી નથી કરતો. મને થાય છે, કે એને જો એકાદ હારમોનિયમ મોકલું તો તેમાં તમારે—

**માસી :** કાંઇ વાંધો નથી. પણ એને હારમોનિયમ તો ગમતું નથી.

**અખિલ :** ગીતની સાથે ?

**માસી :** ગીતની સાથે એસ્રાજ વગાડે છે.

**અખિલ :** વારુ તો એસ્રાજ—

**માસી :** એની પાસે તો છે એસ્રાજ.

**અખિલ :** બીજો એક થશે. સંપત્તિ વધારવી એનું નામ જ તો શ્રીવૃદ્ધિ.

**માસી :** ભલે- આપજે એસ્રાજ. હવે મારી વાત સાંભળ. આજ સુધી આ તારા અસીલને મારાં બાપીકા ઘરેણાં વેચીને જ વ્યાજ આપતી આવી છું. કોઇ કોઇ વાર અસીલ જ્યારે ત્રણ દિવસમાં જ વસૂલ કરવાની તાકીદ આપતો પત્ર લખતો ત્યારે હું વ્યાજ વધારી આપ્યા કરતી એટલે આજે હવે મારી પાસે કંઇ રહ્યું નથી. આમ કાકીની સંપત્તિ ભત્રીજાની તિજોરીમાં જ ગઇ છે. પ્રેતલોકમાં મારા સસરાને સંતોષ થયો હશે–પણ મારા બાપુ, યતીનની મા–પરલોકમાં તેમની આંખમાંથી જે આંસુ પડતાં હોય—

[હિમિનો પ્રવેશ]

**હિમિ :** મોટાભાઇ તમને બોલાવ બોલાવ કરે છે. માસી. છટ્ફટ્ કરે છે અને વારેવારે ભાભીની વાત પૂછ્યા કરે છે. તેનો જવાબ કેમે કર્યો મારા મોંમાંથી તો નીકળતો નથી. મારું તો ગળું જ રૂંધાઇ જાય છે.

(બે હાથે મોં દાબીને રડે છે.)

**માસી :** રડીશ નહિ, બેન, રડીશ નહિ. હું યતીનની પાસે જાઉં છું.

**અખિલ :** કાકી, હું જો કાંઇ કરી શકું એમ હોય તો કહેજો. હું કહો તો યતીનની પાસે જઇને—

**માસી :** હા, યતીનની પાસે જવું પડશે. તેનું પેલું વીલ- [ જાય છે ]

[ ચાલુ ]

# આંતરરાષ્ટ્રિય આંદોલનો

શ્રી. ભાસ્કરરાવ વિદ્વાંસ

## રશિયા કયે માર્ગે !

સમાજવાદી રશિયાનો સરમુખત્યાર સ્ટાલીન લોખંડી માણસ ગણાય: સ્ટાલીન નામનો અર્થ જ લોખંડી માણસ થાય છે. લેનિને તેને આ નામ આપેલું છે. આજ સુધી આ નામ તેણે સાર્થક કર્યું છે અને હમણાં હમણાં તો રશિયામાં જે રાજકીય કાવતરાંઓ ઉઘાડાં પડતાં જાય છે તથા તેના જે કેસો ચાલે છે તેના આવતા ખબરો સાચા હોય તો આ નામ બરાબર અર્થસૂચક લાગે છે. આજ સુધી જૂના મૂડીવાદીઓ ઉપર જ આવા આરોપો મૂકવામાં આવતા અને આકરી સજાઓ થતી. સમાજવાદી રાજ્યમાં આ વાત સમજી શકાય પણ ખરી. પણ છેલ્લે છેલ્લે જે ત્રણવાર થએલા કાવતરાની તપાસ ચાલી તેમાંના આરોપીઓ જૂના જમાનાના કોઇ મૂડીવાદી નથી. પણ રશિયાની રાજ્યક્રાંતિમાં ભાગ લેનાર, સમાજવાદી રાજ્યની સ્થાપના કરનાર, લેનિનની સાથે ખભેખભો અડાડીને કામ કરનાર અને સ્ટાલીનની સાથે પણ કામ કરનારા દુનિયાભરમાં જાણીતા એવા ઘણા સામ્યવાદીઓનો સમાવેશ થાય છે. અને તેના ઉપર હવે સ્ટાલીનનો લોખંડી પંજો ઉપડયો છે. આ કાવતરાંના સમાચારોએ દુનિયાનું ખાસ ધ્યાન ખેંચ્યું છે. અત્યાર સુધીમાં બે વાર આવાં કાવતરાંની તપાસ ચાલી ગઇ છે, અને ઝીનોવીફ, કામેનીફ વગેરે મોટાં અને જાણીતાં માણસોને મૃત્યુદંડ આપવામાં આવ્યો છે. હમણાં ત્રીજી વાર આવા જ એક કાવતરાની તપાસ થઇ ગઇ છે અને તેના સમાચારો પણ બધે પહોંચી ગયા છે.

જે હકીકતો બહાર આવી છે તેના ઉપરથી રશિયાના જાણીતા પત્રકાર રેડેક, તથા બ્રિટનમાં થોડો વખત એલચી તરીકે કામ કરી ગએલ તથા રશિયાના અધિકારી વર્ગમાં મહત્ત્વનું સ્થાન ધરાવનારા સોકોલ્નીકોફ ઉપરાંત બીજા લગભગ ૧૩ કે ૧૪ જણાએ એક ભયંકર કાવતરું કર્યાનું કહેવાય છે.

કેસ ચાલ્યો એ દરમ્યાન અને ગુન્હેગારોએ જે ફેફિયત આપી છે તેના ઉપરથી જણાય છે કે, આ બધાએ સ્ટાલિનનું ખૂન કરવાનું, લડાઇ ચાલે તે વખતે કારખાનાંઓ, રેલ્વે વગેરેમાં ભંગાણ પાડવાનું, જપાનને પૂર્વ તરફનો મુલક આપવાનું તેમજ જર્મનીને યુક્રેઇનનો મુલક આપી દેવાનું, તથા રશિયામાં મૂડીવાદની ફરી સ્થાપના કરવાનું કાવતરૂં કર્યું હતું. આ બધાનો મુખ્ય નેતા ટ્રોટસ્કી હતો.

આ બધી હકીકતો ચોંકાવનારી છે, અને જો આ બધી જ બીના ખરેખર સાચી હોય તો રાજદ્રોહનો તથા પ્રતિક્રાંતિનો ભયંકર ગુન્હો તેમણે કર્યો ગણાય. એની સજા પણ તેમને ભયંકર થવી જ જોઇએ. પણ બહારની દુનિયા આ આખી બીનાને એકદમ સત્ય માનતાં જરા વિચાર કરે છે. જે જે લોકો ઉપર આજ સુધી કામ ચલાવવામાં આવ્યું છે, તથા આ વખતે પણ ચલાવ્યું તે બધા જૂના ક્રાંતિકારો છે. રશિયન ક્રાંતિમાં તેમણે લેનિનને પડખે ઉભા રહીને કામ કર્યું છે. અને બોલ્શેવિઝમના સિદ્ધાંતનો પ્રચાર કરવા ખાતર પોતાના પ્રાણની પરવા નથી કરી. કમ્યુનિઝમના પ્રખર પ્રચારક તરીકે આજ સુધી તેઓનો ફાળો જબરો છે. તેઓ પોતાની આ બાબત, આ સિદ્ધાંતની ભકિત પડતી મૂકી દે અને જર્મન –જાપાન સાથે રશિયાનો મુલક આપી દેવાની સંધિ કરે અને ફેસિસ્ટ બની જાય એ વિચિત્ર લાગે છે. સ્ટાલિનનું ખૂન કરવાનો પ્રયત્ન હજી તેઓ કરે તો માની શકાય, કારણ સરમુખત્યારી જ્યાં ચાલતી હોય ત્યાં આવાં તેની સામેનાં કાવતરાંઓ શક્ય હોઇ શકે, પણ આખા સિદ્ધાંતને છોડીને સામા પક્ષમાં જઇ પોતે જે નવી સમાજરચના ઉત્પન્ન કરવામાં આવડો ભાગ ભજવ્યો તે જ સમાજરચનાને ધૂળભેગી કરવા તૈયાર થાય એમ માનતાં મન આંચકો ખાય એવું છે.

પણ અદ્દ્ભુત તો એ છે કે, આ બધી બાબતો કાર્લ રેડેક જેવા પ્રખર નેતાએ કબૂલ કરી છે, અને પોતાની ભૂલ માટે પશ્ચાત્તાપ જાહેર કર્યો છે. તથા બીજા જે કોઇ આવી બાબતમાં પડયા હોય તેમને એમ કરવામાં જોખમ રહેલું છે એની ચેતવણી પણ આપી છે. આખી ફેફિયત સ્ટાલિનના પક્ષના સમર્થનમાં ઊભી કરવામાં આવી હોય એવું જણાય છે. પણ આવી ફેફિયત કોઇ પણ રીતે બળજબરીથી લેવામાં આવી હોય એવું જણાતું નથી. તેમના ઉપર કોઇ પ્રકારનો ત્રાસ ગુજારવામાં આવ્યો હોય એવું નજરે જોનારને લાગ્યું નથી. એક પછી એક બધા જ ગુન્હેગારો શાંતિથી પોતાનો ગુન્હો કબૂલ કરે છે, અને પશ્ચાત્તાપ કરે છે. ગુન્હાની કબૂલાત કરવામાં એક બીજાની હરિફાઇ કરે છે ! આ આખી તપાસનો એક ભેદ લાગે છે. સિદ્ધાન્તની ખાતર કષ્ટો સહન કરવા ઘણા તૈયાર હોય છે. અને ક્રાંતિઓના ઇતિહાસમાં આવા ગુન્હા કબૂલ કરીને ફાંસીને માચડે જનારા ઘણા ક્રાંતિવાદીઓ મળશે, પણ છેલ્લે ગુન્હો કર્યો એ જ ભૂલ છે એમ કબૂલ કરનારા તે માટે પશ્ચાત્તાપ કરનારા ક્રાંતિવાદીઓ વિરલા નિકળશે. અને માટે જ આ તપાસ ઘણાને ભેદી લાગે છે.

વાસ્તવિક એટલું અનુમાન કરી શકાય કે રશિયામાં હજી શાંતિ નથી, પૂરી અશાંતિ ચાલુ છે, અને તે પણ જે લોકો નેતા ગણાય છે તેવાઓમાં જ. જે રાજ્યમાં એકલી સરમુખત્યારીથી તંત્ર ચાલતું હોય ત્યાં આવી બાબતો એ નવાઇ ગણાય નહિ. પણ બહુ ઉંચા હોદ્દાઓ ભોગવનારા, જેમનો ભૂતકાળ પણ ઘણો જ્વલંત છે એવા, અને જેમના લખાણો ઉપરથી જ બીજા બધા લોકો ક્રાંતિની ભાવના પોષતા હોય એવા જ માણસો જો કાવતરૂં કરનારા નીકળે, જે રાજ્યતંત્રનાં ઉપર ઉપરથી ગુણગાન કરતા હતા તેને જ તોડવાનો પ્રયત્ન કરતા હતા એમ સાબીત થાય, તો પ્રશ્ન એ ઉભો થાય છે કે સામાન્ય માણસોએ વિશ્વાસ કોના બોલવા ઉપર

કરવો ? રશિયન સમાજ ઉપર આની અસર પડયા વગર રહે એમ લાગતું નથી. જો કે રિપોર્ટો તો એવા મળે છે, કે બધી પ્રજાએ પણ રાજ્યના કાર્યને સભાઓ ભરીને સંમતિ આપી છે.

ખરું તો ટ્રોટસ્કીપક્ષ અને સ્ટાલીનપક્ષમાં જે કાર્યપધ્ધતિના ભેદને કારણે ઝઘડો ઉભો થયો છે તેના જ આ પરિણામો છે. અને સ્ટાલિને હવે સામા પક્ષને નિર્મૂળ કરવાનું નકકી કર્યું હોય એમ જણાય છે.

જ્યાં સુધી આખી દુનિયામાં સામ્યવાદ ન સ્થપાય ત્યાં સુધી એક દેશ સાચા અર્થમાં સામ્યવાદી રહી શકે નહિ, માટે એક જ દેશમાં સામ્યવાદને સ્થિર કરવાનાં પ્રયત્નો કરવા કરતાં બીજા દેશોમાં પણ ક્રાંતિ થાય એ માટેનાં પગલાં લેવાં જોઈએ એવો મત ટ્રોટસ્કી અને તેનો પક્ષ ધરાવે છે. જ્યારે સ્ટાલિન અને તેનો પક્ષ એવું માને છે કે, જગતમાં બીજે તાત્કાલિક ક્રાંતિ ન થાય તો પણ એક દેશમાં સામ્યવાદ સ્થિર થઇ શકે છે. આજે આખી દુનિયામાં સામ્યવાદની સ્થાપના થઇ શકે એવાં બળો અસ્તિત્વમાં આવ્યાં નથી તેવે વખતે એક દેશમાં જ્યાં સામ્યવાદની સ્થાપના થઇ શકી છે ત્યાં એનો વિકાસ કરવો, અને ક્રાંતિએ કરેલા કાર્યને ટકાવી રાખવું તથા બહારના આક્રમણોની સામે ટકી રહેવા માટે ઉદ્યોગો ઉભા કરીને પૂર્ણ તૈયારી કરવી, આમ થશે તો દુનિયાનાં બીજાં દેશોના, મજૂરોની સામે સામ્યવાદનો એક આદર્શ ઉભો કરી શકાશે, જેનાથી બીજાંને પ્રેરણા મળશે આજના પ્રતિકૂળ સંયોગોમાં જો રશિયા જગતમાં ક્રાંતિ કરવાના કાર્ય પાછળ પોતાની શક્તિ ખરચશે તો જે કાર્ય થયું છે એ પણ ભાંગી પડશે અને તેની અસર દુનિયાનાં બીજા દેશોની મજૂર ચળવળ ઉપર ઘણી ખરાબ પડશે. આ જાતની વિચારસરણી સ્ટાલિન અપની છે. જે લોકો ચુસ્ત-સિદ્ધાન્તવાદીઓ છે તેઓને આ બીજી વિચારસરણી કરતાં પહેલી વિચારસરણી યોગ્ય લાગે છે, જ્યારે બીજા પ્રકારની વિચારસરણી વ્યવહારકુશળ છે, એવું માનનારા પણ ઘણાં છે. આ વાદ ૧૯૨૭ માં ઉભો થયો, અને ત્યાર પછી એને લીધે ફાટફૂટ વધતી ગઈ, આ ફાટફૂટનો પડઘો આ કેસમાં જોઇ શકીએ છીએ. પોતાની કેફિયતમાં કાર્લ રેડેક સ્પષ્ટ જણાવે છે કે, આજે જગતભરમાં ક્રાંતિની ચળવળ ચલાવવા પાછળ પડતાં યુદ્ધને નિમંત્રણ આપવા જેવું થાય છે, અને એ રીતે દુનિયા ઉપર આફત ઉતારવામાં અને શાંતિભંગ કરાવવામાં મદદ કર્યા બરોબર છે, એટલે હાલ તુરત આ એક જ દેશમાં સ્થપાએલ સામ્યવાદી તંત્ર વધારે મજબૂત બનાવવાનો પ્રયત્ન કરવો એમાં જ ડહાપણ છે. આમ સ્ટાલિન પક્ષ વધારે સાચો છે એમ આ કેસ દ્વારા સાબીત કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

પણ તેના વિરોધીઓને આટલાથી કદાચ સંતોષ ન પણ થાય. દુનિયાનાં મૂડીવાદી રાષ્ટ્રોની વચ્ચે એક જ દેશ કદી સામ્યવાદી ધોરણે ટકી શકે જ નહિ, અને છતાં જો તે ટકે તો સામ્યવાદી રહી શકે જ નહિ; બીજાં મૂડીવાદી રાષ્ટ્રોની સામે આર્થિક સહકાર કરવો પડે અને રાજકીય સહકાર પણ કરવો પડે, અને તેને પરિણામે મૂળ સિધ્ધાન્ત ઉપર જ ઘા કરવા જેવું થાય. આજનું રશિયા ધીમે ધીમે સામ્યવાદમાંથી પીછે હઠ કરતું જાય છે એવું આ લોકોનું ધારવું છે. અહીં આ ચર્ચામાં આપણે ઉતરવાની જરૂર નથી. રશિયામાં જે આ બધા ચોંકાવનારા કાવતરાંની તપાસો ચાલે છે તેની પાછળની આ પરિસ્થિતિ જો લક્ષમાં લઇએ તો કેટલીક બાબતોનો ઉકેલ આપોઆપ આવી જશે.

આજે રશિયાની સામે જર્મની અને જાપાન એક પગે લડવા માટે ઉતાવળાં થયાં છે. તેની સામે રશિયા ટકવા માગે છે, એકલાના પગ ઉપર ટકી શકે એમ નથી, અને તેથી ફ્રાંસ, ઈંગ્લાંડ કે

અમેરિકાની મદદની તે અપેક્ષા રાખે છે. ફ્રાંસ સાથે તો તેણે રીતસરની સંધિ કરેલી પણ છે. પણ બીજાં મૂડીવાદી રાજ્યો રશિયાને કઇ રીતે મદદ કરી શકે? રશિયા બળવાન થાય અને આખી દુનિયામાં ક્રાંતિ કરવા લાગે તો? બ્રિટન અને અમેરિકા જેવાં રાજ્યો પોતાના જ દુશ્મનને બળવાન કરવા તત્પર ન થાય. આ લોકોને શાંત પાડવા, અને અમારો આશય જગતક્રાંતિનો નથી, અમે તો હાલ તુરત અમારા જ દેશમાં સામ્યવાદને સ્થિર કરવા પાછળ પડયા છીએ એવું આશ્વાસન આપવું જરૂરી છે. આવાં આશ્વાસન વગર બીજાં મૂડીવાદી રાષ્ટ્રોની મદદ તો શું પણ સહાનુભૂતિ પણ અશકય થઇ પડે, આ મહત્વના હેતુથી પ્રેરાઇને જ સોવિયેટનું પરરાષ્ટ્ર ધોરણ આજે કામ કરી રહ્યું છે.

બધા કેસો આ એક બાબત પુરવાર કરવા માટે મુખ્યત્વે ચલાવવામાં આવે છે, અને રેડેકની આખી કેફિયત બરાબર વાંચી જવાથી આ જ વસ્તુ ફલિત થાય છે. અને તે એ કે રશિયાનો આખી દુનિયામાં ક્રાંતિ કરવાનો ઇરાદો નથી; અને એ રીતે રશિયા યુદ્ધ ઉભું કરવા માગતું નથી પણ શાંતિ સ્થાપવા માગે છે.

દેશની અંદર જ આવા વિરોધી પક્ષોને રહેવા દેવામાં તો કોઇ પણ સરમુખત્યારી જોખમ જ જુએ; એમાં પણ જ્યારે આવો વિરોધ એ પરરાષ્ટ્રીય રાજકારણ ઉપર ભારે અસર ઉપજાવનારો હોય ત્યારે તો આવો વિરોધ સહન કરવામાં ન આવે એ સમજી શકાય છે. અને માટે જ આ વિરોધીઓને કચરી નાખવામાં આવે છે. પણ આમ કરવાથી આ આંતરવિગ્રહ શમી જશે કે કેમ એ શંકા જ છે.

એક પ્રશ્ન એ ઉભો થાય છે, કે જ્યારે યુદ્ધની નોબત ચારેબાજુ ગડગડી રહી છે, ત્યારે આવાં કાવતરાંની ખુલ્લી તપાસ કરવાની પાછળ શું હેતુ હશે? આ તપાસની વિગતો બહાર આવે છે તેને પરિણામે તો દેશનાં કારખાનાંઓ અવ્યવસ્થિત છે, રેલ્વેમાં ગમે ત્યારે ભંગાણ પડે છે, કામકાજમાં શિથિલતા છે, અને મોટા મોટા કાર્યકરો પણ વિશ્વાસપાત્ર નથી, તથા અંદર અંદર વિરોધો પુષ્કળ છે, એવી વિગતો બહાર આવે છે. દુનિયાની દષ્ટિએ રશિયાની નિર્બળતા બહાર આવે છે. આવી નિર્બળતાનું પ્રદર્શન કરવાનો શો અર્થ? આનો જવાબ સહેલાઇથી મળી શકે એમ નથી. જો કે ઉપર બતાવ્યું એ બાબત તો સિધ્ધ થાય છે જ, અને આજના રશિયાનો શાંતિ સ્થાપવાનો હેતુ પણ સિધ્ધ થાય છે. પણ સ્ટાલીનના પક્ષને પૂરતો ટેકો છે એવું સિધ્ધ થાય છે કે કેમ એ વિષે શંકા છે. કદાચ જર્મની અને જપાનના આક્રમણકારી હેતુઓ બહાર આવે, અને એની સામેનાં પોતાનાં પગલાં યોગ્ય છે એવું દુનિયાને તેમજ પોતાની પ્રજાની સમક્ષ સિધ્ધ કરવામાં આનો ઉપયોગ થાય.

એક બાબત સ્પષ્ટ છે, કે હજી રશિયામાં શાંતિની સ્થાપના થઇ નથી. હજી અંદર અંદર ધુંધવાટ ચાલુ છે, અને તે પણ પ્રમુખ નેતાઓમાં જ સિધ્ધાન્ત ભેદ અને તેને લીધે કાર્યક્રમના ભેદો છે. અને વિરોધીઓ બીજી કોઇ રીતે જ્યારે પોતાનો વિરોધ બતાવી શકતા નથી ત્યારે તેઓ આવા કાવતરાંનો આશરો લે છે. એક બાજુથી જ્યારે રશિયા પોતાનું નવું બંધારણ અમલમાં મૂકે છે ત્યારે બીજી બાજુથી આવા ધુંધવાટ પણ બહાર આવતા જાય છે. અને હજી બુખારિન વગેરેને માથે પણ તરવાર લટકયાં જ કરે છે. તેમનો પણ થોડાક વખતમાં જ વારો આવે તો ના નહિ. જૂના બોલ્શેવિકોમાં હવે કોઇ મહત્ત્વના માણસો બાકી રહેતા જણાતા નથી. આ રીતે વિરોધી પક્ષનું બી ઉખેડી ને, જૂના વિચારકો અને સાથીઓનો નાશ કરીને તથા આડકતરી રીતે પોતાના જ દેશની નિર્બળતાઓ બહાર આણીને સ્ટાલિન કયો હેતુ સિધ્ધ કરવા માગે છે

એ સમજાતું નથી. માત્ર કોઇ પણ રીતે પોતાનો બચાવ કરવા માગે છે. અને ફ્રાંસ અને ઈંગ્લાંડની મદદ જર્મની–જપાનની સામે મેળવવા માગે છે. આ એક જ જવાબ આ કાવતરાંની તપાસ પાછળ હોઇ શકે. પણ એમ કરવા જતાં રશિયા સામ્યવાદી કેટલા પ્રમાણમાં રહી શકશે? દુનિયાનાં બીજાં રાષ્ટ્રોની માફક જ રશિયા પણ રાષ્ટ્રવાદ તરફ જ ધસડાતું જતું નથી ને? ઘણાં લોકો રશિયા તરફ જે આશાની નજરે જોઇ રહ્યા છે તેમની સહાનુભૂતિ પણ રશિયા ખોતું જતું હોય એવું જણાય છે.

રશિયામાં માર્કસીઝમ નહિ, લેનિનિઝમ નહિ, પણ સ્ટાલિનીઝમ શરૂ થતું જતું જણાય છે.

## ઇંગ્લાંડની તૈયારી

**આ**ખરે ઈંગ્લાંડ પણ આગામી નરમેધની સામગ્રી તૈયાર કરવા લાગ્યું છે. નિઃશસ્ત્રીકરણની વાતો તો હવામાં ક્યાંયે વિલીન થઇ ગઇ છે. અને આજે તો ઝડપભેર દરેક દેશમાં શસ્ત્રસરંજામ તૈયાર થવા લાગ્યો છે. ગાંડો માણસ જેમ આડુંઅવળું જોયા વગર દોડયો જ જાય એવી દોડ શરૂ થઇ છે. દરેક રાજ્ય શસ્ત્રસજ્જતામાં એક બીજાથી ચડિયાતું થવા માગે છે. જર્મની અને ઇટાલિ તથા રશિયાએ આની પહેલ કરી છે. ઇંગ્લાંડ બાકી રહી ગયું હતું તેણે પણ નવા શસ્ત્રોની સામગ્રી તૈયાર કરવાની અને પાંચ વરસ સુધીમા પૂરી તૈયારી કરી લેવાની યોજના રચી છે.

આ કાર્ય માટે તેણે હમણા જ ૫૫૦ કરોડ રૂપિયાની લોન કાઢવાની જાહેરાત કરી. આ બધા પૈસા યુદ્ધ સામગ્રી માં ખરચવામાં આવશે પણ વાત આટલી જ નથી. આ ઉપરાંત કરો વધારીને અને નવા કરો બેસારીને બીજા પણ કેટલાક રૂપિયા આ પાછળ ખરચાવાના છે. પાંચ વર્ષ દરમ્યાન કુલ ૧૮૫૦ કરોડ રૂપિયા આ રીતે ખરચવામાં આવશે. અને તેમાંથી નવાં લડાયક બારકસો, સૈન્ય, વિમાનો, વિમાનો રહી શકે એવાં જહાજો, કિલ્લેબંધી, દારૂગોળો તથા ખાધા ખોરાકીની સામગ્રી તથા ગેસના મારામાંથી બચવાના બુરખા વગેરે તૈયાર કરવામા આવશે.

ઈંગ્લાંડની આ જાહેરાતે યુરોપનાં પ્રમુખ રાજ્યોમાં ખળભળાટ પેદા કર્યો છે. જર્મનીને ઈંગ્લાંડનો આ વિચાર અને તૈયારી નકામાં લાગે છે. ઇંગ્લાંડને પોતાના સંરક્ષણની કાળજી એટલી ઓછી છે કે આટલો બધો ખરચ એ માત્ર રક્ષણ પુરતો નથી પણ એની પાછળ બીજો કોઇ હેતુ હોવાની શંકા હિટલરને જાય છે. મુસોલિનીએ તો આ જાહેરાત પછી દસ લાખ માણસોને હુકમ બહાર પડતાં હાજર થવાનો હુકમ પણ ફરમાવ્યો છે. ઇંગ્લાંડની આટલી બધી તૈયારી શા માટે? આજ સુધી યુરોપના રાષ્ટ્રસંઘમા અને નિઃશસ્ત્રીકરણની પરિષદમાં ઈંગ્લાંડને વિશ્વાસ હતો. અને એ સાધનો દ્વારા યુરોપનો ભાવિ નરમેધ અટકાવી શકે એમ તેની માન્યતા હતી. ઉપરાંત કદાચ ઈંગ્લાંડના લોકો ઉપર કરનો બોજો ન વધારવાની વૃત્તિ પણ હોય. ઇટાલિએ જ્યારે એબિસિનિયા જીતી લીધું, અને કોઈ રીતે મુસોલિનીને આ કાર્ય કરતાં અટકાવી શકાયો નહિ ત્યારે ઇંગ્લાંડની આંખો ઉઘડી. હિટલરે તો એક પછી એક ધડાકા જ કરવા માંડયા. સ્પેનનો આંતરવિગ્રહ જે દિશાએ યુરોપને લઇ જઇ રહ્યો છે, તેનાથી પણ ઈંગ્લાંડ ચેતી ગયું છે. અને છેલ્લે 'જપાન–જર્મન કરારો તથા હિટલરના ભાષણે ઇંગ્લાંડ જાગ્રત થઇ ગયું છે. ૧૯૨૪ થી ૧૯૩૧ સુધીમાં જ્યારે બધાં રાજ્યોમાં ઝડપભેર શસ્ત્રોનાં કારખાનાં ચાલી રહ્યાં હતાં ત્યારે ઇંગ્લાંડે કશું કર્યું નહિ. અને પછી ગયે વરસે ઉપરના બનાવો બની ગયા ત્યારે ઈંગ્લાંડે પોતાની આસપાસ જોયું કે બધાં જ રાજ્યોમાં યુદ્ધસરંજામ

વધી રહ્યો છે, જ્યારે ઈંગ્લાંડ જ એક પાછળ રહી ગયું છે. તેનું લશ્કરી બળ ઓછું હોવાથી જ મુસોલિનીને અટકાવી શકાયો નહિ. સ્પેનમાં બધાં રાજ્યોએ તટસ્થતા જાળવી રાખવાના ઈંગ્લાંડના પ્રયત્નો પણ આજ ખામીને લીધે અટકી પડયા હતા. ઈંગ્લાંડના બોલવા પાછળ આજના શસ્ત્રના ખખડાટના ગાજી રહેલાં વાતાવરણમાં પીઠબળ નહોતું. ઈંગ્લાંડે આ સ્થિતિ પારખી અને અંતે તેણે પણ ઝંપલાવ્યું:

વસ્તુત: કોઇપણ દેશ કરતાં ઈંગ્લાંડને જ આજે શસ્ત્રસજ્જતાની વધારે જરૂર છે. એક કાળ એવો હતો કે ઈંગ્લાંડ સમુદ્રરાણીનું પદ ભોગવતું હતું. આજે તેનું એ પદ ઝુંટવી લેવા માટે અનેક હરીફો ઉભા થયાં છે. ઈંગ્લાંડનું સામ્રાજ્ય સૌ કરતાં વધારે પથરાએલું પડયું છે. એ છૂટા-છૂટા વેરાએલા ભાગોનું સંરક્ષણ કરવા માટે પુષ્કળ સાધનોની જરૂર છે. ઉપરાંત તેનાં સંસ્થાનો ઉપર ઈંગ્લાંડ આજે વિશ્વાસ કરી શકે એમ પણ નથી. એટલે કટોકટીને પ્રસંગે તેણે પોતાના બળ ઉપર જ આધાર રાખવો રહ્યો.

બીજું કારણ સામ્રાજ્યના માર્ગોનું સંરક્ષણ કરવું. આ છૂટા વેરાએલા ભાગોને સાંધવાનો એક જ માર્ગ વચ્ચેના સમુદ્રના રસ્તાઓ છે. આ રસ્તાઓને સુરક્ષિત રાખવા માટે જૂદાં જૂદાં થાણાંઓને છેલ્લામાં છેલ્લી ઢબે સજ્જ કરવાની જરૂર છે.

ત્રીજું કારણ ઇંગ્લાંડનો બધો જ આધાર બહારથી આવતી વસ્તુઓ ઉપર છે. ખાધા-ખોરાકી પણ તેને બહારથી મંગાવવી પડે છે, અને કાચો માલ પણ બહારથી મગાવવો પડે છે. જો કોઇ એક કે દોઢ મહિનાને માટે જ ઇંગ્લાંડમાં આવતા બધા દરિયાઇ રસ્તાઓ બંધ કરી દે તો ઇંગ્લાંડ વગર લડાઇએ હારે એવી વિકટ પરિસ્થિતિ છે. એટલે માત્ર સંરક્ષણની દૃષ્ટિએ પણ ઇંગ્લાંડને આ તૈયારીની જરૂર છે.

આજે ઇંગ્લાંડ જાહેર તો એમ કરે છે કે, આ તૈયારી યુદ્ધ કરવા માટે નથી, પણ શાંતિની રક્ષા કરવા છે! પણ એમ તો હિટલર પણ મોટું લશ્કર જમાવે છે તે શાંતિ જાળવવા માટે જ, મુસોલિની પણ શાંતિની રક્ષા કરવા માટે જ મહેનત કરે છે, અને એણે જ પાડેલા ચીલાએ આજે ઇંગ્લાંડ પણ શાંતિને માટે જ શસ્ત્રો સજી રહ્યું છે!

આ રસ્તે શાંતિ સચવાશે? આ પ્રશ્નનો જવાબ સરળ નથી. પણ જ્યારે બધાં જ રાજ્યો શસ્ત્રો સજી રહ્યાં હોય ત્યારે ઇંગ્લાંડ હાથ જોડીને બેસી રહે, અને પોતાના મેળવેલા સામ્રાજ્યને, માત્ર રાષ્ટ્રસંઘ કે શાંતિને કાજે ગુમાવવા તૈયાર ન જ હોય એ દેખીતું છે. શાંતિ સચવાશે કે ભડકો ફાટી નીકળશે એ તો ભવિષ્યની વાત છે!

## સિંગાપોર અને સિલોન

**આ** માસમાં બ્રિટિશ સરકારે સિંગાપોરમાં લડાયક હલચાલનું રીહીઅર્સલ કરી લીધું છે. લાખો રૂપિયાના ખરચે આ સ્થળને લડાયક દૃષ્ટિબિંદુથી તૈયાર કરવામાં આવ્યું છે. ત્યાં નૌકાસૈન્ય, વિમાનો તથા લશ્કરની જબરી તૈયારી કરવામાં આવી છે. અને હમણાં કરવામાં આવેલા તેના ઉપરના બનાવટી મારા ઉપરથી તે કોઇ પણ પ્રકારના જળમાર્ગના કે વિમાની આક્રમણની સામે અજેય છે એની ખાતરી કરી લીધી છે.

સિંગાપોર એ મલાયા દ્વીપકલ્પને છેડે આવેલું બંદર છે. અને પૂર્વ તરફ ચીન, જાપાન અને ઑસ્ટ્રેલિયા જવાના કે આવવાના માર્ગના દરવાજા જેવું છે. હિંદી મહાસાગરમાં ગ્રેટબ્રિટનનું સામ્રાજ્ય આવેલું છે. અને પૂર્વ તરફથી આવતા

હલ્લાની સામે બચાવ કરવા માટેનું એ મહત્ત્વનું સ્થળ છે. તેની પછી પાસિફિક તરફ આગળ વધતાં હોંગકોંગ બંદરમાં લશ્કરી થાણું છે ખરું, પણ તે બહુ દૂર પડી ગયું હોવાથી તેનું રક્ષણ કરવું મુશ્કેલ છે, અને એટલા જ માટે સિંગાપોરના રક્ષણ માટે ભારેમાં ભારે જહેમત બ્રિટિશ લોકોએ ઉઠાવી છે. જો સિંગાપોર જીતાય તો તરત જ હિંદના કિનારાનાં બંદરો ઉપર પૂર્વ તરફથી આવતી કોઇ પણ પ્રજા સહેલાઇથી મારો કરી શકે એમ છે. અને હિંદુસ્તાનનાં બંદરો અને આખો કિનારો લડાયક દૃષ્ટિથી સુરક્ષિત નથી. અને એટલા જ માટે સિંગાપોરની ચિંતા અંગ્રેજોને સૌથી વિશેષ છે.

પૂર્વમાંથી જો કોઈ પ્રજા આવવાની હોય તો તે જપાન જ છે. અનેક બાબતોથી આજે જપાન અને ઇંગ્લાંડ એકબીજાના હરીફ છે. ઉપરથી બન્ને વચ્ચે સમાધાની જણાય છે, પણ આ સમાધાની તૂટવાનાં કારણો પૂરતાં પ્રમાણમાં વધતાં જાય છે. આ કારણોમાં ઉતરવાનું આ સ્થળ નથી. પણ જપાનના આક્રમણની સામે જેમ સિંગાપોર તૈયાર કરવામાં આવ્યું છે, તેવું જ હિંદના રક્ષણ માટે કોઇ બીજું પણ લશ્કરી થાણું તૈયાર કરવાની જરૂર છે. તેવું સ્થળ સિલોનમાં છે. આખા હિંદી મહાસાગરમાં કેન્દ્રસ્થને અને હિંદના કિનારાની લગોલગ આવેલો આ ટાપુ છે. પૂર્વમાંથી આવતા હુમલા સામે કે પશ્ચિમેથી આવનારા હુમલાની સામે ટકી શકે એવું આ ટાપુનું ભૌગોલિક મહત્ત્વ છે. અને તેથી આ ટાપુમાં નવું સિંગાપોર ઉભું કરવાની તડામાર તૈયારીઓ પણ ચાલે છે. આ તૈયારીઓ ત્રિંકોમાલી નામના બંદરમાં ચાલે છે. કુદરતી રીતે આ સારામાં સારું બંદર છે. હિંદુસ્તાનને માટે આ સિંગાપોર અને ત્રિંકોમાલી બને બંદરો મહત્વનાં ગણાય; કારણ કે જો સિંગાપોર કે ત્રિંકોમાલી વટાવીને કોઇ હુમલો આવે તો આપણાં દેશનાં બંદરો અરક્ષિત છે. છેલ્લા મહાયુધ્ધમાં જેમ જર્મન સબમરીન એમ્ડને ભારે ભય ઉત્પન્ન કર્યો હતો તેવી જ સ્થિતિ આ વખતે પણ થાય ખરી. કદાચ ઇંગ્લાંડની નવી શસ્ત્રસજ્જતાની યોજનામાં હિંદના બંદરોનો પણ સમાવેશ થાય, અને આપણાં દેશના ખર્ચ ઉપર પણ તેની તરાપ પડે.

તા. ૨૪-૨-૩૭

●

## વિસંવાદ

તમે લંબાવેલા કર મહીં વળાંકો અવનવા<br>
જુઓને અંગુલિ લલિતગતિમાં કેવી રમતી ?<br>
અરે, આ શું આંખો સજલ ક્યમ ? આંસુ વહી રહ્યાં,<br>
પ્રશંસાનો આવો અરથ કરવો હોય નબળો ?<br>
કલાનો હું સ્વામી સકલ સ્થળમાં એજ નિરખું<br>
ભિખારી છો તેથી લગીર શરમાશો ના બઇ, તમે<br>
'કલા બાળી મૂકો કર મહીં મુકો એક પઇસો<br>
ભુખી છું બે દિ'થી.'

—મજેલું

# મિલન-મુહૂર્ત

: અનુવાદક :
રમણીક કીશનલાલ મ્હેતા.

વાસવદત્તાનું સૌન્દર્ય પૂર્ણ ચન્દ્ર કરતાં યે અધિક પૂર્ણ હતું. તેનો દેહ કમળ કરતાં યે અધિક કોમળ હતો. તેની વાણી વીણાનો તિરસ્કાર કરતી હતી. તેની લજ્જાભરી આંખો હરિણીને લજવી શકતી હતી. સ્વર્ગના સૌન્દર્યે પોતાની રૂચિ અનુસાર, પોતાના કોમળ હસ્તે જ એ સુવર્ણ પ્રતિમાનું સર્જન કર્યું હતું. આવી ભુવનમોહિની શોભા, આવી અનુપમ રૂપરાશિ આપીને પણ વિધાતાએ તેને વેશ્યા બનાવી એ શું ઉચિત હતું ? કાદવમાં કમળ અને કંટકમાં પુષ્પને ખિલવનાર જ એ જાણે!

તે દિવસે બાલવસન્તના સુષમાપ્રપૂર્ણપ્રભાતમાં જ્યારે કોયલના કરૂણ ગાનને હૈયે ચાંપી મલય સમિરની લહરીઓ ઉડી રહી હતી ત્યારે એક શ્રમણ વાસવદત્તાની સુવિશાળ અટ્ટાલિકાના દ્વાર પર ભિક્ષાને માટે આવીને ઉભો રહ્યો. અચાનક વાસવદત્તાની દૃષ્ટિ એ બૌદ્ધ ભિક્ષુ પર પડી. તેણે તેને એક વાર જોયો, સહસ્રવાર જોયો, એને જોઇ જ રહી.

તેનું નામ ઉપગુપ્ત હતું. સાંસારિક દૃષ્ટિએ તે એક ભિખારી હતો, પરંતુ સ્વર્ગીય દૃષ્ટિએ તે રાજરાજેશ્વર હતો. મનથી અધિકું શ્રેષ્ઠ અને સુવિસ્તૃત રાજ્ય અન્ય કોઈ નથી. ઉપગુપ્તે પોતાના એ મન પર વિજય પ્રાપ્ત કર્યો હતો. તે રાજરાજેશ્વર હતો. સર્વ ઇન્દ્રિયો તેની પ્રજા હતી.

વિશ્વની ચંચળતા અને અશાન્તિનો તેને પૂરો ખ્યાલ હતો. તેની આંખો અચંચળ અને શાંત હતી. સ્વર્ગીય દિવ્યજ્યોતિથી તેનું મુખમંડળ પ્રકાશી રહ્યું હતું. કાષાય વસ્ત્ર તેને અપૂર્વ શોભા અર્પી રહ્યાં હતાં.

સંસારને પોતાના સૌન્દર્યથી પરાજિત કરનારી વાસવદત્તા તે ભિક્ષુની પાસે હારી ગઇ; તેના સૌન્દર્ય પર મુગ્ધ બની ગઇ. તેનો રેશમી પાલવ સરી પડ્યો. કંચુકી શિથિલ બની ગઇ. એમાં ગૂંથેલાં પુષ્પો વિખરાઇને પૃથ્વી પર પડ્યાં !

તેણે ઉપગુપ્તની સમીપમાં આવીને કહ્યું: "ભિક્ષુ ! ભિક્ષાપાત્ર આગળ લાવો !"

ભિક્ષાપાત્ર આગળ ધરી સહસા ઉપગુપ્તે આશ્ચર્યથી કહ્યું: "પરંતુ તમારા બને હાથ તો ખાલી છે: એ મને શું આપી શકશે ?"

વાસવદત્તા: "તમને આ સંસારમાં ક્યાંય મળી ન હોય, તેમજ આ હસ્તે આજદિન સુધી કોઈને અર્પણ કરી નથી એવી વસ્તુ તે તમને આપશે."

ઉપગુપ્ત: "એટલે ?"

વાસવદત્તા: "આ હાથ ખાલી નથી."

ઉપગુપ્ત: "હું આ સુવર્ણાભૂષણોને શું કરીશ ?"

વાસવદત્તા: "હું આ સુવર્ણાલંકારોની વાત નથી કરતી. અબોધ યુવક ! આ હાથ ખાલી નથી. એ પ્રેમના આલિંગનથી પૂર-ભરપૂર છે. હું તે આલિંગન તમને આપીશ. કલ્પના કરો ! ભિક્ષુ ! જે વાસવદત્તાની છાયાને સ્પર્શવાને માટે મોટા મોટા રાજરાજેશ્વરો વ્યાકુળ રહે છે તે તમને પ્રેમનું આલિંગન આપશે."

ઉપગુપ્તના મુખ ઉપરના ભાવમાં કશું પરિવર્તન થયું નહીં. વાસવદત્તાએ ફરીથી કહ્યું: "ભિક્ષાપાત્ર આગળ લાવો: હું તમને ભિક્ષામાં મારું હૃદય આપીશ."

"એનો અર્થ ?" ઉપગુપ્તે પૂછ્યું.

વાસવદત્તા: "એનો અર્થ એ કે તમારો સુકુમાર દેહ ભિક્ષાવૃત્તિને માટે સરજાયો નથી. આ અનુપમ સૌન્દર્ય-સુમન સંસારના સ્પર્શથી દૂર વનપથમાં કરમાવાને માટે નથી. આવો ભિક્ષુ, મારા સદનમાં આવો. હું વિશ્વની સ્વામિની છું, તમારી દાસી બનીશ."

ઉપગુપ્તના વાસનાના પ્રભાવથી મુક્ત મુખ-મંડળ પર હાસ્યની એક ક્ષીણ રેખા નજરે પડી. તે મૌન રહ્યો.

વાસવદત્તાએ વિકળ બની કહ્યું: "ઉત્તર આપો ભિક્ષુ !"

"કિન્તુ કેટલાક કારણોને લીધે અત્યારે સમય નથી." ઉપગુપ્તે ઉત્તર આપ્યો.

"તો પછી ક્યારે ?" વાસવદત્તાએ પૂછ્યું.

ઉપગુપ્ત: "પછી. થોડા દિવસો બાદ હું આવીશ."

"પછી. થોડા દિવસો બાદ હું આવીશ !"

વાસવદત્તા મનમાં વિચારવા લાગી: "રમણીના રૂપનું આ અપમાન ? એક સામાન્ય ભિક્ષુ તેના સૌન્દર્યનો તિરસ્કાર કરી શક્યો ! જોયું જશે. હું તે દિવસની પ્રતીક્ષા કરીશ."

ઉપગુપ્તે વેગપૂર્વક સંઘ તરફ પ્રયાણ કર્યું. વાસવદત્તા સુવર્ણમૂર્તિની માફક તેને નિશ્ચ-નિશ્ચલ બની જોઈ રહી.

*　　　*　　　*

**પોતાના** ટૂંકા જીવનની એક જ્યોતિ દાખવીને સન્ધ્યા તીવ્રગતિએ ચાલી ગઈ હતી. શારદીય શુભ્ર આકાશમાં ઉદય પામતા ચન્દ્રનાં કિરણો કપોજ્જવલ ચાંદની બિછાવી રહ્યાં હતાં !

એક સઘન વનના ચરણોને ધીમી ક્લરવ કરતી ગંગા વહી રહી હતી. દિવસભરના ભિક્ષા-ભારથી મુક્ત ઉપગુપ્ત એ વનમાં થઈને પોતાના મઠ તરફ ચાલ્યો જતો હતો.

તે ભયંકર હિંસ્ર પશુ સિંહની ઉપર કરુણાના અવતાર બુદ્ધના ઉપદેશની કાંઈ પણ અસર ન થઈ. તેની રાક્ષસી પ્રકૃતિમાં પરિવર્તન થયું નહીં. ઉપગુપ્તને આવતો જોઈને સિંહ વેગપૂર્વક તેના પર તૂટી પડવાને તત્પર બન્યો. ભિક્ષુએ એ જોઈને પોતાનું મસ્તક ઝુકાવી દીધું.

એક તરફ સિંહ ઉપગુપ્તનું ભક્ષણ કરવાને માટે તૈયાર હતો. બીજી તરફ ઉપગુપ્ત સિંહનું ભોજન બનીને ઊભો હતો !

પાસે જ એક ગીચ ઝાડી હતી. ગીચ ઝાડીના હૃદયમાં એક છિદ્ર હતું. વસન્તે નવપ્રાણ પૂરવા છતાંયે પાંદડાંઓ એ છિદ્રને ઢાંકી શક્યા નહોતાં! એ છિદ્રમાંથી એક શિકારીએ તે ભયંકર દૃશ્ય જોયું.

સિંહ ભિક્ષુ પર તૂટી પડવાને તત્પર બન્યો તેવો જ શિકારીએ પોતાના ધનુષ્ય પર તીર ચડાવ્યું અને સામેની ઝાડીનું વક્ષસ્થળ ભેદીને સિંહને ધરાશાયી કરી દીધો.

ઉપગુપ્તે ચકિત થઇને ચારે તરફ જોયું. પોતાના કાર્યની સફળતા પર હસતો-મલકાતો ધનુષધારી શિકારી તેના તરફ આવી રહ્યો હતો.

ભિક્ષુએ દુઃખભર્યા શબ્દોમાં શિકારીને કહ્યું: "હાય! તમે આ શું કર્યું? સિંહે તમારું શું બગાડયું હતું? વિના કારણે નિરપરાધની હત્યા શા માટે કરી?"

શિકારીએ મનમાં ને મનમાં વિચાર્યું: "સિંહ અને તે વળી નિરપરાધ?"

પોતાના દયાહીન કઠોર જીવનમાં શિકારીએ પહેલવહેલાં અહીં કરૂણાદેવીનાં દર્શન કર્યાં. તે ચિત્રાંકિત મૂર્તિની માફક ઘણીવાર સુધી ઉભો રહ્યો. ઉપગુપ્તે પોતાની કરૂણાભરી દૃષ્ટિ તેના પર નાખી. આંખોએ જોયું અને હૃદયે હૃદયનો સંદેશ ઝીલી લીધો.

શિકારીના બંને હાથ હાલ્યા. તેણે ખભા પરથી તીરનું ભાથું ઉતારીને ગંગામાં ફેંકી દીધું—એની નિર્દયતા ગંગામાં ડૂબી ગઇ. પોતાના બલિષ્ઠ હાથથી ધનુષ્યના બે ટૂકડા કરીને પૃથ્વી પર પટકી દીધા—એની કઠોરતા આખરી શ્વાસ લેવા લાગી ત્યાર પછી શિકારીએ ભિક્ષુનાં ચરણોમાં પડીને કહ્યું: "દેવ! આ મારી અંતિમ હત્યા છે!"

ઉપગુપ્તે પ્રસન્નમુખે તેને આશીર્વાદ આપ્યા. શિકારી પોતાના નવીન સંસારમાં પ્રવેશ કરવા માટે ચાલ્યો ગયો. કરૂણા તેની માર્ગદીપિકા બની.

ત્યાર્દ ઉપગુપ્તે ભૂમિશાયી સિંહ તરફ જોયું—તેની છાતીમાં તીર ખરાબ રીતે પેસી ગયું હતું. ભિક્ષુ તેને અત્યંત કઠિનતાપૂર્વક ગંગાતટપર લઇ ગયો અને ત્યાં જઇને ઘા ધોવા માંડ્યો.

ગંગાના ચંચળ હૃદયમાં—દશે દિશાઓમાં ગીત-સુધાની વૃષ્ટિ કરતું એક નાવ ચાલ્યું જતું હતું. શરદની નિર્મળ ચાંદની પૂરબહારમાં ખીલી હતી. વનપ્રાન્ત અને ગંગાની લહરીઓમાં અપૂર્વ શોભા અંકિત થઇ રહી હતી.

ઉપગુપ્ત પોતાના કાર્યમાં પ્રવૃત થયો. સિંહના જીવનની આશા બહુ ઓછી હતી; પરન્તુ ભિક્ષુ એકાગ્ર બની પોતાનું કાર્ય કરી રહ્યો હતો.

નૌકા તેના તરફ આવવા લાગી. ગીતનો સ્વર હવે ઉપગુપ્તને સ્પષ્ટ સંભળાવા લાગ્યો. તેણે જોયું—નૌકામાં અન્ય કોઇ નહીં, પરન્તુ પેલી મુક્તકુંતલા રૂપવતી વાસવદત્તા શરદચન્દ્ર સાથે આંખો લડાવતી ગાઇ રહી હતી.

ભિક્ષુએ સિંહની છાતીમાંથી તીર બહાર કાઢવાને હાથ લંબાવ્યો. અચાનક ગીત બંધ પડી ગયું. નૌકા ભિક્ષુની સમીપમાં આવી પહોંચી.

નૌકામાંથી વાસવદત્તા ચકિત બનીને બોલી ઉઠી: "ભિક્ષુ! તમે આ શું કરો છો? જીવન અર્પણ કરીને આ ભયંકરહિંસ્ર પશુ પોતાના જીવનદાતાને નહિ ઓળખે એ શું તમે નથી જાણતા? નથી જાણતા કે એ તમારો સર્વનાશ કરી નાખશે?"

ઉપગુપ્તે કહ્યું: "રમણી તમે ભૂલો છો! બહારથી સુન્દર દેખાતા હિંસ્ર પશુનાં કરતાં તે

વધારે ભયંકર નથી. જેના ઓઠા નીચે મનુષ્યોનો શત્રુ કામ તેનો વધ કરવાને માટે કાન પર્યંત કમાન ખેંચીને ઊભો છે તેના કરતાં તે વધારે ભયંકર નથી. પોતાના બંધનથી મનુષ્યને બંદીવાન બનાવી રાખનાર સુન્દર મોહ કરતાં તે વધારે ભયાનક નથી. જેની પાછળ મનુષ્ય પોતાના ધ્યેય ધર્મને ભૂલીને અનન્ત જન્મ અને જગતમાં ફરી રહ્યો છે તે હાથમાં સુવર્ણમુકુટ લીધેલી છાયા સમાન નિસ્સાર લોભ–લાલસા કરતાં તે અધિક ભીષણ નથી."

વાસવદત્તા કાંઇ સમજી શકી નહીં. પ્રેમથી અધીર બનીને તેણે કહ્યું: "ભિક્ષુ ! હું તમારી પ્રતીક્ષા કરતી રહી અને તમે ન આવ્યા. શું તમે ભૂલી ગયા હતા ?"

"ના, ભૂલ્યો નથી. હું આવીશ. થોડા દિવસ પછી અવશ્ય આવીશ."

"આજે જ ચાલો ભિક્ષુ ! આથી અધિક સુન્દર અવસર પછી ક્યારે આવશે ? આજે ચન્દ્ર સંસારને આલોકિત કરી રહ્યો છે: તમે મારા ગૃહનો અન્ધકાર દૂર કરો !"

"થોભી જાઓ !" કહીને ભિક્ષુ ધીમે ધીમે સિંહની છાતીમાંથી તીર કાઢવા લાગ્યો.

વાસવદત્તાએ કહ્યું "તમે તમારા સૌન્દર્યના તીરથી મને ઘાયલ કરી છે; પ્રથમ મને પ્રાણદાન આપો !"

"ધીરજ રાખો સુંદરી ! હું જરૂર આવીશ !"

"ક્યારે આવશો ?–તમારી પ્રતીક્ષા કરતાં કરતાં મારી નયનજ્યોતિ ચાલી જાય ત્યારે ? દિવસો ગણતાં ગણતાં સમય મારું યૌવન છીનવી લે ત્યારે ?"

ઉપગુપ્તે તેના તરફ જોઇને વિચાર્યું: "હે ! આ શું ? આટલું જ્ઞાન હોવા છતાં યે તે ઊંડી ગર્તામાં પડી રહી છે ?"

વાસવદત્તાએ ફરીથી પૂછ્યું: "ક્યારે આવશો?"

"આ જીવનમાં."

"આ જીવનમાં ? એ બહુ લાંબો અવધિ છે!"

"તો પછી ?"

"આ ક્ષણે કહો."

"નહીં."

"આ મહીને !"

"આ વર્ષે આવીશ એટલું સાચું માનો."

"હું મારી આંગળીઓના વેઢે દિવસો અને શ્વાસમાં ક્ષણો ગણતી રહીશ."

વાસવદત્તા ચાલી ગઇ. ઉપગુપ્ત મૃતપ્રાય સિંહના હૃદયમાંથી તીર કાઢવાના કામમાં પ્રવૃત્ત થયો.

* * *

શરદ ગયો, શિશિર ગયો, હેમન્ત ગયો, પરન્તુ ઉપગુપ્ત ન આવ્યો. વાસવદત્તાએ અનેકવાર અશ્રુપૂર્ણ પ્રતીક્ષા કરી, પરન્તુ તે ન આવ્યો તેણે અનેકવાર શૃંગાર સજ્યા, પણ સર્વ વ્યર્થ ગયું

સુમન, સુગંધિ અને સંજીવનીને લઇને આખરે વસન્તઋતુ આવી; છતાં યે ઉપગુપ્ત ન આવ્યો. જોતજોતામાં અવધિ પણ પૂરો થવા આવ્યો, પરન્તુ ઉપગુપ્ત ન આવ્યો. વાસવદત્તા અતૃપ્ત–અશ્રાંત નયને એ કદિયે ન આવનારને જોતી રહી. બધાં આવ્યાં, ન આવનારમાં એક્લો ઉપગુપ્ત હતો !

અવધિ પૂરો થવામાં બે માસ બાકી રહ્યા–એક માસ રહ્યો. સંસારના પાન્થનિવાસમાં થઇને પથિક વર્ષ જવાની તૈયારી કરવા લાગ્યો. એણે શિશિરનો કામળ ખભે નાંખી લીધો હતો, હેમન્તનો બિસ્તરો બાંધી લીધો હતો. વસન્તના પુષ્પગુચ્છ સંભાળી લીધાં હતાં. ગ્રીષ્મની છત્રી હાથમાં, જોડા પગમાં પહેરી લીધા હતા. વર્ષાનો ખાલી

લોટો અને દોરી પણ લઈ લીધાં હતા. તેણે પોતાની અંતિમ વસ્તુ ચાંદનીને સમેટી લેવા માટે હાથ લંબાવ્યો. એવામાં વાસવદત્તાએ વિકળ બનીને કહ્યું: "સાચે જ શું મારાં પ્રિયતમ આ વર્ષે નહીં આવે ?"

રાત્રીનો સમય હતો. સમસ્ત પૃથ્વી અંધકારમાં ડૂબી ગઇ હતી. વાસવદત્તાનો મહેલ સહસ્ર આલોક-માલાઓથી ઝળહળી રહ્યો હતો. જ્યોતિનાં કિરણ તેનાં સુવર્ણાભુષણોમાં પ્રતિબિમ્બિત થઇને વિલાસકક્ષને અપૂર્વ શોભા અર્પી રહ્યાં હતાં. અસંખ્ય દીપક તારિકાઓનાં સુમન હતાં; અને તેની મધ્યમાં વાસવદત્તાનું મુખ ચન્દ્ર બનીને શોભતું હતું.

તે દિવસે વાસવદત્તાને ત્યાં ઉત્સવ હતો. તે ઉત્સવ તેના એક પ્રેમી લખપતિના સ્વાગતાર્થે યોજવામાં આવ્યો હતો. એક બાજૂએથી સંગીતની, અને બીજી બાજૂએથી સુરાની ધારા વહી રહી હતી. તેની વચમાં અભાગી લખપતિ ડૂબી રહ્યો હતો.

અર્ધરાત્રિ વીતતાં અગાઉ જ લખપતિ સુરાના પ્રભાવથી પૂર્ણ અચેતન બની ગયો. તેને પોતાનાં-પરાયા-ની કોઈ જાતની શુદ્ધિ રહી નહીં. સંગીત બંધ પડયું. દાસી, પરિચારિકા વગેરે સર્વ વિદાય થઇ ગયાં. કક્ષમાં લખપતિ અને વાસવદત્તા સિવાય બીજું કોઇ ન રહ્યું. નહીં, નહીં. એક બીજી પિશાચિની પણ બેઠેલી હતી. તે કોણ હતી ? ઇર્ષ્યા વાસવદત્તાની પરિછાયા !

વાસવદત્તાએ ચારે તરફ જોઇને પોતાના ઓશિકેથી એક કટાર કાઢી. રાત્રિના સમયે એક વેશ્યાના હાથમાં કટાર ! તે શું કરવા માગતી હતી ? જે મુખચન્દ્ર સંગીતસુધા વરસાવે છે, તે શું વજ્ર પણ ફેંકી શકે છે ?

તે પેલા અચેત લખપતિનો વધ કરવાને માટે આગળ વધી. તેનો કટારવાળો હાથ ઉંચો થયો, તે જાણે કહેતો હતોઃ "સાવધાન ! ઉપર ઇશ્વર છે. તેનો ડર રાખ !" પાપીયસી વાસવદત્તા તે મૂક હાથના સંકેતને સમજી શકી નહીં. તેણે તે કટાર લખપતિની છાતીમાં ભોંકી દીધી. તેના આખરી શબ્દો હતા: "હાય દગાબાજ પિશાચિની !"

રૂપવતી રાક્ષસી-સુકુમાર પિશાચિની પોતાના વિજ્ય પર પ્રસન્ન થઇ ! આ સમયે બહારથી કોઇએ કરૂણ કંઠે પુકાર કર્યો : "વાસવદત્તા !"

કંપિત વાસવદત્તાએ ગવાક્ષદ્વાર ખોલીને પૂછયું, "કોણ ?"

ઉત્તરની આવશ્યકતા ન રહી. ગવાક્ષદ્વારમાંથી કક્ષની જ્યોતિ તે વ્યકતિના મુખમંડળ પર પડી. તે શ્રવણ ઉપગુપ્ત હતો !

વાસવદત્તાએ હર્ષપૂર્વક કહ્યું : "ભિક્ષુ તમે આવા પહોંચ્યા?"

ઉપગુપ્ત : "નહીં; પણ તુર્ત જ આવીશ."

વાસવદત્તા : "તો પછી આવી કુ-વેળાએ આવવાનું કારણ ?"

ઉપગુપ્ત : "કાંઇ નહીં. હું મારા વિહાર તરફ જઇ રહ્યો હતો અહીં મને તમારૂં સ્મરણ થયું. તમે જાગો છો કે સૂઇ રહ્યાં છો એ જાણવાને હું ઉત્સુક બન્યો હતો."

વાસવદત્તા : "હું જાગૃત છું"

ઉપગુપ્ત : "પણ તમારી બંને આંખો બંધ છે. વારૂ. હું જાઉં છું. આજ મને બહુ વિલંબ થયો છે !"

વાસવદત્તા : "ઊભા રહો ! તમને તમારી પ્રતિજ્ઞા તો યાદ છે ને ?"

ઉપગુપ્ત : "હા"

વાસવદત્તા : "તમે આ વર્ષમાં મને મળવાનું વચન આપ્યું છે."

ઉપગુપ્ત : "હજૂ વર્ષ પૂરૂં થવામાં કેટલા દિવસ બાકી છે ?"

વાસવદત્તા : "ફકત એક પખવાડિયું."

ઉપગુપ્ત : "હું તે સમય દરમ્યાન અવશ્ય આવીશ."

વાસવદત્તા : "તમે જૂઠું બોલો છો. મને છેતરી રહ્યા છો."

ઉપગુપ્ત : "તથાગતનો શિષ્ય કદાપિ જૂઠું નથી બોલતો. છળકપટ તેનો ધર્મ નથી."

ઉપગુપ્ત રજનીના અંધકારમાં ભળી જઇ અદૃશ્ય થઈ ગયો. વાસવદત્તા ગવાક્ષનાં દ્વારબંધ કરીને છુપાઇ ગઇ.

* * *

**વા**સવદત્તાએ ધનને માટે લખપતિનું ખૂન કર્યું હતું બધો ભેદ ખુલી ગયો. તેને ન્યાયાલયમાં વિચારને માટે ઉભી કરવામાં આવી.

તેનું ધન તેના કામમાં ન આવ્યું. તેનાં પ્રેમી તેના કામમાં ન આવ્યા. તેનું અનુપમ સૌન્દર્ય પણ તેને શિક્ષામાંથી મુક્ત કરી શક્યું નહીં.

હતભાગિનીને ન્યાયાલયમાંથી શૂળીની શિક્ષા મળી. પ્રાણદંડ તેના અશાંત જીવનને માટે શાંતિ હતી. તે શિક્ષા નહોતી; આશીર્વાદ હતા.

તેનું રૂપ કુરૂપ કરવામાં આવ્યું. તેના ચંદ્રવદનની આંખો કાઢી નાંખવામાં આવી. નાક–કાન કાપી નાખવામાં આવ્યા : તેના મૃણાલ કર છિન્ન કરવામાં આવ્યા તેની ધનસંપતિ છીનવી લેવામાં આવી.

જે સમયે વાસવદત્તાને આ ભીષણ શિક્ષા થઇ. તે સમયે તેણે અત્યંત કરુણ સ્વરે પ્રાર્થના કરી : "હું એક અઠવાડિયાની મુદત માગું છું. મારે મારા એક પ્રેમીને મળવું છે. તે આ અઠવાડિયામાં આવી જશે. પછી હું અત્યંત પ્રસન્નતાપૂર્વક ઘાતકને હાથ ન્યાયની તલવારને મારો દેહ સોંપી દઇશ."

કોઇએ તેની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો નહીં. ઘાતકે વાસવદત્તાને કુરૂપ અને કુત્સિત બનાવીને રાજમાર્ગમાં છોડી દીધી. એક મનુષ્યને તેની સાથે મૂકવામાં આવ્યો, જે ઉચ્ચ સ્વરે સમસ્ત પ્રજાને તેના પાપની કથાને કહી સંભળાવતો હતો.

કેટલું ભયાનક અને બીભત્સ દૃશ્ય હતું એ ! તેના ઘાવમાંથી લોહી અને પરૂ વહેતાં હતાં; અને તેના પર માખીઓ બણબણી રહી હતી. હાથ નહીં હોવાને લીધે તે માખીઓને ઉડાડી શકતી પણ નહીં. તે કરુણશબ્દે કેવળ રુદન કરી રહી હતી.

આજ પૂર્વે તેના સૌન્દર્યના જે ઉપાસકો હતા, તે સૌ તેની ઘૃણા કરવા લાગ્યા–દૂરથી જ તેને જોઇને નાસી જતા. સર્વે તેના પર થુંકતા હતા. માર્ગ પરનો એકાદો ભિક્ષુક, લૂલો, લંગડો, કુષ્ટ રોગી પણ તેના સ્પર્શથી બચવાનો-પ્રયાસ કરતો હતો.

જ્યારે તેની પાસે વિશ્વને આકર્ષિત કરવાવાળું રૂપ ન રહ્યું, યૌવન ન રહ્યું, ધન ન રહ્યું; જ્યારે સમસ્ત સંસાર તેની ઘૃણા કરી રહ્યું હતું ત્યારે તે જીવમાત્રની સમવેદનાથી દૂર હતી. આવા દુર્દિનમાં ઉપગુપ્તે આવીને તેના મસ્તક પર પોતાનો હાથ મૂક્યો.

વાસવદત્તાએ ચકિત થઇને પુકાર્યું : "કોણ!"

"હું છું." ઉપગુપ્તે ઉત્તર આપ્યો

વાસવદત્તા કાંઇક અંશે કંઠસ્વર ઓળખી ગઇ. પરન્તુ પોતાનો ભ્રમ ટાળવા માટે તેણે પૂછ્યું : "કોણ તમે ઉપગુપ્ત છો ?"

ઉપગુપ્ત : "હા હું ઉપગુપ્ત છું !"

વાસવદત્તાએ દીર્ઘ નિશ્વાસ નાંખી કહ્યું : "પાછા જાઓ ! તમે શા માટે આવ્યા ? શું તમે મારો ઉપહાસ કરવા માટે આવ્યા છો !"

ઉપગુપ્ત : "તમે મને પાછા ચાલ્યા જવાનું કહો છો ? હું તો તમારા કથનાનુસાર તમારી

પાસે આવ્યો છું. મારા આવવામાં વિલંબ નથી થયો. વર્ષ પૂરું થવામાં હજૂ બે દિવસ બાકી છે."

વાસવદત્તાએ નિરાશાના સ્વરે કહ્યું : "હાય ! જ્યારે મારો દેહ વસન્તની સુરભિથી સૌરભવન્તો હતો ત્યારે તમે ન આવ્યા ! જ્યારે મારી શોભાનો ચન્દ્ર પૃથ્વી પર સુધા વર્ષાવી રહ્યો હતો ત્યારે તમે ન આવ્યા ! જ્યારે ઘાતક મારા યૌવનનો અન્ત લાવવા માટે શિલાખંડ પર પોતાનું શસ્ત્ર સજી રહ્યો હતો ત્યારે પણ તમે ન આવ્યા. ભિક્ષુ ! શું તમે એટલા અબોધ છો ? મારા સૌન્દર્યનો દીપક બુઝાઇ ગયો છે. મારી શોભાનો સૂર્ય અસ્ત પામી ગયો છે ! એવા સમયે તમે શા માટે આવ્યા ?"

ઉપગુપ્ત : "ભગિની ! હું ઇન્દ્રિયસુખ અથવા અન્ય કોઇ સ્વાર્થથી પ્રેરાઇને તારી પાસે નથી આવ્યો. શારીરિક સૌન્દર્ય વ્યર્થ છે, અને તેની સાક્ષી તારું આ શરીર આપશે. ધન પણ નિસ્સાર છે. તારું અતુલ ઐશ્વર્ય તેનો ઉત્તર આપશે. હું તારી પાસે આવ્યો છું, કહે તારે શું કહેવું છે ?"

વાસવદત્તાની આંખો ખુલી ગઇ. તેણે કહ્યું: "હું શું કહું, ભિક્ષુ ! તમારા આ પ્રશ્ને મારા ઉત્તરને છીનવી લીધા છે. જાણે હું એક સ્વપ્ન, એક છાયા અને એક મરીચિકાની પાછળ દોડી રહી હતી એવું મને સમજાય છે. મારે કાંઇ નથી કહેવું. તમે મારી સમીપમાં થોડીવાર ઊભા રહો. તમારા સ્પર્શથી મારી યાતના ઓછી થઇ રહી છે. તમારા વચનોથી મારો સંતાપ દૂર થઇ રહ્યો છે ભિક્ષુશ્રેષ્ઠ ! તમે જ કાંઇક કહો !"

ઉપગુપ્ત: "સંસારના સૌ દુઃખનું મૂળ તૃષ્ણા છે, અને તું એ તૃષ્ણાની દાસી બનીને ભટકતી રહી. તેં કામનાં હાથમાં તારો ધર્મ વેચી દીધો. તેં ધનને માટે તારા પ્રેમી લખપતિનું ખૂન કર્યું. આજે આ દુઃખની વેળાએ કોઇ તારે કામમાં આવ્યું નહીં"

વાસવદત્તા: "હાય ! ભિક્ષુ, તમે આથી વહેલા આવીને મને ઠોકર ખાતાં પહેલાં શા માટે ન બચાવી ? તમે આવ્યા, પરન્તુ બહુ મોડા !"

ઉપગુપ્ત: "કાંઇ મોડું નથી થયું. હજી બહુ સમય છે તું અત્યારે બાહ્ય નેત્રો વિનાની છે, પરન્તુ તારા અન્તરચક્ષુ ખુલી ગયાં છે. ઉઠ, ભગવાન બોધિસત્વનો હાથ પકડ. તે તારાં દુઃખ દૂર કરશે: તને મુક્ત કરશે."

વાસવદત્તાના મરુસંસારમાં આકાશમાર્ગે સુધા-બિન્દુ વરસી ગયાં. તેની સાત્વિક પ્રકૃતિ જાગૃત થઇ. તેને સંસારની ક્ષણભંગુરતાનું જ્ઞાન થયું જ્ઞાન જ નહીં, અનુભવ પણ થયો. તેણે ભિક્ષુનાં ચરણોમાં પોતાનું મસ્તક મૂકી દીધું; અને તે બોલી: "હું તૈયાર છું. મને લઇ જાઓ. મારો પાલવ પકડીને મને શાન્તિના સામ્રાજ્યમાં લઇ જાઓ."

ભિક્ષુએ પોતાના પવિત્ર કર વડે તેને સ્પર્શ કર્યો, અને બંનેએ સંઘ પ્રતિ પ્રયાણ કર્યું.

પાપ-તાપથી વિદગ્ધ વાસવદત્તાએ પ્રાયશ્ચિતના સુરસરોવરમાં સ્નાન કર્યું, પ્રવ્રજ્યા ગ્રહણ કરી, અને પોતાના શેષ જીવનમાં તેણે શાંતિ પ્રાપ્ત કરી.[1]

---

[1] મૂળ લેખક શ્રી. ગોવિન્દવલ્લભ પન્ત.

# કવિતાની થેલીમાંથી

## સુહૃદ[1]

"ગાર્ગ્ય"

: માલિની :

પ્રિય સુહૃદ તણી જે ઊર્મિયો ચિત્ત વાધે,
સદય હૃદયવાળો ઊર્મિ યે તેહ લાધે,
હિતકર વચનોનો મર્મ સાચો વિચાર્યે
સખિ–હિત વિણ એનો અર્થ બીજો ન ધારે.

જન જગત મહીં તો મિષ્ટબોલાં ઘણાં છે;
હિતકર વચનોનો મિત્ર કહેનાર ક્યાં છે ?.
યશ-અપયશ કેરી મિત્ર-સમ્બન્ધ વાર્તા
સદય હૃદયને એ હર્ષ ને શોક-દાતા.

હૃદય નિજ સખાનું મિત્ર એ માત્ર વાંચે;
સરસ કૃતિ નિહાળી મિત્રની મિત્ર રાચે.
સકલ સરસ થાતાં મિત્રને હર્ષ વાધે;
અવર જન કદીયે માપ તેનું ન કાઢે.

સકલ સરસ થાવા મિત્રનું મિત્ર વાંછે;
સુહૃદ સરસ એવા સુહૃદો જોઈ રાચે.

## ડગભરણું[2]

ભાસ્કર દવે

: શિખરિણી :

ભરે ધીમે ધીમે ડગમગ થતાં પાદ કુમળાં
જનેતાના હાથે નિજ કર મુકી બાળ ગરવા.
નમાવી મસ્તીમાં નયન નમણાં માત ઉરમાં
જગાવે કો ઝર્ણાં સ્મિત સુભગ વાત્સલ્ય અમિના.

"હવે માડી, મૂકો ડગભરણમાં વાત વડી શી?"
વદી કાલા બોલે દવિત છટકે માત કરથી.
ધરે ના હૈયે કૈં જનની શીખ શબ્દો પણ વળી.
અને દોડે ઘેલો સ્વબળ પર મુસ્તાક મનથી.

પડેલો ખુણામાં નિજ રમણ સાહિત્ય ઢગલો.
જતો લેવા ત્યાં તો ચરણ અટવાયા—પડી ગયો.

વિસારી શ્રદ્ધાના પરમહિતના બોધ વચનો
અને છોડી ચીંધ્યો શિતળ સુખનો માર્ગ શિવનો
અહંની આંધીમાં નિજ મતિ મંહી મસ્ત બનીને
વિનષ્ટિ પંથે કાં મનુજ ધસતો ભાન ભુલીને?

## ઉચિત રસ વાંછા[3]

હરિલાલ ગો. પંડ્યા

—અને આવી એણે અરવ પગલે, હસ્ત કમલે
દીધાં ચાંપી મ્હારાં નયન સહસા, વિસ્મય થતાં
હું યે એની છોળે રસમય બની, પ્રેરક બલે
અહો ! અંજાયો ને ક્ષણ સહજ કમ્પે થડકતાં
રહું ઉચ્ચારી: 'ઓ ઘડિક પ્રમાદે ! આવરણને
કરે છેદું, હૈયું તિમિર વશ મુંઝાઈ મરશે !'

ફરી સમ્યગ્જ્યોતિ સ્થિર થઈ હતાં, પાંપણ ઢળી,
સુધા સેરો રેલી સ્મિત સભર. 'ઓ લ્હું-સહચરી !
મ્હને હૈયે ઘેરા, અવિશદ રસાલાપ ભૂલતી
પુછું: શાને શાણી ! તિમિરતટ મેલે જીવનને ?'
કહે: 'ના શું જાણો: પ્રણય પથ શઠો ચમકતી
વિમાસી ના બ્હીતી, ઉચિત રસ વાંછા દૃગને?'

# સમાગમની ઝંખના[4]

ભાનુશંકર પો. શાસ્ત્રી.

: પૃથ્વી-સૉનેટ :

પ્રભો ! ચિત-કુરંગને ગગનટોચ ભાવે લઇ,
ક્ષણાર્ધ ચરવા દઇ, ગહન ગર્તમાં ફેંક તું !
અને કઠિન વેદના ઉરની એથી જાણે ન તું ?
મને સરલ ભક્તને પજવ ખૂબ વારે ઘણું !

સુશબ્દ તુજ પાદનો શ્રવણ પૂરવા થંભુ હું,
પ્રકમ્પ-પરસેવથી થરથરૂં, ગળી જાઉં હું;
વિવર્ણ તન માહરૂં તુજ વિયોગ-તાપે તપે :
ઉદગ્ર સહુ રોમ આ પ્રભુજી ! વાટ તારી જુવે !

અહોનિશ નિરાશમાં શ્રમથકી સરે આંસુડાં,
પ્રજાગર-પરમ્પરા મરણતોલ મુને કરે !
સમાગમની ઝંખના સપનમાંય ભૂલું નહિ ;
છતાં હૃદયનાથ ! તું દરશ-દાન દેતો નથી !

અહેતુ અનુરાગ આ મુજ ઉરે રહે સર્વદા :
ઝુરી ઝુરી ઢળી પડું પરમ પ્રેમનો પાન્થ હું !

●

# પ્રલય પ્રેમી[5]

પ્રભુકુમાર કાપડિયા.

: પૃથ્વી :

સમીર સુર ફુંકતાં ઘનરવે ચઢી મસ્તીમાં
રમે અવનિ આંગણે દલ તમિસ્ત્ર આમંત્રતાં,
પ્રકાશ પ્રગટી નભે તુમુલ યુદ્ધના ઘર્ષણે
નિપાત વસમા પડે ગડગડી જતા મેઘનાં.

તહીં શ્વસન થંભિયાં પ્રબળ દુઃખ એકાગ્રતા
લસે હૃદય વિશ્વના કદમ પંથ લીધાં રહ્યાં.
પરંતુ નવલેશ કૈં નિરખતો જરા માર્ગમાં
ભરંત દૃગ લક્ષ્યમાં કદમ કૂચ એડી રહ્યો,
પણે ગગન છત્રને જીવન સ્થંભ-આધાર-શા
ડગંત ગિરિ. રાજ પે પ્રખર ઓજસોત્સાહથી
ઉભો અડગ માનવી :

વને વિટપ પલ્લવો તિમિરમાં નહીં દીસતાં,
વિલક્ષ નયનો દિશા સકળ વિશ્વની ઘૂમતાં.

કરાળ સ્વર કાળ શો ગરજતો તહીં વારિધી
ઉરે અખિલ વિશ્વને શમવવા ધસ્યો શોરમાં,
અને ગગન ગુંજતી જલધિ અંકમાં વીજળી
ઝગંત રમણે ચઢી મહલ મંદિરે રેલતી
સમસ્ત જગ જવાળશી જલન ભસ્મ ભૂખાળવી.

અશબ્દ ગૃહ પિંજરે વિષમ શાંતિ આગારમાં,
હમેશ દિલ દુઃખમાં વિરલ કો ઘડી વાંછતાં,
દૃગે પ્રથમ વાર ને અર્વાન ઊતર્યો સ્વર્ગશું,
પ્રભા પ્રલયની ભર્યું પ્રકૃતિ-તાંડવ દેખિયું.

ઉભો ધુમસમાં છતાં ચમકતી તહીં આંખડી,
દીસે ફફડી રહી વર વિહંગની પાંખડી.
અને મલકતા મુખે હૃદય મંદિરે નર્તતી,
રહે નિરખતો પ્રિયા-પ્રકૃતિ રાસ ઝીલાવતી.

# પ્રભુને ઘાટ[1]

કોલક

મારો આતમ તલસે આવવા ઓ તારે ધામ !
પ્રભુજી આવવા તારે ધામ !

સૂની મારી ભોમ પડી છે,
મૂક બધાં આ રાન પડ્યાં છે,
ઘન સૂનકાર ચોમેરે છે–
એક જ છે આ વેળ–
પ્રભુજી ! આવવા તારે ધામ !

મરૂભુમિમાં દિશા સુની
જંગલ ગોદે રજની રોતી
દૂર દૂર મારી નજર જોતી
દિવ્ય દ્યુતિનાં તેજ !
પ્રભુજી ! આવવા તારે ધામ !

નીલ ગગનમા તારલિ ટમકે
વીજ તણા પલકારા ચમકે
વાદળિયાનાં હૈયાં મલકે
ધરતાં હૈયે હોંશ !
પ્રભુજી ! આવવા તારે ધામ !

સ્વામી ! તારો બાલક આવે,
દિવ્ય ભોમને કંઠે આવે
અગાધ ઉર–ભર આંસુ લાવે
છોડી આ પથ વાટ !
પ્રભુજી ! આવે મંગલ–ઘાટ !



(૧) ભાવનિરૂપણમાં વધુઅંશે લોકોક્તિનો જ આશ્રય કવિ શોધે છે. કવિ તરીકે નવી દૃષ્ટિ- વિશિષ્ઠ રૂપ કે કડી, સાંકળ પૂરી થતાં સુધીમાં હાથ લાગતી નથી. એટલે 'મૈત્રીનું' સાધારણ દર્શન, સજીવનતાની છાંટ વગરનું આપણને મળે છે. આમને આમ પંક્તિઓની છટા, વગર મહેનતે મૂકાતી આવે એ સહેલું ખરું, પણ છેવટનો ધ્વનિ અસાધારણ નહિ તો આશ્ચર્યકારક, જરૂર હોવો જોઇએ; 'જિજ્ઞાસા ઉપર ટકોરો મારે તેવો. જરાક વિચાર કરતા- નવું શોધતા કરી મૂકે. આપણને.

કોઇ પણ છંદ લ્યો. ઉપાડ સામાન્યરીતે થાય તેની પરવા નહિ; સ્વીકારાઇ ગયેલી જુની માન્યતાઓને ભરડો લ્યે એવો અંત લાવો.

(૨) શરૂઆત જ કૃત્રિમ લાગે છે, બાલિશતાથી ભરેલી; એટલે 'ડગભરણ' ના ઉત્સાહની રોનક મારી જાય છે. ભાષાની ગતિને વેગ આપવા માટે, પ્રબળ વિચારણાને પોચી રૂ જેવી શા માટે કરી મૂકો છો ? 'અહંની આંધીમાં' કે 'વિનિષ્ટને પંથે' જેવા શબ્દપ્રયોગો અહીં અપ્રસ્તુત છે.

(૩) વસંતના કેશુડાં વેરાયાં છે પંક્તિએ પંક્તિએ. પ્રણયની પૂંછ ઉપર મુસ્તાક એવો પ્રણયી, સૂક્ષ્મ સૌન્દર્યનાં સંવેદનોવાળું કવિજીવન, તેનું આંતરમંથન તથા તત્વજ્ઞાન એ બધું રસિકતાથી કહેવાયું છે. 'સાચી સૌન્દર્યવૃત્તિ જ કવિતાની જનની' એ કેટલું સાચું છે ?

(૪)

नितान्त कठिनां रुजं मम न वेद सा मानसीम् ।
प्रभावविदितानुरागमवमन्यते वापि माम् ॥
अलब्धफलनीरसं मम विधाय तस्मिञ्जनो ।
समागम मनोरथं भवतु पंचवाणः कृती ॥

विक्रमोर्वशीय

એ વિપ્રલમ્ભ-શૃંગારને ભક્તિનું રૂપ આપવાનો કે ઉન્નત કરવાનો પ્રયોગ અહીં થયો છે. પહેલી ચાર લીટી 'ચિત કુરંગને ગગન ટોચે' લઇ જાય એવી, જ્યોતિર્જૂથ જેવી મનોગમ્ય છે. પાછળનું ઉતરાણ થકવી દે તેવું છે. 'આસુડાં' અને 'મુને' જેવા પ્રયોગો છંદોબદ્ધ કાવ્યોમાંથી જવા જોઇએ. દસમી લીટી અસ્પષ્ટ છે. છેલ્લી બે અત્યંત સુંદર છે.

(૫) સાવ કાચી કૃતિ છે, છતાં આશાસ્પદ છે. પ્રલય સામે માનવીને અડગ ઉભો રાખવાની જે નેમ કવિએ વિચારી છે તે છંદબાંધણી વિચારી જોતાં નબળી લાગે છે. ચૌદથી અઢાર લીટી સુધીના માર્ગમાં અર્થાન્તર થઇ ગયું છે. એટલે કે કર્તાની નિરૂપણકલા માર્ગ ભૂલી છે. ઘણીવાર સિદ્ધહસ્ત કલમ પણ અંતરમાં હોય એટલું છંદબાંધણીમાં બાંધી શકતી નથી. ઓ છંદબદ્ધતા ! શું સાચે જ તેં અમારી બેવફૂફીને કબજે કરી લીધી છે ? સાચ્ચે જ ?

(૬) 'ઘન સૂનકાર ચોમેરે છે' એ ઉપરની બે પંક્તિઓ પકડીને કેવી લટકી રહી છે એ પંક્તિ ? કંઠને નચાવની નચાવતી દોરી જાય એનું નામ સાચી ગેયરચના. પ્રભુને ધામ જવાની કે શોધવાની જિજ્ઞાસામાં સામર્થ્યનો ચળકાટ નથી. તેમજ આવી કરુણ-મંગલ પ્રાર્થનામાં વિનમ્ર ફિલસૂફીની ગેરહાજરી પણ ખૂંચે છે.

ઇન્દુલાલ ગાંધી



શ્રી. રતિલાલ મહેતા

## મુસોલિનીનો હુંકારઃ

આરબી અશ્વ પર સ્વાર બનીને, કોઇ જુલીયસ સીઝર કે ઓગસ્ટસ કે માર્ક એન્ટની દિગ્વિજય કરીને નગર પ્રવેશ કરે તેમ મુસોલિનીએ ટ્રીપોલીમાં વિજયપ્રવેશ કર્યો. આફ્રિકન વતનીઓની નમ્ર સલામી ઝીલીને ભાવિ યુદ્ધની વ્યૂહ રચના જોતો જોતો એ પાછો ફર્યો.

લીબિયા ખાતેથી પાછા ફરીને એણે ફેસીઝમની ૧૮મી સંવત્સરીની ઉજવણી પ્રસંગે પીઆઝો વેનીઝીયામાં જુસ્સાદાર ભાષણ કર્યું. એણે નવ માસના આર્થિક ઘેરાનો (economic sanctions) ઉલ્લેખ કર્યો ને કહ્યું કે ઘેરો ઘાલનારાઓને જ આખરે શરણે થવું પડ્યું હતું એટલું જ નહિ આ ઘેરાએ શાંતિવાદીઓને શાંતિના ખરેખરા ભયંકર શત્રુઓ તરીકે બહાર પાડ્યા છે.

"જે એમ કહે છે કે ઇટાલીયન પ્રજા બધું ભૂલી જવાને તૈયાર છે, એ થાપ ખાય છે. ઇટાલીયનોએ ૪૦ વર્ષ બાદ એડોવાનું વેર લીધું. બ્લેક શર્ટો, યાદ રાખો અને તૈયાર થાઓ, એજ . આજના ઉત્સવની ચેતવણી છે,"

એના આ હુંકારની ગંભીરતા આડે સર્વ દેશો આંખ મીંચી રહેશે?

## હબ્સીનીઆમાં અત્યાચારઃ

બીજા દેશોમાં સભ્યતા અને સંસ્કૃતિ ફેલાવવાની આકાંક્ષા સેવનાર ઇટાલીએ હબ્સીનીયામાં હમણા જે કાળો કેર વર્તાવ્યો છે, એ

ઇતિહાસ કદી ભૂલશે નહિ. તૈમુરની કત્લેઆમ એની પાસે ક્ષુદ્ર બની જાય છે. ગ્રેઝીઆની પર કોઇકે બોંબ ફેંક્યો. એના બદલામાં મુસોલિનીએ એબીસીનીઆ પર પોતાના ક્રૂર ધાડાં છુટાં મુકી દીધાં. હજારોની આંખમીંચીને કતલ ચાલી. લોર્ડ ક્રેન્બોર્નને પણ કબૂલ્યું કે જે 'ગૃહસ્થ' સાથે બ્રિટને તાજેતરમાં જ હાથ મિલાવ્યા છે (ભુમધ્ય કરારમાં) એ વર્ણવી ન શકાય એવા જંગલીપણાં માટે જવાબદાર છે. કકળતા કોંગો પછી આ બીજો હાહાકાર હતો.

## સ્પેન–અને ઇટાલી :

સ્પેનનો સંગ્રામ અવિરત પણે ચાલે છે, પણ છેલ્લે છેલ્લે એનું સ્વરૂપ બદલ્યું છે, જે વધારે ગંભીર બન્યું છે. બીન-દરમ્યાનગીરીના કરારોને ઠોકરે મારીને ઇટાલીના હજારો સૈનિકો સ્પેનની ધરતી પર ઉતરી પડ્યાં છે, ને સરકાર સામે લડી રહ્યાં છે. સીનોર ડેલવાયોએ કહ્યું તેમ હવેનો સંગ્રામ ખુલ્લે ખુલ્લી રીતે ઇટાલી અને સ્પેનીશ સરકાર વચ્ચે છે, પણ બ્રિટનના એન્થની એડન લગભગ એમ કહેવાની ધૃષ્ટતા કરે છે, કે સ્પેનમાં ઇટાલીના નિયમસરના સૈનિકો છે નહિ, અને ઇટાલીએ બિન-દરમ્યાનગીરીના કરારોને ભંગ કર્યો નથી. પણ ફ્રેન્ચ પરદેશ મંત્રીમાં ડેલ્બોસે ભારપૂર્વક કહ્યું છે કે ઇટાલીએ પોતાનું લશ્કર ત્યાં ઉતાર્યું છે, તેના ઘણાં પુરાવા મળે છે. આ ભયંકર સ્થિતિ છે. અને ઇટાલી પોતે પણ ચોખ્ખું કહે છે કે અમે સ્પેનમાંથી અમારા 'સ્વયંસેવકો' પાછા બોલાવવા તૈયાર નથી! ફ્રાન્સે આ સામે વિરોધ તો ઉઠાવ્યો છે, પણ બ્રિટનની હિચકારી વર્તણુંક એને દબાવી રાખે છે, જ્યાં સુધી બ્રિટન અને ફ્રાન્સ મળીને સખત ચેતવણી નહિ આપે ત્યાં સુધી મુસોલિની પાછું વાળીને નહિ જુએ. બ્રિટન જો સ્પેનની જેમ ફ્રાન્સને પણ દગો દેશે, તો ઇટાલી અને ફ્રાન્સ વચ્ચેની અથડામણ વધારે નજીક આવી લાગશે.

## ફિલિપાઇન્સની સ્વતંત્રતા :

પ્રેસીડન્ટ કવેઝોન અને અમેરિકન અમલદારો વચ્ચે થએલી સમજુતી પ્રમાણે ફિલિપાઇન્સ ટાપુઓને હવે ૧૯૪૬ ને બદલે ૧૯૩૮–૩૯માં જ સંપૂર્ણ આઝાદી મળી જશે. વિગતો નક્કી કરવા માટે નિષ્ણાતોની એક સમિતિ નીમાશે. આ નિર્ણયથી કેટલાકનું એમ માનવું છે કે ફિલિપાઇન્સની સ્થિતિ ખરાબ થઇ પડશે, કારણ કે અમેરિકાથી છુટું પડતાં એ જાપાની આક્રમણનો ભોગ થઇ પડશે, પણ ફિલીપીનોને એવી બીક રહેલી નથી.

## રશિયન સામ્યવાદી પક્ષ :

સોવિએટ રશિયાના સામ્યવાદી પક્ષની મધ્યસ્થ સમિતિએ પક્ષના સમગ્ર બંધારણને લોકતંત્રવાદી બનાવવાને લગતો ઠરાવ પસાર કર્યો છે. તાજેતરમાં પસાર થએલા નવા બંધારણ હેઠળ થનારી સામાન્ય ચુંટણીમાં આગળ પડતો ભાગ લેવાની. સાથે સાથે પક્ષ લોકતંત્રવાદી રીતિઓ અનુસરશે. સભ્યોને ટીકા કરવાનો હકક રહેશે. પક્ષની તમામ સમિતિઓના સભ્યપદ માટેના ઉમેદવારોની ચુંટણી છૂપી મતનોંધણીથી થશે.

આ નિર્ણય આવકારદાયક છે, છતાં એમાં વિશ્વાસ આવતો નથી, કારણ કે "ટ્રોટસ્કીવાદી અનિષ્ટ" ને નામે હજુયે ત્યાં દમન અને ત્રાસ ચાલતા હોવાના ખબરો આવ્યા કરે છે.

## કાચા–માલ પરિષદ .

જીનીવામાં વારંવાર જે અનેક ફારસો ભજવાય છે, એમાંનું એક ફારસ હમણાં ભજવાયું. કાચા માલની વ્હેંચણી માટે ઉપાયો શોધવા માટે રાજ્યોની એક પરિષદ (રૉ મટીરીઅલ્સ કોન્ફરન્સ) મળી. આંતરરાષ્ટ્રીય દંભ અને કપટનો એ નમૂનો હતો. ઇટાલી અને જર્મનીએ આવવાની ના પાડી એટલે પરિષદમાં કાચા માલ માટે દાવો કરનાર

એક માત્ર રાજ્ય જાપાન હતું, જ્યારે પોતાનાં સંસ્થાનોમાં આ આકર્ષક કાચો માલ ધરાવનાર એકનું એક રાજ્ય બ્રિટન છે. જાપાન અને બ્રિટનના પ્રતિનિધિઓએ પોતપોતાનાં સ્વાર્થી આક્ષેપો ખુલ્લા પાડયા છે. શાહીવાદી એઠમાં ભાગ લેવા માટે નવું નવું આવેલું જાપાન કાચા માલની નિકાસ પરના તમામ પ્રતિબંધો દૂર કરાવવા માગે છે, અને અણુખેડયા પ્રદેશો તમામ રાજ્યો માટે ખુલ્લા રખાવવા માગે છે, પણ બ્રિટન એ સાંખી શકે તેમ નથી; ખુબી તો એ છે આ કારસરૂપ પરિસ્થિતી, કે જે દેશો કાચો માલ ઉત્પન્ન કરે છે, એમને તો કોઈ પૂછતું નથી. લુંટારૂઓની જાણે આ લુંટબાજી જ છે.

## મલાયામાં હિંદીઓ :

શ્રી. વી. એસ. શ્રીનિવાસ શાસ્ત્રીએ મલાયામાં વસતા હિંદીઓ વિષેનો પોતાનો હેવાલ હિંદી સરકાર સમક્ષ રજુ કરી દીધો છે. આ હેવાલમાં જો કે એમણે કોઈ ચોંકાવનારી વાતો ખુલ્લી પાડી નથી, તેમ કોઈ ઉદ્દામ ભલામણો પણ કરી નથી, છતાં એમણે મલાયામાં વિસ્તૃત પ્રવાસ ખેડીને અને બારીક નિરીક્ષણ કરીને આમાં જે હકીકતો અને આંકડાઓનો ભંડાર રજુ કર્યો છે, એથી ત્યાં વસતા હિંદી કામદારોની હાલતનો આપણને સારો ચિતાર મળી રહે છે.

જેમ બીજી વસાહતોમાં તેમ મલાયામાં પણ સામાન્ય રીતે હિંદી-વિરોધી નીતિ ચાલે છે. ત્યાંના બગીચાઓમાં, ખેતરોમાં અને કારખાનાઓનાં હિંદી કામદારોની સ્થિતિ જરાય સંતોષકારક નથી. રબ્બર ઉદ્યોગમાં થોડો સમયથી થોડો સુધારો થયો છે, અને મંદીના સમય દરમ્યાન પગારો પર પડેલો સખત કાપ હવે ધીમે ધીમે ઉઠાવી લેવામાં આવ્યો છે, છતાં મજુરોનું જીવન ધોરણ હજી ઉંચે આવ્યું નથી.

આ હેવાલ પરથી એમ લાગે છે કે મલાયામાં કામ કરતા હિંદી મજુરોની હાલત સામાન્ય રીતે હિંદમાંના મજુરો કરતાં તો સારી છે. સારાં રહેઠાણો છે, સ્વાસ્થ્યની ઠીક સંભાળ લેવાય છે; અને કેળવણીની પણ સારી સગવડો છે, જો કે કેળવણી માટે હજી વધારે સુધારણાની જરૂર શ્રીનિવાસ શાસ્ત્રીને લાગે છે, પણ એમની એક મહત્વની ભલામણ એ છે, કે મલાયામાં વસતા હિંદીઓને હેરફેરની સંપૂર્ણ છૂટ મળવી જોઈએ. વસાહતીઓના રાજકીય દરજ્જાના પ્રશ્ન વિષે તો શાસ્ત્રીજી મૌન જ સેવે છે, જે એક ગંભીર ભૂલ કહી શકાય. હિંદીઓના હકોના સંરક્ષણ માટે શાસ્ત્રીજીએ સાફસાફ અને તાત્કાલિક ભલામણ કરવી જોઈતી હતી, કારણ કે હિંદ બહાર વસતા હિંદીઓની હાલત આ દૃષ્ટિએ હંમેશા ખરાબ રહેતી આવી છે. મલાયામાં ચુંટણી કે મતાધિકારની વાત નથી; ત્યાં તમામ ધારા અને કારોબારી સંસ્થાઓમાં નિમણુંક પદ્ધતિ ચાલે છે. પરિણામે જનતાનો અવાજ સંભળાતો નથી.

એકંદરે શ્રી. શાસ્ત્રીએ આ હેવાલ રજુ કરીને હિંદ બહાર વસતા હિંદીઓને માટે સારી જેવી સેવા બજાવી છે, એમ કહેવું જોઈએ.

## વિશ્વધર્મ પરિષદ :

વર્ષ ભર ચાલુ રહેલા રામકૃષ્ણ શતાબ્દિ-મહોત્સવના અંતિમ કાર્યક્રમ રૂપે કલકત્તામાં માર્ચના પહેલા અઠવાડિયામાં વિશ્વધર્મ પરિષદ (પાર્લામેન્ટ ઓફ રિલીજીયન્સ) મળી. રામકૃષ્ણ પરમહંસ ગઈ સદીના હિંદના એક વિભૂતિ હતા. એમના સૌથી મહાન શિષ્ય વિવેકાનંદ કહે છે, તેમ "તેઓ એવા એક મુની હતા કે જેમની આખી જીંદગી ધર્મોની મહાસભા રૂપ જ બની ગઈ હતી". એટલે કે તેઓ તમામ પ્રકારના ધર્મસંપ્રદાયોના બંધનોથી પર રહીને વિશ્વબંધુત્વનું જીવન જીવ્યા હતા. એવા એ મહાત્માની યાદગીરી આ પ્રકારની

સંપ્રદાયો અને ધર્મોની દિવાલોને ભેદીને વિશ્વબંધુત્વની ભાવના ફેલાવનારી પરિષદ વડે થાય એ યોગ્ય જ છે."

ધર્મ આજે તો વ્યક્તિ તેમજ સમાજને વ્હેમ, ઝનૂન અને અફળ રૂઢિનિયમોની જંજીરોમાં ઝકડી બેઠો છે. એનું મૂળ સ્વરૂપ સાવ બદલાઈ ગયું છે. એની ઉદાર અને ઉન્નત કલ્યાણકારી ભાવના આજે નષ્ટ પામી છે, ને એને સ્થાને જડતા આવી છે. કવિવર રવીન્દ્રનાથ ટાગોરે કહ્યું તેમઃ "જ્યારે ધર્મ એનાં મૂળ પવિત્ર સ્થાનેથી દૂરના માર્ગે પ્રવાસ કરે છે, ત્યારે તેનું પતન થાય છે. તેની તાજગી હણાઇ જાય છે. તે એક ખોખું બની જાય છે. યાંત્રિક રીતરિવાજો ને ક્રિયાકાંડોનો જ તેનો દેહ રહે છે. તેના વાડા અળખામણા બને છે, તે માનવજાતના માર્ગ પર ભારે અંધકાર પાથરે છે. પ્રગતિના માર્ગમાં ભારે અંતરાય પડે છે, ને ધર્મો માનવજાતના કંઠને ભરડો લેતાં ને ગૂંગળાવતા અજગર જેવા લાગે છે. નાસ્તિકવાદ ઇશ્વરની જેટલી નાલેશી નથી કરતો તેટલી નાલેશી આ અવનતિ પામેલા ધર્મો કરે છે."

પણ ધર્મ એટલેથી જ અટકતો નથી. આજની ધાર્મિક ભાવનાએ તો ખૂબ ભયંકર સ્વરૂપ પકડી લીધું છે. કવિવર સાચું જ કહે છે: "તારણહાર તરીકે પ્રારંભ થયેલો ધર્મ કારાગારમાં પરિણમે છે,-ને એના સ્થાપકની ત્યાગની ભાવના ધર્માચાર્યોનાં હાથમાં મિલ્કત અને માલિકીનું સ્વરૂપ લઇને અનેક કલહો ઉત્પન્ન કરે છે, ને જળપ્રવાહમાં જેમ રોપાં ને પાંદડાં, કચરો ને ડાંખળાં પાણી સૂકવીને ગંધાતા ખાબોચિયાં બનાવે છે, તેના જેવું જીવનપ્રવાહનું ધર્મોએ કર્યું છે, અને તેના સ્થાપકોએ ન કલ્પેલાં ઉપયોગો ધર્મગુરુઓ કરીને લોકોને શોષે છે. જ્યારે ધર્મ પોતાનાં સિદ્ધાંતોને બધા પર લાદવાની મહત્ત્વાકાંક્ષા સેવવા માગે છે, ત્યારે તેનું પતન થાય છે, ને તે એક પ્રકારના "શાહીવાદનું" સ્વરૂપ પકડે છે."

અનેક જાતના જુઠાં સ્વરૂપો અને આકારો, અગ્રાહ્ય મૂર્તિઓ અને ભાવનાઓ વડે ધર્મ માનવીની બુદ્ધિ અને કલ્પનાને કુંઠિત કરી બેસે છે. વિશ્વકલ્યાણને બદલે એ વિશ્વસંહારનું શસ્ત્ર પણ બની જાય છે, એની ઇતિહાસ શાખ પુરે છે.

ધર્મને નામે ચાલતા આવા કરૂણ વ્યવહારમાંથી છુટવાને એક માત્ર માર્ગ બુધ્ધિગમ્ય વ્યવહારમાં છે, આ જ પરિષદમાં સર વ્રજેન્દ્રનાથ સીલે કહ્યું તેમ, "આપણને કેવળ વિશ્વધર્મનો સાર જ નથી જોઇતો, તેમ જુદા જુદા ધર્મોનું સંમિશ્રણ પણ નથી જોઇતું. આપણને તો માનવીના સમગ્ર ઇતિહાસમાં વિકસિત થએલો અનુભવ જોઇએ છે, માનવીમાં ઇશ્વર જોવાનો અને ઇશ્વરમાં માનવી જોવાનો અંતિમ આદર્શ જોઇએ છે."

પરિષદમાં પ્રવર્તી રહેલો બંધુભાવ સર્વત્ર, ઉદાત્ત ભાવના રૂપે અને વ્યવહારમાં ચાલુ રહે એ ઇષ્ટ છે.

## આર્થિક પુનર્ઘટના :

દેશમાં આજે બેકારી, ભૂખમરો અને ગરીબીની જે ભયાનક હાલત દેખાય છે, એને મિટાવવાનો એકમાત્ર ઉપાય આખરે તો દેશની રાજકિય આઝાદીમાં અને એ આઝાદી પ્રાપ્ત થયા પછી સમાજવાદી ધોરણે થનારી પુનર્ઘટનામાં જ રહેલો છે. અત્યારે તો આ ભયંકર હાલત પ્રત્યે જનતાનું જેટલું ધ્યાન દોરાય એટલું ઓછું છે. આજના આપણા પરાધીન તંત્રના ચોકઠામાં આ હાલતને મિટાવવાનો કોઇ માર્ગ શક્ય નથી; એ તો ચોક્ખી વાત છે. અનેક ઉપાયો બતાવાય છે, યોજનાઓ ને રૂપરેખાઓ સુચવાય

છે, કોઇ અમલી પગલાં પણ લેવાય છે, છતાં એ તમામ નિષ્ફળ કે અપૂર્ણું જ રહી જવા પામે છે.

હમણાં જ બનારસ હિંદુ યુનિવર્સિટીના પદવી-દાન સમારંભમાં વ્યાખ્યાન આપતાં આર્થિક સંયોજનાના નિષ્ણાત ગણાતા સર વિશ્વેશ્વરય્યાએ દેશની આ કંગાળ હાલતના નિવારણ માટે ઉદ્યોગીકરણની ભારે હિમાયત કરી. એમણે કહ્યું:

> "આજે જે સ્થિતિ હિંદમાં પ્રવર્તે છે તે અસહ્ય છે, ને તેને નાબૂદ કરવા કોઇ ઉદ્દામ પગલાં ભરવાં જોઇએ ગરીબાઇ ને બેકારીને લઇને આપણા વિચારો પ્રથમ ગરીબો વિષે હોવા જોઈએ. તેમનું જીવનધોરણ કેવી રીતે વધારવું તથા તેમને વધારે અવનત થતાં કેવી રીતે બચાવવા એ જ આપણી યોજના હોવી જોઈએ."

એમણે આંકડાઓ અને હકીકતો ટાંકીને લોકોની ગરીબી અને કંગાલિયતનો ચિતાર આપ્યો અને કહ્યું:

> "આજે હિંદના ખેતી પ્રદેશમાં વધારે આવકની આશા નથી. લોકોની સ્થિતિ સુધારવાની એક જ આશા ઉદ્યોગ અને વેપારમાં છે, આપણા દૃષ્ટિબિંદુમાં હવે પરિવર્તન આવવું જોઇએ છે. પ્રગતિમાન દેશોમાં ઉદ્યોગોને વિકસાવવા માટે રાજ્ય તરફથી મદદ મળે છે, પણ હિંદમાં તેની અવગણના થાય છે, ઉદ્યોગો ખીલવવા માટે યંત્રો, મૂડી અને વ્યવસ્થાની જરૂર છે. ઉદ્યોગો એ જ આજે કોઇ પણ રાષ્ટ્રનો પ્રાણ છે"

'આજે કોઇ દેશ દુનિયાના બીજા દેશોથી અલગ રહીને પ્રગતિ કે વિકાસ કરી શકતો નથી. દુનિયા આજે આર્થિક સંબંધોથી બંધાઇ છે. એટલે કોઇ પણ દેશનો આર્થિક વિકાસ બીજા દેશોના સહકારમાં જ શક્ય બને. હિંદને ઉદ્યોગીકરણની તો જરૂર છે જ, પણ ખેતીની સુધારણાની પણ એટલી અથવા એથી વધારે જરૂર છે, પણ ઉપર કહ્યું તેમ આનો વિકાસ આઝાદી વિના શક્ય નથી જ.

## કાઠિયાવાડની માગણી :

માર્ચની શરૂઆતમાં કાઠિયાવાડને જુદો પ્રાંત ગણી એને જુદી પ્રાંતિક સમિતિ આપવા માટે ગુજરાત પ્રાંતિક સમિતિ મહાસભાને ભલામણ કરશે એવી વાત ઉડી હતી અને એવી કાઠિયાવાડના કાર્યકર્તાઓમાં ભારે ખળભળાટ જાગ્યો હતો

વાત એમ છે કે પ્રાંતોની રચના કરતી વેળાએ મહાસભાનું બંધારણ ઘડનારાઓએ ભાષાવાર વિચાર કર્યો છે. એ બંધારણ પ્રમાણે ૧૯૩૪ સુધી કચ્છ કાઠિયાવાડ અને પીળા તથા લાલ ગુજરાતની પ્રાંતિક સમિતિ ચાલતી હતી. ૧૯૩૪માં કેટલાક મૂળભૂત ફેરફારો થયા, અને પરિણામે ગુજરાત અને કાઠિયાવાડનાં દેશી રાજ્યોની પ્રજાને થઈ રહેલો અન્યાય ભૂંસાયો. કાઠિયાવાડે મહાસભા અને પ્રાંતિક સમિતિમાં પોતાના પ્રતિનિધિઓ મોકલવાનો અધિકાર પણ મેળવ્યો. અને છતાંય ગુજરાત કાઠિયાવાડનાં દેશી રાજ્યોની સમિતિઓ આડેનો પ્રતિબંધ તો ચાલુ જ રહ્યો. અલગ સમિતિઓ આપવાને બદલે દેશી રાજ્યોને બ્રિટિશ હિંદના તાલુકાઓ સાથે જ જોડી દીધા, એટલે આખો કચ્છ અને અર્ધો કાઠિયાવાડ વીરમગામ તાલુકા સાથે સંધાઇ ગયો, બાકીના કાઠિયાવાડની સોળ લાખ જેટલી પ્રજા ધંધુકા તાલુકાને સુપ્રત થઈ.

પાછલા વર્ષોના અનુભવ પરથી જણાયું છે કે આ રચના સારી નથી, એમાં સમતા કે વ્યવસ્થા નથી. કાઠિયાવાડના રાજકિય વિકાસને

એ રચના રોચક નથી. અને કાઠિયાવાડના કાર્યકરોએ એ સામે પોતાનો અસંતોષ પણ વ્યકત કર્યો. પરીણામે ગુજરાત પ્રાંતિક સમિતિએ કાઠિયાવાડનો જુદો પ્રાંત બનાવવાની મહાસભાના મંત્રી મંડળને ભલામણ કરતો ઠરાવ ગયા નવેમ્બરમાં કર્યો હતો. એ પ્રત્યે ખેદ દર્શાવાયો છે: ખરી માગણી સમજાઇ નથી. કાઠિયાવાડ, ગુજરાત પ્રાં. સમિતિ સાથેનું પોતાનું ભાવિ તોડવા નથી ઇચ્છતો. એને તો એક બે જીલ્લા સમિતિઓ જ જોઇએ છે. એને પોતાના રાજકિય વિકાસ માટેના અંતરાયો ને અગવડો દૂર કરવાં છે.

સુભાગ્યે ઉભી થએલી પરિસ્થિતિ પછી ગુજરાત પ્રાંતિક સમિતિની સભામાં એ ઠરાવ માત્ર સ્પષ્ટતા કરવા ખાતર રજુ થયો હતો અને ચર્ચા પછી પાછો ખેંચી લેવાયો હતો. આશા રાખીએ કે કાઠિયાવાડની માગણી સંતોષાશે.

## નાણાંબીલની કહાણી:

હજી તો થોડા જ દિવસ પહેલાં દિલ્હીમાં કોંગ્રેસના પ્રતિનિધિઓ ધારાસભાઓમાં જઈ પ્રધાનપદો સ્વીકારી, ગવર્નરો તરફથી ખાસ સત્તાઓનો ઉપયોગ નહિ કરવાની ખાત્રી મેળવી કંઇક 'લોક હિતકારી, કાર્ય કરવાની આશા સેવી રહ્યા હતાં તેજ વખતે પોતાના તરફથી એક ભલી લાગણી–gesture–પ્રદર્શિત કરતાં વાઇસરોય સાહેબે કહ્યું કે: લોક કલ્યાણ માટે સરકાર તેમજ ગવર્નરો તરફથી દરેક જાતનો સહકાર, સહાનુભૂતિ અને શુભેચ્છા મળી રહેશે.

પણ બીજી જ ક્ષણે એમના એ શબ્દો જુઠ્ઠા પડયા છે, વાઇસરોય સાહેબના ઉપલા શબ્દોને ઠેર ઠેર વધાવી લેવામાં આવ્યા હતા. પણ એ શબ્દો પાછળ કેવું ગુલામી અને તંત્રબદ્ધ માનસ રહેલું છે એની સાબીતી પાછળથી થવાની હતી. ખાંડ પરની ભારે જકાતમાં ઘટાડો કરવાની અને પોસ્ટકાર્ડના દર બે પૈસા કરવાની વડીધારાસભાની બહુમતીની માગણી હતી. સરકાર તરફથી પેશ થએલું નાણાબીલ સભાએ ઉડાવી દીધું. પણ વાઇસરોયે પોતાની ખાસ સત્તા વાપરી એને સર્ટીફાઇડ કર્યું. સભાએ એ સામે પણ પોતાની નાપસંદગી વ્યકત કરી. સર કાવસજી જહાંગીર જેવા બિલ્કુલ વિનીત અને સરકાર પક્ષી માણસ પણ પોતાનો વિરોધ વ્યકત કરે ત્યારે એ વસ્તુ કેટલી વિઘાતક હશે તેનો ખ્યાલ સ્હેજે આવી શકે, અને સર્ટીફીકેશનની જરૂરજ શી હતી ? વિરોધ પક્ષે જે 'કાપ' ની દરખાસ્તો મૂકી હતી એમાં કુલ ૧૬૫ લાખ જેટલી રકમ જ આવી જતી હતી. કરોડોના અંદાજપત્રમાં આટલી નજીવી રકમ જતી કરતાં સરકાર અચકાય છે !

આ સર્ટીફીકેશન ચોકખી વાત કરી દે છે: ગમે તેટલા ભલા લાગતા શબ્દો પાછળ પ્રત્યાઘાતી અને પ્રજાહિત વિરોધી તંત્રની સાંકળો પડેલી છે.

## કન્વેશન અને પછી :

બે બે વર્ષથી કોંગ્રેસ રાજકારણમાં ગંભીર ચર્ચા અને વિરોધોનો વિષય બની રહેલાં પ્રશ્નનો આખરે નિકાલ થઇ ગયો. માર્ચની ૧૫ મી થી ૨૦ મી સુધી દિલ્હીમાં મળેલા સંમેલનમાં આ હોદ્દા સ્વીકારવાના પ્રશ્નની બારીક છણાવટ થઈ ગઇ. હોદ્દા સ્વીકારના પક્ષકારો અને એના વિરોધીઓ બન્નેએ આગલા સમય દરમ્યાન પોતાના પક્ષને સબળ બનાવવા. સખત શ્રમ ઉઠાવ્યો હતો, કારણ કે આ વખતે એનો આખરી ચુકાદો થવાનો હતો.

પહેલા બે દિવસોએ–૧૫ મી અને ૧૬મી એ કારોબારી સમિતિની લંબાણ બેઠકો બંધ બારણે મળી. એણે મહાસમિતિને ભલામણ કરતો ઠરાવ તૈયાર કર્યો. બીજા બે દિવસોએ મહાસમિતિ મળી-અને એ ઠરાવ પર સખત ચર્ચા ચાલી.

હોદ્દા સ્વીકારવાના પ્રશ્નનો ઉકેલ કારોબારીએ વચલો જ માર્ગ ગ્રહણ કરીને આણ્યો હતો. એણે હોદ્દા સ્વીકારવાની તરફેણ કરી પણ એમાં એક મોટી શરત મૂકી દીધી, અને તે એ કે જે પ્રાંતોમાં કોંગ્રેસ પક્ષ બહુમતીમાં હોય ત્યાં ત્યાં હોદ્દા સ્વીકારવા પણ, તે એ શરતે કે ગવર્નરો પક્ષના નેતાઓને એવી ખાત્રી આપે કે તેઓ પોતાની ખાસ સતાઓનો પ્રધાનોની બંધારણીય પ્રવૃતિઓમાં ઉપયોગ નહિ કરે. આ નવીન વાત હતી, અને આ માર્ગ દર્શાવનાર ગાંધીજી હતા. કોંગ્રેસ નેતાઓની મૂંઝવણ ટાળવાને શેગાંવનો આ સંત હંમેશાં ખડે પગે તૈયાર હોય છે, એનો એક વધુ પુરાવો મળી ગયો

મહાસમિતિની ચર્ચામાં કારોબારીનો ઠરાવ મૂકતાં રાજેનબાબુએ ખૂબ જુસ્સો અને લાગણી દર્શાવ્યાં. એમના સમર્થનમા રાજાજી અને સરદાર વલ્લભભાઇ પટેલે પણ સરસ ભાષણો કર્યાં. વિરોધ પક્ષ તરફથી સૌથી સરસ ભાષણ શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતનું હતું. આખરે કારોબારીનો ઠરાવ મહાસમિતિએ સ્વીકાર્યો.

છેલ્લાં બે દિવસોએ નેશનલ કન્વેન્શન મળ્યું. એમાં ધારાસભાઓમાં ચૂંટાઇ આવેલા કોંગ્રેસ-સભ્યો અને મહાસમિતિના સભ્યો એકઠા મળ્યા હતા, અને ધારાસભાઓની અંદર કેવી રીતે કામ લેવું અને કયા કાર્યક્રમ માટે લડવું તે વિષે નિર્ણયો થયા. પણ એમાં સૌથી અસરકારક ક્રિયા પ્રતિજ્ઞા લેવાની થઈ. રાષ્ટ્રપતિએ પ્રતિજ્ઞાનો એક એક શબ્દ સામે ઉભા રહેલા ધારાસભાના સભ્યો પાસેથી હિંદી જબાનમાં ઉચ્ચારાવ્યો. એ પ્રતિજ્ઞામાં દેશની સેવા માટે હંમેશાં તત્પર રહેવાની અને સંપૂર્ણ આઝાદી માટે લડવાની તૈયારી વ્યક્ત થતી હતી.

આ સંમેલન એકંદરે કોંગ્રેસ અધિવેશન કરતાંય વધારે મહત્વનું અને અસરકારક બન્યું. રાષ્ટ્રપતિએ જે કુનેહથી અને ગૌરવથી કામ ચલાવ્યું, એથી દેશની રાહબરી લેવાની એમની સર્વશ્રેષ્ઠતાનો વધારે પુરાવો મળ્યો. કોંગ્રેસમાના પરસ્પર–વિરોધી પક્ષોને એક સાથે રહીને લડત ચલાવવાની એમની અપીલ સર્વનું દિલ હરી લે એવી હતી, હોદ્દા સ્વીકાર પ્રત્યે પોતાનો વિરોધ એમણે હંમેશ કરતાં વધારે દ્રઢતાથી વ્યક્ત કર્યો, ને છતાં મહાસમિતિના નિર્ણયને વશ રહીને કામ કરવાની એમની અપીલ એટલી જ દ્રઢ હતી.

કોંગ્રેસના આ નિર્ણયથી ઉદ્દામ પક્ષને સંતોષ તો ન જ થયો. એમને વિનીત પક્ષનો એમાં વિજય દેખાયો. એમને એમ પણ લાગ્યું કે આ નિર્ણયથી કોંગ્રેસ ક્રાંતિકારી લડતનો માર્ગ તજી પાછો સહકારનો માર્ગ ગ્રહણ કરી રહી છે. સરકાર સાથે કરારો અને સમાધાનો કરવા ચાલી છે: શરત રાખવા કરતાં તો ચોકખે ચોકખા હોદ્દા સ્વીકારવાનો નિર્ણય કર્યો હોત તો વધારે સારૂં થાત પણ પાછળના બનાવોએ એમની આ વિચારસરણીને ખોટી ઠરાવી છે.

## ભંગાણ ! :

ધાર્યા કરતાં બંધારણી ભંગાણ વ્હેલું આવી પડયું. કોંગ્રેસની જ્યાં બહુમતિ છે ત્યાં, એટલે કે મુંબઇ, મદ્રાસ, યુક્તપ્રાંત, મધ્યપ્રાંત, બિહાર અને ઓરિસા– એ છ પ્રાંતોમાં કોંગ્રેસ પક્ષના નેતાઓ અને ગવર્નરો વચ્ચે મુલાકાતો થઇ ગઇ, અને ગવર્નરોએ પોતાની ખાસ સત્તાઓનો ઉપયોગ નહિ કરવાની ખાત્રી આપવાની અશક્તિ બતાવી, અને એટલે કોંગ્રેસ પક્ષના નેતાઓએ હોદ્દા સ્વીકારવાની પોતાની અશકિત પણ જણાવી દીધી. હવે ગવર્નરો ચૂંટણીમાં પરાજય પામેલા અને હંમેશા સરકારના આંધીયા બની રહેલા માણસોને પ્રધાનપદાં સોંપવાની તૈયારી કરી રહ્યા છે. જેઓ સમજુ છે, તેઓ કદિ આવા કામમાં પડવાનું સાહસ ન કરે, એ તો મદ્રાસમાં શ્રીનિવાસ

શાસ્ત્રીએ અને મુંબઇમાં હોર્નીએ ગવર્નરોની વિનંતિને નકારી તેથી જણાઇ આવે છે. છતાં દેશનો દ્રોહ કરનારા પણ પડયા છે, એની સાબીતી નવા રચાતા પ્રધાનમંડળોમાંથી મળે છે. ગાંધીજી પોતાના છેલ્લાં નિવેદનમાં કહે છે, તેમ હવે કલમનું કે નિઃશંક બહુમતીનું નહિ, પણ તલવારનું રાજ્ય ચાલશે. છતાં જે બન્યું છે, એથી કોંગ્રેસની પ્રતિષ્ઠા અને એની એકતા વધી છે. જનતાને વધારે સંગઠિત કરવાની સારી તક મળી ચુકી છે.

## હડતાળ :

ફૈઝપુર કોંગ્રેસે પસાર કરેલા ઠરાવ અનુસાર દેશમાં ઠેર ઠેર ૧લી એપ્રિલને દિવસે બંધારણનો વિરોધ કરવા હડતાલ પાડવામાં આવી હતી. ઠેર-ઠેર જંગી સરઘસો નીકળ્યાં. સભાઓ મળી અને નવા બંધારણનો સખ્ત વિરોધ કરતા અને લોક પ્રતિનિધિસભા જ હિંદનું બંધારણ ઘડી શકે એવો નિશ્ચય જાહેર કરતા ઠરાવો પસાર થયા. એક બે અપવાદ સિવાય સર્વત્ર આ દિવસ શાંતિથી પસાર થઇ ગયો હતો. પટનામાં સરકારે સમાજ-વાદી આગેવાનો સામે પ્રતિબંધ મૂકયો હતો, એટલે સરઘસ લઇ જવા માટે એમની અને બીજા કોંગ્રેસ કાર્યકર્તાઓની ધરપકડ કરવામાં આવી છે. એજ રીતે દિલ્હીમાં વાહન વ્યવહારમાં દખલ કરવા માટે અને હડતાળ પાડવા માટે 'દબાણ' કરવા માટે કેટલાક કોંગ્રેસ કાર્યકર્તાઓની ધરપકડ થઇ છે. અત્યાર સુધીમાં (૨ જી એપ્રિલે) મળેલા સમાચારો પરથી જણાય છે કે કોંગ્રેસની આ હાકલનો દેશે સરસ જવાબ વાળ્યો છે. પંજાબમાં સૌ કરતાં વધારે સંપૂર્ણ હડતાલ હતી. હિંદુઓ, શીખો અને મુસ્લીમો તમામ ભેદ ભૂલી ગયા હતા. લખનૌમાં પરીક્ષામાં બેઠેલા વિદ્યાર્થીઓ પોતાનો વિરોધ વ્યકત કરવા એક મીનીટ સુધી ઉભા રહ્યા હતા.

તા. ૨ : ૪ : ૩૭

મુંબઇમાં લોકોનો ઉત્સાહ માતો નહોતો. સવિનય ભંગના દિવસો તાજા થતાં હતાં, આ વખતે કામદારોનો પ્રચંડ ઉત્સાહ આગળ તરી આવતો હતો, અને કોંગ્રેસ સાથેનો ઉદ્દામ પક્ષોનો સહકાર આનંદજનક હતો.

## ભયંકર દુષ્કાળ :

ગુજરાતના પંચમહાલ જીલ્લામાં હજીયે ભયંકર દુષ્કાળ પ્રવર્તી રહ્યો છે. ભીલ સેવામંડળના પ્રમુખ શ્રી અમૃતલાલ ઠક્કર હમણાં જ એ પ્રદેશનો પ્રવાસ કરી આવ્યા છે, ને એમણે ત્યાંની કરૂણ હાલત દર્શાવતું એક નિવેદન બહાર પાડયું છે.

ગયું ચોમાસું નિષ્ફળ ગયું, અને ખરીફ પાક પણ તદ્દન નિષ્ફળ ગયો. દિવાળીના દિવસોમાં થોડો ઘણો વરસાદ પડયો છતાં ય રબી પાક પણ એળે ગયો હતો. આથી ત્યાંની ભીલોની હાલત ભયંકર બની ગઇ. અત્યારે લગભગ એક લાખની વસ્તીમાંથી વીસ ટકા જેટલા લોકો રાહતકાર્યમાં જોડાયા છે, અને છતાં સરકારને ત્યાં દુકાળ જાહેર કરવાની જરૂર જણાતી નથી. એને તો ત્યાં માત્ર 'અછત' જ જણાય છે. પાણીની તંગી ખૂબ છે. ઢોરો માટેના ચારાની પણ સખત અછત છે. સરકારે છેલ્લા વર્ષોમાં સંઘરેલો ઘાસચારો પણ સસ્તે ભાવે વેચવાની ગોઠવણ કરી છે, અને ભીલ મંડળ પણ એવી ગોઠવણ કરે છે, છતાં એથી બહુ રાહત મળી શકે તેમ નથી.

દુકાળની હાલત કેટલી ગંભીર છે, એનો એક દિલ કંપાવનારો દાખલો દાહોદમાંથી મળે છે. ભુખના દુખે પીડાતો એક ભીલ પાંચ વર્ષના પોતાના એક ભાઇને માત્ર પાંચ રૂપિયામાં જાહેરમાં એક સ્રીને વેચી દેવાનો પ્રયાસ કરતો હતો, વેચાણ ખત માટે જોઇતા સ્ટાંપની ખરીદ પણ કરેલી પણ આ બાબતની મામલતદારને જાણ થતાં એમણે આ ભીલને રોકયો હતો.

# કોંકણ કિનારાની સફર

શ્રી. રામનારાયણ ના. પાઠક

ભારતમાતાની કેસરીઆ સાડીની લીલી કિનાર! રત્નાગર સાગરની મર્યાદાઃ પશ્ચિમઘાટનો પગથારઃ વિદ્વાન, ત્યાગી અને વીર પુરુષોની જન્મભૂમીઃ એવી કોંકણપટ્ટી પ્રવાસીઓનાં મનને લોભાવતી મુંબઈથી ગોવા સુધી પથરાઇ પડી છે.

કોંકણ કિનારાની રાણી દીપાવતીએ ભાઉચા ધક્કામાંથી લંગર ઉઠાવ્યું ત્યારે મુસાફરો સરકી જતા મુંબઇ સામે જોઇ રહ્યા. કિનારા સાથે બાંધેલાં બોટનાં દોરડાં વળાવવા આવેલાં સ્વજનોનાં હૃદયના તારની માફક ખેંચામને છૂટી પડ્યાં. હિંદની લક્ષ્મીને પરદેશ ઘસડી જવા આવેલાં તોતીંગ જહાજોથી સહેજ ખસતી ચાલી ખાડીમાંથી બહાર નીકળવા આગળ વધી. આમ સામે કારખાનાંઓનાં ભુંગળાં મૂડીદારોના મેલા સ્વાર્થને, દલિતોના ઉના ઉચ્છ્વાસ સાથે બહાર કાઢતાં હતાં. આગળ ચાલતાં ભારતવર્ષની પ્રાચીન ભવ્યતાના અર્વાચીન નમુનારૂપ હિંદનું પ્રવેશદ્વાર ઉભું હતું. એની બાજુમાં જ રાજામહારાજાઓનું પ્યારું અતિથિગૃહ તાજમહાલ દેખાતું હતું. તાજની પાછળ રિદ્ધિવંતોનાં મકાનોનો કોટ ચણાયેલો હતો. કોટથી કોલાબા સુધી લંબાયેલો ભૂશીરનો છેડો ઠેઠ દીવાદાંડી સુધી પહોંચતો જણાતો હતો. ત્યાં જ હિંદી નૌકાના તુતકના રક્ષક પેઠે ગવર્નરનાં મહાલયો ખડાં હતાં.

લાલ, સફેદ અને લીલા ત્રિરંગી રંગે રંગાયેલી દીવાદાંડી પરથી નજર ખસી પડતાં આફ્રિકા સુધી અઢીહજાર માઇલમાં અનંત જળરાશિ ઉછળી રહ્યો હતો.

ડાબી બાજુ નજર કરતાં કિનારીની પહાડીઓ નાનામોટાં ઝાડુ શિયાળાની ઠંડીમાં એકળીજનની ગોદમાં લપાઇ બેઠાં હોય તેમ પડી હતી.

દીપાવતી ખાડીમાંથી બહાર નીકળતાં, સાસરવાસ છોડી પીયર જતી કુલવધુની માફક ઉતાવળે ચાલી નીકળી રેડિયો શરૂ થયો. મનના વિવિધ તરંગોનો ખ્યાલ આપતાં અવનવાં ગાયનો શરૂ થયાં. હાસ્ય, કરુણ,

શૃંગાર, વીર વગેરે રસોથી ઉતારૂઓનાં મનને બહેલાવવા લાગ્યાં. ગોઆનીઝ અને દક્ષિણી ગૃહસ્થો આડા પડયા પડયા સાંભળતા હતા. કોઇ પગથી, હાથથી, કોઇ હોઠની સીસોટીથી તાલ દેતા હતા.

## જંજીરા

દીપાવતી ગોવા લાઇનની મેલ સ્ટીમર નાનાં બંદરે એ થોભતી નથી. પણ કિનારો છેક સુધી દેખાયા કરે છે.

ભાવનગરથી મુંબઇ આવતા મુસાફરો જાફરાબાદ બંદરે કોઇ વિચિત્ર પોશાકના અમલદારને કે કેદીઓ સાથેના રખેવાળને જુએ છે તો તેમને જંજીરા યાદ આવે છે. કાઠિયાવાડનું બંદર જાફરાબાદ જંજીરાના નવાબને તાબે છે. જંજીરા નાનકડું સંસ્થાન છે. એનો નવાબ મૂળ એબિસીનીયન છે. જંજીરાદુર્ગ પાણીમાં તરતો છે. બંદર પર બે ત્રણ નાનાં મકાનો છે. ટેકરી પાછળ ગામ છે.

જંજીરાથી આગળ જતાં શ્રીવર્ધન આવે છે. નજીકમાં જ મહાદેવનું પુરાણું મંદિર, ઘીચ ઝાડી અને શાંત એકાંત સ્થળ છે. શ્રીવર્ધન પછી હરણૈ જંકશન આવે છે. દાભોળ લાઇન જુદી પડતાં હરણૈમાં સ્ટીમરો એકઠી થાય છે. રાત્રિના વખતમાં હરણૈ બંદરનો દેખાવ તરતા ઇંદ્રભુવન જેવો થઇ જાય છે.

હરણૈથી પાલશેતઃ છુટા છુટા ઝુંડમાં ઝુંપડાંઃ ખારવાની ઝુંપડીઓઃ આંગણામાં તરતી નાવડીઓઃ પાલશેતથી ઘીચ ઝાડીમાં ડોકીયું કરતું બોરીયા જણાય છે અને પછી તરત જયગઢ આવે છે.

## જયગઢ

દીપાવતી મુંબઇથી છૂટી સીધી રત્નાગીરી ઉભી રહે છે. પણ જયગઢ જોવા અમે ખાસ નાની સ્ટીમરમાં ગયા. ઝાડીથી ઢંકાયેલી પહાડી. તદ્દન કિનારાપરથી છેક ટોચ સુધી મકાનઃ નીચેના ભાગમાં મુસ્લીમ વસ્તી, ઉપરના ભાગમાં હિંદુઃ મસ્જીદો ત્રણચાર છે. તહેવારનો દિવસ હોઇ મસ્જીદો પર શણગાર કર્યો હતો. મોટું ગામ અને સાધારણ બજારઃ નાનકડી સ્ટીમર જેવી લાલ ભુંગળાવાળી લૉંચ ઉભી હતી. મોટા સઢવાળાં વહાણ પડયાં હતાં. પહાડી પર તૂટેલા ગઢના કોઠા હતા. લૉંચ ખાડીમાં છેક સંગમેશ્વર સુધી જાય છે.

## સંગમેશ્વર

કોકણ કિનારે અંદરના ભાગમાં જવા માટે પહાડીઓએ વચ્ચે વચ્ચે ખસી જઇને જળકેડીઓ બનાવી છે. જયગઢથી સંગમેશ્વર, જૈતાપુરથી રાજાપૂર, વિજયદુર્ગથી ખારેપાટણ એમ અંદરના ભાગમાં પંદર, વીશ, પચીસ માઇલ સુધી ખાડીઓ ચાલી જાય છે. ખાડીની બન્ને બાજુ હરિયાળી ટેકરીઓ, ટેકરીઓની ગોદમાં ઘટાદાર ઝાડીની ગોદમાં ગામડાં, નાળીએરી, સોપારી અને આંબાની વૃક્ષરાજિ નિહાળતા આ જળકેડીઓનો પ્રવાસ કરવો એ એક જીવનનો લહાવો છે.

## રત્નાગિરિ

રત્નાગિરિ રત્નની ખાણ છે, કુદરતસંપત્તિ અને પુરૂષરત્નોથી રત્નાગિરિ સમૃદ્ધ બનેલું છે. શિવાજી મહારાજને ભવાની તલવાર મળ્યાની દંતકથા રત્નાગીરીના ભવાની દુર્ગ પર સાંભળવા મળે છે. ભવાનીગઢ મોટા અજગરની માફક આંટો લઇને શહેરની બાજુમાં પડયો છે. ગઢની ત્રણ બાજુ દરિઓ છે. બે બાજુ રત્નાગર એક બાજુ ક્ષીરસાગર. ગઢ ઉપરનું દીવાદાંડીનું સફેદ મકાન ગરુડના ઇંડા જેવું શોભે છે. દીવાદાંડી પરથી શહેરનો દેખાવ રમણીય લાગે છે. આંબા, નાળીએરી અને વૃક્ષો વચ્ચે લાલ ટપકાં જેવા બંગલાના છાપરાં દેખાય છે. દૂર બ્રહ્મદેશના થીબો રાજાને નજરકેદ રાખેલો તે મહેલ

દેખાય છે. પહાડી પર ગામથી સહેજ ઊંચે પોસ્ટલ સુપરિન્ટેન્ડેન્ટનું મકાન દેખાય છે. શહેરની વચ્ચોવચ્ચ નવા બંધાયેલા પતિપાવન મંદિરનું શિખર દેખાય છે.

ગઢના એક ખભા ઉપર ભવાનીમંદિર છે, બીજા ઉપર દીવાદાંડીઃ તારના બે થાંભલા વચ્ચે ઢોળાવ પડતા ભાગની માફક નમેલી પહાડી પર થઈને દીવાદાંડીથી ભવાની મંદિરમાં જવાય છે. મંદિરના કિલ્લામાં જતાં વચ્ચે દરિયામાં મોટી ખોલ છે. તેમાંથી દરિયામાં નાસી જવાય એવી યુક્તિ કરેલી છે. ચંપાના પાંચ છ ઝાડ પરથી ખુશબોદાર સફેદ પુષ્પ ઢગલાબંધી ખરી પડેલાં હતાં. પાછલા ભાગમાં કોઠા પર જઈને તેમના કાણામાંથી અમે નજર કરી તો સાગરનો સપાટ-પ્રદેશ દૂધીયાં ફીણથી ખરબચડો થતો જતો હતો.

મંદિરેથી શહેરમાં આવતાં ગઢ ઉપર જ નીચેના ભાગમાં ભગેશ્વર મહાદેવનું મંદિર છે. સર્વ હિંદુને માટે એ ખુલ્લું છે. આખા કોકણમાં ન મળે તેવી મીઠાશવાળાં દળદાર નાળીએર અમે ત્યાં ચાખ્યાં. નાળીએરની આટલી મીઠાશનું કારણ પહાડીનું મીઠું પાણી સતત રેંટ મારફત મળ્યા કરે છે તે છે.

## અગીઆરવર્ષ બાદ

અગીઆર વર્ષ પછી પણ એ મુદ્રા એવી જ તેજસ્વી હતી. આકર્ષક હતી. એવાને એવી એ વાણી સચોટ હતી. નિશ્ચિત કરેલા ધ્યેય પ્રત્યેનો અડગ વિશ્વાસ એવો ને એવો અડગ હતો. દેશભક્ત સાવરકરે હિંદી જવાનમાં હિંદુસંગઠ્ઠન ઉપર વિચારપ્રવાહ ચલાવ્યો. હિંદુસંગઠ્ઠનને અંગે અછૂતોદ્ધારની પ્રવૃત્તિ કેવા જોશથી પોતે ચલાવી રહ્યા છે તે જણાવ્યું. પતિતપાવનનું મંદિર જે સાત વર્ષ પહેલાં જ બંધાયું છે તેમાં હરિજનો પ્રવેશ પામે છે એટલું જ નહિ પણ મંદિરનો સફાઈકાર મંદિરના ચોગાનમાં ઓરડીની અંદર રહે છે. દરવાજામાં પેસતાં જ બે બાજુ બે ઓરડીઓ છે. એકમાં સફાઈકાર રહે છે, એક ઉપહારગૃહ છે. અસ્પૃશ્યોથી માંડીને ઉચ્ચ બ્રાહ્મણ સુધીના દરેક વર્ગના સભ્યો એક સાથે બેસીને એ ઓરડીમાં ઉપહાર લે છે. અવારનવાર એવી મિજબાનીઓ ગોઠવવામાં આવે છે. નવા આવનારનાં નામ નોંધાય છે અને વર્તમાનપત્રમાં પ્રસિદ્ધ થાય છે. અમારી સાથે આવેલા ભાઈને પતિતપાવન મંદિરના બધા ભાગ બતાવવા કહ્યું. નમસ્કાર કરી અમે રજા લીધી.

પતિતપાવનનું મંદિર અછૂતોદ્ધાર ઉપરાંત બ્રાહ્મણ–અબ્રાહ્મણ, બ્રાહ્મણ બ્રાહ્મણના વાડા તોડવાનું ધામ બન્યું છે. અંદરના મંડપમાં અવારનવાર વ્યાખ્યાનો અપાય છે. દેશભક્ત સાવરકરનો આમાં મોટો ફાળો છે.

રત્નાગિરિ જીલ્લાનું મુખ્ય શહેર છે. ગાંડાની હૉસ્પિતાલ, જેલ, દવાખાનું, કચેરીઓ, બજાર વગેરે જોઈ ઉતારે આવ્યા. અગીઆર વર્ષ પહેલાં ગોઠણ સુધી પાણીમાં પલળતા આવેલા ત્યાં આજે પાકો ધક્કો બાંધેલો છે.

## જેતાપુર

રત્નાગિરિથી પુરંદર નામનું નાનું બંદર મૂકયા પછી મુસાકાજી અને જેતાપુરનું સંયુક્ત બંદર આવે છે. સ્ટીમર ઉભી રહે છે ત્યાં મુસાકાજી બંદર છે અને જેતાપુર ખાડીના મુખ પર બે અઢી માઈલ અંદરના ભાગમાં છે. મુસાકાજીની હવા ખુલ્લી, ઠંડી અને સ્થળ એકાંત હોઈ ત્યાં બે ત્રણ બંગલા બાંધેલા છે તેમાં અવારનવાર કસ્ટમના, સ્ટીમર કંપનીઓના અમલદારો હવાફેર કરવા થોડા દિવસ આવી રહે છે. મુસા કાજી નામના મુસલમાનના નામ પરથી બંદરનુ નામ પડયું છે. ગામ ટેકરીની પાછળ છે. ચારપાંચ નાળીએરી, પાંચસાત બીજાં ઝાડ, મુસાકાજી બંદર દૂરથી શાંત, એકાંત સુંદર સ્થળ લાગે છે.

અમે સીધા જૈતાપુર ગયા. ખાડીમાં પેસતાં જ ડાબે હાથે યશવંતગઢ જીર્ણ સ્થિતિમાં પડયો છે. રાજાપૂરના મુસ્લીમ સુબા સાથે શિવાજીએ અહિં રહીને લડાઇ કરેલી. યશવંતગઢથી આગળ જતાં શાક્રી નામનું માછીમારોનું ગામ આવે છે. ઘીચોઘીચ એક હજાર જેટલાં ઘર છે. છાણાનું મોઢવું ખડકયું હોય તેમ મકાન ગોઠવાયાં છે.

જમણા હાથ તરફ જૈતાપુર શરૂ થાય છે. છૂટક છૂટક અવ્યવસ્થિત રીતે ઉગાડેલી નાળીએરીઓનાં ઝુંડ વચ્ચે મકાનો બાંધેલાં છે. ત્રણેક હજારની વસ્તીઃ નાનું બજાર, પોસ્ટ, તાર, સ્ટીમર કું. ની ઓફીસોઃ ધર્મશાળા, વૈતાલિનીનું પ્રાચીન મંદિર, પહાડી પર કિલ્લો. નાનાં નાનાં ખેતરો વચ્ચેથી કેડી એક ઝુંડમાથી બીજે ઝુંડે જાય છે. જૈતાપુરથી બાર માઇલ રાજાપૂર સુધીની ખાડીનાં દૃશ્યો અદ્ભુત છે. ખાડીમાં લૉંચ નિયમિત રીતે જાય છે.

જૈતાપુરની દીવાદાંડી નવી બંધાયેલી છે. ત્રણ લાખનું ખર્ચ કર્યું છે. પંચાશી હજારનો માત્ર જ્યોત હોવાથી વાતો કરતા લોકો આ દીવાદાંડીને એક ચમત્કાર ગણે છે!

## વિજયદૂર્ગ

જૈતાપુરની પહાડીને પ્રદક્ષિણા કરીને સ્ટીમર બહાર નીકળે છે ત્યાં તરત જ સામે વિજયદૂર્ગ દેખાય છે. આખા કિનારા પરના દુર્ગોમાં વિજયદુર્ગ મજબુતાઇ અને ઉંચાઇમાં અજોડ છે. શિવાજીએ પહાડીગઢ અને અને જલદૂર્ગ મળી ૩૬૦ કિલ્લા બાંધ્યાનું કહેવાય છે. તેમાં વિજયદુર્ગ અને સિંધુદુર્ગ જલદુર્ગોમાં શ્રેષ્ટ છે. શિવાજી મહારાજનો દરીઆઇ સેનાપતિ કાનોજી વિજયદુર્ગમાં રહેતો. ફિરંગીઓ સાથેની અનેક લડાઇઓ કાનોજીએ વિજયદુર્ગમાં રહીને જીતી હતી. પોર્ચુગીઝ, ફ્રેંચ અને અંગ્રેજ જહાજોને અનેકવાર વિજયદુર્ગ આગળ હાર ખાવી પડી હતી.

સ્ટીમરમાંથી જ એ ભવ્ય અને ઉંચો કિલ્લો મુસાફરોનું ધ્યાન ખેંચે છે. સ્ટીમર ખાડીમાં ધક્કાની તદ્દન નજીક ઉભી રહે છે. ધક્કા પાસેથી જ ગઢમાં દાખલ થવાનો માર્ગ છે.

ગઢ બેવડો બાંધેલો છે. કેટલીક જગ્યાએ દરવાજાની દોઢય વાળેલી છે. બહારની દિવાલ દરિયા બાજુ નીચી છે. અંદરની દિવાલ પચાસેક ફીટ ઉંચી છે. ત્રણ બાજુ દરિયો દિવાલોને થપાટો મારે છે છતાં કાંકરી પણ ખરતી નથી. દરેક જગ્યાએ ઉંચા બુરજ પરથી દરીયાઇ જહાજો પર તોપગોળા ફેંકી શકાય તેની ગોઠવણ કરેલી છે. બહારના ગઢમાંથી અંદર જવા માટે ભોંયરા બનાવ્યાં છે. કિલ્લામાં બે ત્રણ મકાનો છે. એક પોલીસ લાઇન છે. છેક છેડા પર મેડીવાળું મકાન છે. નીચે કાચી જેલ જેવું કર્યું છે. ઉપર હવા સરસ આવે છે.

ગઢની અંદર વગડો થઇ ગયો છે, અનાજ ભરવાના કોઠાર હોજ જેવા બાંધેલા છે. લશ્કર સંતાડવાના ઉંચી દિવાલો કરી બનાવ્યા છે. જુના વડલા પોતાના પુરાણા મિત્રોની યાદ આપતા ઉભા છે. વડવાઇઓ જમીનમાં ઉતરીને મૂળ થડ કયું તેની શોધ મુસ્કેલ બનાવે છે. ગઢ ઉપરથી દરિયાનો, પહાડીઓનો અને વિજયદુર્ગ ગામનો દેખાવ જોવાલાયક છે. આ મજબુત, પ્રાચીન અને વિશાળ દુર્ગને સાચવવા માટે જુની ઇમારતોના રક્ષણનો કાયદો દરવાજે પાટીયામાં કોતરવામાં આવ્યો છે.

ગામ નાનું છે. છતાં તાર, ટપાલ, નિશાળ, ધર્મશાળા, વીશીઓ વગેરે છે. ફોંડઘાટ થઇને છેક કોલ્હાપુર સુધી મોટર સર્વીસ જાય છે. હાફુસના આંબાની કલમોના બગીચા કર્યા છે. મુખ્ય ખોરાક ભાત છે.

## આરોગ્યમંદિર

વિજયદુર્ગથી ખારેપાટણ ૨૪ માઇલ સુધી ખાડી લંબાયેલી છે. બી. એસ. એન કું. ની

દેખાય છે. પહાડી પર ગામથી સહેજ ઉંચે પોસ્ટલ સુપરિન્ટેન્ડેન્ટનું મકાન દેખાય છે. શહેરની વચ્ચોવચ્ચ નવા બંધાયેલા પતિપાવન મંદિરનું શિખર દેખાય છે.

ગઢના એક ખભા ઉપર ભવાનીમંદિર છે, બીજા ઉપર દીવાદાંડી: તારના બે થાંભલા વચ્ચે ઢોળાવ પડતા ભાગની માફક નમેલી પહાડી પર થઈને દીવાદાંડીથી ભવાની મંદિરમાં જવાય છે. મંદિરના કિલ્લામાં જતાં વચ્ચે દરિયામાં મોટી ખોલ છે. તેમાંથી દરિયામાં નાસી જવાય એવી યુક્તિ કરેલી છે. ચંપાના પાંચ છ ઝાડ પરથી ખુશબોદાર સફેદ પુષ્પ ઢગલાબંધી ખરી પડેલાં હતાં. પાછલા ભાગમાં કોઠા પર જઈને તેમના કાણામાંથી અમે નજર કરી તો સાગરનો સપાટ-પ્રદેશ દૂધીયાં ફીણથી ખરબચડો થતો જતો હતો.

મંદિરેથી શહેરમાં આવતાં ગઢ ઉપર જ નીચેના ભાગમાં ભગેશ્વર મહાદેવનું મંદિર છે. સર્વ હિંદુને માટે એ ખુલ્લું છે. આખા કોકણમાં ન મળે તેવી મીઠાશવાળાં દળદાર નાળીએર અમે ત્યાં ચાખ્યાં. નાળીએરની આટલી મીઠાશનું કારણ પહાડીનું મીઠું પાણી સતત રેંટ મારફત મળ્યા કરે છે તે છે

## અગીઆરવર્ષ બાદ

અગીઆર વર્ષ પછી પણ એ મુદ્રા એવી જ તેજસ્વી હતી. આકર્ષક હતી. એવીને એવી એ વાણી સચોટ હતી. નિશ્ચિત કરેલા ધ્યેય પ્રત્યેનો અડગ વિશ્વાસ એવો ને એવો અડગ હતો. દેશ-ભક્ત સાવરકરે હિંદી જબાનમાં હિંદુસંગઠન ઉપર વિચારપ્રવાહ ચલાવ્યો. હિંદુસંગઠનને અંગે અછૂતોદ્ધારની પ્રવૃત્તિ કેવા જોશથી પોતે ચલાવી રહ્યા છે તે જણાવ્યું. પતિતપાવનનું મંદિર જે સાત વર્ષ પહેલાં જ બંધાયું છે તેમાં હરિજનો પ્રવેશ પામે છે એટલું જ નહિ પણ મંદિરનો સફાઈકાર મંદિરના ચોગાનમાં ઓરડીની અંદર રહે છે. દરવાજામાં પેસતાં જ બે બાજુ બે ઓરડીઓ છે. એકમાં સફાઈકાર રહે છે, એક ઉપહારગૃહ છે. અસ્પૃશ્યોથી માંડીને ઉચ્ચ બ્રાહ્મણ સુધીના દરેક વર્ગના સભ્યો એક સાથે બેસીને એ ઓરડીમાં ઉપહાર લે છે. અવારનવાર એવી મિજબાનીઓ ગોઠવવામાં આવે છે. નવા આવનારનાં નામ નોંધાય છે અને વર્તમાનપત્રમાં પ્રસિદ્ધ થાય છે. અમારી સાથે આવેલા ભાઈને પતિતપાવન મંદિરના બધા ભાગ બતાવવા કહ્યું. નમસ્કાર કરી અમે રજા લીધી.

પતિતપાવનનું મંદિર અછૂતોદ્ધાર ઉપરાંત બ્રાહ્મણ-અબ્રાહ્મણ, બ્રાહ્મણ બ્રાહ્મણના વાડા તોડવાનું ધામ બન્યું છે. અંદરના મંડપમાં અવારનવાર વ્યાખ્યાનો અપાય છે. દેશભક્ત સાવરકરનો આમાં મોટો ફાળો છે.

રત્નાગિરિ જીલ્લાનું મુખ્ય શહેર છે. ગાંડાની ઇસ્પિતાલ, જેલ, દવાખાનું, કચેરીઓ, બજાર વગેરે જોઈ ઉતારે આવ્યા. અગીઆર વર્ષ પહેલાં ગોઠણ સુધી પાણીમાં પલળતા આવેલા ત્યાં આજે પાકો ધક્કો બાંધેલો છે.

## જૈતાપુર

રત્નાગિરિથી પુરંદર નામનું નાનું બંદર મૂકયા પછી મુસાકાજી અને જૈતાપુરનું સંયુક્ત બંદર આવે છે. સ્ટીમર ઉભી રહે છે ત્યાં મુસાકાજી બંદર છે અને જૈતાપુર ખાડીના મુખ પર બે અઢી માઇલ અંદરના ભાગમાં છે. મુસાકાજીની હવા ખુલ્લી, ઠંડી અને સ્થળ એકાંત હોઇ ત્યાં બે ત્રણ બંગલા બાંધેલા છે તેમાં અવારનવાર કસ્ટમના, સ્ટીમર કંપનીઓના અમલ-દારો હવાફેર કરવા થોડા દિવસ આવી રહે છે. મુસા ગાજી નામના મુસલમાનના નામ પરથી બંદરનું નામ પડયું છે. ગામ ટેકરીની પાછળ છે. ચારપાંચ નાળીએરી, પાંચસાત બીજાં ઝાડ, મુસા-કાજી બંદર દૂરથી શાંત, એકાંત સુંદર સ્થળ લાગે છે.

અમે સીધા જૈતાપુર ગયા. ખાડીમાં પેસતાં જ ડાબે હાથે યશવંતગઢ જીર્ણ સ્થિતિમાં પડયો છે. રાજાપૂરના મુસ્લીમ સુબા સાથે શિવાજીએ અહિં રહીને લડાઇ કરેલી. યશવંતગઢથી આગળ જતાં શાકરી નામનું માછીમારોનું ગામ આવે છે. ઘીચોઘીચ એક હજાર જેટલાં ઘર છે. છાણાનું મોઢવું ખડક્યું હોય તેમ મકાન ગોઠવાયાં છે.

જમણા હાથ તરફ જૈતાપુર શરૂ થાય છે. છૂટક છૂટક વ્યવસ્થિત રીતે ઉગાડેલી નાળીએરીઓનાં ઝુંડ વચ્ચે મકાનો બાંધેલાં છે. ત્રણેક હજારની વસ્તી: નાનું બજાર, પોસ્ટ, તાર, સ્ટીમર કું. ની ઓફીસો: ધર્મશાળા, વૈતાલિનીનું પ્રાચીન મંદિર, પહાડી પર કિલ્લો. નાનાં નાનાં ખેતરો વચ્ચેથી કેડી એક ઝુંડમાંથી બીજે ઝુંડે જાય છે. જૈતાપુરથી બાર માઇલ રાજાપૂર સુધીની ખાડીનાં દૃશ્યો અદ્‌ભુત છે. ખાડીમાં લૉંચ નિયમિત રીતે જાય છે.

જૈતાપુરની દીવાદાંડી નવી બંધાયેલી છે. ત્રણ લાખનું ખર્ચ કર્યું છે. પંચાશી હજારનો માત્ર ગ્લોબ હોવાથી વાતો કરતા લોકો આ દીવાદાંડીને એક ચમત્કાર ગણે છે !

**વિજયદૂર્ગ**

જૈતાપુરની પહાડીને પ્રદક્ષિણા કરીને સ્ટીમર બહાર નીકળે છે ત્યાં તરત જ સામે વિજયદુર્ગ દેખાય છે. આખા કિનારા પરના દૂર્ગોમાં વિજયદૂર્ગ મજબુતાઇ અને ઉંચાઇમાં અજોડ છે. શિવાજીએ પહાડીગઢ અને અને જલદૂર્ગ મળી ૩૬૦ કિલ્લા બાંધ્યાનું કહેવાય છે. તેમાં વિજયદૂર્ગ અને સિંધુદૂર્ગ જલદૂર્ગોમાં શ્રેષ્ઠ છે. શિવાજી મહારાજનો દરીઆઇ સેનાપતિ કાનોજી વિજયદૂર્ગમાં રહેતો. ફિરંગીઓ સાથેની અનેક લડાઇઓ કાનોજીએ વિજયદૂર્ગમાં રહીને જીતી હતી. પોર્ચુગીઝ, ફ્રેંચ અને અંગ્રેજ જહાજોને અનેકવાર વિજયદૂર્ગ આગળ હાર ખાવી પડી હતી.

સ્ટીમરમાંથી જ એ ભવ્ય અને ઉંચો કિલ્લો મુસાફરોનું ધ્યાન ખેંચે છે. સ્ટીમર ખાડીમાં ધક્કાની તદ્દન નજીક ઉભી રહે છે. ધક્કા પાસેથી જ ગઢમાં દાખલ થવાનો માર્ગ છે.

ગઢ બેવડો બાંધેલો છે. કેટલીક જગ્યાએ દરવાજાની દોઢય વાળેલી છે. બહારની દિવાલ દરિયા બાજુ નીચી છે. અંદરની દિવાલ પચાસેક ફીટ ઉંચી છે. ત્રણ બાજુ દરિયો દિવાલોને થપાટો મારે છે છતાં કાંકરી પણ ખરતી નથી. દરેક જગ્યાએ ઉંચા બુરજ પરથી દરીયાઇ જહાજો પર તોપગોળા ફેંકી શકાય તેવી ગોઠવણ કરેલી છે. બહારના ગઢમાંથી અંદર જવા માટે ભોંયરા બનાવ્યાં છે. કિલ્લામાં બે ત્રણ મકાનો છે. એક પોલીસ લાઇન છે. છેક છેડા પર મેડીવાળું મકાન છે. નીચે કાચી જેલ જેવું કર્યું છે. ઉપર હવા સરસ આવે છે.

ગઢની અંદર વગડો થઇ ગયો છે, અનાજ ભરવાના કોઠાર હોજ જેવા બાંધેલા છે. લશ્કર સંતાડવાના ઉંચી દિવાલો કરી બનાવ્યા છે. જુના વડલા પોતાના પુરાણા મિત્રોની યાદ આપતા ઉભા છે. વડવાઇઓ જમીનમાં ઉતરીને મૂળ થડ કયું તેની શોધ મુશ્કેલ બનાવે છે. ગઢ ઉપરથી દરિયાનો, પહાડીઓનો અને વિજયદૂર્ગ ગામનો દેખાવ જોવાલાયક છે. આ મજબુત, પ્રાચીન અને વિશાળ દૂર્ગને સાચવવા માટે જુની ઇમારતોના રક્ષણનો કાયદો દરવાજે પાટીયામાં કોતરવામાં આવ્યો છે.

ગામ નાનું છે. છતાં તાર, ટપાલ, નિશાળ, ધર્મશાળા, વીશીઓ વગેરે છે. ફોંડાઘાટ થઇને છેક કોલ્હાપુર સુધી મોટર સર્વીસ જાય છે. હાફુસના આંબાની કલમોના બગીચા કર્યા છે. મુખ્ય ખોરાક ભાત છે.

**આરોગ્યમંદિર**

વિજયદૂર્ગથી ખારેપાટણ ૨૪ માઇલ સુધી ખાડી લંબાયેલી છે. બી. એસ. એન કું. ની

લૉંચ ખારેપાટણ સુધી જાય છે. મોટરમાં દોઢ રૂપિયો પડે છે જ્યારે લૉંચ ફક્ત ચાર આનામાં. લઈ જાય છે. છૂટક હોડીઓ પણ મળે છે.

વિજયદુર્ગથી ખાડી રસ્તે દસ માઇલ અને ફોંડાઘાટના સડકને રસ્તે પંદર માઇલ પર વાઘોટણ નામનું ગામ છે. ખાડીને કિનારે વૃક્ષ-રાજિમાં છૂપાઈ ગયેલું વાઘોટણ દેખાવડું છે. ધક્કો પાકો બાંધેલો છે. લગભગ ચારસો ફીટ ઉંચી પહાડી પર એક મોટો વિશાળ બંગલો ઉભો છે. મુંબઇની ક્રાફર્ડ મારકીટ બાંધનાર ક્રાફર્ડ સાહેબે એ બાંધેલો છે. આજે એ આરોગ્ય-મંદિર તરીકે વપરાય છે, એની માલિકી આરોગ્ય-મંદિરના સંચાલક વૈદ્ય માધવકૃષ્ણ મરાઠેની છે. ફરતી પંદર માઇલ નજર પહોંચે એવા સ્થળે બંગલો ઉભો છે. પગ પાસે ખાડી, દૂર વિજય-દુર્ગનો સાગર, પાછળ પશ્ચિમઘાટની હારમાળા, આંબા કાજુની વનરાઇ, ખુલ્લી, સુક્કી અને ખુશનુમા હવા: મધ્યમવર્ગને માટે આ સ્થળ આશીર્વાદ રૂપ છે. બબ્બે માઇલ દૂર વહેતા મીઠા ઠંડા પાણીના સુરમ્ય ઝરા ઔષધીના મૂળના રસથી જુના રોગો ટાળે છે.

## માલવણ

વિજયદુર્ગથી એક કલાકમાં દેવગઢ આવે છે. દેવગઢ તાલુકાનું મુખ્ય ગામ હોઇ ત્યાં કચેરીઓ, તાર. ટપાલ વગેરે છે. પહાડી પર ઢોળાવમાં વસ્યું છે. ખાડી સાંકડી છે. ગઢ તૂટેલો છે. દેવગઢથી માલવણ બે કલાકનો રસ્તો છે.

માલવણ આખા કિનારામાં મોટું પ્રખ્યાત બંદર છે. એનો વેપાર અને બજાર રત્નાગિરિથી પણ ચડી જાય છે. અર્ધ ચંદ્રાકારે ઉભેલી નાળીએરીઓની પાછળ મોટું ગામ વસેલું છે. વ્યવસ્થિત લાલ માટીના પાકા રસ્તા, બાંધેલો ધક્કો, દરિયાકાંઠે હારબંધ પડેલી દુકાનો, કસ્ટમ, ધર્મશાળા, વગેરે ઉતરતાં જ નજરે પડે છે. અજાણ્યા ઉતારૂઓ માટે મોરલીધરનું મંદિર સગવડભરેલું છે. તાલુકા સમિતિના મકાન પર ઉંચો રાષ્ટ્રધ્વજ ફરકે છે. ખાદીભંડાર ચાલે છે. અમે ગયા તે જ દિવસે મતાધિકાર માટે સાયકલ સરઘસ નીકળેલું. ધમાલ ચાલતી હતી. રાષ્ટ્રીય પ્રવૃત્તિઓમાં માલવણ ઠીક ભાગ લેતું જણાયું.

## અગીઆર વર્ષ બાદ

અગીયાર વરસે ફરી એ શાંત તપસ્વીના દર્શન થયાં. રત્નાગિરિમાં અગીયાર વર્ષ પૂર્વે બે નિરનિરાળા વ્યક્તિત્વને જોવાનું સદ્‌ભાગ્ય મળ્યું હતું. એક સાવરકર બીજા પટવર્ધન. આપ્પા-સાહેબ પટવર્ધન તત્ત્વજ્ઞાનના એમ. એ. છે. ફર્ગ્યુસન કૉલેજના પ્રોફેસર હતા. વર્ષો થયાં તેમણે ફકીરી લઇ ગરીબોની સેવામાં સર્વસ્વ હોમ્યું છે. મતાધિકારની ધમાલ વચ્ચે, તાર અને પત્રો લખતા સૌમ્ય આપ્પા સાહેબ રત્નાગિરિના આશ્રમમાં ખાદી વણતા ત્યારના વ્યક્તિત્વથી જ શોભતા હતા. મહારાષ્ટ્રના ત્યાગ, નમ્રતા અને વિદ્વતાની મૂર્તિસમા આપ્પા સાહેબ માલવણથી આઠ માઇલ દૂર આંબેરીમાં રહે છે. ગરીબોની દાઝથી સળગી રહેલા આપ્પા સાહેબનો ચહેરો શાંત સૌમ્ય છતાં મળનાર ઉપર પ્રભાવ પાડ્યા વિના રહેતો નથી. સાવરકર અને પટવર્ધનના બે નોખા નોખા આદર્શોના પ્રતીક સમા રત્નાગિરિ જીલ્લાને દીપાવી રહ્યા છે.

માલવણમાં ગુજરાતીઓની કેટલીક દુકાનો છે. નાળીએરનો મોટો વેપાર ચાલે છે, કાજુ, કેરી પણ મોટા પ્રમાણમાં થાય છે. કોલ્હાપૂર સુધી મોટર સર્વીસ છે. સવા રૂપિયો લે છે.

## સિંહદુર્ગ

મુંબઇથી આવતાં સ્ટીમરમાંથી નજર કરીએ તો કોઇ કાળો નાગ પડ્યો હોય તેમ કાળો ડિબાસ સિંધુદુર્ગ એક માઇલ લાંબો દેખાય છે.

કિનારાથી માઇલેક દૂર પાણીની વચ્ચોવચ્ચ દુર્ગ બાંધ્યો છે. નાની રમકડાં જેવી હોડીમાં બેસીને અમે દુર્ગ જોવા ગયા. ગોઠણપૂર પાણીમાં, નાના મોટા ખડક વચ્ચે થઇને ચાલતી હોડી દુર્ગ પાસે પહોંચી. દરવાજાની દૂરથી કશી ગમ પડી નહિ. હોડીવાળો છેક નજક જઇ આવ્યો. એવડા કોઠાની દોઢય વાળેલી હતી. સામેથી દિવાલ સળંગ સરખી દેખાતી હતી. પાસે જતાં દરવાજામાં જવાનો વળાંક જણાયો. જુનો, પાકો, કાળમીંઢ પત્થરઃ ત્રણ માઇલનો ઘેરાવોઃ અંદરના ભાગમાં શિવાજી મંદિર, ભવાની મંદિર, બ્રાહ્મણ, મરાઠા વગેરેનાં પંદરેક ઘર, જંગલ જેવી ઝાડીઃ જીર્ણ થઇ ગયેલાં મકાનો. ભવાની મંદિર પડીને પાધર થઇ ગયા જેવું છે જ્યારે શિવાજી મંદિરને સમરાવ્યુ છે. કોલ્હાપુરના શાહુ રાજાએ ૧૯૦૭માં મરામત કરાવી આગળ મંડપ બંધાવ્યા છે.

આખા કોકણ કિનારા પર ફરતાં જ્યાં જઇએ ત્યાં શિવાજીના સ્મરણો રાષ્ટ્રભાવના જગાવતાં પડેલાં છે. બ્રાહ્મણ, મરાઠા, કોળી કોઇ પણને શિવાજીનું નામ પડયું કે એની છાતી ફુલે છે. ખોરાક, પહેરવેશ, ઘરબાર, રહેણીકરણીમાં ગરીબ થઈ ગયા છતાં, ભાત આમટી-ખાઇને લંગોટીભર ફરતા કોકણી લોકોનું ખમીર હજી શિવાજીની યાદથી જાગી ઉઠે છે. કોઇની લાખ રૂપિયાની ચીજને હાથ ન અડાડવો એવી પ્રમાણિકતા હજી એનામાં પડેલી છે.

### વેંગુર્લા

માલવણથી આવે છે વેંગુર્લા. માલવણ પેઠે વેંગુર્લા તાલુકાનું ગામ છે. મોટું બજાર, તાલુકા સમિતિ છે. નાળીએર, આંબા, કાજુ સોપારી વગેરે પાકે છે. મલબાર કાંઠે જતી બી. એસ. એન. કાં. ની સ્ટીમર વેંગુર્લા ઉભી રહે છે.

વેંગુર્લાથી ઉપડેલી દીપાવતી, સીધી પોર્ચુગીઝ પ્રદેશની રાજધાની મંજીમ (ગોવા) બંદરે પહોચવા ચાલી નીકળી.

(સંપૂર્ણ)

## સુમિત્રાનું દર્દ (૨૨૪માં પાનાથી ચાલુ)

ઓછા થઇ ગયાં. સુધીર ચિંતાતુર બન્યો. સુમિત્રાને કંઇ કંઇ આપ્યા વિના એનાથી રહેવાતું જ નહોતું. એણે પોતાની આબરૂ પ્રમાણે કરજ કરીને પણ સુમિત્રાને ભેટો આપવા માંડી. અનેક પ્રકારની ચિંતાથી એ ઘસાવા લાગ્યો. સુમિત્રા એના ઘસારાના જે કારણો સમજતી હતી તે દૂર કરવા પ્રયત્ન કરતી હતી. એ હંમેશ આનંદમાં દેખાવાનો પ્રયત્ન કરતી. સુધીરને કંઇ લઇ આવવા માટે હંમેશ એ ના પાડતી; પણ સુધીર પ્રેમી હતો, એ ફના થવામાં માનતો હતો. માથે સારી પેઠે કરજ થઇ ગયું અને શરીર તૂટી પડવાથી પથારીવશ થયો ત્યાં સુધી એણે સુમિત્રાનું કહ્યું ન માન્યું. એ હમેશ એમ કહ્યા જ કરતોઃ "સુમિ! તું નથી જાણતી કે મને તારા ઉપર કેટલો પ્રેમ છે. તું જ મારા જીવનનું સારતત્ત્વ છે."

સુમિત્રા જવાબ આપતીઃ "હું જાણું છું, પણ આમ કરતાં તમે તૂટી જશો અને આપણે બંને અપંગ થઇ જઇશું."

અને સાચે જ એમ બન્યું, સુધીર પથારીવશ થયો. નાણાં માગનારા મિત્રોની ઉઘરાણી ધીમે ધીમે શરૂ થઇ, સુમિત્રા જેમ જેમ સુધીરની આર્થિક સ્થિતિ જાણતી ગઇ તેમ તેમ એની ચિંતા વધવા લાગી. એને ચિંતાતુર જોઇ સુધીરની તબિયત વધુ બગડતી હતી. એ ઘણીવાર સુમિત્રાના ખોળામાં માથું મૂકી રડી પડતો અને બોલતોઃ "સુમિ! હું તારા માટે કશું નથી કરી શકતો, તું વિશ્વાસ રાખજે હું સાજો થતાં જ આ દુઃખના વાદળો વિખેરી નાખીશ."

સુમિત્રાએ આ શબ્દો ઘણીવાર સાંભળ્યા. જેમ જેમ એ સાંભળતી ગઇ તેમ તેમ એ ગંભીર થતી ગઇ. એણે સુધીરને વાત ન કરી પણ પોતા માટે નોકરી ખોળવા લાગી. થોડાજ દિવસોમાં એક શિક્ષિકાની જગ્યા એને મળી. એક સવારે

એણે હસતાં હસતાં સુધીરને કહ્યું: "હું આજથી કમાવા જઇશ."

"કેમ ! ક્યાં ?" સુધીર ચમક્યો.

સુમિત્રાએ બધી વાત કરી. સુધીરે શાંતિપૂર્વક વાત સાંભળી પણ એનું મોં ઉતરી ગયું. સુમિત્રા એ ઢીલા પડતા વદન સામે જોઇ રહી. સુધીરની આંખોમાંથી પાણી આવ્યાં, સુમિત્રાએ એના ગાલ ઉપર હાથ મૂક્તાં પૂછ્યું: "કેમ, તમને આ ન ગમ્યું ?"

"સુમિ!" એ ખોખરા અવાજે બોલ્યો: "મારી આ દશા આવશે એવી મને કલ્પના પણ નહોતી."

"પણ હવે શું છે? હું કમાઇશ એટલે ઘર ખર્ચમાં તો કશી હરકત નહિ આવે અને તમે સાજા થશો. એટલે આપણે સંયુક્ત પ્રયત્નથી કરજ ફેડી નાખશું"

"સુમિ! એવું ન બોલ. તારે કમાવા નથી જવું. હું બે ચાર દિવસમાં જ હવે કામે ચડી જઇશ"

"પણ એમ શા માટે!"

"તને શું કહું ! તારા પરિશ્રમ......"

"શું ?"

"સુમિ ! એવું ન બને. મારી સુમિને હું કમાતી, રોટલા માટે પરિશ્રમ કરતી ન જોઇ શકુ. તું એવું ન કરીશ."

સુમિત્રા આશ્ચર્ય પામતી સુધીર સામે જોઈ રહી.

"કેમ, શું જૂએ છે! તારે કમાવા નથી જવાનું. તારી મહેનતનું મારાથી કેમ ખવાય? સુમિ ! મારે તો તને આપવાનું હોય."

સુમિત્રા આંખો ફાડીને આશ્ચર્યવત્ જોવા લાગી.

"તું કેમ આશ્ચર્ય પામે છે? તારા માટે જીંદગી ખરચવામાં મને આનંદ આવે છે તને નોકરી કરતી હું કલ્પી જ ન શકું. તું આનંદ કર સુમિ ! બધું ઠીક થઇ રહેશે."

"મને નોકરીમાં આનંદ જ આવશે." સુમિત્રા ગંભીર મુખે કંઇક સમજીને બોલતી હોય એમ બોલી.

"નહિ, નહિ. નોકરીમાં આનંદ આવે જ નહિ."

"તો તમને કમાવામાં કેમ આનંદ આવે ?"

"મને ? એની પાછળ તને સુખ આપવાની પ્રેરણા પડી હોય માટે."

"મારામાં પણ એ પ્રેરણા છે."

"એવું ન હોય સુમિ ! તું મૂકી દે આ હઠ. મારે જ કમાવાનું હોય."

"ના, હું આજે જવાની જ." સુમિત્રા દૃઢ સ્વરે બોલી. સુધીર એના મોં સામે જોઇ રહ્યો. આવો અવાજ એણે સાંભળ્યો જ નહોતો.

"પણ તું......"

"હું સમજી ગઇ. મારે કમાવા જવું છે એ ચોક્કસ છે."

"હું ના પાડુ તો યે ?"

"તમારે ના પાડવી જ ન જોઇએ જે આનંદ તમે આજ સુધી લીધો તે તમારે હવે મને લેવા દેવો જોઇએ"

"તું શું બોલે છે સુમિ ?"

"હું બરાબર બોલુ છું. મને એકલું કેમ લાગતું હતું અને બેચેની કેમ રહેતી હતી તેનું કારણ મને સમજાયું"

"શું ?"

"બસ, હું કમાઇશ એટલે એ કારણ દૂર થઇ જશે."

"પણ કયું કારણ ?"

(અનુસંધાન પાનું ૨૭૭)



## વાસ્તવિકતાનું પ્રતિબિંબ

પ્રિય,

પત્ર લખવામાં કરેલી ઢીલનો કાંઇપણ ઉત્તર ન આપવો પડે એમ ધારીને તમે પુસ્તકોનું બંડલ મોકલી આપ્યું, તમે તો એમજ સમજ્યા હશો કે તમારી એ લુચ્ચાઇ નહિ જ પકડાય. પણ તમે એ ભૂલી ગયા કે કુમારીએ પણ તમારો જ સહવાસ સેવ્યો છે. એટલો યે બુદ્ધિનો વિકાસ ન થયો હોય તો પછી ?...ચા...લો, એ રીતે પણ તમે મારૂં મોઢું બંધ કરવામાં થોડા ઘણા સફળ થયા છો. તમે મોકલેલાં પુસ્તકો હજુ બધાયે વાંચવાની ફુરસદ મળી નથી. પરંતુ નામની વિચિત્રતાને અંગે પહેલું પુસ્તક[1] જે વાંચવા લીધું હતું, તે માટેજ આ વખતે લખીશ.

લેખકને રામનારાયણ વિ. પાઠક જેવા વિદ્વાન પરિચય લેખક સાંપડયા છે. એ એમનું અહોભાગ્ય છે. એમણે પરિચયમાં એટલું બધું કહી નાખ્યું છે કે અન્ય માટે મત પ્રદર્શન જેવું રહ્યું નથી એમ કહીએ તો ચાલે. પેલા જન્મભૂમીવાળા કલમ કિતાબના લેખકે આ પુસ્તકના કરેલાં મોંફાટ (? છાપાંના છાપાંભરી—સં) વખાણ સાંભળ્યા (? વાંચ્યા-સં) પછી મને એમ થયું હતુ કે એ પુસ્તક તે કેવું છે. પરંતુ સાદ્યંત વાંચી ગયા પછી એમ તો થયેલું કે પુસ્તક છે તો સારૂં પણ એના વખાણ કરવામાં હદ ઓળંગાઇ ગઈ છે. અલબત્ત જે વસ્તુ વખાણવા જેવી હોય તે જરૂર વખાણવી જોઇએ. પણ કેટલી ? એવું તો નથી જ કે એ 'ન ભૂતો ન ભવિષ્યતિ' છે. પણ આપણા વિવેચનકારો માટે શું કહેવું ?

---

૧. **સાપના ભારા:** લે. ઉમાશંકર જોષી. પ્રકાશક, કૌમુદી કાર્યાલય. વડોદરા. પૃષ્ટ સં. ૧૯૬. કાચું પુઠું, છુટક કિંમત રૂા. દોઢ.

અગ્યાર નાટકોના આ સંગ્રહમાં ૭ નાટકો શ્રીજીવનને સંપૂર્ણ રીતે સ્પર્શ કરે છે, બાકીના જૂદા જૂદા માનવ સ્વભાવનું આલેખન કરે છે. એક રીતે પહેલાં નાટકના નામ ઉપરથી આખા સંગ્રહનું નામ રાખ્યું છે એ સૂચક છે. કારણ કે અમે સ્ત્રીઓ કોઇ પણ સ્વરૂપમાં સાપના ભારા જેવી જ ગણાઇએ છીએ. અલબત્ત આજના જમાનામાં એ ભાવના બદલાતી જાય છે. પણ એ સંપૂર્ણપણે બદલાતાં તો કંઇ જમાના ચાલ્યા જશે. પુરુષવર્ગમાં સ્ખલનના દાખલા ઓછા નથી બનતા, પણ સ્ત્રીવર્ગમાં એકાદો એવો બને એટલે સાપના ભારાની ભાવનામાં આવતો જતો પલટો, ફરી બમણા જોરથી મૂળ સ્વરૂપને પકડે છે. નસિબ, બીજું શું ?

આ નાટકોને ગ્રામ્ય જીવનના કહેવાયાં છે. વસ્તુસ્થિતિ એમ નથી. ખરેખર તો એ હિંદુસમાજનાં છે. શું ગામડું કે શું શહેર, આવું તો બધે બને જ છે. રહેંસાતી મેના, કૂળના મોહનો ભોગ બનતી ચંદણી, અંતરના સગાંઓની લુચ્ચાઇનો ભોગ બનતી ભીખી, શલ્યાઓને જ જન્મ આપતી ગોદાવરી, ઘરની આબરૂ સાચવવા સર્વસ્વ જેવું જતી કરતી હેતી. નવા જમાનાના વેદીઆ પતિની મુર્ખાઇનો ભોગ થયેલી દુર્ગા, વગેરે ખરેખર તો હિંદુસમાજના છે. શ્રીજીવન એક યા બીજા સ્વરૂપે એમાં કચડાતું નજરે પડે છે. એટલે ખરેખર તો હિંદુસમાજની સુધારણામાં જ આ સૌનો ઉધ્ધાર છે. બહુ અસરકારક રીતે આ વસ્તુ સમાજ પાસે રજુ થઇ છે. એજ એના કર્તાનો વિજય છે.

બાકી એક રીતે આ નાટકો ચરોતરી બોલીના અસલ નમૂનાઓ રજુ કરે છે. તળ કાઠીઆવાડ કે એ બાજુના વાંચનારને એ સમજવામાં પૂરી તકલીફ પડવાની, પણ એમ બધાનો વિચાર કરીને લખવા બેસે તો કાંઇ લખી શકાય જ નહિ. કારણ આખરે એ પણ 'વિરાટ જનતા જ છે ને'.

એમ તો સૌદામીની બ્હેન એક વખત આવી ચડેલા, મને આ પુસ્તક વાંચતી જોઇને, એમણે મોઢું મચકોડેલું, મેં પૂછ્યું 'કેમ?' તો એમણે કહ્યું કે એ તો ચરોતરી બોલીને રજુ કરવા જ એ લખાયા છે. બાકી એને નાટકો કોણ કહે? મેં કહ્યું એ તે કાંઇ વાત છે. એમાં શું ? ચરોતરી બોલીથી એમાં જે કાંઇ રજુ થયું છે, એ કાંઇ ખોટું તો નથી. એટલે એમણે કહ્યું 'એ સમજવાને હજુ તમારે ઘણી રાહ જોવી પડશે.' મેં કહ્યું તો પછી તમે જ સમજાવો ને. એ તો કહે ભલે સમજાવીશ પણ અત્યારે નહિ. 'મને ફુરસદ નથી. કોઇ વખત વાત.' અને એ તો ચાલ્યા. હું એમને જતાં જોઇ જ રહી. મારાથી બોલી ઉઠાયું 'એ પણ વિરાટ જનતા છે.'

આખાએ સંગ્રહમાં કારુણ્યની આછી રેખા માળાના મણકાને બાંધી રાખતા દોર જેવી અંકાઇ રહી છે. કર્તાએ થોડોક ફેરફાર કરી એમાં બે ત્રણ આનંદજનક નાટકો મૂક્યા હોત તો નિરાશાનું પલ્લુ સાવ બેસી જાય છે, તે સમતોલ રહેત. પુસ્તક પૂરું કર્યા પછી ગમગીન બની જવાય છે તેમાં જરાક રાહત મળત, એટલું છતાં અનેક રીતે આપણા પરિમિત નાટ્ય સાહિત્યમાં આ નાટકોથી મહત્વનો ઉમેરો થયો છે

આમ આ નાટકોએ સમગ્ર રીતે મારા પર જે છાપ પાડી છે, તે તમને જણાવું છું. વધુ લખવા જેટલી અત્યારે ફુરસદ પણ નથી. સૌદામીની બ્હેન મને એમનું દષ્ટિબિંદુ સમજાવશે તો ભવિષ્યમાં લખીશ, એટલે અત્યારે તો સાહેબજી.

લી. તમારી જ
'કુમારી' ના શું ?

સુવર્ણ—રજ: સંગ્રાહિકા: સૌ. શ્રીમતી બાલા મજમુદાર. પ્રકાશક આર. આર. શેઠની કું. મુંબઇ. પૃષ્ઠ ૫૨૯, કિંમત રૂા. ૩—૦—૦

છેલ્લા એક દસકામાં ગુજરાતિ સાહિત્યમાં ન ઉવેખી શકાય તેવો પ્રકાશ પાડનાર શ્રી રમણલાલ દેસાઇના અત્યાર સુધીમાં બહાર પડેલ ૧૫ પુસ્તકોમાંથી તારવી કાઢેલ વિચારકણિકાઓ આ પુસ્તકમાં સંગ્રહાયેલ છે. આપણા સાહિત્યમાં આ તરેહનું પુસ્તક આ પહેલું જ છે. આપણે ત્યાં સંસ્કૃત શુભાષિતો સંગ્રાહયેલા છે. અને એનો ઉપયોગ દાખલા દલીલોમાં કરવામાં આવે છે. પણ આ જાતની વિચાર કણિકાઓનો ઉપયોગ એ રીતે ન થઈ શકે. છતાં શ્રી દેસાઇના અમુક વિષય ઉપરના શા વિચારો છે, એ જાણવા માટે આ પુસ્તક ખૂબ ઉપયોગી જણાશે. અલબત્ત જરા વધુ વિવેકદષ્ટિ એના સંગ્રહમાં વપરાઈ હોત તો કેટલાક તદ્દન સામાન્ય જણાતા વિચારો જતા કરી શકાત. આટલું છતાં સંગ્રાહિકા બહેને લીધેલ મહેનત ખૂબ પ્રશંસનીય છે.

મૂ.

**તારા અને ગ્રહો:** લેખક મગનભાઇ પટેલ. પ્રકાશક દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર ભાવનગર. કિંમત પાંચ આના.

દક્ષિણામૂર્તિએ બાલસાહિત્યનાં ક્ષેત્રમાં નવીજ ભાત પાડી છે. વિવિધ વિષયોની અણખેડાએલી ભોમમાં એ નવા ચાસ દોરે છે.

બાલસાહિત્યનાં ત્રીજા કાલનું-બાલસાહિત્ય વાટિકાનું—આ અઢારમું પુષ્પ છે. એ જેટલું ઉપયોગી કિશોર માટે છે એટલું જ, એ મોટાઓને પણ છે.

ગેલ કરતાં, ખડખડાડ હસતાં, કુદતાં, બાળકોની સામે જ્યારે કુદરતની અગાધતા ને નિગૂઢ શકિતઓ દેખાય છે. ત્યારે એની જીજ્ઞાસા એ ભેદ ઉકેલવાને, એનાં વિષે સાચી સમજણ મેળવવાને મથે છે.

માબાપો ને શિક્ષકો ગમે તેમ—અધુરા જ્ઞાને કે સાચી વૈજ્ઞાનિક દ્રષ્ટિની ખામીને લીધે કુદરતની અગાધતા અને વિશાળ વિસ્તારમાં પૃથ્વીને આવરી લેતા આકાશની સમૃદ્ધિ વિષે, પુરાણોમાં ચાલી આવતી માન્યતાઓ અનુસાર, ખોટી ધાર્મિક ભાવના જોડી વહેમ ને શ્રધ્ધા રૂપી જ્ઞાન પીરસે છે. બાળક એમાં સંપૂર્ણ વિશ્વાસ રાખી માનવા લાગે છે. પણ એને સંતોષ થતો નથી. અને એ સાચી દ્દષ્ટિથી વિમુખ થાય છે.

પુસ્તકમાં એ સંબંધી પૌરાણિક ખ્યાલો આપીને સમજણ આપી છે. પણ એનો ઉકેલ અને ચર્ચા વૈજ્ઞાનિક દ્દષ્ટિએ કર્યાં છે.

દરેક કુટુંબમાં કાળી અંધારી રાત્રીએ, હીરા મઢેલા, ઝુમરશાં લટકતાં, આંખ મીંચીને ઉઘાડતાં, તારકવૃંદોથી ભરપુર આકાશદર્શનની, દૂર દૂર ફરવા જઇને કે ઘરનાં ચોગાનમાં બેસીને કેટલાં કુટુંબો મઝા માણતા હશે!

હંમેશાં આપણી સામે દેખાતું, ક્ષણે ક્ષણે નવા રંગો બદલતું, અને કોઇ અદમ્ય કલ્પનાઓ ને ઉડ્ડયનોની મીઠાશ આપતું આકાશ અને એની સમૃધ્ધિનું રમતીયાળ, સરળ ને સંવાદાત્મક શૈલીએ આ પુસ્તકમાં સમજાવવામાં આવ્યું છે.

છેવટમાં આપણે ખ્યાલ રાખીએ કે બાળક જીવતું જાગતું, અને જીવનરસને જ્યાં ત્યાં મધમાખીની જેમ ચૂસતું પ્રાણી છે, એને સમજી એની જીજ્ઞાસા વૃત્તિને, આપણે ન જાણતાં હોઇએ તે વિષયનું શાસ્ત્રીયજ્ઞાન પ્રાપ્ત કરીને પોષીએ તો!

પ્રાથમિક શાળાઓએ, આ પુસ્તકને જરૂર આવકાર આપવા જોઇએ પણ એને માટે આપણાં કેળવણી ખાતાઓને આંગળી ચીંધનાર જોઇએને?

સુ.

**ઋતુના રંગ:** લેખક ગિજુભાઇ, પ્રકાશક. કિંમત ઉપર પ્રમાણે.

બાળસાહિત્યની સૃષ્ટિ ઉઘાડયા પછી પણ એના અનુગામીઓને ગિજુભાઇ હમેશાં માર્ગદર્શક

બની રહ્યા છે બાળકોને સરસ શૈલીમાં એની આજુબાજુ ઋતુને કારણે જે ફેરફારો થઇ રહ્યા છે તે પુસ્તકમાં બતાવે છે. ઉપરાંત એમાંથી શું જાણવાનું, શું મેળવવાનું તે પણ રૂચિકર રીતે કહે છે.

**ટેકરીની વનસ્પતિઃ**—લેખક અને પ્રકાશક ઉપર પ્રમાણે. કિંમત પાંચ આના.

"ઋતુના રંગ' જેવું જ ઉપયોગી અને સરસ આ પુસ્તક છે. ભાવનગરમાં બાળમંદિરની ટેકરી ઉપર જે વનસ્પતિ ઉગે છે તેનું જ આમાં વર્ણન છે .પણ એ વર્ણન વાંચનાર કોઇ પણ શહેરી જીવડો પણ આનંદ અને જ્ઞાન મેળવી શકે તેમ છે પણ એ માટે એ શહેરી જીવડાએ જરા ઉજ્જડમાં ફરવા નીકળી જવું પડે. આમાં બીજું કાંઇ ન હોય તો પણ આપણને એ જોવા માટે એક દૃષ્ટિ આપી દે છે જ.

**ટારઝનઃ** અનુવાદક શકર શાહ. પ્રકાશક : કિંમત. ઉપર પ્રમાણે.

વિકટ પરિસ્થિતિમા આફ્રિકાના નિર્જન ભયંકર જંગલમાં આવી પડેલી એક દંપતિ "એપ" વાદરાને હાથે મૃત્યુ પામે છે અને એમનું એક વર્ષની ઉંમરનું બાળક 'ટાઝરન' આ ભયંકર વાંદરાઓને હાથ પડે છે. પછી શું? આંહી સુધીનો આ પહેલો ભાગ ખૂબ ખેંચાણકારક છે. બાળકોને એમાં ખૂબ જ રસ પડે તેમ છે. કારણ કે ભાષા અને વસ્તુ બંનેનું જાદુ છે. આ પુસ્તક વાંચ્યા પછી ટારઝનની એકાદ પણ ફિલ્મ જોવાનું અવશ્ય મન થાય

**ચન્દ્રિકાઃ**— લેખક ઇન્દુકુમાર શહેરાવાળા પ્રકાશક એક્ષાઇઝ સ્ટોર વડોદરા. કિં. રૂ. સવા.

વાંચતા વાંચતા કંટાળો ઉપજાવે એવી એક આ નવલકથા છે. આડંબરી શબ્દો, કવિ નાનાલાલની શૈલીનું બેહૂદું અનુકરણ અને ઢંગધડા વગરના નિરર્થક લાંબાલાંબા વાર્તાલાપો એ આ નવલકથાનાં વિશિષ્ટ તત્ત્વો છે. શબ્દોના અપપ્રયોગો પણ ઘણે સ્થળે થઇ જવા પામ્યા છે.

જો લેખક આડંબરને છોડી મૂળ વસ્તુનેજ પ્રધાનપદ આપે તો તેઓ જરૂર સફળ નવલકથાકાર બની શકે એવી આશા એમણે સફળ રીતે સાધેલા પાત્રાલેખન અને પ્રસંગોની યથાર્થ હારમાળા છે.

જો લેખકે સાધારણ બાબતો પર પ્રકરણો ન ભર્યાં હોત તો આ નવલકથાના બે ખંડનો શું અર્ધોખંડ પણ મૂશ્કેલીથી બનત.

**લાલ પડછાયાઃ** અનુવાદક સુદામો. પ્રકાશક નવીદુનિયા ગ્રંથમાળા અમદાવાદ, કિંમત. રૂ. એક.

ચીન—જાપાનની કમ્યુનીસ્ટ ચળવળને લગતી ઉપયોગી વાર્તાઓનો સુંદર અનુવાદ છે. વાર્તાઓમાં જુદી જુદી રીતે જુદાં જુદાં ક્ષેત્રો આવી સમાયાં છે. જાપાની વાર્તાઓને તો હિંદી પાત્રોમાં લખી છે પણ ચીની વાર્તાઓ ચીની પાત્રોમાં હોવા છતાં બધું વાતાવરણ હિંદી જ લાગે છે. યશ અનુવાદકને જ ઘટે છે.

**વીર નર્મદઃ** લેખક-વિશ્વનાથ મગનલાલ ભટ્ટ, પ્રકાશક-મૂળશંકર સોમનાથ ભટ્ટ, રાવપુરા, વડોદરા કિં. રૂ. ૧

ગૂજરાતી સાહિત્યમા સમર્થ વિવેચક તરીકે પુરવાર થઇ ચૂકેલા શ્રી વિશ્વનાથ મગનલાલ ભટ્ટે વીર નર્મદના જીવન ઉપર સુંદર વિવેચન રજુ કરતું આ અમુલ્ય પુસ્તક ગુજરાતી જનતાને આપ્યું છે, જીવન ચરિત્રના આલેખન કરતાં જીવન વિવેચનનું આલેખન કેટલું જુદું અને પ્રતિભાવાન હોવું જોઇએ તેનું દૃષ્ટાંત આ પુસ્તકથી રજુ થાય છે.

કવિ નર્મદ ગૂજરાતનો લાડીલો કવિ હોવા છતાં, એની પ્રતિભામાં ખેંચાણતત્ત્વ અતિશય

હોવા છતાં લેખક એમાં ખેંચાઇ ન જતાં કવિના જીવન અને કવન ઉપર ખૂબ તટસ્થપણે મત રજુ કરી શકયા છે. નર્મદ વીર હતો, ટેકીલો હતો, જ્યોતિર્ધર હતો પણ સારો કવિ તો નહોતો જ.

કવિની ગરીબાઇનું દર્શન કયારેક વાચનારનું કાળજું થીજવી દે એવું રજુ થયું છે. પણ મને લાગે છે કે અહીં જરા થોભવાની જરૂર છે. કવિ અતિખર્ચાળ હતા અને પરિણામે એમને એ ગરીબાઈ વહોર્યે જ છૂટકો. બીજાઓને મદદ કરવા માટે એઓ જે નાણાં વાપરતા તે ખર્ચ તેમના અંગત અને ઘરના ખર્ચ આગળ નાનો અંશ માત્ર હતો. આવા પ્રકારની ગરીબાઇ તરફ સહાનુભૂતિ હોઇ શકે કે નહિ એ એક પ્રશ્ન છે.

પ્રત્યેક ગુજરાતી વાંચનાર માણસે આ પુસ્તક અવશ્ય વાંચવું જોઇએ. પુસ્તકાલયોએ તો સત્વર ન ખરીદ્યું હોય તો ખરીદવું જોઈએ.

**જીવન સંસ્કૃતિ:** લેખક—જેઠાલાલ છોટાલાલ શાહ. પ્રકાશક મૂલજી નાથજી. ભૂલેશ્વર, મુંબઇ.

'સંજીવન' નામના જ્ઞાતિના માસિકનું આ ભેટ પુસ્તક છે. લેખક તરીકે રા. ઊર્મિલનું નામ છે પણ એમના લેખો પ્રસિધ્ધ કારના નકામા નિવેદન આગળ સાવ ઝાંખા દેખાય છે "જીવન સંસ્કૃતિ" 'સંજીવન' માસિકની ઉત્પત્તિ ઈ. ની તકગરોનું પુસ્તક ગણાવું જોઈએ. પણ તોય ઊર્મિલના કેટલાક લેખો તો ઘણાં સારાં અને આશાસ્પદ છે.

**જીવન્ત પ્રકાશ :** કર્તા ગોવિન્દભાઇ પટેલ, પ્રકાશક ગોરધનભાઇ પટેલ વડોદરા. મૂલ્ય રૂપિયો એક

સારી રીતે લાંબાં એવાં બે ખંડકાવ્યો આમાં સંગ્રહાયાં છે. વાંચતાં વાંચતાં એવી શંકા થઈ હતી ખરી કે કોઇના અનુકરણમાં આ કાવ્યોનું વ્યક્તિત્વ છૂપાયું હશે, પણ એ શંકા ખોટી ઠરી છે એ અમે સાનંદ નોંધીએ છીએ. કવિની એ સ્વતંત્ર કૃતિઓ છે. લાંબાં કાવ્યોના પ્રવાહને વચગાળે જે શિથિલતા નડે છે તેનાથી આ બંને રચનાઓ મુકત નથી ને પુનરુક્તિદોષો—જે ગમે તેવા બડેખાંમાંથી પણ નિવારવા અશક્ય—પણ કયાંક દેખાયા છે. છતાં કવિતાના મૂલ્યવાન અંશો ઠેરઠેર જડે છે. ઉર્વશીના વિષયોત્તેજક આકર્ષણને પ્રજ્ઞાધિન અર્જુને મનોબળથી હઠાવ્યું એ પહેલા કાવ્ય 'જીવન્તપ્રકાશ"નો વિચારવિકાસ છે. શૈલીને અતિસંસ્કૃત બનાવવા જતાં વસ્તુમાંથી મોહકતા અને કુમાશ ઉડી ગયાં છે, ને કિલષ્ટતા પણ આવી છે. ચણતરમાં તેજરૂપ મૌલિક તત્વો પ્રવેશતાં હોય એવે ટાણે કવિ શબ્દો શોધવા બેસી જાય એ જરાય ગમતું નથી. દાખલા તરીકે-

ધાણી ભૂત સજીવની, જગત આ વર્તુલ ત્રિભુવન
આકર્ષે લઈ સ્વર્ગધામ કરમાં અવ્યકત કેવી સજ્જ,
પહોંચે ના મુખ, સારા લેશન ફળે, તોયે સહુ હારતાં,
યત્નોની અવધી થતી જનથકી સાચી સ્થિતિ જાણતાં.

નવા કવિની ઉછાંછળીવૃત્તિથી બંને કાવ્યો મુકત છે. એટલે તો વિષયને સાચું પીઢપણું આપી શકાયું છે, વળી ગતિને અનુકૂળ એવી છંદયોજના પણ મુગ્ધ કરે તેવી છે. બીજાં કાવ્ય 'અગ્નિશિખા' વિશે પણ અમારે તો એજ કહેવાનુ છે. બંનેની બાંધણીમાં એક જ હથોટી છે છતાં બીજા કરતાં પહેલું વધારે સુવાચ્ય છે. 'વસંતવિજય' અને 'દેવયાની' પછી ઘણે વર્ષે એ જાતનાં કાવ્યો ગૂજરાતને મળે છે, એ કવિતારસિકો માટે આનંદનો વિષય છે.

પાછળ અનુપૂર્તિ આપીને પુસ્તકના મૂલ્યમાં વધારો કર્યો છે—ને અનુપૂર્તિકારનું નામ છૂપાવીને ગુનો પણ કર્યો છે. કૃતિને સચિત્ર કરવામાં અમારી ધારણા તો કાંઇક આવી છે કે કવિતાના અધુરાં રંગો એ ચિત્રોમાંથી શોધી લેવાય. અમે ધારીએ છીએ એજ હેતુથી જો આમાં ચિત્રો

મૂકાયાં હોય તો અમે એ ચિત્રોને બાતલ કરવાની સલાહ આપીએ છીએ.

**સચિત્ર કાવ્યસરિતા:** કર્તા, પ્રકાશકઃ મહાસુખભાઇ ચુનીલાલ શેઠ, વિસનગર, મૂલ્ય રૂ. ચાર

કાવ્યસરિતાની આ ત્રીજી આવૃત્તિ પહેલી બે ને મુકાબલે વધુ દળદાર બની છે, ને પાને પાને ચિત્રો પહેરી મોહિનીરૂપ પણ ધારણ કર્યું છે એણે. કવિતાનાં અત્યારનાં બીજાં પ્રકાશનો જોતાં, કર્તાની નિરૂપણરીતિ ગયા જમાનાની કહી શકાય. પ્રત્યેક કાવ્ય કંઈ ને કંઇ બોધકતત્ત્વ લાવીને હાજર થયું છે. એક તો લેખક પાસે વિશિષ્ટ ભાષાસમૃદ્ધિ નથી, વિચારોમા ઉદારતા નથી અને કલ્પના પણ નથી એટલે કર્તા કવિ થવાને બદલે શિક્ષાગુરુ બની ગયા છે.

કવિતામાં બોધકતત્ત્વો આવે એ ખોટું નથી પણ તે માનવતાને સ્પર્શે તેવાં, ચિંતનથી ભરેલાં અને ઉત્કર્ષાભિમુખ હોવાં જોઈએ. સર્વભોગ્ય કલા કવિતાને હાનિકર્તા નથી. હાનિકર્તા છે એનું રૂઢિચૂસ્ત સ્વરૂપ. જીવનની વિનમ્ર ગંભીરતાને વાણી આપવી એનું નામ કવિતા. અને આ જાતિની કવિતા માટે તો એવી ગંભીરતાની ખાસ જરૂર રહે છે કવિ જીવન ઉપર આત્મવિકાસનો સૂર્ય વિશેષ ઉગ્રતાથી તપવા ન દીધો હોય તો તો એવી સિદ્ધિ મળવી વિરલ.

શ્રી રમણલાલ દેસાઇની પ્રસ્તાવનાનો ગમે તે હેતુ હોય અમે એમનાં મંતવ્યો સાથે સહમત થઇ શકતા નથી. ગુણની દૃષ્ટિએ પ્રત્યેક કાવ્યને ફરીફરીને તપાસીએ તો યે એમાંથી ગુજરાતી કવિતાની પ્રાથમિકદશા પણ દેખાવાની નથી. દલપતયુગનું સહેલામાં સહેલું ઉક્તિલાઘવ પણ એના કર્તાને મળ્યું નથી.

પ્રકૃતિકાવ્યોમાં કર્તા કયાંક કયાંક દૃષ્ટિવાન બન્યા છે પણ ચઢાણની મર્યાદા એમના લક્ષમાં નથી એટલે કેટલાંક વર્ણનોમાં પ્રસાદની ખામી જણાઇ આવે છે. 'ગિરિમંળનો દેખાવ'ની છઠ્ઠી ધારામાં–

> દેવાલયે કંઇ કંઇ સ્થળ વૃક્ષવૃન્દે !
> જ્ઞાનીતણા લઘુ ઉપાશ્રય કોઇ શૃંગે
> યાત્રાળુ લોક શ્રમથી શિખરે ચડે છે
> કો' ઉતરે ધીરજથી,રડી કો' પડે છે.

પહેલી ત્રણ લીટીઓ વાંચવી વિચારવી ગમે તેવી છે, પણ ચોથી લીટીમાં ઉતરનારા યાત્રાળુને શા સારૂ રડાવ્યા છે તે સમજાતું નથી. આ લીટીઓ ઉદાહરણ માટે મૂકી છે. આવી અસંગતતાથી કોઈ કોઇ કાવ્ય જ મુક્ત છે.

કવિતાનાં પુસ્તકો વેચાતાં નથી એવી જોશભેર ફરિયાદોની વચ્ચે, કર્તાને આવું ખર્ચાળ પ્રકાશન પ્રગટ કરવા બદલ ધન્યવાદ ઘટે છે. ચિત્રો તો કવિતાની ભાવનાને અનુલક્ષીને તૈયાર થયા હોવાથી તે વિશે અમારે ચિત્રકારબંધુને કશું કહેવાનું નથી. પણ સ્વ. ત્રિભુવન પટેલ પછી, શ્રી કલાબ્ધિએ એમની કુમાશ ભરેલી પીંછીના આશાસ્પદ દર્શન અહીં કરાવ્યાં છે એ આનંદદાયક બીના છે.

ધ.

**રશ્મિ:** અંક ત્રીજો. ગુજરાતી સાહિત્ય મંડળ સેંટઝેવિયર્સ કૉલેજ મુંબઇ તંત્રી. પ્રો. ગૌરીપ્રસાદ ઝાલા, એમ. એ.

સાધારણ રીતે આજના શિષ્ટ સામયિકોમાં દેખા દે છે તે જાતનું સાહિત્ય –કાવ્યો–વાર્તાઓ નિબંધિકાઓ –વિવેચનાઓ– આ અંકમાં સંગ્રહાયેલું છે. કવિતાઓનું ધોરણ ઉચ્ચ પ્રતિનું છે. ચર્ચાત્મક રીતે રજુ થતા 'કુસુમમાળા' 'વાર્તાકલા'ના, લેખો તેમજ 'સ્ત્રીનું સાચું સ્થાન ક્યાં' એ ચર્ચાનો હેવાલ રસપ્રદ છે. સામાજિક સેવાનાં ક્ષેત્રો, હિંદ અને ઉદ્યોગવાદ વગેરે નિબંધિકાઓ ધ્યાન ખેંચે તેવી છે. આમ અનેક રીતે રશ્મિનો વિકાસ ધ્યાન ખેંચે તેવો છે.

# સુમિત્રાનું દર્દ

"હું કમાઇશ એટલે આપણે બંને સરખાં થઇશું."

"આપણે સરખાં જ છીએ."

"ના, હું કમાઇશ એટલે તમે મને ભેટ આપીને નહિ પણ નિર્વ્યાજ પ્રેમ આપીને જ આનંદ લઇ શકશો."

"અરે, અરે સુમિ!..."

"હું સાચું કહું છું. પછી મને ભાર નહિ લાગે, તમને પણ ભાર નહિ લાગે. આપણે બંને હળવા બનશું."

"મને ભાર નથી લાગતો, તું આવું બધું ક્યાંથી સમજી ગઇ?"

"તમને ભાર લાગે છે. જૂઓને, તમે મારા માટે કંઈ નથી કરી શકતા એનો તમને કેવો ભાર લાગે છે! હું કમાવા જાઉં છું એનો ભાર પણ તમને ક્યાં નથી લાગતો?"

"તું વિચિત્ર બોલે છે."

"ના, સાચુંજ બોલું છું. તમે જોજો, થોડાક દિવસો વીતશે એટલે તમને પણ આ સાચું લાગશે."

"મને સમજાતું નથી સુમિ! કે તને શું થઇ ગયું છે?"

"મને કંઈ નથી થયું. આપણા દર્દનું સાચું કારણ સમજાયું છે."

"શું?"

"કોઇએ કોઇના ઉપર ઉપકાર ન કરવો."

"એટલે?

"એટલે કાંઈ નહિ."

"તું ચોકખું બોલ."

"ચોકખું જીભથી નહિ બોલી શકાય."

"તો પછી?"

"જૂઓ, હું હમણાં મારા કામ ઉપર જાઉં છું અને સાજા થયા પછી તમે પણ જજો-બસ, પછી બધું બરાબર થઈ રહેશે"

સુમિત્રા ઉઠીને ચાલવા લાગી.

"પણ..."સુધીરે હાથ લાંબો કરી કહ્યું:

"પણ કઇ નહિ." સુમિત્રા જવાબ આપી બહાર ચાલી ગઇ. સુધીર નિસાસો નાખતો એને જોઇ રહ્યો

●

## દાની ભિખારણ

: શાર્દૂલ :

નિત્યે બેઠી નિહાળું એક જ સ્થળે રસ્તા પરે, ટેકવી  
વાંસો પાછલી પત્થરોની ભિંતપે, હાથે કટોરું લઇ;  
પૈસો ઠોકતી ભાજને સ્વર ઉઠે ઊંડો, ધીમો, બોખરો.  
'રાખો ઇશ્વર આપને સુખી', ન કે' કો દી 'મને કાંઇ દો'.

અજ્ઞાત

# ઊર્મિ

જેમ જીવનમાં એક કરતાં બીજા ગુણો વધુ ઉપયોગી હોઇ શકે છે એમ જ લોકસેવાની પ્રવૃત્તિમાં એક કરતાં બીજી પ્રવૃત્તિ ઓછીવત્તી ઉપયોગી હોય, પણ એ નિયમને બરાબર સમજીએ તો જીવનમાં એક ગુણને સંપૂર્ણપણે ખીલવવા તરફ લક્ષ આપી બીજા ગુણો તરફ બેદરકાર નથી રહી શકાતું તેમ જ પ્રવૃત્તિ વિષે થવું જોઇએ. આપણે બધા જ પ્રકારની પ્રવૃત્તિ ન કરી શકીએ એ સાચું પણ સમાજના સર્વતોમૂખી વિકાસમાં ઉપયોગી હોય એવી નાની મોટી દરેક પ્રવૃત્તિ તરફ આપણી સહાનુભૂતિ રહેવી જ જોઇએ અને સહાનુભૂતિ હોય તો વિના પ્રયત્ને પણ આપણા તરફથી એ પ્રવૃત્તિને બળ મળ્યા જ કરે. જીવન જેમ એક અને અખંડ છે તેમ જ સમાજ અને રાષ્ટ્રનું જીવન પણ એક અને અખંડ છે. શરીરનો નાનામાં નાનો રોગ જેમ ધીમે ધીમે આખા શરીરને ઘેરી લ્યે છે, મનનો નાનામાં નાનો વિકાર જેમ આખા મનને કલુષિત કરી મૂકે છે, જીવનની નાનામાં નાની ખરાબ ટેવ કયારેક આખા જીવનને જોખમમાં મૂકી દે છે તેમ જ સમાજ અને રાષ્ટ્રના નાનામાં નાના રોગ વિષે સમજવું જોઇએ. રાજકારણ અને પૂર્ણસ્વરાજની વાત કરનારાઓએ સામાજીક રૂઢિઓ તરફ, અસ્પૃશ્યતાના ભૂંડા રિવાજ તરફ, હિંદની કંઇક ઓછી કરી શકાય એવી ગરીબી તરફ, અક્ષરજ્ઞાન વિનાના અંધાપા તરફ લક્ષ આપવું જોઇએ. કોણે કઇ પ્રવૃત્તિ કરવી તે તો સૌ જાતે જ નક્કી કરી શકે પણ સમાજજીવનને શુદ્ધ અને બળવાન બનાવતી પ્રત્યેક પ્રવૃત્તિ પોતાની વિશિષ્ટ પ્રવૃત્તિને પણ બળ આપનારી છે એમ સમજવું જોઇએ. આપણે સતત યાદ રાખવું જોઇએ કે જીવનના ઘડતર માટે જે નિયમો વ્યકિતને લાગુ પડે છે તે જ નિયમો સમાજને અને રાષ્ટ્રને પણ લાગુ પડે છે.

શ્રી.

વર્ષ છઠ્ઠું * * અંક પાંચમો
* મે ૧૯૩૭ *

## જ્યોત્સ્નાકાંતિ

જયદેવ દવે

અરે, શાને વ્હાલી, હૃદય તુજ રોપે સભર આ ?
હતી ત્હારે હૈયે પ્રણયવિણુ વાતો અવર ના !
નહિ બોલે શું કૈં ? પ્રણિપત કરું: કાં ફરી જતી ?
મ્હને તો એ વ્હાલાં પદકમલ ચે, ઓ કમલિનિ !

પ્રિયે, ખાશ્રા મીઠી, ઉર મૃદુનું શ્વાસે ધડકવું,
વળી બિમ્બોષ્ઠોનું કિસલય સમું શેં ફરકવું ?
કહે, આંસુ ચે આ ટમટમી રહ્યાં શાં છલકતાં ?
મહામોંઘી ખેરે પ્રિય નયન શી મૌક્તિકલતા !

બતાવું શી રીતે હૃદય મુજ ચીરી, પ્રિય સખિ !
તહીં તું બિરાજી ! ઉર અવર ના કો ઉરછણી.
વહું છું યુગોથી, કવિત શમણાંમાં પણ વહું,
પ્રિયે, ત્હારી મૂર્તિ: હૃદય હૃદયે આવ, જડ, તું !

અરે, જ્યોત્સ્નાકાંતિ પ્રણયરસભીના નયનની
ઉષાના રંગે આ અરુણ બની આજે ફરી જતી !



## કાવ્યપ્રેરણા

નટવરલાલ મો. ગાંધી

: પૃથ્વી :

હતી કવિતપ્રેરણા ! પ્રણયપાનની ઝંખના
સુકોમળ સુરેખ અંતરતરંગ પે નર્તતી,
સુદૂર વિપુવેલની વિવિધ ઇન્દ્રચાપો રચી
અગાધ રસરંગમાં, પ્રણયધોધ સંગીતમાં
થવા લીન હતું મને મનઃ હતી તદા પ્રેરણા !

અને, મન હવે નહીં ?
નહીં ! મન મને ઘણું પ્રણયમસ્તિમાં ડોલવા,
સુધા સકલદેહને રસદ આત્મ, મંજુપ્રભા
પીવા તલબ તો ઘણી હૃદયમાં હતી ને હજી
ઘણીય છે !

છતાં, ઉમળકા બધા સમિપ આવી તૂં જ્યારથી
શમ્યા, શરમમુગ્ધમાં ગહનમૌન આળોટતા ! !



# જ્યોતત્રયી

ઇન્દુલાલ ગાંધી

## સીતા

નિશ્વાસની પાતળી વજ્રરેખા
ફરીફરી મુખ પરે છવાઇ,
આંખો બીડેલી-જરી અર્ધખુલ્લી
જોઈ રહી માનવ-પૂર- મેદની
અનેક હોઠે હતું સ્મિત શોકનું,
અનેક આંખોમહીં ધીખતી ચિતા.
એ સ્મિત ને શોકની શૂન્યતાને
શોભાવતી મેં નિરખી તને સીતા!
બાંધી લઇ અંતર-તંતુ-બંધને,
દોરી રહી જોડ અજોડ બંધુની
ઉતારવા પાર અનંત અંતને
નૌકા બની જીવન-પ્રાણ-સિંધુની,
વેરાયલા કંટકને હથેળીએ
ઝીલી, નવાં ફૂલ ધરેલ કેડીએ:

## દેવકી

વેચાયલું અંતર વેચી અન્યને
એણે પરાયું ઉર પંડનું કર્યું:
ઉન્માદ ને શોકની અર્ધ ઘેલછા
છુપાવવા યત્ન કરે અશોકા
પરંતુ કારાગૃહની કણેકણે
વીંટાયલી કંસની ક્રૂર આંખો;
હસી પડી દંપતીની દયામણી
દશાપરે, ઉજ્જડ ભાવિ ઊપરે.
'નહિ, નહિ' હાથ દઈ દિવાલને
રોકી રહી દેવકી કાળવાણી:
'પ્રભાતની નિર્મળ ચારુતાથી
તને નહિ આ દુહિતા હણી શકે.
ખંડિત માતૃત્વની ખાખ ઊપરે
દે બે ઘડી થાક ઉતારવા મને.'

## દ્રૌપદી

સભાગૃહ શાંત હતું, અચેતના,
વીંટાઇને નાગણ શી પડી હતી.
ત્યાં મેં તને ખંડિત ચંદ્રબિંબશી
પડેલ દીઠી ગૃહની વચોવચ.
છુપાયલો કેશકલાપ છુટો,
આછા, અબોટાયલ ઉત્તરીયમાં:
અંગાંગની પ્રેરક વીજળીને.
સમાઇ જાતી નિરખેલ નેને
હું ક્યાં હતો ? કૃષ્ણની પાદુકાની
યે ધૂળ આવેલ હું દ્વારિકાથી;
પદેપદે લોક-ધરિત્રી ક્રંદને
વછૂટતી એ જ અકથ્ય વાણી–
ચિત્તંત્ર ચૂંથ્યું સતીનું દુશાસને.
તેં પંડને પાવકતા લપેટી,
વાગી રહી કૌરવકાલઆરતી.

## સરહદ પ્રાન્ત

'અજ્ઞાત'

: પૃથ્વી :

પડયું જમણી પાંખ કાશમીર સ્વર્ગશું, ડાબીમાં
બલૂચ નરસિંહનો પથરિયાળ પટ વિસ્તર્યો;
અચૂક પદ એક સિંધ પર, અન્ય પંજાબના
શિરે સબળ ટેકવી, મરદશો કટિ હાથ દે
ઉભો, નયન લાલઘૂમ ઘુમરાવતો શંભુશાં.
સદા ઉકળતું વહે રુધિર જે પરાધિનતા
લગીર સહવા અશક્ત, વહવા ટકોરી થતાં
જરાક પણ માનભંગની; પ્રમત્ત લાવા સમું.

મહંમદ, વઝીરી, ખેલ કંઈ ખૈબરે, ગોમલે,
બખોલ, ખિણ, ખાઇમાં લઇ મશાલ ચોકી ભરે;
સુણાય પદપાત લેશ પણ જો બીજાં પ્રાણીનો
સ્વભૂમિપર, તાકવા, નિધનહૃત સંપ્રેશવા
ખડા મરદ: રકતરેલ ઝિલી નિત્ય રે' પેટતી
પઠાણભૂમિમાં દિનેદિન દીપાવલિ મુકિતની.



## વિરાટ પૂજા

નન્દકુમાર પાઠક

મને પ્રજ્ઞા આપી જગજટિલતાને સમજવા,
અને આંખો ખોલી ગહનતલ સૌન્દર્ય કળવા;
હતું ખાલી ખાલી હૃદય, કરનો સ્પર્શ જ થતાં,
હસી નાચી ઊઠયું અમિત પડદાઓ ઊપડતાં

નથી મારે માટે ઋણ હૃદયનાં શકય જગતે,
તને શાથી આપું વિરલ બદલો, ના ગમપડે.
નથી બોલાતું યે પર સહુ દિસે ભાવ જગમાં
ખરે! આત્માના આ–'પ્રણય' જન જે કહી વિરમતાં.

તને આપું યે શું? વિભવ જગના તુચ્છ સુજને,
નથી તારી તોલે અવર જગ સૌન્દર્ય ઉરને,
તને આપું મોંઘી અમરપલમાં ભેટ જ કદા.
નથી શું તે તારી પરમ સખિ! સૌન્દર્યકણિકા?

વાયુ, આકાશ ને પૃથ્વી, તેજ વારિ બધાં મળી
ઊતારે મંગલા તારી આરતી કોણ હું પછી!



# છાના પ્રવાહો

શ્રી કાંત

ભવસુખરાય વિષે હું તમને જે વાત કહું છું તે તમે માની જ નહિ શકો પણ મારા ઉપર વિશ્વાસ મૂકજો. હું કહું છું તે સત્ય હકીકત છે. તેઓ ખાદીધારી છે, જાહેર સેવક છે, એમના જીવનમાં ત્યાગ અને સંયમના સ્પષ્ટ દર્શન કરી શકાય છે. પોતે ધનવાન હતા પણ એમનું મોટા ભાગનું ધન એમણે દેશસેવામાં અર્પી દીધું છે. છેલ્લા કેટલાયે વરસથી તેઓ ગરીબીવ્રત ધારણ કરીને રહે છે. આ જગતમાં કોઇને બોજારૂપ ન થવું એ એમના જીવનનો સિધ્ધાંત છે. સાદાઇ અને જાતમજુરીથી તેઓ એ સિદ્ધાંતનું યથાશકિત પાલન પણ કરી રહ્યા છે.

એમનું ગ્રામજીવન જોતાં જરૂર તમને આદર ઉપજે. સવારથી રાત સુધીની તમે એમની દિનચર્યા જૂઓ તો તમને પગે પડવાની ઇચ્છા થઇ આવે. સવારના ચાર વાગે એમના કંઠમાંથી પ્રાર્થના છૂટે. પ્રાર્થનાનો ભાવ આપણે એમનાસ્વરમાં પણ જોઈ શકીએ. દર્દભર્યો અવાજ ઘડીભર તો આપણને હલાવી મૂકે અને આપણા ચિત્તમાં પડેલા પશ્ચાત્તાપના ભાવો જાગી ઉઠે.

એમનું આ બાહ્યજીવન સૌ કોઈને પ્રેરણા આપે એવું છે. એમના મોં ઉપર કઠોરતા દેખાય છે, પણ એ તો આપણને કડક જીવનની કઠોરતા લાગે. એમની આંખો સદાય ચિંતાથી ભારે લાગતી હોય છે પણ એ તો આપણને દેશબાંધવોના દુઃખભારને લઇને હોય એમ લાગે. એમનામાં સહેજ ચંચળતા પણ દેખાય પરંતુ એમના બાહ્યજીવનની છાપને લઇને એ આપણને ચપળતા હોય એવું લાગે. આમ એમના આચારની ઝલક એમની આંખમાં કે મુખ ઉપર પ્રગટ થતી આપણે ન જોઇ શકીએ તો યે આપણને એમના વિષે શંકા ન ઉપજે કારણકે આપણે બહુજ ઊંડે ન ઉતરીએ ત્યાં સુધી એમનાં જીવનની એક જ બાજુ અને તે બહારની બાજુ આપણે જોઇ શકીએ. જે બાજુમાં સાધુતા, ત્યાગ, સંયમ, સાદાઈ અને કર્મણ્યતા પડયાં છે.

પણ એમના જીવનની એક બીજી બાજુ છે- અંદરની બાજુ છે. જ્યારે મેં એ સાંભળ્યું ત્યારે મારાથી માની શકાયું જ નહિ. આવો માણસ એવો હોઇ શકે જ નહિ એમ મને લાગી ગયું, પણ હું વિશ્વાસપાત્ર સ્થળોએથી એ વિષે વધુ ને વધુ જાણવા લાગ્યો તેમ મારી માન્યતા બદલવા લાગી. ત્યારે તો 'મહાદંભી' એમ મારા મનમાં થવા લાગ્યું, પણ એય ખોટું હતું એ દંભી ન હોતા જ. મેં ઝીણી આંખે એમનુ જીવન જોવા માંડયું. મેં એમની ચાર વાગ્યાની પ્રાર્થના છાની રીતે સાંભળી, એ પ્રાર્થના વખતે બીજું કોઇ ત્યાં હાજર ન હતુ છતાં તેઓ દર્દભર્યા સ્વરે બોલતા હતા અને त्वमेकं शरण्यम्....વગેરે બોલતાં એમની આંખમાંથી આંસુ ટપકવાં લાગ્યાં તે મેં જાતે જોયાં. તે દર-રોજ રોજનિશી લખે છે પણ પ્રયત્ન છતાં ઘણાં દિવસ સુધી એ મારા હાથમાં ન આવી. એક રાત્રે મેં એમને બહાર ફરવા જતા પણ જોયા હતા અને કુતૂહલથી પ્રેરાઇ હું એમની પાછળ પાછળ ગયો હતો પણ ત્યા યે મે ધાર્યું હતું એથી ઉલટું જ બન્યુ. તેઓ અવનત મસ્તકે ચાલતા હતા. એમની ચાલમાં જ પશ્ચાત્તાપનો ભાવ જણાઇ આવતો હતો. ત્રણ માઇલ દૂરની ટેકરી, જ્યાં ઘણાં માણસો ફરવા આવતા હતા ત્યાં આવીને તેઓ જરાક થોભ્યા અને પછી એ ટેકરી વટાવીને આગળ ચાલ્યા ગયા. મેં ટેકરી ઉપર ઉભા ઉભા જોયું તો એકાદ ખેતરવા દૂર ગયા પછી તેઓ મેદાનમાં બેસીને પ્રાર્થના કરતા હોય એમ લાગ્યુ.

આવા આચારની સાથે એમના આંતરજીવન-ની વાતનો મેળ બેસતો નહોતો. મને એમના જીવનમાં વધુ રસ આવ્યો. જેમના પાસેથી મેં એમના આંતરજીવનની વાતો સાભળી હતી એમને મેં ફરીને બધું પૂછ્યું. ફરીને એમણે વધુ વિસ્તારથી બધી વાત મને કહી સંભળાવી. મારી જીજ્ઞાસા વધવા લાગી. મેં પણ એક બહાનું કાઢી એ ગામડામાં જ સેવા કરવાનું ઠરાવ્યુ. મને આવેલો જોઇ તેઓ આનંદ પામ્યા. એમણે આજુબાજુના ગામોની મને માહિતી આપી અને સેવાનો મર્મ સમજાવ્યો. જો હું એમના શબ્દોની વાત કહું તો એ શબ્દેશબ્દમાં સત્ય અને દિનદુખિયાં માટેનું દર્દ ભર્યું હતું, જો હું એમના સ્વરની વાત કહું તો એ મને તે દિવસે સાવ નિષ્પ્રાણ લાગ્યો. મારા આ 'લાગવા' ને મેં મન ઉપર ન લીધુ. મને થયું કે કદાચ મારા પૂર્વગ્રહને લઇને મને આમ લાગતું હોય, પણ જ્યારે હું એમના આંતરજીવનનું અવલોકન કરી શકયો ત્યારે એ શબ્દો અને સ્વરો વચ્ચેનો ભેદ મને સમજાઈ ગયો.

એમની ઉમર લગભગ પીસ્તાળીસ વર્ષની હતી. સામાન્ય રીતે તેઓ ઓછાબોલા હતા. ને ગંભીર રહેતા પણ પ્રસંગ આવ્યે એમની નમ્રતા પ્રગટ થયા કરતી. ક્યારેક જીવનની કઠીન સમસ્યાઓની વાતો નીકળે ત્યારે તેઓ ગળગળા થઈ જતા અને પ્રગટ રીતે કહેતા કે 'હું તો પાપનું પુતળું છું. ઇશ્વરની કૃપા વિના મારો ઉદ્ધાર નથી' પણ અનેક વખત આવું બોલનારને જ્યારે હું બીજાના પતન વિષે રોષ કે તિરસ્કાર કરતા જોતો ત્યારે મને બહુ જ આશ્ચર્ય થઇ આવતું. મારા મનમાં શંકાઓ ઉઠતી કે આ બંને સ્થિતિ તો સાચી ન હોઇ શકે, કાં તો એમનો રોષ ખોટો છે અને કાં તો એમની આત્મનિંદા ખોટી છે, પરંતુ બંને વખતે એમની વાણીમાં ને મુખભાવમાં તો નિખાલસતા જ લાગતી.

તેઓ પરીણિત હતા પણ પ્રથમના પાંચ વર્ષ પછી તેઓ સંયમી જીવન ગુજારતા હતા. સયમમાં મદદ મળી રહે એ માટે તેઓ છેલ્લા દસેક વર્ષથી ઘર કરતાં ઘરની બહાર વધુ રહેતા

હતા. પત્નીના નિર્વાહ માટે પૂરતી વ્યવસ્થા-હતી. બાળકોમાં એક પુત્રી જ હતી. એનું નામ સુધા. ભવસુખરાયને એના ઉપર બહુ પ્રેમ હતો પણ એના વિકાસ માટે પોતે નહિ જેવું જ કરી શકે છે એ વસ્તુનું એમને દુઃખ હતું. એમનું આ કુટુંબ એમના ગામડાંથી બાર માઇલ દૂરના એક શહેરમાં રહેતું હતું. ભવસુખરાય અવારનવાર ત્યાં જઇ આવતા પણ કોઇ વખત ત્યાં રાતવાસો રહેતા નહોતા.

એક દિવસે સવારે મેં જાણ્યું કે એમણે સાત ઉપવાસ કરવાનો નિશ્ચય કર્યો છે. મેં ઉપવાસનું કારણ પૂછ્યું પણ એમણે ' આત્મશુદ્ધિ ' એટલોજ મને જવાબ આપ્યો. આ પ્રસંગે મારી જીજ્ઞાસાને તીવ્ર કરી મને થયું કે આમાંથી એમના જીવનનો મર્મ હું જાણી શકીશ. એમને વધુ પૂછવામાં કંઇ સાર નહોતો. મેં મૂંગે મોંએ આંખ અને કાનને સતેજ રાખ્યાં. ઉપવાસનો એક દિવસ પસાર થઇ ગયો.

બીજે દિવસે એમની રીતભાત ઉપરથી મને લાગ્યું કે તેઓ હરક્ષણે કોઇકની રાહ જોઇ રહ્યા છે. આજુબાજુ ફરતી આંખો એમની ચંચળતા પ્રગટ કરતી હતી અને મુખ ઉપર બદલાતા ભાવો અંતરનું પ્રતિબિંબ પાડતા હતા. હું એમની સામે બેસી મારું કામ કરતો કરતો ત્રાંસી આંખે એમના સામે જોઇ રહ્યો હતો. તેઓ કયારેક ચમકીને મારા સામે જોઈ જતા પણ હું એમની નજર ચૂકાવી દેતો હતો.

સાંજ સુધી એમણે પ્રતિક્ષા કરી પણ કોઇ નવું માણસ ન આવ્યું. રાત પડી ત્યારે તેઓ સહેજ ચિંતાતુર જણાયા ફરવાને બહાને તેઓ શહેરની સડક તરફ ગયા. હું પણ બીજે રસ્તેથી સડક ઉપર જવાનો વિચાર કરવા લાગ્યો પણ ત્યાં તો જેમની એ રાહ જોતા હતા તેઓ આવી પહોંચ્યા. એમને જોઇ ભવસુખરાયનું મોં ગંભીર અને કરુણ બની ગયું. દુઃખને ઘોળીને પીતા હોય એમ એમણે આંખો પણ નમાવી દીધી. આવનાર બીજું કોઇ નહિ પણ એમનાં પત્ની અને પુત્રી જ હતાં. એ બંને પણ ગંભીર જ હતાં.

એક પણ શબ્દ બોલ્યા વિના તેઓ બેઠાં. વાતાવરણ જોતાં મને ત્યાં હાજર રહેવાનું અનુચિત લાગ્યું. ' ગામમાં કામ છે ' એવું બહાનું કાઢી હું ત્યાંથી ખસી ગયો. ખસીને કયાંય જવું નહોતું પણ છાનાં જ રહેવું હતું એટલે હું હળવેકથી બાજુની ઓરડીની દીવાલને અઢેલીને બેઠો.

મેં કાન માંડયા હતા પણ પાંચેક મિનિટ સુધી મને કાંઇ સંભળાયું નહિ. મને વહેમ પડ્યો કે વાતો ચાલતી હશે. પણ હું સાંભળી નહિ શકતો હોઉં પણ તુરત જ મારો વહેમ ટળ્યો. જે દિવાલને અઢેલીને હું બેઠો હતો તે દિવાલ સાથે કંઇક અફળાયું. ' હાં હાં ' કરતાં ભવસુખરાયના પત્ની સફાળા ઉઠયાં અને દીવાલ તરફ આવ્યાં તે ઉપરથી હું સમજ્યો કે ભવસુખરાયે દીવાલ સાથે માથું અફળાવ્યું છે.

' હવે મારે જીવીને શું કરવું ? ' ભવસુખરાય બોલ્યા. ' તારી આ રીતભાતથી હું કયાંય મોઢું બતાવી શકું એમ નથી. '

' તમને આ ભૂત ભરાઈ ગયું છે. એ તો મારે ભાઇ સમાન છે. ' પત્નીએ જવાબ આપ્યો.

' એવું બોલી પાપમાં ન પડ. ભાઈબેન આમ ન રહે અને રાત્રે આવવાની શી જરૂર ? '

' પણ તમે આંખે જોયું ? '

' મારું કાળજું વેચાઇ ગયું નથી. આંખ સિવાય હું જોઇ શકું છું.'

'તો તમને ઠીક લાગે તેમ કરો. તમારે ત્યાં આવીને એક દિવસ પણ મેં શાંતિ ભોગવી નથી.'

'એમાં મારો વાંક છે ?'

'ત્યારે મારો વાંક છે ? હું તમારી પરણેતર હતી છતાં તમે મારા સાથે રહ્યાં છો ?'

'તને આ ઠીક મળ્યું છે. તારા પાપને ઢાંકવા તેં ઠીક બહાનું શોધી કાઢ્યું છે. એ તો મારી બહેન છે. મને જીવતો રહેવા દેવો હોય તો એના વિષે એક અક્ષર પણ ન બોલીશ. બોલ, તને મારા સાત ઉપવાસથી શાંતિ નથી થતી ? તો ચૌદ કરું ! એક્વીશ કરું !' ભવસુખરાય ઉસ્કેરાટથી બોલ્યા અને થોડીકવાર શાંતિ છવાઈ ગઈ.

'અને સુધા' શાંતિનો ભંગ કરી ભવસુખરાય બોલ્યા. 'તું પણ મને દુઃખી જ કરશે ?'

'હું શું કરું છું ? હું ભણવા જાઉં એમાં તમને શો વાંધો છે ?'

'વાંધો ? તું કૉલેજની છોકરીઓ જેવી થઈ જઈશ.'

'પણ બધી છોકરીઓ ખરાબ નથી.'

'એ હું જાણું છું ! મારે કપાળે તમે લોકો કલંક ચોડવાના જ છો !'

વળી શાંતિ છવાઈ ગઈ.

'હવે તમે કેમેય કરી ઉપવાસ છોડશો ?' ભવસુખરાયના પત્ની બોલ્યાં.

'એ તો નિશ્ચય થઈ ગયો.'

'પણ તમે કહો એમ હું કરું'

'હું કહું એમ ? હું કહું છું એ તને સાચું નથી લાગતું ? તને પોતાને નથી થતું કે આ ઘોર પાપમાંથી બહાર નીકળવું જોઈએ ?'

'પણ મેં કાંઈ કર્યું જ નથી.'

'જો તારે કબૂલ પણ ન કરવું હોય તો તમે તમારે ઘેર જાવ. મને શાંતિથી પ્રાયશ્ચિત કરવા દો.'

'બાપુજી !' સુધા બોલી 'ઉપવાસ છોડી દોને !'

'તું ન બોલ સુધા ! તને લાગી આવતું હોય તો તારે માટે મારે ઉપવાસ ન કરવા પડે એટલું ધ્યાનમાં રાખજે.'

હું કોઈના મોઢાં જોઈ નહોતો શકતો પણ સુધા ડઘાઈ ગઈ હશે એવું મેં અનુમાન કર્યું. થોડીક પળો કોઈ ન બોલ્યું.

'લ્યો, હવે તમે ઘેર સિધાવો. મને શાંતિ લેવા દો.'

'પણ તમે ઉપવાસ છોડો તો અમનેય નિરાંત થાય. મારી ભૂલ થઈ ગઈ બસ.'

'પણ આવી ભૂલ તો દર અઠવાડીએ ને પખવાડીએ થાય છે.'

'હવે નહિ થાય.'

'આવી કબૂલાત પણ મેં હજાર વાર સાંભળી.'

'ત્યારે શું કહું તો તમને વિશ્વાસ આવે ?'

'તું ને સુધા અહીં મારી નજર સામે આવતા રહો.'

'પણ સુધાને તો ભણવું છે.'

'ભણીને શું કરવું છે ? હું અહીં ભણાવીશ. મને એના હિતની વધુ ચિંતા છે.'

'ઘેર ન ભણાય. ત્યાં વાતાવરણ જ અભ્યાસનું હોય.'

'અભ્યાસનું નહિ, છોકરાઓ સાથે આનંદ કરવાનું હોય એમ કહે !'

'તમે શું બોલો છો ?' ભવસુખરાયના પત્ની બોલ્યાં.

'હું સાચું કહું છું તારા સંસ્કારથી મારી સરસ્વતી જેવી છોકરી રખડુ થઈ જવાની છે.'

'મેં શું સંસ્કાર આપી દીધા ? એનું ધ્યાન તો નાનપણથી તમે જ રાખો છો. પાંચ વરસ તો તમારા ભેગી જ રહી.'

'પણ તારા પરાક્રમની વાતો સાંભળીને ?'

'મારે કાંઈ બોલવું જ નથી. તમારી આંખમાં જ કણું પડયું છે.'

'બસ, બચાવ માટે તને આ ઠીક મળ્યું છે.'

'એ સાચું મળ્યું છે.' ભવસુખરાયના પત્ની બોલ્યાં. જરા અટકીને એમણે સુધાને કહ્યું. 'સુધા તું બાજુના ઘરમાં જા તો.'

પગલાં ઉપરથી હું જાણી શક્યો કે સુધા બાજુના ઓરડામાં ચાલી ગઈ. મને ડર હતો કે કદાચ મારા જ ઓરડામાં આવશે પણ હું બચી ગયો.

'કેમ; સુધાને કેમ રજા દીધી?'

'શું કરું ત્યારે? તમને બોલવાનું કાંઈ ભાન જ નથી. આપણી આવી વાતો સંભળાવવાથી એને ફાયદો થતો હશે!'

'મારે કોઈ રીતે એને તારા સહવાસમાંથી છોડાવવી છે.'

'મારે એને તમારી સાથે નથી રહેવા દેવી.'

'કેમ?'

'કેમ શું? મારી સાથે રહે કે તમારી સાથે રહે એ સરખું જ છે.'

'તેં વળી એ જ રસ્તો લીધો.'

'બીજો રસ્તો છે જ નહિ તમે મને સાચવી હોત તો આપણી આ દશા ન આવત.'

'તું મને ગૂનેહગાર માને છે?'

'સત્તર વખત!'

'તું વિચાર કરીને બોલ, મારે એ માટે અનશન લેવું પડશે હું સત્ય સાબીત કરવા માટે મોતની પથારી કરીશ હો.'

'એ જોર છે એટલે જ તમે સારા ગણાવ છો ને! હું એવા ઢોંગ નથી કરતી એટલે હું ઉતરી ગયેલી છું અને તમે સાધુ પુરુષ છો. હવે રહેવા દો. દુનિયાને બહુ ઠગો મા.'

મેં કાનને વધુ તીવ્ર કર્યા પણ થોડીકવાર સુધી કાંઈ સંભળાયું નહિ.

'હવે સુધાને એને માર્ગે જવા દો. એને ઢોંગ શીખવાડો મા.'

'હું ઢોંગ કરું છું?'

'હા, બીજું શું? મારી પાસે......આવ્યો એમાં તમારે સાત ઉપવાસ કરવા પડયા. તમે... ને ત્યાં જાવ છો એ સુધા નથી જાણતી શું? એ હવે બાળક નથી. જૂઓ, હું તમને કહી દઉં એ ચંદ્રકાન્ત સાથે પરણવાની છે.'

'હેં!......નહિ, એ નહિ બને. મારે એને નથી પરણાવવી. એને બ્રહ્મચારીણી રાખવી છે.'

'એવું બોલોમાં. કાંઈક લાજો. તમારું પોતાનું જીવતર સુધારો એટલે બસ.'

'પણ હું એને નહિ પરણવા દઉં. સુધા!' ભવસુખરાયે બૂમ પાડી. બાજુના ઓરડામાંથી સુધા આવી.

'તારી બા શું કહે છે? તું કોઈની સાથે સંબંધમાં છો?'

'હા, ચંદ્રકાંત સાથે મારે મૈત્રી છે.'

'ચંદ્રકાન્ત સાથે શું કામ? મેં તને કહ્યું નહોતું કે કોઈ છોકરા સાથે સંબંધ રાખીશ મા.'

'પણ એમાં શો વાંધો?'

'શો વાંધો? તું આ કોની પાસે બોલે છે?......મારું આખું કુટુંબ સડી જશે એમ મેં નહોતું ધાર્યું.'

'પણ મારે ને એને શુદ્ધ મૈત્રી છે. અમે પરણવાનો નિશ્ચય કર્યો છે અને પરણ્યા પછી જ અમે વધુ નજીક આવશું.'

'પણ તારાથી કોઈ અજાણ્યા સાથે સંબંધજ કેમ બંધાય?'

'એ તો બંધાય.' ભવસુખરાયના પત્ની બોલ્યાં.' 'સંબંધ કાંઈ બાંધવા નથી જાવો પડતો.'

'તેં જ મારી દીકરીને બગાડી છે. તારા સંસ્કાર........'

'મારા સંસ્કારથી એ બગડી નથી. એણે સાચો રસ્તો લીધો છે. તમારા ભેળી રહી હોત તો એ ઢોંગ શીખત.'

'એમ ?' ભવસુખરાય બોલ્યા અને શાંતિ વ્યાપી ગઈ.

*　　　*　　　*

તે દિવસ ભવસુખરાય ન જ માન્યા. એમના પત્ની અને પુત્રી બીજે દિવસે ઘેર જવા નીકળ્યા ત્યારે ભવસુખરાયે સુધાને રોકવા પ્રયત્ન કર્યો પણ સુધાએ ન માન્યું. એમને એ ઘડીએ તો રોષ ઉપજ્યો પણ પાછળથી તેઓ ઘણા જ ઢીલા પડી ગયા. બીજા દિવસથી મેં એમના હાવભાવમાં આશ્ચર્યકારક ફેરફાર જોયા. સામાન્ય રીતે સ્થિરચિત્ત દેખાતા ભવસુખરાય કયારેક અમર્યાદ રીતે આનંદમાં આવી જતા અને કયારેક ખૂબ દુઃખ પામતા અને રડવા મંડી જતા. લગભગ વીસેક દિવસ એમની આ સ્થિતિ રહી. હું ઝીણવટથી એમનું અવલોકન કરી રહ્યો હતો. વીસેક દિવસ પછી એ વળી ગંભીર બન્યા. પ્રથમના કરતાં આ ગાંભીર્યમાં વિશેષ કડોરતા હતી. કંઈક નિશ્ચય કરી લીધો હોય એવું દેખાતું હતું. આ દિવસોમાં પણ તેઓ રોજનિશી તો લખતા જ. મારી એ રોજનિશી ઉપર આંખ હતી પણ એ જોવાનો લાગ મળતો જ નહોતો. એક દિવસ તેઓ નહાવા જતી વખતે પોતાની પેટીને તાળું દેવાનું ભૂલી ગયા. હું પણ થોડોક કમનસીબ કે તુરત મારું એ તરફ ધ્યાન ન ગયું. એમના પાછા આવવાનો સમય થયો ત્યારે મારી નજર પેટી ઉપર પડી. હું ઉઠયો. એક ક્ષણમાં મારા મનમાં ઘણા વિચાર પસાર થઈ ગયા પણ મેં મન અને શરીરને આંચકો મારી એની પાસે કામ કરાવ્યું.

ઝપાટાબંધ મેં રોજનીશીના પાનાં ફેરવવા માંડયા. મારું ચિત્ત ભયભીત હતું એટલે હું પૂરું વાંચી શકયો નહિ તેમ સમજી શકયો નહિ. છેલ્લા દિવસની થોડીક મને લીટીઓ આછી યાદ રહી ગઈ.

'મારે હવે તો ચેતવું જ જોઈએ. ત્યાં જવાનું બંધ કરવું જોઈએ. મારા પાપનું જ પ્રતિબિંબ મારી સ્ત્રીમાં દેખાય છે અને સુધા પણ એ માર્ગે જ જાય છે. મારે ગમે તેમ કરી સુધાને ઉગારી લેવી જોઈએ......'

પણ આટલા ઉપરથી મને પાકી ખાત્રી થઈ ગઈ કે ભવસુખરાય જેવા દેખાય છે તેવા તો નથી. તેમ એમને પાપનો પશ્ચાત્તાપ નથી થતો એમ પણ નથી. પરંતુ મારા મનમાં એક વાતનો મેળ ત્યારે ન જ બેઠો. તેઓ પશ્ચાત્તાપ કરતા હતા. ઉપવાસ કરતા હતા. આખો દિવસ કામ કરતા હતા. ગરીબી અને જાતમહેનતથી જીવતા હતા છતાં એ પાપમાંથી છૂટતા કેમ નહોતા ? મને હવે શંકા રહી જ નહોતી કે તેઓ વર્તમાનકાળમાં પણ એવું જ જીવન ગુજારી રહ્યા છે અને બાહ્ય દેખાણ વિના પણ એ માટે પોતાની જાતને સખ્ત કરી રહ્યા છે. હું આના ગૂઢ કારણો ન સમજી શકયો.

તે દિવસે પાંચેક વાગે ભવસુખરાય ત્યાંથી શહેરમાં જવા નીકળ્યા. એમના ગયા પછી થોડીવારે હું પણ ગયો. મારા પહેલાં એ શહેરમાં પહોંચી ગયા હતા એટલે મારે એમની તપાસ કરવાની હતી. અંધારું થઈ જવા આવ્યું હતું એટલે તેઓ કયાં હશે તે હું વિચારતો હતો પણ મારા આશ્ચર્યની વચ્ચે મેં જોયું કે હું જે રસ્તા ઉપર ચાલતો હતો એ રસ્તાને કાપતા એક રસ્તા ઉપર જ તેઓ ચાલ્યા જતા હતા. મેં મારું સુકાન ફેરવ્યું. તેઓ મને ન જોઈ શકે એમ હું એમની પાછળ ચાલ્યો.

તેમની ધીમી અને ઉતાવળી ચાલ ઉપરથી મને લાગ્યું કે તેઓ પણ કોઇકની પાછળ જ ચાલી રહ્યા છે. મેં એમની આગળ નજર કરી. અંધારૂં થઇ ગયું હતું એટલે હું કોઇને જોઇ શક્યો નાહ પણ થોડીવારમાં જ મને સમજણ પડી ગઇ. એમનાથી સો એક પગલાં દૂરની બત્તી નીચેથી સુધા અને ચંદ્રકાન્તને પસાર થતા મેં જોયાં. મારી આંખ ફાટી રહી. ભવસુખરાય તરફ મારા મનમાં તિરસ્કાર છૂટ્યો પણ તુરત જ મને પણ થઈ આવ્યું કે ' હું સારૂં કરી રહ્યો છું ' ? મેં એ વિચારને પરાણે દબાવી દીધો અને ભવસુખરાયનું ધ્યાન રાખવા માંડયું.

સુધા અને ચંદ્રકાન્ત થોડેક દૂર ગયા પછી એક મેદાનમાં વળ્યા. ભવસુખરાયે ઝડપથી પગ ઉપાડયા. હું પણ ઝપાટાબંધ એમની લગોલગ પહોંચી ગયો. મેદાનમાં એકાંત હતું. અંધારીઉં હતું એટલે માણસના ઓળા સિવાય વધું જોઇ શકાય એમ નહોતું. સુધા અને ચંદ્રકાન્તને હું બરાબર નહોતો જોઇ શકતો. ભવસુખરાય તરફ તો મારી બરાબર આંખ હતી. થોડેક દૂર ગયા પછી ભવસુખરાય વાંકા વળ્યા અને બેઠા. મેં અનુમાન કર્યું કે સુધા અને ચંદ્રકાન્ત પણ નજીકમાં બેઠા હશે. હું બેસવાને બદલે ત્યાં સૂતો. મારી સ્થિતિ સૌથી સલામત હતી. મને જોઇ શકવાનો ઓછો સંભવ હતો. હું સૂતો સૂતો ભવસુખરાયને અને સુધા તથા ચંદ્રકાન્તને જોઇ શકતો હતો. મેં જોયું તો સુધા અને ચંદ્રકાન્ત એક બીજાની સામે બેઠાં હતાં. બંને વચ્ચે એકાદ ફુટનું અંતર પણ હતું. લગભગ અર્ધો કલાક એમ પસાર થઇ ગયો. મારા મનમાં એ બંને માટે માન પેદા થયું પણ ભવસુખરાય એકદમ ઉઠયા એથી હું ચમક્યો. તેઓ ઉતાવળે પગલે સુધા અને ચંદ્રકાન્ત તરફ ગયા. હું પાછળ ગયો. સુધા અને ચંદ્રકાન્ત કોઇને પોતા તરફ આવતા જોઇને બેઠા થઇ ગયા.

" સુધા ! " ભવસુખરાયનો મોટો અવાજ મેં પણ સાંભળ્યો. એમણે આજુબાજુ જોઈ લીધું. મેં સીફતથી એમની નજર ચૂકાવી. મને થયું કે છાના રહેવું એ મારે માટે મુશ્કેલ છે પણ નજીકનું એક ઝાડ મારા માટે આશ્રય સ્થાન બન્યું. હું ધીમે પગલે એની પાછળ ચાલ્યો ગયો. ત્યાંથી હું બધું સાંભળી શકતો હતો. શરીરનું હલનચલન પણ જોઇ શકાતું હતું. મુખભાવ દેખી શકાય એવું નહોતું.

ભવસુખરાય ત્યાં જઇને ઉભા જ રહ્યા. સુધા અને ચંદ્રકાન્ત પણ મૂગાં મૂગાં સામે ઉભા રહ્યાં. ભવસુખરાયની આંખમાં ક્રોધ વ્યાપી ગયો હશે એવું મેં અનુમાન કર્યું. થોડીવારની શાંતિ પછી એમણે સુધાનો હાથ પકડયો અને આંચકો મારતા કહ્યું. 'ચાલ મારી સાથે જ.'

ચંદ્રકાન્ત સ્થિર જ ઉભો હતો. મને થયું કે કંઇક ટપાટપી થઇ જશે પણ કંઈ ન બન્યું. ચંદ્રકાન્ત ઉભો રહ્યો અને ભવસુખરાય સુધાનો હાથ ઝાલી એને થોડે દૂર લઇ ગયા. અને પછી ચાલવા લાગ્યા. મને થયું કે હવે મારે શું કરવું ? એક ક્ષણમાં મેં નિર્ણય કરી લીધો. હું બીજે રસ્તે જતા ચંદ્રકાન્તની પાછળ ચાલ્યો. અમે સડક ઉપર આવ્યા એટલે મેં એને સલામ કરી. સલામ જેટલી ઓળખાણ અમારા વચ્ચે હતી એટલે એણે હસીને સલામ ઝીલી. હું ઉભો રહ્યો પણ એની ઉભા રહેવાની ઇચ્છા ન જણાઇ.

' ચંદ્રકાન્ત ! મારે થોડુંક તમને પૂછવું છે. '

એ ચમક્યો ને ઉભો રહ્યો. ' બોલો, શું ? '

' સીધું જ પૂછી લઉં. સુધાબેન અને તમે લગ્ન કરવાના છો. ? '

' અમે કરી લીધાં. '

' ક્યારે ? '

' થોડીવાર પહેલાં જ.'

' શું કહો છો ? ' મને આશ્ચર્ય થયું.

' સાચું કહું છું. તમે મેદાનમાં હતા ને ? ' એણે મારા સામે આંખ સ્થિર કરતાં કહ્યું. હું જરા ડરી ગયો મેં હા પાડી.

' તો બસ. તમે જોઇ રહ્યા હશો ત્યારે જ અમારી લગ્નવિધિ ચાલતી હતી. '

' હું એથી આનંદ પામ્યો છું. ' મેં સ્વસ્થ થતાં કહ્યું.

' તો સારૂં ' એ ઠંડી રીતે બોલ્યો. ' ચાલો, ત્યારે. ' એમ કહી એણે ચાલવા માંડ્યું. હું સ્તબ્ધ બની એને જોઇ જ રહ્યો

હવે શું કરવું ? મેં અનુમાન કર્યું કે ભવસુખરાય ગામડાને માર્ગે જ હશે. મેં એ બાજુ મારી મૂકયા. હું જાણતો હતો કે તેઓ મોટરમાં ગયા હશે પણ હવે મારે ઉતાવળ નહોતી રહી. મારા મનનું સમાધાન થઇ જવા આવ્યું હતું. છેલ્લી વાત સાંભળવા માટે જ હું ત્યાં જતો હતો

હું ત્યાં પહોંચ્યો તે પહેલાં એ કલાકે ભવસુખરાય અને સુધા આવી ગયાં હતાં. હું વિના સંકોચે તેઓ બેઠા હતાં ત્યાં જ ગયો. મને જોઇ ભવસુખરાય ચમકયા પણ તુરત જ સ્વસ્થતા ધારણ કરી એમણે મને પૂછ્યું.

' કયાં ગયા હતા ? '

' જ્યાં તમે ગયા હતા. ? ' મેં શાંતિપૂર્વક જવાબ આપ્યો.

' એટલે ? ' સહેજ ગુસ્સે થઇને તેઓ બોલ્યા.

' સુધાબેનના લગ્નમાં. '

' જરા વિચારીને બોલો. ' જરા ધાંટો પાડીને તેઓ બોલ્યા.

' હું વિચારીને જ બોલું છું. મને થાય છે કે તમે હવે વિચારીને વર્તો તો સારૂં. '

' એટલે તમે શું કહેવા માગો છો ? ' એમણે રોષથી કહ્યું.

' બીજું કાંઇ નહિ, બે પ્રકારનું જીવન છોડી દો '

' જુઓ, તમે......... '

' હા, હું જાણું છું. મારે અહીં રહેવું પણ નથી હું તમારા હિત માટે જ કહું છું કે આ જાતની જાસુસીવૃત્તિ છોડી દો. તો જ તમે તમારા પાપમાંથી બચી શકશો. '

' મારે નથી સાંભળવું. ચાલ્યા જાવ અહીંથી. ' તેઓ ઉભા થઇ ગયા. સુધા પણ ઉભી થઈ ગઇ.

' સુધાબેન, તમારા નિશ્ચયને વળગી રહેજો એથી પિતાની અવસ્થા પણ સુધરશે. ' મેં બહાર નીકળતા નીકળતાં કહ્યું. ભવસુખરાયે મારા સામે આંખ કાઢી પણ મને એ આંખની પરવા નહોતી. ઓરડીની બહાર નીકળીને હું ઉભો રહ્યો. મારી જીભ સળવળતી હતી. મેં ત્યાં ઉભા ઉભા જ કહ્યું.

' મેં તમારી રોજનીશી વાંચી છે ને હું બધું જાણું છું. '

' હેં ! ' તેઓ ચમકીને મારી નજીક આવ્યા. એમનું મોં પડી ગયું.

' અને તે ઉપરથી હું કહું છું કે તમે નીચ વૃત્તિના નથી. તમે પાપમાંથી ઉગરવા ઇચ્છો છો પણ બીજાને ઉગારવાની જંજાળમાં તમારા પાપને ભૂલી જાવ છો. ' તેઓ આંખ નીચી કરીને ઉભા રહ્યા. ' તમારા અજાણ્યા પ્રયત્નો છતાં સુધાબેન બચી ગયાં છે. એમણે સાચો રસ્તો લીધો છે. એમને આશીર્વાદ આપજો '

ફરી એમણે માથું ઉચું કર્યું અને આંખ કડક કરી.

' મને તમારા ગુસ્સાની પરવા નથી. તમારા હિત માટે જ હું કહું છું ' એટલું કહીને હું ચાલતો થયો. થોડે દૂર જઇ મેં જોયું તો પિતા પુત્રી મારી સામે જ જોઇ રહ્યાં હતાં.

# પ્રેસીડન્ટ મસારિક

શ્રી. કાન્તિલાલ શાહ

મારા જીવનવિકાસનું અંતિમ સોપાન કયું ગણાય એમ તમે પૂછો તો હું કહીશ કે પ્રમુખ તરીકેની મારી ચૂંટણી અને એ કાર્યભાર વહન કરવા હું શકિતમાન છું એ હકીકતનું સ્પષ્ટ ભાન.

મને પોતાને મારા જીવનમાં પરમ સંતોષ છે કારણ કે મારી કંગાલ હાલતમાં જ્યારે હું ગરીબ વિદ્યાર્થી હતો. અકિંચન વિવેચક કે રાજકારણી પુરૂષ હતો ત્યારે જે સિદ્ધાન્તોમાં વિશ્વાસ ધરાવતો અને જેનું પ્રતિપાદન કરતો તે બધા સિધ્ધાન્તોનો પ્રમુખ તરીકે પણ મારે લેશમાત્ર ત્યાગ કરવો પડયો નથી. સત્તાનું સ્થાન ભોગવતો હોવા છતાં જે નીતિના નિયમો અને બંધનો પહેલાં મને દોરતા હતા તે જ નિયમો અને બંધનો મારી પ્રજા, બીજા રાષ્ટ્રો અને જગત સાથેના મારા સંબંધોમાં આજે પણ દોરી રહ્યાં છે. મારી દરેક માન્યતાને મારા પ્રમુખ તરીકેના સ્થાને વધારે સંપૂર્ણ અને દ્રઢીભૂત કરી છે. એથી કરીને માનવજાતમાં, પ્રજાતંત્રમાં અને સત્યની શોધમાં હું જે શ્રધ્ધા ધરાવું છું એમાંથી એક અંશમાત્ર પણ ઓછી કરવાની મને કદી જરૂર જણાઇ નથી. માનવજાત તરફ પ્રેમ રાખવો જોઈએ એ સનાતન સત્યમાં મારી શ્રધ્ધા વધારે અચલ અને અડગ થઈ છે. મારા પોતાના જીવનનો અનુભવ તો એમ કહે છે કે આ બધા નીતિના નિયમો રાજ્યને અને તેનું તંત્ર ચલાવનારને એટલાજ લાગુ પડે છે જેટલા વ્યકિતને. અનેક મુશ્કેલીઓ અને ડામાડોળ પરિસ્થિતિથી જકડાએલાં મારા સારાયે જીવન દરમ્યાન હું મારા સ્વત્વનું રક્ષણ કરી શકયો છું એ સંતોષની વાત છે, પણ એથીયે વધુ સંતોષની વાત તો એ છે કે જેમાં હું પરમ શ્રધ્ધા ધરાવું છું એવા માનવજાતના અને સમાજના આદર્શો ભરપૂર મુશ્કેલીઓમાંથી પસાર થઇ જીવંત રહી શકયા અને લોકોએ તેને અપનાવ્યા. રાષ્ટ્રને ઉન્નત બનાવવાની એ પ્રજાકીય લડતમાં હું સાચા પક્ષના ઝંડા નીચે હતો એ ભાનથી હું સંતોષ લઇ શકું છું. મનુષ્યનું જીવન સુંદર અને સુખી બનાવવા માટે

એ શ્રદ્ધા બસ છે."

આ શબ્દોમાં ઝેકોસ્લોવાકીયાનો એ બુઝર્ગ પ્રમુખ મસારિક પોતાના જીવનમાં સાંપડેલી સફળતા અને સત્ય, પ્રેમ, આદિ માનવ-જાતના આદર્શમાં પોતાની અડગ શ્રદ્ધા વ્યક્ત કરે છે.

ગરીબ કુટુંબને ત્યાં જન્મીને પણ એક સત્યપ્રિય, અને કર્તવ્યનિષ્ઠ માણસ શું કરી શકે છે એ વસ્તુ મસારિકનું જીવન આપણને બતાવે છે

એ જન્મ્યો ત્યારે તેના માતાપિતા તદ્દન ગરીબ હતા. એની પાસે સાધન નહોતા, સંપત્તિ નહોતી, અમીર ઉમરાવને ત્યાં જન્મવાનું ભાગ્ય નહોતું. જીવનવિકાસને માટે સગવડો પણ નહોતી. પણ પોતાના પુરુષાર્થથી એણે ધીરે ધીરે બધું જ મેળવ્યું અને વ્યવસ્થિત રીતે સતત ઉદ્યોગપરાયણ રહીને તે કેમ આગળ વધ્યો અને સૈકાઓથી ગુલામીમાં સબડતી એક પ્રજામાંથી તેણે સ્વતંત્ર રાષ્ટ્રનું સર્જન કેમ કર્યું એ કથા જેટલી રસીક છે તેટલીજ પ્રેરણાદાયી છે.

ઓસ્ટ્રીયા–હંગેરી સામ્રાજ્યની થોડીક જાગીર હોડોનીનની આસપાસ હતી ત્યાં મસારિકનો પિતા રાજકુટુંબમાં ગાડીવાનનું કામ કરતો હતો. ત્યાં આવેલા એક વિશાળ સરોવરને કિનારે એક ઝુંપડામાં મસારિકના બાલ્ય જીવનની શરૂઆત થઇ. રાજકુટુંબમાં નોકરી હોવાથી સામ્રાજ્યના જે જે સ્થળે રાજકુટુંબ જતું ત્યાં ત્યાં મસારિકના પિતાને પણ ફરવું પડતું એ વખતે સર્ફ પદ્ધતિ ચાલુ હતી. અમીર ઉમરાવો અનેક વખત શિકાર ખેલવાને આવતા એમના તુમાખીભર્યા વર્તન અને વાતવાતમાં નોકરોને ઉતારી પાડવાની ટેવથી મસારિકને બાળપણથી જ તેઓના તરફ ગુસ્સો ચડતો. પોતાના પિતાને લાચાર અને અપમાનભરી સ્થિતિમાં રહેવું પડતું એ જોઇને મસારિકને ખૂબ લાગી આવતું. તેના અંતરમાં રાજકુટુંબ પ્રત્યે રોષના બીજ ત્યારથી રોપાવાં લાગ્યાં.

સરોવર અને તેની પાસેના વિશાળ મેદાને નાનપણથી જ તેની કલ્પનાને વિશાળ કરી અને કુદરત સાથેના સીધા સહવાસે તેના જીવન ઉપર અદ્ભૂત અસર ઉપજાવી. એના પિતા નિરક્ષર હતા. તેની ટેવો અને સંસ્કાર ગ્રામ્ય હતાં, શહેરમાં રહેવું તેને ફાવતું નહોતું. જંગલ અને ગામડાંઓમાં ભટકવાથી તેનું હૃદય નાચી ઉઠતું. આ બધાના પરિણામે ઘરનો બધો જ કાર્યભાર તેની માતાના શિરે જ રહેતો.

માતા સંસ્કારી હતી; બુદ્ધિશાળી હતી; ધાર્મિક હતી. કુટુંબની સ્થિતિ ગરીબ હોવાથી અને કામનો સારી પેઠે બોજો રહેતો હોવાથી ઇચ્છા છતાં એ દેવળમાં હંમેશા ન જઇ શકતી પણ બાઇબલ તો નિયમિત વાંચતી, અને રોજ ઘેર પ્રાર્થના કરતી. બાઇબલના અંદરના એક ચિત્રની અસર તેની ઉપર ખૂબ પડી હતી. 'ભગવાન ઇસુ ક્રોસ પર ચડે છે. તેના શરીરમાંથી લોહી ચાલ્યું જાય છે અને આંખમાંથી પ્રેમ ટપકે છે' એ ચિત્રને કેટલીયે વખત અનિમિષ નયને જોઇ રહેતી. અને એ ચિત્ર અને ચિત્રને નિહાળતી માતાની ભાવના ભરપુર આંખોને બાળક મસારિક પણ એકધ્યાને જોઇ રહેતો.

મસારિકની માતા ઉચ્ચ કુટુંબોમાં રસોઇનું કામ કરીને પોતાના પતિને આર્થિક સહાય કરતી અને સાથે સાથે સંસ્કારી કુટુંબોમાં રહેતા લોકોની રીતભાત, રહેણીકરણી, અને કેળવણીનું અવલોકન કરતી. પોતાના બાળકો પણ ખૂબ ભણીગણીને એ લોકો જેવા જ કેમ થાય તેના વિચારો કરતી. આ બધનું પરિણામ એ આવ્યું કે પોતાના બાળકોને તમામ પ્રયત્નો કરીને પણ ખૂબ ખૂબ ભણાવવાની તેણે મનમાં ગાંઠ વાળી.

એક સર્ફના છોકરાને કેળવણીની શી સગવડ હોઈ શકે? પણ માતાના મક્કમ નિશ્ચયથી તે ઓસ્ટ્રિયાના એક ગામડામાં મિશન તરફથી ચાલતી નિશાળમાં દાખલ થયો. દેવળમાં કેથોલિક પંથના ક્રિયાકાંડો, પૂજાવિધિઓ, પ્રાર્થના વિગેરે થતા તેની સારીમાઠી બધી અસર મસારિક પર પડતી. ભૂત પ્રેતાદિ એ વખતના અનેક પ્રચલિત વહેમોની છાપ એના મન ઉપર પડતી હતી.

મોટો થયા પછી એની માતાના પિયર હુસ્ટોપેક નામના ગામની હાઇસ્કુલમાં એ દાખલ થયો. બે ત્રણ વરસ ભણ્યા પછી એ કમાવાના વિચારો કરવા લાગ્યો. ગામડાંના વિદ્યાર્થીને મોટી મહત્વાકાંક્ષા સેવવાનું ક્યાંથી બને! બહુ નજર દોડાવે તો શિક્ષક થવાનું કે ચર્ચના પાદરી થવાનું સૂઝે. પણ અધ્યાપન મંદિરમાં દાખલ થઈ શકાય એમ નહોતું એટલે વિએનાના એક કારખાનામાં કોઇની સલાહથી એણે કામ કરવાનું સ્વીકાર્યું. મસારિકને નાનપણથી જ વાંચનનો અદ્‌ભૂત શોખ હતો. સવારના ત્રણથી રાતના અગીઆર સુધી કારખાનામાં કામ કરવાનું હતું છતાંયે વચ્ચે વચ્ચે સમય મેળવીને પોતાની સાથે લાવેલા પુસ્તકો એ વાંચતો. તેને ભૂગોળનો અદ્‌ભૂત શોખ હતો. નકશાપોથી જોતો જોતો અનેક વખત આખી દુનિયા ઘૂમી વળતો. એકનું એક કામ યંત્રવત કરવાથી તેને કંટાળો તો આવતો જ પરંતુ એક દિવસ કોઇ તેના પુસ્તકો અને એટલાસ ચોરી ગયું. એટલે એ તદ્દન હતાશ થઇ ગયો. ત્યાર પછી એને ત્યાં ફાવ્યું જ નહિ. થોડા દિવસ રહીને એણે ઘરનો રસ્તો લીધો.

થોડા વખતમાં એક જૂના અધ્યાપકની મદદથી તેને જેકોવિસના દેવળની શાળામાં શિક્ષકની નોકરી મળી. ત્યાં પણ તેણે પોતાનો અભ્યાસ ચાલુ જ રાખ્યો. લેટીન ભાષા શીખવાની તક પણ એને ત્યાંજ મળી ગઇ ત્યાંના પાદરી ફાધર સેટોરાએ તેને શાળાન્તની પરીક્ષા આપવાની સલાહ આપી. મસારિકને એ ઠીક લાગ્યું. તે બ્રુનોની શાળામાં દાખલ થયો. તેને બેચાર ટ્યુશન પણ ત્યાં મળી ગયા. એમાંથી એ પોતાના અને એના નાના ભાઈના ખર્ચની ચિંતામાંથી મુક્ત થઇ શક્યો.

માધ્યમિક શાળામાં દાખલ થયા પછી તો તે વર્તમાનપત્રો વાંચતો થઇ ગયો હતો. ૧૮૬૬ની પ્રુશિયા અને ઓસ્ટ્રિયા વચ્ચેની લડાઇ એ તે વખતના વિદ્યાર્થીઓનો રસિક વિષય હતો. વિદ્યાર્થીઓની સહાનૂભુતિ હમેશાં ઓસ્ટ્રિયન તરફ જ રહેતી. એક વખત એવું બન્યું કે ઓસ્ટ્રિયન સૈન્યની હાર થઇ. મસારિકને એ હારથી લાગી આવ્યું. લડાઇમાં હારેલી એક ટુકડીની પાછળ જર્મનો પડેલા એ વખતે મસારિકે ઘાયલ થયેલા કેપ્ટનને પાટાપીંડી કરીને અમુક માઈલો સુધી છૂપા રસ્તા પણ બતાવ્યા. મસારિક એ પ્રદેશનો ભોમિયો હતો. આમ યુવાનીમાં જ તેનામાં સાહસિકતા, નિડરતા અને મુશ્કેલીમાંથી માર્ગ કાઢવાની વૃત્તિઓનો વિકાસ થતો ગયો. તેણે તો કેપ્ટનને સૈન્યમાં દાખલ થવાની ઈંતજારી પણ બતાવી પણ મસારિકની નાની ઉંમર જોઇ એ વાત કેપ્ટને માન્ય કરી નહિ.

બ્રુનોમાં એ હંમેશા પ્રથમ નંબરે પાસ થતો. પણ પાછળથી એને થયું કે પાઠ્ય-પુસ્તકોની ગોખણપટ્ટીમાં સમય અને શક્તિનો વ્યય શા માટે કરવો એ કરતાં પાસ થવા પુરતાં જ એ વિષયો તૈયાર કરી પછી ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, કલા અને ભાષાઓ શીખવામાં શક્તિ શા માટે ન વાપરવી?

તેને ધર્મ, તત્ત્વજ્ઞાન, અને રાષ્ટ્રીયતામાં રસ હતો અને એ જ કારણે તે પુસ્તકોના ગંજના ગંજ વાંચી નાખતો. ૧૮૭૨માં એણે મેટ્રીકની પરીક્ષા પસાર કરી અને એ વીએના યુનીવરસીટીમાં ઉચ્ચ કેળવણી લેવા માટે દાખલ થયો.

મસારિક હવે જુવાન થયો હતો અને પોતાની આજુબાજુ જોતો હતો કે જાતીય પ્રશ્ન હજારો જુવાનોને મૂંઝવે છે. કેટલાયે તેજસ્વી વિદ્યાર્થીઓ જાતીય કુટેવોના ભોગ બની કંગાળ અને નિસ્તેજ બની જાય છે. પોતાની આસપાસ સામાજિક વાતાવરણ એટલું જ ભય ભરેલું હતું. લોકોમાં પારાવાર અજ્ઞાન પડેલું હતું. મોટા મોટા બુદ્ધિશાળીઓ, વિદ્વાનો અને સમાજના આગેવાન જેવા માણસોનું (Sex) જાતીય જ્ઞાન અવળે માર્ગે હતુ. 'બ્રહ્મચર્યથી નુકસાન થાય છે. યુવાનોએ પોતાની જાતીયવૃત્તિને સંતોષવી જ જોઈએ' એવા ડૉક્ટરોના અભિપ્રાય હતા. આવું બધું છતાં મસારિક એવી કુટેવમાંથી બચી ગયો. તેનું મુખ્ય કારણ એના કહેવા પ્રમાણે એ હતું કે તેના વિદ્યાભ્યાસની સાથે સાથે જ અર્થોપાર્જનનો ભાર પણ એને શીરે રહેતો. એટલે તેને આવા દુર્ગુણોમાં પડવાનો વખત જ મળ્યો નહિ. યુવાનોની આ વૃત્તિને કૃત્રિમ રીતે ઉશ્કેરવાનું કામ રંગભૂમિ, સાહિત્ય અને વર્તમાન-પત્રો કરે છે એવી તેની માન્યતા છે. પોતાના અનુભવો ઉપરથી એ કહે છે: 'હું યુવાવસ્થાની પવિત્રતામાં માનું છું. બાળપણથી જ છોકરા છોકરીઓને મિત્રારૂપે પવિત્ર વાતાવરણમાં ઉછેરવામાં આવે તો કેટલાય અનિષ્ટોમાંથી સ્ત્રી પુરુષો બચી જાય. એ માટે માબાપ, અધ્યાપક અને સમાજ આદર્શ દૃષ્ટાંતરૂપ બનવાં જોઈએ. બધાંએ મળી બાળકોની સમક્ષ પવિત્ર જીવનના દૃષ્ટાંતો પૂરા પાડવા જોઈએ.'

કૉલેજ જીવનમાં તેની અભ્યાસની વૃત્તિએ ખૂબ જ જોર પકડ્યું હતું. હવે તો ઇતિહાસ, રાજકારણ, તત્વજ્ઞાન કલા વિગેરે વિષયોને તે ... કિ...થી સમજી શકે એટલું ઊંડાણ તેની ...ભીભર્યા વર્તન ... મજણશક્તિમાં આવી ગયું ... પાડવાની ટે... તેણે યુરોપની લગભગ બધી જ ...ના તરફ ... ...કીક કાબૂ મેળવી લીધો. ... અપમ

એક સાહિત્ય તો તેણે શરૂઆતમાં જ વાંચ્યું હતું. હેવલીસેકના કટાક્ષમય અને રાષ્ટ્રીયભાવના જગવનારા લખાણો તેને વાંચવા ગમતાં. લેટીન અને ગ્રીક જેવી પ્રાચીન ભાષા ઉપર પ્રેમ હતો. કારણ કે એ શીખવાથી ગ્રીક અને રોમન લોકોના જીવન, કલા અને સાહિત્યના બારણા તેને માટે ખુલ્લા થતા હતા. જર્મન ભાષા શીખીને તેણે ગોથે અને ફ્રૉસ્ટ વાંચ્યાં. શેકસ્પીઅર અને બીજા અંગ્રેજી કવિઓને સૌથી પ્રથમ તો જર્મન ભાષામાં એણે વાંચ્યા. સૌથી વધારે ગમે એવી ભાષા તેને ફ્રેન્ચ લાગી. હ્યુગો, ડ્યુમા વગેરેની જગપ્રસિદ્ધ નવલકથાઓમાં તે ખૂબ રસ લેતો. મોલીયર, રુસો, ડીડરોટીસ, પેસ્કલ અને કોમ્ટના લખાણો તેણે ખૂબ ખૂબ વાંચ્યા. એ રીતે જ રશિયન લેખકોમાં પુસ્કીન, ગોગોલ અને ગોર્કી તેના પ્રિય લેખકો હતા. ટોલ્સ્ટોય લેખક તરીકે ગમતા પણ તેના કેટલાક વિચારો સાથે એ સંમત ન થતા.

મસારિક યુરોપ અમેરિકાના લગભગ તમામ તત્વવિદો, વિચારકો અને કવિઓના લખાણોનો લાભ લીધો છે અને એ તો એમ પણ કહે છે કે તત્વવિદો કરતાંયે જીવન અને તેના ઉંડાણને કવિઓ અને કલાકારો વધારે સારી રીતે સ્પર્શે છે. અને એ લોકો જ જીવનની કેટલીયે ઉંડી કંદરાઓમાં પહોંચીને કેટલાયે સત્યોને વધારે નક્કર સ્વરૂપમાં રજુ કરી શકે છે.

યુરોપીઅન સંસ્કૃતિની છાપ મસારિકના જીવન ઉપર વધારે પડી છે. ભારતવર્ષ, ચીન અને જાપાન જેવા પૌર્વાત્ય દેશોનું સાહિત્ય, કલા અને તત્વજ્ઞાન એ ભાષાની અણઆવડતને લઈને એ જાણી શક્યા નથી. એની માન્યતા એવી છે કે પશ્ચિમની સંસ્કૃતિ, પૂર્વની સંસ્કૃતિ કરતાં ઉચ્ચતર છે. સાથે સાથે એ વાત પણ કબૂલ કરે છે કે 'આંધળો માણસ રંગની કદર કરે' એવી જ કદર હું પૂર્વની સંસ્કૃતિની કરી શકું.'

વીએનામાં કૉલેજના અભ્યાસની સાથે સાથે એક ખાનગી સંસ્થામાં એ શિક્ષકનું કામ કરતો અને એમાંથી એને ખર્ચ મળી રહેતું. હાઇસ્કૂલના પાંચમાં ધોરણમાં તે જ્યારે હતો તે વખતનો એક પ્રસંગ છે.

બહોળા વાચન સાથે સાથે એની લેખન પ્રવૃતિ પણ ચાલુ હતી. એમ તો એ હાઇસ્કૂલમાં વિદ્યાર્થી હતા ત્યારેજ એક નવલકથા એણે લખેલી. એના વર્ગના વિદ્યાર્થીઓને એ નવલકથાએ કેટલાયે દિવસ સુધી હાસ્ય રસ પૂરો પાડ્યો હતો.

એનું સૌથી પહેલવહેલું પ્રકાશન 'પ્લેટોની સ્વદેશભક્તિ' બહાર પડ્યું. ત્યારપછી બીજો નિબંધ 'પ્રગતિ' બહાર પડ્યો.

૧૮૭૬–૭૭માં એ એક વરસ લીપ્ઝીગ રહ્યો ત્યારે તેને પી. એચ. ડી.ની ડીગ્રી મળી ચૂકી હતી. એ વખતે તેણે 'અમરત્વ વિષે પ્લેટોના વિચાર' એ પુસ્તક લખ્યું.

એ વખતના એક પ્રસંગે તેની જીવનનૌકાની દિશા નક્કી કરી આપી. તેની પત્ની મીસ. ગેરીગ ચાર્લોટનો પ્રથમ પરિચય તેને લીપ્ઝીગમાં થયેલો.

૧૮૭૦માં સૌથી પ્રથમ ગેરીગ ચાર્લોટ તેના પિતા સાથે આવેલી. આખું કુટુંબ સંસ્કારી અને કેળવાયેલું હતું. ૧૮૭૭માં અમેરીકાથી ફરીને એ લોકો લીપ્ઝીગ આવ્યા ત્યારે મસારિકે તેના વિષે ખૂબ વાતો સાંભળેલી. ધીરે ધીરે તે ચાર્લોટના પરિચયમાં આવ્યો. તેઓ સાથે વાંચતા, હળતાં મળતાં અને સાથે જ ફરવા જતાં. મસારિકનું તેના પ્રત્યે આકર્ષણ થયું. અને બંનેએ પાછળથી અમેરિકા જઇને લગ્ન કર્યાં.

ચાર્લોટ સુંદર, તેજસ્વી અને બુદ્ધિશાળી હતી. ગણિતમાં તેને ખૂબ રસ પડતો. અને મસારિકને કવિતાનો શોખ હતો. શેક્સપીઅર અને પ્લેટો બંનેને ગમતા. છતાંયે કોઇ પણ વસ્તુના હાર્દને પકડવાની શક્તિમાં ચાર્લોટ મસારિક કરતાં ચડિયાતી હતી એમ મસારિક પોતે જ કહે છે. સ્વભાવે ધાર્મિક હતી. મૃત્યુ તેને મન એક ઓરડામાંથી બીજા ઓરડામાં જવાના માર્ગ સમાન હતું. તેને આત્માના અમરત્વમાં સંપૂર્ણ શ્રદ્ધા હતી. સત્યપ્રિયતા અને સિદ્ધાંતની કોઇ પણ વાતમાં સમાધાન ન કરવાની વૃત્તિ તેના આ બે ગુણોએ મસારિકના આખા જીવન ઉપર ઉંડી અને અદ્‌ભૂત છાપ પાડી છે.'

'આમ મસારિકના જીવનમાં માતાપિતા, શાળા અને કૉલેજની કેળવણી પછી પણ જે કંઇ ખૂટતું હતું તે આ લગ્ને પૂરું કર્યું.

ચાર્લોટ અમેરિકા ગયા પછી તે માંદી પડી. મસારિક તરત જ અમેરિકા જવા ઉપડ્યો. રસ્તામાં ભયંકર તોફાન થયું. આગબોટ ડૂબી જશે એવી સૌને ભીતિ લાગવા માંડી પણ છેવટે તે અમેરિકા પહોંચ્યો. એ વખતે ગેરીગ ચાર્લોટની તબીયત સારી થઇ ગઇ હતી. ત્યાં જ તેણે લગ્ન કર્યું. સસરા પાસેથી ૧૫૦ પાઉન્ડ મુસાફરીનું ભાડું લઇને ફરી એ ઑસ્ટ્રીયા પાછો ફર્યો.

ત્યાં તેણે 'આત્મઘાત' એ વિષય ઉપર નિબંધ લખીને વિદ્યાર્થીજીવન પૂરું કર્યું. એ નિબંધે પાછળથી ખૂબ ચકચાર જગાવેલી અને તેના દુશ્મનોએ તેની ખૂબ નિંદા પણ કરી.

૧૮૮૨ સુધી વીએનાની યુનીવરસીટીમાં 'રીડર' તરીકે કામ કર્યું. આ વર્ષો દરમ્યાન તેની લેખન–વાચનની પ્રવૃતિ તો ચાલુ જ રહી. એ વખતે પ્રેગમાં એક યુનીવરસીટીની સ્થાપના થઇ અને ત્યાં મસારિકની પ્રૉફેસર તરીકે નીમણુંક થઇ. અમેરિકન પત્ની સાથે લગ્ન કરવાથી સૌ એમ માનતા કે મસારિક શ્રીમંત બની ગયો છે પણ ખરી વાત એ હતી કે એ વખતે કેટલાયે પ્રસંગે તેને આર્થિક મુશ્કેલીઓ આવ્યા કરતી.

પ્રેમમાં બીજી મુશ્કેલીઓનો પણ તેને ઠીક ઠીક સામનો કરવો પડેલો. તેણે રાજદ્વારી હીલચાલોમાં રસ લેવા માંડ્યો હતો. એના રાજદ્વારી વિચારોના વિરોધીઓ પુષ્કળ હતા. રાષ્ટ્રીયતા અને સ્ટેટ બનેનું મંડાણ નીતિના પાયા ઉપર થવું જોઈએ; આ જાતના તેના વિચારોનો કેટલાક કટ્ટર રાષ્ટ્રવાદીઓ વિરોધ કરતા.

એ વ રતે અતિશય વાચન અને વિચારને પરિણામે કૅથોલિક–ચર્ચમાંથી તેનો વિશ્વાસ ઉડી ગયો. તેના જીવનમાં ધર્મને સ્થાન તો હતું જ. શ્રધ્ધા વિનાનું જીવન નિર્બળતા અને અનિશ્ચિતતાને જન્મ આપે છે એવી તેની માન્યતા હોવા છતાં લોકો તેને નિરીશ્વરવાદી કહીને તેની નિંદા કરતા. આવા લોકો વિષે તેણે દુઃખોદ્ગાર કાઢ્યા છે. "લોકો આટલા દુષ્ટ હોઈ શકે છે તેનો મને ખ્યાલ પણ નહોતો. જો તેઓ એક બીજાને સમજવાની પણ દરકાર કરે તો આજે જ પ્રજાતંત્ર દાખલ થાય. પરસ્પર સમજણ અને સહિષ્ણુતા વિના સાચી સ્વતંત્રતા શક્ય નથી. એક બીજા તરફ પ્રેમ અને સત્યનિષ્ઠાથી વર્ત્યા સિવાય સામા પક્ષને આપણે સાચી રીતે પીછાની શકીએ જ નહિ."

૧૮૯૦ થી ૧૯૦૦નો દસકો એના જીવનનો એક અગત્યનો ભાગ ગણાય. એ વખતે ઑસ્ટ્રિયન સામ્રાજ્યમાં યંગઝેક અને ઓલ્ડઝેક એવા બે રાજદ્વારી પક્ષો હતા એ વખતે સમાજવાદની અસર પણ રાજકારણ ઉપર ઠીક ઠીક થવા લાગી હતી. શરૂઆતમાં ક્રીશ્ચિયન–સમાજવાદ દાખલ થયો, પાછળથી યુરોપમાં જેમ જેમ ઉદ્યોગ વિકાસ થતો ગયો તેમ તેમ શુદ્ધ સમાજવાદે રાજકારણને રંગવા માંડ્યું.

પ્રેગ અને કસ્લેડોનની હડતાળ વખતે મજુર સત્તાઓમાં જઈને એ ભાષણો કરતો. વળી તેણે 'કામદાર મંડળ' નામનું મંડળ સ્થાપવાની પણ સૂચના કરી, જ્યાં મજુરોને અને તેમાં કામ કરતા જુવાનોને. રાજકારણની તાલીમ આપી શકાય. ૧૯૦૫માં તેણે જાહેર સભામાં ભાષણ આપ્યું હતું અને સરઘસમાં પતિપત્ની બન્નેએ ભાગ લીધેલો.

તે રાજદ્વારી પક્ષોમાં બે વખત દાખલ થયેલો. એકવાર યંગઝેક પાર્ટીના સભ્ય તરીકે અને બીજી વખત રીઆલીસ્ટ પાર્ટીમાં. ૧૯૦૦માં આ રીઆલીસ્ટ પક્ષની સ્થાપના થઈ. તેણે જાહેર જીવનમાં વૈજ્ઞાનિક પદ્ધતિ સૌથી પ્રથમ દાખલ કરી.

વર્તમાનપત્રોમાં રાજકારણ ઉપર લેખો લખવાનું કામ તો લગભગ ૧૮૭૬થી શરૂ કરી દીધેલું. ત્યારથી ઑસ્ટ્રિયાના, ન્યુધરા' 'ટાઇમ' વગેરે વર્તમાનપત્રોમાં તેના લેખો આવતા. દરબન, બીનીસ અને કુન્ટે જેવા તેના સાથીદારો સાથે તે ખૂબ ચર્ચા કરતો અને એમાંથી લેખોને માટેનું વસ્તુ મળી રહેતું.

એ અરસામાં તેણે એક પ્રશ્ન એ ઉઠાવ્યો કે ઝેક લોકોએ રાજદ્વારી એકતા મેળવવા સ્લોવક સાથે મળીને કામ કરવું જોઈએ. તેના કેટલાયે સાથીદારોએ વાંધો ઉઠાવ્યો. જો કે કેટલાક એ મતના પણ હતા કે ઝેક અને સ્લોવક પ્રજા વચ્ચે રાજકીય કરતાં સાહિત્યક સંબંધ વધારે છે. ૧૮૯૦ માં સ્લોક પ્રજાની એક સભા બોલાવવામાં આવી, ત્યાં કેટલાયે યંગઝેકના સભ્યો મસારિકને મળ્યા. તેની સાથે ચર્ચા કરીને સાંસ્કૃતિક અને રાજકીય કાર્યક્રમ ઘડવામાં આવ્યો પરિણામે 'voice' પત્રની સ્થાપના થઈ. પાછળથી જ્યારે ૧૯૧૪ માં તે પરદેશ ગયો ત્યારે આ સ્લોવાક પ્રજા તેને ખૂબ ઉપયોગી થઈ પડી.

૧૯૧૪માં જ્યારે મહાયુદ્ધ શરૂ થયું ત્યારે મસારિક જર્મનીમાં હતો. તેણે પોતાની ગણતરીથી નક્કી કરી લીધું કે આખરે જર્મનીની ચોકકસ હાર થવાની છે. આ બાજુ પ્રેગમાં આવ્યા પછી તેણે જોયું કે ઑસ્ટ્રિયન સરકાર જે રીતે લશ્કરમાં ભરતી કરાતી હતી તે અન્યાયી હતું. ઝેક લોકો અનિચ્છાએ અને કંટાળીને જ ભરતી થવાનું પસંદ કરતા હતા. મસારિકને લાગ્યું કે સરકારે આમ ન કરવું જોઈએ. અને પોતે પાર્લામેન્ટને

ચૂંટાયેલો સભ્ય હોવાથી લોકો તરફની ફરજનું પણ ભાન થયું હતું. એટલે તે પ્રેગથી હોલેન્ડ ગયો. અને ઑસ્ટ્રિયન સામ્રાજ્ય વિખેરી નાખવું એ મધ્ય યુરોપના રાજકારણની દ્રષ્ટિએ કેટલું વ્યાજબી છે એ પ્રકારનો પોતાનો કેસ રજુ કરવાની શરૂઆત તેણે ઠેકઠેકાણે કરવા માંડી. ત્યાંથી તે ઇટલી ગયો. યુરોપના બધા જ દેશના પાસપોર્ટ તેની પાસે હતા.

૧૯૧૫માં જીનીવામાં ઑસ્ટ્રિયન સરકારની સામે દેખાવો કરવામાં આવ્યા અને ત્યાં મસારિકે મોટી સભા પણ ભરી. એના મિત્ર બીનીસને તેણે પેરિસ મોકલ્યો અને ત્યારપછી તેણે ઇંગ્લાંડ જવાની તૈયારી કરી. ઇંગ્લાંડમાં મસારિકને પુષ્કળ કામ રહેતું, ત્યાંના અગ્રગણ્ય વર્તમાન પત્રો Morning Post, Specator વિગેરેમાં અવારનવાર લેખો લખવા; ઓક્સફર્ડ, કેંબ્રીજ વિગેરે વિદ્યાપીઠોમાં ભાષણો આપવા અને એ રીતે લોકમતને પોતાની તરફ વાળવા માટે તેને વહેલી સવારથી મોડી રાત સુધી કામ કરવું પડતું, મુલાકાતો, લેખો, ચર્ચાઓ, સભાઓ એક પણ સાધનોનો ઉપયોગ કરવાનું એ ચૂકતો નહિ. આ ઉપરાંત પ્રેગ સાથે પત્રવ્યવહાર અને સંદેશાઓ તો ચલાવવા પડતા. આ બધા કાર્યમાં બ્રિટીશ પોલીસ કેટલીક વાર વિઘ્ન નાખતી.

પ્રચાર કામ કરવાની મસારિકની રીત જ અનોખી હતી. દુશ્મનોને ગાળો દેવી, તેની શક્તિની તરફ બેદરકાર રહેવું કે અવગણના કરવી, ખાલી વચનો આપવા, ગપ્પા મારવાની કે સત્ય હકીકતોને મરડવી, લોકોની પાસે ભિખારી તરીકે ઉભા રહેવાનું આ બધું તેના સિદ્ધાન્તની વિરૂદ્ધ હતું. તે તો કહેતો. કે 'સત્ય આખરે પ્રકાશ્યા વિના નહિ જ રહે. જુઠાણું ચલાવવું કે અતિશયોક્તિ કરવી એ પ્રચાર કરવાની ખરાબમાં ખરાબ રીત છે.' આ બધું જાણતાં છતાંયે એ સંપૂર્ણ સત્યને અમલમાં મૂકી શક્યો નહિ. એના આગ્રહને પરિણામે એ ન છૂટકે જ જુઠાણું ચલાવતો. યુરોપના રાજદ્વારી પુરૂષ માટે એ બીના જેવી તેવી નહોતી.

રશિયામાં પણ નેશનલ કાઉન્સીલની એક શાખા હતી. તેની ઇચ્છા એવી હતી કે મસારિકને ઇંગ્લાંડથી અહીં લાવીએ તો અહીંનું લશ્કર કાબૂમાં રહે. સિપાહીઓ બધા જ તેને ખૂબ ચાહતા હતા એટલે મસારિકને ત્યાં જવાનું હતું. ઝારનું ખૂન થયું ને કેરેન્સ્કીની સરકાર સત્તામાં આવી એ વખતે પરદેશી ખાતાના પ્રધાન મીલજુકોવ હતો તેને ને મસારિકને સારૂં બનતું હતું. પણ જ્યારે મસારિક રશિયામાં પહોંચ્યો ત્યારે મીલજુકોવે રાજીનામું આપી દીધું હતું અને થોડાજ વખતમાં બોલ્શેવીકોએ ફરી ક્રાન્તિ કરી.આથી રશિયામાં રહેલા ઝેક સૈન્યની સ્થિતિ કફોડી થઇ પડી. આવા જબરદસ્ત, અને હથીયારોથી સુસજ્જિત સૈન્યનો ડર લાગવાથી બોલ્શેવિક સરકારે તેમના હથિયારો ખૂંચવી લેવા પ્રયાસ કર્યો. પણ એમાં એ ન જ ફાવી શકી. રશિયામાં મસારિકે આવીને પોતાનું કામ શરૂ કર્યું. બોલ્શેવિક સરકાર સાથે સદેશા ચલાવીને પોતાના લશ્કરને સહિસલામત રીતે રશિયામાંથી બહાર લઇ જવાનું નક્કી કર્યું. રશિયન સરહદ ઉપર તો મહાયુદ્ધ બંધ થઈ ગયું હતું એટલે તેની ઇચ્છા ફ્રાન્સની સરહદ પર થતી લડાઈમાં જર્મનો સામે લઇ જઇ ફ્રાન્સને મદદ કરવાની હતી. આ વાત જાહેર પણ થઇ ચૂકી હતી. પરંતુ જર્મની એ તો દુશ્મનોનો દેશ હતો. ત્યાં થઇને ફ્રાન્સ જવું અશક્ય હતું એટલે મસારિકે સાઇબીરીયાના જંગલોમાંથી રસ્તો કાઢી આખા સૈન્યને જાપાન–અમેરિકાને રસ્તે પૃથ્વી પ્રદક્ષિણા કરાવીને ફ્રાન્સ લઇ જવાની યોજના મૂકી. સિપાહીઓને આ વાત અશક્ય લાગી પણ અનેક

અશક્યતાઓને શકય બનાવનાર સેનાપતિએ પહેલ કરી અને સૈનિકો તેની પાછળ પાછળ આવ્યા. પચાસ હજારની એ જંગી સેનાને મસારિક અદ્દભૂત કાર્ય-કુશળતાથી ધારેલે સ્થળે લઇ જઈ શકયો.

એજ અરસામાં ( ઓકટોબર, ૧૯૧૮માં ) ઝેકોસ્લોવાક પ્રજાએ ઑસ્ટ્રીયા- હંગેરી સામ્રાજ્ય સામે બળવો જગાવી સ્વાતંત્ર્યની જાહેરાત કરી. મહાયુધ્ધ ખતમ થયું એટલે મસારિક પણ સૈન્યને લઇને પોતાના દેશમા આવી પહોંચ્યો. મહાયુધ્ધ વખતે મસારિકે મિત્રરાજ્યોને આપેલી સહાયની પૂરેપૂરી કદર કરવામાં આવી. તેઓએ ઝેકોસ્લોવાકીઆને સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે માન્ય રાખ્યુ અને એ પ્રદેશની નજદીક વસતી જર્મન, મેગીર અને રુથેનીયન પ્રજાના કેટલાક ભાગને એ રાષ્ટ્રની સાથે જોડી દેવામાં આવ્યો.

આમ ઑસ્ટ્રીયા હંગેરીના સામ્રાજ્યમાંથી છૂટું પડીને ઝેકોસ્લોવાકિયાના એક સ્વતંત્ર રાષ્ટ્રની ઉત્પત્તિ થઈ. દોઢ કરોડની વસ્તીવાળા આ નાનકડા રાષ્ટ્રે મસારિકની શકિત, પ્રમાણિકતા, કાર્યકુશળતા રાષ્ટ્ર-પ્રેમ વિગેરે અનેક ગુણોનાં દર્શન કર્યાં હતા. સમસ્ત રાષ્ટ્રની મુકિતની લડતમાં અંત સુધી ઝૂઝીને સફળતા મેળવનાર મસારિકને પ્રજા કેમ ભૂલી શકે ? સ્વતંત્ર રાષ્ટ્રના રાષ્ટ્રપતિનો કાંટાળો તાજ પ્રજાએ મસારિકને શીરે જ મૂકયો. અને ત્યારપછી અઢાર અઢાર વર્ષ સુધી જ્યારે જયારે ચૂંટણીના પ્રસંગ આવ્યા ત્યારે ફરી ફરીને પ્રજાએ તેને જ પ્રમુખ તરીકે ચૂંટયો. આ હકીકત જ તેની લોકનાયક તરીકેની લાયકાત પુરવાર કરે છે.

બે દસકા પહેલાં જે રાષ્ટ્રની હસ્તી પણ નહોતી એજ રાષ્ટ્રને મસારિકે યુરોપના રાજકારણમાં અગત્યનું સ્થાન અપાવ્યું.

તેનું સમગ્ર જીવન જોતાં એ શુષ્ક રાજદ્વારી પુરૂષ નહિ પણ જીવન ફિલ્સુફ લાગે છે. તેને મન જીવન અને રાજકારણ એ જુદાં ન પડી શકાય એવાં તત્વો છે. યુરોપના કેટલાંક આદર્શ રાજદ્વારી પુરૂષોમાંના એક તરીકે તેની ગણના થાય છે.

ઝેકોસ્લોવાકિયામાં અનેક રાષ્ટ્રની પ્રજાઓ હોવા છતાં પ્રેસીડન્ટ મસારિક બધી પ્રજાઓનો વિશ્વાસ મેળવી શકયો. તેમનો પ્રેમ સંપાદન કરી શકયો અને તેમના સહકારથી આખા દેશનો ધીરે ધીરે ઔદ્યોગિક, આર્થિક અને સાંસ્કૃતિક વિકાસને માર્ગે એ લઇ જઇ શકયો.

છ્યાશી વર્ષ સુધી એક સરખા ઉત્સાહ અને ખંતથી તેણે પ્રજાની સેવા કર્યા કરી. આખરે વૃદ્ધાવસ્થાને લઇને જ્યારે પોતાને જ રાજતંત્રનો ભાર ઉતારી નાખવાનું યોગ્ય લાગ્યું ત્યારે તેણે પોતે જ રાજીનામું આપ્યું. પ્રજાને એ વાત ગમે તેમ નહોતી છતાંએ જેણે પોતાની શકિતનો છેલ્લા દિવસ સુધી ઉપયોગ આપ્યો એનો આરામનો હક્ક પ્રજાએ મંજુર રાખ્યો.

રાજકારણ પ્રત્યેનું તેનું દ્રષ્ટિબિંદુ યુરોપના બીજા રાજદ્વારી પુરૂષો કરતાં સાવ જુદું જ છે. એના રાજકિય જીવનનો વિચાર કરીએ છીએ ત્યારે જ એ રાજપુરૂષ લાગે છે, બાકી તો એ વિશ્વની સૌંદર્યલીલામાં રસ લઈ શકે એવો ફિલ્સુફ, લેખક અને કલાકાર દેખાય છે. એણે ધર્મ, કેળવણી, તત્વજ્ઞાન, રાજકારણ ઇત્યાદી વિષયો ઉપર પોતાના વિચારો રજુ કર્યા છે એ જોતાં સ્પષ્ટ જણાઇ આવે છે કે આ પુરૂષ જીવનના ભાગલા પાડનારો નથી. એ જીવનને એક અને અખંડ સમજે છે અને તે પણ માત્ર વ્યકિતના જ નહિ, સમાજ અને રાષ્ટ્રના જીવન વિષે પણ એની એજ માન્યતા છે. એ વ્યકિત અને સમાજ-ના ધર્મોને જુદાં નથી ગણતો. આ પુરૂષની સરખામણી યુરોપના કયા લોકનાયક સાથે કરવી ? એ ગાંધીજી તો નથી જ પણ લગીરે એના જીવનતત્વની સરખામણી કોઇ સાથે થઇ શકે તો ગાંધીજી સાથે જ થઇ શકે. એ બુઝર્ગ લોકનાયક આજે એ ઝેકોસ્લોવાકિયાની પ્રજાને પોતાની શીળી છાયાથી પ્રેરણા આપી રહ્યો છે. આ મહાનપુરૂષનું જીવન આપણા દેશના જુવાનોને પ્રેરણા આપો.

# લેખક અને વિવેચક

શ્રી. 'ચ'

એક દિવસ અમે ત્રણ મિત્રો સાહિત્યવિષયક વાતો કરતા હતા. નવલિકા, નવલ, કાવ્ય ઇત્યાદિની વાતો કરતાં વાતનું વહેણ નાટકો તરફ વળ્યું. ત્રણમાંથી એક મિત્ર નાટ્યકાર હતા અને નાટ્ય સંબંધી કાંઇ પણ વિવેચન થાય તેમાં ભારે રસ લેતા હતા. એમના જ નાટકોની કેટલીક ખૂબીઓ ચર્ચાયા બાદ એમના પાત્રાલેખનની વાત નીકળી અને સહેજે એકે ટહુકો કર્યો કે એમનાં સર્જેલાં સ્ત્રીપાત્રો વસ્તુતઃ એક પાત્ર જેવાં જ હતાં. ફરક માત્ર એટલો હતો કે અભિનયકુશળ નટ વસ્ત્રપરિધાનની આંટીઘુંટીઓ રચી જેમ પ્રેક્ષકવર્ગનાં મનનું રંજન કરે છે તેમ એમનાં સ્ત્રીપાત્રો જુદાજુદા નામધારી બની વાંચકનું ધ્યાન ખેંચે છે. પણ ચકોર આંખવાળો પ્રેક્ષક જેમ પેલા કુશળ નટથી છેતરાતો નથી તેમ કુશળ વાચક એમની સર્જેલી સ્ત્રીઓથી છેતરાતો નથી. તે જાણે છે કે લેખકની આંખ સામે માત્ર એક જ સ્ત્રી છેઃ માત્ર જુદા જુદા પ્રસંગે જુદું જુદું નામ ધારે છે. બોલનાર પૂરું કરે તે પહેલાં તો નાટ્યકારના ચહેરાએ કંઇક રંગો ધારી લીધા. બોલનારે પોતાનું બોલવું બંધ કર્યું. મિત્રો જુદા પડયા અને મૈત્રીએ સદાને માટે વિદાય લીધી.

વિવેચકોની વિવેચનાથી લેખક જ્યારે અસ્વસ્થતા અનુભવે છે ત્યારે એની આંતર્મુંઝવણો સહેજે એના ચહેરા ઉપર અને વાણીદ્વારા મૂર્ત બને છે. એ તો કુદરતી છે કે લેખકે વ્યકત કરેલા ભાવને વિવેચક જ્યારે મારી મચડીને ઉંધી રીતે મૂકે—અથવા સવળી રીતે મૂકેલા કથનના અર્થને લેખક ઉંધી રીતે જુવે-ત્યારે પોતાને થતા અન્યાય માટે લેખક વિવેચક તરફ ધીક્કારથી જુવે; એની સામે પોતાની શકિત પ્રમાણે ઝુંબેશ ઉઠાવે. માત્ર લેખકનો જ નહિ પણ સૌ કોઇ માનવીનો એ જન્મસિદ્ધ હક્ક છે. પણ, અતિવખાણ વિનાની વિવેચનાને લેખક 'અસુયા અને ઈર્ષાભરી' જાહેર કરે ત્યારે એવા કથનને બાલિશ જ કહેવું ઘટે. તર્કશકિતથી કે સ્થાપિત અને સર્વમાન્ય સિદ્ધાન્તોથી પોતાનો બચાવ ન કરનાર લેખક કોપિત બની પોતાનો

ક્રોધ વિવેચક પર ઠાલવે એમાં એ પોતાની જ નિર્બળતા જાહેર કરે છે.

સૌ કોઇને પોતાની વિરૂદ્ધ થયેલી ટીકા વસમી લાગે છે. અંગત જીવનમાંયે ઉપર આપેલા ઉદાહરણ પ્રમાણે વાચાળ અને સત્ય ઉચ્ચરનાર મિત્ર કડવોઝેર થઇ પડે છે. રાત અને દિવસ, અથાક શ્રમ લઇ તૈયાર કરેલા લખાણને જ્યારે એક અજાણ્યો વિવેચક 'દમ વગરનુ' 'સામાન્ય' 'આમ કર્યું હોત તો વિશેષ સુંદર બન્યું હોત' ઇત્યાદિ વિશેષણોથી નવાજે ત્યારે લેખકને માટે એ એક અસહ્ય મશ્કરી બને છે દરેક દેશમા અને દરેક યુગમાં, સાહિત્યમાં અજોડ સ્થાન મેળવનાર એવા સાહિત્યકારો પડ્યા હોય છે કે જેઓ એમની કૃતિઓના ભારોભાર વખાણ કર્યા પછી 'આમાં આટલીજ ખોટ છે' એટલું કહેનાર વિવેચક તરફ તિરસ્કારથી જોવાં માંડે છે. વખાણની બધી માત્રા એમને માટે ઓગળી પડે છે. એમની આંખ સામે પેલી નાની શી ટીકા રમ્યા કરે છે. કંઇક લેખકોએ જાહેરમાં અને ખાનગી પત્રવ્યવહારમાં પોતાની આવી નબળાઇ પ્રસિદ્ધ કરી છે.

વિવેચક માત્ર તટસ્થ બુદ્ધિવાળા, ક્ષીરનીર ભેદ જાણનાર માનસ હંસ જેવાજ હોય છે એમ માની લેવાની કશી જરૂર નથી. શાસ્ત્રમાં જેવી લેખકની કોટિઓ ગણાવી છે એવી અને એટલીજ વિવેચકોની પણ છે. કનિષ્ઠ કોટિના વિવેચકો ઇર્ષાભર્યા વિવેચનો લખે છે: સુંદરમાં સુંદર કોટિની કૃતિઓને ઉતારી પાડે છે: માસિકોની કાઇલો ઉથલાવનારને ડગલે અને પગલે આ વિકૃત ભાઇબધોના દર્શન થશે. પણ આવા વિવેચકો તરફ પણ ક્રોધ કરવો ઉચિત નથી કારણ કે એમનાં વિકૃત માનસને બધે વિકૃતિ સિવાય બીજું કશું દેખાતું નથી

અમુક લેખક માટે, અમુક વિવેચકને સૂગ જ હોય છે. એની ગમે તેવી સારી કૃતિને એ ઉતારી પાડવામાં જ પોતાની વિશેષતા અને વિશિષ્ટતા જુવે છે. અંગત વેરઝેરના રંગો સાહિત્યને પણ રગે છે.

સાસુના સંતાપથી ત્રાસી ઉઠેલી વહુ પોતે જ્યારે સાસુ બને છે ત્યારે પોતાની સાસુથી સવાઇ ક્રૂર બને છે. તેવીજ રીતે વિવેચકોને હાથે સંતાપાયેલો લેખક પોતે જ્યારે વિવેચના કરવા બેસે છે ત્યારે પોતાને થયેલા અન્યાયનો ક્રોધ નવા આગંતુક ઉપર ઢોળે છે. વિવેચક વિવેચના લખે છે ત્યારે માનવી સ્વભાવને અભેરાઇ પર ચઢાવતો નથી. એની આંતર્વૃત્તિઓ એનાં લખાણમાં વ્યક્ત બને છે. મનુષ્ય સ્વભાવની ઇર્ષા અને ઉદારતા ક્રૂરતા અને સહનશીલતા, નિન્દા અને પ્રશંસા ઇત્યાદિ વિવેચનમા હમેશાં દગોચર થાય છે. સાહિત્યપ્રદેશ ના પ્રવાસીઓથી એ પણ અજાણ્યું નથી કે સાહિત્યકારોના પણ નાના નાના સમુહો બની ગયા હોય છે. અંગ્રેજી સાહિત્યનો અજોડ નિબન્ધકાર લેમ્બ હુન્ટનો મિત્ર હતો માટે બ્લેકવુડ પત્રે એને વખોડયો; હેઝ્લીટનો મિત્ર હતો માટે 'કવોર્ટર્લી' એ: અને કોલરીજનો મિત્ર હતો માટે 'એન્ટી જેકોબીને. એ ત્રણે પત્રોમાં આવેલાં વિવેચનો પક્ષાપક્ષીને-અંગે જન્મેલા વેરઝેરમાંથી ઉત્પન્ન થયા હતા. આપણે પણ ત્યાં આવા વિવેચનો ક્યાં થયા નથી? જીજ્ઞાસુઓને જોઇએ તેટલા ઉદાહરણ મળી રહેશે.

છતાં એક વાત સાચી છે કે લેખકો લખાણોમા વેરઝેર હોય છે તેના કરતા તેની વિશેષ માત્રા લખાણમાં જુવે છે તેઓ પોતે જ્યારે વિવેચન કરવા બેસે છે ત્યારે કડકમા કડક ધોરણ ધારણ કરે છે, લેખકને ઉતારી પાડે છે અને જ્યારે કોઇ ટકોર કરે છે ત્યારે 'મારું

અંગત મત' 'સત્યને ખાતર' ઇત્યાદિ શસ્ત્રાસ્ત્રોથી પોતાનો બચાવ કરે છે. માત્ર એમની કૃતિઓનું જ સાચું, પણ કડવું વિવેચન કરનાર 'અસત્ય' બોલનાર અને 'અપ્રમાણિક' હોય છે. ઘણીવાર અદ્‌ભૂત કવિઓ અને શ્રેષ્ઠ ચિંતકો પણ આવા રોગથી પીડાતા જોવામાં આવે છે.

ઘણીયે વાર શક્તિશાળી લેખક પ્રજાનો લાડીલો હોતો નથી. એમાં વળી વિવેચકો પોતાની ટીકા સમીક્ષાથી એને વધુ અપ્રિય બનાવે છે. વિવેચનાનો ધર્મ વસ્તુની સાચી કિંમત આંકવાનો અને પ્રજામાં એ વસ્તુ માટે રસ ઉત્પન્ન કરવાનો છે; લેખકની પ્રશંસા કરવાનો કે તેની ખુશામત કરવાનો નથી. પોતાના પુસ્તક વિષે વિવેચકને સ્વતંત્ર મત આપવા અટકાવવાનો કોઇ પણ લેખકને હક્ક નથી. જો ચર્ચા સહન ન થતી હોય તો બહેતર છે કે તે પોતાની પ્રકાશનપ્રવૃત્તિ સંકેલી લે.

ઘણાયે કવિઓ અને લેખકો પોતાને અન્યાય થાય છે એવો ભાવ સેવતા હોય છે; પોતે એ વસ્તુ વિવેચનાને કંઇ હિસાબમાં લેખતા નથી એમ માને–મનાવે છે છતાં પ્રસંગે પ્રસંગે એમના અંતરમાં વસેલી કડવાશ એક અથવા બીજી રીતે બહાર આવે છે. એમનું ચાલે તો, જેમ આજે જર્મનીમાં છે તેમ, કાયદાદ્વારા વિવેચકને મોઢે તાળાં મારી દે.

ભવિષ્યના લખનારાઓ આવો રોગ ન સેવે એટલા માટે કહેવું પડે છે કે લેખકને લખવાની જેટલી સ્વતંત્રતા છે તેટલીજ વિવેચકને તુલના કરવાની છે. વિવેચકો સિદ્ધાન્તહીન પશુઓ નથી. વિવેચક પોતે પણ એક પ્રકારનો લેખક જ છે એ વાત ભૂલાવી ન જોઇએ.

રાજકીય પ્રતિપક્ષી સામે વર્તમાનપત્રનો તંત્રી મુખલેખ લખે છે અને તેમાં સ્વપક્ષની દ્રષ્ટિએ એ જેટલો પ્રમાણિક હોય છે તેટલો જ વિવેચક પોતાની વિવેચનામાં પ્રમાણિક હોય છે. જેમ રાજકીય બાબતોમાં મતમતાંતરો અને પક્ષો હોય છે, જેમ તેમાં પણ ઉંચી નીચી શ્રેણીઓ હોય છે તેવીજ રીતે વિવેચનક્ષેત્રમાં પણ પક્ષો અને શ્રેણીઓ હોય છે ઉદ્દામમતવાદીઓ, સંરક્ષણવૃત્તિવાળાઓ અને વિનિતો જીવનનાં દરેક ક્ષેત્રમાં મળે છે. પોતાને વિવેચનથી પર માનનાર લેખકને 'મૂર્ખ' સિવાય બીજો ઇલ્કાબ શોભે તેમ લાગતું નથી.

વેચાણની, પ્રચારની અને પ્રશંસાની દ્રષ્ટિએ વિવેચકોને મોઢે તાળાં મારવા એટલે લેખક પોતાના પગ ઉપર કુહાડો મારી આજીવન અપંગ બનવા બરાબર છે એ વાત કદી પણ વીસરાવી ન જોઇએ.૧

૧ રોબર્ટલીન્ડના એક નિબંધ ઉપરથી ફેરફાર સાથે.

# ગૃહપ્રવેશ: દ્વિઅંકી નાટિકા

રવીન્દ્રનાથ ઠાકુર

: અનુવાદક :

નગીનદાસ પારેખ

## અંક પહેલો [ચાલુ]

### રોગીનો ઓરડો

યતીન : મણિ આવી નહિ? આટલી બધી વાર કરી કે?

માસી : તે તો ભારે થઈ! જઈને જોઉં છું તો દૂધ ગરમ કરવા જતાં ઢાળી નાખ્યું હતું એટલા માટે રડવા માંડયું હતું. મોટા ઘરની છોકરી દૂધ ખાતાં જ આવડે, ગરમ-કરતાં શીખી હોત તો ને! તારું કામ કરવાનો જીવ થાય એટલે કરે છે. બહુ સમજાવી સમજાવીને ટાઢી પાડીને તેને બિછાનામાં સુવાડીને આવી છું. છો જરા ઊંઘતી.

યતીન : માસી!

માસી : શું, ભાઈ?

યતીન : મને સમજાય છે કે હવે દિવસ પૂરા થવા આવ્યા, પણ કોઈ વાતનો ખેદ નથી. મારે માટે શોક કરશો નહિ.

માસી : ના, બાપુ શોક કરવાનો મારો વારો પૂરો થયો છે. ભગવાને મને એટલું સમજાવ્યું છે કે જીવવું એ જ સારું અને મરવું એ જ ખરાબ એમ નથી.

યતીન . મરણ મને મધુર લાગે છે. આજે સામે પારના ઘાટ પરથી સરણાઈ સાંભળી શકું છું. હિમિ, હિમિ ક્યાં છે?

માસી : પેલી શું બારી આગળ ઊભેલી!

હિમિ : કેમ મોટાભાઈ, શું જોઈએ?

યતીન : બેન, મારી, તું આમ છુપાઇ છુપાઇને રડીશ નહિ—તારાં આંસુનો અવાજ હું જાણે મારાં હૈયામાં સાંભળી શકું છું. જોઉં તારો હાથ. મને બહુ સારું છે. પેલું ગીત ગા તો બેન. "યદિ હોલો જાબર ક્ષણ."

: હિમિ ગાય છે :

યદિ હોલો જાબાર ક્ષણ
તબે જાઓ દિયે જાઓ શેષેર પરશન
બારેબારે જે થાય આપન ગાને
સ્વપન ભાશાઇ દૂરેર પાને
માઝે માઝે દેખે જેઓ શૂન્ય બાતાયન—
શે મોર શૂન્ય બાતાયન.
વનેર પ્રાંતે ઐ માલતીર લતા
કરુણ ગંધે કય કી ગોપન કથા!
ઓરિ ડાલે આર-શ્રાવણેર પાખી
સ્મરણખાનિ આનબે ના કિ?
આજ શ્રાવણેર સજલ છાયાય વિરહ મિલન
આમાદેર વિરહ મિલન!

માસી : હિમિ, શીશીમાં ગરમ પાણી ભરી લાવ. પગે લગાડવી પડશે.

[ હિમિ જાય છે ]

યતીન : વેદના થાય છે માસી, પણ જેટલું માનો છો તેમાંનું કશું નથી. મારો અને મારી વેદનાનો જાણે ધીમે ધીમે વિચ્છેદ થતો જાય છે. ભરેલી નૌકાની પેઠે જીવન-જહાજની સાથે તે બાંધેલી હતી—આજે બંધન કપાઇ ગયાં છે, તેને જોઇ શકું છું પણ તે હવે મારી સાથે વળગેલી નથી. આ ત્રણ દિવસમાં મણિને દિવસના કે રાતના એકવાર પણ જોઇ નહિ.

માસી : ભાઇ, જરા દાડમનો રસ પી. તારું ગળું સૂકાઇ ગયું છે.

યતીન : મારું વીલ કાલે લખાઇ ગયું છે—મેં તે તને બતાવ્યું કે નહિ? કાંઇ યાદ આવતું નથી.

માસી : મારે જોવાની જરૂર નથી, યતીન.

યતીન : મા જ્યારે મરી ગઇ, ત્યારે તો મારું કશુંજ હતું નહિ. તારું ખાઇને તારે જ હાથે હું મોટો થયો. એટલે કહેતો હતો—

માસી : આ વળી શું બોલે છે? મારું તો માત્ર આ એક ઘર અને થોડી સંપત્તિ હતી. બાકીની બીજી તો બધી તારી પોતાની જ કમાણી છે.

યતીન : પણ આ ઘર—

માસી : શાનું મારું ઘર? કેટલાય ઓરડા તેં ઉમેર્યા છે. મારું જે હતું તે તો હવે શોધ્યુંયે જડતું નથી.

યતીન : મણિ તને મનમાં મનમાં ખૂબ—

માસી : હું શું તે જાણતી નથી? તું હમણાં ઊંઘી જા.

યતીન : મેં મણિને બધું લખી આપ્યું છે ખરું પણ તારું જ કહેવાય. એ કાંઇ થોડી જ કોઈ દિવસ તારી આમન્યા લોપવાની છે?

માસી: એની આટલી ચિંતા શાને કરે છે ભાઈ?

યતીન : તારો આશીર્વાદ એ જ મારું સર્વસ્વ છે. તું મારું વીલ જોઇને એવું કદી મનમાં ધારીશ નહિ—

માસી : આ તું શું બોલે છે, યતીન? તારી વસ્તુ તું મણિને આપે તેમાં હું ખોટું લગાડું—એટલું બધું બળેલ મારું મન છે?

યતીન : પણ તને પણ હું—

માસી : જો યતીન, હવે હું ચિડાઇ જઈશ. તું ચાલ્યો જવાનો અને મને રૂપિયાથી ભોળવી રાખી જવાનો?

યતીન : માસી, રૂપિયા કરતાં જો બીજું વધારે મહાન કંઇક તને—

માસી : દીધું છે, યતીન બહુ દીધું છે. મારું સૂનું ઘર તેં ભર્યું હતું એ મારાં અનેક જન્મનાં ભાગ્ય. આજ સુધી તો હૃદય ભરીને મળ્યું છે.

આજે જો મારું લેણું પૂરું થઇ ગયું હોય તો ફરિયાદ કરવાની નથી. આપી દે. લખી આપ ઘરબાર, સરસામાન, ઘોડાગાડી, જર જમીન—જે હોય તે મણિને નામે બધું લખી આપ—એ બધો ભાર મારાથી નહિ સહેવાય.

યતીન : તને ભોગ ઉપર રૂચિ નથી પણ મણિની ઉમર નાની છે એટલે —

માસી : એવું બોલીશ નહિ,—ધનસંપત્તિ દેવી હોય તો દેજે પણ ભોગવવી—

યતીન : શા માટે નહિ ભોગવે, માસી ?

માસી : નહિ રે નહિ. ભોગવી નહિ શકે. કહું છું કે એને રૂચિ નહિ રહે. ગળુ સૂકાઇને લાકડું થઈ જશે. કેમે કર્યો કશો રસ નહિ, પામે.

યતીન : (મૂંગો રહી નિશ્વાસ નાખીને) આપવા જેવી વસ્તુ તો કોઇ—

માસી : ઓછું શું આપી જાય છે? ઘરબાર ધનદોલતનેરૂપે જે આપી ગયો તેનું મૂલ્ય શું એ કદી સમજવાની નથી ?

યતીન : મણિ પાસે આવી હતી ? મને યાદ નથી આવતુ.

માસી : આવી હતી. તુ ઊંઘતો હતો. માથા આગળ ઘણીવાર સુધી બેસી બેસીને—

યતીન : આતો ભારે નવાઇ ! મને બરાબર તે જ વખતે સ્વપ્ન આવ્યું હતું કે મણિ જાણે મારા ઓરડામાં આવવાને માગે છે —બારણાં સહેજ માત્ર ઉઘાડા થયાં છે— ઠેલાઠેલી કરે છે પણ કેમે કર્યાં વધારે ખુલતાં જ નથી. પણ માસી, તમો જરા વધારે પડતું કરો છો. એને જોવા દો કે સંધ્યા સમયના પ્રકાશની માફક કેવી અતિ સહજ રીતે મારું ધીરે ધીરે—

માસી : ભાઇ-તારા પગ ઉપર આ પશમની શાલ ઓઢાડી દઉં—પગનાં તળિયાં ઠંડાં થઈ ગયાં છે.

યતીન : ના, માસી શરીર પર કંઇ પણ ઓઢવાનું ગમતું નથી.

માસી : ખબર છે યતીન, આ શાલ મણિએ તૈયાર કરેલી છે. રાતદિવસ આટઆટલા ઉજાગરા કરીને તારે માટે તૈયાર કરી છે. કાલે જ પૂરી કરી.

(યતીન શાલ લઇને બે હાથ વડે જરા ફેરવે છે. તેના પગ ઉપર ઢાંકી દે છે. )

યતીન . મને તો લાગે છે કે જાણે હિમિ એ શાલ ભરતી હતી. મણિને તો ભરવાનું ગમતું નથી, તેને આવડે છે શું !

માસી : સ્નેહને જોરે સ્ત્રી શીખે. હિમિએ એને શીખવ્યું છે :સ્તો ! એમાં ભરતની ભૂલ ઘણીએ છે—

યતીન : હિમિ, તું પંખો બંધ કર, બેન આવ મારી પાસે બેસ. આજે જ પંચાંગમાં જોઇને તને કહી દઇશ, કે ક્યારે વાસ્તાનું મુહૂર્ત આવશે.

હિમિ : રહેવા દો, મોટાભાઇ, એ બધી વાત—

યતીન : હું હાજર રહી શકવાનો નથી-એમ ધારીને કદાચ-હું હાજર રહીશ, બેન, ને હિમિ ઘરની હવાના અણુએ અણુમાં હું હાજર રહીશ—તમો સમજી શકશો. જે ગીત ગાવાનું છે તે મેં નક્કી કરી મૂક્યું છે—પેલું અગ્નિ શિખા—એકવાર સંભળાવતો—

: હિમિનું ગીત :

અગ્નિશિખા, એશો, એશો,  
આનો આનો આલો.  
દુઃખે સુખે શૂન્ય ઘરે પુણ્યદીપ જ્વાલો  
આનો શકિત, આનો દીપ્તિ,  
આનો શાંતિ, આનો તૃપ્તિ  
આનો સ્નિગ્ધ ભાલોબાશા,  
આનો નિત્ય ભાલો.  
એશો શુભ લગ્ન બેયે  
એશો હે કલ્યાણી  
આનો શુભ સુપ્તિ, આનો

જાગરણખાનિ
દુઃખ રાતે માતૃવેશે
જેગે થાકો નિર્નિમેષે,
ઉત્સવ આકાશે તવ
શુભ્ર હાસિ ઢાલો

યતીન : ગીતમાં કયા ઉત્સવની વાત છે, ખબર છે હિમિ?

હિમિ : ના!

યતીન : અરે! અનુમાન તો કર!

હિમિ : હું અનુમાન કરી શકતી નથી.

યતીન : હું કરી શકું છું. જે દિવસ તારાં લગ્ન થશે તે દિવસે ઉત્સવની સવારથી—

હિમિ : બસ કરો, મોટાભાઈ. બસ કરો.

યતીન : હું જાણે તેની બંસરી સાંભળી શકું છું. ભૈરવીના સૂર વાગી રહ્યા છે. મેં લખી મૂક્યું છે, તારા લગ્નના ખરચને માટે—

હિમિ : મોટાભાઇ ત્યારે હું જાઉં?

યતીન : ના, ના. બેસ. પણ વાસ્તાને દિવસે મારે બદલે તારે જ બધું શણગારવું પડશે. યાદ રાખજે, ધોળાં પદ્મ જેટલાં મળે તેટલાં ઓરડામાં જે આસન તૈયાર થાય તે ઉપર અમારા લગ્નની પેલી લાલ બનારસી ચાદર—

( શંભુનો પ્રવેશ. )

શંભુ : ડાક્ટર સાહેબ પૂછાવે છે કે મારે આજે રાત્રે રહેવું પડશે?

માસી : હા, રહેવું પડશે.

[ શંભુ જાય છે. ]

યતીન : પણ આજે ઊંઘની દવા નહિ આપતા તેથી તો મારી ઊંઘ પણ ડોળાઈ જાય છે અને જાગરણ પણ ડોળાઇ જાય છે. વૈશાખની બારસે અમારાં લગ્ન થયાં હતાં, માસી. કાલે તે જ તિથિ છે. મણિને મારે એ જ વાતની યાદ આપવી છે. એ મિનિટ બોલાવી લાવ. ચૂપ થઇ ગઇ કંઇ? મારું મન તેને કંઇ કહેવા માગે છે એટલા માટે જ આ બે રાત મને ઊંઘ નહિ આવી. હવે મોડું ન કરો. પછી વખત મળવાનો નથી. ના, માસી, તમારું આ રોવું મારાથી સહન નથી થતું. આટલા દિવસ માસી શાંત હતી. આજ કેમ—

માસી : ઓરે યતીન, મેં તો ધાર્યું હતું કે મારું રોવાનું બધુંય પૂરું થઇ ગયું છે–પણ આજે હવે રહેવાનું નથી.

યતીન : હિમિ ઉતાવળી ઉતાવળી કેમ ચાલી ગઇ?

માસી : થાક ખાવા ગઇ. હમણાં પાછી આવશે.

યતીન : મણિને બોલાવી લાવ.

માસી : જાઉં છું, ભાઇ. શંભુ બારણા પાસે છે. જો કાંઇ જોઇએ તો તેને બોલાવજે.

[ જાય છે. ]

( પાસેનો ઓરડો )

[ અખિલનો પ્રવેશ. ઉતાવળે ઉતાવળે આંસુ લૂછીને હિમિ ઊઠી ઊભી થાય છે. ]

હિમિ : માસીને બોલાવું છું.

અખિલ : જરૂર નથી. એવું અગત્યનું કાંઇ કામ નથી.

હિમિ : મોટાભાઇના ઓરડામાં જવાના છો ?

અખિલ : ના, અહીંથી જ ખબર લઇ જઇશ. યતીનને કેમ છે ?

હિમિ : ડાકટર કહે છે કે આજ સ્થિતિ સારી નથી.

અખિલ : કેટલાય દિવસથી તમો રાત દિવસ મહેનત કરો છો. હું તો આવ્યો છું તમને જરા આરામ દેવાને. મને લાગે છે કે રોગીની સેવા હું પણ કંઇક—

હિમિ : ના, તે બને જ નહિ. મને જરાયે થાક લાગ્યો જ નથી.

અખિલ : વારુ, તો હું તમારી સાથે સાથે કામ કરવા લાગું.

હિમિ: એ બધું કામ–

અખિલ: ખબર છે કે વકિલાત કરતાં બહુ ભારે છે

હિમિ: ના. હું એવું નથી કહેતી.

અખિલ: ના, સાચી વાત છે. મારે જો કાંઈ તૈયાર કરવી પડે તો કદાચ ઘરને જ આગ લગાડી મૂકું.

હિમિ: શું બોલો છો તમે ?

અખિલ : જરા પણ અતિશયોકિત કરતો નથી. ઘરમાં આગ લગાડવાનો અમને અભ્યાસ છે. સમજતી નથી ?– જોતી કેમ નથી, તું તો યતીનને માટે કાંઈ તૈયાર કરે છે, હું કદાચ એવું કાંઈ તૈયાર કરીને બેઠો છું કે જે એને માટે પથ્ય ન હોય, એટલું જ નહિ પણ નિરોગીને પણ ભારે પડે. તું બેસ એ વાત તારી સાથે કરી લઉં.

હિમિ: હમણાં પણ વાત કરવા જેવો–

અખિલ: રામ રામ; વાત કરતાં જો આવડતી હોત તો ધંધો જ છોડી દીધો હોત. બીજો બંધોય ચાલુ જો થઇ ગયો હોત. હમે છે શું ? અમારે ઘણી વાતો બનાવવી પડે છે, એ જરા પણ ગમતું નથી. વાર્તા જો બનાવી શકતો હોત તો આ ધંધો છોડી દેત. પણ તેં શું વાર્તા લખવાનું શરૂ કરી દીધું છે ?

હિમિ : ના.

અખિલ : નાટક લખવા–

હિમિ : ના. મને એ બધું આવડતું નથી.

અખિલ : કેમ જાણ્યું ?

હિમિ : ભાષા મળતી નથી.

અખિલ : નાટક તૈયાર કરવામાં ભાષાની જરૂર પડતી નથી. નોટ બોટ કંઇ જ જોઇતું નથી. કદાચ અત્યારે જ તારો નાટક શરૂ થઇ ગયો હોય પણ કોણ કહી શકે ?

હિમિ: હું જાઉં છું, મારીને બોલાવી લાઉં છું.

અખિલ : ના, કાંઈ જરૂર નથી. હું નકામી વાત બંધ કરું છું. કામની વાત જ કાઢું છું. મેં તો યતીનને જ કહેવાનો વિચાર રાખ્યો હતો પણ તેનું શરીર હમણાં—

હિમિ : તેમના વેપાર વિષે કાંઇ વાત મારે કાને આવી છે કે નહિ એમ મને હમેશાં પૂછયા કરે છે. તમો કદાચ–

અખિલ: હું જાણું છું. વેપાર ડૂબી ગયો છે.

હિમિ : પગે લાગું છું. એ વાત તેમને કહેશો

નહિ. બીજું જે થવાનું હોય તે થાય, તેમનું આ ઘર તો—

અખિલ : યતીન ઘરની વાત કરે છે ખરો!

હિમિ : માત્ર એ એક જ વાત કરે છે. એક દિવસ ભપકા સાથે વાસ્તુ થવાનું છે, તેની જ યોજના—

અખિલ : વાસ્તાની તૈયારી તો થઇ ગઇ છે-

હિમિ : તમે કેવી રીતે જાણ્યું?

અખિલ : મારી ઓફિસમાંથી જ થઇ છે- પટાવાળાઓ કપડાં પહેરીને લગભગ તૈયાર—

હિમિ : જુવો, અખિલબાબુ, આ હસવાની વાત નથી-

અખિલ : તે શું હું જાણતો નથી? તારી આગળ છુપાવવાથી શું વળવાનું હતું? આ ઘર દેણામાં-

હિમિ : ના, ના. તે બને જ નહિ-અખિલબાબુ દયા કરો—

અખિલ : પણ આટલી બધી ચિંતા શાને કરે છે? તને તો બધી ખબર છે. તારા મોટાભાઇ તો હવે બહુ દિવસ—

હિમિ : ખબર છે, ખબર છે. મોટાભાઇ ન રહે એ સહન થાય પણ તેમનું આ ઘર સુદ્ધાં જો જાય, તો તો મારી છાતી જ ફાટી જાય. એ તો તેમના પ્રાણ કરતાં—

અખિલ; જો, તું સાહિત્ય, ગણિત, લૉજિક વગેરે-માં વર્ગમાં પૂરા માર્ક પામતી હશે-પણ સંસાર-જ્ઞાનમાં ત્રીજા વર્ગમાં પણ પાસ થઇ નહિ શકે. સંસારકર્મમાં ધર્મ નામે કોઇ ચીજ નથી. એના નિયમ—

હિમિ : મને ખબર નથી. તમારે પગે લાગું છું. આ ઘર તમારે બચાવવું જ પડશે. આપની ઑફિસના—

અખિલ : પટાવાળાઓને ઢીલી બનાવવા પડશે. તેમના હાથમાં સરણાઇ દેવી પડશે. લૉ-કૉલેજમાં લયતત્વના બધા અધ્યાય ભણ્યો છું. માત્ર તાન-લયનો અભ્યાસ કર્યો નથી. એ કદાચ તારી પાસેથી જ—

[ માસીનો પ્રવેશ ]

માસી : અખિલ, શું ચાલે છે? હિમિ રડે છે કેમ?

અખિલ : વાસ્તાની યોજનામાં જરા વાંધો પડ્યો છે માટે—

માસી : તે એની સાથે એ બધી વાત શું કામ—

અખિલ : એના મોટાભાઇએ એની ઉપર જ વાસ્તાનો બધો ભાર નાખ્યો છે, એવું મેં સાંભળ્યું છે. તેથી કામમાં કોઇ પણ જાતની મુશ્કેલી ન આવે તે માટે બધાને છોડીને એણે મને જ પકડ્યો છે. તો તમે બધાં જ જો મનમાં લો તો તો જોઇએ જ શું, વાસ્તાના કામમાં હું પણ કમ્મર કસીને લાગી જાઉં. વાત તો સમજો છો ને, કાકી?

માસી : સમજી છું. માત્ર કમર બાંધ્યે ના ચાલે. બંધન વધારે પાકું કરવું પડશે. હમણાં તેનો વિચાર કરવાનો વખત નથી. હમણાં તો યતીનને તું આશ્વાસન આપ કે તેના ઘર ઉપર કોઇનો હાથ નહિ પડે.

અખિલ : બહુ સારું, શણનો બજાર ચડ્યો છે એમ કહેશો એટલે થયું હવે એમનાં આંસુ લૂછી નાખવાને કહો—

[ ડાકટરનો પ્રવેશ ]

ડાકટર : વકીલ કે ! ત્યારે તો થયું.

અખિલ : જુઓ શનિ મોટો કે કલિ એ વિષે ચર્ચા કરવાથી લાભ શો ? બંગાળ દેશમાં આપના હાથમાંથી બચીને જે થોડા ઘણા લોકો જીવતા રહે છે; તેમના જેવા તેવા ગર ઉપર જ અમારો ધંધો—

ડાકટર : આ ઘરમાં તે ધંધો ચલાવવાને બહુ વાર નથી. હું જોઇ આવ્યો છું.

અખિલ; ભય બતાવશો નહિ મહાશય, મરણથી જ તમારો વેપાર પૂરો થાય છે, અમારો તો ત્યાર પછી જ સારી રીતે જામે છે. ના, ના, બહુ થયું રહેવા દો એ વાત–કાકી, આ કહી જાઉં છું, વાસ્તાના બંદોબસ્તનો બધો ભાર લેવાને હું તૈયાર છું–તે સાથે સાથે બીજો યે થોડો ભાર પણ– બહારના ઓરડામાં બેઠો છું. જ્યારે જરૂર પડે ત્યારે બોલાવજો.

[ જાય છે. ]

ડાકટર: હજી યે વહુ નહિ આવી. તમે પણ ઘણી વારથી તેના ઓરડામાં ગયાં નથી.

માસી : મણિની વાત પૂછતાં શો જવાબ દેવો તે સૂઝતું નથી. હવે તો મારાથી વાતો ઉપજાવી કહાતી નથી. જાત પર જ ધિક્કાર વછૂટે છે. તે જરા ઊંઘી જાય પછી ઓરડામાં જઇશ.

ડાકટર : હું બહાર રાહ જોઉં છું. રોગી કેમ છે તે કલાકેક પછી કહેવડાવજો એટલામાં વકીલને અટકાવી રાખવો પડશે. એ લોકનું મોઢું જોતાં સ્વાભાવિક અસ્વસ્થતાથી જ નાડી જાઉં જાઉં કરી ઉઠે છે.

[ જાય છે. ]

: પહેલો અંક પૂરો :

[ અપૂર્ણ ]

# આંતરરાષ્ટ્રીય આંદોલનો

શ્રી. ભાસ્કરરાવ વિદ્વાંસ

## નબળી પ્રજાના શિકારીઓ : જર્મની–ઇંગ્લાંડ–ફ્રાંસ

જર્મની હવે પોતાનાં સંસ્થાનો પાછાં માગે છે. હમણાં હમણાં છાપામાં આ જર્મનીનાં સંસ્થાનોની માગણીનો પ્રશ્ન મહત્ત્વનો બન્યો છે. અનેક પ્રકારનાં મંતવ્યો આ બાબતમાં રજુ કરવામાં આવે છે. કોઈ જર્મનીની માગણીને વ્યાજબી ગણે છે; કોઇ ગેરવાજબી ગણે છે. મોટો વર્ગ જર્મનીની આ માગણીને યોગ્ય ગણતો જણાતો નથી. યુદ્ધ ઉભું કરવાનું આ એક બહાનું ગણાવે છે.

હીટલર ૧૯૩૩માં સત્તા ઉપર આવ્યા પછી તેણે જર્મનીને ફરી પાછું યુરોપના રાજકારણમાં અગ્રસ્થાને આણી મૂક્યું છે. વર્સાઇલ્સની સંધિથી જર્મનીની સત્તાને સાવ નિર્બળ કરી નાખવામાં આવી હતી. જર્મન પ્રજા પોતાનું આ અપમાન ભૂલી નહોતી. પણ આજે હવે હીટલર જેવો પ્રજાનેતા મળતાં ગએલી આબરૂ, સત્તા બધું પાછું મેળવવા તત્પર થઇ છે. આમ કરવામાં સારૂં નરસું જોઇને જ દરેક પ્રજા દરેક કાર્ય કરે છે એવું હોતું નથી. પણ એક ઐતિહાસિક સત્ય સ્પષ્ટપણે સ્થાપિત થાય છે કે કોઇ પણ પ્રજાને દબાવીને કચરી શકાતી નથી. પ્રજા આત્મઘાત કરી શકે ખરી. જર્મનીની પણ આજે એ દશા છે. એને કચરી નાખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો, એને પરિણામે આજે એનું પુનરુત્થાન બેવડા જોરથી શરૂ થયું છે. અને યુરોપની શાંતિ જોખમમાં આવી પડી છે. યુરોપમાં જો શાંતિભંગ થશે તો જર્મની તરફથી થશે એવું ઘણાનું અનુમાન છે. આજ સુધીમાં તેને માથે લાદવામાં આવેલી એક પછી એક શરતોની બેડીઓ તેણે તોડી નાખી છે. હવે ચાર વરસનાં હીટલરના રાજ્યઅમલ પછી જૂની એક પણ બેડી જર્મનીના પગમાં રહી નથી. દરેક બેડી તોડતી વખતે શાંતિભંગનો ભય ઉપસ્થિત થયો હતો, પણ બીજા દેશો લડાયક માનસવાળા નહીં હોવાથી જર્મની આજની સ્થિતિએ પહોંચી શક્યું.

આજ સુધી જર્મનીએ પોતાનાં ગુમાવેલ સંસ્થાનોની ફરી માગણી કરી નહોતી. પણ હવે જર્મનીની શકિત એટલા પ્રમાણમાં વધી છે કે સંસ્થાનોની માગણી કરીને ઈંગ્લાંડ-ફ્રાંસની દુશ્મનાવટ વહોરી લેવા તત્પર છે.

જર્મનીના બધા મુખ્ય મુખ્ય માણસો જૂદી જૂદી રીતે આ સંસ્થાઓની માગણી હવે આગળ કરે છે અને તેનાં જૂદાં જૂદા કારણો પણ બતાવે છે. ' જ્યારે બીજા બધા દેશોમાં દૂધ અને માખણની રેલમછેલ થઇ રહી હોય ત્યારે અમે ભૂખે મરતા હોઇએ એ કેમ બને ? ' આવા પ્રકારનાં વાકયો ભાષણોમાં આવે છે. પોતાની આ સંસ્થાનોની માગણી કરતાં જર્મની કયાં કારણો બતાવે છે ?

**મૂખ્ય કારણો:**

મુખ્ય ત્રણ કારણો ગણાવવામા આવે છે. (૧) કાચા માલ માટે અને માલની નિકાસ માટે. (૨) વધતી જતી વસ્તીના વપરાશ માટે. અને (૩) જર્મનીની પ્રતિષ્ઠા માટે. આ કારણોના સંબંધમાં અનેક સાધક બાધક લખાણો થયા છે. આપણે એક પછી એક તપાસીએ.

આજના જમાનામાં કાચો માલ મેળવવાની બાબત વધારે મહત્ત્વની બની છે. એક જમાનામાં કારખાનામાં તૈયાર થએલ માલ ખપાવવા માટે બજારો મેળવવાની બાબત વધારે મહત્ત્વ ધરાવતી હતી. પણ હવે ધીમે ધીમે કાચા માલ ઉપરનો કાબૂ મેળવવાની બાબત વધારે મહત્ત્વની બનતી જાય છે. જર્મની તો આ બન્ને માટે વસાહતોની માગણી કરે છે. પોતાને કબજે જે દેશો હોય તેના ઉપર પોતાનો માલ વધારે સહેલાઇથી લાદી શકાય છે. તેમજ પોતાના જ તાબાના દેશોમાથી જોઇતો કાચો માલ મેળવી શકાય છે. પરદેશની બજારોમાં માલનું વેચાણ તથા કાચા માલની ખરીદી થઈ શકે છે ખરી, પણ યુદ્ધ વખતે આમ બનવું મુશ્કેલ બની જાય છે. આજે તો રીતસર યુધ્ધ ન ચાલતું હોય તો પણ આર્થિક યુધ્ધ ચાલુ જ રહે છે. આથી સંસ્થાનોનું મહત્ત્વ વધારે ગણાય છે.

મહાયુધ્ધ પહેલાંનાં જર્મનીનાં સંસ્થાનો મુખ્યત્વે આફ્રિકામાં હતાં. આ સંસ્થાનોમાંથી તે વખતે જર્મની બહુજ ઓછો માલ મંગાવતું હતું. કુલ આયાતનો માત્ર ૧ %. માલ સંસ્થાનો આપતાં હતાં. તેવીજ રીતે જર્મનીમાથી જે નિકાસ થતી હતી તેના ૧ %. થી પણ ઓછો માલ સંસ્થાનો લેતાં હતાં. આ દૃષ્ટિએ જોઈએ તો જર્મનીનાં સંસ્થાનો જર્મનીની બજારની માગણીને બીલકુલ સંતોષી શકે નહિ એવું જણાય છે

કાચો માલ જોવા જઇએ તો આ સંસ્થાનો એવો કાઇ મહત્ત્વનો કાચો માલ ઉપજાવતાં નથી. અને દુનિયાનાં બીજાં રાજ્યો જેઓની પાસે સંસ્થાનો છે તેઓ પણ સંસ્થાનોમાંથી મોટા પ્રમાણમાં કાચો માલ મેળવતા જણાતાં નથી. પણ આમાં અપવાદો છે. માટે એની ચર્ચા એક બાજુએ મૂકીએ તો પણ જે સંસ્થાનો જર્મનીએ ખોયાં છે તે કાચો માલ મોટા પ્રમાણમાં પૂરો પાડી શકે એવું પણ નથી. આ રીતે જોતાં જર્મનીની આ માગણી બહુ જોરદાર જણાતી નથી. છતાં એટલા ખાતર જર્મની માગણી ન કરે કે ન કરવી જોઇએ એમ ઠરાવવું ભૂલ ભરેલું છે. આજે કદાચ મહત્ત્વ ઓછું હોય તો પણ ભવિષ્યમાં આ પ્રદેશોની ખીલવણી કરવાની આશા જર્મન જેવી કુશળ પ્રજા કેમ ન રાખે? અને જો સંસ્થાનો માલની બજાર તેમ જ કાચા માલ માટે નકામાં હોય તો જે પ્રજાઓ એનાં સંસ્થાનો દબાવીને બેઠી છે તે કેમ સંસ્થાનો છોડી દેતી નથી ?

બીજી બાબત છે જર્મનીની વધતી જતી વસ્તી. જર્મનીમાં આજે પોષી શકાય તે કરતાં

વધારે વસ્તી છે. આ વધારાની વસ્તીને ક્યાંક બહાર વસવા માટે મોકલવી જોઇએ. માટે પોતાનાં ગએલાં સંસ્થાનો પાછાં માગવામાં આવે છે. આનો જવાબ કંઇક સહેલો છે.

પ્રથમ વાત તો એ કે જર્મનીનાં સંસ્થાનો પૈકી પૂર્વ આફ્રિકાનો થોડોક જ ભાગ યુરોપીયન લોકો વસી શકે એવો છે. બાકીના ભાગો બધા વસવાટ માટે બહુ અનુકૂળ નથી. મહાયુદ્ધ પહેલાં જર્મનીનાં બધાં સંસ્થાનોમાં થઇને માત્ર ૨૩૦૦૦ જર્મનો જ વસતા હતા, આજે પણ બહુ મોટી સંખ્યા એ ભાગોમાં વસવા જાય એવું જણાયું નથી. દરેક મહાપ્રજા વસ્તીનાં વસવાટ માટે સંસ્થાનો માગે છે ખરી પણ અનુભવ એવું બતાવે છે કે, કોઇ પ્રજા પોતાના સંસ્થાનોમાં વધારે પ્રમાણમાં હજી ગઇ જ નથી. ઇટાલિ પણ આવી જ માગણી કરે છે, અને માટે જ આબિસિનિયા તેણે જીત્યું, પણ ત્યાં તે વસવાટ કરી શકે એવું જણાતું નથી.

બીજી વાત એ જણાય છે કે એક બાજુથી વસ્તી વધતી જાય છે માટે સંસ્થાનોની માગણી કરવામાં આવે છે, જ્યારે બીજી બાજુથી વસ્તી વધારવા માટેના ખાસ પ્રયાસો કરવામાં આવે છે, જો વસ્તી વધારે હોય તો વસ્તી વધારવાના પ્રયાસો શા માટે કરવા જોઇએ એ સમજાતું નથી. વિચારસરણી એવા પ્રકારની છે કે વસ્તી વધે તો યુદ્ધનું સામર્થ્ય વધે અને તો દેશની પ્રતિષ્ઠા વધે. યુદ્ધ સામર્થ્ય એ પ્રતિષ્ઠા વધારવાનો મોટામાં મોટો ધોરીમાર્ગ જ જણાય છે. અને તેથી વસ્તી વધારવામાં આવે છે. એટલે વધારે વસ્તીને માટે વસાહતોની જરૂર છે. એમ કહેવું તે પણ બરાબર નથી.

**સાચું કારણ–પ્રતિષ્ઠા :**

ઉપરનાં બન્ને કારણો અધૂરા છે. સંપૂર્ણ નથી. પણ ખરું કારણ તો પ્રતિષ્ઠા છે. પરદેશમાં વસાહતો ધરાવનારાં સામ્રાજ્યો આજે પ્રતિષ્ઠા ભોગવે છે. જર્મની પણ આવી જ પ્રતિષ્ઠા ધરાવતું હતું. પણ મહાયુદ્ધ પછી જર્મન પ્રજાને કચરી નાખવામાં આવી. આ અપમાનનો ઘા એ પ્રજા ભૂલી શકે એમ નહોતું. અને જ્યારે આજે તે જોઇ શકે છે કે હવે માથું ઊંચું કરી શકાય એમ છે. બીજાં બધાં રાજ્યો યુદ્ધથી ભડકે છે, ત્યારે પોતાની આ પ્રતિષ્ઠા પાછી મેળવવાનો લાગ એ શા માટે ચૂકે? સંસ્થાનોમાં માલ જાય કે ન જાય, કાચો માલ મળે કે ન મળે, અને વધારાની વસ્તી ત્યાં મોટા પ્રમાણમાં ભલે વસી ન શકે, પણ પોતાના સામ્રાજ્યમાં બીજા અનેક દેશો છે એ પ્રતિષ્ઠા ઓછી છે! કોઇ જર્મન આ માનહાનિ ભૂલ્યો નથી. ખુદ યુરોપમાં પણ તેને માથે એવા આકરાં બંધનો મૂકવામાં આવ્યાં હતાં કે એક વખતની આખી દુનિયાને કંપાવનારી જર્મન પ્રજાને નીચું માથું નાખીને ફરવું પડયું હતું. આજે એણે ફરી માથું ઊંચક્યું છે. યુરોપનાં બધાં અપમાનજનક બંધનો તેણે ફગાવી દીધાં છે, અને હવે સંસ્થાનો પાછાં લેવા માગે છે. જે ઝડપે તેને વિજય મળતો ગયો છે, તેથી તેની આ મહત્ત્વાકાંક્ષા હતી એ કરતાં પણ વધી ગઇ છે.

પ્રતિષ્ઠાનું આ ભૂત જર્મન પ્રજાને આજે ધક્કો મારી રહ્યું છે. અને યુરોપને યાદવાસ્થળી તરફ ઘસડી લઇ જાય છે.

મહાયુધ્ધ પછી જર્મનીનાં સંસ્થાનો મુખ્યત્વે ઇંગ્લાંડ અને ફ્રાંસે લીધાં છે. અને તેમાં પણ મોટા ભાગનાં તો ઇંગ્લાંડે જ લીધાં છે. એટલે જર્મનીની આ માગણીની અસર ખાસ કરીને ઇંગ્લાંડ ઉપરજ થવાની છે, ઇંગ્લાંડ જર્મનીની સંસ્થાનોની માગણી સમજી શકે છે અને એ બાબતમાં પોતે વિચાર કરવા પણ તત્પરતા દર્શાવે છે. પણ જે સંસ્થાનો ઇંગ્લાંડે લીધેલાં છે

તેના સંબંધે વિચાર કરવાની તત્પરતા તે બતાવતું ન હતું. પોર્ટુગાલ પાસેથી કંઇક સંસ્થાનો લઈને કોઇ રીતે તે જર્મનીને અપાવવાં; તથા એ રીતે તેને શાંત કરવું એવો ઈંગ્લાંડનો ઇરાદો હતો. પણ હીટલરે પોતાના છેલ્લા ભાષણમાં સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે "જેણે અમારાં સંસ્થાનો લીધાં નથી તેની પાસે અમારી માગણી છે જ નહિ." આનો સ્પષ્ટ અર્થ એ થયો કે ફ્રાંસ તથા ઈંગ્લાંડની પાસે જે પોતાનાં સંસ્થાનો છે તે જ પાછાં લેવાં છે.

### ઈંગ્લાંડ શું કરશે ?

હવે આપણે એ જોવું જોઇએ કે ઈંગ્લાંડ તથા ફ્રાંસ આ સંસ્થાનોની માગણીનો શું જવાબ આપી શકે એમ છે.

ઈંગ્લાંડમાં તો આ માગણીની વિરુધ્ધ જબરો પ્રચાર થઈ રહ્યો છે. પાર્લામેંટમાં પણ આ બાબત અનેકવાર સ્પષ્ટતા કરી લેવામાં આવી છે; કે ઈંગ્લાંડને તાબે આજે જે મુલક છે તેમાંથી એક તસુ જમીન પણ તે જતી કરવા તૈયાર નથી. આમ ઈંગ્લાંડનો લોકમત એકી અવાજે જર્મનીની સામે છે.

કાચા માલની બાબતમાં ઈંગ્લાંડ કહે છે કે જર્મની અમારા મુલકોમાંથી તે ખરીદે તો અમારે તેની સામે વાંધો જ નથી. અમે કોઈ પ્રકારનો પ્રતિબંધ મૂકતા નથી. અને આખરે તો જર્મનીને કાચો માલ ખરીદવો જ પડે છે. પછી સંસ્થાનો પોતાને તાબે હોય કે બીજાને તાબે હોય તેનાથી શું તફાવત પડવાનો છે?

રાષ્ટ્રસંઘે આ મુલકો ઈંગ્લાંડને સોંપ્યા છે. ત્યાંની પ્રજાનું રક્ષણ આજે ઈંગ્લાંડ કરે છે. આવી પોતાના રક્ષણ નીચેની પ્રજાને જર્મનોને હવાલે અંગ્રેજો કરી શકે એમ નથી. એમાં પણ ખુદ જર્મનીમાં યહુદી ઉપર જે જાતનો ત્રાસ ગુજારવામાં આવે છે, અને ત્યાંથી જે રીતે કાંકી મૂકવામાં આવે છે તે જોતાં તો સંસ્થાનોની જે પ્રજાનું રક્ષણ કરવાનું માથે લીધું છે તે પ્રજાને જર્મનોને હવાલે કરવામાં પૂરતું જોખમ છે. એમ કરવાથી પ્રજાનો વિશ્વાસભંગ કરવા જેવું થાય છે.

ઉપરનાં બન્ને કારણો તો દલીલ ખાતરની દલીલ ગણી શકાય. પરંતુ જર્મનીનાં સંસ્થાનો પાછાં આપવામાં સામ્રાજ્ય જોખમમાં ઉતરે છે, કેપ ટુ કેરો સુધીની આફ્રિકાની દક્ષિણેથી ઉત્તરે જતી રેલ્વેની એક યોજના છે. આજે ઇજીપ્ત એ અંગ્રેજોનો રક્ષિત મુલક છે, અને પછી એંગ્લો ઇજીપ્શીયન સુદાનથી કેપટાઉન સુધીનો બધો મુલક અંગ્રેજોનો છે. જૂના ટાંગાનીકા ટેરીટરી જર્મનીનું હતું, પણ હવે એ ભાગ અંગ્રેજોને મળ્યાથી આ આખો સળંગ રસ્તો હવે બ્રિટિશ રસ્તો બન્યો છે. આફ્રિકાની ખીલવણી માટે અને સામ્રાજ્યના રક્ષણના માર્ગની દૃષ્ટિએ આ રસ્તો અગત્યનો છે. હવે પાછું જો આ ટાંગાનીકા ટેરીટરી જર્મનીને પાછું સોંપવામાં આવે તો આ રેલવે રસ્તો જોખમમાં મૂકાય છે. અને તો સંરક્ષણનો માર્ગ તૂટી જાય છે. આથી અંગ્રેજો આ મુલક પાછો આપવા તૈયાર નથી. માટે જ ઈંગ્લાંડનાં છાપાઓ એકી અવાજે કહે છે કે આ મુલક જર્મનોને કશો લાભદાયક હતો નહિ અને છે નહિ, જ્યારે ઈંગ્લાંડને માટે તે અતિ મહત્વ ધરાવતો મુલક છે.

### હિંદની કિલ્લેબંદી:

બીજું મહત્વનું કારણ હિંદી મહાસાગરના માર્ગનું રક્ષણ. આજે હિંદી મહાસાગરની આસપાસ લગભગ બધે જ ઈંગ્લાંડનું કોઇ ને કોઇ પ્રકારે પ્રભુત્વ છે. ભૂમધ્ય સમુદ્રમાં થઈને એક તો હિંદી મહાસાગરમાં જવાય છે. આ માર્ગ આજે અનેક રીતે જોખમાયો છે. અને તેથી કેપઓફગુડહોપથી ફરી હિંદી મહાસાગરમાં પ્રવેશ કરવાના માર્ગને મજબૂત

બનાવવા તરફ અંગ્રેજોનું ધ્યાન ગયું છે; પણ પશ્ચિમ આફ્રિકામાં કે ટાંગાનીકામાં જો જર્મનો પોતાનું નૌકાનું કે હવાઇ જહાજોનું થાણું નાખે તો આ એક રસ્તો જે સહીસલામત હજી રહ્યો છે તે પણ પૂરેપૂરો જોખમાય એમ છે, અને એમાં પણ વૈજ્ઞાનિક શકિતમાં જર્મન લોકો બહુ આગળ હોવાથી એવી પ્રજા જો હિંદી મહાસાગરને કાંઠે એકજ થાણું નાખે તો પણ બહુ ભારે નુકશાન કરી શકે એમ છે. આ કારણથી પણ હરકોઇ ઉપાયે અંગ્રેજો આ મુલકો પાછા આપવા તૈયાર નથી. ઈંગ્લાંડનું સામ્રાજ્ય છૂટું છૂટું વેરાએલું હોવાથી માર્ગોનું સંરક્ષણ સામ્રાજ્યના સંરક્ષણ માટે અત્યંત મહત્વનું ગણાય.

ઉપરનાં બન્ને કારણો જર્મનીનાં સંસ્થાનો પાછાં ન આપવાનાં ઈંગ્લાંડને માટે સબળ કારણો છે અને છેલ્લું કારણ જેમ જર્મનીની પ્રતિષ્ઠા છે, તેમ ઈંગ્લાંડની પણ પ્રતિષ્ઠા છે. ઈંગ્લાંડ પણ એમ જરૂર માને કે ચાર વરસના યુધ્ધ પછી અને અંગ્રેજ પ્રજાના ભોગ પછી આ સંસ્થાનો તેમણે મેળવ્યાં છે. આ તલવારથી મેળવેલાં સંસ્થાનો ઈંગ્લાંડ શા માટે છોડે? જર્મનીને પોતાની પ્રતિષ્ઠા વહાલી છે; તો ઈંગ્લાંડને પણ પોતાની પ્રતિષ્ઠાની કિંમત છે. અને તે તો જીત મેળવનારી પ્રજા છે. જર્મનીની માત્ર ધમકીથી ઈંગ્લાંડની પ્રજા ડરી જઇને મુલક પાછો આપવા જેટલી કાયર જરૂર નથી.

આટલા વિવેચન ઉપરથી જોઇ શકાય છે કે ઈંગ્લાંડ જર્મનીની આ માગણીને સહેલાઇથી સ્વીકારી શકે એવું નથી.

**ફ્રાંસની સ્થિતિ:**

જર્મનીની સંસ્થાનોની માગણી ફ્રાંસને પણ અસર કરે છે. એટલે ફ્રાંસની બાજુ હવે આપણે તપાસીએ.

આ પ્રશ્ન સંબંધે ઇંગ્લાંડમાં જેટલો ઉહાપોહ થયો એટલો ઉહાપોહ ફ્રાંસમાં થએલો જણાતો નથી. મોટા ભાગનાં અને મહત્ત્વનાં જર્મનીનાં સંસ્થાનો ઈંગ્લાંડને જ મળ્યાં છે. એટલે ફ્રાંસ તો એમ સમજે છે કે આ પ્રશ્ન સાથે પ્રથમ સંબંધ હોય તો ઇંગ્લાંડને છે. ફ્રાંસનો વારો પાછળથી આવે છે. ફ્રાંસને જે મુલકો મળ્યા છે તે બહુ નાના અને અગત્યના પણ ઓછા છે. જર્મનીને કદાચ વધારે અગત્યના હશે, તો પણ ફ્રાંસને તેનું મહત્વ ઝાઝું નથી. ઇંગ્લાંડનું સામ્રાજ્ય આખું આ સંસ્થાનો પાછાં આપતાં જેમ જોખમમાં આવે છે, તેવો ડર ફ્રાંસને નથી. કારણ કે ગિનીનાં કિનારા ઉપરનો થોડોક ભાગ ફ્રાંસને મળ્યો છે. અને આથી ઇંગ્લાંડ જે પગલાં ભરે તેના ઉપરથી ફ્રાંસ પોતાનો નિર્ણય બાંધશે. જરૂર ઇંગ્લાંડથી ફ્રાંસ આ બાબતમાં વિરુદ્ધ તો નહિ જ જાય.એનો સ્વાર્થ ઇંગ્લાંડની પડખે જ ઉભો રહેવામાં છે. ઇંગ્લાંડ પ્રથમ નમતું આપે એ લગભગ અશકય હોવાથી આ બાબતમાં ફ્રાંસ પણ નિશ્ચિંત છે.

આફ્રિકાનો ઉત્તર કિનારો ફ્રાંસને વધારે અગત્યનો છે. કારણ કે ફ્રાંસના કિનારાની બરાબર સામે આ ભાગ આવે છે. ત્યાંથી સાધન તથા માણસની સહાય આવી શકે એમ છે, અને ફ્રાંસના કિનારા ઉપર મારો કરવો હોય તો પણ આ કિનારો સરળ થાણું ગણાય, એટલે જો જર્મની આ ભાગમાં પગપેસારો કરે તો ફ્રાંસને ચિંતા જેવું છે. આ ભાગમાં જર્મનીએ પગપેસારો શરૂ પણ કર્યો છે. પણ સંસ્થાનો પાછાં મેળવવાની માગણી સાથે આ પ્રશ્નને સંબંધ નથી. એ આખો જુદો પ્રશ્ન છે એટલે અહીં આપણે ચર્ચીશું નહિ. ફ્રાંસનો સ્વાર્થ બીજાં સંસ્થાનો જર્મનીને પાછાં મળે કે ન મળે તેમાં ઝાઝો નથી. પણ આફ્રિકાના ઉત્તર કિનારે આવેલા મોરોકકોના ભાગમાં કોઇ પણ રીતે જર્મની પ્રબળ ન થાય એમાં છે. અને આ હેતુથી જર્મનીને દબાવવાના કોઈ પણ કાર્યમાં ફ્રાંસ ઇંગ્લાંડને જરૂર મદદ કરશે.

બીજા રાષ્ટ્રો ઉપર આ માગણીની ખાસ અસર નથી. ઉપરની ચર્ચામાં જોઇએ છીએ તેમ ઇંગ્લાંડને જ વધારે નિસ્બત છે. એટલે તેમનું દ્રષ્ટિબિંદુ તથા જર્મનીનું દ્રષ્ટિબિંદુ સમજવાનો આપણે વિચાર કર્યો છે. જર્મનીનું વધતું જતું જોર અને આ સંસ્થાનોની તેણે કરેલી માગણી સીધી રીતે ઇંગ્લાંડને જર્મની સાથે ફરીવાર યુદ્ધમાં ઉતારે એવો પૂરો સંભવ છે. માત્ર ઇંગ્લાંડની હજી લડાયક શક્તિ પૂરી સમૃદ્ધ થઇ નથી ત્યાં સુધી તાત્કાલિક ઇંગ્લાંડ કંઇ પગલું ભરે એવું જણાતું નથી. પણ જર્મનીએ ઇંગ્લાંડની મૈત્રીને જોખમમાં નાખી છે એ વાત ચોક્કસ છે.

**પણ એ પ્રજાનું શું ? :**

મહારાષ્ટ્રોના અંદર અંદરના સંબંધોની દ્રષ્ટિએ આ માગણીનો આપણે વિચાર કર્યો. પણ બીલકુલ તટસ્થ રીતે વિચાર કરીએ તો જર્મનીની વસ્તી વધારે હોય, માલ ખપાવવો હોય, કાચો માલ ખરીદવો હોય, કે જર્મનીની પ્રતિષ્ઠાને હાનિ પહોંચતી હોય તો પણ બીજા પછાત પ્રદેશોને એ કારણસર કબજે કરવા, ત્યાંની પ્રજાને પરાધીન બનાવવી અને શોષણ કરવું એ કોઇ રીતે ન્યાયી ન જ ગણાય. વસાહતો દબાવીને બેઠેલા સામ્રાજ્યોની દ્રષ્ટિએ માગણી વ્યાજબી કે ગેરવ્યાજબી છે એનો વિચાર શક્ય હોઇ શકે, પણ જે પ્રજાને પરાધીન બનાવવી છે તેનો કશો વિચાર ખરો કે નહિ ? પણ બળિયાના બે ભાગના આ જમાનામાં ન્યાય અન્યાયના માપ પણ જૂદાં જ હોય છે. જો ઇંગ્લાંડને નુકશાન ન થતું હોત તો જર્મનીની માગણી ન્યાયી ગણાત, પણ ઇંગ્લાંડને નુકશાન થાય છે માટે તેની માગણી અન્યાયી ગણવામાં આવે છે. સંસ્થાનોની પ્રજાને તો અંતે ગુલામી જ. તેમને સ્વતંત્ર રહેવાનો હક્ક ન્યાયી છે કે અન્યાયી તેનો વિચાર આ મોટા શિકારીઓ શા માટે કરે ?

## જાપાન-ઇંગ્લાંડનું હરીફ

**પૂર્વમાં** જાપાન અને ઇંગ્લાંડ વચ્ચે વિષમતા ઉત્પન્ન થવાનું એક નવું કારણ ઉપસ્થિત થવાનો ભય ઉભો થયો છે. આ ભય તે ક્રા કેનાલનો છે.

વર્તમાનપત્રોમાં થોડા વખત અગાઉ એવા ખબર પ્રગટ થયા હતા કે સિયામનો અખાત તથા બંગાળાના ઉપસાગરની વચ્ચે આવેલી ક્રાની સંયોગીભૂમીમાંથી એક નહેર ખોદીને બન્ને સમુદ્રોને એક કરી દેવાની યોજના ચાલે છે અને આ યોજના માટે જાપાન પૈસા પૂરા પાડવાનું છે.

હજી આ યોજનાને મૂર્ત સ્વરૂપ મળ્યું નથી. પણ જેમ સ્વેઝની નહેર, પનામાની નહેર, કીલકેનાલ વગેરે અગત્યની નહેરો છે, તેવી જ અગત્યની આ નહેર થવાનો સંભવ છે. આજે હિંદી મહાસાગરમાં થઇને ચીન-જાપાન તરફ જવું હોય તો મલાયાદ્વીપકલ્પને ફેરો ફરીને સિંગાપોર પાસેથી જઈ શકાય છે. તેને બદલે જો આ કેનાલ તૈયાર થાય તો બે થી ચાર દિવસ મુસાફરીના બચી જાય છે. અને આખો ફેરો લેવાને બદલે સ્ટીમરો સીધી સિયામના બંદરે પહોંચે-કે પૂર્વમાં ગમે ત્યાં જઇ શકે.

સિયામની સરકાર આ નહેર ખોદવાનો વિચાર કરી રહી છે બ્રહ્મદેશની સરહદની દક્ષિણે પાકચાન નામની નદી વહે છે. તે નદીની સાથે જ આ નહેર જોડી દેવામાં ઓછો ખરચ લાગે એવું છે. આ ભાગ માત્ર ૨૫ માઈલ જેટલો લાંબો છે. ત્યાંની માટી પણ પથરીલી નથી; કાંપની બનેલી છે. એટલે ખોદવાનો ખર્ચ પણ લાગે એમ નથી.

તથા બન્ને બાજુના સાગરોનું લેવલ પણ સરખું જ છે. એટલે પનામાની નહેરમાં જેમ દરવાજા કરીને સ્ટીમરને ઉંચે લેવી પડે છે અને નીચે ઉતારવી પડે છે એવું પણ કરવાની જરૂર નથી. આમ ઓછે ખરચે આ નહેર બાંધી શકાય એવું છે. પણ સિયામની સરકારે આ કામકાજ શરૂ કર્યું નથી. કારણ કે બ્રિટનના હિતને આથી ધક્કો લાગે એમ છે. જો નહેર ખોદવી જ હોય તો ઇંગ્લાંડની દુશ્મનાવટ વહોરી લેવી પડે.

આ નહેરથી ઇંગ્લાંડને શા માટે વાંધો આવે એમ છે?

આજ સુધી હિંદી મહાસાગર અને પાસિફિકની વચ્ચે એક જ દરવાજો હતો-સિંગાપોર. આથી તો એનું મહત્વ વધી ગયું છે. અને હમણાં જ ઇંગ્લાંડે ત્યાં કરોડો રૂપિયા ખરચીને અભેદ્ય કિલ્લેબંધી બાંધી છે. સિંગાપોરની બંદર તરીકે પણ ઉન્નતિ આ કારણથી થઈ છે. અને યુદ્ધના એક અગત્યના સ્થાન તરીકે તો તેનું મહત્વ ઘણું વધારે છે. જો આ કેનાલ હવે ખોદવામાં આવે તો સિંગાપોરની ગરદન ઉપર બરાબર કાપ મૂકવા માફક થાય છે. પછી સિંગાપોર સુધી કોઇ પણ વ્યાપારી સ્ટીમરને જવાની જરૂર રહે નહિ. બધી સ્ટીમરો આ ક્રાની નહેરમાંથી જ ચાલી જાય. સિંગાપોરની જાહોજલાલી બંધ થઇ જાય. પણ એથી ય વધારે તો સિંગાપોરની કિલ્લેબંધીનું મહત્વ ઘટી જાય; ત્યાં ખરચેલા પૈસાનો ઘણો ભાગ પાણીમાં જાય, અને ક્રા કેનાલની આસપાસ નવું મથક તૈયાર કરવું પડે. ઉપરાંત આજ સુધી એક જ ભાગનું રક્ષણ કરવાથી હિંદી મહાસાગરના સામ્રાજ્યનું રક્ષણ થતું હતું તેને બદલે હવે બે દરવાજા ઉપર ચોકી રાખવી પડે.

પૂર્વમાં ઇંગ્લાંડને મોટી બીક જાપાનની છે. અગાઉ આ બીક નહોતી. પણ આસ્તે આસ્તે બન્નેની હરિફાઈ વધતી ચાલી છે. અને એ ઉદ્દેશથી જ સિંગાપોરનું થાણું બ્રિટિશ સરકારે મજબૂત બનાવ્યું છે. હોંગકોંગના થાણાને પણ મજબૂત બનાવવાનું કામ ચાલુ છે. જો આ નવી નહેર ખોદાય તો ત્યાં પણ થાણું બેસારવું પડે. અંગ્રેજોને એનો ડર છે કે આ નવી નહેર ખોદવાના કાર્યમાં જાપાન મદદ આપશે. એટલે કે આખી નહેર લગભગ જાપાનના જ હાથમાં રહેશે. જો આમ થાય તો અંગ્રેજોને વિશેષ ચિંતાનું કારણ મળે છે.

૧૯૩૨ સુધી સિયામમાં અંગ્રેજોનો પ્રભાવ હતો. તે સાલ સુધી ત્યાં જે રાજા હતો તેનું વલણ અંગ્રેજોની મૈત્રી સાચવી રાખવા તરફ વિશેષ હતું: અને એથી એ બાજુથી અંગ્રેજોને જરાકે ચિંતા નહોતી. પણ ૧૯૩૨ માં અને ત્યારપછી ત્યાં જે રાજકીય ઉથલપાથલ થઇ તેને પરિણામે અંગ્રેજોનો પ્રભાવ ઘટી ગયો છે. પ્રથમ અંગ્રેજ સલાહકારો હતા તે હવે ઓછા થવા લાગ્યા છે. હાલનું પ્રધાનમંડળ જાપાનનું પક્ષપાતી છે. અને સિયામમાં એવી પણ કલ્પનાઓ સેવાય છે કે પશ્ચિમના કોઇ પણ આક્રમણની સામે પૂર્વનું એક સંગઠન તૈયાર થાય અને તેનું નેતૃત્વ જાપાન ભોગવતું હોય. ધર્મની દૃષ્ટિએ પણ બંન્ને દેશોને વધારે મેળ છે. આવી જાતનું રાજ્યપરિવર્તન અને તેથી થએલ રાજનીતિ-પરિવર્તનને લીધે સિયામમાં બ્રિટનની ખાલી પડેલી જગા જાપાને લીધી છે અને તેનો પ્રભાવ છેલ્લાં ત્રણ ચાર વરસોમાં વધી ગયો છે,

સિયામના નૌકાખાતાના માણસો અને હવાઇ વિભાગના માણસો પણ જાપાનીઝ લોકો મારફત કેળવવામાં આવે છે. બીજી પણ ઘણી બાબતોમાં જાપાનીઝ સલાહને માન્ય રાખવામાં આવે છે. વેપાર પણ જાપાનનો વધતો ગયો છે. સિયામના

લોકોની ખરીદશક્તિ ઓછી છે. એટલે જાપાનીઝ માલની બજાર માટે સિયામ અનુકૂળ છે. આજથી ચાર વરસ પહેલાં જાપાન સાથે સિયામનો વેપાર ઘણો ઓછો હતો, તેમાં હવે ઘણો વધારો થવા લાગ્યો છે. અને એટલે અંશે બ્રિટિશ માલને ધક્કો લાગ્યો છે.

સામાન્ય સંયોગોમાં આ નહેર ખોદાવાથી બ્રિટીશોને આટલી ચિંતા ન થાત. પણ ઉપર જોઇ ગયા તેમ સિયામમાં એક બાજુથી જાપાનનો પગપેસારો થતો જાય છે. અને બીજી બાજુથી જાપાન–જર્મનીના જે કરાર થયા છે તેની બહાર નહિ આવેલી કેટલીક શરતોનો વિચાર કરવામાં આવે ત્યારે આ નહેરનું મહત્વ સમજાય એમ છે. એ કરાર પ્રમાણે જર્મની–જાપાન બન્નેએ પૂર્વના બધા દ્વિપસમૂહોને ઉત્તર દક્ષિણ ભાગ પાડીને વહેંચી લેવાનું ઠરાવેલું છે. એમ માનવામાં –આવે છે! દક્ષિણ ભાગમાં જર્મનીને પોતાનો પ્રભાવ વધારવાની છૂટ આપવામાં આવી છે ત્યારે ઉત્તર તરફ જાપાનને પોતાનો પ્રભાવ વધારવાની છૂટ આપવામાં આવી છે. અને તો જાપાનના હેતુઓ કેટલા આક્રમણશીલ છે એનો ખ્યાલ આવશે. સિયામ કદાચ પોતાના જ પૈસાથી નહેર ખોદે તો પણ જ્યાં સુધી સિયામના રાજ્યદરબારમાં જાપાનનો પ્રભાવ વધારે હશે ત્યા સુધી નહેરનો ઉપયોગ જાપાન પોતાના હેતુઓ બર લાવવા માટે કરવા ધારશે ત્યારે જરૂર કરશે જ એવું માનવાને કારણ છે.

સિયામનો ઇરાદો તો એવો છે કે આ નહેર ખોદાવા પછી આંતરરાષ્ટ્રિય સમિતિને સોંપવી–માત્ર આ રાજ્યો સિયામનું સ્વાતંત્ર્ય અબાધિત સાચવવાની બાંહેધરી આપે. છતાં પણ બ્રિટન સહેલાઇથી આ નહેર ખોદવા દેશે કે કેમ એ શંકા જ છે. કારણ કે પોતાના સામ્રાજ્યને ઉઘાડું પાડવા દેવા એ શા માટે રાજી થાય!

નહેર ખોદવા માટે જ્યારે પહેલી કોદાળીનો ઘા એ ભૂમિ ઉપર પડશે ત્યારે જરૂર નવા સંયોગો ઉભા થશે. ગ્રેટબ્રિટન પોતાના બચાવ માટે આકાશપાતાળ એક કરશે. આ હકીકત જ્યારથી બહાર આવી છે ત્યારથી જ બ્રિટિશ સરકારનું પરદેશખાતું સતેજ થયું છે અને એ બાજુ લખાપટ્ટી ચાલુ પણ થઇ છે.

સિયામનો અધિકારી વર્ગ પણ જાપાન તરફ પક્ષપાત ધરાવતો હોવા છતાં અંગ્રેજોના વિરોધની અવગણના કરી શકે એમ નથી. સિયામ ફ્રાંસ અને બ્રિટનના રાજ્યની ભીંસમાં આવેલું છે. અને આજે બન્ને રાજ્યોને સંપૂર્ણ મિત્રાચારી છે. આવા સંયોગોમાં સિયામ જાપાનના હાથનું રમકડું બની જાય એવો સંભવ નથી. જાપાનની અને ગ્રેટબ્રિટનની તકરારને પોતાની જમીન ઉપર ઉતારવામાં તેને આજે લાભ નથી. અને માટે જ આ યોજના બીજી બધી રીતે લાભદાયક હોવા છતાં હજી હાથ ધરવામાં આવી નથી.

# એક તંત્રીની વિચારમાળા

શ્રી. જયસુખ મહેતા

"....પણ એમાં શું? મેં મારું કર્તવ્ય બજાવ્યું છે. વર્તમાનપત્રની ફરજ છે કે સમાજશુદ્ધિની રક્ષા કરવી....મારો શો દોષ ? મેં તો ફરજ બજાવી...એનું ગમે તે થાવ...હા, હા, મારા મનમાં થોડો રોષ હોય કે દ્વેષ હોય તેથી શું ? તેથી એણે આચરેલી અનીતિ કંઇ નીતિ થોડી બની જાય છે?...પણ...મારું જીવન ! એ તો એવા અનેક દોષથી ભરપૂર છે. એણે કર્યું છે તે બધું હું કરું છું....પણ હું ક્યાં સેવાનો ડોળ કરું છું ? મેં કયે દિવસે મને સાધુપુરુષ તરીકે વર્ણવ્યો છે...લોકો મને એમ સમજે એમાં હું શુ કરું ? લોકોએ સમજવું જોઇએ કે મારા છાપાંના અગ્રલેખ ઉપર 'લોકસેવા અમારો મુદ્રાલેખ છે' એમ લખું છું તેનો અર્થ એવો નથી થતો કે હું સેવા કરું છું. અમે–'અમે' એટલે હું નહિ...ત્યારે કોણ ? અમે–અમે...અમે એટલે કોઇ નહિ...કેવો સરસ ધંધો છે ? અધિકાર બધા, જવાબદારી લેશમાત્ર નહિ. આઠમા એડવર્ડની ટીકા પણ કરી શકાય અને મહાત્મા ગાંધીને પણ શિખામણ આપી શકાય. ઘરનું તંત્ર ભલે ન ચલાવી શકીએ, નાનકડું છાપું ચલાવવામાં ભલે લાખ ભૂલો કરી બેસીએ પણ મહાસભાનું તંત્ર કેમ ચલાવવું, આ વખતે પ્રમુખ કોને ચૂંટવા, ઠરાવો કેવા લાવવા, ભાવિ કાર્યક્રમ શો રાખવો અને સ્વરાજ્ય મળ્યા પછી શું કરવું એ વિષે પ્રજાને સલાહ આપી શકીએ...પણ એમાં શું ? વર્તમાનપત્રનું એ કર્તવ્ય છે: પ્રજાને દોરવી. અને બીજું કર્તવ્ય: પ્રજાનો અવાજ બહાર આણવો...અવાજ ? પ્રજાને અવાજ છે ? તો તો એ બધા મારી પેઠે છાપું ન કાઢે ? એ મૂંગા યંત્રો. ક્યારેક જરૂર પડે તો એની પાસે સભાઓ ભરીને બોલાવીએ...પણ પ્રજાને દોરવાની વાત તો સાચીને ? ભલે ને હું મારી જાતને કે મારા કુટુંબને કે મારા આજુ-બાજુનાને ન દોરી શકતો હોઉં, એ તો મારી શક્તિનો અભાવ છે, હું બુદ્ધિથી તો સમજું છું કે આમ કરવું જોઇએ ને તેમ કરવું જોઇએ. આમ કરવાથી આવું પરિણામ આવશે અને તેમ કરવાથી તેવું પરિણામ આવશે. અને મારી પાસે માહિતિનો તો ભંડાર છે. મારા પાસે પાર વિનાની સામગ્રી

પડી છે તેમાંથી હું દાખલા. પણ ટાંકી શકું. અરે, અહીં તો ઠીક પણ અમેરીકાએ શું કરવું જોઇએ ને જાપાનની શી ફરજ છે તે પણ મારે પ્રજાને જણાવવું જોઇએ, કારણ કે હું તો ડહાપણનો ભંડાર છું. મને તો બધી ખબર પડે. અને એકે ય વિષય મારાથી અજાણ્યો છે ? એટલે જ તો મેં છાપામાં અનેક વિભાગો રાખ્યા છે...હં, હં. પણ મૂળ વાત તો હું ભૂલી જ ગયો. વિચારમાં ને વિચારમાં કયાં ચડી ગયો ! વિચારને કંઇ બંધન છે ? અને આ તો કામ જ એવું. એકલા મગજનું જ કામ અને તે પણ કેટલી ઝડપે કરવાનું. કોઇ પ્રશ્ન ઉઠયો કે તુરત એ ઉપર અભિપ્રાય આપવો. ચોકખો અભિપ્રાય ન આપી શકાય, તો ગોળ ગોળ પણ સુંદર ભાષામા ને શૈલીમાં લખવાનું. વાંચનારને ખબર ન પડવી જોઇએ કે આપણે જાણતા નથી એ તો મોટાં મોટાં નામ, અવતરણો, થોડીક જૂની વાત અને થોડીક ભવિષ્યવાણી વાચીને મુગ્ધ જ થઇ જવા જોઇએ...પણ આ ધંધામાં સુંવાળી ચામડી રાખ્યે ન ચાલે. લોકો આફરીન પોકારે ત્યારે હરખાઇ પણ ન જવું જોઇએ અને ટીકાઓ કરવા લાગી જાય ત્યારે ગભરાઇ પણ ન જવું જોઇએ. એ રીતે તો યોગીઓની જેમ 'હર્ષ શોક તે રહે અનીતા' એ જ અમારો ધર્મ. પણ નભવુ હોય અને બાયડી છોકરાને રઝળાવવા ન હોય તો લોકરુચિનું ધ્યાન રાખ્યા વિના ન ચાલે...હું...હું... એ બાબતમા તો કમાલ છું. ખાંડ બજારના મુસલમાન ગાડાવાળાએ એક હિંદુ ગાડાવાળાને માર્યો એ સમાચાર મેં કેવી મરમ રીતે છાપ્યા. કોઇ ગમાર જેવો છાપાંવાળો હોય તો આમાં એને હિંદુ-મુસ્લીમ હુલ્લડની ગંધ પણ ન આવે. છાપાંવાળા જો ચોકાવી ન શકે તો એ છાપાંવાળા શેના ? અને આ ચોખલીઆ લોકો ? સાચના પૂંછડા ! જ્યાં હોય ત્યાં બોલ્યા કરો છો કે 'છાપાં તો આજે પ્લેગના જેવું કામ કરી રહ્યાં છે' બેવકુફના સરદાર ! ત્યારે શેના જેવુ કામ કરે ? સૌથી વધારેમાં વધારે ચેપી થવું એ તો અમારો ધર્મ છે. એ સાલાઓ કહ્યા કરે છે કે અમારે પ્રજાકલ્યાણના જ ખબર આપવા જોઇએ અને ગોળાઓ નહિ ઉડાડવા જોઇએ. એ લોકોએ અમારી દ્રષ્ટિએ કોઇ દિવસ વિચાર્યું છે ? પ્રજાકલ્યાણ? કેવું લોભામણું નામ ! અમે એનુ શરણું લઇએ છીએ પણ પ્રસંગ આવ્યે, જાહેરમાં અને ખાનગીમાં કહી દઇએ છીએ કે એ તો ભાઇ ઉપરનો લેબાસ છે. અંદર તો અમારાં ને અમારાં બાયડી-છોકરાંના જઠરમાં આગ લાગી છે તે ઠારવાનું જ કામ છે ...ને દિવસે પેલો પ્રાણલાલ મને પૂછવા આવ્યો કે તમે...તમે ખાદીધારી થઇને આવી જાહેર ખબરો લો છો ? 'ચોવીસ કલાકમાં તાકાત આપનારી' અને 'વીર્યનો અખૂટ ઝરો' વહેડાવનારી જાહેર ખબરો હું શા માટે લઉં છું તે એ મૂર્ખો સમજ્યો જ નહિ. અરે, હું છાપું શા માટે ચલાવું છું તેનું યે એને ભાન નહાતુ મેં એને કેવું સંભળાવી દીધું: તો એડમજી જાહેર ખબર વિના છાપું ચલાવી તો દો.' અક્કલના ઓથમીરે જવાબ આપ્યો કે 'તો છાપાંનો મોહ છોડવો જોઇએ.' એ ગમાર એટલુ ય નહિ સમજતો હોય કે અમે એવા મોહથી પર હોઇએ છીએ અહીં મોહ કે નિર્મોહ કંઇ છેજ નહિ, અહીં તો દુનિયામાં જન્મી પડયા છીએ તો દુનિયા માણી જવી છે. બહુ ડાહ્યા થવા જઇએ તો ભૂખે મરીએ ને લોકના ઠેબાં ખાઇએ. એ જ પ્રાણલાલ. હું છાપાંનો તંત્રી ન હોત, મારે ઘરના મકાન અને મોટર ન હોત તો મને બોલાવવા આવવાનો હતો ? અને આ બધા જ ચોખલીઆ લોકો, એ કોઈ દિવસ મારો ભાવ પૂછવાના હતા ?...આ દુનિયા તો અજબ છે. મારી, મારા છાપાંની નીતિરીતિની અને આ જાહેરખબરોની બાગેબાર ટીકા કરનારા

પણ છાપું વાંચે તો છે જ, અરે વાંચીને પડયા રહેતા હોત તો યે એના અણગમાની મને કો'ક દિવસ અસર થાત. એ બધા તો પાછા પોતાની પ્રવૃત્તિના અહેવાલો મોકલે છે અને હું ન છાપું તો મોઢાં ચડાવે છે. શા માટે 'પ્લેગ' પાસે પોતાની જાતને મૂકતાં હશે? મારી સુશોભિત જાહેરખબરોની વચ્ચે જ એ ભાઇના સમાચારો ને ફોટાઓ આવે છે ત્યારે કેમ હરખાઇ જાય છે? મને તો થાય છે કે યાર, આ દુનિયામાં ઊંડા ઉતરવા જેવું કાંઇ નથી જીંદગી મળી છે તે માણી લેવી. એક બાબતમાં ખબરદાર રહેવું કે આ જમાનામાં જે પાણીએ મગ ચડતા હોય એ પાણીએ જ ચડાવવા. એ બાબતમાં જો 'સિધ્ધાંત' અને 'સ્વતંત્ર મત' ધરાવવા ગયા તો મૂઆ જ પડયા છીએ. ખાનગીમાં ભલે કોંગ્રેસને અને કાળ જેવા લાગતા જવાહરને ગાળો દેતા હોઇએ પણ જો સલામત રહેવું હોય તો એમની વાહવાહ પોકારવી. અને બીજું યે ધ્યાન રાખવું જોઇએ. એકેય વાતની મન ઉપર અસર ન થવા દેવી જોઇએ. એ બાબતમાં તો કદાચ મારી તોલે કોઈ નહિ આવે. ભયાનક વર્ણનો કે કરુણતમ પ્રસંગચિત્રો ચા ને બીસ્કીટ ઉડાવતાં ઉડાવતાં ન લખી શકાય તો તંત્રી તરીકે નાલાયક છીએ એમજ માનવું. પોતાના જીવનને, હૃદયને, બુદ્ધિને તો છાપાંથી તદન અલગ જ રાખવી. એ તો નિરાસકત ભાવે એકજ પાનામાં લગ્નના, મરણના, ધરતીકંપના, મેળાવડાના, ઉપવાસના, ખૂનખાર-જંગના, રાજ્યારોહણના, ઉઠાવગીરીના, ચોરીના, લૂંટના, બલીદાનના, સાહસના એવા અનેકવિધ સમાચારો— એક પણ સમાચાર તરફ પક્ષપાત રાખ્યા વિના મૂકવા જોઇએ. તો જ છાપું નભે અને આપણા મોટર બંગલા પણ નભે. લોક-રુચિને નહિ ભૂલવી જોઇએ. એ ભૂલ્યા તો મોત જ આવ્યું એમ સમજવું. કઇ દિશાએ પવન વાય છે તે બરાબર ધ્યાનમાં રાખવું જોઇએ. એમ લાગે કે હિંદુ-મુસ્લીમ હુલ્લડના સમાચારો લોકોને આંચકો આપે એમ છે તો એમ દર્શાવવું. એમ લાગે કે મહાત્મા ગાંધીને રાજકારણમાં લાવવાથી લાભ છે તો એમને આવવું હોય કે ન આવવું હોય પણ આપણે તો લઈ આવવા જ. વળી એમ થાય કે ના, ના, ભલે સેગાંવમાં બેઠા તો' મુલાકાત લઇને એ સમાચારને ખોટા ઠરાવવા. એમ થઇ આવે કે અત્યારે તો જવાહર–ગાંધી વચ્ચે લડાઇ થાય તો જ લોકહૃદયને આંચકો લાગે એમ છે તો એ લડાઇ આપણે ત્યાંથી જ 'ગતિમાન' કરવી. પછી ભલે એમને ના પાડવી હોય તો ના પાડે. એ બંને સમાચારોમાં લોકોને તો રસ આવશે જ.

અને આપણે બહુ દૂર જોવું જ નહિ. એક દિવસનું આપણું આયુષ્ય. એમાં ઝાઝી ગડભાંજ શી? આ અનંત વિશ્વના અનંતકાળમાં ચોવીસ કલાકની શી વિસાત? હજારો છાપામાં મારાં એક છાપાની શી ગણતરી? લાખો વિચારપ્રવાહમાં મારી એક લહેરનો શો હિસાબ? એટલા માટે ઝાઝી જંજાળ શી? સત્ય અને સિદ્ધાંતના ચૂંથણા શા? એને એટલું મહત્વ પણ ન આપવું જોઇએ. એ તો હાંક્યે રાખવું મારા ભાઇ! મોટર અને બંગલાને વાંધો ન આવે એટલું જ માત્ર ધ્યાન રાખવાનું... સાચે જ મારો ધંધો કમાલ છે. હું પણ કમાલ છું. આ ધંધાનો અને મારો સુયોગ પણ કમાલ છે.

# અનંત સ્મિત

શ્રી. 'ક્ષ'

રૂમઝુમ કરતી ચાલી જતી સન્ધ્યા મધમાખોનો ગુંજારવ સાંભળી ઘડીભર થંભી ગઇ. મધુસંચયની વાતો કરતી મધમાખો આછા સોનેરી પ્રકાશમાં થઇને ઘર ભેગી થતી હતી ચેરીના મોર ઉપર પરવાળા જેવી એક વાદળી ટીંગાઇ રહી હતી.

બન્ને વૃદ્ધો બંગલાની બહારની પરસાળમાં ચા પીતાં બેઠા હતા. શાન્તિ બન્નેને આલ્હાદક લાગતી હતી. સદાયે ઘુઘવાટમાંજ પોતાની મહત્તા સમજતો સમુદ્ર ત્રણ જાણે કેમ પણ ઘુમસુમ બની ગયો હતો. મોજાંઓની પરમ્પરા કાંઠા પર પછડાવાનો પોતાનો નિત્યધર્મ ભૂલી ગઇ હોય એમ લાગતું હતું.

'મને તારી અદેખાઇ આવે છે, જીરોહ' કાઉન્ટ નાગાટોએ કહ્યું. જીરોહ ઓકાશીએ હોઠ સુધી આવેલું પ્યાલું નીચે મૂક્યું. 'મારી અદેખાઇ નામદાર! જીવનને આરે પહોંચેલા એક પેન્શનરની અદેખાઇ!' તેણે કહ્યું.

'હા, કેમ નહિ!' કાઉન્ટે હસતાં હસતાં કહ્યું. 'આ અનંત શાન્તિ તને લપેટીને પડી છે. મારે તો રાત અને દિવસ ટોકિઓ.'

જીરોહે ધીમેથી નિસાસો નાખ્યો. પોચા હાથીદાંત જેવો એનો ચહેરો હતો. દાઢીએ થોડા વાળ હતા. બાળકની આંખ જેવી એની આંખ હતી. શરીર પ્રચંડ નહિ પણ ખડતલ હતું. પોતાના બગીચામાં ફળફુલ પોતેજ વાવતો: મધમાખો પાળતો: બંગલાને સાફસુફ કરતો, વખત હોય ત્યારે દૂર ઝાડીઓમાં સંતાએલા કાઉન્ટનાં પાંડુવર્ણી બંગલામાં ફળફુલ રોપી આવતો.

મધપુડામાં માખીઓ આવી ગઇ હતી. સૂર્યાસ્ત થઇ ગયો હતો દિવસ પરીરીતે ગરમ હતો પણ કાઉન્ટને ઠંડી લાગતી હતી. એણે પોતાના હાથ ગજવામાં નાખ્યા.

'જીરોહ ! તું નસીબદાર છો. જે જાપાનને જાપાન કહી શકાય તે તારી પાસે છે. બાકીનું જાપાન જાપાન નથી.'

'નામદાર ! ટોકિઓ તો મોટું શહેર છે.'

'હા, મોટર, ટેલીફોન, રેડીઓ અને સીનેમાનું એ શહેર છે. પશ્ચીમી રંગમાં આળકલા બનેલા જુવાનીઆઓનું શહેર છે. વાંદરશાહી વાળ કપાવતી અને ઉંચી એડીએ ચાલતી છોકરીઓનું શહેર છે. તને ટોકિઓ ગમે ખરૂં ?'

જીરોહે માથું ધૂણાવ્યું. 'નામદાર ! હું તો ઘરડું પાન. તમારી વાત જુદી. તમે શહેનશાહના સલાહકાર. તમે જુવાન રાજનીતિજ્ઞોનાં સારથિ'

'સારથિ ! સલાહકાર ! ભાઇ, મારી સલાહની કોઇને પડી નથી. મારી દોરવણી કોઇને ગમતી નથી. મને તો બધા મૂર્ખ ગણે છે !

જીરોહ જરા ભોંઠો પડયો. કાઉન્ટની કરચલીવાળી બન્ને આંખો તિરસ્કારભર્યું હસી રહી હતી.

'જીરોહ, માણસ ઘરડો થાય છે તેમ મૂર્ખ બનતો જાય છે. તેમને જોઇએ જુનવટ. મારી દોહિત્રી અંબોડો વાળે અને વેણી ગૂંથે તોજ મને ગમે. પણ એ તો વાળ કપાવી મારી મૂર્ખતા પર હસે છે. જુવાન છોકરાઓ ખેતી કરે એ મને ગમે પણ તેમને જોઇએ કારખાનાં. હું કહું છું કે શાન્તિ જોઇએ : લશ્કરી અફસર કહે છે કે યુદ્ધ જોઇએ. રાષ્ટ્રનું સ્વમાન યુદ્ધથી જળવાય.'

'આપણે ગૌરવ ચાહનારી પ્રજા છીએ' જીરોહે કહ્યું.

'હા પણ આપણામાંથી કોઇ ગૌરવનો અર્થ જ સમજતા નથી.'

'ગૌરવ એટલે શહેનશાહની સેવા' જીરોહે કહ્યું 'તમે એ સેવા કરો છો. કહો હવે તમારે મારી અદેખાઇ શા માટે હોય ?'

'જીરોહ ! તને કોઇ વરદાન આપે તો તું સેવા જ સ્વીકારે. પણ મને કોઇ આપે તો હું સાઠ વર્ષ પહેલાનું જાપાન ધરની ઉપર ફરીથી ઉતારૂં.'

'નામદાર ! પછી મુસાફરીનો અગવડ પડશે. સંઘ જાત્રાએ પહોંચે કેવી રીતે ? અને આ મોટરોનું શું થાય ?'

'આપણી સંસ્કૃતિ સાઠ વર્ષ પાછી જાય એમ માનવાનું કોઇ કારણ નથી. જીરોહ ! મારા બાપને શસ્ત્રાસ્ત્રો સજતાં અને વાપરતાં આવડતું હતું. સાઠ વર્ષ પહેલાં આપણે સંસ્કૃતજ હતા.'

ચેરીની શાખો ઉપર થઇને પવનનો એક ઝપાટો સૂસવતો ચાલ્યો ગયો. જ્યારે પવન આથમતાં સૂર્યતાપમાં થઇને આવતો હતો ત્યારે વાતાવરણ સુવાસિત કરી મૂકતો. પણ અત્યારે અંધકારમાં ધૂળની રજકણો ફેલાવીને વાતાવરણ ગમગીન બનાવતો હતો.

'જીરોહ ! તું સુખી છો. તારે ટોકિઓની ખટપટ નથી. તને કોઈ મૂર્ખ ગણતું નથી કારણ કે તારે કોઇને સલાહ આપવી પડતી નથી. નસીબદાર છો જીરોહ ! પશ્ચિમી ઢબ અને તેના રંગો તને સ્પર્શ્યા નથી.' કોઇ ભૂતનાં ખોખરા હાસ્ય જેવું હસતો કાઉન્ટ બોલ્યો.

'આટલી સાહ્યબી છતાં નામદાર દુઃખી છે.' જીરોહ નિસાસો નાખતો બોલ્યો.

'હા, કારણ કે જુવાનોને મન હું આડખીલી છું. અનાજ્ઞાકિંત છોકરાને આજ્ઞાકિંત બનાવવા મથતાં બાપ જેવી મારી સ્થિતિ છે. છોકરાઓ જો બળવો કરે...'

'પણ તમારી જુવાનીના દિવસોમાં આવી કશીયે ખટપટ નહોતી.'

'હા, અને હવે આપણે ઘરડાં છીએ.'

કાઉન્ટ ઉભો થયો. જીરોહ ઉભો થવા જતો હતો તેના ખભા પકડી કાઉન્ટે એને બેસાડી દીધો.

'જીરોહ! મારો આત્મા આ શાંતિ વાંછે છે. મારૂં મન રાત અને દિવસ ટોકિઓના તંત્રમાં લીન રહ્યા કરે છે. તું નસીબદાર છે, સુખી છો, દુનિયામાં જ્ઞાતા બનવું તેના કરતાં અજ્ઞાન રહેવું બહુ લાભદાયક છે' વધતાં જતાં અંધારામા, ઝાડીઓ વચ્ચે થઇને, કાઉન્ટ પોતાના બંગલા તરફ જવા ઉપડયો. જીરોહ એને વ્યાકુલ અને અસ્વસ્થ દૃષ્ટિએ જોઇ રહ્યો. ધરણીને ડોલાવનાર, શહેનશાહનો જમણો હાથ એક સામાન્ય, જીવનને આરે પહોંચેલા વૃદ્ધ પેન્શનરમાં એવું તે શું જોતો હશે કે તેને તેની અદેખાઇ આવે? આવા પ્રશ્નોની પરમ્પરાથી ઘેરાયેલો જીરોહ પોતાની પથારીમાં પડયો.

જીરોહને ઉંઘ આવી ગઇ. એની આંખ જ્યારે ઉઘડી ત્યારે વૃક્ષોમાં વસતા પંખીકુલોએ પોતાની પ્રાતઃપ્રાર્થના શરૂ કરી દીધી હતી.

જીરોહ તૈયાર થયો, મોતીની ભુરાશવાળા આકાશના પરીઘ પર ઝાંઝવા પથરાયાં હતાં. ગરમી પણ ખૂબ પડશે એની એ આગાહી હતી. પચાસ વારને અંતરે સમુદ્ર હજી નિંદર કરતો હતો.

જીરોહે ધાર્યું કે ટોકિઓના ખટપટીઆ જીવન પછી નામદારને આ ફી આમ્ય શાન્તિ આશ્વાસન રૂપ બનતી હશે. અત્યારે તે નિરાંતે સુતા હશે જીરોહ બગીચામાં કામે લાગી ગયો.

દૂર, નામદારના બંગલા તરફ, બંદુકની ગોળી છૂટી હોય તેવો અવાજ થયો. કોદાળી પર શરીર ટેકવી તેણે એ દિશામાં મીટ માંડી. જુવાન હોત તો કોદાળી લઇ તે ત્યાં પહોંચી ગયો હોત. પણ ઘડપણ એના પર દિનપ્રતિદિન વિજય મેળવતું આગળ ધસતું હતું. વળી નામદારનો વાળ કોઇ કાળા માથાનો માનવી વાંકો કરી શકે એ ન માની શકાય તેવી વાત હતી.

થોડીવારમાં શ્વાસની ધમણ ચાલતી હોય તેવો અવાજ તેને કાને પડયો. અવાજ નજીક આવતો હતો. લથડીઆં ખાતાં પગલાં હવે સ્પષ્ટ થતાં હતાં. તે ચમકયો. એણે બને તેટલી ત્વરાથી વાડના છીંડા તરફ જવા માંડયું. દેવોનો વારસ, કાઉન્ટ નાગોટા, રાતવાસી કપડાંમાં પડું-પડું થતો આવતો હતો,

'આવી પહોંચ્યા' મહામુશ્કેલીએ શ્વાસ લેતાં કાઉન્ટે કહ્યું. 'બે અફસર અને તેમનું લશ્કર. મોટરમાં આવ્યા.'

કાઉન્ટને પોતાના શરીરનો ટેકો દઇ, મધપૂડાઓ વચ્ચે આવેલી કેડીમાં થઇને, આગળ લઇ જતાં જીરોહ બોલ્યો 'નામદાર, મને સમજાતું નથી.'

'હું મૂર્ખ વૃદ્ધ છું. આડખીલી છું. તને રાતે જ કહ્યું હતું. ધાર્યું હતું કે મોડું આ બનશે. આટલું જલ્દી બનશે એવી તો કલ્પના યે નહોતી.'

જીરોહનું મોઢું ફાટી ગયું. 'નામદાર! જાપાનને ગાંડપણ લાગ્યું છે.' શ્વાસ નીચે બેસતાં કાઉન્ટે ભૂત જેવું બોખરૂં હાસ્ય કર્યું.. 'ગાંડપણ લાગ્યું છે પણ સાવ ગાંડું થયું નથી, જીરોહ! કેટલીક ટુકડીઓએ બળવો કર્યો છે. લશ્કરવાદમાં રાષ્ટ્રનું ગૌરવ ન જોનાર મૂર્ખ વૃદ્ધોનો તેઓ નાશ કરી રહ્યા છે!

'પણ પેલો બંદુકનો અવાજ કયાંથી આવ્યો હતો?' જીરોહે ગભરાતાં પૂછ્યું.

'છરોહનો એ પ્રત્યુઘંટ હતો. લશ્કર આવતા તે ટેલીફોન પાસે પહોંચી ગયો. સંદેશો

પૂરેપૂરો પહોંચાડયો અને તરતજ ગોળી વછૂટી. એને વીંધીને ચાલી ગઇ. અડધા કલાકમાં મદદ આવી પહોંચશે.

'એ તો ઘણીવાર કહેવાય' કહી જીરોહે નામદારને પોતાના બંગલા તરફ ઢસડવાની હિમ્મત કરી.

કાઉન્ટ એક નાની પીડિકા પર બેઠો. 'જીરોહ ! મને જીવ વહાલો છે એમ રખે માનતો ! પણ એ લેવાનો હક્ક માત્ર શહેનશાહનો છે. મારો બંગલો લશ્કરે ફીંદી નાખ્યો છે. મારી શોધ કરે છે પણ પત્તો લાગતો નથી. અહીં આ તપાસ કરવા જરૂર આવશે' કાઉન્ટ બોલ્યો. એના હોઠ, મરેલા લોહીના બન્યા હોય તેવા કાળા પડી ગયા હતા.

'જીરોહે દિવાલ પર ટીંગાતી તલવાર ધ્રૂજતે હાથે ઉતારી.

કાઉન્ટ હસ્યો. 'જીરોહ ! પાછી મૂકી દે.'

'પણ...નામદાર...'

'જીરોહ ! પાછી મૂકી દે. બગીચામાં જા અને કામે લાગી જા. જો તેઓ અહીં આવે તો કહેજે કે અહીં નથી, આટલું કહીશ તોયે ઘણું'

'બસ !' બાળક જેવી ભોળી આંખોમાં પાણી ભરાઈ આવ્યું.

'મારું કહ્યું કર' કાઉન્ટ હસતા હસતા બોલ્યો. જીરોહ બગીચા તરફ વળ્યો.

હજી કોદાળી ઉપાડી નહોતી ત્યાંજ એને કાને ભારે પગલાંનો અવાજ આવ્યો. શસ્ત્રાસ્ત્રોના રણકાર પરથી આવનાર કોણ હશે એ કલ્પી શકાય તેમ હતું.

વાડ વીંધી લશ્કર અંદર આવ્યું. એક અફસર અને છ સૈનિકો. અફસરના હાથમાં નાગી તલવાર ચમકતી હતી. શિકાર આંખે ચઢે કે વીંધી નાખવા સૈનિકોએ બંદુક તૈયાર રાખી હતી.

'એય બુઢ્ઢા !' અફસરે કહ્યું 'કાઉન્ટ નાગારો ક્યાં છે ? આ રસ્તે આવ્યો હતો.'

કોદાળી ઉપર શરીર ટેકવી જીરોહે નકાર સૂચવવા માથું ધૂણાવ્યું 'ખોટી વાતઃ સવારથી અહીં કોઇ ફરક્યું જ નથી.'

'જુઠું બોલ મા ! લબાડ !' કહેતોક અફસર આગળ વધ્યો. શિકારની શોધમાં એ અને એનાં માણસો રઘવાયા બન્યા હતા.

'બોલ ! કાઉન્ટ ક્યાં છે. સાચું કહી દે નહિ તો......'

'મને ઘરડાંને મોતની બીક ન હોય'

'પણ ઘરડાં જુઠાં ન હોય એમ નથી. ડાહ્યો થયા વિના કહી દે કે કાઉન્ટ ક્યાં છે' તમંચા અને તલવારથી સજ્જ થએલો અફસર આગળ વધ્યો. તલવારની અણીથી ચેરીની શાખ વીંધાઇ જમીન પર પડી.

જીરોહે પહેલા આભ અને પછી અફસર તરફ મીટ માંડી.

લશ્કરમાંથી કોઇએ સૂચવ્યું 'ચાલો તેનો બંગલો તપાસીએ' જેવા તેઓ બંગલા તરફ વળ્યા કે જીરોહે ઝડપભર ચાલવા માંડયું. એનું શરીર થાકયું હતું. પગ ભાંગી ગયા હતા, બાવડામાં બળ નહોતું. એકાએક એને કંઇક સૂઝયું. એણે એક મધપૂડો ઉડાડયો.

સોનેરી અને ભૂરી મધમાખીઓએ આકાશ છાવરી દીધું. ક્રોધમાં આવેલી માખીઓએ લશ્કરી અફસર અને તેના સાથીઓને દંશ દેવા માંડયા. ત્રણ જણાએ કાળી ચીચિયારી પાડી. એમના ગરમ લોહીની માંખીઓએ ઠીક ઉજાણી

ફરી. ચોથાએ બંદુક ઉપાડી અને ગોળી છોડી.

જીરોહ લથડયો. તેનો જમણો હાથ ઢગલો થઇ ગયો. ડાબા હાથે એણે બીજો મધપૂડો ઉડાડયો.

' કમબખ્ત ' ક્રોધાતુર અફસરે ગાલિપ્રદાન શરૂ કર્યું. એની તલવાર હવામાં વીંઝાતી હતી પણ માખીઓ તેના પર વિજય મેળવતી જતી હતી.

અફસરે બે હાથોથી મોઢું ઢાંકી દીધું. ગાંડાની જેમ દરિયાકાંઠા તરફ એણે નાસવા માંડયું. વાતાવરણ અસહ્ય બનતું જતું હતું.

પડતાં પડતાં જીરોહે બીજા બે મધપૂડા ઉડાડયા. બગીચામાં એક પણ સૈનિક ઉભો રહ્યો નહિ.

જ્યારે મદદ આવી પહોંચી ત્યારે બે વૃદ્ધમિત્રો એકબીજા સામે સ્મિત કરતા પડયા હતા. જીરોહના માથાને કાઉન્ટે પોતાના ખોળામાં લીધું હતું. જીરોહનું સ્મિત અનંત હતું. [1]

૧ અંગ્રેજી ઉપરથી.

## ભ્રમણ પિપાસા[1]

: શિખરિણી-સૉનેટ :

મ્હને જે જે વ્હાલાં સ્વજન દિસતાં વિશ્વભરમાં
ઉરે વ્યાપે ઊર્મિ ભ્રમણ કરવા છોડી સઘળાં;
દિસે પૂર્વે ઘેરા રવિઉદયના રંગ મધુરા,
અને પશ્ચિમે તો ઉદધિપ્રતિ ભાસે રસઝરા.
નથી દીઠા માર્ગો દુર ક્ષિતિજ લ્હોયે વિચરવું,
ગ્રહોને સંગાથી ઉડુગણ અને ભાનુ ભમવું;
ન રોકયો રોકાતો શ્રવણ પડતાં સાદ પ્રબળો:
નિમંત્રે વાહિની, વિહગયુથ ને પંથ સઘળો.

અહા ! જો ! જો ! દુર ક્ષિતિજ વિસ્તીર્ણ દિસતી !
જુની હંકારાતી ક્ષિતિજ થકી નૌકા ગ્રહપ્રતિ;
અને ત્યાગે નૌકા નિધિતટ નવી સુલ્ક ગમને.
જવું મ્હારે નિશ્ચે: પ્રતિગમન શંકાસ્પદ મ્હને.
કદી પૂછે પ્રશ્નો જગતજન તુંને મુજ પ્રિયે !
ભલે દેજે દોષો સુરજ-પથ-તારા-ગગનને.

શાન્તિલાલ શાહ

૧ Gerald Gould ના "Wander-thirst" નો અનુવાદ.

# ચારે મહિને

## ધારાસભાનો મામલો :

મહાસભાપક્ષના અગ્રગણીઓને ગવર્નરોએ ખાત્રી ન આપ્યાને પરિણામે જે સ્થિતિ ઉભી થઇ છે તે સ્થિતિમાં કશો જ પલટો આવ્યો નથી, દિવસે દિવસે સ્થિતિ વધુ ગંભીર બનતી જાય છે એટલો જ માત્ર ફેર પડયો છે. ગવર્નરોએ જેની પાછળ પ્રજાનું પીઠબળ નથી એવા પ્રધાનોને નવા બંધારણનો અમલ કરવાનું સોંપ્યું છે અને લગભગ બધા પ્રાંતમાં એ પ્રધાનો પ્રજાહિતની વાતો કરવા મંડી પડયા છે. મહાસભાએ અપમાનભર્યા પ્રધાનપદને ઠોકર મારી ત્યારે જ કહ્યું હતું કે 'હવે કાયદો ઉંચે મૂકાશે અને સરકારની દોરી ઉપર નાચતા પ્રધાનો પ્રજાને ભરમાવવાના પ્રયત્નો કરશે, લાભ આપી દેવાની મોટી મોટી વાતો કરી થોડીક રાહત આપશે અને પ્રજાને મહાસભાથી વિમુખ કરવાનો પ્રયત્ન કરશે.' હકીકત તો એ છે કે આ પ્રધાનો થોડીક રાહતો પણ હજી સુધી આપી શક્યા નથી. મુંબઇ સરકારના વડાપ્રધાન સર ધનજીભાઇ તો કોઇને યાદ નથી આવતા પણ જેમણે હંમેશ રાષ્ટ્રસેવાનો ઝભ્ભો પહેર્યો છે અને ક્રાંતિની વાતો કરી છે એવા શ્રી. જમનાદાસ મહેતા આજ લગી કશું જ કરી શક્યા નથી. પંચમહાલના ભયાનક દુષ્કાળને તેઓ દુષ્કાળ તરીકે જાહેર પણ કરી શકતા નથી. જ્યાં અઢી લાખ માણસો દુષ્કાળના ભરડામાં સપડાયા છે અને જેમાંથી માત્ર ૩૫૦૦૦ માણસને કામ અને ૨૫૦૦ માણસોને મફત રાહત મળે છે તે પ્રદેશમાં લોકો ભૂખને લઇને ટપોટપ મરતા, દુઃખના માર્યા આપઘાતનો રસ્તો લેતા અને પોતાના બાળબચ્ચાંને વેચતા માલુમ પડે છે. સગી આંખે આ પ્રદેશ જોયા પછી પણ આ સ્થિતિને 'અછત' કરતાં વધુ કાંઇ હોય એમ શ્રી. જમનાદાસ મહેતા જણાવતા નથી.

શ્રી. જમનાદાસ મહેતાની આ મનોદશાનું કોઇને આશ્ચર્ય નથી. એ પ્રધાન છે એમ પ્રજા માનતી પણ નથી. જો હોય તો એ સરકારના પગારદાર નોકર છે, પ્રજાના પ્રતિનિધિ તો નહિ જ. અને આ સ્થિતિ

દરેક પ્રાંતની છે. મહાસભાપક્ષ જે પ્રધાનપદનો સાચો અધિકારી છે તે આ સ્થિતિમાં નિષ્ક્રિય બેઠો નથી. સરકારે ધારાસભાની બેઠક બોલાવવાનું મોકુફ રાખી-પોતાની આબરૂ જાળવવાનો પ્રયત્ન કર્યો છે. પરંતુ દરેક પ્રાંતમાં ધારાસભાના ચૂંટાએલા સભ્યોએ મોટી બહુમતીએ સરકારને અને પ્રજાને જણાવી દીધું કે કાયદાના ઓઠા નીચે આજે અંધેર ચાલી રહ્યું છે. પુતળાં પ્રધાનો સામે અવિશ્વાસ પણ જાહેર કરવામાં આવ્યો છે. હવે તો સરકારમાં કે આ પ્રધાનોમાં જરા યે ખમીર હોય તો એમણે મતદારો પાસેથી આ મામલા વિષે ચૂકાદો મેળવવો જોઇએ. આ ચૂકાદો આજે નહિ તો વહેલો મોડો મેળવવો તો પડશે જ અને ત્યારે આજના પ્રધાનપદનો અને ધારાસભાના રાજ્યનો કરુણ અંત આવશે. એ દિવસ આવવાનો છે તે ચોક્કસ છે. એ દિવસની તૈયારી માટે મહાસભાના અગ્રણીઓ આજથી પ્રજાને જાગૃત કરી રહ્યા છે. ફરીને ચૂંટણીનો પ્રસંગ આવશે ત્યારે મહાસભાની સામે ઉભા રહેવાની કોઈ હિંમત પણ નહિ કરી શકે એ વાત નિર્વિવાદ છે. સમસ્ત પ્રજાના હૃદય ઉપર અધિકાર ધરાવતી આખા દેશમાં મહાસભા એ જ એક માત્ર સંસ્થા છે એ આજ પહેલાં અનેક વખત પુરવાર થઇ ચૂક્યું છે, એ પૂરાવામાં હવે પછીની ચૂંટણી એક મજબૂત સાબિતીનો ઉમેરો કરશે–જે સાબિતી આ સરકારને બહુ ભારે પડી જવાની છે.

## બંધારણની જાળ :

ગવર્નરો પાસેથી ખાત્રી મેળવવાની ગાંધીજીની સૂચના વિષે હજી યે આશ્ચર્ય થાય છે. રાજકારણથી દૂર બેઠેલા એ પુરુષને જે સુઝયું તે આજ સુધી–મહાસભાના મંચ ઉપરથી વ્યાખ્યાનો આપનાર, કોઇને કેમ નહિ સુઝયું હોય! હોદ્દા સ્વીકારવા કે ન સ્વીકારવા એ પ્રશ્ન મહાસભાના બધા જ મંડળોમાં કેટલો ઉગ્ર બની ગયો હતો! બંધારણની જાળને તોડવામાં સત્ય ને અહિંસાનું રટણ કરનાર એ સેગાંવવાસી આટલો ઉપયોગી થઇ પડશે એવી કોઇને કલ્પના પણ નહોતી. છેલ્લા દોઢ મહિનાના એક પછી એક બનાવો જોતાં એમ લાગે છે કે આપણું ભાવી ઉજ્જવળ છે. ગમે તે દિશામાં મૂકાયેલું આપણું પગલું જાણે પ્રગતિરૂપ જ બની રહ્યું છે અને ગમે તેવી કુશળતાથી ગોઠવેલી જાળ સરકારને પોતાને જ ફસાવનારી થઇ પડી છે. ગાંધીજીએ મહાસમિતિના ઠરાવનું પૃથક્કરણ કરી દેશ-પરદેશના અનેક સમર્થ માણસોને મહાસભાના પક્ષમાં લઇ લીધા છે અને આ પૃથક્કરણ કરતી વખતે એમણે મહાસભાના આદર્શને તસુભર પણ નીચે નથી ઉતાર્યો. એમણે સ્પષ્ટ કર્યું છે કે 'સરકાર અને મહાસભા વચ્ચે ખરો વિરોધ તો મહાસભાના ધ્યેયનો છે. મહાસભા પૂર્ણ સ્વરાજ માટે મથી રહી છે તે સરકારને ગમતું નથી. ખાત્રી આપવાના ઇન્કારની પાછળ આ મનોદશા હોય તો સરકારે સ્પષ્ટ કરી દેવી જોઇએ અને પ્રાંતિક સ્વાતંત્ર્યતાનું નામ પણ ન લેવું જોઇએ.' ગાંધીજીના આવાં સ્પષ્ટ નિવેદનો હોવા છતાં આપણા ઉદ્દામ પક્ષના કોઇ કોઇ કાર્યકરોને લાગે છે કે ગાંધીજી કાયદાની જાળમાં ફસાય છે. કાયદાને અને આપણી મનોદશાને વધુ ને વધુ સ્પષ્ટ કરવી એ શું જાળમાં ફસાવા જેવું છે? આજના જગતની નજર સામે એક પણ પગલું ભરતાં હા કે ના ઉચ્ચારી દીધે જ ન ચાલે. એ બન્નેનાં કારણો આપી વિરોધીઓનું બળ જેટલું ઓછું થઇ શકે તેટલું કરવું જોઇએ. અને જગતની જેટલી સહાનુભૂતિ મળે તેટલી મેળવવી જોઇએ. દુઃખની વાત તો એ છે કે દાહોદની સમાજવાદી પરિષદમાં આવેલા શ્રી. મસાણી તો એટલે સુધી બોલી ગયા કે 'ગાંધીજી એક અંધારા ઓરડામાં કુંચી શોધવા માટે આથડી રહ્યા છે જ્યારે તાળું તો બહારથી

લાગેલું છે.' શ્રી. મસાણીએ આ શબ્દોની સાથે અલ્હાબાદમાં મળનારી કાર્યવાહક સમિતિ પાસેથી એવી આશા રાખી હતી કે કાયદાની ચૂંથાચૂંથ બંધ કરી હવે એ સામનાનો માર્ગ લેશે. જણાવવાની જરૂર નથી કે રાષ્ટ્રપતિ જવાહરલાલ સમેત આખી કાર્યવાહક સમિતિએ ગાંધીજીના નિવેદનોના અર્થનો જ ઠરાવ કર્યો છે અને એ જ સાચો સ્વમાનભર્યો અને ઝડપી માર્ગ છે એવું પોતાના ઠરાવથી સિદ્ધ કર્યું છે.

નિવેદનોની પરંપરા હજી ચાલે છે. મોટા મોટા બંધારણ શાસ્ત્રીઓના વિરોધો પણ રોજ વાંચવા મળે છે પણ મહાસભાનું કાર્ય એક ક્ષણને માટે પણ અટકતું નથી. પ્રાંતે પ્રાંતમાં યુદ્ધનો મોરચો મજબૂત થતો જ જાય છે. મહાસભાપક્ષના અગ્રણીઓની પ્રવૃત્તિઓ બતાવે છે કે આ બંધારણની જાળ હિંદની જાગૃતિ મટે જરૂરી હતી. એ જાળમાં આપણે નથી ફસાયા ને નથી ફસાવાના એ વસ્તુ હવે તો સિદ્ધ થઈ ચૂકી છે. મહાસભાની માગણીની સરકારે અવગણના કરી છે અને સરકારી લાલચને મહાસભાએ ઠોકરે મારી છે. આ બંને સ્થિતિ સ્વાતંત્ર્યયુદ્ધના બદલાતા રંગોની આગાહી આપે છે.

## મુસ્લીમ સંપર્ક :

દેશમાં આજે બે ત્રણ પ્રકારના વાયુ જોશભેર ફૂંકાઈ રહ્યા છે તેમાં એક વાયુ મુસ્લીમોને મહાસભામાં સામેલ કરવાનો છે. રાષ્ટ્રપતિ જવાહરલાલે દિલ્હીના રાજકિય સંમેલનની વ્યાસપીઠ ઉપરથી મુસ્લીમોનો સંસર્ગ સાધવાનો આદેશ આપ્યો તેનો આખા દેશમાં અદ્ભૂત રીતે અમલ થઇ રહ્યો છે. દરેક પ્રાંતમાં એ માટે ખાસ સમિતિઓ નિમવામાં આવી છે અને આ મહાન સંસ્થામાં જોડાવામાં મુસ્લીમોને કયા કયા અંતરાયો આવી રહ્યા છે તે વિચારાય છે. જેમ હોદ્દાસ્વીકારના સવાલે બંધારણીય પ્રશ્નને ખૂલ્લી લડત બનાવી દીધી છે તેમ જ આ પ્રશ્ને કોમીવાદ સામેની લડતનો આરંભ કર્યો છે. રાષ્ટ્રપતિના એક પછી એક પ્રગટ થતા નિવેદનોએ કોમે અને ધર્મના નામે ચરી ખાતા આગેવાનોને ખળભળાવી મૂક્યા છે. રાષ્ટ્રપતિની હાકલ પછીના મહાસભાના પ્રચંડ પ્રયત્નોથી એમને ખાત્રી થઈ છે કે ધાર્મિક ઝનુન ઉપર નભેલાં એમનાં સિંહાસનો હવે ઢળી પડશે. મુસ્લીમ કોમ એ કાંઇ આંધળી કોમ નથી. આજ સુધી એની આંખે ભલે ધર્મના પાટા બાંધવામાં આવ્યા હોય. હવે એ સમજવા લાગી છે કે ગુલામોને ધર્મ જેવું કાંઇ હોતું જ નથી. પરદેશીઓની એડી નીચે રોજ ને રોજ છુંદાયા કરવામાં નથી ધર્મ કે નથી મર્દાનગી. મહાસભાએ સર્વપક્ષી પરિષદોની વાત છોડીને મુસ્લીમ જનતા સમક્ષ જવાનું પસંદ કર્યું છે. પાંચ પચીસ આગેવાનોએ આજ સુધી જે રીતે રાજકારણમાં રમતો રમ્યાં કરી છે તે જોતાં મહાસભાને એવી પરિષદોમાં વિશ્વાસ નથી રહ્યો અને રાષ્ટ્રનું ખરૂં બળ તો આમજનતામાં જ પડયું છે, જે જનતાને સવારથી સાંજ સુધી આ ગુલામી અનેક રીતે પીડી રહી છે. એના ખુદા કે રામની અવગણના કરવા કોઇ નથી આવતું પણ કોઇ જાદુઇ હાથ એનો રોટલો ઝૂંટવી લ્યે છે, એના કપડાં ને ઘરબાર ખૂંચવી લ્યે છે, રાત દિવસ એ મહેનત કરે છે છતાં રાત્રે અર્ધા પેટે જ સૂવું પડે છે. મહાસભાએ નિરધાર કર્યો છે કે મુસ્લીમોની પાસે જઇ એમને એમના દુઃખનું અને એના કારણોનું ભાન કરાવવું. એમને સમજાવવું કે મહાસભામાં કોઇ હિંદુ નથી, કોઇ મુસલમાન નથી. મહાસભાના ત્રિરંગી ઝંડા પાસે શીર ઝુકાવનાર કોઇ પણ કોમ કે ધર્મનો હોય એ પોતાના ધર્મને અને ધાર્મિક ક્રિયાકાંડોને સલામત રાખી મહાસભાના વડલા નીચે આવી શકશે. મહાસભા મુસ્લીમ જનતાને સમજાવવા

માગે છે કે આજ લગી તમને ધર્મના નામે પાગલ બનાવવામાં આવ્યા છે, તમારી આંખે પાટા બાંધવામાં આવ્યા છે અને એના પરિણામે તમે દિવસે ને દિવસે પાયમાલ થતા જાવ છે અને તમારા આગેવાનો સરકારી માન મરતબો મેળવતા જાય છે.

મહાસભાનો આ આદેશ મુસ્લીમ જનતા જલદી ગ્રહણ કરી લેશે એમાં શંકા નથી, પરંતુ દેશના દરેક વિચારશીલ હિંદુ-મુસ્લીમોએ સમજવું જોઇએ કે આ સવાલ જેટલો મહત્વનો છે તેટલો જ કઠીન છે કારણ કે એક બાજુ આપણા રાષ્ટ્રશરીરને કાપવા માટે સરકારી કરવત ચાલ્યા જ કરે છે અને બીજી બાજુ કોઇ ને કોઇ કારણે સ્વાર્થવશ બનેલા કોમી આગેવાનો પ્રજાના હૃદયમાં ઝેર રેડયા જ કરે છે. અનેક હુલ્લડો કરી ભાઇ-ભાઇના ગળાં કાપીને આપણે થાકયા હોઇએ તો હવે સમજી જઇએ કે આ દેશમાં એ બે મહાન કોમોએ એક રૂપ બન્યે જ છૂટકો છે. જ્યાં સુધી એ એકતા નથી ત્યાં સુધી સ્વરાજ નથી જ નથી.

શ્રી. ઝીણા મહાસભાની આ હિલચાલથી અકળાયા છે અને પ્રસંગ હોય કે ન હોય છતાં જેમ ફાવે તેમ બોલે છે. પરંતુ એની સામે મુસ્લીમ બિરાદરો તરફથી જે જવાબો મળે છે તે સંતોષજનક છે. શ્રી. ઝીણા સ્થાનભ્રષ્ટ થતા હોય એટલા બધા ભયભીત માલુમ પડે છે. પરંતુ પોતાનું સ્થાન જાળવવા માટેના સાચા માર્ગો છોડી એ અવળે પંથે પડયા છે. એમને ઉમેદ હશે કે ઉતરતા પ્રવાહને પોતે ખાળી શકશે પણ એની એ ઉમેદ નિરાશામાં પરિણમવાની છે અને મુસ્લીમ જનતા મહાસભાના ઝંડા નીચે આવી પાંત્રીસ કરોડની આઝાદી માટે લડવાની છે.

## પૂરાણો કાર્યક્રમ :

અલ્હાબાદમાં મળેલી કાર્યવાહક સમિતિએ રાષ્ટ્રના તમામ ચાલુ પ્રશ્નો પરત્વે ઠરાવો કરી દેશને માર્ગદર્શન આપ્યું છે, પરંતુ બંધારણના ભંગાણ ઉપરના ઠરાવના અંતે રચનાત્મક કાર્યક્રમની જે ભલામણ કરી છે તે અમને આજની ઘડીએ બહુ જ અર્થસૂચક લાગી છે. છેલ્લા કેટલાક સમય થયાં કાર્યવાહક સમિતિમાં કે મહાસમિતિમાં ખાદી, ગ્રામઉદ્યોગ કે અસ્પૃશ્યતા નિવારણ જેવાં કાર્યો માટે નવા ઠરાવો જોવામાં નહોતા આવતા, આ વખતે જ એ ઠરાવ ઉમેરવાનું શું કારણ હશે ? આ ઠરાવમાં ગાંધીજીની સૂચના કોઇ પગલાં તો નથી સંભળાતા ? કલકત્તાની મહાસભાએ દેશ પાસે એક વરસનો પરદેશી કાપડના બહિષ્કારનો કાર્યક્રમ મૂક્યો હતો અને વર્ષના અંતે રાવી નદીના કિનારેથી યુદ્ધનો શંખ ફૂંકયો હતો, એવું તો કંઇ નથી ?

આ કાર્યક્રમ બહુ પૂરાણો છે ગાંધી જેટલો જ પુરાણો પણ ગાંધી જેટલો જ જોમવાળો અને કાર્યસાધક. આખી પ્રજા પાસે અહિંસક ક્રાંતિ કરાવવા ઇચ્છનાર કોઇ પણ આ કાર્યક્રમની અવગણના ન કરી શકે. આ નહિ તો પ્રજા પાસે મૂકવાનું બીજું છે શું ? પ્રજા અને નાના નાના પ્રજાસેવકો રાષ્ટ્રનો મંત્ર ફૂંકી શકે એવું ઉભા રહેવાનું સ્થાન જ બીજું કયાં છે ? ખેડુત સંગઠન કે કરજવિમોચનની વાત તો રૂપાળી લાગે છે પણ આજની પરિસ્થિતિમાં એ શી રીતે બની શકે ? કરજ નાબુદ કરવાની કે જમીનદારી પદ્ધતિનો અંત લાવવાની વાત અત્યંત અગત્યની છે પણ એ સ્વરાજ જેટલી જ કઠણ છે અને સ્વરાજ પહેલાં બની શકે એવી નથી. સંગઠન બહુ જરૂરી છે પણ એ માટે રચનાત્મક પ્રવૃત્તિ સૌથી વધુ અર્થ-સાધક છે. આ રચનાત્મક પ્રવૃત્તિ પ્રજાના અપાર દુઃખમાંથી થોડુંક ઓછું તો કરે છે પણ એક પ્રકારની રાષ્ટ્રભાવનાને જીવંત રાખે છે, જે ભાવના જ અંતે પ્રજાને ફનાફાનીઆ થવાની

શકિત આપે છે. આ રચનાત્મક કામમાં કેટલાકને ઢીલાશ દેખાય છે પણ એ ઢીલાશ રચનાત્મક કામનું જૂદું ન પડી શકે એવું કોઇ અંગ નથી. આ રચનાત્મક પ્રવૃત્તિને મર્યાદિત રાખીને પણ પ્રજાનો પ્રાણ જાગૃત કરી શકાય એમ છે. આ દ્રષ્ટિએ કાર્યવાહક સમિતિના આ ઠરાવને અમે હૃદયપૂર્વક સત્કારીએ છીએ અને એ રેંટિયાના કાચા તાંતણે ગાંધીજીની પ્રચંડ શકિતને આપણી મધ્યમાં લઇ આવી શકશું એવો વિશ્વાસ પ્રગટ કરીએ છીએ.

## કલકત્તાની પ્રચંડ હડતાલ :

આ લખાય છે ત્યારે તો એ પ્રચંડ હડતાલનો અંત આવી ગયો છે. સમાધાનીની શરતો ઉપરથી આ અંત કાયમી જ થશે એવું નથી લાગતું. કામદાર સંઘોનો સ્વીકાર, કામદારો ઉપર લીધેલાં પગલાં પાછાં ખેંચી લેવાં વગેરે શરતો મજુરોનો વિજય સૂચવે છે, પણ મજુરોના બીજી મુશ્કેલીઓ અને પગાર વિષે આ શરતોમાં, 'તપાસ કરીને યોગ્ય કરવામાં આવશે' એ કરતાં વધુ કાંઇ નથી. આપણે આશા રાખીએ કે મજુરોને અપાયેલું આ વચન પૂરેપૂરૂં પાળવામાં આવે.

આ હડતાલ કદાચ દેશની મોટામાં મોટી હડતાલ હતી. બે લાખ ઉપરાંત મજુરો આમાં જોડાયા હતા. મજુરોને પકડવામાં આવ્યા હતા, મનાઇ હુકમો અપાયા હતા. લાઠીમાર પણ થયો હતો છતાં પ્રમાણમાં શાંતિ જ જળવાઈ હતી, આ હડતાલ પ્રત્યે મહાસભાની કાર્યવાહક સમિતિની સહાનુભૂતિ અને મદદની ભલામણ હતી. આ હડતાલની છાપામાં આવતી વિગતો ઉપર ધ્યાન આપતાં અમને લાગ્યું કે હવે મહાસભા જ આવી હડતાલોને દોરવાનું કામ લ્યે તો ? મજુરશક્તિ એ પ્રચંડ શકિત છે એની કોઇથી ના પડાય એમ નથી, તો એ શકિતની સાથે મહાસભાએ સક્રિય સાથ આપવા ઉભા રહેવું જોઇએ. આજે મજુર મંડળો ત્યાં કામ કરી રહ્યા હોય છે, પરંતુ મહાસભા એ કામ પોતાના હાથમાં લ્યે તો એ લડતની પૂંઠે આખા દેશનું પીઠબળ આવે અને વધુમાં વધુ વ્યવસ્થિત રીતે મજુરોને ન્યાય મળે.

કલકત્તાની આ હડતાલે આપણા દેશનો શણનો મહાન ઉદ્યોગ કેમ ચાલી રહ્યો છે તે પણ આપણને બતાવ્યું ત્યાંની લગભગ બધી જ મિલો પરદેશી માલિકીની છે અને આજ સુધીમાં કરોડોનો નફો ખાઇ બેઠેલી છે. ૧૯૧૬ થી '૨૬ સુધીના બ્રેલસફર્ડના આંકડા આ મીલોની ભયાનક નફાખોરીને પ્રગટ કરે છે. કહે છે કે દશ વર્ષમાં એક સો નેવું ટકા જેટલો નફો આ વેપારીઓએ ઉઠાવ્યો છે. એ વખતના નફાની ગણતરી કરવામાં આવે તો બધી મીલોમાં કામ કરતા મજુરોની સંખ્યાની ગણતરીએ એક મજુરને ૧૭૫ રૂપિયા મળતા ત્યારે પ્રત્યેક મજુર દીઠ એના માલિકોને ૧૩૨૫ રૂપિયા મળતા. આ ભીષણ અસમાનતાનો તો અંત આવે ત્યારે ખરો, પણ મજુરને પેટપૂર ખાવાનું ને કાંઇક ઠીક રીતે રહેવાનું આપતાં પણ માલિકો કેવી લડાઇઓ ઉભી કરે છે ? કલકત્તાની હડતાલ તરફ આખા દેશે બહુ આશા રાખી હતી, એના સમાધાને એ આશાને પૂરી નથી કરી, પરંતુ બાકી રહેલી મહત્વની વિગતોનો કેવો નિકાલ આવે છે તે જ્યાં સુધી ન જણાય ત્યાં સુધી કોઇ પ્રકારનો અભિપ્રાય ઉચ્ચારવાનું શક્ય નથી.

## કોચીનની શરમ :

ત્રાવણકોર રાજ્યના ઢંઢેરાનો પ્રત્યાઘાત

થયો હોય એમ કોચીનના વૃદ્ધ રાજવીએ અસ્પૃશ્યતાને વ્યાપક બનાવવાનો હુકમ બહાર પાડયો છે. આજ સુધી અસ્પૃશ્યોને તો મંદિર પ્રવેશની મનાઇ ઘણા સ્થળે હતી પણ કોચીનના મહારાજાએ એક ડગલું આગળ ભરીને, મંદિરને પવિત્ર રાખવા માટે અછૂતોનો સંસર્ગ રાખનાર ત્રાવણકોરના મંદિરોમાં જનાર સામે પણ આભડછેટ ઉભી કરી છે. આ હુકમમાં આપખુદીનું તો પ્રદર્શન થાય જ છે પણ નવા યુગને જોઈ ન શકનાર વૃદ્ધ આંખોની પણ અમને દયા આવે છે. ત્રાવણકોરનો ઢંઢેરો મહારાજાની ભલમનસાઇને આભારી હતો એમ કહેવામાં અર્ધું સત્ય છે, ત્યાંની પ્રજાએ ત્યાર પહેલાં ઘણી તૈયારી કરી હતી, એ જ રીતે કોચીનનો રાજવી આજે ધર્મ ભૂલે છે ત્યારે પ્રજાનો ધર્મરક્ષાનો વિશેષધર્મ થઇ પડે છે.

## દેશનો લાડીલો સુભાષ :

ભાગ્યે જ આપણા દેશના કોઇ નેતાએ સુભાષબાબુ જેટલી જેલની યાતનાઓ સહન કરી હશે. વર્ષોના કારાવાસ, પરદેશવાસ અને ભયાનક માંદગી પછી જર્જરીત હાલતમાં સુભાષબાબુને સરકારે છોડયા છે. સુભાષબાબુની સામે જોતાં હર્ષ પણ થાય છે અને રોષ પણ આવે છે. હર્ષ તો એમને જોઇને થાય છે. આજની કટોકટીની પળે બંગાળનો એ વીર આપણી વચ્ચે આવી બંગાળનું નેતૃત્વ ધારણ કરે છે એ હર્ષનો વિષય છે પણ એમના શરીર તરફ જોતાં પરદેશી સત્તાના જુલમની યાદ રોષ પેદા કરે છે. આ ઘડીએ તો એ હર્ષ અને રોષને ઘૂંટી રાખવામાં જ આપણું હિત છે એમ માની આખા દેશની સાથે આપણે પણ સુભાષબાબુનું સ્વાગત કરીએ.

## બેરીસ્ટર સાવરકર :

આજના છાપામાં એમના ઉપરનો સરકારી પ્રતિબંધ ઉઠાવી લીધાના સમાચાર મળે છે. એ સમાચાર આનંદદાયક છે. સાવરકરનું નામ જુવાન ભારતને અજાણ્યું નથી. એ નામે જુવાનોના દિલમાં જાદુનું કામ કર્યું છે. ૧૯૧૦ની સાલમાં પકડાયેલા સાવરકર સત્તાવીશ વર્ષ પછી મુક્તિ મેળવે છે. એમના વિષે, જે જાણવા મળ્યું છે તે જોતાં એમ લાગે છે કે સત્તાવીશ સત્તાવીશ વર્ષના દમનના પ્રયત્નો છતાં એમનો પ્રાણ જાગૃત હશે. આપણે આશા રાખીએ કે એ પ્રાણ ભારતની નવજ્યોત પ્રગટાવવામાં પોતાનું દીવેલ પૂરે.

## મહાસભાનું ગૌરવ :

ચૂંટણીજંગ પૂરો થયા પછી પણ મહાસભાપક્ષને તોડવા માટે જે પ્રયત્નો થયા છે તેણે–દેશમાં એવા માણસો પડયા છે એ ખ્યાલથી દુ:ખ પેદા કર્યું છે પણ મહાસભામાં ફાટફુટ નથી પડાવી શક્યા એ હકીકતે મહાસભાના ગૌરવમાં વધારો કર્યો છે. મદ્રાસના પ્રયત્નો ધૂળમાં મળ્યા પણ સૌથી ધ્યાન ખેંચે એવી બીના તો બિહારમાં બની. મહાસભાનું નબળું અંગ હરિજનો હશે એવા ખ્યાલથી એ હરિજન સભ્યો આગળ માસિક ચાર ચાર હજારની આવક રજુ કરવામાં આવી. આખા દેશે હર્ષપૂર્વક જાણ્યું કે અંતે હરિજન સભ્યોએ એ લાલચને લાત લગાવી દીધી. અહીં સુધીની હકીકત એ બંને માટે માન પેદા કરે છે પણ એમાંથી એક સભ્યનું નિવેદન તો એ માનમાં અજબ પ્રકારનો, વધારો કરાવે છે. એમની વફાદારી અને મર્દાનગી માટે જ્યારે અભિનંદનો આવવા લાગ્યા ત્યારે એણે જણાવ્યું કે 'અમને તો શરમ થાય છે કે એ લોકો અમને મહાસભાની સેનામાં સૌથી નબળા ધારી શક્યા. અમને અભિનંદન શાના ? અમે શું ભારતવાસી નથી ?' આ શબ્દોએ મહાસભાનું પ્રજાહૃદયમ ·

કેટલું ઉંચું સ્થાન છે તે બતાવ્યું છે. કોઇપણ સેનાનો અને સંસ્થાનો મોટામાં મોટો ગુણ શિસ્ત અને નિયમપાલન. મહાસભામાં એ ગુણ કેટલા પ્રમાણમાં વ્યાપેલો છે તેનો આ પુરાવો છે. ગઇકાલે સ્થપાયેલી પ્રજાપાર્ટીઓ કે બીજા સમુહોમાં ફાટફુટ પડે તો કંઇયે આશ્ચર્ય પામવા જેવું નથી. મહાસભામાં નિયમપાલનની ભાવના આકાશમાંથી નથી આવી પણ હજારો સેવકોએ સ્વેચ્છાએ પોતાના ઉપર અંકુશો મૂકીને દાખલ કરેલી છે. એ ભાવના આવા દાખલાઓથી વધુ જ્વલંત બની મહાસભાના ગૌરવમાં વધારો કરે એવી આશા રાખીએ.

## એ ઘમંડ શી રીતે તૂટે ? :

પરાધિન હિંદનું અપમાન કરનારા પ્રસંગો ધરતીકંપના કોઇ આંચકાની માફક ક્યારેક ક્યારેક જાણવાના મળે છે. એવું બને છે ત્યારે સૌથી પહેલું ભાન આપણી અસહાય સ્થિતિનું જ થાય છે. લોર્ડ બેડન પોવેલ હિંદની પાંત્રીસ કરોડની પ્રજાને ચારિત્ર્યહીન કહી શકે એ બીના-જ આપણા માટે શરમરૂપ છે. કઇ પ્રજા ચારિત્ર-હીન છે એ કહેવું કે જેવું અપ્રસ્તુત છે પણ જે પ્રજાની પાછળ હજારો વર્ષની સંસ્કૃતિ પડી છે અને જે પ્રજા જગતમાં અભૂતપૂર્વ એવો સ્વાતંત્ર્યસંગ્રામ ખેલી રહી છે તેને લોર્ડ બેડન પોવેલ હળવે હૈયે અપમાનિત કરી જાય એ આ યુગમાં ન બનવું જોઇએ. એણે હિંદની પ્રજામાં આરોગ્ય અને એકાંતનો અભાવ પણ જોયો છે. અમે એ સ્વીકારીએ છીએ, પણ લોર્ડ બેડન પોવેલને જણાવીએ છીએ કે એનું કારણ અમારા ઉપર હકુમત ચલાવતી બ્રિટિશ સત્તા છે, જેને ખસેડીને તમારા આક્ષેપો ધોઈ નાખવાનો અમે નિરધાર કર્યો છે. લોર્ડ બેડન પોવેલના વાણીમાં સત્તાધારી પ્રજાનું ઘમંડ છે. એ ઘમંડ તોડયા વિના આપણને શાંતિ ન વળવી જોઇએ. એ શી રીતે તૂટે ? એની પ્રજા વિરૂધ્ધ એવી જ ગલીચ વાણી ઉચ્ચારીને ? એની સામે ઠરાવો કરીને ? કે જે સ્કાઉટ ચળવળનો એ અગ્રણી છે એ ચળવળને હિંદુસ્તાનમાંથી વિદાય દઇને ?- હિંદની સ્કાઉટ હિલચાલે આજ સુધી યુનીયનજેકની સલામી જ લીધી છે. આ દેશના ઉત્થાન માટે એણે કશું નથી કર્યું. આ અપમાન પછી આપણે એ હિલચા-લના મર્મને વધુ સમજીએ અને આ દેશમાંથી એને દેશવટો આપીએ.

## યુગપલટાની નિશાનીઓ :

આ વરસે 'આગગાડી'ના લેખક શ્રી. ચંદ્રવદન મહેતાને સ્વ. રણજીતરામ ચંદ્રક એનાયત કરવામાં આવ્યો એ યોગ્ય જ થયું છે. 'આગગાડી'નો આવો સત્કાર સાહિત્ય ક્ષેત્રમાં પણ યુગપલટો થએલો છે તે બતાવે છે. 'આગગાડી'માં કલ્પનાનું રમણ નથી, કોઇ રસનું સ્વતંત્રપણે આસ્વાદન નથી, પણ જીવનનું પ્રતિબિંબ છે. આજનું સાહિત્ય જેટલાં પ્રમાણમાં એ પ્રતિબિંબને ઝીલી શકશે અને ફરીને જીવન ઉપર એની છાપ પહોંચાડી શકશે તેટલા જ પ્રમાણમાં એ સફળ થશે. 'આગગાડી' લખીને જ ચંદ્રવદન મહેતા બેસી નથી રહ્યા, એને સફળ રીતે રંગભૂમિ ઉપર એમણે ઉતારી પણ છે. ગુજરાતની રંગભૂમિ માટે એમના જેટલી ચિંતા ભાગ્યે જ કોઇને હશે. એમના મનમાં રમી રહેલાં સ્વપ્નો પાર પડો એવું ઇચ્છીએ.

શ્રી. ચંદ્રવદન મહેતાને મળેલું માન જેમ યુગપલટાની એક નિશાની બતાવે છે તેમ જ કવિ ન્હાનાલાલનો મણિમહોત્સવ પણ યુગપલટાના દર્શન કરાવે છે. એમના સુવર્ણમહોત્સવ પ્રસંગે

નૂતન ગુજરાતે જે હર્ષ અને આશાપૂર્વક એમનું બહુમાન કર્યું હતું તે આ વખતે નથી કર્યું. આ વખતે દેખાઇ જ આવ્યું કે એમનું તેજ ઓસરતું જાય છે. 'ગુજરાતનો તપસ્વી' લખનારે તે દિવસે ગાંધી નામની કોઇ વ્યક્તિનો સત્કાર નહોતો કર્યો પણ નવા યુગનાપ્રકાશનો સત્કાર કર્યો હતો. આજે તેઓ નવા યુગથી દૂર ઉભા છે એમ કહેવામાં અમે જરા પણ અવિનય નથી કરતા. ગુજરાતના પ્રતિભાસંપન્ન આ કવિ જો નવા યુગની સાથે રહ્યા હોત તો તેઓ જુવાન ગુજરાતના હૃદયમા આજે પોતાનું સિંહાસન સ્થાપીને બેઠા હોત અને એમણે ગુજરાતને પ્રેરણા આપી હોત. આજ તો એમના મણિ મહોત્સવ પ્રસંગે ગુજરાતના એ, હજી યે મહાકવિનું દીર્ઘાયું ઇચ્છીને વિરમીએ.

## સામ્રાજ્યનો ઉત્સવ :

આજે બ્રિટિશ સામ્રાજ્ય તાજપોશીનો ઉત્સવ ઉજવનાર છે. હિંદની પ્રજા પાસેથી પણ એ ઉત્સવમાં સામેલ થવાની આશા રાખવામાં આવી છે, પણ સરકારની એ આશા નિરાશામાં પરીણમવાની છે. સ્વતંત્રતા માટે ઝુઝી રહેલું ભારતવર્ષ આવા ઉત્સવોમાં ભાગ લઇ શકે જ નહિ. આ ઉત્સવમાં જોડાવાનો એક જ અર્થ થાય કે આ તંત્ર નીચે પ્રજા સુખી અને આબાદ છે, જ્યારે હકીકત એનાથી તદ્દન ઉલટી છે: છેલ્લાં દોઢસો વર્ષ થયાં આખી પ્રજા નીચોવાઇ રહી છે. અને હવે તો સાવ નિ:સત્વ બની ગઇ છે. ધરતીના પડ ઉપર આ કરતા કંગાળ પ્રજા નથી. એમ કહેવામાં આવે છે કે આ તો અંગત રીતે શહેનશાહનું બહુમાન કરવાનો ઉત્સવ છે. આ વાત જૂઠી છે, અંગત રીતે શહેનશાહ માટે અમે એમ જ ઇચ્છીએ કે એ ઘણું જીવો અને એનું કલ્યાણ થાઓ, પણ આ તો સામ્રાજ્યનો ઉત્સવ છે. આમાં અમારી હાંસી રહેલી છે. અમે એમાં શામેલ ન જ રહી શકીએ

તા ૧૨ : ૫ : ૩૭



શ્રી. સોપાન

## પ્રકરણ છઠ્ઠું

### પુરુષનો પરિચય

મને ચૌદેક વર્ષ થયાં ત્યાં સુધી તો હું કુમાર નહિ પણ કુમારિકા છું એવું સ્પષ્ટ ભાન મને નહોતું થયું. મારા માતાપિતાની જીવનપ્રણાલીથી અમને ઓળખતા લોકો પરિચિત હતા એટલે હું છોકરાની પેઠે ઉછરતી તેની કોઇને નવાઇ ન લાગતી, પણ હું ચૌદમું વટાવીને પંદરમાં વર્ષમાં આવી અને મારું શરીર તંદુરસ્ત હોવાને કારણે હું હતી તેથી યે મોટી દેખાવા લાગી ત્યારે મારી રહેણીકરણીએ લોકોમાં આશ્ચર્ય ફેલાવ્યું. મને પણ ત્યારથી જ સ્પષ્ટ ખ્યાલ આવવા માંડ્યો કે આ જગતમાં સ્ત્રી હોવું અને પુરુષ હોવું એ સરખી જ બીના નથી. પરંતુ લોકોના આશ્ચર્યથી મારે ડરવાનું કશું કારણ નહોતું. મારા પિતાએ જીવનના કેટલા યે પ્રદેશમાં ક્રાંતિ કરી હતી એટલે તેઓ લોકનિંદા તરફ બેપરવા રહી શકતા હતા. એમણે તો જેમ હું મોટી થતી ગઇ તેમ મારી વિશેષ કાળજી રાખવા માંડી. રખે, હું સામાજીક માન્યતાના વેગવાન પ્રવાહમાં તણાઈ જાઉં ! એ ખ્યાલથી એમણે મારી પીઠ થાબડવા માંડી અને 'તું તો સ્ત્રીસમાજની ઉદ્ધારક થવાની છે. તારા તેજ આગળ પુરુષો ઝાંખા પડશે અને સ્ત્રીજીવનમાં તું પ્રકાશ રેડશે' એવું એવું એ કહેવા લાગ્યા. આ બધા શબ્દો મને ત્યારે અત્યંત મીઠા લાગતા અને મારામાં ઉત્સાહ પૂરતા. પણ જીવનસાંકળના તમામ અંકોડાનો વિચાર કરતાં એમ લાગે છે કે એ શબ્દોએ મને થોડી બેપરવા બનાવી દીધી. મારામાં જે નહોતું તે છે એવું ખોટું ભાન કરાવી દીધું અને પરિણામે ટાંચા સાધનો હોવા છતાં હું અભિમાની બનીને યુદ્ધના મેદાનમાં ઉતરી પડી.

હું મેટ્રીક પાસ થઇને કૉલેજમાં ગઈ ત્યારે મારા તરફ ઓળખીતાઓની આંખો વધારે ખેંચાઇ. પિતા તરફથી મળતા સંસ્કારોને લઇ હું એ લોકો તરફ હસવા લાગી. કેટલીકવાર અમારી આજુબાજુના ડોસાડોસી ચીડાય એવી રીતે હું વર્તવા લાગી. કોઇ મને પૂછે કે 'બેન, હજી કેટલુંક ભણશો ?' તો હું કહેતી કે 'ચાર વરસ અહીં ભણીને પછી વિલાયત જવું છે.' ક્યારેક સવાલ આવતો કે 'બેન પરણશો નહિ ?' હું મજાકમાં જવાબ આપતી કે 'શોધું છું, કોઇ ઠીક મળી જશે તો પરણી જઇશ.' મારા આ જવાબો ડોસાડોસીઓને આકરા અને નફફટ લાગતા પણ મને એમાં મઝા આવતી.

માતાપિતાએ મને મર્યાદા શીખવી હતી. સમાજમાં કેવા કેવા માણસો રહે છે તેનું જ્ઞાન પણ આપ્યું હતું પણ સાથે સાથે એ પણ જણાવ્યું હતું કે ' એથી ડરી જવાની જરૂર નથી. આપણો અંતરાત્મા કહે તેમ જ આપણે વર્તવું.' આ જ્ઞાન અને શકિત ધરાવતી હોવા છતાં કૉલેજજીવનના મહિનાઓ જેમ પસાર થવા લાગ્યા તેમ તેમ મેં જોઇ નહોતી એવી દુનિયા હું જોવા લાગી. કૉલેજમાં હું એક જ કુમારિકા નહોતી, અમે વીશેક હતી, પણ અમારા ઉપર આખી કૉલેજના વિદ્યાર્થીઓની આંખો ફર્યા જ કરતી. મને પ્રથમ તો સમજાતું જ નહિ કે 'અમે તે કયું આશ્ચર્ય છીએ !' પણ સમય વીતવાની સાથે હું અવનવી વાતો પણ સાંભળવા લાગી. મારી આજુબાજુમાં મૈત્રીઓ પણ જોવા લાગી, અમારા નજીવા કામ માટે તત્પર દેખાતી એ યુવકસેના જોઇને મારૂં આશ્ચર્ય વધવા લાગ્યું. મારા પિતાના એટલે કે ઘરના સંસ્કારો કરતાં કૉલેજનું વાતાવરણ તદ્દન ઉલટું હતું પણ મને બીજી કોઇ બાબતની એટલી અકળામણ ન થઇ જેટલી આ મૈત્રીઓ, ઓળખાણો અને સ્નેહદ્રષ્ટિઓની થઇ. કૉલેજનું એક વરસ પસાર થયું ત્યાં સુધીમાં આ બધું જોતાં જોતાં હું ગંભીર બની ગઇ.

આ એક વરસમાં મારે કોઇની સાથે મૈત્રી ન થઇ. હું જાણતી હતી કે બધી કુમારિકાઓમાં એક હું જ એવો નમૂનો હતી કે જેને બીજી કુમારિકાઓ ' વિચિત્ર ' કહેતી, પણ એ તરફ જોયા વિના હું મારા અભ્યાસમાં જ ઉંડી ઉતરવા લાગી. મને ગંભીર થતી જતી જોઇને મારા પિતાએ એક દિવસ કહ્યું. ' કેમ બેન, હમણાં ગંભીર રહે છે ? ' એ પ્રશ્ન આવતાંની સાથે જ મેં મારા અનુભવોની વાત એમને કહી સંભળાવી. વાત સાંભળ્યા પછી તેઓ થોડા વિચારમાં પડી ગયા પરંતુ એ ત્રણ મિનિટના ગંભીર મૌન પછી એમણે જે શબ્દો ઉચ્ચાર્યા તે હું જીવનભર ભૂલી શકું એમ નથી. એમના શબ્દોમાં એમનું અવલોકન ' અનુભવબળ અને લાગણી ભરેલાં હતાં. ' ભારતી, એ શબ્દો તને ય આનંદ આપશે. ' વર્ષા બોલતાં બોલતાં એક ક્ષણ અટકીને વિચારવા લાગી. ભારતી કંઇ બોલવા જાય ત્યાં એણે શરૂ કર્યું;

" હા, એમના જ શબ્દોમાં કહું : " એથી લગીર પણ ડરીશ નહિ. આપણે જો હારીને ભાગી જઇશું તો સમાજની દ્રષ્ટિમાં કોઇ દિવસ ફેર પડશે નહિ. અનેક છોકરા ને છોકરીઓ આજે કુમાર્ગે જઇ રહ્યા છે તે હું જાણું છું પણ આ પહેલાંની સ્થિતિ યે કાંઇ સારી નહોતી. અત્યાર સુધી તો મોં ઉપર તાળું હોવાથી મૌન લાગતું હતું અને મો પૂરાયેલા હોવાથી શાંતિ દેખાતી હતી. એ બધું ખોટું હતું. કૃત્રિમ હતું. આપણી જીવનશકિતનો હ્રાસ કરનારૂં હતું. ઘણા વરસે આપણે જાગ્યા છીએ અને આખી રચનામાં ક્રાંતિ કરી રહ્યા છીએ થોડા દિવસો, થોડા મહિના, થોડા વર્ષો અવ્યવસ્થા મચી જશે. અને કેટલુંક નહિ ઇચ્છવા જેવું પણ થઇ જશે

પણ એ વિકટ પંથ કાપ્યા વિના છુટકો નથી. તું બહાદુર રહેજે. તારી આંખ અને હૃદય સલામત રાખજે. તારા જેવી નિશ્ચલ કુમારિકાઓ જેમ વધતી જશે તેમ આ પંથ જલદી કપાઇ જશે અને આપણે સ્વાભાવિક સ્થિતિમાં જલદી આવી જઇશું. "

પિતાના આ શબ્દોએ મને નવી પ્રેરણા આપી અને એ પ્રેરણાના જોર ઉપર જ હું ત્યાર પછી ટકી શકી. મને એવું ભાન થવા લાગ્યું કે હું કેવળ મારા માટે જ બધું જ નથી કરતી પણ મારી પ્રત્યેક ક્રિયામાં ,સમાજની નવરચનાના તત્વો પણ છૂપાયેલાં છે. અભ્યાસ, ચિંતન અને પિતા તરફથી થતા સંસ્કારોના સિંચને મારા જીવનને વ્યાપક બનાવવા માંડયું. કોલેજનું બીજું વર્ષ જ્યારે મેં પસાર કર્યું ત્યારે તો હું બહુ બહુ વિચારતી થઇ ગઇ હતી.

બીજા વર્ષમાં મારે અમુક ઓળખાણો થઇ હતી પણ મૈત્રી કહીએ એવો એક પણ સંબંધ બંધાયો નહોતો, પરંતુ ત્રીજા વર્ષમાં દાખલ થતાંની સાથે જ એક મૈત્રી થઇ અને એ મૈત્રીએ મારા જીવનનું સુકાન ફેરવી નાખ્યું તે પછી હું લડાઇના મેદાનમાં ઉતરી પડી.

એનું નામ ધનંજય હતું. ઘણો જ બુદ્ધિશાળી અને તેજસ્વી હતો. એની મૈત્રી માટે મારા સાથેની લગભગ બધી કુમારિકા તલસતી તે હું જોતી હતી. એ શરૂઆતમાં મને બેપરવા અને મસ્ત લાગતો હતો, પાછળથી મેં જાણ્યું કે એ ભારે અભિમાની હતો. સૌના સાથે એ હસતો બોલતો પણ કોઇને બહુ નજીક આવવા દેતો નહિ. મને જણાયું અને એને પણ જણાયું કે અમે બંને મિત્રો વિનાના હતા. અમારી વચ્ચે આકર્ષણ જન્મવાનું કદાચ એ જ કારણ હોય, પણ નજીવી વાતચીતો કરતાં કરતાં અમે બહુ નજીક આવી ગયા અને ઘણે દુર ગયા પછી મને ખબર પડી કે હું એની મિત્ર બની ગઇ છું.

ધનંજય અમારે ઘેર આવવા લાગ્યો હતો. હું પણ ક્યારેક એને ઘેર જતી હતી અને એ રીતે અમારા વડીલો પણ ધીમે ધીમે એકબીજાના પરીચયમાં આવતા હતા. ધનંજય પોતે ખાદીધારી અને રાષ્ટ્રિય સંસ્કારો ધરાવતો હતો પણ એના ધનવાન પિતા અને ભાઇઓ રાષ્ટ્રિય પ્રવૃત્તિ તરફ બહુ તુચ્છ નજરે જોતા હતા. અમારા બંને વચ્ચે કેટલું અંતર હતું એ તો હું પછી કહું પણ મારા પિતા અને એના પિતા વચ્ચે તો ભારે અંતર હતું એટલે એમનો પરીચય ઓળખાણ કરતાં આગળ વધી શકયો નહિ. અમારી મૈત્રી દિવસે દિવસ ગાઢ થતી ગઇ.

મને એ દિવસો યાદ આવે છે. ધનંજયની વાતો યાદ આવે છે. એના સ્વપ્નો ઉપર હું વારી જતી હતી એ યાદ આવે છે અને મને મારી મૂર્ખાઈ માટે ફરી ફરીને શરમ પેદા થાય છે. ધનંજય ભારે બુધ્ધિશાળી હતો એમ તો મેં કહ્યું. એના પ્રત્યે હું અંજાઇ ગઇ હતી તેનું પ્રધાન કારણ જ એ હતું. અખંડ માનવતાના જો ત્રણ હિસ્સા પાડીએ તો એના શરીર અને બુધ્ધિ અત્યંત પ્રભાવશાળી હતાં અને આત્મા–ચારિત્રની તો મને ત્યારે પૂરેપૂરી ખબર નહોતી. જેટલી ખબર હતી તેટલી શુભ હતી. ગૌર અને ઘાટીલું શરીર, ચમકતી આંખો, પૌરુષ નીતરતી ચાલ, ગર્વમાં ઉન્નત રહેતું મસ્તક એ બધું મને આકર્ષતું હતું. ગમે તેને મહાત કરી દેતો વાણીપ્રવાહ મને એના પ્રત્યે ખેંચતો જતો હતો.

દિવસો વિત્યા, મહિનાઓ વિત્યા. ધનંજય અને હું નજીકને નજીક આવવા લાગ્યા. ધનંજય ઘણી વાર મને કહ્યા કરતો કે 'તું બહુ તેજસ્વી છે, તારા ને મારા જીવન-આદર્શો એક છે. આપણે સાથેજ કામ કરી આપણાં મહત્વા-

કંક્ષાઓ પૂરી કરીશું ! અને એ મહત્વાકાંક્ષાઓ પણ કેટલી અદ્ભુત અને આકર્ષક હતી ! ધનંજય મને કહેતો કે 'ગુજરાતનું વેડફાઇ જતું યુવકધન આપણે બચાવવું છે. સ્થાનભ્રષ્ટ થયેલી સ્ત્રીશક્તિની આપણે પુનઃસ્થાપના કરવી છે. રાષ્ટ્રજીવનના એકેએક પ્રદેશમાં આપણે ક્રાંતિની ચિનગારી મૂકવી છે અને આ પરાધિન દેશને મુકત કરી સંસ્કૃતિના શિખરે પહોંચાડવો છે.' મને એની આ વાતો બહુજ ગમતી. નાનપણથી મારા પિતાએ પણ મારા અંતરમાં આવા જ વિચારોના બીજ રોપ્યા હતા. એ બીજને સિંચન આપનાર મળતાં મારા આનંદનો પાર ન રહ્યો.

ધનંજયની મૈત્રીના આ સમય સુધી મારા મનમાં પુરુષો સામે રોષ નહોતો જાગ્યો. મારે સ્ત્રીજાતીને પુરુષોના પંજામાંથી છોડાવવી છે એવા ખ્યાલો પણ નહોતાં આવ્યા. પુરુષ સ્ત્રીને કચડી રહ્યો છે એમ હું જોતી છતાં એ ઘા મારા હૃદયમાં હજી લાગ્યો નહોતો. મારા હૃદયમાં સેવાના અભિલાષ અને મહાન થવાની મહત્વાકાંક્ષા જ ત્યારે હતી. ધનંજયે એ મહત્વાકાંક્ષાને પોષવા માંડી અને અભિલાષોને ઉત્તેજીત કરવા માંડયા, પરિણામે હું ધનંજય તરફ વધુ ને વધુ ખેંચાવા લાગી.

અમારો અભ્યાસ આગળ ચાલ્યો જતો હતો પણ એ અભ્યાસમાં હવે મને એટલો રસ નહોતો રહ્યો. જેટલો રસ જીવનપ્રવૃત્તિમાં-ગૂંથાવવામાં હતો. છતાં હું અભ્યાસમાં પાછળ નહોતી, ધનંજય પણ પાછળ નહોતો. અમે બંને અમારી આજુબાજુના ઇર્ષાપાત્ર બન્યા હતા. મારા નજીક બીજો કોઇ વિદ્યાર્થી આવી શકતો નહિ અને ધનંજય નજીક બીજી કોઇ વિદ્યાર્થીની આવી શકતી નહિ. અમારી મૈત્રી એ રીતે પણ દૃઢિભૂત થયા કરતી હતી.

એ એક વરસમાં કૉલેજમાં અને કૉલેજ બહાર જે નાના મોટા બનાવો બનતા હતા તેમાં ધનંજય ક્રાંતિકારી જુવાન તરીકે દેખાઇ આવતો હતો. હું અનેક પ્રસંગે જોઇ શકતી હતી કે ધનંજય સ્વમાનશીલ અને ખમીરવાળો છે. એના કોઇ નિર્ણયમાં નબળાઇ તો દેખાતી જ નહિ. તેમ એ સલામત જીવન જીવનારો પણ નહોતો. કોઇ પણ વખતે તમામ સલામતીઓને ઠોકર મારવાની એની તૈયારી હતી. પિતા અને કુટુંબનો ઉગ્ર વિરોધ છતાં એ રાષ્ટ્રિય જીવન જીવતો હતો એ વસ્તુ પણ એનું તેજ પુરવાર કરતી હતી.

આ રીતે ધનંજય નામના એ જુવાન પુરુષ સાથે મારે પ્રથમ મૈત્રી થઇ અને એ મૈત્રીએ મારા સરલ વહી જતા જીવનપ્રવાહને ખળભળાવી મૂકયો.




## જીવનવિકાસ[1]

"ઈશ્વરની શી વિચિત્ર યોજના છે તેની ખબર પડતી નથી પણ ગાંધીજીને એમના કીમતીમાં કીમતી પ્રયોગો કરવા માટે આવા. અદના દરજ્જાના સેવકો મળે છે અને છતાં એમની પ્રેરણા એટલી બધી જલદ છે કે એવાં સાધનોથી પણ તેઓ ચમત્કારી પરિણામ બતાવી શકે છે." આ શબ્દો 'જીવનવિકાસ'ની પ્રસ્તાવનામાંથી લીધા છે. કાકાસાહેબને ગાંધીજીની દૃષ્ટિ નીચે કેળવણીના પ્રયોગો કરતાં જે સત્ય લાગ્યું હશે તે જ એમણે લખ્યું હશે પણ અમને તો આમાં વિનય અને નમ્રતા જ જણાયાં છે. ગાંધીજી આપણા દેશની પ્રેરણામૂર્તિ છે અને માટીના માનવીઓમાં એમણે પ્રાણ પૂર્યા છે એમાં શંકા નથી પરંતુ આ 'જીવનવિકાસ' વાંચતા અને કાકાસાહેબની અનેક ક્ષેત્રોની પ્રવૃત્તિઓ જોતાં, એ અમને 'અદના દરજ્જાના' નથી લાગ્યા. નૂતન-ગુજરાતની રચનામાં વિદ્યાપીઠનો ફાળો નાનો સૂનો નથી અને વિદ્યાપીઠની રચનામાં પ્રથમથી કાકાસાહેબ પ્રાણતત્ત્વ રહ્યા છે. આજે તેઓ રાષ્ટ્રભાષા અને રાષ્ટ્રલીપીના કામમાં પડ્યા છે ત્યારે એમના વિનાની વિદ્યાપીઠ ઝાંખી લાગે જ છે. આપણા દેશના સદ્ભાગ્યે દરેક ક્ષેત્રમાં હજારોની સંખ્યામાં સેવકો તો ઉભા થયા છે પણ જેના ઉપર મહાન સંસ્થાઓ રચી શકાય એવી શક્તિશાળી વ્યક્તિઓ જવલ્લે-જ જોવા મળે છે. કેળવણીના ક્ષેત્રનો અને વિદ્યાપીઠનો વિચાર કરીએ તો આજે દૂર બેઠેલા કાકાસાહેબ, કિશોરભાઇ, નરહરિભાઈ વગેરેનું સ્થાન પૂરે એવું કોઇ દેખાતું નથી. નાનાભાઇ અને ગિજુભાઇ આજે પોતાના પ્રયોગ ઉપર જ છે પણ સંસ્થાના નિયમ પ્રમાણે વીસ વર્ષની મુદત પૂરી થઇ ગયા

---

૧ લેખક : દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર : પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર, ગાંધી રોડ, અમદાવાદ : પા. ૨૪ ને ૮૦૦ કિંમત રૂા. બે.

છતાં તેઓ નિવૃત્તિ નથી લઇ શકતા. આનું શું કારણ હશે? રાષ્ટ્રયુધ્ધમાં આપણા પાસે જેટલી હોય તેટલી સામગ્રી લઇને જવાનું હતું એથી શક્તિ વધારવાની ભાવના જ ઓછી થઈ ગઇ હશે? કે માથા ઉપર ગાજી રહેલી ક્રાંતિને લઇ નિરાંત નહિ લાગતી હોય?

ગમે તેમ હોય પણ 'જીવનવિકાસ'ના લેખક એક સમર્થ કેળવણીકાર અને પ્રતિભા-સંપન્ન લેખક છે એમ કબૂલ કર્યાં વિના ચાલે એમ નથી. 'જીવનવિકાસ'ના આઠસો પાનામા કાકાસાહેબે એમનો પ્રાણ નીચોવ્યો છે. આ પુસ્તક એમણે કોઇ જગ્યાએ શાંતિપૂર્વક બેસીને લખ્યું નથી પણ જીવનદૃષ્ટિ પ્રાપ્ત થયા પછી 'નવજીવન' આદિમાં જે લેખો લખ્યા તેનો સંગ્રહ છે, પણ 'સંગ્રહ છે' એટલે એમાં નવીન નથી એવું કોઈ રખે સમજી લ્યે. આ અવલોકન લખનારે એમાંના ઘણાખરા લેખો પુસ્તક પ્રગટ થયા પહેલાં વાંચ્યા છે પણ આજે એ બધા લેખોને સંગ્રહરૂપે જોતાં એક વિશેષ વસ્તુ પ્રાપ્ત થઇ છે. માનવીમાં રહેલા શુભ તત્ત્વને બહાર આણવું એ તો કેળવણીનો હેતુ ખરો પણ કેળવણી જીવનવ્યાપી હોવી જોઇએ એમ આ લેખો ઉપરથી લાગે છે. જીવનનું એક પણ ક્ષેત્ર એવું નથી રહેતું જ્યાં કેળવણીની આવશ્યકતા ન હોય. આ વાંચ્યા પછી એ પ્રશ્નો નથી રહેતા કે કેળવણીએ આજીવિકાનું સાધન આપવું જોઇએ કે નહિ, કેળવણીએ શરીરસંપત્તિ ખીલવવી જોઇએ કે નહિ, કેળવણી અને રાજકારણને સંબંધ ખરો કે નહિ, કેળવણીમાં ધર્મને શું સ્થાન છે. આ બધું કેળવણીમાં આવી જાય છે. 'જીવનવિકાસ' કહે છે કે માનવજીવનને સંપૂર્ણપણે સંસ્કૃત કરી શકે એ જ કેળવણી. એ સિવાયની બધી અધુરી અથવા ખોટી કેળવણી.

આ કોઇ તાત્ત્વિક ગ્રંથ નથી તેમ આમાં કોઇ મોટી યોજનાઓ નથી છતાં કેળવણીના લગભગ બધા અંગોને વિષે આમાં દિશાસૂચનો પડ્યાં જ છે. આ પુસ્તક અધ્યાપકો કે વિદ્યાર્થીઓ માટે જ નથી. એમને વધુ જરૂરનું છે એટલું ખરૂં પણ આ પુસ્તક જીવનના કોઇ પણ ક્ષેત્રમાં અખતરા કરનારાઓને ઉપયોગી થઇ પડશે. પુસ્તકની પ્રસ્તાવના કાકા સાહેબની ધારણા કરતાં ઘણી ટૂંકી છે પણ એમાં કેળવણીની કસોટી ઉપરાંત પોતાને આ દૃષ્ટિ કેમ અને ક્યાંથી મળી, ઉતરોત્તર એ દૃષ્ટિ કેમ શુદ્ધ થતી ગઈ તે બતાવ્યું છે. કેળવણી વિષેની એમની નિષ્ઠા આટલા ઉપરથી સ્પષ્ટ સમજાઇ આવશેઃ "એક રીતે કહી શકું કે મારૂં બીજું લખાણ વિનોદરૂપે લખાયેલું છે, જ્યારે કેળવણી વિષેનું લખાણ જીવનનું એક મિશન સમજીને અને સામાજીક જીવનની મીમાંસાના એક મહત્ત્વના અંગ તરીકે લખાયેલું છે. ગુજરાતની પ્રજા મને ભૂલે નહિ ત્યાંસુધી મને સાહિત્યકાર તરીકે ન ઓળખે પણ કેળવણીકાર તરીકે ઓળખે એવી મારી આંતરિક ઇચ્છા છે."

કાકાસાહેબને ગુજરાત કેળવણીકાર તરીકે ઓળખે જ છે પણ સાહિત્યકાર તરીકે પણ ઓળખે છે અને બંને ઓળખાણ લાંબા કાળ સુધી કાયમ રહેશે એમાં અમને શંકા નથી.

**વ્યાપક ધર્મભાવના:** લે. મોહનદાસ *કરમચંદ ગાંધી* પ્ર. *નવજીવન પ્રકાશન મંદિર,* ગાંધી રોડ, અમદાવાદ કિં ૦-૧૪-૦.

આ પુસ્તક ગાંધીજીનું છે એટલું જ એના વિષે વખતું બસ હતું પણ પુસ્તકનું નામ જોતાં થોડી ગેરસમજ થવાનો સંભવ છે. આ પુસ્તકમાં ગાંધીજીના ધર્મ વિશેના લખાણો કહેવાય છે તે જ નથી આવ્યાં પણ આમાં તો મૂડી-મજુરી ને સામ્યવાદ સર્વોદયના વિચારો, સમાજધર્મ, સેવાધર્મ અને રાજા-પ્રજાધર્મના

વિચારો પણ મૂકવામાં આવ્યા છે અને તે પણ છેક ૧૯૩૬ના અંત સુધીના ' એટલે આ પુસ્તક આજને તબક્કે ઘણું જ ઉપયોગી છે. ગાંધીજીએ ધર્મનો સંકુચિત અર્થ કદી કર્યો નથી અને જીવનના કોઇ વ્યવહારમાંથી એણે ધર્મને બાદ રાખ્યો નથી. આ લેખસંગ્રહ વાંચતા એમ લાગે છે કે ધર્મ એ કોઈ વિધિનિષેધનું શાસ્ત્ર નથી પણ જીવનવ્યાપી ભાવનાં છે, આવા ધર્મની અવગણના ન થઇ શકે-. ન કરવી જોઇએ.

**તિમિરમાં પ્રભાઃ** વેશાંતરકારઃ કિશોરલાલ ધ. મશરૂવાળા. પ્રકાશક, ઉપર પ્રમાણે. પાના ૨૨+૨૦૮ કિં. દસ આના.

પોતાના આયુષ્યની ઉત્તરાવસ્થામાં જીવનના પ્રતિબિંબ સમું લખાયેલું આ નાટક ટોલ્સ્ટોયની સર્વોત્તમ નાટ્યકૃતિ ગણાય છે. કઇ દષ્ટિએ એ સર્વોત્તમ છે તેનાં કારણો દરેક જૂદાં જૂદાં જણાવશે. બર્નાડ શૉ જેવા આમાં કલાના તત્વોને વિકસેલાં જૂએ છે, કિશોરલાલભાઇ આમાં જીવનનું દર્શન કરે છે પણ આ પુસ્તક, વેશાંતરકારની પ્રસ્તાવના અને અંત ભાગ વાંચતાં એમ થઇ આવે છે કે કલાથી ભડકવાની શી જરૂર ?

કિશોરલાલભાઇને આ પુસ્તકમાં ટોલસ્ટૉયની સત્ય માટેની ઝંખના અને નિખાલસવૃત્તિ દેખાયાં છે અને આ નાટકની સફળતા એમને એમાં જ લાગે છે. એક પ્રશ્ન કરીએ? ટોલસ્ટૉય કલાકાર ન હોત તો એ આવું લખી શકત ? સત્ય માટે ઝંખનારા અને જીવનનું સૌંદર્ય પ્રગટ થવા દેનારા આવું લખી શકે એમ જોયું નથી. અમને તો એમ લાગે છે કે ટોલ્સ્ટૉયની ઝંખના અને હૃદયસૌંદર્ય એ કલાકાર હોવાના કારણે સોળે કળાએ ખીલી ઉઠયાં છે. કલાએ ધર્મનીતિની અવગણના ન કરવી જોઈએ એટલું જ નહિ પણ એને પોષણ આપવું જોઇએ એમ અમે માનીએ છીએ. પરંતુ કલા કોઇ પણ વસ્તુ કે વિચારને સુંદર, વેધક અને સચોટ બનાવી શકે છે એની ના ન પાડી શકાય. ટૉલ્સ્ટૉય કલાકાર તો હતા જ. પણ ઘણાં વર્ષો સુધી એમની કલાએ સત્યની આરાધના કરી નહોતી એટલે એ કલા મનોહારીણી લાગતી પણ એટલી જ એ જોખમકારક હતી, પરંતુ જ્યારે એણે સત્યની ઉપાસના કરવા માંડી ત્યારે કલાએ સાચું સ્થાન મેળવ્યું અને સાચી વસ્તુ દીપાવી. એટલે કલા સ્વતંત્રપણે વિરોધ કરવા જેવી કોઇ વસ્તુ નથી. જમાનાઓ થયાં એણે જીવન સાથેનો સંબંધ છોડયો છે અને એથી જીવનશોધન કરનારા સંતો, કવિઓ, ઓલિયાઓ કલાકાર હોવા છતાં કલાનું નામ ભાગ્યે ન લેતા. શ્રી કિશોરલાલભાઈનું આ વેશાંતર વાંચતા પણ એવું જ લાગે છે તેઓ કેમ જાણે કલાથી ડરતા હોય ! સારૂં તો એ નથી કે તમામ શક્તિઓની પેઠે કલાને પણ જીવનની ઉપાસનામાં રોકી દેવી? મહર્ષિ ટોલ્સ્ટૉયના નાટકમાં અને શ્રી. કિશોરલાલભાઇના વેશાંતરમાં અમને એ સત્યોપાસના કરતી કલા દેખાય છે. આ નાટકની સફળતાનું મૂખ્ય તત્ત્વ સત્યોપાસના છે એ તો અમે પણ સ્વીકારીએ જ છીએ.

શ્રી કિશોરલાલભાઈ જેવા એક નાટકનું વેશાંતર કરવાને પ્રેરાય એ હકીકત જ કંઇક આશ્ચર્ય પમાડનારી અને આકર્ષણ ઉભું કરનારી છે આ પુસ્તક પ્રત્યેના એમના આકર્ષણનું કારણ તો આપણે જોઇ ગયા. એ આકર્ષણ કોઇ પણ વાંચનાર અનુભવી શકશે એ નિ:સંદેહ વાત છે. આ નાટકમાં જે મનોમંથન ચિતરાયું છે તે ટોલ્સ્ટૉયના અનુભવનું છે. આમાંનો નકુલ કોણ છે? જીવનને આરે પહોંચ્યા પછીની એની વેદના ટૉલ્સ્ટૉયનું જીવન યાદ આપે છે અને આપણા હૃદયનાં તળીઆમાં પડેલા અનેક

વિચારોને જાગૃત કરી દે છે. ટોલ્સ્ટોયની કલમ એટલી બળવાન છે કે વાંચનાર ઇચ્છે તો યે એની અસરમાંથી મુક્ત થઇ શકે એમ નથી. ભાગ્યે જ આવી સિધ્ધિ કોઇ લેખકને સાંપડતી હશે.

શ્રી. કિશોરલાલભાઇના વેશાંતર–ભાષાંતર વિષેના વિચારો સાથે અમે સંમત છીએ. એમણે જો ભાષાંતર જ કર્યું હોત તો આ પુસ્તક આટલી પ્રિયતા ન મેળવી શકત. આ તો વાંચનારને 'આપણું જ' લાગે છે શ્રી. કિશોરલાલભાઇ આવા ઘણા વેશાંતરો આપી અમને સાબીત કરવા દે કે તેઓ કલાકાર પણ છે.

**સ્ત્રી–પુરૂષ–મર્યાદા** : લે. કિશોરલાલ ઘ. મશરૂવાલા પ્ર. પ્રસ્થાન કાર્યાલય પારસી અગિયારી સામે અમદાવાદ. પાના ૧૬ + ૮૪ કિં. પાંચ આના.

આ નાનકડી પુસ્તિકાનું નામ જ એવું સૂચક છે કે એ ઉપરથી અંદરની વસ્તુનો ખ્યાલ આવી જાય છે. શ્રી. કિશોરલાલભાઈ ગુજરાતના એક સમર્થ ચિંતક અને વિચારક ગણાય. એમના બધાં પુસ્તકોમાં એમની વિવેકબુદ્ધિનું તેજ દેખાઇ આવે છે. કોઇ પણ વિષયને છણીછણીને સ્પષ્ટ કરવામાં આપણે ત્યાં એમના જેટલી કાળજી ભાગ્યે જ કોઇ લેતું હશે બીજાના વિચારોનું હાર્દ પકડવાની શક્તિ પણ અદ્દ્ભુત છે. ગાંધીવિચારદોહન એમની એ શક્તિનો પુરાવો છે. ' જીવન શોધન ' અને ' કેળવણીના પાયા ' જેવાં પુસ્તકો મેં તો બીજાં જોયાં નથી. આવા સમર્થ પુરૂષના કોઇ પણ વિચારને બહુ ઉતાવળે નિર્ણય ઉપર નહિ મૂકી દેવો જોઇએ. આ પુસ્તિકાના લેખો વાંચતા એમ લાગ્યું છે કે એમના વિચારોનો વિરોધ કરનારાઓના મોટા ભાગે ધીરજથી અને ઝીણવટથી એમના વિચારોને તપાસ્યા જ નથી અને એટલે કઇ વસ્તુ ઉપર શ્રી. કિશોરલાલભાઇએ કેટલો ભાર મૂકયો છે તેનું પ્રમાણ સમજ્યા વિના જ ટીકા કરી છે. આમાંના ઘણાખરા લેખો 'હરિજન બંધુ' અને 'પ્રસ્થાન'માં પ્રગટ થઇ ગયા છે એટલે એ ઉપરની ચર્ચાઓ પણ સંભળાઇ ગઇ છે. અમને આ વિચારોમાં વ્યક્તિ અને સમાજના જીવનનું ઊંડુ અવલોકન માલુમ પડયું છે અને બધા વિચારોની પાછળ નિજ અનુભવનું બળ પણ જણાયું છે. આજના વાતાવરણમાં અનેક વિચારોના મોજાંઓ ઉછળી રહ્યાં છે ત્યારે અંધારામાં અહીંથી તહીં સપડાતા યુવક-યુવતીઓને આ નાનકડી પુસ્તિકા દીવા જેવી જણાશે એમ અમારૂં માનવું છે. શ્રી. કિશોરલાલભાઇ આ પ્રકારનું હજી વધુ લખે એવું ઇચ્છીએ.

**કન્યાને પત્રો** : લે. નરહરિ દ્વા. પરીખ અને મહાદેવભાઇ દેસાઇ. પ્રકાશક. પ્રસ્થાન કાર્યાલય પારસી અગિયારી સામે, અમદાવાદ. કિંમત ૭ આના.

આ નાનકડી પુસ્તિકાની બીજી આવૃત્તિ થોડા સુધારા વધારા સાથે બહાર પડી છે તે ખરેખર હર્ષની વાત છે. આ પ્રકારનાં પુસ્તકો આપણે ત્યાં છે જ કયાં ? નવલકથાઓ અને વાર્તાઓના પાત્રો તરુણ યુવકયુવતીઓના દિલમાં ચિત્રો ઉભા કરી જાય છે પણ મોટે ભાગે એ ચિત્રો કલ્પનામય હોવાના કારણે જીવનમાં ઉતારી શકતા નથી અને કોઇ ઉતારે છે તો બનાવટી જ લાગે છે. કુમાર અવસ્થામાં પ્રવેશતાં જ આજના યુવક–યુવતીની સામે અનેક સમસ્યાઓ ઉભી થઇ એને મૂંઝવી નાખે છે. થોડો વખત એ મૂંઝવણમાંથી નીકળવા માટે

ફાંફાં મારી યોગ્ય માર્ગદર્શનના અભાવે એ કાં તો થાકીને જૂને ચીલે ચાલવા માંડે છે અને કાં તો નિરંકુશ બની જાય છે. જીવનની અત્યંત મૂંઝવણભરી આ અવસ્થામાં માર્ગદર્શન આપી શકે એવાં પુષ્કળ પુસ્તકો લખાવાં જોઇએ પણ એ પુષ્કળ આવા અનુભવી અને વત્સલ પિતાઓને હાથે લખાય તો જ ઠીક, નહિ તો આવી એકાદ પુસ્તિકાથી પણ ચલાવી લેશું.

આ નાનકડી પુસ્તિકા તારુણ્યમાં પ્રવેશતી કન્યા માટે લખાઇ છે પણ કુમારોને પણ એમાંથી વિચારવાનું મળી રહેશે. મુ. નરહરિભાઇ પાસે આશા રાખીએ કે કુમારો માટે પણ તેઓ આવું માર્ગદર્શન આપે.

**એ પત્ની કોની ?** : અનુ. યજ્ઞેશ હ. શુક્લ પ્રકાશકઃ કાન્તિલાલ મ. શાહ. અંજલિ ગ્રંથમાળા રમકડાં માર્કેટ, અમદાવાદ. કિં. રૂા. બે.

'બાળુતાઇ ધડા ઘે.' નામની મરાઠી નવલનો આ અનુવાદ છે. અનુવાદની ભાષામાં મરાઠીની છાયા આવી જાય છે. એટલે પુસ્તકની વસ્તુને થોડી ઝાંખપ લાગે છે. આખું પુસ્તક એક માતાની આત્મકથા રૂપે લખાયું છે. સ્ત્રીજીવનના પ્રશ્નોને એટલી સ્વાભાવિક રીતે રજુ કર્યા છે કે કોઇ અંતરકથની આપણે સાંભળતાં હોઇએ એવું જ લાગે. ધનવાન અને સંસ્કારસંપન્ન પિતાને ત્યાં ઉછરેલી સોનું મેટ્રીક સુધીની કેળવણી લ્યે છે ત્યાં સુધીનું એનું જીવન સ્ત્રીના દલિત અને અનાથપણાંથી મુક્ત છે પણ લગ્નનો પ્રશ્ન ઉભો થતાં જ સુધારક દેખાતા પિતા વિફરે છે. સોનુના પ્રિય પણ ગરીબ મિત્ર સાથે એને ન પરણાવતાં એક ધનવાન વિધુરની સાથે એના લગ્ન કરે છે. પિતાની આબરૂ સાચવવા સોનું દુઃખાતે દિલે પરણે છે પણ આખું જીવન એ તરફડીઆ જ માર્યા કરે છે. લગ્નજીવનમાં પૂરતો અસંતોષ હોવા છતાં કાયદો એ લગ્નને અખંડ રાખે છે અને એ અખંડ ચિંતામાં સોનું, એનો પતિ તાત્યાસાહેબ અને પ્રેમી ભાસ્કર સળગ્યા કરે છે. અંતે સોનુ ભસ્મરૂપ બને છે. આખી કથા કરુણ છે. વાંચનારને પોતાનું સ્વજન દુઃખ પામતું હોય એવી લાગે એટલી સુંદર શૈલી છે પણ નબળી ભાષા અને કંઇક લંબાણ છેવટ સુધી ખૂંચ્યા જ કરે છે.

●

## 'સાપના ભારા'

'ઊર્મિ'ના એપ્રિલના અંકમાં 'સાપના ભારા'નું અવલોકન આવ્યું હતું તે સંબંધમાં શ્રી. ત્રિભુવનદાસ લુહાર તરફથી અમારૂં ધ્યાન ખેંચવામાં આવ્યું છે. અવલોકનમાં 'સાપના ભારા'ની ભાષાને ચરોતરી કહેવામાં આવી છે. જ્યારે એ ભાષા ઇડર બાજુની છે અને એ વિષે પ્રસ્તાવનામાં લેખકનો ખુલાસો પણ છે.

સં.



* વર્ષ છઠ્ઠું * * જુન ૧૯૩૭ * * અંક છઠ્ઠો *

# સૌંદર્યનો મર્મ

સાહિત્ય એ એક વાસણ છે. એમાં કઇ જાતનો માલ મવડાવવા માગીએ તેના ઉપરથી સાહિત્યની કીમત નક્કી થાય છે.

કેટલાક લોક માને છે કે સાહિત્યની આખી કલ્પના રૂપ અને સૌંદર્ય ઉપર રચાએલી છે. કોઇ પણ વિચાર કે કલ્પના આકર્ષક રૂપમાં મૂકાઇ હોય, એમાંથી ચમત્કૃતિ પેદા થતી હોય તો તે સાહિત્ય છે. ભારેમાં ભારે કીમતી વિચાર કે અનુભવ તેમજ આકાશ સુધી ઉડતી કલ્પના જો રોચક રૂપમાં મૂક્યા ન હોય તો એને સાહિત્ય આપણે ન કહીએ. એને તત્વજ્ઞાન કહો, ધર્મશાસ્ત્ર કહો કે સંતવાણી કહો પણ એને સાહિત્ય ન કહી શકો.

એથી ઉલટું જો કોઈ વિચાર સાવ સામાન્ય હોય. કલ્પના ટાહલી હોય પણ જો એ મનોરંજન કરતી હોય અને એનુ રૂપ ચિત્તાકર્ષક હોય તો એ ઉચ્ચ-કોટિનું સાહિત્ય કહેવાય. વિનોદ, ચિત્તાકર્ષણ અને રૂપલાવણ્ય એ જ સાહિત્યનો પ્રાણ છે.

એ વિષે શક નથી કે કોઇ પણ વાગવ્યાપાર જો ચિત્તાકર્ષક રૂપમાં ન મૂકાયો હોય તો આપણે એને સરસ સાહિત્ય તરીકે નથી ઓળખતા પણ જો એ સાહિત્યમાં મૂકેલો વિચાર હીન હોય, અનુભવ છીછરો હોય અને કલ્પના સડેલી હોય તો કેવળ રૂપ ઉપરથી આપણે એને ઉત્તમ સાહિત્ય નથી કહેતા

હવે જરા રૂપનું સ્વરૂપ તપાસીએ. કોઇ પણ યુવાન અથવા કોઇ બાળા શરીર અને મનથી નિરોગી હોય, કસરત, મહેનત અને પ્રસન્નતાને કારણે એણે પોતાનું યૌવન બરાબર જાળવ્યું હોય તો એની મેળે એનામાં અમુક સૌંદર્ય આવી જ જાય છે. એ સૌંદર્ય સાબુ'ની જાતજાતના સુવાસી તેલો વાપરવાથી અથવા નવી ઢબના અનેક રંગો અને દવાઓ લગાડવાથી ન આવી શકે. આરોગ્ય અને યૌવન પોતાની મેળે સુંદર હોય છે. સુંદરતા અને આકર્ષકતા એ એની સહજ સુવાસ હોય છે. પણ એના બદલામાં જો શરીર રોગી હોય, મન વિકૃત હોય, સ્વભાવ સ્વાર્થી, ચિડીઓ, કે અહંપ્રેમી હોય અને એ બધું ઢાંકવા માટે કપડાંની ટાપટીપ, વિવેકની ઠાવકાઈ અને હલનચલનના નખરા એની મારફતે સૌંદર્ય આણ્યું હોય તો કેટલાક ભૂખ્યા લોકો એ ચમકદમકથી ભલે આકર્ષિત થતા હોય પણ જાણકાર લોકો, સ્વચ્છ અભિરુચિવાળા લોકો એ બધા પ્રયાસ જોઇ દુઃખી જ થવાના. એમના મનમાં ગ્લાની જ પેદા થવાની

સાહિત્યમાં પણ એમ જ છે. સાહિત્ય એ જીવનનું પ્રતીક છે. જીવન જો નિરોગી પ્રસન્ન સેવાપરાયણ, પ્રેમપૂર્ણ અને પરાક્રમી હોય તો એના બધા જ વ્યપાર આકર્ષક અને પ્રભાવશાળી થવાના. જે વિચારમાં આર્યતા છે, ઉદાત્તતા છે અને સર્વમંગલકારી કલ્યાણની ભાવના છે એનું શબ્દ-શરીર એની મેળે ભાવગંભીર, લલિત કોમળ અને પ્રસાદપૂર્ણ થવાનું જ. ઉચ્ચ સાહિત્ય રૂપાળું હોય જ છે પણ રૂપ કાઢવાથી કંઇ સાહિત્ય ઉચ્ચ કે ઈષ્ટ થતું નથી.

માટે કેવળ સાહિત્યની ઉપાસના ન કરતા જો આપણે આર્ય અને પ્રસન્ન જીવનની ઉપાસના કરીએ તો સાહિત્યની સુંદરતા એની મેળે ફૂટી નીકળશે. વૃત્તિની આર્યતા એ જ વિવેકનો આત્મા છે. ઠાલો વિવેક હાંસીપાત્ર થાય છે, અથવા અકળાવનારો હોય છે. ઠાલી સૌંદર્યોપાસના એથી જુદી અસર ઉપજાવી ન શકે.

જે સાહિત્યમાં પ્રગતિશીલ જીવનની પ્રેરણા અથવા પડઘો પડયો હોય તે સાહિત્ય પ્રગતિશીલ. એમાં બાકી બધું હોય કે ન હોય અનુકરણ તો નજ હોવું જોઇએ, બાકી બધું હોય કે ન હોય ઉદ્દેશનો અભાવ તો ન જ હોવો જોઇએ.

કરાચી: તા. ૧:૬:૩૭

શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

# બાઉલ ભિખારી

સુરેશ ગાંધી

સખી સખી બેસું જ્યારે વાળ મારા હો ળવને
સિંદુરની સેંથી પૂરી કરવા શૃંગાર;
કરતાલે ગાને ગાને ઉર મારૂં ભરી દેતો
બાઉલ ભિખારી કોઈ આવે મારે દ્વારઃ

કોણ હશે અજાણ્યો એ હું તો નહિ જાણું સખી
કોના કાજે આવે મારા ગૃહતણે દ્વાર?

માત્ર જાણું આટલું આ સખી કથા કહું આજ
મધ્યાહ્નને સમેટી જ્યારે બધા ગૃહકાજ,

ઓશરીમાં બેસું મારા શૃંગાર હું સજવાને
ભિક્ષુ કોઈ આવી ઉભો રહે મારે દ્વાર;

અને એના કરતાલે હૈયું મારૂં નાચી ઉઠે
અધુરા રહે છે મારા શૃંગારનો સાજઃ

નીત એના કરતાલ બાજી ઉઠે વાતાયને
જાણું નહિ સખી કોના ભરે એમાં ગાન!

માત્ર જાણું આટલું કે ગાય એ તો પ્રેમલીલા
રાધાકૃષ્ણ પૂરે જાણે એમાં પદતાલઃ

સખી થાય એવું જાણે સુંદર એ બાઉલની
રાધા બની વાંસે વાંસે હું યે દોડી જાઉં!

એના કરતાલ તાલે પૂરી મારો પ્રેમસૂર
ધન્ય એના પગલાનો પ્રાણ બની જાઉં!

# જલસુન્દરી

સુધાંશુ

તપ્ત દેહે સરી જાતી સુન્દરી રતિશ્રાંત કો
ત્યમ આ વ્યોમની પાંખે સરે છે સાન્ધ્યસુંદરી.
પાછલા નભને ખૂણે કાલિમા સહ ચંદ્રિકા
ઝંખાયે આત્મદીપ્તિએ, ને નીચે જલતાનમાં
આનંત્ય ઓજ, ને વાયુ વહેતાં શાંત ખંડમાં,
મોખરે તેહને મોજાં ઘૂમે પ્રેમ-બ્રહ્માંડનાં !

એ તેજને પ્રખર છાંયની મધ્ય હારે
વાંકી કમાન વળગી; કંઇ ગૂઢ કાલે
ત્હેના પરે નમણી આરસ પાદ દંડી
માંડી, અને પર થકી કંઇ યાત્રિજૂથો
ચાલી ગયાં નિજ મહા ઉતરાણ કાજે
ને તેહની સપનધૂલ અહીં પડેલી.

સૂના સ્મશાનને થાળે અજંપા અવની લહે
કબ્રરૂપેઃ થઇ ભસ્મ પડી'તી કંઇ કાલથી.

પદાંકિતમાલા કંઇ પ્રેમજૂની
સુતી તહાં સૌરભ સાથ સાથી
ફુલો તણી, સ્નેહલ સાંધ્ય વાટે
અર્ચા અમીની ઉદધિ ઉતારે !

દીઠી ત્હાં ભદ્રમૂર્તિની પ્રતિચ્છાયા સુહાસિની
ને સ્મૃતિભંગ તાજો ત્હાં થયો જીવનવાસમાં

મનોધરાની પડતી કમાનો
થતી તહાં ખંડિત શૃંખલાઓ
વિશાલ જન્મ-ક્ષયની અને ત્યાં
પડી રહી સ્પષ્ટ પ્રયાણ કેડી !
પડે જ પંથે નભબીજ શી ધને
અને સમારે નિજ સાળુ કોરને,

સુહાગ ધોધો જલના લચી જઇ
ઉંચે રહ્યા તારકવૃંદને નમે.
પુષ્પોના શબ્દે સીંચી એની મ્હેં પદખંજરી,
ઉઘાડી ત્યાં જ મ્હેં મ્હારી કાયાનીય કથાવહી.

ત્હાં દોડતી નભથકી રસરશ્મિ કેરી
આશીષ આજ ઉતરી, તહીં કાન્તિલેખા
આકાશગંગ મુખથી ચરણે વિરાજે
ને પૃથ્વી યે પદ ચુંમે જલસુંદરીના.

કબ્રની કેથની કે, ક્યાં સ્મશાનના સંગીત શી
ઉભી'તી જલને દ્વારે સંયોગી ચાપ ફેંકતી.

મૃત્યુની જીવની લૈ કથનસુભગમાં આરખે શબ્દબ્રહ્મ,
ને એમાં વહાવે સકળજીવન સૌંદર્યનાં ગાન જૂનાં
પ્રિયા મ્હારી પ્રવાસી થઇ અડગ અહીં પૃથ્વીના પાટલાએ,
કેવાં એ સન્તમોંઘા પ્રણય પદધ્વનિ કાલિમામાં ઉછાળે.
ફેંદીને ગાઢ માયા-રસમ અવનિની જ્યોતને તીર થંભી,
કંપાવી મોતઘોરો, કલહકળશને દાટિયા પૃથ્વીકૂખે;
મ્હારી એ કીર્તિદાના ચરણ પગથીયે ભસ્મના છે ખરીતા
ને ત્હેને કો ઉકેલે નિજનયનબલે સત્યથી ધ્યાનમગ્ન ?

તારવે સૃષ્ટિના સત્ત્વો કો મહાજન મેરુઓ
મ્હારા દેહમહીડાંને તાવ્યાં છે નિજભાર્ગવે !

જલે ભળે છે ગીત ગુંજતા નદો
ચહે જ એની રમણીયતા હદો;
પસારી મ્હારી ઉર વાંસડી જહાં
બધી સમાધિ સરકી જ સર્વદા.
કંઇક કલ્પો વટતો છતાં તહિં
ન પ્હોંચુંહું તો જલસુન્દરી જહિં !

# ખરાબ નાટક

પતીલ

: પૃથ્વી છંદ :

કરૂં તુજ વખાણ કેમ નહિ! સાંભળો લે સુખે
ચકાય કહી જે તને મુજ થકી રડેલે મુખેઃ
હતી કદી ન જેહણે દુભવી શત્રુની લાગણી
થકે કયમ જ તે શ્યા સુહૃદની કરી માગણી?

પ્રયત્ન તુજ ગાનનો સબળ છંદમાં આદરૂં
જઇશ ખીજવાઇ ના, કહું કદાચ જો કૈં ખરૂં:
જબાન પર મારી તે વિનય, વંચના ના વહે
અદાલતનશીન જે અમલદાર લોકો ચહે!

ગયેલ જ્યમ ફાટી 'ચ્હા' મુખ મહીં પરાણે પડે,
થવાથી નવી ઓળખાણ, મિજમાનને માંચડે,
થયું કંઇક તેહવું જ ગત રાત્રિએ માહરૂં
મળે મીઠી ઉજાણીનું સુદૃઢ નોતરૂં તાહરૂં.

ઝીણાં નિપુણ વાપરી અગણ જોજનેથી દગો
પડે ઉમટી સામટાં કુણપભક્ષ્યભોગી ખગો,
થતાં સમય, તે વિધે, નીકળી ઘેરથી સજ્જનો
રહેલ નિજ યોગ્ય લેઇ તુજ આગળે આસનો.

કમાડ તણી સાંકળો કરી સુહાતી તાળાં વડે,
કપાટ કળથી વળી, ઉજમના બળે બેવડે,
હતાં કંઇક યુગ્મ હાજર થયેલ આશાભર્યાં
અમે પણ સુખે ત્યંહીં સ્થિત તનો અમારા કર્યાં

હતી નિરખવાની ના તક મળી કદી જેહને
પ્રકામ નિરખી શકાઇ સહસા જે તે દેહને:
પરન્તુ અફસોસ તેથી ઉરમાંહીં જાગ્યા નવા.
અને મગજ કેરૂં સ્વાસ્થ્ય પણ સાથ લાગ્યું જવા.

જણાઇ હતી એકદા પ્રણયભાવ જે પોતની
પ્રતીતિ નહિ તેહના હૃદય કેરી હાવાં થતીઃ
હતી મૃદુલ લાગતી પ્રથમ મીણબત્તી સમી
બની પ્રખર જવાળ તે સત્યને રહેતી દમી.

કરે શું પ બિચારી તે ગુરુજનોથી સેવાયલી
કરે અગર રોષ ના? નજરથી નવાઝાયલી!

હતી નહીં ખરેખરી તરફ તેહની તે રૂચી
છતાંય દહતા ગઇ સહુય 'આશના'ની ઉડી.

હતાં સુખી સુલેહ ત્યાં થઇ ફિસાદ પેદા ઘણી
પચાવી પડતાં જગા હતી ન જેહ પોતા તણીઃ
પડ્યાં જખમ તો નહીં, પણ ખમીસ ફાટી ગયાં;
થઇ નરમ ખોચી રહેજ— નહિ વાળ હોળ્યા રહ્યા.

જમીન મહીં એવડા દરની જેમ ફૂંગા લસે,
શિરો સભર તેહવાં રસિક પ્રેક્ષકોના દિસેઃ
કરે તૃષિત ચાતકો નિરખી મેઘમાળા નભે
રહ્યાં કરી સહુય તેમ વહનાર માથાં ખભે!

નિહાળી વળી તેજ વાદળ કરે મયૂર સ્વનો
રહ્યાં કરી અવાજ અન્ય ત્યમ સૌ અધીરાં જનો;
સજીવ સમ બેઠકો પદ-નિઘાતથી લાગતી,
નખાવલકરાંગુલી-મુખની સીટીઓ વાગતી.

કંઇક મણ ધસ્તુના પડી ગયા કરેથી કૂંચા
ચવાઇ ત્યમ પાનના કંઇક-કેટલાયે ડૂચા;
હતી અરર! તેટલી બળી દિવાસળીઓ ગઇ
કથા જવનિકા તણા ઉઘડવાની ત્યારે થઇ!

લઇ શ્રમ શિરે મહા હતું વધેર્યું લક્ષ્મીફળું
ન તેમ કરતાં પરંતુ મળ્યું કોપરૂં ઊજળું!
કરી રસની લાલસા પણ મળી તૂરી ગોટલીઃ
ચખાય કયમ હેમપાત્ર મહીં મેશની રોટલી?

પરાસ્ત થઇ યુદ્ધમાં સુભટ જેમ પાછા ફરે
વ્યલીકથી લખાયલા મુખથી શોભતા, મંદિરેઃ
દિસે વૃષભ જેહવા અગર કોસ ખેંચ્યા પછી,
અમારૂં પણ તેવું છે થયું તને નિહાળ્યા પછી!

અહો અજબ વંચના કયમ શકાય જીભે કહી?
હતી ઉરની આશ જે ઉર મહીં ગઇ તે રહીઃ
રહી ન સુધી બેસવા અગર હામ ચાલ્યા જવાઃ
તને કહું હું ખેલ, કે કહું ઉજાગરાની દવા?

# ઝાંઝવાનાં જળ

શ્રી કાંત

'કેવો બનાવ્યો ?'

રવિન્દ્ર હજી દાદરના બે પગથિયાં જ ઉતર્યો હશે ત્યાં કિશોરીએ બારણામાં પેસતાં કહ્યું. વિચારમગ્ન બેઠેલી સુરેખા જવાબ આપવાને બદલે દુઃખદ આશ્ચર્યપૂર્વક એના સામે જોઇ રહી.

'કેમ,. તને ન ગમ્યું ?' કિશોરી હસવા લાગી. 'આવા બેવકૂફોને તો બનાવવા જ જોઈએ.'

'બિચારાની જીંદગી બરબાદ થઇ જશે.'

'આ બધા એ જ લાગના છે. આવી ઠોકરો વાગે એટલે એ સમજી જાય કે અહીં એના રૂપ, યૌવન કે પૈસાથી ખરીદી શકાય એવી કોઈ ચીજ નથી.'

'એવી જ ચીજ છે !' સુરેખા જરા કરડાકીથી બોલી.

'એ...મ !' કિશોરીનાં નસકોરાં ફૂલ્યાં અને એ ત્યાંથી ચાલતી થઇ.

એકાદ કલાક પછી પ્રેમરાય આવ્યો. કિશોરીનો એ બીજો મિત્ર. મુલાકાતના ઓરડાણાં બેઠેલી સુરેખાએ એના સામે ધ્યાનપૂર્વક જોયું. આવનારના મોં ઉપર તો ભરપૂર આનંદ હતો. એ દેખાવે જ રંગીલો જુવાન લાગતો હતો સુરેખાએ કિશોરીને બોલાવી. કિશોરી હસતી હસતી આવી. એણે પ્રેમરાય સાથે હાથ મિલાવ્યો અને બંને બેઠાં, થોડીકવાર ટીખળ કર્યા પછી બંને બહાર જવા નીકળ્યા. સુરેખા કિશોરી સામે જોઇ રહી હતી. કિશોરીએ ત્રાંસા આંખે સુરેખાના ડહાપણ ઉપર એક હાસ્ય કર્યું અને પ્રેમરાય સાથે બહાર ચાલી ગઇ

અર્ધોક કલાક વીત્યો ત્યાં રવિન્દ્ર આવ્યો. એના હાથમાં નાનું બંડલ હતું. બારણામાં ઉભા રહી એણે કિશોરીના ખબર પૂછ્યા. સુરેખા

ત્યાં જ બેઠી હતી છતાં જવાબ આપવામાં એકાદ ક્ષણનો વિલંબ થઈ ગયો: 'એ તો... એ તો ફરવા ગયાં.'

'એમ? ક્યારે આવશે?' રવિન્દ્રે અધિરાઈથી પૂછ્યું.

'કંઈ કહી શકાય નહિ, પણ નવ વાગ્યા પહેલાં તો નહિ આવે.'

'તો એમને કહેજો ને કે હું આવ્યો હતો.'

'ભલે, કહીશ.'

રવિન્દ્રના પગ પાછા વળ્યા સુરેખાને એક ક્ષણ એને ઉભા રાખવાની ઇચ્છા થઈ આવી પણ એની પીઠ ઉપર દયાભરી નજર ફેંકીને જ એણે શાંતિ લીધી.

*    *    *

કિશોરી અને સુરેખા છેલ્લા ત્રણ વર્ષ થયા આ છાત્રાલયમાં રહી સાથે જ અભ્યાસ કરતાં હતાં. બંને વચ્ચે મૈત્રી તો નહોતી જ પણ એક જ ગામમાંથી ભણવાં આવ્યાં હતાં એથી મૈત્રી જેવું દેખાતું હતું. સ્વભાવમાં આસ્માન જમીનનું અંતર હતું પણ સાથે જ રહેવાનું હતું અને વેકેશન પડયે સાથે જ ઘેર જવાનું થતું એટલે એ બંને વચ્ચે અમુક નિકટતા આવી ગઈ હતી. સુરેખાને બહુ મૈત્રીઓ નહોતી, જ્યારે કિશોરી જેટલા મિત્રો આખા છાત્રાલયમાં કોઈને નહોતા. સહુને કિશોરીની આટલી બધી મૈત્રીઓનો કંટાળો હતો, પણ સુરેખા કંઈક ઉંડે સુધી જાણતી હતી એટલે એને કંટાળો જ નહિ પરંતુ દુઃખ પણ થયા કરતું હતું. રવિન્દ્ર છેલ્લા બે વર્ષ થયા કિશોરીનો મિત્ર થયો હતો. પ્રેમરાય એક વર્ષ થયા. એ પહેલાં નીરૂ અને યોગેશ કિશોરીની ગાઢ મૈત્રી ભોગવી ગયા હતા. સામાન્ય ઓળખાણોનો તો કિશોરીને પાર નહોતો. છાત્રાલયમાં એને મળવા આવનારની સંખ્યા સૌથી વધારે હતી. બીજા કિશોરી પ્રત્યે જરા ધૃણાથી જોતાં ત્યારે કિશોરી એની મૈત્રી બદલ અભિમાન લેતી. દિવસમાં દસબાર વખત એ બોલતી કે આ લોકોને તો બરાબર બનાવવા જોઈએ.

યોગેશ અને નીરૂ બંને ગાઢ મિત્રો હતા. કિશોરી સાથેની મૈત્રીએ એ બંનેની મૈત્રીમાં ધીમે ધીમે ઝેર રેડ્યું હતું. બંને એક વરસ સુધી એમ સમજતા હતા કે કિશોરીને પોતા પ્રત્યે વધુ મમત્વ છે, જ્યારે કિશોરી એવી મોહ-માયાથી પર હતી, બંનેને રીઝવતી, ખુશ રાખતી અને ધાર્યું કામ કરાવી રસ લૂંટતી. એકાદ વર્ષની એક સરખી મૈત્રી પછી બંને સમજ્યા કે પોતે જેને સત્ય સમજી બેઠા છે તે તો એક નાટક છે, કિશોરી એ જાણે છે અને નાટકને યોગ્ય હાવભાવ અને મર્યાદાઓ પાળે છે. પોતે એ જાણતા નથી અને તેથી હૃદય ઉપર નાટકનો ભાર વહ્યા કરે છે.

યોગેશ અને નીરૂ કિશોરના ગાઢ મિત્રો હતા એ દરમ્યાન જ અનેક ઓળખાણોમાંથી રવિન્દ્રની ઓળખાણ મૈત્રીનું સ્વરૂપ લેવા માંડી હતી. કિશોરીના મનમાં તો બધી ઓળખાણો સમાન હતી. એ સમદૃષ્ટિએ જોનારી હતી પણ સંકુચિત હૃદયનો રવિન્દ્ર એમ સમજી બેઠો હતો કે કિશોરી પોતાની મૈત્રીને લાયક છે અને પોતે કિશોરીની મૈત્રીને લાયક છે. એણે તો દુર દુરના સ્વપ્નો પણ રચવા માંડ્યા હતા.

સુરેખા આ બધું જોયા કરતી અને મનમાં ને મનમાં કિશોરી ઉપર ચીડાતી. કિશોરી એ જાણતી હતી પણ એને સુરેખાની કે કોઈની પરવા નહોતી. એ હંમેશ સગર્વ કહેતી: 'બેવકુફોને બનાવતા આવડવું જોઈએ.' સુરેખા જવાબ આપતી. 'એના ભવિષ્યનો તો કંઈક વિચાર કર.' કિશોરી જવાબ આપતી: 'મારે શા માટે એવા વિચારો કરવા જોઈએ? હું એને બોલાવવા નથી જતી, એ જાતે અહીં આવે છે.' અને કિશોરીની એ વાત સાચી હતી. કિશોરી કોઈને બોલાવવા નહોતી

જતા. આટલી બધી ઓળખાણોમાં એક પણ એવી ઓળખાણ નહોતી કે જે કિશોરી તરફથી શરૂ થઇ હોય. કોઇ એના સામે જૂએ ને કિશોરી હસે એમાં એનો શો દોષ? ચાલતાં ચાલતાં પોતાના હાથમાંથી કોઇ વસ્તુ પડી જાય અને પાછળ ચાલનાર કોઇ જુવાન હસીને–દોડીને આપવા આવે ત્યારે કિશોરી સસ્મિત આભાર માને એમાં શું ખોટું? આવી મૈત્રી રચવી એ જો ગૂનો હોય તો એ ગૂના કરનાર કિશોરી નહોતી. કિશોરી માથે વધુમાં વધુ દોષ મૂકી શકાય તો એટલો મૂકી શકાય કે એ દીવાની પેઠે પ્રજ્વલિત રહેતી, પતંગીઆ તો એની મેળે જ દોડયા આવતા.

રવિન્દ્રે જ્યારે કિશોરી પ્રત્યે લાગણી પ્રગટ કરવા માંડી ત્યારે કિશોરીએ પણ એની સાથે વધુ ફરવા માંડયું. બીજા કેટલાયને તો એ સાથે ફરવા જવાની કે સિનેમા જોવા જવાની ના સુણાવી દેતી પણ રવિન્દ્રની એવી માગણીઓને એણે સંતોષવા માંડી. કયારેક કયારેક તો બીજા મિત્રોની વચ્ચેથી પણ કિશોરી રવિન્દ્રને મળવા આવતી અને બીજા કઇંક ઈર્ષા અને કંઈક હતાશથી જોઇ રહે એમ એ રવિન્દ્ર સાથે એકલી ચાલી જતી. રવિન્દ્ર પોતાની જાતને શાણો અને બુદ્ધિશાળી સમજતો હતો એટલે એણે માનવા માંડયું કે આ વિશાળ જગતમાં કિશોરીનો સાચો મિત્ર તો હું જ છું અને આ મૈત્રી જ કોઈ દિવસ ....... સ્વરૂપ લેશે.

પ્રેમે ત્યાગ તો કરવો જ જોઇએ. ન કરે તો પ્રેમ શાનો? રવિન્દ્રે ત્યાગ કરવા માંડયો. પૈસાનો ત્યાગ સૌ કોઇ કરે પણ રવિન્દ્રે તો સ્વમાનનો અને પોતાના વ્યક્તિત્વનો પણ ત્યાગ કરવા માંડયો. કિશોરીનું કૃપાકટાક્ષ ઝીલવા માટે પ્રાણની આહુતિ આપવી પડે તો યે શું. એવું માનનાર એ પ્રેમી બન્યો. કિશોરી માટે એણે પોતાની મૈત્રીઓ ત્યાગી. ઘરના સંબંધો ને મીઠા સહવાસો ત્યાગ્યા. પોતાના મનની મોટી મોટી મહત્વાકાંક્ષાઓ પણ એ સમય પૂરતી ત્યાગી. એના દિલમાં એક જ વસ્તુ વસી રહી. 'કિશોરી' 'કિશોરી' એ રાત દિવસ ઝંખવા લાગ્યો.

અને કિશોરી પણ એને એટલો આનંદ આપતી. બંને ફરવા જતા ત્યારે ક્યાં જવું એ કિશોરી જ સૂચવતી અને એ સ્થળ પ્રેમીઓને માટે અદ્ભૂત હતું એમ રવિન્દ્ર કબૂલ કરતો. કયું ચિત્ર જોવું એ કિશોરી નક્કી કરતી પરંતુ એ ચિત્રના પ્રેમદશ્યો સાથે કિશોરી પોતાની મૈત્રીના સંસ્મરણો જોડતી ત્યારે તો રવિન્દ્ર ઘેલો ઘેલો થઇ જતો. કોઇ કોઇ વખતે કિશોરી કોઇ અંગ્રેજી–ગુજરાતી પ્રેમકાવ્ય લઇ આવતી અને હસતી હસતી રવિન્દ્રને એનો અર્થ સમજાવવાનું કહેતી. રવિન્દ્ર બિચારો ત્યારે અવાક બની ઘેનથી ચકચૂર આંખે કિશોરી સામે જોઇ રહેતો. કિશોરી હસતી, આંખો નચાવતી અને રવિન્દ્રના ઓગળી જતા મુખ ઉપર ટપલી મારતી. રવિન્દ્ર એ ટપલીમાંથી કંઇ કંઈ ગૂઢ સંદેશા સાંભળતો અને થોડો ઘણો સંતોષ પામતો.

એક વર્ષ વીતી ગયું. રવિન્દ્રને દૂર રહેવાનું હવે અસહ્ય થતું હતું. કિશોરી વિનાની પ્રત્યેક ક્ષણ એને યુગો જેવી લાગતી હતી અને કિશોરી વિનાનું આ ભર્યું ભર્યું જગત એને વેરાન સમું ભાસતું હતું. એ રાહ જોતો હતો દિવસો અને મહિનાઓથી એ રાહ જોતો હતો કે કિશોરી તરફથી કંઇક સૂચના આવે, પણ કિશોરી તો જેટલું આપવું જોઇએ તેટલું આપી ચૂકી હોય એમ એક ડગલું યે આગળ વધતી નહોતી કે બોલવાનું હતું એ સિવાયનો એક શબ્દ પણ નવો બોલતી નહોતી. એના હાવભાવમાં અને વાતોમાંથી રવિન્દ્ર ઘણા અર્થ કાઢતો પણ મનમાં જોઇએ તેવી શાંતિ નહોતી થતી. એક

દિવસ એણે ગંભીર મુખે વાત શરૂ કરી. 'તું ક્યારે લગ્ન કરવાની છે?'

કિશોરી ખડખડાટ હસવા લાગી. રવિન્દ્ર ડઘાઇ ગયો. એના મોં ઉપર પણ ફેરફાર થઇ ગયા.

'કેવો વિચિત્ર સવાલ!' કિશોરી બોલી.

'કેમ, હવે વિચારવું ન જોઇએ?'

'વિચારો, કોણ ના પાડે છે?' આંખ સ્થિર કરીને કિશોરી બોલી

રવિન્દ્રની આંખ એ દ્રષ્ટિ ઝીલતાં જ સળગી ઉઠત પણ કિશોરી તુરત જ હસવા લાગી.

'અત્યારે જ કેમ આ પ્રશ્ન ઉઠયો?'

'અમસ્થો.'

'નહિ, નહિ, તમને માઠું લાગ્યું?'

શબ્દોની મધુરતામાં રવિન્દ્રને ખ્યાલ ન રહ્યો કે પોતાને માઠું લાગ્યું છે કે નહિ. એ જરા હસી ગયો. કિશોરીએ તુરત જ રવિન્દ્રનો હાથ પોતાના હાથમાં લીધો અને આંગળીઓ સાથે રમત કરતા કહ્યું.

'આવતીકાલથી રજા છે, આપણે લોનાવલા જઇશું?'

રવિન્દ્ર પ્રેમ નીતરતી આંખે જોઇ રહ્યો. એવી નજરથી કિશોરી પરિચિત હતી એટલે એ સમજી ગઇ.

'ચાલો ત્યારે.' એ ઉઠી. 'કાલે દસ વાગે હોસ્ટેલમાં આવજો.'

બંને છૂટા પડ્યા.

*  *  *

કિશોરીને કંઇક કામ આવી પડ્યું અને એ લોનાવલા નહિ આવી શકે એવી ચિઠ્ઠી રવિન્દ્રને સવારના આઠ વાગ્યામાં મળી. 'આજ આખો દિવસ હું નહિ મળી શકું' એવું પણ ચિઠ્ઠીમાં હતું એટલે રવિન્દ્ર કારણ પણ ન જાણી શક્યો. બીજે દિવસે રવિન્દ્ર મળ્યો ત્યારે કિશોરીએ એને લોનાવલા નહિ આવી શકવાના મહત્વના કારણો આપી પૂરતો સંતોષ આપી દીધો.

'ત્યારે હવે?'

'હમણાં તો નહિ જઇ શકાય. મારે...' કિશોરીએ એક પછી એક કારણો જણાવ્યા. રવિન્દ્ર એ કારણો દૂર થઇ શકે એવા જવાબો આપ્યા પણ કિશોરીએ જણાવ્યું કે 'આવી શકત તો હું જરૂર આવત. આપણે ત્યાં ખૂબ મઝા કરી શકત.' રવિન્દ્રને સંતોષ ન થયો પણ 'તું નજીવા કારણોને મહત્વ આપે છે' એટલું કહી એણે વાત પડતી મૂકી.

*  *  *

કોણ જાણે કેમ પણ છેલ્લો બનાવ બન્યા પછી કિશોરીનું રવિન્દ્ર તરફથી મન ઉઠી ગયું. ઘડીક તો એની મૈત્રી તોડી નાખવાના વિચારો આવી ગયા, પણ એ હોશિયાર હતી અને મૈત્રી તોડી નાખવામાં કશો જ સાર નથી એટલું સમજતી હતી એટલે એણે મૈત્રી ચાલુ રાખી. રવિન્દ્ર વધુ ને વધુ ખેંચાતો જતો હતો અને પ્રત્યેક પ્રસંગે લાગણીવશ થતો હતો એથી કિશોરીને ખૂબ ગમ્મત આવતી હતી થોડા દિવસમાં તો એ રવિન્દ્રમાંથી પૂરેપૂરો રસ ઉઠાવવા લાગી. કિશોરી સાવ સ્વાર્થી નહોતી એટલે એણે એની મિત્રોને પણ રસમાં ભાગીદાર બનાવવા માંડયાં. રવિન્દ્ર આવતો ત્યારે એ સહવિદ્યાર્થીનીઓ સામે આંખના મીચકારા કરતી રવિન્દ્ર પાસે જતી અને કંઇ ને કંઇ એવી વાતો કરી રવિન્દ્રને લાગણીમાં તરબોળ બનાવી દેતી. રવિન્દ્ર કિશોરી સામે અનિમિષ નયને જોઇ રહેતો ત્યારે કિશોરીનું હૃદય વિજયથી નાચી

ઉઠતું. કોઇ ને કોઇ બાબતમાં રવિન્દ્રને ટગવવામાં એને અદ્દ્ભૂત રસ આવવા લાગ્યો. દિવસો જતાં તો એનો એ દૈનિક કાર્યક્રમ થઇ ગયો. રવિન્દ્ર દાદરનું પગથિયું ઉતરે કે કિશોરી બોલી જ હોય: ' કેવો બનાવ્યો ? '

એજ અરસામાં એને પ્રેમરાય સાથેની મૈત્રી વધતી જતી હતી. સુરેખા અને બીજાં પ્રેમરાય તરફ દયાભીની આંખે હંમેશ જોઇ રહેતા. પ્રેમરાય તો રોજ વિજેતાની પેઠે ત્યાં આવતો અને કોઇ રસવીર હોય એમ પાછો જતો. એ યોગેશની, નીરૂની કે રવિન્દ્રની વાત જાણતો નહોતો. જુવાની મસ્તાની છે એટલું એ સમજતો હતો અને એ માણી લેવી જોઇએ એવું એ માનતો હતો. મહિનાઓ વીત્યા પછી રવિન્દ્રે જાણ્યું કે કિશોરી અને પ્રેમરાય વચ્ચેનો પ્રેમસંબંધ વધતો જાય છે. એ કિશોરી જેવા ઉદાર હૃદયનો નહોતો. એટલે એના દિલમાં ઇર્ષા પ્રગટી. એણે કિશોરીને એક દિવસ સાફ સાફ શબ્દોમાં પૂછવા માંડ્યું. એકાદ બે જવાબો ઉડાવ્યા પછી કિશોરી સમજી ગઇ. એણે પણ રવિન્દ્રને સાફ શબ્દોમાં કહી દીધું: ' હું તમારી પત્ની નથી. બેવકુફ ન બનો. ' રવિન્દ્ર રાતોપીળો થઇ ગયો પણ ખાલી મુઠ્ઠીઓ વાળવા સિવાય એની પાસે કોઈ ઉપાય નહતો. એણે રોષમાં ને રોષમાં ટેબલ ઉપર હાથ પછાડી ચાલવા માંડ્યું. દાદર ઉપર પગ મૂકતાં જ કાને શબ્દો અથડાયા: 'પધારજો' અને ખડખડાટ હસવાનો અવાજ પણ સંભળાયો.

એ બારણામાંથી બહાર નીકળતો હતો ત્યાં જ પ્રેમરાય મળ્યો. રવિન્દ્રની આંખમાં આગ ભભૂકી ઉઠી. મહામહેનતે એ ગુસ્સો દબાવી ઉતાવળે પગલે ચાલતો થયો. પ્રેમરાય એની વિચિત્રતા ઉપર એકલો એકલો હસતો ઉપર આવ્યો.

' આ તો ભયંકર કહેવાય કિશોરી ! '

પ્રેમરાય બારણા બહારની ઘંટડીના બટન ઉપર આંગળી દાબતો હતો ત્યાં એના કાને શબ્દો આવ્યા.

' કાંઇ નહિ, મને એની પરવા નથી. '

' તને ભલે પરવા ન હોય પણ આ તો વેશ્યાવૃત્તિ કહેવાય. '

' વેશ્યાવૃત્તિ ? ' કિશોરીનો અવાજ ફાટયો. ' તમને બધાયને હું ઓળખું છું ! '

પ્રેમરાય હળવેકથી બટન ઉપરથી આંગળી ઉપાડવા જતો હતો પણ 'વેશ્યાવૃત્તિ' શબ્દ સાંભળતાં જ એ ચમકયો અને એનાથી બટન દબાઇ ગયું. કિશોરી સાવધ થઇને બેઠી. નોકરે બારણું ઉઘાડતાંજ પ્રેમરાય ગંભીર મુખે અંદર દાખલ થયો. અર્થસૂચક દૃષ્ટિ ફેંકતી સુરેખા ત્યાંથી પોતાની ઓરડીમાં ચાલી ગઇ.

' કેમ, મોડા પડયા ? ' કિશોરી હસીને બોલી. પ્રેમરાય જવાબ આપવાને બદલે આજુબાજુ જોવા લાગ્યો.

' શું છે ? કંઇ ખાસ કામ છે ? બહાર જશું ? ' કિશોરીથી ગભરાયેલે ચહેરે બે ત્રણ પ્રશ્નો પૂછાઇ ગયા.

'કંઇ નહિ, હું તને પૂછવા માગતો હતો ' ...પ્રેમરાય જરા અટકીને આજુબાજુ જોવા લાગ્યો.

' ચાલો આપણે બહાર જ જઇએ. '

' ચાલો ' કહી પ્રેમરાય ઉઠયો. બને બહાર ગયા આજ પહેલ વહેલો જ પ્રસંગ હતો કે કિશોરી એના મિત્ર સાથે ધીરે પગલે અને ગંભીર મુખે બહાર જતી હતી.

' શું પૂછવા માગતા હતા ? ' થોડેક ગયા પછી કિશોરીએ પૂછયું.

' હું લગ્ન કરવાનો વિચાર કરૂં છું. '

કિશોરી અકારણ ચમકી ગઇ. આવી વાતમાં એણે ખડખડાટ હસવું જોઇએ પણ એ હસી શકી નહિ. પ્રેમરાય સ્થિર આંખે એના ગભરાયેલા ચહેરા સામે ટાંપી રહ્યો હતો.

'તું કેમ ચમકે છે? હું તારી સલાહ માગું છું.'

'હું શું સલાહ આપું?'

'પ્રેમલીલા તને કેમ લાગે છે?'

કિશોરીએ ચમકીને ઉપર જોયું. 'એ તો દલપતને ચાહે છે.'

'એવું તો હોય જ.'

'તો તમારા સાથે શી રીતે બની શકશે?'

'એ તો બની શકે એ મને પણ ચાહે છે.'

'તમે એને ચાહો છો?'

'હું તો ઘણાને ચાહું છું' પ્રેમરાય જરા આડું જોઇને બોલ્યો.

'એ ભયંકર ......' આગળ બોલવા જતાં કિશોરીના અંતરમાં સુરેખાના શબ્દો જાગી ઉઠ્યા. એ વધુ ન બોલી.

'એમાં ભયંકર કશું નથી. પ્રેમ બધા સાથે કરવો, અને લગ્ન તો જ્યાં ફાવે એવું હોય ત્યાં જ કરવું'

'પણ પ્રેમ અને લગ્ન જૂદી વસ્તુ છે?'

'જૂદી જ તો.' પ્રેમરાય જરા હસ્યો. 'પ્રેમ તો આપણે બંને પણ કરીએ છીએ, પણ એથી લગ્ન થોડાં જ થઇ શકે.'

'હું કરૂં પણ નહિ.' કિશોરી જરા સખ્ત અવાજે બોલી.

'હું પણ' પ્રેમરાય હસીને બોલ્યો.

થોડીક પળો મૌન છવાઇ ગયું. કિશોરીનું મોં લાલ થતું જતું હતું તે પ્રેમરાય જોતો હતો પણ એના મોં ઉપર લગારે ગભરામણ નહોતી. એ ધીમું ધીમું હસતો કિશોરી સામે જોયા કરતો હતો.

'આપણે પાછાં જઇએ.' કિશોરી બોલી.

'ભલે.' પ્રેમરાયે પગલાં ફેરવ્યાં. બંને મૂંગા મૂંગા છાત્રાલયના મકાન પાસે આવ્યાં. તીરેની ફુટપાથ ઉપર કિશોરી જરા અટકી. પ્રેમરાય પણ અટક્યો પણ એકાદ મિનિટ સુધી સ્થિર ઉભા રહ્યા છતાં બંનેમાંથી કોઇ બોલ્યું નહિ. કિશોરી કંઇ પણ બોલ્યા વિના પગથીઆ ઉપર ચઢી. પ્રેમરાય એની સામે જોવાની દરકાર કર્યા વિના ચાલવા માંડ્યો

*  *  *

દિવસો ને મહિનાઓ વીત્યા છે. પ્રેમરાય આવતો બંધ થયો છે. રવિન્દ્ર મિત્રો અને ઓળખીતાઓમાં પોતાની બેવકુફીની કથની કહ્યા કરે છે. કિશોરીના કાને વાતો અથડાય છે પણ એ ગભરાતી નથી. એની મૈત્રીઓ વધતી જ જાય છે. નવા રવિન્દ્રો ને પ્રેમરાયો સાથે મોજ ઉડાવે છે ને જુવાની માણે છે—પણ દિવસો થોભતા નથી. પાણીના પ્રવાહની પેઠે ચાલ્યા જાય છે

*  *  *

કિશોરીનો અભ્યાસ પૂરો થયો. એ સુરેખા સાથે પોતાને ગામ આવી. થોડા દિવસ ત્યાં રહી પણ એને ફાવ્યું નહિ. વડીલોએ લગ્નની વાત કરી પણ એ રૂચી નહિ. એ પાછી હતી ત્યાં જ આવવા ઉત્સુક થઇ, પણ ઘરનાં સંયોગોમાં એક વરસ સુધી નીકળી શકી નહિ. એ એક વર્ષમાં એણે સુરેખાના અને એવા ઘણાના લગ્નો જોઇ નાખ્યાં પણ એનું મન તો લગ્ન તરફ વળ્યું જ નહિ. એ બધા તરફ તુચ્છ ભાવે જોતી વધુ અભ્યાસના બહાને જ્યાં હતી ત્યાં આવીને રહેવા લાગી મિત્રો

સાથે પત્રવ્યવહાર તો ચાલતો હતો એટલે એ આવી કે તુરતજ મિત્રોનું મળવાનું શરૂ થયું. કિશોરીના એક વર્ષના વિયોગે ઘણા મિત્રોને બેચેન બનાવી મૂક્યા હતા. સામાન્ય ઓળખીતા હતા તે મિત્રો બની ગયા હતા અને મિત્રો હતા તે ખરા દિલથી એને ચહાવા લાગ્યા હતા. કિશોરી આવી કે સૌએ એના ઉપર પ્રેમ ઢાલવવા માંડ્યો. થોડા દિવસ તો કિશોરીને ખૂબ મજા આવી. છેલ્લા એક વરસની મુંગળામણ હતી તે સંપૂર્ણ રીતે દૂર થઈ ગઈ. એનું હૈયું પહેલાંની પેઠે જ મિત્રોમાંથી રસ લૂંટવાને તત્પર થઈ ગયું.

–પણ એક દિવસ પેલો પ્રેમરાય આવ્યો. એ હજી પરણ્યો નહોતો. એણે કિશોરીને કહ્યું કે 'તું મારા સાથે લગ્ન કર ' કિશોરીએ ચોક્ખી ના સુણાવી દીધી. પ્રેમરાય રોષે ભરાયો અને જ્યાં હોય ત્યાં કિશોરીને ભાંડવા લાગ્યો.

થોડા દીવસ વીત્યા એટલે નવનીતે કિશોરી પાસે પ્રેમની માગણી મૂકી. એ નવો અને દિલોજાન મિત્ર હતો. કિશોરીએ એને પણ ના સંભળાવી, પણ એ કેટલાકને ના સંભળાવે ? થોડા થોડા દિવસને અંતરે એની પાસે આ માંગણીઓ આવવા જ માંડી. એ અકળાઈ. એની મૈત્રીઓ તૂટવા લાગી. પ્રેમભગ્ન થયેલા મિત્રો એને નિંદવા લાગ્યા. એ સામે નિંદવા લાગી, પણ કેટલા દિવસ ? ધીમે ધીમે એના ચિત્તની સ્થિરતા ડહોળાવા લાગી. એક દિવસ સાંજના વખતે કોઈને જણાવ્યા વિના એ દરિયા કિનારે ફરવા ચાલી ગઈ. એના મગજમાં ઘણા ઘણા વિચારો ઉભરાવા લાગ્યા. જેમ જેમ વિચારોનો વેગ વધવા લાગ્યો, તેમ તેમ લોહીની ગતી વધવાને બદલે મંદ થવા લાગી. એને થોડોક થાક જણાયો એટલે એ નજીકના એક બાંકડા ઉપર બેઠી. એની આંખ રસ્તા ઉપર હતી. જ્યોત્સ્ના–પોતાની સહવિદ્યાર્થીની સાથે રવિન્દ્રને એણે જોયો. એના મનમાં ભય લાગવા માંડ્યો. રવિન્દ્ર એને ન ઓળખી શકે એ માટે એણે મોઢું ફેરવ્યું, પરંતુ એ કમનશીબ હતી. રવિન્દ્રે વાતો કરતાં કરતાં આડું જોયું અને એની નજર કિશોરી ઉપર પડી. એણે જ્યોત્સ્નાનું ધ્યાન ખેંચ્યું. બંને ધીમે પગલે કિશોરી પાસે આવવા લાગ્યાં. આડું જોઈને બેઠેલી કિશોરીના કાનમાં એ ધીમા પગલાંના પડઘા પડતા હતા. એનું હૃદય ફફડવા લાગ્યું. એ પોતે સમજી નહિ પણ એના અંગમાં ધ્રૂજારી આવી ગઇ.

'કેમ કિશોરી બેન !' રવિન્દ્રનો અવાજ આવ્યો એટલે કિશોરીથી મોં ફેરવ્યા સિવાય રહી શકાયું નહિ, એ લુખું હસી.

'મઝામાં ?' રવિન્દ્રે પૂછયું. જ્યોત્સ્ના કંઇ બોલ્યા વિના જોઈ રહી હતી.

'હા' માંડ બોલાયું અને આંખો વિકળ બની. રવિન્દ્રે એ આંખો જોઈ. અવાજનો રણકાર પણ જોયો. વધુ ઉભા રહેવું એને ઠીક ન લાગ્યું. એ જવા લાગ્યો.

'કેમ જશો ?' કિશોરીએ પરાણે સ્વાસ્થ્ય મેળવી વિનય કર્યો.

'હા' કહી રવિન્દ્રે ચાલવા માંડ્યું. જ્યોત્સ્ના એની પાછળ ચાલી. કિશોરી એ બંનેની પીઠને દેખાયા ત્યાં સુધી જોઇ રહી.

રાતનું અંધારું થવા આવ્યું, પણ કિશોરી ત્યાંથી ખસી નહિ. એ બેઠી. લગભગ અગીઆર વાગ્યા સુધી બેઠી. કોઈ દિવસ નહિ અને આજે જ એકલી બેઠી. એ એકલી હતી છતાં એની આજુબાજુ ઘણા હોય એવું એને લાગવા માંડ્યું. એનું મન વિકળ બન્યું. પોતે ભાન ભૂલી હોય એવું એને લાગ્યું. ચિત્તની કંઇ ગ્રંથિઓ પ્રગટી નીકળી ને એ ન સમજી શકી પણ એની આજુબાજુ એક પ્રકારનું ઘોર નૃત્ય શરૂ થયું, એના બધા જ મિત્રો એ નૃત્યમાં સામેલ હતા.

બધા જ પ્રેમથી એના નામનો પોકાર કરતા હતા અને એને ખેંચવાનો પ્રયત્ન કરતા હતા. કિશોરી થાકી. એને એમ થયું કે હમણાં આ બધાં મને ફાડી ખાશે. એણે મહામહેનતે ચીસને રોકી. આંખો ઉપર હાથ દાબી એ થોડી વાર બેસી જ રહી. ધીમે ધીમે ઉભી થયેલી સૃષ્ટીઓ શમવા લાગી. એ પણ ત્યાંથી ઉઠીને નિવાસસ્થાને આવી. એ ઓરડામાં આવી ત્યારે ઘડીઆળમાં બારનો ડંકો થયો.

બીજે દિવસે સવારે એના મિત્રો આવવા લાગ્યા પણ બધાએ જાણ્યું કે એ અભ્યાસ પડતો મૂકી પોતાને ગામ ચાલી ગઇ છે. કેમ ગઇ, શા માટે ગઇ વગેરેની પૂછપરછ થઇ પણ કોઇ સાચું કારણ જાણી શક્યું નહિ. સૌએ એવું અનુમાન કર્યું કે પોતા સિવાય કો'કની સાથે એણે લગ્નની ગોઠવણ કરી હશે.



## સમર માનવી જીતશે

શુકામહિં અરણ્યમાં સટકી જાય ? ધ્યાની બને ?
સ્વરૂપમહિં રાચીને મનુજ શાન્તિને શું કરે ?

ધરા અહિં દુઃખે દુખેઃ મનુજ-ક્રન્દનો ના શમે;
સમુદ્ધરણ-કાર્યને નહિ જ માનવી છોડશે.

ટીપાઇ ખુબ એરણે અગન-ગર્ભમાં છો જળે,
પરાજય સહી સહી વિવિધ નામરૂપો· ગ્રહે;

વિપત્તિમ હિંછો પડે; અસહ યાતના છો સહે,
હિરણ્ય જ્યમ માનવી સહજસિદ્ધ છે આખરે.

મનુષ્ય-અવતારનાં પરમ ધ્યેયને સાધવા
વરાહ જ્યમ ભૂમિને પ્રલય-દુઃખથી તારશે;

સમુદ્ધરણ-કાર્યમાં નિમિત્તમાત્ર, નિર્ગર્વ એ
મનુષ્ય બની પૂર્ણ એ મનુ જ સર્વને તારશે.

ઝીલી પરમ તેજને સકલ સૃષ્ટિ આ ખીલશે,
ધરા ય હળવી થશેઃ સમર માનવી જીતશે.

ભાનુશંકર પો. શાસ્ત્રી

# માંદગીનું મૂળ

શ્રી. કાન્તિલાલ ગાંધી

આજથી એકજ સદી પૂર્વેના માનવજીવનમાં આપણે ડોકીયું કરીશું તો એક ખાસ નોંધવાલાયક તત્વ એ મળી આવશે કે તે સમયના માણસો વહેમીલા બહુ હતા. માણસનું મગજ કુદરતે એવું ઘડ્યું છે કે તેને ડગલે ને પગલે કુતૂહલ તો થયા જ કરવાનું. દિવસ પછી રાત્રી કેમ આવે છે, પંદર પંદર દિવસે ચંદ્ર સંતાકુકડી કેમ રમે છે, એવા ખગોળના પ્રશ્નોથી માંડીને માણસ માંદો કેમ પડે છે, અને પ્રાણીઓ મરી કેમ જાય છે એવા પ્રશ્નો જેમ આજે આપણને ઉઠે છે તેમ તે લોકોને પણ ઉઠતા જ. આજે આપણે વિજ્ઞાનયુગમાં ઉછરીએ છીએ તેથી ઘણા પ્રશ્નોના ઉત્તર આપણને સહેલાઇથી મળી રહે છે પરન્તુ આપણે પણ જો સો બસો વર્ષ ઉપર જન્મ્યા હોત તો આપણા પૂર્વજોની જેમ રાહુ ચંદ્રને ગળી જાય છે તેથી ચંદ્રગ્રહણ થાય છે એમ જ માનતા હોત. અરે આજે પણ એવું માનનારા પડ્યા છે તો તે સમયે એમ માનતા હોય તો તેમાં શી નવાઇ?

આપણા એ પૂર્વજોની ખરી ખાસિયત તો એ હતી કે વાતવાતમાં એ લોકો દેવોના નામ ગોઠવી દેતા. સૂર્યદેવ, ચંદ્રદેવ જેવા અનેક ગ્રહો-ઉપગ્રહોને તો આપણા પૂર્વજોએ દેવો તરીકે સ્વીકાર્યા છે જ પણ વાત એટલેથી જ અટકી નથી. કોઇને ઓરી નીકળી હોય અથવા અછબડાના ફોલ્લા થયા હોય તો "બળીઆ બાપજી ઘરમાં પધાર્યા છે" એમ કહેતા અને આ 'બાપજી'ને પ્રસન્ન કરવા તેમની બાધાઓ રાખતા. રોગના તે વળી દેવ હોતા હશે કે આમ ઘેરઘેર પધારવાની તસ્દી લે! પણ બીજું કંઇ કારણ ના જડે એટલે આપણા પૂર્વજો એને દેવોના રહસ્ય તરીકે ડોકી બેસાડતા. શીતળામાતાની વાર્તા તો ઘણાએ સાંભળી હશે. શ્રાવણસુદ સાતમ-શીતળા સપ્તમી- ને દિવસે જો કોઇના ઘરમાં રસોઇ કર્યા પછી ચૂલો લીપ્યા વગરનો રહી જાય તો શીતળામાતા—કે જે તે દિવસે ઘેર ઘેર ફરવા નીકળે છે એમ મનાય છે તે ચૂલામાં આવીને આળોટી જાય છે અને

ચૂલો લીપ્યા વગરનો હોવાના કારણે તેમને ફોલ્લા થાય છે. આ ફોલ્લાથી તેઓ ગુસ્સે થાય છે અને કુટુંબ ઉપર શાપ વરસાવે છે જેથી તે કુટુંબના બાળકોને ફોલ્લા નીકળે! આમ થયું કે લોકો 'આપજી પધાર્યા છે' કરીને તેની બાધા રાખતા.

આ પ્રમાણે એ લોકો કોઇ પણ રોગ થાય એટલે દેવની અવકૃપા થઇ હશે એમ માની લેતા. દેવ જલદી પાછા ખુશ થાય એટલા ખાતર ઘેલા લોકો દેવકૃપાના ઇજારદાર ધર્મગુરૂઓ પાસે રોગની કહાણી લઇને જતા, કેમ જાણે ધર્મગુરૂ મોટા ડૉક્ટર ના હોય! અને ધર્મગુરૂઓ શું કરતા? એમના માથે આ મોટું જવાબદારીવાળું ધર્મ-સંકટ આવી પડતું એટલે મનમાં તો તેઓ બહુ ગભરાય જતા. જો કોઇ પણ રસ્તે તેઓ રોગ મટાડી ન શકે તો લોકોની તેમના ઉપરની શ્રદ્ધા ઉડી જાય તો પછી પૈસા ક્યાંથી મળે? આ દુઃખે ધર્મગુરૂઓ દવા બનાવવાનું શીખતા. તુલસી, સોના-મકાઇ, હરડે, બેડાં વિગેરે વનસ્પતિઓ ભેગી કરી તેમાંથી કંઇ ને કંઇ દવા બનાવી લેતા અને પછી દવાની ગોળાનો પ્રસાદ જાણે ખુદ પ્રભુને ત્યાંથી આવ્યો હોય તેટલા દમામથી દર્દીને આપતા અને તેના કાનમાં પાછો કંઇક મંત્ર પણ ફૂંકતા જેથી તેમનું મહત્વ જળવાઇ રહે. પછી "જા બચ્ચા, તું સાજો થઇ જઇશ" એવું આશ્વાસન પણ આપતા. સદ્-ભાગ્યે જો વનસ્પતિની 'પ્રસાદી' ગોળી રોગને અનુકૂળ આવી જતી તો પેલો દર્દી સાજો થઇ જતો અને ગુરૂનો પાડ માનતો. ધર્મગુરૂઓને આ પ્રમાણે પરાણે વૈદ બનવું પડતું.

ત્યાંસુધી તો ગુરૂઓની આ કરામત છૂપી રહી શકી. પરંતુ તેવામાં સ્વતંત્રરીતે વિચાર કરનારા લોકો પણ પેદા થયા. ગ્રીકો અને આરબોએ વનસ્પતિઓનો ઉંડો અભ્યાસ કર્યો અને આરબ ડૉક્ટર આવેરોઝે Averroes- તો દવાઓ વિષે એક પુસ્તક પણ લખ્યું. અનુભવ કરતાં કરતાં અમુક વનસ્પતિ અમુક રોગ માટે રામબાણ છે એવું જેમ જેમ જણાતું ગયું તેમ તેમ તે વનસ્પતિનો પ્રચાર થતો ગયો. આપણું વૈદકશાસ્ત્ર પણ આવી રીતે અનુભવ ઉપર જ રચાયું.

આમ રોગ મટાડવાનું તો આપણા પૂર્વજો શીખી ગયા હતા પરંતુ રોગ અટકાવવાનું તેમને હજી આવડયું નહોતું. રોગ શાથી ઉત્પન્ન થાય છે તેનું ખરૂં કારણ તો તેમને સમજાતું જ નહોતું "પ્રભુની અવકૃપા, ગ્રહદશા, પાપનો બદલો" એવીજ આ લોકોની ફિલસુફી હતી. પણ એકલા પાપીનેજ ક્યાં રોગ થતો હતો? ખુદ ધર્મગુરૂઓજ માંદા તો પડતા હતા! બે સદી પૂર્વે લંડનમાં મોટો પ્લેગ ફાટી નીકળ્યો હતો અને ટાઇફસથી રોજરોજ હજારો માણસો મરી જતા હતા ત્યારે શું બધાજ જીવો પાપી હતા? આખા શહેર ઉપર શું પ્રભુ રૂઠયો હતો? એ લોકો તો એમજ માનતા હતા.

રોગ અટકાવવા તરફ પહેલું લક્ષ વિક્ટોરીયન યુગના ફિલસુફ હર્બર્ટ સ્પેન્સરનું ગયું હતું. એને અનુભવ ઉપરથી એટલી વસ્તુ ઉપર ભાર મૂકયો હતો કે જો માણસ કુદરતી, નીતિમય જીવન અને સ્વચ્છ આહાર વ્યવહાર રાખે તો રોગ તેને સ્પર્શી શકે નહિ. પરંતુ તેમ કરવાથી શામાટે રોગ નથી થતો અને તેમ નહિ કરવાથી શામાટે રોગ થાય છે તેનું રહસ્ય તે પણ સમજતો નહોતો.

આખરે ખરૂં તત્વ સમજનારો એક મહાપુરૂષ જન્મ્યો. તેનું નામ લુઇસ પેશ્ચર તે એક ફ્રેંચ વૈજ્ઞાનિક હતો. એણે લોકોને સમજાવ્યા કે રોગ એ કાંઇ દેવો નથી મોકલતા. તમારામાંથી અને તમારામાંથીજ રોગોની ઉત્પત્તિ થાય છે. વાસી દૂધ પીઓ છો, વાસી પાણીએ નહાવ છો, વાસી ખોરાક ખાવ છો, વાસી કપડાં પહેરો છો અને વાસી ઘરમાં રહો છો તેથીજ તમે માંદા પડો છો.

શુદ્ધ હવા, શુદ્ધ ખોરાક, સ્વચ્છ કપડાં અને ચોક્ખું પાણી વાપરતા હો તો તમે કદીએ માંદા ન પડો. પણ લોકો માને શેના ? દેવોની વિરૂદ્ધ બોલનારા નાસ્તિક પેશ્ચરમાં આ શ્રદ્ધાળુઓને જરાએ વિશ્વાસ બેસે ખરો ? એમને તો ધર્મગુરૂઓની ગોળીઓજ ભાવતી હતી !

પણ લોકો માને કે ન માને છતાં પેશ્ચરે તો તેનું કામ ચાલુજ રાખ્યું. **તેણે એક મહાન રહસ્ય શોધી કાઢયું કે બધા રોગોનું મૂળ જંતુઓજ છે.** જંતુ સિવાય કોઇપણ રોગ સંભવી શકેજ નહિ એમ પેશ્ચરે જાહેર કર્યું. લોકો એને પૂછતા કે "જંતુ કયાં છે તે તો બતાવ કે પછી અમથોજ જંતુ જંતુ કર્યા કરીશ ?" પેશ્ચર કહેતો કે "તમારી આંખે જંતુ નહિ દેખાય. એ જોવા હોય તો આવજો મારે ઘેર" અને પછી પેશ્ચર લોકોને સૂક્ષ્મદર્શકયંત્રમાં જંતુના દર્શન કરાવતો. વાસી દૂધનું એકજ ટીપું કાચના એક ટુકડા ઉપર મૂકીને પછી ઉપર સૂક્ષ્મદર્શકયંત્ર માંડીને લોકોને અંદર જોવાનું કહેતો.

"જોયુંને ! આટલા એક ટીપા વાસી દૂધમાં આટલા બધા જંતુઓ સળવળ સળવળ કરે છે તો તમે એવું બશેર દૂધ પીજાવ તો પેટમાં આવા કેટલા જંતુ ભરી દો ?" લોકોને ખાત્રી થઇ કે નરી આંખે આ જંતુઓ નથી દેખી શકાતા પણ સૂક્ષ્મદર્શકમાં તો ઢગલો જંતુઓ જોઇ શકાય છે.

આથી પણ આગળ વધીને પેશ્ચર લોકોને કહેતો કે "અરે આનાથી પણ ખુબ નાનકડા જંતુઓ હોય છે પરન્તુ તેને જોવા માટે તો ખુબ ઉંચી જાતનો સૂક્ષ્મદર્શક કાચ જોઇએ. આમ કહીને તે દૂધ ઉપરાંત લોહી, વાસી પાણી, વાસી ખોરાક, થુંક વગેરેના જંતુઓ પણ સૂક્ષ્મદર્શકમાં લોકોને દેખાડતો. ત્યારે સ્વભાવિક પ્રશ્ન એ જ થાય છે કે આટલા બધા જંતુઓ આવે છે કયાંથી ? અને રોગને અને જંતુને શો સંબંધ છે ?

પેશ્ચરે આનો ખુલાસો બહાર પાડયો. ધૂળ, ભેજ, કાદવ, ગંદકી આ બધી ચીજો જંતુઓના ઉછેરસ્થાનો–nursing homes–છે. મચ્છર, માંકડ, ચાંચડની વાતતો હજી જુદી છે. એ જંતુઓ તો આંખથી દેખી શકાય તેવડા મોટા હોય છે અને વિપુલ સંખ્યામાં જન્મતા પણ નથી પણ બીજા અસંખ્ય જંતુઓ તો એટલા નાના–ઇંચના ૨૫૦૦૦માં ભાગ જેટલા નાના–હોય છે કે આપણી આંખે તો તે દેખી શકાતાજ નથી. **આ જંતુઓ મચ્છર માંકણની જેમ દેખીતો ડંખ મારીને અટકી જતા હોય તો તો ઠીક. એ લોકો તો અદ્રશ્યરીતે આપણાને પાયમાલ કરે છે.** આપણા હવા, પાણી, ખોરાક, સ્નાનાદિ ક્રિયાઓ ભેગા શરીરમાં તેઓ હજારોની સંખ્યામાં દાખલ થાય છે અને આપણા લોહીમાં જાતજાતના ઝેર રેડે છે. લોહી બગડયું એટલે જાતજાતના રોગો થવા માંડવાના જે જાતનો જંતુ શરીરમાં દાખલ થયો હોય તે જાતનો રોગ થવાનો.

પેશ્ચરે કુતરાં, મરઘડાં, ઢોર ઇત્યાદિ પ્રાણીઓના રોગોની ચિકિત્સા કરી તો એને જણાયું કે બધા રોગો જંતુઓનુંજ પરિણામ છે. જંતુઓને મારી નાખે એવા [1]પદાર્થોની રસી વિવિધ પ્રાણીઓના શરીરમાં મૂકીને અખતરો કરવામાં પેશ્ચર સફળ થયો. પ્રાણીઓ રોગમુક્ત થઇ ગયા આજ પોણીસદી ઉપરનીજ વાત છે. રશિઆના ઝારે પેશ્ચરની આ અસાધારણ કૃતિની કદર

---

૧. આ પદાર્થો કાંતો ઝેરનો નાશ કરે (neutrelise)તેવા રસાયણો હોય છેઅથવા તો કાંટો કાંટાને કાઢે તે નિયમ મુજબ બીજા જંતુઓનું ઝેર જ હોય છે. કંઇ પણ રોગ થયા વગર રસી મુકાવવી એ શરીરમાં ઝેર દાખલ કર્યા બરોબર છે.

કરીને સેન્ટએની St. Anne નો હીરાજડીત ક્રોસ પેશ્ચરને ભેટ મોકલ્યો અને વિજ્ઞાનની શોધ-ખોળ કરવા માટે એક **પેશ્ચર ઈન્સ્ટીટયુટ** બાંધવા એક લાખ ફ્રેન્કનું ઇનામ પણ આપ્યું.

જંતુ વિજ્ઞાન Bacteriology–નો પહેલ-વહેલો શોધક તો એક ડચમેન હતો. એનું નામ Van Leeuwenhoek હતું. સત્તરમી સદીમાં એ લંડનની રૉયલ સોસાયટી ઉપર કાગળો લખ્યા કરતો હતો. એકવાર તેણે લખી જણાવ્યું કે આપણા થુંકમાં જંતુઓ હોય છે. બધા લોકોએ એની ઠેકડી કરી "ગાંડો લાગે છે! થુંકમાં તે વળી જંતુઓ હોતા હશે?" પણ ઓગણીસમી સદીમાં આ ભેદ ખુલતો ગયો. **રોગીની સુશ્રુષા કરનારને પણ તેજ રોગ લાગુ પડતો હતો.** આનું કારણ શું? લોકોને બીજુ તો કંઇ સમજાતું નહોતું તેથી તેઓ જવાબ દેતા કે 'રોગ ચેપી છે' પણ આ ચેપ કઇ જાતની બલા છે તે કોઇ જાણતું નહોતું.

૧૮૩૭માં એક જર્મન ડોકટર હેન્લે Henle એ જણાવ્યું કે ચેપ એ જીવંત વસ્તુ છે. આ જીવાત દેખી શકાતી નથી પણ અદ્રશ્ય રીતે આપણી ચામડીમાંથી શરીરમાં દાખલ થઇ અંદર ઉલ્કાપાત મચાવે છે, તેથી આપણું શરીર બગડે છે. પેશ્ચરે અખતરા કરીને આ વાત સાબીત કરી બતાવી ફક્ત ચામડીદ્વારા જ નહિ પણ ખોરાક, પાણી અને હવા ભેગા પણ આ જંતુઓ શરીરમાં ચાલ્યા આવે છે એવી ખાત્રી તેણે લોકોને કરાવી દીધી.

ફ્રાંસમાં આ પ્રમાણે પેશ્ચરનું કામ ચાલતું હતું તેવામાં જર્મનીમાં રોબર્ટ કોચ Koch નામનો એક મહાપુરૂષ જન્મ્યો કોચે જંતુવિજ્ઞાન ખુબ ખીલવ્યું. એણે તો આંધળાને પણ દેખાતું કરી આપ્યું કે બધા રોગોનું મૂળ જંતુઓજ છે. તાવના રોગીનું લોહી કાઢીને બીજા નિરોગી માણસના શરીરમાં દાખલ કર્યું. તો જણાયું કે તે નિરોગી માણસને તાવ જ આવ્યો અને ખાંસીવાળા રોગીના લોહીથી ખાંસી જ થઇ. આમ એણે એ પણ સ્પષ્ટ કરી બતાવ્યું કે દરેક રોગના જુદા જુદા જંતુઓ હોય છે. ૧૮૮૨માં કોચ બર્લીનમાં સરકારી હોદ્દા ઉપર હતો તે સમયે તેને Tuberoullosis–ક્ષય અને કોલેરાના જંતુઓ શોધી કાઢ્યા. જે બદલ ૧૯૦૫માં તેને **નોબલ પ્રાઇઝ** મળ્યું. ૧૯૧૦માં જ્યારે તે મરી ગયો ત્યારે વિશ્વનો એક મહાન જંતુશાસ્ત્રી મૃત્યુ પામ્યો એમ તેને વિશે કહેવામાં આવ્યું હતું.

આ દરમ્યાન ૧૮૬૭માં ઇંગ્લેન્ડમાં વાઢકાપના એક ડૉકટર લૉર્ડ જોસેફ **લીસ્ટરે** પણ જંતુ-વિજ્ઞાનમાં પોતાનો જબરો ફાળો આપ્યો હતો. જંતુઓને પકડી પકડીને મારી કેવી રીતે નાખવા તેના રસ્તા શોધવામાં તે ગુંથયો હતો. એણે પૂરવાર કરી આપ્યું કે ઉકળતા પાણીમાં, સખત તડકામાં, પોટાશ પમેંગનેટ, ફીનોલ, ક્રેસોલ, સ્પીરીટ, આયોડીન, ક્લોરીન, મરક્યુરીક ક્લોરાઇડ (રસકપૂર) જેવા રસાયણોમાં જંતુઓ ઘડીભર પણ જીવી શકતા નથી. લીસ્ટરે વાઢકાપમાં જબરો સુધારો કર્યો. પેશ્ચરનું લક્ષ પણ આ દીશામાં દોડ્યું હતું. આ બન્ને મહારથીઓ દર્દીને ત્યાં દોડાદોડ કરતા હતા. કોઇ ડોકટર તેના દર્દીને દવા પીવડાવવામાં કે વાઢકાપ કરવામાં તૈયાર થયો હોય તેવામાંજ આ લોકો ત્યાં જઇ પહોંચતા અને ડૉકટરના હાથમાંથી દવાની પ્યાલી અને વાઢકાપના ઓજારો ખૂંચવી લઇને દૂર ફેંકી દેતા. બધા ચકિત થઇ જતા. "દવા કરે છે તેને રોકવા શું કામ હશે?" આ પ્રશ્ન બધાને ઉઠતો. પેશ્ચર ચીડાઇ જઇને કહેતો "કરી તમે દવા! ઉલટા રોગીને વધારે રોગી તો બનાવી દેશો! જુઓ, આ તમારી દવાની પ્યાલી; જુઓ, તમારો વાઢકાપનો અસ્ત્રો; 'કર્યું' છે આમાંનું કંઇપણ ઉકળતા પાણીમાં

સાફ? જો નથી કર્યું તો જાવ, સાફ કરીને પછી આવો. આમને આમ તો રોગીને તમે દવા કરતાં જંતુઓ વધારે પાઇ રહ્યા છો અને વાઢકાપને બદલે દર્દીના જખમમાં તમે જંતુઓનો લેપ કરી રહ્યા છો! સમજાય છે કે નહિ મારી વાત?"

પેશ્ચર અને લીસ્ટરની આ ચળવળથી વાઢકાપમાં નવો યુગ બેઠો. ત્યારથી વાઢકાપના ઓજારોને વાપરતાં પહેલાં ગરમ વરાળમાં સાફ કરવાની પધ્ધતિ–Sterilisation–દાખલ થઇ. ઓજારોને ધોઇને સાફ કર્યા પછી પણ તેની ઉપર જંતુનાશક દવાઓ –Antiseptics– ચોપડયા વગર તે વાપરવાની પ્રથા બંધ થઇ. આ સુધારો દાખલ કરવા બદલ જગત આખું આજે આ મહાપુરૂષોનું ઋણી છે. પહેલાં ઓપરેશન જોખમનો ધંધો કહેવાતો હતો જ્યારે આજે સોમાં પંચાણું ઓપરેશન સફળ થાય છે તે આ સુધારાને જ આભારી છે.

સર રોનાલ્ડ રોઝ–Ross કે જે તાજેતરમાં જ (૧૮૩૨) મૃત્યુ પામ્યા તેમણે મેલેરીઆનો જંતુ શોધી કાઢયો અને આ જંતુની ઉત્પત્તિ મચ્છરના ડંખમાંથી થાય છે એમ તેમણે બતાવી આપ્યું.

હવે તમને એક જ પ્રશ્ન રહેશે કે જંતુ રોગ ફેલાવી શકે છે કેવી રીતે? આનો જવાબ આપતાં પહેલાં આપણે જંતુ શી ચીજ છે તેનો વિચાર કરવો પડશે.

હું કહીશ કે આપણે બધા જંતુઓ જ છીએ. ત્યારે તમને હસવું આવશે, પણ સત્ય વાત તેમજ છે. આપણે માનવીઓ કોણ છીએ? જંતુઓ જ. ખુબ મોટા, ખુબ અક્કલવાળા. બાકી આપણા આ મોટા દેહનો વિકાસ Evolution એમોબા Amoeba નામના જંતુમાંથી જ થયેલો છે. આ જંતુ–વીર્યબીજ–પ્રોટોપ્લાઝમ Protoplasm પાણીમાં જ જીવી શકે છે. અને ખરેખર પ્રોટોપ્લાઝમ જીવંત વસ્તુ છે એવી પ્રતીતિ તેના એક બિંદુને સૂક્ષ્મદર્શક કાચ તળે તપાસી જોવાથી થઇ શકે છે. પાણીમાં આ જંતુનું હલનચલન થાય છે તે ઉપરથી સહેજે સમજી શકાય છે કે આ આપણા જેવી કોઇ જીવતી વસ્તુ જ છે.

આમ છતાં આપણામાં અને જંતુઓમાં ભેદ તો છે જ. આપણી પ્રજનન reproduction ની ક્રિયા નરમાદાના સંયોગથી થાય છે, જ્યારે જંતુઓની વસ્તી જુદી જ રીતે વધે છે. જંતુઓ પ્રાણી કરતાં વનસ્પતિને વધારે મળતા હોય છે. **શ્રી. જગદીશચંદ્ર બોઝે** સપ્રયોગ દર્શાવ્યું છે કે વનસ્પતિ જીવંત વસ્તુ છે. વનસ્પતિના અણુઓમાં નીચા પ્રકારના જંતુઓ જેટલો જીવ હોય છે અને તેથી જ તેની ઉપર છેક નિર્જીવ પદાર્થો (લોખંડ, પત્થર જેવા) કરતાં હવા, પાણી, પવન વિગેરેની જુદી અસર થાય છે. વનસ્પતિમાં ક્લોરોફીલ Chlorophyll નામનો પદાર્થ મુખ્યત્વે હોય છે અને સૂર્યકિરણોના શકિતથી એમાં જીવનો સંચાર થાય છે. પ્રોટોપ્લાઝમ જેવા જંતુઓમાં આ ક્લોરોફીલ હોતું નથી તેથી જંતુઓ છેક વનસ્પતિની ગણત્રીમાં પણ આવી શકતા નથી. છતાં **જંતુઓ પ્રાણી અને વનસ્પતિની વચગાળાની ઓલાદ છે** એ વાત તો ચોક્કસ છે. અતિસૂક્ષ્મ જીવંત વીર્યકણો પાતળી દીવાલોમાં પૂરાઇને ગુંચળા રૂપે, સાંકળ રૂપે કે ગોળીઓ રૂપે જે સૃષ્ટિ રચે છે તે જંતુઓ છે. જંતુઓને માઇક્રોબ, બૅક્ટેરીઆ, બૅસીલી, લૅાઅર ઑરગેનીઝમ વિગેરે ભીન્ન ભીન્ન નામે ઓળખવામાં આવે છે. જંતુઓનું જીવન બહુ નીચી કોટીનું છે. જ્યાં જન્મ્યા ત્યાંજ જીવી કાઢનારા આ જીવો હોય છે. કીડી મકોડા કે મચ્છરની જેમ આ જંતુઓ અહિંથી તહિં જઇ શકતા નથી. જો પડયા પડયા પોષણ

મળ્યા કરતું હોય તો તેઓ વરસ સુધી પણ જીવે છે નહિ તો પોષણ વગર તેઓ ફક્ત અડધા જ કલાકમાં મરી જાય છે.

આ જંતુઓના આકાર પણ ચિત્રવિચિત્ર હોય છે. માઇક્રોસ્કોપમાં જોવાથી આ આકાર પારખી શકાય છે. કોકી Cocci નામનો જંતુ જીનતાનની ગોળી જેવો સાવ ગોળાકાર હોય છે જ્યારે બેસીલી Bacilli નામનો જંતુ સેવ ગાંઠીઆ જેવો લાંબો હોય છે. બીજા અનેક વાંકાચૂકાં આકારના જંતુઓ પણ હોય છે.

આપણે જ્યાં જ્યાં થુંકીએ, કફ નાખીએ, નાક નશીંગીએ, ગૂમડા ફોડીએ, ચીપડા લુંછીએ, પેશાબ કરીએ, શૌચ કરીએ ત્યાં ત્યાં આ જંતુઓનું જોર જામે છે. ગળફા અને લીંટની ભેગા આપણે હજારો જંતુઓ હવામાં ફેંકીએ છીએ. આ જંતુઓમાંનો દરેક જંતુ દર વીસ મીનીટે બે જંતુ રૂપે તૂટી જાય છે. પગમાંથી વાળો નીકળે છે અને તે જેમ તૂટી જઇને પાછો જીવતો જ રહે છે તેમ આ જંતુઓ પણ જીવતા જ રહે છે. આ રીતે એક જ જંતુમાંથી ચોવીસ કલાકમાં ૩૪૦૦૦,૦૦૦ જંતુઓ પેદા થાય છે. આ જંતુઓ એટલા બધા સૂક્ષ્મ હોય છે કે એક દીવાસળીની પેટીમાં આટનાં બધા જંતુઓ ખુશીથી માઈ રહે.

આ જંતુઓ વજનમાં ખુબ હલકા હોય છે તેથી હવા અને ધૂળ ભેગા ઉડી શકે છે. આમ થવાથી આપણા શ્વાસ વાટે તેઓ આપણા શરીરમાં દાખલ થાય છે. શરીરમાં એકવાર દાખલ થઇ ગયા પછી એમને જોઇતું પોષણ મળી રહે છે. આપણા લોહી જેવા પ્રવાહીમાં તેઓ આનંદથી જીવી શકે છે–વરસ બે વરસ સુધી પાણી વગર જંતુઓ જીવી શકતા જ નથી અને તે પણ ઠંડા પાણીમાં જ તેઓ જીવી શકે છે. ગરમ પાણીમાં તો તે બધા મરવા પડે છે. આપણી લોહીની ગરમી તેમને ઠીક માફકસર આવે છે એટલે એમાં તેઓ અલમસ્ત રહીને જીવી શકે છે.

પણ લોહીમાં પડીને જંતુઓ બહુ ફાવતા નથી. એમના દુશ્મનો પણ લોહીમાંજ હોય છે. લોહીમાં રકતકણો અને શ્વેતકણો નામના જુદા જુદા પદાર્થો હોય છે. હેમોગ્લોબીન નામનો લોહનો યોગ લોહીને રાતો રંગ આપે છે જ્યારે ઓપ્સોનીન (Opsonin) નામનો પદાર્થ આગંતુક જંતુઓને મારી નાખવાનું કામ કરે છે. જ્યાંસુધી લોહીમાં આ ઓપ્સોનીનનો જથ્થો સારા પ્રમાણમાં હોય છે ત્યાં સુધી જંતુઓનું કશું ચાલી શકતું નથી. ઓપ્સોનીન એ બધાં જંતુઓને ખાઇ જાય છે. **જંતુઓનાં મુડદાં લોહીમાંથી જો કોઇપણ રીતે બહાર કાઢી નાખવામાં ન આવે તો તે લોહીમાં ઝેર ફેલાવે છે જેના પરીણામે આપણે માંદા પડીએ છીએ.** અલબત્ત લોહીનાં શ્વેતકણો આ ઝેરનો સતત્ સામનો કર્યા કરતા જ હોય છે. પરન્તુ આ દ્વન્દ્વનું પરીણામ ઘણીવાર ખરાબ આવે છે. જંતુઓ જો આ જંગમાં જીતી જાય છે તો લોહીમાં ઝેર ફેલાઇ જાય છે અને આ ઝેર રોગરૂપે ફુટી નીકળે છે. જેવું ઝેર તેવો રોગ. ગળામાં ચાકડા કરે, ચામડી ઉપર ધસી આવીને ગૂમડા કરે, ફેફસામાં જઇ ખાંસી કરે, માથામાં પહોંચી જાય તો માથું દુઃખાડે, નાકમાં જાય તો સળેખમ કરે, પેટમાં કે આંતરડામાં ભરાય તો તાવ આણે આમ અનેક અંગોમાં આ ઝેર ઉથલપાથલ મચાવી મૂકે છે.

ઝેરની આ ઉથલપાથલને લીધે શરીરના જુદા જુદા અંગોમાં લોહીનું દબાણ ઓછુંવત્તુ થાય છે જેથી અંગ તેનું સમતોલપણું ગુમાવી બેસે છે અને પરીણામે આપણને દુઃખ થાય છે. શરીરના કોઇ પણ ભાગનું સમતોલપણું (Equilibrium) ખમે છે ત્યારે લોહીનું દબાણ હ્દય અને હાથની નાડી આગળ પણ ઓછું-

વતું થાય છે. તેથી હૃદય અને નાડીના ધબકારા પણ વધઘટ થાય છે. વૈદ ડોક્ટરો આ ધબકારા ઉપરથી રોગનું માપ કાઢી શકે છે.

જંતુઓનું ઝેર અને જંતુઓના મુડદાં શરીરમાં ભેગાં થાય છે તે નિયમીત રીતે જો દસ્તવાટે શરીરમાંથી નીકળી ન જાય તો શરીરનું સમતોલપણું વધારે ને વધારે ખસતું જાય છે અને જે દિવસે શરીરનું મુખ્ય અંગ હૃદય કે જ્યાંથી આખા શરીરને લોહી પૂરું પડે છે તે સમતોલપણું ગુમાવી બેસે છે તે દિવસે આપણું મૃત્યુ થાય છે. આટલા ખાતર દસ્ત રોજ સાફ આવે તેની ખાસ કાળજી રાખવાની સૂચના હરહંમેશ વૈદ, ડોકટરો આપતા રહે છે. આપણા દસ્તનો અડધો અડધ ભાગ તો બેકટેરીઆનાં મુડદાં જ હોય છે. બીજા અડધા ભાગમાં ખાધેલા ખોરાક પાણીની રસાયણિક પ્રક્રિયાઓમાંથી ઉત્પન્ન થયેલા પદાર્થો, આંતરડાની ખવાઇ ગયેલી દિવાલો, કેલ્શીઅમ અને ફોસ્ફેટનાં ફોતરાં, નહિ પચેલી ચરબી, નહિ પચેલો મેંદો અને પાણી એટલી ચીજો હોય છે. આ બધી ચીજો શરીરમાં પડી રહે તો શરીરનાં અંગો વારાફરતી સમતોલપણું ગુમાવતા જાય છે અને રોગો ફાટી નીકળે છે મોટરની અકસ્માત કે દરીઆમાં ડુબવા જેવા અકસ્માતોથી શરીરનું સમતોલપણું છેક જ ખસી જાય છે તેથી આપણું મૃત્યુ તુરત જ થય છે, જ્યારે રોગોથી અમુક અંગો જ સમતોલપણું ગુમાવે છે તેથી મૃત્યુ નથી થતું પરંતુ ફક્ત તે અંગજ માંદુ પડે છે.

પરન્તુ ઘણા રોગના જંતુ એટલા બધા ભયંકર હોય છે કે તે તુરત જ સમતોલપણું ખુબ ખસેડી દે છે. ક્ષય. ટાઇફોઈડ, કોલેરા, ન્યુમોનીઆ, મેલેરીઆ, ડાયાથેરીઆ, લૉકજો, મેનીનજાઇટીસ વિગેરે દર્દોના જંતુ માનવદેહ માટે બહુ ભયંકર છે. એક જણાને જ નથી મારતા પણ અનેકને મારે છે આવા રોગવાળા દર્દીઓની સારવાર કરનારાને પણ તેઓ વળગે છે અને તેમના શરીરનું પણ સમતોલપણું ખસી જાય છે. તેથી આવા રોગોને ચેપી રોગ કહેવાય છે. ચેપી રોગ ફાટી નીકળે છે ત્યારે પ્લેગ અથવા Epidemic થયો કહેવાય છે. ૧૯૧૯માં હિંદમાં આવો એપીડેમીક થયો હતો. ઇન્ફ્લુએન્ઝાથી ૭ લાખ માણસ આઠ દિવસમાં મરી ગયા હતા. પ્લેગના જંતુઓના ઝેરથી ઝાડા ઉલટી થાય છે અને આના આંચકા હૃદયનું સમતોલપણું ખસેડી મૂકે છે જેથી માણસ મરી જાય છે. પ્લેગના જંતુઓ ચોવીસ કલાકમાં કરોડો ગણા વધી જાય છે.

આ અટકાવવા જંતુને મારી નાખે એવા પદાર્થની રસી તુરત મુકાવવી જોઇએ. દરેક રોગના જંતુને હવે પૂરેપૂરા ઓળખી લેવામાં આવ્યા છે અને દરેકને મારી નાખે એવી દવાઓ— Antidotes પણ શોધાઈ ગઇ છે. તાત્કાલીક મદદ આવી ન પહોંચે તો જંતુઓ અબજોની સંખ્યામાં શરીરમાં પેદા થઇ જાય છે અને માણસનનો જાન લે છે. આટલા ખાતર પ્લેગ ફાટવાનો સંભવ જણાય તેવામાં જ રસી મુકાવી દેવી યોગ્ય છે. નાનપણમાં આપણા હાથ ઉપર રસી મુકાવી દેવામાં આવે છે તેનું કારણ આજ છે. બળીઆ થયા પહેલા જ બળીઆનો સામનો કરે તેવા પદાર્થો શરીરમાં દાખલ કરી દીધા હોય તો બળીઆ કદી થાય જ નહિ, કાળક્રમે જો એ પદાર્થ લોહીમાંથી કદાચ ધોવાઇ જાય તો પાછા બળીઆ થવાનો સંભવ રહે છે, તેવે વખતે ફરી રસી મુકાવી જોઇએ.

આપણી સામાન્ય નિષ્કાળજીને પરીણામે જ આપણે ભયંકર દર્દોના ભોગ થઇ પડીએ છીએ. વધારે ખોરાક ખવાઇ જવાથી આપણે માંદા પડી જઇએ છીએ તે કરતાં વધારે અસ્વચ્છતાથી આપણે વધારે માંદા પડીએ છીએ. વધારે ખોરાકનું તો ફક્ત એ પરીણામ આવે છે કે આંતરડામાં દબાણ વધારી તે થોડુંક દુઃખ ઉત્પન્ન કરે

છે અને છેવટ દસ્તમાં અણુપચેલી ચરબી અને મેંદો બહાર નીકળી જાય છે. બીજી બાજુ અસ્વચ્છતાના પરીણામે શરીરમાં ઘૂસેલો જંતુ તો પારાવાર નુકશાન કરી મૂકે છે.

દૂધ અથવા પાણીને વધારે વખત ખુલ્લું મૂકી રાખવાથી અસંખ્ય બેક્ટેરીઆ વધી જાય છે અને તેથી તેવા દૂધ પાણી શરીરમાં રોગ ઉત્પન્ન કરે છે. ગરમ અવસ્થામાં બેક્ટેરીઆ જીવી શકતા નથી દૂધ અથવા પાણીને ગરમ કરવાથી બધા બેક્ટેરીઆ મૃત્યુશરણ થાય છે. દૂધ ઠંડુ પડયું પડયું ફાટી જાય છે તેનું કારણ એ જ છે કે ઠંડા દૂધમાં ખુબ બેક્ટેરીઆ વધી પડવાથી દૂધમાં તેજાબ ઉત્પન્ન થાય છે. આ તેજાબ દૂધની ચરબીને ફાડી નાખે છે (Lydrolysis). પરંતુ દૂધને જો ગરમ કરીશું તો તે ફાટી નહિ જાય કારણ કે ગરમ દૂધમાં બેક્ટેરીઆ મરી જાય છે. પાછું ઠંડુ પડતાની સાથે હવા અને ધૂળ ભેગા બેક્ટેરીઆ પણ દૂધમાં ભળે છે અને ટુંક સમયમાં તો તેમની વસ્તી ખુબ વધી જાય છે.

પાણીમાં પણ આ પ્રમાણે જ બેક્ટેરીઆ વધી જાય છે. બરફના ઠંડા પીણા પીનારાને શરદી કેમ થઇ જાય છે? ઠંડા પાણીમાં શરદીના અસંખ્ય બેક્ટેરીઆ જીવી શકે છે. તેવું પાણી ખુલ્લું મૂકી રાખવાથી હવાના બેક્ટેરીઆને અંદર આવવાનું આમંત્રણ મળે છે. જોતજોતામાં બેક્ટેરીયા વધી જાય છે અને તે લોહીમાં દાખલ થઇ ને શરીરમાં શરદી ફેલાવે છે. આટલા માટે હમેશાં પાણીને ઉકાળીને બંધ વાસણમાં ભરવું જોઇએ. ઉઘાડા લોટાનું પાણી કદી પણ ન પીવું કારણ કે હવામાંથી કંઇ નહિ કંઇ નહિ તોયે હજારેક બેક્ટેરીઆ તો અંદર કૂદી પડવાના જ. જ્યારે અમુક સંખ્યાએ આંકડો પહોચે ત્યારે તે રોગ ફેલાવે. હોટેલોના ખુલ્લા મૂકેલા ખોરાક પાણી આ દ્રષ્ટિએ રોગને નોતરનારા જ કહી શકાય. એકના પીધેલા પ્યાલામાં બીજો પાણી પીએ અને એકનું ખાધેલું બીજો ખાય એ પણ રોગનો ફેલાવો કરવાની જ રીતો છે.

આ ઉપરાંત વ્યભિચારી સ્ત્રી પુરૂષો પણ રોગના જંતુઓનો ખુબ ફેલાવો કરતા હોય છે. ચાંદી અને પરમીઆના જંતુ એવા ભયંકર હોય છે કે વ્યભિચારીઓના વારસદારોને પણ એ છોડતા નથી. સીફીલીસનો રોગ વારસામાં પણ ઉતરે છે. ચાલુ જમાનામાં અમેરીકા જેવા દેશોમાં વ્યભિચાર ખુબ વધી જવાથી ત્યાંની વીસ ટકા વસ્તી સીફીલીસના રોગ વાળી છે. આ ઉપરથી એક લેખકે આધુનિક સંસ્કૃતિ–મોડર્ન સીવીલીઝેશન–ને–મોડર્ન સીફીલીઝેશન–તરીકે વર્ણવી છે.

વાગેલા ઘાને ખુલ્લો મૂકી રાખવાથી પણ હવાના બેક્ટેરીઆ તેમાં પ્રવેશે છે અને લોહીમાં ભળીને આ જંતુઓ સડો ઉત્પન્ન કરે છે. વાસી પાણી વડે ઘા ધોવાથી પણ પાણીના બેક્ટેરીઆ ઘામાં પ્રવેશે છે, તેથી ઘા હંમેશા ડિસ્ટીલ્ડ વોટરથી ધોવો જોઇએ. બને તો અંદર બોરીક એસીડ કે પોટાશીઅમ પર્મેન્ગેનેટ જેવી જંતુનાશક દવા પણ નાખવી જોઈએ.

જંતુઓની આટલી ભયંકરતા જોવા છતાં આપણને ઘણા જંતુઓ વગર ચાલે તેમ નથી. Euzymes નામના જે જંતુઓ આવે છે તે આપણી ઘણી સેવા બજાવે છે. રોટલીનો કોળીઓ ચાવ્યા પછી લોટમાંનો ડાયાસ્ટેઝ Diastate નામનો જંતુ લોટના મેંદાને પચે તેવા રૂપમાં ફેરવી નાખે છે મહુડામાંથી દારૂ પણ જંતુની મદદ વગર કદી બની શકતો નથી જંતુઓ જ મહુડા કહોવડાવવાની ક્રિયા (Fermentation) પાર પાડે છે.

જંતુઓની બીજી અગત્યની સેવા તો આપણા પેશાબને ખાતર તરીકે ઉપયોગી બનાવવામાં છે. પેશાબમાં યુરીઆ Urea નામનો એક પદાર્થ હોય છે ને તદ્દન નકામો છે. પરંતુ જમીનમાં

ઉંડા ઉતરી ગયા પછી જંતુઓ આ યુરીઆને ફોલી ખાય છે અને તેમાં રહેલા નાઇટ્રોજનના યોગો જુદા પાડે છે. નાઇટ્રોજનના આ યોગો ખેતીવાડી માટે બહુજ ઉપયોગી છે. ખાતર માટે રસાયણોના પુષ્કળ સાંસા છે. કારણકે નાઈટ્રોજન-વાળા પદાર્થો બનાવવાની મુશ્કેલી પુષ્કળ છે. હવામાંનો નાઇટ્રોજન યોગ રૂપે બાંધી લેવાનો પ્રશ્ન (Fixation cf Mitrogen) ઘણા વર્ષોથી રસાયણશાસ્ત્રીઓને મુંઝવી રહ્યો હતો. સુરોખાર એ એકલીજ ચીજ એવી છે કે જે જગતના બધા નાઇટ્રોજનના યોગો પૂરા પાડે છે. પરંતુ સુરોખાર તો ક્યાં સુધી પહોંચે? અડધી સદી ઉપરજ એક રસાયણશાસ્ત્રીએ જગતનો મૃત્યુઘંટ વગાડ્યો હતો. એકજ સદી પછી સુરોખાર ખૂટી જશે એટલે જગતનું બધું ખાતર ખૂટી જશે અને ખાતર ખૂટી જશે એટલે કશું અનાજ પાકશે નહિ અને જગતનો પ્રલય થશે. આ આગાહીમાં કશીજ અતિશયોકિત નહોતી. એ ભય સાચોજ હતો. પરંતુ હેબર (Haber) સર્પેક (Serpeck) વિગેરે રસાયણ-શાસ્ત્રીઓએ આનો તોડ કાઢ્યો અને હવાના આ જડવાયને એમોનીઆ, સાઇનેપાઇડ, નાઇટ્રાઇડ વિગેરે રૂપે બાંધી લેવાની રીતો શોધી કાઢી.

યુરીઆ આપણા શરીરમાં નત્રયોગોવાળા ખોરાકમાંથી ઉત્પન્ન થાય છે. જંતુઓ આ યુરીઆને પાછી નત્રયોગોમાં તોડી પાડે છે (Decompox) જેથી ખાતર પાછું મળી રહે છે.

શરીરમાંના કેટલાક ઉપકારક જંતુઓ જો આ યુરીઆને નિયમીત રીતે પાણીમાં દ્રવી શકે તેવા (Sobable)નત્રયોગોમાં તોડી પાડતા ન હોત તો આપણે જીવીજ ન શકત. આપણું કહેવાતું કુદરતી મૃત્યુ આ યુરીઆને જ આભારી છે, નહિ તો ઓછામાં ઓછું ૧૯૦૦ વર્ષનું આયુષ્ય તો આપણા બધાનું હોઇ શકે. યુરી-આનો જે થોડો ભાગ શરીરમાં રહી જાય છે તે જ્યારે પેટમાંના જાસ્ટીક જુઇસ સાથે મળે છે ત્યારે તેમાંથી યુરીક એસીડ નામનો ભયંકર પદાર્થ શરીરમાં પેદા થાય છે. આ યુરીક એસીડનું પ્રમાણ જ્યારે શરીરમાં ખુબ વધી જાય છે ત્યારે આપણે મરી જઇએ છીએ. નખમાં ધોળાં ચાઠાં થાય, પગે વા-Gont થાય એ બધી યુરીક એસીડ શરીરમાં પેદા થવાની નીશાનીઓ છે. લીથીઆવૅાટરમાં આ પથરી પીગળી શકે છે બાકી બીજા કશામાં પીગળીને તે શરીરમાંથી બહાર નીકળી શક્તી નથી. પેશાબ બંધ થવાથી પેટમાં યુરીઓ પડી પડી યુરીક એસીડમાં ફેરવાઇ જાય છે જેના પરિણામે શરીરનું સમતોલપણું ખસી જઈ આપણું મૃત્યુ થાય છે.

આ જંતુવાદ આજના વૈદક વિજ્ઞાનનું મહત્વનું પ્રકરણ છે. લગભગ બધા જ વૈજ્ઞાનિકોએ સ્વીકાર્યું છે કે બધા રોગોનું મૂળ જંતુઓ જ છે કારણ કે અખતરાઓએ પૂરવાર કરી બતાવ્યું છે કે શરીરમાં જંતુના પ્રવેશથી જ રોગ નામની ગરબડ ઉભી થાય છે. સ્વચ્છ હવાપાણી અને ખોરાકનું તથા નીતિમય જીવનનું સેવન કરનારને જંતુનો સ્પર્શ કરવાનો સમય જ નથી આવતો એટલે તેવા માણસને કદી રોગ થતોજ નથી. પણ આવા નિરોગી માણસો બહુ થોડા હોય છે કારણ કે કોઇને કોઇ માર્ગે જંતુઓવાળા પદાર્થો આપણા શરીરમાં દાખલ થાય છેજ અને પરિણામે એક જંતુમાંથી અનેક જંતુઓ જન્મે છે અને રોગનો ઉદ્ભવ થાય છે.

એક બાજુ આ આખો જંતુવાદ શરીરશાસ્ત્રી-ઓએ પ્રમાણભૂત ગણ્યો છે ત્યારે બીજી બાજુ તે આખા વાદને સાવ વાહીયાત ગણનારો વર્ગ પણ થોડા વર્ષોથી અમેરીકામાં અસ્તિત્વમાં આવ્યો છે, આ વર્ગ છે નિસર્ગોપચારકો-Nature

Climics–નો એ લોકોનું કહેવું એમ છે કે રોગોનું મૂળ જંતુઓ નથી; પણ જંતુનું મૂળ રોગો છે, અને જંતુ તો સદા લાભકારક જ હોય છે. રોગ મટાડનારી કોઈ ચીજ હોય તો તે જંતુઓ જ છે. આમ છેક જ ઉંધું તેઓ માને છે. પણ ત્યારે આ લોકો માટે મોટી સમસ્યા રોગનું મૂળ શું તે રહે છે. તેઓ માનતા મનાવતા ફરે છે કે અકુદરતી જીવન એ રોગોનું મૂળ છે. પણ ભલા ! આવ્યું તો એકનું એક જ ને ! જંતુશાસ્ત્રીઓ અકુદરતી જીવનથી શરીરમાં શું થાય છે તેની શાસ્ત્રીય નોંધ કર્યા પછી જણાવે છે કે અકુદરતી ખાનપાનથી જંતુઓ શરીરમાં આવે છે અને તેમના ઝેરથી રોગ થાય છે જ્યારે નિસર્ગોપચારકો તો પેલા વિક્ટોરીઅન યુગના ફિલ્સુફ હર્બર્ટ સ્પેન્સરના જ મંતવ્યની પુનરાવૃત્તિ કરે છે કે અકુદરતી જીવનથી રોગો ઉત્પન્ન થાય છે. કેવી રીતે રોગ થાય છે અને શરીરમાં એવું તે શું થાય છે કે જેથી રોગ થાય છે તે સમજાવવા માટે તેઓ અસમર્થ છે કારણ કે શરીરના ફેરફારો સમજાવવા તેઓ પ્રાણી, વનસ્પતી કે રસાયણ શાસ્ત્રની મદદ લેવા ખુશી હોતા નથી. શાસ્ત્રોની મદદ જો તેઓ લે તો એ તેમને સીધીભાઇના ડાબા કાનની જેમ દ્રાવિડી પ્રાણાયમ કરીને પાછું સ્વીકારવુંજ પડે કે અકુદરતી જીવનથી શરીરમાં કંઇક ગડમથલ થાય છે, રાસાયણિક પ્રક્રિયાઓની અથવા તો જંતુઓના તુમુલની. આવું સ્વીકારવું ન પડે તેટલા ખાતર તેઓ ઉંધું કહે છે કે રોગને લીધે જંતુઓ પેદા થાય છે. પણ ત્યારે રોગ શેનાથી થાય છે? હજારો સંપૂર્ણ નિરોગી સ્ત્રી પુરુષો એકાએક પ્લેગના ભોગ શાથી બને છે ? શું તે બધા જ એકદમ અકુદરતી જીવન જીવવા માંડી જાય છે? ચોકખું જ દેખી શકાય છે કે પ્લેગના જંતુનો ફેલાવો જ આ સર્વે નિરોગીઓને રોગી બનાવવા માટે જવાબદાર છે, બીજી કોઇ પણ ચીજ આને માટે જવાબદાર નથી. જંતુવાળું દૂધ પીવાથી રોગ થાય છે એમ કહેવાને બદલે નિસર્ગોપચારકો એમ કહેવું વધારે પસંદ કરશે કે અકુદરતી રીતે દૂધ પીવાથી રોગ થયો છે. પણ આવે એકનું એક. જંતુશાસ્ત્રીઓ સીધેસીધું કહી દે છે કે આ અકુદરતી રીત તે જંતુ. જ્યારે નિસર્ગોપચારકે ફક્ત અડધો જ ખુલાસો કરે છે. બાકી જંતુઓ જો રોગનું મૂળ ન હોત તો આપણે રોજ ખુશીથી જંતુવાળો ખોરાક ખાઇ શકીએ અને છતાં નિરોગી રહી શકીએ. વસ્તુતઃ તેમ કરતા જતાં આપણે બીછાનું જ સેવવું પડે છે.

અલબત્ત નિસર્ગોપચારકોનું મંતવ્ય માંદગીના મૂળ માટે સંદિગ્ધ છે છતાં માંદગીના તેમના ઉપચાર ઉંચી કોટીના છે. રોગના જંતુઓને મારી નાખીને શરીરની બહાર કાઢવા માટે એલોપથીના રસાયણક દવાઓ અને ઇન્જેક્શનના ઉપાયો ઉપરાંત નિસર્ગોપચારના દવા વગરના સૂર્યસ્નાન, વ્યાયામ, મર્દન વિગેરે ઉપાયો વધારે સારા છે એ વાત નિશંક છે પણ તેથી તેમનું રોગોના મૂળ વિશેનું મન્તવ્ય પણ ખરું છે એમ તો નહિ જ કહી શકાય. શરીરમાં પેદા થયેલા જંતુઓનો કોઇપણ રીતે નાશ કરવાથી રોગ તો નાબુદ થાયજ; તેથી સૂર્યસ્નાનથી રોગ નાબુદ કરનારે એમ ધારી લેવું ખોટું છે કે સૂર્યસ્નાને જંતુઓ મારીને નહિ પણ બીજી રીતે રોગ મટાડયો છે. જંતુઓ ધાને કહોવડાવે છે તે વખતે તે જંતુઓ અગ્નિથી પણ મારી શકાય છે, અને સૂર્યકિરણોથી પણ મારી શકાય છે. પોટાશીઅમ પર્મેન્ગેનેટથી પણ મારી શકાય છે. પછી ત્રણે ઉપાય અજમાવનારા પોતપોતાની રીતને મહત્વ આપવા જંતુ માર્યાનું ન સ્વીકારે તો કોઇથી કંઈ થઇ શકે તેમ નથી.

આમ છતાં નિસર્ગોપચારકોનું મન્તવ્ય છેક કાઢી નાખવા જેવું છે એમ તો નથી જ. જંતુ ઉપરાંત રોગોના મૂળ તરીકે બીજી વસ્તુઓનો સ્વીકાર પણ છેલ્લા થોડાક વર્ષોમાં

થયેલા છે. ૧૯૧૨માં સર ગાલેંડ હોપ્કીન્સે Gowland Hopkins કેટલાક એવા રોગો શોધી કાઢયા છે કે જે વગર જંતુએ પણ થાય છે. આવા રોગોના નામ સ્કર્વી, રીકેટ્સ, બેરીબેરી વિગેરે છે. એ રોગોનું મૂળ જંતુઓ નથી પણ ખોરાકમાં વીટામીન નામના પોષક તત્વોના અભાવ છે. સર હોપ્કીન્સે પૂર્વાર કરી બતાવ્યું છે, જે બાળકોને પૂરતું દૂધ, કઠોળ, શાકભાજી, ફળફળાદિ પોષક તત્વોવાળો ખોરાક નથી મળતો તેમને ઉપલા દર્દો હાડમાંથી જ લાગુ પડે છે અને તેમના શરીરનો બાંધો પણ નબળો રહી જાય છે. આવા પ્રકારના રોગોમાં જંતુઓ જરાપણ હોતા નથી પણ વીટામીનોનો અભાવજ હોય છે.

આ પ્રમાણે રોગોના મૂળમાં ફક્ત જંતુઓ જ નથી પણ બીજા પણ કેટલાક તત્વો જરૂર છે પરન્તુ જંતુઓનો હિસ્સો મોટો છે. મોટા ભાગના દર્દો જંતુઓને જ આભારી છે. બીજાં કેટલાક દર્દો પોષણનો અભાવ, સખત શરીરશ્રમ, ભૂખ તરસ, સખત ટાઢ તડકો વિગેરેમાંથી પણ ઉત્પન્ન થાય છે પરન્તુ જંતુની માંદગી જેટલી પ્રાણઘાતક (Fatal) માંદગી બીજી કોઇ પણ હોતી નથી. ક્ષય, કોલેરા, મેનીનજાઈટીસ વિગેરે દર્દો આ વાતના સાક્ષી છે.

●

## ફૂલોનું વ્રત

· શાર્દૂલવિક્રીડિત ·

ફૂલોનું વ્રત સંતને મન ગમ્યું:-પાવિત્ર્યની પાંખડી  
હૈયાએ વિકસાવવા, સુભગ એ પાત્રે મધુ સ્નેહનાં  
ઔદાર્યે ઉભરાવવા, અણુ અણુ બ્રહ્માંડના દેહના  
આનંદે પુલકાવવા પરિમલે એની તપે આંખડી.

પૂજાલાલ

# ગૃહપ્રવેશ: દ્વિઅંકી નાટિકા

રવીન્દ્રનાથ ઠાકુર

: અનુવાદક :

નગીનદાસ પારેખ

## અંક બીજો

### રોગીનો ઓરડો

[બારણા પાસે શંભુ: પડોશણનો પ્રવેશ]

પડોશણ : શંભુ કે ?

શંભુ : હા, મોટીબેન.

પડોશણ : જરા યતીનને મળવું છે. માસી નથી એટલામાં—

શંભુ : શું કરશો ત્યાં જઇને, મોટી બેન ?

પડોશણ : નાટોરના મહારાજાને ત્યાં એક નોકરી ખાલી પડી છે. મારા છોકરાને માટે યતીનની પાસે ચિઠ્ઠી લખાવી.

શંભુ : મોટીબેન એ કદી નહિ બને. માસી જો જાણશે તો જીવતાં નહિ રહીએ.

પડોશણ : જાણશે શી રીતે? હું ઝટપટ પાંચ મિનિટમાં—

શંભુ : માફ કરો, મોટી બેન, એ કદી નહિ બને.

પડોશણ : નહિ બને! તારી માસી માને છે કે અમારો ચેપ લાગવાથી તેનો ભાણેજ જીવશે નહિ. આમ પોતાનો તો જરા વિચાર કરી જો. ધણીને ખાધો, એક પૂરી છોકરી તે પણ ગઇ, બાપ મા કોઇને રહેવા ન દીધાં. હવે બાકી રહ્યો છે આ યતીન. એને પૂરો કરશે ત્યારે એ ખસશે. ત્યાં વિના એ મરવાની નથી. હું કહી રાખું છું, શંભુ, જોજે માસી જ એને વળગી છે એટલે યતીનની આશા નથી.

શંભુ: પેલો મને બોલાવે છે. તમે હવે જાઓ.

પડોશણ: ગભરાઇશ નહિ, હું આ ચાલી.

[ જાય છે ]

: ઓરડામાં શંભુનો પ્રવેશ :

યતીન: ( પગલાંના અવાજથી ચમકીને ) મણિ !

શંભુ: બાબુ, એ તો હું શંભુ! મને બોલાવતા હતા ?

યતીન: જરા તારી શેઠાણીને બોલાવી લાવ.

શંભુ: કોને ?

યતીન: તારી શેઠાણીને.

શંભુ: તે તો હજી આવ્યાં નથી.

યતીન: ક્યાં ગયાં છે ?

શંભુ: સીતારામપુર.

યતીન: આજે ગયાં ?

શંભુ: ના, આજે ત્રણ દિવસ થયા.

યતીન: તું કોણ છે? મને શું આંખે બરાબર દેખાય છે ?

શંભુ : હું શંભુ.

યતીન : બરાબર બોલતો. મારી કાંઈ ભૂલ તો નથી થતી ને ?

શંભુ : ના બાબુ.

યતીન : કયા ઓરડામાં છું હું? આ શું સીતારામપુર છે?

શંભુ : ના, કલકત્તામાં એ તો આપનો સૂવાનો ઓરડો.

યતીન : ખોટું નથી? આ બધું જૂઠું નથી ?

શંભુ : હું માસીમાને બોલાવી લાઉં.

[જાય છે.]

: માસીનો પ્રવેશ :

યતીન: હું મરી ગયો નથી એ મારે શી રીતે જાણવું, માસી ?

માસી: આ તું શું બોલે છે, યતીન ?

યતીન: તું જ મારી માસી ને?

માસી: ત્યારે શું યતીન?

યતીન: હિમિને બોલાવને. તેને મારી પાસે બેસવા દે. હમણાં કેમે જાય નહિ.

માસી: આવ તો હિમિ, અહીં બેસ તો !

યતીન: પેલી બંસી બંધ કરાવીદેને, એ વાસ્તાને માટે મંગાવી છે? એની હવે જરૂર નથી.

માસી: પાસેને ઘેર લગ્ન છે, એ તો ત્યાં વાગે છે.

યતીન: લગ્નની બંસી? એમાં આટલું બધું રુદન કેમ છે ? બિહાગ છે કે શું ? તને મારા સ્વપ્નની વાત મેં કહી કે નહિ માસી ?

માસી: કયું સ્વપ્ન ?

યતીન: મણિ જાણે ઓરડામાં આવવાને માટે બારણું હડસેલતી હતી. કોઈ પણ રીતે બારણું આટલાથી વધારે ઊઘડયું જ નહિ. તે બહાર ઊભી ઊભી જોવા લાગી. કોઈ પણ ઉપાયે અંદર આવી જ ન શકી! બહુયે બોલાવી પણ તેનાથી ગૃહપ્રવેશ થયો જ નહિ. નહિ થયો, નહિ થયો, નહિ થયો. (માસી નિરુત્તર) સમજ્યો છું માસી, સમજ્યો છું. હું દેવાળિયો છું. બિલકુલ દેવાળિયો છું, બધી બાજુથી. આ ઘર પણ રહ્યું નથી—બધું વેચાઈ ગયું છે, માત્ર પોતાને ભોળવતો હતો.

માસી: ના, યતીન, ના, સમ ખાઈને કહું છું કે તારું ઘર સલામત છે—અખિલ આવ્યો છે, જો કહેતો હોય તો તેને બોલાવું.

યતીન: ઘર ત્યાગે છે? તે તો રાહ જોઈ શકશે, મારી માફક તે કાંઈ છાયા નથી. વરસોના વરસો બારણાં ખુલ્લાં રાખી છો ઊભું રહેતું. કેમ માસી ?

માસી: ઊભું રહેશે તો યતીન ! તારા સ્નેહથી ભર્યું ભર્યું રહેશે.

યતીન: બેન હિમિ. તું રહેજે મારા ઓરડામાં એક દિવસ કદાચ વચન આવશે, ને તે

ઓરડામાં પ્રવેશ કરશે તે દિવસે હું ગમે તે લોકમાં હઈશ તોપણ મને ખબર પડશે. હિમિ, હિમિ !

હિમિ: શું, મોટાભાઇ ?

યતીન: તારે માથે ભાર છે, બેન. યાદ છે ને, કયું ગીત ગાવાનું છે તે ?

હિમિ: છે. "અગ્નિ શિખા"

યતીન: બેન, કોઇના ઉપર ગુસ્સો કરીશ નહિ. બધાંને ક્ષમા કરજે. અને મને જ્યારે સંભારે ત્યારે યાદ કરજે. "મારા ઉપર મોટાભાઈ હમેશાં હેત રાખતા, આજે પણ રાખે છે." ખબર છે, માસી, મારા આ ઘરમાં હિમિનાં લગ્ન થશે, આપણા પેલા જૂના મકાનમાં, જ્યાં મારી માનાં લગ્ન થયાં હતાં ત્યાં. તે મકાનને હું જરા પણ અડયો નથી.

માસી: એમ જ કરશું. ભાઈ.

યતીન: માસી બીજે જન્મે તું મારી છોકરી થઈ ને જનમજે, તને લાડથી મોટી કરીશ.

માસી: શું કહે છે, યતીન ? વળી પાછી સ્ત્રી થઈ ને જનમવાની ! તારા જ ખોળામાં છોકરો થઈ ને જન્મું એવી જ કામના કરને.

યતીન: ના, છોકરો નહિ. છી: નાનપણમાં જેવી હતી, તેવી અજોડ સુંદર થઈને તું મારે ઘેર આવશે. હું તને શણગારીશ.

માસી: હવે લવારો ન કર, જરા ઊંઘી જા,

યતીન: તારૂં નામ પાડીશ લક્ષ્મીરાણી.

માસી: એ તો કૈં નવા જમાનાનું નામ થયું ?

યતીન: ના, નવું નહિ. તું તો મારે હમેશની જૂના જમાનાની. તે તારો સુધાભર્યો જૂનો જમાનો લઈને તું મારે ઘેર આવજે.

માસી: તારા ઘરમાં કન્યાદાનનું દુ:ખ લઈને આવવાની ઈચ્છા હું તો રાખતી નથી.

યતીન: તું મને દુર્બળ માને છે ? માસી દુ:ખમાંથી મને બચાવવા માગે છે !

માસી: બાપુ, મારું તો સ્ત્રીનું હૃદય, હું જ દુર્બળ છું એટલે તને બહુ જ બીની બીતી બધાં દુ:ખોમાંથી હમેશાં બચાવવા માગતી આવી છું. પણ મારૂં શું ગજું ? કંઈજ કરી શકી નહિ.

યતીન: માસી, એક વાત ગર્વથી કહી શકું છું. જે મળ્યું નથી તેને માટે કદી મેં ખેંચતાણ કરી નથી. આખો જન્મારો હાથ જોડીને પ્રાર્થના જ કરી છે. મિથ્યા જોઈતું નહોતું એટલે જ મારે આટલી ધીરજ રાખવી પડી. સત્ય કદાચ હવે દયા કરશે.—પેલું કોણ, માસી, પેલું કોણ છે ?

માસી કયાં છે ! કોઈ તો નથી—,યતીન.

યતીન: તું એકવાર પેલા ઓરડામાં જોઈ આવ, મેં જાણે—

માસી: ના. ભાઈ, કોઈ જણાતું નથી.

યતીન: પણ મેં સ્પષ્ટ જાણે—

માસી: કંઇ નથી યતીન.

: ડાકટરનો પ્રવેશ :

યતીન: આ કોણ છે એ ? ક્યાંથી આવે છે? કંઈ ખબર છે ?

માસી: એ તો ડાકટર.

ડાકટર: તમે એની પાસે રહેશો નહિ, તમારી સાથે બહુ જ બોલે છે.

યીતન: ના, માસી. જવાનું નથી.

માસી: વારૂં ભાઈ, હું પેલા ખૂણામાં જઈને બેસું છું.

યતીન: ના, ના. મારી પાસે બેસ. મારો હાથ પકડીને. ભગવાન તારા હાથમાંથી જ મને પોતાના હાથમાં લેશે.

ડાકટર: વારુ ત્યારે. પણ બોલશો નહિ. પેલી દવા ખાવાનો વખત થયો.

યતીન: વખત થયો! વળી ભોળવવાને આવ્યો છે? વખત હવે હવે થઈ ગયો છે. ખોટી સાંત્વનાની મને જરૂર નથી. વિદાય કરી દો–બધાને વિદાય કરી દો. માસી, મારી તો માત્ર તું છે કોઈ પણ મિથ્યા મારે જોઈતું નથી. ચાલ બેન હિમિ, મારી પાસે બેસ.

ડાકટર: આટલો બધો ઉશ્કેરાટ સારો નહિ.
યતીન: તો હવે મને ઉશ્કેરશો નહિ.

[ડાકટર જાય છે]

ડાકટર ગયા, હવે મારા બિછાના પર બેસ. તારા ખોળામાં માથું રાખીને સૂઉં.

માસી: સૂ, ભાઈ જરા ઊંઘી જા.

યતીન: ઊંઘવાનું કહેશો નહિ. હજી પણ મારે જરા જાગવાની જરૂર છે. સંભળાય છેને? આવે છે. હમણાં આવશે. આંખ ઉપર કેટલું બધું ધ્યેન ચડે છે! ગોરજ લગ્ન, ગોરજ લગ્ન હતું મારું. વાસરઘરનાં બારણાં ઊઘડશે. હિમિ ત્યાં સુધી પેલું ગીત.

(હીમી ગાય છે)

માસી: ભાઈ યતીન, જરા જો તો, એ–આવે.

યતીન: કોણ? સ્વપ્ન?

માસી: સ્વપ્ન નહિ, મણિ. આ તારા સસરા.

યતીન: (મણિ તરફ જોઈને) તું કોણ છે!

માસી: ઓળખાતી નથી? એ તો તારી મણિ.

યતીન: બારણું બધું ઊઘડી ગયું?

માસી: બારણું બધું ઊઘડી ગયું.

યતીન: પણ પગ પર પેલી શાલ નહિ જોઈએ. એ શાલ કાઢી નાખ, કાઢી નાખ.

માસી: શાલ નથી. યતીન, વહુ તારે પગે પડી છે. એને માથે હાથ દઈને જરા આશીર્વાદ આપ.

●

## પ્રિયતમાને

- ખણ્ડપૃથ્વી -

મ્હને નયન આ નમે!
અને હૃદય ના નમે!–નમન તો રહ્યાં દ્વૈતમાં.
ન સેવક ન સેવ્ય કો' અનઘ આત્મઅદ્વૈતમાં!
કયમે નમન હું કરું—તવ સ્વરુપને શી તમા?

કદીક દિલ ના ગમે!
અને જીવન કયાં ભમે?–વિવિધ કલ્પનાવ્યોમમાં
પ્રિયે! તવશું પ્રેમથી વિહરું સ્વર્ગશી ભોમમાં!
ઘડીક રણચણ્ડી તું અસિ બને રમે જોમમાં!

મ્હને વિરહ કાં દમે!
વિમોહિત બનું કયમે–સતત પ્રીતિપન્થે પળી?
અને ઘનગનાટ શા જીવનકૃષ્ણની વાંસળી?
ભલે હૃદય ના નમે જીવન તો રહ્યું આ લળી!

વેણીભાઈ જ. પુરોહિત

# વીર મેઝીની

શ્રી. 'च'

" તમારો પહેલો અને અગત્યનો ધર્મ માનવજાત પ્રત્યે છે. એ જ્યાંસુધી નહિ સમજાય ત્યાંસુધી અદા કરેલી બીજી ફરજો અધૂરી જ રહેવાની જેઓ નીતિધર્મને કુટુંબ, નાતજાત કે દેશ પ્રત્યેની ફરજમાં જ પર્યાપ્ત થતો માને છે તેઓ એક પ્રકારનો સાંકડો અહંભાવ જ શીખાવે છે, જે અન્યની અને તમારી અધોગતિ કરે છે. દેશ અને કુટુમ્બ એક વિશાળ વર્તુલમાં સમીજતાં બે નાનાં વર્તુલો છે: સીડીનાં એ બે શરૂઆતનાં પગથિયાં છે અને એ ચઢ્યા વિના આગળ વધાય જ નહિ. પણ એ પગથિયાં પર સ્થિર બની જનાર ટૂંકી દ્રષ્ટિ-વાળો ગણાય. રાષ્ટ્ર એ આંતરરાષ્ટ્રિયતાનું સાધન માત્ર છે."

મેઝીની

નેપોલીયને જ્યારે લોમ્બાર્ડનો લોહમુગટ માથે ધર્યો અને ઇટાલીનો રાજદંડ ધારણ કર્યો ત્યારે, જુન ૨૨, ૧૮૦૫માં, જીનોઆમાં મેઝીનીનો જન્મ થયો. એકહથ્થુસત્તાવાદમાં માનનારા રાજ્યોએ એકત્ર બની નેપોલીયનનું સ્વપ્ન છિન્નભિન્ન કર્યું ત્યારે મેઝીની નાનો બાળક હતો. યુરોપમાં ભજવાતાં નાટકમાંથી નેપોલીયનનું પાત્ર ખસી જતાં ઇટાલી ફરીથી એકવાર, નાનાં નાનાં રાજ્યોમાં વહેંચાઇ ગયું. ફરીથી એકવાર ઓસ્ટ્રીયન સત્તાની એડી તળે ઇટાલી ગુંગળાવા માંડ્યું.

મેઝીનીનો પિતા વૈદ હતો અને વિશ્વવિદ્યાલયમાં શરીરશાસ્ત્રનો અધ્યાપક હતો. તે સ્વશક્તિથી આગળ વધ્યો હતો. ૧૭૯૭માં થયેલી ક્રાન્તિમાં એણે ભાગ લીધો હતો. ઇટાલીની સ્વતંત્રતા વિશે એને બહુ આશંકા હતી. રાજકારણમાં એ નિરાશાવાદી હતો. મેઝીનીના દરેક ચરિતકારે એને અગત્યનું સ્થાન આપ્યું નથી, પણ એટલું ચોક્કસ છે કે એ કદી અધ્યાપક ઉચ્ચ ચારિત્ર્યવાળો અને બહુ જ દયાભાવવાળો હતો. ગરીબ લોકો એને પૂજતા. ૧૮૩૬માં કોલેરા ફાટી નીકળ્યો ત્યારે એણે રાત અને દિવસ ખંતભર દરદીઓની સેવા કરી હતી ખુદ ઇટાલીના રાજાએ એની આ સેવા માટે મુક્ત કંઠે પ્રસંસા કરી હતી મેઝીનીની માતા સુંદર અને બુદ્ધિમાન હતી. પોતે કેથોલીક ધર્મમાં માનતી અને

અને તેથી પોતાની ત્રણ પુત્રીઓ અને પુત્રને એજ ધર્મના સંસ્કાર આપ્યા હતા. એની ઉંડી ધર્મશ્રદ્ધા, એનાં મેઝીની ઉપરના પત્રોમાં ઝગી ઉઠે છે. સ્વીટ્ઝર્લેન્ડમાં મેઝીની જ્યારે સંતાતો ફરતો હતો ત્યારે એક વાર તેની માતાએ તેને લખ્યું હતું, "તને શ્રદ્ધા નથી. મારામાં એ ભરપૂર છે. ઇશ્વરે તને એના ફિરસ્તા તરીકે ચૂંટયો છે. માનવજાતના કલ્યાણકરોમાં તારૂં નામ અમર રહેવા સર્જાયું છે. આ વાતમાં મને જરાયે શંકા નથી. ઇશ્વરનું એ નિર્માણ છે."

શરૂઆતના પાંચ વર્ષ મેઝીનીએ કરોડના દર્દથી પીડાતાં પથારીમાં જ કાઢ્યા હતા. આ માંદગી દરમિયાન એની બુધ્ધિએ અસાધારણ વિકાસ સાધ્યો. માતાના સતત સહવાસે જે અસર જન્મી તે આજીવન ટકી રહી. 'અપૂર્વ શ્રધ્ધા' ના બીજનું આરોપણ આ અરસામાં થયું.

૧૮૨૭ માં તેને ઉપાધી મળી. એજ વર્ષમાં કોર્બોનારીના ક્રાન્તિકારી મંડળનો તે સભ્ય બન્યો. ધંધા તરીકે એણે વકીલાત સ્વીકારી હતી અને તેમાં સારી ખ્યાતિ મેળવી હતી. પણ એથીયે વધુ ખ્યાતિ 'એન્ટોલોજીઆ'માં પ્રગટ થતા એના તેજસ્વી નિબંધોએ આપી. ૧૮૩૦ માં ક્રાન્તિકારી મંડળનો ખૂદ સરદાર ખૂટયો. યોજનાઓ બહાર આવતા ક્રાન્તિકારોને પકડવામાં આવ્યા. ત્રણ મહિના સેવોનાની એકાંત ઓરડીનો એ કેદી બન્યો. ૧૮૩૧ ના જાન્યુઆરીમાં એ છૂટયો અને દેશનિકાલ બન્યો.

સેવોનાના કેદીજીવન દરમિયાન એની સાચી શક્તિઓ જાગ્રત બની. વેરણછેરણ પડેલાં વિચારો એકીકરણ પામી ચોકકસ રૂપમાં પલટાયાં. એના રાજકીય અને તાત્વીક વિચારોના મૂળભૂત સિધ્ધાન્તો અહીં જન્મ્યા. આમ કેદી જીવનથી જ એના જીવનની સાચી શરૂઆત થઈ અને ૧૮૭૦ માં ગેએટાના કેદીજીવનમાં એના જીવનનો અંત આવ્યો. પીસામાં, માર્ચ ૧૦, ૧૮૭૨માં એ મૃત્યુ પામ્યો.

મેઝીનીનાં રાજકીય જીવનનો પહેલો તબક્કો એટલે ૧૮૩૦-૩૭. આ સાત વર્ષ દરમિયાન એણે પ્રજામાં પોતાના વિચારોનો પ્રચાર કર્યો. ૧૮૩૧ માં માર્સેલ્સમાં 'નવયુવાન ઇટાલી' નું દળ ઉભું કર્યું. યુવક પ્રવૃત્તિનો આદ્યજનક મેઝીની છે. નવયુવાનોના આવાં મંડળો દ્વારા વિચારોનો, આદર્શોનો પ્રચાર કરી અભિનવ ઇટાલી ઉભું કરવાની એની મહત્વાકાંક્ષા હતી અને એ મહત્વાકાંક્ષા પાર પડતાં સ્વતંત્ર ઇટાલી દ્વારા સમસ્ત વિશ્વમાં લોકશાહી ઉભી કરવાની એને ઉમેદ હતી. આવા ઉચ્ચ આદર્શથી પ્રેરાઇ 'નવયુવાન જર્મની' 'નવયુવાન પોલાન્ડ' 'નવયુવાન સ્વીટ્ઝર્લેન્ડ' ઇત્યાદી મંડળો ઉભાં કરી 'નવયુવાન યુરપ' માં કેન્દ્રસ્થ કર્યાં હતાં.

કેળવણીની દષ્ટિએ આ પ્રવૃત્તિ જોતજોતામાં ચારેકોર ફેલાઇ ગઇ અને બહુ જ સફળતા પામી. લોકોમાં એ એટલો તો આદર પામી હતી કે આજે પણ ક્રાન્તિકારી રાજકારણની એને કવિતા ગણવામાં આવે છે. સ્વપ્નોને સંઘરતાં, અતુલ બળવાળાં ધુરંધર રાજ્યો સામે ઝૂઝતા મેઝીની માટે આ એક અભૂતપૂર્વ વિજય હતો. એના લેખો છાની રીતે ઇટાલીમાં પ્રવેશ પામતા, છાની રીતે ઇટાલીમાં જ છપાતા અને લોકો આતુરતાથી અને ભાવપૂર્વક એને વાંચતા. જ્યારે એની સંસ્થાનો વેલો લોમ્બાર્ડીથી સીસીલી પહોંચ્યો ત્યારે એના વિચારોના લાવાએ લગભગ આખા યુરોપને સળગાવી દીધું હતું. જે જ્યોત એણે જગાવી હતી તે દંડ, કેદ કે ફાંસીથી હોલવાય તેમ નહોતી. એ વખતે ખલાસીનું કામ શીખતો વીર ગેરીબાલ્ડી મેઝીનીના વિચારોથી આકર્ષાયો અને ક્રાન્તિના પંથમાં ભળ્યો. એ લખે છેઃ

"મારી આંખ સામે ત્યારે કોઇ દિવ્ય તેજ ઝળકી ઉઠ્યું. વહાણમાં વેપારી માલને બદલે મને કોઇ ખુદાઇ ખીદમતગાર દેખાયો. અને ફિરસ્તાની પવિત્ર તલવાર દેખાઇ." મેઝીનીએ ઇટાલીઅનોનું ધ્યાન હક્ક નહિ પણ ધર્મ તરફ, સ્વાર્થ નહિ પણ સિધ્ધાન્ત તરફ. જાતિય અભિમાન નહિ પણ માનવજાતની સેવામાં જ તરબોળ બનેલી રાષ્ટ્રીયતા તરફ દોર્યું. દેશજનોએ એનો પડતો બોલ ઝીલ્યો. ઇટાલીયન એકતા અને ગાંડપણ એ બન્ને એકબીજાના જ્યારે પર્યાય શબ્દો ગણાતા હતા ત્યારે એ ગાડપણને જ પોતાના ધંધા તરીકે સ્વીકારી એણે ઇટાલીના એક છેડેથી બીજે છેડે એ એકતા પ્રાપ્ત કરવા ઝ ડો ઉપાડયો.

અહીં કબૂલ કરવું જોઇએ કે 'નવયુવાન ઇટાલી' રાજકિય ક્રાન્તિમાં નિષ્ફળ નિવડયું. કંઇક મિત્રોએ, કંઇક સંગાથીઓએ નાયકના શબ્દ ઉપર વિશ્વાસ રાખી જીવન ફંગોળી દીધા ક્રાન્તિકારો નિષ્ફળ નિવડયાં. આ નિષ્ફળતા માટે ઘણે અંશે મેઝીની પોતે જવાબદાર હતો. ઇટાલીયન સરકારે મેઝીનીને ફાંસીએ લટકાવવાનો હુકમ છોડયો હતો.

એના જીવનનો બીજો તબકકો (૧૮૩૭–૧૮૪૮) બહુ જ અગત્યનો છે એ વખતે તે લંડનમાં હતો. માંદગીમાં ઘેરાયો હતો. ઉપર કરજદારની તલવાર લટકતી હતી પણ મુશ્કેલીમાં જ એનું ખરૂં હીર પ્રકટ થતું. એણે નવું જીવન શરૂ કર્યું. હોટલોમા કામ કરતા ગરીબ ઇટાલીઅન બાળકો માટે એણે રાત્રિશાળા શરૂ કરી. એમના હિતનું રક્ષણ કરે તેવું એક મંડળ ઉભુ કર્યું: ઇટાલીયન કામગારોનું મંડળ શરૂ કર્યું. ધીમેધીમે પણ મક્કમપણે તૂટેલા રાજકિય તારોને એણે સાંધવા માંડયા. ફરીથી જે જાળ એણે પાથરી તેનાં તાણાવાણા અમેરીકા, માલ્ટા અને કોર્શીકા સુધી લંબાણા. પત્રો અને પત્રિકાઓ દ્વારા ક્રાન્તિનો પ્રચાર એણે શરૂ કર્યો. પુત્રના આ પરાક્રમો પિતાને અશાંત બનાવતા હતા, ધધાથિ ધીરેલાં પૈસાનો હિસાબ મળતો નહોતો. અને મળે પણ કેમ! પૈસાનો ઉપયોગ ગરીબો અને પ્રચારકામમાં થઇ ગયો હતો. પિતાએ એને રાજકારણ મૂકી દઇ સાહિત્યમાં પડવાની સલાહ આપી. કાર્લાઇલ એનો પરમ મિત્ર હતો. એનો પિતા જ્યારે એના કાર્યોને ઉતારી પાડતો ત્યારે કાર્લાઇલ એ કાર્યો દ્વારા ઉભી થવાની અભિનવ સૃષ્ટિનો વિચાર કરતો અને મેઝીનીનાં દરેક કાર્યને ટેકો આપતો. જીવનનાં ધખતાં રણમાં એની વીરડી હતી એક માત્ર એની માતા. માતા ઉત્સાહ અને ધન બન્ને આપતી.

ત્રીજા તબકકાની શરૂઆતમાં (૧૮૪૮) ક્રાન્તિનું એક જબરૂં મોજું યુરપમાં ફરી વળ્યું. અઢાર અઢાર વર્ષ સુધી પરદેશમાં રઝળ્યા પછી એણે જન્મભૂમિમા પગ મૂકયો. સમસ્ત દેશે એને વધાવ્યો. રાજવીને પણ અપ્રાપ્ય એવું ભારે દબદબા ભર્યું માન દેશબાંધવોએ એને આપ્યું. રાષ્ટ્રીય પ્રજાશાહીવાદ જો કે સફળ ન થયો તો પણ 'પ્રજાશાહી રોમ' નુ એનું સ્વપ્નું સિધ્ધ થયું. રાષ્ટ્રની વ્યવસ્થા માટે નિમાયેલી પ્રધાન ત્રિપુટીમાં એ મુખ્ય હતો. એની સત્તા મરમુખત્યાર જેટલી હતી. એનો પડતો બોલ ઝીલાતો—એની બુદ્ધિની તેજસ્વિતા સૌ કોઇને આંજી દેતી. એની મહત્તા સૌ કોઇને સ્વીકારવી પડતી. 'સેંકડો વર્ષ થયાં રોમે જે રાજ્યતંત્ર નહોતું જોયું તે મેઝીનીએ જોત-જોતામાં એને આપ્યું છે." પામર્સ્ટને પણ કબૂલ્યું.

પણ ક્રાન્તિઓને સફળતા સહજ જ મળતી હોય તો ક્રાન્તિ રહે જ શાની? હારેલા પોપે ધર્મવિરોની સહાય માગી. ઓસ્ટ્રીઆ આવ્યુ, નેપલ્સ આવ્યું, સ્પેઇન આવ્યું, ફ્રાન્સ આવ્યું. ક્રાન્તિકારો હાર્યા. ફરીથી એકવાર મેઝીનીએ ઇટાલીને સલામ કરી. ફરીથી એકવાર તે લંડનમાં આવ્યો. મિત્રોએ એકઠા મળી રાજકારણ મૂકી દેવા સમજાવ્યો એની કલમની તેજસ્વિતા સૌને પરિચિત હતી. સાહિત્યમાં પડે તો એ કલમ કંઇક અમરકૃતિઓ મૂકી જાય એવી

આશા હતી. પણ મેઝીનીની પ્રકૃતિ જ એવી હતી કે જેમ જેમ તેને હાર મળતી તેમ તેમ એનામાં નવો પ્રાણ સંચરતો. માથાના વાળ રૂની પુણી જેવા થયા હતા, શરીર ખખડી ગયું હતું પણ આત્મા અણનમ હતો. સ્વાતંત્ર્ય પામવાને કરેલાં એકેએક યુદ્ધમાં એ હાર્યો હતો. એની એકેએક મુક્તિ નિષ્ફળ નિવડી હતી. દરેક વખતે જીવ મહામુશ્કેલીએ બચ્યો હતો. વિનિતો ને મન એ લોકદુશ્મન હતો. પણ લોકમાનસમાં એની મૂર્તિ કોતરાઈ ગઈ હતી. કેવાઉરે કબૂલ્યું છે કે મેઝીનીને પહોંચી વળવા એને આંતરિક વ્યવસ્થા હાથમાં લેવી પડી. મેઝીનીનો જ સમસ્ત કાર્યક્રમ એણે અપનાવી લીધો. મેઝીનીમાં દષ્ટિ હતી, કલ્પના હતી તો કેવાઉરમાં કાર્યદક્ષતા અને તત્પરતા એટલી જ પ્રબળ હતી

૧૮૭૦માં એણે છેલ્લો પાસો ફેંક્યો. પણ ક્રાન્તિની યોજના નિષ્ફળ નિવડી. એ પકડાયો, જેલમાં પૂરાયો અને છૂટયો. ઇટાલી અને રોમ એકત્ર થયા પણ એનું સ્વપ્ન અધૂરુંજ રહ્યું. ૧૮૭૨માં એ મરણ પામ્યો.

તે આજીવન કુંવારો હતો. ગીયુદીરાના સીદોલી સાથેની ગાઢ મૈત્રી લગ્નમાં પરિણમશે એમ સૌ માનતું પણ એ ન બન્યું. રાજકારણમાં એ પડયો ન હોત તો ઇટાલીયન સાહિત્યના અમર સ્વામીઓમાં એનું સ્થાન અનોખુંજ હોત. એટએટલી રઝળપાટ છતાં યે એ ઘણું લખી ગયો છે. વીક્ટરહ્યુગો અને ડાન્ટે ઉપરનાં અભ્યાસ પૂર્ણ નિબન્ધો, શ્રધ્ધા અને ભાવી, યુરોપની લોકશાહી પર વિચારો, માનવીના ધર્મો ઇત્યાદી કૃતિઓ દ્વારા આજે પણ તે વંદનિય રહ્યો છે.

એનું આખું જીવન સ્વપ્નો સર્જવામાંજ વીત્યું હતું. ભૌતિકવાદનો એ કટ્ટો શત્રુ હતો. સ્વપ્નોમાં એ જીવતો. એ માનતો કે ઇશ્વર એક છે, માનવજાત એક છે, સંસ્કૃતિ પણ એક જ છે, લીગ ઓફ નેશન્સ અસ્તિત્વમાં આવી તે પહેલાં સાઠ વર્ષ એ એનાં સ્વપ્નમાં જીવતી હતી. દરેક દરેક પ્રજા એક એકમ રૂપે એ લીગમાં હોય, દરેક દરેક પ્રજાનું એકમ. સમસ્ત માનવજાતનું હિત સાધે એવી એની મુરાદ હતી. આજની લીગ એને કેટલે અંશે સંતોષી શકત એ પ્રશ્નનો ઉત્તર દીવા જેવો દેખાય છે.

અને છેલ્લે, આજનું સ્વતંત્ર ઇટાલીનું રાજતંત્ર એને કેવું લાગત? મુસોલીનીની મહત્વાકાંક્ષાને એ કયા શબ્દોમાં વર્ણવત? આજે એ હોત તો પણ એના દેશે એને દેશવટો જ આપ્યો હોત.

●

## આ ક્ષે પ

: સ્રગ્ધરા :

"પોતીકું તેજ ક્યાં છે, શશિયર લસતો આમ દેખાય તોયે?
જાતે કાળો કઢંગો, પણ રવિકિરણોને હરી એ સુહાય."
એવો આક્ષેપ મૂકી વિધુવદન પરે ચંદ્રિકા જે જનોએ
ત્યાગી આનંદકારી, સુજન! વદ, મહામૂર્ખ એ ના ગણાય?

પૂજાલાલ

# સંસ્કૃતિનો સમન્વય

કવિવર રવીન્દ્રનાથ ટાગોર

જે યુગમાં કુદરતી વિઘ્નોને હટાવવાં: અસાધારણ શૌર્યની જરૂર પડતી અને માનસિક અંતર દૂર કરવા ઉચ્ચ પ્રકારના નૈતિક બળની જરૂર પડતી એવા મુશ્કેલીના યુગમાં પણ ચીનની પ્રજા અને ભારતવર્ષની પ્રજા વચ્ચે સંબંધ બંધાયો હતો. એ યુગમાં આ પ્રજાઓ આધિપત્ય માટે સમરાંગણમાં ભેગા થતા દુશ્મનોની માફક નહોતી મળી. પણ ઉમદા મિત્રો તરીકે મળી હતી. તેઓ મિત્રોની માફકજ ભેટ સોગાદની આપલે કરવામાં ગૌરવ લેતા. ધીરે ધીરે એ સંબંધ શિથિલ થતો ગયો બંને પ્રજાઓએ એકબીજા તરફ ઉદાસીનવૃતિ ધારણ કરી અને એ ગાઢ સંબંધ કાળે કરીને સાવ ભૂલાઈ ગયો. આજે ફરીને આપણા જુના મિત્રોએ આપણને બોલાવ્યા છે અને એ ભૂલાઇ ગયેલા સંબંધને ફરી તાજો કરવા ઉદારતાથી પોતાનો હાથ લંબાવ્યો છે.

ખરેખર, આજનો દિવસ મારે માટે મહાન દિવસ છે. જે દિવસની હું લાંબા કાળથી રાહ જોઇ રહ્યો હતો. જેની હું ઝંખના કરતો હતો એવો આ દિવસ છે. આજે હું આપણી પ્રજાની ભૂતકાળમાં આપેલો એક પ્રાચીન કોલ ફરી તાજો કરવા શક્તિમાન થયો છું. એ પ્રાચીન કોલ શું હતો ? એ કોલ હતો ચીનની પ્રજા અને આપણી પ્રજા વચ્ચે સંસ્કૃતિ અને મિત્રતાનો સંબંધ જાળવી રાખવાનો. એ સંબંધના મૂળમાં આપણા પૂર્વજોએ અઢારસો વર્ષ પહેલાં અખૂટ ધૈર્ય અને બલિદાનના જળ સીંચ્યા હતાં. ભારતવર્ષની જીવન-સંસ્કૃતિનો પ્રવાહ પર્વતો અને રણો ઓળંગીને દૂરના એ દેશમાં ફરી વળ્યો અને ચીનનાં લોકહૃદયને ભીંજાવી દીધું હતું. થોડાં વર્ષો અગાઉ જ્યારે હું ચીન ગયો હતો ત્યારે એજ પ્રવાહના જીવન્ત સ્પર્શનો આહ્લાદ મેં પણ અનુભવ્યો હતો.

એ વખતે મને એ ઉમદા વીરોએ આદરેલી મહાન યાત્રાનું સ્મરણ થયું. પોતાની શ્રધ્ધાને જીવન્ત રાખવા તેમણે કેવાંકેવાં સંકટો વેઠ્યા હતાં

પ્રાણીમાત્રને જોડનાર પ્રેમતત્ત્વનો સાક્ષાત્કાર કરવા, આત્માની મુક્તિના આદર્શને સિદ્ધ કરવા તેમણે ઘર ત્યજ્યાં, ઘરનાં મીઠાં સંબંધો ત્યજ્યા, સ્વજનો અને સ્નેહીજનોનો સહવાસ ત્યજી સ્વેચ્છાએ દેશવટો સ્વીકાર્યો. અને કેટલીએ વાર જીવનાં જોખમ પણ ખેડયાં. એમનાં ઘણા મૃત્યુને ખોળે પોઢયા એમનું કંઇ નામ નિશાન પણ ન રહ્યું. માત્ર થોડાક જણ પોતાની આપવીતી કહેવા જીવતા રહ્યા.

એમનાં જીવનની કથા લૂંટારૂ અને ધાડપાડુના જીવનની કથા જેવી ન હતી. એમની શૂરવીરતા અને હિંમત લૂંટ અને ધાડની કુરુપતાને ઢાંકી દે છે. એમની કથા તો પ્રેમ અને જ્ઞાનની લહાણી કરનાર યાત્રાળુઓની કથા જેવી હતી. એ કથા તેમના યજમાનોની સ્મૃતિમાં કદી ન ભૂંસાય એવી છાપ મૂકતા ગયા છે. એક માનનીય પ્રજાના પ્રતિનિધિ તરીકે જ્યારે મારૂં સ્વાગત કરવામાં આવ્યું ત્યારે મેં એમાં તેમની જીવનકથાનું પ્રતિબિંબ જોયું. આપણા પૂર્વજો પોતે બે દેશની અવિનાશી સિદ્ધિઓના નિશાન પાછળ મુકતા ગયા એ જોઇ હું મગરૂબ થયો. બીજી બાજુ એ મહાન ઐતહાસિક સંબંધને સૈંકડો વર્ષથી આપણે ભૂંસી નાખ્યો એ જોઇ મારૂં માથું શરમથી નીચું નમી ગયું.

મારા ચીનના યજમાનોને મેં એ પ્રસંગે કહેલું "મિત્રો, આપણી વચ્ચેના વ્યવહારનો માર્ગ—જે ત્યાં પડેલો જ છે—ને ફરીથી ખુલ્લો કરવાનું તમને કહેવા અહીં આવ્યો છું. જો કે એ માર્ગને આજે વિસ્મૃતિના જાળાંઝાંખરાએ ઢાંકી દીધો છે છતાંયે ફરી એની રેખા શોધી શકાય. મારા પૂર્વજોની પાસે જે અવાજ હતો તે મારી પાસે નથી. એમની પાસે જે જ્ઞાન હતું તે જ્ઞાન હું ધરાવતો નથી. આ સંદેશને ફળદાયી બનાવવા માટે જે જીવનસિદ્ધિનું ભાન જોઇએ તે મેં મેળવ્યું નથી. અમે, ભારત–વર્ષના લોકો એક પરાજિત પ્રજા છીએ. અમારી પાસે નથી રાજકીય શક્તિ, નથી લશ્કરી શક્તિ, કે નથી વ્યાપારી શક્તિ. તમને અમે ભૌતિક દ્રષ્ટિએ શી મદદ કરી શકીયે કે શું નુકશાન પહોંચાડી શકીયે એ અમે જાણતા નથી; પણ સદ્ભાગ્યે હજીયે તમારા યજમાન તરીકે, તમારા પરોણા તરીકે, મિત્ર તરીકે કે ભાઇ તરીકે અમે તમને જરૂર મળી શકીયે. ઇશ્વરેચ્છાએ એમ થાઓ. જેમ તમે અમને આમંત્રણ આપ્યું છે તેમ હું પણ અમને તમારે ત્યાં આવવાનું આમંત્રણ આપું છું. અમારા દેશમાં મેં એક સંસ્થા સ્થાપી છે; એ વિષે તમે સાંભળ્યુ હશે કે નહિ તે હું નથી જાણતો. એ સંસ્થાનો એક આશય તો ભારતવર્ષ જગતના તમામ રાષ્ટ્રોનું સહૃદયતાથી સ્વાગત કરે એ છે. આજે આપણા માર્ગમાં જે અંતરાયરૂપ લાગે છે તેજ આવતી કાલે સરળ માર્ગનું નિમિત બનો. આપણામાં રહેલી ભિન્નતાઓ દ્વારા જ આપણે એકતા પ્રાપ્ત કરીએ. કારણ કે એવી ભિન્નતાને કદી ભૂંસી શકાય નહિ એ વગર જીવનરની કિંમત પણ ઓછી થઇ જાય. જગતની તમામ પ્રજાઓ પ્રથમ પોતાનું અસ્તિત્વ સાચવતાં છતાંયે એકતા તરફ પ્રયાણ કરે. આપણે નિર્જીવ એકસૂરખ.પણું નથી જોઇતું પણ જીવન્ત એકતા ઇચ્છીએ છીએ.

આવી એકતા તરફ પ્રયાણ થઇ રહ્યું છે અને ચીનમાંથી કેટલાક મિત્રો મિત્રભાવના અને સહકારની ભેટ લઇને અહીં આવ્યા છે. આજે જે મંદિરની ઉદ્ઘાટનક્રિયા થવાની છે તે બન્ને પ્રજા વચ્ચેના સંબંધનું મધ્યબિન્દુ થશે અને બન્ને વચ્ચેની ઉદાર સમજણનાં ચિહ્ન રૂપે રહેશે. કાળના વ્હેણની સાથે બન્ને પ્રજા વચ્ચેનો સંપ વધતોજ જશે. ચીનમાંથી વિદ્યાર્થીઓ અને અભ્યાસીઓ આવશે. આપણાં જીવનમાં ભાગ લઇને ને એમનાં જીવનમાં આપણને સ્થાન આપીને આપણો જ એક વિભાગ હોય એમ તેઓ રહેશે. દશ દશ સૈકાઓથી આપણી પ્રજાઓ વચ્ચેના

વ્યવહારનો જે મહાન માર્ગ ભૂંસાઇ ગયો છે તેને ફરીને સ્થાપિત કરવામાં મદદ કરશે. એ એકજ ઉદ્દેશની સિધ્ધિ માટે તેઓ તન મન અને ધનની તમામ શકિતઓ ખર્ચી નાખશે. કારણ કે જે વ્યકિતઓને માનવજાતની એકતામાં શ્રધ્ધા હોય અને એની સિધ્ધિ માટે જે જાનફેસાની કરવા પણ તૈયાર હોય તેવી તમામ વ્યકિતઓને પછી તે પૂર્વની હોય કે પશ્ચિમની હોય–આ વિશ્વભારતીમાં સ્થાન રહેશે.

કદાચ એવું ધારવામાં આવશે કે રેલ્વે, આગબોટ અને વિમાનોથી ગુંથાયેલી આ દુનિયા અને પચરંગી પ્રજાવાળા તેના મોટાં શહેરોમાં આવા આમંત્રણ ઉપરછલ્લાં જ હોય છે પણ આજે જે જાતના સંબંધો બાંધવામાં આવે છે તે મોટા ભાગે કૃત્રિમ હોય છે અને તેવા સંબંધો જ માનવજાતિની એકતા સાધવામાં ભૌતિક વિઘ્નો કરતાં વધારે આડા આવ્યા છે. એટલું જ નહિ પણ કયારેક કયારેક આપણા દુર્ભાગ્યે દુશ્મનાવટ પણ પેદા કરી છે. આપણને એ કડવાં સત્યનો જાતઅનુભવ થતો જાય છે કે કૃત્રિમ નિકટતા આપણી વચ્ચે જે જુદાઇ ઉભી કરે છે તે જુદાઇ બીજી એક પણ વસ્તુ કરતી નથી લોકો એકબીજાના માર્ગમાં આડા આવતા અને એકબીજાને કચડતા હોય એમ લાગે છે. આપણે એકબીજાને કાંતો મુસાફર તરીકે મળીએ છીએ અથવા તો એક યા બીજા રૂપમાં લુટારૂ તરીકે મળીએ છીએ. બન્ને રીતે આપણે તો સામા માણસના જીવનની માત્ર સપાટીને જ સ્પર્શી શકીએ છીએ.

આપણે એવા જગતમાં રહીએ છીએ જ્યાં તમામ રાષ્ટ્રો મુખ્યત્વે બે વર્ગમાં વહેંચાઇ ગયાં છે. એક, બીજાની સ્વતંત્રતાને હરી લેનારો વર્ગ અને બીજો પોતાની સ્વતંત્રતાનું રક્ષણ કરવા અસમર્થ વર્ગ. એથી જ્યારે આપણે બીજાના હકો દબાવી બેસીએ છીએ. ત્યારે તેમની સંસ્કૃતિના સંસર્ગમાં ભાગ્યેજ આવી શકીએ. બીજા ઉપર બળજબરીથી આધિપત્ય જમાવવાના પ્રયાસમાંથી ત્રાસ, બીક અને શંકાથી કલુષિત થયેલું વાતાવરણ સર્જાય છે. ત્યાં શાંતિ ચાહનારી પ્રજાઓ લુંટારાઓના ડરથી પોતાની સહિસલામી માટે અલગ અલગ વાડાઓ બાંધે છે.

આ પ્રસંગે, અમે શાંગહાઇથી નાનકીંગ સુધી યાંગ્સે નદીમાં રાત્રીએ કરેલા નૌકાવિહારનો અનુભવ મને યાદ આવે છે. તે સારી રાત દરમ્યાન નદી કિનારા પરનાં સુંદર દ્રષ્યો જોવા મારી કેબીનમાંથી વારંવાર હું બહાર નીકળતો હતો. સુતેલી શિબિરોમાં ક્યાંક ક્યાંક ઝાંખા દિવા ઝબૂકતા હતા. હિમાચ્છાદિત ટેકરીઓમાં શાંતિ પથરાયેલી હતી. પ્રભાતનાં સોનેરી કિરણો ફુટતાંની સાથે જ હવામાં છેક ઉંચે સુધી શઢ ફરફરાવતી, નદીના જલપ્રવાહમાં વહેતી નૌકાઓ દેખાવા લાગી. મેં તેમાં સ્વતંત્રતાના સૌંદર્યથી સુશોભિત થયેલ જીવનની ક્રિયાનું ચિત્ર જોયું. આ દ્રષ્યે મને હલાવી મૂક્યો. મને લાગ્યું કે મારી જીવન–નૌકાના શઢ પણ પવન ભરતા હતા અને મને બંધનના અંધકારમાથી, સુષુપ્ત ભૂતકાળમાંથી ઉંચકીને મનુષ્યની મહાન દુનિયાના અજવાળામાં લઇ જતા હતા. એ દ્રશ્યે મને માનવ જાતના વિકાસના ઇતિહાસમાં રહેલી જુદીજુદી ભૂમિકાઓનું ભાન કરાવ્યું.

રાત્રે દરેક ગામ પોતપોતામાં જ કેન્દ્રિત થયું હતું. દરેક કુટિરને અભાનની સાંકળે કેદ કરી હતી. એ દૃશ્ય ઉપર નજર નાખી ત્યારે મેં જાણ્યું કે આ નિદ્રત આત્માઓની આસપાસના વાતાવરણમાં અસ્પષ્ટ સ્વપ્નો ભમતાં હતાં; એ કરતાંયે વધારે મને એ

વસ્તુ જાણવા મળી કે જ્યારે લોકો ઉપર નિદ્રાનું સામ્રાજ્ય હોય છે ત્યારે તેઓ પોતાનાં વ્યકિતગત જીવનના સંકુચિત વાડાઓમાં પૂરાય જાય છે દરેક દિવા માત્ર પોતપોતાની કુટિરને જ અજવાળતા હતા. આથી દરેક કુટિર બહારનાં અંધકારમાં અલગ અલગ ઉભેલી દેખાતી હતી. ચોરના ટોળાંઓ સૂતેલા માણસોની નબળાઇનો લાભ લઇ ખાતર પાડવાની તૈયારી કરતા જાગતા હતા.

જ્યારે દિવસનો પ્રકાશ ફૂટે છે ત્યારે આપણે આપણા વ્યકિતગત જીવનનાં બંધનમાંથી અને એકલપેટાપણાંમાંથી મુકત થઇએ છીએ. ત્યારેજ આપણને એ પ્રકાશના દર્શન થાય છે જે પ્રકાશ બધાંને સારૂ હંમેશને માટે નિર્માણ થયેલો છે. ત્યારેજ આપણે એક બીજાને વધારે પીછાનીએ છીએ અને જીવનક્ષેત્રમાં સહકાર આપવા હાથ લંબાવીએ છીએ. સવારમાં ઝડપથી વહેતી આવતી નૌકાઓ આ સંદેશો લાવી હતી. પવનમાં ફરફરતા શઢોમાં જે જીવન ધબકતું હતું તેની સ્વતંત્રતા મને આ બધું કહી રહી હતી. મારૂં હૃદય આનંદથી પુલકિત થયું: તે દિવસે મેં માનવ જગતમાં સાચાં પ્રભાતનાં આગમનની આશા બાંધી અને એ પ્રભાતના કિરણોના અંકુરો ફુટતાં જોઇ મારા અંતરમાંથી પ્રાર્થના સરી પડી.

જે યુગમાં આપણે જીવીએ છીએ તે યુગ માનવજગતમાં આવેલી રાત્રિનું સૂચન નથી કરતો શું? વ્યક્તિગત પ્રજાઓ પોતાના જ સંકુચિત વાડાઓમાં પૂરાઇ રહીને પોતાને સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે ઓળખાવે છે અને પેલી સુલુપી કુટિરોની માફક પોતપોતાના બારણાં બંધ કરીને એક બીજાની સામુ ભેદની દીવાલો ઉભી કરે છે. આ હકીકતો સંસ્કૃતિનો અંધકારયુગ નથી સૂચવતી શું? આપણે શું એવું નથી અનુભવી રહ્યા કે જગતમાં કોઇ જાગ્રત અને બન્ધન મૂક્ત રહ્યા હોય તો તે ફકત લૂંટારાઓ જ રહ્યા છે?

આ બધું છતાંયે હું નિરાશ થતો નથી. સવારનો અંધકાર પૂરો નાશ ન પામ્યો હોય એટલામાં જ જેમ પંખીનું મીઠું ગાન પ્રભાતનું આગમન સુચવે છે તેમ જે ઉજળા ભવિષ્ય ઉપર આજે પડદો પડયો જણાય છે તે ભવિષ્યના આગમનનું સૂચન મારા હૃદયમાંથી ઉઠતા સંગીતના સૂરો કહી રહ્યા છે. આ નવા યુગનું સ્વાગત કરવા આપણે તૈયાર થવું જોઈએ. એવા કેટલાક લોકો છે જે પોતાને ડાહ્યા વ્યવહારૂ અને મગરૂબ સમજે છે, તેઓનું એમ કહેવું છે કે મનુષ્યના સ્વભાવમાં જ ઉદારતા નથી. માણસો તો એકબીજા જોડે હંમેશાં લડશે–ઝઘડશે; બળવાન નિર્બળને હડવી દેશે. એથી કરીને માનવ સંસ્કૃતિના ચણતરને માટે ખરો નૈતિક પાયો જ મળશે નહિ, તેઓ જે વસ્તુનું પ્રતિપાદન કરવા માગે છે તે હકીકત સાચી છે છતાં તે એકાંગી હોવાથી સંપૂર્ણ સત્ય તરીકે સ્વીકારવાની હું ના પાડું છું.

સહકારની ભાવના, પરસ્પર વિશ્વાસ અને પરસ્પર સહાયમાંથીજ ખરી તાકાત ઉદ્‌ભવે છે અને એ વસ્તુઓજ સંસ્કૃતિને શોભાવે છે. લોકો વિજ્ઞાનમાંથી નીપજતા લાભોનો પૂરો ઉપયોગ કરી શકે, તેમનાં ઓજારો હથિયારો અને યંત્રો ઉપર તેઓ પૂરો કાબુ મેળવી શકે એટલા માટે નવી આધ્યાત્મિક અને નૈતીક શકિતઓનો સતત વિકાસ સાધવો જોઇએ. નહિ તો આ યંત્રો તેઓની ઉપર સત્તા ધરાવશે અને તેમને પોતાનાં ગુલામ બનાવશે. ચીન અને ભારતની નબળાઇ તરફ આંગળી ચીંધીને કેટલાક લોકો એમ કહેશે કે જગતની બીજી શકિતશાળી અને લડાયક પ્રજાના પંજામાં ફસાયલા હોઇને આપણે તો શકિત અને વિકાસ ઉપર ભાર મૂકવો જોઇએ જેથી આપણે આપણોજ વિનાશ ન નોતરીએ.

આપણે નબળા છીએ, છિન્નભિન્ન છીએ એ વાત સાચી છે દરેક પ્રકારના જંગલી બળોની દયા ઉપર જીવીએ છીએ પણ આનું કારણ આપણો શાંતિ પ્રત્યેનો પ્રેમ નથી. એનું કારણ તો એ છે એ શાંતિમાં રહેલી શ્રદ્ધા માટે મરી ફીટવાની આપણી તૈયારી નથી. પશુબળના હુંકાર સામે લડીને આપણે આપણી માનવતાનું રક્ષણ કરતાં શીખવું જ જોઈએ. માત્ર એટલી સંભાળ રાખીએ કે આપણે તેમની રીતોનું અનુકરણ કરીએ નહિ આપણે તેમના જેવા રાની પશુ બનીને જે ગુણોને લઈને માનવતા રક્ષવું કરવા યોગ્ય આપણને લાગી છે તેજ ગુણોનો નાશ ન કરી બેસીએ. લગભગ એક સૈકાથી પશ્ચિમ આપણા ઉપર સફળતાપૂર્વક જાદુ ચલાવતું આવ્યું છે. આપણે તેના રથની પાછળ ઘસડાતા ગયા, એ રથની ધૂળે આપણને ગુંગળાવ્યા, તેના કર્કશ અવાજે આપણને બધિર બનાવ્યા. તેની રાક્ષસી ગતીએ આપણને હંફાવ્યા, નિરાધાર કર્યા, નિર્વીર્ય બનાવ્યા છતાં એજ ગતિને આપણે વિકાસની ગતિ માની બેઠા અને એ કહેવાતા વિકાસને સંસ્કૃતિનું સુંદર નામ આપ્યું. 'પણ કઈ તરફ એ વિકાસ? કોને માટે એ વિકાસ?' એવો પ્રશ્ન અત્યંત નમ્રતાપૂર્વક પૂછવાની જો આપણે હિંમત કરીએ તો તેને ખાસ જુનવાણી ગણીને હસી કાઢવામાં આવશે અને વિકાસની સંપૂર્ણશીલતામાં શંકા લાવનારની ક્રૂર મશ્કરી ઉડાવવામાં આવશે. માત્ર થોડાજ વખતથી મોડા મોડા પણ આપણે એક અવાજ તરફ ધ્યાનપૂર્વક કાન માંડવાનું શરૂ કર્યું છે. એ અવાજ જાણે કે આપણને આદેશ દઈ રહ્યો છે, 'સંસ્કૃતિના રથની વૈજ્ઞાનિક સંપૂર્ણતાનો જ ખ્યાલ નહિ કરો પણ સાથે સાથે તેના માર્ગમાં આવતી ખીણોના ઉંડાણને પણ લક્ષમાં લો.' આજે આપણે હિંમતભેર પ્રશ્ન પૂછી શકીએ: જો પ્રગતિ મનુષ્યના સુંદર જગતને વેરાન બનાવતી હોય તો એની શી કિંમત છે? અને જો કે એક અપમાનિત, પદદલિત; લોહી નીગળતી, ધૂળમાં રગદોળાયેલી પ્રજાના પ્રતિનિધિ તરીકે હું આ શબ્દો ઉચ્ચારી રહ્યો છું છતાં અમારી પ્રજા એ હાર કદી સ્વીકારી લેશે નહિ. કારણ કે એ હારનો સ્વીકાર એટલે આપણું છેલ્લું અપમાન, પરાજિત આત્માનો સંપૂર્ણ નાશ, આપણી શ્રદ્ધાનું લીલામ. એકબીજાનાં માથા વાઢતા અને મનુષ્યનો ભક્ષ કરતા આ જગતમાં એક વાત આપણે ફરી ફરીને સાંભળવાની જરૂર છે: અપ્રમાણિકતાથી લોકો જરૂર તાલેવંત થાય છે. પોતાના દુશ્મન ઉપર વિજય પણ મેળવી શકે છે. પ્રચ્છિત વસ્તુ અચૂક મેળવે છે પણ તેમનાં અસ્તિત્વનાં મૂળીયાં જ ખવાય જાય છે અને અંતે તેઓ વિનાશને પામે છે આપણાં રીતરિવાજોનું મૃતશરીર સંઘરવા માટે નહિ પણ આપણી સંસ્કૃતિને શોભા અર્પનાર અને માનનીય બનાવનાર નૈતિકબળની રક્ષા કરવા હું ચીનની પ્રજાને તેમના ઋષિ લુત્સેના એ યાદગાર શબ્દોનું સ્મરણ કરીને સહકાર આપવા નિમંત્રી રહ્યો છું. "જેઓ સદ્ગુણી છે તેઓ પોતાનાં કર્તવ્ય બજાવવામાં તલ્લીન રહેશે; જેઓ સદ્ગુણી નથી તેઓ હક્કોની જ માગણી કર્યા કરશે જે પ્રગતિ અંદરના આદર્શની સાથે સબંધ ન ધરાવતાં માત્ર બાહ્ય આકર્ષણ સાથે જ સંબંધ રાખે છે તે અપાર હક્કોના પાલનનો જ આગ્રહ રાખે છે. પણ જે સંસ્કૃત આદર્શરૂપ છે તે તો કર્તવ્યપાલનમાં જ બલપ્રાપ્તિ અને આનંદપ્રાપ્તિ જોશે

તેથી આપણે તો કર્તવ્યને જ વળગી રહીએ. પોતપોતાની સંસ્કૃતિના વિશિષ્ટ ગુણોનું પોષણ કરીએ તેની રક્ષા કરીએ જુનું એટલું ખરાબ અને નવું એટલું બધુ જ સારૂં એવી ખોટી માન્યતા ધરાવતા ન થઈ જઈએ. જ્યારે આપણે

વસ્તુઓનું નવું અને જુનું એમ વર્ગીકરણ કરીએ છીએ ત્યારે આપણે તારીખીયું જોવામાં મોટી ભૂલ કરી બેસીએ છીએ. આપણે જાણીએ છીએ કે વસંતઋતુના ફૂલો જુનાં છે અને તે પૃથ્વી ઉપર જીવનના આગમનનું સૂચન કરે છે પણ એથી એ વિનાશ અને મૃત્યુની નિશાનીરૂપ છે શું ? એ ફૂલોની જગાએ ભલેને ગઈ કાલેજ બનાવેલા જીર્ણ કપડાના કૃત્રિમ ફુલો આપણે કદિ મૂકીશું ? કોઈ વસ્તુ જુની કે નવી હોય એટલાજ ઉપરથી આપણે તેની ઉપર પ્રેમ કરવો નહિ જોઈએ પણ જે વસ્તુ માનવતાની દ્રષ્ટિએ સાચું શાશ્વત મૂલ્ય ધરાવતી હોય તેનેજ વળગી રહેવું જોઇએ. એ રીતે ચીનની સંસ્કૃતિની સુંદર ભાવના કરતાં વધારે પ્રેમને પાત્ર બીજી કઇ વસ્તુ હોઇ શકે ? એ ભાવના ભૌતિક વસ્તુઓ ઉપર નિષ્કામ પ્રેમ રાખવાનું શીખવ્યું છે. એ ભાવનાએ તેમને આ જગતની વસ્તુઓનું જડતાથી રક્ષણ કરી કલા વડે સુશોભિત કરતાં શીખવ્યું છે. તેઓ વસ્તુઓના તાલની અંદર છૂપાયેલો ભેદ કુદરતી પ્રેરણાથીજ પામી ગયા એ ભેદ તે વિજ્ઞાનની અંદર રહેલી શકિતઓનો નહિ પણ ભાવોને શબ્દોનું રૂપ આપવાની કલા. આ અગમ કલા એક મહાન બક્ષીસ છે કારણ કે માત્ર જગન્નિયંતાજ એ કલા જાણે છે. અને તેમની આ બક્ષીસની અદેખાઇ આવે છે અને હું ઇચ્છું કે આપણા લોકો એમની એ બક્ષીસમાં ભાગ પડાવે.

આપણા ચીનના મિત્રો અને બીજા લોકો ભાગ પડાવવા ઇચ્છા કરે એવી ખાસ વિશિષ્ટ વસ્તુઓ આપણી પાસે કઇ છે તે હું નથી જાણતો. એટલું ખરૂં કે એક વખત આપણા ઋષિમુનિઓએ જ્ઞાનદ્વારા મુકિત મેળવવા અને દયાદ્વારા ઉચ્ચ પ્રેમ પ્રાપ્ત કરવા પૂર્ણ અનુકંપા અને જ્ઞાનના આદર્શને ચરણે પોતાનાં જીવન અર્પણ કર્યા હતાં આજે આપણે એવું પૂર્ણ જ્ઞાન કે હૃદયની વિશાળતા ધરાવતા હોવાની બડાઇ હાંકી શકીએ એમ નથી, પણ આપણે એટલી હદ સુધી એ બંને વસ્તુ ગુમાવી બેઠા નથી કે જેથી એમની સહૃદતાથી પરોણાગત ન કરી શકીએ કે આપણી સંકુચિતતાના દુર્ગને ઓળંગી એ પ્રજાની નજીક ન જઇ શકીએ. અને એ રીતે મનુષ્યના અનેક જુદાજુદા સર્જક પ્રયાસોનું મહત્ત્વ ન પીછાની શકીએ.[૧]

૧. શાંતિનિકેતનમાં Chinese Hall ની ઉદ્ઘાટનક્રિયા વખતે આપેલું માંગલિક વ્યાખ્યાન.

# આંતરરાષ્ટ્રિય આંદોલનો

લે. શ્રી. ભાસ્કરરાવ વિદ્વાંસ

## ઇજીપ્તનું સ્વાતંત્ર્ય

ગયા સાત આઠ માસ દરમ્યાન ઇજીપ્તે પોતાના ગએલ સ્વાતંત્ર્યને મેળવવામાં પ્રમાણમાં સારી એવી પ્રગતિ કરેલી મણાય છે. અલબત્ત, એ સ્વાતંત્ર્ય કેટલું પોકળ છે એ પણ આપણે જોઇશું. છતાં ચાલુ સંયોગોમાં ઓછામાં ઓછી શક્તિ ખરચીને જેટલું મેળવી શકાય તેટલું મેળવવામાં એ ફળીભૂત થયું છે એમ તો આપણે ગણવું જોઇએ. ઑગસ્ટ માસમાં ઇંગ્લાંડ અને ઇજીપ્ત વચ્ચે કરાર થયા. આ કરાર પ્રમાણે ઇજીપ્તમાં બ્રિટિશ લશ્કરે કબજો જમાવ્યો હતો તે કબજો ઉઠાવી લેવાનું ઇંગ્લાંડે કબૂલ કર્યું. મે માસના બીજા અઠવાડિયામાં યુરોપીય પ્રજાઓના ઇજીપ્તમાં જે ખાસ હકો હતા, તે હકો જતા કરીને ઇજીપ્તને પોતાનું બરોબરીયું ગણ્યું. અને એજ માસના અંતમાં રાષ્ટ્રસંઘે ઇજીપ્તને સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે સ્વીકાર્યું તથા રાષ્ટ્રસંઘનું સભ્ય બનાવ્યું.

ઇ. સ. ૧૫૩૬ માં ફ્રાંસે ઇજીપ્તમાં પોતાને માટે તથા પોતાના પ્રજાજનો માટે કેટલીક સગવડો મેળવી. અને એને પગલે ચાલીને ઇંગ્લાંડે પણ ૧૫૮૩ માં પોતાને માટે તથા પ્રજાજનો માટે કેટલીક સગવડતાઓ મેળવી. આ અરસામાં ઇજીપ્ત તુર્કીનું તાબેદાર હતું. આ રાજ્ય તેમજ ઇજીપ્તની દુર્બળતાનો લાભ લઇને બીજી યુરોપીય પ્રજાઓનાં મન પણ લલચાયાં. અને એક પછી એક પ્રજાઓ અહીં પોતાનો અડ્ડો જમાવવા લાગી. ઇંગ્લાંડને આ બધામાં સૌથી વધારે લાભ મળ્યો હતો. પણ એક લાભ તો લગભગ ૧૨ જેટલી યુરોપીયન પ્રજાઓને એક સરખો મળ્યો હતો આ બધા યુરોપીયનોને ઇજીપ્તના કોઇ કાયદા લાગુ પડતા નહોતા. આ યુરોપીયન લોકોએ પોતપોતાનાં નાનાં નાનાં થાણાં જમાવ્યાં હતાં અને પોતાને માટે ન્યાય ચલાવવાની પોતાની જ કોર્ટો સ્થાપેલી હતી. ઇજીપ્ત દેશમાં ગમે તે ગુન્હો આ પરદેશીઓ કરે છતાં ઇજીપ્તની કોઇ

ન્યાયકોર્ટ આ લોકોનો ન્યાય તોળી શકે નહિ. યુરોપીયનો જેટલી ન્યાયપધ્ધતિ આ દૂર આવેલા રાજ્યોમાં વિકસેલી નહોતી. યુરોપ સિવાય બીજી બધી પ્રજાઓને અસંસ્કૃત ગણવામાં આવતી હતી. આવી અસંસ્કૃત પ્રજા સંસ્કૃત પ્રજાનો ન્યાય કેમ તોળી શકે? પછી ભલે એ ગુન્હો ગમે તે પ્રકારનો હોય. આ અધિકારને કેપિચ્યુલેશન્સ ગણવામાં આવે છે. પરદેશી પ્રજાના આ અધિકારો ઇજીપ્તને શલ્યની માફક ખૂંચતા હતા. કારણ કે રાજકારણ ઉપર પણ આની અસર સારી થતી નહિ. આ અપમાન ધોઇ નાખવા ઇજીપ્તના લોકો આતુર હતા. આખરે ગયા ઑગસ્ટ માસમાં ઇંગ્લાંડ તથા ઇજીપ્ત વચ્ચે જે કરારો થયા તે કરાર મુજબ બીજી યુરોપીય પ્રજાઓ આ અધિકારો જતા કરે એવી મહેનત કરવાનું ઇંગ્લાંડે માથે લીધું અને તેથી આખરે બારે પ્રજાઓએ ભેગા થઇને આ અધિકારો જતા કર્યા છે. જૂદાં ન્યાયમંદિરો નાબૂદ કરવામાં આવ્યાં છે. અને તેની જગાએ મિશ્ર ન્યાય મંડળોની સ્થાપના કરવામાં આવી છે. જેમાં બીજી પ્રજાના ન્યાયાધીશો અને ઇજીપ્તના ન્યાયાધીશો સાથે બેસીને પરદેશી ગુન્હેગારોનો ન્યાય તોળે અને પછી અમુક યોજના પ્રમાણે આ મિશ્ર ન્યાયમંડળોમાંથી પરદેશી ન્યાયાધીશોની સંખ્યા ઘટાડતાં ઘટાડતાં અંતે ઇજીપ્તના ન્યાયાધીશો જ ન્યાય આપે એવી પરિસ્થિતિ ઉભી કરવાનું ઠરાવવામાં આવ્યું છે.

આ રીતે એક અપમાનમાંથી ઇજીપ્તની પ્રજા ઘણે અંશે આજે મુક્ત થઇ છે.

બીજી બાબત તે ઇજીપ્તના સ્વાતંત્ર્યની. ૧૮૮૨ માં ઇંગ્લાંડે અલેકઝાંડ્રીયા બંદર ઉપર મારો ચલાવીને ઇજીપ્તમાં પોતાનો લશ્કરી કાબુ જમાવ્યો હતો. અને ત્યારથી આ કાબુ ચાલુ જ હતો એ પહેલાં ઇજીપ્ત તુર્કીના સુલતાનના હાથ નીચે હતુ. ૧૮૮૨ પછી એ રહ્યું તો તુર્કીનું તાબેદાર જ. છતાં ઇંગ્લાંડનું વજન વધવા લાગ્યું. અને ઇજીપ્તના લશ્કરમાં તથા મુલ્કી ખાતામાં પણ અંગ્રેજ સલાહકારોની ઇચ્છા મુજબ જ કારભાર ચાલવા લાગ્યો. ૧૯૧૮ પછી સુલતાને પોતાનો કાબુ છોડ્યો અને ઇજીપ્ત ઇગ્લાંડનું રક્ષિત રાજ્ય બન્યું. ત્યાર પછી આખરે ગયા ઑગસ્ટમાં ઇંગ્લાંડે ઇજીપ્તને 'શરતી સ્વાતંત્ર્ય' આપ્યું એમ ગણી શકાય.

આ સ્વાતંત્ર્ય આપવાનું ઇંગ્લાંડે શા માટે કબૂલ કર્યું? જે સ્વાતંત્ર્ય આપ્યું છે તે કેટલું વાસ્તવિક છે? આ બે પ્રશ્નોનો વિચાર આવશ્યક છે. પણ એ પહેલાં ઇજીપ્તમાં અંગ્રેજો કેમ આવ્યા તે જરા જોઈ લંઇએ તો તે અસ્થાને નહિ ગણાય.

## ગુલામીનો ઇતિહાસ

ઓગણીસમાં સૈકાના ઉત્તરાર્ધમાં ઇજીપ્તના રાજાને પોતાના દેશની ખીલવણી કરવાનું મન થયું. ખીલવણી માટે મૂડી જોઇએ. આ મૂડી ઇંગ્લાંડે આપી. યોજના ઘડનારા યોજકો અને યોજનાને પાર ઉતારનારા ઇજનેરો પણ ઇંગ્લાંડેજ પૂરા પાડયા. પણ આમ કરવામાં ખરચ વધી પડ્યો, લીધેલી મૂડીનું વ્યાજ આપવાનું પણ મુશ્કેલ બન્યું. અને ઇજીપ્તનું બજેટ ડામડોળ થવા લાગ્યું. આમ ઇંગ્લાંડે નાણાંખાતાની યોગ્ય વ્યવસ્થા કરવા માટે સલાહકારો નીમ્યા છતાં આવકનો મોટો ભાગ આશરે ૭૦ %. જેટલો ભાગ વ્યાજપેટે આપવો પડતો હતો. આ બધો ભાર ગરીબ ખેડૂત પ્રજા ઉપર પડવા લાગ્યો, પ્રજા આ પરદેશી સલાહકારો સામે ઉકળવા લાગી. અને નાનાં મોટાં બંડો પણ થવા લાગ્યાં અંતે સલાહકારો ફેરવવા પડયા પણ એમ અંગ્રેજો છોડે એવા નહોતા. ફરી પાછા સલાહકારો આવ્યા. અને ફરી પાછો એજ ઉકળાટ અને ઉશ્કેરાટ શરૂ થયો. આખરે બહુજ નજીવા કારણસર ૧૮૮૨ માં અલેકઝાંડ્રીયા

બંદરમાં અંગ્રેજ કાફલાએ તોપોનો મારો ચલાવ્યો અને મોટા મોટા શહેરોમાં પોતાનું લશ્કર બેસાડ્યું. એકવાર ઇજીપ્તની છાતીએ આ લશ્કર બેઠા પછી ઇજીપ્તની છાતી ભીંસાવા લાગી. પણ તે વખતે ઇંગ્લાંડનો સિતારો ચડતો હતો, એટલે ઇજીપ્ત ઇંગ્લાંડની સામે કશું કરી શક્યું નહિ અને દબાતું ચાલ્યું. છેવટે તો ઉપર જોઇ ગયા. તેમ ઇંગ્લાંડે તેને પોતાના રક્ષિત રાજ્ય તરીકે પણ જાહેર કર્યું. આખેર ગયા વરસે જ્યારે ઇટાલીએ એબિસિનિયા ઉપર ચડાઈ કરી ત્યારે તે તકનો લાભ લઇને ફરી ઇજીપ્તે પોતાની માગણી રજુ કરી અને ઇંગ્લાંડે અમુક અંશે એ સ્વીકારી. જેને પરિણામે આજે ઇજીપ્ત પોતાની જાતને સ્વતંત્ર દેશ ગણી શકાવે છે અને તેના પ્રતિનિધિઓને રાષ્ટ્રસંઘમાં મોકલી શકે છે.

## સ્વેઝની નહેર

જ્યારથી સ્વેઝની નહેર ખોદવામાં આવી છે ત્યારથી ઇજીપ્તનું મહત્વ વધી ગયું છે. ઇંગ્લાંડનું આખું સામ્રાજ્ય હિંદી મહાસાગરની આસપાસ આવેલું છે અને એ મહાસાગરમાં પહોંચવાનો ટુંકો રસ્તો સ્વેઝની નહેરનો છે. સ્વેઝની નહેરનો કબજો આ રીતે સામ્રાજ્યના રક્ષણની અગત્યની ચાવી છે. આ નહેર જો બીજી કોઈ પ્રજાના હાથમાં હોય તો ઇંગ્લાંડનો સામ્રાજ્ય ઉપરનો કાબુ તૂટી પડે. સ્વેઝની નહેર ઇજીપ્તની હદમાં આવે છે. અને તેથી આ નહેરનું રક્ષણ કોણ કરે એ પ્રશ્ન અગત્યનો બને છે. સ્વતંત્ર અને સશક્ત ઇજીપ્ત પોતાની હદમાં પારકું લશ્કર પેસવા જ ન દે. પણ ઇજીપ્ત રહ્યું નિર્બળ. એટલે સ્વેઝનું રક્ષણ કરવાનું કામ ઇજીપ્તથી થઇ શકે નહિ. અને માટે જ ઇજીપ્તમાં ઇંગ્લાંડનો કાબુ રહેવો જોઇએ એમ ઇંગ્લાંડ માને છે. સ્વેઝના કાબુ માટે તો તેણે અનેક યોજનાઓ ઘડી છે. અને આસપાસના ઘણા પ્રદેશો ઉપર ઇંગ્લાંડને પોતાનો કાબુ એક કે બીજે પ્રકારે જમાવવો પડયો છે. ઇજીપ્તે પણ પોતાના સ્વાતંત્ર્યનો બલિ આ સ્વેઝને કારણે જ બ્રિટિશ સામ્રાજ્યવાદને ચરણે ધરવો પડયો છે.

ઇજીપ્તને કબજે રાખવાનું આ મોટામાં મોટું અને મહત્વનું કારણ. બીજું કારણ ઇજીપ્તનો અને સુદાનનો કપાસ અને ખેતીનો બીજો પાક. ઇજીપ્ત એવું ફળદ્રુપ પ્રદેશ છે. એ ફળદ્રુપ પ્રદેશનો લાભ પણ સામ્રાજ્યને મળી શકે.

સામ્રાજ્યનો એક છેડો કેનેડા અને બીજો છેડો ઓસ્ટ્રેલિયા છે. એ બન્નેની બરાબર વચમાં ઇજીપ્ત આવેલું છે. આથી તેનું સ્થાન લડાયક દૃષ્ટિબિંદુથી આદર્શ સ્થાન ગણી શકાય. એક જમાનો એવો હતો કે ઇંગ્લાંડમાં જ મોટો લશ્કરી કાફલો રાખવો પોસાતું એવું હતું. પણ આજે હવે એ સ્થિતિ રહી નથી. સ્વેઝની પાસે જ ભૂમધ્ય સમુદ્રમાં પણ એક કાફલો રાખવાની આવશ્યકતા ઉભી થઇ છે. એટલે ત્યાંથી બન્ને બાજુ સહેલાઇથી મદદ મોકલી શકાય તેમજ ભૂમધ્ય સમુદ્રમાં પણ આ કારણે રાખી શકાય. અલેકઝાંડ્રીઆ આ જાતનું કાફલો રાખવા માટેનું સ્થળ ઉત્તમ છે. ઇંગ્લાંડ અને ભૂમધ્યની વચ્ચેનો રસ્તો કદાચ કોઇ સત્તા બંધ કરે તો પણ અલેકઝાંડ્રીયાનો કાફલો તો ઉપયોગમાં લઇ શકાય જ. ઇંગ્લાંડને હાથ જોડીને બેસી રહેવું ન પડે.

ઉપરાંત આજે તો સાધન સામગ્રી પણ મહત્વનાં છે આ સાધન સામગ્રીને માટે પણ થોડાં થોડાં થાણાં નાખવાં જરૂરી છે. આવું થાણું પણ જો ઇજીપ્તમાં નાખવામાં આવે તો ઠેઠ ઇંગ્લાંડથી માલ પહોંચાડવાનો ખર્ચ ન ઉઠાવવો પડે. તેમજ કોઇ પરદેશી સત્તા માર્ગ રોકી લે એ જોખમ પણ ખેડવાનો નહિ.

બ્રિટિશ સામ્રાજ્યના રક્ષણ માટે સ્વેઝની નહેર અગત્યની છે અને એ નહેરના રક્ષણ માટે ઇજીપ્ત ઉપરનો ઇંગ્લાંડનો લશ્કરી કાબુ મહત્ત્વનો છે. અને માટે જ ઇજીપ્તના ખેદિવ પાસેથી સ્વેઝની નહેરના શેર એકદમ ખરીદી લેવામાં આવ્યા તથા ઇજીપ્ત ઉપર ઇંગ્લાંડનો લશ્કરી અમલ શરૂ કરવામાં આવ્યો. જે આજ સુધી દૃઢ થતો ચાલ્યો હતો. આજે તો યુધ્ધનાં નગારા ફરી વાગી રહ્યાં છે તે વખતે બ્રિટિશ સામ્રાજ્યમાં આવું મહત્ત્વનું સ્થાન ધરાવતું હોવા છતાં ઇજીપ્ત ઉપરથી લશ્કરી કાબુ ઉઠાવી લેવાનું કેમ કબુલ કર્યું એ પ્રશ્ન સહેજે થાય એમ છે.

## ઇટાલીની બીકે

ઇજીપ્તના લોકો તો સ્વતંત્ર થવા માટેના બધા શક્ય પ્રયત્નો કરતા જ હતા. પણ ગયે વરસે ઇટાલિએ જ્યારે આબિસિનિયા ઉપર ચડાઇ કરી ત્યારે ઇજીપ્તને વિચાર કરવાનો અને કાંઇક પગલું ભરવાનો મોકો મળ્યો. આ વખતે ઇટાલિએ ઇજીપ્તની આસપાસ લશ્કરી હીલચાલ શરૂ કરી હતી. એલેક્ઝાંડ્રીયા બંદર ઉપર પણ તેનાં વિમાનો ઉડી આવ્યાં હતાં. સ્વેઝની નહેરમાં થઇને ઇટાલિયન લશ્કર આબિસિનિયા તરફ જતું હતું. એટલે ઇંગ્લાંડ અને ઇટાલી વચ્ચે યુધ્ધ શરૂ થઇ પણ જાય એવા સંયોગો હતા આ વખતે ઇજીપ્તના લોકોને સંતુષ્ટ રાખવાની જરૂર હતી. ઇંગ્લાંડના લોકો સમજતા હતા કે ઇજીપ્ત ઉપરનો લશ્કરી કાબુ અન્યાયી છે, સુદાન ઉપરની સત્તા પણ અન્યાયી છે.આ પરિસ્થિતિમાં જો ઇજીપ્તના લોકો અસંતુષ્ટ હોય તો ? ઇટાલિ ઇજીપ્તને સ્વતંત્ર થવા માટે જરૂર મદદ કર્યા વગર રહે નહિ. તેનાં કારસ્થાનો ચાલતાં જ હતાં. એટલે ઇજીપ્તના લોકો જો ઇટાલિ સાથે ભળી જાય તો આબિસિનિયા જવાનો ઇટાલિનો રસ્તો ખુલ્લો થાય; અને તેનું જોર વધી પડે. સ્વેઝની નહેર પણ તેના કબજે જાય. ઇંગ્લાંડની બાજુએ વિચાર કરતાં સ્વેઝની નહેર હાથમાંથી જાય. ભૂમધ્ય સમુદ્રમાં ચારે બાજુ ઇટાલિનું જોર વધે, એંગ્લો ઇજીપ્શીયન સુદાન પણ પછી ઇંગ્લાંડના હાથમાં રહે નહિ, હિંદી મહાસાગરમાં આવવું ઇંગ્લાંડને માટે અશક્ય થઇ પડે. આ બધી પરિસ્થિતિનો વિચાર કરતાં ઇજીપ્તને સંતુષ્ટ રાખવામાં જ લાભ હતો. અને માટે જ ઇજીપ્તની વાતો ઉપર ધ્યાન આપવાનું કબૂલ કર્યું. અને ઑગસ્ટમાં આખરે ઘણી વાટાઘાટ પછી લશ્કરી કાબુ હઠાવી લેવાનું ઇંગ્લાંડે કબૂલ્યું.

## પંજો મજબુત જ છે

પણ ઇંગ્લાંડ મુત્સદી છે. ઇજીપ્તના લોકોને સંતોષવાની સાથોસાથ પોતાનું ધ્યેય ઇંગ્લાંડે સાચવી રાખ્યું છે. સંધિની કલમો જો એક પછી એક વાંચીએ તો આ બાબત સમજાય એવી છે

સંધિ મુજબ ઇજીપ્તમાંથી લશ્કરી થાણાં ઉઠાડી લેવાનું ઇંગ્લાંડે કબૂલ રાખ્યું પણ સ્વેઝની નહેર બ્રિટિશ સામ્રાજ્ય માટે અત્યંત અગત્યની છે અને ઇજીપ્ત એનું રક્ષણ આજે કરી શકે એમ નથી માટે સ્વેઝની આજુબાજુ ૧૦ હજાર સુધીનું લશ્કર અને ૪૦૦ જેટલાં હવાઇ વિમાનો ઇંગ્લાંડે રાખવાના છે. અને પછી ૨૦ વરસે જ્યારે 'બંન્ને પક્ષોને' ખાતરી થાય કે હવે ઇજીપ્ત નહેરનું સ્વતંત્ર રીતે રક્ષણ કરવા સમર્થ થયું છે ત્યારે બ્રિટિશ લશ્કર બીલકુલ ઉઠાડી લેવામાં આવે. સ્વેઝ ઉપર ઇંગ્લાંડનો કાબુ સ્થિર છે એમ આ કલમ સ્પષ્ટ બતાવે છે.

એક બીજી કલમ પણ ધ્યાન ખેંચે એવી છે. ઇજીપ્ત ઉપરનો કાબુ પણ સ્વેઝના રક્ષણ માટે જરૂરી તો છે જ. અને માટે જ આજ સુધી ઇજીપ્તનાં મોટાં મોટાં શહેરોમાં અંગ્રેજ લશ્કરી થાણાં સ્થપાએલાં છે. આ થાણાં ઇજીપ્શીયનોને બીલકુલ ગમતાં નથી. પરદેશી લશ્કર આમ છાતીએ ચડીને બેસે એ લોકોને કેમ ગમે ? આ થાણા

ખસેડી લેઇને કેનાલના પ્રદેશમાં લઇ જવાનું ઇંગ્લાંડે કબૂલ કર્યું. પણ સાથે એવી શરત મૂકી છે કે આજથી પાંચ વરસ સુધીમાં મુખ્ય મુખ્ય શહેરોથી સ્વેઝ સુધી પાકી સડકો ઇજીપ્તે પોતાને ખરચે બંધાવવી—અને એ કામ પૂરું થયા પછી બ્રિટિશ લશ્કરની છેલ્લી ટુકડી ખસેડવી. અલેકઝાંડ્રીઆને માટે તો આઠ વરસની મુદત નાખેલી છે. એટલે પાંચથી આઠ વરસ સુધી તો બ્રિટનનો લશ્કરી કાબુ હજી છે જ. અને પછી પણ આ કાબુ ઢીલો પડવાનો સંભવ નથી. લશ્કરી હીલચાલનો થોડોક પણ અભ્યાસ કર્યો હશે તે રસ્તાઓનું મહત્વ સમજી શકશે. રણમાં એકવાર રસ્તાઓ બંધાઇ જાય તો પછી એ રસ્તાઓ મારફતે લશ્કરી ગાડીઓ તથા લશ્કરની હેરવણી ફેરવણી બહુ જ થોડા વખતમાં થઇ શકે. આ રસ્તાઓ બંધાયા પછી અલેકઝાંડ્રીઆ કે કેરોમાં લશ્કર રાખવાની જરૂર નહિ રહે. ગમે ત્યારે ચાર કે પાંચ કલાકમાં સ્વેઝના પ્રદેશમાંથી કેરોમાં લશ્કર આવીને ઉભું રહી શકશે. અને હવાઇ વિમાનો તો એથી પણ ઓછા સમયમાં આવી પહોંચશે. તો પછી ઇજીપ્તના લોકોને આવો સંતોષ આપવામાં ઈંગ્લાંડનું શું જાય છે? લશ્કરી સકંજામાથી ઇજીપ્ત છૂટવાનું તો નથી જ.

ઈંગ્લાંડ કોઇની સાથે યુદ્ધમાં ઉતરે તે વખતે ઇજીપ્તે દરેક દરેક પ્રકારની સગવડ ઈંગ્લાંડને આપવાની છે. એટલે કે બંદરો, વિમાનો ઉતારવાની જગાઓ, રેલ્વે, નહેરો, રસ્તાઓ, તાર, ટપાલ વગેરે બધું ઈંગ્લાંડને વાપરવા આપવાનું, લશ્કરી હેતુને પહોંચી વળે એવા કાયદા ઘડવાનું પોતાના દેશની વસ્તુઓ વાપરવા આપવાનું તથા છેલ્લે લશ્કરી કાયદો પણ ઇજીપ્તમાં ચાલુ કરવાનું વચન ઇજીપ્તે આપ્યું છે. યુદ્ધ વખતની આ બધી મદદનો હારડો જોઇએ તો ઇજીપ્તને સ્વાતંત્ર્ય આપવામાં ઈંગ્લાંડને ઝાઝું નુકશાન પડતું નથી.

ઉપર બતાવેલી સંધિની અગત્યની બાબતો ધ્યાનમાં લઈએ તો જણાશે કે ઇજીપ્તને કબજે રાખવાનો ઇંગ્લાંડનો જે ઉદ્દેશ છે તે ઉદ્દેશને હાનિ પહોંચતી નથી. એ ઉદ્દેશ તો તેણે સાચવીજ રાખ્યો છે. બાકીની બાબતોમાં કેટલુંક જતું કર્યું છે. જેમ આજે મુલ્કી ખાતામાં જે અંગ્રેજો હતા તેને ખસેડી લીધા, ઇજીપ્તના લશ્કરમાં પણ જે અંગ્રેજો હતા તેને ખસેડ્યા, તથા રાજકારણ ઉપર જે અંગ્રેજોનો કાબુ હતો તે ઢીલો કર્યો. પણ ઇટાલિની મહત્વાકાંક્ષા અને ઇજીપ્તના લોકોનો અસંતોષ બન્નેનો વિચાર કરીએ તો આટલું તો જતુ કરવું જ પડે એમ હતું. ઈજીપ્તને આપેલું સ્વાતંત્ર્ય કેટલું પોકળ છે એ તો આપણે જોઇ શકીએ એવું છે.

## ઇજીપ્ત શું કરે?

તો પ્રશ્ન એમ ઉભો થાય કે આવું ખોટું કે નામનું સ્વાતંત્ર્ય ઇજીપ્તે કબુલ કેમ કર્યું? ખરી રીતે જોઇએ તો ચાલુ સંજોગોમાં જેટલું શક્ય હતું એટલું ઇજીપ્તે કર્યું એમ કબુલ કરવું જોઇએ. સંપૂર્ણ સ્વાતંત્ર્ય એ તેમને પણ ગમે છે ખરું, પણ જ્યાં સુધી પ્રજા નિર્બળ હોય ત્યાં સુધી ઇંગ્લાંડની નાગચૂડ કેમ છોડાવવી? વિચાર જેટલો સહેલો અને રમ્ય છે એટલો વ્યવહાર વિકટ છે. ઇંગ્લાંડ એમ સહેલાઇથી આ નાગચૂડ છોડે એવો સંભવજ નથી અને તેથી આટલાથીજ હાલતુરત તેમણે સંતોષ માન્યો હોય. યુરોપમાં ચારે બાજુએ મોટી મોટી શક્તિઓ પ્રબળ થતી જતી હોય ત્યારે સ્વેઝ જેવા મહત્વના સ્થાને આવેલ ઇજીપ્ત જેવો નિર્બળ દેશ માત્ર પોતાના જ પગ ઉપર યુદ્ધ કરીને સ્વતંત્ર થઈ શકે એ આશા નકામી છે. તેણે કોઇકનો આશરો લેવાનો જ. આજ સુધી ઇંગ્લાંડને આશરે ઇજીપ્ત રહ્યું. હવે તેની પાસે બીજો વિકલ્પ ઇટાલિનો આશરો શોધવાનો. ઇટાલિ કે ઇંગ્લાંડ બન્નેની વચ્ચે પસંદગી કરવાની હતી.

જો ઇજીપ્તને ઇંગ્લાંડનો આશ્રય ન હોત તો ઇટાલિએ આબિસિનિયા જેવા ડુંગરી મુલક ઉપર ચડાઈ કરવાને બદલે ઇજીપ્ત જેવા ફળદ્રુપ મુલક ઉપર પ્રથમ ચડાઈ કરી હોત. ઇંગ્લાંડનું રક્ષણ હોવાથી ઇટાલિ આ સાહસ કરતાં અટક્યું. તાબેદારીની દ્રષ્ટિએ તો ઇટાલિનું પણ તાબેદાર જ રહેવાનું અને ઇંગ્લાંડનું પણ તાબેદાર જ રહેવાનું ઇટાલિ તાજી ભૂખ લઇને દેશમાં આવે તો શું નું શું કરી નાખે ? એના કરતાં જેમની સાથે જૂનો સંબંધ ચાલુજ છે એવા અંગ્રેજો શું ખોટા ? તેની પાસેથી કંઇક હક્કો પડાવી શકાય એટલે ઇજીપ્તના રાજકારણી પુરુષોએ આ તકનો લાભ લઇને શકય તેટલું મેળવ્યું પણ ઇટાલિ અને ઇંગ્લાંડ વચ્ચે ઇંગ્લાંડનીજ મૈત્રી પસંદ કરી એ વ્યવહારૂ પગલું લાગે છે.

ઇજીપ્તને મળેલું સ્વાતંત્ર્ય એ આવા પ્રકારનું છે. પરદેશી પ્રજાઓના હક્કો ઉઠાવી લેવામાં ઇંગ્લાંડે જે મદદ કરી તે મહત્ત્વતી ગણાય. તેમજ મુલ્કી અમલમાં અને અમુક અંશે લશ્કરી અમલમાં પણ જે ઇજીપ્તને સ્વાતંત્ર્ય મળ્યું એટલું લાભમાં આથી વધારે ઇજીપ્ત સ્વાતંત્ર્ય મેળવી શકે એમ નહોતું. અલબત્ત તેમના પ્રયત્નો તો ચાલુ જ રહેવાના પણ સ્વેઝ જેવા મહત્ત્વના રસ્તાને કિનારે રહીને કોઇ નિર્બળ પ્રજા સાવ સ્વતંત્ર રહી શકે એ બનવું અસંભવિત છે. જો તેમણે સ્વતંત્ર રહેવું હોય તો તેમણે આમ રસ્તાને કાંઠે નહિ પણ દૂર અંદરના ભાગમાં પોતાનું રહેઠાણ બનાવવું જોઇએ.

રાષ્ટ્રસંઘમાં પણ ઇજીપ્તને સ્વતંત્ર દેશ તરીકે દાખલ કર્યું એ બહુ ભારે બાબત છે એમ નથી. એમ તો હિન્દુસ્તાન પણ પોતાના પ્રતિનિધિઓ ત્યાં મોકલે છે, છતાં કોણ કહેશે કે હિન્દુસ્તાન સ્વતંત્ર છે ? આવી જ પોકળ સ્વાતંત્ર્ય ઇજીપ્તનું ગણી શકાય. રાષ્ટ્રસંઘમાં દાખલ થવું એ માન છે ખરૂં પણ મર્યાદિત પ્રમાણમાં. આજે તો રાષ્ટ્રસંઘ જ મરવા પડયો છે તેવે વખતે તેમાં દાખલ થઇને ભારે લાભ મળવાનો સંભવ નથી. વ્યવહારમાં ઇજીપ્ત પોતાને મળેલી આ સ્વતંત્રતા કેમ ભોગવી શકે છે અને વધારે બળવાન થવામાં એનો કેવો ઉપયોગ થઇ શકે છે તેના ઉપર આ કરારનું તથા મળેલા સ્વાતંત્ર્યનું મહત્વ આંકી શકાય.

●

# અમરસીંગ દરબાર

[ એક રેખાચિત્ર ]

શ્રી. સાંદીપનિ

દરબાર તો એની અટક છે બાકી એ તો અમારી મીલનો એક જુનો અને જવાન મુકરદમ છે. નાનપણમાં એના મોટાભાઈનું ભાત લઈને એ મીલમાં આવતો, અને મિજાજ ઠેકાણે હોય ત્યારે ઘડીઘડી સંચા ચલાવીને ચાલ્યો જતો. પણ એ ઘડીઘડીમાંય તેણે ગજબ વિકાસ સાધ્યો છે. ચૌદ વરસની ઉંમરમાં તો એ સૌથી સારૂં છતાં વધારે કામ આપનારો અને કોઈપણ મુકરદમને પોતાના ખાતામાં રાખી લેવાની લાલચ થાય એવો હોશિયાર કારીગર બની ગયેલો. તે વખતે તો ફેક્ટરી ઇન્સ્પેકટર કોઈ વાર ખાતામાં ફરવા આવનાર હોય તો તેના મુકરદમને તેની નાની વયને લઈને તેને સંતાડી દેવાની પેરવી કરવી પડતી. તેના મુકરદમને તેને લઈને ખૂબ સુખ હતું, કેમકે અમરસીંગ પોતાના એ સંચા સરસ રીતે ચલાવતો એટલુંજ નહિ, પણ આખા ખાતાની કડક દેખરેખ રાખતો. મારવું ચામડું તૂટયું હોય ત્યાંથી માંડીને તે પટ્ટા ચડાવવા ઉતારવા, નવા બાંધવા, ચકકરોનું ગણિતિક સંયોજન કરવું, પાસ વહેંચવા અને અધિકારીઓને સમજાવીને પોતાના ખાતાના નુકસાની કાપડનો કુનેહથી બચાવ કરવો એવી એવી મુકરદમ તરીકેની તમામ જવાબદારીઓ તે ઉત્સાહથી ઉપાડી લેતો ને સફાઈથી પતાવતો, અને તેનો મુસલમાન મુકરદમ તો ફકત દિવસમાં બે વાર સાહેબ સાથે ખાતામાં લાઇન જ મારી જાય; પછી આખો દિવસ હૉટલમાં ગપ્પાં હાંકે. પણ તે વખતે તો અમરસીંગની જુવાનીને જંપ નહોતો. કારીગર તરીકે તેણે ફકત એકાદ વરસ કામ કર્યું ના કર્યું ને પોતે પોતાની આવડત પર મુસ્તાક રહીને મુકરદમ બન્યો. અને મૂછનો દોરો ફૂટયો ન ફૂટયો ત્યાં તો એ મીલના સર્વશ્રેષ્ઠ મુકરદમ તરીકે પંકાવા લાગ્યો.

આજે તો સત્તાવીશેકની એની વય છે, ઊંચો, પાતળો, મજબુત અને વિશાળ છાતીવાળો ઉજ્જવળ દેહ, કાળા ભમર જેવા વાળ, નાની પણ

સુન્દર વળાંકો વાળી મૂછો, ભૂરી નીણી આંખોથી અધિક દીપતું મ્હોં, અને મર્દાનગીભરી ટટાર ચાલથી, મીલનાં બ્હેતીયાં અને નિસ્તેજ માનવીઓમાં એ અનાયાસે અનોખો તરી આવે છે. ફ્લેક્ષનાબૂટ, ઘુંટણ જરાય જણાય નહિ ને કિનારી બૂટની દોરી સાથે ગેલ કર્યાજ કરે એવીરીતે ચીપીચપસીને પહેરેલું બારીક સુતરનું સ્વચ્છ ધોતીયું, છેલ્લી ઢબની ડીઝાઇનવાળી ભારેમાં ભારે પીકની રંગીન ટિકો લાઇનનું ખમીસ, કાશ્મીરી પટુ અથવા વિલાયતી સર્જનો રંગીન કોટ, અને સુંવાળા બાલવાળી ઊંચી દિવાલની કાળી બાવલા ટોપી આ એનો હંમેશનો પોષાક. કંઠમાં કાળી ઉનનો પાતળો દોરો, ખમીસનાં બટન પર ઝૂલતીસોનેરી સેર, મજબુત ચપટા કાંડાપર ચામડાનાં પટાથી બાંધેલું સુશોભિત ઘડીઆળ, અને ડાબા હાથની ટચલી અને તર્જની આંગળીઓએ ચાંદીના વેઢ આ એનાં આભૂષણ.

સવારના સાતની વ્હીસલને થોડીક વાર હોય છે તે પહેલાં તે મીલના ઝાંપાની બહાર આવેલી સડક પરની હોટેલમાં આવીને ચા પીવા બેસે છે. વ્હીસલ થઇ જાય છે, બધા કારીગરો કામે લાગી જાય છે, થોડા ઘણા અધિકારીઓ પણ આવી જાય છે ત્યારે તે હોટેલમાંથી ઊઠે છે, અને મ્હોંમાંની બીડીને મીલના ઝાંપા સાથે ઘસીને બૂઝાવતો, ટોપીને જરા વાંકી કરતો ગૌરવભરી ચાલે આસાનથી અંદર દાખલ થાય છે. સામાન્ય રીતે તો હરકોઇ મુકરદમે વ્હીસલ પહેલાંજ હાજર થઇ જવું જોઇએ એવો કાયદો છે. પણ જમાદાર એને ટોકતો નથી ને ઝુકીને માર્ગ આપે છે. કેટલાક અધિકારીઓ પણ આથી બળી જાય છે પણ એને કંઇ કહી શકતા નથી. કારણ કે તે શેઠનો માનીતો અને લાડકો મુકરદમ છે.

અમરસીંગ એક પ્રખર યંત્ર નિષ્ણાત છે એટલુંજ નહિ પણ કુનેહબાજ વ્યવસ્થાપક પણ છે. મીલમાં ઘણીવાર ઉપરી અધિકારીઓ બદલાય છે ત્યારે ઘણુંકરીને જુના અધિકારીઓની સાથે જુના કારીગરો પણ ચાલ્યા જાય છે, અને નવાની સાથે નવા આવે છે. તે વખતની અંધાધુંધી, તોફાન અને નુકસાની કાપડ વધી પડવાના ભયમાંથી મીલને બચાવી લેવા, શેઠ અમુક દિવસ માટે અમરસીંગને શાળ ખાતાના સર્વસતાધીશ–હેડજૉબર –તરીકે નીમે છે અને બધું રાગપર આવી જાય ત્યાં સુધી મામલો કાબુમાં રાખવાની તેને ખાસ ભલામણ કરે છે. રાત દહાડાના ઉજાગરા ગણ્યા સિવાય અને પગારની રકમ સામું જોયા સિવાય આવી ઘણી આંધીઓમાં અમરસીંગે મીલનું તંત્ર સ્થિર અને તંદુરસ્ત રાખ્યું છે, અને રાખે છે.

અને હવે તો કાયમનો હેડજૉબર થઇ જવા માટે શેઠ ત્હેને વારંવાર આગ્રહ કરે છે, પણ અમરસીંગ ના કહે છે. તેના લાગતા વળગતાઓ તેના આ વિચિત્ર વલણ માટે જ્યારે જ્યારે તેને પૂછે છે ત્યારે તે આવો જવાબ આપે છે.

"એમાં સાર નથી, અનેકના ગળે છૂરી મૂકવી પડે છે, અનેકના વેરી થઇને ઊંઘ વગર જીવવું પડે છે, અનેકને ઘેર બેસાડવા પડે છે, ને અનેકની ભલામણોની ઉપેક્ષા કરવી પડે છે. કેટલાંનાં આંસુ લ્હોવાં? ને કેટલાંને રડાવવાં? અને બધાથી વધારે ખરાબ તો એ છે કે ઓછામાં ઓછી મહેનત કરીને વધારેમાં વધારે પૈસા લઇ જવાનું પાપ કરવું પડે છે. મ્હારે છે તેટલું જ બસ છે- વધારેની જરૂર પડશે ત્યારે જોઇ લેવાશે."

અમરસીંગના આ વલણથી કેટલાક મહીના થયા શેઠે હુકમ કર્યો છે કે તેના ખાતાનો જે પગાર ઉતરે તેમાં રૂપીયા પચાસનો માસિક વધારો આપવો. પણ એટલામાં તો શેઠને તે એવી સલાહ આપે છે કે જે હજારનો મેનેજર પણ ભાગ્યે જ આપી શકે.

નવા આવનાર પ્રત્યેક વીવીંગ માસ્તરે શરૂઆતમાં અમરસીંગને અનુકૂળ બનીને અને

જામી ગયા પછી પણ માનભરી રીતે જ રહેવું પડે છે. નહિ તો કાંજી બનાવવામાં, નવા દાગીના મંગાવવામાં, નવા માણુસો મૂકવામાં, ખાતામાં જોઇતી કૃત્રિમ ઠંડી અને ગરમીનું પ્રમાણુ સાચવવામાં તેને ક્યાં ક્યાં અને કઇ કઇ રીતે છબરડા વાળ્યા છે તે અમરસીંગ મારફતે શેઠ આગળ ખુલ્લું પડી જાય. અને અમુક સમયમાંજ પાણીચું મળે.

ટેકનીકલ સ્કૂલોમાં શાસ્ત્રીય અભ્યાસ કરીને આવેલા દેશી અને ઉપદેશી અમલદારો પણ એના યંત્ર પરના કાબુ પર આફ્રિન પોકારે છે. કોઇ પણ ખાતા કરતાં તેના ખાતાનું ઉત્પન્ન પ્રમાણુમાં વધારે અને ચોકખું આવે છે. આનું કારણુ તે હોશિયાર છે એટલું જ નહિ, પણ તેના બધા કારીગરો પણ હોશિયાર છે. કારણુ કે બીજાઓની જેમ તે જુના કારીગરોને રજા આપતો નથી, ને લાંચ લઇને નવા રાખતો પણ નથી. અસલ કારીગરો પાસેથી જ ફુલાવીફુલાવીને વ્યવસ્થિત અને કડક રીતે કામ લે છે. ને કોઇપણ વખતે તેમને વધારે પૈસાની જરૂર પડે તો વગર વ્યાજે પોતા તરફથી મળે તેવી ગોઠવણ કરીને પઠાણોના પંજામાંથી પણ બચાવી લે છે અને આ રીતે એકજ મીલના એકજ ખાતામાં તે કામ કરતો હોવાને લીધે તેની નોકરી એ તેને મન હવે માત્ર કલામય રમત બની ગઇ છે.

તેના ખાતામાં તો વીવીંગ માસ્તરને જરાય ધ્યાન આપવું પડતું નથી. પણ બીજા કોઈ પણ ખાતામાં કોઇ સાંચો રમણે ચડયો હોય. બધાય મુકરદમો, હેડજોબર અને ખુદ ગોરો સાહેબ પણ પાણી ઉતારીને થાકયો હોય ને જો તેને બોલાવવામાં આવે તો તે તુરત જાય છે. અને ગયો એટલે તો ખલાસ, કાં તો સાંચો તૂટે કાં તો તેની કાયા તૂટે; પણ બરાબર કરે ત્યારે જ જંપે, અને તે આવી રીતે કામ કરતો હોય ત્યારે કેવો લાગે છે !

નીચોવી શકાય તેવાં કપડાંમાંથી બહાર તરી આવતા ગોરા માંસલ અને મજબૂત સ્નાયુઓ, રેલમછેલ અને કાળા ડાઘા વાળું મ્હોં, કૃત્રિમ હવામાં ફરફરતા વિખરાયલા વાળ, તીણી, સ્વસ્થ, અને નિશ્ચયાત્મક નિગાહ, સાંચાની ચાંપને ધાર્યા વેગે ચઢાવતો ને બંધ કરતો ડાબો હાથ ને જમણાં હાથમાં સ્ફૂર્તિથી ફરતી તેની જીવનસંગીની જેવી એક નંબરની ચકચકિત ચાવી. જીવનની ઘણીઘણી બાબતોમાં અણુઘડ ભકત જાણે પોતાની પ્રિય પ્રભુમૂર્તિ આગળ પ્રાર્થના કરતાં તદાકાર ન બની ગયો હોય !

ખાતાના કામમાંથી પરવારીને હાથ મ્હોં લૂછતો તે બહાર આવે છે ત્યારે મીલના બધા મજુરો જ્યાં બેસીને ચા પીએ છે તે ગંદા ગીચ અને બીભત્સ વાતાવરણ વાળી હોટેલમાં બેસવા ન જતાં સીધો અમારા રૂમમાં આવે છે. અમારા ખાતાનો ઉપરી મને કમને તેને બેસવા જ દે છે. અને અમારા દસબાર માણસો તો રાજીરાજી થઇ જાય તે સાવ સ્વાભાવિક છે. કારણુ કે રોજ તેના ભેજામાંથી એકાદો નવો તુક્કો નીકળવાનો અને નવો રંગ જામવાનો એ નક્કી. અને કશુંય નહિ તો છેવટે ચા પાણી તો કરાવશેજ એટલું તો તેઓ જાણતા જ હોય છે. અમરસીંગ સંગીત જાણતો નથી. ખાનગીમાં અમસ્થો અમસ્થો ગુંજતો પણ નથી, છતાંય તે સંગીત પાછળ ઘેલો છે. તાજેતરમાં કોઇ ફીલમ જોઇ હોય, અને તેમાંનું એકાદુ ગાયન તેને ગમ્યું હોય તો તે ગવરાવવાનો આગ્રહ અમારા જેવા ઉજડ ગામના એરંડાઓની પાસે તે વારંવાર કરે છે. પણ અમારી ટુકડી એની આ મુગ્ધવૃત્તિનો પૂરો લાભ લેતાં શીખી ગઇ છે. અને જ્યાં સુધી બધા માણસોને ચાપાણી ન કરાવે ત્યાંસુધી તે એક લીટી કે એક લહેકો પણ સાંભળવા પામતો નથી. સીનેમાં, નાટક, અને છીછરું હલકું સંગીત તેના આમોદ પ્રમોદનાં અનેરાં ધામ છે. સવારના પહોરમાં 'ગુજરાતી સમાચાર' ખરીદી

પછી સૌથી પહેલાં તે સીનેમાની જાહેર ખબરો જોઇલે છે. પછી ચોરી ખૂન અને વ્યભિચાર બળાત્કારની વિગતો, પછી મીલ હડતાલના મામલા, અને છેલ્લે મોજમાં હોય તો સરદાર પટેલ જેવાનું ભાષણ વાંચે છે. ને તેય ટુંકું હોય ત્યારેજ, સાંભળવામાં પણ તેને તો રોમેન્ટીક શૈલીવિહારી વકતાજ રીઝવી શકે છે. અને તેથીજ તે સરદાર જેવી ઢબના વકતાઓને સાંભળવા અણધાર્યો જઇ ચડે છે.

એક અઠવાડીઆમાં શહેરમાં જેટલી ફીલમ ચાલતી હોય તે બધીજ લગભગ તે જોઇલે છે. અનિવાર્ય સંજોગોમાં ધાર્યો નથી જઇ શકતો ત્યારે દરરોજની ત્રણ ત્રણ ફીલમ જોઇ લે છે, થીએટર પર જતાં મોડું થઇ ગયું હોય અને ટિકીટ બંધ થઇ ગઇ હોય ત્યારે તે નિરાશ થઇને પાછો ફરતો નથી–એવે સમે તે બીજાની ટિકીટનું મ્હોં માગ્યું મૂલ આપીને ખરીદી લેછે, ને જોઇનેજ પાછો ફરે છે.

કોઈપણ નવું નાટક રંગભૂમિ પર રજુ થવાનું હોય ત્યારે તેના પહેલા ખેલમાં તે જાય ત્યારેજ જંપે છે. આમ કરવા જતાં ઘણીવાર તેણે એક એક ટિકિટના પચાસ પચાસ રૂપીઆ ખરચ્યા છે, અને જો તે ગમ્યું તો વારંવાર જવાનો જ. પણ જ્યારે ફરીથી જોવા જાય છે ત્યારે અમુક સીન કે અમુક ગાયન જેના પર તે આફ્રીન હોય તેટલું જ જુએ છે. અને બાકીનો સમય હોટેલ પર લહેર કરે છે.

અમરસીંગ ચાર સરખા જુવાનોની વચ્ચે બેઠો હોય છે ત્યારે ગાતાં નથી આવડતું તોય ઘણીવાર આકસ્મિક રંગ જમાવે છે. ચાનો પ્યાલો મ્હોંએ માંડે છે ને લલકારે છે.

'પદમણી રીઝવે પીયુને પી લ્યો રાજકુમાર'

સાવળીંગા તો ઘણીવાર એની સખી થઇ જાય છે.

નદી કિનારે શીમળો ને
ભુંડા ક્યાં ના ઉગ્યો તું દૂર !
મારૂં જોબન તારાં ફુલડાં
વ્હેતાં જાયે વણમૂલ !

* * *

મેં માર્યો હોય તો હું મરૂં
નહિ તો મરજો ભાભી તારો વીર,
ડાબી તે આંખને ફરૂકડે
કાંઇ ફાટી પડયો જ ફકીર !

સાવળીંગાને મળવા સદેવંત સ્ત્રીનો વેશ સજે છે તે તેના રજપુત ખમીરને નથી ગમતું એટલે તે પાત્રને તે ખૂબ ધિક્કારે છે અને આવાં ઘણાં દોહરા, ચોપાઇ, લાવણી ને કહેવતો તેના મગજમાં પડયાં છે. અને સામાન્ય વાતચીતમાં પણ ખરે પ્રસંગે સચોટ ઉપયોગ કરીને રંગ જમાવવાના ગુણ ખાટી જાય છે. ચારણોને નોતરવાની ને તેમનો રસપૂર્વક લાભ લેવાની વંશપરંપરાની પ્રણાલી તેણે હજીય સાચવી રાખી છે તેનું જ આ પરિણામ છે.

મહાસભાના કોઇ કાર્યક્રમને અંગે ખાદી ખપાવવાની હોય, અથવા ચૂંટણી જંગમાં મહા–સભાના ઉમેદવારો માટે પ્રચાર કરવાનો હોય ત્યારે તેની મદદ તેની લાગવગને પરિણામે ઘણી અગત્યની થઇ પડે છે, પણ એટલું ખરૂં કે તેને 'મોટા ભા' કરવો જ પડે.

આ પાનનો ઉપયોગ તે વારંવાર કરે છે ને સારોય દિવસ બીડીઓ ફુંકે છે પણ એ વખત જમ્યા પછી અને છેલ્લે સૂતી વેળાએ તો તેને હાથી છાપ સીગરેટ જોઈએજ.

અમરસીંગ બહુ થોડું ભણ્યો છે. પણ ઠીકઠીક વાંચી શકે છે. શિષ્ટ સાહિત્યની કલાત્મક કૃતિઓ

તેની પાસે બેસીને સમજાવવામાં આવે છે ત્યારે તે રસ લઇ શકે છે. પણ એ વર્ગમાંના સાહિત્યમાંથી તેને સ્વયંભુ આનંદ તો મેઘાણીનાં પુસ્તકોમાંથી જ મળે છે. મેઘાણીની સૃષ્ટિ એ તેની પવિત્રમાં પવિત્ર અને ઉન્નતમાં ઉન્નત સૃષ્ટિ છે.

શત્રુના જ આંગણામાં શત્રુના બાપ પાછળ મુક્ત હૈયે રૂદન કરતા જોગીદાસ, જીવનભેર મેહાર ને ભેટવા કાચાધડાની જામીનગીરી ઉપર સિન્ધુ જેવા મહાનદને કાયા ધીરનારી સુહિણી, લોચો થઇને નીકળી પડતાં આંતરડાંને ભેટથી તાણી બાંધીને સ્વાસ્થ્ય સાચવનાર હીપો ખુમાણ અને મેઘાણીની સરાણે ચઢેલાં આવા આવાં અનેક સોરઠી રત્નો તેનાં સ્મૃતી ભંડારમાં ઝગમગે છે. વારંવાર મુઠીએ મુઠીએ બહાર કાઢે છે, રસ લુંટે છે અને લુંટાવે છે !

અમરસીંગ હિન્દી કરતાં હિન્દુ વધારે છે, વર્ષો થયાં મુસલમાનો સાથે ભાઇચારાથી કામ કરતો હોવા છતાંય કોણ જાણે કેમ તેના અંતરનો આ કાંટો હજીય ઓગળ્યો નથી. પ્રત્યેક મુસલમાન તેને મન જીવતા જાગતા તૈમુર, જંગીસખાન, ઘોરી, ગીઝની, અને અલાઉદ્દીન ખુની બની જાય છે. પણ તે ભાવો ભાગ્યે જ તેની મુખરેખાઓ દ્વારા વર્તી શકાય છે,

'પરમાર બૂટ હાઉસ' અને રહોડ ટેલરીંગ વર્કસ' નાં પાટીયાં વાંચીને તે સળગી જાય છે. રાણાપ્રતાપ અને છત્રપતિ શિવાજી તેના આરાધ્ય દેવ છે. પણ પૃથ્વીરાજ ચૌહાણ અને કરણઘેલાની વાત કરતાં એનું હૈયું હાથ નથી રહેતું અને ખૂબ લાગણી વશ થઇને બોલે છે. દિલ્હી અને પાટણની ગાદીઓને છેલ્લા દીપાવનારા કે ડુબાડનારા આ બે રાજપૂત રાજવીઓ વિશે તે જ્યારે વાત કરે છે ત્યારે તે બે વ્યક્તિઓ કેવલ ઐતિહાસિક પાત્રો મટી જાય છે; અને તેનાં હૈયામાં નવેનવ રસનું સિંચન કરનારા મહાદેવ બની રહે છે.

●

## મહાત્મા

: અનુષ્ટુપ :

મેઘાડંબરના જેવા જન જ્યાં ત્યાં જડે જગે:
નીલાકાશ સમું શીલ વિરલા આત્મમાં ઝુગે

પૂજાલાલ

# રામુનું ઘર

શ્રી. 'ક્ષ'

'બા, પેલો શેઠ તને શું કામ વઢતો હતો?'

'બેટા! ભાડું ચઢી ગયું છે માટે.'

'ભાડું શું, બા?'

'બેટા! આ ઘર એનું છે. એમાં રહેવા માટે આપણે એને પૈસા આપવા જોઇએ.'

'શું આ ઘર એનું છે? ત્યારે આપણું ઘર ક્યાં, બા?'

'બેટા! આપણું ઘર હતું. હવે નથી.'

'ક્યાં ગયું? કહેને, બા.'

'હવે વાત ન કર. સૂઇ જા ભાઇ, નહિ તો પાછો તાવ ચઢી આવશે.' એમ કહી આંખો લૂછતી માતાએ દસ વર્ષના, તાવથી પીડાતા, છોકરાને પંપાળવા માંડ્યો. છોકરો પણ માતાનું દર્દ સમજ્યો હોય તેમ સૂઈ ગયો.

છેલ્લા આઠ દિવસ થયાં રામુ તાવમાં સપડાયો હતો. એની મા –ગોમતી–એક આટાની મીલમાં કામ કરતી હતી. મહિને દહાડે પંદરેક રૂપિયા કમાઇ તે પોતાનું અને છોકરાનું પેટ ભરતી. અચાનક આવેલી આ માંદગીના ખર્ચમાં તે ભાડું વખતસર દઇ ન શકી. તેથી મહેતાએ તકાદો કરવા માંડ્યો હતો. સૂતાં સૂતાં છોકરાએ પોતાની મા અને મહેતા વચ્ચે ચાલેલો સંવાદ સાંભળ્યો હતો, બીજું તો એ સમજ્યો નહોતો પણ એટલું તો એ સમજ્યો હતો કે એની માને મહેતો વઢતો હતો. 'આ ઘર આપણું નથી' એ વાતે એને ગમગીન બનાવી મૂક્યો હતો.

તાવ ઉતર્યા પછી એક દિવસ સાંજે વાળુ કરી મા દીકરો વાતો કરતા બેઠા હતા. રામુ માંદગીમાંથી ઊઠ્યા પછી માત્ર એક જ પ્રશ્ન એની માને પૂછતો. 'આપણું ઘર ક્યાં, બા?' બા મૂંગી બની જતી અને

માત્ર આંસુઓ એનો જવાબ આપતાં. હંમેશના નિયમ મુજબ રામુએ એ જ પ્રશ્ન પૂછ્યો.

'બા, આપણું ઘર ક્યાં ?'

'બેટા, આપણે ઘર કેવું ? રોજ કેમ પૂછ્યા કરે છે ?'

'બા, તને મહેતો ન-વઢે એટલા માટે પૂછું છું. તું કહેતી હતીને કે આપણે ઘર હતું પણ છે નહિ ?'

'બેટા, આપણે ઘર હતું. અહીંથી પાંચસો ગાઉ ઉપર રતનપુર નામે એક ગામ છે. ગામને પાદર નદી છે. નદી કાંઠે એક ઈંટ અને ચૂનાનું બાંધેલું બેઠા ઘાટનું મકાન છે. મકાનની આજુ-બાજુ લીમડા અને પીપળાની ઘટાઓ જામી છે. સવાર અને સાંજ પંખીઓના મધુર કંઠમાંથી વહી જતું સંગીત ત્યાં સંભળાય છે. ત્યાં મીલ નથી. ત્યાં મહેતો નથી. ત્યાં......' બા અટકી. એ હસતી હતી પણ એનું અંતર એની આંખો વાટે રડતું હતું. 'બા, તું રોવું બંધ કર: ચાલ કાલે જ ત્યાં જઈએ. કેવી મઝા આવશે !' 'બેટા ! એ ઘર હતું...હવે નથી. તારા બાપુ ગયા પછી એ ઘર આપણી પાસેથી લેણદારોએ ઝૂંટવી લીધું.

રાત અને દિવસ રામુ રતનપુરને કલ્પ્યા કરતો. પેલા મકાનમાં તે પોતાની મા સાથે રહેતો હોય, સવાર અને સાંજ પંખીઓ ગીત ગાતા હોય, બપોરે લીંબડાની છાયામા હીંચકતો હોય, નદીમાં નહાતો હોય, સરખે સરખા ભાઈ-બંધો સાથે રમતો હોય એવાં સ્વપ્નો એની જાગતી આંખ સામે રચાતાં, ભુંસાતાં અને પાછાં રચાતાં. આમ દિવસો, મહિનાઓ અને વર્ષો પસાર થઈ ગયા. દસ વર્ષનો રામુ પચીસ વર્ષનો રામદાસ થયો. દુનિયાની નજરે ગરીબ તાલેવંત થયો પણ રામુની સૃષ્ટિ હજી એ જ હતી. સ્વપ્નામાં એ દસ વર્ષનો બાળક બની એ મકાનને ખૂંદતો, એ જ નદીમાં નહાતો, એ જ લીમડા અને પીપળા પર હીંચકતો અને પંખી-ઓનું ગીત સાંભળતો.

એક દિવસ સાંજે રતનપુરને પાદર એક મોટરમાં રામુ પોતાની માને લઈને આવ્યો. માએ ઘર બતાવ્યું ઘરની આજુબાજુ ઘાસ ઊગ્યું હતું. રંગ અને ચૂનો ખવાઈ ગયા હતા. ઈંટો ભાંગી પડી હતી. એ ઉજ્જડતામાં માત્ર પેલા લીમડા અને પીપળાએ જીવ જાળવી રાખ્યો હતો. રામુએ એના માલીકની તપાસ કરવા માંડી. જેની જેની સાથે પૂછપરછ કરતો એ વિચારમાં પડી જતો. વાતમાં કંઈક ભેદ માની રામુએ એક પાસે નમ્રભાવે ખુલાસો માગ્યો ત્યારે ખબર પડી કે છેલ્લા પંદરેક વર્ષ થયાં એ મકાનમાં કોઈ રહી શકતું નહોતું. ત્યાં ભૂત નહોતું: પલિત પણ નહિ. કોઈ ભયંકર અવાજ પણ નહોતો થતો કે ઘરના રહેનારાને કોઈ પીડા પણ નહોતી થતી. માત્ર હંમેશ એ ઘરમાં એક નાનાં બાળકનાં પગલાં પડતાં ગમે તેટલું સાફ કરો પણ થોડી-વાર પછી એ પગલાં ત્યાં દેખાતાં. લોકો કહેતા કે એ ગોમતીના છોકરાનાં પગલાં છે. બિચારા મા દીકરો ક્યાંક ભૂખે મરી ગયા હશે. આ ઘર મફત આપે તોય કોણ લે ?

રામુ મકાનના માલિકને મળ્યો માલિક ટાઢા પાણીએ ખસ જતી જોઈ બિચારો હર્ષમાં આવી ગયો. સોદો નક્કી થયો. રામુએ પૈસા આપ્યા અને મકાનનો કબજો લીધો. ખરેખર, લોકો કહેતા હતા તેવાં પગલાં ત્યા પડયાં હતા. આખી રાત એણે મા સાથે ગોખમાં બેસી વાતો કરી. મા, આ આપણું ઘર હવે મહેતો આવી તને વઢશે નહિ. માતાની આંખમાંથી આંસુ ચાલ્યાં જતાં હતાં.

બીજે દિવસે જ્યારે ગામલોકોને એણે પોતાને ઘેર નિમંત્ર્યા ત્યારે તેમના આશ્ચર્ય વચ્ચે રામુએ પોતાની ઓળખાણ આપી. આખું ગામ આનં-દમાં આવી ગયું માત્ર મકાન માલિકને લાગ્યું કે છોકરો બનાવી ગયો

રામુના આવ્યા પછી પેલાં પગમાં ફરીથી દેખાયાં નથી.



# ગયે મહિને

## ધારાસભાનો મામલો :

એક બાજુ કામચલાઉ પ્રધાનો પોતાની કુશળતાના અને પ્રજાકલ્યાણ કરી નાખવાની અસ્પષ્ટ યોજનાઓના બણગાં ફૂંકે છે ત્યારે બીજી તરફ યુદ્ધના જે સાચા પક્ષો છે તે–સરકાર અને મહાસભા પોતપોતાની રીતે યુદ્ધની તૈયારી અને લોકમત મેળવવા માટે પોતાની સ્થિતિની ચોખવટ કરી રહ્યા છે. કામચલાઉ પ્રધાનો એ તો ચાર દિવસનું ચાંદરણું છે એમ સરકાર અને સામાન્ય પ્રજા પણ જાણે છે એના તરફ કોઇનું બહુ લક્ષ પણ નથી. આજે બજેટની તૈયારીઓ થઇ રહી છે તે કદાચ તૈયારી જ રહેશે અથવા ધારાસભાના પ્રથમ પ્રવેશે જ પ્રધાનો અને બજેટ એ બધું જ અલોપ થશે. સાચા પક્ષો એ જ છે. યુદ્ધ એમની વચ્ચે જ છે. મહાસભા તો હરહંમેશ આ હકીકત સાફસાફ જણાવે પણ છે. સરકાર પોતાની પ્રતિષ્ઠા કાયમ રાખવા માટે મહાસભાનો ઉલ્લેખ ઓછો કરે છે પરંતુ હિંદી વજીર કે નાયબ વજીરના ભાષણો મહાસભાને ઉદ્દેશીને જ હોય છે એમાં શક નથી આમ આ મામલો આગળને આગળ વધતો જાય છે. વચ્ચે તો એ સ્થિતિ આવી હતી કે લગભગ દરરોજ એકની એક વાત કરતા નિવેદનો આવ્યા જ કરે. આ સ્થિતિમાં અચાનક પલટો આવ્યો. ગાંધીજીના એક નિવેદને કોઇ નવું મોજું ઉત્પન્ન કર્યું હોય એવુ બન્યું. ગાંધીજીના એ નિવેદન ઉપર આપણા છાપાંઓએ નહિ જેવું લખ્યું છે પણ પાર્લામેન્ટમાં ચાલતી ચર્ચામાં એ નિવેદને જરા જોશ આણ્યું છે. લોર્ડ ઝેટલેન્ડ અને લોર્ડ લોથિયનને ફરીને પોતાનો હુંકાર પ્રગટ કરવાનો મોકો આપ્યો છે. આપણે ત્યાંના વિનીત બિરાદરોએ ગાંધીજીના નિવેદનને આવકાર આપ્યો છે ત્યારે સમાજવાદી બિરાદરોએ એને પીછેહઠ કરનારૂં અને મહાસમિતિના ઠરાવથી વિમુખ જનારૂં ગણાવ્યું છે. રાષ્ટ્રપતિ હજી સુધી આ ઉપર કશું બોલ્યા નથી. જેની ગણના થાય એવા કોઇ નેતાના અભિપ્રાયો પણ સાંભળવા મળ્યા નથી. કાર્યવાહક સમિતિની બેઠક

તુરતમાં મળવાના સમાચારો આવે છે પરંતુ ગાંધીજીના નિવેદન ઉપર એની મહોર ન લાગે ત્યાં સુધી એના વિષે કંઇ ઉચ્ચારી શકાય એમ નથી.

એક વાત નક્કી છે. દિલ્હીમાં ઠરાવ થયો ત્યારથી ગાંધીજીએ એ ઠરાવને સ્પષ્ટ કરવા જેટલાં નિવેદનો કર્યાં તેમાં એક વાત તો ફરીફરીને એક યા બીજા રૂપમાં આવ્યા જ કરી છે કે મહાસભા પ્રધાનપદ લેવા ઇચ્છે છે પણ બંધારણને સફળ બનાવવા માટે નહિ પરંતુ આ બંધારણ દ્વારા થઇ શકે તેટલું પ્રજાહિત કરવા અને રાષ્ટ્રની—મહાસભાની તાકાત વધારવા—જે તાકાત એ બંધારણને અને ગુલામીને ફગાવી દઇ શકે. આ વસ્તુ પ્રાપ્ત કરવા માટે જ ગવર્નર પાસેથી 'ગૃહસ્થાઇના કરાર' રૂપે ખાત્રી માગવાનો મુદ્દો અનિવાર્ય બન્યો હતો. બંધારણમાંથી ઉપસ્થિત થતી એકેએક વસ્તુનો ઉપયોગ ગવર્નરની દખલ વિના થઇ શકે, એમ હોય તો જ પ્રધાનપદનો અર્થ સરે, નહિ તો ત્યાં ગયા પછી વહેલી તકે પાછા આવવાનું જ બને. ઉપરાંત, આવી ખાત્રી માગતા સરકારની દાનત પણ વધુ ચોક્ખી થાય. જો મહાસમિતિના ઠરાવનો આ મર્મ હોય તો ગાંધીજીનું છેલ્લું નિવેદન એથી વિરૂદ્ધ જતું નથી. છેલ્લા બે ત્રણમહિનાના ગાંધીજીના નિવેદનોએ જરાયે સંકોચ અનુભવ્યા વિના સાફસાફ જણાવ્યું છે કે મહાસભા પૂર્ણસ્વરાજ માટે છે. એ પૂર્ણસ્વરાજ હાંસલ કરવા માટેની પોતાની લડાઇના એક અંગ તરીકે જ ધારાસભાને સ્વીકારે છે. ગાંધીજીના જ શબ્દોમાં કહીએ તો એ સરકારના હાથમાંથી સત્તા પ્રજાના હાથમાં સોંપવા માગે છે. ગાંધીજીના આવા નિવેદન પછી ગાંધીજી આજે સમાધાન અને સહકાર માટે મહાસમિતિના ઠરાવના ભોગે પણ મથી રહ્યા છે એવો અર્થ ન ઉઠવો જોઇએ ગાંધીજીનું છેલ્લું નિવેદન એ સ્વતંત્ર નિવેદન નથી પણ ઉભી થએલી છેલ્લી પરિસ્થિતિનો પરિપાક છે. મહાસમિતિના ઠરાવને સ્પષ્ટ કરતાં જ્યારે કાર્યવાહકસમિતિએ પણ ઠરાવ્યું કે આ પત્રનો અર્થ એવો નથી થતો કે પ્રધાનોને બરતરફ કરવાની સત્તા ગવર્નરો ન વાપરી શકે. ત્યારે આ પ્રશ્ન અંગેની આખી ચર્ચા 'બરતરફી' ઉપર કેન્દ્રિત થઇ ગઇ. સરકારી સૂત્રધારોએ અને બંધારણ શાસ્ત્રીઓએ આ ઉપર પોતાનાં ભેજાં અજમાવવા માંડ્યાં. ધીમે ધીમે એવું જાહેર થવા લાગ્યું કે 'મહાસભાપક્ષને કોઇ તત્વનો આગ્રહ નથી પણ પ્રતિષ્ઠાનો સવાલ આડો આવે છે. ગવર્નર ઉપર બરતરફીનો ભાર ન મૂકવો જોઇએ.' જ્યારે હકીકત એ કરતાં જૂદી જ હતી. મહાસભા તત્ત્વ માટે જ લડી રહી હતી. ગાંધીજીએ સ્પષ્ટ કર્યું હતું કે 'હું તો ખાત્રી એટલા માટે માગું છું કે પ્રધાનોની સલાહની અવગણના કરતાં ગવર્નરને પચાસ વખત વિચાર કરવો પડે,' અને એ પછી પણ એ પ્રધાનોને અનુકૂળ ન થઇ શકે તો પ્રધાનોને દૂર કરવાની અને એ રીતે બંધારણને જોખમમાં મૂકવાની જવાબદારી પોતાને શીરે લ્યે. આ મૂળ અર્થની રક્ષા માટેજ ગાંધીજીએ પોતાના છેલ્લા નિવેદનમાં બરતરફીનો આગ્રહ છોડયો છે અને એવી સ્થિતિ ઉભી થાય ત્યારે ગવર્નરે પ્રધાનો પાસે રાજીનામાં માગવા એવી માગણી કરી છે. આ માગણી મહાસમિતિના કે કાર્યવાહક સમિતિના ઠરાવના શબ્દાર્થમાંથી નીકળતી હોય એમ અમને નથી લાગતું અને એથી જ ગાંધીજીએ એ અંગત રીતે જ રજુ કરી છે પણ એ માગણી મહાસમિતિના ઠરાવથી અસંગત હોય એમ અમે નથી માનતા. ઠરાવના ભાવાર્થમાં આ માગણીનો સમાવેશ થઇ જ શકે.

પરંતુ લોર્ડ ઝેટલેન્ડે આ માગણીને પણ એ જ સુંવાળપથી ઠોકર મારી છે. એટલું જ નહિ પણ પોતાના એક ભાષણમાં બોલે છે કે 'બંધારણને

તોડી નાખવાના ફૈઝપુરના નિરધારમાં હજી મહાસભાએ ફેરફાર કર્યો નથી.' લોર્ડ ઝેટલેન્ડની વાત સાચી છે. એ નિરધારમાં ફેરફાર થયો નથી અને કદી થવાનો પણ નથી. ગાંધીજીનું નિવેદન અંશમાત્ર ફેરફાર સૂચવતું નથી. મહાસભામાં ઘણા મતભેદો છે, પ્રધાનપદ અંગેના મતભેદો અતિ તિવ્ર છે પણ આ બંધારણને ફગાવી દેવા વિષે તો એક મત જ છે. એ મત કોઇ દિવસ ફરે એમ નથી. આવાં ગુલામી બંધારણોના અંત માટે જ મહાસભાની હસ્તી છે. લોર્ડ ઝેટલેન્ડના છેલ્લા ભાષણો ઉપર ગાંધીજીએ હાલને તબક્કે નિવેદન કરવાની ના પાડી છે પણ એમાં એમણે તલવારનો ખખડાટ વધુ ઉગ્ર રૂપે સાંભળ્યો હશે એમાં અમને શંકા નથી. ગાંધીજીની આ છેલ્લી માગણીને કાર્યવાહક સમિતિ પોતાની મહોર મારશે કે કેમ એ આજે સવાલ છે. અમને લાગે છે કે મહોર મારશે જ. એ માગણીને નકારીને સરકાર પોતાની સત્તાનું વિકરાળ પ્રદર્શન કરીને કરાવશે. જે પ્રદર્શન આપણા માંહેના નરમમાં નરમ માણસના અંતરમાં તણખો ચાંપશે અને ઉપરથી શાંત લાગતી આજની હવા બદલાઈ જશે. એ દિવસ દૂર કરવાની મહાસભાની મનોવૃત્તિ આજે દેખાય છે પણ એ દિવસ તુરતમાં જ આવશે, સરકાર જ લાવશે. અમને લાગે છે કે આપણા માટે એ દિવસ અશુભ નહિ હોય. સરકાર માટે કેવો હશે તે તો એજ જાણે.

## અમને એ ભીતી નથી :

ગાંધીજીના છેલ્લા નિવેદનમાં ડૉ. પટ્ટાભી-સિતારામૈયાએ એક ભીષણ આગાહી વાંચી છે. બ્રિટન અને હિંદ વચ્ચેનું ઝેર ટાળવા જરૂર પડશે તો ગાંધીજી પોતાના પ્રાણની પણ આહુતિ આપશે એવા અર્થના નિવેદનમાં ગોળમેજીમાં હરિજનો માટે ઉચ્ચારેલા શબ્દોના ભણકારા જરૂર વાગે છે અને એના પરિણામ રૂપે યરવડાના ઉપવાસ પણ તાજા થાય છે, પરંતુ આ પ્રશ્નમાં એવું બને એમ નથી લાગતું. બંને પ્રજાઓ વચ્ચે વેરઝેરના સંયોગો જ નથી. બ્રિટન તરફથી અવશ્ય ઝેર જ વરસે છે. જ્યારે હિંદ તરફથી, એનું યુદ્ધ અહિંસક હોવાના કારણે આત્મબલિદાન જ આપ્યા કરે છે. છેલ્લા અઢાર વર્ષો થયાં ગાંધીજીએ આ દેશને જે મંત્ર આપ્યો છે તે હવે નવીન નથી રહ્યો, એની શક્તિનો પણ દેશને પરીચય થઇ ગયો છે. અહિંસક યુદ્ધનો આ માર્ગ હિંદ જે દિવસે છોડશે તે દિવસે ગાંધીજીને જીવવું ભારે થઇ પડશે એમ એ અનેક વખત કહે છે, પણ એવી સંભાવના દેખાતી નથી. છેલ્લા અઢાર વર્ષનો ઇતિહાસ અને રાષ્ટ્રિય ઉત્થાન ન સમજી શકે એવા માણસો બહુ જુજ છે. એટલે ડૉ. પટ્ટાભી જેવી ભીતી અમને નથી. અમને તો એમ લાગે છે કે પ્રતિપક્ષીના પશુબળના વારંવાર દર્શન કરીને ગાંધીજી અકળાય અને આખા દેશને ધાર્યા સમય કરતાં વહેલા રાષ્ટ્રયજ્ઞમાં ઉતારે. અલબત, જ્યાં ગાંધીજી હોય ત્યાં અહિંસા જ હોય, આત્મબલિદાન જ હોય, એટલે એ યજ્ઞમાં જાતે જ હોમાવાનું હોય.

## કોટાપટ્ટમનો પ્રતિબંધ :

કોટાપટ્ટમની ગ્રીષ્મશાળા ઉપર સરકારે પ્રતિબંધ મૂકયો. કેટલાકને પકડયા ને લાઠીમાર ચલાવ્યો. આંધ્ર યુનીવર્સીટીની લાયબ્રેરીમાં સમાજવાદી સાહિત્ય લવવાની મનાઈ ફરમાવી. આ બધા બનાવો પરદેશી સત્તાના દમનનો ખ્યાલ આપે જ છે, પણ સાથે સાથે મૂર્ખાઈનું પ્રદર્શન પણ કરે છે. આ રીતે આ દેશમાંથી નવા વિચારોની,—ભલે સામ્યવાદના—જડ ઉખેડી શકાશે ? આ રીતે તો એવું સાહિત્ય વાંચવા તરફ અને એવું જ્ઞાન પ્રાપ્ત કરવા તરફ વિદ્યાર્થીઓનું લક્ષ વધુ ખેંચાશે. જે પ્રવૃત્તિ ગેરકાયદેસર નથી તે અટકાવવામાં સત્તાની ઘેલછા સિવાય અમને બીજું કશું નથી લાગતું. જો ત્યાં રાજદ્રોહ કે સામ્યવાદ શિખવાતો હોય તો સરકાર પોતાની કોર્ટમાં એમને ખડા કરે ને! શુદ્ધ વિચારો અને ઇતિહાસના શિક્ષણને પણ સરકાર રોકશે ? અને એમ કરીને ક્રાંતિને દૂર ઠેલી શકશે ? આ દેશમાં એવાં લાખો પુસ્તકો છે, જેમાંના ઘણાં તો અંગ્રેજ લેખકોએ જ લખ્યાં છે. જે કાયદેસર પણ છે. તેને સરકાર શી રીતે અટકાવશે ? પોતાની હકુમત નીચે ચાલતી શાળા કૉલેજો ફરતી ભલેને કિલ્લેબંદી રચી દે પણ જે નવો વાયુ છે તે ખાળી શકવાનો હતો ? એ વાયુનું ઉદ્‌ભવસ્થાન ઇતિહાસ, સામ્યવાદ કે રાજદ્રોહના પુસ્તકો નથી, પણ હિંદની કારમી ગુલામી અને ભયાનક ગરીબી જ છે, સરકાર જો

એ વાયુને પલટવા માગતી હોય તો એણે આવા પ્રતિબંધોના નિષ્ફળ પ્રયત્નો છોડી પ્રજાકલ્યાણના સાચા માર્ગો જ લેવા જોઇએ, પણ તલવાર ઉપર મુસ્તાક રહેનાર કોઇ સત્તાધારીને પોતાના અંત સુધી સાચા માર્ગો સઝતા જ નથી. આપણી સરકારના ભાગ્યમા એ કરતાં જુદું હોય એમ અત્યારે તો નથી લાગતું.

## મુંબઇનું હુલ્લડ :

મુંબઇમાં હુલ્લડ થયાના સમાચારો જે દિવસે છાપામાં આવ્યા તે દિવસે દેશના લાખ્ખો માણસોએ ધ્રૂજારી અનુભવી હશે. લગભગ સૌને આગળના હુલ્લડોના ભીષણ અને કરુણ પ્રસંગો તાજા થયા હશે. સદ્દભાગ્યે એ હુલ્લડ થતાં જ શમી ગયું છે, એની નોંધની પણ જરૂર ન હોય. પરંતુ આ હુલ્લડે એક રહસ્યને સ્પષ્ટ કર્યું કે દરેક હુલ્લડને કોમી હુલ્લડ ન માની લ્યો, આ તો હિંદુ ગુંડાઓ અને મુસલમાન ગુંડાઓ વચ્ચેનું હુલ્લડ હતું. હિંદુ અને મુસલમાન નો પ્રશ્ન આ દેશમાં એટલો બધો નાજુક બની ગયો છે કે કોઇ હિંદુ અને કોઇ મુસલમાન વચ્ચેના સામાન્ય ઝગડાને પણ કોમી રૂપ મળી જાય છે. આજે જ્યારે મહાસભાએ મુસ્લીમ સંપર્કની વિશાળ યોજના અમલમાં મૂકી છે ત્યારે તો આપણે વધારે જાગૃત રહેવું જોઇએ અને હિંદુ-મુસ્લીમો વચ્ચે વિખવાદ થાય એવા બધા પ્રસંગોને ટાળવા જોઇએ.

## ચારિત્ર્યનો પુરાવો :

મદ્રાસની સ્કાઉટ હિલચાલના પ્રાંતિક મંત્રીને હમણાં એક સુવર્ણ ચંદ્રક ભેટ મોકલવામાં આવ્યો હતો. પ્રાંતિક મંત્રી શ્રી. સત્યમૂર્તિએ એ ભેટને પાછી મોકલી આપી બેડન પોવેલને ખાત્રી કરાવી આપી કે આપ માનો છો તેમ હિંદીઓમાં ચારિત્ર્યનો અભાવ નથી. આવી જ ખાત્રી બીજા સ્થળેથી પણ મળવા માંડી છે, પરંતુ સ્કાઉટ હિલચાલને સ્થાને હિંદી સેવાદલની સ્થાપના નહિ થાય ત્યાં સુધી લોર્ડ બેડન પોવેલને પાકો પુરાવો નહિ મળે અને ત્યાં સુધી પોતાના ઉચ્ચારેલા વચનોને એ પાછા ગળવા પણ તૈયાર નહિ થાય. એમને પાકો પુરાવો જલદી મળે એવી આપણે આશા રાખીએ.

## હરિપુરામાં મહાસભા :

મહાસભાને પોતાને આંગણે બોલાવવા માટે ભાગ્યેજ કોઈ પ્રાંતમાં આટલી રસાકસી જામી હશે. ગુજરાતની મહાસભા અપૂર્વ થશે એમાં શંકા નથી, પણ એની અપૂર્વતા પહેલા દિવસથી જ શરૂ થઈ જશે એમ નહોતું લાગતું. ભરૂચ, ખેડા ને સુરત વચ્ચેની હરિફાઇ કેટલો આનંદ આપનારી હતી! રાસના પાયમાલ થયેલા ખેડૂતો પોતાની રહી સહી જમીનો, ઘરબાર ને માલમત્તા મહાસભાને ચરણે ધરવા તૈયાર થયા એ સાચે જ ગર્વનો વિષય છે. ઘણી તપાસને અંતે, જ્યાં સ્વરાજ-પ્રાપ્તિના સત્યાગ્રહનું બીજારોપણ થયું હતું એ બારડોલી તાલુકાને જ પસંદગી મળી. ગાંધીજીએ રાસની પાસે શકિતશાળીને શોભે એવો ત્યાગ કરાવ્યો અને હરિપુરાની મહાસભાને સફળ બનાવવાની જવાબદારી આખા ગુજરાતની છે એમ જણાવ્યું. હરિપુરાની મહાસભાના રંગો કેવા હશે તે, નિત્ય પલટાતા જતા આજના રાજકારણમાં ન કહી શકાય પણ એની રચનાત્મક બાજુ બળવાન હશે એમ તો લાગે જ છે. ગુજરાત પોતાની કલા, વ્યવસ્થા, આતિથ્યપ્રેમ અને રાષ્ટ્રભાવના ત્યાં જરૂર બતાવશે.

## ગાંધી સેવા સંઘ :

દુહલીમાં 'ગાંધી સેવા સંઘ'ના વાર્ષિક સંમેલનને ઠીક ઠીક સમય થઇ ગયો પણ આ વખતે ત્યાં જે ચર્ચાઓ થઇ, ઠરાવો થયા, ગાંધીજી અને કિશોરલાલભાઇના ભાષણો થયા તે દરેક હિંદીએ જાણવા જેવા છે. ધારાસભા પ્રવેશ અંગેના, સૌથી ચર્ચાત્મક પ્રશ્નને અંગે ત્યાં જે બન્યું તે ગાંધીજીની રાજકિયદષ્ટિ, સાચું કહીએ તો જીવનદષ્ટિ જાણવા ઇચ્છનારને ખૂબ ઉપયોગી થઇ પડશે. જેને જીજ્ઞાસા થાય તેણે 'હરિજનબંધુ'માં આવેલા એ વ્યાખ્યાનો વાંચી લેવા જોઇએ. 'ગાંધી સેવા સંઘ'ની બેઠક સફળ થાય જ એટલે એ 'સફળ થઇ' એટલું કહેવું પણ નિરૂપયોગી ગણાય.

## રાષ્ટ્રપતિનો પ્રવાસ :

રાષ્ટ્રપતિનું આસન લીધા પછી આખા દેશની પરીકમ્મા કરવી જોઈએ એવું નબળા શરીરના રાજેન્દ્રબાબુએ ઠરાવ્યું. પરંતુ છેતાલીસમેં વર્ષે પણ આપણા મનમાં પચીસ ત્રીસ વર્ષના જુવાન લાગતા હોય એવા રાષ્ટ્રપતિ જવાહરલાલે તો હિંદના સીમાડાઓ પણ ઘૂમવા માંડયા. બર્મા, મલાયા, સીંગાપોર આદિ સ્થળોએ ઘૂમી એમણે હિંદની લડતનો મર્મ સમજાવ્યો અને બધી જ પીડિત પ્રજાઓનો રોગ એક છે અને એનો ઉપચાર પણ એક છે એવી ઘોષણા કરી. જ્યાં લગી પૃથ્વીના પટ ઉપર સામ્રાજ્યની હસ્તી છે ત્યાં સુધી જગતશાંતિની આશા મિથ્યા છે. એ શાહિવાદનો અંત લાવવાનું યુદ્ધ જ્યાં ખેડાતું હોય ત્યાં એ આપણું–પીડિતોનું યુદ્ધ છે એમ માનવાનો આદેશ રાષ્ટ્રપતિએ આપ્યો. રાષ્ટ્રપતિ જ્યાં જ્યાં ગયાં ત્યાં ત્યાં એમણે જાદુઇ અસર ઉપજાવી ત્યાંની પ્રજાએ એમને પોતાના કરીને બહુમાન આપ્યું. રાષ્ટ્રપતિના દિલમાં દેશ-કાળની સીમાઓ નથી તે આપણા પાડોશીઓપણ જોઇ શક્યા.

## કલકત્તાની હડતાલ :

શણની મીલોની હડતાલનું જે સમાધાન થયું તે ચંલુ છે, સર ફઝલુલ હકક–બંગાળના વડા પ્રધાન સમાધાન કરાવવા ઉપરાંત બહુ નથી કરાવી શક્યા. જે હકીકતો બહાર આવી છે તે બતાવે છે કે ત્યાંની પરિસ્થિતિ હજી ઉકળે છે. લગભગ ૬૦૦ જેટલાં મજુરો હજી પણ કિન્નાખોરીના ભોગ બનેલા છે અને ૨૦૦ જેટલા મુકર્દમાઓ ચાલે છે. સમાધાન વખતે અમને જે ભય હતો તે સાચો પડતો લાગે છે. ઉકળાટનું પરિણામ કેવું આવશે તે કહી શકાય એમ નથી કારણ કે ઘણો આધાર માલિકોની શુભનિષ્ઠા ઉપર રાખવામાં આવ્યો હતો, જે શુભનિષ્ઠા મજુરોમાં શકિતના દર્શન થાય ત્યારે જ માલિકોમાં દેખાય છે. એમ તો લાગે છે કે એ શુભનિષ્ટાના દર્શન વહેલી તકે નહિ થાય તો મામલો બગડશે.

## લાઠીનું મંદિર :

લાઠીના ઠાકોરસાહેબે રાજ્યની માલિકીનું એક મંદિર હરિજનો માટે ખૂલ્લું મૂકયું એ આનંદની વાત છે. હરિજનની હિલચાલના મહત્વના અંગ જેવી મંદિરપ્રવેશની હિલચાલ સામે પણ સુધારકોને વિરોધ છે. મંદિરો આજે મંદિરો નથી રહ્યા પણ વહેમ અને અનાચારના ધામો બની ગયા છે, એવા મંદિરોમાં જવાથી હરિજનોની કશી જ ભલીવાર થવાની નથી એમ એમનું કહેવું છે. મંદિરો જોઇએ કે નહિ, આજની કક્ષાથી માનવજાત એ વિના ચલાવી શકે કે કેમ, મંદિરોમાં સુધારા શકય છે કે એનો નાશ જ કરવો જોઇએ વગેરે પ્રશ્નો મહત્વના છે. પણ સૌથી મહત્વનો પ્રશ્ન તો એ નથી કે લાખ્ખો કરોડો હિંદુઓના દિલમાં સૌથી પવિત્ર સ્થાન મંદિર છે? એક વખત એ સ્થાને હરિજન પોતાની જોડાજોડ બેસી શકે તો નિત્યના વ્યવહારમાં એને કશો જ સંકોચ ન રહે. બીજા કશા ખાતર નહિ પણ આભડછેટ ઉપરના માર્મિક ઘા તરીકે પણ મંદિરપ્રવેશની હિલચાલને અમે વધાવીએ છીએ. અને લાઠીનું મંદિર ખૂલ્લું થતાં આનંદ પ્રદર્શિત કરીએ છીએ.

## સરહદ દિન :

તા. ૨૯મી મેનો દિવસ 'સરહદ દિન' તરીકે ઉજવવાની જાહેરાતને મહાસભાના મંત્રી આચાર્ય કીપલાનીએ ટેકો આપ્યો. તેથી કેટલાક હિંદુ છાપાંઓ અને હિંદુ મહાસભાના આગેવાનો રોષે ભરાયા. દરરોજના છાપાં વાંચનારાને માહિતિ હશે કે થોડા વખત પહેલાં જ આચાર્ય કીપલાની ઉપર મુસ્લીમ નેતાઓ પણ છેડાયા હતા. આ બન્ને બાજુથી પ્રગટ થતા રોષથી એક વસ્તુ તો ફલીત થાય છે કે મહાસભા એ કોઇ પણ કોમની

સંસ્થા નથી, પણ શુદ્ધ રાષ્ટ્રિય સંસ્થા છે. સરહદદિનનો હેતુ એ હતો કે સરકાર ત્યાંની પહાડી જાતીઓ ઉપર જે પ્રકારનો કેર વર્તાવે છે તેનો વિરોધ કરવો, હિંદુ મહાસભા આ દિનનો એટલા માટે વિરોધ કરે છે કે એ પહાડી જાતીઓ મુસલમાન છે અને હિંદુઓને રંજાડે છે. સ્ત્રીઓને ઉપાડી જાય છે, કોઇ કોઇ ખૂનો કરે છે આ હકીકતમાં તથ્ય છે પણ એથી સરકારનું કૃત્ય ન્યાયી નથી ઠરતું. આવા ગુના કરનારાઓને વશ કરવાના આ રસ્તા નથી કે ત્યાં મોટી ફોજો ઉતારી કેર વર્તાવવો, આકાશમાંથી બોમ્બનો વરસાદ કરી ભયાનક ખુવારી કરવી. એ કોઈ પણ સભ્ય રાજસત્તાને શોભે નહીં. દરેક દેશને પોતાની સરહદના પ્રશ્નો હોય છે, એ પ્રશ્નો હંમેશ નાજુક હોય છે પણ સરકારે નિત્યની શાંતિ માટે ત્યાં સમાધાન કરી જ લેવું જોઇએ. આ સરકારની સરહદની નીતિનો કોઇ રીતે બચાવ થઇ શકે એમ નથી. ત્યાંના પહાડીઓનો અસંતોષ જાણવાનો સરકારે પ્રયત્ન કર્યો નથી, એટલું જ નહિ પણ કોઇને એવો પ્રયત્ન કરવા દેતી નથી. સરકાર સરહદથી તો એટલી બધી ડરે છે કે ત્યાં કોઇને ફરકવાની પણ પરવાનગી આપતી નથી. સરહદના એ જુલ્મોનો હમણાં જ અંત આવે જો શાંતિના દુતો સમા ગાંધીજી કે ખાન અબ્દુલ ગફારખાન કે રષ્ટ્રપતિ જેવાને ત્યાં જવા દે, પણ સરકાર એ કરવા ઇચ્છતી નથી. કેમ જાણે પોતાના લશ્કરને અને લશ્કરી સામગ્રીને કામ આપવું હોય એમ એ ત્યાંના આસમાનમાં વીમાનોના ગીધડાં ઉડાડી સરહદી પ્રજાને ચૂંથી નાંખે છે, અને પરિણામે આ દેશની સામે એના પાડોશીઓના દિલમાં ઊંડું ઝેર રેડે છે. સરકારની આ નીતિને વખોડી જ કાઢવી જોઇએ. આ નીતિને વખોડી કાઢવામાં સરહદી ટોળીઓના કૃત્યનો બચાવ નથી થતો પણ એ પ્રશ્નને શાંતિપૂર્વક ઉકલવાનો માર્ગ મોકળો થાય છે.

તા. ૧૫ : ૬ : ૩૭

## સિંધ હિંદી સંમેલન :

રાષ્ટ્રભાષા હીંદીના પ્રચાર અર્થે અનેક પ્રયત્નો આજે થઇ રહ્યા છે. કરાચીમાં પણ આ પ્રવૃત્તિને વેગ આપનાર એક સંમેલન શ્રી. કાકા સાહેબ કાલેલકરના પ્રમુખપદે આ મહિનાની ૪-૫-૬ તારીખે ભરાઇ ગયું, આ પ્રસંગે સિંધ અને સિંધ બહારના અનેક પ્રખ્યાત કાર્યકરોએ હાજરી આપી હતી અને હિંદી પ્રચારની પ્રવૃત્તિ ખૂબ વ્યાપક અને એ પ્રકારના મનનીય ભાષણો આપ્યાં હતાં. સંગીનતાની દૃષ્ટિએ આ સંમેલનમાં ખૂબ ખૂબ કામ થયું કહેવાય. કાકા સાહેબે પ્રમુખપદેથી પ્રેરક ભાષણ[1] આપી, હિંદી પ્રચારની અગત્યતા અનેક દૃષ્ટિબિન્દુથી સમજાવી હતી. એમનું ભાષણ નવિનતાથી ભરપૂર હતું.

સંમેલનની સાથે સાથે હિંદી સાહિત્ય પ્રદર્શન પણ ભરવામાં આવ્યું હતું. જેમાં હિંદી સાહિત્યના પ્રખર લેખકોના ફોટાઓ એમની લેખન પ્રવૃત્તિની ટૂંક પરિચય નોંધ સહિત રજુ કરવામાં આવ્યા હતા હિંદીમાં નિકળતા માસિકો, અઠવાડિકો તેમજ દૈનિકોની રજુઆતથી હિંદી વાઙ્મયની સેવા કરનાર પત્રોનો અચ્છો ખ્યાલ આવી શકતો હતો

સંમેલનની પૂર્ણાહુતિ પછી કાકા સાહેબે સિંધની મુસાફરી કરી. મુખ્ય મુખ્ય શહેરોમાં ફરી ત્યાંના કાર્યકરો સાથે હિંદીના પ્રચાર અંગે મહત્વની મંત્રણાઓ કરી અને પ્રવૃત્તિને સ્થાયી સ્વરૂપ મળે એ માટે દરેક સ્થળે સમિતિઓ સ્થાપી રાષ્ટ્રભાષા હિંદીના પ્રચાર માટે પ્રતિ પ્રાંતમાં આવાં સંમેલનો અને પ્રવાસો યોજવા જોઇએ.

---

૧ આ ભાષણ જુલાઇ અંકમાં આવશે.




## 'ઘરભણી'—એક પરિચય[1]

શ્રી. ઝવેરચંદ મેઘાણી

ઘણીવાર—અથવા ખરું કહીએ તો હમેશાં સરલ વાર્તા લખવાનું કામ મુશ્કિલ હોય છે. સંસારની સાદામાં સાદી વસ્તુ—સામગ્રીમાં જે રસ રહેલો છે તે લેખકની આંખને ચૂકાવી જાય છે. વાર્તાકાર જટિલતાની શોધમાં અટવાય છે. ઘણીવાર એ જૂનાં રહસ્યોનાં જાળાં વણે છે. ઘણીવાર એ બનાવટી અદ્‌ભુતતા આણવાની લાલચમાં પડે છે. પણ બાઇબલની ને જાતક વાર્તાઓની, લોકકથાઓની અને બાલકથાઓની સરલતાભરી વસ્તુગૂંથણી આજે જમાનાઓનાં ધોધમાર પૂર વહી ગયા પછી નાના નાના રોપાઓ જેવી પ્રસન્ન રહી છે તે હકીકત ઘણી અદ્‌ભૂત હકીકતોમાંની એક છે.

'ઘરકી રાહ' નામની હિન્દી વાર્તા એક ગુજરાતી જુવાનની છે. ત્રણેક વર્ષ પર સ્વ. પ્રેમચંદજીના આશિર્વાદ મેળવીને એ પ્રગટ થઇ અને હિન્દી સાહિત્યમાં એ પ્રશંસા પામી. પણ લેખક ઇંદ્ર વસાવડા એક ગુજરાતી છે એ વાત હિન્દીઓને માટે ગૌરવની હોવી જોઇએ છતાં કોણ જાણે કેમ અછતી રહી. આજે એ કથા ગુજરાતીમાં ઉતરે છે, તે એક રીતે જોતાં બીનજરૂરી હતું. મૂળ હિન્દી કથા જ એની સરળતાએ કરીને ગુજરાતીઓને સુગમ અને પ્રિય થઇ પડે તેવી છે. પરંતુ ગુજરાતીઓ હજુ પોતાની જ ભાષાને પ્રાણસરખી નથી કરી શક્યા ત્યારે હિન્દી પુસ્તકને

૧ ઘરભણી: લે. ઇંદ્ર વસાવડા, પ્ર. નૂતન સાહિત્ય ભંડાર, રમકડાં મારકેટ, અમદાવાદ: પૃ. ૨૫૦ દ્વિરંગી મનોહર જેકેટ કિં. રૂપિઆ દોઢ.

તેઓ પહોંચે એ આશા વધુ પડતી ગણાય. 'ધરકી રાહ' ગુજરાતને કેવળ ભાષાની દિવાલના કારણે ન પહોંચી શકે એ પણ મારા જેવાને ગ્લાનિ ઉપજાવે. એટલે લેખનપ્રવૃત્તિના પ્રારંભને આરે ઉભેલા એક અલ્પજ્ઞાત જુવાનની આ નામનાવિહોણી કૃતિને અનુવાદનું યોગ્ય મહત્ત્વ આપવા માટે પ્રકાશન સંસ્થા ધન્યવાદની અધિકારી કહેવાય.

રૂઢિચુસ્ત સમાજની વચ્ચોવચ એક 'અછૂત' 'અસ્પૃશ્ય' પાત્રને ઉભું કરી તેની આસપાસ હિન્દુત્વને એની તમામ જડતા ક્રૂરતા સમેત ગુંથવાનો પ્રયોગ, હું જાણું છું ત્યાં સુધી, સૌ પ્રથમ તો આ 'ધરકી રાહ'માં જ થયો છે. નાના નિરાધાર ભિખારી બાળક લધરાને વાર્તાકાર વાર્તામાં જે રીતે પ્રવેશ કરાવે છે તેમાં જ એક વિશિષ્ટતા લાગે છે. લધરાને સતાવનારાં પણ એના જેવડાં અથવા એનાથી નાનાં મોટાં બાળકો જ છે. બાળકોને જ્ઞાન કે ભાન જ નથી કે 'અછૂત' શું કહેવાય. બાળકોએ પોતાનાં સવર્ણ માબાપોના ઘર, કુટુંબ તેમજ શેરીમાં પડેલાં સમાજની રૂઢિમાંથી જ આ ક્રૂરતા પકડી લીધી છે. એ કરતા પોતે જ જેટલી દયાજનક છે તેટલી દયાજનક લધરાની અવસ્થા કદાચ નહિ લાગે. અથવા એમાંથી કયું વધુ કરુણ છે? આપણાં મનમાં સમસ્યા રહી જાય છે. બાળકોમાંના કેટલાંક લધરા પ્રત્યે ખેંચાય છે, ને બીજાં કેટલાંક રમત રૂપે જ હિંસા આચરી રહ્યાં છે. તે હિંસાનો શિકાર બનનાર લધરો—

"જાડું બેડોળ શરીર, લાંબા લાંબા ગંદા વાળ, જાડા પહોળા હોઠ અને મોટા કાન; ઠીંગણું કદ અને ભજીયાં જેવી ફુલેલી ફુંદી". એવે અવતારે આખો દિવસ જાંબુડાના ઝાડ નીચે જ સુઇ રહેતો, અને કેવળ રમતને ખાતર એને 'તાકીને' કાંકરો મારવામાં આવતો ત્યારે એ ન હાલતો ન ચાલતો, એમ ને એમ પડ્યો રહેતો. તે પછી બીજા કાંકરાના માર વખતે એની આંખો ચારે બાજુ જોવા માંડી. એ ઉઠ્યો. ગુસ્સાથી આંખ ફાડી રહ્યો. અને પછી સોટીઓના ફટકા પડ્યા ત્યારે જ એનો ગુસ્સો આંસુમાં પરિણમ્યો. જેના જીવનનો પ્રારંભ આવા પ્રભાતથી થાય, તે બાળકને આખા સમાજનો હિંસક શત્રુ બનવાનો હક્ક છે. એવું ચરિત્રાલેખન કરવું એ સૌ કોઇ લેખકના મનની પહેલી લાલચ છે. પીડિત પાત્રને ખડું કરનારા વાર્તાકારો 'બળવાખોરી'નાં બીજ રૂપે જ એવાં પાત્રોને પાણી પાઈ મોટાં કરે છે. પણ લધરાનો ભાગ્ય સંબંધ એ ગામડાના એક પ્રકૃતિથી જ ઉદાર અને માનવપ્રેમી દાકતરના ઘર સાથે જોડીને લેખક લધરાની પ્રકૃતિમાં માનવપ્રેમનું બીજ મૂકી દે છે. સાગરમાં હૈયું ઉઘાડીને તરતી સ્વાત–છીપ પ્રથમ બિંદુ ઝીલે છે.

દાકતરનાં પત્ની ધર્મચુસ્ત છે. લધરો કોઇ 'અછૂત' હોવાની લોકવાયકા છે. નાના ગામડાનો સમાજ દાકતર સાહેબની નિંદા કરે છે. નુકશાન કરવા તત્પર બને છે, ઉપરાંત એક બાજુથી ઘરનાં બાળકોની જોડે સમાનતાને દાવે રમવા જીવવાની લધરાની બાલબુદ્ધિ; ને બીજી બાજુ એને આશ્રિત બલ્કે ઘરના ચાકર તરીકે જ જીવાડવાની દાકતરપત્નીની જૂની વૃત્તિ, એ બે વચ્ચે અટપટી દશા ભોગવતો લધરો દાકતર–પુત્રી સરૂબેનની ભેદહીન મમતામાં પોતાના જીવનની એક અણબૂઝ દીવડી અનુભવે છે. પોતાનું સ્થાન એ કુટુંબમાં ન જ હોઇ શકે એવું નક્કી થતાં લધરો ઘર છોડે છે. પોતાનું જૂનું હલકું નામ બદલીને 'જીતુ' એવું કુલિન નામ પડવા છતાં કુલિનતાના હક્ક તો પોતાને એ ઘરમાં મળતા નથી. પગલે પગલે ઠપકા ને મ્હેણાં જ જડે છે, ડગલે ને પગલે એની પોતાની પણ ભૂલો થઇ જાય છે, પોતે કુટુંબને ત્રાસનું કારણ બન્યો છે, પોતાને અન્યાય થાય છે એવો વિચાર અદશ્ય બને છે. પોતે એ ઘરને ત્રાસરૂપ બનતો મટવા માટે નાસી છૂટે છે, ત્યારે એ સાથે લેતો જાય છે પેલી અણ-

બૂઝ પ્રેમ-દીવીઃ સરૂએનનો નિર્મળ પ્રેમઃ અને બીજું 'ઘરકી યાદ': જે ઘરમાં મ્હેણાંટૂણાં ને ગાળો તિરસ્કારો ખાધા છતાં પોતાનું બાળપણ વીત્યું હતું: જે ઘરમાં દાકતરપત્નીના હૃદયની સમતાને કેવળ રૂઢીએ જ મુંઝવી હતી; સ્વભાવમાં જ્યાં દુષ્ટતા નહોતીઃ તે ઘરની સતત યાદ.

એટલે જીતુ જગતમાં ગયો, પણ કટુતાની લાગણી ન લેતો ગયો. ગૃહજીવનનો પ્રેમ-તાંતણો, એ દૂર દૂર ગયો તો પણ ન તૂટી ગયો.

એ જ્યાં ગયો ત્યાં અછૂત છે જાણી સૌએ એનો તિરસ્કાર કર્યો. ખેતી કરતા ખેડુતે પણ આ મજુરી કરતા 'અછૂત'ને લીધે પોતાનું ખેતર અભડાયેલું માન્યું. ન મજુરી મળી, ન ભીખ પણ જડી. આટલી બધી ક્રૂરતાનો માર પણ એને મૂઢ કે હિંસક ન બનાવી શક્યો. કેમકે એને સરૂએન સાંભરતી હતી. જે દુનિયામાં સરૂએન હોય તે દુનિયા સામે જીતુ વેર કેમ બાંધી શકે ? અને સરૂએન ઉપરાંત જીતુને એક બીજી પણ માનવતા મળી—શહેરનાં ફુટપાથ પરથી અછૂત ભિખારણ 'જીવતી' જડી. બે સમદુઃખીઓના મિલનની એક રાતમાંથી સહભાગીપણાના, સંસારી દાંપત્યના ઉંડા ઉંડા સુરો બજ્યા. પોલીસની બ્હીક અને સિંહોની ત્રાડો વચ્ચે, એક ઝૂંપડીમાં એક એક ગોદડી પર સૂતાંઃ ભિખારણ તરીકે પાવરથી બની ગયેલી જીવતી પણ, 'જીતુના ગળામાં હાથ નાખીને લાગણીવશ બની રડવા લાગી.'

વધુમાં વધુ મર્મવેધકતા આપણને આ પ્રસંગમાં લાગે છે. એના આલેખનમાં સર્વોત્કૃષ્ટ સરલતા છે. દુઃખ અને પ્રેમ ભેગાં થાય છે. જેમનું સંસારમાં કોઇ નથી તેઓનું આ મિલન અનંત લાગણીઓના ઉભરાથી છલકતું છતાં અબોલ છે. સંસારની ઘૃણા સામે એક પણ તિરસ્કારનો શબ્દ નથી. પીડિતો ભેગા મળીને આ સામાજીક જુલમગારી સામે જેહાદના બોલ કાઢતા નથી. વાસ્તવજીવનને એ જેવું છે તેવું જ વર્ણવે છે: સમદુઃખીપણાની ગ્રંથિ અને સ્નેહનો રેશમી તંતુ : અનિર્વાચ્ય કોઈ દુઃખની લાગણીઃ દુઃખનાં છુપાં કારણો સમજવાની અશક્તિઃ આ બધું જ સ્વાભાવિક છે.

તે પછી માનવપ્રેમનો બીજો વ્યાપક સ્પર્શ તેમને ખ્રીસ્તીઓનાં મીશનમાં મળે છે. મીશન તેમને ઉભયને મુક્તિ આપે છે:- જીવવાની મુક્તિ, ભણવાની મુક્તિ, અને સૌથી મોટી ચાહવાની મુક્તિઃ માનવ-જીવન નિઃસીમ મુક્તિના મેદાનો વચ્ચે મ્હેકી ઉઠે છે. પરંતુ એ મેદાનની ક્ષિતિજ-રેખા પર એક દિવાલ ઉભેલી જ્યારે દૃષ્ટિગોચર થાય છે, ત્યારે મુક્તિનો આનંદ કરમાય છે. એ મુક્તિ પર ધર્માન્તરના ઓછાયા પડે છે.

જીતુના મનમાં વાર્તાકારે અહીં જે વિચારણા અને આત્મમંથન મૂકેલ છે, તે મને સ્વાભાવિક અથવા કહો કે સરલ નથી લાગતું. સરૂએન મહાદેવ પાર્વતીને પૂજતી માટે આ ધર્મપરિવર્તન જીતુને અકારૂં થઇ પડે, તેવું મારી કલ્પનામાં ઉતરતું નથી. એ દલીલો એક પંડિતની છે. જીતુ પંડિત ન હોઇ શકે. એટલાથી જ ન્હાસી છુટીને જીતુ જુલમી શેઠીયાના ઘરનો આશરો લ્યે ને પછી ગાંધી આશ્રમમાં એને મોકલવામાં આવે એટલે એનો ઉધ્ધાર થઇ જાય વગેરે વિગતો જે રીતે લખી છે તે રીતે બનાવટી લાગે છે. આખી વાર્તામાં જે 'નરી સરલતા' વહે છે, તેમાં આ ખ્રિસ્તી મીશન વિ. ગાંધી આશ્રમવાળી કડી મને અતિ આડમ્બરી લાગે છે. વાર્તાનો એ વિભાગ આપણા માનસિક પૂર્વગ્રહોના ચોગઠામાં જાણે કે ઝકડાય છે. પણ એ કૃત્રિમતામાં લેખકે એક બળવાન માનવતત્ત્વ મૂક્યું છે. જીતુ પોતાને મુક્તિ આપનાર મીશન સંસ્થા પ્રત્યે કૃતજ્ઞતાની લાગણી જેવી ને તેવી બીની જ રાખે છે.

જીવનમાં સાફલ્ય મળ્યા પછી પણ જીતુના અંતરમાં એ સાફલ્યના કરતાંય વધુ મોટો સાદ ઉઠે છે તે આ વાર્તાકારનું પણ પરમ સાફલ્ય છે. જીતુની પાસે જીવતી—એટલે કે શૈલિની—છે, પોતે અચ્છો ચિત્રકાર બન્યો છે, ત્યજનારા જગતે જ એને અપનાવી લીધો છે, તેવી સ્થિતિમાં પોતાના બાલ્યકાળની દુઃખ-સ્મૃતિઓ જીતુને વધુ કટુ અને તેથી અનાકર્ષક બનવાનો વિશેષ સંભવ: પરંતુ સાચો દુઃખી પોતાના પ્રત્યે પહેલવહેલી માનવતા દાખવનારને કેમ ભૂલી શકે ? એ માનવતા એને નાનપણમાં સાંપડી હતી માટે જ વધુ તીવ્રપણે સાંભરવા જોગ થઇ ગઇ. અને સરૂબેનનો નિર્મળ પ્રેમ તો અણુબુઝ દીવી જેવો એના પ્રાણની સાથે ને સાથે રહ્યો છે. જીતુને ઝંપ વળ્યો નહિ. એણે પોતાની પ્રથમ સંભાળ લેનારાઓએ ચિરકાળના બાંધેલા સ્નેહ-તાંતણા વડે ખેંચ્યો. ને એ પાછો સરૂબેનને મળ્યો. પણ એથી વધુ તીવ્ર લાગણી તો વાર્તાકારે જીતુના અને 'બા'ના (ડૉક્ટર-પત્નીના) મિલનમાં મૂકી દીધી છે. જીતુના ન્હાસી જવા પછી કુવા શોધાવનારા, અને છોકરાં પાસે પોતાની એમાંથી એક આંગળી પકડાવીને 'જીતુ આજ સાંજના આવી જશે' એવું માનવા મથનારાં 'બા' જીતુને પોતાના પગમાં પડેલો જુવે છે, ત્યારે—

"જીતુ, બેટા, મને ક્ષમા આપજે" કહી જીતુને ઉપાડીને છાતીમાં લ્યે છે. પ્રેમનો ત્યારે પરમ વિજય આપણાં અંતરમાં ઉજવાઇ રહે છે.

ને વૈર, ધિક્કાર તેમ જ બળવાનાં સુચક તમામ જીવન-બળો કરતાં પ્રેમનું બળ શું વધુ મહાન નથી ? યુદ્ધક્ષેત્રમાં ઘુમી ઘુમીને આખરે તો આપણે સૌએ પણ જીતું અને શૈલની જેમ માનવ પ્રેમના ઘરભણી જ પાછા વળવું છે ના !

તદ્દન સાદી, મનોવિજ્ઞાનનો એક પણ કોયડો છોડવાનો દાવો ન કરનારી, વસ્તુગુંથણીમાં એક પણ રહસ્યને ખડું કરવાના પ્રયત્ન વિનાની આ કથા આપણને સ્પર્શે છે, કેમકે લેખકના સંસારના સ્વાનુભવમાંથી એ નીપજેલી છે. જીવનની ખુંદેલી ધૂળમાંથી પાકેલી એ પેદાશ છે.

મૂળ હિન્દી મેં વાંચ્યું છે ને વખાણ્યું છે. ગુજરાતી વાંચ્યું ત્યારે મને નવીજ કોઇ ચોપડી વાંચતો હોઉં એવો આનંદ મળ્યો છે. ફરી ફરી વાંચવા મન થાય છે. અનુવાદ જાણે કે આ છે જ નહિ.

સારા અનુવાદો કદિ અનુવાદો હોતા જ નથી. અનુવાદકોએ પોતાની આત્મિક એકરસતામાં જ કલમ બોળીને લખેલા એ મર્મલેખો બને છે.

**શાયરી** (ભાગ પહેલો, બીજો) કર્તા હાશિમ બિન યુસુફ ભરૂચા. પ્રકાશક 'વહશી' સાહિત્ય કાર્યાલય, સુરત. કિં. આઠ આના,

ફારસી છંદરચના, ગુજરાતી કવિતા માટે કેટલી અને ક્યાં ક્યાં ઉપયોગી થઇ શકે તેને ઉદાહરણો આપીને શાસ્ત્રીયરીતે સમજાવવાનો આ અમૂલ્ય પ્રયત્ન છે. આ વિષયપરત્વેનું કર્તાની દ્રષ્ટિનું ઊંડાણ વિસ્મયજનક છે. સંસ્કૃતમાંથી અનેક છંદો ગુજરાતી ભાષાને મળ્યા છે. એ તમામમા ગેયતા તો છે પણ મર્યાદાના બંધનમાં પડેલી એ ગેયતા જોઇએ તેટલો લોકાદર પામી શકી નથી. ફારસી છંદરચના પણ એ મર્યાદાથી મુક્ત નથી, ગુજરાતી કવિઓ એને સ્વતંત્રરીતે બહલાવવાને યત્ન કરે તો સંસ્કૃત-ફારસીના મિશ્રણથી ખોવાઇ ગયેલી ગેયતા પાછી આવવાનો સંભવ છે ખરો. ગુજરાતી ભાષાના આ જાતના અલ્પ સાહિત્યમાં આ પુસ્તકનો ઉમેરો આવકાર પાત્ર છે. કર્તાને અભિનંદન,

ઈ.

**યોગપ્રદીપ:** પ્રકાશક: શ્રી. અરવિન્દ ગ્રંથમાળા, હેયર સ્ટ્રીટ કલકત્તા; મુલ્ય આઠ આના

શ્રી. અરવિન્દ બાબુએ પોતાના શિષ્યોના પ્રશ્નોના ઉત્તર આપતાં જે પત્રો લખેલા તેમાંથી

તારવીને આ પુસ્તક હિંદીમાં તૈયાર કરવામાં આવ્યું છે, આમ છતાં પુસ્તક યોગ માટેનું પ્રવેશક પુસ્તક બની શક્યું છે.

શ્રી. અરવિંદ અને એમના યોગ વિષે ઘણી વિચિત્ર માન્યતાઓ શિક્ષિતોમાં પણ ચર્ચાય છે. અમારા એક શિક્ષક કે જેઓ પોતાને શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિક અને છેલશંકર વ્યાસના મિત્ર તરીકે ઓળખાવતા તેઓએ એક વખત જે કહેલું તે મને અત્યારે પણ યાદ છે. એમણે એવું કહેલું કે તેઓ થોડા મિત્રો શ્રી. અરવિંદ દેવને આશ્રમે ગએલા, મુલાકાત મેળવેલી અને શ્રી. અરવિંદે એમની જિજ્ઞાસા સંતોષવા અમેરિકાની એક ખાદ્ય વસ્તુ ચમત્કારથી એક જ સ્થાને બેસી રહીને તે ઓરડામાં હાજર કરેલી.

ઉપલા ચમત્કારની વાત સાચી છે અથવા અમારા શિક્ષકે તે ઉત્સાહમાં આવી જઇને અતિશયોક્તિ તરીકે કહી છે એ હું જાણતો નથી પરંતુ આ પુસ્તક વાંચવાથી અપણને એટલું તો સમજાય છે કે યોગ આચરનારમાં કોઇક કાળે પણ આવા આધિભૌતિક ચમત્કારો કરી શકવાની શક્તિ આવી શકે ખરી. પણ યોગનો સાચો અર્થ સમજનાર એવા ચમત્કારો કરવાની કદિ ઇચ્છા જ ન કરે. એવી ઇચ્છાથી થએલો યોગ માણસ જે માટે યોગ આચરે છે તે તેને મળતું નથી.

શ્રી. અરવિંદ બાબુનો યોગ પૂર્ણયોગ કહેવાય છે કારણ કે તેમાં અંતર અને બહિર બંને પ્રકારને સમાન સ્થાન છે. કેવળ ધ્યાન કે ભક્તિ અથવા કેવળ સંસારનાં પ્રપંચો (કર્મો) મનુષ્યની પૂર્ણતાને મદદકર્તા નથી, ગીતામાં જે છે તે બધું આમાં છે. ઉપરાંત આમાં વિજ્ઞાનશક્તિ અને પ્રકૃતિનું દિવ્યીકરણ આરોપવામાં આવેલ છે.

પુસ્તકની ભાષા ખૂબ પ્રવાહી, મધુર અને સાદી છે. છપાઇ તથા ઉઠાવ પણ સુંદર છે. પુસ્તક આવકારદાયક છે. ચા.

**જ્યોતિર્ધર** (પખવાડીક) તંત્રીઓ: ગટુલાલ ગો. ધ્રુવ: પ્રાણલાલ દેસાઈ. ગાંધી રોડ, અમદાવાદ. વાર્ષિક લ. બે રૂપીઆ.

ગૂજરાતના સામાજીક પ્રશ્નોને ચર્ચે એવા મુખપત્રની ભારે જરૂર હતી. સત્યાગ્રહ લડત શરૂ થઇ તે પહેલાં રાજકીયની સાથે સામાજીક પ્રશ્નો ગાંધીજીના નવજીવનમાં ઠીક ચર્ચાતા. નવજીવન બંધ થયા પછી આ ખોટ ભારે જણાતી. અઠવાડીકો અને પખવાડીકોમાં સામાજીક ચર્ચાઓ નહોતી આવતી એમ કહેવાનો આશય નથી પણ એવી ચર્ચાઓ બીજા વિષયો સાથે સેળભેળ થઇ જતાં જે અસર ઉપજવી જોઇએ તે ઉપજતી નહોતી. જ્યોતિર્ધરનો મુખ્ય હેતુ જ સમાજમાં સુધારણા કરવાની છે. પહેલા ત્રણ અંકો જોતાં લાગે છે કે આ નવું પ્રકાશન પોતાની નેમ પાર પાડશે એટલું જ નહિ પણ ગૂજરાતમાં થનારી સામાજીક ક્રાન્તિમાં અગત્યનો ભાગ ભજવશે. અમે એની ફતેહ ઇચ્છીએ છીએ.

## શામળદાસ કૉલેજ મેગેઝીન

ભાવનગરથી પ્રગટ થતું આ કૉલેજ મેગેઝીન અંગ્રેજી અને ગુજરાતી એમ બે વિભાગમાં બહાર પડે છે. અંગ્રેજી વિભાગના ૬૬ પાનાઓમાંથી લગભગ ૪૫ પાનાઓમાં વિચારણીય લેખો સંગ્રહવામાં આવ્યા છે. અંગ્રેજી વિભાગ જેટલો જ ગૂજરાતી વિભાગ સમૃદ્ધ કરવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. કવિતાઓમાં હજીપણ ઝીણવટ ભરી પસંદગીની જરૂર છે. ગદ્યવિભાગમાં ખાસધ્યાન ખેંચે તેવા લેખોમાં 'અર્વાચીન કવિતા' અને 'સૌન્દર્ય ચિત્રો' ગણાવી શકાય. 'મુન્શીની 'પુરૂષત્વની ભાવના' 'ઊર્મિ'માં આવી ગયેલ છે. તે સિવાય વાર્તાઓ હજી આરંભકાળની ગણી શકાય તેવી છે. એટલે આખોએ અંક એના સંપાદકો કહે છે તેમ 'આપણા વિદ્યાર્થીઓની સળવળતી શક્તિઓનું દર્શન કરાવે છે.'

બંસીધરનું છાયાચિત્ર એના ચિત્રકારની પીછીને જેબ આપે છે.

**મુંબઈ:** બાલવિનોદમાળા સં. નાગરદાસ ઈ. પટેલ મલાડ (મુંબઈ)

અસહકારના આંદોલનો પછી આપણે ત્યાં સાહિત્ય સર્વદેશીય બન્યું છે. તેમ તેણે બાલ સાહિત્યને પણ નવો જ ઝોક અને વેગ આપેલ છે. તે પહેલાં પણ બાલ સાહિત્યનું પ્રકાશન થતું તો હતું જ. પણ આટલું વિવિધતા ભર્યું અને થોકબંધ પ્રકાશન તો ત્યાર પછી જ. આજના બાલ સાહિત્યના રચયિતાઓમાં શ્રી. નાગરદાસ પટેલનું સ્થાન મહત્ત્વનું છે. એમના હાથે અત્યાર સુધીમાં અનેક પુસ્તિકાઓ પ્રકાશન પામી ચૂકી છે. અને બાલકોમા એ પસંદગીને પણ પામ્યાં છે. પ્રસ્તુતઃ પુસ્તિકામાં મુંબઈનું વર્ણન પ્રવાસરૂપે આપવામાં આવ્યું છે. અને એ જ એની વિશિષ્ટતા છે પ્રવાસરૂપે અપાતા વર્ણનમાં સરલતા ખૂબ રહે છે બોરી બંદરથી લઇને ક્રાફર્ડ-માર્કેટ સુધી એક ભાગ અને પછી જુમા મસ્જીદ તરફ જતાં એ બાજુનો આખો ભાગ ઠેઠ બાબુલનાથના મંદીર સુધી, એમ બે કટકે આખુંય મુંબઇ ચિત્રો સહીત નજર આગળથી પસાર થાય છે. બાળકોને એ રસમય વાંચન આપશે એટલું જ નહિ પણ હિંદના એક મુખ્ય શહેરનો સંપૂર્ણ ખ્યાલ આપશે. રા. નાગરદાસ આ રીતે હિંદના મુખ્ય મુખ્ય શહેરોની પુસ્તિકાઓ બહાર પાડી બાળકોના જ્ઞાનમાં અવશ્ય વધારો કરશે. એમની આ પ્રવૃતિમા અમે એમની સફળતા ઇચ્છીએ છીએ.

**વિજ્ઞાનના દૃષ્ટાઓ:** અનુ. શ્રી. મોંઘીબેન
**બાળ જોડકણા:** લે. શ્રી. ગીજુભાઈ
**વિજ્ઞાનની રમતો:** અનુ શ્રી. મોંઘીબેન
**પરીની વીંટી:** લે. શ્રી. ચંદ્રશંકર ભટ્ટ
પ્રકાશક શ્રી. દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર ભાવનગર દરેકની. કિંમત પાંચ આના.

પ્રસ્તુતઃ પુસ્તિકાઓ બાલ સાહિત્ય વાટિકાના અનુક્રમે ૨૦, ૨૧, ૨૨ ૨૩,માં પુષ્પો છે. તેમાં વિજ્ઞાનની રમતો એ આજના તબક્કે ખાસ આવકારવા જેવી છે.

પશ્ચિમમાં વિજ્ઞાનનો ઉપયોગ દરેક દરેક બાબતમાં થઇ શકે. એટલું સહેલું બનાવી બાળકોને નાનપણથી જ પરિચય અપાય છે. આપણે ત્યાં એથી તદ્દન વિપરીત સ્થિતી છે, નાના બાળકોને માટે તો ઠીક પણ યુવાનોને ય રસ પડે એવું સાહિત્ય સરજાતું નથી. અલબત્ત આ સ્થિતિમાં છેલ્લાં થોડા વરસોથી જ ફેર પડયો છે. વિજ્ઞાનનું જ્ઞાન નાનપણથી જ અપાવું જોઇએ. એમ ચોતરફથી કહેવામાં આવે છે.

આ બંને પુસ્તિકાઓ આપણા બાળકોની વિજ્ઞાન પ્રત્યેની અભિરૂચી જરૂર વધારશે. કેટલીય વસ્તુ સાદી નજરે જાદુ જણાય તે ખરેખર વિજ્ઞાનના નિયમ પ્રમાણે તદ્દન નજીવી હોય છે. બાળકો વિજ્ઞાનના દૃષ્ટાઓ તેમ જ રમતોને નિસંશય વધાવી લેશે.

નાના હતા ત્યારે એક બીજાને ઉખાણા પૂછતાં ત્યારે જેને જે આવડે તે ખૂબ ખૂબ ઉમંગથી બોલી જતા, એ વખતે એનું ક્ષેત્ર બહુ મર્યાદીત હતુ. આ પુસ્તિકાથી ગીજુભાઈ ઉખાણા પૂછનાર માટે એક જબ્બર ભંડાર ખુલો મૂકે છે. બાળકો એ ભંડારમાંથી વપરાય એટલું ધરાઇ ધરાઇને વાપરશે. પરીની વીંટી એ અંગ્રેજીમાંથી રૂપાંતર આપેલી પરી કથા જ છે. એમાં રમુ કમુ નામના બે બાળકો સ્વપ્ન પરીની સાથે આકાશની સહેલ ગાહે જાય છે. અને ત્યાં ખૂબ આનંદ કરે છે. બાળકોને વાંચતા ખૂબ મજા પડે એવું રસમય શૈલીએ લખાયેલું છે.



* વર્ષ છઠ્ઠું * * જુલાઇ ૧૯૩૭ * * અંક સાતમો *

# સશાસ્ત્ર વિ. સારું અને સરળ

એક વાર કુટુંબી જેવા એક મિત્રને ત્યાં જમવા ગયો હતો. ત્યાં બે જુદી જાતની જમવાની વ્યવસ્થા જોઇ. એક નોકરને મેં ગમ્મતમાં પૂછ્યું, 'આ કોને માટે?' નોકરે કહ્યું, 'આ મોટા લોકોને માટે છે.' 'અને પેલી બીજી?' નોકર જવાબ આપતાં જરા મૂંઝાયો, પણ પછી બોલ્યો, 'એ સારા લોકો માટે છે.' 'ત્યારે હું સારા લોકોમાં બેસીશ' – હું બોલ્યો. 'ના, તમારે તો અહીં બેસવાનું છે' – એણે આગ્રહ કર્યો. મેં કહ્યું, "ના, મોટા લોકો કરતાં સારા લોકો ઠીક."

મોટા અને સારા લોકો વચ્ચે વિરોધ દેખાડવાનું એની કલ્પનામાં યે નહોતું. પણ અજાણ્યે જ એણે વિરોધાભાસ ઉત્પન્ન કર્યો, અને તે ગમ્મતનો વિષય થયો. મોટા લોકો સારા ન જ હોય એમ તો કોઇ કહી શકે નહિ, પણ સારા લોકો મોટા ન હોય એવું બને, અને કેટલાક મોટા લોકો સારા ન હોય એવું યે બને.

મોટા લોક અને નાના લોક, એવા પ્રકારની ભાષાથી ભેદ દેખાડવા કરતાં આ નોકરે વાપરેલી ભાષા મને વધારે સારી લાગી. અનેક બાબતોમાં સમાજમાં પ્રત્યક્ષપણે રહેલા આવા ભેદોને એકને ખરાબ બતાવ્યા વિના દેખાડી શકાય.

એવો જ એક ભેદ શુદ્ધ સાહિત્ય અને સારા સાહિત્યનો કરી શકાય. શુદ્ધ સાહિત્ય સારું ન જ હોય એમ નહિ, કેટલુંક સાહિત્ય સારું છતાં શુદ્ધ ન હોય એમ બને. અહીં, અર્થાત્, શુદ્ધ શબ્દ નૈતિક નહિ, પણ કલામય એ દૃષ્ટિએ વાપર્યો છે. એને કલામય અથવા સશાસ્ત્ર સાહિત્ય કહેવું જોઇએ, પણ શુદ્ધ શબ્દ વપરાયેલો હોવાથી, અને તે સરળ હોવાથી તે જ વાપર્યો છે.

આ ઉપરથી શબ્દોના ઉપયોગમાં યે શુદ્ધ શબ્દો અને સરળ શબ્દોનો ભેદ પાડી શકાય એમ છે. દા. ત. 'અક્ષિ', 'એંજિનિયર' વગેરે શુદ્ધ શબ્દો છે; 'આંખ', 'ઇજનેર' સરળ છે. કેટલાક શુદ્ધ અને સરળ બન્ને હોય – જેમકે 'દીનતા'. પણ એ જ અર્થનો 'કાર્પણ્ય' શબ્દ શુદ્ધ છે, પણ સરળ નથી. અને આ 'સરળ' શબ્દ પણ શુદ્ધ છે, છતાં ટેવને પરિણામે 'સહેલો' જેટલો સરળ નથી.

મહત્વનું શું? શાસ્ત્રીયતા કે સારાપણું અને સરળતા?

વર્ધા : તા. ૮ : ૭ : ૧૯૩૭

શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા

# પ્રથમ પુત્ર પર લખેલી લીટીઓ

કોલક

પ્રવાસી ઊતારૂ મુજ સદન સોહાવ પગલી
કૂંણી તારી પાડી જનક જનનીના ચરણુમાં.
અહીંહું આનંદી સ્મિત કરી મહોલ્લાસ શિશુ તું
જગાવી લે વ્હાલા અમ ઉર ઉરે ગીત રણકા.
અહીં કાવ્યોદ્યાને પથિક શિશુ તું સ્નિગ્ધ વદને
પ્રવેશ્યો, રેલાવી ત્રિઉર તટની જાન્હવી- સુધા.

હતું માન્યું આશે !
સીમા ઓળંગ્યાં છે જીવન પ્રણયોદ્યાન તણીને-
પડ્યાં પ્હાડી બીડે પ્રભુ પદ સમીપે સચરતાં
નીરવ વદને અર્ધ્ય આલ્હાદ ધરવા.

ત્યહીં હર્ષાનંદે અચલ ધ્રુવ તારો અમીભર્યો
ઊગ્યો ઓજસ્વી તું અમ અતલ વ્યોમે અનુપમો

અમે માણ્યુ આજે સફળ સુખ એ પ્રેમ વનનું
થયું, વિલોકન્તાં વિમલ પ્રભુ શું રશ્મિ નવ તું !

જશું આઘે આઘે
ઊષા ભર્ગાંબારો મહીં થઇ હવે પન્થ કરશું
અને કુંજે મુગ્ધા નયન દઇ, ગાનો જગવશું.
મહાન ર્દોર્મિએ સહુ દિગદિગન્તો ગજવશું

થયો સાક્ષી તું યે અમ ઉભયના પ્રેમ જીવને
રૂડી વાટિકામાં મધુર ગીત ગાવા સુભુવને.
સ્વિકારી આતિથ્યો હસ રડ રમી તાત-કુટિરે.
અને શિશુ વ્હાલા ! હું પણ નચવું ગીત-રણુકે
મુદ ભર અમારા નવ પથે.

# ક્યાંથી નાચે !

દેવજી રા. મોઢ

છાયા નાચે શશિની સરમાં, વ્યોમમાં અભ્ર નાચે,
કાસારોની તટ પર ઉભાં ઝાડનાં ઝુંડ નાચે;
વાયુ સ્પર્શે વિટપ પર સોહામણાં પુષ્પ નાચે,
સાથે સાથે કુસુમ કળીને ભીંસતો ભૃંગ નાચે !

ચંદ્રી કેરાં સ્મિત કિરણથી સિન્ધુનાં હાર્દ નાચે,
સિન્ધુ કેરાં નીર સરકતાં લોધીની નાવ - નાચે;
નાવે બેઠી ઢીંમર તનયા કેરૂં હૈયું ય નાચે.
સાથે સાથે હૃદયજડિયા મુગ્ધ ભાવો ય નાચે.

નાચે કેવી પ્રકૃતિ સઘળી આજ થૈ એકતાન !
નાચે કેવું યુગલઃ જડ ને ચેતનાઃ ભૂલી ભાન !
નાચે કેવાં હુંપદ ભૂલી જૈ; ગાય શાં ઐક્યગાન !
શાને મારૂં ઉર અતડું ના નાચતું દેઇ તાલ ?

ક્યાંથી નાચે ? ગળીં જીરવવાં કૈંક માનાપમાન.
ક્યાંથી નાચે ? ઉંડું ઉતરતું શલ્ય શું તિક્ષ્ણભાન.
ક્યાંથી નાચે ? ફરજ તણી યે સાલતી તીણી સાન.
ક્યાંથી નાચે ? હજી ય અધૂરાં છેડતાં દર્દગાન.

ક્યાંથી નાચે ? સહન કરવા આકરા, ક્રૂર સાદ.
ક્યાંથી નાચે ? સ્વયમ સ્ફૂરતો રૂન્ધવો ઉરનાદ.
ક્યાંથી નાચે ? સતવી રહી કૈં મીઠડી તીવ્ર યાદ.
ક્યાંથી નાચે ? વહન કરવા કૈંક ઘેરા વિષાદ.

# તુરંગદ્વય

કરસનદાસ માણેક

## ભ્રમ

દિવાલ સળીઆ - ભલે મથી રહે મને ડારવા,
“ તુરંગમહિં તું ” કહી ભયની ભ્રાન્તિ સર્જાવવા;
મહા તિમિર–અબ્ધિની ફરી વળે ભલે ઊર્મિઓ
પ્રયત્ન કરતી વૃથા હૃદયક્ષોભ જન્માવવા;
કરાળસુર સંતરી ઉછળી છો ડચે કર્ણ ને;
કવાયત કરે ભલે મનુજ વ્યાઘ્રવાઘા સજી;
કટાકટ ભિડાય છો કઠણ વજ્રતાળાં બધાં;
ઘમંડથી ઝુલે ભલે અણુઝ ચાવીઓના ઝુડા !

અરે અવસ્થા બધી જડમતિની લીલા નરી
નિહાળી અટહાસ્યને નવ હું રોધી કેમે શકું !
ભિડાઇ ઉંચકાય જ્યાં નયનનાં કુણાં પોપચાં
ત્યહાં અખિલ વિશ્વમાં ફરી વળું મનોવેગથી !
શરીર જડી શૃંખલા અણુઝ પોરસે ફૂલતા :
પડ્યા ભ્રમતુરંગમાં નિરખી તેમને હું હસું !

## સત્ય

મને ઘડીઘડી હજાર નજીવી લઈ આપદા
સકંજ મહિં, તું થકી વિમુખ રાખવા સર્વદા
મથે; પળજીવન્ત દુઃખદહનો પ્રજ્વળન્ત ને
વિમોહ ક્ષણજીવિ ઇન્દ્રિયસુખોતણા આત્મને
ઉંડા તિમિરઘેનમાં ફગવતા ઉગે ને ભમે
અને નિજપુંઠે પ્રલંબ ઘનછાંય મૂકી શમે;
ગુંથાય સહુ જે થકી જટિલ જાલ ભૂલામણી
અહર્નિશ, તુરંગ શી જીવનઅંગઅંગો તણી !

દિવાલ જડ ઇંટ પ્ત્થર ચુનાની ભેદી છુટ્યો.
થયું ઘડિક, બન્ધનો, પ્રિતમ, માહરાં સૌ સર્યાં–
થયું ઘડિક, આથમ્યા અવધ–દ્હાડલા વ્રેહના
અને સુભગ ઊગિયું સમુરતું પ્રિયાશ્લેષનું !
થયું ઘડિક–ને ત્યહાં નીરખી જાળ કાળી ! અરે,
નથી અવધ યે હવે, જીવવું ફક્ત આશા પરે !

## રહું સ્મરણમાત્ર કાં ?

હરિલાલ ગો. પંડ્યા

રહું ઉરમહીં જ શું સ્મરણમાત્રને તાહરો
અસહ્ય પરિતાપ દાહ જગવું વૃથા ચિંતને
અલક્ષ્ય મુજ હસ્તના ? નયન બિન્દુઓ ન્હાળવાં,
નિસાસ, કરૂણા પ્રિયે ! પ્રબળ રોષ ઉદ્દીપન–
કરે શિથિલ ગાત્રને, મધુર સંહિતા સૂર શી
શમે વચનમાધુરી, ધબકતી મહા શાન્તિ યે,
અદીઠ ઉરમંથને, વિકૃતિ અંગ લાવણ્યની !

રહું સ્મરણમાત્ર કાં ? તપ અમોઘની સાધના
ત્હને જ વરવા ધરું ન જન્મ જન્માન્તરે ?
નિદાઘ બનવું હવા શિદ પ્રિયે ! લતાપ્રાણુને
સદા વિફળ શોષવા સ્મરણ રશ્મિએ સર્વથા ?

અને ગતસુરાગની વિમલ સૃષ્ટિમાં એકલી
સહર્ષ રમજે સખિ ! ઉર અપૂર્ણતા ચાહશે–
કદીય મુજ સ્પર્શ તો સુલગ માતરિશ્વા બની
લહીશ મૃદુ ચુમ્બનો, સુલભ વાટિકા સ્થાનમાં !

## નિશામણિ

અજ્ઞાત

'કલાપિ' ય થયો ન હોત યદી મુગ્ધ તુજ તેજપે,
અને લખત કાવ્ય ના લઘુત્વયે મને વાંચવા,
રસપ્રદ સુકલ્પના, ક્લિસુરી, દયાભાવના
તણા મધુર ઘૂંટડા શકત પાગી હું શું કદા ?
અને રચત આટલી લઘુ પ્રશસ્તિરૂપ પંક્તિઓ
નિશામણિ ! નિહાળીને તુજ સ્વરૂપ ચમકંત આ ?

તપેલ પૃથિવિ ચૂસે નભરસાર્દ્રતા હેતથી,
ચૂસી પ્રગટતી રૂડા હરિતભાવ ખંખેરવા
અલસ્ય જગનું, દઈ સુલભ ઠંડી સહુ નેનને
ત્યહાં પરણ ઝૂંડમાં શીતળ તેજ ત્હારૂં ઝગે
દિવા સ્વપ્ન શું દીસે જીવન ત્હારૂં ઠંડુ વળી
ટૂંકુ સુઘડ સંસ્કૃતિભર, ધરિત્રિના તારલા !
મને ય જીવવી ગમે તુજ સમી લઘુ જીંદગી
ઝગી વિમળ થોડું લુપ્ત થવું હું ચહું આગિઆ !

## વગડાઉ ફૂલને

નરવરલાલ મો. ગાંધી

(મિશ્ર)

ભલે તમે આકુલ શ્વાસ લેતાં
રહો છુપાઇ દલઝૂંપડીમાં;
ભલે વળી વલ્લરી છાંય ઓથે
વિદગ્ધહૈયે ય બળીઝળીને,
નિઃશેષ થઇ કાતરગદ્દસ્વેર શું
એકાંતમાં, જંગલમાં, સુદૂરે
ટીપું ટીપું આંસુ ય ઢાલવીને
સૌન્દર્યને પોષી રહ્યા અકારણે !

એ જોઇને રે ! ઘડી એમ થાતું
મને ય કે, વિશ્વમહીં કંઇક
વસ્યાં હશે માનવ દગ્ધહૈયે
રીબાઇ, પીસાઇ ઉંડા વિષાદે
આંસુ વિષે સુદરતા પિગાળવા
વહાવત નિર્મલ ગંધરંગને !!

# મોજાંઓનો તાંડવયોગ

શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

[ કરાચી પાસે કીઆમારીથી સહેજ દૂર મનોરા કરીને એક બેટ આવેલ છે. ત્યાં એક મજાનું મંદિર છે. બેટ ઉપર મોટે ભાગે પોર્ટટ્રસ્ટના લોકો અને થોડુંક લશ્કર રહે છે. મનોરા બેટ કરાચીનું ઘરેણું અને સમુદ્રનું રમકડું છે. એ બેટને દક્ષિણ છેડે એક મોટી કરાડ આવેલી છે. જ્યાં સમુદ્રનાં મોજાંઓ અથડાય છે. અને એથી આગળ ઠીક દૂર સુધી એક મોટી દિવાલ બાંધી મોજાંઓને પ્રતિબંધ કરેલો છે. તેથી ત્યાં મોજાંઓનો અખંડ સત્યાગ્રહ જોવાને મળે છે. આ દશ્ય જોવા હું એકવાર ગયો હતો. હિન્દી સાહિત્ય સંમેલન માટે આ વર્ષે કરાચી જતાં ફરીવાર એ દશ્ય જોઈ આવ્યો. મોજાંઓની અસર પેલા પત્થરાઓ ઉપર ભલે ન થાઓ પણ હૃદય ઉપર એમની અસર થયા વિના કેમ રહે ? હૃદય અને સમુદ્ર બંને સ્વભાવે જ ઊર્મિલ હોય છે. ]

કોઈ પણ કુદરતી દૃશ્ય પહેલીવાર જોઈને જે અસર થાય છે તે અસર બીજીવાર જોઈને નથી થતી. પહેલીવાર બધું નવું નવું હોય છે. અજ્ઞાત વસ્તુનો પરિચય કરવાનો હોય છે. ડગલે અને પગલે આશ્ચર્ય અને ચમત્કૃતિનો અનુભવ થાય છે. બીજીવાર એ જ ઠેકાણે જવાથી ત્યાં કઇ કઇ વસ્તુની અપેક્ષા કરવી તેનો ખ્યાલ માણસને હોય છે. એટલે એટલા પ્રમાણમાં ચમત્કૃતિને અવકાશ ઓછો હોય છે. પરિચિત વસ્તુ પ્રત્યે પ્રેમ બંધાઈ શકે છે પણ આશ્ચર્ય અને ચમત્કૃતિ તો અપરિચિત વસ્તુ માટે જ હોઇ શકે છે.

એવી જ કંઇક પ્રેમપૂર્ણ પણ ઔત્સુક્યરહિત વૃત્તિથી હું કરાચી પાસે આવેલા મનોરાનાં મોજાં જોવા આ વખતે ગયો. જૂના પણ જુવાન મિત્રો સાથે આ રમ્ય ઠેકાણે વિસ્રબ્ધ વાર્તાલાપ થઇ શકશે તે આશાએ ત્યાં ગએલો. મોજાંઓ તો ત્યાં છે જ. એમને જોતાં આનંદ થવાનો છે જ; એથી વિશેષ કાંઇ નહિ એમ મનને સમજાવીને ત્યાં ગયો.

ગયે ફેરે ઊછળતાં મોજાંઓનું ધવલ હાસ્ય પકડવા માટે જાતજાતના ફોટા લીધા હતા પણ એમાંથી એકે સારો આવ્યો નહોતો એટલે એ મોજાંઓ પ્રત્યે મનમાં થોડીક ચીડ હોવાં છતાં વાર્તાલાપ માટે અનુકૂળ વાતાવરણ ત્યાં મળવાનું જ છે એટલો વિશ્વાસ હતો.

પણ ત્યાં જઇને મેં શું જોયું ! ગયે ફેરે જે દશ્ય જોયું હતું અને એનાં કાવ્યમય ચિત્રો જે ચિત્તમાં સંઘરી રાખ્યાં હતાં એમને ફિક્કા પાડી ભૂંસી નાખનારાં મોજાંઓનું એક અખંડ તાંડવ જ એકા એક નજરે પડ્યું હવે વાર્તાલાપ શાનો અને વિસ્રબ્ધ કથા શાની ? મને તો ત્યાં ઉન્મત્ત કરનાર નશો જ મળી ગયો. આ ઠેકાણે એકલો હોત તો એ મોજાંઓના

તાંડવમાં ઝંપલાવીને એની સાથે એકરૂપ થવાના અંદરના ખેંચાણને હું રોકી શકત કે કેમ એ 'હું નિશ્ચયપૂર્વક ન કહી શકું.

એક જણ ગાય એટલે બીજાને ગાવાનું સ્ફુરણ થાય જ, એક શિયાળ રાત્રીની શાંતિ સામે બળવો જગાડે એટલે બધાં જ ક્રાંતિકારી શિયાળવાં પોતાનાં ફેફસાંની કમરત એમા ઉમેરવાના જ; અરે ! તરફવાળી સતારની તારો પોતાના પ્રાણથી છેડી જુઓ; તરત નીચેની તારો એની મેળે પોતાનો આનદઝંકાર શરૂ કરી દે છે. તો પછી મારા જેવો કુદરતઘેલો જીવ કુદરતની ભવ્યતાનું દર્શન કરી એની સાથેની પોતાની જુદાઈ ભૂલી જાય તો માનવીકડાપણની દષ્ટિએ એમા ભલે આશ્ચર્ય હોય પણ એ કાંઈ અનહોની વાત નથી.

જેમ હાથીની આખી શોભા એના ગંડસ્થલમાં કેંદ્રીભૂત થાય છે, કિલ્લાની શોભા એના ગજેન્દ્રભગ્ન બૂરજમા હોય છે, જહાજની શોભા એના ઉપરના તૂતકમાં પરિપૂર્ણ થાય છે તેમ જ મનોરાના આ છેડે જે કિલ્લા જેવી દિવાલો છે તેને કારણે આ બેટ અહીં વિશેષ શોભે છે અને સમુદ્રનાં મોજાંઓ પણ આ ઠેકાણે વપ્રક્રીડા ચલાવી પોતાનો કંડુ શમાવે છે. આ કંડુવિનોદ સતત ચાલે તોયે એમાંથી કંટાળો ઉપજતો નથી, એટલે એ દશ્ય ચિરમનોહારી હોય જ છે. પણ આ સ્થળે માણસે એક લાંબી દિવાલ બાંધી દરીઆના મોજાંને અનહદ છેડયા છે અને આટલાં વર્ષ થયાં એ મોજાં આવો આક્ષેપ હજી માંખી શકયાં નથી અને કોઈ કાળે સાંખીને બેસવાનાં નથી. જેટલીવાર એ અપમાનનું સ્મરણ એમને થાય છે એટલીવાર તેઓ ભારે કટક લઈ આવીને એ દિવાલ પર ધમારો કરે છે અને પયરાને પડકાર કરવાને એકબીજાને સિસકારતાં જાય છે. શો એમનો એ ઉન્માદ ! શી એમની દઢ પ્રતિજ્ઞા ! શો એ જીવલેણ ધમારો ! આજે તો એમના એ અમર્ષને પૂરી મરી આવી હતી પછી પૂછવું જ શું !: જાણે વીરભદ્ર તમામ શિવગણોને ભેગા કરી મોજાંના રૂપમાં અહીં પ્રલયકાળ ભજવવા માગે છે !

એકએક મોજું જાણે ઉછળતી ટેકરી. એકની ઉત્તુંગ શોભા જોઇ બીજાં મોજાંએ એનું કૌતુક જ કરવું ઘટે છે. પણ તેમ કરવાને બદલે બંને જણાં એક થઇ એક નવી જ ઊંચાઇએ પહોચે છે અને આસપાસના મોજાંને પણ પોતાના જેટલી ઉંચાઇએ ચઢવાને ઉત્તેજન આપતા જાય છે. અને આ નાચ એક ક્ષણ પણ થોભ્યા વિના અખંડ ચાલુ જ રહે છે. ઠીક મીટ માંડીને આ તાંડવ જોયા કરો એટલે એમાં એક પ્રચણ્ડ તાલ દેખાઇ આવે છે. જાણે શિવતાંડવસ્તોત્રનું પ્રમાણિકાવૃત્ત પોતાની શક્તિ અજમાવવા માંડે છે અને હૈયુ ભરાઇ આવે એટલે ઓઘ વધવાથી જોતજોતામાં પ્રમાણિકાનું પંચચામર થઈ જાય છે અને પછી પોતાના તોરનું ભાન છોડી દઇ એ તાલ સાથે પુષ્પદંત પણ તાંડવનૃત્ય નાચવા માંડે છે.

જે બાજુએ મોજાંઓનો ધસારો વધારેમાં વધારે છે અને જ્યાં અફળાતાં મોજાંના ચૂરેચૂરા થાય છે અને આકાશમાં એનો ઈન્દ્રધનુષ્ય ઝીલતો મોટો પંખો તૈયાર થાય છે ત્યાં જ કેટલાંક પગથિયાં અખંડ સ્નાન કરતા ઋષિઓની પેઠે ધ્યાન કરતાં બેઠાં છે. મોજાંનું પાણી એમને માથે પડી હસતું હસતુ અને ગોમૂત્રિકાબંધ કરતું પગથિયા ઉતરતું જાય છે. દિલ્હી–આગ્રામાં, કાશ્મીર કે મૈસુરનાં વૃંદાવનમા માણસે વિલાસના જે સાધનો ઉપજાવ્યાં છે અને પાણીનો પ્રવાહ શ્રાવણ–ભાદરવાના ધોધમાં વહેવડાવ્યો છે તેનું સ્મરણ અહીં થયા વિના નથી રહેતું.

પણ કેટલાંક મોજાંઓ તો પેલી લાંબી દિવાલ માથે અથડાઇને એને માથે પાણીની લાંબી લાંબી સેરો ફેંકવામાં જ મશગૂલ રહે છે. મોજું અથડાય, દિવાલ ઉપર સવાર થાય અને દિવાલની પહોળાઇનો અનાદર કરી સામી બાજુ કૂદી પડે અને આ હોળીની પિચકારીઓ દરથી આપણા તરફ દોડતી આવે એ દશ્ય દરેક રીતે ઉન્માદક હોય છે. અને આવો મહોત્સવ માણવા આવેલા આપણું જાણે સ્વાગત કરવાની ફરજ પોતાને માથે આવી પડી હોય તેવી રીતે આ સેરોમાંથી અને પેલા પંખામાંથી ફેલાતું પાણીનું ઝણ આવી હવાને ઠંડી કરી મૂકે છે. આ ખારું ઝાકળ આંખની પાંપણ ઉપર,નાકના ટેરવા ઉપર

અને આશ્ચર્યથી ખુલ્લા થએલા હોઠો પર જ્યારે જામે છે ત્યારે આપણને થાય છે કે આપણે પણ નાગરિક કે ગ્રામવાસી નથી પણ વરુણના સામુદ્રિક રાજ્યની પ્રજા છીએ.

અને મહાસાગર ઉપરથી દોડતો આવતો શુદ્ધ પવન કહે છે કે "આ દૃશ્યની મહેમાનગિરી સ્વીકારવાની શક્તિ તમારા પામર હૈયામાં ક્યાંથી હોય ! ચાલો હું તમને દૂર દૂરથી આણેલા ઓઝોનની (પ્રાણવાયુની) દીક્ષા આપું, ભાથું આપું; ઓઝોન જ્યારે હૈયામાં ભરાશે ત્યારે તમારા ફેફસાં પવિત્ર થશે, પ્રાણપૂર્ણ થશે. અને પછી જ અહીંનું વાતાવરણ અને ઉદ્દાવરણ તમે ખમી શકશો." અને ખરેખર પ્રાણવાયુના શ્વાસોચ્છ્વાસથી દરેકના મોઢા ઉપર ઉષાની રતાશ આવી હતી. અમે આઠ જણા આઠે બાજુ જોઇ જોઇને ધરાતા નહોતા.

એ જ ઠેકાણે અમારા પહેલા એક સિંધીભાઇ એક મોટા પત્થર ઉપર બેસી ચૂપચાપ એ આખા દૃશ્યના કાવ્યમાં તરબોળ નહાતો હતો. ન બોલે ન ચાલે, ન હસે ન ગાય. તલ્લીન થઇ એ સહેજસાજ ડોલતો હતો. અમે વાતો કરતા હતા, હૃદયના ઉદ્ગારો ફોડતા હતા પણ પહેલા ભાઇને એનું શું ! એને માણસની મોજ માણવી નહોતી પણ મોજાંની મસ્તી અપનાવી હતી; પી જવી હતી. એક પગ ઉપર બીજા પગની પલાંઠી વાળીને તેના ઉપર હાથની કોણી ટેકવીને વાંકી ડોકે એ સમુદ્રધ્યાન કરતો હતો. એના એ.ળેલ વાળનાં સેંથામાં શીકરબિન્દુની મુક્તામાલા ચળકતી હતી. જાણે વરુણદેવે પોતાનો વરદ હસ્ત એને માથે રાખ્યો હોય !

અમે સ્થાન ફેરવી ફેરવીને અનેક દૃષ્ટિકોણથી એ દૃશ્ય જોયું એટલે મોજાંઓના મનમાં અમારા પ્રત્યે સદ્ભાવ જાગ્યો. તેઓ કહે "આવો આવો, આટલે દૂરથી શું નિહાળો છો ? તમે કાંઇ પરાયા નથી. પાસે આવો, મોજ માણો, હસો અને કૂદો. આ ક્ષણ અને અનન્ત કાળ વચ્ચે કશો ફરક નથી. આવો આવો." મોજાંઓનો વિવેક જુદો હોય છે. તેઓ આમંત્રણ આપતી વખતે હાથ ઝાલતાં નથી પણ પગ પખાળે છે. અમે વિવેકસર એ સ્વાગતનો સ્વીકાર કરી કહ્યું: "ખરેખર આવવાનું મન થાય છે પણ હમણાં નહિ. હજીયે અમારું કામ પૂરું થયું નથી. ઘણું બાકી છે. કેટલાયે સંકલ્પો પાર પાડવાના રહ્યા છે. જે ભારતમાતાના ચરણોનું અખંડ પ્રક્ષાલન તમે કરો છો તે ભારતમાતા હજી સ્વતંત્ર થઇ નથી. માણસ માણસ વચ્ચેનો વિગ્રહ હજી શમ્યો નથી. ગરીબ અને દબાયેલી જનતા સાથે એકતા જ્યાં સુધી પૂરેપૂરી અનુભવી નથી ત્યાં સુધી તમારી સાથેની એકતા માણવાનો અધિકાર અમને ક્યાંથી આવે ! તમે મુક્ત છો, અખંડ કર્મયોગી છો, સતત કાર્ય કરતાં છતાં કર્તવ્ય જેવું તમને કશું રહ્યું નથી. અમે તો કર્તવ્યનો ઢગલો દૃષ્ટિ આગળ જોતાં છતાં આળસમાં પડ્યા છીએ. અમને તમારી હારમાં જઇ નાચવાનો અધિકાર નથી. તમે અમને પ્રેરણા આપો, અમારા હૈયામાં તમારી મસ્તી ભરી દો, તમારો વેદાન્ત અમારા ચિત્તમાં વાવી દો. પછી અમારું કાર્ય પૂરું કરતાં, ભારતને આઝાદ કરતાં વાર લાગવાની નથી. અને એ એક સંકલ્પ બર આવ્યો એટલે કશા વિશાદ વગર તમારી પાસે દોડી આવીશું; તમારી સાથે અદ્વૈત સાધીશું અને તેમ કરતાં આ હાડકાં, ચામડી અને માંસ વાંધા ઉઠાવે તો જેમ અગવડ કરતાં કપડાં કાઢી નંખાય તેમ આ શરીરના ચૂરેચૂરા કરી નાખીશું અને એ લોચાના નવા નવા આકાર થતા જોઇ હસવા માંડીશું."

"વારુ, તમારે ફાવે ત્યારે આવજો. તમો આવો કે ન આવો અમારું આ તાંડવનૃત્ય ચાલવાનું જ. જીવનનો રાસ પૂરો કરી ગોપીઓ આમાં ભળી છે. સંસારના ચકાવામાંથી મુક્ત થએલા તમામ સાધુસંતો, ફકીરો અને ઓલીઆઓ આમાં ભળ્યા છે. વિજ્ઞાનવીરો અને સત્યના ઉપાસકો આમાં ભળીને શાંત થયા છે અને તેથી જ અમારો આ સંઘ અખંડ અશાંતિ મચાવવા છતાં શાંતિનું સાગરસંગીત સંભળાવી શકે છે. સંભળાય છે એ સંગીત ? "

# "આશા નિરાશા"

ઋતૂનાં કુસુમાકરઃ

: સ્રગ્ધરા :

ત્યારે આશા નિરાશા મુજ જીવનમાં હીંચવું એ હિન્ડોળે ?
આશા ત્હારી હથેલી કુંણી શીળી શિરશું, જમ્પીએ માતૃખોળે,

પ્રત્યક્ષ પ્રાણમાં તું અમીઝરણી શકે દેવદૂતી, સુહાગી,
શાતા તું નિર્ઝરે છે કિરણ કિરણ શું અંતરે જ્યોતિ જાગી.

ડોળા આ ઘૂરકાવે જીવન રજની નૈ-રાશ્યની કાલિમા જ્યાં,
સંજોગો સૌ અટાણે પ્રતિકૂળ બનતા, સ્વપ્નની લાલિમા કયાં ?

આદર્શોની શું નૌકા ડુબું ડુબું થતી આ, સંશયે કયાં સમાશે ?
ઘેરી લ્યે છે નિરાશા તિમિર જવનિકા, નેત્રની જ્યોતિ ગ્રાસે.

ઊંડો કોઇ ધ્વનિ શું તિમિર ઉદરથી થાય ને ચિત્ત ડોળે,
આદર્શો શા નકામા મૃગજળની પુંઠે કાં ધરી શાન્તિ ખોળે ?

હૈયું જાણે છુંદાતું, ખલુ અકથિતકો વેદના ક્રુર ભારે,
ત્યારે ચૈતન્યધારા સમી હૃદય મંહી દેવી આશા પધારે.

ના છે સત્વહીણીકે જરૂર વગરની ચીજ આ જીન્દગાની,
એ છે દુર્જેય શકિત પ્રમુદિત ઉજળી, શું પછી લાભ હાની ?

એવો તું શાન્તિદાઇ હૃદય ઝગુકતો દીવડો પેટવે છે,
આશાદેવી ! અમોલી અભિનવહૃદયે ચેતના ચેતવે છે.

●

# પરિભ્રમણ

ભાસ્કર દવે

માયાવી જાળ ગૂંથીને નાસવા ઇશ શેં ગમે ?
ઉષા સંધ્યા અને ચંદ્રી સૂર્ય ને મધરાતનાં,
નિરાશા આશના દુઃખો, માનને અપમાનના
તેજ અંધાર ચકાવે આથડે જન કયાં સુધી ?

જન્મને મોતના ભૂતો ખેલતા મનુ બાળથી
સજાવી બાણુ યૌવનના વૃદ્ધના વળી સાજ સૌ.
વિંટાળી વેષ મર્કટને નાચતા શું બજાણીયા
દેખવા ખેલ આ તારો શેં ગમે ઇશ ના તને ?

બૂઝતા દીપ શ્રદ્ધાના, ધર્મ સંયમના વળી.
ભૂલતો માનવી આજે થાકીને ઇશ ઓ, તને.
અહમ્ ને સ્વાર્થની આંધી, બુદ્ધિના તિમિરાભ્રમાં
શોધવા શેં વિલો તારા હાસ્યના ચમકાર ત્યાં ?

તૂટતા દેહના તાણા, નૂર આતમના ખૂટે,
છતાં યે અન્નપૂર્ણાના રૂસણા જન શેં ખમે ?
ભમે પૃથ્વી અને તારા, ચંદ્ર ને ગ્રહ સૌ ભમે.
ભમે સૌ માનવી ત્યારે તાત, કાં ભમવા ગમે ?

# અંતરના ઓળા

શ્રી કાંત

'એ હું માની શકું જ નહિ' અનિરૂધ્ધે મક્કમતાથી પોતાનો અભિપ્રાય ઉચ્ચાર્યો.

'નહિ, આપણે એના વચન ઉપર વિશ્વાસ મૂકવો જોઇએ. એ ડરપોક નથી. એવું હોય તો એ સાફ સાફ કહી દે એવો છે.' બટુકે નીરૂનો બચાવ કર્યો.

'મને એના ઉપર તારા જેટલો વિશ્વાસ નથી, પરંતુ એટલો વિશ્વાસ હોય તોયે હું એમ કહું કે એને પોતાને પોતાની ચિત્તવૃત્તિઓનું ભાન નથી. એમનાં વચ્ચેની મૈત્રીનાં લક્ષણો જ બતાવી આપે છે કે એ એકબીજા પ્રત્યે ખેંચાતા જાય છે—અને જેમ પ્રેમીઓ ખેંચાય એમ જ ખેંચાતાં જાય છે, ભલે એને એ લોકો શુધ્ધ મૈત્રીનું સ્વરૂપ આપે. એ શુધ્ધ મૈત્રી હોય જ નહિ, હોઇ શકે જ નહિ.' અનિરૂધ્ધ એક શ્વાસે બોલી ગયો.

'પણ તું એવાં ક્યાં લક્ષણો એમાં જોઈ ગયો? તેં કોઇ દિવસ નીરૂ અને ભદ્રાને અમર્યાદ રીતે બેસતાં, ઉઠતાં કે ફરતાં જોયાં?'

'એમ જોયાં હોય તો તો એમને પોતાને પણ કબૂલ ન કરાવી આપું?'

'તો પછી?'

'એકબીજાને મળવાની આટલી બધી વ્યાકુળતા, એકમેકનાં કાગળ માટે આટલી ઉત્પતા અને તિવ્રતા. એ બધું શું બતાવે છે?'

'એટલા ઉપરથી આવો આરોપ ન મૂકી શકાય એક વાત મારાથી સમજાતી જ નથી કે જો તું કહે છે એમ એ બંનેની મૈત્રી લગ્નમાં પરિણમે એવી હોય તો એ લોકો છુપાવે શા માટે? આપણે સામે ચાલી પૂછીએ છતાં ન કહેવાનો શો અર્થ?'

'એનાં ઘણાં કારણો હોઇ શકે.'

'તું એકેય બતાવી શકીશ?'

'જોઇએ તેટલાં. જો, એક તો આજસુધી એમ કહ્યા કર્યું છે કે અમારી વચ્ચે આવા સંબંધની શક્યતા જ નથી. બીજું કંઇ આંતરિક મુશ્કેલી પણ હોય...'

'હં, પછી ?'

'પછી શું ? હું કહું છું એ વાત નક્કી છે. તું અત્યારે નહિ માને પણ એ વર્ષમાં જ તું જોઇ શકીશ કે ભદ્રા અને નીરૂ એકમેક સાથે જોડાઇ ગયાં હશે.'

'પણ અનિરૂધ્ધ, હું તને બીજી વાત પૂછું: એ બંને જોડાય એમાં કશી હરકત છે ? એમાં સામાજીક નીતિનો ભંગ થાય એમ છે ? અથવા આપણી રાષ્ટ્રિય પ્રવૃત્તિને હાની પહોંચે એમ છે ?'

'પણ એમ કોણ કહે છે ?'

'ત્યારે તારા મનના આટલા બધા ઉકળાટનું કારણ શું ?'

'મારો ઉકળાટ એમના દંભ સામે છે. શા માટે ખૂલ્લે ખૂલ્લું નથી કહી દેતા ?'

'તું બહુ આગળ વધે છે. નીરૂ ઉપર આવો આરોપ ન મૂકી શકાય. મારા કે તારા કરતાં એ ઘણો બહાદુર છે, મને, તને કે સમાજને રીઝવવા એ દંભ આચરે એવો નથી જ.'

'તને એનામાં ગુણના ભંડાર જ દેખાય છે.'

'અને તને એથી ઉલટું જ.'

'ના, હું એના ગુણ જાણું છું અને એ ગુણનો હું પૂજક છું.'

'આવી એવડી વાત ન કર હવે.' બટુક જરા કંટાળીને બોલ્યો.

'એટલે ?'

'તારા દિલમાં એમના માટે છાંટાભાર પણ આદર નથી રહ્યો.'

હવે રહેવા દે. અનેક સભાઓમાં અને મિત્રમંડળીઓમાં મેં એમના નામ ઉપર પ્રશંસા પાથરી છે.'

'એ દિવસો હવે પૂરા થઇ ગયા. એ દિવસોમાં પણ એમની આ મૈત્રી તો હતી જ, છતાં એમાં તને અયોગ્ય નહોતું લાગતું અને એટલું જ નહિં, એ દિવસોમાં તું જ કહેતો કે 'આપણો સમાજ કેટલો છીછરા હૃદયનો છે ! કુમાર કુમારીકાની મૈત્રી સાંખી શકતા જ નથી.'

આજે તને બધું ઉલટું જ દેખાય છે.'

'તે દિવસે હું બાળક હતો.' અનિરૂધ્ધ ધીમા અને ગંભીર સ્વરે બોલ્યો.

'ત્રણ વર્ષ પહેલાં તું બાળક હતો ?'

'હા' અનિરૂધ્ધ એટલું બોલીને મૂંગો રહ્યો.

હું આશા રાખું કે હવે પછીના ત્રણ વર્ષે તને આજની સ્થિતિ પણ બાળક જેવી લાગે.'

અનિરૂધ્ધે જવાબ ન આપ્યો. ચર્ચાથી પોતે થાકયો હોય એમ મોં ઉપર સહેજ કંટાળો લાવી ધીમેથી એણે કહ્યું.

'આ રીતે ચર્ચાનો અંત આવશે જ નહિ. આ બાબતોના આખરી નિર્ણય કાળ ભગવાન જ આપી શકશે.

'એની કોણ ના પાડે છે ? તું જ અમારા બધાય ના દિલમા આ વાત ઠસાવવાને ઉતાવળો થઇ રહ્યો છે. આ વાત છેલ્લા બે મહિનામાં તેં પચાસ વખત કરી હશે.'

'હું આ વાતને દિવસના અજવાળા જેટલી સત્ય માનું છું પછી શા માટે ન કહું ?'

'તો કાળ ભગવાનની ફિલસૂફી ડોળવાનો શો અર્થ છે ? તારા મગજનું કોઇ ઠેકાણું જ નથી. તું એમના સામેનું અનુમાન ખેંચી શકાય એવું એક પણ પ્રબળ કારણ આપી શકતો નથી. તેં કશું જોયું નથી, જાણ્યું નથી, વાંચ્યું નથી. જીવનના બીજા ક્ષેત્રોમાં એમના વર્તન સંબંધી તું કશું જ કહી શકે એમ નથી છતાં આવું બોલ્યા કરવું એ મિત્રદ્રોહને માર્ગે જવા જેવું છે.

'એટલે હું મિત્રદ્રોહ કરૂં છું એમ ?'

'હા, બીજું શું ? નહિ તો ધૂળ જેવાં કારણોમાંથી તું આવાં અનુમાનો ખેંચી શકે જ નહિ. એ એકબીજા માટે ઝંખે એમાં તને અસ્વભાવિક શું લાગે છે ! આપણે પુરૂષ મિત્રો એક બીજા માટે નથી ઝંખતા ?'

'ભાઇબેનની ઝંખના જુદી જાતની હોય છે.'

'કેવી જાતની હોય છે ?'

'એમાં એક પ્રકારની શિતળતા હોય છે.'

'તેં આમાં કોઇ પ્રકારની ઉષ્ણતા જોઇ છે ?

અનિરૂદ્ધ ચૂપ રહ્યો. ફરીને એણે ચર્ચા પ્રત્યે કંટાળો બતાવ્યો.

અને એ ક્ષણે તો ચર્ચાનો અંત આવી ગયો.

× × ×

'અનિરૂદ્ધમાં હમણાં હમણાં મને બહુ વિચાર પલટો દેખાય છે. તું શું ધારે છે ?'

બટુક અને કાન્તિ વાતો કરે છે.

'મને પણ ક્યારેક એમ લાગે છે.'

'ક્યારેક નહિ, હવે તો હું દરેક નાના મોટા પ્રસંગે જોઇ રહ્યો છું. અને નીરૂ માટે તો કોણ જાણે એના મનમાં શું ભરાઇ ગયું છે!

'આશ્ચર્યની વાત તો એ છે કે અનિરૂદ્ધ પોતે જ એમ કહેતો કે 'પુરુષજીવનમાં સ્ત્રીતત્વની આવશ્યકતા તો છે જ, પણ એ માટે લગ્ન કરવાની જરૂર નથી. નીરૂ અને ભદ્રાની પેઠે મૈત્રીથી એ ઉણપ પૂરી શકાય' આજે હવે એ એવી મૈત્રીને દંભ માને છે.'

'પણ કાન્તિ! આમ થવાનું તને કારણ શું લાગે છે?

'કંઇ ખબર નથી પડતી, પણ બહુ અભ્યાસી થઇ ગયો છે એ કારણ તો ન હોય! હમણાં માનસશાસ્ત્રનાં પુસ્તકો બહુ વાંચે છે.'

'હા. એમાંથી આ બધું શોધી કાઢ્યું હોય!'

'પણ એણે અંતે તો નીરૂના શબ્દને આ બાબતમાં પ્રમાણ તરીકે સ્વીકારી લેવો જોઇએ.'

'એ શી રીતે બની શકે? જ્યાં નીરૂમાં હવે એને દંભ દેખાતો હોય!'

'ગઇ કાલે એને મોંએથી એક બીજી વાત પણ મેં સાંભળી.'

'શી?'

'એ હવે માને છે કે માણસમાં જુવાની અને સમજણ આવે ત્યારે એણે પરણી લેવું જોઇએ, બ્રહ્મચર્યની વાતો કરવી એ એક પ્રકારની ઘેલછા છે.'

'આવું એને ક્યારથી લાગવા માંડ્યું.'

'એ કહે છે કે છેલ્લા એક વર્ષ થયાં આ વિચારો એના મનમાં ઘોળાય છે.'

'તો એ કેમ નથી પરણી જતો?'

'એ તો મેં ન પૂછ્યું. મને પૂછવું ઠીક ન લાગ્યું.'

'તેં પૂછી લીધું હોત તો તું વધુ જાણી શકત. કદાચ એના વિચારપલટાનું કારણ પણ સમજાત.'

'મને એવી અંગત વાતોમાં ઉતરવાનો રસ નથી. હું માનું છું કે ગમે તેવી ગાઢ મૈત્રી હોય તોયે અમુક મર્યાદા તો પાળવી જોઇએ.'

'તારી વાત સાચી છે, મેં જોયું કે આ પ્રકારની મર્યાદાના ઉલ્લંઘનથી આપણામાં ધીમે ધીમે એક પ્રકારની રસવૃત્તિ જાગે છે અને સામા પક્ષે આછો પાતળો દંભ ઉભો થાય છે.'

'એટલે જ મેં અનિરૂધ્ધને ન પૂછ્યું. વાત કરતી વખતે મારા મનમાં હતું કે એ પોતે જ મને કહેશે પણ એ ન બોલ્યો એટલે મેં વાત ફેરવી નાખી.'

'બીજી ખાસ વાતો થઈ?'

'કંઇક સંતતિનિયમન અંગેની.'

'એમાં એ શું માને છે?

'એ કહે છે કે સંતતિનિયમનની તરફેણમાં હું ઢળતો જાઉં છું, મારી બુદ્ધિએ તો એનો સ્વીકાર કરી લીધો છે, હૃદય જરા પાછું પડે છે પણ એનું કારણ તો આટલા વર્ષોના સંસ્કાર અને રૂઢ માન્યતા છે.'

'આ સમાચાર વધુ ચોંકાવનારા છે કાન્તિ! અનિરૂધ્ધના હૃદયની ભૂમિકા જ હવે બદલાતી હોય એમ મને લાગે છે.'

'એમાં શો વાંધો? આપણા ઘણા મિત્રો આવા વિચારો ધરાવે છે.'

'પણ અનિરૂધ્ધની વાત જૂદી છે. એ ગઇ કાલ સુધી આ બધી વસ્તુનો વિરોધ કરતો અને અને આપણી સંસ્કૃતિના વખાણ કરતો.'

'હવે એના વિચારો બદલાયા હશે. આ બુદ્ધિયુગમાં એવી આશા તો કેમ જ રાખી શકાય કે માણસ એકના એક વિચારોમાં જીવ્યા કરે!'

'હં' બટુક જરા ગંભીર બન્યો. "મારે હવે એજ જાણવું છે કે એના વિચારપલટાનું કારણ શું."

'કારણ શું હોય? વધુ વાંચતાં, વિચારતાં ને સમાજનું અવલોકન કરતાં આ સાચું લાગ્યું હશે.'

'એમ ન હોય.' ઊંડા વિચારમંથનમાંથી બોલતો હોય એમ બટુક બોલ્યો.

'ત્યારે તું શું કારણ ધારે છે?'

'બીજું ગમે તે કારણ હોય. તું કહે છે એ કારણ તો ન જ હોય. અનિરૂધ્ધે બહુ વખત પહેલાંનું એ બધું વાંચી લીધું છે ને જોઇ લીધું છે...હા પણ એ કહે છે કે ત્રણ વર્ષ પહેલાં એ બાળક હતો: બાળક જ તો!'

બટુક વિચારમાં પડયો હોય એમ જરા અટકયો. 'હં, કાન્તિ, ગમે તેમ હોય. અનિરૂધ્ધના વિચાર પલટાને મારે સમજવો છે.'

'એક ઉપાય છે.'

'શો ?'

'તું એને સીધા પ્રશ્નો પૂછી જો.'

'એ સરખા જવાબ નહિ આપે.'

'આપશે.'

'હવે ન જ આપે.'

'તો યે તું કંઇક જાણી શકીશ.'

'બટુકને કાન્તિની વાતની ઠીક લાગી.

× × ×

'જોયું ?' અનિરૂધ્ધબોલ્યો. 'બટુક ! હું નહોતો કહેતો કે આ મૈત્રી નથી. ભાઇબેનનો સંબંધ નથી. આ તો પ્રેમીઓના ઝૂરતાં હૃદયો છે. નહિ તો ભદ્રાની એ નાનકડી ચિઠ્ઠીના આટલા ઝીણા ઝીણા ટુકડા કરી નાખવાની શી જરૂર ? કોઇ એ અક્ષરો વાંચી જશે એ ભય જ ને ? જ્યાં ભય હોય ત્યાં ગુપ્તતા હોય અને ગુપ્તતા હોય ત્યાં પાપ હોય જ.'

'પણ એમાં પાપ શાનું !'

'પાપ જ, બીજું શું ? પાપ એટલે મલિનતા, અસરલતા, મિત્રો અને સમાજ પ્રત્યેની અમુક બેવફાઇ.'

'તું ગજબ કરે છે અનિરૂધ્ધ ! તારાથી એમનો પ્રેમ નથી સંખાતો કે શું ?'

'શું !' અનિરૂધ્ધની આંખો પહોળી થઇ. 'તું મને ઓળખતો નથી બટુક ! હું તો ધીમેધીમે 'મુક્ત વિહાર' માં માનતો થતો જાઉં છું. હું ઇચ્છું છું કે નીરૂ ને ભદ્રા જે કરે તે ખુલ્લંખુલ્લા કરે.'

'કેવી વિચિત્ર વાત કરે છે !'

'તને બધું વિચિત્ર જ લાગશે. નીરૂમાં તું ઇશ્વરના દર્શન કરી ગયો છે. હું તો હવે ખાત્રીપૂર્વક માનું છું કે આટલા ગાઢ સંબંધ પછી માણસ અલિપ્ત રહી શકે જ નહિ, અને જ્યાં એકલાં મળવાની ઇચ્છા થાય કે છાનાં કાગળ લખવાની ઇચ્છા થઇ ત્યાં પેલું આકર્ષણ આવી જ ગયું છે એમ માની લેવું.'

બટુકે શાંતિથી સાંભળી લીધું. એ વિચારમાં હતો.

'અને તેનું માન કે ન માન પણ જયંત અને શારદા વિષે પણ હું એમ જ માનું છું જયંતની તબિયત ખરાબ થવાનું બીજું એકે ય કારણ નથી. અને શારદા-શા માટે હજી અપરણિત રહે ? એના જીવનમાં એવો કયો આદર્શ છે કે લગ્નજીવન તરફ ન પ્રેરાય ?'

'તને હમણાં હમણાં આવું જ કેમ સૂઝે છે.'

'હું પણ જુવાન છું. બટુક ! હું હવે સમજી શકું છું કે જુવાન સ્ત્રીપુરુષોનાં હૃદયો કેમ કામ કરી રહ્યાં હોય છે. તું ચોંકી ઉઠે એવા ચમત્કારીક દાખલાઓ હું તને આપી શકું એમ છું. તું નાનપણમાં પરણી ગયો છે એટલે આ બધું તું નહિ સમજી શકે.'

'એક વાત પુછું અનિરૂદ્ધ ?' બટુક ગંભીર સ્વરે બોલ્યો. અનિરૂદ્ધ જરા ચમકી ગયો પણ એક પળમાં જ સ્વસ્થ થઇને એણે કહ્યું. 'જરૂર.'

'લગ્ન વિષે તારા મનની શી સ્થિતિ છે ?'

'મારી ?...હા, હું લગ્ન કરીશ.'

'તું તો અપરણિત રહેવાનો હતો ને !'

'હા, પણ ત્યારે હું મને ઓળખતો નહોતો.'

'ક્યારથી તેં તને ઓળખ્યો ?' બટુકથી આ સવાલ પૂછતાં ત્રાંસી આંખે જોવાઇ ગયું. અનિરૂધ્ધે બીજી જ ક્ષણે જવાબ ન આપ્યો એટલે એનાથી પૂછી જવાયું 'કમલાની મૈત્રી પછી ?'

'શું ?' અનિરૂદ્ધ ચમકયો. 'અમારી મૈત્રી, હા, મૈત્રી, મૈત્રી જ છે.'

'એની હું ક્યાં ના પાડુછું ! પણ એ પછી તારા વિચારો બદલાયા ?'

'નહિ, એ પછી મને વિચારવામાં મદદ મળી, પણ મારા વિચારો તો સ્વતંત્ર છે. અભ્યાસ, ચિંતન અને અવલોકનના પરીણામે ઘડાએલા છે.'

'હમણાં કમળાબેન ક્યાં છે ?' બટુકે ધીરેથી પૂછ્યું.

'વડોદરા.'

'ત્યાં કેમ ?'

'અભ્યાસ કરે છે.'

'પછી એ શું કરવાના છે ?'

'કંઇ ચોક્કસ નથી લાગતું.'

'અરે, અનિરૂદ્ધ !' કંઇક યાદ આવ્યું હોય એમ બટુક બોલ્યો. 'આજ સાંજે મંડળીની સભા છે એ તને ખબર છે ?'

[અનુસંધાન પાનું ૪૬૪

# આંતરરાષ્ટ્રીય આંદોલનો

શ્રી. ભાસ્કરરાવ વિદ્વાંસ

## સ્પેનની આંતરજવાલા :

સ્પેનના વિગ્રહને લગભગ એક વરસ પૂરું થવા આવ્યું. પણ તેની દુર્દશા હજી ચાલુ જ છે. બીજાં રાજ્યો આ લડાઇમાં ઉતર્યાં હોવાથી એનો અંત પણ વહેલો આવે એમ લાગતું નથી. આજે લગભગ પોણા કરતાં પણ વધારે મુલક બળવાખોરોએ કબજે કર્યો છે, છતાં પણ સ્પેનની સરકાર ટકી રહી છે. કારણકે આખો લોકપક્ષ તેના પક્ષમાં છે, ઉપરાંત કાચો માલ ઉત્પન્ન કરનારો કેટલોક મુલક તથા કારખાનાંઓનો કેટલોક મુલક હજી તેના કબજામાં છે. બળવાખોરો તરફ જર્મન–ઇટાલિની એટલી બધી મદદ છે કે તેને મદદનું નામ આપવા કરતાં તેમણે સ્પેન ઉપર ચઢાઇ કરી છે એમ કહેવામાં આવે તો ઝાઝી અતિશયોક્તિ નથી. છતાં પણ સરકારપક્ષ ટકી રહ્યો છે અને રાજધાની માડ્રિડ પડયું નથી. ઊલટું એ બાજુ તો ગુમાવેલી જગાઓ પણ સરકારપક્ષ પાછી મેળવતો જાય છે. જાગ્રત લોકસમૂહ કેટલું કરી શકે છે એનો આ સબળ પુરાવો છે.

જે જૂદાં જૂદાં પક્ષોને જૂદાં જૂદાં રાષ્ટ્રો મદદ આપ્યા કરે છે એને લીધે આમાંથી મહાન વિગ્રહ ફાટી નીકળવાની દહેશત શરૂઆતથી જ લાગવા માંડી હતી. યુરોપમાં ચારે બાજુ દારૂગોળો ઠાંસીને ભરવામાં આવ્યો છે, અને હજી ભરાતો જાય છે. તેમાં એક તણખો જ ભડકો ઉડાડી દેવા બસ છે. છેલ્લા મહાયુદ્ધે આવા યુદ્ધની ભયંકરતા પૂરી પૂરવાર કરી અને તેથી ભવિષ્યમાં યુદ્ધો થાય નહિ માટે રાષ્ટ્રસંઘની સ્થાપના થઇ. પણ મંચુરીઆ અને આબિસિનિયાના બનાવોએ રાષ્ટ્રસંઘની નિર્બળતા પુરવાર કરી છે. ઉઘાડાં કે પ્રચ્છન્ન આક્રમણોને અટકાવવાની રાષ્ટ્રસંઘની તાકાત રહી નથી. આથી યુરોપની શાંતિ સ્પેનના બનાવ વખતે વધારે ભયમાં આવી પડી. તેમાં પણ ગ્રેટબ્રિટન અને ફ્રાંસનાં હિતો વધારે પ્રમાણમા જોખમાતાં હોવાથી તેમને ચિંતાનું કારણ વધારે હતું.

આથી સ્પેનનો આંતરવિગ્રહ સ્પેનમાં જ મર્યાદિત રહે, તેના તણખા બહાર ઉડે નહિ એવી યોજનાની આવશ્યકતા ઉભી થઇ. અને બીનદરમ્યાનગિરિ સમિતિ સ્થાપવામાં આવી. તેમાં ગ્રેટબ્રિટન, ફ્રાંસ, રશિયા, જર્મની, ઇટાલિ અને પોર્ટુગાલ મુખ્ય રાજ્યો હતાં. અને આ જ

રાજ્યો કોઇ ને કોઇ સ્વરૂપે મદદ કરી રહ્યાં હતાં તેમાં પણ જર્મન, ઇટાલિની મદદ તો બહુ જ ઉઘાડી હતી એમ કહી શકાય. આ પ્રમાણે કોઇ પણ પ્રકારની દરમ્યાનગીરી ન કરવાના પ્રયત્નનો ઉદ્ભવ તો ઘણો વહેલો થયો હતો, પણ બળવાખોરોને મદદ કરનારા જર્મની તથા ઇટાલિના જવાબોમાં ઢીલ થઇ, અને એના બંધારણ તથા કાર્ય પરત્વે પણ એટલી બધી વાટાઘાટો ચાલ્યા કરી કે આખરે ગ્રેટબ્રિટનને પોતે તો દરમ્યાનગીરી ન કરવાનો નિશ્ચય જાન્યુઆરીની ૧૦મીએ કર્યો. અને એ જ અઠવાડિયામાં ફ્રાંસે પણ કર્યો. આથી ન્યાયથી પ્રસ્થાપિત થએલ સરકારને મદદ મળતી બંધ થઇ, પણ બંડખોરોને મળતી મદદનો પ્રવાહ ચાલુ જ રહ્યો. આખરે જર્મની, ઇટાલિ તથા પોર્ટુગાલ મનાયાં અને ફેબ્રુઆરીની ૨૦મી એ દરમ્યાનગીરી ન કરવાના કરારો કરવામાં આવ્યા.

પણ જર્મની–ઇટાલિને આ કરારો પાલન કરવા જ નહોતા. તેઓ ફ્રાંસ અને ગ્રેટબ્રિટનને ઉપર ઉપરથી સારૂં લગાડવા જ માગતા હતા, અંદર ખાનેથી તો શસ્ત્રસારંજામ, હવાઇ વિમાનો, સ્વયંસેવકો વગેરે દરેક જાતની મદદ મળ્યા જ કરતી હતી. આવી મદદોના દાખલાઓ મળવા લાગ્યા. તે સંબંધે તે તે રાષ્ટ્રોનું ધ્યાન ખેંચવામાં આવ્યું છતાં પણ આ મદદો મળ્યા જ કરી. તે તે રાષ્ટ્રોએ એમાં કશું ધ્યાન આપ્યું નહિ. પરિણામે માત્ર દરમ્યાનગિરી ન કરવાનું વચન અધૂરૂં છે. એમ માનીને સ્પેનની આસપાસ ચોકી રાખવાનું ઠરાવવામાં આવ્યુ.

## ચોકીદારો ! :

આ ચોકીમાં જર્મની, ઇટાલી, ગ્રેટબ્રિટન, ફ્રાંસ, પોર્ટુગાલ અને રશિયાને નીમવામાં આવ્યા. અને જૂદી જૂદી જગાએ ધ્યાન રાખવાનું સોંપવામાં આવ્યું. આ મુદ્દા ઉપર પણ ઘણી વાટાઘાટો ચાલતાં ચાલતાં બંડખોરોને પુષ્કળ મદદ પહોંચાડ્યા પછી આખરે એપ્રિલની ૨૦ મીથી આ ચોકીની વ્યવસ્થા શરૂ થઇ.

પણ જેને દરમ્યાનગીરી કરવી જ હતી તેને રોકવા કોણ સમર્થ હતું ? આમાં તો ચોરને જ તિજોરીની ચાવી સોંપાવા જેવું થયું હતું. કારણ કે આ ચોકી સંબંધેના જે કરારો અને નિયમો કરવામાં આવ્યા તે એવા અધૂરા હતા કે દગડાંઇ જેને કરવી જ હોય તે ખુશીથી કરી શકે.

જેમ કે સ્પેનનાં વહાણોને અટકાવવાનો નિર્ણય થયો નથી. આનું પરિણામ એ આવેલું છે કે ઇટાલિના વહાણો સ્પેનના કિનારા પાસે પહોંચે છે એટલે ઇટાલિનો વાવટો ઉતારી નાખીને સ્પેનનો ચડાવે. આમ ચોકીદારોની આંખમાં ધૂળ નાખીને દારૂગોળો તથા બધી જ સામગ્રી બંડખોરોને મળવા લાગી.

બીજી બાબત હવાઇ વિમાનો સંબંધેની. હવાઇ વિમાનો રોકવા સંબંધે કશો નિર્ણય નથી. એટલે હવાઇ વિમાનો દ્વારા જર્મનીની મદદ ખુશીથી ચાલી આવે છે. અને ફ્રાંસની હદ ઉપર થઇને જ આવે છે. આવાં અનેક જર્મન વિમાનો પકડવામાં આવ્યા છે, છતાં તેની સામે કડક પગલાં લેવાતાં નથી.

બિનદરમ્યાનગિરિ કમિટિમાં જે ન હોય તેમનાં વહાણો અટકાવવાનો કશો નિર્ણય કરવામાં આવ્યો નથી. અને એકવાર આવો કરારોનો ભંગ થયો છે એવી ચોકીદારોને ખબર પડયા પછીની વિધિ પણ એટલી સ્પષ્ટ અને કડક નથી કે પગલાં તાત્કાલિક અને અસરકારક બને. અમુક પ્રદેશમાં એક જ રાષ્ટ્રનાં વહાણો ફરતાં રાખ્યાં છે. અને તે વહાણો ઉપર બીજા કોઇ રાષ્ટ્રના એક પણ માણસને રાખવામાં આવતો નથી. આથી ખરેખર આ ચોકીદારો જ દરમ્યાનગીરી કરે છે કે નથી કરતા, તેની ખાત્રી કરવાનાં સાધનો પણ અધૂરાં રહે છે. આવા પ્રકારની મિશ્ર ચોકી રાખવાની યોજના વિચારવામાં આવી હતી પણ તેનો સ્વીકાર કરવામાં આવ્યો નથી.

## પોકળ વાતો :

આવી અનેક ત્રુટિઓ આ બિનદરમ્યાનગીરીની યોજનામાં છે. આને લીધે સરકાર પક્ષને બિલકુલ મદદ મળતી નથી. સરકાર રાષ્ટ્રસંઘે સ્વીકારેલ સત્તા છે.

એટલી હદે સંડોવાએલા છે કે હવે તેમાંથી પણ હઠી શકે એવું નથી. એટલે તેઓનો દરેકે દરેક પાસો ફ્રાંકોના પક્ષને વધારે મજબૂત બનાવવા તરફ જ નાખવામાં આવે છે. એની સામે ફ્રાંસ અને ગ્રેટબ્રિટન આ આખા મામલાને સ્પેનમાં જ રાખવા માગે છે. એટલે તે એવો પ્રયત્ન કરે છે કે કોઇ પણ પ્રકારની મદદ સ્પેનના બન્ને પક્ષોને અપાતી અટકે. અને સ્પેન પોતે પોતાનું ફોડી લ્યે. આ બન્ને દૃષ્ટિબિંદુઓને મેળ નથી, તેથી બિનદરમ્યાનગીરીમાં ભંગાણ પડયું છે. તેને કેમ સાંધવું તેની વાટાઘાટો લંડનમાં ચાલે છે.

## ડરપોક નીતિ :

આ બધા મામલામાં ગ્રેટબ્રિટનની નીતિ આજે ડરપોકનીતિ જેવી લાગે છે. જર્મની અને ઈટાલિ જોર કરીને ડરાવે છે. અને ઇંગ્લાંડ એક પછી એક પગલું પાછળ હઠતું જાય છે. ઈટાલિ અને જર્મનીની જેમ એક પછી એક કરવામાં આવતી માગણીઓ ઉપર ધ્યાન આપવામાં આવે છે તેમ તેઓનું જોર વધતું જ જાય છે. તેમની નીતિ જ ડરાવીને-ધમકાવીને કામ કાઢી લેવાની છે. અને તે જાણે છે કે ગ્રેટબ્રિટન હમણાં કંઇ કરી શકે એમ નથી. ફ્રાંસ ગ્રેટબ્રિટનથી વિરુદ્ધ જઇ શકે એમ નથી. આથી તેઓ અનિયમિત થઇ ગયા છે. અને ઘડીએ ઘડીએ ડરાવીને યુરોપના વાતાવરણને ભયભીત બનાવી મૂકે છે.

ગ્રેટબ્રિટન આવી નીતિ અખત્યાર કરે છે તેનું કારણ, આજે તેને ગમે તે ભોગે શાંતિ જોઇએ છીએ. હમણાં જ વડાપ્રધાને ભાષણ કરતાં જણાવ્યું છે કે આજે જે કંઇ પગલાં લેવાય તે બધાં બહુ વિચારપૂર્વક લેવાવાં જોઇએ. કારણ આપણું એકાદ ઉતાવળીયું પગલું પણ મહાયુદ્ધ સળગાવવા બસ થશે. અને પછી બાજી હાથમાં નહિ રહે. આ જાતનું તેનું વલણ છે. જ્યાં સુધી આ રીતે ગ્રેટબ્રિટન યુદ્ધથી ડરતું જ રહેશે ત્યાં સુધી ધમકાવવાના કીમિયા ઉપર જ જોર કરનારા જર્મની-ઇટાલી યુદ્ધની ધમકી આપ્યા જ કરવાના. ગ્રેટબ્રિટન અને ફ્રાંસ જો ભેગાં મળીને જરા સામનો કરે, કડક થાય તો માર્ગ હજી પણ સરળ થાય અને સરકાર પક્ષ જેના પક્ષમાં ન્યાય છે તેને ન્યાય મળે. પણ ગ્રેટબ્રિટનની વૃત્તિ ન્યાય આપવાની છે તે કરતાં યુદ્ધને મર્યાદિત કરવાની જ છે. સ્પેનમાં ગમે તે પક્ષ જીતે તેની સાથે તેને ઓછી નિસબત છે.

વળી ગ્રેટબ્રિટનમાં એક વર્ગ એવો પણ છે જે ફ્રાંકોનો પક્ષ જીતે એમ માને છે. આ વર્ગ મોટા પૈસાદારોનો છે. જેઓના ઘણા પૈસા સ્પેનમાં રોકાયા છે. તેઓ પોતાના પૈસાના આ સ્વાર્થ ખાતર પણ ફ્રાંકોને ચિડવવા માગતા નથી. ઊલટું તે જીતે એમ માનનારા પણ છે. આ બન્ને કારણોને લીધે ગ્રેટબ્રિટન નિર્ણયાત્મક પગલું ભરી શકતું નથી.

પણ હમણાં હમણાં છેલ્લે જર્મનીએ પડેલ ભંગાણ સંબંધે કરેલી માગણી તરફ ઇંગ્લાંડે જે વલણ બતાવ્યું એની થોડી ઘણી અસર થઇ જણાય છે. જર્મનીએ એવી માગણી કરી કે, બંડખોર અને સ્પેનની સરકાર બન્નેને જેમ કોઇ રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના યુદ્ધાધિકારો હોય એવા અધિકારો મળવા જોઇએ. આ માગણી કબૂલ કરવામાં આવે અને જર્મન સ્ટીમરો ઉપર જે હુમલાઓ થયા તેવા ન થવાની જો ફરી ચોકસી રાખવામાં આવે તો ભંગાણ સંધાય અને બીન-દરમ્યાનગીરીનું કામકાજ ચાલુ રહે. પણ આ બાબત ઇંગ્લાંડે હજી સ્વીકારી નથી. કારણ જો સ્વીકારે તો ફ્રાંકોના પક્ષને પણ એક સ્થાપિત સરકાર તરીકે સ્વીકાર કરવા જેવું થાય છે. ઇંગ્લાંડ એ કરવા તૈયાર નથી. તે તો પોતાની મૂળ યોજનાને જ વળગી રહેવા માગે છે.

હમણાં એવા સમાચાર આવે છે કે બિનદરમ્યાન-ગીરીની આખી સમિતિની બેઠકમાં ઇંગ્લાંડને લવાદ તરીકેનું કામ સોંપવામાં આવ્યું છે. હવે એ શું કરે છે એ જોવાનું છે. પણ બિનદરમ્યાનગીરીનું ભવિષ્ય કોઇ રીતે સારું દેખાતું નથી. જૂના દાખલાઓ જોતાં આ પડેલું ભંગાણ ફરી સંધાય તો પણ તેનાથી સ્પેનની દુર્દશા અટકે એવું લાગતું નથી. કારણ કે આ યોજનામાં જ અગાઉ જણાવ્યા પ્રમાણે જે દોષો છે તે

[ અનુસંધાન પાનું ૪૫૯ ]

# એક પુનિત પરિચય

શ્રી. ભિખ્ખુ ધ્રૂવ

કલકત્તાને પેલેપાર હાડકાં–ચામડાંના કામમાં પોતાનું જીવન નિચોવી રહેલા આપણા દેશના એક સાધુ પુરુષનો ગુજરાતને પરીચય આપતાં હું આનંદ અનુભવું છું. એ પુરુષ જો માત્ર સાધુ જ હોત તો હું પરીચય આપવાને ન લલચાત. એ વિજ્ઞાની જ હોત તો પણ મને એટલું આકર્ષણ ન થાત. માત્ર કર્મવીર હોત તોએ એમના જીવન ઉપર હું મુગ્ધ ન થાત. એ પુરુષમાં મેં કર્મયોગ, સાધુતા, વિજ્ઞાન, ભકતહૃદય અને પ્રખર બુધ્ધિનો સુમેળ જોયો એટલે જ હું એમનો પરીચય આપવાને તત્પર થયો છું. એમનું આખું જીવન પ્રયોગાત્મક છે. પ્રયોગવીરની ખુમારી એમના જીવનમાં ડગલે ને પગલે દેખાય છે. બેંગાલ કેમીકલના હાથપગરૂપ એ હતા પણ એ છોડી દેતાં એમણે આંચકો ન ખાધો. નવીન જીવનની દિશા લેતી વખતે એમની પાસે ત્રણ લાખ રૂપિયાની પુંજી હતી તે કશી યે જાહેરાત વિના એમણે તજી દીધી. આવા પુરૂષો જે દેશમાં હોય તે દેશ સાચેજ ધન્ય છે.

એ પુરુષનું નામ સતીશચંદ્ર દાસગુપ્તા. સતીશબાબુના ટૂંકા નામે એ ઓળખાય છે. આજે જીવનનાં અનેક ક્ષેત્રોમાં ગાંધીજીએ નવદૃષ્ટિ આપી છે તેમાંનું એક ક્ષેત્ર–ચર્માલય એ આજે એમનો મૂખ્ય વ્યવસાય છે. એમનું આખું જીવન એકોપાસનાના સિધ્ધાંત ઉપર રચાયેલું છે. એમના સમગ્ર જીવનમાં વિજ્ઞાન વ્યાપેલું છે એટલે એ દરેક પ્રવૃત્તિને એ રીતે ઉભી કરે છે અને એ રીતેજ ચલાવે છે. એક કામનો જ્યાંસુધી ભાગ ન લ્યે ત્યાંસુધી બીજું કામ હાથમાં ધરતા નથી. આધ્યાત્મિકતા એ એમના જીવનનું સત્વ છે, બધીજ પ્રવૃત્તિ એમાંથી જ ફલિત થાય છે. આ પુરુષના જીવનપ્રસંગો અને જીવનપ્રવૃત્તિ આપણે જોઇશું.

જ્યારે સતીશબાબુ એકવીશ વર્ષના જુવાન હતા અને કલકત્તાની કોલેજમાં વિજ્ઞાનનો મૂખ્ય વિષય લઇને અભ્યાસ કરતા હતા ત્યારે આપણા દેશના વિજ્ઞાનવીર સર પ્રફુલ્લચંદ્ર રોયનું એમના તરફ ધ્યાન ખેંચાયું. ડૉ. પી. સી. રોય એ વખતે પરદેશથી અભ્યાસ કરીને આવેલા અને આજે મશહુર બનેલા બેંગાલ ફાર્માસ્યુટિકલ વર્કસની સ્થાપનાના વિચારો કરતા હતા. પ્રથમ સાથીઓમાં એમણે આ તેજસ્વી જુવાનને પોતાની સાથે લીધા અને બંગાળી ઢબના નાનકડા ઝુંપડાની અંદર એક મહાન સંસ્થાનું બીજારોપણ કર્યું. સતીશબાબુએ પોતાના સ્વભાવ મુજબ આ ઉગતી સંસ્થામાં એકાગ્રતાથી કામ કરવા માંડ્યું. ધીમે ધીમે કારખાનાનો

વ્યવસ્થાભાર એમના ઉપર આવતો ગયો અને થોડા સમયમાં તો એ મેનેજર બની ગયા, પરંતુ ઉંમરે એ ઘણા નાના હતા. કારખાનાના માણસોને પોતાથી નાના અને તાજા જ કોલેજમાંથી આવેલા જુવાનની નીચે કામ કરવાનું ફાવતું નહિ. શરૂઆતમાં જ એમને એવી મુશ્કેલીઓ નડવા લાગી.

એક વખત ફાર્મસીની સાથે ચાલતા છાપખાનામાં કંઇક બગાડ થયો અને સતીશબાબુ કંઇક સૂચના આપવા ગયા. પ્રેસના સંચાલકે એમને સુણાવ્યું કે 'તમારૂં કામ ફાર્મસીની દવાઓમાં, આમાં તમને ખબર ન પડે.' સતીશબાબુએ તરતજ એને રજા આપી અને પોતાને સૂઝયો હતો એ સુધારો કરી પોતે જ પ્રેસ ચલાવવા લાગ્યા. આ એક પ્રસંગે ફાર્મસીના માણસો વચ્ચેનું એમનું સાચું સ્થાન નક્કી કરી આપ્યું. એ પછી એ દરેક નાના મોટા કારીગરોના માનીતા થઇ પડયા.

રાત અને દિવસ તેઓ કારખાનામાં જ રહેતા. એ જ એમનો રસનો વિષય હતો. ધીમે ધીમે એમના અવિશ્રાંત શ્રમનું પરીણામ આવવા લાગ્યું. કારખાનું પ્રગતિ કરવા લાગ્યું. ઝૂંપડામાંથી પાકા મકાનો થવા લાગ્યા. દિવસ અને રાત પ્રયોગશાળામાં જુદી જુદી દવાઓ બનાવવાના પ્રયોગો કરવા લાગ્યા. દવાઓનો ચારે તરફ પ્રચાર થવા લાગ્યો. જે દવાઓ પરદેશી લેવી પડતી હતી તે હિંદમાં જ બનવા લાગી, અને તેના કરતાં સસ્તા દરે વેચાવા લાગી. જનતામાં કારખાનું પ્રસિધ્ધી પામવા લાગ્યું. આજસુધી હિન્દુસ્તાનમાં આવું એકપણ સાહસ કોઇએ ખેડેલું નહિ પરદેશી દવાઓ જેટલી જ અસરકારક દવાઓ બનવા લાગી. ક્રમશઃ વિકાસ થતાં થતાં આજે એનો વિકાસ ખૂબજ વધી ગયો છે. જુદે જુદે સ્થળે શાખાઓ ખોલાવા લાગી છે, બાબુજીએ વીસથી બાવીસ વર્ષ આ કારખાનામાં મેનેજર તરીકે કામ કર્યું. દવાઓ શોધવી, બનાવવી, તેનો પ્રચાર કરવો, માણસો ઉપર દેખરેખ રાખવી ઉપરાંત કારખાનાની ઝીણામાં ઝીણી વ્યવસ્થાથી માંડી મોટી મોટી શોધો કરવા સુધીની દરેક બાબતમાં તેમને ધ્યાન રાખવું પડતું. કારખાનાના સાચા પ્રાણ બાબુજી હતા ડૉ. પી. સી. રોયને બાબુજી ઉપર અત્યંત પ્રેમ હતો અને કારખાનું છોડયું છતાં તેટલો જ પ્રેમ અત્યારે છે. તેમને પોતા કરતાં વધારે કાર્યદક્ષ અને વ્યવહારૂ માને છે. વ્યવસ્થાશકિત તેમનામાં ગજબ છે. આ બધાની પાછળ તેમની સચ્ચાઇ અને એકનિષ્ઠા કામ કરી રહ્યા હતા.

આખા દેશમાં મોટા નાના શહેરોમાં મુસાફરી કરી તેનો પ્રચાર કરવા લાગ્યા. તેમની કામ કરવાની પધ્ધતિ સાવ નિરાળી છે. તેઓ દરેક શહેરમાં ફરેલા છે. છતાં તે શહેરમાં જોવા અને જાણવા લાયક કયા કયા સ્થળો છે તે પૂછશું તો તેમને ખબર નહિ હોય, જે કામ માટે નીકળ્યા હોય તે કામ જ તેમની દ્રષ્ટિ સમક્ષ હોય–બીજી વસ્તુ જોવા તરફ તેમની ઇચ્છા થાય જ નહિ. તેમને બીજી એકપણ વસ્તુમાં રસ પડતો નહિ, સાવ શુષ્ક હતા તેવું કાંઇ ન હતું તે કલાના સાચા ઉપાસક હતા. તેમની કલાનો અર્થ જુદો હતો. કલા એટલે ચિત્રકલા, નૃત્યકલા, કે બીજી કોઇ લલીતકલાઓ નહિ, પણ જે કલાથી પ્રજાનું અને પોતાનું હિત થતું હોય, જેમાંથી પોતાના આત્માનો ઉત્કર્ષ થતો હોય, જેમાંથી પ્રજાની કાંઇકે ઉન્નતિ થતી હોય તે જાતની કલાના તે ઉપાસક હતા અને છે.

આજે બેંગાલ કેમિકલમાં દરેક જાતના ટીંચર્સ, Extracts, Patent Medicines, Acids, પ્રયોગશાળાનો દરેક જાતનો સામાન, ઓપરેશનના એપેરેટસ, ઇન્જન્કશન વિ. દરેક ચીજો પરદેશની સાથે હરિફાઇ કરી શકે તેવી સારી, ટકાઉ અને સુંદર બને છે. છેલ્લે છેલ્લે જ્યારે તેમણે બેંગાલ કેમિકલ વર્કસ છોડયું ત્યારે ત્યાં લગભગ બેથી અઢી હજાર માણસો કામ કરતાં. તેમના ઉપર દરેકનો ખૂબ જ પ્રેમ હતો. બધા મજુરોને તેમનું મનુષ્યત્વ જળવાય તે રીતે સાચવ્યા હતા. તે વ્યવસ્થા અને શિસ્તમાં ઘણા જ કડક હતા. છતાં કડકાઇ કોઇને ખૂંચતી નહિ. તેમની આજ્ઞાને સહર્ષ સૌ સ્વીકારતા. કારખાનું છોડતા પહેલાં કારખાનાને કાયમી ભેટ આપતાં ગયા, અને તે *Sulphuric Acid* બનાવવાનું Lead

–House. Lead–House એટલા માટે કે Sulphuric acid બનાવવા તેમણે એક આખું સીસાનું ઘર તૈયાર કર્યું, તેની યોજના આખી તેમણે તૈયાર કરી આ આખો વિજ્ઞાનનો વિષય રહ્યો એટલે તેને હું બહુ સુંદર રીતે નહિ મૂકી શકું તેમજ સ્પષ્ટ ભાષામાં સમજાવી પણ નહિ શકું. Lead–House આપણને અજાયબઘર જેવું જ લાગે. કઇ રીતે Sulphuric Acid તૈયાર થતું હશે તેની આપણને ખબર પડે નહિ. Lead–House ની નીચે એક મોટી ભઠ્ઠી કરવામાં આવેલી છે. તેમાં ગંધક બાળવામાં આવે છે. તેનો ધુમાડો એક નળી વાટે ઉપર ચડે છે. ઉપર એક મોટું સીસાનું ઘર બનાવેલું હોય છે એ ઘરમાં બધો ધુમાડો એકઠો થાય છે. એ ધુમાડાને $So_2$ sulphur Dioxide કહેવામાં આવે છે બીજી નળી વાટે તેમાં No 2 Nitrozen peroxide આવે છે તે Stable Compound નથી. એટલે o, oxygen નો એક પરમાણુ આપીને તે નળી દ્વારા બહાર નીકળી જાય છે. આ ઉપરાંત તેની અંદર Steam આપવામાં આવે છે. એટલે $So_2+H_2o=o=H_2\ So_4$ Sulphuric Acid બને છે. તેનાં ટીપાં નીચે પડવાં લાગે છે. તે કાચના મોટા Jars માં ભરવામાં આવે છે. આ વાંધીથી સાંજ પડે દસ ટન Sulphuric Acid તૈયાર થાય છે. ઘણા કામોમાંનું આ એક મોટામાં મોટું તેમનું કામછે.

ગાંધીજીનો તેમને અંગત પરિચય નહતો. ૧૯૨૦ માં તેમના કામ અને તેમની જુદી જુદી પ્રવૃત્તિનો અનુભવ થયો, ત્યારથી તેમના પ્રત્યે આકર્ષાયા. ખાદી પહેરતા થયા, તેમજ નિયમિત કાંતતા થયા. ગાંધીજીના કામનો વધારે તટસ્થાથી અભ્યાસ કર્યો, તેમના કામના સંસર્ગમાં આવતા ગયા તેમ તેમનો કારખાનામાંથી રસ સૂકાવા લાગ્યો, જે કામમાંથી આનંદ ને ઉત્સાહ મેળવતા તે બોજારૂપ લાગવા માંડ્યું. યંત્રવત જીવતા જીવનથી કંટાળી ગયા. કારખાનું છોડીને બીજા કોઇપણ સેવાના ક્ષેત્રમાં પડી જવા તત્પર થયા. ૧૯૨૪માં બાપુને મળવા ગયા. "હવે એક પણ દિવસ કારખાનામાં કામ થઇ શકશે નહિ. જે કાંઇ થાય છે તે શક્તિના ભોગે થાય છે. જે કામ કરવાનું હૃદય અને મન બન્ને ના પાડે, તો શરીર ક્યાંથી તૈયાર થાય? જે કાંઇ કામ સોંપશો તે મારી શક્તિ અનુસાર પૂરેપૂરૂં વિકસાવીશ." બાપુને બાબુજી કારખાનું છોડે તે ગમતું નહિઃ "નિઃસ્વાર્થ વૃત્તિથી કામ કરવું તેમાં સેવા જ રહેલી છે. હજુ આ કારખાનાને ખીલવવાનો પૂરતો અવકાશ છે. તમારા જેવા વૈજ્ઞાનિકોની દેશને ખાસ જરૂર છે. જેટલું વિકસાવાય, દવાઓનો પ્રચાર થાય તેટલો કરો, પરદેશી દવાની જગાએ તમારી દવા ચાલુ કરો. નવીનવી શોધો કરી ગરીબમાં ગરીબ માણસ ખરીદી શકે તેટલી સસ્તી અને અકસીર દવાઓ બનાવો. આ પણ એક પ્રકારની ગરીબોની સેવા જ છે." બાબુજીની ઇચ્છા કારખાનામાં રહેવાની જરાય ન હતી. તેમને તેમની શક્તિનો હ્રાસ થતો હોય તેમ લાગતું હતું. બાબુજીની અંતરેચ્છા ન હતી. બાપુએ તેમને આશિર્વાદ આપ્યા અને બંગાળમાં ખાદીનું કામ કરવાનું કહ્યું.

ડા. પી સી. રૉયને ખબર પડી. બાબુજીને ખૂબ સમજાવ્યા. બેંગાલ કેમિકલમાં રહીને જ જે કાંઇ પ્રવૃત્તિ કરવી હોય તે કરવાનું કહ્યું. તેને માટે જેટલું ખર્ચ થાય તેટલું આપવા તૈયાર થયા. ચોવીસે કલાક ખાદીકામ કરવું હોય તો ભલે કરે પણ મેનેજર તરીકે ચાલુ રહેવા આગ્રહ રાખ્યો. તેમના મન સાથે એક વખત નક્કી કર્યા પછી તેમના નિશ્ચયમાં ફેર પડતો નથી. કારખાનું છોડવું જ જોઈએ અને તેમણે છોડ્યું. કારખાનું છોડતા પહેલાં તેના વિકાસ અને પ્રગતિ તરફ છેલ્લી એક નજર ફેરવી લીધી. આજે તેને બાર વર્ષ વીતી ગયાં. એક પણ વખત તે કારખાનામાં ગયા નથી, તેમજ તેના સામે નજર સરખી નાખી નથી. જીવનનું એ એક સ્વપ્નું જ હતું, એમ માની તેમના જીવનવિકાસના અમૂલ્ય વીસ વર્ષોને ઘડીના છઠ્ઠા ભાગમાં ભૂલી ગયા છે.

મેં આગળ કહ્યું તેમ કારખાનાનાં દરેક મજુરને તેમના પ્રત્યે ખૂબ પ્રેમ હતો. દરેક જણ તેમની આંતરિક ઇચ્છાને માન આપતો, બાબુજીને બાપુ પ્રત્યે ભક્તિ હતી. ખાદીમાં શ્રદ્ધા હતી. કારખાનાનાં મજુરો

પણ ખાદી પહેરતા થયા. અને મોટા ભાગના નિયમિત કાંતવા લાગ્યા. આ ભલે ક્ષણિક આવેગ હોય. પણ તેમના પ્રત્યે મજુરોનો પ્રેમ નિતરતો હોય તેમ લાગતું હતું. તેઓ પોતે મેનેજર છે એ રીતે રહ્યા જ નથી. તેમના જીવનનું ધોરણ તે વખતે મજુરો કરતાં વિશેષ ઉચ્ચું હતું, છતાં કામ કરવામાં મજુર સાથે મજુર બનીને કરતાં. કારખાનું છોડતાં પહેલાં દરેક ભાઇઓને મળ્યા. પોતાનું સ્વજન-પ્રિયજન કાયમ માટે તેમનાથી દૂર ચાલ્યું જતું હોય તેવું લાગ્યું. સ્વજન તો હતા જ. પણ સાથે તેમને મુરબ્બી તરીકે સૌ સ્વીકારતા. તેમના આશ્વાસનનું એક સ્થળ હતું તે હવે ગયું. અશ્રુભીની આંખે સૌએ વિદાય આપી. વિદાય આપતાં જાણે તેમની અશ્રુભીની આંખો, દયામણા ઉતરી ગયેલા મોઢાના ચહેરા થોડો સમય વધારે રહી જવા આજીજી કરી રહ્યા હોય તેમ લાગતું હતું. બાબુજીનું હૃદય બહુ જ નરમ છે. ગરીબોનું દુઃખ જોઇ દ્રવે છે. છતાં સમય આવ્યે હૃદયને વજ્ર જેવું કરી શકે છે. કારખાનાને છોડયું. હજાર માણસોના અશ્રુ તેમને રોકી શકયા નહિ. છોડતાં તેમને દુઃખ થયું નહિ. બાબુજી ત્યાં કામ કરનાર માણસોના સુખ દુઃખથી પૂરા પરિચિત હતા. આ કરતાં પણ વિશેષ દુઃખી અને કંગાળ માણસો તેમને સાદ કરી પુકારી રહ્યા હતા, કે "અમારા દુઃખમાં ભાગ લેવા તમે આવો." "દુઃખમાંથી ઉગરવાનો કાંઇક રસ્તો બતાવો" તે દુઃખદ સાદે તેમને પાષાણહૃદયી બનાવી દીધા. છેલ્લી વિદાય લેતાં મજુરોનો પ્રેમ, લાગણી કે મમતાં તેમને ખેંચી શક્યા નહિ. વિજય, દુઃખ ને દારિદ્રયથી પીડાતા લોકોનો થયો.

કારખાનામાંથી નીકળ્યા ત્યારે તેમની પાસે તેમની: અંશત માલિકીના ત્રણ લાખ રૂપીઆ હતા. બધાનો સદુપયોગ કરવો હતો, જેમાંથી સમાજના નીચલામાં નીચલા થરને લાભ થાય, જુદા જુદા કામનો વિચાર કરતાં તેમને ખાદીનું કામ સર્વોત્તમ લાગ્યું. ત્રણ લાખ રૂપીઆ ખાદીના કામમાં રોકી બંગાળની અંદર સારામાં સારું ખાદી ઉત્પતીનું કેન્દ્ર ઉભું કરવું તેમ નક્કી કર્યું વિચાર :સાથેજ તે વિચારને મૂર્ત સ્વરૂપ આપવા તેને ક્રિયામાં ઉતારે છે. કેવળ બીજાની જેમ વિચાર જ કર્યા કરતા નથી. એક કામને સંપૂર્ણ રીતે વિચારી લીધું, એટલે તરતજ તેનો અમલ કરે છે. કલકત્તાથી થોડેક દૂર શોધપૂર નામનું નાનકડું પરું છે. ત્યાં તેમના આશ્રમની સ્થાપના કરી. આશ્રમનો ક્રમશઃ વિકાસ કેમ થયો તેની મને ખબર નથી. તે વિષે મેં ખાસ પૂછ્યું નથી, આશ્રમ જોવા માટે હું ગયો હતો. ત્યાં ચાલતી જુદી જુદી પ્રવૃત્તિઓ જોઇને મારા ઉપર જે અસર પડી તેને હું ભૂલી શકતો નથી.

આશ્રમ ગંગાનદીથી થોડેક દૂર છે. ચારે બાજુ લીલાં ઝાડોની ઘટા જામેલી છે. ચારેબાજુનો પ્રદેશ કુદરતી સૌંદર્યથી ભરપૂર છે, નાના નાના લીલાછમ ફળઝાડોથી છવાયેલા બગીચા, વચ્ચે સુંદર નાનકડા તળાવો, વૃક્ષોની ઘટામાંથી મધુરાં ટહુકાર કરતાં પક્ષીઓ, જાણે વાતાવરણને કુદરતમય ન બનાવતાં હોય ! નિર્દોષ હવા માણસના મન ઉપર કોઇ ઓરજ અસર ઉપજાવતી. કુદરતી સમૃદ્ધિ પુષ્કળ હતી. તેમાં બાબુજીના આશ્રમે આવી વૃધ્ધિ કરી. તેમની સેવા અને ચારિત્ર્યની સુવાસે ત્યાંના વાતાવરણને વધારે પવિત્ર બનાવ્યું. આશ્રમની રચના ઘણી સાદી હતી. દરેકને માટે નાના નાના એક ઘાટના મકાનો બાંધેલા છે. વચ્ચે મોટું ચોગાન છે. એક તરફ ખાદી રંગવાનું, ધોવાનું, જુદી જુદી ડીઝાઇનો છાપવાનું મકાન આવેલું છે. બીજી તરફ ગૌશાળા માટે મકાન તથા ત્યાં કામ કરતાં મજુરોના ઝુંપડાં આવેલાં છે. ગૌશાળાની બાજુમાં વિશાળ જમીન રાખી છે. તેમાં હાડકાં માંસના ખાતરનો ઉપયોગ કરી કપાસ, ચોખા, સોયાબીન્સ વિ. નો ઓછા ખર્ચે વધારે પાક કેમ લઇ શકાય તેના અખતરા કરી રહ્યા છે. વચ્ચે ચોગાનમાં સુંદર મજાનો બગીચો બનાવેલો છે. ન્હાવા માટે નાનું તળાવ છે. પગથીયાં બાંધી ન્હાવાનો ઘાટ બનાવેલો છે. શહેરથી પંદર માઇલ દૂર આવેલું ચારે તરફ નિરવ શાન્તિ પ્રસરેલી હોય છે. આશ્રમમાં દાખલ થતાંજ ત્યાંના પવિત્ર વાતાવરણની અસર આપણા હૃદય ઉપર થાય છે. હું એકજ દિવસ રહ્યો

હતો પણ મેં ખૂબ શાન્તિ અનુભવી. વધારે દિવસ રહેવાની ઇચ્છા હતી. ચર્માલયનું કામ છોડી રહી શકાય તેમ ન હતું. કલકત્તા રહ્યો તેટલો સમય મને આશ્રમમાં જવાની હંમેશા ઇચ્છા રહ્યા કરી છે. આશ્રમમાં બાબુજી ન હતા. તેમની પાછળ તેમના કાર્યની શુભ નિષ્ઠાની સુવાસ મૂકતા ગયા હતા. તે તપશ્ચર્યાના બળે આખો આશ્રમ વ્યવસ્થિત રીતે ચાલતો હતો. માનસિક આનંદ, સ્થિરતા, ચિત્તની શાંતિ-આંતરિક પ્રસન્નતા, આ બધું અહિં શા કારણે મળતું હશે તેની મને સમજણ પડી નહિ, તેના કારણો મને કોઇ પૂછે તો હું ન આપી શકું. પણ મેં અનુભવ્યું છે તેમ હું દરેકને કહું. "We can not reason but we can feel." ગુણોનો સર્વાંગી વિકાસ કરવાનું–સાધનાનું સ્થળ હોય તેવું મને લાગ્યું. ત્યાંની રહેણી કરણી, ત્યાંના વાતાવરણમાં પ્રસરેલી સાદાઇ આકર્ષક લાગતા હતા. તેના પ્રત્યે કોઇને ઘૃણા કે કંટાળો આવે તેમ ન હતું.

તેમનું રસોડું સાવ જુદું હતું. ખોરાક ખૂબ જ સાદો તેમજ પુષ્ટિકારક હતો. બાબુજી પોતે વૈજ્ઞાનિક રહ્યા, જુદા જુદા પ્રયોગો અને અખતરા કરી બધા માટે સર્વ સામાન્ય ખોરાક નિયુક્ત કર્યો હતો. તેમાં દરેકને સંતોષ હતો. કોઇને વધારે સારો ખોરાક જોઇતો હોય તો તે પ્રમાણે તેને વધારાની ચીજ આપવામાં આવતી, તેના પ્રત્યે કોઇ ઘૃણાથી જોતું નહિ. સૌ કોઇ પોતાની શારીરિક જરૂરિયાત પ્રમાણે લેતું હતું. સવારના નાસ્તામાં પૌંઆ, અને ગોળ સાથે પાંચ તોલા દહીં, બપોરે દાળ, ભાત, તરકારી, કાચુ શાક, (પોતાની વાડીમાં તૈયાર થયેલું) અને જે બંગાળ બહારના હોય તેને માટે ઘઉંની રોટી, ઘી નહિ. જેને ઇચ્છા હોય તેને મીઠું તેલ અઢી તોલા આપવામા આવતુ. સાંજે પણ બપોર પ્રમાણેનો ખોરાક. આ પ્રમાણે તેમના ભોજનનું ખર્ચ સરેરાશ સાડા ચારથી પાંચ રૂપીઆ આવતું હતું. દર અઠવાડિયે વજન કરવામાં આવતુ હતું. જેનું વજન ઘટે તેના ખોરાકમાં ફેરફાર કરવામાં આવતો. વજન ઘટવાના કારણો શોધી તે દૂર કરવામાં આવતા.

આશ્રમમાં નાની એવી ગૌશાળા ચલાવવામાં આવે છે. દરેક ગાય પાછળ ઘણી જ કાળજી અને સંભાળ રાખવામાં આવે છે. તેમના માટે જુદું એક છાપરૂં બનાવવામાં આવ્યું છે. તેમના છાણ તથા મુતરનો ખાતરમાં પૂરેપૂરો ઉપયોગ કરવામાં આવે છે. હું ગયો ત્યારે ગાયોને ચરાવવા બહાર લઇ ગયા હતા. દૂઝણી ગાયોના વાછડા વાળીને એક ઝૂંપડીમાં રાખવામાં આવ્યા હતા. બધા તંદુરસ્ત તો હતા જ પણ સાથે દરેકને રમાડવા ને પંપાળવાનું મન થાય એટલા ચોકખા ને સ્વચ્છ હતા. સાંજે ગાયો પાછી આવી, ત્યારે દરેકને જોઇ શકયો. દરેક ગાયના નામ પાડવામાં આવ્યા છે. હું એક ગાયનું નામ લઇ પંપાળવા ગયો. કે તુરત જ હેતથી મને ચાટવા લાગી. હું સાવ અજાણ્યો હતો. તેમના માટે અપરિચિત હતો. છતાં મૂંગા પ્રાણીઓમાં આ જાતનો પ્રેમ હશે તેની મને ખબર ન હતી. પ્રેમ હશે તો તે તેના વાછડા પ્રત્યે કરી જાણતી હશે. તેની વિશાળતાનો ખ્યાલ મને તેની પાસે જતાં આવ્યો. મને થયું કે ગાયમાતાને માતાનું બિરૂદ આપેલું છે તે અક્ષરશઃ સાચું છે. માતા જેટલો જ વાત્સલ્યભાવ દરેક જીવ પ્રત્યે રાખી શકતી હશે તેની મને ખબર ન હતી. મને ચાટવા લાગી એ ન ગમ્યું. હું તેને પંપાળવા લાગ્યો એટલે ડોક ઉંચી કરી મારા માથા પાસે લાવી ઉભી રહી. મનમાં એક જ પ્રશ્ન ઉદ્‌ભવતો હતો કે આ બધું શેને આભારી હશે?

ગાયોના છાપરાની બાજુમાં મજુરોના ઝૂંપડા હતાં. તેની નજીક એક નાનકડું વાંસની સાદડીનું બનાવેલું ઝૂંપડું હતું, તેમાં બાબુજી રહેતા હતા. બાબુજી આશ્રમમાં જ્યાંસુધી રહ્યા ત્યાંસુધી મજુરો વચ્ચે એક ઝૂંપડામાં જ રહેતા. બધાની જેમ સામાન્ય ખોરાક પોતે લેતા. સવારના ચાર વાગે ઉઠી રાતના દસ વાગ્યા સુધી જરા પણ આરામ લીધા સિવાય અવિરત કામ કર્યા જ કરતા. આશ્રમમાં રહેલા માણસોને ચુસ્તપણે આશ્રમના નિયમોનું પાલન કરવું પડતું. બાબુજી તેમના આચરણ અને કડક જીવનથી જ તેમને સૂચના કરી દેતા. બંગાળમાં બે મોટા આશ્રમ છે. એક અભય

આશ્રમ અને બીજો શોધપૂરનો. અભય આશ્રમ ઘણી ખ્યાતી પામેલો છે. શોધપૂરના આશ્રમ વિષે કોઇ દિવસ કાંઇ સાંભળવામાં આવેલું નથી. આનું કારણ છે, અને તે આગળ ઉપર આપીશ. નિયમપાલનમાં અને જીવનની કડકાઈની દ્દષ્ટિએ જોતાં શોધપૂરનો આશ્રમ પહેલી પંક્તિમાં આવે. શોધપૂરના આશ્રમમાં રહેનાર નિરામિષાહરી હોય છે. ત્યારે અભય આશ્રમમાં તેના માટે આગ્રહ નથી હોતો. આ બન્ને આશ્રમોની તુલના કરી શકું તેટલું મારૂં જ્ઞાન નથી. શોધપૂરના આશ્રમની વિશિષ્ટતા જણાવવા પૂરતો અભય આશ્રમનો ઉલ્લેખ કર્યો છે.

આશ્રમની શરૂઆત કર્યા પછી તેમણે તેમના ત્રણ લાખ રૂપીઆ ખાદીના કામને વેગ આપવા રોક્યા. શોધપૂર આશ્રમ ખાદી ઉત્પત્તિનું એક મોટું કેન્દ્ર બન્યું. તે ખાદી પ્રતિષ્ઠાનના નામે ઓળખાય છે. તેની દેખરેખ નીચે બીજા કેટલાય નાના નાના ઉત્પતિના સ્થળો છે જ્યાં ખાદી ઉત્પન્ન કરવામાં આવે છે. દરેક સ્થળે પગારદાર સેવાભાવી માણસો રોકવામાં આવ્યા છે. જેઓ પૂરી ધગશથી કામ કરે છે.

ખાદી ઉત્પન્ન કરાવી શોધપૂર આશ્રમમાં લાવવામાં આવે છે. ત્યાં તેના ઉપર રંગાટ કામ, છપાઈ કામ, ધોલાઇ કામ Scientifically થાય છે તે દરેક કામ નાના નાના મશીનો દ્વારા કરવામાં આવે છે જે બાબુજીએ પોતેજ પોતાની દેખરેખ નીચે તૈયાર કરવ્યા છે. મેં આગળ કહ્યું તેમ તે એકલા Scientist નથી. Engineer પણ છે. ખાદીના કામને વિકસાવવા જેટલી બને તેટલી આર્થિક સગવડ ચરખા સંઘે કરી આપી હતી. અત્યારે સૌથી સારું કોટીંગનું કપડું ખાદી પ્રતિષ્ઠાનનું આવે છે. કોટીંગનું કપડું બંગાળમાં ચાલતું નથી. ફક્ત બહારના પ્રાંતો માટે તૈયાર કરવામાં આવે છે. જ્યાં કોઇ કોટ જ ન પહેરતું હોય ત્યાં કોટીંગ કોણ ખરીદે? મહાત્માજીએ મજુરીના દરમાં ફેરફાર કરાવ્યા ત્યારથી ત્યાં પણ ખાદીના કામમાં મહત્વનો ફેરફાર કરી નાંખવો પડયો. ખાદીને મીલની હરિફાઈમાં ટકાવી રાખવા માટે જુદી જુદી ડીઝાઇનો કાઢવા પાછળ શક્તિ ખર્ચાતી હતી તે બંધ થઇ. ખાદીને બહારના પ્રાંતો માટે તૈયાર કરવામાં આવતી તે બંધ રહ્યું. બહારના પ્રાંતમાં ખાદી વેચવાનો પ્રબંધ કરવામાં આવતો અટકાવી તેમણે તેમના ઉત્પતિ કેન્દ્રમાંજ ખપાવવી શરૂ કરી. દરેકને ખાદી પહેરતાં કરવાં અને એ ઉપરાંતની વધારાની ખાદી બહારના પ્રાંતોમાં વેચવા માટે મોકલવી. આ રીતે બહારનો દેખાવ ઓછો થયો. ગામડાંઓ વધારે સ્વાવલંબિ બનવા લાગ્યા. કામ વધારે સંગીન બનવા માંડ્યું.

૧૯૩૦માં બાપુએ સાબરમતિ આશ્રમમાંથી કૂચ કરી એજ રીતે શોધપૂર આશ્રમમાંથી બાબુજીએ પણ કૂચ કરેલી. એમણે પણ એજ જાતની પ્રતિજ્ઞા લીધેલી કે સ્વરાજ્ય ન મળે ત્યાં સુધી આશ્રમમાં પાછા આવવું નહિ. ત્યાર પછી તે આશ્રમમાં આવ્યા નથી. અત્યારે આશ્રમની દરેક પ્રવૃતિ-ખાદી તેમજ અન્ય તેમના પત્ની હેમપ્રભાદેવી સંભાળે છે. તેમના પત્ની પણ ખૂબ શક્તિશાળી છે. દરેક જાતના કામમાં તેમનો પૂરેપૂરો સહકાર હોય છે. કેટલીક વખત તેમનો કામનો બોજો હળવો કરે છે. ખૂબ જ પ્રેમાળ છે. આશ્રમમાં સર્વે ભાઇઓ તેમને 'માતાજીના' નામે સંબોધે છે માતા જેટલું જ તેમનું હૃદય કોમળ અને નિર્મળ છે. નમ્રતાની સાક્ષાત મૂર્તિ હોય તેવા લાગે છે. તેમના વિરોધીઓ પ્રત્યે પણ એટલી જ આભારી દ્રષ્ટિથી જુએ છે પ્રતિષ્ઠાની ઝંખના નથી. ગરીબો વચ્ચે રહી, ગરીબ બની તેમનાથી બની શકે તેટલી સેવા કરવી છે. મારે બાબુજી વિષે કાંઇપણ જાણવું હોય તો હું તેમના પાસે જતો. તે મને તેમની બંગાળી મીઠી ભાષામાં સમજાવતાં. બાબુજી પાસે મારા વર્તનમાં અને ભાષામાં મર્યાદા જાળવવી પડતી માતાજી પાસે હું છૂટથી વર્તી શકતો. તેમનું શરીર બહુ નાજુક છે. અતિશય કામનો બોજો તેમના શારીરિક સ્વાસ્થ્યને ઘણી વખત નુકશાન કરે છે. શારીરિક નિર્બળતા હોવા છતાં તેમનામા માનસિક શક્તિ ઘણી જ છે કામ પ્રસંગે શરીરની નબળાઇની ગણના કરતા નથી. કામને દ્રષ્ટિ સમક્ષ રાખી તેને પુરૂં કરવામાં જ બધી શક્તિ ખર્ચે છે.

૧૯૩૦ ની લડતમાં સરકારે બાબુજીને પકડી જેલમાં ધકેલી દીધા. વચ્ચેની સુલેહ દરમ્યાન તેમનાથી બની

શકે તેટલી લોકજાગૃતિ લાવવામાં તેમની શક્તિ ખર્ચી. સરકારે સુલેહનો ભંગ કર્યો અને ફરીથી સતીશબાબુને જેલમાં મોકલી દીધા. જેલમાં તેમને પહેલા વર્ગમાં રાખવામાં આવતા. પોતે ખોરાક ક વર્ગનો લેતા. કેદીઓ તેમજ જેલ અમલદારોને તેમની ખૂબજ સારી અસર થએલી છે. અમલદારો તેમના ચારિત્ર્યબળથી ડરતા. તેમની ઈચ્છા વિરૂધ્ધ કાંઈ કરાવી શકતા નહિ. બંગાળના માણસો તેમને 'બંગાળના ગાંધી' તરીકે સંબોધે છે. ગાંધીજીએ હરિજનોના જુદા મતાધિકારને એકત્રિત કરવા મરણ પર્યંતના ઉપવાસ શરૂ કર્યા, ત્યારે વગર ઉપવાસે બાબુજીની સ્થિતિ ઉપવાસ કરતા હોય તેવી થઈ ગયેલી. આઠ દિવસના ઉપવાસ પછી ગાંધીજીને તેમની ઈચ્છા પ્રમાણે મતાધિકાર મળ્યા, અને સાથે જેલમાંથી હરિજન પ્રવૃત્તિ ચલાવવાની પરવાનગી મળી. બાબુજી જેલમાંથી છૂટયા કે તરતજ ગાંધીજીનો કાગળ આવ્યો. દરેક કામ છોડી હમણાં હરિજન કામમાં લાગી જવાનું કહેવામાં આવ્યું. ત્યારબાદ તેમણે હરિજન કામ કરવું શરૂ કર્યું.

સતીશબાબુને ગાંધીજી તરફ અનહદ ભક્તિભાવ અને પૂજ્યભાવ છે. તેમના વચનને તે પ્રમાણ વચન માને છે. ગમે તેવી વિકટ પરિસ્થિતમાં તેને અનુસરવા પ્રયત્ન કરે છે. પોતે ખૂબ જ બુધ્ધિશાળી છે. વૈજ્ઞાનિક તો છે જ. પણ સાથે હિન્દુ ધર્મશાસ્ત્રના પ્રખર અભ્યાસી છે. વેદવેદાન્ત Preaching બહુ સારી રીતે કરી શકે છે. મેં તેમના હિન્દુ ધર્મ ઉપરનો પ્રવચનો અમારા ચર્માલયમાં સાંભળ્યા છે. સવારના ચાર વાગે પ્રાર્થના પછી એકથી દોઢ કલાક સુધી અમને હિંદુ ફીલોસોફી સમજાવતા હતા. બાબુજીના દરેક પ્રવચન મને કિશોરભાઈના 'જીવન શોધન'ના એક એક પ્રકરણ જેવાં લાગતાં હતાં. જાણે 'જીવનશોધન' વાંચતા ન હોઈએ ? બન્નેમાં વિચારોનું તાત્ત્વીક દૃષ્ટિએ આટલું બધું સામ્ય હશે તેની મને ખબર નહોતી.

વિજ્ઞાન તો તેમના જીવનમાં ઓતપ્રોત થઈ ગયું છે. વિજ્ઞાન એ અઘરો અને કંટાળાભર્યો વિષય છે. આપણે ત્યાં તેની ઉપયોગીતા સમજાણી નથી. અમારે ચર્માલય માટે બી. એસ. સી. જેટલી વિજ્ઞાનની તૈયારી દોઢ વર્ષમાં કરવાની હતી. સવારનાં દરરોજ એક કલાક જુદા જુદા Elements ઉપર ભાષણ આપી જતા. અમને બધાંને એટલા બધા રસ લેતા કરી દીધા કે અમને તેમના ભાષણમાંથી ઉઠવાનું મન થતું નહિ. આ પ્રમાણે કલાકો સુધી ભાષણ ચાલ્યા જ કરે તેવી મનમાં ઈચ્છા રહ્યા કરતી. એક કલાક પૂરો થાય કે તુરત ઉઠીને ચાલ્યા જાય. બીજા દિવસનું ભાષણ સાંભળવાની અમારી જીજ્ઞાસાવૃત્તિને સતેજ કરતા જાય. તેમના ભાષણો સાંભળતાં લાગતું હતું કે જાણે વિજ્ઞાનને ઘોળીને પી ન ગયા હોય! દરેક પ્રશ્નને ખૂબ સ્વાભાવિક રીતે સમજાવતા હતા. જીવનના દરેક ક્ષેત્રમાં વિજ્ઞાન જ નજરે આવતું. તેમણે વિજ્ઞાનને જીવનના વ્યવહારમાં ઉતાર્યું હતું. કેવળ પુસ્તકનું જ્ઞાન ન હતું, તેમજ પ્રયોગશાળાના માત્ર પ્રયોગો પણ નહતા. તેમના વિજ્ઞાને દેશને ઘણો ફાયદો કરી દીધો છે. બીજા દેશમાં જેમ વિજ્ઞાનની શોધખોળ કેવળ પોતાના ભાઈઓના નાશના બીજ રોપવામાં કરવામાં આવે છે તેવી હિંસક શોધખોળ તેમની નહતી. જે શોધની પાછળનો હેતુ શુધ્ધ હોતો નથી–જેની પાછળ પોતાની સત્તાનું સામ્રાજ્ય સ્થાપવાની આકાંક્ષા રહેલી હોય છે–બીજાને લૂંટી સુખ શોધવાની લાલસા રહેલી હોય છે. એ શોધને વિકાસ કહેવામાં જ ભૂલ થાય છે. ખરેખર તો તે તેના ભાઈઓ–અને તેના વિનાશની શોધ હોય છે. બાબુજીએ તેમના વિજ્ઞાનનો ઉપયોગ દુ:ખી ભાઈઓને સુખી કરવામાં કર્યો. તેમણે ગાંધીજીની ઈચ્છાને માન આપી એક દવાખનું શરૂ કર્યું. તેની અંદર દરેક જાતની દવાઓ બનાવવાની શરૂઆત કરી. સસ્તામાં સસ્તી દવા બનાવવી, ઈન્જેક્શન બનાવવા અને લોકોમાં તેનો પ્રચાર કરવો. બે કે ત્રણ પૈસાની કિંમતના ઈન્જેક્શનથી ભયંકરમાં ભયંકર દર્દોય જેવાં કે કાલાજ્વર, સીફીલીઝ, ટાઈફોઈડને બહુ ઓછા ખર્ચે નાબૂદ કરવામાં આવે છે. કોઈ બહારના ડૉકટર પાસે ઉપલા કોઈ પણ રોગની દવા કરાવવા જઈએ તો ઓછામાં ઓછા બસોથી અઢીસો રૂપીઆ ખર્ચ થઈ જાય. જ્યારે અહિ ચાર પાંચ રૂપીઆના ઈન્જેક્શનથી પતી જાય. એક ઈન્જેક્શનની કિંમત

તેમને બેથી ત્રણ પૈસા પડે છે. જ્યારે બહાર તેવા ઇન્જન્કશન લેવા જઇએ તો કેટલી કિંમત આપવી પડે! આને માટે તેમણે એક શાસ્ત્રીય ચોપડી તૈયાર કરી છે. જેનું નામ Cheap Remedies રાખવામાં આવ્યું છે. Cheap Remedies નો અર્થ જ સસ્તા ઉપચારો થાય છે. આ ચોપડી વાંચી જવાથી સામાન્ય પ્રચલિત દર્દોનો ખ્યાલ આવી જાય છે. તેનું સ્પષ્ટ નિદાન કરતાં આવડે છે. દર્દો પારખવાં અને તેનો ઉપચાર કરતાં ઘણાજ થોડા સમયના અનુભવે શીખી શકાય છે.

હરિજન સેવાનું કામ કરતાં તેમણે એક દવાખાનું હરિજન લત્તામાં શરૂ કર્યું. ત્યાંથી હરિજનો અને બીજા ગરીબ દુઃખી માણસોને મફત દવા આપવાનું અને જે ભયંકર રોગથી પીડાતા હોય તેમને In door Patient તરીકે દાખલ કરવાનું રાખવામા આવ્યું. અહિના દવાખાનામાં દવા અને ઇન્જન્કશન બનાવવામાં ખૂબ પ્રગતી કરી. તેની ખ્યાતી વધતી ગઇ. શહેરમાંથી ડોકટરો પણ દવા મંગાવવા લાગ્યા, દવા અને દવાખાનાની સફળતા જોઇ તેમને બીજા પ્રાંતના વિદ્યાર્થીઓને શિક્ષણ આપવાની ઇચ્છા થઇ. વિદ્યાર્થીઓ ફક્ત સેવાભાવથી જ શીખવા આવેલા હોવા જોઇએ. તેનો ઉપયોગ તેના પોતાના ઉપાર્જન માટે કરવાનો નહિ હોય, પણ સેવાના કામમાં કરવાનો હશે. આવેલા વિદ્યાર્થીને ડીગ્રી વગરના ડોકટર જેટલું જ્ઞાન એક વર્ષમાં મળી જાય તે પ્રમાણે તેનો અભ્યાસક્રમ ગોઠવાયોછે. રોગનું daigonize કરતા, તેના કારણો જાણતા, તેના ઉપચાર કરતા, અને જરૂર પડે તો ઇન્જન્કશન આપતા શીખવાનું હોય છે. આ ઉપરાંત તેમના ઉપયોગની દવા બનાવતા, તેમજ ઇન્જન્કશન બનાવતાં શીખવાનું. આટલું એક વર્ષની અંદર વિદ્યાર્થીએ જાણી લેવાનું, અને સાથે દવાખાનામાં આવતા દર્દીઓની તપાસ કરાવી તેમને પ્રત્યક્ષ - અનુભવ કરાવવો. અહિ બને જાતનું શિક્ષણ theoratical and practical સાથે આપવામાં આવતું. પૂરો અનુભવ લીધા પછી તેમને પ્રમાણપત્ર આપવામાં આવતું જેથી કોઇપણ સંસ્થામાં ડીગ્રી વગરના ડાકટર જેટલું કામ કરી શકે. ગામડાંમાં કામ કરનાર ગ્રામસેવકે Cheap Remedies ની દવા વિગેરે જાણી લેવી જોઇએ. ગામડાંનાં કામને અનુરૂપ થાય તેવું છે. દરેક પ્રાંતમાં Cheap Remedies (સસ્તા ઉપચારોની) શાખા ખોલી ત્યાં કામ કરનાર ગ્રામસેવકને શિક્ષણ આપવું જોઇએ. આજે આપણે મોંઘા ભાવની દવાઓ વાપરીએ છીએ. ગામડાંના દવાખાના ભારે પડી જાય છે. પ્રાંતવાર એકાદ મૂખ્ય શાખા હોય જેમાં દવા, ઇન્જન્કશન વિગેરે બનાવવામાં આવે અને ગામડાંનાં દવાખાનામાં પૂરા પાડવામાં આવે તો દવાખાનું બહુ જ ઓછા ખર્ચે ચાલે. આ દવાઓ બીજી દવાઓ જેટલી જ અસરકારક હોય છે. ઇન્જન્કશન માટે બહારથી દવાઓ ખરીદવી પડે છે જેની કિંમત બહુ આપવી પડતી નથી કારણકે તેનું Prescription આપણે ત્યાં બનાવવાનું હોય છે. બાબુજીના કામનો આ એક અગત્યનો ફાળો છે. જેમ આનો પ્રચાર થશે તેમ આ કામની માણસોને કિંમત સમજાશે.

હું કલકતા હતો ત્યારે બાબુજી Cheap Remedies જેવું એક મોટું પુસ્તક લખી રહ્યા હતા. આજે લગભગ પૂરું થઇ ગયું હશે. બાબુજી કહેતા હતા કે તે પુસ્તક વાંચવાથી માણસ ઘેર બે'ઠ સાધારણ ડોકટર જેટલું જ્ઞાન મેળવી શકશે.

મહાત્માજીની આજ્ઞાને માન આપી બાબુજી હરિજન કામ કરવા લાગ્યા. દવાખાનાની શરૂઆત ત્યાર પછી થયેલી. દવાખાનાના કામ ઉપરાંત તેઓ હરિજન ભાઇઓ સાથે જાજરૂ સાફ કરવા જતાં. જાહેર તેમજ અંગત માલિકીના મકાનમાં જ્યાં જ્યાં જાજરૂ હોય ત્યાં હરિજન ભાઇઓ સાથે બાબુજીના આશ્રમના ભાઇઓ તેમને મદદ કરવા જતાં, અને જ્યાં શક્ય હોય ત્યાં જાજરૂની વ્યવસ્થામાં ને સફાઇમાં ફેરફાર કરાવતા, માથે મળના ડબા ઉપાડી મળની ગાડીમાં નાખી આવતા. હરિજનોને તેટલી રાહત મળતી કામ કરવામાં ત્રાસ ભોગવવો પડતો તે ઓછો થતો, ઘણા જાજરૂમાં મળની વ્યવસ્થા બરાબર થતી નહિ માણસો બેદરકારીથી જાજરૂ બગાડી ચાલ્યાં જતાં, મળ પણ અસ્તવ્યસ્ત પડયો હોય. આ બધી મુશ્કેલીને દૂર કરવાના આશયથી સાથે ડબા લઇ

જાજરૂ સાફ કરવા જતાં. ઘણે ઠેકાણે તેમનાં માત્ર જવાથીજ ઘણો ફેરફાર અને સુધારા થઇ જતાં જાજરૂ સાફ કરવા જતાં, કેટલો ત્રાસ સહન કરવો પડતો તેનો એક પ્રસંગ યાદ મને આવે છે. અમારે ત્યાં ચર્માલયનું કામ કરનાર એક ભાઇ જાજરૂ સાફ કરવા જતાં એક દિવસ જાજરૂના મળ ઉપાડવા નીચે ગયા. માથું નીચે હતું: ઉપરથી કોઇએ મળ ફેંક્યો, નીચે જોવાની પણ દરકાર ન કરી, સાફ કરનાર ભાઈનું આખું માથું મળથી ભરાઇ ગયું. આતો એક પ્રસંગ મેં મૂક્યો. હરિજનો ઉપર આથી ક્યાંયે વિશેષ ત્રાસ ગુજારવામાં આવે છે. આવો કોઈ પ્રસંગ બને ત્યારે તેઓ તેમના નસીબનો વાંક કાઢશે. દુઃખ ને અપમાન સહન કરવાનો તેમનો જન્મસિધ્ધ હક્ક હોય તે રીતે સહન કર્યે જાય છે. અતિ ત્રાસ અને જુલ્મનું તો આ પરિણામ નહિ હોય ને? તેમના દુઃખનો ખ્યાલ બુદ્ધિથી કરી શકાતો નથી. તેમની સાથે તેમના જેવા થઇને રહેવાથી આવે છે તેની અનુભવે ખબર પડે છે—કલ્પી શકાતો નથી. સેંકડો વર્ષોથી આ વર્ગ કચડાયેલો અને દબાયેલો છે. તેમને માથું ઉંચકવાની હોંશ પણ નથી રહી. તેમની સાચી સ્થિતિનું ભાન કરવા બાબુજી અને તેમના માણસો તેમના સાથે રહેવા લાગ્યા. તેમના જેવું કામ કરવા લાગ્યા. તેમને શિક્ષણ આપવા લાગ્યા. સાંભળ્યું છે કે એક વખત બાબુજીએ હરિજનોને દારૂ છોડાવવા આઠ દિવસના ઉપવાસ કરેલા. ઉપવાસના પરિણામની મને ખબર પડી નથી. એટલે એ વિષે હું કાઇ કહી શકું નહિ, આટલું કામ કરવા છતાં એક પણ ઠેકાણે તેમના કામ વિષે વાંચવામાં આવ્યું નથી.

હરિજન પ્રવૃતિ હાથમાં લેતાં તેમના સુખદુઃખ, કામ વિગેરે બાબુજી વિચાર કરવા લાગ્યા. તેમણે ચમારોની સ્થિતિનો અભ્યાસ કર્યો. અત્યારની પરિસ્થિતિમાં ચમારો પોતાનો ધંધો મૂકીને શા સારૂ મીલમાં મજુરી કરવા કે બીજું કામ કરવા જતા હશે? હિન્દુસ્તાનમાં કાપડ સિવાયનો બીજો મોટામાં મોટો ઉદ્યોગ ચામડાંનો છે. દર વર્ષે કરોડો રૂપીઆનું આખું ચામડું (Raw hides) પરદેશ ચડે છે ને કરોડોનું તૈયાર કમાવેલું ચામડું (Tanned Leather) આયાત થાય છે. મહાત્માજીએ ચામડાંના બે ભાગ પાડી દીધા છે. એક મડદાલી—કુદરતી મોતે મરેલાં ઢોરનું ચામડું બીજું હલાલી—કતલખાનામાંથી આવેલું ચામડું. મોટા શહેરોમાંથી મોટે ભાગે ચામડું કતલખાનામાંથી આવે છે. આજસુધી આપણામાં એક માન્યતા જડ ઘાલી બેઠી હતી કે મોટે ભાગે ચામડાં હલાલી જ આવે છે અને ચામડાં માટે કતલ કરવામાં આવે છે. ચામડાંનો ઝીણવટથી અભ્યાસ કર્યા પછી ખબર પડી છે કે સેંકડે પોણોસોથી એંસી ટકા ચામડું મડદાલી આવે છે. ચામડાંની બજારોમાં બન્ને જાતના ચામડાં સાથે આવે છે. વેચનાર માણસ મડદાલી—હલાલીનો ભેદાભાવ રાખતો નથી. તે તો હલાલીને નામે જ બધો માલ વેચે છે. મડદાલી ચામડાં એટલે બગડેલાં, છેવડાંએ ખાધેલાં કે ગીધડાંએ કાણાં પાડેલાં નહિ પણ હલાલી ચામડાં જેટલા જ સારા, ટકાઉ અને દરેક કામમાં ઉપયોગમાં આવી શકે એવાં હોય છે. આપણે ત્યાં ચામડાંની કિંમત નથી. તેનાં તરફ ચમારો બેદરકાર છે. બીજા પ્રાંતોમાં તેની ખૂબ સંભાળ રાખવામાં આવે છે. ચામડું એકપણ ઠેકાણે ઘસાય નહિ તેમજ બગડે નહિ તેની પૂરતી કાળજી રાખવામાં આવે છે. ચામડાંની કિંમત તેની જાત ઉપરથી થાય છે. તેનાં દરેકનાં ખાસ નામ આપવામાં આવ્યા હોય છે. મડદાલી ચામડાં સારા હોય તો તેની હલાલ જેટલી કિંમત આવે છે. સારા ચામડાંને કોઈ મુડદાલી સમજીને લેતું જ નથી.

આ ઉદ્યોગને સંપૂર્ણ રીતે ખીલવવો હોય તો ચમારોનાં ઝૂંપડે ઝૂંપડે દાખલ થઇ એમને નવી પધ્ધતિએ ચામડું કમાવતા શીખવવું જોઇએ. ગામડે ગામડે આ ઉદ્યોગને ચમારો શરૂ કરી દે તો આજે કરોડો રૂપીઆનું આખુ ચામડું (Raw hides) પરદેશ જતું અટકે આજે જે તૈયાર ચામડું આયાત કરવું પડે છે તેના બદલે તૈયાર ચામડા નિકાસ થાય.

આ હેતુને ધ્યાનમાં લઇને હરિજન સેવક સંઘે એક મોટા ચર્માલયની યોજના તૈયાર કરી, તેનું કામ બાબુજીને સોંપવામાં આવ્યું. ચર્માલયનું કામ શાસ્ત્રીય પધ્ધતિએ શરૂ કરવું હોય તો તેમાં વિજ્ઞાનની ખાસ જરૂર પડે. વિજ્ઞાન વગર તો કામમાં સફળતા મળે જ નહિ.

સતીશબાબુએ તો વિજ્ઞાનને જીવનના વ્યવહારમાં ઉતારેલું છે. આ કામને સફળ બનાવવામાં તેમને જરા પણ મુશ્કેલી આવે નહિ. કલકત્તામાં હરિજનોની વસ્તીવાળા ભાગમાં આ ચર્માલય ખોલવામાં આવ્યું. તેની આજુબાજુ મોટા મોટા ચર્માલયો (Tanneries) આવેલાં છે. ચર્માલયની ખોટ શરુઆતમાં પૂરી કરવા મશીન વિભાગ શરૂ કરવામાં આવ્યો. એક તરફ ગૃહ વિભાગ- જેમાં દરેક કામ હાથથી કરવામાં આવે છે. બીજો મશીન વિભાગ-જેમાં મશીનથી ચામડું તૈયાર કરી બ્હાર વેચવામાં આવે છે. હરિજન સેવકસંઘે દસ હજાર રૂપીઆ આ ચર્માલય પાછળ રોકયા છે. દરેક પ્રાંતના એક એક વિદ્યાર્થીને બોલાવી ચર્માલયનું કામ શાસ્ત્રીય પધ્ધતીએ શીખવવું. દોઢ વર્ષનો અભ્યાસક્રમ ગોઠવી તેમને Practical અને Theoratical ચામડાંનું કામ શીખવવું. સાથે વિજ્ઞાનનું ચર્માલય પૂરતું જરૂરી જ્ઞાન આપવું, જેથી પ્રાંતીય ચર્માલયો નિષ્ફળ ન જાય. ચામડાં કમાવવાનો આધાર મૂખ્યત્વે વિજ્ઞાન ઉપર હોય છે. ક્રુમ, પેટન્ટ વિ. જાતના ચામડાં જુદા જુદા કેમિકલથી તૈયાર કરવામાં આવે છે.

જ સુધી મોટા મોટા Tanneries એમ માને છે કે ક્રુમનું ચામડું મશીનરી સિવાય તૈયાર થઇ શકે જ નહિ. શ્રી. સતીશબાબુએ તેમની એ માન્યતાને ખોટી ઠરાવી. ક્રુમ ચામડાંને કેવળ હાથથી જ-મશીનની મદદ સિવાય તૈયાર કરાવવા લાગ્યા. ત્યાંની જ પધ્ધતીએ અજ્ઞાન હરિજનનો છોકરો પણ તેના ઝૂંપડામાં ક્રુમનું ચામડું તૈયાર કરી શકે છે તે ત્યાંના સ્થાનિક ચમારોના છોકરાને શિક્ષણ આપી ગામડામાં ચર્માલય શરૂ કરાવી સિધ્ધ કરી બતાવ્યું.

સતીશબાબુના કામની અને જીવનની મારા જેવા વિદ્યાર્થી ઉપર શી અસર થઇ તે અને એમના બીજા પ્રસંગો હું કોઇક વેળા જણાવીશ. અત્યારે તો એટલું કહું કે કલકત્તા તરફ કોઇ સહેતુક સફર કરો તો આ પુરુષના દર્શન કરી આવજો.

●

## ઉપહાર

ધરી ઉરે ઢાલ સહિષ્ણુતાની
સંસારના સૌ ઝીલવા પ્રહારો,
આપેલ મોંઘા મૂલ ઉપહારો
મારાથી હા! કેમ શકાય ઠેલી?

દેવજી રા. મોઢા

# પરિશોધ : એક ગીતનાટિકા

શ્રી. ઇન્દુલાલ ગાંધી

**પાત્રો**

વાસંતી પાનખર
કુંજકન્યા ફૂલકન્યાઓ
પનીહારીઓ

**ખુલાસો**

તપશોભના, આશાભરેલી અને વાદળીનાં મોતીની જેમ આ બાળનાટકને પણ ગીતોમાં જ ખેંચી જવાની ઉમેદ હતી. અને કલ્પનાની આંખે અનેક વખત એ નાનકડા પગની ફુદડીઓ અને ગીતલહરીઓ જોઇ-સાંભળી હતી. પણ પ્રયોગ કરતાં જણાયુ કે નાની વયની બહેનો માટે એ અતિ પરિશ્રમશીલ કાર્ય હતું. શ્વાસને અને પગને વિસામો ન લેવા દે એવી એ આખીયે સંકલના રૂડી રીતે પાર ઉતરે તેમ લાગ્યું નહિ એટલે વચ્ચે નાનકડા સંવાદોની દોરીથી ગીતોને ગૂંથી લેવાં પડયાં છે.

ભજવનારી બહેનોનું વય ક્યાં સુધીનું હોવું જોઈએ તેની મર્યાદા નક્કી કરવાનું કાર્ય ભજવાવનારી સંસ્થાઓનું હોય છે. વેષપરિધાન માટે, છાયાપ્રકાશની ગોઠવણી માટે, નેપથ્યસંગીત માટે કર્તાનો આગ્રહ હોય છે ખરો, પણ એ તો માત્ર આગ્રહ જ હોય છે. સાધનો વિપુલ હોય, પાત્રો અભિનયકુશળ તથા તાલ, લયની શાસ્ત્રીયતા સમજનારાં હોય તો કર્તાની કલ્પનાથીયે વધારે ભવ્ય ને સુંદર કાર્ય બની શકે. સાધનો ઓછાં હોય તો દરિયાઇમોજાંની ખર્ચાળ સાડીઓને બદલે છાપેલાં-સાદાં છાયલો કે બાંધણીની સસ્તી ચુંદડીઓથી પણ કામ ચલાવી લેવાય. એટલે કલ્પનાસ્વામી-કર્તાના આગ્રહને તો ફક્ત સૂચના રૂપે જ માની લેવાનો છે. પછેડી હોય એવડી સોડ તાણવી.

સંગીતમાં પાંચસાત વાજિંત્રોવાળી વાદ્યમંડળીની જરૂર નથી લાગતી મને. એકાદું મધુર વાયોલીન કે દિલરૂબા હોય, મૃદંગ કે તબલાની જોડ હોય અને બજવૈયા થાકી ન જાય એવા ઉત્સાહી હોય તો લગભગ કલાકેક ચાલનારી આ મ્હેફીલ આનંદમૂર્છા પમાડી જાય નિ:સંશય.

ગુજરાતની અસ્મિતા જેમને હૈયે છે એવા આપણા કેટલાક કલાકારોએ એવી શંકા જાહેર કરી છે કે, પરપ્રાંતિય સંગીતના મોહમાં આપણે ગુજરાતી સંગીત પ્રત્યે દુર્લક્ષ્ય થયાં છીએ. આ શંકા સાચી હોય તો પણ શરમાવાનું કાંઈ કારણ નથી, કારણ કે મૂળ સંસ્કૃતમાંથી જન્મેલી બીજી અનેક ભાષાઓમાંથી ચળાઇને ગુજરાતી ભાષાને આજનું રૂપ મળ્યું છે તેમ મૂળ તો તમામ સંસ્કૃત રાગણીઓ જ છે. તાલ, લયની ચોક્સાઇ સીધી ત્યાંથી જ અહીં ઉતરી આવી છે. છોને એની અસર આપણામાં ઉતરતી. કદાચ એમાંથી જ ગુજરાતી સંગીતને સાચી દિશા મળશે, રૂપ મળશે.

સતીશબાબુએ તો વિજ્ઞાનને જીવનના વ્યવહારમાં ઉતારેલું છે. આ કામને સફળ બનાવવામાં તેમને જરા પણ મુશ્કેલી આવે નહિ. કલકત્તામાં હરિજનોની વસ્તીવાળા ભાગમાં આ ચર્માલય ખોલવામાં આવ્યું. તેની આજુબાજુ મોટા મોટા ચર્માલયો (Tanneries) આવેલાં છે. ચર્માલયની ખોટ શરુઆતમાં પૂરી કરવા મશીન વિભાગ શરૂ કરવામાં આવ્યો. એક તરફ ગૃહ વિભાગ– જેમાં દરેક કામ હાથથી કરવામાં આવે છે. બીજો મશીન વિભાગ–જેમાં મશીનથી ચામડું તૈયાર કરી બ્હાર વેચવામાં આવે છે. હરિજન સેવકસંઘે દસ હજાર રૂપીઆ આ ચર્માલય પાછળ રોક્યા છે. દરેક પ્રાંતના એક એક વિદ્યાર્થીને બોલાવી ચર્માલયનું કામ શાસ્ત્રીય પધ્ધતીએ શીખવવું. દોઢ વર્ષનો અભ્યાસક્રમ ગોઠવી તેમને Practical અને Theoratical ચામડાંનું કામ શીખવવું. સાથે વિજ્ઞાનનું ચર્માલય પૂરતું જરૂરી જ્ઞાન આપવું, જેથી પ્રાંતીય ચર્માલયો નિષ્ફળ ન જાય. ચામડાં કમાવવાનો આધાર મૂખ્યત્વે વિજ્ઞાન ઉપર હોય છે. ક્રુમ, પેટન્ટ વિ. જાતના ચામડાં જુદા જુદા કેમિકલથી તૈયાર કરવામાં આવે છે.

આજ સુધી મોટા મોટા Tanneries એમ માને છે કે ક્રુમનું ચામડું મશીનરી સિવાય તૈયાર થઇ શકે જ નહિ. શ્રી. સતીશબાબુએ તેમની એ માન્યતાને ખોટી ઠરાવી. ક્રુમ ચામડાંને કેવળ હાથથી જ–મશીનની મદદ સિવાય તૈયાર કરાવવા લાગ્યા. ત્યાંની જ પધ્ધતીએ અજ્ઞાન હરિજનનો છોકરો પણ તેના ઝૂંપડામાં ક્રુમનું ચામડું તૈયાર કરી શકે છે તે ત્યાંના સ્થાનિક ચમારોના છોકરાને શિક્ષણ આપી ગામડામાં ચર્માલય શરૂ કરાવી સિધ્ધ કરી બતાવ્યું.

સતીશબાબુના કામની અને જીવનની મારા જેવા વિદ્યાર્થી ઉપર શી અસર થઇ તે અને એમના બીજા પ્રસંગો હું કોઇક વેળા જણાવીશ. અત્યારે તો એટલું કહું કે કલકત્તા તરફ કોઇ સહેતુક સફર કરો તો આ પુરુષના દર્શન કરી આવજો.

●

## ઉ પ હા ર

ધરી ઉરે ઢાલ સહિષ્ણુતાની
સંસારના સૌ ઝીલવા પ્રહારો,
આપેલ મોંઘા મૂલ ઉપહારો
મારાથી હા! કેમ શકાય ઠેલી?

**દેવજી રા. મોઢા**

# પરિશોધ : એક ગીતનાટિકા

શ્રી. ઇન્દુલાલ ગાંધી

**પાત્રો**

વાસંતી પાનખર
કુંજકન્યા ફૂલકન્યાઓ
પનીહારીઓ

**ખુલાસો**

તપશોભના, આશાભરેલી અને વાદળીનાં મોતીની જેમ આ બાળનાટકને પણ ગીતોમાં જ ખેંચી જવાની ઉમેદ હતી. અને કલ્પનાની આંખે અનેક વખત એ નાનકડા પગની કુદડીઓ અને ગીતલહરીઓ જોઇ-સાંભળી હતી. પણ પ્રયોગ કરતાં જણાયું કે નાની વયની બહેનો માટે એ અતિ પરિશ્રમશીલ કાર્ય હતું. શ્વાસને અને પગને વિસામો ન લેવા દે એવી એ આખીયે સંકલના રૂડી રીતે પાર ઉતરે તેમ લાગ્યું નહિ એટલે વચ્ચે નાનકડા સંવાદોની દોરીથી ગીતોને ગૂંથી લેવાં પડયાં છે.

ભજવનારી બહેનોનું વય કયાં સુધીનું હોવું જોઈએ તેની મર્યાદા નકકી કરવાનું કાર્ય ભજવાવનારી સંસ્થાઓનું હોય છે. વેષપરિધાન માટે, છાયાપ્રકાશની ગોઠવણી માટે, નેપથ્યસંગીત માટે કર્તાનો આગ્રહ હોય છે ખરો, પણ એ તો માત્ર આગ્રહ જ હોય છે. સાધનો વિપુલ હોય, પાત્રો અભિનયકુશળ તથા તાલ, લયની શાસ્ત્રીયતા સમજનારાં હોય તો કર્તાની કલ્પનાથીયે વધારે ભવ્ય ને સુંદર કાર્ય બની શકે. સાધનો ઓછાં હોય તો દરિયાઇમોજાંની ખર્ચાળ સાડીઓને બદલે છાપેલાં-સાદાં છાયલો કે બાંધણીની સસ્તી ચુંદડીઓથી પણ કામ ચલાવી લેવાય. એટલે કલ્પનાસ્વામી-કર્તાના આગ્રહને તો ફકત સૂચના રૂપે જ માની લેવાનો છે. પછેડી હોય એવડી સોડ તાણવી.

સંગીતમાં પાંચસાત વાજિંત્રોવાળી વાદ્યમંડળીની જરૂર નથી લાગતી મને. એકાદું મધુર વાયોલીન કે દિલરૂબા હોય, મૃદંગ કે તબલાની જોડ હોય અને બજવૈયા થાકી ન જાય એવા ઉત્સાહી હોય તો લગભગ કલાકેક ચાલનારી આ મ્હેફીલ આનંદમૂર્ચ્છા પમાડી જાય નિ:સંશય.

ગુજરાતની અસ્મિતા જેમને હૈયે છે એવા આપણા કેટલાક કલાકારોએ એવી શંકા જાહેર કરી છે કે, પરપ્રાંતિય સંગીતના મોહમાં આપણે ગુજરાતી સંગીત પ્રત્યે દુર્લક્ષ્ય થયાં છીએ. આ શંકા સાચી હોય તો પણ શરમાવાનું કાંઈ કારણ નથી, કારણ કે મૂળ સંસ્કૃતમાંથી જન્મેલી બીજી અનેક ભાષાઓમાંથી ચળાઇને ગુજરાતી ભાષાને આજનું રૂપ મળ્યું છે તેમ મૂળ તો તમામ સંસ્કૃત રાગણીઓ જ છે. તાલ, લયની ચોકસાઇ સીધી ત્યાંથી જ અહીં ઉતરી આવી છે. છોને એની અસર આપણામાં ઉતરતી. કદાચ એમાંથી જ ગુજરાતી સંગીતને સાચી દિશા મળશે, રૂપ મળશે.

## પહેલીવાર

[સળગતુ કોડિયું પાલવમાં સંતાડીને, વાસંતી કાંઇક શોધતી હોય તેમ ગાતી નાચતી પ્રવેશે છે.]

ગીત

વાસંતી:

કોણે દીઠી એને ?
કોણે દીઠેલ એનાં પગલાં પીતાંબરી ?
કોણે દીઠેલ એની આંખડી આંસુભરી ?
કોણે દીઠી એને ?
છોડની ઢળેલ પાંખો
ફૂલની મીંચેલ આંખો
તારલા ટીંગાય લાખો
શોધી શકે શેણે ?
કોણે દીઠી એને ?
કોકિલાની સીતારીએ, જાગી ઉઠેલાં વન,
કયાંય દીઠું તમે, વિલાયલું એનું વદન ?
સૂકી ફુલ પાંદડીની અંજલી ભરી જેણે
કયાંય દીઠી એને ?

[ગીતને છેલ્લે ચરણે થાકી ગઇ હોય તેમ વાસંતી નીચે બેસી જાય છે.]

ફૂલની સુગંધીમાંથી આવતી હોય તેમ ચાર ફુલકન્યાઓ પ્રવેશે છે. પ્રત્યેકના હાથમાં ફુલશણગાર છે.

ગીત

ફુલકન્યાઓ:

ઓરી ઓરી ચંદનીઓ આવે,
તારકમંડળીઓ લાવે,
ગીત વસંતલ ગવડાવે.
પાનખરજાય ત્યારે,
પરાગહિણી ધરાને;
નૂતનપરિમલ પહેરાવે
ઓરી ઓરી ચંદનીઓ.
આભભરેલ અલંકારે
શાં ગુંજન કયારે કયારે
નમતી સમીરણને ભારે
જો, ફુલમંજરીઓ આવે
ગીત વસંતલ ગવડાવે
ઓરી ઓરી ચંદનીઓ

**ફુલકન્યા પહેલી:** (નીચે બેઠેલી વાસંતીને જોઇ) તમે નિરાશ થઇને અહીં કેમ બેઠાં છો બહેન ?

**ફુલકન્યા બીજી:** ઊંચી રાખેલી હથેળીનું કોડિયું કેટલી જિજ્ઞાસાથી બળે છે? જાણે હથેળીમાં સુરજ પ્રગટ્યો.

**ફુલકન્યા ત્રીજી:** દીવો લઇને કો'કને શોધવા નીકળ્યાં લાગે છે.

**વાસંતી:** (ઊભી થઈ) શોધવા જ નીકળી છું તો! મારી મોટી બહેન પાનખરને શોધવા નીકળી છું. કયાંય તમે એને દીઠી ?

**ફુલકન્યા ચોથી:** પાનખર કોણે નહિ દીઠી હોય ?

**ફુલ કન્યા પહેલી:** પાન ખરી ગયાં પછી જેવું ઝાડ દેખાય એવું એનું રૂપ હતું.

**ફુલકન્યા બીજી:** સુક્કાં પાન ખખડે એવું એનું હાસ્ય હતું.

**ફુલકન્યા ત્રીજી:** વડવાઇઓ જેવા એના કેશ હતા.

**ફુલકન્યા ચોથી:** બાવળની છાલ જેવાં એનાં વસ્ત્રો હતાં.

**વાસંતી:** હા, હા એજ. :અને એના ખોબામાં કરમાએલાં ફૂલો હશે. આંખોનાં આંસુ ગાલ ઉપર ઠરી ગયા હશે. શરીરે ઉઝરડા પડયા હશે.

**ફુલકન્યા પહેલી:** હા, એ નિશાની પ્રમાણે જ બરાબર.

**વાસંતી:** તમે એને કયાં જોઇ હતી બહેન ?

**ફુલકન્યા બીજી:** એ તો સરોવરે સરોવરે ભટકતી'તી. કૂવે કૂવે મોં ધોતી'તી. ઝાડવે ઝાડવે ચડીને પાન ખંખેરતી'તી.

**વાસંતી:** તમે એને પૂછ્યું હતું કાંઇ ?

**ફુલકન્યા ત્રીજી:** ઓય મા! એને કાંઇ પૂછાય ખરૂં ? એનું રૂપ જોઇને તો અમને બીક લાગતી'તી.

**વાસંતી:** અ રે રે, હવે તો એ બહુ દૂર ચાલી ગઇ હશે.

**ફુલકન્યા ચોથી:** વાસંતીબહેન! તમે એને ઘર બહાર શા સારુ નીકળવા દીધી ?

**વાસંતી:** (આંસુ લૂછતી) એમાં મારો જ વાંક છે બહેન !

**ફુલકન્યા ચોથી:** તમારો વાંક કેવી રીતે વાસંતી બહેન ?

**વાસંતી:** વાડીને હીંચકે એ હીંચકતી'તી. ત્યાં હું ગઇ અને મને હીંચકવા દેવાની મેં જીદ કરી. એ તો ખડખડ હસી પણ નીચે ઉતરી નહિ એટલે હું મારી બાને બોલાવી લાવી.

**ફુલકન્યા ત્રીજી:** તમારાં બાએ એને ઘરમાંથી કાઢી મૂકી ?

**વાસંતી:** હા, ને મને હીંચકે બેસાડી. પણ બહેન વિના હીંચકો હલાવે કોણ? એટલે હું એને શોધવા નીકળી. સવારની ગઈ છે તે અત્યાર સુધી આવી નથી. જુઓને હવે તો ચાંદો પણ આકાશની અધવચ્ચે આવ્યો છે.

**ફુલકન્યાઓ:** ચાલો ચાલો વાસંતીબહેન! અમે પણ તમારી જોડે આવીએ છીએ. આપણે સૌ મળી પાનખરને જરૂર શોધી લાવીશું.

**વાસંતી-ફુલકન્યાઓ:** (જતાં જતાં) :

ગીત

જેને બળે પણે ચાંદની દીવો:
દીપ ઝાલી આવે રાતની રાણી.
આગે આગે મારા પાય પરિક્રમે
શોધવા નુપૂરવાણી.
દિનકરતણા અંતિમ શ્વાસે
દિવસની દોરી ખેંચાઇ જાશે:
તારા વિના કોણ ગીત ગાશે?
શ્વેતામ્બરા
સખી પાનખરા!
મને આવતી જાણી.
પૂછવી કયાં તારી પંથકહાણી?

[જાય છે]

બીજીવાર

[કૂવાકાંઠે પનીહારીઓ આવ્યે જાય છે. ને ગીતની સાંકળ અતૂટ રાખે છે.

પનીહારીઓ:

ગીત

આંબલીયાની ડાળે,
ને પનઘટની પાળે,
બેસીને કોયલરાણી પૂછે છે પરાણે
કૂવામાં કેસુડાં કોણે વેર્યાં વાસંતીબ્હેન?
આંબલીયાની ડાળે,
ને પનઘટની પાળે,
બેસીને ઢેલડરાણી પૂછે છે પરાણે
આભે ઇન્દ્રધનુ કોણે ચીતર્યાં વાસંતીબ્હેન?
આંબલીયાની ડાળે,
ને પનઘટની પાળે,
બેસીને સુરજરાણી પૂછે છે પરાણે
પાને પાને સોનાં કોણે પાથર્યાં વાસંતીબ્હેન?

[વાસંતી અને ફૂલકન્યાઓ ગાતી ગાતી પ્રવેશે છે.]

વાસંતી-ફૂલકન્યાઓ:

ગીત

આંખડી દેખે ને જેનું
અંતર ન દેખતું
એવાં રે અજવાળાં મારે લાવવાં પીતાંબરી!
ફૂલની પરાગ તણું
જેને નથી પારખું

તારાને ક્યાંથી વીણી મંગાવવા પીતાંબરી ?
ખારા સમુંદરની મીઠી વીરડી વસંતડી !
ઊંડાં અંધારાની તારકદીવડી વસંતડી !
એ વનવનની વાણી
ને પરિમલની પટરાણી
અંધારાની આંચ જેને આવે નહિ ઊગતાં
એવાં પ્રભાત મારે પામવાં પીતાંબરી !

[પનિહારીઓ ઉભી રહે છે.]

**પહેલી પનિહારી:** અંધારાની આંચ હવે કોઈને નહિ આવે વાસંતીબહેન, જુઓને ધરતીને અંગે અંગે પરાગની વાણી ફૂટી છે.

**બીજી પનિહારી:** ને કૂવાનાં પાણીયે કેસુડારંગી થઇ ગયાં છે.

**ત્રીજી પનિહારી:** કળીઓ જન્મે છે ને ખીલે છે. ને પતંગીઆની પાંખો પણ કોઈ જાદૂઇ ચીતારો ચીતરી ગયો છે. પવન પણ ગીત ગાતો હોય તેમ ઉડે છે.

**વાસંતી:** મને એમાંનું કશું ગમતું નથી.

**પહેલી પનિહારી:** (આશ્ચર્ય): કેમ વાસંતીબહેન ?

**વાસંતી:** મારી મોટી બહેન પાનખરનો ગઈ કાલથી પત્તો નથી- અમે આખો વગડો ખૂંદી જોયો, જ્યાં જઈએ છીએ ત્યાં ઉત્સવો મંડાયાં છે. ધરતીએ ઝાડે ઝાડને નવું જીવન આપ્યું છે, આકાશે ફુલોને રંગ આપ્યા છે. પવને પંખીઓને વાચા આપી છે. આમાં હું મારી બહેનને ક્યાંથી શોધી કાઢું ?

**ત્રીજી પનિહારી:** વાસંતીબહેન, પાનખરને મેં ગઇ કાલે અહીં કૂવાકાંઠે જોઈ હતી.

**વાસંતી:** (જીજ્ઞાસાથી): ગઇકાલે સવારે ?

**ત્રીજી પનિહારી:** હા, હા. તડકો આવ્યો ને એ ચાલી ગઇ.

**પહેલી પનિહારી:** અને આખા દિવસની ભૂખી હશે એટલે આમલીનાં કુણાં કુણાં બધાં યે પાન ચાવી ગઇ. (બતાવી) જુઓને આ પાન તો આજે પરોઢીએ ફૂટયાં છે.

**વાસંતી:** (શ્વાસ ખેંચી): ભૂખનું દુઃખ કોઇનાથી કેમ નહિ ખમાતું હોય ?

[ દૂર કોયલ બોલે છે.]

**ચોથી પનિહારી:** ગઈકાલે તો પંખીઓ પણ બોલતાં નહોતાં. એ ચાર કોયલો તો માળા વિના ટાઢથી ઠૂંઠવાઇને મરી ગઇ.

**વાસંતી:** આખા વગડાની એ ફરીઆદ હતી. ઝરણાંનાં વહેતાં પાણી પણ એમજ બોલતાં હતાં. સુંવાળી ધરતી પણ ટાલકાચબાની પીઠ જેવી બની ગઇ હતી. (બૂમ પાડી) ઓ બહેન ! ઓ મોટી બહેન ! આ તેં શું કર્યું ?

[ નીચે બેસી જાય છે.]

**ફુલકન્યા પહેલી:** બહેન, એમ થાકીને નીચે બેસી જશો તો આપણાથી પાનખરને કેમ શોધી શકાશે ? હજી આપણે કુંજોને તો જોઇ નથી.

ગીત

જેને બળે પણે ચાંદની દીવો:
દીપ ઝાલી આવે રાતની રાણી.
આગે આગે મારા પાય પરિક્રમે
શોધવા નુપૂરવાણી.
દિનકરતણા અંતિમ શ્વાસે
દિવસની દોરી ખેંચાઇ જાશે:
તારા વિના કોણ ગીત ગાશે?
શ્વેતામ્બરા
સખી પાનખરા!
મને આવતી જાણી.
પૂછવી ક્યાં તારી પંથકહાણી?

[જાય છે]

## બીજીવાર

[કૂવાકાંઠે પનીહારીઓ આવ્યે જાય છે. ને ગીતની સાંકળ અતૂટ રાખે છે.

**પનીહારીઓ:**

ગીત

આંબલીયાની ડાળે,
ને પનઘટની પાળે,
બેસીને કોયલરાણી પૂછે છે પરાણે
કૂવામાં કેસુડાં કોણે વેર્યાં વાસંતીબહેન?
આંબલીયાની ડાળે,
ને પનઘટની પાળે,
બેસીને ઢેલડરાણી પૂછે છે પરાણે
આભે ઇન્દ્રધનુ કોણે ચીતર્યાં વાસંતીબ્હેન?
આંબલીયાની ડાળે,
ને પનઘટની પાળે,
બેસીને સુરજરાણી પૂછે છે પરાણે
પાને પાને સોનાં કોણે પાથર્યાં વાસંતીબહેન?

[વાસંતી અને ફૂલકન્યાઓ ગાતી ગાતી પ્રવેશે છે.]

**વાસંતી-ફૂલકન્યાઓ:**

ગીત

આંખડી દેખે ને જેનું
અંતર ન દેખતું
એવાં રે અજવાળાં મારે લાવવાં પીતાંબરી!
ફૂલની પરાગ તણું
જેને નથી પારખું

તારાને ક્યાંથી વીણી મંગાવવા પીતાંબરી ?
ખારા સમુંદરની મીઠી વીરડી વસંતડી !
ઊંડાં અંધારાની તારકદીવડી વસંતડી !
એ વનવનની વાણી
ને પરિમલની પટરાણી
અંધારાની આંચ જેને આવે નહિ ઊગતાં
એવાં પ્રભાત મારે પામવાં પીતાંબરી !

[પનિહારીઓ ઊભી રહે છે.]

**પહેલી પનિહારી:** અંધારાની આંચ હવે કોઈને નહિ આવે વાસંતીબહેન, જુઓને ધરતીને અંગે અંગે પરાગની વાણી ફૂટી છે.

**બીજી પનિહારી:** ને કૂવાનાં પાણીયે કેસુડાંરંગી થઇ ગયાં છે.

**ત્રીજી પનિહારી:** કળીઓ જન્મે છે ને ખીલે છે. ને પતંગીઆની પાંખો પણ કોઈ જાદૂઇ ચીતારો ચીતરી ગયો છે. પવન પણ ગીત ગાતો હોય તેમ ઉડે છે.

**વાસંતી:** મને એમાંનું કશું ગમતું નથી.

**પહેલી પનિહારી:** (આશ્ચર્ય): કેમ વાસંતીબહેન ?

**વાસંતી:** મારી મોટી બહેન પાનખરનો ગઈ કાલથી પત્તો નથી. અમે આખો વગડો ખૂંદી જોયો, જ્યાં જઈએ છીએ ત્યાં ઉત્સવો મંડાયાં છે. ધરતીએ ઝાડે ઝાડને નવું જીવન આપ્યું છે, આકાશે ફુલોને રંગ આપ્યા છે. પવને પંખીઓને વાચા આપી છે. આમાં હું મારી બહેનને ક્યાંથી શોધી કાઢું ?

**ત્રીજી પનિહારી:** વાસંતીબહેન, પાનખરને મેં ગઇ કાલે અહીં કૂવાકાંઠે જોઈ હતી.

**વાસંતી:** (જીજ્ઞાસાથી): ગઇકાલે સવારે ?

**ત્રીજી પનિહારી:** હા, હા. તડકો આવ્યો ને એ ચાલી ગઇ.

**પહેલી પનિહારી:** અને આખા દિવસની ભૂખી હશે એટલે આમલીનાં કુણાં કુણાં બધાં યે પાન ચાવી ગઇ. (બતાવી) જુઓને આ પાન તો આજે પરોઢીએ ફૂટયાં છે.

**વાસંતી:** (શ્વાસ ખેંચી): ભૂખનું દુઃખ કોઇનાથી કેમ નહિ ખમાતું હોય ?

[ દૂર કોયલ બોલે છે.]

**ચોથી પનિહારી:** ગઈકાલે તો પંખીઓ પણ બોલતાં નહોતાં. બે ચાર કોયલો તો માળા વિના ટાઢથી ઠૂંઠવાઇને મરી ગઇ.

**વાસંતી:** આખા વગડાની એ ફરીઆદ હતી. ઝરણાંનાં વહેતાં પાણી પણ એમજ બોલતાં હતાં. સુંવાળી ધરતી પણ ઢાલકાચબાની પીઠ જેવી બની ગઇ હતી. (બૂમ પાડી) ઓ બહેન ! ઓ મોટી બહેન ! આ તેં શું કર્યું ?

[ નીચે બેસી જાય છે.]

**ફુલકન્યા પહેલી:** બહેન, એમ થાકીને નીચે બેસી જશો તો આપણાથી પાનખરને કેમ શોધી શકાશે ? હજી આપણે કુંજોને તો જોઇ નથી.

ગીત

જોને બળે પણે ચાંદની દીવો:
દીપ ઝાલી આવે રાતની રાણી.
આગે આગે મારા પાય પરિક્રમે
શોધવા નુપૂરવાણી.
દિનકરતણા અંતિમ શ્વાસે
દિવસની દોરી ખેંચાઇ જાશે:
તારા વિના કોણ ગીત ગાશે?
શ્વેતામ્બરા
સખી પાનખરા!
મને આવતી જાણી.
પૂછવી ક્યાં તારી પંથકહાણી?

[જાય છે]

બીજીવાર

[કૂવાકાંઠે પનીહારીઓ આવ્યે જાય છે. ને ગીતની સાંકળ અતૂટ રાખે છે.

પનીહારીઓ:

ગીત

આંબલીયાની ડાળે,
ને પનઘટની પાળે,
બેસીને કોયલરાણી પૂછે છે પરાણે
કૂવામાં કેસુડાં કોણે વેર્યાં વાસંતીબહેન?
આંબલીયાની ડાળે,
ને પનઘટની પાળે,
બેસીને ઢેલડરાણી પૂછે છે પરાણે
આભે ઇન્દ્રધનુ કોણે ચીતર્યાં વાસંતીબ્હેન?
આંબલીયાની ડાળે,
ને પનઘટની પાળે,
બેસીને સુરજરાણી પૂછે છે પરાણે
પાને પાને સોનાં કોણે પાથર્યાં વાસંતીબહેન?

[વાસંતી અને ફૂલકન્યાઓ ગાતી ગાતી પ્રવેશે છે.]

વાસંતી-ફૂલકન્યાઓ:

ગીત

આંખડી દેખે ને જેનું
અંતર ન દેખતું
એવાં રે અજવાળાં મારે લાવવાં પીતાંબરી!
ફૂલની પરાગ તણું
જેને નથી પારખું

તારાને ક્યાંથી વીણી મંગાવવા પીતાંબરી ?
ખારા સમુંદરની મીઠી વીરડી વસંતડી !
ઊંડાં અંધારાની તારકદીવડી વસંતડી !
એ વનવનની વાણી
ને પરિમલની પટરાણી
અંધારાની આંચ જેને આવે નહિ ઊગતાં
એવાં પ્રભાત મારે પામવાં પીતાંબરી !

[પનિહારીઓ ઉભી રહે છે.]

**પહેલી પનિહારી:** અંધારાની આંચ હવે કોઈને નહિ આવે વાસંતીબહેન, જુઓને ધરતીને અંગે અંગે પરાગની વાણી ફૂટી છે.

**બીજી પનિહારી:** ને કૂવાનાં પાણીયે કેસુડારંગી થઇ ગયાં છે.

**ત્રીજી પનિહારી:** કળીઓ જન્મે છે ને ખીલે છે. ને પતંગીઆની પાંખો પણ કોઈ જાદૂઇ ચીતારો ચીતરી ગયો છે. પવન પણ ગીત ગાતો હોય તેમ ઉડે છે.

**વાસંતી:** મને એમાંનું કશું ગમતું નથી.

**પહેલી પનિહારી:** (આશ્ચર્ય): કેમ વાસંતીબહેન ?

**વાસંતી:** મારી મોટી બહેન પાનખરનો ગઈ કાલથી પત્તો નથી. અમે આખો વગડો ખૂંદી જોયો, જ્યાં જઈએ છીએ ત્યાં ઉત્સવો મંડાયાં છે. ધરતીએ ઝાડે ઝાડને નવું જીવન આપ્યું છે, આકાશે ફુલોને રંગ આપ્યા છે. પવને પંખીઓને વાચા આપી છે. આમાં હું મારી બહેનને ક્યાંથી શોધી કાઢું ?

**ત્રીજી પનિહારી:** વાસંતીબહેન, પાનખરને મેં ગઇ કાલે અહીં કૂવાકાંઠે જોઈ હતી.

**વાસંતી:** (જીજ્ઞાસાથી): ગઇકાલે સવારે ?

**ત્રીજી પનિહારી:** હા, હા. તડકો આવ્યો ને એ ચાલી ગઇ.

**પહેલી પનિહારી:** અને આખા દિવસની ભૂખી હશે એટલે આમલીનાં કુણાં કુણાં બધાં યે પાન ચાવી ગઇ. (બતાવી) જુઓને આ પાન તો આજે પરોઢીએ ફૂટયાં છે.

**વાસંતી:** (શ્વાસ ખેંચી): ભૂખનું દુઃખ કોઇનાથી કેમ નહિ ખમાતું હોય ?

[ દૂર કોયલ બોલે છે.]

**ચોથી પનિહારી:** ગઈકાલે તો પંખીઓ પણ બોલતાં નહોતાં. બે ચાર કોયલો તો માળા વિના ટાઢથી ઠૂંઠવાઇને મરી ગઇ.

**વાસંતી:** આખા વગડાની એ ફરીઆદ હતી. ઝરણાંનાં વહેતાં પાણી પણ એમજ બોલતાં હતાં. સુંવાળી ધરતી પણ ઢાલકાચબાની પીઠ જેવી બની ગઇ હતી. (બૂમ પાડી) ઓ બહેન ! ઓ મોટી બહેન ! આ તેં શું કર્યું ?

[ નીચે બેસી જાય છે.]

**ફુલકન્યા પહેલી:** બહેન, એમ થાકીને નીચે બેસી જશો તો આપણાથી પાનખરને કેમ શોધી શકાશે ? હજી આપણે કુંજોને તો જોઇ નથી.

ગીત

જેને બળે પણ ચાંદની દીવો:
દીપ ઝાલી આવે રાતની રાણી.
આગે આગે મારા પાય પરિક્રમે
શોધવા નુપૂરવાણી.
દિનકરતણા અંતિમ શ્વાસે
દિવસની દોરી ખેંચાઇ જાશે:
તારા વિના કોણ ગીત ગાશે ?
શ્વેતામ્બરા
સખી પાનખરા !
મને આવતી જાણી.
પૂછવી ક્યાં તારી પંથકહાણી ?

[જાય છે ]

## બીજીવાર

[કૂવાકાંઠે પનીહારીઓ આવ્યે જાય છે. ને ગીતની સાંકળ અતૂટ રાખે છે.

**પનીહારીઓ:**

ગીત

આંબલીયાની ડાળે,
ને પનઘટની પાળે,
બેસીને કોયલરાણી પૂછે છે પરાણે
કૂવામાં કેસુડાં કોણે વેર્યાં વાસંતીબહેન ?
આંબલીયાની ડાળે,
ને પનઘટની પાળે,
બેસીને ઢેલડરાણી પૂછે છે પરાણે
આભે ઈન્દ્રધનુ કોણે ચીતર્યાં વાસંતીબ્હેન ?
આંબલીયાની ડાળે,
ને પનઘટની પાળે,
બેસીને સુરજરાણી પૂછે છે પરાણે
પાને પાને સોનાં કોણે પાથર્યાં વાસંતીબહેન?

[વાસંતી અને ફૂલકન્યાઓ ગાતી ગાતી પ્રવેશે છે.]

**વાસંતી-ફૂલકન્યાઓ:**

ગીત

આંખડી દેખે ને જેનું
અંતર ન દેખતું
એવાં રે અજવાળાં મારે લાવવાં પીતાંબરી !
ફૂલની પરાગ તણું
જેને નથી પારખું

તારાને ક્યાંથી વીણી મંગાવવા પીતાંબરી ?
ખારા સમુંદરની મીઠી વીરડી વસંતડી !
ઊંડાં અંધારાની તારકદીવડી વસંતડી !
એ વનવનની વાણી
ને પરિમલની પટરાણી
અંધારાની આંચ જેને આવે નહિ ઊગતાં
એવાં પ્રભાત મારે પામવાં પીતાંબરી !

[પનિહારીઓ ઉભી રહે છે.]

**પહેલી પનિહારી:** અંધારાની આંચ હવે કોઈને નહિ આવે વાસંતીબહેન, જુઓને ધરતીને અંગે અંગે પરાગની વાણી ફૂટી છે.

**બીજી પનિહારી:** ને કૂવાનાં પાણીયે કેસુડારંગી થઇ ગયાં છે.

**ત્રીજી પનિહારી:** કળીઓ જન્મે છે ને ખીલે છે. ને પતંગીઆની પાંખો પણ કોઈ જાદૂઇ ચીતારો ચીતરી ગયો છે. પવન પણ ગીત ગાતો હોય તેમ ઉડે છે.

**વાસંતી:** મને એમાંનું કશું ગમતું નથી.

**પહેલી પનિહારી:** (આશ્ચર્ય): કેમ વાસંતીબહેન ?

**વાસંતી:** મારી મોટી બહેન પાનખરનો ગઈ કાલથી પત્તો નથી. અમે આખો વગડો ખૂંદી જોયો, જ્યાં જઈએ છીએ ત્યાં ઉત્સવો મંડાયાં છે. ધરતીએ ઝાડે ઝાડને નવું જીવન આપ્યું છે, આકાશે ફુલોને રંગ આપ્યા છે. પવને પંખીઓને વાચા આપી છે. આમાં હું મારી બહેનને ક્યાંથી શોધી કાઢું ?

**ત્રીજી પનિહારી:** વાસંતીબહેન, પાનખરને મેં ગઇ કાલે અહીં કૂવાકાંઠે જોઈ હતી.

**વાસંતી:** (જીજ્ઞાસાથી): ગઇકાલે સવારે ?

**ત્રીજી પનિહારી:** હા, હા. તડકો આવ્યો ને એ ચાલી ગઇ.

**પહેલી પનિહારી:** અને આખા દિવસની ભૂખી હશે એટલે આમલીનાં કુણાં કુણાં બધાં યે પાન ચાવી ગઇ. (બતાવી) જુઓને આ પાન તો આજે પરોઢીએ ફૂટયાં છે.

**વાસંતી:** (શ્વાસ ખેંચી): ભૂખનું દુઃખ કોઇનાથી કેમ નહિ ખમાતું હોય ?

[ દૂર કોયલ બોલે છે.]

**ચોથી પનિહારી:** ગઈકાલે તો પંખીઓ પણ બોલતાં નહોતાં. એ ચાર કોયલો તો માળા વિના ટાઢથી ઠૂંઠવાઇને મરી ગઇ.

**વાસંતી:** આખા વગડાની એ ફરીઆદ હતી. ઝરણાંનાં વહેતાં પાણી પણ એમજ બોલતાં હતાં. સુંવાળી ધરતી પણ ઢાલકાચબાની પીઠ જેવી બની ગઇ હતી. (બૂમ પાડી) ઓ બહેન ! ઓ મોટી બહેન ! આ તેં શું કર્યું ?

[ નીચે બેસી જાય છે.]

**ફુલકન્યા પહેલી:** બહેન, એમ થાકીને નીચે બેસી જશો તો આપણાથી પાનખરને કેમ શોધી શકાશે? હજી આપણે કુંજોને તો જોઇ નથી.

**વાસંતી:** થાક પગને નથી લાગ્યો, અંતરને લાગ્યો છે. મને વારે ઘડીએ એમ થયા કરે છે કે વગડાના આ ફુલ–ગુલાબી પરિવારનો શાપ વહોરીને પાનખર ક્યાં સંતાઈ શકશે ?

**પહેલી પનિહારી:** અમે એનાં પગલાં સાચવ્યાં છે (બતાવી) જુઓ આ રહ્યાં.

[બધાં નીચાં નમી પગલાંને જોઈ રહે છે.]

**વાસંતી:** હા, એજ મારી મોટી બહેનનાં અણીશુદ્ધ પગલાં.

**ફુલકન્યા બીજી:** આ પગલે પગલે પાનખરને જરૂર શોધી શકાશે.

**વાસંતી:** ચાલો ત્યારે (પનિહારીઓને) પનિહારી બહેનો, અમે તમારો ઉપકાર નહિ ભૂલીએ.

**પનિહારીઓ:** અમે પણ તમારી સાથે આવીએ છીએ. જ્યાં જ્યાં વાસંતીબહેન, ત્યાં ત્યાં પાણીની હેલ.

[સૌ ગાય છે]

**વાસંતી, ફુલકન્યાઓ, પનિહારીઓ:**

ગીત

ચલો ચલો ચલો પગલાં વીણો.
મારગ આ સુરભિભીનો
ચલો ચલો ચલો,
'આ ઉડતો પાલવ કોનો ?'
ફુલગુલાબી સંધ્યાનો.
કેસરવરણી કન્યાનો.
ચલો ચલો ચલો.
જો સંધ્યાના પાલવમાં
તારકની પ્રગટી સેના:
તેજ છલોછલ એ નેનાં
ચલો ચલો ચલો.

[જાય છે.]

## ત્રીજીવાર

[સવાર, કુંજકન્યા ગાતી ગાતી આવે છે. સામે વૃક્ષોની ઘટા છે. આમલીને પાનેપાને કોલ ફૂટયો છે. વાતાવરણ અત્યંત મોહક અને ફૂલગુલાબી છે.

**કુંજકન્યા:**

ગીત

આવરે વસંત, એલી આવરે વસંત,
હરિયાળી ધરતીનું બિછાનું હસંત.
એલી આવરે વસંત.
ફૂલે ફૂલે રૂપ તારૂં,
શિતલ સ્વરૂપ તારૂં;

પાને પાને બેઠી આજે બોલતી સુગંધ
એલી આવરે વસંત.
પવનના પંથ ખૂલ્યા,
પંખીઓના કંઠ ખૂલ્યા,
કુંજે કુંજે ખુલી તારી આંખડી અનંત
એલી આવરે વસંત.

[કરેણની સૂકી ડાળખીઓ અંજલિમાં લઇને પાનખર પ્રવેશે છે. ડાળખીઓ જેવું જ ફિક્કું એનું મોં છે. બીતી હોય તેમ તે આવે છે; ધીમેધીમે ગાતી ગાતી, દૂરથી કોયલની સ્વરધારા સંભળાય છે.]

પાનખર:

ગીત

મારે કોયલશું બ્હેનપણાં
બ્હેનપણાં તોય રીસામણાં,
ઉભી વચ્ચોવચ્ચ શી ભ્રમણા ?
મારી હથેલીએ બેસી બેસી
ચણે કોયલ રેખા
સ્વજનો યે મારાં કેવાં અદેખાં ?
ખંખેરી પાન–પીતાંબર જૂનાં,
મોર બેસાડું વસંતઋતુના,
તોય બેઉ તણાં અંતર સૂનાં.
સ્મિત ગયાં મારાં,
ગીત ગયાં એનાં.
અંતરને વગડે ઉડી આગ
એ ઠારવા રાગ
નથી સરજાણા
ઓરે વસંતની નાચતી સેના ?

[વાસંતી એકલી શોધતી હોય તેમ પ્રવેશે છે. પાનખર વૃક્ષઘટામાં છૂપાય જાય છે.]

વાસંતી:

મેં તો દીવે દીવે એનાં પગલાં દીઠાં
એ તો હૈયે ઝીલાય એવાં હળવાં હોજી.
એને પગલે પગલે પડેલ પડઘા મીઠા
કોની વાણીમાં એને સંઘરવા હોજી ?

**કુંજકન્યા:** વાસંતી, વાસંતી, હું તને શોધી રહી છું

**પાનખર (નેપથ્યમાં)** :બધા વસંતને જ શોધે છે, કોઇ પાનખરને શોધતું નથી.

**વાસંતી (આમતેમજોઇ)** :કોણ બોલ્યું એ ?

**કુંજકન્યા:** ક્યારામાં છૂપાયેલી પાનખર બોલી.

**વાસંતી** (બૂમપાડી) :પાનુ, પાનુ, બહેન; અહીં આવ હુ તને શોધી રહી છું.

**પાનખર:** (નેપથ્યમાં) હું શું મોં લઇને ત્યાં આવું ? આખે વગડે મને તિરસ્કારી છે. બાએ ઘરમાંથી કાઢી મૂકી છે. મારૂં ક્ષીણ શરીર હવે તો મારાથી ઊંચકાતું પણ નથી.

**વાસંતી:** (કરગરતી) : બહેન ! અહીં આવ અહીં આવ. તારો તિરસ્કાર કરનારા સૌને હું મનાવી આવી છું. આખા વગડાને રંગબેરંગી વસ્ત્રો પહેરાવ્યાં છે. બા તો હવે તારા વિના ચોધાર આંસુએ રડે છે. તને અમે ઊંચકીને ઘેર લઇ જઇશું. પાનુ, જો જો નૃત્યમંડળીઓ તને પગલે પગલે શોધી રહી છે.

**પાનખર:** (નેપથ્યમાં) મને નૃત્ય ગમતું નથી. હું તો અપંગ બની છું. મારા શબ્દોમાં પણ કુમાશ નથી. કુમાશ જોઉં છું ને એને કરડી ખાઉં છું. હું તો અહીંજ રહીશ. ક્યારામાં, સૂકાં પાન થઇને પડી રહીશ, આપણે કદિ સાથે નહિ રહી શકીએ બેન વાસંતી !

**વાસંતી:** (નરમ બની) : તારાં પગલાં જ જોયા છે મેં. મોંનો અણસાર પણ ભૂલી ગઇ છું. દીવાને અજવાળે જોયેલા એ પગની રેખા મેં કલ્પનામાં સાચવી રાખી છે. બહેન, ઓ બહેન, એકજ વખત, છેલ્લીવાર તારાં દર્શન થયા હોત—

**પાનખર:** (નેપથ્યમા,ધીમા અવાજે) એ નહિ બની શકે. મને અહીં જ પડી રહેવા દે.

**વાસંતી:** (હતાશ થઇ, નીચે બેસી) ત્યારે મારે તો માત્ર એ પગલાં જ સાચવવાં રહ્યાં. રેતીમાં પડેલાં પગલાં.

[દૂરથી ફૂલકન્યાઓ અને પનિહારીઓ ગાતી નાચતી પ્રવેશે છે, પાનખરને શોધવા જતાં ભૂલી પડેલી વાસંતીને શોધતા.]

**ફુલકન્યાઓ:**
**પનિહારીઓ:**

અહીં પગલાં મળ્યાં જ્યોતિનાં
એ વસંતનાં કે કોનાં ?
વહેતાં ઝરણાંને કંઠ મળ્યા,
આડે વગડે કુમળો પ્રગટયાં:
તૃણબિન્દુ બન્યાં મોતીનાં
એ વસંતનાં કે કોનાં ?

[પડદો.

# રાષ્ટ્રભાષા હિંદી

## એનું સ્થાન અને પ્રચાર

શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

આજના જમાનાનું એક લક્ષણ એ ગણાય છે કે જુદા જુદા પ્રાંતના લોકો પોતપોતાની પ્રાંતીયતા બાજુએ મૂકીને રાષ્ટ્રહિતનાં કાર્યોમાં એક બીજાની સાથે સહકાર કરવા લાગ્યા છે. મારો જન્મ મહારાષ્ટ્રમાં થયો છે. મારું વતન કર્ણાટક ગણાય છે. વીસ વર્ષ સુધી મેં ગુજરાતમાં રહીને તેની થઇ શકી તેટલી સેવા કરી અને આજે સિંધમાં આવીને આપ લોકોને હિંદી પ્રચારના કાર્યમાં સાથ આપી રહ્યો છું। પણ કોઇ એમ ન સમજે કે આજના જમાનાનું જ આ ખાસ લક્ષણ છે. કેરલ પ્રાંતના શ્રી. શંકરાચાર્યના ગુરુ કુમારિલ ભટ્ટ આસામના હતા તોપણ તેમણે તે વખતની રાષ્ટ્રભાષા સંસ્કૃત મારફતે લોકો સાથે ધર્મવિદ્યાનો વિનિમય કર્યો હતો.

ભારતવર્ષ હંમેશાં અખંડ રહ્યું છે. કોઇ એમ નથી માનતું કે શ્રીકૃષ્ણ ગુજરાતના હતા અને શ્રી રામચંદ્ર સંયુક્ત પ્રાંતના હતા. જ્યારે દેશની સંસ્કૃતિ નિર્બળ બની જાય છે ત્યારે તેના નાના નાના વિભાગો પોતપોતાને અલગ માને છે અને લોકો સંકુચિત બને છે. પણ જ્યાં સુધી દેશનો આત્મા શક્તિસંપન્ન રહેશે ત્યાં સુધી ભારતીય એકતા સહેલાઇથી પ્રગટ થતી રહેશે.

એમ તો સિંધપ્રાંત સાથેનો મારો સંબંધ ૧૯૦૬–૭ જેટલો જૂનો છે. કેટલાક સિંધી વિદ્યાર્થીઓ પૂનામાં અભ્યાસ કરવા આવ્યા હતા. તે દિવસોમાં પણ અમે પ્રાંતીયતા દૂર કરવાની જરૂરિયાત માનતા હતા એટલે તે સિંધી વિદ્યાર્થીઓ સાથે અમારી મિત્રતા બંધાઇ. તેમાંના જીવતરામ કૃપાલાની સાથેનો મારો સંબંધ ગાઢો થયો અને તેમના કહેવાથી સને ૧૯૧૪ માં હું હૈદ્રાબાદમાં રહેવા આવ્યો. તેજ અરસામાં ડૉકટર ચોઇથરામ અને નારાયણ મલકાની સાથેનો મારો પરિચય બંધાયો અને વધ્યો અને કેટલાએ નવયુવકો સાથે પણ મિત્રતા બંધાઇ. સિંધમાં ચાર છ મહિના કરતાં વધારે વખત હું ન રહી શક્યો પણ સિંધ સાથેનો મારો પ્રેમ તે દિવસથી જાગ્યો તે જાગ્યો.

તે દિવસોમાં હું અહીંના વિદ્યાર્થીઓ સાથે મારી ભાંગીતૂટી હિન્દી ભાષામાં બોલતો હતો અને થોડી થોડી સિંધી ભાષા પણ સમજવા લાગ્યો હતો. જો અહીં વધારે વખત રહ્યો હોત તો જરૂર સિંધી શીખી લેત. તે દિવસોમાં સિંધુ બ્રહ્મચર્યાશ્રમમાં નાગરી લિપિમાં છાપેલી

---

સિંધ હિંદી સંમેલન, કરાચી (તા. ૫-૬-૩૭)ના પ્રમુખસ્થાનેથી આપેલું વ્યાખ્યાન. હિન્દી પરથી

સિંધી વાચનમાળા શીખવાતી હતી એટલે મારે માટે સિંધી ભાષા વધારે નજીકની હતી. પણ આજે હું સિંધી શીખવા ઇચ્છુ તો મારે સિંધમાં આવીને જ રહેવું પડે. પુસ્તકો મારફતે સિંધી શીખવાનું મારે માટે મુશ્કેલ બન્યું છે કારણ કે આપની અરબીસિંધી લિપિ મને આવડતી નથી નાગરિલિપિ છોડીને તમે મારા જેવાને દૂર રાખ્યો છે.

હું થોડો સમય કર્ણાટકમાં રહ્યો અને કાનડી સમજવા લાગ્યો. બંગાળામાં પાંચ છ મહિના રહ્યો અને બંગાળી સમજતો થયો. ગુજરાતમાં ઘણો વખત રહ્યો એટલે ગુજરાતી ભાષા તો મારે માટે માતૃભાષા જેવી જ બની ગઇ. સિંધમાં વધારે વખત રહ્યો હોત તો જરૂર સિંધી ભાષાને મેં મારી ભાષા બનાવી લીધી હોત.

આ બધું મેં એટલા માટે કહ્યું છે કે શરૂઆતથી જ મારે એક મહત્ત્વનો સિદ્ધાંત આપની સમક્ષ રજૂ કરવો છે કે હિંદમાં સૌથી વધુ મહત્વ પ્રાંતીય ભાષાઓનું છે હું કોઇ ખાસ ભાષાનો ભક્ત નથી હું તો જનસેવાનો ભક્ત છું. જ્યાં જે ભાષાદ્વારા આમ જનતાના હૃદય સુધી હું પહોંચી શકુ ત્યાં તે ભાષા મારે માટે મુખ્ય છે. હું એમ નથી ઇચ્છતો કે સિંધી, ગુજરાતી, મરાઠી, બંગાળી, તેલુગુ, કાનડી વગેરે ભાષાઓ નાશ પામે અને કેવળ એક જ રાષ્ટ્રભાષા આ દેશમાં રહે હું તો એ માગું છું કે આપણા દેશની જનતા જાગૃત થાય, એની શક્તિ વધે, જ્ઞાન અને સસ્કારિતાની વૃદ્ધિ થાય અને આપણો દેશ આબાદ થાય આ સાધના માટે ન તો સસ્કૃત કામ આવે ન હિંદીથી કામ ચાલશે. અને અંગ્રેજી તો એક દિવસ પણ કામમાં નહિ આવે સિંધની જનતાના હૃદય સુધી પહોંચવા માટે એકલી સિંધી ભાષા જ સમર્થ છે. તેથી આ પ્રાંતના લોકોએ સિંધીની તરફ જ વધારેમાં વધારે ધ્યાન જરૂર છે જો સિંધીમાં જરૂરી શક્તિ ન ી કોટીનુ સાહિત્ય ન હોય પડાં અને શહેરોના ભલાભોળા જ્ઞાન વધારતું ન હોય તો આવે અને સ્વભાષાનો મૌલિકતા પણ કદી નહિ

આવે. જનની, જન્મભૂમિ અને જન્મભાષાનો શાપ બહુ આકરો હોય છે. તે બધી શક્તિને હરી લે છે.

જન્મભાષાની જે ઉત્તમ સેવા કરે છે તે જ રાષ્ટ્રભાષાનું મહત્વ સમજી શકે છે. આપણી રાષ્ટ્રભાષા તો સિંધુ નદીના જેવી છે. જેલમ, ચિનાબ, રાવી, બિયાસ સતલજ વગેરે નદીઓનાં પાણી જો ઓછાં થઇ જશે તો સિંધુનાં પાણી પણ ઓછાં થઇ જશે. આપણી પ્રાંતીય ભાષાઓ પુષ્ટ થશે તો જ આપણી રાષ્ટ્રભાષાને પુષ્ટિ મળશે. અને જેમ સિંધુ નદીએ પૂર્વ તરફની નદીઓનાં પાણી લેવા ઉપરાંત પશ્ચિમથી આવતી કાબુલ અને સ્વાત નદીનાં પાણી લીધાં છે તેમ આપણી રાષ્ટ્રભાષામાં સંસ્કૃત કુટુંબની આપણી પ્રાંતીય ભાષાઓનો ફાળો હોવા ઉપરાંત અરબી અને ફારસી શબ્દોનો ફાળો પણ હશે.

પ્રાચીન કાળમાં આપણી રાષ્ટ્રભાષા સંસ્કૃત હતી. કોઇ પણ પ્રાંતમાં જાઓ તો પણ જેને સંસ્કૃત ભાષા આવડતી હોય તેને કોઇ જાતની મુશ્કેલી પડતી નહિ. સંસ્કૃત ભાષા બધા પ્રાંતોને જોડનાર સીમેન્ટ જેવી હતી. બૌધ્ધ સમયમાં એ સ્થાન પાલીએ લીધું. માગધી પણ એ જ કામ કરતી હતી આજે આખા ભારતવર્ષને એક કરવાનું કામ હિંદીને માથે આવ્યું છે. દિલ્હીના બાદશાહોએ ફારસી ભાષા ચલાવવાની ભારે કોશીશ કરી. ઉપરાંત આપણા દેશના લોકોએ પણ અરબી અને ફારસીમાં ઊંચી કોટિની લાયકાત મેળવી તો પણ એ પરદેશી ભાષા અહીં કેવી રીતે ચાલી શકવાની હતી! રાજ્યવ્યવહાર પૂરતા નવા શબ્દો સ્વીકારીને આપણી ભાષાએ પોતાનું જ રાજ્ય ચલાવ્યું અને એની સમક્ષ રાજ્યકર્તાઓને પોતાનું શિર નમાવવું પડ્યું. આ ભાષાનું નામ પડ્યું ઉર્દૂ. ઉર્દૂ એટલે છાવણીની અથવા બજારની ભાષા. ધીમે ધીમે આ ભાષાનું પણ સાહિત્ય તૈયાર થયું.

પણ લોકોમાં સ્વભાષાનો જેટલો આગ્રહ હતો એટલો લિપિનો ન હતો. આપણા દેશમાં બહુ જ થોડા લોકો લખી વાંચી શકતા હતા. મોટા મોટા વિદ્વાનો

પણ લખવાનો મહાવરો રાખતા નહીં. લખવાનું કામ તો લહિયાનું ગણાતું. ઘણા વિદ્વાનો લખવાની તકલીફ જ ઉઠાવતા નહિ. વ્યાસજીએ આખું મહાભારત રચ્યું પણ તે લખવા માટે તેમને ગણેશજીને વિનંતી કરવી પડી. લખનારાઓની એક અલગ જાતિ હતી જે કાયસ્થ કહેવાતી હતી. આજે પણ દરેક માણસ શોર્ટ-હેન્ડ ટાઇપિંગ જાણતો નથી. પણ જરૂર પડયે કોઇ સ્ટેનો-ટાઇપિસ્ટને રાખી લે છે. તે જ સ્થિતિ પ્રાચીન સમયમાં લખવા વિષે હતી. રાજ્યકર્તાઓએ પોતાની સગવડ ખાતર પોતાની લિપિ જ ચલાવી, લોકોએ પોતપોતાની પ્રાંતીય લિપિથી સંતોષ માન્યો અને સામાન્ય જનતા માટે તો કાળા અક્ષર ભેંસ બરાબર હતા. આ કારણે આ દેશમાં લિપિના સવાલનું નિરાકરણ ન થયું. લિપિનો સવાલ આપણે ત્યાં છેલ્લાં સો વરસમાં જ ઊઠયો છે. આજે આપણે રાષ્ટ્રભાષાના સવાલ સાથે લિપિના સવાલની પણ ચર્ચા કરવાની છે. એની વાત હું પછીથી કરીશ.

જેમ આપણા દિલ્હીના બાદશાહોએ આપણી રાષ્ટ્રભાષાનો પ્રચાર કર્યો અથવા તેમને કરવો પડયો, તે જ રીતે આપણા સાધુસંતોએ પણ રાષ્ટ્રભાષાનો પ્રચાર ખૂબ જોરથી કર્યો છે. એનો ઇતિહાસ સમજવા જેવો છે. આપણું ધાર્મિક સાહિત્ય વૈદિક ભાષામાં હતું. બ્રાહ્મણોએ એનો ઇજારો માન્યો અને કહેવા લાગ્યા કે વૈદિક ભાષા તો અમે જ જાણી શકીએ બીજાનો એ માટે અધિકાર નથી. ત્યારે વ્યાસજી જેવા લોકસેવકોએ જનતા માટે પુરાણો રચ્યાં અને એને પંચમ વેદની પદવી આપી. આગળ ચાલતાં બ્રાહ્મણોએ આખી સંસ્કૃતભાષાનો ઇજારો પોતા પૂરતો કરી લીધો અને કહેવા લાગ્યા કે સંસ્કૃત તો દેવવાણી છે, ભૂદેવો જ એ શીખી શકે. વેદોનો ઠેકો લઈને વેદો સમજવાનું જ તેમણે મુશ્કેલ કરી મૂકયું અને કહેવા લાગ્યા કે વેદો અર્થ કરવા માટે નથી, એ તો ઉચ્ચારણ માટે જ છે. પછી સંસ્કૃતનો એજ જાતનો ઠેકો ફરી લેવાયાથી એનો પણ પ્રચાર કમી થઇ ગયો. એટલે સાધુસંતોએ સંસ્કૃત છોડીને દેશી ભાષામાં ધર્મજ્ઞાનની ગંગા વહેવરાવી અને તુલસીદાસ, સૂરદાસ, કબીર વગેરે સંતોની ભાષા રાષ્ટ્રભાષા બની ગઇ. આજે જોઇએ તો પણ કોઇ પણ પ્રાંતમાં સાધુ-સંન્યાસીઓ હિંદીમાં જ બોલે છે તથા લખે છે. સ્વામી દયાનંદ સરસ્વતી મૂળે તો ગુજરાત-કાઠિયાવાડના હતા પણ તેમણે હિંદીને અપનાવી અને એનો ભારે પ્રચાર કર્યો. હિંદી ભાષા જનતાની ભાષા થઇ સંસ્કૃત એક ખાસ વર્ગની જ ભાષા રહી ગઇ. ફારસી રાજ-કર્તાઓની ભાષા હતી પણ પરદેશી ભાષા હતી. તેની જડ જનતાના હૃદય સુધી ન પહોંચી. અંગ્રેજી ભાષાની પણ એ જ દશા છે. એ પણ પરદેશી રાજકર્તાઓની ભાષા છે. એણે અંગ્રેજી ભણેલા લોકોનો એક નવો વર્ગ ઊભો કર્યો છે. એ લોકો પોતાની જુદી ન્યાત કરી રહે છે, એ વર્ગ પોતાના સ્વાર્થને મુખ્ય ગણે છે, સામાન્ય જનતાના ધોરણ કરતાં એ વર્ગ વધારે ખર્ચાળ છે અને પ્રત્યેક બાબતમાં પાંગળો છે. એટલે એનું દેશાભિમાન ઉજજવળ હોવા છતાં પરિણામદાયી નીવડયું નથી. અંગ્રેજી જાણનારા લોકો ભારે વેતન માગે છે, તે કારણે તેમને પ્રજાને ચૂસનારી નીતિમાં સામેલ થવું પડે છે. પરિણામે જનતાને ચૂસનારા વર્ગો સાથે જ આપણા 'અંગ્રેજી ભણેલાઓ' ભળે છે, એમણે અંગ્રેજીની ગમે તેટલી સેવા કરી હશે તો પણ અંગ્રેજી આ દેશની ભાષા કદી બનવાની નથી.

સૌભાગ્યવશ આ અંગ્રેજી જાણનાર લોકોમાંથી થોડા એવા જાગૃત બન્યા છે અને જનતાની સાચી સેવા કરવા લાગ્યા છે. તેમને જણાઇ ગયું છે કે જનતાની સેવા તો લોકોની ભાષા મારફતે જ થઇ શકવાની છે તેથી કોઇ પણ એક દેશી ભાષાને રાષ્ટ્રભાષા બનાવી તેની મારફતે જ રાષ્ટ્રની સેવા કરવી જોઇએ. આજે અંગ્રેજીને જે સ્થાન અપાયું છે તે અસ્વાભાવિક છે. તેનાથી આપણું રાષ્ટ્રીય જીવન બગડતું જાય છે. અંગ્રેજી ભાષા સાથે આપણે દ્વેષ નથી. એની મારફતે આપણને દુનિયાની ઘણી ચીજો મળી શકે છે પણ આપણું રાષ્ટ્રીય જીવન અંગ્રેજીને આધારે આપણે નહિ જીવી શકીએ. આપણી આંતરપ્રાંતીય મંત્રણા રાષ્ટ્રભાષા મારફતે જ થવી જોઇએ. પ્રાંતીયભાષા અને

રાષ્ટ્રીયભાષા વચ્ચે જો સુંદર સહયોગ જામી જશે તો એ બન્ને મળીને અંગ્રેજીને એનું પોતાનું સ્વાભાવિક સ્થાન નક્કી કરી આપશે.

આપણો હિંદી પ્રચાર કોઇ એક ખાસ ભાષા પ્રત્યેના પ્રેમથી પ્રેરાયેલો નથી. આપણે તો ભારતની ઐતિહાસિક સંસ્કૃતિનો ખ્યાલ કરીને સારા રાષ્ટ્રનું ઐક્ય સાધવા ઇચ્છીએ છીએ. જે ભાષા બધાને એકત્ર કરીને ઐક્ય સ્થાપી નહિ શકે તે રાષ્ટ્રભાષાનું સ્થાન કદી પણ નહિ પામી શકે. આ ભાષામાં ભારતવર્ષનાં બધાં ઐતિહાસિક તથા સાંસ્કૃતિક તત્ત્વ મોજૂદ રહેવાં જોઇશે. આર્ય સંસ્કૃતિ અને ઇસ્લામી સંસ્કૃતિની સાથે સાથે દક્ષિણની દ્રાવિડી સંસ્કૃતિ પણ એમાં ભળવી જોઇશે. અને આ ત્રિગુણાત્મક ત્રિવેણી મારફતે જ ભારતીય સંસ્કૃતિ સંપૂર્ણ અને સમૃદ્ધ બનશે. ભારતીય સંસ્કૃતિ કોઇ પણ ચીજનો બહિષ્કાર કરતી નથી; એ તો બધાંનો સમન્વય માગે છે. 'यस्मान्नो द्विजते लोको लोकान्नो द्विजते च यः' એવું એનું સ્વરૂપ બનશે. આપણી રાષ્ટ્રભાષાનું સ્વરૂપ પણ એવું બનો.

આપણી આ રાષ્ટ્રભાષાનું નામ હિંદી રાખ્યું છે. આ નામ આપણને મુસલમાનોએ આપ્યું અને આપણે તે મંજૂર રાખ્યું. અંગ્રેજોના આવ્યા પછી આ ભાષાને એક નવું નામ મળ્યું–હિન્દુસ્તાની. અને તે પણ આપણે મંજૂર રાખ્યું. જ્યારે દક્ષિણમાં શિવ અને વિષ્ણુના ઉપાસકો અંદર અંદર લડવા લાગ્યા ત્યારે કોઇ સમન્વયવાદી ઋષિએ કહ્યું કે હરિ અને હર એ બન્નેના સ્વરૂપમાં જુદાઇ ભલે હોય પણ તત્ત્વમાં તો બન્ને એક જ છે. આટલું કરીને એણે સંતોષ ન માન્યો પણ હરિહરની એક મૂર્તિ બનાવી તેની સ્થાપના કરી જેની પૂજા આજે પણ દક્ષિણમાં ચાલી રહી છે. આપણે પણ એ રીતે બન્નેનો સમન્વય કરવાની દૃષ્ટિથી જ હિંદી–હિન્દુસ્તાની શબ્દ બનાવીને આપણી રાષ્ટ્રભાષાનું સ્વરૂપ નિશ્ચિત કર્યું છે. હિન્દુસ્તાની એ ભાષા છે કે જે ઉત્તર હિંદના શહેરો અને ગામડાંમાં વસતાં હિંદુ મુસલમાન વગેરે બધા લોકો જાણે છે તથા બોલે છે, અને જે ભાષા નાગરી તથા ફારસી એ બે લિપિઓમાં લખાય છે.

સિંધમાં હિંદી–હિંદુસ્તાનીનો પ્રચાર મુશ્કેલ નથી. કારણ કે સિંધી ભાષા હિંદીથી બહુ દૂર નથી. પણ મુશ્કેલી તો એ છે કે અહીંના લોકો હીંદી સહેલાઇથી સમજી શકતા હોવાથી એનો પધ્ધતિસર અભ્યાસ કરતા નથી. પોતાના નોકરોની સાથે વાત કરવા પૂરતી ભાંગીતૂટી હિંદી આવડી ગઇ એટલે માની લે છે કે પોતાનું કામ પત્યું. રાષ્ટ્રભાષાનો પ્રચાર થઇ રહ્યો છે એવું તો ત્યારે કહી શકાશે કે જ્યારે એને માટે બધા પ્રાંતોમાં પહોંચી જઇને ત્યાંના લોકોમાં ચૈતન્ય જાગૃત કરવાની શક્તિ આપણામાં આવે.

સિંધમાં હિંદુધર્મ તેમજ ઇસ્લામ બન્નેનું સ્થાન છે. બન્નેનાં મૂળ ઊંડાં છે. પડોશની ભાષાઓ સાથે પણ ઠીક ઠીક સંબંધ રહ્યો છે, પંજાબી અને રાજસ્થાની તો હિંદીનાં જ રૂપાંતરો છે. કચ્છી અને ગુજરાતી સિંધી સાથે મોટે ભાગે મળતી આવે છે. એક રીતે તો સિંધીમાં આ બધા સંસ્કારોનું સ્નેહસંમેલન થયું છે. અને મારી મરાઠી ભાષાનો પણ સિંધી સાથે સંબંધ છે. જ્યારે અંગ્રેજી રાજ્ય દાખલ થયું ત્યારે કેટલાએ મહારાષ્ટ્રીઓએ અહીંની ભાષા શીખીને અહીંના કેળવણી ક્ષેત્રમાં સેવા કરી છે. અને તે એટલે સુધીની કે અહીંના નિશાળીઆઓ ગણિતને 'ગોડબોલા' કહે છે. સિંધના લોકો ધારે તો તેઓ રાષ્ટ્રભાષાની ઉત્તમ સેવા કરી શકે. સિંધમાં શીખ ધર્મની સુંદર અસર છે, સૂફીવાદનો પણ ઊંડો પ્રભાવ છે, બ્રહ્મસમાજ અને વેદાન્તની અસર ઓછી નથી થઇ. છતાં કહેવું પડે છે કે આજના જમાનાના સિંધીઓ સંસ્કૃતનો અભ્યાસ જેટલો કરવો જોઇએ તેટલો કરતા નથી. શ્રી. દયારામ ગિદુમલે અહીં સંસ્કૃત પાઠશાળા ખોલી. એના બહુ જ ઓછા લોકોએ લાભ ઊઠાવ્યો. ચાર બ્રાહ્મણ ગોરના છોકરાઓ થોડું સંસ્કૃત શીખે એથી કાંઇ આપણું દળદર ફીટવાનું હતું ? સંસ્કૃત સંસ્કૃતિનો પરિચય થાય અને એની અસર જીવન, સાહિત્ય અને સંસ્કારિતા ત્રણે પર પડે ત્યારે સંસ્કૃત શીખ્યું

પ્રમાણ ગણાય. સંસ્કૃત સાહિત્યનો જેટલો અભ્યાસ કરવો જોઇએ એટલો અહીંના લોકોએ ન કર્યો. ઇતિહાસ સંશોધનમાં પણ સિંધનો હિસ્સો ઓછો છે. છેલ્લાં પચાસ વર્ષમાં સમાજમાં જે પુનઃ રચના આવી રહી છે એની મીમાંસા કરનારા લોકોને સિંધ પાસેથી બહુ ઓછું મળી શક્યું છે. આ કારણે જ સિંધી સાહિત્યમાં બીજા પ્રાંતો સાથે સરખાવતાં ઓછી પ્રગતિ થઇ છે. જો ગુજરાતી, મરાઠી, બંગાળી અને હિંદી સાહિત્યનો અભ્યાસ અહીં કરવામાં આવે અને તેની મારફતે સિંધી ભાષાને સંપૂર્ણ કરવામાં આવે તો સિંધી ભાષા જરૂર પોતાની શક્તિ અને મૌલિકતા પ્રગટ કરી શકશે.

સિંધમાં હિંદુમુસલમાનનો પ્રશ્ન છે. જે રીતે અંગ્રેજો પહેલવહેલા ગુજરાતમાં આવ્યા તેવી રીતે મુસલમાન લોકો પહેલવહેલા સિંધમાં આવ્યા ૧૨૦૦ વર્ષ થયાં છતાં નથી હિંદુ લોકો ઇસ્લામને દૂર કરી શક્યા કે નથી મુસલમાનો હિંદુ ધર્મને દાબી શક્યા. ઇશ્વરની રચના જ એવી દેખાય છે કે બન્ને સમાજ હંમેશ માટે એક સાથે રહે, એક બીજા પાસેથી શીખે અને એકબીજાની સેવા કરતા કરતા એક બની જાય.

આર્ય અને નાગ લોકો વચ્ચે જે ઝગડો ચાલી રહ્યો હતો તેને ખતમ કરવા માટે રાજા જનમેજયે કતલનો રસ્તો અખત્યાર કરી જોયો. પણ મનુષ્યજાતિ ઉપર વિશ્વાસ રાખનારા આસ્તિક ઋષિએ તેની મના કરી અને કહ્યું કે બન્નેએ સાથે રહેવું જોઇએ. આજે પણ આપણે હિંમતપૂર્વક એક બીજાની સાથે મેળ રાખવો જોઇએ. દૂરદૂર રહેવાથી અવિશ્વાસ વધે છે. નજદીક આવવામાં થોડી મુસ્કેલી નડશે પણ એક-બીજાને સારી રીતે ઓળખી શકીશું અને બન્ને વચ્ચે પ્રેમ પણ વધારી શકીશું.

રાજનૈતિક ક્ષેત્રમાં એકતા લાવવાના દિવસો કદાચ દૂર હશે. જો કે આપણે માનીએ છીએ એટલી મુસ્કેલીઓ તેમાં ન પણ નડે પણ બીજાં કેટલાં યે ક્ષેત્રો પડયાં છે જેમાં એકબીજાની નજીક આવી શકીએ તેમ છે. જનતાનું અજ્ઞાન અને ખાસ વર્ગની સંકુચિતતા તથા સ્વાર્થ શેતાનની જબરી શક્તિઓ છે. એને દૂર કરવાનો આપણે પ્રયત્ન કરવો જોઇએ. જો પરદેશથી આવેલા મિશનરીઓ આપણી જનતાની સેવા કરી શકતા હોય તો એક દેશમાં રહેનારા, એક ભાષા બોલનારા અને એક હાડચામવાળા આપણે એક-બીજાની સેવા નહિ કરી શકીએ એવું કેવી રીતે બને !

ભણેલા લોકો ઓછા પ્રમાણમાં ગામડાંમાં જઇને રહે છે, ગામડાંમાં રહેવાની લોકોની હિંમત ઘટી રહી છે એ વાત સારી નથી. જો આપણે સ્વાર્થ દૂર કરીને અથવા ઓછો કરીને ગામડાંમાં જઇને રહીએ અને જનતાની સેવા કરીએ તો આજે જે બાબતો મુસ્કેલ દેખાય છે તે આસાન બની જશે અને પરિણામે ભાષાનો સવાલ આટલો અટપટો નહિ રહે. સિંધી ભાષા અને હિંદી વચ્ચે એક સામ્ય છે. એ બન્ને ઉપર સંસ્કૃત અને ફારસીની અસર પૂરેપૂરી પડી છે. જો તમે લોકો આ બન્ને ભાષાઓ સાથેનો પરિચય થોડોથોડો વધારશો તથા નાગરી અને ઉર્દુ લિપિ શીખી લેશો તો તમે સિંધીની ઉત્તમ સેવા કરશો અને હિંદીની અસાધારણ સેવા કરશો.

કહે છે કે સિંધનું સાહિત્ય ગરીબ છે. પણ સિંધનું લોકજીવન ગરીબ નથી. અહીંનું લોકસાહિત્ય સમૃદ્ધ છે સિંધમાં ફકીરોનો ફાલ ઓછો નથી. અહીંની સંતવાણી આખા દેશમાં આદરપાત્ર છે. તમે લોકો અંદર અંદરનો વ્યવહાર ગમે તે લિપિમાં કરો પણ તમારું લોકસાહિત્ય, તમારી સંતવાણી અને તમારી કવિતાઓ અમારે ખાસ પઢવી છે. એ બધું અમને નાગરી લિપિમાં આપો, અને તે સમજવા માટે અમને સિંધી–હિંદી ભાષાનો કોષ નાગરીમાં કરી આપો.

જો આખા દેશની સાથે તમે તમારો સંબંધ રાખવા ઇચ્છતા હો તો ગુજરાતી, મરાઠી અને હિંદી-માંથી સારા સારા ગ્રંથોનો સિંધી અનુવાદ કરીને ખૂબ સસ્તી કિંમતે લોકોને આપો, લોકો ચોપડીઓ વાંચવા તૈયાર ન હોય તો ગામડાંમાં જઇ લોકોને ભેગા કરી તે સંભળાવો, હિંદી કવિતાઓ લોકો સમક્ષ ગાઓ, તેમજ નાટકમંડળીઓ કાઢી ગામડાંમાં પહોંચો. આ બધાંમાં લિપિનો સવાલ નડવાનો નથી. તમે કંઠથી બોલશો અને તેઓ કાનથી સાંભળશે. આ કામ અહીં રહેનારા સિંધી, હિંદી તેમજ ગુજરાતી એ બધાંનું છે.

સેવા કરીને જ આપણે રાષ્ટ્રભાષાનો પ્રચાર કરી શકવાના છીએ.

# શ્રધ્ધા

શ્રી. ગૌતમ

સંસારસાગરમાં અનેક હોડકાં તરે છે તેમ, મેંય મારી હોડી તરવા મૂકી છે. સાગરનાં મોજાં ઉપર નાચવાના પ્રલોભને, તેનાં સપ્તરંગી પાણી જોવાને, આથમતો સૂરજ ક્યાં સંતાય છે એ શોધવાને માટે, મેંય બીજાની જેમ મારી હોડી તરતી કરી છે.

લંગર ઉપાડીને થોડા વામ ન કાપ્યા ત્યાં આ શું ? પવનનાં ઝાપટાં મારી હોડીને ક્યાં ધકેલે છે ! ગાંડાંતૂર ચાલ્યાં આવતાં મોજાંનાં ઉછાળા હોડીને અસ્થિર કરી મૂકે છે. કઇ તરફ જવું તેની પણ સૂઝ પડતી નથી. જે ફીણના ફીસોટા મોહ પમાડતા હતા, જે મોજાંઓ પર ગેલ કરવો હતો, તે સૌ મારી હોડીમાં પછડાવા લાગ્યાં છે. પાણી ભરાયેલ આ હોડી ડૂબશે કે તરશે ? વેંતભર પાણી માય એટલી જગ્યા બાકી છે, હવે શું ? ડૂબશે કે તરશે ? મેં બાળકે આવો વસમો સમો કદી પણ જોયો નથી. ભગવાન ? શું કરૂં ! તારી સમીપ પ્રાર્થનાના કરૂણ સ્વરો ગુંજવા ગમતા નથી, રુદનના આલાપો પણ ગાવા ગમતા નથી. તું તારે હોડી ડૂબાડી દે. જીવીશ તો એકલો સામે કાંઠે આવવા નીકળીશ. મને સદાય એવી શ્રધ્ધા છે કે તું સદાય સાથે જ છે, તારો સંગાથ હોય પછી શી ચિંતા ?

પણ....આ શું ? પવનની દિશા પલટાઈ. મોજાંના ઉછાળા મોળા પડયા. સમુદ્રની લગામો ચંદ્રમાનો અસવાર ખેંચતો હોય એમ લાગ્યું. હોડી સલામત તરવા લાગી, હાશ કરીને સાચો મારગ શોધવા લાગ્યો ત્યારે એક અજાણ્યા ખડક સાથે અથડાવા તે તૈયાર થઈ.

'ભગવાન ! તેં ઠીક કર્યું. હું ધારતો જ હતો કે તું મારી પરીક્ષા કરવા ચાહે છે કાંઇ નહીં ! અફાળી દે ખડક સાથે. એવી અફાળજે કે એનાં પાટિયાંનો એક પણ ટૂકડો હાથ ન આવે. અને સુકાનને એવું ફગાવી દેજે કે સાગરના તરંગો ઉપર સદાય ઊછળતું રહે. જો હું બચીશ, તો ખડક પર ઉભો રહીને, બે હાથ જોડીને પ્રાર્થના કરવાનો મારો ઇરાદો નથી. રખેને તું મને અભિમાની ગણતો. જે મને હેરાન કરશે તે મને રક્ષશે એવી મારી પ્રબળ શ્રધ્ધા આવા પ્રસંગોમાં બેફિકરાઇના માર્ગે દોરી જાય છે.

મારી બાલબુધ્ધિ જોઇ, રખે મને તરંગી ગણો. પણ મને એમજ થાય છે કે તું મારી વધુ પરીક્ષા કર. આ ઉછળતા સાગરને ધરતીમાં શમાવી દઇ પૃથ્વીના મહાન રણ કરતાં પણ ભયાવહ રણ અહીં ઉભું કર. જ્યાં રેતીના વંટોળ વીંઝાતા હોય, હજારો ખાંડી રેતીના ડુંગરો એક રાતમાં સ્થળ બદલતા હોય, મૃગજળની માયાવી સૃષ્ટિ ચોતરફ ફેલાયલી હોય...અને તને ગમે તેવાં અવનવીન અનેક કરતુકો ઉત્પન્ન કરી તું મને છક્ક કરી દે. સૂરજના તીખા તાપમાં રુધિર ચૂસી લે તેવી જ્વાલાઓ ઉત્પન્ન કર. અને જો કદાચ તું આવું કરે, તો એમાંથી હું પાર ઉતરૂં ખરો ? પ્રભો ! તું એમ ન માનતો કે હું મુંઝાઇ જવાનો છું, કે નિસહાયની જેમ રડી પડવાનો છું. મારી બાળકબુધ્ધિને આ દ્રશ્યો નવતર જ લાગશે તોપણ મને એવી હામ છે, કે તારા સંગાથમાં મારે પ્રાર્થના, યાચના કે કરુણ વિલાપ નહીં કરવો પડે.

ગમે ત્યાં લઇ જા. હોડીમાં, રણમાં, કે કોઇ ખડક ઉપર. મારો વિચાર તારા નામની માળા ફેરવવાનો નથી. તેમ ભજનો લલકારવાનો નથી.

અમાસની અંધારી રાતે અચળ ધ્રુવ તારો બની મારી સમીપ ચળકયા કરી મને સન્માર્ગે દોરજે એવી નમાલી કવિત્વ ઉક્તિ ઉચ્ચારવાનો મારો વિચાર નથી. અંધારામાં એકાદ આશાકિરણ દે એવી માગણી મારે કરવી નથી તીખાં તેજ હોય કે ભયાનક અંધાર હોય; ફિકર નહીં, હું મારે ચાલ્યે જ જવાનો છું, જ્યાં જવાય ત્યાં.

મારી પ્રબળ શ્રધ્ધા જે મને તરામાં વણી રહી છે, એજ મને બસ છે.

# જંતુવાદ – એક અર્વાચીન પાખંડ

શ્રી. રમણલાલ એન્જિનીઅર

[ આ લેખના લેખક શ્રી. રમણલાલ એન્જિનીઅર નિસર્ગોપચારના એક મિશનરી છે. ગયા અંકમાં 'માંદગીનું મૂળ' નામનો લેખ આવેલો તેનો એક મિશનરીની ભાષામાં આપેલો આ જવાબ અમે સહર્ષ પ્રગટ કરીએ છીએ. સહર્ષ એટલા માટે કે ભાઈ કાન્તિલાલ ગાંધી, જે વિજ્ઞાનના વિદ્યાર્થી અને અભ્યાસી છે તે અને શ્રી. રમણલાલ મિત્રભાવે અને શોધકબુદ્ધિથી જ આ ચર્ચા કરે છે. 'ઊર્મિ'ના પાનાં ઉપર 'માંદગીનું મૂળ' છપાયા પહેલાં અમારી હાજરીમાં આ બંને વચ્ચે ઠીક ઠીક ચર્ચા ચાલી હતી અને એ ચર્ચાને વ્યવસ્થિત અને લોકોપકારક સ્વરૂપ આપવાના હેતુથી જ બંનેએ પોતાના વિચારો 'ઊર્મિ'માં આપવાનું ઠરાવ્યું હતું. આશા છે કે આ દષ્ટિએ જ 'ઊર્મિ'ના વાંચકો આ લેખો વાંચશે. સં. ]

'ઊર્મિ'ના જુનના અંકમાં શ્રી કાન્તિલાલ ગાંધીએ એક સનસનાટી ભરેલો લેખ લખ્યો છે. એમાં 'માંદગીનું મૂળ' જંતુઓ છે, એમ એમણે ઢગલાબંધ માહિતી આપીને સાબીત કર્યું છે. વળી એમાં રોગના કારણો વિષે આપણા વડવાઓ કેવા વહેમી અને અજ્ઞાન હતા, એ દર્શાવવામાં આવ્યું છે, અને આશરે પોણોસો વર્ષ ઉપર પાશ્ચુર નામના મહાત્માએ દિવ્ય કાચ વડે યમદૂત બેક્ટેરીઆઓનું શી રીતે દર્શન કર્યું, એનું એમણે રોમાંચક વર્ણન કર્યું છે. એ ઉપરાંત નિસર્ગોપચારકો નામના ચક્રમોના સંદિગ્ધ મંતવ્યો ઉપર, એ વિષય વિષે કશુંય વાંચ્યા વિચાર્યા વિના એમણે પ્રહારો કર્યા છે. એલોપથી વિષે અધકચરું જ્ઞાન, અને નેચરોપથી વિષે નીરવધી અજ્ઞાન ધરાવતા હોવા છતાં, આ બન્ને શાસ્ત્રોની તુલના કરતો આવો સુંદર લેખ લખવા માટે એમને ખરેખર ધન્યવાદ ઘટે છે !

નિસર્ગોપચારકોના મંતવ્યો સંદિગ્ધ હોય તો એમણે બદલામાં સ્પષ્ટ મંતવ્યો રજુ કરવા જોઈતાં હતા. પણ એમણે એવું કશું કર્યું નથી. એમનો આખોએ લેખ વાંચ્યા પછી મને લાગ્યું કે, જન્મ, જીવન ને મરણ કે રોગ, આરોગ્ય ને ચિકિત્સાના ભેદભરમો ઉપર પૂરતો પ્રકાશ પાડવાને બદલે, એમણે આ વિષયોને વિંટળાયલો અંધકાર વધારે ગાઢ કર્યો છે.

જંતુવાદ વૈજ્ઞાનિક છે એ સિધ્ધ કરવા માટે એમણે ઘણી શાહી બગાડી છે. પણ જંતુવાદ જે વૃક્ષની શાખા છે, એ વૃક્ષ દવાવાદ વૈજ્ઞાનિક છે કે નહિ, એ વિષે એમણે કશું જ લખ્યું નથી. એ માની બેઠા છે કે દવાવાદ એ એક વૈજ્ઞાનિક વાદ છે.

નિસર્ગવાદ માને છે કે દુનિયા નિયમથી ચાલે છે. દવાવાદ માને છે દુનિયા

નસીબથી ચાલે છે. નિસર્ગવાદ માને છે કે માંદા પડવું કે સાજા રહેવું એ આપણા હાથની વાત છે. દવાવાદ માને છે કે રોગ એ કેવળ અકસ્માત છે. નિસર્ગવાદ માને છે કે માણસ પોતાની મૂર્ખાઇથી માંદો પડે છે, અને શાણપણથી સાજો થાય છે. દવાવાદ માને છે કે **કુદરતે રોગો ફેલાવવા માટે જ જંતુઓ સર્જ્યાં છે.** બિચારા માનવીઓ એમના નિરાધાર શિકારો છે. અનેક નિર્દોષ માણસોને કોઇ અકલ્પ્ય કારણથી આ જીવડાંઓ ચોંટી પડે છે. એમની ઝોડઝપટમાં આવેલાં માનવીઓને આ હવાઇ દૈત્યો નિર્દય રીતે ફાડી ખાય છે. માંદો માણસ જો વખતસર દવા ન પીએ તો એનો મામલો ખલાસ થાય છે. જંતુથી રોગ થાય છે, અને દવાથી એ મટી જાય છે.

એમાંથી કયો વાદ વૈજ્ઞાનિક છે, એ કોઈ પણ બુદ્ધિશાળી માણસ સમજી શકે એમ છે.

દવાવાદ વૈજ્ઞાનિક છે, એવું માનવાને એમની પાસે શું કારણ હશે? મહાન તબીબોએ એ હકીકત વારંવાર કહી છે કે વૈદામાં વિજ્ઞાન નહોતું, વૈદામાં વિજ્ઞાન નથી અને વૈદામા વિજ્ઞાન આવશે પણ નહિ! આમ હોવા છતાંયે મોટા ભાગના લોકો વૈદા જેવી અટકળની કળાને વૈદક-વિજ્ઞાન Medical Science એવા આડંબરી નામથી ઓળખે છે. આ લોકપ્રિય ભ્રમનો ભાઇ કાન્તીલાલ ભોગ થઇ પડ્યા લાગે છે. જો એલોપથી વિજ્ઞાન હોય તો રોગ, આરોગ્ય, જીવન અને મરણની પાછળ કયા નિયમો કાર્ય કરી રહ્યા છે, એ એણે બતાવવું જોઇએ. આ બધી ઘટનાઓની પાછળ કામ કરી રહેલો એક પણ નિયમ એલોપથીને હાથ આવ્યો નથી. તેઓ તો રોગ અને આરોગ્યના સાચા સ્વરૂપ વિષે એમના દર્દીઓ જેટલાજ અંધારામાં અથડાતા હોય છે. એલોપથી જેવી મરકીને વિજ્ઞાનનું નામ આપવું એ 'વિજ્ઞાન' શબ્દનો ભારેમાં ભારે દુરૂપયોગ છે. ખરી રીતે તો વિજ્ઞાન કેવું ન હોવું જોઇએ, એનો એલોપથી એ એક આદર્શ નમુનો છે.

પ્રજા સેંકડો રોગોથી પીડાઇ રહી છે. એમના વ્યાધીઓ દૂર કરવાનો દાવો કરનારી અનેક તબીબી શાળાઓ દુનિયા ઉપર અસ્તિત્વ ધરાવે છે.

હવે એલોપથીનો જંતુવાદ, આયુર્વેદનો ત્રીદોષવાદ, હોમીયોપથીનો સામ્યવાદ, બાયોકેમીસ્ટ્રીનો દ્વાદશક્ષારવાદ, નેચરોપથીનો નિસર્ગવાદ, ક્રીશ્ચીયન સાયન્સનો નેતીનેતીવાદ, ઑસ્ટીઓપથીનો અસ્થીવાદ, કીરોપેક્ટીકનો કરોડવાદ, ભૂવાનો ભૂતપ્રેતવાદ અને ડોશીવૈદાના વનસ્પતિવાદમાથી જો એલોપથીનો જીવજંતુવાદ જ સાચો હોય તો બીજા બધા વાદો શું વાહીયત વાદો છે? એમની નીરર્થકતા સ્હેલાઇથી સિધ્ધ કરી શકાશે? કે પછી એમનામાં કાઇક પણ સત્યાંશ છે? અને હોય તો કેટલો?

કદાચ એલોપથી લોકોના રોગો 'મટાડે' છે, એટલા માટે ભાઇ કાન્તીલાલ એમને વૈજ્ઞાનિકો માનતા હશે પણ એમનો દાકતર દવાથી, ફકીર દુવાથી, ભૂવો ધૂણવાથી જંતુઘ્ન રસીથી, અને સર્જન કરસીથી લોકોના રોગો 'મટાડે' છે!

એટલું જ નહિ પણ વૈદની પડીકી, હકીમની ફાકુની, હોમીયોપથીનો હળવો ડોઝ, નેચરોપથના વિધિનિષેધ, માતાની બાધા, પીરનું તાવીજ, જતીના જંત્ર, હીપ્નોટીસ્ટનો મંત્ર, હજામની હીકમત અને ઉંટવૈદનો ઇલમ પણ રોગો 'મટાડે' છે! તો પછી જો દાકતર વૈજ્ઞાનિક હોય તો ઉંટવૈદ વૈજ્ઞાનિક શા માટે નહી?

ભૂવો ધૂણવાથી જેનો રોગ જતો રહ્યો હોય, એ ભૂતપ્રેતમાં માને, અને દવા ઢીંચવાથી જેનું દર્દ દબાઇ ગયું હોય એ જીવજંતુમાં આસ્થા રાખે એ બન્ને સ્વાભાવિક બનાવો છે.

આમ હોવા છતાંયે ભાઇ કાન્તીલાલ ભવિક ભૂતવાદીઓને અને ધર્મઘેલા લોકોને વહેમી માને છે. જ્યારે એથી પણ વધારે અંધશ્રદ્ધાળુ જંતુવાદીઓને પ્રકાશ પામેલા જણાવે છે!

દરેક માને છે કે મારા જ કહેલા કારણથી રોગ થયો. દરેક સમજાવે છે કે મારા જ ઉપાયથી એ મટ્યો.

જો શાણા દર્દીઓ ઉપર જણાવેલા પ્રિય ઉપાયોમાંથી એકપણ ન અજમાવે, અને દરરોજ ઘેર બેઠાબેઠા કલાક કલાક પોતાની ડુંટી સામે તાકી રહે, તોપણ જેટલા

દર્દીઓ દવા કે બાધાથી સાજા થાય છે. એટલા જ દર્દીઓ ડુંટી સામે દ્રષ્ટિપાત કરવાથી સા ન થાય! જ્યારે સમય તો બન્ને પધ્ધતિઓમાં સરખો લાગે.

જેમને માંદા માણસોને સાજા કરવાનો શોખ હોય, તેઓ વૈદકના સ્હેજે અભ્યાસ વિના, આજે દાકતરો દવા આપીને કે જંતુ મારીને જેટલા દર્દીઓ સાજા કરે છે, એટલા જ દર્દીઓને ફક્ત કાન આમળવાથી પણ સાજા કરી શકશે. આવી રીતે ૫૦૦–૬૦૦ દર્દીઓ સાજા કર્યા પછી, નીચે મુજબ એક નવી "થીયરી" રજુ કરી શકાય. "માણસમાં અક્કલ ઓછી થવાથી એને રોગ થાય છે. કાન આમળવાથી માણસની અક્કલ વધે છે. અક્કલ વધવાથી રોગ મટી જાય છે."

શા માટે એકલા જંતુઓને જ વળગી પડવું? ચાલો, આપણે એક નવું ધતીંગ જમાવીએ!

દવા, દારૂ, રસી અને ફરસીથી, રોગો જોડે ઝપાઝપી કરીને જેટલા દર્દીઓને એક શૂરવીર એમ. ડી. સાજા કરે છે, એટલા જ દર્દીઓને ગમે તે માણસ, કોઇપણ જાતની ઝેરી દવાઓ આપ્યા વિના, ઉપયોગી અવયવો કાપ્યા વિના, વારંવાર સોયા ભોંક્યા વિના, કે બીજી કોઇપણ જાતની માનવદેહ સાથે માંકડાવિદ્યા રમ્યા વિના, કેવળ દિવસમાં દસદસ વખત દર્દીઓના કાન આમળવાથી સાજા કરી શકશે.

આજે ચોતરફ ખૂબ ઉંટવૈદુ ચાલી રહ્યું છે. જેટલું ઉંટવૈદું અહીં ચાલે છે, એટલું જ યુરોપ અમેરિકામાં ચાલે છે. આવું ઉંટવૈદું ચાલવાનું કારણ એજ છે કે વૈદ્ય અને ઉંટવૈદ્ય વચ્ચે તાત્વિક દૃષ્ટિએ કશોજ તફાવત નથી. વ્યવહારુ દૃષ્ટિએ જોઇએ તો ડિગ્રીવાળાં દાકતર કરતાં ડિગ્રી વગરનો ઉંટવૈદ વધારે સોંઘો છે. બર્નાડ શૉ કહે છે કે ડિગ્રીધારી દાકતર અને ઉંટવૈદ વચ્ચે કશોય ફેર નથી. અનેક પ્રામાણિક દાકતરોના જાહેર એકરારો એના કથનને ટેકો આપે છે. એલોપથીઉંટવૈદો કરતાંકઇ રીતે ચઢીયાતી છે, એ મને પણ સમજ પડતી નથી.

આ બધી અંધાધૂંધીમાં એક હકીકત દીવા જેવી ચોકખી છે કે માણસ માંદો પડે, પછી જો એ સાજો થવાનો જ હોય તો એ દવાથી પણ થાય છે, અને દવા વગર પણ થાય છે, કારણ કે માંદગી એ શરીરનો કચરો સાફ કરવાનો કુદરતનો પ્રયત્ન છે. ગ્રહણ થાય એટલે હિંદુઓ પુણ્ય અને દાન કરે છે, અને માને છે કે આ વિધીથી રાહુ ચંદ્રને છોડી દેશે. ચીનાઓ ઢોલ વગાડીને ચંદ્રને પકડનારા રાક્ષસને બીવડાવે છે, અને અંગ્રેજો કશુંય કર્યા વિના એમને એમ બેસી રહે છે. જ્યારે ગ્રહણ દૂર થાય છે, ત્યારે તેમ થવાનું કારણ હિંદુઓ પુણ્ય અને ચીનાઓ ઢોલ માને છે.

એજ રીતે વહેમી લોકો માંદા પડે છે, ત્યારે અભણ ભૂવાને ત્યાં, અને ભણેલો દાકતરને ત્યાં દોડે છે! પછી ભૂવો ડાકલું વગાડીને ભૂતપ્રેતને નસાડી દે છે, અને દાકતર દવા આપીને બેક્ટેરીઆના વળગાડમાંથી માણસને મુક્ત કરે છે! જો એના એ લોકો ઘેર પડયા રહે તો પણ એમની માંદગી નીર્વિવાદ રીતે મટે.

"રોગો આપોઆપ થાય છે" અને "દવા, દુવા કે ધૂણવાથી એ મટી જાય છે" આ બે પુરાણા વ્હેમો છે, એ જેટલા જૂના અને જામેલા છે, એટલા જ લોકપ્રિય છે.

કોઇ પણ રોગ કારણ સિવાય થતો નથી અને દવાથી એ મટતો નથી. દવાથી જો રોગ મટતા હોત તો માનવજાત ક્યારની યે રોગમુક્ત થઇ ગઇ હોત.

"આમ રોગ મટાડવાનું તો આપણા પૂર્વજો શીખી ગયા હતા, પરંતુ રોગ અટકાવવાનું તેમને હજી આવડયું નહોતું. રોગ શાથી ઉત્પન્ન થાય છે તેનું ખરું કારણ તો તેમને સમજાતું જ નહોતું."

આ વાક્ય સંપૂર્ણ રીતે અર્થરહીન છે. આપણા પૂર્વજોને નહોતો રોગ મટાડતા આવડતો કે નહોતો અટકાવતા આવડતો. જો તેઓને હાથ રોગનું સાચું નિવારણ આવ્યું હોત, તો રોગનું કારણ તો આપોઆપ સમજાત. કારણ જાણ્યા સિવાય નિવારણ આવી જ શી રીતે શકે? એટલુંજ નહીં પણ આજના દાકતરોને પણ નથી રોગ અટકાવતાં આવડતું કે નથી મટાડતાં આવડતું. જો એમને રોગ મટાડવાનું આવડતું હોત તો માનવજાત સેંકડો રોગોથી પીડાત નહિ. જો અટકાવતાં

આવડતું હોત તો આજે કેન્સર, હૃદયરોગ, વાઇ, મધુપ્રમેહ, લકવો, પાયોરીઆ અને બીજા અનેક દર્દો જે બિહામણી ઝડપથી વધી રહ્યાં છે એ કદી વધત નહીં. દાકતરો એમનો મૂળમાંથી જ નાશ કરત.

હવે એલોપથીના પાયા જેવા જંતુવાદ તરફ વળીએ.

ભાઇ કાન્તીલાલ એમ માનતા લાગે છેઃ ઓગણીસમી સદી સુધી આરોગ્યના ક્ષેત્રમાં આ દુનિયા ઉપર નર્યું અંધારું હતું. એમાં પાસ્ચુર નામના પંડિતે અપાર પ્રકાશ પાડયો. તેઓ ભુલી જાય છે કે પાસ્ચુરે એક ભ્રમ ભાંગીને બીજો ભ્રમ ઉભો કર્યો છે. પાસ્ચુરનો ‘જીવજંતુવાદ’ એ ભૂવાના ભૂતપ્રેતવાદનો નવો અવતાર છે, એટલું જ નહિ પણ ભૂવાના નિર્દોષ વહેમ કરતાં પાસ્ચુરના વૈજ્ઞાનિક વહેમે માનવજાતનું અપાર અકલ્યાણ કર્યું છે.

ઇ.સ. ૧૮૬૦ની સાલ સુધી પુરાણી એલોપથીની આખીયે ઇમારત પાયા વિના ઉભી રહી હતી !! રોગનું કારણ શું છે એ એલોપથો તે વખતે જાણતા નહોતા તેમજ આજે પણ જાણતા નથી. એમની મેટીરીઆ મેડીકામાં જે દવાઓનો ઉકરડો એમણે એકઠો કર્યો હતો, એનો ઉદ્દેશ માત્ર એકજ હતો અને તે એ કે રોગનાં લક્ષણો દબાવી દેવાં !

રોગના સાચા કારણ અને નિવારણ વિષે અંધારામાં અથડાતા એલોપથો પાસ્ચુરના સ્ટંટોથી ચકીત થયા, અને એના જંતુવાદની પુરતી કસોટી કર્યા વીના, આ તત્ત્વજ્ઞાનને વળગી પડયા. પાસ્ચુરના પોકળ સિધ્ધાંતોને સાચા માનીને આ પંડીતોએ કેવા ફારસો કર્યાં, અને દર્દીઓને કેટલી કારમી કતલ ચલાવી છે એ આપણે આગળ જોઇશું.

પાસ્ચુર, કોક, લીસ્ટર અને જેનર એ બધા એલોપથીના મોટા મુલ્લાંઓ હતા એ નિઃસંશય છે ! સંશય માત્ર એટલો જ છે કે એમણે આદમની ઓલાદનું ભલું કર્યું છે કે બૂરૂં ? રોગ અને આરોગ્યને લગતા ગહન કાયદાઓ વિષે તેઓ પીડાતી માનવજાતિના તારણહારો હતા કે કેવળ જંતુવાદના ભૂવાઓ હતા ?

આ મુલ્લાંઓ ‘મોટા’ હતા, હશે કદાચ. પણ એટલા ઉપરથી એમના સિધ્ધાંતો ખોટા નહોતા એમ શી રીતે કહી શકાય ? ઝારે આપેલા ઇનામ ઉપરથી પાસ્ચુર મહાપુરુષ હતો એમ નક્કી થઇ શકે નહીં. ઝારે લેનીનને દેશનિકાલ કર્યો હતો, એટલા ઉપરથી એ હરામખોર હતો એમ કોણ કહી શકશે ?

અને નોબલ પ્રાઇઝ સૌ લોકોને ઓછું જ મળે છે ? યુજેન ઓ'નીલને નોબલ પ્રાઇઝ મળ્યું, અને અપ્ટન સીંકલેરને ન મળ્યું, એટલા ઉપરથી યુજેન ઓ'નીલ સાક્ષર છે અને અપ્ટન સીંકલેર નિરક્ષર છે, એમ કહી શકાશે ખરું ? ગાંધીજીને જગતશાંતીનું નોબલ પ્રાઇઝ નથી મળ્યું, એટલા માટે એમની મહત્તા ઓછી થઇ ?

"સો અંધામાં કાણો રાવ" એ ન્યાયે જ્યારે બધા એલોપથોના ભેજાં પુરાણા ભ્રમોથી ભર્યાં હતાં, એ જમાનામા જે જુનો ભ્રમ ભાંગીને નવો ભ્રમ સર્જે એ વંદનીય ગણાય એ સ્વાભાવિક છે. કોકને મળેલા નોબલ પ્રાઇઝથી એવી માન્યતાઓ વૈજ્ઞાનિક ઠરતી નથી.

જંતુવાદ વિષે મેં જે કાંઇ વાંચ્યુ છે એમાં દાકતરો પોતાનું રોગ અને જંતુના સાચા સબંધ વિષેનું અજ્ઞાન ઢાંકવા જે લિંવારો કરે છે, એ બાદ કરતાં નીચેના સિધ્ધાંતો હાથ આવે છે.

(૧) રોગ જંતુથી થાય છે.

(૨) રોગ ચેપી હોય છે.

(૩) રોગ જીવલેણ હોય છે.

(૪) જંતુને મારવાથી રોગ મટે છે.

(૫) રસી મૂકાવવાથી રોગ સામે રક્ષણ મળે છે.

ભાઇ કાન્તીલાલે પણ આના આ સિધ્ધાંતો ઓપ આપીને મૂક્યા છે.

આવા લોકોને જ્યારે પૂછવામાં આવે છે કે તમે કહો છો તેમ, જો જંતુઓથી રોગ થતો હોય, અને રોગ ચેપી હોય તો એકનો ચેપ બીજાને, બીજાનો ત્રીજાને એમ લાગીને આખી મનુષ્યજાતિ ૨૪ કલાકમાં શા માટે નાશ નથી પામતી ? ત્રણ જણ રાતદિવસ સાથે બેસે ઉઠે છે. એકને ક્ષય શાથી થયો, બીજાને કેન્સર શાથી થયું,

ત્રીજો નીરોગી કેમ રહ્યો? જ્યારે ગમે તે રોગનો ઉપદ્રવ (Epedemic) ચાલતો હોય છે, ત્યારે એકજ ઘરના માણસોમાંથી એક મરે છે, બીજું સખત માંદુ પડે છે, ત્રીજાને આછી બીમારી આવી જાય છે, અને ચોથો સાવ નીરોગી રહે છે. ચેપ તો સૌને સરખો લાગ્યો હતો. ચારે કેમ મૂવા નહિ?

આ પ્રશ્નોના જવાબો જગતના ડાહ્યામાં ડાહ્યા જંતુ-શાસ્ત્રીઓ (Bactiriologists) પાસે નથી. કદાચ કોઇ જવાબ આપવા મથે છે, તો ઘણી લાંબી લાંબી, ડાહી ડાહી અને પગ માથા વિનાની વાતો કરે છે. પણ એ વાતોનો ઉદ્દેશ ખુલાસો રજું કરવા કરતાં પોતાનું અજ્ઞાન ઢાંકવનો વધારે હોય છે આ પ્રશ્નોના સ્પષ્ટ, સીધા અને સચોટ જવાબો આજ સુધીમાં જંગતનાં એક પણ દાકતરે આપ્યો નથી.

પણ આપણે દલીલની ખાતર માની લઇએ કે જંતુથી રોગ થાય છે, તો રોગ અટકાવવા અને મટાડવા માટે આપણે શું કરવાનું રહે છે?

આપણે 'ડીસ્ટીલ્ડ વૉટર' પીવું જોઇએ, કારણ કે મ્યુનીસીપાલીટીના નળોમાં ટાઇફોઇડના જીવડાં ભટકતાં હોય છે. દૂધ ઉકાળીને પીવું જોઇએ કારણ કે ઘણી ગાયોને ક્ષય હોય છે. ખાટી છાશ પીવી જોઇએ જેથી છાશના જીવડાંઓ આંતરડાના જીવડાંઓને મારી નાખે. ખોરાક પુરેપુરો રાંધીને ખાવો જોઇએ કારણ કે કાચા ખોરાક ઉપર જાતજાતના જીવડાંઓ ચોટેલા હોય છે. બાળ-કોને 'વેકસીનેશન' કરાવવું જોઇએ જેથી બળીયા બાપજીનો માનીતો દૂત શીતળાનો જંતુ (?) આપણા બાળકોને કદરૂપા કે આંધળાં ન બનાવી શકે. જુદી જુદી 'સારમ્સ' અને 'વેકસીન' ને નામે ઓળખાતા ગંધાતા પાચપરના ઇન્જેકશન લેવાં જોઇએ જેથી કોઇ જંતુ આપણી પાસે આવવાની હિમ્મત ન કરી શકે. નાકે જંતુનાશકના તોબરા બાંધીને ફરવું જોઇએ જેથી ફક્ત જંતુરહિત હવા જ શરીરમાં જાય. દિવસમાં દસ વખત જંતુનાશકોથી કોગળા કરવા જોઇએ. પાડોશીને સ્પર્શ ન કરવો જોઇએ, કે પ્રિયતમાને ચુંબન ન કરવું જોઇએ. રખેને એમના જીવડાં આપણને ચોંટી પડે!

પણ આવા નિર્માલ્ય કાર્યક્રમથી સર્વવ્યાપી જંતુઓ નાશ પામે ખરા?

એમના સંહાર માટે જન્મેજયે જેમ સર્પસત્ર કર્યો હતો, એમ આપણે આ જમાનામાં જંતુસત્ર કરવો જોઇએ. આપણાં ઘરબાર, ફરનીચર, કપડાંલત્તા, આગગાડીઓ, મોટરો, ઝાડપહાડ, શહેર, ગામ, જંગલ, દરિયો અને હવાનું આખુંયે વાતાવરણ જંતુનાશકોથી ભરી દઇ, એકેએક જંતુને ઠાર કરવો જોઇએ.

આ કાર્યક્રમ પાર પાડવા કેટલી સદીઓ રાહ જોઇશું? **અને એ જ્યાં સુધી પાર ન પડે ત્યાં સુધી** મનુષ્ય-જાતિએ રોગોથી સડયા કરવું?

હું ધારૂં છું કે ત્યાં સુધી તન્દુરસ્ત રહેવાનો સર્વોત્તમ માર્ગ, sterlised હવા કરેલાં કાચના air-tight મકાનોમાં રહેવાનો છે!

પણ ધારો કે દુનિયાના બધાએ જંતુઓ નાશ પામ્યા, ત્યારપછીયે માનવીના દેહમાં રહેલા અસંખ્ય જંતુઓનું શું કરવું? આ જંતુઓને મારવા માટે અસંખ્ય દવાઓ શોધાઇ છે, પણ એમાંથી એક પણ દવા એવી **નથી ને** જે જંતુને મારે અને માણસને બાકી રાખે! એનું કારણ એ છે કે આપણો દેહ જીવતા કોષોથી રચાયો છે, અને જંતુઓનું પણ એમ જ છે! કવીનાઇનથી માંડીને પારા સુધીના ઝેરો જંતુઓને મારે કે ન મારે પણ માણસના શરીરનું તો એ સદંતર સત્યાનાશ વાળે છે. અને અસંખ્ય દાખલાઓમાં એ દવા જંતુને મારતા પહેલાં જ માણસને મારે છે. ઝેરી દવાઓને કાંઇ એવી અક્કલ નથી હોતી, કે જેને લઇને શરીરમાં ગયા પછી એ જંતુને મારે અને માણસને સલામત રાખે!

એલોપથીની જંતુઘેલછાનો આ આખરી અંજામ છે!

રોગ અને જંતુના સાચા સંબંધ વિષે એલોપથી કેટલી અંધારામાં અથડાય છે, એ નીચેના ચાર મુદ્દાઓ ઉપરથી સ્પષ્ટ સમજાશે.

(૧) અનેક નિરોગી માણસોના ગળામાંથી શરદી, ઇન્ફલ્યુન્ઝા, ન્યુમોનીઆ, ડીપ્થેરીઆ વગેરે રોગોના જંતુઓ

મળી આવે છે. એનો અર્થ એ થયો કેઃ 'જંતુ હોવા છતાં રોગ નથી.'

(૨) મધુપ્રમેહ, કેન્સર, પાંડુરોગ અને અન્ય રોગોના જંતુઓ નથી. એટલું જ નહિ પણ શીતળા જેવા ચેપી રોગનો જંતુ નથી. અને ડીપ્થેરીઆ જેવા જંતુજન્ય રોગોના અનેક ઉગ્ર કેસોમાંય જંતુનો સમૂળગો અભાવ હોય છે, એટલે કેઃ 'રોગ હોવા છતાં જંતુ નથી.'

(૩) ટાયફોઇડના દર્દીને ટાઇફોઇડ મટી ગયા પછી એ એના ઝાડામાં ટાઇફોઈડના જંતુઓ પુષ્કળ પ્રમાણમાં મળી આવે છે. એનો અર્થ એ છે કેઃ 'જંતુને માર્યા વિના રોગ મટયો'

(૪) રોગનો ઉપદ્રવ ચાલતો હોય ત્યારે અનેક ભણેલા માણસો જંતુઓ મારવાની પુરતી કાળજી રાખે છે. છતાંયે એમાંથી ઘણાને રોગ થાય છે. એટલે કેઃ 'જંતુને મારવા છતાંએ રોગ થયો.'

હવે જો જંતુ હોવા છતાં રોગ ન હોય, રોગ હોવા છતાં જંતુ ન હોય, જંતુ માર્યા વિના રોગ મટતો હોય, અને જંતુ માર્યા છતાંય રોગ થતો હોય તો પછી જંતુવાદ એ એક વાહિયત વાદ નથી શું?

તાત્વિક દૃષ્ટિએ જોઇએ તો એલોપથીનો જંતુવાદ એ કેવળ બકવાદ છે. વ્યવહારૂ દૃષ્ટિએ જોઇએ તો એ એક જીવલેણમાં જીવલેણ વાદ છે, કારણ, કે પ્રત્યક્ષ પ્રમાણો અને બેવકુફી ભરેલા અનુમાનોથી એમણે જંતુવાદ રચ્યો. અને એ જંતુઓના સંહાર માટે ઝેરી દવાઓ અને જીવલેણ રસીઓ ખોળીને, એમણે દર્દીઓની જે કતલ ચલાવી છે, એનો માનવ ઇતિહાસમાં જોટો નથી. આ અપૂર્વ કત્લેઆમ આગળ નાદીર અને તૈમુરની કતલોના ઐતિહાસીક વર્ણનો સાવ ફિક્કાં પડી જાય છે.

[ અપૂર્ણ.

## માનવી

જોવાની બસ સાહરે જીવનમાં આ માત્ર બે ખાળતોઃ<br>
મારાથી ન બની જવાતું ભૂલથી ક્યારે અતિ માનવી;<br>
ને બીજી, ન બની જઉં અમનુજેઃ એકકે નથી ચાહતો<br>
મારે તો બસ વિશ્વમાં વિહરવું રે! માત્ર રે' માનવી!

દેવજી મોઢા

# આપણું કાર્ય

શ્રી. મગનભાઇ દેશાઇ

તમારી આગળ વાત કરવાનો, મારે માટે, આ બીજો પ્રસંગ છે. પ્રથમ, આ વર્ષના આદિમાં વર્ધાથી આવેલો ત્યારે મેં તમને સામાન્ય રીતભાત અને વિનયવિવેક વિષે કેટલાક ટુચકા કહ્યા હતા તે યાદ હશે. આજ એથી કાંઇક ભારે ને આગળની છતાં એ જ પ્રકારની, થોડીક વાતો કરવાનું વિચારી આવ્યો છું.

૧

પ્રથમ તો મારે તમને જે સંસ્થામાં તમે ભણો છો એનો કાંઇક પરિચય કરાવવો છે. મહિનાઓથી તમે અહીં રહેનારને તે વળી શો પરિચય કરાવવાનો હશે, એમ સહેજે પ્રશ્ન તમને ઊઠશે. મારું આગળનું કથન જ એના ઉત્તરરૂપ છે.

આ સંસ્થા સામાન્ય ભણાવી ખાનારી શાળા નથી એ તો આંધળોય અહીં આવીને જોઇ જાણી શકે એમ છે. એના ૧૭ જ વર્ષના ઇતિહાસમાં એણે ગુજરાતનાં અંગાંગમાં નવું જોમ, નવી પ્રેરણા અર્પી છે, અને અનેકદિશ વિકાસમાર્ગો નવાજ ખોલ્યા છે, એમ આજ તો સૌ કોઇ કબૂલશે. તમે જરાક મોટા થઇ ગુજરાતના જીવનમાં પડશો તો આ તો તમને તરત જ દેખાય એવી સ્પષ્ટ વાત છે. માના ગુણ દીકરો ગાય એમાં કાંઇ ખોટું તો નથી જ. પરંતુ હું તમને આટલું સૂચન જ કરી જઇશ કે, તમે આ સંસ્થાની જીવંત શકિત શાથી ને શામાં રહેલી છે તે પારખો કે કાંઇક સમજો, તો તમે આ સંસ્થાના વિદ્યાર્થીઓ છો એનું તમને દિલમાં ગૌરવ વસશે. અને એ ભાવના તમને સમૃધ્ધ કરશે, ઉન્નતગામી બનાવશે સેવા અને પુરુષાર્થનાં અનેક બારાં દેખાડશે. એ ભાવના તમે મોડા-વહેલા ય સેવો ને તમારી વિદ્યામાતાને એ રીતે તમારામાં જિવાડો એ તો તમારે શિર રહેલું જ છે. પરંતુ આજ એ બધું ય તમે ઝીણવટથી નય સમજો તેની હરકત નથી. એક બે વસ્તુઓ તમને સમજાય એવી કહું.

૧૯૨૧ માં અસહકાર કર્યા બાદ કેટલેક વર્ષે એક મિત્રે મને પૂછ્યું, "તું તારી જૂની શાળા કે કૉલેજ આજની આંખે જુએ ત્યારે તને કેવો ભાવ નીપજે છે?" સવાલ સૂચક હતો: મેં સાનંદાશ્ચર્ય કહ્યું, "મને તો એમની પ્રત્યે કૃતજ્ઞતા ને મમતાનો ભાવ હજીયે

છે–, અસહકારી હોવા છતાં. એનાં સુખદુઃખની વાતો આજેય મમતાથી સાંભળું છું." અને મને થયું, "આ ભાવ શાથી હશે ? એ ઠીક છે ?" મને લાગે છે કે એ ઠીક છે એમ જ નહિ, સ્વાભાવિક છે. જેમ એકમેકનાં સંસર્ગથી મમતા જન્મે છે, તેમ જ અહીં પણ બનવું જોઈએ. એકમેકથી ઈર્ષા, તિરસ્કાર પણ જન્મે તો તો આપણે તે વસ્તુને છોડીએ જ ને ! આ તમને સહેજે સમજાય એવી વાત થઇ જો તમે અહીં ભણો છો ને તેને તિરસ્કારો તો છોડજો. નહિ તો તમને એને વિષે મમતાભાવ ઊપજવો જોઇએ. એ ન ઊપજે તો જાણજો કે તમારું અહીં રહેવું ક્યાંક ઊણું કે દોષિત છે.

અને આ કહેતી વેળા મને એ યાદ આવે છે કે કૉલેજમાં અમને ભારે મોટા અધ્યાપકો ભાગ્યે જ મળેલા. હેમંતભાઇ હસે છે, કારણ એ ને હું ચારેક વર્ષ લગભગ સહાધ્યાયી હતા– એમનું જ અનુભૂત કદાચ હું કહેતો હોઉં, કદાચ ઉલટું. ભારે અધ્યાપકો નહિ છતાં કૉલેજનું મમત મને છે એ તપાસું છું ત્યારે તેનું મને એક પ્રકારનું વિચિત્ર કારણ મળે છે, "શાથી ત્યારે, શાની ઉપર મમતા ટેકતી હશે ?" મને લાગે છે કે કૉલેજના મારા પુરોગામીની એક પ્રેમમૂર્તિ–મમતામૂર્તિ જ જાણે ભૂતની જેમ ત્યાં ન ભમતી હોય ! અને એ જ ભૂત જાણે અમને હવામાંથી ન વળગતું હોય ! એ કૉલેજમાં સ્વ૦ દેશભક્ત દાદાભાઈ, ગોખલે અને કેટલાય અન્ય અનેકવિધ સેવકો ને પ્રેરણાદાતાઓ પાકયા છે. એ બધાની સૂક્ષ્મ ભાવનામૂર્તિ જાણે અમને ઊડીને વળગતી. હું તમને કહું છું "આ વિદ્યાપીઠમાં પણ એને જ મળતું એક ઉદાત્ત અને અદ્ભુત જીવનમય દિવ્ય છે. એને તમે ઓળખજો "

૨

બીજી વસ્તુ પર આવું. ઉપરની ભૂતકાલની સ્મૃતિ પર જ અવલંબવાનું ય નથી આજ પણ આપણું કાર્ય આપણને ઉત્સાહપદ છે. અસહકારના પાયા ઉપર [illegible] એના વાયરા આજ દેશમાં [illegible] –એનો સ્થાયી ભાવ ઓછો જ

પણ એ અસહકારની વાત છોડી આજ આખા દેશને–સરકારને સુંઝાં–મૂંઝવતો એક પ્રશ્ન લઉં. અહીં હમણાં સરકારી શિક્ષકસંમેલન સત્ર (Refresher Course) ભરાયેલું, તેની પૂર્ણાહુતિ કરતાં મુંબઇના ઉપવિદ્યાધિકારીએ એક વાત કરી કે "આપણા પ્રાંતમાં ગયાં ૩૫ વર્ષમાં વિદ્યાર્થીઓ ૩ ગણા ને ખરચ ૯ ગણું વધ્યાં છે. પણ આથી સંતોષપ્રદતા ન ગણાય "

આ જ વસ્તુ પર એક અંગ્રેજ કેળવણીકારે હમણાં લંડનમાં સમીક્ષા કરતાં શું કહ્યું એનો ટૂંક હેવાલ છાપામાં આવ્યો છે. તેમનું નામ સર જ્યૉર્જ એંડરસન. મને લાગે છે કે મારી જ કૉલેજમાં તે ઇતિહાસના અધ્યાપક પહેલાં હતા. ત્યાંથી ચડતાં ચડતાં છેલ્લે એ હિંદી સરકારના કેળવણીના દફ્તર પર હતા. એટલે અહીંની શિક્ષણપ્રથાના એ પૂરા જાણકાર ગણાય. તેમણે પ્રથમ તો કૌતુક કર્યું કે, "વિદ્યાર્થીઓને ઘર છોડી શહેર જવું (માધ્યમિક ?) શિક્ષણ લેવા જવું પડે એ વૈચિત્ર્ય હિંદમાં છે. એ સાંવ ગાંડપણ જ છે " એ તો ઠીક. પણ એથી આગળ એમણે કહ્યું તે પ્રસ્તુત મહત્વનું છે:– "કેવડી મોટી તેમની સંખ્યા છે ! ને દરવર્ષે ૫ કરોડ રૂપિયા તેમની પાછળ ખરચાય છે." અને હેવાલમાં ઉમેર્યું છે, "હિંદનો વિદ્યાર્થી આજ અક્ષરજ્ઞાન પાછળ લાંબા સમયનો નુકસાનકારક અપવ્યય કરી રહ્યો છે, ને તે કેવડી મોટી સંખ્યામાં !"

આ કહેતાં મને મારી કૉલેજના કેન્ચ અધ્યાપક યાદ આવ્યા એક દહાડો એ કહે, "તમારે ત્યાં આ હું વિચિત્ર જોઉં છું કે Arts કૉલેજોમાં આટલા બધા લોક ! અમારે ત્યાં તો અમીર કે ગરીબ પણ પંડિતશક્તિ ધરાવતો વિદ્યાપ્રેમી જ આ કૉલેજોમાં હોય " જાપાન, અમેરિકા, ઇગ્લૅંડ-આદિ સ્વતંત્ર દેશોમાં એમનું નવયુવકધન ખૂબ કાળજી ને કરકસરથી સંઘરાય છે ને સચવાઇ રાષ્ટ્રખાતે જમા થય છે. આપણે ત્યાં એમ તો સ્વરાજ–સરકારે કરવું જ જોઇશે. પરંતુ આજ જે ચાલે છે, એથી તો સરકારેય ખળભળી ઊઠી છે.. સરકારી કેળવણીકારો ને કમિટીઓ એ ચિંતામાં આજ

પડી છે કે, મેટ્રિક, બી. એ. ને આગળની આ જે ઘરેડ જામી છે ને બેકારી વધી છે તેનું શું કરવું ?

મને લાગે છે કે, આ પ્રશ્ન આપણી સામેય છે. આજ ગુજરાતમાં કેળવણીનો પ્રયત્ન કરનારા કૉલેજો સ્થાપવા લાગ્યા છે. એ દિશામાં આ પ્રશ્નનો ઉકેલ છે કે કેમ એ શંકા છે. આપણું મહાવિદ્યાલય કાળબળે જ બંધ થયું છે એ, આ રીતે જોતાં, આજના વિષમ કાળે, ઈષ્ટાપત્તિ જ છે. એટલે તમે વિદ્યાપીઠમાં પેલી ઘરેડના રૂપાંતરની આશા તો નહિ જ રાખો. વિદ્યાપીઠે જો કાંઇ શોધવા જેવું હોય તો આજ તો આ છે કે—રાષ્ટ્રના આમ યુવકની કેળવણી એટલે શું ? એને કેટલા વર્ષ તમે ભણાવશો ? શું ભણાવશો ? શી તાલીમ આપશો ? તેની પાછળ શો ખર્ચ કરશો ? સૌને પહોંચી વળશો કે નહિ ? આજની ચાલુ કેળવણી અમુક ઉપલા વર્ગથી નીચે ઉતરી જ નથી, ને ત્યાંય તેમને અપંગ જ બનાવે છે. તેથી આમ કેળવણી કઇ હોય, કેવી હોય એનો અનુભવ તો નથી જ. એનો પ્રયોગ ક્યાંક કોઇ કરવો જોઇશે. એ પ્રયોગ પણ સ્વરાજ પ્રેમી કેળવણીકારોને જ માથે છે એમ આજ તો દેખાય છે.

૩

આ વ્યાપક પ્રશ્નને તમારા ખ્યાલથી વિચારું તો મારે કહેવાની છેલ્લી વાત આવે છે. અને એ કે તમે શું કરશો ? એટલે કે, એજ સવાલ કે જે વરસેક ઉપર થી. કિશોરલાલભાઇએ તમને પૂછ્યો હતો. જીવનમાં તમારે શું કરવું ઘટે, શું કરવા ધારો છો, એ તમે વિચારજો. પેલા બી.એ.એલએલ.બી. જેમ આંધળા આંધળાને દોરે છે એમ ન ચાલતા.

આ જ પ્રશ્ન હમણાં તમારી કક્ષાના એક યુવકે મારી પાસે ચર્ચ્યો, તેનો સાર તમને કહી દઉં. પ્રશ્નનાં મેં ત્રણ અંગ બતાવ્યાં (૧) તમે ધંધો શો કરશો ? એટલે કે 'રોટીનો ઉપાય' શો કરશો ? આની સામે એમ કહેવાય છે " Men does not live by bread alone" રોટીનો વિચાર ક્ષુદ્ર છે. તો હું કહું છુ કે, ના. Man lives on bread રોટીથી તેનું શરીર નભે છે ને તેણે તે પ્રામાણિક પરસેવો પાડીને કમાવી જોઈશે. એટલે આ બાબત તમને વિચારો આવે તેને યોગ્યતાપૂર્વક સેવજો, શુદ્ધ કરજો ને ઘડજો.

આ કહેવાની સાથોસાથ મેં પેલા યુવકને એ કહ્યું. "હવે હું કહું છું કે ધંધા માત્રથી તારો જીવ ઠરવાનો નથી. આજ તું હસતાં હસતાં વારંવાર વટ પાડવાની વાતો કરે છે; પણ તે મનુષ્યની એક ઊંડી વાસના છે. તે ગમે તેવો જડ હશે તોપણ તેના ગજા પ્રમાણે તે આ વટ પાડવાની વાત સેવે છે;" એક જ દાખલો લઉં. આજ નાતજાતમાં દેવાં કરીને ય નાતવરા કરનાર શું દેવાનાં દુઃખ નહિ જાણતો હોય એમ ? એ બરોબર જાણે છે પરંતુ નામના, કીર્તિની કિંમત એ વધારે આંકે છે. અને નામનાનો એનો રસ્તો પ્રવાહપતિત જ છે. તેથી લાચારી ભોગવીને ય તે જ લે છે.

એટલે જરૂર માનો કે ધંધો ખોળ્યા પછી આ વટ-વાળી વાત તમારી આગળ આવશે જ. ને જો તમે આ વટની ભાવના શુદ્ધ ને સ્વતંત્ર નહિ કરી હોય તો તમે લાચાર બની પ્રવાહે પડવાના.

આજના યુવાનને સમાજમાં ઘણું ઘણું નકામું ને નહિ ગમતું લાગે છે. પણ એણે જો એને બદલે સ્વતંત્ર દૃષ્ટિ ને તે અમલમાં આણવાની શક્તિ નહિ કેળવી હોય તો તે પછડાશે જ.

અને એ પરથી હું પેલા પ્રશ્નના ત્રીજા અંગને સૌથી મહત્ત્વના અંગ ઉપર આવું છું. અને તે છે ચારિત્ર્ય. ઉપરનાં બેય અંગ જો સંભાળવા હોય તો તે ચારિત્ર્ય-ધન માણસ જ કરી શકશે. અને ચારિત્ર્યની વ્યાખ્યા તમને સહેલીસટ આપું. અંગ્રેજી કહેવત છે કે, 'વાટ બેઉ છેડે ન બળી શકે." કેમકે, બેઉ બાજૂ લગાડો તોય જ્યારે એકકોર સળગે ત્યારે બીજી કોર તેલમાં પડી ઓલવાય જ જાય. અનેક છિદ્ર કોઠીમાં પાણી કામ આવે? એક જ મુખ રાખવું જોઇએ, આ એકાગ્રતા અન્યનાનાં બારાં સીડવાં, એનું જ એક ને સુંદર નામ સંયમ. એ તમારે કેળવવો જ પડશે—મને નહિ તો કમનેય.

અને એમા મોટી વાતોનો સમાવેશ થાય છે, તે તો ખરું જ. પણ હું તમારી આગળ એ નથી ચીંધતો. 'કોકની નોટ ઉછીની લઇ વખતસર પાછી ન આપો, આપો તો ચૂંથીને કે ફાટીતૂટી દશામાં'— આ પણ ચારિત્ર્ય જ છે. તમારી જ નોટને કોક આમ કરીને આપી જાય તો તમે એ માણસની કેવી કદર કરો? એ પરથી તમે સમજી જજો કે ચારિત્ર્યમાં કેવી કેવી ચીજો આવી જાય. નાનમાં નાનેથી બધાં જ આચરણને વિષે આ સૂક્ષ્મ વિવેક કેળવો તો જ તમારે જે જીવન-ભાથું ભરવું છે તે ભરી શકો. શું રોટલો કોઇ કોઇનો ગેરંટી કરી દે છે? છેવટે તો આપણું બાહુબળ, મનઃશક્તિ ને ચારિત્ર્યની ફોરમ પરથી ઊપજતી હિંમત પર જ નથી અવલંબતો? અને ચારિત્ર્યહીન માણસનો વટ નક્કર હોય તોય કેટલો ટકે છે? પહેલા પ્રશ્નનું આ ટૂંકમાં ત્રિવિધ પૃથક્કરણ થયું.

મોટે ભાગે એનો ક્રમ ઉલટો અપાય છે— પ્રથમ ચારિત્ર્ય, સેવા કે ઉદ્યોગધંધો, ને રોટી તો ઇશ્વર આપે એમ કહેવાય છે. વસ્તુતાએ બે કથનમાં ભેદ નથી. મેં તો માત્ર સહજક્રમે જેમ વિચાર વધે છે તે પદ્ધતિએ તમારા આગળ રજૂ કર્યું છે. જીવનમાં શું કરવાનું છે એનો આ ત્રિવિધ ઉત્તર સારરૂપે એક છે. ત્રણે અંગ એક અવિચ્છેદ્ય છે. ત્રણે ન સંભાળો એમ બની જ ન શકે, કેમ કે કાંઇકનો કાંઇક એનો ઉત્તર તો તમે સંઘરવાના જ. એ ઉત્તર તમે વિચારમય કરો, વિવેકશુદ્ધ કરો, બલાઢ્ય કરો તો જ તે વિદ્યાનું લક્ષણ કહેવાય. આપણો ધ્યાનમંત્ર તો હમેશ યાદ રાખીએ-

। सा विद्या या विमुक्तये ।

આ મુક્તિ ઉપરોક્ત ત્રિવિધ વિચાર વગર નથી જ.

૧. વિદ્યાપીઠ – વિનયમંદિરનું સત્ર ખૂલતાં આપેલ માંગલિક વ્યાખ્યાનનો સાર.

# ભેટતાં

'રે, રે, ચાલી ગઇ વસંત પણ ના તારૂં થયું દર્શન,
ને હાવાં ઉકળાટ ગ્રીષ્મ-પ્રભવે સહીજાવતો અંતર
લેશે સહ્ય ન; આવ, આવ' વ્યથિતા, તપ્તા વદે જ્યાં ધરાઃ
આકાશે રણભેરીનાદ ઘૂઘવી વંટોળનો સ્વાર ત્યાં
મેહૂલો ઝૂકતો સહસ્ર કરથી, હર્ષે ભૂમિ ભેટતાં.

'અજ્ઞાત'

# હબીબ

[ એક રેખાચિત્ર ]

શ્રી. સાંદીપનિ

સંજોગોને આધીન થઇને કેટલાય ઑફીસરોને રજીનામાં મૂકવાં પડે છે; અનેક પ્રકારની અનાવડતને લઇને કેટલાય મુકરદમોને ખડતૂસ મળે છે, અને ઓછું કામ આપવાને પરિણામે કેટલાય કારીગરોને કૂતરાની ભસાલ ઝાંપા બહાર હાંકી મૂકવામાં આવે છે, પણ હબીબ તો એનો એજ, વર્ષો થયાં એજ ખાતુ, એજ ખાતાના એજ સાંચા, અને તેને ચલાવનારો એજ હબીબ.

કાળા ગોળ દડા જેવું તેનું ભરપુષ્ટ બદન હમેશાં રેશમી લુંગી, અસલ ડબલ-ઘોડા બૉસ્કીનું શર્ટ અને બ્લ્યુ બ્લેઝરના કોટમાં મઢેલું રહે છે. ટૂંકા જાડા પગ ઉપર અરીસા જેવા રાણીછાપના બૂટ ચળકી રહે છે. મોટી મોટી કાળી ભમર મૂછો અને કાનની બૂટ સુધી નીચા રખાવેલા થોભિયા તેના ભરાવદાર અને ચપ્પુના અનેક ઘા વાળા સીના પર રમતી હઠીલી અને ડંખીલી ભાવરેખાઓમાં ગાઢા રંગો પૂરે છે. લાલાશ પડતી વિશાળ આંખોમાંથી દરેકને ડાસી રહેલું ઝનૂન અને રંગીલી હરામખોરી નીતરે છે. અને કુદરતી રીતે જ હોળેલાં લાગતાં વાંકડીયા ખુશબોદાર ઝુલ્ફાં ને તે પર એક બાજુ ઢળકતી મૂકેલી કાળા સુંવાળા બાલવાળી ઊંચી દિવાલની ટોપી તો તેની સમગ્ર સીકલ પર ભવ્ય લાપરવાઇની પીંછી ફીરાવી દે છે.

આજ સ્વરૂપે તે હંમેશ ચકચકિત સાયકલ પર સવાર થાય છે. અને કોટની ઉપલી ખીસીમાં ગુલાબના ફૂલ સાથે સંયોજિત કરેલો રેશમી રુમાલ મધુરો પમરાટ છોડતો ફરફરી રહે છે. પાનના રસથી રંગાઇ ગયેલા કાળા હોઠને એક ખૂણે 'પાશીંગ શો' શોભી રહે છે. એક હાથે ગવર્નર પકડે છે, અને બીજા હાથના કાંડા પર સીસાના ગઠ્ઠાવાળો ને ચામડાંના પટાવાળો દંડો ભરાવે છે. પછી એ ડંડાવાળા જ હાથે વિચિત્ર અવાજ ચાપતું હૉર્ન એકધારું વગાડીને તમામ રાહદારીઓનું ધ્યાન ખેંચતો ભરતી જેમ ચાલ્યો જાય છે. વળી વચ્ચેવચ્ચે કોઇવાર ગવર્નરને અનાધાર છોડી દે છે અને મોં દેખાય તે રીતે ગોઠવેલા ગવર્નરના આયનામાં જોતાં જોતાં મૂછોને વળ દેતો દેતો ને આજુબાજુ મરકતો મરકતો મીલના ઝાંપે ઉતરી પડે છે.

મીલમાં એ જેટલો જુનો છે તેટલો જ અનાડી અને બેદરકાર છે. ખાતાના સાધારણમાં સાધારણ કારીગર કરતાં ય તેનું કામ પ્રમાણમાં ઓછું અને વધારે નુકશાનવાળું હોય છે. તેમ છતાંય તે ચોકડી–ચારશાળ– ચલાવે છે. ખરી વાત તો એ છે કે તેને

ગમતું જ નથી આવા કપરા જમાનામાં અનેક ભણેલા હોશિયાર બેકારો રખડતા હોય છે. એવો એકાદ તેણે રાખી લીધો છે ચારેય સાંચાનુ કામ લગભગ તેની જ પાસેથી લે છે, અને માંડ એક સાંચા જેટલો પગાર આપે છે. જો કે આવા માણસો ભાગ્યે જ તેની પાસે ઝાઝું ટકે છે. પણ આપણા જીવનની અનેક પ્રકારની અસમાનતા તેની પાસે આવાં ઘેટાંની પરંપરા ધકેલે જ રાખે છે.

કામ અને નુકશાનનુ પ્રમાણ સાચવવા તનતોડ મહેનત કરતો મુકરદમ હબીબની ચોકડી પર આવી ચડે છે ને તેના હોંશકોશ ઉડી જાય છે પેલો હબીબના હાથ નીચેનો માણુસ ચારે સાંચાને એકલે હાથે પૂરા પડવા લોહી રેડી રહ્યો હોય છે. એકાદ સાંચો બંધ હોય છે. તો બીજામાંથી કેટલાય તાર તૂટીને ચીરા ચાલતા હોય છે. મુકરદમ ત્રાડ મારે છે "હબીબ કીધર!"

પેલો જવાબ આપે છે "હોટલમાં"

મુકરદમ દાત કચકચાવે છે, અને હબીબના વતી પોતે સાચા પર મંડી પડે છે. બધું રાગ પર આવે છે એટલે હબીબ ઓચિંતો ફૂટી નીકળીને સાંચા પર આવે છે. મુકરદમ તેને દીલગીરીભરેલા ચહેરે નમ્રતાપૂર્વક ખૂબ સમજાવે છે અને કામમાં ધ્યાન રાખવા વિનવે છે. હબીબ સામું જોઇને માત્ર હસે છે, અને છેવટે હાથ નીચેના માણસનો કાન પકડી તેને બે તમાચા એંચી કાઢે છે એટલે મુકરદમ ચાલ્યો જાય છે.

મીલનો હૉટલવાળો તેને સારામાં સારી ચા આપે છે. બીજા કોઈ પણ કરતાં તેની વધારે સગવડ સાચવે છે, અને બીજા કોઇપણ સાધારણ કારીગર કરતાં તેનું નામું વિશેષ થાય છે. છતાં ય તેની પાસેથી પાઇ પણ લેવામાં આવતી નથી. કેમકે બીજાઓની પાસેથી પૈસા વસુલ કરવામાં હબીબની જરૂર હબીબની કુનેહને લઇને જ અનિવાર્ય થઇ પડી છે. તમામ કારીગરોના પ્રમુખ જેવો થઇને તે હૉટલમાં બેસે છે. અને ટેબલપર પગ લંબાવીને સીગારેટના ગોટેગોટ કાઢતો મોટેથી ગપ્પા હાંકે છે. અને બધા જ તેની હામાં હા ભણે છે. પણ તેની વાતો ઘણું-ખરું એક જ પ્રકારની હોય છે.

અઠ્ઠાસી નંબરનો ચપ્પુ અને રાજેસ ચપ્પુના પાનાની ધાતુમાં કેવો અને કેટલો ફરક છે, ચપ્પુનો ઉપયોગ ક્યારે કરવો અને જમૈયાનો ક્યારે, હાથ ચલાવવાની સાથે જીભ ચલાવવાથી સામેના પર કેવી અસર થાય છે, સામાના ઘાને કેમ ચુકાવવો અને કદાચ કથોલી જગા પર વાગી જાયતો તાત્કાલીક શું ઉપાયો લેવા, શહેરની કઇ કઇ મીલોમાં કયા કયા દાદાઓ છે. ને તે તે લત્તાઓમાં દરેકનું મહત્વ કેટલુ છે. તાજેતરમાં કઇ કઇ મીલોમાં કોણે કોણે કયા કયા કારણોને લઇને તોફાનો કર્યાં છે. શહેરમાં સૌથી સારા ફોજદારી વકીલો કોણ કોણ છે. કયા કયા ડિવીઝનના ફોજદારો બદલાવાના છે કોણ કોણ આવવાના છે, કયા કયા તોફાનીઓ ક્યારે જેલમાંથી છૂટવાના છે, ને નવાઓના મુકદ્દમા કઇ કઇ તારીખોએ કોની કોર્ટમાં નીકળવાના છે, ને તેઓએ કયા વકીલોને રોકયા છે, એવા એવા મુદ્દાઓની આસપાસ હબીબની વાતો વિસ્તરતી હોય છે

પોતાના ઉપરીઓ તેનું આ વર્તન આંખ આડા કાન કરીને સાંખી લે છે —અને કોઇ કોઇ તેની સામે વિધિપુરઃસરના પગલાં લે છે ત્યારે ત્યારે હબીબ પણ તેઓની સામે પોતાની રીતે વિધિપુરઃસરના પગલા લીધા સિવાય છોડતો નથી. તે ચાર છ ઇશકીટટુઓને સાથે રાખે છે ને સાંજે જ્યારે પેલા સાહેબ ઝાંપા બહાર નીકળીને સાયકલ પર યાતો મોટરમાં બેસવા જાય છે કે તુરત ગાળોના વરસાદ સાથે પેલાઓ તેની પર તૂટી પડે છે. ઠીકઠીક મેથીપાક પડી રહે તેટલામાં કાળા ફૂટબોલની જેમ ઉછળતો હબીબ હાથમાં દંડો વીંઝતો આવે છે પેલા લોકોને શરમાવી સમજાવી બધુ વેરી મારે છે. અને આ અદ્‌ભૂત કાવ્યનો રચયિતા પોતે જ છે તે ખુલ્લું ન પડી જાય તે ખાતર ઘણીવાર પોતાના જ માણસોને મારે છે ને પોતે પણ થોડું ઘણું સહન કરી લે છે. પછી તો પેલા સાહેબનો તે ખાસ અંગરક્ષક બની જાય છે, ને પેલા તોફાનીઓને પણ હંમેશની સલામતી અપાવે છે.

પણ આવી કરામતો અજમાવતાં પહેલાં તે સામાની શકિત અને સંયોગો અચૂક માપી લે છે; ગોરા અમલદારો ખાતામાં ફરવા આવે છે ત્યારે પણ પાટલુનના ખીસામાં નાનું જીવલેણ હથીઆર રાખે છે જ એ વાત તેની ધ્યાન બહાર નથી હોતી. એટલે ગોરાની ખફગીમાંથી બચી જઇને મીલમાં ટકી રહેવા ખાતર તે અવળો જ ઇલમ અજમાવે છે. જાણીતા મુકરદમો મારફતે ગોરાના પરિચયમાં આવ્યા પછી તો હબીબના પાસા પોબાર જ હોય છે. પોતે અચ્છો શિકારી હોવાથી સાહેબને સાથે લઈ જાય છે; ને ત્યાં પોતાનું ખરૂં પાણી બતાવી સાહેબને ખુશ કરી નાખે છે. વળી માંસાહારીને અગત્યની ઉમદા ચીજો વિના મૂલ્યે લાવી દે છે, અને સાથે સાથે મીલ કેવા નિર્જન સ્થળે આવેલી છે, રોજ કેવાં તોફાનો ફાટી નીકળે છે, આજ સુધીમાં કેટલા ઑફીસરો તોફાની કારીગરોના હાથથી પીટાઇને ચાલ્યા ગયા છે, ને પોતે કેટલાને કેવી વફાદારીથી બચાવ્યા છે તેનું ભભકભર્યું વર્ણન છટાદાર હિન્દી જબાનમાં કરે છે. દિવસો જતાં પરિસ્થિતિના અભ્યાસે ગોરા ઑફીસરને સમજાય છે કે હબીબને પોતાનો કરી લેવામાં અંગત રીતે તો કશું જ ગુમાવવાનું નથી.

પણ હબીબની દાદાગીરીનો દોર કેવળ મીલમાં જ પર્યાપ્ત થતો નથી. તેના લત્તામાં પણ તેની હાક વાગે છે. લત્તાની કોઇપણ હોટેલમાં તે ગમે તેટલા બિરાદરો સાથે વિના મૂલ્યે ચા પી શકે છે. અને ઘોડાગાડીઓ તો જાણે ઘરની જ છે. ભાડે ફરતી મોટરોને માલીકની અદાથી ઉભી રખાવે છે, અમલદારની અદાથી મૂછ આમળતો ને રેશમી રૂમાલથી મ્હોં લૂછતો ડ્રાઇવરને પડખે ગોઠવાય છે અને આસાનીથી સીગારેટ ચેતાવે છે.

નાટક સીનેમાનો તો તેને પૈસોય શાનો ખરચવો પડે? એક બે થીએટરની દાદાગીરીનો ઇજારો તો તેણે રાખેલો જ છે. અને બીજા દાદાઓની દોસ્તીને લઇને લગભગ તમામ સીનેમાનાં બારણાં તેને માટે ખુલ્લાં છે. પણ અચૂક ફીલ્મ જ જોવાના ઇરાદાથી તે ભાગ્યે જ ક્યાંય જાય છે. ડગ્લાસ ફેરબેંકસ, રીચર્ડ ટાલ્મેજ, માસ્તર વિઠ્ઠલ, સ્ટન્ટકીંગ નવીનચન્દ્ર, ગણપત બકરે અને ફિયરલેસ નાદિયાં સિવાય બીજાઓના કામમાં તેને રસ નથી. હબીબ સમજે છે કે દાદાગીરીના ક્ષેત્રમાં પણ ધીરેધીરે બળ કરતાં કળનો જમાનો આવતો જાય છે અને એટલે જ બાબુરાવ પેંઢારકરનું એકપણ ચિત્ર તે છોડતો નથી. બાકી અભિનયકલા યા સંગીતની તેને જરાય પડી નથી. મીલમાં પણ એવું જ, ચાર સાંચાના મામુલી પગાર ઉપર તેનું સ્વચ્છંદી અને રંગીલું જીવન નભે જ નહિ. એટલે આ માતેલો સાંઢ મીલની અને સીનેમાની નોકરી કરે છે ફકત દાદાગીરીની મહત્વાકાંક્ષાને પોષવા ને તે માર્ગે ચરી ખાવા.

અમદાવાદથી પીરાણા, બારેજા, સરખેજ, નરોડા ને વાડજ જતાં સડકો પર રજાઓના દિવસોમાં તે ઘણીવાર તેના જુગારી મિત્રો સાથે જાય છે. અને કોઇ વિશાળ આમલીઓની ઘટામાં થાણું જમાવીને સાવચેતીથી બેસે છે. હબીબ આજુબાજુ ફરતો રહે છે, કોઇકોઇ રાહદારીઓ પેલા થાણા પાસે કૌતુકવૃત્તિથી પ્રેરાઇને જોવા થંભે છે કે તુરત ફૂટી નીકળે છે. એક મુગ્ધ પ્રેક્ષકની દષ્ટિથી પેલાઓ સાથે પૂછપરછ કરે છે, ધનલોભી ગૃહસ્થની અદાથી રમે છે, જીતે છે ને પાંચ પચીસ રોકડા ખખડાવતો સીધો જ સીધો ચાલ્યો જાય છે. પછી તો પેલા ભોળા પતંગ માવાવી પ્રકાશમાં સાફ થઇ જાય છે ને તે સાંજે વિના મૂડી યા વિના જવાબદારીએ હબીબને અર્ધી ભાગીદારી મળે છે.

શહેરમાં ચાલતા ખાનગી જુગારના અખાડાઓ પણ હબીબની હાજરી વિહોણાં નથી–પણ હવે તો તે તેવાં સ્થાનોમાં ખેલાડી તરીકે નહિ કિન્તુ ચોકીદાર તરીકે જ જાય છે. તેની છત્રછાયા નીચે ખેલાડીઓ નિરાંતથી ખેલે છે, ને દરેક દાવે હબીબના નામની મુકરર કરેલી રકમ વેગળી મૂકે છે અને પકડવા આવનાર સપઇ–સફરાં તો હબીબનાં રમકડાં છે, પણ એ રમકડાંનેય રીઝવવા ખાતર તો તેને અમુક હિસ્સો કાઢવો જ પડે છે. અને આવો રાગ કંઈ હંમેશ નથી ચાલતો, કેટલીક વખત ઝામી પણ

જાય છે. પણ તેને શું? તે તો હરેક પળે જેલમાં જવા તૈયાર હોય છે જ. તેને મન જેલ એટલે દાદાગીરીના નવાં સ્વરૂપોની રૂપરેખા દોરવાનું ભવ્ય એકાન્તભુવન. હસતો હસતો જાય છે ને હસતો હસતો છૂટે છે. પણ છૂટયા પછી સામી પાર્ટીને ભાગ્યે જ છોડે છે. ફરી પાછો ઘેરાય છે ને છૂટે છે. અને એમ પરંપરા ચાલુ જ રહે છે.

હબીબ આજે તો જુગારીઓનો રખવાળ છે. પણ થોડાંક વરસ પહેલાં ત્રણ પાનાના ખેલાડી તરીકે તે ખરેખર મશહૂર હતો. તેની સામે બેસનારા જીતવાની આશા છોડી દેતા. તેની છબર અને સામાની આંખો પરથી તેનું બળ માપનારી માનસશાસ્ત્રીય નિગાહ તેને ખાલી દાવ પર રૂપીઆના ખોબા ભરાવી આપતાં. પણ એક દિવસ અજમેરથી કેટલાક પ્રખ્યાત રમનારા આવેલા, પીધેલી હાલતમાં તો તે રમવા કદી નહોતો બેસતો, પણ પોતે એક સમર્થ ખેલાડી છે અને કેટલી બેદરકારીથી પણ દરેકને જીતી શકે છે એવી છાપ તેને પરદેશીઓ પર પાડવી હતી એટલે તે ચકચૂર થઇને રમવા બેઠો. જીતથી વિશેષ ગુમાવતો ગયો. જેમજેમ ગુમાવતો ગયો તેમતેમ તેનો કિન્નો અને ક્રોધ વધતાં જ ગયાં. અને આખરે તેની પાસે જે કંઈ હતું તે બધું જ ગુમાવી બેઠો. પોતાના હમેશના ખેલાડીઓ હોત તો હબીબે તેમની પાસેથી ઉછીના પડાવ્યા હોત, ધરાઇને રમ્યો હોત ને કદાચ જીતીને જ ઊઠયો હોત, પણ પરદેશીઓ પાસેથી તો મંગાય જ કેમ? અને તે હબીબ માગે? ચાલુ દાવે તે ઘેર આવ્યો.

રમઝાનનો ચાંદ આસમાનમાંથી ધરતી પર અમૃત ઢોળી રહ્યો હતો. પિત્તળની સાંકળીવાળા હીંચકા પર બેસીને ઊંચી ને ઉજળી, પાતળી ને પ્રેમભરી રહીમા તેના જીવનસુર જેવું કરુણ ગાણું ગાઇ રહી હતી. હીંચકાની સુરાવટ સાથે રહીમાનો કંઠ સુન્દર સંવાદ સાધી રહ્યો હતો ને હબીબ આવ્યો. તે ગમે તેવો હોવા છતાંય રહીમાના મિલન પુરતી પળોમાં ઇન્સાન બની જતો—બનવું પડતું. પણ આજ એક પળ માટે પણ ઇન્સાન બનવું તેને પાલવે તેમ નહોતું. પરદેશીઓએ તેને સખત શિકસ્ત આપી હતી. કિન્નાની કોટિકોટિ જ્વાલાઓ તેના અણુ અણુમાં ઊડી રહી હતી. રહીમા શિખામણ આપીને થાકી ગયેલી હોવા છતાંય કદાચ તેને પૈસા આપત, પણ રમઝાનના દિવસોમાં તેના જેવી પાક ઓરત પાસેથી પાઇ પણ નહિ મળે એવી તેની ખાત્રી હતી. અને આજ પેલા પરદેશી ખેલાડીઓ તેને જીતીને જાય તો આવતી કાલથી સ્થાનિક જુગારીઓમાં તેની કિંમત શું? છંછેડાયેલા સર્પ જેવા હબીબે પાછળથી આવીને રહીમાને જમૈયો ભોંકી દીધો, ને ઘરમાંથી જે કંઇ મળ્યું તે લઇને ચાલતો થયો. આછા થતા જતા નિશામાં તેણે સાવધાનીથી રમવા માડ્યું. સારી પેઠે જીત્યો, પરદેશીઓને પહેરેલે કપડે વિદાય કર્યા ને પરોઢે તો પોતાની મેળે પોલીસ પાસે પહોંચી ગયો.

અને તે સજા ભોગવીને આવ્યા પછી તે રમતો નથી પણ રમાડીને જ સંતોષ માને છે. પણ એક સમર્થ ખેલાડી તરીકેની તેની પ્રતિષ્ઠા અને ધાક તો જેવાં ને તેવાં જ છે. અને કેમ ન હોય? રહીમા જેવી રહીમાની કિંમત આપીને ખરીદ્યાં છે. વ્યભિચારની તો તેને ઓજેય નવાઈ નથી. પણ શરાબ અને બલાત્કારમાં હવે તેને રસ નથી

તટસ્થ દૃષ્ટિએ જોઇએ તો આવા માનવીઓની પણ એક સ્વતંત્ર સૃષ્ટિ છે, અને તેમાં પોતાનું સ્થાન જાળવી રાખવા હબીબને અવિરામ અમાનુષી પુરુષાર્થ કરવો પડે છે. બાકી ત્યાંય ફૂલ તો નથી જ પાથર્યાં. 'ચોરની મા કોઠીમાં મો ઘાલીને રુવે' એ ન્યાયે હબીબની ઉપાધિ ફકત હબીબ જ જાણે છે અને જીરવે છે જીવનની હરેક પળ જીવનસર્વસ્વને દાવમાં મૂકીને તેને જીવવી પડે છે, છતાંય તેના ક્રૂર ને કર્કશ, ઝનૂની ને પૌરુષમત્ત ચહેરા પર થાક, ચિંતા, કંટાળો યા વિષાદની એક પણ રેખા વર્તી શકાતી નથી સિવાય કે જુમેરાત.

દૂધેશ્વરની આંબલીઓના ભયંકર એકાન્તમાં આવેલી રહીમાની કબર પર તે દર જુમેરાતે ફૂલ ચડાવવા જાય છે. તત્ત્વજ્ઞાન યા વિજ્ઞાનની વાસ્તવિકતા ગમે તે કહે, પણ હીંચકાની પેલી સુરાવટ અને રહીમાના હૈયાની ઝાલર સમી તીણી મીઠી હલક એ કબરમાંથી હબીબને તો હજી યે સંભળાયા કરે છે. ને તેના જેવાને દુર્લભ એવાં બે સાચાં આંસુની મોજ તેને કોઇ અગમ્ય તત્ત્વ તરફથી મળે છે.

દોષોને લીધે તથા જર્મની–ઇટાલિના વલણને લીધે એક પક્ષને મદદ મળ્યા જ કરે છે. અને બીજો પક્ષ જે કાયદેસર મદદ મેળવવાનો હકદાર છે તેને મદદ મળતી જ નથી. પરિણામે બિનદરમ્યાનગીરી એ નાટક બની જાય છે.

## સ્વયંસેવકોનો પ્રશ્નઃ

સ્વયંસેવકોનો પ્રશ્ન હજી બાકી રહે છે. બીન-દરમ્યાનગીરી સમિતિ પાસે જે કામો કરાવવાનાં હતાં તેમાં આ કામ પણ મહત્વનું છે. અને ઇંગ્લાંડ હજી સુધી આશા સેવી રહ્યું છે કે ચોકી કરવાના કાર્યમાં ભલે ભંગાણ પડયું પણ સ્વયંસેવકો પાછા બોલાવી લેવામાં જો બધા કબૂલ થાય, તો મામલો સુધરી જશે. અને મહાયુદ્ધની બીક નહિ રહે.

આજે ઓછામાં ઓછી ગણતરી કરવામાં આવે તો પણ સ્પેનમાં આશરે ૭૫૦૦૦ બહારના માણસો લડે છે. આ બધા સ્વયંસેવકો કહેવાય છે. અને લગભગ બધા જ દેશોમાંથી આવા સ્વયંસેવકો આવ્યા છે. પણ જર્મની અને ઇટાલિના સ્વયંસેવકોની સંખ્યા સૌ કરતાં વધારે છે. વધારે નવા સ્વયંસેવકો ન દેવાનું આ રાજ્યોએ વચન આપ્યું છે. છતાં પણ જુદાં જુદાં સ્થળોએ આવા સ્વયંસેવકો આવ્યાના બનાવો બન્યા જ કરે છે. વાસ્તવિક રીતે આ સ્વયંસેવકો છે જ નહિ પણ સૈન્ય જ છે. જેમકે ઇટાલીથી માત્ર સૈનિક તરીકે નહિ પણ સ્વયંસેવક તરીકે તેમને મોકલવામાં આવ્યા છે. વાસ્તવિક તો એ સૈન્ય જ છે. અને એમાંના ઘણાને આબિસિનિયા જવાનાં બહાને સ્ટીમરમાં બેસાડીને સ્પેનમાં ઉતારવામાં આવ્યા છે મલાગાની જીત પણ ઇટાલિયન નૌકાસૈન્યનો જ વિજય હતો. સરકારપક્ષમાં આંતરરાષ્ટ્રીય સ્વયંસેવક સૈન્ય છે ખરૂં પણ આની સંખ્યા નાની છે.

ઇંગ્લાંડ આ લડનાર સ્વયંસેવકોને પાછા ખેંચી લેવરાવવાના પ્રયત્ન કરવા માગે છે. આ તેની આશા આકાશકુસુમવત્ છે. મુસોલિની તથા તેની તરફથી બોલનારા તેના પ્રતિનિધિઓએ આ બાબત ઉપર જુદી જુદી રીતે ઘણીવાર પોતાના મત પ્રદર્શિત કર્યા છે કે "જ્યાં સુધી ફ્રાંકોનો પક્ષ જીતશે નહિ ત્યાં સુધી એક પણ સ્વયંસેવક સ્પેનની ભૂમિમાંથી પાછો બોલાવી શકાય એમ નથી. સરકારે આ સ્વયંસેવકોને મોકલ્યા પણ નથી. આથી તેમને બોલાવવાની સત્તા પણ સરકારને છે નહિ." આ બધાનો અર્થ એ છે કે કોઇ રાષ્ટ્ર સ્વયંસેવક પાછું ખેંચી લેવા તૈયાર નથી. વચ્ચે એક બે વાર એવા સંયોગો આવી ગયા હતા ખરા. પણ આજે હવે એ સંયોગો બદલાઇ ગયા છે. આજે ફ્રાંકો હારે તો ઇટાલિ અને જર્મની હાર્યા એવો દેખાવ થવાનો છે. તેમ થાય તો તેમની પ્રતિષ્ઠા તૂટે તેમ છે. ગ્વાડાલાજારામાં ઇટાલિયન સૈન્ય હાર્યું હતું તેથી તેની પ્રતિષ્ઠાને ધક્કો પહોંચ્યો જ છે. અને તેથી તો મુસોલિનીએ જાહેર કર્યું છે કે 'એ હારનો બદલો ઇટાલિ લીધા વગર રહેશે નહિ. ક્યારે અને કેમ લેશે એ સવાલ જુદો છે.'

સ્વયંસેવકોને મોકલવા પાછળની નીતિ, તેમને ત્યાંથી પાછા ન બોલાવવાની આટલી સ્પષ્ટ જાહેરાત અને ફ્રાંકો પક્ષની જીતની સાથે તેમની ટકેલી પ્રતિષ્ઠા આ બધું જોતાં છતાં ઇંગ્લાંડ સ્વયંસેવકો પાછા ખેંચી લેવાની આશા સેવી રહ્યું છે, એ અદ્ભુત છે. આપણે ઇચ્છીએ કે જરૂર ઇંગ્લાંડ પોતાની આ મુરાદમાં સફળ થાય, કારણ કે જો એમ થશે તો સ્પેનમાં માત્ર સ્પેનના જ પક્ષો લડનારા રહેશે. અને તો સરકાર પક્ષનો વિજય નક્કી છે. ન્યાયનો પક્ષ તો જીતશે. અને ઇંગ્લાંડે કાયદેસરની સરકારને જીવતદાન આપ્યું ગણાશે. પણ ઇંગ્લાંડ જો એ આશામાં સફળ ન થાય તો ભવિષ્ય જુદું જ છે. દરમ્યાનગીરી વધ્યા જ કરશે. અને પ્રાણાન્તે પોતાનાં ઘરબારનું રક્ષણ કરનારી પ્રજા પરાધીન બનશે. અને બળવાખોરો સફળ થશે. પ્રજા-તંત્રનો નાશ થશે અને સ્પેનની દુર્દશાનો પાર નહિ રહે.

બીજો પણ ઇંગ્લાંડ પાસે રસ્તો છે, અને તે ઇટાલિ અને જર્મનીને ડારવાનો. તેની સહેજ કડકાઇ

અને ચોક્કસ પગલાં જર્મની તથા ઇટાલિને જરૂર શેહ આપી શકશે. હજુ તેનામાં એટલી તાકાત છે. ફ્રાંસ તેની પડખે જ છે. અને રશિયા પણ આ કામમાં મદદ કરશે જો સ્પેનમાં થતી આ દરમ્યાનગીરી અને આક્રમણ અટકાવવામાં આવું હિંમતભર્યું પગલું ઇંગ્લાંડ લેશે તો યુરોપના નાનાં રાજ્યો જેઓ પોતાનો કોઇ મોટો આશ્રયદાતા શોધી રહ્યાં છે તેઓ પણ જરૂર મદદ કરશે. અને ફેસીઝમની વધતી જતી સત્તાને ખાળી શકાશે પણ ઇંગ્લાંડ એવું કરશે ખરૂં ?

# સામ્રાજ્ય પરિષદ :

સામ્રાજ્ય પરિષદની પૂર્ણાહુતિ આશરે એક મહિનો ચાલ્યા પછી ગયા માસમાં થઇ. આ પરિષદમાં શું શું ચોક્કસ નિર્ણયો આવ્યા કે સ્પષ્ટ વાતચીતો થઇ એ સંબંધેની હકીકતો ઝાઝી બહાર આવી નથી. સામાન્ય સમજુતીઓ, અને સામાન્ય મદદનાં વચનોની આપલે થઇ છે, તથા ભવિષ્યમાં સામ્રાજ્યનું વલણ કેવા પ્રકારનું રહેશે એ સંબંધેનું દિશા સૂચન થયું છે, પણ એકે બાબત ઉપર કોઇને જોવો જોઇએ તેવો સંતોષ થાય એવું પરિણામ આવ્યાનું જણાતું નથી.

આજે યુરોપ ઉપર યુદ્ધનું વાદળ ઝઝૂમી રહેલું છે ક્યારે યુદ્ધ ફાટી નીકળશે એ કહી શકાય એવું નથી. આ યુદ્ધમાં બ્રિટનની અને તેના સામ્રાજ્યની સ્થિતિ ચિંતા ઉપજાવે તેવી છે. ગ્રેટબ્રિટનના વલણ ઉપર પણ યુદ્ધના સમયનો થોડો ઘણો આધાર છે. આજની પોતાની નીતિ અનુસાર ગ્રેટબ્રિટન આ યુદ્ધ ખાળવા શક્તિ અનુસાર મહેનત પણ કરી રહ્યું છે. છતાં જો યુદ્ધમાં ઉતરવું જ પડે તો સામ્રાજ્યનાં બીજાં અંગો કેટલી સહાય આપી શકે એમ છે એનો ક્યાસ કાઢવાની આવશ્યકતા હતી. સંયોગો પણ આવી પરિષદ માટે અનુકૂળ થયા. નવા બાદશાહના રાજ્યારોહણને અંગે બધા સંસ્થાનોના મુખ્ય માણસો લંડનમાં એકઠા થયા હતા આ તકનો લાભ લઇને લંડનમાં સામ્રાજ્ય–પરિષદ યોજવામાં આવી. અને એક માસ સુધી અરસપરસ વિચારોની આપલે થયા પછી આ પરિષદ ખતમ થઇ છે. હવે આ પરિષદના હેતુઓ તથા તેની સફળતા ઉપર થોડો ઘણો વિચાર અસ્થાને નહિ ગણાય.

પંચમ જ્યૉર્જ બાદશાહના રાજ્યારોહણ પ્રસંગે પણ આવી જ જાતની સામ્રાજ્ય–પરિષદ ભરાઇ હતી. આજે જે જાતની આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ છે એવી જ એ વખતે પણ હતી. યુદ્ધની નોબતો પણ ગગડતી હતી. એવે વખતે યુદ્ધમાં ઉતરવું પડે તો સંસ્થાનોનો સાથ કેટલો હશે એ જાણવાની જરૂર હતી. એ પરિષદની પૂર્ણાહુતિ પછી થોડાં જ વખતમાં મહાયુદ્ધ ફાટી નીકળ્યું હતું. એજ જૂનો પ્રસંગ આજે ફરી પગો જાગે બન્યો હોય એવું લાગે છે પરિસ્થિતિનું સામાન્ય સ્વરૂપ પણ એજ જાતનું છે; ઉગ્રતામાં તફાવત છે.

તે વખતના બ્રિટનના સંસ્થાનો સાથેના સંબંધો આજના કરતાં વધારે સારા હતા. તે વખતે સામ્રાજ્યની જેટલી એકતા હતી તેટલી એકતા આ વખતે જણાતી નથી. આયર્લાંડ સંસ્થાન નવું ઉભું થએલું ગણાય. એણે પોતાનો પ્રતિનિધિ પણ આ પરિષદમાં મોકલ્યો નહોતો. તે સામ્રાજ્યથી સાવ જ જુદું પડવા માગે છે તેનાથી બીજે છેડે હિંદુસ્થાન છે. જેને સામ્રાજ્યના અગત્યના અંગ તરીકે ગણવામાં આવે છે. છતાં તેના અભિપ્રાયની કોઇને કશી પરવા નથી. તેને બ્રિટિશ કેબિનેટ જે ઠરાવે તેને સંપૂર્ણપણે વળગી રહેવું પડે છે. સાવ ગુલામ છે– સ્વતંત્ર અભિપ્રાય જ નથી. બાકીનાં સંસ્થાનો આ બંન્ને છેડાની વચ્ચે ઉભાં છે. બધાનાં સ્વાર્થો પણ ભિન્નભિન્ન છે આવી ભિન્નતા આજે સામ્રાજ્યનાં અંગોમાં જણાય છે. અગાઉની પરિષદમાં આટલી ભિન્નતા નહોતી. તે વખતે સંસ્થાનો બ્રિટનનું કહેવું સ્વીકારી લેતાં હતાં. આજે દરેક પોતે

પોતાનો નિર્ણય કરવા સ્વતંત્ર છે. અને પાર્લામેન્ટના નિયમોને કે વિચારોને વગર વિચાર્યે સ્વીકારી લેવા બંધાએલ નથી. માટે તો આજની આંતરરાષ્ટ્રીય ડામાડોળ પરિસ્થિતિમાં આવી પરિષદની આવશ્યકતા વિશેષ હતી. પણ આવા જુદાજુદા હિત સંબંધો ધરાવનારાં સંસ્થાનોની સભામાં કોઈ ચોક્કસ રસ્તો સ્વીકારાય એ સંભવિત નથી અને તેથી જ પરિષદનું સમગ્ર અવલોકન કરતાં એમ લાગે કે જેટલી હદે સફળતા થવી જોઈએ એટલી સફળતા આ પરિષદને મળી નથી. છતાં આપણે જોઈશું તેમ ગ્રેટબ્રિટનને નિરાશા પણ મળી નથી.

## મહત્વના મુદ્દાઓ :

પરિષદમાં ચર્ચા માટેના ત્રણ મુદ્દાઓ મહત્વના હતા—આર્થિક યોજના, પરરાષ્ટ્રીય નીતિ અને સામ્રાજ્યનું સંરક્ષણ.

પહેલા આર્થિક મુદ્દા ઉપર પરિષદ કશા ચોક્કસ નિર્ણય ઉપર આવી જણાતી નથી. આંતરરાષ્ટ્રીય વ્યાપાર આજે છે એ કરતાં વધારે વધવો જોઈએ એવી ઇચ્છા—હેતુ—પ્રદર્શિત કરવામાં આવી છે. પણ કશી ચોક્કસ વિગતો નક્કી થઈ શકી હોય એવું જણાતું નથી. આ પહેલાં ઓટાવા પરિષદમાં આ પ્રશ્ન ચર્ચાઈ ગયો છે. સામ્રાજ્યાંતર્ગત સંરક્ષણનીતિ અખત્યાર કરવાનો નિર્ણય થઈ ગયો છે અને તે રીતે પરદેશી માલની આયાત જકાત વધારવામાં પણ આવી છે. પણ આ યોજનાથી જે લાભ થવો જોઈતો હતો તે થયો હોય એવું જણાતું નથી. સામ્રાજ્યની અંદર વ્યાપાર વધારવા જતાં કેટલાંક દેશોનો પરદેશો સાથેનો વ્યાપાર તૂટ્યો છે. અને તેટલા પ્રમાણમાં સામ્રાજ્યની અંદરનો વ્યાપાર વધેલો જણાતો નથી. સંસ્થાનો આજે એવી અવસ્થાએ પહોંચ્યાં છે કે તેઓ પોતાનો વેપાર પુષ્કળ વધારવા માગે છે. ઓટાવા કરારો તેમને બંધનકર્તા માલમ પડે છે. કેનેડા ગ્રેટબ્રિટનનું તાણે એ કરતાં અમેરિકા તેને પાસે હોવાથી તથા તેની સાથે વ્યાપારી સંબંધ વધારે હોવાથી બ્રિટનને રાજી રાખવા કરતાં અમેરિકાને રાજી રાખવાની વધારે ઇચ્છા કરે એ સ્વાભાવિક છે. ઓસ્ટ્રેલિયાનો જપાન સાથે વ્યાપાર વધતો જાય છે, એ પણ ઉપરના જેવી જ પરિસ્થિતિ ઉત્પન્ન કરે છે. આમ દરેક સંસ્થાનો સંબંધી એક નીતિ નક્કી થઈ શકે એવું ધોરણ ઘડવું મુશ્કેલ છે. આજે જેમ હિંદ–બ્રિટન વચ્ચે જુદા વ્યાપારી કરારોની વાટાઘાટો ચાલુ છે એ રીતે જુદી જુદી વાટાઘાટો ચાલે એ પદ્ધતિ કદાચ અખત્યાર કરવી પડશે. અને માટે જ સામ્રાજ્ય પરિષદમાં આ સંબંધની ચોકસ વિગતો નક્કી થઈ શકી નથી.

પરરાષ્ટ્રીય નીતિનો પ્રશ્ન વધારે મહત્વનો હતો. ૧૯૧૪ વખતે તો યુરોપના મહાયુધ્ધમાં ઈંગ્લાંડે ઝંપલાવ્યું એટલે સાથોસાથ બધાં જ સંસ્થાનોએ ઝંપલાવ્યું હતું. પણ આજે એ પરિસ્થિતિ દેખાતી નથી. યુધ્ધનું રણક્ષેત્ર આ વખતે પણ યુરોપ બને એવો વધારે સંભવ છે, સંસ્થાનો બધાં યુધ્ધક્ષેત્રથી દૂર છે. ઈંગ્લાંડને યુરોપના યુધ્ધમાં ઉતરવું જ પડે, કારણ તે ખંડસ્થ સત્તા છે. પણ ઈંગ્લાંડની સાથોસાથ સંસ્થાનો આ યુધ્ધમાં સંડોવાવા માગતાં નથી. આ બધાં સંસ્થાનો રાષ્ટ્રસંઘની યોજનામાં વિશ્વાસ મૂકતા હતાં અને હજી પણ મૂકે છે. પણ ગ્રેટબ્રિટનનું વલણ રાષ્ટ્રસંઘને મજબૂત બનાવવા તરફનું નથી એવો તેમનો આરોપ છે. એબિસિનિયાના યુધ્ધ વખતે ઈંગ્લાંડે જેવાં પગલાં લેવાં જોઈતાં હતાં તે નથી લીધાં, અને સ્પેનમાં તો રાષ્ટ્રસંઘ સાવ નિષ્ક્રિય બની ગયો છે, આમ થવામાં બ્રિટનની નબળાઈ છે એવું સંસ્થાનો માને છે.

ગ્રેટબ્રિટનની આજની પરરાષ્ટ્રનીતિને પરિણામે જર્મની તથા ઈટલિ વધારે ને વધારે બળવાન થતાં જાય છે. આમ બનવામાં ઈંગ્લાંડનું માત્ર ડરપોકપણું છે એમ નથી. મી. ઇડને જે વ્યાખ્યાનો આપ્યાં તે ઉપરથી સંસ્થાનોની ભ્રમણા ભાંગી છે, અને ઈંગ્લાંડની નીતિ ફેસીસ્ટ પ્રજાઓનો પક્ષપાત કરનારી છે એવું તેમને ભાન થયું છે. આ નીતિ કોઈને ગમતી નથી. તેઓ માગે છે કે રાષ્ટ્રસંઘને આજે છે એ કરતાં વધારે બળવાન બનાવવાના પુરતા પ્રયત્નો કરવા અને ફેસીસ્ટપક્ષપાતિની નીતિનો ત્યાગ કરવો. હીટલર તરફની બીક બધાને

નથી એટલી ઇટાલિના મુસોલિનીની બીક બધાને છે. એનું જોર વધવાથી સામ્રાજ્યનો માર્ગ રૂંધાયો છે અને આફ્રિકામાં સામ્રાજ્ય સ્થાપવાનાં મુસોલિનીનાં સ્વપ્નાંએ દક્ષિણ આફ્રિકાને ચિંતાગ્રસ્ત બનાવ્યું છે. એ મુજબ ઓસ્ટ્રેલિયા તથા ન્યુઝીલાંડ જપાન, સોવિએટ, અમેરિકા તથા ગ્રેટબ્રિટન વચ્ચેની કોઇ સંધિની અપેક્ષા રાખે છે. અને પાસિફિકની શાંતિ જાળવવા માગે છે. પણ આ સંબંધમાં કશા ચોક્કસ અભિપ્રાય ઉપર આવી શકાયું નથી. આ રીતે ટૂંકમાં હાલની ઇંગ્લાંડની પરરાષ્ટ્રનીતિથી બધાને સંતોષ થયો નથી. અને તેથી ઈંગ્લાંડનો સ્પષ્ટ સહકાર આપવાની કોઇએ બાંહેધરી લીધી જણાતી નથી. પરિણામે પરિષદોનો ગોળગોળ નિર્ણય આપણી પાસે આવે છે કે હવેથી રાષ્ટ્રસંઘને મજબૂત બનાવવા માટે બધાએ પ્રયત્ન કરવો. શાંતિરક્ષણ માટે રાષ્ટ્રસંઘ ઉપરનો વિશ્વાસ પણ પરિષદે વ્યક્ત કર્યો છે. એક વાત આ નિર્ણય ઉપરથી સ્પષ્ટ છે કે ઇંગ્લાંડના પરરાષ્ટ્રીય ધોરણ સાથે બધાં સંસ્થાનોનું ઐક્યમત્ય નથી.

છેલ્લો અને અત્યંત મહત્ત્વનો પ્રશ્ન સંરક્ષણનો હતો. પરરાષ્ટ્રનીતિને સંરક્ષણની સાથે અગત્યનો સંબંધ છે. શરૂઆતમાં જોઈ ગયા તેમ આજે યુદ્ધનાં વાદળો યુરોપના આકાશમાં ઘેરાએલાં છે. ઇંગ્લાંડને આ યુદ્ધમાં ઉતરવું પડે એવું પણ છે પણ છેલ્લા મહાયુદ્ધ વખતે ગ્રેટબ્રિટનની જે શક્તિ હતી તે આજે રહી નથી. તે વખતે નૌકાદળમાં તેની બરોબરી કરનારાં રાષ્ટ્રો નહોતાં. આજે જાપાન, અમેરિકા તો બરોબરીયાં છેજ, પણ જર્મની અને ઇટાલિ પણ હરિફાઇમાં ઉતર્યાં છે. ભૂમધ્ય સમુદ્રનો રસ્તો ઇટાલીએ રૂંધ્યો હોવાથી ઈંગ્લાંડનું નૌકાસૈન્ય આજની જરૂરીયાતને પહોંચી વળે એટલું શક્તિશાળી નથી. વળી ભાવી યુદ્ધમાં આ રસ્તો જોખમમાં હોવાથી કેપનો રસ્તો સુદ્રઢ કરવાની જરૂર છે. હિંદી મહાસાગરમાં અને પાસિફિકમાં પણ એટલુંજ સામર્થ્ય એકત્રિત કરવાની જરૂર છે. આ બધું જોતાં આજે એકલું બ્રિટન યુદ્ધનો ભાર ઉપાડવા અશક્ત છે. આથી તો તેણે પાંચ વરસની જંગી લશ્કરી યોજનાની શરૂઆત કરી છે. પણ એનો આંકડો મોટો ખર્ચ પોસાવો પણ મુશ્કેલ છે. આવી કટોકટીને વખતે જો સામ્રાજ્યનાં બધાં અંગો એક થાય, સ્નેહસંબંધ સ્થપાય, તથા પૈસાની તેમજ લશ્કરી મદદ આપવાનું કબૂલ કરે તો ઇંગ્લાંડના પગ મજબુત બને. આથી પરિષદમાં આ વિષય અત્યંત મહત્ત્વનો ગણાતો હતો.

આના સંબંધમાં ઇંગ્લાંડની બધીજ માગણીઓને પૂરતો ટેકો મળ્યો હોય એવું જણાતું નથી, પણ આ પ્રશ્ન થોડેઘણે અંશે પણ સંસ્થાનોનો બને છે, કારણકે તેમનાં હિતો જોખમાય છે. અને એટલા પ્રમાણમાં થોડી થોડી મદદ આપવાનાં વચનો મેળવેલાં પણ જણાય છે

## સંરક્ષણનો ભાર :

ગ્રેટબ્રિટનની સત્તા આજ સુધી સર્વોપરિ હોવાથી તથા લશ્કરી સામર્થ્ય બધાં કરતાં પ્રબળ હોવાથી દૂર સુધી ફેલાએલા સામ્રાજ્યના રક્ષણનો ભાર એકલા ગ્રેટબ્રિટનને માથે પડતો હતો, અને તે ઉપાડી શકતું હતું. તેના બદલામાં સંસ્થાનો પણ પાર્લામેંટની અધીનતા સ્વીકારતાં હતાં. આજે સંસ્થાનો વધારે સ્વતંત્રતા મેળવવા લાગ્યાં છે, પણ સંરક્ષણનો ભાર તેમને માથે ઝાઝો પડયો નથી. સામ્રાજ્ય આખાની શક્તિની પ્રતિષ્ઠાને લીધે જ સંસ્થાનો સામે કોઇ નજર નાખી શકે એમ નહોતું. આજે ગ્રેટબ્રિટનની એ પ્રતિષ્ઠા અને શક્તિ નથી. ગ્રેટબ્રિટનની શક્તિ ઘટતાંની સાથે સંસ્થાનોએ લશ્કરો વધારવાની જરૂર હતી, પણ રાષ્ટ્રસંઘની સ્થાપના એ અરસામાં જ થઇ. સાંઘિક સલામતી– Collective Security–એ આ રાષ્ટ્રસંઘનો ઉદ્દેશ હતો. એટલે કોઈ પણ આક્રમણની સામે રાષ્ટ્રસંઘ સફળતાપૂર્વક પગલાં ભરી શકશે એવો વિશ્વાસ આ સંસ્થાનોને હતો. આથી તેમણે લશ્કરમાં વધારો કર્યો નહિ આજે લશ્કર અને સંરક્ષણ પાછળ ઓસ્ટ્રેલિયા પોતાના ખર્ચના ૫.૮%, કેનેડા ૪.૨%, આયર્લાંડ ૭.૨%, અને દક્ષિણ આફ્રિકા ૩.૫%, જેટલી નાની રકમ ખરચે છે. આ ખરચ યુદ્ધ વખતની જરૂરીઆતને પહોંચી વળે એવો નથી. માત્ર હિંદુસ્તાન પોતાનાં ખર્ચના ૪૫ ૨૯% જેટલી ભારે રકમ ખરચે છે, પણ તેનું કારણ હિંદુસ્તાન

પરાધીન છે; ગરીબ છે, અને સામ્રાજ્યના સંરક્ષણનો જે બધો જ બોજો ગ્રેટબ્રિટન માથે પડે છે તેનો ભાર હળવો કરવા કમજોર હિંદ માથે થોડોક બોજો નાખવામાં આવ્યો છે. આમ સંસ્થાનોની પાસે લશ્કર નથી.

આજે પરિસ્થિતિમાં ફેર થયો છે. રાષ્ટ્રસંઘ ઉપરનો વિશ્વાસ ઉડી ગયો છે, ઇટાલિ કે જપાન કે જર્મનીના આક્રમણ સામે આજે નિર્બળ રાષ્ટ્રોને બચાવવાની રાષ્ટ્રસંઘની તાકાત રહી નથી. એટલે દરેક સસ્થાનોને હવે ભય લાગવા લાગ્યો છે ખરો, આબિસિનિયામાં ઇટાલિના વિજય પછી અને ભૂમધ્યમાં તેની સત્તા વધતી જવાથી મુસોલિનીની મહત્વાકાંક્ષા આફ્રિકામાં સામ્રાજ્ય વધારવાની હોય એવું દેખાય છે. આથી દક્ષિણ આફ્રિકાને ચિંતા પેઠી છે ઉપરાંત હીટલરે પોતાનાં સંસ્થાનોની માગણી કર્યાથી તેની ચિંતા વધી છે. આફ્રિકાના આ સંસ્થાનો દ. આફ્રિકાની સરકારને રાષ્ટ્રસંઘ તરફથી સોંપાયાં છે. આ સંસ્થાનોમાં નાઝી ચળવળ શરૂ પણ થઈ ગઇ છે. આ બન્ને કારણોને લીધે દ. આફ્રિકા ગ્રેટબ્રિટનની સોડમાં જવા ખુશી છે. ગ્રેટબ્રિટનને પણ તેની જરૂર છે. કારણ જ્યારે ભૂમધ્યસમુદ્રનો માર્ગ બંધ થશે ત્યારે કેપટનનો માર્ગ મહત્વનો બનશે. આમ પરસ્પરી ગરજને લીધે બન્ને વચ્ચે થોડી સમાધાની થઇ છે. અને લશ્કરી મથક ઉભું કરવાની યોજનાને દ. આફ્રિકાએ બહાલી આપી છે તથા અમુક હિસ્સો પણ આપશે.

ઓસ્ટ્રેલિયાને જપાનનો ડર છે. પાસિફિકમાં ગ્રેટ–બ્રિટનનું જો રક્ષણ કરવાનું સીકારે તો ઓસ્ટ્રેલિઆ અને ન્યુઝીલાંડે મદદ આપવા તૈયારી દર્શાવી છે. સિંગાપોરનું મોટે ખર્ચે તૈયાર કરેલુ મથક આ ગરજ સારે છે. અને ઓસ્ટ્રેલિયાને ઉત્તર કિનારે બીજું એક મથક તૈયાર કરવાની યોજના વિચારવામાં આવી છે. ન્યુઝીલાંડે પણ રક્ષણના બદલામાં પૈસાનો થોડો ભાર ઉંચકવાની કબૂલાત આપી છે. હિંદુસ્તાનને ભય તો છે જ, પણ તેને પૂછવા પણું રહેતું જ નથી. તેના ગજા ઉપરવટ જ ત્યાં તો લશ્કર રાખવામાં આવ્યું છે. આથી વધારે બોજો ઉપાડવો મુશ્કેલ છે.

કેનેડા લડાઈનાં કોઇપણ ક્ષેત્રથી જુદું છે અને તે ગ્રેટબ્રિટનની મૈત્રી કરતાં અમેરિકાનાં સંયુક્ત-સંસ્થાનોની મૈત્રી વધારે પસંદ કરે છે. એટલે એને બીજા સંસ્થાનો જેટલી સામ્રાજ્યનું સંરક્ષણ મેળવવાની અને તેમાં હિસ્સો આપવાની ઝાઝી ગરજ નથી.

આમ સંરક્ષણમાં પણ એકવિધતા તો નથી જ. છતાં આ બાબતમાં દરેકને જેટલું લાગે વળગે છે ત્યાં સુધી ઇંગ્લાંડને થોડાઘણો ટેકો આપ્યો હોય એવું જણાય છે. અને ઇંગ્લાંડે જંગી લશ્કરી યોજનાનો અમલ શરૂ કર્યાથી ગ્રેટબ્રિટનની શકિતમાં સંસ્થાનોને વિશ્વાસ પણ બેસવા લાગ્યો છે, તથા તેની છાયા મેળવવાની લાલચ ઉભી થઇ છે. છતાં ઇંગ્લાંડનો ભાર ખરેખરી રીતે હળવો થાય એવો નિર્ણય તો થયો હોય એવું જણાતું નથી. રાહત મળશે ખરી. સામ્રાજ્ય એ ધોળો હાથી છે. સામ્રાજ્યના છત્રતળે દરેકને પોતાનું સંરક્ષણ જોઇએ છીએ, પણ એ સંરક્ષણના છત્રને ઉપાડવા માટે જે ભોગ આપવો જોઈએ તે આપવા કોઇ ઝાઝું તૈયાર નથી. પરિણામે સામ્રાજ્યના સંરક્ષણનો ભાર મોટે ભાગે ગ્રેટ-બ્રિટનને માથે જ રહે છે.

આ બોજો ઉપાડનારી પોતાની આજની ઘડીની અશકિતનું ઇંગ્લાંડને ભાન છે અને માટે જ યુરોપના રાજકારણમાં ઇંગ્લાંડની નીતિ પીછે હઠની જણાય છે.

## પૂર્ણાહુતી:

સામ્રાજ્ય પરિષદ આમ પૂરી થઈ છે. આ પરિષદને પરિણામે સામ્રાજ્યનાં છૂટાં પડી જતાં અંગોને પાછાં એકત્રિત કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે, અને શકિત વધારવાના પ્રયત્નો પણ કરવામાં આવ્યા છે. આ પ્રયત્નો થોડેઘણે અંશે સફળ પણ થયા છે. છતાં સંસ્થાનો અને ગ્રેટબ્રિટન વચ્ચે ઝાઝો સુમેળ નથી એ બાબત ઝીણવટથી જોનારને ડોકિયાં કરતી જણાશે.

જે થોડાઘણો પણ લાભ બીજાં સંસ્થાનોને અને ગ્રેટબ્રિટનને થયો હશે તેટલો પણ હિંદુસ્તાનને મળ્યો છે કે કેમ એ શંકા છે. હિંદ સામ્રાજ્યમાં છે ખરૂં પણ

પરાધીન છે. તેનો કશો અવાજ નથી. વિચારણામાં માત્ર પ્રેક્ષક તરીકે જ તેણે કામ કરવાનું હતું અને તેમ કર્યું છે. હિંદની જરૂરીયાતો શું છે એ પૂછવાની પણ કોઇને જરૂર નહોતી. સામ્રાજ્યના દરેક અંગની પ્રધાન-મંડળને જેટલી ચિન્તા રહે છે તેટલી હિંદુસ્તાનની રહેતી જ નથી. હિંદુસ્તાનની આ બાબતની વફાદારી દિવે એટલિટનનો આત્મવિશ્વાસ જબરો છે.

બીજી બાજુથી સામ્રાજ્ય પરિષદે હિંદને તેની પરાધીનતાનું અને અસહાયદશાનું સ્પષ્ટ ભાન કરાવ્યું છે. સામ્રાજ્યના કોઇ પણ ભાગનો માણસ બીજા સંસ્થાનમાં જાય અને ત્યાં જો તે ત્યાંના વતનીની જેમ જ રહેવા લાગે–ત્યાંના રહેવાસી જેવો જ જો થાય તો તેને તે તે ભાગના શહેરી તરીકેના હકકો મળવા જોઈએ એવો વિચાર થયો. પણ એક કલમ એવી ઉમેરવામાં આવી કે તે તે દેશની સરકારે આવનાર વ્યકિતની આ યોગ્યતા સ્વીકારવી જોઇએ. આ એક કલમથી જ ઉપરના હકકો ઉપર પાણી ફરી વળે છે. દક્ષિણ આફ્રિકાની રંગદ્વેષી સરકાર કોઇ હિંદીને નાગરિકોના હકકો આપવા માગતી જ નથી. અને સામ્રાજ્યના મોટા સ્તંભો આ પરિસ્થિતિ માટે આંખમીંચામણા કરે છે. સરવાળે હિંદુસ્તાનને માટે તો સામ્રાજ્ય પરિષદનો કશો લાભ મળ્યો જ નથી. એણે તો દુનિયામાં પોતાનું સ્થાન મેળવવું હોય તો પોતાની જ શકિત ઉપર અને આત્મવિશ્વાસ ઉપર મેળવવું પડશે. આત્મવિશ્વાસ અને શકિતના પ્રદર્શન સિવાય દુનિયામાં તો તેને સ્થાન નથી જ, પણ ખુદ સામ્રાજ્યમાં પણ તેને માટે તો જગા નથી એ સત્ય આ પરિષદે બતાવ્યું છે.

૧૧–૭–૩૭

અનુસંધાન પાન ૪૨૪થી ચાલુ

'પાંચ વાગે ને ?'

'હા.'

'તે શું છે ?'

'કંઇ નહિ. મેં ધાર્યું કે તને ખબર નહિ હોય'

'વાત બદલાવ નહિ બટુક !' અનિરૂદ્ધ ગંભીરતાથી બોલ્યો. 'તું મારા ને કમળાના સંબંધ વિષે જાણવા માગે છે ખરું !'

બટુક શરમાતો હોય એમ હસ્યો

'અમારી મૈત્રી કુદરતી રીતે વિકાસ પામી છે અને આજે પણ તદ્દન કુદરતી સ્થિતિમાં જ છે.'

'એમાં હું સમજ્યો નહિ.'

'હું કહેવા માગું છું કે નીરૂ અને ભદ્રા કે જયંત અને શારદા કરતાં અમારી મૈત્રી જુદા પ્રકારની છે.'

'હું પણ એ જ માનું છું.'

અનિરૂદ્ધ બટુકના આ શબ્દોનો મર્મ સમજવા એના સામે તાકી રહ્યો.

'શા ઉપરથી ?' એણે પૂછ્યું.

'તમે આઠ દિવસ પહેલાં સુરત નહિ પણ વડોદરા ગયા હતા એમ આજ સવારે મેં જાણ્યું તે ઉપરથી.'

'નહિ, હું સુરત ગયો હતો. મારા પાસે પ્રમાણ છે.' 'હા, હા તમે સુરત ગયા હતા. પરંતુ વડોદરા ઉતર્યા હતા એ સાચું કે નહિ ?'

'એમાં કોઇ ગુનો છે ?'

'એ તો તમને ખબર પડે. મને તો આજ સવારની ટપાલમાં......'

'કોનો કાગળ હતો ?'

'કમળાબેનના ભાઇનો.'

'શું હતું ?'

'તમારા સામે થોડા બખાળા કાઢ્યા હતા.'

'બધી જુદી વાત છે' અનિરૂદ્ધ ઉશ્કેરાઇ ગયો.

'હું પણ એમ જ માનું છું.'

અનિરૂદ્ધ ફરીને બટુક સામે તાકી રહ્યો. બટુક ત્યારે હસતો હતો

'હસે છે શું ? કમળાની અને મારી મૈત્રી મૈત્રી જ છે, એ લગ્નમાં... ...'

'મને એ સામે કશો જ વાંધો નથી હું ઇચ્છું છું કે એ લગ્નમાં પરીણમે. અને જલદી પરીણમે, જેથી નીરૂ ને ભદ્રા જેવા ઉપરથી તમારી આંખ ખસે.' બટુક ગંભીર બની ગયો. અનિરૂધ્ધ ડોળા ફાડીને એના સામે તાકી રહ્યો.

'એટલે મારા મનની આ વિકૃતિ છે એમ !' થોડીવાર રહીને અનિરૂદ્ધ બોલ્યો.

'નહિ, આ વિકૃતિ કહેવાય જ નહિ, નબળા મનની આ સહજ પ્રકૃતિ છે.'

અનિરૂદ્ધ જવાબ આપવા જતો હતો ત્યાં બટુક બોલ્યો: 'હું સમજી ગયો. હવે આપણે છુટા પડીએ.' બટુકે ચાલવા માંડ્યું.

'બટુક !' અનિરૂધ્ધે બૂમ મારી.

'હવે તમે જલદી પરણી લો.' બટુક જતાં જતાં બોલ્યો.

અનિરૂધ્ધ કંઇક વિમાસણમાં અને કંઇક ક્રોધમાં ત્યાં ને ત્યાં ઘડીક ઉભો રહી ગયો.

# આપણી સ્વરાજયાત્રા

## આખરી નિર્ણય

વર્ધામાં મળેલા મહાસભાના પ્રધાનમંડળે એક મહત્વનો ઠરાવ કરી રાજકીય વાતાવરણમાં એક વિદ્યુત મૂકી છે. ત્રણ ત્રણ મહિનાના મંથનો, ખુલાસાઓ, નિવેદનો, પોકળ પ્રધાનોના નાટકો એ તમામ વસ્તુઓ આ ઠરાવથી અદૃશ્ય થઇ છે. હિંદ અને બ્રિટનના રાજદ્વારી મુત્સદ્દીઓ અને વર્તમાનપત્રો હર્ષના પોકારો કરી, અભિનંદનો પાઠવી આ ઠરાવને આવકાર આપે છે. શ્રી. સત્યમૂર્તિ જેવા અકથ્ય આનંદમાં આવી સ્વરાજના સ્વપ્ન જોવા લાગે છે. ધારાસભાના કામચલાઉ પ્રધાનો પોતાનો સરસામાન ઉપાડી ભાડાનું મકાન ખાલી કરતા હોય એમ રાજીનામા આપી વિદાય લે છે અને મહાસભાના નેતાઓ, જે બંધારણિય રીતે મકાનના સાચા માલિક છે તે પોતાના સાથીઓ સાથે પ્રવેશ કરે છે.

આ ઠરાવને પરીણામે આપણા દેશમાં ત્રણ પ્રકારની મનોદશા અત્યારે દેખાય છે. એક તો અતિ હર્ષની, એમાં વિનીતો, વફાદારો અને થોડાક મહાસભાવાદીઓ છે, બીજી દુ:ખ અને રોષની, એમાં થોડાક સમાજવાદીઓ છે. ત્રીજી ગાંભીર્યની. એમાં નવાં મોરચાના મર્મને સમજનારા મહાસભાના અગ્રણીઓ અને કદાચ થોડાક સરકારના પણ અગ્રણીઓ છે. આ ત્રણ મનોદશામાં અમને સાચી મનોદશા ત્રીજી લાગે છે. પહેલી મનોદશા વસ્તુસ્થિતિના અજ્ઞાનની છે. હર્ષ પામનારા થોડા મહાસભાવાદીઓ એમ માની બેઠા છે કે 'ઉજળું એટલું દૂધ' છે. હિંદની બેડીઓ મજબૂત કરનારૂં બંધારણ પ્રધાનપદ સ્વીકારવનો નિર્ણય થતાં જ એમને મન 'પ્રાંતિક સ્વરાજ' બની ગયું છે. વિનીતોને એમ લાગ્યું છે કે દેશમાં સદૈવ અશાંતિ મચાવનારૂં આ મંડળ આખરે અમારે માર્ગે—બંધારણિય માર્ગે ઠીક આવી ગયું! હવે એમને ખબર પડશે કે રાજતંત્રની જવાબદારીઓ કેટલી મહાન અને મુશ્કેલ હોય છે! વફાદારો અને ઉપલી નજરે જોનાર સરકારી માનસવાળાઓ આમાં પોતાની બુધ્ધિનો અને બંધારણનો વિજય જૂએ છે. મહાસભાએ જે ત્રણ મહિના પહેલાં થૂંકી દીધું તે આજ નીચી મુંડીએ ગળી લીધું એમ માને છે. પ્રથમ વર્ગની આ મનોદશા બંધારણનો અમલ થતાં જ બદલાઇ જશે એમ અમે માનીએ છીએ, કારણકે પ્રધાનપદનો ઠરાવ કરનાર એમ માને છે અને ઠરાવ પણ સાફ સાફ શબ્દોમાં જણાવે છે કે બ્રિટન અને હિંદ વચ્ચેનો સંબંધ મૈત્રીનો નહિ પણ શોષક અને શોષિત છે. આ બંધારણ અમલ કરવા લાયક નહિ પણ દફનાવવા

લાયક છે. પ્રધાનપદનો સ્વીકાર પણ એ હેતુથી જ કરવામાં આવે છે કે જેથી મહાસભાની તાકાત વધે, દેશના દુઃખો દૂર કરવામાં મદદ મળે અને બંધારણનો અંત આવે આજે દર્દના પોકારો કરનારા વિનીનો ને વફાદારો દિલ્હીના ઠરાવ વખતે પણ દર્દના પોકારો કરતા હતા પણ ખાત્રીના મુદ્દા ઉપર ઝગડો ઉભો થતાં જે તે મહાસભાને નિંદવા લાગ્યા. એજ રીતે એ લોકો મહાસભાના પગલાંના રહસ્યને, ઠરાવમાં સ્પષ્ટ હોવા છતાં સમજતા નથી અને ધારાસભાગૃહમાં જ્યારે બે વિરોધી દળો વચ્ચે યુધ્ધ મંડાશે ત્યારે ચોંકી ઉઠશે ને મહાસભાને ઝગડાખોર તરીકે સંબોધશે. એટલે દર્દની લાગણી એ ખોટી અને ભરમાવનારી છે.

સમાજવાદીઓની દુઃખ અને રોષની લાગણી પણ સમય જતાં નામશેષ થઇ જશે, કારણ કે મહાસભા કદીએ સામ્રાજ્યની જાળમાં ફસાય એમ નથી. અને બટકું રોટલા માટે નિરંતરની ભૂખને ભૂલી જાય એમ નથી. મહાસભાના પ્રધાનો ગમે તેટલા શક્તિશાળી હોય પણ એક મહાન તંત્રના એ પ્રતિનિધિ માત્ર છે એમણે પોતાની તમામ બુધ્ધિ-શક્તિનો ઉપયોગ એમના મળેલા આદેશને પરીપૂર્ણ કરવા માટે જ કરવાનો છે. પ્રધાનપદના કટ્ટર વિરોધી રાષ્ટ્રપતિ કહે છે કે એ સાચી વાત બનશે કે 'જો આપણે જાગૃત રહેશું તો આ પગલું પણ આપણી તાકાત વધારનારૂં નીવડશે' અને આટલા આટલા અનુભવ પછી આપણી જાગૃતિ વિષે શંકા છે? કોણ ઝોકું ખાવાનું છે! ગાંધીજી? જવાહરલાલ? વલ્લભભાઇ? રાજેન્દ્રબાબુ? અરે રાષ્ટ્રના હજારો લોકો અખંડ જાગૃતિ રાખીને બેઠા છે. સમાજવાદીઓને થોડા વખતમાં જ ખાત્રી થશે કે આ પગલું ખરેખર યોગ્ય હતું.

ત્રીજી મનોદશા-ગાંભીર્યની. એ સાચા અને આવશ્યક છે. આ પગલું સામાન્ય પગલું નથી. ધારાસભાનો સ્વીકાર કરવો એ પગલું પણ મહત્વનું હતું. એ તો માયામંદિરમાં માત્ર પ્રવેશ કરવા જેવું જ હતું. પરંતુ આ તો એના ગર્ભદ્વારમાં પ્રવેશ થઇ ગયો છે. ત્યાં જઇને એ મંદિરની માયાને ઉખેડી નાખવાની છે. અને કોહાયુદ્ધના આ મોરચામાં પણ સરકારને હંફાવવાની છે. મહાસભાએ પ્રતિષ્ઠાને ખાતર કે જેટલું મળે તેટલું શાસન ચલાવવાની ખાતર એ સ્થાન સ્વીકાર્યું જ નથી. એ સ્થાનનો ઉપયોગ પૂર્ણ સ્વરાજની પ્રતિજ્ઞા પૂરી કરવા માટે જ થવાનો છે.

એટલે કારોબારીના આ ઠરાવને અમે આવકાર આપીએ છીએ અને એનો અમલ કરવાનો જે આદેશ મળ્યો છે તેની પાસે શીર ઝુકાવીએ છીએ.

## એ યુદ્ધસમિતિ હતી :

કારોબારીના ઠરાવ સામે એક અસંતોષ ઉઠે છે કે એણે મહાસમિતિના હક્ક ઉપર તરાપ મારી છે, દિલ્હીના ઠરાવના શબ્દ અને મર્મની એણે અવગણના કરી છે. અમને લાગે છે આમ કહેવામાં પૂરૂં સત્ય નથી. શબ્દની જરૂર અવગણના કરી છે. પણ મર્મની તો રક્ષા જ કરી છે. દિલ્હી ઠરાવનો મર્મ 'ખાત્રી' નહોતો પણ બંધારણનો સામનો કરવા માટે પ્રધાનપદનો સ્વીકાર હતો. ખાત્રી તો એ કાર્યને સરલ બનાવવા માટે એક આવશ્યક વસ્તુ હતી. આખો દેશ જાણે છે કે એ ખાત્રી મેળવવા માટે મહાસભાએ શક્ય એટલા બધા પ્રયત્નો કર્યા હતા અને એ પ્રયત્નને પરિણામે જ છેલ્લા ત્રણ મહિનામાં બંધારણની અનેક આંટીઘૂંટીઓ અને સરકારી મનોદશા બહાર આવી શકયા. કોઇ એમ કહેતું હોય કે ત્રણ મહિના પહેલાં હોદ્દા સ્વીકારવા કે આજે સ્વીકારવા એ બંને સરખું જ છે. તો સંપૂર્ણ વિનય સાથે કહેવું જોઇએ કે એમ બોલનારે ત્રણ મહિનાની પરિસ્થિતિને સમજવાની તસ્દી જ નથી લીધી આ ત્રણ મહિનામાં હિંદી વજીર, નાયબ વજીર વાયસરોય વગેરે ઘણું બોલી ગયા અને એ પ્રત્યેક બોલમાં એમણે પોતાની સત્તાનો હુંકાર પણ પ્રગટ કર્યો. પરતુ એ સાચી વાત નથી કે કે એ હુંકાર અને એ તલવારનો ખખડાટ નરમ જ પડતો ગયો છે? એટલું જ નહિ પણ છેલ્લે છેલ્લે તો એ સ્થિતિ આવી પહોંચી હતી કે દેશ-પરદેશમાં એમ જ લાગવા માંડયું કે મહાસભા જવાબદારી લેતાં ડરે છે અથવા કેવળ પ્રતિષ્ઠા માટે જ હવે અળગી રહે છે. અને બીજીબાજુ શું બન્યું? જો છાપાંના અહેવાલો સાચા હોય તો વિશાળ મતદાર મંડળને એમ લાગવા માંડયું કે મહાસભા એ અમારા દુઃખો દૂર કરવા કંઇક કરવું જોઇએ. દેશની હવામાં જોશભેર એ વિચાર ઉછળવા લાગ્યો કે 'ભલે થોડા વખતમાં જ બધું તૂટી પડે, ખાત્રી તો એટલા

માટે જ જોઈતી હતી ને, દરરોજ અથડામણ ઊભી ન થાય. ખાત્રી ન આપે તો કાંઈ નહિ. અથડામણના સંપૂર્ણ જોખમ સાથે આપણે પ્રયોગ શરૂ કરી દઈએ.'

આ હતા કોઈ એક વર્ગ કે પ્રાંતની નહોતી. માત્ર એ ચાર અગ્રણીઓની પણ નહોતી એનો સબળ પુરાવો તો એ ઠરાવ થયા પછી દેશનું માનસ જે રીતે વ્યકત થઈ રહ્યું છે તે ઉપરથી મળે છે. એટલે કારોબારીના ઠરાવની પાછળ દેશની સંમતિ છે એ વિષે શંકા નથી અને મહાસમિતિના ઠરાવના મર્મને કારોબારીએ કબૂલ રાખ્યો છે અને જાહેર કર્યું છે કે જો બની શકત તો જરૂર આ ઠરાવ ઉપર મહાસમિતિની મંજુરી લેત પણ સંયોગો જોતાં એમ લાગે છે કે નિર્ણય કરવામાં વિલંબ થાય તો દેશના હિતને હાની પહોંચે એમ છે.' દેશનો રાજકીય મામલો સમજનાર માણસ તુરત જ કબૂલ કરશે કે આ પરિસ્થિતિમાં તત્કાળ નિર્ણય જ આવશ્યક હતો કારોબારી સમિતિએ મહાસમિતિના ઠરાવના મર્મની રક્ષા કરી, શબ્દ ફેરવવા માટેનું જે પગલું ભર્યું છે તે નિંદાને પાત્ર નથી પણ ધન્યવાદને પાત્ર છે. મહાસભાની કારોબારી એ એક પ્રકારની યુધ્ધસમિતિ છે, એણે સિધ્ધાંતની રક્ષા કરી, વાતાવરણ ઉપરથી પ્રજાની સંમતિ જાણી લઈ હિંમતપૂર્વક પગલું ભરવું જ જોઈએ. એમ ન થાય તો રાજકીય મામલાઓમાં ઘણીવાર થપ્પડ જ ખાવી પડે.

## હવે શું ? :

મહાસભાએ પ્રધાનપદ સ્વીકારવાનો નિર્ણય કર્યો તેનો અમલ પણ શરૂ થઈ ગયો છે. શ્રી રાજાજી હમણાં બોલ્યા કે દરેક મહાસભાવાદીએ સમજવું જોઈએ કે પ્રધાનપદની મહાન જવાબદારીમાં પોતે પણ ભાગીદાર છે. આ વાત સાવ સાચી છે. પ્રધાનપદ સ્વીકારનાર આપણા જ પ્રતિનિધિ છે. પ્રજાના બળમાં જ એમનું બળ રહેલું છે એટલે યુધ્ધના આ મોરચાને સફળ બનાવવો હોય તો પ્રજાએ પૂરેપૂરો સાથ આપવો જોઈએ. કાર્યવાહક સમિતિનો ઠરાવ બંધારણનો સામનો કરવાની બે બાજુ બતાવે છે. એક તો છે રચનાત્મક બાજુ. એ બાજુ પ્રજાએ તત્કાળ ઉપાડી લેવી જોઈએ. આપણા હાથમાં જે સત્તા આવે તે સત્તા વડે આપણે મહાસભાની—પ્રજાની તાકાત વધારવી જોઈએ!' આ પ્રધાનો ધારાસભામાં તો સરકારને હંફાવશે પણ બંધારણના તૂટયા ફૂટયાં સાધનો વડે સરકારી તંત્ર ઉપર જેટલા ઘા કરી શકાશે તેટલા પણ કરશે. આ આ ઘા શું હશે ? કેવા હશે ? મોટામાં મોટો ઘા તો એ છે કે પ્રજામાં રાષ્ટ્રિય અસ્મિતા પેદા કરવી. એ અમુક અંશે હવે બની શકશે. પ્રજાને રાજદ્વારી કેળવણી આપવામાં અમુક સગવડો તો મળશે જ. બીજું પ્રજામાં એ જ્ઞાન પ્રગટાવવું જોઈએ કે જો પ્રજાતંત્ર હોય તો આપણે કેટલું કરી શકીએ અને કઈ રીતે કરીએ ? ત્રીજું કેટલાક સામાજીક અન્યાયો ને અંતરાયો દૂર કરી શકીએ, પણ આ બધું કોણ કરશે ? ધારાસભાના પ્રધાનો ? માત્ર કાયદાઓ ? કે એમની સામાન્ય મદદથી આપણે ? એ પ્રજાનું જ કર્તવ્ય છે. એજ પ્રધાનોને આપણે આપેલો સાચો સાથ ગણાશે. આપણે હરક્ષણે એમ બતાવવું પડશે કે ત્યાં પસાર થતા કાયદાની પાછળ અમારા કાર્યનું બળ રહેલું છે અને ત્યાં થતી અથડામણની પાછળ વિરાટ પ્રજાનો અસંતોષ ધીખી રહ્યો છે.

## મુસ્લીમો અને મહાસભા :

મહાસભા એ મુસ્લીમોથી જુદી ગણાય એવી કોઈ સંસ્થા નથી, છતાં આજના વાતાવરણની સમાલોચના માટે આ મથાળું પસંદ કર્યું છે. દિલ્હીના મુસ્લીમ સંપર્કના ઠરાવ પછી શ્રી ઝીણા ખળભળી ઉઠયા છે અને અનેક ગેરસમજણોથી ભરેલાં નિવેદનો પ્રગટ કરે છે, પરંતુ અમને આ શુભ ચિહ્ન લાગે છે. જો આ અથડામણ શરૂ ન થઈ હોત તો મહાસભાની અને શ્રી. ઝીણાની મુસ્લીમ લીગની સાચી સ્થિતિ દેશને ન સમજાત. આ અથડામણમાંથી એક બાબત તો દીવા જેવી સ્પષ્ટ થઈ ગઈ છે કે મુસ્લીમ લીગ દેશના મુસલમાનોની પ્રતિનિધિ સંસ્થા નથી જ નથી. કારણ કે દેશના જે પાંચ પ્રાંતો મુસ્લીમ બહુમતીવાળા છે ત્યાં મુસ્લીમ લીગને ઠીક રીતે ઉભા રહેવાનું પણ સ્થાન નથી. બંગાળ, પંજાબ, સિંધ, સરહદ અને આસામ એ પાંચમાંના એકેય પ્રાંતમાં મુસ્લીમ લીગની સત્તા નથી. અને બીજો મહાન પુરાવો એ છે કે મહાસભાના દફતર ઉપર જેટલા મુસ્લીમ સભ્યો છે તેટલા મુસ્લીમ

કોમની પ્રતિનિધિ હોવાનો દાવો કરતી આ કોમી સંસ્થામાં પણ મુસ્લીમો નથી. આ બે વાત ઉપરથી શ્રી. ઝીણાની નેતાગીરીની પોકળતા સ્પષ્ટ થઈ જાય છે.

શ્રી. ઝીણાના નિવેદનોના સચોટ જવાબો મળ્યા જ કરે છે, પરંતુ મહાસભા એટલેથી અટકતી નથી. એ જાણે છે કે શ્રી. ઝીણાને અને કોમીવાદીઓને સાચો પદાર્થપાઠ તો ત્યારે જ આપી શકાશે કે જ્યારે મુસ્લીમોના ટોળેટોળાં રાષ્ટ્રધ્વજ નીચે આવીને ઉભા રહેશે. મહાસભાએ પોતાની આ પ્રવૃત્તિ પૂરા વેગથી જારી રાખી છે ને એમાં સફળતા મળતી જ જાય છે.

## નિવૃત્તિ તો નહિ જ :

વયોવૃદ્ધ વિજ્ઞાનાચાર્ય શ્રી. પ્રફુલ્લચંદ્ર રોય કલકત્તા યુનીવર્સીટીમાંથી હમણાં નિવૃત્ત થયા. એમની નિવૃત્તિ પછી એક પત્રકારે મુલાકાત લીધી અને પૂછ્યું કે 'આપ હવે શું કરશો ?' તુરત જવાબ મળ્યો કે 'ગામડાંની પુનર્રચના.' 'ત્યારે આ નિવૃત્તિ શાની ?' 'એ જ નિવૃત્તિ છે, મારો જીવનનો આરામ જ એ છે' આ શબ્દો કેટલા પ્રેરણાદાયી છે ? આચાર્ય પ્રફુલ્લચંદ્રનું નામ મશહૂર છે. એ હિંદના મહાન રસાયણવેત્તા મનાય છે, પરંતુ એ માત્ર વિજ્ઞાની જ નથી. સાધુ પણ છે, મહાન કર્મવીર પણ છે. એમની શકિતના દર્શન એમની અનેક પ્રવૃત્તિઓમાં દેખાય છે. એમની સાધુતાના દર્શન એમના અપરીણિતપણામાં ને અપરીગ્રહમાં દેખાય છે. પોતે જ સ્થાપેલા અને ઉછેરેલા 'બેંગાલ કેમીકલ અને ફાર્માસ્યુટીકલ વર્કસ' ના પોતાના ભાગના નફાના પંદર લાખ રૂપીયા જ્યારે એમણે વિજ્ઞાનના વિકાસ માટે આપ્યા ત્યારે જ દૂર રહેલા જાણી શક્યા કે આ મહાન પુરુષ માત્ર ચાળીસ રૂપીયામાં જ પોતાનો ગુજારો ચલાવે છે.

આ વૃધ્ધ પુરુષ અનેક જુવાનો કરતાં જુવાન છે. એમના ઉત્સાહને કોઈ સીમા નથી. એમની નિવૃત્તિ એ પ્રવૃત્તિ જ છે. એમને આપણા વંદન હો.

## હિંદી સરાફીનો પિતા :

સર સોરાબજી પોચખાનવાલાના અવસાન ઉપર દેશના દરેક વર્તમાન પત્રોએ અને અનેક મંડળોએ હૃદયપૂર્વક અંજલિ આપી છે. સર પોચખાનવાલાનું જીવન કોઇ પણ પુરુષાર્થીને પ્રેરણા આપનારૂં છે. એ પોતે તો પુરુષાર્થની જીવંત પ્રતિમારૂપ જ હતા. દેશના અર્થવ્યવહાર અને સરાફીના સમજનાર દરેક માણસ કબૂલ કરશે કે આ ક્ષેત્રમાં સેંટ્રલ બેંકના પિતા સ્વરૂપ સર સોરાબજી પોચખાનવાલાથી વધુ પુરુષાર્થી, અભ્યાસી અને કૃતનિશ્ચયી પુરુષ હિંદે જોયો નથી. માત્ર વીસ રૂપરડીના પગારથી બેંકના એક કારકુન તરીકે જીવનનો આરંભ કરનાર એક કાળે હિંદી સરાફીનો પિતા ગણાશે એમ કોણ માની શકે ?

એમનું મૃત્યુ દેશને અને સ્વદેશી સાહસોને એક મોટી ખોટ રૂપ છે પરંતુ એમની શકિતના ઝરણા સમું છે. ત્રીસ ત્રીસ વરસ સુધી એમણે અવિશ્રાંતપણે કામ કર્યું છે. જે કાળે આ દેશમાં એક પણ સંપૂર્ણ હિંદી બેંક નહોતી અને જે કાળે એના ગજવામાં કશું જ નહોતું એ કાળે એણે સેંટ્રલ બેંકની શરૂઆત કરી. બે ખુરસી અને બે ટેબલથી શરૂ થયેલી બેંક: કેટલી તુચ્છ લાગતી હશે ! પણ એ દિવસોમાં કોને ખબર હશે કે એક ખુરસી ઉપર રાત દિવસ ચોટી રહેનારો જુવાન સોરાબજી હૃદયમાં લોખંડી નિશ્ચય રાખીને બેઠો છે ! ઇન્ડીઆ બેંકમાં એક તુમાખી યુરોપીઅન મેનેજર તરફથી મળેલા અપમાને જ એનામાં આ વિચાર દાખલ કર્યો હતો અને એ દાખલ થતાં જ, ભવિષ્યની કશીયે ચિંતા ન કરતાં એણે નોકરી છોડી દીધી હતી. સર પોચખાનવાલા પુરુષાર્થી હતા, સાહસિક હતા, બુધ્ધિશાળી હતા.

સેંટ્રલ બેંકનો ઇતિહાસ આખા દેશ સમક્ષ અત્યારે મોજુદ છે એ ઇતિહાસનો ઘડનાર સર સોરાબજી એમાં અંકિત થયેલો છે. એના મૃત્યુ ઉપર આંસુ સરે છે પણ સાથે જ ધન્યવાદ પણ છુટે છે. પરમાત્મા એના આત્માને શાંતિ આપો અને અમને એમના પુરુષાર્થી જીવનની પ્રેરણા ઝીલવાની શક્તિ આપો.

# સંસ્કૃતિનાં વહેણ

: એક પ્રવાસવર્ણન :

શ્રી. મૂળશંકર મો. ભટ્ટ

હિન્દુસ્તાનની સંસ્કૃતિનુ ઐતિહાસિક દૃષ્ટિએ અવલોકન કરવું એ જેટલું મનોહર છે, તેથી પણ વધારે ભૌગોલિક દૃષ્ટિએ કરેલું અવલોકન મનોહર હોવું જોઇએ. પ્રાકૃતિક ભૂગોળ ઈતિહાસ રચવામાં મોટો ફાળો આપે છે. અને એજ રીતે ઇતિહાસ પાછો રાજકીય ભૂગોળ રચે છે. આમ દુનિયાના તમામ દેશોમાં ઇતિહાસ અને ભૂગોળ ગૂંથાયેલાં છે.

પણ હિન્દની સંસ્કૃતિનો પ્રવાહ જ્યારે જોઇએ છીએ ત્યારે તો કોઇ મહાન નદીનો ખ્યાલ આંખને ભરી મૂકે છે. આપણી સંસ્કૃતિનો ઇતિહાસ જોઇએ તો એમાં ગંગોત્રીમાંથી નીકળેલી અને બંગાળના ઉપસાગરને મળતી ગંગાના જેટલી જ વિવિધતા નથી લાગતી ? કોઇ જગ્યાએ જોશથી વહેતી, કોઇ જગ્યાએ છીછરી ને વિશાળ બનતી, કોઇ જગ્યાએ ગંભીર અને વિશાળ બનતી, કોઇ જગ્યાએ બીજી નદીને સમાવી દેતી, કોઇ જગ્યાએ કાળી જમનાના પ્રવાહની સાથે ભળીને વિવિધ રંગ ધારણ કરતી, કોઇ જગ્યાએ સાગર જેવી મહાન બનતી, કોઇ જગ્યાએ વળી નહેરો વાટે બીજા શુષ્ક પ્રદેશોને પણ ફલદ્રુપ બનાવતી, એમ અનેક રૂપે આપણે ગંગાને તેમજ આપણી સંસ્કૃતિને ઐતિહાસિક દૃષ્ટિથી જોઇ શકીએ છીએ.

અને વળી ભૌગોલિક દૃષ્ટિએ સંસ્કૃતિને જોઇએ તો ? મુંબઇ અને મધ્યપ્રાંતના જંગલો, કાશ્મીર અને મદ્રાસ, આસામના ખાસીઓ, અને બર્માના બૌદ્ધો, મહારાષ્ટ્રના મરાઠા અને રજપૂતાનના રજપૂતો, ગૂજરાતના વેપારીઓ, અને બંગાળના બાબુઓ, એમ વિવિધ વર્ણી પ્રજામાં પણ આપણી સંસ્કૃતિનાં જુદાં જુદાં રૂપો પથરાઇને પડયાં છે.

આ બધું જોઇને જ્યારે આપણને એમ થાય છે કે આ હિન્દી સંસ્કૃતિનાં જ રૂપો છે ત્યારે ઘડીભર આપણી સંસ્કૃતિની વિશાળતાનું ભાન થાય છે, એટલું જ નહિ પણ અભિમાન થાય છે. પણ જ્યારે સાથે સાથે એમ પણ દેખાય છે કે આ સંસ્કૃતિના પ્રવાહમાંથી કોઇ કોઇ જગ્યાએ ખાબોચીયાં થઇ ગયાં છે. પ્રવાહનું જોશ ઘટી ગયું છે. મૂળ સુકાતું જાય છે અને ખાબોચીયાં ગંધાવા લાગ્યાં છે, ત્યારે એમ પણ થાય છે કે હવે તો એકાદવાર આ પ્રવાહમાં પાછું મોટું ગાંડુ પૂર આવે અને બધું વહેતું કરી મૂકે !

મને લાગે છે કે આ બધા વિચારો આવે, તેની સાથે હિન્દુસ્તાનની સંસ્કૃતિનું ભૌગોલિક દષ્ટિએ અવલોકન કરવું ઘણું જરૂરી છે.

અકસ્માત અમે આ દિવાળીની રજામાં ઉદેપુરની મુસાફરીએ નીકળ્યા, ત્યારે કંઇ આવું વિચારીને નહોતા નીકળ્યા તે વખતે તો અહીંથી થોડા વખતને માટે બહાર નીકળી પડવું, એજ ઉદ્દેશ મુખ્ય હતો. થોડા બચાવેલા પૈસામાં વધારેમાં વધારે કેટલું જોઇ શકાય તે ગણત્રી કરતાં કરતાં અમારી નજર ઉદેપુર સુધી પહોંચી અને એટલે જ અમે ઉદેપુરનો પ્રવાસ ગોઠવ્યો.

સંસ્કૃતિના પ્રવાહમાં તમને સફર કરાવવાને બદલે હું અહીં મારા પ્રવાસના વર્ણનના પ્રવાહમાં તમને ખેંચવા નથી માગતો. પણ મને મારી પોતાની બીક છે કે કદાચ તેમાં ખેંચાઈ જઇશ. કારણ કે પ્રવાસ બીજા કોઇપણ ઉદ્દેશ વગર પણ પ્રવાસ તરીકે જ એટલો રસિક હોય છે. અને એમાં ય જ્યારે સમોવડીયા સાથીઓની સાથે મુસાફરી કરવાની હોય ત્યારે પ્રવાસ ઘણીવાર Objective થવાને બદલે Subjective બની જાય છે. અને તેની અસર તો પ્રવાસના વર્ણન ઉપર પણ પડે છે અને એ અસરમાંથી મુક્ત રહીને લખવાનો મારો પ્રયાસ હોવા છતાં તેમાં અમારા વ્યકિતત્વની છાપ દેખાય તો એટલું નભાવી લેવા વિનંતિ.

તો પછી પહેલાં જ હું પાલણપુર અને બાલારામ એ બે સ્થળોનાં વર્ણન છોડી દઇશ બાલારામને છોડતાં જેટલું દુઃખ થયું હતું, તેટલું જ દુઃખ તેનું વર્ણન છોડતાં થાય છે અને આ લખતી વખતે એ ઢળતી સાંજ સમયનું બાલારામનું એકાંત ગંભીર અને ભવ્ય દર્શન નજર આગળ તાજું થાય છે. આસપાસના ગાઢ જંગલમાંથી બોલતાં પક્ષીઓની સાથે જ બાલારામ મહાદેવના લિંગ પરથી વહેતો પાણીનો અખંડ પ્રવાહ કોઈ મહાન મૃદંગની જેમ કાનને ભરી મૂકે છે. જેમ સાંજ જામતી જાય છે અને સંધ્યાનું વસ્ત્ર ઓઢવા માંડે છે, તેમ તેમ ટ્રેન સાથે દોડતો કઠોર કાળ અમને એક તરફથી સ્ટેશન તરફ ખેંચે છે. બીજી બાજુ મન અહીં ચોંટેલું છે. ગૂજરાતના શુષ્ક ભાગમાં પાલણપુરથી નજીકમાં આવેલું આ સ્થળ ખરેખર રમણીય છે.

રાત્રે ટ્રેનમાં જો ઉંઘવાની સગવડ બહારથી અને અંદરથી મળતી હોય, એટલે કે ટ્રેનમાં ભીડ ન હોય, અને પાસે જોખમ ન હોય તો ખરેખર આપણને આપણા બાલપણાની નીંદરનો અનુભવ કરાવે છે. જાણે આપણે ઘોડીયામાં સુતા હોઇએ અને કોઇ આપણને સતત ઝુલાવ્યા કરતું હોય એમ લગે છે, બધાને આ અનુભવ થવો જ જોઇએ એમ હું નથી કહી શકતો. કારણ કે કેટલાયને તો આખી રાત ટ્રેનમાં જ બગડે છે. અને વખતે ચાના પ્યાલાઓથી સ્ફુર્તિ રાખવી પડે છે. પણ એ તો જેવું જેનું શારીરિક અને ખાસ કરીને માનસિક બંધારણ. અને આબુ રોડથી ચા પીને 'લંબી ખીંચી' ડબ્બો ઠેઠ ઉદેપુર સુધીનો હતો એટલે અમને ઉદેપુર પહોંચાડવાની બધી જવાબદારી ટ્રેને લઇ લીધી હતી. પછી તો ઉંઘ આવવામાં શું બાકી રહે? મારવાડ જંકશનનો મધરાતનો કોલાહલ મને ન ઊઠાડી શકયો. એક તો જંકશન હતું અને એમાંય મારવાડીઓના મારવાડનું જંકશન હતું છતાં હું ન ઊઠી શકયો એનું બધું માન મારા કરતાં પણ હું તો ટ્રેનને જ આપવા માગું છું.

ફુલાદ જંકશન પછીનો ૩૦-૩૫ માઇલનો કટકો એ ઉદેપુર જોવાની પૂર્વ ભૂમિકા જેવો છે. ઉદેપુર પહોંચવા માટેનો આ ફુલાદ જંકશનથી જતો માર્ગ હમણાં જ શરૂ થયો છે તે પહેલાં ઉદેપુર પહોંચવા માટે ટ્રેનને દ્રાવીડી પ્રાણાયામ કરવો પડતો. કાં તો વડોદરાથી ભુસાવળ ને ઇંદોર થઇને ચિતોડગઢ આવીને ત્યાંથી માવલી જંકશનેથી ઉદેપુર જવાતું. અથવા તો આમ ઠેઠ અજમેર સુધી જઇને ત્યાંથી ત્રિકોણાકારે નીચે ઉતરીને માવલી જંકશને થઇને ઉદેપુર પહોંચાતું. આમ તો મારવાડ જંકશનથી ભૌગોલિક દષ્ટિએ ઉદેપુર ઘણું નજીક છે છતાં આમ કેમ કરવું પડતું તેનું કારણ આ ફુલાદ જંકશનથી કમલીઘાટ સુધીનો ૩૫ માઇલનો રસ્તો આ ૩૫ માઇલમાં ટ્રેન ન હોવાને

કારણે આટલું મોટું ચક્કર લેવું પડતું. આ ૩૦ કે ૩૫ માઇલમાં આરાવલ્લાના પહાડો અને તેની ખીણો આડાં આવીને પડયાં છે. તેમાંથી ટ્રેનને માટે માર્ગ કરવો, એ સહેલી વાત નહોતી અને એ કરે પણ કોણ ? એટલો ખર્ચ કોણ ઉપાડે ? આખરે ઉદેપુર રેલ્વેએ એ સાહસ ખેડયું. અને આજે એ આરાવલ્લાના પહાડોની કેડ ઉપર થઇને આ ટ્રેનનો રસ્તો જાય છે. લગભગ સવાર પડવા આવ્યું હતું. અને આ રસ્તો શરૂ થયો, ખરેખર આટલા નાના ભાગમાં પણ કુદરત અને માણસે સામસામા લડીને કઇ રીતે એક બીજાને નમતું આપ્યું છે, તેનું બહુ જ સુંદર દૃશ્ય અહીં નજરે પડે છે. રેલ્વેએ કોઇ જગ્યાએ મોટી ખીણ ઉપર ૧૦૦ થી ૧૫૦ ફુટ ઉંચા પુલ બાંધ્યા છે. કોઇ જગ્યાએ મોટા પર્વતને ફરીને તેની કેડ ઉપર કંદોરાની જેમ પોતાનો માર્ગ કર્યો છે, કોઇ જગ્યાએ નાનો પહાડ લાગે તો તેના પેટને ચીરીને પણ માર્ગ કર્યો છે. કોઇ જગ્યાએ તો નીચેની ભયંકર ખીણો ટ્રેનને ઘડીભર થંભાવી દે છે. અને જાણે હમણાં જો આ પહાડ જરાક ધક્કો મારશે તો આખી ટ્રેન આ ઉંડી ખીણોમાં એક જૂના અવશેષ બની જશે. દૃશ્ય ભયંકર છતાં રમણીય હતું.

આ આરાવલ્લાના પહાડોથી વીંટળાઇને ઉદેપુર લપાએલું છે. એમ જાણવા પહેલાં આરાવલ્લાના પહાડો એટલે શું તે જાણવું જરૂરી છે. અને આ રસ્તે તે આપોઆપ જણાઇ આવે છે. જાણે આંકડેઆંકડા બીડીને દુશ્મનોની સામે કોર્ડન કરીને આ બધા પહાડો ઉભા છે. ચોમાસું હમણાં જ ગયું હતું છતાં ખીણો સિવાય તમને કયાંય લીલોતરી ન દેખાય. કઠોરતા અને ભીતરમાં કોમળતા. બન્ને આ ભૂમિનો સ્વભાવ છે

હવે વચ્ચે હું બહુ નહીં રોકાઉં. કમલીઘાટે તો સવાર પડી ગઇ હતી. લાંબો વખત સુધી એક ને એક ડબ્બામાં રહેવાથી ડબ્બાના તરફ ઘર જેવો ભાવ ઉત્પન્ન થાય, અને તેમાં ય રાતે નિરાંતે ઉંઘ ખેંચી હોય, ત્યારે તો વધારે થાય, એ તમે સમજી શકશો. વળી એથી વધારે તો અમારી જ પડખેના નાના ખાનામાં એક ભાઇ સ્ટવ પર ચા બનાવતા હતા, એટલું જ નહિ, પણ જેને જોઇતી હોય તેને આપતા હતા (અલબત્ત પૈસા લઇને) એટલે તો અમને વધારે આ જાનનો અનુભવ થયો.

માવલી જંકશન આવ્યું. આ જંકશન નાનું છતાં ઘણું અગત્યનું છે. ઉદેપુરથી ગમે ત્યાં જવું હોય તો આ માવલી જંકશનના દર્શન કર્યાં સિવાય ન જ જઇ શકાય. અહીં અમે બે કલાક લગભગ પડયાં રહ્યા. કદાચ એવું હોય કે આ બાજુની હવામાં જ ઝડપને સ્થાન નહિ હોય, લોકોમાં, તેમ જ ટ્રેનમાં સુધરેલા પ્રદેશની સ્ફુર્તિ આ બાજુ જોવામાં ન જ આવે. ટ્રેન પર આની અસર થઇ હોય તો ના નહિ. એટલે અમે તો નવરા બેઠાં હજામત કરી અને કરાવી (વાચ્યાર્થમાં) આ બાજુ 'રબડી' નામની મીઠાઇ થાય છે, એવું કર્ણોકર્ણ સાંભળેલું. તેનું પ્રત્યક્ષ દર્શન જ નહિ પણ તેનો અનુભવ પણ અંતે કર્યો, તેને ટુંકામાં સમજાવવું હોય તો એમ કહી શકાય કે રબડી એટલે 'પ્રવાહી શિહોરી પેંડા.'

આખરે અમે ઉદેપુર તરફ ઉપડયા. અમારી ટ્રેન ઉદેપુર જાય છે કે કોઇ પહાડોની સામે ભટકાવા જાય છે. એ ખબર નહોતી પડતી. ભીસોભીંસ પહાડો અમારી સામે પડયા હતા. આમાં ટ્રેન કયાં જશે ?

આખરે 'દેબારી' સ્ટેશન આવ્યું. આ ઉદેપુરનું પરું ગણો તો પરું પણ નાકું ગણો તો વધારે યોગ્ય ગણાય. ઉદેપુરમાં પ્રવેશ કરવા માટે આ એક બારી છે. તેને 'દેબારી' એટલે કે બે બારી કહેવામાં આવે છે. અસલના વખતથી જ આ રસ્તો જ ઉદેપુરમાં પ્રવેશ કરવા માટેનો છે. બીજા એક બે રસ્તાઓ છે. પણ તે પણ આવી રીતે નાકાબંધી વાળા છે. ઉદેપુરની આસપાસ આરાવલ્લાનો કુદરતી જ કિલ્લો છે. અને એ કિલ્લામાં પેસવાનાં જે જે નાકાં છે, ત્યાં આવા દરવાજા કરી લીધા છે આ દેબારીમાંથી અમારી ટ્રેને ઉદેપુરમાં પ્રવેશ કર્યો.

જમાને જમાને અને દેશે દેશે સંસ્કૃતિનાં વહેણનાં પ્રકારો બદલાય છે. કોઇ જમાનામાં સંસ્કૃતિ નદીના કાંઠા ઉપર વહેતી હોય છે. કોઇ જમાનામાં દરિયા

કિનારે ઘુઘવતી હોય છે. ઇજીપ્તમાં નાઈલને કાંઠે કાંઠે સંસ્કૃતિના મધપુડા જામ્યા હતા. હિન્દમાં ગંગા, જમુના તથા સિન્ધુના પ્રદેશમાંથી સંસ્કૃતિ જન્મી અને ત્યાંથી જ પ્રસરી.

અત્યારે હિન્દમાં સંસ્કૃતિ રેલના પાટાની સડકને કાંઠે કાંઠે જામેલી છે, અને જામતી જાય છે. રેલ્વે જંગલમાં મંગલ કરી મૂકે છે. સાવ ભૌગોલિક દૃષ્ટિએ મહત્ત્વહીણુ ગણાતા સ્થળને મથક બનાવી મૂકે છે. અને એ રીતે રેલ્વેના પાટા ભૂગોળની નવી સીમા આંકે છે. આનાથી એમ પણ બન્યું કે જુના વખતનાં મહત્વનાં સ્થળો અત્યારે રેલ્વેની દૃષ્ટિએ મહત્વનું સ્થાન ન ટકાવી શકવાથી નિસ્તેજ થઇ ગયાં છે. અને તેનું મહત્ત્વ કેવળ પુરાતત્ત્વ પૂરતું રહ્યું છે.

ઉદેપુર વિષે કંઇક આવું બન્યું છે. અમદાવાદને અને દિલ્હીને, અને મુંબઇ તથા દિલ્હીને સીધેસીધું જોડી દેનાર રેલ્વે આરાવલ્લાના પહાડોમાં છુપાએલું ગૌરવવંતું ઉદેપુરને બાજુએ મૂકી દે છે. અને ઉદેપુર એ તેની દુર્ગમતા પૂરતું જ મુસાફરો માટે આકર્ષક રહ્યું છે

અરાવલ્લાના કુદરતી કિલ્લાઓ મુસલમાન અને મોગલ કાળમાં જેટલા રક્ષક બન્યા, તેટલા જ અત્યારે તે રોધક બન્યા છે. કારણ કે ઇતિહાસે ભૌગોલિક પરિસ્થતિનું મૂલ્યપરિવર્તન કર્યું છે. આથી એક વખતનું હિન્દુ અને રાજપુત સંસ્કૃતિનું રક્ષક ઉદેપુર રાજ્ય મેવાડ રાજ્ય-રાણા પ્રતાપની વીરગર્જનાથી ગાજતા આરાવલ્લાના પહાડો, અત્યારે સૃષ્ટિસૌંદર્ય અને યુરોપીઅન શોખીનોનાં શિકારનાં સ્થળો થઇ પડયાં છે. એટલે જ આજે ઉદેપુરની રેલ્વેની દૃષ્ટિએ જે જાહેરાત થાય છે, તેમાં ઉદેપુર City of the lakes તરીકે ઓળખાવાય છે. સરોવરની કુદરતી શોભાની આકર્ષકતા કરતાં ય બતકાં મારવાની આકર્ષકતા ઘણા Tourist ને ત્યાં ઉપાડી જતી હશે.

પણ આ તો ઉદેપુરના 'ખોળીયાંની વાતો છે. ખરેખર ઉદેપુર અને તેની આસપાસનો ભાગ તેની ઉપરના જોધપુરના રણનો ખ્યાલ આવતાં તો સ્વર્ગભૂમિ જેવો જ લાગે છે. મોટા મોટા પહાડોની વચ્ચેની ગીચ ઝાડીવાળી ખીણોની વચ્ચે ક્યાંક ક્યાંક કાચ પડયા હોય એવાં નાનાં સરોવરો સૂર્યના તાપમાં ઝબકારા મારતા નજરે પડે છે. એમાં ય તમે ઉદેપુરથી લગભગ ૩૫ માઇલ આવેલું 'જયસમુદ્ર' નામનું સરોવર જોવા જાઓ, ત્યારે તમને ઘડીભર એમજ થાય કે સૃષ્ટિસૌંદર્યની અહીં અવધિ થઇ. 'જયસમુદ્ર'નો રસ્તો પણ જંગલમાંથી પસાર થાય છે. ત્રણ બાજુ કુદરતે ડુંગરાઓની બાંધેલી પાળ અને એક બાજુ કુદરતની સાથે સરસાઇમાં ઉતરવા મથતા મનુષ્યે બાંધેલો ૧૦૦ ફૂટ પહોળો અને ૫૦૦ ફૂટ લાંબો અને ૨૦૦ ફૂટ ઉંચો બંધ, એ બન્નેનો કેવો સુંદર મેળ અહીં જામેલો છે. એમાં ય અમે તો વળી શરદ પુનેમની રાતે ત્યાં પહોંચેલા. અમારી મોટર જ્યારે બંધ ઉપર આવી પહોંચી, ત્યારે એકાએક જાણે અમારી સામેથી કોઇ પડદો હટી ગયો હોય તેમ 'જયસમુદ્ર' પથરાઇ રહ્યો. જાણે આરાવલ્લા ડુંગરોએ પોતાનું બધું સૌંદર્ય સંગ્રહીને આ એકાંત સ્થળમાં ભરી મૂકયું હતું. જેમ સમયની શાંતિ હોય છે, તેમ સ્થળની પણ શાંતિ હોય છે. અહીં એ બે શાંતિનો યોગ સધાયો, ખરેખર 'જયસમુદ્ર' કદી ભુલાશે નહિ. પ્રથમ દૃષ્ટિએ બંધાયેલા પ્રેમ પછી પ્રેમપાત્રો કરતાં ઘણાં સુંદર આકારો પણ કુરુપ લાગે છે.

પણ જયસમુદ્રને જેમ અમારે 'બીજે જ દિવસે છોડવો પડયો તેમ અહીં તેનાં વર્ણનને પણ છોડીશ. પણ તેનો ઇતિહાસ પણ એટલો જ આકર્ષક છે. જયસિંહ રાજાએ આજથી લગભગ ૨૦૦ વર્ષ પહેલાં આરાવલીના વેડફાઇ જતા પાણીનો સંચય કરવા આ બંધ બંધાવેલો. મનુષ્યકૃત આવો બંધ હિન્દુસ્તાનમાં બીજો કે ત્રીજો જ છે. ગમે તેવા દુકાળમાં આ 'સમુદ્ર' (આ સરોવરને અત્રેના લોકો સમુદ્ર કહે તે સ્વાભાવિક જ છે) આસપાસના ઘણા મોટા ભાગમાં પાણી પૂરું પાડી શકે તેમ છે. જો આ બંધ તૂટે તો તેનું પૂર ગુજરાતના ઉત્તર ભાગ સુધી પહોંચે એટલી તેની શક્તિ છે. અને આજ કારણે એ બંધને વળી એક બીજી

એથી જાડી દિવાલનો ટેકો અ.પવામાં આવ્યો છે. લગભગ ૧૧ થી ૧૨ માઇલની જગ્યા આ 'સમંદર' રોકે છે. અહીં રાણાએ બે મહેલો બંધાવ્યા છે એક જયસમુદ્રના બંધની ઉપર, બીજો એક તે બંધ પાસે આવેલી ટેકરી ઉપર ત્રીજો એક મહેલ વળી તે બંધની સામેની એક ટેકરી ઉપર શિકાર માટે બાંધેલો છે. આ બધાં રમકડાં જેવા લાગતા મ્હેલો પણ આ કુદરતના સૌંદર્યનો ભંગ કરવા અસમર્થ નીવડયાં છે.

હવે આહીં બહુ રોકાયાં. આવાં સૃષ્ટિસૌંદર્યનાં અને બીજાં ત્યાંના રાણાઓએ બંધાવેલા જુદા જુદા સ્થળો, જેવાં કે સજ્જનગઢ, ખાસહોદી, જગમહાલ, જગમંદિર, વિગેરે સ્થળોનાં વર્ણનો કરવા બેસીશ તો આ લખાણુ કયારે અટકશે, તે મારા કાબુની વાત નહિ રહે.

પણુ આ બધી વાતો તો ઉદેપુરની આસપાસની જડ સૃષ્ટિની વાતો થઇ. જડ સૃષ્ટિમાં પણુ અનુપમ સૌંદર્ય હોય છે. એ સૌંદર્ય પોતે જડ નથી. ઘણીવાર તો માણસ આમાંથી જ ચેતનની પ્રેરણા પામે છે. "કુદરતે બધું સુંદર, અને ફકત માનવી અધમ" એવું એક કવિ જગતના માનવીઓથી ત્રાસીને બોલી ગયો છે. પણ માનવસૃષ્ટિ એ છી મનોહર નથી. એ મનોહરતા એ પ્રત્યક્ષ કરતાં પરોક્ષ વધારે છે. તે સૃષ્ટિને નિહાળવા માટે ઐતિહાસિક અને સામાજીક દૃષ્ટિની થોડીક વધારે જરૂર છે.

ઉદેપુર એ ૪૫ થી ૫૦ હજારની વસ્તીનું શહેર છે. મેવાડની હાલની રાજધાની એ છે. મેવાડ રાજ્ય એ ઘણું જુનું અને રાજપૂત સંસ્કૃતિના મુગટ જેવું રાજ્ય છે. મેવાડના રાણાઓ પોતાને રામચંદ્રજીના વંશજો માને છે. સૂર્ય એ તેમનું ધ્વજચિહ્ન છે. રાજપૂતાનાના બધા રાજ્યોમાં આ મેવાડના રાજ્યનો ઇતિહાસ જ્વલંત છે. મુસલમાન અને મુગલ કાળમાં સામ, દામ, દંડ, અને–ભેદ આ ચારેય ઉપાયોથી 'પરદેશી સત્તાઓએ આપણા જ વફાદાર માણસો મારફત અનેક પ્રયત્નો કર્યા છતાં તે રાજ્યે અણનમ રહ્યાની પ્રતિષ્ઠા સાચવી છે. અલબત્ત તે વખતે દેશાભિમાન અને ધર્માભિમાન એટલાં એકમેક થઈ ગયેલાં હતાં કે એ બેમાંથી કઇ લાગણી એમાં જોરા પૂરતી હતી, એ કહેવું મુશ્કેલ છે. એમાં ય રાણા પ્રતાપ આ આખા ઇતિહાસમાળામાં મણિ જેવો શોભે છે. પ્રતાપને યાદ કરતાં જ આપણી સમક્ષ કરુણાથી ભરેલી વીરતા નજરે પડે છે. પ્રતાપની કલ્પિત મૂર્તિ સામું જોતાં જ એમ લાગે છે કે તે જાણે આપણી અંદર ઉભી થએલી તેના પ્રત્યેની કરુણાભરી સહાનુભૂતિને પોતાની વિશાળ આંખોથી શરમાવી દે છે.

અમે હલદીઘાટની ઐતિહાસિક જગ્યા જોવા ગયેલા. શ્રી નાથદ્વારાથી ૭ એક માઇલ દૂર ખમણોર કરીને એક ગામડું છે. આ ગામની પાસેથી એક ટેકરી ઉપર સાવ પડી ગયેલો નાનો કિલ્લો છે. એ ગામનું ઐતિહાસિક મહત્વ અમે તો જાણુતા જ નહોતા. પણ એટલામાં કયાંયથી મળ્યું પણુ નહિ આ ગામથી ડુંગરાની ગાળીમાં થઇને કેડીએ કેડીએ હલદીઘાટ તથા 'ચેતક કા ચબુતરા' ની જગ્યાએ જવાય છે. આ જગ્યા જોવા માટે તો બહુ જ થોડા માણસો જાય છે. કારણુ કે એ સાવ એકાંતમાં છે. એમ સાંભળ્યું છે કે વરસે એક વાર અહી 'ચેતક કા ચબુતરા'ની જગ્યાએ આસપાસના ગામડાના લોકોનો મેળો થાય છે. એની પાછળ શું ઉદ્દેશ છે, તે હજુ અમને ખબર પડી નથી. એ સિવાય તો અમારા જેવા રડયાખડયા 'મુરખાઓ' ખાલી એક નાનું મેદાન જોવા માટે જાય છે.

ખમણોરથી અમારી સાથે અમે એક ભોમિયો લીધેલો. તેનું નામ કમરુદીન તેની ઉમ્મર ૫૦ થી થોડી ઉપર પણુ ઓછી નહિ. તેને પોતાને ઉમ્મરની ગણત્રી કરવા જેટલું સંખ્યાજ્ઞાન નહોતું વળી આવો બુઢો ભોમિયો અમને કયારે હલદીઘાટ પહોંચાડશે, એમ મનમાં થયું. પણ જ્યાં તેણે લાકડી લઇને ચાલવા માંડયું ત્યાં અમે શરમાયા. એમાંય વળી તેણે જ્યારે એમ કહ્યું કે 'ભાઇ સાહેબ, તમે આગળ ચાલો, ને હું પાછળ ચાલીશ. કારણ કે મારાથી ધીમે ચલાતું નથી. અને હું જો આગળ હઇશ, તો આપણી વચ્ચે ઘણું અંતર પડી જશે.' ત્યારે અમે વધારે શરમાયા. જેમ સુકલકડી શરીરવાળો રજપૂત હાથમાં તલવાર લે ત્યારે તેનું સ્વરૂપ પ્રગટ થાય છે, તેમ આવા ડોસાઓની ચાલ શરૂ થાય

ત્યારે જ તેનું ખરુ સ્વરૂપ દેખાય છે. અમારે તેની ચોંસ સાથે લગભગ દોડવું પડતું. ડુંગરાઓની ગાળીમાં થઈને અમારી પગદંડી વાંકીચૂકી ચાલી જતી હતી. આખરે એક વિશાળ મેદાન આવ્યું. મેદાનની ચારે બાજુ ઉંચા ડુંગરો હતા. આ મેદાનમાં સલીમ અને પ્રતાપના લશ્કરને આખરી ભેટો થયેલો. એ મેદાનમાં જ 'અલ્લાહો અકબર' અને 'હરહર મહાદેવ'ની બૂમોના પડઘા આ પહાડો જ્યારે ઝીલતા હશે, ત્યારે જાણે ડુંગરાઓ પણ યુદ્ધમાં ઉતર્યા હોય એવો દેખાવ થતો હશે. આખા આ દશ્યમાં પ્રતાપનો ઘોડો સાવ જુદો તરી આવે છે. મેવાડના સૂર્યવંશી કુલનો રાણો પ્રતાપ આખરી નિર્ણય માટે મરણીયો થઈને ઘૂમતો હશે. ' શરા બાવીસ હજાર ' સીસેદીયા એક પછી એક ઢળતા જતા હશે, પ્રતાપના મોટા છત્રની પાછળ દુશ્મનો પડયા હશે. માના ઝાલો એ છત્ર પોતાને માથે ઓઢી લઈને ત્યાં સુતો. પ્રતાપનો ઘોડો આ...ભાગ્યો. પણ આપણે યુદ્ધ જોવામાં રોકાયા, પણ જે જગ્યાએ સલીમનું આખું લશ્કર સાંકડી ગાળીમાં પ્રતાપના ભીલોએ તથા રજપૂતોએ ભીડાવેલું તે જગ્યા જોતી રહી ગઈ. આ જ જગ્યા તે ભારતની 'થર્મોપોલી.' તે ગાળીમાં એકી સાથે ત્રણ માણસો હાથ પહોળા રાખીને ઉભા રહી શકે તેમ છે. ઘોડા તો એકી સાથે બે ભાગ્યે જ પસાર થઇ શકે. માથે બન્ને બાજુ સીધા ચઢાણવાળી ટેકરીઓ છે. એ ગાળીમાં માટી સાવ પીળી છે. હળદર જેવી પીળી છે. લોકોની કલ્પનામાં આ માટી તે માટી નથી પણ પ્રતાપના લશ્કરનું માટીમાં ભળીને પીળું બની ગયેલું લોહી છે. આ જગ્યાએ જ પ્રતાપના ભીલ સૈનિકોએ સલીમના લશ્કર ઉપર મોટા પત્થરો ગબડાવેલા, અને બાણોનો મારો ચલાવેલો. પણ મોગલનું પ્રબળ સૈન્ય આમાં હારે તેમ નહોતું. યુદ્ધનું પરિણામ તો પહેલેથી જ ચોક્કસ હતું.

પ્રતાપનો ઘોડો નાઠો, તે કાંઇ ઓછો ઘવાયલો નહોતો. પ્રતાપ પણ જખમના બખ્તર પહેરીને જ ઘોડા ઉપર બેઠેલો હતો. પ્રતાપની પાછળ બે મોગલો, અને મોગલોની પાછળ પ્રતાપના ખૂટેલા ભાઇ શક્તાને દોડતા જોઇએ છીએ. આ આખો પ્રસંગ વીર અને કરુણ રસથી ભરપૂર છે. દ્વિજેન્દ્રલાલ રોયનું 'પ્રતાપ' નાટક જાણે અહીં ભજવાતું હોય એમ લાગ્યું. અમે આગળ ચાલ્યા. હલદીઘાટથી ઘણે દૂર 'ચેતકકા ચબુતરા' નામની જગ્યા છે. અહીં ચેતક આખરે પડયો. ચેતક ઘોડો તો રાણા પ્રતાપની સાથે વીરત્વમાં હરિફાઇ કરતો દેખાય છે. આ અમારા 'ચેતકકા ચબુતરા' સુધીના પ્રવાસ દરમ્યાન જાણે અમે અત્યારના સમયમાંથી ચાલતા ચાલતા ઠેઠ પ્રતાપના સમય સુધી આવ્યા હોઈએ એમ લાગ્યું. જાણે ચારેય બાજુ ઘોડાઓના ડાબલા સંભળાય છે.

આજ ગાળીમાં હિન્દુસ્તાનના શૌર્યનો પ્રવાહ અટવાઇ જઇને સુકાઇ ગયો હોય એમ અમને લાગ્યું.

પણ 'ગઢમેં ગઢ ચિતોડગઢ' જ્યારે જોયો, ત્યારે તો વળી હૃદયમાં શું નું શું તોફાન મચી ઉઠે છે. પણ એ વાત હવે પછી.

[ અપૂર્ણ ]



## ચિંતનનું સૌંદર્ય[1]

**ન**વલકથાકાર તરીકે રમણલાલે આપણને આકર્ષ્યા છે. સંયમ અને સહાનુભૂતિની અમુક સીમાઓમાં વહેંચાઇને તૈયાર થયેલી એમની નાજુક શૈલીએ ઘણાં વાચકોને પરવશ કરી લીધાં છે. વસ્તુમાં વૈવિધ્ય હોય કે ન હોય પણ રસોત્પત્તિ માટેની એમની કાળજી અથવા આગ્રહ માન ઉત્પન્ન કરાવે એવાં હોય છે. વાર્તાપ્રવાહની વચ્ચે વધુ પડતાં બોધવચનો ગોઠવવાની એમની 'કટેવે' જેમ ઘણાને ચર્ચાપત્રી બનાવી દીધા છે તેમ મને આશક બનાવી દીધો છે. 'જીવન અને સાહિત્ય'નાં સવા ત્રણસો પાનાં વાંચ્યા પછી પણ મને તો એમ જ થાય કે, કલ્પનાના અદૃશ્ય જીવોની નકામી જંજાળ ઉભી કરવાનું છોડી રમણભાઇ બધું ચિંતનાત્મક જ લખતા હોય તો તેમાં ભવિષ્યના ગૂજરાતને વધુ લાભ થવાનો સંભવ છે. સાહિત્યનો જીવન સાથેનો સંબંધ અનેક વિચારો માગે છે. સાહિત્ય ઘણે અંશે સમભાવ અને કલ્પનાદંપતીનું સંતાન છે. લખનારનું ગ્રહણશીલ હૃદય સાચું અને ચિત્ત શુધ્ધ હોય એટલે સમભાવ જાગે છે, અને તે સમભાવ કલ્પનાની વેલ પર ચડીને સાહિત્ય પ્રગટાવે છે. સીધો અનુભવ બહુ કપરો છે. ત્યાં સમતોલપણું જાળવવું જ મુશ્કેલ થઇ પડે છે. એટલે સાહિત્ય તત્કાળ લખાય એવી પરિસ્થિતિ રહેતી નથી. જો કે સાહિત્યસંવેદનોની પરંપરા ઉછળે છે. સાહિત્યસામગ્રી તો જગતભરમાં સભર ભરી છે; અને સ્વાનુભવમાં એ હોય એમાં નવાઇ નથી. સમભાવશીલ કલ્પનાનુભવ સાહિત્ય છે: સમભાવશીલ જીવનાનુભવ એ ચારિત્ર્ય છે. ચારિત્ર્ય વાણી વિચાર અને કાર્ય દ્વારા પ્રગટે. સાહિત્ય મૂક શબ્દ દ્વારા પ્રગટે. અને ચારિત્ર્ય તથા સાહિત્ય એ ઉભયનું એકરૂપ પ્રાગટ્ય બની શકે એ આપણા ગૂજરાત અને આપણી ગૂજરાતી ભાષા માટે સદા ગૌરવનો વિષય હશે. આજે એ દિશા તરફ આપણા વિદ્વાન લેખકોએ સારો અને સાચો પ્રયાસ શરૂ કર્યો છે એમ 'જીવન અને સાહિત્ય' તેમજ બીજાં એવાં જ થોડાક પ્રકાશનો જોતાં કહી શકાય.

---

૧ **જીવન અને સાહિત્ય** : લે. રમણલાલ દેસાઇ, પ્ર. આર. આર. શેઠ, પ્રિન્સેસ સ્ટ્રીટ-મુંબઇ-૨, પૃષ્ઠ ૩૨૮, દ્વિરંગી સુંદર જેકેટ, કિંમત રૂપિયા અઢી.

'જીવન અને સાહિત્ય'માં એજ શિર્ષકનો એમનો પ્રથમ લેખ, બીજા તમામને મુકાબલે વધુ તેજસ્વી છે.. જીવનની પ્રત્યેક અવસ્થા જાગૃતિ માગે છે, ઉચ્ચ વિચારો માગે છે. સાહિત્યની તમામ દિશાઓને અજવાળવાનું પરમ સામર્થ્ય પણ એમાં જ છે. એ આખા લેખનો ધ્વનિ છે. ઉંચી જિજ્ઞાસાએ એમનું અંતઃકરણ અપાર શ્રદ્ધા બતાવે છે. 'વર્તમાન ગુજરાતી સાહિત્ય—તેનાં લક્ષણો'માં ગયા સાક્ષરયુગની ટૂંકી સમીક્ષા મૂકી છે. એ સમીક્ષાને ચાર યુગોમાં વહેંચી નાખી છે. પહેલા યુગના સંસ્કારસ્વામીઓમાં એમણે કવિ દલપતરામ અને નર્મદાશંકરને ગણાવ્યા છે. બીજા યુગને સાક્ષરયુગ કહ્યો છે. એમાં ગોવર્ધનરામ, નરસિંહરાવ, મણિલાલ નભુભાઇ, બળવંતરાય ઠાકોર, હરિલાલ ધ્રુવ અને મણિશંકર ભટ્ટ વગેરેને એ યુગના સર્જકો કહ્યા છે. ત્રીજા યુગને એમણે કવિ નાનાલાલના યુગ તરીકે ઓળખાવ્યો છે. અહીં વિચારોમા. ઘણાંના વિચારોમાં મતભેદ પડે તો નવાઇ નહિ; એટલું સાચું કે "ગુજરાતનાં આજનાં કુમારકુમારિકાનાં પાત્રો એમણે ગઇ કાલે આલેખી બતાવ્યાં છે. કવિ દ્રષ્ટા છે એ રીતે. અહીં આગળ કવિનો વિજય થયો છે પણ પછી... હાલ એ કથા અપ્રસ્તુત છે. કવિ જાણે છે કે પોતાની વિલસુઓ ને ઉષાઓ, જયાઓ અને જયંતો ક્યાં જઇને આશ્રમ બાંધે છે.' એક સ્પષ્ટ વક્તાના હૃદયનું પ્રમાણભૂત કથન તો આમ પણ છે કે, 'કવિ નાનાલાલને ગુજરાતના ટાગોર કહી શકીએ? હા, કહી શકીએ કહાય. ટાગોરની જીવનકળા ઉંચી કક્ષાએ ને વિશાળ ભૂમિકાએ વિરાજે છે. આજનો રાષ્ટ્રપ્રેમી ટાગોર અભૂતપૂર્વ છે. વિવિધ કળાઓનો એ રસિયો કળાકાર છે સંગીત, ચિત્ર ને સાહિત્ય તો એમની કળાઓ છે જ; પરંતુ કૃષિ. પ્રવાસ, સંસ્કૃતિવિનિમય, પુરાતત્ત્વ, કૌમારજગતની—ને સૌની વિકાસપ્રગતિનો —અને માનવ સંબંધોની શાંતિનો એ સંદેશવાહક માનવદૂત છે. કવિ ટાગોરનો એ મહાવિજય છે.' કવિ નાનાલાલ એ કક્ષાએ જઇ શકે—અવશ્ય જઇ શકે જો—પણ એ બધું જવા દઇએ. નાનાલાલ યુગની પાંચ મહાન વ્યક્તિઓમાંઃ કલાપી, નાનાલાલ, લલિતજી, ખબરદાર અને મુનશી એટલી ગણાવી છે.

તે પછીના યુગપુરુષ ગાંધીજી છે. આખા સાહિત્ય પર એમની સર્વવ્યાપી અસર થઇ છે. એમના હાથે સાહિત્યનું સ્વરૂપ જ નવેસર તૈયાર થયેલું દેખાય છે. 'સાહિત્યદીપ'માં કલમના મજુરો માટે રમણલાલ એક અગત્યની બીના સ્પષ્ટ કરે છે. અગાઉ એ વિશે ક્યાંક ક્યાંક અસ્પષ્ટ લખાયું છે પણ આટલી ચોકસાઇપૂર્વક લખાયેલો આ પહેલો જ લેખ છે એમ મારું માનવું છે. એ સ્પષ્ટીકરણ આ પ્રમાણે॥ અર્થવાળું છે. ' આપણે કવિઓ, લેખકો, વિવેચકો મૂળ તો માનવતાની પરમાર્થ દૃષ્ટિના શોધક છીએ: જરાય દાઝેલી કે કડવાશ વિનાની નિર્દોષ કલ્પનાના આપણે સૌ સંગ્રાહક છીએ પ્રકૃતિનાં કલ્યાણકારી તત્ત્વોના પ્રશંસક છીએ. આવુ આવું તો ઘણું યે કરનારા, કરાવનારા આપણે છીએ ને આ બધુ શોધાઇ, શુધ્ધાઇ ગયા પછી જિજ્ઞાસુ કે અજિજ્ઞાસુ પ્રજાસમૂહની વચ્ચે એ અપાર્થિવ વસ્તુની વહેંચણી કરનારા પણ આપણે છીએ, પણ આ તો બધું કેવળ અકસ્માતરૂપે બનતું હોય છે. ચિંતનની કોઇ ધન્ય ક્ષણોએ આપણી સ્મરણ—જાગૃતિ સાચવી રાખી હોય છે પછી તો આપણે સામાન્ય મનુષ્ય જ બની જઇએ છીએ. બીજાંની જેમ અનેક વૈમનસ્યો ઉભાં કરતાં આપણને પણ આવડે છે. પરનિંદાને પ્રિય વિષય બનાવી મૂકવામાં પણ પાવરધા છીએ આપણે સંસ્કાર વાંછુઓ. હોટલની નોકરીથી માંડીને, ન્યાયાસન સુધીનો માનસિક પ્રવાસ કરી લીધો હોય છે આપણે. માનવતાની વધુમાં વધુ રક્ષા કરવાનો ડોળ કરનારા આપણે, અમાનવતાની ગાળાગાળીમાં જ રચ્યાપચ્યા રહીએ છીએ.' આ વિષય પરત્વે, અંતર્ગત રીતે પણ રમણભાઇએ સારું અજવાળું આપ્યું છે. અનુદાર દૃષ્ટિ કોઇ પણ ક્ષેત્ર માટે આત્મહત્યાજ છે.

તે પછી સામાન્ય કોટિના છતાં અભ્યાસની દૃષ્ટિએ ઉપયોગી એવા ચારપાંચ લેખો વટાવ્યા પછી કવિ નર્મદની સત્યમૂર્તિ આંખો સામે સ્થિર થાય છે. એ આવે છે એકલો ને ઉત્સાહભર્યો. યુધ્ધે ચડવાની મામુલી સામગ્રી લઇને એ પ્રાણ પ્રાણમાં ફૂલાતો ચાલ્યો આવે છે. રમણલાલે એને 'નાગરત્વનો' પ્રતિનિધિ કહ્યો છે 'વીર નર્મદ'ના કર્તાની હળવી ને ગંભીર શૈલી કંઇક

નર્મદની પ્રશસ્તિમાં જ રોકાઇ ગઇ છે બીજાં પણ અનેક નિરનિરાળી વ્યકિતપૂજા ઢોળી છે એ મરણિયાની રાખ ઉપર. જેને જેમ ફાવ્યું તેમ ગાયાં કર્યું છે. આ જાતની ઊર્મિલતા કરતાં 'ધૂમકેતુ'નું વિચારદર્શન વધારે ભવ્ય છે. એમનો નર્મદ આપણને પ્રેરણા આપી શકે એવો તેજસ્વી મનુષ્ય છે. રમણલાલ અને વિશ્વનાથનો નર્મદ સુધાર વીર નર્મદ નથી લાગતો. એ તો ક્ષણે ક્ષણે મહાપુરુષ થવાની ઠરેલ-હિમ જેવી કલ્પનામાં જીવતો ડોળઘાલુ નર્મદ લાગે છે. ધૂમકેતુનો નર્મદ એ તો સુધારાનું વાવાઝોડું છે. વિકાસની પળેપળને સંઘરી રાખવાની ખેવના નથી એને; એક ઝપાટે કચરો સાફ કરવાની યોધ્ધાની મનોવૃત્તિ જ અહીં પ્રાધાન્ય ભોગવે છે. મને એ વધારે પ્રેરક લાગે છે. આના સમર્થનમાં એમની એક લીટી: "એ આજન્મ સૈનિક હતો એનામાંથી ગમે તેવાં પ્રલોભન સમયે પણ સૈનિકનો આનંદ ગયો નથી.'

'કલાપી અને તેની ગઝલો' માં એક સારા અભ્યાસીને છાજે એ રીતે નિરુપણ કર્યું તેમજ 'ગોપીજન-વલ્લભ' નો રસિયો કવિ દયારામ પણ આછી રેખાઓમાં વહેંચાઇને ઠીક શોભે છે. જે વસ્તુ વધારેમાં વધારે લંબાણ માગતી હોય તેને રંગરસસહીત મિતાક્ષરીમાં ઘટાવવી એ કેટલું દુર્ઘટકાર્ય છે તે આ ટૂંકી નોધો ઉપરથી દેખાઇ આવે છે. છેલ્લા બે લેખોમાં પહેલો નવલરામ વિષે કેટલુંક નવું અજવાળું આપે છે. નિડર વિવેચક, નાટકકાર–કવિ ઉપરાંત નવલરામ એક અજોડ શિક્ષણશાસ્ત્રી હતા એટલું અહિં પહેલવહેલું જાણવા મળે છે. છેલ્લા લેખમાં ગાંધીજીને સાહિત્યકાર ગણી શકાય કે નહિ એવી જે ચર્ચા બારમા સાહિત્ય-સંમેલનમાં ઉપડી હતી તેનો જડબેસલાખ ચૂકદો છે.

ઇ.

**સુહિણી:** તેરમા ગુજરાતી સાહિત્યસંમેલનની માસિક પ્રચારપત્રિકા લવાજમ, બહારગામ ટપાલખર્ચ સહીત રૂપિયો એક. સ્થાનિક બાર આના. પ્રકાશક, કારોબારી સમિતિ, યાકુબખાન રોડ, રણછોડક-વાર્ટર કરાચી.

આવતા ડિસેમ્બરની છેલ્લી તારીખોમાં કરાચીમાં ભરાનારા તેરમા ગુજરાતી સાહિત્યસંમેલનના સર્વાંગી પ્રચારાર્થે 'સુહિણી'નું માસિક પ્રકાશન શરૂ થયું છે. બાર બાર અધિવેશનો ગુજરાતમાં ભર્યાં પછી, સંમેલન પહેલીવાર ઘરબહાર પગ મૂકે છે એ બૃહદ્ ગુજરાતના, ખાસ કરીને સિંધના અહોભાગ્ય છે, સંમેલન આટલે દૂર પોતાને આંગણે આવે છે જાણીને કરાચીની ગુજરાતી પ્રજાએ અપૂર્વ ઉત્સાહ બતાવવા માંડયો છે અને એને સફળ બનાવવા માટે સંપૂર્ણ તૈયારીઓ થઇ ચૂકી છે. 'સુહિણી'નું પ્રકાશન એ શ્રધ્ધાને મજબૂત બનાવે છે. લગભગ સવાસો વર્ષ થયાં સિંધમાં આવીને સ્થિર થયેલી ગુજરાતી પ્રજાએ, સાંસ્કારિક, સામાજીક, આર્થિક કેટકેટલી પ્રગતિ સાધી તેનું સમગ્રાવલોકન 'સુહિણી' દ્વારા ગુજરાતને પહોંચાડવનો આશય દેખાય છે. એના પ્રકાશકોનો, સૌ સસ્તા લવાજમમાં–લગભગ પડતર કીમતે–સંમેલનની પ્રતિનિધિ બનીને ગુજરાતને ઘેર ઘેર જઇ પહોંચવાની આ પત્રિકાની ઉમેદ છે. પ્રત્યેક સંમેલનોમાં દર વખતે કાંઇ ને કાંઇ વિશિષ્ઠતા રહી હોય છે. આ વખતના સંમેલનમાં 'સુહિણી' એ એનું વિશિષ્ઠ અંગ ગણાશે. પત્રિકાના પહેલા અંકમાં શ્રી. દેશળજી પરમાર, કરસનદાસ માણેક, ઇન્દુલાલ ગાંધી વગેરેની એકએક ઉતમ કૃતિ આપી છે તેમના નિવેદન-માંથી એક કંડિકા અહીં ઉતારીએ છીએ.

'સંમેલનના સર્વાંગી પ્રચારને માટે જ 'સુહિણી'નું માસિક પ્રકાશન શરુ કરવામાં આવ્યું છે. જુલાઇથી ડિસેમ્બર સુધીમાં એના ૭ અંકો પ્રગટ થશે. એમાં આધુનિક ગુજરાતી સાહિત્યની સર્વોત્તમ રચનાઓ ઉપરાંત, સિંધની પ્રાચીન અને આર્વાચીન સંસ્કૃતિના, ભાષા-સાહિત્યના, પ્રેરણદાયી વિભૂતિઓના પ્રમાણભૂત અને પ્રગલ્ભ પરિચયો અપાશે. બીજું તો ઘણું યે આવશે. એ પત્રિકા જ સંમેલનનાં આકર્ષણનું મધ્યબિંદુ બની રહેશે.'

અમે ઇચ્છીએ છીએ કે ગુજરાત અને બૃહદ ગુજરાતના ગુજરાતીઓ 'સુહિણી'ને સતકારશે જ.

क.

**નવલગ્રંથાવલિ:** તારણ કાઢનાર, નરહરિ દ્વારકાદાસ પરીખ, નવજીવન પ્રકાશન મન્દિર, અમદાવાદ, ૧૯૩૭, પૃ ૬૮+૫૨૮. કિ રૂા. ૨-૦-૦

સ્વ. નવલરામ લક્ષ્મીરામ પંડ્યાનાં વિધવિધ લખાણોનો સમગ્ર સંગ્રહ નવલગ્રંથાવલિના ચાર ભાગોમાં થયો છે. પરંતુ એ લખાણો મિશ્ર રીતિનાં તેમ જ મિશ્ર વિષયોનાં છે તેથી એમાંથી ચૂંટણી કરીને શાળામહાશાળાને ઉપયોગી બને એવો એક સંગ્રહ બનાવવાનો પ્રસ્તુત પ્રયાસ છે. પ્રયાસ સ્તુત્ય છે.

નવલરામભાઇનાં લખાણની વાનગીને સંઘરી રાખીને વિદ્યાર્થીઓ પાસે મૂકવાની ખાસ જરૂર છે, તે તેઓ આપણા સુન્દર ગદ્યલેખક હતા, વિવેચક હતા વગેરે કારણોથી નહીં, પણ ચારેબાજુથી અસ્થિર અને ઉકળતા એ જમાનામા પણ એમના વિચારો હરેક અને હિતાવહ હતા તેથી. આ બધાં લખાણો વાંચતાં નવલરામના મનની નિર્મળતા અને સ્થિરતા સ્પષ્ટ રીતે સમજાય છે. આ બન્ને ગુણોની જરૂર દરેક જમાનામાં બહુ છે. આજે પણ આ ગુણો તો આપણા સાહિત્યકારોમાં વિરલ જ છે.

આ સંગ્રહમાં એમનાં શિક્ષણવિષયક લખાણોનો સમાવેશ નથી કરવામાં આવ્યો. વિવેચન તેમજ ભાષા વિષયક લેખોમાં એમનાં ઘણાખરા પ્રતિનિધિરૂપ ગણાય તેવાં લખાણો આવી ગયા છે. પુસ્તકની શરૂવાતમાં નવલરામનું જીવનચરિત્ર સંપાદકે લખ્યું છે તે ઠીક છે, પણ ગોર્વધનરામનું લખેલું જીવનચરિત્ર સંપાદક પોતે કહે છે તેમ ઘણું વ્યાપક છે, અને એની લેખનશૈલીથી વિશિષ્ટ છે. નવલરામનાં વ્યક્તિત્વની સચોટ છાપ ગોવર્ધનરામનાં લખાણથી ઉપજે એવી અહીંનાં લખાણથી ઉપજતી નથી. પણ સરળતા આણવા માટે કદાચ સંપાદકે આ લખ્યું હશે.

આ સંગ્રહ સર્વથા અભિનન્દનીય છે. 'પ્રસ્થાન' ના તંત્રીએ આવી બીજી ગ્રંથાવલિઓની જરૂરત જણાવી છે તેની સાથે પણ અમે સર્વથા સમંત છીએ.

**શારીરિક-માનસિક તંદુરસ્તી તથા આધ્યાત્મિક રીતે સારવાર:** અનુ: રવિશંકર ગણેશજી અંન્તરિયા, માંગરોડ, સં. ૧૯૯૩. પૃ ૨૨+૧૭૮+૨૪+૪૬. કિ. ૧-૪-૦

મૂળ અંગ્રેજી ઉપરથી ભાષાન્તરિત આ પુસ્તક ઉપયોગી છે. એનો વિષય એનાં નામથી જ સ્પષ્ટ થાય છે, એમાં એ વિષયને લગતી પુષ્કળ ચર્ચા અને વ્યાવહારિક સૂચનાઓ છે. દરેક પૃષ્ઠની ઉપર અને નીચે ઝુલણા છંદની એકેક કડી છાપેલી છે. એમ એક આખું કાવ્ય આમા છાપ્યું છે. કાવ્ય વિષય આધ્યાત્મિક છે, પણ કાવ્ય પ્રાસાદિક છે અને એમાં કવિત્વ પણ છે. સર્વથા પુસ્તક વાંચવા વિચારવા જેવું છે.

ડોલરરાય રંગીલદાસ માંકડ

**ગુજરાતી સાહિત્ય:** એનું મનન અને વિવેચન' લે. પ્ર, શ્રી રામચંદ્ર દામોદર શુક્લ, દાહોદ પૃષ્ટ સંખ્યા ૩૦૮ કિંમત રૂા. બે.

ગુજરાતનાં વિવેચન સાહિત્યમાં પ્રગતિમાન વધારો થતો જાય છે,' છેલ્લા ચારેક વરસમાં વિવેચનના ગ્રંથો લઇને એક પછી એક વિવેચક બહાર આવતા જાય છે. વિવેચનના છૂટક છૂટક લેખો ઉપરથી કોઇ વિવેચકની શક્તિનું માપ ન નીકળી શકે. એ હિસાબે શ્રી રામચંદ્ર શુક્લે છેલ્લા બારેક વરસ થયા વિવેચનાનું કાર્ય હાથ ધરેલ છે, છતાં એક સમર્થ વિવેચક તરીકે એમની ગણના અત્યાર સુધી ભાગ્યેજ થઇ હોય આ પુસ્તકનું પ્રકાશન ઘણું વહેલું થવું જોઇતું હતું. પરંતુ મોડું મોડું પણ આ પ્રકાશન આપણા અર્વાચીન વિવેચન સાહિત્યમાં મહત્વનો ઉમેરો કરે છે

પ્રસ્તુત: પુસ્તકમાં સંગ્રહાયેલા ૧૪ લેખોમાં ચાર લેખો આપણા ૧૯૨૫થી૧૯૩૩ એમ આઠેક વરસના સાહિત્યની સમાલોચનાથી રોકી લે છે. ત્રણ લેખો મુનશીના સાહિત્યની વિવેચના કરે છે. બાકીનામાં નવલકથા, નવલિકા અને કવિતા આદિનું વિવેચન કરે છે. એમ સાહિત્યના મુખ્ય મુખ્ય અંગોનું વિવેચન આ પુસ્તકમાં આવી જાય છે એમના વિવેચનમા પૃથક્કરણ વધુ હોય છે. લેખકના કથનમાંથી આંતર રહસ્ય શોધી, સુરેખ વિવરણ કરવાની કલા સંપૂર્ણપણે સાધ્ય થઇ હોય એવું જણાતુ

નથી, એટલે આ વિવેચનો ઘણી વખત સાર ભાગ આપતા હોય તેવા બની જાય છે.

એનું કારણ એ પણ હોય શકે કે એમણે કરેલા લગભગ ઘણાખરા વિવેચનો સમગ્ર રીતે થયેલાં હોય, વિવેચનના દરેક અંગને ન્યાય ન આપી શકાયો હોય, જ્યાં જ્યાં એક જ વસ્તુ પર એમણે પોતાનું સમગ્ર ધ્યાન કેંદ્રિત કર્યું છે. ત્યાં ત્યાં એ અજબ રીતે ખીલી નીકળ્યા છે. ન્હાનાલાલની લગ્ન ભાવના, મુનશીના રાજકીય વિચારો, ધનસુખલાલનો હાસ્યરસ વગેરે એનાં દ્રષ્ટાંતો છે.

સાહિત્યના પ્રાથમિક વાંચનારાઓ માટે આ પુસ્તક ખૂબ ઉપયોગી થઇ પડશે.

આ પુસ્તકથી આપણને લગભગ સાત વરસનું આપણા સાહિત્યનું સરવૈયું મળે છે એ દ્રષ્ટિએ પણ આ પુસ્તકની ઉપયોગીતા વધી જાય છે. શ્રી મુનશીએ ડુમાના નવલ સાહિત્ય ઉપરથી કરેલી ગૂજરાતના ઇતિહાસની વિકૃતિ અહીં ઘણી અસરકારક રીતે બતાવી છે. શ્રી ધૂમકેતુ અને દ્વિરેફની કૃતિઓની તુલનાત્મક વિવેચના અહીં સુંદર રીતે આપી છે. આમ અનેક રીતે આ પુસ્તક આપણા વિવેચન સાહિત્યમાં મહત્વનો ઉમેરો કરે છે. ઇચ્છીએ છીએ કે શ્રી. શુક્લ પોતાના અભ્યાસના આવાં અનેક ફળો ગૂજરાતને આપે.

**દુલારી અને બીજી વાર્તાઓ** લે. શ્રી સ્નેહકુંજ પ્ર. શ્રી સોમચંદ શાહ, તંત્રી ખેડાવર્તમાન, ખેડા. કિં ૧-૦-૦ 'ખેડાવર્તમાન'નું ૧૯૩૭ની સાલનું આ ભેટ પુસ્તક છે ૩૦૦ પાનાના આ પુસ્તકમાં આઠ વાર્તાઓ સંગ્રહાએલી છે. આપણા જુના વાર્તા સાહિત્યની યાદ આપતી આ વાર્તાઓ સાધારણ વાંચનારને ગમશે એટલું સત્વ એમાં ભારોભાર ભરેલું છે. એકાદ વાર્તા સિવાય બધી વાર્તાઓ આજના પ્રગતિમાન જમાના પહેલાની છે. લેખકે હજુ વર્તમાન સાહિત્યના વલણને બહુ જ ઓછો બલ્કે નહિ જેવો જ સ્પર્શ કર્યો છે. એમનામાં શકિત ખૂબ જ છે એટલે પોતે ધ્યાનપૂર્વક વર્તમાન સાહિત્યના વલણ પારખીને કલમ ચલાવશે તો એક અચ્છા નવલિકાકાર બનશે.

મૂ.

**વિરાટ જાગે છે ત્યારે:** લે. ગુણવંતરાય આચાર્ય પ્ર. યુગધર્મ મંડળ, સલાપોસ રેડ, અમદાવાદ. પાના ૨૫૮ કિં. રૂ. દોઢ.

વનરાજના સમયના ઐતિહાસિક આધારો લઇને લખેલી આ નવલકથા છે. ઇતિહાસની વાત બાજુએ રાખી નવલકથાની દ્રષ્ટિએ જ જોઇએ તો નવલકથા રસભેર વંચાય એવી છે. 'વિરાટ જાગે છે ત્યારે' નામ સૂચક છે અને નથી. નવલકથામાં જનતાને- વિરાટને જગાડવાનો પ્રયત્ન છે પણ એ એટલો બધો ઝડપી છે કે ઉઠાવ નથી પામી શકતો. શ્રી. આચાર્યની કલમનો સામાન્ય એવો વેગ, શબ્દભંડાર વગેરે આમાં છે પરંતુ ઉપમાઓ અને સરખામણીઓ અકળાવે એવી ને એટલી બધી છે. શબ્દભાર ઓછો કરવામાં આવે અને વિકાસક્રમ યોગ્ય રીતે સપ્રમાણ મૂકાય તો આખી વસ્તુ વધુ દીપી ઉઠે.

મો.



* વર્ષ છઠ્ઠું * * ઓગષ્ટ ૧૯૩૭ * * અંક આઠમો *

# શક્તિ તેટલી ભક્તિ

શ્રી. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ

માનવ હૃદયની પ્રબળમાં પ્રબળ વાસના શી? મનુષ્યના જીવનમાં રસ પૂરે અને એને ટકી રહેવાનું બળ આપે એવું તત્ત્વ કયું? એની પ્રવૃત્તિમાત્રનું પરમ પ્રયોજન શું? એક જ અને તે સૌની પૂજા પ્રાપ્ત કરવાનું, સૌનું માન મેળ-વાનું, સૌમાં આદરપાત્ર બનવાનું. જગતના વ્યવહારનું સૂક્ષ્મ અવલોકન કરીશું તો તરત જણાશે કે આ એક જ વૃત્તિ સર્વત્ર કામ કરી રહી છે. એક સાદો જ દાખલો લ્યો. સામાન્ય દૃષ્ટિએ જોઇએ તો મનુષ્યોનો મોટો ભાગ ધન પાછળ પડેલો દેખાશે. પણ આ ધનતૃષ્ણા પાછળનું પ્રેરક તત્ત્વ શું? માણસ પૈસા પૈસા કરે છે તે શું પૈસાને જ ખાતર? નહિ જ. માણસ પૈસાને ઝંખે છે તે એ જનસમાજમાં પ્રતિષ્ઠાનું પ્રતીક છે તેથી. પૈસામાં પ્રતિષ્ઠા રહેલી છે તેટલા પૂરતી જ માણસની તેને માટેની સઘળી દોડધામ છે. ધનથી માણસનું જીવન સમાજદષ્ટિ-એ ધન્ય ગણાય છે તેટલા માટે જ માણસનો એને માટે મોહ છે. અને તેથી જ ધન અમુક અંશે સુખચેનનું મહત્ત્વનું સાધન હોવા છતાં જ્યાં જ્યાં એ માન કે પ્રતિષ્ઠાનું વિઘાતક માલૂમ પડ્યું છે, ત્યાં ત્યાં તેને તિરસ્કારપૂર્વક લાત મારવામાં જ સઘળા સમજુ માણસોએ સર્વદા ગર્વ લીધો છે. એટલે આ સામાન્ય દાખલા ઉપરથી પણ જોઇ શકાશે કે માનવીની મોટામાં મોટી વાસના તે સર્વત્ર પૂજાવાની, સૌનું માન મેળવવાની, સૌમાં વાહવાહ કહેવડાવવાની છે. માણસને જીવનમાં રસ પણ એને જગતમાં જેટલું માન મળતું હોય તેટલો જ પડે છે. ગમે તેટલી પ્રતિકૂળતામાં એને જીવનમાં ઝૂઝવાનું બળ પણ આ આદરની ભાવના જ આપે છે. માણસ જેટલે અંશે આદર મેળવી શકતો હોય-પછી એ આદર લોકોનો હોય કે પોતાના અંતર્યામીનો હોય એ જુદી વાત-તેટલે જ અંશે એ જીવનમાં આનંદ અનુભવી શકે છે. જેને જગતમાં કોઇનોએ આદર ન હોય એનું જીવન આપોઆપ કરમાઇ જવાનું.

અને આ આદર શાથી મળે છે? વિવિધ રૂપોમાં, વિવિધ પ્રકારે જગત પૂજે છે તે શાને? સૌનું માનપાત્ર બનતું હોય એવું તત્ત્વ કયું? એક જ, અને તે શકિત. આદિકાળથી વિશ્વ એક જ વસ્તુને પૂજી રહ્યું છે અને તે શકતિને. જ્યાં જ્યાં જગત કોઇપણ પ્રકારની શકિત જુએ છે, ત્યાં

ત્યાં તે સ્વયમેવ મસ્તક નમાવે છે. વિજ્ઞાનને પૂછો, એનો ગુરુત્વાકર્ષણનો નિયમ, એનો જીવનકલહ (struggle of existence) અને સર્વોત્તમની જીવનક્ષમતા (survival of the fittest) નો કાયદો આ જ વાત કહેશે. ધર્મને પૂછો, એની ઇશ્વરની ભાવના, એનો પ્રભુનો ખ્યાલ, એ બન્ને શબ્દોની વ્યુત્પત્તિદ્વારા (ઇશ્વર=શાસક, સમર્થ, શક્તિમાન; પ્રભુ=સમર્થ, બળવાન) એ જ વાતની સાક્ષી પૂરશે. કલાને પૂછો, એની સૌન્દર્યની ઉપાસનામાં માનવચિત્તને આકર્ષવાની, રંજિત કરવાની, આનંદ પમાડવાની શક્તિનું જ પૂજન થઇ રહેલું જણાશે. આમ જ્યાં જુઓ ત્યાં જગત એક નહિ તો બીજે પ્રકારે શક્તિને જ પૂજી રહ્યું છે. અને આ શક્તિ એટલે કેવળ સ્થૂળ બળજ નહિ, કેવળ શારીરિક સામર્થ્યજ નહિ, પણ શરીર, મન, આત્મા એમાંથી કોઇનું પણ સાચું સત્ત્વ. એટલે જ જગત રણવીરને પૂજે છે તેટલું જ ધર્મવીર તેમ વિદ્યાવીરને પણ પૂજે છે. શક્તિ એટલે કેવળ કાંડ બળ જ નહિ, પણ બુદ્ધિબળ, મનોબળ, આત્મબળ પણ ખરું. એટલે વિદ્વત્તા એ પણ શક્તિ છે, નીતિમત્તા કે સાધુતા એ પણ શક્તિ છે, અને તેથી જ જગત યોદ્ધાની પેઠે વિદ્વાનને તેમ સાધુને પણ માન આપતું આવ્યું છે. એટલે તમારે જો માન મેળવવું હોય, તો બીજું કંઇ નહિ પણ એક જ વાત કરવી: કોઇપણ વિષયની, કોઇપણ પ્રકારની શક્તિ પ્રાપ્ત કરવી, એટલે જગત તમને પોતાની મેળાએ માન આપશે. પણ સાથે એ પણ લક્ષમાં રાખજો કે તમે એ શક્તિ જેટલા પ્રમાણમાં બતાવશો તેટલા પ્રમાણમાં જ તમને માન મળશે જેટલા પ્રમાણમાં તમારામાં કોઇપણ શક્તિનો અભાવ, કોઇપણ આવડતની ન્યૂનતા, તેટલા પ્રમાણમાં જગત તમારો તિરસ્કાર, ઉપહાસ કે ઉપેક્ષા કરવાનું એ પણ એટલું જ ચોકકસ. જગત જ શું, તમારો અંતરાત્મા પણ, તમારામાં જેટલું સાચું સામર્થ્ય દેખશે એટલે અંશે જ તમને આદર આપશે, અને જેટલે અંશે તમારામાં નબળાઇ દેખશે તેટલે અંશે તમારો તિરસ્કાર કરશે. એ તો શક્તિ તેટલી ભક્તિ એ જ સમસ્ત વિશ્વનો-બાહ્ય જગત તેમ આપણા આંતર ચેતન ઉભયનો-સનાતન સિદ્ધાંત છે. સમસ્ત વિશ્વ જાણે આપણને પગલે પગલે પોકારી પોકારીને કહી રહ્યું છે કે જગતમાં ટકી રહેવા માટે જ નહિ પણ જીવતનો સાચો આનંદ માણવા માટે બને તેટલી વિશેષ શક્તિ પ્રાપ્ત કરો, બને તેટલા વિષયમાં સમર્થ બનો.

# ફેરફાર[1]

સુંદરમ્

કંટાળિયો છું
આ પથ્થરોની જકડાયલા બધે
મિટ્ટી તણા આ ઘરમાં રહી રહી,
હું તો હવે ભાગી જઇશ ચાલી
અરણ્યમાં એકલડો સદાનો.

જઇશ હું શાન્ત અરણ્યમાં અને
રહીશ હું ને,
અવર્ણ્ય આ વૈખરીથી જ જે તે
કો વહ્નિના વર્ણથી રંગી વૃત્તિઓ
સમાં ઉડંતાં વનપંખીઓનાં
સ્પર્શીશ હું સાવ નિસર્ગરૂપને.

હું એકલો બેસીશ ને અગમ્યનાં
સેવીશ સ્વપ્નો, તહીં શુષ્ક કાળની
ધૂલી થકી હું સહસા ખિલી ઉઠું
કો વૃક્ષશો ને પ્રતિ રોમ મારે
પુષ્પો તણું ભાન રહે સ્ફુરી ત્યાં.

ને સાંઝ ટાણે તહીં આવશે તું
ને શાંત એના મુળિયે તું બેસતાં–
તને નહિં માલુમ કે હું એજ છું:
ઉરે તને ભૂખ જ લાગશે મહા
અનંતને કારણ સાંધ્ય વ્યોમના
તે છત્ર નીચે–

૧ હરીન્દ્ર ચટ્ટોપાધ્યાયના કાવ્યનો અનુવાદ.

# મૌન

: પૃથ્વી :

અહીં તપનનાં તપે પ્રબલ તેજ, ધોળાં દિસે
મહીં વિવિધ વર્ણ–ધીર, મૃદુ, તીક્ષ્ણ નિત્યે વસે.
પરંતુ પટુ વૈદ્ય પાસ ગદ[1] કાચથી રંગ તે
પૃથક્કરણથી થતા સકળ–રોગ–હારી; અને
અખૂટ ઉરુ શકિત ને અકળ સિદ્ધિ દર્શાવીને
જગે જન સમૂહને સતત સૌખ્ય–કારી બને.

અહીં સતત મૌનની સુખદ શાંતિ ઠારે, ઠરે
મહીં પ્રખર, શાંત, ધીર, કટુ ભાવ ધારે ખરે!
કહીં પુનીતકોપની જલત ઝાળ જ્વાલામુખી
કહીં વિમલ ને ગભીર સ્થિર વારિ વિદ્યાતણાં
કહીં સહન–શકિતનાં અજર જોમ જામ્યાં ઘણાં
કહીં વિષય–ઝેર, ક્રાન્તિ મન–આત્મને કાવની.

હશે કુશળ વૈદ્ય શો, પ્રબલ મૌન–ધારી હશે;
સમસ્ત જગ–રોગને ગુણ–બળે વિદારી જશે.

**પ્રભુદાસ કાલીદાસ વ્યાસ**

૧ ગદ-કાચ=Ultra Violet નો કાચ

# હાસ્ય–સંગમ[1]

: પૃથ્વી :

પ્હણે પુનિત પર્વતાળ હિમ–માળ નિત્યે હસે
ધસે સતત, મંદમંદ હિમ–હાસ્ય ને એ લસે.
ઉભા અડગ એ અસીમ અવનિધરો રાજતા
અજેય, અપરાસ્ત ઉન્નત શિરે ઉંડું ગાજતા.

અહા અફર વીર ધીર ગુરુ ગૌરવે ગર્જતા
ખુંખાર્રી પડકારતા, ઉપડતા વિરાટી અહા!
ડગેડગ પ્રમારતા પ્રસિત હાસ્ય, આગે ધસે,
વિશિષ્ટ વિજ્યાશની અમર હોંસ હૈયે વસે.

યગે સફળ–સાધને અણુનમ્યાં મહા–માનવો
અને સ્ફટિક તારકો, શશિય સૂર્ય ને સિંધુઓ
હસે; વિજળી વ્યોમ–વાત ખખડાટ રૂયાં સૌ હસે;
અને હિમગિરિતણુંય હિમ–હાસ્ય નીચે ધસે.

ગયાં; મસત માનવી મગન થ્યાં મહા– હાસમાં,
વણ્યાં વિરલ હાસ્ય સાહસ–મહેલના પ્હાણનાં[2]

**પ્રભુદાસ કાલીદાસ વ્યાસ**

૧ 'નંગા' પર્વત પરની ચડાઇ વર્ણવે છે.
૨ સાહસ મહેલના પાણારૂપ એ મહા–માનવોનાં.

# મૂર્ચ્છના

જયદેવ દવે

: અનુષ્ટુપ : વસંતતિલકા :

અરે, ના ! ના ! અરે, ના ! ના ! કંઈએ પણ પૂછ ના !
સખા ! એ તો પડી ટેવ; ગાંડાઈ મુજ ઘેલછા !

કો દી તરંગ ઉરમાં ઉછળી રહે છે,
ને ભાર કૈં અકથ આ હસડાઈ આવે !
એ ભારથી હૃદય આ ઉછળે અહીં, કે
એ ભારને તરલ ઊર્મિ વહાવી લાવે !

સંસારના ભ્રમણશીલ અનુભવોથી,
માયાભરી મનુજલાગણીઓ થકી, વા,
શાથી ય: કિન્તુ ઉર આ ઉછળી રહે છે:
આજે ય તેમ ઉર ક્ષુબ્ધ બન્યું નકી આ.

આજે નથી તરલતા, પણ, કાંઈ જૂની,
આજે નવો હૃદય ભાર વહી રહ્યું છે !
જૂનો નથી તરવરાટ સચેત પેલો,
આજે બીજો જ ઉરમોજ હલી રહ્યો છે !

ના હાસ કૈં, રુદન એ પણ, કાંઈ ના છે,
નિર્વેદ શી કશીક ગૂઢ વ્યથા દમે છે;

આ ક્ષુબ્ધ અંતરતરંગ શમાવવાને
ના તૈલ કો હૃદયસાગર છાંટવા છે !

આંસુ ગયાં, ક્યહિંક ઊડી ગયાં સુકાઈ,
જે ઊભરાટ ઉરનો કરી શાંત દેતાં;
નિશ્ચેત થૈ હૃદયભૂમિ મરુ સમાણી,
અંકુર ના ઉમળકે તહીં ફૂટવાના !

વીતી વસંત ઉરપલ્લવ ખીલવી કૈં,
આશાભર્યાં સુમનઅંકુર ફૂટવી, ને
વીતી ગઈ: પ્રખર ભીષ્મ નિદાઘ આવ્યો.
સ્વપ્નાં તણાં દૃગ મહીં ચિનગારી ચાંપી !

એ સ્વપ્નો ભડભડે ઢગલો અહીં, ને
એ આંચમાં હૃદય મૂર્ચ્છિત શું પડ્યું છે.
વેરાનની ગભીર એકલતા વહે આ,
ત્યાં ગાન કે હૃદયનાં કલ્લોલ શાં વા !

ઢંઢોળી પૂછતો શાને, ધા શા વૃથા ઉદ્વેગનો !
પડ્યું છો મૂર્ચ્છનામાં એ, સખા ! પાણી ન છાંટતો !

●

# કોના નૂપુર બાજે ?

સુરેશ ગાંધી

આજ કોના નૂપુર બાજે
ઉમા સંધ્યા થઈ જો !

મૌન અખંડે સાધનાદ્વારે
બેસું જીવન પારાવારે
કોની સોનાચુડી આજે
બાજે બાજે રે ?
ઉમા સંધ્યા થઈ જો !

આજ નદિ વેગે ધસે
આજ નૌકાબંધન ખમે
કોણ વ્યાકુલ પ્રાણે નાચે
ઉમા આનંદ સાજે રે !
આજ સંધ્યા થઈ જો !

ઓરે શેફાલી ફૂલ ફૂટે
કોણ નૂતન સોહણ લૂંટે
કોણ અરૂપ યૌવનવેશે ફરે
દ્વારે દ્વારે રે ?
ઉમા સંધ્યા થઈ જો !

આજ હૃદયના અન્તઃપુરે
કોના નૂપુર બાજે રે
ઉમા સંધ્યા થઈ જો !

# સમાજવાદ કે સમાજધર્મ?

શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા

આ એક વિચાર કરવા જેવી વસ્તુ છે. આપણને જગતમાં શાની પહેલી જરૂર છે– સમાજવાદની કે સમાજધર્મની? સર્વે લોકો સુખી થાઓ, કોઇ ગરીબ ન હો, સૌને આરોગ્ય, બળ, બુદ્ધિ, વિદ્યા, સંપત્તિ વગેરે સુખનાં સાધનો પ્રાપ્ત થાઓ, સર્વત્ર સમતા પ્રવર્તો વગેરે શુભેચ્છાઓ ઘણા પ્રાચીન કાળથી પ્રાર્થના, નાટકો વગેરેને અંતે પ્રગટ કરવાનો રિવાજ આપણામાં ચાલી આવે છે. સારાંશ કે સમાજવાદના આ ધ્યેય સાથે કોઇ પણ સમજુ–વિવેકી માણસને વિરોધ હોઇ શકતો નથી. સમાજમાં કોઇક પાસે અઢળક સંપત્તિ, અધિકાર, ઉચ્ચતાનો દરજ્જો અને ફુરસદ હોય, અને અગણિત લોકો અત્યંત પરિશ્રમ કરતાં છતાંયે તંગી, અધીનતા, ભય અને 'જી–સાહેબ' કરીને જીવન વીતાડતા હોય એવી સામાજિક સ્થિતિથી કોઇ પણ વિવેકી માણસને સંતોષ ન લાગી શકે. કોઇ પણ આપણા કે પરદેશી મહાપુરુષે આવી સ્થિતિને વખાણી નથી કે એવો ઉપદેશ આપ્યો નથી. એમ પણ ન કહેવાય કે આવા પુરુષો હંમેશાં અરણ્યમાં– સમાજથી અલગ પડીને જ– રહેનારા હતા. એમાંથી કેટલાક તો પોતે અને કેટલાકના શિષ્યો રાજસત્તા પ્રાપ્ત કરનારાયે હતા, અને આ ધ્યેયની દિશામાં કંઇક પ્રયત્ન પણ કર્યો હતો. વળી, અનેક પ્રકારના રાજ્યબંધારણના પ્રયત્નો પણ આજ સુધી થઇ ચૂક્યા છે. એક હથ્થુ સત્તા, થોડા શ્રેષ્ઠ અને ઉદાર આશયો રાખનારાવાળા પુરુષોની સતા, સમગ્ર પ્રજાની સત્તા વગેરે અનેક પ્રકારનાં રાજ્યતંત્રોનો ઇતિહાસોમાંથી ઉલ્લેખ મળી આવે છે. છતાં, હજુ સુધી, મનુષ્ય જાતિ સમાનતાના આદર્શને વ્યવહારમાં સિદ્ધ કરવામાં સફળ નથી થઇ. આનું શું કારણ છે?

મને તો લાગે છે કે જ્યાં સુધી માનવહૃદયમાં સમાજધર્મનો ઉદય ન થાય ત્યાં સુધી સમાજવાદ–એટલે કે સમાનતાનો આદર્શ– અધિકારના બળ પર સ્થપાયેલાં રાજ્યતંત્રો દ્વારા સિદ્ધ થનારી વસ્તુ નથી. હજુ સુધી માનવહૃદય એટલું સંસ્કારી થવા પામ્યું નથી કે તે પોતાનાં વ્યક્તિગત સુખ, સ્વાતંત્ર્ય, કીર્તિ, અધિકાર વગેરેની આકાંક્ષાઓને ભૂલી જ જાય અને સાર્વજનિક સુખને જ જીવનનું ધ્યેય બનાવે. જ્યાં સુધી માનવહૃદયની આ સ્થિતિ છે, ત્યાં સુધી રાજ્યતંત્રનું બાહ્ય સ્વરૂપ ગમે તે હોય, તે દ્વારા સમાનતાની સિદ્ધિ થવી મને અસંભવનીય લાગે છે. ત્યાં સુધી ક્રાન્તિઓ દ્વારા એટલું જ થાય કે એક પક્ષના હાથમાંથી બીજો પક્ષ રાજ્યલક્ષ્મી છીનવી લે, થોડા દિવસ એ રાજ્યાધિકારનો સદુપયોગ કરે, પછી દુરૂપયોગ કરવા માંડે અને છેવટે પોતાનો અધિકાર કાયમ રાખવા પ્રજાનું દમન કરે. જ્યાં સુધી માનવસમાજોની સુવ્યવસ્થા બળના પાયા પર રચાયેલાં રાજ્યતંત્રો ઉપર અવલંબિત રહેશે ત્યાં

સુધી રાજ્યતંત્રનું બાહ્ય સ્વરૂપ ગમે તેવું ઘડો, એમાંથી વર્ગહીન સમાજ ઉત્પન્ન થઇ જ નહિ શકે. માનવ જાતિમાં ઉત્પન્ન થતા વર્ગો ઇશ્વરનિર્મિત નથી, એટલે કે કુદરતના કાયદાથી અનિવાર્ય નથી. પણ પાડોશીના અને પોતાના સુખ વચ્ચે વિરોધ આવતાં પોતાના સુખનો પહેલો ખ્યાલ કરવાની, અથવા પાડોશીનું સુખ વધારવા પોતાને કાંઇ વેઠવું ન પડે પણ બને તો એને ભોગે પોતાનો લાભ કરી લેવાની, અથવા કાંઇ પણ પરિશ્રમ કરવો ન પડે અને બધાં સુખો પ્રાપ્ત થઇ જાય એટલે કે પરિશ્રમ ન પડવામાં આનંદ માનવાની--વૃત્તિ માણસના હૃદયમાં જોર કરે છે, ત્યાં સુધી તે સુખનાં સાધનો પર પોતાનો કબજો કરી લેવાનો અને એ કબજો જે રીતે કાયમ રહે તે બળ મેળવવાનો તે પ્રયત્ન કરતો જ રહેશે.

ખાનગી મિલકત ન હોવાથી જ માણસ પ્રોલેટેરિયન– નિષ્કિંચન– નથી થતો. જ્યાં સુધી માણસના હૃદયમાં એવી ઇચ્છા વસે છે કે પોતા પાસે કાંઇક ખાનગી મિલકત થાય અને તે વધે, ત્યા સુધી તે ભલે આજે નિષ્કિંચન હોય એનું માનસ મૂડીવાદી જ છે. આથી હું એમ પણ સૂચવવા નથી ઇચ્છતો કે નિષ્કિંચનતા એ કેવળ માનસિક ભાવ જ છે, અને સ્થૂળરૂપે મિલકત ધરાવતાં છતાં માનસિક નિષ્કિંચનતાનો દાવો કરી શકાય. સાધારણ રીતે માનવહૃદયમાં મિલકત પર કબજો રાખવાની લાલસા એટલી પ્રબળ માલમ પડે છે કે પોતાની સઘળી ખાનગી મિલકતનો ત્યાગ કર્યા પછી યે તેની વ્યવસ્થા અને ઉપયોગમાં એને આગ્રહભર્યો રસ રહે છે. એટલું જ નહિ, પણ પછી તો બીજાઓની મિલકતની વ્યવસ્થા અને ઉપયોગ કરવાનો યે મોહ થઇ આવે છે. તાત્પર્ય કે સંપત્તિ માનવહૃદય પર અજબ પ્રભાવ ધરાવે છે. અને આજ કારણથી નિષ્કિંચનતા સંપૂર્ણપણે સિદ્ધ થઇ શકતી નથી. સાધારણ મનુષ્ય નિષ્કિંચનતાને કષ્ટમય સ્થિતિ જ સમજતો આવ્યો છે, આદર્શ કે ઇષ્ટ સ્થિતિ નથી માનતો. જ્યાં સુધી માનવસમાજ આ પ્રકારનો રહે ત્યાં સુધી કાયમ માટે નિષ્કિંચન-વર્ગહીન-સમાજ સ્થાપી શકાશે નહિ.

વળી જ્યાં સુધી મનુષ્ય હૃદય પર પરિશ્રમને આપત્તિ સમજવાનો અને તેમાંથી જાતને બચાવી લેવામાં સુખ માનવાનો સંસ્કાર જોર કરે છે, ત્યાં સુધી પણ વર્ગહીન સમાજ કાયમ થવો અશક્ય લાગે છે. જીવનનિર્વાહના આવશ્યક પદાર્થોને શરીરબળ ખર્ચીને નિર્માણ કરવા કે યંત્રબળથી– એ, મારી દૃષ્ટિએ, ગૌણ પ્રશ્ન છે. પરિસ્થિતિ પ્રમાણે જુદે જુદે સમયે યંત્રના ઉપયોગની મર્યાદા નક્કી કરવાનો જ એ સવાલ છે. પણ મુખ્ય વાત તો એ છે કે શરીરબળનો અધિક ઉપયોગ કરીએ કે યંત્રબળનો કરીએ, જીવનનિર્વાહ માટેના આવશ્યક પદાર્થો પેદા કર્યા વિના તો ચાલવાનું નથી જ. એટલે કે, અન્ન, વસ્ત્ર, મકાન, રસ્તા, રોશની, સફાઇ, બાળ-વૃદ્ધ-અપંગનું પાલન, શિક્ષણ, વગેરેની વ્યવસ્થા કરવી જ પડશે. આમાંનાં ઘણાં કામો એક બટન દાબવાથી જ થનારાં હોય તોયે એટલું બટન દાબવાની મહેનત અને ચિંતા તો કોઇએ કરવી જ પડશે. પણ પરિશ્રમને દુઃખ માનવાનો સંસ્કાર જ્યારે દૃઢ થયો હોય છે, ત્યારે બટન દાબવાની મહેનત અને ચિંતામાં પણ આફત લાગે છે, અને એટલુંયે કોઈ બીજો કરે અને પોતે આરામ લે અથવા કોઇ 'વધારે મહત્વનું' કામ કરે એમ માણસ ઇચ્છા કરે છે. ઊઠીને માટલામાંથી પાણી લેવું કે પોતાના બૂટની દોરી છોડવી એ કાંઇ બહુ ભારે પરિશ્રમની વાત તો નથી પણ એમાંયે માણસને તકલીફ લાગે છે. સ્ત્રી કે છોકરો કે નોકર એટલું કરી આપે એમ ઇચ્છે છે. સૂવું તો દરેક માણસને ગમે છે, અને તેયે આરામથી. પણ ઇચ્છા એ રહે છે કે બિછાનું કોઇ બીજો માણસ તૈયાર કરી દે તો સારું કે જેથી પોતે તેટલા વખતમાં શ્રમજીવીઓની હાલત પર એકાદ લેખ કે કવિતાની ચાર લીટી લખી શકે!

છતાં, એમ નથી કે માણસને શરીરશ્રમ ગમતો જ નથી. એમ તો એ દંડ, બેઠક, કુસ્તી વગેરેનો વ્યાયામ કરવા અને પગે મુસાફરી કરવા તૈયાર થઇ જાય છે પણ અજાયબી એ છે કે જે વસ્તુઓ પર માણસનું જીવન નભે છે, તે માટે થોડો પણ શ્રમ ઉઠાવવામાં એને કષ્ટ લાગે છે! મિત્રો જોડે ગપ્પા મારવા એ આખી

રાત જાગરણ કરશે, પણ ખેતરની રખવાળી માટે કોઇ બીજો મળી જાય તો સારું એમ ઇચ્છશે !

ત્યારે, હકીકત એ છે કે જ્યાં સુધી સંકલ્પ માત્રથી જીવનનિર્વાહનાં સર્વ સાધનો પ્રાપ્ત કરવાની શકિત માણસ પ્રાપ્ત ન કરે, ત્યાં સુધી કાંઇકને કાંઇક પરિશ્રમ તો એક નહિ તો બીજાયે કરવો જ પડવાનો, અને પરિશ્રમનો જ્યાં સુધી તે આપત્તિ લેખશે, ત્યાં સુધી એનો ભાર કોઇ બીજા પર ઢોળવા એ પ્રયત્ન કરતો રહેશે જ. આનું જ નામ વર્ગ ઉભો કરવાનો પ્રયત્ન.

વળી, બળદ્વારા અમુક વ્યવસ્થા નિર્માણ કરવા પર જેમનો વિશ્વાસ છે, તેમને માટે છેવટે 'ડિકટેટરશિપ' સુધી પહોંચી જવું અનિવાર્ય છે. આજે દસ જણ માને છે કે બીજા લોકો કરતાં પોતે વધારે ડાહ્યા છે; પ્રજાનો મોટો ભાગ મૂર્ખ અને જડ છે; શામાં પોતાનું કલ્યાણ છે તે તેઓ સમજતા નથી; જે થોડા લોકો તેમનો વિરોધ કરે છે તેઓ તો કાં તો સ્વાર્થી છે, અથવા તો મૂર્ખ અને જડ ઉપરાંત હઠી પણ છે. આથી લોકના કલ્યાણ માટે એ વિરોધીઓને દાબી દઇ પોતાના હાથમાં સત્તા લઇ લેવા તેઓ ઇચ્છે છે. આ રીતે એ દસ જણા અધિકાર હાથ કરે છે અને લોક કલ્યાણના ઉપાય અજમાવવા બેસે છે. ધીરે ધીરે એ દસની સમિતિને લાગવા માંડે છે કે એમની બધાની બુદ્ધિ પણ એક સરખી ઊંડી નથી. આથી, કોઇ એકના મન પ્રમાણે ચાલવું આવશ્યક છે. ઘણાખરા અધિકારો એને સોંપી દઈ બીજાઓએ એને વફાદારીથી તાબે રહેવાની જરૂર છે. આ રીતે 'ડિકટેટરશિપ' ઉત્પન્ન થાય છે. અને, જેમ જનકલ્યાણને નામે વિરોધીઓને દાબી દેવાનું તેમને આવશ્યક લાગ્યું, તેમ એ 'ડિકટેટર'નો એ દસમાંથી કોઇ વિરોધ કરે તો તેનું યે જનકલ્યાણને નામે દમન કરવાનું આવશ્યક લાગે છે. મતલબ કે જ્યાં સુધી કોઇ વર્ગ જનકલ્યાણના કે પોતાના હેતુની સિદ્ધિના ઉપાય તરીકે માનવ સંસ્કારોમાં પરિવર્તન કરવા પર નહિ પણ બળાત્કાર કરવાની શકિતપર શ્રદ્ધા રાખે છે, ત્યાંસુધી જુલમી 'ડિકટેટરશિપ', તેને પરિણામે એક બળવાન પક્ષનું પ્રભુત્વ અને, અન્તે, વર્ગ નિર્માણ થયા વિના રહેવાનાં નહિ.

સમાજવાદના મૂળ ધ્યેયનો વિરોધ કરવા કે વર્તમાન વ્યવસ્થાનું સમર્થન કરવા હું આ વિચારો રજૂ કરતો નથી. પણ મારો દૃઢ વિશ્વાસ બંધાયો છે કે બળાત્કારના પાયા પર ઉભી કરેલી કોઇપણ રાજ્ય પ્રણાલિકા માનવજાતિને પોતાના અંતિમ ધ્યેય પર્યંત પહોંચાડી શકશે નહિ. છતાં, વર્તમાન વ્યવસ્થાને તો હઠવું પડવાનું જ છે. પણ મારો લખવાનો હેતુ તો સમાજવાદીને એવા વિચારોમાં હજુ વધારે ઊંડાં ઊતરવાની જરૂર છે એ વાત પર એનું ધ્યાન ખેંચવાનો છે. બાહ્ય પરિવર્તનોથી —તે ક્રાન્તિકારી હોય તોયે—કામ નહીં થાય. કેવળ અમુક સ્વરૂપનું રાજ્ય બંધારણ ઘડવાની કે અર્થ વ્યવસ્થા કરવાની આ વાત નથી; પણ માનવ સંસ્કારોનું પરિવર્તન કરવાની છે. સમાજવાદનું ધ્યેય સફળ કરવા માટે મનુષ્યને વ્યકિત વાદી મટી સમાજધર્મી થવું જોઇશે. પડોશીનું ગમે તે થાય, પોતાના વિકાસ, ભોગ, આરામ, યશ, મોક્ષ વગેરે સિદ્ધ કરી લેવા એ વ્યકિત**ધર્મ** નથી. પણ વ્યકિત**વાદ** છે. પોતાનું ગમે તે થાય, પણ પડોશીના વિકાસ, ભોગ, આરામ, યશ, મોક્ષ વગેરે સિદ્ધ થાય, અને પોતાના વિકાસ, ભોગ, આરામ, યશ, મોક્ષ વગેરેના પ્રયત્નદ્વારા પડોશીને લાભ થાય એ સમાજ**વાદ** નથી પણ સમાજ**ધર્મ** છે. સમાજધર્મી પરિશ્રમને આફત નહિ સમજે. મને લાગે છે કે પરિશ્રમને આફત સમજવો એ વ્યકિતવાદ છે. પરિશ્રમ કરવાની અશકિતને આફત અને શકિતને વિભૂતિ સમજવી એ વ્યકિતધર્મ છે.[૧]

આપણે શું ઇચ્છીએ છીએ—સમાજવાદ કે સમાજધર્મ ?

---

૧ ધર્મ શબ્દ અહીં બધે 'લક્ષણ'ના અર્થમાં નહિ, પણ કર્તવ્યનિષ્ઠાના અર્થમાં સમજવો.

# ઊર્વશીનું અવસાન

"ચોલક"

ચારૂ પ્રભા સૌમ્ય મુખારવિંદની
બીજેન્દુ શી પાંપણ લોચનોની
કન્યા હતી ધોરણમાં અમારા,
સન્ધ્યા શી ઘેરી નવરંગી ઓઢણી
ને જાંબુડી ઘાઘરી કોર કેસરી
પ્હેરી નિશાળે નિત મોડી આવતી.
કાનો કનેથી સરકી રૂપાળા
કેશો તણી સુલટ ઊતરન્તી
સ્કન્ધેથી તેના કટિ છેક સુધિ.

ને મૂકતી પ્રથમ પુષ્પ સુકોમળાં તે
આવી સમીપ મુજ ટેબલ પે હસીને.

ના પૂછું હું યે થયું કેમ મોડું ?
લૈ પુષ્પ, સૂંઘું; ઉર ચેતનામયી
થાતું. ત્વરાથી ખુરશી ત્યજી દઇ
શિખાવતો પાઠ સમીપ બાળકો
ઉભો રહીને.

કન્યા તણું કુસુમ કિન્તુ કરેજ રે'તું.
ભૂલન્તો ત્યાંજ સર્વે ત્રુટિત ઉરતણાં ગીત આમાં અજાણ્યાં.

●

નિત્ય ક્રમે એમ પ્રસન્ન મારૂં
શોકાર્ત હૈયું કુસુમો નિમજ્જન
રે'તું સ્મરીને મુખ કન્યકાનું.
કૈં માસ વિત્યા અમ બેય વચ્ચે
અન્યોન્યના ઉરની ગૃખલા કરી.
એનો ગુરૂ હું,

ને એ ગુરૂ'તી જીવનેય મારે
ભૂલાવવા શોક મણો દિનાસ્તના.
ને કૈંક વેળા લખી હું ય લેતો
કાવ્યોર્મિં મલે સ્મિતને રમાડતો
પ્રફુલ્લ ચિત્તે. સહુ શિષ્ય સંઘમાં
એનું હતું સ્થાન અનુપમું મને.

●

નાની પરન્તુ કની એક દી' તે
ને ઉર મરે ઘટ ચિંતના રમી,
વસંતની કોમલ નર્તનાવલી
હતી ચકોરે મન મુગ્ધ ભાસતી.
ને બા'ર બારી ખુરશી મહીં રહી
કન્યા તણું સુસ્મિત પુષ્પ પુષ્પ
નાદસ્ય જાણે રમતું હતું હીડું.

ને વીતતાં દિવસ સાત કહાવ્યું તાને,
'નોંધો આ રી લઇને રજીસ્ટર પરથી કન્યકા ઊર્વશીનું
નાંખજો નામ કાઢી'

રજા બપોરે અડધા કલાકની
હતી પડીને, પુરી સદ્ય થાતાં,
સર્વે પ્રવેશ્યાં મુજ વર્ગમાં શિશુ,

—ને એક બોલી નિકટાન્તરે ઉભી,
'મરી ઉરવશી ગઇ પરમ દિવસે આપણી'

●

નામ ચેંક્યું હતું, સ્તબ્ધ બેઠો હતો
શોક વા સ્મૃતિની મૂર્તિને પૂજતો.
એકલો હું હતો વિશ્વ ન્હોતું ત્યહીં
મૃત્યુનો સૂર ચિર એક વીણા તણો.
મૃત્યુની ઊર્મિ

પૂર્વની સ્મૃતિનાં ચિત્ર મૂકી ગઇ
દિવ્ય દેહાન્તરે ગૂઢ સૂક્ષ્મે વસી
કાવ્યની કન્દરાને ભરી શોકથી
ચાલી અનંતનાં ખેતરો ખૂંદતી,

જેમ જાતિ હતી વર્ગમાંથી ધરે
પાઠ ગીતો શિખ્યાં હાશ ગાતી ઉરે.
સીમ વિતી ગઇ; શૂન્ય દેશે વસી
ના રહી મૂર્ત ક્ષિતિજ તે દેશની.

એ જતાં એક થ્યાં પૃથ્વિને વ્યોમ આ,
કલ્પનો, કાવ્યમાં બે વસ્યાં એક થૈ
કૈં નથી લોક પરલોક આ વિશ્વમાં,
એક આનંત્યની સાંકળે ઝૂલતા

સર્વ આત્મા વસી ભિન્ન દેહાન્તરે.
દેહ દેહે વસે આત્મ આ દેહનો
દુનિયે દુનિયે પાર પૃથ્વી-પટે,
જ્યાં મળે યોગ્ય સહવાસ દષ્ટિ-સીમે.

ને અનંતાનીરે શૂન્ય અવકાશમાં
મૃત્યુના વાદ્યના સૂર ગુંજી રહ્યા.
હાશ ! તે સાંજનાં ગીત ડૂબી ગયાં.

●

ત્યાં ઘોઘાટ વધ્યો વર્ગે, ચિત્ત શૃંગથી ઊતર્યું
'શાંત થાઓ ! લખો શબ્દો.' હાશ! એ દુનિયા હજી.

# ત્રણ પગલાં

શ્રી કાં ત

એમાં આશ્ચર્ય પામવા જેવું કંઇ જ નથી. ત્રણ વર્ષના લગ્નજીવનના અનુભવ ઉપરથી અને એ વખતે મારાં પગલાં ઉપર હસતા મિત્રોની વર્તમાન દશા નિહાળીને હું કહું છું કે મેં જે પગલું ભર્યું હતું તે સાચું હતું, બુદ્ધિયુક્ત હતું. દુનિયામાં જીવવા ઇચ્છનાર માણસે એમ જ કરવું જોઇએ.

હું જાણું છું કે મારું પગલું કોઇને હૃદય હલમલાવી દે એવી વાર્તાનું વસ્તુ ન આપી શકે, પણ જીંદગી કંઇ સારી વાર્તા આપવા માટે નથી જીવી શકાતી! મેં લગ્ન ન કર્યાં હોત તો જરૂર મારું પાત્ર આ દુનિયાના લોકોને વધુ આકર્ષક લાગત. લગ્ન ન કરવાને પરિણામે હું બુદ્ધ જેવો ત્યાગી બનત તો લોકો મને પૂજત, મજનુ જેવો ઘાયલ બનત તો લોકો મારા માટે આફરીન પુકારત. દેવદાસ જેવો પાગલ અને શરાબી બનત તો લોકો મારા પ્રત્યે સમભાવ કેળવત, અને એ ત્રણેય દશા લોકોનાં કલેજાંને જરૂર વલોવી નાખત. અને એથી હું લોકલાગણીને કેટલી ખેંચી શકત? મારા નામને હું કેવું અમર કરી શકત? પણ હું શું કરું? નાનપણથી જ કે પછી પૂર્વજન્મના કર્મને જોરે મારામાં એવાં તત્વો પેસી ગયાં હશે કે જે તત્વોએ મને મારા હૃદયભંગના દિવસો પછી ધીમે ધીમે આ સુંદર લાગતા જગતની વાસ્તવિકતાનું બરાબર ભાન કરાવી દીધું. મને થયું કે બુદ્ધ થવાનું ગજું નથી અને ગજું હોય તો યે એમાં રસના ઘૂંટડા રહ્યા છે કે કેમ એનો અનુભવ નથી. મજનુના વિરહની વાતો સાંભળવામાં ને ચિત્રો જોવામાં તો હું યે સૌની પેઠે રસ લૂંટી શકતો હતો પરંતુ એવા થવામાં હૃદયના તારેતાર ખેંચવા પડે એમ હતા. મને અંદરથી એવા તાર ખેંચવાનું જોમ ઉઠતું હોય તો તો ઠીક પણ જગતનાટકનું એક સુંદર પાત્ર બનવા ખાતર શા માટે મારે આંતરડાંને ખેંચવાં! અને દેવદાસ થવામાં મને કશો સાર જ નહોતો લાગ્યો. દુનિયામાં દેવદાસ, પાર્વતી ને ચંદ્રા જ અસ્તિત્વ ધરાવતાં હોત તો તો મને દેવદાસ થવામાં વાંધો નહોતો પરંતુ આ દુનિયામાં તો માણસોની ભીડાભીડ હતી. મને થયું કે મારે મારી પાર્વતીનો જ નહિ, પણ હું પચીસ વરસનો થયો ત્યાં સુધીમાં મારું જેટલું જગત રચાયું એનો યે મારે વિચાર કરવો જોઇએ. અને હું સાવ ધ્યેયહીન જીવન જીવનારો યે ક્યાં હતો કે પ્રેમભગ્ન થતાં જ મારું કાળજું તૂટી પડે! અને જે તૂટી પડ્યું નહોતું એવા ખારાપાટ જેવા કાળજામાં ફરીને અંકુર ફૂટશે એવું હું ક્યાં જાણતો હતો?

આ તો બધું મેં મારા ત્રીજાં પગલાંના સમર્થનમાં કહ્યું. એ પહેલાંના બે પગલાંમાં તો ઘણું ઘણું આવી જાય છે. પ્રેમના મનોરમ સ્વપ્નાઓ, વિરહનું મીઠું દર્દ, લડવાનો અને ફરી

મળવાનો અનુપમ આનંદ એ બધું મારા પહેલાં પગલાંમાં હતું. પાષણ જેવા સ્તબ્ધ બની જવું, મજનુની પેઠે જીવવું, બુદ્ધ જેવા થવાની કલ્પનાઓ સેવવી, દેવદાસ થવાની બીક રાખવી અને કયારેક એ તરફ લલચાવું આ બધું મારા બીજાં પગલાંમા હતું. અને મારા ત્રીજા પગલાંમાં વસ્તુસ્થિતિનું યથાર્થ ભાન, જીવન એ કલ્પના નથી પણ એક નક્કર હકીકત છે તેનું જ્ઞાન અને એક બાજુ લાગણીઓ ઉપરનું બુદ્ધિનું પ્રભુત્વ અને બીજી બાજુ ન સમજાય એવી કુણી લાગણીઓનું જન્મ પામવું એ બધું હતું.

સબૂર કરો, હું તમને આ ત્રણેય પગલાંની સમજણ પાડું છું. આખી વાત ન સાંભળી લ્યો ત્યાં સુધી કૃપા કરીને કોઇ પ્રકારનો નિર્ણય ન બાંધી લેશો, જુઓ, પેલી પરસાળમાં રમે છે એ મારૂં પોતાનું જ 'બેબી' છે અને તમે રસોડા તરફ કોઇનો પગરવ સાંભળો છો ને, તે મારાં પત્ની છે. અમે બંને પ્રેમીઓ કહેવાઇએ કે નહિ તે તમે નક્કી કરજો. અમારી વર્તમાન સ્થિતિ તમારે જાણવી હોય તો હું એટલું કહું કે મને એનાથી સંતોષ છે અને એ પણ મારાથી સંતોષી હોય એમ મને લાગે છે. આ સંતોષ પ્રેમ ન કહેવાય એમ તમને લાગતું હોય તો તમે જાણો.

× × ×

હું કોણ છું ને શું કરૂં છું તે જાણવાની તમારે જીજ્ઞાસા ન રાખવી જોઇએ. મારાં જીવનનાં ત્રણ પગલાંની વાતને એ વાત સાથે શી નિસ્બત છે? હું કોને ત્યાં જનમ્યો, કેમ ઉછર્યો, મારાં માતાપિતા કેવાં હતાં, મેં કેટલો અભ્યાસ કર્યો, આજે શું કરૂં છું, પ્રથમ શું કરતો હતો, ભવિષ્યમાં શું કરવાનો છું એ બધું જણાવવાની હું કાંઇ જરૂર જોતો નથી. અને તેમ જ હું લોકસેવક છું કે નહિ, એવાં સ્વપ્ના સેવું છું કે નહિ, હિંદના સ્વરાજ્યમાં હું રસ લઉં છું કે નહિ વગેરે બાબતો પણ આ વાત સાથે સંબંધ નથી ધરાવતી. તમે એટલું જાણી લ્યો કે આજે હું ત્રીશ વરસનો જુવાન છું. આ ત્રીસ વરસમાં મેં લગ્નજીવનનાં ત્રણ પગલાં ભર્યાં છે તે તમને જણાવી દઉં.

જૂઓ પહેલું પગલું હું માનું છું કે...નદીને કાંઠે ભરાયું હતું. હું વીસ વરસનો હતો અને એ પંદર વરસની હતી તે દિવસે મનની લાગણીઓ સ્પષ્ટ નહોતી થતી પણ મને એના પ્રત્યે અપરંપાર હેત છુટતું હતું. અને એ દિવસે નિસર્ગદેવી પણ કેટલી મનોહારીણી હતી! અમે નદીમાં પાણીથી લગભગ ચાળીશ ફીટ ઉંચી ભેખડ ઉપર બેઠાં હતાં. સામેની ભેખડ મૂંગી મૂંગી અમારા સામે જોઇ રહી હતી. અને અમારાં હૈયામાં જેમ મંજુલ રવ મચી રહ્યો હતો એમ જ બંને ભેખડોની વચ્ચે નદીનું હાસ્ય ઘુંટાતું હતું. સાંજનો વખત હતો. આજુબાજુમાં નિસર્ગદેવી સિવાય કોઇ નહોતું. સૂર્યની નજર અમારા ઉપર હતી પણ એ પોતાને ઘેર જવાને એટલો ઉતાવળો હતો અને એના મોં ઉપર પ્રવાસનો શ્રમ પણ એટલો દેખાતો હતો કે અમારાં અંતર એ જોઇ જ નહિ શકયો હોય. ગમે તેમ, આજેય મને એમ લાગે છે કે તે દિવસે પંખીઓ જ નહિ પણ ઝાડને પાંદડે પાંદડે અથડાતી પવન લહરીઓ પણ ગાન કરતી હતી અને આખી પૃથ્વી કોઇ અપૂર્વ સુખ ઉભરાતી હોય એવું લાગતું હતું. તમને થશે કે આ બધું મેં શાનું પારાયણ કરવા માંડયું. પણ જુઓ ભાઇ, મારે મારી વાત પૂરેપૂરી અને સાચે સાચી કરવી છે. તે દિવસના જેવું રળીઆમણું આકાશ મેં કોઇ દિવસ નથી જોયું એમ હું શામાટે ન કહું? મારે કહેવું જ જોઇએ કે એ દિવસ સૌંદર્યનો દિવસ હતો, અમારાં હૈયા ઉઘડયાં નહોતાં પણ કુદરતનું હૈયું ઉઘડી ગયું હતું.

અરે, મેં એનું અને મારૂં નામ તો તમને કહ્યું જ નહિ. એનું નામ તો હતું શશીલેખા પણ હું એને શશી કહેતો અને મારૂં નામ હતું જગમોહન પણ એ મને ગમતું જ નહોતું એટલે મેં મારૂં નામ અત્યારથી શશીમોહન રાખ્યું હતું એટલે અમારાં ટૂંકાં નામ તો એક સરખાં જ હતાં: શશી.

તમને આટલાં ઉપરથી એમ નથી લાગતું કે પ્રેમી લોકો જે માટીથી ઘડાયાં છે એ માટીનો હું માનવી છું! મારામાં ને તમારી કલ્પનાના પેલા પ્રેમીઓમાં મારી દૃષ્ટિએ ફેર એટલો જ છે કે હું ઉઘાડી આંખે ચાલવા

લાગ્યો અને પ્રેમનોયે મેં બહુ ભરોસો ન રાખ્યો. પ્રેમીઓ સામાન્ય રીતે આંખો બંધ કરીને ચાલે છે અથવા તો એમની આંખો ભર્યા જગતમાં એક જ વસ્તુ જોઈ શકે છે, મારું એવું ન થયું. અને એટલા જ ઉપરથી તમે મને પ્રેમીઓની જમાતમાં બેસવાની મનાઈ ફરમાવો તો મારાથી ફરીઆદ થઈ શકે નહિ.

પણ રખે માનતા કે મેં એ ઘાયલ સ્થિતિનો સ્વાદ પણ નહિ ચાખ્યો હોય. એ સ્વાદ મેં ચાખ્યો છે. અંગે અંગે આગ લાગે અને પ્રાતઃકાળના શિતળ પવનમાંયે બળું બળું થયા કરે એ સ્થિતિ તો જાણે નીચી ભૂમિકાની કહેવાય પણ હૈયું અરણ્ય સમું વેરાન ભાસે એ સ્થિતિને તમે શું કહેશો ? કંઈ સૂઝે નહિ, ક્યાંય ચેન પડે નહિ, જે ભૂલવા મથું છતાં ભૂલી શકું નહિ એ સ્થિતિ તો પ્રેમીની ખરીને ?

પણ હું તો દૂરની વાતે ઉતરી ગયો. મારા પ્રથમ પગલાંની વાત જ હજી અધૂરી છે. જૂઓ, મારી શશી અને હું જેમ જેમ સહવાસમાં આવતાં ગયાં તેમ તેમ અમારાં બંનેના—ના, મારા એકલાંના, જો કે હું તો માનું છું કે અમારાં બંનેના, પણ શશી એ વાતનો ઇન્કાર ભણે છે અને કહે છે કે પ્રેમનું ઝરણું એનાં હૃદયમાં ફૂટયું જ નહોતું. આપણે અત્યારે કયાં સત્યને સિધ્ધ કરવું છે ! હું શશીની એ વાત કબૂલી લઈને જ આગળ ચલાવું.

અને મને એ કેટલી સુંદર લાગતી હતી ! મેં તમારી પાસે નિસર્ગદેવીનું વર્ણન કર્યું ને, એ તો મારી શશીનું પ્રતિબિંબ જ માત્ર હતું ! નિસર્ગદેવીની સુંદરતા સ્વયંભુ હોય તો આજે યે મને એ સુંદર ન લાગે ? તમે ભલેને ના પાડો. હું તો માનું છું કે મારી શશીનું અને કંઈક અંશે મારૂં એટલે અમારાં બંનેનાં હૃદયનું દસે દિશાએ મનોહર પ્રતિબિંબ ઉઠયું હતું. એટલે જ ઝાડના ખખડતા પાંદડામાંથી સંગીતના સૂર ઉઠતા હતા અને સંધ્યાના વીંટાઈ જતા પ્રકાશમાંથી શિતળ તેજની સરણીઓ છુટતી હતી. તમને નથી લાગતું કે નદીની ભેખડો વચ્ચેનો પવનનો સુસવાટ અમારા સાનિધ્ય વિના ભયંકર લાગ્યો હોત !

આટલા ઉપરથી તમે સમજી શકયા હશો કે મારી શશી બાહ્યાંતર સુંદર હતી. એ હસતી ત્યારે પેલા કવિની પંક્તિઓ મને યાદ આવતીઃ

ઊંઘમાં હોઉં ત્યારે ઉષા આવતી
કોઈ જાણે નહિ તેમ બોલાવતી;
શ્વેત આકાશને રંગવું શી રીતે ?
પ્રશ્ન આ નિત્ય મારી કને લાવતી.

હું હસું: સ્મિતના લાખ જ્યોતિ કણો
છાબડીમાં ભરીને ઉષા લૈ જતી,
છેક નીચી નમી પક્ષ્મની પીંછીએ
પૃથ્વીને પાટલે સાથિયા ચિતરતી.[1]

અને આટલું જ નહોતું. શશી મારા જીવનમાર્ગમાં મદદગાર થાય એવી પણ હતી. એ કહેતી કે વિકટમાં વિકટ પંથે પણ હું તમારા સાથે જ ચાલીશ. મારા જીવનપંથમાં ગુલાબો તો નહોતા વેર્યાં એ શશી જાણતી હતી અને ગુલાબથી ખેંચાય એવી એ નહોતી એટલું હું પણ જાણતો હતો. એના મિલનથી હું મને ધન્ય માનવા લાગ્યો. મનમાં જે અસ્પષ્ટ હતું તે એ વર્ષો વીત્યા પછી સાવ સ્પષ્ટ થઈ ગયું હતું. અમારી આંખની મૂંગી ભાષા હવે વાણીમાં ઉતરી ગઈ હતી અને અમે એકમેકને સમજવાં લાગ્યાં હતાં. એ દિવસોમાં અમે એક બીજાને કેટલાં ભાગ્યવાન માનતાં હતાં ! અમારાં માંગલ્યને અભડાવે એવો એક પણ સંયોગ નહોતો. અમારી આસપાસની દુનિયા અમારા પ્રેમ ઉપર આશીર્વાદ વરસાવતી હતી.

શશી સાથે લાગલાગટ બે વરસ સુધી મેં આ સ્થિતિ માણી હતી. મને તો સ્વપ્ને ય ખ્યાલ નહોતો કે એક દિવસ હું એવું સાંભળીશ કે 'મને એવું હતું જ નહિ.' આજ તો એ હૃદયવિદારક શબ્દો સાંભળ્યાને પાંચ વરસ થઈ ગયા. મેં એ ભેદને ઉકેલવા માટે આ પાંચ વરસમાં અનેક વખત પ્રયત્નો કર્યા છે પણ હજી મને પૂરેપૂરો ઉકેલ નથી મળ્યો. કયારેક એમ લાગે છે કે શશીએ મને જ જોયો હતો એટલે કદાચ મને જ પ્રેમ કરતી

1 ઈન્દુલાલ ગાંધી કૃત 'ખંડિત મૂર્તિઓ' માંથી

હોય ! કદાચ એ દિવસોની પ્રેમની ભરતીમાં મારા જીવનની વાસ્તવિકતાને એ ન પામી શકી હોય. જેમ હું એને પિછાનું છું એવા ભ્રમમાં હતો એમ જ એ પણ મારા હૃદય આડે પડદો ન હોવા છતાં હૃદયની એક બાજુને જ નિહાળી શકતી હોય. અને વખત જતાં, એ બીજી દુનિયાને જોવા લાગી હોય, કલ્પવા લાગી હોય, ગાઢ સંસર્ગથી કોઇ કોઇ ક્ષણે મારા જીવનની વાસ્તવિકતાનુ એ દર્શન કરી જતી હોય અને ક્યારેક હૃદયપ્રદેશના ન જોએલા ખાડા ટેકરાની એ ઝાંખી કરી જતી હોય. ગમે તેમ હોય મને ઘણા વિચારને અંતે આ સિવાયના કોઇ કારણો સૂઝતાં નથી. નહિ તો જે મને ન જોતાં વ્યાકુળ બની જતી. મારી આંખ સાથે આંખ મળતાં જેની પગલીઓ ધરતીથી જાણે લગીર ઉપર આવી જતી અને જેને રોમરોમ એકાકાર થઇ જવાનો ભાવ પ્રગટી ઉઠતો એ એવું કેમ બોલી શકે ?

શશી નવા યુગની હવાને ઝીલનારી હતી પણ એમાંથી એ સુગંધ જ લેતી હતી. બીજાને આંજવાની વૃત્તિ એનામાં કોઇ દિવસ હતી જ નહિ. હું એમ પણ મન મનાવી શકું એમ નહોતો કે એ બીજા કોઇ તરફ આકર્ષાઇ હશે, કારણ કે એ અત્યંત વફાદાર હતી. મારે સત્યના રક્ષણ ખાતર અને શશીને ન્યાય આપવાને ખાતર કહેવું જોઇએ કે જે દિવસે એણે મારા પાસેથી વિદાય લીધી તે દિવસે એના મોં ઉપર હર્ષનો ઉલ્લાસ નહોતો. કોઇ નવીન પ્રદેશમાં જવાનો ઉમળકો કે થનગનાટ નહોતો. એના મોં ઉપર વિષાદ અને મારા પ્રત્યેની અનુકંપા જ સ્પષ્ટ દેખાતી હતી. ત્યારે પણ એ મારા ઉપર પ્રેમ તો કરતી હતી પણ એ પ્રેમનું રૂપ જ બદલાઇ ગયું હતું. એમાં ઝળહળતો પ્રકાશ નહોતો પણ હું દૂર ઉભા ઉભા દર્શન કરી પાવન થાઉં એવું શાંત તેજ જ હતું. હું મારા દુઃખને કારણે એને અન્યાય નહિ કરૂં.

એ મારા સાથે બહુ બોલતી અને હૃદયની એકે એક વસ્તુ મને બતાવતી પણ જ્યારથી એણે મારા પાસેથી વિદાય માગી ત્યારથી એ મારા પાસે બહુ બોલી જ નહિ. મેં વિદાય માટે એને ઘણાં કારણો પૂછ્યા અને એના ગુલામ થઇને રહેવાની મેં તૈયારી બતાવી પણ આશ્ચર્ય તો એ બન્યું કે જેમ જેમ હું લાચાર યાચક બનતો ગયો તેમ તેમ એ મારા ઉપર પ્રેમ કરવાને બદલે અકળાવા લાગી. કોઇક ક્ષણે તો મને એમ પણ લાગ્યું કે મારી લાગણીનો આ પ્રવાહ એના હૃદયને ભીંજવવાને બદલે એની આંખની અનુકંપાને પણ ધોઇ નાખશે

આજે તો જે સ્થિતિ મારી છે તે સ્થિતિ શશીની પણ છે. એ પણ મારા જેવું જ સંતોષી જીવન જીવી રહી છે. સદ્ભાગ્યે એને પણ એના આદર્શોને પોષે ને ઝીલે એવો સહચર મળ્યો છે. અમારા બંને વચ્ચે મૈત્રી સંબંધ પણ છે, પરંતુ મારે કહેવું તો એ છે કે શશી, જેને હું મારા પ્રાણથી અધિક ચહાતો તેના સિવાય હું જીવી કેમ શક્યો ? મિત્રોને એ હજીયે આશ્ચર્ય રહ્યું છે. મને એ આશ્ચર્ય પામતા મિત્રોનો એમાં દોષ નથી જણાતો. કારણકે દેખીતી રીતે મારૂં ત્રીજું પગલું પ્રથમના બંને પગલાંની વિરૂદ્ધનું હતું, પણ મારે કહેવું છે કે એ પગલું મારી જીવનયાત્રા માટે આવશ્યક જ હતું.

× × ×

**મારા** જીવનમાં શશીની વિદાય ધરતીકંપની પેઠે તો નહોતી આવી. પણ મને આંચકો તો એ પ્રકારનો જ લાગ્યો હતો. છેલ્લા કેટલાક વખતથી એ મારા જેટલો ઉલ્લાસ નહોતી અનુભવી શકતી પણ એ વિચારને મેં કોઇ દિવસ ગંભીર રૂપ નહોતું આપ્યું, પરંતુ જે દિવસે લગ્નની તિથિ નક્કી કરવા હું એની પાસે ગયો તે દિવસે એણે છેલ્લા મહિનાઓમાં કણ કણ રૂપે જે સંઘર્યું હતું તે મારા સામે ધરી દીધું. હું ચોંકી ઉઠ્યો. ક્ષણભર સ્તબ્ધ બની આખરે હું એના ખોળામાં માથું મૂકી રડી પડ્યો. મેં જોયું કે એ ઘણી દુઃખ પામી. એણે મને પંપાળ્યો. હું એના પ્રેમલ સ્પર્શમાંથી આશા મેળવવા લાગ્યો પણ એ આશા જુઠી નીવડી. હું એની પાસે રડ્યો, કરગર્યો. એનાથી દૂર જઇ મેં મારા આહાર અને ઉંઘ લૂટાવ્યાં. પરંતુ અનુકંપા સિવાય હું કંઇ ન મેળવી શક્યો. મારૂં હૃદય ભીંસાવા લાગ્યું

જીવનનો તમામ રસ સૂકાઇ જવા લાગ્યો. મિત્રની મૈત્રી રસહીન લાગવા માંડી. તમામ કર્તવ્ય નિષ્ફળ જણાવા લાગ્યું.જીવનની આશા ને મહત્ત્વાકાંક્ષાના દીવડાઓ બૂઝાઇ જવા લાગ્યા.

એ દિવસો દુઃખના હતા. દુઃખના દિવસોમાં કહેવાય છે કે મિત્રો ને વહાલાંઓ તજી જાય છે, પણ એવું મારે નહોતું. મિત્રોનો પ્રેમાળ હાથ મારા વાંસા ઉપર ફરતો જ હતો અને આશાભર્યા શબ્દો મારા કાનમાં રેડાતા હતા, પરંતુ ચિત્તમાં શાંતિ નહોતી થતી. મેં માન્યું જ નહોતું કે હું હૃદયનો આટલો બધો નિર્બળ નીકળીશ. હું એમ માનતો અને કહ્યા કરતો કે હું તો આ પ્રવૃત્તિને ખાતર જીવી રહ્યો છું, એ જ મારું જીવનતત્વ છે. એ કોઈ ખૂંચવી લ્યે તો નિર્જીવ ખોળીઉં જ બની જાઉં. પણ એ કેટલુ ખોટું હતું! શશી જતાં મારી તમામ શુભાશુભ વાસનાઓ જાણે નાશ પામી.

ચિત્ત બધીર જેવી સ્થિતિ ભોગવતું હતું, છતાં એની સાથે લડતાં ઝગડતાં જે હું વિચારતો હતો તે ઉપરથી પણ લાગતું હતું કે જીવન અસહ્ય છે. મને થવા લાગ્યું કે આ રીતે જીવવું એ કરતાં તો જીવનનો અંત આણવો એ જ સારૂં. મિત્રો મારા પાસે જીવનની ઊંચી અભિલાષાઓની વાત મૂકતા. મારા પ્રેમને બુધ્ધના વિશ્વપ્રેમના રૂપમાં પલટાવી નાખવાની પ્રેરણા આપતા પરંતુ મારા દિલ સુધી એ વાત પહોંચતી નહોતી. ત્યાં મજનુ થવાની તમન્ના હતી. કયારેક દેવદાસ થવાનો ભાવ જાગી ઉઠતો, પણ સૌથી બળવાન ભાવના સમાધિસ્થ થઇ જવાની હતી. એક વાત તો હું એ દિવસોમાં પણ સમજતો હતો કે અહેતુક જીવન જીવવા કરતાં મરવામાં વધુ કલ્યાણ છે. મને એમ પણ થતું કે હૃદય ઉપર આટલો બોજો ઉંચકીને જીવનનો પંથ નહિ કાપી શકાય તો પછી ન છુટી શકે એવા બોજા સાથે હૃદયને જ શામાટે નિશ્ચેષ્ટ ન બનાવી દેવું?

અને હું આત્મહત્યાના ભયાનક વિચારો કરવા લાગ્યો. લગ્નજીવનનું પહેલું પગલું ભરાઈ ગયું હતું. આ બીજું પગલું હતું. એ પગલાંની જાણ શશીને થઇ ત્યારે એ ફફડી ઊઠી. મને બચાવવા ખાતર એ બિચારી હૃદયના ઊંડા પ્રવાહોને પાછા વાળવા તૈયાર થઇ, પણ એ મને યોગ્ય જ ન લાગ્યું. મેં કોઇ મિત્રોને તો નહોતુ જણાવ્યું પણ શશીને જણાવ્યું એટલાથી મને કંઈક એવું ભાન થયું કે દુનિયામાં હજીયે એવાં કોઇક છે કે જે મારૂં અસ્તિત્વ ઇચ્છે છે. આજે હું સમજું છું કે એથી ઉંધુ સમજવામાં મારી ઘેલછા જ હતી, પણ આ તો એ દિવસની વાત છે કે જે દિવસના પ્રકાશને આજે હું અંધકાર તરીકે ઓળખતો થયો છું.

શશીએ છેવટે મારા પાસેથી આત્મહત્યા ન કરવાનું વચન લીધું અને એ દિવસથી હૈયા ઉપર રાખ વાળી દઇને પ્રવૃત્તિમાં મચી જવાનો મેં નિશ્ચય કર્યો. આ નિશ્ચય પછી આત્મહત્યાની નબળાઇનો વિચાર મેં અતિ નીકટના મિત્રો પાસે એક જૂની વાત કરતો હોઉં એમ મેં મૂકયો. એ સૌએ મારા પ્રત્યે સમભાવપૂર્વક જોયું અને મારામાં સંપૂર્ણ રીતે જીવનરસ પ્રગટી ઉઠે એવો એ પ્રયત્ન કરવા લાગ્યા.

આત્મહત્યાનો વિચાર દૂર થયા પછી મારામાં ફકીર થઇને જીવવાનો વિચાર દાખલ થયો હતો. મનમાં એવું પણ માનતો હતો કે 'શશીનો સ્થુળ સંબંધ ભલે મેં ગૂમાવ્યો એનાં સૂક્ષ્મ સાથે મારાં અંતરતારને હું જોડી રાખીશ. એનાં ચિંતનમાં હું રસ લઇશ. એનું કલ્યાણ થાય એવી અહર્નિશ પ્રાર્થના કરીશ. હું એનો છું તે આખા જીવનપર્યંત એનો જ રહીશ.' તે દિવસે એ વિચારો મને બળ આપતા હતા. અને જે મિત્રો એ જાણતા તે મારા પ્રેમ ઉપર ધન્ય પોકારતા. એને એ પ્રેમ અને એ ધન્યતા મને જીવનરસ પૂરો પાડવામાં મદદગાર થવા લાગ્યા.

લગભગ એક વરસ વીતી ગયું. હૃદયનો ઘા લગીર પણ રૂઝાયો નથી એમ હું માનતો હતો. કોઇ કોઇ પીઢ સ્વજનોને લાગતું હતું કે "હવે હું લગ્ન કરીને સુખી થાઉં તો સારૂં. આમ ને આમ જીંદગી નહિ ખેંચી શકાય." હું એમની સૂચનાને નિર્દયતાથી પાછી

ઠેલતો અને એમને વિનતિ કરતો કે 'મારા આળા ઘાને ન અડકો ' પરંતુ નથી જાણતો કે ક્યાંથી દોઢ વરસ વીત્યા પછી એ વિચાર ધીમે, અતિ ધીમે મનમાં પ્રસરવા લાગ્યો. એમ લાગવા માંડ્યું કે 'જીવનને લગામની જરૂર છે, રક્ષા વિના આખી જીંદગી નહિ જીવાય ' પણ એ વિચાર ઊઠતાંની સાથે જ શમી જતા. આંખ સામે શશીની મૂર્તિ ખડી થતી અને હૃદય પણ પાણી પાણી થઇ જતું.

આખરે એ દિવસ આવી પહોંચ્યો કે જે દિવસે આ સુલોચનાએ થીજી ગયેલા હૈયાને હલમલાવ્યું. હું એને ઓળખતો હતો. એ મને ઓળખતી હતી. હું શશી પાછળ ઝૂરૂં છું ને શશી પાછળ આત્મહત્યા સુધી ગયો હતો એ હકીકત એ જાણતી હતી આવું જાણવા છતાં એની ઇચ્છા એક મિત્ર દ્વારા મારા પાસે વ્યક્ત થઇ. મેં તુરત જ ના પાડી દીધી. મિત્ર આગ્રહ કરવા જતો હતો તેને મેં સ્પષ્ટ ચેતવણી આપી કે 'તારો ધર્મ પૂરો થયો. હવે આગળ વધીશ મા.' અને એ શાંત થયો. પરંતુ મારા મનની ઊંડી ઊંડી કંદરાઓ આ સુલોચનાના નામ માત્રથી ઉઘડી ગઇ. જે દલીલો મિત્રો પાસેથી સાંભળતો હતો તે હૃદયમાંથી ઉઠવા લાગી. 'હું ધ્યેયપૂર્વક જીવું છું. જીવનની બધી બાબતો મારે ધ્યેયને પહોંચવાની દૃષ્ટિએ જ વિચારવી જોઇએ...હું આખી જીંદગી નહિ ખેંચી શકું. જ્યારે થાકીશ ત્યારે ગમે ત્યાં ફેંકાઇ પડીશ......સુલોચના બધું જાણે છે છતાં મને પોતાનો કરવા ઇચ્છે છે ત્યારે મારા ઉપર એને કેટલો અનુરાગ હશે ! અને શશીને હું ક્યાં ભૂલવાનો હતો ! હૃદયની સામ્રાજ્ઞી તો એ જ છે અને એ જ રહેશે....જીંદગી લાંબી છે. પંથ કપરો છે. અનુભવીઓ કહે છે તે માત્ર ભય પમાડવા માટે નહિ.... મારામાં એટલું ક્યાં જોમ છે ? અને શશીને પણ કેટલું સુખ થાય ? ' આવા અનેક વિચારો ફૂટવા લાગ્યા. મારા લગ્નજીવનના ત્રીજા પગલાંની તૈયારી થવા લાગી. પણ આ વિચારોની સાથે જ મિત્રોની હાંસી, ટીકા, શશીની કટાક્ષથી હસતી આંખ એ બધું મારા મનને પાછું પાડવા લાગ્યું. હું મૂંઝાયો. બીજાં પગલાં વખતે ચિત્તમાં જે અધીરતા વ્યાપી હ[illegible] ત્રીજા પગલાં વખતે પણ વ્યાપી ગઇ. કામમાંથી [illegible] ઉડી ગયો. વિચારોને લઇ માથું ફરવા લાગ્યું. [illegible] શું ? મારો ધર્મ શો ? ' ફરીફરીને હૃદયમાં [illegible] ઉઠવા લાગ્યા.

મને એ મિત્ર ન મળ્યો હોત તો હું શું [illegible] હું કહી શકતો નથી, પણ એ મિત્ર, જેને તમે [illegible] છો પણ હું નામ નહિ આપું, એ એક રાત્રે [illegible] પથારી પાસે આવ્યો. હું જાગતો પડ્યો હતો, મારો હાથ પકડી મને ઉભો કર્યો. અમે બંને નીકળ્યા.

'શું કરવું છે ? ' એનો પહેલો જ પ્રશ્ન હતો.

' એ ન બની શકે. ' થોથરાતી જીભે આપેલો જવાબ હતો.

અને એણે મને બહારના એક ઓટા ઉપર બેસા[illegible] સમજાવવા માંડ્યો. એની વાતમાં એકેય નવી [illegible] નહોતી. જે દલીલો સાંભળી હતી અને જે છેલ્લા [illegible] દિવસો થયા હૃદયનો કબજો લઇને બેઠી હતી તે [illegible] દલીલો અંધારી રાતના મેં ફરીને સાંભળી. હું [illegible] જાણું છું કે એની દલીલથી હું વશ નહોતો થયો [illegible] એણે એ દલીલો ન કરી હોત તો હું કંઇ પણ પગ[illegible] ન ભરી શકત એ વાત પણ સાચી હતી. હું [illegible] સમજું છું કે મેં એની પાસે કબૂલ કર્યું એની પા[illegible] તો માત્ર રક્ષણનો જ ભાવ હતો. એને આડો [illegible] શકાય, જેમ એવું આડું ધરવા જેવું મારા મનમાં [illegible] ચે પેદા થતું હતું તેમ.

આમ મેં ત્રીજું પગલું ભર્યું, પરંતુ એ પગલું ભર્યાં પછી ભારે આશ્ચર્ય વચ્ચે મેં જોયું કે જે મિત્રો મને અત્યંત આગ્રહ કરતા હતા તે બધા હર્ષ પામ[illegible] બદલે કહેવા લાગ્યા કે તારા ઉપર અમે દંભનો આરોપ નથી મૂકતા, પણ તેં આત્મવંચના તો કરી જ છે. શશી પાછળ ફના થઇ જવા એટલો તને પ્રેમ હોય તો તું સુલોચના સાથે લગ્ન કરી શકે જ નહિ મેં એમાંના કોઇની સામે દલીલ કરી નથી, મારા મનમાં થવા લાગ્યું

આ વસ્તુ જાત અનુભવ વિના કોઇથી સમજાશે જ ક, એટલે મેં તો મૌન રહીને મારૂં જીવન જીવવા યું.

એ ત્રીજા પગલાંને આજ ત્રણ વર્ષ વીતી ગયા છે. યે હું સાંભળું છું કે 'શશી પ્રત્યે મને સાચો મ હતો જ નહિ અને એની પાછળ હું મરવાની ત કરતો હતો એ તો માત્ર મિથ્યા જ હતી.' મારે આ મે દલીલ નથી મૂકવી પણ મારી આ કથા જ મૂકવી . આમાં મેં હૃદયનો એક પણ ભાવ છુપાવ્યો નથી ની તમને ખાત્રી આપું છું. આ કથા ઉપરથી તમે રાં પગલાં વિષે ન્યાય તોળજો. ટીકા કરનારા મિત્રો ષે મારે કાંઇ નથી કહેવું. એમાંના ઘણા ખરાની વર્તમાન સ્થિતિ હું જાણું છું અને એ ઉપરથી તો મને લાગે છે કે ત્રીજું પગલું ભરવામાં મેં ડહાપણ કર્યું છે અને પહેલાં અને બીજાં પગલાં વિષેની મારા હૃદયની સ્થિતિની મને પૂરેપૂરી ખબર છે. હું ફરીને કહું છું કે હું શશીને પ્રાણથી યે અધિક ચહાતો હતો અને મારા આડે અંતરાયો ઉભા ન થયા હોત તો એના નામ ઉપર આ જીંદગીને મેં ફેંકી દીધી હોત.

બાહ્ય દષ્ટિએ અસંગત લાગતા આ પગલાંઓની પાછળ તમે કોઇ સંગતતા જોઇ શકો છો ? જોઇ શકતા હો તો મારા પ્રત્યે સહાનુભૂતિનો એક શબ્દ ફેંકજો ને મને આશીર્વાદ આપજો.

●

## " ભગ્નહૃદય "

: માલકૌંસની આખેરી સેર :

પ્રભો ! હૃદય શીદ આ કુસુમ શું ઘડયું કોમલ ?
અને જગત કાં ઘડયું વિષમનાથ ! દાવાનલ ?

સુકોમલ સ્વભાવનાં મૃદુલ પ્રેમલ હાસ ક્યાં ?
શું કાળમીંઢ પત્થરે ઉર-સરોજ ઉલ્લાસવાં ?

અકેક ઉર અઢેલીને નવ કરી શકે ગોઠડી ?
અકેક દગ પોપચે છુપલી આંસુની ધાર કાં !
અસાર મૃદુ લાગણીહીણ સુનો જ સંસાર કાં ?
સ્મૃતિ હૃદયસ્વપ્નની લલિત લ્હાંણ ક્યાં મીઠડી ?

અગાધ જલ વિસ્તર્યાં જગત સાગરે ગર્જતા,
છુટાં અહિંતહીં પડયાં કંઇક માનવી દ્વીપ ત્યાં,
ફિકાં કરૂણ હાસની રસસમાધિમંહી ડુબ્યાં,
સહુ અટુલ એકલાં નિગમ પૂતળાં શાં ઉભાં ?[१]

: અનુષ્ટુપ :

શૂન્યમનસ્ક હું ઉભો, એવા અટુલ બેટ શો,
આશા વા નિરાશાની માનસમૂર્તિ ભેટતો.

ऋतूनां कुसुमाकरः

१. આને પ્રચ્છન્ન પૃથ્વી ગણવો હોય તો ભલે. કોઇક શ્રૃતિમાં સ્હેજ ફેર પણ હશે. મારે મન તો એ સુગેય રાગ છે. લેખક

# ફોટોગ્રાફ

દેવજી રા. મોઢા

: મિશ્રોપજાતી :

વિચારને આચરણે ઉતારવા
પે'લાં ઘટે જે કરવા વિચારો
કરી લઇ તે સઘળા વિચારો
નક્કી કર્યું મેં મનથી પડાવવા

મારી બીજી જાત સમી પ્રતિ કૃતિ!
બીજે દિને હું સ્ટુડિયો વિષે ગયો
ફોટો વિષે વાત જઇ ઉચારી
ખૂશી થઇને છબી પાડનારો

નજીકના શૉ રૂમમાં લઇ જઇ
જુદી જુદી જાત બતાવીને મને
પૂછ્યું "તમારી ઉતરે પસંદગી
કયી પરે આટલી જાતમાંથી ?"

ના બ્લેક ને વ્હાઈટ ગમે મને જરી
રૂચે બહુ કામ ન ઓઇલ પેન્ટનું
ને ધૂપછાયી રજની સમી વળી
પડે નહીં લેશ પસંદ સેપીઆ.

એન્લાર્જમેન્ટે થની આવતી હતી
અભિરૂચિ, એય હવે સરી ગઇ
માન્યું હતું કે ક્દ માત્ર વાધતું
કિન્તુ રૂપાલેખનમાં ય ચાલતી

પીંછી ચિતારાની વધુ પડન્તી
એ વાત ના ધ્યાન બહાર રૈ હતી
મંજૂર મેં છેવટ રાખી સેપિઆ
તૈયારીમાં એ છબી પાડનારો

પડી ગયો; ને વળી માહરી કને
એ;ટાઇ ને ઑ ઉભયે મૂકી જઇ
તૈયાર થાવા સૂચવી મને ગયો!
મેં હાસ્ય વેરી કરી ભાવદર્શન

જવાબ દીધો: નવ કાંઇ જોઇએ
ને મારી આવી રસ–શુષ્કતા પરે
તેણે–રસિકે સ્મિત–પુષ્પ વેર્યાં!
કો' લાટ સાહેબ તણા મહેલની

એકાદ બાજુ ચિતરી'તી તેવો
પછીત રૂપે પડદો ટિંગાડયો
ને ગોઠવી બેઠક ખૂરસી તણી.
ટીપાઇ મૂકી વળી મધ્ય ભાગમાં

ને ગોઠવ્યું ત્યાં ફુલદાન, ને મુક્યાં
વળી બેય બાજુ ફુલછોડનાં કુંડાં!
તૈયારી થાતાં હું તહીં ગયો અને
ત્યાં બેસતાં નક્કી કરેલ સ્થાને.

મારાથી છાનું મરકી જવાયું
મેં પૂછિયું એ છબી પાડનારને
"શું આ બધું યે છબી માહિ ઉઠશે?"
"જરૂર" બોલ્યો છબી પાડનારો,

"બધું ય જો કૈચપ ના કરી શકે
એનુ પછી નામજ પ્લેટ શાનું ?"
ઇચ્છા થતી પૂર્ણ લહી પડાવવા
મારી બીજી જાત સમી પ્રતિકૃતિ !

"સંસારમાં જન્મ ધરી કંઇ સુખો
મેં ભોગવ્યાં હોય, અને વળી મન
મારૂં રહ્યું હોય કદિ ભર્યું ભર્યું
અને લહી ચિત્ત તણી પ્રસન્નતા

છબી વિષે એ ઉઠશે બધું ય ને ?
આ જીંદગાની ધરીને કંઈ દુ:ખો
મેં ભોગવ્યાં હોય અને કદિ સહી
ભોંકાતી હૈયે શૂળ વેદનાની

તો તીવ્રતા એ જખમો તણી,ને
મારી જ આ માનવ જાત હાથે
અન્યાયની કોદિ મળી પરંપરા
એ આગમાં હોઉં જલ્યો કદાપિ

ચાઠાં શરીરે પડિયાં, રૂઝાયાં
કિન્તુ ભવિષ્યે પણ યાદ આપતા
સુરેખ અંકાયલી ડાઘમાળા
રહી જવા પામી કદાપિ હોય તો

છબી મંહી એ પણ ઊઠશે જ ને ?"
મિજાજ ખોયો છબી પાડનારે
ત્રાડૂકતો એ સહસા વદી ઉઠ્યો
"પડાવા'તી જીંદગીમાં છબી કદી

કે આજ આવ્યા અહીં પ્હેલવેલા?
કલા અને સૌ ખુબીઓ કલાની
લહો નહીં ને શિર ઝીંક ખાલી
બીજે જવું હોય, જઇ શકો છ તો

મારે તમારી છબી નાજ પાડવી."
ને ત્યાંથી હું સત્વર ચાલતો થયો
ખીજાયલો એ છબી પાડનારો
જોઇ રહ્યો આ દશ્ય ફાડી આંખો

ભેળા કરી બે ત્રણ રાહદારીને
મારા પ્રતિ અંગુલિ ચીંધી ચીંધી
કૈં વાત કહેવા બસ એ મંડી ગયો
ને મારી આવી નરી મૂર્ખતા પરે

વેરી રહ્યાં હાસ્ય સહુ : અને ધ્વનિ
લાંબે લગી પાછળ આવતો રહ્યો!

●

# જીવનમાં સૌંદર્યનું સ્થાન

: એક પ્રવચન :

શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

સૌંદર્ય પોતે સુંદર વસ્તુ છે પણ તે વિષેનું વિવેચન કે મીમાંસા સુંદર હોય જ છે એમ નથી. કાવ્ય, સંગીત કે વિનોદમાં રહેલો આનંદ આપણે અનુભવીએ છીએ પણ આ સુંદર કલાઓની મીમાંસા કરવા જતાં કદાચ એ કાર્ય આનંદરહિત અને અ-સુંદર પણ થઇ બેસે. સૌંદર્યના અનુભવનો આનંદ સૌંદર્યમીમાંસાથી નીપજી ન શકે.

સૂર્ય તરફ નજર રાખી ચાલતાં પ્રકાશ પણ મળે છે અને છાયા પણ આપણી પાછળ આપમેળે જ ચાલી આવે છે, પરંતુ તેથી અવળી નજર રાખી છાયા પાછળ ચાલતાં પ્રકાશ પણ મળતો નથી અને છાયા તો હાથમાં આવતી જ નથી, તે તો આગળ ને આગળ દોડી જાય છે, તેવી રીતે સૌંદર્યની પાછળ પડતાં તે પ્રાપ્ત થતું નથી. તેની તરફ બેદરકાર રહેતાં આનંદ અને સૌંદર્ય બન્ને સહેજે મળે છે. બાળકોના જીવનમાં વ્યકત થઇ રહેલું સૌંદર્ય એને વિષે એને ભાન થતાં અને દરકાર લેવાતાં નષ્ટ થવા માંડે છે. સૌંદર્ય વિષે ભાન આવ્યું એટલે તેમાં વિકૃતિ પેસવાની જ. જ્યાં સુધી સૌંદર્યભાન ન હોય ત્યાં સુધી જ જીવનમાં સૌંદર્ય માટે સ્થાન રહે છે. આમ સુંદરતા વસ્તુ એવી છે કે તેના વિષે તટસ્થતા કે ઉદાસીનતા કેળવવાથી તે સહજ જ મળી રહે છે પરંતુ તેને માટે પ્રયત્નો કરવા જતાં, તે શરમાઇને દૂર જતી રહે છે. જેમાં સૌંદર્ય રહેલું હોય તેની જ ઉપાસના કરવાથી, સૌંદર્ય પણ આપોઆપ આવે છે.

આમ છતાં માણસ કોઇ ને કોઈ રીતે પોતાની સુંદરતા વધારવાનો પ્રયત્ન કરે જ છે. બજારમાં સુંદરતાની, એટલે દેખાવડાપણાની કિમ્મત હોય છે એટલે માણસ કૃત્રિમ સુંદરતા કેળવવાનો પ્રયત્ન કરે છે. રાજામહારાજાઓ અમલદારોની નિમણુક કરતા પહેલાં તેમના ફોટા પરથી, તેઓ છાપ પાડી શકે તેવા દેખાવના છે કે નહિ, તેની ખાત્રી કરી જુએ છે. વેપારમાં પણ દેખાવડો, અસર પાડી શકે તેવા રૂપઢંગનો સેલ્સમેન સફળ થવાનો જ. આ સૌંદર્ય કેળવવાનો પ્રયત્ન તે સારો છે કે ખોટો તે જુદી વસ્તુ છે. પણ દરેકના જીવનમાં તેનું સ્થાન હોય છે જ. પરંતુ બાળકોના બેદરકારીભર્યા સૌંદર્યમાં તેની જે કલ્પના રહેલી છે તેનાથી આ કલ્પના સાવ જુદી હોય છે. જેઓ જીવનને સમૃદ્ધ કરવા માગે છે, જીવનને સુંદર રીતે વ્યકત કરવા ઇચ્છે છે,

તેમની આગળ સૌંદર્ય આવે જ છે અને તેઓનાં જીવનમાં તેનું સ્થાન પણ અનેરું હોય છે.

બાળકના જીવનમાં સહેજે શોભતી વસ્તુનું પ્રૌઢાવસ્થામાં અનુકરણ કરવાથી તે અસુંદર જ દેખાશે; કારણ ઊંમર વધતાં સૌંદર્યની કલ્પનાઓ પણ બદલાય છે. સૌંદર્યમાં વધારેમાં વધારે અગત્યનું સ્થાન હોય તો તે ઔચિત્યને છે. વખતે વખતે અને પ્રસંગે પ્રસંગે સુંદરતાની કલ્પના પલટાયા કરે છે.

જવાબદારી, કર્તવ્ય અને જીવન વિષેનું ભાન, તેમ જ પ્રેમ, કરુણા, ન્યાય આદિ સુવૃત્તિઓ જેમ જેમ જાગે છે તેમ તેમ સૌંદર્ય વિષેની કલ્પના ઉન્નત થતી જાય છે. અને અન્તે પ્રતીતિ થાય છે કે જે સુંદર રીતે જીવી જાણે છે તે જ સૌંદર્યમય છે. દરેક વ્યક્તિમાં સૌંદર્યની ભૂખ તો હોય છે જ, પ્રત્યેકના જીવનમાં એનું સ્થાન પણ છે; માત્ર જીવન કર્તવ્યશીલ બનતાં, તેની કલ્પના વિકસે છે અને માણસ તેનાં વધુ ઉન્નત સ્વરૂપો ભાળી શકે છે. આ રીતે જવાબદારીમાં જ સૌંદર્ય પ્રતિષ્ઠિત છે

સૌંદર્યની કલ્પના જેમ જવાબદારીને કારણે બદલાય છે, તેવી જ રીતે પ્રેમને કારણે પણ બદલાય છે અને એ રીતે તે પ્રેમ સાથે વધારે સંકળાએલી છે. ટૉલ્સટૉયની પ્રખ્યાત નાયિકા ઍના કૅરેનીનાને સત્તર વર્ષ સુધી દંપતીજીવન ગાળ્યા પછી પોતાના પતિ પરથી પ્રેમ ઉતરતાં તેનામાં સૌંદર્ય દેખાતું પણ બંધ થાય છે. આમ સૌંદર્યની કલ્પના, જ્યારે તે પ્રેમ પાછળ જાય છે ત્યારે આંધળી બને છે કારણ પ્રેમ આંધળો હોય છે અને પ્રેમનું લક્ષ્ય બદલાતાં તેની કલ્પના પણ પલટાય છે.

માટે કેટલાક કહે છે કે સૌંદર્યની કોઈ સર્વમાન્ય વ્યાખ્યાકરવી અશક્ય છે. પણ આ તો આત્મનેપદી-subjective-સૌંદર્યની વાત થઇ; પરસ્મૈપદી-objective-સૌંદર્ય પણ હોયછે. સ્વભાવે નિષ્પક્ષપાતી, તટસ્થ સમભાવી નિસર્ગનાં સૌંદર્યો સર્વ કોઇને પ્રિય થઇ પડે છે વૃક્ષો, ફૂલો, નદીઓ, નાનાંમોટાં જનાવરો સૌમાં કંઈને કંઇ સુંદરતા ભરી હોય જ છે. સામાન્યપણે કહી શકાય કે કુદરતના પોતાના સર્જનમાં તો તે સુંદરતા છલોછલ ભરેલી છે; પણ જ્યારે માણસનો પગ ત્યાં પડે છે ત્યારે તેમાં વિકૃતિ પણ પ્રવેશે છે. માણસના મનના પાપની છાયા વસ્તુ કે પ્રસંગની સુંદરતાને આવરી દે છે અને ત્યાંથી સુંદર અસુંદરતાનો ભેદ શરૂ થાય છે, સૌંદર્યમાં ઉણપ આવે છે. પક્ષપાત, સ્વાર્થ કે ગરજ ન હોય તો વસ્તુમાત્રમાં સૌંદર્ય પ્રતીત થાય અને તેનો આનંદ લૂંટી શકાય. જેના મનમાં પાપ છે તેજ અસુંદર પરિસ્થિતિ અને પ્રસંગ, પેદા કરે છે અથવા જોઇશકે છે. વિકૃત માનસ આગળ સુંદર અસુંદરના ભેદ પડે જ છે અને જ્યાં નીતિનો અભાવ હોય ત્યાં સૌંદર્યનું નામનિશાન પણ રહેતું નથી. ખરું જોતાં જેમાં માણસ અને વસ્તુનો સ્પર્શ, સ્પષ્ટ સંયોગ થતો હોય છે ત્યાં સુખદુઃખ ઊભાં થાય છે. પણ સૌંદર્ય સુખદુઃખથી ભિન્ન અને પર એવી વસ્તુ છે અને તે આનંદઘન હોય છે.

●

# રાષ્ટ્રીય શિક્ષણ

શ્રી. રામનારાયણ ના. પાઠક

ભારતવર્ષના સદ્‌ભાગ્યે એને એવો જાગરૂક સેનાધિપતિ મળ્યો છે કે જેની નજર દરેક કિલ્લા ઉપર એક સરખી રહ્યા કરે છે. એણે હમણાં જ રાષ્ટ્રીય શિક્ષણને અંગે વિચારણા કરી એના ઉપર ભાર મૂકયો છે. રાષ્ટ્રીય કેળવણી એ સ્વરાજનાં ચાર દ્વારમાંનું મુખ્ય દ્વાર નથી પણ સ્વરાજની ઇમારતનો એ પાયો છે.

સાદું, સુઘડ, ઉદ્યમી, અને સંસ્કારી ગ્રામજીવન એ ભારતવર્ષની વિશિષ્ટતા છે. બુદ્ધિના વિલાસ તરફ ઘસડી જતી આજની શહેરી કેળવણી આપણી આ પ્રાચીન વિશિષ્ટતાને કચડી રહી છે. આપણા આ મૌલિક લક્ષણોને શિક્ષણદ્વારા વિકસાવી ગ્રામજીવનને સુવાસિત, સુખી અને સંતોષી બનાવવું એ રાષ્ટ્રીય કેળવણીનો આજની સ્થિતમાં મુખ્ય ઉદ્દેશ હોવો જોઈએ.

પરાધીન દશામાં કોઇ પણ પ્રકારની સ્વતંત્ર શિક્ષણ પદ્ધતિનાં સચોટ પરિણામો બતાવી શકાય નહિ એ વાત ખરી હોવા છતાં, સ્વાધીન થવા માટે પ્રજામાં જે ગુણોની આવશ્યકતા છે તે પેદા કરવા માટે પણ રાષ્ટ્રીયકેળવણીની પુનર્વિચારણા કરવાની જરૂર છે. આ દ્રષ્ટિએ વિચાર કરતાં લોકકેળવણી એ જ ખરી રાષ્ટ્રીય કેળવણી આજને તબકકે ગણી શકાય.

પરંતુ ગૂમડા ઉપરનું નસ્તર ગમે તેટલું સફળ થાય તો પણ જ્યાં સુધી રોગના મૂળ-રૂપ હોજરી, આંતરડાં, અને રૂધિરાભિસરણની શુદ્ધિ થઇ નથી. ત્યાં સુધી એક નહિને બીજી જગ્યાએ ગૂમડું ફૂટી નીકળવાનું જ છે એમ ગ્રામજનતાના મુરબ્બી વર્ગમાં જણાતાં વહેમ, અજ્ઞાન, કુસંપ, બીક, સ્વાર્થ, આળસ, ધંધા પ્રત્યે ઉદાસીનતા વગેરે અવગુણો ટાળવા ગમે તેવા ભગીરથ પ્રયત્ન કરવા છતાં આવતીકાલની ગ્રામજનતાના મન ઉપર એ અવગુણોની છાપ જ્યાં સુધી પડયા કરે છે ત્યાં સુધી પેઢી દર પેઢી એ ચાલ્યા જ કરશે.

જુના જમાનામાં ધાડપાડુઓ વારે ચડનારના પગના નળા પર ઘા કરી તેમના ગૂડા ભાંગી નાંખતા અને પોતે લૂંટનો માલ લઈ નાસી જતા. બ્રિટિશ સલ્તનતના બાહોશ ધારા-શાસ્ત્રી મેકોલેએ અંગ્રેજી શિક્ષણ પધ્ધતિથી હિંદીપ્રજાના ગૂડા ભાંગી નાખ્યા એમ કહેવામાં મુદ્દલ અતિશયોકિત નથી. માત્ર આજિવિકાની બાબતમાં પરાવલંબી બનાવ્યા છે એમ નહિ પણ સ્વતંત્ર વિચારશકિત ગૂંગળાવી નાંખીને નર્યું ગુલામી માનસ બનાવી દીધું.

વિચારબળ એ મહાન બળ છે. વિચાર પરિવર્તન એ જ ખરું પરિવર્તન છે રાજક્રાંતિ માટે પ્રથમ વિચારક્રાંતિ આવશ્યક છે, અને આવુ પરિવર્તન, આવી વિચારક્રાંતિ બાલમાનસમાં સહેલાઇથી અને કાયમી થાય છે.

મહાયુદ્ધમાં ભાંગીને ભૂકો થઇ ગયેલા જર્મનીને માત્ર બે દસકામાં હિટલરે ઉંચે ઉપાડી લીધું તે સ્વતંત્ર શિક્ષણ પદ્ધતિથી. સ્ટેલીને મૃતપ્રાય રશિયામાં નવપ્રાણ પૂર્યા તે રાષ્ટ્રીય શિક્ષણની પંચવર્ષીય યોજનાઓથી. અંગ્રેજો હજી અર્ધી દુનિયા પર રાજ્ય કરે છે તે પોતે યોજનાપૂર્વક નક્કી કરેલી શિક્ષણ પદ્ધતિથી. જેમ ધીમું વિષ અમુક રીતે, અમુક દહાડે, ધીમી પણ ચોક્કસ અસર કરે છે તેમ પોતાની શિક્ષણ પદ્ધતિથી અંગ્રેજી સત્તા ગુલામ પ્રજાનું માનસ ઘડે છે. ગુલામીનું કારમુ વિષ કેમ અને ક્યાં, કેટલી હદ સુધી પસર્યું તેની પરાધીન પ્રજાને ખબર પણ પડતી નથી.

માટે જ ગાંધીજીએ સ્વરાજ્યની શરતોમાં રાષ્ટ્રીય કેળવણીને સ્થાન આપ્યું છે.

'પાકે ઘડે કાંઠા ન ચડે' અને 'કુમળો છોડ વાળીએ તેમ વળે' એ કહેવતો પ્રજા ઘડતરમાં શિક્ષણનું કેટલુ મહત્ત્વ છે તે બતાવે છે. આવતીકાલની પ્રજાનાં શરીર, બુદ્ધિ, અને હૃદય કેળવવામાં જ ભાવિ રાષ્ટ્રના વિકાસનો આધાર છે.

પોલીસનાં ખાખી કપડાંની બીકનાં મૂળ શાળા શિક્ષણમાં રહેલાં છે એ આજે સાબીત કરવુ પડે તેમ નથી. જે બાળક નાનપણમાં મારની બીકે પાઠ કરી લાવે છે, મારની બીકે ગોખે છે, મારની બીકે શાળાએ જાય. એજ બાળક મોટપણે મારની બીકે દરેક અન્યાય નીચી મુંડીએ સહી લેશે અને ગુલામીની જડને મજબૂત કરશે. માસ્તર પાઠ કવિતાના અર્થ સામેથી સમજાવી દે, બાળક વિચાર કરતો હોય ત્યાં એને શીખડાવી દે અને પરિક્ષાઓ પસાર કરાવવા ખાતર રાંધેલો ખોરાક ખવરાવી દે છે તેમાં બાળકની સ્વતંત્ર વિચાર શકિતનું ભયંકર ખૂન થાય છે. નાની મોટી કોઇપણ બાબતમાં એ બીજાના મોઢા સામે જોતાં શીખે છે અને એની શોધકવૃત્તિનો હ્રાસ થાય છે. જે વિદ્યાર્થી હાથપગ હલાવ્યા સિવાય ભણીને શું કરશું તેનો ખ્યાલ કર્યા સિવાય દસ બાર અંગ્રેજી ભણી જાય છે તે ભવિષ્યમાં કારકુન કે માસ્તર થઇ, પરાધીનતામાં જીવન પૂરું કરે છે.

શિક્ષણ દ્વારા આપણી પ્રજાઓની પ્રજાને કેવી રીતે ગુલામ બનાવી દેવાય છે તેના દાખલા વાંચતાં તાજુબી થાય છે. સહેજ વિષયાંતરનો દોષ વહોરીને પણ આ વસ્તુ વધારે સ્પષ્ટ રીતે લખવી જરૂરી છે. આ કામ છે સમર્થ ઇતિહાસ લેખકોનું. એક પુરાતત્ત્વપ્રેમી મિત્ર, જેમને ઇતિહાસના વાચનનો ઘણો શોખ છે તેઓએ થોડા રોજ પહેલાં જ કહ્યું કે જુના તાડપત્રો, પત્થરો, કાગળો ઉપર ખોટી હકીકતો લખી એને ચોકકસ જગ્યાઓમાં દાટવામાં આવે છે, અને એને એવી સફાઇથી બહાર કાઢવામાં આવે છે કે જગત એ નવીન વસ્તુની પાછળ ગાંડું બને છે. એમાં અમુક પ્રજાને ઇરાદાપૂર્વક નીચી ચીતરવામાં આવે છે અને એ હકીકતો ઇતિહાસરૂપે એનાં બાળકો પાસે ગોખાવવામાં આવે છે અને પોતાની જાતને વિષે હલકાપણાનો ભાવ પેદા કરવામાં આવે છે.

સેંકડો વર્ષોથી તરછોડાયલા હરિજનોને આપણે કહીશું 'તમે કોઇને ભાઇસા'બ ન કહો ' તો કહેશે 'બીજાને નહિ કહીએ પણ તમે તો અમારા ઉદ્ધારક, પ્રભુ, તમને ભાઇસા'બ કહેવા જ જોઇએ.'

આજ વસ્તુ પેલી પ્રાચીન સંસ્કૃતિના કૃત્રિમ નમુનાઓના પ્રકાશમાં રહેલી છે. હિંદુઓ બાયલા છે, હિંદુઓ નમાલા છે, હિંદુઓ કુસંપી છે. હિંદુઓમાં સામનો કરવાની શકિત નથી. અનેક ધર્મ, અનેક જાતિ, અનેક દેવદેવીઓના પૂજનારા હિંદમાં સંગઠનની શકિત જ નથી. આમ હિંદુઓના અવગુણોની પરંપરા સેંકડો વર્ષો સુધી ગોખાવી ગોખાવી બાળકોના મગજને મોટાંપણે બહેરૂં બનાવી દેવામાં આવે છે.

હિંદુ-મુસ્લીમ રાજા બાદશાહોમાં અનેક અનૈતિહાસિક યુદ્ધો એવી અવળી રીતે ચીતરવામાં આવ્યાં છે કે જેને પરિણામે વિદ્યાર્થીના કુમળા મગજ ઉપર બન્ને કોમો વચ્ચે વરસોનાં વેરઝેરની છાપ ઉડે. બન્ને કોમોના અવગુણોની છાપ ઉડે. બન્ને કોમને નામોશી ઉપજાવે અને દિનપ્રતિદિન વિખવાદ વધ્યા કરે.

મહમદ ગીઝની સાતવાર હિંદ પર ચડી આવ્યો. ઘોરીએ સોમનાથની મૂર્તિ તોડી તેનાં કમાડ, કાબુલની મસ્જીદમાં પગથીઆં તરીકે વાપર્યાં, ભોળા ભીમને નસાડ્યો. બાબરે ફતેહપુર સિક્રિમાં રાજપૂતબળ તોડયું, અહમદ દુરાનીએ પાણીપતના મેદાનમાં મરાઠી સત્તાનો ધ્વંસ કર્યો. મ્હેસુર વિગ્રહ, શીખ વિગ્રહ, મરાઠા વિગ્રહ, નેપાલ વિગ્રહ, બર્મા વિગ્રહ, અફઘાન વિગ્રહ વગેરે વિગ્રહોમાં અંગ્રેજોએ બડી બહાદુરીથી એકબીજાનો ઉપયોગ કરી દરેકને હરાવ્યા.

આ બધો ઇતિહાસ શીખવવાથી શો ફાયદો? અગીઆરથી પાંચ વાગ્યા સુધી આવો ભવ્ય ઇતિહાસ, ભાષા શિક્ષણના પોથાં, વિજ્ઞાનની વિજળીના ચમકારા જેવી વાતો, પુસ્તકોના ઢગલે ઢગલા વચ્ચે સળેકડા જેવા શરીરવાળા પ્રોફેસર વ્યાખ્યાનો આપ્યે જ જાય. હાઇસ્કુલો અને કોલેજોમાં બાંકડાઓ ઉપર કરોડ વાંકી રાખીને પાંચ પાંચ કલાક બેઠા બેઠા આ કિંમતી ભણતર ભણીને હિંદના ભાવિસર્જકો પરતંત્રતાની જાળમાં ફસાઈ જાય છે. અને બાર વરસે ગરીબ દેશના એ હજારનું પાણી કરી કોઇ માલેતુજાર મોં સામે રોટલીના ટુકડા માટે વકાસી રહે છે અથવા સરકારી દરબારી ખાતાના અમલદારોનાં પગથીયાં ઘસે છે. આ પામર દશા હવે તો સૌ કોઇને અકારી થઇ પડી છે. વિદ્યાર્થીઓ માબાપો, શિક્ષકો, રાજકીય આગેવાનો સૌ કોઈને આ વાત દીવા જેવી સ્પષ્ટ દેખાઇ આવી છે. છતાં એનો ઉકેલ સૂઝતો નથી. કોઇ બતાવે છે તો ગળે ઉતરતો નથી. ગળે ઉતરે છે તો તે પ્રમાણે આચરણ કરવાની હિંમત નથી.

શરીરને સુદૃઢ બનાવે, બુદ્ધિને વિકસાવે, ભવિષ્યમાં આજિવિકાનું સાધન થાય તેવો ધંધો શીખવે અને હૃદયના ગુણો જ ખીલવે એવી કેળવણી છેલ્લાં સેંકડો વર્ષોથી આપણને મળી નથી. એટલું જ નહિં પણ એથી ઉલટી જ મળી છે. રાષ્ટ્ર બેઠું થઇ થઇને પાછું પડે છે એની પાછળ આ એક અગત્યનું કારણ છે.

શિક્ષણનો વિચાર આવતાં જ આપણી નજર સામે મુંબઈ અમદાવાદની કોલેજ હાઈસ્કુલો આવે છે. મોટા મોટા લાંબા ચોડા અભ્યાસક્રમો આપણી નજરે તરે છે. આજનો અભ્યાસક્રમ, આજની પરીક્ષાઓ, આજની માધ્યમિક શાળાનાં ધોરણો વગેરેને નજર સામેથી ખસેડ્યા પછી નવેસરથી વિચાર થઇ શકે તેમ છે.

હિંદ પોતાનાં સાત લાખ ગામડામાં વસે છે. હિંદની રાષ્ટ્રીય કેળવણીનો વિચાર કરતાં પહેલો આ ગામડાંનો વિચાર કરવો જોઇએ. ગામડાંની કેળવણીનો વિચાર કરતાં આપણી નજર સામે ખેડૂતો, મજુરો, કારીગરો નાના વેપારીઓ આવીને ઉભા રહે છે. આ મહેનતુ વર્ગ રાષ્ટ્રને જીવાડી રહ્યો છે. એટલે આપણે પ્રથમ તો ગામડાંનો પ્રાથમિક શિક્ષણનો જ પ્રથમ વિચાર કરશું.

પણ એ વિચાર કરતાં ઉપર કહ્યું તેમ શહેરની માધ્યમિક શાળાના અભ્યાસક્રમ સામે જોશું તો ખત્તા ખાશું. પ્રાથમિકશાળાના શિક્ષણનો વિચાર કરતાં માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણના અભ્યાસક્રમ સામે જોવું એ અવળે હાથે કાન પકડવા જેવું છે. એ ઘોડા પહેલાં ગાડી મૂકવા જેવું છે. બાળકનાં શરીર, બુદ્ધિ, અને હૃદયનો કુદરતી વિકાસ થવા સાથે એને ઉમરના પ્રમાણમાં જીવનોપયોગી શિક્ષણ મળે અને ઉમર વધતી જાય તેમ એ આગળ વધતો જાય એ ક્રમ સ્વાભાવિક છે.

પહેલેથી મેટ્રિક કે બી. એ. નો ક્રમ નક્કી કરી પછી તેને પહોંચી વળે એ રીતે છેક પહેલી ચોપડીથી અભ્યાસ ગોઠવાવવો એ સૂરજ સામે સવારી કરનાર અક્કલબાજખાં જેવું છે.

અહીંથી પાંચ વર્ષનાં બાળકો માટે મોન્ટીસોરી કે એવી વિશિષ્ટ બાલપદ્ધતિના નિષ્ણાત જ્યાં નથી ત્યાં પાંચ વર્ષથી બાળકનું શાળાનું ભણતર શરૂ થાય છે. પાંચથી બાર વર્ષના ગાળામાં એ જ કેળવણી આપવાની છે તેનો આપણે ટૂંકમાં વિચાર કરીએ.

ખેતી અને ગોપાલન એ હિંદની જીવાદોરી છે. એટલે જ્યાં શક્ય હોય ત્યાં દસેક વિઘા જમીનનો ટુકડો લઇ ત્યાં હાથે માટીનાં મકાન ચણી લેવાં. ખેતરમાં ફળઝાડ, શાકભાજી, કપાસ, અને અનાજ સ્થળ કાળને રુચતાં વાવી એનો બગીચો બનાવવો. ઝાડના ક્યારા કરવા, પાણી વાળવું, વગેરે નાનું કામ બાળકો કરી શકે છે. આટલી ખેતી સાથે પાંચ દસ ગાયો રાખવી. પોતાના કપડાં થઇ શકે એટલું ઓછામાં ઓછું કાંતવા, પીંજવા

અને વણવાનું રાખવું. મોટાં ખેતી, ગોપાલન, વણાટ વગેરે કરે તેમાં બાળકો બનતી મદદ કરે પોતાનાથી સ્વતંત્ર રીતે થઇ શકે તે સ્વતંત્ર રીતે કરે. બપોર અને રાતના વખતમાં ભાષા, ઇતિહાસ, ગણિત, સામાન્ય જ્ઞાન વગેરે અભ્યાસ એ ખેડૂત, ગોવાળ અને વણકર બનેલા શિક્ષકો કરાવે. મોટું કસ્બાનું ગામ હોય, પૈસાની સગવડ હોય તો ખેતી, ગોપાલન અને વસ્ત્રવિદ્યા સિવાય શીવણ, સુથારી, મોચીકામ, માટીકામ, કાગળ બનાવવા, ઘર ચણવું, સાબુ બનાવવો વગેરે ઉદ્યોગોમાંથી બને તેટલા દાખલ કરી શકે. અત્યારે ભાંગીને ભૂકો થયેલાં રાષ્ટ્રને જીવાડવા માટે આ ઉદ્યોગો સજીવન કરવાની જરૂર છે. જો વિદ્યાર્થીઓને શીખવવા ખાતર પણ બુદ્ધિશાળી યુવાનો આ ગૃહઉદ્યોગોમાં મન પરોવશે તો એમાં નવી સૃષ્ટિ રચશે.

આવાં ગ્રામવિદ્યાલયોનો ઉદ્દેશ ખેડૂત, કારીગર, મજુર અને વેપારીનાં બાળકો પોતપોતાના ધંધાનો બુદ્ધિપૂર્વક અભ્યાસ અને વિકાસ કરી શકે, તેમાંથી જીવનને જરૂરી એટલી આજિવિકા મેળવી શકે, અને આધુનિક કેળવણીની વ્યર્થ નીવડેલી પુસ્તકીઆ પ્રથા છોડીને ઉદ્યોગદ્વારા સાચું શિક્ષણ મેળવી શકે એ જ હોવો જોઇએ

આવા રાષ્ટ્રીયશિક્ષણને ફત્તેહમંદ બનાવવાનો મહાન અખતરો શરૂ થાય એ દરમ્યાન ગુજરાતના ખૂણામાં, મહીનદીના કોતરોમાં છૂપાયેલા એક ગ્રામવિદ્યાલયને જોવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયું. અને આવી કેળવણી ગુજરાતની પુનર્રચનામાં અગત્યનો ફાળો આપી શકશે એવી મારી શ્રદ્ધા દૃઢ થઇ.

બાળકોનો સર્વાંગી વિકાસ સધાય, તેમનું જીવન રાષ્ટ્રોપયોગી અને ગ્રામજીવનને અનરૂપ બને, તેમનામાં સેવા, શ્રમ અને સંસ્કારિતાની ભાવના પોષાય એવી કેળવણી આપવી એ વિદ્યાલયનો ઉદ્દેશ છે.

શિક્ષકો અને બાળકો વચ્ચે કુટુંબભાવ, જાતમહેનત, સાદાઇ અને અભ્યાસનું સુંદર મિશ્રણ: ખાદીનો પહેરવેશ, શરીર, કપડાં અને શાળાની ચીવટપૂર્વક સ્વચ્છતા, શાળાનું તમામ કામ હાથે કરવાની પાડેલી સ્વાભાવિક ટેવ, આ સંસ્થાની આ ખાસિયત છે.

પ્રભાતના તાઝગીસભર્યા પ્રફુલ્લિત વાતાવરણમાં, સુગંધિત પુષ્પો અને ધૂપદીપથી મઘમઘી રહેલા ખંડમાં પ્રાર્થનાનું સંગીત શરૂ થાય છે. પ્રાર્થનામાં બોલાતાં હિંદી, ગુજરાતી, સંસ્કૃત ભજનો અને રાષ્ટ્રગીતો બાળકોના સમૂહકંઠી ગાન સાથે દિલરૂબા, તબલાં અને મંજીરાના સૂર મળીને હૃદયના ગૂઢ ભાવોને જાગૃત કરે છે ભાગ્યે જ ગુજરાતના ગામડાંમાં આવું સંગીતમય વાતાવરણ જોવા મળે છે.

સારી રીતે વાંચી લખી શકે, પોતાના વિચારો દર્શાવી શકે, સાહિત્ય રસનો આસ્વાદ લઇ શકે તેટલું માતૃભાષા ગુજરાતીનું શિક્ષણ, રાષ્ટ્રભાષા લખી, વાંચી શકે, બોલેલું સમજી શકે તેટલું હિંદી શિક્ષણ. ઉચ્ચાર શુદ્ધિ, ભવિષ્યમાં આગળ વધવાની જરૂર પડે તો ટેકારૂપ થાય તેટલું સંસ્કૃત, વ્યવહારમાં ઉપયોગી તેટલું ગણિત, અને નામું. દુનિયાના ખંડો, સમુદ્રો, નદીઓ, પહાડો, પ્રજાઓ, આબોહવા વગેરેની ભૌગોલિક માહિતી: સમાજના વિકાસક્રમમાં મહત્ત્વનો ભાગ ભજવી ગયેલા સામાજિક, રાજકીય અને ધાર્મિક, મહાપુરુષોના જીવનનો પરિચય, આધુનિક જગતનાં ધાર્મિક, આર્થિક, રાજકીય અને સામાજિક આંદોલનોની પૂરી માહિતી, શરીર રચના, ખોરાક, ગ્રામ સ્વચ્છતા, આકાશ, પાતાળ, પશુ, પખી, વનસ્પતિ વી.નું સામાન્ય જ્ઞાન ઉપરાંત તકલી, રેંટીયો, પીંજણ, નાડી, પાટી, માટીકામ વગેરે ઉદ્યોગ શિક્ષણ સફાઇ અને બાગકામ અર્ધો વખત ઉદ્યોગ અને અર્ધો સમય અક્ષરજ્ઞાન એમ બે વિભાગમાં સમાન રીતે શિક્ષણને વહેંચી નાંખવામાં આવ્યું છે

સંઘ વ્યાયામ, લાઠી, લેજીમ, મેદાની રમતો, પદ્ધતિસર શીખવાય છે.

બધા શિક્ષકો ગ્રામસફાઇ, હરિજન સેવા, બારેશા વગેરે કામ સાથેનો સંબંધ, માબાપોની મુલાકાત વગેરે કામ દ્વારા ગ્રામ સુધારણાનું કાર્ય પણ કર્યા કરે છે

જમીનનો ટુકડો લઇ તેમાં ગોપાલન, ખેતી, વણાટ દ્વારા સંસ્થાને વધુને વધુ ઉદ્યોગપ્રધાન બનાવવા સંચાલકોની ઉમેદ છે.

આવા પ્રયોગો નાના પાયા ઉપર પણ ગામડે ગામડે થાય તો આપણને રાષ્ટ્રીય કેળવણીના મહાન પ્રશ્નને ઉકેલવામાં ઘણી રાહત મળે આ પ્રકારની રાષ્ટ્રીય કેળવણીમાં ભારતવર્ષનો ઉદ્ધાર રહેલો છે એવી જે શ્રદ્ધા સેવતું હોય તેમણે એક વખત ગંભીરાનું આ ગ્રામવિદ્યાલય અવશ્ય જોવું ઘટે.

# આંતરરાષ્ટ્રીય આંદોલનો

શ્રી. ભાસ્કરરાવ વિદ્વાંસ

## બિનદરમ્યાનગિરીનું નાટક :

બિનદરમ્યાનગિરીના નાટકનો હજી પણ અંત આવતો નથી. બિનદરમ્યાનગિરીની અનંત ચર્ચાઓ અને મંત્રણાઓ લંડનના મહેલોમાં વિચારાય છે, જ્યારે સ્પેનની ભૂમિમાં લોહી રેડાયાં જ જાય છે. અને બંડખોરોને જે મદદ મળ્યા કરે છે તે મળ્યા જ કરે છે. બિનદરમ્યાનગિરીના દેખાવે સરકાર પક્ષને નિર્બળ રાખ્યો છે, અને ફ્રાંકો પક્ષ બળવંતર થતો જાય છે. કેટલાક તો એમ પણ માને છે કે સ્પેનની સરકાર રહેંસાઈ જાય છે તેનું કારણ પણ આ બિનદરમ્યાનગિરી છે. જો બિનદરમ્યાનગિરીનું તરત નાબૂદ કરવામાં આવ્યું હોત તો આજપૂર્વે જ સ્પેનના વિગ્રહનો અંત આવી ગયો હોત. એ ગમે તે હો, પણ ગ્રેટબ્રિટન અને ફ્રાંસ આજે જર્મની અને ઇટાલિને ન છંછેડવાના માર્ગે પોતાની નીતિ દોરી રહ્યાં છે તેને પરીણામે સ્પેનની દુર્દશા વધતી જ જાય છે.

જર્મની અને ઇટાલિએ ચોકી કરવાનું બંધ કર્યા પછી એ ભાગની ચોકી કરવાનું ફ્રાંસ-ગ્રેટબ્રિટને માથે લીધું પણ જર્મની-ઇટાલિએ પડકાર કર્યો કે અમારી ખાલી પડેલી જગાએ કોઇને નહિ આવવા દઇએ, આટલી ધમકીથી ઇંગ્લાંડ-ફ્રાંસ નમી પડયાં અને એ કિનારા ખાલી પડયાં. પોર્ટુગાલની સરહદ ઉપર પણ નિરીક્ષકોની એજ સ્થિતિ થઇ છે. અને ત્યાંથી પણ મદદ પહોંચાડવામાં આવે છે. ઉલટું હવે ઇંગ્લાંડ અને ફ્રાંસને માથે જ બન્ને ફાસિસ્ટ રાજ્યો આરોપ મૂકે છે કે 'સરકારી કિનારા ઉઘાડા છે અને બંડખોરોના પક્ષના કિનારા ઉપર ગ્રેટબ્રિટન-ફ્રાંસ ચોકી રાખે છે એ અન્યાય છે!' 'ગ્રેટબ્રિટન જ સ્પેનની કમ્યુનિસ્ટ રાતી સરકારને મદદ આપ્યા કરે છે, તો પછી બંડખોરોને શા માટે મદદ ન મળે?' વગેરે.

## ભ્રામક યોજના:

હવે ગ્રેટબ્રિટને નવી યોજના રજુ કરી છે. જો બધાં રાજ્યો પોતપોતાનાં સ્વયંસેવકોને પાછા બોલાવી લેવાનું કબૂલ કરે તો બન્ને લડનારા પક્ષોને યુધ્ધમાન રાષ્ટ્રના અધિકારો આપવા. આનો અર્થ એ કે જનરલ ફ્રાંકો બંડખોર મટી જશે. તેના રાજ્યને પણ રીતસર કાયદેસરના રાજ્ય તરીકે બધા સ્વીકારી લેશે. જર્મનીએ અગાઉ આવી જ

માગણી કરી હતી. પણ આજે હવે ગ્રેટબ્રિટન એ વસ્તુ સ્વીકારવા તૈયાર થયું છે. અને એકવાર વધારે જર્મની ઇટાલિની ધમકીની સામે પોતાની ગરદન નમાવી છે. પણ આમ કરવામા ઇંગ્લાંડ એમ માને છે કે જો બધા સ્વયસેવકો પાછા ખેંચાઇ જાય તો સ્પેનના યુધ્ધમાં થતી દરમ્યાનગિરી ઓછી થશે, યુધ્ધ સીમિત થશે અને વહેલું અટકશે. પણ આ કાર્ય પણ સરળતાથી બને એવું જણાતું નથી. જર્મની–ઇટાલિ સહેલાઇથી કબૂલ કરે શાના ? એટલે એમાં પણ જર્મની તરફથી એવી માગણી કરવામાં આવી છે કે જે ઘડીએ સ્વયંસેવકો પાછા ખેંચી લેવાનું શરૂ થાય કે તરત જ યુધ્ધમાન રાષ્ટ્રના અધિકારો બન્ને પક્ષોને મળવા જોઇએ જ્યારે રશિયાએ જરા મજબૂત વલણ પકડયુ છે. એટલે ફાસિસ્ટ રાજ્યોએ સ્પેનના આખા વિગ્રહનો દોષ રશિયા-ને માથે ઢોળ્યો છે

ઇંગ્લાંડ જો એમ માનતું હોય કે સ્વયંસૈનિકો પાછા ખેંચી લેવાથી જ દરમ્યાનગિરી અટકી જશે તો એનો એ ભ્રમ છે, અથવા તો ઇરાદાપૂર્વક કેટલીક દીવા જેવી બાબતોની સામે આખ આડા કાન કરે છે. કારણ કે હજી ચોકી કરવાનો પ્રશ્ન તો ઉભો જ છે. ગયા અંકમાં બતાવ્યા પ્રમાણે ચોકી કરવાની રીતમાં જ જે દોષો છે તે દોષોને પરિણામે જેમને દરમ્યાનગિરી કરવી જ હશે તે તો તેમ કરતા અટકી શકે એવું છે જ નહિ ઉપરાંત સ્વયંસેવકો કદાચ જશે પણ એરોપ્લેન, દારૂગોળો લડાઇનાં ટેંકો વગેરે બધો સામાન તો મળ્યા જ કરવાનો છે. હવાઈ વિમાનો ઉપરના કાબૂ માટે થોડોક પ્રયત્ન કરવાનું સૂચવવામાં આવ્યું છે પણ તે પણ ઉપયોગી નીવડે એવુ નથી. અને છેલ્લે સ્વયંસેવકો બધા પાછા ખેંચી લેવાશે કે કેમ એ બાબતની જ શંકા છે. ફ્રેંકો પણ આ કબૂલ કરવાનો નથી. અને જર્મની અને ઇટાલિએ તો આજસુધીનાં પોતાનાં કયા વચનો પાળ્યાં છે કે આ વચન પણ પાળે ? કદાચ સ્વયસૈનિકો પાછા ખેંચી લેવાની ફરજ તેમને પોતાના દેશમાંથી જ પડી હોય અને તેને માટે આ બિનદરમ્યાનગિરી સમિતિના ઓઠા નીચે પોતાની પ્રતિષ્ઠા ખોયા વગર આ કાર્ય સાધી લેવું હોય. પણ છતાં એનો કશો અર્થ નથી. ઉપરાંત રશિયાએ એવી પણ માગણી કરી છે કે પરદેશી સ્વયંસૈનિકોમાં મૂર-લોકોને પણ ગણવામાં આવે, આનો વિરોધ જર્મની કરવાનું જ છે. ઉપરાંત ડુશલેંડ અને લીપઝીગ જેવા અનેક બનાવો તો જ્યારે સ્પેનમાં દરમ્યાનગિરી કરવી હશે ત્યારે કયાં ઉત્પન્ન નથી કરવામાં આવતા ?

બિનદરમ્યાનગિરીએ સ્પેનની સરકારને મદદ ન કરવાનું જાણે કે એક ઓઠું જ હોય એવું બની ગયું છે.

ઇંગ્લાંડ શા માટે એક પછી એક જર્મની-ઇટાલિની સામે પીછે હઠ કરતું જાય છે? અગાઉ આવી ગયું છે કે આમાં ઇંગ્લાંડના મોટા પૈસાની ધીરધાર કરનારાઓનો વર્ગ જનરલ ફ્રાંકોના પક્ષમાં છે. જર્મનીએ જ્યારે પ્રથમ એવી માગણી કરી કે સ્પેનના વિગ્રહ કરનાર બન્ને પક્ષોને યુધ્ધમાન રાષ્ટ્રોના અધિકારો મળવા જોઇએ ત્યારે ગ્રેટબ્રિટને સખત સામનો કર્યો. જેને એકવાર બંડખોર ગણ્યા તેને રીતસરના રાજા કેમ ગણી શકાય ? પણ ત્યાર પછી બાસ્કનો પ્રદેશ બંડખોરોના હાથમાં ગયો અને ઇંગ્લાંડની લોખંડની ખાણો જે આ પ્રદેશમાં આવેલી છે તે બધી ફ્રાંકોના હાથમાં ગઇ. ફ્રાંકોએ પરદેશી મૂડીવાળાઓને ધમકી આપી. અને તેને પરિણામે પોતાની લોખંડની ખાણોના રક્ષણનો સવાલ ઇંગ્લાંડના પૈસાવાળાને થયો. અને તેથીજ ઇંગ્લાંડે તરતજ પોતાનું ધોરણ બદલ્યું જણાય છે. પોતાની પાઘડી ફેરવી બાંધી છે અને હવે અમુક શરતો-એ યુધ્ધમાન રાષ્ટ્રના અધિકારો આપવા તૈયાર થયું છે. હવે પછીની જર્મનીની માગણી કદાચ જો એવી આવે કે પ્રથમ યુધ્ધમાન રાષ્ટ્રોના અધિકારો આપો પછી સ્વયસૈનિકો પાછા ખેંચી લેવાનું શરૂ કરવામાં આવે, તો ઇંગ્લાંડ આ માગણીને પણ સ્વીકારવા તૈયાર થાય ખરૂં.

સ્પેનની સમાજવાદી સરકારના હાથમાં બાસ્કની લોખંડની ખાણોમાં બ્રિટિશ મૂડીવાળાનાં હિતો સચવાય તે કરતા જનરલ ફ્રાંકોના મૂડીવાદી રાજ્યમાં આ હિતો

વધારે સહીસલામત છે એવું ઇંગ્લાંડને લાગતું હશે એને માટે પણ ગમે તે ભોગે પણ હવે જર્મની ઇટાલિને સંતોષવાની નીતિ ઇંગ્લાંડ રમી રહ્યું છે.

આ લખતાં લખતાં સમાચાર આવે છે કે બિન-દરમ્યાનગિરીની ચર્ચાઓ ભાંગી પડવાની તૈયારી છે. જર્મનીના પ્રતિનિધિ વૉન રિબેન ટ્રોપે આનો ભાર રશિયા માથે ઢોળ્યો છે કારણકે રશિયાને બંડખોરોને યુધ્ધમાન અધિકાર રાષ્ટ્રના આપવાનું નકાર્યું છે. હવે આ બિનદરમ્યાનગિરીનો તમાસો કેટલો વધારે ચાલે છે એ જોવાનું છે.

# જાપાનની ગુંડાશાહી

**પૂર્વમાં** યુદ્ધના વાદળ ઘેરાયાં છે અને ગગડાટ પણ થવા લાગ્યા છે. હજી યુરોપમાં તો ધુંધવાટ ચાલુ જ છે ત્યાં પૂર્વમાં પણ પાસિફિકની શાંતિ જોખમમાં આવી પડી છે.

ગયા માસમાં જાપાન અને ચીન વચ્ચે યુદ્ધ શરૂ થઇ ચૂક્યું છે. અલબત્ત યુદ્ધની રીતસરની જાહેરાત તો હજી કરવામાં આવી નથી.

ઉત્તર ચીનમાં પાઈપીંગની નજીક આવેલ ફેંગટાઈમાં જાપાનીઝ ટુકડીઓ લશ્કરી દેખાવો કરતી હતી. તેને સાચા બનાવ તરીકે માની લઇને ચીના લશ્કરે તેના ઉપર હલ્લો કર્યો. બન્ને વચ્ચે ઝપાઝપી થઇ. અને પરિસ્થિતિ ગંભીર બની. ત્યાર પછી બન્ને પક્ષે સમાધીના પ્રયાસો કરવામાં આવ્યા પણ એકે પ્રયાસ સફળ થયો નથી. અંતે રીતસરનું યુદ્ધ પણ શરૂ થઇ ચૂક્યું છે. અને બન્ને પક્ષે નુકસાની પણ થવા લાગી છે. ઉત્તર ચીનના લશ્કરને નાનકીંગની મુખ્ય સરકારે પોતાની બધી મદદ આપવાનું વચન આપ્યું છે. મોટા પાયા ઉપર લશ્કરી ટુકડી અને સામાન ઉત્તર તરફ મોકલવાનું શરૂ થઇ ગયું છે.

આજથી પાંચ વર્ષ પહેલાં મંચુરીઆનો બનાવ આજે ફરી પાછો તાજો થાય છે. તે વખતે પણ આજ રીતે ઝગડો ઉભો થયો અને જાપાને મંચુરીયાને હજમ કર્યું. ત્યાર પછીની જાપાનની નીતિ જગજાહેર છે. ઉત્તર ચીનના પ્રાંતો ઉપર તેને કોઈપણ રીતે અધિકાર મેળવવો છે. આ પહેલાં જ મંચુરીયાની સરહદ અને ઉત્તર ચીનની સરહદ ઉપર દાણચોરી વગેરેથી આર્થિક નુકશાનતો ચીનને થતુંજ હતું. અને ગયા વરસે આ પાંચે ઉત્તરનાં પ્રાંતોને સ્વતંત્ર બનાવવાની હીલચાલ શરૂ પણ થઇ ચૂકી હતી. પણ તે વખતે અટકી પડયું. હવે આજે ફરી એની પુનરાવૃત્તિ થઈ ચૂકી છે.

મંચુરીયા વખતે ચીનની જેટલી તૈયારી હતી તે કરતાં આજે ચીન વિશેષ તૈયાર છે. ચાંગ કૈ શેક પાસે આજે ઠીક પ્રમાણમાં રાષ્ટ્રીય લશ્કર છે. આજના લશ્કરની બરોબરી કરી શકે એવું પણ એ તૈયાર છે એમ કહી શકાય. ઉપરાંત જાપાન વિરોધી પક્ષ પણ આજે ચીનમાં પ્રબળ થતો જાય છે. આ વખતનું જાપાનનું આક્રમણ જે પ્રદેશ ઉપર છે તે પ્રદેશ એ ચીનની જૂની રાજધાનીનો પ્રદેશ છે. અને તેથી એના રક્ષણને ચીનાઓ પોતાના સ્વમાનના રક્ષણનો સવાલ ગણે છે. અને તેથીજ આ ઝગડો શરૂ થયો ત્યારથી જ ચીનની સરકારે કડક વલણ અખત્યાર કર્યું છે.

ચીનનું કમ્યુનિસ્ટ લશ્કર આ વખતે જો ચીનને પડખે ઉભું રહે તો ઘણો સફળ સામનો થઇ શકે. તેમણે જાપાન વિરોધી કોઇપણ સક્રિય કાર્યમાં સાથ આપવાનું આજ અગાઉથી પણ જણાવી દીધું છે. પણ તેમને સાથે ભેળવવા કે કેમ એનો આધાર નાનકીંગની ચાંગ કૈ શેકની સરકાર જે જાતની વલણ અખત્યાર કરે એના ઉપર આધાર રાખે છે. હજી આ સંબંધે કશા સમાચાર આવતા નથી.

ચાંગ કૈ શેકે હમણાં જ એક જાહેરાત દ્વારા ચીનાઓને જણાવ્યું છે કે મેં જે ચાર શરતો જાપાન પાસે મૂકી છે એ શરતોએ જ સમાધાની શકય છે. નહિંતો

સ્વમાનનું રક્ષણ કરવામાં હું પાછો નહિ પડું. અને પ્રજાને પણ પોતાને ખાતરી થશે કે મારામાં જે વિશ્વાસ ચીની પ્રજાએ મૂકયો છે તે અસ્થાને નથી.' આ જાહેરાત એ સુચિન્હ છે.

પણ આ બધાથી જાપાનનું આક્રમણ અટકશે ખરું? જાપાનનું લશ્કર આજે દુનિયાનાં ઉચી કક્ષાનાં લશ્કરો જેટલું શકિતશાળી છે એની સામે હજી માંડ-માંડ ઉભું થતું અને અંદર અંદરના ઝગડાથી ભરેલું નિર્બળ ચીન ટકી શકશે ખરૂં? આંતરાષ્ટ્રીય દબાણ જો ન આવે તો જાપાન અટકે એવું લાગતું નથી. ગ્રેટ-બ્રિટનનાં હિત ચીનમાં છે ખરાં, પણ આજે એટલા માટે ચીનની વહારે આવીને જાપાનને અટકાવી શકે એવું જણાતું નથી.

પોતાના પગલાં કયારે લેવાં તે જાપાન બરાબર જાણે છે. યુરોપનું રાજકારણ ડામાડોળ છે. ત્યાં જ યુદ્ધની બીક એટલી બધી છે કે આજે પૂર્વમાં શું ચાલે છે. એના તરફ ધ્યાન આપવાની કોઇને પુરસદ નથી. ગ્રેટબ્રિટન અને ફ્રાંસ, જર્મની અને ઇટાલિની ચિંતામાં છે, ઉપરાંત આજે તે પણ કોઇ જબરદસ્ત આંતરવિગ્રહના ઉંબરા ઉપર ઉભું હોય એમ ત્યાં હમણાં શોધાએલાં કાવતરાં ઉપરથી લાગે છે. આ રીતે બરાબર યોગ્ય સમય સમજીને જ જાપાને ચીનનો એક બીજો કટકો તોડવાનું નકકી કર્યું છે. હજી પરિણામ શું આવશે તેની અટકળ આજથી કરવી તે વાજબી નથી.

## શુભ પગલું :

એક શુભ પગલું અમેરિકાએ ભર્યું છે ખરું. પ્રેસિડન્ટ રૂઝવેલ્ટે જાહેર કર્યું છે કે બિનદરમ્યાનગિરીના નામે અમે કોઇને યુધ્ધસામગ્રી આપતા અટકાવવાના નથી. આનો અર્થ તો એમ કહી શકાય કે બિનદરમ્યાનગિરીની સમિતિએ સ્પેનનું જે સત્યાનાશ વાળ્યું છે એવું ફરી ચીનની બાબતમાં અમેરિકા થવા દેવા તૈયાર નથી. એટલેકે ચીનની સરકારને અમેરિકા દારૂગોળો વગેરેની મદદ આપશે જ. ઉપરાંત તુર્કોના કમાલપાશાએ પણ જાપાનને આજ જાતની એશિયાનાં રાજ્યોને ગળી જવાની નીતિની સામે પડકાર કર્યો છે. આ પડકાર કાર્યરૂપે પરિણત થશે કે કેમ એ સમજવાનો માર્ગ નથી. પણ રશિયાની સાથેની મૈત્રી જાળવી રાખવાનો ઇરાદો પણ તેણે સાથેસાથ જાહેર કર્યો છે. એ ઉપરથી રશિયાની હકે હંકે કદાચ તુર્કીએ આ જાહેરાત કરી હોય ખરી.

ઉત્તરમાં આ પ્રદેશ જો જાપાન હસ્તગત કરશે તો મોંગોલિયાનો પ્રદેશ સાવ નિકટ આવી જાય છે. એ રશિયા સાંખી લેવા તૈયારતો ન થાય પણ હજી આ સંબધે તેણે કશું પગલું ભર્યું જણાતું નથી.

આમ પૂર્વમાં ઉભી થએલી પરિસ્થિતિની કેવી પૂર્ણાહુતિ થશે તે અત્યારે કહી શકાય એવી ન હોવાથી આથી વધારે કશું ભવિષ્ય ભાખી ન શકાય. પણ જો યુરોપના મોટાં રાજ્યો નબળાં રાજ્યો ઉપરની આ ગુંડાગીરી ચલાવવા દેશે તો આખી દુનિયાનાં ફાસિસ્ટ રાજ્યો દુનિયા ઉપર તાંડવ મચાવશે એમાં શક નથી.

# પેલેસ્ટાઈનનો અહેવાલ :

**આ** માસમાં પેલેસ્ટાઇન માટે નીમેલા બાદશાહી કમિશનનો અહેવાલ બહાર પડી ચૂકયો છે. અને સરકારે એ અહેવાલની મુખ્ય સૂચનાઓનો સ્વીકાર કર્યાનું પણ જાહેર કર્યું છે. આ અહેવાલની મુખ્ય સૂચના પેલેસ્ટાઇનના વિભાગ પાડવાની છે. એક આરબોનું પેલેસ્ટાઇન, એક યહુદીઓનું પેલેસ્ટાઇન અને ત્રીજા વિભાગમાં ધાર્મિક સ્થાનોનો સમાવેશ થાય છે, જેનું રક્ષણ અને સંભાળ ગ્રેટબ્રિટન પોતે રાખવાનું છે. ભાગલા પાડવાની યોજના હિંમત ભરેલી છે એમ કહેવું જ જોઇએ. આ ભાગલાની સામે આપણા દેશમાં તથા મુખ્ય મુખ્ય આરબ રાજ્યોમાં વિરોધ પણ સારી રીતે કરવામાં આવ્યો છે. આ વિરોધના કારણો શું છે, ભાગલાનું સ્વરૂપ શું

છે, તથા પેલેસ્ટાઇનમાં ક્યાં ક્યાં હિતોની અથડામણી છે એ બધાને સમજવા માટે થોડા જૂના ઇતિહાસમાં જવું પડશે. પેલેસ્ટાઇનમાં ગયા વરસના એપ્રિલથી જે રમખાણો ફાટી નીકળ્યાં હતાં તેને પરિણામે આ અશાંતિના મૂળ તપાસવા તથા નવી યોજના વિચારી શકાય તો વિચારવા માટે શાહી કમિશન નીમવામાં આવ્યું હતું. પેલેસ્ટાઇનમાં થએલ આ અશાંતિના કારણો સમજવા માટે પ્રથમ પેલેસ્ટાઇનમાં જે ત્રણ પક્ષો છે તે દરેકની શી શી મહેચ્છાઓ છે તે સમજવાની જરૂર છે. આ ત્રણ પક્ષો તે યહુદીઓ, આરબો અને અંગ્રેજ સરકાર છે .

## પૂર્વ ઇતિહાસ :

ઇસવીસનની પહેલાંથી આ પ્રદેશમાં યહુદીઓની વસ્તી હતી યહુદીઓ તેને પોતાનો સ્વદેશ ગણે છે. ત્યાં તેમનો ધર્મ રચાયો અને સંસ્કૃતિ પણ રચાઇ પણ ત્યાર પછીના કાળમાં આરબ લોકોએ આ પ્રદેશ ઉપર ચઢાઇ કરી, આખો પ્રદેશ હસ્તગત કર્યો અને વસાહત કરી. પરિણામે યહુદીઓને પોતાના દેશમાંથી બીજા સ્થાનોમાં આશ્રય માટે જવું પડયું. દુનિયાના જૂદા જૂદા ભાગોમાં તેઓ જઇને વસ્યા. પણ તેઓ પોતાની ધર્મભૂમિ અને જન્મભૂમિને ભૂલ્યા નહિ. આ સ્વદેશમાં ફરી જઇને વસવા માટેની પ્રબળ ઇચ્છા, એક પ્રજાકીય ઇચ્છા તેમનામાં સતત રહ્યાં જ કરી. પણ આ ઇચ્છા તૃપ્ત કરવાનો મોકો તેમને મળતો નહોતો.

મહાયુદ્ધ વખતે એક નવી પરિસ્થિતિ નિર્માણ થઇ. અંગ્રેજ લોકો એવી કટોકટીની પરિસ્થિતિમાં મૂકાયા હતા; તેમને યુદ્ધ સામગ્રીમાં અગત્યની એક વસ્તુ ખૂટી ગઇ હતી. અને તેના વગર બહુ હાન પહોંચે એમ હતું. આ વખતે એક યહુદીએ પોતાની પ્રયોગશાળામાં પ્રયોગો કરીને આ ક્ષતિને દૂર કરી અને સામ્રાજ્યને બચાવ્યું તેના બદલામાં તેણે પોતાની કોમને ન્યાય મળે, તેમના પ્રદેશમાં પાછા જવાની અને વસવાટ કરવાની જોગવાઇ થાય એવી માગણી કરી. બ્રિટિશ સરકારે આ માગણી સ્વીકારી, અને ૧૯૧૭માં જાહેર કર્યું કે, પેલેસ્ટાઇન એ યહુદીઓની જન્મભૂમિ છે (National Home), અને બ્રિટિશ સરકાર આ બાબતનો સ્વીકાર કરીને પોતાની નીતિ નક્કી કરશે. આ જાહેરનામાને બાલ્ફોર ડેકલેરેશનના નામથી ઓળખવામાં આવે છે. આ નીતિ સ્વીકારવાનું એક બીજું પણ કારણ હતું. યહુદીઓ પૈસાની ધીરધાર કરનારી કોમ છે. અને દુનિયાના અનેક પ્રદેશોમાં વ્હેંચાઇ ગયેલી છે. તેમની સહાનુભૂતિ મેળવવાનો પણ ઈંગ્લાંડનો ઇરાદો હતો.

આ જાહેરાત પ્રમાણે જ્યારે મહાયુધ્ધ પૂરું થયું ત્યારે પેલેસ્ટાઇનને રાષ્ટ્રસંઘની નીચે લાવીને ગ્રેટબ્રિટનને સોંપવામાં આવ્યું. અને ત્યારથી યહુદીઓને ત્યાં વસવાટ કરવા આવવા દેવાની રીતસરની યોજના કરવામાં આવી, તથા એ પ્રમાણે યહુદીઓ આવીને વસવા લાગ્યા. યહુદી કોમનું ઘણાં વર્ષોનું સ્વપ્ન સિદ્ધ થતું હોય એમ તેમને લાગ્યું, છેલ્લાં છેલ્લાં વરસોમાં યહુદીઓની વસાહત પેલેસ્ટાઇનમાં વધવા માંડી છે. આ વસ્તી વધવાનાં કારણોમાં બીજા ત્રણ કારણોનો ઉમેરો કરી શકાય. (૧) અમેરિકા વગેરેએ પરદેશીઓને ન વસવા દેવા માટેના કડક નિયમનો મૂકવા માંડ્યાં છે. આથી બીજે ક્યાંક વસાહતની જરૂર પડી. (૨) જર્મનીમાં હીટલરની સત્તા પછી યહુદીઓને બીલકુલ દેશનિકાલ કરવામાં આવ્યા છે અને કાઢી મૂકવામાં આવ્યા છે, આ બધા ત્રસ્ત લોકોને વસવા ઠામની જરૂર હતી. આથી પણ લોકો આવવા લાગ્યા (૩) પોલાંડ વગેરે દેશોમાં જ્યાં યહુદીઓની વસ્તી છે ત્યાં પણ તેમને માથે એટલો બધો ત્રાસ ગુજારવામાં આવે છે કે તેઓ બીજે કોઇ જગાએ વસવાની ઇચ્છા કરે એ સ્વાભાવિક છે. આ ત્રણે કારણોને અંગે તથા પેલેસ્ટાઇનમાં તેમને વસાવવાની સ્પષ્ટ નીતિ અખત્યાર કરવામાં આવેલી હોવાથી છેલ્લે છેલ્લે અહીં ઘણાં યહુદીઓ આવીને વસવા લાગ્યા છે.

યહુદીઓએ આવીને આરબોની જમીનો ખરીદવાનું શરૂ કર્યું, નકામી જમીનને પણ ખેડવા લાયક બનાવી, પાણી વગેરેની વ્યવસ્થા કરી. આમ દરેક રીતે આજના અર્થમાં પેલેસ્ટાઇનની આર્થિક પ્રગતી સાધી. ઘણી જમીન ખેડાણમાં આવી, ઉપજ વધી, વેપાર વધ્યો,

આરબોને પણ વધારે આવક થવા લાગી, મજૂરોની રોજી પણ વધી, અને નવી સંસ્કૃતિની શરૂઆત પણ થવા લાગી. યહુદીઓએ જેમ અહીં આવીને વસ્તી કરી છે, તેમ પોતાની ઘણી મૂડી પણ રોકી છે, અને તે એવી આશાએ કે યહુદીઓની ઘણી મોટી સંખ્યા આહીં આવીને વસવાટ કરી શકશે. આથી યહુદીઓ હવે અહીં પોતાના હક્કોનું સંરક્ષણ માગે છે; પેલેસ્ટાઇન પોતાને સાચોસાચ સ્વદેશ છે એવી ખાતરી માગે છે, અને સ્વદેશમાં જેટલા હક્કો હોય તેટલા હક્કો માગે છે.

યહુદીઓની સામે આરબ લોકોએ વિરોધ ઉઠાવ્યો છે. વિરોધ મહાયુધ્ધ પૂરું થયા પછી પ્રથમ ૧૯૨૦ માં જ ઉઠાવવામાં આવ્યો હતો. તે વખતે ત્યાં આજની માફક જ રમખાણો થયાં હતાં. ૧૯૨૮માં પણ આવો જ ઝઘડો ઉભો થયો હતો. અને ગયા વરસમાં પણ આરબોએ બળવાનો ઝંડો ફરકાવ્યો હતો જ્યારથી પેલેસ્ટાઇનને યહુદીઓના સ્વદેશ તરીકે જાહેર કરવામાં આવ્યો, ત્યારથી આરબોએ આનો વિરોધ આ રીતે જાહેર કર્યા જ કર્યો છે. આરબ લોકો સ્વદેશાભિમાની છે. અપમાન સહસા સહન કરતા નથી. ઝટ તાબે પણ થતા નથી.

## ભૂતકાળમાં દૃષ્ટિ :

આરબોના આ વિરોધનું કારણ સમજવા માટે થોડા ભૂતકાળમાં દૃષ્ટિ નાખવી પડશે. આજે ૧૩૦૦ વરસોથી આરબ લોકો પેલેસ્ટાઇનમાં રહે છે. ત્યાં તેમણે પોતાનાં ઘરબાર કર્યાં છે, પોતાની સંસ્કૃતિની સ્થાપના કરી છે, તેમના વડવાઓએ પોતાનો સ્વદેશ કરી લીધો છે, અને આજે ત્યાં વસતા આરબો પણ પેલેસ્ટાઇનને પોતાનો સ્વદેશ જ ગણે છે. ત્યાં જે આરબો ખ્રિસ્તી થઇ ગયા છે, તેઓ પણ આ વિરોધમાં મુસલમાન બનેલા આરબોને પડખે જ રહ્યા છે. એ બતાવે છે કે, ધર્મની બાબત કરતાં આરબોના આ વિદ્રોહની પાછળ સ્વદેશની ભાવના જ કામ કરી રહી છે. એટલે જેમ યહુદીઓ પેલેસ્ટાઇનને પોતાનો સ્વદેશ ગણે છે. તેમજ આરબો પણ તેને પોતાનો સ્વદેશ જ ગણે છે.

મહાયુધ્ધની શરૂઆતમાં આ ભાગ અને બીજા આરબ રાજ્યો તુર્કીના આધિપત્ય નીચે હતાં. તુર્કી તે વખતે જર્મનીના માથે ભળેલું હતું. અને તેથી હિંદુસ્તાન હાથમાંથી જશે, તુર્કી તેને છીની લેશે એવો ડર, ઇંગ્લાંડને પેઠો, આથી તેણે આરબોને ફોડ્યા અને પોતાના પક્ષમાં લીધા. આ વખતે ઇંગ્લાંડે આરબોને વચન આપ્યું હતું કે તમને સ્વતંત્ર બનાવવામાં આવશે. સ્વાતંત્ર્ય મેળવવાની આશાએ આરબોએ તુર્કીની સામે બંડ કર્યું. યુધ્ધ પૂરું થતાં અગાઉ યહુદીઓને પણ ઇંગ્લાંડે વચન આપ્યું કે પેલેસ્ટાઇનને યહુદીઓનો સ્વદેશ ગણવામાં આવશે. યુધ્ધ પૂરું થયું, આરબોને આપેલાં વચનનો ભંગ કરવામાં આવ્યો. ઇરાક, સીરીયા, પેલેસ્ટાઇન વગેરે રાષ્ટ્રસંઘ તરફથી ઇંગ્લાંડ અને ફ્રાંસને રાજ્યવહીવટ ચલાવવા સોંપવામાં આવ્યાં, અને આરબ લોકોને આપેલ વચનોનો કશો વિચાર કરવાને બદલે યહુદીઓને આપેલાં વચન તરફ વધારે લક્ષ આપીને પેલેસ્ટાઇનમાં તેમને વસાવવાની મહેનત કરવામાં આવી. આરબ લોકોએ આ વસ્તુ સાંખી નહિ અને આગળ જોઇ ગયા તેમ ૧૯૨૦ માં જ તેમણે વિરોધ કર્યો પણ ઇંગ્લાંડે પોતાના લશ્કરી સામર્થ્યથી આ વિરોધને દબાવી દીધો. અને ત્યારથી આજસુધી આરબોને શાંત રાખવા માટે લશ્કરી બળનો જ ઉપયોગ કરવો પડે છે.

ગયા વરસે જ્યારે આરબોએ બંડ કર્યું ત્યારે તેમણે ત્રણ માગણીઓ મૂકી: (૧) યહુદીઓને હવે વસવાટ કરવા આવતા અટકાવવા જોઇએ. (૨) આરબોની જમીનો હવે પછી યહુદીઓના હાથમાં જતી અટકાવવી જોઇએ. અને (૩) પેલેસ્ટાઇન આરબોનો સ્વદેશ છે એટલે રાજ્યકારભાર મુખ્યત્વે આરબોના હાથમાં રહે એવી જોગવાઈ કરવી જોઈએ.

આરબોની આ માગણીઓ ગેરવ્યાજબી છે એમ કહી શકાય એમ નથી. અંગ્રેજોએ આરબોને સ્વતંત્ર કરવાનું વચન આપ્યા પછી જ તુર્કીની સામે તેમણે બંડ કર્યું અને અંગ્રેજોને મદદ આપી. વળી ૧૩૦૦ વર્ષોથી આરબો જે જમીનમાં રહ્યા, જે જમીન ખેડી, અને જેને સ્વદેશ ગણ્યો તેમાં હવે યહુદીઓનું જોર

વધતું જતું તેઓ સાંખી શકતા નથી. અલબત્ત, યહુદીઓ આવ્યા પછી દેશની આબાદી વધવા લાગી છે, વાવેતરના નવા નવા અખતરાઓ થવા લાગ્યા છે, અણખેડાણ જમીન ખેડાવા લાગી છે, અનેક નવા ધંધાઓ દાખલ થવા લાગ્યા છે, આરબ મજૂરોની રોજી પણ પહેલાં કરતાં વધી છે. આ બધી બાબતો આરબોને લાભકારક છે, એમ ગણાવા લાગ્યું છે ખરૂં. પણ અનેક આરબ ખેડૂતો જે એકવાર પોતાની જમીનના માલેક હતા તે માલેક મટીને હવે મજૂર થવા લાગ્યા છે. અને જમીનો ધીમેધીમે ધનવાન યહુદીઓના હાથમાં જવા લાગી છે. ગરીબ આરબો આ અટકાવી શકે એમ નથી. સ્વાતંત્ર્યપ્રિય આરબો આ રીતે ગુલામ બને તે તેમને મંજૂર નથી. આ આર્થિક લાભો પેલેસ્ટાઇન દેશ તરીકે ભલે થતા હોય પણ તેમાં વસતા આરબ લોકો માટે તે બહુ લાભકારક નથી. વળી છેલ્લાં વરસોમાં યહુદીઓની વસતી વધતી જાય છે. ૧૮ વરસ પહેલાં માત્ર યહુદીઓ કુલ વસ્તીના ૭ ટકા જેટલા હતા તે આજે કુલ વસ્તીના ૩૦ ટકા જેટલા થયા છે. જો આ હિસાબે યહુદીઓ આવ્યા કરે તો જ્યાં એકવાર આરબોની બહુમતી હતી, ત્યાં યહુદીઓની બહુમતી થઇ જાય અને તેઓ આરબ લોકોને ગુલામ બનાવી મૂકે અને દેશમાંથી બહાર જવાનો રસ્તો પણ શોધવો પડે. એટલે આરબોની ઉપરની ત્રણે માગણીઓ પણ સમજી શકાય એમ છે.

આ યહુદી અને આરબ લોકોના ઝગડાને બરાબર ટૂંકમાં જોઇએ તો યહુદીઓ તેને પોતાનો પુરાણો સ્વદેશ ગણે છે, અને તેથી પોતાના સ્વદેશમાં પાછા આવીને વસવા માગે છે, અને પોતાના જ સ્વદેશમાં પોતે સાચા સ્વામી થવા માગે છે. આરબ લોકો મૂળના ભલે ત્યાં વસનારા ન હોય તો પણ આજે ૧૩૦૦ વરસોથી ત્યાં વસે છે અને તેમણે પોતાના ઘરબાર પણ ત્યાં કરીને તેને સ્વદેશ બનાવ્યો છે. હવે યહુદીઓએ નવાં ઘર વસાવવાનો પ્રશ્ન છે, જ્યારે આરબોને પોતાનાં ઘરબારનો ત્યાગ કરવાનો વારો આવે એમ છે. અને મોટી મુશ્કેલી તો એ છે કે બન્ને કોમોને અંગ્રેજોએ અગાઉ વચનો આપ્યા છે, જેને પરિણામે આ એક જ દેશને બન્ને કોમો પોતાનો સાચો સ્વદેશ બનાવવા માગે છે.

જેને બળવા તરીકે ઓળખવામાં આવે છે તે આરબોને મન તો સ્વાતંત્ર્યયુધ્ધ છે. આ તેમની સ્વાતંત્ર્યની ઇચ્છાને આસપાસની પરિસ્થિતિને લીધે વેગ મળ્યો છે. સિરિયાને આવતા ત્રણ વરસમાં સ્વાતંત્ર્ય આપવાના કરાર ફ્રાંસ સાથે થઇ ગયા છે; ઇરાક ઉપરથી પણ ગ્રેટબ્રિટને પોતાનું સંરક્ષણ હટાવીને તેને સ્વાતંત્ર્ય આપી દીધું છે. ઇજીપ્ત સાથે હમણાં જ ગ્રેટબ્રિટને સંધિ કરી. આ બધા બનાવોની અસર પણ પેલેસ્ટાઇનના આરબો ઉપર થઇ હોય ખરી.

ઉપરનાં કારણો તપાસતાં આરબોએ શામાટે રમખાણો કર્યાં તે સમજાશે. ગ્રેટબ્રિટને પેલેસ્ટાઇન ઉપર પોતાની હકુમત જમાવ્યા પછી, અને યહુદીઓનો સ્વદેશ જાહેર કર્યા પછી તરત જ આરબોએ જે રમખાણો છૂટાંછવાયાં કર્યાં તેમાં ગયા વરસનું વધારે ગંભીર ગણાય. ખોટા પાયા ઉપર હડતાલો પાડવામાં આવી હતી, અને બધાને દબાવી દેવા લશ્કરી કાયદો જાહેર કરવાની પણ સરકારને ફરજ પડી હતી. આથી આ રમખાણોનું મૂળ તપાસીને તેનાં કારણો દૂર થાય એવા ઉપાયો બનાવવા માટે લૉર્ડ પીલના પ્રમુખપદે એક બાદશાહી કમિશન નીમવામાં આવ્યું. આ કમિશને આ માસની ૮મીએ પોતાનો અહેવાલ અને યોજના રજુ કરી છે.

## નવી યોજના :

આ નવી યોજના પ્રમાણે પેલેસ્ટાઇનના ત્રણ વિભાગ કરી નાખવાનું સૂચવવામાં આવ્યું છે. જેની સામે આરબ તથા યહુદીઓએ વિરોધ જાહેર કર્યો છે. પણ ઉગ્ર વિરોધ આરબોનો જ છે. અહેવાલમાં જણાવવામાં આવ્યું છે કે, યહુદીઓ આરબોની સંસ્કૃતિ મૂળથી જ જૂદી છે, તેમનો સુમેળ થવો અશક્ય છે. આજસુધી એવો સુમેળ સાધવાના કરેલા પ્રયત્નો વ્યર્થ ગયા છે. વળી ગ્રેટબ્રિટને બન્નેને જે વચનો અગાઉ આપ્યાં છે, એ એકી સાથે પાળી શકાય એમ નથી. કારણ બન્નેને સ્વાતંત્ર્ય આપવાનાં વચનો આપ્યાં છે, જે બનવું અસંભવિત છે. જો આ મુલકના બે ભાગ કરી દેવામાં આવે, અને તેમાં એક આરબ રાજ્ય અને બીજું યહુદી રાજ્ય બનાવવામાં આવે તો બન્નેને જૂદાં જૂદાં રાજ્યો મળે છે,

સ્વતંત્ર રાજ્યો મળે છે, બન્નેનો સ્વદેશ સચવાય છે અને રમખાણોની બીક પછી ઓછી થાય છે. ત્રીજો ભાગ બાકી રહે છે તે ખ્રિસ્તી ધર્મસ્થાનોનો. આ ધર્મસ્થાનોમાં દુનિયાભરના બધા જ ખ્રિસ્તીઓ આવે છે એ છૂટથી આવી શકે માટે આ ભાગને જૂદો પાડી નાખીને આજની માફક જ ઈંગ્લાંડ તેનો વહીવટ ચલાવે એવું સૂચવવામાં આવ્યું છે

આ રીતે પેલેસ્ટાઇનના કટકા પાડી નાખવાની યોજના બહુ ભારે હિંમત બતાવે છે આરબોએ આની સામે જબરો વિરોધ નોંધાવ્યો છે. પોતાનો વિશ્વાસઘાત કર્યો છે એમ તેઓ માને છે, પોતાના જ મુલકમાંથી કાઢી મૂકવાની તરકીબ અંગ્રેજો રચે છે એમ તેઓનું કહેવું છે. તેઓ યહુદીઓના વિરોધી નથી, પણ યહુદીઓની વસ્તી જે ઝડપથી વધે છે એ પ્રમાણે જોતાં તેમને પોતાની અસ્મિતા ઘટતી જતી લાગે છે તેઓ પોતાના દેશમાં પોતાની બહુમતી રહે એવો કારભાર માગે છે.

બીજી બાબત આરબોને ખૂંચે છે તે એ છે કે, પેલેસ્ટાઇનનો સારો ફળદ્રુપ ભાગ, અને કિનારાઓનો ભાગ યહુદીઓને આપી દીધો છે. જ્યારે આરબોના હાથમાં રણનો હલકો પ્રદેશ આપવામા આવ્યો છે. અલબત્ત યહુદી રાજ્ય વધારે સમૃદ્ધ થશે એટલે તેમાથી વાર્ષિક ખંડણી આરબ રાજ્યને મળે એવી ગોઠવણ તથા જરૂર પડે બ્રિટિશ તિજોરીમાંથી પણ મદદ આપવાની સૂચના કરવામાં આવી છે. પણ આરબોને આતો પડ્યા ઉપર પાટુ મારવા જેવું લાગે છે. તેની પાસે હતુ તે લઇ લઇને પછી ઉદારતાથી તેને થોડુંક પાછું આપવામાં આવે તેમાં આરબોની મશ્કરી છે.

નવી યોજના કરવા પાછળ ગ્રેટબ્રિટનનો એક હેતુ સ્પષ્ટ છે, તે આરબ લોકોની સત્તા તોડી નાખવાનો ને નવું આરબ રાજ્ય બનાવવામાં આવશે તે જો પાસે આવેલ ટ્રાન્સ જોર્ડન નામના આરબ રાજ્ય સાથે ભળી જવા માગે તો તેની વ્યવસ્થા કરવાનું વચન આપ્યું છે. પણ તેમાં ઈંગ્લાંડને વાંધો નથી. કારણ આ નાનું આરબ રાજ્ય ઈંગ્લાંડનું મિત્ર છે ઈંગ્લાંડે બન્નેને જ્યારે સ્વાતંત્ર્યનાં વચનો આપ્યાં ત્યારે તેમા તેનો સ્વાર્થ જ હતો. અને આજે પણ બે કટકા પાડવાની યોજનામાં પણ ઈંગ્લાંડનો પોતાના સામ્રાજ્યનો સ્વાર્થ જ છે. તેને નથી યહુદીઓ પ્રત્યે પ્રેમભાવ ઉત્પન્ન થયો, કે નથી આરબો પ્રત્યે. પણ જે નવી યોજના કરી છે, તેમાં આરબોની માગણીઓ તરફ ધ્યાન આપવામાં આવ્યું નથી, યહુદીઓને લાભ થાય એવીજ યોજના છે, અને ઈંગ્લાંડના હિતો સચવાય છે.

જો ભૂમધ્ય સમુદ્રના નકશા ઉપર નજર નાખવામાં આવે તો અંગ્રેજોનુ હિત પેલેસ્ટાઈનમાં કેટલું છે તે ધ્યાનમાં આવશે. એક તો પેલેસ્ટાઇન એ સ્વેઝની નહેરની બાજુમાં છે. હિંદ સાથેના વ્યવહારમાં સ્વેઝની નહેરનું રક્ષણ કેટલુ મહત્ત્વનું છે એનું વિવેચન કરવાની આવશ્યકતા નથી, વળી કોઈવાર સ્વેઝની સમાંતર નવો બીજો રસ્તો કાઢવો પડે તો પણ પેલેસ્ટાઇન તેને માટે મહત્ત્વનું સ્થાન છે. એજ સમુદ્રમાં આજે પોતાનાં થાણાં વધારવાની જરૂર ઈંગ્લાંડને પડી છે, અને પેલેસ્ટાઇનમાં પોતાની સત્તા સ્થિર થવાથી પૂર્વ ભૂમધ્ય ઉપર કાબૂ રાખી શકાય એમ છે. હિંદુસ્તાન અને ઓસ્ટ્રેલિયા સુધી જતો સામ્રાજ્યનો મહત્ત્વનો હવાઇ માર્ગ પેલેસ્ટાઇનમાં થઇને જાય છે. આ માર્ગના રક્ષણ માટે પણ આ ભાગ અગત્યનો છે અને છેલ્લે મોસલના તેલના કૂવાઓનું કેરોસીન પેલેસ્ટાઇનમાં થઇને હૈફા બંદરે પાઇપો વાટે પહોંચાડવામાં આવે છે. અંગ્રેજ વહાણો વગેરેને માટે આ પાઇપ લાઇન અત્યંત મહત્ત્વની છે. આ બધા ઈંગ્લાંડના સ્વાર્થો છે. જેના રક્ષણ માટે પેલેસ્ટાઇન ઉપરની સત્તા જરૂરી છે.

આરબ લોકો જો આ ભાગમાં વધારે પ્રબળ થાય તો ઈંગ્લાંડના હિતોને જતે દહાડે નુકસાન પહોંચવાનો ભય છે. કારણ મુસોલિની હમણાં હમણાં આરબોના પક્ષમાં ઉતર્યો છે અને કહેવાય છે કે પેલેસ્ટાઇનના આરબોને ઉશ્કેરવામાં અને હથિયારો તથા દારૂગોળો પહોંચાડવામાં તેનો હાથ હતો. બીજાં પડખેનાં આરબ રાજ્યોનો પણ મુસોલિનીનાં આ કારસ્થાનો જોતાં ઝાઝો ભરોસો ઈંગ્લાંડને ન બેસે. પણ યહુદીઓનો ભરોસો તેમને છે. આજે યહુદી કોમ ઘરબાર વગરની

છે. ઘણી જગાએ હડધૂત થાય છે. તેને બદલે તેમને ઇંગ્લાંડ સ્વદેશ આપશે. એથી જર્મની અને તેના મિત્ર હિટલરની વિરૂધ્ધ આખી દુનિયાના યહુદીઓનો ટેકો ઇંગ્લાંડને મળશે. પેલેસ્ટાઇનના યહુદી રાજ્યના કિનારા ઉપર તો બધી જ સગવડો મળશે. તેઓ કદિ હિટલર કે મુસોલિનીની વાતોમાં ભોળવાઇ જશે નહિ. અને તેથી ઉપર ગણાવેલી બધી બાબતો સચવાશે. ઉપરાંત યહુદી લોકો પૈસાદાર કોમ છે. તેમજ હજી ઘણાં રાજ્યોમાં તેના પૈસાને લીધે તેમની સારી લાગવગ પણ છે. આ પૈસા તથા લાગવગનો ઉપયોગ પણ ઈંગ્લાંડ કરી લેવા માગે છે.

ઉપરાંત યહુદીઓને સંતુષ્ટ રાખવામાં સૌથી મોટી ગણતરી અમેરિકાને સંતુષ્ટ રાખવાની છે. અમેરિકામાં યહુદીઓ સારા પ્રમાણમાં છે. ત્યાં તેઓ સારી સ્થિતિમાં પણ છે. અને રાજ્યમાં પણ તેમની ઘણી લાગવગ છે. અને તેથી અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો તરફથી યહુદીઓને અન્યાય ન થાય એવી જાતની માગણી પણ પરરાષ્ટ્ર ખાતા મારફત કરવામાં આવી હતી. આજે ઇંગ્લાંડ કટોકટીની સ્થિતિમાંથી પસાર થાય છે તેવે વખતે અમેરિકાને જો આ રીતે સંતોષ આપી શકાતો હોય તો શા માટે ન આપે?

આની સાથોસાથ આ પ્રશ્ન ઉભો થશે કે આવી કટોકટીને વખતે ઇંગ્લાંડ આરબોને શા માટે દૂભવે છે. અને છંછેડે છે? છંછેડવાને બદલે તેમને શાંત કરે તો સામ્રાજ્યનું હિત વધારે ન જળવાય? જરા વિચાર કરતા જણાશે કે, કેટલીક બાબતોમાં ઇંગ્લાંડે પાણી પેહેલાં પાળ બાંધી લીધી છે. ઈજીપ્સની સામે હમણાં જ થએલી સંધિ જોતાં ઇંગ્લાંડની વિરૂદ્ધ તે તુરતમાં જશે નહિ. સીરીયાને ફ્રાંસે સંતોષ આપ્યો છે, અને તે બાજુથી તેને બીક ઓછી રહેશે કારણ કે ફ્રાંસે તો ગમે તે વખતે પણ ગ્રેટબ્રિટનની પડખે જ રહેવાનું છે. ટ્રાન્સજોર્ડનનો અમીર અંગ્રેજોનો મિત્ર જ છે. આમ પેલેસ્ટાઇનની આજુબાજુથી બહુ બીક નથી. છતાં ધારો કે બીક હોય તોપણ અમેરિકાની માગણી તરફ પણ તેને ધ્યાન આપ્યા વગર છૂટકો નથી. એક બાજુ અમેરિકા અને બીજી બાજુ આરબ રાજ્યો એ બેની વચ્ચે જો કોને સંતોષવા એ બાબતમાં પસંદગી જ કરવાની હોય તો અમેરિકાની મૈત્રી ઇંગ્લાંડને વધારે કામની છે. આરબો ખાતર અમેરિકાને છંછેડવામાં અર્થ નથી.

અહેવાલની બીજી બાબતો બહુ મહત્ત્વની નથી. કેટલાંક મોટાં શહેરોમાં બન્ને કોમોની વસ્તી ઘણી છે. એ બધાં શહેરો ઇંગ્લાંડના જ કાબૂ તળે રાખવાનાં છે. અને દરેક રાજ્ય સાથે છૂટી છૂટી સંધિઓ કરવાની છે. આ સંધિઓ જ એવા પ્રકારની હશે કે જેથી અંગ્રેજોનું લશ્કરી વર્ચસ્વ તો એ પ્રદેશમાં રહે જ. આજે પણ જો રમખાણો ફરી ફાટી નીકળે તો એવી એક સૂચના કરવામાં આવી છે કે, વહેલામાં વહેલી તકે લશ્કરી અમલ જારી કરવો, અને પ્રથમ આરબોને પછી યહુદીઓને નિઃશસ્ત્ર કરવા. આ પગલું ભરાય એમાં પણ સંશય નથી લાગતો હિંદુસ્તાન નિઃશસ્ત્રી થયા પછી જેમ તેને સાચવવો સહેલો પડયો છે, તે અખતરો પેલેસ્ટાઇનમાં પણ અજમાવવામાં શું વાંધો?

આમ સામ્રાજ્યના હિતની દ્રષ્ટિએ પેલેસ્ટાઇનના ભાગલા પાડી નાખવામાં આવ્યા છે. સામ્રાજ્યના હિત ખાતર ગમે તે પ્રજાનું સ્વાતંત્ર્ય હણાઇ જતું હોય તો પણ એટલો ભોગ સામ્રાજ્ય કેમ ન માગે? જો આરબ પ્રજાએ સ્વતંત્ર રહેવું જ હતું તો ભૂમધ્ય સમુદ્રમાં થઇને જતા બ્રિટનના સામ્રાજ્યના 'માર્ગ' ઉપર વસવું નહોતું જોઇતું! જો વસ્યા તો સ્વતંત્ર રહેવાની આશા કરવી જોઇએ નહિ!

પેલેસ્ટાઈનનો અહેવાલ સરકારે સ્વીકારી લીધો છે. અને તેથી આરબો તરફથી તેનો સખત વિરોધ પણ કરવામાં આવ્યો છે. ઇરાકના રાજાએ પણ આ વિરોધમાં સાથ આપવાનું વચન આપ્યું છે. હવે આ વિરોધની અસર ગ્રેટબ્રિટન ઉપર કેવીક થાય છે એ જોવાનું રહ્યું.

તા. ૧૮ : ૭ : ૩૭

## વિરોધની અસર:

આરબોના તથા બીજા આરબ તેમજ મુસલમાન રાજ્યોના વિરોધની થોડી ઘણી અસર ગ્રેટબ્રિટન ઉપર થશે એમ જણાય છે. કમાલપાશાએ પણ પોતાનો સખ્ત વિરોધ આ ભાગલા સામે દર્શાવ્યો છે. અને મુસલમાનોનાં પવિત્ર સ્થાનોની રક્ષા માટે દરેક મુસલમાન પોતાનાં લોહીની નદી રેલાવવા તૈયાર છે એમ પણ ભાષણમાં જાહેર કર્યું છે. એક વાર પેલેસ્ટાઇન તેને તુર્કોને કબજે હતું તે તુર્કો હજી ભૂલ્યું નથી. આ બધા પ્રબળ વિરોધને લીધે કદાચ આ પ્રશ્ન આખો જ્યારે રાષ્ટ્રસંઘ પાસે રજુ થશે ત્યારે કંઇક સુધારા વધારા થવાનો સંભવ જણાય છે.

તા. ૧ : ૮ : ૩૭

# સર જેમ્સ મેથ્યુ બૅરી

: આંગ્લ નાટ્ય સાહિત્યમાં કિન્નરલોકનો દર્શનકાર :

શ્રી. "ચા"

આજથી સુમારે સાઠ વર્ષ પૂર્વે યુરોપ આખાની રંગભૂમિ અને નાટકોના સ્વરૂપમાં પ્રચંડ ક્રાન્તિ આવી, ત્યાંથી નાટ્ય સાહિત્યમાં નવાયુગની શરૂઆત થઇ. ઇંગ્લાંડ પણ આ અસરથી મુક્ત નહોતું રહ્યું. ઉગતા દિગ્દર્શકો, નટો અને નાટકકારોનો જાણે રાફડો ફાટયો. પણ આ તમામને શિખરે ચડી પોતાની કીર્તિ ધ્વજા ફરકાવનાર તો સર જેમ્સ મેથ્યુ બૅરી જ હતો. થોડા વખતમાં તો એમ પણ કહેવા લાગ્યું કે "ઘણા થયા, ઘણા થશે, છે પણ ઘણા, પરંતુ આના (જેમ્સ) જેવો કોઇ બીજો ?"

આપણાં પ્રાંતમાં આવા આ વિરલ સાહિત્યક પુરુષનું નામ કેટલા જાણે છે ? બર્નાડ શૉ અને ગાલ્સવર્ધીને નોબેલ પારિતોષિક મળ્યું તેથી તેમની કીર્તિનો રણકાર વળી આપણે કાને અથડાઇ ગયો. શૉ વિષે પણ આપણે કેટલુંક વાંચ્યું ? એ તો એક ફેશન થઇ પડી છે માટે આપણે શૉ વિષે વાત કરીએ છીએ. જો આપણે એ ભૂત દૂર કરી જિજ્ઞાસા અને અભ્યાસવૃત્તિ કેળવી હોત તો કેટલાય સાહિત્કારોની કૃતિઓને ફેંદી નાખી હોત અને પરિણામે શોધી કાઢત કે એમના સાહિત્યની પ્રજા પર શી અસર પડી છે અને તો આપણે પણ નવી ઢબે આપણું સાહિત્ય ઘડત અને વધુ કસદાર બનાવી શકયા હોત.

ઇંગ્લાંડમાં શૉનું જેટલું ઊંચું માન છે તેટલું જ ઊંચું બૅરીનું છે. શરૂઆતમાં શૉનો તો કોઇએ ધડો સુધ્ધાં કર્યો નહિ, બલકે ધૃણા, તિરસ્કાર અને ઉપેક્ષા જ તેને મળ્યાં. પણ બૅરીએ તો પહેલે જ ધડાકે પોતાના નામનો સિક્કો પાડી દીધો. શૉ અને બૅરી એ બન્ને સાહિત્યના જબ્બર અતિરથીઓની કારકીર્દીમાં ખૂબજ લાક્ષણિક અને ચમત્કારિક સામ્ય અને વિરોધ છે. બન્નેએ પોતાની કારકીર્દી વર્તમાનપત્રોનાં પાનાંઓ પર શરૂ કરી. ત્યારપછી નવલકથાઓ લખવા માંડી તે પણ એકજ સમયે અને નાટકો પર લક્ષ પણ એક જ સમયે બન્નેએ ઠેરવ્યું. એક જ સમયે નવલો લખવાનું પડતું મેલ્યું અને એક જ સમયે નાટકો લખવાનો વ્યવસાય કાયમ માટે કરી દીધો. એક જ કાળે બન્નેએ પોતાની સર્વોત્કૃષ્ટ કૃતિઓ સમાજ આગળ ધરી.

છતાં મહાયુધ્ધ સુધી શૉને કોઇએ લેખામાં જ લીધો નહિ. શૉમાં બધું હતું જે બૅરીમાં હતું. પણ શૉમાં એક તત્ત્વ વધારે હતું અને તે અસત્ય અને દાંભિકતા ઉપર પ્રહારો કરવાનું. લોકોને આ ગમતું નહિ અને તેથી શૉ તિરસ્કૃત રહ્યો હતો. મહાયુદ્ધના ભયંકર કાંડે

લોકોનાં મન હચમચાવી નાખ્યાં; દંભ, ઢોંગ, અને ખોટી ભાવનાનો આંડબર ફેંકી દઇ સાહજિક સ્વચ્છ દૃષ્ટિ લોકોને મળી અને તેમણે જોયું કે શૉ સાચો હતો અને પોતે ભૂલેલા હતા. પછી તો શૉનો ચડતીકાળ આવ્યો. બરાબર બે ત્રણ વર્ષ સુધી શૉ અને બૅરી એક સરખા પ્રતિભાવાન રહ્યા, એક સરખી સુંદર કૃતિઓ એમણે લખી પણ પછી બૅરીની કલા પર ઓટની અસર આવી. ને જીવનની આખર સુધી એણે આશ્રમવાસી ઋષિની પેઠે નિષ્ક્રિય એકાંતવાસ પાળ્યો.

બૅરીની લેખિનીમાં અજબ જેવું જાદુ હતું. એણે તો લોક પ્રવાહને જ પકડયો. પચ્ચીશ ત્રીશ વર્ષ સુધી એના નામનો ડંકો લંડન અને ન્યુયોર્કમાં બજતો રહ્યો. શૉની માફક નાટકની કળાને લોક–કેળવણીનું સાધન ન ગણી લેતાં એણે મનોરંજનનું સાધન ગણી પોતાની કલમ ચલાવી. એણે જો કે કોઇ નવો વિચાર, નવીન ટીકા નથી આપી પણ એક નવીન ભાત તો જરૂર પાડી છે. સામાજિક કે રાજકીય ચર્ચાઓ એણે પોતાનાં નાટકોમાં આવવાં નથી દીધાં પણ સમાજનું દિગ્દર્શન તો ઘણું જ સરસ રીતે કરાવ્યું છે. એની વર્ણન શૈલી અજબ વાતાવરણ સર્જે છે અને એમાંથી જ પ્રેક્ષકો–વાંચકો અનેરી પ્રેરણા પામે છે. આથી જ તો કેવળ કલ્પનામય અરેબિયન નાઇટ્સ કરતાં વધુ કીંમતી ઉદ્યમ એનો ગણાય. સમાજના સામાન્ય ઘરમાં વહેતાં પ્રેમ અને વાત્સલ્ય ઈત્યાદિની ભાવનાને એ કારૂણ્યમાં મૂર્તિમંત ખડી કરે છે. કઠોરતા કારૂણ્યમાં અને ગંભીરતા વિનોદમાં પલટાવી નાખવાની એની શકિત તો અજબ જ હતી. કોઇ પણ વર્ણન, કોઇ પણ કથાભાગ ગમે તેટલો અદ્ભૂત, ચાહે તેટલો વિલક્ષણ હોય છતાં વ્યાપાક માનવતાની મૂળભૂત ભાવનાના આધારથી તો કદિ વેગળો નહિ જાય. એનાં લખાણોમાંથી જે કંઇ વાંચ્યું છે કે ભજવાતું જોવાયું છે તેની પકડ મગજ પર ઘણી સખત રહે છે અને સહેજે જ તેના દોર્યા દોરવાઇ જવાય છે.

બૅરી એક સ્કોચમેન હતો. અદ્ભૂતરસ જમાવવાની સ્કોચમેનોની શકિત પરંપરાથી ચાલી આવી છે દરેક પેઢીના ગ્રંથકારોની અદ્ભૂતરમ્યતા (Romance) જુદા જુદા સ્વરૂપે પ્રકટે છે છતાં કલ્પનામય અવાસ્તવ જગતમાં વાંચકોને ખેંચી જઇ રસિકતામાં તરબોળ કરી દેવાની દ્રષ્ટિતો એક સરખી જ ચાલી આવે છે.

આવી શકિત ધરાવનાર પહેલો થયો સર વોલ્ટર સ્કોટ. તેણે ભૂતકાળના ઇતિહાસને રોમાંચકતાથી રંગી દઈ વાંચકોને આંજી નાખ્યા. પછી થયો રોબર્ટ લુઇ સ્ટીવન્સન. એની અદ્ભૂત રમ્યતા વળી જુદી જ જાતની છતાં એટલી જ મનોરંજક. અને ત્રીજો સર જેમ્સ બેરી કે જેની અદ્ભૂતરમ્યતા જમાવવાની શકિત આગલા બે કરતાં ક્યાંય નિરાળી ભાતની. અંગ્રેજી વાંચકોને તો એ એટલી ગમી ગઈ કે એના પર કીર્તિ અને કલદારનો જાણે વરસાદ વરસ્યો. અંગ્રેજપ્રજા કેવળ મનોરંજનની ભાવનાને વશ નથી, તે વ્યવહારિક બુદ્ધિની અને ક્રિયાનિષ્ટ પણ છે. જીવનની બધી વૃત્તિઓનો, મનોધર્મોનો અને અંતઃકરણના ઉદ્રેકોનો ઉપયોગ છે, એ જ્યારે મનુષ્ય જાણે છે ત્યારે એ બધાનો આસ્વાદ લેવા તે તત્પર થાય છે. આવાં સત્યો પકડી પાડી બેરીએ એ બધાનું સુંદર મિશ્રણ નિર્માણ કર્યું અને એવું વૈચિત્ર્ય દાખવવામાં બેરીએ ખરેખર કમાલ જ કરી છે.

એની સર્વોત્કૃષ્ટ મનાતી કૃતિઓમાં The Admirable Chrichton, Peter Ban, Dear Brutus અને Mary Rose મુખ્ય ગણાય છે, આમાંના પ્રત્યેક નાટકનો પ્રકાર એટલો ભિન્ન ભિન્ન છે કે એક જ માણસે એ રચેલ છે એ જાણી આશ્ચર્ય જ થાય.

ઇ. સ. ૧૮૬૦માં એક સાધારણ મધ્યમવર્ગના કુટુમ્બમાં જન્મેલા આ જેમ્સે એડીનબરો યુનિવર્સીટીમાંથી પદવી મેળવીને 'ઇગ્લાંડ જય' કરવા માટે દક્ષિણ તરફ નજર ફેંકી. વચ્ચે નોટિંગહામના સ્થાનિક સમાચારપત્રના તંત્રીમંડળમાં બેએક વર્ષ કાઢી નાખ્યા પછી પોતાની લેખિનીની ચમક દેખાડવા ઈ. સ. ૧૮૮૪માં સાહેબ બહાદુરની સવારી લંડન પહોંચી.

સ્કોચ પ્રજાના જીવનને કેટલીયે નવલો, નવલિકાઓ, નિબંધિકાઓ અને શબ્દચિત્રો ઇત્યાદિ દ્વારા ચીતરી

વાંગ્મયક્ષેત્રમાં સારી ખ્યાતિ મેળવી આ તરુણ સાહિત્યકાર રંગભૂમિ તરફ વળ્યો. અને ઈ. સ. ૧૮૯૧માં રંગભૂમિદેવીની આરાધના કરવાની શરૂઆત કરી. બીજાઓને દુરારાધ્ય થઇ પડેલી આ દેવી બેરીની વિચિત્ર અને અજબ શૈલી પર મુગ્ધ થઈ. એના એક નાટકના ત્રણ-ત્રણસો, પાંચ-પાંચસો પ્રયોગો લાગલગાટ થાય એ વાત તો રોજની થઇ ગઇ. ઇ. સ. ૧૮૯૭માં The Little Minister જે એની એક નવલ હતી તેનું તેણે નાટકમાં રૂપાંતર કર્યું. ઇંગ્લાંડ અને અમેરીકામાં એ ખૂબ જ વખણાયું. અમેરિકાના વિખ્યાત પ્રોડયુસર ચાર્લ્સ ફ્રોમેને એના નાટકોને રંગભૂમિ પર રજુ કર્યાં. આ ફ્રોમેનની બૅરીના કીર્તી–જીવનમાં ઘણું મહત્વ છે કારણ કે જ્યારે બેરી 'નવલ કે નાટક ?' એવા સંશયમાં હતો, ત્યારે ફ્રોમેને એની નિર્ણય બુદ્ધિને નાટકમાં સ્થિર કરી હતી. લડાઇ દરમિયાન જર્મને લુસિટાનિયા નામે બોટ બૂડાડી તેની સાથે ફ્રોમેનનું મૃત્યું થયું ત્યાં સુધી બેરી સાથે એની મિત્રતા વજ્રલેપ જેવી હતી.

ઇ. સ. ૧૯૦૨માં Quality Street અને The Admirable Chrichton એકી સાથે અનેક વખત લંડનમાં ભજવાયાં. Quality Street નું વસ્તુ ખૂબ જ રોચક છે પણ The Admirable Chrichton તો કોઇ ઓર જ નીવડયું. ઇંગ્લાંડના 'ખાનદાન' કુટુમ્બના દંભી અને જુઠ્ઠાં જીવનનો એમાં પડઘો છે. એમાં ક્યાંય તાત્વિક ચર્ચા કે ટીકાનું આછું સ્વરૂપ માત્ર નથી દેખાતું એ જોવા જેવું છે, અને છતાં જે છે તે ચોંકાવનારૂં છે.

ઇંગ્લાંડના એક લોર્ડ કુટુમ્બના વડા લોર્ડ લોમને ત્યાં મુસાફરીએ જવાની ઉજાણી છે. લોર્ડ લોમની ત્રણ દીકરીઓ અને બે મિત્રો સાથે ઘરના નોકરો ઉજાણીમાં સામેલ છે. લોર્ડ લોમની દીકરીઓને પૈસા ખાતર પરણવા શ્વાનવૃત્તિ ધરાવતા એ મિત્રોની વાતચીત અજબ છે. ઉજાણી પછી એ મિત્રો–અર્નેસ્ટ બુલી અને લોર્ડ બ્રોકલહર્સ્ટ–સાથે પોતાની મોટી દીકરી લેડી મેરી અને બીજી બે દીકરીઓને લઇ લોર્ડ લોમ મુસાફરીએ ઉપડે છે. સાથે ક્રાઇટન નામે રસોયો લીધો છે. સમુદ્રમાં એમનું જહાજ તૂટે છે. ક્રાઇટનની હોશીયારી અને બહાદુરીથી તેઓ બધાં દૂર દૂરના એક નિર્જન બેટ પર પહોંચે છે. અહીં એ સર્વેનો આધાર ક્રાઇટન જ બની રહે છે. લેડી મેરીને આવા નાચીઝ રસોયાને આધારે જીવવું સ્વાભિમાન ઘવાયા જેવું થાય છે, પણ કરે શું ? પણ ક્રાઇટનના નિરભિમાનપણાથી તે આખરે તેના તરફ લાગણી ધરાવતી થાય છે એવામાં ઘણાં વર્ષો પછી દૂર એક વહાણ જોવામાં આવે છે. તરીને ત્યાં પહોંચાય તોજ મદદ આવે એવું હોય છે. એ જોખમ કોણ ખેડે ? ક્રાઇટનને વિચાર થાય છે. "શા માટે અહીંનું આ સાર્વભોમ રાજત્વ છોડી ઇંગ્લાંડના એક મામુલી બબરચી થવા આવું જોખમ ખેડવું ? આઠ માણસ પર હકુમત ચલાવવા મળે એ પણ ઓછું છે ?" પણ આખરે સહુની આંખોમાંથી નીતરતી કરૂણતા એનાથી સહન નથી થતી અને એ ઝંપલાવે છે. ઇંગ્લાંડ આવ્યા પછી અર્નેસ્ટ સાહેબ એ નિર્જન બેટ પરનું પોતાનું જીવન રજુ કરતું પુસ્તક પ્રગટ કરે છે અને એમાં ક્રાઇટનનો ઉલ્લેખ પણ ન કરતાં કેવળ પોતાના જ બણગાં ફૂંકે છે. સ્વાભિમાની છતાં ન્યાયપ્રિય લેડી મેરીને આ ખૂંચે છે, પોતાના વાગ્પતિ અને સહદુ:ખભાગી લોર્ડ બ્રોકલહર્સ્ટને આ વિષે ઇશારો કરવા એનું મન એને અંદરથી ધક્કો મારે છે પણ 'ખાનદાની' એને પાછી પાડે છે. આખર સુધી એ મૌન સેવે છે. અને ક્રાઇટન ? એતો જાણે બેટને ભૂલી જ જાય છે, સત્ય હકીકતને એ પોતાના હૃદયમાં જ પડી રહેવા દે છે. નાટકના અંતમાં લેડી મેરી એને કહે છે: ક્રાઇટન ! તું એકવાર તો મારા તરફ ઘૃણાની નજરથી જો ! મને મારી જાતની ઘણી શરમ ઉપજે છે પણ આખર હું એક એવી સ્ત્રી છું કે જેને શરમ તો ચૈત્રીની વાદળીની છાયા પેઠે જ અડીને, સરીને ચાલી જાય છે. અમે ખાનદાનો ખાનદાન નથી, ખાનદાન તો તું છે.

વચ્ચે વચ્ચે આવતો સૌમ્ય પરિહાસ અને સૂક્ષ્મ વિનોદ આખા વાતાવરણને ભરી દે છે. બેરીને 'ઓર્ડર ઓફ મેરિટ'નો બહુ માન્ય ખિતાબ મળ્યો તે માટે આ એક જ નાટક બસ નહોતું શું ?

આ પછી ૧૯૦૪ માં જેટલાં નાટકો લખાયાં અને ભજવાયાં તે સૌમાં શ્રેષ્ટ મનતું Peter Pan છે. એમાં બાળકોની સૃષ્ટિ રચાઇ છે. રાક્ષસો, ચોરો, ચાંચિયાઓ એવી એવી જ અદ્‌ભૂત રમ્ય વાતોનાં દૃશ્યો એમાં ઠેર ઠેર છે. બેરીની વિશિષ્ટતા આવાં વિધાનોમાં વિશેષ છે કીર્તિ પ્રાપ્ત કરવા માટે આ એનો માનીતો અને સહજ–પ્રદેશ છે. એવું જ પણ હાસ્યપૂર્ણ બીજું નાટક Alice sit by the Fire.

પછી તો દશ બાર વર્ષ સુધી બેરિએ નાટય સાહિત્યમાં જે સપાટો બોલાવ્યો અને જે યશ અને ધનપ્રાપ્તિ એને થઇ તે તો કલ્પનાતીત છે. ૧૯૨૦–૨૧ સુધીમાં એણે ઘણાં નાટકો રચ્યાં. જેમાનું Dear Brutus કેટલાકને મને સર્વ શ્રેષ્ટાકૃતિ છે. Mary Rose એ ભૂતસૃષ્ટિની વાર્તા છે: એક પ્રેમાળ દંપતિ પોતાના અઢી વર્ષના નાના બાળકને ઘરમાં એકલું છોડી કોઈ અગમ્યના દોર્યા એક વિચિત્ર પ્રેમસૃષ્ટિ જેવા બેટમાં દોરાઇ આવે છે. પણ એ તરૂણ સ્ત્રીના મગજપર તો બાળકનું જ વધુ ખેંચાણ રહ્યું છે. છેક પચ્ચીસ વર્ષ પછી એ ઘેર આવી શકે છે પરંતુ એ પુત્રને નથી જોતી. નિરાશામાં એ પ્રેત જેવી બની ભટકે છે. એમાંથી એ માંડ છૂટે છે તેવામાં ઓસ્ટ્રેલિયાથી પાછા ફરેલા તેના પુત્રનો તેને ભેટો થાય છે અને પછી તે દેવદૂતને અધીન થાય છે. કેટલું બધું કારૂણ્ય ! વાત્સલ્યની અહીં પરાકાષ્ટા રજુ થાય છે.

બીલકુલ સાદી ભાષા અને સરળ ઘટના પ્રવાહ પ્રેક્ષકોના મનપર ઇચ્છિત અસર પાડે છે. બેરીને મન એ રમત છે.

આશ્ચર્ય એ છે કે આ આવો ઓછા બોલો, સાવ શરમાળ અને ખૂબ જ એકાન્તપ્રિય માણસ આટલા સુંદર સંવાદો, આટલો લલિત વિનોદ અને આટલી તરેહવાર અનપ્રેક્ષિત ઘટનાઓ આટલી વેધક શૈલીથી એ પોતાની કથામાં કેમ લાવી શકે છે? ભાષણ કરવાનો પ્રસંગ સાંપડયે શ્રોતાઓને અવશ્ય મુગ્ધ કરી દે એવું લાગે છતાં એણે એકપણ ભાષણ કર્યું હશે કે નહિ એ શંકાની વાત છે.

અનેક ઠેકાણેથી એને માનપત્રો મળ્યાં છે. એડીનબરો યુનિવર્સીટીએ એને એલ. એલ. ડી. ની પદવી આપી, સેંટ એન્ડ્રુઝ યુનિ.એ એનું પોતાના 'રેકટર' તરીકેનું બહુમાન કર્યું, ૧૯૨૮માં ઓથર્સ સોસાયટીનો એ અધ્યક્ષ થયો છતાં એની વૃત્તિ તો અબોલ અને એકાંતપ્રિય જ રહી[૧].

૧ મરાઠી 'વિહંગમ'ના આધારે.

## મરજીવાને પ્રશ્ન

: શાર્દૂલ વિ૦ :

પૂછે કો: "મરજીવિયા, શીદ ડુબો ઉંડા સમુદ્રો તળે
"જો મોતી કર એકયે નવ રહે, જે જીવ સાટે મળે ?"
બોલે ત્યાં મરજીવિયો: "અતળ આ ખાડો મહા પેટ છે
"ઉંડા સિન્ધુ થકી વિશેષ નહિ વા કૈં જાણવા માટ તે."

જેઠાલાલ ત્રિવેદી

# જંતુવાદ – એક અર્વાચીન પાખંડ

[ગતાંકથી ચાલુ]

શ્રી. રમણલાલ એન્જિનીઅર

[ ગતાંકમાં અપાયેલા લેખનો આ ઉત્તરાર્ધ છે. પૂર્વાર્ધ લખાયા પછી ભાઈ કાન્તિલાલ ગાંધીનો અમને પત્ર મળ્યો છે કે "શ્રી. એન્જિનીઅરનો લેખ વાંચી અમારા વિજ્ઞાનના વિદ્યાર્થીઓ ઉકળી ઉઠયા છે અને એક સાથે એનો જવાબ આપવા માગે છે. એ માટે 'ઊર્મિ'માં થોડી જગ્યા આપજો.' આ ચર્ચાને લંબાવવામાં અમને કશોએ વાંધો નથી કારણ કે શુદ્ધ અને લોકોપકારક બુદ્ધિથી આ ચર્ચા ચાલે છે, પરંતુ 'ઊર્મિ' ને પાનાંની અને બીજી કેટલીક મર્યાદાઓ છે એટલે આ ચર્ચાને કયાં સુધી લંબાવી શકાય એ એક પ્રશ્ન છે. આ ઉત્તરાર્ધ પછી શ્રી. એન્જિનીઅર 'ત્યારે માંદગીનું કારણ શું છે?' એ વિષય ઉપર લખવાના છે. એમાં જંતુશાસ્ત્ર વિષેના પોતાના વિચારો રજુ કરવાના છે, એટલે શ્રી. એન્જિનીઅર આ પછી 'ઊર્મિ' ના બે અંકો રોકશે. એ પછી શ્રી. ગાંધી એનો જવાબ આપશે અને આ ચર્ચા પૂરી થશે. સં.]

"તેણે એક મહાન રહસ્ય શોધી કાઢયું કે બધા રોગોનું મૂળ જંતુઓ છે."

વાસ્તવિક હકીકત તો એ છે કે:

"તેણે એક મહાન પાખંડ ફેલાવ્યું કે બધા રોગોનું મૂળ જંતુઓ છે."

ઈ. સ. ૧૮૬૧ની સાલમાં જંતુઓથી રોગો થવાની સંભાવના (theory) પાસ્ચુરે દુનિયા આગળ રજુ કરી. દાકતરો એમની હંમેશની ટેવ મુજબ આ નવા વાદની સામા થયા. એનું કારણ એ હતું કે પાસ્ચુર નહોતો દાકતર કે નહોતો શરીરશાસ્ત્રી. એક તબીબી ડીગ્રી વિનાના કેમીસ્ટની શોધો સ્વીકારી લેવામાં એમની ઘમંડ ઘવાતી હતી. છેવટે એમણે જોયું કે આ વૈજ્ઞાનિક યુગમાં વૈદાની પ્રતિષ્ઠા સલામત રાખવી હોય, તો એને પણ એક વૈજ્ઞાનિક બુરખો ઓઢાડવો જોઇએ. એટલે એમણે ધીમેધીમે જંતુવાદ સ્વીકાર્યો. ઈ સ. ૧૮૮૦ની સાલ સુધીમાં જંતુવાદે ઊંડા મૂળ નાખ્યા. રેતીમાં ખડી કરેલી દવાવાદની ઇમારતને જંતુવાદનો પાયો મળ્યો!

આ પાયો કેટલો પોલો છે, એ દાક્તરો સૌથી સારી રીતે સમજે છે. જો જંતુઓથી રોગો થતા હોય, અને જંતુનાશકોથી મટતા હોય, તો પછી જેમને જંતુઓ સાથે કશું જ લાગતું વળગતું નથી એવી હજારો દવાઓને તેઓ શા માટે વળગી રહ્યા છે? શા માટે તેઓ

એસ્પીરીન, સ્ટ્રીકનીન, ડીજીટેલીસ અને બ્રોમાઇડ જેવી દવાઓ વાપરે છે.

હવે આ જંતુવાદે છેલ્લા પોણોસો વર્ષમાં કેટલા વેશપલટા કર્યા એ જોઇએ.

શરૂઆતમાં પાસ્ચુરવાદીઓ કહેતા.

'જંતુ એટલે જ રોગ, અને રોગ એટલે જ જંતુ.'

તે વખતે કેટલાક રોગોના જીવડા એમને જડયા હતા, અને બાકીના રોગોના જડશે એમ એમને અચળ શ્રદ્ધા હતી.

જેમજેમ વખત જતો ચાલ્યો, તેમતેમ જણાયું કે, કેન્સર, મધુપ્રમેહ, પાંડુ, લકવો અને હૃદયરોગ જેવા અનેક રોગો જંતુ વીના જ ઉદ્ભવે છે! જંતુવાદના કીલ્લામાં આ પહેલું ગાબડું પડયું.

પછી રોગચાળાઓના અવલોકનમાં એ દેખાયું કે રોગનો વાવર ગમે એટલો સખત હોય તોપણ લાખ્ખો લોકો તન્દુરસ્ત રહે છે! એમના શરીરો ઉપર જંતુઓ ફાવતા નથી. આનું કારણ શું? એનું કારણ જંતુજ્ઞોએ રોગપ્રતીબંધક શક્તિ–immunity,– બતાવ્યું. પણ આ શક્તિ શું છે, એને વિષે થોડાંક હાસ્યાસ્પદ અનુમાનો સિવાય તેઓ બીજું કાંઇ જ કહી શક્યા નહિ.

પછી વળી એમ જોવામાં આવ્યું કે ઘણા નીરોગી માણસોના શરીરમાં પણ રોગના જંતુઓ મળી આવે છે, અને એ બિચારા જીવડા માણસને સહેજે હેરાન કરતા નથી. આ હકીકતનો તો સર વીલીયમ ઑસ્લર અને એલોપથીના અન્ય મૂખીઓએ પણ સ્વીકાર કર્યો. પણ આમ શાથી બને છે એ સમજાવવાને તેઓ અસમર્થ હતા. જંતુવાદના નીશ્ચલ નિયમમાં એક નવો અપવાદ ઉમેરાયો.

પ્રજીવકો (Vitamines) ની શોધે જંતુવાદ ઉપર એક નવો ફટકો માર્યો. એણે સિધ્ધ કર્યું કે ક્ષારો અને પ્રજીવકોના અભાવથી અનેક રોગો થાય છે. પ્રજીવકો શોધાયા પહેલાં દવાગાંડા દાક્તરો કહેતા કે આહાર સુધારાથી અને ઉપવાસથી રોગ મટાડવાનો દાવો કરનારા ઉંટવૈદો છે! હવે એમણે બહાદુરીપૂર્વક પીછેહઠ કરીને સ્વીકાર્યું કે 'કેટલાક' રોગો ખરાબ ખોરાકથી થાય છે ખરા!

આ રીતે 'જંતુથી રોગ થાય છે' એ નિયમની આજુબાજુ એટલા બધા અપવાદો ખડકાયા, કે એ સુત્ર નિયમ છે, કે અપવાદ છે, એજ નક્કી કરવાની મારામાર થઇ પડી!

આ બધાયે સમય દરમ્યાન નિસર્ગોપચારકો આ હાસ્યાસ્પદ વાદનો વિરોધ કર્યા જ કરતા હતા. એટલુંજ નહિ પણ એમણે અનેક વખત એલોપથીના આગેવાનોને ખુલ્લાં આવ્હાહન આપ્યાં હતાં કે તમારી ભેદી પ્રયોગશાળાઓ છોડીને ખુલ્લી વ્યાસપીઠ ઉપર આવીને તમારાં સુત્રો સીધ્ધ કરો! આ આવ્હાહનો કદી સ્વીકારાયાં નથી!

અહીં એ યાદ રાખવું જોઇએ કે ભાઇ કાન્તીલાલ ધારે છે તેમ નિસર્ગોપચારકો કોઇ ભોળાભોળા ચક્રમો નથી. પણ જગત ઉપર અસ્તીત્વ ધરાવતી સૌ ચિકિત્સાપદ્ધતીઓમાંથી વધુમાં વધુ વૈજ્ઞાનિક પધ્ધતીના તેઓ પ્રતિનિધિઓ છે. એટલું જ નહિ પણ સેંકડો મશહુર એલોપથો પોતાની પુરાણી શાળા છોડીને આ નવી શાળામાં ભળ્યા છે.

હવે નિસર્ગોપચારકોએ ખખળી ગએલી જંતુવાદની ઇમારત શી રીતે તોડી પાડી એ જોઇએ.

યુનીવરસીટી ઑફ વીયેનાનો ડૉ. પેટેનકૉફર એની વિદ્વતા માટે આખી તબીબી આલમમાં પંકાતો જંતુઓ રોગો પેદા કરી શકે જ નહિ, એ મતનું સમર્થન એણે વર્ષો સુધી કર્યા કર્યું. પોતાના સિધ્ધાંતની સચ્ચાઇ પુરવાર કરવા માટે એણે એક દિવસ યુનીવરસીટીની બેક્ટીરીઓલોજીકલ લેબોરેટરીમાંથી એક શીશી આણી, એમાં કોલેરાના કરોડો સજીવ જંતુઓ સળવળી રહ્યા હતા! સૌ વિદ્યાર્થીઓએ એ જોયાં. પછી એ તુર્તજ શીશી ઉઠાવીને સઘળા જીવડાં ગળી ગયો. આખાએ વર્ગમાં એક ભયની ભયંકર ધ્રૂજારી વ્યાપી ગઇ! પણ પ્રોફેસરને કશુંય થયું નહિ, એ જોઇને ધીમે ધીમે સૌનો જીવ હેઠો બેઠો.

અમેરીકામા વીસકૉનસીન પરગણાના તબીબ ડૉ રોડરગન્ડે આ વાદનુ વાહિયાતપણું સાબિત કરવા માટે, શીતળાના ફોલ્લાઓની રસી પોતાના આખા શરીર ઉપર ચોપડી. ત્યારપછી એ અનેક લોકોને સ્પર્શી ચૂક્યો. આ એના 'ભયંકર ગૂન્હા' બદલ એને કવોરનટાઇનમાં નાખવામા આવ્યો. એની ઉપર કામ ચાલ્યું, અને એને જેલમાં ઠેલ્યો. પણ ન તો એને શીતળા થઈ કે ન તો એ જેને અડેલો એ લોકોને

ટૉરોન્ટો (કૅનેડા) ના ડૉ. જૉન બી. ફ્રેઝર એમ. ડી. એ ટાયફોઇડ, ડીપ્થેરીઆ, ન્યુમોનીઆ, ક્ષય અને મેનીન્જાઇટીસના લાખ્ખો જંતુઓ અનેક માણસોને ખવડાવ્યા છે. એ પોતાના પ્રયોગ માટે ૫૦ માણસોને એકી સાથે જુદા જુદા રોગોના જંતુઓ આપતો. છતાંય એકકે માણસને એકપણ રોગ થયો નહિ! ટાયફોઇડના લાખ્ખો જંતુઓ ખવડાવ્યાં છતાં કોઇને ચૂંક સરખી ઉપડી નહિ!

આવી જ રીતના પ્રયોગો અમેરીકાના ડૉ. ડેનીયલ એસ. સેગર એમ ડી એ ક્ષયના અને અન્ય રોગોના જંતુઓ ઉપર કર્યા છે. અને એના પ્રયોગોનું પણ ડૉ. ફ્રેઝર જેવુ પરિણામ આવ્યું છે.

આ પ્રકારના સેંકડો પ્રયોગો જાહેરમાં કરીને નિસર્ગોપચારકોએ પાસ્ચુરના હવાઇ જીવડાઓ વિષેના હવાઇ ખ્યાલોને હવામાં ઉડાડી દીધા છે, અને એ નિર્વિવાદ રીતે સિધ્ધ કર્યું છે કે : 'જંતુથી એકપણ રોગ થતો નથી.'

જો ઉપલી હકીકતોની સચ્ચાઇ વિષે ભાઇ કાન્તીલાલને સહેજ પણ શંકા હોય તો, એ પસંદ કરે એ રોગના, લાખ્ખો જીવડા ખાવાનો ચેલેંજ (!) અખતરો હું જાહેરમાં શરત સાથે કરવા તૈયાર છું! રાતદિવસ જીવડાંઓ સાથે કામ પાડવાનું હોવાથી મને એમનો સહેજે ભય રહ્યો નથી! તેઓ કહે છે કે એકજ જંતુ રોગ પેદા કરી શકે, હું કહું છું કે લાખ્ખો જંતુઓ રોગ પેદા કરવા માટે અસમર્થ છે!

"લગભગ બધા જ વૈજ્ઞાનીકોએ સ્વીકાર્યું છે કે બધા રોગોનું મૂળ જંતુઓ જ છે"

આ એક હડહડતું જુઠ્ઠાણું છે, એ સિધ્ધ કરવા અનેક અભિપ્રાયો ટાંકી શકાય. ટુંકા લેખમાં હું એક જ ટાંકીશ

ડૉ એલેકઝાન્ડર એમ. રોસ, એફ. આર. એસ. એફ બી પી એસ; પ્રોફેસર ઑફ હાયજીન એન્ડ સેનીટેશન, વાઇસ-પ્રેસીડેન્ટ ઑફ ઍસોશીયેશન ઑફ હાયજીનીસ્ટ્સ ઑફ અમેરીકા, મેમ્બર ઑફ ધી ઇન્ટરનેશનલ મેડીકલ કોંગ્રેસ, મેમ્બર ઑફ ધી બ્રિટીશ ફ્રેન્ચ એન્ડ અમેરીકન ઍસોશીયેશન ફોર ધી એડવાન્સમેન્ટ ઑફ સાયન્સ ઇત્યાદિ ઇત્યાદિ , કહે છે કેઃ-

"હું એમની (દાક્તરો) ઉપર આક્ષેપ કરૂં છું કે એમણે 'જંતુથી રોગ થાય છે' એમ કહીને વ્હેમ અને પાખંડને ઉત્તેજન આપ્યું છે. હું સુક્ષ્મ કીટાણુઓના અસ્તિત્વ વિષે પ્રશ્ન ઉઠાવતો નથી, પણ એ રોગોનું પરિણામ છે, કારણ નથી. એ ભંગીઓ છે. એમનું વ્યાજબી કાર્ય આપણા દેહની ગટરો સાફ કરવાનું છે. જયાં જયાં સડો, પરુ કે બગાડ હોય, ત્યાં ત્યાં આ નાનકડા જીવનરક્ષકો જઇને મારણ, સફાઇ ને શુધ્ધિનું કાર્ય કરે છે. એ કચરાની અને સડતા પ્રાણી જ પદાર્થની મીજબાની ઉડાવે છે. એક ઉપયોગી હેતુ સિધ્ધ કરવા માટે એ કલ્યાણપ્રદ મદદગારો છે"

ભાઇ કાન્તીલાલ કહે છે: 'કંઇ પણ રોગ થયા વગર રસી મૂકાવવી એ શરીરમાં ઝેર દાખલ કર્યા બરાબર છે.' વળી આગળ જતાં એ જણાવે છે કે. 'પ્લેગ ફાટવાનો સંભવ જણાય, તેવામાં જ રસી મૂકાવી દેવી યોગ્ય છે.' કેવો અદ્ભૂત વાગ્મેળ!!

હવે જો જંતુઓથી રોગ થવાનો સિધ્ધાંત જ જુઠો હોય, તો પછી એ સિધ્ધાંતના પાયા ઉપર રચેલી આખીયે રસીશાસ્ત્રની ઇમારત આપોઆપ પડી ભાગે છે.

અને ખરેખર છે પણ તેમજ.

શીતળાની રસી માટે જેનરે હાંકેલા ગપ્પાં જુઠ્ઠાં પુરવાર થયાં છે એ શોધાઇ ત્યારથી આજસુધીમાં અનેક 'થીયરીઓ' ફરી છે, અને એ શીતળાને નિર્વિવાદ અટકાવે છે એ હજી સુધી સિધ્ધ થયું નથી! ઓસ્ટ્રેલિયામાં બિલકુલ વેક્સીનેશન નથી ત્યારે ત્યાં શીતળા પણ નથી. જ્યારે ફીલીપાઇન ટાપુઓમાં વારંવાર વેક્સીનેશન કરાવવામાં આવે છે, અને ત્યાં તો શીતળા અસંખ્ય માણસોનો ઘાણ કાઢી નાખે છે.

શીતળા રસી એ એક મહા જંગલી વહેમ છે. એની સરખામણીમાં બળિયા બાપજીની માનતાનો વહેમ હજાર દરજ્જે ચઢીઆતો છે. શીતળાની રસીથી શીતળા અટકતી નથી એટલું જ નહિ પણ ખરજવું, સીફીલીસ, ક્ષય અને કેન્સર જેવા રોગો સુધરેલી દુનિયામાં પૂર ઝડપથી ફેલાઇ રહ્યા છે. એલોપથીની એક ભારે ખૂબી તો એ છે કે, એ દરેક રોગોનો જે 'ઉપાય' શોધી કાઢે છે એ 'ઉપાય' કોઈ ચમત્કારિક રીતે રોગ કરતાંયે વધારે માણસોનો ભોગ લે છે! આજે બ્રિટીશ ટાપુઓમાં જેટલાં બાળકો શીતળાથી મરે છે, એનાથી ત્રણગણા બાળકો વેક્સીનેશન'થી મરે છે!!! બ્રિટિશ પાર્લામેન્ટના દફતરો આ હકીકતની સાક્ષી પૂરે છે.

જ્યારે ઓસ્ટ્રેલીયામાં વેક્સીનેસન નથી. ઇગ્લેન્ડ, સ્વિટ્ઝરલેન્ડ અને હોલેન્ડની સરકારોએ ખાસ કમીશનો નીમી એનાથી ફેલાતા ભયંકર રોગો વિષે ખાત્રી થતાં ફરજીઆત વેક્સીનેશન નાબૂદ કર્યું છે. જર્મનીએ જુના કાયદાઓમાં ફેરફાર કર્યો છે. અમેરીકામાં કેલીફોર્નીઆ, ઉટા અને અન્ય સંસ્થાનોએ ફરજીયાત વેક્સીનેશન નાબૂદ કર્યું છે અને આખીયે દુનિયામાંથી એને નાબૂદ કરવા માટે પ્રચંડ ચળવળ ચાલી રહી છે, એવે વખતે એની એકદમ હિમાયત કરતા પહેલાં, આ પ્રશ્ન વિષે વધુ અભ્યાસ કરવાની જરૂર છે.

પાશ્ચુરની હડકવાની રસી એક ફારસથી વિશેષ નથી. એણે હડકવા મટાડવાને બદલે વધાર્યા છે. એકપણ માણસને હડકવા લાગુ પડયા પછી પાશ્ચુરે કે એના ચેલાઓએ મટાડયો નથી. ઉલટપક્ષે નિસર્ગોપચારકોએ અનેકનો હડકવા અટકાવ્યો છે, અને મટાડયો છે.

જ્યારે 'મહાપુરૂષ' કોકે ક્ષયનો જંતુ શોધી કાઢયો, ત્યારે દાકતરો હર્ષઘેલા થઇ ગયા. એમને ખાત્રી થઈ કે હવે ક્ષયનો ઉપાય પણ હાથ આવશે. નવ વર્ષ પછી એણે 'ટ્યુબર ક્યુલીન' નામનો ક્ષયનો ઉપાય 'શોધી' કાઢ્યો. દાકતરોએ એ વાપરી જોયું, એ નિષ્ફળ નીવડયું, અને વિસ્મૃતીમાં ફેંકાઇ ગયું.

જ્યાં સુધી કોકનો આ 'રામબાણ' ઉપાય વાપરવાનું ગાંડપણ ચાલ્યા કર્યું, ત્યાં સુધીમાં તો એણે પૂરતા નાણાં એકઠાં કરી લીધાં.

એ એક ઐતિહાસીક સત્ય છે કે કોકના 'ટ્યુબરક્યુલીન'થી એક પણ માણસનો ક્ષય મટયો નથી. જ્યારે આ જંગલી ઉપાયથી અનેક બાળકો આંધળાં થયાં છે, અનેક માણસો અકાળે મૂઆ છે, અસંખ્ય કુટુંબો નિરાધાર થયા છે, અને સેંકડો ભોળા લોકોનાં ખીસ્સાં હળવાં થયાં છે.

વૈદકના ઇતિહાસમાં અપૂર્વ એવી આ નિષ્ફળતા મેળવવા બદલ એલોપાથોએ એની પીર તરીકે પૂજા શરૂ કરી!

લીસ્ટરની એન્ટીસેપ્ટીક સર્જરીની પ્રશંસા કરવાનો જમાનો પૂરો થયો છે! એના જમાનામાં દર્દીનો ઘા રૂના ઢગલા નીચે ઢાંકી દેવામાં આવતો, જેથી અંદર જંતુ પ્રવેશી ન શકે. મહાયુધ્ધના અનુભવથી એના સૌ સિધ્ધાંતો ખોટા ઠર્યા. દાકતરો એમના કડવા અનુભવથી શીખ્યા કે ઘા જેમ ભયંકર એમ એને હવાની (જેમાં જંતુઓ તો હંમેશાં હાજર જ હોય છે!) અને પ્રકાશની વધારે જરૂર હોય છે. અને ઘાને વાતાવરણના સંસર્ગમાં રાખવાથી બહુ જ ટુંકા વખતમાં એ રૂઝાઇ જાય છે. જંતુનાશકો ફાયદાને બદલે નુકશાન વધારે કરે છે. ઘા ધોવા માટે લવણજલ (Saline Solution) એ જ સર્વોત્તમ ઉપાય છે. આ સઘળાં સત્યો તો નિસર્ગોપચારકોએ ગઇ સદીમાં ફ્રેન્કો-પ્રશીયન

લડાઇ વખતે શોધી કાઢયાં હતાં ! પણ અક્કલના દુશ્મન એલોપથીએ હજારો દર્દીઓ અને સેંકડો સૈનિકોના સંહાર પછી જ આ સાદાં સત્યો સ્વીકાર્યાં. લીસ્ટરની એન્ટીસેપ્ટીક સર્જરીનું સ્થાન આજે એસેપ્ટીક સર્જરીએ લીધું છે. એટલે આ જમાનામાં પુરાણા લીસ્ટરવાદની પ્રશંસા કરવાનો કશો અર્થ નથી.

એલોપથીનો કોઇપણ મુખી મરી ગયા પછી એનું મહાત્મ્ય ઘણું જ વધી જાય છે. જેનર, પાસ્ચુર, કોક અને લીસ્ટરના સીધ્ધાંતો જેમ જેમ પડી ભાંગતા જાય છે, તેમ તેમ એમનું મહત્વ વધતુ જાય છે ! તત્વનિષ્ટાનું સ્થાન વ્યક્તિનિષ્ટાએ લીધું છે. વીરપૂજાની જગ્યાએ પીરપૂજા પેઠી છે.

'પહેલાં ઑપરેશન જોખમનો ધંધો કહેવાતો હતો, જ્યારે આજે સોમાં પંચાણુ ઑપરેશન સફળ થાય છે'

હું પણ કબૂલ કરું છું કે ઑપરેશનો તો સફળ જ થાય છે, પણ બીચારા દર્દીઓ મરી જાય છે તેનું કેમ ?

ભાઇ કાન્તીલાલે જે ઇન્ફ્લ્યુન્ઝાનું વર્ણન કર્યું છે, એ તો વિશ્વવ્યાપી ઉપદ્રવ હતો. ડીસેમ્બર ૫, ૧૯૧૮માં અમેરીકાના બધા જ છાપાંઓમાં U. S. Public Health Department તરફથી આવેલો નીચલો રીપોર્ટ, પ્રસીધ્ધ થયો:

"૧૫ મી સપ્ટેમ્બર પછી, ૩૦૦,૦૦૦ અને ૩૫૦,૦૦૦ ની વચ્ચે ઇન્ફ્લ્યુન્ઝા અને ન્યુમોનીઆથી પ્રજામાંથી માણસો મૂવા. જ્યારે યુનાઇટેડ સ્ટેટસના લશ્કરમાં ૨૦,૦૦૦ મરણો થયાં"

જે વખતે ઉપરનું લખાણ છપાયું તે વખતે અમેરીકામાં ૧,૫૦૦,૦૦૦ લશ્કરી સિપાહીઓ હતા. જ્યારે એની લોકવસ્તી ૧૧૦,૦૦૦, ૦૦ હતી. હવે જો પ્રજાકીય મરણનો મોટામાં મોટો આંકડો (૩,૫૦, ૦૦૦) લઇએ, તો આપણે હાથ નીચેનું પ્રમાણ આવે છે. પ્રજામાં દર એક લાખે ૩૦૨ મરણ થયાં જ્યારે લશ્કરમાં દર એક લાખે ૧૩૩૩ અથવા તો પ્રજાથી ચાર ગણાંથીયે વધારે મરણો થયાં !

પ્રજાની અંદર બુઢાં, બચ્ચાં માંદા, અશક્ત, રોગી, અને ભૂખ મરતાઓનો સમાવેશ થતો હતો. જ્યારે લશ્કરમાં નીરોગી, જુવાન, સશક્ત, અને ખડતલ સિપાહીઓ લેવામાં આવતાં, એમને પેટપૂર ખાવાનું મળતું. એમના રહેઠાણો સગવડોથી ભરેલાં હતાં.

કોઇપણ માણસ પહેલી નજરે કહી શકે કે પ્રજાના મરણપ્રમાણ કરતાં લશ્કરનું મરણપ્રમાણ બહુ જ ઓછું હોવું જોઇએ. ઉલટપક્ષે પ્રજા કરતાં સિપાહીઓ ચારગણા મૂવા. એમ શાથી ?

કારણ દેખીતું છે. લશ્કરમાં શીતળાની રસી ફરજીઆત જ હતી. એ ઉપરાંત દરેકે દરેક સૈનિકને ટાયફોઇડ, પેરાટાયફોઇડ અને મેનીનજાઇટીસની સીરમોના ઇન્જેકશન અપાતાં !

રસીઓને નામે સિંચાતા પાયપરનું પરિણામ એ આવ્યું કે ઇન્ફ્લ્યુન્ઝા અને ન્યુમોનીઆ લશ્કરમાંથી જ ફાટી નીકળ્યાં ! અને સૌથી વધારે સૈનિકોનો આ રોગોએ ભોગ લીધો.

એલોપથીની રસીઓ રોગોને અટકાવે છે કે વધારે છે ?

પાસ્ચુર અને લીસ્ટરની ચળવળની સમાલોચના કરતાં ભાઈ કાન્તિલાલ કહે છે કે: 'આ સુધારો દાખલ કરવા બદલ જગત આખું આજે આ મહાપુરુષોનું ઋણી છે.'

જો જગત જંગીઝખાન અને તૈમુરલંગનું ઋણી હોય તો એમની કતલને તુચ્છ કરી નાખે, એવી દર્દીઓની કતલ ચલાવનાર, અને એમની લૂંટને ભૂલાવી દે એવી રીતે પ્રજાને લૂંટનાર 'મેડીકલ સાયન્સ'ના માંધાતાઓનું એ ઋણી છે.

પાસ્ચુરે અને એની પાઠશાળામાં પઢેલાં પોપટોએ કરેલાં પરાક્રમોના વર્ણનથી તો ગ્રંથો ભરી શકાય.

સ્વાભાવીક રીતેજ એ પ્રશ્ન ઉદ્‌ભવે છે કે જો જંતુવાદ એ એક પગમાથા વીનાનો વાદ હોય, તો પછી દાક્તરો એને વળગી શા માટે રહ્યા છે ?

એનો જવાબ એ છે કે જંતુવાદ એ દાકતરોના અજ્ઞાનમાંથી ઉભો થયો છે, અને એમના લોભને લીધે એ ટકી રહ્યો છે.

ધર્મગુરુઓ દેવોની અવકૃપાની, અને ભૂવાઓ ભૂત પ્રેતની બીક બતાડીને લોકોને પોતાને કબજે રાખે છે. વિજેતા પ્રજાઓ પરાજીત પ્રજાઓને પાડોશી રાજ્યોનો ડર બતાવે છે. દાકતરો પ્રજાને બેકટેરીઆઓની બીક બતાડીને પોતાની આવક અખંડ અને આધિપત્ય અચળ રાખે છે.

લોકો જંતુઓથી ડરે છે. એટલા માટે જાતજાતની જીવલેણ રસીઓના ઇન્જેકશનો લે છે. આ રસીઓ અનેક પ્રકારના જનાવરોને ચીરી ચૂંથી, મારી, કાપીને એમના લોહી ને પરુમાંથી બનાવવામાં આવે છે. એ ઉપરાંત જુદાજુદા રોગોથી રિબાતા રોગીઓના ઝાડા, પેશાબ, ગળફા અને લીંટમાંથી જાતજાતની રસીઓ બને છે. આ બધા સડેલા ગંદવાડને સીરમ્સ, વેકસીન્સ, એન્ટી–ટોક્સીન્સ અને એવાં એવાં જ અગમ્ય નામોથી ઓળખવામાં આવે છે. પાયપરુ બનાવનાર કંપનીઓ દરસાલ કરોડોનો નફો કરે છે. અનેક જાણીતા દાકતરો આ કંપનીઓમાં શેરહોલ્ડરો હોય છે.

પ્રજાને ભરમાવવા માટે વ્યવસ્થિત પ્રચારકાર્ય ચલાવે છે. અમેરીકન મેડીકલ એસોશીયેશન જેવાં મંડળો ભાડુતી લેખકોની મોટીમોટી જમતો નભાવે છે. આ લેખકોને (જેમાંનો મોટો ભાગ દાકતરોનો હોય છે.) ભારે પગારો મળે છે; એમનું કામ લોકોને જંતુઓથી બીવડાવવાનું રસીઓથી સાંત્વન આપવાનું, 'મેડીકલ સાયન્સ'ના ચમત્કારોથી ચકીત કરવાનું, એના પીરોનો મહિમા ગાવાનું, અને 'ઉંટવૈદો'થી ચેતવવાનું હોય છે. આ બાબતો માટે તેઓ લોકપ્રિય છાપાં મારફતે લોકમત કેળવે છે. ભાઇ કાન્તિલાલ જેવા અનેક ભોળા અને સહૃદય લોકો આવા લોકોના હીપ્નોટીઝમથી મુગ્ધ બને છે!

જંતુવાદે આપણી બુદ્ધિમાં એટલાં ઉંડા મૂળિયાં નાખ્યાં છે કે જે લોકો ઇશ્વરનો ઇન્કાર કરે છે, તેઓ પણ જંતુવાદનો તો સ્વીકાર કરે છે. જેનરનું જીવનચરિત્ર પાઠશાળાઓમાં શીખવાય છે. 'ફીઝીયોલોજી અને હાયજીન'ની ચોપડીઓ મારફતે આ જીવડાં ગાંડપણુ બાળકોને ગળથુથીમાંથી જ પવાય છે. છાપાંઓ તો અવારનવાર સ્ટંટો કર્યા જ કરે છે.

લાખ્ખો રૂપીઆના ખર્ચબાદ 'ફ્લુ'નો જીવડો ઇંગ્લાંડમાં શી રીતે જડયો એનું હું રોમાંચક વર્ણન વાંચું છું. થોડા વખતમાં એક અમેરીકન દાકતરે વાછડાને બદલે ઇંડામાં શીતળાના જીવડા વધારવાના કરેલા સફળ અખતરાથી હું નવાઇ પામું છું. બીજે જ દિવસે કેન્સરનો જંતુ કોઇ અજાણ્યા દાકતરે શોધી કાઢયો હોય છે. એકાદ અઠવાડિયામાં તો કેન્સરનો જંતુ ખોળનારો જ ખોવાઈ જાય છે! ત્યારપછી એ દાકતર વિષે વધુ માહિતી છાપાં મારફતે મળી શકતી નથી!

હવે તો આ સ્ટંટોથી હું એટલો બધો ટેવાઇ ગયો છું કે એક દિવસ પથારીમાંથી ઉઠયા પછી નીચે મુજબનું લખાણ છાપાંમા છપાયલું વાંચુ તોયે મને નવાઇ ન લાગે.

"કુદરત ઉપર વિજ્ઞાનનો વિજય!

મેડીકલ સાયન્સનો અદ્ભૂત ચમત્કાર!!

આજસુધીમાં મેડીકલ સાયન્સે સેંકડો રોગોના ઉપાયો શોધી કાઢયા છે પણ એની છેલ્લી બે શોધો તો આજસુધીની સૌ શોધોને વટાવી જાય એવી છે. વીયેનાના ડૉ. હમ્બગે માણસને ઊંઘ આવવાનું કારણ શોધી કાઢયું છે. ઊંઘ થાકથી આવે છે. જ્યારે થાકતો લોહીમાં ફટીગોકોકસ (Fatiguococus) નામના જંતુઓ વધી પડવાથી લાગે છે. આ જંતુઓનો હુમલો અટકાવે એવી એમણે રસી પણ શોધી કાઢી છે. જેના ઈન્જેકશન લેવાથી માણસ ચોવીસે કલાક કામ કરી શકે છે, અને ઊંઘની એને બીલકુલ જરૂર પડતી નથી! આ રીતે દરેક માણસની 1/3 જીંદગી આજે જે ઊંઘથી બરબાદ જાય છે એ, અટકી જશે. ન્યુયોર્કના ડૉ. ફ્રોડે મોતનો જંતુ શોધી કાઢયો છે ડેથોકોકસ (Deathococus) નામના જંતુ

ધડપણમાં વધી પડે છે, જે ઝેર વધારીને માણસનું મરણ નીપજાવે છે. આ જંતુની રસી અમુક અમુક વર્ષે લેવાથી માણસ સનાતન યૌવન ભોગવી શકશે એટલુંજ નહિ પણ લડાઇમાં મરણ પામેલા સૈનિકોને જો આ રસી તુર્તજ આપવામાં આવે તો એ જીવતા થાય છે. આ બન્ને શોધો ભવિષ્યમાં થનારા મહાયુદ્ધ ઉપર ભારે અસર પહોંચાડશે."

ભાઇ કાન્તીલાલે કરેલું પ્લેગનું વર્ણન તો કોલેરાને લાગુ પડે છે! આવી રીતે કોલેરાને પ્લેગને નામે ઓળખાવવામાં એમનો શો ઉદ્દેશ હશે એ સમજી શકાતું નથી!।

એમણે હેવલોક એલીસનું વાક્ય ટાંકયુ છે કે સીવીલાઇઝેશન સીફીલાઇઝેશન થતું ચાલ્યું છે. સાથેસાથે એટલુ ઉમેરવું જોઇએ કે એમાંથી મરક્યુરીલાયઝેશન થાય છે. સીફીલીસથી જેટલા માણસો સડી મરે છે, એનાથી અનેક ગણા માણસો એના એલોપથીક ઉપાયોથી મરે છે. દરમાલ પારો, સોમલ, સાલ્વરઝન અને ૬૦૬ અસંખ્ય માણસોનો ભોગ લે છે.

રોગો જો જંતુઓથી ના થતા હોત તો થાય છે શાનાથી? આ પ્રશ્નનો જવાબ આપણે આવતા લેખમાં ચર્ચીશું આ લેખ તો ભાઇ કાન્તિલાલની દલિલોનાં રૂપે છે.

જેઓ જંતુઓ વિષે કશુંજ જાણતા નથી, એવા અભણ લોકો એનાથી સહેજે ડરતા નથી. જેઓ થોડુ જાણે છે તેઓ બહુ બીવે છે. જેઓ બહુ જાણે છે, તેઓ થોડુ બીવે છે. જેઓ એને વિષે જાણવા જેવું બધુ જ જાણે છે, તેઓ બિલકુલ બીતા નથી.

જંતુશાસ્ત્ર એ એક ઉપયોગી શાસ્ત્ર છે. જંતુવાદ એ કેવળ બકવાદ છે. જંતુઘેલછા એ બહુ ભયંકર રોગ છે. એ ચેપી રોગથી સૌ ચેતતા રહે.

•

## જવાલામુખીને

ભારેલી ઉરમાં અસહ્ય ધુંધવી ઉન્હી વરાળો ઉડી,
કમ્પ્યા ઓષ્ઠ, ન સ્થીર મસ્તક રહ્યું, જવાળા ભભુકી ઉડી.
ધ્રૂજે ધીર દિશા, ધુમે નભ વિંટયું, ધ્રબકી ઉડન્તી ધરા,
લાવાથી દહશે સમગ્ર જગને જાણે ઘડીમાં, છતાં
દૂરે સ્પર્ધી હિમાદ્રિઓ અવગણી નિશ્ચિંત હાસ્યે હસી
પ્રત્યાઘાત સમા કઠોર સ્વથી હૈયું વલોવે ફરી
તેને શક્તિ ખુટી ન તું દહી શક્યો : ના પાસ જોઇ શક્યો
ક્રોધી અંતર ઠારતાં બળી જતાં સંબન્ધિનાં ક્રન્દનો.
અંતે શાંત બળી ઠરી સમસમી દુઃખે નિહાળી રહે :
પંખી ના, પશુ ના, ન ઝર્ણું, તરુ ના, ચોપાસ ભસ્મો ઉડે:
વચ્ચે સર્વ વિનાશ માથ રડતો જવાલામુખી તું રહે.
ક્રોધે આત્મવિનાશ એ જગતને રે! દાખલો તું બને.

પારાશર્ય

# લોહીનું ખાતર પૂરનારા

શ્રી. સોપાન

[ અહિંસક યુદ્ધમાં વીરત્વના અને અપૂર્વ આત્મભોગના અનેક પ્રસંગો બન્યા છે. એમ કહેવાય કે એ પ્રસંગોએ જ ઈતિહાસને ઉજ્જવળ બનાવ્યો છે. એ બલિદાનવીરોના નામ તો કોઈ જાણતું પણ નહિ હોય. અને નામ જાણવાની જરૂર પણ શી છે ? નામ જાણીને તો એમ થાય ને, કે આપભોગ આપનાર આ જ અને બીજા નહિ. યુદ્ધની વચ્ચે રહેનારા તો જાણે છે કે આપભોગ આપનાર અનેક હતા. પણ એ લહાવો કોઈકને જ મળ્યો છે. જેમને એ મળ્યો છે એમની વાતો અવારનવાર 'ઊર્મિ'ના પાનાંઓમાં મૂકવી છે. એમાં નામ નથી રજુ કરવું, બાકી તો હકીકત જ મૂકાશે. સો. ]

તે દિવસની રાત મને ફરી ફરીને યાદ આવે છે. 'સેનીટરીઅમ'ના એ ઓરડામાં લોખંડના પલંગ ઉપર એમની પથારી હતી. ઉપર મચ્છરદાની ઢાળેલી હતી. મેં માનેલું કે અમે વાતો પૂરી કરી લીધા પછી તેઓ શાંતિથી સૂઇ ગયા હશે પણ વચ્ચે જાગી જતાં મેં જોયું તો એમના પલંગમાંથી એક ધીમો ગણગણાટ આવતો હતો. મેં બત્તી બૂઝાવી નાખી હતી એટલે હું એમને જોઇ નહોતો શકતો પરંતુ અવાજ ઉપરથી મને લાગ્યું કે તેઓ જાગે છે. ધીમે પગલે હું એમની પાસે ગયો. મેં રાતની નિરવ શાંતિમાં મારા કાનને તીક્ષ્ણ કર્યા. મેં ધારેલું કે દિવસભર સાચવી રાખેલી શાંતિ અત્યારે ડોલતી હશે અને વિનમ્ર બનેલી આંખ અત્યારે વેદનાથી રડતી હશે. પણ મારી માન્યતા ખોટી પડી. અવાજમાં લગીર પણ કંપ નહોતો. ઊંડા અંતરમાંથી ધીમા ધીમા સૂરો આવતા હતા:

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषुविगतस्पृहः
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥

ગીતાનો આ શ્લોક સાંભળતાં જ મારા હૃદયમાં અજવાળું થયું. એમનામાં આટલી બધી શકિત કયાંથી આવી પડી તેનો ભેદ મને સમજાયો. આખો દિવસ અહિંસક યુદ્ધના સિપાહીને અને આત્માર્થીને છાજે એવા વીરત્વભર્યાં જે વચનો નીકળતાં હતાં તેની પાછળ એકાંત રાત્રીનું આત્મશોધન હતું તે મને સમજાયું. એમને બોલાવવાનું મને યોગ્ય ન લાગ્યું. ધીમે પગલે હું ત્યાંથી ખસીને મારી પથારીમાં આવ્યો. મારા મગજમાં અનેક વિચારો ઉભરાવા લાગ્યા. મેં જેલનો ત્રાસ જોયો હતો, લાઠીમાર પણ જોયો હતો. હસતે મોંએ બધું કૂલ કરનારને

પણ મેં જોયા હતા પરંતુ આમને જોઇને મને બહુ ઊંડી અસર થઇ.

એ જુવાન નહોતા, એમના ખભા ઉપર ઓડીઆં નહોતાં ઝૂલતાં. એમની આંખો 'લાલમલાલ' નહોતી. એમનો અવાજ ધનુષ્યના ટંકાર જેવો નહોતો. એમનું હલનચલન કોઇ સંત જેવું સ્થિર અને અવિકલ નહોતુ તેમ યોધ્ધાના જેવું ધરણી ધ્રૂજાવતું પણ નહોતું. એ બહુ સામાન્ય માણસ હતા. છાવણીના દિવસોમાં અમે કોઇ દિવસ ધાર્યું નહોતું કે એમનામાં આટલું તેજ પડયુ હશે! અને અમે ધારીએ પણ શી રીતે? એ પિસ્તાલીસ વર્ષના, શરીરે ખખડી ગયેલા એક વેપારી હતા એમને ચા અને બીડીનું વ્યસન હતુ. લગભગ આખી જીંદગી વેપારમાં અને કાવાદાવામાં ગાળી હતી. હજારો નહિ, પણ લાખે આંકડા પહોંચે એટલું એ કમાયા હતા અને ગુમાવ્યા હતા. નાનકડું શરીર, માથે ટૂંકા વાળ, મોટી મોટી મૂછો અને કંઇક સમજુ વેપારીની હોય એવી ભાવઃ આ બધું એમની કક્ષા પ્રગટ કરતું હતું. લડતમાં અનેક ક્ષેત્રોના માનવીઓ આવતાં એટલે એમનું આગમન નવાઇ રૂપ નહોતું પણ છાવણીના ઉંબરમાં કોઇ ૨૦-૨૫ વર્ષના જુવાનને જોઇએ ને છાતી ફૂલાય એવું તો એમના આગમનથી થયું જ નહોતું. સભા અને સરઘસોમાં એ ગામના લોકો સાથે જ ચાલતા. અમને એ જ યોગ્ય લાગતું. સરઘસને મોખરે ચાલવાનું એ ઝીણું પોતિયું પહેરનાર વાણીઆનું શું ગજું, એમ અમારા મનમાં હતું. એમના હાથમાં સોંપાયેલો રાષ્ટ્રધ્વજ એમની આંગળીઓ કરડાઇ ગયા પછી જ છૂટે એ સત્ય અમે ઘણું મોડું જાણ્યું.

એને આવ્યે બે વરસ વીતી ગયા હતા. એ વરસમાં અમારા પ્રદેશમાં ત્રાસના, જુલ્મના અનેક કિસ્સાઓ બન્યા હતા, પરંતુ એમાં એ કોઇ દિવસ દેખાયા નહોતા. 'દેખાયા નહોતા' એટલે નાશી જતા હતા એમ નહિ, પણ અનેકની પેઠે એમને યે પોતાનું ખમીર બતાવવાનો પ્રસંગ નહોતો સાંપડયો. જેલમાં ગયા હતા, પણ એ તો બહુ સામાન્ય થઇ ગયું હતું. જે ભવ્ય પ્રસંગની હું વાત કહેવા માગું છું તેની પાસે તો જેલ કાંઇ વિસાતમાં ન ગણાય.

× × ×

**સ**ત્યાગ્રહ સંગ્રામનો જુવાળ ઓસરતો હતો એ દિવસની આ વાત છે. આખા દેશમાં જાણે હિમ પડતું હોય એવી ટાઢી છવાતી હતી. છલોછલ ભરાઇ ગયેલી જેલોમાં હવે નવી ભરતી બંધ થઈ ગઇ હતી. પ્રજા આખી થાકીને વિસામો લેતી હતી. સત્તાવિશો વિજયની ખુમારીમાં હતા રડયા ખડયા સત્યાગ્રહીઓ ઉપર જુલમની ઝડીઓ વરસતી હતી. આવા દિવસોમા પોરબંદરના દારૂના પીઠા ઉપર પીકેટીંગ ચાલતું હતું. એક દિવસ હતો કે પીકેટીંગ કરવામાં ગૌરવ મનાતું અને ગામના પ્રતિષ્ઠિત જનો એમાં સામેલ થતા. હવે એવો દિવસ આવ્યો હતો કે લડાઈમાં નહિ જીતીએ એવી ખાત્રી થઇ જવાથી પ્રતિષ્ઠાવાળાં ને ઉજળાં લૂગડાં પહેરનારા લડાઇના પ્રવાહથી આઘા ખસ્યા હતા, લડાઇ થોડાક સૈનિકોની જ રહી હતી.

પોરબંદરનું દારૂનું પીઠું આખી પ્રજાની નીતિને પાયમાલ કરનારૂં હતું પણ સૌથી મોટી પાયમાલી ત્યાં વસતા સેંકડો ખારવાઓના નશીબમાં હતી. દરિયા સાથે દોસ્તી રાખનારા ખારવાઓમાંથી જૂનું હીર નાશ પામતું જતું હતું તેમાં આ દારૂએ વેગ આણ્યો હતો. શરાબનો પ્યાલો ગટગટાવી ઘડીભર મસ્ત બનતા ખારવા દિવસેને દિવસે દુઃખની ખીણમાં ઉતરતા જતા હતા તે નવદ્રષ્ટિ પામેલા કેટલાક ખારવા જુવાનોએ જોયુ, અને એમને એ અસહ્ય લાગ્યું. સત્યાગ્રહના હથીઆરને જેવું તેવું વાપરતા આખી પ્રજા શીખી ગઇ હતી તેમાંથી આ ખારવા જુવાનો બાદ નહોતા. એમણે પીકેટીંગ શરૂ કર્યું.

અને એ દિવસોમાં જ જેની હું વાત કરૂં છું એ પોરબંદર આવ્યા. પોરબંદર એમનુ વતન હતું. પોરબંદર ગાંધીજીનું પણ વતન છે એ વાતનું એમને અભિમાન હતું, પણ સાથે જ પોરબંદરની હીણપતનો પાર નથી તે પણ એ સમજતા હતા. એ દિવસ માટે જ એ પોરબંદર આવ્યા હતા. એ દિવસ પછી તો એ અમદાવાદની

જેલમાં જવાના હતા, પણ વિધિએ એમના માટે કંઇક જૂદું જ નિર્માણ કર્યું હતું. પોરબંદરમાં ચાલતા પીકેટીંગમાં ઉજળિયાત કોમ સાથ નથી આપતી એ જાણતાં એમનું અંતર ઘવાયું. એમને થયું કે મારે પીઠાને દરવાજે ઉભા રહેવું જોઇએ અને મારા વાણિયા બ્રાહ્મણ મિત્રોને એમાં જોડવા જોઇએ.

એ ઉભા રહ્યા. પીકેટીંગનો રંગ બદલાયો. પીવા આવનાર શરમાઇને પાછા જવા લાગ્યા. દૂર ઉભા રહી તમાશો જોનાર શરમાઇને પીકેટીંગમાં જોડાવા લાગ્યા. પીઠાના માલિકને લાગ્યું કે થોડા જ વખતમાં પીઠું બંધ કરવાનો વખત આવશે. આ માણસ ખૂબ સંપત્તિ ધરાવનાર હતો. રાજમાં એની ખૂબ લાગવગ હતી. દારૂ ઉપરાંત પણ ઘણી જાતના વેપાર એ ખેડતો હતો. જાતનો પારસી હતો, અને મહર્ષિ જરથુસ્તના નામને કલંક લાગે એવું કામ એ કરતો હતો.

કોર્ટના ચુકાદાની ખબર નથી પણ એમ સાંભળેલું કે એ પીઠાના માલિકની દોરવણીથી એક ગૂંડાના હાથે, એ કરપીણ કામ થયું.

સવારનો સમય હતો. પીઠાના દરવાજે ચોકી ચાલતી હતી. પીઠું ખાલી પડ્યું હતું. અંદર બેઠેલો વેપારી ધૂંધવાતો હતો અને ક્યારેક ગાળો બોલતો હતો. પીકેટરો શાંત હતા. કોઇના મોં ઉપર રોષ કે તિરસ્કારની રેખા નહોતી. પીઠાની સામે થોડાક લોકો કુતૂહલથી એકઠા થયા હતા. કોઇને કશી શંકા નહોતી.

બે શરાબીઓ આવ્યા. પીકેટરોને ગાળો દેતા પીઠામાં દાખલ થયા. સૌ દેખે એમ અંદર બેસી એમણે દારૂના પ્યાલા ગટગટાવ્યા અને બેફામ ગાળો બોલવા માંડી. જેમની હું વાત કરું છું એ તો દયાથી એ શરાબીઓ તરફ જોઈ રહ્યા હતા ગાળો સાંભળતા એમને રોષ નહોતો ઉપજતો. પરંતુ ગાળો એ સાચી કસોટી નહોતી. એમની તો આજે અંતિમ પરીક્ષા થવાની હતી.

એમાંથી એક શરાબી બહાર આવ્યો. એના હાથમાં લાકડાનો જાડો દંડો હતો. શરીર લથડીઆં લેતું હતું. આંખો લાલઘૂમ હતી. મોંમાંથી શરાબની અને ગાળોની દુર્ગંધ છૂટતી હતી. બારણા બહાર ઉભા રહી એણે થોડાક તોફાન કર્યાં પણ પીકેટરો શાંત જ હતા. પીઠાનો માલિક અંદર ચાલ્યો ગયો હતો. લોકોનું ટોળું ધીમે ધીમે વધતું જતું હતું. શરાબીએ દંડો ઉપાડી ફેરવ્યો અને બરાબર એ શાંત પીકેટરના પગમાં ઠોક્યો. એનું આખું શરીર ધ્રૂજી ઉઠ્યું. ટોળામાં એક ચિચિયારી બોલી ગઇ. મારનાર થોડે દૂર ગયો અને ફરીને ડંડો ફેરવી એ જ ભાગ ઉપર ઘા માર્યો. બસ કામ પૂરું થયું. પીકેટરનું શરીર નીચે પટકાઇ પડ્યું. એણે પગ ઉપર હાથ મૂક્યા પણ હાડકાના ભૂકા બોલી ગયા હતા. લોહીનો ધોધ છૂટ્યો હતો. ઘુંટણ અને કાંડાની વચ્ચેના હાડકાંના ત્રણ કટકા થઈ ગયા હતા અને એમાંથી બે ઇંચ જેટલો કટકો તો પગથી છૂટો પડી બહાર નીકળી ગયો હતો.

પેલો શરાબી તુરત ત્યાંથી ભાગ્યો. ક્યાં ગયો તે કોઇને ખબર ન પડી. પણ ગભરાએલા લોકો ઉશ્કેરાયા અને એની પાછળ દોડ્યા. કેટલાકે પીઠા ઉપર ધસારો કર્યો. આપણા પીકેટરના શરીરમાંથી ચેતન ઓછું થતું જતું હતું, પણ જ્યાં લગી એને શુદ્ધિ રહી ત્યાં લગી એણે લોકોને શાંત રહેવા વિનવ્યા. એ માટે ઘાંટા પાડ્યા અને હાથ જોડી ઉંચા શ્વાસ થઇને પ્રાર્થના કરી.

થોડી જ વારમાં આખા પોરબંદરમાં ખબર પડી ગઇ. હાહાકાર મચી ગયો. આપણા પીકેટરને આખું ગામ જાણતું હતું. એ પ્રતિષ્ઠાસંપન્ન હતા. જે આજ લગી આ પ્રવૃત્તિથી દૂર રહેતા હતા તે પણ ત્યાં દોડી આવ્યા. નિર્માલ્ય પ્રજાની આંતરડી કકળી ઉઠી અને આખા પોરબંદરમાં કોઇએ અગ્નિનો તિખારો ચાંપ્યો હોય એવો ઉશ્કેરાટ ફેલાઇ ગયો.

મોટા દવાખાનેથી સ્ટ્રેચર આવ્યું. બેશુદ્ધ બનેલા પીકેટરને એમાં સુવડાવી લોકોએ દિવાન સાહેબના બંગલા તરફ કૂચ કરી. ઉશ્કેરાટનો કોઇ પાર નહોતો. પીઠાવાળો તો પીઠું બંધ કરીને નાસી ગયો હતો પણ ઉશ્કેરાયેલા લોકોએ પીઠું અને પીઠાવાળાનું ઘર બાળવા તત્પર થઇ ગયા. બીજી બાજુ દિવાન સાહેબના બંગલા તરફ

પ્રસારો વધવા લાગ્યો. પોરબંદરે કદી નહિ જોયેલો જનતાનો રોષ-દાવાનળ ભભૂકી ઉઠયો. પોરબંદરના સદ્‌ભાગ્યે ત્યાં થોડાક વેપારીઓ અને પીઢ પુરુષો એવા હતા કે જેમણે ઉશ્કેરાયેલા લોકોને કાબૂમાં રાખ્યા અને દિવાનને સલાહ આપી કે 'પીઠું બંધ કરવાનો હુકમ આપો અને આ પ્રકરણની તપાસ કરી કડકમાં કડક પગલાં લ્યો.' ગમાર માણસ પણ સમજી જાય એવી પરિસ્થિતિ હતી એટલે દિવાનને આ સલાહ સ્વીકારવામાં વિલંબ ન લાગ્યો. એમણે મોટા દવાખાને પણ બધી ભલામણ કરી અને પોતાની ઊંડી લાગણી વ્યકત કરી લોકોને શાંત પાડયાં.

× × ×

**અહીં** સુધીની વાત તો ઠીક છે પણ મારા મન ઉપર જેની ઊંડી અસર થઇ તે હકીકત તો જુદી છે. યુધ્ધના કોઈપણ મોરચાનું રક્ષણ કરતાં માણસ પ્રાણ પણ આપી દે તે તો મને જલદી સમજાતું હતુ પ્રાણ આપવા કરતાં યે ભયાનક સ્થિતિ તસુ તસુ મોતે પીડા ભોગવતા ભોગવતા મરવાની હોય અને એવું સહન કરનાર પણ નીકળે એમ મારૂં માનવું હતું, પરંતુ કણીએ કણીએ મરવું અને પ્રતિક્ષણે એ મોતમાંથી આનંદ લૂંટવો. વર્ણન ન થઇ શકે એટલી પ્રસન્નતા રાખવી અને પ્રાપ્ત સ્થિતિ માટે ઇશ્વરનો અનુગ્રહ માનવો એ તો કો'ક જ, કોઇ વિરલ પુરુષ જ કરી શકે. એ વિરલ પુરુષ થવાની શકિત આ પિસ્તાલીસ વર્ષના વાણિયામાં હશે એમ કોણ માની શકે?

દવાખાનામાં લઇ ગયા પછી એ જ્યારે શુધ્ધિમાં આવ્યા ત્યારે એમની આજુબાજુ કુટુંબીજનો બેઠા હતા. એક બાજુ એમની પત્ની માથાં પછાડતાં હતાં બીજી બાજુ બે પુત્રો ચોધાર આંસુએ રડતા હતા પડખે બેઠેલો ભાઇ આંસુ ભરેલી આંખે ખોટી હિંમત રાખીને બેઠો હતો. બેઠેલા સૌના મોં પડી ગયા હતા. આંખો ભીની હતી.

પગનું લોહી બંધ થતું નહોતું. ડાક્તરે પોતાની બધી કુશળતા ઠાલવી લીધા પછી કહ્યું કે 'ગંભીર સ્થિતિ છે. કદાચ નહિ બચે' આ શબ્દોએ સર્વને કંપાવી મૂકયા હતા. એમનાં પત્નીની દશા સૌથી કરુણ હતી.

'પણ રડો છો શા માટે?' એ પથારીમાંથી બોલતા હતા. દાકતરે એમને શાંત રહેવાનું કહ્યું હતું એટલે બીજા એમને બોલતા રોકતા હતા.

'ના, ના. મને કહો તો ખરા કે શા માટે રડો છો?'

કોઇએ દાકતરના અભિપ્રાયના ખબર આપ્યા. એક ક્ષણના ગાંભિર્ય પછી એમના મોં ઉપર લાલી આવવા માંડયું.

'એમાં રડવાનું શું છે? આવુ મોત તો ભાગ્યશાળી ને મળે.'

દૂર બેઠેલી પત્નીએ પછડાટ ખાધી.

'એને સાચવો. એને સમજાવો કે અત્યારે મારા પાપ ધોવાઇ રહ્યા છે. આખી જીંદગી સ્વાર્થમાં ડૂબાવી છે. દુષ્ટકર્મો કરવામાં બાકી નથી રાખી. મારે તો લોકો તિરસ્કાર કરે એવા ભયાનક રોગથી રીબાઇ રીબાઇને મરવાનું હોય આવું મોત મારા નશીબમાં હોય? કોઇ રડોમા. મારે મરવાનું જ હોય તો મને શાંતિ આપો. ઇશ્વરનું નામ બોલો.'

એમનાં એકલાનાં હૃદયચક્ષુ ઉઘડી ગયાં હતાં, બાકી તો બધા દુન્યવી લોકો ચામડાની આંખે જ જોનારા હતા. એમને થતું હતું કે આ બોલ્યા કરશે તો તબિયત વધુ બગડશે. તેઓ શાંત રાખવા મથતા હતા. એ જવાબ આપતા:

'મને શાંતિ જ છે. શાંતિની જરૂર તો તમારે છે. મારૂં ભલું ઇચ્છતા હો તો પોરબંદરમાંથી દારૂ કાઢજો. અને તમે (એમની પત્નીને) શા માટે રડો છો? તમે તો જાણો છો કે આપણી જીંદગી કેવી ગઇ છે? એ બધું અત્યારે સાફ થઇ રહ્યું છે મન ઉપરનો ભાર ઓછો થતો જાય છે. મેલના એક પછી એક થર ઉખડતા જાય છે. તમે રડો મા.'

પણ એમનું કોણ સાંભળે ને કોણ માને?

બીજે દિવસે ડૉકટરે આશા આપી કે 'વાંધો નહિ આવે પણ પગ કપાવવો પડશે.' આ સમાચારે વળી બીજો આંચકો આપ્યો. પત્નીનું દુઃખ ઓછું ન થયું આપણા ધીર પંડિતે કહ્યું:

'પણ રોકકળ શા માટે? તમે વિચાર તો કરો કે ઇશ્વરે આપેલા હાથપગનો આપણે સારા કામમાં કોઇ દિવસ ઉપયોગ કર્યો છે? અને પગ કપાઇ જશે તો શી ખોટ જવાની હતી? પરમાત્માએ હાથપગ તો મજુરી ને મહેનત કરવા માટે આપ્યા હતા. તમે કહો, કોઇ દિવસ આપણે હાથપગને મહેનત આપી છે?

કોણ જવાબ આપે? એમને તો થયા કરતું હતું કે આ બધું પરમાત્માની કૃપાથી જ થાય છે. અને એ કૃપાને પોતે લાયક નીવડયા એથી પોતાની જાતને એ ધન્ય માનતા હતા.

વખત જતાં કંઇક ઠીક થવા લાગ્યું. પગ કપાવવો ન પડયો પણ ઓપરેશન કર્યું. અસહ્ય વેદના થવા છતાં એમણે દુઃખનો અવાજ પણ ન કર્યો. બે ત્રણ મહીના સુધી એમ લાગ્યું કે આરામ થઇ જશે. પણ ઓપરેશનમાં ભૂલ થઇ હતી. પગ વાંકો વળવા લાગ્યો. અંદર સડા જેવું પણ કંઇક લાગવા માંડયું. દિનપ્રતિદિન પીડા વધવા લાગી. સ્નેહીઓના જીવ ફરીને ગભરાવા લાગ્યા.

ત્યાંથી એમને રાજકોટ લઇ ગયા. ત્યાંના એક વૃધ્ધ સરજને ફરીને ઓપરેશન કર્યું. ઓપરેશનના બીજે દિવસે પગનું હાડકું ઠીક કરવા માટે પગના જીવતા ભાગમાં કોઇ ધાતુની એક ખીલી મૂકવાની હતી. સરજન જાણતો હતો કે ભલભલા માણસો પણ એ પીડા સહી શકતા નથી. આ દરદી સહી શકશે? પીડાથી એ હિંમત તો નહિ હારી જાય? સરજન મૂંઝાતો હતો. એણે દરદીને વાત કરી. દર્દીએ જવાબ આપ્યો. 'હું શરીરને મારું માનતો જ નથી.' આ શબ્દોની તો સરજન ઉપર અસર થઇ પણ ખીલી મુકયા છતાં દર્દીએ એક ઉંહકારો પણ ન કર્યો કે પગ પણ ન હલાવ્યો ત્યારે સરજનથી ન રહેવાયું. એ ગદ્‌ગદ્ કંઠે બોલી ઉઠયો કે 'આ હાથે સેંકડો ઓપરેશન કર્યાં છે પણ આવો દર્દી જોયો નથી.'

એ અસહ્ય પીડાને લઇ બીજે દિવસે દરદીને તાવ આવી ગયો. સરજને આવીને શરીર જોઇ પૂછ્યું. 'આમ કેમ?' દરદીએ શાંતિપૂર્વક જવાબ આપ્યો: 'ચીસ ન પાડવી કે પગ ન ખસેડવો એ તો મારા હાથની વાત હતી. શરીર તો શરીરનો ધર્મ બજાવે જ ને!' સરજન નમ્ર આંખે દરદીની સામે તાકી રહ્યો.

આ વેદના એમણે બે વરસ સુધી ભોગવી. ત્રણ વખત તો ઓપરેશન કરાવવા પડયા અને અંતે પગ થોડો લંગડો જ રહ્યો. જે બે વરસ એમણે પથારીમાં ગાળ્યા, એ અદ્‌ભૂત હતા. તેઓ નેતા તો હતા જ નહિ પણ આગળ પડતા સૈનિક પણ નહોતા એટલે એ પીડા દરમ્યાન એમની આજુબાજુ શૌર્ય કે યુધ્ધનું વાતાવરણ નહોતું. એમની સારવારમાં એમના કુટુંબીઓ જ હતા અને મળવા આવનારાઓમાં મૂખ્યત્વે સગાંઓ જ હતા. આ બધા લોકો એમનાં દુઃખ ઉપર નિસાસા નાખતા અને દૈવને દોષ દેતા, જ્યારે એમની મનોસ્થિતિ તદ્દન ઉલટી જ હતી. એ ત્યાં પડયા પડયા ઇશ્વરનો અનુગ્રહ માનતા અને રસના ઘૂંટડા પીતા.

સૌથી પુનિત ચિત્ર રજુ કરી એમની કથા પૂરી કરું. એ જ્યારે પથારીવશ હતા ત્યારે પોરબંદર રાજ્ય ગૂનેગારની શોધમાં હતું. આ શોધમાં અનેક બનાવો બન્યા હતા પણ એ અહીં જાણવાની જરૂર નથી. આખરે ઘા કરનાર માણસ પકડાયો ત્યારે પોલિસે એના ઉપર કેસ કર્યો એજ ગૂનેગાર છે એમ સાબીત કરવા માટે આપણા પીકેટરની જરૂર હતી. રાજ્યે એમને કોર્ટમાં હાજર રહેવાનું ફરમાન કર્યું, એમની શારિરીક સ્થિતિ હાજર રહી શકે એવી તો નહોતી પણ એ માટે બીજી વ્યવસ્થા કરવા કોર્ટ તૈયાર હતી પરંતુ મહત્વનો પ્રશ્ન તો એ હતો કે કોર્ટના કામકાજમાં સામેલ થવું કે નહિ. એમના મનની સ્થિતિ એવી હતી કે 'આપણાથી કોર્ટમાં ભાગ ન લેવાય' પણ સંબંધીઓ અને થોડાક સૈનિકો પણ, એમ કહેતા; 'દેશી રાજ્યો સામે અત્યારે સત્યાગ્રહ નથી એટલે કોર્ટમાં ભાગ લેવામાં વાંધો નહિ અને તમે ભાગ નહિ લો તો ગૂનેગાર છૂટી જશે. એનુ પરિણામ એવું આવશે કે કોઇપણ માણસ ગમે તેવા પ્રજાજનને રંજાડી શકશે.' જેમ જેમ એ દલીલો સાંભળતા ગયા તેમ તેમ એમના મનની સ્થિતિ ડામાડોળ થવા લાગી. ઘડીક

એમને લાગવા માંડયું કે 'આવા ગૂનાઓ ઓછા કરવા મારે કોર્ટમાં ભાગ લેવો જોઈએ' વળી એમ થઈ જતું કે 'નહિ, નહિ. મને એ મારનાર પ્રત્યે દયા સિવાય કંઇ જ નથી તો હું શા માટે કોર્ટમાં ભાગ લઉં?' આખરે એ મૂંઝાયા અને છાવણીના એક સૈનિક, જેમના પ્રત્યે એમને આદરભાવ હતો એમને સલાહ માટે બોલાવ્યા. એમની પાસે પોતાનું હૃદય ઠાલવી સલાહની માગણી કરી.

'તમે કોર્ટમાં ભાગ લ્યો એથી લડતના સ્થૂળ નિયમને કશો બાધ નહિ આવે.' આવનારે સલાહ આપી.

'એમ નહિ, મારો ધર્મ શો છે એ મારે જાણવું છે.' સત્યાગ્રહીએ પોતાની સાચી મૂંઝવણ પ્રગટ કરી.

'ધર્મ તો હૃદયને અનુસરવું એ જ હોય.'

'હું એમાં સમજ્યો નહિ.'

'સમજવું સાવ સહેલું છે. મારનાર પ્રત્યે તમને રોષ ઉપજે છે?'

'ના.'

'એ છૂટે તો તમને આનંદ થાય?'

'ખૂબ જ.'

'તો પછી કંઇ પૂછવાપણું જ નથી રહેતું.'

'પણ એથી એવા માણસો વધુ ગૂનાઓ ન કરે?'

'ત્યારે તો આપણે હિંસક સાધનો વડે જ લડવું જોઇએ. જો આપણને આપણા બલિદાનમાં અને માનવોચિત્ત ઉદારતામાં એટલો વિશ્વાસ ન હોય કે એથી સામા માણસનું પત્થર જેવું હૈયું પણ પીગળાવશે તો...'

'હું સમજી ગયો...'

'એમ નહિ, તમારા અંતરાત્માને પૂછો જો ત્યાં કરુણા ઉભરાતી હોય અને અંદર એમ પણ થતું હોય કે કોઇ કોઇને સજા કરવાને લાયક નથી તો જ આ નિર્ણય ઉપર આવજો. એક વાત વધારે. એક ક્ષણ એ મારનારના જીવનનો પણ વિચાર કરજો. એ અજ્ઞાન અને અસંસ્કારી હશે. એ માણસ છતાં કેટલાય સંજોગોને લઇ માણસાઇ નહિ રાખી શકયો હોય. સંભવ છે કે પૈસાને લોભે જ આ કામ એણે કર્યું હોય. આ કર્મમાં એનો કેટલો ગૂનો હશે તે તો પરમાત્મા જાણે.'

'મેં નિશ્ચય કરી લીધો છે.'

'એ તો હું જાણતો જ હતો તમારા ઉજ્જવળ બલિદાનમાં આવો પડછાયો પણ ન પડયો એથી મને અપાર આનંદ થાય છે. તમે હવે રાજ્યને લખી નાખજો કે પ્રજાજનનું રક્ષણ કરવું એ જો તમારો ધર્મ હોય તો એ ગૂનેગારને શિક્ષા કરવાથી તમે એ નહિ કરી શકો, એ માટે તો તમારે તમારી ગરીબ અને રાંકડી પ્રજાને પાયમાલ કરનાર દારૂનું પીઠું જ કાઢી નાખવું પડશે. મને તમે ન્યાય આપવા ઇચ્છતા હો તો એ જ સાચો રસ્તો છે'

અને એ બંનેએ મળી તે દિવસે એક લાંબો કાગળ લખી નાખ્યો. એમાં ગૂનેગારને છોડી મૂકવાની આગ્રહપૂર્વક પ્રાર્થના પણ કરી.

●

## મજલ

બાંધી ભાથાં પડશુ પથમાં દિન ઊગે પહેલાં
રોશું, લ્હોશું નયન નયણાં થાકતાં ત્યાં અકેલાં,
થાકયાં પાકયાં પણ ગિરિવનો કોઇશ્રમે ઊતરીશું
પૂરી લાંબી મજલ કપરી સાંજ પ્હેલાં કરીશું.'

કોલક

# કલાત્મક અંત

શ્રી. પ્રભુરામ રાજ્યગોર

બેન,

અનેક પ્રશ્નોની પરંપરા છેડતો તારો પત્ર મળ્યો; પણ આ બધાય પ્રશ્નોને એક જ પત્રમાં કેમ ન્યાય આપી શકાય ? ને બેન ! આ કાળ તો છે સંક્રાન્તિયુગનો મંથનકાળ, તારે હૈયે ઉઠી તને મૂંઝવતા પ્રશ્નો જેવા પ્રશ્નો તો આજે મારા હૃદયમાં પણ ઉઠે છે, ને માનવી જગતના ઉરે પણ ઉઠતા હશે; પણ આ બધા પ્રશ્નો તો પૃથ્વી-વિશાળા પ્રશ્નો કહેવાય તેનો ઉકેલ હું કેમ આપી શકું ? તેથી હું તો મારા પ્રિય વિષય સાહિત્યને સ્પર્શતા સરસ્વતીચંદ્રના અન્ત વિષેના પ્રશ્નનો જવાબ આ પત્રમાં તને આપીને વીરમીશ.

"સરસ્વતીચંદ્રનો જે અન્ત ગોવર્ધનરામભાઇએ આણ્યો છે તે બરાબર છે કે નહિ ?" આ પ્રશ્ન ખૂબ જ ચર્ચાસ્પદ છે ને કેટલાય વિવેચકોએ તેને જુદી જુદી દૃષ્ટિથી અવલોક્યો છે; એટલે તારા આ પ્રશ્નના જવાબમાં હું તને કંઇ નવિન આપી શકું એમ મને નથી લાગતું, છતાં તેં પ્રશ્ન પૂછયો છે એટલે જવાબ આપવા લલચાઉં છું.

સરસ્વતીચંદ્રના અન્ત વિષે લખતાં, મને "રાજાધિરાજ"નો અન્ત યાદ આવે છે; કારણ કે કુમુદની વૈધવ્યદિક્ષામાં ને મંજરીની મૃત્યુસમાધિમાં સમાયેલ કલાવિધાનમાં મને કંઇક સામ્ય લાગે છે.

"ગુજરાતનો નાથ" થી માંડીને તે "રાજાધિરાજ"ના અંત સુધીમાં વિદ્વા મંજરીનું ગૌરવ, તેની મહત્તા અને તેનો પ્રતાપ કોઇ પણ વાચક દીલને આકર્ષી રહે છે; પણ 'રાજાધિરાજ"ના અંત નજીક આવતાં મુન્શીની કલાદૃષ્ટિએ બે વસ્તુ પારખી લીધી હોય એમ સ્પષ્ટ લાગે છે; એક તો એ મંજરીનું સ્થાન "રાજાધિરાજ"ની ભૂમિકા પર હવે વધારે વખત ન હોવું જોઇએ. અને જો સ્થાન રાખવું હોય તો મંજરીનાં ગૌરવ, પ્રતાપ, ને મહત્તાને ભોગે જ રાખી શકાશે; અને બીજી વસ્તુ તે કાક-મંજરીનું પુનર્મીલન થતા રસનિષ્પત્તિ નહિ થાય પણ રસાભાસ ઉત્પન્ન થશે. ત્યારે મંજરી જેવાં અનુપમ સર્જનનું કરવું શું ?

એને વેડફાય જવા કે નિર્જીવ થઇ જવા તો કેમ જ દેવાય ? ને બેન ! કથાકાર પોતાના પાત્રને નિષ્પ્રાણ થઇ જવા દેવા કરતાં તેનો નાશ હંમેશાં વધુ પસંદ કરે છે; ને મુન્શીએ પણ પોતાના અજોડ પાત્રનો ધ્વંસ પસંદ કરી લીધો. શું કામ ખબર છે ? મંજરીને મારી નાખવા નહિ પણ સદાય જીવતી રાખવા; કારણ કે મંજરીનાં મૃત્યુ સાથે જ તેનો ભવ્ય ભૂતકાળ વાચકના સ્મૃતિપટે તાજો થયો, મંજરીના આકર્ષણ વધ્યાં ને આમ અજોડ

કલાવિધાન ઊભું કરીને મુન્શીજીએ મંજરીને ગૂજરાતી સાહિત્યમાં અમર ને અજોડ બનાવી દીધી.

આવા જ પ્રકારનું કલાવિધાન મને કુમુદની વૈધવ્ય દીક્ષામાં સમાયેલ લાગે છે; અને કુમુદના જીવનમાં સરસ્વતીચંદ્રે ગૃહત્યાગ કર્યો ત્યારથી આ કલાવિધાનની શરૂઆત થાય છે. ગોવર્ધનરામભાઇ આ કલાવિધાનને અંત સુધી ચતુરાઈથી જાળવી રાખે છે એટલું જ નહિ પણ ધીમે ધીમે કુમુદની આસપાસ એટલાં બધાં કરુણાનાં વ્હેન વ્હેવરાવે છે કે કોઈ પણ સહૃદય વાચકને કુમુદની કથા વાંચતાં વાંચતાં "બિચારી કુમુદ", "દુઃખી કુમુદ", કે 'ગરીબ કુમુદ' એવા ઉદ્‌ગારો કાઢયા સિવાય ચાલે જ નહિ. અને ગોવર્ધનરામભાઇએ એક કલાકાર ને અવલોકનકારની વેધક દૃષ્ટિએ જરૂર માપી લીધું હશે કે કુમુદ–સરસ્વતીચંદ્રનું લગ્નગ્રંથન થતાં રસનિષ્પતિ નહિ થાય પણ રસાભાસ થશે. જરૂર, કુમુદ–સરસ્વતીચંદ્રના લગ્નથી ઘડીભર વાચક–દીલમાં હર્ષ લાગણીનાં પુર આવી જાત પણ લગ્નની બીજી જ ક્ષણે લેખકે ઉભું કરેલ કલાવિધાન નષ્ટપ્રાય બનત; અને એજ કલાવિધાનને પ્રતાપે વાચકના સ્મૃતિપટે રમી રહેલ કુમુદનો ભવ્ય કરુણ ભૂતકાળ પણ વાચક, લગ્નની ઘડીભરની સહજ હર્ષ લહરીમાં, વિસરી જાત અને કુમુદ, બિચારી કુમુદ, વૈધવ્યરૂપી નિષ્કલંક ચંદ્ર વિહોણી થતાં જ વિલાયને નિષ્પ્રાણ બની જાત એટલું જ નહિ પણ બીજા બે આત્માનો ભોગ પણ તેનું મૃત્યુ માગી લેત. તુ પૂછીશ કે વળી આ શું? ને આ બે આત્મા કોણ? તો એક તે સરસ્વતીચંદ્ર ને બીજી તે કુસુમ.

સાચું કહું તો મૂળથી જ સરસ્વતીચંદ્રનું પાત્ર મને ઝાંખું આલેખાયેલ લાગે છે. જે રેખાઓએ તેની દેહાકૃતિ દોરાયેલ છે તે ઘડીભર સુરેખ તો ઘડીભર ઝાંખી થતી હોય એમ સરસ્વતીચંદ્રનું પાત્ર વાંચતાં તને નથી લાગતું? વળી તેનું પાત્ર જે કાંઇ ભવ્ય સુરેખ કે લાગણીને સ્પર્શ કરે તેવુ લાગે છે તેનું કારણ મારે મન તેણે સહન કરેલ દુઃખ શીલાનો ભાર નહિ પણ કુમુદની વૈધવ્ય દીક્ષા જ છે. કારણ કે જે ક્ષણે કુમુદના લગ્ન થાત તેજ ઘડીથી વાચક દુઃખીઆરી કુમુદના લગ્ન હર્ષમાં તણાય અને સરસ્વતીચંદ્ર તે લાગણીપુરમાં કોઇની દૃષ્ટિએ પણ ન ચઢત. આમ સરસ્વતીચંદ્ર અંતમાં કંઇ ભવ્ય ને સુરેખ થતો લાગે છે તે સદા માટે ઝાંખો જ રહત. તું પૂછીશ કે દુઃખી તો સરસ્વતીચંદ્ર પણ હતો, તો તેના લગ્નહર્ષમાં કુમુદને વાચક વિસરી ન જાત? તો મારે કહેવું જોઇએ કે તમારી જાત સ્ત્રીપાત્ર તરફ સહાનુભૂતિ કે પક્ષપાતની નજરે નિહાળે તે તો યોગ્ય છે પણ પુરુષજાત વિશેષ સહાનુભૂતિ ને પક્ષપાતવાળી દૃષ્ટિથી સ્ત્રી–જીવનનાં દુઃખો તરફ જુએ છે ને તેથી સરસ્વતીચંદ્ર જ ભૂલાઇ જાત. કુમુદ નહિ.

હવે આપણે કુસુમના પાત્ર વિષે વિચારીએ. આખીએ સરસ્વતીચંદ્રની વિશાળ ને કળકૃપ ભૂમિકા પર એક દૃષ્ટિપાત કરી જો, લતા શી કુસુમને કયો છોડ સોહાવી શકે તેમ લાગે છે? સરસ્વતીચંદ્ર પણ મને અમુક દૃષ્ટિએ જ યોગ્ય લાગે છે. તું કદાચ પ્રશ્ન કરીશ કે ગોવર્ધનરામભાઇએ કુસુમને કૌમારવ્રતની દીક્ષા દીધી હોત તો શો વાંધો હતો? પણ આ પ્રશ્ન બે દૃષ્ટિએ અયોગ્ય છે. એક તો સરસ્વતીચંદ્ર લખાયો તે વખતનો સમાજ દીકરીજીવનમાં કૌમારવ્રત સાંખી શકે તેવો ન હતો; છતાંય કદાચ ધાર કે લેખકે એમ કર્યું હોત તો તે પણ બરાબર યોગ્ય તો ન જ થાત. કારણ કે ત્યારે આપણી સમક્ષ એક પ્રશ્ન જરૂર ખડો થાત કે કુસુમ જેવાં નવલમાં સૌથી વધારે ભવ્ય ને સુરેખ પાત્રનો અંત શો? તેના અભ્યાસની, અને ક્રમિક વિકાસની ઉપયોગીતા શી? તું કદાચ કહીશ કે કુસુમને કૌમારવ્રતની દીક્ષા અર્પી ગોવર્ધનરામભાઇ ગુજરાત સમક્ષ એક અજોડ આદર્શ રજૂ કરી શકયા હોત. આ વાત સાચી પણ તેથી કુસુમના પાત્રનું પૂર્ણ આલેખન થયું છે એમ તો આપણે ન જ કહી શકત; કારણ કે ત્યારે પણ આપણને પ્રશ્ન તો થાત જ કે કુસુમે કૌમારવ્રત સેવ્યું એ બરાબર પણ પછીના તેના ભાવિ જીવનનું શું? તેના ભાવિજીવનની કાર્ય-દિશા કઇ? વળી જે રીતે વિધવા કુમુદ કોઇની પણ સુરુચિનો ભંગ કર્યા સિવાય કુસુમ-સરસ્વતીચંદ્રના પરણિત જીવનમાં ભળી ન શકત. તેમ જો ગોવર્ધનરામભાઇએ આદર્શ રજૂ કરવાની ધૂનમાં કુસુમને કુંવારી રાખી હોત તો કુસુમનું પાત્ર અધુરું આલેખાયેલ રહી જાત અને હરિણી શી ચકોર કુસુમ ચોકકસ ધ્યેયવિહોણી સરસ્વતીચંદ્રની ભૂમિકા પર રખડતી ને ગભરાતી આપણી દૃષ્ટિએ પડત.

આમ કુસુમને લગ્નગ્રંથીથી જોડીને તેના ભાવીજીવનની કાર્ય-રેખા લેખકને આપણી સમક્ષ ધર્યા સિવાય ચાલે તેમ હતું જ નહિ. ત્યારે કુસુમ તો ગોવર્ધનરામભાઇનું સૌથી વધારે લાડીલું પને મોંઘું પુત્રી મન. તેને કોઇ મામુલી પાત્ર સાથે જોડવાનું મન ગોવર્ધનરામભાઇ જેવા વાત્સલ્યમૂર્તિ પિતાને કેમ જ થાય? તેથી જ તેમણે કુસુમ-સરસ્વતીચંદ્રના વિવાહ પસંદ કર્યા ને કુમુદ-સરસ્વતીચંદ્રને આત્મલગ્નથી જોડયા. આમ મને તો કોઇ કોઈ વાર સરસ્વતીચંદ્રનો અંત વાંચતાં કુમુદની વૈધવ્યવેદી પર વિરાજેલ કુસુમ-સરસ્વતીચંદ્રના યુગ્મનું દર્શન ભવ્ય ને અનુપમ લાગે છે.

આથી વધુ ભવ્ય ને કલાત્મકઅંત બીજો કયો હોય શકે, કહીશ?

લી૦ ભાવના,

વન્દેમાતરમ

# આપણી સ્વરાજયાત્રા

## અદ્‌ભુત પગલું:

સંયુકત પ્રાંતની સરકારે કાકોરી કેસના કેદીઓને છોડી મૂકયાના સમાચાર આજના છાપામાં પ્રગટ થયા છે. જ્યાં મહાસભાનું પ્રધાન મંડળ છે એ પ્રાંતોમાં છેલ્લા એક મહિના થયા રોજ ને રોજ આ પ્રકારના સમાચારો વાંચવા મળે છે. આપણું 'આખરી' નિશાન—પૂર્ણ સ્વરાજ તો હજી ઘણે દૂર છે પરંતુ આવા બનાવો પરાધિન હિંદના ઇતિહાસમાં અદ્‌ભુત હોવાથી પૂર્ણ સ્વરાજની કંઇક ઝાંખી કરાવનારા લાગે છે. હિંદના બીજા પાંચ પ્રાંતો બંગાળ, પંજાબ, સિંધ, સરહદ અને આસામ, જ્યાં પણ મહાસભાના ૭ પ્રાંતોના જેવી જ પ્રજાકીય સરકારો ગણાય છતાં ત્યાં જે નીતિ ચાલતી હતી તેજ ચાલે છે. ત્યાંની સરકારો અને મહાસભાના ૭ પ્રાંતોની સરકારો વચ્ચેનો તફાવત સ્પષ્ટ જણાઇ આવે છે. એક બાજુ એનું એ દમન, એની એ હઠીલાઇ, એનું એ ભયાનક ખર્ચાળપણું અને નવાબી બીજી બાજુ હાથમાં આવેલી નજીવી સત્તાઓને નિચોવી નિચોવીને કરવામાં આવતું પ્રજાકલ્યાણ, સાદાઇ, સખત પરિશ્રમ, સેવાની નમ્રતા અને આખરી મુકામે પહોંચવાની વ્યાકુળતા. દરરોજના છાપાં વાંચનારાઓ આ બંને વચ્ચેનો ભેદ તુરત જ સમજી શકે એમ છે.

## વિરોધીના જ હથિયાર વડે:

આજે માત્ર પ્રધાનો જ નહિ પણ મહાસભાનું મંત્રીમંડળ, ગાંધીજી અને રાષ્ટ્રના બીજા હિતચિંતકો આ બંધારણમાં રહીને જ પ્રજાનું કલ્યાણ કરવાના અને પ્રજાની તાકાત વધારવાના કામમાં ને વિચારણામાં રચ્યા પચ્યા રહે છે એ ઉપરથી ટૂંકી નજરે જોનારને એમ લાગી આવે એમ છે કે મહાસભાએ લડાઇનો માર્ગ છોડયો છે, બ્રિટિશ સત્તાને ઉખેડી નાખવાની વાત આજે કોરે મૂકાઇ છે અને જેને હજાર વખત ગુલામી ખતનું નામ આપ્યું હતું તે બંધારણની ઉપાસના સૌએ કરવા માંડી છે. લડાઇની, અસહકાર કે સત્યાગ્રહની આજે વાત નથી થતી એ સાચું છે પણ આજે જે માર્ગે મહાસભા ગતિ કરી રહી છે એ માર્ગ સંતોષનો, બંધારણનો, સ્વીકારનો કે યુદ્ધમાંથી ખસી ગયાનો નથી જ. મહાસભાના મંત્રીમંડળે અને ગાંધીજીએ અનેક વખત સ્પષ્ટ કર્યું છે અને પોતાના આચરણ અને આદેશોથી સિદ્ધ કર્યું છે કે વિરોધીઓએ આપણા રાષ્ટ્રજીવનના નાશ માટે જે હથિઆર યોજયું છે તેમાં એવી કરામત રહેલી છે કે જો આપણે જાગૃત રહીએ ને શુભ નિષ્ઠાથી, રાષ્ટ્રને વફાદાર રહી એનો ઉપયોગ કરીએ તો આપણી તાકાત ઘટવાને બદલે વધે અને આપણા વિરોધીઓને આંગળાં કરડવા પડે. ગાંધીજીએ હમણાં જ જણાવ્યું કે 'હું ભંગાણ ઉભો નહિ કરું પણ એ જો

આવી પડશે તો હસતે મોંએ સ્વીકારી લઇશ. બંધારણમાં પડેલી સગવડોનો જો હું મારી શક્તિ વધારવામાં ઉપયોગ ન કરૂં તો એ બેવકૂફી ગણાય ' ગાંધીજીની માન્યતા તો એ છે કે આ બંધારણના ઘડનારાઓની તમામ ધારણાઓ આપણે ધૂળ મેળવી શકીએ એવું આ બંધારણમાં પડ્યું છે. જ્યાં સુધી આ પ્રધાનપદો આપણે સ્વીકાર્યાં નહોતાં ત્યાં સુધી તો આ બધી વાતો કેવળ વાતો જ લાગતી હતી પણ છેલ્લા એક મહિનાના કાર્યથી આપણા પ્રધાનોએ સાબિત કરી આપ્યું છે કે જે માર્ગ મહાસભાએ ગ્રહણ કર્યો છે તે આગે કદમનો માર્ગ છે, પીછેહઠનો નહિ જ. આ માર્ગે પ્રજાને વિશિષ્ટ પ્રકારની તાલીમ મળી રહી છે અને મહાસભાના એટલે કે પ્રજાના હાથમાં સત્તાના તમામ સૂત્રો સાથે આવે તો શું થઇ શકે તેનો આછો ખ્યાલ આવી રહ્યો છે

## રચનાની મનોદશા :

આપણુ ભાગ્ય એટલુ ઉજળુ છે કે પ્રધાનપદના સ્વીકાર પછી મહાસભાના બંને પક્ષો એકત્ર થઇ ગયા હોય એમ આ પ્રયોગને સફળ બનાવવાના કામમા જ લાગી ગયા છે, છતા કોઇ કોઇ સ્થળે એ જ વિરોધી મનોદશા દેખાય છે. આ મનોદશા ધીમે ધીમે પલટાતી જાય છે એ શુભ ચિહ્ન છે. અહીં આપણે વિચારવું તો એ જોઇએ કે અત્યારે સત્તાસ્થાને આટલા જ માણસો છે, આપણે જ એમને મોકલ્યા છે. એમને આપણે તંગ કર્યા કરીએ તો આપણી શક્તિ વધે નહિ પણ ઘટે જ. ગઇકાલ સુધી સરકાર સાથે આપણે જે રીતે કામ લીધું છે તે રીત બદલી જ જોઇએ અને આજ સુધી આપણી મનોદશા સામાન્ય રીતે સંહારની જ છે તેને બદલે અત્યારે રચનાની કરવી જોઇશે. આપણી અહિંસક લડાઇમાં આવી ભૂમિકાઓ આવ્યા જ કરશે. આપણામાં રચના અને સંહાર એ બંને શક્તિઓ યોગ્ય પ્રમાણમાં નહિ હોય તો આપણો આ મહાન પ્રયોગ નિષ્ફળ જ જવાનો છે.

## યુદ્ધ આવશે જ :

એક પ્રશ્ન સૌના મનમાં ઉઠે છે કે હવે શું યુદ્ધ કરવાનો પ્રસંગ જ નહિ આવે ? ગાંધીજીએ એક સ્વપ્ન પ્રગટ કરેલું એ રીતે અભૂતપૂર્વ સત્યાગ્રહ કરવાનો સમય શું નહિ જ આવે ? અમને એમ નથી લાગતું. અમે એમ માનીએ છીએ કે એ સમય આપણે નહિ લાવવો હોય તો પણ આવશે જ. દુનિયાભરમાં ડાહી ગણાતી બ્રિટિશ સત્તા અહીં ડહાપણ નહિ વાપરી શકે, સત્યાગ્રહને દૂર નહિ રાખી શકે. એક અસ્પષ્ટ કલ્પના મનમાં આવે છે કે જો બંને પક્ષ પોતાની સત્તા સમજતા જાય અને બુદ્ધિપૂર્વક, કંઇક સહાનુભૂતિપૂર્વક પગલું ભરતા જાય તો સત્યાગ્રહનો સમય ન પણ આવે. આ બંધારણદ્વારા પ્રજાની શક્તિ અને સંગઠન આપણે વધારી શકીએ, થોડુંક પ્રજાહિત કરી એમનામાં એમની દાવાનળ જેવી ભૂખને સહેજ સંતોષી સંપૂર્ણ તૃપ્તિ શક્ય છે એવી આશા પ્રગટાવી શકીએ. સ્વરાજ વિના એમના દુઃખનો સાચો ને કાયમી નિકાલ નથી એટલી ખાત્રી કરાવી આપી શકીએ અને સાથે જ સ્વરાજનું આછું દર્શન પણ આપી શકીએ તો પ્રજામાં એવી શક્તિ પેદા થાય કે જે શક્તિનો સામનો કરવાનું દુનિયાની કોઇ પણ સત્તાથી ન બની શકે. આવી પ્રચંડ શક્તિને જો બ્રિટિશ સત્તા ઓળખી શકે તો લડાઇનો દિવસ ન આવે પણ જગતના ઇતિહાસમાં હજી એવો બનાવ બન્યો નથી. સત્તા હમેશા પોતાના મદમાં ચકચૂર હોય છે અને અંધ હોય છે. એ પ્રજામાં વડવાનળ વ્યાપ્યો હોય તો પણ જોઇ શકતી નથી. એવી સત્તાઓ નાશ પામવાને જ નિર્માયેલી હોય છે. એટલે ભાવી યુદ્ધ નહિ આવવાની સંભાવના હોવા છતાં એ આવશે જ એમ લાગે છે, અને એટલે એ આવશે એવા સ્પષ્ટ ભાન સાથે જ આપણું બધું કામ ચાલવું જોઇએ. આટલી વસ્તુ જો આપણા મનમાં દૃઢ થઇ જાય તો આપણા પ્રધાનપદો કે રચનાત્મક કાર્યો ક્રાન્તિને ગાળી નહિ નાખે પણ વધુ ને વધુ જ્વલંત બનાવશે.

## ઉજ્જવળ માર્ગ :

આપણો દેશ દુનિયાભરનો કંગાળમાં કંગાળ અને પતિત દેશ છે છતાં એનું ભાવી જગતની કોઇ પણ પ્રજા કરતાં ઉજ્જવળ હોય એમ લાગે છે એમ ન હોત તો

આપણને ગાંધી જેવો સુકાની ન મળ્યો હોત, એમ ન હોત તો મહાસભાએ અહિંસાનો પંથ સ્વીકારી આટલાં વર્ષોમાં પ્રજા જાગૃતિનો ચમત્કાર ન બતાવ્યો હોત. આપણે રોજ ને રોજ ખૂનખાર જંગના અને હજારોને લાખોની કતલોના સમાચાર વાંચીએ છીએ. હિંસાના અગ્નીમાં આખું જગત પોતાને હાથે જ પોતાનું સર્વનાશ કરી રહ્યું છે એ વખતે હિંદમાં જગતની મહાન સલ્તનત સામે અહિંસક મોરચો માંડ્યો છે અને એ અદ્‌ભુત રીતે સફળ થતો જાય છે આપણા યુદ્ધની એક વિશેષતા તો એમાં આપણા પક્ષે પણ ઓછામાં ઓછો રક્તપાત થાય છે એ છે પરંતુ જગત જેમાંથી બોધ પાઠ લઇ શકે એવી વિશેષતા તો બીજી છે. આપણે બળવો કરીએ છીએ છતાં આપણે ભારે અવ્યવસ્થા નથી કરવી પડતી. આપણા બળવામાં પ્રજાનું સુખ, સંસ્કાર અને કેળવણી રહ્યા છે. આપણી તાકાતની સાથે સાથે આખી પ્રજાનું માનસ પણ કેળવાતું જ જાય છે, કોઇ પણ હિંસક યુદ્ધમાં આમ ન બની શકે. આપણા યુદ્ધમાં ઉશ્કેરાટને ઓછામાં ઓછું સ્થાન છે. આપણી પ્રજાના હૃદય અને બુદ્ધિ વિકાસ પામતા જાય છે અને પ્રજાકીય સંગ્રામ આગળ વધતો જાય છે. આજનો જ પ્રસંગ લઇએ તો પ્રધાનપદના સ્વીકારથી રાજ્ય વહીવટ ચલાવવાની અને હિંદીઓનું કૌશલ્ય બતાવવાની આપણને જે તક મળી છે ને બીજી શી રીતે મળી શકત? એટલું જ નહિ પણ થોડીક સત્તા દ્વારા પ્રજાકલ્યાણ કરવાની આપણી ભાવનાઓ આપણને રાષ્ટ્રની પુનર્ઘટનાના કામમાં પણ જોડી દીધા છે. હમણા વર્ષોમાં મહાસભાનું પ્રધાનમંડળ બેઠું ત્યારે નિષ્ણાતોને ત્યાં બોલાવવામાં આવ્યા હતા. ખરેખર આપણું પરમ સૌભાગ્ય છે કે આપણું યુદ્ધ પણ એક રચના સમું બની ગયું છે.

મહાસભાના હાથમાં સત્તા આવ્યા પછી એમણ ઘણું કર્યું છે પણ હજુ પૂરૂં નથી કર્યું એનો અસંતોષ સમજી શકાય એમ છે, પરંતુ એ માટે આપણે યોગ્ય માર્ગે જ પ્રધાનો ઉપર દબાણ લાવવું જોઇએ. પ્રધાનોએ ઘણું કર્યું છે એ વિષે તો કોઇથી ના પાડી શકાય એમ નથી કારણ કે મહાસભાના ૭ પ્રાંતોની સરખામણી કરવા માટે બીજા પાંચ પ્રાંતો પડયા છે. આપણે એ પ્રાંતોને જરા જોઇએ.

## બે નમૂના :

સૌથી ધ્યાન ખેંચે એવો તફાવત પગારનો છે. એક બાજુ પાંચસો અને બીજી બાજુ બેથી ત્રણ હજાર. બંનેની રીતભાતમાં પણ દેખાઇ આવે કે એક પ્રજાના સેવકો છે, બીજા પ્રજા શાસકો છે. આપણે મહાસભાના પ્રાંતોમાં જોયું છે કે મુંબઇએ સેનાપતિ બાપટને છોડયાં, પત્રોની જામીનગીરીઓ પાછી આપી, સંસ્થાઓ ઉપરના પ્રતિબંધો રદ કર્યા. મહેસૂલ અને તગાવીની વસૂલાતની સખતાઇના પગલાંની મનાઇ ફરમાવી. શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક ઉપરનો પ્રતિબંધ રદ કર્યો. મદ્રાસે મહેરઅલીને, અને કોહાપદમના કેદીઓને અને કાવત્રાં કેસના કેદી શ્રી. મુકુંદલાલ સરકારને છોડયા. મલબારના બીજા ત્રણ રાજદ્વારી કેદીઓને પણ છોડયા. મજુરોની હડતાલનું સમાધાન કરાવ્યું. જેલમાં છાસ આપવાનો હુકમ કર્યો. રાષ્ટ્રધ્વજને જાહેર સંસ્થા ઉપર ફરકાવવાનો મનાઇ હુકમ રદ કર્યો. સરકારી પેન્સનરોને કોઇ પણ રાજકીય પક્ષમાં ભાગ લેવાની છૂટ આપી. સાલેમ જીલ્લામાં સંપૂર્ણ દારૂનિષેધની યોજના અમલમાં મૂકી. મધ્યપ્રાંતે ક્રાંતિકારી કેદીઓને છોડયા. પોલિસોને જાહેરસભાના રીપોર્ટ લેવા જવાની મનાઇ ફરમાવી, વંદે માતરમ્ ગવાતું હોય ત્યારે ઉભા રહી માન આપવાનું ફરમાન વગેરે. સંયુકત પ્રાંતે ખેડૂતો પાસેના લેણાની મોકુફી કરી. કલમ ૧૨૪ અને ૧૦૮ પ્રમાણે પકડાએલા કેદીઓ ઉપરાંત કાવત્રા કેસના કેદીઓને પણ છોડયા. સનંદી અમલદારોને પ્રજાના નોકર તરીકે રહેવાનું ફરમાન આપ્યું. સ્પીકર માટે ઇંગ્લેંડની પ્રથાનો ત્યાગ કર્યો. અને બતાવ્યું કે હિંદનો કોઇ પણ માણસ આઝાદીની લડાઇથી દૂર ન રહી શકે. જાહેર સંસ્થાઓ, મજુર સંસ્થાઓ અને નવજવાન સંઘો ઉપરના પ્રતિબંધો રદ કર્યા. આવું જ બધું બિહાર અને ઓરીસ્સામાં બન્યું.

બીજી બાજુ પંજાબે, સરહદે, બંગાળે, આસામે અને સિંધે દમન ચાલુ જ રાખ્યું. બંગાળે અને પંજાબે તો એમાં હદ વાળી. જામીનગીરીઓની જપ્તી અને નવી જામીનગીરી ત્યાં હજી ચાલે છે. કેદીઓ પ્રત્યેનો ત્રાસદાયક વર્તાવ અને સભા સરઘસો ઉપરના પ્રતિબંધો અને લાઠીમાર ત્યાં સ્વાભાવિક છે. આશ્ચર્યની વાત તો એ છે કે બંગાળના પ્રધાનોએ ચૂંટણી વખતે એક હજારનો પગાર લેવાનું જાહેર કરેલું હોવા છતાં સત્તા હાથમાં આવતા ત્રણ હજાર ઉઠાવ્યા અને આસામના પ્રધાને તો પોતાને પ્રધાન થતાં પહેલાં થયેલ પ્રવાસખર્ચના પણ આઠસો રૂપિયા લીધા. જ્યારે મદ્રાસના પ્રધાને પોતાને મળતી રકમનો ત્યાગ કરી એક કિસ્સામાં રેલ્વેખર્ચના આઠ દસ આનાનું જ માત્ર બીલ કર્યું અને બિહારના એક પ્રધાનના પત્ની પાણી ભરીને આવતા હતા ત્યારે પોલિસે એ ઉપાડવાની માગણી કરી પણ પત્નીએ ના પાડી. મકાન ઉપર પ્રધાનની સાથે વાતચીત કરતા બે ચાર ગૃહસ્થો બેઠા હતા તેમાંના એક બોલ્યાઃ 'એમને ઉપાડવા દીધું હોત તો શો વાંધો આવત?' પ્રધાને જવાબ આપ્યો 'તો મારે જાતે જવું પડત.' આ બંને સરદારોની તુલના હજી તો આપણે ભવિષ્યમાં વધુ કરી શકીશું.

આમ છતાં હજી મહાસભાના પ્રાંતોમાં થોડીક સંસ્થાઓ ઉપર પ્રતિબંધ છે અને ક્રાંતિકારીઓ જેલમાં પણ છે. પરંતુ મહાસભાની સરકારે ખાત્રી આપી છે કે એ વિષે તેઓ બનતી ઉતાવળે બધું કરી રહ્યા છે.

## ગાંધીજીની મુલાકાતઃ

ગયા મહિનામાં એક મોટો બનાવ ગાંધીજી અને વાઇસરોયની મુલાકાતનો બન્યો. પરિણામે સરહદના ગાંધી ખાન અબ્દુલ ગફારખાન ઉપરનો પ્રવેશબંધીનો હુકમ રદ થયો. બીજું શું થયું તે તો આપણે ધીમે ધીમે જાણી શકીશું, પરંતુ એમાં સમવાયતંત્રની કોઈ વાત નથી થઇ એમ રાષ્ટ્રપતિએ અને ગાંધીજીએ સ્પષ્ટ જાહેર કર્યું છે. એ સ્પષ્ટ જાહેરાત પછી આપણને કશી શંકા ન રહેવી જોઇએ પરંતુ એ વાત કરવાની આ પૂર્વભૂમિકા તો ન હોય! ગમે તેમ હોય આપણે બ્રિટિશ જાળમાં ફસાશું નહિ એમ તો માનવું જ પડશે કારણકે આપણો રાષ્ટ્રીય આત્મા આજે એટલો જાગૃત બન્યો છે.

## એક ગંભીર પ્રશ્નઃ

આખા દેશ ઉપર ચિંતાના વાદળાં ઘેરાયાં હોય એવો બનાવ આજે આંદામાનના ઉપવાસી કેદીઓનો છે. આ પ્રશ્ને આખા દેશને ખળભળાવી મૂક્યો છે. રાષ્ટ્રપતિની વાણીમાં આપણે તીવ્ર વેદનાનો અનુભવ કરીએ છીએ. આ પ્રશ્ન અંગે બંગાળની સરકારે જે વલણ લીધું છે તે દુઃખદ તો છે પણ એ એનો અંત લાવનાર છે એમાં સંદેહ નથી. પ્રાંતિક સ્વરાજ્ય આપ્યાની વાતો કરનાર સરકાર જ હજીયે આપણા પ્રજામતને ઠોકર મારી શકે છે તેનો પુરાવો આજે મળી રહ્યો છે. આ બનાવથી એટલી તો ખાત્રી થાય છે કે આ તંત્રના મૂળભૂત સ્વરૂપમાં કશોજ ફેર પડયો નથી આંદામાનના કેદીઓ ઉપવાસ ઉપર છે અને તસુ તસુ મોતે મરી રહ્યા છે ત્યારે આપણી સરકાર સહાનુભૂતિભર્યા શબ્દોમાં પણ સંપૂર્ણ કઠોરતા પૂર્વક જણાવે છે કે 'આવા ઉપવાસોને સરકાર નમી શકે નહિ' પરિણામ શું આવશે તે અત્યારે કહી શકાય નહિ, આજે તો કેદીઓની ગંભીર હાલતના સમાચારો આવી રહ્યા છે. સરકાર ત્યાં જવાની અને મદદ પહોંચાડવાની પણ પ્રજાને મનાઇ ફરમાવે છે એ બધું આપણને સાફ સાફ બતાવે છે કે આપણે ગુલામ છીએ.

આવી સરકારો એક વાત ભૂલી જાય છે કે ત્યાં જે પડયા છે તે કોઇ સામાન્ય કેદીઓ નથી પણ ભવિષ્યની સરકાર જ છે. મહાસભાના પ્રાંતોમાં આપણે જોઇએ છીએ કે સત્તાસ્થાને આજે એ જેલના પંખીડાઓ જ બેઠા છે, પણ સરકાર હિંસાની વાત આગળ ધરશે અને એ વાત આગળ કરતી વખતે આખી દુનિયાના ઇતિહાસને ભૂલી જવાનો ડોળ કરશે. જો દુનિયાનો વર્તમાન ઇતિહાસ આપણે જોઇએ તો જે માણસો માટે ફાંસીના માંચડા ઉભા કરવામાં આવ્યા હતા એ માણસો જ આજે જર્મનીમાં, ઇટલીમાં, રશિયામાં, આયર્લેંડમાં રાજ્યના સિંહાસન ઉપર છે. આંદામાનથી પોતાની સજા પૂરી કરીને છુટી આવેલા પાંચ કેદીઓ ત્યાંની સ્થિતિનું કરૂણાજનક વર્ણન કરી જણાવે છે કે

"હવે હિંસા અને બોમ્બમાંથી વિશ્વાસ ઊઠી ગયો છે." જે ક્રાંતિકારી કેદીઓ મહાસભાના પ્રાંતોમાંથી છૂટયા તે પણ પ્રજાને મહાસભામાં જોડાવાના આદેશ આપે છે. એમ આજે આખા ભારતવર્ષમાં મહાસભાનું વર્ચસ્વ જામતું જાય છે અને લોકોના દિલમાંથી હિંસાના માર્ગનો વિશ્વાસ ઉઠતો જાય છે. આવા કાળને સરકારે ઓળખવો જોઇએ અને મહાસભાના હાથ મજબૂત બનાવી હિંસક કૃત્યોને અટકાવવાનો માનવીને શોભે એવો માર્ગ લેવો જોઇએ.

પણ સરકાર નહિ સમજે. સત્તા બનતા સુધી સમજે જ નહિ. એ બળ ઉપર જ ઝૂઝનારી હોય છે એટલે જ્યાં લગી પોતાના કરતાં મોટી સત્તા એ ન જૂએ ત્યાં સુધી એ નમે નહિ; એ મોટી સત્તાનું દર્શન કરાવવું એ હિંદની વિરાટ પ્રજાનું કામ છે. એટલું થશે તો આંદામાનના કેદીઓ "ખૂની" નહિ પણ વીરો બની જશે.

તા. ૨૪ : ૮ : ૩૭

[ અનુસંધાન પાનું ૫૩૮થી પુરૂં ]

વૃધ્ધો પૂછે– "અલ્યા મોતી! આ રૂપીઆના ઢગલાને પછેડીની કાંટયોમાં લેવા માંડીયે ?"

કોઇ શોખીન વણિક પુત્ર વળી જરા ઠાવકાઈથી પૂછે– "નાયક! આંખેથી થોડા મરવા ન ચૂંટી આપો ?"

નિરાશ ચહેરે આછું હસતો મોતી નાયક જવાબ આપે–

"એ તો ચાર ઘડીનું ચાંદરણું બાપા! એવા રૂપીઆ રે'તા હોત તો તમને બાપા કે'વા શું કામે નેં કરત બાપા ?"

મધ્યરાત્રિ વીતી જાય. મહિયારીના મધ્ધેને ઘેરાયેલી આંખડીઓ ઝોકાવા માંડે, ને મોતી નાયક તેના ભાથી સાથે 'હરાણીયો'ના વેહમાં આવે– લોક તાલીઓથી વધાવી લે.

"એ...ઇ હરાંણીયાં આયાં......."

ખોળામાં ઊંઘી ગયેલાં છોકરાંને વૃધ્ધ પિતાઓ જગાડે

'અલ્યા ઉઠયકી હેંડય! ઘેર જવા વેર થઇ, હરાંણીયાં આયાં જો! જો!" શ્રમજીવી હરાણીયાંનું સંતોષી યુગલ તરવારો ઉતારે ને પત્ની પદેથી મોતી નાયક લલકારે.

"એ...ઈ તરવાર્યો હજે રે...તરવાર્યો હજે.......

મારો માંણીગર ભાયડો તરવાર્યો હજે.......

સરાણીયાંના વેહ પછી ખુશખુશાલ વાતાવરણમાં મોતી નાયક રમતને આટોપે, પ્રત્યેકજણ પ્રફુલ્લિત ચ્હેરે વિખેરાય.

બીજે દિવસે તો મોતી નાયકને ગામના મહાજન તરફથી દાળભાત શાક અને ખાંડના લાડુનું જમણ આપવામાં આવે! ને રાત્રિના અર્ધભૂખ્યા ને થાકેલો નટવર્ગ નિરાંતે ખાઇને ઊંઘે. બે ચાર દિવસ રહીને મોતી નાયક ગામમાંથી થયેલી લખણી ઉઘરાવી લે, વર્ષ દરમ્યાન જેને ત્યાં પુત્રજન્મ થયા હોય ત્યાં હાલરડાં ગાવા જાય અને ઉદાર ખેડૂતો તરફથી વેઢ, વીંટી, શેલુ, રૂપેરી હુક્કો કે સવા પાંચ શેર સાકરની ભેટો મેળવે. ગામમાંથી પરવારે એટલે મોતી નાયકનાં ગાડાં ભરાય પાદર જઇને એક વખત છેલ્લી ભૂંગળ વગાડીને ગામને આબાદાનીના આશિર્વાદ આપે. અમારૂં મિત્રમંડળ તો ત્યાં સુધી તેની પાછળ જ હોય, અમે પૂછીએ,

"નાયક! ફરી ક્યારે આવશો ?"

નાયક આકાશ તરફ આંગળી કરી જવાબ આપે.

"બાપોજી વરસે તો આવતા શિયાળે. તમે બધાય ધ્યાંન દઇ ભણજો. અને પાસ થઇ જજો. તાં લગણ માતાજી હૌ ને હાજાંહારાં રાખશે તો આવીશું વળા. જાવ ભઇ હવે હોં!"

બધાય ગાડાંની પાછળ ચાલતો મોતી નાયક ગામ માંથી આવેલી સાકરની કોથળી છોડે ને અમને ખોબે ખોબે વહેંચી વિદાય કરે.

"જાવ ભઈ જાવ! ખૂબ ભણજો હોં! પોર આવીશું" અમે તુરત તો પાછા ન વળીયે, પણ પાછળ જવાનું બંધ રાખી ત્યાંજ ઉભા રહીયે. મોતી નાયક અમારા સામુ ને અમારા ગામ સામૂ પાછું વળીવળીને જૂવે. આંખો લૂછે, ને નિરાશ ડગલે નીચું ઘાલીને ચાલે. તેનો ગોરોદેહ ખોચ સુધી હોળેલા કાળા ચકચકીત વાળ, ને રૂપેરી હુક્કામાંથી નીકળતા ધૂમગોટા અદ્રશ્ય થઇ જાય, દૂરદૂરથી આવતો બળદની ટોકરીઓનો મંજુલ રણકો કાને પડતો બંધ થઇ જાય, ત્યાં સુધી અમે લીંબડા નીચે ઉભા રહીને સાકર ફાકી અને ગળ્યું મ્હોં ને ગમગીન દિલ લઇ ઘેર આવીયે. ને નિરાંતે અતરે સ્લેટ પેન સંભાળી નિશાળે જઇએ. નિશાળમાં ઘણીયવાર ખુદ માસ્તરની હાજરીમાં અમારા હૈયામાં ઉતરી ગયેલાં મોતી નાયકનો સૂર અમારા બાળકોમાં ઝીણું ઝીણું ગૂંજ્યા કરે– "અમારે ઓડોને ભલી ઝૂંપડી રે!"

બીજી બાજુ પંજાબે, સરહદે, બંગાળે, આસામે અને સિંધે દમન ચાલુ જ રાખ્યું. બંગાળે અને પંજાબે તો એમાં હદ વાળી. જામીનગીરીઓની જપ્તી અને નવી જામીનગીરી ત્યાં હજી ચાલે છે. કેદીઓ પ્રત્યેનો ત્રાસદાયક વર્તાવ અને સભા સરઘસો ઉપરના પ્રતિબંધો અને લાઠીમાર ત્યાં સ્વાભાવિક છે. આશ્ચર્યની વાત તો એ છે કે બંગાળના પ્રધાનોએ ચૂંટણી વખતે એક હજારનો પગાર લેવાનું જાહેર કરેલું હોવા છતાં સત્તા હાથમાં આવતા ત્રણ હજાર ઉઠાવ્યા અને આસામના પ્રધાને તો પોતાને પ્રધાન થતાં પહેલાં થયેલ પ્રવાસખર્ચના પણ આઠસો રૂપિયા લીધા. જ્યારે મદ્રાસના પ્રધાને પોતાને મળતી રકમનો ત્યાગ કરી એક કિસ્સામાં રેલ્વેખર્ચના આઠ દસ આનાનું જ માત્ર બીલ કર્યું અને બિહારના એક પ્રધાનના પત્ની પાણી ભરીને આવતા હતા ત્યારે પોલિસે એ ઉપાડવાની માગણી કરી પણ પત્નીએ ના પાડી. મકાન ઉપર પ્રધાનની સાથે વાતચીત કરતા બે ચાર ગૃહસ્થો બેઠા હતા તેમાંના એક બોલ્યાઃ 'એમને ઉપાડવા દીધું હોત તો શો વાંધો આવત ?' પ્રધાને જવાબ આપ્યો 'તો મારે જાતે જવું પડત ' આ બંને સરદારોની તુલના હજી તો આપણે ભવિષ્યમાં વધુ કરી શકીશુ.

આમ છતાં હજી મહાસભાના પ્રાંતોમાં થોડીક સંસ્થાઓ ઉપર પ્રતિબંધ છે અને ક્રાંતિકારીઓ જેલમાં પણ છે. પરંતુ મહાસભાની સરકારે ખાત્રી આપી છે કે એ વિષે તેઓ બનતી ઉતાવળે બધું કરી રહ્યા છે.

## ગાંધીજીની મુલાકાતઃ

ગયા મહિનામાં એક મોટો બનાવ ગાંધીજી અને વાઇસરોયની મુલાકાતનો બન્યો. પારણામે સરહદના ગાંધી ખાન અબ્દુલ ગફારખાન ઉપરનો પ્રવેશબંધીનો હુકમ રદ થયો. બીજું શું થયું તે તો આપણે ધીમે ધીમે જાણી શકીશું, પરંતુ એમાં સમવાયતંત્રની કોઈ વાત નથી થઈ એમ રાષ્ટ્રપતિએ અને ગાંધીજીએ સ્પષ્ટ જાહેર કર્યું છે. એ સ્પષ્ટ જાહેરાત પછી આપણને કશી શંકા ન રહેવી જોઇએ પરંતુ એ વાત કરવાની આ પૂર્વભૂમિકા તો ન હોય ! ગમે તેમ હોય આપણે બ્રિટિશ જાળમાં ફસાશું નહિ એમ તો માનવું જ પડશે કારણકે આપણો રાષ્ટ્રીય આત્મા આજે એટલો જાગૃત બન્યો છે.

## એક ગંભીર પ્રશ્નઃ

આખા દેશ ઉપર ચિંતાના વાદળાં ઘેરાયાં હોય એવો બનાવ આજે આંદામાનના ઉપવાસી કેદીઓનો છે. આ પ્રશ્ને આખા દેશને ખળભળાવી મૂક્યો છે. રાષ્ટ્રપતિની વાણીમાં આપણે તીવ્ર વેદનાનો અનુભવ કરીએ છીએ. આ પ્રશ્ન અંગે બંગાળની સરકારે જે વલણ લીધું છે તે દુઃખદ તો છે પણ એ એનો અંત લાવનારૂ છે એમાં સંદેહ નથી. પ્રાંતિક સ્વરાજ્ય આપ્યાની વાતો કરનાર સરકાર જ હજીયે આપણા પ્રજામતને ઠોકર મારી શકે છે તેનો પુરાવો આજે મળી રહ્યો છે. આ બનાવથી એટલી તો ખાત્રી થાય છે કે આ તંત્રના મૂળભૂત સ્વરૂપમાં કશોજ ફેર પડયો નથી આંદામાનના કેદીઓ ઉપવાસ ઉપર છે અને તસુ તસુ મોતે મરી રહ્યા છે ત્યારે આપણી સરકાર સહાનુભૂતિભર્યા શબ્દોમાં પણ સંપૂર્ણ કઠોરતા પૂર્વક જણાવે છે કે 'આવા ઉપવાસોને સરકાર નમી શકે નહિ'. પરિણામ શું આવશે તે અત્યારે કહી શકાય નહિ, આજે તો કેદીઓની ગંભીર હાલતના સમાચારો આવી રહ્યા છે. સરકાર ત્યાં જવાની અને મદદ પહોંચાડવાની પણ પ્રજાને મનાઈ ફરમાવે છે એ બધું આપણને સાફ સાફ બતાવે છે કે આપણે ગુલામ છીએ.

આવી સરકારો એક વાત ભૂલી જાય છે કે ત્યાં જે પડયા છે તે કોઇ સામાન્ય કેદીઓ નથી પણ ભવિષ્યની સરકાર જ છે. મહાસભાના પ્રાંતોમાં આપણે જોઇએ છીએ કે સત્તાસ્થાને આજે એ જેલના પંખીડાઓ જ બેઠા છે, પણ સરકાર હિંસાની વાત આગળ ધરશે અને એ વાત આગળ કરતી વખતે આખી દુનિયાના ઇતિહાસને ભૂલી જવાનો ડોળ કરશે. જો દુનિયાનો વર્તમાન ઇતિહાસ આપણે જોઇએ તો જે માણસો માટે ફાંસીના માચડા ઉભા કરવામાં આવ્યા હતા એ માણસો જ આજે જર્મનીમાં, ઇટલીમાં, રશિયામાં, આયર્લેંડમાં રાજ્યના સિંહાસન ઉપર છે. આંદામાનથી પોતાની સજા પૂરી કરીને છુટી આવેલા પાંચ કેદીઓ ત્યાંની સ્થિતિનું કરૂણાજનક વર્ણન કરી જણાવે છે કે

"હવે હિંસા અને બોમ્બમાંથી વિશ્વાસ ઊઠી ગયો છે." જે ક્રાંતિકારી કેદીઓ મહાસભાના પ્રાંતોમાંથી છૂટયા તે પણ પ્રજાને મહાસભામાં જોડાવાના આદેશ આપે છે. એમ આજે આખા ભારતવર્ષમાં મહાસભાનું વર્ચસ્વ જામતું જાય છે અને લોકોના દિલમાંથી હિંસાના માર્ગનો વિશ્વાસ ઉઠતો જાય છે. આવા કાળને સરકારે ઓળખવો જોઇએ અને મહાસભાના હાથ મજબૂત બનાવી હિંસક કૃત્યોને અટકાવવાનો માનવીને શોભે એવો માર્ગ લેવો જોઇએ.

પણ સરકાર નહિ સમજે. સત્તા બનતા સુધી સમજે જ નહિ. એ બળ ઉપર જ ઝૂઝનારી હોય છે એટલે જ્યાં લગી પોતાના કરતાં મોટી સત્તા એ ન જૂએ ત્યાં સુધી એ નમે નહિ; એ મોટી સત્તાનું દર્શન કરાવવું એ હિંદની વિરાટ પ્રજાનું કામ છે. એટલું થશે તો આંદામાનના કેદીઓ "ખૂની" નહિ પણ વીરો બની જશે.

તા. ૨૪ : ૮ : ૩૭

[ અનુસંધાન પાનું ૫૩૮થી પુરૂં ]

વૃધ્ધો પૂછે– "અલ્યા મોતી! આ રૂપીઆના ઢગલાને પછેડીની ફાંટયોમાં લેવા માંડીયે ?"

કોઇ શોખીન વણિક પુત્ર વળી જરા ઠાવકાઈથી પૂછે– "નાયક ! આંખેથી થોડા મરવા ન ચૂંટી આપો ?"

નિરાશ ચહેરે આછું હસતો મોતી નાયક જવાબ આપે–

"એ તો ચાર ઘડીનું ચાંદરણું બાપા! એવા રૂપીઆ રે'તા હોત તો તમને બાપા કે'વા શું કામે નેં કરત બાપા ?"

મધ્યરાત્રિ વીતી જાય, મહિયારીના મધ્ધેને ઘેરાયેલી આંખડીઓ ઝોકાવા માંડે, ને મોતી નાયક તેના ભાથા સાથે 'હરાણીયો'ના વેહમાં આવે– લોક તાલીઓથી વધાવી લે.

"એ...ઇ હરાણીયાં આયાં........"

ખોળામાં ઊંઘી ગયેલાં છોકરાંને વૃધ્ધ પિતાઓ જગાડે

'અલ્યા ઉઠયકી હેંડય ! ઘેર જવા વેર થઇ, હરાણીયાં આયાં જો ! જો!" શ્રમજીવી હરાણીયાંનું સંતોષી યુગલ તરવારો ઉતારે ને પત્ની પદેથી મોતી નાયક લલકારે.

"એ...ઈ તરવાર્યો હજે રે...તરવાર્યો હજે.......

મારો માંણીગર ભાયડો તરવાર્યો હજે.......

સરાણીયાંના વેહ પછી ખુશખુશાલ વાતાવરણમાં મોતી નાયક રમતને આટોપે, પ્રત્યેકજણ પ્રફુલ્લિત ચ્હેરે વિખેરાય.

બીજે દિવસે તો મોતી નાયકને ગામના મહાજન તરફથી દાળભાત શાક અને ખાંડના લાડુનું જમણ આપવામાં આવે ! ને રાત્રિના અર્ધભૂખ્યા ને થાકેલો નટવર્ગ નિરાંતે ખાઈને ઊંઘે. બે ચાર દિવસ રહીને મોતી નાયક ગામમાંથી થયેલી લખાણી ઉઘરાવી લે, વર્ષ દરમ્યાન જેને ત્યાં પુત્રજન્મ થયા હોય ત્યાં હાલરડાં ગાવા જાય અને ઉદાર ખેડૂતો તરફથી વેઢ, વીંટી, શેલુ, રૂપેરી હુક્કો કે સવા પાંચ શેર સાકરની ભેટો મેળવે. ગામમાંથી પરવારે એટલે મોતી નાયકનાં ગાડાં ભરાય પાદર જઇને એક વખત છેલ્લી ભૂંગળ વગાડીને ગામને આબાદાનીના આશિર્વાદ આપે. અમારૂં મિત્રમંડળ તો ત્યાં સુધી તેની પાછળ જ હોય, અમે પૂછીએ,

"નાયક ! ફરી ક્યારે આવશો ?"

નાયક આકાશ તરફ આંગળી કરી જવાબ આપે.

"બાપોજી વરસે તો આવતા શિયાળે. તમે બધાય ધ્યાંન દઇ ભણજો. અને પાસ થઇ જજો. તાં લગણ માતાજી હૌ ને હાજાંહારાં રાખશે તો આવીશું વળી. જાવ ભઇ હવે હોં !"

બધાય ગાડાંની પાછળ ચાલતો મોતી નાયક ગામમાંથી આવેલી સાકરની કોથળી છોડે ને અમને ખોબે ખોબે વહેંચી વિદાય કરે.

"જાવ ભાઈ જાવ ! ખૂબ ભણજો હોં ! પોર આવીશું" અમે તુરત તો પાછા ન વાળીયે, પણ પાછળ જવાનું બંધ રાખી ત્યાંજ ઉભા રહીયે. મોતી નાયક અમારા સામુ ને અમારા ગામ સામૂ પાછું વળીવળીને જૂવે. આંખો લૂછે, ને નિરાશ ડગલે નીચું ઘાલીને ચાલે. તેનો ગોરોદેહ ખોચ સુધી હોળેલા કાળા ચકચકીત વાળ, ને રૂપેરી હુકકામાંથી નીકળતા ધુમગોટા અદ્રશ્ય થઇ જાય, દૂરદૂરથી આવતો બળદની ટોકરીઓનો મંજુલ રણકો કાને પડતો બંધ થઇ જાય, ત્યાં સુધી અમે લીંબડા નીચે ઉભા રહીને સાકર ફાકી અને ગજ્યું મ્હોં ને ગમગીન દિલ લઇ ઘેર આવીયે. ને નિરાંતે અંતરે સ્લેટ પેન સંભાળી નિશાળે જઇએ. નિશાળમાં ઘણીયવાર ખુદ્દ માસ્તરની હાજરીમાં અમારા હૈયામાં ઉતરી ગયેલાં મોતી નાયકનો સૂર અમારા બાળકંઠમાં ઝીણું ઝીણું ગૂંજ્યા કરે– "અમારે ઓડાને ભલી ઝૂંપડી રે !"

# મોતી નાયક

: રેખાચિત્ર :

શ્રી. સાંદીપનિ

ગુલાબી ઠંડીની શરૂઆત થાય, અન્નવિહોણી કોઠીઓ ભરાઇ જાય, ખેતરે ખેતરે અનાજના ઢગ ઉપણાતા હોય, ઘાસની ગંજાવર ગંજીઓ ખડકાતી હોય, વણીકોનાં વ્યાજ અને ગોર, સુથાર, લુહાર, કુંભાર, વાળંદ તેમજ ભંગીઓના વાર્ષિક દાપાંમાંથી મુક્ત થયેલ ખેડૂતો ડોલતા હોય, સારૂંય ગામ વિપંડી, સત્યનારાયણની કથા, તથા માતાની ઉજાણીઓમા મશગૂલ હોય ને ગામેગામ ફરતાં મોતી નાયકના ગાડાં રૂમઝૂમ કરતાં અમારે ગામ આવી પહોંચે.

મહાદેવનું મંદિર આવે એટલે હાથમાં ભૂંગળ લઇ બધાં ગાડાંની મોખરે ચાલતો મોતી નાયક ઉભો રહે, ને મદિરના ઓટલે ચઢી ભૂંગળના ઘેરા ટહુકારથી શિવજીને વંદન કરીને ગામમાં પ્રવેશે. કેટલાક નાના નાના રૂપાળા કિશોરો, કેટલાક ગોરા લાંબા વાળવાળા પુખ્ત વયના યુવાનો અને કેટલાક વૃધ્ધોથી બનેલ તેના ટોળા સાથે ગામને ચોરે આવીને પડાવ નાખે. ગાડાં છોડાવે, ટોળાના જમણને માટે વ્યવસ્થા કરવાની તેના અમુક કારભારીઓને સૂચના આપે, અને પાછો ચોરાના ચોગાનમાં ઊભો રહી ભૂંગળના ટહુકારથી ગામને ગજાવી મૂકે. ગામમાંથી ઘરઘરનાં છોકરાં દોડતાં આવે અને "એ ભવૈયા આવ્યા ! અલ્યા ! મોતી નાયકનું ટોરૂ આવ્યુ" ની બૂમાબૂમ કરતાં તેની આજુબાજુ ફરી વળે.

મોતી નાયકની આજુબાજુ ઉભેલા તમામ નટવર્ગ તરફ ગામના બાળકો અને કિશોરોની દ્રષ્ટિ ખૂબ કુતૂહલથી ફરી વળે, સૌથી પ્રથમ 'ભાથી' ને શોધી કહાડી હસવાની શરૂઆત કરે, પછીનો 'જોરૂ' કોણ થશે? કાળકા માતા અને શિવ ભીલડીનો વેહ કુણ ભજવશે? સધરા જેસંગ અને જસમા ઓડણમાં કઇ જોડ સારી દીપશે ! વગેરે પ્રશ્નોની રસભરી ચર્ચા કરતું અમારૂં વિદ્યાર્થી મંડળ વિખરાય; ને કેટલાક શાણીનો તો ઘેર જઇને માબાપને રીતસરની નોટીસ આપી દે. :—

"ગામમાં ભવાઇયા હોશે તાં લગણ નેંહરે નહિં જવાના જાવ" મારા બચપણના વિદ્યાર્થીજીવન દરમ્યાન મોતીનાયકની ઉમ્મર વીસેક વરસની હશે. આવ્યા પછી બીજે દિવસે મોતી નાયક વહેલો ઉઠીને પરવારે–સહેજ જાડું પણ હીરકોરીયા ઘેપાડુ બે પાટલીએ ચીપીચીપીને પહેરે. ને ઉપર ચાંદીનો કંદોરો ચડાવે, કસોવાળું લાંબુ અંગરખુ પહેરી લે અને કેડ ઉપર

જાડા દેશી ચામડાંનો પટો બાંધી તેમાં લાકડાંની તરવાર પરોવે. લાંબા ઝુલ્ફાવાળા વાળમાં ખુશબોદાર ધૂપેલ નાખી બોચી સુધી હોળે, માથા પર બરાબર બંધ બેસતી ચક્કાકારે બાંધેલી કીરમજી રંગની પાઘડી પહેરે, ખભે ગુલાબી રંગની કાનપુરી કામળી ઓઢે, ગળામાં સોનાનો ટૂંપિયો અને પગમાં ચાંદીનો તોડો પહેરી ચધડ ચધડ બોલતાં દેશી પગરખાં ચડાવે, ચલમમાં બેતવે તમાકુ ભરે, ઉપર બાવળના લાલચોળ અંગારા થરબંધ ગોઠવી રૂપેરી હુકકાને શણગારે, સવા વાર લાંબી હુકકાની સીસમની ન્હેં મોંમાં મૂકી ધૂમાડાના આછાઆછા ગોટ કાઢતો ગામમાં ફરવા નીકળે.

સૌથી મોખરે મોતીનાયક ને પાછળ તેનો 'ભાથી' તથા બીજા નટ ગામને ફળીયે ફળીયે ફરે. જે કોઇ મળે તેને જાણે નિકટનો સગો હોય તેમ છૈયાંછોકરાંથી માંડીને ઢોરઢાંખર સુધીની ખબર પૂછે. જમણો હાથ લાંબો કરે અને–

'રાંમરાંમ! રાંમરાંમ બાપા! ઘણું જીવો મારો બાપો!' કહી રંગતમાં ચઢાવે અને બપોરની કથામાં આવવાનું આગ્રહભર્યું આમંત્રણ આપે.

બપોરના જમણ પછી કસુંબો પી હાથમાં હુકકો લઇ એના એજ પોશાકમાં તેના તમામ નટવર્ગની સાથે મહાદેવના વિશાળ ચોગાનમાં આવે ને એક વખત ભૂંગળના ભેંકારથી ગામના શીમાડા સુધ્ધાંને ગજાવી મૂકી માણસો એકઠાં કરે. ગામના મુખી મતદારો અને શેઠ શાહુકારોને ત્યાંથી માગી આણેલી લાંબી પહોળી જાજમો પથરાય, વચ્ચે કમરથી ઢીંચણ સુધી ગુલાબી શાલને વીંટાળી ઉભા પગે મોતીનાયક બેસે. ને તેની પાસે તબલા, મંજીરા અને પખાજ વગેરે સાજ લઇને તેનો નટવર્ગ બેસે ને તેમની પાસે ગામના પટેલ અને આબરૂદાર વણિકો ઢાવકા થઇને બિરાજે.

આજુબાજુ તમામ ખેડૂત મેદની ગોઠવાઇને બેસી સર્વ શાન્ત થઇ જાય એટલે મોતીનાયક એક જોરથા ખૂંખારો ખાય, અને તેની સાધેલી જીભે સરસ્વતી નીતરે. તુલસીકૃત રામાયણના કાંડે કાંડ તો તેને કંઠે હોય, રામચંદ્રજીએ અશ્વમેધ યજ્ઞ આરંભવાનો નિશ્ચય કર્યો અને જગતભરના ક્ષત્રિયોને પડકાર કર્યો કે અમારૂં ચક્રવર્તિત્વ સ્વીકારો અથવા આ અશ્વ બાંધી યુદ્ધનું નોતરૂં આપો. ભાલ જડેલ સોના પત્રે આ મતલબનું કહેણ લઇ પંચકલ્યાણી ઘોડાને દેશ દેશ ફેરવ્યો પણ રામની બીકથી કોઇએ બાંધ્યો નહિ. ત્યારે વનમાં ઋષ્યાશ્રમમાં વસતા તેમના પુત્રોએ બાંધ્યો અને પિતાપુત્રો વચ્ચે ભયંકર યુદ્ધ થયું.

આ પ્રસંગનું વર્ણન મોતીનાયક તેની ગ્રામ્ય-ભાષામાં એટલી સચોટ અને વેગવન્તી રીતે રજુ કરે કે પાસે બેઠેલા વણિક પુત્રોની આંખોય ઝનૂનથી લાલ લાલ થઈ જાય, ને આખી સભા વીરરસના વાતાવરણમાં ઉન્મત્ત બની રહે.

હવે મોતીનાયક જરા થાક ખાય, ગામના પટેલ હથેળી ભરીને કસૂંબો પાય, ને હુકકાના બે દમ ભરી પ્રસંગ બદલીને ફરી પાછો ચલાવે.

રાવણને મારી રામચંદ્રજી અયોધ્યામાં પધાર્યા, તેવામાં કોઇ ધોબીએ સીતાનો દાખલો આપી ઘરમાંથી ધોબણને કાઢી મૂકી. રાત્રિને વિષે વેશ પરિવર્તન કરી રૈયત હૃદય વાંચવા નીસરેલા રાજવીએ તે સાંભળ્યું ને બીજી સવારે સગર્ભા સીતાજીને કાળે કપડે દેશવટો દીધો. તે વખતનું પ્રજાનું આક્રંદ. રામચંદ્રજીની બેધારી તલવાર જેવી કડક રાજ્યનીતિ, અને પ્રજા, પાટનગર ને પતિને છોડી વનવાસ સાધાવતાં સીતાજીએ કાઢેલા કરૂણ પ્રેમોદ્‌ગારની કથામાં તો મોતીનાયક ભાન ભૂલી જાય, સ્ત્રીની ભૂમિકાને યોગ્ય તેનો કેળવેલો સુરીલો સ્પષ્ટ રણકાવન્તો અવાજ ધીરે ધીરે ગંભીર થતો જાય, શીર પરના વીસ વીસ હાથ લાંબા રંગીન રૂમાલના બોલીયામાં હાથહાથનાં છાંગલાં મૂકી નાનકડી મૂછોને વળ દેતા બેઠેલા ચરોતરીયા ખેડૂત જુવાનોની કીકીઓ પાણી પાણી થઇ જાય. વૃધ્ધોના હુકકા હાથમાં ને હાથમાં રહી જાય, અને મુખમાંથી "અરે રાંમ રાંમ! રાજરાંણીઓને એટએટલું દઃખ પડેસ..." ની વરાળો નીકળે ને મોતીનાયક પૂર્ણાહુતિ કરે.

ત્યાં તો પાસે બેઠેલા કો'ક બટુકની ટોપી ઉપાડી તેનો 'ભાથી' ઉભો થાય, સદેવંતશાવળીંગા અને ગજરામારૂના બે ચાર દોહરા ચોપાઇ લલકારીને ગંભીરતાભર્યા વાતાવરણમાં જરા રંગ લાવે, પ્રત્યેકના ખીસામાંથી સ્વચ્છન્દે સોગન દેઇને થોડી થોડી ગડાકુ કઢાવે, અને " એ......ય રમતમાં હાંજે વેલા આવજો...... બાપા ! "નો સાદ પાડી બેસી જાય. મોતીનાયક ઉભો થઇને સૌને રામ રામ કરે, રાત્રે રમતમાં આવવાનું આગ્રહપૂર્વક આમંત્રણ આપે અને મહાદેવને ઓટલે ચઢી ભૂંગળનો નાદ દે એટલે સૌ વિખેરાય: ને વેળા છતાં ઘેર જઈ વહેલાં આવવાની આશા સેવતું સૌ કોઇ ઉતાવળું ઉતાવળું પરવારવા માંડે.

રાત્રે તો ગામના ચકલામાં માણસ માતુંય ના હોય, વાળંદોની મશાલો વાતાવરણમાં આછાં અજવાળાં પાથરતી હોય, ભૂંગળોના નાદથી દિશાઓ ગૂંજતી હોય, બાળકો શોરબકોર કરી મોટેરાંઓની આગળ બેસવા પડાપડી કરતાં હોય, રમતમા ન ઉતરી શકે તેવા કેટલાંક વૃદ્ધ નટો બધાની વચ્ચે રમતના કુંડાળામાં પાથરણા પર બેસી તબલાં, પખાજ અને કાંસી જોડાંની રમઝટમાં શયરો અને લાવણીઓ લલકારી જન કોલાહલને શાન્ત પાડવાનો નકામો પ્રયાસ કરતા હોય ને ભાથીનો 'વેંહ' આવે.

સૌ ગોઠવાઇને શાન્ત થઇ જાય, લાગલાગટ એક કલાક સુધી અવનવાં નખરાં કરીને ' ભાથી ' બધાંને પેટ પકડી હસાવી જાય. ત્યાંતો રૂમઝૂમ કરતી ને કેડયેથી લળી જતી ભુવનમોહિની સમી જસમા ઓડણ પૂરબહારમાં આવે. મોતી નાયકનો જુવાન મધ્યમ કદનો, ભરાઉ ને ઘાટીલો, ગૌરવર્ણો દેહ જસમાના 'વેંહ'માં બહુ નમણો લાગે, તેમજ નૈસર્ગિક અભિનય, કેળવેલો કંઠ અને મોહક હાવભાવથી જ્યારે...

" અમારી કેડયો તો લોટે ઘડી રે !
અમારે ઓડોને ભલી ઝુંપડી રે ! "

સંભળાવે ત્યારે તો વાતાવરણ થંભી જાય, વરસભરમાં એકજવાર જોવા મળતી આવી રૂપાળી નાજુક નારને ગાતી સાંભળી અભણ ખેડૂત મેદની ગાંડીઘેલી થઈ જાય. જસમા સતી થયા પછી બીજા નટો બે ચાર 'વેંહ' ભજવી જાય ત્યાં તો પાછી માથે છલકાતી હેલ્ય અને તે ઉપર ઝગમગતો દીવો મૂકીને મદભરનયના મહિયારણ આવે.

'ગૈયારી'ના 'વેંહ'માં તો મોતીનાયક બાપદાદાના ધંધાની ધીકતી હથોટીના બળે અજબ રંગ જમાવે. સુન્દર વસ્ત્રોની ભભકભરી સજાવટ, કાજળ આંજ્યા નયનોનો કાતિલમાર, ધીરી લટકાળી ડોલનવતી ચાલ, ને સુરીલા કંઠની છટાથી ખેડૂ જુવાનોને ડોલતા કરી મૂકે. શિરે હેલ્ય અને ઉપર ઝગમગતો દીવો, હાથમાં પચાસેક હાથ લાંબી નીલગુલાબી પાવડી લઇ ફેરફૂંદડી ફરવા માંડે. ફરેને ફૂલ ગૂંથે, તેના સામુ જોઇને અમને ય ફેર આવી જાય ત્યાં સુધી એકધારી એકજ કુંડાળામાં ફર્યા કરે. જોતજોતામાં આબેહૂબ પાંચ પાંખડીવાળું કમળનું ફૂલ ગૂંથી ધીરે હસી પડતા મુખે પાસે બેઠેલા પટેલના હાથમાં મૂકે—પલળી ગયેલા પટેલ ઉચ્ચારે — " એ... ...ય આપણા પાંસ રૂપીઆ ! "

ત્યાં તો હાથમાં ભૂંગળ લઇને એકદમ ભાથી ઉભો થઇ જાય,ને

"એ...ય જેઠા બાપાના પાંસ રૂપીઆ...! વાહ બાપા વાહ ! બેહાવ પરમાંણ ! ઘણી ખમા મ્હારા દાભરાંને ! બોલો ! બોલો મ્હારા બાપા ! બોલો !"

ભૂંગળ વગાડે ને જનતાને પાણી ચઢાવે-સૌના ગજા પ્રમાણે નહિ પણ ઘર પ્રમાણે લખાણી થાય. ને મોતી નાયક પાછો જાદુગર બનીને આવે, રૂપીઆના કાંકરા કરે, માટીની બરફી બનાવે, પાણીનું અત્તર બનાવે, ને ન્હાનકડા આંબાને કેરીઓ લટકાવે.

છોકરાં પૂછે– "મોતી ભાઇ! અમે બરફી ખાવા માંડીયે ?"

જુવાનો પૂછે–"મોતીભાઇ ! અમે અત્તરની શીશીઓ ભરી લઇએ ?" [અનુસંધાન ૫૩૫ મે પાને]

# સાહિત્યના પ્રદેશમાં

## પ્રમુખ કોણ થાય?

'ગુજરાતી સાહિત્ય પરિષદ' નું ૧૩મું સંમેલન આવતા ડિસેમ્બરમાં અહીં આપણા શહેરમાં જ મળવાનું છે. આ સંમેલનના અને વિભાગોના પ્રમુખ કોણ થાય એ વિષે સ્થાનિક કારોબારી સભાએ ગુજરાતના પત્રો ને માસિકોના તંત્રો પાસે સૂચનો માગ્યાં છે. અમને આશા છે કે ગુજરાતના સાહિત્ય સેવકોના નિકટ પરિચયનો જેમને અભાવ છે એવી કરાચીની જનતા ને ગુજરાત-બૃહદ્ગુજરાત પ્રમુખનો કોયડો ઉકેલવામાં મદદ કરશે.

અમારું મંતવ્ય આ પ્રમાણે છેઃ આ વખતના સંમેલનનું સુકાન ગુજરાતના સમર્થ કેળવણીકાર અને સાહિત્યકાર શ્રી. કાકાસાહેબ કાલેલકરને સોંપાય. એમની યોગ્યતા વિષે કોઇ શંકા આણી શકે એમ નથી. સાહિત્ય અને જીવન પરસ્પરનાં પોષક હોવાં જોઇએ એવી માન્યતા ધરાવનારાઓ માંહેના અમે છીએ એટલે જેમણે વીસ વીસ વર્ષ સુધી માત્ર શબ્દબદ્ધ સાહિત્ય રજુ કરીને જ નહિ પણ ઉચ્ચ કોટિના સાહિત્ય, સંગીત અને કલાને ગુજરાતમાં પ્રસરાવવા માટે પરિશ્રમ સેવ્યો છે એવા કાકાસાહેબનું નામ જ અમે રજુ કરીએ છીએ. કાકાસાહેબને પ્રમુખસ્થાને લાવવાની પાછળ એમની સેવાની કદર તો રહી જ છે, પણ એટલું જ નથી. અમને એમ લાગે છે કે એમના હાથમાં સૂત્ર સોંપવાથી પરિષદ એના જૂના ચીલામાંથી બહાર નીકળશે અને વાસ્તવિક જીવનને ઊંચે રાખવામાં ઉપયોગી થશે.

ગુજરાત-બૃહદ્ગુજરાતના વાતાવરણમાં પ્રમુખ તરીકે આજે ત્રણ નામો બોલાય છેઃ શ્રી. કાકા કાલેલકર; શ્રી. કનૈયાલાલ મુનશી અને શ્રી. બલવંતરાય ઠાકોર. કોઇ કવિ નાનાલાલના રીસામણા છોડાવવાની પણ વાત કરે છે. અમને લાગે છે કે કવિશ્રીના રીસામણા છૂટશે નહિ અને એમને નવાયુગની સાથે પગલા માંડવાની ઇચ્છા જાગશે નહિ. એટલે સવાલ તો કાકાસાહેબ, મુનશી અને ઠાકોર વચ્ચેનો જ છે. આ સ્થળે ત્રણેયના ગુણદોષ ચર્ચવા તે વ્યાજબી નથી પરંતુ અમને એમ લાગે છે કે જો શ્રી. ઠાકોર પ્રમુખસ્થાને આવે તો સંમેલન એનો જૂનો ચીલો નહિં છોડી શકે. શ્રી. મુનશી વિષે વધુ નહિ તો આજે એટલું તો વિચારવું જ જોઇએ કે તેઓ મુંબઇ સરકારના ગૃહમંત્રી બન્યા છે. એમના માથા ઉપર ભારે જવાબદારીઓ પડેલી છે. તેઓ આપણને શી રીતે દોરશે? સંભવ છે કે તેઓ ગૃહમંત્રી બન્યા છે માટે જ એમને પ્રમુખ તરીકે રાખવાની આપણને લાલચ થાય. કરાચીના ગુજરાતીઓને એમની શોભાથી મોટા દેખાવની ઇચ્છા થઇ આવે એ સ્વાભાવિક છે, પરંતુ જેમના દિલમાં સંમેલનના હિતાહિતનો ખ્યાલ હોય તે એવો વિચાર ન કરી શકે. સંમેલનને કાર્યશીલ અને નવા યુગના કિરણો ઝીલનારી બનાવવી હોય તો જે પોતાના હાડથી જ સાહિત્ય અને કલાનો માનવી છે અને જેણે એક

યા બીજી રીતે સાહિત્ય-કલાની જ ઉપાસના કરી છે. એવા કાકાસાહેબને જ સર્વાનુમતે ચૂંટી કાઢવા જોઈએ. ગુજરાતની જનતાને માલૂમ હશે કે કાકાસાહેબ આજે પણ ભારતીય સાહિત્ય પરિષદનું અને રાષ્ટ્રલિપીનું કામ કરી રહ્યા છે અને સાહિત્ય-સેવકોને પ્રેરણા આપી રહ્યા છે.

## વિભાગિય પ્રમુખો :

વિભાગિય પ્રમુખોની બાબતમાં અમારો મત આ છે: સાહિત્ય-વિભાગના શ્રી રામનારાયણ વિ. પાઠક, તત્વજ્ઞાન વિભાગના શ્રી. કિશોરલાલ મશરૂવાળા, પત્રકારત્વ વિભાગના શ્રી. ઝવેરચંદ મેઘાણી. ઇતિહાસના શ્રી. નાનાભાઇ અને અર્થશાસ્ત્રના શ્રી. નરહરિ પરિખ એમ થવા જોઇએ. બીજા વિભાગોને કોણ ન્યાય આપી શકે એ વિષે અમારી પાસે અત્યારે પૂરી માહિતી નથી, પરંતુ ઉપર જણાવેલા વિભાગોના સંપૂર્ણ ન્યાય આપવાને શકિત આ સાહિત્ય સેવકોમાં છે એમ અમે માનીએ છીએ અહીં રજુ થએલા નામો ગુજરાતને અજાણ્યા નથી. શ્રી. રામનારાયણ વિ. પાઠક ગુજરાતના પ્રથમ કોટિના વિવેચક, વાર્તા લેખક અને સાહિત્યકાર છે. શ્રી, કિશોરલાલ મશરૂવાળાની હારમાં ઉભા રહી શકે એવા તત્વચિંતકો ગુજરાતમાં ભાગ્યે જ મળી શકે એમ છે. ધર્મ અને તત્વજ્ઞાનનું એમનું જ્ઞાન ઘણું ઊંડું છે એમ એમના અનેક લેખોથી આપણે જાણી શકીએ એમ છીએ. શ્રી. મેઘાણી સાહિત્યકાર પત્રકાર છે. શ્રી. નાનાભાઇ ઇતિહાસના અને શ્રી. નરહરિ ભાઇ અર્થશાસ્ત્રના ભારે અભ્યાસી છે એ કરાચીમાં બહુ ઓછા માણસો જાણતા હશે.

શ્રી. કાકાસાહેબ સમેત આ આખું મંડળ જો કરાચી પધારે—અમને આશા છે કે કરાચીના આમંત્રણને તેઓ પાછું ન ઠેલી શકે—તો કરાચી આજ સુધીમાં નહિ જોયેલા જ્ઞાનધનનો પરિચય કરી શકશે.

## સ્વાગત પ્રમુખ :

સંમેલની સફળતા વિષે ખાત્રી હોવા છતાં મનમાં એ રહ્યા કરે છે કે આજે કરાચીના સહિત્ય રસિકોમાં જે મતભેદ ઉભા થયા છે અને દિવસે દિવસે ઉગ્ર બનતા જાય છે તે આખર સુધી ટકી રહેશે તો ? અમને તો એવી આશા છે કે પ્રમુખોની ચૂંટણી પહેલાં આ મતભેદો સમી જાય અને કરાચી એકરૂપે ગુજરાત સમક્ષ ઉભું રહે. અત્યારનું વાતાવરણ જોતાં કયારેક એમ પણ થઇ આવે છે કે કદાચ છેવટ સુધી આ જ સ્થિતિ રહેશે અને ગુજરાતથી પધારેલા મહાનુભાવો પાસે આપણે લજ્જાથી નીચું જોવું પડશે. આજના મતભેદના કારણો અને ગુણદોષમાં ઉતર્યા સિવાય અમે એમ તો કહીએ છીએ કે શ્રી માંકડ જેવા જો પરિષદથી દૂર રહે તો એ કરાચી માટે શોભારૂપ નહિ ગણાય. કરાચીમાં સ્વાગત પ્રમુખ કોણ થશે એ વિચાર પણ અમને આવે છે. સ્વાગત સભ્યોની બહુમતી કોઇ ધનપતિને એ સ્થાન અપાવશે એવું વાતાવરણ જણાય છે, પરંતુ અમારો મત તો એ છે કે કરાચીના સ્વાગતપ્રમુખના સ્થાને શ્રી. માંકડ જ શોભે.

સ્થાનિક કારોબારી સભાનું સંચાલન અને કર્મપરાયણતા જોતાં એમ તો લાગે છે કે પરિષદમાં કરાચીના સેંકડો ગુજરાતીઓ સાથ આપશે અને મહેમાનોનું પૂરેપૂરું સ્વાગત થશે. પરિષદના સમયે કરાચીના ગણ્યાગાંઠ્યા સાહિત્યસેવકોમાં આગળ પડતા ગણાય એવા સજ્જનો દૂર રહ્યા હશે તો એટલી પરિષદને ઝાંખપ લાગશે. સમેલનમાં રસ લેતા તમામ સજ્જનોને વિનંતિ કરવાની ઇચ્છા થાય છે કે કોઇ પણ રીતે આ મતભેદ દૂર કરો. સત્તાના અને શોભાના સ્થાનો જેમને જોઇતાં હોય તેમને ભોગવવા દો અને સમસ્ત કરાચીની જેમાં શોભા છે તેવું સંગઠન ગુજરાતને બતાવો.

## ગ્રંથસ્વામિત્વનો અધિકાર :

ગયા મહિનામાં ગ્રંથસ્વામિત્વના અધિકારને અંગે એક મહત્વનો બનાવ બની ગયો. 'હિઝ-માસ્ટર્સ વૉઇસ' નામે જાણીતી ગ્રામોફોન રેકર્ડ કંપની સામે શ્રી. મેઘાણીએ પોતાના સાત ગીતો પરવાનગી વિના ઉતારવા બદલ નુકસાનીનો દાવો માંડેલો. ત્રણ વર્ષ સુધી એ દાવો ચલ્યા પછી હમણાં એનું ઘરમેળે સમાધાન થયું. મમા-

ધાન થયુ એટલે બીનું સંકેલાઇ ગયું એમ નહિ પણ ગ્રામોફોન કંપનીએ શ્રી. મેઘાણીના અધિકારોનો સ્વીકાર કર્યો અને રૂ. ૩૦૦૦ રોકડા આપ્યા. અને આ ગીતોની પોતાના પાસે સીલકમાં હોય તે તમામ રેકોર્ડોનો નાશ કરવાનું કબૂલ્યું. સાહિત્ય ક્ષેત્રમાં આ બનાવ અત્યંત મહત્ત્વનો છે. આપણે ત્યાં લેખકોની દશા શી છે તે તો અવારનવાર આપણે સાંભળીએ છીએ, પરંતુ એ અત્યંત નબળો હોવાથી એના સર્જનનો એટલે કે માલનો ગમે તે માણસ ઉપયોગ કરે, એમાંથી પૈસા પેદા કરે કે ગમે તે કરે છતાં એ કશું જ ન કરી શકે એવી સ્થિતિ લગભગ આજ સુધી રહી છે. આ પ્રકરણ અંગેનું શ્રી. મેઘાણીનું વિસ્તૃત નિવેદન ઘણાખરા પ્રકાશકો, સંગ્રાહકો, સંયોજકો અને સંપાદકોએ લેખકોએ, ખૂબ ઝીણવટથી વાંચ્યું હશે એમ અમે માનીએ છીએ. એવી આશા રાખીએ કે આ પ્રસંગ પછી સાહિત્યના ધંધામાં પડેલા આ તમામ વર્ગો એક બાજુ લૂંટનો અને ચોરીનો ધંધો છોડે અને બીજી બાજુ પોતાના અધિકારો હોય તેનું રક્ષણ કરવાની શક્તિ મેળવે. શ્રી. મેઘાણીએ લેખકોની પોતાના હક્કો સંરક્ષવા વિષેની કંગાલ સ્થિતિનું વર્ણન કર્યું છે તે સાવ સાચુ છે પણ એ માટે સેવાભાવી વકીલોની દયા માગવા કરતાં લેખકોએ જ પરસ્પરને સહાયરૂપ થવા માટે 'લેખક મંડળ'ની સ્થાપના કરી લેવી જોઇએ. એવા મંડળની વ્યવહારૂ યોજના આજે કોઇ રજુ કરે તો તુરત જ અમલમાં આવી શકે એમ અમે માનીએ છીએ. આવું મંડળ અસહાય લેખકના હક્કોનું તો રક્ષણ કરશે જ પણ બીજી રીતે પણ લેખકોને જ્યાં જ્યાં અન્યાય થતો હશે ત્યાં ત્યાં તેની પડખે ઉભું રહી તેને ન્યાય અપાવશે.

# અવલોકનો

**હંસી**—અનુવાદક બિપીન વૈદ્ય, પ્રકાશક બાબુભાઇ પ્રાણજીવન વૈદ્ય. વૈદ્ય ભુવન. જેતપુર. (કાઠિયાવાડ), કિંમત બાર આના

આ પુસ્તક ઇબ્સનના 'Wild Duck' નો અનુવાદ છે. અનુવાદ તરીકે આ નાટક ઘણું સરસ છે. મૂળ વસ્તુ, આયોજન અને સંકલન પણ સુંદર છે. આમુખના લેખક શ્રી. મનુભાઇ વૈદ્ય ઇબ્સન અને એની કૃતિઓની સારી આલોચના કરતાં બે અગત્યના પ્રશ્નો ઉઠાવ્યા છે. સાહિત્ય વાસ્તવદર્શી વધુ સારૂં કે રૂપપ્રધાન વધુ સારૂં? પરભાષામાંથી આપણી ભાષામાં વધુ અસરકારક ભાષાંતર કે અનુવાદ? અને આ પ્રશ્નોની એમનાં પોતાનાં મંતવ્યો અનુવાદની તરફેણમાં રજુ કરતાં સારી છણવટ કરી છે.

અનુવાદ કે ભાષાન્તર? મને પોતાનો ભાષાન્તર વધુ ગમે છે. અનુવાદ કરવા માટે તો સ્વતંત્ર સર્જન જ ઉભું કરવું પડે. મૂળ કથાનકમાં રહેલ સારતત્ત્વને ઉઠાવી આપણા સમાજનું તેને વાતાવરણ આપી નવું સર્જન આપીએ તો જ તે મૂળમાંની અસર વ્યક્ત કરી શકે.

'હંસી' નું કથાનક આ પ્રમાણે છે: બે ભાગીદારો છે, એક સીધો સાદો. બીજો "આડે રસ્તે" ચડેલો. ભાગીદારીમાંથી સરકારી ગૂનો ઉભો થાય છે. એક ચાલાકીથી ખસી જાય છે, બીજો પાયમાલ થઇ જાય છે. ચાલાક ભાગીદારથી તેની નોકરડીને ગર્ભ રહે છે. એ પાપ છૂપાવી દેવા અને પોતાના આગલા દુઃખી ભાગીદાર પર ઉપકારનો આડંબર કરવા ભાગીદારના છોકરાને એ નોકરડી 'વળગાડી' દે છે અને ધંધાનું પણ સાધન કરી આપે છે ગમે તેમ બન્યું હોય પણ એ નવપરિણીતા તો સુખી થાય છે, એમનો સંસાર કિલ્લોલતો પંદર વર્ષ સુધી ચાલે છે. એ સ્ત્રીની છોકરી પણ ચૌદેક વર્ષની થઇ જાય છે એ પોતાની પુત્રી નહિ હોય એવી શંકા કોઇ વાર પણ 'બાપ' ને થતી નથી. "બાપ દીકરી" વચ્ચે ખૂબ સ્નેહ છે. પણ 'બાપ' કરતાં યે વધુ સ્નેહ તો

યા બીજી રીતે સાહિત્ય-કલાની જ ઉપાસના કરી છે. એવા કાકાસાહેબને જ સર્વાનુમતે ચૂંટી કાઢવા જોઇએ. ગુજરાતની જનતાને માલૂમ હશે કે કાકાસાહેબ આજે પણ ભારતીય સાહિત્ય પરિષદનું અને રાષ્ટ્રલિપીનું કામ કરી રહ્યા છે અને સાહિત્ય-સેવકોને પ્રેરણા આપી રહ્યા છે.

## વિભાગિય પ્રમુખો :

વિભાગિય પ્રમુખોની બાબતમાં અમારો મત આ છે: સાહિત્ય-વિભાગના શ્રી રામનારાયણ વિ. પાઠક, તત્ત્વજ્ઞાન વિભાગના શ્રી. કિશોરલાલ મશરૂવાળા, પત્રકારત્વ વિભાગના શ્રી. ઝવેરચંદ મેઘાણી. ઇતિહાસના શ્રી. નાનાભાઇ અને અર્થશાસ્ત્રના શ્રી. નરહરિ પરિખ એમ થવા જોઇએ. બીજા વિભાગોને કોણ ન્યાય આપી શકે એ વિષે અમારી પાસે અત્યારે પૂરી માહિતી નથી, પરતુ ઉપર જણાવેલા વિભાગોના સંપૂર્ણ ન્યાય આપવાને શકિત આ સાહિત્ય સેવકોમાં છે એમ અમે માનીએ છીએ અહીં રજુ થએલા નામો ગુજરાતને અજાણ્યા નથી. શ્રી. રામનારાયણ વિ. પાઠક ગુજરાતના પ્રથમ કોટિના વિવેચક, વાર્તા લેખક અને સાહિત્યક છે. શ્રી, કિશોરલાલ મશરૂવાળાની હારમાં ઉભા રહી શકે એવા તત્વચિંતકો ગુજરાતમાં ભાગ્યે જ મળી શકે એમ છે. ધર્મ અને તત્ત્વજ્ઞાનનું એમનું જ્ઞાન ઘણું ઊંડું છે એમ એમના અનેક લેખોથી આપણે જાણી શકીએ એમ છીએ. શ્રી. મેઘાણી સાહિત્યક પત્રકાર છે. શ્રી. નાનાભાઇ ઇતિહાસના અને શ્રી. નરહરિ ભાઇ અર્થશાસ્ત્રના ભારે અભ્યાસી છે એ કરાચીમાં બહુ ઓછા માણસો જાણતા હશે.

શ્રી કાકાસાહેબ સમેત આ આખું મંડળ જો કરાચી પધારે—અમને આશા છે કે કરાચીના આમંત્રણને તેઓ પાછું ન ઠેલી શકે—તો કરાચી આજ સુધીમાં નહિ જોયેલા જ્ઞાન ધનનો પરિચય કરી શકશે.

## સ્વાગત પ્રમુખ :

સંમેલની સફળતા વિષે ખાત્રી હોવા છતાં મનમાં એ રહ્યા કરે છે કે આજે કરાચીના સાહિત્ય રસિકોમાં જે મતભેદ ઉભા થયા છે અને દિવસે દિવસે ઉગ્ર બનતા જાય છે તે આખર સુધી ટકી રહેશે તો ? અમને તો એવી આશા છે કે પ્રમુખોની ચૂંટણી પહેલાં આ મતભેદો સમી જાય અને કરાચી એકરૂપે ગુજરાત સમક્ષ ઉભું રહે. અત્યારનું વાતાવરણ જોતાં કયારેક એમ પણ થઇ આવે છે કે કદાચ છેવટ સુધી આ જ સ્થિતિ રહેશે અને ગુજરાતથી પધારેલા મહાનુભાવો પાસે આપણે લજ્જાથી નીચું જોવું પડશે આજના મતભેદના કારણો અને ગુણદોષમાં ઉતર્યા સિવાય અમે એમ તો કહીએ છીએ કે શ્રી માંકડ જેવા જો પરિષદથી દૂર રહે તો એ કરાચી માટે શોભારૂપ નહિ ગણાય. કરાચીમાં સ્વાગત પ્રમુખ કોણ થશે એ વિચાર પણ અમને આવે છે. સ્વાગત સભ્યોની બહુમતી કોઇ ધનપતિને એ સ્થાન અપાવશે એવું વાતાવરણ જણાય છે, પરંતુ અમારો મત તો એ છે કે કરાચીના સ્વાગતપ્રમુખના સ્થાને શ્રી. માંકડ જ શોભે.

સ્થાનિક કારોબારી સભાનું સંચાલન અને કર્મપરાયણતા જોતાં એમ તો લાગે છે કે પરિષદમાં કરાચીના સેંકડો ગુજરાતીઓ સાથ આપશે અને મહેમાનોનું પૂરેપૂરું સ્વાગત થશે. પરિષદના સમયે કરાચીના ગણ્યાગાંઠ્યા સાહિત્યસેવકોમાં આગળ પડતા ગણાય એવા સજ્જનો દૂર રહ્યા હશે તો એટલી પરિષદને ઝાંખપ લાગશે. સમેલનમાં રસ લેતા તમામ સજ્જનોને વિનંતિ કરવાની ઇચ્છા થાય છે કે કોઇ પણ રીતે આ મતભેદ દૂર કરો. સત્તાના અને શોભાના સ્થાનો જેમને જોઇતાં હોય તેમને ભોગવવા દો અને સમસ્ત કરાચીની જેના શોભા છે તેવું સંગઠ્ઠન ગુજરાતને બતાવો.

## ગ્રંથસ્વામિત્વનો અધિકાર :

ગયા મહિનામાં ગ્રંથસ્વામિત્વના અધિકારને અંગે એક મહત્ત્વનો બનાવ બની ગયો. 'હિઝ-માસ્ટર્સ વૉઇસ' નામે જાણીતી ગ્રામોફોન રેકર્ડ કંપની સામે શ્રી. મેઘાણીએ પોતાના સાત ગીતો પરવાનગી વિના ઉતારવા બદલ નુકસાનીનો દાવો માંડેલો. ત્રણ વર્ષ સુધી એ દાવો ચલ્યા પછી હમણાં એનું ઘરમેળે સમાધાન થયું. સમા-

ધાન થયુ એટલે બીતું સંકેલાઇ ગયું એમ નહિ પણ ગ્રામોફોન કંપનીએ શ્રી. મેઘાણીના અધિકારોનો સ્વીકાર કર્યો અને રૂા. ૩૦૦૦ રોકડા આપ્યા. અને આ ગીતોની પોતાના પાસે સીલકમાં હોય તે તમામ રેકોર્ડોનો નાશ કરવાનું કબૂલ્યું. સાહિત્ય ક્ષેત્રમાં આ બનાવ અત્યંત મહત્ત્વનો છે. આપણે ત્યાં લેખકોની દશા શી છે તે તો અવારનવાર આપણે સાંભળીએ છીએ, પરંતુ એ અત્યંત નબળો હોવાથી એના સર્જનનો એટલે કે માલનો ગમે તે માણસ ઉપયોગ કરે, એમાંથી પૈસા પેદા કરે કે ગમે તે કરે છતાં એ કશું જ ન કરી શકે એવી સ્થિતિ લગભગ આજ સુધી રહી છે. આ પ્રકરણ અંગેનું શ્રી. મેઘાણીનું વિસ્તૃત નિવેદન ઘણાખરા પ્રકાશકો, સંગ્રાહકો, સંયોજકો અને સંપાદકોએ લેખકોએ, ખૂબ ઝીણવટથી વાંચ્યું હશે એમ અમે માનીએ છીએ. એવી આશા રાખીએ કે આ પ્રસંગ પછી સાહિત્યના ધંધામાં પડેલા આ તમામ વર્ગો એક બાજુ લૂંટનો અને ચોરીનો ધંધો છોડે અને બીજી બાજુ પોતાના અધિકારો હોય તેનું રક્ષણ કરવાની શકિત મેળવે. શ્રી. મેઘાણીએ લેખકોની પોતાના હકકો સંરક્ષવા વિષેની કંગાલ સ્થિતિનું વર્ણન કર્યું છે તે સાવ સાચુ છે પણ એ માટે સેવાભાવી વકીલોની દયા માગવા કરતાં લેખકોએ જ પરસ્પરને સહાયરૂપ થવા માટે 'લેખક મંડળ'ની સ્થાપના કરી લેવી જોઇએ. એવા મંડળની વ્યવહારૂ યોજના આજે કોઇ રજુ કરે તો તુરત જ અમલમાં આવી શકે એમ અમે માનીએ છીએ. આવું મંડળ અસહાય લેખકના હકકોનું તો રક્ષણ કરશે જ પણ બીજી રીતે પણ લેખકોને જ્યાં જ્યાં અન્યાય થતો હશે ત્યાં ત્યાં તેની પડખે ઉભું રહી તેને ન્યાય અપાવશે.

# અ વ લો ક નો

**હંસી**—અનુવાદક બિપીન વૈદ્ય, પ્રકાશક બાબુભાઇ પ્રાણજીવન વૈદ્ય. વૈદ્ય ભુવન. જેતપુર. (કાઠિયાવાડ), કિંમત બાર આના

આ પુસ્તક ઇબ્સનના 'Wild Duck' નો અનુવાદ છે. અનુવાદ તરીકે આ નાટક ઘણું સરસ છે. મૂળ વસ્તુ, આયોજન અને સંકલન પણ સુંદર છે. આમુખના લેખક શ્રી. મનુભાઇ વૈદ્ય ઇબ્સન અને એની કૃતિઓની સારી આલોચના કરતાં બે અગત્યના પ્રશ્નો ઉઠાવ્યા છે. સાહિત્ય વાસ્તવદર્શી વધુ સારૂં કે રૂપપ્રધાન વધુ સારૂં ? પરભાષામાંથી આપણી ભાષામાં વધુ અસરકારક ભાષાંતર કે અનુવાદ? અને આ પ્રશ્નોની એમનાં પોતાનાં મંતવ્યો અનુવાદની તરફેણમાં રજુ કરતાં સારી છણાવટ કરી છે.

અનુવાદ કે ભાષાન્તર ? મને પોતાનો ભાષાન્તર વધુ ગમે છે. અનુવાદ કરવા માટે તો સ્વતંત્ર સર્જન જ ઉભું કરવું પડે. મૂળ કથાનકમાં રહેલ સારતત્ત્વને ઉઠાવી આપણા સમાજનું તેને વાતાવરણ આપી નવું સર્જન આપીએ તો જ તે મૂળમાંની અસર વ્યકત કરી શકે.

'હંસી' નું કથાનક આ પ્રમાણે છેઃ બે ભાગીદારો છે, એક સીધો સાદો. બીજો "આડે રસ્તે" ચડેલો. ભાગીદારીમાંથી સરકારી ગૂનો ઉભો થાય છે. એક ચાલાકીથી ખસી જાય છે, બીજો પાયમાલ થઇ જાય છે. ચાલાક ભાગીદારથી તેની નોકરડીને ગર્ભ રહે છે. એ પાપ છૂપાવી દેવા અને પોતાના આગલા દુઃખી ભાગીદાર પર ઉપકારનો આડંબર કરવા ભાગીદારના છોકરાને એ નોકરડી 'વળગાડી' દે છે અને ધંધાનું પણ સાધન કરી આપે છે ગમે તેમ બન્યું હોય પણ એ નવપરિણીતો તો સુખી થાય છે, એમનો સંસાર કિલ્લોલતો પંદર વર્ષ સુધી ચાલે છે. એ સ્ત્રીની છોકરી પણ ચૌદેક વર્ષની થઇ જાય છે એ પોતાની પુત્રી નહિ હોય એવી શંકા કોઇ વાર પણ 'બાપ' ને થતી નથી. "બાપ દીકરી" વચ્ચે ખૂબ સ્નેહ છે. પણ 'બાપ' કરતાં યે વધુ સ્નેહ તો

છોકરીને તેની પાળેલી "હંસી" ઉપર છે કે જે પેલા શેઠે આપેલ હતી એવામાં શેઠનો છોકરો ઘણાં વર્ષો પછી ત્યાં આવે છે. એ બધું જાણતો હોય છે. પેલાં દંપતિ અને એમની 'પુત્રી' ભ્રમમાં જીવે તે કરતાં સત્ય જાણ્યા પછી વધુ નિકટમાં આવીને તેઓ જીવે તો સુખી થાય એમ માની તે બધું ખુલ્લું કરે છે. પણ આનું પરિણામ વિપરીત આવ્યું. 'બાપ' ઉપર પોતાનો ઘણોજ પ્રેમ છે એ બતાવવા 'પુત્રી' પોતાની વહાલી હંસીને પિસ્તોલથી મારવા જાય છે પણ તેનો ભોગ એ પોતે જ થઇ પડે છે. 'બાપ' એ પછી સાચો બાપ થાય છે.

જગત ભ્રમણામાં જ સુખી થઈને જીવી શકે છે. શા માટે એમાં 'સત્ય'ની ધાલમેલ કરીને હળાહળ ઉપર લાવવુ?

આજ વાર્તાને, આજ વસ્તુને આપણી ભાષાના પાત્રોમાં ઉતારવાં એટલે એ અનુવાદ નથી થઇ જતો. મંગેશ 'પીએ છે' એ વાત નાની હંસા સરળતાથી બોલી જ કેમ શકે? જેનો મુસ્કેલીથી ગૃહવ્યવહાર ચાલતો હોય તેવા એક સાધારણ ફોટોગ્રાફરના બાપ ઇશ્વિરરાયને પોતાનો શિકારનો શોખ પૂરો કરવા ઘર પછવાડે એટલાં કબુતર અને એવડો વાડો ક્યાંથી મળે? નાની હંસા હંસીને પીસ્તોલથી મારવા જાય અને એવી બીજી વાતો આપણા સમાજના વાતાવરણમાં ભળે જ કેવી રીતે? જેમ દારૂની ટેવવાળા મંગેશને 'દેવી ભક્ત' ઠેરવવો પડયો એમ બીજું પણ ઘણું બદલવું પડે આટલું બધું બદલવા જતાં મૂળ લેખકની પ્રતિભા બરાબર જળવાવી શકાય ખરી? તો સારી વાત એ નથી કે ભાષાંતર જ કરવું? મૂળ કથામાંનાં જ નામો આવતાં હોય તો શું થયું? સાચું વાતાવરણ અને સાચી અસર વધુ સારી રીતે એમાંથી જ ઉત્પન્ન થાય એમ અમારૂં માનવું છે

**વિધિનાં વિધાનઃ** અનુવાદક; પ્રકાશક: અને કિંમત ઉપર પ્રમાણે.

આ પુસ્તક ઇબ્સનના Warriors at Hegelland નો અનુવાદ છે. "હંસી" વાંચ્યા પહેલાં આ નાટક વાંચ્યું હોય તો ઇબ્સનની શકિત વિષે અથવા અનુવાદની આવડત વિષે આપણે ખાસ કંઇ સારૂં ન બોલી શકીએ. આ નાટક મૂળ મેં વાંચેલ નથી એટલે અનુવાદકે કેટલી છૂટ લીધી હશે તે કહી શકું નહિ, "હંસી" (Wild Duck) મૂળ વાંચેલ છે તે પરથી અનુવાદકની શકિતની મારા પર સારી છાપ પડી છે.

અનુવાદ કરવાની બાબતમાં પુસ્તકની પસંદગીનો ખાસ ખ્યાલ કરવો જોઇએ જે વસ્તુ આપણા સાહિત્યમાં મૌલિક એટલી સારી ન ઉતરી હોય, ન ઉતરી શકી હોય કે ન ઉતરી શકતી હોય તેવાં જ પુસ્તકોનો અનુવાદ થવો જોઇએ. આ પુસ્તકમાં જે વસ્તુ છે, જે પાત્રાલેખનની સુંદરતા અને સચોટતા છે તેવું આપણા સાહિત્યમાં ઉતરી ચૂકેલ છે, એથી અનેક ગણું સારી રીતે ઉતરેલ છે. આપણી જુની રંગભૂમિને લક્ષમાં રાખીને અનુવાદ કરેલ હોવાથી હું ધારૂં છું કે અનુવાદકની એ વિષયમાં પૂરતી આવડતની ખામીને લીધે પુસ્તક સુવાચ્ય નથી અને તેથી પાત્રો મગજપર પડવી જોઇએ તેવી અસર પાડી શકતાં નથી. બધું હોકારા' અને 'દોકારા'માં જ તણાઇ જાય છે તેમાં વળી દમલેસ કાવ્યો વચ્ચે આવી પડવાં એટલી બિચારા મુગા પુસ્તકીન પણ કમબખ્તી બેસાડી દીધી.

**માતર તાલુકાની આર્થિક તપાસઃ**– સંચાલકઃ અધ્યાપક જે. સી. કુમારપ્પા, પ્રકાશકઃ નરહરિ દ્વારકાદાસ પરીખ ગુજરાત વિદ્યાપીઠ અમદાવાદ મૂલ્ય આઠ આના

વિશાળ બગીચા જેવા ગૂજરાતમાં ખેડા એક માતબર જિલ્લો છે અને માતર તાલુકો એમાં સૌથી વિશેષ ફળદ્રુપ છે. ઇ. સ. ૧૯૨૯–૩૦માં ગૂજરાત વિદ્યાપીઠ તરફથી અધ્યાપક અને ગૂજરાત વિદ્યાપીઠના કેટલાક વિદ્યાર્થીઓએ મળી માતર તાલુકાની આવક, જાવક, એનાં કારણો અને પરિણામો અને એ દ્વારા હિન્દુસ્તાનના ખેડુતની આર્થિક સ્થિતિનો બરાબર ખ્યાલ આપવા તપાસ કરી આ એક જ તાલુકાની તપાસ છે પણ આ ઉપરથી એમ લાગે છે કે આવી ઘણી તપાસો અને

હજુ વધુ ઝીણવટથી કરવામાં આવે તો દુનિયામાં ચાલી રહેલાં આજનાં તમામ અર્થશાસ્ત્રનાં પુસ્તકોમાં મોટા ફેરફાર કરવા પડે. આવા સમૃદ્ધ તાલુકાની સ્થિતિ કમકમા ઉપજાવે એવી છે તો દેશના બીજા ભાગોની હાલત કેવી હશે એની સહેજે કલ્પના થઇ શકે.

ગામડે ગામડે ફરી જેટલાં કુટુંબોએ રાજીખુશીથી પોતાની હકીકતો આપી તેના ઉપરથી અને કંઇક સરકારી દફતરો ઉપરથી તારવીને અહીં ટૂંકાણમાં છતાં ઘણી નકકર અને ચોકકસ વિગતો ચીવટતાથી રજુ કરવામાં આવી છે; વાચતા આપણું મગજ ઝડપભેર એની સાથે એ સંબંધે વિચાર કરવા લાગી પડે છે.

આપણા દેશમાં ગરીબી ઘણી જ છે, ખેતીમાં કસ મુદ્દલે નથી, સરકારી કરવેરા ઘણા આકરા છે અને સખ્તાઇથી વસુલ કરવામાં આવે છે એ હકીકતો આપણે વારેવારે બોલીએ છીએ પણ એ બોલની વખતે આપણને પૂરો ખ્યાલ નથી હોતો કે એ ગરીબી એટલે કેટલી ગરીબી, ખેતીમાં કસ નહિ એટલો કસ, કરનો બોજો વધુ એટલે કે કેટલોક વધુ. આપણી સામાજિક રૂઢિઓ આપણું ઘણું ધન ખેંચી જાય છે એમ આપણે બોલીએ છીએ પણ શું ખરેખર એમ છે? આ પુસ્તકના આંકડાઓ ઘણી જ ચોકખી વાતો કહે છે.

થોડાંક અવતરણો નહિ તો સાર આપવાની ઇચ્છા થઇ આવે છે, મૂળ પુસ્તક દરેક વાંચે અને આપણે શા માટે સ્વતંત્ર થવું છે એ એવું ચોકસાઇથી સમજી લે કે કોઇ દિવસ ફિર એની ધૂનમાંથી પાછું ન હઠે.

મરણ પ્રમાણ ઉત્તરોત્તર વધતું જ ગયું છે, તેનું કારણ ખેતીમાં કસ રહ્યો નથી તે છે. પૂરતાં પોષણના અભાવે અને મજૂરી કરવાની ઉંમર બહુ વહેલી શરૂ થઇ જતી હોવાથી જીવનશકિત બહુ વહેલી ખલાસ થઇ જાય છે. અકાળે વૃધ્ધ બનેલ માબાપોનાં બાળકો તો માબાપોથીયે ઉતરતાં કસવાળાં હોય છે.

અહીં ખેડૂતના જીવનની જરૂરિયાતોમાં ખોરાકના ૭૦ ટકા થઇ જાય છે જ્યારે અમેરિકામાં ૫૦ ટકા ખોરાક માટે જાય છે. આનું કારણ એ કે સત્વોમાં ખોરાક ઘણો જ ઉતરતો હોય છે અને મનને મળતાં ખોરાક દ્વારા શરીરને જે શકિત મળે છે તેવું હિંદુસ્તાનના ખેડૂતને માટે નથી રહ્યું. આપણા ખેડૂતને મનનો ખોરાક પૂરો પડી શકે તેવું કયું સાધાન છે?

માત્ર લૂખું સૂકું ખાવું અને સાધારણ ઘરોમાં રહેવું અને કયારેક માંદા પડયે ગરીબડી દવામાં થોડા પૈસા ખરચવા—આટલા જ માટે એક માણસને વરસે ઓછામાં ઓછા સો રૂપીઆ તો જોઇએ જ, એટલે કે સરેરાશ પાંચ માણસના કુટુમ્બના નિભાવ માટે વરસે પાંચસો રૂપિયાની કમાણી થવી જોઇએ. આમાં વૃધ્ધાવસ્થા માટેના કરકસરની તો વાત જ નથી કરી. પણ ખેતીમાં પાંચસોની કમાણીને બદલે ઘણાંને પાંચસોની ખાધ જ ખમવી પડે છે.

આખા તાલુકાની સરાસરી વાર્ષિક આવક કુટુમ્બ દીઠ રૂા. ૬૭ છે. ૧૨૧૫ કુટુમ્બોમાંથી ૮૬૧ કુટુમ્બોને તો ખોટ જ આવતી હોય છે.

સરેરાશ આવક રૂા. ૬૭ જ હોવા છતાં લગ્ન અને મરણના જ પ્રસંગો પાછળ વર્ષે રૂા. ૧૦૧ સરેરાસ ખર્ચાય છે એ જાણી આપણને આપણી મૂર્ખાઇ ઉપર તિરસ્કાર છૂટે પણ લેખક એ પ્રત્યે તિરસ્કાર નથી બતાવતા. એઓ કહે છે કે આટલું તો આપણા શહેરી મધ્યમ વર્ગનાં કુટુમ્બો સિનેમા અને હોટેલોમાં વાપરે છે જ્યારે આ તો એમને માટે આનંદના એક માત્ર પ્રસંગ ઉપર જોઇએ જ.

પણ આને ગામડાની કરજદારીનું કારણ જેમ સરકાર બતાવે છે તેમ આપણે પણ ન કરવા માંડવું. સરકાર આમની પાસેથી શું કર લે છે તે જૂઓ: તમને મહિને સોળ જ રૂપિઆ પગાર મળતો હોય અથવા કહો કે વર્ષે તમારી કમાણી રૂા, ૦૦ હોય અને તમારા ઉપર ઇન્કમટેક્ષ પડે તો? અરે વાર્ષિક રૂા. ૨૦૦૦ ની કમાણી ઉપર ઇન્કમટેક્ષ વ્યાજબી ન ગણવાનાં કારણો રજૂ થએલા છે. પણ ખેડૂતી દાદ સાંભળનાર કોણ? અને ધારો કે તમારી વાર્ષિક રૂા. ૨૦૦૦ ની કમાણી

ઉપર ૬૦૦૦ રૂપિયાનો કર લેવાતો હોય તો? તમે મરવું પસંદ કરો પણ હું ધારૂં છું કે કર તો ન જ ભરો. કર બહુ તો રૂપિયે એક આનો હોઈ શકે, પણ ખેડૂતને તો રૂપિયે (આ તાલુકામાં) પોણા બે રૂપિયા કર દેવાનો હોય છે, આ બધું જલદીથી સમજી જવાય એવી રીતે નથી હોતું પણ અધ્યાપક કુમારપ્પાએ વિધવિધ આંકડાઓ મેળવી તે પરથી તારવી આપ્યું છે તે આવી રીતેઃ એક એકર જમીનના ટૂકડાની કિંમત ૧૦૦ રૂ હોય તો તેવા ટૂકડા ઉપર વાર્ષિક ૪ રૂપિયા સરકાર મહેસૂલ તરીકે માગે એટલે કે જો ૧૦૦ રૂપિયા ઉપર વ્યાજ ૬ રૂા. મળતું હોય તો તે ૬ રૂપિયાની આવક ઉપર ચાર રૂપિયા, એટલે કે કમાણીના ૬૬ ટકા સરકારને આપવા. પણ આ તો સામાન્ય સ્થિતિની વાત થઇ, ઘણાં ભાગમાં તો ૧૦૦ રૂપિયાની કિંમતની જમીન ઉપર દશ રૂપિયા મહેસૂલ આપવાનું નીકળતું હોય છે

આ મહેસૂલની વસૂલાતના હપ્તા એવી રીતે ગોઠવેલા હોય છે કે જ્યારે માલ ખેતરમાંથી ઘરમાં ન પહોંચ્યો હોય, એટલે સતામણીથી ડરી ખેડૂત શાહુકાર કે કાંધિયાઓ પાસેથી પૈસા લઇને સરકારને ભરે અને પછી માલ તો ઘર ખર્ચમાં ચટણી થઇ જાય એટલો જ હોવાથી શાહુકારનું દેણું ઉભું જ રહ્યું હોય છે. આ ઉપરથી એ ચોકખું થાય છે કે આવક પર કર નાખવાને બદલે મૂડી પર કર નાખવાથી એ કર આવક કરતાં વધી જાય છે અને એવો કર ભરતાં ખેડૂતને ઊંડા કરજમાં ઉતરવું પડે છે.

અને આટલા જબરા કરના બદલામાં સરકાર લોકોને આપે છે શું? નહિ નિશાળની સગવડ, નહિ દવાની સગવડ, નહિ પાણીની સગવડ, નહિ રક્ષણ કે નહિ ટપાલ; આપે છે કેવળ મૂખી–પટેલો મારફત ત્રાસ અને મામલતદાર–ફોજદાર કે બડા લાટ માટે વેઠ.

આજ સુધી આપણને બધા સમજાવતા આવ્યા છે કે હિંદુસ્તાનની માથા દીઠ સરેરાશ આવક રોજના પાંચ પૈસા છે, સાત પૈસા છે, ચાર આના છે ઇત્યાદિ. પણ આ તપાસને અંતે એવું જણાયું છે કે થોડા લાખોપતિઓને બાદ કરવાં માટે ગામડાંમાંથી જ જો સરાસરી તારવવામાં આવે તો વધુમાં વધુ સાત પાઇ આવી શકે સાત પાઇમાં માણસ બાદશાહીથી રહી તો શકે જ.

લેખકે ઘણાં સુંદર અને ઉપયોગી સૂચનો કર્યાં છે. સરખી રીતે, સારી રીતે ખાતાંપીતાં અને રહેતાં જે વધે તેના ઉપર સરકારી કર પડે તેવું કરવું ધોરણ હોવું જોઇએ જો કે આજે તો ખેડૂતોની એ સ્થિતિ છે કે મોટા ભાગને ખાવાપીવા માટે સૂકો રોટલો મળે તેટલું જ ખેતરમાંથી મળે છે અને અને ઘણી વાર આ મોટા ભાગે જો આગલા પાંચ વર્ષ કંઇ બચાવ્યુ હોય તો એ યે ગૂમાવવું પડે. ત્યારે સૂકો રોટલો કાઢવાની તો વાત કયાં જ રહી?

છતાં આવી ખેતીને ખેડૂતો કેમ વળગી રહ્યા છે! હા ખરૂં છે, પણ તો બીજું કરે શું? અને હાથમાં કંઇક જમીન હોય તો એ એક પ્રકારની આબરૂ પણ છે ના! આબરૂ ખાતર માણસ જાન પણ નથી દેતો! એક શાખ જાળવવા ખાતર માણસ શું કરવા તૈયાર ન થાય?

લેખકે કેવળ પોતાની જ તપાસ ઉપર આધાર રાખીને બધા નિર્ણયો નથી આપ્યા. હિંદુસ્તાનમાં અને બીજા પ્રાંતોમાં જ્યાં જ્યાં આવી રીતની કંઇક તપાસ થએલ હોય તેના પૂરાવા ઉપરથી પોતાના નિર્ણયોને પાકા કર્યા છે. પ્રકરણોની શરૂઆતમાં જુના શાસ્ત્રોમાંથી ચૂંટી કાઢેલા રાજા અને ખેડૂતના સંબંધમાં સુંદર શ્લોકો ટાંકીને પ્રકરણ તરફ આપણને અભિમુખ કરવાનો પ્રયત્ન કર્યો છે.

પુસ્તકના અવલોકનમાં આખું પુસ્તક તો કેવી રીતે રજુ કરી શકાય પણ સૌને એ વાંચવાનો આગ્રહ છે અને એવી બીજા તાલુકાઓની તપાસો પણ થવી જરૂરી જણાય છે.

**વિહંગમઃ** (ભારતીય સહિત્ય પરિષદનું મરાઠી મુખપત્ર) સંપાદકઃ યાદવ મુકુન્દ પાઠક એમ. એ. એલ. એલ. બી. સુવિચાર પ્રકાશક મંડળ લિ. નાગપૂર. વાર્ષિક લવાજમ રૂા. ત્રણ.

છેલ્લા આઠ મહિનાથી આ મરાઠી માસિકનું સંચાલન ભારતીય સાહિત્ય પરિષદની મહારાષ્ટ્ર શાખાએ પોતાને હસ્તક લીધું છે. આ આઠે માસના અંકો જોતાં અમને લાગે છે કે આ થોડા ગાળામાં પણ આ માસિકે મરાઠી ઉચ્ચ કોટીના માસિકોમાં પોતાનું સ્થાન પ્રાપ્ત કરી લીધું છે. આ માસિકના સંપાદકીય સલાહકારોમાં પ્રખ્યાત નવલકથાકાર શ્રી. વામન મલ્હાર જોષી; શ્રી. કાકાસાહેબ કાલેલકર, શ્રી. વરેરકર વગેરે છે. અને તેથી ઉત્તમ વિચારપૂર્ણ લેખો આપણે આ માસિકમાં જોઇ શકીએ છીએ.

આ માસિકની ખાસિયત એ છે કે મરાઠી સ્વતંત્ર લેખો ઉપરાંત આ માસિકમાં હિંદી ગુજરાતી, બંગાળી અંગ્રેજી વગેરે ભાષાઓના ઉત્તમ લેખોના ઉત્તમ લેખકોએ કરેલા તરજુમા પણ આવે છે. સામાન્ય રીતે તરજુમાની અંદર એક ખામી એ હોય છે કે મૂળ લેખનાં જેટલું ભાષાનું જોમ તરજુમામાં સ્હેજે નથી ઊતરી શકતું પણ અમારે આનંદ સાથે કહેવું જોઇએ કે આ માસિકમાં આવતા તરજુમાઓમાં કયાં યે એ દોષ નજરે નથી પડતો. દાખલા તરીકે શ્રી. કાકાસાહેબ દર મહિને આ માસિકમાં સીરિયાના મહાન કવિ ખલિલ ગિબ્રાનના વિચાર વમળનું દર્શન કરાવે છે. એમનો આ તરજુમો તરજુમો છે એમ જો ઉપર લખ્યું ન હોય તો ખબર પણ ન પડે એટલો સહજ ભાષામાં લખેલો હોય છે. અને દરેક વિચાર-કંડિકાને અંતે એમણે કૌંસમાં લખેલ સમાલોચના તો કેટલીકવાર મૂળ વિચાર કરતાં પણ ચઢી જાય છે.

આ માસિકના છેલ્લા (જુન) અંકમાં આવેલ બે લેખો તરફ વાંચકનું અમે ખાસ લક્ષ ખેંચીએ છીએ, એક તો પ્રખ્યાત નાટકકાર જેમ્સ બૅરીનું ચરિત્ર અને બીજુ "'અ'ની બારખડી" વાળા ચર્ચાપત્રો. પહેલાંની અંદર ટૂંકમાં આપણને લેખકની ઉત્તમ ઓળખ કરાવી આપી છે અને બીજામાં શ્રી. બનહટ્ટી અને શ્રી. કાલેલકરના સ્વરયોજના વિષેના અભ્યાસપૂર્ણ વિચારો ચર્ચાના રૂપમાં જાણવાના મળે છે.

આ માસિકનો "પ્રાસંગિક" વિભાગ અમને ખૂબ ગમ્યો. માસિકના તંત્રી પાસે આવતાં પુસ્તકો વિષે સમાલોચના લખીને જ તંત્રીએ બેઠા ન રહેવું જોઇએ એ આ તંત્રી બરાબર સમજતા લાગે છે. આ વિભાગમાં સારાં સારાં નવાં અંગ્રેજી પુસ્તકોની, પરપ્રાંતનાં બીજાં પુસ્તકોનો સમાલોચનાઓ અને બીજી એવી માહિતી આપવામાં આવે છે.

પણ આટલા વખાણ કર્યા પછી અમારે તંત્રીને એક નમ્ર સૂચના કરવાની છે કે એમણે વિચારવાન સાહિત્ય તરફ જેટલું લક્ષ આપ્યું છે તેટલું લઘુકથા વિભાગ તરફ અને કાવ્ય વિભાગ તરફ લક્ષ નથી આપ્યું લાગતું.

પણ એકંદરે આ માસિક પહેલી પંક્તિમાં બેસે તેવું છે.

The Indian Readers Digest: પ્રકાશક : યશવંત કંપની, એલ્ફીન્સ્ટન સર્કલ, ફોર્ટ, મુંબઈ. વાર્ષિક લવાજમ રૂ. પાંચ.

અંગ્રેજી માસિકોના પરિચયમાં રહેનાર વાંચકોએ અમેરીકાના પ્રખ્યાત માસિક " રીડર્સ ડાયજેસ્ટ "નું નામ તો સાંભળ્યું જ હશે. શ્રી. વામનરાવ કમાડીએ એ જ ભૂમિકા ઉપર હિંદુસ્તાનના વાંચકો માટે ઉપરનું માસિક શરૂ કર્યું છે.

આજનો જમાનો એટલો ઝડપથી દોડયો જાય છે અને એમાં એટલાં બધાં સાપ્તાહિકો, માસિકો અને વર્તમાનપત્રોનો ધોધ વહ્યો જાય છે કે જમાનાની સાથે રહેવું અને બધાં પ્રકાશનો ઉપર નજર ફેરવવી એ લગભગ અશકય જેવું થઇ પડયું છે. અને છતાં જમાના સાથે રહેવું હોય તો કોને શું કહેવું છે એ જાણ્યા વગર ચાલે એમ જ નથી. એટલે આવી સ્થિતિમાં અમે માનીએ છીએ કે ઉપરનું માસિક હિંદી વાંચકોને માટે ઘણું જ ઉપયોગી નીવડશે.

આ માસિકની અંદર જુદા જુદા, હિંદના તેમજ પરદેશના માસિકોમાં આવેલા સારા સારા લેખોનો સારાંશ અથવા તો ઉતારા આપવામાં આવે છે. હિંદી વાંચકોને રૂચીકર એવી બધી માહિતી-રાજકીય, સામા-

છ્ક વગેરે બધી જાતની-સારા સારા માસિકોમાંથી ભેગી કરેલી આમ આપણને તૈયાર મળે છે. ઉપરાંત આ માસિકમાં પરદેશના છાપાંઓમાં આવતાં વ્યંગચિત્રો, નવી શોધો, ભારતીય આગેવાનોનાં રેખાચિત્રો વગેરે અનેક ઉપયુક્ત માહિતી આપવામાં આવે છે

આ માસિક વાંચકોને, દેશમાં અને પરદેશમાં ચાલતી ઉથલ પાથલો, અને 'નવા જમાનાના વિચારોથી પરિચિત રાખવામા ઘણું જ ઉપયોગી થઇ પડશે એમ અમને લાગે છે.

**વૈદ્ય કલ્પતરૂ** તંત્રી રવીશંકર જટાશંકર ત્રિવેદી ગુજરાત ફાર્મસી, ગાંધીરોડ અમદાવાદ. લવાજમ રૂ. ત્રણ.

બ્લડ પ્રેશરના દર્દીઓ હાલમાં ઘણાં જોવામાં આવે છે. આ રોગ સ્વતંત્ર છે કે બીજા રોગનું ચિન્હ છે, એ એક પ્રશ્ન છે. તેમજ દાકતરો સમજાવે છે, એવું ભયંકર અને અસાધ્ય દરદ પણ નથી. પરંતુ સમાજની ખાનપાનની બેદરકારી તેમજ પ્રતિકૂળ વર્તનોથી આ દરદ થઇ આવે છે. અને દાકતરો દરદનું સ્વરૂપ સમજાવતાં દર્દી તેને જીવલેણ દર્દ માની લે છે. જેનું નુકશાન દર્દીને સહન કરવું પડે છે. આ બાબતનુ બધું રહસ્ય આ અંકમાં આપવામાં આવ્યું છે. શરૂઆતમાં બ્લડપ્રેશરનો ખાસ અંક કાઢવાનું કારણ દર્શાવ્યું છે. તે પછી આ દરદનું એલોપેથિક અને આયુર્વેદીક રીતે સવિસ્તર વર્ણન આપેલું છે.

તેમજ તંત્રી તરફથી નોંધરૂપે જનતાને ઉપયોગી થાય એવા સુચનાઓ સાથે દરદ થવાનાં કારણ, લક્ષણ, તેના કુદરતી અને આયુર્વેદિક ઉપાયો બતાવવામાં આવ્યા છે. તે ઉપરાંત બે દર્દીઓનું વર્ણન પણ કરવામાં આવ્યું છે. જે વાંચવાથી આપણને સચોટ અસર થાય છે બીજા અનુભવી વિદ્વાન વૈદ્યોની અનુભવી નોંધ પણ આપવામાં આવી છે.

આયુર્વેદના અભ્યાસીઓને આ અંક ખૂબ ઉપયોગી થઇ પડશે. સામાન્ય વાંચકવર્ગને પણ આમાંથી ઘણી કિંમતી સૂચનાઓ મળી રહેશે આ અંક સૌએ વાંચવો ઘટે.

અંકની સાઇઝ રોયલ, ૫૬ પાનાં, ૫ રંગીન ચિત્રો ૩ સાદા ચિત્રો સાથે કિંમત ફક્ત ૦-૮-૦

## જન્માષ્ટમી અંકો

જન્માષ્ટમી પ્રસંગે આપણા કેટલાક સામયીકો કૃષ્ણ જીવન ઉપર જૂદી જૂદી વિવેચના કરતા અંકો બહાર પાડે છે. આ વખતે ગુજરાતી, બે ઘડી મોજ, નવસર્જન, સ્ત્રી શકિત, વગેરે એ જન્માષ્ટમી અંકો બહાર પાડયા છે. એ બધામાં વિવિધતા સારી રીતે જોવામાં આવે છે. 'ગુજરાતી' એ શિરસ્તા મુજબ ગંભીર લેખો અને કાવ્યો આપ્યા છે. 'બે ઘડી મોજે' કૃષ્ણજીવનને સ્પર્શતા લેખો સાથે થોડુંક અન્ય તરેહનું વિવિધતાભર્યું વાંચન આપ્યુ છે.

'નવસર્જને' આપેલ કૃષ્ણદાસયાંક તદ્દન નવીજ ભાત પાડે છે. શ્રીકૃષ્ણના જીવનમાથી અમુક પ્રસંગ ઉપાડી એને રમુજી શૈલિમાં વર્ણવ્યા છે. આજ અંકથી એ પાક્ષિકમાંથી અઠવાડિક બને છે. એણે સાધેલી ઉત્તરોત્તર પ્રગતિ માટે અમારા અભિનંદન.

'સ્ત્રી શકિત' નો આ બીજો 'જન્માષ્ટમી અંક' છે. અગાઉના અંક કરતા કેટલીક બાબતોમાં આ અંક વધુ સુંદર બન્યો છે. પૂંઠા ઉપરનું ચિત્ર ન મૂક્યું હોત તો વધુ સારૂં હતું. લેખન સામગ્રી એકંદરે વૈવિધ્યભરી અને ઉપયોગી સંગ્રાહેલી છે.

**કલ્યાણ** : તંત્રી હનુમાનપ્રસાદ પોદ્દાર, ગોરખપુર.

'સંત અંક' ગોરખપુરથી પ્રસિદ્ધ થતા 'કલ્યાણે' ખાસ અંકો દ્વારા એટલી પ્રખ્યાતી મેળવી છે કે 'ખાસ અંક' તો કલ્યાણના એ પ્રશંસાવાકય કહેવત જેવું બની ગયું છે. ચાલુ વરસે 'સંત અંક' બહાર પાડીને એ ખ્યાતિમા ઓર વધારો કર્યો છે.

૮૭૪ પાના, ૬૧ બહુરંગી ૭૪ બે રંગી અને ૪૦૫ એક રંગી. આટલો સમૃદ્ધ અંક! ખરેખર આપણા સંત મહાત્માઓના 'એન સાઈકલોપીડીયા' જેવો આ એક અંક જ બાર મહિનાનુ વાચન પુરૂં પાડે છે. રૂા. ૪-૩-૦ જેવા મામુલી લવાજમમા આ અંક કોઇપણ ધર્મપ્રેમી, સાહિત્ય રસીક વાચક સંગ્રહવો ન ચૂકે.

## : અનુક્રમ :



આ અંક છુટક કિંમતે મળી શકશે નહિ.



# નવલકથા અંક

ખૂબ મોડું થવા છતાં આ અંક પ્રગટ કરતાં અમને આનંદ થાય છે. દોઢસો પાનાની આ સળંગ નવલકથામાં જે શાંત અને ગંભીર ભાવો વહી રહ્યા છે તે વાચકના મનને અંત સુધી પકડી રાખશે એ વિષે અમને સંદેહ નથી.

આ નવલને પુસ્તકાકારે પણ બહાર પાડવાનો અમારો વિચાર છે એ વખતે મૂળ લેખક નેથેનિયલ હોથોર્નના જીવન વિષે અને આ નવલની વિશિષ્ટતા તથા ગહનતા વિષે શ્રી. વિશ્વનાથ ભટ્ટ સવિસ્તર લખવાના છે એટલે આ અંકમાં એ માટે કાંઈ નથી લખ્યું. આશા છે કે ગ્રાહકોને આ નવલકથા ખૂબ ગમશે.

સંપાદક

'ઊર્મિ'

મુદ્રક : ધનશંકર કૃ. શુકલ : પ્રભાત પ્રેસ, ડેન્સો હૉલ, કરાચી
પ્રકાશક : સુરેશ શ. બાબરીયા : ઊર્મિ કાર્યાલય, ડેન્સો હૉલ, કરાચી



* વર્ષ છઠ્ઠું * * સપ્ટેમ્બર-ઑકટોમ્બર ૧૯૩૭ * * અંક નવ-દસ *

# નવલકથા

[ એક દુર્દાન્ત સામાજીક શકિત ]

શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

જ્યારે ઋષિએ કહ્યું કે **आत्मानं विजानीयात्** ત્યારે હાડચામવાળું શરીર અને જિંદગીને સ્વર્ગ કે નરક કરી નાંખનાર સારી કે નરસી ભાવનાઓ કોરે મૂકતા માણસમાં જે કંઈ નિરાકાર અને નિર્ગુણ વસ્તુ બચે છે તેનું જ જ્ઞાન મેળવી લો એવું તો એણે નહિ જ કહ્યું હોય. ગણિતમાં જેમ અસંખ્ય સંખ્યાઓમાં એકનો ગુણક (factor) હોય જ છે તેમ આત્મા બધે છે જ. ગણિતમાં કોઇ પણ સંખ્યામાંથી એકનો ગુણક કાઢી નાખ્યો હોય કે ઉમેર્યો હોય તોયે દાખલાઓ હળવા કે અઘરા થતા નથી તેમજ જીવનમાંથી નિરાકાર નિર્ગુણ આત્માને ઓળખ્યો તોયે શું અને ન ઓળખ્યો તોયે શું તેથી કંઈ આપણી જીવનસિદ્ધિમાં ફેર પડવાનો નથી. એ આત્મા જ્યારે અનેક જાતના સંકલ્પ વિકલ્પો લઇને સ્થૂળ કે સૂક્ષ્મ શરીરમાં પ્રવેશ કરે છે ત્યારે એની બધી શક્તિઓનો પરિચય થવા માંડે છે. ઇશ્વર વગરની સૃષ્ટિ શૂન્યરૂપ છે એમ કહેવામાં આવે છે. એ જ પ્રમાણે આત્મા વગરનું શરીર પણ મીંડા જેવું હોય, પણ ગણિતમાં જેમ મીંડાને કારણે જ એકની સંખ્યા દશગણી થાય છે તેમ જ કર્મના સાધનરૂપ આ શરીરમાં પ્રવેશ કર્યા પછી જ આત્માને પણ કિંમત આવે છે.

માટે જો અધ્યયન કરવા લાયક વસ્તુ હોય તો તે કેવળ આત્મા નહિ પણ આત્માના જોરે ચાલતી અને વિકસતી આપણ જિંદગી જ છે. એ જિંદગીનું અધ્યયન અનેક શાસ્ત્રોએ કર્યું છે, પણ શાસ્ત્રોને અડપલાં કરનાર છોકરાની પેઠે ચીરફાડ કરવાની ટેવ હોય છે. પૃથક્કરણ કર્યા વગર શાસ્ત્રોનુ ભેજું ચાલતું જ નથી. અખંડ જીવનનો એકસામટો જો કોઇ વિચાર કરતું હોય તો એ કાં તો કવિ કરે છે અથવા નવલકથાકાર.

શાસ્ત્રો જ્યારે પ્રવૃત્ત થાય છે ત્યારે આંખે પાટા બાંધી આંધળા થયેલા ભેરૂની પેઠે દરેક ચીજને અડીઅડીને એનાં અવયવો તપાસે છે જ્યારે કવિ કે કલાકાર જીવન ઉપર અમૂક દર્શને પ્રકાશ પાડી આખા દૃશ્યને પ્રત્યક્ષ કરી લે છે. કવિ આગળ સપ્તભંગી ન્યાય

નથી હોતો. એ જે જુએ છે તે એકસામટું જુએ છે. કવિને કેવળજ્ઞાન ભલે ન થતું હોય પણ જે થાય છે તે એકસામટું અને સર્વાંગીણ થાય છે, એટલે જ કવિને દ્રષ્ટા કહે છે.

માણસને બીજા બધા વિષયોમાં અને શાસ્ત્રોમાં રસ પડે કે ન પડે એને પોતામાં તો રસ પડવો જ જોઇએ. એટલા માટે જ તો પોતાના વખાણ નરી ખુશામત છે એમ જાણતાં છતાં તે માણસ રસપૂર્વક સાંભળતાં ધરાતો જ નથી. પણ આ તો પ્રાકૃત માણસની વાત થઇ. માણસને પોતાનામાં રસ છે તે એથીયે ઊંડો છે. ઇશ્વરે માણસને બુદ્ધિ આપી પણ તે પૂરતી ન આપી એટલે માણસ હંમેશા મૂંઝાયેલો જ રહે છે. જેટલાં કામ બીજા ઉપર સોંપી શકાય તે બધાં માટે કારભારી નીમી માણસ નિરાંત મેળવી શકે છે પણ જીવવાનું તો પોતાને જ માથે આવે છે. એને માટે કોઈ અવેજી નહિ ચાલે. એટલે જીવવાની મૂંઝવણ કેમ દૂર કરવી એ સવાલ હંમેશ અકળાવનારો હોય છે એ મૂંઝવણ જો કોઇ દૂર કરી શકે તો માણસ એનો હંમેશને માટે કૃતજ્ઞ રહે છે.

અને જો મૂંઝવણ દૂર ન થતી હોય તો, ઓછામાં ઓછું એ મૂંઝવણ ભૂલી જવાની યુક્તિ કોઇ બતાવતું હોય તોયે એ નાનીસૂની સગવડ નથી. નવલકથાકાર આ બન્ને રીતે ઉપયોગી થઇ શકે છે. ડોઠ રાજપુત્રોને રાજકારણનો પાઠ આપવા માટે પંડિત વિષ્ણુશર્માએ કાગડા બિલાડાની, વાઘ અને વરુની વાર્તાઓ ગોઠવી કાઢી. પણ મૂંઝાયેલા માણસને આખા જીવન પરત્વે જો સૂઝ પમાડવી હોય અથવા મૂંઝવણ ભુલાવવી હોય તો એને માટે માણસના જીવનની સાચી કે જૂઠી, વાસ્તવિક કે અદ્‌ભુત વાર્તા જોડી કાઢયે જ છૂટકો.

આ શોધ થઈ અને પુરાણો લખાયાં. આ શોધ થઇ અને મહાકાવ્યો રચાયાં. આ શોધ થઇ અને તવારીખો નોંધાઇ અને આ શોધ જ્યારે પાકી થઇ ત્યારે જ નવલકથાઓની સૃષ્ટિ તૈયાર કરનાર વિશ્વામિત્રોનો વર્ગ પેદા થયો.

દરેક નવલકથા મનુષ્યજીવનની અથવા માનવી કલ્પનાની એક સ્મરણયાત્રા છે. એમાં સાચા અથવા કાલ્પનિક જીવનનું પુનરાવલોકન કરેલું હોય છે. તેથી જ માણસને આ વિશિષ્ટ સાહિત્યકૃતિમાં આટલો બધો રસ છૂટે છે.

હવે આશ્ચર્ય અને દુઃખની વાત તો એ છે કે આટલી મહત્તા હોવા છતાં નવલકથાકાર જેવો બેજવાબદાર માણસ બીજો કોઇ ન હોઇ શકે. એ ગમે તેવાં ચિત્રો ઊભાં કરે છે, ગમે ત્યાં સંબંધ બાંધી આપે છે. જૂઠાણું તો એની મોટામાં મોટી મૂડી અને છતાં એ મૂડી ઉપર એણે સત્યનો વેપાર કરવાનો હોય છે. દુનિયાના દુનિયાદારી લોકો કરતાં આ પ્રયોગ તદ્દન ઊલટો છે. દુનિયાદારી માણસ સત્યનું બહાનું કરી જૂઠાણું ચલાવે છે જ્યારે ઉત્તમ નવલકથાકાર હડહડતું જૂઠાણું ચોકો આગળ પીરસી એમાંથી એ સત્યનો જ વેપાર ચલાવે છે. આમાં જો ભૂલેચૂકે મૂડી તરીકે અણછાંટેલી વાસ્તવિક સત્ય બીના એ રજૂ કરે તો એની કળાને ઝાંખપ જ લાગે વાસ્તવિક દુનિયામાંથી અનેક તત્ત્વો અનેક ઠેકાણેથી ભેગાં કરી તેનાં સ્વતંત્ર ચિત્રો જ એણે ઊભાં કરવાં જોઇએ. કોઇ વિશિષ્ટ વ્યક્તિને નજર આગળ રાખી જો નવલકથાકાર એને જ વર્ણવવા બેસે તો એને હાથે કલાકૃતિ નિર્માણ થાય જ નહિ. અમુક વસ્તુ લેવી અને અમુક વસ્તુ છોડી દેવી- એ હાનોપાદાન જે ન કરી શકે તે કળાકાર જ નથી. તિરસ્કાર અને પુરસ્કાર એ તો કળાનો આત્મા છે.

કવિ અને કળાકાર વ્યક્તિનાં ચિત્રો ચીતરે છે અને એમને જીવતા કરે છે પણ દરેક ચિત્ર એ એક એક સંપૂર્ણ નમૂનો એટલે કે ટાઈપ હોય છે. અને એ ટાઈપ મનુષ્યસ્વભાવ અને યુગસ્થિતિને જ્યારે અનુરૂપ હોય છે ત્યારે જનતા એને અસાધારણ આવકાર આપે છે. નવલકથાકારની સફળતા આવા ટાઈપ નિર્માણ કરવામાં જ હોય છે.

હું માનું છું કે નવલકથાનું તંત્ર અને એનો આદર્શ આ છેલ્લાં પચાસ વર્ષમાં બહુ સુધર્યાં છે. પ્રાચીન કાળની કેટલીક નવલકથાઓ અમરકૃતિઓ છે એ ખરું છે અને આજે ઢગલાબંધ નવલકથાઓ કચરો માલ હોય છે એ પણ ખરું છે પણ સામાન્યપણે જોતાં સ્પષ્ટ દેખાશે કે નવલકથાનો આદર્શ તો ખૂબ જ ઊંચે ચઢયો છે.

પહેલી વાત એ છે કે નવલકથાકારે મનુષ્યસ્વભાવનું

અને સામાજિક જીવનનું ઊંડામાં ઊંડું જ્ઞાન મેળવવું જોઈએ એ આદર્શ પહેલાંના કરતાં જેટલો વધુ આકરો થયો છે તેટલો તે વધારે પળાય પણ છે. જૂના જમાનાના નવલકથાકારો મનુષ્યસ્વભાવથી ગમે તેટલા પરિચિત હોય તોયે સમાજવ્યાપારનું શાસ્ત્ર આજના જેટલું જાણતા ન હતા. સ્વભાવચિત્રણમાં અસાધારણ કળા બતાવતાં છતાં અને ઘટના પરિપોષ અદ્‌ભુત રીતે ખીલવતાં છતાં એમના સ્વભાવ–ચિત્રો અપરિવર્તનશીલ અથવા સ્થાયી (static) જ રહેતાં. જે પાપી છે તે પોતાના પાપનાં પરાક્રમો અનેક રીતે કરી બતાવે અને નિયતિના નિયમ પ્રમાણે એનાં ફળ પણ ભોગવે છતાં એનો સ્વભાવ એનો એ જ રહેતો. અથવા જો એને ઉપરતિ થાય તો તુલસીદાસ કે વાલ્મીકિની પેઠે તે એકાએક અને ક્ષણમાં જ પૂરેપૂરી થઈ જતી. મનુષ્યપ્રાણી સત્ અને અસત્‌નો બનેલો છે. એના જીવનમાં બંને તત્ત્વો સરખાં જ સનાતન છે. ફક્ત એ બેમાં આરોહ અને અવરોહ ચાલ્યાં કરે છે. અને એનું જ સંગીત રજૂ કરવું એમાં નવલકારની કળાનો ઉત્કર્ષ છે એ હવે વધુ ને વધુ સ્પષ્ટ થતું જાય છે. અને તેથી જ નવલકથાઓ લોકકેળવણીમાં આટલો મહત્ત્વનો ભાગ ભજવી શકી છે.

પણ આ તો થઈ અર્વાચીન નવલકથાની વાત. પ્રાચીન ઋષિમુનિ જેવા સમાજહિતૈષી, અને ભૂત, ભવિષ્ય અને વર્તમાનની ગતિવિધિ જાણનારા ત્રિકાલજ્ઞ નવલકારોને જ આ વર્ણન લાગુ પડે છે. પણ આજે નવલસૃષ્ટિમાં સંતતિનિયમનનો કાયદો લાગુ નથી એટલે નબળી, રોગી અને ભયાનક ઝેરથી ભરેલી એવી પ્રજાનો ફાલ ખૂબ જ વધવા માંડયો છે. શુદ્ધ ખોરાક ઉચ્ચ વર્ણના જ લોકોને મળે, નીચલા વર્ણના લોકો એઠો, વાસી અને નિઃસત્ત્વ ખોરાક જ ખાય એવી જેમ સ્થિતિ છે તેવી જ રીતે જે લોકોને સંસ્કારની કેળવણી મળી છે તેમને જ સારું સાહિત્ય વાંચવાને મળે છે. અસંસ્કારી લોકો શું વાંચે છે, શું વિચારે છે અથવા કેવો બૌદ્ધિક નશો કરે છે એની દરકાર નથી સરકારને અને નથી સમાજના ધુરીણોને. આજના જેવી અરાજક અવ્યવસ્થા અને બેદરકાર બેજવાબદારી ભૂતકાળમાં હતાં કે નહિ એ વિષે તપાસ જ કરવી પડે, અને આશ્ચર્ય તો એ છે કે આ બધી બેદરકારી મુદ્રણસ્વાતંત્ર્ય અને વાચનસ્વાતંત્ર્યના પવિત્ર હક્ક તરીકે મનાવાય છે.

પણ સામાજિક બેદરકારીના પાપ એકેકેએક વર્ગને ભોગવવાં પડે છે. એકવાર આદર્શ ઊતર્યો એટલે ભર્તૃહરિએ કંગાળની સ્થિતિ વર્ણવી છે તેવી દશા થઈ જાય છે. સામાજિક સડો વર્ણવવાની હોંશ પૂરી પાડવા માટે જૂના કાળમાં મડાપચ્ચીસી અને સુડાબહોતેરી લખાયાં હતાં. એ સાહિત્યના વંશજો આજે કેટલાક પ્રતિષ્ઠિત સાક્ષરોની કલમમાંથી ઊતર્યા છે. આ નવા અવતાર ભાષાની સુઘડતામાં, કળાના ઓપમાં અને સડાને પણ શણગારવામાં ભારે સફળતા મેળવી શક્યા છે એ વિષે શંકા નથી. પણ તે જ કારણે એમનું ઝેર વધારે જીવલેણ બની ગયું છે. આદર્શ તૂટ્યા પછી દરેક જાતની રૂપાળી વિચારસરણી સાચી અને હિતકર છે એવો ભ્રમ પેદા થાય છે અને પછી નબળા લોકોના વિલાસની પેઠે સમાજક્ષયને નોતરે છે.

છડેચોક અશ્લીલતા જેમાં ભરેલી છે એવી નવલકથાઓથી હું એટલો ડરતો નથી. વિકૃત અભિરુચિવાળા લોકો ભલે એને રસપૂર્વક વાંચે અને પોતાના મગજને કોહવા દે પણ એથી સામાજિક આદર્શ નબળો પડતો નથી. કેમકે સંસ્કારી વ્યક્તિઓને આકર્ષવાને બદલે એ જુગુપ્સા જ પેદા કરે છે પણ જ્યારે દરેક જાતની નબળાઈનો આકર્ષક શબ્દોમાં બચાવ કરવામાં આવે છે અને વિકારી કામુકતાને રસિકતાના, કલાના, અથવા આનંદના આદર્શ સ્વરૂપ તરીકે બતાવવામાં આવે છે. ત્યારે જ સમાજ અવળે રસ્તે જાય છે. અને સામાજિક જીવનના મૂળિયાં જ સડવા માંડે છે.

જૂની રૂઢિઓ અવશ્ય તોડો કૃત્રિમ બંધનોને જરૂર ફજેત કરો. ઉચ્ચ આદર્શવાદ નીચે સેવાતો દંભ જરૂર ઉઘાડો પાડો અને મનુષ્યકૃતિની વાસ્તવિકતાનું મહત્ત્વ ગમે તેટલું પ્રસ્થાપિત કરો તેમાં વાંધો નથી પણ અનાચારને સદાચાર તરીકે રજૂ નહિ કરતાં. નબળાઈને જ મનુષ્યસ્વભાવ તરીકે માન્યતા નહિ આપતાં. Justifying weakness and beautifying passions એ નથી કળા અને નથી સમાજસેવા.

આજકાલ મનોવિશ્લેષણ (Psycho-analysis) કરીને એક શાસ્ત્ર જાગ્યું છે. રોગી મનની ચિકિત્સા

કરવા એ અવતર્યું છે. એને કારણે સમાજશુદ્ધિ કેટલી થઇ છે તે તો ભગવાન જાણે પણ પહેલાના કરતાં આજકાલ માનસિક વિકૃતિઓના દાખલાઓ વધવા માંડ્યા છે એટલું યુગલક્ષણ સ્પષ્ટ દેખાય છે.

જૂના વખતમાં ચિત્રોમાં શું અને કપડામાં શું, સામાન્ય સાદા રંગો જ વપરાતા, આજકાલ જાતજાતના રંગોના મિશ્રણથી એટલા બધા નવા નવા રંગો પેદા થયા છે કે ભગવાનની પેઠે એ રંગો પણ કહી શકે છે કે **नास्त्यन्तो विस्तरस्य** मे. એવી જ રીતે મનોવિશ્લેષણ કરતાં કરતાં વૃત્તિઓ, એમની વિકૃતિઓ અને એમનાં મિશ્રણો અને સંમિશ્રણો એટલાં બધાં વધી પડ્યાં છે કે આ ચક્રવ્યૂહોમાંથી સદાચાર, સદ્‌વાસના અને તમામ વાસનાઓમાંથી મુક્ત થવાની મુમુક્ષા કેમ બહાર નીકળી શકે એ એક ચિંતાનો વિષય થઇ પડ્યો છે.

પણ કોક કોક વાર એમ દેખાઇ આવે છે કે મુંબઇના છોકરાઓ જેમ બોરીબંદરના કે કવીન્સરોડના રસ્તા ઉપર થઇને જેમ સહેજે સહીસલામત પસાર થાય છે અને બહારગામથી આવેલા લોકોને આશ્ચર્ય પમાડે છે તેવી રીતે જ રીતે આ વાસનાઓના હુલ્લડમાંથી નવલકથાના નાયકો અને નાયિકાઓ જરાયે અકળાયા વગર પોતાનો માર્ગ કાઢી લેતા જોઇ આશ્ચર્ય થાય છે.

જૂના કળાકારો ઘટનાવાળી અદ્‌ભુતતામાંથી આપણને રસ પમાડતા. જાદુ, મંત્ર, ભૂત, પિશાચ અને રાક્ષસ બધાને લઇ આવી રોમાંચ ઊભા કરતા. ત્યાર પછી ચતુરાઇ અને કાવતરાના પ્રસંગો ઊભા કરી અથવા દૈવની વિચિત્ર લીલાઓ વર્ણવી એ જ નશો પૂરો પડાતો. હવે આ બંને બાબતમાં લોકો ધરાયા હશે તેથી, અથવા લાગણીઓ બુઠ્ઠી થઇ હશે તેથી, કળાકારોએ દિશા ફેરવી છે. અને હવે લાગણીઓ અને હેતુઓ અને એની એકબીજા ઉપર થતી અસરની જટિલતામાંથી અદ્‌ભુત રસ પેદા કરવામાં આવે છે; અને એ રીતે ચિત્તવૃત્તિ ઉશ્કેરાઇને એકાગ્ર કરવામાં આવે છે. અને દરેક વિલાસનું એ લક્ષણ છે કે ઉત્તેજના વધારી એકાગ્ર કરી ટોચ સુધી પહોંચાડી દીધી એટલે એને તુરત જ વિરામ આપી દેવો. એ વિરામનું સ્તંભન જેટલું કરી શકાય તેટલું કરી લેવું એ રીતે લાગણીઓ ઉશ્કેરાય છે. અમુક જાતનો રસ ખીલવાય છે. પણ એ રસ કલાનો નથી પણ વિલાસિતાનો છે. એ ભાવનાપ્રધાન નથી હોતો પણ ભોગપ્રધાન હોય છે. અને એમાંથી સંસ્કૃતિનો ઉત્કર્ષ ન થતાં અપકર્ષ થાય છે એ વસ્તુ આપણે ભૂલી ન જઇએ.

આવી જાતનું સાહિત્ય પેદા કરવામાં થોડીક બાજી અને થોડીક નફટાઇ જ જોઇએ છે; પણ એને ખરું જોતાં સાહિત્ય ન કહી શકાય. 'મદનવિલાસામૃતસંજીવની' અને 'બાદશાહી યાકૂતિ' જેવી જ એ વસ્તુ છે.

ઇતિહાસની ઘટનાઓમાં જોતાં આપણને માલુમ પડે છે કે, કેટલીક પ્રજાઓ બુદ્ધિમાન હોવા છતાં ક્ષીણસત્ત્વ દેખાય છે; કેટલાક જમાનાઓ કેમે કરી પુરુષાર્થ કેળવી શક્તા જ નથી. એનાં કારણો તપાસીએ તો ઘણીવાર દેખાઇ આવશે કે એ પ્રજાએ માનસિક વિલાસ કરી સંકલ્પશક્તિ ખોઇ નાખી છે. ચિત્તવૃત્તિને કૃત્રિમ ઉત્તેજના આપવી અને એમાંથી કશો પુરુષાર્થ સાધ્યા વગર માનસિક સંતોષ કે કાલ્પનિક રતિ પેદા કરીને એ વૃત્તિને શમાવવી એ વ્યાપાર પ્રજાને નિચોવી નાખે છે. નવલકથાકારો જો એ દોષમાં ફાવી જાય તો દેશમાં શેખચલ્લીઓ જ તયાર કરી શકશે એટલા માટે દરેક સમાજે આ નશા ઉપર પૂરતી ચોકી રાખવી જોઇએ. નવલકથાને આપણે ધારીએ તો પોષક દૂધ બનાવી શકીએ અને ધારીએ તો ઝેર કરતાંએ ખરાબ એવી શરાબ બનાવી શકીએ છીએ. આવા સાહિત્યને Light literature કેમ કહેતા હશે એ ધ્યાનમાં નથી આવતું.

સારી નવલકથાઓ પણ જો પ્રમાણ બહાર વખત ખાઇ જાય અને વાચકોને બીજો ધંધો જ કરવા ન દે તો તે શાપરૂપ જ નીવડે. દુનિયાદાર લોકો પોતપોતાના વ્યવસાયમાં ફસાયેલા હોય છે. એટલે નવરાશને વખતે વિનોદ તરીકે જ તેઓ નવલકથા વાંચે છે. નવલકથાના વાચનથી એમની લાગણીઓ કેળવાય છે. અને એમનો સામાજિક આદર્શ ઓછેવત્તે અંશે એનો રંગ પણ લે છે, છતાં નવલકથાઓની અસર એવા લોકો ઉપર ઝાઝી થાય છે એમ નથી જોવામાં આવતું. નવલકથાઓની પૂરેપૂરી અસર તો નવરાશ ભોગવતા યુવકો ઉપર અને

યુવતીઓ ઉપર વધારેમાં વધારે થાય છે. આજીવિકાનાં સાધનો જેમને સહેલાં છે એવા યુવાનો અને વિદ્યાર્થીઓ પોતાની ભાવનાઓને છુટ્ટી દોર મૂકી શકે છે. વાસ્તવિક દુનિયાને ભૂલી જઈ કાલ્પનિક દુનિયામાં વિચરી શકે છે. તેથી તેમના ઉપર નવલકથાઓની અસર વધારેમાં વધારે થાય છે.

એ જ વખત છે જ્યારે ઉત્કૃષ્ટ નવલકથાઓ વાંચવી જોઇએ. અને હીન અથવા નમાલી નવલકથાઓ ન જ વાંચવી જોઇએ.

પણ એ વિવેક કોણ કરી આપે ! દેશના સંસ્કારી પુરુષોનું એ કામ છે. કોઇ પણ દેશના કાયદાઓમાં એ પ્રજાના સર્વોચ્ચ સંસ્કારોનો સંગ્રહ થઇ શકતો જ નથી. કેમકે કાયદો હમેશ ફરજ પાડીને કામ લેવા મથે છે અને તેથી અમુક કક્ષા (level) થી ઊંચે જઇ જ ન શકે. એટલા માટે કાયદાનો આધાર સૌથી છેલ્લો ગણાવો જોઇએ. સમાજપુરુષોએ પોતાની ખાસ ફરજ સમજી લોકોની અભિરુચિ કેળવવાનું કામ કરવું જોઇએ. પણ જો તેઓ બેદરકાર, બીકણ અથવા મતલબી બની જાય તો પછી સમાજને બચાવે અને યુવકોને સાચવે એવી શકિત રહેતી નથી.

મનુષ્યના આચરણોને નીતિના નિયમો બાંધે છે. નીતિના નિયમોને દોરનાર ધર્મ હોય છે. પણ નવલકથાઓ કવિતાઓ અને કલાકૃતિઓને પ્રેરણા આપનાર અને એમની મર્યાદા બતાવી દેનાર કઇ વસ્તુ છે ? સાહિત્ય અને કલાને શુદ્ધ, સુભગ અને કલ્યાણપ્રદ બનાવનાર તત્ત્વો કયાંક તો હોવાં જ જોઇએ. એ તત્ત્વો કયાં છે તે આજે નકકી નથી થયું. અને તેથી આવડી જબર-દસ્ત સામાજિક શકિત અસંસ્કારી અને અનિયંત્રિત રહી છે. ઊંટવૈદોને કાયદાથી રોકી શકાય છે પણ નવલ-કથાકાર રૂપી સમાજિક શકિતને અંકુશમાં રાખનાર કોઇ તત્ત્વ નથી. એ તત્ત્વ શોધી કાઢવું અને એને સંગઠિત કરવું એ આજના જમાનાનો પુરુષાર્થ છે.

•

## કલા–વિવેચક
## સ્વ. શ્રી કનૈયાલાલ વકીલને

અનેક જગમાં થયા જુથ મહાકલાકારનાં,
વિવેચક કલાતણા વિરલ કોઇ રસ્કીન શા,
થયા અહિંય સર્જકો શિલ્પ ચિત્ર સંગીતના,
હતો પુનર જન્મ શું વિરલ તું જ રસ્કીનનો ?
જીવ્યો જગતપે કલા-અમર મૂર્તિ-ને શોધતો,
અને નિરખી વીજ શી ચમકતી બધાં સર્જને,
પરંતુ દૃગ ના ચઢી સુભગ આખીયે મૂર્તિ હ્યાં,
ગયો પરમ ધામમાં પુનીત મૂર્તિ નિહાળવા !
ત્યજી સરળ માર્ગ ત્હેં અવર માર્ગ કાંટાં ભર્યો
ગ્રહી જીવન ગાળ્યું હ્યાં; અનુપ લેખ હૈયે ધર્યો,
કલા સ્હમજ અર્પવા સુર કલાની દીક્ષા લીધી,
જીવ્યો ટુંકુ છતાંય ત્હેં જીવન સાર્થ આખું કીધું;
કલા જીવનમાં ભરી ભરી વિવેચને લેખને,
કલા હૃદય પદ્મનાં પરિમલે જીવ્યો રાચતો,
કલા કહતી કે ઉપાસક ઘણા વસે માહરા
પરંતુ મુજ ઊરની ધબક જાણનારો ગયો.

પ્રપન્ન ગો. કાજી.

# મુનશીનાં ત્રણ સ્ત્રીપાત્રો

## મીનળ

* ચંદ્રનગરની નાતમ ચારુતા થકી,
  તેં સીમડીઓ સાંધી'તી ગુજરાતનીઃ
પગલે પગલે તેજ–પરિમલ પાથરી,
  તું આભા પાટણના જીવનપ્રભાતની.

ઝાંખી પડેલ ઇતિહાસની કેડીએ તેં,
વીરશ્રી, પ્રેમ, બલિદાનની જ્યોત મૂકી :
જોવા યશોજ્જ્વલ વિરાટ–સુરાષ્ટ્ર મોં
તું પારણે તનુજને, જનની શી ઝૂકી.

–ને તું સુગંધ રસની, રસઉત્સવોની,
સંસારિણી શિતળ ચન્દનીનો પ્રતિભા :
તું પ્રેરણા, પરમ લક્ષ્મી અખૂટ બુદ્ધિ
રેવા–રસિકમણિ રંગકથાની શોભા.

## મંજરી

વિશાળ વ્યોમજળે તરતી આનન્દમાં
  મત્ત કપોતી તું છે ઉચ્ચવિહારિણી રે લોલઃ
ચિન્તા ન ધરે જરીં એ–'શું ક્ષણ અન્યમાં
  શિકારી કો મુજને કરશે શતધારિણી રે લોલ.'

તું દર્પનું અચલ દર્પણ રાખી સ્હામે
આનન્દ એકલપણામહિં કાંઇ પામે :
ના દેખતી મુકુરમાં અતિ દૂર દૂર,
ત્હારા પ્રસન્ન પ્રતિબિમ્બ પછાડી ગૂઢ.

આલેખ પામતી છબીજ અગમ્ય એક,
આવી સમીપ બનશે પછી સ્પષ્ટ રેખ :
ને તે અચાનક તને થસશે સમર્થ–
તો ગર્વમત્ત કયમ તું ભમતી જ વ્યર્થ ?

## પ્રસન્ન

ત્યારે રાત બની'તી ભુવનમોહિની
મોહન અંગછટાએ ડોલ્યાં વંન જોઃ
તું એમાં અભિસારિકાશી એકલી
બાંધી રહી'તી એક અજાણ્યું મંન જો.

નાઠી છુટેલ હરણી જયમ ઓથઝંખ્યું
તારું મૃદુ હ્રદય રક્ષણને વિચારેઃ
ભીની, પ્રસન્ન વનશ્રીની વિનમ્ર વાણી
આશ્વાસને ચડી પધારતી કર્ણદ્વારે.

ત્યાં હાસ્યની તરલશ્રેણી ભળે સમીરે
કૌતુકનું જગત કો'ક રચે અજાયબઃ
તેં સાંભળ્યું ? રજનીએ ફફડાવી પાંખો
શોધી રહી, રહી નિમંત્રી અજાણી આંખો.

'કલ્પનાના રંગબેરંગી વસ્ત્રાલંકારોમાં વીંટાઇને ચિત્રો ચાલ્યાં આવે છે. ઇતિહાસ તો માત્ર રેખાઓ દોરે છે. રુચિભેદોને વિચારીને મર્યાદાબાંધ્યુ ઇતિહાસકાર એ રેખાઓને સ્થૂલરૂપ આપે છે. એમાંથી સપ્રમાણ અંગોવાળી મૂર્તિઓ તૈયાર થતી નથી, હાડચામનાં કુરૂપ—બંગપત્રસ્થિત પૂતળાં બને છે મૂર્તિઓ માટે તો કલાકાર જોઇએ. કોઇ આવડતવાળી ઠાવકી-બેપરવાહ કલમ-પીંછીમાં એ રંગો પકડાવા જોઈએ. તેજરંગરૂપ વિનાના ખાલી ખોખાંમાં શું જોઈને અમે, રાચીએ ? ' –(ઇતિહાસ અને કલ્પનામાંથી.) ઈન્દુલાલ ગાંધી.

* ત્રણે કાવ્યોમાં પહેલી ચાર ચાર પંક્તિ ગરબીની અને બાકીની આઠ વસંતતિલકાની. પહેલી અને છેલ્લીના કર્તા ઈન્દુલાલ ગાંધી; 'મંજરી' ના કર્તા સ્વ. નરસિંહરાવ ભોળાનાથ.

# પતન ને પ્રાયશ્ચિત્ત

નેથેનિયલ હોથોર્નકૃત નવલકથા

: અનુવાદક :

વિશ્વનાથ મગનલાલ ભટ્ટ

### આ વાર્તાના લેખક

# નેથેનિયલ હોથોર્ન

.. હવે અમેરિકાની મહાપ્રજાના સાહિત્યમહેલ નિરખિયે. સ્વયં યૂરોપમાં યે નવલકથા તે છેલ્લી બે સદીમાં ફાલેલું જટાજૂથ છે. પોતાનાં નવ ઉદ્યાન, મનુષ્યપ્રવૃત્તિના પ્રત્યેક ફૂલરોપ વાવી વાવી, અમેરિકાએ વિભૂષિત કીધાં છે. યુગયુગજૂના શ્રમપરિપાકનો પૂર્વગોળાર્ધનો ફાલ એ અમેરિકાની બીજસમૃદ્ધિ હતી. ત્યાં ઈતિહાસના પાયા માંડવાના હતા; તેથી ન્હોતાં ત્ય્હાં શૈલીપ્રાધાન્ય કે ન્હોતાં ત્ય્હાં રૂઢિબન્ધન. એ કારણે એ સંસ્કૃતિઉદ્યાનની કેટલીક ક્યારીઓ ત્યાં અનુપમ રચાઈ ને વિકસી. કાદમ્બરીઓનો ગુલઝાર પણ એ ખંડવાસીઓએ વિસાર્યો નથી. નેથેનિયલ હોથોર્ન એમનો classic કાદમ્બરીકાર; અને સ્કારલેટ લેટર હોથોર્નની classic કાદમ્બરી. હિન્દના લક્ષ્મીભંડારની લલુતાથી પ્રેરાઈ હિન્દનો જળમાર્ગ શોધવા જતાં કોલંબસે અમેરિકાખંડની યૂરોપને ભાળ દીધી. પછી પ્રધાનતઃ ત્રણ પ્રકારનાં યૂરોપમંડળો અમેરિકામાં ઉતર્યાં. કેટલાક સોનાની શોધમાં અમેરિકા ગયા, કેટલીક યૂરોપી વસ્તીની છલકાઇ જતી છાલકોએ જઈ અમેરિકાને વતન કીધું. અને, પ્રોટેસ્ટન્ટ કેથોલિક સંપ્રદાયોના ધર્મસંગ્રામોની જાદવાસ્થળીઓમાં ને રાજવિટંબણાઓમાં રીબાતા, યૂરોપના કેટલાક ધર્મવીરોએ પણ અમેરિકાખંડ વસાવ્યો. એમ લક્ષ્મીઉપાસકોની અને સદ્ધર્મનિષ્ઠ દ્રઢવ્રતીઓની દોરંગી પ્રજા અમેરિકામાં ઉછરી. પૂર્વજોનો એ ઉભયવર્ણો ચારિત્રવારસો સંતતિપરંપરામાં પછી ઉતરેલો છે. આજના જગતના કુબેરભંડારીઓ અમેરિકામાં છે; અને આજના જગતની વિશ્વપરિષદો પણ અમેરિકામાં ભરાઈ. मा शुच: संपदं दैवीमभिजातोऽसि, पांडव! એવા અર્જુનવર્ણના હોથોર્ન અમેરિકાની દૈવી સંપદના સન્તાન હતા, સ્વાતન્ત્ર્યવિજય પછી પા સદીમાંના જ સપૂત હતા. પ્યૂરીટન લોકસંઘમાં જ એક જાતનો રસવૈરાગ્ય હોય છે; તેથી અમેરિકામાં નાટક કાવ્ય કે રસ-પ્રધાન સાહિત્ય હજુ બહુ સરસ નથી ખીલ્યું. વળી, શકુન્તલાના મૃગલાની પેઠમ, રસકેડીએ અમેરિકા ઘણુંખરું હજી યૂરોપને ઉડેવળગ્યું ચાલે છે. પણ અમેરિકન મહાપ્રજાના પ્યૂરીટન પૂર્વજોમાં ધર્મોત્સાહ ને નીતિસંયમન કંઠછલકાતાં ભરેલાં હતા, તેથી એમર્સન ચેનીંગ પાર્કર સમા ધર્મવિજ્ઞાની સાધુ પાદરીઓની પરંપરા ત્યાં પાકી છે. એ સાધુઓની સાધુતા અને એ સન્તોના સન્તપણાની ગાઢ છાયા હોથોર્નની ન્હાની મ્હોટી વાર્તાઓમાં છે. 'A strain of meditative gloom' નો ચન્દરવો હોથોર્નના ગ્રન્થો ઉપર આચ્છાદાયેલો છે. અન્તર્યામી આત્માનો અભ્યાસ હોથોર્નનું એકદ્રષ્ટ લક્ષ્ય છે. આત્માનું ઉંડાણ, એની પવિત્ર શક્તિઓ, એનાં ઘોર 'મન્થન, વાદળાં જેવી અસ્પષ્ટ અનેકરૂપધારિણી એની પાવન કલાઓ હોથોર્નની વાર્તાઓનું એ તત્ત્વમંડાણ છે, હોથોર્નની પ્યૂરિટનિઝમને લીધે ' He does not always .receive the recognition he deserves. ' કિરણનું યે પૃથક્કરણ કરે એવી એમની બુદ્ધિશક્તિ હતી. સદાચરણના શ્વેતરંગી એક રશ્મિમાં સાત અવનવા રંગો એમનું ઝીણું રસચાતુર્ય દાખવતું. અન્તર્ગુહાવાસી ચેતન સત્યોની હેમની પરીક્ષા, સાગરનાં તોફાન જેવી ભીષણસ્વરૂપિણી હતી. સદસદ્‌વિવેક વસ્તુના નિરીક્ષણમા એમની આંખડી સૂક્ષ્મદર્શક યન્ત્રસમી સૂક્ષ્મદર્શી હતી. લ્યૂથરપદ્ધતિના, ધર્મપરાયણ ને સોક્રેટિસપદ્ધતિના નીતિવિજ્ઞાનાચાર્ય અમેરિકાના વાર્તાકાર હોથોર્ન છે. 'સ્કાર્લેટ લેટર'-માંનુ ' Dramatic Tension ' જબરદસ્ત છે. પૂર્વગોળાર્ધમાંથી જે દૈવી સંપદ પશ્ચિમગોળાર્ધમાં પૂર્વજો લઇ ગયા હતા, ને જે સત્સંતતિને પરમ પિતૃધન લેખે વારસામાં સોંપી હતી, એ અમુલખ દૈવી સંપદ પોતાની ન્હાની મ્હોટી વાર્તાઓમાં, યથાશક્તિમતિ, સગ્રહીને હોથોર્ને અમેરિકાને ને માનવજાતને સમર્પી છે. રસ અને આત્મમન્થનના એ પાવનકારી પુણ્યસંગમને કાજે અમેરિકા અને માનવવરા હોથોર્નના ઋણઓશિંગણ છે.

ન્હાનાલાલ કવિ:

'જગતકાદંબરીઓમાં સરસ્વતીચંદ્રનું સ્થાન,' પૃ. ૧૭—૯

૧

## તુરંગનો દરવાજો

લાકડાની એક જંગી ઇમારતના દરવાજા આગળ લોકોનું ટોળું એકઠું થયું હતું. દરવાજો પણ લાકડાનો બનાવેલો હતો અને તેમાં લોઢાના ખીલા જડેલા હતા. એકઠા થએલા ટોળામાં પુરુષો તેમ સ્ત્રીઓ બન્ને સેળભેળ થઈ ગયાં હતાં. પુરુષોએ સોગિયા રંગનાં કપડાં તથા ભૂખરા રંગની ઊંચી ટોપીઓ પહેરી હતી. સ્ત્રીઓમાંથી પણ કેટલીક ટોપીઓ પહેરી હતી તો કેટલીક વળી ખુલ્લે માથે હતી.

કોઇ પણ નવી વસાહત કરનારા લોકો પ્રારંભમાં તો એ નવી વસાહતમાં સઘળા સદ્‌ગુણો અને સુખોથી ભરપૂર એવી કોઇ અપૂર્વ આદર્શ નગરી યોજવાની ગમે તેટલી પેરવી કરે, છતાં એ નવી વસાહતની કુમારિકાભૂમિનો એક ભાગ કબ્રસ્તાન તરીકે અને બીજો ભાગ કેદખાના તરીકે રોકવાની વ્યવહારજીવનમાં એમને પહેલામાં પહેલી જરૂર પડે છે. આ નિયમ ઉપરથી ખુશીથી અનુમાન કરી શકાય કે બૉસ્ટનના પૂર્વજ પુરુષોએ કોર્નહિલની પડોશના કોઈ ભાગમાં પોતાનું પહેલું કેદખાનું ઊભું કર્યું હશે તેમ એ જ અરસામાં આઇઝેક જ્હોનસનની જમીનના ટુકડા પર એની કબરની આસપાસ જ પોતાનું પહેલું કબ્રસ્તાન શરૂ કર્યું હશે અને એ કબ્રસ્તાન જ પાછળથી કિંગ્ઝ ચેપલ-ની જૂની દેવળભૂમિમાં જમા થએલી સઘળી કબરોનું કેન્દ્રસ્થ પ્રારંભબિન્દુ બન્યું હશે. એ ગમે તેમ હો, પણ આટલી વાત તો નક્કી છે કે શહેર વસ્યા પછી પંદર વીસ વરસ થયાં એટલામાં તો ત્યાંની આ લાકડાની તુરંગ તેની ઉપર થઇને પસાર થયેલ ચોમાસાં તેમ બીજી ઋતુઓને લીધે ધૂંધળી થઇ ગઇ હતી, અને તેથી મૂળથી જ ગમગીની ભરેલો એવો એનો દેખાવ અત્યારે વિશેષ સોગિયો બની ગયો હતો. એના ઓકવૃક્ષના લાકડાના બનાવેલા દરવાજા પરના વજનદાર ખીલાઓને લાગેલો કાટ તો આ અમેરિકાની નવી દુનિયાની સૌથી જૂની પુરાણી વસ્તુ જેવો લાગતો હતો. ગુનાની સાથે સંકળાએલી સઘળી વસ્તુઓની પેઠે આણે પણ કદી યૌવનદશા ન દીઠી હોય એવું લાગતું હતું. આ બદસૂરત ઇમારતની આગળ, અને તેની તથા સરિયામ રસ્તાના મકાનની વચ્ચે, એક નાનકડું ઘાસ છવાએલું મેદાન આવી રહ્યું હતું. આ મેદાનમાં, કેમ જાણે તુરંગરૂપી સુધરેલા જનસમાજના શ્યામવર્ણા પુષ્પને આટલી ઊગતી અવસ્થામાં પણ ધારણ કરનારી એ જમીન એને ભાવી ગઇ હોય તેમ, જાતજાતના કદરૂપા અને કાંટાળા વેલા અને ઝાંખરા ઊગી નાકળ્યા હતા. પણ તુરંગના દરવાજાને પડખે, લગભગ એના ઊંબરમાં જ મૂળ નાખીને ઊગેલો હોય એવો એક જંગલી ગુલાબનો છોડ પણ સાથે સાથે ત્યાં હતો ખરો, અને આ જૂન મહીનામાં રત્ન જેવા દીપતાં સુકોમળ ફૂલોથી છવાઇ ગયો હતો. બરાબર તુરંગના ઊંબરમાં જ આવી રહેલાં આ ફૂલોને જોઇ કોઇને એવી પણ કલ્પના થઇ આવે કે, કોઇ માણસ જ્યારે કેદી તરીકે આ દરવાજામાં દાખલ થતો. અથવા ગુનેગાર તરીકે વધસ્થાને જવાને માટે જ્યારે આ દરવાજામાંથી બહાર નીકળતો, ત્યારે જાણે પ્રકૃતિમાતાનું ઊંડું અંતર આ ફૂલોમાંના સૌરભ અને સુકુમાર સૌન્દર્ય દ્વારા તેના પ્રત્યે દયા અને માયા દર્શાવી રહેતું હતું.

કોઇ અકળ યોગાનુયોગને પરિણામે આ ગુલાબનો છોડ ઇતિહાસમાં અમર થઇ ગયો છે; પણ એ અમર થયો તે, લાંબા વખત સુધી દેવદારૂ અને ઓકનાં રાક્ષસી કદનાં વૃક્ષો પડયા પછી પણ તેની નીચે ઢંકાઈ રહેનારી જૂની ઝંખજાળમાંથી એ બચી ગએલો તેને લીધે અથવા તો સાધ્વીરૂપ બની ગએલ એન હચીનસન એ તુરંગના દરવાજામાં દાખલ થએલ ત્યારે એનાં પગલાં પડયાં ત્યાં એ ઊગી નીકળેલો તેને લીધે, એ બાબતનો નિર્ણય કરવાની જવાબદારી અમે લેવા માગતા નથી. છતાં એ અપશુકનિયળ તુરંગદરવાજામાંથી હમણાં જ નીકળ-વાની છે તે કથાના ઊંબરમાં જ બરાબર એ આવી રહેલો હોવાથી, એ છોડ પરથી ગુલાબનું એક ફૂલ ચૂંટીને વાચક સમક્ષ રજુ કર્યા વિના અમારાથી રહેવાતું નથી. અમે આશા રાખીએ છીએ કે આ કથાના માર્ગ-માં જે મધુર નીતિપુષ્પ કદાચ મળી આવશે તેના પ્રતીકરૂપે તે કામમાં આવશે અથવા માનવ નિર્બળતા અને દુઃખનું નિરૂપણ કરનારી આ કથાનો જે અત્યંત ગમગીની ભરેલો સમાપ્તિભાગ આવવાનો છે તેની

ગમગીનીને અમુક અંશે કમી કરવામાં એ ઉપયોગી થઇ પડશે.

૨

બ જા ર

આજથી બસો વરસ ઉપર ઉનાળાની એક સવારે, તુરંગમહોલ્લાની અંદરના તુરંગની સામે જ આવી રહેલા ઘાસ છવાએલા મેદાન પર બોસ્ટનવાસીઓનું એક ઠીક ઠીક મોટુ ટોળું આવી રહ્યું હતું અને એ તુરંગના લોઢાના ખીલાથી જડી દીધેલા એક વૃક્ષના લાકડાના દરવાજા પર પોતાની નજર સ્થિર ચોટાડીને ઊભુ હતું. બીજા કોઇ લોકસમૂહમાં અથવા તો આના આ જ ન્યૂ ઇંગ્લંડમાં પણ આ પછીના ઇતિહાસકાલમાં આ બધા ભલા આદમીઓનાં દાઢીવાળાં મોઢાં પરના ભાવોને વિકૃત બનાવી દેનારી ભયંકર સખ્તાઇ દેખીને એમણે હાથમાં લીધેલું કામ અત્યંત ત્રાસજનક હોવું જોઇએ એવી જ આગાહી કરી શકાત. એમના મુખભાવોની આવી ભયંકર સખ્તાઇએ તો, સાર્વજનિક લોકલાગણીથી તિરસ્કારપાત્ર બનેલા, અને ન્યાયની અદાલતથી પણ એ તિરસ્કારપાત્રતાની મહોર છાપ મેળવી આવેલા એવા કોઇ નામચીન ગુનેગારને થોડા જ વખતમાં ફાંસી આપવાની છે એવું જ કઇ સૂચવ્યું હોત, પણ પ્યૂરિટન લોકોની નૈતિક કડકાઇના પ્રારંભકાળના દિવસોમાં આ જાતનું અસંદિગ્ધ અનુમાન દોરી શકાય એવું નહોતું. એ દિવસોમાં તો, ઉપર જણાવેલી પરિસ્થિતિ, કોઇ દિલદગડા ગુલામને અથવા તો માતપિતાએ ન્યાયસત્તાને સોંપી દીધેલા એવા કોઇ બંડખોર બાળકને ઠેકાણે આણવા માટે ફટકા લગાવવાના સ્થળે લઇ જવાનો છે એવું સૂચન પણ કરી શકે અથવા એમ પણ હોઇ શકે કે ઍન્ટિનોમિયન કે ક્વેકર જેવા કોઇ વિરૂદ્ધધર્માનુયાયીને ચાબખા મારી મારીને શહેર બહાર હાંકી કાઢવાનો હોય, અથવા તો ગોરી પ્રજાના આગ–પાણી (દારૂ) ને લીધે શેરીઓમાં ધીંગાણું કરવા લાગેલા કોઇ એદી રખડુ ઇન્ડિયનને ફટકા મારી મારીને પાછો એના જંગલ ભેગો કરી દેવાનો હોય. તેમ વળી, એવું પણ હોઇ શકે કે, મરહૂમ માજીસ્ટ્રેટની કર્કશા વિધવા મિસ્ટ્રેસ હિબિન્સ જેવી ડાકણનો ફાંસીને લાકડે વધ થવાનો હોય. એ જમાનાના બોસ્ટનવાસી પ્યૂરિટન લોકોને મન તો ધર્મ અને કાયદો એ બન્ને લગભગ એકરૂપ જ બની ગયા હતા, અને એમના સ્વભાવ શીલમાં પણ એ બન્ને ગૂંથાઇને એવા એકાત્મ બની ગયા હતા કે એમની દૃષ્ટિએ તો સાર્વજનિક નિયમનનાં હળવાંમાં હળવાં તેમ સખતમાં સખત પગલાં એક સરખાં જ ભયજનક તેમ ત્રાસજનક હતાં. એટલે ઉપર જે અનેક પ્રસંગો ગણાવ્યા તેના જેવા કોઇ પણ પ્રસંગે પ્રેક્ષક લોકોના વર્તનમાં આજના જેવી જ એકસરખી ધર્મભાવ જેવી ગંભીરતા જોવામા આવતી હતી. ખરેખર, આવા પ્રેક્ષકજનો પાસેથી કોઇ પણ ગુનેગાર ફાંસીને લાકડે ચડતી વખતે પણ નામની જ અને કશી પણ હૃદયોષ્મા વગરની જ સહાનુભૂતિ મેળવી શકે. તો વળી બીજી બાજૂએ આપણા અત્યારના દિવસોમાં કેવળ હળવી મશ્કરી કે ઉપહાસભરી અપકીર્તિરૂપ જ ગણાય તેવી સજા, પણ એ દિવસોમાં મોતની સજાના જેટલા જ કડક રૂઆબ અને અને ગૌરવનુ સ્વરૂપ લઇ શકતી.

આપણી કથા શરૂ થાય છે તે ઉનાળાની સવારે તો જે કઇ સજા કરવામાં આવવાની હતી તેમાં ટોળામાં ઊભેલી સ્ત્રીઓ ખાસ રસ લઇ રહી હતી એ હકીકત ખાસ નોંધવા જેવી છે. સ્ત્રીઓ સરિયામ રસ્તા પર દોડી આવે અથવા કોઇને ફાંસી આપવાની હોય તો ફાંસીના માંચડાની છેક પાસેના ટોળામાં પણ ઘૂસી જાય તેમાં કશું અજુગતું કે અવિનયભર્યું લાગે એટલો એ જમાનો નાજુક રહેલો કે સંસ્કારી બનેલો નહોતો. એ જમાનાની અને આજની સ્ત્રીઓ વચ્ચે છ સાત પેઢીનું અંતર પડી ગયું છે. એટલે જૂનાં અંગ્રેજી કુટુંબોમાં જન્મેલી અને જૂની ઢબે ઊછરેલી એવી એ જમાનાની વધૂઓ તેમ કન્યાઓમાં તેમની અત્યારની વારસદાર સ્ત્રીઓ કરતાં નૈતિક તેમ શારીરિક ઉભય વિષયમાં સફાઇ ઓછી હતી અને જાણુ વિશેષ હતું. કેમકે આ છ સાત પેઢીની આખી વંશપરંપરામાં દરેક માતાએ પોતાની બાળકીને પોતાના કરતાં ઓછું જોરદાર અને ટકાઉ શીલ આપ્યું છે એમ ન કહીએ તો પણ આટલું તો કહેવું જ પડે કે તેણે એને પોતાના

કરતાં ઊતરતી વર્ણછટા અને પ્રફુલ્લતા આપી છે, જે સૌન્દર્ય આપ્યું છે તે પણ પોતાના કરતાં ઓછું ચિરસ્થાયી અને વિશેષ નાજુક છે, અને જે શરીર આપ્યું છે તે પણ કૃશ છે. અત્યારે આ તુરંગના દરવાજા પાસે જે સ્ત્રીઓ ઊભી હતી તેમનીઅ ને પુરુષના જેવી ઇલિઝાબેથ રાણી પોતાના સમયની સ્ત્રીજાતિના સુયોગ્ય પ્રતિનિધિરૂપ ગણાય એ જમાનાની વચ્ચે પૂરાં પચાસ વરસનો ગાળો પણ વીત્યો નહોતો. આ સ્ત્રીઓ તો એ ઇલિઝાબેથના જ દેશની સ્ત્રીઓ હતી. એ દેશના જ ગોમાંસ તથા જવદારૂથી એમનો દેહ ઘડાયો હતો અને એમના નીતિદેહને પણ જે પોષણ મળ્યું હતું તે એ કરતાં જરા પણ ઉચ્ચ પ્રકારનું નહોતું. એટલે આજનો પ્રભાતસૂર્ય જે સ્ત્રીઓના મસ્તક પર તપી રહ્યો હતો તેમના ખભા વિશાળ હતા, તેમનું વક્ષઃસ્થળ સુવિકસિત હતું, તેમના ગાલ સુગોળ પ્રફુલ્લ અને લાલચોળ હતા, અને દૂર દૂરના ટાપુમાં પૂર્ણ વિકાસ પામેલા એ ગાલ આ ન્યૂ ઈંગ્લાંડના વાતાવરણમાં આવ્યા પછી પણ ફીકા કે દૂબળા બિલકુલ પડયા ન હતા. વળી આ સનતસી પ્રૌઢાઓની ભાષામાં પણ તાત્પર્યની તેમ અવાજની એમ બન્નેની દૃષ્ટિએ એવી વીરતા અને વાચાળતા ભરી હતી કે આજના જમાનામાં આપણને તો તે ભડકાવી જ મૂકે.

'બહેનો,' પચાસ વરસની એક બદશિકલ બાઇએ કહ્યું, 'જુઓ, હું મારા મનની વાત કહું. મને તો લાગે છે, કે આ હેસ્ટર પ્રાઇન જેવી બદચાલની બૈરીઓને તો આપણા જેવી આધેડ ઉંમરની ને આબરૂદાર ધર્મનિષ્ઠ બાઇઓને સોંપી દે ને, તો એથી લોકોને ખરેખર ખૂબ લાભ થાય. કેમ બહેનો, તમારો શો મત છે આ બાબતમાં ? આંહીં આપણે મંડળીમાં મળી છીએ એ પાંચ જણ પાસે જ જો આ રાંડ ચુકાદાને માટે આવી હોત, તો આ નામદાર ન્યાયાધીશોએ કરી છે એવી હળવી સજા આપણે કદી કરત ખરી ? મને તો લાગે છે આપણે કદી એ ન કરત.'

'લોકો તો કહે છે,' બીજી બોલી, 'કે આ બાઇના ધર્મરક્ષક પાદરી માસ્ટર ડિમ્સડેઇલને તો પોતાના ધર્મપ્રદેશમાં આવો દુરાચારપ્રસંગ બન્યો તેથી હૃદયમાં અત્યંત કષ્ટ થાય છે.'

'ન્યાયાધીશોને ભગવાનનો ડર તો છે, પણ બાપડા જરાક વધારે પડતા દયાળુ છે,' ઊતરતી વયની એક બીજી બાઇએ કહ્યું. 'બીજું કંઈ નહિ તો એ લોકોએ હેસ્ટર પ્રાઇનના કપાળમાં ધમધમતો ડામ તો દેવો જ હતો. તો એ હેસ્ટરબાઇ જરૂર થડકી જાત. પણ આ તો એની ચોળી પર કંઈક અક્ષર ભરાવરાવે છે. એવું ભરાવરાવવાથી એના જેવી ગામનો ઉતાર કંઇ ડરે ખરી ? એ તો એ અક્ષરને કશાક શણગાર કે ઘરેણાથી ઢાંકી દે અને પછી શાહજાદીની જેમ એ બજારમાં ન માય એમ ચાલે !'

'અરે, પણ ભલેને ગમે તેટલી યુક્તિ કરીને એ ઢાંકે,' હાથમાં છોકરું તેડીને ઊભેલી એક જુવાન બાઇએ આ બધાના કરતાં ધીરે અવાજે કહ્યું, 'એનું દુઃખ તો એને રાત દી થયાં જ કરવાનું.'

'આ તે બધીઓ શું જોઇને નિશાન ને ડામની વાતો કરતી હશે ?' આપ મેળે ન્યાયાધીશ બની ગએલી એવી આ બૈરીઓમાં સૌથી વધારે કદરૂપી અને સૌથી વધારે નિર્દય એવી એક બીજી બાઇ બોલી. 'આને તે વળી ચોળી પર નિશાન ભરાવવાથી કે કપાળમાં ડામ દીધાથી લાજ વળતી હશે ? એણે તો આપણને સૌને બટ્ટો લગાડયો છે, એટલે એને તો મોતની જ સજા કરવાની હોય. શું એને બરાબર લાગુ પડે એવો કાયદો આપણે ત્યાં નથી ? ન કેમ હોય ? ધર્મશાસ્ત્રમાં તેમ કાયદાશાસ્ત્રમાં એમ બન્ને ઠેકાણે કાયદો તો એ રહ્યો. તો પછી એ કાયદાનો આ ન્યાયાધીશો અત્યારે અમલ નથી કરતા એને પરિણામે પોતાની જ બૈરીઓ ને દીકરીઓ વંઠી જાય તો પછી એમણે બીજા કોઇનો વાંક કાઢવા ન નીકળવું.'

'અમારા પર જરા મહેર રાખો, બાઇ !' ટોળામાંના એક પુરુષે કહ્યું. 'ફાંસીની બીક સિવાય નારીજાતિમાં કોઇ સદ્ગુણ પ્રકટે જ નહિ એમ શું તમે કહેવા માગો છો ? એ તો બહુ આકરી વાત ગણાય. ઠીક, પણ હવે જરા ચૂપ રહેજો, કેમકે તુરંગના દરવાજાનું તાળું ઊઘડે છે, અને આ પ્રાઇન બાઇ પોતે જ આવી પહોંચ્યાં છે.'

તુરંગનો દરવાજો અંદરની બાજુએથી ઉઘાડી નાખવામાં આવતાં, સૌથી પહેલાં તો, સૂર્યપ્રકાશમાં કાળો

ઓળો ઊતરી આવે એવી રીતે, પડખે તરવાર અને હાથમાં છડી એવા રૂપમાં અદાલતના ચોપદારની ઘોર ભયંકર આકૃતિ ઊતરી આવી. આ માણસ પ્યૂરિટન ધારાશાસ્ત્રની સકળ ભયંકર સખતાઇના આધાવતાર અને પ્રતિનિધિ જેવો હતો, અને એ ધારાશાસ્ત્રનાં શાસનોનો ગુનેગારને બરાબર આખરી અનુભવ કરાવવો એ જ એનું કામ હતું. પોતાનો અધિકારદંડ પોતાના લંબાવેલા ડાબા હાથમાં રાખીને જમણો હાથ તેણે એક જુવાન સ્ત્રીના ખભા પર મૂકયો, અને એ રીતે એ સ્ત્રીને તેણે આગળ ખેંચવા માંડી, પણ તુરંગના દરવાજાનો ઊંબર આવતાં, એ સ્ત્રીએ તેનો હાથ તરછોડી કાઢયો, અને તેએવી રીતે કે એમ કરતાં એનું સ્વાભાવિક ગૌરવ અને ચારિત્ર્યબળ સ્પષ્ટ રીતે દેખાઇ આવ્યુ, ને પછી જાણે સ્વેચ્છાથી જ આવતી હોય એમ તેણે બહારની ખુલ્લી જગ્યામા પગ મૂકયો. એ સ્ત્રીએ પોતાના હાથમાં ત્રણેક માસનું નાનકડું બાળક તેડયું હતું. સૂર્યના ભભકભર્યા પ્રકાશમાં આવતાં આ બાળકની આંખો ઝંખવાઇ ગઇ અને તેથી તેણે પોતાનું નાનકડું મુખ આડું ફેરવી દીધું, કેમકે તેના અત્યાર સુધીના જીવનમાં તેને કોઇ ભોંયરાના અથવા તુરંગના બીજા કોઇ અંધારા ઓરડાના ધૂંધળા અજવાળાનો જ પરિચય થયો હતો.

જ્યારે આ જુવાન સ્ત્રી–આ બાળકની માતા–રોજું પોતાને બરાબર જોઇ શકે એવી જગાએ આવી, ત્યારે પહેલાં તો એ બાળકને પોતાની છાતી સરસું દાબી રાખવાની પ્રેરણા એને થઇ આવી હોય એવું લાગ્યું. આમ દાબી રાખવામાં પ્રેરકવૃત્તિ એના માતૃપ્રેમની હતી તે કરતાં તો એના કપડા પર કોઇ એક ચિહ્ન રાખેલું હતું તે એ રીતે છુપાવી દેવાની વિશેષ હતી. પણ પળવારમાં જ એણે ડહાપણપૂર્વક વિચાર કરી લીધો કે પોતાની શરમનું એક ચિહ્ન બીજા ચિહ્નને છુપાવવાને ભાગ્યે જ સમર્થ થશે, અને એમ વિચાર કરીને એણે બાળકને પોતાના હાથમાં લઇ લીધું, અને ચહેરા પર 'બાળી મૂકે એવી શરમની સુરખી છવાએલી છતાં ઉદ્ધતાઇભરેલું સ્મિત કરીને તથા કશાથી લજવાતી નહોય એવી દૃષ્ટિ કરીને એણે આસપાસ પોતાના શહેરીજનો તથા પડોશીઓ સામે જોયું. એણે પહેરેલા ઝભ્ભા। કૂખિયા પર, આજુબાજુ કૌશલ્યભર્યાં કસબી ભરતકામ અને ચિત્રવિચિત્ર રચનાઓની વચ્ચે, લાલ કપડા પર અંગ્રેજી 'એ' અક્ષર દેખાતો હતો. આ અક્ષરનું ભરતકામ એટલી બધી કળાપૂર્વક કરવામાં આવ્યું હતું અને એમાં એવી ભભકાદ.ર અને સમૃદ્ધિભરી કલ્પનાશીલા વ્યકત થતી હતી, કે એણે જે વસ્ત્ર પહેરેલું હતું તેને ઉચિત અંતિમ અલંકાર રૂપ એ થઇ પડયું હતું. એણે પહેરેલું આ વસ્ત્ર પણ એ જમાનાની રસવૃત્તિને અનુરૂપ ભભકભર્યું હતું, જોકે મૂલ્યની દૃષ્ટિએ ત્યાંની વસાહતના આર્થિક ધારાઓ પરવાનગી આપે તે કરતાં એ ઘણું વધારે કિંમતી હતું.

આ જુવાન સ્ત્રી ઊંચી હતી, અને એની આકૃતિ પૂર્ણ સુભગતાભરી હતી એના કેશ કાળા અને ઘાટા હતા, અને એટલા બધા ચમકદાર હતા કે અત્યારે સૂર્યપ્રકાશનું અરીસાની પેઠે પ્રતિફલન કરતા હતા એનું મુખ આકારસૌષ્ઠવ અને રંગભભકને લીધે સુન્દર લાગતું હતું એટલું જ નહિ, પણ વિશાળ કપાળ અને ઘેરી કાળી આંખોને લીધે દમામદાર પણ લાગતું હતું. અત્યારે આપણે નાજુક, અસ્પૃશ્ય, અને અવર્ણનીય એવા લાલિત્યને અમીરવર્ગની સ્ત્રીના લક્ષણરૂપ ગણીએ છીએ, પણ એ જમાનામાં તો ગૌરવ અને પ્રતાપ એ વર્ગની સ્ત્રીના લક્ષણરૂપ ગણાતાં હતાં અને એવાં ગૌરવ અને પ્રતાપ પણ એ જુવાન સ્ત્રીમાં હતાં, એટલે તે એ જમાનાની કોઇ અમીરવર્ગની સ્ત્રી હોય એવી દમામદાર દેખાતી હતી. એમાંએ આજે તુરંગમાંથી બહાર આવી એ વખતના જેવો દમામ તો એણે અગાઉ કદી પણ દેખાડેલ નહિ અત્યાર પહેલાં એને ઓળખતાં હતાં એવાં માણસોએ તો એને ઝંખવાઇ ગએલી અને દુઃખની ઘાડી છાયામાં કાળી પડી ગએલી જોવાની ધારણા રાખી હતી, તેને બદલે એને સૌન્દર્યથી પ્રકાશતી અને પોતાની આસપાસ ઘેરાઇ વળેલા દુર્ભાગ્ય તથા કલંકને એ સૌન્દર્યના પરિવેષ જેવાં બનાવી દેતી દેખીને આશ્ચર્ય થયું એટલું જ નહિ પણ આઘાત પણ લાગ્યો. એણે અત્યારે પહેરેલો પોશાક ખરેખર આજના પ્રસંગને માટે જ એણે તુરંગમાં ચાહીને તૈયાર કર્યો હતો, અને પોતાની સ્વતંત્ર કલ્પના અનુસાર જ એમાં ચિત્રકામ વગેરે કર્યું હતું, એટલે, આ નિરંકુશ અને વિલક્ષણ ચિત્રકામ દ્વારા જ એ જાણે પોતાની

મનોવૃત્તિ—'ભલેને થવું હોય તે થાય, મને કશાનીએ પડી નથી' એવી બેપરવાઇભરી પોતાની મનોદશા—પ્રકટ કરી રહી હોય એમ લાગતું હતું. પણ આમાં સૌનું ધ્યાન ખેંચનારી, અને આ વસ્ત્ર પહેરનારી સ્ત્રીનું જાણે કે રૂપાન્તર જ કરી નાખનારી—હેસ્ટર પ્રાઇનને અગાઉ ઓળખનારાં સ્ત્રીપુરુષોને પણ જાણે એને પોતે પહેલી જ વાર જોતાં હોય એવી છાપ પડે એટલું બધું એનું રૂપાન્તર કરી નાખનારી—વસ્તુ તો પોતાના વક્ષઃસ્થળ પર એણે જે ચિત્રવિચિત્ર ભરતકામ વચ્ચે ચમકતો લાલ હિંગળોક અક્ષર ધારણ કર્યો હતો તે જ હતી. આ અક્ષરમાં એવી જાદુઇ અસર હતી કે તે જાણે કે એને માનવજાતિ સાથેના સામાન્ય સંબંધોથી પર બનાવીને એના પોતાના જ એવા કોઇ અંગત એકાન્તિક વર્તુલમાં એને મૂકી દેતો હતો.

'ભરતકામમાં ભારે ચતુર છે હો એ, એમાં ના નહિ પડાય,' એને જોઇ રહેલી સ્ત્રીઓમાંથી એકે કહ્યું, 'પણ એ ચતુરાઇ આવી રીતે બતાવવાની પેરવી તો નફ્ફટ રાંડ સિવાય બીજી કોઇએ કદી પણ કરી હશે ખરી? આ તો બહેનો, આપણા નેકદિલ ન્યાયાધીશોની હાંસી કરવા જેવું અને એ લાયક ગૃહસ્થોએ જે કામ એને સજા કરવા ફરમાવ્યું હતું તેમાં મગરૂરી લેવા જેવું જ થયું ને?'

'મને તો થાય છે કે હેસ્ટરબાનૂના એ રૂપાળા ખભાપરથી એ ભભકાદાર ઝભ્ભો આપણે બધાં જઈને ઊતરડી નાખીએ' સ્ત્રીઓના ટોળામાં સૌથી કડક ચહેરાની પ્રૌઢા હતી તે બોલી. 'અને પેલો હિંગળોકિયા રંગનો અક્ષર એણે જે આવી વિચિત્ર રીતે ત્યાં સીવી દીધો છે ને, તેને બદલે તો મારા સંધિવાનું ફ્લાલીનનું ચીથરું બાળીને હું ચોંટાડી દઇશ.'

'અરે, બહેનો, છાની રહોને છાની'! એ ટોળામાં સૌથી નાની ઉંમરની હતી તે સ્ત્રીએ કહ્યું. 'તમે આમ બોલો છો તે એ ક્યાંક સાંભળી જશે! અને આ અક્ષરનું જે ભરતકામ કર્યું છે ને એમાં તો એક પણ ટાંકો એવો નહિ હોય જે એના હૈયા સોંસરો ઊતરી નહિ ગયો હોય!'

પેલા કડક ચહેરાવાળા ચોપદારે હવે પોતાની છડી વતી ઇશારત કરી.

'રસ્તો કરો, ભલાં માણસો, સરકારને નામે રસ્તો કરો', તેણે બૂમ પાડી. 'માર્ગ ખુલ્લો કરો. અને તમને ખાતરી આપું છું કે અત્યારથી તે બપોરના એક વાગ્યા સુધી શ્રીમતી પ્રાઇનનો આ દમામભર્યો પોશાક સ્ત્રીપુરુષ અને બાળક સૌ બરાબર નિરખી શકે એવે ઠેકાણેજ એને રાખવામાં આવશે. માસાચ્યુસેટસની નીતિ-પરાયણ વસાહતમાં પાપને આવી રીતે જાહેર જનતા આગળ પ્રકટ કરી શકાયું એ બદલ ઈશ્વરનો આશીર્વાદ સમજવો. આવો, શ્રીમતી હેસ્ટર, તમારો એ લાલ અક્ષર આખી બજારમાં સૌને બતાવો.'

તરત જ પ્રેક્ષકોના ટોળામાં એક ગલી પડી ગઇ, પછી આગળ એ ચોપદાર અને સાથમાં કેટલાક કડક ચહેરાવાળા પુરુષો અને નિષ્ઠુર મુખભાવવાળી સ્ત્રીઓ એવા ક્રમમાં હેસ્ટર પ્રાઇન પોતાની સજાને માટે મુકરર કરેલા સ્થળે જવા નીકળી. એ વખતે એની આગળ, પોતાને આથી શાળામાં અરધા દિવસની છુટ્ટી મળશે એ સિવાય આ બધું શું ચાલી રહ્યું છે એની કશી સમજણ વિનાના, અને તે સમજવાને આતુર એવા કુતૂહલભર્યા નિશાળિયાઓનું એક ટોળું, દોડી રહ્યું હતું અને દોડતાં દોડતાં એના ચહેરા સામે, એણે હાથમાં તેડેલા અને ફરી ફરીને આંખો મીંચી દેતા પેલા બાળક સામે, અને એના વક્ષઃસ્થળ પરના પેલા લજ્જાસ્પદ અક્ષર સામે, ઘડી ઘડીમાં મોઢું પાછું વાળીને એકીટશે જોયા કરતું હતું. એ દિવસોમાં તુરંગ અને બજાર વચ્ચે ઝાઝું અંતર રાખવામાં આવતું નહોતું. છતાં કેદીની દૃષ્ટિએ જો એ અંતરનું માપ લીધું હોય તો અંતર સારી પેઠે લાંબું લાગે એવું હતું. કેમકે, એ બાઇની ચાલમાં ગમે તેટલી ઉદ્ધતાઈ ભરેલી હોવા છતાં, એને જોવાને ઊમટેલા લોકોના એકેએક પગલા સાથે, જાણે તેઓ લાત મારીને કચડી નાખે એટલા માટે પોતાનું હૃદય તેમની સમક્ષ રસ્તાપર ફેંકી દેવામાં આવ્યું હોય એટલી બધી વેદના એને ડગલે ડગલે થતી હતી પણ આવા સર્વ પ્રસંગોમાં દુઃખની સામે ઢાલરૂપ થઇ પડે એટલા માટે આપણા માનસ

બંધારણમાં આપણને એકી સાથે આશ્ચર્યકારક અને દયામય લાગે એવી એક ઘટના એ પ્રકારની કરવામાં આવી છે કે, જેના ઉપર ત્રાસ ગુજારવામાં આવતો હોય તે વ્યક્તિ પોતાને વર્તમાનમાં જે યાતના ભોગવવી પડતી હોય તેની ઉત્કટતા તત્કાલ તો સમજી શકતી નથી, અને એ ઉત્કટતાની એને જે ખબર પડે છે તે તો એ યાતના ભોગવ્યા પછી દુઃખની જે ખટક એના અંતરમાં પાછળથી રહ્યા કરે છે તે ઉપરથી જ પડે છે. એટલે અત્યારે તો હેસ્ટર પ્રાઇન પોતાની જે આ અગ્નિપરીક્ષા થઇ રહી હતી તેમાં થઇને સ્વાસ્થ્ય અને શાંતિભરી મુખમુદ્રા રાખીને પસાર થઇ, અને બજારને છેક પશ્ચિમને છેડે માંચડા જેવું ઊભું કર્યું હતું ત્યાં આવી પહોચી. બોસ્ટનમાં સૌથી પ્રહેલા બંધાએલા દેવળના લગભગ નેવા નીચે જ એ માંચડો ઊભો કરેલો હતો, અને તે ત્યાં હંમેશા રાખવામાં આવતો હોય એમ જણાતું હતું.

વસ્તુતઃ આ માંચડો એ જમાનામાં લોકોને સજા કરવાને જે સાધન વાપરવામાં આવતું હતું તેના એક અંગરૂપ હતો. એ સાધન હવે બે ત્રણ પેઢીયો તો આપણામાં કેવળ ઇતિહાસની અને શ્રુતિપરંપરાની વસ્તુ બની ગયું છે, પણ એ જૂના જમાનામાં તો તે, ફ્રાન્સના ત્રાસવાદીઓમા ગિલોટિન જેટલું સચોટ સાધન થઇ પડ્યું હતું તેટલુંજ સચોટ સાધન યથાર્થ નાગરિક-ધર્મ શીખવવામાં થઇ પડ્યું હતું. ટૂંકામાં કહીએ તો, આ માંચડો ઇંગ્લાંડમાં 'પિલરી' નામે જે ફજેતીનું લાકડું રાખવામાં આવતું હતું તેવી જ રચના હતી એ માંચડા ઉપર પણ લોકોને શિસ્તપાલન શીખવે એવું યંત્ર હતું. તેમાં ગોઠવણ એવી હતી કે સજા પામેલા માણસનું માથું સજ્જડ રીતે ટટ્ટાર પકડી રખાય કે જેથી બધા લોકો એને બરાબર નિરખી શકે આ રીતે લાકડા અને લોઢાની આ રચનામાં કોઇને માનહાનિ કરી ફજેત કરવાનો આદર્શ સંપૂર્ણ રીતે સાકાર કરવામાં આવ્યો હતો. કેમકે કોઇ અમુક વ્યક્તિએ ગમે તેવું દુષ્કર્મ કર્યું હોય તોપણ ગુનેગારને શરમ આવતી હોય તે વખતે પણ તેને પોતાનું મોઢું સંતાડવા ન દેવું એના જેવો ઘોર અત્યાચાર તો મને લાગે છે આપણી સર્વસાધારણ માનવપ્રકૃતિ પર બીજો કોઇ જ હોઇ શકે નહિ, છતાં આ ઠેકાણે જે સજા કરવામાં આવતી હતી તેનો મુખ્ય મુદ્દો જ એ હતો. પણ બીજા કેટલાક માણસોના સંબંધમાં બનતું તેમ હેસ્ટર પ્રાઇનના સંબંધમાં પણ સજા એવી કરવામાં આવી હતી કે એણે આ માંચડા પર અમુક વખત સુધી ઊભા જ રહેવું, પણ ગુનેગારની ગરદની પકડીને એનું માથું જકડી રાખવારૂપ જે શયતાની અંશ આ બળખામણી યંત્ર-રચનામાં હતો તેમાંથી એને મુક્ત રાખવી. હેસ્ટર પોતાને અત્યારે જે ભૂમિકા ભજવવાની હતી તે સારી પેઠે જાણતી હતી. એટલે એ આ માચડા પર જવાની લાકડાની સીડી પર ચડીને ઉપર આવી, એટલે આજૂબાજૂની શેરીથી લગભગ એક માથોડા જેટલી અને ચોતરફ ટોળે મળેલાં સૌ એને બરાબર જોઇ શકે એટલી ઊંચાઇએ ઊભી રહી.

આ પ્યૂરિટન લોકોના ટોળામાં એ વખતે જો કોઈ રોમન કેથોલિક માણસ હોત, તો આવી આકર્ષક મુખમુદ્રાવાળી અને મનોહર વસ્ત્રો ધારણ કરનારી આ સુંદર સ્ત્રીને પોતાના વક્ષઃસ્થળ આગળ બાળકને રાખી ઊભેલી જોઇને જેનું આલેખન કરવાને કેટલાએ નામાંકિત ચિત્રકારોએ પરસ્પર સ્પર્ધા કરેલી છે એવી દિવ્ય માતૃતાની મૂર્તિનું સ્મરણ કરાવે એવી વ્યક્તિનાં–જગતનો ઉદ્ધાર કરવાને અવતરનારા બાળકને જન્મ આપનાર પવિત્ર નિષ્પાપ માતૃત્વની મૂર્તિનું સ્મરણ, અલબત સામ્ય નહિ પણ વૈષમ્યની દૃષ્ટિએ સ્મરણ કરાવે એવી વ્યક્તિનાં–તેને દર્શન થયાં હોત પણ એને બદલે આંહીં તો, માનવજીવનના સૌથી પવિત્ર એવા સદ્‌ગુણને ભારેમાં ભારે દુર્ગુણનો એવો પાસ લાગ્યો હતો કે, આ સ્ત્રીના સૌન્દર્યથી જગતને લાભ થવાને બદલે તે પૂર્વે હતુ તેના કરતાં પણ વિશેષ મલિન જ બન્યું હતું, અને એના બાળક દ્વારા તેનો ઉદ્ધાર થવાને બદલે એ બાળકને લીધે તો તે ઊલટું વિશેષ પતન પામ્યું હતું

આ પ્રસંગના દૃશ્યમા એક પ્રકારની આદરમિશ્રિત ભીતિ પણ ભળેલી હતી, અને તે સ્વાભાવિક જ હતું, કેમકે સમાજ જ્યાં સુધી સર્વથા સડી ગયો ન હોય, અને પોતાના માનવબંધુના ગુના કે શરમ ભરેલા કાર્ય તરફ ઘૃણા કે કંપારીની વૃત્તિ બતાવવાને બદલે તેને

મોં મલકાવીને જોઇ રહેવા જેટલો પતિત બન્યો ન હોય ત્યાં સુધી આવા પ્રસંગો જોઇને લોકોમાં હંમેશાં ભીતિના ભાવ ઉત્પન્ન થયા વિના રહે જ નહિ. હેસ્ટર પ્રાઇને પોતાના જીવનને જે બટ્ટો લગાડયો હતો તેના પ્રેક્ષકો હજુ પોતાની સરળ નિર્દોષ નીતિપ્રેમી મનોદશાને વળોટાવી ગયા નહતા. આ સજા તો સાવ હળવી હતી, પણ તેને બદલે હેસ્ટરને મોતની સજા ફરમાવી હોત તોપણ એ સજાની સખતાઇ સામે એક અક્ષર સરખો ન ઉચ્ચારે એટલો ઉગ્ર એમનો નીતિપ્રેમ હતો. કેટલાક સમાજો એવા અધમ બની જાય છે કે આવા પ્રસંગોને ઠઠ્ઠામશ્કરીનો જ વિષય તેઓ ગણી લે છે બોસ્ટનનો સમાજ હજુ એવો નિષ્ઠુર અને નીતિભાવશૂન્ય બન્યો ન હોતો. આ વાતને કેવળ ઠઠ્ઠામશ્કરીનો વિષય ગણવાની મનોવૃત્તિ જો કોઇ રડયાખડયા માણસોમાં કદાચ હશે, તોપણ તે હેસ્ટર ઊભી હતી તે માંચડાની ઉપર એક ઝરૂખો હતો તેમાં શહેરનો સૂબો તેની સમિતિના સભ્યો, ન્યાયાધિકારી, સેનાપતિ, અને શહેરના મંત્રીઓ આદિ મોભાદાર પ્રતિષ્ઠિત અમલદારો બેઠા હતા તેમની ગંભીરતા પ્રેરક હાજરીને લીધે દબાઇ ગઇ હશે. આવા મોટા અમલદારો જ્યારે આવે પ્રસંગે હાજરી આપે અને એમ હાજરી આપવામાં પોતાની ઉચ્ચ પદવી કે માનમરતબાને જરા યે જોખમ જેવું ન જુએ, ત્યારે કાયદાએ કરેલી આવી સજા ખૂબ અસરકારક બને અને સૌ એના પ્રત્યે માનપૂર્વક જુએ એ સહેલાઇથી સમજી શકાય એવું છે. એટલે ત્યાં એકઠું થએલું ટોળું શોક અને ગંભીરતાના ભાવોથી ભરપૂર હતું. સજાપાત્ર બનેલી સ્ત્રી પર હજારો માણસોની નિષ્ઠુર આંખો ચોંટી રહી હતી. અને તેના વક્ષ:સ્થળ પર સ્થિર બની ગઇ હતી. છતાં સ્ત્રીજાતિથી જેટલું બળ દાખવી શકાય તેટલું દાખવીને આ કપરી પરીક્ષામાં એ જેમ તેમ પોતાની જાતને ટકાવી રહી હતી. બાકી ખરી રીતે તો અત્યારના પ્રસંગનો અનુભવ અસહ્ય થઇ પડે એવો હતો. મૂળથી એ સ્ત્રી ઊર્મિ અને આવેશપ્રધાન પ્રકૃતિની હતી અને આ પ્રસંગે લોકો જાતજાતનાં અપમાન કરશે તથા નિંદા કરશે એમ માનતી હતી તેથી એ સઘળી નિંદા અને અપમાનના ઝેરી ડંખો અને તીરોની સામે અડગ રહેવાનો પહેલેથી નિશ્ચય કરીને એ આંહીં આવી હતી. પણ ત્યાં તો નિંદા ને અપમાનની ઝડી વરસાવવાને બદલે આંહીં લોકો બધાં શાન્ત, સ્તબ્ધ, ગંભીર બનીને ઊભાં રહ્યાં હતાં, અને લોકમાનસની આ ગંભીરતા એને એટલી બધી વસમી લાગી કે આને બદલે તો આ બધાં લોકોના કડકાઇભર્યા ચહેરા પોતાને જોઇને અને ઉદ્દેશીને તિરસ્કારપૂર્વક હસવા લાગે તો વધારે સારૂં એવું એના મનમાં થઇ આવ્યું. એ ટોળામાંથી જો એ વખતે ગગનભેદી ગર્જના જેવું બુલંદ અટ્ટહાસ્ય ઊછળી આવ્યું હોત, અને એ હાસ્યમાં ટોળામાંના દરેકે દરેક પુરુષ સ્ત્રી તેમ બાળકે જો પોતાનો સાથ પુરાવ્યો હોત તો હેસ્ટર પ્રાઇને તે સૌની સામે કડવું અને તિરસ્કારભર્યું સ્મિત કરીને તે અટ્ટહાસ્યનો બદલો સૌને વાળી આપ્યો હોત. પણ એવા બુલંદ અટ્ટહાસ્યને બદલે આંહીં તો સીસા જેવી ભારેસલ ગંભીરતા અને સ્તબ્ધતાનો અનુભવ કરવાનું એના નસીબમાં નિર્માયું હતું, એટલે આવી ગંભીરતા તથા સ્તબ્ધતા જોઇને તો, કોઇ કોઇ ક્ષણે એને પોતાનાં ફેફસાંમાં હોય તેટલું જોર અજમાવીને પોતે કદાચ ચીસો પાડી ઊઠશે તથા એ માંચડા પરથી જમીન પર એકદમ નીચે પડતું મૂકશે અથવા તો તત્ક્ષણ ગાંડી બની જશે એવું એને લાગી આવ્યું.

છતાં એ માંચડા પર ઊભી રહી હતી અને સઘળાં લોકો એને એકીટશે જોઇ રહ્યાં હતાં એ દરમિયાન વચ્ચે વચ્ચે કેટલીક ક્ષણો એવી પણ આવી હતી કે જ્યારે આ આખું દૃશ્ય એની આંખો આગળથી અદૃશ્ય બની જતું હતું અથવા તો સાવ અદૃશ્ય નહિ તો ભૂતના ઓળા જેવી આછી અને અપૂર્ણ આકૃતિઓનો સંભૂમેળો હોય એવું ઝાંખું ઝાંખું દેખાતું હતું. એનું ચિત્ત અને તેમાંએ ખાસ કરીને એની સ્મરણશક્તિ અત્યારે અસાધારણ ચૈતન્યયુકત બની ગઇ હતી, એટલે પશ્ચિમના અરણ્યસમૂહની સીમા પર આવેલા એક નાનકડા શહેરની આ અણઘડ શેરીમાં જે બનાવ બની રહ્યો હતો તેનાં કરતા જુદાં જ દૃશ્યો એની કલ્પનાચક્ષુ આગળ અત્યારે ખડાં થઇ રહ્યાં હતાં અને મોટી ટોપીઓ પહેરેલ જે માણસો એને તાકીને જોઇ રહ્યાં હતાં તેમના કરતાં જુદાં જ મનુષ્યોનાં મુખ એની આગળ દેખાઇ રહ્યાં હતાં. એનાં માનસચક્ષુ આગળ અત્યારે સંસ્મરણોની હારની હાર ઊભરાવા લાગી. આમાંનાં કેટલાંક સંસ્મરણો છેક જ તુચ્છ અથવા અગત્ય વગરનાં હતાં, કેટલાંક બચપણ

અને શાળાસમયનાં હતાં, કેટલાંક રમતો ને બાલિશ કલહોનાં હતાં, તો વળી કેટલાંક પોતાની કન્યાવસ્થામાં પોતાને ગૃહજીવનનો જે આછો અનુભવ થએલો તેનાં હતાં, અને એની સાથે પોતાના પાછળના જીવનમાં જે કંઈ ગંભીર અને મહત્ત્વના બનાવો બનેલા તેનાં સંસ્મરણો સાથે સાથે સેળભેળ થઈને દેખાવા લાગ્યાં. આ સઘળાં સંસ્મરણોનાં ચિત્રો એક સરખાં જીવન્ત અને તાદશ હતાં, કેમ જાણે એના જીવનમાં જે કઈ બની ગએલું તે સઘળું સરખું જ મહત્ત્વનું હોય અથવા સરખું જ કેવળ રમત જેવું બિનઉપયોગી હોય તેમ એ નાનામોટા એકેએક પ્રસંગની છબી એક સરખી સુરેખ જોવામા આવતી હતી આ સંસ્મરણોની ચિત્રપરંપરા એ તો કદાચ અત્યારની વાસ્તવિક પરિસ્થિતિની નિર્દય સખતાઈ અને ભારમાંથી આવી સૂક્ષ્મ હવાઈ આકૃતિઓ દ્વારા પોતાની જાતને બચાવી લેવા માટે એના અંતરાત્માએ સહજબુદ્ધિથી શોધી કાઢેલી કોઈ યુક્તિ જેવી હતી.

એ તો જે હોય તે ખરું, પણ અત્યારે આ ફજેતીના માચડા પર ઊભી હતી ત્યાંથી હેસ્ટર પ્રાઇનને પોતાના શૈશવના સુખમય દિવસોથી માંડીને અત્યાર સુધીનો પોતાનો સઘળો જીવનમાર્ગ કલ્પનામાં ખડો થઈ આવ્યો. આ દુઃખદાયક ઉચ્ચ સ્થાને ઊભાં ઊભાં એણે ઇંગ્લાંડમાના પોતાના વતનના ગામનાં ફરીથી દર્શન કર્યાં. અને ચોમેર ગરીબાઈનાં ચિહ્નોથી ભરપૂર છતાં દરવાજા પરની અર્ધ ભૂંસાઈ ગએલી ઢાલ દ્વારા પૂર્વજોની અસલી ખાનદાનીનું ભાન આપતું એવું પોતાના પિતાનું ભૂખરા પથ્થરનું બાંધેલું ખખડી ગએલું ઘર જોયું. એ ઘરમાં એણે શૌર્યસૂચક કપાળ, પૂજ્યત્વસૂચક સફેદ દાઢી અને ઇલિઝાબેથના સમયમાં લોકો પહેરતા એવો જૂના જમાનાનો ગળપટ્ટો ધારણ કરેલી પોતાના પિતાની મૂર્તિ તેમ સદાએ કાળજી રાખતી અને ચિંતા કર્યા કરતી એવી પ્રેમભરી દૃષ્ટિથી જોતી અને મરી ગયા પછી પણ એવી દૃષ્ટિથી પોતાના જીવનમાર્ગમાં વારંવાર ઠપકો આપીને વિઘ્નરૂપ થઈ પડેલી એવા સ્વરૂપમાં પોતાની સ્મૃતિમાં સદાને માટે જડાઈ રહેલી પોતાની માતાની મૂર્તિ પણ જોઈ. કન્યાકાળના સૌન્દર્યથી મંડિત અને રોજ જેમાં પોતાનું પ્રતિબિંબ જોતી તે ઝાંખા અરીસાને પોતાના સૌન્દર્યથી અજવાળતું એવું પોતાનું મુખ પણ એણે અત્યારે જોયું. એની સાથે જ એણે એક બીજો ચહેરો પણ જોયો, ઉંમરમાં ઠીકઠીક આગળ વધેલા એવા એક પુરુષનો, દીવા પાસે બેસીને મોટાં મોટાં પુસ્તકો વાંચવાને લીધે ઝાંખી અને ચૂંચી બની ગએલી આંખોવાળો, અને પાંડિત્યની છાપ ધરાવનારો એવો ફીકો દૂબળો ચહેરો જોયો. આ પુરુષની આંખને ઝાંખ હતી છતા કોઈપણ માનવ આત્માનું અંતર ઉકેલવાની એને ઇચ્છા થતી ત્યારે એમાં વિલક્ષણ પ્રકારની વેધકતાજ ભાળી હતી હેસ્ટર પ્રાઇનના સ્ત્રીહૃદયના કલ્પનાચક્ષુને અત્યારે પણ દેખાવા વિના ન રહ્યું કે અભ્યાસખંડના એકાંતમાં રહેનાર આ પુરુષનો ડાબો ખભો જમણા ખભા કરતાં જરાક ઊંચો હોવાથી એની આકૃતિ કંઈક કદરૂપી લાગતી હતી. તે પછી સ્મરણદેશની આ ચિત્રમાળામાં જે છેલ્લું ચિત્ર દેખાયું તે ગલીકૂંચીવાળા સાંકડા રસ્તા ઊંચાં ભૂખરાં મકાનો, ભવ્ય વિશાળ દેવળો, પુરાતન કાળની અને વિચિત્ર સ્થાપત્યની મોટી મોટી જાહેર ઇમારતો એવાં એવાં દૃશ્યોવાળા યુરપના કોઈએક શહેરનું દેખાયું. આ શહેરમા એ કથાટા પંડિતના સહવાસમાં એને નવું જીવન ગાળવાનું હતું જીવન નવું ખરું, પણ જરીપુરાણી દીવાલ પર બાઝેલી લીલી સેવાળની પેઠે જૂની ખવાઈ ગએલી સામગ્રી પર નિર્વાહ કરનારું, એવું જીવન એને માટે આ શહેરમાં તૈયાર હતું. છેલ્લે, આ બધી ક્ષણે ક્ષણે બદલાયા કરતી ચિત્રપરંપરાને સ્થાને, પ્યૂરિટન લોકોની વસાહતમાંની આ અણઘડ બજાર અને તેમા એકઠા થઈને, પોતે ફજેતાના માચડા પર નાનકડા બાળકને હાથમા રાખીને ઊભી હતી તેના પર અને પોતે સોનેરી કસબથી પોતાના વક્ષસ્થળ પર વિચિત્ર ચિત્રોના મધ્યમાં જે 'એ' અક્ષર ભર્યો હતો તેના પર જોઈ રહેલાં લોકોનું ચિત્ર દેખાયું.

શું ખરેખર આ ચિત્ર સાચું હતું? એનું પારખું લેવા એણે પોતાના બાળકને એવા જોરથી છાતીસરસું ચાંપ્યું કે તે ચીસ પાડી ઊઠ્યું; પેલા હિંગળોકિયા અક્ષર પર પણ એણે નીચી નમીને નજર નાખી, અને પોતાની આંગળી વડે તેનો સ્પર્શ પણ કરી જોયો. પોતાનું આ બાળક અને પોતાનું આ કલંક એ બન્ને ખરેખર વાસ્તવિક છે કે નહિ તેની પરીક્ષા એણે આ પ્રમાણે કરી ત્યારે એને ખાતરી થઈ કે હા, આ બન્ને વસ્તુઓ

ખરેખર સાચી હતી. ખરેખર સત્ય તે તો આ બે જ વાનાં–બાકીનું બીજું બધું તો અદશ્ય થઈ ગયું હતું!

૩

## પિછાન

**સઘળા** પોતાને સખતાઈપૂર્વક નિહાળી રહ્યા છે એ પ્રકારના અત્યંત કષ્ટદાયક ભાનમાંથી આખરે એ લોકોના ટોળાની છેવાડાની કિનાર પર પોતાના સકળ વિચારોનો અનિવાર્ય રીતે કાબૂ મેળવીને તેના કેન્દ્રરૂપ બની જાય એવી એક આકૃતિના દર્શનથી આ લાલ અક્ષર ધારણ કરનારી સ્ત્રી મુક્ત થઈ. એ ટોળાની કિનાર પર ત્યાં એક ઇન્ડિયન પોતાનો દેશી પોશાક પહેરીને ઊભો હતો, પણ એ વખતે એ રક્તવર્ણો લોકો અંગ્રેજી વસાહતોમાં કંઈ જવલ્લે જ નહોતા આવતા કે તે આવી પરિસ્થિતિ વચ્ચે હેસ્ટર પ્રાઇનનું ધ્યાન આ પ્રમાણે ખેંચી શકે. અને એના સમસ્ત વિચારોનો કાબૂ મેળવી કેવળ પોતાના પર જ એના ચિત્તને કેન્દ્રિત કરે એવી અસાધારણતા તો એ ઇન્ડીયનમાં હતી જ નહિ. પણ એ ઇન્ડિયનની પડખે જ અને સ્પષ્ટ રીતે એનો સોબતી જ હોય એવો એક ગૌરાંગ પુરુષ સુધરેલા અને જંગલી એ બંનેના કોઈ કઢંગા મિશ્રણ જેવો પોશાક પહેરીને ઊભો હતો. તેણે આ પ્રમાણે તેનું ધ્યાન ખેંચ્યું.

તે કદે ઠીંગણો હતો, અને જોકે ઉંમરે વૃદ્ધ ભાગ્યે જ ગણાય એવો હોવા છતાં એના ચહેરા પર કરચલીઓ પડી ગઈ હતી. તેની મુખમુદ્રામાં વિલક્ષણ બુદ્ધિતેજ ચમકતું હતું. પોતાના માનસને એટલે અંશે કેળવે કે પોતાનાં શરીરને પણ એ માનસને અનુપ ઘાટ એ આપી શકે અને અચૂક ચિહ્નોદ્વારા પ્રકટ કરી શકે એવા સ્વાધીન મનસ્ક પુરુષના જેવું બુદ્ધિતેજ તેના મુખ પર ચમકતું હતું. એક બીજા સાથે ક્યાંયે મેળ ન ખાય એવો પોશાક દેખીતી બેદરકારીથી પહેરીને પોતાની વિલક્ષણ આકૃતિને છુપાવવાનો અથવા, કંઈ નહિ તો છેવટ એ વિલક્ષણતાને ઓછું ધ્યાન ખેંચે એવી બનાવવાનો તેણે જોકે પ્રયત્ન તો કરેલો હતો, છતાં આ પુરુષનો એક ખભો બીજા ખભા કરતાં જરાક ઊંચો હતો એ વાત હેસ્ટર પ્રાઇન તો બરાબર જોઈ શકતી હતી. આ પુરુષનો દૂબળો ચહેરો અને તેની આ કંઈક કઢાટી આકૃતિને જોઈને એણે વળી એકવાર ફરીને પોતાનું બાળક છાતી સરસું એટલા સખત જોરથી ચાંપ્યું કે એ બચ્ચું બીચારું બીજી વાર ચીસ પાડી ઊઠયું. છતાં તેની માએ તો જાણે એ ચીસ સાંભળી જ નહિ.

આ અજાણ્યો માણસ બજારમાં આવ્યો એ જ વખતે અને હેસ્ટર પ્રાઇનની નજર તેના પર પડી તેની અગાઉ જ તેણે હેસ્ટર પર દૃષ્ટિ કરી હતી. આ દૃષ્ટિ પ્રથમ તો, મુખ્યત્વે આંતરવલોકન કરવાને જ ટેવાએલો હોય અને બાહ્ય વસ્તુઓ જેને પોતાના મનની અંદરના કોઈ તત્ત્વ સાથે કંઈક સંબંધ ધરાવતી હોય તેટલા પૂરતી જ મહત્ત્વની કે મૂલ્યવાન લાગતી હોય એવા પુરુષના જેવી ઉદાસીનતાથી જ તેણે કરી. પણ પછી થોડી જ વારમાં તેની દૃષ્ટિ તીવ્ર અને વેધક બની ગઈ. જાણે કોઈ સર્પ તેના મુખ પર ચાલતો હોય અને સૌ દેખે એવી રીતે પોતાનાં ગૂંછળાં ત્યાં વાળતો હોય એ પ્રકારની અમળાટભરી દુઃખ અને ભયની લાગણી તેની મુખમુદ્રા પર પસરી ગઈ. કોઈ પ્રબળ મનોભાવને લીધે તેનું મુખ ઝાંખું પડી ગયું, પણ એ ઝાંખપ પળવાર જ ટકી, કેમકે એ મનોભાવને તેણે પોતાની ઇચ્છાશક્તિથી એટલી ત્વરાથી અંકુશમાં આણી દીધો કે એ એક પળ બાદ કરીએ તો તેની મુખમુદ્રા શાન્ત સ્વાસ્થ્યભરી જ સૌ કોઈને લાગે. થોડી વારમાં તેના ચિત્તની લાગણીનો આ અમળાટ લગભગ અવ્યક્ત જેવો બની ગયો અને તેના અંતરની ગુહામાં શમી ગયો. હેસ્ટર પ્રાઇનને જ્યારે તેણે એની નજર પોતાના પર ઠેરવતી દીઠી અને પોતાને એણે ઓળખી કાઢયો છે એવું જ્યારે તેને લાગ્યું ત્યારે તેણે ધીમેથી અને શાન્તિથી પોતાની આંગળી ઊંચી કરી વાતાવરણમાં તેનાથી કંઈ ઇશારત કરી અને પછી એ આંગળી તેણે પોતાના હોઠ પર મૂકી.

પછી પોતાની પડખે ઊભેલા એક શહેરીને ખભે હાથ અડકાડી તેણે એને સભ્યતા અને વિનયપૂર્વક આ પ્રમાણે કહ્યુ–

'એક વાત પૂછું આપને?' તે બોલ્યો. 'આ બાઈ કોણ છે? અને શું છે તે એની આમ જાહેર ફજેતી થઈ રહી છે?'

'ભાઈ તમે આ મુલકમાં કોઈ અજાણ્યા આવી ચડ્યા લાગો છો,' પેલા શહેરીએ એ પ્રશ્ન પૂછનાર

તરફ તથા તેના સોબતી તરફ કૌતુકપૂર્વક નજર કરીને કહ્યું, 'નહિ તો શ્રીમતી હેસ્ટર પ્રાઇન અને એના દુરાચારની વાત તમારે કાને આવ્યાં વગર રહેત નહિ. ખરેખર, ડિમ્સડેઇલ જેવા ભગવાનના માણસના દેવળને આ બાઈએ ભારે બટ્ટો લગાડયો છે.'

'આપની વાત સાચી જ છે,' પેલાએ જવાબ આપ્યો, 'હું આ મુલકનો અજાણ્યો જ છું, અને મારી તો ધણીએ મરજી નહોતી, છતાં મારે મારાં વરસો પરદેશના પ્રવાસોમાં ગાળવા પડયાં છે. એ ખુસ્કી અને તરીની મુસાફરીઓમાં મને ઘણા કમનસીમ અકસ્માતો નડયા છે, અને દક્ષિણમુલકના કાફર લોકોમાં લાંબા વખતથી મારે ગુલામ તરીકે રહેવું પડયું છે ત્યાંથી આ ઇન્ડિયન મને આંહીં લઈ આવ્યો છે, મને બંદીખાનેથી પૈસા આપીને કોઈ છોડાવે એટલા માટે લઇ આવ્યો છે. તો આપ જરા કૃપા કરીને હેસ્ટર પ્રાઇનનો—હેસ્ટર પ્રાઇન જ એ બાઇનું નામ ને ? કંઈ ભૂલ તો નથી કરતો ને એનું નામ આપવામાં હું ?—આ બાઇનો ગુનો શો, અને એ માંચડા પર એને શા માટે ખડી રાખવામાં આવી છે, તે કહેશો ?'

'જરૂર, ભાઈ,' એ શહેરી બોલ્યો, 'અને તમારા પર આ બધાં વીતકો વીત્યા પછી અને એ જ ગલ્લોમાં રહી આવ્યા પછી મને લાગે છે કે જ્યાં ગુનાને આવી રીતે શોધી કાઢી અમલદારો અને લોકો સમક્ષ તેની સજા કરવામાં આવી હોય એવા આ ન્યૂ ઇંગ્લંડ જેવા ધર્મ-પરાયણ મુલકમાં આવવાથી તમારા હૃદયને આનંદ પણ થવો જોઇએ ત્યારે જુઓ, ભાઇ, એ બાઇ છે ને તે મૂળ ઇંગ્લંડમાં જન્મેલા પણ લાંબો વખત આમસ્ટર્ડામમાં વસેલા એવા એક વિદ્વાનની પત્ની છે. આમસ્ટર્ડામમાંથી તેને આંહીં માસાચ્યુસેટ્સમાં આવી રહેવાનો વિચાર થએલો. એટલે એવા વિચારથી તેણે પોતાના પત્નીને આંહીં અગાઉથી મોકલી દીધેલી, અને પોતે કોઈ અગત્યના કામકાજને અંગે પાછળ રહેલો. પછી તો એવું બન્યું ભાઇ, કે આ બાઈને બોસ્ટનમાં આવ્યાને બે વરસ થઈ ગયાં છતાં એ વિદ્વાન પુરુષના કંઇ ખબરઅંતર મળ્યા જ નહિ, એટલે એકલી પડતાં તેની જુવાન પત્ની, તમે જુઓ જ છો ને, કોઇ કુસંગતને લીધે—'

'ઓહો ! એમ ! સમજી ગયો તમારી વાત,' કડુ સ્મિત કરીને એ અપરિચિત પુરુષ બોલ્યો. 'આપ કહો છો કે એ પુરુષ વિદ્વાન છે, તો પછી એ વિદ્વાને આટલી વાત પણ પોતાનાં થોથાંમાંથી જાણી લેવી જોઇતી હતી. ત્યારે સાહેબ, આપને વાંધો ન હોય તો એટલું પૂછું ? કે શ્રીમતી હેસ્ટરના હાથમાં છે તે પેલા બચ્ચાનો બાપ કોણ હશે ? બચ્ચું મને લાગે છે ત્રણ ચાર મહીનાનું થયું હશે'

'ખરેખર ભાઇ, એ વાતનો કોયડો હજુ ઊકલ્યો નથી; અને એ કોયડો ઉકલી આપે એવા ચતુર ને અદલ ન્યાયધીશની હજુ આંહીં સૌ વાટ જોઇ રહ્યું છે,' સહેરીએ જવાબ આપ્યો. 'શ્રીમતી હેસ્ટર તો નામ આપવાની ધસીને ના પાડે છે. અને ન્યાયધીશોએ બીચારાઓએ એકઠા મળીને ઘણો વિચાર કરી જોયો, પણ કાંઇ ભાળ મળી નથી. મને તો લાગે છે કે એ ગુનેગાર પોતે, બીજા માણસોને ખબર ન હોય એવી રીતે, આ આ આખું દ્રશ્ય આંહીં ઊભો ઊભો જોઈ રહ્યો છે. પણ બીજા માણસોને ભલે ખબર ન હોય, ભગવાનને તો બધી ખબર છે, અને ભગવાન તો તેને અત્યારે પણ નિરખી રહ્યો છે એ વાત એ ભલો આદમી ભૂલી જતો લાગે છે'

'મને લાગે છે,' એ અપરિચિત પુરુષે ફરી સ્મિત કરીને ટકોર કરી, 'કે એ વિદ્વાન પુરુષે જાતે આવીને આ અકળ ઘટનાની તપાસ કરવી જોઇએ.'

'જો એ હજુ હયાત હોય તો તો એણે જરૂર કરવી જોઇએ,' એ શહેરીએ ઉત્તર આપ્યો, 'હવે, જુઓ ભાઇ, આ બાઈ જુવાન ને ફૂટડી છે, અને એનું આ પતન થયું તે કોઈ ભારે પ્રલોભન આવી પડયું હશે તેને જ પરિણામે નિઃશંક થયું હશે અને વળી સંભવ છે કે તેનો પતિ તો કયાંક સમુદ્રને તળિયે જઇને બેઠો હશે, એટલે આ બધી હકીકત લક્ષમાં લઇને અમારા માસાચ્યુસેટ્સના ન્યાયાધીશોનો આ બાઇને આંહીંના કાયદા પ્રમાણે જે કડક શિક્ષા કરવી ઘટે તે છેવટની કડક શિક્ષા કરતાં જીવ ચાલ્યો નથી. બાકી નહિ તો આવા ગુનાની કાયદા પ્રમાણેની શિક્ષા તો મોતની જ છે. પણ ન્યાયાધીશોનું અંતર પીગળ્યું એટલે મોટી મહેર બતાવીને તેમણે શ્રીમતી

પ્રાઇનને ફક્ત ત્રણ કલાક આ ફજેતીના માંચડા પર ઊભા રહેવાની અને પછી જિન્દગીભર એ અક્ષરનું ચિહ્ન પોતાના વક્ષ:સ્થળ ઉપર ધારણ કરવાની જ સજા કરી છે.'

'બહુ શાણપણપૂર્વક કરી છે એ સજા!' પોતાનું મસ્તક ગંભીરતાપૂર્વક નમાવીને એ અપરિચિત પુરુષે કહ્યું, "આ રીતે એ બાઈ પાપની સામે એક જીવતા પ્રવચન જેવી બનશે, અને તેના મરણ બાદ એ શરમભરેલો અક્ષર તેની કબર પર કોતરવામાં આવશે ત્યાં સુધી સૌને સદુપદેશ આપ્યા કરશે. છતાં આ દુરાચારમાં એનો જે ભાગીદાર હતો તે પણ, બીજું કંઇ નહિ તો, તેની સાથે આંહીં ફજેતીના માંચડા પર એની પડખે ઊભો નથી રહ્યો એ જોઇને મને દુ:ખ થાય છે. પણ એ તો એ માણસ પણ જણાઇ આવશે!—જરૂર જણાઇ આવશે!—જરૂર જણાઈ આવશે!'

પછી આ વાતોડિયા શહેરીને સભ્યતાપૂર્વક નમસ્કાર કરીને અને પોતાના ઇન્ડિયન સોબતીના કાનમાં ધીમેથી થોડા શબ્દો કહીને એ બન્ને જણાએ એ ટોળામાં થઇને પોતાનો રસ્તો કર્યો.

આ બધું બની રહ્યું હતું એ દરમિયાન હેસ્ટર પ્રાઇન પોતાના ઉચ્ચાસન પર ઊભી ઊભી એ અજાણ્યા માણસને તાકીને સ્થિર દૃષ્ટિએ જોઇ રહી હતી. તેના પરની એની દૃષ્ટિ એટલી બધી સ્થિર અને અચળ હતી કે અખંડ અને તીવ્ર ધ્યાનની કેટલીક પળોએ તો આ દશ્ય જગતના બીજા સઘળા પદાર્થો એની આગળ અદશ્ય થઇ જતા હતા અને પાછળ પોતે અને એ પુરુષ એમ બે જ જણ રહેતાં હતાં. આ પુરુષનો આમ અત્યારે ભેટો થઇ ગયો. પોતાને માથે આમ તીત તડકો તપી રહ્યો હતો, પોતાના મોઢાને બાળી રહ્યો હતો. અને પોતાના કલંકરૂપ અક્ષરને ચમકાવી રહ્યો હતો, પોતાના વક્ષ:સ્થળ પર પોતાના કલંકને જાહેર કરતી લાલ નિશાની આવી રહી હતી, પાપના પરિણામે જન્મેલું બાળક પોતે હાથમાં તેડયું હતું, અને જે મુખ કેવળ ઘરની સગડીના શાન્ત પ્રકાશમાં જ, ઘરઆંગણાની શીતળ છાયામાં જ, દેખાવું જોઇતું હતું અથવા કદી બહાર નીકળે તો દેવળમાં પ્રૌઢાને શોભે એવા બુરખા પાછળથી જ દેખાવું જોઈતું હતું તે મુખને આ સઘળા લોકો જાણે ઉત્સવ માણવા આવ્યા હોય એવી રીતે એકીટશે ટીકી ટીકીને જોઇ રહ્યાં હતાં,—એવી બધી પરિસ્થિતિમાં આ પુરુષનો ભેટો થઇ ગયો એ વસ્તુ ભયંકર તો હતી જ, પણ એ પુરુષનો એને એકાંતમાં ભેટો થયો હોત તો એ એકાન્ત મુલાકાત જેટલી એ ભયંકર નહોતી જ. કેમકે ભયંકર હોવા છતાં આ હજારો સાથીઓની સમક્ષ એકજાતનું રક્ષણ એને અત્યારે મળી જતું હતું. આવી રીતે એ પુરુષની અને પોતાની વચ્ચે આટલાં બધાં માણસો ઊભાં હોય ત્યારે આવી શરમભરેલી સ્થિતિમાં પણ તેની સાથે ભેટો થાય એ પોતે સાવ એકલી હોય એ વખતે કેવળ એકાન્તમાં એની સાથે ભેટો થાય એના કરતાં વધારે સારું હતું. એ જાણે કે આ પુરુષથી બચવા માટે આ જાહેર ફજેતી થાય એવી પરસ્થિતિનું નાસીને અત્યારે શરણું લઇ રહી હતી, અને એ પરસ્થિતિનું રક્ષણ પોતાને મળતું બંધ થઈ ગયું હોય તેવી પળનો સામનો કરતાં એ જાણે કે ડરવા લાગી હતી. આવા આવા વિચારોમાં ગરકાવ થઇ ગએલી હોવાને લીધે એની પાછળથી આખા લોકસમૂહને સંભળાય એવો ઘેરો બુલંદ અવાજ આવ્યો તે પહેલાં તો એણે તે સાંભળ્યો જ નહિ, અને એ અવાજે જ્યારે એ જ રીતે બીજીવાર એનું નામ પોકાર્યું ત્યારે જ એનું તેના તરફ ધ્યાન ગયું.

'હેસ્ટર પ્રાઇન, જો, મારી વાત સાંભળ,' એ અવાજ બોલ્યો.

હેસ્ટર પ્રાઇન ઊભી હતી એ માંચડાની બરાબર ઉપરના ભાગમાં સંમેલનઘરને એક ઝરૂખો કે ખુલ્લી ગૅલેરી હતી એ વાત તો આપણે અગાઉ કરી ગયા છીએ. એ સ્થળેથી જ ન્યાયાધીશોનો સમૂહ મળેલો હોય ત્યારે એ જમાનામાં આવા જાહેર પ્રસંગોમાં જે ઔપચારિક વિધિ જાળવવાનો નિયમ હતો તે સઘળા વિધિ સાથે જાહેરાતો કરવામાં આવતી હતી. આપણે જે પ્રસંગ વર્ણવી રહ્યા છીએ તે પ્રસંગ નિરખવા માટે ખુદ સૂબો બેલિંગહામ પોતે ખુરસીની આજૂબાજૂ પંડુરેગીરો તરીકે ઊભેલા ચાર ફરસીધારી સૈનિકોથી વીંટળાઇને બેઠો હતો. એ પીઢવયનો ગૃહસ્થ હતો અને જીવનમાં એને જે કપરો અનુભવ થએલો તે એના ચહેરા પર કરચલીઓરૂપે અંકાએલો દેખાતો હતો. તેણે

અત્યારે પોતાની ટોપીમાં કાળું પીછું ખોસ્યું હતું, તેના ડગલાની કોર ભરેલી હતી, અને એ ડગલા નીચે કાળા મખમલનું પહેરણ પહેર્યું હતું. જે લોકસમૂહની ઉત્પત્તિ અને પ્રગતિ, અને અત્યારની સુવિકસિત સ્થિતિ યૌવનની આવેશમય વૃત્તિઓનું નહિ પણ પીઢ વયની કડક અને હાવકી શક્તિનું તેમ વૃદ્ધાવસ્થાના ઘેરા રસહીન શાણપણનું પરિણામ હતું—જેણે કલ્પના ને આશાની અલ્પતાને લીધે જ આટલી બધી વસ્તુઓ સિદ્ધ કરી હતી એવા—લોકસમૂહનો પ્રતિનિધિ અને પ્રમુખ બનવાને માટે એ સર્વથા યોગ્ય હતો. આ મુખ્ય અધિકારીની આસપાસ જે બીજા અમલદારો બેઠેલા હતા તે સઘળાનું વર્તન જે જમાનામાં સર્વ સત્તાસ્થાનો દૈવી સંસ્થા જેવી પવિત્રતાથી વિભૂષિત હોવાનું મનાતું હતું તે જમાનાને ઉચિત એવા ગૌરવ અને રૂઆબથી ભરપૂર હતું. એ સઘળા અમલદારો ખરેખર ન્યાયી અને શાણા એવા સજ્જન પુરુષો હતા. પણ ભૂલ કરી બેઠેલા ઓહૃદયનો ન્યાય તોળવાને અને એ હૃદયમાંની શુભાશુભ વૃત્તિઓની ગૂંચવણભરી જાળ ઉકેલવાને, કઠોર દેખાવ ધારણ કરીને બેઠેલા આ શાણા પુરુષો કરતા વધારે અયોગ્ય અને અસમર્થ ગણાય એવા આટલા જ ડાહ્યા અને સદ્‌ગુણી માણસો આખી માનવજાતિમાંથી મળવા મુશ્કેલ હતા. હેસ્ટર પ્રાઇને અત્યારે આ સખત મુખમુદ્રા ધારણ કરીને બેઠેલા શાણા પુરુષો તરફ પોતાની નજર ફેરવી. એને ખાતરી હતી કે પોતાને માટે થોડીઘણી પણ સહાનુભૂતિની જો ક્યાંયે પણ આશા હોય તો તે આ નાનકડી અમલદારમંડળી કરતાં અનેકગણા મોટા અને વિશેષ ભાવોષ્માથી ભરેલા એવા સામે ઊભેલા સામાન્ય જનતાના ટોળામાં જ હતી, કેમકે અમલદારો બેઠા હતા એ ઝરૂખા પર તો એણે પોતાની આંખ ઊંચી કરીને નજર કરી કે તરત જ આ અભાગણી સ્ત્રીનો ચહેરો ફીકો પડી ગયો અને એની કાયા કંપવા લાગી.

એને હાક મારીને બોલાવેલી તે અવાજ સુવિખ્યાત ધર્મગુરુ જ્હોન વિલ્સનનો હતો. આ જ્હોન વિલ્સન બોસ્ટનનો સૌથી વયોવૃદ્ધ પાદરી હતો, એ વ્યવસાયમાં પડેલા ઘણાખરા પુરુષોના પેઠે મોટો પંડિત હતો, અને એ ઉપરાંત વળી માયાળુ અને મોજીલા સ્વભાવનો આદમી હતો. પણ આ મોજીલાપણાનો ગુણ તેની બીજી બાહ્ય સંપત્તિ જેટલો કાળજીપૂર્વક વિકસાવવામાં નહોતો આવ્યો, અને વસ્તુતઃ એ ગુણને એ પોતે અભિનંદનપાત્ર નહિ પણ લાંછનરૂપ જ લેખતો હતો. એવો એ ધર્મગુરુ એ વખતે ત્યાં ઊભો હતો. તેણે પહેરેલી તાલકટોપીની નીચેથી ધોળા વાળની કોર બહાર આવી હતી, અને તેની ભૂખરી આંખો પણ અભ્યાસખંડના રક્ષક પડદાવાળા દીપપ્રકાશથી ટેવાએલી હોવાને લીધે આ ખુલ્લા સૂર્યપ્રકાશમાં હેસ્ટરના બાળકની પેઠે જ ઉઘાડમીંચ કર્યા કરતી હતી. અત્યારે તેનો દેખાવ જૂનાપુરાણા પ્રવચનગ્રંથોના મુખપૃષ્ઠ રૂપે જે કાળાં ચિત્રો આલેખેલાં જોઇએ છીએ તેના જેવો જ લાગતો હતો, અને એ ચિત્રોની પેઠે તેને પોતાને પણ અત્યારે તે આગળ આવતો હતો તેમ આગળ આવીને માનવ દોષ, વાસના, તેમ વેદનાના કોઇ પણ પ્રશ્નમાં માથું મારવાનો ખરી રીતે કશો એ હક્ક હતો નહિ.

'હેસ્ટર પ્રાઇન' એ પાદરીએ કહ્યું, 'જેનો શાસ્ત્રોપદેશ શ્રવણ કરવાનું તને સદ્‌ભાગ્ય મળેલું છે તે મારા આ જુવાન ભાઇને' આમ બોલતાં વિલ્સને પોતાની પડખે બેઠેલા ફીકા ચહેરાના એક જુવાન પુરુષના ખભા પર પોતાનો હાથ મૂક્યો–' આ ધર્મનિષ્ઠ જુવાન ભાઇને મેં સમજાવવા પ્રયત્ન કરી જોયો કે આંહી ભગવાનની સાક્ષીએ, આ સૌ શાણા અને ન્યાયી અમલદારોની સમક્ષ, તેમ આ સૌ એકઠાં થએલાં લોકો સાંભળી શકે એવી રીતે તેં કેવું ઘોર અને અધમ પાપ કર્યું છે તે સંબંધમાં તારી સાથે એ વાત કરે કેમકે તારી સહજ પ્રકૃતિ મારા કરતાં એ વધુ સારી રીતે પિછાને છે એટલે આ ભયંકર પતનમાં તને લલચાવીને ફસાવનાર પુરુષનું નામ તું અત્યાર સુધી છુપાવી રાખે છે તેમ ન છુપાવે અને જાહેર કરે એટલા માટે તારી સમક્ષ કેવી દલીલો કરવી, એ નામ છુપાવવામાં તારી જે નિષ્ઠુરતા અને અને હઠીલાઇ છે તેને પિગાળવા માટે માયાભરેલા કે ભયભરેલા એવા કયા શબ્દો વાપરવા એ મારા કરતાં એ વધારે સારી રીતે નક્કી કરી શકે એમ છે. પણ મારા એ સઘળા પ્રયત્નોનો એ વિરોધ જ કર્યા કરે છે—અલબત એ વિરોધ પોતાની ઉમરના પ્રમાણમાં ભારે શાણપણ ભરેલી ગણાય એવી હૃદયની મૃદુતાને લીધે જ એ કરે

છે–અને કહે છે કે કોઈ પણ સ્ત્રીને પોતાના હૃદયની ગુપ્ત વાત આવે ધોળે દહાડે અને આવડા મોટા ટોળા સમક્ષ પ્રકટ કરવાની ફરજ પાડવી એ તો ખુદ સ્ત્રીજાતિની સહજ પ્રકૃતિને જ અન્યાય કર્યા બરાબર છે, પણ ખરી રીતે તો, મેં એ ભાઇને સમજાવવા પ્રયત્ન કર્યો તેમ શરમ તો એવું પાપ કરવામાં રહેલી છે, કંઇ એ પ્રકટ કરવામાં નથી રહેલી. કેમ બન્ધુ ડિમ્સડેઇલ, તને ફરી એકવાર પૂછી જોઉં, તારો શો અભિપ્રાય છે આ બાબતમાં? આ બાપડી પાપાચારી સ્ત્રીના આત્માને સન્માર્ગે લાવવા તું પ્રયત્ન કરીશ કે મારે જ કરવો પડશે?'

એ ઝરૂખામાં જે માનનીય અને ગૌરવાન્વિત મંડળી બેઠી હતી તેમાં કંઇ ધીમો ગણગણાટ શરૂ થયો. આખરે સૂબા બેલિંગહામે સત્તાવાહી છતાં એ જુવાન પાદરી પ્રત્યે આદરભાવથી મિશ્રિત એવા અવાજે મંડળીનું તાત્પર્ય આવા શબ્દોમાં વ્યક્ત કર્યું–

'ભલા ભાઇ ડિમ્સડેઇલ, આ બાઇના આત્માની જવાબદારી મોટે ભાગે તમારા પર જ રહેલી છે. એટલે આ બાઇ પોતાનો ગુનો કબૂલ કરે તો જ તેણે સાચો પશ્ચાત્તાપ કર્યો કહેવાય, માટે એવો પશ્ચાત્તાપ અને કબૂલાત એ કરે એટલા માટે તમારે એને સમજાવવી ઘટે છે.'

સૂબાએ આમ સીધું સંબોધન કર્યું એટલે આખા ટોળાની નજર રેવરંડ મિ. ડિમ્સડેઇલ તરફ વળી. આ ડિમ્સડેઇલ ઇંગ્લંડની એક મહા વિદ્યાપીઠમાં કેળવાયો હતો, અને ત્યાં જમાનાઓથી સંચિત થએલા જ્ઞાનરાશિને એ આપણા આ જંગલી અરણ્ય પ્રદેશમાં લઇ આવ્યો હતો. તેના વક્તૃત્વે અને તેના ધર્મોત્સાહે પોતાના વ્યવસાયમાં તે થોડા જ વખતમાં ઉચ્ચ પદવી પ્રાપ્ત કરવાનો એવી આગાહી ક્યારની આપી દીધી હતી. તે ભારે આકર્ષક દેખાવનો પુરુષ હતો, તેનું કપાળ ગૌર, ભવ્ય, અને આગળ પડતું હતું, તેની આંખો મોટી, ભૂખરી અને ગમગીનીભરી હતી, અને તેનું મુખ તેણે જોરપૂર્વક દબાવી ન રાખ્યું હોય ત્યારે, સૂક્ષ્મ ભાવક્ષમતા તેમ જ પુષ્કળ સંયમશક્તિ ઉભય દાખવે એવું કંપનશીલ બની શકે એવું હતું. તેની નૈસર્ગિક શક્તિઓ તેમ પાંડિતોચિત જ્ઞાનસંપત્તિ છતાં આ જુવાન ધર્મગુરુની મુખમુદ્રામાં જાણે પોતે ભૂલો પડયો હોય કે અવળે માર્ગે દોરાઈ ગયો હોય અને માનવ જીવનરૂપી પ્રવાસમાર્ગમાં ક્યાં ચાલવું તેની મૂંઝવણમાં પડી ગયો હોય એવો, કંઇક આશંકાઓથી પીડાતો હોય, કંઇક બી ગયો હોય, અડધો ભડકી ઊઠયો હોય, એવો ભાવ પણ જોવામાં આવતો હતો, અને તે જ્યારે સાવ એકાન્તમાં બેઠો હોય ત્યારે જ પુરું સ્વાસ્થ્ય અનુભવી શકતો હતો. તેથી, પોતાના વ્યવસાયને અંગે બજાવવી પડતી ફરજોમાંથી અવકાશ મળે ત્યારે ત્યારે તે છાયાચ્છાદિત ગલીઓમાં જ ફર્યા કરતો અને એ રીતે તે પોતાને નાના બાળક જેવો સરલચિત્ત રાખતો, તથા પ્રસંગ ઊભો થતાં પાછો તાજગી, સુવાસ, અને ઝાકળ જેવા વિશુદ્ધિભર્યા વિચારો સાથે જનતા સમક્ષ હાજર થતો, એટલે તેના વિચારોના આ બધા ગુણોને લીધે તેનો ઉપદેશ લોકોના હૈયા પર કોઇ ફિરસ્તાના ભાષણ જેવી સચોટ અસર કરતો.

જે જુવાન માણસને વિલ્સને તેમ જ સૂબાએ અત્યારની પતિતાવસ્થામાં પણ આટલા પવિત્ર એવા એ સ્ત્રીના અકળ આત્માને સૌ સાંભળે એવી રીતે સંબોધવાની આજ્ઞા આપી આમ ખુલ્લી રીતે જનતા સમક્ષ એને ખેંચી આણ્યો હતો તે આ પ્રકારનો પુરુષ હતો. અત્યારની એની અવસ્થા એની બરાબર કસોટી કરે એવી હતી, એટલે આ આજ્ઞા સાંભળતાં એના ગાલ ઉપરથી લોહી ઊડી ગયું અને એના હોઠ ધ્રૂજવા લાગ્યા.

'એ બાઈને સમજાવ, ભાઇ,' વિલ્સને કહ્યું. 'એના આત્માના કલ્યાણ માટે આપણા માનનીય સૂબાસાહેબ કહે છે તેમ એ વાત બહુ અગત્યની છે, અને એ બાઇનો આત્મા તારી દેખરેખ નીચે મુકાએલો હોવાથી તારા પોતાના આત્માના કલ્યાણને માટે પણ તે એટલી જ અગત્યની છે. માટે સાચી હકીકત કબૂલ કરી દેવા એને સમજાવ!'

એટલે રેવરંડ મિ. ડિમ્સડેઇલે જાણે મૂંગી પ્રાર્થના કરતો હોય એવી રીતે પોતાનું માથું નીચું નાખ્યું અને પછી તે ઊભો થઇને આગળ આવ્યો.

'હેસ્ટર પ્રાઇન,' ઝરૂખા પર અઢેલીને અને એની આંખો પર સ્થિર દૃષ્ટિ કરીને તે બોલ્યો, 'આ સજ્જન પુરુષ જે કહે છે તે તું સાંભળે છે, અને એ ઉપરથી મારે માથે કેવી જુમ્મેદારી આવી પડી છે તે પણ તું જોઇ શકે છે. એટલે જો તને લાગતું હોય કે એમ

કરવાથી તારા આત્માને શાન્તિ મળશે, અને જગતમાં તને અત્યારે જે સજા થઇ રહી છે તે એ રીતે તને મારી અપાવવામાં વિશેષ મદદગાર થઇ પડશે, તો આ પાપમાં તારી સાથે ભાગ લેનાર અને તેથી તારી જ પેઠે તેને પરિણામે અત્યારે દુઃખ ભોગવી રહેલા એવા એ પુરુષનું નામ જણાવી દેવાની હું તને આજ્ઞા આપું છું. એ પુરુષને માટે કોઈ ખોટો દયાભાવ કે માર્દવવૃત્તિ રાખીને તું અત્યારે મૂંગી રહીશ નહિ; કેમકે ખરેખર માનજે હેસ્ટર, કે એ પુરુષ અત્યારે કોઇ ઉચ્ચ સ્થાને બિરાજતો હોય ત્યાંથી તું એનું નામ જણાવે એટલે એને નીચે આવીને એ ફજેતીના માચડા પર ઊભું રહેવું પડે એમ હોય તોપણ જિન્દગીભર ગુનો અંતરમાં છુપાવીને ફર્યા કરવા કરતાં એ સ્થિતિ હજાર દરજ્જે સારી છે. તારું મૌન તો, એ પુરુષે પાપ કર્યું છે તેમાં હવે વળી દંભનો ઉમેરો કરવાને જ તેને લલચાવવાનું, લલચાવવાનું શું પણ ફરજ પાડવાનું. એ સિવાય બીજો કયો લાભ એ મૌનથી તેને થવાનો ? ભગવાને તને જાહેર ફજેતીનો લાભ આપ્યો છે, કે જેથી તું તારા અંતરના એ પાપને તથા બહારના એ ખેદને જાહેર રીતે પરાસ્ત કરી શકે. તો જે કડવા પણ આરોગ્યપ્રદ ઔષધનો કટોરો અત્યારે તને સાંપડ્યો છે તેનો લાભ એ પુરુષને પણ મળતો રખેને રહી ન જાય–એવો લાભ પોતાની મેળાએ ઉઠાવવાની એનામાં કદાચ હિંમત ન હોય તો તારા મૌનને પરિણામે એવો લાભ મળતો એને રહી ન જાય–એ વાતની તું સાવચેતી રાખજે ! '

આ શબ્દો બોલતી વખતે એ જુવાન પાદરીનો અવાજ મધુર, ભરેલો, ઘેરો, કંપમય અને થડકતો હતો. એ શબ્દોના સીધા તાત્પર્ય કરતાં પણ એમાં જે ભાવ સ્પષ્ટ રીતે વ્યક્ત થતો હતો તેણે સઘળા શ્રોતાઓના હૃદયમાં લાગણીનાં આંદોલનો જગાવ્યાં અને તેમને સૌને સમભાવના એક સૂત્રે સાંકળી લીધા. હેસ્ટરે છાતી સરસા તેડી રાખેલા નાના બચ્ચાને પણ જાણે આ શબ્દોની અસર થઇ, કેમકે અત્યાર સુધી એ બાળક શૂન્ય નજરે જોયા કરતું હતું ત્યાંથી તેણે પોતાની દૃષ્ટિ ડિમ્સડેલ ભણી વાળી અને અડધી ખુશીમાં અને અડધી વેદનામાં ઝીણો અવાજ કરીને તેણે પોતાના નાનકડા હાથ તેના તરફ લંબાવ્યા. પાદરીના આ વચનોની એટલી ઊંડી અસર થએલી લાગી કે લોકોએ તો ચોક્કસ માની લીધું કે હવે તો હેસ્ટર જરૂર એ ગુનેગારનું નામ જણાવી દેશે, અથવા તો, એ ગુનેગાર પોતે જ ભલેને ગમે તેવી ઊંચી કે નીચી પાયરી ધરાવતો હોય તોપણ અંતરની કોઈ અનિવાર્ય પ્રેરણાના દબાણને વશ થઈને આ માંચડા પર જાતે આવીને ઊભો રહેશે.

પણ હેસ્ટરે તો પોતાનું માથું ધુણાવ્યું.

'અરે બાઇ, ભગવાનની દયાને પણ હદ હોય છે હો. તો પછી એ હદ ઓળંગી જા મા !' રેવરંડ મિ. વિલ્સને પહેલાં કરતાં ઘણા વધારે કર્કશ અવાજે બૂમ પાડીને કહ્યું. 'જો, આ જે શબ્દો તેં સાંભળ્યા તેને અનુમોદન ને ટેકો આપવા માટે તારા નાનકડા બાળકને પણ વાચા ફૂટી નીકળી છે એ તો જરા ધ્યાનમાં લે, માટે બોલી નાખ, હવે નામ બોલી નાખ ! જો પસ્તાવો કરીને નામ જણાવી દઇશ તો તારે છાતી પર જે લાલ અક્ષર ધારણ કરવો પડે છે તેની સજા દૂર કરવામાં પણ એ બન્ને વસ્તુ ઉપયોગી થઇ પડશે.'

'કદી નહિ !' વિલ્સન ભણી નહિ, પણ પેલા જુવાન પાદરીની ઊંડી અને વેદનાભરી આંખો ભણી નજર કરીને હેસ્ટરે ઉત્તર આપ્યો, 'એ અક્ષર તો બહુ ઊંડો ચંપાઇ ગયો છે, એટલે તમે ધારો તોપણ એ કદી દૂર કરી શકો એમ નથી અને પેલું નામ તો હું કદી કહેવાની જ નથી. એને બદલે મને તો એમ થાય છે કે એની ને મારી બન્નેની યાતના હું જ એકલી એકસામટી ભોગવું !'

'બોલ, બાઇ, બોલ !' માંચડાની આસપાસના ટોળામાંથી કોઈનો ભાવશૂન્ય અને કરડો અવાજ આવ્યો. 'બોલી નાખ અને તારા બાળકને બાપું મઢાડ !'

'હું બોલવાની નથી જ !' હેસ્ટર એ અવાજ કોનો તે તરત પારખી ગઇ, એટલે એ સાંભળીને એ શબ જેવી ફીકી પડી ગઈ, છતાં તરત પડકાર કરીને તેને જવાબ આપ્યો. 'અને મારી બાળકીએ તો હવે ભગવાનને જ પિતા માનવાનો: કોઇ પણ માનવી પિતાને એ કદી ઓળખવાની જ નહિ !'

'નહિ બોલે એ !' મિ. ડિમ્સડેઇલ પોતાનાં વચનનું શું પરિણામ આવે છે તે જોવાની આતુરતાપૂર્વક પોતાની છાતી પર હાથ રાખીને ઝરૂખાને અઢે-

લીને ઊભો હતો ત્યાંથી ધીમે અવાજે તેણે કહ્યું. પછી એક લાંબો દમ ખેંચીને ત્યાંથી તે પાછો આવ્યો. 'સ્ત્રી-હૃદયમાં કેવી અદ્ભુત શકિત અને ઉદારતા વસી રહેલી છે ! બસ, નહિ જ બોલે એ ! '

આ બાપડી ગુનેગાર બાઇના ચિત્ત પર કોઇ રીતે અસર કરવી શકય ન લાગતાં મોટેરા પાદરીએ આજના પ્રસંગ પર વ્યાખ્યાન આપવાની પહેલેથી જ કાળજી-પૂર્વક તૈયારી કરી રાખી હતી, એટલે એ ટોળા સમક્ષ ઊભા થઇને પાપ અને તેના સઘળા ભિન્ન ભિન્ન પ્રકારો પર તેણે એક પ્રવચન આપ્યુ તેમાં પેલા ફજેતી ભરેલા અક્ષરને ફરી ફરીને સંભારી આપ્યો. એ અક્ષરસંજ્ઞા પર એણે એટલા જોરથી વ્યાખ્યાન આપ્યું કે એની વાગ્ધારાની એક કલાક કરતાં વધુ સમય સુધી લોકોના મસ્તક પર વૃષ્ટિ ચાલી તે દરમિયાન એ અક્ષરસંજ્ઞાએ એમની કલ્પનામાં નવું વિકરાળ સ્વરૂપ ધારણ કર્યું અને એનો હિંગળોકિયો રંગ જાણે નરકની અગ્નિજવાળાઓમાંથી આવેલો હોય એવું એમને લાગ્યું. આ બધો વખત હેસ્ટર પ્રાઇન ચમકતી આંખે અને થાકભરી ઉદાસીનતાની વૃત્તિ રાખીને એ ફજેતીના માંચડા પર ઊભી રહી. તે દિવસે સવારે માનવપ્રકૃતિ સહી શકે એટલું સઘળું કષ્ટ એણે સહ્યું હતું; અને એનો સ્વભાવ અત્યુગ્ર દુઃખની વેળા-એ મૂર્ચ્છા પામીને તેમાંથી છટકી જાય એ વર્ગનો નહિ હોવાથી, સ્થૂળ જીવનની શકિત જ્યાં સુધી જાગૃત અને સચેત રહે ત્યાં સુધી પાષાણના જેવી નઠોરતા ધારણ કર્યા સિવાય એને બચવાનો બીજો આરો નહોતો. આ મનોદશામાં પેલા પાદરીનો અવાજ એના કાન પર નિર્દય રીતે ગાજયા કર્યો, પણ તે એના પર કશી અસર કરી શકયો નહિ. આ યાતનાના પાછલા ભાગમાં તો પેલા બચ્ચાએ પણ પોતાના કકળાટ અને ચીસો વડે વાતાવરણને ભેદી નાખ્યું. એ ચીસો શાન્ત પાડવાને એણે ઉપર ઉપરથી યાંત્રિક યત્ન કર્યો, પણ એ બચ્ચાના દુઃખ પર એને હૃદયના સમભાવ જેવું કશું હોય એવું લાગ્યું નહિ. આખરે એને એવી ને એવી જ કઠોર રીતે તુરંગમાં પાછી લઇ જવામાં આવી, એટલે એ જનતાની દૃષ્ટિ આગળથી એ લોઢા જડેલા દરવાજા પાછળ અદૃશ્ય થઇ. એ વખતે એની પાછળ ડોકિયું કરી કરીને જોનારાઓ અંદર અંદર ઘુસપુસ કરીને કહેવા લાગ્યા કે એ અંદર ગઇ ત્યારે એના લાલ અક્ષરે અંદરના અંધારા દ્વારમાર્ગ પર ઝાંખો પ્રકાશ ફેંકયો હતો.

## ૪

## મુલાકાત

**તુરંગમાં** પાછી ફર્યા પછી હેસ્ટર પ્રાઇનની કાયા અત્યંત ઉશ્કેરાટભરી બની ગઇ હતી, એટલે એવી હાલતમાં રખેને એ આપઘાત કરી બેસે અથવા પેલા બાપડા બાળકને એની અધઘેલછામાં કંઇ ઇજા કરી બેસે એવી દહેશત હોવાથી એના પર સખત દેખરેખ રાખવાની જરૂર હતી. રાત પડવા આવી ત્યાં સુધીમાં એની ઉદ્ધતાઇને ઠપકા કે સજાની ધમકીથી વશ કરવાનું અશકય માલૂમ પડતાં એક વૈદને તુરંગમાં દાખલ કરવાનું જેલર બ્રૅકેટને મુનાસબ લાગ્યું. આ વૈદની ઓળખાણ આપતાં તેણે જણાવ્યું કે એ માણસ ભૌતિકવિજ્ઞાનની સઘળી ખ્રિસ્તી પદ્ધતિઓમાં કુશળ હતો તેમ જ અરણ્યોમાં ઊગતી સઘળી ઔષધિઓ તથા જડીબુટ્ટીઓ બાબતમાં જંગલી માણસો પાસેથી જે કંઇ જ્ઞાન મળી શકે એમ હતું તે પણ તેણે પ્રાપ્ત કરી લીધેલું હતું. ખરી વાત એ હતી કે કેવળ હેસ્ટરને પોતાને જ માટે નહિ પણ તેના બાળકને માટે તે વળી વિશેષ ત્વરાથી વૈદકીય મદદની અત્યંત અગત્ય હતી, કેમકે એ બાળકે આજે માતાની પાસેથી જે પોષણ મેળવેલું તેની ભેગું જ એ માતાના સમગ્ર શરીરમાં આજે જે વ્યાકુળતા, આવેશ, વ્યથા, અને નિરાશા વ્યાપી ગયાં હતાં તેનું ઝેર પણ પીધું જણાતું હતું. તેથી અત્યારે એ બાળક ભારે વ્યથાને લીધે અત્યંત અમળાયા કરતું હતું, અને હેસ્ટર પ્રાઇને આજનો આખો દહાડો જે માનસિક યાતના ભોગવેલી તે જાણે કે એ દ્વારા પોતાના નાનકડા શરીરમાં પ્રબળ રીતે મૂર્ત કરતું હતું.

આ વૈદ તે બીજો કોઇ નહિ પણ લાલ અક્ષરસંજ્ઞા ધારણ કરનારી એ બાઇનું લોકોના ટોળામાં જેની હાજરી દેખીને ખૂબ લક્ષ ખેંચાએલું એ પેલો વિલક્ષણ દેખાવનો પુરુષ હતો. એ પુરુષ અત્યારે જેલરની પાછળ પાછળ

એ બાઇની અંધારી કોટડીમાં દાખલ થયો. એ પુરુષને આંહીં જેલમાં લાવવામાં આવેલો તે કોઇ ગુનાનો એના પર શક આવેલો માટે નહિ, પણ તેના છૂટકારા માટે જે રકમ ભરવાની તે સંબંધમાં ન્યાયાધીશો રેડ ઇન્ડિયનોના મુખીઓ સાથે મસલત ચલાવે તે દરમિયાન એને સાચવવાનું સૌથી સગવડભર્યું સ્થાન તુરંગ લાગવાથી તેને આંહીં લાવવામાં આવ્યો હતો. જેલરે તેનું નામ રોજર ચિલિંજવર્થ એવું જણાવ્યું. આ માણસ હેસ્ટરની કોટડીમાં આવ્યો કે તરત જ ત્યાંનું વાતાવરણ અગાઉના કરતાં કંઇક શાન્ત બની ગયું એ જોઇને જેલરને આશ્ચર્ય થયું; કેમકે આ માણસને જેવો જેલરે આ કોટડીમાં દાખલ કર્યો કે તરત જ હેસ્ટર પોતે તો શબના જેવી શાન્ત બની ગઇ, જોકે એનું બાળક તો હજુ ઉંકારા કર્યા કરતું હતું.

'સાહેબ આ દર્દીની પાસે ઘડી વાર મને એકાન્તમાં રહેવા દો,' વૈદે કહ્યું. 'જેલર સાહેબ, ખાતરી રાખજો કે થોડી જ વારમાં તમારા ઘરમાં બધે શાંતિ ફેલાઇ જશે, અને શ્રીમતી પ્રાઇન પણ હવે પછીથી તમે જે કંઇ વાજબી હુકમ કરશો તે વધારે સલૂકાઇથી પાળશે '

'એમ? આપ જો એટલી બધી અસર કરી શકશો,' જેલરે કહ્યું, 'તો તો આપને હું ખરે ખરા ઉસ્તાદ ગણીશ. બાકી આ બાઇને તો મને લાગે છે કોઇ ઝોડ વળગ્યું છે; એટલે એ સેતાનને એના શરીરમાંથી હાંકી કાઢવા માટે હું કોઇ પણ ઉપાય લેતા અચકાઉં એમ નથી.'

એ અજાણ્યા પુરુષે, પોતે જે ધંધો કરતો હોવાનું જાહેર કરેલું તે ધંધો કરનાર સઘળા વૈદોના જેવા લાક્ષણિક સ્વાસ્થ્યથી જ આ કોટડીમાં પ્રવેશ કર્યો. અને જેલર એ કોટડીમાંથી ચાલ્યો ગયા પછી પણ, ટોળામાં પોતાને એકાગ્ર ધ્યાનથી જોઇ રહેનારી અને એ એકાગ્ર ધ્યાન દ્વારા તેની સાથેનો ગાઢ સંબંધ વ્યકત કરનારી આ બંદીવાન બાઇની સંમુખ તે એકલો પડયો ત્યારે પણ તેના સ્વસ્થ વર્તનમાં કશો ફેર પડયો નહિ. તેણે આવીને પ્રથમ સારવાર પેલા બાળકની કરવા માંડી, કેમકે તે પૈડાંવાળી નાની પલંગડીમાં અમળાતું અમળાતું પડયું હતું અને અમળાતાં અમળાતાં એવી ચીસો નાખતું હતું કે બીજું બધું કામ પડતું મૂકીને તેને શાન્ત કરવું એ તાત્કાલિક અગત્યની વસ્તુ થઇ પડી હતી. એટલે તેણે એ બાળકનું શરીર કાળજીપૂર્વક તપાસ્યું, અને પછી પોતાના પોશાક નીચે રાખેલી એક થેલી ખોલવા માંડી. આ થેલીમાં તેણે ઓસડો રાખેલાં હતાં, તેમાંથી એક લઇને તેણે પાણીના પ્યાલામાં નાખી દવા તૈયાર કરી આપી.

'રસાયણશાસ્ત્રના મારા જૂના અભ્યાસે, ' તે બોલ્યો, 'અને છેલ્લા એકાદ વરસ કરતાં વધારે સમયના સાદી વનસ્પતિઓ અને ઔષધિઓના ગુણોમાં નિષ્ણાત એવા લોકોની અંદરના મારા વસવાટે, વૈદ્યવિદ્યામાં પારંગત થઇને ડિગ્રી મેળવેલી હોય એવા દાકતરો કરતાં પણ મને વિશેષ કુશળ વૈદ બનાવ્યો છે, એટલે લે બાઈ આ દવા ! એ બાળક તારું છે—કંઇ મારું નથી—તેથી એ પોતાનો પિતા હોય ને ઓળખે તેવી રીતે મારો સાદ કે ચહેરો કંઇ ઓળખશે નહિ. માટે તું જ તારે હાથે આ દવા તેને પાઇ દે!'

હેસ્ટરે સ્પષ્ટ દેખાઇ આવે એવી ભીતિથી તેના ચહેરા સામે તાકીને જોયું અને તેણે આપવા માંડેલી દવા પાછી ઠેલી.

'તે તારે આ નિર્દોષ બચ્ચા પર તારું વેર લેવું છે, એમ ?' એણે ધીમે અવાજે પૂછયું.

' મૂરખ બાઇ ! ' એ વૈદે અડધી ટાઢાશથી અને અડધી તેની ભીતિ દૂર કરવા માટે આશ્વાસન આપતો હોય એવી રીતે કહ્યું ' આવા કમજાત ને કંગાળ પીડાતા બાળકને કશી પણ ઇજા કરવાથી મને શો લાભ થવાનો હતો ? આ દવા અકસીર છે, એનાથી ફાયદો જ થવાનો છે, અને આ બચ્ચું મારું સંતાન હોત—હા. તારું છે તેમ મારું પોતાનું સંતાન હોત—તો પણ આથી વધુ સારી દવા હું એક પણ આપી શકત નહિ. '

પણ એ બાઇનું ચિત્ત અત્યારે કંઈ ઠેકાણે નહોતું, તેથી આટલા ખુલાસા પછી પણ એણે દવા પાવાની આનાકાની કરી, એટલે તેણે પોતે જ એ બાળકને પોતાના હાથમાં લઈ એ દવા તેને પાઈ દીધી. તેની અસર તરત જ થઇ, અને એ વૈદનું વચન સાચું હતું એમ તેણે પુરવાર કર્યું. એ બચ્ચું ઉંકારા કર્યા

કરતું હતું તે શાન્ત પડ્યું, અમળાઇ અમળાઇને એ પથારીમાં ઊછળ્યા કરતું હતું તે ધીરે ધીરે બંધ થઇ ગયું, અને દર્દમાંથી છૂટકારો થતાં નાનાં બચ્ચાં ઊંઘી જાય તેની રીતે મીઠી ઘસઘસાટ ઊંઘમાં પડ્યું. એટલે પછી એ વૈદે,—અને આટલા ચમત્કાર પછી તો તેને વૈદ કહેવડાવવાનો પૂરેપૂરો હક્ક હતો — એ બચ્ચાની માની સારવાર કરવા માંડી. તેણે પહેલાં એની નાડી શાન્તિ અને ધ્યાનપૂર્વક તપાસી, પછી એની આંખોમાં બારીક નજરે જોયું—આ બારીક નજરે, મૂળમાં આટલા પરિચિત અને છતાં અત્યારે અપરિચિત અને ભાવશૂન્ય એવા આ પુરુષની આ બારીક નજરે,—એ ભડકીને હઠી ગઇ—અને એટલી બારીક તપાસથી પોતાને જોઇતી હકીકત મળી જતાં તેણે સંતોષપૂર્વક બીજી દવા તૈયાર કરવા માંડી.

'તારા દરદને એકદમ હુબાડી કે શમાવી દે એવા જાદુઇ ચમત્કારો કે ઓસડો તો હું જોકે જાણતો નથી,' તેણે કહ્યું, ' છતાં જંગલમાં ઘણી ઘણી જડીબુટ્ટીઓની મને માહિતી મળી છે, અને તેમાંની એક આંહીં તારે માટે તૈયાર કરી છે— એક ઇન્ડિયને આ ઔષધનું જ્ઞાન મને આપેલું, મેં એને કેટલીક વાતો શીખવેલી એ વાતો તો પેરેસેલ્સસના જમાના જેટલી જૂની અને સૌજાણીતી છે, પણ એને મન નવાઇની લાગેલી, એટલે તેના બદલામાં આ દવાનું જ્ઞાન તેણે મને આપેલું. તો પી જા તું એ દવા! કદી પાપ ન કર્યું હોય એવી નિર્દોષ મનોદશા જેટલી શાન્તિ તો એ દવા તને અલબત્ત નહિ જ આપી શકે. પણ એવી નિર્દોષ મનોદશા તને આપવી એ તો કંઇ મારા હાથની વાત નથી. છતાં તોફાની સમુદ્રનાં મોજાં પર તેલ રેડીએ ને એ જેમ શાન્ત થઇ જાય તેમ આ દવાથી તારા અંતરની ઊર્મિઓના ઉછાળા ને પછાડા શાન્ત થઇ જશે.'

આમ કહીને તેણે દવાનો પ્યાલો હેસ્ટર આગળ ધર્યો. હેસ્ટર તે લેતાં લેતાં તેની સામે ધીમી આતુરતાભરી દષ્ટિથી જોઇ રહી—એ દષ્ટિમાં જે ભાવ હતો તે સ્પષ્ટ રીતે ભીતિનો નહોતો, છતાં આ બધામાં એ પુરુષનો હેતુ શો હશે તે સંબંધમાં શંકા અને પૃચ્છાના ભાવ તેમાં જણાતા હતા. એ દવા હાથમાં લેતાં લેતાં તેણે પોતાના ઘસઘસાટ ઊંઘમાં પડેલા બાળક ભણી પણ દષ્ટિ કરી.

'મેં મરણનો વિચાર કરી જોયો છે,' એ બોલી, 'વિચાર જ શું, મરણની તો મેં ઇચ્છા પણ કરી છે,—મારા જેવી બાઇ કશાને માટે પણ પ્રાર્થના કરે એ જો યોગ્ય ગણાય તો મેં તો મરણને માટે પ્રાર્થના પણ કરી હોત. છતાં, આ પ્યાલામાં જો પ્રાણનાશક દવા હોય, તો હું તારા દેખતાં હમણાં તે ગટગટાવી જાઉં એ પહેલાં હું તને ફરી એકવાર વિચાર કરી જોવાનું કહું છું. જો! આ પ્યાલો હોઠે તો માંડયો એ ખરો મેં!'

'ત્યારે હવે પી જા!' અગાઉના જેટલી જ ભાવશૂન્ય શાન્તિથી તેણે જવાબમાં કહ્યું. 'બસ, આટલું જ જ્ઞાન છે તને મારે વિષે, હેસ્ટર પ્રાઇન? શું મારાં કાર્યોના હેતુ કદી પણ આવા છીછરા હોઇ શકે ખરા? મારા મનમાં જો વેરની કલ્પના હોય તોપણ, તને ચિત્તમાં બાળ્યા કરતી આ શરમની લાગણી હજી પણ વિશેષ પ્રબળ બનીને તારા હૈયાની આરપાર ભભૂકી ઊઠે તેટલા ખાતર, મારો એ વેરનો હેતુ પાર પાડવા સારુ પણ, તને જીવતી રહેવા દેવી, જીવનની સઘળી ઇજાઓ અને જોખમો સામે બચાવવા તને દવાઓ આપવી, એના કરતાં વધારે સારી યોજના બીજી શી હોઇ શકે?' આમ બોલતાં બોલતાં તેણે પોતાની લાંબી તર્જની પેલા લાલ અક્ષર પર મૂકી અને એ આંગળીના સ્પર્શથી તો જાણે તે ભઠ્ઠીમાં તપાવીને લાલચોળ બનાવી દીધી હોય એવી રીતે, હેસ્ટરની છાતીમાં તરત જ લાહ્ય બળવા લાગી. આ લાહ્યને લીધે એની મુખમુદ્રામાં જે ફેરફાર આપોઆપ થયો તે જોઇને તેણે મોં મલકાવ્યું. 'માટે તું તારે જીવતી રહે; અને જીવતી રહીને સૌ સ્ત્રીપુરુષોના દેખતાં તારી આ સજા તું સહન કર—સૌ સ્ત્રીપુરુષોના જ નહિ પણ જેને તું તારો પતિ કહેતી તેના તેમ જ પેલા ત્યાં સૂતેલા બાળકના દેખતાં પણ તારી એ સજા તું તારે સહન કર! અને તું જીવતી રહે એટલા જ માટે એ પ્યાલામાંની દવા તું પી જા!'

એટલે પછી આગળ જરા પણ ચર્ચા કે વિલંબ કર્યા સિવાય હેસ્ટર પ્રાઇને એ પ્યાલો મોઢામાં ઠાલવી દીધો,

અને પછી, એ વૈદરાજની ઈશારત મુજબ ઊંઘતા બાળકની પથારી પર બેઠી. એ વૈદરાજે પણ એ કોટડીમાં જે એકની એક ખુરશી હતી તે પાસે ખેંચી અને હેસ્ટરની બાજૂમાં જ પોતાની બેઠક લીધી. તેને આવી રીતે પોતાની બાજૂમાં આવીને બેસતો દેખીને એ અનિવાર્ય રીતે ધ્રૂજી ઊઠી, કેમકે એને લાગ્યું કે પોતાની શારીરિક વેદના દૂર કરવાને માટે માનવોચિત્ત દયાભાવે, સિદ્ધાન્તદષ્ટિએ કે પછી શિષ્ટતાના પડ નીચે છુપાએલી ક્રૂરતાએ તેને જે કંઇ પગલાં લેવાનું સૂચવ્યું તે બધાં લીધા પછી હવે તે, પોતે જેને ભારેમાં ભારે ભૂંડું કરેલું અને તે પણ પાછું કદી પણ સુધારી ન શકાય એવું ભૂંડું કરેલું એવા પુરુષનું સ્વરૂપ ધારણ કરવા ને એવા સ્વરૂપમાં હવે પોતાની સાથે વર્તન ચલાવવા માગે એમ એને લાગ્યું !

'હેસ્ટર,' તે બોલ્યો, 'તું શા માટે અથવા કેવી રીતે આ ખાડામાં પડી, અથવા તો, બીજા શબ્દોમાં કહીએ, તો મેં તને જોઇ એ ફજેતીના ઉચ્ચાસન પર તું શા માટે ને કેવી રીતે ચડી, એ હું તને પૂછવા માગતો નથી. કેમકે એનું કારણ કંઇ બહુ દૂર શોધવા જવું પડે એમ નથી. એનું કારણ તે મારી મૂર્ખાઇ ને તારી નબળાઇ એ જ. મારા જેવો માણસ — વિચારપરાયણ જીવન ગાળનારો, મોટાં મોટાં પુસ્તકાલયોનો કીડો બની ગએલો–જ્ઞાનની અછીપ તૃષા છિપાવવા માટે જેણે પોતાના જીવનનાં ઉતમોત્તમ વર્ષો ક્યારનાં આપી દીધાં હતાં, અને જે હવે ઊતરતી અવસ્થામાં આવી પહોંચ્યો હતો ને શક્તિએ ખળભળી ગયો હતો એવા મારા જેવા માણસને વળી તારા જેવી સ્ત્રીના યૌવન ને સૌન્દર્યના મોહમાં લપટાવાની શી જરૂર હતી ? જન્મપળથી જ મારું શરીર કઢંગું હતું, છતાં કોઇ જુવાન બાલાની કલ્પનામાં મારી બૌદ્ધિક સંપત્તિ મારી શારીરિક વિરૂપતાને ઢાંકી દેશે એવી ભ્રમણામાં હું શું જોઇને પડયો હોઇશ ? લોકો મને શાણો કહે છે, પણ શાણા પુરુષો જો પોતાનું શાણપણ પોતાના હિતાર્થે વાપરી શકતા હોય, તો મારે આ બધું બનવાનું એ વાત પહેલેથી જ સમજી લેવી જોઇતી હતી. મારે જાણી લેવું જોઇતું હતું કે પેલા વિશાળ અને અંધકારમય જંગલપ્રદેશમાંથી નીકળીને ખ્રસ્તી લોકોની આ નવી વસાહતમાં જેવો હું પગ મૂકીશ કે તરત જ પહેલામાં પહેલી જે વસ્તુ હું જોવાનો તે લોકોની સમક્ષ શરમ અને ફજેતીની મૂર્તિની પેઠે ઊભેલી તને, હેસ્ટર પ્રાઇનને પોતાને જ, જોવાનો. અરે એટલું બધું મોડું શું કામ, આપણે પરણી ઊઠીને પેલા જીર્ણ દેવળનાં પગથિયાં સજોડે ઊતરતાં હતાં તે જ પળે આપણા એ માર્ગને અંતે આ લાલ અક્ષરનો ભીતિસૂચક ને ચેતવણી આપનારો ભડકો મારે માટે નિર્માયો છે એ જોઇ લેવું જોઇતું હતું મારે।'

'તને તો ખબર છે' હેસ્ટરે કહ્યું–અત્યારે હતાશ બની ગએલી છતાં–પોતાની શરમની નિશાનીનો ઉલ્લેખ કરીને છેલ્લા શબ્દોમાં તેણે જે ટાઢો ડામ દીધો તે એનાથી સાંખી શકાયો નહિ, એટલે હેસ્ટરે કહ્યું–'તને તો ખબર છે કે મેં તને પહેલેથી જ ખરી વાત ખુલ્લે ખુલ્લી કહી દીધી હતી. મને તારા પર જરાએ પ્રેમ ભૂળ્યો હતો જ નહિ, અને પ્રેમનો ખોટો દેખાડો પણ મેં કદી કર્યો જ નહોતો.'

'તારી વાત ખરી છે,' તેણે કહ્યું, 'મારી જ મૂર્ખાઇ હતી એ, હમણાં જ કહ્યું નહિ મેં તને એ ? પણ, એ વખત સુધીનું મારું જીવન ફોગટ જ ગએલું. આખો સંસાર મને રસશૂન્ય જ લાગતો હતો! મારું હૃદય એ વખતે. અનેક અતિથિઓને રહેવાની સગવડવાળા છતાં ગાર્હસ્થ્યઅગ્નિની ઉષ્મા વિનાના એવા એકાન્ત ઘર જેવું હતું. અને તેથી એ ઘરમાં ગાર્હસ્થ્યઅગ્નિ પ્રકટાવવાની મને તીવ્ર ઇચ્છા થઇ આવી ! એ વખતે મારું એ સ્વપ્નું મને એટલું બધું તરંગી કે અશક્ય નહિ લાગેલું–ઉંમરે આગળ વધેલો હોવા છતાં, સ્વભાવે ગંભીર અને સોગિયો હોવા છતાં, અને શરીરે કઘાટો હોવા છતાં-ગૃહજીવનનું જે સાદું સુખ પૃથ્વીના એક છેડાથી બીજા છેડા સુધી આખી માનવજાતિ માણી રહી છે તે મને પણ મળશે એવું મારું સ્વપ્નું મને એટલું બધું અશક્ય નહિ લાગેલું. અને તેથી હેસ્ટર, હું તને મારા હૈયામાં ખેંચી ગયો, હૈયામાં જ શું, તારા સહવાસે પ્રકટાવેલી ઉષ્માથી તને હૂંફ આપવા માટે હું તને હૈયાના છેક અંતરના ખંડમાં ખેંચી ગયો.'

'મેં તને ભારે અન્યાય કર્યો છે,' હેસ્ટરે ધીમે સાદે કહ્યું.

'આપણે બન્નેએ એકબીજાને અન્યાય કર્યો છે,' તેણે ઉત્તર આપ્યો. 'પહેલો અન્યાય તો મેં કર્યો કે તારા ફૂટતા યૌવનને ખોટો ને અસ્વાભાવિક સંબંધ બાંધીને મેં દગાથી મારા બુઢાપા સાથે સાંકળી દીધું. એટલે, અત્યાર સુધીની મારી વિચારણાઓ અને તત્ત્વ-ચિંતન છેક જ એળે ગએલાં નહિ હોવાથી મને તારા પર વેર લેવાની જરાએ ઇચ્છા નથી, તેમ તારું કશું અનિષ્ટ કરવાની મારી દાનત નથી. તારું ને મારું બન્નેનું છાબડું સમતોલ થઇ ગયું છે, એટલે આપણો હિસાબ સરભર થઇ ગયો ગણાય. પણ હેસ્ટર, આપણને બન્નેને આમ અન્યાય કરનારો પેલો આદમી તો હજી હયાત છે. તો કોણ છે એ આદમી?'

'પૂછ મા મને એ!' એના મુખ સામે તાકીને દઢતાથી જોઈ હેસ્ટરે જવાબ આપ્યો. 'એ તું કદી નહિ જાણવા પામવાનો!'

'કદી નહિ, એમ કહે છે તું?' સ્વાશ્રયસૂચક તેમ અનિષ્ટ ભાવિસૂચક સ્મિત કરીને તેણે પૂછ્યું. 'કદી નહિ જાણવા પામવાનો એને એમ? ત્યારે હેસ્ટર, મારી આ વાત તું ખાત્રીપૂર્વક માનજે હો, કે કોઇ પણ અકળ વાત કળવાને માટે જે મન મૂકીને આતુરતા ને ખંતપૂર્વક મંડયો રહે એવા પુરુષથી ગુપ્ત રહે એવી વસ્તુઓ, આ બાહ્ય જગતમાં કે પછી વિચારના અદૃશ્ય પ્રદેશમાં, બહુ જ થોડી હોય છે. તારી એ ગુપ્ત વાત કદાચ તું પડપૂછ કરનારા લોકસમૂહથી છૂપી રાખી શકે. તારી એ ગુપ્ત વાત કદાચ તું, આજે તારા હૈયામાંથી બળાત્કારે એ પુરુષનું નામ જાણવાને અને એ દ્વારા એ ઉચ્ચાસન પર તને એક ગોઠિયો આપવા-ને મથના પેલા પાદરીઓ અને અમલદારોથી પણ આજની પેઠે હમેશને માટે છૂપી રાખી શકે, પણ મારી પાસેથી તું છૂપી રાખી શકે એ આશા રાખીશ નહિ, કેમકે એ સૌના કરતાં જુદી જ શકિતઓથી હું આ બાબતની તપાસ કરવાને આવ્યો છું: આજ સુધી હું જેમ સત્ય શોધવા માટે પુસ્તકો પાછળ મંડયો રહેતો હતો, અને સોનું શોધવા માટે કીમિયા પાછળ મંડયો રહેતો હતો, તેમ જ હવે પછીથી આ આદમીને શોધી કાઢવા મંડયો રહીશ. અમારી બન્ને વચ્ચે અમુક બાબતમાં એવું ભાવસામ્ય રહેલું છે કે એ ભાવસામ્યને પરિણામે એ માણસની મને જરૂર ખબર પડી જશે. એ મારી પાસે આવશે તો ધ્રૂજવા લાગશે. હું એની પાસે જઈશ તો મને ખબર પણ ન પડે અને સમજાય પણ નહિ એવી રીતે મારા શરીરમાં હું પણ ધ્રૂજારીનો અનુભવ કરીશ. એટલે વહેલો કે મોડો એ મારા હાથમાં આવ્યા વિના રહેવાનો નહિ.'

આ વખતે આ ચોળાઇ ગએલા ચહેરાવાળા પંડિતની આંખો હેસ્ટર પર એવી એકાગ્રતાથી ચમકવા લાગી, કે પોતાના હૈયામાં છુપાવી રાખેલી ગુપ્ત વાત રખેને તે વાંચી જશે એવી બીકે હેસ્ટરે પોતાના બન્ને હાથ પોતાની છાતી પર ભીડી દીધા.

'ત્યારે તું એનું નામ નહિ કહેવાની એમ ને? કંઇ ફીકર નહિ. તું નહિ કહે તોય એ મારા હાથમાં આવ-વાનો જ છે,' જાણે આ બાબતમાં વિધાતા પણ તેના સાથમાં કામ કરતો હોય એમ, અડગ વિશ્વાસભરી દૃષ્ટિએ તેણે ફરી બોલવા માંડયું. 'એ માણસના વસ્ત્ર પર જોકે તારી પેઠે કલંકસૂચક અક્ષર ભરેલો નથી, છતાં વસ્ત્ર પર નહિ તો એના હૃદય પરથી એ અક્ષર હું વાંચી કાઢીશ. પણ છતાં આ ઉપરથી તું તો એના સંબંધમાં કશી ભીતિ રાખીશ નહિ.! એના દુષ્કૃત્યનો બદલો આપવાની ભગવાનની પોતાની જે પદ્ધતિ હશે એમાં હું ઉતાવળો થઇ વચ્ચે હાથ ઘાલીશ, અથવા તો માનવીએ ઘડેલા કાયદાના સકંજામાં એને સપડાવીને મારી જાતને પણ એ દ્વારા નુકસાન કરી બેસીશ, એવું કશું તું ધારી લઇશ નહિ. તેમ એના જાનને ઇજા પહોંચાડવા જેવું, અથવા તો, હું માનું છું તેમ એ નામાંકિત પુરુષ હશે તો એના યશને ઇજા પહોંચાડવા જેવું પણ હું કંઇ કરીશ એવું પણ તું કલ્પી લઇશ નહિ. હું તો કહું છું કે એ ભલે જીવતો રહે! બાહ્ય પ્રતિષ્ઠાના સ્વાંગમાં ભલે એ બને તો પોતાની જાતને છુપાવી રાખે! પણ ગમે તેમ કરે તોપણ એ મારા હાથમાં આવવાનો જ એ ચોક્કસ!'

'તારાં કાર્યો દયામય છે,' હેસ્ટર તેના શબ્દો સાંભળીને ચોંકી ગઇ તથા હેબતાઇ ગઇ, અને બોલી, 'પણ તારાં વેણ ઉપરથી તો તું ભયંકર આફતરૂપ લાગે એવો છે.'

'એક દહાડો તું મારી પત્ની હતી,' પંડિતે આગળ બોલવા માંડ્યું, 'એટલે મારે તને એક આજ્ઞા કરવાની છે. તેં તારા યારનું નામ ગુપ્ત રાખ્યું છે. તો એ જ પ્રમાણે મારું નામ પણ તારે ગુપ્ત જ રાખવું. આ મુલકમાં મને ઓળખતું હોય એવું કોઇ નથી. તો જીવનમાં કદી પણ તેં મને તારો પતિ ગણેલો એ વાત કોઇ પણ માણસ આગળ ઉચ્ચારીશ નહિ! જગતના આ જંગલી સીમાડા પર હું હવે મારો તંબૂ નાખવાનો છું, કારણ કે બીજે ગમે ત્યાં જાઉં તોપણ હું ત્યાં પ્રવાસી જ રહેવાનો છું, તેમ કોઇ પણ માનવી સાથે ત્યાં મારે કશો સંબંધ હોય એવું બનવાનું નથી, ત્યારે બીજી બાજૂ આંહીં એક સ્ત્રી, એક પુરુષ, અને એક બાળક છે જેમની અને મારી વચ્ચે ગાઢ સંબંધ રહેલો છે. પછી એ સંબંધ પ્રેમનો છે કે દ્વેષનો, નીતિન્યાયનો છે કે અનીતિમય અને અયોગ્ય છે, એ જુદી વાત છે તું અને તારાં સ્વજનો એ મારાં જ છો, એટલે જ્યાં તું હો અને જ્યાં તારો પુરુષ હોય ત્યાં જ મારું ઘર છે. પણ તારે મારી વાત ખુલ્લી કરવી નહિ!'

'તે તને એવું કેમ ગમે છે?' પોતાની અને આ પુરુષની વચ્ચેના આ ગૂઢ સંબંધથી, કોણ જાણે શા કારણે ભડકી જઇને હેસ્ટરે પૂછ્યું 'એ કરતાં તો તું પોતાની જાતને ખુલ્લે ખુલ્લી રીતે જાહેર કરી દે અને મારો સદંતરનો ત્યાગ કરી દે તો વધારે સારું નહિ?'

'હું જે કરું છું તેનું કારણ કદાચ એ હોય,' તેણે જવાબ આપ્યો, 'કે વ્યભિચારી સ્ત્રીના પતિની જે બદનામી થાય તે વહોરવા હું તૈયાર નથી; અથવા એનાં એ સિવાય બીજાં પણ કારણો હોય. પણ ટૂંકામાં વાત એટલી કે મારો વિચાર કોઇ જાણે નહિ એવી રીતે જીવવાનો ને મરવાનો છે. એટલે તારે દુનિયાને એમ જ જણાવવું કે તારો પતિ અત્યાર અગમજ ક્યારનો ગુજરી ગયો છે, અને એના સંબંધમાં કશા સમાચાર કદી આવવાના જ નથી. ભૂલ્યે ચૂક્યે કોઇ દહાડો આપણે ભેગા થઇ જાય, તો તારી વાણી, ઇશારત કે દૃષ્ટિથી તું મને જરા પણ ઓળખે છે એવું કદી પણ જણાવા દઇશ નહિ. ખાસ કરીને પેલા માણસને તો આ ગુપ્ત વાત કદી પણ કરીશ નહિ! આમાં જો કંઇ પણ ચૂક કરી છે ને તો મરી પડી સમજજે! તો પછી એ માણસની આબરૂ, પદવી, અને જીવન સઘળું મારા હાથમાં છે એ ધ્યાનમાં રાખજે! મારે ખબરદાર!'

'એની વાત ગુપ્ત રાખી છે તેમ તારી પણ રાખીશ,' હેસ્ટરે કહ્યું.

'ખા સોગંદ!' પેલાએ કહ્યું.

એટલે હેસ્ટરે સોગંદ ખાધા.

'અને હવે શ્રીમતી પ્રાઇન,' રોજર ચિલિંગવર્થે- આ માણસ હવે પછી આ નામે ઓળખાવાનો છે-કહ્યું, 'તને આંહીં હું એકલી રહેવા દઉં છું, તારું આ બાળક અને તારો આ હિંગળોકિયો અક્ષર એ બન્નેના સહવાસમાં હું તને એકલી રહેવા દઉં છું! આમ કેમ, અલી હેસ્ટર? ઊંઘતી વખતે પણ તારે આ નિશાની ધારણ કરવી એવી શું એ લોકોએ સજા કરી છે? રાતે તને ભયંકર સ્વપ્નાં આવે એવી ધારતી નથી લાગતી એથી?'

'તું મારી સામે જોઇને કેમ એમ મોં મરકાવ્યા કરે છે?' તેની આંખોની અંદરના ભાવો જોઇને મૂંઝાઇને હેસ્ટરે પૂછ્યું. 'આંહીં આપણા આસપાસના જંગલમાં જે સેતાન ફર્યા કરે છે તેના જેવો શું છે તું? તેં શું મને ભોળવીને મારી પાસે એવો કરાર કરાવી લીધો છે કે જેથી મારા આત્માની અવગતિ થાય?'

'ના, ના, તારા આત્માની નહિ,' ફરી વળી સ્મિત કરીને તેણે ઉત્તર આપ્યો, 'નહિ તારા આત્માની નહિ!'

## ૫

## હેસ્ટરનું ભરતકામ

**હેસ્ટર પ્રાઇનની** કેદની સજા હવે પૂરી થઇ. એટલે એની તુરંગનો દરવાજો ઉઘાડી નાખવામાં આવ્યો ને એ સૂર્યપ્રકાશમાં બહાર આવી. આ સૂર્યપ્રકાશ સૌની ઉપર એક સરખો પડતો હતો, છતાં એના માંદલા રોગિષ્ઠ હૃદયને જાણે એ પોતાની છાતી પરનો હિંગળોકિયો અક્ષર છતો કરવાને માટે કેવળ પડતો હોય એમ લાગ્યું. તુરંગના ઉંબરમાંથી અત્યારે એ કોઇના સાથ વગર એકલી બહાર આવી એ વખતે, અગાઉ ચોપદાર વગેરેની સવારી સાથે બહાર આવેલી અને સૌ માણસો પોતાની સામે આંગળી ચીંધીને જોયા કરે એવા સાર્વ-

જનિક તમાશાનો વિષય પૂર્વે વર્ણવ્યું તેમ પોતાને બનાવવામાં આવેલી તે વખત કરતાં પણ શરૂઆતમાં થોડાં ડગલાં સુધી તો એને વિશેષ દુઃખ થયું. પેલા પ્રસંગે તો પોતાના ચારિત્ર્યમાં જેટલું ઝૂઝવાનું બળ હતું તેટલું સઘળુ એકઠું કરીને અને પોતાના મજ્જાતંતુઓ પર કડક કાબૂ મેળવીને એણે એ તમાશાને ઝગહળતા વિજયપ્રસંગના રૂપમાં ફેરવી નાખ્યો હતો. વળી, એવો બનાવ તો આખા જીવનગાળામાં એક જ વાર બને એવો વિરલ હોય છે, એટલે, એ બનાવનો સામનો કરવાને માટે તો એ, ભવિષ્યમાં અનેક શાંતિમય વરસો સુધી એને નભાવી શકે એટલી સઘળી જીવનશક્તિ કશી પણ કરકસર કર્યા વગર એ એક જ પ્રસંગમાં ખરચી નાખે તોય એને કોઇ ના પાડે એવું ન હોતુ. જે કાયદાએ તેને સજા કરેલી તે કાયદો કડક દેખાવના રાક્ષસ જેવો હતો, પણ એ બિહામણા રાક્ષસના વજ્રબાહુમાં જેમ નાશ કરવાની શક્તિ હતી તેમ ટેકો આપવાની પણ શક્તિ હતી, એટલે એ સજા કરનારા કાયદાએ એને ફજેતીની ભયંકર કસોટી દરમિયાન ટકાવી પણ રાખી હતી. પણ આજે તુરંગના દરવાજામાંથી એકલી બહાર આવી ત્યારથી પછી એ કસોટી એક જ દહાડાની નહિ પણ રોજની વાત બની ગઇ, એટલે પોતાની સહજ પ્રકૃતિમાં જે કંઇ સાધનસામર્થ્ય હતું તેની મદદ લઇને એને ગમે તો ટકી રહેવાનું હતું, અથવા તો ટકી ન જ શકે તો પછી પરવશ બનીને ડૂબી જવાનું હતું. વર્તમાન ક્ષણનું દુઃખ સહન કરવા માટે એ ભવિષ્ય પાસેથી કશી પણ મદદની આશા રાખી શકે એવું હતું નહિ. કેમકે આવતી કાલની સાથે આવતી કાલની પોતાની જ એવી નવી કસોટીઓ પાછી આવીને ઊભી રહેવાની જ હતી. તે જ પ્રમાણે દર નવા નવા દિવસ સાથે નવી નવી કસોટીઓ આવવાની જ હતી અને અત્યારે અકથ્ય રીતે અસહ્ય લાગતી હતી એવી જ એ કસોટીઓમાંથી એને રોજ રોજ પસાર થવાનું હતું. દૂર દૂરના ભવિષ્યના દિવસો ક્રમે ક્રમે નજીક આવતા જવાના, પણ છતાં એ ભાવિ દિવસો દરમિયાન પણ એને એનો એ જ બોજો ઉપાડવાનો હતો અને એનું એ જ દુઃખ વેઠવાનું હતું. એમાંનું કશું એનાથી ફેંકી દેવાય એવું હતું નહિ. તેમ ઓછું પણ થાય એમ હતું નહિ. કેમકે વધતા દિવસો અને ઉમેરાતાં વરસો આ શરમના ઢગ પર દુઃખનો ટેકરો વધારતાં જ જવાનાં. આ સઘળાં વરસો દરમિયાન એનું વ્યક્તિત્વ ભૂંસાઇ જવાનું, એ જાણે કે મનુષ્યવ્યક્તિ છે એ વાત ભુલાઇ જવાની, અને મનુષ્યવ્યક્તિને બદલે એ સ્ત્રીજાતિની નિર્બળતા અને પાપમય કામવૃત્તિની સામાન્ય સંજ્ઞા જેવી બની જવાની, અને સઘળા ઉપદેશકો અને નીતિપ્રચારકો સદ્‌બોધ આપતી વખતે પોતાની જાતનો એવી સંજ્ઞારૂપે ઉપયોગ કરવાના. એની છાતી પર લાલચોળ રંગનો અક્ષર સદાએ ભભૂકતો રહેવાનો, એટલે ઊછરતી પેઢીનાં અને વિશુદ્ધ હૃદયનાં સઘળાં સ્ત્રીપુરુષોને પોતે જાણે પાપની મૂર્તિ હોય, પાપનો જ સાકાર દેહ હોય, પાપનું જ હાજરાહજૂર સ્વરૂપ હોય એમ પોતા તરફ જોવાનું સૌ શીખવવાનાં—મૂળ પ્રતિષ્ઠિત માતપિતાને ત્યાં જન્મેલી એવી પોતાને—ભવિષ્યમાં પુખ્ત વયની સ્ત્રી થવાની એવી નાનકડી બાળકીની માતાને—એકવાર સર્વથા નિર્દોષ અને નિષ્કલંક હતી એવી પોતાને—સૌ પાપના અવતારરૂપ જોતાં શીખવાનું. અને આ કલંક એને છેક મૃત્યુ પર્યંત ધારણ કરવું પડવાનું, મૃત્યુ પર્યંત જ શું, મૃત્યુ પછી એની કબર ઉપર પણ કોઇ સ્મરણચિહ્ન મુકાવાનું તો આ કલંકસંજ્ઞાનું જ મુકાવાનું.

આ બાઇએ આ પ્યૂરિટન લોકોની વસાહતમાં જ સદાકાળને માટે રહેવું એવું કોઇ ફરમાન એને થએલી સજાનું ન હતું, એટલે જો ધાર્યું હોત તો એ પોતાના અસલ વતનમાં અથવા તો યૂરોપના બીજા કોઇ દેશમાં જઇ શકત, અને ત્યાં જાણે નવો જ અવતાર પામી હોય એવો નવો જ સ્વાંગ ધારણ કરીને પોતાના આંહીંના ઇતિહાસને સર્વથા છુપાવી શકત, અથવા એણે જો ધાર્યું હોત તો એ બાજૂના ઘોર અભેદ્ય જંગલોનો માર્ગ પણ લઇ શકત, અને આ મુલકમાં જે કાયદાએ એને સજા કરેલી તેવા કાયદાઓથી સર્વથા ભિન્ન પ્રકારનું જીવન ગાળનારી અને જુદા જ રીતરિવાજો પાળનારી પ્રજાની સાથે એની પ્રકૃતિની ઉદ્દામતા અને ઉન્મત્તતા એકરૂપ થઇને ભળી જાત—આવી રીતે એની સમક્ષ વિશાળ જગત વિસ્તરેલું હોવા છતાં, અને એ વિશાળ જગતમાં જ્યાં જવું હોય ત્યાં જવાને એ સ્વતંત્ર હોવા છતાં એ કયાંય પણ ન ગઇ અને જે મુલકમાં અને જે એક જ મુલકમાં પોતાને સૌ અપયશના અવતારરૂપ ગણે એ મુલકને જ હજુ પોતાના

વતનરૂપે ઓળખાવીને તેને જ વળગી રહી એ ઘણાને વિસ્મયજનક લાગશે. પણ પોતાના સમસ્ત જીવનને રંગી નાખે એવો કોઇ મહાન વિશિષ્ટ પ્રસંગ જે સ્થળે બન્યો હોય તે સ્થળે પડયા રહેવાની અને ભૂતની પેઠે તેની આસપાસ જ ઘૂમ્યા કરવાની અનિવાર્ય વાસના માણસમાં ઉત્પન્ન કરે—એ પ્રસંગ જેમ વિશેષ ઘેરો અને ગમગીનીભર્યો તેમ આવી લાગણી વિશેષ પ્રબળ રીતે ઉત્પન્ન કરે—એનું કોઇ અકળ વિધિનું વિધાન હોય છે, નસીબના જેટલી જ અપરિહાર્ય અને અવશ્યભાવી એવી કોઈક લાગણી માનવહૃદયમાં રહેલી છે. એ લાગણીને પરિણામે એ બાઇ આ ને આ જ સ્થળે રહી. એણે જે પાપ કર્યું હતુ તે જાણે કે આંહીંની જમીનમાં એણે નાખેલાં મૂળિયાં હતાં. બીજા બધા યાત્રાળુ અને પ્રવાસીને આટલા બધા પ્રતિકૂળ થઇ પડતા આ અરણ્ય-પ્રદેશમાં હેસ્ટર પ્રાઇનનો જાણે કે નવો જન્મ થયો હતો, અને મૂળ જન્મ કરતાં પણ આ નવા જન્મમાં એને આ પ્રદેશ સાથે વિશેષ મેળ બેસી ગયો હતો, તેથી જ આ મુલક જંગલી અને ગમગીનીભરેલો હોવા છતાં તેને એણે પોતાના જીવનભરનું નિવાસસ્થાન બનાવ્યુ. આ પ્રદેશની સાથે સરખાવતાં જગતમાં અન્ય સર્વ સ્થળો—જ્યાં પોતાનું સુખમય બચપણ વીતેલું અને લાંબા વખત પર કાઢી નાખેલાં કપડાંની પેઠે જ્યાં પોતાનો નિષ્કલંક કન્યાકાળ પોતાની માતાની સુરક્ષિત સંભાળ નીચે રહેલો હજુ પણ લાગતો હતો એવું ઇંગ્લંડના કૃષિપ્રદેશમાં આવેલુ પોતાનું અસલ ગામડુ પણ—પરદેશ જેવાં લાગતાં હતાં. એને આ સ્થળ સાથે બાંધી રાખનારી સાંકળો હતી તો લોઢાના જ અંકોડાની, અને એના અંતરાત્માને ખૂબ સંતાપ આપનારી હતી, છતાં એ કદી પણ તોડી શકાય એવુ હતું નહિ.

કદાચ એમ પણ હોય—કદાચ શું, નિઃશંક એમ જ હતું, જોકે આ વાત એ પોતાના મનથી પણ છુપાવતી હતી, અને દરમાંથી સાપ નીકળે તેમ એના અંતરમાંથી આ વાત જ્યારે બહાર નીકળવા મથતી ત્યારે એનું મોઢું ઝાંખું પડી જતું—કે પોતાના જીવનમાં ભારે આપત્તિજનક થઇ પડેલા એવા આ પ્રદેશમાં એને રાખનારી એની એક બીજી લાગણી હતી. આ લાગણી તે એ કે જે પુરુષની સાથે પોતાને સંબંધ થએલો હતો તે પુરુષ પણ આ જ પ્રદેશમાં વસી રહ્યો હતો, અને તેનાં પગલાં પણ આ જ ભૂમિમાં સંચરી રહ્યાં હતાં. એ પુરુષની સાથેનો પોતાનો સંબંધ અત્યારે જગતદૃષ્ટિએ ભલેને માન્ય ન ગણાયો હોય તોપણ છેવટના કયામતના દિવસે અદાલતની ગાદી સમક્ષ તો એ પુરુષ પણ પોતાની જ પડખે ઊભો રહેવાનો, અને એ ગાદી જ પછી એમને ભવિષ્યમાં અનન્ત સહચારનો બદલો આપે એવી એમની લગ્નવેદી બની જવાની, એમ એ માનતી હતી. માનવહૃદયોને ફસાવનાર આસુરી મત્ત્વે આ વિચાર હેસ્ટરના ચિત્તમાં ફરીફરીને ઉત્પન્ન કર્યો હતો, અને એ વિચાર ઉત્પન્ન થતાં એને જે તીવ્ર અને પરિણામાઘ આનંદ થતો, અને પછી બીજી જ ક્ષણે એ વિચારને હૃદયમાંથી હાંકી કાઢવાને એ જે પ્રયત્ન કરતી તે જોઇને આ આસુરી સત્ત્વ ખડખડ હસતું હતું. જાણેકે આ વિચારનું મુખ પૂરુંપાધરૂં જુએ ન જુએ એટલામાં તો તેને એ તેની અંધારી ગુફામાં તરત હડસેલી દેતી. જે વિચારને જોરે એ બળપૂર્વક પોતાનું મન મનાવતી હતી, ન્યૂઇંગ્લંડની અંદરનો પોતાનો નિવાસ ચાલુ રાખવા માટે વિવિધ દલીલો કરીને પોતાના અંતિમ પ્રયોજનરૂપે જે વિચાર એ પોતાના મનમાં રજૂ કરતી હતી, તે અર્ધ સત્ય અને અર્ધ આત્મ-વંચન જેવો હતો. આ વિચાર તે એ કે પોતાનું પતન થએલું તે આ સ્થળે, અને તેથી ઇહલોકમાં એ પતનનું પ્રાયશ્ચિત્ત પણ પોતે આ જ સ્થળે રહીને કરવું જોઇએ; એટલે, આંહીં રહેવાથી પોતાને રોજ રોજ જે શરમની યાતના સહન કરવી પડવાની તે યાતના જ પોતાના અંતરનો સઘળો મળ આખરે દૂર કરી દેશે, અને પોતાના હૃદયમાં નવી જ વિશુદ્ધિ, તપને પરિણામે પ્રાપ્ત થએલી એટલે સન્તપુરુષોના જેવી ઉચ્ચતર પ્રકારની વિશુદ્ધિ, પ્રકટાવશે. આવી માનસિક વિચારણા કરીને એણે આ જ પ્રદેશમાં વસવાનો નિર્ધાર કર્યો.

ત્યારે હેસ્ટર પ્રાઇન આ મુલકમાંથી નાસી ગઇ નહિ તે આવી વિચારણાને લીધે. શહેરને સીમાડે, દ્વીપકલ્પની કિનાર પર, છતાં બીજી કોઇ પણ વસ્તીથી સર્વથા દૂર એવી એક પરાળ છાએલી નાનકડી ઝૂંપડી હતી. એ ઝૂંપડી મૂળ તો કોઇ અગાઉના વસાહતીએ બાંધી હતી, પણ એની આસપાસની જમીન ખેતીને માટે

કસ વગરની માલૂમ પડતાં તેમ શહેરથી દૂર હોવાને લીધે બીજા વસાહતીઓ સાથેના સામાજિક વ્યવહારની દૃષ્ટિએ પ્રતિકૂળ માલૂમ પડતાં તેણે તે તજી દીધી હતી. તે સમુદ્રકિનારે બાંધેલી હતી, અને તેની પશ્ચિમ દિશાએ સામેની બાજૂએ જંગલોથી છવાએલી ટેકરીઓ આવેલી હતી. એ ઝૂંપડીની નજીક નાનાં ઠીંગરાએલાં ઝાડવાંનું એક ઝુંડ હતું—એ દ્વીપકલ્પમાં એવાં નાનાં ઠીંગરાએલાં ઝાડવાં જ ઊગતાં—તે એ ઝૂપડીને પૂરેપૂરી ઢાંકી તો નહોતું દેતું, પણ જાણે કે એમ સૂચવતું હતું કે આ સ્થળે એક એવો પદાર્થ છે કે જે ઢાંકી દેવો જોઇતો હતો અથવા ઢાંકી દીધો હોત તો વધારે સારું લાગત. ત્યારે આવી આ અલગ એકાન્ત ઝૂંપડીમાં હેસ્ટરે ન્યાયાધીશોની પરવાનગી લઇને પોતાના બાળક સાથે રહેવા માંડયું, અને પોતાની પાસે જે થોડુંઘણું સાધન હતું તેના વડે જેમ તેમ ગુજારો કરવા માંડયો. એ આંહીં રહેવા આવી કે તરત જ આ સ્થળ પર શંકાનો કોઇ અકળ ઓળો પથરાઇ ગયો. આ બાઇને માનવજાતિની દયા વૃત્તિથી વંચિત રાખીને દૂરદૂર શા માટે હડસેલી મૂકેલી એ નાનાં બાળકો કંઇ સમજી શકે નહિ, એટલે એ જ્યારે પોતાના ઘરની બારી આગળ પોતાનું ભરતકામ લઇને બેઠી હોય, અથવા બારણામાં ઊભી હોય, અથવા પોતાના નાનકડા બગીચામાં કંઇ મહેનતનું કામ કરતી હોય, અથવા શહેરમાં જવાના માર્ગ પર ચાલતી હોય, ત્યારે નાનાં બાળકો છાનાંમાનાં આવીને એને જોઇ રહેતાં, પણ એની છાતી પરના લાલ અક્ષર પર એમની નજર પડતી કે તરત જ કોઇ વિચિત્ર પ્રકારની ભીતિને લીધે એકદમ હડી કાઢીને નાસી જતાં.

હેસ્ટર જોકે સાવ એકલ દશામાં હતી, અને આખી દુનિયામાં કોઇ પણ માણસ એના મિત્ર તરીકે એની પડખે આવીને ઊભો રહેવાની હિંમત કરી શકે એવું નહોતું, છતાં એને ખાવાપીવાની બાબતમાં જરા પણ તંગી વેઠવી પડે એવી દહેશત નહોતી. કેમકે જોકે એ મુલકમાં ભરતકામના કસબને માટે બહુ અવકાશ ન હોતો, છતાં એવા મુલકમાં પણ એ કસબદ્વારા એ પોતાના અને પોતાના ઊછરતા બચ્ચાના ગુજરાન માટે જોઇએ તેટલું સહેલાઇથી મેળવી લેતી હતી. એ જમાનામાં, તેમ અત્યારે પણ, સ્ત્રીઓને માટે શક્ય અને સંભવિત કસબ તે તો આ એક ભરતકામનો જ કસબ છે. આ કસબમાં એની કલ્પના કેવી ચાલતી હતી, અને કેવું નાજુક કામ ચતુરાઇપૂર્વક એ કરી શકતી હતી તેનો નમૂનો, પોતાની છાતી પર એણે પેલા અક્ષરની આસપાસ જે વિલક્ષણ ભરતકામ કરેલું હતું તેમાંથી મળી આવતો હતો. આ ભરતકામ એટલું આકર્ષક હતું કે દરબારી સ્ત્રીઓ પણ પોતાનાં રેશમી અને કસબી કપડાં પર આવા ભરતકામનો લાભ લઇ તેને વધુ સુન્દર બનાવવાનું ચૂકતી નહિ. સામાન્ય રીતે આંહીંના પ્યૂરિટન લોકોના પોશાકમાં સોગિયા જેવી સાદાઇ દેખાતી હતી, એટલે એના ભરતકામની સુન્દર રચનાઓ માટે આંહીં વારંવાર માગ ઊભી થાય એવો તો બહુ સંભવ નહોતો, છતાં એ જમાનાની રસવૃત્તિ એવી હતી કે આવા ભરતકામમાં જે કંઈ ખૂબ કાળજી અને પ્રયાસપૂર્વક કરવામાં આવતું તેને માટે એને આદરભાવ રહેતો, અને એ રસવૃત્તિની અસર આપણા અમેરિકન વડવાઓ—છોડી છૂટે નહિ એવી અનેક 'ફેશનો' ને ક્ષણમાત્રમાં છોડી દઇને આંહીં આવેલા એવા કઠોર પ્રકૃતિના આપણા અમેરિકન વડવાઓ—પર પણ થયા વિના રહી નહિ, એટલે એમના તંત્રમાં પણ ધર્માધિકારદીક્ષા, ન્યાયાધિકારદીક્ષા, તેમ આંહીંની નવી સરકાર જે નવી નવી દમામભરી પદ્ધતિઓ લોકો આગળ દાખવતી હતી તદનુસાર યોજાએલા સઘળા જાહેર સમારંભો એક નિયમ તરીકે જ ભારે ઠાઠમાઠ અને ભવ્યતાથી ઊજવાતા અને એ સર્વ પ્રસંગે એક પ્રકારનો ગંભીર છતાં વિચારપૂર્વક યોજેલો એવો ભભકો જોવામાં આવતો. જે માણસોને શાસન-તંત્રની લગામો પહેલવહેલી સોંપવામાં આવતી તેમને માટે એ પ્રસંગે મોટા ગળપટ્ટા, ભારે મહેનતે તૈયાર કરેલા કમરબંધ, અને ભારે શોભાયમાન રીતે ભરેલાં હાથનાં મોજાં, આ સઘળી સામગ્રી આવશ્યક ગણાતી —સામાન્ય માણસોને માટે તો રાજ્યના આર્થિક વ્યય-નિયામક કાયદા જ આવી વસ્તુઓની મનાઇ કરતા, છતાં નવા અમલની દીક્ષા લેતા માણસો માટે તેમ પોતાની ઉચ્ચ પદવી કે પુષ્કળ ધનને લીધે સમાજમાં વિશિષ્ટ સ્થાન ધરાવનારા પુરુષોને માટે આવી વસ્તુઓની છૂટ રાખવામાં આવી હતી. મૈયત વખતના પોશાકમાં પણ, ગમે તો ગુજરનારના શરીરના શણગાર તરીકે અથવા તો પછી તેની પાછળ તેનાં સ્વજનોને તેના મૃત્યુથી થએલો શોક ધોળા અને કાળા કાપડની વિવિધ

રચનાઓ દ્વારા દર્શાવવાના સાધન તરીકે પણ હેસ્ટર પ્રાઇન પુરું પાડે એવા ભરતકામની વારંવાર જરૂર પડતી. વળી બાળકોને માટે કપડા તૈયાર કરવાનાં હતાં તેમાં પણ એની મહેનતની જરૂર પડતી અને તેથી એને કંઇક બરકત થાય એવો અવકાશ રહેતો.

એટલે ક્રમે ક્રમે, અને તે પણ છેક ધીમે ધીમે જ એમ નહિ, પણ ઠીક ઠીક ત્વરાથી, એના હાથના ભરતકામનો ત્યાં બધે ચાલ પડી ગયો. ગમે તો લોકોને આ દુર્ભાગી સ્ત્રીના દુર્ભાગ્ય પ્રત્યે દયા આવતી તે કારણે, અથવા તો ઘણીવાર સામાન્ય કે માલવિનાના પદાર્થોને પણ કાલ્પનિક મહત્ત્વ આપી બેસનારી એવી લોકોની રોગિષ્ટ વિકૃત કૌતુકવૃત્તિને લીધે, અથવા તો પછી બીજી રીતે ખાલી પડી રહેત એવી એક ખોટ હેસ્ટરે ખરેખર પૂરી તેને લીધે–આમ કારણ ગમે તે હોય પણ એક પરિણામ તો ચોકકસ આવ્યું કે જેટલા કલાક સુધી પોતે ભરત-કામ કરવાનું યોગ્ય ગણે તેટલા સઘળા કલાક સુધી ચાલે એટલા ભરતકામને માટે પૂરા દામ મળી રહે એવી સ્થિતિ ત્યાં ઊભી થઇ હતી. કદાચ એમ પણ હોય કે દબદબા અને ભભકાના પ્રસંગોએ એના પાપથી ખરડાએલા હાથે તૈયાર કરેલાં કપડાં પહેરીને લોકો પોતાની મોહ અને મિથ્યાભિમાનની મનોવૃત્તિને ડામવા માગતા હોય. કેમકે સૂબો જે ગળપટ્ટો પહેરતો તેના પર એની ભરતકળા નજરે પડતી હતી, સૈનિકજનો ગળાની આસપાસ જે રૂમાલ બાંધતા તેમાં પણ એનું ભરતકામ જોવામા આવતું, અને પાદરીલોકો જે પટ્ટો પહેરતા ત્યા પણ તે દેખાતું; વળી નાનકડા બચ્ચાની ટોપી પર એ શણગારરચના કરતું; અને છેવટ, માણસો મરી જતા ત્યારે તેમની દફનપેટીમાં મડદા ભેગું ઉબાઇને સડી જવા માટે પણ એનું ભરતકામ સાથે સાથે લપેટી દેવામાં આવતું હતું. આમ એ સઘળા પ્રસંગે દૃષ્ટિગોચર થતું હતું, છતાં એક પ્રસંગે એનો કાળજીપૂર્વક બહિષ્કાર કરવામાં આવતો. એનું ભરતકામ સઘળે પ્રસંગે ખપમાં લેવાતું, પણ લગ્નોધત કન્યાના મુખ પરની શરમની સુરખી ઢાંકવાને માટે વપરાતા સફેદ બુરખા પર એને પોતાની ભરતકળા લોકોએ અજમાવવા દીધી હોય એવો એક પણ દાખલો નોંધા-એલો નીકળતો નથી. એટલે લોકો આ એક પ્રસંગે એની કળાનો દૃઢતાપૂર્વક બહિષ્કાર કરતા અને આ બહિષ્કાર તો, એના પાપ પ્રત્યે સમાજ કેવા અચળ અને નિર્ઘૃણ તિરસ્કારપૂર્વક જોતો હતો તેના જ નિદર્શનરૂપ હતો.

હેસ્ટર બહુ પૈસા પેદા કરવાની પરવા કરતી નહિ. એ પોતે તો કોઇ તપસ્વીના જેટલી સાદાઇથી રહેતી, પણ પોતાના બાળકને એક વાતની ઊણપ રહેવા દેતી નહિ. એટલે પોતાને માટે સૂકો રોટલો અને પોતાની બાળકીને માટે સાદું તથા કોઇ વાતની ન્યૂનતા વગરનું સમૃદ્ધજીવન એ બન્નેને માટે જોગવાઇ કરી શકાય એથી વધુ કમાણી કરવા એ કદી દરકાર કરતી નહિ એ પોતે જાડાંમાં જાડાં અને વધારેમાં વધારે સોગિયા રંગનાં કપડાં પહેરતી, અને એ કપડાં પર શણગાર જેવું કંઇ હોય તો તે જિંદગીભર એને કપાળે ચોટેલો પેલો હિંગળોકિયો અક્ષર ભરેલો હતો તે જ હતો. પોતે આમ છેક જ સાદાં કપડાં પહેરતી, પણ પોતાની પુત્રીને તો એ તરેહવાર રંગબેરંગી પોશાક પહેરાવતી,–એ નાનકડી છોકરીમાં સૂક્ષ્મ સુકુમાર લાવણ્ય હતું એને પૂર બહારમાં ખીલવે એવો તરેહવાર રંગબેરંગી પોશાક એ પહેરાવતી. આ પોશાક પાછળ એક બીજો પણ ભેદ રહેલો હતો, પણ એ વિશે આપણે આગળ કોઇ બીજે પ્રસંગે વાત કરીશું. પોતાની છોકરીના શણગારમાં હેસ્ટર આ પ્રમાણે જે થોડો ઘણો ખરચ કરતી તે સિવાય પોતાની પાસે જે કંઇ પૈસા વધતા તે સઘળા તે પોતાના કરતાં ઓછા દુર્ભાગી હોય એવાં સઘળા દુઃખિયા માણસોને ધર્માદામાં આપી દેતી–જોકે આવાં દુખિયા માણસો તેની પાસેથી ધર્માદો લઇને પણ ઘણી વાર તો તેનું અપમાન જ કરતાં. તે જ રીતે પોતાનો ઘણોખરો સમય પણ પોતાની ભરતકળાનો વધુ વિકાસ કરવામાં અને એ દ્વારા વધુ સુંદર નમૂના પેદા કરવામાં તે ધારત તો ગાળી શકત, પણ તેમ ન કરતાં એ સઘળો સમય તે ગરીબગુરબાંઓને માટે જાડાં કપડાં સીવવામાં ગાળતી. સંભવ છે કે સમયનો આવો ઉપયોગ કરવામાં તેનો આશય પોતે કરેલા પાપનું પ્રાયશ્ચિત્ત કરવાનો હતો, અને એ આટલા બધા કલાક આવા અણઘડ સીવણકામ પાછળ ગાળતી તેમાં તેનો હેતુ પોતાના આનંદ તેમ સુખનો જાણી બૂઝીને

ભોગ આપવાનો જ જણાતો હતો. એની મૂળ પ્રકૃતિ, પૂર્વ પ્રદેશના લોકોના જેવી માતબર અને વિલાસી હતી, એટલે એનામાં ભભકા અને સુન્દરતાને માટે સાહજિક રસવૃત્તિ હતી, પણ એના સમસ્ત જીવનમાં એક એના ભરતકામ સિવાય બીજે ક્યાંયે એ રસવૃત્તિનો એ વિનિયોગ કરી શકે એવું હતું નહિ. સ્ત્રી જાતિને નાજુક ભરતકામમાં જે મજા આવે છે તે પુરુષ જાતિના તો સમજવામાં પણ આવતી નથી. હેસ્ટર પ્રાઇનને તો એ ભરતકામ પોતાના હૃદયના ઉત્કટ ભાવોને પ્રકટ કરવાનું અને એ રીતે ચિત્તશાંતિ પ્રાપ્ત કરવાનું સાધન થઇ પડે એવું હતું. પણ જીવનના અન્ય સર્વ આનંદોની પેઠે આ ભરતકામના આનંદને પણ પાપ ગણીને તેણે તજી દીધો. આવી નાની બાબતમાં પણ એ બાઇ એવી રીતે પુણ્ય પાપના વિચારોને વગર કારણે વચ્ચે લાવતી હતી એ ઉપરથી તો એવી ધાસ્તી રહે છે કે એ બાઇના હૃદયમાં સ્થિર સાચા પશ્ચાત્તાપ જેવું બહુ થોડું હતું અને આ બધાની પાછળ ઊંડે ઊંડે કોઇક શંકાસ્પદ વૃત્તિ કે અનિષ્ટ મનોભાવ છુપાઇ રહ્યો હતો.

હેસ્ટર પ્રાઇન આવી રીતે જગતમાં પોતાનું જીવન ગુજારવા લાગી. એનામાં સહજ ચારિત્ર્યબળ હોવાને લીધે તેમ જ વિરલ શક્તિ હોવાથી જગત એનો સર્વથા ત્યાગ કરી શક્યું નહિ, જોકે સ્ત્રીહૃદયથી સહ્યું ન જાય એવા કલંકથી તો એને તેણે અંકિત કરી જ. સમાજ સાથેના એના સઘળા વ્યવહારમાં પણ પોતે એ સમાજના અંગરૂપ છે એમ એને લાગે એવું કશું જોવામાં આવતું નહોતું. જે જે માણસના સંસર્ગમાં એ આવતી તે સૌની એકેએક ચેષ્ટા, એકેએક શબ્દ, તેમ મૌન પણ એનો સૌએ બહિષ્કાર કર્યો છે એમ જ સૂચવતું અને ઘણી વાર તો સ્પષ્ટ રીતે દર્શાવી પણ દેતું. એ જાણે કોઇ જુદા જ જગતમાં વસતી હોય અથવા બીજા મનુષ્યો કરતાં જુદી જ ઇંદ્રિયો અને કરણોથી વ્યવહાર કરતી હોય એટલી બધી એકલી અટૂલી એને બનાવી દેવામાં આવી હતી. કોઇ માણસ મરીને ભૂત થાય. અને એ પછી પોતાને ઘેર પાછું આવે તો એ જેમ કોઇની નજરે ન પડી શકે અથવા બીજી કોઇ રીતે પોતાની હાજરી વ્યક્ત ન કરી શકે, ઘરમાં કંઇ આનંદોત્સવનો પ્રસંગ હોય તો અગાઉ પોતે હયાત હતું એ વખતે તેમાં જેમ ભાગ લેતું તેમ હવે ન લઈ શકે, અથવા કુટુંબમાં કોઇ શોકપ્રસંગ હોય તો તેમાં પણ જેમ દિલગીરી ન દર્શાવી શકે, અથવા પોતાની સહાનુભૂતિ વ્યક્ત કરવાની એને કુદરતી નિયમોથી મનાઇ થએલી હોવા છતાં જો કોઇ યુક્તિ કરીને એવી સહાનુભૂતિ દર્શાવે તો એ જેમ લોકોમાં કેવળ ત્રાસ અને ભીતિભર્યા અણગમાનો જ ભાવ ઉત્પન્ન કરે તેવું આ હેસ્ટર પ્રાઇનનું પણ થયું, અને એ પણ એ ભૂતની પેઠે આ જગતની અંદરના સઘળા નીતિવ્યવહારથી તેમ લાગણીવ્યાપારથી અલગ જેવી બની ગઇ. સમસ્ત વિશ્વહૃદયમાં એના પ્રત્યે કોઇ જાતની લાગણી રહી હોય તો તે ફક્ત ભૂત પ્રત્યે જેમ ત્રાસ અને ભયમિશ્રિત અણગમાની જ લાગણી હોય છે તેવી જ ત્રાસ અને ભયમિશ્રિત અણગમાની જ લાગણી તેમ વધારામાં વળી ઉગ્રમાં ઉગ્ર તિરસ્કારની જ લાગણી રહેલી જોવામાં આવતી હતી. એ જમાનો કંઇ માયા કે મૃદુતાનો જમાનો ન હોતો, અને જોકે એવા, જમાનામાં અને જગતમાં પોતાની સ્થિતિ એ બરાબર સમજતી હતી, અને એ સ્થિતિ કદી પણ એ વીસરી જાય એવો સંભવ જ નહોતો, છતાં તેની એ સ્થિતિ, એના અંતરના એ આળા ભાગ પર ફરી ફરીને નિર્દય રીતે આઘાત પહોંચાડીને, દર વખતે નવું જ કષ્ટ પેદા કરે એવી રીતે એને ફરી ફરીને પ્રત્યક્ષ કરાવવામાં આવતી હતી. આપણે આગળ કહી ગયા તેમ, જે ગરીબ ગુરબાંઓને એ ઉદારતાથી મદદ કરતી તેઓ જ પોતાને સહાય કરનારી એ સ્ત્રીની નિંદા કરતાં હતાં. એ જ રીતે પોતાના કામકાજને અંગે એને ઉચ્ચ વર્ગની બાનૂઓને ત્યાં જવું પડતું ત્યારે એ બાનૂઓ પણ કેટલીકવાર નાની નાની વાતમાં ગર્ભિત આક્ષેપો કરવાની સ્ત્રીજાતિની સહજ ટેવ દ્વારા ટાઢા ડામ દઇને તો કેટલીક વાર વળી એના આળા અંતરને સખત નિર્દય ઝાટકા જેવાં લાગે એવાં અસભ્ય વેણ ઉચ્ચારીને એના હૃદયમાં ઝેર રેડતી હતી. આ બધી રીતોથી હેસ્ટર હવે લાંબા વખતથી સારી પેઠે ટેવાઇ ગઇ હતી, એટલે આવા કોઈ પણ પ્રસંગે ઉત્તરમાં એ અક્ષર સરખો ઉચ્ચારતી નહિ; ફક્ત આવું કોઇ નિંદાવચન સાંભળતી ત્યારે એના ફીકા ગાલ પર ઘડીભર અનિવાર્ય રીતે શરમની સુરખી એકાએક છવાઇ જતી, અને પછી તરત પાછી એના અંતરનાં

ઊંડાણમાં વિલીન થઇ જતી. આવા સર્વ પ્રસંગોએ તે ખૂબ ધીરજ રાખતી—ખરેખર સહનશક્તિ અને ધીરજની બાબતમાં તો એ શહીદ બની ગઈ હતી, છતાં ઈશ્વરને પ્રાર્થના કરતી વખતે પોતાના આ સઘળા વિરોધીઓ પર આશીર્વાદ વરસાવવાની વિનંતિ કરતાં અચકાતી, કેમકે એ સૌને માફી આપવાની એની અંતરની ભાવના અને ઇચ્છા હોવા છતાં રખેને પોતે આશિર્વચન ઉચ્ચારવા જાય તે વખતે જીભ હડથી આશિષને બદલે ક્યાંક શાપ જ આપી બેસશે એવી એને સદાએ ભીતિ રહ્યા કરતી હતી.

પેલી પ્યુરિટન અદાલતે હેસ્ટરને સજા તો જોકે એક જ વાર કરેલી, પણ એ સજા એવી કરી કે એની પ્રવૃત્તિ સતત રીતે ચાલુ રહી અને એનો ક્યારે પણ અંત આવ્યો નહિ, એટલે એક જ વખતની સજાદ્વારા આમ ચતુરાઇપૂર્વક સદાની યાતના ઉત્પન્ન કરનારા એ અદાલતના ચુકાદાથી હેસ્ટરને ઉપર વર્ણવી તેવી અને બીજી હજારો રીતે સખત દુઃખના અસંખ્ય આંચકા અખંડપણે સહન કર્યા કરવા પડતા હતા. એ રસ્તામાં ચાલી જતી હોય અને ભોગજોગે કોઇ પાદરીનો ભેટો થઇ જતો તો એને શિખામણના બે બોલ સંભળાવવાને તે રસ્તા વચ્ચોવચ ઊભો રહી જતો, પરિણામે ત્યાં તરત જ આ લાચાર પાપી બાઈની આસપાસ લોકોનું મોટું ટોળું એકઠું થઈ જતું, અને એને જોઇને તે પછી દાંતિયાં કરતું અથવા રોષ અને તિરસ્કારથી ભવાં ચડાવીને એને જોઈ રહેતું. રવિવારને દિવસે વિશ્વપિતાના પ્રસન્ન હાસ્યનો આસ્વાદ લેવાની આશાએ એ દેવળમાં જતી, તો ત્યાં પણ દુર્ભાગ્યે એ જાતે જ પાદરીના પ્રવચનનો વિષય બની જતી. પછી તો એ છોકરાંઓથી પણ ડરવા લાગી: કેમકે તેઓ એને ઘણીવાર શહેરમાં શાન્તિથી મૂંગી મૂંગી ચાલી જતી જોતાં, અને એ વખતે નાનકડી છોકરી સિવાય બીજા કોઇને એની સાથે દેખતાં નહિ, એ ઉપરથી તથા એમનાં માતપિતાની વાતો ઉપરથી આ સોબત વગરની અટૂલી બાઈમાં કમકમાટી ઊપજાવે એવું કઇંક વસી રહેલું છે એવો આછો આછો ખ્યાલ એમના મગજમાં પેસી ગયો હતો. એટલે એ રસ્તે થઇને ચાલી જતી હોય ત્યારે આ છોકરા પહેલાં તો એને શાન્તિથી પસાર થવા દેતાં, પણ એ જરાક દૂર પહોંચે એટલે પછી એ સઘળાં મોટી ચીસો પાડતાં પાડતાં એની પાછળ દોડતાં. આ વખતે દોડતા દોડતાં એ એવો શબ્દ ઉચ્ચારી બેસતાં જેનો એમને પોતાને મન તો કશો અર્થ નહોતો. પણ એમના મુખમાંથી અજાણતાં નીકળી ગએલા એ શબ્દથ હેસ્ટરને ભારે ત્રાસ થતો. એને તો એથી જાણે એવું થતું કે પોતાની કલંકકથા સમસ્ત વાતાવરણમાં એટલી બધી વિસ્તરી ગઇ છે કે જાણે અખિલ નિસર્ગ પણ એનાથી વાકેફ હોય એમ લાગતું. આ વાત એના મગજમાં એટલી બધી ઠસી ગઈ હતી કે એની કાળા કરમકથા વૃક્ષોનાં પાંદડા અંદર અંદર ધીરે અવાજે ગુંજતાં હોય,—ગ્રીષ્મઋતુની વાયુલહરીઓ એનો ગણગણાટ કરતી હોય—અથવા હેમંતશિશિરનો સુસવતો—પવન એ સંબંધી ચીસો નાખીને બોલતો હોય—તો એ બધું સાંભળીને પણ આ છોકરાંઓનો શબ્દ સાંભળીને હેસ્ટરને થતી એથી વધુ વેદના ન થાત. આમાં વળી કોઇ પણ નવો માણસ એને તાકીને જોયા કરતો તેથી એને જુદી જ જાતની યાતનાનો અનુભવ થતો. અજાણ્યાં માણસો જ્યારે એના હિંગળોકિયા અક્ષર તરફ કૌતુકપૂર્વક વિચિત્ર રીતે જોઇ રહેતાં—અને કોઇ પણ માણસ એ અક્ષર તરફ જોયા વિના કદી પણ રહેતું નહિ—ત્યારે તેઓ જાણે કે નવેસરથી એ અક્ષરનો હેસ્ટરના દિયામાં ડામ દેતા; એટલે ઘણીવાર તો પોતાને કોઈ જોતું હોય ત્યારે આ અક્ષરસંજ્ઞાને પોતાના હાથથી ઢાંકી દેવાની એને અનિવાર્ય ઇચ્છા થઇ આવતી, જોકે આ ઇચ્છાને એ સદાએ રોકી જ રાખતી પણ ત્યારે બીજી બાજુથી એક પરિચિત પુરુષની દૃષ્ટિ એના પર પડતી ત્યારે વળી એને જુદી જ જાતનું કષ્ટ થતું. એ પુરુષની પરિચયસૂચક ઠંડી એકાગ્રદૃષ્ટિ એને માટે અસહ્ય થઇ પડતી. ટૂંકામાં, પહેલેથી છેલ્લે સુધી, આ અક્ષરસંજ્ઞા પર કોઇ પણ મનુષ્ય જોતું તો હેસ્ટર પ્રાઇનના ચિત્તમાં દારુણ વેદના થતી. આ સંજ્ઞાવાળું સ્થળ એને મન કદી પણ રીઢું ન બન્યું, ઊલટું એને તો જાણે રોજની યાતના સાથે એ ઘા રોજ રોજ વધુ ને વધુ આળો બનતો જતો હોય એમ લાગતું હતું.

પણ કોઇકવાર, ઘણે દિવસે અથવા કદાચ ઘણે મહીને

કોઇકવાર, પોતાની કલંકસંજ્ઞા પર એ એવી દષ્ટિ—માનવોચિત્ત માયાભાવભરી દષ્ટિ—પડતી જોતી કે જેથી જાણે પોતાની વેદનામાં એ અડધોભાગ પડાવતી હોય એમ એને ક્ષણવાર દુઃખમાંથી નિવૃત્તિનો અનુભવ થતો. પણ બીજી જ ક્ષણે તો એ દુઃખ પાછું, પહેલાં કરતાં વિશેષ ઉત્કટતાના અનુભવ સાથે, ધસી આવતું; કેમકે આગલું દુઃખ, અને આગલા દુઃખની નિવૃત્તિ એ બે વચ્ચેના ગાળામાં એ વળી નવું પાપ કરી બેસતી. હેસ્ટરે પાપ કરેલું તે શું એણે એકલીએ જ કરેલું ?

જીવનમાં આવું દુઃખ આમ એકલાં એકલાં સહન કરવું પડયું તેથી હેસ્ટરની કલ્પનાશકિત પર કંઇક અસર થઇ, અને એ જો ચારિત્ર્ય તેમ બુદ્ધિમાં વધુ મૃદુ કે પોચી હોત તો, એ અસર એથી પણ વધારે થાત. ત્યાંથી, જે નાનકડી દુનિયા સાથે એને બાહ્ય સંબંધ હતો એ દુનિયામાં, પોતાની સદાની રીત પ્રમાણે કોઇ પણ સોબતી વિના એ એકલી આમતેમ જતી આવતી કે ફરતી ત્યારે હેસ્ટરને અવારનવાર એમ લાગતું–કદાચ એને એવો તરંગ જ થઈ આવતો, છતાં આ તરંગ હોય તો પણ કેમે કરતાં ન નિવારી શકાય એવો પ્રબળ આ તરંગ હતો–કે આ હિંગળોકિયા અક્ષરે એને એક નવી જ જ્ઞાનેન્દ્રિય આપેલ છે. એને થતું કે આ હિંગળોકિયા અક્ષરે એને બીજાનાં અંતરોમાં છુપાઇ રહેલાં પાપનું સમભાવભર્યું જ્ઞાન આપ્યું છે. આ વાત માનતાં એને કમકમાં આવતાં છતાં માન્યા વગર એનો છૂટકો જ નહોતો. આ રીતે બીજાનાં અંતરો ઉઘાડાં થતાં જે અપ્રકટ વાતો એના જાણવામાં આવતી એથી એ ત્રાસી જતી. આ અપ્રકટ વાતો જાણવાથી એના મનમાં કેવા વિચારો આવતા ? એના હૃદયમાં વસી રહેલું આસુરી સત્ત્વ આ સ્ત્રીને હજુ અડધી જ વશ કરી શકયું હતું, અને એની આસુરી અસર સામે તે હજુ સતત રીતે મથ્યા કરતી હતી, એ આસુરી સત્ત્વ આ સ્ત્રીને જે એમ સમજાવવા પ્રયત્ન કર્યા કરતું હતું કે, આ બધાં લોકો બહારથી પવિત્રતા અને ચારિત્ર્યવિશુદ્ધિનો વાઘો પહેરીને ફરે છે તે તો કેવળ જૂઠાણું અને દંભ જ છે, અને એ સૌના સંબંધમાં જો સત્ય હકીકત પ્રકટ થાય, તો તો, એક હેસ્ટર પ્રાઇન ઉપરાંત બીજાં અનેક માણસના હૃદય પર એની પેઠે જ હિંગળોકિયો અક્ષર ચમકવા લાગે,—આમ એ આસુરી સત્ત્વ જે આ સ્ત્રીને સમજાવવા પ્રયત્ન કર્યા કરતું હતું તેવા જ વિચારો શું એના મનમાં નહોતા આવતા ? ત્યારે, આવા વિચારો એક રીતે આછા, ઝાંખા અને છતાં બીજી રીતે તદ્દન સ્પષ્ટ એવા સ્વરૂપમાં એના મનમાં આવતા હતા તેને એણે સત્ય તરીકે સ્વીકારી લેવા ? આ સ્ત્રીને જીવનમાં દુઃખનો અનુભવ તો પાર વગરનો થયો હતો, પણ એ સઘળા દુઃખમય અનુભવમાં આ વિચારના જેવી ભયંકર અને ઘૃણાસ્પદ વસ્તુ તો એને બીજી એક પણ લાગી નહોતી. આ જ્ઞાન અને આ વિચાર એના હૃદયમાં ઘણીવાર અણધાર્યો આંચકો પેદા કરતાં અને એને મૂંઝવણમાં નાખી દેતાં, કેમકે એ જ્ઞાન ઘણીવાર સામાન્ય રીતે માનનીય ગણાતી વ્યકિત એના સંબંધમાં ચોંકાવી મૂકે એવી વાતો પ્રકટ કરી દેતું અને કોઇને સ્વપ્ને યે ખ્યાલ ન હોય એવે સ્થળે અને સમયે અણધારી હકીકતો પ્રગટ કરી દેતું. ઉદાહરણ તરીકે, કોઇકવાર એ કોઇ પૂજ્ય ધર્મગુરુ કે ન્યાયમૂર્તિની પાસે થઇને પસાર થતી હોય–ધર્મિષ્ઠતા અને ન્યાયશીલતાના આદર્શરૂપ ગણાતા તથા પ્રાચીન પૂજ્યભાવભર્યા એ જમાનામાં દૈવી ફિરસ્તાના સાથમાં ફરે એવા પવિત્ર મનાતા અને લોકોમાં સદાએ અત્યંત આદરભાવપૂર્વક પૂજાતા એવા કોઇ ધર્મગુરુ કે ન્યાયમૂર્તિની પાસે થઇને પસાર થતી હોય–ત્યાં એની છાતી પરનું રકતવર્ણું કલંકચિહ્ન જાણે એ વ્યકિત સાથે પોતાને કંઇક ઊંડું સગપણ હોય એવા સમભાવપૂર્વક એકદમ સળવળી ઊઠતું. એટલે હેસ્ટર મનમાં પ્રશ્ન કરતી કે ‘ આંહીં વળી આટલામાં કયો દુરાત્મા આવી ચડયો છે ? ’ અને સાધારણ રીતે નીચી નજરે ચાલ્યા જવાની પોતાની ટેવ હતી, એટલે કચવાતે મને જ્યારે નીચેથી ઊંચે નજર નાખતી, ત્યારે પૃથ્વીલોકમાં સન્તપુરુષ તરીકે પૂજાતા આ મહાપુરુષ સિવાય બીજી કોઇ પણ માનવવ્યકિત એની દષ્ટિમર્યાદામાં દેખાતી નહિ ! વળી કોઇ વાર કોઇ આધેડ ઉંમરની સ્ત્રી પોતાના વિશુદ્ધિપ્રેમમાં હેસ્ટર તરફ અણગમામાં ભવાં સંકોચતી ચાલી જતી હોય ત્યાં, એ સ્ત્રી સાથે જાણે જૂનો ભગિનીભાવ હોય એવી વૃત્તિ હેસ્ટર ઘણી ઘણી રોકવા મથે છતાં હઠપૂર્વક એના હૃદયમાં ઊઠી આવતી ! હવે લોકમાન્યતા પ્રમાણે આ આધેડ સ્ત્રીએ પોતાના અંતરમાં જીવનભરની ઠિંની

ઉષ્મા વગરની બરફ જેવી ઉજ્જવળ અને નિષ્કલંક વિશુદ્ધિ ભરી રાખી હતી. ત્યારે પછી એ પ્રૌઢાની હૃદયની એ રાગોષ્મા વગરની નિષ્કલંક વિશુદ્ધિ, અને હેસ્ટર પ્રાઇનના હૃદય પરની આ સળગતી કલંકસંજ્ઞા—એ બે વચ્ચે શું સામ્ય કે સમપણ હોઇ શકે? અથવા, કોઈક બીજે પ્રસંગે વળી, એકાએક એના અંતરમાં વીજળીના જેવો આંચકો ઊપજીને ચેતવણી આપતો કે 'અરે હેસ્ટર, જો, જો, આ આપણી બહેનપણી જાય!' અને એ ચેતવણી ઉપરથી જ્યાં નજર ઊંચી કરીને એ જોવા જાય, ત્યાં તો, કોઇ જુવાન કુમારિકા શરમાતી શરમાતી તિરછી નજરે એના હિંગળોકિયા અક્ષરને જોતી હોય, અને ક્ષણવાર એ હિંગળોકિયો અક્ષર જોવાથી જાણે પોતાની વિશુદ્ધિ કંઇક અભડાઇ ગઇ હોય એવા ભાવથી ગાલ પર શરમના આછા શેરડા પાડતી તરત પોતાની આંખ ત્યાંથી ખેંચી લેતી હોય એવું દૃશ્ય તેની નજરે પડે! અરે સેતાન! તારું માદળિયું તો આ કલંકસંજ્ઞારૂપે છાતીએ જડી જ રાખ્યું છે, તો શું આ પામર પાપી સ્ત્રી પૂછી શકે કે માનભાવથી જોઇ શકે એવી એક પણ વ્યક્તિ જુવાન કે વૃદ્ધ એકે વર્ગના સ્ત્રી પુરુષોમાંથી એને માટે શું તું નહિ જ રહેવા દે? જગતમાં પછી કોઇના પર શ્રદ્ધા જ રહે નહિ એ જ પાપનું સૌથી દુઃખકર પરિણામ છે. ત્યારે, પોતાના હૃદયની નબળાઇ અને માનવતીતિના કાયદાની સખતાઇનો આવી ક્રૂર રીતે ભોગ બન્યા છતાં હેસ્ટર પ્રાઇન હજુ જગતમાં કોઇ પણ મનુષ્ય પોતાના જેટલું દુષ્ટ નથી એમ માનવાને મથ્યા કરતી હતી એ વસ્તુ, આ અનાથ સ્ત્રીનું હૃદય હજુ સર્વથા સડી નહોતું ગયું એની જ સાબિતી અને પુરાવા તરીકે આપણે સૌએ સ્વીકારવી જોઈએ.

એ જૂના સોગિયા જમાનાના લોકો પોતાની કલ્પનાશક્તિને ગમી જાય એવી વસ્તુઓને હંમેશાં ભયંકર વસ્ત્રો પેશ પહેરાવી દેતાં હતાં એટલે આ બાઇના હિંગળોકિયા અક્ષર વિશે પણ એમણે એક વાત જોડી કાઢી હતી. આપણે ધારીએ તો એ વાતમાંથી એક મહા ભયંકર અદ્‌ભુતરસ નીગળતી કથા ઉપજાવી શકીએ. એ લોકો કહેતાં કે આ બાઇ જે કલંકસંજ્ઞા ધારણ કરતી હતી તે કંઇ કોઇ દુનિયાદારી રંગના કૂંડામાં રંગેલું હિંગળોકિયા રંગનું કપડું જ નહોતું, પણ તે તો નરકકુંડના દેવતાની આંચથી ધગધગતું હતું અને જ્યારે હેસ્ટર પ્રાઇન રાતને વખતે બહાર નીકળતી ત્યારે આખું ભભૂકી ઊઠેલું દેખાતું હતું. અને ખરેખર એ કપડું હેસ્ટરના હૈયામાં એટલી ઊંડી બળતરા ઉત્પન્ન કર્યા કરતું હતું કે આપણી અત્યારની નાસ્તિક મનોદશા સ્વીકારવા તત્પર થાય તે કરતાં વિશેષ સત્ય એમના આ કથનમાં હતું એમ આપણે અવશ્ય કહેવું જોઇએ.

## ૬

## પર્લ

આપણે હજુ હેસ્ટરના બાળક વિશે કંઇ બોલ્યા નથી. એ નાનકડી બાળાનું નિર્દોષ જીવન, ત્રિંવભરતા કોઇ અકળ વિધાનને અનુસરી ગીચ ઝાડીના વિસ્તાર અને ગલીકૂંચીઓમાંથી કોઇ સુભગ અમર પુષ્પ ઊગી નીકળે તેમ, પાપમય દુર્વાસનાના દારુણ અતિરેકમાંથી ફૂટી નીકળ્યું હતું. એ બાળાને દહાડે દિવસે વિકસતી અને મોટી થતી જોતાં, રોજ રોજ વધુ ને વધુ ભભકદાર બનતા જતા એના સૌન્દર્યને, અને એના નાજુક અવયવો પર તરલ કાન્તિ વિસ્તારતા એના બુદ્ધિતેજને નિરખતાં આ દુઃખી અબળાને કેવી વિચિત્ર લાગણી થઇ આવતી! એ બાળા કોણ? એની પર્લ!—કેમકે હેસ્ટરે એનું નામ 'પર્લ' (મોતી) એવું રાખ્યું હતું; એવું નામ રાખવાનું કારણ કંઇ એ બાળકીનો દેખાવ મોતી જેવો હતો એ નહોતું. ખરી રીતે એના સ્વરૂપમાં મોતીના શાન્ત, ઉજ્જવળ, અને ઊર્મિરહિત તેજની સાથે સરખાવી શકાય એવું કશું નહોતું. પણ એનું નામ 'પર્લ' રાખવાનું કારણ તો એ હતું કે એને મન એ અનંત મોંઘી હતી—પોતાનું સર્વસ્વ ખરચ્યા પછી એ પોતાને લાધી હતી અને અત્યારે એ એની માતાની અનન્ય પૂંજી જેવી થઈ પડી હતી, એટલા માટે એણે તેનું નામ 'પર્લ' એવુ રાખ્યું હતું. અને ખરેખર, આ બાળકના ઉદ્‌ભવની ઘટના કેવી વિચિત્ર હતી! માનવીએ આ સ્ત્રીના પાપને હિંગળોકિયા રંગની કલંકસંજ્ઞાથી અંકિત કર્યું હતું, અને એ કલંકસંજ્ઞાની અસર એટલી સચોટ અને વિનાશકારી હતી, કે એના જેટલા જ પાપી મનુષ્ય સિવાય બાજી કોઇ પણ માનવપ્રાણીની સહાનુભૂતિ એને કદી સાંપડે જ નહિ! ત્યારે બીજી બાજુથી

ઇશ્વરે, જે પાપની માનવીએ આટલી ભયંકર સજા કરી હતી તેના જ સીધા ફળરૂપે એને એક સુન્દર બાળક આપ્યું હતું, જેનું સ્થાન એનું એ જ કલંકિત વક્ષ-સ્થળ હતું, જે એનાં માત પિતાને સદાને માટે આ આખી માનવજાતિ સાથે અને તેની ભાવિ વંશ પરંપરા સાથે સાંકળનારૂં હતું, અને જે આખરે પરમધન્ય આત્મારૂપે સ્વર્ગમાં સંચરવાનું હતું! છતાં આવા વિચારોથી હેસ્ટર પ્રાઇનના હૃદયમાં આશા કરતાં ભીતિના ભાવો વિશેષ ઉત્પન્ન થતા, કેમકે એ સમજતી હતી કે પોતે કરેલું કામ દુષ્ટ હતું, એટલે એ કામનું પરિણામ કદી પણ સારૂં આવે એવી વાત એ માની શકે એમ ન હોતું, તેથી પાપના ફળ રૂપે જન્મેલી આ બાળકીમાં એ પાપને અનુરૂપ એવું કોઇ અનિષ્ટ કે ઉન્મત્તાઇ ભર્યું લક્ષણ કયાંક આવી તો નથી ગયુંને એવી બીકથી એ પોતાના બાળકની વિકસતી પ્રકૃતિને સદા ભયપૂર્વક નિરખ્યા કરતી હતી.

પણ એ બાળકમાં શારીરિક ખોડ જેવું તો કશું નિઃશંક નહોતું જ. એની સર્વાંગસંપૂર્ણ અનઘ આકૃતિ, એનું ચાંચલ્ય, અને અત્યાર સુધી અણુપલોટાએલા એવા એના સઘળા અવયવો વાપરવામાં એની નૈસર્ગિક ચાલાકી આ સઘળું એ બાળકને ઇડનમાં જન્મેલ હોત તો તેને માટે પણ યોગ્ય બનાવે એવું હતું; જગતનાં આદિ માત પિતાને એ ઇડનમાંથી હાંકી કાઢવામાં આવેલાં તે પછી પણ ત્યાંના ફિરસ્તાઓને રમવાના રમકડા તરીકે આ બાળકને ત્યાં રાખ્યું હોત તો ત્યાં રહેવા જેટલી યોગ્યતા તેની આ શરીરસંપત્તિમાં હતી. વળી આ બાળકમાં અક્ષત સૌન્દર્ય સાથે સદા અનિવાર્ય રીતે જોવામાં ન આવતું એવું નૈસર્ગિક લાવણ્ય પણ હતું, આ લાલણ્યને લીધે જ એને ગમે તેવો સાદો પોશાક પહેરાવ્યો હોય તોપણ જાણે એ જ પોશાક એને સૌથી વધારે ભળી જતો હોય એવી છાપ એ જોનારના ચિત્ત પર પડતી હતી. પણ આ નાનકડી પર્લને કપડાં પહેરાવવામાં આવતાં તે પણ કંઇ ગામડી રાંચા લોકોના જેવાં તો નહોતાં જ. કોઇ વિકૃત રોગિષ્ટ હેતુથી પ્રેરાઇને-એ વિકૃત હેતુ શો તે તો અત્યાર કરતાં આગળ ઉપર વધારે સારી રીતે સમજી શકાશે,-આ બાળકીની માતાએ તેને માટે ત્યાં જે સૌથી વધારે મોંઘું અને સૌથી વધારે ભભકદાર કાપડ મળી શકે એમ હતું તે પેદા કર્યું હતું, અને એ કાપડ પર પોતાની સમસ્ત કલ્પનાશકિતની સઘળી કરામત વાપરીને એને તરેહવાર શણગારથી શોભાવ્યું હતું અને એવી રીતે તૈયાર કરેલો પોશાક પહેરાવીને એ પોતાની પુત્રીને લોકો સમક્ષ ફેરવતી હતી. આવા પોશાકમાં સજજ થએલી હોય ત્યારે એ બાળકીની નાજુક કાયા એવી ગૌરવભરેલી અને દમામદાર લાગતી હતી, અને બીજું કોઇ બાળક ઓછું સુન્દર હોય તો તેના એ ઊતરતા સૌન્દર્યને ઝંખવાવી નાખે એવા ભભક-ભર્યાં કપડાંમાં આ પર્લનું નૈસર્ગિક સૌન્દર્ય એવું પૂર બહારમાં ખીલી નીકળતું હતું, કે એના ઝૂપડાંની શામળી જમીન પર એ ઘૂમતી ત્યારે તેની આસપાસ એક આખું તેજોવલય પથરાઇ જતું. અને છતાં કોઇ વાર તેણે બાલોચિત રમતમાં રગદોળ્યું કે ફાડી નાખ્યું હોય એવું સાદું ગામડી ઝભલું પહેર્યું હોય તો એ ઝભલામાં પણ એની છબી એવી ને એવી જ આકર્ષક-પેલાં ભભકભર્યાં કપડાં પહેરતી તે વખતના જેવીજ આકર્ષક-લાગતી. આ પર્લના સ્વરૂપમાં અપાર વૈવિધ્યનું જાદૂ ભર્યું હતું. આ એક બાળકમાં, ગામડિયા બાળકની જંગલી ફૂલના જેવી સુન્દરતાથી માંડીને તે નાનકડી રાજકુમારીની ભવ્યતા અને દબદબા સુધીનાં અનેકવિધ સૌન્દર્ય અને અનેકવિધ બાળકો સમાઇ ગયાં હતાં. પણ છતાં આ સઘળાં સ્વરૂપોની અંદર એક લક્ષણ સળંગ રીતે ઓતપ્રોત થએલું હતું, અને તે એનો ઉત્કટ રાગ, એનો ઘેરો વર્ણ. એનું રૂપ ગમે તેવો દેખાવ ધારણ કરે પણ આ લક્ષણ એમાંથી કદી પણ અછતું રહેતું જ નહિ અને એનાં અનેકવિધ સ્વરૂપોમાંથી એક પણ સ્વરૂપમાં એ જો ફીકી પડી હોત, એનો રંગ જો આછો બન્યો હોત, તો એનું સ્વરૂપ જ—એનું વ્યકિતત્વ જ—સદંતર નાશ પામ્યું હોત તો પછી તે પહેલાંની પર્લ ન રહી હોત અને કોઇક બીજી જ બની ગઇ હોત!

આ એની બાહ્ય પરિવર્તનશીલતા એના આંતર જીવનના વિવિધ ગુણધર્મો સૂચવવા અને ઠીક ઠીક સ્પષ્ટ રીતે પ્રકટ કરવા ઉપરાંત બીજું કંઇ કરતી નહોતી. એની પ્રકૃતિમાં ગંભીરતા તેમ વિવિધતા બન્ને હતાં; પણ ખરેખર કે કેમ તે તો કોણ જાણે, પણ હેસ્ટરની ભડકણ કલ્પનાને એવું લાગ્યા કરતું હતું કે જે

જગતમાં એ બાળકી જન્મી હતી તે જગત સાથે જાણે પોતાને કશી નિસ્બત ન હોય તથા તે જગતને અનુરૂપ એ બની શકે એમ ન હોય એ પ્રકારની તેની પ્રકૃતિ હતી. વાત એ હતી કે એ બાળકને કોઈ રીતે નિયમપાલક બનાવી શકાતું નહોતું. એને જન્મ આપવામાં જગતના એક મહાનિયમનો ભંગ કરવામાં આવ્યો હતો, અને એના પરિણામે એક એવો જીવ અવતર્યો હતો કે જેનાં મૂળતત્ત્વો ઘણું કરીને સૌન્દર્યભર્યાં અને તેજદાર હતાં, પણ એ સઘળાં મૂળતત્ત્વો અવ્યવસ્થિત હતાં, અથવા એમાં વ્યવસ્થા જેવું કંઈ હતું તો તે વિશિષ્ટ કે અનન્ય પ્રકારનું હતું, અને તેથી તેમાં સામ્ય, વૈષમ્ય કે ભેદ અભેદનું કોઈ ધોરણ શોધી કાઢવું એ અશક્ય કે મુશ્કેલ હતું. પોતાના બાળકની આવી પ્રકૃતિનો ખુલાસો કરવાનું હેસ્ટર પાસે એક જ સાધન હતું, ને, તે પણ બહુ ઝાંખો અને અપૂર્ણ ખુલાસો જ આપી શકે એવું હતું. અને તે સાધન તે એ કે પર્લનો આત્મા આધ્યાત્મિક જગતમાંથી પોતાનું જીવનતત્ત્વ મેળવી રહ્યો હતો, તેમ એની શરીરાકૃતિ પૃથ્વીની માટીમાંથી પોતાનું સર્જન કરી રહી હતી, તે સમય દરમિયાન પોતે કેવી હતી એ વસ્તુનું સ્મરણ કરવું. આમ પર્લ પોતાના પેટમાં હતી તે સમયની પોતાની મનોદશાનું સ્મરણ કરવાથી જ તેની વિલક્ષણ પ્રકૃતિનો કંઈક ખુલાસો થઈ શકતો હતો. એ વખતની માતાની આવેશમય અને રાગમય અવસ્થાના માધ્યમ દ્વારા જ આ અણજન્મ્યા બાળકે પોતાના નીતિજીવનનાં કિરણો મેળવ્યાં હતાં, અને એ કિરણો અસલ સ્વરૂપમાં ગમે તેટલાં શુભ અને સ્વચ્છ હોવા છતાં, પોતાની માતાની ચિત્તાવસ્થા રૂપી વચગાળાના વાતાવરણમાંથી એમાં કેસરી તેમ સોનેરી રંગનો ઘેરો પાસ લાગ્યો હતો, તેમ જ એ વાતાવરણમાંના ભભૂકતા પ્રકાશ ને કાળા ઓળા અને અમિશ્ર તેજની પણ તેના પર ઊંડી અસર થઈ હતી. સૌથી વિશેષ તો, એ ગાળા દરમિયાન હેસ્ટરના આત્મામાં જે આંતર યુદ્ધ ચાલી રહ્યું હતું તે એની આ પર્લમાં સ્થાયી રૂપ ધારણ કરીને ચિરંજીવ બન્યું હતું. પોતાની બાળકીમાં હવે અત્યારે એ પોતાની એ વખતની નિરંકુશ, મરણિયા, બંડખોર મનોદશાનું, પોતાના સ્વભાવની ચંચળતાનું તેમ જ પોતાના અંતરાકાશમાં ગ્લાનિ અને નિરાશાનાં જે વાદળો ઘેરાઈ વળ્યાં હતાં તેનું પણ પ્રતિબિંબ પડેલું જોઈ શકતી હતી. પોતાના વારસા રૂપે મળેલા એ સઘળાં તત્ત્વો અત્યારે એ નાનકડી બાળકીની બાલપ્રકૃતિરૂપી અરુણોદયની સુરખીમાં ચમકી રહ્યાં હતાં, પણ આગળ ઉપર એ શૈશવપ્રભાત પરિપક્વ બનીને જ્યારે પ્રૌઢાવસ્થા રૂપી મધ્યાહ્નમાં પરિણત થવાનું. ત્યારે એ સઘળાં તત્ત્વો ભારે ઝંઝાવાત અને ઊર્મિતોફાનોના જનક થઈ પડે એવું લાગતું હતું.

એ જમાનાનું કૌટુમ્બિક નિયમન અત્યારના કરતાં અનેકગણું કડક ગણાય એવું હતું. બાળકના કોઈ દોષ સમયે ભવાં સંકોચાવવાં, કઠોર ઠપકો આપવો, અને ફરી ફરીને સોટીનો ઉપયોગ કરવો, એવીએવી શાસ્ત્રવિહિત રીતો બાળકે ખરેખર જે ગુના કે અપરાધ કર્યા હોય તેની સજા રૂપે યોજવામાં આવતી હતી એટલું જ નહિ પણ બાલોચિત સઘળા સદ્ગુણોની વૃદ્ધિ અને પોષણને માટે પણ આવી રીતો પથ્ય અને હિતકર ગણવામાં આવતી હતી. પણ હેસ્ટર પ્રાઈનને તો આ એકનું એક બાળક હોવાથી તેના પર સ્વાભાવિક રીતે જ અત્યંત પ્રેમ હતો, એટલે એના તરફ તે અયોગ્ય કે વધુ પડતી કડકાઈ રાખે એવી ધાસ્તીને તો અવકાશ જ નહોતો. છતાં પોતાની ભૂલોનું અને દુઃખોનું એને બરાબર ભાન હોવાથી શિશુના રૂપમાં જે અમર આત્મા આ રીતે તેને સોંપવામાં આવ્યો હતો તેના ઉપર કોમળતાભર્યો છતાં ચાંપતો કાબૂ રાખવાની તેણે કોશિશ કરી પણ એ રીતે કાબૂ રાખવાનું કૌશલ તેનામાં હતું નહિ—એવો કાબૂ રાખવા માટે તેણે સ્મિત ને રોષ ઉભયની અજમાયશ કરી જોઈ, પણ એ બેમાંથી એકેની કંઈ લેખામાં લેવી અસર ન માલૂમ પડતાં હેસ્ટરને એ કોશિશ છોડી દઈને એ બાળકને પોતાની લાગણીઓ જ્યાં દોરે તેમ દોરાવા દેવું અને પોતે બાજૂ પર ઊભા રહીને એ જોયાં કરવું એ પ્રકારની તટસ્થતા ધારણ કરવાની આખરે ફરજ પડી. અલબત્ત કોઈ પણ બાબતમાં સ્થૂળ દબાણ કે નિયંત્રણ કરવામાં આવતું, તો એવું દબાણ કે નિયંત્રણ ચાલુ હોય તેટલો વખત તે અસરકારક નીવડતું. બાકી એના ચિત્ત કે હૃદયને બીજી કોઈ રીતે કાબૂમાં રાખવાનો કોઈવાર પ્રયત્ન કરવામાં આવતો, તો એવો પ્રયત્ન જે પળે થતો તે પળે એ નાનકડી પર્લનું મન જો ઠેકાણે હોય તો તે વશ થતી, અને ઠેકાણે ન હોય તો કશાને ગણકારતી નહિ. પર્લ હજી છેક શૈશવ અવસ્થામાં હતી એટલામાં જ એની મા, આ વખતે આ છોકરી પર દબાણ કરતું,

કે તેની સાથે દલીલ કરશું, કે તેને સમજાવવા પ્રયત્ન કરશું તો એ બધી મહેનત ફોગટ જ જવાની એવી એને અગાઉથી જ ચેતવણી આપી દે એ પ્રકારની એની મુખમુદ્રા અમુક અમુક સમયે થઇ આવતી તેનાથી બરાબર પરિચિત થઇ ગઇ હતી. એની આ મુખમુદ્રા એટલી બધી સમજભરી છતાં અકળ હતી, એમાં એટલી બધી આડાઇ તેમ કોઇ કોઇવાર તો ખાર પણ વ્યક્ત થતો, અને સાધારણ રીતે એમાં ઊર્મિનો એવો ઉદ્દામ પ્રવાહ પ્રકટ થતો કે આ પર્લ તે ખરેખર માનવજાતિનું બાળક છે કે કોઇ બીજી જાતિનું એવો પ્રશ્ન હેસ્ટરના અંતરમાં અનિવાર્ય રીતે થઇ આવતો. કેમકે એ બાળા માનવ કરતાં પણ કોઈ હવાઈ સત્ત્વ જેવી વિશેષ લાગતી હતી. એ રમતી ત્યારે પણ પોતાની ઝૂંપડીના આંગણામાં ઘડીવાર વિલક્ષણ પ્રકારની રમત રમી ને પછી જાણે એ બધાનો ઉપહાસ કરતી હોય એવું સ્મિત કરીને ત્યાંથી અદશ્ય થઇ જતી. જ્યારે જ્યારે ઉપર વર્ણવ્યો તેવો ભાવ એની ઉન્મત્ત, ચમકતી, કાળી આંખોમાં પ્રકટ થતો ત્યારે ત્યારે એ ભાવને લીધે એનામાં વિલક્ષણ પ્રકારની વિદૂરતા અને અસ્પૃશ્યતા જોવામાં આવતી: જાણે કે એ અન્ય માનવીઓની પેઠે પૃથ્વી પર ચાલતી ન હોય, પણ હવામાં ઘૂમતી હોય, અને કોઇ અગમ્યસ્થાનમાંથી આવતા અને વળી પાછા અગમ્યસ્થાને ચાલ્યા જતા એવા ચમકતા તેજની પેઠે અદશ્ય થઇ જતી હોય એવું લાગતું હતું. એટલે જ્યારે જ્યારે આવો ભાવ એના મુખ પર જોતી ત્યારે હેસ્ટરને અનિવાર્ય રીતે એ બાળક તરફ ધસવું પડતું–એ પોતે એના ભણી જાય એટલે તે નાનકડું તોફાની પોરિયું નાસવા લાગતું તેથી તેની પાછળ હડી કાઢવી પડતી– અને તેને પકડી પાડી પોતાની છાતી સરસી દાબી આવેશભર્યાં ચુંબનોની તેના પર ઝડી વરસાવવી પડતી– અને આ બધું થતું તે એનો બાળક પ્રત્યેનો પ્રેમ ઊભરાઇ જતો હતો એને કારણે થતું હતું તે કરતાં વિશેષ તો, પર્લ આપણા હાથમાં કદી પકડાય જ નહિ એવું કેવળ હવાઇ સત્ત્વ જ નથી, પણ આપણા સૌના જેવું લોહીમાંસનું પૂતળું છે એ બાબતની પોતાના અંતરને ખાતરી આપવા માટે થતું હતું. પણ હેસ્ટર જ્યારે પર્લને આવા ઉદ્દેશથી પકડી પાડતી ત્યારે પર્લ એકદમ ખડખડ હસી પડતી, અને તેનું એ હાસ્ય આનંદ અને સંગીતમાધુર્યથી ભરપૂર હોવા છતાં, તેની માતાની મૂળ શંકાને તો નિર્મૂળ કરવાને બદલે ઊલટી વિશેષ દૃઢ બનાવતું.

પર્લ હેસ્ટરની અનન્ય દોલત હતી, ભારે કિંમતે એણે તે મેળવી હતી અને એના જીવનમાં તે સર્વસ્વ જેવી હતી, એટલે પોતાની આ મોંઘી પુત્રી અને પોતાની વચ્ચે જ્યારે હેસ્ટર ઉપર વર્ણવ્યો તે પ્રકારનો ગભરાવી મૂકે અને સમજ્યો સમજાય નહિ એવો અકળ જાદુઇ પડદો જોતી ત્યારે એના હૃદયને ભારે આઘાત પહોંચતો, અને એ આઘાતને લીધે કેટલીકવાર એ રડી પડતી. આવા પ્રસંગની પર્લના મન પર કેવી અસર થશે તે પહેલેથી કહેવું હંમેશાં મુશ્કેલ હતું, એટલે હંમેશાં તો નહિ પણ કેટલીકવાર તે ભવાં સંકોચાવતી, પોતાની નાનકડી મૂઠીઓ વાળીને મુક્કીઓ ઉગામતી, અને અંતરનો અસંતોષ વ્યક્ત કરે એવી અનુકંપારહિત સખ્ત, કઠોર, મુખમુદ્રા ધારણ કરતી. કોઇ કોઇ વાર તો વળી જાણે પોતે મનુષ્યજીવનનાં દુઃખશોકથી પર હોય અને એ દુઃખશોકને સમજવાને પણ અશક્ત હોય એવી રીતે, પોતાની માતાને રડતી દેખીને તે ફરી બીજી વાર અને તે પણ પહેલા કરતાં મોટા અવાજે ખડખડ હસી પડતી. અથવા કોઇવાર એવું બનતું– જોકે બહુ વિરલ પ્રસંગે જ આવું બનતું–કે દુઃખના આવેગ અને રોષથી તેનું ચિત્ત મૂંઝાઈ જતું, એટલે એ મૂંઝવણના અમળાટમાં પોતાની માતા પ્રત્યે પોતાનો જે પ્રેમભાવ હતો તે ડુસકાં ખાતી, ખાતી ભાંગ્યાતૂટયા શબ્દોમાં તે બોલી બતાવતી અને એવી રીતે પોતાના હૃદયના ચૂરા કરીને જ જાણે પોતાને પણ હૃદય છે એ હકીકત સૌને સાબિત કરવાનો તેણે નિશ્ચય કર્યો હોય એવું તેનું વર્તન થઇ જતું. પણ પર્લની આવી આવેશભરી અનુકંપા કે મૃદુતા પર આધાર રાખવો એ હેસ્ટરને ભાગ્યે જ સલામત લાગતું. કેમકે એ અનુકંપા અને મૃદુતા તો જેમ એકાએક અકસ્માત્ પ્રકટતી તેમ એટલી જ ત્વરાથી એકાએક અકસ્માત્ અદશ્ય પણ થઇ જતી. આ બધી વસ્તુઓ પર વિચાર કરતાં પર્લની માતાને પોતાની સ્થિતિ, કોઇ માણસે ભૂતને બોલાવ્યું હોય, પણ તેને બોલાવવાની વિધિમાં કંઇક ભૂલ થઇ જવાને લીધે, એ નવીન અને અકળ સત્ત્વને કાબૂમાં રાખે એવો મંત્ર કે તાત્ત્વિક શબ્દ તે જાણવા પામેલ ન હોય, એના જેવી થએલી લાગતી.

એને ખરેખરી શાન્તિ મળતી તે તો પોતાની બાળકી જ્યારે ઘસઘસાટ ઊંઘમાં પડી હોય ત્યારે જ. એ વખતે પછી એને તેના સંબંધમાં કશી ભીતિ કે શંકા જેવું રહેતું નહિ, અને એ નિરાંતે શાન્ત, ગમગીનીમિશ્રિત છતાં મધુર સુખભર્યાં કલાકોનો આસ્વાદ લેતી. પણ જેવી નાનકડી પર્લ ઊંઘમાંથી ઊઠતી, અને પોતાની ઊઘડતી આંખોનાં પોપચાં નીચેની પોતાની પ્રકૃતિરૂપ અવળાઇ ને આડાઇના ભાવો ચમકાવતી, કે તરત જ હેસ્ટરના આ અલ્પ સુખાસ્વાદનો અંત આવતો !

પર્લ એકદમ મોટી થઇ ગઇ-ખરેખર, ભારે વિચિત્ર લાગે એવી ઝડપથી તે મોટી થઇ ગઇ-એટલે જ્યાં તેની માતા તેને સદાએ સસ્મિત મુખે સત્કારતી અને કાલાઘેલા શબ્દોથી લાડ લડાવતી તે ઘરનો પ્રદેશ મૂકીને બીજાં બાળકો સાથે સામાજિક સહવાસમાં આવવા જેવી ઉંમરે એ ઝપાટામાં પહોંચી ગઇ ! હવે આ વખતે તે જો બીજાં બાળકો સાથે રમતમાં ભાગ લઇ શકી હોત, તો અનેક બાળકોના કલબલાટમાંથી પોતાની પુત્રીનો પક્ષી જેવો સ્પષ્ટ અવાજ સાંભળતાં, અને રમતમાં મશગૂલ બની ગએલાં અન્ય સર્વ બાળકોના ટોળાના મિશ્ર ઘોંઘાટમાંથી પોતાના પરમપ્રિય સંતાનનો સ્વર જુદો પારખી કાઢતાં હેસ્ટર પ્રાઇનને કેટલો બધો આનંદ થયો હોત ! પણ એવો આનંદ એના નસીબમાં લખાયો નહોતો. કેમકે જન્મી ત્યારથી જ પર્લને બાલજગતમાંથી દેશવટો મળેલો હતો તે પાપના પરિણામ ને પ્રતીકરૂપે દુરાચારમાંથી જન્મેલું બાળક હોવાથી ખ્રિસ્તી ધર્મના અન્ય બાળકો સાથે રમવાનો તેને બિલકુલ હક્ક નહોતો. એ બાળક પોતે પણ કોઇ અદ્ભુત શક્તિથી પોતાની આ એકલદશા સમજી ગયું-ભાગ્યે પોતાની આસપાસ એક અભેદ્ય વાડ રચી દીધેલી છે અને સંક્ષેપમાં કહીએ તો, અન્ય બાળકોની સાથે સરખાવતાં પોતાની પરિસ્થિતિ સર્વથા વિલક્ષણ છે, એ હકીકત તે બરાબર સમજી ગયું જેલમાંથી છૂટ્યા પછી હેસ્ટર સામાન્ય જનતાની નજરે આ બાળકના સાથ વગર કદી પણ પડી નહોતી. જ્યારે જ્યારે એ શહેરમાં જતી ત્યારે ત્યારે પર્લ પણ એની સાથે હંમેશાં હોય જ : પ્રારંભમાં નાનકડું બચ્ચું હતી ત્યારે કાખમાં તેડેલી હોય, અને પછીથી મોટી થઇ ત્યારે, પોતાની માતાની નાનકડી સોબતણ તરીકે, પોતાના આખા હાથે માતાની તર્જની મજબૂત રીતે પકડીને અને હેસ્ટર એક ડગલું ભરે એટલામાં નાનાં નાનાં ચાર ડગલાં ભરતી ભરતી તે એની સાથે ચાલતી. શહેરના મહોલ્લાઓના ઘાસ જામેલા છેડા પર અથવા ઘરના ઊંબરામાં એ વસાહતનાં બાળકોને પ્યૂરીટન લોકોની પ્રકૃતિ છૂટ આપે એવી સોગિયા ઢબે તે રમતાં દેખતી—એ બાળકો ગમે તો દેવળમાં જવાની અથવા ક્વેકર લોકોને ફટકાવવાની અથવા ઇન્ડિયન લોકો સાથેની ખોટી દેખાવમાત્ર લડાઇમાં તેમના માથાની ઝુલફાંવાળી ચામડી ઉતરડી નાખવાની અથવા ભૂતડાકણોનો વેશ લઇને એક બીજાને ભડકાવી મૂકવાની રમતો રમતાં તે જોતી. આ બધી રમતો પર્લ જોતી, અને ધ્યાનપૂર્વક એકાગ્રતાથી જોઇ રહેતી, પણ એ બાળકો સાથે પરિચય પાડવાનો કે ભાઇબંધી કરવાનો કદી પણ યત્ન કરતી નહિ. કોઇ બાળક જાતે આવીને તેની સાથે વાત કરતું તો તે એને જવાબ દેતી નહિ કેટલીક વાર બાળકો તેની આસપાસ ફરી વળતાં તો તે ક્રોધથી નાનકડી ચંડી જેવું દારુણ સ્વરૂપ ધારણ કરીને તીણા અવાજે અસંબદ્ધ ઉદ્ગારો કાઢતી કાઢતી એ બાળકો પર ફેંકવા માટે કાંકરા ને પથરા ઉપાડવા મંડી પડતી. તેના આ અસંબદ્ધ પ્રલાપથી તેની મા ધ્રૂજી ઊઠતી, કેમકે એ વખતના તેના શબ્દો કોઇ અજાણી બોલીમાં કોઇ ડાકણ શાપ દેતી હોય એવા લાગતા.

આ બધાની પાછળની ખરી હકીકત એ હતી કે પેલાં નાનકડાં પ્યૂરિટન બાળકો ભારે અસહિષ્ણુ સ્વભાવનાં હતાં અને તેથી આ માદીકરી બન્ને જાણે પરદેશી કે અમાનુષી કે પરંપરાગત રીત રીવાજોથી ભિન્ન પ્રકારનાં હોય એવા એવા અસ્પષ્ટ ખ્યાલો તેમના વિષે ધરાવતાં હતાં, એટલે પોતાનાં અંતરમાં તેઓ એ બન્ને જણાંને ધિક્કારતાં હતાં અને કેટલીક વાર તો સ્પષ્ટ શબ્દોથી તેમને ગાળો દેતાં હતાં. એમના અંતરની આ મનોવૃત્તિ પર્લ કળી ગએલી, તેથી નાનકડા બાળકના હૃદયમાં સંભાવી શકે તેવા ઉગ્રમાં ઉગ્ર તિરસ્કારથી તે એમની એ મનોવૃત્તિનું સાટું વાળતી હતી. પોતાના બાળકના આવાં ભયંકર ક્રોધાવેશનાં કૃત્યો હેસ્ટરને અમુક રીતે મૂલ્યવાન અને આશ્વાસનદાયક પણ લાગતાં હતાં, કેમકે અન્ય પ્રસંગે એ બાળકની પ્રવૃત્તિમાં જે ઢંગધડા વગરના અકળ તરંગે

કે ધૂન જોવામાં આવતી હતી, અને જે એને અનેકવાર પજવતી હતી તેને ઠેકાણે તેના આવા ક્રોધાવેશમાં બીજું કંઇ નહિ તો સ્પષ્ટ રીતે સમજી શકાય એવી આતુરતા ને ગંભીરતા તો રહેલી હતી જ. છતાં પોતાના અંતરમાં જે અનિષ્ટ હતું તેનું આછું પ્રતિબિમ્બ પોતાની બાળકીમાં પણ વળી ફરી પાછું આવી રીતે નજરે પડતાં એ ભડકી જતી. આ બધી દુશ્મનાવટ અને જલદ સ્વભાવ પર્લને હેસ્ટરના હૃદય પાસેથી કોઇપણ ખૂંચવી ન શકે એવા અનન્ય વારસા રૂપે મળેલ હતાં. માનવસમાજથી બહિષ્કૃત બનીને મા અને દીકરી બન્ને સાથે એકાન્તવાસમાં પોતાનું જીવન ગુજારતાં હતાં, અને દીકરીના સ્વભાવમાં પર્લના જન્મપૂર્વે હેસ્ટર પ્રાઇનને વ્યાકુલ બનાવી મૂકનારાં આવેશમય તત્ત્વો—અત્યારે માતૃત્વની શામક અસરને લીધે શાન્ત પડવા લાગેલાં એવાં આવેશમય તત્ત્વો—ચિરંજીવ રૂપ લઇને અવતર્યાં હોય એમ જણાતું હતું.

પોતાની માતાની ઝૂંપડીની અંદર કે આસપાસ પોતે ઘેર હોય ત્યારે પર્લને જાતજાતના મિત્રોના વિશાળ મંડળની કશી ગરજ રહેતી નહિ. કેમકે તેના સતતસર્જક આત્મામાંથી જીવનનો જાદૂઇ પ્રવાહ નિરંતર વહ્યા કરતો હતો, અને જેવી રીતે મશાલને જ્યાં જ્યાં લગાડીએ ત્યાં ત્યાં તે જયોત પ્રકટાવે છે તેવી રીતે એનો જાદૂઇ જીવનપ્રવાહ ચંચળ પદાર્થોને જીવન્ત બનાવી દેતો હતો. લાકડી કે ચીંથરાની લૂમ કે ફૂલ એના જેવી અત્યંત વિભિન્ન પ્રકારની વસ્તુઓ પણ પર્લની જાદૂઇ વિદ્યાનો તેના પર પ્રયોગ થતાં બાહ્ય દૃષ્ટિએ જરા પણ રૂપાન્તર પામ્યા વગર તેના અન્તર જગતની રંગભૂમિ પર જે કોઇ નાટક ભજવાતું હોય તેને અનુકૂળ સ્વરૂપ ધારણ કરી લેતી. વૃદ્ધ ને જુવાન એવી અસંખ્ય કાલ્પનિક વ્યક્તિઓના સમૂહ સાથે એની એકલીનો બાલોચિત સ્વર એકી સાથે વાતો કરી શકતો હતો. તેની આસપાસ જે જમાનાજૂનાં, કાળાં, ગંભીર પાઇન વૃક્ષો હતાં, પવન પર નિસાસા અને દુઃખમય ઉદ્ગારોનો મારો ચલાવનારાં પાઇન વૃક્ષો હતાં, તેમને પ્યૂરીટન લોકોના વડેરાઓનું રૂપ આપવામાં કંઇ બહુ મોટી રૂપાન્તરશક્તિની પર્લને જરૂર પડે એવું નહોતું. એ જ રીતે બગીચાની અંદરનાં અત્યંત વરવાં વેલાઝાંખરાં તે એ પ્યૂરિટન વડેરાઓનાં સંતાનો હતાં, એટલે પર્લ તે સૌને રે નિર્દયતાપૂર્વક જડમૂળથી ઉખેડી ફેંકી દેતી. જે વિશાળ વિવિધતામય વસ્તુઓમાં તે પોતાની બુદ્ધિને યોજતી હતી તે આશ્ચર્યજનક હતી, અલબત્ત, એ વસ્તુઓમાં તેની બુદ્ધિ સતત રીતે પરોવાઇ રહી શકતી નહિ, પણ અસાધારણ પ્રવૃત્તિવેગથી એક વસ્તુ ઉપરથી બીજી વસ્તુ ઉપર કૂદાકૂદ અને નાચાનાચ કર્યા કરતી—જાણે ચેતનના આવા ત્વરિત અને આવેશમય ભરતીપ્રવાહથી થાકી જતી હોય તેમ એક કામ ઉપાડયું હોય તેમાંથી તે તરત વિરમી જતી હતી, પણ વળી પાછી આગળ જેટલા જ અદમ્ય જોમથી એ બીજું કામ ઉપાડતી હતી. તેની આ તરલ આવેગમય પ્રવૃત્તિપરંપરા સાથે સરખાવી શકાય એવી કોઇ પણ વસ્તુ હોય તો તે ઉત્તર પ્રદેશોની અંદરની તરલ વેગમય જ્યોતિપરંપરાનું દૃશ્ય જ છે. આમ છતાં કેવળ તરંગપ્રવૃત્તિના પ્રદર્શનમાં અને વર્ધમાન ચિત્તના રમતિયાળપણામાં તો બીજાં તેજસ્વી શક્તિવાળાં ચકોર બાળકો કરતાં પર્લમાં કંઇ ખાસ વિશેષતા દેખાતી નહોતી. એમાં જો કંઈ તફાવત હોય તો ફક્ત એટલો જ હતો કે પર્લને રમવા માટે મનુષ્યજાતિના સોબતીઓનો અભાવ હોવાથી જાતે સર્જેલા કાલ્પનિક સોબતીઓનો તેને વિશેષ આધાર લેવો પડતો હતો. પણ પર્લમાં જે વિશિષ્ટતા હતી તે તો પોતાનાં જ બુદ્ધિહૃદયનાં આ સંતાનો પર એ જે વિરોધભાવથી જોતી હતી તેમાં જ રહેલી હતી. તે કોઇ દહાડો મિત્રનું તો સર્જન કરતી જ નહિ, પણ જાણે સર્વત્ર આસુરી બીજો વાવતી હતી, એટલે તેમાંથી પછી શસ્ત્રસજ્જ શત્રુઓનો જ જબરો પાક ઊતરતો હતો અને એ સૌની સાથે ઝૂઝવાને માટે તે પછી વેગથી ધસતી હતી. આટલા નાનકડા બાળકને આવી ઊગતી ઉંમરમાં વિરોધી જગતનું આટલું અખંડ રીતે ભાન રહ્યા કરે અને એ વિરોધી જગત સાથે જે જંગ મંડાવાનો તેની તૈયારી રૂપે પોતાની શક્તિઓને આટલી કપરી તાલીમ તે આપ્યા કરે એ બધું જોતાં સામાન્ય માણસને પણ અકથ્ય દુઃખ થયા વિના રહે નહિ, તો પછી એ બધાનું કારણ પોતે જ છે એમ સમજી શકનારી એ માતાને તો એથી કેટલું ઊંડું અને દારુણ દુઃખ થતું હશે !

હેસ્ટર ઘણીવાર પર્લને જોતી જોતી ભરતકામ કરતી હોય ત્યાં એકાએક પોતાનું ભરવાનું કપડું પોતાનાં

ટીચણુ પર પડતું મૂકતી, અને છુપાવવાને ઘણુંએ ઇચ્છે છતાં અડધી ભાષા અને અડધી નિસાસારૂપે પોતાની મેળાએ એકાએક ઉદ્ગાર પામતી એવી તીવ્ર યાતનાની ચીસ નાખીને બોલી ઊઠતી કે 'હે સ્વર્ગ-નિવાસી પિતા !—જો તું હજી પણ મારો પિતા રહ્યો હોય તો હે પિતા !—મેં જગતમાં આણેલો આ જીવ તે કઇ જાતનો છે ! ' અને એના આ ઉદ્ગાર સાંભળીને, અથવા તો એની વેદનાના આ બધા સણકારા કોઇ સૂક્ષ્મ માર્ગદ્વારા સમજી જઇને, પર્લ પોતાનું ચેતનથી લખલખતુ સુન્દર નાનકડું મુખ પોતાની માતા ભણી ફેરવીને ભૂતના જેવી અકળ સમજદારી સૂચવતું સ્મિત કરતી, અને વળી પાછી પોતાની મૂળ રમત આગળ રમવા લાગતી.

આ બાળકના વર્તનની એક વિશેષ ખાસિયત હજુ જણાવવાની રહે છે. જીવનમાં તેનું સૌથી પહેલું ધ્યાન ખેંચનારી વસ્તુ કઇ હતી ? એ ધ્યાન ખેંચનારી વસ્તુ તે પોતાની માતાનું સ્મિત નહોતું—બીજાં બાળકોની પેઠે જે સ્મિતના ઉત્તરમાં પોતાના નાનકડા મુખ પર પોતે આછું, કેવળ બીજદશા જેવું સ્મિત કરેલ હોય, એટલું બધું આછું સ્મિત કરેલ હોય કે તે ખરેખર સ્મિત હતું કે કેમ તે વિશે પાછળથી પોતાની માતાએ ભારે પ્રેમાળતાપૂર્વક મનમાં ને મનમાં ચર્ચા કરેલ હોય, અને પોતાનાં બાળકના પ્રથમ સ્મિત તરીકે જેને તેણે પોતાની સ્મૃતિમાં સદાને માટે સંઘરી રાખેલ હોય એવું આછું અને સંશયાસ્પદ સ્મિત પોતે જેના ઉત્તરમાં કરેલ હોય તેવું પોતાની માતાનું સ્મિત તે એના જીવનમાં સૌથી પહેલું ધ્યાન ખેંચનાર વસ્તુ નહોતી ! ના, સૌથી પહેલું ધ્યાન ખેંચનારી વસ્તુ તે એ સ્મિત તો નહિ જ, પણ એથી સર્વથા ભિન્ન જ હતી. પર્લને જીવનમાં સૌથી પહેલું ભાન થયું તે વસ્તુ તો—ખરેખરી વાત કહીશું ?—તેની માતાની છાતી પરનો પેલો હિંગળોકિયો અક્ષર હતો ! એક દિવસ મા પોતાના બાળકના ઘોડિયા પર પોતાનું શરીર ઝુકાવીને ઊભી હતી એવામાં એ અક્ષરની આસપાસ ભરેલા સોનેરી કસબના ચળકાટથી બાળકની નજર તેના તરફ ખેંચાએલી. એટલે પછી પોતાનો નાનકડો હાથ ઊંચો કરીને તેણે એ અક્ષરવાળું કપડું ઝાલ્યું, અને બીજાં બાળકો પહેલી જ વાર સ્મિત કરે તે સંશયાસ્પદ લાગે એવું ખૂબ જ આછું હોય છે, ત્યારે આ કપડું ઝાલતી વખતે નાનકડી પર્લે જે સ્મિત કર્યું તે એવું આછું સંશયાસ્પદ લાગે એવું નહિ, પણ સ્પષ્ટ કાન્તિથી ચમકતું અને તેથી એના મુખને એ પોતે તે વખતે હતી એ કરતાં વધારે મોટી ઉંમરના બાળકના મુખ જેવો આભાસ આપતું એવું અસંદિગ્ધ સ્મિત હતું. એટલે પછી પર્લના નાનકડા હાથના આ સમજભર્યા સ્પર્શથી હેસ્ટર પ્રાઇનને એવી અપાર વેદના થઇ કે ઘડીભર તો એનો શ્વાસ પણ જાણે થંભી ગયો અને પછી બીજી જ પળે એણે એ કપડું તે બાળકીના હાથમાંથી બળાત્કારે ઝૂંટવી લેવાની પોતાના અંતરની અનિવાર્ય ઇચ્છાને વશ થઇને એ અભાગિયું નિશાન મૂઠીમાં દબાવી દીધું. એ વખતે પણ જાણે પોતાની માતાની આ વેદનાભરી મુખમુદ્રા કેવળ પોતાના વિનોદ માટે જ હોય તેમ નાનકડી પર્લે એની આંખ ભણી તાકીને જોઇને ફરી વળી બીજીવાર સ્મિત કર્યું. આ અવિસ્મરણીય પ્રસંગ પછી હેસ્ટર પોતાની બાળકી ઊંઘતી હોય એ સિવાયને બીજે કાઇ પણ સમયે એક પળવારની પણ સલામતી કે નિરાંત અનુભવી શકતી નહિ, એક ક્ષણવાર પણ શાન્તિસુખ માણી શકતી નહિ. ખરી વાત છે કે પર્લે આ હિંગળોકિયા અક્ષર પર નજર ન માંડી હોય એવાં અઠવાડિયાંનાં અઠવાડિયાં વચ્ચે પસાર થઇ જતાં, પણ એવા લાંબા ગાળા પછી, મૃત્યુના અણચિંતવ્યા પંજાની પેઠે સર્વથા અણધારી વળી ફરી પાછી તે એના પર દૃષ્ટિ ઠેરવતી અને એવી રીતે દૃષ્ટિ ઠેરવતી ત્યારે પ્રથમ પ્રસંગના જેવું જ વિલક્ષણ સ્મિત તેના મુખ પર અને અને એવા જ વિચિત્ર ભાવો તેની આંખોમાં હંમેશા જોવામાં આવતા.

એકવાર, માતાઓના સામાન્ય શોખ પ્રમાણે હેસ્ટર પોતાના શરીરનું પ્રતિબિંબ પોતાના બાળકની કીકીમાં જોઇ રહી હતી એ વખતે, એ બાળકની આંખમાં આવો વિચિત્ર તોફાની તરંગી ભાવ ફરી વળી એક વખત જોવામાં આવ્યો. અને એવો ભાવ જોવામાં આવતાં એકદમ એકાએક એને એવો આભાસ થયો—એકાન્તમાં વસનારી દુઃખિયારી સ્ત્રીઓનાં હૃદયને આવી અકળ ભ્રમણાઓ અનેકવાર સતાવ્યા કરે છે—કે પર્લની આંખોરૂપી નાનકડા કાળા આયનામાં પોતે જે આકૃતિ દેખતી હતી

તે પોતાના જ શરીરનું સંક્ષિપ્ત સ્વરૂપ નહોતું, પણ કોઇ બીજું જ મુખ ત્યાં પ્રતિબિંબિત થયું હતું. એ મુખ, શયતાનના જેવું અને સ્મિત કરતી દુર્વૃત્તિથી છવાઇ ગએલું હતું, છતાં પોતાને જેની સાથે પૂરેપૂરી પિછાન હતી એવા એક મુખ સાથે સામ્ય ધરાવતું હતું, જોકે એ મુખમાં આ મુખમાં દેખાતું સ્મિત જવલ્લે જ જોવામાં આવતું અને આ મુખમાં પ્રદર્શિત થતી દુર્વૃત્તિ તો એમાં કદીપણ હતી નહિ. આ વખતે તો જાણે કોઇ અનિષ્ટ સત્ત્વ આ બાળકની સેરમાં આવ્યું હોય અને ઉપહાસ કરવા માટે આ પળે એણે તેના શરીરમાંથી બહાર ડોકિયું કર્યું હોય એવું લાગતું હતું. આ પછી પણ અનેક પ્રસંગે હેસ્ટરને આવી ભ્રમણા સતાવ્યા કરતી, જોકે એ ભ્રમણા આ પ્રસંગ જેટલી તાદૃશ અને પ્રબળ તો કદી યે નહોતી અનુભવવામાં આવી.

પર્લ દોડી શકે એવડી ઉંમરની થઇ ત્યારે એક વાર ઉનાળાના એક દહાડે બપોર નમતો હતો તે વખતે તે જંગલી ફૂલોના ખોબા ભરી ભરીને પોતાની માતાની છાતી પર ફેંકવાની રમત કરી રહી હતી. ખોબો ભરીને ફૂલ પોતાની માતાની છાતી પર ફેંકે અને એ ફૂલ બરાબર પેલા હિંગળોકિયા અક્ષરની નિશાની પર પડે એટલે નાનકડા શયતાનની પેઠે આમતેમ નાચવા લાગે. એટલે હેસ્ટરને પ્રથમ વૃત્તિ તો અદબ વાળીને પોતાની છાતી ઢાંકી દેવાની થઇ. પણ પછી ગમે તો અભિમાનને લીધે, અથવા તો જે થતું હોય તે ભલે થાય એવી ત્યાગભરી ઉદાસીનતાને લીધે, અથવા તો પછી આવું અકથ્ય દુઃખ વેઠવાથી જ પોતાના પતનનું પ્રાયશ્ચિત્ત ઉત્તમોત્તમ રીતે થઇ શકશે એવી માન્યતાને લીધે, એણે પોતાની આ પ્રથમ પળે ઊઠેલી વૃત્તિને વારી રાખી, અને પર્લની ઉન્મત્ત આંખોમાં ખેદપૂર્વક જોઇ રહીને શબના જેવું ફીકું સ્વરૂપ ધારણ કરીને તે ટટ્ટાર બેઠી. છતાં પેલો ફૂલોનો મારો તો ચાલુ જ રહ્યો અને લગભગ એક પણ અપવાદ સિવાય પોતાના નિશાનને વીંધતો તેની માતાના હૈયામાં એવા વ્રણ ઉપજાવવા લાગ્યો કે જે વ્રણોને રૂઝાવી શકે એવો કોઇ મલમ આ લોકમાં તો એને ક્યાંયે મળે એમ નહોતો અને પરલોકમાં પણ એ કેવી રીતે હાથ કરવો તે એ જાણતી ન હોતી. આખરે મારો ચલાવવાની સઘળી સામગ્રી–ફૂલોનો ઢગલો–ખૂટી જતાં છોકરી શાન્ત બનીને ઊભી રહી અને પોતાની કાળી આંખોના અગાધ પાતાળમાંથી ડોકિયા કરતા–ખરેખર ડોકિયું કરતો હોય કે ન હોય તોપણ તેની માતાની કલ્પનાને તો ડોકિયા કરતા લાગતા–દાનવની હાસ્યભરી નાનકડી આકૃતિ ધારણ કરીને પોતાની માતાને ટગર ટગર જોઇ રહી.

'એલી છોકરી, તું કોણ છે?' મા બોલી ઊઠી.

'કેમ, હું તારી નાનકડી પર્લ છું.'' છોકરીએ જવાબ આપ્યો.

પણ આ શબ્દો બોલતાં બોલતાં પર્લ ખડખડાટ હસીને, પળવાર પછી ઘરના ધુમાડિયા પર ચડીને મસ્તી કરવા લાગે એવા નાનકડા ભૂતના જેવી હસામણી ચેષ્ટાઓ કરતી આમતેમ નાચવા લાગી.

'ખરેખર તું મારી છોકરી છે?' હેસ્ટરે પૂછ્યું.

અને આ પ્રશ્ન કંઇ એણે કેવળ પૂછવા ખાતર નકામો જ નહોતો પૂછ્યો, પણ આ પળ પૂરતી તો ખરેખરી ગંભીરતા અને સચ્ચાઇથી પૂછ્યો હતો. કેમકે પર્લની સમજશક્તિ એટલી આશ્ચર્યજનક હતી કે પોતાના જન્મનું રહસ્ય તે ખરેખર જાણતી હોય અને જાણે આ ઘડીએ જ તે પ્રકટ કરી દેવાની હોય એવો તેની માતાને વહેમ હતો.

'હા, હું તારી નાનકડી પર્લ છું!' પોતાની હસામણી ચેષ્ટા ચાલુ રાખી છોકરીએ ફરીથી કહ્યું.

'ના, તું કાંઇ મારી છોકરી નથી! તું કાંઇ મારી પર્લ નથી!' માએ અડધા વિનોદભાવથી કહ્યું; કેમકે ઘણીવાર એવું બનતું કે તેને ઊંડામાં ઊંડી વેદના થઈ રહી હોય તેની વચ્ચે પણ એના અંતરમાં વિનોદવૃત્તિ સળવળી ઊઠતી. 'ત્યારે તું કહે જોઇએ મને કે તું કોણ છે, અને તને આંહીં કોણે મોકલી.'

'હા બા, કહે મને તું એ!' હેસ્ટર પાસે આવીને અને તેના ઘૂંટણ દબાવીને ઊભી રહીને છોકરી ગંભીરતાથી બોલી. 'ચોક્કસ કહે મને એ તું!'

'કેમ વળી, તારા સ્વર્ગનિવાસી પિતાએ તને મોકલી!' હેસ્ટરે પ્રાઇને ઉત્તર આપ્યો.

પણ આ ઉત્તર એણે એવા આંચકા સાથે થોથવાતાં થોથવાતાં આપ્યો કે છોકરીની તીવ્ર બુદ્ધિ તે તરત કળી

ગઈ. એટલે ગમે તો અત્યારે તે ચાળે ચડી હતી તેને પરિણામે કે પછી કોઈ દુષ્ટ સત્ત્વની ઉશ્કેરણીને પરિણામે તેણે પોતાની તર્જની ઊંચી કરી પેલા હિંગળોકિયા અક્ષર પર તે અડકાડી.

'ના, એણે મને નથી મોકલી !' તે મક્કમ રીતે બોલી ઊઠી. 'મારે કોઇ સ્વર્ગનિવાસી પિતા છે જ નહિ !'

'ચૂપ, પર્લ ચૂપ ! એવું ન બોલાય !' અંતરમાં નિસાસો દબાવી દઇને માતાએ તેને કહ્યું. 'આપણને સૌને એણે આ જગતમાં મોકલ્યા છે. આ હું તારી મા તેને પણ એણે જ આંહીં મોકલેલ છે. ત્યારે પછી તને તો મોકલી હોય એમાં નવાઇ જ શી ? તને એણે ન મોકલેલ હોય, એવી અડબંગ જડભરત છોકરી, તો ક્યાંથી આવી તું આંહીં ?'

'હા બા, કહે મને તું એ ! કહે મને એ !' પર્લે અગાઉના શબ્દો ફરી વળી બીજી વાર ઉચ્ચાર્યા. પણ આ વખતે તેના મુખ પર ગંભીરતા નહોતી. આ વખતે તો જમીન પર રમતમાં કૂદતાં કૂદતાં ને હસતાં હસતા તે બોલી, 'એ વાત તારે મને કહેવાની છે !'

પણ હેસ્ટર આ પ્રશ્નનું સમાધાન કરી શકી નહિ. કેમકે એ પોતે જ એ વિષયમાં શંકાની ભૂલભુલામણીમાં ગોથાં ખાતી હતી. આસપાસનાં નગરજનો એ બાળકનો પિતા કોણ તેની તપાસ કરી કરીને આખરે થાકતાં, અને તેનામાં કેટલીક વિચિત્રતાઓ જોઈને, એ બાપડી નાનકડી બાળકીનો પિતા બીજો કોઇ નહિ પણ શયતાન જ છે એમ અંદર અંદર વાતો કરતાં હતાં. એ વાતો અર્ધ સ્મિત અને અર્ધ ધ્રુજારી સાથે આવી પળે એને યાદ આવી. છેક જૂના કેથોલિક લોકોના સમયથી આવાં બાળકો કોઇ અધમ ને દુષ્ટ હેતુની સિદ્ધિ અર્થે એમની માતાઓના દુરાચારને પરિણામે પૃથ્વી પર જન્મેલાં પ્રસંગે પ્રસંગે જોવામાં આવેલાં હતાં. ઉદાહરણ તરીકે, લ્યૂથર તેના વિરોધી સાધુઓએ તેના વિષે જે નિન્દાભરી અફવાઓ ફેલાવેલી તે મુજબ આવી શયતાની ઓલાદનો પોરિયો હતો. અને ન્યૂ ઇંગ્લંડના પ્યુરિટન લોકોમાં પણ આવું એબલગામણું પિતૃત્વ કંઈ એકલી પર્લને જ આરોપવામાં નહોતું આવ્યું. તેના સિવાય બીજાં કેટલાંક બાળકોના જન્મ વિશે પણ એવી જ લગભગ અફવાઓ પ્રચલિત હતી.

## ૭

## સૂબાનું દીવાનખાનું

એક દિવસ હેસ્ટર પ્રાઇન પોતે ગૂંથેલી ને ભરેલી હાથનાં મોજાંની એક જોડી લઇ સૂબા બેલિંગહામની હવેલીએ ગઇ હતી. આ મોજાં તૈયાર કરવાનો સૂબાએ જ એને હુકમ કર્યો હતો, કેમકે કોઇક મહત્ત્વના દરબારી પ્રસંગે એ મોજાં તેને પહેરવાનાં હતાં, કારણ કે હવે તો લોકોને હાથે ચૂંટણી થવાના દિવસો આવ્યા હતા તેથી એ વખતના આ શાસકને પોતાના સર્વોત્તમ પદ પરથી એકબે ડગલાં નીચે ઊતરવું પડ્યું હતું, જોકે આ વસાહતના ન્યાયાધીશમંડળમાં હજુ પણ તેનું સ્થાન પ્રતિષ્ઠિત અને પ્રભાવશાળી જ ગણાતું હતું.

આ વસાહતના કામકાજમાં આટલી બધી સત્તા ધરાવનાર અને પ્રવૃત્તિમયતા દાખવનાર વ્યક્તિની આ સમયે મુલાકાત લેવામાં પોતે ભરત ભરેલાં હાથનાં મોજાંની જોડી સોંપી દેવા ઉપરાંત બીજું પણ પ્રયોજન રહેલું હતું. એને કાને એવી વાત આવી હતી કે ધર્મ અને રાજ્યતંત્રમાં વિશેષ સખત સિદ્ધાન્તોમાં માનનાર કેટલાક આગેવાન વતનીઓ એનું બાળક એની પાસેથી લઇ લેવાની યોજના વિચારી રહ્યા છે. અગાઉ સૂચવવામાં આવ્યું તેમ પર્લ શયતાની ઓલાદનું સંતાન છે એ વાત સ્વીકારી લઇને આ ભલા આદમીઓએ એવી દલીલ ચલાવી—અને એ દલીલ છેક જ બુદ્ધિહીન હતી એમ ન કહી શકાય—કે આવું શયતાની સંતાન એની માતાના આત્માનો ઉદ્ધાર કરવામાં નડતરરૂપ જ થઈ પડે, માટે એવી નડતર એના માર્ગમાંથી દૂર કરવી એ ખ્રિસ્તી ધર્માનુયાયી તરીકે આપણી ફરજ છે. અને બીજી બાજુથી, એ બાળકમાં જો નીતિવિકાસ અને ધર્મવિકાસને માટે ખરેખર શક્યતા હોય અને આખરે તે મોક્ષને માટે લાયક બની શકે એવાં તત્ત્વો જો તે ધરાવતું હોય, તો તો, તેને હેસ્ટર પ્રાઇનની દેખરેખ નીચેથી દૂર કરીને એના કરતાં વધુ શાણા અને સારા માણસની સંભાળ નીચે મૂકવામાં આવે, તો તેની અંદર રહેલાં એ સધળાં તત્ત્વોનો લાભ એ બાળકને તો ઊલટો

જરૂર વિશેષ મળી શકે એમ એ લોકોની દલીલ હતી. આ પ્રકારે બાળકને તેની માતા પાસેથી વિખૂટું પાડવાની યોજનાને અનુમોદન આપનારાઓમાં સૂબો બેલિંગહામ સૌથી વિશેષ આગળ પડતો ભાગ લે છે એમ કહેવાતું હતું. આ પછીના જમાનામાં આ જાતનો પ્રશ્ન ઊભો થયો હોત તો તેનો ચુકાદો આપવાનું કામ શહેરના અમુક ચૂંટેલા માણસો કરતાં ઉચ્ચતર પ્રકારના કોઇ પણ અધિકારીને સોંપવામાં આવ્યું ન હોત; એટલે આ પ્રશ્નને એ જમાનામાં જાહેરમાં ચર્ચવા જેટલું અને મહાન રાજ્યાધિકારીઓ પણ એને અનુમોદન આપવા કે વિરોધ દર્શાવવા જેટલું મહત્ત્વ આપે એ વિચિત્ર અને અમુક અંશે હાસ્યાપદ પણ લાગે. પણ એ અસલી સાદાઇના જમાનામાં તો હેસ્ટર અને એના બાળકના હિત કરતાં સાર્વજનિક દૃષ્ટિએ ઓછા મહત્ત્વની અને વસ્તુની પોતાની આંતર ગુણસંપત્તિની દૃષ્ટિએ ઓછા ગૌરવની બાબતો પણ ધારાશાસ્ત્રીઓની મસલતો અને રાજ્યતંત્રની કાર્યાવલી સાથે કોઇ વિચક્ષણ પ્રકારે સેળભેળ થઇ જતી હતી. ઉદાહરણ તરીકે એકવાર એક ડુક્કરની માલિકીની બાબત તકરાર ઊભી થતાં એને કારણે એ વસાહતની ધારાસભામાં ભયંકર કટુતાભરી રસાકસી થએલી એટલું જ નહિ, પણ એને પરિણામે ખુદ ધારાસભાના પોતાના બંધારણમાં પણ અગત્યનો ફેરફાર કરવામાં આવેલો. અને આ બનાવ કંઇ આપણી આ વાર્તાના પ્રસંગ કરતાં બહુ વહેલો નહોતો બન્યો.

એટલે હેસ્ટર પ્રાઇન પોતાની એકાન્ત ઝૂંપડીમાંથી સૂબાની હવેલીએ આવવા નીકળી એ વખતે એનું ચિત્ત ચિંતાથી ઉદ્વિગ્ન બનેલું હતું, જોકે પોતાના બાળકને પોતાની કને જ રાખવાનો પોતાનો જે કુદરતી હક્ક તેની એને એટલી પકી ખાતરી હતી કે એક બાજૂ આખી જનતા હતી અને બીજી બાજૂ કેવળ કુદરતી સંબંધના જ સમર્થનવાળી એકલી અટૂલી સ્ત્રી હતી છતાં એ બન્ને પક્ષો સરખા જ જોરદાર ગણાય એવા લાગતા હતા. આ રીતે એ સૂબાને ત્યાં જવા નીકળી ત્યારે નાનકડી પર્લ એની સંગાથમાં હતી એ જણાવવાની તો જરૂર જ ન હોય. હવે તે મોટી થઇ ગઇ હતી, એટલે પોતાની માતાને પડખે દોડવા જેટલી તાકાત તેનામાં આવી ગઇ હતી, અને સવારથી સાંજ સુધી આખો દહાડો ફર્યા જ કરતી હોવાથી અત્યારે તેને ચાલવાનું હતું તેથી પણ વધુ લાંબી મજલ એ કરી શકે એમ હતી. છતાં પોતાની માતાને તે ઘણી વાર પોતાને કાખમાં તેડી લેવાની ફરજ પાડતી, અલબત્ત આમાં કારણ તે ચાલતાં થાકી જતી અને તેથી તેને તેડવાની જરૂર પડતી એવું નહોતું, પણ લહેર પડે ત્યારે ચાલવું અને લહેર પડે ત્યારે માતાની કાખમાં ચડી બેસવું એવી તેની મનમોજી પ્રકૃતિ જ કારણરૂપ હતી. પણ એ છોકરી જો તેડાવવાની હઠ કરતી તો પાછી મોકળી મુકાવવાની પણ એટલી જ હઠ કરતી; અને એવી રીતે મોકળી મુકાતાં તે ઘાસ છવાએલા માર્ગ પર હેસ્ટરની આગળ આગળ દોડતી, જો કે દોડતાં દોડતાં વચ્ચે ફરી ફરીને ગોઠીમડાં ખાઇ જતી, પણ રસ્તો પોચો ને ઘાસવાળો હોવાથી ખાસ ઇજા નહોતી થતી. પર્લના ભર્યાભાદર્યા સૌન્દર્યની વાત તો આપણે કરી ગયા છીએ. ઉજ્જવળ વર્ણ, ઘેરી, ચમકદાર આંખો, અને અત્યારે ઘેરા બદામી રંગના બની ગએલા પણ મોટી ઉંમરે લગભગ કાળા બની જનારા એવા ચળકતા વાળ—આવી તેની સૌન્દર્યસામગ્રી હતી. એનામાં—એની સમગ્ર કાયામાં—જેમ ધસમસતું હતું: કોઇ રાગાવેશભરી પળમાંથી અણધાર્યા ફૂટી નીકળેલા અંકુર જેવી તે લાગતી હતી. આ બાળકની પોશાકરચના કરતી વખતે તેની માતાએ પોતાની ભભકપ્રિય વૃત્તિઓને પૂર બહારમાં મહાલવાની નિરંકુશ છૂટ આપી દઇ, ઘેરા લાલ રંગનું મખમલ વિશિષ્ટ ઢબે વેતરી તેનું ઝભલું બનાવ્યું હતું અને તેના પર કસબનું ભરત ભરીને તરેહવાર શણગારચિત્રો આલેખ્યાં હતાં. આવું ભભકાદાર ઝભલું અત્યારે એણે પર્લને પહેરાવ્યું હતું. પર્લને ઠેકાણે કોઇ આછા રંગનું બાળક હોત તો આવા ઘેરા રંગના કપડામાં તેના ગાલ ફીકા ને પીળા લાગત, પણ પર્લના સૌન્દર્ય સાથે તો આ ઘેરા લાલ રંગનું ઝભલું બરાબર ભળી ગયું અને એવું લાલ ઝભલું પહેરવાથી તો તે પૃથ્વી પર નાચતી મહાતેજસ્વી અગ્નિશિખા જેવી દીસવા લાગી.

પણ આ પોશાકની તેમ ખરેખર આ બાળકના સમગ્ર દેખાવની એક ખાસ વિશિષ્ટતા એ હતી કે તે હેસ્ટર પ્રાઇનને પોતાની છાતી પર ધારણ કરી રાખવાની

શિક્ષા થએલી એ નિશાનીનું પ્રેક્ષકને અનિવાર્ય અને અપરિહાર્ય સ્મરણ કરાવતી હતી. એ બાળક જાણે કે બીજા રૂપમાં ચમકતો હિંગળોકિયો અક્ષર હતો–જીવન્ત સ્વરૂપે ચમકતો હિંગળોકિયો અક્ષર હતો! જાણે કે પેલી લાલ કલંકસંજ્ઞાએ એના મગજમાં એવો ઊંડો સળગતો ડામ દીધો હતો કે ત્યારથી પછી એના મગજના સઘળા ખ્યાલો એ લાલ કલંકસંજ્ઞાનું જ સ્વરૂપ લેતા હોય એવી રીતે આ બાળકની માતાએ પોતે જ, પોતાના પરમ પ્રેમાસ્પદ બાળક અને પોતાના પાપ અને યાતનાના પ્રતીક વચ્ચેનું સામ્ય પ્રકટ થઇ આવે એટલા માટે કલાકોના કલાકોની રોગિષ્ઠ કલ્પના-ભરી કળાકુશળતાનો ઉપયોગ કરી એ કલંકસંજ્ઞાની બીજી જોડી કાળજીપૂર્વક પેદા કરી હતી. પણ વસ્તુતઃ પર્લ પોતે પણ જેમ એનું પરમ પ્રેમાસ્પદ સંતાન હતી તેમ એના પાપ અને યાતનાના પ્રતીકરૂપ પણ હતી. અને એ બન્ને વસ્તુઓ વચ્ચેની આ એકાત્મતાને પરિણામે જ તેના દેખાવમાં ઉપર વર્ણવ્યું તેમ પેલો હિંગળોકિયો અક્ષર પૂરેપૂરો મૂર્ત થાય એવી રચના એણે કરી હતી.

આ બે પથિકો શહેરની હદમાં આવ્યાં એટલે પ્યુરિટનનાં બાળકોએ પોતાની રમતમાંથી–આ નાનકડાં સોગિયાં પોરિયાંઓ જેને રમત ગણી લેતાં હતાં એવી પ્રવૃત્તિમાંથી–પોતાનાં માથાં ઊંચાં કરીને એકબીજાને અંદર અંદર ગંભીરતાપૂર્વક કહેવા માંડ્યું—

'જો જો, પેલી હિંગળોકિયા અક્ષરવાળી બાઇ જાય! અને વળી વધારામાં એની પડખે પણ એ હિંગળોકિયા અક્ષરની મૂર્તિ એની સાથે સાથે જ જો પેલી ફરે! માટે આવો આપણે તેના પર કાદવ ફેંકીએ!'

પણ પર્લ કંઇ કાઇથી ડરે એવી નહોતી, એટલે તેણે ભવાં સંકોચાવી, જમીન પર પગ પછાડી, અને હાથ હવામાં વીંઝી જાતજાતની ધમકીભરી ચેષ્ટાઓ કરી, પોતાના વિરોધીઓના એ ટોળા પર એકદમ ધસારો કરીને તેમને સઘળાંને નસાડી મૂક્યાં. એ નાસતાં બાળકોની પાછળ ઉગ્રરૂપ ધારણ કરીને તે દોડી એ વખતે જાણે ઊગતી પેઢીનાં પાપોની સજા કરવાનું ધર્મકાર્ય બજાવવાને માટે નીકળેલા શિશુત્વના ચેપી રોગ જેવી–સ્કાર્લેટ ફીવર કે એવા કોઇ અર્ધવિકસિત યમદૂત જેવી–લાગતી હતી. દોડતી દોડતી તે ભયંકર અવાજે પડકાર કરતી હતી અને ચીસો નાખતી હતી, એટલે એ અવાજ સાંભળીને નાસેલ છોકરાંનાં હૃદય એમની છાતીમાં ધ્રૂજવા લાગ્યાં. આમ વિજય સર કરીને તે શાન્તિથી પોતાની મા પાસે પાછી આવી, અને હસતું મોં કરીને એના મુખ સામું જોયું!

પછી આગળ કોઇ વિશેષ પ્રસંગ બન્યો નહિ અને તેઓ સુબા બેલિંગહામના મકાને શાન્તિથી પહોંચી ગયાં. એ લાકડાનું બાંધેલું વિશાળ મકાન હતું. આપણાં જૂનાં શહેરોની શેરીઓમાં ઉપર લીલ જામી ગએલાં, જીર્ણતાને લીધે ધીરે ધીરે ખંડિયેર જેવી સ્થિતિ તરફ ધસડાઇ રહેલાં, અને પોતાના અલ્પપ્રકાશિત ખંડોમાં બની ગએલા અને હવે પસાર થઇ ગએલા, ગમે તો યાદ રહેલા અથવા વીસરાઇ ગએલા એવા અનેક સુખમય તેમ દુ:ખમય પ્રસંગોને લીધે જેનું અંતર ગમગીની ભરેલું થઇ ગએલું છે એવાં જૂનાં મકાનો અત્યારે આપણે જોઇએ છીએ, તે મકાનોની ઢબે આ મકાન બાંધવામાં આવ્યું હતું. પણ આ મકાન એ વખતે કંઇ એવું જીર્ણ બની ગયું નહોતું. એ વખતે તો એના બાહ્યાકાર પર તાજગીની સ્પષ્ટ છાપ જોવામાં આવતી હતી અને હજુ તેમાં મૃત્યુનો હદી પણ પ્રવેશ થએલો નહિ હોવાથી મનુષ્યવસ્તીથી મઘમઘતા મકાનની આસપાસ જે પ્રકારની પ્રસન્નતા જોવામાં આવે છે તે એની સૂર્યપ્રકાશિત બારીઓ વાટે પ્રકટ થઇ રહી હતી. ખરેખર એનો દેખાવ ભારે ખુશનુમા લાગતો હતો, કેમકે એની દીવાલો પર જે પ્લાસ્ટર કરેલું હતું તેમાં નાના નાના કાચના ટુકડા બહુ મોટા પ્રમાણમાં ભેળવેલા હતા, એટલે જ્યારે એ ઇમારતના આગલા ભાગ પર તિરછાં સૂર્યકિરણો પડતાં ત્યારે તેના પર જાણે હીરાના મુઠ્ઠેમુઠ્ઠા વેર્યા હોય તેમ એ ચમકારા કર્યા કરતું હતું. એ મકાનનો આવો ચમકાર તો ગંભીર બુઝર્ગ પ્યુરિટન અમલદારની હવેલી કરતાં 'અરેબીયન નાઇટ' ના અલાદિનના મહેલને વધારે છાજે એવો હતો. વિશેષમાં વળી એને એ જમાનાની વિલક્ષણ રસવૃત્તિને રુચે એવાં વિચિત્ર અને દેખીતી રીતે જ ગૂઢ રહસ્યમય જણાતાં ચિત્રો અને આકૃતિઓથી શણગારવામાં આવ્યું હતું. આ ચિત્રો અને આકૃતિઓ એ મકાનના પ્લાસ્ટરમાં

તે તાજું હતું ત્યારે અંકિત કરવામાં આવેલાં, અને હવે તે અનુગામી જમાનાઓ તેની સદા પ્રશંસા કરે એવી રીતે હંમેશને માટે રૂઢ અને ચિરસ્થાયી બની ગયાં હતાં.

આવું અદ્‌ભુત ચમકદાર મકાન જોઈને પર્લ તો નાચવા ને કૂદવા લાગી, અને એના આગલા ભાગમાં પથરાએલો સકળ સૂર્યપ્રકાશ દીવાલ પરથી ઉખેડીને પોતાને રમવા આપવા હઠપૂર્વક માગણી કરવા લાગી.

'ના બેટા પર્લ !' તેની માએ કહ્યું, 'તારો સૂર્યપ્રકાશ તારે જાતે જ મેળવવાનો છે. મારી પાસે તને આપવા જેવો સૂર્યપ્રકાશ બિલકુલ છે જ નહિ !'

મકાનનો દરવાજો કમાનદાર હતો, અને તેની બન્ને બાજૂએ સાંકડો બુરજ અથવા ઇમારતનો આગળ બહાર પડતો ભાગ આવેલો હતો. આ બન્ને બુરજમાં જાળીવાળી બારીઓ હતી, અને જરૂર પડયે વાસી શકાય એવાં લાકડાનાં બારણાં એ બારીઓને હતાં. આવા દરવાજા કને એ બન્ને જણ આવી પહોંચ્યાં. ત્યાં આવીને હેસ્ટર પ્રાઇને દરવાજાનો લોઢાનો આગળિયો ઊંચો કરીને બૂમ પાડી, એટલે એ સૂબાના એક ગુલામ નોકરે તેનો જવાબ આપ્યો. આ ગુલામ નોકર મૂળ તો સ્વતંત્ર દશામાં જન્મેલો અંગ્રેજ હતો, પણ અત્યારે સાત વરસના ગાળા માટે ગુલામ બન્યો હતો. આ ગાળા દરમ્યાન એ પોતાના માલિકની મિલકત થઇ જવાનો હતો; અને બળદ કે સ્ટૂલની પેઠે તે ધારે ત્યાં સાટાપાટા કે વેચાણ કરી શકે એવી જડ વસ્તુ જેવો બની જવાનો હતો. આ ગુલામે, અસલ ઇંગ્લંડના વંશપરંપરાનાં મકાનોમાં અને અત્યારે આંહીં ન્યૂઇંગ્લંડમાં આ જમાનાના નોકરો નિયત રીતે ભૂરો ડગલો પહેરતા હતા એવો ભૂરો ડગલો પહેર્યો હતો.

'નામદાર સૂબાસાહેબ બેલિંગહામ છે ઘેર ?' હેસ્ટરે પૂછ્યું !

'હા છે,' એ ગુલામે જવાબ આપ્યો, અને જવાબ આપતાં આપતાં, આ બાઇનો કિંગળોકિયો અક્ષર પોતે આ મુલકમાં તાજો જ આવેલો હોવાથી કદી નહિ જોએલો, તેથી એ અક્ષર એકીટશે જોઇ રહ્યો. 'હા, નામદાર સૂબાસાહેબ ઘેર છે પણ અત્યારે એમની સાથે એક બે પાદરી સાહેબો અને એક વૈદ બેઠેલ છે. એટલે તમે અત્યારે સૂબાસાહેબને મળી નહિ શકો.'

'છતાં હું અંદર તો આવું છું,' હેસ્ટર પ્રાઇને કહ્યું, અને પેલા ગુલામે પણ એના ઉત્તરની આ મક્કમ નિશ્ચયાત્મક ઢબ ઉપરથી તેમ તેના છાતી પર ચમકતા પેલા ચિહ્ન ઉપરથી એ આ મુલકની કોઇ મોટી ઉમરાવબાનૂ હશે એમ ધારીને એને અંદર આવવા દેવામાં કંઈ વાંધો ન લીધો.

આવી રીતે નાનકડી પર્લ અને તેની માને પ્રવેશખંડમાં દાખલ કરવામાં આવ્યાં. સૂબા બેલિંગહામે પોતાનું આ નવું નિવાસસ્થાન પોતાના અસલ વતનના ઠીક ઠીક મોટા જાગીરદારોનાં નિવાસસ્થાનોના નમૂના પર બંધાવ્યું હતું, જોકે એ નમૂનો નજર આગળ રાખ્યા પછી પણ ઇમારતી સામગ્રી, હવાપાણી, અને સામાજિક રહેણીકરણી એ બધું ઇંગ્લંડ કરતાં આંહીં જેટલે અંશે જુદું હતું તેટલે અંશે આંહીંની મકાન રચનામાં એને થોડાક ફેરફારો પણ કરવા પડયા હતા. ત્યારે, એવા એ મકાનનો આંહીં એક વિશાળ અને ઠીક ઠીક ઊંચો ને ભવ્ય એવો એક ખંડ હતો. એ ખંડે એ મોટા મકાનનો બધો નીચેનો ભાગ રોકી લીધો હતો, અને બીજા સઘળા ખંડોમાં સીધી કે આડકતરી રીતે જવાના મુખ્ય સાધનરૂપ તે હતો. આ વિશાળ ખંડને એક છેડે, દરવાજાની બન્ને બાજૂએ આવી રહેલા બુરજોની બારીઓમાંથી પ્રકાશ પડતો હતો, તો બીજે છેડે એક પડદો ભીડી દેવામાં આવ્યો હતો છતાં જૂનાં પુસ્તકોમાં આપણે જેનાં વર્ણનો વાંચીએ છીએ એવી એ ખંડની એક બારીમાંથી પુષ્કળ પ્રકાશ પડતો હતો. આ બારીની આગળ એક ગાદીવાળી ઊંડી ખુરશી હતી. એની ગાદી પર એક મોટો ગ્રંથ-ઘણું કરીને ઇંગ્લંડના ઇતિહાસનો ગ્રંથ અથવા તો એવો જ કોઇ સંગીન સાહિત્યનો ગ્રંથ-પડયો હતો. અત્યારે આપણે જેમ કોઇ આગંતુક અતિથિ આવી ચડે તો તેને ઉપયોગી થઇ પડે એટલા માટે મધ્યસ્થ ટેબલ પર સોનેરી વરખની કિનારવાળાં પુસ્તકો આડાં અવળાં મૂકી રાખીએ છીએ તેવી જ રીતે જ એ ગ્રંથ ત્યાં મૂકી રાખ્યો હતો. એ ખંડના ફર્નિચરમાં કેટલીક ભારે વજનદાર ખુરશીઓ રાખેલી હતી. એ ખુરશીઓની પીઠ પર ઓકવૃક્ષનાં ફૂલોની માળા

કાળજીપૂર્વક કોતરી હતી. ખુરશીઓની સાથે એ જ જાતનું એક ટેબલ પણ ત્યાં રાખવામાં આવ્યું હતું. આ બધી સામગ્રી ઇલિઝાબેથના કે એથી પણ અગાઉના જમાનાની હતી, સૂબાને તે પોતાના વડવાઓ તરફથી વારસામાં મળેલી હતી, અને પોતાના ગૃહમાંથી ફેરવીને સૂબાએ તે આંહીં આણી હતી. જૂના ઇંગ્લંડમાંનો પરોણાચાકરીનો રિવાજ અને આતિથ્યનો ભાવ કંઈ ત્યાં મૂકતા આવ્યા નથી, પણ આંહીં અમેરિકામાં પણ એટલો જ આતિથ્યભાવ જાળવી રાખ્યો છે એમ બતાવવા માટે પેલા ટેબલ પર જસતનો એક મોટો પ્યાલો મૂકયો હતો. હેસ્ટરે કે પર્લે આ પ્યાલાની અંદર નજર નાખીને નિરખ્યું હોત, તો કોઇએ થોડી જ પળ પહેલાં પીધેલા જવદારૂનો ફીણભર્યો અવશેષ તેને તળિયે તેણે દીઠો હોત.

દીવાલ પર બેલિંગહામના વડવાઓનાં ચિત્રો હારબંધ ટાંગેલાં હતાં. આમાનાં કેટલાક પુરુષોએ બખ્તર પહેરેલાં હતાં તો કેટલાકે સુલેહશાન્તિના સમયનો દરબારી ઝભ્ભા ગળપટાનો પોશાક પહેર્યો હતો. આ સઘળાં ચિત્રોની મુખમુદ્રા પર, તે સર્વ સદ્‌ગત સજ્જનોનાં જાણે ચિત્રો નહિ પણ પ્રેતો હોય, અને તેઓ જાણે અત્યારના હયાત મનુષ્યોની પ્રવૃત્તિઓ અને ભોગવિલાસો તરફ કડક અસહિષ્ણુ ટીકા દષ્ટિએ જોઇ રહ્યા હોય એવી સખતાઈ અને કઠોરતા—બધાં જૂનાં ચિત્રોમાં દેખાતી એવી સખતાઇ અને કઠોરતા—જોવામાં આવતી હતી.

દીવાનખાનાના મધ્યમાં એક બખતર ટાંગેલું હતું. ચિત્રોની પેઠે આ બખતર કંઇ વડવાઓના અવશેષરૂપ ન હોતું, પણ તે તો છેલ્લામાં છેલ્લી મિતિનું હતું, કારણ કે સૂબો બેલિંગહામ ન્યૂ ઇંગ્લંડમાં આવ્યો તે જ વરસે લંડનના એક કુશળ કારીગરે તે બનાવ્યું હતું. આમાં પોલાદનું શિરસ્ત્રાણ, ઉરસ્ત્રાણ, કંઠસ્ત્રાણ, પગનું બખતર, બન્ને હાથનાં લોખંડી મોજાં અને સૌની નીચે લટકતી એક તલવાર એટલું હતું. આ બધા ભાગો, અને તેમાંએ ખાસ કરીને તો શિરસ્ત્રાણ અને ઉરસ્ત્રાણ ઘસીને સાફ કરીને એટલાં ઊજળાં બનાવવામાં આવ્યાં હતાં અને તે બન્ને અત્યારે એટલાં ઝગારા મારતાં હતાં કે એક પ્રકારના ધવલપ્રકાશથી એ ચમકી રહ્યાં હતાં અને દીવાનખાનાની જમીન પર બધે એ ધવલ પ્રકાશ વિસ્તારી રહ્યાં હતાં. આ ઝગારા મારતું બખતર કેવળ દેખાવને માટે જ આંહીં રાખવામાં આવ્યું નહોતું, પણ સૂબાએ તે સૈન્યની તાલીમ તેમ કવાયતના અનેક ગંભીર પ્રસંગે પહેર્યું હતું, તેમ વિશેષમાં પેકવોડ વિગ્રહમાં એક સૈન્ય લડવાને ઊતરેલું તેને મોખરે પણ આ બખતર ઝગારા મારતું જોવામાં આવ્યું હતું. કેમકે બેલિંગહામને મૂળ જે શિક્ષણ મળેલું તે જો કે વકીલના ધંધાનું મળેલું, અને પોતાના વ્યવસાયબંધુઓ તરીકે તે ઓળખાવતો તે પણ બેકન, કોક, નોય, અને ફિંચને ઓળખાવતો હતો, છતાં આ નવા મુલકની જરૂરિયાતોએ સૂબા બેલિંગહામને રાજ્યપુરુષ અને શાસકની સાથે સૈનિક પણ બનાવી દીધો હતો.

નાનકડી પર્લને તો આ મકાનનો ચમકતો મુખભાગ જોઇને જેટલો આનંદ થએલો તેટલો જ આનંદ આ ઝગારા મારતું બખતર જોઇને પણ થયો, એટલે તેના ઉરસ્ત્રાણના ઓપદાર અરીસા સામે એકીટીશે જોતી તે ત્યાં કેટલોક વખત ઊભી રહી.

' મા, જો ! જો !' તે બોલી ઊઠી, ' આમાં તો તું દેખાય છે ! '

એટલે હેસ્ટરે બાળકનું મન મનાવવા ખાતર ત્યાં જોયું અને જોયું તો એને જણાયું કે આ બહિર્ગોળ દર્પણની વિશિષ્ટ અસરને લીધે એનો હિંગળોકિયો અક્ષર અતિશયતા પામીને રાક્ષસીરૂપ ધારણ કરીને તે દર્પણમાં પ્રતિબિંબિત થયો હતો અને એને પરિણામે એ હિંગળોકિયો અક્ષર જ એની આકૃતિનું સૌથી આગળ પડતું ને ધ્યાન ખેંચનારૂં તત્ત્વ બની ગયો હતો. અથવા ખરી વાત કહીએ તો એ અક્ષરની પાછળ એ પોતે ઢંકાઇ જતી લાગતી હતી. પર્લે ઉપર શિરસ્ત્રાણમાં પણ એ જ પ્રકારનું ચિત્ર પ્રકટ થયું હતું તે તેની નાનકડી મુખમુદ્રા પર ભૂતના જેવી સમજદારીના ચિરપરિચિત ભાવ વ્યક્ત કરીને માતા તરફ સસ્મિત જોતાં જોતાં બતાવ્યું. પણ એ દર્પણમાં તો તેનો આ તોફાની વિનોદવૃત્તિભર્યો મુખભાવ પણ એટલા બધા વિશાળ અને સચોટ સ્વરૂપમાં પ્રતિબિંબિત થયો હતો કે એથી હેસ્ટરને તો એમ જ લાગ્યું કે જાણે એ ચહેરો પોતાના બાળકનો હોઇ જ ન શકે, પણ એ મુખ તો

પર્લના આકારના બીબામાં ઊતરવા મથતા કોઈ શયતાની સત્ત્વનું જ હોઇ શકે.

'ચાલ પર્લ,' તેને ત્યાંથી બીજી દિશામાં ખેંચી જતી એ બોલી. 'ચાલ, અને આંહીં આ મજાનો બગીચો છે તે જો. જો, આંહીં આપણને જંગલમાં મળે છે એથી વધારે સુન્દર પ્રકારનાં ફૂલો જોવા મળશે કદાચ.'

એટલે પર્લ દોડીને એ દીવાનખાનાને દૂરને છેડે જે ગોખ હતો ત્યાં ગઈ અને બગીચાના લીલોતરી ગાલીચાથી આચ્છાદિત થએલા ઉદ્યાનમાર્ગ તરફ નજર નાખી. આ ઉદ્યાનમાર્ગની બન્ને બાજૂએ નાના નાના છોડવા રોપવાનો અધકચરો યત્ન કરી જોવામાં આવ્યો હતો, પણ તે સફળ ન થતાં, આટલાંટિક મહાસાગરના આ કિનારે આવેલી આ કઠોર ભૂમિમાં ઈંગ્લંડની આલંકારિક ઉદ્યાનકલાનો પોતાનો અસલ શોખ આ મકાનના માલિકને કયારનો જતો કરવો પડયો હોય એમ લાગ્યું. આલંકારિક ફૂલરોપાઓને બદલે આંહીં તો સૌ ખુલ્લી રીતે જોઇ શકે એવી કોબીજ ઊગી હતી. અને તેનાથી થોડે દૂર વાવેલો કોળાનો વેલો વચ્ચેની ખાલી જગામાં પથરાઈ ગયો હતો અને તેણે પોતાનું રાક્ષસીકદનું ફળ દીવાનખાનાની બારીની બરાબર નીચે જ એવી રીતે સ્થાપિત કર્યું હતું કે જાણે તે સૂબાને એવી સૂચના ને ચેતવણી આપી રહ્યું હતું કે આ ન્યૂ ઈંગ્લંડની જમીનમાં તો આ કદાવર કોળાના સુવર્ણ–રંગી ફળ સિવાય વનસ્પતિસૃષ્ટિનો બીજો કોઇ પણ અલંકાર સંભવિત નથી. અલબત્ત, આમ છતાં આંહીં થોડા ગુલાબના છોડ તો હતા જ, તેમ કેટલાંક શેબવૃક્ષો પણ હતાં. આ શેબવૃક્ષો ઘણું કરીને તો આ દ્વીપકલ્પમાં સૌથી પહેલું થાણું નાખનાર અને આપણા જૂના ઇતિહાસગ્રંથોમાં જેની મૂર્તિ બળદની પીઠ પર બેસીને પસાર થતી આપણે જોઇએ છીએ એવા અર્ધપૌરાણિક ને કાલ્પનિક જેવા લાગતા રેવરંડ મિ. બ્લેક્સ્ટોને વાવેલાં વૃક્ષોના વંશજ હતા.

ગુલાબના છોડ દેખીને પર્લ એક રાતું ગુલાબ લેવાને રડવા લાગી અને કેમે કરતાં છાની ન રહી.

'છાની રહે, બેટા, છાની રહે!' તેની માએ આતુરતાપૂર્વક કહ્યું. 'રડ મા, બેટા પર્લ! જો બગીચામાં કોઇક માણસો બોલતાં સંભળાય છે. જો, સૂબાસાહેબ આવે છે અને એમની સાથે બીજા કોઇક સદ્ગૃહસ્થો છે.'

અને વાત પણ ખરી હતી કે એ ઉદ્યાનમાર્ગ પર કેટલાક માણસો ઘર ભણી આવતાં જણાતા હતા. પણ પર્લે તો, પોતાને શાન્ત કરવાના પોતાની માતાના પ્રયત્નોની કશી પણ પરવા કર્યા વગર એક મોટો ભેંકડો તાણ્યો, અને પછી પાછી થોડી જ પળમાં ચૂપ થઇ ગઇ. પણ તે ચૂપ થઇ તે કંઇ કશા આજ્ઞાધીનતાના ખ્યાલથી નહિ, પણ આ નવા માણસોના દર્શનથી તેની પ્રકૃતિની વેગવતી તરલ કૌતુકવૃત્તિ સળવળી ઊઠી હતી તેને પરિણામે તે ચૂપ થઇ ગઇ.

## ૮

## પર્લ અને પાદરી

**સૂબા** બેલિંગહામે પાકટ વયના પુરુષો ઘરઆંગણે પહેરવાનું પસંદ કરે એવો ખૂલતો ઝભ્ભો અને નાનકડી ટોપી ધારણ કર્યાં હતાં. આવાં કપડાં પહેરીને અત્યારે તે સૌને પોતાનું આ મકાન દેખાડતો દેખાડતો અને તેમાં પોતે ભવિષ્યમાં જે કંઇ સુધારાવધારા કરવા માગતો હતો તે વીગતવાર સમજાવતો સૌની આગળ ચાલતો હતો. તેની સફેદ દાઢીની નીચેથી તેણે પહેરેલા ને કાળજીપૂર્વક તૈયાર કરેલા ગળપટ્ટાનો વિશાળ ઘેરાવો જોઇ શકાતો હતો. તેનો દેખાવ એવો સખત અને કડક હતો, અને ઊતરતી અવસ્થારૂપી હિમની અસરથી તે એવો કરમાઇ ગએલો લાગતો હતો કે આંહીં ભારે પ્રયત્નપૂર્વક તેણે જે ઐહિક સુખસામગ્રી પોતાની આસપાસ એકઠી કરી હતી તેની સાથે એનો કોઇ રીતે મેળ બેસે એવું લાગતું નહોતું. પણ આપણા પૂર્વજો જો કે માનવજીવનને કેવળ મંથન અને કસોટીની અવસ્થા રૂપે માનતા અને ઓળખાવતા હતા અને કર્તવ્યની આજ્ઞા થાય તો સઘળા સુખવૈભવ અને જીવનનું પણ હૃદયની ખરેખરી સચ્ચાઇપૂર્વક બલિદાન આપવાને સદા તૈયાર રહેતા હતા, છતાં આપણા એ ગંભીર સ્વભાવના વડવાઓ જેકંઇ સુખચેન કે વિલાસવૈભવનાં સાધનો પોતાને સહેલાઇથી સાંપડી શકે તેને તિરસ્કારપૂર્વક લાત મારવી એવું અંતરથી માનતા હતા અને એમ લાત

ન મારે તો તેમનો અંતરાત્મા તેમને ડંખ્યા કરતો હતો એવો કોઇનો ખ્યાલ હોય તો તે ભૂલભરેલો છે. ઉદાહરણ તરીકે માનનીય ધર્મગુરુ જહોન વિલ્સને તો આવો સિદ્ધાન્ત કદી પણ પ્રતિપાદિત કર્યો નહોતો. અત્યારે જ સભા બેલીંગહામને પડખે એ ચાલતો હતો અને એની બરફ જેવી સફેદ દાઢી સભાના ખભાની ઉપરના ભાગમાંથી દેખાઇ રહી હતી ત્યારેજ, એ સફેદ દાઢીવાળો બુઝર્ગ પાદરી સભાને સૂચવતો હતો કે થોડીઘણી નિષ્ફળતા મળ્યા છતાં જામફળી અને પીચ તો આ ન્યુ-ઈંગ્લંડનાં હવાપાણીને પણ પ્રયત્નપૂર્વક અનુકૂળ કરી શકાય અને બગીચ ની સૂર્યપ્રકાશિત દીવાલ પર કાળી અંગૂરના વેલા પણ મહેનત કરીને અંહીં ઉગાડી શકાય. આ વયોવૃદ્ધ પાદરીનું પોષણ ઈંગ્લંડના ધર્મમંડળને આશરે થએલું હતું, એટલે જીવનની સઘળી લિજ્જતદાર અને સુખચેનવર્ધક વસ્તુઓ માટે તેને પ્રકૃતિથી જ રૂઢ થઇ ગએલો અને ધર્મદૃષ્ટિએ વિહિત ગણાય એવો શોખ હતો, અને દેવળની વ્યાસપીઠ ઉપરથી પ્રવચન કરતી વખતે, અથવા તો હેસ્ટર પ્રાઇન જેવાનાં સ્ખલનોની જાહેર જનતા સમક્ષ ઝાટકણી કાઢતી વખતે તે ગમે તેટલો કઠોર દેખાતો છતાં તેના ખાનગી અંગત જીવનમા તો ખુશનુમા ઉદારભાવ અને ઉપકારવૃત્તિ જોવામાં આવતાં હતાં અને તેને લીધે જ તેના જમાનાના કોઇ પણ પાદરી કરતાં તે લોકોનો વિશેષ ભાવોષ્માભર્યો પ્રેમ સંપાદન કરી શકયો હતો.

સભા અને મિ. વિલ્સનની પાછળ બીજા બે અતિથિઓ ચાલતા હતા. આ બેમાં એક રેવરંડ આર્થર ડિમ્સડેઇલ હતા, તેને તો હેસ્ટર પ્રાઇનની ફજેતીના પ્રસંગમાં અનિચ્છાપૂર્વક થોડો ભાગ લેનાર પુરુષ રૂપે વાચકો સહેલાઇથી સંભારી કાઢશે. અને બીજો, તેની સાથે સાથે જ ચાલતો એવો રોજર ચિલિંગવર્થ હતો, તે વૈદામાં ભારે કુશળ હતો અને છેલ્લાં બે ત્રણ વરસથી તે આ શહેરમાં આવીને વસ્યો હતો. લોકોની સમજ પ્રમાણે આ વિદ્વાન પુરુષ એ જુવાન પાદરીનો વૈદ તેમ મિત્ર બન્ને હતો, અને હમણાં હમણાં એ પાદરી ધર્મગુરુ તરીકેનાં પોતાનાં કર્તવ્યો બજાવવામાં પોતાની જાતને નિઃસંકોચ ઘસી નાખતો હતો તેને પરિણામે એનું શરીરસ્વાસ્થ્ય ખુબ ખળભળી ઊઠયું હતું, તેથી આ વૈદની પરિચર્યાની તેને જરૂર પડી હતી.

સભા પોતાના મહેમાનોથી આગળ આવીને એક બે પગથીઆં ચડયો અને એ દીવાનખાનાનું મોટું બારણું તેણે ખોલી નાખ્યું તો તેણે નાનકડી પર્લને પોતાને પડખેજ ઊભેલી દીઠી. એ બારણાના પડદાનો પડછાયો હેસ્ટર પ્રાઇન પર પડતો હતો તેથી તે એ પડછાયામાં કંઇક ઢંકાઇ ગઇ હતી.

'એલા, આ શું?' પોતાની સામેની એ નાનકડી હિંગળોકિયા રંગની આકૃતિને આશ્ચર્યપૂર્વક જોઇને સભા બેલિંગહામે કહ્યું. 'રાજા જેઇમ્સના સમયમાં મારી જુવાનીનો મોહકાળ ચાલતો હતો, એટલે એ વખતે દરબારી નાટક જોવાની કોઇ તક મળતી તો હું તેને મોટો કૃપાપ્રસાદ ગણતો. એ નાટકોમાં આવા વરણાગિયા વેશવાળી આકૃતિઓ હું જોતો. તે પછીથી આજસુધીમાં એક પણ વાર મેં આવી વિચિત્રવેશધારી આકૃતિ જોઇ નથી તહેવારના દિવસોમાં એ નાટકો ભજવાતાં તેમાં નાનાં નાના પોરિયાનું મોઢું ઘુડ નજરે પડતું, અને અમે એ સઘળાં પોરિયાને શયતાનનાં સંતાનોને નામે ઓળખતા હતા. પણ આવો પરોણો મારા આ પંડમાં ક્યાંથી આવી ચડયો હશે?'

"ઓહો!," એ ભલો ડોસો વિલ્સન બોલી ઊઠયો 'હિંગળોકિયાં પીછાં ધારણ કરનારું આ કયું નાનકડું પક્ષી હશે? મને લાગે છે સૂર્ય જ્યારે સુન્દર ચિત્રો કોરેલી બારીમાં થઇને પ્રકાશતો હોય અને જમીન પર સોનેરી અને કિરમજી રંગની આકૃતિઓ આલેખતો હોય તે વખતે બરાબર આવી જ મૂર્તિઓ મેં જોઇ છે. પણ એ તો આપણા અસલ વતનમાં. બચ્ચા, તું કોણ છે, અને તારી મા પર એવું શું દુઃખ આવી પડયું છે કે તને આવો વિચિત્ર પોશાક તેણે પહેરાવ્યો છે? તુ ખ્રિસ્તી બાળક છે, હેં? તને ધાર્મિક પ્રશ્નોત્તરીનું જ્ઞાન છે? કે પછી તુ પેલાં મસ્તીખોર ભૂત અને પરીઓના વર્ગનું કોઇ પ્રાણી છે? અમે તો માનતા હતા કે એ બધાં ભૂતપરીઓને રોમન કેથોલિક ધર્મના બીજા જરીપુરાણા વહેમોને સાથે અમે જૂના ઇંગ્લંડમાં જ મૂકતા આવ્યા છીએ.'

'હું તો મારી બાની દીકરી છું!' એ હિંગળોકિયા રંગની કલ્પનામૂર્તિએ ઉત્તર આપ્યો, 'અને મારું નામ પર્લ છે!'

'પર્લ ?—ના ના, પર્લ (મોતી) કરતાં તો તારા રંગ ઉપરથી કહીએ તો તો રૂબી (માણેક) વધારે સારું! અથવા કોરલ (પરવાળું)—અથવા રેડ રોઝ (લાલ ગુલાબ) બરાબર કહેવાય!' નાનકડી પર્લના ગાલ પંપાળવાનો વ્યર્થ યત્ન કરતાં પોતાનો હાથ લંબાવીને એ બુઝર્ગ પાદરીએ કહ્યું. 'પણ એ તારી બા ક્યાં છે? હં, સમજ્યો!' તે બોલ્યો, અને પછી સૂબા બેલિંગહામ ભણી વળીને તેણે ધીમે અવાજે કહ્યું. 'આપણે જેના વિશે વાતો કરી તે જ આ બાળક, અને જુઓ એની અભાગણી મા હેસ્ટર પ્રાઇન પણ આંહીં આ રહી!'

'એમ?' સૂબો બોલી ઊઠયો. 'અરે, આપણે તો એમ ધારત કે આવા બાળકની મા પણ હિંગળોકિયા રંગની જ સ્ત્રી હોવી જોઇએ. પણ એ ઠીક આંહીં બરાબર વખતસર આવી પહોંચી છે, એટલે આપણે આ બાબતનો હાલ ને હાલ વિચાર કરી લઇએ.'

સૂબા બેલિંગહામે એ બારણામાં દાખલ થઇને દીવાનખાનામાં પ્રવેશ કર્યો અને તેના ત્રણે સાથીઓ પણ તેની પાછળ પાછળ અંદર આવ્યા.

'હેસ્ટર પ્રાઇન,' સહજ સ્વભાવે જ સખતાઇભરી એવી પોતાની નજર હિંગળોકિયો અક્ષર ધારણ કરનારી એ બાઇ પર ઠેરવી તેણે કહ્યું: 'હમણાં હમણાં તારા સંબંધમાં એક મોટો સવાલ ઊભો થયો છે. પેલા બાળકમાં વસી રહેલા અમર આત્માને તારા જેવી જગતના પ્રલોભનોમાં સ્ખલનવશ થઇને પતિત બનેલી સ્ત્રીની સંભાળ નીચે રાખવામાં અમે અધિકારીઓ ને વગદાર માણસો અમારી ફરજ બરાબર બજાવીએ છીએ કે કેમ એ બાબત અમારે હમણાં ભારે ગંભીરતાપૂર્વક ચર્ચા થઇ ગઇ છે. તો હવે એ બાળકની માતા તું પોતે જ બોલ. જોઇએ, આ બાળકીને તારી પાસેથી લઇ લીધી હોય અને તેને સાદા પોશાક પહેરાવી, બરાબર નિયમનમાં રાખી, જગત અને સ્વર્ગ વિશેનાં ધાર્મિક સત્યોનું એને શિક્ષણ આપ્યું હોય, તો એથી તારા આ નાનકડા બચ્ચાનું સાંસારિક તેમ શાશ્વત હિત વિશેષ સધાય એમ તને નથી લાગતું? આ દિશામાં તું તો એ બાળકને માટે શું જ કરી શકે?'

'હું મારી નાનકડી પર્લને આમાંથી જે પાઠ શીખી છું તે શીખવાડી શકું,' પોતાની લાલ સંજ્ઞા પર આંગળી મૂકીને હેસ્ટર પ્રાઇને જવાબ આપ્યો.

'અરે બાઇ, એ તો તારી કલંકસંજ્ઞા છે!' એ કડક ન્યાયાધિકારીએ ઉત્તરમાં કહ્યું. 'એ અક્ષરદ્વારા જે કલંકનું સૂચન થઇ રહ્યું છે તેને કારણે તો તારા બાળકને કોઇ બીજા માણસના હાથમાં મૂકવાની અમારી ઇચ્છા છે.'

'છતાં,' બાળકની માએ શાન્તિથી જોકે વિશેષ ફીકી પડતાં પડતાં કહ્યું, 'આ કલંકસંજ્ઞાએ મને એવા પાઠ શીખવ્યા છે-તે રોજ રોજ મને એવા પાઠ શીખવતી રહેલ છે—અત્યારે પણ તે મને એવા પાઠ શીખવે છે—જે મને પોતાને તો જોકે કશો લાભ કરી શકે એમ નથી, છતાં મારી બાળકી તો એ પાઠને પરિણામે વધારે ડાહી અને સારી જ બનવાની.'

'અમે આ બાબતનો નિર્ણય ખૂબ સાવચેતીપૂર્વક કરવાના છીએ,' બેલિંગહામે કહ્યું, 'અને આ સંબંધમાં શું કરવું તેનો કશું પણ પગલું ભર્યા પહેલાં બરાબર વિચાર કરવાના છીએ. વિલ્સન સાહેબ, મારી આપને વિનંતિ છે કે આપ આ પર્લની-એ જ એનું નામ છે-પરીક્ષા લ્યો, અને એની ઉંમરના બાળકને ખ્રિસ્તી ધર્માનુસાર જેવું શિક્ષણ મળવું જોઇએ તે તેને મળ્યું છે કે કેમ તે જરા તપાસી જુઓ.'

એટલે એ બુઝર્ગ પાદરી એક આરામખુરશીમાં બેઠો, અને પર્લને પોતાના ઢીંચણ વચ્ચે ખેંચીને ઊભી રાખવાનો પ્રયત્ન કરી જોયો, પણ એ બાળકને પોતાની માતા સિવાય બીજું કોઇ પરિચયપૂર્વક સ્પર્શ કરે એની ટેવ નહોતી, તેથી તે એકદમ બારણાની બહાર નાસી જઇને, ઉષ્ણપ્રદેશના ચમકદાર રંગથી ભભકતા પીંછાવાળા કોઇ જંગલી પક્ષી-પળવારમાં જ ઊંચે આકાશમાં ઊડી જવાને તૈયાર થએલા પક્ષી-જેવી દેખાતી ઉપલા પગથિયા પર ઊભી રહી. તેની આવી આવેશમય ચેષ્ટાથી મિ. વિલ્સનને ભારે આશ્ચર્ય થયું, કેમકે એનો દેખાવ સૌના દાદા જેવો લાગતો હતો અને મોટે ભાગે એ બાળકોમાં ખૂબ માનીતો થઇ પડયો હતો. પણ પર્લની આવી વિચિત્ર ચેષ્ટા છતાં તેણે પરીક્ષા લેવાની તૈયારી કરી.

'પર્લ,' તેણે ભારે ગંભીરતાથી કહ્યું, 'તારે ભણવામાં બરાબર ધ્યાન આપવું, કે જેથી યોગ્ય સમયે તું ભારે કિંમતનું મોતી તારી છાતી પર ધારણ કરી શકે. તું મને કહી શકીશ, બેટા, કે તને કોણે બનાવી?'

હવે પર્લ પોતાને કોણે બનાવી એ વાત બરાબર જાણતી હતી, કેમકે હેસ્ટર પ્રાઇન પોતે એક ધર્મનિષ્ઠ કુટુંબમાં જન્મેલી હતી, એટલે એને પોતાના બાળક સાથે તેના સ્વર્ગનિવાસી પિતા વિશે પેલી વાત થઇ તે પછી તરત એણે તેને, ગમે તેટલી અપક્વ અવસ્થાએ પણ માનવ આત્મા ભારે રસ ને આતુરતાપૂર્વક ઝીલે છે એવાં સત્યોનું જ્ઞાન આપવા માંડેલુ. એટલે આ ત્રણ વરસના તેના જીવનગાળામાં તેણે એટલું બધું જ્ઞાન મેળવ્યું હતું કે આ ન્યૂઇંગ્લંડની બાળપોથીની પરીક્ષા અથવા તો વેસ્ટમિન્સ્ટરના ધાર્મિક પ્રશ્નોત્તરોની પહેલી હાર-માળાની પરીક્ષા તો એ બેમાંથી એકે સુવિખ્યાત પુસ્તકનો બાહ્યાકાર પણ તેણે કદી જોએલો નહિ હોવા છતાં એ ખુશીથી આપીને પસાર કરી શકત. પણ સઘળાં બાળ-કોમાં જે થોડી ઘણી આડાઇ હોય છે અને પર્લમાં તો જે સાધારણ બાળક કરતા દસગણી વધારે હતી તે આડાઇ બરાબર આ કટાણે જ તેના પર સવાર થઇ બેઠી, અને એની અસરને લીધે તેણે પોતાના હોઠ સીવી દીધા, અથવા કોઇ પ્રશ્નનો ઉત્તર આપ્યો તો તે અવળો આપ્યો. મિ. વિલ્સનના પ્રશ્નનો ઉત્તર આપવાની અનેકવાર અસભ્ય રીતે ખુલ્લેખુલ્લી ના પાડયા પછી પોતાની આંગળી પોતાના મોમાં મૂકી એ છોકરીએ આખરે જાહેર કર્યું કે પોતાને કોઇએ બનાવી જ નથી, પણ પોતાની માતાએ તુરંગના દરવાજા આગળ ઊગેલા જંગલી ગુલાબના છોડ ઉપરથી ચૂંટી લીધી છે.

આ વિચિત્ર તરંગનું સૂચન ઘણું કરીને સૂબાના લાલ ગુલાબનાં ફૂલો આંહીં પાસે જ ઊગેલાં હતાં અને પર્લ બારણા બહાર ઊભી હતી ત્યાંથી તે જોઇ શકતી હતી તેને લીધે થએલું. અલબત્ત, એ સૂચન થવામાં આંહીં આવતી વખતે રસ્તામાં તુરંગ પાસેના ગુલાબના છોડની પાસે થઇને તે પસાર થએલી એટલે અત્યારે તે છોડ સાંભરી આવેલો એ વસ્તુએ પણ અમુક અંશે ફાળો આપેલો ખરો.

વૃદ્ધ રોજર ચિલિંગવર્થે મોં મલકાવીને જુવાન પાદરીના કાનમાં કંઇક વાત કરી, એટલે હેસ્ટર પ્રાઇને એ ઉસ્તાદ વૈદ ભણી નજર કરી, અને એ વખતે એનું નસીબ તાજવામાં તોળાઇ રહ્યું હતું તે ઘડીએ પણ, પોતે તેની સાથે અત્યંત નિકટના પરિચયમાં હતી તે દિવસો પછી તેની મુખમુદ્રામાં જે ફેરફાર થએલો, પહેલાં કરતાં પણ એમાં જે વિશેષ વિરૂપતા અત્યારે દેખાતી હતી, તેનો સામળો વર્ણ અગાઉ કરતાં પણ વિશેષ કાળો પડેલો જણાતો હતો, અને તેની આકૃતિ પણ આગળ કરતાં વિશેષ કઢંગી લાગતી હતી, એ સઘળું જોઇને, ચકિત થઇ ગઇ. પળવાર એણે તેની આંખ સામે મીટ માંડી રાખી, પણ પછી તરત જ પર્લ સંબંધી જે ઘટના આગળ બની રહી હતી તેના તરફ પોતાનું સમસ્ત લક્ષ લગાડવાની એને ફરજ પડી

'આ તો ભયંકર કહેવાય!' પર્લના ઉત્તરથી આશ્ચર્યમાં પડી ગયો હતો તેમાંથી જાગીને સૂબાએ કહ્યું. 'જુઓ તો ખરા, આ છોકરી ત્રણ વરસની થઇ, છતાં પોતાને કોણે બનાવી તેની એને ખબર નથી! એટલે તો એમ થયું કે એ પોતાના આત્મા વિશે, તેની અત્યારની પતિતાવસ્થા વિશે, અને તેના ભાવિ વિશે પણ એટલી જ અજ્ઞાન છે! સદ્‌ગૃહસ્થો, મને લાગે છે આપણે હવે આગળ તપાસ કરવાની કંઇ જરૂર રહેતી નથી.'

હેસ્ટરે પર્લને ઝાલીને બળપૂર્વક પોતાની બાથમાં પકડી રાખી, અને પછી એ બુઝર્ગ પ્યુરિટન ન્યાયાધિકારી સામે લગભગ ભયંકર કહેવાય એવી દૃષ્ટિ કરીને એઇ રહી. આખા જગતમા તે એકલી બની ગઇ હતી, જગતે તો તેને ધુતકારી જ કાઢી હતી, અને એના સિર્યતમાં એના હૃદયને જીવતું રાખી શકે એવું કાંઇ હોય તો તે એના જીવનની અમૂલ્ય મૂડી જેવી એની આ પુત્રી જ હતી, એટલે એને અત્યારે લાગ્યું કે એ પુત્રીને કોઇ જો પોતાની પાસેથી ખૂંચવી લેવા આવે તો આખા જગત સામે થઇને પણ તેને પોતાની પાસે રાખવાનો કોઇપણ સત્તા રદ ન કરી શકે એવો અનન્ય અધિકાર પોતાને છે, અને એ અધિકારનું રક્ષણ છેક મરતાં સુધી ઝૂઝીને પણ કરવા તેણે નક્કી કર્યું.

'ભગવાને મને આ બચ્ચું આપ્યું છે!' એ બોલી ઊઠી, 'અને એ બચ્ચું ભગવાને મને આપ્યું છે તે એક એના સિવાયની બીજી સઘળી વસ્તુઓ તમે મારી પાસેથી ખૂંચવી લીધી છે તેના બદલામાં આપ્યું છે. એટલે એ એક જ મારા સુખનું સાધન છે!—જો કે મારી યાતનાનું પણ એ જ સાધન છે! મને કોઇ જીવતી રાખતું હોય તો તે પર્લ જ છે! અને મને સજા કરનાર પણ પર્લ જ છે! તમે આટલું નથી જોઇ શકતા?—કે એ જ મારો હિંગળોકિયો અક્ષર છે, ફક્ત એ કલંકસંજ્ઞા હોવા છતાં તેના પર પ્રેમ થઈ શકે એમ છે, અને એ જ કારણે મારા પાપની સજા કરવાની તેનામાં હજારગણી શક્તિ રહેલી છે. એટલે તમે એને મારી પાસેથી નહિ લઈ શકો! એ પહેલાં તો હુ જ મરી જવાની!'

'અરે બાઇ,' વૃદ્ધ પાદરી કઇ નિષ્ઠુર હૃદયનો નહોતો, તેથી તેણે નરમાશથી કહ્યું, 'બાળકની સંભાળ બરાબર લેવામાં આવશે—તારાથી લઈ શકાય એ કરતાં કયાંયે સરસ સંભાળ લેવામાં આવશે!'

'ભગવાને તેને મારી સંભાળ નીચે મૂકી છે!' પોતાનો અવાજ લગભગ ચીસ જેટલો મોટો કરીને હેસ્ટર પ્રાઇને ફરીથી કહ્યું. 'એટલે હું તેને આપવાની નથી, બસ!' અને આટલું બોલીને, એકાએક ઊર્મિવશ બનીને, અત્યાર સુધી જેની સામે તેણે એક પણ વાર નજર કરી નહોતી તે જુવાન પાદરી મિ. ડિમ્સડેઇલ તરફ તે ફરી. 'મારા વતી તુ બોલ જરા!' એણે બૂમ પાડીને કહ્યું. 'તું મારો ધર્મગુરુ હતો. મારા આત્માની સંભાળ લેવાનું કામ તને સોંપાએલું હતું, અને આ લોકો જાણી શકે તે કરતાં તું મને વધુ સારી રીતે પિછાને છે. હું મારું બચ્ચું જવા દેવાની નથી! માટે મારા વતી બોલ તું! મારા હૃદયમાં શું છે તે તું જાણે છે.—કેમકે તને બીજાઓ પ્રત્યે સહાનુભૂતિ છે, ત્યારે આ લોકોમાં એનો અભાવ છે.—એટલે મારા હૃદયમાં શું છે, તેમ માતાનો અધિકાર કેવો હોય, અને તેમાંએ કોઇ માતાને જીવનમાં એકનું એક બાળક અને હિંગળોકિયા અક્ષરની કલંકસંજ્ઞા એ બે જ વસ્તુ હોય, ત્યારે તો એ માતાનો પોતાના બાળક પરનો અધિકાર કેટલો બધો પ્રબળ બની જાય એ પણ તું જાણે છે. માટે જો, આ બાબત ધ્યાન રાખ! હું મારું બચ્ચું જવા દેવાની નથી! માટે ધ્યાન રાખ બરાબર!'

આવી આવેશભરી ને વિલક્ષણ પ્રકારની અરજ થતાં, હેસ્ટર પ્રાઇનના અત્યારના સંજોગોએ એને ઉશ્કેરીને લગભગ ગાંડી બનાવી દીધી છે એમ સૂચવતી આવી અરજ થતાં, એ જુવાન પાદરી, પોતાની વિશિષ્ટ રીતે આવેશમય પ્રકૃતિ જ્યારે જ્યારે ખળભળી ઊઠે ત્યારે ત્યારે પોતાની છાતી પર હાથ રાખવાનો તેનો રિવાજ હતો તે પ્રમાણે છાતી પર હાથ રાખીને ફીક્કે ચહેરે તરત જ આગળ આવ્યો. હેસ્ટરની જાહેર ફજેતીને પ્રસંગે આપણે વર્ણવેલ તેના કરતાં પણ અત્યારે તે વિશેષ ક્ષીણ અને ચિંતાગ્રસ્ત જણાતો હતો. અને ગમે તો તેની આવી નાદુરસ્ત તબિયતને લીધે અથવા બીજા કોઇ કારણને લીધે, તેની મોટી કાળી આંખોના ઊંડાણમાં દુઃખ અને ગમગીનીનું આખું જગત વ્યક્ત થતું હતું!

'આ બાઈ કહે છે તેમાં સત્ય રહેલું છે,' પાદરીએ બોલવા માંડયું, આ બોલતી વખતે તેનો અવાજ મધુર ને કંપમય છતાં જોમદાર હતો, કેમકે એ દીવાનખાનામાં તેના પડઘા પડતા હતા અને પેલું મોટું બખતર પણ એ અવાજથી રણકી ઊઠયું હતું, 'હેસ્ટર કહે છે તેમાં અને જે ભાવ એને આ શબ્દો ઉચ્ચારવાને પ્રેરે છે તેમાં પણ સત્ય રહેલું છે! આ બાળક એને ભગવાને આપ્યું છે, અને એ બાળકની સાથે તેની પ્રકૃતિ અને તેની જરૂરિયાતોનું પણ સહજ પ્રેરણાજન્ય જ્ઞાન પણ ભગવાને તેને આપ્યું છે. આ બાળકની પ્રકૃતિ અને તેની જરૂરિયાતો એ બન્ને સર્વથી વિશિષ્ટ પ્રકારની છે, એટલે એ બન્નેનું આવું જ્ઞાન હેસ્ટર સિવાય બીજું કોઇ પણ મર્ત્યપ્રાણી ધરાવી શકે એમ નથી. અને વિશેષમાં વળી, આ મા અને આ દીકરી વચ્ચેના સંબંધમાં એક પ્રકારની થડકાવી મૂકે એવી પવિત્રતા પણ રહેલી નથી શું?'

'આહા! એ કઇ રીતે, ડિમ્સડેઇલ સાહેબ?' સૂબો વચ્ચે બોલી ઊઠયો. 'તમારો એ અભિપ્રાય સ્પષ્ટ કરવાની મારી તમને વિનંતિ છે.'

'એમ જ હોય,' પાદરીએ વિક્ષેપ પડયો હતો ત્યાંથી આગળ બોલવા માંડયું. 'કેમકે આપણે જો એથી જુદો વિચાર ધરાવતા હોઇએ, તો સર્વ પ્રાણીઓના

સર્જક આપણા સ્વર્ગનિવાસી પિતાએ પાપકૃત્ય બહુ લક્ષમાં લીધું નથી, અને પવિત્ર પ્રેમ અને અપવિત્ર વિષયવાસના વચ્ચે કંઇ પણ ભેદ જ રાખ્યો નથી એમ જ આપણે એ દ્વારા નથી કહેતા ? પોતાના પિતાના પાપ અને પોતાની માતાના કલંકમાંથી જન્મેલું આ બાળક, તેને પોતાની પાસે જ રાખવાના પોતાના અધિકાર બાબત આટલી બધી આતુરતાપૂર્વક અને અંતરની આટલી બધી કટુતાપૂર્વક દલીલ કરનારી પોતાની માતાના હૃદય પર અનેક રીતે અસર કરવા માટે ભગવાનની પાસેથી આવેલું છે. તે એને આપવામાં આવેલું છે તે તો તે આશીર્વાદરૂપ નીવડે—તેના જીવનના અનન્ય આશીર્વાદરૂપ નીવડે—એવા જ ઉદ્દેશથી આપવામાં આવેલું છે. એ જ રીતે, બીજી બાજૂથી, તેની માતા પોતે કહે છે તેમ, નિઃશંક તે માતાને એના પાપની સજા કરવા માટે પણ—અનેક વાર અણધારી પળે તે એના જીવનમાં યાતનારૂપ થઇ પડે— વિક્ષિપ્ત આનંદની વચ્ચે તે ડંખ, દુઃખ, અને ફરી ફરીને ઊપડી આવતી પીડારૂપ થઇ પડે —એ માટે પણ તે એને આપવામા આવેલ છે આ બાપડા બચ્ચાને એણે પોતાના અંતરને બાળી રહેલી રક્ત કલંકસંજ્ઞાનું પ્રબળ રીતે સ્મરણ કરાવે એવાં કપડાં પહેરાવ્યાં છે, તો એ કપડાં દ્વારા જ આ વિચાર — પોતાની પુત્રી પોતાને પીડારૂપ પણ થઇ પડે છે એ વિચાર— એણે નથી દર્શાવી દીધો ? '

'આ વખતે પણ તારી વાત સાચી છે !' મિ. વિલ્સન બૂમ પાડી ઊઠ્યો, 'મને તો એવી ધાસ્તી હતી કે આ બાઇનો પોતાના બાળકને આવો વિચિત્ર પોશાક પહેરાવવામાં તેને ઢોંગી, દગારૂ બનાવવાનો જ વિચાર હતો !'

'અરે ના; એમ નહિ ! એમ નહિ !' મિ. ડિમ્સડેઇલે આગળ બોલવા માંડ્યું. 'આ બાળકના રૂપે ભગવાને જે ગંભીર ચમત્કાર કર્યો છે તે એ બાઈ બરાબર સમજે છે એ વાતની તમે ખાતરી રાખજો અને હું તો એમ પણ ઇચ્છું કે ભગવાને એને આ બાળકરૂપી જે વરદાન આપેલ છે તો તેની માતાના આત્માને જડ ન બની જતાં સચેત જીવંત રાખવા ખાતર અને આ બાળક નહોત તો શયતાને તેને અત્યાર કરતા પણ વિશેષ ઘોર ભયંકર પાપોની અંદર ડુબાડી દેત તેમાંથી તેને બચાવવા ખાતર જ આપવામાં આવ્યો છે—ખરેખર મને તો આ જ ખુલાસો સાચો લાગે છે —એમ પણ એ બરાબર સમજે. એટલે આ લાચાર પાપી અબળા શિશુનારૂપમાં લપેટાએલા આ અમર આત્માને પોતાની પાસે જ રાખે—શાશ્વત સુખ કે દુઃખ એમાંથી ગમે તેને માટે લાયક બની શકે એવા એ જીવની દેખરેખ એને જ સોંપવામાં આવે, કે જેથી એ તેને નીતિમત્તા અને સદાચરણની તાલીમ આપે તે એને પોતાના પતનનું પ્રત્યેક પળે સ્મરણ કરાવે, અને છતાં એને શીખવે, સર્જનહારે જાણે એ બાળકના રૂપમાં એને પવિત્ર કોલ આપ્યો હોય એ રીતે શીખવે, કે પોતે જો એ બાળકને સદાચારી બનાવીને સ્વર્ગ ભણી લઇ જશે તો એ બાળક પણ પોતાની માતાને સ્વર્ગમા લઇ જશે,—આમ એ બાળકને સુશિક્ષણ આપીને એ દ્વારા બાળકનો તેમ પોતાની જાતનો એમ બન્નેનો એ ઉદ્ધાર કરી શકે એટલા માટે એ બાળક એની પાસે જ રહેવા દેવામાં આવે એ જ યોગ્ય છે. અને આટલા પૂરતી આ પાપી માતા એ બાળકના પાપી પિતા કરતાં વધારે ભાગ્યશાળી છે તો હેસ્ટર પ્રાઇનના પોતાના તેમ એના બાળકના પણ હિતને ખાતર વિશ્વંભરે એ બન્નેને જે સ્થિતિમાં મૂકેલ છે તે જ સ્થિતિમાં આપણે રહેવા દઇએ એ જ યોગ્ય છે.'

'ભાઇ, તમે હૃદયની કોઇ વિલક્ષણ ઉત્કટતાપૂર્વક બોલો છો,' વૃદ્ધ રોજર ચિલિંગવર્થે તેના ભણી સ્મિત કરીને કહ્યું.

'અને મારા આ નાનેરા ભાઇએ જે કહ્યું તેમાં ઘણું રહસ્ય રહેલુ છે.' રેવરંડ મિ. વિલ્સને ઉમેર્યું. 'કેમ નામદાર બેલિંગહામસાહેબ, આપને શું લાગે છે ? એણે આ લાચાર અબળાની સરસ વકીલાત નથી કરી ?'

'ખરેખર, એણે સરસ વકીલાત કરી છે,' ન્યાયાધિકારીએ ઉત્તર વાળ્યો 'અને એવી દલીલો રજૂ કરી છે કે આપણે હવે એ બાબત અત્યારે છે એ જ રૂપમાં રહેવા દઇશું—હમેશને માટે નહિ તો છેવટ, આ બાઇમાં બીજું કંઇ દુરાચરણ જોવામાં ન આવે ત્યાં સુધી તો એમ ને એમ જ રહેવા દઇશું. છતા આ બાળકની ધર્મસિદ્ધાન્તોને લગતા પ્રશ્નોત્તરોની રીતસર અને નક્કી કર્યા પ્રમાણેની પરીક્ષા ગમે તો તમે અથવા તો પછી ડિમ્સડેઇલ લે એ વિશે આપણે કાળજી રાખવી જોઇશે. ઉપરાંત તે યોગ્ય ઉંમરે નિશાળે જાય તેમ ધર્મમંડળીમાં જાય એ બાબત

પણ દશાંશ ધર્માદો ઉઘરાવનાર માણસે લક્ષમાં રાખવી પડશે.'

બોલતા બંધ પડયો એટલે એ જુવાન પાદરી એ મંડળી બેઠી હતી ત્યાંથી થોડાં ડગલાં પાછળ હઠયો, અને બારીના ભારે પડદા પાછળ તેનો ચહેરો થોડોઘણો ઢંકાઈ જાય એવે ઠેકાણે ઊભો રહ્યો. આ વખતે એની આકૃતિનો સૂર્યપ્રકાશમાં જે પડછાયો પડતો હતો તે પોતે હમણાં જ જે ઉદ્બોધન કર્યું તેની અંદરની આવેશમયતાને કારણે કંપી રહ્યો હતો. દરમિયાન પેલું ઉન્મત્ત ચંચળ નાનકડું પોરિયું—પર્લ—છાનુંમાનું ધીમે રહીને તેની પાસે પહોંચી ગયું, અને તેનો હાથ પોતાના બન્ને હાથમાં પકડીને તેણે પોતાનો ગાલ તે હાથને અડકાડયો, પર્લની પોતાનો પ્રેમભાવ દર્શાવવાની આ રીત એટલી બધી માર્દવભરી હતી અને સાથે એવી શાન્ત સરળતાભરી હતી કે તેની માતા આ બધું જોઇ રહી હતી તેણે પોતાના અંતરને પ્રશ્ન પૂછયો કે 'શું ખરેખર, આ મારી પર્લ છે?' આમ છતાં એ બાળકના અંતરમાં પ્રેમવૃત્તિ હતી જ, જોકે મોટેભાગે તે આવેશના રૂપમાં વ્યક્ત થતી હતી, અને તેના સમસ્ત જીવનગાળામાં અત્યારના જેટલા માર્દવ સાથે ભાગ્યેજ બે વાર પ્રકટ થઇ હશે. જીવનમાં પુરુષોને સ્ત્રીઓની ચિર—ઈપ્સિત પ્રેમાદરદષ્ટિ બાદ કરીએ તો, પછી નાનાં બચ્ચાંઓના પ્રેમ કે પક્ષપાતનાં આવાં ચિહ્નો જેવું મધુર બીજું કશું લાગતું નથી, કારણકે આવો પ્રેમભાવ હૃદયની આધ્યાત્મિક વૃત્તિથી બીજા કોઇની સૂચના વગર સ્વયંભૂ રીતે પ્રદર્શિત કરવામાં આવ્યો હોય છે, અને તેથી આપણી જાતમાં ખરેખર આદર ને માન આપવા લાયક કોઇક તત્ત્વ વસી રહેલું છે એમ સૂચવતો લાગે છે, એટલે પર્લે જ્યારે પોતાનો પ્રેમભાવ આવી રીતે પ્રદર્શિત કર્યો ત્યારે પાદરીએ પાછું વાળીને જોયું, એ બાળકના માથા પર પોતાનો હાથ મૂકયો, અને પછી પળવાર સંકલ્પવિકલ્પ કરીને આખરે તેના કપાળ પર ચુંબન કર્યું. પણ નાનકડી પર્લનો આ વિરલ મનોભાવ કંઇ ઝાઝી ઘડી ટકયો નહિ, એટલે તે ખડખડાટ હસી પડી, અને એ દીવાનખાનામાં એટલી ત્વરિત અને હવાઇ ગતિથી નાચવા અને કૂદવા લાગી કે બુઝર્ગ વિલ્સનને તો એ વખતે આ છોકરીના પગના અંગૂઠા પણ ભોંયતળિયાને અડકયા હશે કે કેમ એ વિશે શંકા થઇ.

'આ રાંડમાં તો જાદૂઈ વિદ્યા હોય એવું લાગે છે,' તેણે મિ. ડિમ્સડેઇલને કહ્યું. 'આને ઊડવા માટે કોઇ બુઢ્ઢીની સાવરણીની જરૂર પડે એવું નથી.'

'ભારે વિચિત્ર છોકરી!' વૃદ્ધ ચિલિંગવર્થે ટકોર કરી. 'એની પ્રકૃતિમાં એની માતાના અંશો તો સહેલાઇથી જોઇ શકાય છે. તો ગૃહસ્થો, એ બાળકની પ્રકૃતિનું પૃથક્કરણ કરી, તેની ઘટના અને સ્વરૂપ ઉપરથી તેનો પિતા કોણ હશે તેનું ચાતુર્યપૂર્વક અનુમાન કરવું હોય, તો શું કોઇ તત્ત્વજ્ઞની અન્વેષણબુદ્ધિને માટે એ અશક્ય છે?'

'ના, આવી બાબતમાં ધર્મશૂન્ય તત્ત્વજ્ઞાનની કૂંચીનો ઉપયોગ કરવો એ તો પાપ ગણાય,' મિ. વિલ્સને કહ્યું. 'એ કરતાં તો એને માટે ઉપવાસ ને પ્રાર્થના કરવાં એ જ વધારે સારું; અને એ કરતાં પણ વધારે સારી વસ્તુ તો, વિશ્વંભર પોતે આ સકળ પ્રશ્નનું રહસ્ય પ્રકટ ન કરે ત્યાંસુધી તેને અત્યારે છે એવા ને એવા રૂપમાં રહેવા દેવો એ છે. એમ કરવાથી, આ બાપડા અનાથ ત્યક્ત બાળક પ્રત્યે પિતા જેવો માયાભાવ દર્શાવવાનો દરેક ખ્રિસ્તી પુરુષને હક્ક રહે છે.'

આ વાતનો આવો સંતોષકારક નિર્ણય થતાં હેસ્ટર પ્રાઇન પર્લને લઇને ત્યાંથી ચાલી નીકળી. એમ કહેવાય છે કે તે એ મકાનનાં પગથિયાં ઊતરતી હતી એ વખતે એક ખંડની બારીની જાળી ખોલી નાખવામાં આવેલી, અને તેમાંથી તરત સૂબા બેલિંગહામની કડવા સ્વભાવની બહેન શ્રીમતી હિબિન્સ—હમણાં થોડાં વરસ ઉપર જ ડાકણ ગણીને વધ કરવામાં આવેલી તે શ્રીમતી હિબિન્સનું મોઢું એ સૂર્યપ્રકાશમાં બારી બહાર ડોકિયું કરતું દેખાયું.

'આમ જો, અલી,' એ મકાનમાં જે પ્રસન્નતાજનક નવીનતા હતી તેના પર પોતાના અપશુકનિયાળ વરવા ચહેરાથી કાળો ઓળો પાથરતી હોય એવી રીતે તે બોલી. 'આજે અમારી સાથે આવીશ તું? જંગલમાં આજે મજાની મંડળી જામવાની છે, અને ત્યાં શયતાનને મેં લગભગ વચન આપી દીધું છે કે ફૂટડી હેસ્ટર પ્રાઇન પણ એ મંડળીમાં ભાગ લેશે.'

'જરા કૃપા કરીને મારા વતી તેની પાસે માફી માગજો!' હેસ્ટરે વિજયી સ્મિત કરીને ઉત્તર આપ્યો. 'મારે ઘેર રહીને મારી નાનકડી પર્લની નજર રાખવાની

છે. આ લોકોએ જો પર્લ મારી પાસેથી ખૂંચવી લીધી હોત તો હું તમારી સાથે ખુશીથી જંગલમાં આવત અને એ શયતાનના ચોપડામાં મારી સહી કરી દેત, અને તે પણ મારા પોતાના લોહીથી સહી કરી દેત!'

'થોડા જ વખતમાં અમે તને ત્યાં જોવાનાં છીએ એ ધ્યાનમાં રાખજે!' પોતાનું માથું બારી પાછળ પછું ખેંચી લેતાં લેતાં ભવાં સંકોચાવીને એ ડાકણે કહ્યું.

શ્રીમતી હિબિન્સ અને હેસ્ટર પ્રાઇન વચ્ચેની આ વાતચીતને કેવળ દૃષ્ટાન્તકથારૂપ નહિ પણ ખરેખર બનેલી પ્રમાણભૂત વસ્તુ ગણીએ, તો પતિત માતા પાસેથી તેના પતનને પરિણામે જન્મેલા બાળકને નજોડાવવા વિરુદ્ધ પેલા જુવાન પાદરીએ જે દલીલ કરેલી તેનું પ્રત્યક્ષ ઉદાહરણ આમાં મળી રહે છે. એ બાળકે પોતાની માતાને આટલી નાની ઉંમરમાં પણ શયતાનની જાળમાંથી બચાવી લીધી હતી.

## ૯

## વૈદ્ય

**વાચકને** યાદ હશે કે રોજર ચિલિંજવર્થના નામ નીચે એક બીજું નામ છુપાએલું હતું, પણ એ બીજું નામ અગાઉ ધારણ કરનાર પુરુષે નિશ્ચય કર્યો હતો કે એ બીજું નામ હવે કદી પણ કોઇએ ઉચ્ચારવું નહિ. હેસ્ટર પ્રાઈનની જાહેર ફજેતી જોવા મળેલા ટોળામાં મુસાફરીથી થાકી ગએલો એક પાકટ વયનો પુરુષ ઊભો હતો. એ પુરુષ ભયંકર જંગલપ્રદેશમાંથી તાજો જ નીકળી આવ્યો હતો, અને તેણે શહેરમાંઆવતાં જ જેને ગૃહજીવનની ઉષ્મા અને પ્રસન્નતાની મૂર્તિરૂપે જોવાની પોતે આશા રાખેલી એવી સ્ત્રીને જનતા સમક્ષ પાપના વર્ગચિત્રરૂપે ખડી કરેલી જોઈ એ હકીકત આપણે વર્ણવી ગયા છીએ. એ વખતે તેનો માતૃયશ સકળ જનના ચરણ નીચે ચગદાઇ રહ્યો હતો અને એ સાર્વજનિક બજારમાં એની આસપાસ શરમનો પોકાર થઈ રહ્યો હતો. એ બાઇના સંબંધીઓને જો આ સમાચાર કદી પણ મળવાના હોય તો તેઓને માટે તેમ એનું જીવન નિષ્કલંક હતું તે સમયના એના સોબતીઓને માટે હવે એના કલંકના ચેપ સિવાય બીજું કશું રહ્યું નહોતું: અને આ કલંક ને શરમનો હિસ્સો, એ સૌને આ બાઇની સાથે અગાઉ જેટલો ગાઢો ને નિકટનો સંબંધ હતો અને એ સંબંધ જેટલો પવિત્ર હતો તેના પ્રમાણમાં, તેમને સૌને વહેંચી અપાવાનો હતો એમાં જરાપણ શંકાને સ્થાન નહોતું. તો પછી આવી રીતે પતન પામેલી સ્ત્રી સાથે જેનો સંબંધ અત્યંત નિકટનો અને અત્યંત પવિત્ર હતો તે પુરુષ, આવા કોઇ રીતે ઇચ્છવા યોગ્ય નહિ એવા કલંક અને શરમના વારસા પર પોતાનો હક્ક સાબિત કરવાને માટે ખાસ ચાલીને જાણી બૂઝીને શા માટે આગળ આવે? એ પતિત સ્ત્રી સાથેનો પોતાનો સંબંધ પ્રકટ કરવા માટે એને કોઇપણ ફરજ પાડતું નહોતું, તો પછી સ્વેચ્છાથી તે એવી પસંદગી શા માટે કરે? તેથી એ ફજેતીના માંચડા પર પોતાની સ્ત્રીની સાથે પોતાને કોઇ ખડો ન કરે એ વાતનો તો તેણે નિશ્ચય કરી નાખ્યો હતો. એક હેસ્ટર પ્રાઇન સિવાય બીજું કોઇ તેને ઓળખતું નહોતું, અને હેસ્ટર પ્રાઇનનું મોં તો તેણે સીવી લીધું હતું, એનાં મોંનાં તાળાં કૂંચી તો તેના પોતાના જ હાથમાં હતાં, એટલે માનવજાતિના પત્રકમાં પોતાનું જે પ્રથમ નામ હતું તે પાછું ખેંચી લેવાનું, અને પોતાના પૂર્વજીવનના સ્નેહસંબંધો પૂરતું તો, લોકોએ લાંબા વખતથી તે ડૂબીને સમુદ્રને તળિયે પહોંચી ગયો છે એવી જે અફવાઓ ફેલાવી હતી તે અફવાઓ ખરેખર સાચી જ હોય તેમ સંસારમાંથી સર્વથા અદૃશ્ય થઇ જવાનું તેણે નક્કી કર્યું હતું. હવે આ નિર્ણય એકવાર અમલમાં મુકાઇ ગયો અને એનો આ ઉદ્દેશ સફળ થયો એટલે પછી તરત જ જીવનમાં નવો ઉદ્દેશ પ્રકટ થવાનો અને નવા સ્નેહ સબંધો બંધાવાના એ ચોક્કસ જ હતું. ખરું છે કે આ નવો ઉદ્દેશ ખરેખર ગુનારૂપ ન હોય તોપણ રહસ્યમય ને ગૂઢ તો રહેવાનો જ હતો, છતાં તેના શરીરમનની સઘળી શક્તિઓને પૂરતી પ્રવૃત્તિ આપે એવો પ્રબળ તો એ ઉદ્દેશ જરૂર રહેવાનો હતો.

પોતાના આ નિર્ણયને અનુસરીને, પોતાની અસાધારણ બુદ્ધિ અને વિદ્વત્તા સિવાય બીજા કોઇની ભલામણચિઠ્ઠી વગર તેણે આ પ્યૂરિટન શહેરમાં રોજર ચિલિંજવર્થને નામે વસવાટ શરૂ કર્યો. એના પૂર્વજીવનમાં એણે અનેકવિધ અભ્યાસ કરેલો તેમાં એ જમાનાના ઔષધવિજ્ઞાનનો પણ એણે ગાઢ પરિચય

કેળવેલો, એટલે આંહીં એ જે રજૂ થયો તે વૈદ તરીકે રજૂ થયો, અને વૈદ તરીકે એને ઘણો સારો આવકાર મળ્યો. આ વસાહતમાં કુશળ વૈદો અને શસ્ત્રવૈદો જવલ્લે જ નજરે પડતા હતા. એ ઉપરથી એમ કહી શકય કે એ ધંધાના માણસોમાં આટલાંટિક પાર કરીને આંહીં આવનારા અન્ય લોકો જેટલો ધર્મોત્સાહ રડયાખડયા પુરુષમાં જ દેખાતો હતો. એનું કારણ કદાચ એ હોય કે માનવશરીરનું અન્વેષણ કરવાને લીધે આવા પુરુષોની ઉચ્ચતર અને સૂક્ષ્મતર પ્રકારની શકિતઓ જડવાદી બની જતી હતી, અને જીવનશકિતને એના સમગ્ર સ્વરૂપમાં વ્યકત કરવા જેટલી કરામત ધરાવનારા આ મનુષ્યદેહરૂપી અદ્દભુત યંત્રની જટિલ રચના જોઈને તેઓ જીવનનું આધ્યાત્મિક સ્વરૂપ વીસરી જતા હતા. એ ગમે તેમ હોય, પણ આજ દિન સુધી આ ભલા શહેર બોસ્ટનની સુખાકારી દવાદારૂ પૂરતી તો એક બુઝર્ગ પુરુષ પાદરીના મદદનીશ તેમ હકીમ બન્નેનું કામ એકી સાથે કરતો હતો તેના હાથમાં રહી હતી. આ માણસને વૈદાની દિશામાં કશું પ્રમાણપત્ર કે ડિપ્લોમા મળેલો નહોતો, પણ ધર્મનિષ્ઠા અને સદાચરણને બળે કોઇ પણ પ્રમાણપત્ર કરતાં પણ લોકોમાં વિશેષ એ આદર મેળવી શકયો હતો અને આ શહેરમાં શસ્ત્રવૈદ્ય પણ એક જ હતો અને તે સજૈયાના રોજિન્દા વપરાશ સાથે શસ્ત્રવિદ્યાનો પ્રસંગોપાત્ત પ્રયોગ કરનારો હજામ. જ્યાંની વૈદકવિષયક સ્થિતિ આવી હોય ત્યાં રોજર ચિલિંગવર્થ જેવા વિદ્વાન વૈદનું આગમન ભારે મૂલ્યવાન થઇ પડે એ સ્વાભાવિક જ છે. એણે આંહીં આવીને તરત જ, જેના દરેક ઇલાજમાં દૂરદૂરના સંબંધવાળી અને સર્વથા વિજાતીય એવી ઔષધિઓનું એક મોટું જૂથ જાણે એને પરિણામે ઉદ્દભવતી દવા જીવનનું અમૃત પ્રકટાવતી હોય એટલી બધી કાળજીથી એકઠું કરવામાં આવતું હતું એવા અટપટા અને દિમાગદાર વૈદકશાસ્ત્રની અંદરની પોતાની પારંગતતા પ્રકટ કરી બતાવી. વિશેષમાં, પોતે રેડ ઇન્ડિયનોના મુલકમાં કેટલોક વખત કેદ રહ્યો હતો તેથી ત્યાંનાં દેશી ઓસડિયાં અને જડી બુટ્ટીઓનું પણ એણે વિશાળ જ્ઞાન મેળવ્યું હતું, અને અશિક્ષિત જંગલી લોકોને કુદરતના મહાન આશીર્વાદતુલ્ય બની ગએલી આ સાદી દવાઓ પર પોતાને સૈકાઓથી પારવગરના મોટા મોટા વિદ્વાન દાકતરો અને પંડિતોથી કાળજીપૂર્વક સંશોધાયા અને વિકસ્યા કરતી યૂરોપીય ઉપચારવિદ્યા જેટલો જ વિશ્વાસ છે એ વાત પણ તે પોતાના દરદીઓ આગળ કદી છુપાવતો નહિ.

ધાર્મિક જીવનના બાહ્યાચારવિધિઓ પૂરતો તો આ આગંતુક વિદ્વાન નમૂનેદાર કે આદર્શ ગણાય એવો હતો. આંહીં આવ્યા પછી ટૂંક મુદતમાં જ તેણે રેવરંડ મિ. ડિમ્સડેઇલને પોતાના ધાર્મિક માર્ગદર્શક તરીકે પસંદ કર્યો હતો. આ જુવાન પાદરીના પાંડિત્યની કીર્તિ ઓકસફર્ડમાં હજુ પણ તાજી હતી, એટલે એના કેટલાક અત્યુત્સાહી પ્રશંસકો એને લગભગ પ્રભુપ્રેરિત ધર્માચાર્ય જેવો ગણતા હતા અને એ જો સામાન્ય માણસોના જેટલું આયુષ્ય ભોગવી શકે અને એ બધો વખત એનું શરીર બરાબર કામ આપી શકે તો ખ્રિસ્તી ધર્મના શૈશવકાળમાં આદિ ધર્મગુરુઓએ એ ધર્મની જેટલી મહાન સેવાઓ કરેલી તેટલી જ મહાન સેવાઓ એ આ ન્યૂઇંગ્લંડના અત્યારના પાંગળા ધર્મજીવનને માટે કરશે એવું તેઓ દૃઢ શ્રદ્ધાપૂર્વક માનતા હતા. પણ આ જ અરસામાં મિ. ડિમ્સડેઇલનું આરોગ્ય સ્પષ્ટ રીતે લથડવા લાગ્યું હતું. એની રોજિન્દી ટેવોથી પરિચિત જનો આ પાદરીના ગાલની ફીકાશનો ખુલાસો કરતાં એના અત્યુત્સાહભર્યા વિદ્યાભ્યાસને, તેમ ધર્મગુરુ તરીકેનાં પોતાનાં કર્તવ્યો બજાવવામાં તે અતિશય કાળજી રાખતો હતો તેને, તથા એ બંને કરતાં વિશેષ તો, પોતાના ઐહિકજીવનની પ્રાકૃતતા પોતાના આંતર ધર્મદીપને રૂંધી કે આવરી ન દે તેટલા માટે તે વારંવાર જે ઉપવાસો અને ઉજાગરા–જાગરણો–કર્યા કરતો તેને એના ચહેરાની ફીકાશના કારણરૂપે રજૂ કરતા. કેટલાક કહેતા કે મિ. ડિમ્સડેઇલ જો ખરેખર મરી જવાના હોય તો એ ઉપરથી તો એમ પુરવાર થતું હતું કે એના જેવાના પુણ્યચરણને માટે આ જગત જરાએ લાયક નહોતું. તો બીજી બાજૂથી એ પોતે તો પોતાની લાક્ષણિક નમ્રતાપૂર્વક એટલું જ કહેતો કે વિશ્વંભર જો પોતાને આ જગતમાંથી લઇ લેવાનું મુનાસબ ગણે તો તે પૃથ્વી પર પોતાને તેણે જે અલ્પમાં અલ્પ ધર્મકાર્ય કરવાનું સોંપેલું તે પણ કરવાની પોતાની અયોગ્યતાને કારણે જ એમ ગણાશે. પણ એની લથ-

ઢળતી જતી તબિયતનાં કારણો વિશે આમ ગમે તેટલા મતભેદ હોય છતાં એનું આરોગ્ય કથળ્યું હતું એ બાબતમાં તો કશી શંકાને અવકાશ નહોતો. એની કાયા કૃશ થઈ ગઇ હતી; એનો અવાજ જોકે પહેલાં જેટલો જ ભરેલો અને મીઠો હતો છતાં એમાં વિકાર પેસવાનો એવી ગ્લાનિજનક આગાહી કરી રહ્યો હતો; અને નાનામાં નાના ભયપ્રસંગે અથવા એવા બીજા અણધાર્યા અકસ્માતપ્રસંગે એ પોતાની છાતી પર હાથ મૂકતો હતો, અને એ વખતે એનું મોં પહેલાં એકદમ લાલચોળ બની જતું હતું ને પછી તરત એકદમ ફીકું પડી જતું હતું એ ઉપરથી એને જે દારુણ વેદના થઇ રહી તે દેખાઇ આવતી હતી.

રોજર ચિલિંગવર્થ આ શહેરમાં આવી પહોંચ્યો એ વખતે આ જુવાન પાદરીની સ્થિતિ આવી વિષમ થઇ પડી હતી, અને એની જ્વલંત શક્તિરૂપી જ્યોતિ ઊગતાં જ અકાળે આથમી જાય એવી સૌને ધાસ્તી હતી. તે ક્યાંથી આવ્યો તે બહુ થોડા માણસો કહી શકે એમ હતું. એટલે તેનું આ શહેરમાં આગમન તો જાણે તે એકાએક આકાશમાંથી પડયો હોય અથવા પાતાળ લોકમાંથી ફૂટી નીકળ્યો હોય એવું અગમ્ય લાગતું હતું, અને એની અગમ્યતામાં મીઠું મરચું ભભરાવી એને અદ્ભુતતાનું સ્વરૂપ આપી દેવું એ તો લોકોને માટે રમત વાત હતી અત્યારે હવે સૌ તેને કુશળ વૈદ તરીકે પિછાનતા હતા. તે વનસ્પતિ કે જંગલી ફૂલોના કળીઓ એકઠી કરતો, વનવૃક્ષની કુમળી ડાળીઓ તોડતો તથા તેનાં મૂળિયાં ખોદી કાઢતો એ સૌના જોવામાં આવતું અને એ ઉપરથી સામાન્ય દૃષ્ટિને નકામી લાગતી વનસ્પતિના ગુપ્ત ગુણોથી તે પરિચિત હોય એમ સૌને લાગતું. જેની વૈજ્ઞાનિક સિદ્ધિઓ લગભગ દૈવી જેવી ગણાતી હતી એવા સર કેનેલ્મ ડિગ્બી તથા બીજા નામાંકિત પુરુષો પોતાના સોબતીઓ છે અને પોતાની સાથે પત્રવ્યવહાર ચલાવી રહ્યા છે એમ તે કહેતો તે વાત કર્ણપરંપરાએ સૌના જાણવામાં આવતી. ત્યારે, જગતના વિદ્વાનમંડળોમાં આટલું ઉચ્ચ સ્થાન ધરાવનારો આ પુરુષ આંહીં આવેલો તે શા હેતુથી ? જેનો ખરો કાર્યપ્રદેશ તો મહાનગરીઓમાં રહેલો હતો એવો આ કુશળ પુરુષ આંહીંના અરણ્ય પ્રદેશમાં શું ઢૂંઢતો હશે ? આ પ્રશ્નના ઉત્તરમાં એક અફવા જોરદાર બનવા લાગી—અને એ અફવા ગમે તેટલી બુદ્ધિશૂન્ય હોવા છતાં કેટલાક અતિ સમજુ માણસો પણ તે માનવા લાગ્યા—કે ભગવાને ખરેખરો ચમત્કાર કરીને જર્મન વિદ્યાપીઠના ઔષધિશાસ્ત્રના એક ધુરંધર પંડિતના શરીરને આકાશમાર્ગે આણીને એકદમ મિ. ડિમ્સડેઇલના અભ્યાસખંડના દ્વાર આગળ ખડું કરી દીધું હતું ! પણ બીજા કેટલાક પુરુષો આમના કરતાં વધુ શાણા હતા, તેઓ સમજતા હતા કે ભગવાનને કંઇ પોતાના ઉદ્દેશો પાર પાડવા માટે ચમત્કારિક દરમિયાનગીરી નાટકી તમાશા કરવાની જરૂર પડતી નથી, એટલે તેઓ રોજર ચિલિંગવર્થ બરોબર ખરા વખતે જ અહીં આવી પહોંચ્યો તેમાં વિશ્વંભરનો કરુણામય હાથ રહેલો છે એમ માનતા હતા.

આ વિચારને એ વૈદ આ જુવાન પાદરીમાં જે ઊંડો રસ લેવા લાગ્યો તેથી પુષ્ટિ મળી એ વૈદ આવીને એ પાદરીના ધર્મપ્રદેશનો સભ્ય બન્યો, અને મૂળથી જ એકાન્તપ્રિય અને થોડાબોલા એવા એ પાદરીનો મૈત્રીભાવ અને વિશ્વાસ સંપાદન કરવા પ્રયત્ન કરવા લાગ્યો. પોતાના ધાર્મિક માર્ગદર્શકની તબિયત જોઇને તેણે ભારે ભીતિ વ્યક્ત કરી છતા તે સુધારવાનો યત્ન કરી જોવા તેણે પોતાની આતુરતા બતાવી, અને એ યત્ન જો થોડા જ વખતમા શરૂ કરવામાં આવે તો હિતકર પરિણામ આવે અને તબિયત પૂરેપૂરી સુધરી જાય એવી પોતાને પૂરેપૂરી આશા છે એમ જણાવ્યું. એટલે મિ ડિમ્સડેઇલના ધર્મપ્રદેશની અંદર વસતા વડીલ પુરુષો મદદગાર, ધર્મગુરુઓ, પ્રૌઢ વયની સન્નારીઓ અને જુવાન તેમ ફૂટડી અપરિણીત સ્ત્રીઓ એ સૌએ મળીને આ વૈદે સ્વયમેવ નિખાલસ રીતે ચરણે ધરેલી કૌશલ્યભરી સેવાનો અખતરો કરી જોવા એકી સાથે તેના પર આગ્રહપૂર્વક દબાણ કર્યું. પણ મિ. ડિમ્સડેઇલે એ સૌની વિનતિનો કોમળ શબ્દોથી અસ્વીકાર કર્યો.

'મારે કશી દવાની જરૂર નથી,' તેણે કહ્યું.

પણ જ્યારે દર રવિવારે તેના ગાલ આગલા રવિવાર કરતાં વધુ ને વધુ ફીકા ને દૂબળા પડતા જતા હોય, અને જ્યારે પોતાની છાતી પર હાથ દબાવવો એ

વસ્તુ આકસ્મિક ચેષ્ટાને બદલે રોજની અખંડ ટેવ જેવી બની ગએલ હોય, ત્યારે પછી દવાની જરૂર નથી એમ એ જુવાન પાદરી શી રીતે કહી શકે? શું એ પોતાની જીવનપ્રવૃત્તિથી કંટાળીને થાકી ગયો હતો? શું એને મરી જવાનું મન હતું? આવા આવા પ્રશ્નો બોસ્ટનના તેના કરતાં મોટા ધર્મગુરુઓએ તેમ જ તેના ધર્મ-મન્દિરના મદદનીશોએ ગંભીર ધર્મભાવથી પૂછવા માંડયા, અને વિશ્વભરે આવી સ્પષ્ટ રીતે જે મદદ તેને મેળવી આપી હતી તેનો અસ્વીકાર કરવામાં રહેલા પાપ પર એ સૌ પાદરીમંડળે તેને પ્રવચન આપ્યું. એટલે આ જુવાન પાદરીએ તેમની સૌની વાત મૂંગા મૂંગા શાન્તિથી સાંભળી અને આખરે એ વૈદ સાથે વાતચીત કરવાનું તેમને વચન આપ્યું.

'જો ભગવાનને મારી વાત મંજૂર હોત,' પોતે આપેલું આ વચન પાળવા માટે તેણે વૃદ્ધ રોજર ચિલિંજવર્થને વૈદકીય સલાહ આપવા નોતર્યો ત્યારે રેવરંડ મિ ડિમ્સડેઇલે કહ્યું, 'તો તો તમે મારી ખાતર તમારી વૈદવિદ્યા અજમાવો તેના કરતાં મારી આ બધી મહેનત, મારો આ સર્વ વિષાદ, મારાં પાપ, અને મારાં દુઃખ એ સઘળાંનો મારી સાથે ટૂંક મુદ્દતમાં જ અંત આવે, અને એ બધાની અંદરના પાર્થિવ અંશો મારી સાથે મારી કબરમાં દફનાઇ જાય, અને આધ્યાત્મિક અંશો મારા સનાતન સ્વરૂપમાં ભળી જાય, એથી મને તો વિશેષ સંતોષ થાત.'

'ઓહો,' રોજર ચિલિંજવર્થનું સમસ્ત વર્તન જે સ્વાસ્થ્યથી—એ સ્વાસ્થ્ય નૈસર્ગિક હોય કે કૃત્રિમ રીતે ધારણ કરેલું હોય તે જુદી વાત—સદાએ અંકિત હતું તે સ્વાસ્થ્યથી તેણે કહ્યું, 'જુવાન પાદરી એમ જ બોલે. જુવાન માણસોએ આ સંસારમાં ઊંડાં મૂળ નાખ્યાં નથી હોતાં તેથી તેઓ જીવન પરનો પોતાનો કાબૂ આવી સહેલાઇથી જતો કરી શકે છે! અને સદાએ ઈશ્વરના સહચારમાં જ જગતમાં વિચરનારા સાધુ પુરુષો તો અભિનવ જેરૂસલેમની સુવર્ણમય ફરસબંધી પર એ ઈશ્વરની સંગાથે ચાલવા માટે આંહીંથી જલદી જલદી ઊપડી જવાને હંમેશા આતુર જ હોય છે.'

'ના,' કપાળ પર વેદનાની સુરખી ત્વરાથી પસાર થઇ ગઇ, એટલે પોતાની છાતી પર હાથ મૂકીને એ જુવાન પાદરીએ કહ્યું, 'ત્યાં ચાલવા જેટલી લાયકાત મારામાં હોત, તો તો મને આંહીં રહ્યા રહ્યા જ ઉદ્યોગ કરવાથી સંતોષ થાત.'

'સાધુ પુરુષો હંમેશાં પોતાની જાત પ્રત્યે એવી તુચ્છતાની દૃષ્ટિએ જ જુએ છે,' વૈદે કહ્યું.

આવી રીતે એ ભેદી વૃદ્ધ રોજર ચિલિંજવર્થ રેવરંડ મિ. ડિમ્સડેઇલનો શારીરિક સલાહકાર—આરોગ્ય-મંત્રી—બન્યો. એ વૈદને પોતાના દરદીના દર્દમાં જ રસ હતો એમ નહોતું, પણ તેને તો એના ચારિત્ર્ય અને માનસગુણોનું પણ નિરીક્ષણ કરવાની પ્રબળ વૃત્તિ હતી, એ લે આ બન્ને પુરુષો વચ્ચે ઉંમરનો મોટો તફાવત હોવા છતાં એ બન્ને જણ ધીરે ધીરે પોતાનો સમય એકબીજાના સાથમાં વધુ ને વધુ ગાળવા લાગ્યા. પાદરી પોતાની તબિયત સુધરે એટલા માટે અને વૈદ રોગશાન્તિ કરે એવી વનસ્પતિ પોતે એકઠી કરી શકે એટલા માટે એમ એ બન્ને જણ ગમે તો સમુદ્રકિનારે અથવા પછી અરણ્યમાં લાંબે સુધી સાથે સાથે ફરવા જવા લાગ્યા. એ વખતે ગમે તો મોજાઓની ગર્જના કે મર્મર ધ્વનિ અથવા વૃક્ષટોચોમાંથી આવતું ગંભીર વાયુસંગીત એમના વિવિધ વિહારનું સંગાથી બનતું. બન્ને જણ એક બીજાના અભ્યાસ-ખંડ ને નિવૃત્તિસ્થાનના મિજમાન પણ ફરીફરીને થતા. પાદરીને વૈદનો બુદ્ધિવિકાસ અસાધારણ ઊંડાણ અને વિસ્તારવાળો લાગ્યો, અને એના વિચારોની વ્યાપકતા ને સ્વતંત્રતા પણ પોતાના વ્યવસાયબંધુઓમાં જવલ્લે જ જોવામાં આવે એવી અસાધારણ પ્રકારની એને લાગી, એટલે તેને આ વિજ્ઞાનવિદની સોબતનો મોહ ઊપજ્યો. અને ખરી વાત કહીએ તો તો વૈદનું આ વિચારસ્વાતંત્ર્ય જોઈને પાદરીને આઘાત ન લાગ્યો હોય તોપણ તે ચમકી તો જરૂર ગયો, કેમકે મિ. ડિમ્સડેઇલ સાચો ધર્મગુરુ, સાચો ધર્મપરાયણ પુરુષ હતો, તેનામાં ધર્મ-પ્રત્યેની આદરવૃત્તિ મોટા પ્રમાણમાં વિકાસ પામી હતી, અને તેનું ચિત્ત પણ એ પ્રકારનું હતું કે કોઇપણ એકાદ સંપ્રદાયને ચીલે જોસપૂર્વક ધસવું, અને સમયના વહેવા સાથે એ ચીલો ઊંડો ને વધુ ઊંડો બનાવતાં જવું એ એનું લક્ષણ હતું. સમાજની કોઇપણ અવસ્થામાં એ આપણે જેને ઉદારમતવાદી કહીએ એવો પુરુષ તો

થયો જ ન હોત. તેને તો પોતાના પોલાદી ચોકઠામાં તેને પૂરી રાખે એવા કોઇ ધર્મસંપ્રદાયનું નિયમન તેના પર સતત રીતે ચાલુ હોય ત્યારે જ ચિત્તમાં નિરાંત થાય એવું હતું. આમ હોવા છતાં પોતે રોજ રોજ સંપર્કમાં આવતો હતો એવા પોતાના ધંધાના પુરુષો કરતાં જુદા જ પ્રકારની બુદ્ધિના માધ્યમદ્વારા વિશ્વનું દર્શન કરવામાં તેને પ્રસંગોપાત્ત જે નિવૃત્તિનો અનુભવ થતો હતો અને આનંદ ઊપજતો હતો તે કંઇ થોડો નહોતો. એ તો જાણે, અત્યાર સુધી તે પોતાના ગીચ અને ગૂંગળાટભર્યા અભ્યાસખંડમાં દીપપ્રકાશ અથવા રૂંધાઇ રૂંધાઇને આવતાં કિરણોના સૂર્યપ્રકાશમાં પુસ્તકોમાંથી નીકળતી સ્થૂળ કે સૂક્ષ્મ, શારીરિક કે નૈતિક ગમે તે પ્રકારની છતાં ફૂગીના જેવી વાસથી ગંધાતા વાતાવરણમાં બેસીને પોતાનું જીવન વ્યર્થ રીતે ગુમાવ્યા કરતો હતો ત્યાં બહારની ખુલ્લી તાજી હવા દાખલ કરે એવી એક બારી ઉઘાડી નાખી હોય, એવું લાગતું હતું. પણ આ હવા એટલી બધી તાજી અને ઠંડી હતી કે તેનાથી લાંબા વખત સુધી જીરવી શકાય એવું નહોતું. એટલે પાદરી અને તેની સાથે સાથે વૈદ પણ એ હવામાંથી એકદમ પાછા ફરીને એમનું ધર્મમંડળ જેને વિહિત અને શાસ્ત્રસંમત ગણે એવા વિચારોની મર્યાદામા જ પાછા જલદી જલદી આવી જતા હતા.

રોજર ચિલિંગવર્થ પોતાના દરદીની તેનાં બન્ને સ્વરૂપોમાં—તે પોતાને ટેવાઇ ગએલે રસ્તે પોતાને પરિચિત બની ગએલા વિચારોના વર્તુલમાં ફરતો હતો એ સમયના તેના સામાન્ય જીવનને પ્રસંગે તે જે સ્વરૂપમાં દેખાતો હતો તે સ્વરૂપમાં, તેમ જેની નવીનતા તેના શીલની સપાટી પર તેના ચારિત્ર્યનું કોઇ અપૂર્વ તત્ત્વ લઇ આવે એવા તે સામાન્ય રીતે તે ટેવાએલો હતો તેથી ભિન્ન જ પ્રકારના નૈતિક વાતાવરણમાં તેને મૂક્યો હોય તો એ વખતે તે જે સ્વરૂપમાં દેખાતો હતો તે સ્વરૂપમાં, એમ તેનાં બન્ને સ્વરૂપોમાં—કાળજીપૂર્વક બારીક તપાસ કર્યા કરતો હતો. આ ઉપરથી એમ લાગતું હતું કે તેનું હિત સાધવાનો પ્રયત્ન આદરવા અગાઉ એ પુરૂષને બરાબર યથાર્થ સ્વરૂપમાં પિછાનવો એ વસ્તુ એને તાત્ત્વિક અગત્યની જણાતી હતી. જ્યાં જ્યાં હૃદય ને બુદ્ધિ હોય છે, ત્યાં ત્યાં ભૌતિક શરીરના વ્યાધિઓ પણ આ બન્નેની વિશિષ્ટતાઓથી હમેશાં રંગાએલા હોય છે. આર્થર ડિમ્સડેઇલમાં વિચાર અને કલ્પના એટલાં બધાં પ્રવૃત્તિશીલ હતાં, અને અહણધારણની ચેતનાશક્તિ એટલી સતેજ હતી, કે તેની શારીરિક નિર્બળતાનું મૂળ ત્યાં ક્યાંક હોવાનો સંભવ હતો. એટલે રોજર ચિલિંગવર્થ—એ કુશળ પંડિત, એ માયા ને મૈત્રીભાવભર્યો વૈદ—તેના સિદ્ધાન્તોને ખોતરી ખોતરીને તેનું રહસ્ય સમજી, તેનાં સંસ્મરણોનું મર્માન્વેષણ કરી, અને ખજાનો શોધવાને નીકળેલો માણસ ઊંડા કોતરમાં સાવચેતીપૂર્વક બધે તપાસ કરે તેવી રીતે તેના જીવનમાં બધી વાતની સૂક્ષ્મ તપાસ કરીને પોતાના દરદીના અંતરમાં ઊંડે ઊંડે ઊતરવા માટે પ્રયત્ન કરવા લાગ્યો. કોઇ મંશોધકને શોધ કરવાને માટે તક મળેલ હોય તેમ પરવાનો પણ મળેલ હોય, અને એ શોધ કરવાને માટે આવશ્યક એવી નિપુણતા તેનામાં હોય તો પછી એવો સંશોધક ન સમજી શકે એવાં રહસ્યો કે ગૂઢતત્ત્વો બહુ જ થોડાં હોય છે. જે માણસ પોતાના અંતરમાં કોઇ ગુપ્ત વાતનો ભાર લઇને ફરતો હોય તેણે ખાસ કરીને પોતાના વૈદ સાથે બહુ નિકટ પરિચયમાં આવવું નહિ. કેમકે જો વૈદમા જો નૈસર્ગિક ચતુરાઇ ને તીવ્ર બુદ્ધિ હોય, અને તેની સાથે જેનું યથાર્થ નામ આપવું મુશ્કેલ છે એવું એક તત્ત્વ—ચાલોને અત્યારે કામ પૂરતું આપણે તેને સહજોપલબ્ધિ કહીએ તે તત્ત્વ—હોય; તે જો કશો અહંભાવ પ્રકટ ન કરે તેમ પોતાનાં આગવા પણાનાં અરુચિકર લક્ષણો વ્યક્ત ન કરે; તેનામાં જો પોતાના દરદી સાથે પોતાના ચિત્તને એટલું પ્રીતિભાવવાળું બનાવવાની કૃત્રિમ કે પ્રયત્નસિદ્ધ નહિ પણ જન્મસિદ્ધ એવી શક્તિ હોય કે તેનો દરદી મનમાં તો પોતે જાણે એકલો એકલો વિચાર કરે છે એમ માનતો હોય એવી વાતો અજાણતાં તેની આગળ બોલી નાખતો હોય; આવી રીતે દરદી જે કંઇ વાત પ્રકટ કરે તે કશાએ ક્ષોભ કે આવેશ વગર ઝીલી લેવામાં આવે, અને સ્પષ્ટ રીતે બોલી બતાવેલા સમભાવપૂર્વક નહિ પણ મૌનપૂર્વક, અવાજ ન થાય એવા નિ:શ્વાસપૂર્વક અથવા તો વચ્ચે વચ્ચે અવારનવાર પોતે બધી વાત બરાબર સમજે છે એમ દર્શાવનારા એકાદ શબ્દના ઉચ્ચારપૂર્વક સ્વીકારવામાં આવે, વિશ્વાસુ મિત્રના આવા આવા ગુણોની સાથે તેને પેલો પુરુષ પોતાના વૈદ તરીકે સ્વીકારતો હોય એ પરિસ્થિતિના લાભો જો એ ગુણોમાં ઉમેરાય—તો કદાચ

રહેલા પુરુષનો આત્મા કોઈ અનિવાર્ય પળે પોતાની આસપાસ જકડી લીધેલાં બંધનોથી મોકળો બનશે, અને પોતાની સઘળી ગુપ્ત વાતો ધોળે દહાડે બહાર કાઢીને સામળા પણ પારદર્શક પ્રવાહરૂપે વહેવા લાગશે.

રોજર ચિલિંજવર્થમાં ઉપર ગણાવેલા સઘળા અથવા ઘણાખરા ગુણો હતા. છતાં વખત તો એમ ને એમ વહેવા લાગ્યો. આ બન્નેનાં કેળવાએલાં સંસ્કારી ચિત્તોને એકઠાં થઈને મળવા માટે, માનવીએ અત્યાર સુધીમાં જે જે બાબતોનો વિચાર કર્યો છે અને જે જે વિષયોનું અધ્યયન કરેલું છે તે સઘળા વિષયોનો અખિલ પ્રદેશ મિલનભૂમિ તરીકે તૈયાર હતો. તેથી આપણે કહી ગયા તેમ આ બે પુરુષો વચ્ચે એક પ્રકારનો ગાઢ નિકટતાભર્યો સંબંધ જામ્યો. તેઓ ધર્મ અને નીતિ, સાર્વજનિક પ્રશ્નો અને અંગત ચાલચલગત એમ બધી બાબતોની ચર્ચા કરતા. બન્ને જણ ખાસ પોતાની અંગત જ ગણાય એવી ઘણી બાબતો વિશે એક બીજાને વાતો કરતા, અને છતાં, આ પાદરીના મનમાં ઊંડે ઊંડે કોઈ ગુપ્ત વાત હોવી જોઈએ એમ વૈદ માનતો હતો તેવી કોઈ ગુપ્ત વાત એ પાદરીના ચિત્તમાંથી નીકળીને તેના સોબતીના કાને આવી નહિ. આથી વૈદને શંકા પડી કે મિ. ડિમ્સડેઈલે એના શારીરિક વ્યાધિનું સ્વરૂપ પણ પોતાની આગળ પૂરેપૂરું પ્રકટ કરેલું નહોતું. ખરેખર, પાદરીનું આ મૌન તો અજબ કહેવાય!

થોડા વખત પછી રોજર ચિલિંજવર્થે કરેલા ઇશારા ઉપરથી ડિમ્સડેઈલના મિત્રોએ એવી ગોઠવણ કરી કે જેથી એ બન્ને જણ એક જ મકાનમાં રહેવા લાગ્યા. આમાં ઉદ્દેશ, પાદરીના જીવનસાગરમાં જે કંઈ ભરતી ઓટ થાય તે દરેક પર તેને વિશે ચિંતા કર્યા કરતા અને તેના પ્રત્યે પ્રેમભાવ રાખનારા વૈદની નજર રહી શકે એ હતો. આમ એ બન્ને જણ સાથે રહી શકે એવી યોજના થાય તો સારું એમ સૌની ખૂબ ઇચ્છા હતી, તેથી એ યોજના સિદ્ધ થઈ શકી ત્યારે આખા શહેરમાં સૌને પુષ્કળ આનંદ થયો. એ જુવાન પાદરીનું હિત સાધવા માટે આ યોજના સૌને ઉત્તમોત્તમ લાગતી હતી. અલબત્ત તેના હિતની સિદ્ધિ અર્થે આ સિવાય બીજી પણ એક યોજના થઈ શકે એમ હતી, અને આ વિષયમાં કંઈયે અભિપ્રાય દર્શાવવાનો જેમનો અધિકાર ગણાય એવા પુરુષોના મત પ્રમાણે તો તે યોજના પેલી યોજના કરતાં પણ ચડિયાતી હતી. આ યોજના એ હતી કે તે પાદરી પ્રત્યે ધર્મદૃષ્ટિએ પુષ્કળ આસક્તિ રાખનારી અને તેને પ્રેમાદરપૂર્વક પૂજનારી અનેક રૂપવતી કુમારિકાઓ ત્યાં હતી, તેમાંથી એકાદનું તે પાણિગ્રહણ કરે. પણ એ બાબતમાં આર્થર ડિમ્સડેઈલને સમજાવી શકાય એવી અત્યારે તો કશી આશા દેખાતી ન હોતી, કેમકે જાણે ધર્મગુરુઓએ તો સદાયે અપરિણીત જીવન જ ગુજારવું જોઈએ એવો તેની દૃષ્ટિએ ધર્મમંડળના નિયમનનો કોઈ સિદ્ધાંત હોય એમ એ સંબંધમાં જ્યારે જ્યારે કંઈએ સૂચન તેને કરવામાં આવતું ત્યારે ત્યારે તે એકદમ તેનો તિરસ્કાર કરતો હતો. આ પ્રમાણે મિ. ડિમ્સડેઈલને, તેની પોતાની જ ઇચ્છાથી, કોઈ બીજા માણસને ત્યાં જે લૂખોપાકો ખોરાક મળે તે ખાવાનો હતો, અને કોઈ બીજાની સઘડીથી જ તાપવા માગતા પુરુષને જીવનભર જે ઠંડી વેઠવી પડે તે ઠંડીમાં ઠૂંઠવાવાનું હતું. તેથી આ ચતુર, શાણો, અનુભવી અને શુભેચ્છક વૈદ–જુવાન પાદરી પ્રત્યે પિતાના જેટલા પ્રેમાદરભાવથી જોનારો આ વૈદ–જ સમસ્ત માનવજાતિમાં એ જુવાન પાદરીના નિકટ સહવાસમાં રહે એ ખરેખર સૌને સર્વથા યોગ્ય લાગ્યું.

આ બન્ને મિત્રોનું નવું નિવાસસ્થાન, પાછળથી કિંગ્ઝ ચૅપલનું પૂજ્ય ધર્મમન્દિર બાંધવામાં આવેલું છે તે જ જગા પર લગભગ આવી રહેલા સામાજિક દૃષ્ટિએ પ્રતિષ્ઠિત એવી એક ધર્મનિષ્ઠ વિધવાના મકાનમાં નક્કી થયું હતું. એની એક બાજુએ, મૂળ આઈઝેક જ્હોનસનનું ખેતર ને ઘર હતું ત્યાં, કબ્રસ્તાન આવેલું હતું, તેથી આ પાદરી અને વૈદ બન્નેના હૃદયમાં પોતપોતાના વ્યવસાયને અંગે ગંભીર વિચારો સ્ફુરાવે એવી એ જગા હતી. એ ભલી વિધવા બાઈએ મિ. ડિમ્સડેઈલ પ્રત્યે માતાની જેટલી કાળજી રાખીને તેને માટે પુષ્કળ સૂર્યપ્રકાશ આવે અને મધ્યાહ્નને સમયે તડકો ખૂબ લાગે તો બારીઓના પડદા ભીડી શકાય એવી સગવડવાળો પોતાના મકાનનો આગલો ખંડ નક્કી કર્યો, એ ખંડની દીવાલો પર, ગોબેલિનની શાળો પર તૈયાર થએલા કહેવાતા ચિત્રાંકિત પડદા ટાંગી દીધા હતા. પડદા ગોબેલિનમાં તૈયાર થયા હોય કે બીજે, પણ તેના

પર રેવિડ ને બાથશેબા, અને પયગંબર નાથનની પૌરાણિક કથા હજુ એ વખતે ઊપટી નહિ ગએલા એવા તાજા રંગોમાં દોરેલી હતી. એ ચિત્રોમાં કથામાંની પેલી સ્વરૂપવતી સ્ત્રીને તથા દુઃખને ધિક્કારતા પેલા પયગંબરને એમ ઉભયને તાદૃશ આકારમાં આલેખેલાં હતાં. આ પડદા આગળ એ વિવર્ણ પાદરીએ પોતાનો ગ્રંથસંગ્રહ ગોઠવ્યો. એ ગ્રંથસંગ્રહમાં જૂના ખ્રિસ્તી ધર્મગુરૂઓએ રચેલાં ચામડાના પૂંઠે બાંધેલાં પુસ્તકો, યાહુદી પંડિતોનાં પુસ્તકો, તેમ મઠનિવાસી સાધુ પુરુષોની વિદ્વત્તાના ફલરૂપ પુસ્તકો હતાં. મકાનની બીજી બાજૂએ રોજર ચિલિંજ-વર્થે પોતાનો અભ્યાસખંડ અને પ્રયોગશાળાની ગોઠવણ કરી. આ પ્રયોગશાળા કંઇ અત્યારનો કોઇ વિજ્ઞાનશાસ્ત્રી ઠીક ઠીક સંપૂર્ણ ગણે એવી સમૃદ્ધ નહોતી, પણ તેમાં રાસાયણિક સંશોધનમાં ઉપયોગી થઇ પડે એવું એક યંત્ર અને ઓસડિયાં તેમ રસાયણોનું મિશ્રણ કરવાનાં સાધનો હતાં. પણ આટલી અલ્પ સામગ્રી વડે પણ પોતાનો ઉદ્દેશ કેમ પાર પાડવા તે એ અનુભવી કીમિયાગરને બરાબર આવડતું હતું. ત્યારે આવા સોઇદાર અને અનુકૂળ મકાનમાં આ બન્ને વિદ્વાન પુરુષોએ પડાવ નાખ્યો. બન્ને જણ પોતપોતાના ખંડમાં પોતપોતાના ખાસ વિષયનું અધ્યયન મનન ચિંતન સ્વતંત્ર રીતે કર્યા કરતા, છતાં એક બીજાના ઓરડામાં જવાની સગવડ હોવાથી ને ઘરના માણસ જેવા બની ગયા હોવાથી બન્ને જણ એકબીજાના ખંડમાં આંટો મારી આવતા અને એમ એકબીજાની પ્રવૃત્તિનું કૌતુકપૂર્વક નિરીક્ષણ કર્યા કરતા.

આથી, આ જુવાન પાદરીની તબિયત સુધારી તેને પહેલાના જેવો તંદુરસ્ત બનાવી દેવા માટે અનેક સ્ત્રીપુરુષો જાહેર રીતે, ઘર આંગણે, તેમ મનમાં ખાનગી રીતે ઇશ્વરને જે અનેક પ્રાર્થનાઓ ફરી ફરીને કર્યા કરતા તે પ્રાર્થનાઓ પાછળનો હેતુ સિદ્ધ કરવા માટે વિશ્વંભરે આ બધી સગવડ કરી આપી હતી એમ આપણે અગાઉ સૂચવ્યું તેમ રેવરંડ આર્થર ડિમ્સડેઇલના ઘણાખરા સમજદાર મિત્રો જે કલ્પના કરતા હતા તે છેક અર્થરહિત નહોતી. પણ મિ. ડિમ્સડેઇલ અને આ બેદી બુઝર્ગ વૈદ વચ્ચેના સંબંધ વિષે આ શહેરનો એક ‘બીજો સમુદાય હમણાં હમણાં થોડા વખતથી એક સ્વતંત્ર જ અભિપ્રાય ધરાવવા લાગ્યો હતો એ વાત પણ હવે જણાવી દેવી જોઇએ. કોઇ અણઘડ લોકસમુદાય જ્યારે સ્વતંત્ર દૃષ્ટિએ જોવા કે મત બાંધવા નીકળે છે ત્યારે તેને માટે છેતરાવાનો સંભવ ઘણો મોટો હોય છે છતાં, એ સમુદાય જ્યારે પોતાના વિશાળ ને ભાવોષ્માભર્યા અંતરની અંતઃસ્ફુરણા કે સહજોપલબ્ધિને આધારે કોઇ પણ મત બાંધે છે ત્યારે આવી રીતે એણે પ્રાપ્ત કરેલા નિર્ણયો એટલા ઊંડા અને અચૂક હોય છે કે તે કોઇ અતિમાનુષ સાધન દ્વારા પ્રકટ થએલા સત્ય જેવા બની જાય છે. જે લોકોની આપણે અહીં વાત કરીએ છીએ તેઓ રોજર ચિલિંજવર્થ પ્રત્યે પોતાને જે અણગમો હતો તે અણગમાના સમર્થનમાં ગંભીર રીતે રદિયો આપવો પડે એવી એક પણ હકીકત કે દલીલ રજૂ કરી શકે એમ નહોતા. ખરી વાત છે કે એ લોકોમાં એક બહુ જ બુઢ્ઢો કારીગર હતો ખરો, જે ત્રીસેક વરસ ઉપર સર થોમસ ઓવરબરીનું ખૂન થએલું તે વખતે લંડનમાં વસતો હતો. એ કારીગર એમ કહેતો હતો કે આ વૈદને પોતે એ વખતે ઓવરબરીપ્રકરણમાં સંડોવાએલા નામચીન જૂના છલમી જાદુગર દાક્તર ફોરમેનના સાથમાં અત્યારે પોતે ભૂલી ગએલો એવા હાલ કરતાં કોઇ જુદા જ નામે જોએલો હતો. વળી બીજા બે ત્રણ માણસોએ એવી પણ ગર્ભિત વાત કહી કે આ કુશળ વૈદ રેડ ઇંડિયન લોકોના મુલકમાં કેદી હતો ત્યારે એ જંગલી પ્રજાના પુરોહિતોના મંત્રપ્રયોગોમાં ભાગ લઇને તેણે પોતાનું વૈદકનું જૂનું જ્ઞાન વધાર્યું હતું. હવે આ બધા જંગલી પ્રજાના પુરોહિતો તો જબરા જાદુગરો હતા અને ભૂતપ્રેતવિદ્યાની અંદરની પોતાની કુશળતાને બળે દેખીતી રીતે અસાધ્ય લાગતા એવા અનેક રોગો મટાડતા હતા. બહુ મોટી સંખ્યાના માણસો—અને આ બધા માણસો એવી ઠાવકી બુદ્ધિના, અવલોકનશીલ, વ્યવહારકુશળ પુરુષો હતા કે બીજા વિષયોમાં એમના અભિપ્રાયો ખરેખર મૂલ્યવાન ગણાય એવા હતા—એમ કહેતા હતા કે શહેરમાં આવ્યા પછી, અને તેમાંએ ખાસ કરીને તો મિ ડિમ્સડેઇલ સાથે એક જ મકાનમાં રહેવા માંડ્યા પછી રોજર ચિલિંજવર્થના દેખાવમાં ખાસ ધ્યાન ખેંચે એવો ફેરફાર થયો છે. એ શહેરમાં આવ્યો ત્યારે શરૂઆતમાં એનો દેખાવ શાન્ત, ચિંતન-પરાયણ, અને પંડિતના જેવો હતો, પણ હવે એના

ચહેરામાં પોતે અગાઉ નહિ દીઠેલી એવી વિરૂપતા અને દુષ્ટતા જોવામાં આવતી હતી, અને એ વૈદને લોકો જેમ વધુ વધુ જોતા તેમ આ વિરૂપતા અને દુષ્ટતા દૃષ્ટિને વધુ ને વધુ સ્પષ્ટ થતી જતી લાગતી. સામાન્ય પ્રાકૃત લોકોના મત પ્રમાણે તો એની પ્રયોગશાળાની અંદર જે અગ્નિ એ સળગાવેલો રાખતો હતો તે એ પાતાળલોકમાંથી લાવેલો હતો, અને તે અગ્નિમાં એ જે બળતણ નાખતો હતો તે પણ નરકલોકમાંથી આણેલું હતું, અને તેથી એ નરકલોકના બળતણના ધુમાડાની મેશથી એનો ચહેરો સ્વાભાવિક રીતે જ સામળો પડતો જતો હતો.

આપણી વાત સંક્ષેપમાં સમેટી લઇએ તો, લોકોના બહુ વિશાળ ભાગમાં એવો અભિપ્રાય ફેલાવા લાગ્યો કે, ખ્રિસ્તી જગતના સકળ યુગોમાં થઇ ગએલા વિશિષ્ટ પવિત્રતા ને સાધુતાવાળા બીજા અનેક પુરુષોની પેઠે રેવરંડ આર્થર ડિમ્સડેઇલ કને પણ શયતાન વારંવાર આવતો હતો, અથવા શયતાન પોતે આવતો ન હોય તો શયતાનનો કોઇ પ્રતિનિધિદૂત બુઝર્ગ રોજર ચિલિંજવર્થ–નો વેશ લઇને તેને વળગી પડયો હતો. આ આસુરી પ્રતિનિધિને આ પાદરીના નિકટ સહવાસમાં આવાને એના અંતરમાં ઊંડે ઉતરવાની અને એ દ્વારા એના આત્મા સામે કાવતરૂં કરવાની અમુક મુદત માટે જાણે દૈવી પરવાનગી મળેલી હતી. હવે આ રીતે પાદરી અને શયતાન વચ્ચે જે યુદ્ધ આરંભાએલું તેમાં વિજય કયા પક્ષને મળવાનો એ સંબંધમાં તો કોઇ પણ સમજદાર માણસને જરા પણ શંકા જેવું હોય જ નહિ એમ સૌ કહેતા હતા. આ ઝઘડામાં પાદરી જ નિઃશંક વિજય મેળવવાનો, અને એ વિજયને પરિણામે એનું આખું સ્વરૂપ જ પલટાઇને અત્યાર કરતાં વિશેષ ગૌરવશાળી બનવાનું એવી પણ આશાથી અને શ્રદ્ધાથી લોકો એ ઝગડાના પરિણામની વાટ જોવા લાગ્યા. દરમિયાન, વિજય સિદ્ધ કરતાં પૂર્વે એને જે મરણતોલ વેદનાનો ઘણું કરીને અનુભવ લેવો પડવાનો તેનો વિચાર કરતાં સૌને ખરે-ખર ખેદ થતો હતો.

અરેરે ! આ બાપડા પાદરીની આંખોના ઊંડાણમાં જે ગમગીની અને ભયત્રસ્તતાના ભાવો જોવામાં આવતા હતા તે ઉપરથી તો એમ લાગતું હતું કે શયતાન સાથેનું એનું આ યુદ્ધ અત્યંત દારુણ નીવડતું જતું હતું અને તેમાં વિજય જ મળશે એવી કશી ખાતરી નહોતી.

## ૧૦

## વૈદ અને તેનો દરદી

બુઝર્ગ રોજર ચિલિંજવર્થ એના સમસ્ત જીવન દરમિયાન પહેલેથી સ્વભાવે શાન્ત અને જોકે બહુ હેતાળ તો નહિ છતાં માયાળુ હતો, અને સંસાર સાથે–ના તેના સકળ વ્યવહારમાં વિશુદ્ધ અને પ્રમાણિક પુરુષ હતો. અત્યારે તે મનમાં એમ સમજતો હતો કે પોતે જે અન્વેષણ આદર્યું છે તે કોઈ ન્યાયાધીશના જેટલી જ આકરી અને નિષ્પક્ષ પ્રમાણિકતાથી આદર્યું છે, અને પ્રસ્તુત વિષયમાં તો જોકે માનવહૃદયના રાગદ્વેષો અને પોતાની જાત પ્રત્યે થએલા અન્યાયોનો પ્રશ્ન સંકળાએલો હતો, છતાં એવું કશું માનવ કે અંગત તત્ત્વ એમાં પરોવાએલું ન હોય અને ભૂમિતિના સિદ્ધાન્તની અંદરની કેવળ કાલ્પનિક આકૃતિઓ ને રેખાઓ સાથે જ પોતે કામ કરી રહ્યો હોય એવી કેવળ સત્યપરાયણતાથી પ્રેરાઇને જ પોતે આ અન્વેષણ કરી રહયો છે એમ એ માનતો હતો. પણ આ અન્વેષણમાં એ જેમ જેમ આગળ વધતો ગયો તેમ તેમ આ બુઢ્ઢા માણસને આ વિષયનો ભયંકર મોહ ઊપજતો ગયો. એક પ્રકારની અનિવાર્ય શકિત કે સત્તાએ–સ્વરૂપે શાન્ત છતાં ભયંકર સત્તાએ–તેની આસ-પાસ ભરડો લઇ લીધો, અને એ સત્તાના સઘળા આદેશો એ પાર પાડી શકયો નહિ ત્યાં સુધી આ ભરડામાંથી તેણે એને જરા પણ ચસકવા દીધો નહિ. કોઇ માણસ સોનું મેળવવા માટે જેમ ખાણમાં ઊંડે ઊંડે ખોદ્યા કરે, અથવા એથી વધારે ઉચિત ઉપમા આપીએ તો, કોઈ ઘોરખોદિયો દફનાએલા માણસની છાતી પર દાટવામાં આવેલો હીરો મેળવવા માટે જેમ તેની કબર ખોદ્યા કરે, જોકે એના ખોદાણકામને અંતે તો એને કેવળ માનવશરીરના સડેલા ખવાએલા અવયવો સિવાય બીજું કંઇએ મળવાનો સંભવ ન હોય છતાં ખોદ્યા કરે, એવા ઘોરખોદિયાની પેઠે તેણે હવે આ બાપડા પાદરીના અંતરને ખોદવા માંડયું. પાદરીના અંતરમાંથી પેલા ઘોરખોદિયાની પેઠે એને જો કેવળ માનવ

શરીરના સડેલા અવયવો જ જોઈતા હોય તો તો એના આત્માની સ્થિતિ ખરેખર દયાપાત્ર ગણવી જોઈએ.

કેટલીક વાર તો આ વૈદની આંખમાંથી કોઈ ભઠ્ઠીના ઉપરના ભાગમાં જોવામાં આવે છે એવું અપશુકનિયાળ આસમાની તેજ ચમકતું નજરે પડતું હતું. એ તેજ ઉપરથી લાગતું હતું કે આ કાળા પ્રાણિમાને પોતાના ખોદકામમાં ઉત્તેજન આપે–પોતે જે વસ્તુ માટે આ ખોદકામ કરી રહ્યો હતો તે હાથ આવવાની એવી આશાદ્વારા તેને ઉત્તેજન આપે–એવાં કોઈક ચિહ્નો જે ભૂમિમાં તે એ ખોદકામ કરી રહ્યો હતો તેમાં સંભવ છે કે તેને મળી આવ્યાં હતાં.

'આ માણસને સૌ વિશુદ્ધ ચારિત્ર્યશાળી ગણે છે,' આવાં ચિહ્નો મળી આવેલા તેથી કોઈક ક્ષણે તે સ્વગત બોલ્યો, 'દેખાવે પણ એ કેવળ ધર્મપરાયણ અને આધ્યાત્મિકતાથી ભરપૂર લાગે છે, છતાં ગમે તો તેના પિતા તરફથી અથવા તો પછી માતા તરફથી તેને પ્રબળ પાશવતાનો વારસો મળેલો હોય એમ જણાય છે, માટે આ દિશામાં ચાલો આપણે આગળ જરા ઊંડું ખોદકામ કરીએ.'

પછી પાદરીના અલ્પપ્રકાશિત અંતરમાં લાંબી શોધ કરી એટલે એમાંથી એને માનવજાતિના કલ્યાણની ઉચ્ચ મહત્ત્વાકાંક્ષાઓ, ભૂતમાત્રના આત્મા પ્રત્યેની ઉષ્માભરી પ્રેમવૃત્તિ, વિશુદ્ધ ભાવનાઓ અને હૃદયભાવો, અધ્યયન મનનને અંતે પરિપુષ્ટ થએલી એવી નૈસર્ગિક ધર્મનિષ્ઠા–આવા આવા ઉચ્ચ સદ્‌ગુણોના સ્વરૂપમાં એને પુષ્કળ મૂલ્યવાન સામગ્રી મળી આવી, પણ આપણા અન્વેષકને મન તો આ સઘળું મહામૂલું સોનું કોડીનીયે કિંમતનું નહોતું લાગતું, એટલે આવી ઉચ્ચ સામગ્રી જ મળતાં એ હતાશ થઈને એ દિશામાંથી પાછો ફરતો અને કોઈ બીજે ઠેકાણેથી ફરી શોધ કરવી શરૂ કરતો. એની આ શોધ એ ચોરના જેટલી ચૂપકીથી કરતો–કોઈ ઓરડામાં મકાનધણી અર્ધજાગતો અથવા તો કદાચ પૂરેપૂરી જાગ્રત અવસ્થામાં સૂતેલો પડ્યો હોય ત્યાં તફડંચી કરવા જનારો ચોર જેમ સાવચેત પગલે આજુબાજુએથી બધી બાબતની ચોકસાઈ રાખતો અંધારામાં ફંફોસતો ફંફોસતો કાળજીપૂર્વક તપાસ કરે, એ મકાનધણી જે મહામૂલ્યવાન વસ્તુને પોતાની આંખના રતન સમાન ગણીને ચલાવ્યું; સાચવી રહ્યો હોય તે જ વસ્તુ ઉઠાવી લેવા માટે આમ ભારે કાળજીપૂર્વક એ ચોર જેમ તપાસ કરે એવી રીતે આ માણસે પણ તપાસ કરવા માંડી. અને એણે આ પ્રમાણે પહેલેથી જ બરાબર સાવચેતી રાખેલી હોવા છતાં અવારનવાર પોતે ચાલતો હતો એ જમીનનિ-માંથી અવાજ થતો હતો; એનાં વસ્ત્રો પણ એક બીજા સાથે ઘસાય તેથી તેનો સળવળાટ થતો, અને જ્યાં જવાનો પોતાને હક્ક નહતો એવી નિષિદ્ધ ભૂમિમાં પોતે જેને લૂંટવા માગતો હતો એ પુરુષના પર જ પોતાનો પડછાયો અણધાર્યો પડતો હતો. એટલે કે, મિ. ડિમ્સડેઇલના જ્ઞાનતંતુઓ એટલા બધા સૂક્ષ્મ વેદનશીલ હતા કે તે કોઈપણ વસ્તુની અસર [illegible] જેવી ત્વરાથી ઝીલી લેતા હતા, જાણે આત્મામાં કોઈ દિવ્યના જ્ઞાનનો એકાએક ઝબકારો થયો હોય એવી રીતે તે વસ્તુઓને સમજી લેતા હતા, અને તેથી આ વૈદ સાથેના પોતાના વ્યવહારમાં પોતાને નુકશાન કરે ને પોતાના સ્વાસ્થ્યને ક્ષુભિત કરે એવું કોઈક અનિષ્ટ વિરોધી તત્ત્વ પેઠું છે એવું આછું આછું ભાન તેને થઈ આવતું હતું. પણ સામી બાજૂએ રોજર ચિલિંગવર્થ પણ એટલો જ સૂક્ષ્મ વેદનશીલ હતો; એને પણ પાદરીના જેવા જ ત્વરિત જ્ઞાનઝબકારાથી આજુબાજુની પરિસ્થિતિ પ્રકટ થઈ જતી હતી; એટલે જ્યારે પાદરી એના તરફ ભયભીત દૃષ્ટિથી જોતો ત્યારે વૈદ, મિત્રની પેઠે માયાળુ, સંભાળ રાખનાર, સમભાવપૂર્વક તપાસ રાખનાર, અને છતાં બીજાની વાતમાં જરા પણ વચ્ચે પડતું માથું ન મારનાર સૌમ્ય પુરુષનું શાન્ત સ્વરૂપ ધારણ કરીને બેસી જતો.

છતાં, માંદા માણસમાં સ્વાભાવિક રીતે આવી જતી અમુક પ્રકારની રોગિષ્ઠ વિકૃત મનોદશાને લીધે મિ. ડિમ્સડેઇલ જો આખી માનવજાતને માટે વહેમીલો અને શંકાશીલ ન બની ગયો હોત, તો એ પાદરી આ પુરુષનું યથાર્થ સ્વરૂપ કદાચ વધારે સારી રીતે જોઈ શક્યો હોત. પણ તે તો કોઈ પણ પુરુષને મિત્ર માની જ શકતો નહોતો, કોઈના પર પણ વિશ્વાસ રાખી જ શકતો નહોતો, એટલે જ્યારે એક માણસ એનો દુશ્મન થઈને એની પાસે આવી પહોંચ્યો ત્યારે આ માણસ મારો

મિત્ર છે એમ જેમ એ કોઈને ઓળખી શકતો નહોતો તેમ આ માણસ મારો દુશ્મન છે એમ પણ એ પારખી શક્યો નહિ. એટલે એ વૈદ વિશે એને થોડી ઘણી ગંધ આવવા છતાં એ તેની સાથે આગળના જેવો જ પરિચયભર્યો નિકટ સહવાસ રાખીને, રોજરોજ તેને પોતાના અભ્યાસખંડમાં આવકાર આપતો, અથવા પોતે એની પ્રયોગશાળામાં જતો, અને વિનોદ તેમ વૈવિધ્ય ખાતર નકામાં જાળાંઝાંખરામાંથી અકસીર દવા તૈયાર કરવામાં આવતી તેની આખી વિધિ ને પ્રક્રિયા અવલોક્યા કરતો હતો.

એક દિવસ હાથ પર લમણો ટેકીને અને એ હાથની કોણી કબ્રસ્તાન ભણીની બારીના બારસાખ પર રાખીને પાદરી, રોજર ચિલિંજવર્થ કદરૂપા દેખાવના કેટલાક રોપાઓનું એ વખતે નિરીક્ષણ કરી રહ્યો હતો તેની સાથે વાત કરવા લાગ્યો.

'ભલા વૈદરાજ,' એ રોપાઓ તરફ તિરછી નજરે જોઇને—આ પાદરીનું એક વિશિષ્ટ લક્ષણ એ હતું કે હમણાં હમણાં કોઇ મનુષ્ય કે કોઇ નિર્જીવ વસ્તુ તરફ જોવું હોય તો તેના તરફ તે સામે મોઢે સીધી નજરે જવલ્લે જ જોતો હતો, અને કેવળ તિરછી નજર જ તેના ભણી કરતો હતો, એટલે એવી તિરછી નજરે જોઇને—તેણે પૂછયું. 'આવાં પોચાં પાંદડાંવાળી આ વનસ્પતિ તમે ક્યાંથી લાવ્યા ?'

'કેમ વળી, આ બાજૂના કબ્રસ્તાનમાંથી જ,' પોતાનું નિરીક્ષણકાર્ય ચાલુ રાખીને વૈદે જવાબ આપ્યો. 'આ જાતનાં ઝાંખરાંનો મને પોતને પણ આ પહેલી જ વારનો પરિચય થાય છે. અત્યાર પહેલાં મેં આવા રોપા કદી જોયા નહોતા. પેલી નામનિશાન વગરની કબર પરથી મને તે મળી આવ્યા. એ મૃત પુરૂષના સ્મરણમાં પોતાની મેળાએ જ તેના સ્મૃતિલેખનું કામ કરવા નીકળી પડેલા આ વિરૂપ ઝાંખરાં સિવાય બીજું કશું ઊભું કરેલું જણાતું નથી. આ ઝાંખરાં એના અંતરમાંથી ઊગી નીકળ્યાં છે, અને મને લાગે છે કે એના અંતરમાં કોઇ ભયંકર ગુપ્ત વાત જીવનભર રહેલી અને મરતાં સુધીમાં એણે તે કોઇને જણાવેલી નહિ તેથી મૃત્યુ સમયે પણ તેના શબની સાથે જ આ કબરમાં જ તે દટાઇ રહેલી તેને અત્યારે પોતાના આ બેડોળ દેખાવદ્વારા એ ઝાંખરાં દર્શાવી રહેલ છે.'

'કદાચ તેને એ ગુપ્ત વાત કોઇને જણાવવાની તો ઉત્કટ ઇચ્છા હશે,' મિ. ડેમ્સડેઇલે કહ્યું, 'પણ બીચારો જણાવી શક્યો નહિ હોય.'

'કેમ નહિ જણાવી શક્યો હોય?' વૈદે સામો પ્રશ્ન પૂછ્યો. 'સમસ્ત પ્રકૃતિ પાપની કબૂલાત કરવા માટે સૌને પ્રબળ રીતે પ્રેરી રહી છે, એટલી બધી પ્રબળ રીતે પ્રેરી રહી છે કે એ માણસે પોતાની વાત જીવતાં ન જણાવી તો એણે અપ્રકટ રાખેલા એ ગુનાને હવે પ્રકટ કરી દેવા માટે આ કાળાં ઝાંખરાં તેના અંતરમાંથી ઊગી નીકળ્યાં છે—આમ પ્રકૃતિ કોઇ નહિ ને કોઈ રૂપમાં અચૂક રીતે ગુપ્ત વાત જાહેર કરવાને સૌને પ્રેરી રહી છે, છતાં એ કેમ નહિ જણાવી શક્યો હોય ?'

'એ, બધી તો, મહેરબાન, તમારી કલ્પનાની ભ્રમણા છે,' પાદરીએ જવાબ આપ્યો. 'મને જે લાગે છે તે સાચું હોય તો તો, માનવહૃદયમાં દટાઇ રહેલી ગુપ્ત વાત, ગમે તો પ્રકટ શબ્દો દ્વારા અથવા કોઇ પ્રતીક કે મૂર્તિના સૂચનદ્વારા જાહેર કરવા માટે ઇશ્વરી દયા સિવાય બીજી કોઇ પણ વસ્તુમાં તાકાત નથી. કોઈ મહા દયાળુ ભગવાન પાસે જ આવાં હૃદયો પોતાની ગુપ્ત વાત ખુલ્લી કરી શકે. બીજાં કોઇ આગળ તે કદી ઉઘાડી જ ન શકે. આવી ગુપ્ત વાત પોતાના અંતરમાં દાટી રાખવાનો ગુનો કરનારાં હૃદયોને તો એવી વાત, સમસ્ત વિશ્વની સકલ ગૂઢ વસ્તુઓનું રહસ્ય પ્રકટ થવાનો અંતિમ દિવસ આવે ત્યાં સુધી ઇચ્છા હોય કે ન હોય તોપણ બળપૂર્વક પોતાના અંતરમાં દાટી રાખવી પડે છે, અને એ અંતિમ દિવસે બધી ગુપ્ત વાતો પ્રકટ થવાની એમ જે આપણા પવિત્ર શાસ્ત્રગ્રંથમાં લખેલું છે તેનો અર્થ પણ માનવીઓના વિચારો અને કાર્યોનું તે દિવસે જે પ્રકટીકરણ થવાનું તે એ બદલ એમને સૌને સજા કરવાના આશયથી થવાનું એવો પણ એ શાસ્ત્રવચનોનો અર્થ હું પોતે તો કરતો નથી. એવો અર્થ કરવો એ તો એ શાસ્ત્રવચનોને બહુ જ છીછરી દૃષ્ટિએ જોવા બરાબર ગણાય. ના, આવું જે પ્રકટીકરણ થવાનું તે તો આ બાબતમાં મારી કોઇ ભારે સમજફેર ન થતી હોય તો, આપણા જીવનનું ગૂઢ રહસ્ય પ્રકટ થાય અને પોતે એ રહસ્ય કળી શકે એવી

શરીરના સડેલા અવયવો જ જોઇતા હોય તો તો એના આત્માની સ્થિતિ ખરેખર દયાપાત્ર ગણાવી જોઇએ.

કેટલીક વાર તો આ વૈદની આંખમાંથી કોઇ ભઠ્ઠીના ઉપરના ભાગમાં જોવામાં આવે છે એવું અપશુકનિયાળ આસમાની તેજ ચમકતું નજરે પડતું હતું. એ તેજ ઉપરથી લાગતું હતું કે આ કાળા ખાણિયાને પોતાના ખોદકામમાં ઉત્તેજન આપે–પોતે જે વસ્તુ માટે આ ખોદકામ કરી રહ્યો હતો તે હાથ આવવાની એવી આશાદ્વારા તેને ઉત્તેજન આપે–એવાં કોઇક ચિહ્નો જે ભૂમિમાં તે એ ખોદકામ કરી રહ્યો હતો તેમાં સંભવ છે કે તેને મળી આવ્યાં હતાં.

'આ માણસને સૌ વિશુદ્ધ ચારિત્ર્યશાળી ગણે છે,' આવાં ચિહ્નો મળી આવેલાં તેવી કોઇક ક્ષણે તે સ્વગત બોલ્યો, 'દેખાવે પણ એ કેવળ ધર્મપરાયણ અને આધ્યાત્મિકતાથી ભરપૂર લાગે છે, છતાં ગમે તો તેના પિતા તરફથી અથવા તો પછી માતા તરફથી તેને પ્રબળ પાશવતાનો વારસો મળેલો હોય એમ જણાય છે, માટે આ દિશામાં ચાલો આપણે આગળ જરા ઊંડું ખોદકામ કરીએ '

પછી પાદરીના અલ્પપ્રકાશિત અંતરમાં લાંબી શોધ કરી એટલે એમાંથી એને માનવજાતિના કલ્યાણની ઉચ્ચ મહત્ત્વાકાંક્ષાઓ, જીવમાત્રના આત્મા પ્રત્યેની ઉષ્માભરી પ્રેમવૃત્તિ, વિશુદ્ધ ભાવનાઓ અને હૃદયભાવો, અધ્યયન મનનને અંતે પરિપુષ્ટ થએલી એવી નૈસર્ગિક ધર્મનિષ્ઠા–આવા આવા ઉચ્ચ સદ્ગુણોના સ્વરૂપમાં એને પુષ્કળ મૂલ્યવાન સામગ્રી મળી આવી, પણ આપણા અન્વેષકને મન તો આ બધું મહામૂલું સોનું કોડીનીયે કિંમતનું નહોતું લાગતું, એટલે આવી ઉચ્ચ સામગ્રી જ મળતાં એ હતાશ થઇને એ દિશામાંથી પાછો ફરતો અને કોઇ બીજે ઠેકાણેથી ફરી શોધ કરવી શરૂ કરતો. એની આ શોધ એ ચોરના જેટલી ચૂપકીથી કરતો–કોઇ ઓરડામાં મકાનધણી અધજાગતો અથવા તો કદાચ પૂરેપૂરી જાગ્રત અવસ્થામાં સૂતેલો પડ્યો હોય ત્યાં તફડંચી કરવા જતો ચોર જેમ સાવચેત પગલે આજુબાજુએથી બધી બાબતની ચોકસાઈ રાખતો અંધારામાં ફરતો. ફંફોસતો કાળજીપૂર્વક તપાસ કરે, એ મકાનધણી જે મહામૂલ્યવાન વસ્તુને પોતાની આંખના રતન સમાન ગણીને યત્નપૂર્વક સાચવી રહ્યો હોય તે જ વસ્તુ ઉઠાવી લેવા માટે અત્ર ભારે કાળજીપૂર્વક એ ચોર જેમ તપાસ કરે એવી રીતે આ માણસે પણ તપાસ કરવા માંડી. અને એણે આ પ્રમાણે પહેલેથી જ બરાબર સાવચેતી રાખેલી હોવા છતાં અવારનવાર પોતે ચાલતો હતો એ જમીનતળિયામાંથી અવાજ થતો હતો; એનાં વસ્ત્રો પણ એક બીજા સાથે ઘસાય તેથી તેનો સળવળાટ થતો, અને જ્યાં જવાનો પોતાને હક્ક નહતો એવી નિષિદ્ધ ભૂમિમાં પોતે જેને લૂંટવા માગતો હતો એ પુરુષના પર જ પોતાનો પડછાયો અણધાર્યો પડતો હતો. એટલે કે, મિ. ડિમ્સડેલના જ્ઞાનતંતુઓ એટલા બધા સૂક્ષ્મ વેદનશીલ હતા કે તે કોઇપણ વસ્તુની અસર સહજોપલબ્ધિના જેવી ત્વરાથી ઝીલી લેતા હતા, જાણે આત્મામાં કોઇ વિશ્વના જ્ઞાનનો એકાએક ઝબકારો થયો હોય એવી રીતે તે વસ્તુઓને સમજી લેતા હતા, અને તેથી આ વૈદ સાથેના પોતાના વ્યવહારમાં પોતાને નુકશાન કરે ને પોતાના સ્વાસ્થ્યને ક્ષુભિત કરે એવું કોઇક અનિષ્ટ વિરોધી તત્ત્વ પેઠું છે એવું આછું આછું ભાન તેને થઇ આવતું હતું. પણ સામી બાજૂએ રોજર ચિલિંગવર્થ પણ એટલો જ સૂક્ષ્મ વેદનશીલ હતો; એને પણ પાદરીના જેવા જ ત્વરિત જ્ઞાનઝબકારાથી આજૂબાજૂની પરિસ્થિતિ પ્રકટ થઇ જતી હતી; એટલે જ્યારે પાદરી એના તરફ ભયભીત દૃષ્ટિથી જોતો ત્યારે વૈદ, મિત્રની પેઠે માયાળુ, સંભાળ રાખનાર, સમભાવપૂર્વક તપાસ રાખનાર, અને છતાં બીજાની વાતમાં જરા પણ વધુ પડતું માથું ન મારનાર સૌમ્ય પુરુષનું શાન્ત સ્વરૂપ ધારણ કરીને બેસી જતો.

છતાં, માંદા માણસમાં સ્વાભાવિક રીતે આવી જતી અમુક પ્રકારની રોગિષ્ઠ વિકૃત મનોદશાને લીધે મિ. ડિમ્સડેલ જો આખી માનવજાતને માટે વહેમીલો અને શંકાશીલ ન બની ગયો હોત, તો એ પાદરી આ પુરુષનું યથાર્થ સ્વરૂપ કદાચ વધારે સારી રીતે જોઇ શક્યો હોત પણ તે તો કોઇ પણ પુરુષને મિત્ર માની જ શકતો નહોતો, કોઇના પર પણ વિશ્વાસ રાખી જ શકતો નહોતો, એટલે જ્યારે એક માણસ એનો દુશ્મન થઇને એની પાસે આવી પહોંચ્યો ત્યારે આ માણસ માગે

મિત્ર છે એમ જેમ એ કોઈને ઓળખી શકતો નહોતો તેમ આ માણસ મારો દુશમન છે એમ પણ એ પારખી શકયો નહિ. એટલે એ વૈદ વિશે એને થોડી ઘણી ગંધ આવવા છતાં એ તેની સાથે આગળના જેવો જ પરિચયભર્યો નિકટ સહવાસ રાખીને, રોજરોજ તેને પોતાના અભ્યાસખંડમાં આવકાર આપતો, અથવા પોતે એની પ્રયોગશાળામાં જતો, અને વિનોદ તેમ વૈવિધ્ય ખાતર નકામાં જાળાંઝાંખરામાંથી અકસીર દવા તૈયાર કરવામાં આવતી તેની આખી વિધિ ને પ્રક્રિયા અવલોકયા કરતો હતો.

એક દિવસ હાથ પર લમણો ટેકીને અને એ હાથની કોણી કબ્રસ્તાન ભણીની બારીના બારસાખ પર રાખીને પાદરી, રોજર ચિલિંજવર્થ કદરૂપા દેખાવના કેટલાક રોપાઓનું એ વખતે નિરીક્ષણ કરી રહ્યો હતો તેની સાથે વાત કરવા લાગ્યો.

'ભલા વૈદરાજ,' એ રોપાઓ તરફ તિરછી નજરે જોઇને—આ પાદરીનું એક વિશિષ્ટ લક્ષણ એ હતું કે હમણાં હમણાં કોઇ મનુષ્ય કે કોઇ નિર્જીવ વસ્તુ તરફ જોવું હોય તો તેના તરફ તે સામે મોઢે સીધી નજરે જવલ્લે જ જોતો હતો, અને કેવળ તિરછી નજર જ તેના ભણી કરતો હતો, એટલે એવી તિરછી નજરે જોઇને—તેણે પૂછ્યું. 'આવાં પોચાં પાંદડાંવાળી આ વનસ્પતિ તમે કયાંથી લાવ્યા ?'

'કેમ વળી, આ બાજૂના કબ્રસ્તાનમાંથી જ,' પોતાનું નિરીક્ષણકાર્ય ચાલુ રાખીને વૈદે જવાબ આપ્યો. 'આ જાતનાં ઝંખરાંનો મને પોતને પણ આ પહેલી જ વારનો પરિચય થાય છે. અત્યાર પહેલાં મેં આવા રોપા કદી જોયા નહોતા. પેલી નામનિશાન વગરની કબર પરથી મને તે મળી આવ્યા. એ મૃત પુરુષના સ્મરણમાં પોતાની મેળાએ જ તેના સ્મૃતિલેખનું કામ કરવા નીકળી પડેલા આ વિરૂપ ઝાંખરાં સિવાય બીજું કશું ઊભું કરેલું જણાતું નથી. આ ઝાંખરાં એના અંતરમાંથી ઊગી નીકળ્યાં છે, અને મને લાગે છે કે એના અંતરમાં કોઇ ભયંકર ગુપ્ત વાત જીવનભર રહેલી અને મરતાં સુધીમાં એણે તે કોઇને જણાવેલી નહિ તેથી મૃત્યુ સમયે પણ તેના શબની સાથે જ આ કબરમાં જ તે દટાઇ રહેલી તેને અત્યારે પોતાના આ બેડોળ દેખાવદ્વારા એ ઝાંખરાં દર્શાવી રહેલ છે.'

'કદાચ તેને એ ગુપ્ત વાત કોઇને જણાવવાની તો ઉત્કટ ઇચ્છા હશે,' મિ. ડેમ્સડેઇલે કહ્યું, 'પણ બીચારો જણાવી શકયો નહિ હોય.'

'કેમ નહિ જણાવી શકયો હોય?' વૈદે સામો પ્રશ્ન પૂછયો. 'સમસ્ત પ્રકૃતિ પાપની કબૂલાત કરવા માટે સૌને પ્રબળ રીતે પ્રેરી રહી છે, એટલી બધી પ્રબળ રીતે પ્રેરી રહી છે કે એ માણસે પોતાની વાત જીવતાં ન જણાવી તો એણે અપ્રકટ રાખેલા એ ગુનાને હવે પ્રકટ કરી દેવા માટે આ કાળાં ઝાંખરાં તેના અંતરમાંથી ઊગી નીકળ્યાં છે—આમ પ્રકૃતિ કોઇ નહિ ને કોઈ રૂપમાં અચૂક રીતે ગુપ્ત વાત જાહેર કરવાને સૌને પ્રેરી રહી છે, છતાં એ કેમ નહિ જણાવી શકયો હોય ?'

'એ, બધી તો, મહેરબાન, તમારી કલ્પનાની ભ્રમણા છે,' પાદરીએ જવાબ આપ્યો. 'મને જે લાગે છે તે સાચું હોય તો તો, માનવહૃદયમાં દટાઇ રહેલી ગુપ્ત વાત, ગમે તો પ્રકટ શબ્દો દ્વારા અથવા કોઇ પ્રતીક કે મૂર્તિના સૂચનદ્વારા જાહેર કરવા માટે ઇશ્વરી દયા સિવાય બીજી કોઇ પણ વસ્તુમાં તાકાત નથી. કોઈ મહા દયાળુ ભગવાન પાસે જ આવાં હૃદયો પોતાની ગુપ્ત વાત ખુલ્લી કરી શકે. બીજા કોઇ આગળ તે કદી ઉઘાડી જ ન શકે. આવી ગુપ્ત વાત પોતાના અંતરમાં દાટી રાખવાનો ગુનો કરનારાં હૃદયોને તો એવી વાત, સમસ્ત વિશ્વની સકલ ગૂઢ વસ્તુઓનું રહસ્ય પ્રકટ થવાનો અંતિમ દિવસ આવે ત્યાં સુધી ઇચ્છા હોય કે ન હોય તોપણ બળપૂર્વક પોતાના અંતરમાં દાટી રાખવી પડે છે, અને એ અંતિમ દિવસે બધી ગુપ્ત વાતો પ્રકટ થવાની એમ જે આપણા પવિત્ર શાસ્ત્રગ્રંથમાં લખેલું છે તેનો અર્થ પણ માનવીઓના વિચારો અને કાર્યોનું તે દિવસે જે પ્રકટીકરણ થવાનું તે એ બદલ એમને સૌને સજા કરવાના આશયથી થવાનું એવો પણ એ શાસ્ત્રવચનોનો અર્થ હું પોતે તો કરતો નથી. એવો અર્થ કરવો એ તો એ શાસ્ત્રવચનોને બહુ જ છીછરી દૃષ્ટિએ જોવા બરાબર ગણાય. ના, આવું જે પ્રકટીકરણ થવાનું તે તો આ બાબતમાં મારી કોઇ ભારે સમજફેર ન થતી હોય તો, આપણા જીવનનું ગૂઢ રહસ્ય પ્રકટ થાય અને પોતે એ રહસ્ય કળી શકે એવી

ઇચ્છા રાખનારાં અને એને માટે ત્યાં સુધી સતત રાહ જોઇ રહેલાં સઘળાં સમજદાર પ્રાણીઓની બુદ્ધિને સંતોષ આપવા ખાતર થવાનું. આ જીવનનું ગૂઢ રહસ્ય ઊકેલવા ને સ્પષ્ટ કરવા માટે સઘળાં મનુષ્યોનાં હૃદયના જ્ઞાનની જરૂર પડવાની, એટલે તેમની પાસેથી પોતાની ગુપ્ત વાતો જણાવી દેવાની માગણી કરવામાં આવશે. અને હું તો વિશેષમાં એમ પણ માનું છું કે તમે હમણાં જણાવી એવી ક્ષુદ્ર અધમ ગુપ્ત વાતો પોતાની અંદર સંઘરી બેઠેલાં હૃદયો એ અંતિમ દિવસે પોતાની એ બધી થાપણ રજૂ કરવાના તે કંઇ અનિચ્છાએ કે આનાકાનીથી નહિ, પણ અકથ્ય આનંદ સાથે એ બધુ તેઓ ઠાલવવાના.'

'એમને જો એ વાત જણાવતાં એટલો બધો આનંદ થતો હોય તો પછી આંહીં અત્યારે જ કાં નહિ જણાવી દેતાં હોય?' પાદરી ભણી સ્વાસ્થ્યપૂર્વક તિરછી નજર કરીને રોજર ચિલિંજવર્થે પૂછ્યું. આવી અકથ્ય નિવૃત્તિનો લહાવો એ પાપી ચિત્તો જલદી જલદી શા માટે નહિ લેતાં હોય?'

'મારે ભાગે તો તેઓ એ લહાવો લે જ છે,' જાણે દુઃખનો જબરો સણકારો થયો હોય એવી રીતે પોતાની છાતી જોરથી દાબીને પાદરીએ કહ્યું. 'મારી આગળ કેટલાંએ માણસોએ દોષનિવેદન કર્યું છે, અને તે પણ કેવળ મરણપથારીમાં જ નહિ, પણ કેટલાંક શરીરે સમર્થ અને યશે નામાંકિત હતાં એવા દિવસોમાં કર્યું છે. અને પોતાનાં પાપોનો એ રીતે નિખાલસ એકરાર કર્યા પછી એ પતિત માનવબન્ધુઓને કેવી નિરાંત અને છુટકારાનો અનુભવ થએલો મેં જોયો છે! એ વખતે તો જાણે તેઓ લાંબા વખત સુધી કોઇ કોટડીમાં ગોંધાઇ રહ્યાં હોય, અને તેથી પોતાના જ બહાર કાઢેલા શ્વાસની એ કોટડીમાં જમા થએલી હવાથી ગૂંગળાઇ ગયાં હોય, અને એવી કોટડીમાં લાંબો વખત રહ્યા પછી આખરે ખુલ્લી તાજી હવાનો દમ લેવાની જાણે એમને તક મળતી હોય, એટલો બધો આનંદ એમને થતો હતો અને એવો આનંદ થાય એમાં નવાઇ પણ શી? ધારો કે કોઈ માણસે ખૂન કર્યું હોય, તો એ અભાગિયો ખૂની, પોતે ખૂન કરેલા માણસના મુડદાને જગતને એનું જે કરવું હોય તે કરે એવા વિચારથી એકદમ બહાર ફેંકી ન દેતાં પોતાના હૃદયમાં દાટી રાખવાનું પસંદ શા માટે કરે?'

'છતાં કેટલાક માણસો પોતાની ગુપ્ત વાત એવી જ રીતે પોતાના હૃદયમાં દાટી રાખે છે,' વૈદે શાન્તિથી કહ્યું.

'ખરું; એવા માણસો જરૂર હોય છે.' મિ. ડિમ્મ-ડેઇલે ઉત્તર આપ્યો. 'પણ એમ કરવાને એમને કેટલાંક સહેલાઇથી સમજાય એવા સ્પષ્ટ કારણો હોય છે પણ એ પ્રકારનાં કારણોની વાત હાલ તરત જવા દઇએ તોપણ એમ કરવાનું એક પ્રબળ કારણ તો કદાચ એ હોય છે કે એમની પ્રકૃતિ જ અબોલ હોય છે, એટલે તેઓ એ વાત ઉચ્ચારી શકતા નથી. અથવા—આપણે એવું પણ અનુમાન ન કરી શકીએ? કે—એ માણસો પતિત ને અપરાધી હોવા છતાં એમના ચિત્તમાંથી ઇશ્વરના મહિમા અને માનવીના કલ્યાણની ધગશ કંઇ ઓછી થએલી હોતી નથી, તેથી મનુષ્યોની આગળ પોતાની જાતને અધમ કે ભ્રષ્ટ સ્વરૂપમાં બતાવતાં તેમનો જીવ ચાલતો નથી. કેમકે પોતાની જાતને એવા ખરા સ્વરૂપમાં બતાવે તો પછી તે પળથી માંડીને કોઇ પણ શુભકાર્ય તેમને હાથે થઇ શકતું નથી તેમ ભૂતકાળનું અનુચિત કાર્ય અભાઉ કરતા પણ વધારે મોટી સેવા બજાવીને ધોઇ નાખવાનો અવકાશ પણ તેમને માટે પછી રહેતો નથી. એટલે પછી તેઓ, પોતાના અંતરમાં આમ કરવાથી અકથ્ય યાતના થતી હોવા છતાં, અંદરથી એમના હૃદય આખા ને આખા અનીતિ અન્યાયથી કલંકિત બનેલાં હોય અને એ અનીતિ અન્યાયમાંથી તેમને છૂટવું હોય તોપણ કેમે કરતા છૂટી શકતા ન હોય તેવા ઉપરથી તો તાજા જ પડેલા બરફના જેવો સ્વચ્છ ને શુભ્ર દેખાવ ધારણ કરીને જ પોતાના માનવબંધુઓના સમૂહમાં વિચરે છે.'

'એવા માણસો આત્મવંચના જ કરી રહ્યા હોય છે,' રોજની ઢબ કરતા જરા વિશેષ ભાર મૂકીને પોતાની તર્જનીથી જરા ચેષ્ટા કરીને રોજર ચિલિંજવર્થે કહ્યું. 'એમને જે બટ્ટો ખરી રીતે લાગેલો હોય છે તે જાહેરમાં સ્વીકારતાં એ લોકો ડરે છે. માનવજાતિને માટે પ્રેમ અને ઇશ્વરની સેવા કરવાની ધગશ એ બધું એમના હૃદયમાં ખરેખર હશે કે કેમ એ તો કોણ જાણે, પણ

આટલું તો નિશ્ચિત છે કે એમના પાપે એમના હૃદયમાં વસી રહેલાં કેટલાંક અનિષ્ટ તત્ત્વોને બહાર કાઢી જગતમાં રોપ્યાં છે, અને ત્યાં પછી એને અધમસંતતિનો મોટો ફાલ આવવાનો છે. અને એ લોકો જો ખરેખર ઈશ્વરનો મહિમા જાળવવા ને વધારવા માગતા હોય તો એમણે પોતાના ભ્રષ્ટ હાથ આકાશ ભણી કદી ઊંચા કરવા નહિ! એમને જો પોતાના માનવબંધુઓની સેવા કરવાની ઇચ્છા હોય, તો પશ્ચાત્તાપપૂર્વક આત્માવમાનના કરીને એમણે પાપ ને દુરાચારથી માનવીનો અંતરાત્મા કેટલો દુભાય છે અને એ અંતરાત્માનું સામર્થ્ય કેટલું ઉગ્ર અને વાસ્તવિક છે તે પોતાની જ જાતના દૃષ્ટાંતથી બતાવીને માનવજાતિની પ્રથમ સેવા તો કરવી જોઇએ. તમારા જેવો શાણો અને ધર્મપરાયણ મિત્ર શું મને એમ માનવાનું કહેશે કે ઇશ્વરને અત્યંત પ્રિય છે એવા સત્ય કરતાં ખોટો ડોળ કે દેખાવ એ વધારે સારી વસ્તુ હોઇ શકે—એથી ઇશ્વરનો મહિમા વિશેષ જાળવી ને વધારી શકાય, અથવા એથી માનવજાતિનું હિત વિશેષ સાધી શકાય? ના, ના. એવું હોઇ જ ન શકે. મારી વાત ખાત્રીપૂર્વક માનજો કે એવો વિચાર ધરાવનારાં માણસો આત્મવંચના જ કરી રહ્યાં છે.'

'એમ પણ હોય,' પોતાને અપ્રસ્તુત કે અપ્રિય લાગતી ચર્ચા ઉડાડી મૂકવી હોય ત્યારે એ દાખવતો એવો ઉદાસીનતાનો ભાવ દાખવીને એ જુવાન પાદરીએ કહ્યું. ખરેખર, પોતાની આવેશમય પટુકરણ પ્રકૃતિને ક્ષુબ્ધ કરે એવો કોઇ પણ વિષય નીકળ્યો હોય તો તેમાંથી છટકી જવાની એનામાં હાજરજવાબી શક્તિ રહેલી જ હતી. 'પણ હવે હું મારા સુનિષ્ણાત વૈદરાજને પૂછવા માગું છું કે એમની માયાભરી માવજતથી આ દુર્બળ કાયાને ખરેખર કંઇ લાભ થયો એમને લાગે છે કે નહિ?'

રોજર ચિલિંગવર્થ આનો ઉત્તર આપે એ પહેલાં તો એ બન્ને જણે કોઇ નાનકડા બાળકના સ્પષ્ટ ઉન્માદભર્યા ખડખડાટ હાસ્યનો અવાજ પડખેના કબ્રસ્તાનમાંથી આવતો સાંભળ્યો. એટલે પાદરીએ સહજ પ્રેરણાથી પોતે બેઠો હતો તે ખુલ્લી બારીમાંથી નજર કરી—સમય ઉનાળાનો હતો તેથી બારી ખુલ્લી જ રાખી હતી—તો તેણે હેસ્ટર પ્રાઈન અને નાનકડી પર્લને આંગણાને વીંધીને જતી કેડી પર ચાલતાં દીઠાં. એ ઉનાળાનો દિવસ જેવો ખુશનુમા દેખાતો હતો તેવી જ આ પર્લ પણ ખુશનુમા ને રમણીય દેખાતી હતી, પણ અત્યારે એનું ચિત્ત આડાઇભર્યા ટીખળને રવાડે ચડી ગયું હતું, અને એનું ચિત્ત આવે રવાડે ચડી જતું ત્યારે તે માનવ સંસર્ગ કે સમભાવના વર્તુલમાંથી એકદમ બહાર નીકળી આવતી હતી. અત્યારે તે કશા પણ પૂજ્યભાવ વગર એક કબર ઉપરથી બીજી કબર ઉપર ઠેકડા મારવા લાગી હતી. આમ ઠેકડા મારતી મારતી તે કોઇ મરહૂમ મહાપુરૂષની કબર પર સ્મૃતિલેખરૂપે મૂકેલી એક પહોળી સપાટ શિલા પર આવી—આ શિલા કદાચ ખુદ આઇઝેક જ્હૉનિસનની જ હોય— અને ત્યાં આવીને તે નાચવા લાગી. એની માએ તેને કંઇક સભ્યતાપૂર્વક વર્તવાની આજ્ઞા તેમ આજીજી કરી તો તેના જવાબમાં તેણે એ કબરની પડખે ઊગેલા એક ઊંચા ઝાડ ઉપરથી ઝીણાં ઝીણાં કાંટાવાળાં ફળ લીધાં. આવાં ફળ ખોબો ભરીને લઇને પોતાની માની છાતીને શણગારી રહેલા પેલા હિંગળોકિયા અક્ષરની કિનાર પર મૂકયાં, એટલે એના કુદરતી સ્વભાવ પ્રમાણે એ કાંટાળાં ફળ કેમે ઉખેડી શકાય નહિ એવા રૂપમાં ચોટી ગયાં. હેસ્ટરે પણ પછી તે ઉખેડવાની દરકાર કરી નહિ.

દરમિયાન રોજર ચિલિંગવર્થ પણ એ બારી આગળ આવી પહોંચ્યો હતો, એટલે એણે ભયંકર સ્મિત કરીને નીચે જોયું.

'એ છોકરીના માનસબંધારણમાં કશું નિયમન કે સત્તા માટેનો કશો માનભાવ નથી, તેમ માનવ સંસ્થાઓ અને અભિપ્રાયો—એ સાચાં હોય કે ખોટાં હોય તોપણ એક સ્વરૂપમાં તેને એને માટે કશી પરવા નથી,' તેણે જાણે સ્વગત બોલતો હોય એવી રીતે પોતાના સાથીને કહ્યું. 'એક દિવસ મેં એને સ્પ્રિંગલેઇનની અંદરના ઢોરો માટેના પાણીના હવાડામાંથી પાણી લઇને ખુદ સૂબા સાહેબ સામે તે પાણી ઉડાડતી જોએલી. આ છોકરી તે કેવી હશે? શું આ પોરિયું સર્વથા દુષ્ટ જ હશે? એનામાં શું સ્નેહવૃત્તિ જેવું કંઇ હશે ખરું? એના જીવનમાં કોઈ નિયામક તત્ત્વ જેવું શોધી શકાય ખરું?'

'નિયમભંગના સ્વાતંત્ર્ય સિવાય બીજું કશુંય તત્ત્વ શોધી શકાય નહિ,' જાણે આ બાબત પોતાના મનમાં

ચર્ચતા હોય એવી શાન્ત સ્વસ્થ રીતે મિ. ડિમ્સડેલે જવાબ આપ્યો.

એ છોકરી આમની આ વાતચીતનો અવાજ ઘણું કરીને સાંભળી ગઇ. કેમકે વિનોદ ને સમજભર્યું એક તેજસ્વી છતાં તોફાની સ્મિત કરીને તેણે આ બારી ભણી ઊંચે નજર કરી અને પેલા કાંટાવાળું એક ફળ રેવરંડ મિ. ડિમ્સડેલ પર તાકીને માર્યું. આ નાનકડા અસ્ત્ર આગળ એ નાજુક હૃદયના પાદરીસાહેબ તો ડરીને પાછા હઠી ગયા. એની આવી ભયભીત અવસ્થા કળી જતા પર્લે અત્યંત આનંદના આવેશમાં પોતાના નાનકડા હાથે તાળીઓ પાડવા માંડી. પર્લની પેઠે હેસ્ટર પ્રાઇને પણ આ વખતે અનાયાસે ઊંચે જોયું, અને એ રીતે જુવાન તેમ વૃદ્ધ એવા આ ચારે જણ એકબીજાને મૂંગા મૂંગા જોઇ રહ્યાં. પણ સૌ એમ શાન્ત રીતે જોઇ રહ્યાં હતા. ત્યાં છોકરી મોટેથી ખડખડાટ હસી પડી, અને પછી બોલી ઉઠી, 'ચાલ ચાલ, બા! હવે ચાલ ઝટ, નહિતો પેલો શયતાન તને પણ પોતાના પંજામાં સપડાવી દેશે ! પાદરીને તો એણે પોતાના પંજામા ક્યારનો સપડાવી દીધો છે. માટે ચાલ ચાલ ઝટ, નહિ તો તને પણ સપડાવી દેશે ! પણ ગમે એમ કરે તોયે એ નાનકડી પર્લને તો કદી સપડાવી શકવાનો જ નહિ એ ચોક્કસ !'

જાણે આંહીં દટાએલી આગલી પેઢી સાથે પોતાને કંઇ લેવા દેવા ન હોય, તેમ તેની સાથે પોતાની કોઇ પ્રકારની સજાતીયતા કે સમાનતા ન હોય એવી રીતે, આ મરી ગએલાં માણસોના નાના નાના ટેકરા પર સ્વચ્છંદી રીતે નાચતા, કૂદતાં, ઠેકડા મારતાં પોતાની માને લે ત્યાંથી એથી ગઇ એના આ સ્વચ્છંદી સ્વરૂપ ઉપરથી તો એવું લાગતું હતું કે જાણે તેનું સર્જન કોઇ અભિનવ તત્ત્વોમાંથી તાજું કરવામાં આવ્યુ હતુ. એટલે તેની આવી આવી સઘળી વિચિત્રતાઓને દોષ કે અપરાધરૂપ ન ગણતાં, જાણે તે પોતે જ પોતાની નિયામિકા હોય એમ, તેને અનિવાર્ય રીતે જ પોતાનું જીવન પોતાને ફાવે તેમ ગાળવા દેવું પડે એવું હતું.

'જુઓ પેલી બાઇ જાય,' થોડા વિરામ બાદ મળી વાત પાછી શરૂ કરીને રોજર ચિલિંજવર્થે કહ્યું, 'હવે એ બાઇના દોષો તો જે હોય તે ખરા, પણ તમે જેને અસહ્ય ગણો છો એવી ગુપ્ત પાપાચરણની અગમ્યતા તો તેનામાં નથી જ. પોતાની છાતી પર એ હિંગળોકિયો અક્ષર ધારણ કરવાથી હેસ્ટર પ્રાઇનની સ્થિતિ ઓછી દુઃખમય છે એમ શું તમે માનો છો ?'

'ખરેખર, હું એમ જ માનું છું,' પાદરીએ જવાબ આપ્યો. 'છતાં એની વાતનો ખરો ઉત્તર તો એ જ આપી શકે, હું નહિ. એના મુખ પર મેં એવા દુઃખના ભાવ જોએલા કે જે મારે જોવા ન પડયા હોત તો સારું એમ મને લાગે છે. પણ છતાં, આવું દુઃખ સઘળુ પોતાના હૃદયના ઊંડાણમા સતાડીને ઢાંકી રાખવુ પડે તેના કરતાં તો એ દુઃખ ભોગવનારને આ અનાથ અબળા હેસ્ટરની પેઠે પોતાનું દુઃખ ખુલ્લે ખુલ્લુ પ્રકટ કરવાનું સ્વાતન્ત્ર્ય હોય તો તે એને માટે અવશ્ય વધારે સારું જ થઇ પડે એમ મને તો લાગે છે'

એ વાતચીતમાં વળી ફરી પાછો વિરામ આવ્યો, અને વૈદ પોતે એકઠા કરેલા રોપાઓની નવેસરથી તપાસ કરીને વ્યવસ્થા કરવા લાગ્યો.

'હમણાં થોડી વાર પહેલા,' આખરે તે બોલ્યો, 'તમારી તબિયત વિષે તમે મારો અભિપ્રાય પૂછતા હતા, ખરું ને ?'

'હા, હું પૂછતો હતો,' પાદરીએ જવાબ આપ્યો, અને ખરેખર તમે તમારો અભિપ્રાય જણાવશો તો મને આનંદ થશે, પણ મારી તમને વિનંતી છે કે, જીવન કે મરણ જે હોય તે તમારે નિખાલસ રીતે ખુલ્લે ખુલ્લું કહી નાખવું.'

'ભલે, ત્યારે કશા સંકોચ વગર ખુલ્લે ખુલ્લું સાદા સરળ શબ્દોમાં તમને કહી નાખુ,' હજી પણ પોતાના એ રોપાનું કામ કરતાં કરતાં છતાં મિ. ડિમ્સડેલ ઉપર સાવચેતીભરી નજર રાખીને વૈદે કહ્યું. 'તમારો રોગ કોઇ વિચિત્ર જાતનો છે—એટલે કે એનું સ્વરૂપ વિચિત્ર છે અથવા એનાં જે કંઇ ચિહ્નો ને લક્ષણો મારી આગળ પ્રકટ થયાં છે તેટલા પૂરતું એનું બાહ્ય સ્વરૂપ વિચિત્ર છે એવુ કંઇ હુ કહેવા માગતો નથી. મહાશય. તમને હુ રોજ રોજ જોયાં કરું છું, અને આજ મહીનાઓથી તમારા આ સ્વરૂપના લક્ષણોની હું તપાસ કર્યા કરૂ છુ, એટલે તમે ભારે મંદવાડ ભોગવી રહ્યા છો એમ મને લાગે છે, પણ છતાં તમારો એ મંદવાડ

એવો ભારે નથી કે કોઇ વૈદને એ મંદવાડની બધી હકીકત જણાવવામાં આવે અને તે બરાબર ધ્યાન રાખે તો તમને સાજા કરવાની બાબતમાં એ સર્વથા નિરાશ બની જાય. પણ,–પણ–શું કહેવું–મારી વાત તમને કેમ સમજાવવી–તે સૂઝતું નથી. પણ વાત એમ છે કે તમારો રોગ હું જાણતો હોઉં એમ મને લાગે છે, અને છતાં હું તે જાણતો નથી.'

'આ તો તમે રહસ્યમય ભેદી સમસ્યાના જેવી ભાષા વાપરવા માંડી, પંડિતરાજ,' બારી બહાર તિરછી નજરે જોઇને એ ફીકા પાદરીએ કહ્યું.

'ત્યારે વધુ સ્પષ્ટ ભાષામાં કહું તો,' વૈદે આગળ બોલવા માંડયું, 'અને આવી સ્પષ્ટ ભાષામાં બોલવા માટે હું તમારી માફી ચાહું છું,–જો આવા વિષયમાં માફીની જરૂર રહેતી હોય તો માફી ચાહું છું. ત્યારે હું તમને એક પ્રશ્ન પૂછું. હું તમારો મિત્ર છું. ભગવાનની સાક્ષીએ તમારા શરીરસ્વાસ્થ્ય, આરોગ્ય, ને આયુષ્યની જુમ્મેદારી મને સોંપવામાં આવી છે, તો એ મૈત્રી ને એ જુમ્મેદારીના સંબંધે હું તમને પ્રશ્ન પૂછું છું કે આ રોગની રજેરજ હકીકત તમે મારી આગળ જેવી છે તેવી જણાવી દીધી છે, એનાં કારણો લક્ષણો વગેરે સઘળું તમે નિખાલસ રીતે ખુલ્લું કરી દીધું દીધું છે?'

'એમાં વળી સવાલ જ શો?' પાદરીએ પૂછ્યું. 'વૈદને બોલાવીને પછી ઘાને સંતાડવા બેસવું એ તો ખરેખર બાલિશતા જ કહેવાય!'

'ત્યારે તમે એમ કહેવા માગો છો કે એ રોગની રજેરજ હકીકતથી હું વાકેફ છું, ખરું ને?' પાદરીના મુખ પર પોતાની તીવ્ર સમજથી ચમકતી એકાગ્ર દૃષ્ટિ ઠેરવીને રોજર ચિલિંજવર્થે વિચારપૂર્વક કહ્યું, 'ભલે! પણ એક બીજી વાત. જે માણસને કેવળ બાહ્ય શારીરિક વ્યાધિની જ હકીકત કહી હોય તે ઘણીવાર પોતાને જે રોગ મટાડવા માટે રાખવામાં આવ્યો હોય તે રોગની અડધી જ વાત જાણવા પામે છે. આપણે શારીરિક વ્યાધિને મનુષ્યના ઇતર જીવન સાથે કશાએ સંબંધ વગરની સર્વથા સ્વયંપર્યાપ્ત અને નિરાળી વસ્તુ ગણીએ છીએ, પણ ઘણીવાર એવું બને છે કે એ શારીરિક વ્યાધિ તો માનસિક દેહને જે રોગ થએલો હોય તેના કેવા બાહ્ય લક્ષણ રૂપ જ હોય છે મારા અત્યારના શબ્દોમાં તમને કંઇ માઠું લાગે એવો આભાસ થાય તો ફરીથી તમને વિનંતિ કરું છું કે મને માફ કરશો. પણ મહાશય, મેં જગતમાં જેટલાં માણસો જોયાં છે તે સૌમાં તમારું શરીર તમારા આત્મા સાથે સૌથી વિશેષ નિકટ સંબંધથી જોડાએલું, ઓતપ્રોત થઇ ગએલું, એકરૂપ બની ગએલું–જે આત્માના સાધન તરીકે એ શરીર વ્યવહાર કરે છે તે આત્મા સાથે જાણે એકરૂપ બની ગએલું—મને લાગ્યું છે.'

'ત્યારે હવે તમને વધુ પૂછવા જેવું રહેતું નથી,' પોતે બેઠો હતો તે ખુરશી ઉપરથી કંઇક ઉતાવળે ઊઠતાં પાદરીએ કહ્યું. 'કેમકે તમે કંઇ આત્માની દવા તો રાખતા નથી એ હું જાણું છું.'

'એટલે તમારા આત્માનો વ્યાધિ,' પાદરી આમ વચ્ચે બોલી ઊઠ્યો તેના શબ્દો પર લક્ષ ન આપતાં અને તેની કૃશ થઇ ગએલી અને ફીકા પડી ગએલા ગાલવાળી કાયા સામે પોતાનું ઠીંગણું, સામળું અને કઢંગું શરીર ખડું કરીને ઊભા રહી, પોતાના મૂળ અવાજમાં જરા પણ ફેરફાર થવા દીધા વિના રોજર ચિલિંજવર્થે આગળ બોલવા માંડયું.–' તમારા આત્માનો વ્યાધિ, અથવા તો એમ કહીએ કે તમારા આત્માનો આળો ભાગ, તમારા સ્થૂળ શરીરમાં વગર વિલંબે યોગ્ય સ્વરૂપે વ્યકત થયા વગર રહેતો નથી. તો તમારો વૈદ તમારા શારીરિક વ્યાધિને નાબુદ કરે એમ તમે ખરેખર ઇચ્છો છો? જો ઇચ્છતા હો તો, જ્યાં સુધી તમારા આત્માના વ્રણને કે પીડાને પ્રથમ ખુલ્લી કરો નહિ ત્યાં સુધી એ શારીરિક વ્યાધિ શી રીતે નાબુદ થઇ શકે?'

'ના, તારી આગળ નહિ! કોઇ દુન્યવી વૈદ આગળ તો નહિ જ!' વૃદ્ધ રોજર ચિલિંજવર્થ ભણી એક પ્રકારની વિકરાળતાથી ચમકતી આંખે નજર કરીને મિ. ડિમ્સડેઇલ આવેશપૂર્વક બોલી ઊઠ્યો. 'ના, તારી આગળ નહિ! પણ આ વ્યાધિ જો આત્માનો જ હોય, તો આત્માના અનન્ય વૈદને જ હું શરણે જઇશ! એને જો મોજ આવે તો ખુશીથી સાજો કરે, અને નહિ તો ભલે એ મારી નાખે! પોતાની ન્યાયી અને શાણપણભરી દૃષ્ટિથી એને મારું જેમ ઠીક લાગે તેમ એ ખુશીથી કરે! પણ આવી બાબતમાં માથું મારનારો તું કોણ?

ભગવાનને ફાવે તે કરે મારું! પણ મારા પીડાઈ રહેલા આત્મા અને મારા ભગવાન વચ્ચે આડે આવવાની હિંમત કરનારો તું કોણ?'

આટલું બોલીને એ ઓરડામાંથી તે ઉન્મત્તની પેઠે એકદમ વેગપૂર્વક ચાલ્યો ગયો.

'આ પગલું ભર્યું એ સારું જ કર્યું,' પાદરી જોસથી ચાલ્યો જતો હતો તેની પાછળ ગંભીર સ્મિતપૂર્વક જોઇ રહીને રોજર ચિલિંગવર્થ સ્વગત બોલ્યો, 'આમાં ગુમાવવું તો કશું જ પડ્યું નથી. કેમકે થોડી જ વારમાં અમે પાછા હતા એવા મિત્રો બની જવાના છીએ, પણ આમાં જોવા જેવી વાત તો એ છે કે હવે આ માણસ કેવા ક્રોધાવેશમાં આવી જાય છે, અને એ ક્રોધાવેશમાં એ પોતાના ચિત્તનો કાબૂ ગુમાવી બેસીને કેવો તેનો ગુલામ બની જાય છે! ત્યારે એ ઉપરથી સ્પષ્ટ દેખાય આવે છે કે જેવો એ અત્યારે ક્રોધાવેશને વશ થઇ ગયો તેવો જ એ બીજા કોઇ મનોવિકારને પણ વશ થઇ ગએલો. એટલે, આ ધર્મપરાયણ ડિમ્સડેઇલ સાહેબ હૃદયના કોઇ પ્રચંડ મનોવિકારના આવેશમાં ઉન્મત્તાઇભર્યો કોઇ કામો અત્યાર આગમચ કરી બેઠેલા એ વાત નક્કી!'

આ બન્ને સાથીઓ વચ્ચે, અત્યાર સુધી ચાલતો હતો એવા જ પ્રકારનો અને એટલો જ ઘાડો સહવાસ સંબંધ ફરીથી સ્થાપવામાં કંઇ ખાસ મુશ્કેલ નડી નહિ એ જુવાન પાદરી થોડા કલાક એકાન્તમાં રહ્યો એટલે તરત જ સમજી શકયો કે પોતાના જ્ઞાનતંતુઓની વિકળતાને લીધે તે પોતે નકામો એકદમ મિજાજ ખોઇ બેઠો હતો, બાકી વૈદના વચનમાં એવો મિજાજ ખોવા જેવું કે એવા ઉગ્ર આવેશનો બચાવ કરી શકાય અથવા પોતાના વર્તનની દોષપાત્રતા ઓછી બનાવી શકાય એવું કશું હતું નહિ. એ વૈદ તો બીચારો પોતાના કર્તવ્યને અનુસરીને તેને અમુક સલાહ આપી રહ્યો હતો, અને તે પણ પોતે સ્પષ્ટ રીતે માગણી કરેલી તે ઉપરથી એ સલાહ આપી રહ્યો હતો ત્યારે એવી સલાહ આપતા એ માયાળુ ડોસાને પોતે આવી જંગલી રીતે તુચ્છકારી શામાટે કાઢયો હશે એ વિચારે તેને મનમાં ખરેખર ભારે આશ્ચર્ય થયુ. આમ પોતાના વર્તન સંબંધમા એને પસ્તાવો થતાં એણે વૈદની પાસે જઇને વગર વિલંબે ક્ષમા માગી, અને અત્યાર સુધી જે સંભાળપૂર્વક તે પોતાનો ઉપચાર કરી રહ્યો હતો તેવી જ સંભાળપૂર્વક હજુ પણ એ ઉપચાર ચાલુ રાખવા તેને વિનતિ કરી. કેમકે એ ઉપચાર કદાચ પોતાને સાજો કરવામાં બરાબર સફળ થએલ ન હોય તોપણ પોતાના નિર્બળ જીવનને વર્તમાન ક્ષણુ પર્યંત ટકાવી રાખવામાં તો ઘણું કરીને સાધનભૂત થયો જ હતો. એટલે રોજર ચિલિંગવર્થે તેની વિનંતિ તરતજ માન્ય કરી, અને અગાઉની પેઠે જ તે પાદરીની તદુરસ્તીની તપાસ રાખવા લાગ્યો. આ પ્રસંગ બની ગયા પછી પણ તે એના આરોગ્યને માટે પોતાનાથી જે કંઇ બની શકે એમ હોય તે સઘળું હૃદયની પૂરેપૂરી સચ્ચાઇથી કર્યા કરતો હતો, પણ આ પ્રસંગ પછી તેના વર્તનમા એક ફેરફાર અવશ્ય થયો, અને તે એ કે વૈદ તરીકે જ્યારે જ્યારે તે પાદરીની મુલાકાત લેવા તેના ખંડમાં જતો ત્યારે એ ધંધાદારી મુલાકાત પૂરી થતાં દરદીના ખંડમાંથી બહાર નીકળતી વખતે એના હોઠ પર સદાયે જોનારને ગૂંચવાડામાં નાખે એવું કાંઈ અકળ ભેદી સ્મિત જોવામાં આવતું હતું. આ સ્મિત મિ. ડિમ્સડેઇલની હાજરી હોય ત્યાં સુધી પ્રકટ થતું નહિ, પણ જેવો તે એ પાદરીના ખંડના ઊંબર બહાર પગ મૂકતો કે તરત જ તે સ્પષ્ટ રૂપમાં જોઈ શકાતું હતું.

'ખરેખર, આ દરદી કોઇ વિચિત્ર પ્રકારનો જ છે' તે બોલતો. 'એની હજુ વિશેષ ઊંડી તપાસ કરવી જોઈએ. એના શરીર ને આત્મા વચ્ચે કેટલો અસાધારણ સબંધ કંઇ નહિ તો કેવળ જ્ઞાનવૃદ્ધિ અને વૈદકશાસ્ત્રના છે વિકાસ ખાતર પણ મારે આ વાતની ઠેઠ તળિયા સુધી તપાસ કરવી જોઇએ!'

ઉપર વર્ણવેલો પ્રસંગ બન્યા પછી ટૂંક મુદ્દતમાં જ એક દિવસ એવું બન્યું કે બપોરને વખતે રેવરંડ મિ. ડિમ્સડેઇલ ટેબલ પર એક મોટું થોથું ઉઘાડીને ખુરશી પર બેઠો બેઠો વાંચતો હતો તેવામાં એને ખબર ન રહી તેમ ભારે ઘસઘસાટ ઊંઘમાં પડી ગયો. તેણે વાંચવા લીધેલું પુસ્તક ખરેખર નિદ્રાપ્રદ સાહિત્યનો ઉત્તમોત્તમ નમૂનો હશે. છતાં પાદરી આવી ભારે ઘસઘસાટ ઊંઘમાં પડી ગયો એ નવાઇની વાત હતી, કેમકે સાધા-

રણ રીતે એની ઊગ્ર એક ડાળીએથી બીજી ડાળીએ ઊડયા કરે એવા પક્ષીની જેવી ચંચળ, ટૂંકી, અને ઘડીકમાં ઊડી જાય એવી હતી. અને તોય આજે એનો આત્મા એવા ઊંડાણમાં ડૂબી ગયો હતો કે રોજર ચિલિંજવર્થ કશી ખાસ સાવચેતી વગર તેના ખંડમાં આવ્યો ત્યારે પણ તે પોતાની ખુરશીમાં જરાએ સળવળ્યો નહિ. એટલે વૈદ સાધેસીધો પોતાના દરદીની પાસે ગયો, ત્યાં જઇ તેની છાતી પર પોતાનો હાથ મૂકયો, અને અત્યાર સુધી એ વૈદને પણ જે કપડું ખસેડીને પોતાનું શરીર તપાસવા નહોતું દીધું તે કપડું તેણે દૂર ખસેડી નાખ્યું.

એ વખતે મિ. ડિમ્સડેઇલ ખરેખર ચમકી ઊઠ્યો અને જરાક સળવળ્યો.

થોડીવાર રહીને વૈદ પાછો ચાલ્યો ગયો.

પણ એ વખતે એની આંખોમાં આશ્ચર્ય, આનંદ, અને ભ્રાંતિના કેવા ઉદ્દામ ભાવો ચમકતા હતા ! એને તો એ વખતે એટલો બધો ભયંકર આનંદ થયો કે એ આનંદ જાણે કે કેવળ એની આંખો અને મુખચર્યા દ્વારા દર્શાવવો એને અશકય લાગ્યો અને તેથી એના સમગ્ર શરીરની વિરૂપતા મારફત જોસભેર ઉભરાવા લાગ્યો અને અત્યંત આવેશથી પોતાના હાથ છાપરાની છત પર વીંઝીને તથા પોતાના પગ ભોયતળિયા પર પછાડીને આવી ઉન્મત્ત ચેષ્ટાઓદ્વારા એ આનંદને વ્યકત કરવા લાગ્યો. આવા ઉન્મત્ત આનંદની પળે કોઇ માણસે જો એ બુઢ્ઢા રોજર ચિલિંગવર્થને જોયો હોત, તો કોઇ મહામૂલ્યવાન આત્મા સ્વર્ગમાંથી પતિત થઇને પોતાના પ્રદેશમાં આવે ત્યારે શયતાન કેવી રીતે વર્તતો હશે તે પૂછવાની તેને પછી જરૂર રહેત નહિ.

પણ શયતાનના અને આ વૈદના આ ઉન્મત્ત આનંદાવેશ વચ્ચે કોઇ ફેર હોય તો તે એ હતો કે વૈદના આ આનંદાવેશમાં તો આશ્ચર્યનો ભાવ પણ ભળેલો હતો !

## ૧૧

## અંતરની વેદના

છેલ્લો વર્ણવ્યો તે પ્રસંગ બની ગયા પછી પાદરી અને વૈદ વચ્ચેનો સંબંધ બહારના દેખાવમાં તો જોકે એવો ને એવો જ રહ્યો છતાં ખરી રીતે પહેલાં કરતાં તદ્દન બદલાઇ ગયો. રોજર ચિલિંજવર્થની બુદ્ધિને હવે પોતાનો માર્ગ સીધો સરળ લાગતો હતો. એ માર્ગ એણે અગાઉ પોતાને માટે નકકી કરેલો તેવો તો બરાબર નહોતો જ. દેખાવે જોકે એ શાન્ત, કોમળ, આવેશરહિત હતો, છતાં આ દુર્ભાગી વૃદ્ધ પુરુષના અંતરના ઊંડાણમાં પુષ્કળ ખાર હતો. એ ખાર અત્યાર સુધી ગુપ્ત અને નિષ્ક્રિય રહ્યો હતો, પણ હવે તે સક્રિય બન્યો હતો અને એ ખારની પ્રેરણાથી દુનિયામાં કોઇ પણ માણસે પોતાના દુશ્મન પર લીધું હોય એવું ભયંકર વેર લેવાની એક યોજના તેણે કલ્પી કાઢી હતી. આ યોજના તે એ કે પોતે પાદરીના અનન્ય વિશ્વાસુ મિત્ર બની જવું. એટલે પછી એ પાદરી પોતાના અંતરની સઘળી ભીતિ, ગ્લાનિ, યાતના, વ્યર્થ પશ્ચાતાપ, અને હાંકી કાઢવાને યત્ન કર્યા છતાં ફરીફરી પાછા હલ્લો કરતા પાપી વિચારો આ સઘળું પોતાને વિશ્વાસપૂર્વક જણાવે. પોતાના પાપ અને દુરાચારને પરિણામે જન્મેલી આ સઘળી વેદના ને ગ્લાનિ તે જગત આગળ તો ગુપ્ત જ રાખે–પોતાના ઉદાર અને વિશાળ હૃદયથી પાદરી પર દયા ખાઇ તેના અપરાધની ક્ષમા આપે એવા જગત આગળ તો ગુપ્ત જ રાખે–અને એક પોતાની આગળ જ–નિષ્ઠુર અને ક્ષમારહિત એવા એક પોતાની આગળ જ–એ સઘળું તે પ્રકટ કરે ! પાદરી પોતાના અંતરનો સઘળો ગુપ્ત મલિન ખજાનો બરાબર એ જ પુરુષ પાસે ઠાલવે કે જેને પોતાનું વેર વાળવા માટે એ સિવાય બીજું કંઇએ જોઈતું ન હોય–એવી એની મૂળ યોજના હતી.

પણ પાદરીના શરમાળ અને આળા અબોલ સ્વભાવે એની આ યોજનામાં એને નાસીપાસ કર્યો હતો. છતાં વિશ્વંભરે એની આ દુષ્ટ યોજનાને સ્થાને જે જુદી જ પરિસ્થિતિ ઊભી કરેલી હતી–વેર લેનાર અને વેરનો ભોગ બની જનાર એ બન્ને પુરુષનો પોતાના જ વિશિષ્ટ હેતુની સિદ્ધિ અર્થે ઉપયોગ થાય, અને દેખાવમાં જેને ભારેમાં ભારે સજા થઇ રહેલ હોય તેને વસ્તુતઃ માફી મળે એ પ્રકારની જે નવી પરિસ્થિતિ ઊભી કરેલી હતી–તેનાથી રોજર ચિલિંજવર્થને મૂળ કરતાં કંઇ ઓછો સંતોષ થયો હોય એવું નહોતું લાગતું. કેમકે એ એમ કહી શકે એમ હતું કે કોઇએ

એક ભારે ગુપ્ત હકીકત એની આગળ ખુલ્લી કરીને જબરો રહસ્યસ્ફોટ કરી દીધો હતો. એ સત્તા સ્વર્ગીય હતી કે કોઇ અન્યપ્રદેશવાસી હતી એ વસ્તુ પોતાના ઉદ્દેશની સિદ્ધિ અર્થે કંઇ ખાસ અગત્યની નહોતી. એ ગુપ્ત હકીકતના જ્ઞાનની મદદથી મિ. ડિમ્સડેઇલના તે દિવસ પછીના સમસ્ત વ્યવહારમાં એ પાદરીનું કેવળ બાહ્ય સ્વરૂપ કે વર્તન જ નહિ પણ તેનો અંતરતમ આત્મા પણ તેની આંખો આગળ ખડો થઇ જતો લાગતો હતો, એટલે તે પછી એ પાદરીની એકેએક ક્રિયા કે ચેષ્ટાને પૂરેપૂરી જોઇ ને સમજી શકતો હતો. ત્યારથી પછી તે આ લાચાર પાદરીના આંતર જગતનો કેવળ પ્રેક્ષક જ નહિ પણ મુખ્ય કાર્યકર્તા પણ બની ગયો હતો. એ હવે તેને ઇચ્છે તેમ રમાડી શકતો હતો ધારો કે એને તેના અંતરમાં વેદના જગવવાની ઇચ્છા થઇ હોય. તો એ કામ એને માટે હવે સાવ સહેલું હતું, કેમકે પાદરી તો આઠે પહોર યાતનાના યંત્ર ઉપર જ ઊભો હતો, એટલે એ યંત્રની કઇ કળ ચલાવવી એટલી જ માહિતીની જરૂર હતી, અને વૈદને એ માહિતી તો બરાબર મળી ગઇ હતી. ધારો કે તેને અણધારી બીતિથી ભડકાવી મૂકવાની એને ઇચ્છા થઈ આવી. તો કાં, એ કામ પણ એને માટે સાવ સહેલું હતુ, કેમકે જાદુગરની ઇલમની લકડી જરાક હવામાં વીંઝી કે તરત જ પાદરીની પાસે ભયંકર ભૂત ખડું થતું, એક જ નહિ પણ હજારો ભૂતો મૃત્યુ કે મૃત્યુ કરતાં વધારે ભયંકર એવી નામોશીનાં અનેક રૂપો ધારણ કરીને ટોળે મળીને એ પાદરીને ઘેરી વળતાં અને આંગળીઓની ઇશારત વડે તેની છાતીને ચીંધતાં.

આ બધું એવી ઉસ્તાદીથી અને એવી સૂક્ષ્મ કરામતથી કરવામાં આવતું હતું કે પાદરીને જોકે કોઈ દુષ્ટ સત્ત્વ પોતાને સતત રીતે નિરખી રહ્યું છે એવું ભાન તો અખંડ રીતે રહ્યા કરતું, છતાં એ દુષ્ટ સત્ત્વનું ખરેખરું સ્વરૂપ શું તે એ જાણવા પામતો નહિ અલબત્ત, એ વૃદ્ધ વૈદની વિરૂપ આકૃતિ તરફ એ સંશયપૂર્વક, ભયપૂર્વક,–કેટલીક વાર તો તિરસ્કારજન્ય અભાવ અને કટુતાભરી નજરે–જોતો હતો. પાદરીની દૃષ્ટિએ એની ચેષ્ટાઓ, એની ગતિ, એની ભૂખરી દાઢી, એનાં નાનાંમાં નાનાં ને તુચ્છમાં તુચ્છ કાર્યો, એનાં વસ્ત્રોની ઢબછબ પણ ભારે અળખામણાં લાગતાં હતાં. અને એ ઉપરથી જ એ પાદરીના અંતરમાં તેને માટે કેટલો ઊંડો તિરસ્કાર હતો–જાતે કબૂલ ન કરી શકે એવો કેટલો ઊંડો તિરસ્કાર હતો–એ સ્પષ્ટ રીતે દેખાઈ આવતું હતું. આવા અવિશ્વાસ અને અણગમાને માટે મિ. ડિમ્સડેઇલ કશું ચોક્કસ કારણ આપી શકે એમ નહોતું, અને પોતાના અંતરમાં એક દણ સડયા કરે છે ને પોતાના સમસ્ત હૃદયને તેનું ઝેર વિકૃત બનાવી મૂકે છે એ વાતનું તેને ભાન હતું, એટલે આ અવિશ્વાસ ને અણગમો પણ એ જ ઝેરનું પરિણામ છે એમ તેણે માની લીધું. એટલે રોજર ચિલિંગવર્થ પ્રત્યે આવી દુર્વૃત્તિ રાખવા માટે તેણે પોતાના અંતરને ઠપકો આપ્યો, આવી સાહજિક દુર્વૃત્તિનાં ચિહ્નો પરથી તેણે જે ચેતવણી અને શિખામણ લેવી જોઈતી હતી તે વિશે તેણે ઉપેક્ષા બતાવી, અને એ દુર્વૃત્તિને હૃદયમાંથી નિર્મૂળ કરવા માટે તે પોતાથી બનતું બધું કરવા લાગ્યો. અલબત્ત, દુર્વૃત્તિને તે નિર્મૂળ તો ન કરી શકયો, પણ એ નિષ્ફળતાને કારણે એક સિદ્ધાન્ત તરીકે જ તેણે એ બુઝર્ગ પુરુષ સાથેનો પોતાનો નિકટ સંબંધ પહેલાના જેવો જ ચાલુ રાખ્યો, અને એ દ્વારા એ પુરુષે વેર લેવાનો જે હેતુ નજરમાં રાખ્યો હતો તે પાર પાડવાની એને નિરંતર અનુકૂળતા આપવા લાગ્યો –જોકે ખરેખર તો એમ વેર લેવામાં એ દયાપાત્ર એકલ ડોસો જ એના વેરના ભોગ બનનાર પુરુષ કરતાં વિશેષ દુઃખી થતો હતો.

આ પ્રમાણે શારીરિક વ્યાધિથી પીડાતો હતો, અને આત્માની કોઇ ઘોર યાતના એના અંતરને કષ્ટ આપીને કોરી રહી હતી, અને વળી બહારથી એના મહાભયંકર દુશ્મનનાં કાવતરાંનો ભોગ બની ગયો હતો તે દરમિયાન આ બધી મુશ્કેલીઓ છતાં રેવરંડ મિ. ડિમ્સડેઇલે પાદરી તરીકેના પોતાના પવિત્ર વ્યવસાયમાં ઉજ્જવળ કીર્તિ ને લોકપ્રિયતા પ્રાપ્ત કરી હતી. અને મોટે ભાગે એ કીર્તિ તથા લોકપ્રિયતા તેણે પોતાની પીડા ને યાતનાને કારણે જ પ્રાપ્ત કરી હતી. કેમકે એની રોજિન્દી જિન્દગીની યાતનાઓથી જ એની બૌદ્ધિક સંપત્તિ, એના નૈતિક વિચારો અને ઊર્મિઓ, જાતે અનુભવવાની અને બીજાના હૃદયમાં સંક્રાન્ત કરવાની

એની શકિતઓ આ બધું અસાધારણ પ્રમાણમાં પ્રવૃત્તિશીલ, પ્રબળ, ને વેગવંત રહેતું હતું. તેની કીર્તિ તો જોકે હજુ હમણાં જ ઉદય પામી હતી, અને જોકે દિને દિને વર્ધમાન જ હતી, છતાં બીજા કેટલાક નામાંકિત પાદરીઓની સ્થિર સ્થાપિત થઇ ચૂકેલી કીર્તિને પણ તેણે આટલી ટૂંક મુદતમાં જ ઝાંખી પાડી દીધી હતી. એ નામાંકિત પાદરીઓમાં કેટલાક એવા પંડિતો પડયા હતા કે જેમણે ડિમ્સડેઇલને જગતમાં અવતર્યાં જેટલાં વરસ થયાં તેથી વિશેષ વરસ ધર્મગુરુના ધંધાને લગતું ગૂઢ અકળ જ્ઞાન સંપાદન કરવામાં ગાળ્યાં હતાં અને તેથી તેઓ આવી સંગીન ને મહત્ત્વની બાબતમાં તો આ જુવાન પાદરી કરતાં વિશેષ પારંગત હતા. તેમ વળી, એ ધંધામાં તેના કરતાં વધારે મજબૂત માનસિક બંધારણવાળા, ને તેના કરતાં વધુ પકકાઈભરી પોલાદ કે ખડકના જેવી સખત સંગીન સમજશકિતવાળા પુરુષો પણ હતા અને આવી સમજશકિત સાથે ધર્મસિદ્ધાન્તોના જ્ઞાનનું કોઇ પણ પુરુષમાં યોગ્ય મિશ્રણ થાય ત્યારે ભારે પ્રતિષ્ઠિત, ભારે સચોટ, તેમ ભારે અણગમો ઉપજાવનાર એવા પ્રકારનો પાદરીવર્ગ ઊભો થાય છે. વળી ત્યાંના પાદરીમંડળમાં કેટલાક એવા પણ ધર્મગુરુઓ હતા કે જેઓ ખરેખરા સન્તપુરુષ હતા. તેમની શકિતઓ ગ્રંથોનું શ્રમપૂર્વક અધ્યયન કરવાથી ને ધૈર્યપૂર્વક ચિંતન કરવાથી પરિપૂર્ણ બની હતી અને મર્ત્યભાવનાં વસ્ત્રો હજુ એમને વળગેલાં હોવા છતાં એમના જીવનના વિશુદ્ધિએ એમનાં પવિત્ર શરીરોનો જે ઊર્ધ્વલોકમાં પ્રવેશ કરાવેલો તે ઊર્ધ્વલોક સાથેના આધ્યાત્મિક સંપર્કદ્વારા અત્યંત સૂક્ષ્મ બની હતી. એ સન્તપુરુષોમાં ખામી હોય તો તે એક જ વાતની, અને તે સળગતી ભભૂકતી ભાષાની—અપરિચિત કે વિદેશી ભાષામાં પોતાના વિચાર દર્શાવવાની શકિતની નહિ, પણ સકળ માનવબંધુઓને એમના જ અંતરની ભાષામાં સંબોધે એવી ભભૂકતી ભાષાની જ તેમનામાં ખામી હતી. બીજી રીતે ધુરંધર ધર્મસંસ્થાપકના જેવા ગુણો ધરાવતા હોવા છતાં, કોઇ પણ પુરુષ ધર્મગુરુના ધંધાને માટે અધિકારી છે એમ પુરવાર કરવા ને મંજૂર કરવા માટે ઈશ્વર તરફથી એને જે છેલ્લામાં છેલ્લી અને વિરલમાં વિરલ ભેટ-ભભૂકતી ભાષાની ભેટ—મળે તે તેમને મળેલી નહોતી. ધર્મનાં ઉચ્ચમાં ઉચ્ચ સત્યો સાદા, સીધા, પરિચિત ઘરગથ્થુ શબ્દો અને ઉપમાઓદ્વારા વ્યકત કરવાનો એમને કદી ખ્યાલ સરખો પણ આવ્યો નહોત, અને કદાચ એમાંના કોઇને એવો ખ્યાલ આવ્યો હોત અને એવી સાદી ઘરગથ્થુ ભાષામાં તે વ્યકત કરવાનો તેણે પ્રયત્ન કર્યો હોત તોપણ તે નિષ્ફળ જ જાત. કેમકે મોટે ભાગે તેઓ વિચારનાં એવાં ઉચ્ચ શિખરો ઉપર વસતા હતા કે ત્યાંથી આવતો એમનો અવાજ દૂરદૂરનો અને અસ્પષ્ટ જ લાગતો હતો.

ઘણું કરીને મિ. ડિમ્સડેઇલનો સમાવેશ પણ તેનાં કેટલાંક ચારિત્ર્યલક્ષણોને કારણે મૂળ આ છેલ્લા વર્ગના ધર્મગુરુઓમાં જ થતો હતો. અત્યારે એ કોઇ અપરાધ કે યાતનાના બોજા ચગદાઇ ગયો હતો, પણ એ પ્રમાણે એ જો ન ચગદાઇ ગયો હોત, તો એણે પણ શ્રદ્ધા અને સાધુતાનાં ઉચ્ચ ગિરિશિખરો પર આરોહણ કર્યું હોત. પણ તેના તે બોજાએ તેને—દૈવી ગુણસંપત્તિ ધરાવતા અને એ બોજો તેના પર ન પડયો હોત તો દેવદૂતો પણ જેની વાણી સાંભળવા અને જેના આદેશને અનુસરવા યત્ન કરત એવા આ પુરુષને—પૃથ્વી પરના અધમમાં અધમ પુરુષની સાથે એક જ કોટિમાં બેસાડી દીધો હતો. પણ એ જ અપરાધ કે યાતનાના બોજાએ માનવજાતિના પાપી મનુષ્યબંધુઓ પ્રત્યે તેને અત્યંત અનુકંપાશીલ બનાવી દીધો હતો, એટલે એનું હૃદય એ પાપી મનુષ્યનાં હૃદય સાથે એકતાલ બનીને ધડકતું હતું, એમનાં કાંટોને આત્મસાત બનાવી દેતું હતું, અને પોતાના દુઃખનાં આંદોલનોને પોતાની ગ્લાનિમય અને સચોટ વકતૃત્વધારાના ધોધવાઓ મારફતે બીજાં હજારો મનુષ્યોના હૃદયોમાં પ્રેરતું હતું. એનું વકતૃત્વ મોટે ભાગે સચોટ હતું, પણ કેટલીકવાર તો એ સચોટતાની હદ ઓળંગીને ભયંકર પણ બની જતું હતું. પોતાના ચિત્તને આમ હલમલાવી મૂકનારી પાદરીની આ શકિત કયાંથી ઉદ્ભવેલી તે લોકો સમજી શકતાં નહોતાં. એટલે તેઓ આ જુવાન પાદરીને સાધુતાના અદ્ભુત અવતાર જેવો ગણતા હતા. ભગવાનને જે કંઇ શાણપણ, ઠપકા, કે પ્રેમના સંદેશા લોકોને માટે પાઠવવા હોય તે સઘળા આ પાદરીના

મુખ વાટે તે પાઠવે છે એમ સૌ માનતા હતા. એમની દષ્ટિમાં તો જે ભૂમિ પર તે પગલાં માંડતો હતો તે પણ પવિત્ર હતી. એના દેવળમાં જે કુમારિકાઓ આવતી તેમના અંતરમાં એને માટે પ્રબળ રાગવૃત્તિ જન્મતી, એ રાગવૃત્તિ આગળ તેઓ પરવશ બની જતી, એ પાદરીની આસપાસ ઘેરો વળીને ઘૂમતી ત્યારે એ રાગવૃત્તિને લીધે એમનાં મુખ વિવર્ણ બની જતાં, છતાં એ રાગવૃત્તિમાં ધર્મભાવનું એવું મિશ્રણ થએલું હતું કે તેમને એ કેવળ શુદ્ધ ધર્મવૃત્તિ જ લાગતી હતી અને તેથી ધર્મવેદીને સર્વથા સ્વીકાર્ય એવા બલિરૂપ એ વૃત્તિને તે માનતી હતી અને પોતાનાં શુભ્ર ઉજ્જવલ વક્ષસ્થળમાં સંઘરીને દેવળમાં લાવતી હતી ને ખુલ્લે ખુલ્લી રીતે એને ચરણે ધરતી હતી. એનાં અનુયાયીવર્ગની અંદર જેઓ વૃદ્ધ વયનાં હતાં તેઓ મિ. ડિમ્સડેઇલની કાયાને કૃશ ને દુર્બળ જોઇને તથા એની સાથે સરખાવતાં વૃદ્ધ વયે પણ પોતાનાં શરીરને લઠ્ઠ દેખીને એ પાદરી પોતાના કરતાં વહેલો સ્વર્ગે સિધાવવાનો એમ માનતા હતાં, અને તેવા પોતાનાં સંતાનોને આજ્ઞા આપી મૂકતાં હતાં કે પોતે જ્યારે ગુજરી જાય ત્યારે પોતાના એ જીર્ણ અસ્થિને તેમના આ જુવાન ધર્મગુરુની પવિત્ર કબર નજીક જ દાટવાં. અને ખૂબીની વાત તો એ છે કે, એક બાજુથી લોકો એને માટે આટલો બધો પૂજ્યભાવ ધરાવતાં હતાં, ત્યારે બીજી બાજુથી મિ. ડિમ્સડેઇલ તો બીચારો એ જ વખતે, પોતાની કબરમાં એક દુષ્ટ વસ્તુ દફનાએલી હોવાથી ઘાસ સરખું પણ તેના પર કદીપણ ઊગશે કે કેમ એ વિશે જ સ્વગત પ્રશ્ન પૂછ્યા કરતો હતો!

લોકોના આવા પૂજ્યભાવથી એને અંતરમાં જે ઉગ્ર યાતના થતી તેનો ખ્યાલ આવવો મુશ્કેલ છે. કેમકે સત્યની પૂજા કરવી, અને જેના જીવનમાં આ સત્યરૂપી દૈવી તત્ત્વ જીવાતુભૂત અંશરૂપે ન હોય તે સઘળા પદાર્થોને ખાલી ખોળા જેવા, અને સર્વથા મૂલ્ય કે મહત્ત્વ વગરના ગણવા, એ એની સહજ મનોવૃત્તિ હતી. ત્યારે બીજી બાજુથી એ પોતે કેવો હતો? અરે પર સત્ત્વરૂપ હતો? કે ઓછામાં ઓછો એ છાયામાત્ર હતો? એને તો પોતાના જ પ્રવચનપીઠ પરથી પોતે કેવો છે તે હકીકત બુલંદમાં બુલંદ અવાજે લોકોને આમ કહી બતાવવાની ઘણીવાર ઇચ્છા થઈ આવતી:—'જેને તમે આ ધર્મગુરુના શ્યામ વાઘામાં સજ્જ થએલો જુઓ છો, સર્વોચ્ચ, સર્વજ્ઞ પરમાત્મતત્ત્વની સાથે તમારા વતી સંબંધ બાંધવાની જવાબદારી માથે લઇને પવિત્ર વ્યાસપીઠ પર ચઢીને પોતાનો ફીકો ચહેરો જે આકાશભણી ફેરવે છે, જેના નિત્યના આહ્નિકમાં તમે એનકના જેવી સાધુતાનાં દર્શન કરો છો, જે જમીન પર આવે છે ત્યારે પણ પ્રકાશની પગલીઓ પાડે છે એમ તમે ધારી લ્યો છો, અને એ પગલીઓને આધારે હવે મારી પછી આવનારા યાત્રાળુઓ પુણ્યશાળીઓ સુખધામમાં સંચરશે એમ જેના વિશે તમે માનો છો, જેણે તમારાં સંતાનોને જળદીક્ષા આપતી વખતે પોતાનો હાથ તેમના પર મૂક્યો છે, અને જેણે તમારાં મૃત્યુ પામતાં સ્વજનો સમક્ષ અંતિમ પ્રાર્થના કરી છે, અને જેની એ અંતિમ પ્રાર્થનાના ઉત્તરમાં એ સ્વજનોએ 'તથાસ્તુ' એવો છેલ્લો શબ્દ આ જગત છોડી જતાં પહેલાં ઉચ્ચાર્યો છે—એવો આ હું, જેને તમે આટલા પૂજ્યભાવથી જુઓ છો અને જેનામાં તમે આટલી શ્રદ્ધા રાખો છો એવો આ હું તમારો ધર્મગુરુ, સર્વથા ભ્રષ્ટ અને જૂઠો જ છું!'

ઉપર જણાવ્યા તેવા શબ્દો ઉચ્ચાર્યા વગર પ્રવચનપીઠનાં પગથિયાં પરથી આજે તો નીચે ઊતરવું જ નથી એવો મક્કમ નિશ્ચય કરીને મિ. ડિમ્સડેઇલ એક કરતાં વધુ વાર એ પ્રવચનપીઠ પર ચડેલો. ઉપર જઇને પણ એણે ખોંખારો ખાઇને પોતાનું ગળું એક કરતાં વધુ વાર સાફ કરેલું, અને દીર્ઘ, ઊંડો, કંપમય શ્વાસ લીધેલો ને એ જ શ્વાસમાં પોતાના અંતરની મલિન ગુપ્ત વાત ભરીને તે ઉચ્છ્વાસ રૂપે બહાર કાઢવાનો એણે નિશ્ચય કરેલો. એક કરતાં વધુવાર—અરે, એક સો કરતાં વધુવાર—એ બોલી પણ ગએલો! બોલી ગએલો! પણ તે કેવી રીતે? પોતાના શ્રોતાઓને એણે કહેલું કે પોતે સર્વથા અધમ પુરુષ છે, અધમાધમ મનુષ્યો કરતાં પણ પોતે વિશેષ અધમ છે, પાપીઓમાં પણ સરદાર ઠરે એવો દુષ્ટ પાપી છે, સઘળી રીતે તિરસ્કારપાત્ર છે, અકથ્ય અન્યાય અનીતિથી ભરપૂર છે. અને પોતાના સંબંધમાં કંઇએ આશ્ચર્ય જેવી વસ્તુ હોય તો તે એક જ છે કે પોતાની આવી દુષ્ટ કાયા તેમની દેખતાં સર્વશક્તિમાન પરમાત્માના

ભભૂકતા ક્રોધાગ્નિમાં સળગીને ભસ્મીભૂત બની નથી જતી. હવે આ કરતાં તો વધારે સ્પષ્ટ શબ્દો બીજા ક્યા હોઇ શકે? જે માણસ પ્રવચનપીઠ પર ચડીને પોતાને માટે આવો ખુલ્લો એકરાર કરે તેને તો સઘળા લોકો એકી-ક્ષણે આવેશમાં આવીને પોતાની ખુરશીઓમાંથી ઊભા થઇને એ જે પ્રવચનપીઠને ભ્રષ્ટ કરી રહ્યો હોય ત્યાંથી જોરપૂર્વક નીચે ઘસડીને તેના ચૂરેચૂરા જ ન કરી નાખે? પણ છતાં પરિણામ ખરેખર એવું ન આવ્યું. લોકોએ એનાં આ સઘળાં વચનો સાંભળ્યાં, પણ એ વચનો સાંભળીને તો તેઓ એને ઊલટાં અગાઉ કરતાં પણ વિશેષ પૂજવા લાગ્યાં. એ આત્મનિંદક વચનોની પાછળ કેવો ભયંકર અર્થ રહેલો છે તે તેઓ ભાગ્યે જ સમજી શક્યાં. એ શબ્દો સાંભળીને તેઓએ તેને અંદરઅંદર એકબીજાને મોંએ 'ઇશ્વરપરાયણ યુવાન,' એવું જ નામ આપ્યું. 'આ તો પૃથ્વી પરનો સન્ત છે! અરેરે! એના આવા ઉજ્જવળ આત્મામાં પણ એને જો આવું ઘોર પાપ ભરેલું દેખાતું હોય, તો પછી તારા કે મારા આત્મામાં તો એને કેવું મહાભયંકર પાપપૂર્ણ દૃશ્ય નજરે પડે!', એમ તેઓએ કહ્યું. પોતાના અસ્પષ્ટ એકરારને કેવી દૃષ્ટિએ જોવામાં આવશે તે આ પાદરી—પશ્ચાત્તાપથી ભરપૂર હોવા છતાં પકકો દંભી પુરુષ હોવાથી-બરાબર સમજતો હતો. પોતાના અંતરના અપરાધનો આવો એકરાર કરીને તેણે આત્મવંચના કરવા પ્રયત્ન કર્યો, પણ એને પરિણામે એને જો કંઇએ લાભ થયો હોય તો તે એટલો જ કે એના પાપપુંજમાં એક વધુ પાપ ઉમેરાયું, તેમ એ સ્પષ્ટ રીતે જોઇ શકે અને એને પોતાને સ્વીકારવી પડે એવી નામોશીનો ભાવ એને અનુભવવો પડયો, અને બદલામાં પોતાના આત્માને છેતરીને જે નિવૃત્તિનો આનંદ એ મેળવવા માગતો હતો તે તો એને પળવાર પણ મળ્યો નહિ. એણે ખરેખર સત્ય બિના બોલી બતાવી હતી, અને છતાં તેને એણે ખરેખર જૂઠાણાના રૂપમાં ફેરવી નાખી હતી આમ છતાં એનું પ્રકૃતિબંધારણ એવું હતું કે એને જગતમાં બહુ જ વિરલ માણસોને હોય છે એવો સત્યપ્રેમ હતો, અને અસત્યનો એવો ઊંડો તિરસ્કાર હતો. અને તેથી, જગતની અન્ય કોઇ પણ વસ્તુ કરતાં, આવા ઢોંગી એકરાર પછી, એ પોતાની અભાગણી જાતને વિશેષ ધિક્કારવા લાગ્યો!

પોતાના આ અંતસ્તાપને લીધે એ પાદરી, પોતે જે નવા સંસ્કારી પ્રોટેસ્ટંટ ધર્મમાં જન્મ્યો ને ઊછર્યો હતો તે ધર્મની નહિ પણ જૂના ભ્રષ્ટ રોમન કેથોલિક ધર્મની પ્રથાને અનુસરતાં વ્રતતપાદિ કરવા પ્રેરાયો. મિ. ડિમ્સડેઇલના ખાનગી ખંડમાં એક ભયંકર ચાબુક તાળાકૂંચીમાં રાખેલો હતો. આ પ્રોટેસ્ટંટ ને પ્યૂરિટન ધર્માચાર્યે એ ભયંકર ચાબુક તેના પોતાના વાંસામાં વીંઝયો હતો, એ ચાબુક વીંઝતાં વીંઝતાં તે પોતાની જાત પ્રત્યે કટુતાપૂર્વક હસતો હતો, અને એ કટુ હાસ્યને કારણે તે ચાબુક વધુ ને વધુ નિષ્ઠુરતાથી પોતાના શરીર પર ફટકારતો જતો હતો. વળી અન્ય અનેક ધર્મિષ્ઠ પ્યૂરિટનોની જેમ ઉપવાસ કરવાનો પણ એનો રિવાજ હતો. પણ એ જે ઉપવાસ કરતો તે પ્યૂરિટનો પોતાના શરીરને વિશુદ્ધ બનાવી દૈવી પ્રકાશ મેળવવા માટે વિશેષ યોગ્ય સાધનરૂપ તેને બનાવવા સારું નહોતો કરતો, પણ એ તો પ્રાયશ્ચિત્ત અને દેહદમનની દૃષ્ટિથી ટાંટિયા અશક્તિથી ધ્રૂજવા લાગે એવી અંતિમ હદ સુધી જઇને ભારે કડકાઇથી તે ઉપવાસ કરતો હતો. એ જ રીતે તે રાતોની રાતો જાગરણ પણ કર્યા કરતો-કોઇ વાર ઘોર અંધકારમાં બેસીને, કોઇ વાર આછા ટમટમિયા દીવા પાસે બેસીને, તો વળી કોઇ વાર અત્યંત તેજસ્વી પ્રકાશ પાસે બેસીને તથા હાથમાં રાખેલા દર્પણ પર તે પ્રકાશ પાડીને તેમાં પોતાનું મોં જોતો જોતો તે રાતોની રાતો જાગરણ કર્યા કરતો. આવી ચેષ્ટાથી, જે સતત આત્માવલોકનથી તે પોતાની જાતને વિશુદ્ધ તો નહોતો કરી શકતો પણ કષ્ટયા કરતો તે આત્માવલોકનને એ જાણે કે મૂર્ત સ્વરૂપ આપતો હતો. આવાં લાંબાં જાગરણોમાં એના મગજને ચકરી આવતી અને કલ્પનાચિત્રોની પરંપરા એની આગળ થઇને પસાર થઇ જતી. આ ચિત્રપરંપરા ગમે તો અંધારા ઓરડાના દૂરના ખૂણામાં તેમના પોતાના પ્રકાશમાં અસ્પષ્ટ રૂપમાં દેખાતી, અથવા તો પોતાની પાસે જ પોતે રાખેલા દર્પણમાં ખૂબ તાદૃશ સ્વરૂપમાં દેખાતી. ઘડીકમાં એ ચિત્રો રાક્ષસરૂપધારી સત્ત્વોના ટોળાના રૂપે જોવામાં આવતાં અને એ રાક્ષસો પછી એ ફીકા પાદરી સામે દાંતિયાં કરી તેની મશ્કરી કરતા અને પોતાની સાથે ચાલી નીકળવાને ઇશારત કરતા, અથવા તો ઘડીકમાં

એ ચિત્રો તેજસ્વી ફિરસ્તાના સમૂહરૂપે જોવામાં આવતાં અને એ ફિરસ્તાઓ જાણે ગમગીનીના બોજાને લીધે ઊંચે ઊડી ન શકતા હોય તેમ પ્રારંભમાં બહુ ધીમે ધીમે ઊડતા, પણ આકાશમાં જેમ જેમ આગળ ચડતા જતા તેમ તેમ તેમની ગતિ વધુ ને વધુ ત્વરિત અને ગગનગામી બનતી જતી પછી વળી ઘડીકમાં એના યૌવનકાળના સદ્‌ગત મિત્રો, અને શ્વેત દાઢી ફરફરાવતા અને સન્તજનની પેઠે ઠપકારૂપે ભવાં સંકોચાવીને પસાર થતા એવા એના પિતા અને એમ પડખે થઈને પસાર થતી વખતે આડું જોઈ ચાલી જતી એની માતા એની નજરે પડતી. પણ મને લાગે છે કે એની માતાના એ ઓળાએ—ઝાંખામાં આછી એવી એની માતાની એ ભ્રમજન્ય આકૃતિએ—એ વખતે પણ પોતાના પુત્ર તરફ આ બધું છતાં દયાની એક નજર તો જરૂર નાખી હશે! અને આખરે, આવા ભૂતસૃષ્ટિના વિચારો ને કલ્પનાચિત્રોએ ભારે ભયંકર બનાવી મૂકેલા એ ઓરડામાં થઈને, હેસ્ટર પ્રાઇન હિંગળોકિયા પોશાકમાં નાનકડી પર્લને આંગળીએ વળગાડીને ચલાવતી, અને પોતાની તર્જની વડે પહેલાં પોતાની છાતી પરનો હિંગળોકિયો અક્ષર બતાવતી અને પછી એ જ આંગળી વડે પાદરીની પોતાની છાતી બતાવતી, પસાર થતી

આમાંનું કોઈ પણ કલ્પનાચિત્ર એને સર્વથા ભ્રમણામાં કે ભુલાવામાં નાખવા સમર્થ નહોતું થતું. આ બધાં ચિત્રો દેખાતાં હતાં તે દરમિયાન કોઈ પણ ક્ષણે પોતાની ઇચ્છાશક્તિને જરાક જાગ્રત કરતો કે તરત એ ચિત્રોના હવાઈ આકારની આરપાર સ્થૂળ પદાર્થોને સ્પષ્ટ રીતે જોઈ શકતો, અને પેલા કોતરેલા ટેબલ કે પેલા ચામડાના પૂંઠાથી બાંધેલા અને પિત્તળના સળિયાવાળા મહાન ધર્મગ્રંથ જેવાં એ ચિત્રો નક્કર પદાર્થો નથી એની એના અંતરને પૂરેપૂરી ખાતરી આપી શકતો. પણ એ બધું છતાં, એક દૃષ્ટિએ તો આ પાદરીના વ્યવહારમાં આવતા સમસ્ત પદાર્થસમૂહમાં એ ચિત્રો સૌથી વધારે સાચાં અને સૌથી વધારે સંગીન પદાર્થો હતાં. એના જેવા જૂઠાણાથી ભરપૂર પુરુષની જિંદગીનું અકથ્ય દુઃખ તો એ છે કે આપણા આત્માને આનંદ ને પોષણ આપવાના ઉદ્દેશથી ભગવાને સરજાવેલા આપણી આસપાસના બધા વાસ્તવિક પદાર્થોનો અંતરનો સાર અને સત્ત્વ—એનું સમગ્ર વાસ્તવિકત્વ જ—તે હરી લે છે. જૂઠા માણસને મન પછી સમસ્ત વિશ્વ જૂઠું બની જાય છે—તે પછી અસ્પર્શ્ય—હાથમાં લેવા જાય ત્યાં શૂન્યરૂપ થઈ જાય એવું—બની જાય છે. અને એ માણસ પોતે પણ જેટલે અંશે પોતાને જૂઠા સ્વરૂપમાં રજૂ કરતો હોય, તેટલે અંશે એ પોતે પણ કેવળ ઓળા જેવો જ બની જાય છે અથવા એટલા પ્રમાણમાં એનું અસ્તિત્વ જ નષ્ટ થઈ જાય છે મિ. ડિમ્સડેઇલને આ પૃથ્વી પર સતત રીતે વાસ્તવિક અસ્તિત્વ આપનારું જે એકનું એક સત્ય હતું તે તો એના અંતરના ઊંડાણમાં એને જે વેદના થઈ રહી હતી અને એના બાહ્ય દેખાવમાં પણ એ વેદનાનું જે નિર્વ્યાજ પ્રકટીકરણ થઈ રહ્યું હતું તે જ હતું. એણે જો એક પણ વાર સ્મિત કરવાનું અને ખુશમિજાજી મુખમુદ્રા ધારણ કરવાનું સામર્થ્ય બતાવ્યું હોત, તો પછી એ ખતમ જ થઈ ગયો હોત!

ઉપર જેનું આછું સૂચન જ કર્યું છે, અને જેનું તાદૃશ વર્ણન કરવાનું તો અમે જતું જ કર્યું છે, એવી એક બિહામણી રાત્રિએ પાદરી પોતાની ખુરશી પરથી ઊભો થયો. આ વખતે એના મગજમાં એક નવો જ વિચાર આવ્યો હતો. એણે ધાર્યું કે કદાચ એથી પળવાર નિરાંત પણ થાય. એટલે જાણે સાર્વજનિક પ્રાર્થના કરવા જતો હોય એવી સંભાળપૂર્વક અને બરાબર એ જ ઢબછબથી પોશાક ધારણ કરીને એ ધીરેથી દાદર ઊતર્યો અને બારણું ઉઘાડીને બહાર નીકળી પડ્યો.

## ૧૨

## પાદરીનું જાગરણ

**જાણે** કોઈ સ્વપ્નામાં હોય, અથવા કદાચ ખરેખર એક પ્રકારનું નિદ્રાભ્રમણ કરતો હોય, એમ ચાલતો ચાલતો મિ. ડિમ્સડેઇલ ઘણા લાંબા વખત ઉપર જ્યાં હેસ્ટર પ્રાઇને પોતાની જાહેર ફજેતીના પ્રારંભના કલાકો વિતાવ્યા હતા તે સ્થળે આવી પહોંચ્યો. એનો એ જ માચડો એના એ જ સમેલનઘરના ઝરૂખા નીચે અત્યારે પણ ઊભો હતો, પણ વચ્ચે સાત સાત વરસો વીતી જવાને લીધે તાપ, તડકે, વરસાદ વગેરે જાતજાતની ઋતુઓના મારાને લીધે તે કાળો પડી ગયો હતો અને

વચગાળામાં જે અનેક ગુનેગારો તેના પર ચડેલા તેના પગલાંને લીધે એનાં પગથિયાં ઘસાઇ પણ ગયાં હતાં. આવા એ માંચડા પાસે આવીને પાદરી તેનાં પગથિયાં ચડીને ઉપર ગયો.

મે માસના પ્રારંભના દિવસોની એ અંધારી રાત હતી. ક્ષિતિજથી તે મધ્યાકાશ પર્યંતનો સમસ્ત વિસ્તાર અખંડ મેઘમાળાથી ઢંકાઇ ગયો હતો. હેસ્ટર પ્રાઇને પોતાને થએલી સજા ભોગવેલી એ વખતે પ્રેક્ષક તરીકે ઊભેલા માણસોને જો અત્યારે પણ બોલાવી શકાયાં હોત તો આ મધ્યરાત્રિના અંધકારમાં તેઓ એ માંચડા પર કોઇનો પણ ચહેરો સ્પષ્ટ રીતે જોઇ શકયાં નહોત, તેમ કોઇ માનવાકૃતિની રેખાઓ પણ ભાગ્યે જ નિરખી શકયાં હોત. પણ અત્યારે તો આખું નગર ઊંઘતું હતું- એટલે કોઇ પોતાને જોઇ જાય એ ધાસ્તીને તો અવકાશ જ નહોતો. પાદરી જો એની મરજીમાં આવે તો પૂર્વદિશામાં અરુણોદય થવા લાગે ત્યાં સુધી અંહીં ઊભો રહી શકે એમ હતું, અને એમ ઊભો રહેતાં પણ એને જોખમ જેવું હતું તે ફકત રાતની ઠંડી ઝાકળભરી હવા તેની કાયામાં ભરાઇ જઇને સંધિવાથી એનાં અંગોને જકડી લે અને સળેખમ ને ઉધરસથી એના કંઠને રોધી દે અને એને કારણે વળતા દિવસે એનો શ્રોતાવર્ગ એની પ્રાર્થના ને પ્રવચનની વાટ જોઇને બેઠો હોય તેને નિરાશ કરવો પડે એટલું જ હતું. અત્યારે એને, પોતાના ખંડમાં પોતે લોહી કાઢે એવો કોરડો વીંઝતો તે દૃશ્ય જેણે જોએલું એ સદાજાગ્રત અંતર્યામી પુરુષ સિવાય બીજા કોઇની આંખ જોઈ શકે એમ હતી નહિ. ત્યારે એ અત્યારે કેમ આંહીં આવ્યો હશે? એને શું કેવળ પ્રાયશ્ચિતનો ડોળ જ કરવો હતો? હા, એ ડોળ જ હતો, પણ એમાં એનો આત્મા પોતે જ પોતાની બનાવણી અને છેતરપિંડી કરી રહ્યો હતો! એની પ્રાયશ્ચિત કરવાની આવી ડોળી રમત દેખીને તો દેવદૂતો શરમાઇને રડતા હતા, ત્યારે દાનવો ઠંડી મશ્કરીમાં અટ્ટહાસ્ય કરીને આનંદ પામતા હતા. પળેપળ પ્રત્યેક સ્થળે એની પાછળ પડેલી પશ્ચાત્તાપની લાગણીથી ધકકેલાઇને તે આંહીં આવ્યો હતો, પણ આ પશ્ચાત્તાપની સાથે સાથે એની બ્હેન નામર્દાઇ પણ આંહીં આવી હતી અને પેલો પશ્ચાત્તાપનો ભાર જેમ એને બધી ગુપ્ત વાત જાહેર કરી દેવાની અંતિમ અણી પર ઘસડી જતો હતો, તેમ આ નામર્દાઇની લાગણી એ જાહેર કરવા તૈયાર થયો હોય તે જ પળે બરાબર તેને પોતાની કંપતી મૂઠીમાં પકડીને સદાએ પાછો ઘસડી જતી હતી. બાપડો અભાગિયો માણસ! એના જેવા નબળા મનના માણસને પાપનો ભાર વહોરવાનું કોણે કહ્યું હતું? એવા પોચા માણસને પાપ કરવાનો હક્ક પણ શો હતો? પાપ ને ગુના કરવા એ તો પોલાદી ઇચ્છાશકિત-વાળા માણસોનું-ધારે તો એ પાપ કે ગુનાનો તાપ સહન કરી શકે, અથવા તો એ તાપ અસહ્ય લાગે તો પછી પોતાના ઉદ્દામ ભીષણ સામર્થ્યનો કોઇ શુભ હેતુ અર્થે વિનિયોગ કરીને એ દ્વારા તે તાપને તરત જ ઉખેડીને ફેંકી દઇ શકે એવા વજ્રહૃદયી માણસોનું-કામ છે. પણ આ નબળો ને બાળા અંતરનો પુરુષ એ બેમાંથી એકે વાતું કરી શકે એમ નહોતો. અને છતાં નિરંતર રીતે તે બેમાંથી એકાદ વાતું કર્યા જ કરતો હતો, અને તેથી એ બન્ને વસ્તુઓ, છોડી છૂટે નહિ એવી એક અવિભાજ્ય ગાંઠરૂપે ગૂંથાઇને, પ્રથમ ભગવાનની પણ પરવા ન કરે એવો અપરાધ કરવો અને પછી એ અપરાધનો વ્યર્થ પશ્ચાત્તાપ કરવો એવી બેવડી મનોદશામાંથી ફિદ્દભવતી બળતરારૂપે વ્યકત થતી હતી.

પ્રાયશ્ચિત્તનો આવો મિથ્યા દેખાવ કરતો મિ. ડિમ્સડેઇલ આ પ્રમાણે માંચડા પર ઊભો હતો, ત્યારે બરાબર પોતાના હૃદય ઉપરના ખુલ્લી છાતીના ભાગ પર જે હિંગળોકિયું ચિહ્ન હતું તે જાણે વિશ્વ અત્યારે જોઇ રહ્યું હોય એવી ભીતિથી એનું ચિત્ત અત્યંત બેબાકળું બની ગયું. ખરેખર, બરાબર એ જ જગ્યાએ શારીરિક વેદનાનો કોરી ખાનારો ઝેરી ડંખ લાંબા વખતથી સણકા મારી રહ્યો હતો અને અત્યારે પણ એ સણકા ચાલુ હતા. એટલે બૂમ પાડવાના કશાએ ખાસ પ્રયત્ન વગર, અથવા તો તે રોકવાના કશા સામર્થ્ય વગર એણે મોટેથી બૂમ પાડી. હવે એની આ બૂમ, એમાં ભારે યાતના અને ભીતિ વ્યકત થએલી દેખીને શયતાનસેનાની એક ટુકડીએ જાણે એ બૂમનો ધ્વનિ પોતાના હાથમાં ઝીલ્યો હોય અને એ ધ્વનિને દડાના જેવું રમકડું બનાવીને એક ઠેકાણેથી બીજે ઠેકાણે આમતેમ એ ટુકડા ઉછાળતી હોય, એવી રીતે એ ગાજતો ધ્વનિ રાત્રિના

એ વાતાવરણમાં એક ઘેરથી બીજે ઘેર અથડાવા લાગ્યો, અને પાછળના ભાગમાં આવેલી ટેકરીઓમાંથી એના પડઘા પડવા લાગ્યા.

'થઇ રહ્યું !' પોતાના હાથ વડે મોં ઢાંકી દઇને પાદરી ગણગણ્યો. 'હવે આખું શહેર જાગી ઊઠશે અને એકદમ દોડીને આંહીં આવશે, એટલે મને આંહીં જોઇ જશે !'

પણ વસ્તુતઃ એમ ન બન્યું. કારણ કદાચ એ હોય કે એના ચમકી ઊઠેલા કાનને એ બૂમનો અવાજ ખરેખર હતો તેથી ઘણો મોટો લાગેલ હોય. એટલે શહેર તો કંઈ જાગ્યું નહિ, અથવા જો જાગ્યું, તો એ ઉંઘાળવા નગરજનોએ ભુલાવો ખાઈને એ બૂમને કોઇ ભયંકર સ્વપ્નમાં પોતે સાંભળેલી ચીસ રૂપ અથવા તો પછી શયતાનના સાથમાં સવારી કરીને હવામાં ફરતી ડાકણોનો અવાજ એ જમાનામાં વસાહતોમાં તેમ એકલવાયાં ઝૂંપડાઓમાં સંભળાતો હતો તેથી એ ડાકણોના અવાજરૂપ તેને માની લીધી એટલે કશા ખળભળાટનાં ચિહ્નો ન દેખતાં પાદરીએ પોતાની આંખો ઢાંકી દીધી હતી તે ઉઘાડી નાખી અને આસપાસ જોવા માંડયું. સામે જ એક બીજા મહોલ્લામાં થોડે દૂર સૂબા બેલિંગહામની હવેલી આવેલી હતી, તેના ખંડની એક બારીમાંથી એણે એ બુઝર્ગ ન્યાયાધિકારીની પોતાની આકૃતિ, હાથમાં ફાનસ, માથે રાતે પહેરવાની સફેદ ટોપી, અને આખી કાયાની આસપાસ સફેદ લાંબો ઝભ્ભો, એવા વેશમાં જોઇ. અત્યારે તેનો દેખાવ ઘોરમાંથી કવખતે જગાડેલા ભૂતના જેવો લાગતો હતો. પાદરીની એ બૂમથી એ ખરેખર ભડકી ગયો જણાતો હતો. વળી એ જ મકાનની એક બીજી બારીએ સૂબાની બહેન શ્રીમતી હિબિન્સ પણ હાથમાં ફાનસ લઇને ઊભેલી દેખાતી હતી, અને એ ફાનસનો પ્રકાશ આટલે દૂરથી પણ તેના અસંતુષ્ટ ચીડિયા ચહેરાની રેખાઓ પ્રકટ કરતો હતો. તેણે બારીમાંથી પોતાનું મોઢું બહાર કાઢ્યું અને ચિંતાપૂર્વક ઊંચે નજર કરી. એ ઉપરથી આ પ્રતિષ્ઠિત ડાકણે મિ. ડિમ્સડેઇલની ચીસ નિઃશંક સાંભળેલી એમ જણાઇ આવતું હતું, અને એ ચીસના અસંખ્ય પડઘાઓ પડેલા તેથી પોતે જેના સાથમાં જંગલમાં સફરે નીકળી પડતી તે ભૂતડાં અને ડાકણોના કલબલાટરૂપે તે ચીસને એ સમજી હતી.

સૂબાના ફાનસનો પ્રકાશ દેખીને એ વૃદ્ધ બાઇએ પોતાનું ફાનસ બુઝાવી નાખ્યું અને તે તરતજ અદૃશ્ય થઇ ગઈ. કદાચ તે ઊંચે વાદળામાં ચાલી ગઇ હોય. પણ પછી તેની કશી ચેષ્ટા પાદરીની નજરે પડી નહિ. ન્યાયાધિકારીએ પણ અંધારામાં સાવચેતીપૂર્વક બારીક નજર કરી, પણ ઘટીના પડમાં જેમ બહુ આઘે જોઇ શકાતું નથી તેમ એ અંધારામાં પણ બહુ આઘે જોઈ શકાય એવું હતું નહિ, એટલે પછી કશું માલૂમ ન પડતાં તે બારી આગળથી અંદર ચાલ્યો ગયો.

આથી પાદરી પણ પહેલાં કરતાં કંઇક સ્વસ્થ થયો. પણ ત્યાં તેની આંખે દૂરદૂરથી એ મહોલ્લા તરફ ચાલ્યો આવતો કોઇ ઝાંખો પ્રકાશ પડયો. એ પ્રકાશ ઘડીકમાં કોઇ થાંભલા પર, ઘડીકમાં કોઇ બગીચાની વાડ પર, ઘડીકમાં કોઇ જાળીદાર બારીના કાચ પર, ઘડીકમાં કોઇ હવાડાના પાણીના પંપ પર, તો ઘડીકમાં વળી કોઇ લાકડાનો કમાનદાર દરવાજો હોય તેમાં લોઢાનો આગળિયો હોય, અને નીચે પગથિયા તરીકે લકડાનું ઠીમચું મૂકયું હોય એવા કોઇ દ્વાર પર પડતો હતો, અને અંધારામાં અત્યાર સુધી અદૃશ્ય રહેલી એ સઘળી વસ્તુઓને તેની આગળ દૃશ્ય બનાવી દેતો હતો. આ પ્રકાશ તેમ એ પ્રકાશધારી વ્યક્તિનાં પગલાં જેમ જેમ પાસે આવતાં ગયાં તેમ તેમ પોતાનું હવે આવી બન્યું એમ પાદરીને નિશ્ચયપૂર્વક ખાતરી થઇ ગઇ, કેમકે એ વ્યક્તિ પાસે આવશે કે તરત જ તેના ફાનસનો પ્રકાશ પોતાના પર પડશે, અને તેથી એની દીર્ઘકાળથી છૂપી રાખેલી વાત ખુલ્લી થઇ જશે. પણ આવી ખાતરી હોવાં છતાં એ ફાનસના પ્રકાશથી ઉપર વર્ણવી તેવી જે જે વસ્તુઓ દૃશ્ય બની ગઇ તે સઘળીને ધ્યાનપૂર્વક જોઇ રહ્યો. પછી એ દીવો વધુ પાસે આવ્યો એટલે એમાંથી પડતા પ્રકાશના મર્યાદિત ઘેરાવાની અંદર તેણે પોતાના પાદરી બંધુ અથવા વધુ યથાર્થ રીતે કહીએ તો, ધર્મગુરુના વ્યવસાયમાં એના પિતા અને માનનીય મિત્ર—રેવરંડ મિ. વિલ્સનને જોયો, એટલે મિ. ડિમ્સડેઇલ હવે અનુમાન કરી શકયો કે કોઇ માણસ મરણપથારીએ હશે તેની પાસે અંતિમ પ્રાર્થના કરવા તે નીકળ્યો હશે. અને હકીકત પણ એમ જ હતી. સૂબો વિન્થ્રોપ કલાક પહેલાં જ સ્વર્ગે સિધાવ્યો હતો, એટલે આ ભલો બુઝર્ગ પાદરી

તેની મૃત્યુશય્યાની પાસેથી જ સીધેસીધો ચાલ્યો આવતો હતો અને જાણે એ સદ્ગત સુઓ એને પોતાની તેજસ્વિતાનો વારસો આપતો ગયો હોય, અથવા તો એ વિજયી યાત્રાળુ સ્વર્ગદ્વારમાં થઇને પસાર થઇ રહ્યો હોય એ વખતે એ સ્વર્ગનગરનો દૂરદૂરનો પ્રકાશ જાણે એણે પોતાના મસ્તક પર ઝીલ્યો હોય એવા રીતે, પ્રાચીનકાળના સાધુ સંતોની પેઠે એની આસપાસ એક તેજોવલય પથરાઇ રહ્યું હતું, અને એવા તેજોવલયથી પરિવેષ્ટિત થઇ, સળગાવેલા ફાનસની મદદથી માર્ગ કરતો કરતો આ ભલો પાદરી વિલ્સન ઘર ભણી જઇ રહ્યો હતો. ઉપર જે તેજોવલય સંબંધી તરંગો વર્ણવ્યા તે એ ફાનસના પ્રકાશના દર્શનથી મિ. ડિમ્સડેઇલના મગજમાં ઊઠેલી તર્કપરંપરાના પરિણામરૂપ હતા, અને પોતાના એવા તરંગોને કારણે તેણે સ્મિત કર્યું—સ્મિત શું અટ્ટહાસ્ય કર્યું—અને પોતાને હસતો દેખીને પોતે ક્યાંક ગાંડો તો નથી થઈ ગયોને એમ સ્વગત વિચાર કરવા લાગ્યો.

રેવરંડ મિ. વિલ્સન એક હાથે પોતાનો જીનિવાનો ઘોકો મજબૂત રીતે પકડીને અને બીજા હાથે પોતાની છાતી આગળ ફાનસ પકડી રાખીને એ માંચડા આગળ થઇને નીકળ્યો. એટલે પાદરીથી બોલ્યા વગર રહેવાયું નહિ—

'નમસ્તે, ગુરુવર્ય વિલ્સન સાહેબ, નમસ્તે! આંહીં ઉપર પધારો, અને મારા સાથમાં કલાકેક મોજ કરો!'

ભલા ભગવાન! શું ખરેખર મિ. ડેમ્સડેઇલ આ શબ્દો બોલ્યો? એક પળવાર તો એને લાગ્યું આ શબ્દો એના મુખમાંથી ઉચ્ચારાઇ ગયા. પણ એ બધું કેવળ એની કલ્પનામાં જ બન્યું. ગુરુવર્ય વિલ્સન સાહેબ તો, પોતાના પગ પાસેનો કાદવ ભરેલો માર્ગ બરાબર જોતા જોતા ને એ અપરાધીઓના માંચડા ભણી તો એક પણ વાર મોં ફેરવ્યા વગર, ધીમે ધીમે આગળ ચાલ્યા ગયા. પછી એ ચમકતા ફાનસનો પ્રકાશ દૂર જવાથી જ્યારે સાવ આછો બની ગયો, ત્યારે પોતાનામાં જે નિર્બળતા આવી ગએલી જણાઇ તે ઉપરથી, તેને માલૂમ પડ્યું કે એક પ્રકારની રમતથી પોતાના ચિત્તને શાંતિ આપવાનો આમ સહજ પ્રયત્ન કર્યા છતાં, પોતાની છેલ્લી થોડી ક્ષણો તો દારુણ ચિંતાને લીધે ખરેખર કટોકટીની ગણાય એવી પસાર થઇ હતી.

થોડા વખત પછી તેના માનસિક ઓળા વળી પાછા પહેલા જેવા ભયંકર બની ગયા. કોઇ દહાડો રાતની ઠંડીમાં બહાર નીકળવાની ટેવ નહિ હોવાથી એને આંહીં ઊભા રહેવાથી પોતાનાં અંગો અક્કડ થઇ જતાં લાગ્યાં, એટલે એ માંચડાનાં પગથિયાં પોતાથી ઊતરી શકાશે કે કેમ એ વિશે પણ તેને શંકા થવા લાગી. એને થયું કે આમ ને આમ પરોઢિયું થશે અને છતાં પોતે તો ત્યાં ને ત્યાં જ ઊભો હશે. પછી આજૂબાજૂનાં માણસો ઊંઘમાંથી જાગવા લાગશે. સવારમાં સૌથી વહેલો ઊઠનારો પછી પરોઢિયાના ભળભાંખળામાં એ બાજૂ આવશે ત્યારે એ ફજેતીના માંચડા પર ઊંચે કોઇ અસ્પષ્ટ રેખાવાળી આકૃતિને દેખશે; અને અડધા ભય અને અડધા કૌતુકથી અધગાંડા જેવો બની જઇને ઘેર ઘેર બારણાં ખખડાવીને કોઇ મરી ગએલા પાપીના એ ભૂતને —એ તો એને ભૂત જ માને તે?-જોવા સૌને બોલાવી આવશે. એટલે એ ધૂંધળા વાતાવરણમાં ઘેર ઘેર પંખીની પાંખોના ફફડાટ જેવી ધાંધલ મચી રહેશે. પછી પ્રભાતતેજ હજુ વિશેષ ખીલતાં બુઝર્ગ વડીલો ફલાલીનના ઝભ્ભા પહેરીને જ ઝટ ઝટ બિછાનામાંથી ખડા થઇ જશે અને પાકટ વયની સ્ત્રીઓ પણ રાતનો પોશાક બદલાવ્યા વગર બહાર દોડી આવશે. આમ આજ સુધીમાં એક પણ દિવસ જેમની વાળની એક લટ સરખી પણ કદી યે અવ્યવસ્થિત જોવામાં નહિ આવેલી એવો આ સુસભ્ય માનવસમાજ જાણે હુલકું પડ્યું હોય કે કોઇ મહા દુઃસ્વપ્ન દેખીને છળી ઊઠ્યો હોય એવા અસ્ત વ્યસ્ત દેખાવમાં સરિયામ જગા પર આવી ચડશે. આમાં બુઝર્ગ સુઓ બેલિંગહામ પણ ગળપટો કંઇ ઠેકાણા વગર ગમે તેમ લપેટીને ભયંકરરૂપમાં આવશે; શ્રીમતી હિબિન્સ પણ પોતાના રાત્રિપર્યટનમાંથી સીધી જ આવતી હોવાથી ને તેથી પળવાર પણ ઊંઘનું ઝટકું મારવાનું નહિ મળવાથી રોજના કરતાં વધારે કટાણું મોં રાખીને વસ્ત્રના પાલવમાં જંગલી રોપાઓની કોઇ ડાંખળીઓ વળગેલી હોય એવા વેશમાં ત્યાં આવી પહોંચશે. તેમ પાદરી વિલ્સન પણ અડધી રાત મરણપથારી આગળ ગાળી હોવાથી પોતે પથારીમાં પડ્યો પડ્યો ઊંઘમાં જે ગૌરવશાળી સંત પુરુષોનાં સમણાં જોતો હતો તેમાંથી આટલો વહેલો લોકો તેને જગાડશે એ નહિ ગમતાં કસમોઢું

મોઢું રાખીને ત્યાં આવશે. વળી આંહીં ડિમ્મડેઇલના દેવળના નાના પાદરીઓ તેમ એના ધર્મમંડળના વડેરાઓ પણ આવશે, પોતાના ધર્મગુરુને ભગવાનની જેમ પૂજતી, અને પોતાના શુભ્ર વક્ષઃસ્થળને તેના મંદિરરૂપ બનાવીને તેમાં પધરાવતી એવી યુવાન કુમારિકાઓ પણ અત્યારે રઘવાટમાં એ વક્ષઃસ્થળને રૂમાલમાં ઢાંકવા જેટલો પણ વખત ઉતાવળમાં ન મળતાં અવ્યવસ્થિત દશામાં આવી પહોંચશે. ટૂંકામાં સઘળા લોકો પોતાના ઘરના ઉંબરમાં ઉતાવળને લીધે ઠેશ ખાતાં ખાતાં આંહીં આવીને ટોળે મળશે અને એ માચડાની આસપાસ પોતાના તાજુબ થઇ ગએલા અનેબેબાકળા બની ગએલાં મોઢાં ઊંચાં કરીને જોયાં કરશે. અને એ પ્રમાણે જોતાં પૂર્વાકાશનાં પ્રથમ કિરણો કયા પુરુષના કપાળ પર પડતાં તેઓ દેખશે? કેમ વળી, ઠંડીમા ઠૂંઠવાઇને મરણતોલ બની ગએલા, શરમથી ઝાંખાઝપ થઇ ગએલા, અને હેસ્ટર પ્રાઇન ઊભી હતી તે જ જગાએ ઊભેલા રેવરંડ આર્થર ડિમ્સડેઇલ સિવાય બીજા કોને તેઓ ત્યા દેખવાનાં હતાં?

આ ચિત્રમાલાની વસ્વી ભયંકરતાથી ભાન ભૂલી જઇને એ પાદરી એને પોતાને પણ ખબર ન પડે એમ ભારે મોટા અવાજે ખડખડાટ હસી પડયો. પોતાના આવા બુલંદ સ્વરના અટ્ટહાસ્યથી એ પોતે પણ અત્યંત છળી ઊઠયો જેવું એનું એ બુલંદ હાસ્ય પૂરું થયું કે તરત જ જાણે એનો પડઘો જ પડતો હોય એમ એક આછું, તરંગી, બાલકના જેવું હાસ્ય સંભળાયું. એ સંભળાયું તેવો જ એણે એમાં નાનકડી પર્લનો અવાજ ઓળખ્યો, અને એ અવાજ ઓળખતાં જ એના અંતરમાં એક ધ્રૂજારી પેદા થઇ, પછી એ ધ્રૂજારી દુઃખાતિરેકની હતી કે સુખાતિરેકની તે તો એ પોતે પણ સમજી શકયો નહિ.

'પર્લ! નાનકડી પર્લ!' થોડીવાર થોભીને તેણે બૂમ પાડી; પછી અવાજ દબાવી દઈને બોલ્યો, 'હેસ્ટર! હેસ્ટર પ્રાઇન! કોણ તું છે એ?'

'હા; હેસ્ટર પ્રાઇન છે એ!' એણે આશ્ચર્યચકિત અવાજે ઉત્તર આપ્યો; અને પછી તરત બાજૂના રસ્તા પર થઇને તે જતી હતી ત્યાંથી તેનાં નજીક આવતાં પગલાંનો ઘસારો તેણે સાંભળ્યો. "એ હું છું ને મારી નાનકડી પર્લ છે.'

'તું કયાંથી આવી, હેસ્ટર?' પાદરીએ પૂછ્યું. 'કયાંથી આવી ચડી આંહીં?'

'સૂબા વિન્થ્રોપસાહેબની મરણપથારી આગળ બેઠી'તી,' હેસ્ટર પ્રાઇને જવાબ આપ્યો, 'ત્યાં એમના ઝભ્ભાનું હમણાં માપ લીધું, અને હવે મારે ઘેર જાઉં છું'

'આંહીં ઉપર આવ હેસ્ટર, તું ને નાનકડી પર્લ બન્ને આવો ઉપર!' રેવરંડ મિ. ડિમ્સડેઇલે કહ્યું. 'તમે બન્ને આંહીં ઉપર ઊભાં રહેલાં, પણ એ વખતે હું તમારી પડખે નહોતો. તો એકવાર ફરીથી આંહીં ઉપર આવો, એટલે આપણે ત્રણે સાથે ઊભાં રહીએ'

એટલે તે મૂંગી મૂંગી પગથિયા ચડી અને નાનકડી પર્લને આંગળીએ વળગાડીને માચડા પર ઊભી રહી. પાદરીએ એ છોકરીનો બીજો હાથ ફંફોસીને શોધી કાઢયો અને તે પોતાના હાથમાં થોભી રાખ્યો. જે પળે એણે આવી રીતે પર્લનો હાથ થોભી રાખ્યો તે જ પળે, જાણે એ માદીકરી પોતાનું હૂંફભર્યું ચેતન તેની અર્ધજડ કાયામા રેડતાં હોય તેમ અભિનવ જીવનનો આત વેગવંત ધોધ–પોતાનો નહિ પણ કોઇ બીજાના જ ચેતનપ્રવાહનો ધોધ–કોઇ મહા પ્રપાતની પેઠે તેના અંતરમાં ઠલવાતો હોય, અને એની નસેનસમાં જોસભેર ઘૂમી વળતો હોય એવું એને લાગ્યું. એ ત્રણેએ મળીને જાણે કોઇ વિદ્યુદ્વાહક તાર રચી દીધો હતો.

'પાદરી!' નાનકડી પર્લ ધીરે સાદે બોલી.

'શું કહે છે, બેટા?' મિ ડિમ્સડેઇલે પૂછ્યું

'તુ બાની ને મારી સાથે કાલે બપોરે આંહીં ઊભો રહીશ?' પર્લે પૂછ્યુ.

'ના; નહિ જ બેટા પર્લ,' પાદરીએ જવાબ આપ્યો; કેમકે એ પળે એનામાં જે નવું જોમ આવ્યું તેની સાથે એના અંતરને જીવનમાં લાંબા વખતથી પીડી રહેલો એવો જાહેર ફજેતીનો પહેલાંના જેટલો જ ડર પણ પાછો તાજો થયો; અત્યારે જ જે સાથમાં તે ઊભો હતો —અલબત્ત એ સાથમાં રહેતા એને આનંદ જ થતો હતો, છતાં-તેને એ લીધે કયારનો કંપી રહ્યો હતો તેથી તેણે કહ્યું, 'ના બેટા કાલ બપોરે તો આંહીં ન ઊભું રહેવાય. તારી બાની ને તારી બન્નેની સાથે એક દિવસ તો હું જરૂર ઊભો રહેવાનો છું, પણ તે કાલે નહિ'

પર્લ ખડખડ હસી પડી, અને પોતાનો હાથ તેના હાથમાંથી છોડાવવાને મથવા લાગી. પણ પાદરીએ તે દાબીને પકડી રાખ્યો હતો.

'થોડીવાર ભલે રહ્યો, બેટા!' તે બોલ્યો.

'પણ તું વચન આપે છે, કાલે બપોરે બાનો ને મારો હાથ પકડીને ઊભા રહેવાનું?' પર્લે પૂછ્યું.

'ના, કાલ નહિ,' પાદરીએ કહ્યું, 'પણ બીજે વખતે ઊભો રહીશ.'

'તે કયે બીજે વખતે?' છોકરીએ એની એ વાત આગળ ચલાવી.

'મોટા કયામતને દિવસે,' પાદરીએ ધીરે અવાજે કહ્યું; અને પોતે ધાર્મિક સત્યોનો પ્રચાર કરનારો ધંધાદારી ગુરુ છે એ વિચારે તેને આ બાળકને એ રીતે આપવા પ્રેર્યો.

'એ વખતે સૌનો ઇન્સાફ થશે ત્યાં, એ ઇન્સાફની ગાદીની સામે તારી બાએ, તારે, ને મારે એમ આપણે સૌએ સાથે ઊભાં રહેવું પડશે. પણ આ જગતમાં ધોળે દહાડે તો આપણે કદી પણ એકઠાં ઊભાં નહિ ઉત્તર રહી શકીએ!'

પર્લ ફરી ખડખડ હસી પડી.

પણ મિ. ડિમ્સડેઇલના બોલ પૂરા થયા પહેલાં તો ઘનઘટાથી છવાઇ ગએલા વિશાળ આકાશના એક છેડાથી બીજા છેડા સુધી પ્રકાશનો એક ઝબકારો થયો. એ ઝબકારો આકાશના શૂન્ય ભાગમાં ઘણીવાર તારા ખરતા જોવામાં આવે છે તેનાથી જ નિઃશંક થએલો. એનો પ્રકાશ એટલો બધો પ્રબળ હતો કે તેનાથી આકાશ ને પૃથ્વી વચ્ચે જે ઘાડું ઘનપડ આવી રહ્યું હતું તેને એણે ઝળાંઝળાં કરી દીધું. ગગનની એ ગંજાવર કમાન, કોઇ રાક્ષસી કદના દીવાના ઘુમ્મટની પેઠે, ચમકી ઊઠી. આ પ્રકાશને લીધે એ શેરીની પરિચિત વસ્તુઓ ખરા બપોરના ધોમ તેજમાં ચમકતી હોય એવા સ્પષ્ટ સુરેખ આકારમાં પ્રકાશવા લાગી. પણ આવી સુરેખતાની સાથે જ પરિચિત વસ્તુઓ પર અપરિચિત પ્રકાશ પડે ત્યારે એમાં જે એક પ્રકારની ભયપ્રેરકતા સદાયે આવી જાય છે તે પણ એ પદાર્થોમાં આવી આગળ પડતી મેડીઓ અને વિચિત્ર ત્રિકોણાકાર ટોચોવાળાં લાકડાનાં મકાનો, આસપાસ ઊગી નીકળેલા ઘાસથી છવાઇ ગએલા મકાનોના ઉંબરા અને પગથિયાં; તાજી જ ખેડેલી જમીનનાં ઢેફાંને લીધે કાળા દેખાતા બગીચાના કિત્તા; જરા ઘસાએલો અને બજારના ભાગમાં પણ બન્ને બાજૂની કોર પર ઘાસ ઊગી નીકળેલો એવો ગાડામાર્ગ—આ બધા પદાર્થો એ પ્રકાશમાં જોઇ શકાતા હતા, પણ તે એવા વિલક્ષણ સ્વરૂપમાં દેખાતા હતા કે આ જગતની વસ્તુઓનું નૈતિક રહસ્ય આજસુધી લાગેલું તેથી કોઇ જુદી જ જાતનું એ પ્રકાશને લીધે જણાતું હતું. આ વખતે એ પાદરી પોતાની છાતી પર હાથ રાખીને ત્યાં ઊભો હતો; પડખે હેસ્ટર પ્રાઇન પણ ઉભી હતી અને ભરત ભરેલો અક્ષર એની છાતી પર ઝબકતો હતો; અને વચ્ચે નાનકડી પર્લ કોઇ સંજ્ઞાનું મૂર્ત સ્વરૂપ હોય એવી, અને એ બન્ને સ્ત્રી પુરુષ વચ્ચેની સંયોગી કડી જેવી ઊભી હતી. ખરતા તારાનો આ ઝબકારો એ જાણે કે સર્વ ગુપ્ત વસ્તુઓને પ્રકટ કરનારો પ્રકાશ હોય, અને ખરેખર એક બીજા સાથે સંબંધ ધરાવતાં હોય એવાં સૌને જોડીને એકરૂપ કરી દેનારું પ્રભાત હોય તેમ, એ વિલક્ષણ ને ગંભીર ભભૂકતા તેજ–અંધારમાં એ ત્રણે જણ ઊભાં હતાં.

પર્લની આંખોમાં એ વખતે ડાકણના જેવું તેજ ચમકતું હતું, અને પાદરી ભણી ઊંચે નજર કરતી વખતે એના મુખ પર પણ જાણે એ ભૂત હોય એવી છાપ પાડતું સ્મિત રમતું હતું. તેણે પોતાનો હાથ મિ. ડિમ્સડેઇલના હાથમાંથી ખેંચી લીધો અને શેરીની પેલી બાજૂએ આંગળી ચીંધી. પણ પાદરીએ તો પોતાના બન્ને હાથ છાતી પર દાબી રાખ્યા અને મધ્યાકાશ ભણી દૃષ્ટિ કરી.

એ જમાનામાં તારા ખરે અથવા તો સૂર્યોદય ને સૂર્યાસ્ત કરતાં ઓછી નિયમિતતાવાળા—અણધાર્યા જેવા લાગે એવા— બીજા કોઇ પ્રાકૃતિક બનાવ બને તો તે સઘળા બનાવોને કોઇ ઇંદ્રિયાતીત જગતમાંથી થએલી આગાહી કે ભવિષ્યકથનરૂપ ગણી લેવામાં આવતા હતા. ઉદાહરણ તરીકે મધ્યરાત્રિએ આકાશમાં કોઈ ચમકતું ભાલું, ઝબકતી તરવાર, ધનુષ્ય, કે બાણનો ભાથો જોવામાં આવે તો તે રેડઈન્ડિયનોના વિગ્રહના સૂચનરૂપ ગણી લેવામાં આવતું હતું. એ જ રીતે રતુંબડા રંગની વૃષ્ટિ થાય તો તે ઉપરથી કોઇ ચેપીરોગ ફાટી નીકળવાનો એમ મનાતું હતું. એટલે ન્યૂ ઇંગ્લંડની વસાહત શરૂ થઇ

ત્યારથી તે તેણે ઇંગ્લંડ સામે બંડ ઉઠાવ્યું ત્યાં સુધીમાં એવો એક પણ મહત્ત્વનો બનાવ ભાગ્યે જ બન્યો હશે કે જેની ત્યાંના વતનીઓને આવા કોઇ અસાધારણ દૃશ્ય દ્વારા આગળથી ચેતવણી આપી દેવામાં ન આવી હોય. અને ઘણીવાર તો આવાં દૃશ્યો કોઇ એક જ માણસની નહિ પણ અનેક માણસોના સમૂહોની નજરે પડતાં. છતાં ઘણીવાર આવા દૃશ્યની વિશ્વાસપાત્રતાનો આધાર કોઇ એકલદોકલ પ્રેક્ષકની શ્રદ્ધા પર જ રહેતો, ને આવો પ્રેક્ષક પોતાની કલ્પનાનાં રંગીન, રજનું ગજ કરી બતાવે એવા, ને વિકૃત માધ્યમ દ્વારા જ એ અદ્ભુત બનાવને જોતો હતો, અને પછી પાછળથી મનમા વિચાર કરીને એનો કેવો અર્થ કરવો તેની યોજના નક્કી કરી રાખતો હતો. પ્રજાઓનું વિધિનિર્માણ આમ આકાશના મસ્તકે અંકાએલી આવી ભયંકર ચિત્રલિપિ દ્વારા પ્રકટ થાય એ તે વખતના માણસોનો ખ્યાલ ખરેખર ભવ્ય હતો. કોઈ પ્રજાનું ભાગ્યવિધાન લખવા માટે વિશ્વંભરને આકાશ રૂપી વિશાળ પટ એ કંઇ અતિ વિસ્તીર્ણ લેખનપટ લાગે એવો સંભવ નથી, એટલે જગન્નિયંતા આવા પ્રાકૃતિક બનાવોરૂપી સૂચનો દ્વારા ભવિષ્યની આગાહી આપે છે એ વિચાર આપણા વડવાઓમાં અતિમાનીતો થઈ પડયો હતો, અને એમ માનીતા થઇ પડવાનું ખાસ કારણ તો એ હતું કે એ દ્વારા આપણી હજુ બાલ્યાવસ્થા ભોગવતી આ વસાહત બધું બારીક નજરે તપાસી રહેલી અને અતિ નિકટ સંબંધ ધરાવતી એવી કોઇ દૈવી સત્તાની રક્ષકછત્રચ્છાયા નીચે કામ કરી રહી છે એમ સૂચવાતું હતું. આમ કોઇ આખો લોકસમૂહ આવી માન્યતા ધરાવે એ તો કંઈકે સમજી શકાય, પણ એના એ વિશાળ આકાશપટ પર કોઇ વ્યકિત જ્યારે કેવળ પોતાને એકને જ ઉદ્દેશીને કોઈ વાત પ્રકટ થએલી માની લે ત્યારે એ વ્યકિતને વિશે આપણે શું કહીશું? એવે પ્રસંગે તો, એ માણસનું ચિત્ત દીર્ઘ કાળની દારુણ ને ગુપ્ત મનોવ્યથાને લીધે રોગિષ્ઠ બની ગયું છે અને એ રોગિષ્ઠતાને પરિણામે એને એકલા એકલા વિચાર કર્યાં કરવાની ટેવ પડી જતાં આ વિશાળ આકાશ પણ પોતાના આત્માનું ભૂત ભાવિ લખી બતાવવા માટે એને બરાબર યોગ્ય કાગળ જેવું લાગે એટલો બધો મિથ્યાભિમાની એ બની ગયો છે, અને એ રીતે એની મનોદશા ભારે અવ્યવસ્થિત થઇ ગઇ છે એમજ એને માટે કહી શકાય.

એટલે આ પાદરી મધ્યાકાશ ભણી જોઇ રહ્યો હતો એ વખતે એણે ત્યાં એક અતિકાય અક્ષર—અંગ્રેજી ભાષાનો એ—આછા રાતા રંગે લખાએલો દીઠો ને તો એની પોતાની આંખ ને એના અંતરની રોગિષ્ઠતાનું પરિણામ હતું એમ અમે માનીએ છીએ. એનો અર્થ એમ નહિ કે એ વખતે કોઇ તારો વાદળાંના પડની પાછળથી આછો આછો ઝબૂકતો નીચે ખર્યો જ નહિ હોય, પણ એ તારો ખરેખર તે કંઇ એ પાદરીની અપરાધ કરી બેઠેલી કલ્પનાએ ધારી લીધો તેવા કોઇ આકારમાં નહિ ખરેલો, અથવા તો, એનો આકાર કંઇક 'એના' જેવો લાગ્યો હોય તો પછી એ આકારની રેખાઓ એટલી ઝાંખી અને અસ્પષ્ટ હશે કે બીજા કોઇ પુરુષની અપરાધી કલ્પનાએ એ જ આકારમા કોઇ બીજી જ સંજ્ઞાનું દર્શન કર્યું હોત.

એ ક્ષણે મિ. ડિમ્સડેઇલની મનોદશાને વિક્ષિપ્ત કરનારો એક બીજો બનાવ પણ બન્યો. એ ઊંચે મધ્યાકાશમાં જોઇ રહ્યો હતો એ સઘળો વખત નાનકડી પર્લ માંચડાથી થોડે જ છેટે ઊભેલા વૃદ્ધ રોજર ચિલિંગવર્થ ભણી પોતાની આંગળી ચીંધી રહી હતી એ વાતનું એને પૂરેપૂરું ભાન હતું. એટલે જે ક્ષણે એને તે વૈદનું દર્શન થયું તેજ ક્ષણે એને પેલી આશ્ચર્યજનક અક્ષર સંજ્ઞાનું દર્શન થયું હોય એમ લાગ્યું અને આ ખરતા તારાના પ્રકાશે જેમ અન્ય સર્વ પદાર્થોને નવા જ સ્વરૂપમાં પ્રકટ કર્યા તેમ વૈદના ચહેરાને પણ તેણે નવા જ સ્વરૂપમાં પ્રકટ કર્યો, અથવા કદાચ એમ પણ હોય કે વૈદ જે ખાર ને દુર્વૃત્તિથી પોતાના આ શિકાર તરફ જોતા હતો એ રોજ તો કાળજીપૂર્વક તે સંતાડી રાખતો હતો, પણ અત્યારે એટલી સાવચેતી તેણે રાખેલી નહિ, એટલે અત્યારે એની મુખમુદ્રા જુદી જ જાતની જણાતી હતી. ખરેખર, એ ખરતા તારાએ જો આકાશને એવું સળગાવી મૂકયું ને પૃથ્વીને એવી પ્રકાશિત કરી દીધી, કે સઘળી વસ્તુઓના દિદાર ફેરવીને હેસ્ટર પ્રાઇન અને પાદરી એ બન્નેને તે કયામતના દિવસનો ખ્યાલ આપે એવા ભયપ્રેરક સ્વરૂપમાં દર્શાવે તો પછી,

એવા પ્રકાશમાં રોજર ચિલિંગવર્થ તેમને વક્રદર્શી સ્મિત કરીને ઊભેલા શયતાનના સ્વરૂપમાં દેખાય એમાં કંઇ નવાઇ જેવું નથી. એ વખતે એ વૈદની મુખમુદ્રા એવા તાદૃશ રૂપમાં પ્રકટ થઇ હતી, અથવા તો પાદરીને એનું જે દર્શન થએલું તે એટલું બધું સચોટ અને અવિસ્મરણીય થએલું હતું, કે એ ખરતો તારો અદૃશ્ય થઇ ગયા પછી પણ, પાછળના અંધકારમાં પણ એ સ્થિર ચિરંજીવ દ્યુતિથી ચિત્રાંકિત થએલી લાગતી હતી, અને એની અનન્ય તાદૃશતાને કારણે એ આખી શેરી અને એની અંદરની બીજી સઘળી વસ્તુઓ જાણે એકદમ સર્વથા નષ્ટ થઇ ગઇ હોય એવી રીતે અદૃશ્ય બની ગઇ.

'કોણ છે એ, હેસ્ટર?' બીકથી શિયાવિયા થઇ જઇને મિ. ડિમ્સડેઇલે હાંફતાં હાંફતાં કહ્યું. 'એને જોઇને તો મારી કાયા કંપે છે! તું એ આદમીને ઓળખે છે? મને તો એના પર ભારે તિરસ્કાર વછૂટે છે, હેસ્ટર!'

પણ હેસ્ટરને પોતે આપેલું વચન બરાબર યાદ હતું, એટલે તે ચૂપ જ રહી.

'ખરી વાત કહું છું હો તને, કે એને જોઇને તો મારી કાયા કંપે છે'—પાદરી બીજીવાર ગણગણ્યો. 'કોણ છે એ? કોણ છે એ? તું મારે માટે કંઇ કરી શકે એમ નથી? એ માણસથી મને તો અકથ્ય ત્રાસ છૂટે છે!'

'પાદરી,' પર્લ બોલી, 'હું કહું તને એ કોણ છે તે.'

'હા, તો ઝટ કર, બેટા,' નીચે નમીને પોતાના કાન તેના હોઠની છેક પાસે આણીને પાદરીએ કહ્યું. 'ઝટ કર, અને ખૂબ ઝીણા સાદે મારા કાનમાં કહે.'

પર્લે તેના કાનમાં કંઇક ધીમો ગણગણાટ કર્યો, અને એનો અવાજ પણ મનુષ્યવાચા જેવો લાગ્યો ખરો, પણ વસ્તુતઃ નાનાં છોકરાં એકઠાં મળીને રમતાં હોય અને બે ઘડી વિનોદ કરતાં હોય એ વખતે જે અર્થશૂન્ય પ્રલાપ તે કરે છે એવો જ એ અવાજ હતો. ગમે તેમ, પણ રોજર ચિલિંગવર્થના સંબંધમાં કોઇ ગુપ્ત બાતમી એ અવાજમાં સમાએલી હોય તો તે આ વિદ્વાન પાદરીને જ્ઞાન નહિ હોય એવી કોઇ ભાષામાં સમાએલી હશે, તેથી એ અવાજ સાંભળીને તો પાદરીની ગૂંચવણ ઊલટી વધી. એટલે એ પોરિયું પછી ખડખડ હસી પડ્યું.

'તું અત્યારે મારી મશ્કરી કરે છે?' પાદરીએ કહ્યું.

'તારામાં હિંમત ક્યાં છે? તારામાં સચ્ચાઇ પણ ક્યાં છે?' છોકરીએ કહ્યું. 'કાલે બપોરે મારો ને મારી બાનો હાથ પકડીને આંહીં ઊભા રહેવાનું વચન તો તું આપતો નથી!'

'મહાશય,' હવે એ માંચડાના પગથિયા કને આવી પહોંચેલા વૈદે કહ્યું. 'ધર્મનિષ્ઠ ડિમ્સડેઇલ સાહેબ, આપ ઊભા છો એ? ભલે, ભલે. હંમેશાં પોતાનાં થોથાંમાં જ મશગૂલ રહેનારા આપણા જેવા અભ્યાસી લોકોની તો કોઇક દેખરેખ રાખે એ જરૂરનું છે. આપણે તો જાગતાં જાગતાં પણ સ્વપ્નાં જોઇએ છીએ, અને ઊંઘતાં ઊંઘતાં પણ ચાલીએ છીએ. ચાલો, મહાશય, ચાલો, પ્રિય મિત્ર, હું તમને ઘેર લઇ જાઉં!'

'તને ક્યાંથી ખબર કે હું આંહીં છું?' હેબતાઇ ગએલા પાદરીએ પૂછ્યું.

'ખરેખર,' રોજર ચિલિંગવર્થે જવાબ આપ્યો, 'મને કંઇ ખબર જ નહોતી. હું તો રાતનો ઘણોખરો વખત સૂબાસાહેબ વિન્થ્રોપની પથારી પાસે જ હતો, અને ત્યાં મારી અલ્પના આવડતથી એમને શાન્તિ આપવાને માટે જે કંઇ બની શકે તે કરતો હતો. એ પરલોકમાં પોતાને ઘેર સિધાવ્યા, એટલે હું પણ મારે ઘેર જવા નીકળી પડ્યો, પણ એટલામાં આ ઝબકારો થયો. તો ગુરુવર્ય, ચાલો હવે, નહિ તો આવતી કાલે રવિવારે પ્રવચન આપવાનું છે તેમાં આપનાથી નહિ પહોંચી શકાય. ઓહો! જુઓ આ થોથાં માણસના મગજને કેવું હેરાન કરે છે! હા, આ થોથાં ભારે પજવે છે માણસને! મહાશય, આપે હવે વાંચવાનું ઓછું કરી નાખવું જોઇએ, અને જરા વિશ્રાંતિ વિનોદમાં સમય ગાળવો જોઇએ, નહિ તો પછી આવી રાત્રિભ્રમણાઓ અને તરંગોનું જોર તમારા પર દહાડે દિવસે વધતું જશે.'

'ચાલો, હું તમારી સાથે આવું છું ઘેર,' મિ. ડિમ્સડેઇલે કહ્યું.

કોઇ ભયંકર સ્વપ્નમાંથી જાગતાં માણસ જેવો ઢીલોઢફ ઠંડોગાર ને સર્વથા હતાશ બની જાય એવો

બની જઈને પાદરીએ પોતાની કાયા વૈદના હાથમાં સોંપી દીધી અને એ દોરતો ગયો તેમ એ દોરાવા લાગ્યો.

છતાં બીજે દિવસે રવિવાર હતો તેથી એણે જે વ્યાખ્યાન આપ્યું તે આજ સુધીનાં એનાં સઘળાં પ્રવચનોમાં સૌથી વિશેષ સમૃદ્ધ, સૌથી વિશેષ જોમદાર, અને ઊર્ધ્વલોકની પ્રેરણાથી સૌથી વિશેષ ઉભરાતું સૌને લાગ્યું. એમ કહેવાય છે કે એ પ્રવચનની અસરને લીધે કેટલાયે આત્માને સત્યનો સાક્ષાત્કાર થયો, અને તેથી તે દિવસથી મિ. ડિમ્સડેઇલ પ્રત્યે પવિત્ર કૃતજ્ઞતાબુદ્ધિ સદાને માટે પોતાના અંતરમાં રાખવાની તેમણે પ્રતિજ્ઞા લીધી. પણ એ પ્રવચન પૂરું કરીને જેવો તે પ્રવચનપીઠ પરથી નીચે આવ્યો કે તરત જ દેવળનો ભૂખરી દાઢીવાળો ઘોરખોદિયો કાળું હાથનું મોજું લઈને સામે આવ્યો. મોજું જોઈને તરત પાદરીએ તે પોતાનું છે એમ વરતી કાઢ્યું.

'ગુનેગારોની જાહેર ફજેતી કરવાનો માંચડો છે ને,' તે ઘોરખોદિયાએ કહ્યું, 'ત્યાંથી એ જડયું. મને લાગે છે આચાર્યશ્રીની નફટ મશ્કરી કરવાના ઇરાદાથી શયતાને એ ત્યાં નાખેલું, પણ એ શયતાન તો મૂળથી મૂરખ ને આંધળો જ છે, નહિ તો એટલું ન સમજે કે વિશુદ્ધ હાથને કંઈ ઢાંકવા માટે મોજાની જરૂર નથી હોતી?'

'આભાર થયો, ભાઈ,' પાદરીએ ગૌરવપૂર્વક ગંભીરતાથી કહ્યું, પણ છતાં આમ બોલતી વખતે એનું હૃદય તો ભડકી ઊઠયું હતું. કેમકે એની સ્મરણશક્તિ હમણાં હમણાં એટલી બધી અસ્તવ્યસ્ત થઈ ગઈ હતી કે ગઈ કાલ રાતના બનાવોને આજે એ કેવળ સ્વપ્નસૃષ્ટિરૂપ જ માનવા લાગ્યો હતો, 'હા. ખરેખર, એ મોજું મારું જ હોય એમ લાગે છે.'

'અને શયતાનને એ ચોરી જેવા જેવું લાગ્યું છે, માટે આચાર્યશ્રીએ હવે એને મોજું પહેર્યા વગર જ ઠેકાણે આણવો.' એ ઘરડા ઘોરખોદિયાએ ભયંકર સ્મિત કરીને ટકોર કરી. 'પણ કાલ રાતે આકાશમાં એક ઉત્પાત થએલો—એક મોટો એ (A) ના જેવો આકારનો અક્ષર રાતો રાતો દેખાએલો—એ વાત સાંભળી આચાર્યશ્રીએ? અમે તો એ એ અક્ષરનો અર્થ "એંજલ" (દેવદૂત) એવો કરીએ છીએ, કેમકે કાલે રાતે જ આપણા ભલા સૂબાસાહેબ વિન્થ્રોપને જ ભગવાને "એંજલ" બનાવી દીધા છે, એટલે આ વાતના ખબર આપવા માટે કંઈક નિશાની તો બતાવવી જ જોઈએ ને?'

'ના,' પાદરીએ જવાબ આપ્યો, 'મને એ અક્ષરની વાત કોઈએ કરી નહોતી.'

## ૧૩

## હેસ્ટર વિશેનું દૃષ્ટિપરિવર્તન

મિ. ડિમ્સડેઇલ સાથે હેસ્ટરની જે વિલક્ષણ મુલાકાત આમ અકસ્માત થઈ ગઈ તેમાં એ પાદરીનું શરીર આટલું બધું ઘસાઈ ગએલું જોઈને તેને ખૂબ આઘાત થયો. એનું મનોબળ સર્વથા ચાલ્યું ગએલું તેને લાગ્યું. એનું નીતિબળ ક્ષુદ્ર થતાં થતાં છેક બાલોચિત નિર્બળતાની હદે પહોંચી ગયું હતું. એની બૌદ્ધિક શક્તિમાં અસલનું સામર્થ્ય એવું ને એવું ચાલુ હતું, અથવા કદાચ કેવળ રોગ જ આપી શકે એવું વિકૃત રોગિષ્ઠ જોસ એમાં ઉમેરાયું હતું, પણ એનું નૈતિક ને માનસિક બળ તો પરવશ બનીને ધૂળમાં આળોટતું હતું અને આમ થવાનાં કારણ આખી દુનિયાથી અજ્ઞાત હતાં પણ હેસ્ટર પ્રાઇન તો એ સમસ્ત પ્રસંગપરંપરાથી પૂરેપૂરી પરિચિત હતી, એટલે તે તરત અનુમાન કરી શકી કે મિ. ડિમ્સડેઇલની શક્તિઓનો આવો હ્રાસ થયો તેમાં એ પાદરીનું અંતર એને ડંખ્યા કરતું હતું તે એક કારણ તો હતું જ પણ તે ઉપરાંત પણ એના સ્વાસ્થ્ય ને કલ્યાણની વિરુદ્ધ કોઈ ભયંકર ષડ્યંત્ર રચાએલું હતું અને એ ષડ્યંત્ર હજુ પણ તેની સામે કામ કરી રહ્યું હતું. આ બાપડો પતિત પુરુષ પૂર્વે એક વાર કેવો હતો તે એ બરાબર જાણતી હતી, એટલે એ માંચડા પર ઊભો હતો તે વખતે એણે કેવળ સહજબુદ્ધિથી જ પોતાના દુશ્મનને ઓળખી કાઢયો, અને એ દુશ્મનની સામે પોતાને સાહાય્ય કરવા એણે તેને-તેના જેવી સમાજબહિષ્કૃત પતિત સ્ત્રીને—જે ધ્રૂજારી ભરેલી બીતિથી આજીજી કરેલી તેથી એનો સમગ્ર અંતરાત્મા પાદરી પ્રત્યે અનુકંપાથી દ્રવી ઊઠ્યો હતો. વળી પોતાની કનેથી વિશેષમાં વિશેષ સાહાય્ય મેળવવાનો એને હકક પણ છે એમ તેને નિઃશંક

લાગ્યું. સમાજથી બહિષ્કૃત બનીને તે એકાન્તમાં વસતી હતી, એટલે શું યોગ્ય શું અયોગ્ય તેનો નિશ્ચય કરતી વખતે પોતાના અંતઃકરણ સિવાય બીજા કોઇ બહારના ધોરણ પર દૃષ્ટિ કરવાની એને ટેવ નહોતી, અને તેથી આ પાદરીના સંબંધમાં આખી દુનિયામાં અન્ય કોઇ પણ વ્યક્તિ પરત્વે પોતાની નહોતી એવી કોઇ ભારે જવાબદારી પોતાને માથે રહેલી છે એમ હેસ્ટરને લાગ્યું. બાકીની મનુષ્યજાતિ સાથે પોતાને જોડનારી કડીઓ ભલેને ફૂલોની, રેશમની, સોનાની કે બીજા કોઇ પદાર્થની બનેલી હોય, તોપણ એ સઘડી કડીઓ હવે તૂટી ગઇ હતી. ત્યારે આંહીં બન્નેએ સાથે મળીને કરેલા પાપરૂપી એક લોહમય કડી પરસ્પરને જોડી રહી હતી, અને એ કડી તે બેમાંથી એકે જણ તોડી શકે એવું નહોતું. એટલે અન્ય સર્વ સંબંધોની પેઠે આ સંબંધની પાછળ પણ કેટલીક ફરજો બજાવવાની રહેતી હતી.

હેસ્ટર પ્રાઇનની સ્થિતિ સમાજમાં હવે તેની ફજેતીના પ્રારંભના દિવસોમાં હતી તેવી રહી નહોતી. એ ફજેતી થયા પછી કેટલાંએ વરસો આવીને ચાલ્યાં ગયાં હતાં. પર્લ પણ હવે સાત વરસની થઇ ગઇ હતી. વિલક્ષણ ભરતકામની વચ્ચે ચમકતો હિંગળોકિયો અક્ષર ધારણ કરનારી તેની માતા પણ હવે નગરજનોને સર્વથા પરિચિત પદાર્થ બની ગઇ હતી. અને કોઇ વ્યક્તિ જ્યારે સમાજ સમક્ષ બહુ આગળ પડતું સ્થાન—બીજા બધા કરતાં જુદું તરી આવે એવું સ્થાન—ધરાવતી હોય, અને છતાં સમસ્ત જનમંડળના કે કોઈ પણ પૃથક વ્યક્તિના સ્વાર્થ સગવડમાં વચ્ચે આવતી નહોય ત્યારે એ સમાજનાં સઘળાં માણસો એના પ્રત્યે એક પ્રકારના આદરભાવથી જોતાં લાગે છે એવો જે એક સામાન્ય નિયમ છે તદનુસાર હેસ્ટર પ્રાઇન પ્રત્યે પણ લોકો હવે આદરભાવથી જોતાં લાગ્યાં હતાં. જ્યાં કોઇ સ્વાર્થનો પ્રશ્ન આડો આવતો ન હોય ત્યાં મનુષ્યો ધિક્કાર કરતાં પ્રેમ રાખવાને વિશેષ આતુર હોય છે એ વાત માનવપ્રકૃતિને ગુણપક્ષે સ્વીકારવી પડે એવી છે. અને કોઇ વ્યક્તિ પ્રત્યે ધિક્કાર પ્રકટ્યો હોય તોપણ, એ ધિક્કાર પ્રકટતી વખતની દુશ્મનાવટની મૂળ વૃત્તિ જો ફરી ફરીને ઉશ્કેરણી ને ઘોંચપરોણો કરીને તાજી ને તાજી રાખવામાં ન આવી હોય તો એ ધિક્કાર પણ ધીમે ધીમે શાન્ત રીતે પ્રેમના રૂપમાં ફેરવાઇ જાય છે. પણ આ હેસ્ટર પ્રાઇનના સંબંધમાં તો તેના તરફથી કશી ઉશ્કેરણી કે ઘોંચપરોણો થતો જ નહોતો. જનતાની સામે તે કદી ઝઘડતી જ નહોતી, પણ એના ખરાબમાં ખરાબ વર્તાવને પણ તે વગર ફરિયાદે શાન્તિથી સાંખી લેતી હતી. વળી પોતે જે સહન કરતી હતી તેના બદલામાં તે જનતા પાસેથી કશો બદલો મેળવવાનો પણ હક્ક રજૂ કરતી નહોતી, અને તેના રાગદ્વેષનું તે માપ કાઢવા કે હિસાબ રાખવા પણ બેસતી નહોતી. વિશેષમાં તેને કલંકિત ગણીને સમાજે બહિષ્કૃત કરેલી એ સમયનાં આ સઘળાં વરસો દરમિયાન તેણે અખંડ જાળવી રાખેલી એની નિષ્કલંક ચારિત્ર્યવિશુદ્ધિને પરિણામે પણ લોકો તેના તરફ સદ્‌ભાવપૂર્વક જોવા લાગ્યાં હતાં. કેમકે લોકો જોઇ શકતાં હતાં કે હવે એ દુરાચારી બને તો એને કંઇ ગુમાવવા જેવું હતું નહિ અને સદાચારી રહે તો એને કંઇ મેળવવાની આશા નહોતી તેમ ઇચ્છા પણ નહોતી, છતાં એ પોતાનું ચારિત્ર્ય વિશુદ્ધ રાખી રહી હતી તે ઉપરથી એ બાપડી અનાથ અબળા આડી અવળી ભટકીને હવે સન્માર્ગે આવેલી તે વિશુદ્ધિ અને નીતિ પરના સાચા પ્રેમને કારણે જ આવી હતી એમ લોકોએ સ્વાભાવિક અનુમાન કર્યું હતું.

વળી એમ પણ જોવામાં આવ્યું કે સાર્વજનિક હવા શ્વાસમાં લેવી અને પોતાના હાથની પ્રમાણિક મહેનત કરીને પોતાને ને પોતાની નાનકડી પર્લને માટે રોજનો રોટલો કમાઇ ખાવો એ ઉપરાંત જગતમાંથી જરા પણ વિશેષ લાભ મેળવવાનો હેસ્ટર સહેજ પણ દાવો કરતી નહોતી—માનવજાતિ જગતમાંથી જાતજાતના લાભ ખાટી જાય છે તેમાં લેશ માત્ર ભાગ પડાવવાનો પોતાનો હક્ક આગળ કરતી નહોતી—છતાં બીજી બાજૂથી કોઇનું કંઇ ભલું કરવાનો પ્રસંગ આવ્યો હોય ત્યારે માનવજાતિ સાથેનો પોતાનો ભગિનીભાવ પુરવાર કરી બતાવવામાં—કોઇની સેવા કરીને પોતે મનુષ્યજાતિની બહેન જેવી છે તે બતાવવામાં—તે જરા પણ પાછી પાની કરતી નહિ. દુઃખ તિરસ્કારથી કટુહૃદયના બની ગએલા ભિખારીઓ, તેમને ઘેર આવીને રોજ રોજ ખોરાક આપી જનારી તથા રાજાધિરાજના વાઘામાં

ભરતકામ કરી શકે એવી કુશળતાવાળી પોતાની આંગળીઓ વડે તેમને-માટે કપડાં સીવી આપનારી આ બાઈની એ બધી સેવાના બદલામાં એ ભિખારીઓ જોકે તેની ગિલ્લા કરતાં છતાં પોતાની પાસે જે કંઈ થોડું હતું તે તેમના ભલા માટે ખરચી નાખવાને માટે તે હમેશાં તૈયાર રહેતી. અને શહેરમાં જ્યારે ઘેર ઘેર કોઈ ચેપી રોગ ફાટી નીકળતો ત્યારે સૌની સારવાર કરવામાં પણ તે મોખરે રહેતી. ખરેખર સઘળા આફતના દિવસોમાં, એ આફત સાર્વજનિક હોય કે વ્યક્તિગત હોય તોપણ સમાજનો બહિષ્કાર પામેલી આ બાઈ હંમેશાં પોતાનું સેવાકાર્ય સંભાળી લેતી. જે કોઈ મકાનમાં વિપત્તિનો અંધકાર ફેલાઈ જતો ત્યાં તે જઈ પહોંચતી —કેમ જાણે વિપત્તિના ગમગીનીભરેલા ધૂંધળા વાતાવરણમાં જ પોતાના માનવબન્ધુઓ સાથે સંબંધ રાખવાની એને રજા હોય એવી રીતે—વિપત્તિને સમયે તે દરેક ઘેર જઈ પહોંચતી, અને તે પણ કોઈ બહારના આગંતુક મહેમાન તરીકે નહિ, પણ એ ઘરના હકદાર અંગભૂત તરીકે જઈ પહોંચતી. એવા ગમગીનીભરેલા દુઃખમય વાતાવરણમાં પછી પોતાનાં અપાર્થિવ કિરણોદ્વારા સૌને આશ્વાસન આપતો એનો ભરત ભરેલો અક્ષર ચમકતો. અન્યત્ર જે પાપના પ્રતીકરૂપ હતો તે અક્ષર દરદીના ઓરડામાં દીપશિખા જેવો બનતો હતો. એ દીપશિખા દરદીના ઓરડામાં જ પ્રકાશ પાડતી હતી એટલું જ નહિ, પણ દરદી આ લોક છોડી જવાની અણી પર હોય એવી એની અન્તિમ ક્ષણે આ લોકની પેલીપારના પ્રદેશમાં પણ તે પ્રકાશનું આછું કિરણ ફેંકતી હતી. આ લોકનું અજવાળું આછું થવા માંડયું હોય, અને પરલોકનું અજવાળું હજી પોતા સુધી આવી પહોંચ્યું ન હોય એવા વચગાળાના સમયે પોતાના પગ કયાં મૂકવા તે આ દીપશિખા એ મરણોન્મુખ દરદીને બતાવતી હતી. આવી કટોકટીની વેળાએ હેસ્ટરનો સ્વભાવ ઉદાર ને ઉષ્માભર્યો બની જતો—એ વખતે તેની પાસે જે કંઈ સાચી માગણી કરવામાં આવતી તેનો તે જવાબ આપતી અને દયામાયાના અખૂટ ઝરણ જેવી તે બની જતી. કલંકચિહ્ન ધારણ કરતું તેનું વક્ષસ્થળ જેને જેને જરૂર હોય તે સૌના શિરને માટે કોમળ ઓશીકારૂપ બની જતું. કોઈના પણ સૂચન વગર સ્વયમેવ તેણે દયાભગિનીની દીક્ષા લીધી હતી, અથવા આપણે એમ કહીએ કે પોતાનું જીવન આવું સ્વરૂપ ધારણ કરશે તે એણે કે જગતે કોઈએ ધારેલું નહિ છતાં, જગતે નિષ્ઠુર આઘાતો આપી આપીને તેને આ દીક્ષા લેવરાવી હતી. એનો અક્ષર તે દયાભગિની તરીકેના એના કાર્યના પ્રતીકરૂપ હતો. તે એટલી બધી ઉપયોગી થઈ પડી હતી—તેનામાં કામ કરવાની એટલી બધી શક્તિ અને સહાનુભૂતિનું એટલું બધું સામર્થ્ય હતું—કે ઘણાં માણસો એના અક્ષરનો મૂળ અર્થ સ્વીકારવાની હવે ના પાડતાં હતાં. કેવળ અબળા હોવા છતાં હેસ્ટર પ્રાયમાં એટલું બધું સામર્થ્ય માલૂમ પડતું હતું કે લોકો તેના એ (A) અક્ષરનો અર્થ 'એબલ' (સમર્થ) એવો જ થાય એમ હવે કહેતા હતા

પણ તેનો સમાસ કેવળ અંધકારગ્રસ્ત ગૃહમાં જ થઈ શકતો હતો એ જ ઘરમાં ફરી પાછો સૂર્યપ્રકાશ આવતો કે તરત તે ત્યાંથી અદૃશ્ય થઈ જતી. સૂર્યપ્રકાશના આગમનની સાથે જ તેનો ઓળો ઘરના ઊંબરને ઓળંગીને બહારના પ્રદેશમાં વિલાઈ જતો. પોતે જેમની ભારે ઉત્સાહપૂર્વક સેવા કરેલ હોય તે મનુષ્યોના અંતરમાં એને માટે કદાચ કંઈ કૃતજ્ઞતાનો ભાવ ઊપજ્યો હોય તો તે કૃતજ્ઞતાનો આસ્વાદ લેવા પૂરતી એક પણ નજર પાછી ફેંકયા સિવાય આ સેવારત સ્ત્રી ત્યાંથી એકદમ ચાલી નીકળતી અને એ મનુષ્યો પછી કોઈવાર રસ્તામાં મળી જાય તો તેમના નમસ્કાર ઝીલવાને માટે પણ તે કદી પોતાનું માથું નીચેથી ઊંચું કરતી નહિ. છતાં તેઓ જો આગ્રહપૂર્વક તેને બોલાવતાં, તો તે મૂગી મૂગી પોતાના હિંગળોકિયા અક્ષર પર આંગળી મૂકતી અને પછી ત્યાંથી પસાર થઈ જતી. આમાં કદાચ કોઈને અભિમાન જેવું લાગે, છતાં એનું આ વર્તન એટલું બધું નમ્રતા ભર્યું હતું કે જનતાના ચિત્ત પર તે કેવળ નમ્રતાની જ કોમળતાપ્રેરક છાપ પાડતું હતું. જનતાની પ્રકૃતિ જુલમગારના જેવી હોય છે. સામાન્ય ન્યાયની માગણી પણ જો તમે તેની આગળ ભારે જોરશોરપૂર્વક કરો તો એટલો સામાન્ય ન્યાય પણ તમને એ નહિ આપે પણ સઘળા આપખુદ જુલમગારોને ગમે છે તેમ એ ન્યાયનો સમગ્ર પ્રશ્ન જો તમે તેની ઉદારતા પર જ છોડી દો તો તે તમને ઘણીવાર સામાન્ય ન્યાય કરતાં

પણ ઘણું વધારે આપી દે છે—એટલે હેસ્ટર પ્રાઈનનું વર્તન પણ આ પ્રકારનું લાગતાં સમાજ અગાઉ પોતાના રોષના ભોગરૂપ બની ગએલી આ બાઇ તરફ પોતે પરવા કરતી હતી અથવા ખરેખર લાયક હતી તે કરતાં વિશેષ માયાભાવ દર્શાવવા લાગ્યો.

છતાં આ સમાજનો અધિકારીવર્ગ તેમ તેના શાણા ને વિદ્વાન લોકોને હેસ્ટરના સદ્‌ગુણોની કદર કરવામાં સામાન્ય લોકો કરતાં વિશેષ વાર લાગી. કેમકે આ બાઈ પ્રત્યે તેમને જે અણગમો હતો તે એમના અંતરમાં તો બુદ્ધિ અને દલીલોના પોલાદી ચોકઠામાં સજ્જડ રીતે જકડાએલો હતો, અને તેથી એ અણગમાને એકદમ હાંકી કાઢવાનું કામ સામાન્ય લોકો કરતાં તેમને માટે વિશેષ કપરું અને શ્રમજનક થઇ પડયું. છતાં દિન પ્રતિદિન તેમના મુખની કટુતા ભરી કરડી રેખાઓ ક્રમે ક્રમે શિથિલ થતી થતી એવું રૂપ પકડતી હતી કે જે સમય જતાં માયાળુપણાના સ્વરૂપમાં પલટાઇ જાય એવો પૂરો સંભવ હતો. ઉચ્ચ પદવી-ધારી અમલદારોનું હેસ્ટર પ્રત્યેનું વલણ આવું હતું, કેમકે પોતાના એ ઉચ્ચ પદવી રૂએ સાર્વજનિક નીતિનું સંરક્ષણ કરવું એ એમને પોતાની ફરજ લાગતી હતી પણ ઇતર જનો તો હેસ્ટર પ્રાઇનના સ્ખલન ની ક્ષમા કયારની આપી ચૂકયા હતા, એટલું જ નહિ પણ વિશેષમાં હિંગળોકિયા અક્ષરને પાપના નહિ—જેને પરિણામે એણે આટલા લાંબા સમય સુધી કષ્ટમય તપ સહન કરેલું તે પાપના ચિહ્નરૂપે નહિ—પણ એ સ્ખલન પછીના દિવસોમાં એણે જે પાર વગરનાં સુકૃત્યો કરેલાં તેના ચિહ્નરૂપે ગણવા લાગ્યાં હતાં. 'પેલા ભરત ભરેલા ચિહ્નવાળી બાઇને જોઇ?' એ લોકો અજાણ્યા આગંતુકોને કહેતા. 'એ અમારી હેસ્ટર—ગરીબો પ્રત્યે પુષ્કળ દયાભાવ રાખતી, માંદાઓની માવજતમાં પુષ્કળ મદદગાર થઇ પડતી, અને પીડિતોને સદાયે આશ્વાસનરૂપ નીવડતી એવી સમસ્ત નગરજનની હેસ્ટર—છે!' ખરી વાત છે કે આમ એનું ગુણદર્શન કરાવ્યા પછી, પોતા સિવાય બીજા કોઇ મનુષ્યમાં કંઇ દુર્ગુણ જેવું હોય તો તે જણાવ્યા વગર ન રહેવાની જે સહજ માનવપ્રકૃતિ છે તેની પ્રેરણાથી, એના જીવનના ભૂતકાળની કલંકકથા ધીમે રહીને એ આગંતુકના કાનમાં તેઓ કહેતા. છતાં, એવી રીતે એની કલંકકથા કહેનારની પોતાની દષ્ટિએ પણ આ હિંગળો-કિયો અક્ષર કોઈ સાધ્વીના વક્ષઃસ્થળ પર ધારણ કરવામાં આવતા ક્રોસના જેવો પવિત્ર લાગતો હતો એ વાત પણ પાછી એટલી જ સાચી છે. આ અક્ષર તેને ધારણ કરનારી સ્ત્રીમાં એક પ્રકારની પવિત્રતાનો સંચાર કરતો હતો, અને તેથી એ પવિત્રતાના પ્રભાવને લીધે તે સ્ત્રી પછી સઘળા ભયંકર કે જોખમ ભરેલાં સંજોગોમાં પણ નિરાંત જીવે બેધડક સંચરતી હતી. એ અક્ષર ધારણ કરીને એ કોઇ લૂંટારાઓની ટોળીના હાથ-માં સપડાઇ ગઇ હોત તો ત્યાં પણ એને બળે તે સુરક્ષિત રહી હોત એમ લોકો માનતાં હતાં. કહેવાય છે કે એક વાર એક રેડ ઇન્ડિયને આ કલંકચિહ્નને તાકીને પોતાનું તીર મારેલું, એ તીર એ નિશાનને બરાબર વાગેલું પણ ખરું, પણ હેસ્ટરની કાયાને રજ માત્ર ઇજા કર્યા વગર તે ભોંય પર ખરી પડેલું, અને આ ચમત્કારિક વાત ઘણા માણસો માનતાં પણ હતાં.

પણ આ કલંકસંજ્ઞાની—અથવા તો આ કલંકસંજ્ઞા દ્વારા સમાજ સાથેના વ્યવહારમાં પોતાનું જે કલંકિત અને બહિષ્કૃત સ્થાન હતું તે સ્થાનની—હેસ્ટર પ્રાઈનના પોતાના ચિત્ત પર જે અસર થએલી તે પ્રબળ અને વિશિષ્ટ પ્રકારની હતી. આ ધગધગતા લાલચોળ ડામને લીધે એના ચારિત્ર્યમાં જે કંઇ સુકુમાર ને લલિત પર્ણ પુષ્પપુંજ હતો તે કરમાઇને લાંબા વખતથી ખરી પડયો હતો, અને એ મનોહર પર્ણપુષ્પપુંજને સ્થાને સૂકી કર્કશ ડાખળીઓનાં ઠૂંઠાં જ માત્ર પાછળ રહેવા પામ્યાં હતાં. હેસ્ટરને જો કોઈ સ્નેહી સંબંધી કે મિત્રો હોત તો એના નવપલ્લવિત ચારિત્ર્યને સ્થાને કેવળ આવાં વરવાં ઠૂંઠાં જ દેખીને તેમને અણગમો જ ઊપજ્યો હોત, અને તેના તરફથી મોં ફેરવી લઇને આડું જ જોઈ જવાનું તેમને મન થયું હોત. એના શરીરની સુન્દરતામાં પણ એ જ જાતનો ફેરફાર થયો હતો. આ ફેરફારનું કારણ અમુક અંશે પોતાના પોશાકમાં તે કાળજીપૂર્વક જે સાધ્વીના જેવી કડક સાદાઇ રાખતી હતી તે અને અમુક અંશે એની રીતભાતમાં ભાવપ્રદર્શનનો સદંતર અભાવ હતો તે હતું. વળી એના સુંદર ઘાટા વાળ ગમે તો કાપી નાખ્યા હોય તેથી અથવા તો પછી એની ટોપીની અંદર

પૂરેપૂરા પૂરી દીધેલા હોય તેથી એની એક પણ ચમકતી લટ કદી પણ સૂર્યપ્રકાશમાં ફરફરતી જોવામાં આવતી નહિ એવું જે એનામાં પરિવર્તન થયું તે પણ ખેદજનક હતું. હેસ્ટરના મુખમાં હવે કોઇના પ્રેમને આકર્ષી શકે એવું કશું રહ્યું નહોતું, એનું શરીર દમામદાર અને પૂતળી જેવું સુઘટિત હોવા છતાં કોઇને રાગાવેશમાં તે શરીર પોતાની બાથમાં સજ્જડ પકડી રાખવાનું કદી મન થાય એવું તેમાં કશું રહ્યું નહોતું, તેમ એના વક્ષસ્થળમાં કોઇ પ્રિયતમના મસ્તકને ઓશીકું બનવા જેવું કશું રહ્યું નહોતું. તેનું કારણ અમુક અંશે તો આ સઘળું પરિવર્તન જ હતું, જોકે એના કારણમાં આ પરિવર્તન ઉપરાંત બીજું પણ કંઇક રહેલું હતું ખરું. એના સ્ત્રીત્વને જાળવી રાખવાને માટે સદાકાળ ટકી રહેલું જોઈએ એવું કોઇક અનિવાર્ય અગત્યનું મહત્ત્વનું તત્ત્વ એનામાંથી ચાલી ગયું હોય એમ જણાતું હતું. જ્યારે જ્યારે કોઇ સ્ત્રીને કોઇ ભારે કપરા અનુભવમાંથી પસાર થવું પડે છે અથવા કોઈ ભારે વિષમ પ્રસંગ એના જીવનમાં આવી પડે છે ત્યારે ત્યારે એ સ્ત્રીના શરીર અને મનના હાલહવાલ આવા જ થાય છે, અને એની પ્રકૃતિ પણ પછી આવી જ રૂક્ષ બની જાય છે. દુઃખના દિવસોમાંથી પસાર થએલી સ્ત્રીને માટે આવી નિષ્ઠુર ને રૂક્ષ બની જવું એ જાણે કે એના નસીબમાં લખાએલો વિધાતાનો લેખ હોય છે. આવા કપરા પ્રસંગમાંથી પસાર થનારી સ્ત્રી જો બહુ કોમળ હોય તો તે રામશરણ થઇ જાય છે અને એ જો જીવતી રહે છે તો એના અંતરની સઘળી સુકુમારતા ને મૃદુતા ગમે તો મરી જાય છે અથવા તો તે એના અંતરમાં દબાઇ ને એટલી ઊંડી પેસી જાય છે કે પછીથી તે કદી પણ બહાર આવી શકતી નથી. એટલે એ મરી જાય કે દબાઇ જાય તોપણ બાહ્ય દૃષ્ટિએ તો એકનું એક જ થઈ રહે છે. પણ દુઃખમય પ્રસંગને લીધે નારીહૃદયની મૃદુતા સર્વથા હણાઇ જવાને બદલે અંતરના ઊંડાણમાં દબાઇ રહે છે એ મત સૌથી વધુ સાચો લાગે છે, એટલે એક વાર સ્ત્રીરૂપે જીવન જીવ્યા પછી જે સ્ત્રી મરી ગઇ હોય તેના સ્ત્રીત્વને પુનઃ જાગ્રત કરે એવો જાદૂઇ સ્પર્શ કરનારી કોઇ શક્તિ જો નીકળી આવે તો તે કોઇ પણ ક્ષણે ફરી પાછી સ્ત્રી બની જાય. હેસ્ટર પ્રાઇનમાં એવું પરિવર્તન કરનારો કોઇ જાદૂઇ સ્પર્શ કોઇએ એના આખા જીવનમાં પાછળથી કર્યો કે કેમ એ આપણે આગળ જોઇશું.

હેસ્ટરના ચહેરામાં પાષાણ જેવી ભાવશૂન્યતા ને સખતાઇ આવી ગઇ હતી તેનું કારણ મુખ્યત્વે તો એનું જીવન ઊર્મિ ને રાગાવેશમાંથી ઘણે ભાગે વિચાર ભણી વળ્યું હતું એ ગણી શકાય. ભર્યા જગતમાં એ સાવ એકલી અટૂલી ઊભી હતી—સમાજ પાસેથી કશો આધાર મળે એમ નહોતો એ દૃષ્ટિએ આમ એકલી ઊભી હતી, જો કે તેને પોતાની બાળકી પર્લનું રક્ષણ ને પાલનપોષણ ને માર્ગદર્શન કરાવવાનું તો હતું જ, પણ મદદ મેળવવાની દૃષ્ટિએ તે સાવ એકલી અટૂલી ઊભી હતી. અને કદાચ પોતાની સામાજિક સ્થિતિ સુધારવા મથવાનો વિચાર એણે ધુત્કારી કાઢયો ન હોત તોપણ એ સ્થિતિ સુધારવાની એને માટે જરા પણ આશા હતી નહિ. એટલે પછી એણે જે થોડો ઘણો સંબંધ રહ્યો હતો તેના રહ્યાસહ્યા તંતુઓને તોડી વછોડીને ફેંકી દીધા. પછી દુનિયાના વિધિનિષેધો કે કાયદાઓ એને મન વ્યર્થ બની ગયા. એ જમાનામાં માનવબુદ્ધિ થોડા જ વખત પર રૂઢિપરંપરાનાં બંધનોમાંથી મુક્ત થઇ હતી, અને તેથી પાછલા ઘણા સૈકાઓ સુધી નહિ બનેલી એવી ચંચળ તે અત્યારે બની ગઇ હતી અને મહદ્ વિસ્તારમાં તે અત્યારે ઘૂમવા લાગી હતી. આથી જ શમશેરધારી પુરુષોએ રાજાઓ ને અમીર ઉમરાવોને ઉથલાવી પાડ્યા હતા. અને એ શમશેરધારી પુરુષો કરતાં પણ વિશેષ શૂરવીર નરોએ,—સ્થૂલ વાસ્તવિક જગતમાં તો નહિ પણ પોતે જેમાં ખરેખર વસી રહ્યા હતા એવા માનસિક જગતમાં—જૂની માન્યતાઓનું આખું તંત્ર તોડી પાડીને તેને સ્થાને નવેસરથી જ રચના કરવા માંડી હતી. હેસ્ટર પ્રાઇને આ જમાનાનું ને આ ભાવનાનું શિક્ષણ મેળવ્યું હતું. એટલે એની વિચારણાઓ ને માન્યતાઓમાં એ ઉદ્દામ સ્વાતંત્ર્ય દાખવતી હતી. આવું સ્વાતંત્ર્ય આટલાંટિક મહાસાગરની પેલી પારના દેશોમાં તો એ વખતે સાધારણ થઇ ગયું હતું, પણ આપણા અમેરિકાનિવાસી પૂર્વજોને તો જો હેસ્ટરના આવા ઉદ્દામ વિચારસ્વાતંત્ર્યની ખબર પડી હોત તો તેઓએ તો પેલા હિંગળો-

ક્રિયા અક્ષરની કલંકસંજ્ઞા જે અપરાધને કારણે એને કપાળે ચોટી હતી તે અપરાધ કરતાં પણ આવા ઉદ્દામ વિચારસ્વાતંત્ર્યને વિશેષ ભયંકર અપરાધ તેઓએ ગણ્યો હોત. સમુદ્રકાંઠે એકાન્ત ઝૂંપડીમાં એ વસતી હતી ત્યાં આખા ન્યૂ ઈંગ્લંડના બીજા કોઈપણ ઘરમાં દાખલ થવાની હિંમત ન કરી શકે એવા વિચારો એની મુલાકાતે આવતા હતા. આ વિચારોની મુલાકાત જો કોઇના પણ જોવામાં આવી હોત, એ વિચારોરૂપી હવાઇ સત્ત્વો તેના ઝૂંપડામાં પેસતાં તો શું, પણ ઝૂંપડાની ખડકી ખખડાવતાં પણ કોઇના જોવામાં જો આવ્યાં હોત, તો તે હવાઇસત્ત્વો એમને આવકાર આપનાર બાઇને માટે તો બિહામણા રાક્ષસોના જેટલા ભયંકર થઇ પડત.

આ એક નોંધવા જેવી વિલક્ષણ વાત છે કે વિચારના પ્રદેશમાં ભારેમાં ભારે શૌર્ય દાખવનારા અને ઉદ્દામ સ્વાતંત્ર્ય અખત્યાર કરનારા માણસો સમાજના બહારના રીતરિવાજો તેમ કાયદાકાનૂનોને જરા પણ ચૂંચાં કર્યા વગર સંપૂર્ણ શાંતિપૂર્વક સ્વીકારી લે છે. એવા માણસોને કેવળ વિચારોથી પરિતૃપ્તિ થઇ જાય છે, એટલે એ વિચારને પછી કૃતિરૂપી લોહી માંસની આકૃતિ આપવાની જરૂર જણાતી નથી. હેસ્ટરના સંબંધમાં પણ એમ જ થયું હોય એમ લાગ્યું. છતાં જો નાનકડી પર્લ સૂક્ષ્મ જગતમાંથી એની કને ઊતરી આવી ન હોત તો હેસ્ટરનું આચરણ પણ સર્વથા જુદી જ જાતનું બન્યું હોત. તો પછી એ એન હચિન્સનની સાથો સાથ કોઇ નવા ધર્મ–સંપ્રદાયની સ્થાપક બનીને ઇતિહાસમાં અમર થઇ ગઇ હોત, અને એનું નામ એ સ્વરૂપમાં આપણને આજે પરિચિત બની ગયું હોત. એનાં અનેક સ્વરૂપોમાંથી એક સ્વરૂપે એ પયગમ્બરરૂપે પ્રસિદ્ધ થઇ હોત. કદાચ એ પ્યૂરિટન વસાહતના પાયા ખોદી નાખવાનો એણે પ્રયત્ન કર્યો હોત, ને એ પ્રયત્ન બદલ એ જમાનાની કરડી અદાલતને હાથે એને મોતની સજા ઘણું કરીને સહન કરવી પડી હોત. પણ હવે તો એને પોતાના સંતાનને કેળવવાનું હતું, અને એ કેળવણીના કાર્યમાં એને પોતાના વિચારોના થનગનતા ઉત્સાહને માટે પૂરતું ક્ષેત્ર મળી રહેતું હતું. આ નાનકડી બાળાના સ્વરૂપમાં વિશ્વંભરે સ્ત્રીત્વનો એક નાજુક અંકુર ને કળી હેસ્ટરને ભળાવી હતી, અને એ અંકુરનો એને પાર વગરની મુશ્કેલીઓ વચ્ચે રહીને ઉછેર ને વિકાસ કરવાનો હતો. અને એના આ કામમાં એકેએક વસ્તુ એની વિરુદ્ધ હતી. જગત આમાં એની સામે હતું. વળી એ બાળકની પોતાની પ્રકૃતિમાં પણ કંઈક વાંધો હતો, અને એ ઉપરથી તે સતત રીતે એમ સૂચવ્યા કરતી હતી કે તેનો જન્મ કંઇક ખોટી રીતે થયો હતો–તેની માતાના ઉન્મત્ત રાગાવેશના પ્રવાહરૂપે તે જન્મી હતી–અને તેથી આ બાપડું બચ્ચું જગતમાં જન્મ્યું છે એ તે સુખી થવા કે દુઃખી થવા એવો પ્રશ્ન અંતરની ઊંડી બળતરાપૂર્વક સ્વગત પૂછવાનું એને જોઇને હેસ્ટરને ઘણી વાર મન થઇ આવતું હતું.

અને ખરેખર, આવો અળખામણો પ્રશ્ન કેવળ પોતાની પુત્રીને જ વિશે નહિ પણ સમસ્ત સ્ત્રીજાતિને વિશે એના અંતરમાં ઉપસ્થિત થતો હતો. એ સ્ત્રીજાતિની અંદર સૌથી વધુ સુખી હોય એવી કોઈ સ્ત્રીનું જીવન પણ શું સ્વીકારવા યોગ્ય છે? એની પોતાની જ વાત કરીએ તો, પોતાને વિશે તો એણે લાંબા વખતથી નક્કી કર્યું નાખ્યું હતું કે સ્ત્રીજીવન સ્વીકારવા કે ઇચ્છવા યોગ્ય છે જ નહિ, અને એ રીતે પોતા-પૂરતો તો એણે એ પ્રશ્નનો ક્યારનો નિકાલ કરી નાખ્યો હતો. સ્ત્રીહૃદયમાં જ્યારે વિચાર કરવાની વૃત્તિ જાગે છે ત્યારે એ વૃત્તિને પરિણામે પુરુષની પેઠે એનું ચિત્ત સ્વસ્થ રહે છે ખરું, પણ સાથે તેને લીધે એ ખિન્ન પણ બને છે. એનું કારણ કદાચ એ હોય કે એ જ્યારે વિચાર કરવા લાગે છે ત્યારે એને પોતાની આગળ કોઈ ભારે નિરાશાજનક કામ આવી પડેલું લાગે છે, વિચાર કરતાં વિચારને પહેલે પગથિયે જ એને લાગે છે કે સમાજનું આખું વર્તમાન તંત્ર ભાંગીને ભૂકા કરી નાખવું જોઇએ અને પછી તેની નવેસરથી પુનર્રચના કરવી જોઇએ. પછી આગળ વિચાર કરતાં એને જે બીજી વસ્તુ આવશ્યક લાગે છે તે એ કે પુરુષજાતની સમસ્ત પ્રકૃતિ, અથવા પ્રકૃતિરૂપ બની ગએલી એની દીર્ઘકાળની આનુવંશિક ટેવો અને આચારવિચારસરણીઓમાં તાત્ત્વિક પરિવર્તન કરવું જોઇએ, કેમકે એને લાગે છે કે એવા તાત્ત્વિક પરિવર્તન વગર સ્ત્રીને સંસારમાં એનું હક્કસરનું કે અનુકૂળ સ્થાન કદી પણ મળી શકે એમ જ નથી. અને એથી પણ આગળ વિચાર કરતાં છેવટે એને જે

બીજી વસ્તુ આવશ્યક લાગે છે તે એ કે પુરુષજાતિ કરતાં વિશેષ મહાન પરિવર્તન પોતાની સ્ત્રીજાતિમાં પણ કરવું જોઈએ, કેમકે એને લાગે છે કે બધી મુશ્કેલીઓ અને અંતરાયો દૂર કરીએ તોપણ જ્યાં સુધી સ્ત્રીજાતિની વર્તમાન પ્રકૃતિ પરિવર્તન પામે નહિ ત્યાં સુધી ઉપર જણાવેલા પ્રાથમિક સુધારાનો પણ તે કશો લાભ લઈ શકે નહિ. પણ બીજી બાજૂથી એ જુએ છે કે સ્ત્રીજાતિ પોતાની પ્રકૃતિમાં કશુંયે તાત્ત્વિક પરિવર્તન કરવા જાય કે તરત એવું સાચું જીવન, એવું અપાર્થિવ સત્ત્વ ઊડી જવાનું. એટલે સ્ત્રી આ બધા પ્રશ્નોનો ઉકેલ વિચાર કરવાથી કદી પણ લાવી શકતી નથી. એ બધા જટિલ પ્રશ્નોનો ઉકેલ કદી આવે એમ જ નથી, અથવા આવે એમ હોય તો તે એક જ રીતે આવે એમ છે. આ સ્થિતિમાં તો એના માનસતંત્રમાં બુદ્ધિને બદલે હૃદયનું પ્રાધાન્ય થાય, હૃદયનું વર્ચસ્વ વધે એ જ એકનો એક ઉપાય છે. એ રીતે બુદ્ધિને બદલે હૃદય પ્રધાન બને તો પછી આ બધા પ્રશ્નો આપોઆપ અદૃશ્ય થઈ જવાના. પણ હેસ્ટરનું હૃદય તો પોતાની મૂળની નિશમય નિયમિત પ્રવૃત્તિ લાંબા વખતથી ગુમાવી બેઠું હતું, અને તેથી આ બધી માનસ ભૂલભુલામણીમાં તે બીચારી આમ તેમ અટવાયા કરતી હતી. ઘડીકમાં એક બાજૂએ જાય તો સામે ઊંચી દુરારોહ કરાડ આવીને ઊભી રહેતી, અને ત્યાંથી બીજી બાજૂએ જાય તો ઊંડી અતલ ખીણ ડાચું વકાસીને ઊભી રહેલી દેખાતી તે જોઈને કંપારી ખાઈને તે એકદમ પાછી ફરી જતી. આમ પોતાની આસપાસ ચોમેર જ્યાં જુએ ત્યાં બધે વિકરાળ બીષણ સ્થો દેખાતાં અને નિરાંત જીવે વસી શકાય એવું શાંત સ્વાસ્થ્યપ્રદ ઘર એને ક્યાંય નજરે પડતું નહિ. આ દશામાં કોઈ કોઈ વાર તો એના અંતરમા એવો ભયંકર વિચાર પ્રબળ બનતો કે આવા જગતમાં પર્લને મોટી થવા દેવા કરતાં એને બચપણમાં જ સ્વર્ગધામમાં મોકલી દેવી, અને જાતે પણ આવા જગતમાં જીવવા કરતાં એમાંથી ચાલ્યા જઈને પછી વિશ્વની સનાતન ન્યાયમત્તા ભવિષ્યમાં પોતાને બીજી જે કોઈ અવસ્થામાં મૂકે તે સ્વીકારી લેવી

એ હિંગળોકિયા અક્ષરે પોતાનું કામ કર્યું નહોતું પણ પેલી જાગરણની રાતે તે રેવરંડ મિ ડિમ્સડેઇલને મળી ત્યારથી હવે એને વિચારતો એક નવો વિષય મળ્યો હતો, જેની સિદ્ધિને અર્થે પોતે ગમે તેટલી મહેનત લે તેમ ભોગ આપે તોપણ તે યોગ્ય ગણાય એવો એક પદાર્થ ત્યારથી એને પ્રાપ્ત થયો હતો. પાદરી કેવી યાતનાપૂર્વક મથી રહ્યો હતો, અથવા યથાર્થ ભાષામાં કહીએ તો, કેવી યાતનાને અંતે હવે મથતો મટી ગયો હતો, એ હકીકત તે દિવસે રાત્રે એણે પ્રત્યક્ષ જોઈ હતી. એ વખતે એણે જોયું કે તે પાદરી ખરેખર ગાંડો ન બની ગયો હોય તોપણ અત્યારે તે ગાંડપણને આરે જ ઊભો હતો. અને આ બધાના મૂળમાં, પોતે કરેલા કામને લીધે થતા પશ્ચાત્તાપની ગમે તેટલી દુઃખદાયક અસર હોવા છતાં એની અત્યારની અવસ્થા કેવળ પશ્ચાત્તાપનું જ પરિણામ નહોતું, પણ એના અનારોગ્યને ટાળવા જે પુરુષ વૈદકીય ઉપચારો કરી રહ્યો હતો તેના તરફથી આ પશ્ચાત્તાપની વેદનામાં કોઈ ભયંકર વિષમય તત્ત્વ ઉમેરવામાં આવતું હતું તેને જ પરિણામે તેની આવી કરુણ અવસ્થા થઈ હતી એ બાબતમાં પણ એને હવે શંકા રહી નહોતી. આ રીતે મિત્ર ને મદદગારના સાલ્લામાં એક ગુપ્ત દુશ્મન સતત રીતે એની પડખે પડ્યો હતો, અને એ મૈત્રીના સંબંધદ્વારા પોતાને મળતી તકોનો લાભ લઈને એ માણસ નાજુક આળી પ્રકૃતિના મિ. ડિમ્સડેઇલને સતાવી રહ્યો હતો. આમાં કશી સારાવાટની આશા નહોતી પણ ઊલટું ઘણું અનિષ્ટ થવાની ધાસ્તી હતી, તેથી પોતે પાદરીને આવા સંજોગોમાં સપડાવા દીધો એ પોતાની સત્યનિષ્ઠા, હિંમત, અને પાદરી પ્રત્યેની વફાદારી એ બધાની ઊણપ જ ગણાય એમ હેસ્ટરને લાગ્યા વિના રહ્યું નહિ. આમાં એને પોતાના બચાવપક્ષે કહેવા જેવું હોય તો તે એટલું જ કે, રોજર ચિલિંગવર્થે રજૂ કરેલી ગુપ્તવેશની યોજનાને પોતે સંમતિ આપી ન હોત તો એ પાદરીની પોતાના કરતાં પણ બૂરી દુર્દશા થવાની હતી અને એ દુર્દશામાંથી તેને બચાવવાનો કોઈપણ ઇલાજ એને સૂઝે એમ નહોતો. એટલે પોતાના જેવી દુર્દશામાંથી પાદરીને ઉગારી લેવાની આતુર ઇચ્છાથી એણે ઉતાવળમાં રોજર ચિલિંગવર્થની ગુપ્તવેશની યોજના એકદમ સ્વીકારી લીધી હતી, પણ હવે એને લાગ્યું કે પોતે એ રીતે જે પસંદગી કરેલી તે ખોટી હતી એટલે હવે તે દહાડે થઈ ગએલી ભૂલ જેટલે

અંશે સુધરી શકે એમ હોય તેટલે અંશે સુધારવાનો પ્રયત્ન કરવા એણે નિશ્ચય કર્યો. તે દિવસે રાત્રે રોજર ચિલિંગવર્થ એને તુરંગના ઓરડામાં સૌથી પહેલીવાર મળેલો તે વખતે તો પોતાના દુરાચારને લીધે એ એવી પતિત થઇ ગઇ હતી અને તાજી જ થએલી પોતાની ફજેતીને લીધે એ એટલી બધી ઉન્મત્ત થઇ ગઇ હતી કે ત્યારે રોજર ચિલિંગવર્થનો સામનો કરવાની એનામાં તાકાત નહોતી, પણ તે પ્રસંગ પછી તો હવે ઘણાં વરસો વીતી ગયાં હતાં અને એ વરસો દરમિયાનની ગંભીર કપરી કસોટીને લીધે હવે એ એવી મજબૂત બની ગઇ હતી કે તેનો સામનો કરતાં હવે એ ડરે એવું નહોતું. એ તપને પરિણામે હવે એ તે દિવસ કરતાં ઘણું ઉચ્ચ પદ પ્રાપ્ત કરી શકી હતી, ત્યારે બીજી બાજૂએ પેલા બુઢ્ઢાએ વેર લેવા જેટલા અધમ બનીને પોતાને એટલો પતિત કર્યો હતો કે અત્યારે તેનું પદ લગભગ હેસ્ટરની જ ભૂમિકા પર આવી ગયું હતું અથવા કદાચ એથી પણ નીચું ઊતરી ગયું હતું.

ત્યારે ટૂંકામાં, હેસ્ટર પ્રાઇને પોતાના આગલા ધણીને મળવાનો અને તેણે જે પુરુષને પોતાના સંકજામાં સપડાવ્યો હતો તેને તેના હાથમાંથી છોડાવવા પોતાની શક્તિમાં હોય તેટલું બધું કરવાનો નિશ્ચય કર્યો. અને એ મુલાકાતને માટે એને કંઇ ઝાઝા દહાડા વાટ જોવી પડી નહિ એક દિવસ સાંજે એ પર્લને સાથે લઇને એ દ્વીપકલ્પના નિર્જન ભાગમાં જતી હતી એવામાં એક હાથમાં ડાંગ અને બીજા હાથમાં છાબડી લઇને જમીન પર નીચે નમીને તે દવા બનાવવાનાં મૂળિયાંની શોધ કરતો એના જોવામાં આવ્યો અને આ રીતે એને તેનો અકસ્માત ભેટો થઇ ગયો.

## ૧૪

## હેસ્ટર અને વૈદ

**હેસ્ટરે** પર્લને કહ્યું કે એ મૂળિયાં ઢૂંઢનારા આદમી સાથે પોતાને જરા વાત કરવી છે, માટે પોતે તેની સાથે વાત કરે ત્યાં સુધી પાણીને કાંઠે જઇને છીપલાં અને દરિયાઇ વનસ્પતિનાં જાળાં સાથે તેણે રમવું, એટલે એ છોકરી તો કોઇ પક્ષીના જેટલી ઝડપથી એકદમ દોડી, અને પોતાના નાના ગોરા પગ ખુલ્લા કરીને એ ભીના દરિયા કિનારા પર છબછબિયાં બોલાવતી દોડવા લાગી. એમ દોડતાં દોડતાં દરિયામાં ઓટ થતાં પાણીનાં કોઇ નાનાં ખાબોચિયાં આવતાં, અને તે ખાબોચિયાં જાણે સમુદ્રે એ પર્લને મોઢું જોવા માટે મુકુર મૂકયાં હોય એવાં હતાં તેથી એવા ખાબોચિયા આગળ તે એકદમ અટકી જતી. એ ખાબોચિયામાં જોવું તે કૌતુકપૂર્વક પોતાનું મોઢું જોતી કે તરત જ એ ખાબોચિયામાંથી માથે કાળાં ચમકતાં ઝુલ્ફાં અને આંખમાં અપ્સરાનાં જેવું સ્મિત કરતી એક નાનકડી બાલાનું મુખ તેની સામે જોઇ રહેતું, અને પર્લ સાથે રમવાને અત્યારે કોઇ ગોઠણ નહિ હોવાથી તે એ બાલાને પોતાના હાથ પકડીને હડી કાઢવાની રમત રમવા નોતરતી. પણ ત્યાં તો કલ્પનાપ્રદેશની એ નાનકડી બાલા પણ સામેથી તેને એવું જ નોતરું દેતી—કેમ જાણે તેને એમ કહેતી હોય નહિ કે 'તારા કરતાં આ જગા સારી છે; માટે તું જ આંહીં આવ,' એવી રીતે તે નોતરું દેતી. એટલે પર્લ કાંડાબૂડ પાણીમાં પગ મૂકીને પોતાના જ ગોરા પગ તેમાં દેખાતા તે જોઇ રહેતી, અને એ જ વખતે એ ચંચળ બનેલા પાણીની સપાટી પર પાણીના ઊંડાણમાંથી આવતા એક પ્રકારના ખંડિત સ્મિતનો ચમકારો જોવામાં આવતો.

એક તરફ પર્લ આમ પાણીમાં રમત કરી રહી હતી એ વખતે બીજી તરફ તેની માએ વૈદને બોલાવ્યો.

'મારે તમારી સાથે જરા વાત કરવી છે,' એ બોલી, 'એ વાત આપણા માટે બહુ મહત્ત્વની છે.'

'આ હો! કોણ શ્રીમતી હેસ્ટરને આ બુઢ્ઢા રોજર ચિલિંગવર્થ સાથે વાત કરવી છે?' નીચો નમીને મૂળિયાં શોધતો હતો તેમાંથી ટટ્ટાર થઇને તેણે કહ્યું. 'ઘણી ખુશીથી. શ્રીમતી, તમારાં તો જ્યાં જાઉં ત્યાં વખાણ સાંભળું છું. હજુ કાલે સાંજે જ એક ન્યાયાધીશ, એક શાણા ધર્મનિષ્ઠ ન્યાયાધીશ તમારી વાત કરતા હતા અને ધીમેથી મારા કાનમાં કહેતા હતા કે સમિતિમાં તમારો પ્રશ્ન ચર્ચાતો હતો. પ્રશ્ન એ હતો કે તમારો પેલો હિંગળોકિયો અક્ષર તમારી છાતી પરથી હવે લઇ લીધો હોય તો સમાજને કંઇ હાનિ પહોંચે કે નહિ. એટલે મેં તો એ માનનીય ન્યાયાધીશને વિનંતિપૂર્વક

કહ્યું કે એ અક્ષર હવે વગર વિલંબે લઇ લેવો જોઇએ.'

'મારો એ પટ્ટો લઈ લેવો એ ન્યાયાધીશોની મરજીની વાત છે જ નહિ,' હેસ્ટરે શાંતિથી જવાબ આપ્યો. 'જો એ લઇ લેવાવાને હું લાયક જ હોઉં તો તો એ અક્ષર એની મેળાએ નીચે ખરી પડે અથવા તો એ પરિવર્તન પામીને એવું રૂપ ધારણ કરે કે જેનો અર્થ અત્યાર કરતાં કંઇક જુદો જ થાય.'

'ના, જો તમોને એ માફક આવતો હોય તો તો તમારે એ ધારણ કરી જ રાખવો,' વૈદે કહ્યું. 'પોતાના શરીરને કેમ શણગારવું એ બાબતમાં તો સ્ત્રીએ પોતાની અંગત ઇચ્છા ને તરંગને જ અનુસરવું. એ અક્ષરનું ભરતકામ બહુ સુંદર છે, અને તમારી છાતી પર એ પૂર બહારમાં ભભૂકી ઊઠે છે!'

આ બધો વખત હેસ્ટર એ બુઢ્ઢાને સ્થિર દૃષ્ટિએ જોઇ રહી હતી. એ માણસમાં છેલ્લાં સાત વરસના ગાળામાં કેવું પરિવર્તન થઇ ગએલું તે જોઇને એને આઘાત થયો અને એ આશ્ચર્યચકિત બની ગઇ. આ પરિવર્તન તે એ બહુ વૃદ્ધ થઇ ગએલો એ નહોતું; કેમકે જોકે એને અવસ્થા થઇ હતી તેનાં ચિહ્નો જોઇ શકાતાં હતાં, છતાં આ અવસ્થાની અસર એના ઉપર બહુ થઇ નહોતી અને અત્યારે પણ તે પ્રબળ શરીરસામર્થ્ય તેમ માનસિક ચાંચલ્ય જાળવી રહ્યો હતો. પણ અગાઉ તેનામાં જે બુદ્ધિનું તેજ ચમકતું હતું અને જે વિદ્યાભ્યાસંગતી છાપ એના ચહેરા પર હતી, તેમ જ તેનામાં જે સ્વાસ્થ્ય અને શાન્તિ હતાં—તેનાં ચારિત્ર્યલક્ષણ રૂપ તેના આવા બધા જે ગુણો એને અત્યારે સૌથી વધારે યાદ હતા—તે હવે મર્વથા અદૃશ્ય થયાં હતાં અને એને ઠેકાણે તેની મુખમુદ્રામાં આતુરતાભરી, વેધક, લગભગ વિકરાળ કહી શકાય એવી અને છતાં કાળજીપૂર્વક છુપાવી રાખેલી એવી ઊંડી દૃષ્ટિ જોવામાં આવતી હતી. પોતાના ચહેરા પરનો આ ભાવ સ્મિતના આવરણમાં ઢાંકી રાખવાની તેની ઇચ્છા ને ઉમેદ જણાતી હતી, પણ તેનું એ સ્મિત તેને દગો દેતું હતું અને તેનું સ્મિત તેના ચહેરા પર એવી તિરસ્કારભરી રીતે ફરકતું હતું કે એના સ્મિતને લીધે તો પ્રેક્ષક તેની અધમતા ને કુટિલતા ઊલટી વધારે સ્પષ્ટ રીતે જોઇ શકતો હતો. વળી, જાણે એ બુઢ્ઢાનું હૃદય સળગતું હોય અને તેના અંતરમાં ધૂંધવાયા કરતું હોય, ને એ ધૂંધવાટ અવારનવાર કોઇ આકસ્મિક આવેશ રૂપી ફૂંકને લીધે ખસી જઇને કેમ જાણે તેમાંથી મોટો ભડકો થઇ ઊઠતો હોય એવી રીતે તેની આંખોમાંથી અવારનવાર લાલ તેજનો ચમકારો પણ જોવામાં આવતો હતો. આવો ચમકારો પોતાની આંખમાં દેખાતો કે તરત જ જાણે કશું ન બન્યું હોય એવી રીતે તેને દાબી દેવાને પોતાથી બને તેટલી બધી કોશિશ તે કરતો હતો.

ટૂંકમાં, માણસ જો શયતાનના જેવું આસુરી કામ માથે લે, તો માણસ મટીને પોતાને શયતાન જેવો બનાવી દેવાની તેનામાં જે શક્તિ રહેલી છે તેનો આ બુઝર્ગ રોજર ચિલિંજવર્થ સચોટ નમૂનો હતો. આ અભાગિયા માણસે એક યાતનાભર્યા અંતરનું અખંડ પૃથક્કરણ કરવામાં, એવા પૃથક્કરણમાંથી આનંદ લૂંટવામાં, અને એ પૃથક્કરણ દ્વારા વ્યક્ત થતી વેદનાની આગમાં ઘી હોમવામાં ને એમ એ હૃદયના દુઃખમાં વૃદ્ધિ કરીને રાચવામાં સાત સાત વરસ ગાળ્યાં હતાં, અને એ દ્વારા તેણે પોતાની જાતમાં આવું ભયંકર પરિવર્તન કરી દીધું હતું.

હેસ્ટર પ્રાઇનની છાતી પર પેલો હિંગળોકિયો અક્ષર ભભૂકી રહ્યો હતો, ત્યારે આંહીં એક બીજા માનવ આત્માનું ખંડિયેર ઊભેલું હતું, અને એમાં પણ કેટલેક અંશે પોતાની જવાબદારી રહેલી હતી એ વાતનું હેસ્ટરને ભાન થયું.

'મારા ચહેરામાં એવું શું છે,' વૈદે પૂછ્યું 'કે તમે આટલા બધી એકાગ્રતાથી તે જોઇ રહ્યાં છો?'

'એ ચહેરામાં એવું કંઇક છે કે મારામાં જો કરુણાના આંસુ હજી રહ્યાં હોય તો મને રડાવી મૂકે,' એણે ઉત્તર આપ્યો, 'પણ એ વાત જવા દઇએ! મારે તો તમને પેલા કમનસીબ આદમીની વાત કરવી છે.'

'ને શી વાત કરવી છે એની?' જાણે આ વિષય પોતાને પ્રિય હોય, અને એ સંબંધમાં જે એક જ વ્યક્તિ આગળ તે વિશ્વાસપૂર્વક પોતાના અંતરની સઘળી ગુપ્ત બાતમી ઠાલવી શકે એમ હતો તેની સાથે વાત કરવાની આ તક મળતાં જાણે આનંદ પામ્યો હોય એવી આતુરતાથી રોજર ચિલિંજવર્થ બોલી ઊઠ્યો. 'સાચી વાત જો છુપાવું નહિ, તો શ્રીમતી હેસ્ટર, આ

ઘડીએ હું એ ગૃહસ્થનો જ વિચાર કરી રહ્યો હતો. એટલે તમારે જે કંઇ કહેવું હોય તે વગર સંકોચે કહો, ને હું એનો ઘટતો જવાબ આપીશ.'

'સાત વરસ ઉપર આપણા વચ્ચે જ્યારે છેલ્લી વાત થએલી,' હેસ્ટરે કહ્યું, 'ત્યારે તમારી અને મારી વચ્ચેના પૂર્વ સંબંધની વાત સર્વથા ગુપ્ત રાખવાનું તમે મારી પાસેથી બળાત્કારે વચન લીધું હતું. એ વખતે આ માણસનું જીવન ને યશ તમારા હાથમાં હતાં, એટલે તમારી આજ્ઞા પ્રમાણે એ વિષયમાં મૂંગા રહેવા સિવાય મારે માટે બીજો કશો ઉપાય નહોતો. છતાં તમારી સાથે એ રીતે બંધાતી વખતે પણ મારા હૃદયમાં સંકોચ અને આનાકાની થયા વિના રહેલાં નહિ. કેમકે બીજાં સઘળાં માનવીઓ પ્રત્યેના કર્તવ્યમાંથી મુક્ત થએલી હોવાથી, આ એક મનુષ્ય તરફ તો મારું અચૂક કર્તવ્ય રહેલું મને લાગતું હતું, અને તમારી સલાહને અનુસરીને તમને મૂંગા રહેવાનું વચન આપતાં મારા એ કર્તવ્યનો હું ભંગ કરી રહી છું એવું મારા અંતરમાંથી મને કોઇક કહી રહ્યું હતું. તે દિવસ પછી તમે એ પુરુષના સૌથી નિકટ સહવાસમાં રહેવા લાગ્યા છો. પગલે પગલે તમે એની પાછળ ભમ્યા કરો છો. જાગતાં અને ઊંઘતા તમે એની સાથે જ હો છો. તમે એના વિચારો શા છે તે તપાસ્યા કરો છો. તમે એની સાથે જ હો છો ને એના અંતરને ખણ્યા અને ખોતર્યા કરો છો ! એની જિંદગીને તમે તમારી મજબૂત પકડમાં સપડાવી છે, એટલે તમે રોજ રોજ તેને જીવંત મૃત્યુનો અનુભવ કરાવો છો, અને છતાં એ બાપડો તમને ઓળખી શકયો નથી. આવું બધું તમને કરવા દેવામાં જે એક જ પુરુષ પ્રત્યે આ સંસારમાં હું વફાદાર રહી શકું એમ હતી તેના પ્રત્યે ખરેખર હું મારી ફરજ ચૂકી ગઇ છું !'

'નહિ તો વળી તમે બીજો કયો રસ્તો લઇ શકો એમ હતું ?' રોજર ચિલિંજવર્થે પૂછ્યું. 'એ આદમી ભણી મેં જરાક આંગળી ચીંધી હોત કે તરત જ એ પોતાના પ્રવચનપીઠ પરથી ગબડીને કોઇ જેલની અંધારકોટડીમાં હડસેલાઇ ગયો હોત, અને ત્યાંથી પણ કદાચ આગળ વધીને ફાંસીને લાકડે લટકી ગયો હોત!'

'એમ થયું હોત તો અત્યાર કરતાં તે વધુ સારું થાત!' હેસ્ટર પ્રાઇને કહ્યું.

'તે મેં એ માણસનું શું બૂરું કર્યું છે ?' રોજર ચિલિંજવર્થે પૂછ્યું, 'જો, હેસ્ટર પ્રાઇન, હું ખરેખર કહું છું હો, કે મેં આ અભાગિયા પાદરીની જેટલી સંભાળ લીધી છે તેટલી સંભાળ કોઇ બાદશાહ તરફથી ભારેમાં ભારે ફી મળતાં પણ કોઇ વૈદ લેત નહિ. અને મારી મદદ ન મળી હોત તો એની જિન્દગી એણે ને તેં મળીને જે દુરાચાર કર્યો છે તે દુરાચાર પછીનાં પહેલાં બે જ વરસમાં એના અંતરની વેદનાની જ્વાલામાં બળીને ક્યારની ભસ્મ થઇ ગઇ હોત. કેમકે આ હિંગળો-કિયા અક્ષરનો ભાર ને યાતના સહન કરવાની તારામાં છે એવી તાકાત આ માણસના આત્મામાં નથી. અરે, એની તો એક ગુપ્ત વાત પણ હું તને કહી શકું એમ છું! પણ હવે બસ. માણસનો ઇલમ જે કંઇ કરી શકે તે સઘળું હું આને માટે કરી ચૂક્યો છું મારી બધી વિદ્યા અને ચતુરાઇ મેં એના પર ઠાલવી દીધી છે અને આજે એ જીવે છે અને દુનિયામાં નીચી મૂંડીએ ને વળેલે વાંસે ટગુમગુ પણ ચાલે છે તે બધું મારી સંભાળ ને સારવારને જોરે છે!'

'પણ એ કરતાં તો એ તત્ક્ષણ ગુજરી ગએલ હોત તો સારું હતું !' હેસ્ટર પ્રાઇને કહ્યું.

'હા બાઇ, એ વાત તેં સાચી કહી ! ' પોતાના હૈયાની ભભૂકતી જ્વાલાને એ બાઇની સમક્ષ પ્રકટ થવા દઇને રોજર ચિલિંજવર્થ બોલી ઊઠયો. 'એ કરતાં તો એ તત્ક્ષણ ગુજરી ગયો હોત તો ખરેખર સારું હતું ! આ માણસે જે યાતના સહન કરી છે એવી યાતના કોઇ પણ માણસે કદી સહન કરી નથી. અને એ બધી યાતના એને પોતાના ભયંકરમાં ભયંકર ને દુષ્ટમાં દુષ્ટ દુશ્મનની હાજરીમાં તેની દેખતાં સહન કરવી પડી છે ! મને એ કળી ગયો છે. કોઇ શાપની પેઠે કોઇ અદૃશ્ય સત્તા એની પૂંઠે પડીને એને સતત રીતે સતાવી રહેલ છે એમ એ સમજી ગયો છે. મૂળથી એ બહુ આળા અંતરનો છે, એના જેવો સૂક્ષ્મસંવેદનશીલ માણસ સરજનહારે બીજો કોઇ ભાગ્યે જ કદી ઘડયો હશે, એટલે પોતાના અંતરની એ સૂક્ષ્મસંવેદનશકિતથી તે જાણી ગયો છે કે એની હૃદયતંત્રીના તારને ખેંચી રહેલો હાથ એ કંઇ કોઈ મિત્રનો હાથ નથી, અને એને ખબર પડી

ગઈ છે કે કોઈકની આંખ–એના ચારિત્ર્યદૂષણને જ શોધી કાઢવા મથતી એવી કોઈકની આંખ–એના આચરણનું જિજ્ઞાસાપૂર્વક નિરીક્ષણ કરી રહી છે, અને એ નિરીક્ષણને પરિણામે એ આંખને એ ચારિત્ર્ય-દૂષણ દેખાઈ પણ આવ્યું છે! પણ એને એટલી ખબર નથી પડી કે એ આંખ બીજા કોઈ માણસની નહિ પણ મારી પોતાની જ છે! પાદરીમંડળમાં સાધારણ એવા વહેમથી તેણે એમ કલ્પી લીધું છે કે તેને શયતાને પોતાના સંકજામાં સપડાવેલ છે, અને એ શયતાન મૃત્યુ પછીની અવસ્થામાં એની જે ઘોર દુર્દશા થવાની તેની પૂર્વપ્રસાદી રૂપે અત્યારે તેને ભયાનક સ્વપ્નાં અને અતલ નિરાશાભર્યા દુર્વિચારો, પશ્ચાત્તાપનો ડંખ અને માફી મળવાની નિરાશા એવી એવી વસ્તુઓથી સતાવી રહ્યો છે. પણ એ બધાની પાછળ મારું સાન્નિધ્ય કામ કરી રહ્યું છે, જે પુરુષને એણે ઘોર અન્યાય કર્યો હતો, અને એ અન્યાયના બદલામાં આવી રીતે કટ્ટર વેર વાળવાની પ્રવૃત્તિદ્વારા જ જે પોતાના જીવનને ટકાવી રહ્યો હતો એ પુરુષનું અતિ નિકટનું સામીપ્ય તેના પર આ બધી ભ્રમણાઓ અને યાતનાઓના રૂપમાં પોતાનો ભયંકર ઓળો પાથરી રહ્યું છે. એ ખબર એને હજુ પડી નથી એનીવાત ખોટી નથી! ખરે-ખર, શયતાન એની પડખે આવીને ભરાઈ બેઠો છે. પૂર્વે એક વખત માનવીનું હૃદય ધરાવનારો મર્ત્ય પુરુષ તેને ખાસ યાતના આપવા ખાતર શયતાન બન્યો છે.'

આ શબ્દો બોલતો હતો એવામાં, જાણે કોઈ અરીસામાં તેણે પોતાનું સ્થાન કોઈ ન ઓળખી શકાય એવી ભયંકર વિકરાળ આકૃતિને લેતી જોએલ હોય એમ આ અભાગિયા વૈદે ભીતિભરી દૃષ્ટિપૂર્વક પોતાનો હાથ ઊંચો કર્યો. માણસનો નીતિદેહ એના માનસચક્ષુ આગળ તાદૃશ સ્વરૂપમાં પ્રકટ થાય એવી જે અતિ વિરલ પળો એના જીવનમાં વરસોના આંતરા પછી કોઈક વાર અકસ્માત્ એને સાંપડે છે એમાંની એક પળ અત્યારે તેને સાંપડી હતી. ઘણું કરીને અગાઉ કદી પણ તેણે આ સ્વરૂપમાં પોતાને જોએલો નહોતો.

'તેં એને યાતના આપવામાં હવે કંઈ બાકી રાખ્યું છે?' એ બુઢ્ઢાના ચહેરા પર નજર કરીને હેસ્ટરે કહ્યું. 'તારું બધું વેર અત્યાર સુધીમાં વળી નથી ગયું? અને એ રીતે તારું સઘળું દેવું એણે ચૂકવી નથી દીધું?'

'ના, ના! ચૂકવવાને બદલે એણે તો ઊલટું મારું દેવું વધાર્યું છે!' વૈદે જવાબ આપ્યો; અને એ જેમ આગળ બોલવા લાગ્યો, તેમ એના ચહેરામાંના તેમ રીતભાતમાંના કડક અંશો નરમ પડ્યા અને તેના પર ગમગીનીનો ભાવ છવાઈ ગયો. 'નવ વરસ ઉપર હું કેવો હતો એ સાંભરે છે તને હેસ્ટર! એ વખતે પણ મારા જીવનની શિશિર ઋતુ જ ચાલતી હતી, અને તે પણ વળી કંઈ શિશિર ઋતુનો પણ પ્રારંભકાળ જ નહિ પણ મધ્યાહ્નકાળ ચાલતો હતો, છતાં મારું સમગ્ર જીવન જ્ઞાનપિપાસાની ઝંખના, વિદ્યાભ્યાસંગ, વિચારપરાયણતા, અને શાંતિથી ભરપૂર હતું, મારાં સઘળાં વરસો મુખ્ય-ત્વે મારા જ્ઞાનની વૃદ્ધિની પાછળ જ વફાદારીપૂર્વક ગાળવામાં આવતાં હતાં, અને જોકે એ જ્ઞાનવૃદ્ધિનો પ્રધાન ઉદ્દેશ અંગત હતો છતાં તેની પાછળનો ગૌણ હેતુ વફાદારીપૂર્વક માનવજાતિના કલ્યાણની વૃદ્ધિ કરવાનો પણ રહેલો હતો; એ દિવસોમાં મારું જીવન જેટલું સ્વાસ્થ્યભર્યું અને નિર્દોષ હતું, તેવું સ્વાસ્થ્ય-ભર્યું અને નિર્દોષ જીવન સમગ્ર માનવજાતિમાં કોઈ પણ વ્યક્તિનું પૂર્વે હતું નહિ; અને અન્યનું ભલું કરવાથી માનવજીવનમાં જે રસાળતા ને સમૃદ્ધિ આવે છે તે પણ મારા જેટલી બહુ થોડાં માનવીઓના જીવનમાં એ વખતે હતી. આ બધું સાંભરે છે તને? ભલે તું મને મંદ હૃદયનો માને, તોપણ હું બીજાઓની લાગણીઓનો હંમેશાં વિચાર કરનારો, અને મારી જાતને માટે ઓછામાં ઓછી માગણી કરનારો, સત્યનિષ્ઠ, માયાળુ, ન્યાયી, અને બહુ ઊભરાભરી ન હોય તોપણ દીર્ઘકાળ ટકી રહે એવી સ્નેહવૃત્તિ ધરાવનારો પુરુષ એ વખતે નહોતો? કહે જોઈએ, મારામાં આ બધા ગુણો નહોતા એ વખતે?'

'હા, આ બધા ય ગુણો હતા, અને ઉપરાંત બીજા ગુણો યે હતા.'

'અને અત્યારે હું કેવો બની ગયો છું?' પોતાના અંતરની સઘળી દુષ્ટતાને પોતાના મુખમાં અંકિત થવા દઈને, એના મોં સામે તાકીને તેણે પૂછ્યું. 'ક્યારનું કહી ચૂક્યો છું હું તને, હું કેવો બની ગયો

છું તે–કેમ વળી શયતાન જ બની ગયો છું અત્યારે! અને કોણે મને આવો શયતાન બનાવ્યો ?'

'મેં જ,' હેસ્ટરે કાંપતાં કાંપતાં કહ્યું. 'મારો અને એ પુરુષનો બન્નેનો એમાં એકસરખો વાંક છે, તો પછી તેં મારા પર કેમ વેર ન લીધું ?'

'તને તો મેં તારા હિંગળોકિયા અક્ષરને જ હવાલે કરી દીધી છે,' રોજર ચિલિંગવર્થે જવાબ આપ્યો. 'એ અક્ષરે જો તારા પર મારું વેર ન લીધું હોય, તો પછી મારામાં તારા પર વેર લેવાની તાકાત છે નહિ!'

આમ કહીને અછું સ્મિત કરીને તેણે પોતાની આંગળી એ નિશાન પર મૂકી.

'એણે ખરેખર તારું વેર મારા પર લઇ લીધું છે,' હેસ્ટર પ્રાઇને જવાબ આપ્યો.

'મેં પણ એમ જ ધાર્યું હતું,' વૈદે કહ્યું. 'અને હવે આ માણસના સંબંધમાં તારે મારી પાસે શું કામ છે ?'

'મારે હવે આ ગુપ્ત હકીકત પ્રકટ કરી દેવી જોઇએ,' હેસ્ટરે દ્રઢતાપૂર્વક જવાબ આપ્યો. 'એને તારા યથાર્થ સ્વરૂપનું દર્શન થવું જોઇએ. એમ કરવાથી પરિણામ શું આવશે તે તો હું જાણતી નથી, પણ હું એ માણસના શાપરૂપ નીવડેલ છું, મારે લીધે એનું જીવન બરબાદ થયું છે, એટલે મારે આ ગુપ્ત વાત તેને જણાવવી જોઇએ, અને એ મારું ઋણ તારા બંધનને લીધે લાંબા વખતથી હું ચૂકવી શકી નથી, તે હવે આખરે ચૂકવી દેવાનો મારો નિશ્ચય છે. એની પ્રતિષ્ઠા અને એની સાંસારિક પદવી તેમ કદાચ તેનું જીવન પણ એમ એ ત્રણે વાનાં સાચવી રાખવાં કે નષ્ટ કરવાં એ તારી સત્તા અને મુનસફીની વાત છે. મને તો મારા હિંગળોકિયા અક્ષરે તપ કરાવી કરાવીને સત્યમય જીવનની તાલીમ આપી દીધી છે, પછી એ સત્ય ભલેને ધગધગતા સળિયાની પેઠે અંતરમાં વેદના કરતું પેઠું હોય, પણ એ અક્ષરને પ્રતાપે મને હવે સત્યની ઝાંખી થઇ છે, એટલે એ માણસના જીવનમાં અત્યારે મડદાની જેવી નિષ્ક્રિયતા અને શૂન્યતા વ્યાપી ગઇ છે તો એવી દશામાં એનું જીવન લાંબો વખત ટકાવી રાખવાથી પણ મને એવો કોઇ મોટો લાભ દીસતો નથી કે તે ટકાવી રાખવાને હું તારી આગળ આજીજી કરવા આવું. માટે એના સંબંધમાં તને જેમ ઠીક લાગે તેમ તું તારે ખુશીથી કરજે! એનું કશું કલ્યાણ થાય એવી આશા નથી, મારું કશું કલ્યાણ થાય એવી આશા નથી, તારું ય કશું કલ્યાણ થાય એવી આશા નથી, તેમ આ નાનકડી પર્લનું પણ કશું કલ્યાણ થાય એવી આશા નથી. આ ભયંકર ભૂલભુલાણીમાંથી આપણને બહાર કાઢી સાચે રસ્તે દોરી જાય એવી એક પણ કેડી મળે એમ નથી.'

'બાઈ, મને તો તારી દયા આવે. એવું થઇ જાય છે,' હેસ્ટરે જે નિરાશા વ્યક્ત કરી તેમાં લગભગ ભવ્ય કહી શકાય એવું તત્ત્વ હતું, એટલે એના આ શબ્દો સાંભળીને તેને એના પ્રત્યે પ્રશંસાભાવ થયા વિના રહ્યો નહિ, અને એ ભાવના આવેશમાં તે બોલી ઊઠયો. 'તારા સ્વભાવમાં ઉદાત્ત અંશો રહેલા હતા. કદાચ, તને જો તું મને મળી એ પૂર્વે મારા કરતાં કોઇ વિશેષ લાયક પ્રિયતમ મળ્યો હોત તો તારા જીવનમાં આવું અનિષ્ટ પેસી ન શકત. એટલે તારી પ્રકૃતિની અંદરનાં શુભ તત્ત્વો આમ બરબાદ ગયાં એ જોઇને મને તારી દયા આવે છે.'

'અને મને તારી દયા આવે છે,' હેસ્ટર પ્રાઇને જવાબ આપ્યો 'તારા જેવા સુજ્ઞ અને ન્યાયી પુરુષને આમ શયતાન જેવો બનાવી દે એટલો બધો ખાર ને તિરસ્કારભાવ રાખવા બદલ મનેય તારી દયા આવે છે. હજી તું એ દુર્વૃત્તિ તારા અંતરમાંથી કાઢી નાખીને પહેલાં હતો એવો શુદ્ધ માનવી બનીશ? એ માણસ ખાતર નહિ તો બમણી રીતે તારી પોતાની ખાતર! બધી વાતની ક્ષમા કર. અને વિશેષ નશિયત:કરવાનું કામ એ કામ કરવાનો અધિકાર છે તે સત્તાને સોંપી દે! હજી અબઘડી જ મેં તને કહ્યું, કે એને કે તારે કે મારે માટે કોઇ કલ્યાણપ્રસંગની આશા છે જ નહિ, કેમકે આપણે બધાં દુષ્ટતાની ગમગીનીભરી ભૂલભુલામણીમાં એકી સાથે અટવાયાં કરીએ છીએ, અને આપણે કરેલા પાપ અને દુરાચાર વડે આપણો માર્ગ છવાઈ ગએલો હોવાથી એ પાપને લીધે આપણને રસ્તામાં ડગલે ડગલે ઠેશ વાગે છે. આથી આપણામાંથી કોઇને પણ માટે કલ્યાણપ્રસંગની જરા પણ આશા નથી એમ મેં તને હમણાં જ કહ્યું. છતાં હકીકત ખરેખર એમ નથી! આપણા બધામાંથી

તારે માટે કલ્યાણની આશા રાખી શકાય ખરી, પણ તે કેવળ તારે એકને જ માટે હો, કેમકે તને ઘોર અન્યાય કરવામાં આવ્યો છે, અને એ અન્યાયની માફી આપવાની સત્તા ને તક તારા હાથમાં છે. તો આ એકનો એક અનન્યાધિકાર જે તને મળેલો છે, આ વિરલ તક જે તને સાંપડેલી છે, તે તું શું ફોકટ જવા દઇશ? આવો અમૂલ્ય લાભ શું તું ઠેબે ચડાવીશ?'

'સબૂર, હેસ્ટર, સબૂર!' વિષાદભરી દૃઢતાથી એ વૃદ્ધ પુરુષે કહ્યું. 'માફી આપવી એ મારે માટે શક્ય નથી. તું કહે છે એવી કોઇ શક્તિ મારામાં છે નહિ. ઘણા વખતથી હું મારી જૂની પ્રતીતિ વીસરી ગયો હતો, પણ અત્યારે તે તાજી થાય છે, અને આપણે જે કરી રહ્યાં છીએ અને વેઠી રહ્યાં છીએ તે સઘળાનો ખુલાસો કરી દે છે. તેં જે પહેલું પગલું કુમાર્ગે ભર્યું ત્યારથી એ તારા કુમાર્ગગામી પહેલા પગલાથી જ તેં પાપનું બીજ વાવી દીધું છે. પણ એ બીજ એકવાર વાવી દીધા પછી તો જે કંઇ થયું છે તે સઘળું ઘોર અનિવાર્યતાને પરિણામે જ થયું છે. સાથે મળીને મને છેહ દેનારા તમે બન્ને જણાં કંઈ દુરાચારી કે પાપી નથી તમે બન્ને જણ તો ફક્ત એક પ્રકારની લાક્ષણિક ભ્રમણામાં જ છો; તેમ હુ પણ કંઇ શયતાન જેવો નથી, ફક્ત શયતાનનું કામ મેં એના હાથમાંથી ઝૂંટવી લીધું છે એટલું જ. પણ હવે તો આ બધું આપણે માટે વિધિનિર્માણરૂપ બની ગયું છે. એટલે હવે તો એ જે બીજ વવાયું તેમાંથી જેવાં કાળાં ફૂલો ફૂટવાં હોય તેવાં ભલે ફૂટે! તો હવે તું તારે તારે રસ્તે પડ, અને એ આદમીના સંબંધમાં જેમ ઠીક પડે તેમ ખુશીથી કર.'

આમ કહીને તેણે પોતાનો હાથ વીંઝયો, અને પહેલાં ઓસડને માટે છોડવા ઢૂંઢતો હતો તે પ્રવૃતિમાં પાછો ગૂંથાઇ ગયો.

૧૫

## હેસ્ટર અને પર્લ

**આ** પ્રમાણે રોજર ચિલિંગ્વર્થ—માણસને ગમે તે કરતાં પણ વધુ વખત તેમની સ્મૃતિમાં જડાઇ રહે એવી વિરૂપતાવાળો એ ડોસો—હેસ્ટર પ્રાઇન પાસેથી ચાલ્યો ગયો, અને જમીન પરનાં મૂળિયાં શોધીને નીચે નમતો નમતો આગળ વધ્યો. આગળ ચાલતાં અહીં તહીંથી તે ઓસડ તરીકે ખપમાં આવે એવા છોડ એકઠા કરવા લાગ્યો તથા મૂળિયાં ખોદીને પોતાના હાથમાં રાખીને છાબડીમાં બધું એકઠું કરવા લાગ્યો. આગળ વધતાં વનસ્પતિ ચૂંટવાને માટે તે નીચે નમતો હતો ત્યારે તેની સફેદ દાઢી જમીનની છેક નજીક આવીને લગભગ તેને સ્પર્શતી હતી. આ ડોસો ચાલતો હતો ત્યારે તેના સ્પર્શથી તેની નીચેનું વસંતઋતુના પ્રારંભ દિનોનું કુમળું ઘાસ કરમાઇ જાય છે કે કેમ તથા ખુશનુમા લીલોતરીથી છવાએલી ભૂમિ પર તે કંપતે લથડતે પગલે ચાલતો હતો તેથી એ લીલોતરી બળી કે સુકાઇ જવાથી તેનો ચીલો પડે છે કે કેમ તેની તપાસ કરવા માટે હેસ્ટર પ્રાઇન થોડો વખત તેની પાછળ જોઇ રહી. આ ડોસો આટલી બધી કાળજીપૂર્વક છોડવા એકઠા કરી રહ્યો હતો એ તે કઈ જાતના હશે તેનો પણ એને વિચાર થયો. તેની આંખમાંના દુર્ભાવને કળી જઇને તેની સાથે સહાનુભૂતિ ધરાવતી હોય એવી રીતે કોઇ દુર્વૃત્તિથી પ્રેરાઇને પૃથ્વી પોતે પણ અત્યાર સુધીમાં કોઇના જાણવામાં ન આવી હોય એવી કોઇ ઝેરી વનસ્પતિ તો તેના હાથમાં મૂકી નહિ દેને? અથવા પછી એને માટે ખાસ એમ નવું સર્જન કરવાને બદલે અત્યાર સુધીની જે પથ્ય નિર્દોષ વનસ્પતિ હોય તે તેનાં સ્પર્શમાત્રથી વિનાશક વિષમય રોપાઓના રૂપમાં બદલાઇ જાય એટલું જ એને માટે બસ હશે? સર્વત્ર ખુશનુમા પ્રકાશ પાથરી રહેલો સૂર્ય તેના પર પણ શું ખરેખર પ્રકાશતો હતો? અથવા તો પછી તે ગમે તે રસ્તે ચાલે, પણ તે જ્યાં જાય ત્યાં કોઇ અપશુકનિયાળ અશુભ છાયા આવીને તેને આ ખુશનુમા સૂર્યપ્રકાશથી વંચિત રાખતી હતી? અને અત્યારે તે ક્યાં જતો હતો? આમ ચાલતાં ચાલતાં તે એકાએક જમીનમાં તો નહિ પેસી જાયને? અને પછી પાછળ એક વેરાન જગા તેની નિશાની તરીકે નહિ મૂકતો જાયને?—જે જગા પર પાછળથી આ દેશના હવાપાણીમાં શક્ય હોય તેવી સઘળી દુષ્ટતા અને વિરૂપતા ભરી ગીચ ઝેરી ઝંખરાં ઊગી નીકળે એવી વેરાન જગા પોતાની પાછળ નહિ

નહિ મૂકતો જાય ? અથવા તો પછી તે ચામાચિડિયાની જેવી પાંખો પહોળી કરીને ક્યાંક ઊંચે ઊડી જવાનો, અને આકાશ ભણી જેમ જેમ ઊંચે ઊડતો જવાનો તેમ તેમ વધુ ને વધુ વિરૂપ દેખાતો જવાનો, એવું શું બનવાનું છે ?

'તેને ધિક્કારવો એ ભલે પાપ હોય કે નહિ,' હેસ્ટર પ્રાઈન હજુ તેને તાકીને જોઈ રહી હતી, એટલે જોતાં જોતાં એ બોલી, 'પણ હું તો એ માણસને ધિક્કારું છું !'

પોતાના હૃદયમાં આવો ભાવ ઉત્પન્ન થયો એ બદલ એણે પોતાના અંતરને ઠપકો આપ્યો, છતાં તે એવા ભાવને અટકાવી કે ઓછો કરી શકી નહિ. એ ભાવને અટકાવવા માટે એણે દૂર દૂરના દેશમાં ઘણાં ઘણાં વરસો ઉપર તે પોતાના એકાન્ત અભ્યાસખંડમાંથી સાંજને વખતે બહાર નીકળીને, પોતાની નવોઢા પત્નીના સ્મિતથી પ્રકાશિત બનેલા ઓરડામાં સગડીની બાજૂમાં બેસતો એ જૂનું દૃશ્ય યાદ કરવા યત્ન કર્યો. એ વખતે તે કહેતો કે પોતાના ગ્રંથોના સહવાસમાં ગાળેલા દિવસભરના કલાકોની ઠંડી ઉડાડી દેવાને માટે પોતાની એ પત્નીના સ્મિતની હૂંફ તેને માટે આવશ્યક હતી. આવાં દૃશ્યો એને એકવાર કેવળ સુખપ્રદ લાગ્યાં હતાં, પણ અત્યારે પોતાના ઉત્તર જીવનના નિરાશામય ગમગીની ભરેલા વાતાવરણ દ્વારા નિરખાતાં એ દૃશ્યો એના જીવનનાં સૌથી અળખામણા પ્રસંગોના વર્ગમાં જ સ્થાન મેળવી શકતાં હતાં. અત્યારે તો આવા પ્રસંગો પોતાના જીવનમાં કોઈપણ વખતે શી રીતે આવી શકયા હશે એ વિશે જ એને વિચાર અને આશ્ચર્ય થતાં હતાં ! આવા પુરુષને તે પરણવાને પોતાને કોઈપણ માણસ કેવી રીતે સમજાવી શકેલ હશે એ વિષે પણ એને વિચાર અને આશ્ચર્ય થતાં હતાં ! આ પુરુષ એક દહાડો ઉપરચોટિયા ભાવથી તેનો હાથ પોતાના હાથ સાથે મિલાવતો એ વખતે પોતે સામે તેનો હાથ દાબીને તેના એ ભાવને ઉત્તર આપતી, અને તેની સામે જોઈને એક દહાડો પોતે પોતાના હોઠ પર સ્મિત ફરકાવતી—આવા બધા પ્રેમોપચારો પોતે એક દહાડો નભાવેલા અને સાંખેલા એ એને અત્યારે પોતાનો ભારેમાં ભારે ગુનો લાગતો હતો, અને એ ગુના બદલ અત્યારે એને પુષ્કળ પસ્તાવો થતો હતો. અને રોજર ચિલિંગવર્થે પણ, એ પૂર્વજીવનમાં હેસ્ટર તેને પરણીને તેની સાથે રહેતી હતી તે વખતે તેને સંસાર શું એની ખબર નહોતી, અને બીજા કોઈ સુખનો તેને અનુભવ નહોતો, તેથી પોતાના સહચારમાં તે સુખી છે એમ જે તેણે એ વખતે માની લીધેલું એ પણ એ પુરુષનો મોટો ગુનો હતો—તે પછી તેણે બીજા ઘણા ગુના કર્યા હતા છતાં તે સઘળાને ટપી જાય એવો ભારે એ તેનો ગુનો હતો.

'હું તેને ધિક્કારું છું !' પહેલા કરતાં પણ વિશેષ કડવાશથી હેસ્ટરે એના એ શબ્દો ઉચ્ચાર્યા. 'એણે જ મને દગો દીધેલો. મેં એનું બૂરું કર્યું એ કરતાં વિશેષ બૂરું તો એણે મારું કર્યું છે.'

કોઈપણ સ્ત્રીના અંતરના ઊંડાણનો ઉત્કટ રાગપૂર્ણ પ્રેમ પોતે જ્યાં સુધી જીતી ન શકે, ત્યાં સુધી એ સ્ત્રીનું પાણિગ્રહણ કરતાં પુરુષોએ કંપવું જોઈએ ! નહિ તો એમની આ રોજર ચિલિંગવર્થના જેવી દુર્દશા થવાની. એ સ્ત્રીના હૃદયના તાર ઝણઝણાવી શકે એવો તેના કરતાં કોઈ પ્રબળ પુરુષનો જેવો સ્પર્શ થયો કે તરત જ, સાચા તરવરાટભર્યા સુખને સ્થાને પોતે જે સ્વાસ્થ્ય અને સંતોષરૂપી સુખની આરસમૂર્તિ ઊભી કરી હશે તેનો એ સ્ત્રી તિરસ્કાર કરે, બાવોષ્મા વગરનું જે ઠંડું સંતોષી શાન્ત જીવન પોતે તેને આપ્યું હોય તે બદલ એ તેનો વાંક કાઢે, એવી દુર્દશા તેની થવાની. પણ આ અન્યાય થયાને તો ઘણાં વરસ થઈ ગયાં, તેથી એની સામેનો હેસ્ટરનો વિરોધ તો ક્યારનો કમી થઈ જવો જોઈતો હતો, છતાં એ ન થયો એ હકીકત શું સૂચવતી હતી ? હિંગળોકિયા અક્ષરની યાતના ભરેલા લાંબાં લાંબાં સાત વરસોએ એને આટલી બધી પીડા આપી, એના દિલને આટલું બધું ડામ્યું અને છતાં એ દિલમાં એ યાતનામય વરસો હજુ પણ કશો પસ્તાવાનો ભાવ શું પેદા નહોતાં કરી શકયાં ?

બુઢ્ઢા રોજર ચિલિંગવર્થની નીચી નમી ગએલી કાયાને એકીટશે જોતી ઊભી હતી એ અલ્પ ક્ષણો દરમિયાન હેસ્ટરના અંતરમાં જે ઊર્મિઓ ઉત્પન્ન થઈ તેણે એની મનોદશા પર ઘેરો પ્રકાશ ફેંક્યો, અને અન્યથા તે પોતાના હૃદયમાં પણ ન સ્વીકારત એવું ઘણું ઘણું પ્રકટ કરી દીધું.

એ ગયો એટલે એણે પોતાની બાળકીને પાછી બોલાવી.

'પર્લ ! બેટા પર્લ ! ક્યાં છે તું ?'

પર્લના આત્માની પ્રવૃત્તિશીલતામાં કદી પણ ખોટ આવતી નહિ, એટલે તેની મા પેલા બુઢ્ઢા વનસ્પતિ-શોધકની સાથે વાતો કરતી હતી એ દરમિયાન તેને વિનોદની કશી ખોટ પડી નહિ. આગળ કહી ગયા તેમ પહેલાં તો પાણીના ખાબોચિયાની અંદર પ્રતિબિંબિત થએલી પોતાની જ પ્રતિકૃતિ સાથે તેણે નખરાબાજી ચલાવી. એ પ્રતિકૃતિને પોતાની સાથે આવીને રમવા ઇશારત કરી, પણ તે પ્રતિમા તેની પાસે ન આવી એટલે તેણે એ પ્રતિમાનું અસ્પર્શ્ય પૃથ્વી અને અપ્રાપ્ય આકાશનું બનેલું જે જગત હતું તેમાં પેસવાનો પ્રયત્ન કરી જોયો. પણ ગમે તો પોતે જ અથવા તો એ પ્રતિમા એમ એમાંથી કોઇક અવાસ્તવિક છે એમ થોડા જ વખતમાં માલૂમ પડી આવતાં એ કરતાં વધુ આકર્ષક રમતગમત કરવા માટે તે જુદી દિશામાં વળી. પછી તેણે ભોજપત્રનાં વૃક્ષોની છાલમાંથી નાની નાની નાવડીઓ બનાવી તેમાં છીપલાંઓનો માલ ભરી ન્યૂ ઇંગ્લંડના કોઇ પણ વેપારી કરતાં વિશેષ સાહસભર્યો વેપાર આ સાગરની પીઠપર ખેડવા માંડયો, પણ એ નાવડીઓમાંનો મોટો ભાગ સાગરને કિનારે જ ડૂબી ગયો. પછી તેણે જુદી જુદી જાતની માછલીઓ સાથે રમત કરવા માંડી. પછી વળી તેણે આવતી ભરતીથી સમુદ્રકિનારે જે ફીણની રેખા બંધાઈ ગઇ હતી તેમાંથી સફેદ ફીણનો ગોટો લઇ તે સુસવતા પવનમાં ફેંક્યો અને એની અસંખ્ય કણીઓ જમીન પર પડે તે પહેલાં અધ્ધરથી ઝીલી લેવા માટે પાંખવાળી પરીની પેઠે ઊડતી હોય તેમ તેની પાછળ દોડવા લાગી. ત્યાં વળી સમુદ્રકિનારે પોષણ મેળવતાં અને પાંખો ફફડાવતાં પક્ષીઓનું ટોળું દેખીને એ તોફાની છોકરીએ પોતાના મળવસ્ત્રનો ખોળો બનાવી તેમાં કાંકરા ભર્યા, અને આ નાનાં સમુદ્રપક્ષીઓ પાછળ એક ખડક પછી બીજા ખડક પર એમ દોડાદોડ કરીને તેમના પર એ કાંકરાનો મારો ચલાવવામાં ભારે દક્ષતા બતાવી. આ મારામાં એક નાનકડું ભૂખરું પક્ષી તો સપડાઇ પણ ગયું. કેમકે કાંકરો આબાદ વાગતાં તેની પાંખ તૂટી ગઇ એટલે ફડફડાટ કરતું એ ઊડી ગયું. પણ એ જોયું એટલે આ મસ્તીખોર છોકરીએ નિસાસો નાખ્યો અને એ કાંકરા મારવાની રમત તેણે છોડી દીધી, કેમકે સમુદ્રપવનના કે પછી ખુદ પર્લના જેવા જ નિરંકુશ સ્વચ્છંદે વિહરતા એ નાનકડા પ્રાણીને આમ ઇજા પહોંચાડવાથી તેને દુઃખ થયું.

તેની છેલ્લી પ્રવૃત્તિ જાત જાતની દરિયાઇ વનસ્પતિ એકઠી કરી તેમાંથી પોતાને માટે ઝભ્ભો, ગલપટો, અને ટોપી બનાવી તે સઘળું પહેરી નાનકડી સમુદ્રકન્યાનું રૂપ ધારણ કરવાની હતી. કપડાં અને પોશાકની સજાવટ કરવાની તેની માતામાં જે કળા હતી એ તેનામાં પણ ઊતરી આવી હતી. સમુદ્રકન્યાનો આવો પોશાક પહેરી તેના અંતિમ શણગાર રૂપે પર્લે એક જાતનું ઘાસ લીધું. અને એ ઘાસ વડે પોતાની માતાની છાતી પર જે શણગાર રોજ રોજ જોવાને તે ટેવાએલી હતી તે શણગારનું પોતાને આવડે એવું અનુકરણ કર્યું. એ ઘાસમાંથી તેણે એક અક્ષર બનાવ્યો—એ (A) અક્ષર બનાવ્યો, પણ આ અક્ષરનો રંગ હિંગળોકિયો નહિ પણ તાજો લીલો હતો. પછી એ છોકરી પોતાની છાતી પર હડપચી ટેકવીને એ અક્ષરરચનાને વિલક્ષણ રસપૂર્વક નિહાળી રહી—કેમ જાણે એ અક્ષરનો ગુપ્ત અર્થ સમજી લેવો એ એક જ ઉદ્દેશસિદ્ધિને અર્થે એને આ જગતમાં જન્માવવામાં આવી હોય એવી રીતે તે તેને વિચારમગ્ન દશામાં નિહાળી રહી.

'આ બધાનો અર્થ શો એમ બા પૂછશે કે નહિ મને ?' પર્લને વિચાર થયો.

બરાબર એ જ વખતે તેણે પોતાની માનો અવાજ સાંભળ્યો, એટલે પેલાં નાના સમુદ્રપક્ષીઓના જેટલી જ ઝડપથી કૂદતી કૂદતી તે હેસ્ટર પ્રાઇનની સમક્ષ પહોંચી, અને ત્યાં નાચતી ને હસતી હસતી પોતાની છાતી પરનો પેલો શણગાર પોતાની આગળી વતી દેખાડવા લાગી.

'બેટા પર્લ !' ઘડીભર મૂંગી રહીને પછી હેસ્ટરે કહ્યું, 'આ લીલા અક્ષરનો અને એમાં યે તારા જેવી બાળકીની છાતી પર ધારણ કરેલા લીલા અક્ષરનો કશો અર્થ નથી. પણ તારી માને આ જે અક્ષર ધારણ કરી રાખવો પડે છે તેનો અર્થ શો તે તું જાણે છે, બેટા ?'

'હા જાણું છું બા,' છોકરીએ કહ્યું. 'એ મોટો

એ અક્ષર છે.. બાળપોથીમાં શીખવ્યો છે તેં મને એ.'

હેસ્ટરે તેના નાનકડા ચહેરા પર તાકીને જોયું; પણ તેની કાળી આંખોમાં પોતે વારંવાર જોએલો એવો વિલક્ષણ ભાવ જોકે એમાં હતો, છતાં આ અક્ષરસંજ્ઞામાં પર્લ ખરેખર કંઇ અર્થ જેવું જોતી હતી કે કેમ તે વિશે એના ચિત્તનું પૂરું સમાધાન થયું નહિ. અને એ વાત પાકે પાયે જાણીને નકકી કરવાની એને અતિ આતુર ઇચ્છા થઇ આવી.

'છોકરી, તને ખબર છે તારી મા શા માટે એ અક્ષર ધારણ કરે છે તે ?'

'ખરેખર, ખબર છે મને,' પોતાની માના મોં પર પ્રસન્નતાપૂર્વક નજર કરીને પર્લે જવાબ આપ્યો. 'પેલો પાદરી પોતાના હૈયા પર હાથ રાખે છે એ જ કારણે તું એ અક્ષર પહેરી રાખે છે !'

'અને એ કારણ કયું ?' હેસ્ટરે પૂછ્યું. આ છોકરીના અવલોકનમાં રહેલી અર્થહીન અસંબદ્ધતા જોઇને પ્રથમ તો એણે જરા સ્મિત કર્યું, પણ એ સ્મિત એના હોઠ પર પૂરું સ્ફુરી રહે એ પહેલાં તો બીજો વિચાર આવતાં એનો ચહેરો ફીકો પડી ગયો. 'એ અક્ષરને એક મારા સિવાય બીજા કોઇના હૈયા સાથે શો સંબંધ હોઇ શકે ?'

'બસ, બા, મેં તો કહ્યું તને મને ખબર છે એટલું,' સાધારણ રીતે તેની ટેવ હતી તેથી વિશેષ ગંભીર બનીને પર્લે કહ્યું. 'પેલા ડોસા સાથે તું વાત કરતી'તી એને કદાચ ખબર હશે. તો એને પૂછ. પણ સાચે સાચું કહે બા, આ હિંગળોકિયા અક્ષરનો શો અર્થ છે ? ને તું શું કામ તારી છાતી પર એ પહેરી રાખે છે ?—અને પેલો પાદરી પણ શું કામ પોતાની છાતી પર હાથ રાખ્યા કરે છે ?'

તેણે પોતાની માનો હાથ પોતાના બન્ને હાથમાં પકડી રાખ્યો, અને તેના નિરંકુશ સ્વચ્છંદી સ્વભાવમાં જવલ્લે જ જોવામાં આવતી એવી ગંભીરતાપૂર્વક તે એની આંખો પર તાકીને જોઇ રહી, એટલે હેસ્ટરને વિચાર આવ્યો કે આ છોકરી બાલોચિત વિશ્વાસ ને રહસ્યભાવપૂર્વક પોતાની નિકટ આવવા અને પોતાની સાથે સહાનુભૂતિનો સંબંધ સ્થાપવા પોતાની શકિતમતિ પ્રમાણે બને તેટલું બધું કરવા ખરેખર ઇચ્છતી હશે. આજનું તેનું વર્તન પર્લને અપૂર્વ સ્વરૂપમાં પ્રગટ કરતું હતું. અત્યાર સુધી તો તેની માતા, એકના એક બાળક પ્રત્યે જેવો ઉત્કટ પ્રેમ હોય તેવા પ્રેમપૂર્વક તેને ચાહતી હતી, અને બદલામાં નવવસંતની સ્વચ્છંદ વાયુલહરી જે કંઇ આપે—હંમેશાં હવાઇ રમતોમાં સમય ગાળતી, અકળ રાગાવેશના ઉન્મત્ત સપાટા લગાવતી, ઉત્તમોત્તમ મનોદશાને સમયે પણ રિસાળ, ને તમે હૈયા સરસી ચાંપો ત્યારે પણ તમને પ્રેમના લાડ લડાવવાને બદલે ઠંડા બનાવી દેતી, અને પોતાના આ બધા દુર્વર્તનના સાટામાં કોઇક વાર એક પ્રકારની શંકાસ્પદ મૃદુતાપૂર્વક તમારા ગાલને ચુંબતી, ને કોમળ સ્પર્શથી તમારા વાળની લટ સાથે ગેલ કરતી, અને પછી તમારા હૃદયમાં સ્વપ્નસૃષ્ટિમય આનંદ જગાડીને પોતાની અન્ય હેતુશૂન્ય પ્રવૃત્તિમાં મશગૂલ થવા તમારી પાસેથી ચાલી જતી, એવી નવવસંતની સ્વચ્છંદ વાયુલહરી જે કંઇ આપે—તેનાથી વિશેષની આશા ન રાખતાં સંતુષ્ટ રહેવાની તાલીમ એણે પોતાના ચિત્તને આપી હતી. અને આટલું ય પોતાની પુત્રી પોતાને આપશે એવી જે આશા એ રાખતી હતી તે પણ માતાના સ્વાભાવિક વાત્સલ્યની પ્રેરણાને લીધે જે કુદરતી પક્ષપાત તેનામાં હોય તેના પરિણામરૂપ હતી: બાકી કોઇ ત્રાહિત અવલોકનકાર હોત તો પર્લની પ્રકૃતિમાં તેને ઘણાં અનિષ્ટ લક્ષણોનું દર્શન થયું હોત અને તેને આ કરતાં અનેક રીતે વિપરીત સ્વરૂપ એણે આપી દીધું હોત. પણ અત્યારે હેસ્ટરના ચિત્તમાં પ્રબળ રીતે વિચાર આવ્યો કે પર્લમાં નાની ઉંમરે પણ પકવતાનાં ચિહ્નો જોવામાં આવતાં હતાં અને તેની બુદ્ધિ કુશાગ્ર હતી, એટલે એ એવી અવસ્થાએ આવી પહોંચી હશે કે જ્યારે તેને પોતાની સખી બનાવી શકાય અને માતા કે બાળક બેમાંથી એકેનો વિનયભંગ કે મર્યાદાભંગ ન થાય તેટલા પ્રમાણમાં તેને પોતાની માતાનાં દુ:ખોની કથા વિશ્વાસપૂર્વક કહી શકાય. પર્લનું ચારિત્ર્ય હજુ તો અવિકસિત અને અસ્તવ્યસ્ત હતું, પણ એ નાનકડી અસ્તવ્યસ્ત દુનિયામાંથી પણ અડગ હિંમત, અદમ્ય ઇચ્છાશકિત, કેળવ્યો હોય તો સ્વમાનમાં પરિણત થાય એવો પ્રબળ અહંભાવ, અને બરાબર પરીક્ષા કરીને જોતાં અસત્યના પાસવાળી લાગે એવી અનેક વસ્તુઓનો ભયંકર તિરસ્કાર

—આવા આવા સદ્‌ગુણોનાં સુદૃઢ તત્ત્વો તેના ઢંગધડા વગરના ચારિત્ર્યમાંથી નીકળતાં અથવા તેમાં મૂળથી જ રહેલાં જોઇ શકાય એમ હતું. તેનામાં સ્નેહભાવ પણ હતો, જોકે હજુ સુધી એમાં તમતમાટ અને અરુચિકરતા જ વિશેષ હતી, પણ છતાં અપક્વ ફળની રસસમૃદ્ધિ તેની હતી પ્રકૃતિમાં છલકાતી એ ચોક્કસ. એટલે હેસ્ટરને લાગ્યું કે આવા બધા સંગીન સદ્‌ગુણો હોવા છતાં આ તોફાની છોકરી મોટી થાય ત્યારે જો ઉમદા ખવાસની સ્ત્રી ન બને તો તો તેને તેની માતા તરફથી વારસામાં મળેલાં અનિષ્ટ તત્ત્વો ખરેખર ભારે ભયંકર હોવાં જોઇએ.

ફરી ફરીને આ હિંગળોકિયા અક્ષરની સમસ્યાનો વિચાર કર્યા કરવો અને સતત રીતે તેની આસપાસ ઘૂમ્યા કરવું એ પ્રકારનું જે અનિવાર્ય વલણ પર્લમાં જોવામાં આવતું હતું તે એની પ્રકૃતિ અને જીવનનું એક સહજ તત્ત્વ હતું. જ્યારથી તેનામાં જરા પણ સમજણ આવી ત્યારથી આ સમસ્યાનો અર્થ ઉકેલવો એ ઇચ્છા તેના જીવનમાં એક ધર્મકાર્યરૂપે જડ ઘાલીને બેઠી હતી.હેસ્ટરે ઘણીવાર કલ્પના કરી હતી કે એ છોકરીમાં આવું ઉત્કટ વલણ જન્મથી જ મૂકવામાં વિશ્વંભરનો વિચાર પોતાને બરાબર નશિયત અને ન્યાય આપવાનો જ હતો. પણ આવા વિચારની સાથે દયા અને કૃપા દર્શાવવાનો વિચાર પણ વિશ્વંભરની એ યોજનામાં ભેગાભેગો રહેલો હશે કે કેમ એ પ્રશ્ન પોતાની જાતને પૂછવાનું આજ સુધી એને કદી સૂઝ્યું નહોતું. પર્લ જો કેવળ દુન્યવી બાળક જ ન હોય, પણ વિશેષમાં જો તેને આધ્યાત્મિક પયગંબર તરીકે અહીં મોકલવામાં આવી હતી એમ વિશ્વાસ ને શ્રદ્ધાથી માનવામાં આવે તો પછી તેની માતાના અંતરમાં જે ઠંડો વિષાદ ભર્યો હતો અને તેને કબર જેવું બનાવી મૂકતો હતો તે ઠંડો વિષાદ દૂર કરવાનો પેગામ પણ શું એને ન મળેલો હોવો જોઇએ? અને એ ઉપરાંત એનામાં જે રાગવૃત્તિ હતી, એક દહાડો તો ભારે પ્રબળ ઉત્કટ રૂપમાં હતી, પણ અત્યારે પણ જે સર્વથા મૃત કે સુપ્ત નહોતી બની ગઇ, પણ એના કબર જેવા અંતરમાં જે કેવળ બંદીવાન બનીને પુરાઇ જ રહી હતી, તે રાગવૃત્તિને જીતવામાં એને મદદ કરવાનો પેગામ પણ શું એને ન મળેલો હોવો જોઇએ?

કેટલાક આવા આવા વિચારો હેસ્ટરના દિલમાં ઊછળવા લાગ્યા, અને તે એટલા જોર ને સચોટતાપૂર્વક કે જાણે એ વિચારો કોઇ આવીને એના કાનમાં કહી જતું હોય એમ એને લાગે. પણ એ આવા વિચારો કરતી હતી એ બધો વખત પર્લ એનો હાથ પોતાના બન્ને હાથમાં પકડીને અને પોતાનું મોં ઊંચું કરીને એને પેલા વેધક પ્રશ્નો પૂછી રહી હતી. બધી મળીને આ ત્રીજી વાર વળી તેણે એને એ પ્રશ્ન પૂછ્યો.

'બા, એ અક્ષરનો અર્થ શો ?—અને તું શું કામ એ પહેરે છે?—અને પાદરી શું કામ પોતાની છાતી પર હાથ રાખ્યા કરે છે?'

'મારે આને શું કહેવું?' હેસ્ટરે મનમાં વિચાર કર્યો. 'ના, ના, એ બાળકની સહાનુભૂતિ મેળવવા જો આવી આકરી કિંમત આપવી પડે એમ હોય, તો એવડી કિંમત તો મારાથી નહિ આપી શકાય.'

એમ વિચાર કરીને એ બોલી. બોલી—

'મૂરખી પર્લ! આ તે વળી શા સવાલ પૂછે છે તું? આ દુનિયામાં ઘણી બાબતો એવી છે કે તેના વિશે બાળકે કંઇ સવાલ પૂછાય નહિ. એ પાદરીના દિલની મને શી ખબર? અને મારો આ હિંગળોકિયો અક્ષર તો એમાં જે કસબી તાર છે ને તેને ખાતર હું પહેરું છું.'

વીતી ગએલાં સાતે વરસ દરમિયાન અગાઉ કદી પણ હેસ્ટર પ્રાઇન પોતાની છાતી પરની આ અક્ષર-સંજ્ઞાને બેવફા નીવડી નહોતી. કદાચ એમ હોય કે કોઇ કઠોર હૃદયના સખત નિષ્ઠુર અને છતાં સદાયે એનું રક્ષણ કરી રહેલા એવા કોઇ દૈવી સત્ત્વનું એ અક્ષરસંજ્ઞા એ જાણે કે તાવીજ હતું, પણ એના હૃદયની પોતે આવી કાળજીભરી દેખરેખ ને સંભાળ રાખી તે છતાં, એ હૃદયમાં કોઇ નવું દુષ્ટ તત્ત્વ દાખલ થઇ ગયું દેખીને અથવા કોઇ જૂનું દુષ્ટ સત્ત્વ પોતાના ધારવા પ્રમાણે કદી પણ દૂર થએલું નથી એમ માલૂમ પડતાં એ દૈવી સત્ત્વ અત્યારે એને તજીને ચાલ્યું ગયું હતું. અને પર્લે તો જેવો એનો આ જવાબ સાંભળ્યો કે તરત તેના ચહેરામાં જે ગંભીરતા અને આતુરતા અંકિત થએલી હતી તે સઘળી તત્ક્ષણ ચાલી ગઇ.

પણ એ વાત પડતી મૂકવી તે એ બાળકને યોગ્ય લાગ્યું નહિ. એટલે ને આ તેની મા ઘરમાંથી ચાલતાં હતાં તે વખતે બે ત્રણવાર, પછી વાળુ કરતાં હતાં ને

હેસ્ટર તેને સુવડાવતી હતી એ વખતે પણ બે ત્રણવાર, અને છેલ્લે એકવાર તો પર્લ બરાબર ઊંઘી ગઈ દેખાતી હતી તેમાંથી એકાએક ઊઠીને, ઊંચે જોઇને, પોતાની કાળી આંખોમાં મસ્તીના ભાવો ચમકાવતી તે બોલી ઊઠી:

'બા, આ હિંગળોકિયા અક્ષરનો શો અર્થ?'

અને બીજે દિવસે સવારે પણ, પોતે જાગી છે એનો સૌથી પહેલો પુરાવો જે તેણે બતાવ્યો તે એ કે ઓશીકા પરથી માથું ઊંચું કરીને, એ હિંગળોકિયા અક્ષર સંબંધનાં પોતાનાં અન્વેષણો સાથે તેણે કોઇ અકળ રીતે જોડી દીધેલો એવો પેલો બીજો પ્રશ્ન એકદમ પૂછ્યો–

'બા!–બા! પેલો પાદરી કેમ પોતાનો હાથ છાતી પર રાખ્યા કરે છે?'

'ચૂપ રહે, તોફાની છોકરી!' આજ સુધીમાં કદી પણ નહિ બતાવેલી એવી તીખાશથી તેની માએ કહ્યું. 'મને ખીજવ મા, નહિ તો તને અંધારી કોટડીમાં પૂરી દઇશ.'

## ૧૬

## જંગલમાં

**પરિણામ** ગમે તે આવે, વર્તમાનમાં દુઃખ વધે કે ભવિષ્યમાં કંઇ અહિત થાય, છતાં ગમે તે ભોગે મિ. ડિમ્સડેઇલને ગુપ્ત રીતે તેના પરિચય અને સહવાસમાં પેસી ગએલા પુરુષનું સાચું સ્વરૂપ જણાવી દેવાનો જે નિશ્ચય હેસ્ટરે કર્યો હતો તે નિશ્ચયમાં એ મક્કમ રહી હતી. એ જાણતી હતી કે તેને દ્વીપકલ્પના દરિયા-કિનારા ઉપર અથવા પડખેના મુલકની અરણ્યાચ્છાદિત ટેકરીઓમાં પોતે એકલો વિચાર કરી શકે એટલા માટે રોજ ફરવા જવાની ટેવ હતી, એટલે આવી રીતે તે ફરવા નીકળ્યો હોય તે વખતે તક સાધીને તેની સાથે વાત કરવાનો હેસ્ટરે વિચાર રાખેલો, પણ એવી તક મેળવવાનો એનો સઘળો પ્રયત્ન વ્યર્થ ગયો. એ જો તેને આમ જંગલમાં મળવાનો પ્રયત્ન કરવાને બદલે તેને પોતાને ઘેર તેના અભ્યાસખંડમાં જ તેને મળવા ગઇ હોત તો તેથી કંઇ ચકચાર થાત નહિ, અથવા તો એ ધર્મગુરુના યશની પવિત્ર શુભ્રતા જરા પણ જોખમમાં આવી પડત નહિ, કેમકે અનેક પાપીઓએ ત્યાં આવી હિંગળોકિયા અક્ષરથી સૂચવાતાં પાપના જેવાં જ ભીષણ ઘોર પાપો પસ્તાવામાં તેની આગળ અત્યાર પહેલાં કબૂલ કર્યાં હતાં. પણ કંઇક બુઢ્ઢા રોજર ચિલિંજવર્થ તરફથી ગુપ્ત કે ખુલ્લી રીતે દખલગીરી થવાની એને ધાસ્તી લાગી તેથી, કંઇક બીજા કોઇને જ્યાં જરાયે શંકા જેવું ન લાગે ત્યાં એનું જાગ્રત હૃદય શંકાનું આરોપણ કરતું હતું તેથી, અને કંઇક, પાદરી અને પોતે વાતો કરતાં હોય એ વખતે સ્વાસ્થ્ય અનુભવવા માટે બન્નેને ખુલ્લા વિશાળ વાતાવરણની જરૂર પડવાની એમ એને લાગ્યું તેથી–આમ આવાં બધાં કારણોને લીધે, ખુલ્લા આકાશના છત્ર સિવાયની બીજી કોઇપણ એકાન્ત કે મર્યાદિત જગાએ તેને મળવાનો હેસ્ટરને કદીપણ વિચાર આવતો ન હતો.

આખરે, એક દિવસ એક દરદીની સારવાર કરવા ગએલી ત્યાં પ્રાર્થના કરવા માટે રેવરંડ મિ. ડિમ્સડેઇલને બોલાવવામાં આવતાં એને ખબર મળ્યા કે એ પાદરી તો આગલે દિવસે પોતાના ઇન્ડિયન શિષ્યોમાંના એક આચાર્ય ઇલિયટને મળવા ગયો હતો, એટલે એને થયું કે ઘણું કરીને તે બીજે દિવસે સાંજના અમુક વખતે ત્યાંથી પાછો ફરશે. તેથી બળતે દિવસે હેસ્ટરે બરાબર વખતસર પર્લને પોતાની સાથે લીધી–પર્લની હાજરી ગમે તેટલી અગવડભરી લાગતી હોય છતાં તેની મા જ્યાં જાય ત્યાં તેને પોતાની સંગાથી તરીકે એને અવશ્ય રાખવી પડતી હતી–અને એવી રીતે એ ચાલી નીકળી.

એ બંને પંથીઓ દ્વીપકલ્પને વળોટાવીને મુખ્ય ભૂમિભાગ પર આવ્યા ત્યારે તેમનો રસ્તો સંકોચાઇને નાનકડી કેડી રૂપ જ બની ગયો. એ કેડી લંબાતી લંબાતી પુરાતન જંગલ સુધી ચાલી જતી હતી. આ પુરાતન જંગલે એ કેડીને એટલી બધી સાંકડી બનાવી દીધી, અને તેની બન્ને બાજૂએ એવી શ્યામ ગીચ ઝાડી વિસ્તારી દીધી હતી, તેમ ઉપર આકાશની એટલી અલ્પ અસ્પષ્ટ ઝાંખી તે કરાવતું હતું, કે એ જંગલ હેસ્ટરને મન તો લાંબા વખતથી પોતે નીતિજગતમાં જે ભૂલભુલામણીમાં ભટક્યા કરતી હતી તેનો જ ખ્યાલ આપતું હતું. દિવસ ધૂંધળો અને ટાઢીભર્યો હતો. માથે

ભૂખરાં વાદળાંઓની ઘટા પથરાઈ ગઈ હતી, અને આછા પવનથી એ ઘટામાં થોડું હલનચલન શરૂ થયું હતું. એટલે હેસ્ટર ચાલતી હતી એ કેડી પર આછો સૂર્યપ્રકાશ જાણે આ જંગલના એકાન્તમાં સંતાકૂકડી રમતો હોય એમ અત્યારનવાર પડતો હતો. આ અસ્થિર સૂર્યપ્રકાશ જંગલની કોઈ લાંબી કુંજગલીને દૂરને છેડે જ દેખાતો હતો. પણ જેમ જેમ આ બન્ને જણ એ સ્થળની નજીક આવતાં તેમ તેમ આ રમતિયાળ સૂર્યપ્રકાશ–રમતિયાળ પણ આછો આછો રમતિયાળ, કેમકે જંગલ તેમ દિવસ બન્ને ગમીથી ભરપૂર હતાં, એટલે અતિશય રમતિયાળ એ સ્થળ સમયમાં કોઈ થઈ શકે એવું હતું જ નહિ– ત્યાંથી દૂર દૂર ખસ્યે જતો હતો, અને પોતે અગાઉ જ્યાં નાચી રહ્યો હતો તે જગાને, એ બન્ને જણાંએ ત્યાં પ્રકાશની આશા રાખેલી અને છતાં તે નહિ દેખાતાં, પહેલાં કરતાં પણ વિશેષ વિષાદ અને નિરાશાભરી બનાવી દેતો હતો.

'બા,' નાનકડી પર્લે કહ્યું, 'આ સૂર્યપ્રકાશને તું ગમતી નથી લાગતી, તારી આગળથી નાસીને એ સંતાઈ જાય છે, કેમકે તારી છાતી પર કંઈક છે એનાથી એ ભડકી ગયો લાગે છે. જો, જો, પણે દૂર કેવો એ પ્રકાશ ચમકી રહ્યો છે ! તો તું અહીં ઊભી રહે, અને મને એકલીને ત્યાં જઈને દોડીને એ પકડી લેવા દે. હું તો હજુ બચ્ચું જ છું, એટલે મારી આગળથી એ નહિ નાસી જાય—કેમકે મારી છાતી પર હજુ હું કશી રાખતી નહિ !'

'અને આશા છે કે ભવિષ્યમાં પણ કદી રાખીશ નહિ, બેટા,' હેસ્ટરે કહ્યું.

'કેમ નહિ, બા ?' હડી કાઢવાની અણી પર હતી, ત્યાં એકદમ અટકી જઈને પર્લે પૂછ્યું 'હું મોટી બાયડી થઈશ એ વખતે તે એની મેળાએ નહિ આવે ?'

'દોડ, દોડ, બેટા,' તેની માએ કહ્યું 'અને પકડી લે એ પ્રકાશને. નહિ તો હમણાં પાછો તે ચાલ્યો જશે.'

એટલે પર્લ ભારે ઝડપથી દોડી, અને તેણે ખરેખર સૂર્યપ્રકાશને પકડી લીધો એ જોઈને હેસ્ટરે સ્મિત કર્યું. ત્યાં જઈને પછી તે સૂર્યપ્રકાશના મધ્યમાં ઊભી રહી એ વખતે તેની આખી કાયા સૂર્યપ્રકાશની ભભકમાં ચમકી રહી હતી અને ત્વરિત ગતિને લીધે આવેલી સ્ફૂર્તિથી તે ધબકી રહી હતી, અને જાણે આ નાનકડી છોકરીના જેવી ગોઠણ્ય રમવાને મળી એથી આનંદ પામેલ હોય તેમ એ સૂર્યપ્રકાશ પણ આ એકલવાયા બાલકની આસપાસ એમ ને એમ ચાલુ રહ્યો, અને આખરે હેસ્ટર પણ એ જાદૂઈ વર્તુલમાં પેસવા જેટલી પાસે આવી પહોંચી.

'હવે એ ચાલ્યો જશે,' માથું હલાવતાં હલાવતાં પર્લે કહ્યું.

'જો !' હેસ્ટરે સ્મિત કરતાં કરતાં કહ્યું. 'આ હાથ લંબાવીને હુંય થોડો લઈ શકું એમ છું.'

પણ જેવો એણે એ પ્રયત્ન કર્યો કે તરત જ સૂર્યપ્રકાશ અદૃશ્ય થઈ ગયો, અથવા, પર્લની મુખમુદ્રા પર જે પ્રસન્નતાના ભાવો ચમકી રહ્યા હતા એ ઉપરથી અનુમાન કરીએ તો તેની મા એવી કલ્પના કરી શકે એમ હતું કે એ સઘળો પ્રકાશ એ બાળકીએ પોતાની કાયામાં સમાવી દીધો હતો, અને જ્યારે તેઓ બન્ને કોઈ અંધકારઘેરા ભાગમાં પેસશે ત્યારે પોતાના માર્ગને પ્રકાશિત કરવા માટે એ સઘળું તેજ એ વખતે તે પાછું બહાર કાઢશે. અત્યારનાં લગભગ બધાં બાળકોમાં ગમીનો જે રોગ જોવામાં આવે છે, અને જે રોગ એમને કંઠમાળના રોગની પેઠે એમના વડવાઓની આપદાઓમાંથી વારસામાં મળેલો હોય છે, એવો કોઈ ગમગીનીનો રોગ પર્લમાં બિલકુલ નહોતો. તેની પ્રકૃતિમાં તો ગુલાબી ખુશનુમા સ્વભાવનું અખૂટ ઝરણ વહ્યા કરતું હતું. અને તેના સમસ્ત ગુણોની અંદર નવા અને તાજા જોમની છાપ પાડનારો ગુણ તે આ જ હતો. કદાચ આવું અખંડ લહેરીપણું એ પણ એક રોગ જ હતો અને પર્લના જન્મ પૂર્વે પોતાના વિષાદ અને દુઃખોની સામે હેસ્ટરને જે અદમ્ય બળપૂર્વક ઝૂઝવું પડયું હતું તેના કેવળ પ્રત્યાઘાત રૂપ જ એ લહેરીપણું હતું. એ બાળકના ચારિત્ર્યમાં તે એક પ્રકારનું કડક ધાતુમય તેજ લાવતું હતું, અને તેથી એને ખરેખર સદ્‌ગુણ ગણવો કે કેમ એ વિશે શંકા પડે એવું હતું. તેના હૃદય પર ઊંડી અસર કરે એવા કોઈ દુઃખની તેને જરૂર હતી–કેટલાક માણસોને જીવનભર એવા દુઃખની જરૂર હોય છે–અને ત્યારે જ તે માનવીના જેવી મમભાવશીલ બની શકે એમ હતું. પણ પર્લ હજુ ઘણી નાની હતી. અને તેના ચારિત્ર્યનો પૂર્ણ વિકાસ થવાને માટે હજુ પૂરતો સમય હતો.

'ચાલ, બેટા !' પર્લ હજુ પણ સૂર્યપ્રકાશમાં ઊભી હતી તે સ્થળની આસપાસ નજર કરીને હેસ્ટરે કહ્યું, 'આપણે જરા જંગલમાં બેસીને વિસામો ખાઇએ.'

'મને તો કંઇ થાક નથી લાગ્યો, બા,' એ નાનકડી છોકરીએ જવાબ આપ્યો. 'પણ બેઠાં બેઠાં મને વાર્તા કહેવાની હો તો તું તારે બેસ.'

'વાર્તા, છોકરી ?' હેસ્ટરે પૂછ્યું. 'શેની વાર્તા કહું ?'

'કેમ વળી, સેતાનની વાર્તા,' પોતાની માનો પાલવ પકડીને અને અડધી ગંભીરતા અને અડધી તોફાની વૃત્તિપૂર્વક પોતાનું મોં ઊંચુ કરીને પોતાની માના મોં સામે જોઇ રહીને પર્લે જવાબ આપ્યો. 'કહે છે કે એ સેતાન હાથમાં એક ચોપડી–લોઢાના હાથાવાળી મોટી, જાડી ચોપડી–લઇને આ જંગલમાં ફર્યા કરે છે; અને એ કદરૂપો સેતાન આ ઝાડોમાં આંહી જે કોઇ પોતાને મળે તે સૌને એ ચોપડી અને લોઢાની કલમ આપે છે; પછી એ લોકોએ પોતાનાં નામ પોતાના જ લોહીથી એ ચોપડીમાં લખવાનાં હોય છે; અને એવી રીતે લોકો પોતાનાં નામ લખી આપે એટલે તે પોતાની મહોર એમની છાતી પર મારે છે! આ સેતાન તને કદી મળેલો, બા?'

'તને કોણે આ વાત કહી, પર્લ ?' એ જમાનાના લોકોનો એક સર્વસામાન્ય વહેમ પર્લની વાતમાં પ્રતિબિંબિત થએલો હતો તે સમજી જઇને હેસ્ટરે પૂછ્યું.

'કાલે રાતે તું સારવાર કરવા ગઇ'તી તે ઘેર ધુમાડિયાના ખૂણામાં જે ડોશી બેઠી'તીને, એણે કહી મને આ વાત,' છોકરીએ કહ્યું 'પણ એ જ્યારે આ વાત કહેતી'તી ત્યારે હું ઊંઘી ગઇ હોઇશ એમ એણે ધારેલું. એ કહેતી'તી કે હજારો માણસો એ સેતાનને આંહીં મળેલાં, અને એ સૌએ તેની ચોપડીમાં પોતાનું નામ લખી આપેલું, અને પોતાની છાતી પર સેતાનના હાથની મહોર મરાવેલી. આમાં પેલી ચીડિયા સ્વભાવની બુઢ્ઢી હિબ્બિન્સબાઇ પણ હતી એમ કહેતી'તી એ. વળી એ ડોશી કહેતી'તી કે તારો આ હિંગળોકિયો અક્ષર છે એ પણ એ સેતાને તારા પર મારેલી મહોર જ છે. ને તું જ્યારે આ ઘોર જંગલમાં તેને મધરાતે મળે છે, ત્યારે એ અક્ષર લાલ ભડકાની પેઠે ભભૂકયા કરે છે. સાચી વાત છે એ, બા ? ને તું એને રાતને વખતે મળવા જાય છે, બા ?'

'તું કોઇવાર રાતે જાગી ત્યારે તારી માને કદી પણ ગએલી દીઠેલી તેં ?' હેસ્ટરે પુછ્યું.

'મને તો સાંભરતું નથી,' છોકરીએ કહ્યું. 'ને તારો જો આપણા ઝૂંપડામાં મને એકલી મૂકીને જતાં જીવ ચાલતો ન હોય તો તું તારે મને ય સાથે લઇ જજે. હું ખુશીથી તારી સાથે આવીશ. પણ બા, મને હવે કહે જોઇએ, શું ખરેખર આવો સેતાન છે? અને તું કોઇ દહાડો તેને મળેલી? અને આ અક્ષર છે તે શું એની મહોરછાપ છે?'

'હું તને એકવાર એનો જવાબ આપી દઉં, તો પછી તું મને નિરાંતે જંપવા દઇશ ને ?' તેની માએ પૂછ્યું.

'હા, જો બધું તું મને કહી દે તો,' પર્લે જવાબ આપ્યો.

'મારા જીવનમાં એકવાર મને એ સેતાન મળેલો !' તેની માએ કહ્યું. 'અને આ હિંગળોકિયો અક્ષર તે એની મહોરછાપ છે !'

આમ વાતો કરતાં કરતાં તે બન્ને જણ એ વન-વાટ પરથી પસાર થતો કોઈ આકસ્મિક મુસાફર પોતાને ન જોઇ શકે એવા ઘાડા જંગલપ્રદેશમાં આવી પહોંચ્યાં. આંહીં, અગાઉ આગલા સૈકામાં જ્યાં ગગનચુંબી શિખરવાળું અને પોતાનાં મૂળિયાં ને ડાળીઓથી એ ઘેરા વાતાવરણને ઢાંકી દેતું એવું એક રાક્ષસી કદનું પાઇનવૃક્ષ આવી રહેલું હતું એવા પણ અત્યારે ઘાડી લીલોતરીથી છવાઇ ગએલા એક ભાગમાં તેઓ બેઠાં. આ જગા નાનકડી બોના જેવા કંઇક નીચાણના ભાગમાં આવેલી હતી, તેના બન્ને બાજૂના પ્રાન્તભાગ આસ્તે આસ્તે ઊંચા થતા જતા હતા અને પાંદડાઓથી છવાઇ ગએલા હતા, અને તેની વચમાં થઇને એક ઝરો વહેતો હતો તેના પટમાં પણ પાંદડાં પડેલાં હતાં. આ ઝરાને કાંઠે ઝૂકી રહેલાં વૃક્ષો પોતાની વિશાળ ડાળીઓ અવાર-નવાર એવી રીતે ફેલાવ હતાં કે ઝરાનું વહેણ એ ડાળીઓને લીધે ઘણીવાર રૂંધાઇ જતું હતું, એટલે કેટ-લેક સ્થળે તેમાં ઘૂમરીઓ પડતી હતી તેમ કવચિત

કવિચત ઊંડા ધરા બનતા હતા; તો વળી બીજી બાજૂએ જ્યાં જ્યાં એ વહેણુ વધારે મુકત ને ત્વરિત ગતિએ વહેતું હતું ત્યાં ત્યાં તેના પટમાં નાના કાંકરા અને ઝીણી ભૂખરી રેતી ચમકતી હતી. એ ઝરાના વહેણની પાછળ પાછળ નજર કરતાં, જંગલમાં થોડેક અંતર સુધી તેઓ બન્ને જણ એ વહેણમાં પ્રતિબિંબત થએલા પ્રકાશને જોઇ શકતાં હતાં, પણ પછી આગળ એ પ્રવાહ ઝાડોની અને વનસ્પતિની ઘીચ ઘટામાં મોટી કરાડોમાં અદશ્ય થઇ જતો હતો. આ બધાં રાક્ષસી કદનાં વૃક્ષો અને કાળમીંઢ પથ્થરની કરાડોએ આ નાનકડા ઝરાના પ્રવાહને અકળ અગમ્ય બનાવી દેવાનો દઢ નિશ્ચય કર્યો હતો—કેમ જાણે એ બધાંને આ નાનકડા ઝરણાના નિરંતર બોલબોલ કરવાના સ્વભાવને લીધે પોતાના ઉદ્દભવસ્થાનરૂપ આ પુરાણા જંગલના હૃદયની ગુપ્ત વાતો એ કયાંક કોઇને છાનીમાની કહી દે અથવા પોતાના જળપ્રવાહરૂપી અરીસામાં તે પ્રતિબિંબત કરીને પ્રકટ કરી દે એવી ધાસ્તી લાગી હોય એવી રીતે તે ઝરાના પ્રવાહને અગમ્ય બનાવી દેવાનો તેમણે નિશ્ચય કર્યો હતો. અને ખરેખર એ ઝરણું જેમ જેમ આગળ આગળ વધતું જતું હતું તેમ તેમ માયાભર્યા, શાન્ત, આશ્વાસનદાયક અવાજે કલકલ નાદ કર્યા કરતું હતું, છતા તેના એ નાદમાં એક પ્રકારની ગમી પણ હતી—કોઇ બાળક જરા પણ રમતિયાળપણા સિવાય પોતાનું બચપણ વીતાવી રહ્યું હોય, અને દુઃખીજનોના પરિચયમાં તેમ ગંભીર ગમગીની ભરેલા બનાવોમાં પોતાથી લહેરી કેમ બની શકાય અને આનંદ કેમ કરી શકાય એની મૂઝવણમા પડયુ હોય એવી જાતની ગમી પણ એ નાદમાં હતી.

'એલા ઝરા ! કંટાળાભર્યા મૂરખા ઝરા !' આ ઝરાની વાત જરા કાન દઇને સાંભળ્યા પછી પર્લ બોલી ઊઠી. 'તું કેમ આટલો બધો ગમગીન છે ? જરાક હિંમત રાખ, અને આખો વખત નિસાસા નાખ્યા ન કર, તેમ ઊકારા પણ ન કર્યાં કર !'

પણ આ વનવૃક્ષો વચ્ચેના પોતાના અલ્પ જીવન દરમિયાન એ ઝરાને એવો ગંભીર ગમગીનીભર્યો અનુભવ થયો હતો કે એ અનુભવની વાતો કર્યા સિવાય એનાથી રહેવાય એમ નહોતું, અને એ સિવાય બીજો કોઇ પણ વિષય વાતો કરવા માટે એની પાસે હોય એવું પણ લાગતું નહોતું. પર્લ પણ આ ઝરાના જેવી જ હતી; કેમકે એનો જીવનપ્રવાહ પણ કોઇ અગમ્ય સ્થાનમાંથી ઉદ્દભવ્યો હતો અને ગમગીનીથી છવાઈ ગએલાં દશ્યો વચ્ચે થઇને પસાર થયો હતો. પણ પર્લ અને ઝરા વચ્ચે આવું સામ્ય હોવા છતાં પર્લ કંઇ એની પેઠે ગમગીન નહોતી બની ગઇ. એ તો નાચતી હતી, કુદતી હતી, અને તેનો જીવનપ્રવાહ આગળ વધતો હતો તેમ તેમ લહેરથી મનગમતી વાતો કર્યા કરતી હતી.

'આ ગમગીન ઝરો શું કહે છે, બા ?' તેણે પૂછ્યુ.

'જો તારા જીવનમાં કંઈ દુઃખ તેં અનુભવ્યું હોત તો તને એ તારા દુઃખની વાત કરત, જેમ મને એ મારા દુઃખની વાત કરી રહ્યો છે તેમ જ તને પણ કરત,' તેની માએ જવાબ આપ્યો, 'પણ જો પર્લ, કોઈ માણસ આવતો હોય અને રસ્તામાંથી ડાળીઓ ખસેડતો ખસેડતો આવતો હોય એવો અવાજ આવે છે. એ માણસ સાથે મારે વાત કરવી છે, તો તું તારે રમવા જા.'

'એ સેતાન છે ?' પર્લે પૂછ્યું.

'હવે જઇશ છોકરી, તું રમવા ?' તેની માએ ફરીથી કહ્યું. 'પણ જંગલમાં બહુ દૂર જતી નહિ, હો. અને હું બોલાવું કે તરત તારે આવવાનું છે એ ધ્યાનમાં રાખજે, હો.'

'હો, બા,' પર્લે જવાબ આપ્યો. 'પણ આ આવે છે તે જો સેતાન હોય, તો મને ઘડીવાર આંહીં ઊભી રહી જરાક તેને અને તેની બગલમાં રાખેલા તેના મોટા ચોપડાને તું જોવા નહિ દે ?'

'જા જા, હવે મૂરખ છોકરી, જા ઝટ,' તેની માએ ચિડાઈને એકદમ કહ્યું. 'એ કંઈ સેતાન નથી ! જો, ઝાડોમાંથી તું હવે તેને જોઇ શકે એમ છે; એ તો પેલા પાદરી છે. !'

'હા, પાદરી જ છે,' છોકરીએ કહ્યુ. 'ને જો બા, તેણે છાતી પર હાથ રાખ્યો છે ! તે શું એ પાદરીએ સેતાનના ચોપડામાં પોતાનું નામ લખી આપેલું એ વખતે સેતાને તેની છાતી પર છાપ મારી હશે એટલે એ ત્યાં એમ હાથ રાખતો હશે ? પણ તો પછી તારી પેઠે બહાર પોતાની છાતી પર એ છાપ કેમ નહિ

ધારણ કરતો હોય ?'

'હવે જા છોકરી, જા, અને તારે મને મજાવવી હોય તો બીજે કોઇ વખત મજાવજે,' હેસ્ટર પ્રાઇન બોલી ઊઠી. 'પણ બહુ આઘે ભટકીશ નહિ, પેલા ઝરાનો ગણગણાટ તારાથી સંભળાય એટલામાં જ રહેજે તું.'

એટલે છોકરી ગીતો ગાતી ગાતી પેલા ઝરા પાસે દોડી ગઇ અને તેના વિષાદભર્યા સૂરમાં પોતાના લહેરી ગીતદ્વારા વધુ પ્રસન્ન ધ્વનિ ભેળવવાનો યત્ન કરતી ગાતી ગાતી તેના વહેનની પાછળ પાછળ ચાલવા લાગી. પણ તેના એ લહેરી ગીતથી એ નાનકડા ઝરાને તો કંઇ શાન્તિ થઈ નહિ, એટલે તેણે તો આ ઘેરા સોગિયા જંગલના પ્રદેશમાં ગમે તો ભૂતકાળમાં બની ગએલા બનાવની કોઇ ગમગીની ભરેલી ભેદી વાત પોતાની અકળ ભાષામાં કહેવા માંડી, અથવા તો પછી હજી હવે પછી ભવિષ્યમાં બનવાના કોઇ બનાવ સંબંધી પૂર્વસૂચનરૂપે વિલાપ કરવા માંડયો. પણ પર્લને પોતાની આટલી નાનકડી જિંદગીમાં પણ ગમગીનીનો તો પૂરતો અનુભવ થઇ ગયો હતો, એટલે તેમાં વળી પારકાના ગમગીની ઉમેરવાની તો તેની ઇચ્છાજ નહોતી, તેથી આ ઝૂરતા ઝરા સાથેનો સઘળો સંબંધ છોડી દેવાનું તેને વધુ ગમ્યું. એટલે પેલા ઊંચા ખડકની ફાટમાં ઊગેલાં જંગલી ફૂલો વીણવાને તે તો ત્યાંથી ચાલી નીકળી.

પોતાની આ તરંગી તોફાની દીકરી આ પ્રમાણે ચાલી ગઇ, એટલે જંગલને વીંધીને જતી એ કેડી તરફ હેસ્ટર પ્રાઇન એક બે ડગલાં આગળ વધી, પણ છતાં હજુ તે વૃક્ષોની ઘેરી છાયામાં જ ઊભી રહી. પાદરી એ કેડી પર થઇને જ આવતો હતો. તે સાવ એકલો હતો, અને રસ્તાની બાજૂના કોઇ ઝાડમાંથી કાપેલી કોઇ ડાળીમાંથી બનાવેલી લાકડી હાથમાં લઇને આ બાજૂ આગળ વધી રહ્યો હતો. હેસ્ટરે તેને દૂરથી જોયો. તે નબળો થઇ ગયો હતો, તેનો ચહેરો નૂરતેજ વિનાનો ફીકો પડી ગયો હતો, અને તેની હિલચાલમાં પણ જરા પણ શહૂર વગરની અતલ નિરાશા દેખાઇ આવતી હતી. આવી અતલ નિરાશા એ જ્યારે શહેરના આજૂબાજૂના ભાગમાં ફરવા નીકળતો અથવા અન્ય જનો પોતાને જોઇ શકે એવી પરિસ્થિતમાં મુકાતો ત્યારે એનામાં આટલી સ્પષ્ટ રીતે પૂર્વે કદી પણ જોવામાં આવી નહોતી. પણ આ જંગલમાં તો સાવ એકાન્ત હતું, અને એની નિર્જનતા તો સામાન્ય સ્વસ્થ પ્રકૃતિના પુરુષના મનોબળને પણ બરાબર કસે એવી હતી, એટલે આ નિર્જન જંગલમાં એની એ અતલ નિરાશા કરુણ રીતે પ્રકટ થઇ રહી હતી. એની અત્યારની ગતિમાં પણ એક પ્રકારની શૂન્યમનસ્કતા જોવામાં આવતી હતી–કેમ જાણે એને આગળ ડગલું માંડવાનું કશું પ્રયોજન દેખાતું નહોય તેમ મન પણ નહોય, અને પાસેમાં પાસેના ઝાડના મૂળમાં પોતાની કાયાને ફેંકી દઈ સદાને માટે ત્યાં નિશ્ચેષ્ટ દશામાં પડી રહેવામાં એને આનંદ આવતો હોય–ખરી રીતે તો એ જીવનમાં કયાંયે આનંદ અનુભવી શકે એમ જ નહોતો, છતાં આપણે ધારી લઇએ કે કયાંક એને આનંદ પડે એવી શકયતા હતી, તો પછી એ ઝાડના મૂળમાં સદાને માટે નિશ્ચેષ્ટ દશામાં પડી રહેવામાં એને જાણે આનંદ આવતો હોય–એવી શૂન્યમનસ્કતા એની ગતિમાં જોવામાં આવતી હતી. એને તો એમ થતું હતું કે આમ ઝાડના મૂળમાં પોતે નિશ્ચેષ્ટ પડયો રહ્યો હોય તો તેનાં પાંદડાં પોતાના પર પથરાઇ જાય, અને ધીરે ધીરે પોતાની કાયા પર માટીનો થર બાઝતાં તે વધતો વધતો તેમાંથી એક ટીંબો બની જાય, પછી એવો ટીંબો બની જતાં પોતાની કાયામાં પ્રાણ રહે કે ન રહે તેની એને કંઈ પરવા નહોતી. કેમકે એને મન તો મૃત્યુ એ એટલી નિશ્ચિત અને અનિવાર્ય વસ્તુ હતી કે ન તેને ખાસ નોતરવાની એને ઇચ્છા હતી કે ન તેનાથી દૂર નાસવાની પણ એને ઇચ્છા હતી.

રેવરંડ મિ. ડિમ્સડેઇલને તીવ્ર વેદના થતી હોય એવાં કશાં ચિહ્નો–પર્લે કહેલું તેમ તે પોતાની છાતી પર હાથ રખ્યા કરતો હતો એ સિવાય બીજાં કશાં ચિહ્નો–હેસ્ટર તો કંઇ જોઇ શકી નહિ.

૧૭

## પાદરી ને હેસ્ટરનો સમાગમ

**પાદરી** ધીમે ધીમે ચાલતો હતો, છતાં તેનું ધ્યાન ખેંચવા માટે અવાજ કરવા જેટલી હિંમત હેસ્ટર પ્રાઇન

કરી શકે તે પહેલાં તો તે હેસ્ટર ઊભી હતી તે સ્થળથી આગળ ચાલ્યો ગયો.

'આર્થર ડિમ્સડેઈલ !' પહેલાં એ ધીરા અવાજે બોલી, પણ પછી એણે અવાજ વધારીને, છતાં ખોખરે સાદે ફરીથી કહ્યું, 'આર્થર ડિમ્સડેઈલ !'

'કોણ બોલે છે એ ?' પાદરીએ પૂછ્યું.

પછી, જાણે અમુક મનોદશામાં અને પળોમાં પોતાને કોઈ દેખી જાય એ એને ન ગમતું હોય એવી રીતે ચકિત થઈને તે એકદમ સ્વસ્થ થઈને પહેલાં કરતાં ટટ્ટાર સ્થિતિમાં ઊભો રહ્યો, અને અવાજની દિશામાં ચિંતાપૂર્વક નજર કરી તો તેણે વૃક્ષો તળે એક આકૃતિને અસ્પષ્ટ રીતે જોઈ, પણ એ આકૃતિએ એવાં સોગિયાં કપડાં પહેર્યાં હતાં, અને એ કપડાં ખરે બપોરે પણ વાદળાંથી છવાઈ ગએલા અને ગીચ ડાળાં પાંદડાંને લીધે ધૂંધળા બની ગએલા વાતાવરણ સાથે એવાં એકરૂપ બની જતાં હતા કે એ આકૃતિ તે કોઈ સ્ત્રીની છે કે કોઈ પડછાયાની છે એ તે સમજી શક્યો નહિ. તેને થયું કે પોતાના વિચારપ્રદેશોમાનું કોઈ ભૂત આવી રીતે પોતાના જીવનમાર્ગમાં આવીને તેના પર ઘૂમી રહ્યું છે

પછી એક ડગલું વિશેષ નિકટ ગયો તો પેલો હિંગળોકિયો અક્ષર દેખાઈ આવ્યો.

'હેસ્ટર ! હેસ્ટર પ્રાઇન !' તે બોલ્યો: 'એ તું છે ? જીવતી છે હજુ તું ?

'હા,' એણે જવાબ આપ્યો. 'મારાં છેલ્લાં સાત વરસને જો જીવન કહી શકાય તો હું હજુ જીવતી છું. અને તું, આર્થર ડિમ્સડેઇલ, જીવતો છે તું ?'

એ બન્ને જણે આવી રીતે એક બીજા ખરેખર જીવે છે કે કેમ એવો જે પ્રશ્ન સામસામો પૂછ્યો અને પોતાના અસ્તિત્વ વિશે પણ આમ શંકા બતાવી એમાં કંઈ નવાઈ જેવું નથી. એ બન્ને જણાનો આ ધૂંધળા ઘેરા જંગલમાં એવી વિચિત્ર રીતે બેટો થયો હતો કે એમની આ મુલાકાત તો, પૂર્વજીવનમાં ગાઢ સંબંધથી જોડાએલા એવા કોઈ બે આત્માઓ મૃત્યુ પારના જગતમાં પહેલી જ વાર એક બીજાને મળે, અને એ નવીન જગતની અવનવી પરિસ્થિતિથી હજુ ટેવાએલા નહિ હોવાથી તેમ અશરીર અવસ્થામા એકબીજાને મળવાનો પણ તેમને મહાવરો નહિ હોવાથી એક બીજાના સંપર્કથી જાણે ઠંડીની કંપારી ખાતા હોય એમ ડરતા હોય, એ પ્રકારની હતી. દરેક જણ ભૂતરૂપ બની ગયું હતું, અને સામે ઊભેલા બીજા ભૂતથી જાણે શિયાવિયા થઈ રહ્યું હતું ! એ બન્ને સામાની હાજરીથી શિયાવિયા થઈ ગયાં હતાં એટલું જ નહિ, પણ પોતાના પંડથી પણ જાણે કે ભડકી ઊઠયાં હતાં. કેમકે અત્યારની કટોકટીની ક્ષણે એ બન્નેના અંતરમાં ફરીથી આત્મભાન જગાડ્યું હતું અને કેવળ આવા અનન્ય મહત્ત્વના પ્રસંગો જ કરી શકે એવી રીતે ઉભયના હૃદયમાં પોતાનો પાછલો ઇતિહાસ અને અનુભવ પ્રકટ કર્યો હતો. એમનો આત્મા જાણે આ પસાર થએલ ક્ષણરૂપી મુકુરમાં પોતાના સ્વરૂપનું દર્શન કરી શકતો હતો એટલે આર્થર ડિમ્સડેઇલે પોતાના શબના જેવો શીતળ હાથ લંબાવીને હેસ્ટર પ્રાઇનના એવા જ શીતળ હાથનો એ વડે જે સ્પર્શ કર્યો તે ભયપૂર્વક, ધ્રૂજતાં ધ્રૂજતાં, અને ન છૂટકે કરવું પડતું હોય એવી આનાકાની અને મંદતાથી જ કર્યો. પણ આમ તદ્દન ઉષ્માવિહીન હોવા છતાં એ બન્ને જણના હસ્તમિલનથી આ મુલાકાતમાં જે શુષ્કતા, નીરસતા, અને વિષાદ જેવું હતું તે બધું પળવારમાં અદૃશ્ય થઈ ગયું. કંઈ નહિ તો, એ હસ્તસ્પર્શ પછી પોતે બન્ને એક જ જગતમાં વસી રહ્યાં છે એવી પ્રતીતિ ઉભયને થઈ.

પછી એક પણ શબ્દ વિશેષ બોલ્યા વગર, અને બેમાંથી એક જણે બીજાને અમુક સ્થળે દોરી જવાનો પ્રયત્ન કર્યા વગર, બન્ને જણની અવ્યક્ત મૂંગી અનુમતિથી જ તેઓ, હેસ્ટર જે જગાએથી બહાર નીકળી હતી તે છાયાઘેરી જગાએ પાછાં ગયાં, અને પહેલાં હેસ્ટર ને પર્લ જે લીલોતરીથી છવાએલા ટીંબા પર બેઠાં હતાં ત્યા જ જઈને બેઠાં. જ્યારે એમનામા બોલવા જેટલી શુદ્ધિ ને શક્તિ આવી ત્યારે પહેલા તો બન્ને જણે, કોઈ સામાન્ય પરિચિત જનો કરે એવી જ વાતો-વાદળાંથી ઘેરાએલું આકાશ ને થોડાક વખતમાં શરૂ થાય એવું લાગતું તોફાન એ વિશે વાતો-કરી અને એકબીજાના આરોગ્યસમાચાર પૂછ્યા. આવી રીતે જે વિષયો પોતાના અંતરનાં ઊંડાણમાં ઘોળાઈ રહ્યા હતા તે વિષયો પ્રત્યે તે બન્ને જણ એકદમ નિર્ભયતાપૂર્વક નહિ પણ આસ્તે કદમે સંકોચપૂર્વક જ વળ્યાં. વિધિ અને પરિસ્થિતિને

બજો આટલા દીર્ઘકાળ પર્યંત એકબીજાથી તદ્દન અજાણ્યાં હોય એ પ્રમાણે તેમને રહેવું પડેલું હોવાથી, બન્ને જણ પોતાનાં હૈયાનાં દ્વાર ઉઘાડી શકે અને એમનાં અંતરના સાચા વિચાર નિખાલસ રીતે હૃદયના ઊંબરને ઓળંગીને બહાર આવી શકે તો પહેલાં આમ કેટલીક આડીઅવળી અપ્રસ્તુત વાતો કરવાની જરૂર હતી.

થોડીવાર પછી પાદરી હેસ્ટર પ્રાઇનને એકી ટશે જોઈ રહ્યો.

'હેસ્ટર,' તે બોલ્યો, 'તને શાન્તિ મળી?'

પોતાની છાતી પર નીચી નજર કરીને તે ફીકું હસી.

'તને મળી?' એણે પૂછ્યું.

'જરાય નહિ—મને તો નિરાશા સિવાય કંઇયે મળ્યું નથી!' તેણે જવાબ આપ્યો. 'અને મારા જેવા આદમીને, આવું જીવન ગુજારી રહેલા મારા જેવા આદમીને બીજી આશા પણ શી રાખવાની હોય? હું જો નાસ્તિક હોત, કશુંય કરતાં કશી અરેરાટી ન થાય એવો સદ્અસદ્વિવેકશૂન્ય હૃદયહીન માણસ હોત, અણઘડ, પાશવી વૃત્તિઓથી ભરેલો બદમાસ હોત, તો મને ક્યારની શાન્તિ મળી ગઇ હોત. અરે! તો તો મળવાની વાત જ ક્યાં હતી? તો તો પછી મારી શાન્તિ મેં કદી ગુમાવી જ ન હોત! પણ મારા આત્માનું સ્વરૂપ જે પ્રકારનું છે તે પ્રકારને લીધે, મારી સહજ પ્રકૃતિને લીધે, મારામાં મૂળથી જે કંઇ શુભ-પરિણામી તત્ત્વો હતાં, ઇશ્વર તરફથી મને જે કંઇ ઉત્તમોત્તમ ગુણો બક્ષિસરૂપે મળેલા હતા, તે સઘળા મને માનસિક યાતના ઉપજાવવાનાં સાધન માત્ર જ બની ગયાં છે. હેસ્ટર, અત્યંત દુર્ભાગી પુરૂષ છું હું!'

'પણ તને તો લોકો પૂજે છે,' હેસ્ટરે કહ્યું. 'અને ખરેખર તું સરસ કામ કરે છે લોકોમાં! તો પછી એટલાથી તને આશ્વાસન નથી મળતું?'

'એથી તો ઊલટો મારી પીડામાં ઉમેરો જ થાય છે, કેવળ ઉમેરો જ થાય છે મારી વેદનામાં એથી તો!' કટુ સ્મિત કરીને પાદરીએ જવાબ આપ્યો. 'અને હું સરસ કામ કરી રહ્યો છું એવું જે દેખાતું હોય તે ખરું, પણ મને પોતાને તો એ કામમાં જરાયે શ્રદ્ધા નથી! એ તો કેવળ ભ્રમણા જ હોવી જોઇએ. મારા જેવો બરબાદ બની ગએલો જીવ બીજાના જીવનો ઉદ્ધાર કરવા માટે શું કરી શકવાનો હતો? અથવા મારા જેવો પતિત જીવ તેમને પવિત્ર કરવા માટે શું કરી શકવાનો હતો? અને લોકો મને જે પૂજે છે તેના સંબંધમાં તો મને એમ થાય છે કે એમ પૂજવાને બદલે તેઓ તો મારો ધિક્કાર ને તિરસ્કાર કરે તો સારું! હું મારા પ્રવચનપીઠ પર ઊભો હોઉં એ વખતે જાણે મારા મુખમાંથી સ્વર્ગીય પ્રકાશ ઝરતો હોય એવી રીતે સેંકડો માણસો મારા મોં સામે તાકીને જોઇ રહેતાં હોય—સત્યની ઊંડી ઇચ્છાપૂર્વક મારા શિષ્યો ને ભક્તો મારી સામે એકી ટશે જોઇ રહેતાં હોય—અને જાણે કોઇ અદ્ભુત પયગંબર પોતાનો પેગામ તેમને સુણાવી રહ્યો હોય તેમ તેઓ મારાં વચનોને ચાતકના જેવી તૃષાથી ઝીલી રહેતાં હોય—એ વખતે એમની આવી નિખાલસ સત્યપ્રીતિ અને જિજ્ઞાસા મારે જોવી અને તરત મારા અંતરમાં દષ્ટિ કરું તો, જેને તેઓ આટલા અહોભાવપૂર્વક પૂજી રહ્યા છે એવો જે હું તેનું સાચું પતિત અધમ સ્વરૂપ મારે નિરખવું એને તે હેસ્ટર શું તું આશ્વાસનજનક વસ્તુ ગણી શકે છે? મારું બાહ્ય દેખાવનું સ્વરૂપ, અને સાચું આંતરસ્વરૂપ એ બન્ને વચ્ચે કેટલું વિશાળ અંતર રહ્યું છે એ જોઇને તો હું હૃદયની ઊંડી વેદનાપૂર્વક ઘણીવાર કડવાશથી ખડખડ હસી પડ્યો છું! અને એ અંતર દેખીને શયતાન પણ હસ્યા કરે છે!'

'એમ માનવામાં તું તારી જાતને અન્યાય કરી રહ્યો છે,' હેસ્ટરે ધીરેથી મમતાપૂર્વક કહ્યું. 'તેં હૃદયના ઊંડાણમાંથી તારા પાપનો અત્યંત દુઃખપૂર્વક પસ્તાવો કર્યો છે. એટલે એ તારું પાપ તો દૂર દૂરના ભૂતકાળની વસ્તુ બની ગયું છે. અને તારું વર્તમાન જીવન તો સાચેસાચ લોકોની દષ્ટિએ લાગે છે એથી એક તલભાર પણ ઓછું પવિત્ર નથી. માણસ સત્કાર્યો કરીને આમ પશ્ચાતાપ કરે તો પછી એ પશ્ચાત્તાપની કંઇ કિંમત ન હોય શું? તો પછી એવા પશ્ચાતાપથી અને એવા સત્કાર્યપરાયણ જીવનથી તને કેમ ચિત્તશાન્તિ ન મળે?'

'ના, હેસ્ટર, ના,' પાદરીએ જવાબ આપ્યો. 'એમાં સત્ય જેવું સંગીન તત્ત્વ કશુંય નથી! એ બધું ભાવહીન ઉભારરહિત છે, એટલે મને એથી કશો લાભ થાય એવો સંભવ નથી! તપ તો મેં પુષ્કળ કર્યું

છે ! પણ પશ્ચાત્તાપ મેં જરાય કર્યો નથી ! નહિ તો મેં ક્યારનાં આ દંભી પવિત્રતાસૂચક કપડાં ફેંકી દીધાં હોત, અને ક્યામતને દિવસે સૌ મને જે સ્વરૂપમાં જોવાનાં છે એ જ સ્વરૂપમાં માણસો આગળ હું ખડો થઈ ગયો હોત. સુખી તો તું છે હેસ્ટર, કે આ હિંગળોકિયો અક્ષર તું છચોક તારી છાતી પર ધારણ કરીને ફરે છે ! મારો હિંગળોકિયો અક્ષર તો ગુપ્ત રીતે અંદરને અંદર સળગ્યા કરે છે. સાત સાત વરસના દંભને છેતરપીંડી પછી મારા સાચા સ્વરૂપમાં ઓળખનાર વ્યક્તિને મળતાં મને કેટલી નિરાંત થાય છે એનો પૂરો ખ્યાલ તને ભાગ્યે જ આવશે ! બીજાં બધાં માણસોની પ્રશંસાઓથી થાકીને જેની પાસે જઈને હું અધમમાં અધમ પાપી છું એવું રોજ રોજ કબૂલ કરી શકું એવો એક જ મિત્ર જો મારી કને હોત– અથવા મિત્ર નહિ તો એવો મારો કટ્ટામાં કટ્ટો દુશ્મન જો મારી કને હોત–તો એથી મને લાગે છે કે મારો આત્મા જીવતો રહેત. એટલી અધૂરી અધૂરી સત્યનિષ્ઠા પણ મને બચાવી શકત ! પણ એવા કોઈ સાથીને અભાવે મારું સમસ્ત જીવન કેવળ જૂઠાણાથી ભરપૂર, સર્વથા શૂન્ય, અને મૃતપ્રાય બની ગયું છે !'

હેસ્ટર પ્રાઇને તેના મોં સામું જોયું, પણ તરત બોલતાં એનો જીવ ચાલ્યો નહિ. છતાં તેને પોતાના અંતરમાં લાંબા વખતથી દબાવી રાખેલી ઊર્મિઓને આટલા બધા આવેશથી વ્યક્ત કરતો દેખીને, પોતે જે વાત કહેવા માટે ખાસ ઇરાદાપૂર્વક અહીં આવી હતી તે કહેવાની તક તેના આ શબ્દોમાંથી મળી ગઈ. એટલે પોતાના હૃદયના બીતિના ભાવોને વશ કરીને એ બોલી :

'તું ઇચ્છે છે તેવો મિત્ર, અત્યારે જ તેં કહ્યું તેમ તારાં પાપનો પસ્તાવો કરવા માટે અને સાથે બેસીને વિલાપ કરવા માટે જોઈએ તેવો મિત્ર હું પોતે જ છું, કેમકે તારા એ પાપની હું ભાગીદાર છું !' એણે કહ્યું. 'આટલું' બોલીને વળી પાછી એ અચકાઈ, પણ પછી વળી યત્ન કરીને પોતાને કહેવું હતું તે આખરે એણે કહી નાખ્યું. 'અને તું કહે છે એવો દુશ્મન તો તારી કને લાંબા વખતથી છે. તું ને તે એક જ ઘરમાં વસી રહ્યા છો !'

આ શબ્દો સાંભળ્યા કે તરત જ તે ચમકી ગયો, તેનો શ્વાસ રૂંધાઈ ગયો, અને જાણે છાતીમાંથી પોતાના હૈયાને ચીરી નાખવા માગતો હોય એવા જોરથી તે ખેંચવા લાગ્યો.

'હેં ? શું કહે છે તું ?' તે ચીસ પાડીને બોલી ઊઠ્યો. 'દુશ્મન ! અને તે વળી હું રહું છું એ જ ઘરમાં ! એટલે શું ?'

જેનો હેતુ કેવળ દુષ્ટ જ હોઈ શકે એવા માણસના હાથમાં આ કમનસીબ પુરુષને આટલાં બધાં વરસો સુધી રહેવા દેવામાં—અરે ! આટલાં બધાં વરસો શું, એક ક્ષણ પણ રહેવા દેવામાં–પોતે તેને કેટલી ભયંકર ઇજા કરી બેઠી છે તેનો હેસ્ટર પ્રાઇનને હવે પૂરેપૂરો ખ્યાલ આવ્યો. આર્થર ડિમ્સડેઇલ જેવા સૂક્ષ્મસંવેદનશીલ અને આળા અંતરના પુરુષને પોતાના દુશ્મનના સહવાસમાં રહેવું પડે–પછી એ દુશ્મન ગમે તેવો વેશપલટો કરીને રહ્યો હોય છતાં પોતાના દુશ્મનના સહવાસમાં રહેવું પડે–એ એક જ વસ્તુ એના હૃદયના સ્વાસ્થ્યને ખળભળાવવાને માટે પૂરતી હતી. એક એવો સમય હતો કે જ્યારે હેસ્ટર આ બાબતમાં બહુ વિચાર કે પરવા નહોતી કરતી; અથવા તેને પોતાને જે કષ્ટો સહન કરવાં પડયાં હતાં તેને લીધે એનામાં જે મનુષ્યદ્વેષ આવી ગએલો હતો તેને લીધે એણે એમ ધારી લીધેલું કે પાદરીની અવસ્થા પોતાના કરતાં સારી છે, અને તેથી એણે તેને એ અવસ્થામાં પડયો રહેવા દીધો. પણ થોડા દિવસથી, તે દિવસે પાદરી જાગરણ કરતો હતો તે દિવસથી, તેને માટેનો એનો સઘળો અનુકંપાભાવ વિશેષ આર્દ્ર તેમ વિશેષ પ્રબળ બન્યો હતો. રોજર ચિલિંગવર્થ આઠે પહોર તેની સાથે રહેતો હતો એટલે એની દુર્વૃત્તિનું ગુપ્ત ઝેર આ પાદરીની આસપાસના સમસ્ત વાતાવરણને વિષમય બનાવી રહ્યું હતું, અને વળી એ ખારીલો માણસ આ પાદરીના વૈદનો વેશ ધારણ કરીને ફરતો હતો, અને તેથી પાદરીની શારીરિક તેમ માનસિક નિર્બળતાઓનો લાભ લઈને તે ધારે તેમ કરી શકે એમ

હતું; એટલે આવી બધી જે તકો એ રોજર ચિલિંજ-વર્થને મળેલ તેનો તેણે ક્રૂર નિષ્ઠુર રીતે પોતાનો હેતુ સાધવામાં ઉપયોગ કર્યો હતો એ બાબતમાં પણ હવે હેસ્ટરને કશી શંકા રહી નહોતી. આ બધી તકોનો લાભ લઇને તેણે આ દુઃખિયા પુરુષની ચેતનાને અખંડ ઉશ્કેરાટભરી અવસ્થામાં રાખી હતી, અને એ ઉશ્કેરાટની અસર પથ્ય આરોગ્યપ્રદ દુઃખદ્વારા તેના માનસને સ્વસ્થ કરે એવી નહિ, પણ તેને ભ્રષ્ટ ને અસ્ત-વ્યસ્ત બનાવી મૂકે એવી હતી. આનું પરિણામ, આ ભવમાં ગાંડપણ અને પરભવમાં, ગાંડપણ જેનું પાર્થિવ ઐહિક સ્વરૂપ માત્ર જ છે એવી વિશ્વમાં વસી રહેલા સત્ય શુભ તત્ત્વ તરફની વિમુખતા સિવાય બીજું કશું આવે એવો સંભવ નહોતો.

જે પુરુષને પોતે એક દિવસ ભારે રાગોષ્માપૂર્વક ચાહી રહી હતી—અરે, એક દિવસ શા માટે? સાચી વાત શું કામ ન કહેવી? અત્યારે પણ જે પુરુષને ભારે રાગોષ્માપૂર્વક પોતે ચાહી રહી હતી—તેના પોતે આવા હાલહવાલ કર્યા એમ હેસ્ટરને થયું. એને લાગ્યું કે પોતે રોજર ચિલિંજવર્થને કહી ચૂકી હતી એ પ્રમાણે પોતે જે રસ્તો પસંદ કર્યો હતો તે કરતાં તો પોતે પાદરીના યશ અથવા તો ખુદ તેના જીવનનો પણ ભોગ આપવાનું પસંદ કર્યું હોત તો તે રસ્તો એના કરતાં અનેકગણો વધારે સારો હતો; અને અત્યારે, પોતે પાદરીને આ રીતે જે ભારેમાં ભારે અન્યાય કરેલો તેની એને કબૂલાત કરવાની હતી, પણ એ કબૂલાત કરવાનું કામ એને એટલું બધું આકરું લાગતું હતું કે એ કરતાં તો આંહીં જંગલમાં પાંદડાં પર લાંબી ચતીપાટ પડીને આર્થર ડિમ્સડેઇલના ચરણ આગળ જ મરણ પામવામાં એને વિશેષ આનંદ થયો હોત.

'અરે આર્થર!' એ બોલી ઊઠી, 'મને માફ કર! બીજી બધી બાબતોમાં હું સાચી બનવાને મથી છું! ભારેમાં ભારે કપરા સંજોગોમાં પણ હું મક્કમ રીતે વળગી રહી શકું અને વળગી રહી છું એવો કોઇ સદ્‌ગુણ હોય તો તે સત્ય જ છે. આમાં અપવાદરૂપ પ્રસંગ હોય તો તે એક જ, કે જ્યારે તારું હિત, તારું જીવન, અને તારો યશ એ બધાનો પ્રશ્ન ઊભો થએલો અને એ બધું જોખમમાં આવી પડેલું ત્યારે હું સત્યને વળગી નહિ રહી શકેલી. એ વખતે પછી મેં છેતરપીંડીને સંમતિ આપેલી. પણ સામી બાજૂએ ભલેને મૃત્યુ મળે એમ હોય તોપણ અસત્ય કદી હિતકર નીવડતું જ નથી! મારી કહેવાની વાત હજુ તારાથી નથી સમજી શકાતી? પેલો ડોસો—આ તારો વૈદ—જેને બધા રોજર ચિલિંજવર્થ કહે છે એ પુરુષ—તો મારો ધણી હતો!'

પાદરી પળવાર તો એને અત્યંત ક્રોધથી જોઇ રહ્યો—મૂળ દૈવી સાત્ત્વિક પ્રકૃતિનો હોવા છતાં તેનામાં આવો ક્રોધ ને આવેશ તેના એ ઉચ્ચ, વિશુદ્ધ, અને કોમળ ગુણોની સાથે વિવિધરૂપે ભળેલો હતો, એ ક્રોધ જ એની પ્રકૃત્તિમાંનો શયતાની અંશ હતો, અને એ ક્રોધ દ્વારા જ શયતાન એના ઉચ્ચ અંશો પર વિજય મેળવવાની આશા રાખી રહ્યો હતો. એટલે એ ક્ષણે તેણે જે ગુસ્સાભરેલ ચહેરો કર્યો તેથી વધુ ભયંકર આવેશભર્યો ચહેરો હેસ્ટરે તો જિન્દગીમાં કદી પણ જોયો નહોતો. જે અલ્પ સમય સુધી તેનો આ દારુણ બાળી મૂકી એવો ક્રોધ ટકી રહ્યો, તેટલી મુદત તો એ ક્રોધે તેના સમસ્ત ચહેરાને પલટાવી નાખ્યો. પણ દુઃખ વેઠી વેઠીને તેનું ચારિત્ર્યબળ એટલું બધું ક્ષીણ થઇ ગયું હતું કે એની પ્રકૃતિની અંદરનાં નિકૃષ્ટ બળો પણ લાંબા વખત સુધી ટક્કર ઝીલી શકે એવું રહ્યું નહોતું. એટલે આખરે તે જમીન પર ઢળી પડ્યો, અને પોતાનો ચહેરો પોતાના હાથથી તેણે ઢાંકી દીધો.

'મારે એ વાત સમજવી જોઇતી હતી,' તે ગણ-ગણ્યો. 'અને હું સમજી પણ ગએલો એ. એ માણસને મેં પહેલી વાર જોએલો તે ક્ષણે જ મારું હૃદય તેનાથી પાછું હઠી ગએલું, અને પછી પણ જ્યારે જ્યારે હું એને જોતો ત્યારે ત્યારે મને તેનો ચહેરો અળખામણો જ લાગતો, એટલે મારા આ કુદરતી અણગમાએ જ એ ગુપ્ત વાત શું પ્રકટ નહોતી કરી દીધી? અને છતાં મેં તેને કેમ યથાર્થ સ્વરૂપમાં પિછાન્યો નહિ? અરે હેસ્ટર પ્રાઇન! આ વસ્તુની ભયંકરતાનો તને કંઇ ખ્યાલ જ નથી! અપરાધી અને માંદા માણસનું હૃદય, જે મનુષ્ય એની યાતનાઓથી ખુશી થતો હોય અને એને રિબાવીને રાચતો હોય તે જ મનુષ્ય આગળ ખુલ્લું કરવામાં આવે એ વસ્તુમાં કેટલી

ભયંકર વિરૂપતા રહેલી છે—કેવો સુરુચિભંગ રહેલો છે—અને એ વસ્તુ કેટલી બધી લજ્જાસ્પદ છે! બાપ! આ બધું થયું તે તારા વાંકને લીધે! તારી જવાબદારી રહેલી છે આ બધામાં! એટલે તને હું માફ નહિ કરી શકું!'

એટલે હેસ્ટરે એકાએક ભીષણ મૃદુતા બતાવીને પોતાના હાથ તેની આસપાસ વીંટાળી દીધા અને તેનું માથું પોતાની છાતી સરસું ચાંપી દીધું, પછી એમ કરતાં તેના ગાલ પોતાના હિંગળોકિયા અક્ષર પર આવી ગયા તેની પણ એણે કશી પરવા રાખી નહિ. હેસ્ટરની બાથમાંથી છૂટવા તેણે ઇચ્છા તો ઘણી કરી, પણ છૂટવાની તેની સઘળી મથામણ નકામી ગઇ. કેમકે ફરી વળી તે પાછો કડક ચહેરો કરી પોતાની સામે જુએ એની હેસ્ટરને બીક હતી, અને તેથી હેસ્ટર તેને પોતાની બાથમાંથી છૂટવા દેતી નહોતી. આખી દુનિયા એને કડક નજરે જોઇ રહી હતી—લાબાં લાંબાં સાત સાત વરસો સુધી આખી દુનિયા આ એકાકી સ્ત્રીને કડક નજરે જોઇ રહી હતી—છતાં એ બધું, એણે સાંખી લીધું હતું અને એક પણ વાર પોતાની દૃઢ વિષાદભરી આંખો દુનિયા આગળથી એણે ખેંચી લીધી નહોતી. પણ આ ફીકા, દૂબળા, પાપી, અને દુઃખથી જર્જરિત બની ગએલા પુરુષની કડક નજર હેસ્ટર સાંખી શકે એમ નહોતી—એવી નજર પોતાના પર પડયા પછી એનું જીવન ટકી શકે એમ નહોતું.

'બોલ, હવે મને માફી આપીશ!' એણે ફરીફરીને પૂછ્યા કર્યું. 'મારા સામે કડક નજરે નહિ જોને હવે? માફ કરીશને હવે?'

'હેસ્ટર, તને હું માફ કરું છું,' વિષાદની ઊંડી ખીણમાંથી ઘેરો અવાજ કાઢતો, છતાં હવે કશા પણ રોષ વગર, આખરે પાદરી બોલ્યો. 'હું તને હવે મોકળા મનથી માફ કરૂં છું. અને ભગવાન આપણને બન્નેને માફ કરે! હેસ્ટર, આપણે કંઇ આ જગતમાં સૌથી અધમ પાપાચારીઓ નથી, મારા જેવા પતિત ધર્મગુરુથીયે વિશેષ પતિત અને પાપી એવો માણસ પણ જગતમાં છે ખરો! એ ડોસાએ જે વેર લીધું છે તે મારા પાપ કરતાં પણ વિશેષ અધમ છે. જરા પણ અરેરાટી વગર તેણે એક માનવહૃદયની પવિત્રતાનો ભંગ-નિષ્ઠુર રીતે ભંગ-કર્યો છે. હેસ્ટર, તેં ને મેં એવું અધમ કામ કદી નથી કર્યું!'

'ના, કદી નહિ,' એ ધીરે અવાજે બોલી, 'આપણે જે કરેલું તેમાં તો એક જાતની પવિત્રતા રહેલી હતી. એ પવિત્રતા આપણે અનુભવેલી પણ ખરી. આપણે પરસ્પર એ પવિત્રતાની વાત પણ કરેલી. કેમ, તું ભૂલી ગયો એ?'

'ચૂપ ચૂપ, હેસ્ટર!' જમીન પરથી ઊભા થતાં થતાં આર્થર ડિમ્સડેઇલે કહ્યું. 'ના, હું નથી ભૂલી ગયો એ!'

એ બન્ને જણ એક બીજાનો હાથ પકડી રાખીને એ ઝાડના ઠૂંઠા આગળ પડખો પડખ બેઠાં. જીવનમાં આવી વિષાદભરી પળ એમણે કદી અનુભવી નહોતી. એમની સમસ્ત જીવનસરણી લાંબા વખતથી આ એક જ બિન્દુ ભણી એમને ધમકી રહી હતી અને એ બિન્દુની નજીક આવતાં આવતાં સતત રીતે ઘેરી બની રહી હતી—અને છતાં આવી વિષાદભરી ક્ષણમાં પણ એક પ્રકારનું એવું આકર્ષણ રહેલું હતું કે તેનો આસ્વાદ લેવાનું, એક, પછી બીજી, પછી ત્રીજી, એમ અનેક પળોમાં એ એક પળને લંબાવ્યા કરવાનું, તેમને મન થયું. એમની આસપાસ આવી રહેલું જંગલ અંધકારથી છવાઇ ગયું હતું, અને તેમાં સુસવતા વાયરાને લીધે ચીસો પાડી રહ્યું હતું. એમના માથા પર ઝૂકી રહેલી ડાળીઓ સખત રીતે ઊંજયા કરતી હતી, અને એક ભારેખમ ખખડધજ વૃક્ષ, જાણે પોતાની તળે જમીન પર બેઠેલ એ સ્ત્રીપુરુષના જોડાની ગમગીનીભરી કથા કહી રહ્યું હોય, અથવા ભવિષ્યમાં એમના જીવનમાં જે અનિષ્ટ પ્રસંગો આવવાના હતા તેની આગાહી કરી રહ્યું હોય એમ, બીજા વૃક્ષ આગળ દુઃખભર્યો અવાજ કરવા લાગ્યું હતું.

અને છતાં એ બન્ને જણ એમ ને એમ બેસી રહ્યાં. નગરમાં પાછાં જાય તો ત્યાં હેસ્ટર પ્રાછનને પોતાના કલંકચિહ્નનો બોજો ફરી પાછો ઉપાડી લેવો પડે એમ હતો અને પાદરીને પણ પોતાની પ્રતિષ્ઠાનો પોકળ દંભ ફરી પાછો ધારણ કરવો પડે એમ હતો, એટલે એ નગર ભણીનો રસ્તો એમને શૂન્ય નીરસ લાગતો હતો તેથી એ બન્ને જણ વળી પળવાર ત્યાં

શોભી ગયા. આ ઘેરા જંગલના ધૂંધળા વાતાવરણ જેટલો મીઠો ને મૂલ્યવાન તો ઝગમગતો સોનેરી સૂર્યપ્રકાશ પણ એમને જીંદગીમાં કદી લાગ્યો નહોતો. આંહીં કોઇ પ્રેક્ષક હોય તો એ એક જ હતો, અને તેથી આ પતિત સ્ત્રીની છાતી પરનો હિંગળોકિયો અક્ષર આંહીં એને બાળી શકે એમ હતું નહિ! એ જ રીતે આર્થર ડિમ્સડેલને પણ જોનારી એ એક જ હતી, અને તેથી ઇશ્વર અને માનવજાતિ સમક્ષ સદાયે દંભ આચર્યા કરતો એ પુરુષ, બીજે ક્યાંયે નહિ તો એક આંહીં તો પળવાર સત્યનિષ્ઠ બની શકે એમ હતું! અને તેથી આ 'જંગલનું ગમગીન વાતાવરણ પણ એમને બન્નેને ગમી ગયું હતું અને આંહીંથી ઊભાં થવાનું તેથી જ એમને મન નહોતું થતું.

પણ ત્યાં એકાએક કોઈક વિચાર તેના મનમાં આવ્યો એટલે તે એકદમ ઝબકી ઊઠ્યો.

'હેસ્ટર,' તે બોલી ઊઠ્યો, 'આ વળી એક નવી આપદા ઊભી થઇ! તું એનું સાચું સ્વરૂપ પ્રકટ કરી દેવાની એ વાત રોજર ચિલિંજવર્થ જાણે છે, તો પછી આપણી ગુપ્ત વાત હવે કંઇ એ છાની રાખશે? હવે એ જે વેર આપણા પર લેવાનો તે કઇ જાતનું હશે?'

'એની પ્રકૃતિમાં વિલક્ષણ પ્રકારની ગહનતા રહેલી છે,' હેસ્ટરે ઊંડો વિચાર કરતાં કરતાં કહ્યું, 'અને એ ગહનતા ગુપ્ત રીતે વેર લેવાની એની અત્યાર સુધીની રીતોથી એનામાં રૂઢ થઇ ગઇ છે. એટલે એ આપણી ગુપ્ત વાત પ્રકટ કરી દે એવું મને તો લાગતું નથી. અલબત્ત, પોતાની એ અધમ અને ગુપ્ત વૈરવૃત્તિ તૃપ્ત કરવાને માટે એ કોઇ બીજો રસ્તો તો બેશક લેવાનો જ.'

'અને મારે—મારે હવે એ ભયંકર દુશ્મનની સાથે એક જ મકાનમાં કેવી રીતે રહેવું?' જાણે અંદર પેસી જતો હોય એવી રીતે સંકોચાઇને, અને પોતાની છાતી પર આવેશપૂર્વક હાથ દબાવીને—એવી રીતે છાતી પર હાથ દબાવવો એ એને માટે હવે કેવળ કુદરતી જેવું બની ગયું હતું—આર્થર ડિમ્સડેલ બોલી ઊઠ્યો. 'મારા વતી તું આ વાતનો વિચાર કર, હેસ્ટર! તુ મારા કરતાં મજબૂત મનની છે. તો મારા વતી આ વાતનો તું નિર્ણય કર!'

'તારે હવે એ માણસ ભેગું રહેવું જ નહિ!' હેસ્ટરે ધીરેથી પણ દઢતાપૂર્વક કહ્યું. 'એની કૂડી નજર નીચે તારૂં હૈયું જરા વાર પણ રહેવું જ ન જોઇએ હવે!'

'હા, એની નજર તળે રહેવું એ મરવા કરતાં પણ નપાવટ છે,' પાદરીએ કહ્યું. 'પણ તો પછી એના લપમાંથી છૂટવું શી રીતે? એ સિવાય બીજો કયો રસ્તો મારી પાસે રહ્યો પણ છે? મારે શું આંહીં તેં એ પુરુષનું સાચું સ્વરૂપ મારી આગળ થોડી વાર પહેલાં પ્રકટ કર્યું એ વખતે આ સૂકલ પાંદડાં પર હું ઢળી પડ્યો હતો તેમ આંહીં ને આંહીં જ પડી રહેવું? મારે શું આંહીં ને આંહીં જ ઢગલો થઇને પડવું ને મરી જવું?'

'અરેરે, તારી તે કેટલી બધી દુર્દશા થઈ ગઇ છે?' આંસુથી છલકાતી આંખે હેસ્ટરે કહ્યું, 'શું તું કેવળ નિર્બળતાને જ વશ થઇને મરી જઇશ? એ સિવાય તો મરવાનું બીજું કશું કારણ નથી.'

'ભગવાનનો શાપ મારી પાછળ પડ્યો છે,' અંતરના ડંખથી રિબાતા એ પાપભીરુ ધર્મગુરુએ ઉત્તર આપ્યો. 'અને ભગવાનના શાપ સામે ટક્કર ઝીલવાની મારામાં તાકાત નથી.'

'પણ તુ જો ભગવાનની દયાનો લાભ લેવા જેટલી શક્તિ બતાવે,' હેસ્ટરે કહ્યું, 'તો ભગવાન તો તારા પર દયા પણ બતાવશે.'

'મારાવતી તું મજબૂત થા,' તેણે કહ્યું. 'અને મારે શું કરવું તેની મને સલાહ આપ.'

'ત્યારે શું આખી દુનિયા આંહીં આટલામાં જ આવી ગઇ છે?' હેસ્ટર એકદમ બોલી ઊઠી, આ શબ્દો બોલતી વખતે એણે પોતાની ઊંડી આંખ પાદરીની આંખ પર જડી રાખી, અને એ દષ્ટિપાત દ્વારા, પોતાની જાતને ટટ્ટાર રાખવા જેટલું પણ બળ નહોતું એવા ક્ષીણ ને છિન્નભિન્ન બની ગએલા એ પાદરીના અંતર પર સહજ રીતે લોહચુંબકના જેવી અદ્દ્ભુત અસર કરી. 'શું આખું વિશ્વ એક પેલા શહેરમાં જ સમાઇ ગયું છે? એ શહેર તો હજુ થોડા જ વખત પર આપણે આ આંહીં જે જંગલમાં બેઠાં છીએ તેના જેવું જ વેરાન અને સૂકલ પાંદડાંથી છવાએલી ભૂમિ માત્ર હતું. પેલી વનવાટ આંહીંથી ક્યાં જાય છે? તું કહે છે કે એ શહેર તરફ પાછી જાય છે.

હા, શહેર તરફ પાછો તો જાય છે જ, પણ એ શહેરથી આગળ પણ તે જાય છે. એ ત્યાંથી એથી પણ ઊંડાણમાં વધુને વધુ ગીચ વનપ્રદેશમાં જાય છે, એ પ્રદેશમાં તે ડગલે ડગલે અસ્પષ્ટ થતી જાય છે, અને તે એટલે સુધી કે આંહીંથી થોડા માઇલ દૂર એવો પ્રદેશ આવે છે કે જ્યાની પીળાં પાંદડાંથી ભરપૂર ભૂમિમાં ગોરા લોકોનું નામનિશાન પણ જડતું નથી. ત્યાં જા તો તું સાવ મુક્ત છે! એટલી ટૂંકી મુસાફરીથી જ્યાં તું અત્યંત દુઃખ પામી રહ્યો છે એવા જગતમાંથી નીકળી જ્યાં તું હજુ પણ સુખી થઇ શકે એવા જગતમાં જઈ પહોંચીશ! શું આ બધા નિ:સીમ જંગલની અંદર તને રોજર ચિલિંગવર્થની દૃષ્ટિથી ગુપ્ત રાખે એવો એક પણ ગીચ ભાગ નથી?'

'હા, હેસ્ટર, છે, પણ તે કેવળ ખરી પડેલાં પાંદડાં નીચેનો જ ભાગ છે.' પાદરીએ વિષાદભર્યું સ્મિત કરીને જવાબ આપ્યો.

'તો પછી નિઃસીમ સાગરનો વિશાળ જળમાર્ગ એ રહ્યો!' હેસ્ટરે પોતાનું કથન ચાલુ રાખ્યું. 'એ જળમાર્ગે તું આહીં આવ્યો હતો. અને તારી મરજી હોય તો એ જ જળમાર્ગ તને આંહીંથી પાછો લઇ જશે. આપણા અસલ વતનમાં, પછી એ વતનના કોઇ નાનકડા ગામમાં કે વિશાળ લંડનનગરીમાં–અથવા બીજે ક્યાંય નહિ તો ચોક્કસ, જર્મની, ફ્રાન્સ, કે રમણીય ઇટલીમાં તો–જરૂર તું આ માણસને ખબર પણ ન પડે અને તેની સત્તા પણ ન ચાલે એવા સ્થાને પહોંચી જઇશ. અને તારે આ બધા પોલાદી હૃદયનાં માણસો અને એમનાં રૂઢ જડ મંતવ્યોની એટલી બધી શા માટે દરકાર રાખવી જોઇએ? એ લોકોએ તારા હૃદયના ઉચ્ચ અંશોને અને દૈવી સંપત્તિને બહુ દહાડા સુધી બંદીવાન રાખ્યાં! હવે વધારે વખત બંદીખાનામાં રહેવાની જરૂર નથી!'

'એ બને નહિ!' જાણે કોઇ સ્વપ્નું સાચું પડતું જોવાને કોઇએ તેને બોલાવ્યો હોય એવી રીતે હેસ્ટરના શબ્દો ધ્યાનપૂર્વક સાંભળીને પછી પાદરીએ જવાબ આપ્યો. 'આંહીંથી જવાની મારામાં તાકાત નથી. દુઃખી ને પાપી તો હું છું જ, છતાં વિશ્વભરે મને જે વર્તુલમાં મૂક્યો છે ત્યાં જ રહીને મારું લૌકિક જીવન જેમ તેમ પૂરું કરવા સિવાય બીજો કશો વિચાર મને કદી આવ્યો નથી. મારો પોતાનો આત્મા તો પતિત છે, છતાં બીજા માનવ આત્માઓના શ્રેય અર્થે મારાથી જે કંઇ થઇ શકે તે હજુ કરવાની મારી ઇચ્છા છે. જોકે ચોકીદાર તરીકે હું બેવફા નીવડયો છું, અને તેથી મારો આ ગમગીનીભર્યો પહેરો પૂરો થયે મને બદનામી ને મરણ સિવાય બીજો કશો બદલો મળવાનો નથી એ ચોક્કસ છે, છતાં મને ચોકીપહેરા માટે જે જગાએ મૂકવામાં આવ્યો છે તે જગા છોડી જવાની મારામાં હિંમત નથી!'

'આ સાત વરસનાં દુઃખોના બોજા નીચે તું ચગદાઇ ગયો છે,' પોતામાં જે જોમ હતું તે જોમ વડે તેનામાં ઉત્સાહ સંચાર કરવાનો મક્કમ નિશ્ચય કરીને હેસ્ટરે કહ્યું. 'પણ એ બધો દુઃખનો બોજો તારે તારી પાછળ મૂકીને આંહીંથી ચાલ્યા જવાનું છે! તું જંગલમાં થઇને તારો માર્ગ કાપતો હોઇશ એ વખતે કંઇ એ બોજો તને વળગવા આવવાનો નથી; અથવા જમીનરસ્તે એ જંગલપ્રદેશમાં જવાને બદલે તારે સમુદ્ર ઓળંગીને દરિયાઇ રસ્તે જવું હશે તો ત્યાં પણ એ બોજો કંઇ તારા વહાણમાં આવીને પડવાનો નથી એટલે આ બધી બરબાદી ને વિનાશ તું તારે જ્યાં એ બનેલ છે ત્યાં જ રહેવા દે. એની સાથે કશી લપછપમાં પડ જ નહિ! અને સાવ એકડે એકથી બધું નવું શરૂ કરી દે! આ એક અખતરો નિષ્ફળ ગયો એટલે શું બીજી બધી શક્યતા ખલાસ થઇ ચૂકી? જરાય નહિ! ભવિષ્યમાં બીજા અનેક પ્રયોગો અને સફળતાઓને માટે હજુ પુષ્કળ અવકાશ છે! હજુ સુખ ભોગવી શકાય એમ છે! હજુ કલ્યાણ કરી શકાય એમ છે! એટલે તારા આ જૂઠા દંભી જીવનને સ્થાને નવા સાચા જીવનની સ્થાપના કર. જો તારો આત્મા સંમત થતો હોય તો આ રક્તવર્ણા લોકોનો ઉપદેશક ને આચાર્ય બન! અથવા તારી પ્રકૃતિને વધુ અનુકૂળ છે તે વિદ્યાસેવાનું કામ કર! સંસ્કારી જગતના સૌથી શાણા અને નામાંકિત પુરુષોની વચ્ચે વસીને તું પંડિત અને પ્રાજ્ઞ પુરુષનું જીવન ગાળ! ધર્મોપદેશક થા! લેખક થા! કાર્યકર્તા થા! એક આહીં પડયા રહીને મરી જવા સિવાય બીજું જે ગમે તે કર! આ આર્થર ડિમ્મેડેઇલ એવું નામ તજી દે, અને જરા પણ બીતિ કે શરમ

વગર તું ધારણ કરી શકે એવું બીજું કોઇ ઉચ્ચ નામ તારી પસંદગી પ્રમાણે સ્વીકારી લે! જે યાતનાઓએ તારું જીવન આટલું બધું કોરી ખાધું છે, જેણે તારી ઇચ્છાશક્તિ અને કાર્યશક્તિને આટલી મંદ બનાવી દીધી છે, અને જે તારામાં પશ્ચાત્તાપ કરવાની પણ તાકાત રહેવા દે એમ નથી એવી યાતનાઓ જ્યાં તારે ભોગવવી પડતી હોય ત્યાં એક પણ દિવસ તારે શામાટે પડયું રહેવું? માટે થા ઊભો અને ઊપડીજા એકદમ આંહીંથી!'

'અરે હેસ્ટર!' આર્થર ડિમ્સડેઇલ બોલી ઊઠયો. હેસ્ટરના પ્રોત્સાહક શબ્દો સાંભળીને તેની આંખમાં ઉત્સાહનું તરલ તેજ એક પળવાર ચમકીને પાછું તરત અદૃશ્ય થઇ ગયું, 'જેના ઘૂંટણ પોતાની કાયાના ભાર નીચે કંપી રહ્યા હોય અને તૂટું તૂટું થતા હોય એવા માણસને તું તો શરત દોડવાનું કહી રહી છે આ તો! મારે તો આંહીં જ મરી જવાનું છે! પેલા વિશાળ, અજાણ્યા, અને મુશ્કેલી ભરેલા જગતમાં સાવ એકલા જવાનું સાહસ કરવાની તાકાત કે હિંમત મારામાં તો નથી રહી!'

ખંડિયેર બની ગએલા આત્માની નિરાશાનો એ છેલ્લો સૂર હતો. આંહીં હવે તે કરતાં વધુ સુખની જે તક તેને મળી રહેલી લાગતી હતી તે ઝીલી લેવાની તેનામાં શક્તિ નહોતી.

પોતે હમણાં કહ્યું તેમાંના અમુક શબ્દ તેણે ફરીથી ઉચ્ચાર્યા.

'સાવ એકલા જવાની મારામાં હિંમત જ નથી, હેસ્ટર!'

'પણ તારે સાવ એકલા જવાનું જ નથી!' બહુ જ ધીરા અવાજે એ બોલી.

અને એટલું બોલી એમાં બધું આવી ગયું.

૧૮

## પ્રકાશનો ધોધ

જે વાત કહેવાની પોતામાં હિંમત નહિ હોવાથી પોતે જેનું કેવળ આછું સૂચન જ કર્યું હતું. તે બેધડક બોલવાના હેસ્ટરની હિંમત જોઇને આર્થર ડિમ્સડેઇલ એનું મો આશા ને આનંદથી ચમકતી દૃષ્ટિએ જોઇ રહ્યો. તેની આંખમાં એ વખતે આમ આશા ને આનંદ ચમકી રહ્યાં હતા, છતાં સાથે સાથે તેમાં ભીતિ પણ ભળેલી હતી, અને પોતે જેનું આછું સૂચન જ કરી શકે તે વાત હેસ્ટરને આવી બેધડક રીતે બોલતી સાંભળીને એની આવી નીડરતા અને બહાદુરીથી એને એક પ્રકારનો ત્રાસ અને કમકમાટ પણ થયો હતો.

પણ હેસ્ટરના ચિત્તમાં સહજ હિંમત અને કાર્યશક્તિ રહેલી હતી, અને તેમાં વળી એ લાંબા વખત સુધી સમાજથી કેવળ જુદી જ નહિ પણ બહિષ્કૃત બનીને રહેલી હતી, એટલે આ પાદરીને સ્વપ્નેય ખ્યાલ ન આવી શકે એટલા ઉદ્દામ વિચારસ્વાતંત્ર્યથી એ ટેવાઇ ગઇ હતી. જે જંગલના ધૂંધળા વાતાવરણમાં બેસીને અત્યારે તે બન્ને જણ વાતો કરી રહ્યાં હતાં અને પોતાના ભાવિ જીવનક્રમનો વિચાર તથા નિશ્ચય કરી રહ્યાં હતાં તે જંગલના જેવા જ વિશાળ, જટિલ, સંકુલ, ઘેરા, અને નિરંકુશ નીતિજગતમાં, કશાપણ નિયમ કે માર્ગદર્શન વગર એ ભટકી હતી. જંગલી રેડ ઇન્ડિયનો પોતાના વનપ્રદેશોમાં જેટલી સ્વચ્છંદી અને નિરંકુશ રીતે ભટકયા કરે, એટલી જ સ્વચ્છંદી અને નિરંકુશ રીતે આ હેસ્ટર વેરાન રણપ્રદેશમાં ભટકયા કરતી હતી, અને તેથી એવો વેરાન રણપ્રદેશ જ જાણે કે એનાં બુદ્ધિ હૃદયનું નિવાસસ્થાન બની ગયો હતો. વરસોથી એ માનવસંસ્થાઓ તેમ ધર્માચાર્યો તથા ધારાશાસ્ત્રીઓએ સ્થાપેલા સઘળા નિયમો, સંપ્રદાયો, રૂઢિઓ આદિ તરફ આવા વિદેશી કે વિરોધીના જેવા દૃષ્ટિબિન્દુથી જોયા કરતી હતી, અને જેમ કોઈ રેડ ઇન્ડિયનને સુધરેલી દુનિયાના ધર્મગુરુ કે ન્યાયાધીશ, ફજેતીનો માંચડો, ફાંસીનું લાકડું, ગૃહજીવન, કે ધર્મસંસ્થા પ્રત્યે જરાયે આદરભાવ ન હોય તેમ એને પણ આ બધી વસ્તુઓ તેમ સંસ્થાઓ પ્રત્યે કશોયે આદરભાવ રહ્યો નહોતો, અને તેથી એ રેડ ઇન્ડિયનના જેટલી જ બેપરવાઇથી આ બધી વસ્તુઓ અને સંસ્થાઓની એ ટીકા કર્યા કરતી હતી અને દોષો કાઢયા કરતી હતી. જીવનમાં એના જે હાલહવાલ થયા હતા, અને જે પરિસ્થિતિમાં એ મુકાઇ હતી તે સઘળાનું વલણ એને મુક્ત ને નિરંકુશ બનાવવા તરફ જ રહ્યું હતું. એનો હિંગળોકિયો અક્ષર જાણે કે બીજી કોઈપણ સ્ત્રી

જ્યાં જવાની કદીપણ હિંમત ન કરી શકે એવા પ્રદેશોમાં પ્રવેશ કરવાના એના પરવાના રૂપ બની ગયો હતો. ફજેતી, નિરાશા, અને એકલતા, આ એના શિક્ષકો બન્યા હતા–નિરંકુશ નિષ્ઠુર શિક્ષકો બન્યા હતા. અને આ શિક્ષકોએ એને નીડર મક્કમ બનાવી હતી, તો સાથે સાથે આ બધા શિક્ષકોએ એને ઘણું ઘણું ઊંધું શિક્ષણ પણ આપ્યું હતું.

ત્યારે બીજી બાજૂએ પાદરીએ જોકે એક સર્વજનમાન્ય નિયમનો ભયંકર રીતે ભંગ કર્યો હતો.છતાં એ પ્રસંગ એના જીવનમાં કેવળ અપવાદરૂપ ગણાય એવો નિરાળો હતો, બાકી સમસ્ત જીવનમાં સર્વજનમાન્ય નિયમોની મર્યાદાનો ભંગ કરવાને તેને પ્રેરે એવો અનુભવ તેને કદી થયો જ નહોતો. જે એક પ્રસંગે તેને હાથે સર્વજનમાન્ય નિયમનો ભંગ થઇ ગયો હતો તે પણ તેણે જાણી બૂઝીને ઇરાદાપૂર્વક કરેલું પાપ નહોતું, અથવા કોઇ સુવિચારિત જીવનસિદ્ધાન્તના અનુસરણરૂપે એ દુરાચરણ તેણે કર્યું ન હતું, પણ એ તો કેવળ કોઇ કમભાગી પળે રાગાવેશને વશ બની જવાથી થઇ ગએલું સ્ખલન માત્ર હતું. એ દુર્ભાગી પ્રસંગ બની ગયા પછી તે કેવળ પોતાના કાર્યોનું કે આચરણનું જ નહિ–કેમકે કાર્યો કે આચરણને સુવ્યવસ્થિત અને સુનિયમિત રાખવાં એ તો પ્રમાણમાં બહુ સહેલી વાત હતી–પણ હૃદયમાં ઊઠતી એકેએક આછામાં આછી ઊર્મિનું તેમ એકેએક વિચારનું લગભગ વિકૃત ગણાય એટલી બધી ખંત અને બારીકાઇથી નિરીક્ષણ કર્યા કરતો હતો અને એ બધા પર સતત રીતે કડક ચોકી રાખ્યા કરતો હતો. તે ધંધે પાદરી હતો, અને પાદરીનું સ્થાન એ દિવસોમાં સમાજના શિખરભાગે હોવાથી એ સમાજના નિયમો, સિદ્ધાંતો, અને રાગદ્વેષો ને પૂર્વગ્રહોથી પણ તે બીજા કોઇ પણ ધર્માધિકારી કરતાં વિશેષ જકડાએલો હતો. તે ધર્મગુરુ હતો તેથી સમાજવ્યવસ્થાનું પોલાદી ચોકઠું તેને ચારે બાજૂથી જરાય ચસાય નહિ એવી સજ્જડ રીતે રૂંધી રહ્યું હતું. તેણે જીવનમાં એક વાર પાપ કર્યું હતું તે ખરું. છતાં એ પાપનો વ્રણ રૂઝાએલો વ્રણ સદાયે સળકયા કરતો હતો. તેથી તેનું અંતર બીજા પાપીઓની જેમ બહેરું કે નઠોર ન બની જતાં અગાઉના જેટલું સચેત અને અત્યંત પીડા કર્યા કરે એવું આળું રહ્યું હતું. એટલે જીવનમાં એક વાર પાપ કરવાથી તો તેણે કદી પણ પાપ કર્યું ન હોત તેના કરતાં પણ નીતિનિયમોનું પાલન કરવાનું અને સદાચારની મર્યાદામાં જ પુરાઇ રહેવાનું તેને વિશેષ બળ અને પ્રેરણા મળ્યાં હતાં દૂધથી દાઝેલો છાશ પણ ફૂંકીને પીએ તેની પેઠે એક વાર અકસ્માત્ પાપ થઇ ગએલું તેથી, હવે તો આખી જીંદગીભર કદી પણ પાપને ઓછાયે પણ ન જાય એવી તેની સ્થિતિ સદાચારની દ્દષ્ટિએ સુરક્ષિત બની ગઇ હતી.

આમ આપણને લાગે છે કે હેસ્ટર પ્રાઇનના સંબંધમાં તો સમાજબહિષ્કાર અને જાહેર ફજેતીનાં સાત વરસનો સમસ્ત ગાળો જાણે કે આ અત્યારની પળ માટે એને સુસજ્જ બનાવવાની કેવળ તાલીમરૂપજ બન્યો હતો, ત્યારે આર્થર ડિમ્મડેઇલની સ્થિતિ કેવી હતી ! એના જેવો માણસ જો એક વાર ફરીથી પતન પામે તો તેના એ ગુનાના બચાવમાં કઇ દલીલ કરી શકાય એવું હતું ? એક પણ નહિ; સિવાય કે તે એમ કહે કે લાંબા વખતની આત્યંતિક વેદનાથી પોતે હારી ગયો હતો; પોતાને જે પશ્ચાત્તાપ અને ગ્લાનિ થતા હતાં તે પશ્ચાત્તાપ અને ગ્લાનિથી જ પોતાનું ચિત્ત ગૂંચવાઇ ગયું હતું અને ધૂમાવૃત બની ગયું હતું; એક બાજૂએ સ્પષ્ટ અસંદિગ્ધ ગુનેગારના રૂપમાં આંહીંથી નાસી છૂટવાની વાત હતી. તો બીજી બાજૂએ આંહીં રહીને જૂઠા દંભી પુરુષની પેઠે જીવન ગાળવાની વાત હતી, અને આ બેમાંથી કઇ બાબતની પસંદગી કરવી તે પોતાની સદસદ્‌વિવેકશક્તિને માટે કપરી વસ્તુ થઇ પડી હતી; આહીં રહે તો પોતાને માથે મરણ, જાહેર ફજેતી, અને પોતાના દુશ્મનના અકળ કાવાદાવાનાં જોખમો ઝઝૂમી રહ્યાં હતાં; અને છેવટની વસ્તુ એ કે, આંહીંથી નાસી જાય તો પોતે આંહીં જે દુઃખથી દબાઇ ગએલું જીવન ગાળતો હતો તેને બદલે પોતાના જેવા ક્ષીણ, રોગી, દુર્ભાગી, લાચાર જીવનયાત્રાળુના સૂકા વેરાન જીવનમાર્ગમાં માનવસ્નેહ અને સમભાવની, આહીંના કરતાં કોઇ નવાજ અને સાચા જીવનની ઝાંખી કરવાની આશા રહેલી હતી. આવી દલીલ સિવાય પોતાના ગુનાના બચાવમાં એ બીજું કશું કહી શકે એવું નહોતું. પણ આવી દલીલથી તેને શો

લાભ થવાનો હતો? આવી લૂલી દલીલ તેના આ મહાભયંકર ગુનાનો શી રીતે બચાવ કરી શકે એમ હતું? એટલે કોઇને કડક અને ગ્લાનિમય લાગે છતાં સત્ય સિદ્ધાન્ત આંહીં જણાવી દેવો જોઇએ કે કોઇ પણ માનવ આત્મામાં જો પાપ કે દુરાચારે એક પણ વાર જરા સરખું પણ ગાબડું પાડ્યું હોય, તો આ ભવમાં તો એ ગાબડું કદી પણ પૂરી શકાતું જ નથી. બહુ બહુ તો એ ગાબડાની માણસ ચોકી કરી શકે; એમાં થઇને કોઈ દુશ્મન પોતાના આત્મદુર્ગમાં એ રસ્તે થઇને પેસી ન જાય અથવા તે જે એક રસ્તે સફળ થએલો હતો તે સિવાય આક્રમણ કરવાનો કોઇ બીજો રસ્તો કે કોઇ બીજું સ્થાન શોધી કાઢીને પોતાના પર તૂટી ન પડે એટલી સંભાળ રાખી શકે. પણ દીવાલમાં એક વાર ગાબડું પડ્યું તે તો એમનું એમ જ રહેવાનું અને પોતે એક વાર વિજયનો આસ્વાદ લીધેલો એટલે એવો વિજય ફરી બીજી વાર માણવાની ઇચ્છાથી દુશ્મન એ ગાબડા પાસે હમેશાં ચોરપગલે આંટા માર્યા જ કરવાનો અને ફરી વળી સફળતાપૂર્વક છાપો મારવાની તક સદાય શોધ્યા જ કરવાનો.

હેસ્ટરની સૂચના સાંભળીને પાદરીના મનમાં કંઇ મંથન થયું હોય તોપણ તે વર્ણવાની આંહીં કંઇ જરૂર નથી. આંહીં તો એટલું જ જણાવવું બસ થશે કે પાદરીએ નાસી જવાનો નિશ્ચય કર્યો અને તે પણ એકલા નહિ પણ કોઇકની સાથે.

'આ છેલ્લાં સાત વરસના સમસ્ત ગાળામાં જો શાન્તિ અને આશાની એક પણ પળ અનુભવ્યાનું મને યાદ આવે,' તેણે મનમાં વિચાર કર્યો, 'તો હું ભવિષ્યમાં મોડી મોડી પણ ભગવાન મારા પર દયા બતાવશે એવા અવલંબન પર મારું જીવન ટકાવી રાખું. પણ જો મારે માટે ઉદ્ધારની કોઇ આશા જ રહી ન હોય અને મને અચળ આખરી સજા જ જો થઈ ગઇ હોય, તો પછી સજા પામેલ ગુનેગારને ફાંસીએ ચડાવે તે પહેલાં થોડા દિવસ જે દિલ બહેલાવવાની છૂટી મળે છે તેવી છૂટીની આ તક મને મળી છે, તો એ મારે શામાટે ઝડપી ન લેવી? અથવા, હેસ્ટર મને સમજાવે છે તેમ આ ઉચ્ચતર જીવનભણી જનારો માર્ગ હોય, તો તો પછી એ માર્ગનું અનુસરણ કરવામાં એનાથી ચડિયાતી કોઇ પણ વસ્તુને હું ખચિત જતી નથી જ કરતો! વળી, એના સાથ વગર તો હવે મારાથી વધુ વખત જીવી શકાય એમ જ નથી; મારા જેવા જર્જરિત પુરુષને ટેકો આપવાનું અને બળતરામાં રિબાતા પુરુષને સાન્ત્વન આપવાનું એનામાં એટલું બધું બળ છે કે મારાથી એના સાથ વગર તો હવે જીવી શકાય એમ જ નથી. તો હે ભગવાન, તારી સામે મોં ઊંચું કરીને મીટ માંડવાની તો મારામાં હવે હિંમત રહી નથી, એટલે નીચું જોઇને જ તને આજીજી કરું છું, કે હજુ પણ તું મને મારા પાપની માફી આપ.'

'તારે જવાનું જ છે, ચોકક્સ!' પાદરીએ હેસ્ટરની આંખ સામે દૃષ્ટિ કરી એટલે એણે સ્વસ્થતાથી કહ્યું.

એક વાર આ નિર્ણય થઇ ગયો એટલે પાદરીના હૈયામાં જે યાતના થઇ રહી હતી તેના પર વિલક્ષણ પ્રકારના આનંદની દીપ્તિ ઝાંખો પ્રકાશ નાખવા લાગી. કોઇ બંદીવાન પોતાના અંતરના ઊંડા ભોંયરામાંથી તાજો જ નાસી છૂટ્યો હોય, તેને અંકુશરહિત ધર્મભાવનાથી પુનિત નહિ બનેલા, અને સંસ્કારિતાની ધૂંસરીમાં નહિ જકડાએલા એવા કોઇ પ્રદેશના મુક્ત વાતાવરણની અંદર શ્વાસ લેતાં જે આનંદ થાય એવો આનંદ અત્યારે તેને થઇ રહ્યો. અત્યારે જાણે તેનો આત્મા એક જ ફલંગે ઊંચે ઊડ્યો, અને આજ સુધી ધૂળમાં રગદોળાવાની યાતના ભરેલા આ સઘળાં વરસો દરમિયાન તે કદી નહિ કરી શકેલ એવા વિશેષ નિકટતર આકાશદર્શન અત્યારે કરવા લાગ્યો. મૂળથી ઊંડી ધર્મનિષ્ઠાવાળી પ્રકૃતિનો હોવાથી અત્યારે પણ તેની મનોદશા અનિવાર્ય રીતે જ ભક્તિભાવથી રંગાઈ ગઇ.

'ઓહો! આ શું ફરી વળી આનન્દનો અનુભવ થાય છે મને?' પોતાના અનુભવથી આશ્ચર્યચકિત થતો તે બોલ્યો. 'મને તો એમ હતું કે આનન્દનાં બીજ તો મારામાં બળી ગયાં છે! અરે હેસ્ટર, તું જ મારા જીવનનો કલ્યાણકારી ફિરસ્તો છે! મને તો એમ લાગતું હતું કે મેં મારી પાપથી ખરડાએલી, ખેદથી સામળી પડી ગએલી, માંદલી કાયાને આ જંગલનાં પાંદડાં પર નાખી દીધી હતી, પણ હવે મને લાગે છે કે એ પાંદડાં પરથી હવે હું ઊભો થયો છું, અને હવે પહેલાં જેવો માંદલો અને દુર્બળ રહ્યો નથી, પણ સાવ

નવે જ અવતાર આવીને ઊભો થયો છું. અને કૃપા વરસાવનાર ભગવાનના મહિમાનો વિસ્તાર કરવાને નવી શક્તિઓ મેળવીને હું અત્યારે ઊભો થયો છું એમ મને અત્યારે અનુભવ થઈ રહ્યો છે! ઓહો! આ તો નવું સુખમય જીવન શરૂ પણ થઈ ગયું ને શું? ત્યારે આપણે આથી વહેલાં કેમ ન મળ્યાં?'

'હવે ગઈ ગુજરી નહિ સંભારવી,' હેસ્ટર પ્રાઈને જવાબ આપ્યો. 'ભૂતકાળ પસાર થઈ ગયો છે, તો પછી એની ને એની વાતો ફરી ફરીને શા માટે કર્યા કરવી? જો, આ મારી નિશાની લઈને હું એ ભૂતકાળને ઉખેડી દૂર કરી દઉં છું, જાણે એ કદી હતો જ નહિ એમ એને સર્વથા નષ્ટ કરી નાખું છું!'

આમ બોલતાં એણે એ કિરમજી રંગના અક્ષરને પોતાના કપડા સાથે બાંધી રાખનારી ગાંઠ છોડી નાખી, અને છાતી પરથી લઈને તે કરમાઈ ગયેલાં પાંદડા પર દૂર ફેંકી દીધો. ત્યાંથી એ બેદરકારી સંગાથે સરતી સરતી ઝરાના આ બાજુના કાંઠા આગળ જઈ પહોંચી. ત્યાંથી જો એક જ હાથ એ અક્ષર આગળ વધ્યો હોત, તો એ ઝરાના પાણીમાં પડ્યો હોત, અને ઝરાને બીચારાને અત્યારસુધીમાં અનેક દુઃખોની અકળ વાતો અત્યારે કરી રહ્યો હતો તેમાં એકનો ઉમેરો થાત, અને તેને એક વિશેષ દુઃખચિહ્નને આગળ ઘસડી જવું પડત. પણ એ ભરતભરેલો અક્ષર તો ઝરાને કાંઠે જ થંભી ગયો, અને કોઈના હાથમાંથી ભૂલ ભૂલમાં સરી પડીને ગુમ થઈ ગયેલા રત્નના પેઠે ત્યાં ચળકવા લાગ્યો. આથી કોઈ અભાગિયા વટેમાર્ગુને એ ઊંચકી લેવાનું મન થાય એવું હતું, પણ જો એવી રીતે તેણે એ ઊંચકી લીધો હોત, તો પછી પાપ, નિરાશા, અને અકળ અગમ્ય દુર્ભાગ્યનાં દર્શનોથી તેનું અંતર હંમેશાં ઘેરાએલું રહેત.

આ કલંકચિહ્ન ગયું એટલે હેસ્ટરે છુટકારાનો એક લાંબો ઊંડો નિઃશ્વાસ મૂક્યો, અને એ નિઃશ્વાસની સાથે જ અત્યારસુધીની શરમ અને વેદનાનો સઘળો ભાર એના અંતરમાંથી ચાલ્યો ગયો. આહા! પછી એને કેટલી બધી નિરાંત થઈ ગઈ! આ કલંકચિહ્નનો ભાર કેટલો મોટો હતો તેનું ભાન તે એમાંથી છૂટી થઈ ત્યારે જ સમજી શકી! એવી જ એક બીજી આવેશમય પ્રેરણાને બળે એણે પોતાના માથા પર પોતાના વાળને અંદર રૂંધી રાખનારી જે ટોપી પહેરી હતી તે માથા પરથી લઈ લીધી, એટલે તરત કાળા, ઘાટા વાળ, પોતાની વિપુલ સમૃદ્ધિમાં છાયાપ્રકાશનું વૈવિધ્ય દાખવતા એના ખભા પર પથરાઈ રહ્યા, અને એના ચહેરામાં પણ અત્યાર સુધી નહિ જોવામાં આવેલું એવું માર્દવ અને આકર્ષણ આપવા લાગ્યા. એના મુખ પર અને એની આંખોમાં પણ, જાણે એના સ્ત્રીત્વના ઊંડાણમાંથી ઊછળી રહ્યું હોય એવું ઉલ્લાસભર્યું લલિત સ્મિત ફરકી રહ્યું. લાંબા વખતથી સાવ ફીક્કા દેખાતા એના ગાલ પર રતુમડી દીપ્તિ છવાઈ રહી. આ એક કલાકના ચમત્કારિક ગાળામાં લોકો જેને કદી પણ પુનર્જીવન ન પામે એવો ગણે છે તે ભૂતકાળના પ્રદેશમાંથી એનું સ્ત્રીત્વ, એનું જોબન, અને એની સકળ સૌન્દર્યલક્ષ્મી એ સઘળું એનામાં પાછું આવ્યું અને અત્યારે એના ચિત્તમાં મુગ્ધ કન્યાના જેવા જે નવા કોડ જાગ્યા હતા અને પૂર્વે કદી નહિ માણેલું એવા જે સુખનો અત્યારે એ અનુભવ લઈ રહી હતી તેને આધારે એની કાયામાં લખલખવા લાગ્યું અને કેમ જાણે અત્યારસુધી આકાશ અને પૃથ્વી પર જામી રહેલું ધુંધળું વાતાવરણ આ બે મર્ત્ય આત્માઓનાં અંતરમાંથી સ્રવી રહેલા ઝરણરૂપ હોય તેમ, જેવું એમનું ઉદાસીપણું એમનામાંથી ચાલ્યું ગયું તેવું જ એ ધૂંધળું વાતાવરણ પણ એકદમ અદૃશ્ય થઈ ગયું. પછી, કેમ જાણે આકાશ એકાએક સ્મિત કરી શક્યું હોય એવી રીતે, એકદમ સૂર્યપ્રકાશ ભભૂકી નીકળ્યો, અને બારેખમ સોગિયાં ઝાડોનાં ભૂખરાં થડો પર દીપ્તિ પથરાવતો, પ્રત્યેક લીલા પાંદડાને ચમકાવતો, અને ખરી પડેલા પ્રત્યેક પીળા પાંદડામાં સોનેરી કાન્તિનો સંચાર કરતો આ ધૂસર જંગલમાં તેજની રેલછેલ કરી રહ્યો. અત્યાર સુધી છાયા પાથરી રહેલા સઘળા પદાર્થો હવે પ્રકાશને સત્કાર કરવા લાગ્યા. પેલા નાનકડા ઝરાનું વહેણ પણ હવે ખુશનુમા ચમકથી શોભી રહ્યું, ને એ ખુશનુમા ચમકને લીધે જ જંગલના છેક ઊંડા અકળ અંતર સુધી હવે એનો પ્રવાહ જોઈ શકાતો હતો, અને જંગલના ઊંડા અંતરની જે અકળતા અત્યારે લાગતી હતી તે પણ પહેલાંની પેઠે ઉદાસીની નહિ પણ ઉલ્લાસની અકળતા લાગતી હતી.

આ બે આત્માઓના સુખ પ્રત્યે પ્રકૃતિને આટલો બધો સમભાવ હતો–વનપ્રદેશની એ અણઘડ અસંસ્કારી ધર્મભાનરહિત પ્રકૃતિને, માનવીને હાથે હજુ કદી નહિ નથાએલી અને ઉચ્ચતર સત્યથી હજુ કદી નહિ પ્રકાશિત બનેલી એવી આ જંગલી પ્રકૃતિને, આ બે આત્માઓના સુખ પ્રત્યે આટલો બધો સમભાવ હતો. પ્રેમ, પછી તે પહેલી જ વારનો નવો જ જન્મતો હોય, અથવા તો મૃત્યુના જેવી ગાઢ સુષુપ્તિમાંથી લાંબા અંતરે જાગતો હોય તોપણ, એ પ્રેમ, સદાયે પ્રકાશને પેદા કરે છે, અને હૃદયને એટલી બધી દીપ્તિથી ભરી દે છે કે પછી એ દીપ્તિ ત્યાંથી છલકાઇને બાહ્ય જગતમાં રેલાવા લાગે છે. આ જંગલ કદાચ હજુ પણ પહેલાંના જેવું જ ધૂંધળું રહ્યું હોત તોપણ હેસ્ટરની નજરે તેમ આર્થર ડિમ્સડેઇલની નજરે તો તે ચમકદાર જ દેખાયું હોત!

હેસ્ટરે વળી પાછો આનંદનો નવો ચમકારો અનુભવીને આવેશમાં તેની સામે નજર કરી.

'તારે હવે પર્લનો પરિચય કરવાનો છે,' એ બોલી, 'આપણી નાનકડી પર્લનો! તેં એને જોઇ તો છે–મને ખબર છે એ–પણ હવે તું જોઇશ તે જુદી જ નજરે જુદા જ ભાવથી જોઇશ. ભારે વિચિત્ર છોકરી છે એ! મને તો એ સમજાતી ય નથી! પણ મારી પેઠે તને પણ એના પર ખૂબ પ્રેમ આવશે; અને મારે એને કેમ કેળવવી એ તું પછી મને શીખવજે.'

'તને લાગે છે કે મારો પરિચય કરતાં એ બાળકને આનન્દ થશે?' પાદરીએ જરાક ચિંતાપૂર્વક પૂછ્યું. 'છોકરાંઓ મારી સાથે બહુ જલદીથી હળી જતાં નથી–મારા પ્રત્યે ઘણીવાર અવિશ્વાસનો ભાવ બતાવે છે–એટલે લાંબા વખતથી હું છોકરાંઓથી દૂર જ રહ્યો છું. આ પર્લનો પણ એ જ પ્રમાણે મને ડર લાગ્યા કર્યો છે!'

'અરે, એ તો કંઇ સારું ન કહેવાય!' તેની માએ કહ્યું. 'પણ છતાં એ તને ખૂબ પ્રેમથી ચહશે, અને તને પણ એટલો જ પ્રેમ એના પર થશે. આંહીં આટલામાં જ છે એ. એટલે હું બોલાવું એને. પર્લ! એ પર્લ!'

'આંહીંથી દેખાય છે મને એ,' પાદરીએ કહ્યું. 'ઓ રહી પણે એ, ઝરાને સામે કાંઠે સૂર્યપ્રકાશમાં ચમકતી ઊભી છે ત્યાં. ત્યારે તને લાગે છે કે એ બાળક મારા પર વહાલ રાખશે, એમ?'

હેસ્ટરે સ્મિત કર્યું, અને પર્લને ફરીવાર બોલાવી. પાદરીએ વર્ણવી તેમ તે થોડેક છેટે, ડાળીઓની કમાનમાંથી એના પર આવતાં સૂર્યકિરણના પ્રકાશમાં, ભભકદાર વસ્ત્રાભૂષણમાં દીપતી કોઇ કલ્પતામૂર્તિની જેમ ઊભી હતી. સૂર્યકિરણો તેના પર આમતેમ નાચતાં હતાં, ડાળીઓ ઊંચી નીચી થાય તેની સાથે ઘડીકમાં તેના પર પડે અને ઘડીકમાં પાછાં અદૃશ્ય થઇ જાય એમ નાચ્યાં કરતાં હતાં, અને તેથી ઘડીકમાં તેની કાયાને ઝાંખી તો ઘડીકમાં ભભૂકતી બનાવતાં હતાં, ઘડીકમાં જાણે તે સાચે સાચું માનવ બાળક હોય એવા રૂપમાં તેને દેખાડતાં હતાં તો ઘડીકમાં વળી કોઇ નાના બાળકનો અશરીર આત્મા જ હોય તેવા રૂપમાં તેને પ્રકટ કરતાં હતાં. તેણે પોતાની માતાનો સાદ સાંભળ્યો, એટલે તે ધીરે પગલે જંગલમાં થઇને નજીક આવવા લાગી.

પોતાની મા પાદરીની સાથે વાતો કરતી બેઠી હતી તે દરમિયાનમાં પર્લને કંઇ પોતાનો સમય કંટાળાજનક નહોતો લાગ્યો. આ ઘેરું વિશાળ મહાવન જે લોકો પોતાના હૈયામાં જગતનાં પાપો અને દુઃખો ભરીને આવતાં હતાં તેમને જોકે અત્યંત કરાલ લાગતું હતું, છતાં આ એકલવાઇ બાળકી તો તેને જુદી જ દૃષ્ટિથી જોતી હતી, એટલે તેનું તો તે રમતમાં ભાઇબંધ જેવું બની ગયું હતું. ભારેખમ સોગિયું હોવા છતાં આ બાળકનો સત્કાર કરવાને માટે એણે જોણે કે સૌથી વધારે પ્રેમાળ સ્વરૂપ ધારણ કર્યું હતું. આ બાળકને આરોગવા માટે આગલી શિશિરઋતુમાં થએલાં પણ હજુ આ ચાલુ વસંતમાં જ પડેલાં, અને તેથી સૂકલ પાંદડાં પર રક્ત બિંદુ પેઠે ચમકી રહેલાં રાતાં રતાં પાક બોર તે એની સમક્ષ રજૂ કરતું હતું. પર્લે આ બધાં બોર ભેગાં કરી લીધાં અને એનાં વગડાઉ સુવાસ ને મીઠાશથી તે ખુશ ખુશ થઇ ગઇ. તે આવતી હતી ત્યાં રસ્તામાં કેટલાંક પક્ષીઓ ફરતાં હતાં, પણ એ નાનકડ જંગલવાસીઓએ તેના માર્ગમાંથી આઘાં ખસવાન જરાયે પરવા કરી નહિ, એક તેતર તો વળી, પોતાન

દસેક બચ્ચાંઓના કાફલા સાથે, જાણે તેના પર હલ્લો કરતી હોય એવી રીતે તેની સામે ધસી, પણ તેને પોતાના આ સાહસનો તરત જ પસ્તાવો કરવો પડ્યો અને પોતાનાં બચ્ચાંને આશ્વાસન ને હિંમત આપવા કલકલ અવાજ કરવો પડ્યો. એક નીચી ડાળી પર એક કબૂતર બેઠું હતું, તેણે કશો વિરોધ કર્યા વગર પોતાની એ ડાળી હેઠેથી પર્લને પસાર થવા દીધી અને એ વખતે એક અવાજ કર્યો, પછી તે અવાજ સ્વાગતનો હતો કે ભીતિનો હતો તે તો જે હોય તે ખરું, એક ખિસકોલીએ પોતાના વતનરૂપ વિશાળ વૃક્ષના ઊંડાણમાંથી અવાજ કર્યો, પછી એ અવાજ ક્રોધનો હોય કે ખુશાલીનો હોય તે તો કોણ જાણે, કેમકે ખિસકોલી એવું ચીડિયું તેમ લહેરી નાનકડું પ્રાણી છે કે કયે વખતે એ કઇ મનોદશામાં છે તે નક્કી કરવું હમેશાં મુશ્કેલ પડે છે—એટલે એવો અવાજ કરીને તેણે આ છોકરીના માથા પર એક ફળ ફેંક્યું. એ ફળ ગઇ સાલનું હતું, અને ખિસકોલીના તીણા દાંતથી કરડાએલું હતું. પર્લ પાંદડાં પર ધીરે પગલે ચાલતી હતી તેના અવાજથી ઊંઘમાંથી ઝબકી ઊઠેલું એક શિયાળ, હવે આહીંથી છટકી જવું કે આહીં ને આહીં પાછી ઊંઘ ચાલુ રાખવી તેનો જાણે વિચાર કરતું હોય એવી રીતે પર્લને કૌતુકપૂર્વક જોઇ રહ્યું. વળી કહેવાય છે કે—જો કે આહીંથી હવે આ વાત ચોક્કસ અસંભવિતતાના પ્રદેશમાં સરવા લાગે છે——એક વરુએ આવીને પર્લના ઝભલાને સૂંઘી જોયું, અને પર્લ પોતાને પંપાળે એટલા માટે પોતાનું વિકરાળ માથું તેની આગળ ધર્યું. પણ ખરી વાત તો એ લાગે છે કે આ માનવ બાળકની નિરંકુશ સ્વચ્છંદ પ્રવૃત્તિમાં વનમાતા અને તેના ખોળામાં ઊછરેલા આ બધાં જંગલી પ્રાણીઓને પોતાના જેવી જ નિરંકુશતા અને સ્વચ્છંદનાં દર્શન થતાં હતાં.

અને આ બાળકી પણ, કોરે ઘાસ ઊગી નીકળેલી શહેરની શેરીઓ કરતાં અથવા પોતાની માતાના ઝૂંપડા કરતાં આહીં વિશેષ સૌમ્ય બની ગઇ હતી. ફૂલોને આ વાતની ખબર હોય એમ જણાતું હતું, એટલે તે બાજૂમાં થઇને પસાર થઇ રહી હતી ત્યારે એક પછી એક સૌ ધીરા અવાજે બોલવા લાગ્યા કે 'મારાથી શણગાર, મધુર બાળક, મને ચૂંટીને તારા દેહને મારાથી શણગાર!'—અને પર્લે પણ એ સૌને રાજી રાખવા માટે જાતજાતનાં ફૂલો અને ખખડધજ વૃક્ષોની લીલી ડાંખળીઓ એકઠી કરી લીધી આ બધાંથી તેણે પોતાના વાળ અને પોતાની સુકુમાર કમર શણગારી, એટલે પછી તે કોઇ અપ્સરાપુત્રી હોય, કે કોઇ વનદેવીની બાળકી હોય, અથવા આ પુરાતન વનની સાથે ગાઢ સંબંધ ધરાવતા કોઇ વર્ગની કન્યા હોય એવી દેખાવા લાગી તેની માતાએ સાદ પાડીને તેને બોલાવી ત્યારે પર્લે આવી શણગારસામગ્રી ધારણ કરી હતી, એટલે આવા વેશમાં તે પોતાની મા પાસે ધીમે પગલે પાછી ફરી.

ધીમે પગલે—કેમકે તેણે પાદરીને જોયા!

## ૧૯

## ઝરાને કિનારે

'તને એના પર ખૂબ પ્યાર આવશે,' બન્ને જણ પર્લને પાછી આવતી જોઇ રહ્યાં હતાં એ વખતે હેસ્ટરે પ્રાયને કહ્યું, 'સુંદર નથી લાગતી તને એ? અને જો, કેવી સહજ કુશળતાથી પેલાં સાદાં ફૂલો વડે તેણે પોતાની કાયાને શણગારી છે! ફૂલોને બદલે તેણે જંગલમાંથી હીરા, મોતી, ને માણેક એકઠાં કર્યાં હોત, તો એ પણ તેની કાયાને આથી વધુ શોભા ન આપી શકત! કેવી રૂપાળી છે એ! પણ એનું કપાળ કોનું છે એ જાણું છું હો, હું!'

'તને ખબર છે, હેસ્ટર?,' અસ્વસ્થ સ્મિત કરીને આર્થર ડિમ્સડેઇલે કહ્યું, 'રોજરોજ તારી સાથે દડબડતા આ પ્રિય બાળકને દેખીને મને પુષ્કળ ચિંતા થયા કરતી હતી! મને એવો વિચાર આવતો, હેસ્ટર—કેવો એ વિચાર, અને કેવો ભડકાવી મૂકે એવો—કે અમુક અંશે એ બાળકના ચહેરામાં મારો અણસાર આવે છે, અને તે એટલો બધો ધ્યાન ખેંચે એવો છે, કે લોકોને ક્યાંક તેની ખબર પડી જશે એવી મને ધાસ્તી લાગ્યા કરતી હતી! પણ તેનો ચહેરો મોટે ભાગે તો તારા જેવો જ છે, હો હેસ્ટર!'

'ના, ના! એટલો બધો નહિ,' મૃદુ સ્મિત કરીને તેની માતાએ ઉત્તર આપ્યો. 'જરાક મોટી થવા દે તું એને, એટલે તને ખબર પડશે કે એ કોની છોકરી છે. પણ આ વગડાઉ ફૂલો વાળમાં ગૂંથીને આવે છે તે કેવી નવી જ જાતની સુંદરતા એનામાં ચમકી રહી છે! જાણે

આપણે આપણા પ્રિય પુરાણા ઇંગ્લંડના મુલકમાં મૂકતાં આવ્યાં છીએ એવી કોઇ પરી જ આપણને મળવા જાણે માટે આવો શણગાર ધારણ કરીને આવે છે!'

પૂર્વે બેમાંથી કોઇએ પણ કદી નહિ અનુભવેલી એવી લાગણીથી એ બન્ને જણ પર્લને ધીમી ગતિથી આવતી જોઇ રહ્યાં. એ પર્લમાં બન્નેને એકરૂપ બ ાવી રહેલી સંયોગી કડી મૂર્તિમાન થઇ રહી હતી. જે ગુપ્ત વાત તેઓ બન્ને આટલી ચૂપકીથો સંતાડવાને મથી રહ્યાં હતાં તે ગુપ્ત વાતને પ્રકટ કરી દેનારા જીવન્ત ચિત્રાક્ષર રૂપે આ છેલ્લાં સાત વરસથી તેને જગત સમક્ષ રજૂ કરવામાં આવી હતી, અને આ જવાલામયી લિપિને ઉકેલી શકે એવો કોઇ કુશળ પેગંબર કે જાદૂગર ત્યાં હોત તો એ લિપિના દ્વારા એ ગુપ્તવાતને નિઃશંક કળી જાય એવી સ્પષ્ટ આ બાળકીના દેહ રૂપી સંજ્ઞા હતી—એટલી ખુલ્લી રીતે તેનામાં એ બન્નેનાં આકારલક્ષણો પ્રકટ થઇ રહ્યાં હતાં. અને પર્લમાં એમના જીવનની એકતા સિદ્ધ થતી હતી. ભૂતકાળમાં એમને હાથે જે દુરાચાર થઇ ગયો તે તો હવે એકવાર થઇ ગયો, અને તે તો જેવો ગણાવો હોય તેવો ભલે ગણાય, પણ તેના પરિણામે જન્મેલી આ બાળકી—જેનામાં તેઓ બન્ને એકત્વ પામ્યાં હતાં અને જેના દ્વારા તેઓ બન્ને અનન્ત કાળ સુધી અભિન્નરૂપે રહેવાનાં હતાં એવી આ બાળકી—ને જ્યારે તેઓ જોતાં ત્યારે તેમનું બન્નેનું ઐહિક અને આમુષ્મિક ઉભય પ્રકારનું જીવન સદાને માટે સંલગ્ન થઇ રહેલું છે એ વાતની પછી તેમને શંકા શી રીતે રહી શકે? પર્લ પાસે પાસે આવતી ગઈ તેમ તેમ આવા આવા—અને કદાચ તેઓ સ્વીકારી નહિ શકેલાં અથવા સ્પષ્ટરૂપમાં આલેખી નહિ શકેલાં એવા બીજા પણ—વિચારોને લીધે તેમની દૃષ્ટિમાં બાળકીની આસપાસ એક પ્રકારનો ભયપ્રેરક પરિવેષ રચાઈ ગયો હોય એવું લાગ્યું.

'તું એને બોલાવ ત્યારે તારી રીતમાં કશોય અસાધારણ ભાવ–પ્રેમ કે આતુરતાનો કશોય આવેશ કે ઊભરો–તું દેખાવા દઇશ નહિ!' હેસ્ટરે તેને ધીરેથી કહ્યું. 'કેટલીક વાર આપણી આ પર્લ કોઇ તરંગી અને વિચિત્ર પ્રકારનું પોરિયું બની જાય છે. ખાસ કરીને, તે એનું કારણ પૂરેપુરું સમજી શકતી હોય ત્યાં સુધી કોઇ પણ માણસ અત્યંત લાગણી દર્શાવે એ સાંખી શકતી નથી. પણ છતાં એનામાં પ્રબળ સ્નેહભાવ છે એમાં તો કંઇ શંકા જ નથી! મારા પર એ ખૂબ પ્યાર રાખે છે, અને તારા પર પણ જરૂર રાખશે!'

'એને મળતાં મારું હૃદય કેટલું બધું ડરે છે,' હેસ્ટર પ્રાઇન ભણી તિરછી નજર કરીને પાદરીએ કહ્યું, 'અને છતાં સાથે સાથે એને મળવાને મારું હૃદય કેટલું બધું ઝંખે છે. એનો ખ્યાલ તને નહિ આવી શકે! પણ, મેં તને પહેલેથી જ કહી દીધું તે પ્રમાણે, ખરી વાત તો એ છે કે છોકરાંઓ મારી સાથે એકદમ હળી જતાં નથી. તેઓ મારા ઘૂંટણ પર ચડી બેસતાં નથી, તેમ મારા કાનમાં ઘૂસપૂસ કરતાં નથી, તેમ તેમની સામે જોઇને હું મોં મલકાવું. તો તેઓ સામે પોતાનું મોં પણ મરકાવતાં નથી, પણ મારાથી અળગાં ઊભાં રહે છે, અને મને વિલક્ષણ દૃષ્ટિએ જોઇ રહે છે. છેક નાનાં બચ્ચાં પણ હું તેમને હાથમાં તેડું છું તો ચીસેચીસ પાડીને રડવા લાગે છે. છતાં પર્લે તો તેની આટલી ઉંમરમાં મારા પ્રત્યે બે વાર માયા બતાવી છે! પહેલી વાર–તું જાણે છે એ બરાબર! અને છેલ્લીવાર તે તું પેલા કરડા સૂબાને ત્યાં તેને લઇને આવી હતી એ વખતે.'

'અને એ વખતે તેં તેને ખાતર તથા મારે ખાતર ભારે હિંમતપૂર્વક વકીલાત કરેલી, હો!' બાળકની માતાએ કહ્યું. 'મને એ સાંભરે છે; અને પર્લને પણ એ સાંભરતું હશે ચોકકસ. તો બીશ નહિ જરાય! શરૂઆતમાં કદાચ એ તારી આગળ શરમાશે અથવા વિચિત્ર જેવી લાગશે, પણ થોડા જ વખતમાં તે તને ચાહવા લાગશે.'

આટલા વખતમાં પર્લ ઝરાને કિનારે આવી પહોંચી હતી, અને તેને મળવાની વાટ જોઇને પેલા ઝાડના ઠૂંઠાવાળી જગાએ હજુ પડખે પડખ બેસી રહેલાં હેસ્ટર અને પાદરીને મૂંગી મૂંગી એકીટશે જોતી ઝરાને છેડે ઊભી રહી હતી. બરાબર જે ઠેકાણે તે ઊભી હતી તે જ ઠેકાણે ઝરામાં એક ખાડો બનેલો હતો, એ ખાડામાંનું પાણી એવું શાન્ત અને નિશ્ચલ હતું કે તેની નાનકડી કાયાની નખશિખ છબી એમાં પ્રતિબિંબિત થતી હતી–તેના સમસ્ત જાજવલ્યમાન ચિત્રોપમ સૌન્દર્યથી મંડિત, ફૂલો તથા પાંદડાંની શણગારસામગ્રીથી શોભતી એવી

એની આંખો કાચાની છબી તેમાં પ્રતિબિંબિત થતી હતી, અને તે પણ મૂળ કરતાં વધુ લલિત સૂક્ષ્મ સ્વરૂપમાં પ્રતિબિંબિત થતી હતી. જીવતી પર્લની સાથે સર્વથા મળતી આવતી એવી આ છબી પોતાની અસ્પર્શતા અને છાયામયતા મૂળ પર્લમાં પણ અમુક અંશે સંક્રાન્ત કરતી હોય એવું લાગતું હતું. જંગલના ધૂંધળા વાતાવરણમાં થઇને આ બન્ને જણને જે દૃષ્ટિએ એકીટશે જોતી પર્લ ઊભી હતી–કોઈક સમભાવથી તેની પાસે ખેંચાઈ આવેલા સૂર્યપ્રકાશથી ચમકતા સ્થળે જાતે ઊભી રહીને જે દૃષ્ટિએ આ બન્ને જણને પર્લ એકીટશે જોઇ રહી હતી–તે વિલક્ષણ પ્રકારની હતી નીચે ઝરામા એક બીજી છોકરી ઊભી હતી–બીજી છતાં એની એ, એવી છોકરી ઊભી હતી–અને તે પણ પર્લની પેઠે જ સોનેરી સૂર્યપ્રકાશના કિરણોથી ચમકી રહી હતી. આ પળે હેસ્ટરને પર્લથી પોતે કોઇ અકળ રીતે અળગી પડી ગઈ ગાય, જાણે એ છોકરી જંગલમા થઇને એકલી એકલી ફરતી હોય તેમાં ફરતા ફરતાં મા દીકરી સાથે વસી રહેલા તે વર્તુલમાંથી એ છૂટી પડી ગઇ હોય અને હવે તે વર્તુલમાં પાછી આવવા ને વ્યર્થ ફાંફાં મારી રહી હોય એવું હેસ્ટરને થયુ.

આવી જે છાપ હેસ્ટરને પડી તેમાં સત્ય અને ભ્રમણા ઉભય રહેલાં હતા. મા દીકરી અળગાં થઇ ગયાં હતાં એ વાત સાચી, હતી પણ એમાં દોષ પર્લનો નહિ, પણ હેસ્ટરનો જ હતો. પર્લ પોતાની મા આગળથી છૂટી પડીને ફરતા - રિકળી તે પછી તેની માતાની ઊર્મિઓના વર્તુલમાં એક બીજી વ્યક્તિને પ્રવેશ મળી ચૂકયો હતો, અને તેથી તેની માતાના સમસ્ત ઊર્મિતંત્રનું સ્વરૂપ એટલું બધું બદલાઇ ગયું હતું કે રખડતી રખડતી પર્લ પોતાને સ્થાને પાછી આવી ત્યારે પોતાનુ અસલ સ્થાન તેને જડયું નહિ, અને તેની સ્થિતિ એવી કફોડી થઇ પડી કે પોતે કયા છે એની પણ તેને સૂઝ પડી નહિ.

'મને એક વિચિત્ર તરંગ આવે છે,' સૂક્ષ્મ–સંવેદનશીલ પાદરીએ કહ્યું, 'કે આ ઝરો એ જાણે કે ઇહલોક અને પરલોક વચ્ચેની સીમા છે, એટલે તું તારી પર્લને કદી પણ મળી શકવાની નથી. અથવા એ તે શું કોઇ પ્રેતસૃષ્ટિનો જીવ છે, આપણે બચપણમાં લોકકથા સાંભળેલી તેમાં કહેવામાં આવતું તેમ વહેતા ઝરાની કિનારી ઓળંગવાની જેમને મનાઇ હોય છે એવો કોઈ પ્રેતસૃષ્ટિનો જીવ છે એ? કૃપા કરીને એની આગળ ઉતાવળ કરાવ, કેમકે એના આ વિલંબથી મારા જ્ઞાનતંતુઓ તો કયારના કંપવા લાગ્યા છે.'

'આવ બેટા! આવ!' - પોતાના બન્ને હાથ વિસ્તારીને હેસ્ટર તેને ઉત્તેજન આપતી બોલી, 'કેટલી ધીમી ચાલે છે તુ? આટલી ધીમી કયે દિવસે હતી તું? આંહીં મારો એક મિત્ર બેઠો છે, - અને તે તારો પણ મિત્ર થાય છે. એટલે આજથી તને તારી બા એકલી આપતી'તી એથી બેવડો પ્રેમ ભોગવવાનો મળશે. ઝરો કૂદી જા એ, અને આવ આંહીં અમારી પાસે તું તો નાનકડા હરણાની પેઠે કૂદી શકે છે, તો આવ ઝટ!'

પણ આ મધ જેવાં મીઠાં વચનોની પર્લ પર જરાય અસર થઇ નહિ, અને તે તો હતી તેમ ને તેમ ઝરાને સામે કિનારે ઊભી રહી. ઘડીકમાં તેણે પોતાની ઉન્મત્ત ચમકતી આંખો પોતાની મા પર ઠેરવી રાખી, તો ઘડીકમાં પાદરી પર ઠેરવી રાખી, તો વળી ઘડીકમાં આ બન્ને વચ્ચે કઇ જાતનો સંબંધ ચાલી રહ્યો છે તે શોધી કાઢવા અને સમજવા માટે એ બન્ને પર એકી સાથે દૃષ્ટિ કરવા લાગી. એ બાળકીની દૃષ્ટિ પોતા પર પડી એટલે કોઇ અકળ કારણને વશ થઇને પાદરીનો હાથ તેની હંમેશની સાહજિક ટેવ મુજબ તેને ખબર પણ ન પડે એમ અનાયાસે તેની છાતી પર આવી ગયો. આખરે પર્લે વિલક્ષણ પ્રકારનું સત્તાવાહક સ્વરૂપ ધારણ કરી તર્જની આંગળીથી સ્પષ્ટ રીતે પોતાની માની છાતી દેખાડતાં દેખાડતા પોતાનો હાથ આગળ વિસ્તાર્યો. નીચે ઝરાના દર્પણમાં પણ પુષ્પમેખલાથી શોભી રહેલી પર્લની ચમત્કાર આકૃતિ પોતાની તર્જની લાંબી કરીને કંઇક દેખાડી રહી.

'એલી ઉદ્ધત છોકરી! કેમ આવતી નથી તું મારી પાસે?' હેસ્ટર બોલી ઊઠી.

પર્લ હજુ પણ પોતાની તર્જનીથી એની છાતી બતાવતી ઊભી રહી. તેના કપાળ પર ક્રોધની કરચલીઓ પડી ગઇ, અને આ ક્રોધની રેખાઓ તો તેના બાલિશ, છેક નાનકડા બચ્ચાના જેવા ચહેરા પર ઊલટી વિશેષ સચોટ અને ભયપ્રેરક દેખાવા લાગી. છતાં તેની મા તો પહેલાની પેઠે જ અગાઉ કોઇ દહાડો નહિ ને

આજે જ મધુર સ્મિતનાં ઉત્સવવસ્ત્રો પહેરીને તેને બોલાવી રહી હતી, તેથી પોતાની ઇશારતની કંઇ અસર થએલી ન જોતાં તેણે પહેલાં કરતાં વધારે કડક દેખાવ ધારણ કરીને અને ક્રોધપૂર્વક તર્જની બતાવીને પોતાનો પગ પછાડયો. એટલે ઝરામાં પણ વળી પાછી પેલી વિલક્ષણ સૌન્દર્યમંડિત આકૃતિ, ક્રોધની રેખાઓ, લંબાવેલી તર્જની, ને કડક દેખાવ ધારણ કરીને પર્લની વાતને જાણે કે ટેકો આપવા લાગી.

'ઝટ કર, પર્લ, નહિ તો પછી હું તારા પર ચિડાઇશ,' હેસ્ટર પ્રાઇને બૂમ પાડી. બીજા પ્રસંગોએ તો એ તરંગી તોફાની બાળકના આવા વિલક્ષણ વર્તનથી એ ટેવાઇ ગઇ હતી, છતાં સ્વાભાવિક રીતે જ અત્યારે તે વધુ વિનય ને સભ્યતાપૂર્વક વર્તે એવી આતુર ઇચ્છા એ રાખી રહી હતી. 'ઝરો કૂદીને આવ ઝટ આહીં દોડતી, બેસી તોફાની છોકરી! નહિ તો પછી મારે ત્યાં આવવું પડશે !'

પણ પર્લ જેમ પહેલાં તેની માની વિનંતિઓથી પલળી નહોતી તેમ અત્યારે તેની ધમકીઓથી પણ જરાય ડરી નહિ, અને ઊલટી એકાએક અત્યંત ગુસ્સે થઇ જઇને પોતાની નાનકડી કાયાને અત્યંત આવેશથી અમળાવવા લાગી. સાથે સાથે તેણે એવા જોરથી ચીસો પાડવા માંડી કે આખું જંગલ ચોમેરથી ગાજી ઊઠયું, એટલે તેના છોકરવાદી ને વગર વિચારના ક્રોધમાં જોકે તે સાવ એકલી હતી, છતાં જાણે કોઇ મોટો ગુપ્ત મનુષ્ય-સમૂહ તેના પ્રત્યે સમભાવ દર્શાવી રહ્યો હોય, અને તેના એ ક્રોધમાં પોતાનો સૂર પુરાવીને તેને ઉત્તેજન આપી રહ્યો હોય એવું લાગતું હતું. ફરી વળી એકવાર ઝરામાં જોતાં તેની આકૃતિ તેમાં પ્રતિબિંબિત થએલી દેખાઇ, કેડે પુષ્પમેખલા અને માથે પુષ્પમુકુટ ધારણ કરેલી, પણ ગુસ્સામાં પગ પછાડતી, આવેશથી અમળાતી, અને આ બધાની સાથે, પોતાની નાનકડી તર્જની હેસ્ટરની છાતી સામે ચીંધી રાખતી એવી તેની રોષભરી આકૃતિ તેમાં પ્રતિબિંબિત થએલી દેખાઇ.

'હાં, એ છોકરીને શાથી દુઃખ લાગ્યું તે હું સમજી ગઇ,' હેસ્ટરે પાદરીને ધીમેથી કહ્યું, અને આમ કહેતાં કહેતાં પોતાના અંતરની વેદના ને ખિજવાટ છુપાવી રાખવાના પ્રબળ પ્રયત્ન છતાં એ ફીકી પડી ગઇ. 'રોજ રોજ જોતાં હોય એ વસ્તુમાં એક જરાક સરખો પણ ફેરફાર થાય તો બાળકોને ગોઠતું નથી. પર્લ રોજ રોજ મારા શરીર પર જોતી એવી એક વસ્તુ અત્યારે તેના જોવામાં નથી આવતી, એટલે તેને ચેન પડતું નથી લાગતું !'

'એ છોકરીને શાન્ત કરવાનો કોઇ પણ ઉપાય તારા હાથમાં હોય,' પાદરીએ કહ્યું, 'તો તે ઉપાય અજમાવીને મહેરબાની કરીને તેને એકદમ શાન્ત કર, શ્રીમતી હિબિન્સના રોગિષ્ઠ ચિડિયાપણાની પેઠે આ છોકરીને પણ આમ રોષે ભરાએલી જોતાં મારો જીવ ચાલતો નથી,' હિબિન્સના નામ આગળ સ્મિત કરવાનો યત્ન કરતાં પાદરીએ ઉમેર્યું. 'એ બુઢ્ઢીના કરચલી પડેલા મોંની પેઠે પર્લના સુકુમાર લાવણ્ય પર પણ એનો રોષ બહુ વરવી અસર કરે છે. માટે મારા પ્રેમને ખાતર તું એને શાન્ત કર !'

એટલે હેસ્ટર પાદરી ભણી એક સૂચક તિરછી નજર નાખીને પર્લ તરફ ફરી. આ વખતે એના ગાલ શરમની સુરખીથી રતૂમડા થઇ ગયા હતા, પણ પર્લ તરફ ફરી કે તરત જ એની છાતીમાંથી એક ઊંડો નિસાસો સરી પડયો, અને હજુ એક અક્ષર પણ બોલે બોલે ત્યાં તો ક્ષણવાર રતૂમડા બનેલા એના ગાલ શબના જેવા ફીકા પડી ગયા.

'પર્લ', એણે વિષાદપૂર્વક કહ્યું. 'તારા પગ આગળ નીચે જો ! જો ત્યાં તારી પડખે જ ! જો, ઝરાને આ કાંઠે !'

છોકરીએ બતાવેલે સ્થળે નજર નાખી, તો પેલો હિંગળોકિયો અક્ષર ત્યાં પડયો હતો, અને તે ઝરાના વહેનની એટલો નજીક પડયો હતો કે એમાંનું કસબી ભરતકામ ઝરાના પાણીમાં પ્રતિબિંબિત થતું હતું.

'આંહીં લાવ એ !' હેસ્ટરે કહ્યું.

'તું આંહીં આવીને લઇ જા !' પર્લે જવાબ આપ્યો.

'આવું છોકરું તેં દીઠું'તું કોઇએ ?' હેસ્ટર બાજૂમાં પાદરીને સંબોધીને બોલી. 'અરે, મારે તો એની ઘણી ઘણી વાતો તને કહેવાની છે ! પણ ખરેખર, આ અળખામણી નિશાનીના સંબંધમાં તો એની વાત તદ્દન સાચી છે. આપણે આ મુલક છોડીને ચાલ્યાં જઇએ, અને એ જાણે કોઇ સ્વપ્નનો પ્રદેશ હતો એમ લાગવા માંડે એટલા

દિવસ–એટલે કે બહુ થોડા દિવસ, છતાં એટલો થોડો વખત તો–મારે નિશાની પહેરી રાખવી જોઇએ, અને એ પહેરી રાખવાથી થતી વેદના એટલો વધુ વખત મારે વેઠી લેવી જોઇએ. જંગલ એ નિશાનીને સંતાડી નહિ શકે! મધદરિયો એ મારા હાથમાંથી સ્વીકારી લેશે, અને પછી સદાને માટે તે ગળી જશે!'

આમ બોલતી એ ઝરાને કિનારે ગઇ, એ હિંગળોકિયો અક્ષર એણે ઉપાડી લીધો, અને પાછો પોતાની છાતી પર ચોડી દીધો. પળવાર પહેલાં જ હેસ્ટરે આ અક્ષર મધદરિયે પધરાવી દેવાની ઇચ્છા ભારે આશાપૂર્વક દર્શાવી હતી, છતાં વિધિના હાથમાંથી આ ભયંકર અક્ષરસજા આવી રીતે ફરીથી સ્વીકારતી વખતે એ તો પોતાને કપાળે હંમેશને માટે ચોંટયો જ છે, અને કેમે કરતાં તે ટાળ્યો ટળશે જ નહિ એવો વિચાર એને અંતરમાં આવ્યા વગર રહ્યો નહિ. એણે એ અક્ષર અનંત અવકાશમાં ફેંકી દીધો હતો! અને એ ફેંકી દીધા પછી કલાકેક એણે નિવૃત્તિનો અનુભવ કર્યો હતો! પણ ત્યાં તો એ હિંગળોકવર્ણું અભાગિયું નિશાન પોતાની અસલ જગા સાચવવા પાછું આવીને ઝબકવા લાગ્યું જ! અને દુષ્કૃત્યનું સદાય એવું જ હોય છે, પછી તેને આવી રીતે કોઇ સંજ્ઞાદ્વારા સાકાર કરો કે ન કરો તોપણ એ વિધિના અક્ષર લેખની પેઠે સદાય કપાળે ચોટેલું જ રહે છે. ગમે તેમ કરો, પણ એકવાર ખરાબ કામ કર્યું કે તેમાંથી કદી પણ નાસી શકો જ નહિ! હિંગળોકિયો અક્ષર છાતીએ લગાડી દીધા પછી હેસ્ટરે પોતાના વાળ બાંધી દીધા અને પહેલાંની માફક ટોપીની નીચે નાખી દીધા. અને જાણે આ સોગિયા અક્ષરમાં સઘળી વસ્તુઓને કરમાવી દેવાની કોઇ જાદુઇ કરામત હોય એમ એના જીવનની સઘળી ઉષ્મા, સુન્દરતા, ને ઝલક, સૂર્યાસ્તને સમયે આછા થતા પ્રકાશની પેઠે ઓસરી ગઇ અને એના શરીર પર કોઇ ધૂંધળી છાયા પથરાઇ જતી લાગી.

પોતાની કાયાનું આવું ગમગીનીભર્યું પરિવર્તન પૂરું થયું એટલે પછી એણે પોતાનો હાથ પર્લ ભણી લંબાવ્યો.

'કેમ હવે તો ઓળખે છે ને તારી માને?' એણે ઠપકાના ભાવ સાથે છતાં કંઇક શાન્ત અવાજે પૂછ્યું. 'હવે તારી માએ પોતાની લગનપણી નિશાની ફરી પાછી ધારણ કરી છે, અને પહેલાના જેવી જ એ પાછી ગમગીન બની ગઇ છે, તો હવે તો એ ઝરો ઓળંગીને આંહીં આવીશ ને, અને મને તારી મા તરીકે હવે તો સ્વીકારીશ ને?'

'હા હવે આવીશ!' ફલંગ મારીને ઝરો કૂદતી હેસ્ટર પાસે આવી ને એને પોતાની બાથમાં દબાવતી તે બોલી. 'હવે ખરી તું મારી બા! અને હવે ખરી હું તારી પર્લ!'

પછી તેનામાં જવલ્લે જ જોવામાં આવતો હતો એવા મૃદુભાવપૂર્વક તેણે પોતાની માનું મોં નીચું આણીને એના કપાળ અને બન્ને ગાલ પર ચૂમી ભરી. પણ વળી પાછી તરત જ, પોતે જે થોડું આશ્વાસન કે શાન્તિ આપેલ હોય તેમાં પાછળથી દુઃખની ચમકારી ભેળવીને તેને વિકૃત બનાવી દેવાની તેની જે સદાની અનિવાર્ય ટેવ હતી તેને વશ થઇને, પર્લે પોતાનું મોઢું ઊંચું કરીને પેલા હિંગળોકિયા અક્ષરને પણ ચૂમી ભરી!

'એ કંઇ સારું ન કહેવાય હો!' હેસ્ટરે કહ્યું. 'જરાક હેત બતાવીને પછી તરત જ તું મારી મશ્કરી કરે છે!'

'પેલો પાદરી કેમ ત્યાં બેઠો છે?' પર્લે પૂછ્યું.

'એ તને આવકાર આપવા માટે તારી વાટ જોઇને બેઠા છે,' તેની માએ જવાબ આપ્યો. 'તો આવ તું આંહીં અને એમને વિનંતિ કરીને એમની આશિષ માગ. બેટા પર્લ એ તારા પર પ્યાર રાખે છે, અને તારી મા પર પણ પ્યાર રાખે છે. તો તું એમના પર પ્યાર નહિ રાખે? ચાલ, આવ ઝટ! તને મળવાને એ ક્યારના ઝંખ્યા કરે છે!'

'એ શું આપણા પર પ્યાર રાખે છે, એમ?' પોતાની માના મોં પર ઊંડી સમજભરી દૃષ્ટિ કરીને પર્લે પૂછ્યું. 'એ શું આપણા બન્નેના હાથમાં હાથ મિલાવીને આપણા સાથે શહેરમાં આવશે?'

'અત્યારે નહિ બેટા,' હેસ્ટરે જવાબ આપ્યો. 'પણ આગળ ઉપર એ આપણા હાથમાં હાથ મિલાવીને આપણી સાથે ફરશે આપણે બધાં એક ઇલાયદું મકાન રાખીને તેમાં સાથે રહીશું. એ વખતે તું પછી એમના ખોળામાં બેસજે. એ પછી તને જાતજાતનું શિક્ષણ આપશે. અને તું પછી એમના પર ખૂબ પ્યાર રાખજે. તું એમના પર પ્યાર રાખીશ–કેમ ખરું ને?'

'અને એ રોજ પોતાનો હાથ છાતી પર રાખ્યા કરશે ?' પર્લે પૂછ્યું.

'તું તે કેવો સવાલ પૂછે છે, મૂરખ છોકરી ?' તેની મા બોલી ઊઠી. 'ચાલ આવ, ને એમની આશિષ માગ !'

પણ, ગમે તો બહુ લાડ લડાવેલ દરેક બાળકમાં પોતાનું સ્થાન પચાવી પાડે એવા હર કોઇ હરીફ પ્રત્યે જે ઇર્ષ્યાભાવ સહજ રીતે જ હોય છે તેથી પ્રેરાઇ હોય તેથી, અથવા તો તેની અમરંગી પ્રકૃતિના બીજા કોઇ વિચિત્ર તરંગને વશ થઇ હોય તેથી, એમ ગમે તે કારણે પર્લે એ પાદરી તરફ જરા પણ આદરભાવ દર્શાવ્યો નહિ. આખરે તેની મા તેને પરાણે ખેંચી લાવી ત્યારે જ તે ત્યાં આવી; પણ આવી ત્યારેય તે પાછી જવા અમળાતી હતી અને જાતજાતના ચાળા કરીને પોતાની આનાકાની સ્પષ્ટ રીતે દર્શાવતી હતી. કેમકે જાતજાતના ચાળાનો છેક બચપણથી જ તેની પાસે ભંડાર ભર્યો હતો; અને તેનો ચહેરો પણ એવો પરિવર્તનશીલ હતો કે એમાં તે ધારે તે ફેરફાર કરી શકતી હતી, અને દરેકમાં નવાં નવાં તોફાનો વ્યકત કરી શકતી હતી. પાદરી તો બીચારો તેનું આવું વર્તન જોઇને ગૂંચવાઇ જ ગયો, પણ કદાચ પોતે તેને ચુંબન કરે તો તે બાળકી પોતાને તેના પ્રેમપ્રદેશમાં પ્રવેશ કરવા દેશે એમ ધારીને નીચે નમીને તે આગળ આવ્યો અને તેના કપાળ પર એક ચુંબન કર્યું; પણ જેવું તેને ચુંબન કર્યું કે તરત જ પર્લ તેની માના હાથમાંથી બળ કરીને છૂટી થઇ અને હડી કાઢીને ઝરા પર ગઇ, અને ત્યાં વહેણ પર નીચી નમીને એ અળખામણું ચુંબન પૂરેપૂરું ધોવાઇ ગયું અને વહેતા પાણીમાં વિસ્તરી ગયું ત્યાં સુધી પોતાનું કપાળ ઝરાના પાણીમાં પખાળ્યા કર્યું. પછી હેસ્ટર અને પાદરી બન્ને જણ પોતાની નવી પરિસ્થિતિને અંગે જે કંઇ યોજનાઓ કરવાની હતી અને કામો પાર પાડવાનાં હતાં તે સંબંધી વાતો કરતાં બેઠાં તે બધો વખત તેમને બન્નેને મૂંગી મૂંગી જોઇ રહીને તે દૂર ઊભી રહી.

અને હવે આ ગંભીર મુલાકાત પૂરી થઇ. હવે આ બીણ પાછી હતી એવી નિર્જન બની જવાની, અને એનાં ઘેરાં ખખડધજ વૃક્ષો, પોતાની અસંખ્ય જિહ્વાઓ વડે આંહીં જે બની ગયું તેની વાતો ધીરે સાદે લાંબા વખત સુધી કર્યાં કરવાનાં, પછી ભલેને એ વાતોથી કોઈ પણ માનવીને કશોય લાભ ન થાય તો પણ તેઓ તોવા તો કર્યાં જ કરવાનાં. અને આ ગમગીન ઝરો પણ પોતાના હૃદય પર અત્યાર સુધીમાં જે અનેક ગુપ્ત વાતોનો ભાર વહતો હતો અને જેના વિષે યુગોના યુગો સુધી એક સરખા ગમગીન અવાજે પ્રલાપ કરતો વહેતો હતો તેમાં આ બનાવથી એક ગુપ્ત વાતનો ભાર ઉમેરાવાનો.

## ૨૦

# પાદરીની મૂંઝવણ

**પાદરી** હેસ્ટર પ્રાઇન ને પર્લની પહેલાં જવા નીકળ્યો, અને જતાં જતાં તેણે પાછું વાળીને જોઇ એ બન્ને જણ પર દૃષ્ટિ કરી. એ વખતે તેણે આશા તો એવી રાખેલી કે જંગલના આછા પ્રકાશમાં એ માદીકરીની કોઇ અસ્પષ્ટ રેખા જ પોતે દેખશે કેમકે તેના જીવનમાં આજે એવા મહાન ઊથલપાથલ થઇ ગઇ હતી કે તેને અંગે જે કંઇ બનેલું તે સઘળું વાસ્તવિક હતું એમ એકદમ તેનાથી માની શકાતું નહોતું. પણ તેણે પાછું વાળીને જોયું તો કેટલાયે જમાના ઉપર વાવાઝોડાએ તોડી પાડેલા ઝાડનું પેલું થડ ત્યાં પડયું હતું, અને એ થડ પર પછી લીલના થર ને થર સતત રીતે જામતા ગયા હતા, અને હેસ્ટર પણ પોતાનો ભૂખરા રંગનો ઝભ્ભો પહેરીને એ લીલ જામેલા થડની પડખે જ ઊભી હતી. એ રીતે એ પુરાતન થડે જગતમાં સૌથી વિશેષ ચિંતા ને વિષાદના ભારથી ડસડસી રહેલાં અંતરવાળાં આ બન્ને અભાગિયાં માણસોને કલાકેક સાથે બેસીને થોડીવાર શાન્તિ અને સમાધાનીનો અનુભવ કરાવ્યો હતો એ વાત તદ્દન સાચી હતી. વળી પર્લ પણ ઝરા કિનારે લહેરથી નાચતી ત્યાં ઊભી હતી— પોતાના એકાન્ત સંબંધમાં માથું મારનારો ત્રાહિત પુરુષ ગયો એટલે પોતાની માતાની પડખે પોતાનું અસલ સ્થાન સંભાળીને ઊભી હતી. એટલે પાદરીને ખાતરી થઇ કે પોતાને કંઇ ઝોકું નહોતું આવી ગયું, અથવા આ બધી કેવળ સ્વપ્નસૃષ્ટિ જ કંઇ પોતાની આગળ થઇને પસાર નહોતી થઇ ગઇ.

પોતાના ચિત્તમાં વિલક્ષણ પ્રકારની અસ્વસ્થતા ઉત્પન્ન કરતી અનુભવની આવી અસ્પષ્ટતા અને દ્વૈધીભાવમાંથી એને મુક્ત કરવા તેણે આ સ્થળેથી ચાલ્યા જવા માટે પોતે અને હેસ્ટરે જે યોજના દોરી હતી તે યાદ કરી અને તેની વીગતો વિશેષ સ્પષ્ટ રીતે ચોક્કસ કરી. આંહીં ન્યૂ ઇંગ્લંડમાં રહે તો તેમને એનાં જંગલોમાં આશરો લેવો પડે એમ હતો અથવા એ સિવાયના અમેરિકાના બીજા કોઇ ભાગમાં જાય તો ગમે તો રેડ ઇન્ડિયનોના કૂબાનો અથવા તો સમુદ્રકિનારે લાંબે લાંબે અંતરે આવી રહેલી યુરોપિયન લોકોની છૂટી છવાઇ વસાહતોનો આશ્રય લેવો પડે એમ હતો, તેથી એ બન્નેએ મળીને એમ નક્કી કર્યું હતું કે અમેરિકાના કોઇપણ ભાગમાં રહેવા કરતા યુરોપની જૂની દુનિયામાં ચાલ્યા જવું એ જ તેમને માટે વધારે ઇષ્ટ છે, કેમકે ત્યાં પોતાની જાતને છુપાવવાની અને આશ્રયસ્થાન શોધી કાઢવાની આંહીં અમેરિકા કરતા વિશેષ તક મળે એમ હતું. કારણ કે આંહીં અમેરિકામા રહેવામાં એક વાંધો તો એ હતો કે પાદરીની તબિયત એવી નાજુક હતી કે આંહીંનાં જંગલોમાં વસવું તેને માટે અશક્ય હતું. વળી બીજી વાત એ હતી કે તેની સહજ ગુણસંપત્તિ, તેની સસ્કારિતા, અને તેનો સમસ્ત ઉછેર અને વિકાસ તેને માટે સંસ્કૃતિ અને સુધારાના ધામરૂપ કોઇ સ્થળે જ તેને યોગ્ય નિવાસસ્થાન અપાવી શકે એમ હતાં, બીજી કોઇ અણઘડ જગાએ જાય તો તેના કુદરતી અને સાંસ્કારિક ગુણોની પૂરતી કદર થાય એવું નહોતુ. તેની સ્થિતિ તો એવી હતી કે જેમ સમાજ વિશેષ કેળવાએલો ઉચ્ચ પ્રકારનો અને સંસ્કારી, તેમ આ પુરુષ તેને માટે વિશેષ યોગ્ય થઇ પડે એવો હતો. હવે યુરોપ ચાલ્યા જવાનો એમણે જે નિર્ણય કર્યો તેને એક બીજી વસ્તુનો પણ ટેકો મળ્યો તે એવી રીતે કે બરાબર એ જ વખતે તાકડે એક વહાણ ત્યાંના બંદરમાં નાંગરેલું પડ્યું હતું. એ વહાણ જોકે સર્વથા દરિયાઇ બહારવટિયા જેવું તો નહોતું જ, છતાં એ જમાનામાં કેટલાંક શંકાસ્પદ પ્રમાણિકતાવાળાં વહાણો દરિયામાં ભટક્યાં કરતાં હતાં એવું બેજવાબદાર એ વહાણ હતું. આ વહાણ થોડા જ વખત પર સ્પેઇનના મહાસાગરમાંથી આવ્યું હતું. અને ત્રણ દિવસમાં પછું બ્રિસ્ટલ તરફ ઊપડવાનું હતું. આ વહાણના નાખુદા અને ખલાસીઓ સાથે હેસ્ટર પ્રાઇન સ્વેચ્છાથી સૌની સેવા પરિચર્યા કરતી સેવા ભગિનીરૂપે પરિચયમાં આવી હતી, એટલે આવા સંજોગોમાં આવશ્યક ગણાય એવી સઘળી ગુપ્તતા જાળવીને કોઇને પણ ખબર ન પડે એવી રીતે બે માણસ અને એક બાળકનો એ વહાણમાં સમાસ કરીને જગા નક્કી કરાવી રાખવાની જવાબદારી એ લઇ શકે એમ હતું.

પાદરીએ, એ વહાણ બરાબર કયે વખતે ઊપડવાનું એ વાત હેસ્ટરને ભારે રસપૂર્વક પૂછી. તે આજથી ચોથે દિવસે ઊપડે એવો સંભવ હતો. 'એ બહુ સરસ'! એમ આ સાંભળીને તે એ વખતે સ્વગત બોલ્યો. હવે એ સમયને રેવરંડ મિ. ડિમ્મડેઇલે આમ શા માટે સરસ ગણ્યો તે વાત ખુલ્લી કરતાં અમને જરા સંકોચ થાય છે. છતાં, વાચક આગળ કશી વાત છૂપી ન રાખવા ખાતર, જણાવીએ કે આજથી ત્રીજે દિવસે તે એક વરણીપ્રવચન આપવાનો હતો, અને એ પ્રસંગ ન્યૂ ઇંગ્લંડના પાદરીના જીવનનો એક પ્રતિષ્ઠાસ્પદ અને ધન્ય પ્રસંગ ગણાય એમ હોવાથી પાદરી તરીકેના વ્યવસાયજીવનની એ કરતાં વધુ સારો પૂર્ણાહુતિપ્રસંગ કે વિધિ તેને બીજો એકે મળે એમ નહોતો. 'કંઇ નહિ તો લોકો મારે માટે એટલું તો કહશે' આ આદર્શ નમૂનેદાર પુરુષે મનમા વિચાર કર્યો, 'કે હું મારું એક પણ સાર્વજનિક કર્તવ્ય વણબજાવ્યું મૂકીને અથવા અધૂરું મૂકીને તો જતો નથી !' આટલું ઊંડું અને સૂક્ષ્મ આત્માવલોકન કરી શકનારો પાદરી પોતાની જાતને આવી પામર રીતે છેતરે એ ખરેખર નવાઇ જેવું લાગે છે. અમારે તેના વિશે ઘણી ખરાબ વાતો કહેવી પડી છે, અને હજુ પણ ભવિષ્યમાં કદાચ કહેવી પડશે. પણ અમને લાગે છે કે આટલી બધી દયાજનક પામરતાવાળી ખરાબ વસ્તુ તો એક પણ નહોતી. તેના ચારિત્ર્યના સાચા સંગીન તત્ત્વને લાંબા વખતથી ફેલી રહેલા સૂક્ષ્મ રોગનો આટલો નાનો છતાં આટલો અચૂક પુરાવો અમે હજુ સુધીમાં એક પણ આપ્યો નહોતો કોઇપણ માણસ અંદર પોતાના આત્મા આગળ એક સ્વરૂપ રાખે, અને બહાર જનસમૂહ આગળ બીજું સ્વરૂપ રાખે, તો આવા દંભને પરિણામે આખરે તેને પોતાનાં આ બે સ્વરૂપોમાંથી કયું ખરેખર

સાચું એ સંબંધમાં વ્યામોહ ઉત્પન્ન થયા વગર રહે જ નહિ.

હેસ્ટરને મળીને અત્યારે ઘેર જતી વખતે મિ. ડિમ્સડેઇલની લાગણીઓ એટલી આવેશમાં આવી ગઇ હતી કે તેને પરિણામે એના શરીરમાં તેણે પૂર્વે કદી નહિ અનુભવેલું એવું જોમ આવ્યું, અને એ જોમને લીધે તે શહેર તરફ ઝડપભરી ગતિથી ચાલવા લાગ્યો. નહિતો આ જંગલની અંદરની કેડી, જંગલ બહારની એની મુસાફરી કરતાં વિશેષ મુશ્કેલીભરી લાગતી હતી, કેમકે જંગલનો રસ્તો ઠેકાણા વગરનો, અસ્તવ્યસ્ત, બહારના રસ્તા કરતાં વિશેષ અણઘડ, કુદરતી સ્થિતિનાં વિઘ્નોથી ભરપૂર, તેમ ઓછા માણસોનો ત્યાં થઇને અવરજવર હોવાથી વિશેષ અનાવડ઼ લાગતો હતો. પણ આજે તો જ્યાં જ્યાં પાણી ભરેલા ભાગો આવતા હતા ત્યાં ત્યાં તે ફલંગો મારીને તે ઓળંગી જતો હતો. ઝાડી જેવું આવતું તો તેની આરપાર પેસીને બહાર નીકળી જતો હતો, ચડાવ આવતો તો તેનાં પર ઠેકી જતો હતો, પોલાણ આવતું તો તેમાં નીચે ઊતરી જતો હતો, અને આવી રીતે, ટૂંકામાં કહીએ તો, એ વનવાટનાં સઘળાં વિઘ્નોને એવા અવિશ્રાન્ત જોમથી એ અત્યારે વટાવી જતો હતો કે એ જોઇને તેને પોતાને આશ્ચર્ય થયું. ફક્ત બે જ દિવસ ઉપર આના આ રસ્તા પર થઇને જતાં તેને કેટલી બધી મહેનત પડેલી, અને કેટલી બધી નબળાઇથી વચ્ચે વચ્ચે વારંવાર શ્વાસ ખાતાં ખાતાં તેને ચાલવું પડ્યું હતું એ અત્યારે તેને યાદ આવ્યા વગર રહ્યું નહિ. જેમ જેમ શહેરની નજીક આવતો ગયો, તેમ તેમ રોજના પરિચિત પદાર્થો પણ તેને જુદા જ સ્વરૂપમાં દેખાવા લાગ્યા. એ પદાર્થોને છોડીને પોતે બહારગામ ગયો તે પ્રસંગ ગઇ કાલનો અથવા એક બે દિવસ ઉપરનો નહિ, પણ ઘણા ઘણા દિવસ, અથવા દિવસ નહિ પણ ઘણાં ઘણાં વરસ ઉપરનો હોય એમ તેને અત્યારે લાગ્યું. અલબત, શહેરની એકેએક ગલીના રસ્તા તેના તે હતા, મકાનોની ત્રિકોણાકાર શિખરો વગેરે વિશિષ્ટતાઓ પણ તેની તે હતી, અને જે જે ઘરોમાં નાની પવનચક્કી હોવાનું તેને યાદ હતું ત્યાં ત્યાં તે પવનચક્કીઓ પણ એવી ને એવી હતી, પણ છતાં તેના ચિત્ત પર બધું બદલાઇ ગયાની અનિવાર્ય છાપ પડતી હતી. રસ્તામાં જે જે પરિચિતજનો મળ્યાં. અને એ નાનકડા શહેરની અંદર જે જે જાણીતી વ્યક્તિઓ હતી તેમની આકૃતિઓ સંબંધમાં પણ તેને એ જ જાતનો અનુભવ થયો. એ બધાં મનુષ્યો આગલા દિવસ કરતાં અત્યારે જરાય મોટાં ય નહોતાં લાગતાં તેમ નાનાં ય નહોતાં લાગતાં; વૃદ્ધ પુરુષોની દાઢીના વાળ, આગલા દિવસ કરતા જરાય સફેદ નહોતા થયા, તેમ આગલે દિવસે બેઠું બેઠું ભાંખોડભર ચાલતું બાળક આજે કંઇ ઊભું ઊભું પગે ચાલવા નહોતું લાગ્યું : આમ એ બધી વ્યક્તિઓ પોતે હજુ થોડા જ વખત પહેલાં છેલ્લી નજર નાખેલી નાખેલી તે વ્યક્તિઓ કરતાં કઇ રીતે જુદી પડતી હતી તે વર્ણવવું મુશ્કેલ હતું; અને છતાં પાદરીની ઊંડામાં ઊંડી સમજશક્તિ એ બધામાં કંઇક ફેરફાર થઇ ગયાનું તેને સૂચવી રહી હતી. તેના પોતાના જ દેવળની દીવાલો તળે થઇને તે પસાર થયો ત્યારે પણ તેના ચિત્તમાં એ જ અનુભવ સચોટ રીતે થયો. દેવળના એ મકાનનો દેખાવ અત્યારે તેને એટલો બધો વિલક્ષણ અને છતાં એટલો બધો જૂનો પરિચિત લાગ્યો કે મિ. ડિમ્સડેઇલનું મન બે વિકલ્પો વચ્ચે ઝોલાં ખાવા લાગ્યું. તેને થયું કે ગમે તો પોતે આ મકાન અત્યાર સુધી સ્વપ્નપ્રદેશમાં જ જોયું હતું, અથવા તો પછી અત્યારે પોતે એનું જે દર્શન કરી રહ્યો હતો તે કેવળ સ્વપ્નાવસ્થામાં જ કરી રહ્યો હતો.

વિવિધરૂપે વ્યક્ત થઈ રહેલી આ વસ્તુ બાહ્ય પરિસ્થિતિમાં કંઇ પરિવર્તન થયાનું નહોતી સૂચવતી, પણ એ સઘળા પરિચિત પદાર્થોના આ દ્રષ્ટાના આંતર માનસમાં એવું આકસ્મિક અને મહત્ત્વનું પરિવર્તન થયાનું સૂચવતી હતી, કે ગઇ કાલ અને આજ વચ્ચે ફક્ત એક જ દિવસનો ગાળો પડેલો છતાં તેની ચેતના પર તો એ જાણે વરસોનો લાંબો ગાળો હોય એવી જબરી અસર તેણે કરી હતી. પાદરીની પોતાની ઇચ્છા, હેસ્ટરની ઇચ્છા, અને એ બન્ને જણ વચ્ચેનો વિધિનિર્મિત સંબંધ, એ ત્રણેએ મળીને આ પરિવર્તન સિદ્ધ કર્યું હતું. બાકી શહેર તો એનું એ જ હતું, પણ એ શહેરમાં જે પાદરી જંગલમાં થઇને અત્યારે પાછો ફરતો હતો તે એનો એ નહોતો રહ્યો. એટલે જે માણસો તેને માર્ગમાં રામરામ કરતા હતા તે સૌને એ એમ

કહી શકે એમ હતું કે: 'તમે ધારો છો એ પુરુષ હું નથી. એ પુરુષને તો હું પેલા જંગલમાં, તેની એક ગુપ્ત ખીણમાં, શેવાળ વીંટળાએલા એક થડની પડખે, પેલા સોગિયા ઝરાની નજીક મૂકતો આવ્યો છું! જાઓ, જઈને જુઓ ત્યાં, ને તમારા પાદરીનો કૃશ દેહ, દૂબળા ગાલ, દુઃખની કરચલીઓથી ભરેલું ભારેખમ ફીકું કપાળ, એ સઘળું ફેંકી દીધેલા કપડાની પેઠે ત્યાં પડયું છે કે કેમ તેની તપાસ કરો!' આમ કહ્યા છતાં તેના મિત્રોએ તો અલબત્ત તેના આવા શબ્દો છતાં ભારપૂર્વક એમને એમ કહ્યા કર્યું હોત કે 'તું જ એ પુરુષ છે!' પણ એમ કહ્યું હોત કે માન્યું હોત તો તેમાં ભૂલ પાદરીની નહિ પણ એમની પોતાની જ થાત.

મિ. ડિમ્સડેઇલ ઘેર પહોંચ્યો એ પહેલાં તેના વિચાર અને ઊર્મિના જગતમાં થએલી ક્રાન્તિનાં તેની અંદર વસી રહેલા આન્તર પુરુષે આ સિવાય બીજાં પણ ચિહ્નોને પ્રમાણો વ્યકત કર્યાં. ખરી રીતે તો, આ આશ્ચર્યચકિત બની ગએલા અભાગિયા પાદરીના હૃદયમાં જે લાગણીઓ અને ભાવો હવે ઉત્પન્ન થતાં હતાં તે સઘળાનો ખુલાસો, એના એ આન્તર રાજ્યની સમગ્ર વંશાવલી અને સમસ્ત નીતિશાસ્ત્ર સર્વથા બદલાઇ ગયું હતું એમ માન્યા સિવાય બીજી કોઇ પણ રીતે થઇ શકે એમ હતો જ નહિ. ડગલે ડગલે તેને કોઇ જાણે કંઇક વિચિત્ર, સ્વચ્છંદી, કે દુરાચારી કામ કરવાને ઉશ્કેર્યા કરતું હતું, અને એને એવું ભાન કરાવતું હતું કે એ કામ એકીસાથે અનાયાસે થઇ ગએલું તેમ સ્વેચ્છાસ્વીકૃત, પોતાની મરજી વિરુદ્ધ થઇ ગએલું, છતાં એ લાગણીનો વિરોધ કરી રહેલા તત્ત્વ કરતા કોઇ વિશેષ ઊંડા એવાં તત્ત્વ–નો આત્મા જ ગણાય એવા તત્ત્વ–માંથી એ ઉદ્ભવી ને પ્રસવી રહ્યું હતું. દાખલા તરીકે, રસ્તામાં તેને પોતાના દેવળનો પોતાના હાથ નીચેનો એક પાદરી મળ્યો. એ ભલા સ્વભાવના બુઢ્ઢાએ તેની વૃદ્ધાવસ્થા, તેનું નિષ્કલંક અને પ્રમાણિક ચારિત્ર્ય, અને ધર્મમન્દિરની તેની પદવી એ બધાની રૂએ તે બોલાવી શકે એવા પિતાના જેવા હેતે અને વડીલ પુરુષના જેવી છૂટથી તેને બોલાવ્યો: અને છતા આવા વાત્સલ્યની સાથે પાદરીની સામાજિક પદવીને લીધે તેમ તેના આન્તર ચારિત્ર્યગુણોને લીધે તેને જે માન મળવું જોઇએ તેવો ઊંડો, કોઇ ઇષ્ટદેવ પ્રત્યે દર્શાવીએ તેવો પૂજ્યવૃત્તિભર્યો માનભાવ પણ એ વાત્સલ્યભાવમાં ભેળવ્યો. વૃદ્ધાવસ્થા અને શાણપણનું ગૌરવ, હાથ નીચેના માણસને, તેમ સામાજિક દૃષ્ટિએ ઊતરતી પાયરીના માણસને છાજે એવી આજ્ઞાધીનતા ને માનભાવ સાથે કેવી રીતે જોડી શકાય, વૃદ્ધ પુરુષ તરીકેનું વાત્સલ્ય ને અધીન પુરુષ તરીકેનો વિનય એ બન્ને પરસ્પર વિરુદ્ધ જેવા ભાવોનું સંયોજન કેવી કુશળતાથી કરી શકાય તેનું આવું સુભગ દૃષ્ટાંત બીજે ક્યાયે મળવું મુશ્કેલ છે. પણ રેવરંડ મિ. ડિમ્સડેઇલ અને સફેદ દાઢીવાળા આ ઉમદા મદદનીશ પાદરી વચ્ચે જે બે ત્રણ પળ સુધી વાત થઇ તે દરમિયાન મિ. ડિમ્સડેઇલ પવિત્ર ભોજનના સંબંધમાં પોતાના ચિત્તમાં જે ભારેમાં ભારે અપમાન ભરેલા ભાવો ઊત્પન્ન થતા હતા તે બોલી નાખવાની પોતાની પ્રબળ ઇચ્છાને મહામહેનતે અને અસાધારણ આત્મસંયમ વડે જ રોકી શકયો. આવા ભયંકર ભાવો પોતાની જીભડી કયાંક ભરી મારશે, અને જાણે એ જીભડીને એવા બધા ધર્મવિરોધી ભાવો વ્યકત કરવાની પોતે પરવાનગી આપી હોય અને એ ભાવોમાં પોતાની જાણે સંમતિ હોય એમ બતાવશે એ પ્રકારની બીકથી એ ખરેખર કંપવા લાગ્યો અને એનું મોઢું ફીકુંફચ્ચ થઇ ગયું. અને હૃદયમાં આટલી બધી બીક હતી છતાં પોતે પોતાની જીભડીએ એવા વિચારો બકી નાખ્યા હોત તો વડીલ પુરુષના જેવો આ સદાચારી મદદનીશ પાદરી પોતાના વડા ધર્મગુરુની એ ધર્મવિમુખતા દેખીને કેવો શરમાઇ કે ડઘાઇ ગયો હોત એ વિચારે તેને જે અટ્ટહાસ્ય કરવાનું મન થયું ને તો તે મહાજબ્બર પ્રયાસ પછી જ રોકી શકયો.

વળી એ જ જાતનો એક બીજો બનાવ બન્યો. રસ્તા પર થઇને તે ઝપાટાબંધ પસાર થતો હતો એવામાં રેવરંડ મિ. ડિમ્સડેઇલને તેના ધર્મમંડળની એક સૌથી મોટી પ્રૌઢવયની સ્ત્રીનો ભેટો થયો. આ સ્ત્રી બહુ જ ધર્મનિષ્ઠ હતી, તેનું જીવન નમૂનેદાર હતું, ને ગરીબ હતી, વિધવા હતી, એકલી હતી; અને તેનું અંતર પોતાના મરહૂમ પતિ, બાળકો અને ઘણાં ઘણાં વરસો પરનાં સ્વજનોનાં સંસ્મરણોથી, કબ્રસ્તાન જેમ કબરો

પરની સ્મૃતિલેખોવાળી શિલાઓથી ભરપૂર હોય તેટલું બધું ભરપૂર હતું. સામાન્ય સંજોગોમાં આ બધી વસ્તુઓ અત્યંત વિષાદપ્રેરક બની જાય એવી છે, પણ છતાં આ વૃદ્ધ સ્ત્રીનો ધર્મનિષ્ઠ આત્મા તો છેલ્લાં ત્રીસ કરતાં વધુ વરસથી સતત રીતે ધર્મશાસ્ત્રોમાંનાં સત્યોથી પોષાએલો હતો તથા ધર્મશ્રદ્ધામાંથી આશ્વાસન મેળવી રહેલો હતો, એટલે આવી વિષાદપ્રેરક વસ્તુઓ પણ એ ધર્મનિષ્ઠ બાઇના જીવનમાં તો નિર્મળ આનંદપ્રેરક જ બની ગઇ હતી. અને જ્યારથી મિ. ડિમ્સડેઇલના હાથમાં તેના ધર્મજીવનની દેખરેખ રાખવાનું કામ આવ્યું ત્યારથી આ ભલી વૃદ્ધ સ્ત્રીના ઇહજીવનનું મુખ્ય આશ્વાસન–જે કેવળ ઇહલોકનું જ નહોતું પણ સાથે પરલોકમાં પણ સુખ અને શાન્તિપ્રેરક બનવાનું હતું એ શ્રદ્ધાએ જ તેને અત્યારે સુખ આપી રહ્યું હતું એવું આશ્વાસન–પોતાના ધર્મગુરુને ગમે તો અકસ્માત અથવા પછી ચાહીને મળવું, અને તેના પ્રિય મુખેથી ઉષ્માભર્યાં, સુવાસથી મહેકતાં, સ્વર્ગીય શાસ્ત્રસત્યોનું દુનિયાદારી વિષયોમાં જડ જેવા બની ગએલા પણ એક ધર્મવિષયમાં ખૂબ ધ્યાન આપતા કાનથી શ્રવણ કરવું અને એ રીતે પોતાના અંતરને પોષણ આપવું ને તાજગી બક્ષવી એ જ હતું. પણ આ પ્રસંગે તો, એ વૃદ્ધ સ્ત્રીના છેક કાન આગળ પોતાના હોઠ આણ્યા ત્યાં સુધી, માનવ આત્માઓનો મહાશત્રુ શયતાન ઇચ્છે તેવી રીતે, કોઇ પણ શાસ્ત્રવાક્ય તેને સ્મરણે ચડયું જ નહિ, તેમ બીજું પણ કોઈ બોધપ્રદ ધર્મવચન યાદ આવ્યું જ નહિ, પણ, આત્માની અમરતાની વિરુદ્ધમાં રદિયો ન આપી શકાય એવી જડબાતોડ દલીલવાળું લાગતું એક ટૂંકું માર્મિક વચન જ તેને અત્યારે યાદ આવ્યું અને તે જ એ બાઇના કાનમાં કહેવાનો તેણે વિચાર કર્યો. એ વચન સાંભળવાથી આ બાપડી વૃદ્ધ સ્ત્રીના અંતરમાં જાણે હળાહળ ઝેર રેડાયું હોય એવી રીતે એકદમ મરણતોલ આઘાત પહોંચ્યો હોત. પણ પોતે એ બાઇના કાનમાં ખરેખર શું કહ્યું તેનું પાદરીને કંઇ ભાન ન રહ્યું અને પાછળથી પણ તે ફરી સંભારી ન શક્યો. કદાચ પોતે જે કહેવા ધારતો હતો તેમાં સદ્‌ભાગ્યયોગે કંઇ ગોટાળો થઇ ગયો, એટલે આ ભલી વિધવા તે એ વચનમાં કંઇ સ્પષ્ટ સમજ નહિ પડેલી, અથવા તેના ચિત્તમાં એનો અર્થ પોતાને અનુકૂળ હોય એ પ્રકારનો જ થાય એવો પ્રબંધ વિશ્વંભરે કરેલો. એ તો જે હોય તે ખરૂં, પણ આટલી વાત તો ચોક્કસ છે કે એ સ્ત્રી ગઇ ત્યારે પાદરીએ પાછું વાળીને જોયું તો, તેના કરચલીઓ પડેલા ચહેરા પર સ્વર્ગધામના પ્રકાશ જેવો દીપતો કૃતજ્ઞતા અને આનંદાવેશનો ઉલ્લાસ ચમકી રહેલો તેણે દીઠો.

વળી પાછો એક ત્રીજો બનાવ બન્યો. આ વૃદ્ધ સ્ત્રીથી છૂટા પડયા પછી તેને પોતાના અનુયાયીવર્ગમાંની સૌથી નાની ઉંમરની એક જુવાન સ્ત્રીનો ભેટો થયો. એ એક અપરિણીત યુવતી હતી, અને પેલા જાગરણની રાત પછીને રવિવારે રેવરંડ મિ. ડિમ્સડેઇલે જે પ્રવચન કરેલું તેની અસરને લીધે ભૌતિક વિલાસવૈભવમાંથી સ્વર્ગીય સુખની આશા તરફ,–વૈરાગ્યભાવનાને લીધે પોતાનું વાસ્તવ જીવન જેમ જેમ નીરસ બનતું જાય તેમ તેમ વિશેષ ખુશનુમા બનતી જતી, અને તેની આત્યંતિક ઉલ્લાસશૂન્યતાને અંતિમ દીપ્તિથી રસી દેતી એવી આશા તરફ, તેને ટૂંક મુદત પર તાજી જ લઇ જવામાં આવી–હતી. સ્વર્ગધામમાં ખીલેલા કમળના જેવી સુંદરતા અને નિર્મળતા તેનામાં લસી રહી હતી. પાદરી સારી પેઠે જાણતો હતો કે તેના નિષ્કલંક પવિત્ર હૃદયના મંદિરમાં ઇષ્ટદેવની મૂર્તિરૂપે પોતે જ બિરાજી રહ્યો હતો, પોતાની એ મૂર્તિ આસપાસ જ તેના અંતરના હિમ જેવા શુભ્ર અને શીતલ પડદા ટાંગી દેવામાં આવ્યા હતા, એટલે પોતાના ધર્મગુરુ પ્રત્યેની એ કુમારિકાની આવી પ્રેમભરી ભકિત તેની ધર્મપરાયણતામાં પ્રેમની ઉષ્માનો સંચાર કરતી હતી, અને પ્રેમને ધાર્મિક વિશુદ્ધિનો પટ આપતી હતી. તે દિવસે સાંજે આ બીચારી યુવતીને શયતાન પોતાની માતાની સોડ મુકાવીને બહાર લઇ આવ્યો, અને આ મહાભયંકર પ્રલોભનમાં સપડાએલા અથવા–એ કરતાં આપણે એમ જ ન કહીએ ? કે–મહાભયંકર પ્રલોભનથી આકર્ષાઇને પતિત થએલા અને હવે તો જે થવું હોય તે થાય પણ હું તો મારી વાસનાઓને અનુસરીશ એવો મરણિયો ઠરાવ કરી બેઠેલા આ પાદરી સાથે તેનો ભેટો કરાવી દીધો. એ કુમારિકા જેમ જેમ નજીક આવતી ગઇ તેમ તેમ આસુરી સંપત્તિના સરદાર શયતાને પાદરીના કાનમાં મંત્ર ફૂંકીને એ યુવતીના નાજુક મૃદુ

હૃદયમાં દુષ્ટતાનો અર્ક કાઢીને તેની રાઇ સરખી નાનકડી ગોળી બનાવી એ આસુરી બીજ તેના અંતરમાં નાખી દેવા તેને પ્રેર્યો કે જેથી એ નાનકડું વિષબીજ અલ્પ-સમયમાં અંકુરિત થાય અને યોગ્ય સમયે અનર્થકારી ફળોથી લચી રહે. આ અપરિણીત યુવતીને એ પાદરી પર અપાર વિશ્વાસ હતો, એટલે તેના વિશુદ્ધ આત્મા પર એની ભારે સત્તા ચાલતી હતી, અને પોતાની એ સત્તાનું તેને એટલું સ્પષ્ટ ભાન હતું કે તેના પ્રત્યે ફક્ત એક જ કુદૃષ્ટિ કરીને તેની સમસ્ત નિર્દોષતાને કરમાવી દેવા જેટલી તથા એક વેણ માત્રથી તેના અંતરમાં નિર્દોષતા-વિરોધી ભાવો જગાડવા જેટલી તેને પોતાની તાકાત લાગતી હતી. એટલે આ યુવતીની પાસે થઇને પસાર થતી વખતે તેણે પોતાનો ઝભ્ભાનો ડગલો પોતાના મોં આગળ ખેંચ્યો,—અલબત્ત, આવું બધું કરતાં પહેલાં તેના ચિત્તની શુભ અને અશુભ વૃત્તિઓ વચ્ચે અત્યારસુધી કદી નહિ થએલું એવું દારૂણ યુદ્ધ થયું—અને જાણે એ યુવતીને બિલ-કુલ ઓળખતો જ નહોય એવી રીતે ઝપાટાબંધ આગળ પસાર થઇ ગયો, અને પેલી જુવાન બાળાને બીચારીને તેની જંગલી અસભ્ય વર્તણુકથી ડઘાઇ ગએલી એમ ને એમ ત્યાં પડતી મૂકીને ચાલ્યો ગયો. એ બાપડીએ પોતાના અંતરાત્માની આથી બારીક તપાસ કરી—પણ તેના ગજવા કે તેની થેલીની પેઠે, તેનો અંતરાત્મા તો નાના નાના નિર્દોષ પદાર્થોથી જ ભર્યો હતો—ને પોતાના નહોતા એવા હજારો દોષો કલ્પી લઇને એ બદલ બીચારીએ પોતાના આત્માને ઊધડો લીધો, અને બીજે દિવસે સવારે ઘરકામ કરવા લાગી ત્યારે આગલી રાત્રે ખૂબ રડેલી તેથી તેની આંખો સુજી ગઇ હતી.

આ છેલ્લા પ્રલોભનમાં પોતાને મળેલા વિજયનો ઉત્સવ ઊજવવાનો પાદરીને સમય મળે તે પહેલાં તો, પોતાના છેલ્લા 'પરાક્રમ' કરતાં પણ વિશેષ હાસ્યાસ્પદ અને લગભગ એના એના જેટલી જ ભયંકર એવી એક બીજી વૃત્તિ પોતાના અંતરમાં ઉદ્‌ભવતી તેણે અનુભવી. એ વૃત્તિ તે એ હતી—અમને કહેતાં પણ શરમ આવે છે—કે પોતે પસાર થતો હતો તે રસ્તા પર ચાલતાં ચાલતાં અધવચ ઊભા રહી ત્યાં રસ્તામાં રમતાં અને હજુ હમણાં જ વાતે વળગેલાં નાનાં પ્યુરિટન બાળકોના એક સમૂહને બહુ જ ખરાબ અપશબ્દો બોલતાં શીખવવું. પણ એવું કામ તો ધર્મગુરુના ઝભ્ભાને લાંછન લગાડે એવું તેને લાગ્યું, એટલે એ અટકચાળું કરવાની તીવ્ર ઇચ્છા તો તેને જતી કરવી પડી. પણ ત્યાં સ્પેઇનના મહાસાગરમાંથી આવેલા વહાણના ખલાસીવર્ગમાંનો એક દારૂડિઓ ખારવો મળ્યો. એટલે અત્યાર સુધીમાં આવી સઘળી દુર્વૃત્તિઓને સંતોષવાનું આવડું મોટું પરાક્રમ કરીને પોતે જતું કર્યું હતું તો તેના બદલામાં બીચારા ડિમ્સડેઇલને બીજું કંઇ નહિ તો આ સામળા વાનના હરામી ખારવા સાથે હસ્તધૂનન કરીને, વંઠેલ ખલાસીઓ કરે છે એવી થોડી બીભત્સ મશ્કરી કરવાનું તથા સુંદર, મજાના, સંગીન, સંતોષકારક ઇશ્વરવિરોધી સોગંદોની ઝડી વરસાવવાનું તેને મન થઇ આવ્યું ! અને પોતાની એ ઇચ્છા તેણે પાર ન પાડી તેનું કારણ અત્યારે તે કોઇ ઉચ્ચતર સિદ્ધાન્તને વશ થયો એ કંઇ એ કંઇ નહોતું, પણ તેનું કારણ અમુક અંશે તો તેની જન્મપ્રાપ્ત સુરુચિ અને એ કરતાં પણ વિશેષ તો પાદરી તરીકે સભ્યતા જાળવવાની સજ્જડ થઇ ગએલી ટેવ એ જ હતું. એ બે વસ્તુએ જ તેને આ કટોકટીને પ્રસંગે અણીશુદ્ધ જવા દીધો.

'આ કોણ મારા અંતરમાં ભરાઇને મને દુષ્ટતા ભણી લલચાવ્યા કરે છે ?' આખરે રસ્તા પર થોભી જઇને અને કપાળ પર હાથ કૂટીને પાદરીએ સ્વગત પ્રશ્ન કર્યો 'આ તે શું મારું કંઇ ફટકી ગયું છે ? કે પછી સર્વથા શેતાનના જ હાથમાં ચાલ્યો ગયો છું હું ? જંગલમાં જઇને મેં શું તેની સાથે કરારનામું કરી દીધું અને એ કરારનામામાં મેં શું મારા લોહીથી સહી કરી આપી છે? અને તેથી શું એ હવે મને, પોતાની અનીષ્ટ વિકૃત કલ્પનાને જે કંઇ દુષ્કૃત્યો સૂઝે તે સઘળાં કરીને મારું એ કરારનામું પાળી બતાવવાને આમ બોલાવી રહ્યો છે?'

રેવરંડ મિ. ડિમ્સડેઇલ આવી રીતે સ્વગત ચર્ચા કરી રહ્યો હતો અને પોતાના હાથે પોતાનું કપાળ કૂટતો હતો તે ક્ષણે, જાણીતી ડાકણ બાઇ શ્રીમતી હિબિન્સ ત્યાં થઇને પસાર થએલી એમ કહેવાય છે. અત્યારે તેણે મખમલનો મૂલ્યવાન ઝભ્ભો પહેર્યો હતો, માથે ઊંચી જાતની ટોપી પહેરી હતી, અને સર ટોમસ

ઓવરબરીના ખૂન બદલ આ ભલી બાઇને ફાંસીએ ચડાવવામાં આવી એ પહેલાં તેની એક ખાસ બહેનપણી આન ટર્નરે જેની છૂપી બનાવટ તેને શીખવેલી એવી પેલી મશહૂર પીળી ખેળ ચડાવેલો કૉલર પહેર્યો હતો, એટલે અત્યારે તેનો દેખાવ ભારે દબદબાભર્યો લાગતો હતો. પાદરીના મનમાં ચાલતા વિચારો એ ડાકણ કળી ગએલી કે કેમ તે તો કોણ જાણે, પણ તે ચાલતી ચાલતી એકદમ અટકી ગઇ, તેના ચહેરા પર ખંધાઇ-ભરી દૃષ્ટિ કરી, અને સામાન્ય રીતે પાદરી લોકો સાથે વાતો કરવાનો તેનો રિવાજ નહોતો છતાં લુચ્ચાઈભર્યું સ્મિત કરીને તેની સાથે વાત કરવા લાગી.

'ત્યારે પાદરી મહાશય, આપ જંગલની મુલાકાતે જઇ આવ્યા, ખરું કે?' પોતાની ઊંચી ટોપી તેના ભણી હલાવતાં હલાવતાં આ ડાકણ બાઈએ કહ્યું. 'હવે પછી આપ જવાના હો ત્યારે મને જરા આગળથી ઠીક ઠીક વહેલા ખબર આપવાની આપને વિનંતિ છે, એટલે આપની સોબત કરાવતાં મને આનંદ જ નહિ પણ અભિમાન થશે. પહેલેથી બહુ વચન તો હું આપને નથી આપી દેતી, છતાં આપ એ ળખો છો તે પેલા શહેન-શાહની પાસેથી કોઇપણ અપરિચિત ગૃહસ્થને ભારે સરસ આવકાર મેળવી આપવામાં ભલામણ રૂપે કહેલું મારું એકાદું વેણ બહુ અસરકારક નીવડશે.'

'બાનૂસાહેબ, હું પ્રતિજ્ઞાપૂર્વક જણાવું છું,' આ બાઇની ઉચ્ચ પદવીને આવશ્યક તેમ પોતાની પણ સંસ્કારિતાને માટે અનિવાર્ય એવો ગંભીર નમ્રભાવ ધારણ કરીને પાદરીએ જવાબ આપ્યો, 'મારા અંતરાત્મા અને શીલના સોગંદ ખાઇને હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે આપના આ શબ્દો સાંભળીને એના અર્થ બાબતમાં હું ભારે ગૂંચવાડામાં પડયો છું. હું કંઇ જંગલમાં કોઇ શહેનશાહને શોધવા ગયો નહોતો, તેમ ભવિષ્યમાં પણ કોઇ દહાડો એવા કોઇ પુરુષની મહેરબાની મેળવવા માટે હું મુલાકાત લેવા ધારતો નથી. ત્યાં જવાનો મારો હેતુ તો કેવળ મારા ધર્મનિષ્ઠ મિત્ર આચાર્ય ઇલિયટને અભિનંદન આપવાનો અને ખ્રિસ્તેતર લોકોમાંથી જે અનેક આત્માઓને એ આપણા ધર્મમાં આણી શકેલ છે તે બાબત તેની સાથે રહીને આનંદ માણવાનો જ હતો.'

'હા-હા-હા,' હજુ પણ પાદરી તરફ પોતાની માથા પરની ઊંચી ટોપી હલાવતી હલાવતી એ ડાકણ બાઇ ખીખી કરીને હસવા લાગી. 'ઠીક! ઠીક! એ તો ધોળે દિવસે તો એમ જ કહેવું જોઇએ ને આપણે? તમે તો કોઇ બરાબર પાવરધા રીઢા માણસની પેઠે ચાલાકીથી નભાવો છો તમારો વેશ, પણ મધરાતને સમે જંગલમાં આપણે બન્ને એકઠાં થશું ત્યાં આપણે જુદી જ વાતો કરશું હો!'

આમ બોલીને તો પોતાની વૃદ્ધ કાયાને દમામભેર દેખાડતી ચાલતી થઇ, પણ આગળ ચાલતાં ચાલતાં વચ્ચે ફરી ફરીને પાછું વાળી જોઇને જાણે પોતાને તેની સાથે કોઇ જૂનો ગુપ્ત સંબંધ હોય અને એવો સંબંધ જાણે વ્યક્ત કરવા માગતી હોય એવી રીતે તેણે પાદરી સામે જોઇને સ્મિત કર્યું.

'આ પીળી ખેળવાળી અને મખમલના ઝભ્ભામાં સજ્જ થએલી ડોકરીએ લોકો કહે છે તે સાચું હોય તો જેને પોતાના રાજા અને માલિક તરીકે સ્વીકારેલ છે,' પાદરીએ મનમાં વિચાર કર્યો, 'એ શયતાનને શું હું મારી જાત વેચી આવ્યો છું, ત્યારે?'

અભાગિયો પાદરી! તે લગભગ સોદો કરી આવ્યો જ હતો. સુખના સમણાંથી લલચાઇને પોતે જેને ભયંકર પાપ સમજતો હતો તેને, અગાઉ કોઇ દહાડો નહિ ને આજે સ્પષ્ટ વિચાર ને ઇરાદાપૂર્વક તે વશ થઇ ગયો હતો! અને એ ભયંકર પાપનું ચેપી ઝેર તેના સમસ્ત નીતિદેહની રગેરગમાં આમ ઝપાટાબંધ પસરી ગયું હતું. એ ઝેરે તેની સઘળી શુભ વૃત્તિઓને જડ બનાવી દીધી હતી, અને સઘળી દુર્વૃત્તિઓના સમસ્ત ઝુંડને સચેત બનાવી દીધું હતું. ધિક્કાર, કડવાશ, કારણ વગરનો ખાર, અનિષ્ટ કરવાની અકારણ ઇચ્છા, અને જગતમાં જે કંઇ શુભ અને પવિત્ર હોય તેનો ઉપહાસ આ બધી દુર્વૃત્તિઓ, તે એ બધાથી ડરતો હતો અને હબકી ગયો હતો છતાં, તેને લલચાવીને અવળે માર્ગે લઇ જવા તેના અંતરમાં સચેત બની ગઇ હતી. અને શ્રીમતી હિબિન્સ સાથે તેને ભેટો થયાની વાત જો સાચી હોય તો તે દુરાચારી મનુષ્યો સાથે તેમ આસુરી સત્ત્વોની દુનિયા સાથે તેનો કેટલો બધો સમભાવ અને બંધુભાવ રહેલો હતો તે જ બતાવી આપતો હતો.

દરમિયાન તે કબ્રસ્તાનની કોર પર આવેલા પોતાના મકાનમાં આવી પહોંચ્યો અને ઉતાવળે ઉતાવળે તેનાં પગથિયાં ચડીને પોતાના અભ્યાસખંડનો તેણે આશરો લીધો. રસ્તા પર થઈને પસાર થતી વખતે જે વિચિત્ર અને દુષ્ટ તરંગો તેના મનમાં આવ્યા કરતા હતા તેમાંનો એક પણ જગતના લોકો સમક્ષ પ્રકટ થયા પહેલાં પોતે આ આશ્રયસ્થાનમાં પહોંચી ગયો તેથી પાદરીને આનંદ થયો. પોતાના પરિચિત ખંડમાં દાખલ થઈ પોતાની આજૂબાજૂ તેણે એની અંદરનાં પુસ્તકો, બારીઓ, ચૂલો, અને દીવાલ પર લગાવેલા ચિત્રમય પડદા વગેરે પર નજર નાખી તો જંગલની ખીણમાંથી નીકળીને શહેરમાં પેઠો ત્યાં સુધીમાં અને પછી શહેરના રસ્તા પર પણ બધું બદલાઈ ગયાનો જે અનુભવ તેને થએલો તે જ અનુભવ આંહીં આ સઘળું જોતાં પણ તેને થયો. આ ખંડમાં બેસીને તેણે વાચન તેમ લેખન કરેલું; આંહીં જ તેણે ઉપવાસ અને જાગરણ કરેલાં, અને અર્ધમૃત જેવી દશામાં આ ખંડમાંથી જ તે બહાર નીકળેલો, આંહીં જ તેણે ઈશ્વરને પ્રાર્થના કરવાનો પ્રયત્ન કરેલો, અને આંહીં જ સેંકડો યાતનાઓ તેણે સહન કરેલી! મૂસા અને બીજા પયગંબરોના સદુપદેશોથી ભરેલું અને એ બધાની પાછળ ઈશ્વરના અવાજથી વ્યાપ્ત એવું મધુર પુરાણી હીબ્રુ ભાષામાં લખાએલું તેનું 'બાઈબલ' પણ એ ખંડમાં પોતાને રોજને સ્થાને પડ્યું હતું. વળી ટેબલ પર શાહી ખરડાએલી કલમની પડખે તેનો અપૂર્ણ પ્રવચનલેખ પણ, એ દિવસ પર પોતે એ લખતો હતો ત્યારે લખતાં લખતાં વિચારો ખૂટી પડતાં, શરૂ કરેલું વાક્ય પણ પૂરું થતાં પહેલાં અધવચથી અટકી પડેલો, પડ્યો હતો. તેને ખબર હતી કે પોતાના ખંડમાંની આ બધી વસ્તુઓનો કર્તા કે ભોક્તા રૂપે અનુભવ કરનાર પુરુષ બીજો કોઈ નહિ પણ પોતે જ, કૃશ કાયા અને ફીકા ગાલવાળો પાદરી પોતે જ હતો, અને એ વરણીપ્રવચન પણ બીજા કોઈએ નહિ પણ પોતે જ આટલે સુધી લખ્યું હતું! છતાં અત્યારે તે આ બધા પદાર્થોથી કેવળ અલગ હોય એવી રીતે જુદો થઈને ઊભો રહ્યો, અને પોતાના પૂર્વસ્વરૂપને તિરસ્કાર, દયા, અને અર્ધઈર્ષ્યાભરી કુતૂહલવૃત્તિથી જોઈ રહ્યો. પોતાનું એ પૂર્વસ્વરૂપ હવે અત્યારે અદૃશ્ય થઈ ગયું હતું, તેને સ્થાને જંગલમાંથી આજે કોઈ બીજો જ પુરુષ પાછો ફર્યો હતો, એ પુરુષ પોતાના પૂર્વસ્વરૂપ કરતાં વિશેષ ડાહ્યો હતો તેમ એ ભલું ભોળું પૂર્વ સ્વરૂપ કદી પણ પ્રાપ્ત ન કરી શકે એવું અકળ રહસ્યોનું જ્ઞાન ધરાવતો હતો. હા, નવું જ્ઞાન તો તેને મળ્યું હતું, પણ કેવું કડવું અળખામણું લાગે એવું એ જ્ઞાન હતું!

આવા વિચારમાં તલ્લીન બનીને બેઠો હતો એવામાં એ અભ્યાસખંડના દ્વારા પર ટકોરો થયો, એટલે, પાદરીએ 'આવો!' એમ કહ્યું, પણ એ કહેતી વખતે કોઈ દુષ્ટ સત્ત્વ કદાચ એ આવકારના જવાબમાં પોતાને જોવા મળશે એવો ખ્યાલ તેના મગજમાં છેક જ નહોતો આવ્યો એવું નહોતું. અને જોયું તો તેનો એ ખ્યાલ ખરેખર સાચો પડ્યો! ટકોરો કરીને અભ્યાસખંડમાં દાખલ થનાર બીજું કોઈ નહિ પણ રોજર ચિલિંગવર્થ પોતે જ હતો. એને જોઈને પાદરી અવાક બની ગયો તેમ પૂણી જેવો ધોળો થઈ ગયો, અને એક હાથ હીબ્રુ શાસ્ત્રગ્રંથ પર તથા બીજો હાથ પોતાની છાતી પર રાખીને સ્તબ્ધ દશામાં ઊભો રહ્યો.

'આપ ઘેર પધાર્યા તો આવકાર આપું છું આપને, ગુરુમહાશય,' વૈદે કહ્યું. 'કેમ, એ ભગવત્પરાયણ આચાર્ય ઈલિયટ મજામાં છે ને? પણ સાહેબ, જંગલની અંદર થઈને આપે કરેલી મુસાફરી આપને બહુ આકરી નીવડી લાગે છે, કેમકે આપનો ચહેરો ફીકો પડી ગયો દેખાય છે આપને તો પાછું વરણીપ્રવચન આપવાનું છે, તો એ પ્રવચન આપવા માટે જે ઉત્સાહ અને શક્તિ જોઈશે તે લાવવા માટે આપને મારી દવાની જરૂર નહિ પડે?'

'ના ના, મને નથી લાગતું જરૂર પડે,' રેવરંડ મિ ડિમ્સડેઈલે જવાબ આપ્યો, 'આટલા લાંબા વખત સુધી મારા અભ્યાસખંડમાં ગોંધાઈ રહ્યા પછી ઘણે દિવસે બહાર નીકળી શક્યો તેથી આ મુસાફરી, પેલા પવિત્ર આચાર્યનાં દર્શન, અને તેમની પાસે જતાં આવતાં માર્ગમાં જે ખુલ્લી તાજી હવા મને મળી એ બધાએ તો ઉલટો મને પુષ્કળ લાભ કર્યો છે. એટલે ભલા વૈદરાજ, આપની દવા જોકે બહુ સરસ છે,...અને આપ પૂરેપૂરા મિત્રભાવથી તે આપો છો, છતાં હવે મને આપની દવાની જરૂર હોય એવું લાગતું નથી.'

આ બધો વખત રોજર ચિલિંજવર્થ, વૈદ પોતાના દરદી તરફ જુએ એવી ગંભીર અને બારીક નજરે પાદરીને જોઇ રહ્યો હતો. પણ આ બધા બહારના દેખાવ છતાં પાદરીને તો લગભગ ખાતરી થઇ ચૂકી કે પોતાને હેસ્ટર પ્રાઇન સાથે જે મુલાકાત થએલી એ વાત આ ડોસો જાણી ગયો હતો, અથવા ખરેખર જાણી ગયો ન હોય તોપણ એ બાબત તેને ચોક્કસ પાકો વહેમ તો આવ્યો જ હતો. વળી અત્યારના પાદરીનાં વચનો ઉપરથી વૈદ પણ સમજી ગયો કે તે હવે પોતાને પહેલાની માફક તેનો વિશ્વાસુ મિત્ર નહોતો ગણતો, પણ ઊલટો કદામાં કદો શત્રુ જ તે હવે પોતાને માનતો હતો. હવે પોત ને આટલી બધી બાતમી મળી તો કંઇ નહિ તો તેમાંનો અમુક ભાગ તો પ્રકટ કરવો જોઇએ એ સ્વાભાવિક હતું. છતાં વસ્તુઓને શબ્દાકાર ધારણ કરતાં કેટલી બધી વાર લાગે છે, અને અમુક વિષય નથી જ છેડવો એવો નિશ્ચય કરીને બેઠેલા બે માણસો, વાત કરતાં કરતાં એ વિષયની લગોલગ આવી ગયા છતાં તેને છેડયા વગર કેવાં એ વિષયની દિશામાંથી પાછા ફરી જાય છે એ હકીકત આપણે વિચાર કરીએ તો ખરેખર આશ્ચર્યજનક લાગે એવી છે. એટલે રોજર ચિલિંજવર્થ, તેની ને પોતાની વચ્ચે હવે જે સાચો સંબંધ પ્રવર્તી રહ્યો હતો તેનો ખુલ્લા શબ્દોમાં સ્પર્શ કરશે એવી ધાસ્તી રાખવા જેવું પાદરીને તો કંઇ લાગ્યું ન હોતું. છતાં આ વૈદ, પોતાની અકળ ભેદભરી રીતે એ ગુપ્ત વસ્તુભણી ગયા વિના રહ્યો નહિ.

'આપ મારી અદના આવડતનો આજની રાત ઉપયોગ કરો તો સારું નહિ?' તેણે કહ્યું. 'ખરેખર આ વરણીપ્રવચનના પ્રસંગ માટે આપના શરીર મનમાં પૂરતું બળ અને જોમનો સંચાર કરવાને માટે મારાથી બને તેટલું બધું મારે કરવું જોઇએ એમ મને લાગે છે. એ પ્રસંગે લોકો આપની પાસેથી ભારે આશા રાખી રહ્યાં છે, કેમકે એમનો દહેશત છે કે બીજી સાલ આવે એ પહેલાં તો પોતાના ધર્મગુરુ કદાચ ચાલ્યા ગયા હશે '

'હા, અન્ય લોકમાં ચાલ્યો જ ગયો હોઇશ,' પાદરીએ ભગવાને ધાર્યું હોય તે ભલે થાય એવા ધર્મભાવ અને શ્રદ્ધાભાવભરી ઇશ્વરાધીનતાથી ઉત્તર આપ્યો. 'ભગવાનને પ્રાર્થના છે કે એ અન્ય લોક તો આંહીં કરતાં વિશેષ સુખપ્રદ નીવડે; કેમકે, ખરેખર, આવતી સાલની મોસમમાં મારો અનુયાયીવર્ગ મને આંહીં દેખે એવો સંભવ મને મુદ્દલ લાગતો નથી. પણ આપની દવાની બાબતમાં તો, ભલા સાહેબ, મારી અત્યારની શરીરાવસ્થામાં મને તેની બિલકુલ જરૂર નથી.'

'એ સાંભળીને મને આનંદ થાય છે,' વૈદે જવાબ આપ્યો. 'એનો અર્થ કદાચ એ હોય કે આટલો બધો વખત જરાય અસર નહિ કરી શકેલી મારી દવાઓ હવે બરાબર કરવા મંડી છે. એટલે આપનો રોગ જો પૂરેપૂરો નાબૂદ કરી શકું તો ખરેખર હું મારી જાતને ભાગ્યશાળી જ માનું, અને ન્યૂઇંગ્લંડના લોકોના કૃતજ્ઞતાભાવને માટે પણ તો હું લાયક ઠરું!'

'મિત્ર, તમે મારી આટલી બધી કાળજી રાખો છો એ બદલ તમારો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું,' રેવરંડ મિ. ડિમ્સડેઇલે ગંભીર સ્મિત કરીને કહ્યું. 'તમારો હું આભાર માનું છું, અને તમારી આ બધી સેવાનો બદલો કેવળ મારી પ્રાર્થનાઓથી જ આપી શકું એમ છું.'

'સાધુજનની પ્રાર્થના જેવો મૂલ્યવાન બદલો બીજો એકે નથી!' રજા લેતાં લેતાં બુઢ્ઢા રોજર ચિલિંજવર્થે કહ્યું. 'અભિનવ જેરૂસલેમમાં ચાલતી ખરી સોનામહોર તે એ જ છે, કેમકે તેના પર જ રાજાધિરાજની મહોર છાપ લાગેલી હોય છે.'

એકલો પડ્યો એટલે પાદરીએ નોકરને બોલાવી ભોજન મંગાવ્યું, અને તે આવી પહોંચતાં તેના ઉપર ભારે સપાટો ચલાવ્યો. પછી વરણીપ્રવચનનાં અત્યાર સુધીમાં લખાએલાં પાનાં દેવતામાં નાખી દઇને તે તરત જ બીજું નવેસરથી લખવા બેઠો, અને એ બીજું પ્રવચન તેણે વિચાર અને ભાવના એવા વેગવાન જુસ્સાથી લખવા માંડયું કે પોતે અત્યારે દૈવી પ્રેરણા પામ્યો હોય એવું તેને લાગવા માંડયું, અને ભગવાન પોતાના જેવી ગંદી મલિન વાંસળી મારફતે પોતાના ભવ્ય ગંભીર સંદેશાનું સંગીત સુણાવવું કેમ યોગ્ય ગણતો હશે એ વિશે તેને મનમાં આશ્ચર્ય થયું. છતાં, એ ગૂઢ પ્રશ્નને તો સદાને માટે અનુત્તર જ રહેવા દઇને,

અથવા તેનો ઉત્તર મળવાનો જ હોય તો પોતાની મેળાએ જ્યારે મળવાનો હોય ત્યારે ભલે મળે એમ એ ગૂઢ પ્રશ્નને પડતો મેલીને, તે પોતાનું લેખનકાર્ય ભારે ઝડપ અને આનંદાવેશ સાથે આગળ ને આગળ ધપાવવા લાગ્યો.

આમ લખતાં લખતાં રાત જાણે કોઇ પંખાળી ઊડતી ઘોડી હોય, અને પોતે જાણે તેના પર સવાર થઇને ઊડી રહ્યો હોય એવી રીતે રાત્રિ અકલ્મ પસાર થઇ ગઇ, મળસ્કું થયું ઉષા શરમની સુરખીથી છવાએલે મુખે 'પડદામાં ડોકિયું' કરતી આવી; અને આખરે સૂર્યોદય થયો. તેથી સૂર્યે પોતાનું એક સોનેરી કિરણ પાદરીના અભ્યાસખંડમાં ફેંક્યું, એટલે પાદરી તેને અંજાઇ ગએલી આંખે જોઇ રહ્યો. આ રીતે સૂર્યપ્રકાશ પોતાના ખંડમાં ચમકવા લાગ્યો એ વખતે તો તે આગલી રાતે આસન વાળીને બેઠો હતો ત્યાંને ત્યાં જ હજુ બેઠો હતો, તેની કલમ પણ હજુ તેના હાથમાં ચાલી રહી હતી, અને આખી રાતમાં પ્રવચનનાં પાનાના પાનાં ભરેલો વિશાળ અમાપ પ્રદેશ વટાવીને તે અત્યારે આંહીં આંગળાંમાં કલમ ઝાલીને બેઠેલો માલૂમ પડતો હતો.

## ૨૧

## ઉત્સવ

**સૂબાને** પોતાનું અધિકારપદ લોકોને હાથે મળવાનું હતું તે દિવસે હેસ્ટર પ્રાઇન અને નાનકડી પર્લ સવારમાં બરાબર વખતસર બજારમાં આવી પહોંચ્યાં. બજાર આખી કારીગરો અને શહેરનાં બીજાં વસવાયાં વગેરે લોકવરણની મોટી સંખ્યાથી ભરાઇ ગઇ હતી. આ લોકવરણના માણસોમાં હરણની ચામડી પહેરીને આવેલી કેટલીક અણઘડ આકૃતિઓ પણ દેખાતી હતી, અને એમનો એ પોશાક બતાવી આપતો હતો કે વસાહતની એ નાનકડી રાજધાનીની આસપાસ આવી રહેલાં જંગલોની વચ્ચે આવેલાં થાણામાં એ માણસો રહેતા હતા. છેલ્લાં સાતે વરસોના આવા સઘળા પ્રસંગોની પેઠે આજના સાર્વજનિક ઉત્સવદિને પણ હેસ્ટરે તો ભૂખરા રંગના બરછટ કપડાં જ પહેર્યાં હતાં. એનાં કપડાંનો ભૂખરો રંગ જ નહિ પણ તેની સિલાઇની ઢબ પણ એની કાયાને લોકોની નજર આગળથી લુપ્ત કરી દે એવી હતી; પણ બીજી બાજૂથી એનો હિંગળોકિયો અક્ષર એને આ સાંજના જેવા ધૂંધળા અસ્પષ્ટ વાતાવરણમાંથી બહાર ખેંચી લાવતો હતો અને પોતાના સ્વકીય ચમકારથી એનું વિશિષ્ટ નૈતિક સ્વરૂપ પ્રકટ કરી દેતો હતો. નગરજનોને દીર્ઘકાળના પરિચિત બની ગએલો એનો ચહેરો અત્યારે પણ લોકો એનામાં રોજ રોજ જોવાને ટેવાઇ ગયા હતા એવી આરસ તુલ્ય શાન્તિ વ્યક્ત કરી રહ્યો હતો. એ શાન્તિ એણેકોઇ વેશ ધારણ કર્યો હોય એવી અથવા તો કોઇ મૃત સ્ત્રીના ચહેરાની જડ શાન્તિ જેવી હતી. એના ચહેરાને મૃત સ્ત્રીના ચહેરા સાથે સરખાવવાનું કારણ એ કે જગતના લોકો પર હેસ્ટરનોકશો સહાનુભૂતિનો અધિકાર રહ્યો નહોતો, અને જે જગતની સાથે એ હજુ સંબંધ રાખી રહેલી જણાતી હતી તે જગતમાંથી એ ક્યારની બહિષ્કૃત થઇને ચાલી ગઇ હતી, એટલે એ રીતે જોતાં હેસ્ટર જગતદૃષ્ટિએ તો ખરેખર મરી જ ગઇ હતી.

કદાચ એમ હોય કે અગાઉ કદી નહિ જોવામાં આવેલો એવો ભાવ એના ચહેરા પર ફરકી રહ્યો હતો, પણ એ ભાવ કોઇ કળી જાય એટલો બધો સ્પષ્ટ કે તીવ્ર નહોતો; પછી કોઇ અસાધારણ શક્તિવાળો નિરીક્ષક પ્રથમ એના હૃદયના વિચારો કોઇ રીતે જાણી ગયો હોય, અને એ વિચારોને અનુરૂપ ભાવો એની મુખમુદ્રા અને ચેષ્ટામાં પ્રદર્શિત થઇ રહેલ છે કે કેમ તેની બારીક તપાસ કરે અને એ તપાસને પરિણામે એ ભાવ એના ચહેરામાં જોઇ શકે તો જુદી વાત. એના માનસજગતના આવા નિરીક્ષકને પોતાના એ નિરીક્ષણને પરિણામે એવો ખ્યાલ આવ્યો હોત કે લોકસમૂહની તીણી સોંસરી વીંધી નાખતી દૃષ્ટિને દુઃખભર્યાં સાત સાત વરસોના લાંબા ગાળા સુધી એક અનિવાર્ય અગત્ય રૂપે, પ્રાયશ્ચિત્ત અને તપરૂપે, અને કપરા ધર્મપાલનરૂપે વેઠયા પછી અત્યાર સુધીની પોતાની સઘળી યાતના અને વેદનાને એક પ્રકારના વિજયના રૂપમાં ફેરવી નાખવા માટે આજે આ છેલ્લી વાર એ તે સ્વેચ્છાપૂર્વક અને કશા સંકોચ વગર ખુલ્લી રીતે સ્વીકારી રહી હતી 'આ હિંગળોકિયા અક્ષરને અને તેને ધારણ કરનારી સ્ત્રીને તમે હવે આ છેલ્લી જોઇ લ્યો!' લોકોના જુલમનો ભોગ બની

ગએલી અને તેમની માન્યતા પ્રમાણે તેમના જીવનભરના દાસ્યની સજા પામેલી આ સ્ત્રી અત્યારે તેમને એવું કંઇક કહે એવું હતું. 'હવે થોડી જ વાર છે, પછી તમારી સત્તા એના પર ચાલશે નહિ. થોડા કલાક ગયા એટલે અકળ અતલ મહાસાગર તમે એના હૈયા પર ધીકતી સઘડી રૂપે સદાની ચોંટાડી રાખેલી આ નિશાનીને ગળી જઇ સદાને માટે લુપ્ત કરી દેશે!' અને આમ પોતાના જીવન સાથે જડી દીધેલી આ વેદનામાંથી પોતે મુક્ત થવાની અણી પર હતી તે જ ક્ષણે હેસ્ટરના દિલમાં એક પ્રકારનો ઉદ્વેગ ઉત્પન્ન થએલો એમ ધારીએ તો માનવસ્વભાવમાં અશક્ય એવી કોઇ વિસંગતિ એની પ્રકૃતિમાં રહેલી હતી એમ માનવાનું કારણ નથી. પોતાના સ્ત્રીજીવનનાં લગભગ સઘળાં વરસોને જેનો સતત પટ મળ્યા કર્યો હતો એવા આ સઘળા કટુ અનુભવરૂપી કરિયાતા અને એળિયાનો એક છેલ્લો મોટો કટોરો એકી શ્વાસે ગટગટાવી જવાની એને અદમ્ય ઇચ્છા થઇ આવે તો એમાં નવાઇ જેવું લાગે છે? આટઆટલાં વરસો સુધી પોતાની ક્ષુધાને ઉત્તેજિત કરવાને માટે પ્રબળ અસર કરનારા કડવા ઉકાળાના રગડા પીધા પછી હવે જે જીવનનો શરાબ નકસીદાર કનકના કટોરામાં એના હોઠ આગળ મંડાવાનો હતો તે ખરેખર ખૂબ સ્વાદિષ્ઠ, ઉલ્લાસપ્રેરક, અને ઉમદા પ્રકારનો હોવો જોઈએ, કેમકે નહિ તો તો પછી એ રગડાઓ પછી જે સાધારણ લિજ્જત વગરનો દારૂ જ એને પીવાને મળે તો તો એક પ્રકારની ઉદાસીનતા અને કંટાળાની લાગણી જ એના ચિત્તમાં ઉત્પન્ન થાય.

પર્લને આજે પૂરબહારમાં શણગારવામાં આવી હતી. આ સૌન્દર્ય અને શણગારથી ચમકતી કલ્પનામૂર્તિ જેવી બાળકી પેલા ભૂખરાં સોગિયાં કપડાં ધારણ કરનારી આકૃતિથી આ જગતમાં અવતરી હોય એ વાત માનવી મુશ્કેલ હતી; અથવા તો આ બાળકના વસ્ત્રાલંકારની આવી સુરુચિ યોજના કરનારી કલ્પના—એકી સાથે ભભકદાર અને બારીક એવી કલ્પના—તે જ હેસ્ટરના સાદા ઝભ્ભાને સ્પષ્ટ વિશિષ્ટતા આપે એવું ભરતકામ કરનારી પણ કલ્પના હતી—એ બન્ને કલ્પનાશક્તિનું ઉદ્ગમસ્થાન એક જ હતું—એમ માનવું પણ મુશ્કેલ હતું. નાનકડી પર્લને આ પોશાક એટલો બધો ભળી જતો હતો કે એ પોશાક તેના આંતરશીલના કેવળ અનિવાર્ય વિકાસરૂપ કે નાવિષ્કરણરૂપ જ લાગતો હતો, અને પતંગિયાની પાંખના ચમકદાર રંગવૈવિધ્યને જેમ એ પાંખથી છૂટું પાડી શકાય નહિ અથવા દેદીપ્યમાન પુષ્પપાંખડીની રંગભરી ઝમકને જેમ એ પાંખડીથી છૂટી પાડી શકાય નહિ, તેમ આ ભભકદાર પોશાકને પણ પર્લના ગુણસ્વભાવથી છૂટો પાડી શકાય નહિ એટલો બધો તે એની સાથે એકરૂપ બની ગયો હતો. વિશેષમાં વળી, આજના મહત્ત્વના દિને એ છોકરીના ચિત્તમાં એક પ્રકારની અસ્વસ્થતા અને વ્યગ્રતા પણ જોવામાં આવતી હતી, અને તે અસ્વસ્થતા ને વ્યગ્રતા કોઇએ પોતાની છાતી પર તેજસ્વી હીરો ધારણ કર્યો હોય, અને શ્વાસોચ્છ્વાસ લેતાં એ છાતી ઊંચી નીચી થવાથી ઝબકારા મારી રહ્યો હોય તેના એ ઝબકારા જેવી જ લાગતી હતી. બાળકોને પોતાનાં અતિનિકટનાં સંબંધીઓનાં સુખદુઃખો કે મંથનો પ્રત્યે હંમેશાં સહાનુભૂતિ હોય છે; પોતાના કૌટુંબિક વાતાવરણમાં કંઇ પણ આફત આવવાની હોય, ખળભળાટ થવાનો હોય, અથવા ક્રાંતિ થવાની હોય, તો તે સઘળાનું એમને જાણે કે ભાન હોય છે, અને તેથી પર્લ, પોતાની માતાની છાતી પર ધારણ કરેલા રત્નરૂપ જ હતી એવી આ પર્લ, પણ હેસ્ટરના કપાળ પરની આરસપહાણ જેવી ભાવશૂન્યતા ઉપરથી કોઇપણ કળી શકે નહિ એવી ઊર્મિઓ ને—એ ઉદાસીનતાના પડ નીચે ઊકળી રહેલા એના આંતર લાવારસને—પોતાના ઉલ્લાસમય નૃત્યથી જ જાણે કે પ્રકટ કરી દેતી હતી.

ઉલ્લાસના ઊભરાને લીધે એ બાળકી પોતાની માતાની પડખે ચાલતી હોય એમ ન હોતું લાગતું, પણ જાણે કોઇ પક્ષીની પેઠે અદ્ધર ઊડતી હોય કે ઠેકતી હોય એવી તેની અત્યારની ગતિ હતી. વારે વારે તે અર્થશૂન્ય અને વીંધી નાખે તેવી ચીસો પાડીને ગીતો ગાવા મંડી પડતી હતી. જ્યારે માદીકરી બજારમાં આવી પહોંચ્યાં, ત્યારે એ સ્થળને ચેતન ને તરવરાટથી ભરપૂર બનાવી દેનારી ધાંધલ ને ધમાલ જોઇને એ છોકરી વળી પહેલાં કરતાં પણ વિશેષ ઉલ્લાસમાં આવી ગઇ, અને વિશેષ ચંચળ બની ગઇ. કેમકે સાધારણ રીતે આ જગા શહેરની પ્રવૃત્તિના મધ્યસ્થ ધામ જેવી ધાંધલભરી ન હોતી, પણ કોઇ ગામડાના ચોરાની આગળ લીલોતરી

જવાએલું એકાન્ત વિશાળ ચોગાન હોય એવી નિર્જન જ સામાન્ય દિવસોએ આ જગા લાગતી હતી.

'કેમ શું છે આ બધું, બા?' તે બોલી ઊઠી. 'આજે બધા લોકો પોતપોતાનું કામ છોડીને કેમ આંહીં આવ્યા છે? આજનો દિવસ તે શું આખી દુનિયાને રમવાનો દિવસ છે? જો ત્યાં પેલો લુહાર રહ્યો! તેણે પોતાનો કાળો મેલો ચહેરો ધોઇને સાફ કર્યો છે, અને રવિવારે પહેરવાનાં કપડાં પહેરીને, જાણે કોઈ માયાળુ માણસ આવીને લહેર કેમ કરવી તે શીખવે તો ખુશીથી લહેર ઉડાવવાને તૈયાર થઈને ઊભો હોય એવો લાગે છે! અને પણે બુઢ્ઢો જેલર બ્રેકેટ મને દેખીને મોં મરકાવતો ઊભો છે. શું કામ એમ કરતો હશે એ!'

'તું છેક નાનું બચ્ચું હતી, ને એ વખત એમને યાદ આવે છે તેથી એમ કરે છે,' હેસ્ટરે જવાબ આપ્યો.

'તોય મને જોઇને એણે માથું હલાવવાનું નથી કે મોં પણ મરકાવવાનું નથી, હા! એ કાળો, બિહામણો, કદરૂપો બુઢ્ઢો શું સમજતો હશે એના મનમાં?' પર્લે કહ્યું, 'એને માથું હલાવવું હોય તો તારી સામે જોઇને હલાવે, કેમકે તેં ભૂખરા રંગનાં કપડાં પહેર્યાં છે અને ઉપર હિંગળોકિયો અક્ષર ચોંટાડ્યો છે. પણ જો, જો, બા, કેટલા બધા નવા નવા માણસોના ચહેરા દેખાય છે આંહીં! અને વળી એમાં રેડ ઇન્ડયનો પણ છે, તેમ ખલાસીઓ પણ છે! આંહીં બજારમાં એ બધા શું કરવા આવ્યા છે?'

'આંહીં થઇને એક સરઘસ નીકળવાનું છે, તેની વાટ જોતાં એ લોકો આંહીં ઊભા છે,' હેસ્ટરે કહ્યું. 'કેમકે આંહીં થઇને સૂબા સાહેબ ને ન્યાયાધીશ સાહેબ નીકળવાના છે, અને સાથે બીજા પણ બધા મોટા મોટા ને સારા સારા માણસો, આગળ સિપાઇઓ અને બેન્ડવાજાં વાગતાં હોય એવી રીતે સરઘસના આકારમા આંહીં થઇને પસાર થવાના છે.'

'ત્યારે પેલો પાદરી પણ એમ આવવાનો?' પર્લે પૂછયું. 'ને તે દિવસે ઝરાને કિનારેથી તું મને તેની પાસે લઇ ગએલી એ વખતે તેણે પોતાના બન્ને હાથ લંબાવીને મને બોલાવેલી તેમ આંહીં પણ શું એ મને બોલાવવાનો?'

'એ પણ એમાં આવશે તો ખરા, બેટા,' તેની માએ જવાબ આપ્યો, 'પણ એ તને આજે બોલાવશે નહિ, તેમ તારે પણ એમને બોલાવવા નહિ.'

'કેવો વિચિત્ર, સોગિયો માણસ છે એ!' જાણે અડધું મનમાં બોલતી હોય એવી રીતે એ છોકરીએ કહ્યું. 'અંધારી રાત હોય ત્યારે એ આપણને બોલાવે છે, અને પેલા માંચડા પર આપણે ઊભેલાં ત્યારે જેમ હાથ પકડેલાં તેમ તારો ને મારો બન્નેનો હાથ પકડે છે! વળી જૂનાં ખખડધજ ઝાડો જ એકલાં સાંભળી શકે તથા આકાશનો નાનકડો ટુકડો જ દેખી શકે એવા ઊંડા ઘેર જંગલમાં લીલવાળા થડ આગળ બેસીને એ તારી સાથે વાતો કરે છે! અને ત્યાં તો એ મને બચી પણ ભરે છે, પછી એ બચી ધોવાં પેલો નાનકડો ઝરો પણ જાણે થાકી જાય છે! ત્યારે આંહીં, ખુલ્લા ખુશનુમા દિવસે, અને બધા લોકોની હાજરીમાં તો એ જાણે આપણને ઓળખતોયે નથી; તેમ આપણે પણ આપણી તેની સાથેની ઓળખાણ દેખાડી શકતાં નથી! હમેશાં છાતી પર હાથ રાખીને ફર્યા કરનારો એ માણસ તો વિચિત્ર ને સોગિયો છે!'

'ચૂપ પર્લ!—એ બધી વાતો તું ન સમજે,' તેની માએ કહ્યું. 'અત્યારે એ પાદરીનો વિચાર પડતો મૂક અને તારી આસપાસ જો, કે આજે સૌના ચહેરા કેવા પ્રસન્ન દેખાય છે. ખાસ મોજ કરવાના હેતુથી છોકરાઓ નિશાળો મૂકીને અને મોટેરાઓ કારખાનાં ને ખેતરો મૂકીને આંહીં આવ્યાં છે. કેમકે, આજે એક નવા માણસનું રાજ્ય એમના પર શરૂ થાય છે, અને તેથી, માનવીઓ પ્રજારૂપે એકત્ર થયા ત્યારથી ચાલ્યા આવતા નિયમ મુજબ આ બધા અત્યારે મોજ કરી રહ્યાં છે અને આનંદ ઉડાવી રહ્યા છે; કેમ જાણે આ બાપડી જૂની પુરાણી પૃથ્વી પર આખરે કોઇ નવો અને શુભ સુવર્ણયુગ શરૂ થવાનો હોય એમ બધા અત્યારે મોજ માણી રહ્યાં છે.'

લોકોના ચહેરાને પ્રફુલ્લ બનાવી રહેલી આ અપૂર્વ અસાધારણ ખુશાલીના સંબંધમાં હકીકત હેસ્ટરે કહી તેવી જ હતી. વરસની આ ઋતુ ક્યારની ઉત્સવઋતુ બની ગઇ હતી, અને હવે પછીના બે સૈકા દરમિયાન પણ તે

ઉત્સવઋતુ તરીકે ચાલુ રહી હતી. આ ઋતુ દરમિયાન નિર્બળ સ્ખલનવશ માનવજાતિને જે કંઇ મોજમજા ને જાહેર આનંદની છૂટ આપી શકાય એમ પ્યૂરિટન લોકો માનતા તે સઘળા આનંદ ને મોજમજાને અર્કરૂપે આ તેઓ દિવસોમાં એકઠો કેન્દ્રિત કરતા હતા. અને એમ કરીને સોગિયાપણાનું સામાન્ય વાતાવરણ એટલે અંશે દૂર કરતા હતા, કે આ એક પર્વદિન પૂરતી તો તેઓની સામાન્ય ગંભીરતા કેટલેક અંશે કમી થઈ જતી હતી.

... એ જમાનાના લોકોની પ્રકૃતિ અને રીતરિવાજમાં જે સોગિયાપણું નિઃશંક રહેલું હતું તેની અમે કદાચ અતિશયોક્તિ કરતાં હોઇશું. બોસ્ટનની બજારમાં જે લોકો ફરતા હતા તેમણે જન્મથી પ્યૂરિટન લોકોના સોગિયાપણાનો વારસો સ્વીકાર્યો નહોતો. એ લોકો તો અસલ ઇંગ્લંડના વતની હતા, અને તેમના પિતા ઇલિઝાબેથયુગના વિલાસ વૈભવના વાતાવરણમાં જીવન ગાળી ગયા હતા. અને આ ઇલિઝાબેથયુગ એટલે એકસામટો લઇને વિચારીએ તો જગતમાં થઇ ગએલા સૌથી વધારે ભવ્ય, દબદબાભરેલા, અને લહેરી યુગોમાંનો એક યુગ. એટલે આંહીં ન્યૂ-ઇંગ્લંડના લોકો જો પોતાના બાપદાદાઓ તરફથી વારસામાં ઊતરી આવેલી આનુવંશિક રુચિને અનુસર્યા હોત તો તો તેમણે સઘળા મહત્ત્વના સાર્વજનિક બનાવો જાહેર હુતાશનીઓ, મિજબાનીઓ, ભવ્ય સમારંભો, અને સરઘસો દ્વારા જ ઊજવ્યા હોત. અને આ ભવ્ય સમારંભવિધિના ગાંભીર્યમાં જો વિનોદનું તત્ત્વ એ લોકોએ ભેળવ્યું હોત, તો એ તો, આવા ઉત્સવદિનોએ પ્રજા ઠાઠમાઠનો જે ભવ્ય વાઘો સજે છે તેમાં વિલક્ષણ પ્રકારનું ઝલકદાર ભરતકામ કરવા બરાબર જ થાત, અને તેથી તેમાં અશક્ય કે અવસેવારુ જેવું કશું જ ન બનત. અને જે દિવસે આ વસાહતનું રાજકીય વરસ શરૂ થતું હતુ તે દિવસને ઊજવવાની પદ્ધતિમાં એવું કંઈક કરવાનો પ્રયત્ન પણ જોઇ શકાતો હતો. ન્યાયાધિકારીઓની વાર્ષિક નિમણુકોને આ દિવસે આપણા વડવાઓ જે વિધિઓ આચરતા હતા તેમાં રાજ્યાભિષેકને દિવસે તો નહિ પણ લોર્ડ મેયરની પ્રતિષ્ઠાને દિવસે લંડનમાં જે ભવ્ય સમારંભો થતા તેની શોભાની આછી યાદ જોઇ શકાતી હતી, ત્યાં એ અવસરે જે દબદબો પોતે જોતા તેવું અમુક રૂપાન્તર સાથે પુનરાવર્તન આંહીં તેઓ કરી રહ્યા હતા. આપણી આ વસાહતના આદ્ય જનકો અને સંસ્થાપકો–તેના મુત્સદીઓ, રાજ્યાધિકારીઓ, ધર્મગુરુઓ, અને સૈનિકો–ને આજના જેવા સાર્વજનિક અને સામાજિક મહત્ત્વના પ્રસંગોએ જૂની પરંપરાને અનુસરીને બહારનો ભપકો અને ઠાઠમાઠ ધારણ કરવો એ એક કર્તવ્ય જેવું લાગતું હતું. એટલે તે સૌ આજે સઘળા લોકો પોતાને જોઇ શકે એવી રીતે સરઘસના આકારમાં ફરવા નીકળતા હતા અને એ રીતે આ તાજા જ સ્થાપાએલા રાજ્યતંત્રને આવશ્યક ગૌરવ આપતા હતા.

વળી તે દિવસે લોકોને, સામાન્ય રીતે તેઓ ધર્મના જેટલી જ ગૌરવવાળી અને મહત્ત્વની ગણતા હતા તે મહેનત મજૂરી, ઉદ્યોગ ધંધો કે કામકાજની સખત તડામારને કંઇક ઢીલી કરવાની કેવળ છૂટ જ નહિ પણ વિશેષમાં ઉત્તેજના પણ મળતી હતી. ખરી વાત છે કે ઇલિઝાબેથ કે જેમ્સના જમાનાના ઈંગ્લંડમાં સહેલાઇથી મળી શકે એવાં લૌકિક વિનોદનાં સાધનો આંહીં લભ્ય નહોતાં–નહોતાં આંહીં નાટ્યસમારંભો, નહોતા તંબૂરા વગાડતાં વગાડતાં લોકકાવ્યો લલકારનારા ભરથરીઓ, તેમ નહોતા ગવૈયા અને તેના સંગીતના તાલ સાથે નાચતાં માંકડાં, નહોતા નકલી પ્રેતવિદ્યાની ચાલાકી કરનારા જાદૂગરો, અને નહોતા સેંકડો વરસોથી ચાલી આવતી છતાં લોકોની સર્વસામાન્ય વિનોદવૃત્તિને સદાયે પોષીને તેમનું રંજન કરતી એવી ઠઠ્ઠામશ્કરીઓ કરતા વિદૂષકો ને ભાંડભવૈયાઓ. જુદી જુદી વિનોદપ્રવૃત્તિના આવા સઘળાં વિધાયકો અને નિષ્ણાતોમાંથી કોઈ જો આંહીં ફરકયો હોત તો તેને કેવળ કાયદાની શિસ્તે જ નહિ પણ કાયદાને બળ આપનાર જાહેર લોકમતે અને સર્વસાધારણ જનતાભિરુચિએ પણ સતત રીતે દાબી દીધો હોત. પણ છતાં જનતાના વિરાટ અને નિખાલસ મુખ પર આજે સ્મિત ફરકી રહ્યું હતું. પછી એ સ્મિતમાં પણ કંઇક સખતાઇ રહેલી હોય તો ભલે, પણ જેવું હતું એવું એ સ્મિત મુક્ત અનિયંત્રિત તો હોતું જ. તેમ આંહીં રમતગમતનો પણ કંઈ અભાવ નહોતો, કેમકે આંહીંના વસાહતીઓએ ઘણાં ઘણાં વરસો ઉપર જે

રમતગમતો ઈંગ્લંડના મેળાઓમાં તેમ ગામડાંઓના પાદરે જોઇ હતી અને જેમાં જાતે ભાગ પણ લીધો હતો તે રમતગમતો આ નવા મુલકમાં પણ આંહીંના લોકોની હિંમત ને મર્દાનગી જાળવી રાખવાને માટે જીવન્ત રાખવાનું તેમને યોગ્ય લાગ્યું હતું. એટલે આજે બજારમાં અહીં તહીં કોર્નવોલ અને ડેવનશાયરની ભિન્ન ભિન્ન પ્રણાલિકાઓને અનુસરતી કુસ્તીની રમતો ખેલાતી જોઇ શકાતી હતી; એક ખૂણામાં લાઠીની મૈત્રીભરી પટાબાજી ખેલાઇ રહી હતી; અને લોકોનું સૌથી વિશેષ ધ્યાન ખેંચનાર અને તેમને સૌથી વિશેષ રસ આપનાર વસ્તુ તો એ હતી કે આપણી આ વાર્તાનાં પૃષ્ઠોમાં ક્યારના નામાંકિત થઇ ચૂકેલા પેલા ફજેતીના માંચડા પર યુદ્ધવિદ્યામાં કુશળ એવા બે પુરુષો ઢાલ તલવાર લઇને તેની પટાબાજીનાં પ્રદર્શનની તૈયારી કરવા લાગ્યા હતા. પણ લોકસમૂહની ભારે નિરાશા વચ્ચે, અદાલતના ચોપદારે આવીને તેમની એ તૈયારી અટકાવી દીધી, કેમકે પોતાની આવી પવિત્ર અને અમુક પ્રયોજનને અર્થે સર્વથા અલગ રાખેલી જગાને આ રીતે દૂષિત કરીને કાયદાના ગૌરવનું કોઇને ખંડન કરવા દેવાની એ ચોપદારની બિલકુલ ઇચ્છા નહોતી.

આ જમાનાના લોકો હજુ નીરસ આનંદશૂન્ય જીવનના પ્રથમ તબક્કે જ હતા, તેની પહેલી પાયરીમાંથી જ હજુ પસાર થઇ રહ્યા હતા, તેમ જેમણે પોતાના દિવસોમાં લહેર કેમ ઉડાવવી અને મજા કેમ માણવી તે જાતઅનુભવથી જાણેલું એવા પિતાઓનાં તેઓ સંતાનો હતાં, એટલે એવું વિધાન કરીએ તો કંઇ અતિશયોક્તિ નહિ થાય કે એમના પછી આટલે લાંબે અંતરે આવી રહેલા આપણી અત્યારની પેઢીના એમના વારસો સાથે સરખાવતાં પર્વદિનની ઊજવણીની બાબતમાં અને તહેવારને દિવસે આનંદ માણવાના વિષયમાં આપણા અત્યારના લોકો કરતાં તેઓ જરૂર ચડી જાય એવા હતા. તેમની પછી તરત જે પ્રજા ઉત્પન્ન થઇ, પ્રારંભના વસાહતીઓની પછી તરત જે પેઢી આવી, તે પ્યુરિટન આચારવિચારના સૌથી મેલા અને સૌથી સોગિયા સ્વરૂપના અવતારરૂપ હતી, અને તેણે પ્રજાના સમગ્ર સ્વરૂપને એ સોગિયાપણાથી એટલું બધું સામળું બનાવી દીધું હતું કે તે પછીનાં આટલાં બધાં વરસો પણ તેના એ અંશને ધોઇ નાખવાને સમર્થ બન્યાં નથી. જીવનના ઉલ્લાસની જે કલા આપણે એ રીતે ભૂલી ગયા છીએ તે હજુ આપણે નવેસરથી શીખવાની છે.

બજારમાં એકઠી થએલી જનતાનું ચિત્ર એકંદરે જોકે ઇંગ્લંડમાંથી આંહીં આવેલા વસાહતીઓના જેવું ભૂખરું, સામળું, ને સોગિયું હતું, છતાં અમુક પ્રકારના વર્ણવૈવિધ્યથી એ ઘેરો સોગિયો દેખાવ કંઇક મોળો પણ પડતો હતો. દાખલા તરીકે એક બાજૂએ રેડ ઇન્ડિયનોની એક ટોળી, હરણના ચામડાના અને ઉપર વિચિત્ર પ્રકારના ભરતકામવાળા વાઘા પહેરીને, તેની ઉપર કોડીના હારડાઓના કમરબંધ બાંધી દઇને, અને લાલ પીળી માટી તથા પીંછાનો જંગલી શણગાર ધારણ કરીને, હાથમાં તીરકામઠાં અને ભાલાં પકડીને પ્યૂરિટન લોકો પણ ન ધારણ કરી શકે એવા અચળ ગંભીરતાનો દેખાવ મુખ પર ધારણ કરીને એક બાજૂએ ઊભી હતી અને આ બધા અનાર્ય લોકોનો દેખાવ જોકે જંગલી હતો, છતાં એ સમસ્ત દૃશ્યની અંદરનો સૌથી જંગલી દેખાવ કંઇ એ નહોતો. સૌથી વધુ જંગલી દેખાવના માનનો દાવો તો એક ખારવાઓની ટોળી વધુ હક્કપૂર્વક કરી શકે એમ હતી—સ્પેનિશ મહાસાગરમાંથી આવેલ વહાણ પરના ખલાસીવર્ગમાંથી કેટલાક માણસો આ વરણીહિતની શોભા અને રમતગમતો જોવા આવેલા હતા તેઓ એ માનનો દાવો વિશેષ હકપૂર્વક કરી શકે એમ હતા. એ લોકો કરડા અણઘડ જંગલી દેખાવના મરજીયા સાહસિકો હતા, એમના ચહેરા સૂર્યના તાપમાં ઘણો વખત રહેવાથી કાળા પડી ગયા હતા, અને એમને મોટી મોટી દાઢી વધેલી હતી. તેમણે પગમાં ટૂંકા પહોળા લેંઘા પહેર્યા હતા. એ લેંઘા પર સોનાની ચીપવાળા કમરબંધો બાંધી દીધા, અને એ કમરબંધોમાં મોટા છરા તથા કેટલાકોએ તો તરવારો પણ લટકાવી હતી. તાડછાંની બનાવેલી પહોળી કિનારની ટોપીએ નીચેથી એમની આંખો ચમકી રહી હતી, અને અત્યારે તો તેઓ મોજ કરવા અને રમતગમતો જોવાને ઊભા હતા એટલે લહેરમાં હતા છતાં આવી લહેરને વખતે પણ એ આંખમાં એક પ્રકારની હિંસક પ્રાણીના જેવી વિકરાળતા ચમકી રહી હતી. બીજા બધાને બંધનકર્તા એવા આચરણના

નિયમોનો તેઓ કશા પણ ડર કે સંકોચ વગર, ખુલ્લે ખુલ્લો ભંગ કરતા હતા: સરકારી ચોપદારની દેખતાં જ તેઓ બીડીઓ ફૂંકી રહ્યા હતા,–જોકે બીજા કોઇ પણ શહેરીએ ત્યાં બીડી પીધી હોત તો એક ઘૂંટ દીઠ એક શિલિંગનો દંડ તેને આપવો પડ્યો હોત;–અને પોતાનાં ગજવાંમાં રાખેલા શીશામાંથી મોજ આવે ત્યારે શરાબ ગટગટાવ્યે જતા હતા, તેમ મોં વકાસીને ઊભા રહેલા ટોળાને પણ એ શીશા તેઓ મોકળે હાથે આપતા હતા. એ જમાનાની નીતિમત્તા કેટલી અપૂર્ણ હતી તે આ ઉપરથી દેખાઇ આવતું હતું, કે આપણે એ નીતિમત્તાને ગમે તેટલી કડક કહીએ તોપણ, દરિયાઈ સફરો ખેડનારા લોકોને કેવળ દરિયા કાંઠે જ જે ધીંગામસ્તી કે છેલબટાઉપણું કરવું હોય તે કરવાની છૂટ હતી એમ નહિ, પણ ખુદ એમની ભૂમિ પર પણ જે કંઈ સાહસકર્મો કરવાં હોય તે કરવાની પણ પૂરેપૂરી છૂટ હતી. એ જમાનાનો સાધારણ ખલાસી પણ આપણા જમાનામાં તો ચાંચિયાગીરીના જ આરોપને પાત્ર થાય એવો હતો દાખલા તરીકે આપણે વાત કરીએ છીએ તે જ વહાણના ખલાસીઓ એ જમાનાના ખારવાઓમાં કંઇ સૌથી દુષ્ટ નહોતા છતાં તેઓ સ્પેનના વેપારવણજમાં એવી લૂંટફાટ ચલાવી રહ્યા હતા કે તેને પરિણામે આજની કોઇ અદાલતમાં તો એમનાં ડોકાં નિઃશંક જોખમમાં જ આવી પડે.

પણ એ જૂના પુરાણા જમાનામાં સાગર મોટે ભાગે પોતાની મરજી પ્રમાણે જ ઊછળી રહ્યો હતો અને તેના ભરતી ઓટના પણ કશા નિયમો નહોતા; અથવા તેની દિલચાલો કોઈને પણ વશ હોય તો તે તે તોફાની પવનને જ વશ હતી, પણ માનવ નિયમોએ તો તેને અંકુશમાં લેવાનો કશોયે પ્રયત્ન હજુ કર્યો નહોતો. એ દિવસોમાં તો આજે દરિયામાં ચાંચિયાગીરી કરતો હોય તે મરજીમાં આવે તો આવતી કાલે પોતાનો એ ધંધો છોડી દઇ ભૂમિખંડ પર કોઇ મુલકમાં વસીને પ્રમાણિક ને ધર્મપરાયણ પુરુષ બની જતો હતો; અને એનો એ સાહસિક એપરવા ધંધો પૂરજોસમાં ચાલુ હોય તે વખતે પણ તેની સાથે વેપારવણજ ચલાવવો અથવા અવારનવાર તેની સાથે ભાઈબંધી બાંધવી એમાં પણ કંઇ ગેરઆબરૂ જેવું નહોતું ગણાતું. એટલે કાળા ડગલા, ખેંચ ચડાવેલા અક્કડ કોલર, અને ઊંચી ટોપીઓ પહેરીને ઊભેલા પ્યુરિટન વડેરાઓ આ દરિઆઇ કાફલાના શોરબકોર તથા જંગલી વર્તાવને જરા પણ વિરોધભાવ કે અરુચિ વગર ખુશ બનીને સ્મિત કરતા નિરખી રહ્યા હતા, અને બુઝર્ગ વૈદ રોજર ચિલિંજવર્થ જેવો પ્રતિષ્ઠિત નાગરિક પણ બજારમાં આવીને એ શંકાસ્પદ પ્રમાણિકતાવાળા વહાણના ઉપરી સાથે ખૂબ નિકટ પરિચય ધરાવતો હોય એવી રીતે વાતો કરવા લાગ્યો તેથી કોઇને આશ્ચર્ય ન થયું તેમ કોઈએ તેની ટીકા ચર્ચા પણ ન કરી.

એ આખા ટોળામાં પોશાકની બાબતમાં વહાણના આ નાયકના જેટલી દેખાવડી અને ભભકાદાર આકૃતિ બીજી એક પણ દેખાતી નહોતી. પોતાના કપડા પર તેણે પુષ્કળ રિબનો ધારણ કરી હતી, ટોપી પર સોનેરી લેસ લપેટ્યો હતો, અને વળી ચોમેર સોનાની સાંકળી લગાવી દઇ ઉપર કલગી રૂપે એક પીંછું ખોસ્યું હતું. તેણે પડખે તરવાર લટકાવી હતી ને તેના કપાળ પર પણ તરવારનો એક ઘા હતો, અને તેણે પોતાના વાળ એવી રીતે ઓળ્યા હતા કે આ ઘા છુપાવવાં કરતાં સૌને બતાવવાની એની વિશેષ આતુર ઇચ્છા હોય એમ દેખાઇ આવતું હતું. તેની પેઠે દરિયાઇ સફરો કરવાને બદલે મોટે ભાગે જમીન પર રહીને જ રોજગાર કરનારો એવો કોઇ ભૂમિવાસી પુરુષ આવો પોશાક પહેરવાની કે આવી મુખમુદ્રા ધારણ કરવાની હિંમત ભાગ્યે જ કરત, અને પહેરીને પણ પાછો આવી મોજીલી રીતે ફરે તે તો એનું જ કામ: બાકી બીજો કોઇ હોય તો તો એને ન્યાયાધીશ સમક્ષ ખડો કરી દીધો હોય, અને કદાચ દંડ કે કેદની સજા પણ ભોગવવી પડી હોય, અથવા કદાચ હેડબેડીમાં ઘાલીને જાહેર જગાએ તેનો ફજેતો થયો હોય. પણ આ વહાણધણીના સંબંધમાં તો તેણે પહેરેલી આ બધી વસ્તુઓ અને તેનું આવું બધું વર્તન, માછલીના ચમકતા ભીંગડાના જેટલું જ તે એના જીવનનું ને આચરણનું તાત્ત્વિક અંગ હોય એમ માની લેવામાં આવ્યું હતું.

વૈદ પાસેથી છૂટો પડ્યા પછી એ વહાણનો નાયક કંઇ પણ ઉદ્દેશ વગર બજારમાં આમતેમ રઝળ્યો. આખરે એમ ફરતાં ફરતાં એક જગાએ હેસ્ટર પ્રાઇન

ઊભી હતી તેની નજીક આવી પહોંચ્યો, અને એ હેસ્ટર જ છે એમ ઓળખાણ પડતાં, તેણે કશા સંકોચ વગર એને બોલાવી. હેસ્ટર જ્યાં જ્યાં ઊભી રહે ત્યાં ત્યાં સામાન્ય રીતે બનતું તેમ એની આસપાસ થોડી જગા ખાલી રાખવામાં આવી હતી—એક પ્રકારનું જાદૂઈ કૂંડાળું એની આસપાસ અનાયાસે થઇ ગયું હતું—અને એ કૂંડાળાથી થોડે દૂર જોકે જમાની તાણને લીધે લોકો એક બીજાને કોણીઓ મારી રહ્યા હતા તથા ધક્કામુક્કી કરી રહ્યા હતા, છતાં એ કૂંડાળાની અંદર દાખલ થવાની કોઇની હિંમત ચાલતી નહોતી અથવા કોઇની વૃત્તિ સરખી થતી નહોતી આ કૂંડાળું પેલો હિંગળોકિયો અક્ષર પોતાની દુર્ભાગી પહેરનારીને જેવો નૈતિક દેશવટો આપતો હતો તેનું પ્રબળ પ્રતીક હતું—આ નૈતિક દેશવટો અમુક અંશે તો એ પહેરનારી પોતે પોતાની મેળે સંકોચાતી હતી અને સ્વેચ્છાએ સૌથી અલગ રહેતી હતી તેને પરિણામે તેમ અમુક અંશે તેના માનવબંધુઓ કોઇ દુર્ભાવથી નહિ પણ સહજ પ્રેરણાને વશ થઇને તેનાથી દૂર રહેતા હતા તેને પરિણામે એને મળતો હતો. પણ એ દેશવટો અત્યાર પહેલાં હેસ્ટરને લાભદાયક થઇ પડયો હોય કે નહોય તે કોણ જાણે છતાં અત્યારે તો તે ઓચીત લાભદાયક થઇ પડયો હતો, કેમકે બીજા કોઇ તેમની વાત સાંભળી ન જાય એવી એકાન્ત જગા હેસ્ટરને અને પેલા ખલાસીને એથી મળી ગઇ હતી અને હેસ્ટર વિશે હવે લોકોનું દૃષ્ટિબિન્દુ એટલું બધું બદલાઇ ગયું હતું તથા જનતામાં એની પ્રતિષ્ઠા અત્યારે એટલી બધી હતી કે શહેરની કોઇ કડકમાં કડક નીતિમત્તાવાળી સ્ત્રીએ જો આવી રીતે ઊભા રહીને આવા પુરુષ સાથે વાત કરી હોત તો તેની ગિલ્લા થયા વિના રહેત નહિ, પણ હેસ્ટરને માટે તેની છેલ્લાં વરસોની વિશુદ્ધિને કારણે એવી ગિલ્લા થવાનો સંભવ નહોતો.

'ત્યારે બહેન,' એ વહાણવટીએ કહ્યું, 'તમે કહી હતી એ કરતાં એક જગા વધારે તમારે માટે રાખવાનું વહાણના મહેતાને કહુંને હું? આ વખતે તાવ, સ્કર્વી કે એવા કશા રોગચાળાનો ડર રાખવા જેવું નથી. વહાણમાં એક વૈદ તો છે, તેમાં વળી એક બીજો વૈદ ઉતારુ તરીકે આવવાનો છે, એટલે આ વખતે જો ડર રાખવાનો હોય તો રોગચાળાનો નહિ, પણ દવાઓ ને ગોળીઓનો જ રાખવાનો છે. એમાં આ વખતે તો વળી વહાણમાં એક ગાંધીનો માલ આવી પડયો છે; એટલે ગોળીઓ ને દવાઓ પણ વહાણ પર જોઇએ તેટલી મળવાની.'

'શું કહ્યું ભાઇ?' હેસ્ટરે ચમકી જઇને પૂછયું, જોકે પોતાનો આ ભાવ એણે અંતરમાં જ દબાવી દીધો અને બહાર લોકોની નજરે નો બને તેટલી સ્વસ્થતા જ જાળવી રાખી. 'તે શું બીજો કોઇ ઉતારુ આવવાનો છે વહાણમાં?'

'કેમ, તમને ખબર નથી?' વહાણધણી બોલી ઊઠયો, 'આ આંહીંના વૈદ—ચિલિંગવર્થ એવું નામ કહે છે એ પોતાનું— તમારી સાથે જ વહાણની કેબિનનું ભાડું મારી સાથે ઠરાવ્યું છે? અરે, પણ તમને તો ખબર હોવી જ જોઇએ એ વાતની, કેમકે એ તો કહે છે કે એ તમારા જ મંડળનો માણસ છે, અને તમે જે ગૃહસ્થની વાત કરી—આ કરડા બુઢ્ઢા પ્યૂરિટન અધિકારીઓ તરફથી જેને માથે 'દહેશત ઝઝૂમે છે એમ તમે કહેલું—તેનો એ ગાઢ મિત્ર છે.'

'હા, ખરું, એ બન્ને જણ વચ્ચે સારી પિછાન છે,' ભારે ભડકી ગઇ હોવા છતાં સ્વસ્થતાનો દેખાવ રાખીને હેસ્ટરે જવાબ આપ્યો. 'એ બન્ને લાંબા વખત સુધી એક જ મકાનમાં સાથે રહ્યા છે.'

આથી વિશેષ વાત કશી હેસ્ટર પ્રાઇન ને એ વહાણવટી વચ્ચે થઇ નહિ. પણ બરાબર એ જ પળે એણે બજારના છેક દૂરના ખૂણામાં બુઢ્ઢા રોજર ચિલિંગવર્થને પોતાની સામે જોઇને સ્મિત કરી રહેલો જોયો. વિશાળ અને ધાંધલ ધમાલથી ભરપૂર એવા ચોકમાં, અનેક માણસો વાતો કરતા હતા અને હસતા હતા ત્યાં, અને આજુબાજુ જાતજાતના વિચાર, મનોદશા અને રસરુચિના લોકો ટોળે મળીને એકઠા મળ્યા હતા એ વખતે, દૂરથી જોવામાં આવેલું આ સ્મિત કોઇ અકળ અને ભયંકર સૂચન કરી રહ્યું હતું.

## ૨૨

## સરઘસ

હેસ્ટર પ્રાઇન સ્વસ્થ થઇને વિચાર કરી શકે અને આ નવી ચોંકાવી દે એવી પરિસ્થિતિમાં હવે શું

કરવું તેનો નિર્ણય કરી શકે તે પહેલાં તો પડખેની શેરીમાંથી લશ્કરી બેંડનો અવાજ નજીક આવતો સંભળાયો. આ અવાજ સૂચવતો હતો કે ન્યાયાધિકારીઓ અને નાગરિકોનું સરઘસ સંમેલનઘર તરફ જવાને માટે રસ્તા પર થઇને પસાર થઇ રહ્યું છે. આ સંમેલન-ઘરમાં જ, એટલા જૂના વખતમાં પણ સ્થપાઈ ચૂકેલી અને તે પછીથી આજ દિન સુધી અખંડ રીતે પળાયા કરતી એવી રૂઢિને અનુસરીને, રેવરંડ મિ. ડિમ્સડેઇલ વરણી પ્રવચન કરવાનો હતો.

થોડા જ વખતમાં સરઘસ એક ખૂણા પર વાંક લેતું હતું અને બજારના ચોકમાં થઇને પસાર થવાની શરૂઆત કરતું હતું ત્યાં એનો આગલો ભાગ દેખાયો. તેમાં પહેલો આવ્યો વાદ્યસમૂહ વાદ્યસમૂહમાં જાતજાતનાં વાજિંત્રો હતાં, અને એ બધાં વાજિંત્રો વચ્ચે અંદર-અંદરનો મેળ પણ બહુ નહોતો તેમ એ વગાડવામાં આવતાં હતાં ન પણ કંઇ કુશળતાપૂર્વક વગાડવામાં નહોતાં આવતાં. છતાં ઢોલ શરણાઇ વગાડવાનો જે મુખ્ય હેતુ-નજર સમક્ષ દશ્યને વિશેષ વીરતાભર્યું ને ઉચ્ચતર સ્વરૂપ આપવાનો જે મુખ્ય હેતુ-તે તો એ સિદ્ધ કરતો જ હતો. આ વાદ્યસમૂહ દેખાયો અને તેનો અવાજ સંભળાયો એટલે પહેલાં તો પર્લે તાળીઓ પાડી, પણ પછી આજે સવારનો બધો વખત આનંદના જે ઊભરાને લીધે તે સતત આવેશમાં રહી હતી તે આવેશ પળવાર તેનામાંથી ચાલ્યો ગયો, અને તે શાંત રીતે મૂંગી મૂંગી જોઇ રહી, અને નાદના જે લાંબા મોજાં ઊંચાં નીચાં થતાં હતાં તેના ઉપર તે પણ જાણે દરિયાઇ પક્ષીની પેઠે ઊંચે ઊડવા લાગી. પણ વાદ્યસમૂહ પછી તરત જ સૈન્યસમૂહ આવ્યો, એટલે તેનાં આયુધો અને ચમકતાં બખતરો પર સૂર્યપ્રકાશ પડતાં ઉત્પન્ન થતા ચકચકાટને લીધે તે પાછી પહેલા જેવી જ આનંદાવેશમાં આવી ગઈ. સરઘસના માનનીય રક્ષકદલ તરીકે કામ કરતો આ સૈનિકસમૂહ-ભૂતકાળના ગૌરવભર્યા ઇતિહાસમાંથી ઊતરી આવેલો અને હજુ પણ પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ જાળવી રહ્યો છે એવો આ સૈનિકસમૂહ -કાંઇ ભાડૂતી સિપાઇઓનો બનેલો નહોતો, પણ એ સૈનિકસમૂહ તો લડાયક શોખ ને જુસ્સાવાળા સદ્‌ગૃહસ્થોનો બનેલો હતો-આવા સૈનિકસમૂહને એક પ્રકારની લશ્કરી પાઠશાળારૂપ બનાવી ત્યાં તેઓ સકળ યુદ્ધશાસ્ત્રનું અધ્યયન કરે અને સુલેહના દિવસોમાં શક્ય હોય તેટલું યુદ્ધ-વિદ્યાનું આચરણ કરે-આ રીતે યુદ્ધનું સપ્રયોગ જ્ઞાન મેળવવાને માટે આવેલા ખાનદાન પુરુષોનો એ સૈન્યસમૂહ બનેલો હતો. એ વખતે સૈનિકનું કામ કેટલું બધું માનભર્યું અને પ્રતિષ્ઠાસ્પદ ગણાતું હતું તેનો ખ્યાલ આ સૈન્યસમૂહની અંદરના એકે એક જણના વર્તનમાં જે ગૌરવ જોવામાં આવતું હતું તે ઉપરથી આવશે એમાંના કેટલાકે તો યૂરોપીય વિગ્રહોમાં તેમ બીજા યુદ્ધોમાં એવી વિશિષ્ટ સેવા કરી બતાવી હતી કે તેઓ તો રીતસરના સૈનિક તરીકેનું નામ અને ભભકો બન્ને હકકપૂર્વક ધારણ કરી શકે એવું હતું. શરીર પર ચળકતાં પોલાદી બખતર અને માથા પર ટોપ ને તેના પર ફરકી રહેલી—કલગીઓ આવાં દબદબાવાળાં એ સૈન્યસમૂહની શોભા અને ભભકાની તોલે અત્યારની કોઇ પણ વસ્તુ આવી શકે એમ નથી.

અને છતાં સૈનિકસમૂહની પછી તરત જે બીજા મુખ્ય અધિકારીઓનો સમૂહ આવ્યો તે કોઇ વિચારશીલ નિરીક્ષકના અવલોકનને માટે વિશેષ યોગ્ય હતો. એ અધિકારીઓ પોતાના બાહ્ય દેખાવ અને વર્તનમાં પણ એવું ગૌરવ દાખવતા હતા કે તેની આગળ સૈનિકનું ગર્વિષ્ઠ, ઉદ્ધતાઇતાભરી ચાલ મૂર્ખાઇભરી નહિ તો અણઘડ તે જંગલી તો જરૂર લાગે. એ જમાનો એવો હતો કે તેમાં અત્યારે આપણે જેને બુદ્ધિ કહીએ છીએ તેની કિંમત બહુ થોડી હતી, પણ ચારિત્ર્યની સ્થિરતા, દૃઢતા, અને ગૌરવ એ બધું ઊપજાવનારા ગુણો બહુ મૂલ્યવાન ગણાતા હતા. એ જમાનાના લોકોમાં પૂજ્ય-ભાવની વૃત્તિ વંશપરંપરા તરફથી જ ઊતરી આવી હતી, પણ એ લોકોના અત્યારના વારસોરૂપ આ જમાનાના લોકોમાં જો તે રહી હોય તો અત્યંત અલ્પ પ્રમાણમાં જ રહી છે, અને જે થોડી રહી છે તે પણ જાહેરજનો પ્રત્યે માનભાવ દર્શાવતી વખતે વ્યક્તિઓની પસંદગી કે મૂલવણીમાં પૂરતો વિવેક દર્શાવતી નથી. આ રીતે લોકોના વલણ વર્તનમાં જે ફેરફાર થયો છે તે ઇષ્ટ પણ હોઇ શકે, તેમ અનિષ્ટ પણ હોઇ શકે, અને કદાચ, અમુક અંશે એ ઉભય પ્રકારનો છે પણ ખરો. એ જૂના જમાનામાં અમેરિકાના આ જંગલી અણઘડ

કિનારા પર થાણું નાખનારો અંગ્રેજ રાજા, અમીર ઉમરાવો, અને બીજી સઘળી ભયપ્રેરક પદવીઓ કે સ્થાનોને તો પાછળ ઇંગ્લંડમાં મૂકીને અહીં આવતો હતો, અને તેની પૂજ્યભાવની વૃત્તિ તો પહેલાં જેટલી જ પ્રબળ રહેતી, એટલે પછી એ નવો વસાહતી પોતાનો એ પૂજ્યભાવ વૃદ્ધજનોના સફેદ વાળ અને માનપ્રેરક કપાળ પ્રત્યે, અનેક કસોટીઓમાં કુંદનરૂપ નીવડેલી પ્રમાણિકતા પ્રત્યે, સંગીન ડહાપણ અને કડવા અનુભવ પ્રત્યે, -એમ આબરૂદાર કે પ્રતિષ્ઠિત એવા નામે સામાન્ય રીતે ઓળખાતી અને ટકાઉપણા કે દીર્ઘજીવનની છાપ પાડતી એવી ગંભીર ગુણસંપત્તિ પ્રત્યે દર્શાવતો. એટલે જ આપણા પ્રારંભકાળના રાજ્યતંત્રીઓ—બ્રેડસ્ટ્રીટ, એન્ડીકોટ, ડડલિ, બેલિંગહામ, વગેરે, લોકોએ પોતાની પ્રથમાવસ્થામાં પસંદ કરેલા એ બધા રાજ્યતંત્રીઓ—બહુ તેજસ્વી બુદ્ધિવાળા પુરુષો હોય એવું નથી લાગતું. પણ બુદ્ધિની ચપળતાને બદલે ગંભીર શાણપણ ને મર્યાદાશીલતાથી તરી આવતા પુરુષો હોય એવું લાગે છે. એ બધામાં હિંમત અને સ્વાશ્રયવૃત્તિ રહેલી હતી, અને મુશ્કેલી કે આફતને સમયે તેઓ રાજ્યતંત્રના કલ્યાણના અર્થે તોફાની સમુદ્ર-ભરતી સામે ઊભી રહેલી ખડકમાળાની જેટલી દૃઢતાથી અડગ ઊભા રહેતા હતા. એમના જે ચારિત્ર્યગુણો અહીં ગણાવ્યા તે આ નવી વસાહતના ન્યાયાધિકારીઓની ચોરસ મુખાકૃતિ તથા કદાવર શરીરબંધારણમાં સારી રીતે વ્યક્ત થઇ રહ્યા હતા. કેવળ શોભે પડે એવું પ્રતાપી વ્યક્તિત્વ જ લઇએ તો અહીં અમેરિકાના આ સાચા પ્રજાતંત્રના આ સઘળા પ્રમુખજનોને આપણી જન્મભૂમિ ઇંગ્લંડ પોતાની ઉમરાવસભામાં સ્વીકારે અથવા તો શહેનશાહના પ્રધાનમંડળમાં નિમે તો એમાં એને શરમાવું પડે એવું કશું નહોતું.

આ ન્યાયાધિકારીઓ પછી પેલો જુવાન અને નામાંકિત પાદરી જેના મુખેથી આજનું વાર્ષિક ધર્મ-પ્રવચન સાંભળવાની સૌ વાટ જોઇ રહ્યાં હતાં એવો એ જુવાન ધર્મગુરુ આવ્યો. એ જમાનામાં રાજકીય જીવન કરતાં પણ વિશેષ બુદ્ધિબળને અવકાશ હોય એવો કોઇ ધંધો હોય તો તે આ ધર્મગુરુનો જ હતો. કેમકે બીજા ઉચ્ચતર પ્રકારના પ્રેરક હેતુ ગણત્રીમાં ન રાખીએ તોપણ, એ જમાનામાં ધર્મગુરુઓને લગભગ પૂજા કહી શકાય એટલું બધું માન સમાજ તરફથી મળતું હતું, તેથી ભારેમાં ભારે મહત્ત્વાકાંક્ષી પુરુષોને પણ એ સેવા સ્વીકારવાનું મન થાય એવું હતું. ઇન્ક્રીઝ માથરે બનાવ્યું છે તેમ સફળ ધર્મગુરુ તો રાજકીય સત્તા પણ હાથ કરી શકે એવું હતું.

અત્યારે પાદરીને જોનારાઓ કહેતા હતા કે, મિ. ડિમ્સડેઇલે અહીં ન્યૂ ઇંગ્લંડના કાંઠા પર પગ મૂક્યો ત્યારથી આજના સરઘસના દિવસ સુધીમાં આજના જેટલું જોમ એની ગતિ અને રીતભાતમાં કદી પણ જોવામાં આવેલું નહોતું. અન્ય પ્રસંગે જે શિથિલતા તેનાં પગલામાં જોવામાં આવતી તે અત્યારે સરઘસમાં ચાલતી વખતે તેનામાં નહોતી; તેનું શરીર પણ અગાઉની પેઠે વાંકું વળી ગએલું નહોતું, પણ સીધું ટટ્ટાર રાખીને તે અત્યારે ચાલતો હતો, અને તેનો હાથ પણ રોજની પેઠે પોતાની છાતી પર અત્યારે તેણે રાખ્યો નહોતો. છતાં આ પાદરીનું જો બરાબર નિરીક્ષણ કરવામાં આવે તો તેનામાં અત્યારે જે જોમ જોવામાં આવતું હતું તે શારીરિક જોમ નહોતું એ જોમ કદાચ આધ્યાત્મિક હોય અને સ્વર્ગીય ફિરસ્તાઓએ એનો સંચાર તેની કાયામાં કદાચ કરેલો હોય. એ જોમ કદાચ ગંભીર અને દીર્ઘ ચિંતનની ભઠ્ઠીમાં જ તૈયાર થઇ શકે એવી પ્રબળ પૌષ્ટિક તત્ત્વો ધરાવનારી દવા લેવાને પરિણામે ઊપજેલો તનમનાટ ને થનગનાટ પણ હોય. અથવા જેનાં અહિલનો આકાશ ભણી સંચરી રહ્યાં હતાં એવું ઉચ્ચગામી અને ઉદાત્ત સંગીત—બુલંદ અને વેધક સૂરોથી વાતાવરણને ગજાવી મૂકતું ઉદાત્ત સંગીત-સાંભળવાથી તેનું સૂક્ષ્મ સંવેદનશીલ અંતર પુલકિત થયું હોય તેને પરિણામ તેનામાં આવું અપૂર્વ જોમ કદાચ આવ્યું હોય. પણ છતાં તેની દૃષ્ટિ એવી વિષયશૂન્ય ને એકાગ્ર દેખાતી હતી કે મિ. ડિમ્સડેઇલ આ સંગીત સાંભળતો હતો કે કેમ એ જ સવાલ ઊભો થાય એવું હતું. તેનું શરીર તો અલબત્ત ત્યાં જ હતું અને અપૂર્વ જોમથી અત્યારે સરઘસમાં આગે કૂચ કરી રહ્યું હતું. પણ તેનું મન ક્યાં હતું? એનું મન તો અત્યારે આ સ્થળથી દૂર દૂર પોતાના એકાન્તિક પ્રદેશમાં વિહરી રહ્યું હતું અને અલ્પકાળમાં જ તેના મુખમાંથી જે વિચારધારા વહૂટવાની હતી તેના ક્રમને ગોઠવવામાં

અસાધારણ બળપૂર્વક મશ્ગૂલ બની ગયું હતું. એટલે અત્યારે તે પોતાની આસપાસનું કશુંય દેખતો નહોતો, કશુંય સાંભળતો નહતો, અને કશુંય સમજતો નહોતો. અત્યારે તો કેવળ એનું આત્મતત્ત્વ જ તેની નિર્બળ કાયાને ઉપાડી રહ્યું હતું, ને એ સ્થૂળ કાયાને પોતાના જેવું સૂક્ષ્મ સ્વરૂપ આપી રહ્યું હતું. અસાધારણ બુદ્ધિબળ ધરાવનારા માણસો જ્યારે વિહ્વળ કે રોગિષ્ઠ બની જાય છે ત્યારે પ્રસંગોપાત્ત કોઇ મહા બળવાન પ્રયત્ન કરવાનું સામર્થ્ય એમનામાં આવી જાય છે, એ પ્રયત્નમાં તેઓ કેટલાય દહાડા ચાલે એટલું બધું પોતાનું જીવનબળ વાપરી નાખે છે, અને તેને પરિણામે તે પછીના એટલાજ દિવસો પાછા ચેતનશૂન્ય જેવા બની જાય છે.

હેસ્ટર પ્રાઇન અત્યારે પાદરીને એકીટશે જોઈ રહી હતી, પણ તેને જોતાં જોતાં એના ચિત્તમાં વિષાદભાવ જામી ગયો. અને એ વિષાદભાવ શાથી થયો તેનું કારણ પણ કંઇ એ સમજી શકી નહિ.–પછી એ પાદરી અત્યારે પોતાના જીવનવર્તુલથી અત્યંત વિદૂર દેખાતો હતો અને પોતાની પહોંચની બહાર હતો એ કારણે આ વિષાદ એને થયો હોય તો કોણ જાણે. એણે પરસ્પર પરિચયસૂચક દૃષ્ટિવિનિમય કંઇ નહિ તો એકવાર તો પાદરી સાથે પોતાને અત્યારે થશે એવી આશા રાખી હતી. અત્યારે એને પેલું ધૂંધળું જંગલ, તેની નાનકડી એકાન્ત ખીણ, તેમાંનું લીલવાળું ઝાડનું ઠૂંઠું, અને તે ઠૂંઠાની પડખે બેસીને ઝરાના ગમગીનીભર્યા ગણગણાટ ભેળો પોતાનો અવાજ મેળાને જે શોક ને રાગાવેશ ભરી વાતો પોતે બન્નેએ એક બીજાના હાથમાં હાથ મિલાવીને કરેલી અને જે પ્રેમ ને દુઃખનો સહાનુભવ કરેલો તે બધું અત્યારે એને યાદ આવ્યું. એ વખતે કેટલી નિકટ પિછાન બન્ને એક બીજાની કરી શકેલાં! એ વખતે ત્યાં વાતો કરતાં હતાં તે શું આ જ પુરુષ હતો? અત્યારે તો એ તેને પૂરો ઓળખી યે શકતી ન હોતી!' કેમકે અત્યારે તે રૂઆબદાર અને માનનીય ધર્મગુરુઓના સાથમાં, જાણે સમૃદ્ધ સંગીતના વાઘામાં લપેટાઇ ગયો હોય એવી રીતે, અની પડખે થઇને સરઘસમાં અભિમાનપૂર્વક ચાલતો હતો, અને તેની સાંસારિક પદ્મી એટલી ઊંચી હતી, તેમ વળી તેના વિચારો પોતાના જીવનપ્રદેશથી એટલા વિદૂર હતા કે અત્યારે તે એને અપ્રાપ્ય અને અસ્પર્શ્ય લાગતો હતો, એટલે અત્યારે એને થયું કે પેલી બધી તો પોતાની ભ્રમણા જ હોવી જોઇએ, અને એ બધું ચિત્ર જોકે પોતાની ચક્ષુ સમક્ષ એ અત્યારે પણ તાદૃશ સ્વરૂપમાં જોઇ શકતી હતી છતાં અત્યારે એને લાગ્યું કે એ પાદરી અને પોતાની વચ્ચે કોઇ પણ જાતનો સંબંધ હોઇ શકે જ નહિ અને આવો વિચાર આવવાની સાથે એનો આત્મા વિષાદથી છવાઇ ગયો, અને હેસ્ટરમાં સ્ત્રીપ્રકૃતિને સહજ એવી સંકુચિતતા અને ઇર્ષ્યાવૃત્તિ એટલી હતી કે જે વખતે પોતે અંધારામાં આવલાં મારી રહી હતી, અને પોતાના નિર્જળતાથી શીતલ બની ગએલા હાથ પસારી પસારીને તેને ઢૂંઢવા છતાં તેનો પત્તો ન મળે એવી રીતે પોતાના ઉભયસાધારણ જગતમાંથી તેને ચાલ્યો ગએલો જોઇને, અને તે પણ પોતાના ભાવિના ભણકારા પ્રતિ પળ વધુ ને વધુ નજીક વાગી રહ્યા હતા એવે વખતે પોતાનાંથી તેને આમ વિદૂર બની ગએલો જોઇને, એને એટલી બધી દાઝ ચડી કે તેનો આ ગુનો માફ કરવાની સઘળી શક્તિ એનામાંથી ચાલી ગઇ.

પર્લ પણ ગમે તો પોતાની માતાના અંતરમાં ચાલી રહેલા આ બધા વિચારો સમજી શકી હોય અને તેથી એ વિચારોને અનુરૂપ વર્તન જાતે દાખવતી હોય; અથવા તો પછી એ પાદરીની આસપાસ અત્યારે જે વિદૂરતા અને અસ્પર્શ્યતાનું વાતાવરણ રચાઇ ગયું હતું તે સ્વયમેવ અનુભવી શકતી હોય તેથી, એમ ગમે તે કારણે, સરઘસ તેની આગળ થઇને પસાર થયું ત્યારે એ બાળકી અસ્વસ્થ બની ગઇ, અને ઊડવાની તૈયારી કરતા પક્ષીની પેઠે ફફડવા લાગી. એ આખું સરઘસ ચાલ્યું ગયું એટલે તેણે હેસ્ટરના મોં સામે નજર કરી.

'બા,' તે બોલી, 'પેલા ઝરા પાસે મને બચી ભરી હતી એ જ આ પાદરી?'

'ચૂપ, બેટા પર્લ!' તેની માએ ધીરેથી કહ્યું. 'જંગલમાં જે થાય તેની વાત આંહીં બજારમાં આપણાથી ન કરાય.'

'અત્યારે તો એ એટલો બધો જુદો ને અતડો લાગ્યો,' છોકરીએ આગળ બોલવાનું ચાલુ રાખ્યું, 'કે આ એ જ પાદરી હશે એમ મને તો ખાતરી યે ન થઇ. નહિ તો અત્યારે હું એની કને દોડી જાત, અને

સૌ લોકો દેખતાં મને બચી ભરવાનું તેને કહેત; ત્યાં પેલાં અંધારિયાં પુરાણાં ઝડોમાં તેણે ભરેલી એ જ રીતે બચી ભરવાનું કહેત. મેં તને એમ કહ્યું હોત તો પાદરી શો જવાબ આપત, બા? તે શું પોતાની છાતી પર હાથ મૂકીને ચીડિયું મોં કરીને મને ચાલ્યા જવાનું કહેત!'

'એ શું કહે બીજું?' હેસ્ટરે જવાબ આપ્યો. 'એટલું જ ફક્ત એ કે આ કંઈ બચી ભરવાનો વખત નથી, અને બચી કંઈ ભર બજારમાં ન ભરાય. મૂરખી, તું ન બોલી એ જ સારું થયું?'

મિ. ડિમ્સડેઈલ પ્રત્યે હેસ્ટર અને પર્લ અત્યારે જે ભાવ અનુભવી રહ્યાં હતાં તે જ ભાવનું એક બીજું પાસું એક બીજી વ્યક્તિએ દર્શાવ્યું—દિંગળોફિયો અક્ષર ધારણ કરનારી બાઈ સાથે જાહેરમાં વાત કરવાની હિંમત આખા શહેરમાંથી બહુ થોડાં માણસો કરી શકે એમ હતાં, છતાં આ વ્યક્તિની વિચિત્રતાએ—અથવા વિચિત્રતાને બદલે ઘેલછા જ કહીશું આપણે એને?—તેને એની સાથે જાહેરમાં વાત કરવા પ્રેરી, અને એ વ્યક્તિની વાતમાં એ ભાવનું બીજું પાસું જણાઈ આવ્યું. આ વ્યક્તિ તે બીજી કોઈ નહિ પણ શ્રીમતી હિબિન્સ જ હતી. ત્રેવડો ગળપટો, ઝીક કસબથી ભરત ભરેલું પોલકું, મોંઘા મખમલનો ઝભ્ભો, અને સોનાની મૂઠવાળી સોટી, આવી બધી ભભકાદાર વસ્ત્રાલંકાર-સામગ્રીમાં સજ્જ થઈને તે અત્યારે પૂર બહારમાં સરઘસ જોવા આવી હતી. આ બુઝર્ગ બાઈ સતત ચાલતે ચાલી રહેલા ભૂતવિદ્યાના સઘળા પ્રયોગોમાં અગ્રેસર ભાગ લેનારી છે એવી એ વખતના લોકોમાં તેની નામના હોવાથી (એ નામનાને પ્રતાપે જ તેને જાન ગુમાવવો પડેલો) એ આવી ત્યારે લોકોના ટોળાએ, જાણે પોતાનાં ભભકાદાર વસ્ત્રોના પાલવમાં તે કોઈ મરકીનાં જંતુ ભરીને લાવી હોય અને તેથી લોકો જાણે તેને અડકતાં ડરતાં હોય એવી રીતે, કોરે ખસીને તેને માર્ગ કરી આપ્યો. હેસ્ટર પ્રાઈન તરફ તો લોકો જો કે હવે માયાભાવથી જોવા લાગ્યાં હતાં, છતાં શ્રીમતી હિબિન્સની સાથે તેને ઊભેલી જોઈને હિબિન્સ પ્રત્યેની તેમની ભીતિનો ભાવ બમણો થઈ ગયો, અને બજારના જે ભાગમાં આ બન્ને સ્ત્રીઓ ઊભી હતી તે ભાગમાંથી સઘળાં લોકો વેગળાં વેગળાં જવા લાગ્યાં.

'જો તો બાઈ! કોઈને સ્વપ્ને ન આવે આવો ખ્યાલ કદી?' એ બુઢ્ઢીએ હેસ્ટરને ધીરે અવાજે કહ્યું. 'આ પેલા પાદરી-સાહેબ, લોકો કહે છે તેમ પૃથ્વી પર વિહરતા સંતપ્રભુ,—લોકો કહે છે શું—દેખાવ ઉપરથી તો ખરેખર હોય એવા લાગતા આ સંતપ્રભુ! જોયા એમને? આ અત્યારે સરઘસમાં એમને ચાલતા જોયા હોય એવા કયા માણસને અત્યારે ખ્યાલ પણ આવી શકે—કે હજુ થોડીજ પળો પહેલાં એ અભ્યાસખંડમાંથી નીકળી—એ વખતે એ પોતાના મોંમાં હીબ્રુભાષામાં કોઈ શાસ્ત્રવચન વાગોળતા હશે હો જરૂર આ તમને ખાતરીથી કહું છું—હું, એમ અભ્યાસખંડમાંથી નીકળીને જંગલમાં હવા ખાવા નીકળેલો! આવે કોઈને ખ્યાલ કે એ જંગલમાં ગયો હશે? હવે જંગલમાં જવું એટલે શું એ તો આપણે સમજીએ છીએ ખરું ને, હેસ્ટર પ્રાઈન? પણ ખરેખર, આ એનો એ જ માણસ છે એમ મારાથી તો કેમે કરતાં નથી માની શકાતું. આજ સુધીમાં મેં ઘણાએ ધર્મગુરુઓને, એક અનામી પુરુષ સંગીત બજાવી રહેલો હોય ત્યારે મારી સાથે એ સંગીતને તાલે તાલે પગલાં માંડતા અને રેડઇન્ડિયન લોકોના ભૂતપ્રેતવિદ્યાવિશારદો તેમ લાપલેન્ડના જાદુગરો સાથે હાથ મિલાવતા મેં જોયા છે. કોઈ સ્ત્રી જ્યારે માથાની થઈને જગત જોવા નીકળે ત્યારે આવાં દૃશ્યો જોવાં એ તો એને મન રમતવાત છે! પણ આ પાદરી! કોઈ ઓર તરેહનો જ લાગે છે એ આદમી! જંગલની કેડીએ તને ભેટો થએલો તે ખરેખર શું આ જ માણસનો થએલો, હેસ્ટર! સાચું બોલ જો હો બા!'

'બાઈ સાહેબ, આપ શું કહો છો એ મને તો સમજાતું યે નથી.' હેસ્ટર પ્રાઈને ઉત્તર આપ્યો, એ વખતે શ્રીમતી હિબિન્સ ઠેકાણા વગરની બાઈ છે એમ માનીને એણે આશ્વાસન લેવા પ્રયત્ન કર્યો, છતાં આસુરી સંપત્તિના અધ્યક્ષ સાથે આટલાં બધાં માણસોને (શ્રીમતી હિબિન્સ પણ તેમાં ખરી જ) અંગત સંબંધ હોવાની વાત તેણે આટલી બધી ખાતરીપૂર્વક કહી તે સાંભળીને એ વિલક્ષણ રીતે ભડકી ગઈ અને હેબતાઈ ગઈ. 'રેવરંડ મિ. ડિમ્સડેઈલ જેવા શાસ્ત્રોપદેશક ધર્મગુરુ અને વિદ્વાન ધર્મનિષ્ઠ પાદરી વિશે મારાથી તો

એમ યદ્વાતદ્વા ન બોલી શકાય.'

'હવે રાખ બાઇ, રાખ.' હેસ્ટર સામે પોતાની આંગળી વીંઝતાં વીંઝતાં એ બુઢ્ઢી બોલી ઊઠી. 'તું શું એમ ધારે છે કે હું આટલા બધી વાર એ જંગલમાં જાઉં અને છતાં મારા સિવાય બીજાં કોણ કોણ ત્યાં આવે છે એટલું વરતી કાઢવાની પણ મારામાં ચતુરાઇ નહિ હોય? નહિ જ, એવું બને જ નહિ. પછી રાત્રે નાચ કરતી વખતે જે જંગલી ફૂલની માળાઓ તેમણે ધારણ કરી હોય તેની એક પણ પાંખડી ભલેને અત્યારે તેમના શરીર પર ન રહી હોય, તોપણ તેમને ઓળખ્યા વગર હું રહું જ નહિ! દાખલા તરીકે તને હું ઓળખું છું, હેસ્ટર, કેમકે તારી આ નિશાની હું જોઇ શકું છું. ધોળે દિવસે યે સૌ એ જોઇ શકે એમ છે; અને રાત્રે અંધારામાં પણ લાલ ભડકાની પેઠે ઝગઝગ્યા કરે છે એ. તું તો એ નિશાની સૌના દેખતાં ખુલ્લે ખુલ્લી ધારણ કરે છે, એટલે તારા સંબંધમાં કંઇ શંકાને અવકાશ જ નથી. પણ આ પાદરી! જો, આમ આવ, હું તને એક વાત કાનમાં કહું! શયતાન જ્યારે પોતાને સહી કરી આપી હોય અને પોતાની મહોરછાપ લગાવી ચૂકેલ હોય એવા પોતાના કોઇ સેવકને, આ રેવરંડ મિ. ડિમ્સડેલની પેઠે, શયતાનની સાથેનો પોતાનો એ સંબંધ સ્વીકારતાં સંકોચાતો જુએ છે; ત્યારે એ સંબંધનું ચિહ્ન તે માણસને આખા જગતના દેખતાં ધોળે દહાડે ખુલ્લું કરવું પડે એવી પેરવી કરવી એ શયતાનનો એક સામાન્ય નિયમ જ છે। આ પાદરી પોતાની છાતી પર હાથ મૂકીને હંમેશાં શું છુપાવવાને મથે છે? હેં, અલી હેસ્ટર પ્રાઇન, એ શું છુપાવવા માગે છે?'

'હા હું યે એ જ કહું છું કે શું છુપાવવા માગે છે એ, શ્રીમતી હિબ્બિન્સ,' નાનકડી પર્લે આતુરતાપૂર્વક પૂછ્યું. 'તમે જોયું છે એ?'

'ફિકર નહિ બેટા,' પર્લ તરફ ભારે માનભરી દૃષ્ટિ કરીને શ્રીમતી હિબ્બિન્સે જવાબ આપ્યો. 'તું પોતે જ આજ નહિ તો કાલ, એક દિવસ નહિ તો બીજે દિવસે એ તારી નજરે જોઇશ. બધા કહે છે કે તું એ હવાઇ શહેનશાહની પુત્રી છે. તો કોઇએક રૂપાળી રાતે તારા એ પિતાને મળવા તું મારી સાથે આવીશ? જો આવીશ તો પછી ત્યાં આ પાદરી પોતાનો હાથ છાતી પર કેમ રાખ્યા કરે છે તેની તને ખબર પડશે!'

પછી આખી બજારમાં બધાં માણસો સાંભળે એવા મોટા અવાજે ખડખડ હસતી એ ત્યાંથી ચાલી ગઇ.

દરમિયાન સંમેલનઘરમાં મંગળપ્રાર્થના પૂરી થઇ ગઇ હતી, અને હવે રેવરંડ મિ. ડિમ્સડેઇલ શબ્દો પોતાનું ભાષણ શરૂ કરતા સંભળાતા હતા. આથી હૃદયની કોઇ અદમ્ય વૃતિએ હેસ્ટરને એ સ્થળ આગળ સ્થિર કરી દીધી. એ પવિત્ર મકાન એટલું બધું ચિક્કાર થઇ ગયું હતું કે એક પણ વિશેષ શ્રોતાનો એમાં હવે સમાવ થઇ શકે એવું નહોતું; એટલે એ ફજેતીના માંચડાની છેક પાસે જ ઊભી રહી. પાદરીનું એ આખું પ્રવચન, તેના પોતાના વિશિષ્ટ અવાજમાં, કંઇક અસ્પષ્ટ છતાં વૈવિધ્યભર્યા વાક્પ્રવાહરૂપે એના કાન પર અખંડ રીતે આવ્યા કરે તેને માટે એ જગા જરાયે દૂર નહોતી.

દેવળની દીવાલોમાં થઇને આવતો હોવાથી એ અવાજ અસ્પષ્ટ હોવા છતાં હેસ્ટર પ્રાઇન તે એટલી બધી એકાગ્રતાપૂર્વક અને આતુરતાપૂર્વક તીવ્ર રસ સાથે સાંભળી રહી, અને એની સાથે એટલી ગાઢ સહાનુભૂતિ ધારણ કરી રહી, કે એ પ્રવચનના શબ્દો જોકે એને માટે સ્પષ્ટ નહોતા છતાં એ અસ્પષ્ટ શબ્દોથી સર્વથા ભિન્ન એવો કોઇ સ્વતંત્ર જ અર્થ પાદરીના એ પ્રવચને એના અંતરમાં રેડયા કર્યો. એ પ્રવચનના શબ્દો જો અત્યાર કરતાં વિશેષ સ્પષ્ટ રીતે સંભળાયા હોત તો કદાચ તેણે કેવળ ક્ષુદ્ર પાર્થિવ વાતાવરણ જ રચ્યું હોત, અને અત્યારે દર્શાવતા હતા તેવા આધ્યાત્મિક-મર્મને કદાચ તેણે રૂંધી રાખ્યો હોત. પણ એ ઊભી હતી તે ઠેકાણે તો ઘડીમાં જાણે પવન આરામ લેવાને માટે લેટી જતો હોય એ જાતનો ધીમો અવાજ એને કાને આવતો હતો, તો ઘડીમાં વળી એ અવાજ ઊંચે ચડીને માધુર્ય અને જોમની પાયરીઓ ક્રમેક્રમે ચડતો ચડતો એના સમગ્ર આત્માને ગંભીર અને ભયપ્રેરક ભવ્યતાના વાતાવરણથી વીંટળાવી દેતો હતો. અને છતાં એ અવાજ આ પ્રમાણે ભવ્ય બનતો હતો તોપણ તેની અંદર એક પ્રકારની રુદનમયતાનું તત્ત્વ સળંગ રીતે વ્યાપી ગએલું લાગતું હતું. એમાં વેદનાની સાંભળનારની કલ્પના પ્રમાણે ધીરી કે બુલંદ લાગે એવી ચીસ, એકે એક હૃદયની ભાવગ્રહણશક્તિને સ્પર્શી શકે એવી રિબાતી

માનવજાતિનો નિઃશબ્દ ઊંકારો કે તીણી ચીસ સંભળાઇ રહી હતી. કોઇ કોઇ વાર તો, શૂન્ય નિઃસ્તબ્ધ શાન્તની વચ્ચે કારુણ્યનો ઊંડો ધ્વનિ જ કેવળ સંભળાતો હતો, તેમ કોઇ વાર તે વળી પૂરો કાને નહોતો આવતો. પણ પાદરીનો અવાજ ધીરો શાન્ત મટીને ઊંચો ને પ્રભાવશાળી બનતો હતો એ પળે પણ—અદમ્ય જોમથી જ્યારે એ આગળ ને આગળ ધસી રહ્યો હતો ત્યારે પણ—વિશાળતા અને સચોટતામાં એ જ્યારે ખૂબ વધીને ટોચે પહોંચતો હતો, આખા દેવળને મથોમથ ભરી દઇને તેમાંથી ઊભરાઇ જઇ બહારના ખુલ્લા વાતાવરણમાં જ્યારે છલકાઇ જતો હતો ત્યારે પણ—જો કોઇ ધ્યાનપૂર્વક એકાગ્રતાથી સાંભળી રહેલ હોય તો તેમાં એ એનો એ વેદનાનો સૂર જ સાંભળે એમ હતું. એ વેદના તે શાની હતી? એ વેદના તે દુઃખથી દબાઇ ગએલા, કદાચ પાપી પણ ખરા, એવા એક માનવહૃદયની વેદના હતી, અને એ માનવહૃદય, પોતાના એ દુઃખ કે પાપની ગુપ્ત વાત માનવજાતિના મહાહૃદયને કહેતું હોય, ને પ્રત્યેક પળે—પ્રત્યેક પદે—તેની સહાનુભૂતિ કે ક્ષમાની યાચના કરી રહેલું હોય—અને એ યાચના જરાપણ નિષ્ફળ ન જતી હોય, એવી અસર પાદરીનો આ અવાજ એ વખતે કરી રહ્યો હતો. પાદરીના પ્રવચનને સૌથી વધારે પ્રભાવશાળી ને અસરકારક બનાવનારી કોઇ વસ્તુ હોય તો તે એ માંનો આ ધીમે અવાજે બોલાતો ભાગ જ હતો.

આ બધા વખત હેસ્ટર પેલા માંચડાનાં પગથિયાં આગળ પૂતળાના જેવી નિઃસ્તબ્ધ બનીને ઊભી રહી. આ પાદરીના અવાજે અત્યારે એને આંહીં ન જડી રાખી હોત તોપણ, પોતાની ફજેતીની પ્રથમ પળ આ સ્થળેથી શરૂ થએલી એ કારણે પણ આ સ્થળે એનું અનિવાર્ય આકર્ષણ કરેલ હોત એ ચોક્કસ. એના અંતરમાં ઊંડે ઊંડે કંઇક થયા કરતું હતું—એ કંઇક એવું અસ્પષ્ટ હતું કે તેને વિચારનું નામ તો ન આપી શકાય, છતાં એના મન પર જબ્બર બોજરૂપ લાગે એવું કંઇક એના અંતરમાં સદાયે થયા કરતું હતું—કે પોતાનું સમગ્ર જીવન, આગલનું તેમ પાછળનું એમ ઉભય પ્રકારનું પોતાનું સમગ્ર જીવન, એને એક સૂત્રે સાંકળી લેતા કોઇ પદાર્થની પેઠે આ સ્થળની સાથે સંકળાઇ રહ્યું હતું

દરમિયાન પર્લ પોતાની માનું પડખું મૂકીને બજારમાં સ્વેચ્છાનુસાર રમવા લાગી હતી. ત્યાંના ગંભીર સ્વભાવના સોગિયા ટોળાને, કોઈ ઘટાદાર ઘેરા વૃક્ષની ધૂંધળી આછા પ્રકાશવાળી પર્ણઘટામાં અડધું ઢંકાઇ જતું અને અડધું દેખાતું એવું કોઇ ચમકદાર પીંછાવાળું પક્ષી, તેની એક ડાળી પરથી બીજી ડાળી પર કૂદકા મારીને, એ આખા સોગિયા વૃક્ષને જેમ રમણીય બનાવી દે તેવી રીતે, આ નાનકડી બાળાની તરંગી અને ચમકદાર રમતો તથા ચેષ્ટાઓ, પ્રસન્ન બનાવતી હતી. તેની ચેષ્ટાઓ આરોહ અવરોહવાળી અને છતાં ઘણીવાર તો તીવ્ર અને અનિયમિત હતી. તેની એ ચેષ્ટાઓ પોતાના અંતરના ચાંચલ્યમય ઉલ્લાસને વ્યક્ત કરતી હતી. આજે તેની માતા બહુ સ્વસ્થ નહોતી એ કારણે એના વિશેષરૂપે આ ઉલ્લાસભાવ જાણે આજે તેનામાં એવો પ્રબળ બન્યો હતો. પોતાની સદા પ્રવૃત્તિમાન અને ફર્યાં કરતી એવી કૌતુકવૃત્તિને જાગ્રત કરે એવું કંઇક પણ જોતી કે તરત જ પર્લ ત્યાં દોડી જતી હતી, અને એ મનુષ્ય કે પદાર્થ જાણે તેની પોતાની જ મિલકત હોય એમ પોતાની મરજીમાં આવે તેટલી ઘડી તેને પોતાના હાથમાં પકડી રાખતી હતી, પણ એ મનુષ્ય કે પદાર્થ આ રીતે તેને વશ થયો હતો તેના બદલામાં તે એ મનુષ્ય કે પદાર્થને પોતાના ચિત્ત પર એક પળવાર પણ સ્વામીત્વ ભોગવવા દેતી નહોતી—પોતાનું ચિત્ત ઝાઝી ઘડી સુધી એ મનુષ્યો કે પદાર્થ પર ચોંટાડી રાખતી ન હોતી. બજારમાં એકઠા થએલાં પ્યૂરિટન લોકો તેની આ બધી ચેષ્ટાઓને જોઇ રહ્યા અને એ ચેષ્ટાઓ જોતાં જોતાં તેઓ સ્મિત કરતાં હતાં, છતાં આ બાળકીની નાનકડી કાયામાં વ્યક્ત થતા સૌન્દર્યની અવર્ણનીય મોહકતા તથા તેની ચેષ્ટાઓની વિચિત્રતા જોઇને એ કોઇ અસુરી બાળક છે એવો અભિપ્રાય દર્શાવ્યા વગર તેઓ રહેતાં નહોતાં. તે દોડતી દોડતી રેડ ઇન્ડિયન કને જઇ પહોંચતી હતી, અને તેની સામે ઊભી રહીને તેના મોં સામે તાકી રહેતી હતી. એટલે એ રેડ ઇન્ડિયનને થતું હતું કે પોતાના કરતાં પણ વિશેષ જંગલી સ્વભાવનું એ બાળક છે. ત્યાંથી સહજ, ધૃષ્ટતાથી, તેમ સાથે વળી એટલા જ લાક્ષણિક મૌનપૂર્વક, ખારવાઓના ટોળાની અંદર ધસી;—રેડ

ઇન્ડિયનો જેમ ભૂમિવાસી જંગલી પુરુષો હતા તેમ આ સમુદ્રવાસી શ્યામવર્ણા જંગલી પુરુષોના ટોળામાં ધસી—એટલે આ પર્લે એ જાણે સમુદ્રના ફેનસમૂહની નાનકડી કણીએ માનવ બાલિકાનું સ્વરૂપ ધારણ કર્યું હોય, અને રાતને વખતે વહાણના અગ્ર ભાગ નીચે ચમકી રહેતો વડવાનલ એ જાણે એનો આત્મા હોય એવી રીતે એ ખારવાઓ તેના તરફ આશ્ચર્ય અને પ્રશંસાના ભાવપૂર્વક જોઇ રહ્યા.

આ સમુદ્રપ્રવાસી પુરુષોમાંથી એક જણ—બીજો કોઇ નહિ પણ હેસ્ટર પ્રાઇન સાથે વાતે વળગ્યો હતો તે પેલો વહાણધણી-પર્લના સ્વરૂપથી એટલો બધો મુગ્ધ બની ગયો કે તેણે ચુંબન કરવા માટે તેને હાથમાં પકડવા પ્રયત્ન કર્યો. પણ એ છોકરીને પકડવી એ તો હવામાં મધુર અવાજે ગુંજતા પક્ષીને પકડવા જેવું અશક્ય લાગતાં તેણે પોતાની ટોપીની આસપાસ વીંટાએલી સોનાની સાંકળી લીધી અને તે એ છોકરી ભણી ફેંકી. એટલે પર્લે તરત જ. તે પોતાની ડોક ને કમરની આસપાસ વીંટી દીધી, અને એવા સુભગ કૌશલ્યથી વીંટી દીધી કે એકવાર ત્યાં જોયા પછી જોનારને તે એના શરીરના એક સાહજિક અંગ જેવી જ લાગે, અને એના વિનાની પર્લની કલ્પના કરવી પણ તેને અશક્ય લાગે.

'તારી મા તે પેલી હિંગળોકિયો અક્ષર ધારણ કરનારી બાઇ જ, ખરું ને?' એ વહાણવટીએ પૂછ્યું. 'તો મારો એક સંદેશો તેને પહોંચાડીશ?'

'એ સંદેશો મને ગમે એવો હશે તો પહોંચાડીશ,' પર્લે જવાબ આપ્યો.

'તો એને કહે,' પેલો બોલ્યો, 'કે હું પેલા સામળા ચહેરાના અને ખૂંધિયા ખભાવાળા બુઢ્ઢા વૈદને ફરીથી મળ્યો, તો તારી મા કહેતી હતી એ ગૃહસ્થ પોતાનો મિત્ર થાય છે તેથી આ વૈદ પોતે જ તેને વહાણમાં પોતાની સાથે લઇ આવવાનું માથે લે છે. એટલે તારી માએ હવે તમારા બે જણ સિવાય બીજા કોઇની ચિંતા કરવાની જરૂર નથી. આટલું કહીશ તું એને, એલી ડાકણ છોકરી?'

'શ્રીમતી હિબિન્સ તો કહે છે કે મારો પિતા તો હવાઇ શહેનશાહ છે,' તોફાની સ્મિત કરીને પર્લ બોલી ઊઠી. 'એટલે તું મને આવા ખરાબ નામે બોલાવીશ તો એ વાત હું એ શહેનશાહને કહી દઇશ, એટલે પછી એ તોફાન નેવાવાઝોડાથી તારા વહાણની પૂઠ પકડીને તેને હેરાન હેરાન કરી દેશે.'

પછી બજારમાં વાંકેચૂંકે રસ્તે થઇને એ છોકરી તેની મા પાસે ગઇ, અને ત્યાં એ વહાણવટીનો સંદેશો તેને કહી સંભળાવ્યો. આ સાંભળીને જે પળે પોતાને અને પાદરીને માટે દુઃખની ભૂલભુલામણીમાંથી કોઇક રસ્તો નીકળ્યો લાગતો હતો તે જ પળે બરાબર પોતાનું દુર્ભાગ્ય આવી રીતે તેનો સામળો અને ભયંકર ચહેરો ક્રૂર સ્મિતપૂર્વક પોતાના એ રસ્તા પર દેખાડતું ઊભું જોઇને હેસ્ટરનો બળવાન, સ્વસ્થ, અને દૃઢ સહનશીલતા-યુક્ત આત્મા લગભગ ડગતો થઇને ઢળી પડયો.

વહાણવટીએ આપેલી બાતમીને લીધે આ રીતે એનું ચિત્ત ચિન્તાગ્રસ્ત બની ગયું હતું એ જ વખતે એની ધીરજની એક બીજી રીતે પણ કસોટી થઇ. આ વખતે આજુબાજુના ગ્રામપ્રદેશમાંથી અનેક માણસો અહીં શહેરમાં આવ્યા હતા. એમણે આ હિંગળોકિયા અક્ષરની વાત અનેક વાર સાંભળી હતી, સેંકડો ખોટી અને અત્યુક્તિભરી અફવાઓથી એ વાતે એમના મનમાં ભયંકર સ્વરૂપ ધારણ કર્યું હતું, પણ છતાં એ અક્ષર એમણે નજરોનજર કદી પણ જોયો નહોતો. એટલે એ લોકો દિલ બહેલાવવાની અને વિનોદ કરવાની બીજી બધી રીતો અને સાધનો અત્યાર સુધીમાં ખલાસ થઇ જતાં હવે હેસ્ટર પ્રાઇનની આસપાસ ટોળે મળ્યા, અને અનાડી ગમાર રોંચાઓના જેવી રીતે એને કૌતુકપૂર્વક નિરખવા લાગ્યા. એ લોકો આમ સંકોચરહિત બનેલા હોવા છતાં અમુક હાથના ઘેરાવાથી વિશેષ નજીક તો તેઓ હેસ્ટરની પાસે ન જઇ શક્યા. એટલે હેસ્ટરથી અમુક હાથને છેટે એ લોકો ઊભા રહ્યા. અને પેલી બેદી સંજ્ઞામાંથી તિરસ્કારનો જે કેન્દ્રાપસારી બળપ્રવાહ વહેતો હતો તેનાથી હડસેલાઇને અમુક અંતરને છેટે તે સ્થળે એ લોકો જડાઇ રહ્યા. આ બધા પ્રેક્ષકોનું ધાડિયું જોઇને તથા હિંગળોકિયા અક્ષરની પાછળ રહેલો અર્થ જાણીને ખારવાઓની એક ટોળી પણ ત્યાં આવી પહોંચી અને તેમના તડકામાં રહેવાથી કાળા થઇ ગએલા તથા મરણિયા દેખાવના ચહેરા એ ટોળામાંથી બહાર કાઢીને એને જોવા લાગ્યા. આ ગૌરાંગોનું આ પ્રકારનું નિકૃષ્ટ

કુતૂહલ દેખીને રેડઇન્ડિયનોને પણ તેનો ચેપ લાગ્યો, અને ભભકદાર ભરતકામ વચ્ચે રાખેલી અક્ષરસંજ્ઞા ધારણ કરનારી વ્યક્તિ અવશ્ય આ લોકોમાં કોઈ ઉચ્ચ પદવીધારી વ્યક્તિ હશે એમ ધારીને હેસ્ટરની છાતીને સાપના જેવી સામળી આંખે એકીટશે જોઇ રહ્યા. આખરે, નગરવાસીઓ પણ, આ જૂના અને વાસી બની ગએલા વિષયનો એમનો રસ બીજાઓને એ બાબતમાં આનંદ લેતા જોઇને એમની દેખાદેખી અને ચેપથી ફરી વળી પાછો માંદોમાંદો જાગી ઊઠતાં એ જગાએ પ્રયોજન વગર આમતેમ દસળવા લાગ્યા, અને પોતાને સુપરિચિત એવી આ કલંકસંજ્ઞાને 'અમે તો જાણીએ છીએ એ બધું' એવી જૂની પિછાન સૂચવતી ઠંડી ઉદાસીન દૃષ્ટિ વડે, હેસ્ટર પ્રાઇનને ઉપર ગણાવેલા બીજા બધાં લોકો કરતાં કદાચ સૌથી વધારે પીડા આપવા લગ્યા. આ ટોળામાં, પોતે સાત વરસ પર જેલના દરવાજાની બહાર આવેલી એ વખતે આધેડ ઉંમરની જે બાઇઓની એક મંડળી તેને નિરખવાને ત્યાં વાટ જોતી ઊભી હતી તેની તે જ બાઈઓને આંહીં પણ એણે જોઇ એ બાઇઓમાં આંહીં એક જ જણી ખૂટતી હતી, તે એ બધમાં વયે સૌથી નાની અને વૃત્તિએ સૌમાં અપવાદ રૂપે કોમળ અને અનુકંપાશીલ હૃદયની એવી પેલી જુવાન સ્ત્રી હતી. પણ એ જુવાન સ્ત્રી આ વચગાળામાં ગુજરી ગઇ હતી અને તેનુ કફનવસ્ત્ર હેસ્ટરે પોતે તૈયાર કર્યું હતું. હેસ્ટર હવે આ બાળીર હેલા સળગતા અક્ષરને ટૂંક મુદતમા જ દૂર ફેંકી દેવાની હતી પણ ત્યાં આ અન્તિમ પળે તો તે અક્ષર પ્રત્યે, પોતે તે ધારણ કરવા માંડયો તે પ્રથમ દિવસથી માંડીને તે આજની ઘડી સુધીમાં કદી પણ નહિ ખેંચાએલું એટલું બધું ધ્યાન લોકોનું તેના તરફ આજે વિચિત્ર રીતે ખેંચાયું, અને, એટલો બધો ખળભળાટ તેણે આજે મચાવ્યો.

પોતાને થએલી સજા લુચ્ચાઇ અને ક્રૂરતાપૂર્વક જ્યાં પોતાને જડી રાખતી જણાતી હતી એવા એ લોકનિન્દા અને લોકકૌતુકના વિષયરૂપ બનેલા એ જાદૂઇ વર્તુલમાં હેસ્ટર આ પ્રમાણે ઊભી હતી એ વખતે પેલો માનનીય પાદરી પોતાના પવિત્ર પ્રવચનપીઠ પર ઊભો રહી એ ઉચ્ચ સ્થાનેથી નીચી દૃષ્ટિ કરી પોતના શ્રોતાસમાજને નિરખી રહ્યો હતો એ શ્રોતાસમાજ અત્યારે તેનું પ્રવચનસ ભિળતાં સાંભળતા સર્વથા તેને અધીન બની ગયો હતો. એક બાજૂએ એ સન્ત પુરુષ ધર્મમન્દિરમાં શ્રોતાઓના પ્રેમાદરનું પાત્ર બની સૌના હૃદયતારને ઝણઝણાવી રહ્યો હતો! તો બીજી બાજૂએ હિંગળોકિયો અક્ષર ધારણ કરનારી આ પતિત સ્ત્રી બજાર વચ્ચે લોકોની નિન્દા અને કૌતુકનું પાત્ર બનીને લાચારી ભરી દશામાં ઊભી હતી! આ દશામાં આ બન્ને વચ્ચે આટલું મહદ અંતર હોવા છતાં એ બન્નેના દેહ પર એક જ કલંકસંજ્ઞા સળગી રહી હતી એવું અનુમાન કરવા જેટલો અવિનય - તો કોણ જ બતાવી શકે! એવી અસભ્ય કલ્પના પણ કોને સૂઝે!

## ૨૩

## હિંગળોકિયા અક્ષરનો રહસ્યસ્ફોટ

**એ**કાગ્રતાપૂર્વક સાભળી રહેલા શ્રોતાસમાજને મહાસાગરનાં ઊછળતાં મોજાં પેઠે ઊંચે ને ઊંચે ઉપાડી જતો એવો પાદરીનો વક્તૃત્વછટાભર્યો બુલંદ અવાજ આખરે શાંત પડયો, દેવવાણી સાંભળ્યા પછી સઘળે પ્રસરી રહે એવી ગંભીર શાન્તિ પળવાર બધે પ્રસરી રહી. પછી, શ્રોતાઓ જાણે પોતાને અન્ય જનના માનસપ્રદેશમાં લઇ ગએલી પ્રબળ જાદૂઇ શકિતના પાશમાંથી મુક્ત થતા હોય અને, એ પરમાનસપ્રદેશમાં રહેલી સઘળી અદ્ભુતતા અને શોકના ભાવ તેમના ચિત્તમાં હજુ સભર ભર્યા હોય, એવી રીતે ગણગણાટ અને અર્ધસ્ફુરિત આવેશોદ્ગાર થવા લાગ્યો. અને ત્રીજી જ પળે એ સમૂહ દેવળના દરવાજામાંથી ધસારાબંધ બહાર નીકળવા લાગ્યો. હવે પ્રવચન પૂરું થયું હતુ, એટલે એ પ્રવચન દ્વારા પાદરીએ જેને પોતાના જ્વલંત શબ્દોથી મળગતુ અને પોતાના વિચારોના સૌરભથી મઘમઘતું બનાવી દીધેલું તે વાતાવરણ કરતાં પોતાની અમલ સ્થૂલ પાર્થિવ મનોદશામાં હવે સૌ પાછા ફર્યા હતા તો તે મનોદશા અને તે પ્રકારના જીવનને નભાવી શકે એવા જુદી જ જાતના વાતાવરણની હવે તેમને જરૂર લાગી.

ખુલ્લા વાતાવરણમા આવ્યા એટલે એમનો આનંદોદ્રેક મૌનની પાળો તોડી શબ્દોરૂપે છલકાવા લાગ્યો.

પાદરીનાં સ્તુતિવચનોથી એ આખી શેરી અને બજાર એક છેડાથી બીજા છેડા સુધી ગાજી ઊઠી. દરેક જણ સ્વાનુભવથી વધુ સારી રીતે સમજી શકતો હતો તેવો અભિપ્રાય આ પ્રવચન સંબંધી એકબીજાની આગળ વર્ણવી બતાવ્યા સિવાય આ શ્રોતાઓને ચેન પડયું નહિ. એ સૌના એકત્ર અભિપ્રાય મુજબ, પાદરીના આજના પ્રવચન જેવું શાણપણ ભર્યું, ઉદાત્ત, અને ઉન્નતભાવનામય પ્રવચન બીજા કોઇ પણ પુરુષે કદી પણ કર્યું નહોતું તેમ જ ઇશ્વરીપ્રેરણા આ પુરુષના મુખ વાટે જેટલી સ્પષ્ટરૂપમાં વ્યક્ત થતી હતી તેટલી સ્પષ્ટરૂપમાં અન્ય કોઇ પણ મર્ત્ય પુરુષના મુખમાંથી કદીપણ વ્યક્ત થએલી નહિ. લોકો જાણે એ ઇશ્વરી પ્રેરણાને ઊર્ધ્વલોકમાથી તેનામાં ઊતરતી, તેના સમગ્ર આત્માને વ્યાપ્ત અને સ્વાધીન કરી દેતી, પોતાની સમક્ષ જે લખેલું પ્રવચન પડયું હતું તેમાંથી તેને સતત રીતે બહાર લઇ જઇ ઉચ્ચ પ્રદેશમાં ઉપાડી જતી, અને તેના શ્રોતાઓની પેઠે તેને પોતાને પણ આશ્ચર્યજનક લાગે એવા વિચારોથી ભરી દેતી નજરોનજર જોઇ શકતા હતા. તેના પ્રવચનનો વિષય, આંહીં અરણ્યપ્રદેશમાં આ ન્યૂ ઇંગ્લંડ રૂપી જે નવી વસાહત તેઓ સ્થાપી રહ્યા હતા તેને ખાસ લક્ષમાં રાખીને, માનવ સમાજ અને ઇશ્વર વચ્ચેનો સંબંધ એ જણાતો હતો. અને પોતાના પ્રવચનના સમાપ્તિભાગ ભણી આવતાં, જાણે ભવિષ્યવાણી ઉચ્ચારતો હોય એવો ભાવ,—પ્રાચીન સમયના યાહુદી પયગંબરોના જેટલી જ અનિવાર્ય રીતે તેને આ જ વિષ્યકથન માટે પ્રેરતો હોય, પછી એ યાહુદી પયગંબરો અને તેની વચ્ચે એટલો ભેદ ખરો કે પેલા યાહુદી દ્રષ્ટાઓએ પોતાના દેશપર, ઇશ્વરના શાપ વરસશે અને તેનું સત્યાનાશ જશે એવું ભવિષ્યકથન કરેલું, ત્યારે આ પુરુષ ઇશ્વરના આંહીં નવેસરથી એકઠાં થએલાં સંતાનોને માટે કોઇ ગૌરવશાળી અને તેજસ્વી ભાવિ નિર્માયું છે એવું ભવિષ્યકથન કરતો હતો, છતાં આટલો ભેદ બાદ કરીએ તો એ પ્રાચીન પયગંબરોના જેટલી જ અનિવાર્ય રીતે તેને પ્રેરી રહેલો ભાવ—તેનામાં વ્યાપી ગયો. પણ છતાં, એ સઘળાં ભવિષ્યકથનની અંદર, એ સમસ્ત પ્રવચનની પણ અંદર, કારુણ્યનો એક પ્રકારનો ઊંડો ઘેરો, વિષાદભર્યો સૂર પણ જોવામાં આવતો હતો, અને એવા ઉલ્લાસપ્રેરક ભવિષ્યકથનની સાથે સાથે જ આવો વિષાદમય સૂર ભળેલો જોતાં એનો એક જ અર્થ થઇ શકે એમ હતો, અને તે એ કે આ પ્રદેશનું ભવિષ્ય તો જોકે ભારે ઊજળું છે, પણ એ ઉજજવળ ભવિષ્ય જોવા પોતે લાંબો વખત આંહીં રહેવાનો નથી એમ એને લાગતું હતું. આ રીતે આંહીંથી અલ્પ સમયમાં જ ચાલ્યા જનારા પુરુષના જેવો સ્વાભાવિક વિષાદ તેના પ્રવચનમાં વ્યાપી રહ્યો હતો. હા, જેના ઉપર સૌ એટલો બધો પ્રેમ રાખી રહ્યા હતા અને જે પોતે પણ તેમના સૌના પર એટલો બધો પ્રેમ રાખી રહ્યો હતો કે સ્વર્ગે જતી વખતે પણ નિસાસો નાખ્યા વગર આંહીંથી છૂટું પડવું તેને મુશ્કેલ લાગતું હતું એવા આ તેમના પાદરીને, પોતે અકાળે જ મૃત્યુ પામવાનો, અને આ સૌને રડતાં મૂકીને પોતે અલ્પ સમયમાં જ આંહીંથી ચાલ્યો જવાનો એવા ભણકારા વાગી રહ્યા હતા. આ ધર્મગુરુના પ્રવચનનો જે અંતિમ અસરકારક ભાગ હતો તેમાં ખાસ સચોટતા લાવનારું તત્ત્વ આ જ હતું—પોતે હવે આ પૃથ્વી પર થોડી ઘડીનો જ મહેમાન છે એવું ભાન જ એ અંતિમ સચોટતા લાવનારું તત્ત્વ હતું. આજનું પ્રવચન તો જાણે કોઇ સ્વર્ગીય ફિરસ્તો આકાશમાં ઊડી રહ્યો હોય, અને એના ઊંચે ઊડતાં ઊડતાં ઘડીવાર તેણે આ સૌ લોકો પર પોતાની તેજસ્વી પાંખો ફફડાવી એની સાથે તેજ અને છાયા—ઉજાસ અને માયા—બન્નેનું અદ્‌ભુત વાતાવરણ રચી તેમના પર સુવર્ણમય સત્યોની વૃષ્ટિ કરી હોય એવું લાગતું હતું.

આ રીતે રેવરંડ મિ. ડિમ્સડેઇલના જીવનમાં આજે એવો અવસર આવ્યો હતો—અને આવા અવસર સંસારમાં ઘણાખરા માણસોના જીવનમાં આવે છે, જોકે આવે છે તે પળે એમને તેનું ભાન હોતું નથી, અને એ અવસર વીતી ગયા પછી ઘણે દૂરથી પોતાના સમગ્ર જીવનનું સિંહાવલોકન કરે ત્યારે જ એમને એ વાતની ખબર પડે છે—કે જે અત્યાર સુધીમાં એના જીવનમાં આવી ગએલ તેમ હવે પછી આવવાના એવા સઘળા કરતાં વિશેષ યશસ્વી અને વિશેષ ગૌરવપૂર્ણ હતો. એ જમાનામાં મૂળ તો ધર્મગુરુનો વ્યવસાય જ બહુ

પવિત્ર ગણાતો હતો, અને સમાજમાં તેનું સ્થાન જ અતિ ઉચ્ચ મનાતું હતું, તેમાં આ ક્ષણે તો ન્યૂ ઈંગ્લંડના એ પ્રારંભદિનોમાં અસાધારણ બુદ્ધિબળ, સમૃદ્ધ વિદ્વત્તા, અને નિષ્કલંક ચારિત્ર્યની પ્રતિષ્ઠા એ બધી વસ્તુઓ કોઈ પણ ધર્મગુરુને જે સૌથી વિશેષ ગૌરવાસ્પદ ઉન્નત સ્થાને બેસાડી શકે, તેવા ઉન્નત સ્થાને અત્યારે તે ઊભો હતો. પોતાના વક્તૃત્વપ્રવચનની સમાપ્તિ વખતે વ્યાખ્યાનપીઠના અગ્રભાગ પર આવીને પાદરીએ એ સમાપ્તિસૂચક નમન કર્યું ત્યારે લોકહૃદયમાં તેમ સમાજમાં તેનું સ્થાન આટલું બધું ઊંચું હતું. ત્યારે એ જ વખતે પેલી હેસ્ટર પ્રાઇન બીચારી ફજેતીના માંચડા આગળ ઊભી હતી, અને પેલો લિંગળોકિયો અક્ષર તેની છાતીને હજુ ડામી રહ્યો હતો.

ફરી વળી પાછો સંગીતનો અવાજ શરૂ થયો અને દેવળના દરવાજામાંથી નીકળતા સૈનિક રક્ષકદળનાં પગલાં સંભળાવા લાગ્યાં. અહીંથી હવે સરઘસ ચાલતું ચાલતું નગરના સાર્વજનિક સભાગૃહમાં જવાનું હતું, અને ત્યાં એક ભવ્ય મિજબાની પછી આજનો સમગ્ર સમારંભ પૂરો થવાનો હતો.

એટલે વળી પાછી લોકોનાં ટોળાંથી છવાઈ ગયેલા એ વિશાળ માર્ગ પર માનનીય અને રૂઆબદાર ધર્મગુરુઓનો સમૂહ ચાલતો જોવામાં આવ્યો, અને સૂબા ને ન્યાયાધિકારીઓ, વૃદ્ધ અને શાણા વડીલો, પવિત્ર પાદરીઓ અને સર્વ નામાંકિત અને અગ્રેસર પુરુષોને પોતાની અંદર થઈને પસાર થતા દેખીને ટોળાંમાંના લોકો બન્ને બાજૂ ખસી જઈને માનપૂર્વક માર્ગ કરી આપવા લાગ્યાં. એ સરઘસ જ્યારે લગભગ બજારના ચોકમાં આવી પહોંચ્યું ત્યારે એક મોટી ગર્જના કરીને તેને આવકાર આપવામાં આવ્યો. આ ગર્જના—એ જમાનાના લોકો પોતાના શાસકો પ્રત્યે જે બાલોચિત માનભાવ અને વફાદારીની લાગણી દર્શાવતા હતા તેના આવિષ્કાર રૂપ નિઃશંક ગણાય એવી હતી છતાં અત્યારે તો—જે ઉચ્ચ વાક્પ્રભાવના સૂરો હજુ તેમના કાનમાં ગુંજન કરી રહ્યા હતા તે વાક્પ્રભાવે શ્રોતાજનના હૃદયમાં ઉત્પન્ન કરેલા ઉત્સાહના અદમ્ય ઊભરા જેવી જ સૌને લાગી. દરેકને એ ઊભરો ઠાલવવાની એક મરણી ઇચ્છા થઈ આવી અને દરેકે એકીપણે તે પોતાના પડોશીની પાસેથી ઝીલી લીધી. એ અદમ્ય ઉત્સાહનો ઊભરો શ્રોતાગણ દેવળમાં હતો ત્યાં સુધી મહામહેનતે દાબી રાખ્યો હતો; પણ અહીં ખુલ્લા આકાશ નીચે આવ્યા, એટલે છેક આકાશના ઉચ્ચતમ બિંદુ સુધી પહોંચી જાય એવા રૂપમાં ગર્જના કરીને પ્રકટ થયો. આ હુંકારો માનવમેદની એટલી બધી ઊભરાતી હતી અને એ મેદનીના દિલમાં એક જ સ્વર એવો પ્રબળ રીતે ગુંજી રહ્યો હતો, કે વાવાઝોડું, મેઘગર્જના, કે સમુદ્રગર્જના કરતાં પણ વધારે બુલંદ અવાજ એ ઉત્પન્ન કરી શકે એમ હતું. અનેક હોવા છતાં એક જ ભાવ સૌ એકીસાથે અનુભવી રહ્યા હતા, અને તેથી અનેકમાંથી એકરૂપ બની ગયેલા એક વિરાટ હૃદયમાંથી ઊઠ્યો હોય એવો એ સૌનો સંમિલિત સ્વર હતો. ન્યૂ ઈંગ્લંડની ભૂમિમાંથી આટલી બુલંદ ગર્જના કદી પણ ઊઠી નહોતી. ન્યૂ ઈંગ્લંડની ભૂમિ ઉપર આજે આ પાદરીને જેટલું માન મળી રહ્યું હતું તેટલું માન એ દેશમાં કોઈ પણ મનુષ્યને તેના મર્ત્યબંધુ તરફથી કદી પણ મળ્યું નહોતું !

તો પછી આ વખતે એ પાદરીની પોતાની સ્થિતિ કેવી હતી ? તેના મસ્તકની આસપાસ એ વખતે વાતાવરણમાં તેજોવલયના ઝળકદાર તણખા ચમકી રહ્યા નહોતા ? આધ્યાત્મિકતાના બળે આવું અલૌકિક સ્વરૂપ પામ્યા પછી, અને અહોભાવભર્યા પ્રશંસકોને હાથે દેવતુલ્ય માન પામ્યા પછી; સરઘસમાં ચાલતી વખતે તેનાં પગલાં શું ખરેખર આ પૃથ્વીની ધૂળ પર જ પડતાં હતાં ?

સૈનિકો અને ધર્મગુરુઓનો એ સમૂહ સરઘસમાં આગળ વધી રહ્યો હતો એ વખતે સૌની આંખો આપણો પાદરી ચાલી રહ્યો હતો તે સ્થળે ચોંટી રહી હતી. લોકમેદનીની અંદરનાં માણસો જેમ જેમ તેનું દર્શન પામતા ગયા તેમ તેમ ગર્જના શમીને અંદર અંદર ગણગણાટ થવા લાગ્યો. પોતાના આવા ભવ્ય વિજયપ્રસંગે પણ એ કેટલો નબળો અને ફીકો લાગતો હતો ! તેનું સઘળું જોમ—અથવા તો કહીએ કે પવિત્ર પેગામ સંભળાવી રહ્યો ત્યાં સુધી ઇશ્વર તરફથી એ પેગામની

સાથેસાથ જે પ્રેરણાબળ તેને મળેલું તે સઘળું પ્રેરણાબળ-પોતાનું કર્તવ્ય નિષ્ઠાપૂર્વક પૂરેપૂરું બજાવાઈ ગએલું હોવાથી હવે તેની કાયામાંથી ચાલ્યું ગયું હતું. તેના ગાલ પર તેમણે જે સુરખી હજુ હમણાં જ નિરખી હતી તે, હોલવાઈ જતા અંગારાની અંદર છેલ્લી આવી જતી ઝલકની પેઠે ત્યાંથી અદશ્ય થઇ ગઇ હતી. તેનો ચહેરો એવો શબ જેવો ફીક્કો પડી ગયો હતો કે એ કોઇ જીવતા માણસનો ચહેરો છે એવું ભાગ્યે જ લાગે; તેના પગ માર્ગમાં ચાલતાં ચાલતાં એવા લથડતા હતા, કે એ કોઇ ચેતનવાળો માણસ ચાલે છે એવું ભાગ્યે જ લાગે. આટલું લથડવા ને ધ્રૂજવા છતાં એ ભોંય પર પડી ન ગયો એ જ નવાઇભરી વાત હતી.

બુદ્ધિ અને સંવેદન મિ. ડિમ્સડેઇલમાં ભરતી આવી ગયા પછી હવે તેમાં ઓટ શરૂ થયાથી તેનામાં આવી ગએલી નિર્બળતા જોઇને તેના વ્યવસાયબંધુઓમાંથી એક જણ-વંદનીય જોન વિલ્સન-એકદમ તેને ટેકો આપવા આગળ આવ્યો. પણ પાદરીએ કંપતાં કંપતાં છતાં નિશ્ચયપૂર્વક એ વૃદ્ધ પુરુષનો હાથ પાછો ઠેલ્યો. તેની ગતિને જો ચાલવું એવું નામ આપી શકાય, તો હજુ પણ તેણે આગળ ને આગળ ચાલવા કર્યું, પણ ખરી રીતે તેની ગતિ તો નાનું બચ્ચું ધ્રૂજતું ધ્રૂજતું ચાલવાનો પ્રયત્ન કરે-પોતાની માતા પોતાને ચાલતાં શીખવવા માટે જરા દૂર હાથ પહોળા કરીને ઊભી હોય તેના પર મીટ માંડીને એ બચ્ચું ચાલવાનો જેવો પ્રયત્ન કરે-તેના જેવી આ પાદરીની ગતિ લાગતી હતી. અને હવે, આમ લથડતાં લથડતાં પણ તે, સ્મૃતિમાં સારી પેઠે જડાઇ ગએલા અને ટાઢ તડકો વરસાદ ખાઈ ખાઇને ભૂખરા બની ગએલા પેલા માંચડાની સામે-વરસો પહેલાં હેસ્ટર પ્રાઇને જ્યાં જગતની તિરસ્કારભરી દૃષ્ટિ કલાકો સુધી વેઠી હતી એ માંચડાની સામે-આવી પહોંચ્યો હતો. અત્યારે પણ હેસ્ટર ત્યાં નાનકડી પર્લને આંગળીએ રાખી ઊભી હતી! અને અત્યારે પણ એની છાતી પર પેલો હિંગળોકિયો અક્ષર ચમકી રહ્યો હતો! વાદ્યસમૂહ તો જોકે હજુ પણ ભવ્ય અને ઉલ્લાસભર્યું કૂચગીત બજાવી રહ્યો હતો, છતાં પાદરી આ સ્થળ આગળ આવીને અટકી ગયો. એ કૂચગીતે જોકે તેને મિજબાનીમાં ભાગ લેવાને માટે આગળ ને આગળ વધવાને પ્રેરી રહ્યું હતું, છતાં તે તો આંહીં અટકી ગયો.

છેલ્લી થોડી પળોથી બેલિંગહામ સચિંત દૃષ્ટિએ તેને નિરખી રહ્યો હતો અને તેની હિલચાલની દેખરેખ રાખી રહ્યો હતો. એટલે તેને આંહીં અટકી ગએલો જોઇને સરઘસમાં પોતાનું સ્થાન છોડીને તેને મદદ કરવા આગળ આવ્યો, કેમકે મિ. ડિમ્સડેઇલનો દેખાવ જોઇને તેને લાગ્યું કે જો કોઇ તેને મદદ નહિ કરે તો તે અવશ્ય ઢળી પડશે. પણ આત્મા આત્મા વચ્ચે જે અસ્પષ્ટ સૂચનો ચાલી રહે છે તેને બહુ ગણકારવાની જોકે સૂબા બેલિંગહામની ટેવ નહોતી, છતાં અત્યારે તેણે પાદરીના દેખાવમાં કંઇક એવું જોયું કે તેની વાતમાં પોતે માથું મારવા જેવું નથી એવું કંઇક સૂચન સૂબાને તેમાંથી આપોઆપ થઈ આવ્યું. દરમિયાન લોકસમુદાય તો પાદરી ભણી ભયમિશ્રિત માન અને આશ્ચર્યથી જોઇ રહ્યો હતો. એમની દૃષ્ટિએ પાદરીની આ પાર્થિવ નિર્બળતા તો એના અપાર્થિવ સ્વર્ગીય બળનું બીજું પાસું જ માત્ર હતું. અને આ પાદરી તેમના દેખતાં જ સ્થૂળ દૃષ્ટિએ ઝાંખો ઝાંખો અને સૂક્ષ્મ દૃષ્ટિએ વધુ ને વધુ તેજસ્વી થતો થતો ઊંચે ચડતો ચડતો આખરે સ્વર્ગધામમાં પહોંચી ગયો હોત ને ત્યાંના તેજોમય લોકમાં વિલય પામી ગયો હોત તોપણ તેના જેવા પવિત્ર સાધુચરિત્ર પુરુષને માટે એ બનાવ કંઇ ન માની શકાય એટલો બધો ચમત્કારી એમને ન જ લાગ્યો હોત!

ત્યાંથી પછી પાદરી માંચડા ભણી વળ્યો, અને પોતાના હાથ તેણે લાંબા કર્યા.

'હેસ્ટર,' તે બોલ્યો, 'આમ આવ! બેટા પર્લ, તું પણ આવ!'

અત્યારે એ બન્નેને તે જોઇ રહ્યો ત્યારે તેનું મુખ શબના જેવું ફીક્કું પડી ગયું હતું; પણ છતાં એના પર કોઈ વિલક્ષણ પ્રકારની મૃદુતા અને વિજયવૃત્તિ પણ જોવામાં આવતી હતી. છોકરી તો પોતાની લાક્ષણિક પક્ષીના જેવી ચાલે ઠેકતી ઠેકતી એકદમ તેની પાસે દોડી આવી, અને તેના ઘૂંટણની આસપાસ પોતાના હાથ તેણે વીંટાળી દીધા. હેસ્ટર પ્રાઇન પણ-જાણે કોઇ અનિવાર્ય વિધિનિર્માણ પોતાની ઇચ્છા વિરુદ્ધ એને ધકેલી રહ્યું હોય એવી ધીમી ગતિએ તેના ભણી આવવા લાગી

પણ તેની છેક પાસે પહોંચે એ પહેલાં વચમાં અટકી ગઇ બરાબર આ જ ક્ષણે પોતાના સકંજામાં સપડાએલો પાદરી અત્યારે જે કામ કરવા માગતો હતો તે કરતો અટકાવવા માટે તેને પકડી રાખવા બુઢ્ઢો રૉજર ચિલિંગવર્થ લોકોના ટોળામાંથી એકાએક બહાર ધસી આવ્યો—અથવા અત્યારે તેના મુખપરના ભાવો એટલા બધા વ્યગ્રતામય, દુષ્ટતાપૂર્ણ, અને વિકૃત હતા કે તે કોઈ અધઃપ્રદેશમાંથી એકાએક નીકળી આવ્યો હોય એમ લાગતું હતું. એ ખરેખર ક્યાંથી આવ્યો એ તો જે હોય તે ખરું, પણ આ બુઢ્ઢો એકદમ આગળ ધસી આવ્યો. અને પાદરીને તેણે બાવડું પકડીને રોકી રાખ્યો.

'એલા ગાંડિયા, ઊભો રહે! શું ધાર્યું છે તેં આ બધું?' તે ધીમેથી બોલ્યો. 'હડસેલી દે એ બાઇને પાછી! જવા દે એ છોકરીને પણ! સૌ સારાંવાનાં થશે! દાસો મફતનો શું કામ તારી કીર્તિને કલંકિત કરે છે અને અપજસિયું મોત વહોરી લે છે? હજુ હું તને બચાવી શકું એમ છું! ધર્મગુરુ તરીકેના તારા પવિત્ર ધંધાને પણ શું તું કાળી ટીલી લગાડવા માગે છે?'

'ઓહો, દુષ્ટ લુબ્ધક! મને લાગે છે તું બહુ મોડો પડયો છે!' તેની સામે બીતિભરી છતાં મક્કમ મીટ માંડીને પાદરીએ જવાબ આપ્યો. 'તારી સત્તા પૂર્વે મારા પર હતી એ હવે રહી નથી! ભગવાનની મદદ વડે હવે હું તારા હાથમાંથી છટકી શકું એમ છું!'

આમ કહીને તેણે હિંગળોકિયો અક્ષર ધારણ કરનારી બાઇ તરફ ફરી પોતાનો હાથ લંબાવ્યો. 'હેસ્ટર પ્રાઇન,' આતુરતાભરી વેધક ચીસ નાખીને તે બોલ્યો, 'પરમ બીષણ અને છતાં પરમ કરુણ એવા ભગવાન, સાત વરસ પર જે કામ કરતાં હું અચકાએલો, અને જે ન કરવાથી મારે એ બધો વખત મહાપાપ અને દારુણ યાતનાનો બોજો સહન કરવો પડયો છે તે કામ આજે મારા પર કૃપા કરીને આટલે લાંબે વખતે આખરે કરવાની બુદ્ધિ આપે છે, તો એ ભગવાનને નામે તું આંહીં આવ અને તારું બળ મારામાં મેળવી દઇને મને વીંટળાઇ વળ! બળ તારું હેસ્ટર, પણ એ બળે દોરવાનું તો છે ભગવાને મને આપી છે તે બુદ્ધિ જ્યાં દોરી જાય ત્યાં જ. આપણે હાથે અન્યાય પામેલો આ અભાગિયો પુરુષ આપણને એ કામ કરતાં પોતાનું બધું જોર અજમાવીને અટકાવે છે—તેનું પોતાનું તેમ સાથે શયતાનનું પણ સઘળું જોર અજમાવીને આપણને અટકાવવા આવે છે! તો આવ હેસ્ટર! અને મને જરા ટેકો આપીને પેલા માંચડા પર લઇ જા!'

ટોળામાં ભારે ખળભળાટ થઇ રહ્યો. સરઘસમાં પાદરીની છેક જ પાસે ઊભેલા કેટલાક પદવીધારી પુરુષો તો પોતે અત્યારે જોતા હતા તેનાથી એટલું બધું આશ્ચર્ય પામી ગયા, અને આ બધા ઉપરથી જે એક જ અર્થ તત્કાળ સ્ફુરે એમ હતો તે એક બાજુથી એમને કોઈ રીતે ગળે ઊતરે એમ નહિ હોવાથી અને બીજી બાજૂથી એ સિવાય બીજો કોઇ અર્થ સૂઝે એમ નહિ હોવાથી આ બધું જોઇને એટલા બધા મૂઝાઇ ગયા, કે વિશ્વંભર અત્યારે જે રીતે ન્યાયવ્યવસ્થા કરી રહ્યો હતો તેના તેઓ મૂક નિશ્ચેષ્ટ પ્રેક્ષક માત્ર તેઓ બની રહ્યા. તેમણે પાદરીને, હેસ્ટરને ખભે ટેકો દઇને અને પોતાની આસપાસ વીંટાળેલા હાથનું અવલંબન લઇને એ માંચડાનાં પગથિયાં ચડતો દીઠો. આ બધો વખત ઉભયના પાપને પરિણામે જન્મેલા પેલા બાળકનો હાથ પાદરીએ પોતાના હાથમાં ઝાલીને પકડી રાખ્યો હતો બુઢ્ઢો રૉજર ચિલિંગવર્થ પણ, પાપ અને દુઃખનાં એ નાટકની અંદર ભાગ ભજવનાર એ ત્રણે વ્યક્તિઓની સાથે અંતરંગનો સંબંધ ધરાવનાર પુરુષ હોવાથી, અને તેથી એ નાટકના આ અંતિમ દૃશ્ય વેળાએ હાજર રહેવાનો ખરો હકદાર હોવાથી, તેમની પાછળ પાછળ ત્યાં આવ્યો.

'આખી દુનિયા ઢૂંઢી વળ્યો હોત ને તું,' પાદરી તરફ કાળું મોં કરીને જોઇ તેણે કહ્યું, 'તોપણ એક આ માંચડા સિવાય એવી એક પણ જગા તું ન શોધી શકત ઊંચામાં ઊંચી કે નીચામાં નીચી એવી એક પણ જગા તું ન શોધી શકત—કે જ્યાં તું મારા હાથમાંથી છટકી જાત!'

'ભગવાનનો પાડ કે મને એ માંચડા પર જ એ લઇ આવ્યા,' પાદરીએ જવાબ આપ્યો છતાં આમ બોલતાં બોલતાં તે ધ્રૂજતો હતો, અને જોકે તેના હોઠ

પર આછું સ્મિત દેખાતું હતું છતાં તેણે હેસ્ટર ભણી જોયું ત્યારે તેના મુખ પર શંકા અને ચિન્તાનાં ચિહ્નો અછતાં રહેતાં નહોતાં.

'આપણે જંગલમાં બેસીને જે અવસ્થાનાં સમણાં સેવ્યા હતાં,' તે ધીરેથી બોલ્યો, 'તેના કરતાં આ વધારે સારું નથી?'

'મને તો કંઇ ખબર નથી. મને તો આમાં કંઇ સમજાતું નથી,' તે ઉતાવળે બોલી ઊઠી. 'વધારે સારું કહે છે તું આ? હા, વધારે સારું ખરું, પણ તે એટલા પૂરતું કે આપણે બન્ને આમાં રામશરણ થઇ જવાનાં, અને આ નાનકડી પર્લ પણ આપણી સાથે જ મરી જવાની!'

'તારા અને પર્લના સંબંધમાં તો ભગવાનને જેમ ઠીક પડે તેમ એ ભલે કરે!' પાદરીએ કહ્યું 'અને ભગવાન પરમ કરુણાળુ છે. પણ મને તો ભગવાને પોતાની જે ઇચ્છા મારી આગળ પ્રકટ કરી છે તેને જ અનુસરવા દે. કેમકે હેસ્ટર, હું તો હવે મરવા જ પડ્યો છું એટલે મને તો મારું કલંક મારી જાત પર ઓઢી લેવા દે!'

અમુક અંશે હેસ્ટર પ્રાઇનનો ટેકો લઇને અને એક હાથમાં નાનકડી પર્લનો હાથ પકડીને રેવરંડ મિ ડિમ્મ-ડેઇલ જેમાં રૂઆબદાર અને માનનીય અધિકારીવર્ગ ઊભો હતો પોતાના વ્યવસાયબંધુ રૂપ પવિત્ર ધર્મગુરુઓ ઊભા હતા, અને લોકસમુદાય ઊભો હતો—કાંઇક ઊંડું જીવનદ્રવ્ય હવે થોડા વખતમાં પ્રકટ થવાનું છે કદાચ પાપપૂર્ણ હોય તો સાથે વેદનાપૂર્ણ અને પશ્ચાત્તા-પૂર્ણ પણ ખરું એવું કોઇ ઊંડું જીવનદ્રવ્ય હવે થોડા વખતમાં પ્રકટ થવાનું છે–એમ જાણનો, અને એમ જાણવાને લીધે, પૂરેપૂરો હબકી ગએલો હોવા છતાં રુદનમય અનુકંપાથી ઊભરાઇ જતો એવો લોકસમુદાય જેમાં ઊભો હતો એવા ટોળા તરફ વળ્યો. આ વખતે સૂર્ય મધ્યાકાશમાંથી નીચે સર્યો હતો, એટલે તેનાં કિરણો પાદરી પર બરાબર પડતાં હોવાથી, ઈશ્વરની સનાતન અદાલત સમક્ષ પોતાના ગુનાનો એકરાર કરવાને અત્યારે આંહીં સમસ્ત જગતથી જુદો પડીને તે ઊભો હતો એ વખતે, તેની કાયાને સુરેખતા અને સ્પષ્ટતા આપી રહ્યાં હતાં.

'ન્યૂ ઇંગ્લંડના લોકો!' તે બોલી ઊઠ્યો; અત્યારે તેનો અવાજ ઊંચો, ગંભીર, અને પ્રતાપપૂર્ણ હતો, અને છતાં દુ:ખ અને વિષાદના અતલ ઊંડાણમાંથી મહામથનને અંતે નીકળનો હોવાથી સળંગ રીતે કંપમય હતો, અને વચ્ચે વચ્ચે તો જાણે અસહ્ય દુ:ખની ચીસ નાખતો હોય એવો લાગતો હતો. આવો અવાજ તેની સામે ઊભેલા ટોળા ઉપર ફરી વળ્યો અને કહેવા લાગ્યો, 'તમે સૌ મારા પર પ્રેમ રાખતાં હતાં, તમે સૌ મને પવિત્ર ગણતાં હતાં, પણ જુઓ, સમસ્ત જગતમાં એક ખરો પાપી તે હું જ છું. અને તેથી આંહીં આ માંચડા પર ખડો થયો છું! ખરી રીતે તો મારે સાત વરસ પહેલાં આ બાઇની સાથે જ આ સ્થળે જ ખડા થઇ જવું જોઇતું હતું,–પણ આટલો મોડો મોડો આખરે હું આ માંચડા પર ખડો થઇ શક્યો છું, અને એ રીતે ખડો થઇ શક્યો છું તે પણ મારા સ્વતંત્ર બળને આધારે નહિ, મારું પોતાનું સ્વતંત્ર બળ તો બહુ જ થોડું છે, અને આંહીં માંચડા ઉપર આવતાં આવતાં જ એ અલ્પ બળ ખરચાઇ ગયું છે, એટલે આ ભયંકર પળે તમારી સમક્ષ આ માંચડા પર ઊભો રહ્યો છું તે તો આ બાઇના હાથના ટેકાને જ આધારે ઊભો રહ્યો છું. એના બળનો ટેકો ન હોત તો તો હું ક્યારનો મોંભર પડીને ધૂળમા રગદોળાતો હોત! જુઓ, હેસ્ટર પહેરે છે એ આ હિંગળોકિયો અક્ષર! એ અક્ષરને જોઇને તમને કમકમાં આવતાં! એ બાપડી જ્યાં જ્યાં જતી –આટલા બધા દુ:ખના બોજા નીચે ચંપાઇ ગએલી કંઇક આરામ ને શાન્તિ પામવાની આશાએ એ બાપડી જ્યાં જ્યાં જતી–ત્યાં ત્યાં આ અક્ષરે સૌને ભડકાવી મૂકે એવી ભયાનકતા અને તિર-સ્કારપાત્રતાનો જ ઓળો એની આસપાસ સર્વત્ર પાથરી દીધો છે! પણ એ બધો વખત તમારી સૌની વચ્ચે જ એક આદમી વસી રહ્યો હતો જેની કલંકસંજ્ઞા અને અપયશસંજ્ઞાથી તમને કમકમાં આવેલાં નહિ!'

આટલે સુધી બોલ્યો ત્યાં એમ લાગ્યું કે પાદરી હવે પોતાની બાકીની ગુપ્ત વાત આંહીંથી જ પડતી મૂકશે. પણ તેણે જબરું યુદ્ધ કરીને પોતાના પર સ્વામી-ત્વ સ્થાપવા મથતી પોતાની શારીરિક નિર્બળતાને તેમ જ હૃદયદૌર્બલ્યને એમ બન્નેને જોરથી પાછાં હડસેલી

કાઢ્યાં. હવે તેણે બધી મદદ ખંખેરી નાંખી અને પેલી બાઇ તથા બાળકી એ બન્ને ઊભાં હતાં તેનાથી એક પગલું તે આગળ આવ્યો.

'એ કલંકસંજ્ઞા એના પર પણ હતી જ!' તેણે પોતાનું કથન આગળ ચલાવ્યું. આખી વાત કહી નાખવાનો તેણે અત્યારે એવો મક્કમ નિશ્ચય કરી નાખ્યો હતો કે આ બોલતી વખતે તેના અવાજમાં પણ એક પ્રકારની વિકરાળતા આવી ગઇ હતી. 'ભગવાનનાં નેત્રો તે જોઇ રહ્યાં હતાં! ફિરસ્તાઓ પણ તેની તરફ નિરંતર આંગળી ચીંધી રહ્યાં હતાં, શયતાનને પણ તેની બરાબર ખબર હતી, અને તેથી પોતાની સળગતી આંગળી તેને વારંવાર અડકાડીને સતત રીતે યાતના આપી રહ્યો હતો! પણ એ આદમીએ પોતાની કલંકસંજ્ઞા ભારે દક્ષતાપૂર્વક લોકોની આગળથી છુપાવી રાખી હતી, અને તમારી વચ્ચે તો તે, આવા પાપપૂર્ણ જગતમાં પોતાના જેવા પવિત્ર પુરુષને વસવું પડતું હતું તેથી સદાયે વિષાદમગ્ન રહેતા, અને પોતાના સ્વર્ગધામના સાથીઓની સોબત વગર દુનિયામાં તેને એકલા દિવસો ગાળવા પડતા હતા તેથી સદાયે ગમગીન રહેતા આત્માના જેવો દેખાવ ધારણ કરીને જ ફરતો હતો! પણ હવે, પોતાની મૃત્યુપળે તે તમારી સમક્ષ આવીને ઊભો છે! તે તમને હવે હેસ્ટરનો હિંગળોકિયો અક્ષર એક વાર ફરીથી જોવાનું ફરમાવે છે! અને તે તમને જણાવે છે કે, એ હિંગળોકિયા અક્ષરની સઘળી ભેદી ભયાનકતા લક્ષમાં લઇએ તોપણ, પોતાના શરીરની ખુદ છાતી પર જ તે જે કલંકસંજ્ઞા ધારણ કરી રહેલ છે તેની તુલનામાં એ હિંગળોકિયો અક્ષર તો કેવળ પડછાયો માત્ર જ છે, અને તેની છાતી પરનો એ રાતોચોળ ડામ પણ, તેના અંતરના ઊંડાણના ભાગને આ બધાં વરસ પ્રજળી રહેલ દાહના તો કેવળ આછા પ્રતીકરૂપ જ છે! ભગવાન પાપીને કેવી સજા કરે છે એ સબંધમાં શંકા થતી હોય એવું કોઇ આંહીં છે? હોય તો જુઓ! જુઓ એ સજાની આ ભયંકર નિશાની!'

પછી ભારે આવેશભરી ચેષ્ટાપૂર્વક તેણે પોતાની છાતી પર રાખેલો ધર્મગુરુ તરીકેનો પટ્ટો તોડીને દૂર કર્યો. અને એ દૂર કર્યો કે તરત પેલી કલંકસંજ્ઞા પ્રકટ થઇ! પણ એ સંજ્ઞાનું આંહીં વર્ણન કરવું એ ધર્મવિમુખતા ગણાય. એક પળ વાર સુધી ત્રાસથી કમકમી ઊઠેલો એ માનવ-સમુદાય પોતાનું સકળ ધ્યાન એ ભયંકર અને વિસ્મયકારી સજા પર કેન્દ્રિત કરી રહ્યો. અને પાદરી પણ, અતિ તીવ્ર યાતનાની આ કટોકટીની પળે પણ, એ યાતના છતાં વિજય મેળવનાર પુરુષની અદાને વિજયસૂચક સુરખીથી છવાઇ ગએલી મુખમુદ્રા ધારણ કરીને સૌને જોઇ રહ્યો પછી બીજી જ પળે એ માંચડા પર તે ઢગલો થઇને પડયો! હેસ્ટરે તેને જરા ટેકો આપીને અડધો બેઠો કર્યો અને તેનું માથું પોતાની છાતી પર ટેકવ્યું બુઝર્ગ રોજર ચિલિંગવર્થ પણ તેની પડખે નીચે નમ્યો, પણ આ વખતે તેનો ચહેરો; જેમાંથી જીવન સાવ ઊડી ગયું હોય એવો ભાવશૂન્ય અને મૂઢ જેવો લાગતો હતો.

'મારા હાથમાંથી છટકી ગયો અલ્યા તું!' પહેલાં એક વાર ઉચ્ચારેલા શબ્દો તેણે અત્યારે વળી ફરી વાર ઉચ્ચાર્યા. 'છટકી ગયો તું મારા હાથમાંથી!'

'ભગવાન તને ક્ષમા કરે!' પાદરીએ કહ્યું. 'તેં પણ મહાભયંકર પાપ કર્યું છે!' આમ બોલીને તેણે ચેતનશૂન્ય બનતી લાગેલી પોતાની આંખો એ ડોસા ભણીથી ફેરવી લઇ હેસ્ટર અને એની પુત્રી પર સ્થિર કરી.

'બેટા પર્લ!' તે મન્દ રીતે બોલ્યો, અને આમ બોલતી વખતે તેના મુખ પર, કોઈ આત્મા હવે આરામ લેવાને માટે આડો પડતો હોય એવું માયાભર્યું મધુર સ્મિત રમી રહ્યું; અરે, અત્યારે તો હવે છાની વાતનો આજ સુધીનો સઘળો બોજો તેના હૈયા પરથી ચાલ્યો ગયો હોવાથી એ બાળકની સાથે જરા મજાક કરવાની તેને વૃત્તિ થઇ આવી હોય એવું પણ દેખાઇ આવતું હતું—'બેટા પર્લ! હવે મને બચી ભરીશ? પેલા જંગલમાં તો તું મને નહોતી ભરતી! તો હવે ભરીશ?'

પર્લે તેના હોઠ પર બચી ભરી. એટલે સઘળી રહસ્યકથા સ્ફુટ થઇ ગઈ. દુઃખદર્દના આ મહા દૃશ્યમાં એ નિરંકુશ બાળકીને પણ ભાગ ભજવવાનો આવ્યો હતો તેથી તેણે તેના અંતરમાંની સઘળી અનુકંપાવૃત્તિને સચેત બનાવી દીધી હતી. એટલે બચી ભર્યા પછી તેની આંખોમાંથી આંસુની ધાર ચાલીને તેના પિતાના ગાલને ભીંજવવા લાગી, અને આ આંસુની ધાર જાણે કે એવું

વચન આપવા લાગી કે એ બાળકી પણ માનવ સુખ દુઃખ વચ્ચે મોટી થવાની, અને અત્યાર સુધી જગત સામે બંડવૃત્તિ રાખી હતી તેમ આખી જિન્દગી સુધી તેની સામે બંડવૃત્તિ રાખી દુનિયા સામે બહારવટે નીકળવાને બદલે તે પણ મોટી થયે બીજી સૌ સ્ત્રીઓના જેવી પરંપરાનુસારી સૌમ્ય સ્ત્રી બનવાની. અત્યાર સુધી તેની માતા પ્રત્યે એને ખાસ પજવવા પીડવા માટે મોકલાએલા દૂત જેવું પર્લનું વર્તન હતું, પણ એ વર્તનનો પણ આ પળથી હવે અંત આવ્યો.

'હેસ્ટર,' પાદરી બોલ્યો, 'લે, રામરામ હવે !'

'શું આપણે નહિ મળવાનાં ફરી પાછાં ? ' પોતાનું મોઢું તેના ચહેરા નજીક નીચું આણીને એણે ધીરે અવાજે પૂછ્યું. 'શું આપણું અમર જીવન આપણે સાથે રહીને નહિ માણવાનાં ? એક બીજાને મળવા માટ તો આપણે બન્નેએ આટઆટલાં દુ:ખો વેઠ્યાં ! તારી આંખમાં મોતની ચમક દેખાય છે, એટલે તું અત્યારે દૂર દૂર અનન્તતાને નિરખી રહ્યો હો એમ લાગે છે ! તો કહે જોઇએ ત્યાં તને શું દેખાય છે ! '

'ચૂપ, હેસ્ટર ચૂપ !' કંપતા ગંભીર અવાજે તે બોલ્યો. 'તારે એક જ વાતનો વિચાર કરવો જોઇએ, અને તે આપણે જે નીતિનિયમનો ભંગ કર્યો, અહીં અત્યારે સૌની સમક્ષ ખુલ્લું કર્યું એ જે પાપ કર્યું તેનો જ હવે તો તારે અહર્નિશ વિચાર કર્યા કરવો જોઇએ ! બાકી મને ભય છે કે હવે આપણે મળી તો શકવાનાં નહિ જ ! કેમકે જે પળે આપણે આપણા ભગવાનને ભૂલી ગયા—દરેકે જ્યારે પરસ્પરના આત્મા પ્રત્યેનો પૂજ્યભાવ પેલા દુરાચારદ્વારા જ્યારે ખંડિત કર્યો—તે પળથી જ પછી, ભવિષ્યમાં કદી પણ આપણું કોઇ ચિરસ્થાયી અને પવિત્ર મિલન ફરીથી થાય એવી આશાને માટે સ્થાન રહ્યું જ નથી: ભગવાન આ બધું જાણે છે અને એ પરમ કરુણ જી છે ! એણે મારા પ્રત્યેની પોતાની કરુણા મારી યાતનાઓમાં જેટલી પ્રદર્શિત કરી છે તેટલી ક્યાંયે નથી કરી. આ સળગતો ડામ મારી છાતી પર સદાનો જડી રાખીને તેણે મારા પર પોતાની કરુણા જ પ્રદર્શિત કરી છે ! મારા અંતરની વેદનાને સદાની સળગતી રાખનાર પેલા કાળમુખા ભયંકર આદમીને મારી કને મોકલીને પણ તેણે મારા પર પોતાની કરુણા જ પ્રદર્શિત કરી છે ! અને આવી રીતે સૌના દેખતાં વિજયી બદનામી ભર્યું મોત વહોરી લેવા મને એણે અહીં આવવા પ્રેર્યો તેમાં પણ તેણે મારા પર કરુણા જ દાખવી છે. આ બધી યાતનાઓ અને કષ્ટોમાંથી એક પણ જો મારી પર ન નાખ્યું હોત કે એમાંના એક પણ કષ્ટના અનુભવમાંથી મને મુક્ત રાખ્યો હોત, તો મારો અંતકાળને માટે વિનાશ જ થયો હોત ! માટે આવી કરુણા બતાવનાર ભગવાનના નામનું સ્તવન કરો ! બસ, કેવળ એની ઇચ્છા જ બલીયસી થાઓ ! રામ રામ ! '

આ છેલ્લા શબ્દોની સાથે પાદરીનો પ્રાણ પણ તેના ખોળિયામાંથી નીકળી ગયો. લોકોનું આખું ટોળું અત્યારસુધી શાન્ત સ્તબ્ધ બનીને આ બધું જોયા કરતું હતું, અને એ જોવાથી ઉત્પન્ન થતા ભીતિ ને આશ્ચર્યના ભાવો તેના હૈયામાં એટલા આવેગપૂર્વક ઊછળતા હતા કે એ ભાવોને લીધે તે મૂઢ બની ગયું હતું, અને પોતાના અંતરની એ લાગણી વાણીદ્વારા વ્યક્ત કરવા જેટલી પણ સ્વસ્થતા કે ભાન પણ તેને રહ્યું નહોતું. પાદરીના અંતિમ શબ્દો સાંભળ્યા એટલે લોકોએ ઝાઝી ઘડીથી રૂંધી રાખેલા ભીતિ અને આશ્ચર્યના આભાવો એક દમ મુક્ત થયા, અને પાદરીનો આત્મા આ લોક છોડીને ચાલ્યો ગયો કે તરત જ એ ભાવો વિલક્ષણ ગણગણાટરૂપે સ્ફુરી નીકળ્યા.

૨૪

## સમાપ્તિ

**આગલા** પ્રકરણમાં વર્ણવાઇ ગએલા પ્રસંગ વિશે લોકો સ્વસ્થ રીતે વિચાર કરી શકે એટલા—એટલે કે ઘણા—દહાડા વીત્યા પછી માંચડા પર પોતે જે જોએલું તેના લોકોની અંદર એક કરતાં વધુ હેવાલો ફેલાઇ ગયા.

મોટા ભાગના પ્રેક્ષકો તો એ અભાગિયા પાદરીની છાતી પર, હેસ્ટર પ્રાઇન ધારણ કરતી હતી તેની આબેહૂબ પ્રતિકૃતિ જેવો હિંગળોકિયો અક્ષર પોતે જોએલો એમ કહેવા લાગ્યા પાદરીના શરીર પર એવો અક્ષર કેવી રીતે ને ક્યારથી પ્રકટ થયો એ વિશે જાતજાતના ખુલાસા થવા લાગ્યા, પણ તે બધા કેવળ અટકળરૂપ જ હતા, કેમકે અટકળ સિવાય બીજું કોઇ સાધન જ

અભિપ્રાય આપવાનું તેમની પાસે હતું નહિ. આમાંના કેટલાક એમ કહેતા હતા કે હેસ્ટર પ્રાઇને પોતાની બદનામીનો પટ્ટો પહેરવા માંડયો તે જ દિવસથી રેવરંડ મિ ડિમ્સડેઇલે પોતાની જાતને કમકમાટી ઉપજાવે એટલું કષ્ટ આપનારી એક જાતની તપશ્ચર્યા આદરી દીધી હતી, અને એ તપશ્ચર્યા તેણે તે દિવસથી પછી હંમેશને માટે ચાલુ રાખી હતી. બીજા વળી એમ કહેતા હતા કે પાદરીના શરીર પરની આ કલંકસંજ્ઞા તો બહુ મોડી મોડી પ્રકટ થએલી, અને તે ભુતપ્રેતવિદ્યામાં પારંગત એવા બુઢ્ઢા રોજર ચિંલિંગવર્થે જાદૂ અને ઝેરી ઔસડિયાં દ્વારા તે પ્રકટાવી ત્યારે જ. તો વળી બીજા કેટલાક ધીરે રહીને પોતાની એવી માન્યતા દર્શાવતા હતા, —અને આ લોકો પાદરીની વિશિષ્ટ પ્રકારની સંવેદનશકિત તેમ માનવીના મનોવ્યાપારની તેના શરીર પર થતી અસર એ બન્ને બરાબર સમજી શકે એવા હતા, તે ધીરે સાદે એમ કહેતા હતા—કે એ ભયાનક સંજ્ઞા તો પાદરીના અંતરને પશ્ચાત્તાપનો જે કીડો સતત રીતે કોતરી રહ્યો હતો તેનો સ્થૂળ આવિર્ભાવ માત્ર જ હતો, અને એ અક્ષરની પ્રત્યક્ષ છાપ વડે જગવાને તેને જે ભયંકર સજા ફરમાવેલી તે જ એ સંજ્ઞા વ્યકત કરી રહી હતી. આ બધા વિવિધ તર્કો અને વાદોમાંથી વાંચકને જે ઠીક પડે તે એ ખુશીથી સ્વીકારે. બાકી અમે તો એ અમગળ ચિહ્ન વિશે જેટલો પ્રકાશ ફેંકી શકાય તેટલો ફેંકવાનો આંહીં પ્રયત્ન કર્યો છે, એટલે એ ચિહ્ન પોતાનું કર્તવ્ય બજાવી ચૂકલ હોવાથી, દીર્ઘ ચિંત્તન ને લીધે અમારા મગજમાં જડાઈ ગએલા એ ચિહ્નને અમે તો હવે ત્યાંથી ભૂસાડી જ નાખવા માગીએ છીએ.

છતાં આ એક નવાઇભરી વાત છે, કે આ પ્રસંગ આદિથી અંત સુધી નજરો નજર જોનારા, અને રેવરંડ મિ. ડિમ્સડેઇલ પરથી એ પ્રસંગ દરમિયાન એક પળવાર પણ પોતે નજર નહિ ખસેડેલી એવો દાવો કરનારા, કેટલાક માણસો એમ કહેતા હતા, કે નવા જન્મેલા બાળકના શરીર પર જેમ કશોયે ડાઘ ન હોય તેમ આ પાદરીના શરીર પર પણ ઉપર કહ્યો તેવો કશોય ડાઘ બિલકુલ હતો જ નહિ. વળી એ લોકોના કહેવા પ્રમાણે તો, હેસ્ટર પ્રાઇનને જે દુરાચારને પરિણામે આટલા લાંબા સમયથી પેલો હિંગળોકિયો અક્ષર ધારણ કરવો પડયો હતો તે દુરાચાર સાથે પોતાનો દૂર દૂરનો જરા સરખો પણ સંબંધ આ પાદરીએ પોતાનાં અંતિમ વચનોથી બિલકુલ વ્યકત કર્યો જ નહોતો, અથવા પોતાની આખરની પળની શબ્દોમાં તેનો આછો ઇશારો પણ કર્યો જ નહોતો, આ પરમ માનનીય ને પ્રતિષ્ઠિત સાક્ષીઓના કહેવા પ્રમાણે તો, પોતે મરવાની અણી ઉપર જ છે એમ જાણતો હોવા છતાં, તેમ પોતાને જોઇ રહેલો સામે ઉભેલો લોકસમુદાય તો પોતાને સ્વર્ગનિવાસી સન્તો અને ફિરસ્તાઓના વર્ગમાં જ કયારનો ભળી ગએલો ગણતો હતો એમ પણ જાણતો હોવા છતાં, પેલી પતિત સ્ત્રીના ખોળામાં પોતાનું શરીર નાખી દઇને તે મરણ પામ્યો તે તો આંહીં ઉત્તમોત્તમ ગણાતા પુરુષની સાધુતા અને નીતિમત્તા પણ કેટલી અલ્પ અને અકિંચિત્કર હોય છે તે જગતને બતાવવાની પોતાની ઇચ્છાને લીધે જ. એ પાદરીએ પોતાનું સમસ્ત જીવન માનવજાતિના આધ્યાત્મિક શ્રેયને અર્થે ખરચી નાખ્યું હતું અને આમ સમસ્ત જીવન માનવજાતિની આધ્યાત્મિક ઉન્નતિમાં ખર્ચી નાખ્યા પછી પોતાના મૃત્યુને પણ તેણે એક પરમ તત્વના દૃષ્ટાંત રૂપ બનાવ્યું હતું, અને એ દ્વારા પોતાના પ્રશંસકો તથા ભકતોના અંતરમાં આ એક પરમ વિષાદપ્રેરક છતાં મહાન એવુ સત્ય ઠસાવવા માગતો હતો કે અનંત વિશુદ્ધિના પ્રમાણમાં-વિશુદ્ધિસાગર પરમાત્માની દૃષ્ટિએ—તો આપણે સૌ એક સરખા પાપીઓ જ છીએ પોતાના એ પ્રકારના મૃત્યુદ્વારા તો સૌને તે એમ શીખવવા માગતો હતો કે આપણામાં સૌથી વધારે પવિત્ર હોય એવો પુરુષ પણ ઇશ્વરનું અનન્ત વાત્સલ્ય અને અસીમ કરુણા આપણા પર કેવાં વરસી રહ્યાં છે એટલું જોઇ શકવા જેટલો જ, અને કોઇ માણસ પોતાના આભાસ માત્રરૂપ માનવોચિત ગુણને બળે બહુ મોટાઇ બતાવવા જતો હોય તો તેના એ અલ્પગુણને તુચ્છકારવા જેટલો જ, પોતાના માનવબંધુઓથી જુદો પડે છે-તેથી વિશેષ ભેદ તેનામા અને બીજાં સામાન્ય મનુષ્યોમાં કંઇ નથી. હવે, આ પરમ ગંભીર સત્ય છે એમાં તો કંઈ ના પાડી શકાય એમ જ નથી. છતાં મિ. ડિમ્સડેઇલના જીવનપ્રસંગનો આવો અર્થ કરવો એ તો, કોઇ માણસ જૂઠો અને ધૂળમાં રગદોળાતો પાપદૂષિત માણસ છે એમ પુરવાર કરી આપે એવાં

અસંદિગ્ધ પ્રમાણો હોય, હિંગળોકિયા અક્ષરને ચમકાવી રહેલાં ખરા બપોરનાં સૂર્યકિરણો જેટલાં સ્પષ્ટ અસંદિગ્ધ પ્રમાણો હોય. છતાં તેના મિત્રોમાં, અને ખાસ કરીને ધર્મગુરુના મિત્રોમાં તેની ચારિત્ર્યવિશુદ્ધિનું સમર્થન કરવાની જે દુરાગ્રહી વૃત્તિ જોવામાં આવે છે તેનું જ ઉદાહરણ માત્ર છે

આ વૃત્તાંત લખવામાં મુખ્યત્વે કરીને અમે એક પ્રમાણભૂત હસ્તલેખને અનુસર્યા છીએ. આ હસ્તલેખ જૂના વખતનો છે, અને હેસ્ટર પ્રાઇન સાથે અંગત પિછાન ધરાવનારા અથવા નજરે જોનારા પુરુષો પાસેથી વાત સાંભળનારા માણસોની મૌખિક જુબાનીને આધારે તૈયાર કરવામાં આવેલો છે. આ હસ્તલેખ અમે ઉપર જે મન્તવ્ય વ્યક્ત કર્યું છે તેને પૂરેપૂરો ટેકો આપે છે. એ બાપડા પાદરીના દુઃખપૂર્ણ જીવનમાંથી અમને અનેક નૈતિક સત્યો સૂઝે છે, પણ આંહીં તો એ બધામાંથી એક જ એક સૂત્ર રૂપે રજૂ કરીશું : ‘ સત્યશીલ બનો! સત્યશીલ બનો! સદાયે સત્યશીલ બનો! તમારા ચારિત્ર્યના અનિષ્ટ અંશો જગત આગળ છુપાવો નહિ, પણ જરા પણ સંકોચ વગર તે સૌને જોવા દો અને કદાચ એટલી હિંમત ન હોય તોપણ તમારા અનિષ્ટ અંશોનું જગતને સૂચન થાય એવું કંઇક ચિહ્ન તો સદાયે અવશ્ય વ્યક્ત કરો જ કરો.’

મિ. ડિમ્સડેઇલના મૃત્યુ પછી લગભગ બીજી જ ક્ષણે, રૉજર ચિલિંગવર્થને નામે ઓળખાતા પેલા બુઢ્ઢાના દેખાવ અને વર્તનમાં અસાધારણ પરિવર્તન થઈ ગયું. એ પછી તરત જ તેનું સઘળું જોમ અને ચાંચલ્ય —શારીરિક તેમ માનસિક ઉભય પ્રકારની તેની સમસ્ત શક્તિ—જાણે તેને તજીને ચાલી ગઇ હોય એમ લાગવા માંડયું, કેમકે તે પછી જમીનમાંથી જડમૂળથી ઉખેડી નાખેલું કોઇ ઝાંખરું સૂર્યના તાપમાં જેમ ચીમળાઇ જાય તેમ એ પણ ચીમળાઇ ગયો, સુકાઇને કૃશ થઇ ગયો, અને જાણે કે માનવસમાજમાંથી ક્ષીણ થતો થતો લગભગ સાવ અદૃશ્ય જ થઇ ગયો. આ અભાગિયા માણસે વૈરવૃત્તિને જ પોતાના જીવનની મુખ્ય પ્રવૃત્તિ બનાવી દીધી હતી; કુશળતાપૂર્વક બાજી ગોઠવીને વ્યવસ્થિત રીતે વેર વાળવું એની પાછળ જ પોતાનું સઘળું ધ્યાન લગાડયું હતું. અને જ્યારે એ વેર પ્રવૃત્તિમાં એને પૂરેપૂરો વિજય મળ્યો, જરાય બાકી ન રહે એવી રીતે વેર વાળવાની એની નેમ જ્યારે પૂરેપૂરી પાર પડી, ત્યારે પછી એની એ અનિષ્ટ વૃત્તિને માટે કશું કામ રહ્યું નહિ, એને જીવતી રાખે કે ટકાવી રાખે એવું કંઇયે પછી પાછળ રહ્યું નહિ—ટૂંકામાં, આ દુનિયામાં કશી પણ શયતાની પ્રવૃત્તિ ચાલુ રાખવાનું એની પાસે રહ્યું નહિ—એટલે પછી આ અમાનુષી બનેલા મનુષ્ય માટે એક જ વસ્તુ કરવા જેવી બાકી રહી, અને તે એ કે પોતાની એ દુર્વૃત્તિને માટે પોતાનો સરદાર ને નાયક શયતાન પોતાને જ્યાં પૂરતું કામ આપે, અને એ કામના બદલામાં એને યોગ્ય પુરસ્કાર આપે એવા પ્રદેશમાં આંહીંથી ચાલ્યા જવું. પણ અત્યાર સુધી આ વાર્તામાં આપણા મિત્રો અને નિકટવર્તી પરિચિતજનો બની ગએલાં આ બધાં હવાઈ સત્ત્વો પ્રત્યે—રૉજર ચિલિંગવર્થ તેમ તેના સૌ સાથીઓ પ્રત્યે—બહુ નિષ્ઠુર ન બનતાં અમે બને તેટલી દયાવૃત્તિ દાખવવા ઇચ્છીએ છીએ. તદનુસાર વિચાર કરીએ તો પ્રેમ અને ધિક્કાર, રાગ અને દ્વેષ અંદરખાનેથી તો એક જ તત્ત્વ છે કે કેમ એ અવલોકન અને અન્વેષણને માટે રસિક સામગ્રી પૂરી પાડે એવો કૌતુકપ્રેરક વિષય લાગે છે. એ દરેક વૃત્તિ, પોતાના પૂરેપૂરા વિકાસને માટે, રાગના કે દ્વેષના પાત્રરૂપ બનેલ વ્યક્તિ સાથે પુષ્કળ ગાઢ પરિચય અને ઊંડા આંતરજ્ઞાનની અપેક્ષા રાખે છે; એ દરેક વૃત્તિમાં, એ વૃત્તિ ધરાવનાર વ્યક્તિને પોતાના ઊર્મિતંત્ર અને માનસ જીવનના પોષણને માટે બીજી કોઈક વ્યક્તિ પર અનિવાર્યરૂપે જ આધાર રાખવો પડે છે; અને એ દરેક વૃત્તિ, ઉદ્દામ પ્રેમ રાખનારને તેમ જ ઉદ્દામ ધિક્કાર રાખનારને પોતાના એ પ્રેમ કે ધિક્કારના વિષયભૂત વ્યક્તિ ચાલી જાય ત્યારે, સાવ એકલવાયો અને જીવનમાં પછી કંઇ જ કરવાનું ન ગમે એવો સર્વથા હેતુશૂન્ય બનાવી મૂકે છે; તેથી તાત્ત્વિક દૃષ્ટિએ જોઇએ તો તો, આ ઉભય વૃત્તિઓ મૂળમાં એક જ છે. અને ઉભય વચ્ચે કંઇ ભેદ હોય તો તે કેવળ એટલો જ છે કે એમાંની એક સ્વર્ગીય દીપ્તિના તો બીજી સંધ્યાના જેવા ફીકા પીળા ઉજાસના વાતાવરણમાં વીંટળાએલી દેખાય છે. એટલે આધ્યાત્મિક જગતમાં તો આ બુઢ્ઢો વૈદ-અને પાદરી એક બીજાની દુર્વૃત્તિના ભોગ બની ગએલા હોવા છતાં—એ બન્નેએ, ઇહલોકની

પોતાની ધિક્કાર અને વેરની વૃત્તિઓને, પરિવર્તન પામીને એમને પોતાને ખબર પણ ન પડે એવી રીતે નિર્મળ સુવર્ણરૂપ બની ગએલી અનુભવી હોય તો એમાં આશ્ચર્ય જેવું નથી.

પણ આ તાત્ત્વિક ચર્ચા અલગ રાખીએ તો, અમારે વાચકને વ્યવહારદૃષ્ટિએ મહત્ત્વની એવી એક હકીકત જણાવવાની છે. બુઢ્ઢો રોજર ચિલિંગવર્થ ગુજરી ગયો (આ બનાવ પછી વરસ દહાડામાં જ ગુજરી ગયો એ) એટલે તેના અંતિમ વસિયતનામાની રૂએ, હેસ્ટર પ્રાઇનની પુત્રી પર્લને, અહીં અમેરિકામાં તેમ અસલ-વતન ઇંગ્લંડમાં એમ બન્ને ઠેકાણે મળીને ઘણી સારી મિલકતનો વારસો તે આપતો ગયો, અને એ વસિયતનામાનો અમલ કરવાનું કામ તે સબા બેલિંગહામ તથા રેવરંડ મિ. વિલ્સનને સોંપતો ગયો.

આ રીતે પર્લ—એ જમાનાના લોકો જેને શયતાની ઓલાદનું બાળક માનતા હતા એવી એ છોકરી—અમેરિકાની નવી દુનિયામાં સૌથી મોટી મિલકતની વારસદાર બની. અને ત્યારથી પછી લોકોની એ બાળકી પ્રત્યેની વૃત્તિમાં—તેના સંબંધીના જનતાના વિચારમાં—જે મહત્ત્વનું પરિવર્તન થયું, તેમાં પણ તેને આ મોટો વારસો મળ્યો એ હકીકતનો બહુ મોટો હિસ્સો હતો. આ વારસો મળ્યા પછી લોકો તેના પ્રત્યે આદરપૂર્વક જોવા લાગ્યા એટલું જ નહિ, પણ એ માદીકરીએ જો આ મુલકમાં જ વસવાનું ચાલુ રાખ્યું હોત, તો પર્લ પરણવા લાયક ઉમરની થાત એ વખતે, એ છોકરીનું ઉદ્દામ, સ્વચ્છંદી રક્ત, આ વસાહતની અંદરના કોઈ સૌથી વધારે ધર્મનિષ્ઠ પ્યૂરિટનકુળના રક્ત સાથે લગ્નદ્વારા મિશ્રિત થઇ ગયું હોત. પણ વૈદ ગુજરી ગયા પછી થોડા જ વખતમાં હિંગળોકિયો-અક્ષર ધારણ કરનારી એ બાઇ, અને સાથે એની પર્લ પણ, એ મુલકમાંથી અદૃશ્ય થઇ ગઇ. તે પછી દરિયાના ઓવારામાં જેમ કોઇના નામના આદ્યાક્ષર કોતરેલા લાકડાના કકડા કોઇ કોઇવાર પાણીમાં તણાઇ આવે છે તેવી રીતે દરિયા પારથી એ મા-દીકરીના ઊડતા ખબર કોઇ કોઇવાર મળી આવતા, પણ તેમને વિશે નિઃશંક પ્રમાણભૂત ગણાય એવા કશા સમાચાર વરસોનાં વરસો સુધી આ મુલકમાં કોઇને મળેલા નહિ. એટલે હિંગળોકિયા અક્ષરની આ વાત ધીરે ધીરે દંતકથા કે લોકકથાનું રૂપ ધારણ કરવા લાગી. છતાં એ હિંગળોકિયાની જાદુઇ અસર તો લોકહૃદયમાં પહેલાના જેટલી જ ચાલુ રહી, અને તેથી પેલો બાપડો પાદરી મૃત્યુ પામ્યો તે ફજેતીનો માંચડો તેમ હેસ્ટર પ્રાઇન દરિયાકિનારે વસતી હતી તે ઝૂંપડું એ બન્ને લોકહૃદયમાં પહેલાના જેટલા જ બીતિના ભાવ હજુ પણ પ્રેર્યા કરતાં હતાં. એક દિવસ નમતે પહોરે છોકરાંઓ આ ઝૂંપડા આગળ રમતાં હતાં ત્યાં ભૂખરો ઝભ્ભો પહેરેલી એક ઊંચી બાઇ એ ઝૂંપડાની બારી આગળ આવતી એમના જોવામાં આવી. વચગાળામાં આ બધાં વરસો દરમિયાન કોઇએ એ બારી એકપણ વાર ઉઘાડી નહોતી, પણ આ બાઇએ ગમે તો પોતાની પાસે કૂંચી હશે તે વડે તેનું તાળું ખોલ્યું, અથવા તો લાંબા વખતથી ખવાઇ ગયેલું બારીનાં બારણાનું લાકડું તથા તેના મીજાગરા વગેરેનું લોઢું તેના હાથ અડકવાથી એકદમ છૂટું પડી જવાથી બારી આપોઆપ ઊઘડી ગઇ, અથવા તો કોઇક ઓછાયાની પેઠે કોઇના જોવામાં ન આવે એવી રીતે એ અંદર દાખલ થઇ ગઇ હોય—એમ ગમે તે રસ્તો લીધો હોય તોપણ કશા વિઘ્ન વગર એ તે ઝૂંપડીમાં પેઠી.

ઊંબરા આગળ એ અટકી—જરા પાછું વાળીને જોયું—કેમકે જ્યાં રહીને પૂર્વે આટલી બધી તીવ્ર લાગણીઓથી ભરપૂર જીવન પોતે ગાળ્યું હતું એવા પોતાના નિવાસસ્થાનમાં અત્યારે સાવ એકલાં અને સાવ ભિન્ન જ સ્વરૂપમાં પ્રવેશવાનો વિચાર એના જેવી જીવનભર દુઃખો સહન કરી કરીને રીઢી બની ગએલી સ્ત્રીને પણ અસહ્ય લાગ્યો. પણ આવો આનાકાનીનો ભાવ એક પળ વાર જ ટક્યો, છતાં એ એક પળવારમાં એની છાતી પરનો હિંગળોકિયો અક્ષર છતો થઇ ગયો.

ત્યારે હેસ્ટર પ્રાઇન ખાસ પાછી આવી ખરી; અને લાંબા વખતથી તજી દીધેલી પોતાની કલંકસંજ્ઞા એણે ફરી પાછી ધારણ કરી ખરી! પણ પર્લ ક્યાં હતી? જો હજુ હયાત હોય, તો અત્યારે તો પ્રથમાવસ્થાની સંપૂર્ણતાથી દીપી રહેલી ભરજુવાન સ્ત્રી હોવી જોઇએ. એ શયતાની ઓલાદની છોકરી અપરિણીતાવસ્થામાં જ અકાળે કબર ભેગી થઇ ગઇ, કે પછી તેની નિરંકુશ જંગલી પ્રકૃતિ મિજાજમાં આવીને સ્ત્રીજીવનના સૌમ્ય સુખો માણવાને

લાયક બની, એ વાતની પાકી ભરોસાપાત્ર બાતમી કોઇને મળી નહિ. છતાં હેસ્ટરના શેષ જીવનમાં હિંગળોકિયો અક્ષર ધારણ કરનારી એ એકાન્તનિવાસી સ્ત્રી પર વિદેશમાં વસી રહેલું કોઈ સ્વજન પ્રેમ રાખી રહ્યું હતું અને તેના જીવનમાં રસ લઈ રહ્યું હતું એમ દર્શાવનારાં ચિહ્નો જોવામાં આવતાં હતાં ખરાં. કેમકે એના પર, અમીર કુટુંબની મહોરછાપવાળા પત્રો આવતા, જોકે એ મ હો ર છા પ કોઇ ઇંગ્લંડનિવાસી અમીર કુટુંબની તો નહોતી. હેસ્ટરની કુટીરમાં પણ હેસ્ટર પૂર્વે કદી ન વાપરતી એવા સુખચેન કે વૈભવના પદાર્થો હવે જોવામાં આવતા હતા. એટલે એ પદાર્થો એના કોઇ ધનાઢ્ય સ્વજને જ એના પ્રત્યેના પ્રેમથી પ્રેરાઇને એને માટે ખરીદેલા એમ સ્પષ્ટ દેખાઇ આવતું હતું. વળી એના ઘરમાં એને કોઇ સતત રીતે સંભારી રહ્યું છે એમ બતાવનારી અને પ્રેમપૂર્ણ હૃદયની પ્રેરણાને વશ થઇ કોઇની નાજુક આંગળીઓએ તૈયાર કરેલી એવી અનેક નાની નાની સુન્દર વસ્તુઓ પણ જોવામાં આવતી હતી. અને એક વાર તો હેસ્ટર કોઇ નાનકડા બચ્ચાને માટે ઝભલું ભરતી પણ જોવામાં આવી હતી, અને એ ઝભલા પર એણે પોતાનો એટલો બધો કલ્પનાવૈભવ ઠાલવેલો કે આપણા શાણા સમાજમાં કોઇ પણ બચ્ચું જો એવું ભભકદાર ઝભલું પહેરીને નીકળ્યું હોત તો લોકોમાં ભારે હોહા મચી રહી હોત.

ટૂંકામાં, એ જમાનાના ગામગપાટા ચલાવનારા લોકોની માન્યતા મુજબ, તેમ એ સંબંધમાં પાછળથી અન્વેષણ કરનારા સંશોધકોની પણ પ્રમાણિક માન્યતા મુજબ, પર્લ હયાત હતી એટલું જ નહિ, પણ તે પરણી હતી, સુખમય જીવન ગાળતી હતી, પોતાની માતાની સદાયે સ્નેહભરી સંભાળ રાખતી હતી, અને પોતાની એ દુઃખણી એકલવાઇ માતાને પોતાની સાથે પોતાના જ ઘરમાં રહેવા આગ્રહ કર્યા કરતી હતી.

પણ હેસ્ટર પ્રાઇનને માટે તો સાચું જીવન પર્લ પોતાનું ઘર બાંધીને રહી હતી તે પારકા અજાણ્યા મુલકમાં નહિ પણ આંહીં ન્યુઇંગ્લંડમાં જ હતું. આંહીં જ એનું પતન થયું હતું; આંહીં જ એને દુઃખ વીત્યું હતું; અને આંહીં જ એને હજુ બાકીનું પ્રાયશ્ચિત્ત પૂરું કરવાનું હતું. એટલે જ એ આંહીં પાછી આવી હતી અને આંહીં આવીને એણે, જે કલંકસંજ્ઞાની શોકઘેરી કથા આંહીં સુધી અમે કહી, તે કલંકસંજ્ઞા સ્વેચ્છાથી જ ધારણ કરી હતી—સ્વેચ્છાથી જ, કેમકે એ નિષ્ઠુર જમાનાનો કરડામાં કરડો ન્યાયાધીશ પણ હવે એ ધારણ કરવાની એને ફરજ પાડે એમ નહોતો. એ કલંકસંજ્ઞા પછી એને હૈયેથી કદી હેઠે ઊતરી નહિ. પણ એ પછીનાં વરસોમાં હેસ્ટર જે વિચારમય, સેવાપરાયણ અને સતત ઉદ્યોગથી ભરપૂર-ખડતલ જીવન ગુજારી રહી હતી તેને પરિણામે એ હિંગળોકિયો અક્ષર લોકોના તિરસ્કાર કે કટુ નિન્દાને પાત્ર કલંકસંજ્ઞા મટી ગયો, અને તેને બદલે જે જોઇને આપણને ખેદ થાય, શોક થાય, ભય ઊપજે અને છતાં જેના તરફ આપણે પૂજ્યભાવપૂર્વક જોવું ઘટે, એવી કોઇક વસ્તુ બની ગયો. અને હેસ્ટર પ્રાઇનને જીવનમાં અંગત સ્વાર્થ જેવું કશું હતું નહિ, તેમ મોજમજા માણવી કે વિલાસ વૈભવ ભોગવવો એવો પણ એના જીવનનો આશય હતો નહિ, તેથી લોકોને પોતાના જીવનમાં કંઇ પણ મુશ્કેલી ઊભી થાય, કંઈ પણ મૂંઝવણ જેવું લાગે તો સલાહસૂચનાને માટે સૌ એની પાસે આવતાં, કેમકે સૌ જાણતાં હતાં કે એના જેટલી અસાધારણ મૂંઝવણ ને પીડા જગતમાં બીજા કોઇએ અનુભવેલ નહોતી, અને તેથી એવી મૂંઝવણ કે પીડાનો માર્ગ એના જેવી સારી રીતે બીજું કોઇ બતાવી શકે એમ નહોતું. આ સૌમાં સ્ત્રીઓની સંખ્યા મોટી હતી—કોઇને પ્રેમ જીવનમાં અપમાન ખમવું પડ્યું હોય, નિષ્ફળતા અનુભવવી પડી હોય, અન્યાય થયો હોય, સ્ખલન થઇ ગયું હોય, કે દુરાચાર થઇ ગયો હોય, અથવા કોઇ પોતાના પર પ્રેમ કરવા આવતું જ ન હોય, પ્રેમાનુભવને માટે કોઇ પોતાના હાથની માગણી જ કરતું ન હોય, એ પ્રકારના એકલવાયા રસશૂન્ય અપરિણીત જીવનનો દુઃખ-ભાર કોઇના હૃદયને ચાંપી રહ્યો હોય, એવી પ્રેમવૃત્તિને લગતી અનેકવિધ પીડાઓ ભોગવતી સ્ત્રીઓ એની કને આવતી, અને પોતાની એવી દુર્દશા શાથી થઇ રહેલી છે તથા એ દુર્દશામાંથી છૂટવાનો ઉપાય હવે શો તે પૂછતી. હેસ્ટર એ સૌને યથાશક્તિ આશ્વાસન અને સલાહસૂચના આપતી. અને એ સલાહ સૂચના

# નવલ-નાટક-શૈલી

[ એક અગત્યના મુદ્દાની ઉપરટપકે નોંધ ]

શ્રી. ડોલરરાય ર. માંકડ

**૧૯૩૬**નાં ગુજરાતી વાઙ્મયની સમીક્ષાના પ્રાવેશિક ભાગમાં મેં નીચે મુજબ લખ્યું હતું.

"લલિત અને લલિતેતર વાઙ્મય વચ્ચેના આ ભેદને ધ્યાનમાં લેતાં અને આજે જે રીતે ઉપરનોંધ્યાં સાહિત્યસ્વરૂપોની કાયા ઘડાય છે તે જોતાં એક બે મુદ્દાઓ અહીં શરૂવાતમાં જ તપાસવાનું મન થાય છે. કાવ્યાદિ બધાં સ્વરૂપો લલિત વાઙ્મયના પેટામાં આવે એ ખરું પણ કલા સ્વરૂપો તરીકે એ દરેકને પોતાનું જુદું વ્યક્તિત્વ છે અને એ જુદું રહે એ જ યોગ્ય છે એક કાળ એવો હતો, જ્યારે આપણાં સાહિત્યમાં અપદ્યાગદ્યના અવતારને લીધે પદ્ય અને આલંકારિક ગદ્ય વચ્ચેનો ભેદ ભૂંસાઇ જવાની તૈયારી હતી. પણ સાહિત્યનાં વહેણ બીજી દિશાએ વળ્યાં અને એમ ન થયું. સાહિત્યસ્વરૂપોનાં આ નિરાળાં વ્યક્તિત્વ પરત્વે નોંધવું પડે છે કે બીજાં સ્વરૂપો વિશે તો એવો તાત્કાલિક ભય નથી દેખાતો, પણ બરાબર ખબરદારી ન રખાય તો આજે નવલ-નાટક વચ્ચેનો ભેદ બહુ ઓછો થઇ જવાની બીક છે ખરી."

એમાં સ્પર્શેલા અન્તિમ મુદ્દાને યોગ્ય રીતે વિકસાવીને મારું દૃષ્ટિબિન્દુ સમજાવવાની વૃત્તિ મને ઘણા વખત થયા રહ્યા કરી છે. આ જ વિષય ઉપર લગભગ દોઢેક વર્ષ પહેલાં કરાંચીની 'ગુજરાતી સાહિત્યસભા' ની પાસે મેં એક ટૂંકું ભાષણ આપ્યું હતું. એ ભાષણને વિકસાવીને મારું વક્તવ્ય સ્પષ્ટ કરી શકું એટલો વખત તે પછી મને મળ્યો નથી, તેથી એ ભાષણ માટે નોંધરૂપે ટપકાવી રાખેલ લખાણને નીચે છાપીને મારું દૃષ્ટિબિન્દુ હું વિવેચકો પાસે મૂકું છું. નવલ અને નાટકનાં બંધારણનાં બધાં તત્ત્વોને તપાસી, તેમને સરખાવી તેમજ વિરોધાવી, દાખલાદલીલ આપી આ આખા વિષયની વિસ્તૃત ચર્ચા કરવાની મારી ઇચ્છા છે એટલું માત્ર અહીં જાહેર કરી લઉં છું; અને આ લખાણમાંથી સ્પષ્ટ રીતે ઉઠી આવતા મુદ્દાઓને જ નિર્ણયરૂપે ગણવાની હું વાંચનારાને વિનતિ કરું છું.

× × ×

**ઊર્મિ**ના (આસો, ૧૯૯૧) અંકમાં મેં એક નાની નાટિકાનું નવલિકામાં રૂપાન્તર કર્યું છે. એ નાટિકા મૂળ કૌમુદીમાં છપાઇ છે. એના લખનાર જયન્તકુમાર ભટ્ટ છે. બન્યું છે ત્યાં સુધી મેં, એ નાટિકાના જ શબ્દો રાખીને, માત્ર કાલાન્વય બદલીને, આખી નાટિકાને એવી રીતે છાપી છે કે એ નવલિકા જેવું સાહિત્યસ્વરૂપ લાગે. આ નવી જાતની નવલિકાને

આપતી વખતે સાથે સાથે પોતાની દૃઢ પ્રતીતિ પણ વ્યક્ત કરતી, કે સ્ત્રી પુરુષનો સંબંધ અત્યારે તો અનેક કંટકોથી ભરપૂર છે, પણ ભવિષ્યમાં જગત અનુભવથી લાતો ખાઇ ખાઇને લાયક બનશે ત્યારે એવો તેજસ્વી સુવર્ણયુગ જરૂર આવશે કે જ્યારે સ્ત્રી અને પુરુષ વચ્ચેનો સંબંધ બન્નેને પરસ્પર સુખદાયક નીવડે એવું કોઇ અભિનવ સત્ય જગત સમક્ષ પ્રકટ થશે જીવનની પ્રથમાવસ્થામાં તો હેસ્ટરે એવી વ્યર્થ કલ્પના કરેલી એવી–ધારણા રાખેલી–કે આ અભિનવ સત્યનો પેગામ સુણાવવાનો લહાવો પોતાને જ મળશે, પોતે જ એ નૂતન સત્યની પેગંબર બનશે, પણ પછી તો ઘણાં વરસથી એ સમજી ગઇ કે જે પાપથી ખરડાએલી હોય, કલંકભરવા વાંકી વળી ગઇ, અથવા જીવનભરના દુઃખ વિષાદના બોજાથી નમી ગઇ હોય એવી કોઇ પણ સ્ત્રી કદી પણ કોઇ રહસ્યમય દિવ્ય સત્યની સંદેશવાહક બની શકે એ વાત જ અશક્ય છે. એ અભિનવ સત્યનું પ્રકાશન કરનારો જે ભગવત્પાર્ષદ અને પયગંબર દુનિયા પર આવવાનો તે અલબત્ત સ્ત્રીજાતિનો જ કોઇ હશે, પણ એ સ્ત્રી કોઇ સામાન્ય સ્ત્રી નહિ હોય; એ સ્ત્રી, ઉદાત્ત, વિશુદ્ધ, અને સુન્દર આચારવિચારથી વિભૂષિત હશે; વળી એ સ્ત્રી શાણી હ; અને તે શાણપણ પણ દુઃખ વિષાદના ધૂંધળા વાતાવરણ મારફત મેળવેલું નહિ પણ ઉલ્લાસના સ્વર્ગીય વાતાવરણ મારફત તેણે મેળવેલું હશે; વિશેષમાં વળી એ સ્ત્રી વિશુદ્ધ પવિત્ર પ્રેમ માનવજાતિમાં કેટલો સુખસંચાર કરી શકે તે પોતાના એવા પ્રેમથી ભરપૂર અને એ રીતે સફળ સાર્થક બનેલા જીવનદ્વારા સૌને બતાવનારી–સૌને સુખી કરવાનું સામર્થ્ય સાચા પ્રેમમાં કેટલું છે તે પોતાના જ પ્રેમમય જીવનના દૃષ્ટાંતદ્વારા પુરવાર કરનારી–હશે

હેસ્ટર પોતાની પાસે આવતી સૌ સ્ત્રીઓને એમ કહેતી, અને એમ કહીને આંખો ઢાળી દઇ પોતાના હિંગળોકિયો અક્ષર વિષાદપૂર્વક જોઇ રહેતી. અને પછી, ઘણાં ઘણાં વરસો વીત્યા બાદ, અત્યારે કિંગ્ઝ-ચેપલ બાંધવામાં આવ્યું છે તેની બાજૂના કબ્રસ્તાનમાં એક જૂની, જમીનદોસ્ત થઇ ગએલી કબરની નજીક એક બીજી નવી કબર ખોદવામાં આવી. આ નવી કબર પેલી જૂની જમીનદોસ્ત બની ગએલી કબરની નજીક હતી, છતાં જાણે એ બન્ને કબરોની અંદરનાં નિવાસીઓની માટીને મળીને એકરૂપ બની જવાનો હક્ક ન હોય એમ સૂચવતું હોય એટલું અંતર એ બન્ને કબરો વચ્ચે રાખવામાં આવ્યું હતું. પણ છતાં એ બન્ને કબરોને માટે એક જ સ્મારકશિલા રાખવામાં આવી હતી. આસપાસની બીજી બધી કબરો પર પોતપોતાની કુટુંબસંજ્ઞાઓથી અંકિત સ્મારકશિલાઓ આવી રહેલી હતી, પણ આ બે કબરો પર તો કેવળ સાદી શિલા જ રાખવામાં આવી હતી, અને તેના પર કોઇ ઢાલ જેવી આછીઆછી આકૃતિ દેખાતી હતી. કોઇ કુતૂહલ પરાયણ સંશોધકને જોવી હોય તો અત્યારે પણ એ ઢાલ તે જોઇ શકે એમ છે, અને તેના પર જે સંજ્ઞા કોતરેલ છે તેનો શો અર્થ કરવો તે વિશે પણ માથાકૂટ કરવી હોય તો કરી શકે એમ છે. એ ઢાલ પર કંઇ ભેદ ભરેલાં વચનો કોતરેલાં હતાં. એ વચનો જ આંહીં સમાપ્ત થએલી આપણી વાર્તાનાં—શોકપૂર્ણ અને ઘેરા સત્ય ને નીતિપ્રકાશથી ચમકી રહેલી આ વાર્તાનાં રહસ્ય-સૂત્રરૂપ વચનો થઇ શકશે—

સામળા પટ પરે રક્તસંજ્ઞા ચમકી રહી.

[સંપૂર્ણ]

આમ રૂપાન્તરિત કરવામાં એક હેતુ છે. એ હેતુ ઉપર અહીં થોડીક અછડતી ચર્ચા કરવાની રજા લઉં છું.

આજનાં નવલો અને નાટકો તેમ જ નવલિકા અને નાટિકાઓ વાંચતાં કોઇક વખતે એમ વિચાર આવી જાય છે કે નવલ-નાટકની વચ્ચે વ્યાવર્તક લક્ષણ કયાં ? ઘણી વખત એવું બને છે કે અન્તગર્ત બંધારણ કલાની દૃષ્ટિએ નવલ કે નાટકમાં ભિન્નતા લગભગ દેખાતી જ નથી

દૃષ્ટાન્ત લઇએ તો સરસ્વતીચન્દ્રની કલા તેમ જ રમણલાલ દેસાઇનાં નવલોમાં દેખાય છે તે કલા, દેખીતી જ નાટકની સામાન્ય કલાથી જુદી છે; તો મુનશીની નવલશૈલીમાં (જે એમની નથી પણ વિદેશીય છે તેમાં) નાટ્યતત્ત્વ એટલાં બધાં બહોળાં પ્રમાણમાં દેખાય છે કે એમનાં નાટક અને નવલ વચ્ચે કલાભેદ બહુ ઓછો રહે છે. એમની અમુક અમુક નવલોને રંગભૂમિને યોગ્ય બનાવવામાં આવી છે, તે જ કેટલી સરળતાથી એમની નવલનુ રૂપાન્તર નાટકમા થઇ શકે તે બતાવે છે.

આ વિષયના અભ્યાસ માટે મુનશીના જ સર્જનો અનેક દૃષ્ટિએ યોગ્ય છે. એક તો એમણે નવલો તેમ જ નાટકો બન્ને લખ્યાં છે. એટલે એક જ લેખકનાં બન્ને સાહિત્યસ્વરૂપોની કલા વચ્ચે સરખામણી કરવાનું સહેલું થઇ પડે છે. વળી એમણે જે નવલશૈલી તેમ જ નાટકશૈલી આપણે ત્યાં દાખલ કરી તેનું અનુકરણ આજે ગુજરાતમાં જાણેઅજાણે થઇ રહ્યું છે, તેથી પણ એ અનુકરણનાં મૂળનો અભ્યાસ કરવાનું જરૂરનું છે. વળી ઉપર કહ્યું તેમ એમનાં અમુક નવલોનું નાટકોમાં રૂપાન્તર થઇ ગયું છે, તેથી પણ નિર્ણયો બાંધવામાં આપણને સગવડતા મળવાનો વધુ સમ્ભવ છે.

ત્યારે મુનશીનાં નવલો-નાટકો વચ્ચે સમતા અને વિષમતા કલાદૃષ્ટિએ કેવીક છે ? મુનશીનાં નવલોમાં નાટ્યતત્ત્વ-કાર્યનો વેગ-ઇત્યાદિ બહોળાં પ્રમાણમાં છે એમ તો આ જ પહેલાં સ્વીકારાઇ ગયું છે. અને આ તત્ત્વ નાટકોમાં તો હોવું જ જોઇએ. આમ નાટ્યતત્ત્વની હાજરી બન્ને વચ્ચેનું પહેલું સમાન તત્ત્વ બને છે. પાત્રનિરૂપણમાં તો બન્ને વચ્ચે સમાનતા જ રહે છે. નવલમાં વિષયનિરૂપણમાં લંબાણ-ટૂંકાણની મર્યાદા નથી તો નાટકમાં છે, કેમ જે નાટક દૃશ્ય છે તેથી ત્રણ-ચાર કલાકમાં પૂરું થઇ જાય તેટલાં લંબાણવાળું જ તે હોવું જોઇએ. આ બન્ને વચ્ચેની પહેલી અને છેલ્લી વિષમતા, બાકી સમતા જ વધુ છે. મુનશીએ જે કલા નિરૂપી તેણે નવલને સંવાદપ્રધાન કરી નાખી છે તો નાટકે વર્ણનો વધાર્યાં છે. આમ નવલમાંથી વર્ણનો ઓછાં કર્યાં ને સંવાદતત્ત્વને વધાર્યું અને નાટકમાં સંવાદતત્ત્વ તો કાયમ જ રહ્યું પણ તેનું એકધારાપણું લાંબા વર્ણનો ભેળવવાથી વધ્યું. આમ આ બન્ને કલાસ્વરૂપો એ બીજાંની અતિનિકટ આવી ગયાં છે. કલાએ આ ઝોક લીધો છે તેથી કરીને નવલોમાં દૃશ્ય તત્ત્વ વધુ ભળ્યું છે, તો નાટકોમાં (શૉની શૈલીનાં) શ્રવ્ય તત્ત્વ વધુ ભળ્યું છે. વળી નાટકોમાંથી સંગીત તત્ત્વ ચાલ્યું ગયું છે. આમ એકની મર્યાદા વિશાળ થઇ તો બીજાની ટૂંકી થઇ, પરિણામે આજે નવલશૈલી અને નાટકશૈલી એકબીજાની એટલી બધી નજીક આવી ગઇ છે કે કોઈક વખતે બન્નેને જુદી શૈલી ગણવી કે કેમ એ વિશે શંકા જ રહે છે.

મુનશીના નવલો વાંચો અને લોપામુદ્રા [એ લાંબું નાટક છે તેથી એનો દૃષ્ટાન્ત આપ્યો છે] વાંચો. વાંચ્યા પછી મન ઉપરની કલા છાપમાં ભેદ રહે છે ? અલબત વિષય જુદો તેટલી છાપ જુદી પડે પરી. પણ વિષય અને પાત્રનાં વ્યક્તિત્વને જુદાં રાખીને માત્ર કલાદૃષ્ટિને જ મનસમીપ રાખીએ તો આ બન્ને વાચ્યા પછી એક જાતની અસર ઉત્પન્ન થાય છે. નાટક વાંચ્યા પછી 'આ બનાવો દૃશ્ય નથી થયા માટે એટલી ઉણપ સાલે છે' એવું ન લાગે તેમ નવલ વાંચ્યા પછી 'આ બનાવો નજર સમીપ જાણે, તરે છે' એવું લાગે. આમ આપણે જે નવલ-નાટક-શૈલીની વાત કરીએ છીએ તેમાં એકરૂપતા વધતી જાય છે.

આ કલાસ્વરૂપ ખરાબ કે સારું એ નક્કી કરવાનું આ સ્થાન નથી. પણ આમને આમ જો આપણો વેગ રહે તો નાટકથી જુદું એવુ નવલનામે સાહિત્યસ્વરૂપ માત્ર નામનું રહેશે અને બન્ને વચ્ચે ભેદ એાાં લંબાણમાં રહેશે. બાકી તાત્ત્વિક સ્વરૂપમા બન્ને એકરૂપ થતાં જશે એવો ભય રહે છે એમ સૂચવવાનો અહીં પ્રયત્ન છે એરિ.

જબ્બર વિષયને આમ ઉપરછલ્લો ચર્ચ્યો છે તેથી મારે કહેવાનું છે તે ઘણું નહીં સમજાય, પણ દાખલા દલીલની વીગતમાં ઉતરીને આ પ્રશ્નને વધુ વિકસાવવાની ઇચ્છા છે એમ સૂચવીને અત્યારે તો બંધ કરું છું.

# સાહિત્યના પ્રદેશમાં

## પ્રમુખની વરણી :

સાહિત્ય સંમેલનના પ્રમુખનો પ્રશ્ન ખૂબ ચર્ચાઇને અંતે નિર્ણયને પામ્યો છે. શ્રી. કનૈયાલાલ મુનશીની એ પદે વરણી થઇ છે. કાકાસાહેબ કાલેલકરના નિવેદન પછીયે એમને જ પ્રમુખ તરીકે ચૂંટવા જોઇએ એ પ્રકારના ચારે બાજુથી સૂચનો થતા રહ્યા, અહીંથી ગએલ પ્રતિનિધિ મંડળ પર પણ એ જ છાપ પડેલી. આ બધા પછી સૌ કોઇ એમ જ માનતા હતા કે હવે તો કાકાસાહેબ જ પ્રમુખપદે આવશે પણ શ્રી મુનશીને એ પદ માટે યોગ્ય ગણ્યા અને શ્રી મુનશી જ પ્રમુખ પદે ચૂંટાયા.

શ્રી. મુનશીની એ પદ માટેની યોગ્યતા કે લાયકાત વિષે તો બે મત છે જ નહિ. એઓ એક સમર્થ સાહિત્યકાર છે. એમને માટે સૌને પૂરતું માન અને આદર છે. એમની શક્તિ વિષે, એમની વિદ્વતા વિષે પણ કોઇને શંકાનું કારણ નથી. પણ આજે એઓ જે ભારે મહત્ત્વનું અને જવાબદારીભર્યું સ્થાન સંભાળી રહ્યા છે એવે વખતે સાહિત્ય પરિષદની પ્રગતિ માટે એઓ શું કરી શકશે એ એક પ્રશ્ન છે. પરિષદ સમક્ષ ઘણા પ્રશ્નો પડ્યા છે એમાંનો એક પ્રશ્ન બંધારણનો છે. આ બંધારણને સૌએ અવખેડ્યું છે. એના પ્રત્યેના તીવ્ર વિરોધને અંગે ગઇ પરિષદ વખતે એમાં સુધારા વધારા કરવાને એક સમિતિ નીમાએલી પણ આજ સુધી એ સમિતિએ કાંઇયે કર્યું હોય તો એની પ્રજાને ખબર નથી પડી. આ વખતે એનો કાંઇક નિર્ણય થશે તો પરિષદે કંઇક કર્યું એમ કહેવાશે. પરિષદ એ એક મતનો ઉભરો કાઢીને ઠરાવો ઘડવાનું સ્થળ અત્યાર સુધી બન્યું છે પણ હવે એ મનોદશા પલટો માગે છે. પરિષદને એક જીવંત અને વેગવાન સંસ્થા બનાવવી હોય તો આ લાંબી નિષ્ક્રિયતાને ખંખેરીને નવો રાહ અખત્યાર કરવો જોઇએ. આ માટે વ્યવસ્થિત યોજનાની અને વ્યવહારુ પગલાંની જરૂરત છે. શ્રી મુનશીની રાહબરી નીચે પરિષદ પ્રાણવાન બને એમ અમે ઇચ્છીએ છીએ.

## વિભાગિય પ્રમુખો :

વિભાગિય પ્રમુખોની ચૂંટણી યોગ્ય અને એ એ વિષયના નિષ્ણાત માણસોની થઇ છે. રામનારાયણ પાઠક સાહિત્યના, કિશોરલાલ મશરૂવાળા તત્ત્વજ્ઞાનના, નરહરિભાઇ સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્રના, નાનાભાઇ ભટ્ટ શિક્ષણના, ઝવેરચંદ મેઘાણી પત્રકારત્વના, રવિશંકર રાવલ કલાના, પં. ઓમકારનાથ સંગીતના, ડૉ યાજ્ઞીક વિજ્ઞાનના, મોતીભાઇ અમીન પુસ્તકાલયના અને રત્નમણિરાવ પુરાતત્ત્વના એમાંના શ્રી મેઘાણીએ, મોતીભાઇએ અને રત્નમણિરાવે પોતાની આવવાની અશક્તિ જણાવી છે, એમની જગાએ કોણ આવશે એ હજી નક્કી નથી પણ અહીંની સ્વાગત સમિતિએ શ્રી મેઘાણીને અને બીજાઓને ફરીને આ પદ સ્વીકારવાની આગ્રહભરી વિનતી કરી છે. અમે માનીએ છીએ કે શ્રી મેઘાણી વગેરે આવશે તો પરિષદ બહુ બળવાન બનશે. પરિષદને સંપૂર્ણ સફળતા અપાવવા ખાતર એમણે આ પદ સ્વીકારવું જોઇએ.

**વસુંધરાનાં વ્હાલાં દવલાં :** – લેખક ઝવેરચંદ મેઘાણી : પ્રકાશક ફુલછાબ કાર્યાલય : રાણપુર : કિં. ૧–૮–૦

"......' વસુંધરાનાં વ્હાલાં દવલાં ' હું વાંચી ગયો. સામાન્ય રીતે નવલકથાનું વાચન મારા માટે કઠણ હોય છે. હું ભાગ્યે જ એમાં રસ લઇ શકું છું. આ નવલ વિષે હું એમ કહી શકું કે વાંચવામાં મને રસ તો પડયો જ. નવલકથાની શરૂઆત જોતાં જ હું એ વાચવા પ્રેરાયો હતો. 'ત્રાજવડાં ત્રોફાવો'ની કથા શ્રી. મેઘાણી સિવાય કોણ લખે ? એ પ્રદેશ જ આપણા સાહિત્યકારોને મન પરાયો હોય એવું લાગે છે. આ વાર્તાની તેજુ, લખડી, અમરચંદ શેઠ, પરતાપ, શીતલો, નંદુડી, ઝંડુરીઓ, બદલી એ જાણે આ દુનિયામાં હોય જ નહિ એવું આપણી નવલકથાઓ અને વાર્તાઓ વાંચતા થઇ આવે છે. એટલે આ નવલના લેખકને સૌથી પહેલા ધન્યવાદ તો એ છે કે એમણે સાક્ષરોએ અણદીઠી ભૂમિ ઉપરથી પોતાની નવલના પાત્રો ને વસ્તુ લીધા છે.

આ ચોપડી હું વાંચતો હતો ત્યારે જ મને ખબર હતી કે આ ઉપર મારે મારો અભિપ્રાય આપવો પડશે એટલે વાર્તારસમાં ખેંચાતો હોવા છતાં એના અર્થભાવાર્થને અને સામાન્ય વાચક ઉપર પડતી અસરોને સમજવા માટે હું જાગૃત હતો. આરંભ કરતાં જ મારા મનમાં એમ થવા લાગ્યું કે નવલકથા કમાલ છે, વાર્તાના ક્ષેત્ર ઉપર મદારી આવ્યો ત્યારે તો કોઇ અજાણી જ દુનિયામાં આપણે જતા હોઇએ એવું મને લાગ્યું. મેઘાણીભાઇનો શબ્દભંડાર આપણે 'રસધાર'માં જોયો છે પરંતુ આમાંયે મને એના દર્શન થયા. કેટલી સહેલાઇથી એમની કલમમાંથી આટલા ભાવવાહી અને સચોટ શબ્દો નીતરતા હશે ! અને શૈલિ ? ક્યાંક ક્યાંક તો ખંજરની અણી જેવો ખૂંચતો કટાક્ષ અને ક્યાંક મોંએથી હસી જવાય છતાં અંતરમાં વિષાદ છવાઇ જાય એવી માનવીની મશ્કરી; હું એ શૈલિ ઉપર ખુશ થયો.

આ રીતે મનમાં પુસ્તકની પ્રશંસાની ભરતી ચડતી લાગી ત્યાં તો માનવીના વણનો અને એના પ્રાણીઓ હતા, મરાસીઓ હતા, વાણીઆઓ હતા, અમનદારો હતા, શહેરી હતા, ગામડીઆ હતા પણ ભાગ્યે જ કોઇ આ પૃથ્વી ઉપર સુગંધ ફેલાવનાર હતું. મને થવા લાગ્યું કે માનવજાત ઉપર આટલો બધો તિરસ્કાર શા માટે ? અને હું જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ એ લાગણી દૃઢ થતી ગઇ. આખું પુસ્તક પૂરું કરી લીધા પછી પણ મને એમ રહી ગયું કે ક્યાંક તેજુ, ક્યાંક મદારી અને ઠીક ઠીક પેલો લાલો કાંઇક માણસ જેવા દેખાતા હતા. ઝંડુરીઓ અને બદલીના પાત્રો ખૂબ આકર્ષક લાગ્યા પણ લેખકને એ માણસ છે એની શરમ લાગતી હોય એમ દરેક પળે પેલા મદારીને અને આ માનવબાળોને પણ માનવીના અંશમાંથી મુક્ત થયેલા તરીકે ચિતરવાનું જ યોગ્ય લાગ્યું છે.

વાર્તામાં ઠેર ઠેર વિચારતણખાઓ પડયા છે તે મારા જેવાને મુગ્ધ કરે છે. એ બધા કલાત્મક રીતે મૂકાયા છે એમ પણ લાગે છે. અઢીસો પાનાંની ચોપડીમાં એમ તો લાગે છે કે અંદરની સામગ્રી સમાતી નથી, એ માટે પાંચસોક પાનાંની જરૂર હતી. રાણીનું પાત્ર નવલકથાથી જુદા એવા એક ચિત્ર સમું રહી જાય છે. ઝંડુરીઆની છેલ્લી દશા, ખાસ કરીને મહેલમાં રહીને કરેલા વિચારો ઝંડુરીઆના લાગતા જ નથી. અંત મને વાર્તા પૂરી કરવાના પ્રયત્ન જેવો લાગ્યો છે.

તદ્દન નવીન પ્રદેશની આ કથા મેં જાગૃત હૈયે વાંચી હતી અને શ્રી. મેઘાણીની હતી એટલે મેં આ કરતાં મોટી આશા રાખી હતી. આમ છતાં આ કથા ગુજરાતને પ્રિય થશે એમાં મને શંકા નથી કારણ કે આ હું લખું છું ત્યારે પણ મારી નજીકના મિત્રો કહે છે કે ભલે આવું બધું હોય પણ પુસ્તક સરસ છે. હું પણ કહું છું કે પુસ્તક સ–રસ છે. દરેકે એ વાંચવું જોઇએ, નવીન પ્રદેશની નવલકથા તરીકે વસાવવું પણ જોઇએ......" મો [ એક પત્રમાંથી ]

**'પ્રાચીન ભારતવર્ષ'નું સિંહાવલોકન**–લે આચાર્ય શ્રી વિજયેન્દ્રસૂરિ, પ્રકાશક, શ્રી યશોવિજય ગ્રંથમાળા, ભાવનગર, ૧–૮–૦, પૃ. ૩૬+૨૪૮

ડૉ ત્રિભુવનદાસ લ. શાહે 'પ્રાચીન ભારતવર્ષ' નામે એક મહાન ગ્રન્થ પાંચ ભાગોમાં લખવાનું માથે લીધું છે, તેમાંથી ત્રણ ભાગ આજ લગીમાં બહાર પડી ગયા છે તેના પહેલા ભાગનું સવિસ્તર ઝીણવટભર્યું છતાં અમુક જ મુદ્દાઓનું પ્રસ્તુત પુસ્તકમાં અવલોકન છે.

મૂળ પુસ્તક જેમ અસાધારણ ખંત અને પરિશ્રમનો

નમૂનો છે તેમ ઇતિહાસશૂન્ય દૃષ્ટિનું પણ એ પ્રતિક છે એમ મેં અન્યત્ર લખ્યું છે. આચાર્ય શ્રી વિજયેન્દ્રસૂરિએ મૂળ પુસ્તકની કેટલીક અનૈતિહાસિકતાઓને આંગળી ચીંધીને સ્પષ્ટ રીતે આ સિંહાવલોકનમાં બતાવી છે. આ આખુંયે સિંહાવલોકન વાંચીને તટસ્થ મત બાંધનાર સહુ કોઇને એમ જણાશે કે ડૉ. શાહમાં એકત્રિત કરેલ સામગ્રીને પચાવવાની શકિત નથી, વળી એમ પણ લાગશે કે ઘણીખરી બાબતોમાં તેમણે મૂળ સંસ્કૃત, પાલી કે પ્રાકૃત પુસ્તકો વાંચ્યાં નથી, પણ અંગ્રેજી અનુવાદો અથવા વિવેચનો ઉપરથી જ હકીકતો લીધી છે. (દા. ત. ગોનર્દનું ગોનાર્ડ થવું એ સિવાય શકય નથી.) વધુ વીગતમાં ઊતરવાનું આ સ્થળ નથી, પણ એક નાની બાબત નોંધવાનો લોભ રોકી શકાતો નથી. આપણા કેટલાક વિદ્વાનોએ–ઐતિહાસિકોએ તેમજ અનૈતિહાસિકોએ–મૂળ પુસ્તક વિશે સુન્દર મતો આપ્યા છે, તે લેખકે છાપ્યા છે. જેમનાં નામો વિદ્વાન તરીકે ખપે છે તેમણે મતો આપવામાં બહુ ચોકકસ થવાની જરૂર છે. મોંના મોળા બનીને સારું જ લખી આપવાથી પુસ્તક લેખકને ઠીક લાગતું હશે પણ વાઙ્મયની તો અવનતિ જ થાય છે. માટે આચાર્ય શ્રી વિજયેન્દ્રસૂરિનો આ પ્રયત્ન આવકારલાયક છે. એમાં એક ઐતિહાસિકને છાજે તેવું અન્વેષણ છે, ખંત છે, હિંમત છે, અને તાટસ્થ્ય છે. પોતે જૈનધર્મના આચાર્ય છે, અને મૂળ પુસ્તકમાં જૈનધર્મનો યશ (અલબત્ત ખોટી રીતે) વધુ પ્રસરે એવાં જે જે વિધાનો છે તેનો સબળ નકાર તેમણે આ સિંહાવલોકનમાં કર્યો છે તે જ તેમનું તાટસ્થ્ય બતાવે છે. જેમણે જેમણે મૂળ પુસ્તકોની નકલ ખરીદી હોય તેમણે તેમણે આ પુસ્તકની નકલ પણ ખરીદવી જરૂરી છે.

ડોલરરાય માંકડ

**હિન્દી સંસ્કૃતિ અને અહિંસા** :– લેખક : શ્રી ધર્માનંદ કોસંબી. મરાઠીમાંથી ગૂજરાતીમાં ઉતારનાર : શ્રી ભાસ્કરરાવ વિદ્વાંસ, પ્રકાશક: શ્રી ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ.

બૌદ્ધ ધર્મનો ખૂબ તલસ્પર્શી અને ઇતિહાસની વધુમાં વધુ નજીક જઇને ખંતભર્યો અભ્યાસ કરનાર અધ્યાપક શ્રી ધર્માનંદ કોસંબીનું નામ ગૂજરાતને અપરિચિત નથી. હિંદુસ્તાનના એકેએક સ્થળે એ માટે ઘૂમી વળી, પૂર્વના બૌદ્ધ–દેશોમાં પરિભ્રમણ કરી એમણે એ ધર્મનું જ્ઞાન મેળવ્યું અને તેને શુદ્ધ કરીને જગતને આપ્યું. એમની પહેલાં આવો પ્રયત્ન કોઇએ કર્યો નહોતો. રશિયામાં એમણે એ વિષયનાં અધ્યાપકનું કામ પણ કર્યું છે.

એમણે એમના આ નવા પુસ્તકમાં ઘણી ચર્ચાસ્પદ પ્રચલિત એવી ઐતિહાસિક માન્યતાઓને છંછેડી છે. એમનો અને એમની સંસ્કૃતિનો ઉગમ, હિંદમાં એમનું આગમન અને વર્તન ઇત્યાદિ વિષયક એ વિષયમાં બહુશ્રુત ન હોય એવાઓને આ પુસ્તકનું વાચન વિસ્મય પમાડે તેવું છે. અને આ બધું લેખક ઘણાં પ્રમાણો આપીને સિદ્ધ કરવા મથ્યા છે.

બ્રાહ્મણ–શ્રમણોની લાલસા વૃત્તિને કારણે થએલ હિંદી સંસ્કૃતિ અને ધર્મ, જ્ઞાન અને આબાદીની જે ભયંકર પડતી થઈ તેનું ખૂબ તાદૃશ્ય કરૂણ ચિત્ર આપ્યું છે.

લેખકની માન્યતા છે કે વેદો અને શાસ્ત્રો, પુરાણો અને શ્રુતિ–સ્મૃતિઓ ઘણાં મોડાં લખાયાં છે અને ઉત્તરોત્તર એમાં છેક મહંમદ ગીઝનીની ચડાઇ સુધી વધારો થતો ગયો છે. આ કથન માનવામાં આપણને ખાસ વાંધો નથી આવતો પણ એ કથનને સિદ્ધ કરવા દલીલો તરીકે લેખક જે કેટલાક કાલ્પનિક સંવાદો રજુ કરે છે તે જરાય અસરકર્તા નથી. એઓ જે કારણો બતાવે છે તેમાં આપણે જલદી વિશ્વાસ મૂકી શકીએ એમ નથી–ખાસ કરીને ગીતા સંબંધમાં.

દૃષ્ટિમાં નવીનતા લાવે અને એ વિષયમાં વધુ જાણવાની ઇચ્છા ઉત્પન્ન કરે એવું સુંદર પુસ્તક આ છે છતાં એ એના વિષયને નથી વળગી રહેલ; હિંદી સંસ્કૃતિ એટલે કેવળ એનાં દેવ દેવલાંનો ઇતિહાસ નહિ, કેવળ 'ધર્મ' નહિ. એની સમાજરચના, જીવન સુંદર રીતે વહે એ માટેના એના નિયમો સમાજના મોટા ભાગને ઘણા જ આવશ્યક અને હિતકર હતા–એના અમુક ભાગને મોટો અન્યાય થયો છે એ કબૂલ કર્યા પછી–એની પાછળ ખૂબ વિચાર, બુદ્ધિ અને અનુભવ રહેલા હતા, એને અહીં સ્પર્શવામાં જ નથી આવેલ.

છેલ્લું અહિંસાનું પ્રકરણ આધુનિક આંતરરાષ્ટ્રીય આંદોલનોને સ્પર્શીને હિંદની અહિંસાની ચળવળનો ઇતિહાસ આપે છે. લેખકે પોતે એ ચળવળમાં ભાગ

લીધો હતો અને બૌદ્ધધર્મનો એ પ્રથમ સિદ્ધાંત હતો એટલે લેખક એ પ્રકરણને કેમ જ ભૂલે?

ભાષા સરળ અને પ્રવાહી છે.

**બુદ્ધચરિત્ર:**— લેખક ધર્માનંદ કોસંબી : પ્રકાશક નવજીવન પ્ર. મંદીર, અમદાવાદ.

એડમંડ આર્નોલ્ડના 'લાઈટ ઓફ એશિયા' અને લલિતસાગરમાંથી બુદ્ધ ભગવાન વિષે આપણે જે ઇતિહાસ જાણ્યો છે તે બૌદ્ધ ધર્મના જુનામાં જુના અને વધુ વિશ્વસનીય ગણાતા 'ત્રિપટીક' કરતાં કંઈક જુદો જ છે. આપણે અત્યાર સુધી જે ઇતિહાસ જાણ્યો છે તેમાં કાવ્ય છે પણ શ્રી. કોસંબીજી પોતાના પુરાતત્ત્વ સંશોધનને અંતે જે વાત કહે છે તેમાં હકીકત છે.

બુદ્ધનું નામ 'સિદ્ધાર્થ' હતું એવી પાયાદાર હકીકતો નથી મળતી. ગૌતમ એ વધુમાં વધુ માન્યું લાગતું નામ છે. એના પિતા કોઈ મોટા રાજા નહોતા પણ એક સારા જમીનદાર હતા અને મહાજન હતા. બુદ્ધને સુખચેન અને ઐશ્વર્યનાં જ સાધનો વચ્ચે પૂરી રાખવામાં નહોતા આવતા પણ લાડીલા તો હતા અને તેથી મોજશોખ માટે એમને માટે ઘણી સગવડો થતી હતી. કોઈ એકાએક વૃદ્ધ, રોગી કે મૃત્યુ પામેલા માણસને જોઈને એમને વૈરાગ્ય નહોતો ઉપજ્યો પરંતુ એમને વારવાર વિચાર ઉપડતા કે વૃદ્ધત્વ તો આવવાનું જ છે, તો વૃદ્ધ પ્રત્યે અણગમો શામાટે? માંદા તો આપણે પણ ક્યારેક પડી જઈએ તો પછી જેઓ આજે માંદા હોય તેમના તરફ ઘૃણા શાની? આપણે મૃત્યુ પામવાના છીએ એ નક્કી છે, મૃત્યુથી ડરવાનું કે શોક કરવાનું કોઈ કારણ સમજાતું નથી. બ્રાહ્મણોના યજ્ઞયાગમાં હોમાતું દેશનું પશુધન ઘણું કીમતી અને મોટા પ્રમાણમાં હતું; એ પશુઓને આમ મારી નાખવાનો અર્થ શો? મનુષ્ય-મનુષ્ય વચ્ચે અસમાનતા માટેનું એક પણ કારણ ન હોવા છતાં કેવળ વિચારવાની ઇચ્છા ન હોવાને લીધે, નવું અહણ કરવાની ટેવ ન હોવાને લીધે જ 'ચાંડાળ'ને ચાંડાળ કહી દૂર રાખવો એમાં ન્યાય અને બુદ્ધિ છે જ નહિ આવા વિચારો સ્મશાન વૈરાગ્યની પેઠે ઉદ્ભવ્યા હોત તો એ લાંબો સમય ટકી શી રીતે શકત? અને બુદ્ધને જે સાચું લાગ્યું તે કરવા માટે એઓ રાત્રે ઘેરથી છાનામાના ભાગ્યા નહોતા, આ મારી પત્ની, આ મારો પુત્ર, એમ કહી રડયા નહોતા, એમણે તો ઘરમાં બધાં જોડે દલીલો કરી: સત્ય આચરવા દેવામાં અટકાવવાનું પાપ જો કુટુંબીઓ કરે તો એમને તરછોડવા જોઈએ એવો એમનો નિર્ણય હતો, બધાની રજા લઈ એ ઘેરથી નીકળ્યા હતા.

પુસ્તક બહુ સુંદર રીતે લખાયું છે. જુદા જુદા નિર્ણયોને સમાજમાં પ્રસ્થાપિત કરવા માટે બુદ્ધ ભગવાને જુદી જુદી વ્યક્તિઓ જોડે જે સંવાદો કરેલા તે બુદ્ધ ભગવાનની તેજસ્વી બુદ્ધિ અને દલીલ કરવાની સમ્ય આવડતની પ્રતીતિ આપે છે.

બૌદ્ધ ધર્મની પડતીનાં કારણો પણ સ્પષ્ટ રીતે બતાવવામાં આવ્યાં છે. ચિત્રોની દુનિયામાં પ્રભાવ પાડે એવાં પાંચ ચિત્રો છે.

પુસ્તકમાંનાં પ્રકરણો સામયિકોમાં છૂટાં છૂટાં આ અગાઉ પ્રકટ થઈ ચૂકેલ છે છતાં પુસ્તક રૂપે એ વાંચવા યોગ્ય છે **ચા.**

**અભિનવ સંગીત** : કર્તા : મુગસુખલાલ દિવાન : પ્રકાશક : એન એમ. ઠક્કરની કંપની, મુંબઈ મૂલ્ય સવા રૂપિયો

સ્વરતાલબદ્ધ, શાસ્ત્રીય સંગીતનાં પુસ્તકો ગુજરાતી ભાષામાં નહિ જેવાં છે. એવી અનેક ટીકાઓમાં 'અભિનવ સંગીત'ના કર્તાનો પણ સૂર છે, ને તે વ્યાજબી છે. સૌ પહેલાં તો આપણે ત્યાં શાસ્ત્રીય સંગીતની જ ઉણપ છે ભાષાનું લાવણ્ય ગીતે અત્યાર સુધી જીવી રહેલી ગરબીઓ અને રાસોમાં શાસ્ત્રીયતાનો અભાવ હાસ્યાસ્પદ નીવડવા પૂરો સંબંધ છે. કર્તાએ વસ્તુને અહીં ભૂલ્યા નથી એમણે આપેલાં નોટેશનો અને ગીતો સુગેય છે પણ જોઈએ તેટલી વિવિધતા નથી. ગીતોની પસંદગી આથી વધુ ચોકસાઈવાળી થવાની જરૂર હતી બાકી સ્વરતાલને સમન્વય, અત્યાર સુધીમાં પ્રગટ થયેલા—આ વિષયને લગતાં-પુસ્તકો કરતા આમાં વધુ ચીવટથી થયો છે. જૂના સંગીતનાં મૂળભૂત સાચાં તત્ત્વોને સાચવવાનું માન કર્તા આમાં ખાટી જાય છે અત્યારના તાર ચુંદડીવાળા-લેભાગુ સંગીતમાં પહેલાનું સ્વરકલાધારક આપણને જડે છે? અમનન, બજાર હાથે પહેલાં જેટલા ચવરી અત્યારે ગયા નથી અને નવી સંગીતધારાઓ આપણે પોતાની કરી લીધી છે છતાં એમાં જીવવાની કેટલી તાકાત છે તેનું માપ સંગીત વિશ દોષે કરી લેવું જોઈએ કર્તાના આ પુસ્તકને અમે આવકાર આપીએ છીએ **ઉ.**



* વર્ષ છઠ્ઠું *  * નવેમ્બર ૧૯૫૭ *  * અંક અગિયારમો *

# ત્રણ આવરણો

[ એક પત્રમાંથી ]

શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાલા

"…. ભાષાશાસ્ત્રમાં અથવા સાહિત્યમાં બહુ પ્રગતિ ન થાય તેથી મૂંઝાવાની કે પોતાની બુદ્ધિ વિષે ઓછો ખ્યાલ રાખવાની જરૂર નથી. જુદી જુદી ભાષાઓ પર કાબૂ કે સાહિત્યમાં પ્રવેશ એ બુદ્ધિનું એક જ અંગ છે. ખરું પૂછતાં, એ બુદ્ધિનું અંગ છે એમ પણ ન કહેવાય. કારણ, બુદ્ધિ એટલે કોઇ પણ પ્રશ્નને ગ્રહણ કરવાની અને તેના મૂળમાં ઉતરી વિચાર કરવાની શકિત. એવી બુદ્ધિ સાવ નિરક્ષરોમાં પણ સારી પેઠે વિકસેલી હોય છે (અને તમારામાં યે છે.)

પૂ. બાપુને યે એક દિવસ કેવળ ભાષાના વિદ્વાનો અવિદ્વાન—અસાક્ષર—લેખતા. સર રમણભાઇએ તો એકવાર એટલે સુધી કહેલ કે બાપુના કરતાં તો આજનો મેટ્રીકવાળો પણ સારૂં ગુજરાતી લખે. અને એકવારને માટે એ સાચું યે હતું. પણ તેથી તે દિવસે પણ બાપુની બુદ્ધિ અવિકસિત હતી એમ થોડું જ હતું? સ્પષ્ટ વિચાર કરવાની શકિત — Clear thinking — એ મોટા વિદ્વાનોમાં યે નથી હોતી અને નિરક્ષરોમાં-યે હોય છે એવો વારંવાર અનુભવ થાય છે. બાપુમાં એ ક્યારેય નહોતી એમ ક્યારેય બન્યું નહોતું. હવે આજકાલ હું મોટો લેખક ગણાઉં છું. પણ ભાષા અને વ્યાકરણની દૃષ્ટિએ મારૂં ગુજરાતી કોઇ તપાસવા બેસે તો પાને પાને ભૂલો કાઢી શકે. શૈલીની કિલષ્ટતાનો દોષ તો કાઢે જ છે. અને અંગ્રેજીમાં તો એથી યે વધારે ભૂલો નીકળે. અંગ્રેજી લખવાની મારી આજે તો હિંમત પણ ચાલતી નથી. સાવ નિરક્ષર રામકૃષ્ણ પરમહંસ એમ. એ. થએલા વિવેકાનંદના બુદ્ધિપ્રદાતા હતા એટલે શું? એનો અર્થ એ કે રામકૃષ્ણ પરમહંસમાં જે સ્પષ્ટ વિચારશકિત હતી તે વિવેકાનંદ વગેરેમાં સ્વયંભૂ નહોતી. એટલે બુદ્ધિ અને વિદ્વત્તા એ બે ભિન્ન વસ્તુઓ છે એ ધ્યાનમાં રાખવાનું. અને આપણામાં બુદ્ધિનો એટલે—કોઇ પણ પ્રશ્ન પર સ્પષ્ટરીતે વિચાર કરવાની શકિતનો—વિકાસ થાય એ માટે જરૂર આગ્રહ અને ન થાય ત્યાંસુધી બળાપો

રાખવો. પણ વિદ્વત્તામાં આપણી પ્રગતિ મંદપણે થાય છે તેનો ઉદ્વેગ ન રાખવો એમાં તો 'ટીપે ટીપે સરોવર ભરાય' એમ માની ખંતપૂર્વક પ્રયત્ન રાખ્યા કરવો પણ ઝપાટો નથી લગાવી શકાતો તેથી દુઃખ ન પામવું.

આ તો એક વાત થઇ પણ તે સાથે વિદ્યાભ્યાસની દૃષ્ટિએ પણ કેટલીક જાતનાં આવરણો હોય છે તેનો પણ ખ્યાલ રાખવાની જરૂર છે. એ આવરણો દૂર થાય તો પ્રગતિ ઝપાટાબંધ થાય. તેમાં એક આવરણ વિરોધી વ્યાસંગનું છે. દા–ત. ઘણીવાર જોવામાં આવે છે કે ગણિતમાં પ્રવીણ હોય તે ભાષામાં પ્રવીણ નથી હોતા. આનું કારણ ગણિતના વ્યાસંગીનું મગજ દરેક અભ્યાસમાં તે જ બાજુ દોડી જતું હોય છે. અને ભાષામાં કાંઇક એવી વસ્તુ છે કે જે ગણિતથી પર છે અને તેને પકડતાં એને અત્યંત કઠણાઇ લાગે છે. એ જ પ્રમાણે ગણિતમાં કાંઇક એવી વસ્તુ છે જે ભાષાશક્તિથી પર છે અને તેને પકડતા ભાષાના વ્યાસંગીને કઠણતા લાગે છે. કેટલાકને એ બંને શક્તિઓ હોય છે. પણ મોટે ભાગે એમાંથી એક જ હોય છે માટે ગણિતના વ્યાસંગીએ ભાષાનો પણ ગણિતના, વિજ્ઞાનના, સંગીતના અને કદાચ તત્ત્વજ્ઞાના પુસ્તકો દ્વારા જ પરિચય કરવો જોઇએ અને એ રીતે જેટલો થાય તેટલાથી સંતોષ માનવો જોઇએ

ભાષાના અભ્યાસમાં બીજું આવરણ કલ્પનાપ્રધાન અને વ્યવહારપ્રધાન સ્વભાવ વચ્ચેના વિરોધથી થાય છે. કલ્પનાપ્રધાન મનુષ્ય ભાષામાં જેટલો પ્રવેશ કરી શકે છે તેટલો વ્યવહારપ્રધાન કરી શકતા નથી. કારણ પહેલાને એ વસ્તુને જીવન સાથે સંબંધ છે કે નહિ તેની પરવા નથી હોતી. એ પોતાની કલ્પના સૃષ્ટિને જ સત્ય માને છે અને ભાષાદ્વારા કલ્પનવિહાર મળવાથી એનો તુર્ત ભાષામાં પ્રવેશ થાય છે. વ્યવહારપ્રધાન માણસ જાણે અજાણે ડગલે ને પગલે પ્રત્યક્ષ સૃષ્ટિનો જ વિચાર કરે છે અને કલ્પનાવિહાર પ્રત્યક્ષથી જુદો લાગે છે તો તેમાં બહુ રસ નથી લઇ શકતો અને, તેથી, ભાષાશિક્ષણમાં એ પાછળ પડે છે. તેથી એણે ભાષાનો અભ્યાસ પણ ઇતિહાસ, ભૂગોળ જીવનચરિત્ર ઇત્યાદિ સત્યપ્રધાન પુસ્તકોદ્વારા કરવો જોઇએ.

વિદ્યાભ્યાસનું ત્રીજું આવરણ વિદ્યાર્થી પર જુદા જ સંસ્કારનો પાશ હોવાને લીધે થાય છે. શાળામા કેટલાક વિદ્યાર્થીઓ નાપાસ થયા જ કરે છે. એ કાંઇ ઠોઠ એટલે બુદ્ધિહીન નથી હોતા, પણ એમનું મન આખો દિવસ અભ્યાસના વિષયો સિવાયના જ કોઇ વિષયમાં ભટકયા કરતું હોય છે. જેમકે ખાવાપીવાના, નાટકસિનેમાના, રમતના, ભટકવાના વગેરે મોટા માણસોના મનને પણ કોઇકવાર એમ ભટકવાની ટેવ પડી જાય તો એવું બને કે એને કાબુમાં પ્રયત્ન કરે તો યે એ વિચારો નીકળે નહિ. અને તેથી અભ્યાસનું પુસ્તક હાથમાં રહી જાય અને પ્રગતિ થાય નહિ એણે એ આવરણ કરનાર વિષયની એકાગ્રતા પહેલા ટાળવી જોઇએ પછી એનું ચિત્ત અભ્યાસમાં લાગે.

આ બધા ઉપરથી તમે જોશો કે તમારે નાઉમેદ થવાનું કારણ નથી તમારી બુદ્ધિનો વિકાસ ઓછો થયો છે એવું મને કદી લાગ્યું નથી. પણ વિદ્યાભ્યાસની તમે તમારી દિશા શોધી નથી તેથી જ કદાચ વિદ્યાભ્યાસમાં તમને આવરણો નડે છે એ દૃષ્ટિએ વિદ્યાભ્યાસની દિશા બદલો તો તમારી પ્રગતિ જરૂર ઝપાટાબંધ થાય અને ન થાય તો પણ નાઉમેદી લાગવાની જરૂર ન રહે બાકી ખંતથી ન સિદ્ધ થાય એવું કશું રહેતું નથી "[1]

---

[1] તા. ૮–૫–૩૪ પોતાના એક વિદ્યાર્થી ઉપર જેલમા મોકલેલા પત્રમાંથી.

## અંતિમ ધ્યાન

: પૃથ્વી :

મહા ગહન મૌનમાં દિવસ જીવને મેં બધા
સુખી થઈ છ ગાળિયા, શિખર શો હું કો અદ્રિના
ધરી મુકુટ તારકે ખચિત, મૂક ત્યાં રાત્રિના
સુના પ્રહરમાં, યદા ગગન નીલવર્ણું તહીં
બજાવત શું કૃષ્ણ શું મધુર બંસરી જાદુઈ,
અને ગહન પાણ્ડુ તેજ થકી જેહ છલકાવતું
વિરાટ તમના બધા પથ, અને તહીં આ બધાં
સુરંગમય દૃશ્યની જવનિકાન્તરે ત્યાં ખડા
પ્રશાન્ત હિમ મન્દિરે નિરખું શૌકને પ્રાથતો.
અરે સહન મેં કર્યું છ બહુ, રાહ જોઇ ઘણી
પ્રલો, ગજતું આખરે તવ સુગાન રેલા રહ્યું–
અને ય મુંજ ગીતડાં ધવલ પંખીશાં ઊડતાં
વિરાટ તણી વાડીઓ ફળવતી મહીં ઉભરે,
જહીં ન ખખડે કદી સ્મરણ ભુત સંગીતનાં,
વિરામ ગુરુ મૌન એજ બસ છે જ તા ગાનનો–[1]

સુન્દરમ્

૧ હરીન્દ્ર ચટ્ટોપાધ્યાયના કાવ્યનો અનુવાદ

## મંથન

: સ્રગ્ધરા :

ધૂમ્રે, ધૂલે ધરાને, ઉડત રજરજે, અબ્ધિના ઉમ્બરોમાં,
પ્હાડોમાં, ગહ્વરોમાં, ગિરિગિરિકણને ઘેરતા પ્રાણપુંજે,
કૂપોમાં, સાગરોમાં, ઝરઝર ઝરતા નિર્ઝરોને નદોમાં,
પૃથ્વીના પત્થરોમાં અચલિત ખડકે, કારમા કંટકોમાં,
ગાઢાં સૂકાં વનોમાં, તૃણફલફૂલમાં, છોડવાઆરવામાં,
કુંજેકુંજે, સરોમાં, કનકકમલનાં ઝૂલતાં અંતરોમાં,
સૂર્યે, ચન્દ્રે, પ્રકાશે, નભભર ઝુમતા તારકા મંડળોમાં,
નક્ષત્રોમાં, ગ્રહોમાં ઉપગ્રહગણુમાં, વ્યોમના ગુંબજોમાં,
બ્રહ્માંડોની લટોમાં, ભુવનભુવનમાં, ચૌદ લોકોત્તરોમાં,
વિશ્વોનાં ઝૂમખાંમાં, સચરઅચરના કોટડામાં ઘૂમાતાં,
સૌને એકી સપાટે ઝટપટ વિંટતા વાયુના અંચળામાં,
સંગીતોના દિમાકે જનમનભરતા, ઝાંખતી રોશનીમાં
હર્ષોન્માદે, વિવેકે, પ્રણયઅભયને આશના તંતૂઓમાં,
હૈયે હૈયે, અણુમાં અવિરત ગરજે કાળનાં ઘોરગીતો.

મોહિનીચંદ્ર

## ધારાપુરી

'અજ્ઞાત'

: અનુ—વસંત :

આ શિલ્પો કાળના ઝંઝા વિંધી આજે ઉભા રહ્યાં,
હું જેવા કૈંક યાત્રીને સંદેશા મૂક આપવા.
આ શું અરે! સહજમાં વહશે ગિરાના,
ગંભીર પ્રૌઢ ઝરણાં મધુર પ્રગાઢ;
આ બોલું બોલું જ થતાં મુખ ભવ્ય ગાથા,
તે સ્વર્ણભૂતની હસી વદશે અવશ્ય.
આ તર્ક થાય નિરખ્યે મૂરતી સુરમ્ય,
કોરાયલી ભીંત પરે ક્ષીણ પથ્થરોમાં;
શિલ્પત્વ પ્રાચીન ઘણુંય છતાં જીવન્ત,
શોધી રહ્યો હું લહવા કંઈ ગૂઢ એમાં
સહસા વૃત્તિઓ મારી પલ્ટાઈ દૃશ્ય દેખતાં,
ગુફાના ગર્ભનું; ભીનાં હૈયું ને ચખ આ થતાં;
રે! ધર્મનાં ઝનુન માપી શક્યા ન આનું
ઉંડે છુપાયલ કલાનું ઉંડેરૂં તત્ત્વ;
છેદ્યાં પગો, ચિબૂક, નાક, કરો; અનેરૂં
લાલિત્ય દર્શન ખરે, બનતું અપૂર્ણ.
રેડ્યું નિચોવી નિજ સત્ત્વ અનેક શિલ્પી,
શ્રદ્ધાભર્યાં બહુ રહેલ હશે અજંપા;
અજ્ઞાત છો અમરબંધુ બધા; હું કલ્પી
હૈયે મનોમય છવી તમ, કાં નમું ના?
શા શા મંત્ર હશે ગુંજ્યા આત્માના પ્રતિબિમ્બ શા
ભેદી આ પથ્થરો જૂના ક્યાંના ક્યાં સુધી વિસ્તર્યા?
આજે જુઓ પડી પ્હણે બીજી ટેકરીએ,
અંગ્રેજ-તોપ વિકરાલ વિકાસી ડાચું,
એ સૌ કુસંસ્કૃતિની પ્રેત બની પ્રસારે
કાળા કરો નિજ; અમંગળ વાત વાચ્યું:
"જ્યાંથી અનાહત સ્વરે ચિર મંત્ર સ્ફૂર્યો,
ભિખ્ખુહૃદે જગતની પરશાંતિ કેરો,
એ આજ ધામ અહીંથી છુટી અગ્નિગોળો,
નિર્ભ્રષ્ટ કૈંક કરશે નિરદોષ જીવો."
શાને આ કલ્પનાઓ સૌ મારે હૈયે વૃથા બળે?
અન્તેવાસી રહ્યો સિંધુ અનાસક્તઃ રહું હું યે.
આવું ઉગ્યે હું સ્થિરતા લહું, હૈયે મરૂં,
ફૂણાં ઉંડા ઉમળકે વદતું લળી ત્યાં:
"તું યાત્રુધામ બન કૈંક કવિજનોનું
ધારાપુરી! તવ પદે પ્રણિપાત મારા."

## 'શાને?'

પ્રભુદાસ કા. વ્યાસ

: અનુષ્ટુપ :

હાથમાં પાત્ર ના, પોતે પાત્ર ના, શેરડા પડે;
ખિન્નતા છાઈ છે મોઢે ઊના નિઃશ્વાસ નીસરે.
'રામ, રામ, હરિ' બોલી હાંફતી હાલતી જરી
ફૂંટલી લાકડી ટેકે ડોશી દેવ-ઘરે ઉભી.
ચીંથરે થીગડે ઢાંક્યું માળખું, ચાડી રૂચાં કરે
દૂબળાં અંગ ક્યાં ક્યાંથી ઘોર દારિદ્રની અરે.
દીનને દુઃખ દેવાને વીફરે વાયુ ને વધે
ફારમી ક્રૂર ઠંડી કૈં કકડે હાડ ચામને.

સામે 'રામ' ઉંચે સાદે બોલતો રામ-કીણુ તે
ઓઢી શાલ-દુશાલા ને તાપતો સગડી સુખે,
રાતો-રાણુ, સજાવા ને જીભડી-અસ્તરો મુખે
બેઠો પૂજારી ગાદીએ;-ચોપડીમાં જ મગ્ન છે.
ને ચોપાસ બધે લોકો પુત્ર ને પરિવારથી
વિંટળાઈ ઘરોમાંહી મ્હાલતાં રંગ-રાગથી.
'કો અરે ક્યાહરે બાપુ ખોબલો ખીચડી દીએ?'
બાપડી આધળી માગે કંપતા કરુણ-સ્વરે.

રંગ-બેરંગી વસ્ત્રોએ આંજતાં આંખને, ગયાં.
આવિયાં નર ને નારી; નેત્રોના આર્દ્ર કો થયાં.
એ હતી એક દિ' લીલી વેલડી વિશ્વ-વાડીની
ફળ-ફૂલે લચી રે'તી માવડી પાંથ-પંખીની.
ફાટતે હૃદયે સૌને વોળાવી, ઠૂંઠ શી રહી
આજ એ પ્રભુને ખોળે, માનવીની દયા ગ્રહી.

કોઈએ ભાવ પૂછ્યો ના, ટાઢની હેલીઓ પડી
કંપતાં કાળજાં, સાંઠી ખખડી, હાંફ તો ચડી.
એમ ને એમ પૂજારી પત્ર ફેરવતો ગયો;
ટાઢને ભૂખથી ડોશી કેરો પ્રાણ જતો રહ્યો.

ન્હોતી એ જગમાં માતા? પુત્રી શું પ્રભુ રામની!
શાને એ, અન્ય દીનો યે યાતના ચામ-દામની
વેઠે? ને ભોગવે કાં ના સમૃદ્ધિ યામ-યામની!
ને શ્રીમંત-ઘરે શાને સંપત્તિ સુર-ધામની!

[1]અયાચક વર્ણ હોવાથી.

# જીવનવિકાસી સંગઠન

શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

આજકાલનો કોઈ પણ માણસ લો તેને સ્વાભાવિક રીતે જ ઊંડે ઊંડેથી એમ લાગતું હોય છે કે આપણે હવે કોઈ નવા જમાનાની, નવા યુગની, નવા જીવનક્રમની શરૂઆત કરીએ છીએ. ભારતવર્ષ એક છે એમ આપણે ભલે કહેતા આવ્યા હોઈએ, તેમજ આપણી સાંસ્કૃતિક એકતા મુખ્ય મુખ્ય બાબતોમાં સ્પષ્ટપણે ભલે દેખાતી હોય તોયે આપણે આજ લગી નાની મોટી ટોળીઓમાં જ રહેતા આવ્યા છીએ એ ભૂલવું ન જોઈએ. વિવિધતામાં એકતા એ આપણી સંસ્કૃતિની ખાસિયત છે. પણ આપણે તો વિવિધતાને અનેકધા ફાલવા દીધી અને એકતા કેળવવાનું જ ભૂલી ગયા. તેથી સમાજમાં બળ હોવા છતાં આપણે નબળા નીવડ્યા. આપણા બધાની એકસરખી રહેણીકરણી તથા વિચારસરણી હોવા છતાં આપણે છિન્નભિન્ન થઈ ગયા.

મૃત્યોઃ સ મૃત્યુમાપ્નોતિ ય ઇહ નાનેવ પશ્યતિ ।

જે પોતાના જીવનમાં કેવળ વિવિધતાની જ પાછળ પડે છે તે જીવનના એક પછી એક ક્ષેત્રમાં મૃત્યુના-ક્ષયના સંકજામાં સપડાય છે, એમ આપણા પિતરોના પિતા એવા યમરાજાએ ક્યારનું કહી દીધેલું છે. ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં પણ કહ્યું છે કે "જે જ્ઞાન ભેદભાવને પોષે છે, અને વિવિધતાને જ ઓળખે છે તે જ્ઞાન સમાજની પ્રગતિ રોકી દે છે. વળી કેટલાક લોકો તો વસ્તુઓનું તારતમ્ય ન ઓળખતાં ક્ષુદ્ર એકાંગી વસ્તુઓને જ સર્વસ્વ માની લઈ અનાડીપણું કરવા માંડે છે. આવા લોકો સમાજને વધારે ને વધારે નીચે લઈ જાય છે. એક જ પ્રાન્તને જેઓ આખો દેશ માને છે, સંસ્કૃતિના કોઈ એક અંગને જ જીવન સર્વસ્વ માનતા થાય છે તેઓ પોતાની શક્તિનો યોગ્ય ઉપયોગ કરી શકતા નથી." કોઈ ગાડાના બધા ભાગ ભલે સાબૂત હોય પણ એ જો પોતાની જગ્યાથી ખસી ગયા હોય અથવા ઢીલા પડી ગયા હોય તો તે ગાડું યાત્રા કેવી રીતે કરી શકે?

એક જમાનો હતો જ્યારે વેદોપાસના, સંસ્કૃત વિદ્યા, ભક્તિમાર્ગ, વિરક્તિ વગેરે મહાન તત્ત્વોને જોરે આપણે સાંસ્કૃતિક એકતા સ્થાપી શક્યા. પણ જેમ યુગોત્કર્ષ થતો જાય તેમ સમન્વયકારી તત્ત્વ વધારે ને વધારે વ્યાપક બને એ જરૂરનું હોય છે. પરશુરામને

વખતે બ્રાહ્મણસંગઠન કે ક્ષત્રિયસંગઠન સ્વાભાવિક હશે; વેદકાળમાં આર્યસંગઠન મહત્ત્વનું બન્યું હશે; છત્રપતિ શિવાજી મહારાજ કે રાણા પ્રતાપના વખતમાં હિન્દુસંગઠન ભલે અનિવાર્ય બન્યું હોય; પણ આજે તો ભારતીય સંગઠન એ જ એક માત્ર યુગધર્મ છે એ વિષે શંકા ઉઠાવવાનું કારણ નથી.

આ જાતનું સંગઠન જુદા જુદા ક્ષેત્રોમાં ક્યારનુંય શરૂ થઇ ગએલું છે. અખિલ ભારતીય સંસ્થાઓ તથા પ્રવૃત્તિઓ દેશમાં ઠેરઠેર નજરે પડે છે. માત્ર કેળવણી અને સાહિત્યની બાબતમાં દરેક પ્રાન્ત એકલગ પેઠો બની જઇ પોતા પૂરતો વિચાર કરતો આવ્યો છે આધુનિક સંસ્કૃતિના બ્રાહ્મણો એટલે કે અંગ્રેજ લોકો અને તેમની સત્તા, આ બાહ્ય કારણોને લીધે જે એકતા આપણા બધા ઉપર લાદવામાં આવી છે તે એકતા કોઇ પ્રાણદાયી તત્ત્વ છે એમ તો ન જ કહી શકાય.

પ્રાન્ત દીઠ કેળવણીની જુદી જુદી વ્યવસ્થા થઇ; સરકારી વિદ્યાપીઠો સ્થાપવામાં આવી. આ યુનિવર્સિટીઓએ એતદ્દેશીય તથા પ્રાન્તિક જીવન તથા સંસ્કૃતિને કેટલું પ્રાધાન્ય આપ્યું એ તો આપણી પ્રત્યક્ષ નજર આગળ જ છે, હવે પછી અખિલ ભારતની કેળવણી એક તંત્ર નીચે લાવવાના સરકારના પ્રયત્ન ચાલુ છે, સરકાર એમાં ફાવે તો પણ સમાજહૃદય તેથી એક થશે કે કેમ તે વિષે શંકા જ છે. બહારથી સ્થાપવામાં આવેલી એકતા સમાજને શી ધૃતિ આપી શકે?

સાહિત્યની બાબતમાં આપણે ત્યાં સંગઠન જેવું કશું જ નથી એમ કહીએ તો ખોટું નથી. સાહિત્યને એક જ દોરડે બાંધવું અથવા તો નાથવું સહેલું નથી. સાહિત્યને મોઢે ડૂચો દેવો સહેલ હોય છે; પણ પ્રૌઢ સાહિત્યને નાથવું નામ જ સહેલ થતું નથી. કોઇ પણ ક્ષેત્રની બાલ્યાવસ્થામાં જ તેના ઉપર પારકો અંકુશ રહી શકે છે.

સાહિત્યમાં કેટલી શકિત છે એની વધારે ને વધારે પ્રતીતિ મનુષ્યજાતિને થતી જાય છે. સાહિત્ય એકજાતનું ચૈતન્ય છે; સામાજિક તેજ છે; મનુષ્ય સંકલ્પની અમોઘ શકિત છે. આ શકિતની મદદથી માણસ ગમે તે સારું નરસું પરિણામ ચોક્કસ આણી શકે છે, પણ આ બેધારી તલવાર છે. એ એક રસાયણ હોવાથી જે એને જીરવશે તેને તે અજરામર બનાવશે; પણ જો એનો દુરુપયોગ થાય તો તે સમૂળ ઉચ્છેદ કર્યા વિના રહેશે નહિ એક વખત એવો હતો કે લોકો સાહિત્યનો મોક્ષસાધનાર્થે ઉપયોગ કરતા. આગળ જતાં સત્તાધારીઓ અને પૈસાદાર લોકોના મનવિનોદન માટે સાહિત્યનો ઉપયોગ થવા માંડ્યો. આ કામ વિષે હદપાર થયેલા એક જર્મન યહૂદી લેખકે કહ્યું છે કે:

"આ સમય સાહિત્યકળા માટે કે સાહિત્યકારો માટે કપરો હતો. સાહિત્યકાર એટલે પોતાને ત્યાં સંઘરવા યોગ્ય એક ગુણીજન એવી કલ્પના સમાજમાં રૂઢ થઇ હતી. એનો પ્રત્યક્ષ જીવન સાથે કશો સંબંધ હોય નહિ. સાહિત્યકાર ક્રુદ્ધ થયો શું કે સંતુષ્ટ થયો શું બન્ને વસ્તુઓ સરખી જ. એના શબ્દો હવાઇ બાર કે હવામાં ફેરવેલી બોથાટી જેવાં સાહિત્ય વિનોદનું એક ઉત્કૃષ્ટ સાધન મનાતું પણ, એથી વધારે પ્રતિષ્ઠા એને ન હતી.

"અને સાહિત્યકાર પણ એક વાત ભૂલી ગયો કે માત્ર શબ્દકૌશલ્ય કે કલ્પનાવૈભવ એના ધંધા માટે બસ નથી પણ તે માટે ચારિત્ર્ય પણ આવશ્યક છે. સાહિત્ય-કલાધર એ ભૂલી ગયો કે તે તે વખતે લોકોની જે અભિરુચી રૂઢ થઇ ગઇ હોય તેને પોષવી અથવા તો તેની ખિદમત કરવી એ તેનો ધર્મ નથી; પણ સત્ય, ન્યાય, પ્રસન્નતા, સૌન્દર્ય, સ્વાતંત્ર્ય માનવી, મન અને ચૈતન્ય આ સનાતન અને સાર્વભૌમ જીવનતત્ત્વોની અનન્ય નિષ્ઠાથી ઉપાસના કરવી એ તેનો ધર્મ છે સ્વધર્મકર્મનું ભાન ભૂલ્યાને કારણે તે સત્તાધારીના આશ્રિત પરિવારમાં ગણાવા લાગ્યો અને જીવનનું કઠોર સત્ય અને વાસ્તવિક પરિસ્થિતીને ભૂલાવી દેવાં એ જ તેનું એકમાત્ર કાર્ય બની ગયું એ જ હેતુથી લોકરંજન કરનાર અનેક વર્ગમાંનો એક એ બની ગયો. આ દુનિયા ઉપરના અત્યલ્પ એવા માનવી જીવનપથ પર પ્રકાશ પાડવાનું કાર્ય છોડી દઇ

વખત કેમ વિતાડવો એની તે ચિંતા કરવા લાગ્યો. કામને લોકો Pastime અથવા-મહાશય તરફ કહે છે તેમ-કાલક્ષેપમ્ ગણવા લાગ્યા.

"પરિણામે પંડિત આશ્રય વિના શોભે નહિ એવી માન્યતા ફેલાઇ અને તે વનિતા અને લતાની હરોળમાં જઇને બેઠો, ખાધે પીધે સુખી એવા લોકોને કંટાળો ઉપજે નહિ એટલા માટે શું શું કરી શકાય તેની ચિન્તા કરવાનું કામ જ આ કલાધરો માટે રહ્યું. માનવી જીવનનો બોજો ઉપાડીને જે બિચારા કેવળ ભારવાહી જ બન્યા છે એવા પામરોને સાહિત્યનો આસ્વાદ લેવા માટે ફુરસદ ક્યાંથી હોય? અને જ્યારે કામનો જ દુકાળ પડવાને કારણે આવા લોકોને નવરાશનો વખત મળે છે, તે વખતે રોટલાની તીવ્ર ચિંતાને લીધે સાહિત્ય ક્યાંથી સૂઝે? ભૂખ્યો માણસ વ્યાકરણથી પેટ ન ભરી શકે કે તરસ્યો કાવ્યરસથી તરસ છિપાવી ન શકે. ટૂંકમાં સાહિત્ય નિર્માણ થયું તોય એ કૃતાર્થ થયું નહિ.

"આવે સમયે જે વર્ગોએ સાહિત્યને આશ્રય બક્ષ્યો તેમની મનોવૃત્તિ તેમાં પ્રતિબિંબિત થયા વગર કેમ રહે? સમાજમાંના ભીષણ જીવનકલહનું રૂપ સાવ બદલી નાખી તેને નસીબનું રૂપ આપવામાં આવ્યું. પ્રચંડ ધાર્મિક અને સામાજિક વિગ્રહોને વિદૂષક જેવો હાસ્યાસ્પદ વેષ ચડાવીને તેમને નાટકોમાં ઉપાખ્યાનનું સ્થાન આપવામાં આવ્યું અને માનવી રાગદ્વેષના અદમ્ય પ્રવાહને નહન ક્ષુદ્ર બનાવી દઇ કઇ સ્ત્રીએ કોની સાથે અભિસાર કર્યો અને કોને હાથતાળી દીધી એનાં જ વર્ણનો સાહિત્યમાં સર્વત્ર દેખાવા લાગ્યા. બધા જ દગાબાજ લોકો: નાટકકાર, નટ, તેમના શિક્ષક, અને પ્રેક્ષકો પણ-બધા જ જુલમગાર કે જુલમના ભોગ થઇ પડેલા."

આ ખાડામાંથી સાહિત્યને ઉપર કાઢવાના પ્રયત્નો સેવાપરાયણ એવા પ્રજાના કેટલાક ઉપાસકો આદરી રહ્યા છે આવા લોક-સેવક સાહિત્યકારોનું આંતરપ્રાન્તીય સંગઠન કરવું એ આપણો પ્રધાન ઉદ્દેશ છે. પારકી સંસ્કૃતિની એક પછી એક રેલ આવ્યાને કારણે આપણા લોકો ગંડાઘેલા થયા હોય તો તેમાં નવાઇ નહિ, પણ દરેક નવું પૂર પોતાના પાણી સાથે જે પૌષ્ટિક કાંપ લાવે છે તે જ ચૈતન્યના અંકુર માટે સારામાં સારું ખાતર બને છે, અને પછી જીવનાંકુર ઊગી નીકળતાં જ સત્તર આના પાક ઊતરે છે.

અમને લાગે છે કે આપણા દેશના ઇતિહાસમાં આવો સમય અત્યારે આવ્યો છે.

જમીન તૈયાર થયેલી હોય તે વખતે જે નિર્ભય થઇને બીજ વાવતો નથી, અને આજ સુધી જીવન-જતન સાચવી રાખેલાં બી જમીનમાં વાવીએ તો કાદવમાં પડી જશે, કોહી જશે એવી ભીતિ મનમાં રાખે છે અને તેથી જૂની થાપણ છે એને સાચવી રાખવામાં જ મોટો પુરુષાર્થ છે એમ માને છે. તે આસ્તિકતાની ભાષા બોલતો હોય તો પણ વાસ્તવિક રીતે નાસ્તિક છે, જીવનદ્રોહી છે. મડદાની સાચવણી કરી ચૈતન્યની ઉપાસના ઊંધી વાળનારો છે, તે મોઢે ભલે ધર્મની જય બોલે પણ હાથે કાર્ય એવું કરશે કે ધર્મનો અચૂક ક્ષય જ થાય. હવે પછી આપણે ધર્મના રક્ષક બનવાનું નથી પણ ધર્મનું રક્ષણ મેળવવાનું છે. અલબત્ત આ ધર્મ તે જૂની. કોહી ગયેલી કે ખોખરી બનેલી રૂઢિનો ધર્મ નહિ પણ ચૈતન્યનો સનાતન ધર્મ હશે.

આ ધર્મ આપલે કરતાં કદી અચકાશે નહિ. જીવવું એટલે જ આપલે કરવી. જે આપે છે અને લે છે તેના ઉપર આ જીવનદેવતા પ્રસન્ન થાય છે **ददाति प्रतिगृह्णाति नान्यथैषा प्रसीदति ।** પણ આપવું એટલે કે ગુલામની જેમ કર, વેરો કે દંડ તરીકે આપવું તે નહિ; અને લેવું એટલે ભિખારીની જેમ ફેંકી દીધેલા કકડા ઊંચકવા નહિ. દુનિયામાં સમાન ભાવે બધાની સાથે બરોબરિયાની જેમ રહેવાની આવડત જોઇએ. આ સામ્યયોગ સાધવા માટે જ અરસપરસ સહકારની કલા હસ્તગત કરવાની જરૂર છે. આપણા દેશમાં દરેક પ્રાન્તની કંઇક ખાસિયત હોય છે જ. પ્રાન્તીય ભેદો સ્પષ્ટ દેખાય તેવા છે; પણ સંસ્કૃતિ કંઇ પ્રાન્ત દીઠ જુદી નથી. સંગીતના કોઇ સમૃદ્ધ અને સંપૂર્ણ રાગમાં જેમ આરોહી અને અવરોહી સ્વરોમાં ભિન્નતા હોય છે તે જ જાતની ભિન્નતા

આપણા વિવિધ પ્રાન્તોમાં અને તેમાંના જુદા જુદા વર્ગોમાં છે.

જે વખતે રાષ્ટ્રનો આત્મવિશ્વાસ સાવ ઊડી ગયો હતો, તેનામાં કોઇપણ જાતની હિંમત રહી નહોતી તે વખતે કેટલાક લોકો પારકાનું કેવળ અનુકરણ કરવાનો ઉપદેશ આપવા માંડ્યા, અને કેટલાક તેમનો વિરોધ કરી જૂના મડદાંને મસાલામાં ઢાંકી દઇ તેની મમી બનાવી તેની પૂજા કરવી જોઇએ એમ કહેવા લાગ્યા. આપણે ત્યાં આ ઝઘડો વરસો સુધી ચાલ્યો. પણ પાછળથી ખરી જાગૃતિનો ઉદય થતાં જ જૂની મૂડી ઉપર જીવવાની અથવા તો ડબ્બામાં પૅક કરીને મળતા પરદેશી ખોરાક ઉપર ગુજરાન ચલાવવાની બિલકુલ આવશ્યકતા નથી, પણ પોતીકી જમીનને ઘરનું તેમજ બહારનું ખાતર આપી નવો પાક તૈયાર કરવો જરૂરનું છે એ વાત ડાહ્યા લોકોના મનમાં વસી. કષ્ટપૂર્વક જમીનને એ માટે તૈયાર કરી તાજો પાક લેવાથી જ રાષ્ટ્રજીવનને આવશ્યક એવાં બધા વિટૅમીન્સ મળી શકે, એટલી સાદી વાત પણ આપણે ગળે ઊતરતાં બે પેઢી જેટલો કાળ રાહ જોવી પડી. અને તેથી જ આન્તરપ્રાન્તીય સંગઠનની જરૂર આપણને આજ સુધી ભાસી નહિ સ્વાવલંબનનો પ્રયત્ન કરતી વખતે જ 'અરસપરસ સહકારની જરૂરિયાત ભાસવા લાગે છે. પરાવલંબનમાં માત્ર નાથનિષ્ઠા પૂરેપૂરી હોય એટલે બસ. હવે જ્યારે આપણે જાત અનુભવનું મહત્ત્વ સમજી પરાક્રમ કે—પુરુષાર્થ કરવા લાગ્યા છીએ તે વખતે એકબીજાની સલાહ લેવાની જરૂર આપણને ભાસવા લાગી છે.

માણસો પ્રયોગવીર ન હોય, અનુભવ પરાયણ ન હોય તો 'कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम्।' એ જાતની પૂર્વાનુસારી વૃત્તિને તે રેવાઇ જાય છે. એ જમાનામાં આપણે બહારના ગુરુઓ ઘણા કર્યા, પણ આત્મ ગુરુની શોધ ન કરી.

રાજકારણમાં 'પચની સાલમાં પ્રથમ જૂની પદ્ધતિથી સાધું સાદું એવું એક બંડ આપણે કરી જોયું. તે પછી રાજકર્તાઓનો ઇતિહાસ વાંચી તેમનું જ અનુકરણ શરૂ કર્યું. પ્રથમ આપણે એવી આશા સેવતા હતા કે લિબરલપક્ષના લોકો ભલા છે તેમને હાથે જ આપણું કલ્યાણ થવાનું છે. તે આશા દુરાશા છે એવો અનુભવ થતાં આપણે મજુરપક્ષનો છેડો પકડ્યો. તેજ જમાનામાં ફ્રાન્સ, ઇટલી, અમેરિકા વગેરે દેશોનો ઇતિહાસ વાંચી એમાંથી આપણે પ્રેરણા મેળવવા મથ્યા. એટલામાં રશિયાની પ્રગતિથી આખી દુનિયા અંજાઇ ગઇ અને તે દેશમાં થયેલી ક્રાન્તિ ઇતિહાસસિદ્ધ શાસ્ત્રના મજબૂત પાયા ઉપર રચાયેલી છે એવી આપણને ખબર મળી.

ગુરુમંત્ર ગમે તેની પાસેથી લેવાય; પણ જો તે આત્મસાત્ કરી ન શકાય તો તેમાંથી સામર્થ્ય પ્રાપ્ત થાય નહિ. સાહિત્યની બાબતમાં પણ અનુકરણને તથા ઉછીનું લેવાને મર્યાદા હોય છે. કોઇ ગ્રંથનું સ્વભાષામાં ભાષાંતર કરીએ અને તે લોકો સમજી ન શકે તો તેથી શો લાભ ? અથવા સમજાય તોય તેને વિષે સહાનુભૂતિ પેદા ન થાય, તે કોઇને આકર્ષક ન લાગે તો તે એળે ગયું જ કહેવાય, ધારોકે તે આકર્ષક પણ નીવડે પણ જો તે લોકોના માનસમાં પ્રવેશ ન કરે, વિચારસરણી ઉપર અસર ન કરે, લોકોના જીવનમાં કે તેમની ભાષામાં ઉતરે નહિ તોય તે નિષ્ફળ ગયું કહેવાય. સાહિત્યની શકિત અદ્દભુત છે, પણ તે રસાયણ જેવી છે. એકલા સાહિત્ય વાંચનથી અને પારકા પાસેથી આદર્શ અને અનુભવ ઉછીના લેવાથી બહુ બહુ તો સાહિત્યક્ષેત્ર સમૃદ્ધ થાય પણ તેમાંથી જીવનસાફલ્ય ક્યાંથી નિષ્પન્ન થાય ?

જીવન સમૃદ્ધ, વ્યાપક અને ગંભીર થાય તો જ ઉપરના ગુણો સાહિત્યમાં ઊતરે શોધખોળ, પરાક્રમ, પ્રવાસ, વેપાર—હુનર, કલા-કૌશલ્ય, નિરીક્ષણ, પરીક્ષણ ઇત્યાદિ વસ્તુઓમાં જ્યારે સમાજ મોખરે હોય છે, તેની મહત્ત્વાકાંક્ષા જ્યારે ઉત્તુંગ થાય છે અને કર્તવ્યબુદ્ધિ ભેદક થાય છે ત્યારે જ સાહિત્ય જોમદાર બને છે.

આવી જાતનું પોષણ સાહિત્યને હવે મળવા માંડ્યું છે અને તેથી જ સાહિત્યનું આંતરપ્રાન્તીય સંગઠન કરવાની જરૂર આજે ભાસવા લાગી છે. તેમજ તે

માટે ઉત્સાહ પણ દેખાવા લાગ્યો છે. એમ જોવા જઈએ તો આ કલ્પના પચીસ ત્રીસ વર્ષની જૂની છે. પણ સાહિત્યસંગઠન કરવાની આવશ્યકતા તે વખતે ઊભી થઈ ન હતી એમ કહીએ તો ખોટું નથી.

જીવનને ભૂલી જઈને, જીવનનો દ્રોહ કરીને કેવળ સાહિત્યનું પોષણ અમારે કરવું નથી. જીવન માટે સાહિત્ય છે; જીવનમાંથી સાહિત્યનો ઉદ્‌ગમ છે અને સાહિત્યનું ફળ પણ સંસ્કારી અને સમર્થ જીવનમાં જ રહેલું છે. વિવિધતામાંથી ઐક્ય એ જે આપણો જીવનમંત્ર તેને સાહિત્યમાં પણ સ્પષ્ટ રીતે અને પૂર્ણપણે વ્યક્ત કરવો છે. અને તેથી સર્વસમન્વય એ જ અમારો ધ્યાનમંત્ર છે.

કેટલાક લોકોને એમ લાગે છે કે અનેક વસ્તુઓની ખીચડી બનાવી દીધી એટલે સમન્વય સધાયો. જ્યારે બીજા કેટલાકને એમ લાગે છે કે કોઈ એક વિશેષ વસ્તુનો સ્વીકાર કરી તેને વિસ્તારી બાકીની વસ્તુઓને તિલાંજલી આપવી એ જ ઐક્યનું એક માત્ર સાધન છે. પણ આ બન્ને દૃષ્ટિઓ ભૂલ ભરેલી છે. વિવિધતા વિના ઐક્યમાં કશો અર્થ જ નથી. વિવિધ ઘટકોનું પોતપોતાનું સ્વત્વ યોગ્ય પ્રમાણમાં ન સચવાય તો સમન્વય કોનો કરવાનો? સ્વત્વ અને સમન્વય એ એક બીજાનાં વિરોધી એવાં તત્ત્વો દેખાય છે; તે સહેજે એક બીજામાં ભળતાં નથી એ ખરું; પણ સમાજે યોગ્ય સાધના કરીને એ સમન્વયશક્તિ કેળવવાની હોય છે. અનેક ભૂલો થશે; કેટલીય પેઢીઓ હોમાશે; પણ સ્વત્વ અને સમન્વય એ બેની એકરૂપ ઉપાસના થાય તો તેમાંથી જીવનનાં દિવ્ય સ્ફુલિંગ નીકળ્યા વિના ન જ રહે. એનું જ બીજું નામ તે જીવનરસાયન.

કેવળ ખીચડી બનાવવાથી કોક કોક વખતે અનિષ્ટ વસ્તુઓ જ પેદા થાય છે. બજારમાં બધી વસ્તુઓ એકત્ર થયેલી હોય છે. પણ દુકાનને કોઈ ઘર કહેતું નથી; પુસ્તકોની દુકાન એટલે કાંઈ પુસ્તકાલય ન કહેવાય

ઉપર અમે કહી ગયા તેમ વ્યાપકજીવન એ જ સાહિત્યનું ક્ષેત્ર છે. તેથી જીવનનાં બધાં ક્ષેત્રો અમારા ચિન્તનના વિષય છે. પણ આ ક્ષેત્રોમાંનું ઘણું જ મહત્ત્વનું અને વ્યાપક ક્ષેત્ર અમે જાણી જોઈને હાલ બાદ કરવાના છીએ. રાજકારણનો—ઉચ્ચ ભૂમિકા ઉપરથી ચર્ચાતા રાજકારણનો—અમે કલ્પેલા સાહિત્યને બાધ નથી. પણ હાલની પરિસ્થિતીમાં અમારી ભાવનાઓ મૌન દ્વારા વ્યક્ત કરવી એ જ ઇષ્ટ છે. આજે રાષ્ટ્રમાં બધાને એકત્ર લાવવાની ભારે જરૂર છે. ધર્માભિમાન, જાત્યભિમાન, પ્રાન્તાભિમાન અને રાજકારણી પક્ષભેદ વગેરે વસ્તુઓથી આપણી મનોવૃત્તિઓ એટલી પ્રક્ષુબ્ધ, સંકુચિત અને બુદ્ધિવિમુખ થઈ જાય છે કે તેથી સાંસ્કૃતિક સંગઠન વધારે ને વધારે મુશ્કેલ થઈ પડે છે. જ્યાં ખુલ્લા દિલથી વાત કરી શકાય નહિ ત્યાં મૌન સેવવું સારું. બીતા બીતા અથવા કોઈની શેહમાં તણાઈને ખરા ખોટાનું મિશ્રણ કરવામાં અથવા આડકતરી રીતે બોલવામાં સત્યનું પાલન નથી, સામર્થ્ય નથી, તેજસ્વિતા નથી અને માનસિક સમાધાન તો નથી જ. અને પરિણામ જોવા જાઓ તો—શૂન્ય! આ બધાં કારણોને લીધે અમારી પ્રવૃત્તિને રાજકારણથી અલિપ્ત રાખવાનું અમે પસંદ કર્યું છે.

વ્યક્તિગત ટીકા પણ બનતા સુધી ટાળવાની અમારી નેમ છે. બધા જ જ્યાં સ્ખલનશીલ છે ત્યાં કોણ કોનો ઉપહાસ કરે? પ્રથમ પથ્થર કોણ મારે? અને વ્યક્તિગત ટીકાથી નથી ટીકા કરનારને લાભ થતો કે નથી સુધરતો ટીકાનો વિષય થયેલો માણસ. એક તો તે ચિડાશે અથવા તો નાઉમેદ થઈ નિરાશ થશે. પરિણામ સામાજિક જીવન વધારે ને વધારે નીચું પડે છે એવો સાર્વત્રિક અનુભવ છે.

કેટલાક કહે છે કે સાહિત્ય એ જીવનનું સમાલોચન છે. વાત સાચી છે પરંતુ તેમાં આખું સત્ય આવી જતું નથી. સાહિત્ય જીવનની પુનર્ઘટના છે તેમજ નવસર્જન પણ છે, અને કેટલીક વાર તે જીવનપ્રેરણા પણ હોય છે. આ બધા આદર્શો અમારી નજર આગળ છે.

ભારતી સાહિત્યનું મુખ્ય કામ તો રાષ્ટ્રભાષા દ્વારા જ ચાલશે. પણ તેનો સંદેશો દરેક પ્રાન્તીય ભાષાએ પોતપોતાના પ્રાન્તમાં પોતપોતાની ઢબે પહોંચાડવાનો છે. બધા મળીને એક પંક્તિમાં જમવા બેઠા હોય તોય શું

# વસંતને સુખ આપવા

શ્રી કાંત

સામાન્ય રીતે તો સાંજના છ વાગે ટપાલ આવી જતી પણ નિરંજનને આજે પોતાના કાગળની પાકી ખાત્રી હતી છતાં સાત વાગ્યા સુધી એને કાગળ મળ્યો નહિ. આ કાગળની રાહમાં એનો આખો દિવસ, લાંબો પણ પ્રફુલ્લ ગયો હતો પણ છેલ્લા એક કલાકની આતુરતા અને મનમાં ઊઠેલી કલ્પનાઓને કોઈ સીમા નહોતી રહી. કાગળમાં શું હશે તે એણે કલ્પી લીધું હતું. એને આજ સુધીમાં આવા સોએક કાગળો તો મળ્યા હશે અને જો કોઇ નિરંજનને પૂછે અથવા તો નિરંજન પોતે પણ એ દરેક કાગળનું પૃથક્કરણ કરવા બેસે તો એક પણ કાગળમાં એવી વસ્તુ કે વિગત ન મળે જે બીજા કાગળોમાં ન હોય. છતાં નિરંજનને પ્રત્યેક કાગળમાંથી નવો જ પ્રાણ અને નવો જ શ્વાસ મળતા હતા. આજે જે કાગળની એ રાહ જોતો હતો એ કાગળના શબ્દો ને વાક્યો એના અંતરમાં રમતા હતા અને કાગળ ઉપર ચિતરેલા અવ્યવસ્થિત અને બેડોળ અક્ષરો કોઇ કલાવસ્તુ સમા એની આંખ સામે તરવરતા હતા. નિરંજનને હંમેશ વસન્તના કાગળમાં, કાગળની વિગતોમાં, અક્ષરમાં, અક્ષરની મરોડમાં, સંબોધનમાં અને સરનામામાં પણ, નવીનતા લાગતી. આવી નવીનતા શા માટે લાગે છે તે એણે કોઇ દિવસ વિચાર્યું જ નહોતું. વિચારવાની જરૂર પણ નહોતી ઊભી થઇ. તેમ માત્ર કાગળમાં જ એને નવીનતા લાગતી હતી એમ પણ નહોતું. હજાર વખત જોયેલી વસન્તની આંખમાં એ પ્રતિ પળે નવાં તેજનાં જ દર્શન કરતો હતો. એના કાનમાં જ્યારે વસંતના સુરીલા કંઠનો અવાજ અથડાતો ત્યારે એને તરેહ તરેહની રૂપાઘંટડીઓ વાગતી હોય એવું લાગતું. અને એટલું જ નહોતું વસન્તના દેહની અને શ્વાસની સુવાસ પણ એને રૂચિકર અને પરિચિત હતી છતાં નવીન જ લાગ્યા કરતી હતી. એક જ વાક્યમાં કહીએ તો નિરંજને વસન્તમાં, વસન્તના પ્રત્યેક સ્વરૂપમાં નિત્ય નવનવાં રૂપ ધારણ કરતાં સૌંદર્યનો જ સાક્ષાત્કાર કર્યો હતો.

આવા નિરંજનને સાત વાગ્યા છતાં, પૂરી ખાત્રી હતી તો પણ કાગળ ન મળે તેથી થાક લાગી જાય એમાં શી નવાઈ? જ્યારે એને કાગળ ન મળ્યો ત્યારે એની બાજુમાં બેઠેલો સૂર્યકાન્ત બોલપટના લહેકાથી બોલ્યો: ' ક્યોં, ખત નહિ આયા ? '

' હાં, નહિ આયા. ' મોં ઉપર હાસ્ય લાવી, એવા જ મુખભાવ સાથે નિરંજને

જવાબ આપ્યો.

'તો અબ ક્યા કરના હૈ?' સૂર્યકાન્તે સવાલ કર્યો. એ પણ નિરંજનના જેવો જ સિનેમાનો શોખીન હતો. રાષ્ટ્રભાષાને કારણે નહિ પણ સિનેમાની, એટલે કે પ્રેમની, વ્યથાની, દર્દની, શૌર્યની ભાષા હિંદી હતી એટલે એ હિંદીભાષાનો પ્રેમી બન્યો હતો. એ મોજમાં હોય ત્યારે હંમેશ હિંદી જ બોલતો અને તે પણ સિનેમાના પાત્રોની જ ભાષા અને અભિનય બંધબેસતા તો એ જ રીતે.

'અબ કરના ક્યા. જાંય ' ગૃહદાહ ' મેં' નિરંજને જવાબ આપ્યો અને ' ચલો ' કરતો સૂર્યકાન્ત ઊઠીને તૈયાર થયો.

બંને મિત્રો બહાર ગયા.

❖ ❖

**રાતના** સાડા દસ વાગે ' ગૃહદાહ ' જોઈને પાછા ફર્યા. નિરંજનના ઘર પાસે આવતાં ' ગૃહદાહ ' ની અચલાના અને મોહીમના વખાણ કરતાં બંને મિત્રો જુદા પડયા. નિરંજન ' ગૃહદાહ ' ની કલ્પનાસૃષ્ટિમાં રમણ કરતો ઘરમાં દાખલ થયો પણ ઉંબરમાં પગ મૂકતાં જ એની કલ્પના સરી પડી કારણ કે એને તુરત જ યાદ આવી ગયું કે આજ કાગળ નહોતો આવ્યો. મનમાં થોડાક તર્ક પણ જાગી ઊઠયા પણ જેમ તેમ મનને મનાવી એ પોતાના ઓરડામાં ગયો. ઘરના ઘણાખરા સૂઈ ગયા હતા. એ પણ ધીમે પગલે ઓરડામાં દાખલ થઇ સૂવાની તૈયારી કરવા લાગ્યો. તૈયારી કરી લીધા પછી ટેબલ ઉપર પડેલી બત્તી બુઝાવવા એ ટેબલ પાસે ગયો ત્યાં તો એના મોં ઉપરની તમામ રેખાઓ બદલાઇ ગઇ અને લોહીની ગતિમાં જ જાણે ફેર પડી ગયો હોય એમ એના શરીરનું પ્રત્યેક અંગ પ્રફુલ્લ બની ઉછળવા લાગ્યું. જેની એ રાહ જોતો હતો તે કાગળને ઓળખતાં એને વાર ન લાગી. 'કેમ મોડો થયો હશે?' એક ક્ષણ એ પ્રશ્ન ઊઠયો પણ તુરત શમી ગયો. 'કોઈએ વાંચ્યો તો નહિ હોય?' એ પ્રશ્ન ઊઠતાં એણે કાગળને ચારે બાજુ ફેરવી જોયો, પણ કવર અકબંધ જ હતું.

નિરંજન જાણતો હતો કે પોતાના જેટલી જ અંદરના કાગળને પણ ઉતાવળ થઇ રહી છે છતાં લગીર મોજ લૂંટવા અથવા તો જીજ્ઞાસાને ઘેરી કરીને પછી સંતોષવાની મઝા માણવા એણે ધીમેથી કવર ફોડયું અને એથીયે ધીમે રહી કાગળ બહાર કાઢી એની ઘડી ઉખેળી. અજાણપણે એનાથી ઓરડામાં નજર ફરી ગઇ. 'કોઇ જોતું તો ન હોય!'

કાગળ ઉપરનું સંબોધન વાંચ્યું, એ લીટી વાંચી. એના મોં ઉપર હર્ષની ભરતી ચડી આવી. એણે એકદમ બાજુમાં પડેલી ખુરશી ઉપર ઝૂકાવ્યું અને પગ લાંબા કરી અત્યંત નિરાંતથી કોઇ શરબત પીતું હોય એમ કાગળને પીવા માંડયો. કાગળ તો લાંબા ચાર પાનાંનો હતો એટલે અર્ધા કલાક સુધી નિરંજન એનું રસપાન કરી શકયો. કાગળને અંતે તા. ક. માં લખ્યું હતું: 'હું ચાર દિવસ પછી ત્યાં આવવાની છું અને ' ગૃહદાહ ' જોવાની છું. પણ તારી સાથે નહિ, સૂર્યકાન્તની સાથે. તને તો સાથે પણ નથી આવવા દેવો.' આ વાકયો વાંચતાં નિરંજનનું મોં મરકી ઊઠયું અને પેલો પ્રેમનો શબ્દ એના મોંમાંથી છૂટી પડયો: ' પગલી કહીં કી.'

❖ ❖

**ચાર** દિવસ પછી વસન્ત ત્યાં આવી અને નિરંજનને ત્યાં જ ઉતરી. એણે પહેલેથી જ નિરંજનને જણાવ્યું હતું એટલે એ સ્ટેશન ઉપર ગયો હતો. સૂર્યકાન્ત એનો પરમ મિત્ર હતો અને એની પાસે કશું છૂપું નહોતું છતાં નિરંજનને એકલા જ સ્ટેશને જવાની ઇચ્છા હતી એટલે એણે સૂર્યકાન્તને જેમ તેમ સમજાવી દીધો હતો. સૂર્યકાન્ત બાળક નહોતો અને નિરંજન–વસંતના પ્રેમ પ્રત્યે એને પૂરતી સહાનુભૂતિ હતી એટલે એ સાનમાં જ સમજી જવાનું હંમેશ પસંદ કરતો. કોઈક વખતે નિરંજન અને વસંત વચ્ચે વાત થતી કે ' આપણે સૂર્યકાન્તની હાજરીમાં કેમ આ રીતે નથી રહી શકતા?' વસંત

જવાબ આપતી કે 'મને પણ ઘણીવાર એ વિચાર આવે છે. આપણે એમને બધી વાતો, આપણા તોફાનની પણ કરીએ તો છીએ જ' ફરી નિરંજન એવું ને એવું બોલતો અને વસંત પણ કંઇક જવાબ આપતી પણ બંને પોતાનામાં એના કારણો અસ્પષ્ટ રૂપમાં જાણતાં જ હતાં.

નિરંજન સ્ટેશન ઉપર ગયો ત્યારે એના મનમાં એક બાજુ આનંદની ભરતી હતી અને બીજી બાજુ થોડો ભય હતો. 'કોઇ ઓળખીતું મળી જશે તો?' અને એ ભય જેવો તેવો નહોતો. ઓળખીતાની આંખ મળતાં જ દિલના બધા ઉછાળા સમાવી દેવા પડે. મોં ઉપરની હર્ષરેખાઓને છૂપાવી દઇ સામાન્ય આનંદની ગંભીરતા ધારણ કરવી પડે. વસંત કરતાં યે જાણે એ આંખના ઓળખીતા પ્રત્યે વધુ લાગણી હોય એમ બધો વખત એની સાથે જ વાતો કરવી પડે અને એ વાતો પણ જેમાં એ બે જ વધુ રસ લઇ શકે એવી અને અંતરમા રસ ન હોય તો પણ ખૂબ રસપૂર્વક કરી શકાય એવી રાજકારણની કે આંતરરાષ્ટ્રીય, સમાજવાદી-પક્ષની કે ગાંધીજીની ફીલસુફીની, ધર્મની કે આજની સામાજીક અસમાનતાની હોવી જોઇએ. નિરંજનને આવી મુશ્કેલીઓ આજ પહેલાં ઘણીવાર ભોગવવી પડી હતી એટલે એનો-બિચારાનો ડર સાચો હતો, પણ સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર ટ્રેન આવ્યા છતાં એનો કોઇ ઓળખીતો ત્યાં ટપકી પડયો નહિ એથી એને આશ્ચર્ય થયું અને આનંદ પણ થયો.

વસંત સ્ત્રીઓનાં ડબામાંથી ઊતરી. નિરંજન સ્ત્રીઓનું પાટીઉં વાંચી હસ્યો. 'તમને ન ખબર પડે' કહી વસંત પણ હસી. બંને એકમેકની આંખમાં આંખ પરોવી બહાર ચાલ્યા. ઇચ્છા તો હાથ ને હૈયાં પરોવી દેવાની હતી પણ એ સ્થળે એમ બની શકે તેમ નહોતું. બહાર જઇ ટપ્પામાં બેસતાં એમની નાનકડી સૃષ્ટિ ત્યાં ખડી થઇ ગઇ. ટપ્પાવાળો પાછળ જૂએ એવો ભય નહોતો. અને કદાચ જૂએ કે સાંભળે તો એની શરમ નહોતી કારણ કે ટપ્પાવાળા સાથે બંનેમાંથી કોઇને ખાસ ઓળખાણ નહોતી અને ટપ્પાવાળાને પણ આશ્ચર્ય પામવાનું કે રોષે ભરાવાનું કાંઇ કારણ નહોતું. એણે ઘણાં નિરંજન-વસંતને જોઇ નાખ્યા હતા.

બંને ઘેર પહોંચીને સામાન્ય કામથી પરવાર્યાં ત્યાં સૂર્યકાન્ત આવ્યો. સૂર્યકાન્તને જોતાં જ વસંત-નિરંજન હસી પડયા. એમના મોં ઉપર આનંદની ભરતી લહેરાતી હતી. અત્યાર સુધી ભોગવેલા આનંદથી હૃદયપાત્ર ભરપૂર બની ગયું હતું અને હવે છલકાવા ઇચ્છતું હતું. એ કોની પાસે, કોની હાજરીમાં છલકાય! સૂર્યકાન્ત આવતાં જ બંને છલકાવા લાગ્યા. સૂર્યકાન્ત પાસે લજ્જા પામવાનું કોઇ કારણ નહોતું, કારણ કે એ બધું જાણતો હતો. સૂર્યકાન્તને માઠું લાગશે એવો લગીર પણ ભય નહોતો કારણ કે સૂર્યકાન્ત આવા દરેક પ્રસંગે એમ જ સમજતો કે આ આનંદના ઉત્પાદકોમાં હું પણ છું.

'કેમ 'ગૃહદાહ' એકલા એકલા જોઇ આવ્યાને?' થેડું ટીખળ કર્યા પછી વસંત હસતાં હસતાં બોલી.

'એકલા નહિ, બેકલા જ ગયા હતા. તમારા...... પણ સાથે જ હતા.'

'પણ હું નહોતી ને!'

'હું તો ધારતો હતો કે તમે એમાં સમાઇ જ ગયા હો.'

'વાર છે વાર.'

'એ...મ?' નિરંજન વસંત સામે જોઇને લહેકાથી બોલ્યો.

'કેટલા સમયની વાર છે?' મોં ઉપર ખોટું ગાંભિર્ય લાવી સૂર્યકાન્તે પૂછ્યું.

'હજી એક વર્ષ. આવતી દીવાળી સુધી.'

'હવે હું એક વર્ષ નથી થોભવાનો' નિરંજન બોલ્યો:

'તો તમારો રસ્તો સાફ છે. તમને કોણે રોકયા છે?'

'જો જો હો!' નિરંજન હસતાં હસતાં બોલ્યો.

'હવે જોયું જ છે!'

નિરંજન બોલવા જતો હતો ત્યાં સૂર્યકાન્ત બોલ્યો 'તમે બંને વાત વાતમાં લડી જ પડો છો. આમ તમારું કેમ ચાલશે ?'

'મને પણ એમ જ થાય છે.' વસંતી બોલી.

'મને પણ. '

'તો કરો સુધારો.' વસંતી બોલી.

'આપણે તૈયાર છીએ.' નિરંજન બોલ્યો.

'રહેવા દેજો' સૂર્યકાન્ત બોલ્યો. 'મારે આ પવિત્ર નિશ્ચય વખતે હાજર નથી રહેવું ' એ હસતાં હસતાં ઊઠવા લાગ્યો.

'તું ગભરામાં, તું જઈશ તો આ વસંતનો બધો વટ માર્યો જશે, પછી એની બહાદુરીની સાક્ષી કોણ પૂરશે!'

સૂર્યકાન્ત બેઠો. 'પણ તમારે આમ લડવું ન જોઈએ.'

'કોણ લડે છે સૂર્યભાઈ? તમને કોનો વાક લાગે છે?'

'આવી લડાઈમાં એ જ ખબર પડતી નથી. તમે બંને પૂરેપૂરા લુચ્ચા છો.'

'એ....મ ?' વસંતે લહેકો કર્યો.

'હા, અને તમે કદાચ વધારે.'

'વાહ ! નિરંજન સાથે આખો વખત રહેવું છે એટલે માખણ લ્યો હો ?'

'ના, ના. એમ કરું તો માખણની અછત થઈ જાય અને પછી તમને ભારે મુશ્કેલી ઊભી થાય. તમારે તો દરરોજ એની જરૂર પડે.'

નિરંજન હસી પડયો. વસંતને તુરત જ ધા ન સૂઝયો એટલે એણે જૂની વાત કરી.

'નિરંજનને સુધારો કરવો હોય તો હું તૈયાર છું.'

'હું તો છું જ.' નિરંજન બોલ્યો.

'પણ હું હાજર રહેવા તૈયાર નથી.'

'શા માટે ?' વસંત બોલી. 'નિરંજનની ઈચ્છાને તમારે માન આપવું જોઈએ. બિચારાને છૂટવા દો ને!'

'બિચારો !' નિરંજન બોલ્યો.

'સત્તર વખત' વસંત બોલી.

'તો તું કોણ ?'

'બિચારી.' સૂર્યકાન્ત બોલી ગયો અને બધા હસી પડયા.

* * *

**સાંજે** સૂર્યકાન્ત, નિરંજન અને વસંત 'ગૃહદાહ' જોવા ઉપડયા. સૂર્યકાન્ત હાજર હોય ત્યારે તોફાન અને મશ્કરી ચાલે જ એવો શિરસ્તો પડી ગયો હતો. આ વખતે સૂર્યકાન્તે જ શરૂઆત કરી.

'વસંતબેન, તમારે હવે ચેતતા રહેવાનું છે હો.'

'કેમ ?'

'નિરંજન સુધારા માટે તૈયાર છે.'

વસંત બોલવા જાય ત્યાં નિરંજન બોલી ગયો. 'પણ એ સુધારો છૂટાછેડા ગણાશે અને છૂટાછેડા પછી ઊભા થતા ઉચ્ચ ધર્મો આપણે પાળવા પડશે.'

વસંત નિરંજનના મોં સામે જોઈ રહી. એના મોં ઉપર આનંદની લાલી પ્રસરી ગઈ. આંખો હસી ઊઠી. અંગે અંગમાં એક પ્રકારની ઉત્તેજના આવી ગઈ.

'એ...મ ?' સૂર્યકાન્તે એ લહેકાનો ઉપયોગ કર્યો. 'ત્યારે તો તમે બહુ આગળ વધી ગયા છો.'

'હા, છેક અંતઃપુર સુધી' નિરંજન બોલ્યો.

'નહિ, ખોટી વાત છે, માત્ર પ્રવેશદ્વાર સુધી.' વસંત બોલી.

'એ પ્રવેશદ્વાર સુધી, હું અંતઃપુર સુધી' જરા ગંભીર બની નિરંજન બોલ્યો.

સૂર્યકાન્ત મૂંગો બની બંને સામે વારા ફરતી જોવા લાગ્યો.

'ખોટું કહું છું ?' નિરંજને વસંતને પૂછ્યું.

'ખોટું જ '

'તો સાચું તમે કહો.'

'તમે !'

'જો પ્રવેશદ્વાર સુધી જ આવ્યાં હો તો 'તમે' જ કહેવું જોઈએ ને !'

'પણ 'તમે' જ ન ગમતું હોય તો. '

'ગમાડવું જોઈએ '

'પ્રયત્ન છતાં પણ ન ગમે તો ? '

'તો પ્રયત્ન કરીને અંતઃપુરમાં ચાલ્યાં આવવું જોઈએ' મોં મલકાવીને નિરંજન બોલ્યો.

'ત્યાં આવતાં કોઇ રોકતું હોય તો ?'

'તો એને ખસેડી નાખવું જોઇએ.'

'ન ખસે તો ? ન ખેસવાય તો ?'

'તો ઢાંકડીમાં પાણી......'

'બસ, એ જ ને ?' વસંત બોલી.

'બીજુ શું થાય ?' નિરંજન બોલ્યો.

'તમે પાછી લડાઇ શરૂ કરી.' સૂર્યકાન્ત બોલ્યો.

❖ ❖ ❖

'ગૃહદાહ' જોઇને ત્રણે ય પાછા ફર્યાં. છેલ્લા દશ્યે નિરંજન અને વસંતના મન ઉપર ઊંડી છાપ પાડી. બંને ગંભીર હતા. સૂર્યકાન્ત મૂંગો હતો. ઘેર પહોંચતા સુધી બહુ ઓછી જ વાતો થઇ. થોડીવાર ઘેર બેઠાં પછી સૂર્યકાન્ત ઊઠ્યો.

'કેમ, આજ અહીં જ સૂઇ રહે' નિરંજને કહ્યું.

'અહીં નહિ ફાવે.'

'કેમ ?'

'તમે લોકો લડયા કરશો.'

'ખોટી વાત છે. તમે જશો તો અમે બંને ગંભીર બની જશું.'

'લડાઈ કરતાં ગાંભિર્ય સારૂં.'

'ના, લડાઈ સારી.' નિરંજન બોલ્યો.

'ના, બંને સારાં.' વસંત બોલી.

'બંને એટલે ? તમે બને ?'

'ના, એમ તો આપણે ત્રણે ય.' વંસત બોલી.

'ત્રણ કોઇ દિવસ સારાં હોય જ નહિ. આપણે ત્યાં એ અપશુકન મનાયું છે તે ખોટું નથી.'

'પણ અહીં તો એ શુકન જેવું લાગે છે અમને તો તમારા વિના બહુ વખત નથી ફાવતું. તમને બંને મિત્રોને ફાવે છે ?' વસંતે પૂછ્યું,

'ફાવે જ તો. ત્રીજું ક્યાંથી કાઢવું ?'

'તમે ય એકાદ શોધી કાઢોને સૂર્યભાઈ !' વસંત બોલી.

'મને જ કોઇ નહિ શોધી કાઢે.'

'એવી આશાએ રહીશ મા. વસંતે મને નથી શોધ્યો; મેં વસંતને શોધી કાઢી છે.' નિરંજન બોલ્યો.

'મને તો કોઇ હાથમાં નથી આવતું.'

'ખોટી વાત. સૂર્યા જ કહેતી હતી કે મોટાભાઇ જ્યાં હોય ત્યાં ના જ પાડયા કરે છે.'

'સૂર્યા હજી નાની છે. પહેલાં એ મારૂં જ માનતી હમણાં બાએ એને હાથમાં લીધી છે એટલે મને-મોટાભાઇને જ પજવ્યા કરે છે.'

'પણ અરજીઓ આવે છે એ તો સાચી વાત ને ?'

'હા, અને વાંચતા હું ટાઢો બોળ થઇ જાઉં એવી આવે છે એ પણ સાચી વાત છે.'

'પણ તમારે જોઇએ કોના જેવી ?' વસંત બોલી.

સૂર્યકાન્ત જવાબ આપતાં અચકાયો. નિરંજન ઝટ લઇને બોલી ગયો. 'તારા જેવી.'

'વાહ !......એવી જ શોધી આપું તો ?'

'તમારા જેવી બહુ છોકરીઓ છે ?' નિરંજને જરા કટાક્ષમાં પૂછ્યું.

'હા, તમારા જેવા છોકરાઓ ઘણા હોય તો એવી છોકરીઓ જોઇએ જ ને !'

'શાબાશ' સૂર્યકાન્ત જોશથી બોલ્યો અને હસવા લાગ્યો. નિરંજન અને વસંત પણ હસી પડયા.

'અચ્છા, અબ મૈં જાતા હું' થોડીવાર રહી સૂર્યકાન્ત ઊઠ્યો.

'અજી ઠહર જાવ.' નિરંજને હાથ ઝાલી સૂર્યકાન્તને બેસાડ્યો. પણ સૂર્યકાન્ત ફરીને ઊઠ્યો.

'બાની આજે તબિયત બરાબર નથી, અને આખો દિવસ આજે હું અહીંઆ જ રહ્યો છું.'

'સવારે ક્યારે આવશો ?' વસંતે પૂછ્યું.

'સવારે તમે જ ત્યાં આવજો ને.'

'ક્યારે આવું ? અને હા, એકલી કે બેકલી ?'

'ત્રેકલી.' સૂર્યકાન્ત હસ્યો. 'સવારે આઠ વાગે અને બેકલાં.'

'એકલી જ આવું તો ?'

'તો પણ ચાલશે.'

'અને હું પણ ત્યારે એકલો જ આવું તો?' નિરંજન બોલ્યો.

'તો પણ ચાલશે.' સૂર્યકાન્ત ચાલતાં ચાલતાં બોલ્યો.

'અને હું ન આવું તો?'

'તો પણ ચાલશે.' સૂર્યકાન્તે ચંપલ પહેર્યાં.

'અને હું પણ ન આવું તો?' હાસ્ય દબાવતો નિરંજન બોલ્યો.

'તો પણ......' સૂર્યકાન્ત ચાલવા લાગ્યો. નિરંજન અને વસંત એકદમ બારણાં પાસે આવ્યાં અને વસંત બોલી: 'સૂર્યભાઇ! સવારે આઠ વાગે એકલાં.'

સૂર્યકાન્તે હાથના ઇસારે આનંદ પ્રગટ કર્યો અને ચાલવા માંડયું.



'સૂર્યભાઈ સરસ છે નહિ?'

'હોય જ તો. મને એવો એકેય મિત્ર આજ સુધીમાં નથી મળ્યો, તારા પ્રત્યે પણ એને બહુ લાગણી છે.'

વસંત અને નિરંજન સૂર્યકાન્તના ગયા પછી શાન્તિપૂર્વક વાતો કરતાં હતાં.

'મને પણ એમના વિષે ચિંતા થાય છે. એમને પણ મારા જેવું કોઇ મળી જાય તો સરસ.'

'એને નહિ મળે.'

'કેમ?'

'એ જુદા જ સ્વભાવનો માણસ છે.'

'ત્યારે આમ ને આમ રહેશે?'

'એમાં શું? આપ ન પધાર્યા હોત તો હું પણ રહેત જ ને'

'એ...મ? ત્યારે 'આપ' પાછા પધારી જાય તો?'

'તો આપ માળા લઇને નામસ્મરણ કર્યા કરશે.'

'બહુ ભકિત જાગી છે?'

'શકિત ન હોય તો શું કરે?'

'શકિત ન હોત તો હું આવત જ શાની?'

'તો ભકિત કરવાની બૂરી દશા કોઇ દિવસ નહિ આવે.'

'પણ મારે આવશે તો?'

'તારે પણ ન આવે. તારે આવે તો મારે આવ્યા બરાબર જ થાય. તું જ મારા પાસે નથી આવી. હું પણ તારા પાસે આવ્યો છું.'

'સાચું કહે છે?' આનંદથી નાચી ઊઠતાં વસંત બોલી.

'સાવ સાચું. નહિ તો હું પાગલ બનું?'

'તું કાંઈ પાગલ નથી બન્યો. હું જ પગલી બની છું.'

'હા, અને તને એની ખબર પણ છે.'

'તમને પણ નથી? આપણે એવાં ડાહ્યાં પાગલ છીએ ખરૂં?'

'હં, વસંત!' જરા ગંભીર બની નિરંજન બોલ્યો. 'હજી એક વર્ષ આપણે દૂર રહેવાનું કેમ?'

'હા.' ધીમેથી વસંત બોલી.

'વહેલું ન થઇ શકે?'

'નાહક લડાઇ કરવી પડે.'

'બાની વલણમાં કંઇ ફેર પડયો?'

'એ નારાજ તો છે પણ વાંધો નહિ આવે.'

'કોઇ દિવસ કંઇ વાત કરે છે?'

'ખાસ નહિ'

'સૂર્યકાન્ત પ્રત્યે એમને સારો ભાવ લાગે છે.'

'હા.'

'એમ કેમ?'

'એના પિતા પ્રતિષ્ઠિત છે. એનું કુટુંબ મોટું છે ને ધનવાન છે.'

'એની સાથે તું જોડાવાની હો તો?'

વસંત એક ક્ષણ નિરંજનના મોં સામે જોઇ રહી. મોં ઉપર કશા જ વિશેષ ભાવો નહોતા.

'તો તુરત જ હા પાડે.'

'કોઇ વાર એવું કહે છે?' નિરંજન સહેજ ગંભીર બન્યો.

'ઘણીવાર.'

નિરંજન મૂંગો રહ્યો. વસંત એના સામે ટાંપી રહી. થોડીક ક્ષણો કોઇ કશું બોલ્યું નહિ.

'કેમ, ગંભીર બની ગયા?'

'કંઇ નહિ.'

'ના, હું સમજી ગઇ. નિરંજન, બીજું કશું બનવાનું જ નથી.'

'એ તો હું પણ જાણું છું.'

'તો પછી?'

'તને તકલીફ ખૂબ થશે.'

'મહેનત વિનાના ફળમાં મીઠાશ પણ ન હોયને?'

'હા, પણ મારે તો કશી જ મહેનત કરવાની નથી.'

'છે, મને જોશ આપવાની.'

'એ મહેનત ન કહેવાય. એમાં તો મારો સ્વાર્થ છે.'

'અને મારો નહિ?'

'બંનેનો.' નિરંજન ધીમેથી બોલ્યો.

મોડી રાત સુધી વાતો કરતાં બંને સૂઇ ગયાં.

  

**જગતમાં** કશું જ અકારણ કે અકસ્માત નથી થતું, પણ બધા બનાવોની પાછળના કારણો મળે જ છે એવું પણ નથી બનતું. નિરંજન અને વસંત એકબીજા પ્રત્યે કેમ ખેંચાય છે એનો જવાબ કોઇ ત્રીજો માણસ તો ન આપી શકે પણ એ બેમાંથી કોઇ આપી શકે કે કેમ એ પણ શંકા છે. એ બંને ક્યારેક રસને ખાતર આવી વાતો કરે છે, પ્રથમ મિલનની ઘડીઓ સંભારે છે પણ બંનેમાંથી કોઇ એમ નથી કહી શકતું કે આ બધું શા માટે અને એ પ્રશ્ન ઉગ્રરૂપમાં કોઇ દિવસ ઊઠતો જ નથી. કારણો વિષે ભલે એ સશંક હોય પણ પ્રેમની ઉત્કટ સ્થિતિ વિષે તો બંનેમાંથી કોઇને શંકા નથી.

નિરંજન એક નાના કુટુંબનો નાનો પણ શક્તિશાળી જુવાન છે અને વસંત એક મોટા કુટુંબની, કુટુંબના પ્રમાણમાં ઓછી શક્તિવાળી કુમારિકા છે. એ બંનેના જોડાણમાં નિરંજનને પક્ષે કશી જ તકલીફ નથી. વસંતને પક્ષે તકલીફનો પાર નથી. વસંતમાં નિરંજન સાથે ઓતપ્રોત થઇ જવાની પ્રબળ વૃત્તિ નહોત તો પોતાના કુટુંબની પ્રણાલિકા સમજીને આ તરફ જોવાની હિંમત પણ ન કરત, પણ નિરંજન વિના એના માટે જીવન અસહ્ય હતું. નિરંજન સાથે એ તોફાન કરતી, બેપરવાઇ પણ બતાવતી પણ પોતાની સાચી સ્થિતિનું એને સ્પષ્ટ ભાન હતું અને નિરંજન પણ એથી સાવ અજાણ્યો નહોતો. પરંતુ નિરંજનનો પ્રેમ વસંતની પ્રબળ ઇચ્છા ઉપર જ અવલંબેલો હતો એમ કહીએ તો એ ખોટું થશે કારણ કે એના અંતરમાં વસન્તનું અનેરૂં સ્થાન હતું. બંનેના પ્રેમના સ્વરૂપમાં અને આવિર્ભાવમાં ફરક તો હતો જ. પણ એ તો બહુ ઊંડા ઊતરીને જોઇએ તો જ દેખી શકાય એવા સૂક્ષ્મ રૂપમાં. બાહ્ય દૃષ્ટિએ બંને એક બીજા માટે ઝંખતા ને ઝૂરતા. એકબીજાના સ્મરણમાં રચ્યા પચ્યા રહેતા અને મળતા ત્યારે કશાયે ક્ષોભ વિના હળી પડતા. સૂક્ષ્મ રીતે જોઇએ તો વસંત નિરંજનની સાથે જ જીવવા ઇચ્છતી અને એના સુખની અંતિમ કલ્પના સંયુક્ત જીવનની હતી. નિરંજન વસંતની સાથે જીવવા ઇચ્છતો, એ ઘણા વખત સુધી ન મળી હોય તો જરા વ્યાકુળ પણ બની જતો પણ એના સુખની અંતિમ કલ્પના વસંતનું સુખદર્શન હતી. વસંતને સુખી જોવા માટે જો વસંતને પણ છોડવી પડે તો છોડવા તત્પર થઇ જાય એવો હતો, કારણ કે પોતાનું સુખ એમાં જ સમાયેલું એને લાગતું હતું. એટલે પ્રેમીઓની પેઠે વસંત માટે મરી શકે એટલી જ એના મનની તૈયારી નહોતી. એટલી તો વસંતની પણ નિરંજન માટે હતી પણ જરૂર પડે તો વસંતના સુખ માટે પોતાના જીવન ઉપર જોખમ વહોરવાની પણ એની તૈયારી હતી અને એમાં જ એના પ્રેમદેવતાને પરિપૂર્ણ પ્રાગટ્ય મળે એમ હતું. અને એટલે જ મશ્કરીમાં પણ છૂટા થવાની વાત આવતી ત્યારે એ કહેતો કે 'આ છૂટાછેડા ગણાશે અને છૂટાછેડાના ધર્મો હું પાળીશ.' એ માનતો કે જીવનમાં લગ્ન એક જ વખત થઇ શકે એ નિષ્ફળ જાય કે ટકે જાય તો બાકીની જિંદગી માણસે એમને એમ જેવી કાઢવી

જોઇએ એની આ માન્યતા વસંત જાણતી હતી અને જ્યારે એ માન્યતાને શબ્દમાં કે હાવભાવમાં એ જોતી ત્યારે પોતાના અહોભાગ્યના ખ્યાલથી ગર્વિત બની જતી.

સૂર્યકાન્ત નિરંજનનો મિત્ર હતો, વસંતનો પણ મિત્ર હતો. એ પ્રથમથી જ જાણતો હતો કે વસંતના માતા પિતા એને પોતાની સાથે જોડવા ઇચ્છે છે પણ વસંતના હૃદયની પણ એને ખબર હતી એટલે એના જાગૃત હૃદયમાં વસંતને પોતાની કરવાની કલ્પના કોઇ દિવસ આવી જ નહોતી. એ વસંત-નિરંજનને સાથે જોઇ અંતરથી રાચતો હતો અને એ યુગલ ઉપર પ્રેમ અને સહાનુભૂતિ વર્ષાવતો હતો. વસંત અને નિરંજનમાં પરિસ્થિતિ વસંતની વિકટ હતી અને બીજી રીતે પણ નિરંજન કુમાર હતો અને વસંત કન્યા હતી એટલે વસંતની વિકટ પરિસ્થિતિ વધુ વિકટ બનતી. આ વિકટ પરિસ્થિતિનો સૂર્યકાન્તને પૂરો ખ્યાલ હતો અને તેથી એ વસંત પ્રત્યે એક પ્રકારનું મમત્વ અનુભવતો. વસંતને દુઃખ ન થાય એ તરફ એની હંમેશ વધુ કાળજી રહેતી. એ જ્યારે ને ત્યારે વસંતને ઘરની સ્થિતિ પૂછતો અને આશ્વાસન તથા હિંમત આપતો. વસંતને સૂર્યકાન્તનું આ વર્તન બલપ્રદ નીવડતું અને ગમતું. એ સૂર્યકાન્ત સાથે મજાક કરતી પરંતુ એના અંતરમાં સૂર્યકાન્ત પ્રત્યે વડીલનો ભાવ હતો.

આ ત્રિપુટીના દિવસો મોજથી પસાર થતા હતા. આખી જીંદગી આ રીતે જ જઇ શકે તો કોઇ લગ્નની એટલે કે લગ્નવિધિની કે સંસારસુખની ઇચ્છા કરે એમ નહોતું. ત્રણેયના જીવનમાં વ્યક્તિ પ્રત્યેના પ્રેમાકર્ષણ છતાં ઉંચા આદર્શો હતા અને એ આદર્શોને જીવનમાં ઉતારવા ત્રણેય મથતા હતા. નિરંજન અને વસંતની ભાવી કલ્પનામાં કાશ્મીરની કુંજોનું પરિભ્રમણ ક્યારેક જ આવતું, જ્યારે માનવતાને વિકસાવવાની અને પ્રગટ કરવાની આ યોજનાઓ એ હમેશ વિચારતાં.

શુદ્ધ અને શાંત રીતે દિવસો વહે જતા હતા. એ ત્રણમાંથી તો કોઇને કશો ભય નહોતો પણ આજુબાજુના મિત્રોમાં વાત થતી હતી કે આ લોકો ક્યારેક પેલા ભયાનક 'પ્રેમત્રિકોણ' માં આવી જવાના છે. ક્યારેક આમના કાન સુધી શબ્દો પહોંચી જતા પણ એ ત્રણેય ત્યારે હસી કાઢતા. કોઇના અંતરમાં મેલ નહોતો, અવિશ્વાસ નહોતો, જે છે અને જે થવાનું છે તે વિષે પૂરેપૂરી શ્રદ્ધા અને સહાનુભૂતિ હતાં. એટલે આ ત્રણેય મિત્રો 'પ્રેમત્રિકોણ' ના ભય વિષે બેપરવા બની પોતાનો પ્રવાસ કરી રહ્યા હતા.

બીજે દિવસે સવારે નિરંજન અને વસંત તૈયાર થઇને સૂર્યકાન્તને ત્યાં ગયા ત્યારે સૂર્યકાન્તે એમના સ્વાગતની તૈયારી કરી રાખી હતી. વસંત અને નિરંજને આવા શિષ્ટાચારની આશા નહોતી રાખી પણ બધું જોઇને પ્રસન્ન થઇ ગયાં. સૂર્યકાન્ત એ બંને સાથે હસતો હતો અને મશ્કરી કરતો હતો છતાં કોઇ મોંઘેરાં મહેમાન પોતાને આંગણે આવ્યા છે એ ભાન એનાથી ભૂલાતું નહોતું. પંદર સોળ વર્ષની સૂર્યા વસંત પાસે આવીને બેઠી હતી. વસંત એના સાથે ગેલ કરતી કરતી ઘરની વાતો પૂછતી હતી અને બધા એમાં રસ લેતા હતા.

'હું અહીં રહું?' વસંતે સૂર્યાને પૂછ્યું. સૂર્યાએ માથું હલાવી હા પાડી અને ઉમેર્યું. 'તો મોટાભાઇને બહુ જ ગમે.'

'પણ બાને ન ગમેને?'

'ના, ના. બા તો બહુ જ રાજી થાય.'

'તું?'

'હું? હું તો તમારા પાસે જ રહું.'

'તો હું રહી જઇશ હો?'

'રહી જાવને.'

'પણ મોટાભાઇ ક્યાં કાંઇ બોલે છે?' વસંતે સૂર્યકાન્ત સામે જોયું.

'મારે બોલવાની જરૂર છે?' સૂર્યકાન્તે પૂછ્યું.

'હા, અને નિરંજનની પણ રજા જોઇએને?'

'મારી રજા? વાહરે વાહ, અત્યારથી જ આજ્ઞાંકિત બનવા લાગ્યાં!'

(અનુસંધાન પાન ૭૭૨ મે)

# પૈસાનું નૈતિક મૂલ્ય

શ્રી. 'अ'

[ 'સંસ્થાદ્વારા પગાર લઇને દેશસેવા કરવી કે જાતમહેનત કરી, પેટપૂરતું કમાઇ, બચત સમયમાં ?' એક ગ્રામસેવકે પૂછેલા આ પ્રશ્નનો ઉત્તર એક વિચારકે બહુ ઝીણવટથી અને વિગતથી આપ્યો છે તે અહીં રજુ થાય છે. મહાન્ વિચારક રસ્કિનના જાતમહેનત અને પૈસાના નૈતિક મૂલ્યના સિદ્ધાંતને અત્યંત બારીકાઇથી આ લેખમાં છણવામાં આવ્યો છે. સં. ]

કેટલાક કહે છે કે કોઇપણ ધંધો કરીને પોતાનું ઘરખર્ચ મેળવવું અને બાકી રહેતા સમયમાં બને તેટલું સમાજહિતનું કામ કરવું એ વધારે સારૂં, જ્યારે બીજાઓ કહે છે કે બધો સમય જાહેરકાર્યમાં ગાળવો અને પોતાનું ખર્ચ કાઢવા કોઇપણ સંસ્થાના પગારદાર બનીને રહેવું એ વધારે સારૂં. એવી પણ દલીલ સંભળાય છે કે બાંધેલ પગારે ગામડાઓમાં કામ કરીએ તો લોકોને આપણા કામની છાપ ઓછી પડે, જો ધંધો કરીને સાથે સાથે કામ કરીએ તો ગામડાના લોકોની લાગણી વધારે પ્રમાણમાં જીતી શકાય.

આવી દલીલોની અંદર બન્ને પક્ષે એટલું તો સ્વીકારેલું હોય છે કે કામ કરનારને જેટલું ઘરખર્ચ આવશ્યક છે તે તેને મળવું જોઇએ. અને એ મળે તેમાં કાંઇ ખોટું નથી. માત્ર તે ખર્ચ કેવી રીતે મળવું જોઇએ એ પ્રશ્ન ઉપર જ મતભેદ છે. ધંધો કરીને મેળવનાર ઓછો સમય જાહેરકામમાં આપી શકે એવો સંભવ છે. પગારદાર વધારે સમય આપી શકે એ દેખીતું છે. ધંધો કરીને કમાનાર વ્યાજબી રીતે પૈસો મેળવે છે એમ ગણાય છે. પગારદાર ધર્માદાનું ખાય છે એવી છાપ રહી જાય છે. ધંધા પાછળ વખત જાય એટલો સ્વાર્થ ખાતર વખત કાઢયો એવી સમજણ છે. સંસ્થાના કામ કરનારનો બધો વખત સામાજિક કાર્યમાં જાય છે એવું માની લેવામાં આવે છે. ધંધો કરીને કમાનારના સ્થળ, કામનાં બંધન સેવાને મર્યાદિત કરે છે. પગારદાર આ રીતે બંધનમુક્ત છે. આ બધું બન્ને પક્ષના વિચારનારાઓને માન્ય છે છતાં પ્રશ્ન રહે છે કે કઇ રીતે કામ કર્યું હોય તો સારૂં ? ધંધો કરતાં કે પગારદાર બનીને ?

આવો સંશય મનમાં રહ્યા કરે . કારણ મનમાંથી અસર જતી નથી કે (૧) પગારદાર રહીને લોકોમાં કામ કરવાથી લોકો ઉપર સેવાની એટલે કે ત્યાગની ઓછી છાપ પડે છે. (૨) દુનિયાના ચાલુ ધંધામાંનો કોઇપણ એક ધંધો કરીને કમાઇએ તે હકપૂર્વક મેળવેલું. અને સંસ્થાના ફંડમાંથી પગાર રૂપે મેળવીએ તે ધર્માદાનું લાગે છે. (૩) ધંધામાં ખર્ચેલો વખત સ્વાર્થમાં ખર્ચેલો અને સંસ્થાના કામમાં ખર્ચેલો વખત સેવામાં ખર્ચેલો લાગે છે

આ ત્રણે મુદ્દાનો વિશેષ વિચાર કરવાનો આ લખાણનો ઉદ્દેશ છે. ધંધાનું વિચારીએ તો ભંગી કે ખેડૂતનો ધંધો સ્વાર્થનો ધંધો છે અને સમાન સેવા નથી એમ કોઇપણ માણસ છાતી ઠોકીને નહીં કહી શકે. તેવું જ ઘણા ધંધા વિષે છે એટલે પોતાના ધંધામાં વખત ખર્ચવો એ સ્વાર્થના કામમાં વખત ખર્ચ્યો માનવો અને જાહેર સંસ્થામાં કામ કરવાના ધંધાને જ સેવાનું કાર્ય માનવું એ વ્યાજબી ન જ કહેવાય. છતાં લોકો તો એમ જ માને છે કે પોતાનો નિભાવ કરવા માટે કોઇ માણસ ધંધામાં જેટલો વખત રોકે તેટલો વખત તે સેવા નથી કરતો. આપણને પણ ઊંડે ઊંડે એમ જ લાગે છે. તેનું કારણ શું ?

કોઇપણ ધંધો પ્રામાણિકપણે કરીને કમાઇએ તે વ્યાજબી કમાણી અને ફંડફાળો કરીને પગાર મેળવીએ તે ધર્માદાની કમાણી એવા ખ્યાલને આધાર શો છે ? ધંધો કરનાર પણ અમુક વખત મહેનત કરે છે તેના બદલામાં તેને પૈસા મળે છે સંસ્થામાં કામ કરનાર પણ તેટલો અથવા કદાચ તેથી વધારે વખત મહેનત કરે છે તેના બદલામાં તેને પૈસા મળે છે. બન્ને મહેનત કામનું વળતર હોઇ સરખું જ વ્યાજબી વળતર છે છતાં લોકો એકને ન્યાયસરની વ્યાજબી કમાઇ અને બીજાને ધર્માદાનું દાન સમજે છે. આપણને પણ ઊંડે ઊંડે કંઇક તેવું જ લાગે છે. તેનું કારણ શું ?

ત્યાગની લોકો ઉપર છાપ પડવાની બાબત લઇએ તો ધંધો કરીને ત્રીશ રૂપિયા કમાઇ ખર્ચનાર અને પગારમાં ત્રીસ રૂપિયા કમાઇ ખર્ચનાર બન્ને ત્રીશ રૂપિયા, જેટલો ભોગ પૂરો પાડી શકે તેટલો સરખો જ ભોગવે છે. ધંધો કરનારનો રૂપિયો જેટલાવાર કાપડ કે જેટલા શેર ઘી લાવી શકે તેટલા જ વાર કાપડ અને તેટલું જ ઘી પગારદારનો રૂપિયો પણ લાવી શકે છે. એટલે ત્રીસ રૂપિયા મેળવનાર બન્ને ભોગમાં એટલે પરિણામે ત્યાગમાં પણ સરખા જ છે. છતાં એકની સેવામાં ત્યાગની અસર પડે અને બીજાની સેવામાં તેટલી ત્યાગીની અસર ન પડે એ આમ હિસાબ કરીને જોતા માની શકાય તેવું નથી છતાં આપણા ઘણાખરાનો અનુભવ છે કે લોકોના હૃદય ઉપર બન્નેની અસર જુદી જુદી પડે છે તેનું કારણ શું ?

કારણ એ કે દરેક રૂપિયાની આર્થિક કિંમત સરખી જ હોવા છતાં તેની નૈતિક કિંમત જુદી જુદી હોય છે. લોકો પૈસાની નૈતિક કિંમતનો આ ખ્યાલ સ્પષ્ટપણે સમજતા નથી, છતાં કાર્યકારણ પરિણામનો સંબંધ સમજ્યા વિના પણ જેમ કોઇપણ નૈતિક સિદ્ધાંત મનુષ્યના હૃદયને અજાણપણે અને આપોઆપ આંતરપ્રેરણા આપી શકે છે અને બુદ્ધિ મદદ વિના જ તેના હૃદયમાં ખરા ખોટાનો ભેદ પરખાવી શકે છે તેમ પૈસાની નૈતિક કિંમતના આ સિદ્ધાંતનું પણ છે. પૈસાની નૈતિક કિંમત વિષે કોઇપણ સમજતા નહિ હોવા છતાં આ સારું અને આ ખરાબ એમ માણસ જાણી જાય છે. આ સિદ્ધાંત વિષે મહાન વિચારક રસ્કિને મજુરોને ઉદ્દેશીને જે પત્રો છપાવેલા છે તેમાં બહુ સુંદર રીતે લખ્યું છે. એમાનું થોડું ઘણું જાણવાથી આપણે આપણા પ્રશ્નો વધારે સારી રીતે સમજી શકીશું. અર્થશાસ્ત્રીઓ કહે છે કે, "નાણું એટલે વિનિમયનું એક જડ સાધન." પાલી ભરીને દાણાને બદલે પાલી ભરીને બોરાં મળે તો એવી આપલેમાં જેવી પાલીની ઉપયોગિતા તેવી નાણાંથી વ્યવહાર ચાલતો હોય ત્યાં નાણાંની ઉપયોગિતા. જેમ એક સ્થળના દરેક માણસની પાલી સરખી જ હોય છે તેમ દરેક રૂપીઓ પણ સરખો જ હોય છે. પરંતુ જોકે દરેક રૂપીઆ ઉપરની મોહર એક જ જાતની હોય છે અને વેપારી દૃષ્ટિએ દરેક રૂપીઓ સરખો જ માલ ખરીદી શકે છે છતાં નૈતિક દૃષ્ટિએ દરેક રૂપીઆ ઉપરની મહોર વાપરનારની સંસ્કારિતા પ્રમાણે વિવિધ રૂપ ધારણ કરે છે અને વિવિધ પ્રકારની નીતિ પેદા કરી શકે છે.

જેની જરૂર હોય તે વસ્તુ જ્યાં સુધી રૂપીઆ આપીને ખરીદાય ત્યાં સુધી ગેરવ્યાજબી નથી. અને રૂપીઆ આપ્યા વિના–એટલે કે ચોરી કરીને માલ લેતો જ માણસ અનીતિમાન અને ગૂન્હેગાર મનાય–એવું ચાલુ અર્થશાસ્ત્રનું શિક્ષણ આપણા સમાજમાં રગેરગે વ્યાપેલું છે અને આપણું નીતિનું ધોરણ પણ અર્થશાસ્ત્રની આવી

માન્યતા ઉપર રચાએલું છે.

જે વસ્તુની માણસને જરૂર હોય ને બજારમાંથી મળવાને બદલે, જો મંદિરમાં દેવ પાસે એ વસ્તુની કિંમત ધરવાથી દેવ તે અંતરીક્ષમાંથી ઉતારી દેતા હોય, અગર તો વસ્તુની કિંમત જેટલું નાણું ભોમાં દાટવાથી તે વસ્તુ ત્યાં આપોઆપ ઊગી નીકળતી હોય તો અર્થશાસ્ત્રનું એ શિક્ષણ અને એ શિક્ષણ ઉપર રચાએલી નીતિ વિષેની માન્યતા વ્યાજબી ગણાત. પરંતુ કોઈપણ વસ્તુ એમ જીવતા આત્માવાળા માણસના સંપર્ક વિના પેદા થતી નથી. વસ્તુમાત્ર કેવળ જડ વસ્તુ નથી પણ વિકાસ માટે મથી રહેલા આત્માવાળા માણસના અમૂલ્ય જીવનના અમુક અંશે પ્રકૃતિના કલ્યાણકારી તત્ત્વોમાં લીધેલું ચોક્કસ રૂપ છે. પૈસાના બદલામાં જ્યારે આપણે અમુક ચીજ લઈએ છીએ ત્યારે કોઈ જડ ચીજ નથી લેતા પણ અમુક માણસોના જીવનના અમુક હીસ્સાએ લીધેલા મૂર્ત સ્વરૂપને લઈએ છીએ.

જો આમ નહોત અને રૂપીઓ માત્ર જડ વસ્તુ જ ખરીદી શકતો હોત તો માણસ રૂપીઆનું શું ખરીદે છે? શામાટે ખરીદે છે? તેની પંચાતમાં આપણે ઉતરત નહિ. લાખોપતિઓ અને રાજા-મહારાજાઓ પોતાની દોલત કેમ વેડફે છે તેની આપણને જરાપણ ચિંતા રહેત નહિ અને અર્થશાસ્ત્રીઓની પેઠે આપણે પણ કહેત કે માણસ મરજી પડે તે માલ પૈસા આપીને ખરીદે-અને ચોરી ન કરે ત્યાં સુધી કાંઈ જ અનીતિ નથી. કાંઈ જ ગુનો નથી.

પણ હકીકતે તેમ નથી. રૂપીઓ અમુક માલ ખરીદવાનું સાધન જ માત્ર નથી પણ અમુક માણસોએ અમુક રીતે જ જીવન ગાળવું એવી અફર આજ્ઞા કરતો કડક ફતવો છે. જ્યારે એક મીલની ધોતી ખરીદીને હું રૂપીઓ ફેંકું છું ત્યારે હું રૂપીઓ જ નથી ફેંકતો પણ તેમાં સંતાએલો એવો તાકીદી હુકમ ફેંકું છું કે ઘોર અંધારામાં, પૃથ્વીની અંદર કેટલાએ માઈલ ઊંડે, ઝેરી વાયુની વચમાં, જીવન ફરમાવનાર, કોલસાની ખાણની અંદર, અમુક મજુરે, અમુક વખત સુધી કામ કરવું: અને લોઢાને પણ ઓગાળી નાખે એવી ગરમીની પાસે શેકાતા શેકાતા, અમુક માણસે, અમુક કલાક સુધી મીલના સંચા બનાવવામાં મદદ કરવી. અને પોતાનાં ધાવણાં છોકરાંને બચપણથી જ, અફીણિયું બનાવી, રખડતું મૂકી, અમુક માતાએ પોતાની મહત્ત્વની કુદરતી લાગણીને કચરીને, ભ્રષ્ટ કરનાર સંજોગો વચ્ચે, સૂર્યનાં દર્શન ન થાય તેટલા કલાક સુધી, મીલમાં કામ કરવું; અને...અને...અને એવા એવા ઘણા ઘણા જહાંગીરી હુકમો જરાપણ ભાન વિના જ્યારે જ્યારે હું બજારમાંથી માલ ખરીદીને રૂપીઓ ફેંકું છું તેની અંદર ફેંકાઈ જાય છે. રૂપીઆની ઉપર ઊકલી શકાય એવા અક્ષરો તો જૂજ છે પણ આવા અણઊકલ્યા અક્ષરોમાં શું શું લખ્યું નથી હોતું. જેવો રૂપીઓ ખર્ચનાર તેવા વિધિના લેખ તે વાત ગુપ્ત લીપીમાં લખાઈ જાય છે. અર્થશાસ્ત્રીઓ તે ઊકેલી શકતા નથી અને તેથી કહે છે કે નાણું માત્ર વિનિમયનું જડ સાધન છે અને દરેક રૂપીઓ સરખો જ છે.

રૂપીઆમાં આમ અણઊકેલ્યા લાગતા ફતવાને અહીં વિધિના લેખ કહ્યા છે. તેમાં જરાપણ અતિશયોક્તિ નથી. કોઈપણ સાર્વભૌમ સમ્રાટના ફતવા કરતાં પણ રંકમાં રંક માણસે રૂપીઆના ઓઠા હેઠે ફેંકેલો ફતવો વધારે બળુકો છે. સમ્રાટના ફતવાઓનું બળ લોકોની ભયની લાગણી ઉપર આધાર રાખે છે જ્યારે રૂપીઆના ફતવાના જોરને ક્ષુધા અને તૃષ્ણાનો આધાર છે. સમ્રાટો સામે બળવા થયા છે પણ રૂપીઆ સામે બળવા થયાના દાખલા ક્યાં છે? સમ્રાટના ફતવાનો ઇન્કાર કરતા ફાંસી મેળવી દુઃખનો અંત આવે છે. જ્યારે રૂપીઆના ફતવાનો ઇન્કાર કરનાર રીબાઈ રીબાઈને મરવાના ભયમાં છે. મોત સારું પણ રીબાવું નહિ સારું એમ માની રૂપીઆના ફતવામાં જે હુકમ છૂટે તેને વીધિના લેખ માની આધીન થવામાં જ દુનીઆના તમામ લોકો જંપ મેળવે છે.

આમ રૂપીઓ માત્ર વિનિમયનું જડ સાધન જ નથી પણ ચેતનવંતા મનુષ્યના જીવનને વિકસાવવા કે

ફરમાવવાને અજોડ હથીઆર છે. તેથી તેની સાચી કિંમત તેની અંદર કેટલું રૂપું છે તેના અંદર નથી કે રાજ્યે તેની શી કિંમત છાપી છે તેના ઉપર નથી, કે તે કેટલો માલ ખરીદી શકે છે તેના ઉપર નથી પણ કેવો માણસ કેવી જાગૃત ધર્મબુદ્ધિથી તેનો ઉપયોગ કરે છે તેના ઉપર છે. આમ તેનું નૈતિક મુલ્ય ઘડાય છે. આપણે દરેક કેટલી બધીવાર વિચાર કરીએ છીએ કે જો આપણાં હાથમાં અધિકાર હોત, જો આપણાં હાથમાં રાજ્યસત્તા હોત, જો આપણાં હાથમાં અમલદારી હોત, તો આપણે જનહીતનાં કેવાં કેવાં કામો કર્યાં હોત પણ રાજ્યસત્તા અને અમલદારીની સત્તાથી વધારે શક્તિશાળી સત્તા આપણે જે નાણું બજારમાં ખર્ચીએ છીએ તેમાં વાપરી રહ્યાં છીએ અને રાજા કે અમલદાર લોકોના જેવા હાલ કરવાની હિંમત સુદ્ધાં ન કરી શકે તેવા સારા કે ખરાબ હાલ રૂપીઆના ફરમાનો કાઢી કાઢીને કરી શકીએ છીએ એનું આપણને પૂરું ભાન પણ નથી.

રાજ્યવ્યવસ્થામાં જે હોદ્દો વધારે સત્તાવાળો તે હોદ્દો વધારે કુશળ માણસને રાખવાની જરૂર પડે છે. ઉલટ રીતે કહીએ તો જેટલી માણસની કુશળતા તેના પ્રમાણમાં જ લોકકલ્યાણ છે. સત્તાના સ્થાને બેઠેલો માણસ થોડી પણ ભૂલ કરે તો ઘણા માણસોને દુ:ખમાં લાવી મૂકે અને સત્તા વધારે તેમ ભૂલનું પરિણામ વધારે ગંભીર. તેથી લોકહિતની ખાતર જેની કુશળતા વધારે તેના હાથમાં જ વધારે સત્તા રાખવી એવો રાજ્યવ્યવસ્થાનો નિયમ છે. પણ રાજ્યસત્તા છે તેનાથી ઘણી વધારે મોટી સત્તા અર્થની હોવાથી અર્થ વ્યવસ્થામાં પણ એ જ નિયમ લાગુ પડે છે. જે વધારે કુશળ તેના હાથમાં વધારે પૈસા ખર્ચવાની સત્તા મૂકવી જોઇએ. પણ અર્થની બાબતમાં તો કુશળતા એટલે નાણાની નૈતિક અસર સમજી તેનો ધાર્મિકપણે અમલ કરવાની શક્તિ. એટલે જે માણસ પૈસાનાં નૈતિક મૂલ્યના સિદ્ધાંત પ્રમાણે રૂપિયાને વધારે ને વધારે મૂલ્યવાન બનાવી શકે તેના હાથમાં વધારે રૂપિયા મૂકવા. અને જે માણસ રૂપિયાને ઓછો મૂલ્યવાન બનાવી દે તેના હાથમાં ઓછા રૂપિયા મુકવા એવું આથી નીપજે છે.

અર્થશાસ્ત્રીઓ કહે છે જે માણસ ભૌતિક પદાર્થો વધારે ઝડપથી અથવા કુશળતાથી ઉત્પન્ન કરી શકે તેને વધારે પૈસા મળવા જોઇએ. પૈસાની નૈતિક કિંમતનો સિદ્ધાંત કહે છે કે જે માણસ પૈસાનું નૈતિક મૂલ્ય વધારે નીપજાવે એટલે કે જેને પૈસો કેમ ખરચવો તેની આવડત હોય તેને વધારે પૈસા મળવા જોઇએ. વ્યવહારમાં આ સિદ્ધાંત કેવો પળાય છે તેના એક બે દાખલા લઇએ.

કામ કરી શકે તેવો છતાં આળસને લીધે ગરીબ રહેલો માણસ મારી પાસે પોતાની ભૂખ ટાળવા માટે આટો લેવા એક કે બે આના માગે. તેને હું દયા લાવી બે આના આપું તો આ સિદ્ધાંતની નજરે જોતાં હું શું કરું છું ? મારી દયાનો અર્થ એ થયો કે ખરી રીતે બે આનાનું દાન નથી કર્યું, પણ કોઇ એકાદ ખેડૂત ઉપર એક આળસુ માણસ માટે મફત મજુરી કરવાનો મેં હૂકમ છોડયો છે. અને એક ખેડૂતને એક આળસુ માણસ માટે ફોગટ કામ કરવાનો હૂકમ કરવો એ ધાડ પાડવા જેવું જ થયું.

આ બાબત વધારે સ્પષ્ટ થવાની જરૂર છે. એક માણસ એક રૂપીઓ ચોરે છે. ચોર છે એટલે કાંઇપણ વ્યાજબી મહેનતના બદલામાં રૂપિયો મેળવવાને બદલે તે ફોગટનો રૂપિયો છૂપી રીતે અથવા ખુલ્લી રીતે અથવા ખુલ્લી બળજબરીથી પડાવે છે. તે રૂપિયો સાચો રૂપિયો છે પરંતુ તેનો માલ લેવા જતાં ચોરીના રૂપિયાનો માલ જાણકાર વેપારી નહિ આપે કારણ કે સરકારને ખબર પડતાં માલ પેટે મેળવેલો હોવા છતાં સરકાર તે રૂપિયો પડાવી લે, અને માલ આપનારનો માલ ફોગટમાં જાય. ચોરી અથવા લૂંટ કરીને મેળવેલું ધન સાચું હોવા છતાં કાયદેસર માલ ખરીદવા માટે અયોગ્ય છે તેના બદલામાં કોઇ માલ આપે તો તેના ઘરનો જાય, તેવું જ બીજી કોઇ મહેનત કર્યાં વિના મેળવેલા ધન વિષે છે. ભિખારીને મેં આપેલા બે આના પણ ચોરીનું જ ધન છે. કેમકે તે તેણે કોઇ યોગ્ય મહેનત કરીને મેળવેલું નથી ભીખ માગીને, ખુશામત કરીને, કે પગચંપી કરીને કોઇ કંઇ પૈસા મેળવે તો

તે ચોરીનું ધન બને. એવા ધનના બદલામાં ખરી રીતે કાંઇ માલ મળવો જોઇએ નહિ. એ ધનની બાહ્ય કિંમત તેવા બીજા ધનના જેટલી જ છે, પરંતુ તે વાપરનારનો તેના ઉપર નૈતિક અધિકાર નહિ હોવાથી નૈતિક રીતે મૂલ્ય કંઇ જ નથી. એવી રીતે મેળવેલો રૂપિયો અને એવડી જ ઠીંકરાની ચકરડીની નૈતિક કિંમત સરખી જ છે.

હાલના મૂડીવાદીની દષ્ટિએ રચાએલા અર્થશાસ્ત્ર પ્રમાણે ઘડેલા કાયદાથી એવો હરામનો મળેલો રૂપિયો આપી તેના બદલામાં કોઇ ખેડૂતે પરસેવાથી પેદા કરેલ અનાજ મળી શકે છે ખરું; પણ તેથી મહેનત કરનાર વર્ગ જ દંડાય છે. અને એમ થવામાં આપણે કારણભૂત થઈએ તો આપણે તેમને દંડીએ છીએ એટલે જેને કાયદાથી ચોરેલું ધન મનાતું નથી છતાં જે યોગ્ય મહેનત કર્યા વિના મેળવેલું છે તે ધન, બન્ને ચોરીનાં જ ધન હોય, કોઇપણ માલ સરખાં જ નાલાયક છે. છતાં તેવા ધનથી કોઇ માણસ માલ ખરીદે અથવા કોઈ બીજાને માલ ખરીદવાની સગવડ કરી આપે, તો તે બન્ને દોષિત છે. કેમકે એવી રીતના હરામના ધનથી ખરીદેલો માલ છેવટે તો કોઇને ફોગટનો જ દેવો પડે છે.

જેવું ચોરીનું કે ભીખનું ધન છે તેવું જ પેન્શન કે છવાઈનું ધન છે. શકિત હોવા છતાં કામ ન કરવું એ વાંક ચોરનો ભિખારીનો અને છવાઇદારનો સરખો જ છે. અમુક વર્ષ તાપ તપ્યાં અને વરસાદ ઝીલ્યો તેથી તેટલાં વર્ષ સુધી ઝાડને ફળ આવ્યાં. ઘણા વર્ષ સુધી સારૂ સહન કર્યું, સારૂં કામ કર્યું અને સારાં ફળ પામ્યાં તેથી કાંઈ કોઇ સાલ તાપ ન સહે કે વરસાદ ન ઝીલે તો પણ તેને ફળ આવે એવું કુદરતમાં નથી. ઘણા વર્ષો સુધી રખડપટ્ટી કરી અને શિકારમાં અત્યંત કુશળતા દાખવી તેથી કાંઇ કોઇ વનચરને તેના બદલામાં ફોગટનું ભક્ષ મળતું નથી. ઘણા વર્ષો ખૂબ ખાધું માટે પાછળના વર્ષોમાં કાંઇ ભૂખ લાગ્યા વિના રહેતી નથી. તેમ જ કામ વિષે છે. જીવમાત્ર પોતે જીવે અને કુદરતનો ઉપભોગ કરે ત્યાં સુધી મહેનત કરી કુદરતના ચક્રને અનુસરવું જોઇએ એ નીતિસૂત્ર છે. છવાઇ ભોગવવી કે નિવૃત્તિ લેવી કુદરતના નિયમ વિરુદ્ધ છે. તેથી તે પણ ચોરીની કક્ષામાં આવે છે.

આ દાખલાઓનો સાર એટલો જ છે કે ભીખ દેનાર, છવાઇ દેનાર, નિવૃત્તિ લેનારને પોષનાર, કામ વિના અથવા થોડા કામને માટે માણસને નોકરીમાં રાખનાર, બધા જ પૈસાના આવા ખર્ચમાં તેનું નૈતિક મૂલ્ય હણે છે. અથવા ઓછું કરી નાંખે છે. જેવો કામ કરી શકે તેવા માણસોને કામ કરાવ્યા વિના નભાવવા વિષે વિચાર કર્યો તેવો જ વિચાર કામમાં લઇ શકાય છતાં કામમાં લીધા વિના સંઘરી રાખેલી વસ્તુઓ વિષે પણ થઇ શકે. પણ અહીં આ દષ્ટિબિંદુ સમજવા માટે આટલાં દષ્ટાંત બસ છે.

આટલા વિચાર પછી હવે આ ધ્યાનમાં રાખીને આપણા મૂળ ત્રણ મુદ્દાનો વિચાર કરવાથી યોગ્ય નિર્ણયે આવી શકાશે. પહેલો મુદ્દો એ છે કે ધંધો કરીને સેવા કરવાને બદલે પગારદાર બનીને સેવા કરવાથી લોકો ઉપર ઓછી છાપ પડે છે. પહેલું તો એ કે શહેરના એટલે કે ઉજળીઆત લોકો ઉપર અને ગામડાના એટલે કે મહેનતુ લોકો ઉપર એક જ જાતની છાપ પડતી નથી. શહેરના લોકો જેઓ સહેજે ૫૦થી૬૦ રૂપિયાનો મહિનો મેળવે છે તે તમારા ૨૫-૩૦ રૂપિયાના પગારમાં ત્યાગ જોઇ શકે છે જ્યારે ગામડીઆ તેમાં કાંઇપણ ત્યાગ જોઇ શકતા નથી. પણ આપણે ગામડીઆઓને જ ધ્યાનમાં રાખવાના છે. તેઓના ઉપર જુદી છાપ પડે છે તેનું કારણ એ છે કે મૂડીવાદી અર્થશાસ્ત્રે હજી તેમનાં મગજને અભડાવેલાં નથી હોતાં તેથી તેમનાં અંતઃકરણમાં અણસમજ્યે કુદરતી ગંધ ઉઠે છે. તે તેઓ સમજી શકે છે. જ્યારે ભણેલા કે શહેરી જીવનમાં ઉછરેલા લોકોની ઈંદ્રિય એવી ગંધ પારખવા જેટલી કોમળ રહી હોતી નથી.

મહેનતુ લોકને પગારદારની અમુક સૂગ પહેલી તો એ કારણે થાય છે કે તેઓ તેમને મળતા પગારના પૈસાનું નૈતિક મૂલ્ય વધારી નહિ શકે એવી તેમના ઉપર

છાપ પડે છે. અને કોઈપણ માણસ પૈસાનું મૂલ્ય ઘટાડે તો સરવાળે મહેનતુ વર્ગને જ શોષવાનું હોવાથી તેવા માણસ પ્રત્યે તેમને કુદરતી સૂગ થાય એ દેખીતું છે.

પગારદાર પૈસાનું નૈતિક મૂલ્ય નહિ વધારે એવો ડર રહે એ પણ અસ્થાને નથી. કારણ ઘણે ભાગે તો તેની સ્ત્રીને, તેના ઘરના તમામ બૈરાંઓને, જો સારો પગાર હોય તો તેનાં માબાપને પણ ચોરીનું ધન જ ખવરાવતો હશે. સ્ત્રીઓ અને વૃદ્ધોએ પણ અંગમજુરી કરવી જ જોઈએ—રળવું જ જોઈએ એમ કહેવાનો આશય નથી પણ અંગમજુરી ન કરે તો બુદ્ધિ મજુરી તો કરવી જ જોઈએ એમ કહેવાની મતલબ જરૂર છે. જેની પત્ની પોતાના જ બાળકોને ઉછેરે છે તે તેમના ઉછેરમાં વિઘ્ન નાંખ્યા વિના પાડોશી મજુરણોનાં બાળકને તેવી જ મહેનતે ઉછેરી શકે. આમ જે પત્ની બુદ્ધિ અને હૃદયની મજુરી કરે તેનો પતિ તેને ચોરીનું ધન નથી ખવરાવતો. અને ખરું પૂછો તો આજકાલની પત્ની પોતાના બાળકોને ઉછેરવાનું પણ ક્યાં કરે છે. તે તો તેમને ગુંગળાવવાને મથતી રહે છે. અને છતાં પતિ તેને ફોગટનું ખવરાવ્યે જાય છે. જેનામાં બાળકો ઉછેરવાની લાયકાત નથી તે સ્ત્રીએ તો મજુરણ જ રહેવું ઘટે. પણ આવી સ્ત્રીને પણ ઘરમાં નવરી નવરી નહિ પણ બાળકોના વિકાસને ગુંગળાવવાના કામમાં રોકી રાખી પગારદાર પતિ તેને હરામનું ખવરાવ્યે જાય તો તે કસાઈને જીવ કાપવાના મહેનતાણા તરીકે જીવાઈ બાંધી આપ્યા જેવું થાય.

પણ સામાન્ય રીતે પગારદાર આમ તેને મળતા પૈસાનું પ્રત્યેક મૂલ્ય શૂન્ય કરે જાય છે. એટલે પગારદારની ગંધ જ મહેનતુ લોકોને શંકા અને અણગમો ઉપજાવે તો તેમાં કાંઈ નવાઈ નથી. કેટલાક પગારદાર કહેશે કે હું તેને પરણ્યો એટલે મારે એને રોટલો પૂરવો જોઈએ કે નહિ? આનો જવાબ બીજા ઉદાહરણથી લઈએ. એક રાજ્યનો દિવાન રાજ્યની નોકરીમાં રહી, પોતાના સગાંઓને જુદી જુદી રકમની જીવાઈ રાજ્યની તિજોરીમાંથી બાંધી આપે તેને તમે શું કહો? તમે કહેશો કે ભાઈ, રાજ્યની તિજોરી આમ લૂંટો નહિ તે દલીલ કરશે કે એ મારા સગાં છે તેથી તેમને નિભાવ કરી આપવો એ મારી ફરજ છે. તમને આ દલીલ ગળે નહિ ઉતરે. તમે કહેશો કે બહુ બહુ તો તું તેને રાજ્યની નોકરીમાં રાખ. તેઓ નોકરી કરે અને પગાર ખાય તો પણ તું વગ તાણનાર તો ગણાઈશ જ છતાં તે કાંઈક ક્ષમ્ય હશે. આમ જ આપણે પગારદારને કહી શકીએ. તને પગાર મળે છે તે તું ખુશીથી ભોગવ, પણ જે દેહના માટે પગાર મળ્યો તે દેહને જ તે ભોગવવાનો. તેમાંથી તારાં સગાં સંબંધીઓને જીવાઈ આપવાની નથી. બહુ બહુ તો તેઓને તું કામે લગાડ. કામ કરે ને ખાય. તેમાં પણ તું વગ તાણનાર તો ગણાઈશ જ પણ તે કંઈક ક્ષમ્ય હશે.

એટલે પગારદાર નાનો કે મોટો પગાર લે છે એથી કાંઈ લોકોમાં અણગમો પેદા થતો નથી પણ તે મળેલા પૈસાનું નૈતિક મૂલ્ય તોડી નાંખે છે તેથી અણગમો થાય છે. તેથી તેની ખરાબ છાપ પડે છે. જો કોઈ માણસ ગામડામાં કામ કરે અને ૫૦૦ રૂપિયાનો પગાર લે પણ તે રૂપિયા નૈતિક મૂલ્ય વધે તે રીતે વાપરે તો અણગમો નહિ થાય પણ કદર થશે. બચરવાળ છે ભલે તેને પાંચ રૂપિયાનો પગાર વધ્યો એમ લોકો કહે છે તેનો સાર એટલો જ છે કે બાળકો ઉપર ખર્ચેલા પૈસાનું નૈતિક મૂલ્ય વધે છે. એટલે એવું ખર્ચ કરનારને વધારે પગાર ભલે મળે. એને આંધળા માબાપ છે. તેને પંદર રૂપિયાનો પગાર તો જોઈએ જને! એમ કહેવાની મતલબ પણ એ જ છે કે યોગ્ય દયા દાન કરવાથી પૈસાનું નૈતિક મૂલ્ય વધે છે માટે તેવી રીતે ખર્ચનારને ભલે સારો પગાર મળે. મદતો, મઠો અને સંસ્થાના ચાલકો પાસે પુષ્કળ પૈસા આવતો અને ખર્ચાતો હોવા છતાં તેઓ પ્રત્યે અણગમો થતો નથી તેનું પણ એ જ કારણ છે. ધનપતિઓને પણ સ્થાન છે; તેઓ 'ટ્રસ્ટી' તરીકે રહે એવું ગાંધીજી કહે છે તેની પણ આ જ મતલબ છે.

ધંધો કરતાં કરતા સેવા કરનારથી લોકો ઉપર વધારે છાપ પડે તો તેનું એક કારણ એ છે કે જાતમહેનતના ધંધામાં ઓછી કમાણી હોવાને લીધે, તેમજ

મહેનતું વાતાવરણમાં હોવાને લીધે, ધંધો કરનારનાં બધાં કુટુંબીજનો કંઇને કંઇ મજુરી કરે છે તેથી ધંધો કરનાર પૈસાનું નૈતિક મૂલ્ય સાચવી રાખી શકે છે. પણ પગારદાર પણ ધંધાદારની પેઠે જ પૈસાનું નૈતિક મૂલ્ય સાચવી રાખે તેવું જીવન ગાળે તો તેના કામની લોકો ઉપર ઓછી છાપ ન પડે.

ધંધો અને સેવાનો ભેદ કેમ પડે છે તે પણ અહીં વિચારવાનું રહે છે. પગાર લઇને કામ કરનારની છાપ ઓછી પડતી હોય તો તેનું એક એ પણ કારણ છે કે તેનું કામ સેવાનું હોવાને બદલે ધંધાનું હશે. સેવાનું ધ્યેય જેની સેવા કરવાની હોય તેના હૃદયનો વિકાસ કરવાનું છે. જોકે લોકોના દુઃખદર્દો ઓછાં કરવાં એ સેવાનું કાર્ય સદા રહ્યું છે, છતાં દુઃખદર્દો તો પૃથ્વી ઉપર અનાદિ અનંત છે. દેહની સાથે જ તે જડેલાં છે. તે ટાળ્યાં ટળે તેમ નથી. માત્ર હૃદય એવું કરી શકાય કે જેથી દુઃખ દુઃખ ન લાગે. દર્દની પીડા પીડા ન કરે. હૃદયનો આવો વિકાસ કરવો એ જ અંતે તો એક શક્ય વસ્તુ છે. સ્થૂળ કે સૂક્ષ્મ બાહ્ય દુઃખદર્દો દૂર કરવાનો સેવા કરવામાં પ્રયાસ થાય છે. તે તેજ હેતુથી નથી થતો. પણ નિઃસ્વાર્થ અને પ્રેમથી નીતરતાં હૈયાએ કરેલા પ્રયત્ન, સામા માણસના હૈયાને પણ જાગતું કરે અને એમ વિકસિત કરીને બાહ્ય સંજોગોથી પર એવા આનંદનો તેને અનુભવ કરાવે એ હેતુ સિદ્ધ કરવાનો છે. આવી રીતે હૃદયનો સ્પર્શ સાધી તેનો વિકાસ કરવાના સાધન તરીકે જ બાહ્ય સેવાનો ઉપયોગ છે, પણ જે કોઇ બાહ્ય સેવા કરે તે દરેક સામા માણસના હૃદયને સ્પર્શી શકે એવું નથી. એ માટે તો પોતાની શુદ્ધિ માટે સદા જાગ્રત અને હૃદયના સૂક્ષ્મ સંદેશાઓને ઝીલનાર, આત્માર્થી પુરુષની આવશ્યકતા છે. જે પોતાના હૃદયને ઢંઢોળી શકે છે તેજ સામાનાને સ્પર્શી શકે. એટલે જેને અંદરથી જ સેવા કરવાનો આદેશ મળે છે તે જ સેવા કરી શકે છે. બીજા સેવા કરનારા વૈદ્ય કે પણ ઉપચારકો જેવા હિતસ્વી ઉપકારકો રહે છે. ચોરીનો પણ ધંધો છે, મજુરીનો પણ ધંધો છે, શિક્ષકનો ધંધો છે તેમ ધર્મગુરુનો અને સેવકનો પણ ધંધો જ હોઇ શકે છે; દરેક ધંધાદારી સાદાઇથી કે ખર્ચાળપણે પોતાનું ગુજરાન કાઢે છે. અને પોતાને સોંપેલું કામ વફાદારીથી કરે છે. જ્યાં હૃદય ન પોકારતું હોય ત્યાં સેવાનો પણ ધંધો જ ગણી શકાય. કેટલાક ધંધામાં જડ શરીરનો વધારે ઉપયોગ પડે છે. કેટલાકમાં બુદ્ધિનો વધારે ઉપયોગ પડે છે. બુદ્ધિના ધંધામાં વધારે કુશળતા જોઇએ છીએ. પણ વધારે કુશળતા જોઇએ તેથી તે સેવા નથી થતી. તેમ જડ શરીરનો વધારે ઉપયોગ હોય ત્યાં સેવા મટી નથી જતી. જે કામને બીજા ના પસંદ કરતા હોય અને ત્યજતા હોય છતાં તે કામ સમાજના હિત માટે આવશ્યક ગણીને (ભંગી કે ખેતીનું) કરવામાં પણ સેવાનો ધંધો થાય છે. કોઇ સંસ્થાના પગારદાર બનીને ખાદીકાર્ય કે હરિજનશિક્ષણ કરનારના સમાનપદે ઉપર કહ્યું તેમ ખેતી વગેરે હરકોઇ ધંધાનું કામ કરનાર છે. આ બધા જ કામ કરે છે અને પેટ ભરે છે. કોઇ વધારે મોજ કરે છે કોઇ ઓછી. પણ જો તે કાર્ય કરતાં કરતાં લોકો માટે તેનું હૃદય દ્રવ્યા કરે અને તેમના આત્માની સાથે પોતાનો આત્મા એકાકાર થવા મથ્યા કરે તો જ તે સેવાનો ધંધો કરનાર મટી કેવળ સેવક થાય. જેટલે અંશે તે સેવક થાય તેટલે અંશે તેની છાપ પડે. ભલે પછી તે પગાર લે કે ધંધો કરે.

એક કામ કરનાર ખાદીપ્રવૃત્તિ કરીને એક દિવસનો એક રૂપિયો કમાય છે તે રૂપિયાનું ઘર માટે અનાજ લાવે છે. બીજો એક ખેડૂત ખેતી કામના દિવસો અને ઉત્પન્નનો હિસાબ કરતાં એક દિવસના ખેતી કામ પેટે એક રૂપિયાની કિંમતનું અનાજ ઉત્પન્ન કરે છે. હવે આ રૂપિયાની કિંમતનું અનાજ ઉત્પન્ન કરવા માટે ખેડૂતે જે કામ કર્યું તે દિવસ તેનો સ્વાર્થના કામમાં ગયો એમ કહીએ તો ખાદીપ્રવૃત્તિનો જે દિવસ ઘર માટે અનાજ લાવવાનો રૂપિયો કમાવામાં ગયો તે દિવસ પણ ખાદી માટે નહિ પણ સ્વાર્થના ઘરકામ માટે કાઢેલો એમ જ કહી શકાય. એટલે ધંધાદારીનો સમય સ્વાર્થના કામમાં અને સેવકનો સમય સમાજહિતના કામમાં જાય છે એવું સમજવું ભૂલ ભરેલું છે. સેવક જેમ પોતાનું ઘરખર્ચ કમાતાં કમાતાં જે કાર્ય કરે છે તેમાં

સમાજનું હિત થાય છે તેમ જ ખેડૂત પણ, પોતાનો રોટલો કમાતાં કમાતાં જે અનાજ ઉત્પન્ન કરે છે તેમાં સમાજનું હિત થાય છે. બન્ને એ રીતે જોતાં ધંધા છે અને સેવાના જ ધંધા છે. જ્યાં સુધી આપણે સમાજને પોષ્ટક ધંધો યોગ્ય મહેનત અને સમય ખર્ચીને વફાદારીથી કરીએ ત્યાં સુધી દરેક ધંધો સેવાનો જ ધંધો છે. અને દરેક ધંધામાં સમાજનું કામ થવા સાથે પોતાનું કામ થાય છે. માણસ પોતાની જવાબદારીથી કાંઇ ધંધો કરે કે સંસ્થામાં પગાર લઈને કોઇ કામ કરે તેથી તફાવત પડતો નથી. કોમ્યુનીસ્ટ રાજ્યતંત્રમાં ખાનગી ધંધાની બંધી કરી દરેક ધંધો સંસ્થાઓદ્વારા પગારદાર રોકીને ચલાવવામાં આવે છે ત્યાં બધા સંસ્થાના જ નોકરો છે એમ કહો અથવા બધા સેવકો છે એમ કહો.

પણ જે લોકો ઉત્પાદક કાર્યના ધંધામાં પડવાને બદલે પૈસાનું નૈતિક મૂલ્ય હણનાર હાલના ધનિકોના શોખને પોષવા ખાતર, સંગીત શીખવવું, બાળકોની કાળજી રાખવી, મોટર હાંકવી, ફરનીચર બનાવવું કે એવા જ ધંધા કરી ફાજલ વખતમાં સેવા કરવાની કે ફાજલ પૈસાથી સેવા કરવાની ઇચ્છા કરે છે તેઓ લોકોને ઘોલ મારી ગાલ પંપાળવાનું કામ કરવા નીકળવાની ઇચ્છા કરવા જેવું કરે છે. તેવા ધંધાને સેવાનો ધંધો કહી નહિ શકાય.

●

## અમર આશા

: પૃથ્વી :

અયે સુહૃદ ! તાહરે પદ લળી, ભીના ઉરથી
ધરૂં પુનિત પ્રેમ અંજલિ; કઠોર થૈ કાં તદા
ચડાવી દઇ ઠોકરે ત્હું ધુતકારી કાઢે સદા ?
કરૂં હું તવ ગોદ માંહિ છૂપવાઃ–ત્હું હડસેલ કાં ?
ભૂલી જઇ હું ને તું માં કંઇક ગાંડુંઘેલું લવું
તદા દુઃખદ ભાન લાવી ક્યમ ઉરને ચીર ત્હું ?
ભલે તવ કઠોરતા થકી રહે ત્હું દૂણી મ્હને;
ભલે ગરળ ફૂંકથી પળ કરે મને મૂર્છિત;
ભરી મમ ઉરે સખે ! સભર ખાત્રી, કાઠિણ્ય આ
તણા પડ નીચે અમીભર્યું મૃદુલ હૈયું ભીનું
રહ્યું ધબકતું.
અને અમર આશ મ્હારે ઉરે
જશે કઠિનતા તણું પડ ઘસાઈ કાલક્રમે,
અને અમીઝરો ફુટી દ્વિગુણ જોશથી, ધોધમાં
ડુબાવી મમ તપ્ત અંગ કરશે બધાં શીતળ !

પ્રજારામ નરોત્તમ રાવળ

# શિયાળાની રાત

શ્રી. ‘ હિમાંશુ ’

**પાત્રો**

| | |
|---|---|
| દાદુજી | પિતા |
| રામો<br>મોહન | પુત્રો |
| મણિ | માતા |

સ્થળ :—એકાદ શ્રમજીવીના ઘરની ઓશરી.

કાળ :—શિયાળાની રાત્રિના નવ–દશ.

[એક ઓશરીને છેડે મણિ અને એની ગાય કડકડતી ઠંડીથી બચવાનો પ્રયત્ન કરી રહ્યાં છે. બંને શરીરે સરખાં જ છે કારણ ગાયના પેટના ખાડા અને મણિના મોંની કરચલીઓમાં ખાસ ફેર નથી.

બરાબર આજ વખતે ‘ખખ’...‘ખખ’ કરતો દાદુજી આવે છે. તે એક પટાવાળો છે. ખાખી લાંબા ડગલાને પાછળથી એક હાથનો ચીરો છે. અને ખંભે બ્રાહ્મણોની જનોઇની માફક પટો પડયો છે. માથેથી ફેંટાનો છેડો ઊતારી બુકાની બાંધેલી છે.

ઓશરી પાસે આવી જોડા ઊતારી, બુકાની છોડે છે ત્યારે જ તેનો ચહેરો દેખાય છે. પાંચ દસકા પસાર થઈ ગયા છતાંય દાદુજી હજી ખડતલ છે.

પટો ઊતારી દાદુજી તાપણી પાસે બેસે છે. એટલે મણિ તેની સામે આવીને બેસે છે.]

મણિ : આઇવા ?

[ એ પ્રશ્નમાં સ્નેહ નીતરે છે.]

...

દાદુ : છોકરાં હજી નથી આઇવા ?........આજતો મારેય મોડું થયું.

મણિ : ( થોડાંક નવાં રાડાં તાપણીમાં ઉમેરતાં )

આવતાં હશે........રોજ આટાણે જ આવે છે ને ?

[ એકાએક ઠંડા પવનની એક ફૂંક આવીને બંનેને ધ્રૂજાવી જાય છે. મણિ પોતાના ઓઢેલ સાડલાની સોડ વધુ સંકોરે છે. ]

દાદુ : મોહનને પે'રવા શું છે ?......કાંઇ કોટ બોટ !

મણિ : મોહન તો માધુભાઇ શેઠના છોકરાનો—નહીં તમે આપ્યો તો......એ છીં'કણી રંગનો કોટ પહેરે છે......પણ બિચારા રામાને પે'રવા કંઇ જ નથી એથી તો એનો જૂનો ધોળો કોટ પહેર્યો છે.

દાદુ : તેં મને કે'વું તું ને હમણાં જ......કોટ વેચવાવાળા આવ્યા'તા. એકાદ જૂનોપાનો લઇ દેત; મને શું ખબર ?...ગરમ કોટ રૂપીએ રૂપીએ ને દોઢ દોઢે મળતા'તા...

મણિ : મે તો કહ્યું'તું એને કે રામા તારે કોટ જોઇતો હોય તો લે ને ? શિયાળે કામ આવશે... ત્યારે એ' કે' કે ચાલશે. લઇ લીધો હોત તો આજે ટાઢ ન ખમવી પડતને ?

દાદુ : હશે ! હવે આજની જ રાત છે ને !......કાલથી તો મારે કામે નથી જવાનું શેઠને ત્યાં......એટલે કાલથી આ કોટ રામો પે'રશે અને મારે !......મારે ચાલશે

મણિ : કેમ નક્કી થઇ ગયું ?

દાદુ : હાસ્તો ! આજે...આજે જ રાતે નોકરી કરી આવું એટલે કાલથી પેન્સીલ પર. એમ તો શેઠ બહુ દયાળુ છે હોં ! એતો મોટું માણસ ! કોક દિવસ કસૂર આવે તે વઢે...... પણ તું જાણુંછને દેવીબાના તો મારા પર ચારે હાથ......પણ એતો મુનીમ જ એવો છે, શેઠને ઊંધું ભરવે છે કે "ઘરડાઓથી કામ થાય જ નહીં એટલે તેમને કાઢી મૂકો "

મણિ : ( આશ્ચર્યસહિત પ્રશ્નાર કરતાં ) એવું તે કાંઈ હોય ?

દાદુ : હોય શું ?......થયું. મારી સાથેવાળા ચાર બીચારા વિના રોટલે ઘેર બેઠાં. એ તો હું જૂનો માણસ અને વળી...કાં ભૂલી ગઇ ?......ગઇ સાલ જ ઓલ્યા-તોફાનમાં—નહીં પેલા શેર બજારવાળા તોફાનમાં–શેઠે નહીં પેલા લોકોના શેર જૂકાભાવથી વેચીને ગોટાળો કરેલો ત્યારે –ત્યારે તો ડાંગ મેં ખાઇને બચાવી લીધેલા......ઇ કાંઇ ભૂલી જાય ? એટલે [ રોફથી ] આપણે તો દેવીબાને કીધું, " હવે મારાથી કામ નથી થાતું, બા ! હવે તો હું ઘરડો થયો......અને એ શેર બજારવાળી વાત......મેં મોઢે મોઢ કરી દીધી......એટલે દેવીબા તે તો દેવીબા ! સાક્ષાત દેવી જ જાણે. ફટ દઇને મારી અરજી 'ડામીસ', કરી દીધી. કે' જે " દાદુ ! હું મુનીમને કંઇશ કે તને કાલથી ' પેન્સીલ ' પર કરીદે.

( ફૂલાતાં ) એમનો મારી નોકરી થઇ જૂની......કેટલા વરસ થ્યાં ? હેં રામની બા !......

મણિ :– ( દેવતા ફેરવતાં ) રામાના જનમવારકા તમે ત્યાં છો......હશેજને હોળ, હત્તર

દાદુજી : ( વિચાર કરતાં ) હોળ......હત્તર ?......રામો હત્તર વરહનો નઈ ! પેલી સાલ પાણી આવ્યું ત્યારે તો રામો પાંચેક વરહ ખરો ! અને ઇ વાતને તો આજે બારેક વરહ......ત્યારે તો રામાને હજરમું ઊતરીને અઢારમું બેઠું...... (ઊંડાણમાંથી) હા !......અઢારને બાર; બારને અઢાર......

મણિ : ( વિસ્મયથી ) શું અઢાર, બાર ગણવા કરો છો ?

દાદુજી : એતો આજે માનસંગ મળ્યો 'તો તે કે' "આપણો તો જૂનો સબંધ છે કાકા ! તમારાથી કોણ સારો સગો મળવાનો હતો ? ગમે તેમ તોય દાદુજી અમેસંગનું ઘર ! મારે તો મારી રૂડી તમે હા કો'તોય આપવી છે અને ના કો' તોય આપવી છે.

મણિ : હા !......હા ! એમતો માનસંગ લાખ રૂપીઆનું માણહ. અને રૂડી ! એને તે બાર હોય ? અને જ્યાં

પૂરાં ચૌદ. બેડે પાણી ભરે છે ને ! અરે ! પણ એ તે છોકરી છે–જેવાં નામ: તેવાં જ ગુણ...... જાણે લખમી. આંગણું અજવાળે એવી છે. ( સુખી સ્વપ્ન જોતાં ) મારે તો એ આ ઘરમાં પગ મૂકે કે ઘર હામે જોવાનું નો રે'. (હતાશ થતાં) અરે પણ ભગવાન એ દિ' કયારે દેખાડે ને કયારે હું એની માંળા ફેરવું.

દાદુજી : એનો 'એ' રૂઠયો છે રામાની બા ! નહિ તો વરસ વઠે શું કરવા ? મારી ચારકોશી વાડી મૂકીને, અભેસંગનાં છોકરાંને, ઘરબાર વગરનાં, પારકી ચાકરી કરવાનો વખત શું કામ આવે ? (ગળગળો થઇને) મારે આંગણે હાથી જેવી ભેંસો જૂલતી, એના ધણીને આજે પાવળું દૂધ.......અરે દૂધ વેચવાનો વારો આવ્યો. મારાં છોકરાં દૂધ જોતાં નથી. પારકાનાં એઠાં ઠીબડાં આવડી નાની ઉંમરે ઉટકવાં પડે છે.......છોકરાને કન્યા મળે છે ત્યારે પણ વિચારવું પડે છે કે "લગ્ન કેમ કરવું ? ' (નિસાસો નાખીને) અરે ભગવાન ! આ ગરીબી !

મણિ : ( પોતે આંસુ લુછીને હિંમત આપતાં ) અરે ! એમ શું ઢીલા થઈ જાઓછો ! (ન માનતી હોય તેમ) આપણે ગરીબ ! અરે; ગરીબ કેવા ? ગરીબ હોઇએ તો કાંઇ માનસંગ થોડા આપણે ત્યાં કન્યા દેવા આવે ? છોકરાંના દસ. તમારા અગીઆર અને મારી ગાયના આઠ......ત્રીહ, ત્રીહ રૂપીઆનો મહીનો પડે–એને ગરીબ કે'વાય ?

દાદુજી : અરે રામાની બા ! પણ લગ્ન તે કાંઇ રમત વાત છે ? થોડા કાંઇ પાંચ પચીસે હાલવાનું હતું ! નાખી દેતાં પણ બસોની રકમ જોઇએ.

મણિ : ( થોડા ગભરાટ પછી સ્વસ્થ થતાં ) બહુંજ ને !...છગન શેઠને ત્યાં ત્રણ પચીશી તો પડયા છે ને તમારો એ મહીનાનો પગાર શેઠને ત્યાં છે...હવે બહુ બહુ તો સો રૂપીઆ જોઈશે......એતો......એતો થઈ રહેશે તમે તમારે માનસીંગને "હા" ભણી દેજોને.

દાદુજી : (હિંમતથી) અરે ! એટલા તો વ્યાજે કે શેઠને ત્યાંથી લઇ આવીશ એમ તો દાદુજી કાંઇ સાવ નકામો નથી થઇ ગયો. હે ભગવાન ! લાજ તારે હાથ છે મારા બાપ !

મણિ : ભાઇ, બેટા !

[ સામેથી આવતા રામાના મોં ઉપર એક હાસ્યરેખા આવે છે. ટાઢે થીજી ગયેલા દેહમાં કાંઇ અજ્ઞાત હૂંફ પ્રસરે છે. દાદુજી હમણાં જ વિચાર તંદ્રામાંથી જાગે છે. રામો અને મોહન આવીને તાપણી પાસે બેસે છે. ]

દાદુજી : કેમ આટલા બધા મોડા પડયા !

રામો : (કાંઇક છૂપાવતાં) આજે જરા મેળાની ધમાલ વધુ હતીને બાપા ! એટલે મોડું થયું.

મોહન : (ધૂંધવાતાં) અરે ! મેળો કેવો ને ધમાલ કેવી ! મુનીમે જાણી જોઇને જ મોડા છોડયાને !

મણિ : કેમ ? કાંઇ થ્યું'તું ?

રામો : (બચાવ કરતાં) એતો મોહન અમથો બૂમો મારે છે.

મોહન : ના બાપુ ! (છોભીલો પડતાં) રામાએ મને ઘેર કે'વાની ના કહી હતી (રામાને મનાવતાં) કહી દેવા દેને રામા !

[ ઠપકાભરી આંખે રામો મોહન તરફ જોઇ રહે છે. ]

દાદુજી : તે શું થયું છે મોહન !

મોહન : તે આજે તો બાપુ ! શેઠે મોહનને એક તમાચો લગાવી કાઢ્યો.

મણિ : (એકદમ) તમાચો !...એટલું બધું શું કરવા ?

મોહન : તે મારવો હોય તો મારે...પણ ગાળો શું કરવા...

[ એકાએક મોહન અટકી જાય છે...રામો ડોળા કાઢીને ન કહેવાને સમજાવે છે. ]

(રામાને) તે એમાં ડોળા શું કરવા કાઢે છે ! એતો તું બોલ્યા વગરનો બેસી રહે–મને તો એ એવી ગાળ દે ને તો સામી ચાર ચોપડું.

દાદુજી : શું થયું છે રામા !

રામો : (ન છૂટકે) એતો આજે સવારે અમે મોડા ગયાને તે જરા વધુ વખત થઇ ગયો એટલે શેઠ જરા ખીજાયા અને એક નાની ટપલી મારી. ને...

મોહન : (વચ્ચે) ટપલી શાની ? આખો ગાલ તો લાલ લાલ થઇ ગયો'તો, અને મોડાય શેના ! રોજ કલાક તો આપણે લઇએ જ છીએ–આજ સવા કલાકમાં પણ ત્રણ મીનીટ કમ હતી (દલીલ કરતાં) એ તે કાંઇ મોડું કે'વાય ! કોઇક દિવસ એમ પણ હોય ! અને પેલો- મુનીમ કે' " કે એમને તો મીઠાઇઓ ખાવનીતે ધોબીને ત્યાંથી કપડાં લાવવાનાં એટલે વાર લાગેસ્તો ! " તે અમારે ઓછા ગલ્લામાંથી પૈસા ઉઠાવવા છે તે મીઠાઇ ખાઇએ. અને કપડાં ઉજળા રાખીએ તેમાં એ શાનો બળે છે ! અમારા હાથના જોરે રાખીયે છીએને.

મણિ : (દાદુજીને) તે તમે હોટલે જાવને ! મુનીમને અને શેઠને કો'ને કે છોકરાઓને આટલું બધું કેમ સતાવે છે.

દાદુ : એતો હું જઇશ.

રામો : એતો બધું ઠીક બા ! પણ મારો તો શેઠે આઠ આના દંડ કર્યો.

મોહન : (આશ્ચર્યથી) ક્યારે વળી ? મને તો ખબર પણ નથી. શુ થયું હતું રામા !

રામો : એ તો એક કોરી પીનારને મેં ભૂલથી સ્પેશીયલ બનાવી આપી તે એણે શેઠને ફરીઆદ કરી કે એને તો ચાહની બાધા હતી. એટલે શેઠ ખીજયા અને અડધો રૂપીઓ દંડ કરી નાખ્યો. પગાર આપે ત્યારે આખી આઠ રૂપરડી અને દંડ કરે ત્યારે અર્ધો–બે દિવસની રોજી.

મણિ : તે દિકરા ધ્યાન રાખીએને !

રામો : ધ્યાન ! ધ્યાન !......બા ! માણસ તે પછી કેટલું ધ્યાન રાખી શકે ! સવારથી સાંજ સુધી...ભડભડતી સગડી...ચાહ, ખાંડ, દૂધ, સ્પેશીયલ કોરી......અને એજ જૂના ઠીબડાં......મારૂં તો મગજ ફરવા માંડે છે. બા ! સગડીની કને ઊભો રહી રહીને આંધળો તો થવા આવ્યો હવે બહેરો પણ થાશ...અને તોય ઉપરથી શેઠના હુંકારા હુંકારા ને માર–બાકી રહ્યું હોય એટલે દંડ......

દાદુજી : એનો હું કાલે હોટલે જઇશ ને શેઠને મળી આવીશ, વળી થોડાક રૂપીયા પણ ત્યાંથી લાવવા પડશેને ! નહીં તો વળી રામાના લગન શી રીતે કરશું !

મોહન : (હર્ષમાં) કોની ! ભાભી લાવવાની વાત કરોછો બાપા ! (મણિને) બા ! હવે તો ભૂખ લાગી છે.

[ મણિ ઊઠીને ઝૂંપડાની અંદરના ભાગમાં થાળીઓ લેવા જાય છે. ]

(અનુસંધાન પાને ૭૭૧)

# સદ્‌ગુરૂપરાયણ

## માસ્ટર મહાશય

શ્રી. કાકા કાલેલકર

જેવી રીતે ન્યાયમૂર્તિ રાનાડેનાં ધર્મ વિષયક પુસ્તકોએ મને નાસ્તિકતાથી આસ્તિકતા તરફ વાળ્યો એવી જ રીતે સ્વામી વિવેકાનંદનાં મૂલ-ગ્રંથોને વાંચ્યા પછી હું 'સંત મત' તરફ વળતો થયો હતો. પણ સ્વામી વિવેકાનંદનું આ વાક્ય મારા અંતઃકરણને અસર કરી ન ગયું હોત કે, 'મારામાં જે કાંઇ છે તે બધું મને સદ્‌ગુરૂ રામકૃષ્ણ પરમહંસ તરફથી મળ્યું છે,' તો સ્વામીજીને વાંચીને પણ મેં મારી 'પ્રાર્થનાસમાજી વૃત્તિ' ન છોડી હોત. ધર્મનો આશય છે શ્રદ્ધા, નિષ્ટા, અનુભવ અને સાક્ષાત્કાર. આ બધું સ્વામી રામકૃષ્ણમાં હતું, અને ખરેખર એઓ અવતારી પુરુષ હતા; યુગ પુરુષ હતા. મને આજે પણ એવું જણાય છે કે અંગ્રેજી શિક્ષણથી વિશેષ પ્રભાન્વિત હોવાથી અને સ્વામી વિવેકાનંદનો ઉપદેશ પણ અંગ્રેજીમાં હોવાથી જ તે વધુ હૃદયંગમ થઇ શક્યો.

મેક્સમૂલરે પ્રગટ કરેલ રામકૃષ્ણ પરમહંસના ઉપદેશ પણ એટલા હૃદયંગમ ન થઇ શકત જો એ પહેલાં વિવેકાનંદને ન વાંચ્યા હોત.

અંગ્રેજી ભાષાના આકર્ષણ ઉપરાંત સ્વામી વિવેકાનંદની વિવેચન શૈલી પણ ધ્યાન દેવા જેવી છે. એમને એ વાતનો સ્પષ્ટ ખ્યાલ હતો કે એમણે પોતાની વાતો બુદ્ધિવાદી જગત સમક્ષ રજુ કરી હતી. સાથે સાથે તે જ શૈલીથી નિરૂપણ કરવામાં પણ તેઓ સિદ્ધહસ્ત હતા.

સ્વામી વિવેકાનંદે રાજકારણમાં કદી ભાગ નથી લીધો છતાં એમની નસેનસમાં દેશાભિમાન ભર્યું હતું. આ વિચારને એમણે જ જન્મ આપ્યો હતો કે, પતિત ભારત પ્રબુદ્ધ ભારત બનીને સંસારભરનું ગુરુપદ ગ્રહણ કરે. અને એ અનુસાર એમને અનેક પ્રાશ્ચાત્ય અનુયાયીઓ પણ મળ્યાં એવામાંનાં ભગિની નિવેદિતાનું નામ ખાસ લેવું જોઇએ. આ મહાન ભગિનીએ ઇતિહાસ, કેળવણી અને કલાના શાસ્ત્રોનું ગંભીર અધ્યયન કર્યું હતું, તે જ રીતે એમનું સમાજશાસ્ત્ર વિશેનું જ્ઞાન પણ અસાધારણ હતું. સ્વામી વિવેકાનંદ જેવા મહાપુરુષ પાસેથી હિંદુધર્મ—હિંદુસંસ્કૃતિનું રહસ્ય સમજી શકવાની પાત્રતા એમનામાં વિશેષ રૂપે હતી. અને એ રહસ્યને પોતાની સંસ્કારી અને સહાનુભૂતિપૂર્ણ દૃષ્ટિથી ગૌરવપૂર્ણ શૈલીમાં

સંસાર સમક્ષ રજુ કરવામાં પણ એ ઠીક સફળ થયા. એમનું તમામ સાહિત્ય ઉચ્ચકોટીનું છે. અને એનું વાચન કરવું એટલે વિશ્વવિદ્યાલયની સંપૂર્ણ કેળવણી લઇ લીધા બરાબર છે. એ મહાન દેવીએ હિંદમાં આવી હિંદુધર્મની દીક્ષા લીધી અને હિંદુસમાજ સાથે એકરૂપ થઇને શુદ્ધ અંત:કરણની લગનીથી સેવા કરતાં ચંદનની માફક પોતાની કાયા ઘસી ઘસી જીવન સફળ કર્યું. એમને એવી ખાત્રી થતી હતી કે રામકૃષ્ણ અને વિવેકાનંદ એ ગુરુ–શિષ્યની જોડી નહિ પરંતુ એ બે શરીરમાં વિચરતી એક જ વ્યક્તિ ઇશ્વરે નિર્માણ કરી હતી. એવી જ પ્રેરણાથી અનેક બંગાળી યુવકોએ નિરા નિરાળા ક્ષેત્રમાં પ્રવેશ કરી પોતાના બુદ્ધિવૈભવથી તરેહવાર ચમત્કારો કરી દેખાડયા.

એક દિવસ ભગવા રંગની બાંધણીનું એક પુસ્તક મારા હાથમાં આવી ગયું. એ પુસ્તકનું નામ " ગોસ્પેલ ઑફ રામકૃષ્ણ પરમહંસ, ધી આઇડિયલ મેન ઑફ ઇન્ડિયા એન્ડ ધી વર્લ્ડ. " સ્વામી વિવેકાનંદનો આભાર દર્શક પત્ર શરૂમાં હતો–' અત્યંત, અત્યંત, અત્યંત આભાર ! ઇશ્વર ઇચ્છા ગુરુદેવનું ચરિત્ર આપને હાથે જ લખાવી લેવાની હતી. અમારાથી તો એ કામ કદી ન બની શકત. ગ્રીસ દેશના અફલાતુને ( પ્લેટોએ ) પોતાના ગુરુ સુકરાત ( સોક્રેટીસ )નો સંવાદ લખ્યો હતો પરંતુ એ આખામાં પ્લેટો જ દેખાયા કરે છે, આપે ગુરુદેવનું ચરિત્ર લખ્યું પણ આપને તો આપે ગુપ્ત જ રાખ્યા છે.'

ઉક્ત ગ્રંથના લેખક ' એમ ' રામકૃષ્ણ પરમહંસના શિષ્ય મહીન્દ્રનાથ ગુપ્ત જ હતા સ્વામી વિવેકાનંદે ઉપરના પત્રમાં એમની અટક ' ગુપ્ત ' શબ્દ પર શ્લેષની સુંદર રમત કરી છે. ( આ સ્મૃતિ–ચિત્ર લખતી વખતે મારી પાસે એક પણ ગ્રંથ નથી. ઉપરનું અવતરણ પણ યાદદાસ્ત ઉપર આધાર રાખીને લખેલ છે. ) રામકૃષ્ણ મિશનમાં મહીન્દ્રનાથ ગુપ્તને માસ્ટર મહાશય કહેતા. એમણે " માર્ટન હાઇસ્કુલ " નામે એક મોટી હાઇસ્કુલ ચલાવી હતી, એટલે કદાચ એટલા જ કારણે એમનું એ નામ પડી ગયું હશે.

માસ્ટર મહાશયનું ' ગોસ્પેલ ' ખરેખર એક અપૂર્વ ગ્રંથ છે. રામકૃષ્ણ પરમહંસ પોતાના શિષ્યો વચ્ચે બેસી-ને જે અનેકાનેક ધર્મચર્ચા કર્યા કરતા, તે ચર્ચાને ખૂબ નિષ્ઠાથી અક્ષરે અક્ષર ડાયરીમાં ઉતારી લેતા. એથી ગુરુદેવના દેહત્યાગ પછી સ્વામી વિવેકાનંદ દ્વારા રામકૃષ્ણ મિશનની સ્થાપના થયા પછી એમણે પોતાની ડાયરીમાંથી નોંધ જોઇ જોઇ આખો સંવાદ લખી નાખ્યો. પ્રત્યેક સંવાદની શરૂઆતમા ગુરુદેવ એ સમયે કયાં બેઠા હતા, કઇ તરફ એમનું મોં હતું, કેવું ઉપવસ્ત્ર પહેર્યું હતું, એમનો હોકો કોણ તૈયાર કરતું હતું–આવી આવી ઝીણી બાબતો લખીને એમણે પ્રસંગનું આબેહૂબ ચિત્ર ખડું કરી આપ્યું છે.

રામકૃષ્ણ પરમહંસે વાંચન પરથી વિદ્વત્તા તો નામ માત્રયે નહોતી મેળવી. એમનું સમગ્ર જ્ઞાન જુદા જુદા અવસરે એમણે ગુરુ માનેલ જુદી જુદી વ્યક્તિઓને મુખેથી જ પ્રાપ્ત કરેલું. ભિન્ન ભિન્ન સંપ્રદાયોની ભિન્ન ભિન્ન સાધનાઓનો એમણે પ્રત્યક્ષ અનુભવ કરી જોયો હતો. જ્યારે કોઇ એમની સામે બેસી શાસ્ત્ર-વાચન કરવા લાગતો ત્યારે એ કહેતા, " હું જે કહું છું તે જ સાચો અર્થ છે, કારણ કે એ અનુભવનો વિષય છે. જો મારો બતાવ્યો અર્થ શાસ્ત્રમાંથી વ્યક્ત ન થતો હોય યા શાસ્ત્રની સાથે તે સંગત ન હોય તો સમજી લેવું જોઇએ કે લખવામાં અથવા અર્થ કરવામાં જરૂર ક્યાંક ભૂલ થઇ છે "

દરેક શિષ્યને તૈયાર કરવા માટે એમની પદ્ધતિઓ પણ ભિન્ન ભિન્ન હતી. જેમની જેવી યોગ્યતા અને મનોવૃત્તિ એવી એમને સાધના બતાવવામાં આવતી. પોતાને પ્રથમ પહેલી જ મુલાકાતે ગુરુદેવે એમના ઉપર કેવી કૃપા કરેલી એનું ખૂબ છટાદાર વર્ણન આપીને માસ્ટર મહાશયે પોતાના ગ્રંથની શરૂઆત કરી છે. મૂળ તો આ સંવાદો " શ્રી રામકૃષ્ણ કથામૃત " નામે પ્રગટ થએલ. એનું જ અંગ્રેજી તે ' ગોસ્પલ ' થયું. આ પુસ્તકથી એમને ખુબ જ લાભ થયો પરંતુ તેને એમણે ' કથામૃત–ફંડ ' ના નામથી અલગ રાખીને ચરિત્રવાન

સાધકોને એમાંથી ઠીક સહાયતા કરી.

જેવી રીતે કાગડાને કંઈ ખાવાની ચીજ મળે તો તે કાકા કાકા કરીને પોતાના બધા જાતભાઈઓને બોલાવે છે અને એકલો જ ન ખાતાં ઇષ્ટમિત્રોની સાથે બેસીને ખાવાની શાસ્ત્ર આજ્ઞા પાળે છે, એવી જ દશા મનુષ્યજાતની છે. આથી મેં મારા એક મિત્રની સાથે મળી 'ગોસ્પેલ'નો મરાઠી અનુવાદ કરવાનો નિશ્ચય કર્યો. આ પહેલાં સ્વામી રામતીર્થના લેખોનો અનુવાદ હું કરી ચૂક્યો હતો એટલે "આધુનિક શિક્ષિતોના વેદાંત" ને મરાઠીમાં પ્રતિપાદન કરવાની કળા હાથ બેસી ગઈ હતી.

એ અરસામાં વેદાન્તના વાચન અને મનન તથા દેશની પરિસ્થિતિને કારણે વૈરાગ્યસાધના માટે હિમાલય જવું મને જરૂરી લાગ્યું આથી ત્યાં જતાં પહેલાં કલકત્તા જઈ આવી સ્વામી વિવેકાનંદનો મઠ, ઉદ્‌બોધન કાર્યાલયના સ્વામી શારદાનંદ, શ્રી રામકૃષ્ણનાં પત્ની શ્રી શારદા માતા અને માસ્ટર મહાશયને મળી લેવાનું મેં નક્કી કર્યું. સવારે ૯–૧૦ વાગ્યે હું માસ્ટર મહાશય પાસે પહોંચ્યો. ઘર બતાવવા મિશનનો એક બ્રહ્મચારી મારી સાથે આવ્યો હતો. મને ખબર મળી કે ત્યારે માસ્ટર મહાશય પૂજામાં બેઠા હતા. ઘરમાં જ્યાં ત્યાં સફાઈ દેખાતી હતી. થોડી જ વારમાં એક ભવ્યમૂર્તિ અમારી સામે આવી ઉભી. મારી થોડી ઓળખાણ કરી લીધા પછી એમણે સંતોષ અનુભવતાં કહ્યું, 'ગોસ્પેલ'નો મરાઠી અનુવાદક કેવળ પંડિત જ નથી, તે સાધક પણ છે. સફેદ દાઢીથી એમનો ચહેરો ભવ્ય દેખાતો જ હતો પરંતુ એથી વિશેષ તો એમનાં નેત્રોમાંથી લાંબા સમય સુધી ધ્યાનમાં બેસવાની દૃઢતા વ્યક્ત થતી હતી. સામું જોવાથી એમની દૃષ્ટિમાં વ્યવહારકુશળ મનુષ્યની વેધકતા અને અધ્યાત્મ પરાયણ સાધુતાનું ઉત્તમ મિશ્રણ જોઈ શકાતું હતું. થોડો સમય વાતો કર્યા પછી મેં એમની વિદાય લીધી.

આ પછી મેં હિમાલય ઉપર ગંગોત્રી, જમ્નોત્રી, કેદાર–બદરી અને કાશ્મીરમાં અમરનાથ આદિની યાત્રા પૂરી કરી પુરશ્ચરણ માટે ઋષિકેશની બાજુમાં કોઈ સ્થાને રહેવાનો નિશ્ચય કર્યો. અહીં રહેતો હતો તે સમયે રામકૃષ્ણ મિશનના એક સંન્યાસી અને બે બ્રહ્મચારીઓ મારી પાડોશમાં રહેવા આવી ગયા હતા. એમની સાથે મુખ્યત્વે હું ધર્મ, સાધના, દેશ અને પરિસ્થિતિની જ કેવળ ચર્ચા કર્યા કરતો. મારા મિત્ર અનંત બુવા (બાબા) મઢેકર અને સ્વામી આનંદ પણ એ દિવસોમાં ઋષિકેશમાં હતા, એક દિવસ નિર્મલ નામના બંગાળી બ્રહ્મચારીએ મને કહ્યું, માસ્ટર મહાશય આ વખતે શિયાળાના કેટલાક દિવસ રહેવા માટે ઋષિકેશમાં આવી રહેશે. આ જાણી મને ખૂબ આનંદ થયો. એમને રહેવા માટે સ્થળ વગેરેની ગોઠવણ કરવામાં મેં ઠીક પરિશ્રમ લીધો. જે દિવસે એઓ આવ્યા તે દિવસે 'દાસ નવમી' (સમર્થ રામદાસની પૂણ્યતિથિ) હતી. અનંતબુઆએ સમર્થની તિથિ પાળી હતી. એ દિવસથી અમે રામકૃષ્ણ પરમહંસ અને સ્વામી વિવેકાનંદનાં સ્મરણો માસ્ટર મહાશય પાસે અનેકવાર જઈને સાંભળતા. એ વખતે એમના સ્વરમાં પ્રેમાર્દ્રતા અને અપત્ય (બાળકમાં હોય છે તેવી) પ્રેમવત્સલતા વિશેષ રૂપમાં પ્રગટ થતી. અમારામાંથી અનંતબુઆની ભક્તિ જોઈ એમને ખૂબ જ આનંદ થતો. એક દિવસ માસ્ટર મહાશયે મને પૂછ્યું, "તારે હજી ઘણાં કર્મ કરવાનાં છે જ્યારે બુઆનાં બધાં કર્મો સંપૂર્ણ થયેલ હોવાથી હવે એમનો ભાગે કેવળ ભક્તિ–ભક્તિ જ રહી છે."

સાધકે કેવી રીતે રહેવું, કેવું આચરણ રાખવું, અને કેટલું બોલવું તથા ક્યાં સુધી મૌન રહેવું એ બધી બાબતો એઓ ખૂબ વિસ્તારથી સમજાવતા.

માસ્ટર મહાશયની પાસે રામકૃષ્ણ પરમહંસના સમયની નિત્યનોંધની નાની નાની ચોપડીઓ રહેતી. એમાંનું કોઈ પાનું ઉઘાડીને એમાં લખેલી બાબતોને એ જોતા અને પછી પાંચ સાત મિનિટ આંખો બંધ કરીને એ વાતોનું ધ્યાન ધરતા. આમ કરતાં જ્યારે એ પ્રસંગ એમના અંતશ્ચક્ષુઓ સમક્ષ ખડો થતો ત્યારે

એનું તેઓ વર્ણન કરવા લાગતા. એ વખતે અમને એવું લાગતું કે એ અમારી સન્મુખ બેઠા જ નથી પરંતુ એ પ્રસંગના સમયમાં રામકૃષ્ણ પરમહંસના સાનિધ્યમાં પહોંચી ગયા છે.

શિષ્ટાચારમાં માસ્ટર મહાશય બહુ જ જુના મતના લાગતા. અમારું મંડળ તથા બીજા બ્રહ્મચારીઓ અને સાધુ–સંન્યાસીઓ પાસેથી પોતે ગૃહસ્થાશ્રમી હોવાને કારણે ડગલે પગલે સંકોચ અનુભવતા. ખાવાની વસ્તુઓ અમે બીજે ઠેકાણેથી લાવતા એટલે એ તો એઓ અમારી પાસેથી ન જ લેતા. પરંતુ અમે એમનું આસન ઉપાડી દઈએ કે પાણીનો લોટો ભરી દઈએ એ પણ એમને ઠીક નહોતું લાગતું. એમના આ સંકોચને દૂર કરવા માટે પ્રથમ તો મેં મારો મહારાષ્ટ્રીય અત્યાગ્રહ કરી જોયો પરંતુ બંગાળી સાથીઓએ મને મના કરી. એમણે કહ્યું, 'માસ્ટર મહાશય તમારા આ આગ્રહથી ખિન્ન થાય છે.'

એક વિષયમાં તો મેં એમને બહુ જ દુઃખી કર્યા. હૃષીકેશમાં જ્યારે માસ્ટર મહાશય પ્રસિદ્ધ સંન્યાસીઓ અથવા વિભિન્ન સંસ્થાઓ જોવા જતા ત્યારે મારે પણ એમની સાથે જવું પડતું. એ સમયે મેં એમની સાથે લોકો ઉચિત સન્માનપૂર્વક વર્તે એ વિચારે કોઇપણ વાર્તાલાપ શરૂ થતા પહેલાં હું જલદીથી એમનો પરિચય આપવા માંડતો કે એઓ સ્વામી વિવેકાનંદના ગુરુભાઇ હતા, એમણે શ્રી રામકૃષ્ણના સંવાદો પ્રત્યક્ષ સાંભળીને લખ્યા હતા, ઇત્યાદિ. માસ્ટર મહાશય મને વારંવાર કહેતા કે મારે એમનો પરિચય ન આપવો કારણકે એઓ બીલકુલ સાધારણ માણસની પેઠે બધું જોવા માગતા; સાથેસાથે એમને એ પણ જાણવું હતું કે એ સન્યાસીઓ સાધારણ મનુષ્યના પ્રશ્નોના ઉત્તર કેમ આપતા. પણ મને તો એમ જ થતું કે જો લોકો એમની સાથે સંપૂર્ણ વિનયપૂર્વક નહિ વર્તે અને મામુલી સમજીને વાત કરશે તો મારી શી દશા ! હું મારી આંખો સમક્ષ એમનું અપમાન અથવા અનાદર કેમ જોઈ શકીશ. એમ થવા દેવું એ મારે માટે કર્તવ્યચ્યુત થવા જેવું ન ગણાય? આ ભાવનાથી હું જીવ મુઠ્ઠીમાં રાખીને એમની સાથે ઘૂમતો, કોઇપણ સ્થળે એમનો પરિચય આપવાનું ન ભૂલતો.

એક દિવસ એમને હું સ્વામી રામતીર્થના એક શિષ્ય પાસે લઇ ગયો. એઓ અંગ્રેજી જાણતા હતા. ત્યાંથી પાછા ફર્યા પછી બીજે દિવસે હું એકલો જ એ રામ–શિષ્ય પાસે ગયો. એ વખતે એમણે એક બીજા સજ્જન જોડે માસ્ટર મહાશયના સંબંધમાં વાત કરતા કહ્યું–એઓ પોતાને વિવેકાનંદના ગુરુ તરીકે ઓળખાવે છે. એમના આ ઉદ્‌ગારોમાં તિરસ્કાર જેવો કંઇક ભાવ સ્પષ્ટ દેખાતો હતો. હું તરત જ સમજી ગયો કે મેં કરેલ વર્ણનમાંથી 'ગુરુભાઇ' શબ્દ એમણે પૂરો સાંભળ્યો નથી. એટલે મેં એ જ ક્ષણે એમની ભૂલ સુધારી. જો કે પોતાની આ ભૂલ તો એમણે સુધારી પરંતુ પેલો તિરસ્કારનો ભાવ એમના ચહેરા પરથી ન ખસ્યો. પણ એમ કહી શકાય કે એ ભાવ વધુ દૃઢ થયો. મને બહુ જ માઠું લાગ્યું અને તે દિવસથી એક મહાપુરુષની મારે હાથે વ્યર્થ જ અસેવા થઇ રહી છે એ વિચારીને મેં એમનો ઉચિત પરિચય આપવાનું સ્વેચ્છાએ સ્વીકારેલ કર્તવ્યનો ત્યાગ કર્યો.

ગંગાને કિનારે કેરી અને નાળિયેરના આકારના ઘણા પત્થર પથરાએલા હોય છે. એની ઉપર એક સાધુ એક જ સ્થાને સતત બેઠેલો દેખાતો. કેઈ શ્રદ્ધાળુએ એમને તડકા અને હવાથી બચાવવા એના પર એક રાવટી જેવું ઊભું કરી દીધું હતું. માસ્ટર મહાશયે હૃષીકેશના હજારો સાધુઓમાંથી એને જ પસંદ કર્યો. એઓ વારંવાર એની પાસે જઇને બેસતા. મને પણ બેચાર વાર એની પાસે લઇ ગયા. એ સાધુના બબડાટનો અર્થ હું કંઇ જ સમજ્યો નહીં હોવાથી એની ઉપેક્ષા કરતો પણ માસ્ટર મહાશય મને એ પ્રલાપમાંથી કોઇ ખાસ વચન લઇને એનો ગૂઢ અર્થ સમજાવ્યા કરતા. એમનું એ વિવેચન મને બહુ આકર્ષક અને શિક્ષાપ્રદ લાગતું પણ તે સાથે મનમાં એવી પણ શંકા રહેતી કે એ બધી વાત એ સાધુના મનમાં હતી કે માસ્ટર મહાશયે પોતાની

ભોળી શ્રદ્ધાથી એ પાગલના પ્રલાપમાંથી આવો મહાન અર્થ કાઢયો છે. એકવાર એ પણ શંકા થઇ હતી કે સ્વામી વિવેકાનંદ અને એમનાં ગુરુભાઇઓએ મળીને તો રામકૃષ્ણ પરમહંસનું આટલું મહત્ત્વ નહિ વધારી દીધું હોય! પણ આ જાતની શંકા કે નાસ્તિકતા એક ક્ષણ જ ટકી અને મને મારા પોતાને માટે બહુ શરમ લાગવા માંડી. જ્યારે મેં પરમહંસનું ભવ્ય ચરિત્ર અને એમના ઉદ્‌ગારો જાતે જ વાંચ્યા હતા ત્યારે તો આ શંકા ટકવાનું શકય જ નહોતું. પણ આખરે તો માણસનું મન છે ને, કયાંય કયાંયથી શંકાઓ ઊભી કરશે અને કયાંય કયાંય આથડશે. માસ્ટર મહાશયને શ્રદ્ધા હતી કે રાવટીમાં રહેનાર તે સાધુ ઉચ્ચ કોટિના મહાત્મા હતા. હું એમની એ શ્રદ્ધાને માર્ગે ન ગયો પણ છતાં યે માસ્ટર મહાશય કંઇ ભોળા તો નહોતા જ પોતાની ટપાલ લેવા કયારેક કયારેક એ જાતે જ જતા. એક દિવસ ત્યાંથી આવીને મને ધીરેથી કહેવા લાગ્યા, ત્યાંના પોસ્ટ માસ્તરને 'સર' કહી બોલાવવાથી તે બહુ ખુશ થાય છે અને આપણું કામ ખૂબ શાંતિ અને શીઘ્રતાથી કરી આપે છે.

હૃષીકેશ પછી માસ્ટર મહાશય કેટલાક દિવસ વૃંદાવન જઇને પણ રહ્યા હતા. ત્યાં એકવાર હું પણ 'પ્રેમ વિદ્યાલય'ના ઉત્સવ ઉપર ગયો હતો. ઉત્સવના અવસરે એ સંસ્થાના પ્રાણરૂપ અને પ્રખ્યાત દેશભકત રાજા મહેન્દ્રપ્રતાપ તદ્દન સાદા વેષમાં નમ્રભાવે અહીંથી તહીં જતા આવતા દેખાતા હતા. જેમણે એમને જોયા હતા તેઓ તો એમની આત્મ–વિલોપનની ભાવના પર ખૂબ આશ્ચર્ય પામતા હતા. હું માસ્ટર મહાશયને એ ઉત્સવમાં લઇ ગયો. આ વખતે મેં નિશ્ચય કરી લીધો હતો કે એમનો કોઇપણ જાતનો પરિચય કોઇને નહિ આપું. અમે અમારે સ્થાને જઇને બેઠા. એટલામાં જ માસ્ટર મહાશયે એટલા જબ્બર જનસમુદાય વચ્ચે રાજા મહેન્દ્રપ્રતાપને બરાબર ઓળખી કાઢયા અને મારા કાનમાં ધીરેથી કહ્યું "એ પેલા સફેદ સાફો બાંધેલ પણે ઉભા રહેલા છે તે જ રાજા મહેન્દ્રપ્રતાપ કે? એ જ હોવા જોઇએ." હું તો આશ્ચર્ય જ પામી ગયો, હા એ જ હશે, પરંતુ આપે એને કેવી રીતે ઓળખી કાઢયા? એમણે કહ્યું, "મને એવું અંતરમાં ઊગી આવ્યું કે, એ જ એ મહાપુરૂષ હોવા જોઇએ. એમની આંખો તો જુઓ. એમાં કેટલી ગંભીરતા, જનકલ્યાણ માટે અંત-ર્વેદના અને એક પ્રકારની ભવ્ય શાંતિ દેખાય છે એ મહાપુરૂષ જ્યાં હશે ત્યાં પોતાની ભવ્યતાથી ઊંચા જ દેખાશે.'

ઉત્સવ પછી મેં માસ્ટર મહાશય સાથે થોડી સાર્વજનિક જીવનની વાતો કરવાની ઇચ્છા કરી, પરંતુ એમને એ રૂચ્યું નહિ. અત્યંત કોમલ અને નમ્ર સ્વરે એમણે કહ્યું, "તારા જેવા સાધકોએ એવી વાતોને મનમાં પણ સ્થાન ન આપવું જોઇએ. તું તો અખંડ ઈશ્વર પ્રાપ્તિનો જ વિચાર કરે એ જ યોગ્ય છે."

એમનું કથન મને સાચું તો લાગ્યું પરંતુ મારો વૈરાગ્ય એવા પ્રકારનો નહોતો, એમાં હું શું કરૂં?

આ પછી એકવાર જ્યારે કલકતા એમને હું મળવા ગયો ત્યારે એ પોતે ખૂબ વૃદ્ધ થઇ ગયા હતા. પરંતુ છતાં એમને જર્જર તો ન કહી શકાય એમની બેઠકમાં એ નાની પાટ, એક પુસ્તક અને એક નોટબુક સિવાય કંઇ જ નહોતું. એમણે મને મિઠાઇ મંગાવીને બહુ આગ્રહપૂર્વક ખવરાવી અને મારા મિત્રો વિષે આવશ્યક પૂછપરછ પણ કરી. જ્યારે એમણે જાણ્યું કે હું શાંતિનિકેતનમાં જઇને કેટલોક સમય અધ્યાપન–કાર્ય કરવાનો છું ત્યારે એમણે મને સૂચન કર્યું કે અમે પહાડીમાં એક શિક્ષણ-સંસ્થા ખોલવા ઇચ્છીએ છીએ, તું એમાં ભાગ લેશે? પરંતુ એમને હું અનિશ્ચિત જેવો જવાબ આપીને પાછો ફર્યો; કારણ કે એ સમયે ટાગોરની સંસ્થા તરફ મને વિશેષ આકર્ષણ હતું. માસ્ટર મહાશય સમજ્યા હશે કે આ જુવાન એ એકાન્તને નહિ પચાવી શકે, શિક્ષણના ક્ષેત્રનો એ કીડો છે અને રામકૃષ્ણ મિશનના વૈરાગ્ય તરફ એનું વલણ છે, એટલા માટે એને ત્યાં જ લગાડી દેવો ઠીક છે, પરંતુ એ પોતે તો સર્વ પ્રકારના વ્યવસાયોથી મુકત થઇ ચૂકયા હતા, "શ્રી રામકૃષ્ણ કથામૃત" ના અનેક ભાગોની અનેક આવૃત્તિઓ નીકળી ચૂકી હતી;

એનું સંશોધન કરવા ઉપરાંત અન્ય કથાપ્રસંગોના સંવાદોને નિષ્ઠાવાન લોકોને માટે નવી નવી ઢબે વિશિષ્ટ બનાવવા સિવાય બીજી કોઇપણ પ્રવૃત્તિમાં એઓ ભાગ ન લેતા.

હું એમને ઘણીવાર મળ્યો, અને અનેક પરિસ્થિતિઓમાં મેં એમને જોયા. દરેક પ્રસંગે મારા મન પર એવી જ છાપ પાડી કે એઓ એક મહાન વિભૂતિ છે. રામકૃષ્ણ પરમહંસ પાસેથી એમને ખરેખર કોઇ અદ્દભૂત વસ્તુ પ્રાપ્ત થઇ છે. અને એ જ કારણથી એમના જીવનમાં અલૌકિક અને સ્થાયી પરિવર્તન થયું છે. એમની એ શાંતિ, ઇશ્વરનિષ્ઠા અને પિતાતુલ્ય વાત્સલ્ય હું કદી નહિ ભૂલી શકું.

મેં રામકૃષ્ણ પરમહંસના ત્રણ શિષ્યો જોયાં, માસ્ટર મહાશયની સન્મુખ ગુરુદેવની ચર્ચા આરંભ કરતાં જ એમના અંતરમાં જાણે પ્રેમની ધારા ફૂટતી અને એમના મોંમાંથી પરમહંસના ઉપદેશનું દુગ્ધામૃત વહેવા લાગતું. સ્વામી પ્રેમાનંદ સ્વભાવે બરાબર નામ તેવા ગુણ ધરાવનારા અને આચરણે મૂક સેવાનંદ હતા. એમને જ્યારે ગુરુદેવનાં સંસ્મરણો સંભળાવવાનું કહેતા ત્યારે કંઇક કહેવાનો પ્રયત્ન કરવા એકાગ્ર થતા પણ જોતજોતામાં જ ગદ્દગદ્દ થઇ જતા અને મોંમાંથી એક શબ્દ પણ ઉચ્ચારી શકતા નહિ અને ચૂપ થઇ રહેતા. સ્વામી બ્રહ્માનંદની પાસે ગુરુદેવની ચર્ચા ખોલીએ તો ઘડીક ગંભીર ચર્ચા થયા પછી તુરત વિષયાંતર કરી નાખતા; જાણે મૂકભાવથી એમ કહેતા કે અમારો એ ગૂઢ અને પવિત્ર અનુભવ વાણીથી વ્યકત ન થઇ શકે. એ વાતો તમારે માટે નથી. એ અચિંત્ય ભાવનાઓને વાણી સાથે જોડી દેવો ઉચિત નથી.

કલકત્તામાં રહેતા ત્યારે માસ્ટર મહાશયને જ્યારે પણ કંઇ દવાની જરૂર પડતી તો તે પણ એઓ એ દુકાનેથી જ લેતા કે જ્યાથી ગુરુદેવ લેતા. ગુરુદેવને જે ખોરાક પસંદ હતો તે જ તેઓ પસંદ કરતા. કેશવચંદ્ર સેનના બાલ-મંદિરમાં ગુરુદેવ જે સ્થાને ઊભા રહેતા તે જ સ્થાને એ જ ભાવનાથી એઓ થોડીવાર ઊભા રહેતા - કે જે ભાવનાથી આપણે દેવમંદિરમાં દર્શને જતાં થોડીવાર બેસી જઇએ છીએ. ગુરુદેવને જે રંગની ચાદર ગમતી, જેવાં સ્લીપર એઓ પહેરતા, એવી જ ચીજો એ જ દુકાનોએથી મંગાવીને ઉપયોગમાં લેતા. એમની એ ભકિત, એ વૈરાગ્ય અને ગૃહસ્થને ઉચિત એવો નમુનો જોઇને મનમાં થતું કે ભિક્ષુ-સંન્યાસી થવામાં શું ખરેખર જ કોઇ લાભ છે?

રામકૃષ્ણ મિશનના અનેક બ્રહ્મચારીઓ અને સંન્યાસીઓ તથા મિશનની બહાર રહેનાર ઘણા શ્રદ્ધાવાન લોકોએ માસ્ટર મહાશય પાસેથી પ્રેરણાત્મક જ્ઞાન મેળવ્યું છે. ખરે જ ગઇ પેઢીની એઓ એક અલૌકિક વિભૂતિ હતા.[1]

●

[1] [ મરાઠી 'લોક શિક્ષણ' ઉપરથી અનુવાદક 'ચારુદત્ત' ]

# યુરોપનો સન્નિપાત

: રાજકીય અને આર્થિક :

શ્રી. ડુંગરસી ધરમસી સંપટ

યુરોપમાં હમણાં વિનાશક વૃત્તિની જાગૃતિ થઇ છે. યુરોપના મહારાજ્યો સંસ્કૃતિમાં ખૂબ આગળ પ્રગતિશીલ થયાં. યંત્રવાદની અનેક શોધો ત્યાં થઇ. યંત્રો સામુદાયિક વસ્તુઓની કરોડોની સંખ્યામાં એક સાથે પેદાશ કરવા લાગ્યા છે. રસાયણીક પદાર્થોની મદદથી યુરોપે અનેક જાતની ઉપયોગી વસ્તુઓ તૈયાર કરી છે. વિદ્યુતને મદદમાં લઇ તાર, ટેલીફોન જેવા પદાર્થો શોધી કાઢ્યાં છે. તે પછી રેડીઓ, વાયરલેસ, ટેલીગ્રાફી અને હવે ટેલીવીઝન પણ શોધી કાઢ્યા છે. આગબોટો, રેલગાડીઓ, વરાળયંત્રથી ચાલતા કારખાનાઓ, અને છેવટે ગગનગામી વિમાનો પણ શોધ્યાં છે. છતાં યુરોપમાં નવી નવી શોધખોળો ચાલુ થતી જ રહી છે. એની પ્રગતિ યંત્રવાદમાં ભારે પ્રમાણમાં થઇ છે. મોટરકારો, મોટરબોટો, વિમાનો એવા એવા જગતના અતિ છેટાને પણ સમીપ લાવનાર સાધનો યુરોપે શોધી કાઢી જગતને આશ્ચર્યમુગ્ધ બનાવ્યું છે.

ભુસ્તરવિદ્યામાં પણ એની શોધ અલૌકિક છે. પૃથ્વીનાગર્ભમાં રહેલ સોના, રૂપા, ત્રાંબા, પીતળ અને બીજી ઘણી ધાતુઓની ખાણો એણે શોધી છે. વનસ્પતિશાસ્ત્રમાં પણ એવી જબરદસ્ત શોધો કરી છે. મનુષ્યના આરોગ્યશાસ્ત્રમાં પણ પ્રગતિ કરી મનુષ્યનું આયુષ્ય ખૂબ લંબાવ્યું છે. પ્રાણીશાસ્ત્રમાં અનેક જાતના પ્રાણીઓનાં લક્ષણોની શોધો કરી છે. જંતુશાસ્ત્રમાં પણ ઊંડી શોધો કરી છે. ખગોળશાસ્ત્રમાં પણ ઘણાં કોયડાઓનો નિકાલ કર્યો છે. વૈદકશાસ્ત્રમાં પણ સુક્ષ્મ પ્રવેશ કર્યો છે. રસાયણશાસ્ત્રમાં ઊંડી શોધો કરી દરેક દેશ-પરદેશના સાહિત્યોને મુદ્રણકળાની મદદથી હસ્તામલકવત્ કરેલ છે. પ્રાચીન અવશેષો, ઇતિહાસ, પુરાતત્ત્વ એ સર્વે વિષયોમાં યુરોપે ઊંડો ચંચુપાત કર્યો છે. અનેક દેશ-દેશાવરની ભાળ કાઢી તેને પોતાની સંસ્કૃતિ ઓઢાડવા પ્રયત્નો કર્યા છે. યુરોપિયનો હિમાલયની ટોચે, ઉત્તરધ્રુવના અગમ્ય પ્રદેશોમાં, ભયંકર વનોમાં, અને પૃથ્વીના પેટાળમાં પહોંચી જઇ જગતને મૂઠીમાં સમાય તેવું બનાવ્યું છે.

યુરોપની છેલ્લાં બસો વરસોની આ પ્રગતિ અતિ આશ્ચર્યકારક છે. એની શોધો

દરેક વિષયમાં ઊંડી અને વ્યાપક છે. જગતની બધી પ્રજાઓએ હજારો વરસોમાં નથી કર્યું તે યુરોપે બસો વરસોમાં કરી બતાવ્યું છે. યુરોપની સર્વ શાખાઓમાં અજબ પ્રગતિ છે. એણે અતિ ઉદ્યોગપરાયણતા સેવી છે. એણે યુરોપનાં મનુષ્યોનાં આયુષ્યો વધાર્યાં છે. બાળમરણ ખૂબ ઘટાડ્યું છે. સ્ત્રીઓની સૂવારોગની ભયંકરતા ખૂબ ઓછી કરી છે. હાઇસ્કૂલો, કોલેજો, યુનીવરસીટીઓ સ્થાપી છે. શારીરિક શક્તિ વધારવાની કસરતો અને રમતો શોધી કાઢી છે. શિલ્પકળા અને સ્થાપત્યના શ્રેષ્ઠ નમૂનાઓ ઊભાં કર્યાં છે. લંડન જેવા એક કરોડની વસ્તીવાળા મોટા શહેરો બાંધ્યાં છે મોટી બેંકો જેવી જબરદસ્ત શરાફી સંસ્થાઓ ઊભી કરી છે. સાહિત્યના દરેક વિષયોમાં ખૂબ પ્રગતિ કરી છે. એનાં પંડિતોએ કોઇ વિષયને કોરો મૂક્યો નથી. યુરોપીયનો આજે જગતના ઔદ્યોગિક, આર્થિક અને લશ્કરી વિજયોમાં મહાલે છે. યુરોપની સંસ્કૃતિ હમણાં સર્વ શ્રેષ્ઠ બની છે.

પરંતુ એ સંસ્કૃતિ ભયંકર અત્યાચારો ઉપર રચાઇ છે યુરોપે જગતને ચૂસ્યું, ઘણું જ ચૂસ્યું. પછાત પ્રજાઓને મજુરી કરાવી કાચી ધાતુઓ પેદા કરાવી. એ કાચી ધાતુઓ અને વસ્તુઓને પોતાનાં કારખાનાઓમાં પાકી વસ્તુઓ બનાવી ને એ વસ્તુઓ પછાત પ્રજાને વેચી. એમાં મોટો નફો ખાધો. જગતની ખાણોમાં એણે મજુરોને માત્ર નજીવી રોજી આપી બાકી મોટો લાભ પોતે ઊઠાવ્યો. આંહીંથી તહીંથી સમૃદ્ધિ મોટાં પ્રમાણમાં ભેગી કરી. વેપારના નામ નીચે એણે જગતની પ્રજાને લૂંટવાનાં રસ્તા શોધ્યાં. સેંકડો સ્વતંત્ર પ્રજાઓને ગુલામગીરીમાં સબડાવી. આફ્રિકા, એશીઆ અને અમેરિકાનાં પ્રદેશો જીતી એ યુરોપવાસીઓએ ત્યાં પોતાનાં સંસ્થાનો વસાવ્યાં. અહીં એમણે પ્રથમ પોતાનાં પાદરીઓને મૂક્યાં. પાદરીઓએ આ દેશોના વતનીઓને પાશ્ચિમાત્ય સંસ્કૃતિનાં બોધપાઠો શીખાવ્યાં. એ પ્રજાઓનાં દુઃખો નિવારવા માટે પ્રયત્નો પણ કર્યાં.

આ પ્રદેશોમાં રહીને પાદરીઓએ ત્યાં રહેલાં કાચાં પદાર્થોની શોધ કરી જંગલોમાં રહેલા વૃક્ષોની જાતો વિષે માહેતી મેળવી. ભાષા અને ભૂગોળનું જ્ઞાન મેળવ્યું. એ પ્રદેશમાં રહેલી સમૃદ્ધિ સંબંધી હકીકતો એકઠી કરી. પ્રભુનો ધર્મપ્રચાર કર્યો. શાળાઓ બાંધી. દવાખાનાં બાંધ્યાં. એ દેશવાસીઓને સુધારવા કોશીશો કરી. આ પાદરીઓએ અનેક દુઃખો, યાતનાઓ અને વ્યાધિઓ સહન કરી. એમણે મેળવેલી હકીકતો પોતાનાં દેશબંધુઓને જાહેર કરી. ને ઉપરથી લોભાઇને યુરોપીયન વેપારીઓએ પગપેસારો કર્યો. દેશી રાજ્યો અને પ્રજા પાસેથી અનેક કારખાનાં અને ખાણોનાં હકો મેળવ્યાં. એ હકોમાં કામ કરવા માટે દેશી મજુરોને રાખ્યાં. એ પ્રદેશો સાથે વાંધા ઊઠતાં એમની મનવારો મોટી મોટી તોપો સાથે આવી. ને એ દેશો જીતી લેવામાં આવ્યાં. હમેશાં ગુલામગીરીમાં સબડ્યાં. એમનો ઉદ્ધાર નહોતો.

આવી રીતે યુરોપીયનોએ એશિયા—આફ્રિકાના અનેક દેશો પોતાને કબજે લીધાં. ત્યાં એમણે સંસ્થાનો સ્થાપ્યાં. મૂળ વતનીઓને પશુતુલ્ય માન્યાં. તેમનો ધીરે ધીરે વિનાશ કરી નાંખ્યો અથવા એમને ગુલામગીરીમાં ડૂબાડયા. દરેક દેશનો એ જ ઇતિહાસ છે એ જ કરુણ વાર્તા સર્વ સ્થળે છે. અમેરિકામાં પણ એ જ રીતે કામ લેવાણું. ત્યાંના મૂળ ઇન્ડીયન લોકોનાં હવે માત્ર જુજ નામ નિશાન રહેલ છે આફ્રિકાના સીદીઓનાં પ્રદેશો લઇ તેમને ગૌણ ગણી કાઢ્યાં. ઓસ્ટ્રેલીઆ ને પછી ત્યાંના મૂળ વતનીઓનો વિનાશ કર્યો. યુરોપીયનોએ આ વિજયોમાં માણસાઇ મૂકી દીધી હતી. એમણે કરેલાં જુલમો વિષે વાંચતા રૂવાં કંપે છે.

યુરોપીયનો સ્વાર્થ ને માટે માંહોમાંહે લડતાં આવે છે. એમણે જુદાં જુદાં સંસ્થાનો મેળવવા મૂળભુત રહેવાસીઓને હરાવ્યાં. એમનાં ઉપર અમાનુષી જુલ્મો કર્યાં. પછી એ સંસ્થાનો માટે અંદર અંદર યુદ્ધો કર્યાં. અંગ્રેજો અને ફ્રેંચો લડ્યાં. પોર્ટુગીઝો લડ્યાં, સ્પેનીઆર્ડો લડ્યાં અને ડચ લોકો પણ લડ્યાં. એઓમાં અંદર અંદર ખૂબ હરિફાઇ ચાલતી હતી. એમને પૂર્વના દેશનો કરીઆણાનો વેપાર જોઇતો હતો. અમેરિકામાંથી સ્પેનીઆર્ડોને અંગ્રેજોએ કાઢ્યાં

હિંદમાં ફ્રેંચોના સંસ્થાનો અંગ્રેજોએ લીધાં. ડચોને જાવા આપી અંગ્રેજોએ સીલોન લીધું. ફ્રેંચો પાસેથી અંગ્રેજોએ કેનેડા લીધું. અંગ્રેજો પાસેથી યુરોપની મિશ્રવસ્તી અમેરિકાએ યુનાઇટેડ સ્ટેટ ઑફ અમેરિકાનો પ્રદેશ લીધો. સ્પેન પાસેથી અમેરિકાએ ફીલીપાઇનના બેટો લીધાં. આફ્રિકામાં નધણીઆતો પ્રદેશ હતો. જેના હાથમાં જે પ્રદેશ આવ્યો તે લઈ લીધો. અંગ્રેજોએ હિંદ લઇ લીધું હતું.

યુરોપમાં પણ ધમસાણ ચાલુ હતાં. નેપોલીઅને આખા યુરોપના મોટાં રાજ્યો ઓસ્ટ્રીઆ, ઇટલી, સ્પેન, હોલાંડ, બેલ્જીયમ, પ્રસિયા જીતી લીધા. એના સાહસ, શકિત અને યુદ્ધચાતુર્ય અદમ્ય થયાં. છેવટે રશિયા ઉપરના આક્રમણમાં શિયાળાએ ચાર લાખ ફ્રેંચમેનોનો ભોગ લીધો. પછી અંગ્રેજ, પ્રસિયા, ઓસ્ટ્રીઆના લશ્કરે નેપોલીયનને વાટર્લુના યુદ્ધમાં હરાવ્યો. ફ્રાન્સમાં તે પહેલા મોટી રાજ્યક્રાંન્તિ થઇ હતી. ફ્રાન્સને સને ૧૮૭૦માં પ્રસિઆએ હરાવ્યું. પછી બીસમાર્કે જર્મન સામ્રાજ્યનું બંધારણ ઘણી ચતુરાઇથી અને કુનેહથી બાંધ્યું. યુરોપમાં નાના મોટા યુદ્ધો ચાલુ જ હતાં. પરસ્પર ઈર્ષા, અદેખાઇ, શત્રુવટ અને નબળાને ખાઇ જવું એ ધોરણો હમેશાં ચાલુ જ હતાં. સંસ્કારી યુરોપીયનના બાહ્ય સંસ્કાર નીચે એક જંગલી ક્રર પ્રાણી વીરાજે છે. તે યુદ્ધમાં મહાલે છે. અંગ્રેજોએ ઇજીપ્ત લીધું. રશિયનો અને અંગ્રેજોએ ઇરાનને વેંચી લીધું. રશિયા અને બાલ્કન રાજ્યો ટર્કીને નબળું પાડતાં હતાં. જાપાને ચીન ગળી જવાની વૃતિ રાખી હતી. જર્મનીને વિકાસ જોઇતો હતો. મહાયુદ્ધ પહેલાં આ સ્થિતિ હતી.

સરવીયાનાં કેટલાંક લોકોએ એસ્ટ્રીઆના રાજકુમારનું ખૂન કર્યું. તે પર જગતની મહાભારત લડાઇ શરૂ થઇ જર્મનીએ મોટી લશ્કરી તૈયારીઓ કરી રાખી હતી એને ઓસ્ટ્રીયાની મદદ મળી. સામી બાજુ અંગ્રેજ, ફ્રેંચો અને રશિયનો થયાં. પછી એમની સાથે ઇટલી મળ્યું. રશિયા થાકયું એટલે અમેરિકાએ મિત્ર રાજ્યોને સાથ આપ્યો. એકલા જર્મનીએ ભારે શૌર્ય દેખાડ્યું. જગતની લગભગ અનેક પ્રજાઓએ આ રણાંગણના યજ્ઞમાં દિક્ષા લીધી. લગભગ ૧ કરોડ મનુષ્યો માર્યા ગયા. કુલ ચાર કરોડ મનુષ્યો ઘાયલ થયા કે માર્યા ગયા કે ખોવાયાં. ૭ અબજ રૂપિયાનું સ્થાવર જંગમ નુકશાન થયું. ચારેતરફ ભયંકર જાનમાલની નુકશાની થઇ. ફ્રાન્સની નુકશાની મનુષ્યો અને જમીનના શહેરો, ગામો, ખેતરો, ઘરોનાં નાશમાં પુષ્કળ થઈ. યુરોપ થાકયું હતું. એનાં ગાત્રો ઢીલાં થઇ ગયાં હતાં. આર્થિક અને મનુષ્યોની અગણિત હાની થઇ હતી.

પરંતુ યુરોપમાં રાગદ્વેષ, ઇર્ષા, અદેખાઇ અને દુષ્ટ માનસ ઘટયાં નહોતા. ફ્રાન્સ, અંગ્રેજ અને અમેરિકાએ વરસાઇની સંધિમાં બંદુકના જોરે જર્મની અને આસ્ટ્રીઆને સહી કરવાની ફરજ પાડી, જર્મની વહાણો, સંસ્થાનો, સબમેરિનો, મનવારો, લશ્કર અને વિમાનો મિત્રરાજ્યોએ લઇ લીધાં. એનાં ઉપર ૭ અબજ રૂપિયાનો દંડ નાખ્યો. ઓસ્ટ્રીઆ-હંગરીનો ત્રણ ભાગ પ્રદેશ લઇ લીધો. જર્મનીમાંથી કેઝરને હાંકી કાઢયો. રશિયામાં પાંચસો વરસો થયાં શાસન કરતાં ઝારોનાં પ્રતિનીધિ નીકોલસ ઝાર અને તેનાં કુટુંબને ગોળીથી ઠાર મારવામાં આવ્યાં. ત્યાં સોવીયટ એટલે સામ્યવાદ લેનીને સ્થાપ્યો. યુરોપમાં મિત્રરાજ્યોએ ઝેકોસ્લોવિકા, પોલાંડ, ફીનલાંડ, લીટોનીઆ, લીથુનીઆ, આસ્ટોરીઆ વગેરે નવાં રાજ્યો ઊભાં કર્યાં. ટર્કીના કમાલપાશાએ પોતાની પ્રજાના શૌર્ય અને પોતાની ચાતુરીથી સ્વતંત્રતા મેળવી.

હવે યુરોપનાં મહારાજ્યોએ પરસ્પર પ્રેમ, મૈત્રી, સમાધાન અને શાંતિના માર્ગો શોધ્યા નહિ. પરંતુ એક બીજાના ગરદન પકડી હત્યા કરવાનાં અને આર્થિક માર્ગે જેમ બને તેમ પોતાના દેશ પુરતો લાભ મેળવવાની યુકિતઓ ઘડી. છેલાં વીસ વરસો થયાં યુરોપમાં આર્થિક જંગ ચાલે છે. બધાં યુરોપીયન રાજ્યોએ લડાઇના દેવાં ન દેવાનો મનસૂબો રાખ્યો છે. અમેરિકાના જર્મનિ, ફ્રાન્સ, અને ઇગ્લેંડ ઉપર અબજો ડોલરો લેણાં નીકળે છે. થોડાં વરસો વ્યાજ આપી હવે ઉપલાં બધા રાજ્યોએ પોતાના માથા ઉપર ઉંધી ટોપીઓ પહેરી લીધી છે.

નથી વ્યાજ આપતા કે નથી મુદ્દલ આપતાં. અમેરિકા પોતાના નાણાં મેળવવા ઉત્સુક છે. પણ મહાયુદ્ધ વગર એ નાણાં કોઇ આપે તેમ નથી. મહાયુદ્ધમાં ઉતરવા જેવું અમેરિકા મૂર્ખ નથી. તેમ એને યુરોપ જોડે વેપાર બંધ કરવો પણ પાલવે તેમ નથી. કારણ કે અમેરિકામાં મોટા પ્રમાણમાં કપાસ, ઘઉં અને કાચા પદાર્થો થાય છે. તે બધું લેનાર યુરોપ સિવાય બીજું કોઇ નથી. એટલે ભવિષ્યની ગણત્રી કરી. અમેરીકા મૂંગે મોઢે બેસી રહ્યું છે.

યુરોપમાં ભયંકર આર્થિક મહાયુદ્ધ ચાલે છે. સૌ મોટાં રાજ્યોએ પરસ્પરના માલ ઉપર મોટી જકાતો નાંખી છે પાડોશી પાસે પુષ્કળ માલ સસ્તે મળતો હોય પરંતુ પાડોશી સાથે મૈત્રી ન હોય તો તે જ માલ મૈત્રી-વાળા દૂરના દેશ પાસે મંગાવાય છે. તેમાં પણ હવે દરેક દેશ આત્મસંતોષી થાવા માંગે છે. બ્રિટિશરાજ્ય પોતાના સામ્રાજ્યમાંથી જ પોતાનો નિભાવ કરવાની વૃત્તિવાળું થયું છે. તેણે પરદેશી માલો ઉપર મોટી જકાતો નાંખી છે. ફ્રાન્સે તો પોતાના સંસ્થાનો પાસેથી જ કુલ માલ મંગાવવાનો ઇરાદો ઘણાં વરસોથી અમલમાં મુકયો છે. યુનાઇટેડ સ્ટેટ ઑફ અમેરિકામાં પણ એવું જ છે. માત્ર જર્મની, ઇટલિ અને જાપાનને એવો કાચો માલ પુષ્કળ પ્રમાણમાં મળતો નથી. એટલે એમને અસંતોષ રહે છે. એ અસંતોષનું મૂળ તે ભારે લશ્કરી તૈયારીઓ. દરેક દેશ પોતાના પૂરતો સ્વતંત્ર રહેવા માગે છે. એટલે પોતાની નબળી ખેતીને પણ ઘણી આર્થિક મદદ આપે છે. હમણાં હમણાં યુરોપના દેશમાં સાંકડું સ્વદેશાભિમાન ભારે વૃધ્ધિગત થયું છે. મારા દેશનું ભલું કરવું, પાડોશીનું ગમે તેમ થાઓ, તે માટે દરકાર નહિ.

યુરોપનાં રાજ્યોએ પરસ્પર મોટી જકાતી દિવાલો ઊભી કરી છે. એટલું જ નહિં પણ ચલણ અને વ્યાપારની મદદથી એક બીજાને અનેક મુશ્કેલીઓમાં નાખવાની તકોનો પણ પૂરો લાભ ત્યાં લેવાય છે. જર્મનીએ ચલણ ફુગાવીને એક બુટની જોડની કિંમત એક કરોડ માર્ક જેટલી થાવા દીધી. પોતાનું આંતરિક કર્જ એક જ સપાટે સાફ કરી નાંખ્યું. ફ્રાંસે પણ ફ્રાન્કોને ફુગાવી ને મોટો આર્થિક લાભ લીધો. ફ્રાન્સે આર્થિક નીતિમાં એવા સફળ દાવો નાખ્યા કે સને ૧૯૩૧માં અંગ્રેજોને ટોપી નમાવીને સોનાના ચલણ સાથે પૌંડનો સંબંધ તોડી નાંખવાની ફરજ પડી. અમેરિકાએ ડૉલરની ૩૩ ટકા ઉપર કિંમત ઘટાડી દીધી. સોના સાથેનો સંબંધ છોડી દીધો. અંગ્રેજોએ પણ પોતાના ચલણની કિંમત ઘટાડી જાપાને પણ પરદેશોનાં વેપારને ઉત્તેજન માટે યેનની કિંમત ઘટાડીને ઓછી કરી. આખા યુરોપે પોતાના ચલણની કિંમત ઘટાડી દીધી. સૌએ સોનાના ધોરણને મૂકી દીધું માત્ર ફ્રાન્સે પોતાના ધોરણ માટે છૂટ કરી મુક્યું નહિ. એટલે એ ફ્રાન્કને બચાવવા ચાર પ્રધાનમંડળો બદલ્યાં. છેવટે પણ સોનાનું ધોરણ મુકવું પડ્યું. ફ્રેન્કની કિંમત ઘણી જ નીચે જાય છે.

મોટાં રાજ્યોએ પોતાનાં ચલણોને નિભાવવા માટે અબજો રૂપિયાના ખાનગી ફંડો ઊભાં કર્યાં છે. જગતના સોનાનો મોટો સંગ્રહ અમેરિકાએ ભેગો કર્યો છે. એની પાસે બાર અબજ ડૉલરનું સોનું છે. અંગ્રેજોએ અને ફ્રાન્સે પણ પુષ્કળ સોનું ભેગું કર્યું છે. જગતનું રૂ. ॥॥॥- સોનું આ ત્રણ મહારાજ્યો પાસે છે. એટલે જગતની આર્થિક સ્થિતિ ગોટાળે ચડી છે. એ સમભાવને પ્રાપ્ત થતી નથી એક બીજા સમે આર્થિક શસ્ત્રો ઉગામ્યાં કરે છે. ચલણોનાં ભાવો ઘટાડવા, તેની મદદથી નિકાશ વેપાર વધારવો, ઓચીંતી મૂડી ખેંચી લઇને તે દેશને મુશ્કેલીમાં નાંખે છે. આવી ચાલુ મારામારી યુરોપમાં છે. જેટલું કામ તોપ-તલવારો યુદ્ધ માટે કરે છે તેથી વધારે કામ અર્થશાસ્ત્રીઓ સામ્રાજ્યની આર્થિક પાયમાલી માટે કરે છે. આવી બે પક્ષી લડાઇ યુરોપમાં ચાલે છે સૌ પોતાના નિકાશ વેપારને વધારી દેશની લક્ષ્મીને વધારવા કોશીશ કરે છે.

જર્મનીમાં હેર હીટલર ઓચીંતો ફૂટી નીકળ્યો. એણે વરસાઇની સંધી તોડી ફાડી નાંખી જર્મનીને લશ્કર જમાવવાની આજ્ઞા નહોતી. એણે લશ્કરનો ભયંકર જમાવ કરવા માંડયો. તેનાં માટે જાગ્રતતાં

નવાં શસ્ત્રો શોધી કાઢી લશ્કરને એણે સુસજ્જીત કર્યું. એણે વિમાનોની મોટી તૈયારીઓ કરી. ટેંકો, મશીનગનો સબમરીનો મોટાં પ્રમાણમાં બાંધી. ક્રૂપનું હથિયારોનું કારખાનું રાત્રિદિવસ ચાલવા માડ્યું છે. પોતાના શત્રુને ભયંકર રીતે હથિયાર બંધ થતું જોઇ ફ્રાન્સે પોતાની સરહદ ઉપર હજારો માઇલના જમીન નીચેના સીમેંટના કિલ્લા બાંધ્યા છે. એણે ૨૧ વરસ સુધીના યુવાનોને લશ્કરી તાલીમ આપી છે. ચાલીસ લાખ યુવાનો લશ્કરી નોકરી માટે તૈયાર સંજજ થઇ બેઠાં છે. વિમાનો, ઝેરીગેસ, ટેંકો, મોટી તોપો માટે શ્રોડર અને ક્રૂડના કારખાનાઓ રાત્રિ દિવસ ચાલે છે આ લશ્કરી તૈયારીઓ જોઇ અંગ્રેજો જાગૃત થયા. એમણે પાંચ વરસમાં લશ્કરી સાધનો માટે ચાલીસ કરોડ પૌંડો વાપરવા સારૂ લોન ઉભી કરી છે. રશિયાને પણ જાપાન જર્મનીનો ભય છે એણે પણ અબજો રૂબલો લડાઇના સાધનો પાછળ ખર્ચવાનું રાખ્યું છે. યુરોપ હથિઆર ઘેલું થયું છે. યુદ્ધસામગ્રી પાછળ સને ૧૯૩૫-૩૬ માં ૮૬ કરોડ પાઉંડ એટલે ૯ અબજ રૂપિયા ખરચાયા છે કેટલી ગંજાવર લશ્કરી તૈયારીઓ !

યુરોપ આ રીતે ભયંકર મહાયુદ્ધના આંગણે ઊભું છે. માત્ર એક ચીનગારી અને ભયંકર આગ સળગી ઊઠશે. ક્યારે આ મહાયુદ્ધ થાશે તે કોઇ કહી શકે તેમ નથી પરંતુ યુરોપમાં વિનાશ માટે દારૂગોળાનો મોટો જમાવ થયો છે. યુરોપ સળગી ઊઠવા માટે તૈયાર છે. એ માથાથી પગ સુધી હથિયારબંધ થયું છે. મુસોલીની અને હીટલર આ જબરા લશ્કરી બળનાં મોટાં હિમાયતીઓ છે પરંતુ સૌ જાણે છે કે મહાયુદ્ધ થયું કે અમારી સંસ્કૃતિ, ધર્મ, સમાજ એ સર્વે એની વેદી ઉપરે હોમાઇ જશે. એટલે સૌ પ્રથમ શરૂવાત કરતાં ડરે છે. હમણાં મોટાં લશ્કરો, આરવારો, મનવારો, વિમાનો, સબમેરીન, તૈયાર કરનાર રાજ્યોમાં મુખ્ય ગ્રેટબ્રિટન, જર્મની, ફ્રાન્સ, ઇટલી, રશિયા, જાપાન, અને અમેરિકા છે. જર્મનીના ભયથી ઝેકોસ્લોવીકીયા, રોમાનીઆ, હોલેંડ, બેલ્જીયમ, સ્વીટઝરલેંડ, બેલ્જીયમ વિગેરે રાજ્યો પણ હથિયારબંધ થયાં છે. એક તરફ ફ્રાન્સ બીજી તરફ જર્મની યુરોપમાં પક્ષો બાંધે છે. હજારો-બલ્કે લાખો જાસુસો એક બીજા દેશનાં લશ્કર, કિલ્લા, સાધનો અને લડાયક તૈયારીઓની ખબરો માટે રોકવામાં આવ્યા છે. યુરોપ ખ્રીસ્તી ધર્મી છે. પરંતુ હમણા તો સંહારક-ધર્મી બન્યું છે, જડવાદ એ એનો યુદ્ધદેવતા છે. સમૃિદ્ધ એની શક્તિ છે.

●

## રમણરેતીમાં

નટવરલાલ મો. ગાંધી

: શાર્દૂલ :

ત્હારાં ગાન મધુર શાં રણઝણી ઊઠે વિહંગઃ સ્વરે
ને ઉન્માદ બનેલ પ્રેમજીવડાં, વૃક્ષો, લતાઓ વળી
વાળી અંગમરોડ પ્રેમસહસા, ચાહભર્યાં અંતરો
ઝૂકી, નેન ઢળાવી શું નીરખતા, આ આભરેતી સરી

જાણે કોટીક તારલા ઝળકતા, વેરાયલા ભૂમીપે
આકાશી નભવૃંદસ્મ્યરજમાં, ઉત્સાહથી ઝીલતાં
માધુરી નખપાદમાં ભરી હતી, ખીલી સુંવાળી અને
મીઠી અંગુલીથી ઝરી હૃદયની કામાશ ફૂણી કલી;
એ એ પ્રેમભરી પ્રભુ ! પગલીઓ ત્હારી લપાઇ કહીં ?

# સંસ્કૃતિનાં વહેણ

[ એક પ્રવાસવર્ણન ]

: જુલાઈ અંકથી ચાલુ :

શ્રી. મૂળશંકર મો. ભટ્ટ

ચિત્તોડગઢને સવારમાં ઊઠીને દૂરથી નીહાળ્યો, ત્યારે જાણે કોઈ જુના કાળનું ઝાંખું પડી ગયેલું ચિત્ર હોય, તેના જેવું લાગ્યું. પ્રભાતના આકાશની પશ્ચાદ્ભૂમિકા ઉપર આ ગઢ અસ્પષ્ટ છતાં બહુજ રમણીય લાગતો હતો. ચિત્તોડગઢની પાછળ રહેલો ઇતિહાસ આ ચિત્રને આવો રંગ આપતો હતો.

ચિત્તોડનો કિલ્લો એક વિશાળ અને મથાળેથી સપાટ એવી ૮. માઇલના ઘેરાવાવાળી ટેકરી ઉપર બાંધવામાં આવ્યો છે. એમ કહો કે ટેકરી અને કિલ્લો; એ બન્ને મળીને જાણે એક બીજાને સાચવતાં હોય એમ લાગે છે. ઇતિહાસ કહે છે કે ૮મી સદીથી આ ટેકરી ઉપર કિલ્લાનો પાયો નખાયો છે. તે અનેકવાર તૂટ્યો છે. અનેકવાર બમણો મજબૂત બનાવાયો છે, અને મેવાડના રાણાઓનું લાંબા વખતનું ગૌરવ સાચવનાર આ ' ગઢમે' ગઢ ચિત્તોડગઢ ' કહેવાય છે.

ખરું જોતાં તો આ કિલ્લો એક મોટું શહેર કહી શકાય તેવડા વિસ્તારમાં છે. પણ શહેર કરતાં પણ એક સ્વયંસંપૂર્ણ સંસ્થાન હોય એવો વધારે છે. તેના ઉપર તળાવો છે, ઝરણાં છે, મોટા મોટા મહેલોનાં ખંડિયર છે, ખેતરો છે, ગામડાંઓ છે, મોટી બજારોના અવશેષો છે. એક વખત તો અહીં આ ગઢ ઉપર ઝવેરીઓની બજારનો લત્તો હતો. અત્યારે પણ તે તે નામેજ ઓળખાય છે. અત્યારે ત્યાં એક બે નાનાં ગામડાંઓ છે. ખેડૂતો ઉપર ખેતી કરે છે. સીતાફળનાં વાવેતર કરે છે. આ ઉપરથી આ કિલ્લાની વિશાળતાનો ખ્યાલ આવશે. આસપાસ ઘણે સુધી સપાટ મેદાન છે. ફક્ત એક બાજુ એક બીજુ પછી અરવલ્લીના ડુંગરોની હાર શરૂ થાય છે. બાકી ત્રણ બાજુ તો લાંબે સુધી ખુલ્લી છે. દુશ્મનો કેટલેય દૂરથી સ્પષ્ટ જોઈ શકાય, એવી તેની ભૌગોલિક સત્તા છે.

આ ચિત્તોડના સ્થૂલ દેહ કરતાં પણ તેનો પ્રાણ ઓછો બળવાન નથી. આ ગઢના રક્ષણ માટે મેવાડની વંશપરંપરાઓ લડયા કરી છે, અને જાણે આજ આખા રાજપૂતાનાનું નાક હોય તેમ દિલ્હીની સત્તાએ આ ગઢને પાડવા માટે અથાગ દ્રવ્ય અને મહેનત ખર્ચ્યાં છે.

કેટલાંય વરસોનો ઘેરો અને તોપોનો મારો આ કિલ્લાએ ઝીલ્યો છે. રાણા ઉદયસિંહના વખતમાં આખરે અકબરે આ કિલ્લો જીત્યો, પણ જીત્યો, તે લગભગ હાર્યા બરાબર. રાણા પ્રતાપે આ કિલ્લો પાછો મેળવવા જીવન અર્પણ કર્યું. અને તેના વંશવારસોએ પાછો આ કિલ્લો મેળવ્યો.

અલ્લાઉદીન ખીલજીને પદ્મિનીના જૌહર, જયમલનું મૃત્યુ, રાણા કુંભાનો માલવાના ને ગૂજરાતના સુલતાન ઉપરનો વિજય, આ બધા પ્રસંગો આ કિલ્લામાં જતાં સજીવન થાય છે. કિલ્લામાં પ્રથમ પ્રવેશ કરો ત્યાં જ તેની ભવ્યતા આપણા મનને ભરી મૂકે છે કિલ્લા ઉપર ચડવા માટે આ દરવાજા સિવાય બીજુ કોઇ સ્થળ નથી. કહેવાય છે કે અકબરે કિલ્લા સિવાયને બીજે રસ્તે ચડવા માટેનો રસ્તો કરવા માટે એક મજુરને એક માટીના ટોપલાનો એક રૂપીઓ મજુરી આપીને પ્રયત્ન આદર્યો હતો.

દરવાજામાં પણ લશ્કર સીધું પેસવા જાય, તો સામી ભીંતે ભટકાય. એને વાંકવળીને જ જવું પડે. આમ સાત દરવાજા વટાવ્યા પછી કિલ્લા ઉપર પહોંચાય છે. આ દરવાજા પણ ચઢાવમાં આવેલા છે.

ઉપર ગયા પછી આપણે સપાટ જમીન પર આવીએ છીએ. અને અંદર ફરતાં ફરતાં આપણે કાળના ગર્ભમાં જાણે અજાણ્યે પેસી જઇએ છીએ. ફકત કોઇ કોઇ જગ્યાએ શંકરના મંદિર આગળ પૂજારણને પૈસો માગતી જોઇએ, ત્યારે આપણે વર્તમાનમાં ફરીએ છીએ, તેનું ભાન થઇ જાય છે.

રાણાકુંભનો કે મીરાંબાઇનો મહેલ તો લોકો કહે ત્યારે જ ખબર પડે. પણ તે નામો કેવી સ્મૃતિ જગાડે છે! મીરાંબાઇનાં મંજીરાં જાણે રણકે છે એ મીરાંબાઇનું મંદિર પણ અત્યારે ઊભું છે. મંદિરનીસાથે મીરાંબાઇનું નામ જોડાએલું જોઇને એક શુદ્ધ સફેદ વસ્ત્રમાં કોમળ અંગવાળી મીરાં મસ્ત બનેલી દેખાવા માંડે છે. એ કીર્તિસ્તંભ! ખરેખર કુંભારાણાને માલવીના સુલતાનને બે બે વાર હરાવ્યા પછી આ કીર્તિસ્તંભ બાંધવાનું મન થાય તો તેમાં નવાઇ નથી. દૂર દૂરથી આ કીર્તિસ્તંભ કિલ્લાની મધ્ય ભાગમાં મુકુટના મણિની જેમ દેખાય છે. આ કીર્તિસ્તંભ કારીગરીના નમુના તરીકે તો મુગ્ધ કરી દે તેવો છે. પણ તેનું ઐતિહાસિક ગૌરવ પણ ઓછું નથી. એ પદ્મિનીનો મહેલ. આ મહેલમાં કંઇ જોવાનું નથી. ખરું જોતાં આ સ્થળોમાં સ્થૂલ દષ્ટિએ શું જોવા જેવું છે? પણ ઐતિહાસિક આંખ જ આમાંથી આનંદ મેળવી શકે છે. કાલિકાનું મંદિર અમે જોવા ગયા, ત્યાં પગથીઆ પર લોહીના તાજા જ ડાઘ પડેલા. હજુ દસેક દિવસ પહેલાં જ ત્યાં દર વરસની માફક દશેરાના પર્વ નિમિત્તે રાજ તરફથી પાડાનો વધ કરવામાં આવેલો કહો કે માતાને તે પાડો ધરવામાં આવ્યો હતો. કાળ બધી જગ્યાએ સરખી ગતિથી નથી વહેતો. અહીં આ પ્રદેશમાં બહુ જ ધીમી ગતિએ વહેતો હશે?

એક બીજો નાનો કીર્તિસ્તંભ પણ ત્યાં હતો. તેમાં જૈન સ્થાપત્યની અસર હતી. તે નાજુક પણ મોહક હતો.

આમ મુખ્ય મુખ્ય સ્થળો ગઢ ઉપરનાં જોયાં, તેની ઉપર તોપોનો એક મોટો તબેલો છે. આ તબેલામાં અમે જતા હતા, ત્યાં રખેવાળે બૂમ મારી, 'જોડા ઉતારીને જાઓ' તોપોને પણ દેવી તરીકે જ હવે તો પૂજવાનીને! એ સિવાય એનું ગૌરવ અત્યારે બીજી કઇ રીતે સચવાય? એક તોપ તો ખરેખર પ્રચંડ હતી. આ ઉપર ચડાવી હશે કે ઉપર જ ગાળી હશે? બન્નેની શક્યતા હોય તોપણ આશ્ચર્ય તો બન્નેમાં રહેલું છે.

આ ચિત્તોડગઢની તળેટીમાં જ ચિત્તોડનગર રહેલું છે. અત્યારે તો તેની ૨૦૦૦૦ની વસ્તી છે. વેપારવણજમાં ઉદેપુરથી કદાચ બીજે જ નંબરે (મેવાડરાજ્યમાં) આવે. પણ શહેર જોતાં કોઇ જુની મેવાડી સંસ્કૃતિની કંઇ છાપ ઊઠે તેવું નહોતું.

ચિત્તોડમાં પણ આપણે બહુ રોકાયા. હવે એક એવા સ્થાને આવાને પહોંચીએ કે જ્યાં ભૂતકાળ અને

વર્તમાનકાળનું એકી સાથે દર્શન કરી શકીએ, અને તે સ્થાન તે શ્રી નાથદ્વારા.

શ્રી નાથદ્વારા સંબંધે મેં ઘણું સાંભળેલું. દામોદરલાલજીના પ્રખ્યાત કિસ્સા પછી તેના તરફ જરા ધ્યાન પણ ખેંચાયું, અને જ્યારે ઉદેપુર જવાનું નક્કી કર્યું, ત્યારે નાથદ્વારા જવાશે એવી કલ્પના નહતી. પણ જ્યારે ઉદેપુરમાં ગયા, ત્યારે નાથદ્વારાનો કાર્યક્રમ પણ યોજાયો.

નાથદ્વારાને સ્ટેશને અમે સમીસાંજે ઊતર્યા. ત્યાંથી સાત માઈલ દૂર નાથદ્વારાનું ધામ છે. આખે રસ્તે ઘોર અંધારું હતું. જે વખતે અહીં જાત્રાળુઓની ઠઠ જામતી હશે, ત્યારે આ રાતની ગાડીમાં ઊતરતાં માણસો કઈ રીતે નાથદ્વારા પહોંચતાં હશે? એ સવાલ છે. કેટલાય માણસો તો માથે પોટલાં મૂકીને ચાલતા જ પહોંચી જાય છે.

નાથદ્વારામાં પ્રવેશ કરનાર કોઈપણ યાત્રાળુ એ શ્રીનાથજીનો એક દહનો મહેમાન ગણાય છે. અને ત્યાં એવી વ્યવસ્થા જ છે કે કોઈ યાત્રાળુ આવ્યો, એટલે તેના ઉતારા ઉપર તેને માટે મંદિરમાંથી 'પ્રસાદ' આવ્યો જ હોય. આ પ્રસાદ એટલે પરસાદી નહિ. પણ ખાસ્સા બે માણસ ધરાય એટલી મિઠાઈનો એક મોટો પડીઓ. અથવા મોટી પાતળ. આ પ્રસાદમાં ઠોર, બુંદી, મોહનથાળ, અને એવી ચીજો જ હોય છે. આ પ્રસાદ લાવવા બદલ ફક્ત આવનાર માણસને 'સેવકી' નો એક આનો કે બે આના આપવા પડે છે, પણ તે નિયમ આ પ્રસાદ લાવનારા સેવકોનો ખાનગી રીતે ઘડાયેલો છે. અને એટલે જ અમે અંગ્રેજી શબ્દ Tip ને બદલે આ સેવકી શબ્દનો પ્રચાર કરવાના મતના થયા છીએ.

રાતે જ અમને મંદિરના એક ભકતજને બહુ જ કાળજીપૂર્વક કહેલું કે સવારે 'મંગલાના' દર્શન માટે તમને ઊઠાડવા આવીશ.

આ દર્શનોનો કાર્યક્રમ એ જ નાથદ્વારાનો આખા દિવસનો મુખ્ય કાર્યક્રમ છે. જાણે નાથદ્વારા ગામની (આ ગામ દસેક હજારની વસ્તીનું હશે) પ્રવૃત્તિ આ દર્શનો ઉપર જ કેન્દ્રિત થઈ હોય એમ લાગે છે.

સવારના ચારેક વાગે ગામમાં પ્રવૃત્તિ પ્રજ્વલી ઊઠે છે. 'મંગલા' ના દર્શન માટેની હાકલો સડક ઉપર થવા લાગે છે. અને લોકોનું પૂર મંદિર તરફ ધસી રહ્યું દેખાય છે. અમે ગયા ત્યારે કોઈ ખાસ ઉત્સવના દિવસો નહતા. છતાં ભીડ કોઈ ઉત્સવ જેટલી જ હતી ત્યાં ઉત્સવના દિવસોમાં તો શી સ્થિતિ હશે! અમે પણ આંખો ચોળતા ગયા. મંદિરના મુખ્ય પ્રવેશદ્વારમાં થઈને અંદર ગયા, અને એક બીજા નાના દરવાજામાં થઈને એક ચોકમાં આવ્યા. ચોકમાં કેટલાય માણસો પ્રભાતીયાંની ધૂન મચાવતા બેઠા હતા. કેટલીક જગ્યાએ કોઈ ખૂણામાં બેઠું બેઠું એકલું ગણગણતું હતું કોઈ જગ્યાએ સ્ત્રીઓ ઉંઘતાં છોકરાંને તેડીને મોટે અવાજે ભજનોમાં સૂર પૂરાવતી હતી. પ્રભાતની ઠંડી ચીમકીવાળી હવામાં આ વાતાવરણ કોઈ નવીન પ્રદેશનો જ અનુભવ કરાવતું હતું. હજી દર્શનનું બારણું બંધ હતું. બારણું કેટલીય વારે ખુલ્યું અને લોકો અંદરના ગર્ભદ્વારમાં ધસ્યા. ગર્ભદ્વાર પ્રમાણમાં ઘણું સાંકડું હતું. પણ સંકડાશ એ બાહ્ય દૃષ્ટિએ જ પ્રતિકૂળ છે. લોકોમાં અને તે પણ હિન્દના લોકોમાં ભકતજીનાં માનસોને તો ભીડથી જ ભક્તિભાવનો આવેશ વધે છે. ભીડ, કોલાહલ, ઘંટાનાદ, એમ કહો કે સતત અવાજમાં જ શાંતિનો અનુભવ થઈ શકે છે. મૂર્તિ સાવ અંધારામાં છે. મૂર્તિની પડખે જ બે નાની ઘીની દીવીઓ બળતી હોય છે અને એટલે જ આ દર્શનને દર્શન શબ્દ કરતાં ત્યાં વાપરવામાં આવતો 'ઝાંખી' શબ્દ વધારે ઉચિત છે. ખરેખર મૂર્તિની ઝાંખી જ થઈ શકે છે બહુ જ થોડો વખત દર્શન માટે પડદો ખુલ્લો રાખવામાં આવે છે. ભીડ સખત હોય, દર્શન કરવા ઊભા રહેવાની જગા સપાટ હોય, એટલે આગળનાં લોકો માંડ દર્શન કરી શકે પાછળવાળા લોકો આગળવાળાના ખભા ઉપર ચડીને દર્શન કરે છે. કોઈ માણસ કોઈપણ માણસના ખભા ઉપર ચડે, તેમાં કોઈ વાંધો લેતું જ નથી. કોઈ ધક્કા મારે તોપણ તકરારો

ઊભી થતી નથી. કારણ કે કોઇને ધક્કાનું કે શારીરિક દુઃખનું ભાન જ નથી હોતું. ફક્ત અમારા જેવા મૂર્તિ કરતાંય મૂર્તિના દર્શકોના દર્શન કરવા આવેલાઓને જ આમાં રસ પડે છે. કેટલાક બિચારા અશકત માનવીઓ ખૂણે ઊભાં ઊભાં માનસિક દર્શનનો સંતોષ માને છે. કોઇ કોઇની આંખમાંથી આ પ્રસંગે આંસું ઊભરાતાં જોયા છે. હાસ્યરસની છોળોમાં કરુણરસની પણ છાંટ દેખાતી હતી, ભેગાં થયેલાં માણસોમાં પંજાબી, સીંધી, બંગાળી, ગૂજરાતી, મારવાડી, એ પ્રમાણે ઉત્તર હિન્દુસ્તાનના બધા પ્રાંતોના પ્રતિનિધીઓ હતા. એમાંય ગૂજરાતી અને મારવાડી વિશેષ હતા. મદ્રાસ અને દક્ષિણ તરફના બાવાઓ સિવાય બીજાં માણસો નજરે નહોતા પડતાં પણ બાવાઓને તો આ પીયર જેવું જ ગણાય !

આ શ્રી નાથદ્વારાનું સ્થાન કેટલાય વર્ષો થયાં હિંદુસ્તાનની વૈષ્ણવી ભક્તિનું મધ્યબિંદુ બની ગયું છે. અલબત દક્ષિણ હિંદુસ્તાન આમાંથી ઘણી રીતે અલગ રહી ગયો છે. આ નાથદ્વારાના ઇતિહાસની બરાબર ખબર નથી. પણ એમ સાંભળ્યું છે કે આ નાથદ્વારાની મૂર્તિને મોગલોના પંજામાંથી બચાવવા માટે મેવાડના રાણાએ હિંમત બતાવી અને પોતાના રાજમાં ડુંગરાઓની વચ્ચે આવેલા આ એકાંત સ્થળમાં તેને સુરક્ષિત કરી અને એથી આ મૂર્તિ એ હિંદુ ધર્મભાવનાને સૌથી વધારે આકર્ષણ બના રહ્યું પછી તો જેમ બધે બને છે તેમ અહીં પણ ગાદી સ્થપાઇ અને તે એક 'ધર્મ-રાજ્ય' બની ગયું. નાથદ્વારાનો વહીવટ બહુ અજબ રીતે ચાલે છે, તે જગ્યાને પોતાની થોડી જાગીર પણ છે. પણ જાગીરમાંથી અહીંનો ખર્ચ નીકળે તેમ છે નહિ પણ અહીંના તંત્રને પૈસા કયાંથી લાવવા તે પ્રશ્ન ઊભો થતો નથી પણ પૈસા કયાં વાપરવા તે પ્રશ્ન મુંઝવતો હોય એમ લાગે છે. ત્યાં રોજ ઠાકોરજીને દોઢ હજાર રૂપીઆનો થાળ ધરવામાં આવે છે. સાંભળ્યું છે તે પ્રમાણે બસો રૂપીઆનું ઠાકોરજીને ભોજન પછી પાન ધરવામાં આવે છે. આમાં કદાચ અતિશ્યોક્તિ હશે. પણ અતિશ્યોક્તિની સાથે અલ્પોક્તિને સ્થાન છે. ત્યાંનું સ્થાન, ત્યાંનો વહીવટ, ત્યાંનો વૈભવ, ત્યાંની અવ્યવસ્થિત વ્યવસ્થા, ત્યાંનો બગાડ એ બધું જોતાં તેને માટે કોઇ પણ કલ્પના કરવામાં આંચકો આવે તેમ નથી. ત્યાંનો કોઠાર જોઇને આપણે સ્તબ્ધ જ થઇ જઇએ. એક મોટા ટાંકામાં તેલ અને ઘી ભર્યાં હોય. સામાન્ય દિવસોમાં રોજના વીસ પચ્ચીસ ડબા ઘી તો ત્યાંની કઢાઇમાં ગરમ થતું હોય. કોઇ મકાન ચણાતું હોય ત્યાં આગળ જેમ ચુનાના ઢગલા પડયા હોય, સીમેન્ટની કોથળીઓ પડી હોય તેમ ત્યાં આગળ ઘઉં અને ચણાના લોટના ઢગલા અને ખાંડના કોથળા ખડકેલા નજરે આવે. શાકભાજી તો ઈંટો ને પત્થરાની જેમ રસ્તામાં રઝળતા પડયા હોય. આટલું બધું રોજ કયાંથી આવતું હશે તે ખબર પડતી નથી. હિંદુસ્તાનને ખૂણે ખાંચરે પડેલાં કેટલાય ભાવિકો ગુપ્ત રીતે પોતાના 'ફૂલ-નહિ તો ફૂલની પાંખડી' મોકલ્યા જ કરતા હોય છે, કેટલાયને ત્યાં તો નિયમિત લાગો જ હોય છે. શાક, ભાજી તો અમે જોયું કે માણસો ફાંટમાં ભરી ભરીને ત્યાં ચોકમાં નાખી જતાં હતાં. આવી વ્યવસ્થા જોઇને મન કેટલીવાર બહુ જ અસ્વસ્થ બની જાય છે મનુષ્યનું માનસ આપણે માનીએ તેટલું ઉકેલવું સહેલું નથી. ત્યાંનું રસોડું જોવા માટેની લાયકાત અમારી ન ગણાઇ એટલે એ લાભ અમને ન મળ્યો નહિ તો આટલા મોટા કોઠારનું કઇ રીતે મિષ્ટાનમાં રૂપાંતર કરવામાં આવે છે તે જોવા મળત. અમે તો દોઢ શેર દોઢ શેરનો મોહનથાળના બટકા, બુંદીના લાડુ, અડાયા છાણા જેવા ઠોર જોઇને રસોડાની કલ્પના જ કરી શકયા. આ ઉપરાંત કઢી, ભાત શાક, દુધપાક, બાસુંદી અને એવી વાનીઓ તો ગણાવવાનો કંઇ અર્થ જ નથી.

આ 'પ્રસાદ' ઠાકોરજી આરોગી લે પછી, વેચી દેવામાં આવે છે પણ એ વેચવાની રીત બહુ ધ્યાન ખેંચે તેવી છે. મંદિરમાં તો વેપાર જેવી ક્ષુદ્ર અને ઐહિક બાબત થઇ શકે નહિ એટલે મંદિરના નોકરોને આ પ્રસાદ તેમના મહેનતાણા રૂપે આપવામાં આવે છે. અને તે નોકરો તે પ્રસાદને પગાર ગણીને- મંદિરની

બહાર તે પ્રસાદને વેપાર કરનારા દુકાનદારને વેચી દે છે. તે દુકાનદારો તે પ્રસાદને થાળનાં રૂપમાં ચાર ચાર આને વેચે છે. પ્રસાદનું પ્રમાણ જોતાં આ ચાર આના એ બહુ મોટી કિંમત નથી અને પ્રસાદમાં રહેલી દિવ્ય ભાવના જોતાં તો તે પ્રસાદ ખરેખર 'અમુલ્ય' જ છે. (અહીં અમુલ્ય શબ્દના બન્ને અર્થો કરવામાં વાંધો નથી.) અમારા ઉપર તો વિશિષ્ટ કૃપા ઉતરી હોવાથી ખાસ જુદો થાળ મંદિરમાંથી મોકલવામાં આવ્યો હતો. એટલે અમારે તો તે થાળ લાવનાર નોકરને માત્ર 'સેવકી' આપવા ઉપરાંત વિશેષ કરવાનું રહેતું નહોતું. અને રહેતું હતું તો અમે એમ કર્યું નહોતું એમ મને યાદ છે.

ધર્મસ્થાનનું વર્ણન કરતાં મેં ભોજનના વર્ણનમાં ઘણો વખત લઈ લીધો પણ તેમાં મને ખાસ ઔચિત્ય-ભંગ લાગતો નથી. કારણ કે આખા દિવસના ત્યાંના કાર્યક્રમમાં આજ વસ્તુ જ્યાં ત્યાં નજરે પડતી હતી પણ આ ઉપરાંત બીજી પણ એક બે બાબતો ઉપર અમારૂં ધ્યાન ખેંચાયું. શ્રી નાથજીની 'ઝાંખી' કરવા માટેના પ્રયત્નો લોકો કઇ કઇ રીતે કરે છે, તે જોવામાં બહુ જ મઝા આવે તેવું હતું. ઝાંખી કરવા માટેના કેટલાક ખાસ રસ્તાઓ ત્યાં રાખવામાં આવ્યા છે. મંદિરના કારભારીઓ અને ભાગવતવાળા અને ઠાકોરજીનો પ્રસાદ ધરાવવાનો કે આરતી ઉતારવાનું ખાસ સદ્ભાગ્ય જેમને હજાર બેહજારને ખર્ચે મળ્યું હોય છે, એવાઓ જ આ માર્ગે આવીને નજીકથી મૂર્તિની ઝાંખી કરી શકે છે. પણ ત્યાંય પછી તો એવી ભીડ થાય છે કે ઉલટો મૂર્તિની નજીક હોવા છતાં તેની ઝાંખી ન થવાનો અસંતોષ રહે છે. એનો અર્થ એમ નથી કે અમને પણ એ અસંતોષ રહી ગયો હતો કારણ કે મૂર્તિની ઝાંખી કરતાં મૂર્તિના દર્શન કરવા આવેલા લોકોના દર્શન કરવાનો વધારે રસ હતો.

આવી જ એક બીજી રસિક ક્રિયા અમને અણધારી જોવા મળી અમે ચોકમાં ઊભા હતા ત્યાં એકાએક ભક્તજનોની બૂમ પડી, "ચાલો ચરણસ્પર્શનો વખત થયો છે." પહેલાં તો અમે કંઈ સમજ્યા નહિ પણ લોકો જે તરફ ધસતા હતાં તેમાં અમે પણ ભળ્યા. મેડી ઉપર એક મોટા ઓરડામાં એક ખૂબ સુશોભિત એવી ખુરશીમાં એક આઠ નવ વર્ષનો છોકરો બેઠો હતો. છોકરો સુંદર હતો, તેણે ઠાઠમાઠથી કપડાં પણ પહેર્યા હતાં. લોકો તેના પાસે આવીને તેના પગોને હાથ અડાડીને તે હાથ આંખે અને માથે ફેરવતા ફેરવાતા મનમાં કંઈક ગણગણતા એક પછી એક ત્યાંથી પસાર થતા હતા. અમારી સ્થિતિ જરા કફોડી હતી, અમારાથી ચરણ સ્પર્શ થાય એવું હતું નહિ. અને હવે આટલે આવ્યા પછી પાછા ફરવું એ સાચા અર્થમાં પડવા જેવું હતું. કારણ કે પાછળથી માણસોનો પ્રવાહ અમને ધકેલી રહ્યો હતો. ત્યાંથી ચરણ સ્પર્શ કર્યા સિવાય પસાર થવું એ પણ આંખે ચડવા જેવું હતું. તોપણ અમે તો હિંમત રાખીને સીધે સીધા પસાર થઇ ગયા. પણ આમાં એક ગેરલાભ થયો મારી ઇચ્છા તે છોકરાના મુખ ઉપર થતા હાવભાવો જોવાની હતી. આટલી નાની ઉમ્મરે વારસા સિવાયની બીજી કોઇ પણ લાયકાત ન હોવા છતાં આટલા બધાં લોકો તેના પગને પૂજી જાય તેની અસર આ છોકરાના મન ઉપર કાંઇ થતી નહિ હોય? વિખ્યાત થયેલા દામોદરલાલજીનો આ છોકરો પોતાની ખરેખરી સ્થિતિ કોઈ દિવસ સમજી શકશે ખરો! રાજાના પુત્ર કરતાં આની સ્થિતિ વધારે કફોડી હતી. કારણ કે રાજા પ્રત્યે લોકોને સત્તાના ડરનો ખ્યાલ જ વધારે હોય છે. જ્યારે ધર્માચાર્યો પ્રત્યે મૃત્યુ અને નરકના ભયનો ખ્યાલ વધારે હોય છે. મને સાચું કહું તો આ છોકરાની દયા આવી એક માણસ માણસ તરીકે ઉછરી જ ન શકે એનાથી વધારે કરુણતા બીજી કઇ હોય!

શ્રી કાકાસાહેબે એક અસ્પૃશ્ય તીર્થનું રૂપક હિન્દુ-ધર્મને માટે કલ્પ્યું છે. અલબત હિન્દુધર્મની તેમાં નિંદા નથી. પણ હિન્દુધર્મને સાચવવાનો દાવો કરતાં કેટલાય તીર્થક્ષેત્રોને તો આ રૂપક આબાદ લાગુ પડે છે ધર્મ જેવી મનુષ્યજીવનને ઉન્નત કરનારી ગણાતી વસ્તુ મનુષ્યની વિચારશક્તિને કેમ સાવ રૂંધી નાંખતી હશે. તે સમજવું અલબત મુશ્કેલ છે. મનુષ્ય જીવનમાં શ્રદ્ધા અને વિવેક-

શકિત બેનું જ્યાં સરખું મિશ્રણ નથી હોતું: અથવા માણસ જ્યારે પોતાની શ્રદ્ધાભક્તિને વિવેકની કસોટીએ ચડાવતો અટકી જાય છે, ત્યારે આ સંસ્કૃતિનાં વ્હેણમાં અસ્પંદ તીર્થ બની જાય છે. પાણી ગંધાવા લાગે છે, અને જેમ ગંધાય છે, તેમ માણસની શ્રદ્ધા વધારેને વધારે અંધ બનતી જાય છે. અને તે ગંદકીમાં જ ભક્તિરસની પરાકાષ્ટા અનુભવે છે નાથદ્વારામાં કેટલાય આવા ગંધાતા કુંડો છે, તેમાં માણસો અતિ ભક્તિપૂર્વક ન્હાય છે. જ્યાં ઊભાં રહેતાં માથું ફાટે ત્યાં માણસનું મન સ્વર્ગેનો આનંદ અનુભવે છે, આ નાથદ્વારા જેવા સ્થળને માટે સ્વાભાવિક જ છે પણ સૌથી વધારે દુઃખદ ઘટના તો એ છે કે આવા તીર્થસ્થાનોના 'ભૂદેવો'એ મનુષ્યોમાં રહેલી આ પ્રજ્ઞારહીત શ્રધાને લૂંટવા માટેનું કેવું તંત્ર ગોઠવી દીધું છે! તે તંત્ર ગોઠવનારા પૂરેપૂરા જાગ્રત છે. તેમને મનુષ્ય સ્વભાવનું પૂરેપૂરું ભાન છે. અને તેથી જ આ તીર્થસ્થાનો આજે આ સ્વરૂપમાં ટકી શકે છે. આ મંદિરોમાં થતા અનાચારો. પૈસાની લૂંટ, કાવાદાવા, ખટપટોની ગંદકી તો અહીં ઉલેખવી એ નકામું છે. કારણ કે તે તો જીવ વધારે બાળે એવુ છે. મેવાડની વીરભૂમિનાં દર્શન કરીને મેળવેલી પ્રેરણા, તેમાંથી સંસ્કૃતિનાં વ્હેણનું પાણી પીધા પછી આ ગંદું પાણી મોઢામાં નાખવાનું રુચે તેમ નથી. આમાં તો શ્રી કાકા સાહેબે ઇચ્છયું છે તેમ જ યા ભયંકર પૂરની જરૂર છે. એમ ઇચ્છવાનું મન થઇ જાય છે કે આ બાબતમાં તો—

જરીક જરીક ડગ માંડતાં મારી જનનીને ના વળે જંપ[1]
આવો વિપ્લવ આવો જ્વાલામુખી તોડો જીર્ણતાના જૂના થંભ.

આટલું શ્રી નાથદ્વારા વિષે કહ્યા પછી તેની નજીકમાં જ આવેલું કાંકરોલીનું તીર્થક્ષેત્ર વર્ણવવાની મારી હિંમત નથી ચાલતી. અહીં પણ એકજ ગાદી છે. કાંકરોલી સ્થળની પ્રાકૃતિક સમૃદ્ધિ અતિ સુંદર છે, એક સ્ફટિક જેવા સ્વચ્છ તળાવને કાંઠે ઊંચી ટેકરી ઉપર આ જગ્યા આવેલી છે. આખું ગામ લગભગ ઊંચાણમાં છે. અમે આ ગામમાં રાતે પહોંચ્યા હતા. રાતે કાંઇક બહુજ વિચિત્ર એવી છાપ અમારા મન ઉપર આવી પડી. ઊંચા ચઢાણવાળા રસ્તામાં સાવ અંધારું. ગામની દુકાનોમાંની ઝાંખી બત્તીઓનો પ્રકાશ અંધારાને વધારતો હતો. દૂર એક મોટા મહેલમાં (આ મહેલ અહીંના 'પ્રભુજી'નો હતો) બત્તીઓ ઝાકઝમાળ બળતી દેખાતી હતી.

અમે મંદિરની ધર્મશાળામાં ઉતર્યાં. નિયમ પ્રમાણે પ્રસાદ વિગેરે મળ્યું. અને તેજ માણસ આવીને રાત્રે કહી ગયો કે મંગલાના દર્શન માટે સવારે ઊઠાડવા આવીશ. અમે તો હવે વધારે દર્શન માટે આતુર ન હોતા એટલે સવારના તળાવ વિગેરે જોયાબ્યા, અહીંના મંદિરના વાતાવરણની એવી એવી વાતો અમારે કાને આવેલી કે અહીં વધારે રહેવા માટેનું મન થાય તેવું નહોતું. પણ એમ તો લાગે છે કે અહીંના વાતાવરણનો પણ અભ્યાસ કરવાની જરૂર છે. ફક્ત તે માટેનો વખત અને ઉત્સાહ જોઇએ. અમારી પાસે બેમાંથી કાંઇ નહોતું.

અહીંથી થોડે જ દૂર રાજનગર અને તેની પાસે આવેલું 'રાજસમુદ્ર'નું સરોવર જોવા અમે ગયા. રાજસમુદ્ર એ ખરેખર ભવ્ય સરોવર છે. તે 'જળસમુદ્ર' જેટલું વિશાળ ન હોવા છતાં સૌંદર્યમાં તો તેની હરિફાઇ કરે તેવું છે. તેની પાસે રાજનગરના ખંડિયરો પણ જોવા મળે છે. રાજસમુદ્રના શિલાલેખો વિગેરેની વાતો અહીં નહિ કરું કારણ કે અમે પણ તે બહુ ઉતાવળમાં જોઇ વળ્યા હતા.

આટલું ત્યાંના મુખ્ય સ્થળો વિષે. ભારતીય સંસ્કૃતિનાં બે પ્રવાહો—વીરત્વ અને ધર્મનાં અમે દર્શન કર્યાં. સંસ્કૃતિ કેમ વહેતી થાય છે અને વહેતી કેમ અટકી જાય છે, તે આ બધું જોવાથી બહુ જ સ્પષ્ટ થાય છે.

પણ મેવાડની આ બધી સમૃદ્ધિની પાછળ જે ગરીબાઇ ડોકીયાં કરતી હોય છે, તેનો પણ કાંઇક ખ્યાલ અમને ઊડતાં ઊડતાં મળી ગયો. જો આ ઉદ્દે-

૧ મેઘાણી

શથી જ આ પ્રવાસ કર્યો હોત તો આ લેખ જુદી જ રીતે લખાયો હોત.

અમે થોડાંક ગામડાંઓ જોયાં. કંગાલિયતનો ગૂજરાત–કાઠીઆવાડમાં ભાગ્યે જ આવી શકે એવો ખ્યાલ ત્યાંના માણસોને જોઇને આવ્યો. પણ ઓરિસ્સા વિગેરેના દુષ્કાળ પીડિત મનુષ્યોના વર્ણનો જેમણે વાચ્યાં છે, તેમને આમાં બહુ નવાઈ નહિ લાગે. આ દરિદ્રતાનાં દર્શન પણ અમારે તો લગભગ પહેલીવારનાં હતાં.

હલદીઘાટના અમારા ભોમીયા કમસદીનની વાત હું આગળ લખી ગયો છું. તેને અમે પૂછ્યું કે 'તને પગાર શું મળે છે' તેણે કહ્યું 'પાંચ રૂપીયા' આ પાંચ રૂપીઆ પણ ઉદેપુરી. એટલે કે આપણા તો ૩॥ રૂ. આમાં તેનું મોટું કુટુમ્બ ભરણપોષણ કઇ રીતે મેળવતું હશે! અમે જ્યારે તેને આઠ આના આપ્યા, ત્યારે તેણે જે ખાનદાનીથી એ આઠ આના લેવાની ના પાડી, તે જોઈને આપણને પણ શરમ આવે! ૩॥ રૂ. નો પગારદાર માણસ એક કલાક કે બે કલાકની મહેનતમાં આઠ આના મેળવે તે તેને મન તો ચમત્કાર જ ગણાય ને? છતાં તેનું મુસલમાની ખમીર તેને આ બક્ષીસ લેવાની ના પાડતું હતું. અમે તેને પકડીને તેના ખીસામાં પરાણે આ આઠ આના નાખી દીધા, તો પણ તેના મુખ પર નાખુશી દેખાતી હતી. શું હલદીઘાટની જમીનમાં હજુ પ્રતાપની અસર રહી હશે! હું કમસદ્દીનને કદી નહિ ભૂલું. મને તે મૂર્તિમાં મેવાડની પ્રાચીન સંસ્કૃતિ અને અર્વાચીન દરિદ્રતાનાં દર્શન થયાં.

પણ કેટલું વિરોધી દર્શન! ક્યાં ચિતોડ-હલદીઘાટનાં સ્મરણો અને ક્યાં આ નાથદ્વારા–કાંકરોલીના તામસી વૈભવ અને ગામડાંઓની દરિદ્રતાનો ચિતાર! નથી અત્યારે પ્રાચીન તત્ત્વોની અસર કે નથી નવીન પ્રાણવાન સંસ્કૃતિનો પ્રવેશ. આવી રીતે અરવલ્લીના પહાડોમાં જાણે આપણી સંસ્કૃતિ અટવાઇ ગઇ હોય, નવો પવન આવવા માટેની બારીઓ પણ નથી. જે કાંઇ નવો પવન આવે છે. તે અંગ્રેજ રાજકર્તાઓની મોટી મચ્છરદાનીમાંથી માંડ માંડ આવે છે. તેમની છાપની જ પેટંટ સંસ્કૃતિ ત્યાં પ્રવેશી શકે છે અને તે પણ માંડ માંડ ઉપલા થરને સ્પર્શ કરે છે. અલબત્ત વિદ્યાભુવન જેવી કેળવણીની એક માત્ર સંસ્થા મીઠી વીરડી જેવી લાગે છે. પણ સોય ભોંકાય એવા અંધકારમાં એક દિવાસળીનો પ્રકાશ કેટલો લાગે! જૂનો દીવો ઓલવાઇ ગયો છે. નવો પ્રકટ કરવા માટેના પ્રયત્નો ક્યારે થશે! અને કોણ કરશે! મોટો ભડકો થાય અને તેમાં બધું ભસ્મીભુત થાય તે પહેલાં આ પ્રયત્નો થશે! કે પછી એ પ્રયત્નોમાં શક્તિ ખરચવા કરતાં ભડકો જ થશે, એની રાહ જોવી!

આ આખો પ્રવાસ આપોઆપ અમારી દૃષ્ટિને ઘણી વિશાળતા આપી ગયો. મને લાગે છે કે આના કરતાંય પણ વધારે અભ્યાસપૂર્ણ દૃષ્ટિથી પ્રવાસ કરવામાં આવે તો હિન્દુસ્તાન વિષેના આપણા કાલ્પનિક છતાં વાસ્તવિક માનેલા ખ્યાલો ઘણા ફરી જશે.

●

# નવલકથાનું કલાવિધાન

શ્રી. રતિભાઈ ઉકાભાઈ પટેલ

ગુજરાતના વાઙ્મય મહાપ્રવાહનું દર્શન કરતાં તેનાં અનેકવિધ આકર્ષક સ્વરૂપોમાં સર્જનાત્મક રસપ્રધાન વાઙ્મયના પ્રવાહોમાં નવલકથાનું સ્થાન છેલ્લા પાંચ દાયકાથી કોઈ અવનવી ભાત પાડે છે. નવલકથાનું અસ્તિત્વ શાથી? યુગયુગનાં રસરસિયાં જગતનાં નરનાર સૃષ્ટિના સૃજનકાળથી માનવભાવો અને માનવસ્વભાવગત મનોમંથન ને કુતૂહલપૂર્વક નિહાળવાને આતુર હોય છે. આ જીજ્ઞાસાનું પોષણ સાહિત્યપ્રવાહનાં વિધવિધ સ્વરૂપોથી થાય છે અને નવલકથા એ તદ્દન નૂતન સ્વરૂપ અને વિપુલ સ્વરૂપ છે. માનવભાવોનું આલેખન નાટકદ્વારા પણ થતું. પરંતુ નાટક એ સાહિત્યનું શુદ્ધ સ્વરૂપ નથી. નાટક એ સઘન કળા છે અને તેમાં સાહિત્યનાં તત્ત્વોની સાથે રંગભૂમિનાં તત્ત્વોનું સંકલન આવશ્યક છે. નાટકમાં સૂચક કલાને પ્રાધાન્ય અપાય છે. નાટ્ય લેખક પોતે પ્રસંગ, પાત્ર કે વસ્તુને વિકસાવી શકતો નથી પોતે અહીં તટસ્થ રહે છે અને પાત્રદ્વારા નાટકનાં અન્ય તત્ત્વોનો વિકાસ થાય છે. નવલકથા એ વિપુલ સાધન છે અને તેમાં સ્થળકાળનાં વર્ણન માટે પુષ્કળ અવકાશ રહે છે. વળી નવલકથાકાર પોતે પણ પાત્ર, પ્રસંગ અને વસ્તુવિકાસ સાધી શકે છે. આંગ્લ વિવેચકો નવલકથાને ગજવામાં રાખી શકાય એવું રંગભૂમિનું સર્જન ( Pocket Theatre ) ગણે છે. કારણ કે તેમાં નાટકને અનુરૂપ વસ્તુ હોવા ઉપરાંત નટ, પહેરવેશનું વર્ણન, દશ્યવર્ણન વગેરે હોય છે. આમ નવલકથામાં આટલાં આકર્ષક તત્ત્વો હોવાથી જનરુચિ નાટકને બદલે નવલકથા તરફ વળે એ સ્વાભાવિક છે.

નવલકથાનો કલાદેહ મુખ્યત્ત્વે કરીને છ વસ્તુથી ઘડાય છે. વસ્તુ, પાત્રવિધાન, વાર્તાલાપ, સ્થળકાળનાં વર્ણનો, નવલકથાકારની કથનકુશળતા, અને નવલકથાકારનો જીવનસંદેશ.

નવલકથા એટલે સુસંકલિત મનોરંજક કથા. વસ્તુ એ તો નવલકથાનો બાહ્ય દેહ છે. નવલકથાના કલાદેહના અન્ય પ્રધાન તત્ત્વો વસ્તુને સજીવતાની સાથે રોચકતા અર્પે છે. નવલકથાનો સ્થૂળ દેહ તે એની વસ્તુ છે. જગતભરના વિખ્યાત નવલકથા સર્જકો ડીકન્સ, થેકરે, જ્યોર્જ ઇલીયટ, હોથર્ન, દૂમા, ટોલ્સ્ટોય,—એમની મહત્તાનું કારણ સૌથી પહેલું એ એમની વસ્તુ ચૂંટણી છે.

નવલકથાની વસ્તુ નક્કી કરતી વખતે એક ખ્યાલ એ રાખવાનો છે કે વસ્તુની અંદર આવતા પ્રસંગો અને જીવનમાંથી સાંપડતા પ્રસંગો વચ્ચે સુમેળ સધાવો જોઇએ. જીવનના જે કોઇ પ્રસંગને નવલકથાકાર સાહિત્યસ્વરૂપે અપનાવવા ઇચ્છે તે પ્રસંગથી પોતે વાકેફ હોવો જોઇએ. જે વસ્તુનો એને પરિચય ન હોય તેને તજી દેવી એ જ ઇષ્ટ છે. જીવનનાં વિધવિધ પાસાંનો અનુભવ નવલકથાકાર સ્વાનુભવથી જ પ્રાપ્ત કરી શકે એ માન્યતા ભૂલ ભરેલી છે. અનેક અવનવા પ્રસંગોની માહિતી પુસ્તકોના વાંચનથી અગર અનુભવીઓ સાથેના વાર્તાલાપ દ્વારા મેળવી શકાય છે. એટલે સાચો પ્રતિભાશીલ સર્જક આવું અનેક વિધ જ્ઞાનભંડોળ એકઠું કરીને પોતાની અપૂર્વ કલ્પનાબળે, પોતે જેનો સ્વાનુભવ નથી કર્યો એવી વસ્તુઓનો પણ વાસ્તવ જીવન સાથે સુમેળ જળવાય એવા સ્વરૂપમાં સાહિત્ય તરીકે અવતારે છે.

નવલકથાની વસ્તુની રજુઆત તરફ દષ્ટિ ફેંકતા આપણને સામાન્ય રીતે બે પ્રકારની વસ્તુવાળી નવલકથા સાંપડે છે. (૧) સુસંકલિત વસ્તુ (Organic Plot) વાળી (૨) શિથિલ વસ્તુ (Loose Plot) વાળી.

સુસંકલિત વસ્તુવાળી અને શિથિલ વસ્તુવાળી નવલકથાઓ એમ બે વિભાગમાં જ બધી નવલકથાઓને સમાવી શકાય નહિ. કારણ કે શુદ્ધ સુસંકલિત વસ્તુવાળી નવલકથાઓ અથવા તો શુદ્ધ શિથિલ વસ્તુવાળી નવલકથાઓ તો બહુજ ઓછી હોય છે. પરંતુ એ બંનેના મિશ્રણથી બનેલી નવલકથાઓ ઘણા મોટા પ્રમાણમાં હોય છે.

સુસંકલિત વસ્તુવાળી નવલકથા શૃંખલાબદ્ધ હોય છે. આંગ્લસાહિત્યમાં આવી નવલકથાઓ શોધતાં સૌથી પહેલી દષ્ટિ વિખ્યાત નવલકથાકાર ફીલ્ડીંગની ટોમજોન્સ નામની નવલકથા પર પડતાં, આપણને લાગે છે કે અનેક પ્રસંગો [illegible] પાત્ર સમૃદ્ધિવાળી આ [illegible]કથાના [illegible] વ્યક્તિત્વ એને પાને સુસંકલિત વસ્તુવાળી નવલકથાઓમાં કાઉન્ટ ઓફ મોન્ટેક્રીસ્ટો, અરેબીઅન નાઇટ્સ, બ્લીક હાઉસ, પાટણની પ્રભુતા, ગુજરાતનો નાથ, રાજાધિરાજ વગેરે નવલકથાઓની ગણના અસ્થાને ન જ ગણાય.

પરંતુ સુસંકલિત નવલકથાના દેહમાં રહેલ કેટલીક મર્યાદાનો નિર્દેશ કર્યા વિના પણ ચાલે નહિ. આ પ્રકારની વસ્તુની રજુઆત ઘણી વખત યંત્રવત્ થઈ જતાં વાચકને કંટાળો આપે એ સ્વાભાવિક છે. પ્રસંગોનું યંત્રવત્ સંકલન કરવાની વૃત્તિમાં કલાકાર અનિચ્છાએ વસ્તુની વિપુલતાવધારી મૂકે છે. પરિણામે સપ્રમાણતાનો અભાવ, કૃત્રિમતા અને અસ્વાભાવિકતાની સાથે કલાભંગ થાય છે. વળી કલાકારનો આવી વસ્તુ તરફના પક્ષપાતથી કેટલાક વિસ્તૃતતા માગતા પ્રસંગોમાં સત્યાભાસ અવતરે છે અને પરિણામે કૃત્રિમ સમભાવના દર્શક પ્રસંગનું વૈવિધ્ય જણાય છે.

શિથિલબંધવાળી નવલકથાના વસ્તુની ગૂંથણી જથ્થાબંધ અને હારબંધ ચાલી આવતી નથી. વસ્તુનો એક સળંગ નમૂનો બનાવી કાઢવા માટે એવી નવલકથાઓ લખાતી નથી આવી નવલકથામાં વસ્તુપ્રવાહ ધીમે ધીમે વહે છે કોઇ હિમગિરિમાંથી ઝરણારૂપે વહેતી સરિતાની મંદતા, એ સરિતાનું શીતળ આહ્લાદક વાતાવરણ, કવચિત ધબકારાથી થતું નાદગૂંજન અને વિશાળપટમાં વહી રહ્યા પછી ધીરગંભીર સાગર સાથેનું મીલન જેવું મધુરું લાગે છે એવી જ મનોરંજકતા આ નવલકથાની વસ્તુ સરિતામાંથી સહૃદય વાચક અનુભવે છે. શિથિલબંધ વસ્તુવાળી નવલકથાઓ આંગ્લસાહિત્યમાં તો પુષ્કળ છે અને તેમાં કલાનુ ધોરણ પણ સચવાયું છે. રોબીન્સનક્રુઝો, જોસેફએન્ડ્રુ, રોડરિક રેન્ડમ, વેનિટીફેર, આદિ પ્રસિદ્ધ નવલકથાઓ શિથિલબંધ વસ્તુવાળી છે. સરસ્વતીચંદ્ર, ગ્રામલક્ષ્મી, મંજીરની, પ્રાયશ્ચિત્ત, સોરઠ તારાં વહેતાં પાણી, સ્નેહયજ્ઞ વગેરે નવલકથાઓ શિથિલબંધ વસ્તુવાળી નવલકથાઓ ગુજરાતી સાહિત્યમાં પણ છે.

વસ્તુનું પૃથક્કરણ કરતાં તેના બીજા બે પ્રકાર પણ

થઇ શકે છે. (૧) સાદી વસ્તુ (૨) સંકુલ વસ્તુ.

નવલકથાની મુખ્ય વસ્તુ કેટલીક વખત એક કરતાં વધારે કથાઓના સંકલનથી બને છે. સાદી વસ્તુવાળી નવલકથામાં માત્ર એક જ સળંગ કથા હોય છે. પરંતુ સંકુલ વસ્તુવાળી નવલકથામાં અનેક પ્રસગોવાળી બે ત્રણ કથાઓ કલાપૂર્ણ રીતે સંકલીત થએલ હોય છે. આવા પ્રકાર તરફ વાચકવર્ગને ખાસ પક્ષપાત હોય છે અને તેના સર્જકની પ્રતિભાની કસોટી પણ આવી કૃતિઓમાં જ થાય છે. બ્લીક હાઉસમાં ત્રણ કથાઓને સાંકળી લીધી છે. આપણા પ્રતિભાસંપન્ન નવલકથાકાર ગોવર્ધનરામના સરસ્વતીચંદ્રની વસ્તુની ફૂલગૂંથણીનું દર્શન કરાવતાં રા. બ. ક. ઠાકોરે પંચજૂટ જટાકલાપમાં સંલગ્ન છતાં એક એક સ્વતંત્ર એવી પાંચે જટાનું કલાપૂર્ણ પૃથક્કરણ કરીને એની લટોને છુટી છુટી ઉકેલીને પાછી સંકેલી લઇને આપણા એક પ્રથમ પંક્તિના નવલકથાકારની અણમોલી કૃતિની મહત્તા સ્થાપિત કરી છે.

નવલકથાની વસ્તુ વિષે આટલું વિસ્તૃત નિરૂપણ થવાથી સ્વાભાવિક રીતે જ વસ્તુનું મહત્ત્વ વધે છે. પરંતુ સાચો કલાકાર સમજે છે કે વસ્તુ તો માત્ર નવલકથાનો સ્થૂલ દેહ છે. એનો આત્મા તો અદૃશ્ય અને અગમ્ય રીતે વાચકહૃદય જ સમગ્રકૃતિમાંથી શોધી લે છે. વસ્તુના પૂજારીઓ જો વસ્તુને જ આત્મા ગણી લે એટલે કે સમગ્ર કલાતત્ત્વોને અવગણીને કથાપ્રવાહમાં જ ખેંચાવાની તત્પરતા બતાવવામાં આવે તો તેમાં કલાકારને અને તેની કલાભાવનાને પૂરો અન્યાય થાય. નવલકથાની વસ્તુના સ્થૂલ દેહમાં પ્રાણ રેડનાર પ્રથમ તો તેના સર્જકની પાત્ર દષ્ટિ છે. એટલે હવે આપણે નવલકથાના કલાવિધાનમાં અગત્યનું બીજું અંગ પાત્રવિધાન પર આવીશું.

કોઇપણ નવલકથાકારના પાત્રનિરૂપણમાં આપણે અપેક્ષા રાખીએ એવું કંઈ હોય તો તે એના માનસસંતાનની સજીવતા એની નવલસૃષ્ટિને પાને પાને આપણે નિહાળવા ઇચ્છીએ તે છે. પાત્રના મુખ્યત્વે બે પ્રકાર સહેલાઈથી પાડી શકાય.

**(૧) મુખ્ય પાત્રો (૨) ગૌણ પાત્રો:**

મુખ્ય પાત્રોને વિકસાવવા વિશાળવસ્તુ (Vast canvass) ની જરૂર છે. 'ગુજરાતનો નાથ' માં પરશુરામ, માનકુંવર શેઠાણી કે મદનપાળ જેવાં પાટણની પ્રભુતાનાં નાનાં પાત્રો કયારેક દેખાદે છે તેને વસ્તુ વિશાળતાની જરૂર નથી. પરંતુ કેટલીકવાર સાચો કલાકાર તેના ગૌણ પાત્રોથી અમર થાય છે. સંક્ષિપ્ત અથવા સઘનકળા નાના પાત્રોમાં દેખાડી શકાય છે. માનવમાનસની અટપટી ગૂંચો (subtlities and psychology of human life) મુખ્ય પાત્રોમાં દર્શાવી શકાય છે.

**પાત્રના દેહનું ઘડતર:**

પાત્રના દેહનું ઘડતર બે પદ્ધતિથી રચાય છે (૧) પૃથકકરણી પદ્ધતિથી (૨) નાટયસ્વરૂપની પદ્ધતિથી.

પહેલી પદ્ધતિદ્વારા નવલકથાકાર પોતે પાત્રને રજુ કરે છે. પાત્રની લાગણી, ખાસિયત, વિચિત્રતા અને વિશિષ્ટતાનું નવલકથાકાર પોતે પૃથકકરણ કરીને પોતાની ટીકા પણ સાથે રજુ કરે છે. આ પ્રકારની પદ્ધતિનાં ઉત્તમ દષ્ટાંતો ગોવર્ધનરામનાં પાત્રવિધાનનો સૂક્ષ્મ અભ્યાસ કરતાં આપણને સાંપડશે. માનચતુર, અર્થદાસ, ધર્મલક્ષ્મી, ગુણસુંદરી, ધનકોર, ચંડિકા વગેરે પાત્રોનું આલેખન આ પદ્ધતિથી થયું છે.

નાટયસ્વરૂપની પદ્ધતિદ્વારા નવલકથાકાર પોતે પાત્રનું ઘડતર કરી શકતો નથી. અહીં તો પાત્રનો દેહ પ્રસગોના વિકાસ સાથે, અન્ય પાત્રોના વાર્તાલાપદ્વારા અને પાત્રના પોતાના કાર્યદ્વારા ઘડાય છે. આ પદ્ધતિના પ્રખર ઉપાસક તે આપણા અજોડ નવલકથાકાર મુન્શી. મીનલ, મુંજાલ, કાક, મંજરી, ત્રિભુવનપાળ, ઉદોમહેતો આદિપાત્રો વાર્તાલાપદ્વારા, પ્રસંગોદ્વારા અને પોતાના કાર્યદ્વારા આપણી સમક્ષ જીવંત અને ધબકતી માનવ પ્રતિમાઓ જેવાં લાગે છે. વર્તમાન કલાવિવેચકની

દૃષ્ટિએ પાત્રનું આ પ્રકારનું ઘડતર પ્રશંસાપાત્ર ગણાય છે.

## પાત્રના પ્રકારો:

નવલકથાની પાત્રસૃષ્ટિમાં માનવ સંસ્કૃતિના વિકાસ સાથે ખૂબ વૈવિધ્ય આવ્યું. આદર્શવાદ અને વાસ્તવવાદ આ બે ભાવનાઓનું અથડામણ યુગેયુગે નવસ્વરૂપે આપણી સમક્ષ ખડું થાય છે. એક ભાવનાથી કંટાળ્યા પછી બીજી તરફ માણસ આકર્ષાય છે. એટલે સાહિત્યમાં પણ એ બે ભાવનાઓવાળાં પાત્રો આપણા દૃષ્ટિપથ પર તરવરી રહે છે. ઇબ્સેન, ગોર્કી વગેરેની પાત્રસૃષ્ટિ પર નજર ફેંકતાં વાસ્તવદર્શી પાત્રો આપણને સાંપડે છે. ન્હાનાલાલનાં પાત્રો એકેક ભાવનાના મૂર્તસ્વરૂપે આપણી સમક્ષ રજુ કરાયાં છે. નવલકથાકાર આ બે પ્રકારનાં જ શુદ્ધપાત્રો ચિતરવાને બદલે એ બંનેનું કલાપૂર્ણ મિશ્રણ સાધે તો અધમપંથે લઇ જનારી વાસ્તવિકતા અને નિરાશાજનક ગગનગામિ આદર્શ ભાવનાથી ઉપજતો નિર્વેદ શમી શકે. પાત્રનાં આ બે પ્રકારો ઉપરાંત વ્યક્તિ-પ્રધાનપાત્રો (Tipical) વર્ગપ્રધાન પાત્રો (Class-Portrait) સ્થિતિચૂસ્ત પાત્રો (Stagnant) વિકાસશીલ પાત્રો (Evolutionary) માનવ સ્વભાવની અટપટી ગૂંચોવાળા પાત્રો, સાદાંપાત્રો, સર્વકાલીન પાત્રો, યુગજૂની પાત્રો, વિચારપ્રધાન પાત્રો, કાર્યશીલ પાત્રો, સુસંગતપાત્રો (Consistent) અસંગત પાત્રો, વગેરે અનેકરીતે પાત્રોનું વર્ગીકરણ થઇ શકે.

પાત્ર સર્જન ક્રમશઃ અને ધીમે ધીમે થવું જોઇએ. કમળની પાંદડીઓ જેમ વિકસે છે તેમ પાત્રોનો વિકાસ ક્રમેક્રમે એકેક પાંડી ઉઘડતાં થાય છે. પાત્રનું જીવન જ એના દેહનું ઘડતર રચે છે પ્રસંગોની સાથે પાત્રનું જીવન ક્રમશઃ વિકાસ પામે છે. સાચો કલાકાર પાત્ર અને વસ્તુનો દોરો વણી લે છે. પાત્રની પાંખડી ઉઘડતી જાય અને વસ્તુનો વિકાસ થતો જાય છે. જીવન અને પ્રસંગ સંકળાએલ છે. પ્રસંગ પાત્રને ઘડે અને પ્રસંગને ઘડે છે.

## વાર્તાલાપઃ

નવલકથાનાં બે પ્રધાન તત્ત્વો વસ્તુ અને પાત્રવિધાન વિષે આટલું જોયાં પછી એ બંને તત્ત્વોને કલાસ્વરૂપ આપનાર ત્રીજું તત્ત્વ તે નવલકથામાં આવતો વાર્તાલાપ. વાર્તાલાપદ્વારા વસ્તુનો, પ્રસંગનો વિકાસ થાય છે એટલું જ નહિ પણ આપણે ઉપર જોયું તેમ નવલકથાની પાત્રસૃષ્ટિને સજીવતા અર્પવામાં પણ વાર્તાલાપનો ફાળો ઓછો નથી. નવલકથા એ નૂતનયુગના સાહિત્યમાં વિપુલ છતાં કલાપૂર્ણ સ્વરૂપ છે તેમાંયે નૂતનકલાના આદર્શો નિહાળતાં વાર્તાલાપની સચોટતા, સંસ્કારિતા, અને માનવભાવોની અટપટી ગૂંચની રજૂઆત એ સાહિત્યના કલાસ્વરૂપનાં આવશ્યક તત્ત્વો છે. લા મિઝરેબલ કે ટેઇલ ઓફ ટુ સીટીઝ, હેન્રી એસમન્ડ કે ધી પ્રેગોઇસ્ટ જેવી કૃતિઓમાં વાર્તાલાપમાં જે ચમક છે તે ગુજરાતી સાહિત્યમાં શોધી જડે એમ નથી. આપણે ત્યાં એકાદ બે નવલકથાકારોની અમુક કૃતિઓ બાદ કરતાં ગુજરાતનો વાર્તાલાપ બહુ શિથિલ લાગે છે. સરસ્વતીચંદ્રમાં કેટલીક જગ્યાએ સૌથી પહેલો સારો વાર્તાલાપ દેખા દે છે. ન્હાનાલાલે તેમાં મૃદુતા આણી અને વાર્તાલાપમાં વીજળીનાં ચેતન મુન્શીએ આણ્યાં. બટુભાઇ ઉમરવાડીઆ, યશવંત પંડ્યા વગેરેએ તેમાં ઇબ્સેન અને શૉ ના વાર્તાલાપમાં જે પ્રકારના બુદ્ધિના ચમકારા દેખાય છે એવી ચમક ગુજરાતી સાહિત્યમાં પ્રથમ આણી. સરળ ભાષાની સાથે કાવ્યપૂર્ણ વાર્તાલાપ રમણલાલ દેસાઇની નવલકથામાંથી સાંપડે છે. મર્મસ્પર્શી કટાક્ષયુક્ત વાર્તાલાપ શ્રી મેઘાણીએ 'નિરંજન' અને 'વસુંધરાના વહાલા દવલાં' માં બનાવ્યો. આમ વાર્તાલાપનો વિકાસ આપણા સાહિત્યમાં થતો જાય છે. અને એ તત્ત્વનો જેમ વધૂ વિકાસ થાય તેમ તેમ નવલકથાની વસ્તુ અને પાત્રસૃષ્ટિને વધૂ કલાપૂર્ણ તત્ત્વ સાંપડે એ નિર્વિવાદ છે.

## સ્થળકાળનાં વર્ણનોઃ

વસ્તુ, પાત્ર, અને વાર્તાલાપ એ ત્રણ તત્ત્વો નવલકથાનાં પ્રધાન અંગો છે. પરંતુ એને ઓપ આપનાર

આભૂષણરૂપે વપરાતાં તત્ત્વો તે સ્થળકાળવર્ણન, સમાજવર્ણન અને પ્રકૃતિવર્ણન છે સર વોલ્ટરસ્કોટ, શેક્સપિયર, થેકરે, ફીલ્ડીંગ આદિ આંગ્લ સાહિત્યકારોની કૃતિઓમાં આ તત્ત્વો આકર્ષક રીતે વણાયાં છે. ડીકન્સના નવલમાં ૧૮–૧૯ મી સદીનાં લંડનનું વર્ણન છે. આપણે ત્યાં વર્ણનોની શરૂઆત કરણઘેલાથી થાય છે. પરંતુ તેમાં રહેલ સમાજવર્ણન વગેરે મૂળ વસ્તુથી છૂટું પડી જાય છે એટલે એ અનાવશ્યક અને અપ્રાસંગિક લાગે છે. મુન્શીની નવલોમાં અર્ધ ઐતિહાસિક દર્શન રજુ થાય છે એમાં સમાજવર્ણન વર્તમાનસ્થિતિથી બહુ ફેરફારવાળું નથી. ઐતિહાસિક નવલોમાં સમાજવર્ણન તે સમયનું સાચું દર્શન કરાવનારૂં હોવું જોઇએ. વળી તેમાં પ્રકૃતિદર્શન પાત્રના માનસને અનુકૂળ હોવું જોઇએ. સ્થળકાળનાં વર્ણનમાં અચ્છો હાથ બેસી ગયો હોય એવા નવલકથાકાર મેઘાણીની તાજેતરમાં પ્રસિધ્ધ થએલ કૃતિ "સોરઠ તારાં વહેતાં પાણી" એ એક અભ્યાસ કરવા યોગ્ય કૃતિ ગણાય.

## નવલકથાકારની કથનકુશળતા કે શૈલી :

નવલકથામાં વસ્તુ પાત્ર અને વાર્તાલાપ એ એનો દેહ છે એ દેહનાં આભૂષણ તરીકે સ્થળકાળ વગેરેનાં વર્ણનોનો ઉપયોગ થાય છે તે ઉપરાંત લેખકની કથનકળા કે શૈલી એ પણ નવલદેહનું આભૂષણ છે. નવલકથાકાર ત્રણ રીતે કથનકુશળતા દાખવે છે. (૧) નવલકથાકાર પોતે જ જેની અંદર કથાપ્રવાહના સંચાલક બને છે તે સાદી, સીધી કથનકલા વધુ પ્રશંસા પાત્ર નીવડે છે. અલબત આવી નવલકથામાં કલાપૂર્ણ તત્ત્વ તો નાટ્યસ્વરૂપની પદ્ધતિથી જ જળવાય છે અને એજ રીતે વાર્તાલાપને પ્રાધાન્ય અપાય છે એટલે વસ્તુ અને પાત્રનો સાથે વિકાસ થાય છે. પરંતુ નવલકથાકાર પોતે આવી નવલકથામાં પાત્રરૂપે નહિ આવતાં એક જૂદી વ્યક્તિ તરીકે, પોતાના હકકની રૂએ અહીં આવી શકે છે. પોતાની સર્જેલ સૃષ્ટિની વિશિષ્ટતાની સાથે એમાં આવતાં પાત્રોને વેધકતા અર્પના પોતાની ટીકાને અહીં સ્થાન અપાય છે. (૨) નવલકથાનો કથાપ્રવાહ બીજી રીતે પણ નવલકથાકાર વહાવી શકે છે. આત્મચરિત્રની પેઠે અહીં નવલકાર પોતે એકાદ પાત્રમાં પોતાનું વ્યકતિત્વ આરોપે છે અને પછી નવલકથાના અનેકવિધ પ્રસંગોનું સંકલન કલાપૂર્ણ રીતે સાધે છે. "ડેવીડ કોપર ફીલ્ડ" એ ડીકન્સની અદ્દ્ભુત કૃતિ આ પ્રકારની નવલ રચનાનો સાદર નમૂનો છે.

(૩) નવલકથાની કથન શૈલીની ત્રીજી પદ્ધતિ તે પાત્રોદ્વારા કથાપ્રવાહ વહાવવાની છે, આંગ્લ સાહિત્યમાં રીચાર્ડસન અને સ્મોલેટની નવલકથાઓ આ શૈલીમાં સર્જાઇ છે. તેમાંની કેટલીક તો સુંદર કૃતિ તરીકે અત્યારે પણ આવકારદાયી થઇ પડે એવી છે.

આ ત્રણ શૈલીમાંથી પહેલી શૈલી એ વધુ મનોરંજક અને કલાપોષક છે, છતાં બાકીની બે શૈલીમાં પણ નવલકથા લખવાના અખતરા કરવામાં આવે તો સાચા સર્જકને તે કંઇ કપરૂં કાર્ય નથી. જીજ્ઞાસાનું સાતત્ય (Sustained interest,) ચમત્કૃતિમય વસ્તુ, ગૂંથન ચિત્ત થંભી જાય એવા પ્રસંગનું આલેખન, સૂચક કલાદર્શન, રસપ્રદેશોનું બાહુલ્ય વગેરે આવશ્યક તત્ત્વોની સાધના એ પણ નવલકથાની કથનશૈલીનાં બહુ અગત્યનાં અંગો છે.

## નવલકથાકારનો જીવનસંદેશ :

નવલકથાનું છેલ્લું છતાં અગત્યનું તત્ત્વ તે નવલકારનો જીવનસંદેશ છે. દરેક દરેક સર્જકનું વ્યકિતત્વ એની કલાકૃતિમાં અજાણ્યે આવી જાય છે. સાહિત્ય એ જીવનની સમીક્ષા છે. મથ્યુઆરનોલ્ડના આ સૂત્રને નવલકથાકાર પોતાની કૃતિમાં ચરિતાર્થ કરવા તલસે છે. કારણકે જીવન એ જ એની કથાની વસ્તુ છે. જીવન વિષે નવલકથાકાર જે કાંઇ વિચારે તે જાણ્યે અજાણ્યે એની કૃતિમાં આવ્યા વિના રહે નહિ અને એ જીવન દૃષ્ટિ એની વસ્તુ અને પાત્રસૃષ્ટિની સાથે એકતા સાધ્યા-વિના રહે નહિ. પરંતુ નવલકથાકારનું ધ્યેય અમૂર્ત ભાવનાઓ પાછળ ધસડાવાનું નથી. એની કલાસિદ્ધિ તો

ત્યારે જ ગણાય કે જ્યારે તે જીવનમાં મૂર્તિમંત સ્વરૂપે પ્રાપ્ત થતા સત્ય પ્રસંગોની સાથે સૂચક ધ્વનિથી પોતાની નીતિભાવનાને ,નૈસર્ગિકતાથી અવતારે, વસ્તુપ્રવાહમાં અને પાત્રવિકાસમાં અડચણ રૂપ થઇ પડે એ રીતે બોધ આપવા આવતા હોય એવી પદ્ધતિને બદલે નવલકથાકાર વસ્તુ અને પાત્રદ્વારા પોતાની ફીલસુફી રજુ કરે અને ક્વચિત ક્વચિત પોતે સીધી રીતે પણ વિચારો વ્યક્ત કરે એ ઇચ્છનીય છે. અત્યારની કલાદૃષ્ટિએ જોતાં નવલકથામાં નીતિભાવના એવી રીતે રજુ થવી જોઇએ કે જેથી સમગ્રકૃતિ વંચાઇ રહેતાં આપોઆપ વાંચકની નીતિભાવનાને તે સ્પર્શે. નીતિ અને કલાનો સંબંધ સૂક્ષ્મ છે. કલા એ જીવનમાંથી પાંગરે છે. જીવનથી તે પોષાય છે અને એ જ કલા ફરીથી જીવનમાં રસ રેડે છે.

નવલકથાનો કલાદેહ તેના મુખ્ય મુખ્ય અંગોથી કેવી રીતે ઘડાયો છે એ આપણે ઉપર જોઇ લીધું. આ નિબંધનો ઉદ્દેશ પણ એ પ્રધાન અંગોનું દર્શન કરાવવા પૂરતો જ છે. નવલકથાની કળાના અભ્યાસીને આટલું માર્ગદર્શન પૂરતું માનીશું. આપણા સાહિત્યની આ અતિ મહત્ત્વની કળાની ચાલુ સ્થિતિ તપાસતાં આશાના કિરણોથી આપણા સાહિત્યરસિક નરનારની આત્મજ્યોત પ્રજ્વલતી દેખાય છે. અલબત પ્રતિભાશીલ સર્જકો તો સૈકામાં ભાગ્યે એક કે બે જન્મે છે. અને વધારેની આશા રાખવી એ વ્યર્થ છે.

અંતમાં નવલકથાનું કલાવિધાન એ વિષય પરનું રેખાદર્શન કરાવ્યા પછી કળાના ઉપાસકોને એક વિજ્ઞપ્તિ કરવી અત્રે અસ્થાને નહીં ગણાય. બીજા કળાવિદોની માફક નવલકથાકારોને પણ તેમની કળાકૃતિમાં જળવાએલ કલાધોરણને યોગ્ય માન આપવું જોઇએ. બધા નવલકથાકારો પ્રથમ પંક્તિના જ હોય એ બનવું અશક્ય છે છતાં પણ જ્યાં જ્યાં આપણા આત્માને સ્પર્શે અને મનોરંજક નીવડે એવું તત્ત્વ હોય, જ્યાં જ્યાં સત્ય, અનુકંપા અને ઉદ્દેશનો સ્પષ્ટ સાક્ષાત્કાર લાગે ત્યાં ત્યાં એ કૃતિના લેખકને કળાવિદ તરીકે માન આપવું જોઇએ.

●

## ઉ ઘા ડ

ઘન આંધી અંતરમાં છાઇ  
દિશાભાન ગયું ભૂલાઇ  
જાતો જુઠો રાહ અહાઈ  
કર ને તાત ! ઉઘાડ.

અગમ્ય અંધારાની ખુણ ડંખે  
તેજાતૂર આતમ ના જંપે  
પીલાતો એ ઉઘાડ ઝંખે  
કર ને તાત ! ઉઘાડ.

દેવજી રા. મોઢા

# બાવીજી

[ એક રેખાચિત્ર ]

શ્રી. સાંદીપનિ

ગામડા ગામમાં સ્ત્રીમાણસને માનાર્થે બહુવચનમાં થતું સંબોધન જે લાયકાત અને વજન માગી લે છે તે એમનામાં નહોતાં, છતાં તે જીવ્યાં ત્યાં સુધી સા નાનું મોટું તેમને બહુવચનમાં જ બોલાવતું, જોકે એકવચન વાપરીને રેખાચિત્ર લખતાં હું જરા મોકળાશ અનુભવું છું, પણ મેંય તે જીવ્યાં ત્યાં સુધી તેમને બાવીજી કહીને જ બોલાવ્યાં છે એટલે આજ તુંકાર વાપરીને તેમના જંપેલા જીવને ઉકળાટ નહિ કરાવું.

અને તુંકાર વાપરું તો હું ખાત્રીપૂર્વક માનું છું કે એ જ્યાં હોય ત્યાંથી આવીને મારી ખબર લઇ નાખે–બીજી કોઇ રીતે તો એ આવી શકે એમ નથી જ પણ સ્વપ્નામાં તો મને ન જ છોડે. ઢોડવાથી છૂટી ગયેલા વાળ, ભયંકર ભ્રૂભંગ, અને કચકચતા દાંતે વંટોળની ઝડી જેવાં આવીને તેઓ મને પકડી પાડે, એક હાથે મારો કાન પકડે, અને બીજે હાથ કોઇ સરમુખત્યારની છટાથી હલાવતાં હલાવતાં મને જેટલી ચોપડાય તેટલી થપાટો ચોપડે, તેમ કરતા થાકે એટલે મારી પાસે ' ભૂલી ગયો ભઇશાબ ' કહેવરાવે, છેવટે એક અસહ્ય ભ્રૂભંગ કરી હોઠ પીસે ને નાક પર આંગળી મૂકી મારા તરફ એક અંગારઝરતી દષ્ટિ નાખીને અદ્રષ્ય થઈ જાય. આજે આ કલ્પના ભલે રહી પણ તે અનાધાર નહિ હોતાં અનુભવમંડિત છે.

ગામના મહાદેવના અભણ અને અણઘડ પૂજારી કલ્યાણગર બાવાનાં એ ધર્મપત્ની. પૂજારી તરીકેનું બાવાજીનું જીવન ગામગણતરીમાં લે તેવું નહોતું, રોટલા ખાતર એ ભોળાનાથને રીઝવતા, અને એ રોટલા ખાતરની રીઝવણીમાંય બાવીજીને જરાયે રસ નહોતો. કૌટુમ્બિક જીવનને માંડ નભાવતી બાવાજીની ભગવી ઝોળીનાં માત્ર એ ભાગીદાર હતાં, જીવનવિગ્રહનાં નહિ. અને જો જીવનવિગ્રહનાં નહિ તો જીવનરસનાં તો ક્યાંથી જ હોય! પણ બાવીજીને રસ શેમાં હતો તે કહેવું જ મુશ્કેલ બની જાય છે, અર્થાત કશામાં નહોતો એમ કહેવું પણ વધારે પડતું નથી.

મધ્યમ કદની ઝાંખરા જેવી એમની ઘઉંવર્ણી કાયા હંમેશાં મેલખાઉ વસ્ત્રોથી ઢાંકવા ખાતર ઢાંકેલી રહેતી. આછા, ટૂંકા, ભૂખરા અને બરછટ વાળ એ હોળતાં ચોળતાં

ખરાં પણ વિરહિણીની વેણીની જેમ એ સદાય એક ગાંઠે બાંધેલા રહેતા અને ભાગ્યે જ તેલ ધૂપેલ પામતા, નખથી શિખ સુધીના સૌભાગ્ય ચિન્હોમાં જાડા લીલા કાચની માત્ર બે પાસાદાર બંગડી જણાતી; પણ તેનો ય મેળ તેમના હાથ સાથે ખાતો નહોતો લાગતો. કોઇ વિધવા પોતાના હાથપર એકાન્તમાં બંગડીઓ ચડાવે અને છાનામાના તે જોઇ જતાં પ્રથમ નજરે આપણને જે કમેળ લાગે, તેવો કમેળ હંમેશા તેમના હાથ પરની બંગડીઓ જોતાં લાગતો. નાક કાન વીંધાવેલાં હતાં ને કાંટો લોળીયું વગેરે હતાં પણ તે કદી પહેરતાં નહિ. તેમનાં વાન અને વૃત્તિઓની સાથે ફક્ત બે જ વસ્તુઓ મને મેળ ખાતી લાગતી. એક જમણા પગના અંગુઠાએ પહેરેલી વાળાની મત્રેલી વીંટી અને બીજુ સૂકી છાતીનાં હાડકાં સાથે અથડાતું, કાળા ઊનના દોરામાં પરોવેલું શોકયપગલું.

વારતહેવારો, કથાવાર્તા, મેળા, ઉજાણીઓ, નવરાત્રિ, ભવૈયા, રામલીલા, વગેરે ગ્રામસુલભ રસપ્રાપ્તિના અંગોપ્રતિ તેઓ કદી અભિરુચિ દાખવતાં નહિ. બેશક જવા જેવું લાગે ત્યાં રડવાકૂટવા જતાં. કૂટતી વેળા બૈરાંના ઘેરાવાની મોખરે ન ઊભાં રહેતાં હંમેશાં એ પાછળના ખૂણે ઊભાં રહેતાં અને ન ચાલે છાતીને હાથ અડે એટલું હલન ચલન કરતાં. મોં વાળવાની કળા તેમને સાધ્ય નહોતી એટલે તે ક્રિયા તે સફાઇથી ટૂંકમાં પતાવતાં. પણ ત્યારે ય તેમને આંસુ આવતા હશે કે કેમ તે હું કહી શકતો નથી. તેમના મોં પર ઉમળકો નહિ ને આછા સ્મિતની લહેરી ય નહિ. આંખોમાં ચાંચલ્ય, અનુરાગ અને અમી નહિ પણ વૈરાગ્યનુ વિષાદ અને તિરસ્કારયુકત છતાંય ગૌરવભર્યું સ્વાસ્થ્ય, ગતિમાં સ્ત્રી સુલભ ડોલન કે લચક કરતાં પુરુષ સુલભ વેગ અને દ્રઢતા વિશેષ.

તે બહુ ઓછું બોલતાં પણ બોલે ત્યારે એક ઝટકે બે કટકા કરતાં. ગામની કોઇ સ્ત્રી તેમની સાથે ઝઘડામાં ઉતરતી નહિ. મહાદેવના વહીવટ સંબંધેની ચર્ચા કરવા પંચ ભેગું મળ્યું હોય ત્યા પણ તે જાજમ વચ્ચે કપાળ સુધી ઓઢીને ઊભાં રહેતાં અને સ્ત્રી સુલભ કોઇપણ તત્વને બહાર નહિ પડવા દેતાં ટૂંકી પણ સચોટ દલીલો કરીને ધીરી મક્કમતાથી ચાલ્યાં જતાં. પોતાના કોઇપણ વર્તનથી ગામને કે વ્યક્તિને નુકસાન, અન્યાય યા અપમાન ન થઇ બેસે તેની તે દરેક ક્ષણે દરકાર રાખતાં પણ ગામ વા વ્યક્તિનું તેમના તરફનું એવું વલણ તે સાંખતા પણ નહિ. એવા પ્રસંગે તેમની સુકી ઝાંખરી કાયામાં ચંડીનો વેગ આવતો, ને જીભ કુહાડીની ધાર ધારણ કરતી.

પણ બને ત્યાં સુધી બાવીજીનું નામ કોઇ લેતુંજ નહિ કારણકે ગામને પૂજારી તરીકે કલ્યાણગર બાવાનો જેટલો ખપ હતો તેથી સવિશેષ બીજી રીતે બાવીજીનો હતો. શારિરીક ધર્મોને લઇને લાંબી યા ટૂંકી મુદ્દત માટે સ્ત્રીથી જ્યારે કામ થઇ શકે તેવું ન હોય ત્યારે દરેક જણને બાવીજીની ગરજ પડતી. ગામડામાં પાણી અને દળણાનો પ્રશ્ન શહેર જેટલો સરળ નથી. ગામડાનો ગરીબ ખેડૂત રોટલા સારૂ આખો દિવસ બાવળના લાકડાં ફાડે છે એ વાત સાચી, પણ બનશે ત્યાં સુધી પોતાની ઘરવાળીને બીજાના ઘરનું પૈસા લઇને કામકાજ કરવા તો નહિ જ મોકલે. અને ખરેખર એટલે જ લગભગ દરેક ગામમાં તેની વસ્તીના પ્રમાણમાં આવું કામ કરનાર એક યા બે ચાર જણનાં નામ મુકરર જ થઇ ગયેલાં હોય છે અમારા ગામમાં બાવીજી એવાં એક જ હતા.

તેમની પાસે પાણી ભરાવવું હોય તો પ્રથમ તેમને ત્યાં જઇને વિનમ્ર ભાષામાં વિનંતિ કરવી પડે, પછી તે જે સમય આપે તે જ સમયે ઘરના એક માણસે ઘેર હાજર રહેવું જ પડે, તે આવે એટલે આપણે આપણી મેળે જ પાણીઆરામાંથી બેડું અને દોરડું લાવીને તેમના હાથમાં મૂકવાં પડે; અને દરેક બેડું ઉતારવા ને રેડી આપવા તૈયાર રહેવુંજ પડે.

'છલકાતું આવે બેડલું મલકાતી આવે નાર રે'

આ કવિશ્રી કેશવ શેઠની પંક્તિનો અર્ધો ભાગ બાવીજીના સંબંધમાં ખરો પડતો ચાપુ પાણી ખુટતું

હોય તો તે કોઇ સ્ત્રી પાસે ઉમેરણ નહિ માગતા આખો ઘડો ખેંચી કાઢે પણ બેડુ છલકાતું જ લાવે–છાંટોય ઢળવા દીધા સિવાય–ખરેખર બેડુ છલકાતું આવતું પણ બાવીજી મલકાતાં નહોતાં આવતાં. એમની ભાવહીનતા દરેકને ડારી રહેતી.

ભારે અથવા તો ફૂટાઇ ગયેલે ઘડે અને ગાંઠોવાળા દોરડે એ કદી પાણી ન ભરે. બાવીજીની આ બધી અનુકૂળતાઓ ન સાચવવાનો અપરાધ કરનારને આંગણે તેઓ કદી ન ચઢે. કૂવા પર એમની ગરેડી અને ખામણું ઇલાયદાં રહેતાં–રાખવાં જ પડતાં–કોઇપણ સ્ત્રી એમના ખામણે બેડુ મૂકવાનું અટકચાળુ કરી શકતી નહિ. તેઓ પાણી ભરતાં હોય ત્યારે ગ્રામસુન્દરીને સુલભ એવો ઇન્દ્રધનુસમો સુરેખ કટિલંક, અવકાશમાં ઝબૂકતી વીજળી સમી કરવેલનું લાલિત્યભર્યું નર્તન, દિશાઓ ભરીને ઊડી રહેતું ઓઢણું કે ઝોલાતું મસ્ત યૌવન એવું એવું કશું જોવાનું ન મળે, માત્ર એક અભાવાત્મક તત્ત્વ એકધારા વેગથી અવિરામ ઉછળી રહ્યું હોય એમ લાગતું. કોઇપણ સ્ત્રીની સ્ફૂર્તિ પાણી ખેંચવામાં બાવીજીની બરોબરી કરી શકતી નહિ.

આ પાણીની તો શી વાત, પણ પૈસાની છીંકણી સરખીય તે સૂંઘતાં નહિ. કલ્યાણગર બાવાએ બનાવેલું કાચુંપાકું ખાવાનું મોંમાંથી બચકા નીકળી જાય એટલી ઝડપે તે વહેલાં મોડા ન ચાલે ખાઇ લેતાં; ને શ્વાસ લેવાય થંભ્યા સિવાય, ટાઢતડકાની પરવા વગર, વિના પગરખે રાશવા દાંડો ચડે ત્યાંથી તે સંધ્યાકાળ સુધી પાણી ભરતાં.

પહેલી રાતે થોડી ઊંઘ લઇને તેમની ખડતલ કાયા પાછી જાગી જતી અને પહેલો મરઘો બોલે ત્યાંથી તે ભરભાંખરૂ થાય ત્યાં સુધી તેમની ઘંટી ફર્યા કરતી. દળતાં વખતે ઘંટીને હળવી બનાવતું ગાણું ય નહિ, ને ભારે બનાવતું ઝોકું ય નહિ. બેસે ત્યાંથી તે ઊઠે ત્યાં સુધી એકધારી ગતિ ને એકધારી સ્ફૂર્તિ. પણ દળાવનારને દળણું આપવા અને લોટ લેવા બાવીજીને ઘેર જવું પડતું. તેમના આપેલ સમયે ન જઇ શકનારને બીજે દિવસે આવવાની સજા થતી. દરેકની કુંલ્લીમાં બાવીજી પોતે જ લોટ ચાળી દબાવીને ભરી દેતાં, ઘેર જોખીએ તો રૂપીઆભાર વધે પણ ઘટે નહિ. અને એમનો લોટ! આંખોમાં આંજવાનો સફેદ સુરમો જોઇ લો!

આપણા ઘણા શોખીનોને જેમ અમુક હોટલની ચાહ સિવાય ચેન નથી પડતું અથવા તો અમુક હેર કટીંગ સલુનના અમુક જ કારીગર સિવાય કોઇના કાપેલા વાળ નથી ગમતા તેમ ગામની ઘણીખરી સ્ત્રીઓને બાવીજીના છલકાતા બેડલાનું અને સુરમા જેવા લોટનું વ્યસન હતું. બાવીજી કામ આપવામાં જેટલા પ્રામાણિક, નિયમિત અને ચોકકસ હતાં તેટલાં જ પૈસા લેવાની બાબતમાં કડક હતાં. પાણીના દર શિયાળા ઉનાળામાં ફેરવતાં અને દળણાનો ભાવ તો તે જીવ્યાં ત્યાં સુધી પાંચ શેરના પાંચ પૈસા પ્રમાણે જ લેતાં. પાછળથી લમણાઝીક તેમને પસંદ નહોતી, દરેક વખતે પ્રથમથી જ ભાવનું સ્પષ્ટીકરણ કરી દેતાં. ગરજનું તત્ત્વ તો તેમને ગળથુતીમાં જ મળેલું નહોય એમ લાગતું. તેમના ભાવોનું ધોરણ હરકોઇને માટે સમાન જ રહેતું. નખથી શીખ પર્યંત અંગ્રેજી પોષાકમાં સજ્જ થઈ મીઠી જબાનમાં મીલ મેનેજરોને સાકર પીરસતા આજના બેકારો ને હું જોઉં છું ત્યારે અકકડ બાવીજી મને આપોઆપ યાદ આવી જાય છે.

બાવીજીને પૈસા ગમે ત્યારે આપીએ તો ચાલે પણ જ્યારે આપીએ ત્યારે તેમનું બધું બીલ ત્રાંબાના પૈસામાં જ ચૂકવવું પડે, ને તેમાંય રાણી વિકટોરીયા કે એડર્વડ સાતમાની છાપના પૈસા તે હાથમાંય ન ઝાલે પંચમજ્યોર્જનો જ પૈસો કામ લાગે. અને તે પણ જરાય ઘાસટીઓ ન ચાલે. એમની આ જીદ ખરેખર ભયંકર હતી. ઘણીવાર કશું બોલ્યા સિવાય નસકોરાં ફૂલાવીને પૈસા લીધા સિવાય તે ચાલ્યાં જતાં અને રીસામણાં મનામણાં કરવાં પડતાં. આથી ગામનું લગભગ દરેક ઘર જ્યોર્જ છાપના જ ઇનો સંગ્રહ કરવા ઉત્સુક રહેતું.

આ પૈસાના બદલામાં તેઓ કદી પાછા રૂપીઆ ન લેતાં. ત્રાંબાના પૈસાને ત્રાંબાના જ દેગડામાં ભરી રાખતાં, એક દેગડો ભરાયે તે દાટી દઈને બીજાની શરૂઆત કરતાં. ગામમાં કોઈને ત્યાં લગ્ન, મરણ, હવન યા ચોરાશી જેવા દાન-દક્ષિણાના પ્રસંગો હોય ત્યારે બે પાંચના છૂટા બાવીજીને 'ભાઈબાપા' કરવાથી મળી શકતા, અને એ ઓરમાન નાણાંનો ઉપયોગ બાવીજી પોતાની જરૂરીઆતોમાં કરતા. આમ બાવીજીનાં તન, મન અને ધન ત્રણે ત્રાંબાના જ હતાં.

જીવન જીવવાની થોડી ઘણી એમની પાસે દૃષ્ટિ હોત, પોતાના અને સ્વજનોના થોડાક બૌદ્ધિક અને સંસ્કારી વિકાસ પાછળ થોડો સમય અને થોડી કમાણી ખરચ્યાં હોત તો તેમના અવિરત ઉદ્યમ, તીવ્ર ચોકસાઈ, દયા આવી જાય એટલી સહનશીલતા, અજાણ્યાને આશ્ચર્ય પમાડે એવાં પ્રામાણિકતા, ગૌરવ અને કાર્યવેગે કરીને તેમનું કુટુંબ ગ્રામમંદિરના કળશ જેવું ઝગઝગતું હોત. પણ એ તો જ્યોતિર્જોષના જોષ પાછળ જ જીવી ગયાં, ભૂતને ભૂલી ગયાં એટલું જ નહિ પણ ભવિષ્યને સૂવાની પથારી બનાવવા જીવ્યાં સુધી વર્તમાનને ય પીંજ્યા કર્યો. વળી એમનો ભવિષ્ય એમના જીવનમાં તો કદી આવવાનો જ નહોતો. અને ન જ આવ્યો. અંતકાળની ઘડી સુધીના જીવનનો ઉપયોગ તેમણે તેમની વર્તમાનની શીલસૂરીમાં જ કર્યો. કોણ જાણે તેમના ભવિષ્યની કલ્પના કેવી હશે!

પાંસેક વર્ષ પહેલાં પાંત્રીસ વર્ષની ભરયુવાન વયે તેમનું અવસાન થયું. કલ્યાણગરે જમાન તેડી અને આજદિન સુધી અખંડિત રાખેલા બાવીજીની થાપણમાંથી પાઈ પણ ખરચ્યા વિના દેવું કરીને ભંડારો કર્યો. બાવીજીના જીવતાં ત્રાંબાના ચરૂમાં દાટેલું નાણું કલ્યાણગરને કાંકરા બરાબર હતું. અને જીવનભર કાંકરા બરાબર જ રહેવાનું છે એમ તે માનતા હતા કારણ કે પોતે બાવીજીનાથી બે દાયકા મોટા હતા. એટલે આજ એ ધનને કાંકરા બરાબર ગણતાં એમને નિમદ જેવું નથી લાગતું.

ભગતી ઓઘીના પ્રતાપે તે પોતાનું ગાડું ગબડાવ્યે જાય છે, મરણ પર્યંત પોતાનો રોટલો પોતાની મેળે જ રળવો અને બાવીજીની થાપણનો ઉપયોગ મહાદેવમંદિરનો એક નાનો સરખો સોનેરી કળશ બનાવરાવવામાં કરવો એવો એમનો નિશ્ચય છે—બાવીજીને આ ગમશે કેમ? ત્યાં પણ એમની થાપણ અનામત જ રહેવાની છે—પણ ત્રાંબાસ્મારક કદાચ એમને વધારે ગમત.

બાવીજી જે કૂવે પાણી ભરતાં તેની આજુબાજુના આકડા અને કાસંદીનાં વિશાળ ઝૂંડમાં તેમની સમાધિ આવેલી છે. તેમનું ખામણું અને ગરેડીનો ઉપયોગ કરતા પહેલાં ઘણીખરી સ્ત્રીઓની હજુ એ ઝૂંડ તરફ અજાણપણે એક ભયભરી દૃષ્ટિ નંખાઈ જાય છે.

જે સ્ત્રીઓને સાસુ થવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું છે તે દરેક પોતપોતાની વહુઓને દબાવવા દમડાવવામાં બાવીજીના નામનો ઉલ્લેખ કરે છે. પાણી અને દમડા વિશેની કોઈપણ ચર્ચા ઉપસ્થિત થતાં ગામની દરેક જીભપર બાવીજીનું નામ અનેક ખાટીમીઠાં સ્મરણોભર્યાં ઉમળકાથી ઉછળી રહે છે

અને વતનથી દૂર રમતાં મારે માટે એ જરાક ઝાંખું ગામડું, ભાવહીન ઝાંખું ગ્રામમુખને મૂર્તિમંત કરવા પંચમ જ્યોતિર્જનો જંગ અમર થઇ રહે છે.

( અનુસંધાન પાન ૭૪૨થી ચાલુ )

**રામો :** બાપા! તમારે લાવવા હોય તો કરજે પૈસા લાવજો પણ શેઠ પાસેથી તો નહીંજ......પાછો હું નોકરી કરી કરીને મરી જઇશ તોય એનો તાગ નહિ આવે.

**મોહન :** મારે તો એ નોકરી નથી કરવી. લોકોનાં એઠાં ઠીબડાં કોણ ઉટકે અને ઉપર વળી ગાળો...... અમે તે માણસ છીએ કે ઢોર ?

**દાદુજી :** ( માથે હાથ ફેરવતાં ) હા દિકરા! તમારે શા માટે નોકરી કરવી જોઇએ ?

[ એક ભયંકર નિશ્વાસ તેનાથી નંખાઇ જાય છે. મણિ એ સાંભળીને થાળીઓ સાથે બહાર આવે છે. ]

**મણિ :** હા દિકરા! તમારે કોઇને નોકરીએ નથી જાવું ( દાદુજીને ) અને તમારે પણ. શેઠને પેન્સીલ દેવું હોય તો દે......નહીં તો કાંઇ નહીં ( ગાય તરફ નીર્દેશ કરીને ) આ મારીમા! હઉ કોઇનેય કટકો રોટલો દઇ રેશે.

**રામો :** (સ્વગત) એણે શું પેટ ભરાશે ? અને એમ કેટલા દિ' ચાલે ? અને બાપા તો તેમાં વહુને લાવવાની વાત કરે છે—એક માણસ વધુ. મને મળે આખા આઠ રૂપીઆ ને તેમાં અર્ધો દંડનો.

[ દાદુજી પટો અને કોટ તૈયાર કરતો હોય છે. ]

**મોહન :** અમે જઈએ છીએ ત્યારે બા !

**મણિ :** (ઘરમાંથી બહાર આવીને) કાલે વહેલા આવજો બેટા! (દાદુજીને) તમે પણ જાવ છો! સવારે તો આવશો ને ?

**દાદુજી :** (પટો કસતાં) હાં! આજે છેલ્લો દિ' છે તો લાવ્યને જઇ આવું.

[ઓસરી નીચે ઉતરે છે—આગળ બે ભાઇ અને પાછળ દાદુજી બીડીના ધૂમાડાના ગોટા કાઢતા ચાલ્યા જાય છે. ઓશરીને છેડે ઊભી ઊભી મણિ એક નેહભરી મીટે તેમને જતાં નીરખી રહે છે.]

**મણિ :** કેમ શું થયું! કેમ એકદમ પાછા આવ્યા ?

**દાદુ :** (ઓશરીની પાળી ઉપર બેસી જતાં) શેઠે મને રજા આપી.

**મણિ :** કેમ અત્યારથી જ ?...અને 'પેન્સીલ'—?

**દાદુજી :** મારી જગાએ અત્યારે જ બીજા માણસને નીમી દીધો અને પેન્સીલ તો...હા પેન્સીલ તો ખરું પણ ...પણ એતો પે'લા પગારનો અર્ધો ભાગ.

**મણિ :** પણ આતે કયાંનો ન્યા ? તઈ તો તમને આખા છો રૂપીઆ મળતા.

[એકાએક દોડતો મોહન દાખલ થાય છે. એના મોં ઉપર ભારે ગભરાટ અને વેદના છે. એનાથી એકદમ રાડ પડાઇ જાય છે. ]

**મોહન :** બા! બા!...ભાઇ દાઝયો છે—ભાઇ! ઉપર દૂધનું ઉકળતું તપેલું પડયું ...એને ઇસ્પીતાલમાં લઇ ગયા.

[એ પુષ્કળ હાંફે છે. દાદુજી એકદમ બેબાકળો થઇ જાય છે.]

**દાદુજી :** શું થયું મોહન ? ભાઈ દાઝયો ?

**મોહન :** હા બાપા! દૂધનું ઉકળતું તપેલું, મેં ના કહ્યું તોય ઉપાડયું—આજે એનું મગજ જ ઠેકાણે નહોતુંને... એ કહેતો'તો 'અડધો રૂપીઓ એટલે બે દિ'ની રોજી—હા! મળીને આઠ રૂપીઆ"

[દાદુજી, મોહન, મણિ એકદમ ઇસ્પીતાલને રસ્તે દોડવા માંડે છે.

●

પડદો.

## વસંતને સુખ આપવા

અનુસંધાન પાન ૭૩૦થી ચાલુ.

'આશંકિત તો ઠીક, પણ તમારે ત્યાં ઉતરી છું એટલે રજા તો લેવી જોઇએને ?'

'એમ ? જો જરૂર જ હોય, તો આપી'

'તો લીધી.' વસંત કંઇ બોલે ત્યાર પહેલાં સૂર્યકાન્ત બોલી ગયો.

'ના' વસંત બોલી. 'પછી નિરંજનને એકલા ગમે નહિ ને !'

'ના, એવી દયા ખાવાની જરૂર નથી. નિરંજન ઘણા વર્ષો થયા વસંત વિના જ રહે છે.' નિરંજન બોલ્યો.

'પણ વસંત ગામમાં હાજર હોય ત્યારે પણ ?'

'ત્યારે ?' નિરંજન યાદ કરવા લાગ્યો. 'એવું તો કાંઇ યાદ આવતું નથી'

'માટે જ કહું છું કે આપ પછી નિ...બની જાવ સમજ્યા ?' વસંત આંખ નચાવતી બોલી.

'પણ વસંતબેન,' પ્રેમળ સ્વરે સૂર્યા બોલી. 'નિરંજનભાઇ પણ અહીં રહે તો ?'

'બધાથી ન રહેવાય. ઝાઝા થઇએ તો મઝા ન પડે.' વસંત સૂર્યાને સમજાવતી હોય એમ બોલી.

'ઝાઝા ક્યાં છીએ ! તમે, નિરંજનભાઇ, મોટાભાઇ, હું, બા....'

'જો ઘણા થઈ ગયા.'

'ના, મઝા આવશે, તમે રહી જાવ.' સૂર્યા આગ્રહ કરવા લાગી.

'ફરી આવીશ ત્યારે રહીશ હો.' વસંત વાત પૂરી કરવા માટે બોલી સૂર્યાએ મોટાભાઇ સામે જોયું. મોટાભાઇના મોં ઉપર પણ એ જ ભાવ હતા. સૂર્યાએ વધુ આગ્રહ ન કર્યો.

* * *

'સૂર્યભાઇના ઘરના બધા છે પ્રેમાળ' સૂર્યકાન્તને ત્યાંથી પાછા ફરતાં વસંતે નિરંજનને કહ્યું.

'સૂર્યા તો પ્રેમાળ હોય પણ એનાં બા-બાપા પણ ખૂબ હેતાળ છે. એ રીતે અમારાં બધા મિત્રોમાં સૂર્યકાન્ત નશીબદાર છે.'

'સૂર્યભાઇએ આજે કમાલ કરી હો ! આપણું આટલું બધું સ્વાગત કરશે એમ મેં ધાર્યું જ નહોતું. જાણે મહેમાનગતી કરતા હોય એવા ગંભીર હતા ખરું ?'

'હા, મને પણ આશ્ચર્ય થયું. હું જાઉં છું ત્યારે પણ થોડો શિષ્ટાચાર તો કરે જ છે પણ આજ તો દબદબાભર્યું બધું હતું.'

'તમારે ત્યાં તો કશું ઠેકાણું જ મળે નહિ.'

'એ...મ ?'

'ત્યારે શું ? તમે પોતે જ ઠેકાણા વિનાના, પછી ઘરમાં ક્યાંથી ઠેકાણું હોય !'

'તો સૂર્યકાન્તને ત્યાં જ રહી જવું હતું ને !'

'પણ એક વસ્તુની ત્યાં ખામી છે તેનું શું ?'

'એ વસ્તુ ઝખ મારીને ત્યાં આવશે.'

'ન આવે તો ?'

'તો વીલે મોઢે પાછા આવવું.'

'હં'

'એમાં હં શું ?'

'પછી પાછા આવે એ બીજા.'

'તો પધારો.'

'જાઉશ હો.'

'હો' નિરંજન સ્વસ્થતાથી બોલ્યો અને તુરત હસી પડ્યો.

'તારા કરતાં સૂર્યકાન્તને ત્યાં સારું છે.'

'પણ કોણ ના પાડે છે ?'

'અને મારી કેટલી સંભાળ રાખે છે ? તું તો સાવ બેપરવા જ છો. જાણે મારે જ ગરજ હોયને !'

'ને નથી ?'

'ના'

'જોજે હો.'

'જોયુ જ છે'

'ત્યારે વળો પાછાં.'

'સાચે જ જઈશ હાં.' વસંત ચાલતાં ચાલતાં ઊભી રહી.

'પણ રાત કાઢવી મુશ્કેલ પડશે.' નિરંજન પણ ધીમો પડ્યો અને બોલ્યો.

'શું થશે?'

'હું આવીને છાતી ઉપર ચડી બેસીશ.'

'લોહી પીવા ?'

'પીઉં જ છું ને.' એમ કહી નિરંજને ચાલવા માંડ્યું અને વંસત પણ ચાલી

'તું મને સ્વપ્નામાં બહુ હેરાન કર છ હો નિરંજન.'

'તું નહિ કરતી હો' નિરંજનનો અવાજ અને આંખ વિનમ્ર બની ગયા.

'હવે ઘેર રહેવું આકરૂં લાગે છે નિરંજન!' વંસત દુખિત સ્વરે બોલી.

'હું ના ગમે ત્યારે તૈયાર જ છું. તારામાં હિંમત આવવી જોઈએ.'

'બા દુઃખી થાય એ જ લાગી આવે છે.'

નિરંજને જવાબ ન આપ્યો. એ માનતો તે એવું હતો કે આવી બાબતમાં બાને દુઃખી કરવાં જોઈએ પણ બા સાથે લડવામાં વસંત પણ દુઃખી થાય એમ હતું એટલે નિરંજન કશું બોલ્યો નહિ. વસંત દયામણી આંખે એના સામે ટાંપી રહી જાણે નોકસાન કરનારી એ વસંત જ નાહ.

'મારૂં શું થશે?' થોડીવાર રહી વસંત બોલી.

'તું ઇચ્છશે એ જ.' નિરંજન બોલ્યો.

'બાને સાફ સાફ કહી દઉં એમ થાય છે.'

'મને એમાં ખોટું નથી લાગતું. ક્યારેક કહેવું તો પડશે જ ને!'

'હા, અને તારી પાસે આવી જાઉં.' વસંત ઉદ્દગાર કાઢતી હોય એમ બોલી. નિરંજને પ્રેમપૂર્ણ નેત્રે એના સામે જોયું. બંનેની આંખોમાંથી હૃદય નીતરવા લાગ્યું અને બંને ભીંજાયા.

'વસંત!' ઘેર પહોંચ્યાને નિરંજને કહ્યું. 'મને થાય છે કે આ રીતે તો તું દુઃખી જ રહ્યા કરીશ.'

'પણ શું કરૂં? હિંમત જ ચાલતી નથી.'

'અને આ સ્થિતિ સારી પણ ન કહેવાય.' વંસતનો જવાબ ન સાંભળ્યો હોય એમ નિરંજન બોલ્યો. 'આમાં સમાજ પ્રત્યે આપણે ગુનો કરતા હોઈએ એવું મને લાગે છે'

'ગુનો શાનો?'

'આમા ચોરી તો છે જ ને?'

'તે શું બધું લોકોને કહેવું જ જોઈએ?'

'આવું તો કહેવું જોઈએ.'

'મને એમ નથી લાગતું.'

નિરંજને વાત પડતી મૂકી.

'હં, નિરંજન,' થોડીવાર રહી વસંત બોલી.

'તને મારા ઉપર પૂરો વિશ્વાસ છે!'

નિરંજન ધીમું હસ્યો.

'ના ના. સાચે સાચ પૂછું છું.'

'તને?'

'પહેલાં તું જવાબ આપ.'

'હા.' નિરંજન જરા ગંભીર થનો બોલ્યો.

'મારા વિના તું જીવી શકે?' વસંતે બીજો સવાલ પૂછ્યો.

'આ બધું કેમ પૂછવું પડે છે?' નિરંજને સામે પૂછ્યું.

'મને જવાબ આપ. આડી વાત નહિ.' વસંત બેઠી હતી તેથી નજીક આવીને બોલી.

'અત્યારે કેમ ખબર પડે?' નિરંજને જવાબ આપ્યો.

'હું મરી જાઉં તો?'

'તો હું મને વિધુર માનું.' નિરંજનના મોં ઉપર આ શબ્દો બોલતાં એક ઝલક આવી ગઈ.

'નિરંજન!' વસંત બહુ ન બોલી શકી એનું ગળું ભારે થઈ ગયું આંખો ઢીલી પડી ગઈ. પોતે ઠલવાઈ જતી હોય એમ નિરંજન સામે જોઈ રહી.

'વસંત !' ભારે અવાજે નિરંજન બોલ્યો અને તુરત સ્વસ્થ થયો. એને ભય લાગ્યો કે પોતે અથવા તો વસંત ઢળી પડશી.

* * *

આઠેક દિવસ રહીને વસંત પોતાને ત્યાં ચાલી ગઇ. ગઇ તેની આગલી રાત્રે નિરંજન અને વસંત હસતાં ગંભીર થતાં આખી રાત બેઠાં હતાં શા માટે, શી વાતો કરવા, શી યોજના ઘડવા તે કોઇ કહી શકે એમ નહોતું, પણ કંઇક તૃપ્ત થયા હોય એમ પ્રફુલ્લ વદને બન્ને છૂટા પડયા. છૂટા પડયા ત્યારે સૂર્યકાન્ત પણ હાજર હતો. છેલ્લી ઘડીએ સૂર્યકાન્તે વસંતને આગ્રહ કર્યો અને સૂર્યા વતી પણ કહ્યું કે 'હવે આવો ત્યારે મારે ત્યાં ઉતરજો.' વસંતે હા પાડી અને વિદાય લીધી.

નિરંજન અને સૂર્યકાન્ત વસંતને વિદાય આપી પાછા વળતા હતા. બન્નેના મનમાં વસંતનું જ સ્મરણ હતું. થોડીવાર મૂંગા મૂંગા ચાલ્યા પછી સૂર્યકાન્ત બોલ્યો.

'હવે તમે જલદી પતાવો તો સારૂં.'

'મને પણ એ જ વિચાર આવે છે.'

'વસંતે હવે હિંમત કરવી જોઇએ.'

'હું એને બહુ કહી શકતો જ નથી, મને એની દયા આવી જાય છે. એ દેખાય છે એટલી મજબૂત નથી.'

'બહારથી તો કોઇ જાણે જ નહિ કે આ આટલી ઢીલી હશે.' સૂર્યકાન્ત બોલ્યો 'પણ હવે તો અવધિ થઇ ગણાય. એ આવે તો તને પણ શાંતિ મળે.'

'હા. હું કામમાં તો મશગૂલ રહું છું પણ વસંતના વિચારો છોડી શકતો નથી.'

'એની સ્થિતિ તો અત્યંત કરુણ હશે.'

'આથી વધુ શું હોય ? નાટક જ ભજવવાનું. ન ગમે એમાં રસ લેવાનો. ગમે એ તરફ જોવું જ નહિ. માણસને બે રીતે જીવવું પડે એથી વધુ દુઃખદ શું ?'

'આ વખતે આવે ત્યારે હુ જરા કહું વસંતને ?'

'ભલે. હું તો નહિ કહી શકું. પણ એને નરમ પાડી દઇશ મા. એ ઘણી જ કોમળ છે.'

'એ તો હું પણ જાણું છું. પણ આમ તો એ વધુ દુઃખી થશે.'

બન્ને મિત્રો એ જ પ્રકારની વાતો કરતા ઘેર આવ્યા અને પોતપોતાના કામમાં પરોવાયા. વસંત પણ પોતાને ત્યાં જઇને જેવું જીવતી હતી એવું જીવવા લાગી.

* * *

વસંત પોતાને ત્યાં પહોંચે અને તુરત જ કાગળ લખે તો કયારે મળી શકે એ ગણતરી નિરંજનને હતી એટલે એણે એ ટપાલની રાહ જોઇ પણ વસંતનો કાગળ ન આવ્યો. આવી રીતે કાગળ ન આવે ત્યારે શી શી ધારણાઓ કરવી એની નિરંજનને ટેવ હતી એટલે બીજી ટપાલમાં એણે પોતાની આશાને મૂકી રાખી પણ બીજી ટપાલ પણ ખાલી ગઈ અને એમ ત્રીજી પણ ખાલી ગઇ ત્યારે નિરંજનનું મન જરા મૂંઝાવા લાગ્યું. એણે ઘણા અનુમાનો કરવા પ્રયત્નો કર્યાં પણ એકેય અનુમાન સાથે મનનો મેળ બેઠો નહિ. સૂર્યકાન્ત પણ જ્યારે આવતો ત્યારે પૂછતો અને ના સાંભળીને બીજી વાતો કરવા લાગી જતો પણ નિરંજનને જ્યારે ચાર દિવસ સુધી નિરાશા સાંપડી ત્યારે સૂર્યકાન્તે પૂછ્યું કે તુરત એણે કહી દીધું: 'ખબર નથી પડતી પણ જરૂર કંઇક અનિષ્ટ ભાસે છે.' સૂર્યકાન્ત પણ ગંભીર થઇને અનિષ્ટની કલ્પના કરવા લાગ્યો. આજ સવારે એણે પોતાના ઘેરથી જે વાત સાંભળી હતી અને ત્યારે એને સાવ નજીવી લાગી હતી તે વાત એકદમ યાદ આવી ગઇ અને વિચારની સાંકળનો કંઇક મેળ બેસતો હોય એમ એ બોલ્યો.

'તને ખબર છે કે આ વખતે એ અહીં આવી ત્યારે બાની નામરજી છતાં આવી હતી ?'

'ના' નિરંજને વધુ જાણવાની ઉત્સુકતાથી જવાબ આપ્યો.

'આજ મારા બા વાત કરતાં હતાં. એમને વસંતને ત્યાંથી આવેલા કોઇ સગાંએ વાત કરી હશે.'

'વધુ કાંઇ કહ્યું હતું ?'

'વધુ તો પછી સૌના અનુમાનો. મારાં બા કહેતાં હતાં કે હવે વસંતને અહીં કોઇ દિવસ આવવા નહિ દે તેમ કાગળ લખવા પણ નહિ દે.'

'એમ બને જ નહિ. વસંત એવું સાંખે જ નહિ' નિરંજન બોલી ગયો.

'હું પણ એમ જ માનું છું.'

'પણ તો પછી—' નિરંજન ધીરો પડયો. સૂર્યકાન્ત એના વ્યથિત મુખ સામે જોઇ રહ્યો. બંને મિત્રો થોડીક વાર એમ ને એમ મૂંગા જ બેસી રહ્યા.

'મોટાભાઇ છે?' બહારથી સૂર્યાનો અવાજ આવ્યો. સૂર્યકાન્ત તુરત જ ઊઠયો અને એણે સૂર્યાને બોલાવી. સૂર્યાના હાથમાં એક બંધ કવર હતું. નિરંજન અને સૂર્યકાન્ત બંનેના મનમાં એક જ કલ્પના ફરી વળી. અને એ કલ્પના સાચી હતી. સૂર્યા કવર દઇને પાછી ચાલી ગઇ. સૂર્યકાન્તને કવર ફોડતાં આજ પહેલ વહેલું એમ થયું કે 'નિરંજનને ન વંચાવાય એવું તો કંઇ નહિ હોય? મારા સરનામે કોઇ દિવસ નહિ અને આજ શા માટે?' છતાં એણે ત્યાં જ કવર ફોડયું. અને એણે કાગળ વાંચી લીધો એટલી ક્ષણ નિરંજનના હૃદયે કેટલા ઉછાળા લીધા તેની કોઇએ ગણતરી ન રાખી. અંગે અંગની ચેતના ત્યારે એની આંખમાં વસી આવી અને કાગળને ઉકેલવા મથી રહી. સૂર્યકાન્તે કાગળ વાંચીને નિરંજનના હાથમાં મૂકયો. કાગળ લાંબ નાનો હતો. અને સૂર્યકાન્તના મોં ઉપર સ્વાસ્થ્ય હતું એટલે નિરંજનને કશો ભય ન લાગ્યો. નિરંજન વાંચવા લાગ્યો:

'પ્રિય સૂર્યભાઇ,

તમને ખબર નહિ હોય પણ હું ત્યાં બાને નારાજ કરીને આવી હતી. મારા ત્યાં આવ્યાં પછી બાએ એ ખબર પિતાશ્રીને પહોંચાડયા. હું અહીં આવી કે તુરત મને પિતાશ્રીનો ઠપકાનો અને શિખામણનો કાગળ મળ્યો. એ પછી બાની શિખામણ મળી. એ બંની શિખામણનો સરવાળો એ છે કે મારે તમારી સાથે મૈત્રી ભલે રાખવી પણ નિરંજન સાથે ન રાખવી. મેં બાને આજે કહ્યું છે અને પિતાશ્રીને લખ્યું છે કે 'મારાથી એમ બની શકશે નહિ. તમારા માન ખાતર હું એક મહિના લગી નિરંજનને મળીશ નહિ તેમ કાગળ પણ લખીશ નહિ. એ દરમ્યાન તમે મારી સ્થિતિ સમજજો ને મને આનંદપૂર્વક રજા આપજો. અમારી મૈત્રી પવિત્ર છે એટલો વિશ્વાસ રાખજો.'

એટલે નિરંજન મારા કાગળની રાહ ન જૂએ અને મને કાગળ ન લખે એમ એને કહેજો. સૂર્યા આનંદમાં હશે. એનાં ભાભીની પધરામણી ક્યારે થાય છે?

તમારી બેન'

નિરંજન કાગળ વાંચીને જરા ગંભીર થઈ ગયો. સૂર્યકાન્ત એના ગંભીર મોં સામે જોઇને બોલ્યો: 'સારૂં જ થયું. હવે જલદી ફેંસલો આવશે.'

'પણ વસંતને ઘણું સહન કરવું પડશે.' નિરંજન આર્દ્ર સ્વરે બોલ્યો.

'એમાં સહન કરવાનું શું છે?'

'માતા પિતાની સામે થવું એ આપણા જેટલું એમને સહેલું નથી હોતું.'

'એતો હું પણ જાણું છું પણ વસંત તો બહાદુર છે.'

'મને એમ નથી લાગ્યું.' નિરંજન ધીમા સ્વરે બોલ્યો.

'હમણાં હમણાં જ તારા મોંએથી હું આવું સાંભળું છું. પ્રથમ તો તું એનાં પરાક્રમની જ વાતો કરતો.'

'હા' નિરંજનનો અવાજ વધુ ધીમો બન્યો. 'હું એથી જ એના પ્રત્યે ખેંચાયો હતો, પણ જેમ હું નજીક આવતો ગયો તેમ મેં જોયું કે એ તો એક સુકુમાર ફૂલ છે. એની સુકુમારતા જોયા પછી મારૂં આકર્ષણ ઓછું નથી થયું પણ એનું સ્વરૂપ જરૂર બદલાયું છે. પ્રથમ હું એનો કશો વિચાર જ કરતો નહિ, હવે કંઇ પણ વિચારતાં એનો વિચાર હું છોડી શકતો નથી.'

સૂર્યકાન્ત ગંભીર બનીને સાંભળવા લાગ્યો એટલે નિરંજને આગળ ચલાવ્યું: 'એટલે જ મને એમ થાય

છે કે વસંતને લેશમાત્ર દુઃખ ન થાય એવું હું શું કરી શકું ! સૂર્યકાન્ત ! ' નિરંજનના હૃદય ઉપરથી બુદ્ધિનું સામ્રાજ્ય ખસી જતું હોય એવા સ્વરે એ બોલ્યો: 'હું એને દુઃખ પામતી જોઇ શકું જ નહિ. મને એના પ્રત્યે નિરવધિ પ્રેમ છે.'

સૂર્યકાન્ત આ પ્રેમી તરફ બહુમાનની નજરે જોઇ રહ્યો.

'વસંતને મેં ઘણીવાર કહ્યું હશે કે તું મારો વિચાર જ કરીશ મા. તું જે કરીશ તે જો તને સુખ આપતું હશે તો મને આપશે જ. પણ એ કેવી છે?' નિરંજન જરા અટકયો. 'એ કેટલાં તોફાન કરે છે? પણ એનું હૈયું ત્યારે પણ ઓગળી જતું હોય છે. સૂર્યકાન્ત, તું હજી વસંતને પૂરી નહિ ઓળખતો હો. એના જેટલો પ્રેમ આ જીવનમાં મેં કોઇના તરફથી અનુભવ્યો નથી. એ પ્રેમ અને લાગણીની જાણે સજીવ અને સાકાર પ્રતિમા જ છે!'

સૂર્યકાન્ત પાસે કશું બોલવાનું જ નહોતું. નિરંજનની સાથે એને વર્ષોની દોસ્તી હતી પણ મસ્ત અને ખડતલ લાગતા નિરંજનની પાછળ આવો કોમળ નિરંજન છૂપાયેલો હશે એવી એને આજે જ ખબર પડી. એ ખબરથી એને નિરંજન તરફ મમત્વ વધ્યું પણ નિરંજનની પ્રતિભા એને ઝાંખી પડતી લાગી. એની કલ્પનામાં તો પેલો નિરંજન જ શોભતો હતો. સૂર્યકાન્ત પોતાના માનસચક્ષુ સામે બંને નિરંજનને જોતો બેઠો હતો ત્યાં સૂર્યા પાછી આવી. નિરંજન અને સૂર્યકાન્ત બંને સૂર્યાને જોઇ ચમકી ગયાં. 'કેમ?' બંને બોલી ઊઠયા.

'બા બોલાવે છે. અત્યારે જ.' સૂર્યાએ કહ્યું.

'શું છે? કંઇ કામ છે?' નિરંજને ચિંતાભર્યા અવાજે પૂછ્યું.

'હા.'

'શું?' સૂર્યકાન્તે પૂછ્યું.

'વસંતબેનના બાપુજીનો કાગળ આવ્યો છે.'

બંને મિત્રો ફરીને ચમકયા. વિજળીની ઝડપથી મગજમાં કલ્પનાઓ ઘૂમવા લાગી. સૂર્યકાન્ત 'હમણાં પાછો આવું છું' કહેતો ઊઠયો અને બહાર ગયો. નિરંજન ખુરશી ઉપરથી ઊભો થઇ ઓરડામાં આંટા મારવા લાગ્યો.

❖ ❖ ❖

સૂર્યકાન્ત પાછો આવ્યો ત્યારે એના હાથમાં વસંતના પિતાનો કાગળ હતો. નિરંજને એ કાગળ વિષે ઓરડામાં આંટા મારતા જે કલ્પનાઓ કરી હતી તે સાચી પડી. વસંત અને સૂર્યકાન્ત જોડાય એવી ઇચ્છા એ *કાગળમાં પૂરતી દલીલો સાથે વસંતના પિતાએ* મૂકી હતી. સૂર્યકાન્તને એની લગીર પણ અસર થઇ હોય એવું ન લાગ્યું પણ નિરંજનના ગંભીર મુખના ભાવો જ જાણે બોલી દેતા હતા: 'વસંતની ઇચ્છા હોય તો એમ જ થાઓ.' થોડીવાર મૂગા રહ્યા પછી એ બોલ્યો: 'સૂર્યકાન્ત!'

સૂર્યકાન્તને એ અવાજ અપરિચિત લાગ્યો હોય એમ એ ચમકયો. એણે નિરંજનનું ગંભીર મોં જોયું અને કંઇ કલ્પના કરવા જાય ત્યાં એના કાનમાં શબ્દો અથડાયા: 'વસંત અને તું જોડાવ તો?' સૂર્યકાન્ત ચમકી ગયો. 'ગંભીર પણે કહું છું.' બીજા શબ્દો આવ્યા. 'વસંતને હું ચાહું છું. વસંત મને ચાહે છે. હું માનું છું કે ત્રણલોકની કોઇ પણ વસ્તુ કરતા અમે એકમેકને વધુ વહાલાં છીએ પણ અમારા પ્રેમમાં એકે ય એવું તત્ત્વ નથી કે વસંત તારા સાથે જોડાય તો એમાં વિક્ષેપ આવે.' નિરંજને છેલ્લા શબ્દો ઉચ્ચાર્યા.

સૂર્યકાન્ત થોડીવાર તો નિરંજનની સામે જોઇ જ રહ્યો. શી રીતે, કયા શબ્દોમાં જવાબ આપવો તે એને સમજ્યું જ નહિ. નિરંજનના શબ્દોને એણે વસંત પ્રત્યેની અનહદ પ્રેમની લહરીઓ રૂપે જ લીધા એમાં બીજો એકે ય અર્થ એણે વાંચ્યો નહિ. થોડું સ્વાસ્થ્ય મેળવી મનમાં શબ્દો ગોઠવતો એ બોલ્યો:

'વસંત તારા માટે અને તું વસંત માટે પરમાત્માની યોજનામાં એ જ છે અને બીજું નથી જ.'

નિરંજન મૂંગો રહ્યો.

'અને હું આજે વસંતના પિતાને સાચી વસ્તુ-સ્થિતિ જણાવી દઉં છું. વસંતને અને એનાં બાને પણ.' નિરંજનનો અભિપ્રાય પૂચ્છતો હોય એમ આટલું બોલી સૂર્યકાન્ત એના સામે જોઇ રહ્યો. વાણીથી કશો જ જવાબ ન મળ્યો એટલે એણે આગળ ચલાવ્યું:

'મને લાગે છે કે આ સારૂં જ થયું. વસંત કોઇ દિવસ સાચી વાત ન કહી શકત. અને એના તરફથી જાણે એ કરતાં મારા તરફથી જાણે એ વધુ સારૂં.'

'પણ વસંતને એ નહિ ગમે.'

'એ તો જરી આંચકો લાગશે, પણ અંતે એને ગમશે જ.' સૂર્યકાન્તે જવાબ આપ્યો અને નિરંજનને વિચાર કરતો મૂકીને જ એ સામે પડેલા ટેબલ પાસે કાગળ લખવા પહોંચી ગયો.

❖ ❖ ❖

**સૂર્ય**કાન્તે કાગળો લખ્યાને એક અઠવાડીઉં વીતી ગયું છતાં કયાંયથી કશા જ સમાચાર ન આવ્યા એટલે બંને મિત્રો ચિંતામાં પડયા હતા. સૂર્યકાન્ત કહેતો કે 'વિચારો ચાલતા હશે.' નિરંજન કહેતો કે 'વસંત બંને ધર્મો વચ્ચે ભીંસાતી હશે ને વેદના ભોગવતી હશે.' નવમે દિવસે સવારે નિરંજનના સરનામે એક કવર આવી પડયું. બંને મિત્રો ત્યારે હાજર જ હતા. કવર ફોડીને નિરંજને આખા કાગળ ઉપર આંખ ફેરવી લીધી. સૂર્યકાન્ત-કાગળનું પ્રતિબિંબ-નિરંજનનું મોં જોઇ રહ્યો હતો એ ઉપર આનંદની લાલી ઉપસી આવતી હતી. નિરંજને કાગળ વાંચીને સૂર્યકાન્તના હાથમાં મૂકયો, કાગળમાં આટલા જ શબ્દો હતા:

'બાપુજી અહીં આવી ગયા છે. આઠ દિવસ ઠીક ધમાલ ચાલી. અંતે ઇચ્છિત કરવાની રજા મળી છે પણ એમની નારાજી તો છે જ. હું ચાર પાંચ દિવસ પછી ત્યાં આવીશ અને બાપુજીને સારૂં લાગે એટલા માટે સૂર્યભાઈને ત્યાં જ ઊતરીશ.'

કાગળની ઉપર કે નીચે કશું નહોતું પણ અંતરમાં બધું જ હતું એટલે નિરંજન અને સૂર્યકાન્ત સંતોષ પામ્યા અને વસંતના આવવાની રાહ જોવા લાગ્યા. વસંત આવે ત્યારે આ વાતને હવે કેમ પતાવવી તેની બંને મિત્રોએ તૈયારી કરવા માંડી.

❖ ❖ ❖

'કેમ, હું અહીંઆ જ આવીને?' બારણાંમાં પેસતાં જ વસંતે સૂર્યાને કહ્યું. 'નિરંજનભાઈને ત્યાં કોણ જાય, ખરૂં?'

સૂર્યા આનંદમાં આવી ગઇ હતી. ઘરના બધાં પ્રફુલ્લ હતાં એક નિરંજન, જેનું સર્વસ્વ આવ્યું હતું છતાં, ગંભીર હતો. જરી પરવાર્યા પછી નિરંજને અને વસંતે એકાંત શોધી લીધું અને સૂર્યકાન્તે એમાં મદદ કરી.

'કેમ ગંભીર છો?' વસંતે પહેલો જ પ્રશ્ન પૂછયો.

'કંઇ નહિ.' નિરંજન ધીમું હસ્યો.

'નહિ, સાચું કો' રમત કરતી હોય એમ વસંત બોલી.

'સાચું જ કહું છું. કંઇ જ નથી.'

'જો ગંભીર રહેશો તો આપણને તમારા ઘરમાં નહિ પોસાય' નેણ ઊંચા ચડાવીને વસંત મજાકમાં બોલી.

'એ...મ?' નિરંજનનો એ લહેકો આવ્યો અને ગંભીરતા ખરી ગઇ. વસંત આનંદમાં આવીને બોલી:

'અને તમે જાણો છો ને? બાપુજી ને બા ના પાડે છે.'

'ના ક્યાં પાડે છે? સૂર્યકાન્ત...'

'હા, જો તમે સીધા નહિ ચાલો તો હું એમ કરીશ હો?'

'હો.' નિરંજન બોલ્યો ને હસી પડયો.

'સૂર્યકાન્તભાઈ કેવા સરસ છે? તું તો સાવ રખડેલ ને વૈરાગી જેવો છે.'

'એ...મ?'

'હા, એ...મ. પછી મેં હું વકાસીને ઊભા રહેવું પડશે.'

'બીજી છોકરીઓ તો દુનિયામાં હશે જ નહિ!'

'કોઈ છે ?'

'કેમ, તો રજા લેવી છે ?'

'બીજી હોય તો એને સગવડ કરી આપું.'

'વાહ, બહુ ઉદારતા !'

'પણ અરે, હં, નિરંજન ! સૂર્યભાઈએ કંઈ ગોઠવ્યુ ?'

'તુ શોધી આપ ત્યારે ને ? એ ફરજ તો હવે તારા માથે'

'આ શોધવાનું કામ ભારે છે હો !'

'હા, જેને ગોઠવાયું હોય એને તો બહુ ન લાગે પણ બીજા માટે તો બહુ કઠણ કામ છે.'

'હું ન મળી ગઇ હોત તો આપ શું કરત ?'

'જે આપ કરત તે.'

''આપ' લમણે હાથ દઈને બેસત.'

'તો 'આપ' પણ એમ જ કરત.'

''આપ' બાપાને કહેત કે સરસ મઝેનો જુવાનીઓ શોધી આપો.'

''આપ' પણ ન્યાતિની છોકરીઓના ટોળામાથી આંખ મીંચીને એક ઉપર આંગળી મૂકી દેત.'

'ભારે સરસ થાત હો !'

'હા, કદાચ ગોઠવાઇ પણ જાત. જેવાં કિસ્મત.'

'ચાલો, જવા દો એ. બોલો, હવે તમારે શું કરવું છે ? બાએ અને બાપુજીએ પોતાની છેલ્લી શિખામણ આપી દીધી.'

નિરંજન ગંભીર બની ગયો. 'મારે કશું કરવાનું જ નથી. તુ જેમ કહે તેમ કરવાની મારી તૈયારી છે.'

'તો ત્રણ મહિના પછી જ.'

'તને મુશ્કેલી નહિ આવે ?'

'આવી ગઇ, આવે છે ને આવશે, પણ કરવું જ છે પછી શું થાય ?'

'શી મુશ્કેલીઓ આવી ? ઘરની વાત તો કર.'

'ઘરની વાત તમને નહિ કહેવાની. એ મારે તો મર્યાદા જ. તમને શી ખબર પડે ? સૂર્યભાઇ તો સાચા છે.'

'એ...મ ?'

'હાં. હવે કહો જોઇએ ત્રણ મહિના પછી સાહેબ તૈયાર છે ?'

'સેવક તૈયાર છે'

'ત્યારે બોલાવું સૂર્યભાઇને ?'

'ભલે.'

વસંતે બૂમ પાડી અને સૂર્યકાન્ત હસતો હસતો આવ્યો વસંતે છેલ્લા નિર્ણયની વાત કરી. સૂર્યકાન્ત ખૂબ આનંદ પામ્યો. 'સરસ થયું.' એ બોલ્યો.

'હવે જૂઓ, મારે બે મહિના અહીં જ રહેવું છે ને પછી ઘેર જવું છે. એટલી રજા લઇને જ હું આવી છું.'

'સૂર્યકાન્ત વસંત સામે જોઇ રહ્યો નિરંજનને એ ધાર્યા કરતાં બહાદુર લાગી. સૂર્યકાન્તે પોતાની માન્યતા સાચી પડી હોય એવા વિજયના ભાવથી નિરંજનના સામે જોયુ નિરંજન હસી રહ્યો હતો.

❖ ❖ ❖

**વસંતને** ત્યાં આવ્યે એક મહિનો થઇ ગયો હતો. એણે એ એક મહિના દરમ્યાન ઘરની પરચૂરણ બધી વાતો કરી દીધી હતી. એ વાતોમાં પોતાને કેટલું મંથન ભોગવવું પડ્યુ, માતાપિતાની ઇચ્છા વિરુદ્ધ જતાં કેવી કેવી વેદનાઓ સહવી પડી તેનુ વર્ણન જ હતું. એ વર્ણન સાંભળતાં સૂર્યકાન્ત હરખાયો વસંત કોમળ છે. એવું જ્યારથી એણે સાંભળ્યુ હતુ ત્યારથી એ વાત જુઠ્ઠી પડે એવી ઇચ્છા એના મનનાં રમ્યા કરતી હતી. નિરંજનને એ બધી વાતોની જુદી જ અસર થઇ. વસંત પોતાને માટે દુઃખ પામી રહી છે એમ જ. એને લાગવા માડ્યું અને એવા ખ્યાલથી એ પણ દુઃખી રહેવા લાગ્યો. બરાબર એ દિવસો દરમ્યાન જ વસંતના પિતાનો નિરંજન ઉપર એક કાગળ આવ્યો. 'વસંત માનતી જ નથી એટલે અમારા પાસે બીજો રસ્તો નથી રહ્યો પણ અમારા અંતરના આશીર્વાદ એને નાદ મળી શકે એટલી ખાત્રી રાખજો. અમને એમ લાગ્યું છે કે વસંત તમારા સાથે નહિ પણ તમારા મિત્ર સૂર્યકાન્ત સાથે જીવન

જીવે તો જ સુખી થશે. હવે તમને કંઇ પણ લખવું તે વ્યાજબી નથી, પણ વસંતને તમે કઇ યુક્તિથી વશ કરી લીધી છે તે અમને સમજાતું નથી. અમને તમારા પ્રત્યે કે તમારા કુળ પ્રત્યે લગીર પણ આકર્ષણ નથી. આ બધું તમને શા માટે લખ્યું છે તે સમજવા જેટલી તમારામાં બુદ્ધિ હશે એમ સમજીને વધુ નથી લખતા.' કાગળનો આ સાર હતો. નિરંજનને કાગળ મળ્યો ત્યારે વસંત સૂર્યકાન્તને ત્યાં હતી. નિરંજને ત્રણ ચાર વખત ફરીફરીને કાગળ વાંચ્યો. જેમ વાંચતો ગયો તેમ એની મૂંઝવણ વધવા લાગી. અંતે કંઇ ન સૂઝયું એટલે એ ઊઠીને સૂર્યકાન્તને ત્યાં જવા તૈયાર થયો.

'આ નિરંજન આવ્યા.' નિરંજન બારણામાં દેખાયો કે તુરત વસંત બોલી ઊઠી. નિરંજના મોં ઉપરની ગંભીરતા વસંતે જોઇ છતાં એણે પોતાની મજાક ચાલુ રાખી: 'નિરંજન, સૂર્યભાઇ તૈયાર છે હો.'

નિરંજન હસ્યો.

'હવે આપણે એમને તુરત જ શોધી આપવાનું છે, નહિ તો એ આપણને જોઇ જોઇને અકળાશે.'

સૂર્યકાન્ત હસવા લાગ્યો. નિરંજન પણ હસ્યો પણ એની ગંભીર મુખરેખાઓ ખસી નહિ.

'કેમ આજ મુખમંડલ વિકસ્યું છે? હસવાનું બંધ કરીને વસંત બોલી.

'મને એવી ટેવ પડી છે.' બાજુમાં બેસતા નિરંજન બોલ્યો. સૂર્યકાન્ત વાતમાં રસ પૂરાવવા જતો હતો ત્યાં ઘરમાંથી બાની બૂમ પડી એટલે એ ત્યાં ગયો.

'આમ મોઢું ચડાવશો એ નહિ ચાલે.' વસંતે મજાકની શરૂઆત કરી.

'તો શું કરશો?' અર્થવાહી દ્દિષ્ટએ નિરંજન જોઇ રહ્યો.

'નહિ ચાલે એમ કહ્યું ને!'

'એટલે?'

'એટલે નહિ ચાલે.' વસંત ખોટું ગાંભીર્ય ધારણ કરીને બોલી.

'સાચું કહો છો?'

'હા. અમે મોટાં લોકો, માન આપવા લાયક લોકો જૂઠું બોલતાં જ નથી.'

નિરંજન મજાક સમજ્યો ને શાંત પડયો.

❖ ❖ ❖

**નિરંજનને** વસંતના પિતાના કાગળની વાત વસંતને કે સૂર્યકાન્તને ન કરી, પણ ન કરી એટલે એના મનમાં એ વાત ઊંડી ને ઊંડી ઉતરવા લાગી. અને વિચાર કરતાં એને એમ પણ લાગવા માંડ્યું કે 'વસંત સૂર્યકાન્ત સાથે જોડાશે તો વધુ સુખ પામશે'. અને એમ પણ થયું કે 'સૂર્યકાન્ત પ્રત્યે એને પ્રેમ અને લાગણી તો છે જ અને સૂર્યકાન્તનો સ્વભાવ પણ એને ગમે છે'. નિરંજનની આંખ સામે પોતાના વિચાર સમર્થનમાં એવા અનેક પ્રસંગો પણ ખડા થવા લાગ્યા. પણ એ વિચારમાળા પૂરી ન થઇ ત્યાં વસંત સાથેના પોતાના જીવનની દૃશ્ય પરંપરા ચાલી. નિરંજન એમાં તરબોળ બન્યો. એને લાગ્યું કે 'આમાં કંઇક એવું છે કે જે સૂર્યકાન્ત સાથેના સંબંધમાં તલમાત્ર પણ નથી' અને નિરંજનના નવા ભાવો પણ શમી જવા લાગ્યા. એને થયું કે 'ભલે માતા પિતા નારાજ રહે, વસંતને એથી ભલે થોડું સહન કરવું પડે. અંતે તો વસંત સુખ જ પામશે.' એ રીતે વિચાર કરતાં એ ક્ષણે તો નિરંજને પોતાના મનમાંથી એ વિચાર કાઢી નાખ્યો અને વસંતના પિતાને ટૂંકમાં લખી નાખ્યું કે 'આપના દુઃખથી હું દુઃખી થયો છું, પણ આમાં બીજું કશું જ, હું ઈચ્છું તો પણ શકય નથી. અમને માફ કરજો.'

જેમ નિરંજન ઉપર તેમ વસંત ઉપર પણ એના પિતાનો કાગળ હતો અને એ કાગળ વાંચવાથી નિરંજન દુઃખી થાય એમ હતો એટલે વસંતે એ કાગળ છૂપાવી રાખ્યો હતો. એમાં પણ એ જ હતું, પણ વસંતે જવાબ આપવામાં નિરંજન જેટલો વિલંબ નહોતો કર્યો. એણે તુરત જ પિતાને લખી નાખ્યું હતું કે 'જે બની ગયું છે તે મિથ્યા કરવાનો હવે પ્રયત્ન ન કરો.'

સૂર્યકાન્ત આ બંને કાગળોથી અપરિચિત હતો પરંતુ વસંતના પિતાનો કાગળ એના ઘર ઉપર આવ્યો હતો અને એ ઉપરથી બા સૂર્યકાન્તને પૂછતાં હતાં, આગ્રહ પણ કરતાં હતાં. સૂર્યકાન્તે સ્પષ્ટ ના પાડી દીધી હતી પણ આ વાત નિરંજન વસંતને કહેવાનું એને યોગ્ય નહોતું લાગ્યું એટલે એ બોલ્યો નહોતો.

આમ ત્રણે ય પોતપોતાનાં સ્વભાવ પ્રમાણે મૂળ નિશ્ચયને વળગી રહ્યાં હતાં અને પોષી રહ્યાં હતાં.

* * *

'પણ એમાં શો વાંધો ?'

નિરંજન પંદર દિવસ પછી સૂર્યકાન્તને પૂછતો હતો. વસંતના પિતાનો અત્યંત દર્દમય કાગળ આવવાથી આજ સવારે વસંત રડી પડી હતી અને નિરંજન ગંભીર બની ગયો હતો. આ કાગળ વસંત ઉપર હતો અને એણે છૂપાવ્યો હતો પણ સૂર્યાને ખબર હતી એટલે એણે મોટાભાઇને વાત કરી હતી.

'એમ બને જ નહિ, તું સમજતો નથી નિરંજન! તું વસંતને સુખ આપવાની ઇચ્છા ભલે રાખ, પણ એ માટે વેવલો ન થા.' સૂર્યકાન્ત થાકયો હોય એમ કંટાળાને બોલ્યો.

નિરંજન મૂંગો બન્યો

'તું આવું બહુ કરશે તો વસંતની હિંમત ઓછી થશે અને સુખ પણ હરાઇ જશે'. સૂર્યકાન્ત આગળ બોલ્યો: 'મને સમજાતું જ નથી કે હમણાં હમણાં તને શું થઇ ગયું છે ? તારી સ્થિરબુદ્ધિ જ જાણે લોપ પામી ગઇ હોય ને ! વસંતને આ રીતે તો તું અંતે દુ:ખ જ આપશે.'

નિરંજને આંખો નીચી નમાવી દીધી. સૂર્યકાન્તને એના મોં ઉપરથી લાગ્યું કે નિરંજન કદાચ મારા કહેવાનો મર્મ નથી સમજ્યો. એણે વધુ સ્પષ્ટતા કરી.

'જીવનસાથીના સુખની અત્યંત ચિંતા એને સુખ નથી આપતી પણ બોજારૂપ જ લાગે છે. તારે સમજવું જોઇએ કે વસંત પોતાના અંતિમ સુખ માટે જ થોડું-ઘણું દુ:ખ સહન કરી રહી છે. તને બહુ લાગી આવતું હોય તો તું મૂંગો રહી જોયા કર અને વસંત જે નિર્ણય કરે તેને આધિન થા.'

નિરંજને ઊંચું જોયું. એને સૂર્યકાન્તની વાત ઠીક લાગી હોય એમ લાગ્યું.

'હવે તારા પાસે એક વચન માગું ?' સૂર્યકાન્તે પૂછ્યું અને નિરંજને હા પાડી.

'આવી વાત ફરીને તારે કોઇ દિવસ ન કરવી.'

'ભલે.'

'વસંત પાસે પણ ન કરવી.'

'ભલે.'

'અને વિચારવી પણ નહિ.'

નિરંજન જવાબ ન આપી શકયો.

'કેમ ?' સૂર્યકાન્તે પૂછ્યું.

'એ ન બની શકે, એ મારા હાથની વાત નથી.'

સૂર્યકાન્તે વિશેષ આગ્રહ ન કર્યો અને ત્યારે તો એ વાત પૂરી થઈ.

અપૂર્ણ.

[ વાર્તાનો બાકીનો ભાગ ડીસેમ્બર અંકમાં ]

# આપણી સ્વરાજયાત્રા

છેલ્લા ત્રણ મહિનામાં જે બનાવો બની ગયા છે તેનો વિસ્તૃત ઉલ્લેખ પણ એક લેખમાં કરવાનું મુશ્કેલ છે. જેને માટે સ્વતંત્ર લેખમાળાઓ લખી શકાય એવા ઘણાં બનાવો હમણા હમણા બની ગયા અને રોજને રોજ બનતા જ જાય છે. તા. ૧૨ મી નવેમ્બરની સવારે અમે આ લખી રહ્યા છીએ. એક કલાક પછીના છાપામાં કોઇ નવીન જ વસ્તુ નહિ આવી પડે એવી ખાત્રી નથી. એટલે દેશના એકેએક બનાવ અને એ ઉપરની સમાલોચનાને આ નાનકડા લેખમાં નહિ સમાવી શકાય. જે બનાવોને આપણે ભૂલવા માગીએ તો પણ ન ભૂલી શકીએ અને જેની અસર પ્રબળ પણે આપણા રાજકીય જીવન ઉપર થઇ છે ને થઇ રહી છે તેટલા જ બનાવોની માહિતી આપીને અમે સંતોષ માનશું.

## મુસ્લીમ સંપર્ક :

દિલ્હીની મહાસમિતિના મંચ ઉપરથી રાષ્ટ્રપતિએ મુસ્લીમ સંપર્કની ઘોષણા કરી છે ત્યારથી એ પ્રશ્ન વિષેની દેશની હવામાં જ જાણે ફેર પડી ગયો છે. દેશમાંથી ન માની શકાય એટલી ઝડપથી કોમીવાદથી જડ ઉખડતી જાય છે. આ નવા વિચારના પ્રચારમાં મહાસભાવાદી સરકારોનો પણ ઓછો હિસ્સો નથી. પણ સૌથી મોટો હિસ્સો તો કોમીવાદી નેતાઓનો જ છે. તેઓ પેલી જડને ટકાવવા માટે જે પ્રયત્નો કરી રહ્યા છે અને સનભાન ભૂલ્યા હોય એમ બકવાદ કરે છે તેની પ્રજા ઉપર ભારે અસર પડી છે. પ્રજા સમજતી થઇ છે કે દીન, ધર્મ અને લઘુમતિના હકકોની આ સુંદર વાતો ભરમાવનારી અને અમારા આગેવાનો બની બેઠા છે તેમનાં ડોલતાં સિંહાસનો ટકાવવાની જ વાતો છે. હિંદની રગેરગમાં જે મહાન રોગો ફેલાઇ રહ્યા છે તેમાંથી નથી હિંદુને છટકવાના અધિકારો મળ્યા કે નથી મુસલમાનોને મળ્યા. બંને મજહબી કોમ એટલો જ ભૂખમરો વેઠે છે, એટલા જ સિતમો સહન કરે છે. બંનેની બેડીઓ એટલી જ મજબૂત છે. આ વિશાળ દેશના કોઇ ખૂણામાં કોમ કે પ્રજા તરીકે કોઇ માણસ સુખી નથી જેમ દુષ્કાળ કે મહામારી જેવી કુદરતી આફતો કોમ વચ્ચે ભેદ નથી રાખતી તેમ પરદેશી સરકારના જુલ્મના તંત્રો પણ ભેદ નથી રાખતા. હા, બંને કોમો એક ન થઇ શકે એવા બધા પ્રયત્નો કરવામાં આવે છે પણ દેશની સ્થિતિ જ એવી છે કે ભૂખમરાં કે અજ્ઞાનમાં તેઓ ભેદ રાખી શકે જ નહિ. પરિણામ એ આવ્યું

છે કે શ્રીમાન ઝીણા સાહેબ જેટલી માથાકૂટ મહેનત છતાં હજારોની સંખ્યામાં મુસ્લીમ બિરાદરો મહાસભાના ઝંડા નીચે આવતા જાય છે અને કોમીવાદને દફનાવતા જાય છે.

૧૯૩૪ માં ઝીણા અને રાજેનબાબુ વચ્ચે જે વાટાઘાટો થએલી તેની હકીકતો બહાર આવતાં શ્રીમાન ઝીણાની સાચી સ્થિતિની પ્રજાને વધુ જાણ થઇ ગઇ છે અને ઝીણી નજરે છાપાંઓ જોનાર સમજી શક્યા હશે કે મુસ્લીમ કોમ અને બીજી લઘુમતિના રક્ષણની બડી બડી વાતો કરનાર એ મહાશયે આજ સુધી સમાધાનની વાતો કરી છે પણ પોતાના તરફથી એક પણ શરત રજુ કરી નથી. એટલું જ નહિ પણ રાજેનબાબુ સાથે નક્કી થયેલી શરતોમાંથી પણ ઘૃણાજનક રીતે તેઓ છટકી ગયા છે. આ કોમીવાદીઓનો છેલ્લો અને નિષ્ફળ તેમ જ કરુણાજનક પ્રયત્ન લખનૌની મુસ્લીમ લીગની પરિષદ્માં થયો. એ પરિષદ્માં તો એમણે એવી આશાઓ રાખી હતી કે એથી લીગ મજબૂત બનશે, લીગના ઢીલા પડેલા ખીલાઓને તેઓ ઠોકીને જડએસલાખ કરી શકશે, પણ પરિણામ ઉલટું જ આવ્યું. મુસ્લીમજગતમાં પ્રતિષ્ઠા ધરાવતા આગેવાનોએ જાહેર કર્યું કે આ સંસ્થા દેશની સ્વતંત્રતાની રોધક છે, આમાં કોઇએ નહિ રહેવું જોઇએ. આમ છતાં ધ્યાન ખેંચાય એવો એક પ્રયત્ન ત્યાં થયો. પંજાબ અને બંગાળ જાણે ઝીણાની સાથે આવ્યું હોય એમ ફઝલુલ હક્ક અને સર સીકંદરે પોતે લીગની સાથે છે એમ જાહેરાત કરી પણ પ્રજા એમને સારી રીતે ઓળખે છે એટલે પરિસ્થિતિમાં કશો જ ફેર પડયો નથી. બંગાળના વડા પ્રધાન ફઝલુલ હક્ક તો ત્યાંથી જાણે મહાસભા ઉપર ચડાઇ લઇને જ નીકળ્યા હોય એમ બોલી ગયાઃ 'મહાસભાના હિંદુ પ્રધાનો જો પોતાના પ્રાંતમાં જુલમની નીતિ ચાલુ રાખશે તો આ મંચ ઉપરથી જાહેર કરું છું કે બંગાળમાં જાનના જોખમે પણ હું એનો બદલો લઇશ.' આવેશમાં ઉચ્ચારેલા આ શબ્દો ઉપર એમણે ત્યારપછી છટકી જવાની ઘણી વાતો કરી છે પરંતુ એમના જેવા બંગાળના વડા પ્રધાનના મોંમાંથી આ શબ્દો નીકળે ત્યારે એમાં મૂર્ખતા સિવાય બીજું કશું નથી લાગતું, તેઓ એ જાણે ભૂલી જ ગયા છે કે પોતે બંગાળના વડા પ્રધાન છે.

શ્રીમાન હક્કના આ શબ્દો વિષે એક રમુજી સૂચના થઇ હતી આ શબ્દો યુક્તપ્રાંતમાં ઉચ્ચારવામાં આવ્યા હતા, જ્યાંની મહાસભાવાદી સરકારે કોમીપ્રચાર ઉપર સખ્ત પગલાં લેવાનું જાહેર કર્યું છે. સૂચના એવી હતી કે આ શબ્દો ઉચ્ચારવા માટે શ્રીમાન હક્કને પકડવા જોઇએ અને એમના ઉપર કામ ચલાવવું જોઇએ. આ સૂચનામાં રમુજ પણ છે અને ગંભીરતા પણ છે. ગંભીરતા એટલા માટે કે એકબીજા પ્રાંતની સરકારો આ રીતે પગલાં લેવા માંડે તો આ દેશમાં આંતરયુદ્ધ જ મચી જાય. બીજી બાજુ આમ નિરંકુશ બોલવા પણ કેમ દેવાય ?

મુસ્લીમ સંપર્કની મહાસભાની નીતિના વિજયરૂપે હમણા બે મોટા બનાવો બન્યા. એક તો મહાસભાના દફતરે હજારોની સંખ્યામાં મુસ્લીમ સભ્યો અને નેતાઓ નોંધાયા તે અને બીજો બીજનોરની ચૂંટણીનો. આ બીજો બનાવ તો લીગ–મહાસભા વચ્ચેના યુદ્ધના ફેંસલા જેવો લાગે છે કારણ કે આ ચૂંટણી વખતે શ્રીમાન ઝીણા કહેતા હતા કે 'યુક્તપ્રાંત તો મુસ્લીમ જગતનું હૃદય છે.' એમને આ કરુણાજનક પરાજયથી ખાત્રી થઇ હશે કે એ હૃદય હવે બંધ પડયું છે અથવા તો મહાસભાની સાથે એકરૂપ બન્યું છે ?

## અહિંસાનો વિજયઃ

માત્ર રાષ્ટ્રિય યુદ્ધની દૃષ્ટિએ જ નહિ પણ જગતમાં ઊભી થયેલી નવી સંસ્કૃતિ–અહિંસાની સંસ્કૃતિનો વિજય થયો હોય એવા ભવ્ય પ્રસંગો હમણાં હમણાં બનતા જાય છે. દેશની આઝાદી માટે જેમણે હિંસાનો માર્ગ લીધો હતો તેઓ આજે જાહેર કરે છે કે 'અમારો માર્ગ જુદો હતો, અમે ભ્રમમાં હતા. અહિંસા વિના આ દેશની આઝાદી નથી.' આ બનાવ આ યુગમાં પણ મહત્ત્વનો તો લાગ્યો જ છે પણ ભવિષ્યના ઇતિહાસમાં—હિંસા અને અહિંસાના ઇતિહાસમાં અત્યંત મહત્વનો

ગણાશે. ગાંધીજી એમના જીવનના આરે ઊભા ઊભા પોતાના જીવનકાર્યનું આવું ફળ જોઇ શકશે એવો કોઇને વિશ્વાસ નહોતો. સત્ય અને અહિંસા પ્રત્યેની એમની અતૂટ શ્રદ્ધામાં આજે અજબ વધારો થયો હશે.

દેશના પણ સુભાગ્ય છે કે જેલમાંથી છૂટતા એ કહેવાતા ત્રાસવાદીઓ મહાસભાના ઝંડા નીચે આવતા જાય છે અને ફરીફરીને જાહેર કરે છે કે દેશની આઝાદી માટે દેશની પ્રતિનિધિ આ એક માત્ર સંસ્થા છે. બીજી બાજુ આંદામાનમાં જે બનાવો બની ગયા તેણે આખા દેશને ડોલાવી મૂકયો છે. ઉપવાસ કરીને પોઢેલા એ વીરોના મનમાં શું શું હશે તે આપણે જાણતા નહોતા. એમના ઉપવાસે આપણે હલમલી ગયા હતા, જાણે મોતનો ઓછાયો આપણા ઉપર આવતો હતો. આપણે ઠરાવો કર્યા, નિવેદનો કર્યા, દીનો ઉજવ્યા અને આપણા અંતરના તારને એ બાંધવોની સાથે જોડી દીધા પણ કોને ખબર હતી કે દૂર દૂર પેલા સેગાંવના ઝૂંપડામાં બેઠેલો પુરુષ અહિંસાનો વિજય જોવા માટે પોતાનો પ્રાણ નીચોવી રહ્યો હશે? એની પ્રવૃત્તિ વિષે આપણે કયાં કંઈ જાણીએ છીએ ? આપણી જાડી આંખે તો માત્ર ચરખો ને અસ્પૃશ્યતા નિવારણ જ દેખાય છે. હમણા સ્વાવલંબી શિક્ષણની વાતો સાંભળીએ છીએ. એની બીજી પ્રવૃત્તિ તો મહિને છ મહિને બહાર આવે ત્યારે જ આપણે જાણીએ છીએ અને જાણીએ છીએ ત્યારે ચોંકી ઊઠીએ છીએ. આંદામાનના કેદીઓના ઉપવાસ છોડાવવાની વિનવણી માટે જ્યારે કવિવરે ગાંધીજીને અપીલ કરી ત્યારે કોને ખબર હતી કે એમની પ્રવૃત્તિ ચાલી જ રહી છે. જે દિવસે આંદામાનના કેદીઓ, વાયસરોય અને ગાંધીજી વચ્ચેના તાર–પત્ર વ્યવહાર પ્રસિદ્ધ થયા ત્યારે જ જગતે જાણ્યું કે હિંસાવાદીઓના હૃદયામાં પણ આ પુરુષે પોતાનું સ્થાન જમાવી દીધું છે. ઉપવાસ છૂટયા અને નિવેદનો બહાર પડયાં કે અમને 'હિંસામાં વિશ્વાસ નથી.' અમે આ નિવેદનને આ યુગનો એક મહાન પ્રસંગ ગણીએ છીએ.

## મોતની સાથે લડતાં લડતાં:

અને આંદામાનનું તેમ જ બંગાળના નજરકેદીઓનું પ્રકરણ પણ હજી પૂરું નથી થયું. લંડનના મહાલયમાં ગાંધીજીએ હરિજનોને ખાત્રી આપી હતી કે એના હિંદુત્વના અધિકારોના રક્ષણ અર્થે પોતે પ્રાણના જોખમે પણ લડશે, અને એ લડયા, સરકારની સાથે, પ્રજાની સાથે અને છેવટે મોતની સાથે પણ લડયા અને જીત્યા. આજે પણ જાણે એવું જ થઈ રહ્યું છે. આંદામાનના ઉપવાસીઓને એમણે વચન આપ્યું હતું કે 'તમે ઉપવાસ છોડો ને હું તમારા માટે મથી રહ્યો છું તેના હાથ મજબૂત કરો.' તેઓ મથી રહ્યા છે કે નહિ તેની જાણે ખાત્રી મળતી હોય તેમ દરરોજ છાપામાં કલકત્તાના સમાચારો બોલે છે. ગાંધીજી કલકત્તામાં ગયા અને મહાસમિતિના મોટાં આંદોલનો ચાલ્યાં પણ મહાસમિતિ પૂરી થતા જ દેશનો સર્વોપરી પ્રશ્ન કેદીઓનો બની ગયો છે. અને એ પ્રશ્નની ગંભીરતા એક સાથે છાપામાં આવતા બે સમાચારોથી મળે છે. એક સમાચારમાં અહેવાલો છે ને અનુમાનો છે, બીજા સમાચારમાં ગાંધીજીની ગંભીર તબિયતના સમાચારો છે. લોહીનું દબાણ છતાં, ડૉક્ટરોની સંપૂર્ણ આરામની ભલામણ છતાં ગાંધીજી મૌન રહીને, બીજી રીતે પ્રયત્નો કરીને શકિત મેળવે છે અને પોતે જે વચન આપ્યું છે તે પાળવા માટે એ શકિત ખર્ચી રહ્યા છે. ગર્વનરની મુલાકાત વખતે પણ ડૉકટરને સાથે લઇ જવા પડે અને ગાંધીજીની તબિયતના કારણે જ વડલાની છાયા નીચેના તંબુમાં મુલાકાતની ગોઠવણ કરવી પડે એ જ બનાવે છે કે ગાંધીજી મોતની સાથે લડતાં લડતાં હજારો નજરકેદીઓ અને સેંકડો આંદામાનના વારોને મુકત કરવા મથી રહ્યા છે. એ મુકિતની પાછળ એમના સુખનો ખ્યાલ તો રહ્યો જ છે પણ જેને ખાતર ગાંધીજીના શ્વાસોચ્છ્વાસ ચાલે છે તે અહિંસાને ભવ્ય વિજય આપવાની મુરાદ પણ પડી છે.

આજસુધી મળેલા સમાચારોમાં કશું જ સત્તાવાર નિવેદન મળ્યું નથી પણ જે રીતે મુલાકાતો થઈ છે અને

જે રીતે આજે પણ પ્રધાનો ગાંધીજીને મળી રહ્યા છે તે ઉપરથી લાગે છે કે ગાંધીજી સફળ થયા છે. છાપાંના 'વિશ્વાસપાત્ર' સમાચારો સાચા હોય તો નજરકેદીઓ તો ગણ્યા દિવસોમાં જ મુક્ત થવા જોઇએ. આંદામાનના કેદીઓને છોડવા વિષેની એક વિચિત્ર વાત છાપામાં આવી છે: 'સરકારને એમ લાગે છે કે કેદીઓએ કરેલું હિંસા ઉપરની અશ્રદ્ધાનું નિવેદન પૂરતું નથી થતું, એ માટે ગાંધીજીએ અંગત ખોળાધરી આપવી જોઇએ.' અમને નથી લાગતું કે આ વાતમાં કાંઇ વજુદ હોય કારણ કે આ વાત બુદ્ધિમાં ઉતરી શકે એવી જ નથી.

## મહાસભાના પ્રધાન મંડળો :

સાત પ્રાંતના મહાસભાના પ્રધાનમંડળના કાર્યનો અહેવાલ અહીં આપી શકાય એમ નથી. આપણે ત્યાં ઊંચા આસનેથી ભલે એમ કહેવામાં આવે કે મહાસભાની દૃષ્ટિએ આ કામ તો બીજી કક્ષાનું કામ છે, પ્રથમ કક્ષાનુ કામ તો બહારનું છે, પરંતુ જ્યારથી મહાસભાએ પ્રધાનપદો સ્વીકાર્યા છે ત્યારથી બહારના અને અંદરના કામ એક સ્વરૂપ જ બની ગયાં છે અને દેશમાં મોટાંમાં મોટાં આંદોલનો પણ એ જ લાગે છે. પ્રધાનપદો સ્વીકાર્યાને આજ તો ઠીક ઠીક સમય થઇ ગયો અને એ પ્રધાનોની દાનતની પરીક્ષા થઇ શકે એટલા બનાવો પણ એમના હાથે બની ગયા પરંતુ પ્રધાનપદ લેતાં પહેલાં, એ સ્થાન લેવાથી આપણી શક્તિ વધશે કે ઘટશે એ વિષે જે મતભેદ હતા તે આજે પણ કાયમ જ દેખાય છે. ઘણા જવાબદાર અને અગ્રણી નેતાઓને ખરેખર એમ લાગે છે કે આ રસ્તો બંધારણને તોડવાનો નથી પણ અમલ કરવાનો છે. જ્યારે એટલા જ જવાબદાર અને આગળ વધીને કહીએ તો પ્રધાનપદના સૌથી કટ્ટર વિરોધી રાષ્ટ્રપતિ જવાહરલાલજીને એથી ઉલટું લાગે છે, તેઓ જાણે એકરાર કરતા હોય એમ કહે છે કે 'એથી આમપ્રજાની તાકાત વધી છે અને એમના દુઃખો અલ્પાંશે પણ ઓછાં થયાં છે.' દેશનું વાતાવરણ જોતાં અને પ્રધાનોનાં કાર્યો જોતાં અમને તો એમ લાગે છે કે ખરેખર આપણે સ્વરાજને માર્ગે વેગભર આગળ વધી રહ્યા છીએ. અમને એક ઘડી પણ એમ નથી લાગતું કે દૂરના મુકામે પહોંચવા માટે વચ્ચે આવેલી આ લીમડીની છાયા નીચે આપણે અટકી પડયા છીએ અને આપણા નિશાનને ભૂલી ગયા છીએ.

મહાસભાના પ્રધાનો અને એમને દોરનાર ગાંધીજી તરફથી પ્રજાઘડતરની જે યોજનાઓ બહાર પડે છે તે ઘણાને અકળાવે છે. ત્રણ અને સાત વરસની વાતો ઉપલી નજરે તો એવી જ લાગે કે હવે લડાઇનાં તો સ્વપ્ના જ સેવવા રહ્યાં, પરંતુ અમને એમ નથી લાગતું. મહાસભાએ જે પ્રયોગ હાથ ધર્યો છે તે એણે સંપૂર્ણ શ્રદ્ધા સાથે પાર ઉતારવો જ જોઇએ. ઉભડક પગે બેસીને આવાં કામો થઇ જ ન શકે. એ માટે યોજનાઓ પણ જોઇએ અને લાંબી મુદતો પણ જોઇએ. અમે એમ માનીએ છીએ કે આપણે મુદત તરફ નહિ જોવુ જોઇએ પણ યોજના તરફ અને એના અમલના વેગ તરફ જોવું જોઇએ. યોજના રાષ્ટ્રશક્તિને ઘટાડનારી લાગે કે એનો વેગ મંદ લાગે તો અવશ્ય એનો વિરોધ કરવો જોઇએ. અને જો યોજના રાષ્ટ્રશક્તિને વધારનારી હોય એનો વેગ શક્ય તેટલો બળવાન હોય તો મુદતથી ગભરાવું ન જોઇએ. એ મુદતનો અર્થ એ થાય છે કે જો બધું સીધું ચાલશે તો આટલા સમયમાં કામ પૂરું થશે. સીધું ચાલવાનું માત્ર આપણા હાથમાં નથી, તેમ સરકારના હાથમાં પણ નથી સંયોગો અને પરસ્પરની શક્તિ ઉપર ઘણો આધાર રહે છે.

## વંદેમાતરમ્ :

મુસ્લીમ કોમીવાદી આગેવાનોએ જે અનેક તોફાનો ઊભાં કર્યાં છે તેમાં એક તોફાન રાષ્ટ્રગીત તરીકે છેલ્લા ત્રીસેક વર્ષ થયા વપરાતા 'વંદેમાતરમ્' નું તોફાન છે. જાણવા જેવું તો એ છે કે આ ગીતનો પ્રબળ વિરોધ કરનાર મી. ઝીણા પોતે વર્ષો સુધી મહાસભામાં હતા અને આ ગીતનો આદર કરતા હતા. તેઓ મહાસભામાંથી ખસી ગયા તો 'સ્વરાજ'ના ધ્યેયના કારણે. પણ આજે એ લોકો જ્યાં ફાવે ત્યાં હાથ નાખે છે. હિંદી-ઉર્દૂ વિષે

પણ લીગે ઠરાવ કર્યો છે ને બખાળા કાઢ્યા છે. પરંતુ 'વંદેમાતરમ્'નું આ તોફાન તો પૂરેપૂરું એમના ગેરલાભમાં જ ઊતર્યું છે. મહાસમિતિએ કલકત્તામાં ઠરાવ કરી આ ગીતની પ્રથમ બે કડીઓ મંજુર કરી અને જાહેર કર્યું કે આમાં કોઇ કોમનો ભાવ જ નથી આવતો, ઉપરાંત બીજાં રાષ્ટ્રગીતોને એકઠાં કરવા એક સમિતિ પણ નીમી. આપણને એ પણ જાણવા મળ્યું કે આ ગીત પ્રસિદ્ધ થયેલી 'આનંદમઠ'ની ચોપડીનું નથી પણ એ પહેલાંનું છે અને એના સ્વરો એકેશ્વરમાં પ્રબળપણે માનનારા કવિવર ટાગોરે રચ્યા છે. એ ગીતને કલકત્તાની મહાસભામાં પ્રથમ પહેલું ગાયું છે પણ એમણે જ.

આપણી મહાસભાએ રેંટિયાના ચિહ્નવાળો ત્રિરંગ ઝંડો રાષ્ટ્રધ્વજ તરીકે મુકરર કર્યો છે પણ આજસુધી કોઇ ગીત મુકરર નથી કર્યું. 'વંદેમાતરમ્'ની પાછળ તો જે બલિદાનો અપાયાં છે તે બલિદાનોએ જ એને રાષ્ટ્રગીત જેટલી પ્રતિષ્ઠા આપી છે. રાષ્ટ્રગીત એ રહે કે ન રહે પણ એની પ્રતિષ્ઠા તો આ દેશમાં કાયમ રહેવાની છે કારણકે એનું ઉચ્ચારણ કરવા માટે આ ભૂમિના અનેક સંતાનોએ હસને મોંએ મોતની ભેટ લીધી છે.

## કરુણ મૃત્યુ :

ખાસ કરીને મુંબઇ, ગુજરાત, મહારાષ્ટ્ર અને કર્ણાટકમાં જે પ્રશ્ને છેલ્લા કેટલાયે મહિનાઓ થયા વાતાવરણ ક્ષુબ્દ બનાવ્યું હતું તે પ્રશ્નનો હમણાં જ અંત આવ્યો છે. ગાંધીજી અને બહાદુરજીની તપાસમાં નરીમાન સંપૂર્ણ રીતે દોષિત જાહેર થયા છે અને સરદાર નિર્દોષ સાબિત થયા છે. આ પ્રકરણ ચાલતું હતું ત્યારે ગટર ઊખળી હોય એવું લાગતું હતું અને કંઇ સમજાતું જ નહોતું કે કોણ દોષિત છે ? પરંતુ જ્યારે ગાંધીજી અને નરીમાનનું નિવેદન વાંચ્યું ત્યારે પ્રજાને જાણ થઇ કે નરીમાન દોષિત ઠર્યા છે પણ શ્રી. નરીમાનનું એ નિવેદન એટલું નમ્ર અને પશ્ચાતાપ–યુક્ત લાગતું હતું કે નરીમાન પોતાના અધિકારો છોડે તો પણ પ્રજા એકાદ બે વર્ષમાં એને ફરીને પોતાના નેતાપદે સ્થાપે. પરંતુ પોતાના પ્રથમ નિવેદનને ફોક કરતું બીજું નિવેદન એમણે મહીસુરથી પ્રગટ કર્યું તેણે આખી વસ્તુસ્થિતિ બદલાવી નાખી. પરિણામ એ આવ્યું કે આખો ચુકાદો, જે નરીમાનની સંમતિથી અને ઇચ્છાથી અપ્રગટ રહ્યો હતો તે મહાસભાની કાર્યવાહક સમિતિને સોંપાયો અને 'નરીમાન એક પણ જવાબદાર અને વિશ્વાસભર્યા સ્થાન માટે લાયક નથી' એવો ગાંધીજીનો અભિપ્રાય પ્રગટ થયો. કાર્યવાહક સમિતિએ એવી જ મતલબનો ઠરાવ કર્યો અને 'આપઘાત' રૂપે ઓળખાતા નરીમાનના ફેંસલાને પ્રગટ કર્યો. એ ફેંસલાને ઉપર ઉપરની નજરે વાંચતા પણ એમ લાગે છે કે શ્રી. નરીમાને હવે મોં જ સંતાડી દેવું જોઇએ પણ એમના દુર્ભાગ્યે કારોબારીના નિર્ણય ઉપર પણ તેઓ પ્રહાર કરી રહ્યા છે અને પોતાના ઉપર મહાસભાના ઇતિહાસમાં અપૂર્વ એવો અત્યાચાર થયો છે એમ જાહેર કરે છે. બે દિવસ પહેલાંનું રાષ્ટ્રપતિનું નિવેદન કેટલીક ચોખવટ કરે છે પણ નરીમાનને એથી શાંતિ થઇ નથી. અમને એમ લાગે છે કે શ્રી. નરીમાને એમના કરુણ મૃત્યુને વધુ કરુણ ન બનાવવું જોઇએ અને એમની પાછળ બે આંસુ પાડી શકાય એવી સ્થિતિ રાખવી જોઇએ.

## મહત્ત્વના બનાવો:

આ ઉપરાંત ઘણા મહત્ત્વના બનાવો બની ગયા. કલકત્તામાં મહાસમિતિની પ્રધાનપદ પછીની પહેલી જ બેઠક મળી. પ્રધાનોના કામ ઉપર પુષ્કળ ચર્ચાઓ થઇ અને ઠરાવો થયા. વર્ધામાં શિક્ષણ પરીષદ્ મળી અને શિક્ષણના ઇતિહાસમાં ક્રાંતિકારી ગણાય એવા ઠરાવો થયા અને સંપૂર્ણ યોજના માટે સમિતિની નિમણૂંક થઈ. હરિપુરા મહાસભાના સ્વાગત પ્રમુખ અને અધિકારીઓની ચૂંટણી થઇ. દેશમાં ત્રીસ લાખ જેટલા મહાસભાના સભ્યો નોંધાયા. આઠ વર્ષ પછી દરબાર ગોપાળદાસના પ્રમુખપણા નીચે કાઠિયાવાડ રાજકીય પરિષદની બેઠક મળી અને સફળ રીતે પાર ઊતરી. ગુજરાતમાં ઠેકઠેકાણે યુવકદળો સજીવન થયાં. દેશીરાજ્યોના અનેક જુલ્મોમાં સારા ગણાતા મહીસુર રાજ્યના જુલ્મોનો ઉમેરો થયો. એમ પુષ્કળ બનાવો બની ગયા અને બની રહ્યા છે.

તા. ૧૨ : ૧૧ : ૩૭

# સાહિત્યના પ્રદેશમાં

## અમારા અભિનંદન :

સાહિત્ય સંમેલનની સ્વાગત સમિતિએ શ્રી. ડુંગરસી ધરમસી સંપટને સ્વાગતાધ્યક્ષ ચૂંટી ખરેખર અભિનંદન યોગ્ય પગલું ભર્યું છે. અમને એ ભય હતો કે આ સ્થાને કોઇ સાહિત્ય સેવકને બદલે ધનપતિ આવી પડશે. શ્રી. સંપટ ધનપતિ ગણાય, પણ ગુજરાત-મહાગુજરાતમાં એમની પ્રતિષ્ઠા તો સાહિત્ય સેવક લેખે જ છે. એમનું નામ આજે સાહિત્ય-જગતમાં જ નહિ પણ શિક્ષિત ગુજરાતમાં પ્રસિદ્ધ છે એમ કહી શકાય. શ્રી. સંપટના લેખ વિનાનું આજે કદાચ એક પણ ગુજરાતી માસિક નહિ મળે. એમનો અભ્યાસ વિધ વિધ પ્રકારનો છે પરંતુ વ્યાપાર અને અર્થશાસ્ત્ર વિષેના એમના લેખોએ એમને ઊંચું સ્થાન આપ્યું છે. આટલી સરળ અને વ્યવહારૂ રીતે હુંડીઆમણ, વહાણવટા, રેલ્વે ઈત્યાદી વિષયો ઉપર લખી શકે એવા ગુજરાતમાં બહુ ઓછા લેખકો હશે. શ્રી. સંપટ એમનું સ્થાન શોભાવશે અને કરાંચીને દીપાવશે એ વિષે અમને સંદેહ નથી. આવી વરણી કરવા બદલ સ્વાગતમંડળને અમારાં અભિનંદન છે.

## કાકા સાહેબ જ શોભશે :

આ અંક પ્રગટ થશે ત્યારે કદાચ સંમેલનના પ્રમુખની વરણી થઇ ગઇ હશે કે થતી હશે. અમે અમારો અભિપ્રાય વ્યકત કરી ચૂકયા છીએ અને એ અભિપ્રાયને ચારે તરફથી સારો આદર મળ્યો છે. અમે એમ માનતા જ હતા કે ચૂંટણીનું પરિણામ પણ એ જ આવશે પરંતુ કાકા સાહેબનું એક નિવેદન પ્રગટ થયું અને આખી સ્થિતિ પલટાઇ ગઇ. શ્રી. મુનશી પ્રમુખ ચૂંટાઇ જ ગયા છે એવી એક અફવા પણ ફેલાઇ ગઇ અને જો કાકાસાહેબ ન આવે તો આજની પરીસ્થિતિ જોતાં શ્રી. મુનશી જ આવે એવું લાગે છે પરંતુ કાકાસાહેબના નિવેદન પછી પણ અમે ભારપૂર્વક કહીએ છીએ કે જો પરિષદે નવીન રાહ લેવો હોય, પ્રેરણારૂપ બનવું હોય, કાર્યશીલ થવું હોય તો એણે કાકાસાહેબને જ સરનંશીન બનાવવા જોઇએ. અમે એમ માનીએ છીએ કે જો સ્વાગત સમિતિ કાકાસાહેબને ચૂંટે તો કાકાસાહેબની મગદૂર નથી કે આપણા પ્રેમભર્યા આમંત્રણને ઠેલી શકે. ધમાલ કે ખટપટમાં પડવાનો એમનો સ્વભાવ નથી એ સાચી વાત છે પરંતુ આજે એમના હાથમાં રાષ્ટ્રભાષા અને રાષ્ટ્રલીપીના જે કામો છે તે પણ ખટપટથી મુકત નથી. પ્રજાતંત્રના આ યુગમાં હરીફાઇઓ તો આવશે જ. સંસ્થાઓ પણ આવશે જ. કાકાસાહેબ ઇચ્છે તો પણ એમાંથી બચી શકે નહિ અમારી વિનતિ પહોંચી શકે એટલો સમય રહ્યો હોય તો અમે કાકાસાહેબને વિનવીએ છીએ કે સંમેલનના હિતને ખાતર તેઓ 'ખટપટ' સહન કરે અને સ્વાગત સમિતિને પણ વિનવીએ છીએ કે કાકાસાહેબની પસંદગી કરી સમેલનને બળવાન બનાવે.

# સામયિકોની દીપોત્સવી

[ દર વર્ષની માફક આ વર્ષે પણ ઘણા માસિકો એ, અઠવાડીકોએ અને રોજીંદાપત્રોએ દીપોત્સવી તથા વાર્ષિક અંકો ભારે શ્રમપૂર્વક તૈયાર કરીને પ્રગટ કર્યા છે. એની સંખ્યા દર સાલ કરતા કંઇક વિશેષ છે. ત્રીસ કરતા વધારે આવા અંકો તો અમારી પાસે આવ્યા છે. એ બધા દળદાર અંકો વાંચવાનું અને એમાંથી સારૂંનરસું તારવવાનું કામ ઘણું મુશ્કેલ અને ઝાઝો સમય માગી લ્યે એવું છે. પણ આ બધા અંકોના મુખ્ય મુખ્ય લેખો વાંચતા અને બીજાઓ ઉપર સામાન્ય નજર ફેરવતા જેવા લાગ્યા તેવા અવલોકન રૂપે અહીં મૂકયા છે.

કેટલાક અંકો સારા છે, ઉપયોગી છે પણ મોટા ભાગની લેખનકક્ષા જોઇએ તેવી ઊંચા પ્રકારની અને વિચારપ્રેરક નથી રહી શકી. કેટલાંક અંકના પાનાંઓ તો કેવળ સંખ્યા બતાવવા પૂરતા જ જાણે છાપી નાખ્યા હોય એમ લાગે છે. દિવાળી જેવા શુભ અવસરે પ્રગટ થતું સાહિત્ય ચોકકસ નેમથી ચળાઇ ચળાઇને પીરસાતું હોય તો લોક અભિરૂચી સંસ્કારી અને સ્વચ્છ બને. પણ આ કોણ કરે? તંત્રીઓ અને સંપાદકો આ પ્રત્યે જરા વધુ કાળજી રાખે તો ? ' શ્રીકેત ' ]

**નવચેતન** : તંત્રી ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી, ૨૫ પોલોક સ્ટ્રીટ. વાર્ષિક લવાજમ રૂા. ૬–૬–૦

'સંત હરિદાસ' જગન્નાથ અહિવાસીનું ચિત્ર કોઇ ઉત્કટ ભાવનાથી ભરેલા કાવ્ય જેવું છે. એમાં પીંછીથી સજીવ કરેલી કુદરત છે, કલાપ્રિયોને પ્રેરણા આપે એવું, કવીઓને કાવ્ય સ્ફુરાવે એવું સુંદર ભાવવાહી એ ચિત્ર છે. જોતા ધરપત જ ન થાય એવું પ્રબળ એનું આલેખન છે. આ અંકમાં બીજું એવું જ સુંદર ચિત્ર કનુ દેસાઇનું 'દિવ્ય સંગીત' છે. આસ્માનમાં ઝુમતાં વાદળાઓ જાણે થીજી ગયા હોય, કુદરત જાણે સ્તબ્ધ બનીને થંભી ગઇ હોય અને આજુબાજુનું વાતાવરણ પણ જાણે બંસીના કરૂણ સ્વરે રડી ઊઠતું હોય એવું લાગે છે. 'દિવ્ય સંગીત'ની લહેરમાં ઝાડ, પાન, પશુ વગેરે શાંત બનીને ઊભા છે. ચિત્ર જોતાં જ મન ઊપર ન ભૂંસાય એવી છાપ પડે છે.

ધૂમકેતુની 'જનમકેદી' નામની વાર્તામાં જનમભોમકાના દર્શન સારૂં ઝંખતા માનવીની દર્દભરી કથા છે. રમણલાલ દેસાઇ 'કુંવરજી દેસાઇ' નામના નાટકમાં એમનાં પૂર્વજોનો ગૌરવભર્યો ઇતિહાસ આલેખે છે. ફિરોઝશાહ મહેતાનો લેખ ચિત્રકળામાં રેખાંકનનું સ્થાન અને એના સૌંદર્યની મિંમાસા કરે છે. એ ઉપરાંત લલિતમોહન ગાંધી, દામોદર ભટ્ટ અને આનંદીશની નવલિકાઓ પણ છે. ઉમાશંકર જોષીનો પરિચય મનસુખલાલ ઝવેરીએ આપ્યો છે. નવચેતને દરવર્ષની માફક એના સહિત્યની કક્ષાને આ વરસે પણ જાળવી રાખી છે.

**ગુણસુંદરી** : તંત્રી યજ્ઞેશ હ. શુકલ, કલ્યાણ બીલ્ડીંગ, કાંદાવાડી. મુંબઇ–૪. વાર્ષિક લવા રૂા. ૪–૮–૦

કવિશ્રી નર્મદના જીવનપ્રસંગોને વણીને બનાવેલું 'નર્મદ' નામનું ચંદ્રવદન મહેતાનું નાટક આજના લેખકે અવશ્ય વાચવા જેવું છે. ધનસુખલાલ મહેતાનું 'પ્રતિમાની પ્રતિજ્ઞા' નામનું પ્રહસન, મંજુલાલ મજમુદારની 'ખુલ્લના' નામની બંગાળી લોકકથા, અનંતરાય રાવળ નો 'કારુણ્યની મૂર્તિ કુમુદ' ઉપરનો અને ડૉ. કાન્તિલાલ પંડયાનો 'દુધ' ઉપરનો લેખ વગેરે આ અંકની સમૃદ્ધિ છે. સુંદરજી બેટાઇ, બાદરાયણ, કેશવ હ.શેઠ, પતીલ વગેરેના કાવ્યો ઉચ્ચ કોટીના છે. બે ત્રણ સારા સારા ચિત્રો પણ મૂકયા છે.

**શારદા** : તંત્રી ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા રાવ-

પુરા, વડોદરા. વાર્ષિક લવાજમ રૂ. ૬–૯–૦

કાઠિયાવાડના લોકસાહિત્યને બહાર આણવાનું કામ જેણે વર્ષોથી કર્યું છે એવા આ માસિકનો દીપોત્સવી અંક વાર્તાઓ, કાવ્યો અને દુહાઓથી ભરપુર બન્યો છે મુખપૃષ્ટનું ચિત્ર કલાવર્ધાની ચિત્રકલાને જેમ આપે એવું બન્યું છે. 'ઊર્મિલાની હૃદયવ્યથા' ભદ્રા દેસાઈનું ચિત્ર એમના અગાઉના ચિત્રો કરતા ઘણું ચડિયાતું છે. શોક, વેદના અને ગ્લાનીની રેખાઓ જીવન્ત બનીને મન ઉપર એક પ્રકારની ઘેરી છાયા મૂકી જાય છે.

'સાંધાવાળો,' 'ઓશીયાળો' વગેરે વાર્તાઓ, ફિરોઝશાહ મહેતાનો અને રતિલાલ ઠક્કરનો લેખ અવશ્ય વાચવા જેવો છે. 'સંગીત અને શિક્ષણ' હરકાન્ત શુકલનો લેખ આજે જ્યારે કેળવણીની પુનરચના થઇ રહી છે ત્યારે આવકાર પાત્ર છે કનુ દેસાઈનો પરિચય આપીને એના લેખકે ઉપયોગી કાર્ય કર્યું છે.

**પ્રભાત :** તંત્રી નટવરલાલ મોદી, ગોદાવરી સદન ગઝદર પાર્ક–મુંબઈ, પૃષ્ટ ૮૦. કિં. ચાર આના.

આ વાર્ષિક અંક ગઇ સાલની માફક આ વર્ષે પણ પ્રગટ થયો છે, પણ આ વખતે એમાં અજબ તની તાઝગી અને સૌંદર્ય બંને છે. પ્રથમ પંક્તિના કવિતાકારો જેવા કે સુંદરમ્, ઇંદુલાલ ગાંધી, ઉમાશંકર જોશી, મનસુખલાલ ઝવેરી, ચંદ્રવદન મહેતા, પૂજાલાલ, બાદરાયણ, સુંદરજી બેટાઇ, મોહિનિચંદ્ર વગેરેના સુંદર કાવ્યો આમાં છે. એ ઉપરાંત કેટલીક સારી ગદ્ય કૃતિઓ પણ છે. ધૂમકેતુના 'રજકણો' દીપોત્સવીની રંગોળીની માફક આ અંકનો શણગાર છે. બકુલેશની વાર્તા 'ખીસાકાતરૂ' એક નવા અણખેડયા પ્રદેશમાં આપણને લઇ જાય છે. 'ચીન જાપાનની બીનરમાંના લેખમાં મહેરઅલીએ ચીન જાપાનની સ્થિતિનું પૃથક્કરણ કર્યું છે. આખો અંક સમગ્ર રીતે જોતા, પદ્ય વિભાગ જેટલો સમૃદ્ધ બન્યો છે તેટલો ગદ્ય વિભાગ નથી બની શક્યો. આ અંકની છપામણી કલાત્મક બની છે. દરેક લેખના મથાળે લેખકનો પરિચય આપીને આ અંક વધુ ઉપયોગી બનાવ્યો છે. પ્રભાત આશાપ્રેરક વાર્ષિક છે એમાં સંદેહ નથી.

**વ્યાયામ :** તંત્રી પોંડા નારાયણ વિઠ્ઠલદાસ, રાવપુરા વડોદરા. વાર્ષિક લવાજમ રૂ. અઢી.

ત્રીસ ત્રીસ વર્ષ થયાં એકધારી સેવા કરનારૂં એકનું એક ગુજરાતભરનું લોકપ્રિય વ્યાયામ માસિક ખરેખર વ્યાયામના પ્રચારકાર્યમાં પોતાનો જબ્બર હિસ્સો આપી રહ્યું છે.

એમાં કસરતને લગતાં લેખો, કાવ્યો અને નાની નવલિકાઓ તથા વ્યાયામપ્રેમીઓને તેમ જ અન્ય વાચકવર્ગને ગમે તેવા વિષયો પણ આવે છે. તે ઉપરાંત મલ્લકુસ્તીનો સચિત્ર વિભાગ, આસનોનો વિભાગ, તલવાર પટ્ટાનો વિભાગ, સૂર્યનમસ્કાર વિભાગ, વાચકોની મુંઝવણનો વિભાગ વગેરે વિભાગો ખરેખર વાચકવર્ગને પહેલેથી તે છેવટ સુધી જકડી રાખે એવા આવે છે. વ્યાયામ હાથમાં લીધા પછી પૂરૂં કર્યે જ ગમે એવી ઉતમ લેખન–સામગ્રી વ્યાયામના રસીઆઓને એ આપે છે.

અને આ ઉપરાંત સચિત્ર વ્યાયામવીરોના આદર્શ જીવનચરિત્રો, વ્યાયામશાળાઓનો પરિચય વગેરે આપી આજના વ્યાયામરસીક વર્ગને પોતાના જીવનઘડતરમાં ઉપયોગી ફાળો આપી રહ્યું છે.

દર મહિને મુખપૃષ્ટ ઉપર સુદૃઢ અને સ્નાયુબદ્ધ શરીરનો આદર્શ નમૂનો રજુ કરતું કોઈ એકાદ ચિત્ર મૂકીને વ્યાયામ માસિક પોતાના દેહને વધુ ને વધુ આકર્ષક બનાવે છે. અમે દરેક વ્યાયામ પ્રેમી જુવાનોને આ માસિકને ઉત્તેજન આપવાની ભલામણ કરીએ છીએ.

**પદ્મિની:** તંત્રી જસવંત ઠાકર. નવચેતન સાહિત્ય મંદીર અમદાવાદ વાર્ષિક લવા. રૂા. ચાર

તાજેતરમાં બહાર પડેલું આ સ્ત્રી ઉપયોગી માસિક ચોકકસ નેમ લઇને બહાર પડે છે, પણ બહાર પડેલા બે અંકો જોતા એ નેમની ઝાંખી બહુ ઓછી થઇ શકે એમ છે, પણ એમનાં સંચાલકોમાં ઉત્સાહ છે, ધગશ છે એટલે એ સફળ થશે એવી આશા રહે છે. આ નવા માસિકને અમે સત્કારીએ છીએ.

**આહુતિઃ** તંત્રીઃ ધનેશ્વર માધવજી દવે, ડેન્સો હોલ, કરાચી. વાર્ષિક લવાજમ રૂા. બે.

ઔદિચ્ય બ્રાહ્મણ જ્ઞાતિનું આ માસિકપત્ર હોવા છતાં આમાં જ્ઞાતિનું સંકુચિતપણું નથી પણ વિશાળ દષ્ટિ રાખીને બીજી જ્ઞાતિમાંથી, બીજા સમાજમાંથી ઇષ્ટ વસ્તુઓ વીણી વીણીને એના તંત્રીશ્રીએ સ્વજ્ઞાતિ પાસે ધરી છે. જાગૃતિની હવા આજે ચોમેર ફેલાતી જાય છે એવે વખતે આવા માસિકો એને ઝીલીને ખૂણે ખૂણે પહોંચાડે છે.

આહુતિનો દીપોત્સવીઅંક સારા એવા કોઇ સાહિત્યક અંકની હરોળમાં ઊભો રહી શકે એવો બન્યો છે. 'મણીબાઇ ચાંદલો,' 'રામુની પતંગ' અને 'મેરૂ' એ ત્રણે ટૂંકી વાર્તાઓનું આલેખન તરી આવે એવું થયું છે. 'ઇર્ષા' નામની ટૂંકી નાટિકામાં જાણીતા 'ઇ. ન' નામના લેખકે કૈકેયી અને મંથરાનો સંવાદ કુશળતાપૂર્વક ગૂંથ્યો છેઃ 'કેદખાને દીપોત્સવી'માં જેલમાં અનેક દુઃખો, મુસિબતો અને સંકટો સામે ઝૂઝતા ઝૂઝતા જે લાગણીઓ અનુભવેલી તે રજુ કરી છે. આ અંકનું મુખપૃષ્ટ સાદું છતાં સુંદર અને કલાત્મક બન્યું છે.

**પ્રગતિ:** સંપાદક ચંદુલાલ જ. શાહ, ખેતવાડી મેન રોડ, મુંબઈ.

પોરવાડ જ્ઞાતિનું આ માસિકપત્ર જ્ઞાતિની સંકુચિત ભાવનાથી મોકળું રહ્યું છે. સમાજદેહ ઉપર ફૂટી નીકળેલાં ગૂમડાને આવા પ્રગતિદાયી પત્રો સાફસૂફી કરે છે અને શકય એટલું સમાજજીવને નિરોગી રાખવાને મથે છે. 'પ્રગતિ'નો દિવાળીઅંક ઝવેરચંદ મેઘાણીનો રાસ આપે છે. રંતુભાઇ દેસાઇનું કાવ્ય આપે છે. 'મારાં જીવનનાં સંસ્મરણો' વાંચવા જેવા છે. મુખ પૃષ્ટ ઉપરનું ચિત્ર સૌમ્ય ભાવનાને જાગ્રત કરનારું છે.

**આગે કદમ:** પ્રકાશક : યંગ મેન્સ વ્હોરા એસોસીએશન કરાચી.

કરાચીની યંગ મેન્સ વ્હોરા એસોસીએશનનું આ માસિક મુખપત્ર છેલ્લા ત્રણ વર્ષથી પ્રગટ થાય છે. પ્રત્યેક કોમમાં, પ્રત્યેક સમાજમાં આજે ક્રાન્તિની ચિનગારીઓ લાગી ચૂકી છે એવા કાળે આ માસિક વહોરા કોમના જુવાનોને સડી ગએલી રૂઢિઓમાંથી, કોહાઇ ગએલી માન્યતાઓમાંથી જાગ્રત કરીને ખૂલ્લી હવામાં આણવાનું કામ કરે છે, એના ઉદ્દેશો, એનું કાર્ય એ બધું જોતા આ માસિકનું નામ યથાર્થ છે. ક્રાંતિની મશાલ લઇને આગેકદમ ભરતા આ માસિકને અમારા અભિનંદન છે.

**ઝાલર :** તંત્રી નાગેન્દ્ર મ. બ્યાસ, થાકુબખાન રોડ, કરાચી. વાર્ષિક લવાજમ રૂા. ચાર.

કરાચીમાંથી તાજેતરમાં બહાર પડેલ આ માસિકનો દિવાળી અંક અમને મળ્યો છે. અગાઉનો અને આ એમ બંને અંકો જોતા એની લેખન સામગ્રી જોઇએ એં પ્રકારની ઊંચી, નક્કર અને વૈવિધ્યભરી નથી રહી શકી. કરસનદાસ માણેકનું 'સામ્યવાદની સપ્તપદી' નામનું કાવ્ય 'મંગલ આઝાદી'નું પ્રેરક દર્શન કરાવે છે. શ્રમજીવીઓના ક્રંદનો ઝીલીને વહેતી આ કવિતા આપણા પીડિતોના સાહિત્યમાં આગળ પડતું સ્થાન મેળવશે, 'અનાથાશ્રમની યાત્રાએ' નામની મગનલાલ શેઠે લખેલી વાર્તા સમાજ જીવનનું કરૂણ ચિત્ર રજુ કરે છે. વિધવાઓના જીવનની દુર્દશા આલેખે છે. પણ આ ટૂંકી વાર્તા કરતા એક પ્રસંગચિત્ર જેવું વધારે છે. કેટલાક નકામાં જેવા શબ્દો કાઢી નાખ્યા હોત તો આ પ્રસંગચિત્ર વધુ સુંદર બનત. મોહનલાલ ગાંધીના 'પ્લેગના જંતુનો વરસાદ' નામના લેખમાં વિજ્ઞાનની શોધોનો કેવો ભયંકર ગેરઉપયોગ થઈ શકે છે એ બતાવ્યું છે. અન્ય વિભાગો પણ ઉપયોગી છે પણ એની પાછળ હજુ વધુ અભ્યાસપૂર્ણ દષ્ટિ કેળવવાની જરૂર છે. એકંદરે આ માસિકને સત્કારતા અમને આનંદ થાય છે

**લોકવાણી :** તંત્રી ઇશ્વરલાલ ઇચ્છારામ દેસાઇ, ચૌટાપૂલ, સુરત પૃષ્ટ ૧૨૦. કિં. દસ આના

સરદાર વલ્લભભાઇ, કાકા કાલેલકર અને ડૉ. ચંદુલાલ દેસાઇ વગેરેના આશિર્વાદ લઇને બહાર પડતો આ વાર્ષિક અંક કોઇ પણ પ્રકારના ભભકભર્યા રંગથી

પુરા, વડોદરા. વાર્ષિક લવાજમ રૂ. ૬-૯-૦

કાઠિયાવાડના લોકસાહિત્યને બહાર આણવાનું કામ જેણે વર્ષોથી કર્યું છે એવા આ માસિકનો દીપોત્સવી અંક વાર્તાઓ, કાવ્યો અને દુહાઓથી ભરપુર બન્યો છે મુખપૃષ્ટનું ચિત્ર કલાબ્ધીની ચિત્રકલાને જેમ આપે એવું બન્યું છે. 'ઊર્મિલાની હૃદયવ્યથા' ભદ્રા દેસાઈનું ચિત્ર એમના અગાઉના ચિત્રો કરતા ઘણું ચડિયાતું છે. શોક, વેદના અને ગ્લાનીની રેખાઓ જીવન્ત બનીને મન ઉપર એક પ્રકારની ઘેરી છાયા મૂકી જાય છે.

'આંધીવાળો,' 'ઓશાયાળો' વગેરે વાર્તાઓ, ફિરોઝશાહ મહેતાનો અને રતિલાલ ઠક્કરનો લેખ અવશ્ય વાંચવા જેવો છે. 'સંગીત અને શિક્ષણ' હરકાન્ત શુક્લનો લેખ આજે જ્યારે કેળવણીની પુનરચના થઇ રહી છે ત્યારે આવકાર પાત્ર છે કનુ દેસાઈનો પરિચય આપીને એના લેખકે ઉપયોગી કાર્ય કર્યું છે.

**પ્રભાત :** તંત્રી નટવરલાલ મોદી, ગોદાવરી સદન ગઝદર પાર્ક-મુંબઈ, પૃષ્ટ ૮૦. કિં. ચાર આના.

આ વાર્ષિક અંક ગઇ સાલની માફક આ વર્ષે પણ પ્રગટ થયો છે. પણ આ વખતે એમાં પ્રભાતની તાઝગી અને સૌંદર્ય બંને છે. પ્રથમ પંક્તિના કવિતાકારો જેવા કે સુંદરમ્, ઇંદુલાલ ગાંધી, ઉમાશંકર જોશી, મનસુખલાલ ઝવેરી, ચંદ્રવદન મહેતા, પૂજાલાલ, બાદરાયણ, સુંદરજી બેટાઇ, ગોવિંદસ્વામી વગેરેના સુંદર કાવ્યો આમાં છે. એ ઉપરાંત કેટલીક સારી ગદ્ય-કૃતિઓ પણ છે. ધૂમકેતુના 'રજકણો' દીપોત્સવીની રંગોળીની માફક આ અંકનો શણગાર છે. બકુલેશની વાર્તા 'ખીસાકાતરૂ' એક નવા અણખેડયા પ્રદેશમાં આપણને લઇ જાય છે. 'ચીન જાપાનની બીનરૂમાંના લેખમાં મહેરઅલીએ ચીન જાપાનની સ્થિતિનું પૃથક્કરણ કર્યું છે. આખો અંક સમગ્ર રીતે જોતા, પદ્ય વિભાગ જેટલો સમૃદ્ધ બન્યો છે તેટલો ગદ્ય વિભાગ નથી બની શકયો. આ અંકની છપામણી કલાત્મક બની છે. દરેક લેખના મથાળે લેખકનો પરિચય આપીને આ અંક વધુ ઉપયોગી બનાવ્યો છે. પ્રભાત આશાપ્રેરક વાર્ષિક છે એમાં સંદેહ નથી.

**વ્યાયામ :** તંત્રી ઘેલા નારાયણ બિલ્ડીંગ, રાવપુરા, વડોદરા. વાર્ષિક લવાજમ રૂ. અઢી.

ત્રેવીસ ત્રીસ વર્ષ થયાં એકધારી સેવા કરનારું એકનું એક ગુજરાતભરનું લોકપ્રિય વ્યાયામ મા[illegible] ખરેખર વ્યાયામના પ્રચારકાર્યમાં પોતાનો જબ્બર [illegible] આપી રહ્યું છે.

એમાં કસરતને લગતાં લેખો, કાવ્યો [illegible] નવલિકાઓ તથા વ્યાયામપ્રેમીઓને તેમ જ અન્ય વર્ગને ગમે તેવા વિષયો પણ આવે છે. તે ઉપરાંત કુસ્તીનો સચિત્ર વિભાગ, આસનોનો વિભાગ, તલવારના પટ્ટાનો વિભાગ, સૂર્યનમસ્કાર વિભાગ, વાચકોની મુંઝવણનો વિભાગ વગેરે વિભાગો ખરેખર વાચકવર્ગને પહેલેથી તે છેવટ સુધી ખેંચી રાખે એવા આવે છે. વ્યાયામ હાથમાં લીધા પછી પૂરું કર્યે જ ગમે એવા ઉતમ લેખન-સામગ્રી વ્યાયામના રસીઆઓને એ આપે છે.

અને આ ઉપરાંત સચિત્ર વ્યાયામવીરોના આદર્શ જીવનચરિત્રો, વ્યાયામશાળાઓનો પરિચય વગેરે આપી આજના વ્યાયામરસીક વર્ગને પોતાના જીવનઘડતરમાં ઉપયોગી ફાળો આપી રહ્યું છે.

દર મહિને મુખપૃષ્ટ ઉપર સુદૃઢ અને સ્નાયુબદ્ધ શરીરનો આદર્શ નમૂનો રજુ કરતું કોઇ એકાદ ચિત્ર મૂકીને વ્યાયામ માસિક પોતાના દેહને વધુ ને વધુ આકર્ષક બનાવે છે. અમે દરેક વ્યાયામ પ્રેમી જુવાનોને આ માસિકને ઉત્તેજન આપવાની ભલામણ કરીએ છીએ.

**પદ્મિની:** તંત્રી જસવંત ઠાકર. નવચેતન સાહિત્ય મંદીર અમદાવાદ વાર્ષિક લવા. રૂા. ચાર

તાજેતરમાં બહાર પડેલું આ સ્ત્રી ઉપયોગી માસિક ચોક્કસ નેમ લઇને બહાર પડે છે, પણ બહાર પડેલા બે અંકો જોતા એ નેમની ઝાંખી બહુ ઓછી થઇ શકે એમ છે. પણ એમનાં સંચાલકોમાં ઉત્સાહ છે, ધગશ છે એટલે એ સફળ થશે એવી આશા રહે છે. આ નવા માસિકને અમે સત્કારીએ છીએ.

મહત્ત્વના બનાવોનું કર્યું છે. પણ મહાસભાની પ્રવૃતિ ઉપરનું એમનું અવલોકન અમને એકપક્ષી અને કેટલીક સત્ય વસ્તુને વેગળી મૂકીને કરેલું લાગે છે. અને એમાં જ્યારે જવાહરલાલ બહુમતિને વશ થઇને પોતાના હોદ્દાવિરોધના ઉગ્ર વિચારોને શમાવે છે ત્યારે લેખક એને 'હીનતાની અવધી' કહીને સંબોધે છે. આ ઉપમાં વાંચીને દુ:ખ અને આશ્ચર્ય થયા વિના નથી રહેતું. લેખકની કલમ લખાણના પ્રવાહમાં પૂરતું સ્વાસ્થય નથી જાળવી શકી એમ કહેવું જોઇશે.

'તેતરની જોડી' બકુલેશે લખેલી વાર્તા, માનવ જીવનની કરૂણાને સ્પર્શીને આગળ ચાલી જાય છે. 'અભિલાષના અવસાન,' 'શેર માટીની ભૂખ' 'ભૂખેસરી,' 'આશાના ટૂકડા' વગેરે સુંદર વાર્તાઓ છે. 'ગુન્હેગારોના જગતમાં' વિરચંદ શેઠે જેલના ઊંચા કોટ પાછળ ધરબાઇ જતી માનવતાનો ખ્યાલ આપ્યો છે. માણસની માણસાઇને જ એ જગતમાં કેવી ભયંકર રીતે છૂંદી નાખવામાં આવે છે એનું અસરકારક બ્યાન આપ્યું છે. એ ઉપરાંત ડૉ. સુમંત મહેતા, ઇન્દુલાલ યાજ્ઞિક, પ્રો. ખુશાલ ટી. શાહ, બી. ટી. આસર વગેરેના રાજકીય અને પ્રાસંગિક લેખો પણ છે. 'લ્હિની વિદાય' નંદલાલ બોઝ; 'માનતા' સતીશચંદ્ર સિંહા, 'વિરહિણી' 'સાગરની લહેરી' ભુપેન ગુપ્તા વગેરેના કલાભર્યા ચિત્રો છે. 'જગતનો તાત,' 'સમાજનો ન્યાય,' 'લક્ષ્મીનો ઉદ્‌ભવ' ફઝ 'વસંતઋતુ' જયંત ખત્રી, વગેરેના ભાવવાહી અને કલ્પના પ્રેરક ચિત્રો પણ છે. આખો અંક અનેક સુંદર ફોટાઓથી ભરચક બન્યો છે. આટલી મહેનત લઈને અંકને સમૃદ્ધ બનાવવાનો યશ એના સંપાદક શ્રી. બકુલેશને ફાળે જાય છે. આખા અંકનું મુદ્રણ પણ અનોખું બન્યું છે.

**નવસૌરાષ્ટ્ર** : તંત્રી કકલભાઇ કોઠારી, સલાપોસ ક્રોસ રોડ, અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂ. ચાર

અંકને જોતાં જ એનું મુખ પૃષ્ટ ઊડી ને આંખ ને વળગે એવું અસરકારક છે. બધા દિવાળીઅંકોના કરતા નિરાળી ભાત પાડતો નવસૌરાષ્ટ્રનો દીપોત્સવી અંક સહિત્યદષ્ટિએ પણ વિશિષ્ટ બન્યો છે. આમાં સંગ્રાહેલી કૃત્તિઓ સમાજવાદની નવીન વિચારણાથી છવાએલી છે. અને એ રીતે ચોકક્સ દૃષ્ટિંબિન્દુથી લખાએલો આ આખો અંક જુવાનોએ વાંચવા જેવો અને વિચારવા જેવો બન્યો છે.

હરિન્દ્ર ચટોપાધ્યાયના 'નવ કવિ' કાવ્ય ઉપરથી લીધેલું 'પ્રેરણા' આજના ઉગતા કવિને નવપ્રેરણા આપશે. આખા વર્ષનું અવલોકન ચોકક્સ વિચારસરણીથી લખેલું છે એટલે એ વિચારણાથી જે વિરૂદ્ધ છે તેમના વિચારોને ક્યાંક ક્યાંક વાસ્તવિક રીતે છે તેના કરતા જુદી રીતે મૂકવામાં આવ્યા છે. કાઠિયાવાડ વિષેના એમના ઉગ્ર વિચારો આજના તબક્કે અમને વ્યવહારૂ, વાસ્તવિક અને ઉપયોગી નથી લાગતા. સીધા સામના કરતા નક્કર રચનાત્મક કામ અને સંગઠન એ જ આજના પ્રસંગે પ્રજાની સાચી તાકાત વધારનારું નીવડશે.

'અમારો લેનિન' અને 'અમદાવાદ: પચીસ વર્ષ પછી' એ બંને વાંચવા જેવા લેખો છે. 'દુનિયા જુની અને નવી' એ અંગ્રેજીમાંથી ઉતારેલું કાવ્ય સચિત્ર કરીને વધુ સુંદર બનાવ્યું છે, 'વટાવેલી વાટ'માં ડૉ. સુમન્ત મહેતાએ જીવનસ્મરણો આલેખ્યા છે. 'અબાબાની-કત્લ'માં ચંદ્રભાઇ ભટ્ટે એમની ઢબે એબીસીનીયાની લડાઇના પ્રસંગો લખ્યા છે. રામભાઇ પટેલનો આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ ઉપરનો લેખ અભ્યાસીઓએ વાંચવા જેવો છે. આ ઉપરાંત ગુણવંતરાય આચાર્ય, પન્નાલાલ પટેલ, નીરૂ દેસાઇ અને જયન્તિ દલાલ વગેરેની વાર્તાઓ પણ છે.

**સ્ત્રી શકિત** : તંત્રી ઇશ્વરલાલ ચીમાવાળા, કેળાપીઠ સુરત પૃષ્ટ ૯૦ કિં. આઠ આના

સ્ત્રી શકિત કાર્યાલયે આપણા અલ્પ ગુજરાતી સ્ત્રી ઉપયોગી સાહિત્યમાં અનેક પુસ્તકો આપીને કિંમતી ઉમેરો કર્યો છે. આ વખતના દિવાળીઅંકમાં 'વહેમ વંટોળ' 'વિદ્યાર્થીની' અને 'દિવાળીને દહાડે' આગળ પડતી કૃતિઓ છે. 'પત્રકારિત્વમાં' છોટાલાલ કામદારે સ્ત્રીઓને આ ધંધામાં પડવાનું સૂચવ્યું છે. 'નૂતન વર્ષે'-માં બે મિત્રોના પ્રેમની કથા આલેખાએલી છે. 'રમા-

અલિમ છતાં સાદો અને ગૌરવપૂર્ણ લાગે છે. કાકા સાહેબે 'પરાક્રમનું પર્વ' માં ઉદ્યોગ મારફતે સંસ્કાર અને કેળવણી આપવાનું બોધ્યું છે. એઓ કહે છે "ગાંધીજીએ ગુજરાતને અનેક વસ્તુઓ આપી છે. તેઓ કહે છે કે: 'સંભવ છે કે આ મારી છેલ્લી અને સૌથી શ્રેષ્ઠ બક્ષીસ છે'. ગુજરાતના નવયુવકો આગળ ફરી એક નવો ઉત્સાહયુગ, પરાક્રમનું પર્વ અને સેવાની સંધિ આવ્યાં છે. કેળવણીદ્વારા જ દુનિયાનો ઉદ્ધાર છે. ગુજરાત શો જવાબ આપશે!" ગુજરાત આ પ્રશ્નને ઝીલશે એવી અમે આશા રાખીએ છીએ.

"રાજકારણ અને વર્તમાનપત્રો" નામના ધૂમકેતુના લેખમાં એમણે વેળાસરની ચેતવણી ઉચ્ચારી છે. વર્તમાનપત્રોએ કેવળ શ્રદ્ધા, ભાવના કે કોઇ પ્રકારના પૂર્વગ્રહમાં તણાયા વિના સમાજના સંસ્કાર-જીવનને કેળવે અને પોષે એવા પ્રશ્નોને બુદ્ધિપૂર્વક ચર્ચવા જોઇએ અને પ્રજાને યોગ્ય માર્ગે વાળવી જોઇએ તથા સ્વરાજની તાલિમ માટે નિડર ને વિશુદ્ધ વિચારોને આવકારવા જોઇએ અને આમ થશે તો જ આપણો પ્રાણ સદૈવ વિકસતો રહેશે. 'અવિનાશ,' 'એક આનો,' 'ભાંગેલ સ્વપ્ન' વગેરે વાર્તાઓ ધ્યાન ખેંચે એવી સંગ્રહાએલી છે. 'કેળવણી અને સમાજ,' 'સર્વોત્તમ આર્થિક કાર્યક્રમ,' અને 'આગામી મહાસભા અને ગોપાલન' વગેરે લેખો અભ્યાસપૂર્ણ છે. વિજરાય વૈદ, નવલરામ ત્રિવેદી વગેરેના લેખો પણ છે.

'સિંધુની સંસ્કૃતિ'માં લેખકે સિંધના વિવિધ પ્રસંગો મૂક્યા છે. અને દટાએલા સિંધના લોકસાહિત્યને બહાર આણવાનો નિર્દેશ કર્યો છે. બલવંતરાય ઠાકોર, ઉમાશંકર જોશી, સુંદરમ્ અને બીજા કવિઓના કાવ્યો પણ આ અંકમાં છે.

ખાસ વિભાગ ઉમેરીને નૂતન વર્ષે બાળકોને નજર સમક્ષ રાખ્યા છે એ આવકાર પાત્ર છે. ચીયા કાગળ ઉપર છપાયેલો આ આખો અંક મુદ્રણે અને ગોઠવણીએ મજાનો બન્યો છે.

**પ્રતાપ** : તંત્રી : કાલિદાસ કૃપાશંકર શેલત, કણાપીઠ, સુરત. પૃષ્ઠ ૨૩૨. કિં. આઠ આના

પ્રતાપનો આ વખતનો દીપોત્સવી અંક ગઇ સાલ કરતા કલાએ અને સાહિત્ય સમૃદ્ધિએ ઘણો ચડીઆતો છે. ન્હાનાલાલ કવિનું 'પૂજનનો દીન' નામનું રાસગીત અને ખબરદારનું 'સોદાગર' દરેક વાંચનારને રસમાં તરબોળ કરી દે એવાં છે, ઉમાશંકરનું 'ગુજરાતણ' અને સુંદરમનું 'વેશ્યા' બન્નેમાં નવીન કલ્પના છે.

ધૂમકેતુએ 'મહત્ત્વના પ્રશ્નો'માં ગ્રામસેવકોને ઉપયોગી થઇ પડે એ પ્રકારની ચર્ચા છણી છે. ગામડાના નકામાં ગણાતાં સ્થળો અને તત્ત્વોનો પુનરુદ્ધાર કરીને એને કેમ ઉપયોગી બનાવી શકાય એ બતાવ્યું છે. 'રસવૃત્તિની સ્વતંત્રતા' એ એક મહત્ત્વનો લેખ પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ લખીને રસોનું પૃથક્કરણ કર્યું છે 'એ કોણ હતી?' એ અપઘાતની કાવ્યી ભાગમાં કાલીદાસ શેલતે મર્માળુ હાસ્ય પૂર્યું છે. અનેક પ્રકારની ઉપમાઓ વાંચતાં વાંચતા છેવટે જ્યારે "એ હતી તપખીરની દાબડી!" વાંચીએ છીએ ત્યારે હસ્યા વિના નથી રહી શકાતું.

આ ઉપરાંત પણ અનેક લેખો અને કાવ્યો છે. શરૂઆતનું ચિત્ર 'વૈષ્ણવ જન' મૂકીને એકને વધુ સુંદર બનાવ્યો છે. આખો અંક ઘરમાં વસાવવા જેવો બન્યો છે. આવો દળદાર અંક સફળ રીતે તૈયાર કરવા માટે અમે એના સંપાદકને ધન્યવાદ આપીએ છીએ.

**હિંદુસ્તાન-પ્રજામિત્ર** : સંપાદક બહુમેશ. દલાલ સ્ટ્રીટ ફોર્ટ, મુંબઇ. પૃષ્ઠ ૧૯૨. કિં. એક રૂપિયો.

શરૂઆતના પાના ઉપર 'સાકી' નું ભાવવાહી ચીત્ર જોઇને એના કલાકારની સાધનાનો ખ્યાલ આવે છે અને ચિત્ર જાણે સ્વયં કોઇ ઐતિહાસિક કાળની કથા ઉચ્ચારતું હોય એમ લાગે છે. અને એ પછી આવતું કેરીનું ચિત્ર પણ મન ઉપર ઊંડી છાપ મૂકી જાય છે.

'ફૈઝપુરથી હરિપુરા' નામનો રવિશંકર મહેતાનો લેખ પસાર થએલા વર્ષનું સિંહાવલોકન કરે છે. એમાં લેખકે ઊંડું અને સચોટ અવલોકન દેશ-પરદેશના

મહત્ત્વના બનાવોનું કર્યું છે. પણ મહાસભાની પ્રવૃત્તિ ઉપરનું એમનું અવલોકન અમને એકપક્ષી અને કેટલીક સત્ય વસ્તુને વેગળી મૂકીને કરેલું લાગે છે. અને એમાં જ્યારે જવાહરલાલ બહુમતિને વશ થઇને પોતાના હોદ્દાવિરોધના ઉગ્ર વિચારોને શમાવે છે ત્યારે લેખક એને 'હીનતાની અવધી' કહીને સંબોધે છે. આ ઉપમાં વાંચીને દુઃખ અને આશ્ચર્ય થયા વિના નથી રહેતું. લેખકની કલમ લખાણના પ્રવાહમાં પૂરતું સ્વાસ્થ્ય નથી જાળવી શકી એમ કહેવું જોઇશે.

'તેતરની જોડી' બકુલેશે લખેલી વાર્તા, માનવ જીવનની કરૂણાને સ્પર્શીને આગળ ચાલી જાય છે. 'અભિલાષના અવસાન,' 'શેર માટીની ભૂખ' 'ભૂખેસરી,' 'આશાના ટૂકડા' વગેરે સુંદર વાર્તાઓ છે: 'ગુન્હેગારોના જગતમાં' વિરચંદ શેઠે જેલના ઊંચા કોટ પાછળ ધરબાઇ જતી માનવતાનો ખ્યાલ આપ્યો છે. માણસની માણસાઈને જ એ જગતમાં કેવી ભયંકર રીતે છૂંદી નાખવામાં આવે છે એનું અસરકારક બ્યાન આપ્યું છે. એ ઉપરાંત ડૉ. સુમંત મહેતા, ઇન્દુલાલ યાજ્ઞિક, પ્રો. ખુશાલ ટી. શાહ, બી. ટી. આસર વગેરેના રાજકીય અને પ્રાસંગિક લેખો પણ છે. 'દિનની વિદાય' નંદલાલ બોઝ; 'માનતા' સતીશચંદ્ર સિંહા, 'વિરહિણી' 'સાગરની લહેરી' ભુપેન ગુપ્તા વગેરેના કલાભર્યાં ચિત્રો છે. 'જગતનો તાત,' 'સમાજનો ન્યાય,' 'લક્ષ્મીનો ઉદ્ભવ' ક્રજ 'વસંતઋતુ' જયંત ખત્રી, વગેરેના ભાવવાહી અને કલ્પના પ્રેરક ચિત્રો પણ છે. આખો અંક અનેક સુંદર ફોટાઓથી ભરચક બન્યો છે. આટલી મહેનત લઈને અંકને સમૃદ્ધ બનાવવાનો યશ એના સંપાદક શ્રી. બકુલેશને ફાળે જાય છે. આખા અંકનું મુદ્રણ પણ અનોખું બન્યું છે.

**નવસૌરાષ્ટ્ર** : તંત્રી કકલભાઇ કોઠારી, સલાપોસ ક્રોસ રોડ. અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂ. ચાર

અંકને જોતાં જ એનું મુખ પૃષ્ટ ઊડી ને આંખ ને વળગે એવું અસરકારક છે. બધા દિવાળીઅંકોના કરતા નિરાળી ભાત પાડતો નવસૌરાષ્ટ્રનો દીપોત્સવી અંક સહિત્યદષ્ટિએ પણ વિશિષ્ટ બન્યો છે. આમાં સંગ્રાહેલી કૃત્તિઓ સમાજવાદની નવીન વિચારણાથી છવાએલી છે. અને એ રીતે ચોકકસ દષ્ટિબિન્દુથી લખાએલો આ આખો અંક જુવાનોએ વાંચવા જેવો અને વિચારવા જેવો બન્યો છે.

હરિન્દ્ર ચટોપાધ્યાયના 'નવ કવિ' કાવ્ય ઉપરથી લીધેલું 'પ્રેરણા' આજના ઉગતા કવિને નવપ્રેરણા આપશે. આખા વર્ષનું અવલોકન ચોકકસ વિચારસરણીથી લખેલું છે એટલે એ વિચારણાથી જે વિરૂદ્ધ છે તેમના વિચારોને ક્યાંક ક્યાંક વાસ્તવિક રીતે છે તેના કરતા જુદી રીતે મૂકવામાં આવ્યા છે. કાઠિયાવાડ વિષેના એમના ઉગ્ર વિચારો આજના તબક્કે અમને વ્યવહારૂ, વાસ્તવિક અને ઉપયોગી નથી લાગતા. સીધા સામના કરતા નકકર રચનાત્મક કામ અને સંગઠન એ જ આજના પ્રસંગે પ્રજાની સાચી તાકાત વધારનારૂં નીવડશે.

'અમારો લેનિન' અને 'અમદાવાદઃ પચીસ વર્ષ પછી' એ બંને વાંચવા જેવા લેખો છે. 'દુનિયા જુની અને નવી' એ અંગ્રેજીમાંથી ઉતારેલું કાવ્ય સચિત્ર કરીને વધુ સુંદર બનાવ્યું છે, 'વટાવેલી વાટ'માં ડૉ. સુમન્ત મહેતાએ જીવનસ્મરણો આલેખ્યા છે. 'અબાબાનીકત્લ'માં ચંદ્રભાઇ ભટ્ટે એમની ઢબે એબીસીનીયાની લડાઇના પ્રસંગો લખ્યા છે. રામભાઇ પટેલનો આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ ઉપરનો લેખ અભ્યાસીઓએ વાંચવા જેવો છે. આ ઉપરાંત ગુણવંતરાય આચાર્ય, પન્નાલાલ પટેલ, નીરૂ દેસાઇ અને જયન્તિ દલાલ વગેરેની વાર્તાઓ પણ છે.

**સ્ત્રી શક્તિ** : તંત્રી ઇશ્વરલાલ ચીમાવાળા, કેળાપીઠ સુરત પૃષ્ટ ૯૦ કિં. આઠ આના

સ્ત્રી શકિત કાર્યાલયે આપણા અલ્પ ગુજરાતી સ્ત્રી ઉપયોગી સાહિત્યમાં અનેક પુસ્તકો આપીને કિંમતી ઉમેરો કર્યો છે. આ વખતના દિવાળીઅંકમાં 'વહેમ વંટોળ' 'વિદ્યાર્થીની' અને 'દિવાળીને દહાડે' આગળ પડતી કૃતિઓ છે. 'પત્રકારિત્વમાં' છોટાલાલ કામદારે સ્ત્રીઓને આ ધંધામાં પડવાનું સૂચવ્યું છે. 'નૂતન વર્ષે'માં બે મિત્રોના પ્રેમની કથા આલેખાએલી છે. 'રમા-

બાઈ'માં શારદાપ્રસાદ વર્માએ એક ઐતિહાસીક પ્રસંગને જીવતો કર્યો છે. 'ઊનાં આંસુ'માં પતન અને એ પછીના ભયંકર પ્રાયશ્ચિત્તની દારૂણ મનોવ્યથાનું ચિત્ર આપ્યું છે. ટૂંકમાં આખો અંક સુવાચ્ય બન્યો છે.

**ગુજરાતી :** તંત્રી નટવરલાલ ઇચ્છારામ દેસાઇ એલ્ફીન્સ્ટન સર્કલ, મુંબઇ, ફોર્ટ. પૃષ્ટ ૧૧૬. કિં. એક રૂપિયો.

ગુજરાતીના દીપોત્સવીઅંકો નાનપણમાં હોંશે હોંશે વાંચતાં એ મને અત્યારે યાદ આવે છે. એની વાર્તાઓ, એનું સંવત્સરનું અવલોકન, ચરિત્રો વગેરે વાંચતા એક પ્રકારનો ઉત્સાહ અનુભવતા. ગુજરાતીનો દિવાળીઅંક એટલે ચોક્કસ પ્રકારનું સાહિત્ય પીરસતો અંક. એ અંકમાં ગાંભીર્ય હોય, ઐતિહાસિક ઘટનાઓના અભ્યાસપૂર્ણ લેખો હોય અને ધાર્મિક ભાવનાને પોષે એવા લખાણો હોય. આ અંકમાં પણ એ પ્રણાલિકા સચવાઇ રહી છે. સમયના પ્રવાહ સાથે તાલ મેળવવાને કેટલાક નવા અંગો ઉમેરીને અંકને આકર્ષક બનાવ્યો છે.

તત્ત્વજ્ઞાનની ઊંડી અને સઘન ભાવનાથી છલકતું કવિશ્રી ખબરદારનું 'અજવાળિયાં' નામનું ભજન ફરી ફરીને વાંચવું ગમે એવું છે. નરીમાન ગોળવાલા, મસ્તફકિર, વગેરેના લખાણો વાંચવા જેવા છે. 'સહસ્ત્રલિંગ સરોવરની યોજના ઉપર કેટલોક પ્રકાશ' નામનો લેખ સચિત્ર આપીને અભ્યાસીઓને રસ લેવા પ્રેરે એવો બનાવ્યો છે. બીજી કેટલીક ઐતિહાસિક વાર્તાઓ પણ આમાં છે.

**બે ઘડી મોજ :** તંત્રી શયદા. સંપાદક ભદ્રકુમાર યાજ્ઞિક. એક હાઉસ લેન. ફોર્ટ, મુંબઇ. પૃષ્ટ ૨૫૦. કિં. સવા રૂપિયો.

હળવા સાહિત્યના સાપ્તાહિકોમાં 'બે ઘડી મોજ'નું સ્થાન ઘણું આગળ પડતું છે. એ રીતે એનો દીપોત્સવીઅંક પણ ઘણો વિવિધતાભર્યો બન્યો છે. ઝવેરચંદ મેઘાણીએ 'જેસલ જગનો ચોરટો' માં એક પ્રાચીન કથાને એમની વેગવાન શૈલીએ સજીવન કરી છે. ધૂમકેતુએ 'કુલવધુઓ' નામની ટૂંકી વાર્તામાં સમાજના સળગતા પ્રશ્નોનું ચિત્ર આલેખ્યું છે. પણ એમના 'તણખા મંડળ'ના જેવી આ વાર્તા તેજસ્વી નથી લાગતી. જાણે આ એક સુંદર પ્રસંગચિત્ર હોય એવું લાગે છે. બાકી તો ધૂમકેતુની શૈલીએ આખા પ્રસંગને હાવકી રીતે ઉઠાવ્યો છે. ઉમાશંકર જોષીની વાર્તા 'જાનૈયા' માં લગ્ન જીવનનું એક કટાક્ષપૂર્ણ ચિત્ર છે. 'શ્રાવણી મેળો' ની વાર્તાઓ વાંચ્યા પછી આ વાર્તા વાંચવી નથી ગમતી. જાણે 'શ્રાવણી મેળા'ના લખનારે આ વાર્તા જ ન લખી હોય એમ લાગે છે. વિજયરાય વૈદ્યનો 'સીમલા મારી દ્રષ્ટિએ' નામનો પત્ર મથાળું જોઇને વાંચવાનું આકર્ષણ થાય પણ વાંચ્યા પછી ભારે નિરાશા થાય. છેવટ સુધી વાંચી જઇએ પણ શા માટે આ કાગળ લખ્યો છે એ જ નથી સમજ પડતી.

શામળદાસ ગાંધીનો 'ગાંધી : વિરાટ વિભૂતિ,' હરિલાલ ભરૂચાનો 'ગુજરાતનું રસજીવન,' ખંડુભાઇ દેસાઇનો 'ગુજરાતનું યૌવન ધન' વગેરે લેખો વાંચવા જેવા છે. 'સાત કોલમની સૃષ્ટિ' માં સીતારામ શર્માએ વર્તમાનપત્રોની દુનિયાનો અનુભવપૂર્ણ પરિચય કરાવ્યો છે. એ પરિચય વાંચ્યા પછી છાપાઓ કેટલી ભારે મહેનત પછી તૈયાર થાય છે એનો જેને ખ્યાલ નથી એને આવશે. ગુણવંતરાય આચાર્ય, યજ્ઞેશ શુકલ, રતિલાલ મહેતા, જીતુભાઇ મહેતા, ચંદ્રકાન્ત સુતરીઆ, અને ગીજુભાઇ વગેરેના લેખો પણ છે. કવિશ્રી ખબરદાર, બાદરાયણ, સ્નેહરશ્મિના કાવ્યો ઉચ્ચ કોટીના છે.

આવો દળદાર અંક ભાગ્યે જ બીજા કોઇ સાપ્તાહિકે કાઢયો હશે. અનેક રંગી ચિત્રો, ફોટાઓ, અને વિવિધ વસ્તુસામગ્રીથી શોભતો આ અંક 'બે ઘડી મોજ' ના સંપાદકને યશ અપાવે એવો છે.

**મહાગુજરાત :** તંત્રી ભદ્રશંકર મંછારામ ભટ્ટ કેમ્બેલ સ્ટ્રીટ કરાચી. પૃષ્ટ ૧૨૬. કિં. આઠ આના.

સિંધમાંથી નીકળતા આ એકના એક અઠવાડીકનો દીપોત્સવીઅંક સિંધની સંસ્કૃતિ અને એના ઉદ્યોગોની માહિતી આપતો બહાર પડયો છે. મુખપૃષ્ટ ઉપર કરાચીના બંદરનો સુંદર ખ્યાલ આપતું ચિત્ર મૂકીને

અંકને આકર્ષક બનાવ્યો છે.

આખા અંકમાં મુખ્યપણે સિંધમાં કયા કયા ઉદ્યોગો છે, એને કેમ ખીલવી શકાય અને સાહસિક ગણાતી આપણી ગુજરાતી પ્રજા એનો કેમ લાભ લઇ શકે એ બતાવ્યું છે. કરાચી બંદરની પ્રગતીનો ઇતિહાસ હરિદાસ લાલજીએ હકિકતપૂર્ણ લખ્યો છે. સિંધમાં કામ કરતી બેંકો અને વિમા કંપનીઓની યાદી પણ આપી છે. અને છેલ્લે સિંધના ગુજરાતીઓનો ટૂંક પરિચય આપ્યો છે. આ પરિચય જરૂરનો હતો પણ એમાં થએલી પસંદગી ચોકકસ દૃષ્ટિબિન્દુ રાખીને કરી હોત તો ઘણા પરિચયો ઓછા થાત અને જે મહત્ત્વના માણસોના જેમણે સિંધની ગુજરાતી પ્રજાને સંસ્કૃતિએ અને બીજી રીતે સમૃદ્ધ કરવામાં હિસ્સો પૂર્યો છે તેમના નામો રહી ગયા છે તે ન રહી જાત. અને સિંધના ગુજરાતીઓનો સાચો ખ્યાલ આપણા ગુજરાત કાઠીઆવાડના માણસોને અને મહાગુજરાતમાં છૂટા છવાયા વેરાયલા ભાઇઓને આવી શકત. આવતા વર્ષે આ ઊણપ પૂરાઇ જશે એવી અમે આશા રાખી છીએ.

**નવ પ્રકાશ :** તંત્રી ચંદુલાલ જેઠાલાલ વ્યાસ (મયૂખ) પાંજરાપોળ રોડ, મુંબઇ, પૃષ્ટ ૧૧૨. કિં. આઠ આના

જગન્નાથ અહિવાસી ચિત્રકાર સાથે લેખક પણ બન્યા છે અને એમણે ભારતીય સંસ્કૃતિનું પૃથક્કરણ શબ્દોથી અને ચિત્રોથી કર્યું છે. જ્યાં ભાષા અધુરી લાગે છે ત્યાં ચિત્ર એને પરિપૂર્ણ કરે છે. આમ 'ઘંટિકા'માં મંદિરોના ધ્વજનું, સ્તંભોનું, ઘૂમટનું કલાભર્યું વિવેચન કર્યું છે. આ ઉપરાંત બીજા ધાર્મિક, રાજકીય અને સામાજીક વિષયોના અભ્યાસપૂર્ણ લેખો પણ આમાં છે. 'કલાપીનો એક અપ્રકટ પત્ર.' 'ચાણક્ય' વિષેનો લેખ વગેરે ધ્યાન ખેંચે એવા છે. રમણલાલ દેસાઇ, બાદરાયણ સુંદરમ જયમનગૌરી પાઠક વગેરે કવિઓના કાવ્યો વાંચ્યા વિના અંક પૂરો કરવો ગમે એમ નથી. ધાર્મિક ભાવનાને અનુરૂપ કેટલાંક ચિત્રો પણ આ અંકમાં આપવામાં આવ્યા છે.

**ધૂપછાંવ :** તંત્રી ચીમનલાલ નાથાલાલ શાહ. અમદાવાદ પૃષ્ટ ૬૪. કિં. ૬ આના.

વિધવિધ સામગ્રીથી ભરેલો આ અંક ગુણ સમૃદ્ધિએ પાતળો છે પણ દરેક પત્રને વાંચનાર અમુક વર્ગ હોય છે તેમ ધૂપછાંવને પણ છે. એને આ ખૂબ ગમશે. અમુક વાર્તાઓ અસરકારક છે, થોડાક લેખો પણ જાણવા જેવી હકીકતો આપે છે. અને કેટલાક કાવ્યો મૌકિત જેવા છૂટા છવાયા આમાં વેરાયલા પડયા છે. કવરપેજ આકર્ષક અને ભભકભર્યું બન્યું છે.

**મોજ મજાહ:** તંત્રી જયશંકર ખોડીદાસ ત્રિવેદી ગીરગામ, મુંબઇ. પૃષ્ટ ૯૫. કિ. ૭ આના.

આપણે ત્યાં જાણે અજાણ્યે એક માન્યતા પ્રસરતી જાય છે કે સીનેમાના પત્રો એટલે કેવળ નટ–નટીઓના ફોટાઓ અને થોડીક ઉપર છલ્લી દીલને ગલગલી કરે એવી વાતો. પણ એમાંથી આ પત્ર મુકત છે. આમાં શિષ્ટ સાહિત્ય તરફ ઉપેક્ષા કરી નથી બલ્કે એવી કૃત્તિઓને સારા પ્રમાણમાં સંગ્રહી છે.

'આપણી રંગભૂમિમાં' જાણીતા નટ જયશંકર સુંદરીએ હૈયાની વરાળ ખોલી છે. રંગભૂમિના થતા જતા પતનથી એમનું હૈયું ધગધગી ઊઠે છે. આ આખો લેખ રંગભૂમિને ઊંચે લાવવાને જે જે ભાઇઓ મથી રહ્યા છે તેમણે અવશ્ય વાંચવો જોઇએ. 'મુન્શી અને સૌંદર્યદૃષ્ટિ' તથા 'ઓલપટની કલા' નામના લેખો અભ્યાસીઓએ વાંચવા જેવા છે. આ ઉપરાંત 'રંગભૂમિની ભિતરમાં' નો લેખ સીનેમાની દુનિયા ઉપર ઠીક ઠીક અજવાળું પાથરે છે.

**ચિત્રપટ :** તંત્રી નગીનદાસ શાહ. લેમીંગ્ટન રોડ મુંબઇ ૪.

સિનેમાનું સાહિત્ય આપણે ત્યાં હજી પ્રયોગદશામાં છે. એવે વખતે આ સાપ્તાહિક એમાં મહત્ત્વની પ્રગતિ કરી રહ્યું છે. સીનેમાના નાજુક પ્રશ્નોને એ સલુકાઇથી અને બાહોશીપૂર્વક ચર્ચે છે. એનો દિવાળીઅંક આ વસ્તુની સાક્ષી પૂરે એવો છે. કોપી રાઇટનો કાયદો અને સીનેમા, રંગભૂમિની રંગત, આનંદકર્યો અંત લાવજો

વગેરે લેખો શ્રમ અને મહેનતપૂર્વક લખાયા છે. ટુંકમાં સિનેમા શોખીનો માટે આ આખો અંક રસમય સામગ્રી આપે છે.

**લોકમત :** તંત્રી મગનભાઇ પટેલ, લક્ષ્મીરોડ, પુના પૃષ્ટ ૩૪. કિં. બે આના.

પુનાથી આ સાપ્તાહિક પત્ર નવું પ્રસિદ્ધ થાય છે. આ પત્રે બે અંકો ભેગા કરીને દિવાળી અંક બહાર પાડયો છે. લેખન સામગ્રી ઉચ્ચ કોટીની અને વિવિધ છે.

**વિલાસ:** તંત્રી પ્રભુદાસ વી. ઠક્કર, ગીરગામ બેક રોડ મુંબઇ. કિંમત ચાર આના.

આ આખો અંક મુખ્યત્વે 'યંગ ઇન્ડીઆ' રેકર્ડઝ કંપનીનો છે. એમાં આપણા એક સ્વદેશી ઉદ્યોગની સંપૂર્ણ હકીકત આપી છે. એના વિકાસમાં કઇ કઇ વ્યકિતઓએ સાથ અને સહકાર આપ્યો છે તેની ટૂંકી નોંધો અને આખા ઉદ્યોગને પૂરેપૂરો ખીલવવાને માટે કયા કયા સાધનો જોઇએ, એ સાધનોની બનાવટ વગેરેની પૂરતી માહિતી પણ આમાં આપી છે. રાષ્ટ્રપતિ જવાહરલાલજી એ આ 'નેશનલ ગ્રામોફોન રેકર્ડ મેન્યુફેકચરીંગ કંપની'ની ઉદ્દ્ઘાટન ક્રિયા કરી છે અને એ સમયે એમણે એક પ્રેરણાત્મક સંદેશો પણ આપેલો. આપણાં કેટલાક સ્વદેશી ઉદ્યોગો પગભર નથી થઇ શકતા-એ લાંબા સમયની ફરીયાદ છે પણ આ કંપનીએ તો જોત જોતામાં સારી એવી પ્રગતિ અને સફળતા મેળવી છે.

આ ઉપરાંત પણ બીજા કેટલાક સિનેમા ઉદ્યોગને લગતા લેખો છે. એકંદરે આ ઉદ્યોગમાં જેમને રસ હોય તેમણે આ અંક અવશ્ય વાચવો જોઇએ.

**અરૂણ :** તંત્રી મનસુખલાલ વૈજનાથ દવે. ગુજરાતી સાહિત્ય ઉત્તેજક મંડળ, બોક્ષ ૧૩૯૫, નાઇરોબી પૃષ્ટ ૮૪ કિં. ૨ શીલીંગ.

પૂર્વ આફ્રિકામાંથી શરૂ થતું અરૂણ ગુજરાતી વસાહતની સંસ્કૃતિનો, તથા પ્રગતિનો ખ્યાલ આપે છે. આપણાથી અતિ દૂર પડેલા આપણા બાંધવોનો સાંસ્કૃતિક વિકાસ કેટલો થયો છે એની આ માસિક ઉપરથી પ્રતીતિ થાય છે. મહાદેવભાઈ દેશાઇ, વિજયરાય વૈદ, લીલાવતી મુનશી, ગીજુભાઇ બધેકા અને કૃષ્ણાલાલ ઝવેરી વગેરેને સંદેશાઓ આ માસિકની ઉપયોગીતા બતાવે છે.

પ્રેમજ્યોતિ, બૃહદહિન્દ, સંસ્કૃતિગાન, નવા માળીને, વિરહવિલાપ વગેરે કાવ્યો મજાના છે. કેટલાક કાવ્યોમાં ભાવ અને છંદની અસ્પષ્ટતા છે પણ એ તો જરા વધુ કાળજી હોય તો નિવારી શકાય એવી. 'પ્રાચીન આર્ય વસાહત'માં લેખકે અભ્યાસીઓને વાંચવા યોગ્ય હકીકતો મૂકી છે. 'હિંદી વાણિજ્ય' 'પૂર્વ આફ્રિકામાં સાહિત્ય' વગેરે લેખો અગત્યના છે, લામુ, ટાંગાની ગુફાઓ અને મસાઈ જાતિ ઉપરના લેખો સુંદર છે. આ ઉપરાંત આ અંકમાં આપેલ બે ચિત્રો યોગ્ય અને સૂચક છે. અમે આ વાર્ષિકને સફળતા ઇચ્છીએ છીએ.

**પૂર્વ આફ્રિકા સત્સંગ મંડળ :** પ્રકાશક સત્સંગ મંડળ પોસ્ટ બોક્ષ નં. ૧૩૭૧. નાઇરોબી. પૃષ્ટ ૨૨૦.

આ સત્સંગ મંડળનો અહેવાલ પણ અમને આફ્રિકામાંથી મળે છે. ધાર્મિક વાતાવરણને પોષે એવો આ અહેવાલ વાચતા આપણને ત્યાંના ધાર્મિક સરકારોના વિકાસનો ખ્યાલ આવે છે. ધર્મ એ માનવીની સાચી મૂડી છે પછી એ ગમે તે ખૂણામાં પડયો હોય એવી અસર આ વાચતા વાચતા આપણને થાય છે. અનેક અભ્યાસી માણસોએ આમાં ધર્મ ઉપરના પોતાના વિચારો વ્યકત કર્યા છે. જે જે ભાઇઓ સ્વામિનારયણ ધર્મમાં રસ લેતા હોય કે બીજા ધર્મમાં રસ લેતા હોય એમણે આ આખો અહેવાલ પૂરેપૂરો વાંચી જવા જેવો છે.

'શ્રીકેત'

જીવનસાહિત્ય અંક: વર્ષ છઠ્ઠું અંક બારમો ૧૯૩૭

## : અનુક્રમ :



મુદ્રક : ખીમશંકર મો. દ્વિવેદી : પ્રભાત પ્રેસ ડેન્સો હોલ, કરાચી
પ્રકાશક. સુરેશ રા. બાબરીયા : પ્રભાત પ્રેસ, ડેન્સો હોલ, કરાચી
આ અંકની છુટક કિંમત બાર આના



# નિવેદન

'ઊર્મિ'નો 'જીવનસાહિત્ય અંક' પ્રગટ કરતાં અમે આનંદ અનુભવીએ છીએ. વિશેષ આનંદ તો એટલા માટે થાય છે કે બહુ થોડા જ સમયની અમારી તૈયારી છતાં અમે આ અંકને અનેક રીતે સમૃદ્ધ કરી શક્યા છીએ અને ધારેલા સમયે પ્રગટ કરી શક્યા છીએ આ અંકની વિવિધતા, નિયમિતતા અને સમૃદ્ધિના યશનો મોટો હિસ્સો ગુજરાતના વર્તમાન સાહિત્યમાં જેમના નામ શોભે છે તેવા આ અંકના લેખકોને ફાળે જાય છે. કારણ કે બહુ થોડા જ દિવસ પહેલાં અપાયેલાં અમારાં આમંત્રણને લગભગ બધા જ લેખકોએ સ્વીકારીને અમને આભારી બનાવ્યા છે.

આ અંકમાં લેખોની વિવિધતા છે પરંતુ છેલ્લા કેટલાક સમય થયા ગુજરાતના સાહિત્ય પ્રદેશમાં 'પ્રગતિશીલ અને પ્રત્યાઘાતી' તત્ત્વોની જોશભેર જે ચર્ચા ઉપડી છે તેના પડઘા આ અંકના ઘણા લેખોમાં દેખાય છે. અમે પોતે એમ માનીએ છીએ કે આ વિષય ખરેખર વિચારવાને યોગ્ય છે સાહિત્યનાક્ષેત્રમાં વસતા દરેક સાહિત્યપ્રેમીએ આ ઉપરના પોતાના મંતવ્યો સ્પષ્ટ કરી લેવાં જોઈએ. આ અંક આમંત્રિત લેખકોના લેખોથી ધાર્યા કરતાં મોટો ન થઈ ગયો હોત તો અમે અમારું મંતવ્ય આ અંકમાં જ રજૂ કરવાની ઇચ્છા રાખતા હતા. અમને લાગે છે કે ગુજરાતના વિવેચકો આ અંકને જો વિવેચનયોગ્ય ગણે તો આ 'પ્રગતિશીલ અને પ્રત્યાઘાતી' પરત્વેનો સ્પષ્ટ મત જરૂર પ્રગટ કરે.

આપણે ત્યાં ખબર નથી પડતી કે શા કારણે, પરંતુ માસિકોનો ફેલાવો બહુ ઓછો છે. એક મહિના પહેલાંનો અંક, જેમાં મોટે ભાગે લેખો અને વાર્તાઓ જ હોય છે અને જે ક્યારેક પુસ્તકાકારે પ્રગટ પણ થાય છે તે વાચકોને મન જૂનો ગણાય છે. બે વરસ પહેલાં પ્રગટ થયેલું જૂનું પુસ્તક ન વાંચ્યું હોય ત્યાં સુધી નવું ગણાય છે પણ મહિના પહેલાંના માસિકની કીંમત પસ્તી કરતાં સહેજ જ વધારે હોય છે. આમ શા માટે બને છે તેનાં કારણો વિચારતાં એક મહત્ત્વનું કારણ એમ લાગે છે કે આપણે ત્યાં માસિકોના અવલોકનો અને વિવેચનો ભાગ્યે જ આવે છે ત્રણ પૈસાની પચીશ પાનાંની ગમે તેવી ચોપડી દરેક સામયિકના અવલોકન વિભાગમાં આવી શકે છે પરંતુ મહિનામાં પ્રગટ થયેલા કેટલા પુસ્તકોમાં સ્થાન પામે એવા અંકોનું અવલોકન ભાગ્યે જ નજરે પડે છે. એ ખરું છે, અમારો પોતાનો પણ અનુભવ છે કે અવલોકન વિભાગને એના સંચાલકો પહોંચી ન શકે એટલાં બધાં પુસ્તકો—માસિકો—પત્રો નીકળે છે, પરંતુ એનો અર્થ એ ન જ થવો જોઈએ કે પુસ્તક માત્ર અવલોકનને યોગ્ય અને માસિક વગેરે તો છુટાં ફરફરીઆં. દર મહિને ન બની શકે તો દર ત્રણ મહિને પણ દરેક માસિક ઉપર વિવેચન તો આવવું જ જોઈએ. અમે 'ઊર્મિ' ના નવા વર્ષમાં અવલોકન વિભાગ ઉપર વિશેષ ધ્યાન આપવાના છીએ ત્યારે ગુજરાતના અગ્રણી માસિકોનાં અવલોકનો પણ લેવાના છીએ.

ઉપરના વિચારો આ અંકમાં રજુ થયા છે તેનું ખાસ કારણ તો એ છે કે 'ઊર્મિ' એ પોતાની યોજનામાં દર વરસે ચાર ખાસ અંકો આપવાનું ઠરાવ્યું છે. 'નવલકથા અંક' પ્રગટ થઈ ગયો. 'જીવન સાહિત્ય અંક' પ્રગટ થાય છે એ પછીના અંકોની તૈયારીઓ ચાલે છે. આ બધા અંકોમાં અમે માનીએ છીએ કે એક મહિના કરતાં ઘણું વધારે જીવનતત્ત્વ છે. ગુજરાતના અવલોકનકારોએ એના ગુણદોષ જણાવવા જ જોઈએ.

અંતમાં ગયા વર્ષ દરમ્યાન 'ઊર્મિ' ને સહાય આપનાર સૌનો અમે આભાર માનીએ છીએ. અને 'ઊર્મિ' આવતા વર્ષે ગુજરાતના નવજીવનમાં વધુ ઉપયોગી થવા ઇચ્છે છે તેમાં આપ સૌનો સહકાર હોય એવી પ્રાર્થના કરીએ છીએ.

કરાચી સાહિત્ય સમેલન
તા. ૩૧ : ૧૨ : ૩૭

સંપાદક અને સંચાલક



* વર્ષ છઠ્ઠું *   * જીવનસાહિત્ય અંક *   * અંક બારમો *

# પ્રાગતિક અને પરાગતિક

[ એક આડુંઅવળું પ્રવચન ]

શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

જે સેવકની અથવા વિચારકની વિચારશ્રેણી અથવા કાર્યપદ્ધતિ આપણને ગમતી નથી તેને આપણે ઝટ દઈને Re-actionary ( રિ-એક્શનરી ) કહીએ છીએ. એ ફાવતો શબ્દ છે. શિષ્ટ સમાજમાં વપરાય એવી એક ગાળ કહેવાય. અને એની ખૂબી એ છે કે ગમે તે માણસ ગમે તેવા પ્રતિસ્પર્ધીને માટે એ વાપરી શકે છે. અંગ્રેજીમાં Action (એક્શન) અને Re-action ( રિ-એક્શન ) એ જોડીઆ શબ્દોની શાસ્ત્રીય ચર્ચા ખૂબ થઇ છે. ચોક્કસ અર્થમાં જ એ શબ્દો ત્યાં વપરાય છે. આપણે ત્યાં એ બે શબ્દો માટે નિશ્ચિત પરિભાષા નથી. અંગ્રેજીમાં એ શબ્દો પાછળ જે વિચારણા થઈ છે એ જાતની વિચારણા આપણે ત્યાં તે ઢબે થઇ નથી; થવાની જરૂરે નહોતી. દરેક સમાજનું વિચારવહેણ જૂદું જૂદું હોય છે. દરેક સંસ્કૃતિની કલ્પના અને શ્રદ્ધાના ચોસલા અલગ અલગ રૂપ ધારણ કરે છે. તેથી દરેક પારિભાષિક શબ્દનું ભાષાંતર તંતોતંત થઇ શકતું નથી. જે સમાજ બીજા સમાજ પાસેથી શિષ્યભાવે સંસ્કાર ગ્રહણ કરવા માંગે છે તેણે તો મુરબ્બી સમાજની વિચારપ્રણાલિકા પોતાની કરી એને માટે જોઇતી પરિભાષા ઉપજાવવી જોઇએ અને એમાં એ બધી અર્થશક્તિ (Connotation) રેડવી જોઇએ. અથવા તો મુરબ્બી ભાષાની પરિભાષા જેવી ને તેવી માથે ચડાવવી જોઇએ.

પણ જો બે સમાજ તુલ્યબળ હોય, સમવીર્ય હોય એટલે કે સમાન યોગ્યતાવાળા હોય તો એમની વચ્ચે આપલે થતા છતાં તેઓ પોતાની ઢબની જ પરિભાષા ચલાવે છે અને ભિન્ન સમાજના વિચારરત્નો ( Thought-Crystals ) સ્વીકારતી વખતે એમને પોતાની ઢબના પાસા પાડ્યા પછી જ એમને વાપરવાં માંડે છે.

આપણે ત્યાં Reactionary માટે પ્રતિગામી, પ્રત્યાઘાતી વિગેરે શબ્દો વપરાય છે. પણ એ શબ્દો બંધ નથી બેસતા. જો કોઇ જાલીમ મારા પર સિતમ ગુજારવા માગે તો હું મરણિયો થઇ સામો થાઉં; બળવો કરું; જાલિમને જડમૂળથી ઉખેડી નાંખવા મથું; કેમકે

# નિવેદન

'ઊર્મિ'નો 'જીવનસાહિત્ય અંક' પ્રગટ કરતાં અમે આનંદ અનુભવીએ છીએ. વિશેષ આનંદ તો એટલા માટે થાય છે કે બહુ થોડા જ સમયની અમારી તૈયારી છતાં અમે આ અંકને અનેક રીતે સમૃદ્ધ કરી શક્યા છીએ અને ધારેલા સમયે પ્રગટ કરી શક્યા છીએ. આ અંકની વિવિધતા, નિયમિતતા અને સમૃદ્ધિના યશનો મોટો હિસ્સો ગુજરાતના વર્તમાન સાહિત્યમાં જેમના નામ શોભે છે તેવા આ અંકના લેખકોને ફાળે જાય છે. કારણ કે બહુ થોડા જ દિવસ પહેલાં અપાયેલાં અમારાં આમંત્રણને લગભગ બધા જ લેખકોએ સ્વીકારીને અમને આભારી બનાવ્યા છે.

આ અંકમા લેખોનીવિવિધતા છે પરંતુ છેલ્લા કેટલાક સમય થયા ગુજરાતના સાહિત્ય પ્રદેશમાં 'પ્રગતિશીલ અને પ્રત્યાઘાતી' તત્ત્વોની જોશભેર જે ચર્ચા ઉપડી છે તેના પડઘા આ અંકના ઘણા લેખોમા દેખાય છે. અમે પોતે એમ માનીએ છીએ કે આ વિષય ખરેખર વિચારવાને યોગ્ય છે સાહિત્યનાક્ષેત્રમાં વસતા દરેક સાહિત્યપ્રેમીએ આ ઉપરના પોતાના મંતવ્યો સ્પષ્ટ કરી લેવાં જોઈએ. આ અંક આમંત્રિત લેખકોના લેખોથી ધાર્યા કરતાં મોટો ન થઈ ગયો હોત તો અમે અમારૂં મતવ્ય આ અંકમાં જ રજુ કરવાની ઇચ્છા રાખતા હતા. અમને લાગે છે કે ગુજરાતના વિવેચકો આ અંકને જો વિવેચનયોગ્ય ગણે તો આ 'પ્રગતિશીલ અને પ્રત્યાઘાતી' પ્રશ્નવેનો સ્પષ્ટ મત જરૂર પ્રગટ કરે.

આપણે ત્યા ખબર નથી પડતી કે શા કારણે, પરંતુ માસિકોનો ફેલાવો બહુ ઓછો છે. એક મહિના પહેલાંનો અંક, જેમા મોટે ભાગે લેખો અને વાર્તાઓ જ હોય છે અને જે ક્યારેક પુસ્તકાકારે પ્રગટ પણ થાય છે તે વાચકોને મન જૂનો ગણાય છે. બે વરસ પહેલાં પ્રગટ થયેલું જૂનું પુસ્તક ન વાંચ્યું હોય ત્યાં સુધી નવું ગણાય છે પણ મહિના પહેલાંના માસિકની કીંમત પસ્તી કરતાં સહેજ જ વધારે હોય છે. આમ શા માટે બને છે તેનાં કારણો વિચારતાં એક મહત્ત્વનું કારણ એમ લાગે છે કે આપણે ત્યાં માસિકોના અવલોકનો અને વિવેચનો ભાગ્યે જ આવે છે ત્રણ પૈસાની પચીશ પાનાંની ગમે તેવી ચોપડી દરેક સામયિકના અવલોકન વિભાગમાં આવી શકે છે પરંતુ મહિનામાં પ્રગટ થયેલા ઉત્તમ પુસ્તકોમાં સ્થાન પામે એવા અંકોનું અવલોકન ભાગ્યે જ નજરે પડે છે. એ ખરૂં છે, અમારો પોતાનો પણ અનુભવ છે કે અવલોકન વિભાગને એના સચાલકો પહોચી ન શકે એટલાં બધાં પુસ્તકો—માસિકો—પત્રો નીકળે છે, પરંતુ એનો અર્થ એ ન જ થવો જોઈએ કે પુસ્તક માત્ર અવલોકનને યોગ્ય અને માસિક વગેરે તો છુટા ફરફરીઆં. દર મહિને ન બની શકે તો દર ત્રણ મહિને પણ દરેક માસિક ઉપર વિવેચન તો આવવું જ જોઈએ. અમે 'ઊર્મિ' ના નવા વર્ષમાં અવલોકન વિભાગ ઉપર વિશેષ ધ્યાન આપવાના છીએ ત્યારે ગુજરાતના અગ્રણી માસિકોનાં અવલોકનો પણ લેવાના છીએ.

ઉપરના વિચારો આ અંકમાં રજુ થયા છે તેનું ખાસ કારણ તો એ છે કે 'ઊર્મિ' એ પોતાની યોજનામાં દર વરસે ચાર ખાસ અંકો આપવાનું ઠરાવ્યું છે. 'નવલકથા અંક' પ્રગટ થઈ ગયો. 'જીવન સાહિત્ય અંક' પ્રગટ થાય છે એ પછીના અંકોની તૈયારીઓ ચાલે છે. આ બધા અંકોમાં અમે માનીએ છીએ કે એક મહિના કરતાં ઘણું વધારે જીવનતત્ત્વ છે. ગુજરાતના અવલોકનકારોએ એના ગુણદોષ જણાવવા જ જોઈએ.

અંતમાં ગયા વર્ષ દરમ્યાન 'ઊર્મિ' ને સહાય આપનાર સૌનો અમે આભાર માનીએ છીએ. અને 'ઊર્મિ' આવતા વર્ષે ગુજરાતના નવજીવનમાં વધુ ઉપયોગી થવા ઇચ્છે છે તેમાં આપ સૌનો સહકાર હોય એવી પ્રાર્થના કરીએ છીએ.

કરાચી સાહિત્ય સંમેલન
તા. ૩૧ : ૧૨ : ૩૭

સંપાદક અને સંચાલક



* વર્ષ છઠ્ઠું * * જીવનસાહિત્ય અંક * * અંક બારમો *

# પ્રાગતિક અને પરાગતિક

[ એક આડુંઅવળું પ્રવચન ]

શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

જે સેવકની અથવા વિચારકની વિચારશ્રેણી અથવા કાર્યપદ્ધતિ આપણને ગમતી નથી તેને આપણે ઝટ દઈને Re-actionary ( રિ–એક્શનરી ) કહીએ છીએ. એ ફાવતો શબ્દ છે. શિષ્ટ સમાજમાં વપરાય એવી એક ગાળ કહેવાય. અને એની ખૂબી એ છે કે ગમે તે માણસ ગમે તેવા પ્રતિસ્પર્ધીને માટે એ વાપરી શકે છે. અંગ્રેજીમાં Action (એક્શન) અને Re-action ( રિ–એક્શન ) એ જોડીઆ શબ્દોની શાસ્ત્રીય ચર્ચા ખૂબ થઇ છે. ચોક્કસ અર્થમાં જ એ શબ્દો ત્યાં વપરાય છે. આપણે ત્યાં એ બે શબ્દો માટે નિશ્ચિત પરિભાષા નથી. અંગ્રેજીમાં એ શબ્દો પાછળ જે વિચારણા થઈ છે એ જાતની વિચારણા આપણે ત્યાં તે ઢબે થઇ નથી; થવાની જરુરે નહોતી. દરેક સમાજનું વિચારવહેણ જૂદું જૂદું હોય છે. દરેક સંસ્કૃતિની કલ્પના અને શ્રદ્ધાના ચોસલા અલગ અલગ રૂપ ધારણ કરે છે. તેથી દરેક પારિભાષિક શબ્દનું ભાષાંતર તંતોતંત થઇ શકતું નથી. જે સમાજ બીજા સમાજ પાસેથી શિષ્યભાવે સંસ્કાર ગ્રહણ કરવા માંગે છે તેણે તો મુરબ્બી સમાજની વિચારપ્રણાલિકા પોતાની કરી એને માટે જોઇતી પરિભાષા ઉપજાવવી જોઇએ અને એમાં એ બધી અર્થશકિત (Connotation) રેડવી જોઇએ. અથવા તો મુરબ્બી ભાષાની પરિભાષા જેવી ને તેવી માથે ચડાવવી જોઇએ.

પણ જો બે સમાજ તુલ્યબળ હોય, સમવીર્ય હોય એટલે કે સમાન યોગ્યતાવાળા હોય તો એમની વચ્ચે આપલે થતા છતાં તેઓ પોતાની ઢબની જ પરિભાષા ચલાવે છે અને ભિન્ન સમાજના વિચારરત્નો ( Thought-Crystals ) સ્વીકારતી વખતે એમને પોતાની ઢબના પાસા પાડ્યા પછી જ એમને વાપરવાં માંડે છે.

આપણે ત્યાં Reactionary માટે પ્રતિગામી, પ્રત્યાઘાતી વિગેરે શબ્દો વપરાય છે. પણ એ શબ્દો બંધ નથી બેસતા. જો કોઇ જાલીમ મારા પર સિતમ ગુજારવા માગે તો હું મરણિયો થઇ સામો થાઉં; બળવો કરું; જાલિમને જડમૂળથી ઉખેડી નાંખવા મથું; કેમકે

હું સચેતન હોઇ પ્રત્યાઘાતી થઇ શકું છું. આઘાત સહન કરી બેસી રહેવું એ મારાથી ન બની શકે. આઘાત થયો કે મેં પ્રત્યાઘાત કર્યો જ છે. માટે હું પ્રત્યાઘાતી છું. અહીં મને કોઈ Re-actionary કહે ખરો !

હવે જો Re-actionary માટે પ્રત્યાઘાતી શબ્દ રૂઢ કર્યો તો એ શબ્દનો હવે અર્થ સંકુચિત અને નિશ્ચિત કરવો રહ્યો. કેમકે એ શબ્દ પાશ્ચાત્ય વિચાર-સરણીને દત્તક અપાયો. પછી મારા જેવાં બળવાખોરને પ્રત્યાઘાતી ન કહેતા **પ્રતિકારી** કહેવું જોઇએ અને પછી Re-action માટે પ્રતિકાર શબ્દ ન વાપરતા **પ્રત્યાઘાત** શબ્દ વાપરવો જોઇએ. આમ કરતાં આપણી પરિભાષા પારકી વિચાર-પ્રણાલીને આધીન થઇ સામન્ત-પદ ગ્રહણ કરે છે. આ સારું છે કે નહિ તે દરેક વખતે દરેકે પોતાના મન સાથે વિચારી લેવું જોઇએ.

\+ \+ \+

પુરોગામી, પ્રગતિશીલ, ઉદાર, ઉદ્ધારક, અનુગામી, રુઢિચુસ્ત, રુઢિજીર્ણ, પ્રત્યાઘાતી વગેરે શબ્દ વાપરતી વખતે પ્રગતિ કેને કહેવું અને પરાગતિ કેને કહેવું એની કસોટી હમેશ નક્કી નથી હોતી. કોઇ સમાજમાં આત્મા, પરમાત્મા, પરલોક અને પુણ્યપાપ વિષેની શિષ્ટ-માન્ય કલ્પના જો ઢીલી થાય અથવા ઓગળી જાય તો કેટલાક લોકો કહેશે કે સમાજની સરસ પ્રગતિ થઇ રહી છે જ્યારે બીજા કેટલાક લોકો કહેશે કે સમાજનો અધઃપાત થવા માંડયો છે. કોઇ અનાહારી માણસ મિશનરીઓને ત્યાં જઇ માંસ-મદિરાનું સેવન કરવા માંડે ત્યારે આપણા સમાજના લોકો એને પતિત કહેતા, ભ્રષ્ટ કહેતા, અને તે જ વખતે એ મિશનરીઓ એના વખાણ કરતા કે આ ભાઇ લીબરલ છે, કોસ્મોપોલિટન છે, વિશ્વકુટુમ્બવાદી છે. હવે અહીં પ્રગતિ અને પરાગતિની કલ્પના જેમ બદલાય તેમ માણસને આપણે પ્રાગતિક ને પરાગતિક કહી શકીએ છીએ. પ્રગતિ એટલે ઇષ્ટ દિશા તરફ પ્રયત્ન અને પરાગતિ એટલે ઇષ્ટ દિશાથી ઉલટું દૂર દૂર જવું તે.

\+ × +

હવે ઇષ્ટ દિશા કઇ તેનો સમાજશાસ્ત્રીઓ અને રાષ્ટ્રસેવકો, ધર્મકારો અને પેગમ્બરો નક્કી કરી શકે છે. ધર્મ એજ સાચું સમાજ-શાસ્ત્ર છે. સમાજશાસ્ત્રનો પાયો ધાર્મિક શ્રદ્ધા ઉપર જ દૃઢ થઈ શકે છે. પણ આજે જે વાસી કલ્પનાઓ, માન્યતાઓને કે રુઢિઓને લોકો ધર્મ સમજે છે તે ધર્મ નથી પણ સર્વોચ્ચ આદર્શ પ્રમાણે જીવન વ્યવસ્થા હૃદયને જોરે જે ગોઠવી આપે છે તે ધર્મ છે.

આવા ધર્મકારો અથવા સમાજશાસ્ત્રીઓ જેને પ્રગતિ કહે તે જ પ્રગતિ. સામાન્ય લોકો પોતાના ગમા અણગમા પ્રમાણે જેને પ્રગતિ કે પરાગતિ કહે તેનો વિચાર કરવાનું કારણ નથી.

\+ × +

પણ જ્યાં ધર્મપુરુષો અને સમાજશાસ્ત્રીઓ ભિન્ન-મતના હોય છે ત્યાં પ્રગતિ કેને કહેવી, અને પરાગતિ તરીકે કેને ઓળખવી એ દુર્ઘટ બની જાય છે છતાં કેટલાક સ્થૂળ સિદ્ધાન્તો બાંધી શકાય. કેટલાક લોકોને અસત્ય, જુઠાણું અને દંભ ફાવતા આવતા હોય તો યે સમાજ વ્યવસ્થાપકો અસત્યને પ્રધાન ધર્મ તરીકે સ્વીકારી જ ન શકે. માટે જે વ્યવસ્થા વિચાર અથવા યોજના સત્યને બાધક હોય તેને આપણે પરાગતિ કહી શકીએ છીએ.

જેમ સત્ય વિષે તેમજ સ્વતંત્રતા વિષે પણ છે. દરેક માણસને થાય છે કે કોઈ પણ રીતે જો હું બીજા માણસ ઉપર પોતાનો અધિકાર જમાવી શકું તો એટલી મારી શકિત વધી બીજાને તાબામાં રાખવા, પછી તે બાહુબળથી હોય, બુદ્ધિબળથી હોય કે દ્રવ્ય બળથી હોય એ લગભગ દરેકને ગમે છે. છતાં કોઇ પણ ધર્મકાર કે સમાજ વ્યવસ્થાપક એમ ન કહી શકે કે કોઇનું સ્વા-તંત્ર્ય હરાવીને કે ઘટાડીને એને તાબામાં રાખવો એમાં એનું કે પોતાનું હિત છે. પારતંત્ર્ય એ જાગીર ને ગુલામ બંનેને માટે વખતે આપદ્ધર્મ હોઇ શકે પણ એને પ્રધાનધર્મ તરીકે કોઇ વર્ણવી ન શકે. માટે, માણસનું શું કે પશુઓનું શું, સ્વાતંત્ર્ય હરાવીને એને દાસ બનાવવાની યોજના પ્રગતિવિરોધી, અધઃપાતક છે એમ કહેવું પડશે.

માંસાહાર દુનિયાના ઘણા લોકોને ફાવતો આવે છે, કેટલાક લોકોને તો એમાં અસ્વાભાવિક કે અધાર્મિક જેવું લાગતું જ નથી એ ખરું છે. છતાં જો પશુ પક્ષીઓની હત્યા કર્યા વગર માણસ જાતને જોઇતો બધો ખોરાક અને બધી તાકાત મળી શકે એમ બને તો તે ખોટું છે અને પશુપક્ષીઓને મારવાં જ જોઇએ એમ કોઇ સમાજ વ્યવસ્થાપક કહે નહિ. પશુઓને બચાવવા અને પશુઓને મારવા એ બેમાંથી બચાવવાનો પક્ષ જ હંમેશ શ્રેષ્ટ ગણાશે. તેથી માંસાહારનો ત્યાગ એ પ્રગતિ ગણાય અને એથી વિરૂદ્ધ તે અધ:પાતક ગણાય.

એ જ રીતે માણસ જાતમાં પરસ્પર વિશ્વાસ વધે અને બધાનું હિત સચવાય એવી રહેણી પ્રાગતિક ગણી શકાય અને એથી વિરૂદ્ધ જે જીવન અથવા જીવન વ્યવસ્થા હોય તે પરાગતિ કહેવાય. જેમાં બીજાનું સ્વાતંત્ર્ય હરાય છે તે સ્વાતંત્ર્ય હરણ કરનારને અને જેનું સ્વાતંત્ર્ય હરાય છે તેને બંનેને અધ:પાતક હોઇ એવું આચરણ પરાગતિક કહેવાય.

× + ×

સંકુચિતતામાં, ટૂંકી દૃષ્ટિમાં માણસ જાતનો ઉત્કર્ષ નથી. જે વ્યાપક છે, વિશાળ છે, સર્વ સંગ્રાહક છે તેજ પ્રાગતિક હોઇ શકે. પ્રાચીન કાળમાં જ્યારે મોટાં કુટુમ્બો હતાં ત્યારે કુટુમ્બની અંદર અંદર કજીયા કંકાસ પણ ચાલી શકતાં. તે વખતે બંધુવિગ્રહ અને બંધુદ્રોહ એ જ મોટામાં મોટો સામાજીક અડો હતો. પછી કેટલાક લોકોએ જોયું કે અંદર અંદર લડવા કરતાં સંપીને રહીએ તો આખાં કુટુંબની શકિત વધે છે. આવી રીતે સંગઠન થયા પછી બંધુવિગ્રહ મટયો અને પછી ગોત્રવિગ્રહ જામ્યો. દરેક ગોત્રનાં લોકો એકેક મોટો વાડો કે વંડો બાંધી એમાં આખાં ગોત્રની ગાયો રાખી એ ગાયોનું ત્રાણ એટલે કે રક્ષણ કરતા અને વાડાનાં બારણાં ઉપર ઊંચા ઊંચા ટૉવર બાંધી આટલી ઊંચાઇએ બેસીને દૂર સુધી બાણ ફેંકીને ગાયોનું અને પોતાનાં કુટુંબોનું (ગો–ત્ર) રક્ષણ કરતાં. ગાયો પૂરી રાખવાનાં વાડાને ભાગોળ ને, જે ઊંચા ટૉવરે રહેતા તેને ગોપુર કહેતા.

આમાંથી પ્રગતિ વધી અને અનેક ગોત્રો મળીને મોટાં મોટાં રાષ્ટ્ર તૈયાર થવા લાગ્યાં અનેક ગોત્રો જેમાં પૂરાતાં, એટલે કે સમાઇ રહેતા, તે પુરો કહેવાયા. ચારે-કોર જ્યાં પહાડ હોય એવે ઠેકાણે વિસ્તીર્ણ જગ્યા જોઇ ત્યાં ઘેરા બાંધીને રહેવાનું લોકોએ વધારે પસંદ કર્યું. નગૈ: (પર્વતૈ:) રક્ષિતં નગરમ. નગર વિના રાષ્ટ્રનું રક્ષણ ન થાય એમ લોકોએ જોયું અને તેઓ નાગરીક થયાં. દરેક નગરની સંસ્કૃતિ પ્રમાણે એકેક રાષ્ટ્ર બંધાયું અને એ ઢબની પ્રગતિ થવા લાગી. હવે જે કોઇ નગરનું હિત બગાડીને ગોત્રનું હિત સાધવા માગે તે પરાગતિક ગણાવા લાગ્યો. વ્યાપક સંગઠન એ પ્રગતિની નિશાની ગણાઇ.

પણ વ્યાપક સંગઠન પાછળ બધાનાં હિતની વૃત્તિ હોવી જ જોઇએ. નહિ તો વ્યાપક સંગઠન આશિર્વાદ રૂપ ન નિવડતાં શાપરૂપ બને છે. કેવળ વિસ્તાર લઇને લાભ શો? મૂઠીભર લોકો કોક કોક વાર બહુ મોટું વ્યાપક સંગઠન કરીને એમાંથી પોતાનો સ્વાર્થ શોધે છે. અને પોતાનાં સાથીઓને છેતરે છે અને ચૂસે છે. આવા લોકો પોતાનાં મોટાં સંગઠનોને પ્રગતિના લક્ષણ તરીકે વર્ણવી શકે છે, અને જે લોકો એમના સામર્થ્ય તળે અને એમની ધૂર્તતા તળે પીલાય છે તેઓ એ જ સંગઠનને પરાગતિક તરીકે નવાજી શકે છે. અનેક રાષ્ટ્રોને પોતાના કબ્જા તળે આણી એમાંથી જે લોકોએ સામ્રાજ્યો સ્થાપ્યા તેમની સ્થિતિ આવી જ હતી. સામ્રાજ્ય જેમ મોટું તેમ પ્રજાને શાંતિ વધારે મળવાની; સલામતી વધવાની, આબાદી તો વધે જ; સુખાકારીના સાધનો પણ વધે; જેને આપણે રુઢ અર્થમાં સંસ્કૃતિ કહીએ છીએ તેનાં બીજ વવાય અને માણસની દૃષ્ટિ વ્યાપક બને.

ભારતવર્ષનો પ્રાચીન ઇતિહાસનો મર્મ જાણવો હોય તો તે 'સ્વરાજ્ય સારું? કે સામ્રાજ્ય સારૂં?' એનો અનુભવ લેવાનાં આપણા પ્રયત્નમાં આપણને જડશે. આપણે ત્યાં રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે એટલો તો વિગ્રહ ચાલ્યો કે ક્ષાત્રધર્મ સમાજદ્રોહી છે, પાપમૂલક છે એમ ડાહ્યા લોકો કહેવા લાગ્યા અને એ બધાં રાષ્ટ્રોનું સંગઠન કરી

સામંતચક્ર ગોઠવી ચક્રવર્તીનું સામ્રાજ્ય સ્થપાયું હોય તો કેવું સારું એમ લોકોને થયું.

પણ સામ્રાજ્યો સ્થાપે કોણ ? સામ્રાજ્ય સ્થાપનારમાં તે ટકાવવાની શક્તિ હોવી જોઈએ. સમ્રાટ જો ન્યાયી હોય તો જ સામંતોને સાથે રાખી શકે અને સામર્થ્ય-શાળી હોય તો જ શત્રુઓને દૂર રાખી શકે છે. આમ ન્યાય અને બલ બેનો સંયોગ જ્યાં હોય ત્યાં જ સંગઠન થઈ શકે છે અને નભી શકે છે, એવો અનુભવ થયો. સમ્રાટ ધર્મરાટ્ પણ હોવો જોઈએ અને યુધિ-સ્થિર પણ હોવો જોઈએ

× × ×

રાષ્ટ્ર-વિગ્રહ ટાળવા માટે સામ્રાજ્ય સ્થપાયાં પણ જ્યારે સમ્રાટો વચ્ચે વિગ્રહ જામ્યો ત્યારે એનો ઈલાજ શો એ મોટી સમસ્યા મનુષ્યજાતિ આગળ ઊભી થઈ. નાના સંગઠનના ઝગડાં-છમકલાં શું ઝગડાં-શી રીતે ઊકેલાય, શી રીતે ટળાય ?

આ કામ સંગઠનથી થવાનું નથી કેમકે સંગઠનની તો અવધિ થઈ ચૂકી. હવે વિરાટ સંગઠન નહિ પણ વિરાટ પાયા ઉપર થતું હૃદય-પરિવર્તન જ તારક છે એમ લોકોએ જોયું. અને તેથી સૈનિકો રાખી વિજય મેળવવા કરતાં ઉપદેશકો મોકલી ધર્મ વિજય સાધવો એ જ પરમ મંગલ છે એમ મનુષ્યજાતિનાં અગ્રેસરોએ જોયું.

આપણે ત્યાં વર્ગવિગ્રહનો અનુભવ લેવાયો નહતો એમ નથી. વેદકાળમાં જે યુદ્ધો થયા એમાં કેવળ જાતિ-વિગ્રહ હતો કે વર્ગવિગ્રહ પણ હતો એ કહેવું મુશ્કેલ છે .પણ Brahmins of the World, Unite ની હાકલ જગાડનાર પરશુરામના જમાનામાં જે એકવીશ મહાયુદ્ધો થયા તે વર્ગવિગ્રહનાં જ હોવાં જોઈએ એ વિષે શંકા નથી રહેતી, અને પછી ક્ષત્રિયોનું સંગઠન કરવા માટે ચક્રવર્તી અને સામંતની કલ્પનાનો ઉદય થયો હોય એમાં આશ્ચર્ય નથી.

બ્રાહ્મણ અને ક્ષત્રિય વચ્ચેનો વિગ્રહ દીર્ઘકાલ સુધી ચાલ્યો હોવો જોઈએ અને એમાં ક્ષત્રિયો પણ ફાવ્યા નહિ અને બ્રાહ્મણો પણ જીત્યા નહિ એવી સ્થિતિ આવી હશે. બ્રહ્મતેજ આગળ ક્ષાત્રતેજ ફિક્કું પડે છે અને ધર્મવ્યવસ્થાની મદદથી જ ક્ષાત્રતેજ આત્મહત્યા કરવામાંથી બચે છે એમ પણ જોવામાં આવ્યું અને પછી વર્ગવિગ્રહ એ અત્યંત ભૂંડો છે માટે દરેક સમાજ-કોટી સ્વાર્થ છોડી દઈ બધાંનું હિત થાય એવા ધર્મને માર્ગે ચાલવું એવું ડહાપણ સૂઝયું. વર્ગવિગ્રહનું ઓસડ માણસને વર્ણવ્યવસ્થામાં જડયું. એ વ્યવસ્થા જો શુદ્ધ રીતે ચાલત તો દુનિયામાં સહેજે શાંતિ સ્થપાત. પણ જાતિભેદની બદીને કારણે વર્ણવ્યવસ્થા વિકૃત થઈ. ઉચ્ચ નીચ ભાવને લીધે વર્ણવ્યવસ્થાનું હીર ચૂસાયું. ધર્મસત્તાએ રાજસત્તાનું અનુકરણ કરી પોતાનું તેજ ગુમાવ્યું અને વર્ણવ્યવસ્થાને વિકૃત કરી મૂકી વર્ણવ્યવસ્થાનો સાચો પ્રયોગ હજીયે થયો જ નથી. હવે પછી થવાનો છે. અને એમાંથી જ આપણને પ્રગતિની દિશા જડશે. કેવળ બાહુબળથી, દ્રવ્ય બળે કે સંખ્યાબળે કલ્યાણકારી સામર્થ્ય ખિલવાનું નથી. કેવળ સંગઠનથી પ્રગતિ થવાની નથી. સંગઠનનો અભાવ આપણને મરણ સુધી લઈ જાય છે જ્યારે આંધળું સંગઠન પરસ્પર વિગ્રહો પેદા કરી મોટા વિનાશ તરફ લઈ જાય છે. માટે, ખરું જોતાં સદ્‌વૃત્તિઓનું સંગઠન થવું જોઈએ. સર્વ વર્ગોને પોતપોતાના સ્વધર્મનું ભાન થવું જોઈએ અને સમષ્ટિના હિતમાં જ વ્યષ્ટિનું સર્વ સુખ અને હિત સમાયું છે એ વાત દરેકને ગળે ઉતરવી જોઈએ. આવું થાય ત્યારે જ પ્રગતિ સધાય. વિગ્રહની વૃત્તિ જ શમાવી જોઈએ. પછી તે રાષ્ટ્ર-વિગ્રહ હોય કે વર્ગ-વિગ્રહ હોય.

પણ આ વાત એની મેળે થવાની નથી. મહાન ભોગ આપ્યાં વગર આ અમૃત-ફળ મળવાનું નથી. શાંતિરસ્તુ, તુષ્ટિરસ્તુ, પુષ્ટિરસ્તુ-એવા શાંતિ પાઠ ગાવાથી ધર્મરાજ્ય સ્થપાવાનું નથી. શૂળીએ ચઢવાનો એ માર્ગ છે, પણ એના ફળ પણ એટલા જ મીઠા છે. માણસ જાતના ઇતિહાસે એ જ સૂચવ્યું છે કે પ્રગતિનો બીજો માર્ગ નથી. આથી જે કાંઈ વિરોધી છે તે પરાગતિક છે. Re-actionary છે. શુદ્ધ અને સંપૂર્ણ સમાજ-શાસ્ત્રની, દૃષ્ટિએ વિચાર કરીને જ નક્કી કરવું જોઈએ કે પ્રાગતિક શાને કહેવાય અને પરાગતિક શું છે ?

બાકી Re-actionary શબ્દ ગમે તે માણસ ગમે તેવા પ્રતિપક્ષીને વાપરી શકે . એ સોંઘી ગાળ છે અને એ જવાબદાર પણ છે.

# સાહિત્યકારનો ધર્મ

[ 'કલાની ખાતર જ કલા' ]

શ્રી. ધૂમકેતુ

આજે ચારે તરફ એકી અવાજે સૌ એમ મતપ્રદર્શન કરે છે કે સાહિત્ય હેતુપૂર્વકની રચનાત્મક ક્રિયામાં પોતાનો સ્વર પૂરાવનારૂં હોવું જોઇએ: વળી વાસ્તવવાદને છેક 'વાદ' સુધી લઇ જનારાઓ એમ માને છે કે પ્રચારાત્મક ન હોય તે સાહિત્ય ન કહેવાય. એવો મત પણ છે કે સાહિત્ય નીપજાવી શકાય છે. ને એની રચનામાં નૈસર્ગિક તત્ત્વને જેમ બને તેમ ઓછું સ્થાન હોવું ઘટે. જેમ ખેતરમાં ખાતર પાણી વગેરેના સુયોજનથી પાક લઇ શકાય છે, તેમ થોડો અભ્યાસ, ચીવટ, ચાલતી હવાની માહિતી, લોકમત પ્રદર્શન કરવાની ફુનેહ, પ્રચાર—આ સઘળાં સાધનોથી સાહિત્ય નીપજાવી શકાય છે. અને સાહિત્યની નીપજમાં નિસર્ગને કાંઇ લેવા દેવા નથી.

આવે વખતે એમ કહેવું કે 'કલાની ખાતર કલા' એ જરાક બેહૂદું છે. પણ એના અર્થનો સ્પષ્ટ ખ્યાલ લેવામાં આવશે તો એમાં સાહિત્યકારના એક પ્રધાનધર્મ પ્રત્યે જ અંગુલિનિર્દેશ છે એ જોઇ શકાશે. 'કલાની ખાતર કલા' એ સાહિત્યકારનો પ્રધાન ધર્મ છે. આ વાકયનો અર્થ એમ નથી કે અવાસ્તવિક સૃષ્ટિનો કેવળ સ્વપ્નમય ખ્યાલ લઇને, સાહિત્યકારે, હજારો શરાબની દુકાનમાં એકનો વધારો કરવો, તેમ જ એનો અર્થ એવો પણ નથી કે, વાસ્તવ જીવન જાણે નથી જ એવા હવાઇખ્યાલ વડે દુનિયાની સાચી પરિસ્થિતિ પ્રત્યે આંખમીંચામણાં કરીને, કેવળ કલ્પનાનાં જલ વડે, એવો ભ્રમ પેદા કરવો કે જે ન તો કાંઇ જીવનદર્શન કરાવે, ન તો કાંઇ નવીનમાર્ગ બતાવે. 'કલાની ખાતર કલા' એટલે સાહિત્યકાર જયારે જયારે કલાકૃતિ ઉત્પન્ન કરે ત્યારે એના માનસસંવેદનમાં કેવળ કૃતિનો મહિમા જ હોવો જોઇએ અને બીજું કાંઇપણ ન જ હોવું જોઇએ. જેવી રીતે સદ્‌ગુણનું ઊંચામાં ઊંચું સ્વરૂપ એની ફલવિનાની ઉપાસનામાં રહ્યું છે તેમ સાહિત્યનું ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ સ્વરૂપ એની નિર્લેપી ભકિતમાં રહ્યું છે. સાહિત્યકારના માનસચક્ષુ સમક્ષ લખતી વખતે–પોતાના દોષનો પડછાયો, બીજાના ગુણની ભકિત, અન્યના દોષની ફરિયાદ, જગતના પાર્થિવસંબંધોની ધૂળ, પોતાના પૂર્વગ્રહોની જડતા, મિત્રપ્રશંસાનો નાદ, દુશ્મનહાંસીનો ભયંકર સંતોષ–આ કે એવું કાંઇ પણ વાતાવરણમાં ન હોવું જોઇએ. એણે લખવાનું છે, કારણ કે એણે લખવાનું છે. એ અસહકારયુદ્ધનું લખે, સમાજવાદનું લખે, સ્ત્રીજીવનનું લખે–ગમે તેનું લખે. પણ એ લખાણ એનું પોતાનું હોવું જોઇએ. ફલાણા ભાઈ આમ કહેશે–કે અમુક વર્તુલમાં આ વિચાર પંસદ પડશે માટે લખવું—એ

'કલાની ખાતરે કલા' નથી. માટે એ સાહિત્ય પણ નથી.

એક વખત એક સ્ત્રી કાર્યકરે કહ્યું: 'તમે સ્ત્રીઓને આવી ચીતરો તો ?'

જે જમાનામાં રાજાઓ કહેતા કે તમે આવો શ્લોક બનાવો તો—એ જમાનાનું આ ક્ષુદ્ર અનુકરણ છે. સાચા સાહિત્યકારના મોંમાં એને માટે એક જ જવાબ હોઈ શકે: 'એ નહિ બને.'

લખાણ એ માણસની પોતાની નૈસર્ગિક ભાવનાનું ફળ હોવું જોઈએ.

કોઈપણ સમય કરતાં આજે 'કલાની ખાતર કલા' એ સૂત્રનો ધ્વનિ સમજીને એ પ્રમાણે ચાલનારા સ્વતંત્ર સાહિત્યકારોની વધારેમાં વધારે જરૂરિયાત છે.

ધાર્મિક સંપ્રદાયો પોતપોતાનાં સાહિત્ય અને સાહિત્યકારો પોષતા: એવી રીતે પોષાતા સાહિત્યકારોમાં કોઈ એકાદ નૈસર્ગિક રીતે જ એ માનસને અનુકૂળ હોય —તે સિવાય સઘળા જ 'થર્ડકલાસ થર્ડ' રહેતા.

રાજનૈતિકો પણ એવી જ રીતે સાહિત્યકારોને આજે પોષવા નીકળે, તો કેવળ એ પોષણ માટે લખવું, અને પછી કહેવું કે અમે મધ્યયુગના ભાટ નથી—તો એમ કહેનારાઓ ખાંડ ખાય છે. એવા સાહિત્યકારો જમાનાને ઘડી શકે નહિ.

રાજનીતિમાં ગમે તેનો ડંકો વાગે, સાહિત્યકાર નિર્ભય ને સ્વતંત્ર રહેવો જોઈએ.

એ જમાનાથી વિરુદ્ધ નહિ થાય. એ ઘેટાંટોળામાં ભળીને જમાનાને તાળીઓથી વધાવશે પણ નહિ. એની પોતાની જમાત છે. એનો અર્થ એ દુનિયાથી જુદો છે એમ નહિ, દુનિયા સાથે મેળ ન મળે, તો એ પોતાના 'મીશન'ને વળગી રહેશે ને ટોળાને છોડી દેશે. સાહિત્યકારોમાં જમાનાને ઘડવાનું બળ હોવું જોઈએ. અને નરસિંહ મહેતાની પેઠે જમાનાની 'કુછ પરવા' ન કરવાનું સામર્થ્ય પણ હોવું જોઈએ. બસ, યે સબ કહેતે ગાંધીજી સચ્ચા, માટે હમ ભી કહેતે ગાંધીજી સચ્ચા—એ ગુલામી મનોદશાનો અંત થવો જોઈએ. ગાંધીજીના વિચારનો, માનસનો, પવિત્રતાનો, તેજનો બરાબર ખ્યાલ કરવો: અને પોતાને એ વિચારસરણી શુધ્ધ લાગે ત્યાં અનુસરવું. અશુધ્ધ લાગે ત્યાં ગાંધીજીની, ગાંધીજીઘેલાઓની, કે રાજનૈતિક ખેરખાંઓની કોઈની દરકાર કર્યા વિના કહેવું કે 'એ ખોટું છે !'

એમ કહેતાં એકાકી થઈ જવાય તો કુછ ફિકર નહિ. બહુમત એ સત્યોમત હોય એવો નિશ્ચિત નિયમ નથી. આનું નામ 'કલાની ખાતર કલા'

પોતાના વિચાર માટે સહન કરવાની જેનામાં શકિત ન હોય એ માણસ પોતાને સાહિત્યકાર ન કહી શકે; પોતાનો વિચાર દર્શાવ્યા પહેલાં તેને અનુભવ ને ઉપાસના વડે ઘડવાની જેનામાં ધીરજ ન હોય તે પણ પોતાને સાહિત્યકાર કહી ન શકે. સાહિત્ય એ કેવળ સાહિત્યની ખાતર જ સરજાવું જોઈએ.

૦

# એ. ઇ.

[ એક ડાયરી નોંધ ]

શ્રી. વિજયરાય ક. વૈદ્ય

**૨૫મી નવેંબર :** વસ્તુ, વાસ્તવિકતા, છાયારૂપ વાસ્તવિકતા...' વસ્તુ ' એટલે, એ શબ્દના અખા ભકતવાળા અર્થમાં –પરમ પુરુષ, શુદ્ધ ચૈતન્ય વગેરે; એ વસ્તુના વિવર્તરૂપે મૂળ પ્રકૃતિ તથા એ પ્રકૃતિના પરિણામરૂપે આ દશ્ય જગત; અદશ્ય છતાં સામર્થ્યવાન પ્રકૃતિનાં અદશ્ય સ્વરૂપોમાં વસતાં અને કાર્ય કરતાં સત્ત્વો એ જો છે વાસ્તવિક, તો એનાં યે કોટ્યાધિ રૂપોવાળું દશ્ય જગત છે માત્ર છાયારૂપે, આપણી સાપેક્ષદર્શી ચેતનાથી મળતા અનુભવને જ માટે, ' વાસ્તવિક '...સવારના પહોરમાં જ, હજી નાહી ધોઇને પવિત્ર થયા પહેલાં જ પુરાણ-પુનિત વિષય લઇ બેઠો છું તે, કાલે ' ટા. લિટ્. સપ્. ' માં ( તા. ૨૩–૧૦–૩૭) વાંચેલા આઇરિશ કવિ ' એ. ઇ.' પરના અગ્રલેખમાંનાં એક બે બિન્દુને માનસિક રીતે વાગોળવા માટે; પ્રસંગોપાત્ત, ' વાસ્તવિકતા 'ના શહીદ બનવા નીકળેલા આપણા કેટલાક :અચિન્તનશીલ પરાગતિવાદી ચિન્તકોના લાભાર્થે થોડુંક ચિન્તન કરવા માટે પણ...ચાલતા યુગમાં કવિ સંજ્ઞાને પાત્ર જે બહુ થોડા જીવાત્મા પૃથ્વી પર અવતર્યા છે, તેમાંના બે એટલે ડબ્લ્યુ. બી. યેટ્સ અને ' એ. ઇ. ' યેટ્સે હમણાં જ ' વિઝન ' એ ગ્રંથમાં અને ' એ. ઇ.' એ, છ કે આઠ વર્ષ પર કરાચીમાં એક મિત્રે મને સંપડાવી હતી એ ' કેન્ડલ ઑફ વિઝન ' માં, અપાર્થિવ સૃષ્ટિનાં સત્ત્વોનાં દર્શન–સંવેદન–પ્રેરણ પોતાને થયાના અહેવાલો, એ સત્ત્વોની ' પરલક્ષી ' (' ઑબ્જેક્ટીવ ') હસ્તીની ખાતરી અને વિગતો, આપી છે. એ વર્ણનો એટલાં તો સ્પષ્ટ સ્થિરદર્શી અને વિસ્તૃત છે કે એ સર્વને આપણે ક્ષણ બે ક્ષણના કે ઘડી બે ઘડીના ભ્રમ–વિભ્રમ ' ડેલ્યુસ્ઝન ' કે ' હેલ્યુસિનેશન ' કે એવું કૈં–કહીને, આપણા માનીતા ' નવા ' માનસશાસ્ત્રની મદદથી એને એવાંતેવાં ગણી કાઢીને, દૂર હડસેલી શકીએ તેમ નથી. મતલબ, આપણા રોજિંદા અનુભવની સ્થૂલાતિસ્થૂલ વાસ્તવિકતા સિવાયની વાસ્તવિકતા પણ શક્ય છે તેના પુરાવારૂપે આવા કવિજનોના મનનીય અને માનનીય અનુભવોને લક્ષમાં લઇને, આપણાથી બનતું હોય તો એ દિશામાં વળવાનો યત્ન કરીએ; નહિ તો ઓછામાં ઓછું એટલું તો કરીએ જ કે એ કવિપ્રકાર અને એમના કાર્યની હાંસી કરવાનાં હલકા પાપમાં તો ન જ પડીએ...એ. ઇ. જો અદશ્ય વાસ્તવિકતાને ભજતા તો દશ્ય વાસ્તવિકતાને ઉવેખતા એવું પણ કૈં બન્યું નથી. અને એ બંને રીતે : કાવ્યરચનામાં તેમ પોતાના બાહ્ય નામ સંસારી જીવનમાં પણ. પૃથ્વી વિશેનાં કેટલાં ય કાવ્યોમાં તેમણે એ જગતભરની જનનીનો મહિમા તો ગાયો છે, પણ પાર્થિવતાને નિંદનારાને તેઓ પ્રબોધે છે કે ( અને એ સ્વાનુભવને આધારે ) કે પાર્થિવના ભીતરમાં,

# શોભવાનું નથી

ઇન્દુલાલ ગાંધી

એવી એવી કોઇ આવે વસંત
જેવી વસંતોએ તારાં સંતાનોને
જીવનમારગે કોડિયાં મૂકયાં;
પૃથ્વીપ્રદક્ષિણા કાજ માડી, તારા
ચરણો આગળ સાગર ઝૂકયાં.
વીણાવતી, તું તો વિજયવંત
એવી એવી કોઇ આવે વસંત.
કોઇની સુંદરતાએ તારે કદી શોભવાનું નથી,
કોઇની સમૃદ્ધિએ તારે કદી લોભવાનું નથી :
શોભવાનું નથી.
જ્યોતિર્મયી, તારી જ્યોત જ્વલંત,
એવી એવી કોઇ આવે વસંત:

■

[ અનુસંધાન પાન ૮૨૪થી શીલ અને સાહિત્ય ]

પરજીવન વચ્ચે માનવામાં આવ્યો છે એવું જ વાસના-પ્રાબલ્ય કલાકારના શીલ અને સાહિત્ય વચ્ચે પણ કામ કરી રહેલું છે. આપણે જેમ માનીએ છીએ કે **मरणे या मतिः सा गतिः** અને મરણ સમયની માણસની ચિત્તદશા કેવળ પરવશ હોય છે, એટલે જીવનભર જે વાસનાઓ એણે ઉત્કટ રૂપે સેવેલ હશે, જે રાગદ્વેષો પ્રબળ રીતે અનુભવેલ હોય તે જ મરણ ક્ષણની પરવશ દશામાં એની આગળ અનિવાર્ય રીતે ખડી થાય છે, અને એના ભાવિ જીવનનું સ્વરૂપ નક્કી કરે છે, તેમ કલાકારોના સંબંધમાં પણ કહી શકાય કે એણે જીવન-ભર જે વાસનાઓ ઉત્કટરૂપે સેવેલ હશે, જે રાગદ્વેષો પ્રબળરીતે અનુભવેલ હશે જે ભાવનાઓનું નિરંતર રટણ કર્યા કરેલ હશે તે જ એની સર્જન ક્ષણે એની આગળ અનિવાર્ય રીતે ખડી થશે, અને એને આડે અવળે ક્યાંય ચમકવા દીધા વગર એની ઇચ્છા હશે કે નહિ તોપણ પોતાના સ્વરૂપ અનુસાર એની એ કૃતિનું નિર્માણ કરશે–એના હાથમાંથી કલમ જ લઇ લઇને જાણે પોતાનો જ પ્રતિભાસ ચીતરી મારશે. માટે તમારે જો સાચા સમર્થ ઉદાત્ત કલાકાર થવું હોય તો પહેલેથી જ તમારા જીવનને ઉન્નત બનાવો. તમારા શીલને સમૃદ્ધ કરો, અને તમારા માનસને ઉદાત્ત ભાવનાઓથી ભરો. ઉચ્ચ જીવન વગર ચિરંજીવ ઉચ્ચ સર્જન શક્ય જ નથી ઉદાત્ત શીલ વગર ઉદાત્ત સાહિત્ય સર્જનનો બીજો કોઇ માર્ગ જ નથી. **नान्यः पन्था विद्यतेऽयनाय.** આટલી કિંમત આપ્યા વગર સાચી ઉમદા કલાકૃતિ કોઇને લાધવાની જ નથી મેથ્યુ આર્નોલ્ડ કહે છે તેમ:—

Such a price
The gods exact for song:
To become what we sing

■ અમદાવાદની ગુજરાત કોલેજના ગુજરાતી સાહિત્ય મંડળ સમક્ષ ગયસાલ મૌખિક ભાષણરૂપે ચર્ચેલો વિષય આહીં લેખરૂપે રજૂ કરેલ છે. આ વિષય અત્યંત વ્યાપક અને ગહન છે, એટલે એક જ લેખ દ્વારા તેને પૂરતો ન્યાય ન જ આપી શકાય એના જુદા જુદા અંશો લઇ તેની સવિસ્તર ચર્ચા કરી શકાય એવી લેખમાળા કે સ્વતંત્ર પુસ્તક તેને માટે યોજવામાં આવે તો જ તેનું કંઇક સંતોષકારક નિરૂપણ થઇ શકે. ભવિષ્યમાં અવકાશ અનુકૂળતા મળ્યે આ વિષય વિસ્તારપૂર્વક ચર્ચવાની ઇચ્છા પણ છે. પણ તે તો બને ત્યારે અત્યારે તો આપણી ભાષામાં બહુ ઓછા ચર્ચાએલા આ મહા પ્રશ્ન પ્રત્યે સાહિત્ય-લારસિકોનું લક્ષ ખેંચવા પૂરતો જ આહીં પ્રયત્ન કર્યો છે. શીલ અને સાહિત્ય વચ્ચેના વિસંવાદનો ખુલાસો થોડો આમાં કર્યો છે. બાકીનો સ્વતંત્ર લેખરૂપે ભવિષ્યમાં.

# ધર્મ અને તત્ત્વજ્ઞાન

શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા

**બહેનો અને ભાઈઓ**

સાહિત્ય સંમેલનમાં ભાગ લેવાનો મારે માટે આ પહેલો જ પ્રસંગ છે. પ્રતિનિધિ કે પ્રેક્ષક તરીકે પણ જેણે કદી ભાગ નથી લીધો, તેને એ સંસ્થાના એક વિભાગના એકદમ પ્રમુખ તરીકે ચૂંટી, આપે મને જે માન્યતા આપી છે, તે માટે હું આપનો આભારી છું. એ ઉદારતાના બદલામાં મારાથી ગૂજરાતની કાંઈ સેવા થાઓ એમ ઇચ્છું છું.

સાહિત્ય સંમેલનના વિભાગીય પ્રમુખની શી જવાબદારીઓ હોય છે તેનો મને બરાબર ખ્યાલ નથી. જો એમાંની એક જવાબદારી એ હોય કે તત્ત્વજ્ઞાન અને ધર્મના વિષય પર ગૂજરાતીમાં જે સાહિત્ય લખાયું હોય તેનો, અને તે વિષયના ગૂજરાતી લેખકોનો, મારે આ સભામાં ઓછોવત્તો પરિચય આપવો જોઈએ, તો હું આપની આશાઓને સફળ નહિ કરી શકું એનો મને ખેદ છે. હું એ કરી શકું એમ નથી એનો અર્થ કોઈ એમ ન કરશો કે મને એ વિષય પરના બીજા સાહિત્યને કે લેખકોને નગણ્ય સમજવાનો ઘમંડ છે. પણ સાહિત્યના અભ્યાસી તરીકે મારું વાચન કેટલું અલ્પ છે તેની નિશાની રૂપે એ ગણશો. ઉચિતતાની દૃષ્ટિએ હું જરૂર એમ માનું છું કે, જો સાહિત્ય સંમેલનનું કામ વિભાગોમાં વહેંચાઈને ઉકેલાતું હોય, તો પ્રમુખે, અથવા તે વિભાગના ખાસ મંત્રીએ, એ વિભાગ પર પ્રસિદ્ધ થયેલાં સાહિત્ય અને મુખ્ય લેખકોની તટસ્થપણે સમાલોચના કરી સંમેલન આગળ રજૂ કરવી, એ સંમેલનનો એક કાર્યક્રમ હોવો જોઈએ. પણ પ્રમુખની ચૂંટણી, સાધારણ રીતે, છેક છેલ્લી ઘડીએ થાય છે. અને તેની ચૂંટણીમાં, તેનો સાહિત્યનો અભ્યાસ વિશાળ હોવો જોઈએ, એ શરત મહત્ત્વની ન લેખાય એમ બને. આથી, એ કામ પ્રમુખથી ન થઈ શકે એવો ઘણો સંભવ છે. તેથી સંમેલન કે સ્થાયી મંડળ આ કામ માટે વિભાગીય મંત્રીઓ જ નીમે એ વધારે સગવડભર્યું થાય એ રીતે દરેક વિભાગના સાહિત્યની છેલ્લામાં છેલ્લી 'ખાનેસુમારી' થઈ શકે. દાખલા તરીકે, આ સંમેલન આવતી બેઠક માટે આ વખતે જ એક એક વિભાગના સમાલોચક નીમી દે, અને તે સમાલોચક આવતા સંમેલનના પ્રમુખોની ચૂંટણી, પહેલાં જ પોતાની સમાલોચના તૈયાર કરી આપે, તો પ્રમુખો પર એટલી જ જવાબદારી રહે કે એ પ્રવૃત્તિને કઈ દિશામાં વાળવી જોઈએ તેનું માર્ગદર્શન કરાવવું. જ્યારે એ સમાલોચક જ તેનો પ્રમુખ પણ નિમાય, ત્યારે બેવડો લાભ થાય.

આમ મારી પરીક્ષાનો એક સવાલ મારે છોડી દેવો પડે છે. જે બીજો સવાલ હું કલ્પું છું, તેમાંયે હું વિદ્વાનોની કસોટીએ નહિ ઉતરું એવી મને ધાસ્તી છે. તત્ત્વજ્ઞાન અને ધર્મના વિષય પર હું લખતો આવ્યો છે એ સાચુ. પણ, તેથી, જો કોઇની એવી કલ્પના થતી હોય કે મેં એ વિષય પર ઘણાં પુસ્તકો વાંચ્યાં હશે, અને, કેટલાંકનો તો, બહુ ઝીણવટથી અભ્યાસ કર્યો હશે, તો તે ભૂલ છે "नाऽमूलं लिख्यते किंचित्" એ પ્રાચીન પ્રણાલિકાનું પાલન કરવાની મારામાં લાયકાત નથી. આમ આ વિષયમાં વિદ્વતાની કસોટીએ પણ મારે નાપાસ થવું પડે એમ છે.

તત્ત્વજ્ઞાન તથા ધર્મના વિષયોને સાહિત્યિક અભ્યાસની દૃષ્ટિએ, કે ધાર્મિક વાચનનાં જ શોખની દૃષ્ટિએ મેં ભાગ્યે જ વિચાર્યા છે. ભક્તિમય જીવન મને ગળથૂંથીમાં જ મળેલું હતું, પણ જ્યાં સુધી તત્ત્વજ્ઞાન અને ધર્મનો ઊંડો વિચાર કર્યા વિના મારું જીવન મને ચૂંથાઇ ગયા જેવું થયું નહિ, ત્યાં સુધી મેં એમાં ઝાંઝું ડહોળવા માંડયું નહોતું. જ્યારે મારી ખાતરી થઈ કે, 'જ્યાં લગી આતમા તત્ત્વ ચિન્યો નહિ, ત્યાં લગી સાધના સર્વ જૂઠી,' ત્યારે મને એની પાછળ લાગ્યા વિના છૂટકો જ ન થયો. આમ, મારે એની સાધના અને શોધમાં ઉતરવું પડયું. એ ઉતરવામાં જેટલી મને જરૂર લાગી તેટલું જ મેં વાચ્યું, અને જે વાચ્યું તેમાંથી ઉપયોગી લાગ્યા તેટલા સંસ્કારો લઇ લીધા, બાકીનું છૂટી ગયું.

આટલી મર્યાદાઓ સાથે મારે આપની સેવા કરવાની છે. અને તે માટે મારે ૪૦–૪૫ મિનિટથી વધારે સમય લેવો તે પણ યોગ્ય નહિ થાય. ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિષયોમાં કેટલાયે પ્રશ્નો આજે વિદ્વાનોને મૂંઝવી રહ્યા છે. કેટલાક વિષયો પર મારા વિચારો સાધારણ રીતે આજે જે માન્યતાઓ પ્રચલિત છે તેથી જુદી દિશામાં વહે છે. આ બધાની સવિસ્તર ચર્ચા કરવી શક્ય નથી આથી, મેં એવો વિચાર કર્યો છે કે મારાં મંતવ્યોને, દલીલો વિના, લગભગ સૂત્રરૂપે, આ ભાષણના પરિશિષ્ટરૂપે આપની આગળ મૂકી દેવાં, અને તેની પ્રસ્તાવનારૂપે કેટલાક વિચારો રજૂ કરવા. સમય હોય અને શ્રોતાઓ કંટાળ્યા ન હોય તો તે ઉપર કાંઇ પ્રશ્નોત્તરી થઇ શકે.

પાશ્ચાત્ય સંસ્કૃતિ ભૌતિક અથવા આસુરી છે, અને પૂર્વની અથવા આર્યોની સંસ્કૃતિ આધ્યાત્મિક અથવા દૈવી છે. હિંદુસ્તાનની પ્રજા બહુ ધર્મપરાયણ છે અને એજ એની પડતીનું કારણ છે, વગેરે વગેરે કહેવાનો આપણા દેશમાં શિરસ્તો છે. હું આવું માનતો નથી એમ કહેવાથી કોઇને આઘાત પહોંચે તો મને ક્ષમા કરશો. એ વાત સાચી છે કે વેદાન્તની ભાષા અને અતિવાક્યો (સ્લોગનો) આપણા દેશના ખૂણે ખૂણામાં પસરી ગયાં છે, ચોમાસાનાં ઘાસની પેઠે આપણાં દેશમાં સંપ્રદાયો ઊગી નીકળે છે, સાધુઓનાં ટોળાં આખા દેશમાં ભમી આવે છે, રાજકીય આગેવાનો કરતાં બ્રહ્મજ્ઞાનીઓની સંખ્યા વધારે હોવાનો સંભવ છે, અને સંસારના દુઃખે દાઝેલા કેટલાએ લોકોને ભરતારૂણ્યમાં વૈરાગ્ય આવી જાય છે. છતાં મને લાગે છે કે કંઇ નહિ તોયે, હજારેક વર્ષથી આપણા દેશમાં ધર્મનો હ્રાસ થઇ ગયો છે, તત્ત્વની કહો કે ઇશ્વરની કહો, પ્રાણવાન નિષ્ઠાનો ઘણે અંશે લોપ થઇ ગયો છે, અને આપણી સંસ્કૃતિમાં નથી અધ્યાત્મનું, નથી ધર્મનું, કે નથી ભૌતિક વિજ્ઞાનનું યે બળ રહ્યું. પણ અધ્યાત્મનો વાઘો પહેરેલી ક્લોરોફોર્મ સૂંઘતી પડેલી કોઇક સંસ્કૃતિનું શરીર પડેલું છે. આવા મોટા દેશમાં વચ્ચે વચ્ચે કબીર, નાનક, સહજાનંદ, દયાનંદ કે ગાંધીજી જેવી બેચાર લોકોત્તર વ્યક્તિઓ નીકળી આવે અને સમાજને ખળભળાવી મૂકે એ કાંઇ મોટી વાત ન કહેવાય. પણ એમનો દરેકનો ફાળો જોશું તો માલુમ પડશે કે એમણે પ્રચલિત તત્ત્વજ્ઞાન કે ધર્મમાં કાંઇ નવો ફાળો આપ્યો છે, તે કરતાં તેના પર પ્રહારો જ વધારે કર્યા છે. જેમ ખેતરમાં પેઠેલો દાભ કેવળ ઉપર ઉપરથી વાઢયેથી જતો નથી, પણ તેને ખોદી નાંખવો અને બાળવો પડે છે, તેમ તત્ત્વજ્ઞાન અને ધર્મના ક્ષેત્રમાં પેઠેલા દાભને ઉખાડવા તેમનામાંના કેટલાકે પ્રયત્ન કર્યા અને તેમાં જ તેમનું આખું જીવન ચાલ્યું ગયું.

એમાંથી કાંઈ પાક લેવાનો એમને પોતાને ભાગ્યે જ અવસર મળ્યો. એમની પછીનાઓએ તો થોડા જ વર્ષોમાં પાછો એટલો ને એટલો દાભ વધાર્યો.

હિંદુસ્તાનમાં દેખાતા ભક્તિભાવ વિષે કબીર એક પદમાં કહે છે :—

पसी दिवानी दुनिया
    भक्तिभाव नहिं बूजेजी ।
कोई आवे तो बेटा मांगे
    यही गुंसाई दीजेजी ।
कोई आवे दुःख का मारा
    हम पर किरपा कीजेजी ।
कोई आवे तो दौलत मांगे
    भेट रुपैया लीजेजी ।
सांचे का कोई गाहक नाहीं
    जूठे जगत खोजेजी ।
कहे कबीर सुनो भाई साधो
    अंधों को क्या कीजेजी ॥

પણ અધ્યાત્મ અને ધર્મ સામેના આ પ્રહારો અને આજે યુનિવર્સિટીઓમાંથી નીકળેલા વિદ્વાનોના પ્રહારોમાં ઘણો ફરક છે. સંતોએ પોતાના દેશના લોકોને વધારે નજીકથી, અને ઊંડાણથી જોયા હતા, અને પોતે ક્લોરોફોર્મના ઘેનનો અનુભવ લઈ ચૂકેલા હતા. એટલે એમનો પ્રયત્ન ક્લોરોફોર્મ ઉતારવાનો હતો. અર્વાચીન વિદ્વાનો આમ માનતા નથી તેઓ ધારે છે કે જો અધ્યાત્મ અને ધર્મનો વાધો કાઢી નાંખવામાં આવે તો ક્લોરોફોર્મ ઉતરી જાય અને આપણી પ્રજામાં નવો પ્રાણ આવી જાય. આ કપડાં બદલીને સાહેબ બનવા જેવું છે. એથી 'સાહેબ' કહેવાઈ જઈએ ખરા, પણ મનમાં જો હીનતાનો સંસ્કાર રહી ગયો હોય તો ગોરા સાહેબ આગળ તેજોહીન થઈને જ ઊભા રહેવું પડે.

બધી જાતની જ્ઞાનપ્રાપ્તિમાં મસ્તીનો એક કાળ આવી જાય છે. નવું અંગ્રેજી શીખતો છોકરો માને 'બ્રિંગ વૉટર' 'મી ન્ટ હૉટ હૉટ બ્રેડ' ના હુકમો છોડે છે; પછી સંસ્કૃત શીખવા માંડે છે ત્યારે 'જલં આનય' 'ઉષ્ણા ઉષ્ણા ગૌધ પત્રિકા યચ્છ' હુકમ કરે છે. તેવો જ મસ્તીનો કાળ તત્ત્વજ્ઞાનમાંયે આવે છે. 'હું બ્રહ્મ છું, હું આ વિશ્વનો આત્મા છું હું જ રામ છું, હું જ કૃષ્ણ છું' એવું એવું બોલતો આનંદમાં ડોલવા લાગે છે. ભૌતિક વિદ્યાઓમાં યે એવી મસ્તી ચડે છે. જેમ કોઈ ભક્ત 'રામ રામ' કે 'શિવ શિવ' કહે છે, તેમ તે 'અણુ, અણુ, અણુ,' કે 'મેટર, મેટર,' કહે છે. પણ મસ્તી એ કયારેય જ્ઞાન નથી. એ અપચાની નિશાની છે. આત્મામાં મસ્તીને માટે મને કયાંય અવકાશ દેખાતો નથી. જો હું આત્મા કે બ્રહ્મ છું, તો બાકીનું જગત શું ઠીકરું છે? જો હું જ રામ છું, કૃષ્ણ છું, ઈશુ છું, મહમ્મદ છું, તો જગતનાં બીજાં પ્રાણીઓ શું છે? અને શું કામ કોઈને એમ કહેવાની મસ્તી નથી આવતી કે 'હું જ રામો ભંગી છું, હું જ કાનો ચમાર છું, જગતની હીનમાં હીન વસ્તુ હું જ છું'? આખુંયે જગત એક જ ચૈતન્ય-તત્ત્વ છે એમ દૃઢ પ્રતીતિ થઈ હોય તો બ્રહ્માનંદની ખુમારી માટે કયાં અવકાશ રહે છે? ચિત્તમાં હું અને બ્રહ્મ બન્નેને એકી વખતે રહેવાને જગ્યા જ કયાં છે?

હકીકત એ છે કે આપણા પૂર્વજોએ આખા જગતમાં એક અખંડ, અવિનાશી, અમેય ચૈતન્યનું અસ્તિત્વ શોધ્યું, પણ આપણે એને એવી રીતે સાધ્યું કે જેથી આપણું પ્રત્યગભિમાન ટળવાને બદલે ઊલટું પાકું થયું. આપણે રીઢા વ્યક્તિવાદી બન્યા. જેને પોતાના જ હિતની વધારે લાગે અને જગતની બિલકુલ ન લાગે તે વધારે સાચો મુમુક્ષુ કહેવાય.

ભક્તિમાર્ગ પર પણ આપણે જે રીતે તત્ત્વજ્ઞાનને સાધ્યું તેનું, પરિણામ સારું નથી આવ્યું. એથી ભક્તિમાર્ગ કૃત્રિમ તો બન્યો જ; પણ વ્યભિચારીયે બન્યો. એકેશ્વરનિષ્ઠા, અનન્યાશ્રય, એકાંતિક ભક્તિ, અહૈતુકી ભક્તિ વધવાને વાતાવરણ જ ન રહ્યું. વૈદિક દેવો કરતાં યે દેવોની સંખ્યા વધી ગઈ, અને ગુરુશાહીને માટે માર્ગ મોકળો થયો તે જુદો. "છોડી કે શ્રીકૃષ્ણ દેવ, ઔર કી જો કરું સેવ, કાટી ડારો કર મેરો તીખી તલવાર

સં' એ તો અનન્યના કોઇક વ્યક્તિઓની જ વિશિષ્ટતા બની, અને તે કેટલાકના મત પ્રમાણે અનુદારતાયે ગણાય છે. જ્ઞાની તો બધાનાં સ્તોત્રો રચે, અને બધાને પૂજે અને બધાનો મહિમા વધારે, અને બીજી જ ક્ષણે "કોણ દેવ અને કોણ ભક્ત, બધો જ અજ્ઞાનીઓનો આચાર છે" એમ કહે.

આ સ્થિતિમાં તત્ત્વજ્ઞાન અને ધર્મ મૂઢ, અવિકાસશીલ અને પ્રગતિવિરોધી બની જાય તેમાં આશ્ચર્ય નથી.

શ્રી શંકરાચાર્યે જે રીતે અનુભૂતિમાત્ર આત્માનું નિરૂપણ કર્યું છે, અને શ્રી વલ્લભાચાર્યે જે રીતે જગતને બ્રહ્મરૂપે વર્ણવ્યું છે, તે મને ઘણે અંશે માન્ય છે. પણ એમના માયાવાદ અને લીલાવાદ મને સ્થૂળ કે સૂક્ષ્મ એકે અવલોકનમાં સાચા લાગતા નથી. એના કરતાં શ્રી રામાનુજનું "જડ અને જીવ રૂપી શરીરધારી બ્રહ્મ"નું નિરૂપણ વધારે સરળ અને કમમાં કમ સ્થૂળ અવલોકનમાં સાચું લાગે છે. "શરીરધારી" ને બદલે "સ્વભાવધારી" કહીએ તો ગીતાના સાતમા અધ્યાયના નિરૂપણને એ મળી રહે છે. જેમ વ્યવહારદૃષ્ટિએ વેદાંતને સાંખ્યનેરું નિરૂપણ લગભગ આખુંયે સ્વીકારી લેવું પડ્યું છે, તેમ શાંકરવેદાંતીને તેમ જ વલ્લભવેદાંતીને જગતના વ્યવહારોમાં વિશિષ્ટાદ્વૈત ભૂમિકા જ રાખ્યે છૂટકો છે. વિશિષ્ટાદ્વૈત એટલે આકાશ જેવું એક નહિ, ધોળા અને કાળા જેવું દ્વૈત નહિ, પણ કડું અને કુંડળ જેવી વિશેષતાવાળું અદ્વૈત. બીજી રીતે બોલીએ તો સમાનતાવાળું દ્વૈત એમ પણ કહેવાય. "હું જ રામ અને કૃષ્ણ છું," કે "હું જ રામો ભંગી કે કાનો ચમાર છું," એ બંને અધ્યારોપ છે; કલ્પનાનો વિહાર છે, સાક્ષાત અનુભવ નથી પણ જે રામ છે, જે કૃષ્ણ છે, જે ભંગી છે, જે ચમાર છે, તથા જે હું છું, તે સૌ એક જ પરમ ચૈતન્યના રૂપો અને ઘડો છીએ અને અનેક રીતે એક જ શરીરના અવયવોની જેમ એક બીજા સાથે જોડાયેલા છીએ એ અનુભવમાં આવે, વ્યવહારમાં ઉતારી શકાય, અને સાધારણ બુદ્ધિના માણસને સમજાય એવું સત્ય છે. સામી ભીંત જેને દેખાય છે તે, 'દેખાય છે,' એમ કહે તે અજ્ઞાની, 'નથી જ' એમ કહે, છતાં 'છે' એમ માનીને વર્તે તે જ્ઞાની; આત્મામાં અજ્ઞાન વસી શકતું નથી, છતાં અજ્ઞાનને લીધે જગતનો ભાસ થાય છે, અને એ અજ્ઞાનને વાસ્તવિક અસ્તિત્વ નથી; આ ઉપપત્તિએ પરમેશ્વરને એવો ગૂઢ બનાવી દીધો છે કે જે વસ્તુ ખુલ્લી આંખે ચારે તરફ પસરેલી દેખાવી જોઇએ, તે ખોવાઇ ગયેલા જેવી કે કેવળ કાલ્પનિક અને 'ઇનકાર' કરવા જેવી લાગે છે.

"પાની બિચ મીન પિયાસી,
મોહિ સુન સુન આવત હાંસી;
ઘર મેં વસ્તુ નજર નહિ આવત,
બન બન ફીરત ઉદાસી."

આનું કારણ, મને એ લાગે છે કે તત્ત્વજ્ઞાન અને ધર્મનું ખેડાણ આજે કેટલાક સૈકાથી આપણા દેશમાં કેવળ તાર્કિક તથા સાહિત્યિકવિલાસનો વિષય બન્યું છે, શોધનનો નહિ. જેઓ તેનો કેવળ શોખ કે ધંધા માટે જ અભ્યાસ કરે છે, તેઓ બચી જાય છે, પણ જેઓ સત્યને મેળવવા તેનો આધાર લે છે, તે બાપડા હેરાન થાય છે. શું આશ્ચર્ય કે કબીર જેવા કટાક્ષ કરે છે કે—

"ગૌતમ, કણાદ, કપિલ અરુ, શેષ, જૈમિનિ વ્યાસ,
પઢ ધીરજ પર જાલ સ્વી ડાલે જીવકો ફાંસ"

તર્કશાસ્ત્રનું કે સાહિત્યનું ખેડાણ જ્યારે એ રીતે થાય કે જે વસ્તુ અજ્ઞાન માણસ સહેલાઈથી સમજી જાય, તેને સમજતાં વિદ્વાન મૂંઝાઇ જાય, અથવા બહુ વિસ્તારથી તેને સમજાવવું પડે, ત્યારે સમજવું જોઇએ કે ખેડાણમાં ક્યાંક પણ મોટો દોષ હોવાનો સંભવ છે. વિદ્વાનોની ઘણી ચર્ચાઓ આ પ્રકારની હોય છે, જે આપણે સહેલાઈથી જોઈ શકીએ એમ છીએ દા. ત. કોઇ અધિકારીઓની સભાને આપણે પૂછીશું કે ગાંધીજીને સાહિત્યકાર કહેવા કે નહિ, તો તેઓ કહેશે કે અમે તો એમનાં જ લખાણો વાંચીને માર્ગદર્શન મેળવીએ છીએ અને એમનાં જ લખાણોમાં અમને વધારેમાં વધારે

સમજ પડે છે. એને જો સાહિત્યકાર ન કહેવાય તો કોને કહેવાય? છતાં, વિદ્વાનોની સભામાં આ પ્રશ્ન પર ઓછામાં ઓછી બે દિવસ ચર્ચા કરવી કઠણ ન પડે, અને એમ બને કે અંતે બહુમતે એવો નિર્ણય થાય કે ગાંધીજી લેખક તો ખરા પણ સાહિત્યકાર ન કહેવાય!

એ જ રીતે કોઈ અવિદ્વાનને આપણે પૂછીશું કે ગળપણ એટલે શું, તો તે કહેશે કે ગોળ જેવો સ્વાદ તે ગળપણ. તે માની લેશે કે કાં તો તમે ગોળ ચાખેલો છે, અથવા ચાખીને જાણી લેશો. એને જો વધારે પૂછશું કે ગોળ ગળ્યો કેમ લાગે છે, તો ઝાઝી ચોળા ચોળ કર્યા વિના ઉત્તર આપશે કે એ એનો સ્વભાવિક ધર્મ જ છે. પણ જો કોઈ વિદ્વાનને એ પ્રશ્ન પૂછીશું તો તે ખૂબ વિચાર કરીને કદાચ આવો જવાબ આપશે: "પદાર્થોમાં રહેલાં કેટલાંક કાર્બોહાઈડ્રેટ તથા કેટલાંક સલ્ફાઈડ રસાયનોનો જીભની લાળમાં રહેલાં અમુક ચોક્કસ રસાયનો સાથે સંબંધ થવાથી, જીભનાં જ્ઞાનતંતુઓ પર જે અસર થાય છે, તે ગળપણને નામે ઓળખાય છે. એ જ એવી જ અસર શું કામ થાય છે તે વિષે હજુ ચોક્કસપણે જાણી શકાયું નથી." આ ઉત્તર બાપડા અવિદ્વાનને તો સમજાશે જ નહિ, અને વિદ્વાન સમજીને અવિદ્વાન કરતાં જ્ઞાનમાં વધારે આગળ વધશે નહિ.

એજ પ્રમાણે કોઈ અવિદ્વાનને આપણે પૂછીશું કે પાપ શું છે અને તે કેમ થાય છે, તો તે કહેશે કે આપણી વિવેકબુદ્ધિ અને અંતઃકરણ જે ન કરવાનું કહે તે કરવું તે પાપ; અથવા, બીજાને અન્યાય કે પીડા થાય તેવું કરવું તે પાપ; અને તે આપણામાં રહેલી કામ, ક્રોધ, લોભ વગેરેની બળવાન વાસનાઓને લીધે થાય છે. સાધારણ જીજ્ઞાસુ, પણ અવિદ્વાન માણસ આટલાં નિરૂપણામાંથી વ્યવહારોપયોગી નિયમો બનાવી લેશે. પણ કોઈ વિદ્વાનને એ પ્રશ્નો પૂછીશું તો કહેશે કે પાપના સ્વરૂપ વિષે વિદ્વાનો હજુ શોધખોળ કરી રહ્યા છે અને કોઈ નિર્ણય ઉપર આવી શક્યા નથી; કારણ પાપ–પુણ્ય સાપેક્ષ છે કે નિરપેક્ષ, સાર્વદેશી અને સર્વકાલીન છે કે દેશકાલાનુસારી છે એ પ્રશ્નોનો હજુ ચોક્કસ નિર્ણય થયો નથી. એ શું કામ થાય છે એ ઠરાવવું તો એથી યે મુશ્કેલ છે. કારણ કે કામ–ક્રોધ–લોભ વગેરે વૃત્તિઓ ખરાબ જ છે એમ એમાં ગૃહિત કરી લેવું પડે છે, એને માટે આધાર નથી. આમ વિદ્વાન મૂંઝાઈને ઊભા રહે છે. અવિદ્વાનને એથી મૂંઝવણ થતી નથી, કારણ કે એ જાણે છે કે જેમ માણસમાં ધોળું અને કાળું પારખવાની કુદરતી નેત્રની શક્તિ છે, તેમ કામ–ક્રોધ–લોભ વગેરેની યોગ્ય અને અયોગ્ય વૃતિઓ કઈ તે પારખવાની પણ કાંઈક કુદરતી શક્તિ રહેલી છે. તેના નિર્ણયો પર આધાર રાખી જીવનનાં સામાન્ય કામો ઉકલી જાય છે. જેમ અમુક રંગને લાલ કહેવો કે લીલો કહેવો એવી મૂંઝવણ કોઈક જ વાર થાય છે, તેમ અમુક કામને પાપ કહેવું કે પુણ્ય કહેવું, એની મૂંઝવણ રોજરોજ થતી નથી. તેવે વખતે કોઈ વધારે અનુભવી અને શાણાને પૂછીને નિર્ણય કરી લેશું.

સહેલી વસ્તુને કઠણ કરવાની કળા તત્ત્વજ્ઞાન અને ધર્મની બાબતમાં સારી પેઠે થયેલી છે, અને ઘણા ધાર્મિક ઝગડાઓનું મૂળ આ કળાને આભારી છે. વસ્તુ પ્રત્યક્ષ અનુભવથી કે પ્રયોગ કરીને જાણવાની હોય તેનો વાદવિવાદથી જ નિર્ણય કરવા પ્રયત્ન કરીએ તો આવું જ પરિણામ આવે. બીજા ચાર્લ્સની એક વાત છે. એણે રોયલ સોસાયટી આગળ એક કોયડો રજૂ કર્યો કે છલોછલ ભરેલાં પાણીના વાસણમાં મૂએલી માછલી મૂકીએ તો થોડું પાણી ઢોળાઈ જાય છે, પણ જીવતી માછલી મૂકતાં નથી ઢોળાતું તેનું શું કારણ? કહે છે કે રોયલ સોસાયટીના વિદ્વાનોએ એને માટે અનેક પ્રકારના ખુલાસાઓ લખી મોકલ્યા. પણ કોઈને એમ ન સૂઝ્યું કે જીવતી માછલી મૂકવા જતાં પાણી ઢોળાય છે કે નહિ તેની ખાત્રી કરી લેવી! તેવા જ રીતે તત્ત્વજ્ઞાનના પંચીકરણનો વિષય લો. આકાશમાંથી વાયુ, વાયુમાંથી તેજ, તેજમાંથી જળ, જળમાંથી પૃથ્વી થાય છે એમ કેટલાં એક હજાર વર્ષથી આપણે ગોખતા આવ્યા છીએ

તેના પર મોટાં મોટાં સંસ્કૃત અને પ્રાકૃત વિવેચનો લખાયાં છે. વળી, એક પંચપંચીકૃત ગણિત પણ છે. તેમાં દરેક મહાભૂતમાં તે મહાભૂતનો અર્ધો અને બીજા ચારમાંથી દરેકનો આઠમો ભાગ છે એમ કહેવામાં આવે છે. આ કેટલું કાલ્પનિક ગણિત છે! કપિલે, અથવા જે એના મૂળ ઉત્પાદક હોય તેણે, તો કાંઈક અવલોકન પરથી એ કાર્યકારણ પરંપરા ગોઠવી; પણ ત્યારપછી ભાગ્યે જ કોઈએ એમાં સુધારોવધારો કરવાની કે એની સચ્ચાઈની કસોટી કરવાની મહેનત લીધી છે. એને કેવળ વધારે દૃઢ કરવા માટે જ કલ્પનાવિલાસ કર્યો છે.

એ જ પ્રમાણે, સાધારણ માણસને સમજતાં વાર ન લાગે કે જગતમાં ચોક્કસ નિયમાધીનતા છે. કુદરતના કેટલાક અચળ કાયદાઓ છે. જગતનું તંત્ર આપણી ધારણા મુજબ ભલે ન ચાલતું હોય, પણ એમાં અનવસ્થા નથી. સૂકું પાદડું યે કોઈ નિયમને વશ થઈ પોતાની જગાએથી ખસે છે. છતાં, યોગવાસિષ્ઠના વિદ્વાન કર્તાએ જગત કેવળ માયિક જ છે, એમાં કશી નિશ્ચિત વ્યવસ્થા છે જ નહિ, એમ સિદ્ધ કરવા માટે અરેબિયન નાઇટસને યે ભૂલાવે એવી એવી અજબ કથાઓ જોડી છે! એણે પથ્થરમાં કમળ ઉગાડયાં છે, સાંખ્ય કાર્યકારણપરંપરાથી જુદીજુદી જાતની પરંપરાઓવાળી સૃષ્ટિઓ વર્ણવી છે, કલ્પે કલ્પે અને બ્રહ્માંડે બ્રહ્માંડે રામ, કૃષ્ણાદિકના અવતારોની આવૃત્તિઓ બહાર પાડી છે, અને સંયમી-સ્વચ્છંદી, ડાહ્યા-ગાંડા, દેવી રાક્ષસી બધી જાતના બ્રહ્મનિષ્ઠો સમાજ આગળ મૂકયા છે. બાપડા સાધકે આ બધાનાં વારંવાર શ્રદ્ધાપૂર્વક પારાયણ કરવાં, અને એ બધું એમ જ છે એમ પોતાની બુદ્ધિમાં પેસાડવા પ્રયત્ન કર્યા કરવો, અને પોતાને એવી શંકાઓ ઊઠે અને અનુભવમાં ન ઉતરે ત્યારે પોતાની સાધનામાં ખામી સમજી ઉદ્વેગ કર્યા કરવો! જે આ બધાનું બરાબર શાસ્ત્રની રીતે નિરૂપણ કરી શકે તે આપણા દેશમાં બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુ બને!

તત્ત્વજ્ઞાનમાં સૂક્ષ્મતા અને કઠણતા છે ખરી બુદ્ધિને ન સમજાય અથવા મુશ્કેલીથી સમજાય એવી ઘણીયે વિદ્યાઓ જગતમાં છે; તત્ત્વજ્ઞાન જ છે એમ નહિ. પણ એને જ ગૂઢ—મિસ્ટિરિયસ—મનાવવા અથવા બનાવવાના જે પ્રયત્નો થાય છે, એમાં મને રુચિ નથી. સ્વામિનારાયણ સંપ્રદાયમાં એને "ખૂણિયું જ્ઞાન" કહે છે. છાની રીતે શિષ્યને અનુગ્રહરૂપે આપવાનું. એવા ખૂણિયા જ્ઞાન પ્રત્યે શંકાની નજરે જોવાય છે. એમાંની ઘણી ગૂઢતા તો માત્ર શબ્દાડંબર વધારીને જ કરવામાં આવે છે. ત્રણ દેહ, ત્રણ અવસ્થા, તેના ત્રણ અભિમાનીઓ, ત્રણ સૃષ્ટિ, ત્રણ સૃષ્ટિની અવસ્થા અને તેના અભિમાની ત્રણ ઈશ્વરો, ચાર વ્યૂહ, પાંચ કોશ, સાત ભૂમિકાઓ, ચૌદ પ્રકારનો બ્રહ્માનંદ, સ્વર્ગ, વૈકુંઠ, ગોલોક, અક્ષરધામ, જીવ—ઈશ્વર—માયા—બ્રહ્મ—પરબ્રહ્મ, જીવ—મુક્તિ—વિદેહ મુક્તિ વગેરે વગેરેનો પાછળ કેટલો શબ્દવિલાસ થયેલો છે! હમણાં મનુષ્યોના પ્રાણમય મનોમય-વિજ્ઞાનમય વગેરે કોશોનો કેટલો વિકાસ થયો છે, એનો નિર્ણય કરવો તો કઠણ છે, પણ આમય કોશો પર ભારે આફત છે, એ સમજવું કઠણ નથી, અને આ શબ્દવિલાસ એ કોયડો ઉકેલવામાં ઝાઝો ફાળો આપતો નથી. આ બધામાં કાંઈ જ વિચારવા કે સમજવા જેવું નથી એમ નહિ પણ એની આજુબાજુ જે ગૂઢતાનું ધુમ્મસ પથરાય છે, તેથી તત્ત્વજ્ઞાન કે ધર્મને લાભ થતો નથી

આજ પ્રમાણે ધર્મનિરૂપણમાં મૂળને છોડી શાખાઓને પોષવાનો અને તેને ચમત્કારોનો શણગાર ચઢાવવાનો આડંબર થયો છે. અઢી હજાર વર્ષ પૂર્વે બુદ્ધે લોકો આગળ પાંચ વ્રતો મૂકયાં હતાં: દારૂ ન પીવો, હત્યા ન કરવી. ચોરી ન કરવી. વ્યભિચાર ન કરવો અને અસત્ય ન બોલવું. બૌદ્ધધર્મમાં આનાથી વધારે ગહન વિચારો અને વિષયો પણ છે એનું એક જુદું તત્ત્વજ્ઞાન પણ છે. પણ આ પાંચ નિયમો સંપ્રદાયોના પર સાર્વજનિક ઉપદેશ છે. એ ઉપદેશ કર્યાને ૨૫૦૦ વર્ષ થઈ ગયાં. પણ સવાસો વરસ પર થઈ ગયેલા સ્વામિનારાયણને પણ

"દારૂ માટી, ચોરી, અવેગી, ચારનો ત્યાગ કરી,

ભજી લ્યોને સહજાનંદ હરિ" એવા ઉપદેશથી ગુજરાત કાઠિયાવાડની આમપ્રજામાં પોતાની પ્રવૃત્તિ ચલાવવી પડી. પાંચમાંથી એક ઓછું કરવું પડયું. અને તે ચોવીસસો વર્ષ પછી ! પણ આજે યે શું સ્થિતિ છે? વધારેમાં વધારે દારુ છોડવા આપણે લોકોને કહી શકીએ છીએ. માંસાહારનો નિષેધ કરવાની આજે આપણી હિંમત નથી. ઉલટું, શાકાહારીઓમાંયે એનો પ્રચાર થવાનાં ચિહ્નો દેખાય છે. દવાને નામે તો લેવાય છે જ. વ્યભિચાર અસત્ય અને ચોરી પ્રત્યે તો લગભગ આંખ મીચામણાં કરીને જ ચાલવું પડે છે, આ સ્થિતિમાં આમપ્રજા માટેનો ધર્મોપદેશ કેટલી બાબતોમાં મર્યાદિત હોવો જોઇએ તેની કલ્પના કરવી જોઇએ.

દારૂ, માંસ, ચોરી, વ્યભિચાર, અને અસત્ય–એ બાબતોમાં વિદ્વાનો અને સંસ્કારી કહેવાતા વર્ગો અવિદ્વાનો અને અસંસ્કારી લોકોથી વધારે ચઢિયાતા હોય છે એવું કાંઇ નથી. છતાં, જો કોઇ ધર્મોપદેશક આટલી જ વાતો પર ભાર મૂકી વિદ્વાનો આગળ વ્યાખ્યાન કરે તો તે પ્રતિષ્ઠા મેળવી શકે નહિ. આથી મૂળોને છોડી શાખાઓને પોષવાની ધર્મવિવેચકોએ ખૂબ મહેનત કરી છે ખાદ્ય પાકો કયાં,–અખાદ્ય કયાં, એઠું શું–ચોકખું શું, કોણ સ્પૃશ્ય–કોણ અસ્પૃશ્ય, વગેરેનું ઝીણું વિવેચન કરે, નહાવાથી, ખેતી કરવાથી, સાંજ થયા પછી જમવાથી, વગર ઉકાળેલું પાણી પીવાથી તથા ચાલીને જવાથી કેટલી હિંસા થાય તેની ઝીણી સમીક્ષા કરે, પણ ધર્મના મૂળોને બેધડક ભૂલાવે. એટલે કે ચોરી, વ્યભિચાર, અસત્ય, માનવહિંસા કે મોતી કે રેશમ જેવી ધનદાયી વેપારની હિંસા પર મૌન રાખે. છતાં, ધર્મને આપણે કેટલો સૂક્ષ્મપણે વિચારીએ અને પાળીએ છીએ તેનું આપણને અભિમાન લાગે. કેટલી વિકૃતરીતે આપણે વિચાર કરતાં શીખ્યા છીએ તે આ બતાવે છે.

આપણે કોઈ ધાર્મિક પુરુષના જીવનચરિત્ર તથા સંપ્રદાયનાં પુસ્તકો જોઇએ. એમાંથી સાચા કે બનાવટી ચમત્કારોની વાતો, પૂજાઓ, પધરામણીઓ, જમણવારો, શૃંગારો વગેરેનાં વૃત્તાંતો કાઢી નાંખીએ અને ચરિત્રનાયકનો કેવળ ઇતિહાસ અને એનાં ચારિત્ર અને ગુણોનું ચિત્ર જોવા પ્રયત્ન કરીએ. કરી જોશો તો ખબર પડશે કે ધૂળમાંથી કણ શોધવા જેટલું એ કઠણ કામ છે, અને છતાં આપણે ક્યાંય ભૂલ્યા નહિ હોઇએ એમ ખાતરી નહિ લાગે.

આ હકીકત આપણા જ દેશની છે, એમ કહેવાનો મારો આશય નથી. સર્વે દેશોનાં તત્ત્વજ્ઞાન અને ધર્મમાં આ દૂષણો પેઠેલાં છે. પણ આપણાં તત્ત્વજ્ઞાન અને ધર્મવિચાર જગતમાં સૌથી શ્રેષ્ઠ છે એવો આપણો દાવો છે.તો આપણે માટે તો આ દૂષણો વધારે લજ્જાસ્પદ છે, અને તેનું સંશોધન વધારે આવશ્યક છે.

વિદ્વાનોને મૂંઝવતા અનેક પ્રશ્નોપૈકી પરમેશ્વર છે કે નહિ, અને છે, તો જગતમાં અન્યાય, દુઃખ વગેરે શું કામ છે, એ બે પ્રશ્નો પણ છે. એની પૂરી ચર્ચા અહીં કરવી મુસ્કેલ છે. એકાદ નાનાં પુસ્તકદ્વારા એ વિષય ચર્ચવાની હું ઇચ્છા રાખું છું. પણ એ તો બને ત્યારે ખરૃં. અહીં તો આટલું જ કહું :

પરમેશ્વર છે કે નહિ એ પ્રશ્નનો કેવળ તર્કથી નીવેડો લાવવા માગીયે તો તે ક્યારેય આવી શકે એમ નથી. એમાં અનુભવશુદ્ધિ, વિચારશુદ્ધિ અને ભાષાશુદ્ધિ, તથા પહેલી એના પાયારૂપે ભાવનાશુદ્ધિ એ ચારેની અપેક્ષા છે. જગત એકલું જડતત્ત્વનું બનેલું છે, કે જડ અને જીવ બે તત્ત્વોનું છે, કે તે ઉપરાંત એક પરમાત્મા તત્ત્વ પણ છે, કે પુરૂષે નથી, પ્રકૃતિયે નથી, કેવળ શૂન્યામાંથી જ સર્વ થયું છે; વળી, એ આત્મા કે પરમાત્મા (બેમાંથી જે હોય તે) સગુણ છે કે નિર્ગુણ, કર્તા છે કે અકર્તા, એ બે વચ્ચે દ્વૈત છે, અદ્વૈત છે કે વિશિષ્ટાદ્વૈત છે, એવાએવા પ્રશ્નો તત્ત્વજ્ઞાનને માર્ગે જનાર દરેકને ઊઠે જ છે. પ્રાચીનકાળથી એ પ્રશ્નો ચર્ચાતા આવ્યા છે અને ચર્ચાશે. જગતમાં પરમેશ્વર છે તો દુઃખ અને અન્યાય શું કામ છે, એનો ઉત્તર પણ એ મૂળ પ્રશ્નના યોગ્ય નિકાલ સાથે સંબંધ રાખે છે. જેઓને એ શંકાઓ પ્રમાણિક શોધન દરમ્યાન ઊઠે છે, તેઓમાં તેની પરસ્પર ચર્ચા થાય, તોયે

ઝગડા થવાનું કાંઇ કારણ નથી. પરમેશ્વરના અસ્તિત્વ વિષે અશ્રદ્ધા થવાથી જ કોઈ તત્ત્વજિજ્ઞાસુ દુરાચારી થઇ જતો નથી. પરમેશ્વરમાં શ્રદ્ધા હોવા જેટલી જ મહત્ત્વની વસ્તુ માણસાઇમાં શ્રદ્ધા હોવી એ છે. જેને માનવ્યમાં શ્રદ્ધા નથી તે પરમેશ્વરનું અસ્તિત્વ સ્વીકારે કે ન સ્વીકારે એ નાસ્તિક જ છે. તેઓને એ પ્રશ્નો શ્રેયશોધનમાં ઊઠેલા હોતા નથી, પણ વ્યક્તિગત પ્રેયશોધનને અનુકૂળ કરવા તેનું ઓઠું લીધેલું હોય છે.

ધાર્મિક ઝગડાઓને તપાસીશું તો માલમ પડશે કે બધા ધર્મો અનેકેશ્વરવાદી છે. એમાં પહેલો ઇશ્વર બધા ધર્મોમાં એક જ છે. એનું સ્વરૂપ સદ્રૂપ મનાયું હોય કે અસદ્રૂપ, એની સદ્રૂપતા તેમ જ અસદ્રૂપતા સનાતન અને સ્વાભાવિક સ્વીકારાયેલી છે. પણ એ ઇશ્વરની સાથે દરેક ધર્મને એક અથવા વધારે બીજા ઇશ્વરો મૂકવા—કહો કે તેના પેશવા અથવા પ્રતિનિધિ મૂકવા—હોય છે, અને ત્યાં કોને મૂકવો તથા કેવા રૂપમાં મૂકવો તે માટે તકરારો થાય છે. કારણ કે એને માટે તારકપણાનો દાવો હોય છે. વળી, એ દાવો કરનારાઓને માત્ર પોતાના ઉદ્ધારની ચિંતા હોતી નથી, પણ બીજાના ઉદ્ધારની હોય છે. અને જરૂર પડે તો બળાત્કારે છેતરીને, કે લાલચ બતાવીનેયે તે કરવાનો આગ્રહ હોય છે. આથી, બીજા ધર્મોના હરીફ પેશવાઓને પદભ્રષ્ટ કરવા માટે લડાઇ કરવાની જરૂર લાગે છે. જેટલી જેહાદો પોકારવામાં આવે છે તે આ પેશવાઓને નામે જ પોકારવામાં આવે છે એકને શિવની ઉપાસના ચાલુ કરવી હોય છે, બીજાને વિષ્ણુની, ત્રીજાને વિષ્ણુના કોઇ અમુક જ અવતારની, ચોથાને ગણપતિની, પાંચમાને દેવીની, છઠ્ઠાને તીર્થંકરોની, સાતમાને બુદ્ધની, આઠમાને પેગંબરોની, નવમાને મસીહની, અને દસમાને છેલ્લા પેગંબરની જ. તે ઉપરાંત હિંદુધર્મમાં જુદા જુદા ગુરુસંપ્રદાયોમાં પોતપોતાના ગુરુસ્વરૂપની દરેકને એમ લાગે છે કે પોતાનો જ પેશવા સાચો છે. બાકી ગૌણાધિકારી, પદચ્યુત થયેલા અથવા ઢોંગી છે મરાઠાશાહીમાં ધીમે ધીમે છત્રપતિના ગાદી ખૂણામાં પડી ગઇ અને પેશવા જ મહત્ત્વના થઈ પડયા હતા. પછી છત્રપતિને લીધે પેશવાની પેશવાઇ ન રહી, પણ પેશવાને લીધે છત્રપતિની 'સત્ખ્યાતિ' થઇ, અને છત્રપતિની આજ્ઞાઓ કરતાં પેશવાની આજ્ઞાઓનો વધારે ખોફ લાગવા માંડયો. તેજ પ્રમાણે ધર્મસંપ્રદાયોમાં પરમેશ્વરને લીધે તેના પેશવા નહિ, પણ પેશવાને લીધે પરમેશ્વરને 'સત્ખ્યાતિ' મળે છે, અને ઇશ્વરના નિયમો કરતાં એ પેશવાઓના નિયમોનો વધારે ખોફ લાગે છે.

હકીકત એ છે કે માણસને બુદ્ધિ મળી છે તે કેવળ આશીર્વાદ જ નહિ, પણ શાપ પણ છે તેને લીધે એ મૂળને છોડી ડાળીઓમાં ગૂંચવાય છે, અને ધર્મને પાળવાના પ્રયત્નમાં જ અધર્મ કરવા માંડે છે શું આ એક આશ્ચર્યની વાત નથી કે જુદા જુદા ધર્મોએ ઇશ્વરના સ્વરૂપનો અને ધર્મનાં વિવિધ અંગોનો ઘણો જ સૂક્ષ્મ વિચાર કર્યો છે. સૂક્ષ્મ જંતુઓનીયે હિંસાનો વિચાર કરી તેનો નિષેધ કર્યો છે, પણ એકે મહાન ધર્મમાં સ્વયં મનુષ્યની હિંસાનો સર્વથા નિષેધ કરવામાં નથી આવ્યો? માણસે બીજાં ઘણાં ઘણાં પાપો માન્યાં છે, પણ સ્વજાતિ સંહારમાં ભાગ્યે જ પાપ માન્યું છે તેથી, એક નહિ તો બીજે નિમિત્તે ઐહિક ન મળે તો પારલૌકિક ઊભાં કરીને પણ, સ્વજાતિ સંહાર કરવા તત્પર થાય છે. 'ચેતન કા ગલા કાટત હૈ, ધર પથ્થરપાહન માનત હૈ' નાસ્તિકતા અને મૂર્તિપૂજાનો નિષેધ કરનારા જગતમાં ઘણા સંપ્રદાયો છે. પણ પોતે નાસ્તિકતા કે બુતપરસ્તીમાં ન પડયો હોય એવો એક પણ ધર્મ નથી. કારણ એ છે કે નાસ્તિકતા અને બુતપરસ્તી ઇશ્વર વિષેના જ્ઞાનઅજ્ઞાનમાંથી જ થતાં નથી, પણ સ્વજાતિશત્રુત્વ અને તેની હિંસા કરવાની તત્પરતામાંથી થાય છે, તથા ઇશ્વરની અવેજીમાં કોને સ્વીકારવો તેના આગ્રહમાંથી થાય છે. ચેતન કરતાં જડનો વધારે મહિમા સમજવો, અને જડ પ્રત્યેના આદર માટે ચેતનનો સંહાર કરવો એનું જ નામ નાસ્તિકતા અને બુતપરસ્તી.

( અનુસંધાન પાને ૯૧૪ )

# બેડીઓ
## નવી અને જૂની

શ્રી. ઝવેરચંદ મેઘાણી

જૂની બેડીઓ તૂટી રહી છે હજુ, ત્યાં જ નવી જંજીરો ઘડાઇને તૈયાર થઇ ચૂકી છે. સાહિત્યકાર જૂની પ્રણાલિકાઓને ફગાવતો આવે છે, એટલામાં તો નવા વાદો એને કારાગૃહના દરવાજા પર જ પાછા હાથકડી પહેરાવતા ઊભા છે. સાહિત્યકાર કાલે એક વર્ગના મનોરંજનનું સાધન હતો, આજે બીજો વર્ગ એની પાસેથી ફરમાવ્યા મુજબની ખુશામદ માગતો ભવાં ચઢાવી ઊભો છે. વિચારશક્તિ તારે હોવી ન જોઇએ: અમે એ વિચારો તારે સારૂ રાંધીને તૈયાર રાખ્યા છે. અમે લખાવીએ તે જ અક્ષરો પાડ. અમે તને 'પ્રગતિશીલ'નું બિરુદ પહેરાવશું. આમ શ્રમજીવીઓની સરમુખત્યારી ગઇ કાલના રાજાઓ ઉમરાવોની જોહુકમીની જ જબાન વાપરી રહેલ છે. સાહિત્યકાર, સાવધાન રહેજે.

કલમના કારીગરનો જવાબ એક જ હોઇ શકે: હું આજે એકેય વર્ગની સરમુખત્યારી સ્વીકારવા તૈયાર નથી. મેં રાજ્યાશ્રયને તિલાંજલિ દીધી છે તે નવી સત્તાનું શરણું સ્વીકારવા માટે નથી લીધી. હું સ્વાધીનોનોય સ્વાધીન રહેવા માગું છું. મણિ–મંદિરો મહાલવાના અભિલાષ સંઘર્યા નથી. મારે કોઈ પણ આશ્રયદાતાનો, વ્યક્તિનો કે સમૂહનો સોનાનો તોડો પહેરવો નથી.

હું બેશક નાગરિક છું. નાગરિકતાના સ્વધર્મો હું સમજપૂર્વક શીખવા ઊભો છું. પણ મારો સ્વધર્મ રાતો અથવા ત્રિરંગી એકેય વાવટો ફરકાવના કોઇ સરઘસને મોખરે ચાલવાનો નથી. હું એ ઢોલ નગારાં અને શરણાઇના શોર પાછળ ચાલનારા ટોળામાં નથી શામિલ થવાનો. માર્ગને એક ઓટલે હું ખડો છું. સંગ્રામથી બચી છટકવા માટે હું એક કોરે નથી ઊભનો. તમારા સંગ્રામોથી ન્યારો મારો પણ એક સંગ્રામ છે. હું સૈનિક છું એ સંગ્રામનો. એ છે વિચારોનો સંગ્રામ. મંથનોનો સંગ્રામ. એ સંગ્રામનો હું સૈનિક છું, તેમ રાષ્ટ્રની અવદશાનો તો હું ન છૂટકે હિસ્સેદાર પડેલો જ છું ને!

સાહિત્યકાર, તને ફરમાન થઇ રહેલ છે કે તું ધ્યેયલક્ષી લખાણો લખવા લાગ. કયું એ ધ્યેય? તો તને જવાબ જડશે કે અમે અમારા 'વાદ' અનુસાર મુકરર કરી ચૂકયા છીએ તે જ ધ્યેય. તારી સર્વકૃતિઓની સમાપ્તિ એ અમારા ઠરાવેલા 'ધ્યેય' થી જ થવી જોઇએ. નહિતર?

નહિતર તું પ્રત્યઘાતી છે, પીછેહટવાદી છે, ગુલામ છે, વિચારોનાં જાળાં વણતો કરોળિયો છે, અંધ ઉદ્દેશહીન શબ્દ જાદુગર છે. બે ને બે ચાર થાય એટલી સહેલી કરી મૂકેલી અમારી વિચારસરણી જો તને માન્ય ન હોય તો અમે તને સામાજીક ફાંસીને લાકડે લટકાવીશું.

સાહિત્યકાર, બે ને બે ચાર થાય છે એ વાત ખરી છે. પણ બે ને બે વાળી સંખ્યા વચ્ચે શતાંશો ને સહસ્ત્રાંશોની અટવી આવેલી છે. એમાંના એક એક અંશની ભાંજઘડનું એકડીવાના આંક ભણતા છોકરાઓને ભાન નથી. સાહિત્યને માનવીની માનવતા સાથે કામ લેવાનું છે. પ્રત્યેક માનવ રાજદ્વારી ચૂંટણીના મતાધિકારમાં એક એક એકમ લેખે વપરાય છે. સાહિત્યકારની સમક્ષ એ તેવાર પૂર્ણાંક નથી. હજારો અપ્રકટ ઊર્મિઓની લીલાભૂમિ એ એકેક માનવીના અંતઃકરણમાં વિસ્તરી રહેલ છે. એને તળીએ જઇ તાગ લેનાર તું મરજીવો બનજે સાહિત્યકાર!

ખેડુ અને મજૂર ગઇ કાલ સુધીના સાહિત્યમાં યે હતો—પણ હતો કેવળ અનુકમ્પાનું પાત્ર. આજે એની નવપ્રતિષ્ઠા કરવાની છે સાહિત્યમાં, પણ સફળ વીરતાના પૂતળા લેખે નહિ. નવી વાર્તાઓનો એ નાયક ભલે સ્થપાય, પણ એ નાયકનો અંજામ હજુ કેટલાક કિસ્સાઓમાં કરુણ જ હોઇ શકે, કેટલાકમાં વિપરિત જ આલેખાઇ શકે, ભાગ્યે જ સફળ સંગ્રામ-વિજેતાનું બિરદ એને પહેરાવી શકાશે.

આજનો ખેડુ ને મજૂર હજુ તો કાં ભાડૂતી ને કાં ભાવના ઘેલા ઉજળીયાતોની આગેવાની હેઠળ ઊઠતો, ઉશ્કેરાતો; ઠગાતો, અન્યનાં હિતોનો ઇન્કાર કરતો, દોરે તેમ દોરાતો, આવેશોના વમળોમાં અટવાતો, ચુંગાતો, ઝનૂને ચડતો ને કાં તો આખરે પાછો પટકાઇને સમરભૂમિ ત્યજી ન્હાસી જતો જોવાય છે. એની સાહિત્યમાં પ્રતિષ્ઠા કરનારી કલમો સચ્ચાઇ પાળીને એના ઊરના આઘાત પ્રત્યાઘાતો આલેખશે તો જ એનું પાત્ર સત્યનિષ્ઠ સર્જાશે—નહિતર તો એ પણ આલેખાશે એનાં ખેતર વાડીઓમાં ઊભા કરવામાં આવતા નિર્જીવ ચાડિયાના જ જેવો.

કયા ધ્યેય પર લક્ષ જઇને આપણે આજે એવું મજૂરની કથાઓને ખડી કરશું? જગતના પેટમાં રોટી પૂરનારા અને માનવીની નગ્નતા ઢાંકીને એને ટાઢ તડકામાંથી ઉગારી લેનારા કારીગરો 'મારો કાપો' ની કીકીઆરી પાડતા સમાજના સ્મશાન પર પોતાનો વિજય-ધ્વજ રોપી પોતાના વર્ગની સરમુખત્યારી ગજાવી મૂકે, એવી કથા આલેખીએ તો જ શું એ કથા ધ્યેયલક્ષી ગણાશે!

સાચું ધ્યેય તો ખેડૂત મજૂરને એનું આત્મદર્શન કરાવવાનું હોવું ઘટે: તું વીર છે, તું જગતનો પોષક અને પાલક છે, તને બીજાએ એ લૂંટી ખાધો છે, એટલું તો સાહિત્યની ગાંગલી ઘાંચણી પણ એને કહી શકે છે. એક હતો ખેડૂત, એને એના શાહુકારે ફોલી ખાધો, પછી ખેડુતે એના લોહીમાં પોતાની લાકડી ઝબોળીને સામુદાયિક બળવો પુકાર્યો, બળવાના મહાબળની સામે શાસકો નમી પડયા ને ખેડુનું શાસન સ્થપાઇ ગયું એટલે ખાધું પીધું ને રાજ કીધું જાહેર કરનારી કલમો કાં તેની હાંસી જ કરે છે. વિરાટ હડતાલો સળગાવીને મજૂરો કારખાનાંના કબજા લઇ પોતાનું 'સોવીએટ' સ્થાપી નાખે છે એનું આલેખન પણ મજૂર-જગતના પરિવર્તનની એક ઇંટ સુદ્ધાં માંડી શકશે નહિ.

આજની કૃતિઓનો વાર સમસ્ત જનસમૂહને —mass ને આ લેખવો હશે તો તો એ આલેખનારી કલમોએ સમૂહના મનોવ્યાપારો, મંથનો, સદાશયો દુરાશયો, સાચાં અને જુઠાં બળોનું સાચું પૃથક્કરણ કરવા જેટલો અનુભવ માગશે, એ અનુભવોના ચરુને સંવેદનની ભઠ્ઠી પર ચડાવવો પડશે એની વાર્તા આલેખવા બેસનાર હૃદયોએ એની પછવાડે વલોવાઇ જવું પડશે. બે ને બે ચાર જયાં જલદી થઇ જતું નથી એવા સરવાળા બાદબાકીની એ દુનિયા છે. એ દુનિયા સાચા જીવાતા જીવનની છે. તેમાં બેમાં બે ઉમેરવા જતાં ઘણીવાર સહસ્ત્રનો આંકડો નીકળે છે ને ઘણીવાર શૂન્ય જ રહે છે.

પ્રગતિશીલતા કયાં છે? કેવીક છે? પીછાન થઇ છે

કોઈને ? પોપટજીઓ પઢે છે, પણ પોતે જે બોલે છે તે જ વાણી સમજી શકતા નથી. પ્રગતિશીલતાની કસોટી હમણાં હમણા નકારાત્મક બની છેઃ જેમાં આ નહોય તે ન હોય, ફલાણું ને ઢીકણું નહોય તે પ્રગતિશીલ અર્થાત પ્રગતિશીલતા આજે એક ચાળણી બની છે. પણ એમાં કાંકરા અને દાંણા બેઉ જુદા પડી શકે તેવાં કાણાં નથી લાગતાં.

પ્રગતિશીલ કયું સાહિત્ય? જેમાં લખનારના અંતરની સચ્ચાઇ ટપકી હોય તે સાહિત્ય. રણકાર જ આપોઆપ કરી દેશે કે રૂપિયાની અંદર બનાવટ છે કે પ્રમાણસરનું ધાતુમિશ્રણ જ છે. અંતરમાં પૂર્ણ પ્રતીતિ થઇ ચૂકયા પછી જે જે કલમમાંથી ટપકયું હશે તેના જ અંશો પ્રગતિશીલ હશે. બનાવટ હશે તો ચાહે તેવું કુશળ કળાવિધાન એને છુપાવી શકશેં નહિ. કળાને અને કથનના આત્માને જુદાં અંગોરૂપે ઓળખવાની ભૂલ જબરી પ્રવર્તી રહી છે. Window-dressing ને કળા કહેશો નહિ, કળા માનશો નહિ.

એક પાનું ય જો સફળપણે આલેખવું હોય તો પાંચસો પાનાં આલેખવા જેટલાં અનુભવ, સંવેદન અને વિચારની સામગ્રી સાહિત્યકાર પાસે જમાં થવી જોઇએ. સાહિત્યકારની સામે પ્રશ્ન એ નથી કે તું પ્રગતિશીલ છે? પ્રશ્ન તો આ છે કે તારી અનુભવ-મૂડી કેટલી છે? તારી પાસે વિચાર અને ઊર્મિઓનાં મંથન કેટલાં છે! તારી પાસે સંયમપૂર્ણ શબ્દનું જરી-ભરત કરવાની માનસિક કારીગરી કેટલી છે? તારાં વાકયો મનોવ્યથાના કેટલા ઊંડાણમાંથી નીકળે છે? તેં માનવીની માનવતાનું દર્શન કર્યું છે? આજની ભૂમિકા—બલ્કે સદાની સાહિત્ય ભૂમિકા માનવતા Humanism જ રહેશે, અન્ય સૌ 'isms' એ એક Humanism ની જ ચકાસણીએ ચડી ચડી સાહિત્યકારના મનોરાજ્યમાં આકાર ધરશે. એ 'માનવતા'ના ધાતુ-ઓગાળણમાંથી રાજા, અમીર, ભિક્ષુ, ચોર, ગરીબ, કે ધનવાન પણ બાતલ નહિ રહે. એક જ ભઠ્ઠીની આંચમાં ઊકળીને એ સર્વની જે એકરસતા થશે તે માનવતાની જ એકરસતા હશે.

ગાંધીવાદી વાર્તાઓ, સમાજવાદી કવિતાઓ, મૂડીવાદી કૃતિઓ, જુનવાણી કલા ને નવસર્જનની કલા, આ પણ ખોટા વિભાગો છે. ગાંધીની ખાદી અને પૂણી, કરડના ચોખા અને તકલી-રેંટીયા વગેરે કોઇપણ વાર્તા કે કવિતાના વિષયો બની શકે નહિ. અખિલ હિંદ ચરખાસંઘે હજુ એવી નવલકથાઓ નથી લખાવી ને ગાંધીજીએ હજુ એવી કોઇ કૃતિને શ્રેષ્ઠ ગાંધીવાદી નવલકથા લેખે સાહિત્યની છાતી પર નથી ચડાવી મારી. તેમ એકાદ ઝૂંપડીમાં રેંટીયો ફેરવતી ડોશીનું કોઇપણ વાર્તામાનું શબ્દચિત્ર એને ગાંધીવાદી કૃતિ નથી બનાવી મૂકતું ગાંધી તો આજે Humanism માનવતાના અણદીઠ અકળ અગમ પ્રદેશોને પ્રકટ કરતા ઊભા છે. સાહિત્યકારની આંખ સામે એણે અણદીઠ જગતો અજવાળી આપેલ છે. એજ અજવાળણ કરનાર લેનીન આવી ગયો. એમાંથી એકેયનો દાવો સાહિત્યને પોતાની બાંદી બનાવવાનો નથી. જીવનના નૂતન પ્રદેશો પ્રકાશમાં લાવીને એના અગોચર બનેલા અર્થો સુગમ બનાવનાર ગાંધીએ ને લેનીને સાહિત્યકારને લાખ લાખ નૂતન અનુભવોનો સમૃદ્ધિવંત સોદાગર બનાવ્યો છે. આજનો લેખક નિહાલ થઈ ગયો છે. દીનતા એની ચાલી ગઇ છે. એક એક કણિકા પકડીને પણ ઉર-સંવેદનની નળીમાં નાખતાં આજે તો નૂતન રસાયનના રસો રંગો નીપજે છે. એવા અનુભવ-ખજાનાના વારસદાર સાહિત્યકાર, તારી કલમને કોઇપણ વાદની બાંદી ન બનાવજે, કોઇ દુકાનદારની જાહેરખબર ન બનજે.

[ અનુસંધાન પાને ૮૧૦થી ચાલુ ]

આનો ઉપાય શો ? ધર્મોનો ઉચ્છેદ કરવો એમ કેટલાક કહે છે. લોહીની નદીઓ વહેવડાવીનેયે આ શક્ય નથી. જ્યાં સુધી માણસ વિચારી પ્રાણી છે, શ્રેયનો શોધક છે, જ્ઞાનનો શોધક છે, ત્યાં સુધી ધાર્મિક સમાજો બંધાવાના જ. અને જ્યાં સુધી તેનાં બુદ્ધિ અને ચારિત્રનો વિકાસ અપૂર્ણ છે. ત્યાં સુધી અજ્ઞાન, વહેમ, પક્ષો અને ઝગડા પણ થયા કરવાના. ધર્મ સિવાયના ક્ષેત્રમાં યે કાંઇ ઓછા ઝગડા નથી. આ બધી પરિસ્થિતિમાંથી આપણે માનવકલ્યાણના માર્ગો શોધવાના છે. પરિશિષ્ટમાં આપેલાં સૂત્રો એ હેતુથી લખાયાં છે. એમાંથી ધર્મશોધનને લગતાં સૂત્રોમાં મારે કેટલીક વ્યાવહારિક સૂચનાઓ કરવાની હોવાથી તેટલો ભાગ આપની આગળ વાચું છું. બાકીનું આપને નીરાંતે મનન કરવા માટે છોડી દઉં છું.

× × ×

અંતમાં, માનવની અવધ્યતા, સર્વ માનવો વિષે સમવૃત્તિ, સર્વધર્મ સમભાવ, અસત્ય, મદ્ય, ચોરી અને વ્યભિચારથી પરહેજી, વ્યક્તિગત તેમજ સાર્વજનિક સ્વચ્છતા, અને જગત પ્રત્યે કર્તવ્યનિષ્ઠા એ મનુષ્યના ઓછામાં ઓછા સદાચારો અથવા ધર્મો છે. એના વિના બાકી બધું તત્ત્વચિંતન, યોગાભ્યાસ કે ધર્મપાલન પોતાની છાયા પકડવા માટેની દોડશરત છે, અને સર્વ સૂક્ષ્મચર્ચા પરિણામે ધુંધળી બુદ્ધિ જ છે.

**हिरण्मयेन पात्रेण सत्यस्याऽपिहितं मुखम् ।**
**तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥**

ગુજરાતી સાહિત્ય પરિષદના તેરમાં સંમેલનના 'ધર્મ અને તત્ત્વજ્ઞાન'નાં પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ.

# શીલ અને સાહિત્ય

શ્રી. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ

Let me assure you once for all, that as you grow older, if you enable yourselves to distinguish, by the truth of your own lives, what is true in those of other men, you will gradually perceive that all good has its origin in good, never in evil; that the fact of either literature or painting being truly fine of their kind, whatever their mistaken aim., or partial error, is proof of their noble origin; and that, if there is indeed 'sterling value in the thing done, it has come of a sterling worth in the soul that did it, however alloyed or defiled by conditions of sin which are sometimes more appalling or more strange than those which all may detect in their own hearts, because they are part of a personality altogether larger than ours, and as far beyond our judjment in its darkness as beyond onr following in its light. And it is sufficient warning against what some might dread as the probable effect of such a conviction on your minds, namely. that you might permit yourselves in the weakness s which you imagined to be allied to genius, when they took the form of personal temptation;—it is surely, I say, sufficient warning against so mean a folly to discern, as you may with little pains, that, of all human existences, the lives of men of that distorted and tainted nobility of intellcct are probably the most miserable.

*Ruskin : Lectures On Art.*

હા. ખરેખર એમ જ છે, સાહિત્યકલામાં જે કંઇ ઉદાત્ત સર્જન થાય છે, તે એના સર્જકની ઉદાત્તતામાંથી જ અવતરે છે. સર્જકનો આત્મા ભ્રષ્ટ, અને છતાં એનું સર્જન પુનિત, એવું સાચી કલાના સંબંધમાં તો કદીય બનતું નથી. સાચી કલામાં તો જ્યાં જ્યાં સંગીન તત્ત્વ જુઓ, ત્યાં ત્યાં ખચીત જાણજો કે એના સર્જનારના અંતરની એટલા પૂરતી સંગીનતાનો જ એ આવિર્ભાવ છે. જનતાના હૃદયને કોઇ પુણ્ય ઊર્ધ્વગામી આંદોલનોથી ભરી મૂકે અથવા ઉન્નત જીવનનો ચેપ લગાડે એવી પ્રબળ ચિરંજીવ કલાકૃતિ ક્યારેય સડેલા અંતરમાંથી ઉદ્દભવી શકતી જ નથી. જ્યાં જ્યાં સર્જનની સાચી સુન્દરતા, ત્યાં ત્યાં એટલા પૂરતી તો સર્જકના આત્માની સુન્દરતા હોય છે જ એમ ખાતરીપૂર્વક માનજો. અને સર્જકનો આત્મા જેટલે અંશે દૂષિત કે પતિત, તેટલે અંશે એનું સર્જન પણ એક

નહિ તો બીજી રીતે ઓછાવત્તા પ્રમાણમાં અનિવાર્યપણે જ ક્ષતિવાળું નીવડવાનું એમાં પણ શંકા નથી. બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા, એ કંઇ કેવળ પ્રાણીસૃષ્ટિનો જ નિયમ નથી; કલાસૃષ્ટિમાં પણ તે એટલો જ સાચો છે. એટલે સાહિત્યકલાના જગતમાં પણ જેવો જનક તેવું જ સંતાન, જેવું શીલ તેવું જ સાહિત્ય એ વિવાદાતીત વાત છે.

અને સ્વાભાવિક રીતે એમ જ હોય. બહુ ઊંડા ન ઊતરતાં અથવા સૂક્ષ્મ શાસ્ત્રીય પૃથક્કરણમાં ન પડતાં કેવળ સાદી સમજથી જ વિચાર કરીએ, તોપણ એ જ હકીકત આપોઆપ ફલિત થાય. કેમકે સાહિત્ય એટલે શું? સાહિત્ય એટલે એના સર્જકના સમસ્ત જીવનનો અર્ક—એના અનુભવ, આચાર, વિચાર, ઊર્મિ, ભાવના એ સઘળાના પિંડરૂપ જે એનું શીલ તેનો જ નિષ્કર્ષ. મિલ્ટન કહે છે કે Good book is the precious life-blood of a master spirit. અર્થાત્ ઉત્તમ ગ્રંથ એટલે કોઇ વિશિષ્ટ વ્યુત્પન્ન માનવ આત્માનું મહામોલું જીવનખમીર. ત્યારે સઘળી સાચી સાહિત્યકૃતિઓ જો આ પ્રમાણે એના સર્જકના જીવન-સત્ત્વરૂપ છે, તો પછી એ એના શીલથી ભિન્ન હોઇ જ શી રીતે શકે? ફૂલ જેમ વૃક્ષના વિકાસનું અંતિમ સ્વરૂપ છે, તેમ સાહિત્યકલાકૃતિ એના સર્જક આત્માના વિકાસનું અંતિમ સ્વરૂપ કે પરિણામ છે, અને તેથી જેમ ફૂલની શિરાએ શિરામાં તેને ઉત્પન્ન કરનાર વૃક્ષનો જ રસકસ ભરેલો હોય છે, તેમ સાહિત્યકલાકૃતિના અણુએ અણુમાં પણ તેના સર્જક આત્માના આચાર, વિચાર, ઊર્મિ આદિરૂપ એનું શીલ ધબકી રહેલું હોય એમાં નવાઇ જ શી?

આની આ વાત એક બીજી રીતે વિચારો. આપણે જાણીએ છીએ કે દરેક પ્રજાની સંસ્કૃતિમાં પોતપોતાની વિશિષ્ટતા હોય છે. દરેક પ્રજાની સંસ્કૃતિમાં એને અન્ય પ્રજાની સંસ્કૃતિથી નિરાળી પાડી બતાવે એવું વ્યાવર્તક તત્ત્વ હોય છે. એ જ રીતે દરેક ભાષામાં પણ પોતપોતાની વિશિષ્ટતા હોય છે. ભાષા અને સંસ્કૃતિની આ વિશિષ્ટતા ક્યાંથી આવી? જુદી જુદી ભાષા અને સંસ્કૃતિનું આ વ્યક્તિત્વ કોણે નિર્માણ કર્યું? અલબત્ત, એ ભાષા અને સંસ્કૃતિને ઘડનારી પ્રજાએ જ. જેવી પ્રજાની પ્રકૃતિ, તેવી જ એની ભાષા, અને તેવી જ એની સંસ્કૃતિ. પ્રજા જો પ્રભાવશાળી વીર્યવાન, તો એની ભાષા અને સંસ્કૃતિ પણ પ્રભાવશાળી અને વીર્યવાન. પ્રજા જો નિર્માલ્ય અને મુડદાલ તો એની ભાષા અને સંસ્કૃતિ પણ નિર્માલ્ય અને મુડદાલ. આમ દરેક ભાષા, દરેક સંસ્કૃતિ પોતાને ઘડનારી પ્રજાના શીલની અવિલોપ્ય મુદ્રાથી અંકિત હોય છે એ સિદ્ધ વાત છે. તો ભાષા અને સંસ્કૃતિ એ તો સામુદાયિક વસ્તુઓ છે, કોઇ એક જ વ્યક્તિને અધીન રહેનારી નહિ, પણ સૈકાના સૈકાઓથી અમિત માનવસમુદાયને હાથે ઘડાયા કરતી વિરાટ વસ્તુઓ છે, એવી સામુદાયિક વિરાટ વસ્તુઓ પણ જો પોતાના સર્જકના શીલથી અંકિત હોય છે, તો સાહિત્યકલા તો વૈયક્તિક વસ્તુ છે, એની અને એના સર્જકની વચ્ચે તો જરા પણ વ્યવધાન વગરનો અત્યંત નિકટનો અને ઘનિષ્ઠ સંબંધ હોય છે, તો એવો ઘનિષ્ઠ સબંધ ધરાવનાર સાહિત્યકલા એના સર્જક આત્માના શીલથી અંકિત થયા વગર રહે જ શી રીતે?

તેથી જ વિવેચનશાસ્ત્રનું એક સર્વસ્વીકૃત મહાસૂત્ર છે કે જેવું શીલ તેવી શૈલી—The style is the Man. શૈલી એટલે લેખકના શીલનો કોઇ અદ્‌ભુત આવિષ્કાર, એના માનસની કોઇ વિલક્ષણ મૂર્તિ, એના અનુભવ, આચાર, વિચાર, રાગ, દ્વેષ, ભાવના, કલ્પના આદિ સર્વનું કોઇ ગૂઢ લિપિમાં લખાએલું અને છતાં એકવાર એ લિપિની ચાવી મળી જાય કે તરત જ સુસ્પષ્ટ બની જાય એવું અક્ષરવિશદ દફતર. શૈલી અને શીલ વચ્ચે એટલો અવિયોજ્ય સંબંધ છે કે માણસ ગમે તેટલું મથે છતાં જ્યાં સુધી પોતાના શીલને બદલે નહિ ત્યાં સુધી પોતાની શૈલીને પણ કદી બદલી શકતો નથી. પોતાનું શીલ હોય તેથી સુન્દર શૈલીએ ગમે તેટલું કરે તો પણ સરજી શકતો નથી, તેમ બીજી બાજૂ પોતાના શીલની ક્ષતિઓને એમાં આવિષ્કૃત થતી રોકી

પણ શકતો નથી. યથાર્થ સ્વરૂપમાં સમજવામાં આવે તો શૈલી આવી અનિવાર્ય વસ્તુ છે. હવે શૈલી એ તો આપણે જાણીએ છીએ તેમ અતિ સૂક્ષ્મ તત્ત્વ છે—નજરે ન દેખાય અને છતાં પ્રતિક્ષણ અનુભવાય એવી સાહિત્યની સૂક્ષ્મ ફોરમ છે—વર્ડ્ઝવર્થના શબ્દોનો જરા જુદી રીતે ઉપયોગ કરીએ તો the breath and the finer spirit of literature છે. અર્થાત્ શૈલી એ તો સાહિત્યનો સૂક્ષ્મ પ્રાણ અને આત્મા છે. ત્યારે સાહિત્યના સૂક્ષ્મ પ્રાણ અને આત્મારૂપ શૈલીને પણ જો એના સર્જકના શીલ સાથે આટલો અનિવાર્ય સંબંધ હોય, તો પછી એ શૈલી જેનો પ્રાણ અને આત્મા છે એવું જે સાહિત્ય તેને એ સર્જકના શીલ સાથે અનિવાર્ય સંબંધ હોય એમાં તો શંકા જ શી? શૈલી જો શીલનો આવિષ્કાર હોય તો એ શૈલી જેના અંશ-અંશમાં વ્યાપી રહેલી છે એવી સાહિત્યકૃતિ શીલનો અનિવાર્ય આવિષ્કાર હોય એમાં સવાલ જ શો?

ત્યારે આટલી પ્રાથમિક વિચારણા પણ પુરવાર કરે છે કે શીલ અને સાહિત્ય વચ્ચે સ્વાભાવિક રીતે જ અનિવાર્ય સંબંધ હોય છે. જગતના સાહિત્યમાંથી થોડાં ઉદાહરણો લઈએ તો આ વાતની વિશેષ પ્રતીતિ થશે. ઉદાહરણો પહેલાં અન્વય પદ્ધતિનાં અને પછી વ્યતિરેક પદ્ધતિનાં એમ ઉભય પ્રકારનાં લઈશું.

૨

પહેલું ઉદાહરણ ગુજરાતી સાહિત્યના મહાગ્રંથ 'સરસ્વતીચંદ્ર'નું લઈએ. એના ગુણદોષ વિશે આજની પેઢીને જે કહેવું હોય તે ભલે કહે, પણ એના અંગે-અંગમાં એના કર્તાનું શીલ ધબકી રહ્યું છે એની કોઈ પણ ના પાડી શકશે? એના નાયકના ગૃહત્યાગમાં એના કર્તાનો પોતાનો જ એક જીવનપ્રસંગ નથી પ્રતિબિંબિત થયો? એનાં રજવાડી ચિત્રો તેમ ચિંતનોમાં એના કર્તાનો ભાવનગર વગેરે દેશી રાજ્યોનો સ્વાનુભવ જ નથી પ્રકટ થઈ રહ્યો? એના ત્રિવેણીસંગમના નિરૂપણમાં આજના સંક્રાંતિકાળમાં દેશ સમક્ષ ખડા થએલા પ્રશ્નોના અધ્યયન મનન દ્વારા પોતાના દેશબાંધવોની યથાશક્તિ સેવા કરવાનું એના કર્તાનું જીવનવ્રત જ નથી મૂર્ત થયું? એની ભાષાશૈલી એક બાજૂથી બાણભટ્ટાદિનું સંસ્કૃત સાહિત્ય તેમ બીજી બાજૂથી પશ્ચિમનું સર્વોત્તમ સાહિત્ય એ બન્નેનું પરિશીલન કરનાર એના મહારસિક પંડિત કર્તાનું પદે પદે સ્મરણ નથી કરાવતી? અને સરસ્વતીચંદ્ર, કુમુદ, ચંદ્રાવલી આદિ જેવાં ચારિત્ર્ય-સૌન્દર્યથી ઝગી રહેલાં એનાં અનેક પાત્રોમાં પણ એના કર્તાની અનુપમ શીલસંપત્તિ, વિરલ સાધુતા, all for others, nothing for myself એવું જીવનસૂત્ર સ્વીકારનાર Practical asceticion—એ બધું જ વ્યક્ત નથી થઈ રહ્યું? It is a poor centre of man's action, himself એ બેકનના મહાવાક્યને પણ એક ડગલું આગળ વધી It is a poisonous centre of man's action, himself એવા રૂપમાં સુધારનાર સાચા નિષ્કામ કર્મ-યોગી અને ધર્મરાયના ખરેખરા પાર્ષદની જ આ સઘળી સૃષ્ટિ નથી લાગતી? સરસ્વતીચંદ્રમાં જે રસવૈભવ ભર્યો છે, સાહિત્યની દૃષ્ટિએ એમાં જે ચારુતા અને ઉત્કૃષ્ટતા રહેલી છે તે સઘળું એના સર્જકના શીલનો જ સીધેસીધો વારસો નથી લાગતું? ગોવર્ધનરામના મહા ઉદાત્ત શીલ સિવાય બીજું કોઈ જ એ ગ્રંથમણિ સર્જી ન શકે એમ શું એનું અંગેઅંગ અસંદિગ્ધ રીતે પુરવાર નથી કરી રહ્યું?

બીજું ઉદાહરણ કાર્લાઈલ જેને Moral kfng of English Literature એવું બિરુદ આપે છે એ મિલ્ટનનું લઈએ. ગોવર્ધનરામ અને મિલ્ટન વચ્ચે અનેક રીતે એટલું બધું સામ્ય છે કે એકના નામ પછી બીજાનું યાદ આવ્યા વિના રહે જ નહિ. આ વિષયમાં મિલ્ટનનું નામ લઈએ કે તરત જ એના જીવન સર્જનથી પરિચિત સાહિત્યરસિકો તો પોતાની મેળે જ બોલી ઊઠશે કે શીલ એવું સાહિત્ય એ સત્યનું એના જેવું સચોટ ઉદાહરણ બીજું ભાગ્યે જ મળશે. કેમકે એણે જે કંઈ લખ્યું છે તે ઘણે અંશે આત્મકથાત્મક—પોતાના જીવનપ્રસંગો, અનુભવો, આપવીતીઓ, વિચારો, મંતવ્યો આદિથી રંગાએલું—છે એટલું જ નહિ, પણ એના રસ, રુચિ, ભાવના

આદિરૂપ એના શીલથી અનેકધા અંકિત થએલું છે. સર્જકના શીલની એની રચનાઓ પર ઊંડી અસર થાય છે એ સિદ્ધાન્તનું એને પોતાને ભાન પણ થએલું, અને તે બહુ નાની વયે, એટલે એણે પોતાના શીલની રક્ષા પણ બહુ જતનપૂર્વક કરેલી. The life of one aspiring to write great poetry must be a true poem એ એનું ઊગતી અવસ્થાનું વાક્ય બહુ જાણીતું છે. અને એ પોતે તો પહેલેથી જ great poetry લખવાની મહત્ત્વાકાંક્ષા રાખતો જ હતો, તેથી એણે પોતે તો પોતાનું જીવન સાચા કાવ્યના જેવું સુન્દર બનાવવાનો પહેલેથી જ આદર્શ રાખ્યો હતો અને પોતાનો આખો જીવનક્રમ તદનુસાર જ યોજ્યો હતો. વિદ્યાર્થીદશામાંથી જ, સતી જેટલી ચીવટ પોતાની શિયળરક્ષાને માટે રાખે એટલી ચીવટ એ પોતાની આચારશુદ્ધિને માટે રાખતો હતો. આથી તેમ એના સુકુમાર સૌન્દર્યને લીધે એ કૉલેજમાં હતો ત્યારે સૌએ એનું નામ Lady પાડ્યું હતું. કૉલેજ છોડ્યા પછી પણ આપણી ભાષામાં જેને આપણે ગદ્ધાપચીસી કહીએ છીએ એ કપરા કાળમાં પણ એ અત્યંત સંયમપૂર્વક એનું જીવન ગાળતો હતો અને ઉદાત્ત કાવ્યરચનાને અર્થે પોતાના શીલને બને તેટલું ઉદાત્ત કરવાને સતત રીતે મથતો હતો. એના એ દિવસોનું એક અંગ્રેજ વિવેચકે વર્ણન કર્યું છે કે Milton at Horton made up his mind to be a great poet—neither more nor less, and with that end in view he toiled unceasingly. A more solemn dedication of a man by himself to the poetical office cannot be imagined. Everything about him becames, as it were, pontificial, almost sacramental A poet's soul must contain the perfect shape of all things good, wise, and just. His body must be spotless and without blemish, his life pure, his thoughts high, his studies intense. There was no drinking at the 'Mermaid' for John Milton. આવી[૧] કઠોર શીલસાધનાનું મહાફળ તે જ Paradise Lost. વર્ષોની સાધનાને પરિણામે જે વિશિષ્ટ ચારિત્ર્યસૌન્દર્ય મિલ્ટને સિદ્ધ કરેલું તેનો જ અક્ષરાવતાર તે Pardise Lost, Samson Agonistes, Comus આદિ સાહિત્યકૃતિઓ. મિલ્ટનનું શીલ આટલું અભિજાત નહોત તો આવી ઉચ્ચ સાહિત્યકૃતિઓ એ રચી જ ન શક્યો હોત અને સાહિત્યમાં એનું જે મહાગૌરવવંતુ સ્થાન છે તે એ પ્રાપ્ત પણ કરી ન શક્યો હોત એમાં લેશ માત્ર શંકા નથી.

ત્રીજું નાનકડું ઉદાહરણ સ્વ. રમણભાઈના 'રાઈનો પર્વત' નું લઈએ. એમાં ગોવર્ધનરામ કે મિલ્ટનની કૃતિઓના જેટલું ગૌરવ તો નથી જ, છતાં શીલ તેવું સાહિત્ય એ સત્યનું એ નાનું છતાં સચોટ દૃષ્ટાંત છે. 'રાઈનો પર્વત' એટલે સ્વ. રમણભાઈના જીવન અને શીલની આબેહૂબ લઘુમૂર્તિ. સ્વ. રમણભાઈના જીવન તેમ પ્રકૃતિનાં સઘળાં મુખ્ય મુખ્ય પાસાં એમાં સુસ્પષ્ટ રીતે પ્રતિબિંબિત થયાં છે. સ્વ. રમણભાઈ એટલે કર્તવ્યપરાયણ, નીતિપ્રેમી, ઇશ્વરનિષ્ઠ, આદર્શવાદી, સંસારસુધારક સજ્જન પુરુષ એમના શીલના આ સઘળા અંશોનું સાહિત્યીકરણ એ જ 'રાઈનો પર્વત' કે બીજું કંઇ !

જેવું શીલ તેવું સાહિત્ય, શીલની ઉદાત્તતા હોય તો જ સાહિત્યમાં ઉદાત્તતા આવે, જ્યાં જ્યાં ઉચ્ચ સાહિત્ય રચાયું છે ત્યાં ત્યાં એની પાછળ એના રચનારનું ઉચ્ચ શીલ જ પ્રેરકબળ રૂપે કામ કરી રહ્યું હતું એ સત્યનાં આ ઉપરાંત પણ બીજાં અનેક ઉદાહરણો આપી શકાય એમ છે, પરંતુ આ નાનકડા લેખમાં એ બધાને માટે અવકાશ નથી. પણ આખા જગતનું સાહિત્ય તપાસી વળો, જ્યાં જ્યાં સર્જનની અસદિગ્ધ સર્વમાન્ય ઉદાત્તતા જોવામાં આવી છે ત્યાં ત્યાં એને અનુરૂપ એવી એના કર્તાના શીલની ઉદાત્તતા પણ એવી

[૧] Augustine Birrell Obiter Dicta.

પાછળ કામ કરી રહેલી સર્વત્ર નહિ તો ઘણે ખરે ઠેકાણે તો અવશ્ય જણાશે. આનો અર્થ એમ નહિ કે કેવળ શીલ કે સાધુતા ઉચ્ચ સર્જનને માટે પર્યાપ્ત છે, અથવા માણસ ચારિત્ર્યશાળી થયો એટલે સામલો જ ઉચ્ચ કોટિનો સાહિત્યકાર થઈ જવાનો. ના, એમ નહિજ. સાહિત્યસર્જનની બુદ્ધિ, વિદ્વત્તા, પ્રતિભા આદિ સામાન્ય અનિવાર્ય સાધન-સંપત્તિ તો એનામાં પ્રથમ જ જોઈશે, પણ સાથે જો સાહિત્ય ઉચ્ચ પ્રકારનું સર્જવું હોય તો આ બધા ઉપરાંત ઉચ્ચ પ્રકારનું શીલ પણ જોઈશે એ આંહી કહેવાનું તાત્પર્ય છે. શીલની અમુક પ્રકારની સુન્દરતા વગર કે ઉચ્ચતા વગર સાહિત્યમાં સુન્દરતા કે ઉચ્ચતા આવી શકતી જ નથી એમ જગતસાહિત્યના અભ્યાસથી પણ ઘણાંખરાં દૃષ્ટાંતો તો અચૂક બતાવી આપશે. થોડા અપવાદો અવશ્ય નીકળશે, અને એ અપવાદો વિશે શો ખુલાસો કરવો, એ દૃષ્ટાંતોમાં શીલ અને સાહિત્ય વચ્ચે જે વિસંવાદ દેખાય છે તેને કઈ રીતે ઘટાવવો તેનો વીગતવાર વિચાર આપણે આગળ કરવાના જ છીએ. પણ એ અપવાદો હાલ તરત જરા બાજૂપર રાખીને બોલીએ તો જગતના સઘળા નહિ તો મોટા ભાગના શિષ્ટ સાહિત્યગ્રંથોની મહત્તાનું મૂળ એમના સર્જકના શીલની કોઈ નહિ ને કોઈ પ્રકારની ઉચ્ચતામાં જ રહેલું હતું એમ કહેવામાં વાંધો નથી.

જ્યાં જ્યાં ઉદાત્ત સાહિત્ય હોય છે ત્યાં ત્યાં તેની પાછળ ઉદાત્ત શીલ હોય છે એ અન્વયવ્યાપ્તિનાં થોડાં ઉદાહરણો આપણે જોઈ ગયા. હવે જ્યાં જ્યાં શીલની ઉદાત્તતા નથી હોતી, ત્યાં ત્યાં સાહિત્ય પણ ઉદાત્ત નથી હોતું, અથવા શીલની જેટલી અનુદાત્તતા તેટલી સાહિત્યની પણ અનુદાત્તતા, એ વ્યતિરેકવ્યાપ્તિનાં થોડાં ઉદાહરણો જોઈએ.

પહેલું ઉદાહરણ આપણા નર્મદનું લઈએ. શીલની ઉદત્તતા સર્જકની પ્રતિભના પ્રમાણમાં એના સાહિત્યને કેવું ઉદાત્ત બનાવી શકે તેમ એની અનુદાત્તતા એને કેવું વણસાડે એ બન્નેનું નર્મદના જેવું સ્પષ્ટ પારદર્શક દૃષ્ટાંત ગુજરાતી સાહિત્યમાં બીજું જવલ્લે જ જડશે. એની 'હિંદુઓની પડતી,' 'વીરસિંહ' શૌર્યોદ્બોધનનાં કાવ્યો, રાષ્ટ્રભક્તિનાં કાવ્યો આદિ સઘળી કૃતિઓને એની પ્રકૃતિની અંદરની સ્વદેશપ્રેમ, સ્વાતંત્ર્યપ્રેમ, શૌર્ય, ટેક, સ્વમાન, લડાયક જુસ્સો એ બધા એના ઉદાત્ત અંશોએ જ ઉચ્ચ બનાવેલ છે; પણ બીજી બાજુથી એના શીલમાં અનુદાત્ત પણ કેટલુંક હતું, અને તે એના સાહિત્યમાં આવ્યા વગર રહ્યું નથી. 'રુદનરસિક' 'ધમધમ લોહી વહે ને ઈશકડો મહાએ,' 'આહા શી તગતગતી તસવીર તાકના તીર,' વગેરે અશ્લીલ શૃંગાર કાવ્યો, 'ઋતુવર્ણન,' 'વૈધવ્યચિત્ર' વગેરેમાં એ સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. એની કવિતાને કેવળ નીતિનીજ નહિ પણ શુદ્ધ રસ અને કલાની દૃષ્ટિએ દૂષિત કરી તે એની આ અનુદાત્ત કામુકતાએ જ. એના શીલમાં જો લાંપટ્ય ન હોત અથવા ઉદ્દામ કામવૃત્તિ નહોત તો એની કવિતા અત્યારે છે એ કરતાં અનેકગણી ઉચ્ચ કોટિની બની શકી હોત એ ચોકકસ છે. લેખકના શીલની ક્ષતિ એને સાહિત્યના ક્ષેત્રમાં પણ સદાને માટે કેવો ભયંકર ફટકો લગાવે છે એનું આ ભારે મનનીય ઉદાહરણ છે. કેવળ સાહિત્યકીર્તિને ખાતર પણ શીલરક્ષા કેટલી આવશ્યક છે તે નર્મદ જેટલું કદાચ બીજું કોઈજ નહિ શીખવે.

બીજું ઉદાહરણ ઝોલાનું લઈએ. જીવનની, જીવનનાં અમુક ગણતર વરસોની પણ, સર્જકની સમસ્ત સાહિત્ય પ્રવૃત્તિ પર કેવી વજ્રલેપ જેવી છાપ પડે છે, અને એ વરસોમા ઘડાઈ ગએલું એનું શીલ એના જીવનભરના સર્જનને પોતાના રંગથી કેવું આબાદ રંગી દે છે એનું એમિલ ઝોલા જેવું બીજું દૃષ્ટાંત ભાગ્યે જ મળશે. એમિલ ઝોલા એટલે આપણાં સાહિત્યનાં પાત્રતામો આપીને પરિચય કરાવીએ તો 'દિવ્યચક્ષુ'માંના ધના ભગતનો કિસન જુવાની સુધીની ઉંમર ઢેડવાડે પસાર કર્યા પછી મોટી ઉંમરે મહાસર્જક બન્યો હોય એવો સાહિત્યકાર. ધનાભગતના ઢેડવાડાનું વાતાવરણ તો આપણા હિંદુ હરિજનોનું હોય છે એવું શુદ્ધ, પવિત્ર, ધર્મપરાયણ હતુ, પણ ઝોલાને જે ઢેડવાડામાં જુવાનીનાં વરસો ગાળવા પડેલાં તે તો ખરેખરો ગંધાતો ચીતરી ચડે

એવો ઢેડવાડો હતો. એવા બીભત્સ ઢેડવાડાની બીભત્સતા જુવાનીના દિવસોમાં એના અંતરમાં અંકાઇ ગઈ, એનું શીલ ત્યારથી એ બીજા બીભત્સતામય બની ગયું, એટલે પછી પોતાનું આખું જીવન એણે એ બીભત્સના ચીતરવામાં જ ગાળ્યું. ભ્રષ્ટતા, નગ્નતા, વાસ્તવવાદનો આ મહાન આચાર્ય કંઇ પહેલેથી એવો નહોતો. યુવાવસ્થામાં તો એ પણ સઘળા યુવકો હોય છે એવો આદર્શવાદી, ભાવનાવિહારી, સ્વપ્નદૃષ્ટા હતો. આમાંથી એનું જે પરિવર્તન થયું તે ઊગતી જુવાનીનાં જે બે વરસ એને Latin Queartrs માં ભારે કંગાલિયતમાં ગાળવા પડ્યાં તેને લીધે આંહીં એને ખાવાનાં સાંસા પડતાં, શિયાળાની કડકડતી ઠંડીમાં કાવ્ય લખવાનો વિચાર આવ્યો હોય તો પોતાની ઓરડીમાં ગરમી રાખવાનું સાધન ન હોવાને લીધે, પથારીમાં ધાબળા ઓઢી; એક હાથમાં મીણબત્તી અને બીજા હાથમાં કલમ રાખી, પથારીમાં પડ્યા પડ્યા જ તેને લખવું પડતું. આંહીં એને વેશ્યાઓની બાજૂમાં જ રહેવું પડતું. પોતે રહેતો હતો એની આજુબાજૂની સઘળી ઓરડીઓમાં વેશ્યાઓનો દુરાચાર ચાલી રહ્યો હોય, અને વચ્ચેનાં પાતળાં પાર્ટિશનોમાંથી એમના દુરાચારસમયના સીત્કારશબ્દો આખી રાત એને સંભળાયા કરતા હોય, એવી રીતે એને જીવન ગાળવું પડેલું. આવી સ્થિતિમાં એનો આદર્શવાદ ક્યાં સુધી ટકે? એનો ચરિત્રકાર કહે છે તેમ Poverty, Hunger, Squalor. Under the deadly scourge of these things, the flood of romanticism was waning આ દિવસોમાં એને એવાં ગંદાં ફાટલાં તૂટલાં કપડાં પહેરવા પડતાં કે એ રસ્તા પર થઇને નીકળે તોપણ સૌ કોઇ એને તિરસ્કાર કરતું. અને મૂળે એનું અંતર આળું, એટલે એવે પ્રસંગે એને ખૂબ વસમું લાગતું, અને એનું અભિમાન ઊછળી આવતું. એ પોતે કહે છે:- I felt the crowd move apart from me, and point its finger at me. Derision! Sarcasms were hurled at me. I bowed my head for a time and wondered what crime I could have committed, I so young, and my soul so affectionate. ...Then I lifted my brow and a great pride came to my heart. I felt myself great beside these dwarfs, I addressed my self to the Muse, and thought that if Heven should preserve a name for me, I would feel delight in hurling this name back at their faces, like a supreme retort to their stupid scorn. ઝોલાની સમસ્ત સાહિત્યપ્રવૃત્તિનાં બીજ આ મનોદશામાં રહેલાં છે આવો માણસ જ્યારે સાહિત્યકાર બને ત્યારે પોતાને જ્યાં આટલું આટલું સહન કરવું પડેલું એ ઢેડવાડાની બીભત્સતાનાં જ ચિત્રો દોરે ને? પોતાને જે કંગાલિયતે રિબાવેલો તે કંગાલિયતને જ એ નવલકથાઓની પરંપરાદ્વારા અમર કરે ને? જે વેશ્યાઓના સીત્કારશબ્દો વચ્ચે એને કડકડતી ઠંડીમાં રાત્રિઓ ગાળવી પડેલી તે વેશ્યાઓની જ વાર્તાઓ એ પછી લખેને? એમિલ ઝોલાનું જીવન સાહિત્યકારના શીલમાં જે અનુદાત્ત અંશો આવી ગયા હોય તે એના સર્જનમાં કેવા અમર થઇ જાય છે એનું જ નહિ, પણ સાહિત્યકારની સમાજ પૂરતી સંભાળ ન રાખે અને એને કંગાલિયતમાં સડવા દે તો કેવું પરિણામ આવે એનું પણ આપણને સૌને વિચારમાં નાખી દે એવું પ્રબળ દૃષ્ટાંત છે.

ત્રીજું ઉદાહરણ ટૉલસ્ટૉયનું લઇએ; અનુદાત્તશીલના ઉદાહરણમાં આ મહાત્માનું નામ અપાતું જોઇને કેટલાક વાચકો કદાચ ચમકશે, પણ આ મહાત્માના શીલમાં પણ અનુદાત્તતા કંઇ ઓછી નહોતી અને એટલી અનલ્પ અનુદાત્તતા છતાં એણે અંત સુધી ઉદાત્તતાને માટે મથ્યા કર્યું અને શુદ્ધિ અને ઉન્નત જીવનનો જ આગ્રહ રાખ્યા કર્યો એમાં જ એની મહત્તા રહેલી છે. ટૉલસ્ટૉય એટલે એક રીતે કહીએ તો કાદવમાંથી ઊગી

1 Matthew Josephson: Zola and his Time.

નીકળેલું કમળ, એના જન્મ-સમયનું રશિયાનું અને યુરોપનું વાતાવરણ નીતિદષ્ટિએ કાદવ જેવું જ. આજૂબાજૂ સર્વત્ર ભ્રષ્ટાચાર વ્યાપી ગએલો, જીવનની નિત્ય વસ્તુરૂપ બની ગએલો. આવી પરિસ્થિતિ વચ્ચે એ ઊછરેલો, એટલે એના જીવન અને ચારિત્ર્ય પર પણ એની ભારે અસર થએલી: એના જીવનમાં અધઃપતનના પ્રસંગો ઘણા આવે છે પણ એનો આત્મા મૂળે ઉચ્ચલક્ષી એટલે પ્રબળ આસુરી સંપત્તિના આક્રમણો સામે પણ અંતે એની દૈવીસંપત્તિનો જ વિજય થએલો. એના સર્જનમાં આ બધું સ્પષ્ટ રીતે જોઇ શકાય છે. એની સાહિત્યકૃતિઓમાં પાપ, ગુના, દુરાચાર, ભ્રષ્ટતા એ બધું એટલી બધી વાર આવે છે અને એવા ભયંકર સ્વરૂપમાં આવે છે કે મહાત્મા ગણાતા આ સાહિત્યકારમાં આ બધું ક્યાંથી આવ્યું એમ જ વાંચનારને પ્રથમ દૃષ્ટિએ તો થાય છે. ઘણીવાર તો એમ જ લાગે છે કે જાણે આખું નરક જ વિકરાળ રૂપમાં એની કૃતિઓમાં ખડું થએલું છે. આવા સાધુ પુરુષના સર્જનમાં આવું ભયંકર નરક દેખીને એનો ભક્ત પહેલાં તો મૂંઝાઇ જ જાય છે. પણ પછી જ્યારે એના જીવનની વીગતો જાણે છે, એના પોતાના શીલનાં શુભાશુભ બન્ને તત્ત્વોનો પરિચય પામે છે, અને એ બન્ને તત્ત્વો અંત સુધી એના અંતરમાં સામસામે કેવાં ઝઘડયાં કરતાં હતાં એ જ્યારે એ જાણે છે, ત્યારે એને બધી વાતનો ખુલાસો થઇ જાય છે. ત્યારે એને સમજાય છે કે એની સાહિત્યકૃતિઓની અંદરનું આ બધું નરક એ તો ખુદ ટોલ્સ્ટોયના પોતાના જ શીલની અંદર જે કેટલાક આસુરી અંશો હતા તેનું જ આવિષ્કરણ છે. ખરું છે કે આ બધાં આસુરી તત્ત્વો એના સર્જનમાં સિદ્ધાન્તપક્ષમાં નહિ પણ પૂર્વપક્ષમાં જ રહે છે. એ તત્ત્વોનો પોતાની સાહિત્યકૃતિઓમાં એ કદી યે વિજય થએલો બતાવતો નથી, પણ આખરે એનો વિનાશ થએલો એ ચીતરે છે—છતાં એના જેવા ભાવનાથી ભરપૂર અને ધર્મપરાયણ આધ્યાત્મિક સાહિત્યકારની કૃતિઓમાં પૂર્વપક્ષરૂપે પણ આટલી બધી ભ્રષ્ટતા આવી એ એના શીલની અંદરની અનુદાત્તતાનું જ પરિણામ. સર્જક પાછળથી સાધુ પુરૂષ થાય છતાં જીવનના પૂર્વભાગમાં પણ જો એના શીલમાં કંઇ સડો પેસી ગયો હોય, કંઈ વિકૃતિ દાખલ થઈ ગઇ હોય, તો એની ઉત્તરાવસ્થાની સાચી સાધુતા છતાં અને એકંદરે તો એના જીવનમાં દૈવીપ્રકૃતિનું પ્રાધાન્ય હોવા છતાં પેલું એક વાર દાખલ થઇ ગએલું અનુદાત્ત તત્ત્વ એના સર્જનમાં ક્યાંક ક્યાંક તો ફૂટી નીકળ્યા વગર રહેતું જ નથી એ ટોલ્સ્ટોયની કૃતિઓ પગલે પગલે પુરવાર કરે છે. સર્જકના જીવન અને સ્વભાવની અશુદ્ધિ એના સર્જનને અમુક રૂપમાં તો રંગ્યા વિના રહેતી જ નથી. એનું એનો કૃતિસમૂહ આ રીતે સુંદર ઉદાહરણ છે

ત્યારે અન્વયવ્યતિરેક ઉભય પ્રકારનાં આ થોડાં ઉદાહરણો ઉપરથી પણ વાચક એટલું તો જોઇ શકશે કે લેખકના શીલ અને સાહિત્ય વચ્ચે જરા જેટલો પણ સંબંધ હોતો નથી એમ ઘણીવાર આપણે માની લઇએ છીએ એ ભૂલ છે. જગતના સઘળા નહિ તો ઘણાખરા સાહિત્યકારોના જીવન અને સર્જનનો જો સૂક્ષ્મ અભ્યાસ કરીએ તો આપણને માલૂમ પડે કે એમની કૃતિઓ એમના અનુભવ, આચાર, વિચાર, રાગ, દ્વેષ, આદિરૂપ એમનું જે શીલ તેનાથી ક્યાંક નહિ ને ક્યાંક, એક નહિ તો બીજી રીતે તો રંગાયા વિના રહેતી જ નથી. એમની કૃતિઓની જે મહત્તા છે તે ઘણીવાર તો એમના શીલની મહત્તાનું જ વાઙ્મય સ્વરૂપ હોય છે. એ જ રીતે એમની કૃતિઓની અંદર જે અશુભ તત્ત્વો જોવામાં આવે છે તે પણ એમના જીવનમાં કોઇક પ્રસંગે જાણ્યે અજાણ્યે જે અશુભ આચાર વિચાર એમને હાથે થઈ ગએલો અને એમના શીલમાં સ્પષ્ટ અસ્પષ્ટ રૂપે જડાઇ ગએલો તેના જ પરિણામ રૂપ હોય છે. અર્થાત્ શીલ તેવું સાહિત્ય એ સર્વથા નહિ તો મોટે ભાગે તો સાચું છે, અને જ્યાં જ્યાં સાહિત્ય લેખકના શીલના સીધા પ્રતિબિંબ જેવું નથી હોતું ત્યાં પણ એ બે વચ્ચે અમુક જાતનો સંબંધ તો અવશ્ય રહેલો હોય જ છે. અર્થાત્ લેખકનું શીલ એના સાહિત્ય પર ક્યાંક નહિ તો ક્યાંક, સીધી નહિ તો આડકતરી પણ અસર તો કર્યા વગર રહેતું જ નથી. કલાના તાત્ત્વિક સ્વરૂપનો

જો વિચાર કરીએ, સાહિત્યકૃતિ એના સર્જકના માનસમાંથી કેવી રીતે ઉદ્‌ભવે છે એના ચિત્તવ્યાપારનું જો પૃથક્કરણ કરીએ તોપણ આ જ વાત ફલિત થશે.

૩

કલા એટલે શું ! આ વિષયના મહાચિંતક ટૉલ્સ્ટોયને જ બોલવા દઇએ: Art is a human activity consisting in this, that one man cocnsaiuoly by means of certain external signs, hands on to others feelings *he has lived through* and that others are infected by those feelings and also experience them.[૪] અર્થાત્ પોતે જીવનમાં એકવાર જીવી ગએલ હોય એવા ભાવનું શબ્દાદિ બાહ્યસંજ્ઞાદ્વારા અન્યના ચિત્તમાં સંક્રમણ કરવું અને એ રીતે અન્યને એ ભાવનો એટલો જબરો ચેપ લગાડવો કે પોતે અનુભવેલો ભાવ તે બીજા પણ જાતે અનુભવે–આ જાતની જે પ્રવૃત્તિ તેનું નામ કલા. આ પ્રમાણે કલા કે સાહિત્ય એટલે કંઇ અમુક ભાવ કે ઊર્મિનું કેવળ આલેખન કે નિરૂપણ જ નથી, પણ એ ભાવ કે ઊર્મિનું કલાકાર કે સાહિત્યકારના ચિત્તમાંથી ભોક્તા કે વાંચકના ચિત્તમાં સંક્રમણ છે. અને આવું સંક્રમણ ત્યારે જ શક્ય બને છે કે જ્યારે એ ભાવ કે ઊર્મિ સર્જકે પોતાના ચિત્તમાં અત્યંત તન્મયતાપૂર્વક અનુભવેલ હોય–વાસ્તવિક કે કાલ્પનિક કોઇપણ જીવનમાં એણે ઉત્કટતાપૂર્વક ખરેખર અનુભવેલ હોય. એટલે સાચી કળા કે સાચા સાહિત્યમાં દંભને સ્થાન જ નથી. માણસ પોતે જીવનમાં જાતે અનુભવેલ ન હોય એવા ભાવોનું આલેખન કે નિરૂપણ કરી શકે, પણ એનું સંક્રમણ ન કરી શકે–એનું સંક્રમણ કરવા જેટલું પ્રાબલ્ય તો એ ભાવ જ્યારે એણે અત્યંત ઉત્કટતાપૂર્વક જીવનમાં અનુભવેલ હોય અને એનું શીલ જ્યારે એ અનુભવથી કોઇ વિશિષ્ટ પ્રકારે અંકિત થઇ ગએલ હોય ત્યારે જ શક્ય બને છે. એટલે સાચી કલા કે સાહિત્યનું આ લક્ષણ જો આપણે બરાબર યાદ રાખીએ તો શીલ અને સાહિત્ય વચ્ચે જગતમાં જ્યાં જ્યાં વિસંવાદ જોવામાં આવે છે તેમાંના ઘણાખરાનો તો ખુલાસો થઇ જશે, કેમકે આ લક્ષણની કસોટીએ ધ્યાનપૂર્વક તપાસીશું તો શીલ અને સાહિત્ય વચ્ચે વિસંવાદ દેખાતો હોય એવી ઘણીખરી રચનાઓ સાચી કલાના વર્ગમાં દાખલ થવાને પાત્ર જ આપણને નહિ લાગે એ રચનાઓમાં અમુક ભાવોનું આલેખન થયું હશે ખરું, પણ એ રચનાઓના આસ્વાદથી એ આલેખિત ભાવોનું સંક્રમણ અન્યના ચિત્તમાં ભાગ્યે જ થતું હશે. એવું સંક્રમણ તો એના સર્જકે જ્યારે એ ભાવ જીવનમાં ખરેખર અનુભવેલ હોય–પછી વાસ્તવિક જીવનમાં કે કાલ્પનિક જીવનમાં એ ગૌણ વસ્તુ છે, પણ ક્યાંક પણ ખરેખર અનુભવેલ હોય–અને એવી ઉત્કટ રીતે ને તન્મયતાપૂર્વક અનુભવેલ હોય કે એના શીલ પર કોઇ વિશિષ્ટ પ્રકારની છાપ પાડી જાય–એને સર્જનદ્વારા વ્યક્ત કર્યા વિના ચેન ન પડે એવી ઊંડી છાપ પાડી જાય, ત્યારે જ શક્ય બને છે. એટલે સાચી કલામાં અંગત અનુભવ એ તો અનિવાર્ય અગત્યની વસ્તુ છે. કલા કે સાહિત્ય કંઇ અદ્ધરથી આવતાં નથી, એનો જન્મ કંઇ અંતરિક્ષમાંથી કોઇ એકાએક આવીને પ્રેરણા ફૂંકી જાય એ રીતે થતો નથી. એ તો સ્વાનુભવના બીજમાંથી જ જન્મે છે, પ્રેરણા મળતી હોય તોપણ તે અદ્ધરથી નહિ પણ સ્વાનુભવની ઉત્કટતામાંથી જ મળે છે. સ્વાનુભવ વગર જે કંઇ લખાય તે લખાણ હોઇ શકે, પણ સાચું સાહિત્ય ન હોઇ શકે. માણસ કલ્પનાથી કે વાતાવરણમાંથી કે પરંપરામાંથી અમુક વિચારો કે ભાવો લઇને પોતાની રચનામાં એ વિચારો કે ભાવોનો જગત સમક્ષ દેખાડો કરી શકે, પણ એ ભાવોનું અન્યના ચિત્તમાં સંક્રમણ તો જાતે એ ભાવો અનુભવ્યા વગર કદી પણ ન જ કરી શકે. એટલે દંભ, પ્રતારણા કે ખેલાડીપણું હોય ત્યાં સાચી કલાનો સંભવ જ નથી. ત્યાં અમુક ભાવોનું પ્રદર્શન થઇ શકે, અને ખેલાડી બાજીગર પુરુષ હોય તો પોતાના એ પ્રદર્શન પ્રત્યે લોકોનું ઘડીભર લક્ષ ખેંચી શકે, પણ એ ભાવોનું લોકોને સાચું સંવેદન એ નહિ જ કરાવી શકે, અને સદાને માટે સૌ કોઇને એનું સંવેદન

૪. Tolstoy : What is Art ?

ઉતારી શકે, એવી ચિરંજીવ ભાવસંક્રમણશક્તિ તો એની એ રચનામાં નહિ જ આવી શકે. એ ચિરંજીવ ભાવસંક્રમણશક્તિ તો એ ભાવો એણે જો જાતે અનુભવ્યા હશે અને જીવનમાં ઘૂંટીઘૂંટીને પોતાના શીલના અંગરૂપ બનાવી દીધા હશે તો જ એના સર્જનમાં આવી શકશે.

સાહિત્યકલાના સર્જનવ્યાપારનું પૃથક્કરણ કરીએ, સાચી કલા કલાકારના માનસમાંથી કેવી રીતે ઉદ્ભવે છે એનું નિરીક્ષણ કરીએ, તોપણ આ જ વાત પુરવાર થશે. આને માટે માનસશાસ્ત્રની ઝીણવટભરી ચર્ચામાં પડવાની જરૂર નથી, તેમ આંહીં સ્થળ સમય પણ નથી, પણ જે જાતે સાચો કવિ હતો અને કવિત્વવ્યાપારનો મર્મજ્ઞ ચિંતક હતો એવા વર્ડ્ઝવર્થનો જ અભિપ્રાય ટાંકીશું. એ કહે છે કે Poetry is the spontaneous overflow of powerful feelings; it takes its origin from emotion recollected in tranquillity; the emotion is contemplated till by a species of reaction, the tranquillity gradually disappears, an emotion kindred to that which was before the subject of contemplation, is gradually produced, and does itself actually exist in the mind. અર્થાત્ સર્જનવ્યાપારનાં ત્રણ ક્રમિક અંગો (૧) કોઈ ભાવ કે લાગણીનો ઉત્કટ અનુભવ, પછી (૨) એ ભાવ કે લાગણીનું શમન અને પછી ચિત્તમાં એનું અમુક વખત ચિંતન કે ગુંજન થયા પછી–ઘટમાં ઘૂંટાયા પછી કોઈ નિમિત્ત મળતાં એ લાગણી કે ભાવનું પુનઃસંચલન. આ પુનઃસંચલનમાંથી એ કૃતિનો તાત્કાલિક જન્મ. એટલે કે કુદરતમાં જે બધે બની રહ્યું છે તેજ કલાસર્જનમાં પણ બની રહ્યું છે: પહેલું ચિત્તરૂપી ભૂમિમાં બીજ પડે. પછી અમુક વખત સુધી એ બીજ ત્યાં પડી રહે અને ભુમીની સાથે મળી જાય, અને પછી છેવટે તેમાંથી નવો અંકુર ફૂટે. કલાકારની દૃષ્ટિએ જીવનમાં કોઈ ભાવનો ઊંડો અનુભવ–ચિત્તને અડયો ન અડયો ત્યાં તે પ્રકાર ફૂટી જાય એવો કોઈને ઉપર સર્જન જ નહિ, પણ ચિત્તમાં ઉત્કટ પ્રેમ ઉત્પન્ન કરે એવો કોઈ અનુભવ થાય—એ એનું બીજ, પછી એ અનુભવ એની મનોભૂમિમાં અમુક વખત સુધી વસે, એનું ચિત્ત પોતાની બધી પ્રક્રિયાઓ કરીને એ બીજને આત્મસાત્ કરી દે. એ એના બીજપોષણ (incubation) રૂપ બીજી અવસ્થા, અને પછી એમાંથી કૃતિ જન્મે તે ત્રીજી અવસ્થા. એટલે કોઈપણ સાચી કલાકૃતિ જન્માવવી હોય તો એને માટે બે વસ્તુઓ અનિવાર્ય અગત્યની: એક તો એક કોઈપણ ભાવનો ઉત્કટ સ્વાનુભવ, અને બીજું એ સ્વાનુભવને પોતાના ઘટમાં ઘૂંટીને પોતાના શીલના અંગરૂપ બનાવી દેવો. ટોલ્સ્ટોય પણ વર્ડ્ઝવર્થના અભિપ્રાયની શાખ દેતો હોય એમ છતાં સ્વતંત્ર રીતે એ જ કહે છે: To evoke in oneself a feeling one has once experienced and having evoked it in oneself then by means of movements lines, colours, sounds, or forms expressed in words, so to transmit that feeling that others experience the same feeling–this is the activity of art. આ રીતે સાચી કલાકૃતિ ઉત્પન્ન કરવાને માટે ઊંડું ભાવસંચલન એ પરમ આવશ્યક વસ્તુ છે. પણ આ ભાવસંચલન કંઈ કલાકાર જ્યારે ઇચ્છે ત્યારે અથવા ઇચ્છે એ વિષયનું કરી શકતો નથી. એ ભાવસંચલન તો એ ત્યારે જ કરી શકે છે કે જ્યારે એ ભાવને અનુરૂપ અનુભવરૂપી બીજ એના ચિત્તમાં અગાઉ પડી ચૂક્યું હોય અને એ અનુભવરૂપી બીજને ઘટમાં ઘૂંટીને પોતાના શીલના અંગરૂપ એણે બનાવી દીધું હોય. કલા એ કંઈ કલાકારની દાસી નથી કે એ હુકમ કરે કે તરત તે આવીને હાજર થઈ જાય, એ તો એની દેવી છે; અને જે સ્વરૂપે એનો સાક્ષાત્કાર કરવો હોય તેને અનુરૂપ અનુભવ અને શીલસાધના હોય તો જ તે પ્રકટ થાય છે.

કૉલરિજ કહે છે તેમ The best words in the best order એનું નામ કવિતા: આ જ પ્રમાણે

કલાનું લક્ષણ બાંધવું હોય તો આપણે કહી શકીએ કે યોગ્યતમ ઉપાદાનનું યોગ્યતમ સંયોજન તેનું નામ કલા. હવે જરા વિચાર કરો કે આ યોગ્યતમ ઉપાદાન કે સામગ્રીનું યોગ્યતમ સંયોજન કરવાનું સામર્થ્ય આવે છે કયાંથી? એ તે શું કયાંક અદ્દશ્યથી આવે છે? શું કોઇ દેવ આવીને સર્જકના કાનમાં એની ફૂંક મારી જાય છે? શું આકાશમાર્ગે કોઇ અદ્દભુત પ્રેરણા એને આ યોગ્યતમ સામગ્રીનું યોગ્યતમ સંયોજન કરવાની યુઇ આવે છે? સીધો, સાદો માનવી જેવો માનવી, એને આ ગાંધર્વનગરી સરજવાનું સામર્થ્ય મળે છે કયાંથી? એની કલ્પના, એની બુદ્ધિ, એની પ્રતિભા, એ બધું ખરૂં, પણ એ બધું કેવળ સાધન છે, એ સાધનસામગ્રી સળગાવનારો તણખો તો એનો કોઇ ઉત્કટ સ્વાનુભવ અને સ્વાનુભવમાં રાગદ્વેષરૂપે ભળેલું એનું શીલ જ. એ સ્વાનુભવ અને શીલની ઉત્કટતા જ એને યોગ્યતમ સામગ્રીનું યોગ્યતમ સંયોજન કરવાનું સામર્થ્ય આપે છે. કલાકારો અને સાહિત્યકારો પ્રેરણા પ્રેરણાની વણ સમજી બૂમો પાડયા કરે છે, પણ પ્રેરણા એ કોઇ બાહ્ય પદાર્થ છે જ નહિ, આંતર અનુભવની ઉત્કટતા એ જ પ્રેરણા છે, એ સિવાય પ્રેરણા જેવી બીજી કોઇ વસ્તુ જ નથી. આપણા કલાકારો અને સાહિત્યકારોમાં જો પોતાના સર્જનવ્યાપારનું પૃથક્કરણ કરવા જેટલી સૂક્ષ્મ કુશાગ્ર બુદ્ધિ હોય અને એવા બુદ્ધિયુક્ત પૃથક્કરણને અંતે જે જણાય તે દિવ્યતાનો પોકળ દંભ કર્યા વગર યથાર્થ રૂપમાં પ્રકટ કરવા જેટલી પ્રમાણિકતા હોય તો એ સૌ આ જ વાત કબૂલ કરે કે એમની એકેએક કૃતિની પાછળ જીવનનો કોઇક ઉત્કટ-અનુભવ રહેલો હતો, અને એ અનુભવરૂપી બીજ પર એના શીલમાંથી રાગ કે દ્વેષનું જે સતત સિંચન થયું તેમાંથી જ એમની એ કૃતિરૂપી અંકુર ફુટેલો. આપણે જેને પ્રેરણા કહીએ છીએ તે તો એને થએલા અનુભવની ઉત્કટતા જ માત્ર છે. એ અનુભવ જો અને અત્યંત ઉત્કટ રૂપમાં થયો હશે તો તેને કલાનું રૂપ આપવાને એને નિરંતર ધકકેલ્યા જ કરશે, જ્યાંસુધી કલારૂપે એને પ્રકટ નહિ કરે ત્યાંસુધી એને જંપવા જ નહિ દે, અને તે પણ એ અનુભવને પૂર્ણ માપમાં યોગ્યતમ વાહન અને યોગ્યતમ સંયોજન દ્વારા પોતાને જેવો અનુભવ થએલો તેવો જ એ કલાના એકેએક ભોક્તાને થાય એવા સ્વરૂપમાં પ્રકટ નહિ કરે ત્યાં સુધી એને જંપવા નહિ દે. જગતના આદિકાળથી આટલા બધા કલાકારો અને સાહિત્યકારો નિરંતર રીતે પોતાના લોહીનું પાણી કર્યા કરે છે એ શું કેવળ કલાકાર ગણાવાની કીર્તિને જ માટે? નહિ જ. કીર્તિનો મોહ ખરેખર બહુ જબરો છે, છતાં આટલી બધી મહેનત આ સૌ કલાકારો જે અનાદિકાળથી કરી રહ્યા છે અને પોતાનું સમસ્ત જીવન જ એ કલાને ખાતર જે નિચોવી રહ્યા છે તે, એમને જીવનમાં કોઇ ઉત્કટ અનુભવ થએલો, કાંઇક પ્રબળ સંવેદન થયેલું તે એમને નિરાંતે બેસવા દેતું નથી, અને યોગ્ય આકારમાં આવિષ્કૃત ન થાય ત્યાં સુધી એમનો કેડો મૂકતું નથી તેથી જ. અમુક અનુભવ કે સંવેદન આવી રીતે કોઇનો પાલવ પકડીને એની પાછળ પડે તેનું જ નામ પ્રેરણા. એટલે કોઇ કલાકારને જો પોતાના સર્જનવ્યાપારમાં પ્રેરણા જોઇતી હોય તો તેણે એક જ કામ કરવું, કે પોતાને જે વિષયનું સર્જન કરવું હોય તેનો પૂર્ણ, સર્વાંગી, અને ઉત્કટ અનુભવ કરવો, અને એ અનુભવને પોષે એવું શીલ વિકસાવવું યોગ્યતમ સામગ્રીના યોગ્યતમ સંયોજનરૂપ સાચી અનવદ્ય કલાકૃતિ નિર્માણ કરવાનો આ એક જ સાચો માર્ગ છે.

ત્યારે શીલ અને સાહિત્ય વચ્ચે આવો ગાઢ અવિયોજ્ય સંબંધ છે. કોઇ પણ વૃક્ષ જેમ અદ્ધર આકાશમાંથી ઊગી શકતું નથ, તેમ કોઇપણ સાચી કલાકૃતિ કેવળ ખાલી કલ્પનાના વિલાસમાંથી જન્મી શકતી નથી. એને ઊગવાને માટે પ્રથમ જીવનરૂપી જમીન જોઇએ છે, અને એ જમીનમાં અનુભવરૂપી જે બીજ પડે તેને જ્યારે યોગ્ય શીલરૂપી પોષણ મળે ત્યારે જ એ કલાકૃતિનો દેહ ધારણ કરી શકે છે. કળાકારે જીવનભર જે આચાર રાખેલ હોય છે, વિચારો કરેલ હોય છે, ભાવનાઓ સેવેલ હોય છે, અને જે ઝંખનાઓ કર્યા કરેલ હોય છે તે જ એના સર્જનરૂપે આવિર્ભાવ પામે છે. આપણા ધર્મમાં વાસનાક્ષયનો જે મહિમા જીવન અને

[ અનુસંધાન માટે પાન ૮૦૭ જુઓ ]

# જીવતો દેહ

શ્રી. 'અતિથિ'

ધર્મશાળાના આખા ચોગાનમાં કોઈ દેખાતું ન હતું. ચારે બાજુ આવી રહેલી કોટડીઓની હાર ઉપર નમી ગયેલી સાંજે ભર બપોરે શ્મશાનમાં દેખાય છે તેવી નિષ્ક્રિય વિષાદની છાયા પાથરી દીધી હતી. ચૌદમાંથી એક કોટડીનું બારણું ખુલ્લું ન હતું. મુસાફરો સાંજ પડવા પહેલાં પોતપોતાને માર્ગે પડી ગયાં હતાં. ઊભી રહી હતી આ ઓરડીઓની ચતુષ્કોણ આકૃતિઓ—આવનાર અને જનારના માટે જરા પણ લાગણી અનુભવ્યા વગર, મૂંગી, મરી ગએલાં ઢોર જેવી.

દરીઆની રેતી, પાણા અને અહીં તહીં ઊડી રહેલા કાગળ અને ચીંથરાઓથી દિવસના કાંઈક આકર્ષક લાગતું ચોગાન અત્યારે તો સાવ, માણસને કોઈ ન સમજાય તેવા ઊંડા શોકમાં દાટવા જાણે તૈયાર ન થઈ ગયું હોય તેવું નિષ્ઠુર લાગતું હતું. બરાબર વચમાં ઊભેલો આસમાની રંગનો લાકડાનો થાંભલો આ બધાંથી પોતે જાણે રજ પણ ગભરાતો ન હોય તેમ ટટાર ઊભો હતો. તેના પગ આગળ બેસી એક બુઢ્ઢો પોતાનાં ધોતિયાનાં છેડા વડે ફાનસના કાચને અજવાળી રહ્યો હતો. તેનાં કપડાં અને વાળનો રંગ દિવસના કોણ જાણે કેવો દેખાતો હશે પણ અત્યારે તો ઘેરા થતા જતા અંધકારમાં એને રેતીથી જુદો તારવવો એ મુશ્કેલ થઈ પડ્યું હતું. કામ કરતાં કરતાં એ થોડી થોડી વારે કોઈક ભજનની લીટીઓ ફરી ફરીથી ગણગણ્યા કરતો હતો અને તેની આસપાસ પ્રસરી રહેલી નીરવતા વધારે ને વધારે બીહામણી બની જતી હતી. દશેક મિનિટ ઘસ ઘસ કર્યા પછી એના જીવને સંતોષ વળ્યો હોય કે એ પછી અંધકારથી કંટાળ્યો હોય, ગમે તેમ હોય પણ તેના હાથમાં ઓચિંતું જોશ આવ્યું અને આંખ એક પલકારો મારે ત્યાં તો તેણે ફાનસ સળગાવી થાંભલાને માથે મૂકી દીધું. પીળા પ્રકાશને જોઈ તેણે બે હાથ જોડ્યા અને ફાનસને જાણે પોતે કોઈ જીવતાં માણસને સંબોધતો હોય તેમ 'જય શ્રી કૃષ્ણ' કર્યા.

"જય શ્રી કૃષ્ણ, બાપા," ક્યાંકથી દબાએલો અવાજ આવ્યો.

"કોણ બોલ્યું એ?" ચારે તરફ જોતાં ડોસાએ પૂછ્યું.

"એ તો હું" પાછો એ જ ખૂણામાંથી જવાબ મળ્યો.

રખેવાળ ખોંખારો ખાઈ જે દિશામાંથી અવાજ આવ્યો હતો તે તરફ વળ્યો.

ડેલાના ઓટલા ઉપર બરાબર બારણાના ખૂણા આગળ એક બાઇ માણસ કાળા સાડલામાં વીંટાઇને બેઠું હતું.

"બેટા! સવારની અહીં જ બેઠી છો કે શું?" ઓળખાણ પડતાં તેણે કહ્યું.

પેલી સ્ત્રીએ કાંઇ જવાબ ન આપ્યો.

ડોસો બારણાં બહારની અવરજવર જોતો સામેના ઓટલા ઉપર બેઠો. કેડે ખોસેલાં ગુંમખામાંથી તેણે એક બીડી કાઢી. દીવાબત્તીનાં અજવાળામાં તેણે એ બાઇના ચહેરા પરનાં આંસુએ જોયાં ન જોયાં કે હંમેશની ટેવથી બીડી સળગતાં તેનાથી ફુંક મરાઇ ગઇ દીવાસળી ઓલવાઇ ગઇ અને તેના મોઢામાં રાતો અંગારો ઝગઝગી રહ્યો. કેમ આ દુઃખી મુસાફરને હિંમત આપવી તે ।। શબ્દો જાણે તે મનમા ગોઠવતો હોય તેમ કાંઇ પણ બોલ્યા વગર તેણે બીડીના બે ચાર દમ માર્યા કર્યા.

અંદર । દુઃખને માણસ એકલો ધીરજથી સહન કરી શકે છે. પણ જ્યારે કોઇ સમભાવ દર્શાવનાર મળી આવે છે ત્યારે તેનો બેવડા આવેગથી આવિષ્કાર થાય છે.

બુઢ્ઢાના વાત્સલ્યભર્યા શબ્દોથી દશ દશ કલાક થયાં છાતીમાં જેમતું તેમ દાટી રાખેલું દુખ બહાર ઉભરી આવ્યું. તે સ્ત્રીથી એક ડુસકું મુકાઇ ગયું.

બીડીને પગ નીચે કચડી તે ઉભો થયો અને જાણે પોતાની જ દીકરીનું દુખ પોતે જોતો હોય તેમ પુછ્યું, "શું છે? બેટા!"

"મારો કેશુ," માંડ માંડ આટલા શબ્દો આંસુઓનો અંતરાય વટાવી હોઠથી બહાર નીકળ્યા.

"પાછો નથી આવ્યો કે શું?" ડોસાએ બહાર પહોંચાડાય ત્યાં સુધી નજર પહોંચાડતાં કહ્યું.

નકારમાં કાળા સાડલામાં ઢંકાએલું માથું હાલ્યું અને સામે રસ્તેથી પસાર થતી મોટરનું તેજ સામે આવેલી કોટડીઓ સાથે પછડાઇ અદશ્ય થઇ ગયું.

ક્ષણભર જોવા મળેલા આ ચહેરાને ડોસો આંખો મીંચીને જોઇ રહ્યો. એણે પોતાની સાઠ વરસની જીંદગીમાં કઇક ચહેરાઓ જોઇ નાખ્યા હતા. લાખોપતિઓની શેઠાણીઓથી માંડી તે ઠેઠ ઝાડુ વાળવા આવનાર મોચીની. પણ કોઈ પણ ચહેરામાં અત્યારે તેણે જોયું તેવું કંઇક ન હતું. એ રૂપ ન હતું; ટાપટીપ ન હતી; જુવાનીની મોહકતા ન હતી; એનાં નિષ્પાપ અંતઃકરણને એમાં કોઇ દૈવીનું તેજ દેખાયું. પણ એ તેજ જાણે કોઇએ ઝંખવી નાખ્યું હોય એમ તેને લાગ્યું. અને એ વધુ ઊંડો ઉતરે ત્યાં તો સવારનો કાળો સાડલો અને સોનાની બંગડીવાળા હાથ એને યાદ આવ્યા.

"હેઠ મૂઆં," આવું સુંદર જોડું તોડી નાંખવા માટે તેણે મનમા ને મનમાં યમરાજાને ઠપકો દીધે અને પોતાનાથી શબ્દો બીજાને કાને પડે તેટલા અવાજથી ઉચ્ચારાઇ ગયા તેથી નીચા વળી તેણે એક કાંકરો હાથમાં લઇ બારણાં આગળ કાંઇ પણ પ્રયોજન વગર ઉભેલાં કુતરા તરફ ગુસ્સાનો ડોળ કરી ફેંક્યો કે જેથી એ શબ્દેની ખોટી અસર સાંભળનાર ઉપર ન થાય.

કાંઇક બોલવું જોઇએ તેમ તેને લાગવાથી તે બારણા આગળ ગયો અને કહ્યું, "બાઇ! ગભરાતી નહિ. હું હમણા જઇને તપાસ કરી આવું છું."

પેલી બાઇ તેની બહારની વસંતીમાં અદશ્ય થઇ જતી છાયાને આભાર અને આંસુ ભરેલે હૈયે જોઇ રહી.

તે આ ધર્મશાળામાં સવારના સાત વાગે તેના એકના એક દીકરા અને આધાર માથે પોતાનું ગામ મૂકી આવી હતી. તેનું વય અઠ્ઠાવીશ ત્રીશથી વધારે નહિ હોય. એકલાં પડતાં તેની નજર આગળ તેનો ભૂતકાળ તરવરી રહ્યો

તે ચૌદ વરસે જટાશંકરને ઘરે ઉઘડતાં યૌવનને સાથે લઇ પોતાનું પીયર મૂકી આવી હતી. પતિને તે પહેલાં તેણે દીઠોય ન હતો. છતાં ચૌદ પંદર વરસના ગાળામાં એક પણ પળ એવી નહોતી આવી કે જ્યારે એણે આ પસંદગી માટે પોતના માબાપને મનમાં પણ ઠપકો આપ્યો હોય. જટાશંકર જખોના પુરોહિતનું કામ કરતો. બેચાર વરસ કાશીમાં રહી તેણે સંસ્કૃતનો અભ્યાસ કર્યો હતો. ત્યાંથી ઉપાધિ લઇ તે પોતાના બાપદાદાનો ધંધો કરવા પોતાને ગામ આવી રહ્યો હતો. તે ધીમે ધીમે અદશ્ય થતા જતા જુના બ્રાહ્મણત્વનો પ્રતિનિધિ હતો. જે મળે

તેનાથી સંતોષ માનવો અને બાકીનો સમય સ્વાધ્યાયમાં ગાળવો આ તેનું જીવનસૂત્ર હતું. એના સારાં કર્મોના પ્રભાવે એને પત્ની પણ ધર્મપરાયણ અને પતિવત્સલ મળી ગઇ હતી. ગામમાં એનાં કરતાં પૈસાદાર ઘણા માણસો હતા; છતાં તેનાથી વધારે સુખી કે પ્રતિષ્ઠિત બીજું કોઇ ભાગ્યે જ હશે. ગામના માણસોમાં તેણે પોતાના શુદ્ધ આચાર અને વિચારથી એવું પદ પ્રાપ્ત કર્યું હતું કે તેની અદેખાઇ ગામના મોટા અમલદારને પણ થતી. અધુરામાં પુરૂં એને સુશીલ અને રૂપવતી પત્ની મળી ગઇ હતી. આ કારણથી ગામમાં એક જણાનો તો તે અવકૃપાપાત્ર બની ગયો હતો. અને એ મહાશય તે દરબારી દવાખાનાના યુવાન દાકતર સાહેબ.

દાકતર સાહેબની સહુને જરૂર પડતી—મોટા અને નાના, સહુ કોઇ એમની તહેનાતમાં હાજર રહેતા અને એમને સંતોષવા પોતાથી બનતું કરતા. જટાશંકરને કાને આ દાકતરની વાતો ઊડતી ઊડતી પહોંચી હતી. એ આવા પરસંસ્કારથી દૂષિત થએલા માણસથી ઉદાસીન ભાવે દૂર રહેવામાં જ પોતાનું શ્રેય માનતો.

દાકતર સાહેબની નજરને જટાશંકરનું સદાચારપરાયણ જીવન કરતાં રૂપયૌવનસંપન્ન કાન્તાનું આકર્ષક અંગ વધારે ઓળખાણ કરવા જેવું લાગ્યું. એણે કઇક યુક્તિઓ અજમાવી—પણ એમાં એને સહેજ પણ સફળતા ન મળી. પોતાના દૈવને ગાળો દેતો આ દાકતર રોગની વાટ જોતો બેઠો. "રોગી મને મૂકીને ક્યાં જશે ?" દાકતર સાહેબ—રોગના શત્રુ—રોગની મદદથી પોતાના શિકારને સપડાવવાના સ્વપ્નો સેવતા દિવસ ગાળવા લાગ્યા.

દાકતર સાહેબની અનન્ય ઉપાસનાથી પ્રસન્ન થઇને કે ગામના દુર્ભાગ્યને લઇને—ગમે તેમ હો—પણ ગામમાં ઈન્ફ્લુએન્ઝા મારમાર કરતો આવ્યો. દાકતરનું હૈયું ગામની દુર્દશા જોઇ હરખાઇ ગયું. "હવે મારો વખત આવ્યો." મનમાંને મનમાં તેણે ખાંડ ખાધી

નાનકડા ગામમાં હરરોજ દશથી પંદર ઠાઠડીઓ નીકળવા લાગી. દાકતરને લોકોએ ઇશ્વરને ભૂલી આરાધવા માંડયો. દરદીઓની ઠઠ જામી હોય તેમાં દાકતર જટાશંકરના ઘરનું કોઇ દેખાય છે કે નહિ તેની તપાસ સૌથી પહેલાં કરી પછી બીજાઓને દવા આપવાનું અને તપાસવા જવાનું રાખતો. દિવસો ઉપર દિવસ જવા લાગ્યા. ગામમાં તાવના ત્રાસથી અરેરાટી ફેલાઇ ગઇ. કોઇ પણ ઘર એવું નહિ રહ્યું હોય કે જ્યાં યમદૂતે પ્રવેશ ન કર્યો હોય.

દશેરાના દિવસે જ બરાબર જટાશંકરને તાવ ચઢયો. એક બાજુ ખાટલામાં કાન્તા પાંચ દિવસથી પીડાતી પડી હતી. તેને પડખેજ તેણે પોતાનો ખાટલો ઢાળ્યો. બાર વર્ષના કેશુ ઉપર માતા અને પિતા, બંનેની સારવાર કરવાનો ભાર આવી પડયો.

કાન્તાની બિમારીમાં જટાશંકરે ઘરગથ્થુ ઉપાયોનો જ આશ્રય લીધો હતો. પરદેશી દવાથી પોતાની પત્નીની કાયા અપવિત્ર કરવાની તેનાથી હિંમત થઇ ન હતી. જ્યારે એ પણ તાવમાં ઝડપાયો ત્યારે આયુર્વેદમાંથી કાન્તાની શ્રદ્ધા ઉડી ગઈ.

"દાકતરને બોલાવોને," માંડમાંડ અટલા શબ્દો તેણે પતિના ધીકતા કપાળ ઉપર હાથ રાખી ઉચ્ચાર્યા.

"ગાંડી થા મા. દાકતર જો આયુષ્ય આપી શકતો હોત તો એના ઘરમાં કોઇ મરત જ નહિ," જટાશંકરે આશ્વાસન આપવા આટલું કહ્યું અને ભીંત ઉપર ટાંગેલી ઠાકોરજીની છબી તરફ એકદષ્ટિએ જોઇ મનમાં ને મનમાં જપ જપવા શરૂ કરી દીધા.

એ જપના પ્રતાપે કે બાજરો ખૂટયો ન'તો તેથી—કાન્તા પથારીમાંથી ઊઠી—ઊઠતાં વેંત જ આઠ આઠ દિવસના નકોરડા અપવાસને ગણકાર્યા વગર તે પતિની સુશ્રુષામાં લાગી ગઇ. પતિની સેવા કરવા પ્રભુએ તેને ઊઠાડી એ વાતે જ તેના દેહમાં અખૂટ શક્તિ અને હિંમત ભરી દીધાં

પણ એની તનતોડ ચાકરી છતાં જટાશંકરનો તાવ નરમ ન પડયો. એનું હૃદય ખોટા ખોટા વિચારોથી પીડાઇ રહ્યું.

"તમે રજા આપો તો દાકતરને બોલાવી લાવું,"

આજીજીભર્યા સ્વરે તેણે પતિને પ્રાર્થના કરી.

જટાશંકરે જવાબ ન દીધો. ફક્ત આંખો ઉઘાડી ભીંત ઉપર ટાંગેલી છબી સામે ટગર ટગર જોયાં કર્યું.

કેશુમાં તેના પિતાના સંસ્કારનો વારસો ઉતર્યો હતો. છેવટની ઘડીએ ગંગાસ્નાનથી શુદ્ધ થએલા દેહને પરદેશી દવાથી ભ્રષ્ટ ન કરવાનો તેણે મનમાં સંકલ્પ કર્યો. છતાં માતાની કાકલુદીને માન આપી તે દાકતરને તેડવા ગયો.

દવાખાનામાં સારી પેઠે માણસો હતાં. માંડ માંડ રસ્તો કરી તે દાકતર આગળ ગયો.

"સાહેબ! મારા બાપુને કંઇક થઈ જાય છે," તેણે ગળગળા અવાજે કહ્યું.

"કોણ જટાશંકરનો દીકરો કે?" હસતાં હસતાં દાકતરે પૂછ્યું.

હકારમાં કેશુએ માથું નમાવ્યું. વિધાતા આખરે દાકતરની મદદે આવતી હતી. મનમાં કંઇક વિચાર કરી દાકતરે પૂછ્યું,

"છોકરા! મારી વિઝિટના રૂપિયા લાવ્યો છે?"

કેશુ સમજણ ન પડવાથી પથ્થર જેમ ઊભો રહ્યો.

"દાકતર સાહેબની ફીના રૂપિયા લાવ્યો છે?" ટોળામાંથી કોઇએ એને ઢંઢોળતાં કહ્યું.

કેશુ કાંઇ પણ સાથે લીધા વગર જ ઘેરથી નીકળ્યો હતો. મરણ જેવા કટોકટીના સમયે માણસને રૂપિયાની વાત કેમ સૂઝતી હશે-તેનો વિચાર કરતો તે રૂપિયા લેવા ઘર તરફ દોડ્યો. આખે રસ્તે તેને એક જ વિચાર મૂંઝવી રહ્યો, "રૂપિયા ન હોય તો દવા ન અપાય?"

રૂપિયાથી તો એના બાપ સદાયે દૂર રહ્યા હતા. એની પાછળ જવાથી માણસ છેવટે નરકના કુંડ આગળ જઇ પહોંચે છે એમ તેણે કઇક વાર કેશુને વાતવાતમાં કહેલું. છતાં આજે રૂપિયા વગર એના બાપને જોવા આવવાની દાકતર કેમ ના પાડતો હશે તે તેનાથી ન સમજાયું.

ઘરના બારણામાં જ કાન્તા ઊભી હતી.

"દાકતર સાહેબ આવ્યા?" ધડકતે હૈયે તેણે પૂછ્યું.

"રૂપિયા વગર આવવાની ના પાડે છે," હાંફતા હાંફતાં કેશુએ કહ્યું. ધબકારા મારતી છાતીએ કાન્તા ઘરમાં ગઇ. કેટલી ફી હશે એની એને પોતાને પણ ખબર ન હતી. છતાં પણ કાંઇક દેવું જોતું હશે એમ ધારી તેણે પોતાનો ટ્રંક ખોલ્યો. ઉતાવળને ઉતાવળમાં રૂપિયા કાઢવા જતાં તેનાથી અવાજ થઇ ગયો.

જટાશંકરે ખાટલામાં પાસું બદલ્યું. વિષાદભરી નજરે તે કાન્તાના રૂપિયાવાળા હાથ તરફ જોઇ રહ્યો, કાંઇ પણ બોલ્યા વગર. પણ એ મૂંગો ઠપકો કાન્તાના હૃદયમાં હજાર શબ્દો કરતાં પણ વધારે સોંસરો નીકળી ગયો.

છતાં પતિના આયુષ્ય ખાતર એના સિદ્ધાન્તની પરવા ન કરતાં તેણે બે રૂપિયા કેશુના હાથમાં મૂક્યા.

મન ના કહેતું હતું છતાં માની આંસુભરી આંખોની વિનવણીનો પુત્રથી અનાદર ન થઇ શક્યો તે પાછો દોડ્યો—ગાંડા વાછડા જેમ-દવાખાના તરફ—શ્વાસ લીધા વગર.

દાકતરના હાથમાં તેણે કાંઇ પણ બોલ્યા વગર બે રૂપિયા મૂક્યા.

"તું કેમ આવ્યો? તારી મા શું કરે છે?" રૂપિયા આંગળીઓ વતી રમાડતાં દાકતરે પૂછ્યું.

"એ મારા બાપુ આગળ બેઠી છે!" ધમણ જેમ હાલતાં પાંસળીઓમાંથી દબાઇને અવાજ નીકળ્યો

ત્યાં તો ગામના નગરશેઠનું તેડું આવ્યું. હોઠે આવેલું અમૃત કોઇ છીનવી લેતું હોય એમ દાકતરને થયું.

"તું જા, હું હમણાં આવ્યો," કહી દાકતર શેઠના માણસ સાથે બહાર ઉભેલા ટાંગામાં બેસી ગયા.

રૂપિયા આપવા છતાં દાકતર ન આવ્યા તેથી કેશુના મનમાં બહુ ગુંચવણ થઇ, થોડીક વાર સુમસામ તે ઊભો રહ્યો.

"ભાઇ, પૈસાદારનું સહુ કોઇ સગું છે," કોઇક પીડાતા ગરીબ દરદીએ કેશુને સંબોધી કહ્યું.

પૈસાદાર-રૂપિયા અને તેથી વધારે રૂપિયા. કેશુનું

મગજ ચકડોળે ચડ્યું–ભારે પગે તે ઘર તરફ વળ્યો.

તે ઘેર પહોંચે તે પહેલાં દૈવે વૈદની વાટ જોયા વગર સઘળો હિસાબ પતાવી દીધો હતો.

તે સાંજે કાન્તાના ખોળામાં માથું મૂકી કેશુએ જીંદગીભરનાં આંસુઓ આંખથી વહાવી દીધાં.

પિતાનું મૃત્યુ પૈસાના અભાવથી થયું એમ તેના મનમાં ખાતરી થઇ ગઇ.

પિતાએ કરેલો સદુપદેશ પિતાના મૃત્યુએ ભુંસાવી નાખ્યો. પૈસાદાર થઇ ગરીબોનું દુઃખ દૂર કરવાની તેણે મનમાં ને મનમાં પ્રતિજ્ઞા કરી.

તેણે પરદેશ જઇ માણસો કેમ પૈસાદાર થાય છે તેની ઘણીય વાતો નિશાળના છોકરાઓ આગળ સાંભળી હતી.

દરરોજ નિશાળમાંથી આવ્યા પછી એક જ હઠ લઇ તે બેસતો, પરદેશ જવાની આટલી કાચી વયના છોકરામાં આટલું બધું ડહાપણ અને હિંમત જોઇ કાન્તા આકાશ સામું જોઇ ધીમેથી પૂછતી, "પ્રભુ! તારો શું વિચાર છે?"

પણ કાન્તા માટે ગામમાં રહેવું અને શીલ સાચવવું એ લગભગ અશક્ય થઇ પડ્યું.

જટાશંકરના મરણ પછી દાકતર સાહેબે એક અથવા બીજાં બહાનાં હેઠળ કાન્તા પાસે આવવાનું શરૂ કરી દીધું.

"જો બહેન! કેશુના ભણતરની કોઇ વાતે ફીકર ચિંતા ન કરશો. હું એને ભણાવી ગણાવી મારા જેવો મોટો દાકતર બનાવીશ અને પછી એને ત્યાં કોઇ વાતની ખોટ નહિ રહે."

કાન્તા નીચું માથું રાખી બધું સાંભળ્યા કરતી. જટાશંકરના જીવતાં જે માણસે આંગણામાં પણ પગ મુકવાની હિંમત કરી ન હતી તે માણસ હવે નિઃશંક એનાં રસોડાં સુધી ચાલ્યો આવતો હતો અને બધું કામકાજ ભૂલી નીરાંતે બેસી શકતો હતો એ જોઇ કાન્તાની છાતી ફફડી ઉઠતી.

કેશુનું ભાવી ન બગડે એટલા માટે એ દાકતર સાહેબના શબ્દોનો પ્રતિવાદ કરવાની ઘણી ય ઇચ્છા છતાં ચૂપ રહેતી.

દાકતર જ્યારે જતો ત્યારે આંસુભરી આંખોથી પોતાના પ્રભુને અભિષેક કરાવતી તે પ્રાર્થના કરતી, "પ્રભુ! અમંગલથી તમારી દીકરીને બચાવજો."

પણ જેમ જેમ તે વિચાર કરતી ગઈ તેમ તેમ તેને લાગ્યું કે જટાશંકરની કીર્તિને નિષ્કલંક રાખવી હોય તો ગમે તે ભોગે ગામને મૂકવું જ જોઇએ. બે ચાર વૃદ્ધ નાનીઓએ તેના ઘરમાં વધારે પડતાં થતાં દાકતરનાં પગલાંઓ વિશે ઈશારો વાતવાતમાં કરેલો. તે હકીકત પણ કાન્તાના ધ્યાન બહાર ન હતી.

કેશુના મનમાં તો ભૂત ભરાયું હતું કે પરદેશ જઇ એ પોતે કોઇ દાકતર પાસે નોકરી મેળવી લેશે અને બેચાર વરસમાં અનુભવ લઈ ગામના દાકતર સાહેબ જેવો હોંશિયાર થઇ જશે.

ખૂબ વિચારને અંતે કાન્તાએ કેશુના સ્વપ્નને અનુમોદન આપ્યું. એક દિવસ આખા ઘરની ઘરવખરી વીંટી કાન્તાએ પોતાના ઘરને તાળું માર્યું.

એણે ગામ મૂક્યું ત્યારે એને જે વેદના થઈ હશે તે વર્ણવવાનું કામ શબ્દોનું નથી. ચૌદ ચૌદ વરસનું એકધારૂં, અખંડ, સૌભાગ્ય જેણે માણ્યું હોય એવી કોઇ કૃતકૃત્યજીવના નારી જ એની કલ્પના કરી શકે.

કેશુના બાલીશ મગજમાં તો ઉમંગ માતો ન હતો. જીવનનાં સ્વપ્નને આટલું વહેલું સિદ્ધિ કરવાની તક મળી તે માટે એની આંખમાં આનંદના આંસુઓ આવી ગયાં.

પોતાના પ્રભુમાં અને કેશુમાં શ્રદ્ધા રાખતી તે આજ વહાણમાંથી આ મોટા બંદરને કાંઠે ઉતરી હતી.

નાહી ધોઇ કેશુને જમાડતાં જમાડતાં તેની આંખો ભીની થઇ ગઇ હતી.

અઠ્ઠાવીશ વરસે વૈધવ્યનો કાળો સાડલો ઓઢી બાર વરસના અણુંવ કોમળ બાળકના આધારે તે લાખો માણસની વસતીથી ઉભરાતાં શહેરમાં આવી હતી.

કેશુ ખાઇ પી જ્યારથી નોકરી શોધવા બહાર

ગયો હતો ત્યારથી તે ઓટલા ઉપર સંકોડાઇને બેઠી હતી તે અત્યારની ઘડી સુધી. કેશુની વાટ જોવામાં એ બધુંય ભૂલી ગઇ–ભૂખ, તરસ, અકાળ વૈધવ્ય.

એના શરીર અને મનની બધીય ક્રિયાઓ એકત્રિત થઇ તેની આંખોમાં સમાઇ ગઇ હતી. ક્યારે એનો કેશુ પાછો આવે તેની બાપ જ તેનું દેહ જોવા કરતું હતું.

જેમ જેમ વખત થતો ગયો તેમ તેમ તેનું હૃદય આશંકાઓથી ઉભરાવા લાગ્યું.

ગામડામાં ઉછરેલો બાળક પોતાના શરીરનું ટ્રામ, ગાડીઘોડા, મોટરોથી ઉભરાતા શહેરમાં કેમ રક્ષણ કરી શકશે એ વિચાર એને પીડી રહ્યો.

ધર્મશાળાના વૃદ્ધ રખેવાળે જ્યારે તેને આશ્વાસનના બે શબ્દો કહ્યા અને કેશુને શોધવા જવા તે બહાર નીકળ્યો ત્યારે તેના હૈયામાં જીવ આવ્યો.

દુનિયાથી સાવ અજાણ અને આશાથી ભરેલા કેશુએ જ્યારે ધર્મશાળા બહાર પગ મૂક્યો ત્યારે તેના હોઠ ઉપર શ્રદ્ધાની ચમક હતી. સાંજ પહેલાં તો પાછા આવી માતાના ખોળામાં પોતાનું માથું મૂકી પોતાના વિજયની વાતો કહેવાના તેને કોડ હતા.

પણ બાળકની શ્રદ્ધાનો વ્યવહાર જગતને ઝાઝો ખપ નથી હોતો. એની ગણત્રીઓમાં બીનઅનુભવીઓએ રચેલી કલ્પનાની હવેલીઓને સ્થાન નથી હોતું.

દાકતરની વાતો સાંભળી સાંભળીને કેશુના મનમાં દૃઢ સંસ્કાર પડી ગયા હતા કે કોઇક દવાખાનામાં બે પાંચ વરસ નોકરી કરવાથી સારા દાકતર થઇ શકાય. ગામના દાકતર સાહેબની આનાથી વધારે લાયકાત ન હતી. તો શા માટે તે પણ તેના જેવો જ ન થઇ શકે, એવા એવા મનોરથો સેવતો તે શહેરના જાહેર રસ્તા ઉપર ચાલી રહ્યો હતો. તેની આંખો શહેરની સમૃદ્ધિ કે ધમાલ જોવા નવરી નહતી. તે તો જ્યાં કોઇ દાકતરની દુકાનનું પાટિયું નજરે પડે ત્યાં જ અટકતી.

ચાલતાં ચાલતાં તેણે કંઇક પાટિયાં વાંચી નાખ્યાં. વાંચી વાંચી તેની આંખો ય દુખવા આવી. કલાકોના કલાક સુધી ઉંચે ને ઉંચે જોઇ રહેવાથી તેની ડોક પણ અકડાઇ ગઇ છતાં આશાને વરેલો તે ભોળો બાળક પોતાની શોધમાં જરી પણ પાછો ન પડ્યો.

રસ્તામાં ધક્કા ખાતો, કોઇક કોઇક વાર અપશબ્દોથી અભિભૂષિત થતો તે કાંઇ પણ ઉપદ્રવને ગણકાર્યા વગર આગળને આગળ વધી રહ્યો.

બેચાર દવાખાનામાં તે બેસી આવ્યો. દરદી જાણી દાકતર તેને પહેલાં તો માનથી બોલાવતા પણ જ્યારે ખબર પડતી કે આ દરદીને દવાને બદલે નોકરી જોઇએ છીએ ત્યારે તેમની વર્તણુંમાં શહેરી જાનવરની કૃપણતા અને નિષ્ઠુરતા તરવરી રહેતાં. અપમાનથી હતાશ ન થતાં બીજો કોઇ દયાળુ દાકતર મળી રહેશે એવી આશાથી તે બહાર નીકળતો અને ફરીથી પાટિયાં વાંચવાનું શરૂ કરતો.

જેમ જેમ મોડું થતું જતું હતું તેમ તેમ તેને પોતાની માતાના વિચાર આવતા જતા હતા કેટકેટલી આશાઓ આપી તે એને અહીં સુધી, આટલે દૂર, પરદેશમાં ઘસડી લાવ્યો હતો તેનું જ્યારે તેને ભાન થતું ત્યારે તેના પગમાંથી ચેતન ઓસરી જતું. વળી પાછો શ્રદ્ધાથી ભરેલો તે આગળ ચાલતો અને નિષ્ફળતાના બધા વિચારોને પાછળ મૂકતો.

આમ આમ કરતાં રાત પડી ગઈ. હવે તો તેનું શરીર પણ થાક્યું હતું. ભૂખ અને તરસ પણ લાગવા માંડ્યાં. બરાબર બાર કલાક પહેલાં તેણે ત્રણ દિવસની વાસી ભાખરી અને બાજરનું અથાણું ખાધાં હતાં. ફરસાણથી ભરેલા ટીનના ડબ્બાઓવાળા એક 'ક્ષુધા શાન્તિ ગૃહ' આગળ તેના પગ અનિચ્છાએ અટકી ગયા.

તેના સંસ્કારોએ બળવો કર્યો. તેના ગજવામાં થોડુંક પરચુરણ હતું એ વાત સાચી પણ બહારની રાંધેલી વસ્તુ તેના માટે અખાદ્ય હતી. તે ભૂખ તરસ થાક, બધુંય ભૂલી ગયો–જ્યારે તેની નજર આગળ આંસુઓથી ભરેલી બે મોટી મોટી આંખો તરવરી રહી ત્યારે.

લથડતા પગે તે સહેજ આગળ ગયો. ત્યાં તો એક દવાખાનું તેની નજરે પડ્યું. સંજીવન થએલા ઉત્સાહના

બળે તે અંદર ગયો અને એક બાંકડા ઊપર બેસી ગયો. બાર બાર કલાકની રખડપટ્ટીથી તેના શરીરનો અણુએ અણુ વિસામા માટે પોકારી રહ્યો હતો. બેસવાનું મળતાં તે બધુંય ભૂલી થાક ઊતારી રહ્યો.

દિવાનખાનામાં ટેબલની આસપાસ બેસી ચારેક જણ ગપ્પા મારી રહ્યા હતા. આઠ વાગી ગયા હતા એટલે ચાલુ ઘરાકો આવી ગયાં હતાં. નવા ઘરાકોની આવા બેકારીના જમાનામાં આશા ન હોવાથી દાકતર પોતાના સોબતીઓ સાથે અહીંતહીંની વાતો કરી જીવ બહેલાવી રહ્યા હતા.

એને જોઇ દાકતરને પોતાનું મહત્ત્વ બતાવવાનો શોખ થઇ આવ્યો. એટલે એ બાંકડા ઉપર આવીને ચૂપચાપ બેસી ગયો તો, પણ તેણે એક શબ્દ પણ ન કહ્યો.

એના સોબતીઓમાંથી એક વકીલાતના સાગરમાં તરવા પડેલો–પણ તરતાં તરતાં ખૂબ ખારૂં પાણી પીધેલ–વકીલ હતો–બીજો હતો શહેર સુધરાઇનો તરતનો જ ચુંટાએલો સભ્ય–ત્રીજો જણ દાકતરનો જુનો ઘરાક અને મિત્ર હતો. ચાંદીના ત્રણ ત્રણવાર હુમલાઓ થવા છતાં આ દાકતરના પ્રતાપે એ પોતાની પતિતોદ્ધારની પ્રવૃતિમાં રચ્યો પચ્યો રહી શકયો હતો. તેથી વખત મળતાં તે આ મંડળીમાં પોતાની હાજરી પૂરાવવાનું ન ચૂકતો.

વાતો કરતાં કરતાં લગભગ નવ થવા આવ્યા ત્યારે દાકતરને પોતાનો દંભ ઉંચો મૂકવાની જરૂર દેખાઇ. ખુરશી ઉપરથી ઉભા થઇ તે બાંકડા આગળ ગયા અને અતિ મીઠાશથી પુછ્યું, " શું થયું છે ? ભાઇ ! "

તંદ્રામાં પડેલો કેશુ આ પ્રશ્નથી ઝબકી ઉઠયો. દાકતરને પડખે ઉભેલા જોઇ તેની આંખ આગળ દિવસના અનુભવો તરવરી રહ્યા. છતાં હિંમત કરી તેણે કહ્યું. " સાહેબ ! મને થયું તો કાંઇ નથી. પણ હું તમારી પાસે નોકરી માગવા આવ્યો છું ".

દાકતર ખસીયાણા પડી ગયા.

" લ્યો, દાકતર ! આ નવીન પ્રકારનો દરદી ' વકીલે ટોળમાં કહ્યું.

કેશુની આંખમાં આંસુઓ આવી ગયાં. પેલા શહેર સુધરાઇના સભ્યે એની વકીલાત કરતાં કહ્યું, " કોઇ દુઃખી જીવ લાગે છે. "

" શું છે ભાઇ ! વાત કર તો ખબર પડે, " ખુરશી ઉપર પાછાં બેસતાં દાકતરે અનિચ્છાએ કહ્યું.

કેશુએ પોતાના વિતકની અને વિમલ મનોરથની વાત ટૂંકામાં કહી.

" ભાઈ, અહીં નોકરી કેવી ? " ઘડીઆલના કાંટા નવ તરફ ધસડાતા જોઇ બગાસું ખાતાં દાકતરે કહ્યું.

" દાકતર ! એની માની ખાતર, " શહેર સુધરાઇના સભ્યે વિચિત્ર અભિનયથી આજીજી કરી.

" છોકરાના ચહેરા ઉપરથી તો...." બાકીના અંગ્રેજીમાં બોલાએલા તે વકીલના શબ્દો અખિલ સંસારના માતૃત્વ માટે અપમાનકારક હોઇ અહીં ગૂજરાતીમાં ઉતરવાની જ ના પાડે છે.

"જો ભાઇ, મારી પાસે કાંઇ નોકરીબોકરી નથી. આ પડખેની હોટલ છે ત્યાં જા. તારા જેવા બ્રાહ્મણના છોકરાને ત્યાં તરત રાખી લેશે," આટલું કહી દાકતરે ટેબલ ઉપરના દીવાને ઓલવ્યો અને ભૈયાને દવાખાનું બંધ કરવાનો હુકમ કર્યો.

હોટલનું નામ સાંભળી કેશુના હાડે હાડમાં અગ્નિ વ્યાપી ગયો. નાનપણથી જ એ હોટલને અનાચારનું ધામ ગણતો થયો હતો–"પરદેશીઓએ આપણને વટલાવવા આ થાણાં ખોલ્યાં છે," એના પિતાના શબ્દો એના કાનમાં ગણગણી રહ્યા.

"સાહેબ હું બ્રાહ્મણનો દીકરો છું," ક્રોધના આવેશમાં તેનાથી વધારે બોલી ન શકાયું.

"તારી માને ખબર," આ શબ્દો એના કાન ઉપર પડે તે પહેલાં તો તે થોડેક દૂર નીકળી ગયો હતો.

અંગ્રેજી કેળવણીથી પોતાની માણસાઇને વિભૂષિત કરનારા આ ચારે જણાના નામ પાછળ કોઇ યુનીવર્સીટીએ બારાખડીના બેચાર કાળા અક્ષરોની જરૂર છાપ મારી હશે અને એ કાળી શાહીનો રંગ કાચો નહિ હોય

તેની ખાતરી માટે ઉપલો પરિચય જ બસ થઈ રહેત, જો આ ગામડીઓ ઉચ્ચ કેળવણી શું તે સમજવાની શકિત ધરાવતો હોત તો.

તે થોડેક દૂર ગયો ત્યાં તો પડખેના ટાવરમાં નવના ડંકા પડયા–નિરાદરથી, ભૂખથી, થાકથી સંત્રસ્ત થએલો પોતાની માતાના વિચાર કરતો તે જે રસ્તેથી આવ્યો હતો તે તરફ પાછો વળી રહ્યો.

લાંબી લાંબી એસ્ફાલ્ટની કાળી સડક ઉપર વીજળીના પ્રકાશમાં ઝગઝગાટ મારતા ટ્રામના લેખંડી પાટાઓ ક્યાંય સુધી દોડયા જતા હતા; પડખો પડખ, છતાંય એક બીજાને મળ્યા વગર.

જીવ વગરના યંત્ર જેમ તેના પગ ઉપડતા હતા અને પાછા પડતા હતા. એના ગામડી જોડાનો અવાજ અવરજવર ઓછી થવાથી વધારેને વધારે કઠોર બનતો જતે હતો જે શ્રદ્ધા અને ઉમંગથી બાર કલાક પહેલાં એણે આ શહેર તરફ મોઢું કર્યું હતું તેટલી જ નિરાશા અને બેદરકારીથી તેના તરફ પુંઠ ફેરવી તે પોતાની માને મળવા અને અપશકુનું કારમું રૂદન રોવા ધર્મશાળા તરફ પગલાં માંડી રહ્યો હતો.

નોકરી ન મળવાથી એને એટલું બધું દુઃખ થયું નહતું; જેટલું તેની લાયકાત માટે બીજાઓએ બતાવેલા અવિશ્વાસથી થયું હતું.

" નોકરી શોધવાના દિવસોનો ક્યાં દુકાળ હતો ? પણ શું તેનામાં હોટલમાં નોકરી કર્યા સિવાયની બીજી કોઈ લાયકાત જ નહતી ? " આવા આવા વિચારોએ એને સાવ મૂઢ બનાવી દીધો.

ગીતાકાર ગમે તે કહે. આ જીવનયાત્રામાં આ દેહીને તો એકથી વધારે વાર મરવું પડે છે; પણ આ દેહ તો એક જ વાર મરે છે.

તેના દેહીને દુનીઆના ડહાપણે મારી નાખ્યો હતો. છતાં તેના બાર વર્ષના દેહના ભાર અને ભૂખ અને તરસ અને અનાદર અને નિરાશાથી ખુંદાએલા તેના ગામડી જોડા તો ચીચીઆરીઓ પાડતી ન રસ્તાને ઢંઢોળવાને વ્યર્થ પ્રયાસ કરી રહી હતી–કારણ કે તેનો દેહ હજુ મર્યો ન હતો.

●

# ફ લા શા

: પૃથ્વી :

પ્રયત્ન કરું, ને પછી ફલ તણી ન આશા ધરું !
અહો ! કયમ બને હુંથી–મનુજથી–કદી, એહવું ?
બને, જરૂર આટલું બને શકે: કદિ જો થઉં
હતાશ, તદપિ નહીં શિથિલ યત્ન થાવા દઉં.

દેવજી રા. મોઢા

# 'ઋતુગીતો'ના પદબન્ધો

શ્રી. ડોલરરાય રંગીલદાસ માંકડ

આપણી કવિતામાં સંસ્કૃતકાળના છન્દોનો વપરાશ ઠીક ઠીક પ્રમાણમાં થાય છે. એનું મુખ્ય કારણ ગઇ પેઢીના આપણા કવિઓનો સંસ્કૃત મહાકાવ્યોના છન્દો સાથેનો મુખ્ય પરિચય હતો તે છે. જો કેટલાકો આપણાં પ્રાચીન ગુજરાતી સાહિત્યનો અભ્યાસ કરતા તેમણે 'દેશી,' 'ગરબી' ઇત્યાદિ પદો આપણી કવિતામાં દાખલ કરવાના યત્નો કર્યાં હતા પણ તે વિજયી ન નીવડયા. આથી કરીને આજે આપણી કવિતાને પૃથ્વી જેવો છન્દ મળ્યો છે છતાં મનુષ્યહૃદયના વિવિધ ભાવોનો અનુરૂપ આવિષ્કાર જેના દ્વારા થઇ શકે તેવા શકિતશાળી છન્દોની જરૂર તો હજી ઊભી જ છે. આજે વપરાય છે તે છન્દોને કાવ્યમાંથી બાતલ કરવા એમ કહેવાનું નથી, એમની જરૂર તો રહેશે જ પણ એના ઉપરાન્ત બીજાં કાવ્યવ્યકિતવાહનોની પણ જરૂર આપણને છે. આ જરૂરત, જો આપણાં લોકગીતોનાં સાહિત્યને આપણે સમજીને તપાસીએ તો કદાચ કેટલેક અંશે પૂરી પડે એમ લાગે છે, કેમ જે ઘણી વખત લોકરૂચિએ મંજુર કરેલ વાહનો ઘણાં જ અસરકારક નીવડે છે. આવા હેતુથી મેં નીચે કેટલાક છન્દોનું સ્વરૂપ આપ્યું છે.

રા. રા. ઝવેરચંદ કાળીદાસ મેઘાણીએ 'ઋતુગીતો' નામે એક કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ કર્યો છે. તેમાં જુની ચારણી ભાષામાં કેટલાંક લોકગીતો છે. આ ગીતોમાં ઋતુવર્ણન છે. અહીં હું એનાં વસ્તુ વિશે કશું જ લખવા ઇચ્છતો નથી, પણ એમાં વપરાયલા પદબન્ધ વિષે થોડુંક લખવાની ઇચ્છા છે. આ સંગ્રહમાં જે મુખ્ય કાવ્યો છપાયાં છે તેમાં નીચેના પદબન્ધોનાં નામ મળે છે :—દોમળીઆ છન્દ, ગજગતિ છન્દ, ત્રિભંગી છંદ, સારસી છન્દ, ગીત સપાખરૂં. આ દરેક બન્ધનાં લક્ષણ નીચે મુજબ છે તે અભ્યાસીને ઉપયોગી નીવડશે એમ માનું છું.

**૧ સારસી છન્દ**

આ છન્દ હરિગીતનાં જ બંધારણનો છે એમ રા. મેઘાણીએ પ્રવેશકમાં જણાવ્યું છે તે યોગ્ય છે. આ છન્દનું બંધારણ રણપિંગળ, ભાગ પહેલામાં પૃ. ૪૭ ઉપર નીચે મુજબનું મળે છે.

૯+૭+૭+૫=૨૮ માત્રા

૩, ૬, ૧૦, ૧૩, ૧૭, ૨૦, ૨૪, અને ૨૭ માત્રાએ તાલ.

નવ સાતપર ધરી સાતપર વળી પાંચ માત્રા આણજો,
અઠ્ઠાવિશે છે ચરણ એવું સારસીમાં જાણજો;
ધરી ત્રણ ઉપર તો તાલ પછી ત્રણ ચાર ક્રમથી તો ધરો,
તજી જગણ જુગતે આઠ એવા તાલ પદમાં તો કરો,

નવ નવ મોરાં મેળવવાની વાત શ. મેઘાણીએ નોંધી છે તેનો ઉલ્લેખ રણપિંગળમાં નથી. પણ આ ઋતુગીતોમાં વપરાયેલ સારસીનીચમત્કૃતિ મોરાંના એ મેળથી જ આવે છે તે સાચું છે.

૨ ગજગતિ છન્દ

રણપિંગળ ભાગ પહેલામાં પૃ. ૨૫૮ ઉપર ગજગતિ છન્દ આપ્યો છે તે વર્ણમેળ છન્દ છે. એમાં આઠ વર્ણો અને દશ માત્રાઓ આવે છે, તે છન્દ આ ઋતુગીતોમાં વપરાયલા ગજગતિ કરતાં જુદો છે. અહીં વપરાયેલા છન્દનું બંધારણ ડિંગળ પૃ. ૭૫ ઉપર મળે છે, તે નીચે મુજબ છે.

કુલ ચરણ આઠ

ચરણ
૧ અન્તે લગ=કુલ મળી ૯+૭ } ચારે ચરણનાં મોહોરાં મળે
૨ ,, = ,, ,, } ચોથીનું સિંહાવલોકન
૩ ,, = ,, +૭ } હરિગીતના પ્રથમ
૪ ,, = ,, ,, ,, ,, } ચરણમાં આણવું.
૫ ચોથીનું સિંહાવલોકન ૯+૭+૧૨=૨૮ અન્તે લગ.
૬ ૯+૭+૧૨=૨૮ }
૭ ૯+૭+૧૨=૨૮ }
૮ ૯+૭+૧૨=૨૮ }

આમાં પહેલાં ચાર ચરણો ગજગતિનાં છે અને બીજાં ચાર ચરણો હરિગીતનાં છે. તેનું ઉદાહરણ ડિંગળમાં નીચે મુજબ આપ્યું છે તે વાંચવાથી ઋતુગીતોનો છન્દ ડિંગળમાં આપેલ છન્દ સાથે એકરૂપ જ છે તે સમજાશે.

કુંભજ કહ કહેજી,
સિયવર સુણ સહે,
વંદે પગ વહેજી,
ગેલો વન ગહે.
વન ગહે ગેલો જેણ વિચમે રહે રાક્ષસ રોસમેં,
તન તુંગ નામ કબંધ તિણરા કરગ જોજન કોસમેં,
સો હુતો ગંધ્રપ શ્રાપ વાસવ ક્રિયે પ્રાક્રમ ધારિયા,
ત્રિણ રાંશ દૂર પ્રહાર બાહાં ઘણા જીવ સંઘારિયા.

૩ ગીત સપાખરૂં.

આ જાતનો પદબન્ધ ડિંગળ પૃ. ૧૨૨ ઉપર 'સપાખરો—સાઠ અક્ષરો' ને નામે મળે છે. તેનું લક્ષણ આમ આપ્યું છે :

૧ પાદમાં અક્ષર=૧૮ } ૨, ૪ નાં મોહોરાં મળે, અન્તે
૨ ,, =૧૪ } ગુરુલઘુ. સભન એ ત્રણ ગણ ન
૩ ,, =૧૬ } આવે, તો સારું.
૪ ,, =૧૪ }

એનું ઉદાહરણ નીચે આપ્યું છે.

અંગા સવાયો ઉસસે તાયો સુણ વેણ રાણવાલા;
વડાલા છોહમેં છાયો ચખાં ચોલ વ્રન
કલેપું અધાયો લેણ રટકા સજોર કાયે
કટકાં રામરે માથે આયો કુંભકન

'ઋતુગીતો' માં આ પદબન્ધનાં આપેલ બન્ને કાવ્યોનાં લક્ષણ ઉપર મુજબ મળી રહે છે.

૪. ત્રિભંગી છન્દ.

આ છન્દનું માપ રણપિંગળ ભા. ૧ પૃ. ૫૩ ઉપર નીચે મુજબ આપ્યું છે.

આઠ ડગણ=૩૨ માત્રા, ૧૦, ૮ ૮, ૬ યતિ તેમાં અંતે ગ. આઠે ડગણમાં જગણ ન આણવો. દરેક યતિએ અનુપ્રાસ. ૩, ૭, ૧૧, ૧૫, ૧૯, ૨૩, ૨૭, ૩૧, માત્રાએ તાલ.

ઉદાહરણ નીચે મુજબ છે.

લીલાવતી તાસે, કેલ રદ ધાસે.
બહુ સંભાસે, કવિજ ખરો,
અન્તે ગુરુ એમાં, જગણ ન જેમાં.
શ્રુતિ યતિ તેમાં, પ્રાસ કરો;
યતિ દશને આઠે, વસુના ઠાઠે
રસનેં માથે, બેસ ભરો,
એ જાતિત્રિભંગી, રચિબહુ રંગી
અધિક ઉમંગી, ઠીક ઠરો.

ઋતુગીતમાં આપેલ કાવ્ય આ માપમાં મળી રહે છે.

**૫. દોમળીઆ છન્દ**

ઋતુગીતોમાં બે જાતના દોમળીઆ છન્દો વપરાયા છે. 'કહે રાધા કાનને' નામનાં કાવ્યમાં 'છન્દ દોમળીઆ' વપરાયો છે. તેનું પ્રસ્તર તપાસતાં તે ગજગતિનાં છેલ્લાં ચાર ચરણો સાથે મળી રહે છે. પણ પૃ. ૫૦ ઉપર ફરીથી છંદ દોમળીઆ વપરાયો છે તેનું બંધારણ જુદું છે. તે છન્દ રણપિંગળ ભાગ ૧, પૃ. ૫૮ ઉપર આપેલ દુમિંલા, દુમિલિયા કે દુમિલા છન્દને મળતો છે. એનું બંધારણ આમ છે.

૧૦, ૮, ૧૪ યતિ=૩૨ માત્રા આઠ ડગણ
૩, ૭, ૧૫, ૧૯, ૨૩, ૨૭, ૩૧ માત્રાએ તાલ.

ઉદાહરણ નીચે મુજબ છે.

ગણ ચોકલિયા ઠિક, આઠ રચી બધા,
બત્રિશ માત્રા તો કરજો;
દશ આઠ અને વળી, ચૌદ ઉપર યતિ
એમ તમે ત્રણ ઠિક ધરજો.
તજી બે માત્રા પછી શ્રુતિ શ્રુતિ ઉપર,
આઠ કરી કુલ તાલ ખરે;
દુમિલા, દુર્મિલા, દુમિલિયા વળી
નામ ધરે કૃતિ એમ કરે.

આની સાથે ઋતુગીતોમાં આપેલ આ છન્દનું લક્ષણ લગભગ મળી રહે છે.

આ છન્દો તરફ ખાસ લક્ષ દોરવાનું કારણ એ છે કે આ છન્દો મસ્તી એકાગ્રતા ભવ્યતા અને અદ્‌ભુતતાના ભાવોને વ્યક્ત કરવામાં અસીમ સામર્થ્ય ધરાવનારા લાગે છે. આજની આપણી કવિતામાં એનો ઉપયોગ કરવાથી વૈવિધ્ય જરૂર વધશે. શબ્દાલંકારો આ શૈલીનું મુખ્ય આકર્ષણ છે અને જે કોઇ કવિએ આ છન્દો વાપરવા હોય તેણે શબ્દાલંકાર ઉપર પ્રભુત્વ પહેલાં જ મેળવી લેવું જોઇએ.

●

## ખેંચ્યો કેમ?

ખેંચ્યો કેમ મને સુદૂર અહીં દૈ આશા અનેરી, નવાં
શોભીતાં સપનાં હુલાવી વરણ્યાં; ને જોઉં તો કાંઇ ના.
આવો માર્ગ ભૂલેલ પાન્થ મુજપે તું રે'મ જો દાખવે
તોયે-કેદી મનોદશા પચી ગઇ હાડે,-હવે ના હલું.

'અજ્ઞાત'

# અક્ષરમૂર્તિઓને

મોહિનીચંદ

પધારો સ્વચ્છન્દે અવિરત ઘુમી ઘોષ કરતા,
મહાનુભાવીઓ ! મ ન સ ન ભ નો કોટ ચણતા,
તરંગો સર્જંતાં, બુદ બુદ થઇ સાગર તીરે
રમંતા– નર્તંતા, ધૂળ રજકણો જેમ અનિલે,
મળે ના કો ઠામે ઘડિભર થવા સ્થિર, ઉડતા
પતંગો ધારીને નિજ કરમહીં કલ્પન શુંથી,
ધરી વાચો ભૂપે, તદપિ ભૂતણાં ભાંડુગણ–ને
ઉવેખી રાચંતા દલિત–પિડિતો ને અછુત–ને,

પધારો લેખોને બહુ વિધ નવા દેશપ્રિતિના
લખી હોંશે હોંશે જનસમુહમાં ઓર કુદતાં,
પરંતુ આચારે લવ નહિ મુકો એ અમલમાં,
મહાપ્રેમી એવા કયમ વિસરવા આપ ગુણને ?
અહો તારા ઇન્દુ દિનકર પળે જ્યાં વિયતમાં
વિંધી એ સન્ધાને તમ મુખ થકી, આભવરની,
વિરાટે ગૂઞ્જંતી, ગહન સ્ફુરતી, રાષ્ટ્રભરનાં,
ભરી સેવા ઐક્યે અમર રમણાઓ વચનની,
પસારીને ભર્ગો નિ જ અસિમને પાટ ઝૂમતી,
પરંતુ પૃથ્વીપે સકળ કરમે ફર્જ ચૂકતાં,
ઉડાડો ધૂલીને અવર જનનાં ચક્ષુ પૂરતા
પછી શબ્દો—યુદ્ધે લડી લડી તમે લોય પડતા,
પધારો એવા સૌ શબદરસના બ્રહ્માનુજો !

વર્ષો ખૂબ વીત્યાં હવે ભ્રમણામાં, વાગ્વિલાસો તણા,
આંહી–જ્યાં જગગાંધીએ-વિતરતાં પૃથ્વી પટે વાવીયાં
મુક્તિ-સામ્ય તણાં બીજો સ્વતપથી, ત્યાંથી તમે એકડા
ઘૂંટોને મમ શબ્દ મુક્ત થઈને કાર્યો મહીં પાંગરે.
સૃષ્ટાઓ અક્ષરોના ! ત્રણ દિ મળી છૂટા થાશું અંતે બધાએ,
કિંતુ ત્યાં જે કરીશું અભિનવ, ફળશે એ કદિ વિસ્મરો ના.

# રવીન્દ્રનાથની નવલકથાઓ

શ્રી. નગીનદાસ પારેખ

[ અમદાવાદમાં મળેલા બારમા સાહિત્ય સંમેલન વખતે સ્વાગત સમિતિ તરફથી 'વર્તમાન બંગાળી, મરાઠી અને હિંદી સાહિત્યના પ્રવાહ' નામનું પુસ્તક પ્રગટ થયું હતું. તેમાંના 'આધુનિક બંગાળી સાહિત્યનું વિહંગદર્શન' નામના લેખમાંથી આ ઉતારો લીધો છે. ]

બંકીમની ઉત્તરાવસ્થામાં જ રવીન્દ્રનાથે કવિતાઓ લખવાનું શરૂ કરી દીધું હતું, અને બંકીમ સાથેની પમેલી મુલાકાતનું વર્ણન પણ એમણે એમની જીવનસ્મૃતિમાં આલેખેલું છે. રવીન્દ્રનાથ પ્રધાનતઃ કવિ છે. કવિતા લેખન એ જ એમની મુખ્ય પ્રવૃત્તિ છે. છતાં એમણે નવલકથાઓ, નાટકો અને ટૂંકી વાર્તાઓ પણ એટલાં બધાં લખ્યાં છે, અને એવાં સરસ અને સુંદર લખ્યાં છે કે એ એક એક પ્રવૃત્તિ પણ કોઇ ઉચ્ચ કોટિના લેખકની કલમને જેબ આપી શકે.

બંકીમ પછી ચારેકોર નવલકથાઓનો જે ભરગારો ચાલી રહ્યો હતો, એમાં જ્યારે 'રાજર્ષિ' લખીને રવીન્દ્રનાથે પ્રવેશ કર્યો ત્યારે એમણે એક નવું જ તત્ત્વ દાખલ કર્યું. પોતે પ્રધાનત કવિ અને તેમાં યે મુખ્યત : ભાવકવિ ( Lyrical ) રહ્યા, એટલે એમની નવલકથામાં પણ આ તત્ત્વે પ્રવેશ કર્યો. જો કે શરૂઆતની એમની બે નવલકથાઓ 'રાજર્ષિ' અને 'બૌ ઠાકુરાણીર હાટ' માં એમની નવલકથા-લેખનની શરૂઆત હોઈ પ્રચલિત પ્રણાલીનું પ્રાબલ્ય વિશેષ જોવા મળે છે, અને એમનું વિશેષત્વ જોઇએ એવું પ્રગટ થયું નથી.

નવલકથા બે પ્રકારની હોય છે. કેટલીક નવલકથાની ઘટનાગૂંથણી અને રચનાસૌષ્ઠવ જ એવાં મનોહર હોય છે કે તેમાંથી જ આપણી રસતૃષ્ણા સંતોષાઇ જાય છે. કેટલીક સુંદર રીતે ગૂંથાયલી વાતો જ એટલી સરસ હોય છે કે તદ્દન સાદી રીતે કહી જાય તો યે તેમાંથી રસનિષ્પત્તિ થાય આવી વાર્તાના રસને આપણે કથા-રસ કહી શકીએ. પણ વાર્તામાં આ કથાવસ્તુ ઉપરાંત એક બીજી વસ્તુ પણ હોય છે. એમાં પાત્રોનું જે ચારિત્રાલેખન કરવામાં આવે છે, તેના પ્રત્યેક અંગમાં કાવ્યરસ માટે ખૂબ અવકાશ હોય છે, અને એ રસ ભાવકાવ્યના રસના જેવો હોય છે. બીજા પ્રકારની નવલકથામાં આ ભાવરસ જ પ્રધાન હોય છે.

રવીન્દ્રનાથની નવલકથાઓમાં પણ કથારસ કરતાં ભાવરસ જ પ્રધાન હોય છે. એમની નવલકથાઓમાં ઘટના ખૂબ વિરલ હોય છે. એમની મોટી મોટી નવલકથાઓની વાર્તા પણ ખૂબ ટૂંકમાં કહી શકાય એવી હોય છે. કદાચ કોઇ બીજા લેખક પાસે એ વસ્તુ ગયું હોત

તો તે ટૂંકી વાર્તા સિવાય બીજું કશું લખી જ ન શકત. 'નૌકાડુબી' માં લગભગ ચારસો પાનાનો વિસ્તાર એમણે કર્યો છે, છતાં વાત જોવા જઈએ તો કેટલી છે? પણ એમની નવલકથાની વિશેષતા એ છે, કે પોતે જે પાત્રો દ્વારા કથાગૂંથણી કરે છે તેમના અંતરમાં ચાલી રહેલી પ્રવૃત્તિને અને એમના જીવનમાં જ્યાં જ્યાં ભાવરસનો સંચાર થઈ શકે એવા પ્રસંગો હોય તેને તેઓ કુશળતાપૂર્વક શોધી કાઢે છે, અને તેને જ સ્પષ્ટ અને પુષ્ટ કરવામાં પોતાની શકિત વાપરે છે. પણ આનો અર્થ એવો તો નથી જ કે એમની વાતોમાં ઘટનાની ગૂંથણીમાં કોઈ જાતનું નૈપુણ્ય કે સૌષ્ઠવ નથી હોતું. તે તો હોય છે જ, પણ અહીં હું જે કહેવા માગું છું તે એ કે એમની નવલકથાઓમાં જે પ્રધાન વસ્તુ છે, તે વાર્તાનું સૌષ્ઠવ નથી, પણ તેના અંગેઅંગમાં જે ભાવરસ સીંચ્યો હોય છે તે છે.

એમની પહેલી જ નવલકથાની ઉત્પત્તિ જુઓ—કેવી કાવ્યમય છે! એમને એક દિવસ સ્વપ્ન આવ્યું. "સ્વપ્નમાં મેં જોયું કે કોઈ એક મંદિરના પગથિયાં ઉપર બલિનાં રકતચિહ્ન જોઈને એક બાલિકા અત્યંત કરુણ વ્યાકુળતા સહિત પોતાના બાપને પૂછે છે: 'બાપુ, આ શું! આ તો લોહી છે!' બાલિકાની આ કાતરતાથી પિતાને અંતરમાં તો દુઃખ થયું. છતાં તેણે ઉપરથી ક્રોધનો ઢોંગ કરી જેમ તેમ તેના પ્રશ્નને દાબી દેવાનો પ્રયત્ન કર્યો. હું જાગી ગયો કે તરત જ મને લાગ્યું કે આ મને સ્વપ્નમાં મળેલી વાર્તા છે."

આમાંથી 'રાજર્ષિ'ની ઉત્પત્તિ થઈ. મંદિરના પગથિયાં ઉપર લોહીના છાંટા જોઈ બાલિકાના મનમાં જે ભય અને ક્ષોભ જાગ્યો તેના પરિણામે ગોવિંદમાણિકયના અંતરમાં જે આઘાત લાગ્યો તેને પરિણતિએ પહોંચાડવામાં જ 'રાજર્ષિ'નું પાત્રાલેખન સમાઈ જાય છે, એ જ એનો વિષય છે. બહુ બહુ તો આ, વિષયને એક કથાકાવ્ય તરીકે લખી શકાય, એમ આપણને લાગે, પણ એમને એ મર્યાદા સાંકડી લાગી અને થોડા ઇતિહાસ ભેગો વણી દઈ ગોવિંદ માણિકયના મનોભાવ અને તેની ઘનતાનો ક્રમિક વિકાસ બતાવવા એમણે આખી નવલકથા લખી.

આમ એમની પ્રથમ જ નવલકથામાં જે તત્ત્વ આપણે બીજ રૂપે જોઈએ છીએ તેનો ધીમે ધીમે વિકાસ થતો આપણે એમની બીજી નવલકથાઓમાં જોઈએ છીએ. એ વિકાસની શરૂઆત 'નષ્ટ નીડ'માં થઈ છે અને 'ચોખેર બાલી'મા અને 'નૌકાડુબી'માં તે વધારે પુષ્ટ થઈ છે. પણ તેનો પરિપૂર્ણ વિકાસ તો 'ગોરા'માં અને 'ઘરે બાઈરે'માં જોવા મળે છે. પોતાનાં પાત્રોનાં અંતરના ગભીરતમ પ્રદેશમાં ઊતરી તેની એક એક સૂક્ષ્મ લાગણી શતદલ કમલની પાંખડીઓની માફક વાચક સમક્ષ એકેએક ખોલી બતાવવી, તેનું સંપૂર્ણ માધુર્ય વ્યકત કરવું એ રવીન્દ્રનાથની કવિ–પ્રતિભાને શકય બન્યું છે અને એ જ એમની અનુપમ શકિત છે. પોતાનાં કાવ્યોમા અંતરના ઊંડાણને વ્યકત કરી એમણે બંગાળને મુગ્ધ કર્યું હતું. હવે એ જ શકિત એમણે પોતાની નવલકથામાં પ્રેરી. એમને પોતાને એ શકિતનો ખ્યાલ 'નષ્ટ નીડ', 'ચોખેર બાલી' અને 'નૌકાડૂબી'માં આવ્યો. પછી એમણે એની બધી ય જાદુઈ શકિત સંપૂર્ણ રીતે વાપરી 'ગોરા'મા અને 'ઘરે બાઇરે'માં. 'યોગાયોગ' અને 'શેષેર કવિતા' માં પણ એ જ શકિતનો વધારે વિકાસ થયેલો જોવા મળે છે, અને ત્યાર પછી લખાયેલી 'દુઇ બોન' અને 'ચાર અધ્યાય'માં તો આ ભાવરસ જ એટલો પ્રધાન બની જાય છે કે જો કોઈને એ વાતો કહી સંભળાવવી હોય તો મુશ્કેલી પડે છે. તમે ગમે તેટલો પ્રયત્ન કરો પણ એમા નિષ્ફળતા જ મળે છે હમણાં તાજેતરમાં પ્રસિદ્ધ થયેલ 'માલંચ'માં પણ કથાવસ્તુ તદ્દન નજીવું જ છે

આમ કથાવસ્તુ અને ઘટના–વૈચિત્ર્ય એ એમની નવલકથાનું પ્રધાન અંગ નથી એટલે પછી એમની નવલકથાઓમાં માણસોની ભીડ પણ હોતી નથી. ચારસો પાનાની 'ઘરે બાઇરે' માં માણસ કેટલા?—વિમલા,

નિખિલ, સંદીપ, માસ્ટર મશાય અને અમૂલ્ય, ઉપરાંત ઘરમાં રહેતી નિખિલની બે ભાભીઓ અને બે નોકર. અંગ્રેજીમાં તો એમણે એક જ ભાભીથી ચલાવી લીધું છે. 'ચતુરંગ'માં કેટલાં? 'બે બહેનો'માં કેટલાં? 'નૌકાડુબી'માં યે કેટલાં? એમની મોટામાં મોટી નવલકથા 'ગોરા'. તેમાં યે કેટલાં? વળી એમની નવલકથામાં કોઇ ચમકાવે એવો વિસ્મયકારક બનાવ પણ બનતો નથી. કાર્યની ધમાલ કે ઉતાવળ પણ હોતી નથી અને 'શેષેર કવિતા' અને 'ગોરા'માં તો કેટલીક વાર એ પાત્રોની વાતચીત એ જ મુખ્ય બનાવ બની રહે છે. આમ છતાં એમની નવલકથામાં રસ કાયમ રહે છે, એનું કારણ એ છે કે એઓ જે રસની સૃષ્ટિ કરે છે, તેનો આધાર ઘટના ઉપર નથી હોતો.

આમ એમની નવલકથા ઘટનાની ઘટાટોપથી મુકત છે. ઘટનાના ઘટાટોપથી મુકત નવલકથાઓનો પણ એક વર્ગ હોય છે; જેમકે માનસ પૃથકકરણભરી નવલકથા. પણ રવિન્દ્રનાથની નવલકથામાં આપણે જોવા પામીએ છીએ તે માનસ પૃથક્કરણ પણ નથી. કોઇ મનોવિજ્ઞાનશાસ્ત્રી આ પાત્રોનાં મનનું વિશ્લેષણ કરતો હોય એવું અહીં નથી; અહીં તો જે વિશ્લેષણ છે, તે કવિનું કરેલું છે. એટલે એને જો કહેવું હોય તો ભાવ વિશ્લે પણ કહો અથવા અંતરવિશ્લેષણ કહો. અહીં તો પાત્રોનાં મન પ્રાશ્નિકની સામે ખડાં થઇ જાય છે અને પોતાની વાત શ્રોતાને કહે છે. આ ઑકટોબર માસના 'મોડર્ન રિવ્યૂ'માં પ્રસિદ્ધ થયેલી વાર્તા 'લેસ-હોપ્સ' માં જેમ બહાદુરની એગમ દાર્જિલિંગ-કલકત્તા રોડ ઉપર બેઠીબેઠી પોતાની કહાણી સંભળાવી શ્રોતાને મંત્રમુગ્ધ કરી નાખે છે, અથવા 'ક્ષુધિત પાષાણ'ની ઇન્દ્રજાળ જેમ સૌને લાચાર બનાવી પોતાના અંતરમાં ખેંચી લે છે, તેમ એમનાં દરેક પાત્રોની કથા વાચકોને પોતાની જાળમાં સપડાવી લે છે. 'ઘરે બાહરે'માં નિખિલ, સંદીપ અને સૌથી વિશેષ વિમલાના અંતરનો વલોવાટ એમણે જે સૂક્ષ્મતાથી, તેના હૃદયની પાંદડીએ પાંદડી ઉકેલીને વાચકો સમક્ષ રજૂ કર્યો છે, તે વાંચતાં આપણા મનમાં જે ઉત્સુકતા જાગે છે, તે કોઇ પણ ગુનેગારની રહસ્યમય નવલકથા વાંચતાં ઉત્પન્ન થતી ઉત્સુકતા કરતાં લેશ પણ ઓછી હોય છે, એમ મને નથી લાગતું. સામાન્ય નવલકથાઓમાં બહારની ઘટનાઓના આઘાત પ્રત્યાઘાતને લીધે આ ઉત્પન્ન થાય છે, જ્યારે એમની નવલકથામાં અંતરના ભાવોના આઘાત પ્રત્યાઘાતને લીધે એ ઉત્પન્ન થાય છે. નવલકથાનું કાર્ય વાચકના અંતરમાં ઉત્સુકતા જગાડી તેને સંતોષવાનું છે, અને આ કાર્ય એઓ કેવળ અથવા પ્રધાનતઃ પોતાનાં પાત્રોના મનોભાવોમાં થતા ક્ષોભ અને પરિવર્તન દ્વારા, તેમનાં મનોમંથનનાં તાદૃશ ચિત્રોદ્વારા સાધે છે. એ જ એમની વિશેષતા છે.

આ રીતે જોતાં આપણને સમજાય છે, કે રવીન્દ્રનાથની નવલકથામાં કથાભાગ એ કેવળ હાડપિંજર છે. એને રકતમાંસાદિથી પુષ્ટ કરી, ચામડીથી મઢી સુશોભિત બનાવવા માટે એઓ જે મશાલો વાપરે છે, તે ખૂબ વિવિધ હોય છે. એમાં રાજકરણ, ધર્મ, સમાજ વગેરે અનેક પ્રશ્નોની ચર્ચા આવી જાય છે પણ એ પણ મુખ્ય વસ્તુ નથી હોતી. એમની નવલકથાનું સાચું વસ્તુ તો ભાવ જ હોય છે. તે જ એમની નવલકથાનો આત્મા હોય છે. આથી એમની નવલકથામાં ચર્ચાયેલા પ્રશ્નોને અથવા તે ચર્ચાને અંગે વ્યકત થયેલા કોઇ અભિપ્રાયને કોઇ મહત્ત્વ આપે છે, ત્યારે તે કવિને ભારે અન્યાય કરે છે. ભાવ વ્યકત કરવામાં જેમ કથાવસ્તુ સાધન રૂપ થાય છે, તેમ આ વિવિધ પ્રશ્નોની ચર્ચા પણ ભાવને પરિણત અને સુસ્પષ્ટ કરવાનું સાધન માત્ર જ છે, એ સમજવાની જરૂર છે. મતપ્રચાર એ કાંઇ નવલકથાનું લક્ષ્ય હોતું નથી. તેનું લક્ષ્ય તો હોય છે રસનિષ્પાદન. અને એ રસનિષ્પાદનને સિદ્ધ કરવા માટે જો તાત્ત્વિક ચર્ચાની પણ જરૂર હોય તો તે નવલકથામાં જરૂર સ્થાન પામે, રવીન્દ્રનાથની નવલકથામાં જે જે તાત્ત્વિક ચર્ચાઓ છે, તે ચર્ચા કરવા ખાતર નાખેલી છે, એમ નથી, પણ નવલકથાના વસ્તુના વિકાસ માટે એ આવશ્યક હતી માટે જ નાખેલી છે. 'ઘરે બાહરે'માં કે 'ગોરા'માં ચર્ચાઓનો પાર નથી. 'ગોરા'માં કોઇ પણ બીજું પાત્ર ગોરાને મળે છે એટલે ચર્ચા જ શરૂ થાય છે. આમ છતાં એમાંની એક

પણ ચર્ચા અવાંતર નથી. પ્રત્યેક ચર્ચાને રસપુષ્ટિની યોજનામાં નિશ્ચિત સ્થાન છે. 'ઘરે બાઇરે'માં રાજકારણ સંબંધે ચર્ચા છે. એમાં નિખિલનો કે તેના માસ્ટર મશાયનો મત એ રવીન્દ્રનાથનો મત છે, અથવા સંદીપનો મત એ રવીન્દ્રનાથનો મત છે, એમ કહેવું અથવા રવીન્દ્રનાથનો હેતુ સંદીપને ખોટો ઠરાવી નિખિલને સાચો ઠરાવવાનો છે એમ કહેવું—એ બંને વસ્તુ ખોટી છે, બેહૂદી છે. એમણે જે કાંઇ ચર્ચા કરી છે તે એ નવલકથાના વિકાસને અંગે અત્યાવશ્યક હતી સંદીપ અને નિખિલ વચ્ચે રાજકારણ સંબંધે જે મતભેદ છે તે વાર્તાના રસને ડગલે ને પગલે પુષ્ટ કરતો જાય છે, વાર્તાને વિકાસાવતો જાય છે અને જ્યાં જેટલી જરૂર હોય તેટલો જ તે વ્યક્ત થાય છે. ક્યાંય આપણને એમ નથી લાગતું કે અહીં લેખક મારી મચડીને કે મારી ઠોકીને ચર્ચા ઘુસાડી દીધી છે. એ ચર્ચા પણ વસ્તુ-પ્લોટ—નું જ એક અંગ છે. એ ચર્ચા કાઢી નાખો તો વાર્તા પાંગળી થઈ જાય. એમની નવલકથામાંની તાત્ત્વિક ચર્ચાને અને તેમાં વ્યક્ત થતા અભિપ્રાયને ઉદ્દેશી ઊભી થયેલી ચર્ચાને અંગે હમણાં સવા વરસ પહેલાં એમણે જે એક લેખ લખ્યો હતો તેમાંથી નીચેનો ભાગ હું ઉતારું છું:

"બીજી એક ચર્ચા એ છે કે વાર્તાના પ્રસંગોમાં વિપ્લવકારી પ્રવૃત્તિ સંબંધી મત પાત્રોને મોઢે પ્રગટ થાય છે. વાર્તામાં ક્યાંય કોઈ પણ જાતનો મત હોત જ નહિ, તો વાર્તાની ભૂમિકા નકામી થઇ જાત. એમ માની લેવું જોઇએ કે જેઓ બોલે છે, તેમના ચરિત્રના સમર્થન માટે એ મતો મૂકેલા છે. કોઇને જો એવો વહેમ હોય કે એ મતોમાંના કોઇ કોઇ મત સાથે મારો મત મળતો આવે છે, તો હું કહીશ, ' एह बाह्य. '—એ વાત ખોટી હોય કે ખરી હોય, એથી વાર્તામાં એનું મહત્ત્વ વધવા-ઘટવાનું નથી. કોઇ મત પ્રગટ કરવાથી પાત્રોનાં ચરિત્રને હાનિ પહોંચતી હોય તો જ તે દોષ ગણાય."

—'ચાર અધ્યાય' સંબંધે ખુલાસો.

રવીન્દ્રનાથની નવલકથા વિષે બીજી એક બે વાતો નોંધવાની જરૂર લાગે છે. એક તો એ કે એમની નવલકથાનાં પાત્રો મોટે ભાગે સુશિક્ષિત અને સંપન્ન હોય છે. અને એમના જીવનમાં ઝાઝું વૈવિધ્ય અને રોમાંચકારી પ્રસંગો હોતાં નથી, છતાં એઓ સુંદર નવલકથાઓ લખી શક્યા છે. પણ આંહીં તો મારે એક બીજી જ વાત કહેવી છે. એમને પોતાની નવલકથામાં જે સફળતા મળી છે, તેમાં એમણે સમાજના જે થરનાં પાત્રો લીધાં છે તેનો પણ ભાગ છે. એમણે પોતે સમાજનો ઉપલો થર જ જોયેલો છે. એ લોકોના આચાર વિચાર, ભાવના, આકાંક્ષા બધું એમને સુપરિચિત છે. એ લોકોની ઝીણામાં ઝીણી ટેવો અને ખાસિયતો એમને જાણીતી છે. આને લીધે જ એમને એ પાત્રોના સર્જનમાં આટલી સફળતા મળી છે. એટલે કે લેખકે જે જીવન જોયું હોય છે, તે જ તે સુંદર રીતે આલેખી શકે છે, અને તેમાં જ તે કલાસર્જન કરી શકે છે. આજે રવીન્દ્રનાથને હલકા વર્ગના પાત્રો લઇને લખવાનું કહેવામાં આવે તો તેઓને આટલી સફળતા ન જ મળે. કારણ એમને એ વર્ગના જીવનનો પરિચય નથી. એ જ રીતે જે લેખકને માત્ર મધ્યમ વર્ગનો જ પરિચય છે તે જો હલકા કે ઉપલા વર્ગ વિષે લખવા બેસે તો જરૂર ભૂલ કરે અને પોતાની કલાને વેડફી મારે એ વિષે મને શંકા નથી. રવીન્દ્રનાથે હલકા વર્ગનું જીવન જેટલું જોયું છે, તેટલું તેમણે પોતાની ટૂંકી વાર્તાઓમાં અને નવલકથામાં તથા કાવ્યોમાં પણ રજૂ કર્યું છે. પણ તે ખૂબ પરિમિત પ્રમાણમાં, અને માટે જ તે સજીવ અસરકારક અને સુંદર રહ્યું છે. સાહિત્ય-સર્જનમાં એ વસ્તુનું મહત્ત્વ ભારે છે, અને હમણાં સર્જનની બાબતમાં કંઈક ફરમાશ કરવાની પ્રવૃત્તિ શરૂ થઇ છે, એટલે આ વસ્તુ ઉપર ધ્યાન દોરવું મેં ઉચિત ધાર્યું છે.

# પ્રગતિશીલ સાહિત્ય

શ્રી. ભોગીલાલ ગાંધી

સાહિત્ય અને કલાનાં ક્ષેત્રમાં પણ આજે તો પ્રગતિશીલતાનો પોકાર જાગ્યો છે. પ્રત્યાઘાતી તત્ત્વો સામે જેહાદ જગાવવા અખિલ હિન્દ પ્રગતિશીલ લેખકમંડળની સ્થાપના થઈ ચૂકી છે અને ત્યાર બાદ પ્રાંતિકમંડળો પણ સ્થપાયાં છે. આ બધાં મંડળો બંધારણીય રીતે કદાચ એક બીજા સાથે સંકળાયેલાં નહિ પણ હોય, એમાં જોડાયેલાં સૌ સાહિત્યકો જીવનના દરેક ક્ષેત્રમાં સાથે ઊભેલાં નહિ પણ હોય; અને છતાંય 'પ્રગતિશીલ સાહિત્ય'ની તરફ દષ્ટિ કરનાર આ સૌ મંડળો અને વ્યકિતઓ વચ્ચે એક એવી વિચારની સમાનતા છે જ કે જેને કારણે સાહિત્ય જેવા પોચા ગણાતા ક્ષેત્રમાં પણ ચોક્કસ નોખો પ્રવાહ શરૂ થઇ ગયેલો દેખાય છે આ નવો પ્રવાહ જૂના કરતાં કયાં અને કેવી રીતે જુદો પડે છે એ જોવું અને સમજવું એટલે સાહિત્યમાં પ્રગતિશીલતાની આવશ્યકતા લગભગ સ્વીકારવા બરાબર જ છે.

સૌથી પ્રથમ તો, કેટલાક સાહિત્યકારોનો એક એવો ખ્યાલ છે કે, 'સાહિત્ય તો પ્રગતિશીલ જ હોય. સાહિત્યની અંદર જ પ્રગતિનાં તત્ત્વો સમાઇ જાય છે. પછી એને 'પ્રગતિશીલ' એવું કહેવાની જરૂર નથી. એમ કહેવાથી એકનો એક ભાવ નકામી રીતે બેવડાય તો છે જ પણ એથી સાહિત્યની જે 'સહજ પ્રતિષ્ઠા' છે તેને પણ ધોખો પહોંચે છે. કેમકે જેનો સ્વભાવ જ પ્રગતિશીલતાનો છે તેને વિષે પ્રત્યાઘાતી થવાપણાની આશંકા જ અપમાનકારક છે.'

આ મંતવ્યની પાછળ દલીલ એ હોઇ શકે કે, 'સાહિત્ય એ જીવનનું પ્રતિબિમ્બ છે. અને જીવન હમેશાં પ્રગતિશીલ જ હોય છે એટલે પ્રતિબિમ્બ પણ તેવું જ હોવા સર્જાયેલું છે.' આ દલીલમાં એક ભારે નજરચૂક થાય છે તે તરફ લક્ષ ખેંચાવું જરૂરી છે કે, 'જીવન હમેશાં પ્રગતિશીલ જ હોય છે' એમ કહેવું એ સત્ય છે પણ એનો અર્થ એ છે કે, 'જીવન એ તો એક સંગ્રામ છે. અથડામણોમાંથી એ આગળ ધપે છે. અને જે જે પ્રગતિકારક બળો હોય છે તેઓ પ્રત્યાઘાતી તત્ત્વોને દબાવી દઇ આખરે તો વિજયી નીવડે છે અને એ રીતે જીવનની પ્રગતિ હરહમેશ થયા જ કરે છે.'—આ અર્થમાં એ સાચું છે. પરંતુ આની અંદર જે એક હકીકત રહેલી છે તે ભૂલી નહિ જઇ શકાય કે, જીવન તો પ્રગતિશીલ અને પ્રત્યાઘાતી તત્ત્વોથી ભરેલું છે. બંને વચ્ચે નિરંતર સંગ્રામ ચાલ્યા જ કરે છે. એક

બીજાને મહાત કરવા મથે છે. આખરે ભલે પ્રગતિનો જ વિજય થવાનો હોય પરંતુ એવા ઘણા પ્રસંગો ઉપસ્થિત થાય છે જ્યારે પ્રત્યાઘાતી તત્ત્વો પણ પોતાનું જોર જમાવે છે અને અમુક સમય પૂરતાં પણ ફાવી જાય છે. આવી પરિસ્થિતિ થતાં પ્રગતિશીલ તત્ત્વોએ જાગૃત બની વધારે બીષણ સંગ્રામ ખેલવાનો રહે છે અને એ વખતે જીવનનાં એકે એક ક્ષેત્રમાં Workers of the Revolution Unite ની હાકલ પડે છે. એ હાકલને માન્ય કરી જે ઝંપલાવે છે તે જ પ્રગતિશીલતાની પદવી પામે છે અને તે જ આખરે જીવવાને અધિકારી ઠરે છે!

એટલે કે, 'છે એનું પ્રતિબિમ્બ' એટલું જ સાહિત્યનું કર્તવ્ય નથી. કેમકે તો તો પછી જગતમાં–જીવનમાં પ્રગતિશીલ અને પ્રત્યાઘાતી બંને તત્ત્વો, બંને બળો છે, બંને વાસ્તવિક છે, આ બંને વાસ્તવિકતાનું માત્ર પ્રતિબિમ્બ બનીને જ સંતોષ માનવાનું સાહિત્ય માટે રહે છે. પણ આપણે જોયું તેમ એ બે ભાગો વચ્ચે સતત સંગ્રામ ચાલે છે, એ સૌથી મોટી વાસ્તવિકતા છે. એ વખતે બધાં પ્રગતિશીલ બળોએ પોતાનો હિસ્સો પ્રગતિની જીત માટે જ આપવાનો એક સહજ ધર્મ બને છે. સાહિત્ય–પ્રગતિશીલ સાહિત્ય તટસ્થની જેમ (એટલે 'મૂઢ'ની જેમ જ ને?) કિનારે ઊભું ઊભું પોતાનો–પ્રગતિનો વિનાશ શી રીતે જોઇ રહે? અથવા તટસ્થ આલેખનો કરી શી રીતે ચૂપકી પકડી રહે? સહજ રીતે જ તેણે તેનો સ્વાભાવિક પંથ–પ્રગતિશીલ તત્ત્વોની જીતનો પક્ષ–સ્વીકારવો જ જોઇએ. એટલે એણે વાસ્તવિકતાનું કેવળ પ્રતિબિમ્બ બનવા ઉપરાંત, એ વાસ્તવિકતામાંથી પોતાની પસંદગીની વાસ્તવિકતાનો ખુલ્લે ખુલ્લો સ્વીકાર કરી લેવો જોઇએ. આમ, સાહિત્યે માત્ર 'છે તેનું પ્રતિબિમ્બ' નહિ પણ 'પ્રગતિશીલ તત્ત્વોને બહલાવનારું સબળ વાહન' બનવું જોઇએ. શ્રી. રમણલાલ વ. દેસાઇ કહે છે કે, "પ્રગતિવાદી ઘણી વખત ક્રાંતિવાદી બની જાય છે. ક્રાંતિનો મિત્ર-ally નો બને જ છે."

આટલું સ્વીકારી લીધા પછી પણ એક સનાતન પ્રશ્ન તો રહે જ છે કે, "જગતમાં–જીવનમાં પ્રગતિશીલ તત્ત્વો કયાં અને પ્રત્યાઘાતી તત્ત્વો કયાં? તમે જેને પ્રગતિ કહો છો તેને જ બીજો પ્રત્યાઘાત કહેશે તો! એક દિવસ તમે જ જેને પ્રગતિ કહેતા હતા તેને જ આજે પ્રત્યાઘાત કહેતા થયા હો તો? અને આ પ્રશ્નોનો જવાબ દુનિયાના ઇતિહાસનો, માનવપ્રગતિના ઇતિહાસનો મર્મ સમજવાની સાથે જ મળી રહે છે. પ્રગતિનો અર્થ જ એ છે કે 'આગળ'–'આગે આગે' એટલે ગઇકાલ કરતાં આજે અને આજ કરતાં આવતી કાલે આપણે આગળ ગયા હોઇએ તો જરૂર ગઇકાલ એ 'પાછળ' જ ગણાય અને 'આજે' જે માણસ 'પાછળ' જવાની વાત કરે અથવા છીએ ત્યાં જ થોભી જવાની વાત કરે તો જરૂર તે પ્રગતિરોધક અથવા પ્રત્યાઘાતી ગણાય. એક રીતે તો,–'આજની દૃષ્ટિએ' તો 'ગઇકાલ' હમેશાં જ 'પાછળ' છે. પણ એમ છતાં, 'ગઇકાલની દૃષ્ટિએ' 'ગઇકાલ' કાંઇ પાછળ ન હતી. હા, જો 'ગઇકાલે' પણ 'આગળ જવાની વાત' ન કરી હોય અને 'પાછા જવાની' એટલે 'ગયા પરમ દિવસ'ની વાત જ મૂકયે રાખી હોય તો તે 'ગઇ કાલ'ની દૃષ્ટિએ પણ 'પ્રત્યાઘાતી' જ ગણાય. એટલે કે માનવ પ્રગતિ જેટલી હદે આજે આવી પહોંચી છે તેને આગે બઢાવનાર; બધાં તત્ત્વો, બધાં બળો પ્રગતિકારક ગણાય; જ્યારે, એની પ્રગતિનાં ચક્ર ઊંધાં ફેરવવા મથનાર અથવા છે ત્યાં જ થંભાવી દેવાની મૂર્ખ કલ્પના કરનાર પ્રત્યાઘાતી ગણાય. એટલે, દરેક યુગમાં, દર સૈકામાં, દર દસકામાં, દર સાલ અને બહુ જ સૂક્ષ્મરીતે વિચાર કરીએ તો દરરોજ–કદાચ, દરક્ષણમાં જેમ જેમ 'પ્રગતિ' થતી જાય તેમ તેમ સાહિત્ય પણ વિકાસ પામતું જાય–પ્રગતિશીલ સાહિત્યની મર્યાદા પણ બદલાતી જાય. છતાં, જેમ જીવનના દરેક ક્ષેત્રમાં તેમ સાહિત્યની વાતમાં પણ આખા એક દાયકાને અથવા એક પચ્ચીસીને અનુરૂપ થાય અને બહુમાન્ય થાય તેવી એક મર્યાદા જરૂર આંકી શકાય.

એ મર્યાદા કેવી હોવી જોઇએ? પ્રગતિના પાયા

સમજનાર જાણે છે કે 'જે છે' એમાંથી 'નવું' જન્મે છે. આ આખી Dialectical Process છે. એટલે એક જ જમાનામાં, એક જ યુગ કે દસકામાં 'તદ્દન પ્રત્યાઘાતી'થી માંડી 'અતિ ઉદ્દામ પ્રગતિશીલ' વિચારો અને પ્રવૃત્તિઓ પ્રવર્તે છે. જો કે, આગળ જોઈ ગયા તેજ નિયમ અનુસાર એ 'તદ્દન પ્રત્યાઘાતી' અને 'અતિ ઉદ્દામ પ્રગતિશીલ'માં પણ ફેર થતો જ રહે છે. આજનુ 'તદ્દન પ્રત્યાઘાતી' ગઇ કાલે 'તદ્દન' વિનાનું હતું અને આજનું 'અતિ ઉદ્દામ' એક 'સામાન્ય પ્રગતિશીલ' તરીકે આવતી કાલે લેખાવા માંડશે. છતાં કોઇ પણ એક સ્વીકારી લીધેલા સમાજમાં, એટલું તો નક્કી જ છે કે, જેને અંને 'છેડા'–Extremes–કહેવાય છે એવું તો હશે જ. આ સ્થિતિમાં બીજે છેડેના અતિ ઉદ્દામ–ultra extreme—વિચારો કે પ્રવૃત્તિઓને જ માત્ર 'પ્રગતિશીલ' તરીકે ઓળખનારો અને બીજાં બધાંને 'પ્રત્યાઘાતી' કહી ફેંકી દેનારો એક વિચારકસંઘ હોય છે આમાં Dialectical Process ની અવગણના છે. અને એથી એ સંઘ ગમે તેટલો તેજસ્વી અને તીક્ષ્ણ બુદ્ધિ તથા શકિતવાળો હોય, તેના વિચારો ગમે તેટલા પ્રગતિશીલ હોય છતાં તેજ પ્રગતિને ગૂંગળાવી નાખનાર નીવડવાનો ભય રહે છે એટલે પ્રગતિના પુરસ્કર્તાઓએ સમગ્ર સામાજિક બળોની અત્યંત ઝીણવટપૂર્વક તુલના કરી લઇને જ ગતિમાન થવું જોઇએ. કે જેને પરિણામે, પ્રગતિશીલ તરીકે સિદ્ધ નહિ થઇ ચૂકેલાં છતાં પ્રગતિપ્રેમી અને જેમનામાં પ્રગતિની શક્યતા રહેલી છે તે બધાં બળોને વિખેરાઇ ન જવા દેતાં તેમનો એક દિશાએ સહકાર અને જમાવટ થાય. અને જેઓ સદંતર પ્રત્યાઘાતી જ છે, અને જેમના પરિવર્તનની શકયતા નથી તેવાં બળોને બીજી દિશાએ, પ્રગતિશીલ બળોથી અલગ પાડી ધકેલી દેવાં જોઇએ; જેથી તેમની કલુષિત છાયા પેલાં અર્ધપક્વ–અર્ધજાગૃત પ્રગતિશીલ બળો કે તત્ત્વો ઉપર પડવા ન પામે આ 'છૂટાં પાડીને જમાવટ કરવાની ક્રિયા'–crystalization ની ક્રિયા પ્રગતિની એક મહાન ચાની સમાન છે–શું સમાજમાં કે શું સાહિત્યમાં. સમાજમાં ગમે તેટલા મતભેદો, વિચારભેદો, હોવા છતાં આ પ્રક્રિયા (Process) શકય છે. અલબત્ત, ભેદો જેમ વધારે સૂક્ષ્મ હોય તેમ એ કાર્ય વધારે મુશ્કેલ અને ધીમું બને છે. પરંતુ તીક્ષ્ણ દૃષ્ટિ અને તીવ્ર બુદ્ધિશાળી સમાજનેતા જેમ સફળતાપૂર્વક એ કાર્ય પાર પાડી જાય છે તેવું જ સાહિત્ય જીવનમાં પણ શકય છે જ છે. કેમકે આખરે તો 'પ્રગતિ' એજ માનવસ્વભાવ છે. (પરંતુ 'એ માનવ સ્વભાવ છે' એમ કહી એને માટે પ્રયત્નશીલ ન થવાની ભૂલ તો આપણાથી ન જ થાય.)

આપણા સાહિત્યમાં આપણે આજે અનેક પ્રવાહો વહેતા જોઇએ છીએ. જો કે એ બધા પ્રવાહો હજી બહુ આછા છે કેટલાક તો છીછરા પણ છે. છતાં આખી દુનિયાના સાહિત્યમાં જે પ્રવાહો ગતિમાન થયા છે તેનાથી છેક જ અલિપ્ત આપણું સાહિત્ય ન જ રહી શકે, એ સ્વાભાવિક છે.

વિશ્વસાહિત્યમાં જે ત્રણ નવા પ્રવાહો દૃશ્યમાન થાય છે તે–'સોવિયેટ લિટરેચર', 'પ્રોલિટેરિયેટ લિટરેચર' (શ્રમજીવી સાહિત્ય) તથા 'લેફ્ટ લિટરેચર' (ઉદ્દામ સાહિત્ય). આ ત્રણે ભિન્ન ભિન્ન છે. ત્રણેની વિશેષતાઓ છે. આ ત્રણે પ્રવાહો પ્રગતિશીલ પ્રવાહો છે. પરંતુ આ ત્રણે પ્રવાહો માર્ક્સવાદી ફિલસૂફીમાંથી જન્મેલા છે. આ ત્રણે સાહિત્યનો પાયો વર્ગદૃષ્ટિ છે. ત્રણેને શ્રમજીવીઓની ક્રાંતિ સાથે સીધો સંબંધ છે. પરંતુ આ ત્રણેમાં જેનો સમાવેશ ન થતો હોય તેવું, આ ત્રણે પ્રવાહોથી અલગ પ્રગતિશીલ સાહિત્ય હોઇ શકે છે, દરેક દેશમાં હોય છે. આ પ્રગતિશીલ સાહિત્ય એટલે શ્રી૦ રમણલાલ વસંતલાલ દેશાઇ કહે છે તેમ–"જે સાહિત્યનું વાચન આપણને પ્રગતિના તત્ત્વો તરફ અભિમુખ કરે, પ્રગતિ સાધવાનું બળ આપે, અને આપણા મનુષ્યત્વને ખીલવે એવો કાર્યધ્વનિ ઉત્પન્ન કરે તો એવું વસ્તુ પ્રગતિશીલ કહી શકાય."

આ પ્રગતિશીલ સાહિત્ય ક્રાંતિકારી સાહિત્યનું વિરોધ

નથી હોતું. દુશ્મન નથી હોતું. ઊલટું પ્રગતિશીલ સાહિત્ય ક્રાંતિકારી સાહિત્ય તરફ મીઠી દૃષ્ટિથી જોતું હોય છે. યુરોપના સાહિત્યના ઇતિહાસમાં આજે તો એવું બની રહ્યું છે કે ગઇ કાલના પ્રગતિશીલ લેખકો આજે ખુલ્લં-ખુલ્લા 'લેફ્ટ લિટરેચર'ના પુરસ્કર્તાઓ બની ચૂક્યા છે. અને આ પરિવર્તન સહજ છે. પ્રગતિનું આ સ્વાભાવિક લક્ષણ છે. પ્રગતિશીલ લેખકો જ્યારે સમાજનાં બળોની–પરસ્પરની અથડામણોની નિરીક્ષા કરી એમાંથી જીવનને બઢાવે, મનુષ્યત્વને ખીલવે એવાં બળોની સીધી તરફદારી કરવા લાગે છે ત્યારે વર્ગદૃષ્ટિ એનામાં આપોઆપ જાગૃત થાય છે અને ત્યાર પછીનું એમનું સાહિત્ય કેવળ માનવદયાની ભાવનાવાળું (Humanitarian) મટી જઈ વર્ગદૃષ્ટિની કસોટીએ ચઢેલું 'લેફ્ટ લિટરેચર' બને છે. અને એનાં પગલાં 'શ્રમજીવી સાહિત્ય' તરફ મંડાય છે. પ્રગતિશીલોનો આ સ્વાભાવિક ઈષ્ટ વિકાસ છે. પરંતુ એનાથી ઊલટું બનવાનો પણ ભય સમૂળો નથી જ એમ ન કહેવાય. રાજકીય અને સામાજીક અથડામણ વધારે ક્રૂર અને કાતીલ બને ત્યારે વર્ગદૃષ્ટિ તો જન્મે જ છે, પણ કેટલાક સત્તાધારી વર્ગના પક્ષમાં બેસી જાય છે. અને પ્રગતિશીલ તથા ક્રાંતિશીલ તત્ત્વોનું પોતાને હાથે– પોતાની કલમે સત્યાનાશ કરવા લાગી જાય છે. જ્યાં જ્યાં ફેસિસ્ટ સરમુખત્યારી વધુ પ્રબળ નીવડી છે ત્યાં ત્યાં આવા ઉદાહરણો ઠીક ઠીક પ્રાપ્ત થાય છે.

પ્રગતિશીલો માટે આ ભય છે. જ્યાં લગી વર્ગદૃષ્ટિ જાગૃત થઇ નથી, અને એ દૃષ્ટિ કચડાયેલી આમજનતાના કલ્યાણ પ્રતિ અભિમુખ બની નથી ત્યાં લગી આ ભય રહે છે.

પરંતુ આપણા ગુજરાતી સાહિત્યના આજના તબક્કે આ ભય હજી દૂરનો છે. હજી આપણે ત્યાં પ્રગતિશીલ તત્ત્વોની જ છણાવટ થઇ નથી. હજી આપણે ત્યાં સાહિત્ય અને જીવનને કેવોક સંબંધ છે એની સ્પષ્ટતા જ થઇ નથી. 'સાહિત્ય એ સમાજનું માત્ર પ્રતિબિંબ નથી, પણ તે પ્રેરકબળ હોવું જોઇએ પ્રજાજીવનના વિકાસનું એ એક સાધન હોવું જોઇએ. સાહિત્યકૃતિની અસર સમાજ જીવન ઉપર સારી અગર નરસી થાય છે માટે દરેક સર્જકે જીવનને વિકસાવે–મનુષ્યત્વને ખીલવે એવા જ વિચારો, એવો જ ધ્વનિ પોતાની સાહિત્યકૃતિદ્વારા પ્રચારિત કરવો જોઇએ. જે સાહિત્યકાર "મને ગમ્યું ને મેં લખ્યું, મને પ્રેરણા થઈ ને મેં સરજ્યું. હું તો કલાનો ભોક્તા છું–કલાનો સૃષ્ટા છું. મારે બધી દુન્યવી વસ્તુ સાથે નિસ્બત નથી. મારે કોઇનો કશો પક્ષ નથી. મારે કાંઇ કશાં બંધન નથી. હું કલાકાર છું, સર્જક છું–આ બધાં ધોરણોથી પર છું"–વગેરે કહે તેને આપણે આપણાથી અલગ કરવો જોઇએ. સાહિત્યસર્જનની પાછળ ચોક્કસ દૃષ્ટિ હોવી જ જોઇએ; અને તે સમગ્ર જીવનના વિકાસની'. આ બધા વિચારો હજી આપણે ત્યાં પૂરા ચર્ચાયા નથી. એ તરફ પૂરતું લક્ષ જ ગયું નથી, એનું મહત્ત્વ હજી આપણે સ્વીકારતા થયા નથી.

આવી પરિસ્થિતિમાં પ્રગતિશીલ અને ક્રાંતિશીલ, ગાંધીવાદી, સમાજવાદી અને સામ્યવાદી, શ્રમજીવી અને સોવિયેટ સાહિત્ય વગેરે જુદા જુદા પ્રકારના સાહિત્યોના સંકુચિત વાડાઓ બાંધી બેસી જવાનું પાલવે એમ નથી. આનો અર્થ એ નથી કે આ દરેક સાહિત્યમાં પુરસ્કર્તાઓએ પોતાના પ્રવાહોને રૂંધી નાખવાની જરૂર છે. જે છોડી દેવાની જરૂર છે એ તો એક બીજા પ્રત્યેનું અતડું વલણ, એકબીજા માટેની 'સૂગ'. જે જે સાહિત્યકારો જીવનની પ્રગતિ કરાવે તેવા ઉદ્દેશપૂર્ણ સાહિત્યના સર્જન અને પ્રચારમાં માનતા હોય તેઓ સર્વે પ્રગતિશીલ મંડળમાં શામેલ થાય અને એક બીજા માટે ઝેર રેડયા વિના પણ ભેગા મળે અને એક બીજાની ટીકા–સમાલોચન–વિવેચના કરે, એ આ તબક્કે અત્યંત આવશ્યક અને મહત્ત્વનું છે. એનો અર્થ એમ પણ નથી કે જેઓ આ મંડળમાં જોડાયા હોય તે તમામને 'પ્રગતિશીલતા'નો ખિતાબ મળી ચૂકયો છે અને બાકીના સૌ પ્રત્યાઘાતી જ છે પરંતુ એટલું તો ચોક્કસ જ છે કે દૃષ્ટિપૂર્ણ

સાહિત્યની તરફદારી કરનારો વિશાળ વર્ગ આ મંડળમાં જોડાય અને જેઓ 'કલા કલાની ખાતર' કહેનારા હોય તેમને પોતાથી જુદા તરીકે જાહેર કરે, એ જરૂરી છે. શરૂઆતમાં કદી તે Crystalization ની આ પ્રક્રિયા જેટલી ત્વરિત બને એટલું સાહિત્યનું ભાવિ ઉજ્જ્વળ થશે. આ પ્રક્રિયા દરમિયાન અનિવાર્ય હોય તેટલી અથડામણ ભલે થાય. કેમકે એ ઘર્ષણમાંથી જ પ્રગતિ થશે, એ પણ આપણે જાણી લેવું જોઇએ. અયોગ્ય ઉતાવળ અને વેરઝેરની વૃત્તિ આપણે ઊભી ન કરીએ. પણ એના મિથ્યા વધારે પડતા ભયે પ્રગતિ જ ન કરીએ એવું પણ ન થવું ઘટે.

❖ ❖ ❖

**અહીં** એક મહત્વની વાત રજુ કરવી આવશ્યક છે. સાહિત્ય પ્રગતિશીલ છે કે પ્રત્યાઘાતી એનો વિચાર સાહિત્યની અંદર જે વસ્તુ, જે વિચાર, જે ભાવના રજુ કરવામાં આવી હશે તેના ઉપરથી થશે. પરંતુ એનો અર્થ એ નથી થતો કે બાહ્ય કલા તરફ ઉપેક્ષા થવી જોઇએ. એથી ઊલટું મને તો એમ લાગે છે કે જેમાં કલા નથી તે તો સાહિત્ય જ નથી. **કોઇ પણ સુંદર વિચાર કલાવિહીન સ્વરૂપમાં રજુ થયો હોય તો એ બીજું ગમે તે હોઇ શકે પણ સાહિત્ય તો આપણે એને નહિ જ કહીએ. સાહિત્ય એટલે જ ભાવનાનો ભાષામાં થયેલો કલામય આવિષ્કાર.** અમુક વિચાર જીવનદષ્ટિએ પ્રગતિશીલ છે. કલ્યાણગામી છે. પરંતુ એ વિચાર માત્ર કલા નથી.

આથી ઊલટું એક પ્રત્યાઘાતી વિચાર, એક અકલ્યાણકારી ભાવના અત્યંત સુંદર કલાસ્વરૂપે રજૂ કરવામાં આવે તો આપણે તેને સાહિત્યનું બિરુદ તો આપવું જ જોઇશે. પછી વર્ગીકરણમાં આપણે એને જરૂર પ્રત્યાઘાતી સાહિત્ય તરીકે લેખીશું. અહીં ફરીથી યાદ દેવરાવું છું કે કલા, સાહિત્યદ્વારા ઉમદા અને કલ્યાણગામી જ વિચારો વ્યકત કરી શકાય એવું કાંઇ નથી. દુષ્ટ માણસને કલા કદી વરે જ નહી, કલાનો કદી દુષ્ટ ઉપયોગ થાય જ નહિ એમ કહેવું એ અત્યારે દુનિયા ભરમાં ચાલી રહેલી વાસ્તવિકતાનો ઇન્કાર કરવા બરાબર છે. આપણા ગુજરાતી સાહિત્યમાં પણ એવી વાર્તાઓ, નવલકથાઓ, કવિતાઓ કયાં નથી કે જેઓ કલાદેહે સુંદર–ઉચ્ચકક્ષાની હોવા છતાં જીવનદષ્ટિએ પ્રત્યાઘાતી હોય ?

આ બે વાત ચોખ્ખી કરી લીધા પછી પ્રગતિશીલતાનો આગ્રહ કલા તત્ત્વનો વિરોધી છે એવો ખ્યાલ કરવાને કારણ નહિ રહે. તેવી જ રીતે કલા અને પ્રચાર અથવા કલા અને ઉદ્દેશગામીપણું એ વિરોધી હોય જ હોય એવું પણ માનવાને કારણ નથી.

આ નિબંધમાં રજુ કરેલી વાત મોટાભાગના સાહિત્યકારોને માન્ય થાય તો પ્રગતિશીલ **સહિત્યનું ભાવિ** ઉજ્જ્વળ છે, એ વિષે શંકા નથી.

●

## ચહું અમરતા નહીં—

ચહું અમરતા નહીં, ક્ષણિકતા ચહું ઊલટી;
ન કાલ તણી વેળુમાં પગલી ઉંડી ખૂંચાડવી !
સમીર લહરી વહી વિષમતા ભૂંસી નાંખશે,
અને મુજ તણું પછી કંઇ નિશાન ત્યાં ના હશે.

**દેવજી રા. મોઢા**

# સિંધનું લોકસાહિત્ય

શ્રી. ડુંગરસી ધરમસી સંપટ

સિંધની ભાષા સિંધી કહેવાય છે. એની માતા સંસ્કૃત અને પિતા પ્રાકૃતભાષા છે. એના મૂળભૂત ધાતુઓ, તદ્ધિતો અને કૃદંતો સૌ સંસ્કૃત વ્યાકરણની પ્રણાલિ ઉપર રચાયલાં છે. સંસ્કૃત વ્યાકરણના સિદ્ધાન્તોએ એનું કલેવર રચ્યું છે. એ ભાષાના પ્રાહવેશ, ચાલચલણ, રીતભાત ઉપર ઘણી અસરો થઇ છે સિંધ એ વિજેતાઓનો દેશ છે. અનેક સંસ્કૃતિઓ એના ઉપરથી પસાર થઇ ગઇ છે. સિંધી ભાષા ઉપર એ સંસ્કૃતિઓ વત્તી-ઓછી અસરો મૂકતી ગઈ છે. તેમાં પણ દીર્ઘ સમય એટલે ત્રણસો વરસોના આરબ આધિપત્યે એ ભાષાને આરબી લીપી આપી. તે પછીના મોગલ સામ્રાજ્ય અને બલુચી આધિપત્યે એની ભાષામાં અનેક વિદેશી શબ્દો ભર્યાં. બલુચ અમીરોએ સિંધીને માતૃભાષા તરીકે સ્વીકારી પરંતુ એમાં ઘણાં વિદેશી શબ્દોનો ઉમેરો કરાવ્યો. આરબી લીપી આ ભાષાએ સ્વીકારી છે. પરંતુ સંસ્કૃતની પૂર્તિને એ લીપી શુદ્ધ ઉચ્ચારો માટે યોગ્ય નહોતી. તેથી ઉર્દુ લીપીમાંથી ઘણાં સુધારાં સ્વીકારાયાં છે. હવે અંગ્રેજી અસર નીચે એનો સરસ વિકાસ થાય છે.

સિંધનું પ્રાચીન સાહિત્ય હમણાં ઘણું થોડું જ ઉપલબ્ધ થાય છે. વારંવાર થતાં પરદેશી આક્રમણોને લીધે મૂળ પ્રજા સારું સાહિત્ય કદાચ રચી શકી નહિ હોય. આ દેશમાં બુદ્ધ સંસ્કૃતિ તે પહેલાં શક સંસ્કૃતિ, તે પહેલાં ગ્રીક સંસ્કૃતિએ પોતાના મોજા એક પછી એક ફેલાવ્યાં છે. આરબ સંસ્કૃતિ અને પઠાણ સંસ્કૃતિ પછી મોગલ સંસ્કૃતિ આવી. સૌથી છેલ્લી બલોચી સંસ્કૃતિ આવી. વચ્ચમાં ઇરાનના નાદીરશાહ અને અફગાનના શાહની સત્તા પણ સિંધ ઉપર ફેલાઇ હતી. પ્રજા હમેશાં સંપૂર્ણ વ્યવસ્થાપૂર્ણ રીતે શાંતિ લાંબો વખત ભોગવી શકી નહિ હોય આથી સરસ સાહિત્ય રચાઇ શકાયું લાગતું નથી. અથવા રચાયું હોય તો લુપ્ત થયું છે. આધુનિક સિંધી સાહિત્યના સર્જકો તરીકે દિવાન ગીધુમલ, દિવાન કુહરોમલ અને મિરઝા કુલીચબેગ સાહેબ છે. દિવાન નવલરાયના કુટુંબનુ સાહિત્ય ઘણું સુંદર છે.

સિંધમાં વ્યવસ્થિત સાહિત્ય પ્રગતિ મંદ હશે. પરતુ લોકસહિત્ય માટે તો સિંધમાં કીમતી ખજાનો ભર્યો છે. સિંધી ભાષા અને કચ્છી ભાષા લગભગ એક જેવી જ છે. કચ્છી ભાષની ઉત્પતિ સિંધીમાથી છે. એટલે કચ્છના લોકસાહિત્ય ઉપર પણ સિંધીની દીર્ઘ અસર

છે. સિંધનું લોકસાહિત્ય ઘણું વિશાળ અને કીમતી છે આખા સિંધમાં એ લોકસાહિત્ય મળી શકે છે. કરાંચીમાં તો એનાં આછાં ભણકારાં જ સંભળાય છે. ખરી સિંધી અસલ કાફીઓની મોઝ માણવી હોય તો સિંધના ગામડાઓમાં જાઓ. મોટાં કદના તેવડાજ મોટા ફેંટા પહેરેલા, મોટા ચોરણાવાળાં સિંધી ગ્રામ્યવાસીઓ તમને અસલ સિંધી કાફીઓનાં ઘૂંટડા પાઈ શકશે. પરંતુ ભાષા અને અંદરનો ભાવાર્થ સમજવા અને પચાવવાની શક્તિની શ્રોતાઓમાં જરૂર છે.

આવું આવું લોકસાહિત્ય ક્યાં અને કેવી રીતે મેળવવું ? કયાં સાંભળવું ? એ સ્વાભાવિક પ્રશ્નો થાય. બાઇબલના કથન પ્રમાણે દ્વાર ઉપર ઠોકો અને તે પોતાની મેળે ખુલ્લી પડશે. માત્ર જીજ્ઞાસા બતાવીને શોધો તો અસલ માલ હજી પણ પુષ્કળ પ્રમાણમાં મળશે. એમાં ભક્તોની પ્રસાદી, ઇશ્વરભક્તિના ચમત્કારો, રાજારાણીઓનાં પ્રેમ પ્રસંગો, રાજકુંવરોની પરાક્રમ ગાથાઓ, રાજકન્યાઓની આકરી કસોટીઓ, સુખો દુઃખો, વૈભવો, ગરીબાઇ, ગ્રામ્યજીવન, એવાં એવાં અનેક વર્ણનો મળશે. એમાં પણ સિંધની બાનીમાં સૂફીવાદનું પ્રાબલ્ય સ્વયમેવ તરતું જણાશે. ગુજરાતના બંધુઓ, માત્ર તમે એ વિષયમાં રસીકતા દેખાડો. ભાષાનો મર્મ સમજવાની કોશિશ કરો. પુષ્કળ મધુર પકવાન્નો તમારી પાસે પીરસાશે

સિંધી લોકસાહિત્ય વિશાળ છે. હજી બહુ થોડું લિપિબધ્ધ થયું છે. એની પાછળ હજી ફકીર બની સંગ્રહ કર્તા મળ્યાં નથી. રાયચુરા કે મેઘાણી જેવાં ઘાયલો એને મળ્યાં નથા. સિંધી લોકસાહિત્યમાં ઇશ્કથી ભરેલાં દુહાનો મોટો સંગ્રહ થાય તેમ છે. સૂફી શાયરોએ તો પ્રેમલક્ષણા ભક્તિના ભંડાર ખાલી કર્યાં છે. એક વાત ચોખ્ખી કરવી જોઇયે. જુના સિંધી અને આધુનિક સિંધીની રચના અને ભાષા એક જ ધોરણ ઉપર હોવા છતાં પ્રાચીન સિંધીમાં ઘણાં નવીન શબ્દો જોવામાં આવે છે. શ્રી. જ્ઞાનેશ્વરના સમયની મરાઠી અને આધુનિક મરાઠીમાં જમીન આસમાનનો ભેદ છે. તેમ પ્રાચીન સિંધી હમણાંના સિંધી ભાષા બોલનારને સહજ ગમ્ય નથી. પ્રાચીન સિંધીમાં સંસ્કૃત શબ્દો કાંઇક વિશેષ પ્રમાણમાં છે. હમણાં અરબ્બી ફારસી શબ્દો વધારે વપરાય છે.

મી. કીનકેડે સિંધી લોકકથાનો મોટો સંગ્રહ કરેલ. અસલ સ્વરૂપે સિંધી ભાષામાં એ કવિતા ગ્રંથ બહાર પડયો હોય તો અમને એ જોવા મળેલ નથી. પરંતુ મી. કીનકેડે એનો અંગ્રેજી તરજુમો બહાર પાડેલ છે. ઘણું કરી ડૉ. ગુરૂબક્ષાણીએ શાહલતીફનું "શાહ જો રસાલો" સટીક બહાર પાડયો છે. શ્રી. જેઠમલ પરસરામે પણ સિંધી સૂફી સાહિત્ય વિષે એક સિંધી ભાષામાં ગ્રંથ લખ્યો છે. મારી અહીંની ગેરહાજરી દરમ્યાન બીજું પણ લોકસાહિત્ય બહાર પડયું હશે ! આ દેશમાં સવાલાખ ગુજરાતી ભાઇઓ સંસ્થાન કરી રહ્યાં છે. ઘણાંઓ તો બહુ લાંબા સમયથી અહીં ધામો નાંખી પડયાં છે. છતાં સિંધી ભાષાનો ગુજરાતી બંધુઓનો અભ્યાસ બહુજ મોળી દશામાં છે. બોલી તો ઘણા જાણે છે. સમજી પણ મોટી સંખ્યામાં શકે છે. પરંતુ સિંધી લખતાં વાંચતાં આવડે એવાં ગુજરાતીઓ આંગળીના વેઢાં ઉપર ગણાય તેટલાં માંડ નીકળશે.

જુઓ રાત્રીના નવ વાગ્યા છે. ગામડાંઓનાં ચોરામાં કાંઇ પણ પાથર્યા વગર સેંકડો માણસોનો સમુહ ભેગો થયો છે. ઠેક ઠેકાણે ઝાંખી બતીઓ પ્રકટાવી છે. સિંધી ભક્ત બે છોકરાંને લઇ વચ્ચમાં લઇ ઊભો છે. એ ઇશ્વર પ્રેમના–ઇશ્કના દુહા બોલે છે મોઢા ઉપર અમુક પ્રકારે હાથ રાખી એ પોતાની ઢબથી દુહા આલાપે છે. એ છોકરાં પગમાં ઝાંઝર પહેરી એ દુહાઓ મીઠાં હલકથી ગાય છે. વચ્ચમાં સિંધી કાફીઓ પણ ગવાય છે. ભક્ત ભક્તિરસમાં શ્રોતાઓને તરબોળ કરી દે છે શ્રોતાઓમાં જરાપણ ગરબડ નથી. સૌ એકધારા શ્રવણ કરે છે. બાનીની મીઠાશ વાતાવરણમાં પ્રસરાય છે. એ પ્રેમની અજબ મસ્તીને છેડે છે. આખી રાત આ ભક્તોની મંડળી બેસે છે. સવારના અરૂણોદય થતાં જ ભક્તોના ભજનો વિરમે છે. આખાં સિંધમાં આવાં ભક્તોના

મેળાવડાં થાય છે. એમાં મુખ્ય ભક્તોની કીર્તિ તો આખા સિંધમાં ફેલાયલી હોય છે. તેઓને પ્રજા વારંવાર નિમંત્રણ કરીને પોત પોતાના ગામે બોલાવે છે.

ગામડાંઓની ઘણી ખરી સ્ત્રીઓ નિરક્ષર હોય છે. તેમની સંસ્કૃતિ ગૃહકામમાં આવી જાય છે. પરંતુ લોકગીતોનો એમની પાસે ભંડાર હોય છે. પ્રસંગો અને ઉત્સવોમાં એ સ્ત્રીઓનું વૃંદ કોઇના ઘરે મળે છે. એક સ્ત્રીના હાથમાં ઢોલક હોય છે. ઢોલક વાગે છે અને સ્ત્રીઓ મીઠી હલકથી લોકગીતો ગાવાં લાગે છે. સાદી ભાષામાં કોઇ ભજન અથવા કોઇ શૂરવીરના શૌર્યગીતો ગવાય છે. લૂંટારૂઓ સાથે લડીને આવેલ કોઈ બળવાન પુરુષની યશગાથા ગવાય છે. કોઇ સાદાં ગ્રામ્યગીતો પણ ગવાય છે. વિવાહ પ્રસંગ માટેનાં લગ્નગીતો મોટી સંખ્યામાં સિંધીમાં સ્ત્રીઓ ગાય છે. મરણ પ્રસંગના મરસિયા પણ પુષ્કળ હોય છે. સિંધની ગ્રામ્ય સ્ત્રીઓ પાસે લોકગીતોનો મોટો સંગ્રહ છે. પરંતુ સંગ્રહકર્તા ક્યાં છે?

સિંધના ગામડાંઓમાં પોતાના હાથમાં મોટાં રાવણહસ્થા લઇને ગામો ગામ ફરે છે. એ મધુર રીતે ગાઇ જાણે છે. પુષ્કળ સારી ઇશ્કકથાઓનો એમની પાસે ભંડાર છે. એઓ પોતાની આજીવીકા પોતાના લોકકથાના ગાન ઉપર નિભાવે છે. દરેક ગામડાના ચોરામાં એમની પાછળ મેદની ભેગી થાય છે. અહીં એકાદ ભડવીરની કાર્તિગાથા તે છેડે છે. રાવણહસ્થો મધુર આલાપો કાઢે છે. ગાયકોનો કંઠ પણ સારો હોય છે. પ્રેક્ષકો થોડો થોડો દાણો આપી તેને સંતુષ્ઠ કરે છે. આ લોકો-અસલ સિંધી હારીઓ ગાય છે. પ્રાચીન રાજાઓના ચરિત્રો પણ એમને કંઠે હોય છે. સિંધના મખ્ખા રાજાઓની પરાક્રમ ગાથાઓ પણ એમને કંઠે હોય છે. જામ નિંદો એના ડહાપણ, ન્યાયીપણું, અને બહાદુરીના યશોગાન પણ ગવાય છે.

સિંધના પુરાતન મખ્દુ (સંતો) ઉપર સૂફીવાદની ઊંડી અને વ્યાપક અસર હતી. શાહ લતીફ, મિયાં અબ્દુલ વહાબ (સચલ) રોહિલ, સામિ એ ચાર લોકગીતોનાં મુખ્ય ગાયકો થઇ ગયાં છે. સિંધને ખૂણે ખૂણે એમના નામો અમર છે. સિંધના દૂર દૂર ગામડામાં પાણી ભરતી ભલીભોળી સુંદરી પોતાના સુંદર કંઠથી શાહ લતીફની બેતો ગાતી સંભળાય છે. બુઝર્ગ ગ્રામ્યજનોના મંડળમાં સચલના દોહરાં પણ તેટલાંજ પ્રસિદ્ધ છે. એમના ઉપર પંજાબના સૂફિ કવિઓની પ્રતિભા જરૂર ઉતરી છે. બેદરકાર, મસ્ત, જગત તરફનાં ભાવો ઉપર ઉદાસીન, પોતાના અનલહકના કેફમાં મસ્ત રહેનાર એ સૂફિ કવિઓ ખરાં ભક્તો હતાં. એમોને હિંદુ અને મુસલમાન એવો ભેદ નહોતો બંને વચ્ચે સમાન આદર એમને મળતો હતો.

એમને પ્રિયા (ઇશ્વર) માટે તાલાવેલી લાગી હતી એ બધાં આશુક (ઇશ્વર) પાછળ જાન આપવાવાળાં ઘાયલો હતાં. ઇશ્કેહકીકી એ એમનો ધર્મ હતો. પ્રિયા (ઇશ્વર) પાછળ દર્દભર્યાં ગીત ગાવા સિવાય એમને કાંઇ સૂઝતું નહોતું. કવિતા વણતેડી સ્વયં એમની મસ્તીમાંથી પ્રકટતી હતી. એમની વાણી—વૈખરી- બેપરવાહ અને દુનિયાને કાંઇ પણ ગણકારતી નહોતી. વેદાંતનો ભગવો રંગ એમના હૃદય ઉપર રંગાયો હતો. વૈરાગ્ય અને પ્રભુપ્રેમ એ એમના ધ્યેય હતાં ફકીરીના તેઓ સાચાં ભોગી હતાં, શાહ કહે છે.

સુરત જા સાહેડજી સાજે ડિઠીઆં,
હુન્દ ન પલેમાં, પિંડો સભ ઘડા ખણી.

મારાં વહાલાની મુરતના મને દર્શન થયાં છે. જ્યારે તમે એ પ્રિય મુખારવિંદના દર્શન કરશો ત્યારે તમને આંખમાં નિદ્રા આવશે નહિ. ત્યારે તમે સિંધુ નદીમાં ઘડાં લઇ નિમજ્જન કરવા જશો. એને પણ મીરાંબાઇની પેઠે—

અન્ન ન ભાવે તેરે નિંદ ન આવે, સેજે પધારો મારાં સ્વામ.... જેવું થયું હતું.. શાહ કહે છે કે—

વાહડ વહન નવાં, અજા વહ અગે થિયો.
ધર ચેહ્યું પિણા કયો, સત્યું સંગસિતા.

હજુ તો પ્રેમના શરૂઆતના રેલા વહ્યાં છે. પ્રચંડ

પાણીના મોઝા તો હવે તને ઝબકોરશે. શળીઓ, ઘરમાં બેસીને ભલે હમણાં ગુફતેગી કર્યા કરો.

શાહ લતીફના આશીર્વાદ પામેલો સચલ પણ સાચ્ચો ભક્ત હતો. એના દુહાઓમાં મસ્તી અને ઇશ્ક તરી નીકળે છે. એમાં શાહનું ઊંડું તત્ત્વજ્ઞાન નથી. રહસ્યપૂર્ણ અને ઊંડું ચિંતન પણ નથી. છતાં બેદરકાર જીવડો શબ્દે શબ્દમાં મસ્તી ઉભી કરે છે. તે દુન્યવી વાતો ભૂલી આકાશમાં ઊડયન કરે છે. એને મન સૌંદર્ય અને પ્રેમયોગ જ સર્વસ્વ છે. એ અજબ મસ્તી સાથે ઉન્નત પવિત્રતાનો પૂજારી છે. તે કહે છે કે—

"આહે જોકો જલે, તિખો તાબ હુસનજો?
બિલે થાજે બિરહજે, બાણુ થ્યા સે ભલે

એવો કોઇ વિરહી છે જે સુરતના સૌંદર્યનો તાપ સહન કરી શકે? વિરહી જીવોને માટે તો વૈરાગ્ય રૂપી અમૃત છે. ભાગવતના પુરરૂવાની પેઠે એને શુદ્ધ વૈરાગ્યરૂપી ભક્તિ વરી છે.

ઉશકિન આડાહમેં પસ્યો નિઝારો.
ગાહ રાણીયમેં ઇય ગર્યા બર્ફ ગરે જીય પારો,
નાતક કોન્યારો જલે રબબ રવીયજો.

આશકોની મહેફીલમાં એક અજાયબ ભરેલો દેખાવ જોયો. તેઓ બરફની પેઠે ઓગળી રહ્યા હતાં. ઇશ્વર માસુકરૂપી સૂર્ય તેમને ઓગાળી રહ્યો હતો. મીરાંબાઇના ભજન—

વહાકું દેખકર મેરો બદન સારો બેહ ગયો: એમાં પણ એ જ અર્થ રહ્યો છે. સચલ તો પ્રાણની આહુતિ આપવાનું કહે છે.

સચલ સાંઇ સુહણનસાં, વસ ન કહેંજો હલે,
જાન, જુસો, જીઉ જલે, ઉશકિન ન અડાહમેં

પ્રેમ અને સૌંદર્યની મૂર્તિ માસુક પાસે કોઇનું કાંઇ ચાલી શકે તેમ નથી પ્રેમીઓની મહેફીલમાં તો શરીર, જુસ્સો અને પ્રાણની જ આહુતિ અપાય છે.

તું આંહિ સાહેબ સુરતજો, હિ આહે ગુલામ તુહિંજો
આહે ઝૌક શૌખ સુહિંણા, મુખે મદામ તુંહિંજો;
જે આહિન અસુલ અવાજો, સેનાં વિમારજો મિંયા,
મું તે આહે મુકરર સાંઇ સલામ તુંહિ જો
રાત્યુ ડિંહા રૂવણમેં હીયરો ઉદાસ હિયરો,
રાહબર આણે રસાયો પ્રેમ–પયામ તુંહીંજો.

સુરતનો તું માલીક છો. હું તો તારો નથી જ ગુલામ છું. તારી જ બેપરવાઇ છે. તું જ મારો આરામનું ઠેકાણું છો. દીલદાર જે તમારા પોતાના છે તેને બિલ્કુલ ભૂલશો નહિ. મારી ફરજ તો તમારા ચરણોમાં પડવાની છે. તમને મારી સલામ છે. રાત્રિદિવસ આંસુ સારવામાં જાય છે. આ હૃદયમાં આગ લાગી છે. તું રાહબર એટલે રસ્તો બતાવનાર માલીક છો. તારા પ્રેમની પ્યાલી મને પા.

આ ટૂંકા લેખમાં સચલની પ્રસાદીઓ કેટલી આપવી? એકએક શબ્દે શબ્દ રૂંવાટી ખડી કરે છે.

રતરૂંવણુ સત્યાં ડિહાં, આરે લુઝણ મેહેબુબ લાએ,
હિ મિલે સોંઘો સહાગો કીનકી રિરખું સ ાએ.

માસુકને માટે દિનરાત મારે લોહીના આંસુઓની ધારા વહેવડાવી પડશે. એ કાંઇ રસ્તામાં મળે તેમ છે? એને માટે તો માથું મૂકવું પડે.

શિકારપુરમાં ચેનરાય બુંડ નામે ગૃહસ્થ થઇ ગયા છે. એ ધનવાન અને શ્રીમંત કુટુંબમાં જન્મેલા છતાં એને સાધુઓની સંગતિ અને સોબત બહુ પસંદ પડતાં હતા. એના મનમાં શુદ્ધ વૈરાગ્ય પ્રકટ્યો. એણે સામિના સલોકો બનાવ્યાં, જ્ઞાન અને અધ્યાત્મવાદથી એ ભરેલાં છે. એનાં શ્લોકોમાં વેદાંતની વિશાળ ભાવનાઓને એણે જ્વલંત કરી છે. થોડા નમૂના,

ડીસી મુંહ મહેબુબ જો, રાત્યું ડીંહ દરે
મંઝી તાર તરે લહર ન લોડે તીન ખે.

મારી માશુક (પરમાત્મા) ની ઝાંખી કરીને મારૂં મન ઉલ્લાસિત થાય છે. જે પાણીમાં ડૂબકી મારી તરે તેને મહાભારત મોજાઓ હેરાન કરી શકતાં નથી.

આશિક ઇશ્ક ભર્યા, મસ્ત રહન મેંદાનમેં.
સામિ સુગારન કીન તિનખે લોક ચર્યા.

આશક ઇશ્કનાં ગમમાં મસ્ત રહે છે. સંસારીઓ એને ક્યાંથી પીછાની શકે? આમાં શ્રી ગીતાજીના બીજા અધ્યાયના શ્લોક या निशा सर्व भूतानाम् નો સા

સ્યાણુન સુભગનજા ડિસી નેણ ઠર્યાં.
સતઇ કાજ સર્યા. ઈન સચીય સિકત્રારનજા

સ્યાણા જાગૃત માણુસોનાં નેત્રો એમને જોઇને ઠરે છે. સાચી ઉર્મિવાળાના બધાં કાર્યો પૂરાં ફતેહમંદ થાય છે.

પ્રેમ બિના હિયુ પદ કંહી પાતો કીનકી
વગી પુછ તિનિંખુ, જિન પીતો મ્હોબતમદ

આ ઉચ્ચ સ્થાન પ્રેમ વગર કોઇએ મેળવ્યું નથી. જેણે ઇશ્ક કેફ કર્યો છે તેને જ એની ખબર ને કદર પૂછો.

દલપતના ભજનો પણ વખાણુવા લાયક છે.

સિંધમાં આવા આવા રત્નો તો ઘણાં પડયાં છે. આપણા ગુજરાતી ભાઇઓ આ વિષયમાં રસ લઇ આ મધુર પ્રસાદ ગુજરાતી પ્રજા સામે મૂકે એ જ અભ્યર્થના.

●

# જલસો જોયા પછી

દબાવી ચાંપો ને ઝળહળ બધી બત્તી પ્રજળી
અને પંખા કેરી મધુર લહરી મંડી વહવા,
ખૂંપાવી કાયાને મખમલ મઢયાં કોચ ખુરશી–
મહીં બેઠેલાં યે સ્થિર અચલ નેત્રે નિરખતાં,
રુપાળા રંગોના ચઢ ઉતર જેવાં પગથીયાં
પરે હીંચોળાતાં વિવિધ સ્વર ઠેકા ઠમકતાં.

બુઝાણી બત્તી ને ઘન તિમિરમાં માડી ડગલાં
ઘરે આવ્યો ત્યારે, દિવસભરનો થાક ભૂલવા
પડેલી પાંગેતે અરધ ઉંઘમાં વ્યાળી ગૃહણી.
થયું કે રંગો શું ? વિવિધ સ્વર શું ? ને શું ઠમકાં
મારે જેને તિમિર ઘનથી વ્યાપ્ત આ આંગણામાં
આળોટી આયખું આખું રુદનપડઘા સાંભળી મ્હાલવાનું !

અજાણ દાવાનળની પરે જ્યાં
આયુષ્યની જાજમને બિછાવવી !
જ્યાં આથડે જીવનની પળેપળ
કરાલ કો લેખડ સાથ વ્યર્થ !
આષાઢની શ્યામલ મેઘ ભીની
ભેંકાર રાતે, અથવા ઉનાળે

મધ્યાન્હે ધોમ ધીખ્યા ભવરણ ખુંદવા આથડી આમનેમ
સોનેરી પામવાને મૃગજળ ઝગતું દૂર એકાદ ટીપું !

અસ્તિત્વ કાજ હોયે જ્યાં ઝૂઝવુ બસ સર્વદા !

પ્રેમશંકર હ. ભટ્ટ

# કવિતાનું આહ્વાન

શ્રી. ત્રિભુવનદાસ લુહાર

જીવનમાં કવિતાનું આહ્વાન દરેકને ઓછામાં ઓછું એક વખત તો આવે જ છે. કવિતા એટલે કોઇપણ રસાત્મક સંવેદન એવો અર્થ લઇએ તો આ વાત તદ્દન સ્પષ્ટ જ છે. એવાં સંવેદન વિના તો માણસ જીવી શકતો જ નથી. પણ કવિતા એટલે એક વિશિષ્ટ પ્રકારનું કલાસ્વરૂપ એવો અર્થ લઇએ તો પણ વાત સાચી છે એમ હું કહેવાની હિમ્મત કરું છું.

તો શું દરેક માણસ કવિતા કરે છે? ના, દરેક માણસ કવિતા કરતો નથી, પણ કવિતાની પાસે તો જાય છે જ. ઘણીવાર કવિતા પોતે જ તેની પાસે આવીને ઊભી રહે છે. ઘણીવાર તે પોતે જ તેને શોધવા નીકળે છે. પણ એ એનું મિલન તો કોઇને કોઇ ઉપાયે થાય છે જ.

પણ આવી રીતે કવિતા દરેક માણસનો કબજો લે છે એમ જો સ્વીકારીશું તો ઘણાને અનર્થ થતો લાગશે, ઘણાને અસત્યાભાસ લાગશે, ઘણાને પોતાનું ગૌરવ ખંડિત થતું લાગશે; ઘણાને એ કેવળ અત્યુક્તિ લાગશે. પણ આ વાતને જુદી રીતે સમજવાની જરૂર છે.

કવિતાના હાથમાં સપડાનારના બે વર્ગ પડી જાય છે. એક કવિતાને પોતાદ્વારા પ્રગટ થવા દેનારાઓનો અને બીજો એ પ્રગટ થએલીને ઝીલનારાઓનો. જેના દ્વારા કવિતાનું પ્રાગટ્ય થતું રહે છે તે વર્ગનો એટલે કે કવિનું મહત્ત્વ તો દરેક સ્વીકારતા આવ્યા છે. એમનું મહત્ત્વ અવશ્ય છે જ. પણ જે કવિતાનો ભોક્તા વર્ગ છે તેનો કવિતાકલામાં જે મહત્ત્વનો ફાળો છે તે હજી કલાની દૃષ્ટિએ પૂર્ણ રૂપે આપણે સમજતા નથી થયા.

ખરું જોતાં કલાનો રચનાર અને કલાનો આસ્વાદ લેનાર એ બંને મળીને કલાવ્યાપારનું આખું વર્તુળ પૂરું થાય છે, એ બંને કાચલાં મળીને એક સંપૂર્ણ ગોલક બને છે. કળાકારના હૃદયમાંથી ઊઠેલો ભાવ કળારૂપ પામી છેવટે ભોક્તાના હૃદયમાં પાછો ભાવ રૂપે પરિણમીને પોતાનું વર્તુળ પૂરું કરે છે. કલાકૃતિની રચના એ કળાવ્યાપારનું અડધું જ કાર્ય છે. તે કળાકૃતિ જ્યારે સહૃદય ભોક્તાના હૃદયમાં ભાવ રૂપે પરિણમે છે ત્યારે તે અડધું કાર્ય પૂરું થાય છે. કલાપીએ કહેલું વાક્ય 'ભોક્તા વિણ કલા નહિ.' એ ગાંભીર્ય ત્યાં કાવ્યમાં દેખાય છે

તે કરતાંય ઘણું વિશેષ છે. રસાનુભવની દૃષ્ટિએ પણ કવિ અને સહૃદય ભોક્તાના સંવેદનમાં કશો ફર્ક હોતો નથી. એટલે આ કલાવ્યાપારનાં બે અર્ધાંગ સરખા મહત્ત્વના છે.

આટલું સમજી લીધા પછી આપણે પ્રથમનું કથન વિચારી જોઇશું તો તે સાચું જ લાગશે. કે જગતમાં એવું કોઇ નથી જેના હૃદય ઉપર કવિતા ટકોરા ન લગાવી ગઇ હોય. જો માણસમાં કાવ્યકરણની કલાશક્તિ હશે તો તે કવિ બનશે, નહિ તો તે તેનો ભોગવનાર રહેશે. આ કથનને હું નિરપવાદ હકીકત તરીકે રજૂ કરવા માગું છું. અને એ રજૂઆત કરતાં કેટલાંક મોટા, છતાં સહેલા પ્રશ્નો આપણી આગળ ઊભા થાય છે.

શું દરેકે દરેક માણસના હૃદય ઉપર કવિતા ટકોરા વગાડી જાય છે? મારો જવાબ છે હા. જંગલીમાં જંગલી માણસ લો, ભીલ લો, ભંગી લો, રાનીપરજ લો, ખેડૂત લો, વેપારી લો, કારીગર લો, સિપાહી લો, ખૂની લો, જલ્લાદ લો, કે ગમે તે લો. સમાજના કોઈ પણ થરમાંથી સમાજની કોઇપણ પ્રવૃત્તિમાંથી તમે માણસને ઉપાડો અને તમે જોશો તો જણાશે કે હા ત્યાં મેલામાં મેલે સ્થળે, અસંસ્કૃતમાં અસંસ્કૃત સ્થળે કવિતા પહોંચેલી છે.

હવે આ સ્વીકાર્યા પછી એમ પ્રશ્ન થશે કે શું સમાજના આ અનંત થરોમાં એક જ કોટિની કવિતા વ્યાપેલી છે? ના, એમ તો નથી જ. માણસમાં વ્યક્ત થતા ચૈતન્યના જેમ માણસે માણસે જુદા જુદા આવિર્ભાવો છે તેમ થરેથરે અને કદી વ્યક્તિએ વ્યક્તિએ પણ કવિતાનો આવિર્ભાવ જુદો જુદો હોય છે. અર્થાત દરેક માણસને પોતાની કવિતા હોઇ શકે છે. અર્થાત્ ચૈતન્યના આવિર્ભાવ પેઠે કવિતાના પણ અનેક આવિર્ભાવ છે, તેની અનેક કોટિઓ છે.

તો પછી આ અનેક કોટિની કવિતામાં સારી કઇ, નરસી કઇ, ઊંચી કઇ, નીચી કઇ, કે પછી બધી સરખી જ છે? ના', બધી સરખી જ તો ક્યાંથી હોઇ શકે? યાં આપણે વ્યક્તિએ વ્યક્તિએ કવિતાનું ભિન્નત્વ સ્વીકારીએ છીએ ત્યાં એવી સમાનતાને સ્થાન ન જ હોય પણ એ અનેક કોટિઓમાં એક ચિજ સમાન છે. એ છે એની કલાત્મકતા. પ્રત્યેક સજીવ વસ્તુમાં જેવી રીતે ચૈતન્યની સ્ફુરણા થતી જ હોય છે તેવી રીતે પ્રત્યેક કવિતાપ્રકારમાં કલાત્મકતા હોય છે જ. એ બાળકને રીઝવવાનું જોડકણું હોય, હાલરડું હોય, ઘંટી દળવાનું ગીત હોય, રાનીપરજનો રાસડો હોય, ભીલકોળીના ગીત હોય, ચારણોના દૂહા હોય, ગરબે રમનારીનાં કુદામણાં હોય, ગરબા હોય, રાસ હોય, ધોળ હોય, નરસિંહનાં પ્રભાતિયાં હોય, મીરાંનાં ભજન હોય, દયારામની ગરબી હોય, પ્રેમાનંદના આખ્યાનો હોય; પ્રબંધ હોય, સરઘસનાં ગીતો હોય, ઊર્મિગીતો હોય, કે વિચારપ્રધાન સોનેટો હોય. એ બધી કોટિઓમાં તેના બરની કળા હોય છે જ.

એ કળા એટલે કે રસ જન્માવવાની શક્તિ. પણ અહીં આપણે ધ્યાનમાં રાખવાનું છે કે એકના રસ તે હંમેશાં બીજાના રસ હોતા નથી. જો આટલી ઉદારતા નહિ સ્વીકારીશું તો કલાનું વિવેચન હંમેશાં પોતાના ધર્મને સર્વોચ્ચ મનાવનાર ધર્મઝનૂનીનું જોડીદાર બની જવાનું. એનાં વિવેચકને પ્રિય એવા એક કલાપ્રકાર સિવાય બાકીના કળાપ્રકારોને જીવવાનો હક જ ન રહે. પણ જે વિવેચક કવિતાના વ્યાપક સમગ્ર કલારૂપને ન્યાય આપવા માગે છે તેણે આ ઘણી હકીકતો ધ્યાનમાં રાખવાની છે.

એ હકીકતો ફરીથી નોંધી લઇએ પહેલી હકીકત એ કે જીવનમાં દરેક જણ કવિતાનો આસ્વાદ ઓછામાં ઓછું એક વાર તો કરે જ છે. બીજી હકીકત એ કે દરેકના રસમાં ભિન્નતા, અથવા વિવિધતા, હોય છે, અને ત્રીજી હકીકત એ કે એ રસોને ન્યાય આપતી, પ્રગટ કરતી કવિતા પણ અનેક કોટિની છે.

આ ત્રણ મુખ્ય હકીકતો અનુક્રમે નીચેના કથનને બહાર લાવવા, પુષ્ટ કરવા તારવવામાં આવી છે. દરેક વ્યક્તિને કવિતાના આસ્વાદનો હક છે, દરેક વ્યક્તિ માટે કવિતાનો રસ લેવાનું શક્ય છે, બલ્કે કવિ થવાનું પણ શક્ય છે. અર્થાત જે એમ માનતા હોય કે કવિતા-

કળા એ તો અમારો જ, અમુક વર્ગનો જ ઇજારો છે, તેમનો ફાંકો વીંછીના ડંખની પેઠે પહેલી તકે કાપી નાખવાની જરૂર છે, અને જે હતોત્સાહ બની ગયા હોય તેમને આ આશ્વાસન આપવાની જરૂર છે કે જો તમારા જીવનમાં કવિતા નહિ આવી હોય તો હજી પણ આવશે જ.

બીજું કથન એ કે માણસ જાતના રસોના વિકાસને લક્ષમાં રાખી, દરેકે બીજાના રસો માટે ઉદારતા, સહિષ્ણુતા, અને સમભાવ કેળવવાની જરૂર છે. વિચારપ્રધાન સોનેટનો અભ્યાસી ખુમારી રાખીને કહે કે છટ્ આ બાળકના જોડકણામાં તે શું બળ્યું છે? તો તે કવિતાનો દ્રોહ જ કરે છે. ગઝલનો આશક એમ કહે કે બસ કવિતાના જગતમાં જે કાંઇ હોય તે હું જ છું. અને બીજા બધાએ મને માર્ગ કરી આપવા રૂખસદ લેવી જોઇએ. તો તેવું કહેનાર રાજકારણમાં ખૂનખાર યુદ્ધો ફેલાવનાર શાહીવાદથી કે ડંખીલી સરમુખત્યારીઓથી જરાયે જુદી જાતનો નથી.

અને ત્રીજું કથન એ છે કે કવિતાની આ અનેક કોટિઓ એ કલાના ભંડારની સમૃદ્ધિની સૂચક છે. બગીચામાં જેમ અનેક ફૂલો ખીલે છે, તેમ કવિતાની કળા પણ આમ અનેક રૂપે પ્રફુલ્લે છે. જેમ જેમ એ રૂપવૈવિધ્ય વધતું જાય તેમ તેમ કલાપ્રિયે તો રાચવાનું જ હોય.

કવિતાનો વ્યાપાર નૈસર્ગિક રીતે જ, જીવનની બીજી ક્રિયાઓ પેઠે જગતની આદિથી ચાલુ રહ્યો છે. પણ માણસે જેમ નિસર્ગે આપેલી વસ્તુઓની પુનર્વ્યવસ્થા કરી છે, તેનાં સંસ્કરણો કર્યાં છે, તેનાં નવાં આયોજનો કરી તેમાની ગુપ્ત શકિતઓને બહાર આણી છે, તે જ રીતે માત્ર ગળામાંથી નીકળતા કેટલાક ઉદ્‌ગારોનાં જ બનેલાં જંગલી લોકોનાં ગીતોની સામગ્રીનું આપણે સંવર્ધન, સંયોજન, સંસ્કરણ, અને બૃહત્‌કરણ કરતા ગયા છીએ. માણસની પ્રજ્ઞાએ આ નૈસર્ગિક કવિતા તત્ત્વને સંસ્કૃત બનાવ્યું છે, વ્યવસ્થિત બનાવ્યું છે, બલવત્તર બનાવ્યું છે.

મનુષ્યના હૃદયમાં નિસર્ગસ્થ કવિતાનું પ્રજ્ઞાદ્વારા જે સંસ્કરણ થતું આવ્યું છે તે દષ્ટિએ જો આપણે સંસ્કારમાં માનતા હોઇએ તો આપણું દરેક કવિતા પ્રિયનું શું કર્તવ્ય હોઇ શકે તેનો ટૂંકામાં વિચાર કરીએ. પણ તે પહેલાં આપણે એક વસ્તુ વિચારી લેવાની છે.

માનવીની પ્રજ્ઞા અથવા બુદ્ધિશકિતની સેવાઓ હમેશાં જગતને જેમ નિરપવાદ લાભકારક નથી નીવડી, વિમાન શોધનાર બુદ્ધિશકિતએ જેમ ઝેરી ગેસ પણ શોધી કાઢયો છે તે જ રીતે કવિતાનું સંસ્કરણ કરવા નીકળનાર બુદ્ધિએ તેનું વિકૃતકરણ પણ કરી નાખ્યું છે. અને સાચા સંસ્કરણના ઇચ્છુકે આ વિકૃતકરણમાંથી પણ પોતાને અને કવિતાને બચાવી લેવાની જરૂર છે.

કવિતાના પ્રદેશમાં બુદ્ધિએ જે વિકૃતિઓ ઉપજાવેલી છે તેમાંની મુખ્ય એ છે કે તેણે કવિતાને જન્મ આપનારી સ્વાભાવિક પ્રેરણાને સ્થાનભ્રષ્ટ કરીને તેને સ્થાને પોતાની સ્થાપના કરી દીધી છે. સ્વાભાવિક પ્રેરણાથી ઉત્પન્ન થતાં જે સુંદર તત્ત્વો, જે બાહ્ય આકારો, અથવા કવિતાના જે અનેક ધાટો અર્થાત્ કવિતાનો આકારમય દેહ મૂળ કવિતામાંથી જન્મે છે તે ભૂલી જઇને બુદ્ધિએ એમ માન્યું કે આવો દેહ જો હું રચી શકું તો તે પણ કવિતા બની જાય. આ પેલા પૂતળાં બનાવનાર અથવા કહો કે રૉબોટના રચનાર જેવું છે. પૃથ્વીનાં કુદરતનાં તત્ત્વોમાંથી જન્મી ને પોષણ પામીને વિશુદ્ધ સુન્દર, પુષ્ટ બનેલા માનવદેહની પેઠે નહિ, પણ સીધી માટી લઇને, કે સીધી ધાતુઓ લઇને આખો માનવદેહ ઊભો કરી તેની પાસે જીવતા પ્રાણીની બધી મનબુદ્ધિ અને હૃદયની ક્રિયાઓ કરાવવા જેવું છે. જો કે આ બંને શિલ્પકાર અને યંત્રકારની અંદર આવા હેતુનું આરોપણ આપણે ઉદાહરણ દાખલ કરી લઇએ છીએ, કારણ વસ્તુતાએ તો શિલ્પકારના પણ વિશિષ્ટ કલાહેતુઓ છે, તેવી જ રીતે યંત્રકારના પણ ઉપયોગ હેતુઓ છે.

ત્યારે બુદ્ધિ એ કેવળ કાવ્યનો બહારનો ઘાટ જાણીને તૈયાર કરેલી કૃતી એ પ્રેરણાથી જન્મેલી કૃતિ જેવી કદી જીવંત હોતી નથી. ૧૪ લીટીઓ પૃથ્વીછંદમાં લખી એટલે

તે સોનેટ નથી બની જતી. કે ચાર લીટી લખવાથી મુક્તક નથી બનતું. મન્દાક્રાન્તામાં લખવાથી મેઘદૂતની સુન્દરતા નીપજાવી શકાતી નથી. કે નાનાલાલની પેઠે અપદ્યાગદ્ય લખવાથી એવું ભાવડોલન ઉપજાવી શકાતું નથી. કેવળ કાવ્યના ધ્વનીભેદો, કે અલંકાર પ્રકારો સિદ્ધ કરવાથી, રસનાં વિવેચનો કંઠસ્થ કરવાથી, અથવા સમસ્ત રસશાસ્ત્રના પારંગત બનવાથી પણ એક બે લીટીનો દુહો રચનાર જેટલી પણ કવિતા સર્જી શકાતી નથી. કવિતા સર્જી શકાય છે કેવળ અંદરના મસાલાથી. મેઘદૂતની સુન્દરતાનો મસાલો મન્દાક્રાન્તા છંદમાં નહિ પણ કાલિદાસના ભેજામાં હતો, અપદ્યાગદ્યનું ભાવડોલન તે બ્રહ્મ, રસ, વિરાટ શબ્દોનાં આડી અવળી ગોઠવણીમાં નહિ પણ નાનાલાલના કલ્પનાગોખમાં છે. એ હકીકત આપણે ખ્યાલમાં રાખવાની છે. પ્રતિભાના અસ્તિત્વ વિના કેવળ બુદ્ધિના કૌશલ્યથી રચાતી કલાકૃતિઓ કેવળ નિષ્પ્રાણ પૂતળા જ હોય છે. બુદ્ધિ સ્વય વાંઝણી છે. ઓછામાં ઓછું કવિતા પુરતું તો આ કહી શકીએ જ. પણ તેથી તેનું મહત્વ, પ્રતિભાના વિકાસમાં તેનો ફાળો નાનોસૂનો નથી. તેનું કામ પ્રસૂતિકાનું-દાયણનું અને નર્સનું છે. તેની મદદ વિના ઘણી યે પ્રતિભા જન્મ પામ્યા વિના જ રહી જાય છે, કે જન્મવાની ક્રિયામાં જ મરી જાય છે, યા તો જન્મ્યા પછી પણ ઊછરી શકતું નથી. આ રીતે પ્રથમ પ્રતિભાનું અસ્તિત્વ સ્વીકારવાનું છે. અને તે પછી તેને ચમક આપનાર, તેના પર પાસા ઉપજાવનાર, તેને ઘાટ આપનાર સરાણનું કામ કરતી બુદ્ધિનું.

જગતની ઉત્તમ કાવ્યકૃતિઓના લેખકોમાં અદ્વિતીય પ્રતિભા અને અસાધારણ પ્રજ્ઞા એ બંનેનો સમન્વય દેખાય છે. આ વાતને ઉદાહરણથી પુષ્ટ કરવાની જરૂર નથી. કેવળ કાલીદાસનો જ જો આ રીતે અભ્યાસ કરવામાં આવે તો એ માણસ જ્ઞાનની કેટલી શાખાઓમાં પારંગત હતો તે તરત જણાઇ આવશે. પ્રતિભાવિહીન માણસ કદી કવિ થઇ શકતો નથી એ જેટલું સાચું છે, તેટલું એ પણ સાચું છે કે પ્રતિભાસંપન્ન નાં જ્ઞાનહીન માણસ કદિ કવિ થઇ શકતો નથી

હવે આપણે મુખ્ય વિષય ઉપર જઇએ. આપણે કવિતાની સર્વવ્યાપકતા સ્વીકારી, સર્વઆસ્વાદ્યતા સ્વીકારી અને અનંતવિવિધતા સ્વીકારી. આ ત્રણ વસ્તુઓથી આપણને કવિતાનું અને આપણું પોતાનું વર્તમાન અને ભાવિ ઊજળું લાગશે. હવે આપણે કહી શકીએ કે કોઇને કવિતા વના રહેવાની જરૂર નથી. બલ્કે આગળ વધીને એમ કહી શકીએ કે કોઇ કવિતા વિના રહેતું જ નથી.

આ સાંભળી ઘણા યે ચમકશે. જેઓ મહાન કવિઓ તરફ, અરે, સાધારણ જોડકણાં જોડનાર તરફ પણ મહા અહોભાવથી જોતા હશે તેમને થશે કે 'ક્યાં છે અમારી કને કવિતા?' આવા મુગ્ધ પૃચ્છકોને આપણે-કવિતાની વ્યાપકતા અને અનંતવિધતા જાણનારાઓને કહેવાનું રહેશે. 'છે ભાઇ, છે. માત્ર તમારે તે જોતાં શીખવાની જરૂર છે. જે કાલિદાસ કે શેક્સપિયર વાંચે સમજે તે જ કવિતાનો રસ લેનાર છે એમ નથી. દરેકની પાસે પોતાની નાનકડી કવિતા હોય છે; અને એમ કહી આપણે દરેક જણની આસપાસ વેરાયેલી કવિતા તેને બતાવી આપવાની રહેશે. દરેક જણ પોતાના ઓછાવત્તા વિકટ કે અનુકૂળ સંજોગોના જેવું જીવન જીવી રહ્યો હોય છે તેવા જીવનમાં પણ ક્યાંક તો કાવ્ય સ્ફુરતું જ હોય છે. તે આપણે તેને બતાવવાનું રહેશે.

કવિતા એટલે સૌન્દર્ય, કુદરતનું, પ્રાણીના શરીરનું, મનનું અને હૃદયનું; કવિતા એટલે કલ્યાણ એકનું અને અનેકનું, વ્યક્તિનું અને સમષ્ટિનું; કવિતા એટલે સત્ય, ભૌતિક જગતનું, વિચાર જગતનું, અને કદીક એ બંને જગતનો ઇન્કાર કરીને પોતાને સ્થાપિત કરતા ભાવ જગતનું. આવું સૌન્દર્ય, આવું શિવ, અને આવું સત્ય આ ત્રિવિધ કાવ્ય જગતમાં ક્યાં નથી, ક્યા માણસમાં નથી?

પ્રત્યેક માણસ આ ત્રિવિધ કાવ્યનો અનુભવ કરે છે.

સૂરજ ઊગ્યો રે કે વડલાની ડાળે
કે વાણેલાં ભલે વાયાં રે.

ને પ્રભાતના પહોરે લગ્ન વેળા ગાતી ગુજરાતણ઼ો કુદરતનાં સૌન્દર્યનું સ્તોત્ર નથી ઉચ્ચારતી?

છેડો ઢળકતો મેલ્ય, અલી પાંદડી !
છેડો ઢળકતો મેલ્ય.

ગાનાર કોઈ લોકગીતને ગુંજતો જુવાન તીવ્રમાં તીવ્ર સંવનનનો ભાવ નથી અનુભવતો ?

અને

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ

નો ગાનાર તત્ત્વનું એક ગૂઢ દર્શન નથી કરતો ? સવારના પહોરે ઉષા ઊગતી હોય ત્યારે ગીત ગાવા ભેગી થતી ગુજરાતણો; મેળાઓનાં, કુદરતનાં જોબન ખીલેલી ઋતુઓનાં મનોરમ સ્થળે ઊભરાતા માનવ સમુદાયોનાં રાસડાની રમઝટ બોલાવતા જુવાન જુવાનડીઓ; કે ભંગીવાસમાં નીતરતી રાતે મંજીરાંના રણકારે તંબુરાને ગુંજારતા તત્ત્વજ્ઞાનના ઊંડાણને આંબતા ભંગી ભજનિકો આ બધાં પરમ કાવ્યના પરમભોક્તા છે એની –કોણ ના પાડશે ?

એ તો નિસર્ગની રીતે જ કાવ્ય રસાસ્વાદ કરી રહ્યાં છે. જીવનની અમુક ક્ષણે એ કાવ્યનો અનુભવ કરી વળી તેઓ પોતાની પ્રાકૃતતામાં સરી જાય છે. એ જ ગીત ગાનાર, રાસડા લેનાર, કે ભજન ગાનાર મેણાંટાણાં મારવામાં, એકબીજાને ગાળો ચોપડવામાં, કે દીનવદને વેઠે ચડવામાં સરી જાય છે.

આપણો કહેવાતો સંસ્કૃતવર્ગ એથી બે ડગલાં આગળ વધે છે. તે રેકર્ડો સાંભળે છે, નાટકસિનેમા જુએ છે, કાવ્યગ્રંથો વાંચે છે, વિવેચનો કરે છે, મુશાએરા કરે છે, સભાઓનાં ગીતો લલકારે છે, કે કવિતા વિષયક તત્ત્વનાં ટૂંપણાં ઉપજાવે છે. પણ એ સર્વ પણ કવિતાથી છૂટા પડતાં પાછી પોતાની પ્રાકૃતતામાં સરી પડે છે.

તે વખતે મોંમાંથી એક હાય સરી પડે છે અને પ્રશ્ન થાય છે. 'ક્યાં ગઈ રે તું, ઓ દિવ્ય કવિતા ? તું અમારી ચિરસહચારિણી, ચિરસખી ન બની શકે ?'

આ સવાલનો જવાબ આપણે આપણી પ્રજાની મદદથી શોધવાનો રહે છે. પ્રતિભાથી પ્રેરાયેલી કવિતા તો પોતાનું એ કામ કરે જ છે. પોતાના દુર્ધર્ષ વજ્રથી એ જગતની કાળમીંઢ કઠોરતાને ભેદી રહી છે અને સત્ય શિવ અને સૌન્દર્યનાં પાણી જગતમાં રેલાવી રહી છે. પણ એ કાવ્યના સર્જનનો કે પઠનનો ક્રમ હંમેશાં આપણા કાર્યક્ષેત્રમાં હોતો નથી. આપણી પ્રજાના વ્યાપારો પણ એવી રીતે યોજી શકીએ કે જેથી આ કવિતારાણીને ચાલવાનો માર્ગ નિષ્કંટક બની, ફૂલ અને સુવાસથી ઊભરાઈ રહે.

જગતને આપણે નંદનવન કરવું છે. અને જગતના મહાવનની વન્યતાને મટાડી તેમાં સંસ્કૃતિનો બગીચો કોઈ રચી શકે તેમ હોય તો તે આ કલાની માલણો છે. કવિતા એ એમાંની એક છે.

કલા એ હૃદયની વાણી છે. પણ વાણી તો અનેક સ્થળેથી પ્રગટે છે. પાટી પર કકરી પેનનો લસરકો થતાં પણ એક ઉદ્વેગકારી રોમાંચ પ્રગટતી વાણી પ્રગટે છે. તોપમાંથી વછૂટતા ગોળાની પણ વાણી છે. પરદેશની સાથે જોહુકમીથી, ગરજાળુ વિનમ્રતાથી, કે કાબેલ ચાલબાજીથી થતા કરારોની પણ એક વાણી છે. એ બધી વાણીઓમાં કવિતાએ પોતાનો અવાજ સંભળાવવાનો છે. શરીરની લાગણીઓની વાણી, ભૂખની વાણી, સ્વાર્થ લોલુપતાની વાણી, અન્યનું સંહારણ કરતાં આત્મ સંવર્ધનની વાણી, હરકોઈ ઉપાયે આત્મતૃપ્તિ માગતી કામનાઓની વાણી, એવી એવી અનેક વાણીઓમાં થઈને કલાએ અને કવિતાએ એ સર્વથી ઊંચી પ્રાણીમાત્રનું કલ્યાણ સાધતી, અનંત સૌન્દર્યની રચના ઉપજાવતી, અને પરમ સત્યની ચિરપ્રતિષ્ઠા કરતી પોતાની વાણી સંભળાવવાની છે.

જગતની આદિથી આ બધી વાણીઓથી ઊંચા સ્વરે એ પોતાની વાણી સંભળાવવા મથી રહી છે. પણ એનો સુયોજિત મંજુલ સ્વર ધનુષ્યના ટંકાર અને તોપોના ઘર્ઘર નિનાદોમાં અનેકવાર દબાઈ ગયો છે. આજે પણ કવિતાની વાણી દરેકના કાને પહોંચી ગઈ છે છતાં તોપોના ઘર્ઘર અવાજો વધારેને વધારે ઘોર બનતા જાય છે. અને હૃદયમાંથી એક તીવ્ર ચિત્કાર નીકળી જાય છે. 'જંગલનો ન્યાય શું હજી સુધરેલા માનવસમાજમાંથી નથી જ મટ્યો ?'

કલાઓએ આજે પોતાની હાર કબૂલ્યે જ છૂટકો છે. એમાં જ સત્યનું દર્શન છે. આ માલણો જગતના મહાવનને ગમે તેટલું કાપીકૂપી, છેદીછાદી, ઉપવનમાં ફેરવવા માગે, પણ એ જેટલી ઝડપથી નવા ક્યારાની રચના કરી શકે છે તેથી બમણી ઝડપે કાંટા ઝાંખરા ફૂટી નીકળે છે.

તો શું કલાને નસીબે હંમેશાં પરાજ્ય જ નિર્માયો છે ? ના, આ પ્રશ્નનો હકારમાં જવાબ આપણે સ્વીકારી શકીએ જ નહિ. જો એ સ્વીકારીએ તો આપણે જિન્દગીથી હાથ જ ધોઇ નાખવા પડે. અને ઉઘાડી આંખે જોઇશું તો જગત પણ એ પ્રશ્નનો હકારમાં જવાબ સ્વીકારતું નથી.

બેશક આબિસિનિયાને હડપ કરી ગયેલ ઇટલીની તોપોની સામ્રાજ્યશાહી વાણી કવિતાની વાણી નથી. સ્પેનને ભીંસી રહેલ ફાસિઝમની વાણી કવિતાની વાણી નથી. તેમજ ચીનને ભરખી રહેલ જાપાનની તોપોની શિકારભૂખ્યા વાઘની વાણી એ પણ કવિતાની વાણી નથી. પણ જગતમાં એટલી એક જ વાણી નથી. એ આક્રમણોનો મંદ કે પ્રબળ સામનો કરી રહેલ પ્રજાઓની વાણી કવિતાની વાણી છે. ભૂતકાળમાં થયેલા કે અત્યારે થઇ રહેલા દમનની સામે ઊઠતી એકેએક પ્રજાની વાણી કવિતાની વાણી છે એ હૃદયની વાણી છે. કારણ ત્યાં બીજાને હડપ કરતાં જતાં ક્રૂરતાથી દાંત ભીંસવાના નથી, કે શિકારની પુષ્ટતા જોઇ મોંમાંથી લાળ દદડાવવાની નથી. પણ પોતાના ટકાવને ખાતર, મુલકને ખાતર, માનવતાને ખાતર, શરીરને કટકા થઇ જવા દેવાની વાત છે. તોપની આગળ ફૂરચે ફૂરચા બનીને ઊડી જવાની વાત છે, ક્ષણેક્ષણે દમનના ચક્ર નીચે કચડાઇને ભુક્કા બની જવાની વાત છે. જો માનવભક્ષક તોપોની વાણી ભયંકરતર બની છે, તો એનો સામનો કરનાર, માનવતાની સ્થાપના કરનારી હૃદયવીણાની વાણી પણ આજ લગી હતી તે કરતાં પ્રબળતર અને વ્યાપક બની છે. આજે કોઇપણ પ્રકારના આક્રમણને અને દમનને મૂંગે મોંએ કોઇ વશ થતું નથી એજ જગતનું મોટું સુચિહ્ન છે. એ જ બતાવે છે કે રૂંધાઇ ગયેલું કચડાયેલું હૃદય ફરી પાછું જાગૃત થશે અને જ્યાં લગી પોતાની સ્થાપના જગતમાં નહિ થાય ત્યાં લગી તે જંપશે નહિ. આપણે માનીએ છીએ અને સ્વીકારીએ છીએ કે સ્વાર્થની ભૂખનો પોકાર બહુ જબરો છે, વાસનાઓનો આક્રોશ અતિ તીવ્ર છે, પણ હૃદયનાં સ્પન્દન એ બંનેથી જબરાં અને તીવ્ર છે. ઘડીક હૃદયના સ્પંદનને પેલાં બે ઢાંકી દે છે. પણ માણસને પરમ શાંતિ અને સુખ તો જ્યારે તે હૃદયનાં સ્પંદનને મુક્ત રીતે થવા દે છે ત્યારે જ થાય છે. જગતે એ રસ્તે ગયા વિના છૂટકો જ નથી.

આ બહુ ભારે વાત છે. જગતનાં સૂત્રોનું સંચલન કલાઓના હાથમાં ! અને તેય આ કવિતાના હાથમાં ? કોઇ ખૂણે રચાતી કે ચોપડીમાં બહાર પડતી, કે વિવેચનોમાં ચર્ચાતી, કે મુશાયરોમાં ગવાતી નાચીઝ કવિતાના હાથમાં ? આપણે કહીશું હા, એના હાથમાં પણ તે વેળા એનું સ્વરૂપ આપણે ધારીએ છીએ તેવું નથી હોવાનું બલ્કે આ વામનરૂપમાં જ તેની વિરાટતા ગુપ્ત પડેલી છે. એ વામનતા ક્યારે અને કેવી રીતે વિરાટ બને છે !

આ પ્રશ્ન પણ ઘણો વિરાટ છે. આપણે જાણીએ છીએ કે જીવનની ક્રિયાશક્તિ પ્રેરાય છે હૃદયથી, નહિ કે બુદ્ધિથી. બુદ્ધિ તો તર્કવિતર્ક કર્યા કરે છે. અને કદી તે અમુક સત્યનો સ્વીકાર કરી લે છે છતાં એ સત્યની પાછળ જીવનને ઝુકાવવાનું બળ તેની પાસેથી મળતું નથી. અર્જુન જેવો મહારથી પણ કહેતો હતો કે 'હું જાણું છું છતાં મારાથી કુકર્મમાંથી અટકાતું નથી, અને સત્કર્મમાં પ્રવર્તાતું નથી.' એટલે જીવનને પ્રેરનાર હૃદય અને તેના ભાવો અને આવેગોને જે જીવી શકે, ઘડી શકે, પ્રેરી શકે, ઉત્તેજી શકે, અને નવા સર્જી શકે, તેજ જીવનને ઘડનાર બનવાનું છે. અને આ કામ કરવા કલા સિવાય-કવિતા સિવાય બીજું કોણ વધુ સમર્થ છે !

કવિતા જીવનનું ગાન છે, જીવનનું દર્શન છે, અને વળી એ દર્શનનું ગાન છે. જીવનની વિષમતાને એ

ગાંડાને ડાહી કરે છે, સુખદતાને ગાઇને એ વધુ સુખદ કરે છે, હૃદયનાં હરપ્રકારનાં ક્ષુદ્રઅક્ષુદ્ર આંદોલનોને ઝીલી તેમને તે મહત્તા આપે છે, જીવનના તમામ પ્રદેશોમાંથી એ દુઃખ અને સુખનાં તત્ત્વો ઉપાડી લઇ એક અપૂર્વ મધુરાજ તૈયાર કરે છે, જેને સાંભળી માણસ હૃદયનો મોક્ષ અનુભવે છે, વિકાસ અનુભવે છે. જેને જેને જીવનને સહૃદ કરીને પુકાર્યો હોય છે તે પોતાની નાનકડી હૃદયની વાડકી લઇ તેની પાસે પહોંચી જાય છે, અને જીવનનાં અમૃત ઝીલી જગતને તે પાય છે. એ તો કવિઓ થયા, નાના અને મોટા, એકાદ દૂહો જોડનાર, એકાદ પુસ્તક લખનાર, એકાદ સોનેટ રચનાર, કે ખંડ-કાવ્યો, પ્રબંધો, અને મહાકાવ્યો રચનાર, ગ્રામગીત ગાનાર, કે વિશ્વગીત ગાનાર એ બધા કવિઓ.

આ ગાન એ દરેક વખતે દર્શન હોય છે. સર્વત્ર અનંત રીતે પથરાયેલા જીવનના મસાલામાંથી કવિ અમુક જ ચીજ કેમ ગાય છે અને બીજી કેમ નહિ? એનો જવાબ એટલો જ કે કવિને જીવનનું એ અંગ દર્શન યોગ્ય-ગાન યોગ્ય લાગ્યું છે. જો કવિની પ્રતિભા ઊંડી હોય છે તો તેનું ગાન જ, તેના સૂક્ષ્મ હૃદય અનુભવો જ જગત માટે પરમ દર્શન બની જાય છે.

પરમ દર્શનને આપણે આથી પણ વધારે અર્થમાં કવિતામાં ઘટાડી શકીએ છીએ. દર્શન એટલે જીવનનો સમન્વય, ઉકેલ, અને બંધનમાંથી મુક્તિના માર્ગની આંકણી. પોતે જે કાંઇ જોયું તે તેવી જ રીતે બીજાને બતાવવું એ જ બસ નથી. પણ એ જોયેલામાં જોનાર કઇ વિશેષતા બનાવે છે તે જરૂરનું છે. દરેક કવિમાં એક કાળે આ દર્શનની દૃષ્ટિ ખૂલે જ છે. એવો એકે સાચો કવિ નથી જે છેવટે દ્રષ્ટા ન બન્યો હોય. કવિતા એની ઊંચી ભૂમિકાએ ચડી છેવટે તત્ત્વજ્ઞાન સાથે હાથ મિલાવી લે છે. એ તત્ત્વનું દર્શન જ જગતને ઘડે છે. જીવનના પ્રવાહોને પલટી નાખે છે, જીવનની મંદતાને વેગીલી બનાવી દે છે, અને સૃષ્ટિ પર નવરચના પ્રગટાવે છે.

આ તત્ત્વદર્શન જગતમાં બે રીતે અવતાર લે છે. એક કવિની મારફતે, બીજું ઉપદેશકની મારફતે. ઉપદેશક, પ્રચારક, વિવેચક એ બધાની પાસે ચોક્કસ સંખ્યાના પગથિયાં વાળી બુદ્ધિની સીડી હોય છે. એ સીડી કેટલીક વાર ઢળતી તો કેટલીક વાર બહુ જ ઊભી ગોઠવાયેલી હોય છે. અને એ ઉપરથી તત્ત્વદર્શનને જગતમાં ઊત-રવું પડે છે. કવિ પાસે એ ચોક્કસ પગથિયાંની સીડી નહિ પણ કંઇક બીજું છે. એ જે છે તેને તમે ગમે તે રીતે ઓળખાવો. હૃદયવેલી બાગ કહો, સુમંજુલ વીણા કહો, સુલલિત પ્રવાહ કહો. એના મારફતે દર્શનને લોકો પાસે પહોંચવું ઘણું સરળ થઇ પડે છે. એટલે જ ઘણા યે તત્ત્વદ્રષ્ટાઓ કવિ પણ હોય છે જ. એ જીવનનું દર્શન જ્યારે ગાનરૂપે પ્રગટ થાય છે ત્યારે બુદ્ધિ તેની આગળ આનાકાની નથી કરી શકતી, હૃદય બંને બાહુને પ્રસારી તેને ઝીલી લે છે.

જગતમાં કવિતા આ રીતે નવજીવન પ્રેરે છે. પ્રત્યેકને જીવન મળેલું છે. અને એ જીવનશક્ત માણસના ગમે તેટલા મૂઢ ઇનકાર છતાં પોતાનું સાફલ્ય તેની પાસે શોધાવે છે. માણસની મૂઢતા ક્ષણભર ભલે વિજયી બને, પણ જીવનનો સાદ સાંભળ્યા વિના તેને ચાલવાનું નથી. જુવાનીની ધુમાડી મગજમાં ભલે થોડો વખત ભરાય, પ્રપંચની સાધના ઘણીવાર ભલે મહા મોહક લાગે, અને સ્થૂલ સંપત્તિના સંચયમાં જ ઘણીવાર ભલે જીવનનું પરમ સાર્થક્ય અનુભવાય, પણ એક એવો વખત માણસના જીવનમાં જરૂર આવે છે જ્યારે તે પ્રશ્ન કરે છે કે 'આ જીવન, તું શું છે?'

એ પ્રશ્નના પ્રત્યુત્તરરૂપે કવિતા પ્રગટે છે, દર્શન પ્રગટે છે, ગાન પ્રગટે છે. જગતની આદિથી આ ગાન અને દર્શન પ્રગટ્યાં છે, અને દરેકે તે ઝીલ્યાં છે. જીવનની અંદર આ ગાનની તથા આ દર્શનની જેટલી પ્રભા વધુ બને તેટલું જીવન વધુ સમૃદ્ધ બને છે.

આ વસ્તુ એક જ રીતે સાધી શકાય છે. જીવનના નમ્ર અને છતાં દૃઢ ભક્ત બનીને, ગંભીરતાથી તેની ઉપાસના કરીને, તેની સાથે ખેલ કરવાની બાલિશતા છોડી દઇને, જીવનમાં કાંઇક શાશ્વત હેતુની સ્થાપના કરીને. કવિતા એ જીવનનો ઉત્તમ આવિર્ભાવ છે. એની ઉપા-

સના એનો પરિચય પણ ઉપરની રીતે જ કરવાનો છે. એનો અર્થ એમ નથી કરવાનો કે ચોવીસે કલાક ભારેખમ મોઢું કરીને ફર્યા કરવાનું અને કોઈ પૂછે કે તને શું થયું છે? તો ભ્રમરોને સાંકડી કરી, હોઠને શુષ્ક રીતે સંકોડીને કહેવાનું 'હું જીવનની સાધના કરું છું.'

ના આ ગંભીરાઈ, હેતુની દૃઢ સ્થાપના ને ઉલ્લાસ, મુક્ત હાસ્ય, પ્રફુલ્લ વિનોદ કે તંદુરસ્ત દોડધામની સાથે વેર નથી, બલ્કે પરમ મૈત્રી છે. એ ગાંભીર્ય અને સહેતુકતા એ જીવન કાર્યનાં મૂળિયાં છે. જીવનમાં એ ચોંટયા પછી પ્રફુલ્લતાં, ઉલ્લાસ, હાસ્ય વિનોદ જીવનરસથી લસલસતાં હોય છે. એ વિનાનાં હાસ્યવિનોદ બનાવટી કાગળનાં પાંદડાં જેવાં જ ક્ષણિક ચળકાટવાળાં હોય છે.

અને એટલે માણસે કવિતાનું આહ્‌વાન આવે તેને પૂરા ગાંભીર્યથી ઝીલી લેવું જોઈએ જીવનની કવિતા તો દરેક માણસના હૃદયબારણે ટકોરા લગાવતી ફરે છે. આપણે એ જોવાનું કે આપણે એને નકારીએ નહિ. આપણે એ ન ભૂલીએ કે આપણને દરેકને જીવનની પેઠે જીવનની કવિતા પણ જન્મની સાથે વારસામાં મળેલી છે. જો એ કવિતાને આપણે પ્રગટ કરી શકીએ તો વધુ સારું. એ માટે કવિતાના કલારૂપની ઉપાસના જરૂરની છે. એમાં વ્યાયામની જરૂર છે. એમાં વિવેકદૃષ્ટિની જરૂર છે. એટલું સાધવા જેટલી જેની હિમ્મત થની હોય તે કવિતાના વાહક બનવાનું ભાગ્ય મેળવી શકે છે. પણ એટલું ન કરી શકનાર પણ પ્રગટતી કવિતાને ઝીલી શકે છે. એ ઝીલવાને પણ ઉપર કહી તેવી કલારૂપની ઓળખ તો જરૂરી છે જ. પણ એ જેટલી દુઃસાધ્ય ગણાય છે તેટલી નથી. અને મહેનત કર્યા વિના તો કશુંયે ક્યારે મળે છે. મહેનતથી કંટાળનાર માટે જીવન નથી તો પછી કવિતા તો ક્યાંથી જ હોય! પણ જે માણસ જીવનમાં સ્વલ્પ પુરુષાર્થને પણ સ્થાન આપે છે તે આ જીવનના પરમામૃતરૂપ કવિતાનો રસ પણ ચાખે છે. અને આ કવિતા તો એટલી ઉદાર છે કે તમારી ઓછામાં ઓછી મહેનતનો પણ સોગણો બદલો વાળી આપે છે.

બાળક માત્ર કાન ઉઘાડા રાખે છે, અને માનું હાલરડું તેને મળી જાય છે. રાસ રમનાર ચાંદનીરાતે ભેગા થાય છે અને જીવનને ગરબે તે ચડી જાય છે. ના, આમાં મહેનત છે તે મહેનત જ નથી. એ મહેનત પણ એક રસરૂપ જ બની જાય છે. એટલે દરેકને હૃદયબારણે ટકોરા દેતી કવિતાને દરેક જણ પોતાના બારણાં હોય તેટલાં ખુલ્લાં કરી દે તો તે બારણામાં માશે તેટલી કવિતા તેના જીવનમાં આવશે જ. જો કૃપણતાનો આરોપ મૂકવો હોય તો તે માણસ ઉપર મૂકાય, કવિતા ઉપર નહિ. અશ્રદ્ધા, કૃપણ માણસ હૃદયનું દ્વાર ઉઘાડતો જ નથી, અને ઉઘાડે છે તો ય અતિ અલ્પ જ. પણ એટલામાથી યે જીવનદાતા પ્રાણની પેઠે કવિતા તો ધસમસતી પેસી જીવનમાં વ્યાપવા મથે છે. એ ધસમસતી કવિતાને કોઈ રોકશો નહિ.

એનાથી જીવન પ્રફુલ્લ થવાનું છે. બૃહત્ થવાનું છે. સફળ થવાનું છે. એના ઇનકારમાં જીવનનો ઇનકાર છે, એના સ્વીકારમાં જીવનનું સાફલ્ય છે. આપણે દેખતા છતાં જોતા નથી પણ એ વાત તો સાચી છે કે જગતની આદિથી ક્રૌંચીની ચીસ સાંભળી દ્રવનાર વાલ્મીકિથી માંડી આજ લગી દરેક માણસના હૃદયે કવિતાનું આહ્‌વાન અખંડ રીતે ચાલુ રહ્યું છે. એ આહ્‌વાનને સમજીએ અને તેનો યથાશક્તિ જવાબ આપીએ.

---

૧૨-૧૨-૩૭ ગુજરાત કૉલેજ-અમદાવાદમાં વાંચેલું.

# ચિત્રપટની જીવન ઉપર અસર

શ્રી. ફિરોજશાહ રુસ્તમજી મહેતા

જીવ અસરને મેળવીને અનુભવને પામે અને અનુભવને પામીને ઉન્નતિને સાધે એજ ક્રમાનુસાર આ આખું વિશ્વ અને તેમાંનું દરેક કાંઇ પોતાનો વિકાસ કરી રહ્યું છે. એ રીતે જોતાં અસર એ બીજ છે. અનુભવ એ વૃક્ષ છે અને ઉન્નતિ એ ફૂળ છે.

સ્વેચ્છાએ કે અનિચ્છાએ તથા જાણે અજાણે અસરની આપલેનો વહેવાર-વેપાર સૃષ્ટિની સર્વે ઉત્પત્તિઓ વચ્ચે નિરંતર ચાલતો જ રહે છે. કોઇપણ કોઇને પરસ્પર અસર આપવાથી અને અસર લેવાથી અલગ કિંવા મુક્ત નથી. એમ પ્રત્યેક કાંઇ દરેકના જીવન ઉપર અસર કરે છે.

પૃથ્વીની જે બધી પેદાશો પોતાના જીવન ઉપર અસર લાવવાનું કાર્ય અહોનિશ કરી રહી છે તે સર્વેમાં મનુષ્યજીવો સૌથી વિશેષ અસર ભોગવે છે અને સામાને આપી શકે છે એ વાત નિર્વિવાદ છે.

એ રીતે જોતાં મનુષ્યજીવને અને મનુષ્યજીવનને આ જગતમાં જે જે કાંઇ અસર કરી રહ્યું છે તે સર્વેમાં આજકાલ ચિત્રપટ યાને સિનેમા સૌથી સબળ અને અગ્રેસર છે. તેનો ખાસ સબબ જ આ કે એ કાંઇ પડદા ઉપરનું મનોરંજક ચિત્ર માત્ર જ નથી; પરંતુ પડદા પાછળ એમાં માનવતા છે માનવ જીવન છે. માનવ સૃષ્ટિ છે. માનવીને માનવનું વધારે જ સ્પર્શે; વધારે જ અસર કરે અને તેમાં યે આ માનવતાની અસર અનેકવિધ સરસ સરસ પ્રકારે માનવ પ્રેક્ષકોના તન મન હૃદય અને આત્મા ઉપર, ચિત્રપટ સૌથી સબળ રીતે ઉપજાવતું હોવાથી જીવન ઉપર એની અસર અને એ અસરનું આકર્ષણ જબરદસ્ત છે.

કલાક બે કલાકના ટૂંક અરસામાં જ, અનેકવિધ રસિકતાથી અને સુંદરતાથી, માનવીને માનવનું મળી રહે તેવું પ્રખર ઉર્મિ ઉત્પાદક અતિ અસરકારક સાધન તે સિનેમા છે. આટલા જ માટે આજનું આપણું ચિત્રપટ-જગત કાંઇ કાંઇ દોષોથી અલિપ્ત નથી છતાં યે તે જીવનની એક આવશ્યક વસ્તુ સમાન લોકોને અત્યંત વહાલું અને આકર્ષક થઇ પડયું છે.

આટલા પ્રસ્તાવ ઉપરથી જનતા ઉપરની સિનેમાની અસરનું કેવળ પાયા રૂપ અંતર્ગત કારણ જ આપણે જાણ્યું. પણ ચિત્રપટની જીવન ઉપર અસર શાને લીધે આટલી અને આવી પ્રચંડ કિંવા પ્રબળ છે યાને એ અસર જીવનને કઇ કઈ રીતે આવીને મળે છે તે જાણવાની આપણને અત્રે ખાસ જરૂર છે. કારણ એ જો આપણે જાણીએ તો જ પછી આપણે નક્કી કરી શકીએ કે સિનેમા વડે જીવન ઉપર થતી અસરને આપણે કેમ આપણાં જીવનને હિતકર થઇ પડે તેમ સુસાધ્ય બનાવી શકીએ.

**જીવન ઉપર અસર લાવવા માટે કળા આત્મસ્પર્શી હોવી જ જોઇએ.**

જીવ પોતાનાં જીવન ઉપર મન અને હ્રદયદ્વારા અસર લાવે છે. મનને સમજદારી તથા જ્ઞાન આપીને અને હ્રદયને રસિકતાના તથા સૌંદર્યના તેમજ સુભાવનાઓના સ્પર્શ આપીને. પરંતુ અંતે તો એ અસર એટલી વેધક અને બળવાન હોવી જોઇએ (અને હોય નહીં તો તેને બનાવવી જોઇએ) કે તે ઠેઠ મનુષ્યના આત્માને જઇને અથડે. પ્રત્યેક કળાનો અને કળાદર્શનનો ધર્મ જ એ છે. એટલા માટે જે કળા પ્રકટ કે પછી અપ્રકટ રીતે પણ, જલ્દીથી નહીં તો મોડેથી પણ, મનુષ્યના આત્મા સુધી જઈ પહોંચે એવી હોય નહીં તેને સત્ય જોતાં કળાનું નામ પણ છાજતું નથી. 'આત્મા સુધી જઇ પહોંચે' એનો અર્થ અલબત્તાં એ જ થાય છે કે તે કળા આત્માને હેઠો ન પાડે પણ આત્માને બઢાવે. ખુલ્લું નહીં તો ગુપ્ત, હમણાં નહીં તો હવે પછી પણ કળા આટલું કરી શકે તો બસ છે.

**વિશ્વભાષા અને વિશ્વશાળા સમું ચિત્રપટ**

ચિત્રપટ આ બધું કરી શકવા જેટલું શક્તિવાન છે; કારણ એ ખુદ એવી લાયકાતોથી ભરેલું છે કે જેની અસર મનુષ્યના જીવન ઉપર સરસ અને સુંદર, ઉપયોગી અને ઉન્નતિકર થવી જ જોઇએ

સિનેમાની આ લાયકાતો યાને યોગ્યતાઓ શી છે?

પ્રથમ તો આ કે સિનેમા જેમ કળાનું એક અંગ છે તેમ તે સાહિત્યની એક શાખા છે. કળાલેખે એ પોતાની અંદર સઘળી કળાઓને સમાવતી એક મહાનમાં મહાન લલિતકળા છે-સાહિત્ય એ લેખે જોવાતી અને સંભળાતી વાર્તા કિંવા નાટ્ય છે. સિનેમા આજે મૂંગા અને બોલતાં ચિત્રરૂપે દુનિયાની દરેકે દરેક શીખેલી કે અભણ પ્રજાની વિશ્વભાષા (Universal Language) છે. એ ઉપરાંત સિનેમા એક ઉપયોગી કળા (Useful Art) છે, કારણ તે જેમ જનતાને તેનાં જીવન માટે ઉપયોગી થઇ પડે એવું શિક્ષણ આપનારી એક સર્વદેશીય શાળા જ નહીં પરંતુ એ પૃથ્વી ઉપરનો પાંચમો મહાન ઉદ્યોગ પણ છે. તો પછી ચિત્રપટની અસર જીવન પર ન હોય, અથવા તો તેની ખરાબ જ અસર હોય, અથવા સિનેમા તો કેવળ એક શોખ, મોજ અને આનંદનું જ સાધન છે એમ કોણ કહેશે?

**આનંદદાયક ચિત્રપટ ફિલસૂફ સમું ચિત્ર છે**

કદાચ, કેવળ વિવાદ ખાતર આપણે આમ પણ માની લઇએ કે ચિત્રપટ માત્ર મોજશોખનું સાધન છે તોયે તે જનતાને માટે જરૂર વિનાનું તો નથી જ. કોઇ વિચારવંત પાશ્ચાત્ય લેખકે આ આક્ષેપનો ઉત્તર વાળતાં વાજબી જ લખ્યું છે કે :–

"Cinema taken merely as an enjoyment, serves its purpose best. **Taking off a human being's mind from his engrossing problems is a philosophy in itself–perhaps the greatest philosoPhy."**

પણ ના, જીવનના એક આનંદ લેખે જ, સમય પસાર કરવાના એક સાધન લેખે જ, ઘડીભર જિંદગીની જંજાળોને વિસારવા અર્થે જ ચિત્રપટ સર્જાએલું નથી. સિનેમા નામે નવી શોધને જગત ઉપર લઇ આવવામાં જગકર્તાનો ઉદ્દેશ અતિ ઉચ્ચ છે અને તે પ્રમાણે ચિત્રપટનું કર્તવ્યક્ષેત્ર બહુ જ વિશાળ છે અને હજી યે તે વશેષ વિસ્તૃત થતું જ જશે. અત્રે સવાલ માત્ર છે ચિત્રપટને સમાર્ગે પ્રકટાવવાનો અને તેની શુભ અસર ઉપજે એમ તેને પ્રેક્ષવાનો આપણે તે આગળ જતે

જોઇશું.

**એક રમકડાંનો ચમત્કાર**

સર્વે કોઇ જાણે છે કે, કુદરત જેટલી બળવાન છે તેટલી ડાહી અને પ્રગતિવાન (Progressive) છે. ઇસ્વી સને ૧૮૨૪માં વિલાયતની રોયલ સોસાએટી સમક્ષ Peter Mark Roget નામના અંગ્રેજ વિજ્ઞાનીએ "The persistance of vision with regard to Moving objects" નો પંડે લખેલો નિબંધપત્ર વાંચી સંભળાવ્યો—જ્યારે સને ૧૮૩૩ની સાલમાં "Loetrop" નામે બાળકોને રમવા માટેનું ચક્રચિત્રરૂપી રમકડું અસ્તિત્વમાં આવ્યું—૧૮૭૮માં જ્યારે કાચની પટીઓ ઉપર ચિત્રો ચક્રમાં ફરે એવો "Photographic Gun" નામે કેમેરા બનાવવામાં આવ્યો—૧૮૮૮ જ્યારે કચકડાંની ફિલ્મ પટીવાળા કેમેરા શોધાયા—અને છેવટ જ્યારે મહાન વિજ્ઞાનશાસ્ત્રી અને શોધક થોમસ આલ્વા એડીસનની શોધ પ્રમાણે તા. ૧૪મી એપ્રિલ ૧૮૯૪ની સૌભાગ્યવંતી સાંજે સૌથી પહેલીવાર ન્યુયોર્કના બ્રોડવેના રાજમાર્ગ ઉપરના ૧૧૫૫ નંબરવાળા ઘરમાં "Kinetoscope" નામે સિનેમાયંત્ર વડે હાલતાં ચાલતાં ચિત્રોનો પહેલો પ્રયોગ, રૂપેરી ચાદર પર દર્શાવવામાં આવ્યો ત્યારે કોણે જાણ્યું હતું કે તદ્દન નવી રમત જેવી જગતની એ નાનકડી શોધને ફાળે દુનિયાની એક અતિ મનોરંજક તથા બેહદ ઉપયોગી સેવા બજાવવાનું મહાન કાર્ય સોંપાયું છે અને એટલા જ ખાતર ડાહી તથા દૂરઅંદેશ કુદરતે એને જન્મ આપ્યો છે?

**ચિત્રપટની કેળવણી લેખે જીવન ઉપર અસર**

પ્રગતિવાન કુદરતે પોતાના ધર્મકાર્ય પ્રમાણે ગઇ ઓગણીસમી સદીના અંતભાગમાં અને વીસમી સદીના આરંભમાં જગતમાં એક દેખીતી મહાન કારવાઇ કરવા માંડી: આ આખી વિશાળ પૃથ્વીને "એક જ મહાન ઘર જેવી નાનકડી" બનાવવા માંડી. દુનિયાના દૂર દૂરના પ્રદેશોને એકેકની બહુજ પાસે પાસે લાવીને મનુષ્ય મનુષ્યો વચ્ચે સ્થળ અને સમયના અંતરાયને ઓછો ઓછો કરવા માંડયો. મનુષ્ય જીવોની પ્રગતિ માટે—પ્રજા પ્રજા પરસ્પરને જાણી પિછાણી એકબીજાનું શીખી કરી તેનો લાભ ઊઠાવે અને જગત એક મોટું કુટુંબ બને એવો અખતરો શરૂ કર્યો. એ શરૂવાત પછી એના ફાયદા દુનિયાને મળ્યા છે તેની કોઇ ના પાડી શકે એમ નથી. પ્રભુનો આ મોટા પ્રયાસમાં આંતરદેશીયપણું ખીલી વધી આંતરદેશીય પ્રચારકાર્ય થવા પામે એ પ્રયત્નમાં ચિત્રપટ એ એક ઘણું અસરકારક એટલે જ ઘણું સરસ સાધન હોઇ સૌથી આગેવાન સ્થાનને પામ્યું છે. તે આ રીતે:

૧. ચિત્રપટ વીસમી સદીની વાર્તાપોથી, વર્તમાનપાત્ર અને પાઠ્યપુસ્તક છે.

૨. News Films અને Educational Films દર્શાવીને ચિત્રપટે જગતના મહાનપુરુષોના મુખેથી 'A Form of Journalistic esper anto and Informational Esperanto તથા "The resources of Universality" ની યોગ્ય ઉપમાઓ મેળવી છે.

૩. સિનેમા જોત જોતામાં "જગતની આંખો અને જગતના કર્ણો" બની ગયો છે. પૃથ્વીના રહેવાસીઓ પંડે વિશ્વદૃષ્ટા તથા વિશ્વશ્રોતા બન્યાં છે અને તેઓ 'ટેલી-વિઝન'ની આમદ સાથે એ વિષયમાં નક્કી આગળ ને આગળ પ્રગતિ કરશે જ.

૪. પ્રજાસંઘ સ્થપાયો તેની પણ પહેલાંથી સિનેમાએ "War is Hell"નો સચોટ તથા હૃદયદ્રાવક ખ્યાલ એવી સેંકડો ફિલ્મો બનાવીને આપવા માંડયો છે. "Futility of War" એણે પોતાની તરફથી સૌથી સરસ રીતે સિદ્ધ કરી દીધી છે.

૫. આકાશમાં, પાતાલમાં અને પૃથ્વીમાં દરેક કાંઇ જોવા લાયક, જાણવા લાયક એવું—પૂર્વે કદી ન જોએલું એવું કીમતી તથા સુંદર અને બોધદાયક તેમજ જ્ઞાનની અભિવૃદ્ધિ કરે એવું પૃથ્વીની પ્રત્યેક પ્રજાને એણે બતાવ્યું છે અને બતાવતું જાય છે.

૬ પૃથ્વીની તમામ પ્રજાઓને જગતનાં ત્રણ મોટાં સાધનો :– Aeroplane, Automobile અને "Telephone" એ નિકટવર્તી બનાવી છે. તેમાં હવે વાયરલેસ ટેલીગ્રાફ, વાયરલેસ ટેલીફોન અને રેડિયો અત્યાર આગમજના ભળી ગયાં છે; પરંતુ એ બધામાં કેળવણીના એક પ્રચારક લેખે ચિત્રપટને કોઇ પહોંચી શકે એમ નથી : અને જ્યારે હવે એમાં ટેલીવિઝન જોડાશે ત્યારે તો એ હદ જ કરશે.

૭ પણ અત્યાર પહેલાં જ "Mass Education" યાને પ્રજાકેળવણીને માટે એણે ખૂબ જ વિશાળ અને સુંદર કાર્ય કરી બતાવ્યું છે :–

અમેરીકામાં ૧૯૦૨માં Caterpiller નામના કીડામાંથી રેશમ કેમ બને છે અને "રસાયનિક તત્ત્વોના જથ્થા કેમ બંધાય છે" એવા કેળવણીવર્ધક ચિત્રપટોથી સીનેમાએ શરૂઆત કીધી. આ નાનકડી શરૂઆત પછી નિશાળો, દેવળો, કલબો, જાહેરસંસ્થાઓ અને વેપારીખાતાંઓ સમક્ષ કેળવણીની ફિલ્મો બનાવવા માટે ડઝનેક જેટલી ખાસ મોટી મોટી કુંપનીઓ જબરદસ્ત થાપણ વડે એકલા અમેરિકામાં જ ઉપસ્થિત થઇ છે. Pathe Exchange કંપનીએ અને "National Federation of Parents and Teacher's Association" હવે અમેરિકાની સંખ્યાબંધ શાળા પાઠશાળામાં પોતાની તરફથી કેળવણીના ચિત્રો બતાવવાનું કાર્ય કરવા માંડ્યું. Yale University Press વાળાઓએ જાણીતા કેળવણીકારોની સાથે મળીને અમેરિકાનો ઇતિહાસ ચિત્રોમાં દેખાડવા માંડ્યો. Harvard યુનીવરસિટીએ બધા પ્રકારની ભૂગોળના વિષયો બતાવવા માંડયા, અને અન્ય કેળવણીખાતાઓ માનવશાસ્ત્ર (Authropology) તથા ભુસ્તરવિદ્યા (Geology) ઇત્યાદી વિષયો ચિત્રપટદ્વારા શીખવવા માંડયા.

ગ્રેટબ્રીટને પણ અમેરિકાનું અનુકરણ કર્યું. ત્યાંના વેપારી અગ્રેસરોએ ચિત્રપટ દ્વારા કેળવણીની વાતને ઉપાડી લીધી. "Hina Moa" "Livingston" અને "Palavor" નામે ચિત્રો વડે ત્યાં ભૂગોળ તથા ઇતિહાસનું જ્ઞાન અપાવા લાગ્યું. લન્ડનના જાણીતા "Daily Telegraph" પત્ર વાળાની બાંહેધરી હેઠળ એક મહાન વર્તમાન પત્ર કેમ તૈયાર થાય છે તેનું ખાસ વિદ્યાજ્ઞાન એક જબરદસ્ત ફિલ્મ વડે લોકોને દેખાડયું. જાનવરોની શરીરરચના અને તેમનું જીવન, મનુષ્યની અંગરચના અને તેની વિધવિધ ક્રિયાઓ, પંખીઓ અને કીડાઓનું જીવન, સાગરે જીવનને લગતાં દૃશ્યો, મેડિકલ સાયન્સને લગતી ફિલ્મો એ બધું મોટા મોટા વિદ્વાનો, શોધકો, ડોકટરો અને સરજનોની સહાયતા તથા સામેલગીરી સાથે ચિત્રપટો દ્વારા શિખાડયું. ત્યાંની ઘણી ઘણી યુનિવરસિટીઓને અને કોલેજોને સિનેમાના Projection Apparatus ભેટ અપાયાં છે અને અપાતાં જાય છે. પ્રાથમિક તથા માધ્યમિક શાળાઓમાં સિનેમા માર્ફત વર્ગ શિક્ષણ કાર્ય (Class Room Teachings) ચાલી રહ્યું છે. વિદ્યાર્થીઓને તથા આમ જનતાને નેચરલ હિસ્ટરી, બૉટની, હ્યુમન અને નેચરલ જ્યોગ્રાફી, ઝૂલોજી, મિકેનિક્સ અને આરોગ્યશાસ્ત્ર આદિ ઘણુંએક વિધવિધ જ્ઞાન ચિત્રપટો વડે શીખવાડાય છે.

ફ્રાન્સમાં ચક્ષુગત (Visual) કેળવણી સને ૧૯૨૩થી ચિત્રપટ માર્ફત અપાતી થઇ ગઇ છે. રાજ્યના ખેતીવાડીના ખાતાં તરફથી કૃષિકારની વિદ્યા ત્યાં શિખાય છે. લોકોને અને નિશાળિયાઓને બતાવવા સારુ, આરોગ્યશાસ્ત્ર, સામાજિક સુધારણી, બાળઅરદાસન, અકસ્માત પ્રસંગે તાત્કાલિક સહાયતાનું જ્ઞાન, ઇત્યાદિ આપવા કાજે ૨૪૫૦ ફિલ્મો ત્યાં અત્યાર આગમ જ તૈયાર થઇ ગઇ છે. વળી રાજ્યનાં એક મોટાં પુસ્તકાલય તરફથી કેળવણીને લગતાં અન્ય ૭૫૦૦ ચિત્રપટો આખા દેશભરમાં બતાવવામાં આવે છે.

જરમનીમાં રાજ્ય તરફથી, કેળવણીની સંસ્થાઓ માર્ફત અને ત્યાંની જગવિખ્યાત Ufa સિનેમા કંપની દ્વારા, ઇતિહાસ, ગણિત પોલિટિકલ ઇકોનોમી, શિક્ષકશાસ્ત્ર અને વ્યાયામવિદ્યા પણ ત્યાં સેંકડો ચિત્રપટો

વડે શીખવવામાં આવે છે.

ઈટલીમાં તો રાજ્ય તરફથી ખાસ કાયદો થયો છે કે દરેક સિનેમા થિએટરમાં અમુક પ્રમાણમાં શિક્ષણ ચિત્રપટો (Instructional films) અવશ્ય બતાવવાં.

રશિયામાં તો એ વાતની ગોઠવણ અને કારવાઇ જબરી છે, કેળવણીની કોઇ પણ એક સંસ્થા અહીં સિનેમા સાથે સંયુક્ત થયા વિના રહી શકી નથી. મૂળાક્ષરો વટીક સિનેમાના ચિત્રોથી શીખવાય છે. ખાસ જરમનીથી ૨૦૦૦ સિનેમાયંત્રો ૧૯૩૨ની સાલ સુધીમાં મંગાવી સોવિયેટ સરકારે પોતાની શાળાઓ અને કોલેજોમાં ગોઠવ્યાં છે.

એ ઉપરાંત સ્કેન્ડીનેવિયા બેલજીઅમ અને હોલેન્ડમાં ત્યાંની મધ્યસ્થ સંસ્થાઓ, એજ્યુકેશનલ ફિલ્મ સોસાએટી અને મ્યુનિસિપેલિટીદ્વારા હઝારો વિદ્યાર્થીઓને તથા જાહેર પ્રજાને દર અઠવાડિયે અને પ્રત્યેક દિવસે કેળવણી અપાય છે.

પરંતુ અફસોસ ! પંચાણું ટકા જેટલી નિરક્ષરતાથી પીડાતા અને નાશ પામતા આ આપણાં પ્યારાં હિન્દુસ્તાન માટે શું ? એનો ઉત્તર આપવા જેવું ખાસ કશું જ નથી ! અને ઉત્તર આપતાં જીવ ધ્રૂજે છે ! કેળવણીની દિશામાં અત્રે જે કાંઇ નજીવું થતું હોય તેટલાથી આપણું શું વળ્યું ! કરાંચીની મ્યુનિસિપાલીટી, પ્રાંતિય સરકાર અને હિન્દી સરકાર ક્યારે હવે ચિત્રપટોદ્વારા આપણા વિદ્યાર્થીઓને અને અન્ય આમવર્ગને સુશિક્ષિત બનાવવાના પ્રયાસ આરંભશે ? રે ક્યારે ? રોશનદાર પડદો આપણા દેશની ભયાનક નિરક્ષરતા ટાળવા માટે ખચિતજ ઘણું કરી શકે ! જુઓ, પશ્ચિમના સુધરેલા દેશોમાં વાર્તા કે એવાં કાંઇ રસીલાં રૂપમાં આમવર્ગને " False Shame " " The Wander of Creation " " The Manufacture of a Motor Car " " An Operation on Stomach " " The Son-in-law and Fat Potatoes " એવાં એવા નામ કામાવાળાં ચિત્રપટ દ્વારા કેટલું બધું લાભકારી ઉપયોગી શિક્ષણ અપાય છે ! ચિત્રપટ જીવન ઉપર આવી અસર કરી શકે છે—તો પછી આપણી પ્રજાના જીવન ઉપર તે શા માટે ન કરી શકે ?

**ચિત્રપટ નિરક્ષર જનતાની સાચી શાળા**

પાશ્ચાત્ય ચિત્રપટોના અમુક દોષો છતાં અને તેમાં સાધારણે શૃંગારતત્ત્વની વિશેષતા છતાં પણ સામટી રીતે લેતાં અને સૂક્ષ્મતાથી વિચારતાં, " આપણા દેશના અભણ અને 'હલકા' કહેવાતા વર્ગને ચિત્રપટોથી લાભ થયો નથી " એમ કહેવું સચ્ચાઈથી વેગળું છે. ફિલ્મો મહીં રંગરાગ છતાં પણ આ બાપડા મૂળાક્ષર નહીં જાણતા નિરક્ષર વર્ગની સિનેમા તો એક જાતની ખરેખરી 'સ્કૂલ' છે. જેમ બાલપોથીના અને પ્રાથમિકશાળાના વર્ગોમાં બાળકની બધી જ્ઞાનેન્દ્રિઓ ધીમે ધીમે ખીલીને વિકાસ પામે છે તેમ ચિત્રપટ જોતે જોતે આ અભણ અને 'હલકા' કહેવાતા વર્ગનાં સુસ્તમંદ મનની જાગૃતિ, (જે તેમના કમભાગ્યે નિશાળમાં થઇ શકી નથી) તો ધીરે ધીરે અંદર અંદર થતી જ રહે છે. તેમને ચિત્રપટો વડે નવા વિચાર અને નવી અક્કલ મળતાં જ જાય છે—તેમની કઠોર, ગ્રામ્ય, અસભ્ય, ઉગ્ર મનોવૃત્તિ તથા પ્રકૃતિને અને રીતભાતને, કાંઇક નરમાશના કાંઇક સમજદારીના, અને કાંઇક સંસ્કૃતિના પાસ લાગતા જ રહે છે. વળી એઓ ગમે એવા અભણ હલકા હોય તો યે ચિત્રપટની જે જે સારી, સુંદર, બોધદાયક, હિતકારી અસરો હોય તેને ઝીલવા—ભોગવવા જેટલું તેમનું હૃદય પણ શીખેલાં ભણેલાં માણસોના જેવું જ માણસાઇ ભર્યું છે.

સિનેમા આપણા દેશમાં આવ્યો ત્યાર પછીથી આજ સુધીમાં આ અભણ 'હલકા' વર્ગનું માનસ તેમની લાયકાત પ્રમાણે ચિત્રપટ જોઇ જોઇ ઠીક ઠીક ઘડાયું હોય જ અને છે એ સહેજે વિચારી શકાય તેવી વાત છે. ચિત્રપટના કોઇક કલંક છતાં પણ આપણા દેશ ઉપર સિનેમાનો આ લાભ અને ઉપકાર આપણાથી સ્વીકાર્યા વિના રહેવાય એમ નથી. હા, બનવાજોગ છે કે આ મોટા અભણ અશિક્ષિત વર્ગમાંથી ઘણાંઓને ચિત્ર-

પટોનો જબરો ચડસ લાગ્યો હશે; સિનેમા જોતા ચાકર વર્ગના કોઇ કોઇ અભણ માણસો ચિત્રપટ જોવાને બની આવે એટલા સારૂં ચાર છ આનાની ચોરી ચપાટી કદી કદી કરતા હશે, વળી તે માંહિલા કોઇ આગળ વધી સિનેમાના દશ્યોનું અનુકરણ કરી કાંઇક લૂંટફાટ કોઇ કોઇવાર યુકિત પુરઃસર કરતા હશે; પણ તેવાં કોઇ કદાચ બનતાં અભણવર્ગથી થતાં અતેડાંને લીધે અને તેવા કોઈ જાતે જ અપ્રમાણિક વૃત્તિના માણસોને લઇને ચિત્રપટોની અવગણના કરીને તો ન જ રહેવાય–સિનેમાની ઘણીએક સારી બાજુઓનો તો અસ્વીકાર ન જ થાય.

### ચિત્રપટ અને સમાજ સુધારો

જનતા ઉપર ચિત્રપટની અસરનો જ્યારે આપણે હિસાબ લેવા બેઠા છીએ ત્યારે આપણાથી નોંધ્યા વિના ન જ રહેવાય કે જાતીય અનીતિની બદી સામે અને ગલીચ ગંદા ગરમીના રોગોની સામે અજ્ઞાન જનતાને ચેતવણી અને શિક્ષણ આપવા સારુ સિનેમાચિત્રોએ પોતાનો સારો ફાળો આપ્યો છે. મુંબાઇ શહેરની "The Social Purity League" ના એક રિપોર્ટમાં જાહેર થયું હતું કે 'લોકોને અનીતિની બદીથી બાઝ રહેવા માટે સિનેમા મારફતે ઘટતી કેળવણી આપી હતી; જેનો ૩૦૦૦ આસામીઓએ લાભ લીધો હતો" વળી આપણી દેશી સમાજોની અને કોમોની કાંઇ કાંઇ દુષ્ટ પ્રથાઓ, કૂરિવાજો તથા વહેમી માન્યતાઓ વગેરેની સામે થવા માટે આજનાં આપણાં કેટલાક દેશી ચિત્રપટો ખચિત જ સારુ કાર્ય કરી બતાવે છે. એક પક્ષે તમે હરિજન અને અછૂતના પ્રશ્નો ઉપર સો ભાષણો સાંભળો અને બીજી બાજુએ "ધર્માત્મા" જેવી અછૂત ઉદ્ધારનો ચિતાર આપતી ફિલ્મ જુઓ તો ચિત્રપટ હરિજન પ્રચારનું કાર્ય કરવામાં કદાચ ચઢી જશે. તેજ પ્રમાણે વૃદ્ધલગ્નનો પ્રશ્ન "દુનિયા ન માને" સૌથી અસરકારક રીતે છણશે. વળી હમણા હમણા અનેક આપણાં દેશી ચિત્રપટોમાં સ્વદેશ પ્રીતિ અને સદાચાર માટે શુભ અસરો જામે એવી અનેક સુંદર, બોધક તથા હૃદયદ્રાવક ફિલ્મો પ્રેક્ષકો સમક્ષ મૂકાતી આવે છે તો પછી ચિત્રપટની જીવન ઉપર અસરના સંબંધમાં આપણને નિરાશાવાદ કેળવવાની જરાયે જરૂર રહેતી નથી. વધુમાં આપણે એટલું જ માગીશું કે કેળવણીને લગતી, વિજ્ઞાહુન્નરને લગતી, આરોગ્યને લગતી, વિજ્ઞાનને લગતી, આદિ એવી એવી ફિલ્મો આપણે ત્યાં પશ્ચિમમાં જેમ થાય છે તેમ તૈયાર થવા પામે. એમ થતાં ચિત્રપટની જીવન ઉપર અસર ખચિત જ ઘણી કીમતી એવી કાર્યસાધક તથા ફાયદાકારક થવા પામશે.

### ચિત્રપટની ઉદ્યોગ લેખે જીવન ઉપર અસર

જો કેળવણી લેખે ચિત્રપટની જીવન પર અસર હોય–જો કળા લેખે ચિત્રપટની જીવન પર અસર હોય તો ઉદ્યોગ (Industry) લેખે તેની જીવન પર અસર શા માટે નહોય? ઉદ્યોગ વડે એક વ્યક્તિની આર્થિક સ્થિતિ સુધરવા પામે–દેશ અને દેશવતનીઓમાં આબાદી આવે–બેકારી અને બેરોજગારી ટળી જઇ તેના તરેહવાર અનિચ્છનીય તથા અનિષ્ટ પરિણામો દૂર થવા પામે એ જોતાં પણ ચિત્રપટ આર્થિક તથા નૈતિક શુભ અસર જીવનને લાવી આપે છે

જનતા નિરુદ્યમી રહે એમાંથી ગરિબાઇ સાથે ગુન્હાઓ પણ વધે. આથી વળી પ્રજાનો માનસિક અને નૈતિક વિકાસ પણ અટકી પડે તેટલા ખાતર દેશદેશની સરકારો અને તેના નેતાઓ ભારે ચિન્તાતુર બની જાત જાતની વિચારવંત યોજનાઓ ઘડી રહ્યા છે. આ યોજનાઓમાં ચિત્રપટનો ઉદ્યોગ તેમની નજર બાહેર રહ્યો નથી–રહી શકે પણ નહીં.

આ ચાલુ માસમા જ સંયુક્ત પ્રાન્તની સરકારે એવી યોજના ઘડી છે કે નવયુવાન સ્ત્રી પુરુષોને નૃત્ય, સંગીત અને અભિનય વગેરે શીખડાવવામાં આવે અને તેઓ પછી નૃત્ય અને સંગીતની તથા ચિત્રપટની રંગભૂમિની આરાધના કરી આબરૂ દરકારથી પોતાનું ગુજરાન ચલાવે.

તે સાથે ચિત્રપટનો ઉદ્યોગ જ પોતાની જાતમાં

એવા છે કે એમાં અન્ય ઉદ્યોગો કરતાં પણ અધિક વિશેષતાથી મનોવિકાસ થઇ શકે એવાં ઘણાં ઘણાં સાધનો એક જ જગ્યે એકત્ર થએલાં છે. એમાં યાંત્રિક, ચક્ષુગત (Optic) રસાયણિક અને વિજળીક એવાં ચાર મોટાં હુન્નર તત્ત્વો સામટાં ભળેલાં છે. પશ્ચિમ કે પૂર્વમાં જ્યાં જ્યાં પણ ચિત્રપટ બને છે ત્યાં ત્યાં એ ઉદ્યોગને અંગે મોટી મોટી રસાયનશાળાઓ, પ્રકાશ વિજ્ઞાન શાળાઓ, પદાર્થ વિજ્ઞાન શાળાઓ, વીજળિક કારખાનાઓ, ફોટોગ્રાફિક ઈત્યાદિ ઈત્યાદિ ખાતાઓ રાતદિવસ ધમધોકાર કામ કરી રહ્યાં છે. કેટકેટલી જાતના કારીગરો, ધંધાદારીઓ અને કામદારો ચિત્રપટ બનાવવા માટે એક જ સ્થળે એકઠા થવા પામે છે અને તેને અંગે વેપાર રોજગાર કેટલો બધો વધવા ખીલવા પામી હજારો અને લાખો મનુષ્ય જીવોને પોષણ મળી પ્રજાઓની આર્થિક આબાદીનો નવો માર્ગ ખુલે છે અને ખુલતો જાય છે.

સ્થળ સંકોચને લઇને આ ચિત્રપટના ઉદ્યોગને લગતા તેનાથી થતી આર્થિક જીવન ઉપરની અસરના સત્તાવાર જંગી આંકડાઓ આપણે રજુ નહીં કરીશું; પણ ખ્યાલ મળે એટલા ખાતર એક જ વાત નોંધેલી અત્રે પૂરતી થઈ પડશે કે માત્ર એકલા અમેરિકા દેશમાં જ ૧૫૦૦૦૦૦૦ (એક કરોડ પચાસ લાખ) માણસો સિનેમા જુએ છે. તેની વાર્ષિક ઉપજનો આંકડો ૮૦૦૦૦૦૦૦ (એંસી કરોડ થવા જાય છે, અને ત્યાંની સરકારને માત્ર કરવેરા લેખે જ હરસાલ ૩૩૫૦૦૦૦ (તંત્રીસ લાખ પંચાસ હજાર) ડોલર મળે છે. એ રીતે જોતાં નક્કી માનવું કે જ્યારે આપણો દેશ સ્વતંત્ર થશે ત્યારે ચિત્રપટની હિન્દી સરકારને મળતી આમદાનીમાંથી પ્રજાની કેળવણી, પ્રજાનું આરોગ્ય અને પ્રજાનાં અનેકવિધ સુખ સગવડના માર્ગો આપણે ત્યાં જરૂર ખુલ્લા થવા પામશે.

**ચિત્રપટની લલિતકળા લેખે જીવન ઉપર અસર**

લલિતકળા (Fine art) લેખે ચિત્રપટની અસર જીવન ઉપર સૌથી વિશેષ હોય જ એ આપણે સર્વે કોઇ સમજી શકીએ છીએ; કારણ લલિતકળા જાતે જ જીવનમાં ઉમંગ, આનંદ, ઉલ્લાસ, આલ્હાદ અને રસ આપનારી વસ્તુ છે. જગતમાંથી બધી લલિતકળાઓને કેવળ એ દિવસને જ માટે ઉઠાવી લ્યો અને જુઓ કે જગતનું શું થાય છે ! રે ! મનુષ્યો આઠે પહોર ઉદ્યોગમાં મચ્યાં રહે તો યે લલિતકળા વિના જિંદગી અકારી બની જાય-જીવન અસહ્ય અને અસંભાવ્ય (Inconceivable) થઇ પડે.

જ્યારે એરોપ્લેન, ઓટોમોબાઇલ, રેડિયો અને સિનેમા વડે દુનિયાના દેશ દેશો એક બીજાની પાસે પાસે આવતા જાય ત્યારે સ્વાભાવિક જ તેને લીધે મળતા આવતા શોખ, લાયકાત અને વિચાર તથા વિષયના માણસ માણસો એક દેશથી બીજે દેશ જઇ પોતપોતાના સંગઠન જમાવે, સંમેલન બનાવે અને તેમાંથી પછી કેન્દ્ર સ્થળો (Centers) દુનિયાના મોટાં મોટાં શહેરોમાં ઊભાં થવા પામે; એથી જીવની કેટલી બધી ઉન્નતિ થવા પામી તેના જીવન પર અસર થવા પામે એ સ્હેજે સમજી શકાય એમ છે. આજ કારણ સર સિનેમાના સુપ્રતાપે આજે હોલીવુડમાં, બર્લિનમાં, લેનિનગ્રેડમાં, પેરિસમાં, લન્ડનમાં, રોમમાં, કલકત્તામાં, મુંબઇમાં, કોલ્હાપુરમાં, પૂનામાં, મદ્રાસમાં વગેરે વગેરે મોટાં મોટાં શહેરોમાં દેશ દેશના સંખ્યાબંધ કળાકારોના સંગઠનો થવા પામી ત્યાં કળાના મોટા કેન્દ્રો (World Art Centers) ઊભાં થવા પામ્યાં છે. ખ્યાલ કરો કે જે એક કળાની અંદર સંબંધ ધરાવતી બીજી સો કળાઓ સમાઇ જાય ત્યાં આવું મહાન પરિણામ ઉપજવા વિના રહી જ કેમ શકે ? એ કારણને લઇને તો ત્યાં તેનાં અનેકાનેક કળાવિભાગો (Art Departments) ઉપસ્થિત થઇ શકયા છે; જેવા કે : ચિત્રપટનો સાહિત્ય વિભાગ જેમાં 'સિનારિયો' લેખકો 'સિનારિયો' અધિપતિઓ, ફિલ્મ એડીટરો, ટાઇટલ રાઇટર્સ આદિ સમાઇ જાય છે.

આ ઉપરાંત જગતના મોટા મોટા વાર્તાકારો, સ્વરકારો, સંગીતકારો, શણગારકો, ગાયકો, વાજકો, નૃત્યકારો હોલીવુડ વગેરે કળાકેન્દ્રોમાં જઇ ત્યાં અમુક વખત રહીને સિનેમાની સાહિત્ય વિષયક તથા કળા વિષયક સેવા બજાવે છે તે જુદું. ચિત્રપટ પોતાનું

લલિત ખાતું, સ્થાપત્ય ખાતું, સંશોધનખાતું, શણગાર ખાતું, સંગીતખાતું, અને છેવટ અભિનય મહો ધરાવે છે. અહીં લેખનકળા, છાયાકળા, પત્રકારિત્વકળા, નાટ્યકળા, ચિત્રકળા, સંગીતકળા, શણગારકળા, વસ્ત્રપરિધાનકળા, મુખ સજાવટકળા, સ્વરકળા, રંગકળા, ફોટોકળા વગેરે વગેરે લલિતકળાઓનો ભંડાર સમો સુસંયોગ જામે છે. તો એ બધામાં કારીગર લેખે કાંઇ ને કાંઇ નાનો મોટો ભાગ લેનાર લાખો મનુષ્યોનાં જીવ અને જીવન પર ચિત્રપટની જબરી અસર ઉપજવા પામે એમાં કાંઇ નવાઈ છે? કલાભિજ્ઞોની કળાનો વિકાસ એજ તેમના જીવ અને જીવનનો વિકાસ.

### ચિત્રપટના કલાકારોની ફરજ

પરંતુ ચિત્રપટના આ સર્વે પ્રકારના કળાકારોએ ખાસ કરીને તેના લેખકવર્ગે, તેના દિગ્દર્શકોએ અને તેના અભિનેતાવર્ગે પોતાને વિષે અને પોતાની કળાને પેખનારા લાખો પ્રેક્ષકોને વિષે આ એક પોતાની મહાન જોખમદારીને બરાબર સમજવી જોઇએ છે કે ચિત્રપટ વડે તેઓ પોતાનાં અને બીજા લાખો મનુષ્યોના જીવન ઉપર જે અસર લાવે છે તે અસરનો પ્રવાહ હર હમેશ એમણે ચોખ્ખો અને શુદ્ધ રાખવો જોઇએ છે. જેમ પશ્ચિમમાં તેમ આપણા દેશના ચિત્રપટના નટનટીઓએ પોતાને ફિલ્મકુંપનીના પગારદાર કામદારો નહીં પણ જનતાના સેવકો સમજવાં જોઇએ છે. તેમણે બને એટલું પોતાનું જીવન શુધ્ધ, સંસ્કારી અને ઉચ્ચ ઉદ્દેશથી ભરેલું રાખીને, પોતે પોતાના દેશની અને પોતાની પ્રજાની બહેતરી ખાતર સર્જાએલાં છે એમ સમજીને, પોતાને સમાજના માર્ગદર્શક અને સુધારક માનીને, ચિત્રપટની જીવન ઉપરની શુભ અસરના સમજદાર સંરક્ષક એવા પહેરેગીર બનાવવા જોઇએ છે. આટલા શબ્દો આજે અત્રે આ લેખ લખતાં ભાર મૂકીને લખ્યા વિના ચાલે એમ નથી. જ્યાં લગી આપણા દેશના ચિત્રપટ બનાવનારાઓ પોતાનાં ચિત્રોમાં આપણી આર્યસંસ્કૃતિને સ્થાન આપતા રહેશે, પ્રેક્ષકોનાં સુરુચિને તથા મનોવૃત્તિને વિકૃત બનાવવાથી અલગ રહેશે, રસિક સાથે બોધક અને આત્મા પર સારી જ અસર લાવે એવી વસ્તુઓ પીરસશે, સૌંદર્યના નામે વિકારજનક દૃશ્યો બતાવવાથી પોતાને વિમુખ રાખશે ત્યાં લગી તેઓ ચિત્રપટ વડે જીવન ઉપર અસર લઇ આવવાના સંબંધમાં કળાના કસાઇઓ અને પ્રભુ તથા પ્રજાના અપરાધીઓ બનવાની બદનામીમાંથી પોતાને બચાવી શકશે-ત્યાં લગી તેઓ પોતાના કળાધર્મને અને પોતાના દેશને તથા પોતાના હમવતનીઓને વફાદાર તથા સાચા રહેલા લખાવી શકશે.

### ચિત્રપટ વિષે માતપિતાની ફરજ

પરંતુ ચિત્રપટની જીવન ઉપરની અસરનો પ્રવાહ શુદ્ધ રહે તેટલા માટે જેમ ચિત્રપટના કળાકારોએ તેમ ચિત્રપટના પ્રેક્ષકોએ પણ તેમાં પોતાની તરફનો સાથ આપવો જોઇએ છે; કારણ જેમ ચિત્રપટને બનાવવાની કળા છે તેમ તેને જોવાની પણ કળા છે. આપણા માબાપોએ અને આપણી યુવક પ્રજાએ એ કળા શીખવી જોઇશે.

આપણા ઘણાં ઘણાં દેશી માબાપો "વય પ્રમાણે મોજ"નો નિયમ બાજુએ રાખી પોતાનાં બાળકોને અને ઉગતા છોકરા છોકરીઓને, આ ચિત્રપટ તેમને લાયકનું છે કે નહીં તે જોયા વિચાર્યા વિના સિનેમા જોવા વારંવાર મોકલી આપે છે એ ખરે જ શોચનીય છે. નાનાં છોકરાંઓને શ્રૃંગારી વસ્તુવાળી અને શૃંગાર-સૂચક વસ્ત્ર પરિધાનવાળી અને શૃંગારી દશ્યોવાળી ફિલ્મો જોવા વિષે માબાપોએ મક્કમ ના પાડવી જોઇએ છે. ખરો માર્ગ તો એ જ છે કે તેમણે પ્રથમ જાતે ચિત્ર જોઇ આવીને પછી જ તે લાયક હોય તો જ પોતાનાં પુત્રપુત્રીઓને તે જોવા મોકલવાં-મોકલવાં એટલું નહીં પણ પડે તેમની સાથે જવું-તેમની જોડે બેસીને તેમને ચિત્ર જોતાં શીખવવું. ચિત્રમાં કઇ જગ્યે શું અગત્યનું સમજવાનું છે-એમા જે સુંદર અને આકર્ષક દેખાય છે તેમા ખરેખર જોવા સમજવાનું શું છે-ફલાણું અત્રે શા માટે-ફિલ્મનો વિષય શો છે-એનું વસ્તુ શું

છે—એનો ઉદ્દેશ શો છે—એમાંથી બોધ શું લઇ શકાય એ સર્વેની સમજ, ચિત્ર જોયા બાદ ઘરે આવીને મા-બાપોએ પોતાના ઉછરતાં ઉગતાં દીકરા દીકરીઓને કહેવી સમજાવવી જોઇએ છે.

### જુવાન પ્રજાને સૌંદર્ય જોતાં શીખવો

ગમે એમ, પણ, ચિત્રકારે ચીતરેલાં ચિત્રો કે સિનેમા કુંપનીએ બનાવેલાં ચિત્રો એ લલિતકળાને લગતી વસ્તુઓ છે, એટલે એમાં વાસ્તવિકતા કારણે અને કળાધર્મ પ્રમાણે પણ અમુક પ્રકારનાં સૌંદર્યદર્શનો તો આવશે અને આવતા રહેશે જ. આજે નહીં અને વય વધતે ભવિષ્યમાં પણ આપણી જુવાન પ્રજા તે જોવાની અને જોવાની જ. માટે આપણાં વેશમાં આવેલાં સંતાનોને આપણે યોગ્ય અંકુશ ભેગી તેમને સૌંદર્ય જોવા–જીરવવાની; ખાસ કરીને માનવદેહસૌંદર્ય જોવા માટેની "લાયક આંખો" પણ આપવી જોઈએ છે. અને એ "લાયક આંખો" આપવાનું અર્થાત્ લાયક આંખો બનાવવાનું કામ આપણાં માબાપોનું અને આપણા શિક્ષકોનું છે. ખાતરીથી માનવું કે આવી બાબતમાં માત્ર બંધી, અટકાવ કે કેવળ અંકુશ લાંબા નભે એમ નથી. કાગળ કેનવાસ કે 'સ્ક્રીન' ઉપરનાં માનવદેહ સૌંદર્યમય દશ્યો જોવા છતા; તેને યોગ્ય રીતે જોવા વિચારવાને લગતી પણ એક ખાસ વિદ્યા છે. તે પ્રમાણે માનવદેહ સૌંદર્ય માત્ર એકજ ઉપલક નજરથી નહીં પરંતુ બારથી પંદર દષ્ટિબિંદુઓ વાળી સમજણથી જોવાઇ શકાય છે; અને એમ જોવાથી મન પર માઠી અસર ન થતાં સુખ, ફાયદો અને સાર પ્રાપ્ત કરી શકાય છે. માબાપો તથા શિક્ષકોએ તે જાણીને તે પ્રમાણે પોતાનાં બેટા બેટીઓને અને વિદ્યાર્થીઓને દોરવવા જોઇએ છે, કે જેથી ચિત્રપટ જોતા તેઓ પોતાનાં મનને નિર્મળ તથા હૃદયને નિર્દોષ રાખી શકે.

### ગાંધીજીએ દીઠેલું કાવ્ય

અમદાવાદ ખાતે છેલ્લાં મળેલાં "ગુજરાતી સાહિત્ય પરિષદ" ના ૧૨ માં સંમેલન વેળાએ પ્રમુખપદેથી ભાષણ કરતાં માનવંતા ગાંધીજીએ બેલુરમઠમાં આવેલાં એક નગ્નાકૃતિ ચિત્રનાં વખાણ કર્યાં હતાં અને ખુલ્લું જણાવ્યું હતું કે "એની પાછળ મોટું કાવ્ય હતું"

આવી દષ્ટિએ માનવદેહ સૌંદર્ય જોવા જોવડાવવાની કળા–બુધ્ધિ આપણી ચિત્રપટ જોતી ઉગતી યુવક આલમને તો સાંપડવી જ જોઇએ. એ કાર્ય યુવકો અને યુવતીઓના માતપિતાનું અને શિક્ષક–શિક્ષિકાઓનું એ માટે જો ચિત્રપટના જુવાન જીવન પર શુભ અસર લાવવી હોય તો તેમનાં વડીલ વાલીઓએ અને આચાર્યોએ આજના યુગને જોઇ વિચારીને એ વિષયમાં યુવકો તથા યુવતિઓને જ્ઞાનપૂર્વક દોરવવાં જોઈએ છે.

### યુવાન વિદ્યાર્થીઓને બે શબ્દો

ચિત્રપટની અસર જીવન ઉપર હોય તો પછી જુવાની કે જે જીવનનો એક ઉછળતો ઉકળતો ધગ ધગતો ધસમસતો તબકકો છે તેના પર તો તેની અસર જબરદસ્તજ હોય એમ કોઇ શક નથી.

આટલા જ માટે શાળા તથા કોલેજની ઉચ્ચ કેળવણી લેતા યુવકવર્ગે એટલું યાદ રાખવું કે સિનેમાના શોખને તેમણે જીવનના એક શોખ પૂરતો જ વાપરવો. તેને પોતાનો જીવન–શોખ ન બનાવી દેવો. ચિત્રપટ દર્શનના શોખી થવું કે પછી તેના એક અભ્યાસી–શોખી થવું તેમાં કોઇ જીવનની એવી મોટાઇ કે નામદારી સમાએલી નથી. સિનેમા ગમે એવો લ્હાવો હોય છતાં જીવન કાજે એનાંથીયે ઊંચા શોખો, શિક્ષણો, અનુભવો, ફરજો અને કાર્યસિધ્ધિઓ નિર્માએલાં છે જ. વળી શકતી પ્રમાણે સિનેમા જોવાઇ શકાય તો તે મુદ્દતની વાત છે પણ જો એક યા બીજા સબબ સર સિનેમા જોવાને ન બને ત્યારે પણ તે વિષે મનને જરાયે ખેદ કે ઉદ્વેગ હોવાં ન ઘટે. યાદ રાખવું સિનેમાજીવનને માટે છે છતાં જીવન સિનેમા માટે નથી. માટે ચિત્રપટ જોવાના શોખને જુવાન જીવોએ અંકુશ તથા મર્યાદામાં રાખવો.

વળી ચિત્રપટને કેવળ આનંદપ્રાપ્તિ અર્થે ન જોતાં તેને સાહિત્ય તથા કળાના અભ્યાસની ખાસ નજરથી—એક સમજુ અને ટીકાકાર પ્રેક્ષકની દષ્ટિથી જોવાં તે

# ત્રણ અર્ધાંગના

શ્રી. ઉમેદભાઇ મણિયાર

શહેરના એક મોટા વર્તમાનપત્રનો ખબરપત્રી લાંબે સમયે ગામમાં રજા ભોગવવા આવ્યો ત્યારે ગામમાં ઘણાઘણા ફેરફારો અને બનાવો બની ગયેલા. બે વર્ષ પહેલાં શિતળાનો ભયંકર રોગચાળો ફાટી નીકળેલો. એ માંડ શમ્યો ત્યાં મરકી આવી, એને લઇને શહેર સુધરાઇ ખાતાએ નાનીનાની અંધારી ગલીઓ અને જૂના અંધારાં મકાનો તોડાવી નાખ્યાં. આથી ગામ કંઇક સારું અને રોગમુક્ત દેખાતું હતું.

એ ખબરપત્રીને આવ્યે માંડ ત્રણ દિવસ થયા હતા ત્યાં એક સવારે સાડાચારે, હજી તો મોં સૂજાણું પણ થયું નહોતું ત્યાં એની ડેલીની સાંકળ ખખડી અને એની બાએ એને શ્મશાને જવા માટે ઊઠાડયો. ખાસ નજીકનું સગું નહોતું, પણ સદ્ગતના કુટુંબની યુક્તિ હતી કે એ આવે તો મર્હુમના ખેદજનક અવસાનના સમાચાર એમના પત્રદ્વારા જગત જાણતું થાય.

શ્મશાને પહોંચ્યા અને મૃતદેહને અગ્નિદાહ આપ્યા પછી કેટલાક લોકો ચિતાના તાપથી સવારની ઠંડી ઉડાડતા, અગર કેટલાક દૂર ટોળેમળી હસી મજાક કરી વાતોમા વખત વિતાવતા હતા. ખબરપત્રી એકલો બધાથી દૂર આસપાસ નવુંનવું દેખાતું હતું એ શાન્તપણે જોયા કરતો હતો. પૂર્વમાં ધીમેધીમે અજવાળું ફેલાતું હતું અને એ અજવાળામાં નદીની પેલી પાર મંદિરોના કળશો ઝળકી ઊઠયા. લગભગ એના પગ પાસેથી જ નદી વહી જતી હતી. દુન્યવી કામમાં બહુ જ સફળ મનાતા એવા એક આધેડ વયના પુરુષે સ્મિતપૂર્વક આવી ખબરપત્રીની બાજુમાં પોતાનું સ્થાન લઇ લીધું અને ચિતા તરફ ડોક વાળી કહ્યું 'ડોસા પૂરા સુખમાં મર્યા. પૈસો છે, પુત્ર છે, ઘર છે, બહાર છે. માથે ધોતિયું વીંટી પેલા બેઠા એ એમના મોટા દીકરા. એનાથી નાનો ૭ સાત વરસનો એક ઘેર બીજો પણ દીકરો છે બે વર્ષ પહેલાં અહીંયાં શિતળા પધાર્યાં'તાં ત્યારે ગામના નાનાંમોટાં માણસો પાકયાં પાનની જેમ ટપોટપ ખરવા લાગ્યાં. એમાંયે નાનાં છોકરાઓનો તો, સાહેબ, બસ મરો હતો! ગામના સદ્ભાગ્યે એ વખતે બહાર ગામની એક બાઇ અહીં આવી વસેલી. ગામનું નાનુંમોટું કામ કરતી, દળણાં દળતી, પાણી ભરતી, છોકરાં રમાડતી. એક નાનકડી ઓરડીમાં એ એકલી રહેતી. કયાંથી એ ... છે. ... છે કે. કેમ એ કોઇને એ કહેતી નહિ, એથી કે ... ભાવ હતો અને રોજ સાંજ

સવારે વખત મળે ત્યારે પાડોશનાં છોકરાં એકઠાં કરી કંઈને કંઇ ખાવાનું આપે, રમાડે અને વાતો કરાવે. સાચ્ચે જ એ તો કોઇ અલૌકિક આત્મા હતો!'

એ પુરુષે એટલું કહી આકાશ તરફ હાથ ઊંચો કર્યો અને ઊંડો નિસાસો નાખ્યો. વળી એક નિઃશ્વાસ નાખી એણે આગળ ચલાવ્યું 'બિચારી આજ તો આ દુનિયામાં છે ય નહિ! પણ એ કોઇથી ભૂલી ભૂલાય એમ નથી. જુઓ, સામે નવ દેરીઓનું એક ઝુમખું દેખાય છે ને એમાં એક દેરીમાં, અત્યારે ચિતામાં સળગે છે એણે એ બાઇનો હાથ પથ્થરમાં કોતરાવી, સિંદૂર લગાવી મૂકાવ્યો છે. ડોસા દિલાવર દિલના હતા. એના નાના છોકરાને પણ જયારે માતાજી દેખાયાં ત્યારે ડોસા બહુ ગભરાઇ ગયેલા. એ વખતે મેં કહ્યું કે સારવાર માટે આપણે આ બાઇને બોલાવીએ.

એ બાઇ પ્રથમ આવી ત્યારે અમારા ઘરનું દળણું દળતી. ઘેરઘેર માતાજી દેખાયાં હતાં ત્યારે મારે ઘેર પણ એક સામટાં બે છોકરાંને માતાજી દેખાયાં. છોકરાંની મા ગભરાઇ ગઇ અને એથી અમે એ બાઇને પૂછ્યું, 'તું અમારાં છોકરાંની સારવાર માટે આવે કે?' પૂછતાં અમે, સાચું કહું તો, અચકાતાં હતાં કારણ બાઈ કોઇ સારા કુટુંબની સંસ્કારવાળી હોય એમ દેખાતું હતું. પણ એણે હા પાડી. ઇશ્વરકૃપાએ બન્ને છોકરાં બચી ગયાં, બીજે કે ત્રીજે દિવસે પાડોશીનાં છોકરાને માતા દેખાયાં. એમણે પણ આ બાઇને સારવાર માટે રાખી, અને કોણ જાણે, સાહેબ, કહો કે એના હાથે યશ હો કે ગમે તેમ, પણ એ છોકરો પણ બચી ગયો. ગામનાં છોકરાં ટપોટપ મરતાં હોય ત્યાં એ જેની સારવાર કરે એ બચી જાય એ કાંઇ ઓછી આશ્ચર્યની વાત કહેવાય? એમ કરતાં એની કીર્તિ આખા ગામમાં ફેલાઇ ગઇ. એને નાનાં બાળકો પ્રત્યે મૂળથી જ પ્રેમ હતો એટલે બને ત્યાં સુધી એ કોઇને ના ન પાડતી.

મારાં બે છોકરાંને એણે જીવનદાન આપ્યા પછી મને એ બાઇ વિશે જાણવા ખૂબ મન થયું. એને પૂછીએ તો એના તો બીડયા હોઠ ઉઘડે શાના? એટલી ખબર જ્યાં ત્યાંથી મળી કે એના માબાપ જીવે છે, એ પરણી છે, પણ અહીં અજાણ્યા ગામમાં આમ એકલી કેમ રહેતી હશે વગેરે કાંઈ માહિતી મળી નહિ.' આટલું બોલી થોડીવાર એ પુરુષે વિસામો લીધો અને ત્યાં બેઠાબેઠા એક માણસને ચિતામાં થોડા લાકડાં નાખવા બૂમ મારી વળી ખોંખારો ખાઇ પાછી વાત શરુ કરી 'આપતો એક મોટાં છાપાના અધિકારી છો. આ બાઇ વિષે આપના જાણવામાં તો જરૂર હશે જ.'

એણે એ પ્રશ્ન પૂછ્યો, માત્ર એને કંઇક વાતોએ ચડાવવા. બાકી, એને એ બાઈનો ઇતિહાસ જાણવાની ખાસ ઉત્કંઠા હોય એ માનવાને કારણ નથી. સ્વાર્થ હતો માત્ર એટલો કે એને વાતો કરાવી, રીઝાવી ચિતામાં બળતા એમના પિત્રાઇ ભાઇ વિષે થોડું સારું સારું છાપામાં લખવાનો. એ માટે ફરી એણે સદ્‌ગતના સખિ દિલની વાત ઉપાડી 'મેં આપને કહ્યુંને કે સામેની દેરી મારા ભાઇએ એ બાઇની યાદમાં ચણાવી આપી? મારા કહ્યાથી મારા ભાઇએ નાના છોકરાને માતાજી નીકળ્યાં ત્યારે એ બાઇને રાખી. આ પહેલાં કેટલાંય છોકરાંને એણે જીવતદાન આપ્યું હતું. આ છોકરા વિશે સૌએ હાથ ધોઇ નાખેલા, પણ બાઇના પ્રતાપે એ બચી ગયો. છોકરાના માથે પાણી નાખ્યું, પણ ત્યાં તો, અરેરે, એ બાઈને જ માતાજી દેખાયાં. બાર દિવસ સુધી અમે એને રાખી, પણ એ માતાજીનો ભોગ બની ચાલી ગઇ! ગામમાં કોઇને કહીએ તો સાચું ન માને. મારા ભાઇને બહુ લાગી આવ્યું. ગામને તો એમજ થઇ ગયું કે ખરેખર આ તો કોઈ દેવી કે સતિ જ છે. એથી સામે દેખાય એ દેરી મારા ભાઇએ અઢીસો રૂપિયા ખરચી બંધાવી આપી. હાલ તો એ દેરીનો એટલો મહિમા વધી ગયો છે કે જેનું કોઇનું છોકરું માંદું પડયું હોય, કોઇને છોકરું ન થતું હોય, કોઇનાં છોકરાં જીવતાં ન હોય એ બધાંય એની માનતા કરે અને અજબ તો એ છે, સાહેબ, કે સૌની મનકામના ફળે છે.'

વર્તમાનપત્રનો ખબરપત્રી જે અત્યારસુધી અલિપ્ત

સાથે ચિત્રપટના સૌંદર્યદર્શક કે સૂચનકારી રેખાઓને સ્થૂળસૃષ્ટિથી જ જોઈ વિચારી ન રહેવું તેમને કળા જ્ઞાનની ઉચ્ચ ભૂમિકાથી જ જોવા તપાસવાં.

તદુઉપરાંત ચિત્રપટ સમ્બન્ધી એક અંગી (one sided) શોખ કદી ન રાખવો. રંગરાગથી જ ભરેલાં અથવા તો રમૂજ અને હાસ્યથી છલકાતાં ચિત્રપટો જોઈ સંતોષ ન માનવો. મનનો વિકાસ કરે, હૃદયની ઊંડામાં ઊંડી ઊર્મિઓ તથા ભાવનાઓને જગાડે અને આત્માને સ્પર્શે એવી જ્ઞાની, કળાવત, ઉપયોગી, અસરકારક, બોધક અને નીતિવર્ધક ફિલ્લો જોવાનો ખાસ શોખ રાખવો તથા ખીલવવો અને વધારવો એથી જ ચિત્રપટની જીવન ઉપર અસર સાચી શોભિત સુંદર અને સફળ નીપજવા પામશે.

**આજે દુનિયામાં ચિત્રપટ શા માટે ?**

ચિત્રપટની અવગણના કરનાર એક વર્ગ એવો પણ હસ્તી ધરાવે છે કે જે એને રૂપેરી ચાદર પર તેજછાયા રમતો કોઇ દોઝખના દૈત્યનો નાગો નાચ ગણે છે. લોક લલચાવતું–ભવ બગાડતું શયતાનનું શોભિત શ્રાપિત સ્વર્ગ સમજે છે અને જીવન ઉપર એની અસરને હાનિકારક તથા અનિષ્ટ ધારીને એવું બોલતા સંભળાય છે કે અરે! આ પૃથ્વી ઉપર સિનેમા ન આવ્યો હોત તો કેવું સારું થાત!'

જગતના નાથથી પણ પોતાને ડાહ્યા સમજતા ચિત્રપટના આવા વિરોધીઓ પૂરું વિચાર્યા વિના ચિત્રપટની કળા કિંવા શોધને સિરફ અન્યાય જ કરે છે.

હું તો કહું છું કે ચિત્રપટ ભલે આવ્યું અને ભલે અહીં એ રહે–ખીલે વધે અને આબાદ બને! સર્વેને તેના સાચા ઉદ્દેશ પ્રમાણે જ્ઞાની રસિક અને સુખી બનાવે!

આ અહના લખનારનું નમ્રતાપૂર્વક પણ ખાતરીપૂર્વક માનવુ છે કે પરમેશ્વર પિતાએ આ પૃથ્વી મહીં સિનેમાને પધરાવ્યો તેમાં તેનો મુખ્ય હેતુ અને સૌથી મોટી ધારણા એ જ હતી અને છે કે હવે જગતનાં મનુષ્યોના એક ઘણા મોટા વિભાગને જેમ બને એમ ઝડપબંધ પ્રગતિ કરાવવી અને તેમનાં જીવન ઉપર જોરાવર અસર લાવી તેમના આત્માને વધુ સુંદર અને વિશેષ યોગ્ય બનાવવો.

ઇશ્વર કહો કે પછી કુદરત કહો, તેનું કાર્ય આ યુગમા નિઃશંક ઝડપબંધ ચાલે છે. તેથી તો જ્યાં જુઓ ત્યાં આજે **Speed-Speed** અને **Speed** ના જ ધોરણે દુનિયા વહે છે એ અનુસાર મનુષ્ય જીવોના આત્માને વિકસાવવા સુધારવા કુદરતે પણ Speed નો જ આશ્રય લીધો છે. એ જુના જમાના વહી ગયા જ્યારે જનવૃધ્ધિનું જુનું ગાડું બહુ ધીરે ધીરે ગબડયા કરતું. પણ હવે તો મનુષ્યોને તરેહવાર નવનવા સાધનો વડે આંચકા (Shocks) પાછળ આંચકા આપીને તેમનો આત્મવિકાસ કરવામાં આવે છે. એ બધાં વૃધ્ધિકારક નવા નવા નીકળતાં અને પ્રકટ થતાં સાધનો મહીં કુદરતે ચિત્રપટને પોતાનું સૌથી સબળ અને ઉપયોગી હથિયાર બનાવ્યું લાગે છે. નક્કી માનવું કે જ્યાં શાન્તિ અને સરળતા છે ત્યા ઝડપી પ્રગતિ નથી; પણ જ્યા મન તથા હૈયાની અથડામણ છે. જ્યાં મોજાઓ ઉછળે છે–તુફાનો જાગે છે અને ધરતીકંપો થય છે ત્યાં જ વૃદ્ધિનો વેગ છે.

એ રીતે વિચારતાં ચિત્રપટ પોતાની જાતમાં જ એવું છે કે એને જોવા અનુભવવાથી મનુષ્યોના ઊર્મિ પ્રદેશમાં, આગળ નહીં ઉભરાએલા જબરદસ્ત છોળો, પ્રવાહો, મોજાંઓ અને ઉછાળાઓ જોરશોરથી થવા પામી એમનું ઊર્મિક્ષેત્ર અવશ્ય ત્વરાપૂર્વક ખેડાવા લાગવા પામે છે. આમ જીવોનાં મન તથા લાગણીના-શરીરો ઉછળવા માંડી જીવનું બારીક ઘડતર કાર્ય ચુપચુપ આગળ ધપે છે એટલે કે આત્મવિકાસ થવા પામે છે

ઇન્સાન જાતનો મોટો ભાગ માણસોના આ આત્મવિકાસને બાહેરથી દેખાઇ આવે એવો જોવા માગે છે. પરતુ તેઓ સમજતા નથી કે આત્મિક વિકાસ એ ઘણું ખરુ તો એક આંતરક્રિયા છે એ આંતરક્રિયા પકવ સ્વરૂપે પહોચે અને તેનું તેવું બાહ્યદર્શન થઈ શકે તેને

માટે માત્ર સમયની જ આવશ્યકતા રહે છે. એ રીતે સમજતાં, ચિત્રપટ રૂપી ઇશ્વરે શરૂ કીધેલાં આ નવાં સાધનમાં પણ જેમ ચંદ્રમાં માંહે પણ તેના ડાઘ હોય તેમ, કાંઇક કલંક હોવા છતા પણ ત્યાં પણ આત્મિક વિકાસને સ્થાન છે જ, અને મનુષ્ય જીવો એ નવાં સાધનનો ઉપયોગ કરતા અમુક અમુક આંતરક્રિયાઓ-માંથી પસાર થઇ અનુભવની ચાળણીમાં ચળાઇને ચાલુ આત્મવિકાસ તો કરે જાય છે.

**છેવટ**

છેવટે આ લેખને બંધ કરતાં આખરી અભિપ્રાય એ જ આપી શકાય કે ચિત્રપટ જીવન ઉપર અસર કર-વાને માટે જ અત્રે આવેલું હોઇ એની અસરને શુભ અને શુભ જ બનાવવી એ આપણી પોતાની વાત છે.

જેણે વિશ્વની વિશાળતા, સુંદરતા, રસિકતા, મોહ-કતા અને અજબ ગજબ અદ્‌ભુતતાને એક રૂપેરી પડદે રંગ અને રૂપમાં રજુ કર્યાં—જેણે કેળવણી, કળા, સાહિત્ય, વિદ્યા અને વિજ્ઞાનને ચક્ષુગત રસિકતાના આક-ર્ષક આભુષણોથી સુસજ્જ કરી સારાયે સંસારમાં દૂર કે નજીક બધોબધ પ્રસારી દીધાં-જેણે કુલ ઇન્સાનની આશા-ઓ, ઇચ્છાઓ, ઊર્મિઓ, આલ્હાદો, જુસ્સાઓ અને સ્વપ્નાંઓને, ગાયન, વાદન, નૃત્ય, અભિનય અને અવાજમાં અંકિત કર્યાં—જેણે પૃથ્વી પાતાળ અને આકાશના અનહદ ખજાનાને 'રૂપેરી ચાદર' ની ચમત્કારી ગઠ-ડીમાં ઝીલી ઝીલી પ્રેક્ષકના વર્ગ પાસે જ લાવી મેલ્યો. જેણે ઊંચા આકાશે ઊડતાં પંખીને આંખ પણ ભાગ્યે જ જોઇ શકે એવી અવનીની અસંખ્ય અદૃષ્યતાઓને એ જાદુઇ તિલેસ્માત દૃષ્યતાઓમાં ફેરવી નાખી—જેણે વિશ્વની નાનામાં નાની અને સામાન્યમાં યે સામાન્ય વસ્તુઓને મનરૂપી રત્નો અને હૃદયના જવાહીરોથી મઢી તેમને સમૃદ્ધ તથા સુવિખ્યાત કીધી—જેણે બ્રહ્માંડભરનાં રસ રંગ તથા રહસ્યને પ્રલયના પૂર પેઠે પૃથ્વી પર રેલમછેલ કરી નાખ્યાં—જેણે આખી ઇન્સાન જાતને નવી આંખો, નવા કર્ણો અને નવું જગત કે નવું જીવન બક્ષી દીધું; એવી આ સુજ્ઞ, શોભિત, સુરમ્ય સર્વવ્યાપી ચિત્રપટ કળાની જીવન ઉપરની શુભ અસરો સદૈવ અમારે હૈયે રહો એજ સ્તુતિવચનો સહિત હવે આપણે આ લેખને સમાપ્ત કરીશું.

## હૃદયની વ્યથા

નટવરલાલ મો. ગાંધી

: પૃથ્વી :

જહીં હૃદયની વ્યથા કદી ન લેશ સાંખી શકું,
બને બધિર બુદ્ધિ ને જગતરાનના વાયરા
અસહ્ય કટુ સ્વાર્થના અનલરંગ, ઇર્ષા ભર્યાં
વૃથા વહન જાડયનાં, મલિનવૃત્તિ સંતોષવા.
દ્રવે હૃદય બાવરૂં, હૃદયગીત રેલાવવા.
અગમ્ય પટ ઉજ્જ્વળાં જીવનનૃત્ય ઉલ્લાસનાં
વિશાળ તટ ભાવિનાં સ્વપનલોમમાં મ્હાલવા
ડગે ડગમગે જહીં, હૃદયની વ્યથા જાગૃત !

અરે ! પ્રણય સિન્ધુની અમરછાંટ પ્રોત્સાહની
ઉડી નયન, અંગ ને હૃદય વીંધી પેલે તટે:
પ્રિયે ! ઉભય જિન્દગી હૃદય હોડલે તારવા
રચે સુભગ સ્વપ્ન જ્યાં; હૃદય દાસ્યની ભાવના,
બધી વિષમતા અને સતતદીન દારિદ્રતા
અદીઠ પળમાં થયાં, હૃદયની વ્યથા ના હવે ! !

# ત્રણ અર્ધાંગના

શ્રી. ઉમેદભાઈ મણિયાર

શહેરના એક મોટા વર્તમાનપત્રનો ખબરપત્રી લાંબે સમયે ગામમાં રજા ભોગવવા આવ્યો ત્યારે ગામમાં ઘણાઘણા ફેરફારો અને બનાવો બની ગયેલા. બે વર્ષ પહેલાં શિતળાનો ભયંકર રોગચાળો ફાટી નીકળેલો. એ માંડ શમ્યો ત્યાં મરકી આવી, એને લઈને શહેર સુધરાઈ ખાતાએ નાનીનાની અંધારી ગલીઓ અને જૂનાં અંધારાં મકાનો તોડાવી નાખ્યાં. આથી ગામ કંઈક સારું અને રોગમુક્ત દેખાતું હતું.

એ ખબરપત્રીને આવ્યે માંડ ત્રણ દિવસ થયા હતા ત્યાં એક સવારે સાડાચારે, હજી તો મોં સુજણું પણ થયું નહોતું ત્યાં એની ડેલીની સાંકળ ખખડી અને એની બાએ એને સ્મશાને જવા માટે ઊઠાડયો. ખાસ નજીકનું સગું નહોતું, પણ સદ્ગતના કુટુંબની યુક્તિ હતી કે એ આવે તો મર્હુમના ખેદજનક અવસાનના સમાચાર એમના પત્રદ્વારા જગત જાણતું થાય.

સ્મશાને પહોંચ્યા અને મૃતદેહને અગ્નિદાહ આપ્યા પછી કેટલાક લોકો ચિતાના તાપથી સવારની ઠંડી ઉડાડતા, અગર કેટલાક દૂર ટોળેમળી હસી મજાક કરી વાતોમાં વખત વિતાવતા હતા. ખબરપત્રી એકલો બધાથી દૂર આસપાસ નવુંનવું દેખાતું હતું એ શાન્તપણે જોયા કરતો હતો. પૂર્વમાં ધીમેધીમે અજવાળું ફેલાતું હતું અને એ અજવાળામાં નદીની પેલી પાર મંદિરોના કળશો ઝળકી ઊઠ્યા. લગભગ એના પગ પાસેથી જ નદી વહી જતી હતી. દુન્યવી કામમાં બહુ જ સફળ મનાતા એવા એક આધેડ વયના પુરુષે સ્મિતપૂર્વક આવી ખબરપત્રીની બાજુમાં પોતાનું સ્થાન લઈ લીધું અને ચિતા તરફ ડોક વાળી કહ્યું 'ડોસા પૂરા સુખમાં મર્યા. પૈસો છે, પુત્ર છે, ઘર છે, બહાર છે. માથે ધોતિયું વીંટી પેલા બેઠા એ એમના મોટા દીકરા. એનાથી નાનો ૭ સાત વરસનો એક ઘેર બીજો પણ દીકરો છે બે વર્ષ પહેલાં અહીંયાં શિતળા પધાર્યાં'તાં ત્યારે ગામના નાનાંમોટાં માણસો પાકયાં પાનની જેમ ટપોટપ ખરવા લાગ્યાં. એમાયે નાનાં છોકરાઓનો તો, સાહેબ, બસ મરો હતો! ગામના સદ્ભાગ્યે એ વખતે બહાર ગામની એક બાઈ અહીં આવી વસેલી. ગામનું નાનુંમોટું કામ કરતી, દળણાં દળતી, પાણી ભરતી, છોકરાં રમાડતી. એક નાનકડી ઓરડીમાં એ એકલી રહેતી. કયાંથી એ આવી, શા માટે એકલી રહે છે, પરણી છે કે કેમ એ કોઈને એ કહેતી નહિ, એથી કોઈ જાણતું પણ નહિ પણ છોકરાંઓ પ્રત્યે એને બહુ ભાવ હતો અને રોજ સાંજ

સવારે વખત મળે ત્યારે પાડોશનાં છોકરાં એકઠાં કરી કંઇને કંઇ ખાવાનું આપે, રમાડે અને વાતો કરાવે. સાચ્ચે જ એ તો કોઇ અલૌકિક આત્મા હતો !'

એ પુરુષે એટલું કહી આકાશ તરફ હાથ ઊંચો કર્યો અને ઊંડો નિસાસો નાખ્યો. વળી એક નિઃશ્વાસ નાખી એણે આગળ ચલાવ્યું 'બિચારી આજ તો આ દુનિયામાં છે ય નહિ ! પણ એ કોઇથી ભૂલી ભુલાય એમ નથી. જુઓ, સામે નવ દેરીઓનું એક ઝુમખું દેખાય છે ને એમાં એક દેરીમાં, અત્યારે ચિતામાં સળગે છે એણે એ બાઇનો હાથ પથ્થરમાં કોતરાવી, સિંદૂર લગાવી મૂકાવ્યો છે. ડોસા દિલાવર દિલના હતા. એના નાના છોકરાને પણ જ્યારે માતાજી દેખાયાં ત્યારે ડોસા બહુ ગભરાઇ ગયેલા. એ વખતે મેં કહ્યું કે સારવાર માટે આપણે આ બાઇને બોલાવીએ.

એ બાઇ પ્રથમ આવી ત્યારે અમારા ઘરનું દળણું દળતી. ઘેરઘેર માતાજી દેખાયાં હતાં ત્યારે મારે ઘેર પણ એક સામટાં બે છોકરાંને માતાજી દેખાયાં. છોકરાંની મા ગભરાઇ ગઇ અને એથી અમે એ બાઇને પૂછ્યું, 'તું અમારાં છોકરાંની સારવાર માટે આવે કે ?' પૂછતાં અમે, સાચું કહું તો, અચકાતાં હતાં કારણ બાઈ કોઇ સારા કુટુંબની સંસ્કારવાળી હોય એમ દેખાતું હતું. પણ એણે હા પાડી. ઇશ્વરકૃપાએ બન્ને છોકરાં બચી ગયાં, બીજે કે ત્રીજે દિવસે પાડોશીનાં છોકરાને માતા દેખાયાં. એમણે પણ આ બાઇને સારવાર માટે રાખી, અને કોણ જાણે, સાહેબ, કહો કે એના હાથે યશ હો કે ગમે તેમ, પણ એ છોકરો પણ બચી ગયો. ગામનાં છોકરાં ટપોટપ મરતાં હોય ત્યાં એ જેની સારવાર કરે એ બચી જાય એ કાંઇ ઓછી આશ્ચર્યની વાત કહેવાય ? એમ કરતાં એની કીર્તિ આખા ગામમાં ફેલાઇ ગઇ. એને નાનાં બાળકો પ્રત્યે મૂળથી જ પ્રેમ હતો એટલે બને ત્યાં સુધી એ કોઇને ના ન પાડતી.

મારાં બે છોકરાંને એણે જીવનદાન આપ્યા પછી મને એ બાઇ વિશે જાણવા ખૂબ મન થયું. એને પૂછીએ તો એના તો ખીડયા હોઠ ઉઘડે શાના ? એટલી ખબર જ્યાં ત્યાંથી મળી કે એના માબાપ જીવે છે, એ પરણી છે, પણ અહીં અજાણ્યા ગામમાં આમ એકલી કેમ રહેતી હશે વગેરે કાંઇ માહિતી મળી નહિ.' આટલું બોલી થોડીવાર એ પુરુષે વિસામો લીધો અને ત્યાં બેઠાબેઠા એક માણસને ચિતામાં થોડા લાકડાં નાખવા બૂમ મારી વળી ખોંખારો ખાઇ પાછી વાત શરુ કરી 'આપતો એક મોટાં છાપાના અધિકારી છો. આ બાઇ વિષે આપના જાણવામાં તો જરૂર હશે જ.'

એણે એ પ્રશ્ન પૂછયો, માત્ર એને કંઇક વાતોએ ચડાવવા. બાકી, એને એ બાઈનો ઇતિહાસ જાણવાની ખાસ ઉત્કંઠા હોય એ માનવાને કારણ નથી. સ્વાર્થ હતો માત્ર એટલો કે એને વાતો કરાવી, રીઝાવી ચિતામાં બળતા એમના પિત્રાઇ ભાઇ વિષે થોડું સારું સારું છાપામાં લખવાનો. એ માટે ફરી એણે સદ્‌ગતના સખિ દિલની વાત ઉપાડી 'મેં આપને કહ્યુંને કે સામેની દેરી મારા ભાઇએ એ બાઇની યાદમાં ચણાવી આપી? મારા કહ્યાથી મારા ભાઇએ નાના છોકરાને માતાજી નીકળ્યાં ત્યારે એ બાઇને રાખી. આ પહેલાં કેટલાંય છોકરાંને એણે જીવતદાન આપ્યું હતું. આ છોકરા વિશે સૌએ હાથ ધોઇ નાખેલા, પણ બાઇના પ્રતાપે એ બચી ગયો. છોકરાના માથે પાણી નાખ્યું, પણ ત્યાં તો, અરેરે, એ બાઈને જ માતાજી દેખાયાં. બાર દિવસ સુધી અમે એને રાખી, પણ એ માતાજીનો ભોગ બની ચાલી ગઇ ! ગામમાં કોઇને કહીએ તો સાચું ન માને. મારા ભાઇને બહુ લાગી આવ્યું. ગામને તો એમજ થઇ ગયું કે ખરેખર આ તો કોઈ દેવી કે સતિ જ છે. એથી સામે દેખાય એ દેરી મારા ભાઇએ અઢીસો રૂપિયા ખરચી બંધાવી આપી. હાલ તો એ દેરીનો એટલો મહિમા વધી ગયો છે કે જેનું કોઇનું છોકરું માંદું પડયું હોય, કોઇને છોકરું ન થતું હોય, કોઇનાં છોકરાં જીવતાં ન હોય એ બધાંય એની માનતા કરે અને અજબ તો એ છે, સાહેબ, કે સૌની મનકામના ફળે છે.'

વર્તમાનપત્રનો ખબરપત્રી જે અત્યારસુધી અલિપ્ત

અને શાન્ત બેસી રહ્યો હતો એ એના પગના ટેકે ઉભડક બેઠો અને એણે એ પુરુષને પૂછ્યું 'એ બાઇનું નામ તમે જાણો છો ?'

પેલા પુરુષે ઉત્તર વાળ્યો 'ખરું નામ કોણ જાણે શું હોય, પણ અમને તો એ એનું નામ લક્ષ્મી કહેતી.' ખબરપત્રીએ તરત જ કહ્યું 'હા, હા. એજ લક્ષ્મી ઊંચી અને ગોરી સરખી હતી ?'

'હા.'

'અને એના કપાળ ઉપર એક ઘાની નીશાની હતી?'

'હા !' વિસ્મયમાં એ પુરુષના નેત્રો પહોળાં થયાં, તરત જ ખબરપત્રીએ હાથની ચપટી વગાડી ધીમે અવાજે કહ્યું 'હં ! તમારા ભાઇએ સારું કર્યું, એના જેવી સ્ત્રીની યાદમાં દેરી ચણાવી એ એના પૈસાનો સારો વ્યય થયો.'

વચ્ચે જ પેલો પુરુષ બોલી ઊઠયો 'તો, સાહેબ, એ લીટી તમારા છાપામાં......'

'હા, હા, ભલે. વળતાં મને તમારા ભાઇનું જરા જીવનચરિત્ર કહેજો છપાવશું'

પેલો પુરુષ અત્યંત ખુશ થઇ, પોતાની યુકિતની સફળતાનો આનંદ અનુભવતો બોલ્યો 'જરૂર હા, જરૂર...સાચું પૂછો તો મારા ભાઇએ તો, સાહેબ એના આત્મભોગ અને સેવાના હિસાબે કંઇયે કર્યું નથી.'

ખબરપત્રીએ કહ્યું 'જે બાઇની તમે મને અત્યાર સુધી વાત કરો છો એ બાઇની તમે કહી એ વાત તો હું જાણતો નહોતો, પણ એની બીજી વાત મારી જાણમાં છે. એ ન્યાતની કડિયા હતી અને અમારા શહેરના એક મિસ્ત્રીને ત્રીજીવારની વહુ તરીકે પરણી હતી. મિસ્ત્રી પૈસાપાત્ર પણ નહિ ને ગરીબ પણ નહિ એવી મધ્યમ સ્થિતિનો માણસ હતો. ઘર બાંધવાના કંટ્રાકટ લેતો અને થોડુંઘણું કમાતો. એનું એક લગ્ન એ ઓગણીસ વીસ વર્ષનો હતો ત્યારે થયેલું, પણ એ બાઇ ત્રણેક વર્ષ જીવી મરી ગઇ. એને એકેય છોકરું હતું નહિ. ત્યારપછી એણે બીજું લગ્ન કર્યું. લગ્ન કર્યાં પછી એ કામ ખવા અને કમાવા મુંબઇ ગયો અને પાંચ છ વર્ષ ત્યાં રહ્યો એ દરમ્યાન એની વહુ અને કુટુંબ દેશમાં જ હતું. વર્ષે દોઢ વર્ષે એ આંટો મારી જતો, પણ પછી એકવાર તો એ એવો સખત બિમાર પડયો કે એ દેશમાં આવ્યો અને ત્યારપછી મુંબઇ પાછો ગયો જ નહિ. ત્યાંજ મિસ્ત્રી કંટ્રાકટરનું કામ એણે શરું કર્યું.

એને બીજું લગ્ન કર્યે દશ વર્ષ થયાં, પણ ઘેર એકે છોકરું હતું નહિ. આની એના કરતાં એની માને વધુ બળતરા હતી, અને ઘરમાં કંકાસ પેઠો. એની મા એની વહુને 'મુઈ રાંડ વાંઝણી' સિવાય તો ઘરમાં મહેમાન આવ્યા હોય ત્યારે જ બોલાવે.

બીજાં ત્રણ વર્ષ પણ એંચી કાઢયાં, પુત્રની ઉંમર હવે પાકવા આવી અને આ ઉંમરે જો છોકરું નહિ થાય તો આખો વંશ સ્લેટ પરથી લીટો ભૂંસી નાખીએ એમ ભૂંસાઇ જશે. ડોસીને મર્યાં પછી કોઇ વાસ નાખવાવાળો નહિ હોય અને સમસ્ત કુટુંબનાં માણસ પિંડ વિના નર્કમાં જઇ પડશે, એ ઉપરાંત મિસ્ત્રી કુટુંબનું નામ નિશાન આ લોકમાં નહિ રહે

એક ડોસીમા એવાં નહોતાં મિસ્ત્રી પણ એવો જ અબૂઝ હતો. મુંબઇના પાંચ વર્ષના વસવાટ છતાં સંસ્કાર, જ્ઞાન, સુધારો જે કહો તે એના પરથી તાલપત્રી ઉપરથી વરસાદનું પાણી ચાલ્યું જાય એમ એને લેશ માત્ર પણ ભીંજવ્યા વિના ચાલી ગયાં. એની બીજી પત્ની તો બિચારી ગાય જેવી રાંક હતી જુલ્મ હોવા છતાંય કોઇના સ.મો ઊંચેમોઢે જવાબ ન આપતી. છતાંય આ માણસ વાંક શોધી શોધી એ બિચારીને ઘણીયેવાર પશુની જેમ મારતો.

આખરે માદીકરા વચ્ચે એમ નક્કી થયું કે દીકરાએ ત્રીજીવાર લગ્ન કરવું. બીજી વહુને સંતતિ થાય એ આશા રાખી બેસી રહેવું એ વ્યર્થ હતું. એક વહુ જીવતે બીજી લાવવી એ કેટલું મુશ્કેલ હતું એ ત્રીજી વહુની શોધ ચાલી ત્યારે ખબર પડી ડોસીની રાતે મિસ્ત્રીની, વહુને મારકૂટ કરે છે એવી વાતો ફેલાયેલી એટલે કોઇ ડોસીના દીકરાને કન્યા આપે નહિ જો ડોસી વાતવાતમાં વહુને કહેતી 'મુઇ વાંઝણી, તું જોયા કરને, કાલસવારે

તારા માથા પર ત્રીજી લાવું. તારે લઇને એમ વંશવેલો નહિ કપાઈ જવા દઉં' એ ડોસી ઢીલાં પડ્યાં ને ગાળ સાથે કૃત્રિમ મિઠાશથી વર્તવા લાગ્યાં.

ડોસીમાનાં કાલ સવારે ત્રીજી વહુ લાવું એ મેંણા પછી કેટલાયે મહિનાની સવાર પડી ગઈ, પણ ન્યાતમાંથી કોઇએ ડોસીના દીકરાને વહુ આપી નહિ.

અંતે ઘરની વહુ ઉપર એક નવા પ્રકારનો જુલ્મ શરુ થયો. છેલ્લો એકમાત્ર ઉપાય હતો. મારથી, મેંણાથી, શાન્તિથી, મીઠા શબ્દોથી જુદે જુદે વખતે વહુને કહેવામાં આવ્યું 'તારા કાકાને દીકરી છે. કાકાને ગમેતેમ કરી તારા કાકાની દીકરીનું નક્કી કરાવી આપ.'

એક સબળ કારણને લઇને, એટલે કે ખાનગીમાં બે હજાર રૂપિયા લઇ, કાકાએ છોકરી આપવા હા પાડી. છોકરી એ વખતે પંદરેક વર્ષની હતી અને છોકરીઓની નિશાળમાં ચોથી અંગ્રેજી ભણતી હતી. ન્યાતમાં આ અસાધારણ હતું એ તો ન્યાત પૂરતી વાત થઇ, પણ છોકરી ભણવામાં ખરેખર ઉત્સાહી ને હોશિયાર હતી જ. પિતાશ્રીએ ગળામાં લગ્નનું દોરડું નાખી એને નિશાળ બહાર ખેંચી લીધી અને તરતમાં અગ્નિદેવની સાક્ષીએ શુભ મુહૂર્તે ચાર ફેરા પણ ફેરવી આપ્યા.'

વાકય પૂરું થતાં શ્મશાનમાં બેઠેલા પેલા પુરુષે કંઇક અધિરાઇથી ખબરપત્રીને પૂછ્યું 'આ મિસ્ત્રીની ત્રીજી વહુ એ જ અમે જેને લક્ષ્મી કહીએ છીએ એ ?'

ખબરપત્રીએ કહ્યું 'એનું ખરું નામ પણ લક્ષ્મી જ છે, હું જાણું છું.'

'તો પછી એના ધણીથી જુદી અહીં એકલી કેમ રહેતી ? એ બહેનો, શોકયોને ન બન્યું કે કેમ ?'

'ના. શોકયો તો લગ્ન પછી થઇ, પણ આમ તો બહેનોજ ને ? બન્ને બહેનો વચ્ચે પ્રેમ પુષ્કળ હતો અને એ પ્રેમ કાયમ રાખીને જ એ ઘરથી ચાલી નીકળેલી.' આટલું બોલતાં જાણે એનું હૃદય ભરાઇ આવ્યું હોય અને ગળે ડૂમો આવ્યો હોય એમ એ ખબરપત્રીનો અવાજ એકાએક ધીમો પડી ગયો, પણ સામે બેઠેલો પુરુષ એના ખુલાસારૂપે એને કાંઇ પૂછે ત્યાર પહેલાં જ એણે સ્વસ્થતા મેળવી લીધી અને બોલ્યો 'બિચારી લક્ષ્મી દુઃખી હતી! મારી પત્ની કહેતી કે એ અને લક્ષ્મી બન્ને એક વર્ગમાં સાથે ભણતાં. આથી કોઇકોઇવાર લક્ષ્મી અમારે ઘેર આવતી. માબાપે પરાણે ભણતી ઉઠાડી એથી મન નારાજ તો થયેલું જ, અને એમાં પરણ્યા પછી જે બનાવો બનવા લાગ્યા એથી એનો જીવનનો આનંદ, રસ બધું ઊડી ગયું. ચામડી કાંઇક ગોરી હતી એટલે હું એને જોતો ત્યારે ત્યારે મને તો એ જીવતી સ્ત્રી કરતાં આરસપહાણની પૂતળી જેવી નિર્જીવ લાગતી.

દીકરાદીકરી જણી આપે એ શરતે એને પરણી લાવવામાં આવી હતી એ શરત જ કેટલી ભયંકર હતી!'

સામા બેઠેલા પુરુષને પણ એ ભયંકરતા માન્ય હોય એમ એણે દાંત વચ્ચે જરા જીભ કચડી.

ખબરપત્રી બોલ્યો 'લક્ષ્મીને પરણ્યે માંડ મહિનો થયો હશે ત્યાં ખબર પડી કે એની બહેન, એટલે કે આગલી વહુ ગર્ભવતી બની છે. આથી ઘરમાં કંઇક અણધારી જ પરિસ્થિતિ ઊભી થઇ. લોકોને એ વાતોનો વિષય થઇ પડયો. દશ અગિયાર વર્ષ સુધી વન્ધ્યા રહેનાર સ્ત્રી એક સામટી જ્યારે એનો ધણી છોકરાં મેળવવા ત્રીજું લગ્ન કરે ત્યારે જ ગર્ભવતી બને એ કિસ્સો ગામને મન સનસનાટી ભર્યો તો કહેવાય જ. મારા જાણવામાં વાત આવી, પણ મારે એને છાપે ચડાવવી બળતામાં ઘી હોમવું નહોતું.

બન્ને બહેનો અંદર અંદર કેટલી દુઃખી થઇ હશે! વિધિએ જાણે પહેલેથી જ કાવત્રું રચી રાખ્યું હોય! નવ મહિને જુની વહુને પુત્ર આવ્યો અને ડોસીમાને અને મિસ્ત્રીને થયું કે હવે તો એની એકોતેર પેઢીને તારનાર આવી પહોંચ્યો.

બે વર્ષ રહીને જુની વહુને વળી બીજો પુત્ર આવ્યો. ચૂનાની ચપટી અને ટાંકણ નસીબમાં લઇ આવી આવેલા આ બે ભાઇઓમાં હવે એક 'મોટો' કહેવાયો અને બીજો 'નાનો' કહેવાયો. એક સાથે નાનાં બે બાળકો સાચવતાં મુશ્કેલી પડતી ત્યારે નવી વહુ પોતાની બહેનને

હેતથી મદદ કરતી. મોટો છોકરો તો જાણે એનો હોય એમ ટેવાય ગયેલો. બન્ને બહેનો વચ્ચે આગળ જેવો જ પ્રેમ કાયમ રહ્યો. ઊલટાનું મોટી બહેનનું હૃદય નાની બેનના વિચાર આવતાં બળી જતું, પણ ડોસી-મા અને મિસ્ત્રીએ ત્રીજી વહુ પ્રત્યે પોતાના વર્તનમાં ધીમે ધીમે ફેર કરવા માંડયો. પરણ્યે ત્રણ વરસ થયાં, પણ નાનીને કાંઇ સંતતિ થવાની નિશાની સરખી પણ નહોતી. ડોસી અને મિસ્ત્રીને થયું કે એને પરણી લાવવાના પૈસા નકામાં ગયા. જતે દિવસે જોરજુલ્મ-પૂર્વક એના બાપને બે હજાર રૂપિયા આપેલા એ પાછા લાવવા કહેવામાં આવ્યું. પણ બાપ પાછા આપી શકે એવી સ્થિતિમાં કે દાનતનો હોત તો લેત જ શું કામ ?

એક દિવસે મારી પત્નીએ લક્ષ્મીને ઘેર જઇ આવ્યા પછી મને કહ્યું કે લક્ષ્મી બહુ દુઃખી લાગે છે. એ ગઇ ત્યારે લક્ષ્મીના કપાળે પાટો બાંધ્યો હતો. પૂછયું ત્યારે કહે કે ઠેસ વાગતાં પડી ગઇ, પણ મારી પત્નીએ કહ્યું અને મને પણ સાચું લાગે છે કે એના વરે એને મારી હશે.

ત્યાર પછી ચારપાંચ મહિને એ અમારે ત્યાં આવી ત્યારે અમે એના કપાળ પર એક ઊંડા ઘાની નિશાની જોઇ. પૂછવા છતાં એ એના મોઢામાંથી શબ્દ પણ બોલી નહિ. અમારે મન તો દીવા જેવું સ્પષ્ટ હતું કે લક્ષ્મી દુઃખી છે અને ફૂલ માફક કરમાતી જાય છે.

એક દિવસે હું અને મારી પત્ની સવારમાં ઊઠી ચા પીતાં હતાં, ત્યાં ડોસી અને મિસ્ત્રી મારે ત્યાં આવ્યાં અને મને પૂછયું ' લક્ષ્મી ક્યાં છે એ તમને ખબર છે ? ' મેં ના પાડી વિદાય આપી. હું અને મારી પત્ની આશ્ચર્યમાં કયાંય સુધી એક બીજા સામે જોઇ રહ્યાં અમને સમજાઇ ગયું કે લક્ષ્મી જુલ્મ ન સહન થઇ શકવાથી રાતોરાત ઘરમાંથી નાસી છૂટી છે. મને બીક એટલી હતી કે દુઃખમાં ને દુઃખમાં કૂવે પડી કે ઝેર ખાઇ એ આપઘાત ન કરે તો સારું.

એ લોકોએ એને માવતરે તપાસ કરાવી ત્યાં પણ એ ગઇ નહોતી એવા બાપ પાસે એ ન જ જાય એમ મે પણ ધારેલું. પણ આથી તો મારી બીક વધતી ગઇ. એ લોકોએ અને એના માબાપે થોડા દિવસ તપાસ કર્યા પછી એમ માની લીધું કે કોઇ અજાણ્યે ઠેકાણે જઇ લક્ષ્મીએ આપઘાત કર્યો હશે.'

શ્મશાનમાં શબ બળી પૂરું થયું હતું અને માણસો એક પછી એક ઊઠી નદીમાં નહાવા જતાં હતાં. ખબર-પત્રીએ પણ ઊઠતાં ઊઠતાં પેલા આધેડવયના પુરુષને કહ્યું 'લક્ષ્મીની પાછલી વાત તમારા પાસેથી જાણી મને ખરેખર આનંદ થયો, કારણ હું એમ માનતો હતો કે એ આપઘાત કરી મરી ગઇ હશે. તમે કહો છો તેમ, મરી તો આમે ગઇ પણ આમ એકલી જીંદગી ગાળ-વાની, કોઇની દયા ઉપર ન જીવવાની આટલી હિંમત બતાવશે એમ મેં નહિ કલ્પેલું.'

# સાહિત્યનું મૂલ્યાંકન

શ્રી. અંબાલાલ પુરાણી

પ્રાચીન સાહિત્ય ઉત્પન્ન થયું હતું. આજે સાહિત્ય ઉત્પન્ન કરવામાં આવે છે. સમસ્ત પ્રજાનો, એટલે કે કોઇ વિશિષ્ટ સંસ્કૃતિવાળા લોકસમૂહનો આત્મા ભાષાદ્વારા પ્રગટ થતો. કાળ જતાં તે સાહિત્ય તરીકે પ્રસિદ્ધિ પામ્યો, ભાવિ પેઢીઓને સૈકાઓ સુધી તે સાચવી રાખવા જેવો અમૂલ્ય સાંસ્કારિક વારસો છે એમ લાગ્યું. આજે વ્યક્તિ પોતાની અંગત અભિવ્યક્તિ વાંછે છે, આજે કલાસર્જનને ખાતર સાહિત્ય લખાય છે. બુદ્ધિપૂર્વક કલાવિધાન કરવા તરફ આજે વધારે ધ્યાન અપાય છે. જાતિ અને સંસ્કૃતિના આત્માની અભિવ્યક્તિ ગૌણ મનાય છે; જ્યારે લેખકનું વ્યક્તિત્વ, તેની વિચારસરણી, મીમાંસા, માન્યતાઓ વગેરે પ્રગટ કરવાં એ મુખ્ય હેતુ મનાય છે, અલબત્ત, એવી મીમાંસા મારફત અને એ વ્યક્તિત્વ મારફત પણ આખરે તો આ જમાનાની સંસ્કૃતિ અને આજના સમાજની સ્થિતિ પ્રગટ થાય છે. જ્યાં કલાવિધાયકનો હેતુ વધારે અંગત હોય છે. આજે પ્રચાર, કલાસર્જન વાસ્તવિકતા, વ્યક્તિ–વૈચિત્ર્ય વગેરે તત્ત્વો વધારે આગળ પડતાં જણાય છે.

આ રીતે આજનો જમાનો સાહિત્ય સર્જનની પ્રવૃત્તિ વિષે જાગૃત છે તે એક રીતે સારૂં છે. એવા આત્મભાનથી કૃત્રિમ પ્રયત્નો અને પરિણામે નિષ્ફળ અને નિરર્થક સર્જનો થશે એ ખરૂં પરંતુ જાગ્રત સત્ય અને વિવેકી વાચકવર્ગ એવા નિર્બળ પ્રયોગોને, અને નિષ્ફળ કૃતિઓને બીજાવસ્થામાં જ અટકાવી દઇ શકશે. આ કામમાં નિષ્પક્ષપાત સમાલોચના અને શાસ્ત્રીય વિવેચના પણ ઉપયોગી સહાય કરી શકે.

આવું કડક આત્મનિરીક્ષણ અને નિરર્થકનું નિવારણ કરવાની જરૂર કેટલાક જમાનાઓમાં ખાસ કરીને વધારે હોય છે. તેમાં યે મૂલ્યપરિવર્તનના યુગોમાં તો એવી આત્મનિરીક્ષક વૃત્તિ ઘણી જ ઉપયોગી થઇ પડે છે. આપણો જમાનો એવાં મૂલ્યપરિવર્તનોનો યુગ છે એ વિષે બે મત નથી. ગોવર્ધનરામ પછી હમણાં જ આપની પેઢી એવા મૂલ્યપરિવર્તનમાંથી પસાર થઇ રહી છે. પૂર્વ અને પશ્ચિમના સંસ્કારોના સંઘટ્ટનો એ જમાનો જેટલાં ક્ષેત્રોમાં અને જેટલા અર્થમાં મૂલ્યપરિવર્તનનો હતો તેના કરતાં આપણો યુગ વધારે વિશાળ અને વ્યાપક ક્ષેત્રોમાં અને અર્થોમાં મૂલ્યપરિવર્તનનો જમાનો છે. પ્રજાઓની રાજકીય અને આર્થિક પરિસ્થિતિ પરત્વે અનેક ફેરફારો થઇ ગયા છે તેને લઇને, તથા હિંદમાં થઇ ગએલા અને થઇ રહેલા અનેક ફેરફારોને લઇને જ નહિ પરંતુ ભૌતિકશાસ્ત્રોની શોધખોળોને પરિણામે

જગત સમસ્તની બદલાતી પરિસ્થિતિને લઇને પણ પહેલાના જમાનામાં જે સુચિહ્નો જ મનાતાં હતાં તેમાંથી આજે વિકટ પ્રશ્નોની પરંપરા માનવજાતિની સમક્ષ આવીને ઊભી રહેલી છે. ઉદાહરણ તરીકે ઉદ્યોગોની ખીલવણી અને વેપારનો વિકાસ ગયા જમાનામાં ઉન્નતિનાં સુચિહ્નો હતાં. આજે ઉદ્યોગોની પેદાશ અને વેપારના વિકાસને પરિણામે દુનિયાભરમાં વિકટ કોયડાઓ ઊભા થયા છે અને ઉત્તમોત્તમ નેતાઓની શક્તિની કસોટી કરી રહ્યા છે. તેમના નિરાકરણ માટે જે ઉકેલો તથા ઉકેલોની મીમાંસાઓ રજુ થયેલી છે તેથી પણ માનવ જીવનના સર્વે ક્ષેત્રોમાં મૂલ્યપરિવર્તનો થયા જ જાય છે. ગોવર્ધનયુગના વિચારકને પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિના ઊંડા તત્ત્વોની સમાલોચના કરવાનો સમય મળતો અને વૃત્તિ પણ હતી. પણ આજે પૂર્વ અને પશ્ચિમ જ નહિ પરંતુ સંસ્કૃતિ માત્રનાં મૌલિક તત્ત્વો વિષે વિચારણા થઇ રહી છે.–નૈકો મુનિર્યસ્ય મત પ્રમાણમ્–એવી સ્થિતિ સર્વત્ર છે. પશ્ચિમમાં પણ ૫૦ વર્ષ પૂર્વે જગતના પ્રશ્નોના ઉકેલ વિષે, માનવજાતિની પ્રગતિના ઉપાયો વિષે જે વિશ્વાસભરી એકવાક્યતા હતી તે આજે રહી નથી. ભૌતિકશાસ્ત્રોની પ્રગતિની તથા વ્યાપાર ઉદ્યોગદ્વારા આર્થિક ઉન્નતિ સાધવાની જરૂર, પ્રજાકીય બંધારણીય સ્વતંત્રતા, પ્રજાસત્તાક રાજ્યવ્યવસ્થા, નિયમીતતા, શિસ્તપાલન, વ્યવસ્થા, સંઘશક્તિનો વિકાસ, સહકાર અને તેનાં પરિણામો, જીવનમાં નગદ લાભ આપનારા ચારિત્ર્યગુણો વગેરે પશ્ચિમે સાધેલી પ્રગતિની પેદાશ મનાતી માનવજાતિની ઉન્નતિ માટે એ સઘળાની જરૂર સ્વીકારવામાં યુરોપની પ્રગતિશીલપ્રજાઓની એકવાક્યતા હતી.

છેલ્લા મહાયુદ્ધ પછી પ્રગતિની ધ્વજા ધારણ કરવાનું યુરોપનું વર્ચસ્વ ઘરવાયું છે. થોડી પ્રજાઓએ સાધેલી પ્રગતિ જ્યારે ઘણી પ્રજાઓએ સાધી ત્યારે એ પ્રગતિનું મૂલ્યાંકન કરવાનો પ્રસંગ ઉપસ્થિત થયો. એ પ્રસંગ તે છેલ્લી–War–યાદવાસ્થળી.

પ્રગતિની વ્યાખ્યા કરવામાં યુરોપની પ્રજાઓ ભલે ભ્રમમાં પડેલી હોય, પરંતુ તેઓ જીવંત છે, લોહીયાળ છે, જાગ્રત છે એટલે એ વિષે તો બે મત સંભવતા નથી. એટલે છેલ્લી યાદવાસ્થળી પછી તુર્તજ તેમણે જીવનનાં ક્ષેત્રોમાં મૂલ્યપરિવર્તનો સાધવા પ્રયત્નો કર્યા જ કર્યા છે. પરિણામે ભૌતિકશાસ્ત્રોની માન્યતાઓને જ અંતિમ જ્ઞાન તરીકે સ્વીકારનારો એક વર્ગ ઉત્પન્ન થયો છે. બીજો ભૌતિકશાસ્ત્રોની શોધમાં પરિણામો સ્વીકારનાર જડવાદી સમાજવાદમાં માનનારાઓનો વર્ગ છે. તો ત્રીજી તરફ રાષ્ટ્રીયચેતનાની અતિશયોક્તિ ભરેલી અગત્ય સ્વીકારનાર, તેની જ ભક્તિ કરનાર, અને તેને ખાતર વ્યક્તિ સ્વાતંત્ર્યનો અને માનવજાતિના હિતનો પણ, જરૂર પડે તો, ભોગ આપનાર વિચારસરણી પ્રચારમાં આવી છે.

આવી પરિસ્થિતિમાં સાહિત્યના ક્ષેત્રમાં પણ મૂલ્યપરિવર્તનો થાય એ સ્વાભાવિક છે. સમાજવાદ સાહિત્યને સામાજીક દૃષ્ટિએ જ જોઇ શકે છે. અને સમાજને પણ મુખ્યત્વે આર્થિક દૃષ્ટિયે જ નિહાળી શકે છે. પ્રથમતો સમાજવાદને મન સાહિત્ય તેના મતના પ્રચારનું સાધન હતું. પરંતુ એ વાદનો અમલ કરનાર રશિયાએ થોડા જ વખતમાં જોયું કે પ્રચારિયા સાહિત્યમાં અને સાચા સાહિત્યમાં ફેર છે. અને રશિયાના નેતાઓએ પોતાની ભૂલ છોડી તુર્તજ સુધારો કર્યો એ તેમને શોભા આપે એવી હકીકત છે.

અનર્થ માત્રનું મૂળ મૂડી એવું માનનાર સમાજવાદ મૂડીવાદને પોષક–એટલે કે તેની પૂર્વેના સમયના–સાહિત્યનો તિરસ્કાર કરવા લાગ્યો. છતાં અનુભવને અંતે તેને પોતાને જણાવા લાગ્યું છે કે માનવીઓ સર્વ પ્રકારે સમાન થઇ શકે તેમ નથી અને જે આર્થિક સમાનતા તે સ્થાપવા માગે છે તે સ્થપાયાં છતાં પહેલાં જેને Aristocracy of Talent–બુદ્ધિશાળી વિશિષ્ટ વર્ગ–કહેવામાં આવતો તે રહે છે અને રહેશે. છતાં આજે આપણા સાહિત્યમાં જાણ્યે અજાણ્યે સમાજવાદ નહિ તો સમાજવાદનો દૃષ્ટિકોણ પ્રવેશ્યો છે અને પ્રવેશતો જાય છે અને પ્રવેશ એ પણ ઉપર જણાવેલા મુખ્ય

પરિવર્તનનું એક સાધન અને ચિહ્ન છે. એને લઈને સર્જકના વિષયોના ક્ષેત્રમાં, તેની પસંદગીના રૂપોમાં ઘણો વધારો થયો છે. એ એક મોટો લાભ આપણા સાહિત્યને થાય છે.

પરંતુ મૂલ્યપરિવર્તનનો જમાનો જ સર્જકો અને વિવેચકો માટે સાવચેત રહેવાનો જમાનો છે. તાત્કાલિક પ્રત્યક્ષ પરિણામો લાવવા ઉપર વધારે પડતો ઝોક, પ્રચલિત પ્રવૃત્તિ પ્રવાહમાં ઘસડાઈ જવાનો સંભવ; અનુકરણ કરવાથી અસલની પ્રેરણા મળશે યા તો અસલની પ્રેરણાનાં પરિણામો સધાઈ જશે એવી મોટી આશા કે ધારણા, પ્રચારસાહિત્યનો વિવેક વગર ઉપયોગ વગેરે અનેક સ્ખલન સ્થાનો એમાં રહેલાં છે.

સત્યં; શિવં સુંદરમ્‌ની પ્રાપ્તિ એ ગઈ પેઢીમાં માનવજીવનના અંતિમ ધ્યેય તરીકે મનાતી. દત્તાત્રેયની મૂર્તિ પેઠે આ ત્રિમૂર્તિ પણ અવિભાજ્ય છે. કોઈકને ભલે, આજના લેખકો પેઠે, શિવના બીભત્સ લાગતા સ્વરૂપ પ્રત્યે આકર્ષણ થાય અને ત્રણ મુખમાંથી એને જ તેઓ ત્રિપુંડ ભલે કરે. યા તો સુંદરમ્‌ના ઉપાસકો તેના અલંકારોની કીમત આંકી તેની ઉપયોગિતાથી મનમાં ભલે આનંદ પામે. આપણા જમાના સામે આટલું કરે ત્યાં સુધી ફરિયાદ નથી. જ્યારે ત્રિમૂર્તિમાંથી એકને કાપીને જૂદી પાડવાનો પ્રયત્ન થતો આજકાલ જોવામાં આવે છે ત્યારે આપણને લાગે છે કે ત્રણેને અત્યાચાર થઈ રહ્યો છે, અને ત્રણેનું જીવન જોખમમાં છે. ભિક્ષાનટેશના સ્વરૂપની કપરી વાસ્તવિકતાનું યથાર્થ દર્શન થાય છે ત્યારે ત્યારે સુંદરતા અને સત્ય બન્નેનાં દર્શન પણ થાય છે. સાચો સાહિત્ય સર્જક ત્રણેમાંથી એકની પણ ઉપાસના કે દર્શન કરતાં ત્રણેનાં દર્શનનું પુણ્ય પામે જ છે.

એટલે જ સત્યના અનુશીલનનો આગ્રહ રાખનારને જ્યારે છાતી ઠોકીને કહેવામાં આવે છે–' સત્ય !–સત્ય તો દીવા જેવું પ્રગટ છે ને!–સત્ય–નગદ, અને તમે માગતા હો તો, નગ્ન સત્ય શું તમે જોઈ શકતા નથી ? સમાજવાદ નહિ તો સત્ય શું છે ?–' કોઈ વાર ' મૂડી એટલે શું ?' ' મૂડીવાદી કે મૂડીવાળો કોણ ?' એ પ્રશ્નોનો વિચાર સરખો કર્યા વિના ' આખી સમાજ રચનાનો અંત લાવો ' એવો પોકાર પણ કરવામાં આવે છે, પરંતુ માનવ માની લે, કદાચ પોતે સમજી પણ જાય, સહેલાઈથી સ્વીકારી લે તથા આગ્રહપૂર્વક પોકારે તે જ ' સત્ય ' હોતું નથી. સત્ય તો અનંત પાસાનો હીરો છે. એટલે સમાજવાદમાં અને તેના આગ્રહમાં રહેલ સત્ય સ્વીકારતાં પણ સત્ય બાકી રહે છે.

જ્યારે સત્યના અંતિમ સ્વરૂપનો વિચાર કરીએ છીએ ત્યારે કવિઓને સાહિત્યમાં ઉચ્ચ સ્થાન શા માટે મળે છે તે સમજાય છે. કવિઓ સત્યના ' દ્રષ્ટા ' ગણાય છે, દ્રષ્ટા એટલે બુદ્ધિથી પર રહેલ સત્યને પણ પોતાની દૃષ્ટિથી જોનાર. વિવાદ કે આંકડાબાજી સત્યને પૂરવાર કરવાની ગૌણ પદ્ધતિઓ છે. સાચી રીત પ્રત્યક્ષ જ્ઞાનની છે–દર્શન કરીને જાણવાની છે. એકવાર મુંબાઈ જોનારને મુંબાઈ છે જ નહિ તેના હજારો પુરાવાઓ આપવામાં આવે છતાં તેના જ્ઞાન પરથી તેની શ્રદ્ધા ડગાવી શકાતી નથી, તેમ દર્શન વડે પ્રાપ્ત કરેલ સત્ય ચીરંજીવી હેય છે, દૃઢપ્રતિષ્ટ હોય છે. આંતરદૃષ્ટિ વડે સત્યનું દર્શન વાઙ્‌મય દેહનાં સંવાદિ અને સુંદર સ્વરૂપોમાં–પ્રેરણા પ્રેરિત વાણીમાં–રજુ કરનાર કવિ યથાર્થ રીતે ઉચ્ચ સ્થાનનો અધિકારી છે.

આવા મૂલ્યપરિવર્તનનાં જમાનામાં આપણને જીવનમાં મૌલિક સત્યોની ખોજ કરનાર યાત્રાળુઓની, સત્યની પ્રત્યક્ષ કરવા ખાતર સહૃદય પ્રયત્નો કરનાર ભગીરથોની, અંતરાત્માની કેટલીએ રામાયણો અને ચોકસીઓમાંથી પસાર થનાર શ્રોતાઓની જરૂર છે. સાહિત્ય જેમ સમકાલિન પેઢીનો પરિપાક હોય છે તેમ સમકાલિન સમાજની જરૂરીયાતોને તે પૂરી પાડે એ પણ સંભવિત છે અને ઇષ્ટ છે. પરંતુ તેમાં પણ માનવજીવનના જેટલાં સનાતન તત્ત્વોને, સનાતન પ્રશ્નોને અને આત્માનાં ઊંડા મંથનોને જેટલી સચ્ચાઈપૂર્વક, જેટલે પ્રમાણિકપણે અને સૌંદર્યના નિત્ય નવીન સ્વરૂપોમાં જેટલી સચોટરીતે રજુ કરી શકે તેટલે અંશે તે સાચું અને ચીરંજીવી

સાહિત્ય બને છે.

આનો અર્થ એવો નથી કરવાનો કે સમકાલિન પ્રશ્નોથી અને જીવનનાં મંથનોથી પર–નિર્લેપ–રહીને જ ઉત્તમોત્તમ સાહિત્ય સર્જન થઈ શકે. જીવનના મંથનમાંથી જ સાહિત્યનાં રત્નો સાંપડયાં છે–પછી ભલે તે મંથનો સમાજના કે પ્રજાના બાહ્ય જીવનથી નિર્લેપ દેખાતા જીવનમાં થયેલાં હોય પરંતુ કહેવાનો આશય એ છે કે તત્કાલિન જાહેર પ્રશ્નો મારફત, કે હૃદય હલમલાવી નાંખનાર અંગત મંથનોમાંથી સર્જક જીવનના સનાતન, અતળ સાગરના ઊંડાણને પહોંચવાની–અને વાચકને ત્યાં લઈ જવાની–શકિત મેળવવી જોઈએ. સાચા સાહિત્ય સર્જનની એ શરત છે. વહેતી નદી જેમ કાંઠાના લોકોની જરૂરિયાતો પૂરી પાડતી પણ પોતાના અંતિમ લક્ષ સાગરને પહોંચવાનું ચૂકતી નથી તેમ સાહિત્યની કૃતિએ પણ વર્તમાન જીવનની જરૂરને સંતોષી ચેતનાના ચીરંજીવી તત્ત્વો સાથે પોતાનો સંબંધ સ્થાપન કરવો જોઈએ. આજનાં સર્જનોમાં આ શકિતનો પરિચય ઓછો થાય છે. એ કડવું સત્ય આપણે સ્વીકારવું જોઈએ.

આમાં કોઈપણ પ્રકારની "ism"–"ઇઝમ"–અથવા વાદનો આગ્રહ મુકેલ નથી. પરંતુ જ્યારે સાહિત્યમાં ઉઘાડી આંખે સર્જન કરવાના પ્રયત્નો આજે થાય છે ત્યારે પોતાની કૃતિ કેટલે અંશે Inevitable–અપરિહાર્ય–છે એનો વિચાર પ્રત્યેક સર્જકે કરવો ઘટે છે. જીવન અને સાહિત્યનો સંબંધ અવિભાજ્ય છે એમ સ્વીકારતાં પણ આજકાલના કેટલાક લેખકો માને છે તેમ, વાસ્તવિક જીવનની હુબહુ પ્રતિકૃતિ રજુ કરવી, યા તો જીવનનાં સડી ગયેલાં રૂપોનો વિકાસ કરવો, પ્રચલિત માન્યતાઓ અને ધોરણોથી મનને મુકત કરીને નવાંજ ધોરણો સ્થાપન કરવા પ્રયત્ન કરવો, જીવનની કડક સમાલોચના કરવી, રૂઢિના દાસત્વ ઉપર પ્રહાર કરવા, વગેરેમાં ઉત્તમોત્તમ સાહિત્યનો સમાવેશ થતો નથી અને ઉપયોગિતાની નજરે જોતાં પણ જણાય છે કે નમોગુણી, લોકસ્વીકૃત ધોરણોનો વિરોધ કરવો, લેખકને પોતાને ગમતા વાદને ધોરણોને બાજુએ મૂકીને પ્રચાર કરવો, વ્યકિતનાં સ્વચ્છંદને સકારણ ઠરાવવો, તથા જીવનના ગંદામાં ગંદા ખૂણાઓ ઉપર પ્રકાશ નાંખવો એટલેથી સાહિત્યસર્જનના ઉચ્ચમાં ઉચ્ચ હેતુઓ સધાતા નથી. ભૂતકાળને કલ્પના બળે જ્વલંત અને જીવંત કરવાથી પણ તે કાર્ય સધાતું નથી. આવી કૃતિઓની સેવા, કે ઉપયોગિતા અભાવાત્મક છે–ઉધારિયા છે: એવા આઘાતોને પરિણામે જનસમાજનું જડ થઈ ગયેલ–અરે મારી ગએલ, માનસ જાગ્રત થવાનો સંભવ છે. પરંતુ એનોએ પ્રયોગ જીવનનો સંજીવન મંત્ર જાણનાર વધારે સફળતાથી કરી શકે છે. અને વધારે સફળતાપૂર્વક તો એ કામ તે કરી શકશે જે એ થીજી ગયેલા માનસને જાગ્રત કરવાને જરૂરી પ્રાણની ઉષ્માનો પ્રવાહ જનસમાજ પર રેલાવી શકશે, જે માનવજીવનની કોઈ ભાવિ પૂર્ણતાના આદર્શનું દર્શન કરીને આદર્શ તથા વાસ્તવ વચ્ચેના અંતરને પોતાની સહૃદયતાના સેતુ વડે દૂર કરી શકશે અને પોતાના અમુલ્ય દર્શનને અન્ય માનવોની મિલ્કત બનાવી શકશે. આ માર્ગ ભાવાત્મક છે, પરંતુ દુષ્કર છે–દુર્ગપથ છે.

માનવમાં ત્રણ શકયતાઓ ભેગી મળે છે. તેનામાં પશુ છે, તેનામાં દેવ પણ છે. એ બન્નેનું મિલન સ્થાન માનવ છે. સત્યનો શોધક માનવ ઊર્ધ્વદર્શી છે, શિવનો ઉપાસક માનવ ઉન્નતગામી બને છે. સૌંદર્યનો પૂજક સત્યને અને શિવને પ્રાપ્ત કરે છેજ પરંતુ વધારામાં તે સૌંદર્યના આનંદને પૃથ્વી ઉપર પ્રગટાવવા મથે છે. પરંતુ આ ત્રણે કાર્યોની સાધના કરતા માનવને તેની અંદર રહેલ પાશવતાનો પૂરેપૂરો ભાર ઉંચકીને યા તો તેને ફેંકી દઈને પોતાનું મસ્તક ઉન્નત રાખવું પડે છે. સત્યના અને શિવના ઉપાસકને પૃથ્વીની પાશવતાના ભારનું ગુરુત્વાકર્ષણ ઓછું લાગે એ સંભવિત છે. પરંતુ આનંદના રસિક સર્જકને એ અધોગામી આકર્ષણથી બહુ સંભાળવવાનું હોય છે.

'આનંદ પ્રાપ્તિ'–અને ઉપદેશ હોય ત્યાં પણ "કાંતા સંમિતતયા"–જ એ સાહિત્યસર્જનનો ઉદ્દેશ મનાય છે ક્ષણે ક્ષણે નવનવીનતાના દર્શન કરાવનાર

રમણિયતાનો સાક્ષાત્કાર કરાવવો, રસાસ્વાદ કરાવવો એ સાહિત્યનો હેતુ છે. સાહિત્ય આનંદ તો આપે જ, રસાસ્વાદ કરાવે જ. પરંતુ એ તો ખરૂં જોતા એ અર્થમાં કે સૌંદર્યના રથમાં આરૂઢ થઇને સત્ય વગર પ્રયત્ને પોતાની વિજયયાત્રા કરે અને વાતાવરણમાં આનંદની મધમઘાટ મૂકી જાય. પરંતુ એ મ ઘ મ ઘા ટ શેની હશે? વાસનાતૃપ્તિની, સૂરાની જ કે કામનાઓના તુચ્છ સંતોષની જ, કે માનવતાના વિરલ પ્રભાવની તેની ઉતમોત્તમ શકયતાની, અને અધમાધમતામાં રહેલ કરૂણતાની, તેનાં દિવ્ય બીજો એળે ગયા તેના શોકની, જીવનના અનંતપટ પર ચાલી રહેલાં ચિત્રોની વિચિત્રતાઓની અને છતાં તેમની અંદર વણાઇ રહેલી કોઇ સનાતન વસ્તુસંકલનાની ઝાંખીની અને સમજુતિની?

સાહિત્યસર્જનમાં જેટલે અંશે અને જેટલી સહેલાઈથી પાશવતાના ખેંચાણથી પોતાની જાતને સર્જક મુકત કરી શકે છે તેટલે અંશે તે પોતે તો ઉન્નતગામી થાય છે જ પરંતુ સમસ્ત સમાજને પણ ઉંચે ચઢવામાં સહાય કરે એવા વાયુપ્રવાહો ને એવી ગતિ ઉત્પન્ન કરે છે. સાહિત્ય સર્જકનો જીવન સાથેનો સંબંધ અવિભાજ્ય હોવો જોઇએ એની આવશ્યકતા આ સંબંધમાં આપણને સમજાય છે. કેમકે જીવંત સાહિત્ય એટલે માનવ મનનાં કેવળ દુર્લભ સ્વપ્નાંઓ જ નહિ, યાતો શેખચલ્લીના જેવા મિથ્યા કલ્પનાના કે તરંગના વિહારો નહિ, યાતો અવાસ્તવિક વાતાવરણમાં અશકય ઉડ્ડયનો કેવળ નહિ, પરંતુ કોઇ દુષ્કર વિરલ સિદ્ધિ માટે મથતા આત્માની પ્રેરણા અને તેનો સાદ.

અત્યારે તો મોટે ભાગે પ્રેમના 'ત્રિકોણો,' સામાજીક રૂઢિગ્રસ્તતા ઉપર પ્રહારો, પશ્ચિમ તરફથી ચાલતા વાદના અનુકરણીયા પ્રચારને વાસ્તવિકતાને નામે સપ્રમાણ ઠરાવવાના પ્રયત્નો જોવામાં આવે છે, જ્યારે સાચું સાહિત્ય ઓછું લખાય છે. પાશવ પ્રાણની ક્ષુધાઓની રજુઆત એ ઉત્તમોત્તમ સાહિત્ય એ માન્યતા સાચી નથી એ સત્ય આપણા જમાનાએ સમજવાની જરૂર છે. વાસ્તવિકતાને નામે માનવની અશકિતઓને અને અધમવૃત્તિઓને સ્વાભાવિક ઠરાવવી, અને સ્વાભાવિક છે તેથી સપ્રમાણ અને ઇષ્ટ છે એવું મનાવવાના પ્રયત્નો સાહિત્યના જે જમાનામાં થાય છે તે જર્જરિત અને અધોગામી. –Decadent– જમાનાના પુરોગામી જમાનાઓ હોય છે.

સમાજવાદની પેઠે જ ભૌતિકશાસ્ત્રોની શોધોના અને જડવાદના અતિશયોકિત ભરેલા મૂલ્યાંકનમાંથી પણ એક પ્રકારની Utopia–પૂર્ણતાનું કલ્પના રાજ્ય–પ્રગટાવવાનું સ્વપ્ન પણ કેટલાક સાહિત્ય સર્જકો સેવે છે. આમાં પણ તેઓ જે વાસ્તવિકતાનો આગ્રહ રાખે છે તેનું અનુસરણ જાતે કરે તો તેમની એ–Utopia–સ્વપ્ન સૃષ્ટિ–કેટલી અવાસ્તવિક છે તેનો તેમને ખ્યાલ આવ્યા વિના નહિ રહે. મનાય છે કે ઘેરેઘેર વિજળીની ઝળહળતી બતીઓ થઇ જાય, ઝડપથી દોડતી મોટરો, રેડીઓ તથા વાયરલેસ તથા છેલ્લામાં છેલ્લી શોધખોળોની સગવડો સમાજની એકે એક વ્યકિતને આપી શકાય તથા શરીરયાત્રા ટકાવવાનું કામ હાલમાં જેટલું કઠણ છે તેટલુ ન હોય તો માનવને માટે સત્યયુગ આવ્યો ગણાય. આવી ભ્રમણામાં પડેલા લેખકોએ કાંઇ નહિ તો એક વાર આ બધી બાબતોમાં આગળ વધેલા પશ્ચિમના કોઇ દેશમાં, યા તો યુરોપથી પણ આગળ વધેલા અમેરિકામાં આંટો મારી આવવાની જરૂર છે. ત્યાં આજકાલની ઘણી શોધખોળો થયા પછી હયાતિમાં આવેલાં શહેરો છે. જેમાં એકેએક શહેરીને આપણા સૌથી આધુનિક ગણાતા શહેરોમાં ધનવાનને પણ ન મળી શકે એવી સગવડો આજે પણ મળી રહી છે, એટલે ભૌતિકશોધોના અને જડવાદના હિમાયતીઓનું માની લીધેલું સ્વર્ગ આજે પણ પ્રગટ થયેલું છે. એમ છતાં તે પ્રજાથી "સુખ," 'આનંદ' "પૂર્ણતા" બીજી એ બાબતમાં પછાત ગણાતી પ્રજાઓના જેટલાં જ દૂર છે, આ કડવી વાસ્તવિકતા, વાસ્તવિકતાના હિમાયતીઓ એકવાર સમજી જાય તો જીવનના સનાતન પ્રશ્નોમાં અત્યારે દેખાય છે તે કરતાં અનેકગણી વધારે વાસ્તવિકતા તેમને લાગવા માંડશે. આથી ભૌતિક-

શાસ્ત્રોની શોધોનો કે તેને પરિણામે મળતી સગવડોનો ઇન્કાર કે અસ્વીકાર કરવો ઇષ્ટ છે એવું મુદ્દલે ફલિત થતું નથી, પરંતુ માનવજીવનના મૂલ્યાંકનમાં મૌલિક-તત્ત્વો વિષે આપણે ભૂલો કરી બેસવાનો સંભવ છે તેમના પ્રત્યે ધ્યાન ખેંચવાનો ઉદ્દેશ છે.

એટલે જ્યારે મોટરો અને વિજળીના દીવા ન હતા તથા હવાઇ વિમાનો પણ ઊડતાં ન હતાં ત્યારે લખાયેલાં ઉપનિષદો અને ગીતા, પ્લેટો અને સોક્રેટિસના સંવાદો બાઇબલ અને ધમ્મપદ આજે પણ ચીરંજીવ સાહિત્ય છે. જગતમાં અત્યારે મળતી અનેક સગવડોની વધારે ન્યાયસર વહેંચણી કરવી એ ઇષ્ટ છે એમ સ્વીકારતાં પણ તેનાથી માનવને "સુખી" કરી શકાશે એ માન્યતા તો ભ્રમમૂલક છે એક પ્રખ્યાત લેખક કહે છે તેમ "આજે આપણે હજારો ઉપરચોટીઆ પ્રશ્નોના ઉત્તરો આપી શકીયે તેમ છીએ જે પ્રાચીનો કદાચ આપી શકત નહિ પરંતુ તે ઉપરથી બધી બાબતમાં વધુ જાણવાનો દાવો આપણે કરી શકીએ તેમ નથી." ખાસ કરીને જીવનના મૌલિક પ્રશ્નો-"હું કોણ છું ? "માનવજાતિ ક્યાં જઈ રહી છે ?," "જીવનનો અંતિમ ઉદ્દેશ શો ? આવા મૌલિક અને સનાતન છતા સાદા પ્રશ્નાના ઉત્તર આપવામાં આપણે કેટલા આગળ વધેલ છીએ વારૂ ? જગત એટલે વિદ્યુત્કણોનો ગતિમાન સમૂહ એમ કહીને આપણે સાચું આશ્વાસન કે ઉકેલ મેળવી શકીએ તેમ નથી. જીવનને અને જગતને આપણે હજી સમજવાનાં છે, કદાચ માનવબુદ્ધિને એ પ્રશ્નો અંતે અજેય પણ લાગે તો આશ્ચર્ય નહિ !

આજકાલનાં જીવનનાં મંથનોનો પડઘો સાહિત્યમાં શા માટે પડે છે ? અસંબદ્ધ પ્રશ્ન કરવાનો ઇરાદો નથી. જીકર એ છે કે એ મંથનો સાચાં મંથનો હોવા જોઇએ,-નિર્જીવ બખાળા કે અતિશયતાના ઉચ્ચારો નહિ. પ્રત્યેક યુગનું જીવન તેના સર્જનમાં પ્રતિબિંબિત થાય છે તેમ જડવાદની, સમાજવાદની, આર્થિક અસમાનતાની એવી એવી અનેક માન્યતાઓની પશ્ચાદ્‌ભૂમિ આજના જમાનાની પાછળ આવી રહી હોય એ સ્વાભાવિક છે. પરંતુ પ્રાચીન મૂલ્યો બદલાય અને નવીન મૂલ્યાંકનનાં પ્રેરણા સ્થપાય ત્યારે ચીરસ્થાયી મૂલ્યોને પ્રથમસ્થાન મળે એ આપણે સૌએ ધ્યાનમાં રાખવાનું છે. જીવનની કોઇ પ્રકારની મીમાંસા પ્રત્યેક સમર્થ સાહિત્યસર્જનની પાછળ હોય છે પરંતુ એ પશ્ચાદ્‌ભૂમિ જેટલી તલસ્પર્શી હોય, જેટલી સંગીન અનુભવ અને સહૃદય પ્રયત્નોના પાયા ઉપર સ્થાયેલી હોય તેટલે જ અંશે તે યુગ-સાહિત્યને સાચુ-સાહિત્ય બનાવી શકે છે. બાકી ઉપર ઉપરની છીછરી સપાટી ઉપરથી જે જીવન અને જે સાહિત્ય જન્મે છે તેમાં નિરસતા, અજંપો અને દુઃખ આગળ પડતાં જણાય છે અને એમ નહિતો, તાત્કાલિકસુખોની પાછળ, અર્થહીનવિલાસોની પાછળ,મિથ્યા ફાંફાં અને અંતે જીવનની અર્થહીનતાનો, નિઃસારતાનો સ્વીકાર આપણને મળે છે. પરિણામે જીવનમાંથી તેમ સાહિત્યમાંથી પણ હેતુ, સાર્થકતા, મહિમા અને ઉદારતાનો લોપ થાય છે. અને તેથી સત્યની, શિવની કે સુંદરતાની એકલક્ષ્યથી ઉપાસના કરનાર ને તે તત્ત્વોને પામી શકતો નથી એ તો ઠીક પરંતુ જેને તે સુંદર માનીને પૂજતો હોય છે તેનું અવગુંઠન ખસેડતાં તે કેવળ અસુંદર જ નહિ, અભદ્ર જ નહિ પરંતુ માનવઆત્માનું વિકૃત સ્વરૂપ જ નીકળે છે. એવા પરિણામમાંથી આપણું સાહિત્ય બચે એવી શુભવાંછનામાં પ્રત્યેક સાહિત્ય ઉપાસક સંમત થશે એવી આશા છે.

# વસંતને સુખ આપવા

[ નવેમ્બર અંકથી ચાલુ ]

શ્રી કાંત

સૂર્યકાન્તને વચન આપ્યા પછી નિરંજનમાં એક પ્રકારનું ગાંભીર્ય આવી ગયું. સૂર્યકાન્તની એક સલાહ એને સાચી લાગી હતી: 'બહુ લાગી આવતું હોય તો તું મૂંગો રહી જોયા કર અને વસંત જે નિર્ણય કરે તેને આધિન થા.' નિરંજનમાં વસંતને આધિન થવાની શકિત પણ હતી અને વૃત્તિ પણ હતી, પરંતુ એને વસંતની નિર્ણયશકિત વિષે સૂર્યકાન્તના જેટલો વિશ્વાસ નહોતો. અને એટલે જ વસંતને શી રીતે સુખ ઉપજે એ વિષે એ વસંતની ઇચ્છાઓ કરતાં પોતાની કલ્પના ઉપર વધારે આધાર રાખતો. સૂર્યકાન્ત સાથેની છેલ્લી વાત પછી એણે પોતાના મનમાં ગાંઠ વાળી કે "મૂંગા રહી જોયા કરવું અને વસંત પોતે જ જેમાં પોતાનું સુખ માને તેમાં સંમત થવું.'

સૂર્યકાન્ત નિરંજન પાસેથી વચન લીધા પછી સહેજ હળવો બન્યો હતો. આ પ્રશ્ન વિષે એને પાકી ખાત્રી હતી કે પરિણામ શુભ જ આવશે. વસંતના પક્ષે એને કશો ડર ન હતો કારણ કે વસંતની ચિત્તસૃષ્ટિનું એને પૂરેપૂરૂં દર્શન થઇ ગયું હતું. એ મનમાં માનતો હતો કે 'માતા પિતા તો શું, પણ ત્રિલોકના સમગ્ર બળો વસંતના માર્ગમાં આડા આવીને ઊભા રહે તો પણ વસંત પાછી વળે એમ નથી—વળી શકે એમ નથી.' વસંતમાં ઢીલાશ આવી જતી હતી તે સૂર્યકાન્ત જોતો હતો અને જાણતો હતો પરંતુ એવી પ્રત્યેક ક્ષણ વીતી ગયાં પછી વસંત વધુ આગ્રહી બનતી હતી તેની પણ એને પ્રતીતિ હતી. નિરંજન વસંત પ્રત્યે અનહદ પ્રેમ ધરાવતો હતો એ વિષે તો સૂર્યકાન્તને સંદેહ નહોતો, પરંતુ એ પ્રેમમાં વસંતને સુખ આપવાની જે બળવાન વૃત્તિ પડી હતી તેથી સૂર્યકાન્ત ડરતો હતો. એને લાગતું હતું કે નિરંજનની આ ઉત્કટ વૃત્તિ જ ક્યારેક વસંતને દુઃખમાં ધકેલી મૂકશે. અને જેમ જેમ આ વસ્તુ વિકાસ પામતી ગઇ તેમ તેમ સૂર્યકાન્તને પોતાનો ભય સાચો પડતો હોય એમ લાગ્યું. વસંતના પિતા તરફથી તો ઠીક પણ જ્યારે નિરંજન તરફથી પણ વસંત સાથે જોડાવા માટે એને આગ્રહ થવા લાગ્યો ત્યારે એના મનમાં ભારે દુઃખ પેદા થયું. સૂર્યકાન્તને ઘડીક્વાર તો એમ લાગી ગયું કે વર્ષોની મૈત્રીને અંતે પણ નિરંજન એને સમજી શકયો નહિ. નિરંજને છેલ્લી વાર એની સાથે વાત કરી ત્યારે સૂર્યકાન્ત પોતાના મનમાં બહુ ઉગ્ર બની ગયો હતો, પોતે ઇચ્છયું એમ નિરંજને ન કર્યું હોત તો સૂર્યકાન્ત શું કરત તે ચોક્કસ પણે કહી શકાય

એમ નથી પરંતુ એ કોઇ ગંભીર પગલું ભર્યા વિના ન રહી શકે એવી એના મનની ત્યારે સ્થિતિ હતી.

પિતાનો પત્ર વાંચીને વસંત રડી હતી અને એ રુદને નિરંજનને ખળભળાવી મૂકયો હતો. પરંતુ નિરંજન પાસેથી વચન લઇને સૂર્યકાન્ત વસંતને હિંમત આપવા આવ્યો ત્યારે વસંતને જોઇ એને આશ્ચર્યનો પાર ન રહ્યો. એણે ધાર્યું હતું કે વસંતની આંખો રડી રડીને ઉપસી આવી હશે અને એના મોં ઉપરની તમામ નિશ્ચયરેખાઓ લુપ્ત થઇ ગઇ હશે, પરંતુ સૂર્યકાન્તે એ મુખ ઉપર એથી ઉલટા જ ભાવોના દર્શન કર્યાં. આંખો રડેલી અને ભીની હતી પરંતુ એ ભીનાશમાં લાચારી કે હતાશાના ભાવો નહોતા. એમાં નિશ્ચયની ઝલક ચોક્ખી દેખાતી હતી. સૂર્યકાન્ત એ જોતાં જ ચમકયો ને મનમાં આનંદ પામ્યો. ધીમે પગલે એ વસંતની પાસે આવ્યો. વસંતે ખસીને એને બેસવા માટે થોડી જગ્યા આપી. સૂર્યકાન્ત વસંતના મોં સામે જોતો મૂંગો મૂંગો બેઠો. વસંતે સૂર્યકાન્ત સામે એક દૃષ્ટિ ફેંકી પોતાના પગ નીચે દબાવી રાખેલો કાગળ કાઢી એના હાથમાં મૂકયો સૂર્યકાન્તે વિશ્વાસપૂર્વક એ કાગળ વાંચ્યો. પોતે ધાર્યું હતું એ જ એ કાગળમાં હતું. સૂર્યકાન્તના મોં ઉપર હર્ષની લાલી આવી ગઇ. એ બોલી ઊઠયો: ' બહુ સરસ કર્યું ! '

' મારી ઇચ્છા છે કે આજે જ લગ્ન કરી લેવાં.' વસંત સૂર્યકાન્તના મુખભાવ જોતી બોલી.

' આજે જ ? ' સૂર્યકાન્ત આશ્ચર્યથી બોલી ઊઠયો.

' હા, એ પછી જ પિતાજી શાંત થશે.'

' પણ એમ...'

' શો વાંધો ? '

' એ યોગ્ય ન ગણાય ' જરા સ્વસ્થ થઇને સૂર્યકાન્ત બોલ્યો ' તમારા ને નિરંજન જેવા પાસે લોકો વિશેષ હિંમતની આશા રાખે. '

' હું આ પ્રશ્ન લોકદૃષ્ટિએ નથી વિચારતી. '

' ત્યારે ? '

' કેવળ અંગત દૃષ્ટિએ જ વિચારું છું. '

'આપણા જેવા માણસોથી એમ કહી શકાય જ નહિ કોઇ પ્રશ્ન કેવળ અંગત હોઇ શકે જ નહિ, હોવો જ ન જોઇએ. '

' હું એમ નથી માનતી. ' વાત પૂરી કરવા માગતી હોય એમ વસંત બોલી.

' તમારે એમ માનવું જોઇએ. ' જરા ગંભીર સ્વરે સૂર્યકાન્ત બોલ્યો. વસંતે ચમકીને એના સામે જોયું. ' તમારા કોઇપણ વ્યવહારની લોકો ઉપર શી અસર થાય તે વિચારવું જ જોઇએ અને જ્યારે એ વ્યવહારમાં નિર્બળતા ભરી હોય ત્યારે તો ખાસ. '

વસંત વિચાર કરતી સૂર્યકાન્ત સામે જોઇ રહી. સૂર્યકાન્ત ફરીને દૃઢ સ્વરે બોલ્યો: ' તમારા વિષે હું વધુ ન કહી શકું, પણ નિરંજન આ રીતે લગ્ન કરવા કબૂલ થાય તો મને ભારે દુઃખ થાય. હું માનું કે નિરંજને એના જીવનની અણમૂલ કારકીર્દી ખોઇ નાખી.'

' પણ આ તો સાવ અંગત પ્રશ્ન છે, લોકોને આ સાથે શી લેવા દેવા ? ' પોતે હારતી હોય એમ વસંત બોલી.

' કેમ લેવા દેવા નહિ ? નિરંજન અને હું લોકોના અંગત વ્યવહારોમાં ક્રાંતિ નથી સૂચવતા ? અને અયોગ્ય લગ્નોને નથી અટકાવતો ? લોકો નિર્ભય થાય એવું નથી વિચારતા અને નથી આચરતા ? આ પ્રશ્ન અંગત તો પ્રેમ, પસંદગી અને સહચાર પૂરતો જ છે એની વ્યવહારબાજુ સાથે તો લોકોને બહુ સંબંધ છે. નિરંજનને અને તમને હું એટલાં કાયર કલ્પી શકતો જ નથી કે ભાગેડુની પેઠે તમે પરણી જાવ. ' સૂર્યકાન્ત જરા ઉશ્કેરાઇને બોલ્યો. વસંત એના ઉગ્ર થતા મોં સામે જોઇ રહી. થોડીવાર ગંભીર મૌન પ્રસરી રહ્યું અને એના પરિણામરૂપે વસંતે સૂર્યકાન્તના હાથમા રહેલો કાગળ હળવેકથી એેંચી લઇ ફાડવા માંડયો. કાગળના ચીરા સાથે જ સૂર્યકાન્તની ઉગ્રતા શમવા લાગી

* * *

**આ**ઠ દિવસ વીતી ગયા છે. વસંતે પિતાને જવાબ

લખ્યો નથી. દરેક ટપાલમાં એ બીજા કાગળની રાહ જુએ છે. નિરંજન તે દિવસથી ગંભીર બન્યો છે. છેલ્લા આઠ દિવસમાં એકેય વખત એણે આ વિષે સામાન્ય સવાલ જવાબ ઉપરાંત ચર્ચા કરી નથી. સૂર્યકાન્ત બંનેની વચ્ચે, હતો તે કરતાં પીઢ બન્યો છે. બંનેને કંઇક અંશે એ સહાયરૂપ છે અને દોરી રહ્યો છે. મશ્કરીની મઝા હમણાં ક્યાંય ડૂબી ગઇ છે.

બરાબર નવમે દિવસે સવારે વસંત સૂર્યકાન્ત સાથે વાત કરતી હતી. એ કહેતી હતી કે 'પિતાનો કાગળ નથી એટલે મારા મનમાં અશુભ શંકાઓ ઊઠે છે. એમ થાય છે કે હું ઘેર જાઉં અને પિતા સાથે વાત કરી લઉં. પિતા મને દુઃખી નહિ કરી શકે.' સૂર્યકાન્ત ખાસ જવાબ આપતો નહોતો પણ વસંતની વાત એને ઠીક લાગતી હતી. ત્યાંથી એ નિરંજન પાસે ગયો અને એને આ વાત કરી. નિરંજન કંઇ બોલ્યા વિના સૂર્યકાન્ત સામે જોઇ રહ્યો. સૂર્યકાન્ત એનું મૌન સહન કરી શકયો નહિ. એણે પૂછ્યું. 'તારો શો અભિપ્રાય છે?'

'જે વસંતનો અભિપ્રાય હોય.' નિરંજને જવાબ આપ્યો.

સૂર્યકાન્ત એની સામે તાકી રહ્યો. આઠ દિવસ પહેલાં નિરંજને આપેલું વચન એને કરુણ રીતે યાદ આવ્યું. એ વધુ પ્રશ્નો પૂછી શકયો નહિ. ઊઠતાં ઊઠતાં એટલું જ બોલ્યોઃ મેં આવું નહોતું ધાર્યું.' જવાબમાં નિરંજન દુઃખભર્યા નેત્રે એની સામે જોઇ રહ્યો.

* * *

## 'મારાથી આ નથી જોવાતું'

બે દિવસ પછીની એક મધરાતે નિરંજન અને સૂર્યકાન્ત રસ્તા ઉપરના નાળા ઉપર બેઠા બેઠા વાતો કરતા હતા. નિરંજનની આંખો સહેજ ભીની હતી. સૂર્યકાન્ત ઊંડી ચિંતામાં ડૂબતો હોય એમ ગંભીર હતો.

'તું ઘણો જ ઢીલો છે. લગ્નનો પ્રશ્ન અત્યારે ક્રાંતિકાળમાં છે. દરેક નવાં લગ્નમાં આવું બનશે જ' સૂર્યકાન્તે જવાબ આપ્યો.

'તો મારે લગ્ન નથી કરવાં. વસંતને હું ગંભીર જોઇ શકતો જ નથી. છેલ્લા દસ દિવસ થયા હું આંખો ખેંચી ખેંચીને શોધી રહ્યો છું પણ પેલી વસંત દેખાતી જ નથી. એના ઉપર જાણે ઘેરી વાદળી ઢંકાઇ ગઇ!'

'પણ આવું તો બને જ. આ વાદળી લાંબા જીવનની સરખામણીમાં તદ્દન ક્ષણિક છે. તું ભાવી જીવનને કેમ જોઇ શકતો જ નથી?'

'હું જોઇ શકું છું. મને એમ છે કે વસંત માતાપિતાની ઇચ્છા વિરૂદ્ધ લગ્ન કરશે તો એ મને મેળવશે પણ માતાપિતા તો ગૂમાવશે જ. અને એ એને ડંખ્યા જ કરવાનું છે.'

'નિરંજન.' સૂર્યકાન્ત એને પડકારતો હોય એમ બોલી ગયો. 'બાળક બની ગયો છે કે શું? સંસારનું અવલોકન જ સાવ વિસરી ગયો છે? પ્રેમ, કર્તવ્ય, સ્વતંત્રતા ઇત્યાદી જીવનસૂત્રો જીવનમાં ઉતર્યાં જ નથી કે શું?'

'એ ગમે તેમ હોય, મારાથી આ સહન નથી થતું' થાકેલા સ્વરે નિરંજન બોલ્યો.

'તો તુ હમણાં અહીંથી ચાલ્યો જા. થોડા દિવસમાં આ પ્રશ્ન પતી જશે; પછી તું આવજે.'

નિરંજનથી લગીર ચમકી જવાયું પણ સૂર્યકાન્તની આ સૂચના એને ઠીક લાગી.

અને એ જ વખતે સૂર્યકાન્તની સલાહ લઇ એણે પોતાનો કાર્યક્રમ ઘડવા માંડયો.

'એક મહિનામાં આ પ્રશ્ન પતી જ જશે. જો કે વસંત તો એટલી અધીરી થઇ છે કે માતા પિતાને મળતાં જ આ વાતનો ફેંસલો લાવશે.' સૂર્યકાન્તે કહ્યું.

'પણ મને તો થાય છે કે હું એકાદ વર્ષ પ્રવાસમાં જ ગાળી નાખું.' કંઇક ડરતો હોય તેમ નિરંજન બોલ્યો.

'એક વર્ષ? એક વર્ષ શા માટે?'

'ત્યાં સુધીમાં બધું પતી જશે'

''હું ન સમજ્યો.' કે

સૂર્યકાન્ત બોલ્યો.

'એમાં કંઇ સમજવા જેવું નથી, એમ થાય છે કે બહાર જવું જ છે તો એકાદ વર્ષ રખડી આવું. મારૂં મન પણ હમણાં અસ્વસ્થ રહે છે. હું બદલાતો જતો હોઉં એવું લાગે છે.'

'તે એક વર્ષના પ્રવાસથી શું થશે?'

'હું મને ઓળખી શકીશ' આંખ નીચી રાખીને નિરંજન બોલ્યો.

'ના.' સૂર્યકાન્ત જરા મોટે સાદે બોલી ગયો. 'તું કંઇક છૂપાવે છે.'

નિરંજન જવાબ આપવાને બદલે નીચું જોઇ રહ્યો. સૂર્યકાન્તે હળવેકથી એનું મોં ઉંચું કરતાં કહ્યું: 'સાચું બોલ, તારા મનમાં શું છે?'

'એજ!' નિરંજન બોલ્યો. એની આંખમાં આંસુ આવી ગયાં.

'હજી તારા મનમાંથી એ નથી ગયું?'

'હું પ્રયત્ન કરૂં છું પણ ફરી ફરીને એ જ વિચાર આવે છે, વસંતને સંપૂર્ણ રીતે સુખી કરવાનો બીજો કોઇ રસ્તો જ મને સૂઝતો નથી.'

'પણ તું પ્રેમ કે આકર્ષણ જેવી કોઇ વસ્તુને ઓળખે છે કે નહિ? નિરંજન, તારા જેવો સમજુ જુવાન આજે કેમ બાળક જેવું બોલે છે? વસંત અને તેં એકમેક પ્રત્યે ખેંચાવાના કોઇ પ્રયત્નો કર્યા છે? પ્રયત્નોથી આકર્ષણ ઊભું થઇ શકત? તું જરા વિચાર તો કર. વસંત 'દુ:ખી થાય છે' 'દુ:ખી થાય છે' એવી ભાવનાઓમાં તું તારા હાથે જ એને દુ:ખમાં ધકેલી દેશે એવો મને ભય છે. હું તને કહું છું, વસંતના મનોભાવના એક નજીકના સાક્ષી તરીકે તને કહું છું કે વસંત દુ:ખી નથી એવું દુ:ખ તો પરમ સુખના જન્મનું છે. મેં તને કહ્યું હતું તે ફરી કહું છું કે તું ઘેલો ન થા.'

નિરંજન કંઇ ન બોલી શક્યો. નીચી આંખે એણે સાંભળ્યા કર્યું, મધરાત તો એની ગંભીર ગતીએ વહી જતી હતી બંને મિત્રો કેટલીક વાર સુધી મૂંગા બેસી રહ્યા પછી ઊઠયા અને સૂર્યકાન્તના ઘેર ગયા. ઘર પાસે આવતાં સૂર્યકાન્ત ધીમેથી બોલ્યો: 'વસંત કદાચ જાગતી હશે.' અને બંને મિત્રોએ જરાયે અવાજ ન થાય એમ ઘરમાં પ્રવેશ કર્યો.

તું હમણાં કેમ ગંભીર રહે છે?

'અમસ્થો જ.'

'ના, મારી નબળાઇથી તું અકળાતો લાગે છે.'

'નહિ, એવું કંઇ નથી.'

'તો શું કારણ છે?'

'કંઇ છે જ નહિ ને!'

'જૂઠ્ઠું, તું મારાથી કંઇક છૂપાવે છે.'

'કંઇ જ નથી છૂપાવતો.'

'તો કાલ રાત્રે તમે ક્યાં ગયા હતાં?'

નિરંજન ચમકી ગયો. એની ગભરામણ મોં ઉપર પણ તરી આવી.

'કહેવું હોય તો સાચું જ કહેજો.' વસંતે ગંભીર સ્વરે પૂછ્યું.

'સૂર્યકાન્ત અને હું બેઠા હતા.'

'એ તો હું પણ જાણું છું, પણ શા માટે બેઠા હતા એ જાણવા માગું છું.'

'હું જરા મૂંઝાતો હતો.'

'શા માટે?'

'થતું હતું કે તું દુ:ખી થઇ રહી છે.'

નિરંજન આગળ બોલશે એવી આશાએ વસંત ક્ષણવાર એના સામે જોઇ રહી પણ નિરંજન એક વાક્ય બોલીને જ અટકી ગયો એટલે એણે પૂછ્યું: 'હા, પણ તેનું શું?'

'કંઇ નહિ' નિરંજન અકળાતો હોય એમ બોલ્યો. વસંત એની અકળામણ જોઇ રહી. થોડીવાર મૌન પ્રસરી રહ્યું.

'નિરંજન!' વસંત બોલી. નિરંજને ચમકીને ઊંચે જોયું. 'તમે દુ:ખી થાવ છો!' વસંતનું મોં ઓગળી જતું હોય એવું નિરંજનને લાગ્યું. એ તુરત બોલી ઊઠયો: 'હા,—ના...વસંત! તું દુ:ખી થાય છે! વસંત, શા માટે?' એની જીભ થોથરાવા લાગી. 'તું ગમે તે કરીશ તે મને ગમશે જ. મારે ખાતર કંઇ ન કરતી. દુ:ખી ન થતી.'

'હું સમજતી નથી. તમે આ શું બોલો છો?'

'કહું, કહી દઉં.' બબડતો હોય એમ નિરંજન બોલ્યો અને પળવાર ગંભીર બની એણે કહેવા માંડયું: 'મને થાય છે કે તું દુઃખી થઈ રહી છે અને તે પણ મારા માટે .......'

'તમને કોણે કહ્યું?'

'તું સાંભળ. મારાથી એ સહન નથી થતું. હું તારૂં દુઃખ નથી જોઇ શકતો. માતાપિતાની અવજ્ઞા તું નહિ કરી શકે. તું તે દિવસે કહેતી હતી તે સાચી વાત છે. એમણે તારા ઉપર વિશ્વાસ મૂકી સંસ્કાર અને સ્વાતંત્ર્ય આપ્યા, લોકનિંદા સહન કરી તારો વિકાસ સાધ્યો. તારાથી હવે એમને .......'

'મારે આ નથી સાંભળવું. હું બધું સમજું છું. તમને આ બધું શું થયું છે?'

'વસંત.' નિરંજનનો કિકિયાયલો અવાજ જરા શાંત પડ્યો. 'એક વાત પૂછું?'

વસંતે હા પાડી.

'માતાપિતા કહે છે એમ ન થઇ શકે?'

વસંત જવાબ ન આપી શકી. એની આંખો નિરંજન સામે મંડાઈ રહી.

'મને એથી લગીર પણ દુઃખ નહિ થાય.'

'સાચું કહો છો?' વસંત બોલી.

'હા' નિરંજને જવાબ આપ્યો.

વસંત કંઈ ન બોલતાં ઊભી થઇ અને નિરંજનને સૂર્યકાન્તના ઘરના એ જ ઓરડામાં એકલો મૂકી બહાર ચાલી ગઇ. વિચારોમાં ગૂંચવાતો નિરંજન ત્યાં જ બેસી રહ્યો.

* * *

**બપોરે** સૂર્યકાન્ત ઘેર આવ્યો ત્યારે નિરંજન પાસેથી એણે થોડીક વાત સાંભળી અને એ ઉપર વધુ વિચાર કરવા જાય ત્યાં એને સ્ટેશનથી આવેલી ચીઠ્ઠી મળી.

'પ્રિય સૂર્યભાઇ,

ઘેર ચાલ્યા જવાનું ઠીક લાગ્યું એટલે તમને જણાવ્યા વિના જાઉં છું. બાને અને ઘરના બીજા માણસોને જેમ તેમ સમજાવી દેજો. નિરંજનને ઘેર પહોંચ્યા પછી કાગળ લખીશ. તમારા બધા પ્રયત્નો ધૂળ મળ્યા તે મેં જોયું.

તમારી બ્હેન

વસંત.'

ચિઠ્ઠી વાંચી સૂર્યકાન્તે નિરંજનના હાથમાં મૂકી. નિરંજનની આંખો અક્ષરો ઉપર ફરી ગઇ પણ અનેક વિચારોથી ઘેરાયેલું મન કંઇ વિચારી શક્યું નહિ.

'તેં બહુ ખરાબ કર્યું.' સૂર્યકાન્ત બોલ્યો. નિરંજને સાંભળી લીધું.

'તેં વાત જ શા માટે કરી? હું આટલા માટે જ તને બહારગામ મોકલવા ઇચ્છતો હતો. હું જાણતો હતો કે તારૂં મગજ હમણાં ઠેકાણે નથી.'

નિરંજન કંઇ પણ બોલ્યા વિના ઉઘાડી આંખે જોઇ જ રહ્યો. એનું મન જાણે બધીર બનવા લાગ્યું.

'નિરંજન!' નિરંજનના મોં ઉપર વિચિત્ર ભાવો જોતાં સૂર્યકાન્ત બોલી ઊઠ્યો. નિરંજન ઉંઘમાંથી જાગતો હોય એમ ઝબક્યો અને એણે હોકારો દીધો.

'તું કંઇ મુંઝાય છે?' છેક નજીક આવીને સૂર્યકાન્ત બોલ્યો.

'એમ થાય છે કે ભૂલ થઇ ગઇ.' નિરંજન અત્યંત ધીમા સાદે બોલ્યો. સૂર્યકાન્ત સામે જોતાં એણે બીજા ઉદ્‌ગારો કાઢ્યા: 'વસંત હવે નહિ આવે...મેં એને દુઃખી કરી.' સૂર્યકાન્ત આશ્ચર્યપૂર્વક નિરંજન સામે તાકી રહ્યો. 'સાચું કહું છું.' દયામણે સ્વરે નિરંજન બોલ્યો.

'બધું ઠીક થઇ રહેશે.' આશ્વાસન આપતો હોય એમ સૂર્યકાન્તે કહ્યું. 'વસંત તારા જેવી ભૂલ નહિ કરે. એ કેમ ગઇ એનું જ મને આશ્ચર્ય થાય છે.'

'હું નથી ગઇ.' વસંતનો અવાજ સંભળાયો અને બીજી જ ક્ષણે એ બારણામાં ઊભેલી દેખાઇ.

'હેં!' નિરંજન બોલી ઊઠ્યો. એના શરીરમાં વ્યાપેલું ચેતન જાણે આંખમાં ધસી આવ્યું. એ ઊઠી શક્યો નહિ પણ એની આંખોમાંથી કિરણો છૂટયા અને વસંતની આંખમાં પ્રવેશ્યા. વસંત દોડીને એને વળગી પડી. સૂર્યકાન્ત હળવેકથી ઊઠીને ઓરડા બહાર ચાલ્યો ગયો.

# મહાસભા અને
## આપણો સંસ્કૃતિ–પ્રવાહ

શ્રી. મગનભાઈ દેસાઈ

અખિલ ભારતીય રાષ્ટ્રીય મહાસભાની અનેકાનેક સેવાઓની કદર થઈ છે, અને જેમ જેમ સમય જતો જાય છે તેમ તેમ તેની નવી નવી કદરની દિશાઓ સૂઝતી જ જાય છે. આ લેખમાં એક એવા પ્રકારની અને અતિ મૂલ્યવાન સેવાનું દિગ્દર્શન કરાવવા ચાહું છું. તે કરવાને માટે વાચકને જરા આપણા દેશના ઇતિહાસમાં લઇ જવો જોઇશે.

પહેલું તો એ ખ્યાલમાં લેવાની જરૂર છે કે, રાષ્ટ્રીય મહાસભાની અર્ધ સૈકાની સેવા આપણા સળંગ ઇતિહાસનો જ ઉજ્જ્વલો મણકો છે. આમે પણ વિચારો તો, સ્વતંત્ર રીતે પણ ૫૦ સાલ સુધી જીવંત ને અથાક સેવા કરનારી સંસ્થા પોતે જ એક ઇતિહાસની યુગ-વિધાયક થઇ પડે. અને એવી રીતે પણ આ આપણી સંસ્થાએ હિંદના જીવનમાં નવીન યુગ નિર્માણ કર્યું છે એ તો આજ આપણા વિરોધીઓ અને આખું જગત પણ કહે છે. પણ, આ લેખમાં એ ઉપરાંતનું એક સમીક્ષણ રજૂ કરવાનું છે. અને તે એ કે, હિંદી રાષ્ટ્રીય મહાસભાએ આપણા દેશમાં નવો યુગ નિર્માણ કર્યો છે એ તો ખરું જ. પરંતુ એ યુગ આપણા પ્રજાકીય વિકાસ અને ખાસ ગુણને અનુરૂપ જ છે: આપણો આખો ઇતિહાસ જોઇએ તો તેની પરંપરામાં બરોબર બંધબેસતો આવે એવો તે અનુરૂપ મણકો, આ આપણી રાષ્ટ્રીય મહાસભાની કારકિર્દી છે.

ઇતિહાસના આદિકાળથી આપણે ત્યાં સરહદથી નવી નવી કોમો આવતી જ ગઇ છે, મૂળ વતનીઓ જોડે ઝઘડી છે, અને પોતપોતાના સંસ્કારબળ અને સુધારા–બળ પ્રમાણે આપણા પ્રજા–શરીરમાં ગોઠવાતી ગઇ છે. આવા પ્રકારનું પ્રજાકીય સંઘટન થતાં થતાં જ આપણી આર્ય–સંસ્કૃતિ ઘડાઇ હતી ને આજ આપણી આખી સંસ્કૃતિના સાચા પ્રાણરૂપે રહેલી છે. આ પ્રકારના સંઘટનથી અને જે જાતનું જીવનતત્ત્વ ને તેની ફિલસૂફી આપણે આ ભૂમિમાં કેળવ્યાં તે પરથી, આપણને આખી પ્રજા તરીકે એક વાત બહુ સરસ આવડી છે, ને તે પ્રજાઓનો સમન્વય કરી એકસાથે હળીમળીને રહેવાનું. જરૂર પડે કે ધીરજ ખૂટે તો માંહોમાંહે લડવાના પ્રસંગો નહોતા આવ્યા એમ કહેવાનો આશય નથી. એ તો સાવ ખોટી બીના જ ઠરે. પરંતુ, લડી વઢીને, પણ છેવટે એકમેકમાં મળીને રહેવાનો રસ્તો આપણે શીખ્યો છે. આ ટૂંકમાં આપણાં ખ્રિસ્તી સનનાં પહેલાં ૧૦ સૈકાંની સમીક્ષા ગણાય. એ સૈકાંનાં બે ત્રણેક લક્ષણ તરફ ખાસ ધ્યાન દોરવાની જરૂર છે.

આ સૈકામાં વિદ્યા અને જ્ઞાનનો વિકાસ સારી પેઠે થયેલો એની કોઇ ના ન પાડે. પરંતુ એના ભોગીલોક ઉપલા બે વર્ણ જ મોટે ભાગે હતા. અને જ્ઞાનની તથા વિકાસની પદ્ધતિ વિશેષ સાક્ષરી હતી, એમ આજની પરિભાષામાં કહીએ તો ચાલે. એટલે 'સ્ત્રીઓ, વૈશ્યાસ્તથા શૂદ્રા :' જાણે બહાર જ રહી જતાં અને અસ્પૃશ્ય વર્ણો તો દૂર જ હતા. આત્મૈક્ય અને સમન્વયની સંસ્કૃતિમાં આ એક ભારે પ્રમાદ હતો. ઊંચનીચભાવનું ઝેર પ્રજાશરીરમાં નીપજવા પામ્યું હતું એની ના ન પડાય, જે ઝેર કાળાન્તરે વધતું જ ગયું છે.

બીજી એક વસ્તુ એ કે, જે નવી નવી પ્રજાઓ આવતી કે જૂની અહીં વસેલી હતી તે બધીના કરતાં આર્યપ્રજા પાસે વધારે સારી સંસ્કૃતિ હતી. એથી કરીને એકીકરણનું કામ એકધારું ચાલી શકતું હતું. અને એમાં પણ આર્યોનો હાથ ઉપર રહેલો હતો. વૈદિક, બૌદ્ધ કે જૈન વિચારસૃષ્ટિઓ આખરે એક જ થડની શાખાઓ હતી. એક અપવાદ નોંધવો જોઈએ અને તે ગુજરાતમાં આવીને વસેલા પારસીઓનો. તે ધર્મત્રાસના માર્યા પોતાના ઇરાનને છોડી અહીં આવ્યા. તેમને મૂળ વતનીઓએ નિરાંતે પોતા ભેગા રાખ્યા. પણ એમાં એક વસ્તુ હતી જે કદાચ ઓછી ધ્યાનમાં આવી છે : કે પારસીધર્મ ધર્માન્તકારી–'મીશનરી' નથી. તેમને પોતાની આત્મપ્રીત્યર્થે જે ધર્મ પાળવો હતો તે તેમને પાળવા દેવામાં આવે અને નિરાંતે ગૃહસ્થ–જીવન ગાળવા દેવામાં આવે, તો તેઓ પ્રસન્ન હતા.

એટલે આ સૈકામાં આપણી પ્રજામાં બે વસ્તુ ઘડાયેલી જોવામાં આવી:—

(૧) પ્રજાઓનું સમન્વિત એકીકરણ કરવાની આવડત. પરંતુ તેમાં એક પ્રકારની ગફલત રહી હતી કે, નીચલા વર્ણો માટે ઓછી દરકાર થાય એવી જ્ઞાનપદ્ધતિ હતી. આ બાબતમાં એક મર્યાદા આંકવી જોઇએ જે હું પછીથી ચર્ચું છું.

(૨) આ એકીકરણમાં આર્યસંસ્કૃતિનો પ્રધાન હાથ હતો.

ઉપર વિદ્યા અને જ્ઞાનની વિકાસપદ્ધતિ વિષે વાત કરતાં મેં એક આક્ષેપક કથન કર્યું છે કે, તેમાંથી નીચલા વર્ણોની ઉપેક્ષા જન્મી હોય આજ પણ આ ઉપેક્ષા ચાલુ છે ને તે જો જોઇએ તો એ આક્ષેપ આપણે સ્વીકારતો તો ઘટે. અરે, આ ઉપેક્ષાનું જોર તો એવું છે કે, જૈન, શીખ, ખ્રિસ્તી ને ઇસ્લામ કોમોને પણ એનો પાસ લાગ્યો હતો. પરંતુ, એમાં એક વસ્તુ અહીં નોંધવી જોઇએ, તો જ આ ઐતિહાસિક સમાલોચના સાચી ઠરે. અને તે બૌદ્ધ, જૈન તથા ભાગવત ધર્મોનું કાર્ય. આ ત્રણમાંથી બે ધર્મોએ લોકભાષામાં જ પોતાનું કામ કર્યું અને વેદપ્રામાણ્યની પણ પરવા ન રાખી; અને ત્રણે ધર્મોનાં દ્વાર સૌ કોમને માટે સરખાં ખુલ્લાં હતાં. અને એ જ ત્રણ ધાર્મિક બળોમાંથી ૧૧મા સૈકા બાદ સંતધર્મનો ઉદય થયો, કે જેમાં નીચલા વર્ણોની ઉપેક્ષા ટળી એમ જ નહિ, એ ધર્મને જોરે એ બધા વર્ણો પણ હિંદુધર્મનાં ઉત્તમોત્તમ રહસ્ય, પોતાની ભાષામાં અને પોતાને ગમ્ય એવી સરળ શૈલીમાં, પામ્યા છે. ૧૦ સૈકાના આપણા વિકાસની સમાલોચના કરતી વખતે, બૌદ્ધ, જૈન અને ભાગવત (કે એકાંતિક) ધર્મની આ મોટી સેવા ભૂલવી ન જોઇએ કેમ કે તે ત્રણે પણ એ વિકાસનાં ઓતપ્રોત બળો હતાં.

## ૨

એ આપણા પ્રાચીન કાળમાંથી નીકળ્યાનું ઐતિહાસિક સીમાચિહ્ન ઇસ્લામી પ્રજાઓનું આપણા દેશમાં આગમન છે. આ પ્રજા પાસે બે વસ્તુ નવી હતી, જેથી કરીને પૂર્વે આવેલી પ્રાચીન પ્રજાઓ કરતાં એમના આગમનની અસર જુદી જ થઇ. આ બે વસ્તુ તે નીચે પ્રમાણે છે:—

૧. પોતાના ધર્મ માટે ઝનૂનભર્યું અભિમાન ને તે અન્યધર્મીઓને આપવાનો ઉછાળો. ટૂંકમાં, તેઓ મિશનરી–ધર્માંતરકારી પ્રજા હતા.

૨. એક સાદીસરળ આધ્યાત્મિક માન્યતા, તેનો પેગંબર, અને તેનો ખલીફ અને સૌ–સમાનની ભાવના : આ બધાથી તેમનું જોર ને ઝનૂન ભારે

મોટું હતું.

દરેક પ્રજાકીય સંઘર્ષ વખતે બને તેમ, આ વેળા પણ સમાજમાં નવાજૂની તો જાગી જ રાજકીય ક્ષેત્રમાં મુસલમાન સત્તાએ પગપેસારો કર્યો અને એક વાર તો બધું ડામાડોળ થઇ ગયું. સમાજ-ક્ષેત્રમાં. કાંઇક ઓલિયા પીરની અસરથી, કાંઇક હિંદુ સમાજના ઊંચ-નીચભાવને કારણે, ને રાજસત્તાની ધાક તથા જોર-જુલમ પણ મદદમાં આવીને, ધર્માન્તર થવા લાગ્યું. પણ ધાર્મિક અને આધ્યાત્મિક ક્ષેત્રમાં રામાનંદ, કબીર ધનો, પીપો, નાનક, તુલસી, ચૈતન્ય વગેરે સંતોએ હિંદના પુરાણા ધર્મનું મંથન કરી જે નવનીત કાઢયું તે નવા ધર્મ સામે ટક્કર ઝીલવા સમર્થ નીવડયું. ઇસ્લામના ઓલિયા તથા આ સંતો ભક્તિમાં એક બનવા લાગ્યા બીજી બાજુથી લૌકિક ઇસ્લામમાં હિંદુ-ધર્મના લોકાચારના ને તેની માન્યતાના છાંટા ઊડવા લાગ્યા. નરી લૂખી અદ્વૈતભાવના લોકમાનસને કેટલોક કાળ રુચે ? ભક્તિની ભીનાશને વહેમનાં ઝાળાં તેમાં ભળવા લાગ્યાં.

મોગલોના જમાના લગીમાં આ સંઘર્ષ થાળે પડવા લાગ્યો તે સમન્વયના નિશાન સમો અકબર પેદા થયો. એટલે સુધી એ દિશામાં તે ગયો કે, એક નવો સમન્વિત ધર્મ જ તેણે સ્થાપવા બીડું ઝડપ્યુ ! ધર્મસ્થાપન રાજા કે પંડિતનુ જ કામ હોત તો એ પણ ને કરી શકત. છતાં આપણા સમન્વયના ઇતિહાસમા એ બીના પણ યાદ રાખવા જેવી છે. એના જ સમકાલિન ગુરુ નાનક એમની ધર્મભાવના ને જનકલ્પિ વિશાળ વ્યાપક ને સર્વગાહી હતી ધર્મ-ક્ષેત્રમાં એમણે હિંદુધર્મની તે કાળને અનુરૂપ આવૃત્તિ આત્મમંથન કરી ઉપજાવી. પણ અકબરનો આ શુભ આરંભ તેના વંશમાં ટક્યો નહિ આરંગઝેબે અકબરનું કર્યું કારવ્યું ઊંધું વાળ્યું. ઇસ્લામનું મિશનરી-પણું જબરું નીવડયુ. એનો ઉપાય શોધ્યા વગર આપણું ઐતિહાસિક કાર્ય-સમન્વયનું-થોભશે કે વિફળ જશે એજ સ્થિતિ આવીને ઊભી રહી મરાઠા અને મેઃએ એકવાર તો ઔરંગઝેબના કાર્યને તોડી નાંખ્યું ! મરાઠાઓ હિંદને પાછા એક છત્ર તળે કરવા લાગી ગયા. તેમાં એમને ઠીક અંશે સફળતા મળી એની ના ન કહેવાય. પછી આગળ વધવાનું હતું. સંતધર્મનું પાન કરનારા આ લોકો આગળ વધત પણ ત્યાં તો કાળબળે ગોરી પ્રજાનો નવો ઉમેરો અહીં કર્યો. મુસલમાન પ્રજા ને હિંદુ પ્રજા સૌ સ્થિર રાજતંત્ર થતાં હળી-મળીને રહેતાં શીખે એ આજનાં આપણાં ગામડાં જોતાં પણ સિદ્ધ થાય છે પરંતુ ધર્માંતરકારી સંપ્રદાયનું અસોડ શું ? તે જડે તે પહેલાં એવા જ ગુણના સંપ્રદાયવાળી ગોરી પ્રજા અહીં આવી. અને એણે વળી એક નવો કોયડો ઉમેર્યો. આજ સુધી આવેલી પ્રજાઓ અહીં જ વસી હતી આ પ્રજા તો રાજ હાથ કરતાં છતાં આજસુધી પરદેશી ને પરદેશી જ રહી છે ! આ એક સાવ નવી વસ્તુ હતી. આપણા લોકો આ વસ્તુને સમજી જ ન શકયા. પ્રજા આવે, લડેવઢે, પણ પછી ઘર કરી રહે ને એક સાથે સંસાર ચલાવે-આ આપણો ઇતિહાસ -જૂનો અનુભવ. તૈમૂર સિકંદર જેવા પણ આ લોકો નહોતા કે, આવી લૂટી કે જીતીને ગયા, ને નામશેષ થયા.

એટલે આ નવયુગમાં વસ્તુસ્થિતિ આમ થઇ કે, આપણી સામે એક પ્રશ્ન હતો જ-હિંદુ મુસ્લીમ ઐક્યનો. ત્યાં જ વચ્ચે અંગ્રેજો આવ્યા ને એમણે આપણા ઇતિહાસમાં પહેલપ્રથમ પરદેશી સત્તા નાંખી.*

આ પરદેશી સત્તાને સમન્વય પાલવે એમ નહોતો. કદાચ પશ્ચિમમાં એ જાતનું તત્ત્વ જ અજાણ્યુ હોવાથી, અંગ્રેજો એ જોઇ જ ન શકયા હોય: ગમે તેમ હો, સમન્વયનો પ્રવાહ રૂંધાયો, વધારે ગૂંચવાયો, તેમાં નવાં વિઘ્નો, નવા કોયડા ઉમેરાયા. પણ એ પ્રવાહ ચાલુ જ હતો એની પૂરી સાબિતી તો એ કે, ૧૯મા સૈકાના પ્રારંભથી પાછા આપણે સમન્વયની નજર ખીલવવા

*આહીં એટલું ખાસ નોંધવા જેવું છે કે, અકબર, ઔરંગઝેબ હિંદી હતા, હિંદી તરીકે જીવ્યા ને મર્યા એક -હિંદ જેવામા એકને એના ધર્મ આડે આવ્યો ને એણે આંતર-કલહ શરૂ કર્યો મુસલમાનો દેશમાં વાસ કરીને રહ્યા પછી તેમણે જે લડાઇઓ કરી તે બધી આંતર-કલહ હતી એ આપણા અંગ્રેજ ઇતિહાસશિક્ષકોએ નથી શીખવ્યું, પણ આપણે બરોબર યાદ કરવા જેવું છે.

લાગ્યા. અંગ્રેજ પ્રજા, તેનો ધર્મ, તેની વિદ્યાઓને અપનાવવા તરફ ધ્યાન ગયું. રામમોહનરાયના પ્રયત્નો આવી જાતનાં હતા. અંગ્રેજી કેળવણી એ દિશામાં લઈ જતી હતી. પણ આ પ્રવાહને સમન્વય કહી ન શકાય, અને તે એટલા જ કારણે કે અંગ્રેજ પ્રજા ભૂમિયા બનવા તૈયાર નહોતી. એટલે આ બધું આપણી શકિત વધારવામાં સંગીન ન નીવડયું. અને આ કાળની મોટી આફત એ જ હતી કે હિંદીઓને આ એક મોટી ખીના ધ્યાનમાં જ ન આવી. ૧૮૫૮માં દૂર દેશની રાણી આપણી મહારાણી થઈ છતાંય આ એક આપણા ઇતિહાસમાં નવીન જ બને છે એ આપણને ખ્યાલમાં ન આવ્યું. ખરેખર પરાયા રાજતંત્ર તળે પહેલી વાર જ આવીએ છીએ એ આપણને ન સમજાયું. રાજતંત્ર શાંતિ સ્થાપે છે એટલે બસ; આપણે ઊંઘતા રહ્યા, અથવા જાગ્યા તોય એ એક મુખ્ય અંધારાના જ પ્રકાશમાં!

એટલે ત્યારે ઇસ્લામ અને ખ્રિસ્તી સંસ્કૃતિ આવતાં, સમન્વયના ક્ષેત્રમાં જે જે પ્રશ્નો ઊભા થયા છે એ સમજીએ તો જ રાષ્ટ્રીય મહાસભાએ એમને અંગે શું કર્યું તે સમજાશે. અને એ આપણી ચર્ચાનું મંડાણ પણ છે.

અંગ્રેજી સામ્રાજ્ય સ્થપાયું ત્યારે મોટો પ્રશ્ન તો ખરું જોતાં, એ સ્થાપના જ બન્યો. આપણી ઉપર પહેલપ્રથમ પરદેશીસત્તા સ્થપાઈ પરંતુ જૂની પરંપરામાં ઊછરેલી આપણી પ્રજા એ સમજી ન શકી. સમન્વય સરખેસરખાનો જ સંભવે. આ નવી પ્રજાએ તો 'ઉંદર બિલ્લીના સમન્વય'ની ભાવના જગવવા માંડી.

પણ, આ પ્રશ્નની પૂર્વેનો પ્રશ્ન અણઊકલ્યો જ હતો અને તે ઇસ્લામના સંઘર્ષનો. ઉપર જોઈ આવ્યા કે તેનું નવીન લક્ષણ ધર્માન્તરકારિતા હતું. આપણી નવી સમાજ-ફિલસૂફીએ આ પ્રશ્નનો ઉત્તર આપવાનો હતો. એ પ્રશ્ન ઊકલવા લાગે ત્યાં જ તેમાં અંગ્રેજોના આગમન ને રાજ્યસ્થાપનાની નવી પંચાતો ઊભી થઈ. અંગ્રેજોનો ધર્મ પણ ધર્માન્તરકારી; એટલા પૂરતો પેલો જૂનો પ્રશ્ન વધુ બળવાળો બન્યો: જગતના મિશનરી અને મિશનરી ધર્મોનું રણક્ષેત્ર જ હિંદમાં સ્થપાયું. પણ એનાથી વધારે અઘરો કોયડો તો અંગ્રેજ રાજકર્તાઓએ આ ધર્મભેદને રાજકીય રૂપ આપ્યું તે બન્યો. પરિણામે ધર્મને કારણે જે ભેદ મોટે ભાગે ભૂલાતા ગયા હતા તે જ ભેદ રાજકીય કારણે જાગ્યા, જેમાંથી આજ કોમી ઐક્યનો મોટો પ્રશ્ન થઈ પડયો છે. માત્ર અંતરનો સૂક્ષ્મ સવાલ જે હતો તેને બાહ્યગણનાનો ને દુન્યવી સ્થૂલતાનો બનાવી મૂકાયો છે. જેવું ગુરુ નાનકે તેમના જમાના માટે કહેલું કે, કોઈ હિંદુ નથી કે કોઈ મુસલમાન નથી; તેવું જ આજના માટે એકવાર ગાંધીજીએ કહ્યું હતું— આપણ સૌ સરખા જ નાસ્તિક બન્યા છીએ; નહિ તો આપણ સૌ રામરહિમનાં બાળકો સહેજે એક થઈ શકત.

એટલે, સારાંશરૂપે બે વસ્તુઓ આપણી સંસ્કૃતિની પાસે ઉકેલ માગતી પડી હતી:—

૧. ધર્માન્તકારી સંપ્રદાયોનો તોડ શો?
૨. જે પ્રજા પરદેશી જ રહેવા માગે છે તેનું શું કરવું?

આ બેઉ પ્રશ્નોનો ઉત્તર મહાસભાએ આજ વ્યાપક રૂપે આપ્યો છે. પહેલો પ્રશ્ન તેના ક્ષેત્રમાં સીધી રીતે નથી. છતાં કોમી ઐક્ય સાધવાની પાછળ જે મનોભૂમિકા ઊભી કરવામાં આવી છે તેમાં એ ધર્માન્તરના પ્રશ્નનો પૂરો ઉત્તર આવી જાય છે. એ ઉત્તરનું આખું શ્રેય ગાંધીજીને ઘટે છે. એમણે બતાવ્યું કે, સૌ ધર્મ તેના તેના અનુયાયી માટે, જો તે શુદ્ધ ભાવે તે પાળવા ઇચ્છે તો, ઉન્નતિકર છે. અને જો તેઓની વચ્ચે સરસાઈનો જ પ્રશ્ન હોય તો, દરેક ધર્મ અધૂરો છે, છતાં દરેકમાં સત્યાંશ છે તેનું અનુશીલન કરી તેને સુધારવા મથવું. અને એમ સૌ ધર્મો સમાન ભાવે જોવા. ધર્માન્તર એ વ્યકિતના આત્માનું ને સૂક્ષ્મ કાર્ય છે. કોઈ ધર્મ લોભ લાલચ કે ભયને જોરે ધર્મ-પલટો કરાવવા તાકે તો તેટલા જ માત્રે તે અધર્મ કરે છે. સૌ જો પોતપોતાના કર્તવ્યનું ને ધર્મનું પાલન કરે તો, "Sufficient unto the day are the evils thereof"—દરેકને પોતાપૂરતું 'એક ડગલું બસ' થશે. આ માન્યતા વગર સાર્વભૌમ માનવધર્મનું મંડાણ

જ અશક્ય છે. એ મંડાણ, આટલાં સૈકાંના અંધકાર બાદ, આજ આપણી સમન્વય–સંસ્કૃતિનો પ્રતિનિધિ–પુરુષ કરે છે, એ એક મોટું સાંસ્કૃતિક સીમાચિહ્ન છે.

બીજો પ્રશ્ન પરપ્રજાનો. આપણા લોક કેટલાય વખત સુધી સમજી જ ન શક્યા કે અંગ્રેજે આપણો ઇતિહાસ ઊંધો વાળ્યો છે. જે પ્રજા આવે તે ઘર કરીને અહીં રહે. એટલે ધર્માન્તરકારી ધર્મ જેમ નહિ વસનારી પ્રજા એ નવો જ અનુભવ હતો. છતાં આપણે આ સૈકાના પ્રારંભ સુધી એમ જ માનતા હતા કે, ઇશ્વરે જ અંગ્રેજને અહીં મોકલ્યો છે. અંગ્રેજ પરદેશી જ રહેવા માગે તો તે સંસ્કૃતિનો પ્રવાહ જ ઉલટાવે, એ આપણને સૂઝ જ ન પડી. તે સૂઝનો સૂરજ પહેલ-વહેલો દાદાભાઇની આર્થિક આંખે જોયો; ને તેમણે 'સ્વરાજ' શબ્દ પણ પોકાર્યો. પરંતુ તેનું ચોકકસ અને મૂર્તરૂપ તો લાહોરની મહાસભાનો સ્વાતંત્ર્યનો ઠરાવ જ ગણાય. એમાં આપણે સ્પષ્ટ જાહેર કર્યું કે અંગ્રેજ પ્રજાનું હિંદનું રાજ્ય આપણો સામાજીક, આર્થિક, ધાર્મિક. અને સમગ્ર સાંસ્કૃતિક હ્રાસ કરે છે,–પૂર્ણ સ્વરાજ જ એમાંથી ઉગારો છે. અને સાથે સ્પષ્ટતા કરી કે, મિત્ર બનીને જેમ અનેક લોકો હિંદને ઘર કરીને રહ્યા છે તેથી તેઓ આ સમન્વય–સંસ્કૃતિની ભૂમિમાં જરૂર રહી શકે.

આમ, આપણી મહાસભાએ હિંદની સંસ્કૃતિના વહેણને આગળ ધપાવ્યું છે. અને એક એવો વેગ એને આપ્યો છે કે તે જો જામે તો જગતના કેટલાક કોયડા તો આપોઆપ ઊકલી જાય. સંસ્કૃતિવાહક બનવાને કારણે તો મહાસભા, છેલ્લા દોઢ દાયકામાં, પોતાના કાર્યક્ષેત્રમાં સામાજિક, આર્થિક, રાજકીય, એટલે કે સંસ્કૃતિનો સમગ્ર પ્રશ્ન છેડતી થઇ ગઇ છે. આ બધું વર્તમાન હોવાથી એ વર્ણવવાની જરૂર નથી. આ લેખનો આશય એટલેથી પૂરો થાય છે. મહાસભા આવડી મોટી જબરી બનવામાં પણ એ જ કારણ નથી કે, તેણે આપણી સંસ્કૃતિની સાચી નાડ પારખી તેને વહેવાનો માર્ગ સાફ કર્યો છે! આની પૂરી કદર તો હવે પછીનો ઇતિ-હાસકાર કરશે.

# સાહિત્યનો જીવનધર્મ

શ્રી. અનંતરાય મ. રાવળ

જગતની અંદર બધે નવું જ મૂલ્યાંકન થઈ રહ્યું છે, અનેક રૂઢ સિદ્ધાંતો ને સ્વરૂપોને જાણે ભઠ્ઠીમાં ગાળી તેના નવા જ ઘાટ ઘડાય છે, તે ટાણે સૌમ્ય ને શાંત ગણાતા સાહિત્યક્ષેત્રમાં પણ એ આંદોલનો અત્યારે પ્રબળ સંક્ષોભ મચાવી રહ્યાં છે. સાહિત્યસર્જનને બધાં જ બંધનોથી મુક્ત, સ્વતંત્ર ને નિરપેક્ષ મનાવવાનો પ્રયત્ન 'કલાને ખાતર કલા' જેવા જેવા વાદો એક તરફથી કરી રહ્યા છે. તો બીજી તરફથી શંખનિનાદે પોકારવામાં આવે છે કે કલા તેમ સાહિત્ય નિરૂદ્દેશ હોઇ શકે જ નહિ અને સાહિત્યે જીવનાભિમુખ બની ધ્યેયલક્ષી ને પ્રગતિશીલ રહેવું જોઈએ. આની સામે, સાહિત્ય કાંઇ પ્રચાર કે કેળવણીના હાથનું રમકડું કે સાધન નથી એમ રોષભેર ઉચ્ચારવામાં આવે છે, તો એને રોકડો જવાબ મળી રહે છે કે એમ તો કલામાત્ર એકરીતે પ્રચાર જ છે. એક જુના કવિનો અવાજ આવે છે કે દેશાભિમાનની કે એવી પ્રજાકીય ચળવળ કે સંક્ષોભની કવિતામાં કાંઇ સનાતન અમર તત્ત્વ કે માનવહૃદયનાં કંઇ ઊંડાં ભાવસંચલન નથી. તો આજનો કવિ બુલંદ સાદે એવા કવિઓ સામે તોહમતનામું પુકારી કહે છે :

> 'રસસુંદરતા કેરી શાવરી છે બધી જાળ સુનેરી ભૂખ્યાં જનને,
> ત્યારે હાય રે હાય, કવિ ! તુંને શબ્દોની ચાતુરી ગૂંથવી કેમ ગમે ?"

આ મતઘોષણાની સામે, આમ થતાં તો સાહિત્ય એ પ્રચારનો અખાડો બની જશે અને તેનો પ્રાણ જે કલા તે રિસાઇને ચાલી જશે એવા ભયની આશંકાથી કેટલાક શાણા વિચારકો ડોકાં ધુણાવી રહ્યા છે. આ બધો કોલાહલ સાહિત્યમાં સ્વૈરસર્જન ને અનવસ્થા કે અંધેર જન્માવે તે આગમચ એમાં શી વ્યવસ્થિતિની શકયતાઓ રહેલી છે, તેમાં કયાં કયાં ભયસ્થાનો રહેલાં છે, સાહિત્યનો આ બધા મુદ્દા ધ્યાનમાં લેતાં શો જીવનધર્મ હોવો જોઇએ એ અને એની સાથે સંબંધ ધરાવતા બીજા મુદ્દાઓની સમતોલ તલસ્પર્શી અને વિવેકશીલ વિચારણા કરવા જેવી છે.

સાહિત્યની વ્યાપક વ્યાખ્યા કરવી હોય તો એમ કહી શકાય કે સાહિત્ય એટલે જગત અને માનવ જીવનમાંનાં सत्य शिव અને सुन्दर (The True, The Good, The Beautiful) નું સશબ્દ ગાન. જીવન અને જગતમાં અંતર્ગૂઢ રહેલાં પરમાત્મવિભૂતિનાં આ સ્વરૂપોને સુભગ વાણીમાં સાકાર કરવા મથતી ભાષા તે સાહિત્ય. પ્રથમ તો આનું દર્શન કરી

શકનાર ને તેને કવનાર કવિમાનસ માત્ર અહોભાવના અને આત્મસંવેદનના જ ઉદ્દગાર કરી તૃપ્ત બને છે. પણ આ સ્થિતિ ઝાઝીવાર ટકતી નથી. થોડાજ સમયમાં તેને ભાન થાય છે કે પોતાના સિવાય બીજા અનેક પણ પોતાના સંવેદનના ભોક્તા બની રહ્યા છે. આ ભોક્તાઓ તે એના સાહિત્યસર્જનના સહૃદય વાચકો ને શ્રોતાઓ. એવું ભાવુકમંડળ પોતાનું દર્શન ને અનુભવ જાણવા આતુર છે એમ જાણ્યા પછી એના તરફનો સર્જકનો ખ્યાલ વધતો જાય છે. પછી તો એવો પણ સમય આવે છે જ્યારે તેને આવા પોતાના શ્રોતાઓની પોતા પાસેની અપેક્ષાઓ તથા માગણીઓને સંતોષવી પડે. આમ થતાં તેના નિરંકુશ કલ્પનાવિહાર તથા મનમોજી વાણીખેલન પર એક જાતનું નિયમન સ્થપાય છે, અને પોતાના આકાશપરથી શ્રોતાઓની ધરતી પર તેને આવવું પડે છે.

ને આખરે તો એ પણ માણસ જ છે ને? જરા વધુ વેદનશીલ પ્રકૃતિનો અને આળા હૈયાનો પણ માણસ જ? તો, પોતાના એકલા કલ્પનાવિહારમાં આથડી આથડી એ કેટલોક આથડવાનો હતો? ધરતી પર એણે આવવું જ જોઇશે અને ત્યારે સાગર ને સંધ્યા ને તારાની લીલાનાં ગાન એકલાં ગાયા કરવા કરતાં માનવીના જીવનખેલનનો અનુભવ પણ ગાવાનું તેને સૂઝશે. આમ થતાં પોતે જેમની વચ્ચોવચ્ચ ઊભો છે એવાં અસંખ્ય માનવીઓનાં આશાનિરાશા, જયપરાજ્ય, દુઃખદર્દો ઇ. થી એનું કવન કે સાહિત્ય વેગળું કે વિમુખ રહી શકે જ નહિ.

આમ સાહિત્ય એ જીવનનું દર્શન અને કવન બની જાય છે. જેટલે અંશે સાહિત્ય જીવનનો સાચ્ચો પડઘો પાડતું હશે તેટલે અંશે જ એ જીવન્ત સાહિત્ય ગણાશે. શેક્સપીયરે નાટક માટે કહ્યું હતુ કે એ જીવનના અરિસા જેવું હોવું જોઇએ નાટકને વધુ વ્યાપક બનાવી આપણે કહી શકીએ કે સાહિત્ય એ જીવનના આયના જેવુ હોવું જોઇએ, એવું કે એમાં જીવન પોતાની સાચી સિકલ જોઇ શકે. ખરી રીતે આમ જ બને છે અને જે જીવનમાં હોઇ તેજ સાહિત્યમા અક્ષરસ્વરૂપે ઉતરે એ સિદ્ધાંત દરેક દેશના તથા દરેક ભાષાના સાહિત્ય માટે સાચો છે.

પણ સાહિત્ય આમ જીવનનું યથાતથ પ્રતિબિંબ પાડીને જ બેસી રહે તે બસ નથી. જીવન સાહિત્ય પાસે પોતાનો ચહેરો જોવા નથી જતું પણ ઘણીવાર અવસાદને સ્થાને આશા, ચેતન કે એવી કોઇ સંજીવનગુટિકા જેવી પ્રેરણા પામવા પણ જાય છે. સાહિત્ય પાસેથી આમ જીવનનો થાક ભૂલવનાર રસાનંદ ઉપરાંત જીવનની સાચી નાડીપરીક્ષા, અને કંઇક પ્રેરક માર્ગદર્શનની પણ અપેક્ષા રખાય છે, તેથી સાહિત્યને જીવનને ઘડનારૂં બળ પણ ગણવું જોઇએ. આ રીતે વિચારતાં સાહિત્ય અને જીવનનો સંબંધ પરસ્પરાવલંબી ગણવો જોઇએ. સાહિત્યકારો પોતપોતાના જ્ઞાનસંચય, સંસ્કારપિંડ તથા અનુભવસમૃદ્ધિ અનુસાર કંઇક જીવનદર્શન કરાવે. કેટલીક વખત કોઇ આર્ષદ્રષ્ટા આવતા ભાવિમાં નજર નાખી પોતાના જમાના કરતાં આગળ પણ વધી જાય અને કેટલાક સાહિત્યકારો પ્રચલિત જીવનની અપૂર્ણતાઓથી મુક્ત એવી કોઇ આદર્શ દુનિયા (Utopia) પણ કલ્પનાબળે સરજી 'જુઓ, એ પ્રાપ્તવ્ય છે' એમ તેના ભણી આંગળી ચીંધી જીવનને પ્રગતિપંથે આગળ પણ દોરે.

આમ જીવન સાહિત્યને ઘડે અને સાહિત્ય જીવનને ઘડે. પણ જ્યારે સાહિત્ય હેતુપુરસ્સર (conscious) પણ પોતાનો મુરબ્બીવટ અને સંસ્કારસેવાનો ઝંડો ઉંચો રાખી જીવનને ઘડવા, દોરવા કે પલટાવવાની ઉપદેશાત્મક પ્રવૃત્તિ આદરવા લાગે ત્યારે રસાનંદ ને બોધ એ બે તેના ધર્મોમાંથી મુખ્ય જે રસાનંદ તેની તે ઉપેક્ષા કરવા માંડે છે. આમ થતું જોઇ રસલક્ષી જીવડાઓ બંડ પુકારે છે ને પોતાનું સૂત્ર ઉચ્ચારે છે કે કલા કલાને ખાતર જ સર્જાય ને આસ્વાદાય. આત્મરંજન ખાતર જ સાહિત્યકાર સાહિત્ય સરજે એમ અતિવાદી એઓ જાણે સાફ સાફ કહી નાખે છે કે સાહિત્ય ને કલા નિરક્ષેપ છે અને બોધ કે ઉપયોગિતાનું દાસીપણું એણે કરવું ન જોઇએ. આ સિદ્ધાંતની ખુમારીમાંથી જે જે કૃતિઓ અનેક દેશોમાં રચાઇ છે તે બધીમાં કંઇયે સંદેશ કે ધ્યેય નથી એમ નથી, પણ રસાનંદ પરજ બધી ચોટ રાખી હેતુને ગૌણપદે સ્થાપવામાં આવેલો જોઇ શકાય છે.

આ વાદે પાદરીવેડા કે ઉપદેશકવૃત્તિની નાગચૂડમાંથી સાહિત્યને છૂટું કર્યું એ તો ઠીક થયું, પણ એક અનિષ્ટ કાઢતાં બીજું અનિષ્ટ તેણે ઘૂસાડયું. સાહિત્યકારો પોતાની મોજમાં આવે તેજ પોતે રચશે, જીવનના કે બીજા કોઇ પ્રશ્ન પર સમાજ માગે છે માટે જ પોતે લખવા બંધાયા નથી એવું વલણ અખત્યાર કરી પોતાના સર્જનવ્યાપારને માટે બધી જ સ્વતંત્રતા મોકળી રાખે છે. કેટલીકવાર જીવનથી વિદૂર અને અતડા રહેવામાં પોતાનું ગૌરવ સચવાતું જુએ એવા સાહિત્યકારો માટે આથી માર્ગ ખુલ્લો મુકાય છે. કોઇપણ હેતુ કે ધ્યેયને ઉદ્દેશીને સાહિત્ય સર્જાય તેમાં તેમને પ્રચારની ગંધ આવે ને તેના નામથી ભડકે એવી સુગાળવી વૃત્તિ પણ આને આભારી ગણાય. યુરોપમાં ઔદ્યોગિક ક્રાન્તિ પછી પોતપોતાના લાભાર્થે મથવાનાં વ્યક્તિસ્વાતંત્ર્યના સિદ્ધાંતે જે કામ કર્યું તેવું જ પરિણામ આ નિરક્ષેપ કલાના વાદે આણ્યું છે.

યુરોપમાં Lessing Faire ના સિધ્ધાંતથી નિર્બંધ વ્યક્તિસ્વાતંત્ર્યને છૂટ પરવાનો મળ્યો અને શક્તિસંપન્ન વ્યક્તિઓ સમસ્ત સમાજના હિત પ્રત્યે ઉપેક્ષા ધરાવતી થઇ તેની સામે સમાજવાદી વિચાર સરણીએ ઉગ્ર વિરોધ પોકાર્યો છે. પરિણામે એ સિધ્ધાંત હવે ગતકાલિન (exploded theory) બની ગએલ છે. તેવી જ રીતે સાહિત્યમાં પણ એ જ વિચારસરણીએ સમાજ તરફ બેપરવા બનતાં નિરુદ્દેશ સર્જન સ્વાતંત્ર્યને નિંદવા માંડયું છે. લેખક એ સામાજીક પ્રાણી છે, જે સમાજ ને રાષ્ટ્રમાં એ જીવે છે તેના પ્રત્યે પોતાની ઘાણીબધી ફરજોમાથી એ સહેજે એમ મુક્ત નથી થઇ શકતો એવું આ નવું દૃષ્ટિબિન્દુ પ્રતિપાદન કરે છે. જ્યારે માનવસ્વાસ્થ્યને અનેક યુધ્ધો ખળભળાવે છે, જ્યારે શોષિત અને શોષનાર એ બે વર્ગો વચ્ચેનો જીવનવિગ્રહ વધુ વધુ તીવ્ર બનતો જઇ દૃષ્ટિ આગળ વિરાટસ્વરૂપે ખડો થાય છે, જ્યારે અનેક સામાજીક, ધાર્મિક, નૈતિક ને રાજકિય ધોરણો ક્રાન્તિકારક પલટો અને નવી સ્વચ્છ તાજી વિચારણા માગી રહેલ છે ત્યારે જે સાહિત્યકાર પોતાના એકદંડીયા મહેલમાં બેસી પોતાની નિસર્ગદત્ત લેખનશક્તિને જીવન ને સમાજથી વિદૂર એવા હવાઇ કલ્પના સર્જનોમાં વિફળ વેડફી નાખે તે સમાજનો દ્રોહ કરે છે એ મત હવે જોસથી ઠેલાતો જાય છે. વળી ધ્યેયવિહીન કલાથી આત્મા આખરે ત્રાસી જાય છે, જેમ અતિમીઠા પદાર્થોના નિત્યભોજનથી કંટાળી જવાય તેમ. આથી 'કલાને ખાતર કલા' ના સિધ્ધાંતમાં ગાબડાં પડે છે, અત્યારે એ લગભગ નહિવત્ થતો જાય છે, અને 'ધ્યેયલક્ષી સાહિત્ય સરજો' 'ધ્યેયલક્ષી જ લાવો' એવા સાદ સંભળાવા લાગ્યા છે. આમાં રશિયાના મહાપ્રયોગની પાછળ રહેલી વિચારસરણીની અસર વધુ કારણભૂત છે. ધ્યેયલક્ષિત્વને ત્યાં સાહિત્યનું પ્રાણપ્રદ અંગ કે કરોડરજ્જુ ગણવામાં આવે છે. સાહિત્યકારો રાષ્ટ્રનાં વ્યક્તિરૂપ અંગો જ છે, તો તેમણે સમાજ તથા રાષ્ટ્રે સાધેલી ને હવે સાધવા માગેલી પ્રગતિમાં રૂકાવટ કરે એવાં જુનવાણી કે પ્રત્યાઘાતી બળોને પોતાનાં લખાણોમાંથી સદાને માટે રૂખસદ આપી દેવી જોઇએ એ દૃષ્ટિ આજે ત્યાં કામ કરી રહી છે. આપણે ત્યાં પ્રગતિશીલ સાહિત્યની બાંગ પુકારનાર ઉત્સાહી જુવાનોની મનોદશા આવી જ છે; તેમનીયે માગણી આવી જ છે એ સ્પષ્ટ રીતે જોઇ શકાય તેમ છે.

ખરૂં જોતાં આ દૃષ્ટિવાદ તરીકે આવી ઉભી રહે છે એટલું જ, બાકી ખાસ નવી નથી. સાહિત્યકાર પણ સામાજીક પ્રાણી એવો મનુષ્ય હોવાથી જો એ ખરેખરો દૃષ્ટિવાળો અને સંવેદનશીલ સાહિત્યકાર હશે તો તો પોતાના જમાનાનાં વાતાવરણ ને વિચારસ્પંદનોથી એની આત્મવીણાના તાર ઝણઝણી ઉઠી કંપનો અનુભવવનાં જ અને પરિણામે જમાના સાથે એ કૂચ કરવાનો જ. કેટલીક વખત તો પ્રબળ વાતાવરણ આગળ અસહાય જન્તુની માફક તેને ખેંચાવું પડે છે. એ રીતે સાહિત્યકાર પોતાના જમાનાનું જ ફરઝંદ કહેવાય. એટલે આ દૃષ્ટિ તેવાઓને કશું નવું નથી શીખવતી, પણ જીવન તરફ બેજવાબદાર મનસ્વી સાહિત્યશિલ્પીઓને આ ગાંધર્વનગર રચતા અટકાવી જેની કાયા ઘડાઇ છે તે ધરતી પર [...]

ભરી ઇમારત રચવાનું પ્રબોધવામાં જ એની નવીનતા ને સેવા છે. જીવનથી અસ્પૃષ્ટ ધ્યેયહીન કલાની ઉપાસક જમાતે રસાનંદને જ લક્ષ્ય માન્યો તેનું પ્રત્યાઘાતી પરિણામ આમ ધ્યેયને અર્ધ્યસ્થાને બેસાડવામાં આવ્યું છે. અંતિમ સાધ્યને બદલે કલા ને સાહિત્ય સાધનને સ્થાને મૂકાય છે.

આ વિચારસરણી સામે સંદેહ તથા વિરોધ ત્યારે કેમ દર્શાવવામાં આવતો હશે? આ સંદેહ જન્મે છે આના અમલમાં રહેલાં નિશ્ચિત ભયસ્થાનોના ખ્યાલમાંથી સૌથી મોટું ભયસ્થાન એ છે કે અતિઉત્સાહના આવેશમા સાહિત્યને માત્ર ધ્યેયલક્ષી જ બનાવવા જતા ખરી કલાના પરિમલ જેવા **विगलितवेद्यान्तर** રસાનંદને જાકારો મળવા, અને તેથી સાહિત્ય પ્રચારવેડામાં જઈ પડવા સંભવ છે. વાત ખરી છે. પણ એવું પરિણામ તો કલાની અપક્વતા ને બિન આવડત જ સૂચવે છે. કલાનો સાવ બહિષ્કાર જ કરવાનું તો આવા ધ્યેયના પુજારીઓ પણ નહિ કહે. એ તો કહેશે આટલું જ કે 'ઓ સાહિત્યકારો, સાહિત્ય એ માત્ર અભિત્તિચિત્ર ન બની જાય તે જોજો. જીવનની સર્વતોમુખી મીમાંસાને તમારા કવનમાં આવવા દો, અને તેટલા ખાતર તમારાં દર્શનકવનને વસ્તુદર્શી બનાવો, એમ કરવા જતાં અમારી સૂગ ને આભડછેટ મૂકી દઈ ઘણુંયે અસુંદર પણ લેવું પડશે તે લેજો. અને એ સર્વ સામગ્રીને વણજો તો શુદ્ધ સર્વોચ્ચ કલાવિધાનમાં કલાનો ઝંડો નીચો ઉતારવાનું કે નમાવવાનું કોઈ તમને કહેતું નથી.'

જો કલા મટ્યા વગર સાહિત્ય આમ ધ્યેયલક્ષી બને, અને કલાના જંતરડામાંથી ખેંચાઈને જ ધ્યેય સાહિત્યમાં કામ કરે તો અને ત્યાંસુધી તો ઉપર ગણાવ્યો તે સંભવને અવકાશ નહિ રહે.

આ વિચારસરણી સામે નહિ તેટલો એની આવેશપૂર્વક હિમાયત કરનારાઓ સામે કચવાટ બતાવવામાં આવે છે તે બિના નોંધપાત્ર છે. નવા 'મિશન'ના ઉતાવળિયા ઉત્સાહના ઉભરામાં તેઓ અમુક ધ્યેયવિહીન માટે નકામું, અમુક ધ્યેયલક્ષી માટે સરસ સાહિત્ય, ઘાતી અથવા જુનવાણી, અમુક પ્રગતિશીલ, આવા એકમેકથી નોખા એવા બે ભાગલા પાડી નાખવાનું કરે એ કરેલ સમતોલ વિવેચકદૃષ્ટિને ખૂંચે તે સ્વાભાવિક છે. આવી સમતોલ દૃષ્ટિ તો સર્જકની સ્વતંત્રતાને મુક્ત રાખવા માગે, કારણ સાહિત્યસર્જન એ લેખકનો મનોગત વ્યાપાર છે. આથી 'ધ્યેયલક્ષી જ લખજો' એવાં ફરમાન જો ઉત્સાહના અતિરેકમાં થઈ જાય તેના પ્રત્યે પણ એ સાશંક નજરે જુએ છે. ખરો સાહિત્યકાર તો વાતાવરણમાંથી પ્રેરણા ઝડપી લઈ લખવાનો જ, અને અશક્ત લેખકો આ ધ્યેયલક્ષી દૃષ્ટિના ફરમાનનો અમલ કરવા જતાં ઉતરતી કોટિના સાહિત્યના ઢગલા ખડકવાના, એવું પરિણામ આ દૃષ્ટિને આગ્રહપૂર્વક બધા પર લાદવાનું આવે એવું તો રશિયાના દાખલાએ પણ બતાવ્યું છે.

ધ્યેયલક્ષી સાહિત્યની માંગ તથા હિમાયતની પાછળ રહેલી દૃષ્ટિએ સાહિત્યને ખરેખર જીવનતકલા બનાવવી હોય તો ઉપરના પોતાનાં ભયસ્થાનો કે પતનસંભવો જાણી લઈ તેને અતિ વેગળા રાખવામાં પોતાનું શ્રેય ને સિદ્ધિ છે એવી આ શંકાશીલ વિરોધીઓ પાસેથી શિખામણ લેવી ઘટે છે. એ શીખના પાથેય સાથે ધ્યેયલક્ષી દૃષ્ટિ સાહિત્યસફરે નીકળી પડે અને અનેક સાહિત્યકૃતિઓ પ્રગટાવે તો તેને દૃષ્ટિનું સમભાવી વિવેચન મળી જ રહેશે. વિવેચનનો એ દૃષ્ટિકોણ પણ કેટલે અંશે બદલાશે.

આપણા ગુજરાતી સાહિત્યની વાત કરીએ તો નર્મદ, ગોવર્ધનરામ, મણિલાલ, ન્હાનાલાલ, મુનશી આદિ લેખકોના સાહિત્યમાં અમુક ચોકકસ નેમ કે ધ્યેય નથી એમ કહેવાની હિંમત કોઈ કરી શકે તેમ નથી. તોપણ હવે પછીનું આપણે ત્યાનું સાહિત્ય ધ્યેયલક્ષીત્વ પર જ બધી ચોટ રાખવાનું છે એમ અત્યારના રંગો પરથી લાગે છે. જે સાહિત્યકાર અક્ષરદેહે લાંબું જીવવા માગે છે કે જે પોતાની પ્રજા કે રાષ્ટ્રનો રાહબર થવા માગે છે તેણે પોતે જીવનાભિમુખ થયા વિના ને પોતાના સાહિત્યને ધ્યેયલક્ષી બનાવ્યા વિના છૂટકો જ નથી એવો કાળ તો આવી જ પહોંચ્યો છે. એ પોતે આ નેમ સાધનાં પોતે સાહિત્યકાર ને કલાકાર છે એ ન ભૂલે તો બસ.

ખરી ઇમારત રચવાનું પ્રબોધવામાં જ એની નવીનતા ને સેવા છે. જીવનથી અસ્પૃષ્ટ ધ્યેયહીન કલાની ઉપાસક જમાતે રસાનંદને જ લક્ષ્ય માન્યો તેનું પ્રત્યાઘાતી પરિણામ આમ ધ્યેયને અર્ધ્યસ્થાને બેસાડવામાં આવ્યું છે. અંતિમ સાધ્યને બદલે કલા ને સાહિત્ય સાધનને સ્થાને મૂકાય છે.

આ વિચારસરણી સામે સંદેહ તથા વિરોધ ત્યારે કેમ દર્શાવવામાં આવતો હશે? આ સંદેહ જન્મે છે આના અમલમાં રહેલાં નિશ્ચિન ભયસ્થાનોના ખ્યાલમાંથી સૌથી મોટું ભયસ્થાન એ છે કે અતિઉત્સાહના આવેશમા સાહિત્યને માત્ર ધ્યેયલક્ષી જ બનાવવા જતાં ખરી કલાના પરિમલ જેવા **વિગલિતવેદ્યાન્તર** રસાનંદને જાકારો મળવા, અને તેથી સાહિત્ય પ્રચારવેડામાં જઈ પડવા સંભવ છે. વાત ખરી છે. પણ એવું પરિણામ તો કલાની અપક્વતા ને બિન આવડત જ સૂચવે છે. કલાનો સાવ બહિષ્કાર જ કરવાનું તો આવા ધ્યેયના પુજારીઓ પણ નહિ કહે. એ તો કહેશે આટલું જ કે 'ઓ સાહિત્કકારો, સાહિત્ય એ માત્ર અભિત્તિચિત્ર ન બની જાય તે જોજો. જીવનની સર્વતોમુખી મીમાંસાને તમારા કવનમાં આવવા દો, અને તેટલા ખાતર તમારાં દર્શનકવનને વસ્તુદર્શી બનાવો, એમ કરવા જતાં અમારી સૂગ ને આભડછેટ મૂકી દઇ ઘણુંયે અસુંદર પણ લેવું પડશે તે લેજો. અને એ સર્વ સામગ્રીને વણજો તો શુદ્ધ સર્વોચ્ચ કલાવિધાનમાં કલાનો ઝંડો નીચો ઉતારવાનું કે નમાવવાનું કોઇ તમને કહેતું નથી.'

જો કલા મર્યા વગર સાહિત્ય આમ ધ્યેયલક્ષી બને, અને કલાના જંતરડામાંથી ખેંચાઇને જ ધ્યેય સાહિત્યમાં કામ કરે તો અને ત્યાંસુધી તો ઉપર ગણાવ્યો તે સંભવને અવકાશ નહિ રહે.

આ વિચારસરણી સામે નહિ તેટલો એની આવેશપૂર્વક હિમાયત કરનારાઓ સામે કચવાટ બતાવવામાં આવે છે તે બિના નોંધપાત્ર છે. નવા 'મિશન' ના ઉતાવળિયા ઉત્સાહના ઉભરામા તેઓ અમુક ધ્યેયવિહીન માટે નકામું, અમુક ધ્યેયલક્ષી માટે સરસ સાહિત્ય, ભાની અથવા જુનવાણી, અમુક પ્રગતિશીલ, આવા એકમેકથી નોખા એવા બે ભાગલા પાડી નાખવાનું કરે એ કેળવેલ સમતોલ વિવેચકદ્દષ્ટિને ખૂંચે તે સ્વાભાવિક છે. આવી સમતોલ દૃષ્ટિ તો સર્જકની સ્વતંત્રતાને મુક્ત રાખવા માગે, કારણ સાહિત્યસર્જન એ લેખકનો મનોગત વ્યાપાર છે. આથી 'ધ્યેયલક્ષી જ લખજો' એવાં ફરમાન જો ઉત્સાહના અતિરેકમાં થઇ જાય તેના પ્રત્યે પણ એ સાશંક નજરે જુએ છે. ખરો સાહિત્યકાર તો વાતાવરણમાંથી પ્રેરણા ઝડપી લઇ લખવાનો જ, અને અશક્ત લેખકો આ ધ્યેયલક્ષી દૃષ્ટિના ફરમાનનો અમલ કરવા જતાં ઉતરતી કોટિના સાહિત્યના ઢગલા ખડકવાના, એવું પરિણામ આ દૃષ્ટિને આગ્રહપૂર્વક બધા પર લાદવાનું આવે એવું તો રશિયાના દાખલાએ પણ બતાવ્યું છે.

ધ્યેયલક્ષી સાહિત્યની માંગ તથા હિમાયતની પાછળ રહેલી દૃષ્ટિએ સાહિત્યને ખરેખર જીવન્તકલા બનાવવી હોય તો ઉપરનાં પોતાનાં ભયસ્થાનો કે પતનસંભવો જાણી લઇ તેને અતિ વેગળા રાખવામાં પોતાનું શ્રેય ને સિદ્ધિ છે એવી આ શંકાશીલ વિરોધીઓ પાસેથી શિખામણ લેવી ઘટે છે. એ શીખના પાથેય સાથે ધ્યેયલક્ષી દૃષ્ટિ સાહિત્યસફરે નીકળી પડે અને અનેક સાહિત્યકૃતિઓ પ્રગટાવે તો તેને દૃષ્ટિનું સમભાવી વિવેચન મળી જ રહેશે. વિવેચનનો એ દૃષ્ટિકોણ પણ કેટલે અંશે બદલાશે.

આપણા ગુજરાતી સાહિત્યની વાત કરીએ તો નર્મદ, ગોવર્ધનરામ, મણિલાલ, ન્હાનાલાલ, મુનશી આદિ લેખકોના સાહિત્યમાં અમુક ચોક્કસ નેમ કે ધ્યેય નથી એમ કહેવાની હિંમત કોઇ કરી શકે તેમ નથી. તોપણ હવે પછીનું આપણે ત્યાનું સાહિત્ય ધ્યેયલક્ષીત્વ પર જ બધી ચોટ રાખવાનુ છે એમ અત્યારના રંગો પરથી લાગે છે. જે સાહિત્યકાર અક્ષરદેહે લાંબું જીવવા માગે છે કે જે પોતાની પ્રજા કે રાષ્ટ્રનો રાહબર થવા માગે છે તેણે પોતે જીવનાભિમુખ થયા વિના ને પોતાના સાહિત્યને ધ્યેયલક્ષી બનાવ્યા વિના છૂટકો જ નથી એવો કાળ તો આવી જ પહોંચ્યો છે. એ પોતે આ નેમ સાધતાં પોતે સાહિત્યકાર ને કલાકાર છે એ ન ભૂલે તો બસ.

